ભરેલું *n.* અંગ્રેજી વર્ષનો આંઠમો મહિનો, શ્રાવણ-ભાદરવો.

**Augustness.** *n.* પ્રૌઢતા, મોહોટાઈ.

**Augustan,** *a.* આગસ્ટસ પાદશાહ વિશેનું. (Augustan age) જે વખત જે વિધાનો સુધારો અને પ્રસાર વધારે થાય છે તે વખતને તે વિધાને સંબંધી કેહેવાય છે. (Queen Anne has been called the A. age of English Literature-) ઈંગ્લંદ દેશની રાણી આન જે વખતે રાજ્ય કરતી હતી તે વખત ઈંગ્રેજી વિધાનો ઘણો સુધારો થયો તેથી તે કાળને તે તે વિધાનો A. age. એટલે ઉત્કર્ષ કાળ કહેવાય છે.

**Aurist,** *n.* કર્ણકે કાનના દરદ.

**Aunt,** *n.* મામી, કાકી, માસી, ફોઈ.

**Aurated,** *a.* સોના જેવું, સોનેરી.

**Aurelia,** *n.* કોશવાશી જીવડો. [ ચક્ર.

**Aureola,** *a.* કિર્તીનું તાજ, પ્રભા, કીર્ણોનું

**Auric,** *a.* સોનાને લગતું

**Auricle,** *n.* બાહારનો કાન (pl) હૃદયની નીચેની લોહીની બે કોથળી.

**Auricula,** *n.* એક જાતનું ખુબસુરત ગુલાબનું ફુલ.

**Auricular,** *a.* કાનનું, કર્ણ સંબંધી, કાનમા કહેલું, કાને પડેલું, સાંભળેલું.

**Auriculate,** *a.* કાનના આકારનું, કર્ણાકાર.

**Auriferous,** *a.* સોનું પેદા કરતું, સોનું ઉત્પન્ન કરે એવું.

**Auriscalp,** *n.* કાનખોતરની.

**Aurora,** *n.* બામદાદ, અરૂણ, પ્રાતઃકાળ, વાહાણું.

**Aurora Borealis,** *n.* ઉત્તર ગોળાર્ધમાં થતો પ્રકાશ.

**Auscultation,** *n.* ("સ્તેથસ્કોપ") એક જાતની ભુંગલીની મારફતથી દીલગુર્દાના ધપકવાનો અવાજ સાંભળીને દરદ પીછાનવાં તે.

Auspice, *n.* પક્ષીની ગતિ ઉપરથી લીધેલા સુકન. (pl.) કૃપાદષ્ટિ, કૃપા.

Auspicious, *a.* મુબારક, શુભ, આબાદ. કલ્યાણકારી. કૃપાળુ. [ રીતે, શુભ રીતે.

Auspiciously, *ad.* આબાદ રીતે, મુબારક

Auspiciousness, *n.* આબાદી, મુબારકપણું

Austere, *a.* કઠણ, કઠોર, કરડું. ખાટું, તુરૂં.

Austerely, *ad.* કરડી નજરે, આકરાપણાથી.

Austerity, *n.* આકરાપણું, કઠણાઈ. (pl.) તપ, વૈરાગ્ય, તપશ્ચર્યા.

Austerities, *n.* અપાસતાપાસ. તપ. તપશ્ચર્યા, વૈરાગ્ય.

Austral, *a.* દક્ષિણ વાયુ સંબંધી, દક્ષિણ તરફનું-સંબંધી.

Austrian, *n.* આસ્ત્રિયા દેશનો માણસ.

Authentic, *a.* ખરૂં, સત્ય. અસલ. ખાતરીનું. સપ્રમાણ.

Authentical, *a.* ખરૂં, સત્ય, સપ્રમાણ.

Authenticate, *v. t.* ખરૂં કરી આપવું. સત્તા આપવી. સાબેત કરવું. સાચું કરી આપવું, ખરૂં ઠરાવવું.

Authenticated *p. a.* ખરૂં કરી આપ્યું.

Authentication, *n.* સાબેત કરવું તે, ખરૂં કરી આપવું તે. ધારા પ્રમાણેની સાક્ષી.

Authenticalness, } *n.* ખરાપણું, સત્યતા
Authenticity, } અસલપણું.

Author, *n.* ગ્રંથકાર, ગ્રંથકર્તા; કર્તા, ઉત્પન્ન કરનાર.

Authoress, *n.* ગ્રંથ કરનારી સ્ત્રી.

Authoritative, *a.* સપ્રમાણ, ધણી પણાનું, સત્તા ભરેલું, ધણીપણાના ડોળવાળું.

Authoritatively, *ad.* સત્તા ભરેલી રીતે,

ધણીપણાના ડોળથી.
Authority, *n.* સત્તા, અખત્યાર, અધિકાર, હકુમત, આધાર. ભાર બોજ, વક્કર, વજન.
Authorization, *n.* સત્તાથી મુકરર કરવું તે, સત્તા ભરેલી મુખત્યારી.
Authorize, *v. t.* સત્તા આપવી, મુખત્યારી આપવી, અખત્યાર આપવો. કાયદાસર કરવું, કબુલ રાખવું.
Authorship, *n.* ગ્રંથકારપણું.
Autobiographer, *n.* સ્વચરિત્ર વર્ણન કરનાર, પોતાનું વર્ણન લખનાર. [ નિરૂપણ.
Autobiography, *n.* સ્વચરિત્ર વર્ણન-
Autobiographical, *a.* સ્વચરિત્ર વર્ણન-નિરૂપણ સંબંધી. [ સત્તા.
Autocracy, *n.* સ્વતંત્ર અધિકાર, સર્વોપરી
Autocrat, *n.* સ્વતંત્ર રાજા.
Autocratic, Autocratical, } *a.* સ્વતંત્ર સત્તા સંબંધી.
Auto da fe, *n.* ધર્મ વિરૂદ્ધ બોલનારાઓને બાળી નાખવાનો હુકમ; વળી તે વખતે વાંચી સંભળાવેલું હુકમનામું.
Autograph, *n.* પોતાના હાથનો લેખ, પોતાના અક્ષર, સ્વહસ્તાક્ષર. [ લેખવાળું.
Autographic, *a.* હસ્તલેખવાળું, સ્વહસ્ત
Automatic, Automatical, } *a.* પોતાની મેળે ચાલતું-હાલતું. [ ગતી.
Automatism, *n.* પોતાની મેળે ચાલવાની
Automaton, *n.* યંત્રથી ચાલતું એક જાતનું રમકડું, કળ ફેરવેથી પોતાની મેળે ચાલતું યંત્ર-રમકડું [ કરવાની શક્તિ ધરાવતું.
Automatous, *a.* પોતાની મેળે હાલચાલ
Autonomy, *n.* સ્વરાજ્ય ચલાવવાનો હક.
Autumn, *n.* શરદ, શરદ ઋતુ.
Autumnal, *a.* શરદ ઋતુ સંબંધી.
Auxiliary, *a.* મદદગાર. *n.* મદદગાર, સહાયકર્તા, સહાયકારક ક્રિયાપદ.
Auxiliaries, *n.* કુમકે આવેલું લશ્કર. મદદગાર ફોજ.
Avail, *v. t.* ફાયદો કરવો-લેવો. ઉપયોગ કરવો, લાભ વધારવો, મદદ કરવી. *v. i.* ઉપયોગી થવું, લાભ થવો. *n.* ફાયદો, લાભ. (Avail of) ફાયદો. (He availed himself of the opportunity) આ પ્રસંગથી તેને આપણો ફાયદો કરિ લિધો. (Suppositions, without proofs, will not avail) પરમાણ સિવાય કેવળ કલ્પના ઉપયોગી પડવાની નથી.
Available, *a.* કામનું, ફાયદાકારક, ઉપયોગી. મજબુત.
Avails, *n.* વેચી નાંખેલી મિલકતના ઉત્પન્નનાણાં.
Avalanche, *n.* પહાડ ઉપરથી પડતો બરફનો ઢગલો-ખડો.
Avarice, *n.* ધનલોભ, પૈસાની લાલચ.
Avaricious, *a.* ધનલોભી.
Avast, *interj.* બસ, સબુર, ઘણું થયું, થોભ.
Avaunt, *interj.* દુર થા? કાળું કર? ચાલજા?
Ave-Mary, *n.* કુંવારી મેરીની બંદગી.
Avenaceous, *a.* જવ સંબંધી.
Avenge, *v. t.* બદલો લેવો, વેર લેવું.
Avenger, *n.* બદલો-વેર વાળનાર-લેનાર.
Avenue, *n.* પ્રવેશ માર્ગ, બન્ને બાજુએ ઝાડ હોય એવો વાડીમાંનો રસ્તો, કુંજ ગલી.
Aver, *v. t.* ચોકસરીતે-ખાતરીથી કેહેવું-બોલવું.
Average, *n.* સરાસરી, મધ્ય પ્રમાણ, *v. t.* સરાસરી કાઢવી, *a.* મધ્યમ, સરેરાસ.
Averment, *n.* ખાતરીપૂર્વક વચન.
Averse, *a.* પ્રતિકુળ, નારાજ, નાપસંદ.
Aversion, *n.* પ્રતિકુળતા, નાખુશી, અભાવ.
Avert, *v. t.* ફેરવવું, અટકાવવું, દુરકરવું, ટાળવું.

**Aviary**, *n.* પક્ષિશાળા, પક્ષિઓ રાખવાને કીધેલી જગ્યા.
**Avidious**, *a.* બાવરો, જુખ્યો, લોભી, લાલચુ.
**Avidity**. *n*, બાવરાપણું, આતુરતા, ઈન્તેજારી.
**Avocation**, *n.* ધંધો, કામ, ઉધમ, કામકાજ.
**Avoid**, *v. t.* or *v. i.* છોડી દેવું, તજવું, છટકી જવું, અખાડા કરવા, ઉડાવવું.
**Avoidable**, *a.* તજવા જોગ, અલગ રેહેવા જોગ. [પણું, ટાળવું તે.
**Avoidance**, *n.* ત્યાગ; રદ કરવું તે, અલગ-
**Avoider**, *n.* તજનાર, દુર કરનાર, રદ કરનાર.
**Avoidless**, *a.* અનિવાર, ગમે નહીં એવું, ન ચાલે તેવું.
**Avoirdupois**, *n.* એક જાતનું વિલાયતી વજન.
**Avouch**, *v. t.* ખાતરીથી-નિશ્ચય પુર્વક બોલવું-કહેવું.
**Avouchment**, *n.* ખાતરીપુર્વક વચન.
**Avow**, *v. t.* ખુલ્લીરીતે કબુલ કરવું-માનવું. ઉઘાડી રીતે બોલવું.
**Avowed**, *p. a.* સાફ-ઉઘાડી રીતે કબુલ કર્યું.
**Avowable**, *a.* ખુલ્લી રીતે કબુલ થઈ શકે એવું-મનાય એવું.
**Avowal**, *n.* ખુલ્લી કબુલાત, એકરાર, સ્વીકાર, અંગીકાર. [સ્પષ્ટ રીતે.
**Avowedly**, *ad.* ખુલ્લા એકરારથી, જાહેર રીતે,
**Avower**, *n.* કબુલ કરનાર, ઈકરાર કરનાર.
**Avulsed**, *a.* ટુંપાએલું, પીંખાએલું.
**Avulsion**, *n.* ટુંપવું-તોડવું તે, જોરથી ઉખેડી કાઢવું-પીખવું તે. [હાજર રેહેવું.
**Await**, *v. t.* વાટ જોવી, થોભવું, ખોટી થવું,
**Awake**, *a.* જાગતું, જાગૃત; સાવધ, હોશિયાર. *v. t.* જગાડવું, *v. i.* જાગવું.
**Awaken**, *v. t.* ઊંઘમાંથી ઉઠાડવું, જગાડવું, *v. i.* જાગવું, જાગૃત થવું.

Awakening, *a.* જગાડતું, જાગૃત કરતું.
Award, *v. t.* નિવેડો-ફેસલો કરવો, *n.* નિવેડો, ફેસલો, નિર્ણય. ફેસલાનામું. (Written award) ફેસલાનામું.
Awkwardly, *ad.* અનાડીપણું.
Aware, *a.* સાવધ, ખબરદાર, જાણીતું, વાકેફ થયલું,
Away, *ad.* ગેરહાજર, દુર. (*interj*) ચાલ્યો જા. (To go away) નિકળી જવું. (To give away) આપિદેવું.
Awe, *n.* દાબ, ધાસ્તી, ધાક *v. t.* ધાક દેખાડવો, દાબ રાખવો.
Awe-struck, *a.* દાબ બેસી ગએલો.
Awful, *a.* ભયંકર, અઘોર. [કારપણું.
Awfulness, *n.* દબદબો, ગંભીરપણું, ભયં-
Awhile, *ad.* જરાકવાર-થોડીકવાર સુધી.
Awkward,, *a.* બેડોળ, અસભ્ય, અનાડી. અણગમતું. [બિઅદબી.
Awkwardness, *n.* અનાડીપણું, બેડોળપણું.
Awl, *n.* આરી, ટોચણું.
Awless, *a.* નિર્ભય, ધાસ્તિ વગરનું.
Awn, *n.* કણસું, કણસલું, અનાજનો દોડો.
Awning, *n.* છત, ચંદરવો, છત્ર, ચંદની.
Awry, *a.* or *ad.* વાંકું, તિરકસ, આડું.
Axe, *n.* કુહાડો, કુહાડી.
Axial, *a.* ધરીને લગતું, ધરીના જેવું.
Axiform, *a.* કુહાડીના આકારનું.
Axillary, *a.* બગલનું.
Azimuth, *n.* સમાંશ, સમકોણ.
Axiom, *n.* પ્રત્યક્ષપ્રમાણ; સીદ્ધવાકય; વચન.
Axiomatic, *a.* પ્રત્યક્ષ પ્રમાણની રીતનું. પ્રત્યક્ષ પ્રમાણ સંબંધી.
Axiomatical, *a.* પ્રત્યક્ષ પ્રમાણ સંબંધી.
Axiomatically, *ad.* પ્રત્યક્ષ સિદ્ધ, વાક્ય ના

ઉપયોગથી.
Axis, *n.* ધરી, આંસ.
Axle, *n.* ધરી, આંસ.
Ay or Aye, *ad.* હા, સારૂં, વારૂં, ઠીક, ખચ્ચિત,
Aye, *ad.* હમેશાં, હમેશસુધી, સદા, નિત્ય.
Azote, *n.* નાઈટ્રોજન, એક જાતની હવા.
Azotic, *a.* નાયટ્રોજન હવાને લગતું.
Azure, *a.* & *n.* આસ્માની, વાદળી રંગનું, આસમાની-વાદળી રંગ.
Azymous, *a.* વગર ઉભરાયલું, વગર ચઢેલું

# B.

## B. ઈંગ્રેજી મુળાક્ષરનો બીજો અક્ષર.

Baa, *v. i.* મેંઢા-ગેટાંની પેઠે બરાડવું, બેં બેં કરવું. *n.* મેંઢા-ગેટાંનો અવાજ, બેં બેં.
Babble, *v. i.* બડબડવું, બકવું. તોતડું બોલવું, *n.* બડબડ, બકવા, લવારો.
Babbler, *n.* બડબડ કરનાર. બકવા કરનાર.
Babe, *n.* બાળક, બચ્ચું.
Babel, *n.* ગડબડ, અવ્યવસ્થા, ગડબડની [જગા.
Babery, *n.* બચ્ચાને રમાડવાને રમકડાં.
Baboo, *n.* બંગાલ ઈલાખાનો એ એક ખિતાબ છે.
Baboon, *n.* એક જાતનો મ્હોટો વાંદરો.
Babul. *n.* બાવળ.
Baby, *n.* બચ્ચું, બાળક, ઢીંગલી.
Babyish, *a.* ચિબાવલું, બચ્ચાંનાં જેવું, છોકરવાદ, નાદાન.
Babylonian. *n. a.* યુફ્રેતીસ નદીના કાંઠે બાબીલોન નામનું પુર્વે એક મખ્યાત શહેર હતું ત્યાંના માણસ.
Baccalaureate, *n.* બેચેલર ઓફ્ આર્ટસ (બી. એ.) ની પદ્વી.
Baccated, *a.* મોતીથી જડેલું, મોતીથી ભરેલું; ફુલવાળું.
Bacchanal, *n.* છાકટો, દારૂડીયો.
Bacchanalian, *a.* છાકટાપણામાં ગરક, છાકટું.
Bacchanals, *n.* દારૂડીયાનો ઓછવ-મીજબાની.
Bachelor, *n.* કુંવારો, નહી પરણેલો. જેને પાઠશાળા સમાજની પેહેલી પદ્વી મળી હોય તે.
Bachelorship, *n.* કુંવારાપણું, પાઠશાળા સમાજનો પેહેલો હોદ્દો-પદ્વી.
Back, *n.* પીઠ, વાંસો, બરડો, પછવાડું. પાછલો ભાગ. *ad.* પાછું, ફરીથી. *v. t.* ચઢવું, સ્વાર થવું, હઠાવવું, ટેકો આપવો. *v. i.* હઠવું, પાછાં પગલાં ભરવાં. (To turn one's back) પીઠ મરડવી-ફેરવવી (To turn one's back on) ધિક્કારવું, તરછોડવું, છોડી દેવું, તજવું. (To lie on one's back) ચતુસુવું. (Behind the back) પૂઠ પાછળ. (To go back) હઠવું. (To back out of) ખસી જવું. (Back up) મદદ કરવી. (Back of the hand) કરપૃષ્ટ.
Backband, *n.* "હરનીસ" નાથો બલાનો પટો, ગાડીના "પુલ" ખોસવાનો ખોબલો.
Backbite, *v. t.* ચુગલી કરવી, ચાડી ખાવી, પીઠ પછાડી નિંદા કરવી.
Backbiter, *n.* ચુગલીખોર, ચાડીયો, નિંદક.
Backbiting, *n.* ચુગલી, ચાડી, ગીબત.
Backbone, *n.* બરડાનું હાડકું, બરડાનો કાંઠો-કરોડ.

Backdoor, *n.* પાછલો દરવાજો, પાછલો રસ્તો, ખાનગી માર્ગ. *a.* છાનું, ગુપ્ત.

Backer, *n.* મદદ આપનાર, કરનાર.

Backgammon, *n.* એક જાતની ચોપટ જેવી રમત.

Background, *n.* પાછલો ભાગ, પછવાડેની જગ્યા. છાંયો. (To throw into the B.) પછાડી નાંખવું,

Backhanded, *a.* પાછલા હાથની.

Backhouse, *n.* ઘરનો પાછલો ભાગ.

Backpiece, *n.* બખતરનો પાછલો ભાગ.

Backroom, *n.* પાછલો ઓરડો.

Backside, *n.* પાછલો ભાગ, પછાડી,ગાંડ.

Backslide, *v. i.* સનમાર્ગ છોડવો, પડી ભાગવું, ધર્મ ભ્રષ્ટ થવું.

Backslider, *n.* સન્માર્ગ ત્યાગી, ધર્મ છોડનાર, ધર્મ ભ્રષ્ટ.

Backsliding, *n.* સ્વધર્મ ત્યાગ.

Backstairs,*n.*પાછલો-છુપોદાદર.

Backsword, *n.* એક ધારી તરવાર.

Backward, *a.* નારાજી, મંદ, આળસુ, પાછળ પડેલું. *ad.* પાછળ, પુઠે.

Backwardly, *ad.* નારાજીથી.

Backwardness, *n.* સુસ્તી, આળસાઇ, ના-ખુશપણું. પાછળ પડવું તે.

Backwards, *ad.* પછાડી.

Backwood, *n.* અમેરિકામાં વસાહાત થયલા ભાગમાનું વિશેષ કરીને પશ્ચિમનું રાન.

Backwoodsman, *n.* પશ્ચિમ તરફની સરહદ ઉપરનો રેહેવાસી.

Backyard, *n.* પાછલો ચોક-આંગણું.

Bacon, *n.* ડુક્કરનું આથેલું માંસ અથવા તેની સુકવણી. (To save one's Bacon) સંભાળવું, અંગ છુટકો કરી લેવો, ઉગરી જવું.

Bad. *a.* ખરાબ, નઠારું, પાપી, દુષ્ટ, બગડેલું કુબત.

Bade, *v. t.* ફરમાવ્યું, હુકમ કીધો.

Badge, *n.* ચિન્હ, પટો. નિશાની.

Badger, *n.* એક જાતનું ચોપગું જનાવર. *v. t.* છેડવું, સતાવવું. કેડો લેવો,

Badgerlegged, *a.* લાંબા ટુંકા પગનું.

Badinage, *n.* ગમત થાય એવી વાત, ઠઠ્ઠા ભરેલી વાત.

Badly, *ad.* ખરાબ રીતે, બેડોલ. (To want badly) ઘણી જરૂર હોવી.

Badness, *n.* બિગાડ, ખરાબી, બદી, બુરાઇ. દુષ્ટપણું.

Baffle, *v. t.* તાલમેલથી કોઈને ઠરાવવું. વ્યર્થ નિષ્ફળ કરવું.

Baffled, *a.* લાઇલાજ, હેરાન, પરેશાન.

Bag, *n.* થેલો, કોથળો, વાટવો, કોથળી, *v. t.* કોથળીમાં ભરવું.-નો શિકાર કરવો.

Bagatelle, n. તુચ્છ વસ્તુ, એક જાતની રમત.

Baggage, *n.* લશ્કરનો સામાન, મુસાફરનો સામાન-ખટલો. ગુલામડી, કુપાત્ર-નખરાબાજ સ્ત્રી.

Bagging, *n.* કોથળીમાં ભરવો-મુકવો તે. કોથળા બનાવવાનું કપડું. ઘઉંની કાપણી કરવાની રીત.

Bagnio, *n.* હમામખાનું, ન્હાવાની જગ્યા, છિનાળાનું કારખાનું.

Bagpipe, *n.* વાંસળી, મોરલી, સરણાઇ.

Bail, *n.* જામીનગીરી, જામીન, *v. t.* જામીન લઇ છોડવું. જામીન આપવો, જામીન થઇ છોડવવું. મછવામાંથી પાણી કાઢી નાખવું. (Bail for appearance) હાજર જામીન. (Bail for good conduct) સારી ચાલને માટે જામીન. (Bail for pecuniary liability) માલ જામીન. (To bail a

boat) હોડીમાંથી પાણી કાઢી નાંખવું.
Bailable, *a.* જામીન લેવાઇ શકાય એવો. જામીનપર છોડી શકાય એવો.
Bailbond, *n.* હાજર થવાનો મુચરકો, જામીનખત, જમાની ખત.
Bailee, *n.* જે ધણીને ત્યાં અનામત માલ સોંપ્યો હોય તે ધણી.
Bailie, *n.* સ્કોટલંડ દેશનો કોટવાલ.
Bailiff, *n.* નાજરના હાથ નીચેનો એક કામદાર, બજાવણી કરનાર અમલદાર.
Bailiwick, *n.* નાજરની હકુમત.
Bailment, *n.* માલ સ્વાધીન કરવો તે.
Bailer, *n.* માલ સ્વાધીન કરનાર.
Bait, *n.* જાળમાં મુકવાની કોઇ ખાવાની ચીજ, ગળ, *n.* લોભ, લાલચ, ભાતું, *v. t.* મુસાફરીમાં ચંદી ચારો વગેરે ખવડાવવું. કોલવઇ વગેરેમાં ભક્ષ મુકવો. *v. t.* મુસાફરીમાં ભાતુ ખાવું તથા પાણી પીવું.
Baize, *n.* એક જાતનું જાડું ઉનનું કાપડું. ધાબલી
Bake *v. t.* ભુંજવું, શેકવું, પકવવું. *v. i.* શેકાવું, ભઠિયારાનું કામ કરવું. સુકાવું, શેકાવું.
Bakehouse, *n.* તંદુરખાનું, પદરખાનું, ભઠિયારખાનું.
Baker, *n.* ભઠીયારો, શેકેલી રોટલી, પાંઊં વગેરે વેચનાર. [ ભઠિયારખાનું.
Bakery, *n.* ભઠિયારાનો ધંધો, ભઠિયારું,
Baking, *n.* ભુંજવું-શેકવું તે.
Balance, *n.* ત્રાજવું. તાજવું, કાંટો. સમતોલપણું, બાકી શિલક *v. t.* તોલવું, તોલ કરવું, ધડો કરવો. બાકી કહાડવી, *v. t.* સમતોલ થવું-હોવું, ચુપચુ-દગદગો રાખવો.
Balance-sheet, *n.* સરવાયું.
Balcony, *n.* ઝરૂખો, ગોખ, કટેરો.
Bald, *a.* બોડકું, અલંકાર-શોભા, રહિત, તાલ પડેલું. [ શોભા રહિતના
Baldness, *n.* બોડકાપણું, તાલ, અલંકાર-
Baldrick, *n.* કમરપટો. રાશિચક્ર.
Bale, *n.* ગાંસડી, બિંદડું, બિંદડી, *v. t.* ગાંસડી બાંધવી.
Balearic, *a* મીજોર્કા, માઇનોર્કા અને આઇવીકા, એ ટાપુઓને લગતું.
Bale-fire, *n.* ઇશારત-નિશાન કરવા માટેનું બળતું-ભડકો.
Baleful, *a.* દલગીરી ભરેલું, દુઃખદાયક.
Balefully, *ad.* નુકશાન ભરેલી રીતે, ખરાબ રીતે, દિલગિરી ભરેલી રીતે.
Balize, *n.* દર્યાનો નિશાણી, કિનારા ઉપર ઉભો કરેલો થાંભલો.
Balk, *n.* સેરો. મ્હોટું લાકડું, ભારવટિયો નાઉમેદી. *v. t.* નાઉમેદ-નિરાશ કરવું. (The rain has balked us this year) આણ વરસાદે આપણને ફસવી નાખ્યાં.
Ball, *n.* ગોળો, નાચ, દડો, *v. t.* ગોળો કરવો.
Ballad, *n*, ગીત, ગરબો લાવણી.
Balladfarce, *n.* ગાયન સહિત નાટક.
Balladist, *n.* લાવણીબાજ. શાહીર.
Balladmonger, *n.* લાવણીવાળો, લાવણી ગાવાનો તથા તે લખીને વેચવાનો ધંધો કરનારો
Ballad singer, *n.* લાવણી ગાનાર.
Ball-cock, *n.* ટાંકીમાં પાણી ભરાઇ રહ્યા પછી તેમાં વધારે પાણી નહીં આવે, માટે પાણીની નળીને એક દડાની મારફતે બંધ થઇ જવા માટે કીધેલી યુક્તિ.
Ballast, *n.* નીરમ, સ્થિરતા, *v. t.* નીરમ ભરવો
Ballet, *n.* એક જાતનો નકલ કરે એવો નાચ.
Balloon, *n.* વિમાન, આકાશમાં ઉડે તેવું એક વાહન. [ મત આપવું.
Ballot, *n.* મત આપવાની ચિઠ્ઠી. *v. i.* ચિઠ્ઠીથી

**Ballot-box**, *n.* મત લેવાની ચિઠીઓ નાંખવા-ની પેટી.
**Balloting**, *n.* ચિઠીથી મત લેવું તે.
**Balm**, *n.* સુગંધી રોપો, સુગંધી લેપ, ઉટણું. દુઃખ નરમ પાડે એવું કોઈપણ ઓષડ.
**Balmy**, *a.* નરમ પાડે એવું, સુગંધીદાર, ગુલાબી, મિઠી. (Balmy sleep) મિઠી ઉંઘ.
**Balotade**, *n*, બે આડા થાંભલાની વચ્ચેથી ઘોડાનું કુદવું, ઘોડાની છલંગ.
**Balueary**, *n.* નાહાણી, નાહાવાની જગા.
**Balsam**, *n.* ઝાડમાંથી વેહેતો સુગંધી પદાર્થ.
**Baluster**, *n.* કટેરાનો ગજ-ગરાડ-સળિયો. ન્હાનો થાંભલો.
**Balustrade**, *n.* થાંભલા-કટેરાની હાર.
**Bamboo**, *n.* વાંસ, બામ્બુ. (Blump or bluster of Bamboo) બાંબુ બેટ. (Mauna of the Bamboo) વંશલોચન. (Pin or spike of a Bamboo) સળી, ચીપ. (Strip or slip of a Bamboo) કામટી.
**Bamboozle**, *v. t.* ઠગાઈ કરવી, લુચ્ચાઈ-ઘાલમેલ કરવી, છેતરવું.
**Ban**, *n.* શ્રાપ, બદ દુઆ. મનાઈ, આણ, ઢંઢેરો. ગુન્હેગારી. જાહેર ખબર. મંડળી બહાર મુકવું તે. (pl.) લગનના ઠરાવની જાહેર ખબર. *v. t.* શ્રાપ દેવો.
**Banana.** *n.* સોનેરી કેળું.
**Band**, *n.* પટી, બંધ, પાટો. લશ્કરની ટુકડી, પલટણ. મંડળી, સમાજ. સંપ. સંબંધ, *v. t.* સાથે જોડવું, બાંધવું. (Band of dancing girls, musicians etc) તાકો; (band of music) નગારખાનો. ચોઘાડો. (band of knaves) ચાંડાળ ચોકડી, લુચ્ચાઓનું ટોળુ.
**Bandage**, *n.* બંધન, પાટો.
**Bandana**, *n.* રેશમની એક જાત.
**Band-box**, *n* ટોપી તથા ગળેબંધ મુકવાની કાગળની પેટી.
**Bandicoot**, *n.* ઘુસ, ઉંદર,
**Bandit**, *n*, બારવટિયો, વાટપાડો, હરામખોર.
**Banditti**, *n.* પીંઢારા, લુટારા.
**Bandog**, *n.* વિકાલ-ભયંકર કુત્રો.
**Bandoleer**, *n.* જમણા ખભાપર નાંખવાનો ચાંમડાનો પટો.
**Bandrol**, *n.* એક ન્હાનો બાવટો-ઝુંડો-નિશાણ.
**Bandy**, *n.* દડો, ગેડીદડા રમવાનો દાંડો. *v. t.* આમ તેમ ફેંકવું, અદલબદલ કરવું, વાદવિવાદ કરવો. (To bandy words) ટપાટપી કરવી.
**Bandyleg**, *n.* વાંકો-મરડાયલો પગ, ફલ્લો પગ.
**Bandylegged**, *a.* પેંગોપગવાળો.
**Bane**, *n.* વિખ, ઝેર, નાશ, નુકશાન.
**Baneful**, *a.* ઝેરી, નાશકારક, ઘાતક.
**Bang**, *v.* t. સોટા અથવા ડાંગથી ઝપાટો મારવો, જોસ્સાથી અફાળવું, *n.* ઝપાટો, સપાટો, ઠોંસો
**Bangle**, *n.* ચુડી, બાંગડી.
**Banian**, *n.* બદન, કુરતુ. વાણિયો. વડનું ઝાડ. (Banyan tree) વડનું ઝાડ.
**Banish**, *v. t.* દેશનિકાલ કરવું, હદ પાર કરવું-કાઢી નાંખવું, દુર કરવું.
**Banishment**, *n.* તરી પાર, હદપાર, દેશ નિકાલ-પાર કાઢી નાંખવું, દુર કરવું તે.
**Banister**, *n.* કટેરાનો ગજ, ગરાડ.
**Bank**, *n.* પેઢી, નાણાવટીની દુકાન. બાંધ, પુસ્તો, કિનારો, તીર. *v. t.* કિનારો બાંધવો.
**Bankable**, *a.* પેઢીમાં મુકવા જોગ.
**Bank-bill, Bank-note**, *n.* પેઢીએ કાઢેલી હુંડી-નોટ. [ચોપડી.
**Bank-book**, *n.* પેઢી સાથેના હિસાબની
**Banker**, *n*, સરાફ, નાણાંવટી, સાહુકાર.

Banking, *n.* સરાફનો ધંધો, સાહુકારી. *a.* બેંક સંબંધી, સરાફી, પેઢીનું.
Bankrupt, *n.* નાદાર, દેવાળિયો. *a.* કરજમાં ડુબેલો, નાદાર. *v. t.* નાદાર કરવો, દેવાળિયો કરવો, કોઇનો વેપાર ભંગ કરવો.
Bankruptcy, *n.* દેવાળું, નાદારી.
Bankstock, *n.* બેંકના શેરો.
Banner, *n.* વાવટો, ઝુંડો, નિશાન.
Bannock, *n.* જવના લોટની રોટલી.
Banns, *n.* (*plu.*) પરણવાની-લગનના ઠરાવની જાહેર ખબર.
Banquet, *n.* મિજબાની, ખાણું, જમણવાર. *v. t.* મિજબાની કરવી-આપવી. *v. i.* ખાઇપીને આનંદ કરવો.
Bantam, *n.* એક જાતનું ન્હાનું પક્ષી. જાપાન દેશનાં જેવું રંગીન કોતર કામ.
Banter, *v. t.* ઠઠ્ઠો કરવો, મજાક કરવી. *n.* મજાક, મશ્કરી, ઠઠ્ઠો.
Bans, (pl.) *n.* લગ્નનો ઢંઢેરો, લગ્નની જાહેર ખબર.
Bantling, *n.* ન્હાનું છોકરું. બચ્ચું.
Banyan, *n.* વડનું ઝાડ.
Baobab, *n.* ચોર આમરાનું ઝાડ, ચોરઆમરો.
Baptism, *n.* જળસંસ્કાર, ખ્રિસ્તી ધર્મમાં દાખલ થવાનો એક સંસ્કાર.
Baptismal, *a.* જળસંસ્કાર સંબંધી, ખ્રિસ્તી ધર્મમાં દાખલ થવાના સંસ્કાર સંબંધી.
Baptist, *n.* જેને ખ્રાઇસ્તપર વિશ્વાસ ચોંટયો હોય તેને જળસંસ્કાર આપવો એવું મત ધરાવનાર.
Baptistic, *a.* જળસંસ્કાર સંબંધી, ખ્રિસ્તી ધર્મમાં દાખલ થવાના સંસ્કાર સંબંધી.
Baptistery, n. જળસંસ્કાર કરવાની જગ્યા, દિક્ષાસ્થાન.



Baptize, *v. t.* પાણી છાંટીને-પાણીમાં બોળીને દિક્ષા આપવી.
Baptizer, *n.* જળસંસ્કાર કરનાર, દિક્ષા આપનાર.
Bar, *n.* વકીલ મંડળ; લ્હોઢાનો-લાકડાનો સળિયો, આડ, અડચણ, અદાલતમાં વકીલ લોકોને બેસવાનો કઠેરો. કેદીને ઉભા રેહેવાનું પાંજરૂં. અદાલત, કોરટ. *v.t.* ગરાજ જડવી, આડો દેવી, અટકાવવું.
Barb, *n.* દાઢી, આંકડો, કાંટો, બારબરી દેશનો ઘોડો, *v.t.* આંકડાવાળું કરવું. ઘોડાને બખ્તર પેહેરાવવું.
Barbarian, *n.* જંગલી-ક્રુર માણસ, પરદેશી. *a.* જંગલી, રાની, ક્રુર.
Barbaric, *a.* બાહારનું, પરદેશનું, ગામડાનું.
Barbarism, *n.* જંગલીપણું, અશુદ્ધ ભાષણ.
Barbarity, *n.* જંગલીપણું, નિર્દયપણું, ક્રુરતા.
Barbarize, *v. i.* નિર્દય કરવું, જંગલી અવસ્થામાં આણવું.
Barbarous, *a.* જંગલી, રાની, ક્રુર, નિર્દય.
Barbecue, *n.* આખું શેકેલું ડુક્કર વગેરે જનાવર. ખુલી હવામાં કરેલી જયાફત. *v. t.* ડુક્કર વગેરે કોઇપણ જનાવરને આખું શેકવું.
Barbed, *a.* આંકડાદાર, અણીદાર.
Barber, *n.* હજામ, ગાંયજો, વાળંદ.
Barbery, *n.* એક વનસ્પતી છે.
Bard, *n.* ભાટ, કવિ.
Bardic, *a.* ભાટ-ચારણ સંબંધી, કવિ સંબંધી
Bardling, *n.* નાહાનો કવી. ઉતરતો કવી.
Bare, *a.* નાગું, નગ્ન, ખાલી, વિનાનું, રહિત. *v. t.* નગ્ન કરવું, ખુલ્લું કરવું.
Bare-back, *ad.* ઉપલાણી.
Bare-boned, *a.* હાડકાં કાઢયાં હોય તેવું, દુબળું.
Barefaced, *a.* દેખિતું, (જુઠું), નિર્લજ્જ.

Barefacedly, *ad.* નિર્લજ્જપણાથી
Barefoot, *a.* અડવા-ઉઘાડા પગવાળું, પગરખાં વગર *adv.* અડવે પગે.
Barefooted, *a.* ઉઘાડે પગે, અડવે પગે.
Bareheaded, *a.* ઉઘાડે-બોડે માથે.
Barely, *ad.* માત્ર, ભાગ્યેજ.
Bareness, *n.* નાગાપણું, નાગાઈ. દુબળાઈ, બોડકાપણું.
Bargain, *n.* સોદું, સોદો. *v. t.* વેચવું. *v. i.* બોલી-પઠણ કરવી, સાટું કરવું. (To strike a bargain) હાતપર હાત મારવો.
Barge, *n.* ક્રિડા. નૌકા, પડાઉ, મછવો.
Bark, *n.* ઝાડની છાલ, વહાણ; કુતરાં, વરૂ ઇત્યાદિનું ભસવું તે *v. t.* ભસવું, નિરર્થક નિંદા કરવી.
Barking, n. કુત્રાનો પોકાર, કુત્રાનું ભસવું, ઝાડની છાલ, છોલ વગેરે. નિરર્થક નિંદા કરવી તે.
Barky, *a.* છાલદાર, છાલવાળું, છાલનું.
Barley, *n.* જવ
Barleycorn, *n.* જવનો દાણો. એક ઈંચનો [તીજો ભાગ.
Barley-sugar, *n.* જવના પાણીમાં લીંબુ આ રંગ વિગેરે નાખી તેમાં પકાવેલી કકરી સાખર અથવા તેની બનાવેલી લાકડી.
Barm, *n.* બીર વગેરે દારૂ ઉપરનું ફીણ, ખમીર, ખમીરી વસ્તુ.
Barmy, *a.* ખમીરી
Barn, *n.* કોઠાર, ખળી, ભંડાર, ગાયઢોર વગેરેને રાખવાની-અનાજ ઘાસ વગેરે રાખવાની જગ્યા, છાપરું.
Barnacle, *n.* એક જાતની છીપમાં રેહેનાર. [માછલી.
Barnacles, *n.* નાલ જડતી વેળાએ જે હથિયારથી ઘોડાનું નાક પકડે છે તે હથિયાર.
Barometer, n. વાયુમાપક યંત્ર.
Barometrical, *a.* વાયુમાપક યંત્ર સંબંધીનું.
Baron, *n.* ઉમરાવની એક પદ્વી, એક પદ્વીને ઉમરાવ-અમીર.
Baronage, *n.* ઉમરાવનો હોદ્દો-પદ્વી
Baroness, *n.* ઉમરાવની બાયડી-સ્રી.
Baronet, *n.* બેરનથી ઉતરતી પદ્વીનો માણસ.
Baronetcy, *n.* ઉમરાવનો હોદ્દો, બેરોનેટની [પદ્વિ.
Baronial, a. ઉમરાવને લગતું.
Barony, *n.* ઉમરાવની જગ્યા-જાગીર.
Baroscope, *n.* એક જાતનું વાયુમાપક યંત્ર.
Barouche, *n.* ચાર પૈડાની ખુલી ગાડી.
Barque, *n.* ત્રણ ડોલી વહાણ.
Barrack, *n.* શિપાઇ લોકોને રેહેવાની જગ્યાં
Barrator, *n.* કજીયા ઉઠાવનાર, કજીયા દલાલ.
Barratry, *n.* જરા જરામાં કજીયા ઉઠાવવાની ઉસકેરણી કરવી તે.
Barrel, *n.* પીપ, એક પીપમાં જેટલું ભરેલું હોય તે, નળી, નળ. *v.t.* પીપમાં ભરવું.(Barrel of a watch) ઘડિયાળની કમાનની દાબડી.
Barrelled, *pp.* પીપમાં ભરેલું *a.* નળીવાળું.
Barren, *a.* વાંઝિયું, અફળ, ઉજડ, નિરૂપયોગી, મંદ બુદ્ધિનું, મંદ *n.* અફળ જગ્યા, રાન, અરણ્ય. (Barren land) ઉખર પાક સારો ન થતો હોય એવી જમીન. [નિષ્ફળતા.
Barrenness, *n.* વાંઝિયાપણું, અફળતા,
Barricade, *n.* ઉતાવળથી કીલ્લેબંધી કરવી તે; કોટ કરવો, અટકાવ કરવો. (*see bar.*)
Barrier, n. સરહદ, અટકાવ, બચાવ.
Barrister, *n.* વકીલ, બારિસ્ટર.
Barrow, *n.* હાથગાડી; હાથે ધસડી લઇ જવાની એક પૈડાની ગાડી; ખસી કરેલું ડુકર-જુંડ. મુવેલાં માણસને ડાટીને તે ઉપર કીધેલો માટીનો ઢગલો.
Bar-shot, *n.* એક સલીયાને બે છેડે જોડાયલા બે ગોળાઓ.

Barter, *v.t.* બદલીમાં આપવું. સાટું કરવું. *n.* અદલાબદલી કરવી તે. માલને બદલે માલ આપી લઇ કરેલો વેપાર.

Barterer, *n.* અદલાબદલીનો વેપાર કરનાર.

Bartram, *n.* અક્કલગરો.

Basal, *a.* તળિઆને લગતું.

Basalt, *n.* એક જાતનો કઠણ અને કાળો પથ્થર

Basaltic, *a.* કઠણ અને કાળા પથ્થરને લગતું.

Base, *n.* પાયો, મુળ, તળિયું, થાંભલાનો પગ, પડથી, બાવલાંની બેઠક. *a.* હલકું, નીચ, નજીવું, કમીનું, અલ્પ, કૃપણ, પાજી; અધમ, ગંભીર, હિણ, ઉતરતું, બદ દયાનતવાળું. *v. t.* પાયો નાખવો-પુરવો.

Base-born, *a.* હરામજાદો, છિનાળનાં-રાંડનાં [પેટનું.

Baseless, *a.* નિરાધાર, વગર પાયાનું, નિર્મુળ.

Baseminded, *a.* નીચ, હલકા મનનું,

Basement, *n.* ભોંયતળિયું.

Baseness, *n.* હલકાઇ, નીચપણું, પાજીપણું, હરામીપણું, હિણપણું,

Baseviol, *n.* તાંતનું એક વાજિંત્ર, સારંગી.

Bashful, *a.* શરમાલ, નમ્ર, શરમિંદુ, શરમાઉ, લજજાળ. ગરીબડું, ગોમુખું.

Bashfulness, *n.* શરમ, લાજ, સંકોચ, લજજા.

Basic, *a.* પાયા-તળિયાંને લગતું-નું.

Basil, *v. t.* કોઇપણ હથિયારને ઘસીને તેની અણી-ધાર કાઢવી. *n.* તુળસી. મેઢાનું પકાવેલું ચામડું.

Basilica, *n.* ન્યાય શાળા, દરબાર.

Basilicon, *n.* એક જાતનો મલમ-લેપ.

Basilisk, *n.* ફેણવાળો કલ્પિત નાગ, એક જાતની ઘીલોડી.

Basin, *n.* છાછરું વાસણ. હોજ, કુંડ, તળાવ, દેશના જે ભાગનું પાણી કોઇ નદીમાં જતું હોય તે ભાગ.

Basis, n. પાયો, મુળ, આધાર.

Bask, *v. i.* તડકામાં-ગરમીમાં બેસવું, તડકો ખાવો. આનંદ કરવો, કોઇના આશ્રયતળે નચિંતાઇથી ઉછરવું.

Basket, *n.* ટોપલી-લો, કંડીઓ, ટોપલીમાં માય તેટલું. *v. t.* ટોપલીમાં ભરવું.

Baskethilt, *n.* ખોખલો, હાથના રક્ષણમાટે તરવારની મુઠ આગલ ટોપલી જેવું જે હોય છે તે.

Bason, *n.* હોજ, કુંડ, તસ્ત, વસણ.

Bass, *n.* એક જાતની માછલી. એક જાતનું ઝાડ. ખરજ (રાગ).

Bassoon, *n.* એક જાતનું ફુંકવાનું વાજિંત્ર, સરણાઇ, તતુડું. *a.* રાંડ-છિનાળનાં પેટનું, ખોટું. [છોકરું.

Bastard, *n.* હરામજાદું, દાસીપુત્ર, છિનાળનું

Bastardy, n. જારજાવસ્થા, છિનાળનાં છોકરાંની હાલત.

Baste, *v.t.* લાકડીથી મારવું. માંસ શેકતી વખતે ઉપર ઘી-માખણ વગેરે રેડવું. લાંબાલાંબા ટાંકા મારી સિવવું, હલકો ટાંકો મારવો, ટાંકવું.

Bastile, *n.* કિલ્લો, મ્હોટી પદ્ધીનાં માણસોને કેદ કરવાનું પારિસ માહેલું આગલા વખતનું મ્હોટું બંદીખાનું.

Bastinado } *n.* વાંસમાર, સોટાંમાર. *v.t.* સોટા-
Bastinade } માર મારવો, વાંસમાર મારવો.

Basting, *n.* વાંસમાર, સોટામાર. ચરબીથી નરમ કરવું તે. [બુરજ.

Bastion, *n.* બુરજ, કિલ્લાની આગળનો

Bat, *n.* ચામાચિડીયું, વાગોળ, વાગળું. દાંડો. સોટો, લાકડી, દડા મારવાની પટી. ઇંટનો કટકો.

Batable, *a.* તકરાર કરવાજોગ, વાદવિવાદ કરવાજોગ. [લગતું.

Batavian, *a.* બટેવિયાનું અથવા હાલંડને

Bate, *v.t.* ઓછું કરવું-ઉતારવું.

Batch, *n.* રોટલીનો ઘાણ, એક જાતની કેટલી-એક વસ્તુનો જથ્થો-સંગ્રહ.

Bateau, *n.* એક લાંબો પણ વચમાંથી પોહોળો તથા હલકો મછવો.

Bath, *n.* હમામખાનું, નહાણી, શેક, બાફ, નહાવાનું ઠામ; ન્હાવું તે, સ્નાન; અંગ્રેજી ઉમરાવની એક ઉંચી પદવી.

Bath-brick, *n.* છરીઓને માજી સાફ કરવાની એક જાતની ઈંટ.

Bathe, *v. t,* પાણીમાં બોળવું-ધોવું, નવાડવું, સ્નાન કરાવવું. *v. i.* ન્હાવું, ધોવું, આંખ ધોવું, સ્નાન કરવું, ભિનાવું.

Bathed, *a.* નવડાવેલું.

Bathing, *n.* નહાવું તે, સ્નાન.

Bathos, *n.* ગંભિર-ઉંડા વિચાર છોડીને ઠઠ્ઠા મશ્કરીના નીચ-હલકા વિચાર ઉપર ઉતરવું તે.

Batlet, *n.* કુંદી કરવાની નહાની મોગરી.

Baton, *n.* લશ્કરી મુખ્ય અમલદારોને મળતી નિશાન, રાજદંડ, લાકડી, ડંગોરો.

Battailous, *a.* લડવાજોગ, લડવૈયું, રણશુર, લડાયક. [રની ગોઠવણ.

Battalia, *a.* રણ રચના, સેના રચના, લશ્ક-

Battalion, *n.* પલટન, લશ્કરની ટુકડી.

Batten, *n.* પટી, ચીપ, *v. t.* પટી-ચીપવડે બંધ કરવું-જોડવું. ખવડાવી પીવડાવી જાડું કરવું. ખાતર પુરી ફળદ્રુપ કરવું *v. i.* માતવું, જાડું થવું.

Battening, *n.* દેવલમાં જડેલા લાંકડાના ડગરાં.

Batter, *v. t.* ઠોકવું, મારવું, ઠોકીઠોકી ભાંગી પાડવું, છુંદવું, *n.* આટો-ઈંડાં-પાણી-નિમક એ સાથે કાલવીને કીધેલી મેળવણી.

Batteringram, *n.* મેંઢાનાં માથાં જેવું પ્રાચીન કાળનું કિલ્લો તોડી પાડવાનું લશ્કરી યંત્ર.

Battery, *n.* મોરચાપર ગોઠવેલી તોપો-તોપની હાર, મોરચો, કાયદા વિરૂદ્ધ કોઈને મારવું તે. (Electric Battery) વિજળીના ધકાનું યંત્ર.

Batting, *n.* સુજની કરવાની રૂની-ઉનની ગોદડી.

Battle, *n.* લડાઈ, રણ, સંગ્રામ, જંગ. *v. i.* લડવું, લડાઈ કરવી. (a drawn battle) જે લડાઈમાં કોઈબી પક્ષવાળાનો જય થાય નહી તેવી લડાઈ. (A pitch battle) જે લડાઈમાં અગાઉથી લશકર ગોઠવી રાખ્યું હોય તે લડાઈ.

Battle-array, *n.* રણ રચના, સૈન્ય રચના.

Battle-axe, *n.* પરશુ, ફરસી, કોહાડો. [પાટિયું.

Battledoor, *n.* એક જાતનું દડા રમવાનું

Battle-field, *n.* સમરાંગણ, રણાંગણ.

Battlement, *n.* સરી દેવાલ, જંગીવાળી ભીંત, જંગી, બારીઆંવાળી ભીંત-કોટ.

Bawble, *n.* તકલેદી તથા હલકી કિમ્મતની પણ દેખાવડી વસ્તુ, રમકડું.

Bawd, *n.* કુટણી, ભડવેણ.

Bawdiness, *n.* બદફેલી, વ્યભિચાર, છિનાળું,

Bawdy, *a.* ગંદી, ભુંડી.

Bawdy-house, *n.* છિનાળનું ઘર-કારખાનું.

Bawl, *v. i.* આરડવું, બુમ પાડવી, ઘાંટા પાડવા, પોકાર કરવો, *v.t.* થાળી પીટવી, ઢંઢેરો ફેરવવો.

Bawling, *n.* બુમ, શોર, પોકાર.

Bay, *v. i.* ભસવું, ચોરની-શિકારની પાછળ કુત્રાની પેઠે ભસવું, સામું થવું, આવવા નહી દેવું. *a.* બુરૂં-બદામી, તપખીરીયા *n.* ઉપસાગર, ખાડી, અખાત. લારલ નામનું ઝાડ. (To keep at bay or turn to bay) દુર રાખવું, પાસે આવવા નહી દેવું.

Baying, *n.* કુત્રાનો પોકાર-ભસવું.

Bayonet, *n.* સંગીન; ત્રિકોણકાર બંદુક ઉપર ખોસવાનું હથિયાર *v. t.* સંગીન ભોકવી-મારવી.

**Bayou**, *n.* સરોવરમાંથી નિકળતો ઝરો અથવા પ્રવાહ.
**Bayrum**, *n.* એક જાતનું દારૂ.
**Baysalt**, *n.* દર્યાઈ મીઠું-નિમક
**Bazaar**, *n.* હાટ, બજાર, મારકીટ, ગુજરી.
**B. C.** (Before Christ) ખ્રિસ્ત જન્મ્યાપૂર્વે.
**Bdellium**, *n.* ગુગુળ.
**Be**, *v. i.* થવું, હોવું, રેહેવું, આપવું.
**Beach**, *n.* કિનારો, સમુદ્ર કાંઠો.
**Beacon**, *n.* આકાશ દિવો, આકાશદીપ, દિવાદાંડી, ખુલી નિશાણુ, ભયજ્ઞાપક સુચના. શત્રુની પાસે આવ્યાની સુચના કરવા સારૂ સળગાવેલો દેવતા *v. t.* ભયની સુચના-ખબર આપવી.
**Bead**, *n.* મણકે, મણી,
**Beadle**, *n.* છડીદાર, ચોબદાર, ચપરાસી, પટાવાળો.
**Beadsman**, *n.* કોઇને સારૂ જપ કરનાર, અનુષ્ઠાની, જોગી, જાપક.
**Bead-tree**, *n.* લીખડો.
**Beagle**, *n.* ન્હાનો શિકારી કુત્તો.
**Beak**, *n.* પક્ષીની ચાંચ, અણી, ટોચ, વહાણના આગલા ભાગની અણી.
**Beaked**, *a.* ચાંચવાળું, ટોચવાળું.
**Beaker**, *n.* વાડકો, પ્યાલો.
**Beam**, *n.* ભારવટિયો, મ્હોટું લાકડું, (ત્રાજવાની) દાંડી, ધારિયો, તાર, કિરણ. *v. i.* પ્રકાશવું, કિરણ ફેંકવું, ચકચકવું *v. t.* પાડવું, આપવું
**Beaming**, *ppr.* or *a.* કિરણ ફેંકતું.
**Beamy**, *a.* કિરણ ફેંકે એવું, ચકચકિત, ચળકતું, પ્રકાશિત.
**Bean**, *n.* શિંગ, ફળી.
**Bear**, *v. t.* ઉંચકી રાખવું, ટેકો આપવો, ઉંચકી લઇ જવું, ખમવું, સોસવું, રાખવું, લાગવું, થઇ શકવું, થવું. માથે લેવું, જવાબદાર થવું, જણવું. *v. i.* દુઃખ ખમવું, સોસવું, સબુરી પકડવી, સહન કરવું, હોવું. ફળ લાગવા-આવવાં. લાગુ પડવું, પાર પડવું, સંબંધ હોવો--રાખવો. *n.* રીંછ, રીક્ષ, ભાળાંભીછ. (Bear a child) જીણવું, જન્મ આપવો. (Bear in mind) ધ્યાનમાં રાખવું. (Bear testimony) સાક્ષી પુરવી, ગવાહી આપવી. (To bear through) નિભાવવું, ટકાવવું. (To bear date) તારીખ હોવી. (To bear up) હિંમત રાખવી, ધીરજ રાખવી. (To bear with) પકડવી. (Bear off) ઉંચકી લઇ જવું. (Bear down) નીચે પાડવું.
**Bearable**, *a.* સેહેવાય-ખમાય એવું, સહનીય, ચાલી શકે એવું.
**Beard**, *n.* દાઢી. કુંસળાં, સુંખળાં. *v. t.* બાંધવી, દાઢી પકડીને ખેંચવું, સામું થવું, મ્હોપર બોલવું-અપમાન કરવું.
**Bearded**, *a.* દાઢીવાળું.
**Beardless**, *a.* દાઢી વગરનું, જુવાન.
**Bearer**, *n.* ખમનાર, સોસનાર, લઇજનાર, હેલકરી, ખાંધિયો.
**Bearing**, *n.* સંબંધ, ફળ કુપ કરવું તે. અદા, ચાલચલણ.
**Bearing-cloth**, *n.* બાળકને બાપ્તીસ્મો આપવા દેવલમાં લઇ જતી વેળાએ તેના શરીર ઉપર ઢાંકે છે તે કપડું.
**Bearish**, *a.* રીંછનો ગુણ ધરાવતું, રીંછના સ્વભાવનું, રીંછના જેવું.
**Beast**, *a.* પશુ, હેવાન. (Beast of burden) બોજે-ભાર ખેંચનાર જાનવર. (Beast of draught) વાહીમ, ખેંચનારૂં. (Beast of pasture) ગુરૂં-ઢોર. (Beast of prey) શ્વાપદ. ઘાતકી પ્રાણી.
**Beastliness**, *n.* હેવાનિયત, નજાસત.

Beastish, *a.* પશુ જેવું.

Beastly, *n.* પશુ સંબંધી, પશુના જેવું, ક્રુર, ઘાતકી, નિર્દય, ગંદું.

Beastiality, પશુના જેવી રીતભાત, પશુ સાથે સંભોગ-મૈથુન.

Beat, *v. t.* મારવું, ઠોકવું, છુંદવું, વાટવું, કુટવું. વગાડવું, ટીપવું, ઝુડવું. *v. i.* ઠણકવું, ધબકવું, ધડકવું, વાગવું. *n.* ઝપાટો, માર, ઠોસો, ધક્કો, ધડક ધડક થવું તે, તાલ, ફેરો, ફટકો, ઝટકો, જરબ. મારેલો, ઠોકેલો, ફેરો, ચક્કર. ટીકટીક. (Beat down)નીચે પાડવું (Beat out) હથોડીથી ઠોકીને વધારવું. (Beat up) કમાવવું. (Beat against) ઝટકવું.

Beaten, *pp. & a.* છુંદાયલું. આવજા થયલું

Beater *n.* મારનાર, ઠોકનાર, છુંદવાનું-ઠોકવાનું હથિયાર.

Beatific, } *a.* સુખદાયક, પરમસુખનું, આનંદમય.
Beatifical, }

Beatification, *n.* સુખી કરવું તે, મરણ પામેલો પુરૂષ સ્વર્ગનાં સુખને પામ્યો એવું પ્રસિદ્ધ કરવું તે.

Beatify, *v. t.* સુખી કરવું, સ્વર્ગ સુખ આપવું, પરમાનંદ આપવો.

Beating, *n.* મારવું તે, ઠોકવું તે, વગાડવું તે.

Beatitude, *n.* મુક્તિ, મોક્ષ, પરમસુખ, સ્વર્ગ સુખ, [વરણાગિયો.

Beau, *n.* અક્કડબાજ, ઇશ્કી, છેલછબીલો,

Beau-ideal, *n.* મનમાં કલ્પેલી ખુબસુરત મુર્તી-છબી.

Beauish, *a.* છબીલું, રંગીલું. ફક્કડ,અક્કડબાજ

Beaumonde, *pl.* પોશાકના શોખીન લોક, શોખીન લોક.

Beauteous, *a.* સુંદર, રૂપવાન. ખુબસુરત, અતિ સુંદર, રૂપાળું. [સુશોભિત કરનાર.

Beautifier, *n.* શોભાવનાર, સણગારનાર,

Beautiful, *a.* ખુબસુરત, સુંદર, રૂપવંત, ખુબસુરતનો ગુણ ધરાવતું.

Beautifully, *ad.* સુંદર, શોભે એવું.

Beautify, *v. t.* ખુબસુરત કરવું, સણગારવું, શોભાયમાન કરવું

Beautiless, *a.* બદસુરત, કદરૂપું, કદંરૂં.

Beauty, n. સુંદરપણું, ખુબસુરતી. ખુબી, તેજ. આંખને પસંદ પડે એવો ગુણ.

Beautyspot, n. ચાંદલો, છુંદણું,

Beawx, *n.* Beau આ શબ્દનું બહુવચન.

Beaver, *n.* પાણી અને જમીન બન્નેમાં રેહેનારૂં જનાવર. એ જનાવરનાં રૂવાં. એ જનાવરનાં રૂવાંની ટોપી.

Became, *p. a.* બન્યું, થયું, શોભ્યું,

Becalm, *v. t.* સ્થિર-થંભ રાખવું, નરમ પાડવું, શાંત કરવું. [તે માટે, તેથી.

Because, *conj.* કાંજે, કેમકે, સબબ, કારણ.

Bechance, *v. i.* થવું. બનવું. વિતવું, પડવું.

Beck, *n.* ઇશારો, ઇશારત, આજ્ઞા; ડોક હલાવી અથવા હાથેથી કીધેલી ઇશારત. ન્હાનો ઝરો. *v. t.* ઇશારો કરવો. *v. i.* ઇશારત કરવી. (To be at the beck of) અર્ધા વચનમાં રેહેવું.

Beckon, *v. i.* or *v. t.* ડોકી-હાથ-આંગળી હલાવીને ઇશારો કરવો.

Becloud, *v. t.* ઝાંખું-બેમાલુમ કરવું. વાદળાથી ઢાંકી નાખવું, ઝાંખું પાડવું.

Become, *v. i.* બનવું, થવું, વિતવું. *v. t.* છાજવું, સારૂં દેખાવું. *n.* સંપ્રાપ્ત. (what will become of him) તેનું શું થશે વાર.

Becoming, *a.* શોભાવનાર. યોગ્ય, લાયક, ઘટતું, લાજિમ.

Bed, *v. t.* રોપીને ઢાંકી દેવું, દાટવું, પુરવું, સુવાડવું, દાટવું, પડ કરવું *v. t.* પોતાની બાય-

ડીની સાથે સુવું, ભોગ કરવો. સુવું. *n.* બિછાનું, પથારી, લગ્ન, વિવાહ સંબંધ, ક્યારો-રી, થર, પડ, તળિયું. (To be brought to bed) જણવું. (To put to bed) જણાવવું.
Bedabble, *v. t.* ભિંજવવું, પલાળવું, છાંટવું.
Bedaggle, *v. t.* કાદવથી--ખરાબ પાણીથી ખરડવું; કિચડથી લપેટવું.
Bedash, *v. t.* કાદવ- કિચડમાં ફસાવવું-ખરડવું.
Bedaub, *v. t.* ખરડવું, લપેટવું.
Bedazzle, *v. i.* ઝાંખું કરવું, ઝાંખ આણવી.
Bedchamber, *n.* સુવાનો ઓરડો, શયનગૃહ.
Bedclothes, *n.* બિછાનાને લગતાં કપડાં, હોડવા પાથરવાનાં કપડાં.
Bedding, *n.* બિછાનું, તળાઈ, ગાદલું.
Bedder, *n.* ઘંટીનું હેઠલું પડ.
Bedeck, *v. t.* સણગારવું, શોભાવવું. શોભાવાન કરવું.
Bedew, *v.t.* દવ-ઝાકળ-ઠારથી ભિજવવું,પળાવવું.
Bedfellow,*n.* એકજ બિછાનાનો સાથી-સોબતી.
Bedim, *v.t.* અંધારૂં કરવું, ઝાંખું કરવું.
Bedlam, *n.* ગાંડાઓને માટે ઇસપિટાલ. શોરબકોરવાળી જગ્યા. *a.* ગાંડાં માણસો-માટેનાં બિમારખાનાને લગતું. [મગજનો.
Bedlamite, *n.* ગાંડો ઘેલો, દિવાનો, ફાટેલા
Bedquilt, *n.* મચ્છરદાની, ચાદર, બિછાનાનું કવર.
Bedraggle, *v. t.* કાદવમાં ખરડવું, કાદવથી બગાડવું.
Bedrench, *v.t.* ભિંજવવું, પલાળવું.
Bedridden, *a.* ખાટલે પડેલું, માંદું, પથારીમાં પડેલું.
Bedroom, *n.* સુવાનો ઓરડો, નિંદ્રાગૃહ.
Bedside, *n.* બિછાનાની બાજુ.
Bedrop, *v.t.* છાંટા પાડવા, છાંટવું.
Bedstead, *n.* પલંગ, ઢોલિયો, ખાટલો.
Bedtick, *n.* ખોલ, ખોલીયું.
Bedtime, *n.* સુવાનો-ઉંઘવાનો વખત.
Bedwarf, *v. t.* વધવા ન દેવું.
Bee *n.* મધમાખ-માખી.
Bee-bread, *n.* મધમાખીએ પોતાના બચ્ચાંને સારૂં ફુલોમાંથી કાઢેલો ખોરાક.
Beech, *n.* એક જાતનું ઝાડ.
Beechen, *a.* બીચ ઝાડનાં લાકડાનું બનેલું.
Beef, *n.* ગોમાંસ, ગાય-બળદ-ગોધાનું માંસ. *a.* ગોમાંસવાળું-નું. [જોરાવર માણસ.
Beef-eater, *n.* ગાય-બળદનું માંસ ખાનાર
Beef-steak, *n.* ગલેલ ઉપર ભુંજેલો અથવા ભુંજવાનો ગાયના માંસનો કટકો.
Beef-witted, મંદ બુદ્ધિનું.
Beehive, *n.* મધપુડો, મધમાખનો પુડો.
Beelzebub, *n.* સૌથી મ્હોટો દૈત્ય, દૈત્યનો રાજા.
Been, *pp.* થયલું
Beer, *n.* જવનો બનાવેલો દારૂ.
Beeswax, *n.* મધપુડામાંથી બનાવેલું મીણ.
Beet, *n.* એક જાતનો કંદમુળ.
Beetle, *n.* વાંદો. લાકડાંની મોગરી *v.i.* બહાર નિકળવું, ઝઝુમી રેહેવું. (A cliff that beetles over its base) જે ટેકરી બાહાર નિકળેલી છે તે.
Beetle-headed, *a.* મુર્ખ, જડ, ઠોઠ.
Beeves, *n. plu.* ગાય, બળદ, ગોધા.
Befall, *v.t.* આવી પડવું, ગુજરવું, *v. i.* થવું, બનવું.
Befit, *v. t.* ઘટવું. છાજવું, શોભવું, ઠીક દીસતું લાયક હોવું.
Befitting, *a.* યોગ્ય, દુરસ્ત, ઘટતું, લાયક.
Befool, *v. t.* ગાંડો-મુર્ખ બનાવવો, બેવકુફ

બનાવવો, બેવકુફ બનાવવું.
Before, *prep.* આગળ, સમક્ષ, દેખતાં, રૂબરૂ, *ad.* અગાઉથી, પેહેલાથી.
Beforehand, *ad.* અગાઉથી, પેહેલાંથી.
Beforementioned, *a.* મજકુર, ઉપર જણાવેલું, સદરહુ.
Beforetime, *ad.* અગાઉના-જુના વખતમાં.
Befoul, *v. t.* અપવિત્ર કરવું; ગંદું કરવું, મેલું કરવું, ખરડવું, ડાઘ લગાડવો.
Befriend, *v.t.* મેહેરબાની કરવી, દોસ્તી કરવી.
Befriendment, *n.* માયા, કૃપા.
Befringe, *v.t.* ઝાલરથી શણગાર કરવો, ઝાલર લગાડવી-જોડવી. [ભીખ માંગવી.
Beg, *v. t.* વિનંતિ કરવી, અર્જ કરવી. *v. i.*
Began, To begin એનો ભૂતકાળ.
Beget, *v.t.* જન્મ આપવો, પેદા કરવું.
Begetter, *n.* જન્મ આપનાર, પેદા કરનાર.
Beggar, *n.* ભીખારી, જાચક, ભિક્ષુક. *a.* ગરીબ, ભીખારી.
Beggarliness, *n.* ભીખારીપણું, હલકાપણું.
Beggarly, *ad.* ગરીબાઈથી, કંગાલિયતથી.
Beggary, *n.* કંગાળપણું, દરિદ્રતા. ગરીબી.
Begging, *pp.* ભીખ માંગવી. *n.* ભીખ, ભીક્ષા.
Beghard, *n.* હઠીલો ભિખારી, તેલંગબટ.
Begin, *v. t.* શરૂ કરવું, આરંભ કરવો. *v. i.* આરંભ થવું, શરૂ થવું.
Beginner, *n.* શરૂ કરનાર, પ્રારંભ કરનાર. શિખાઉ, નવો નિશાળિયો.
Beginning, *n.* શરૂઆત, આરંભ, મુળ-ઉત્પત્તિ (pl.) મુળતત્વ. (From beginning to end) અવલ આખેર.
Begird, *v. t.* કમર બાંધવી, પટો બાંધવો, ઘેરો ઘાલવો.
Begone, *v. i. (interj.)* નિકળ, કાળું કર, અહિંથી જા.
Begrease, *v. t.* ચરબીથી પલાળવું-ભીંજવવું.
Begrudge, *v. t.* કોઈના કબજાની અદેખાઈ કરવી, નાખુશ થવું.
Beguile, *v. t.* ભુલથાપ આપવી, ઠગવું, છેતરવું, ગમતમાં વખત ખોવો, ખુશીમાં ગુજારવું.
Beguilement, *n.* ભુલથાપ, ઠગાઈ,
Begum, *n.* બેગમ, અમીરની સ્ત્રી, રાજાની-બાદશાહની રાણી.
Begun, *p. p.* શરૂ કીધું.
Behalf, *n.* પક્ષ, તરફદારી, લાભ, બચાવ.
Behave, *v. i.* or *v. t.* વર્તવું, ચાલવું, આચરવું. [રણ, લક્ષણ.
Behaviour, *n.* વર્તણુક, ચાલચલણ, આચ-
Behead, *v. t.* ગર્દન મારવો, ડોકું ઉડાવી દેવું.
Beheld, *p p.* જોયું.
Behemoth, n. મોટું જાનવર, ઘણુંજ મોટું પશુ
Behest, *n.* હુકમ, આજ્ઞા.
Behind, *prep.* or *ad.* પછવાડે, પાછળનું, બાકી ઉતરતું. હલકું. (Close behind) લગોલગ. [ચહડી ગયલું.
Behindhand, *ad.* પાછળ રહી ગયલું,
Behold, *v. t.* જોવું, ધારીધારીને જોવું, તપાસીને જોવું (*interj.*) જો! જુઓ!
Beholden, *a.* આભારી, ઉપકારી, ઓસિયાળું.
Beholder, *n.* જોનારા, અવલોકન કરનાર, નિરીક્ષક.
Behoof, *n.* નફો, ફાયદો, અર્થ.
Behoove, *v. t.* અગત્યનું-જરૂરનું હોવું, ઘટવું.
Behoovable, *a.* લાયક, ઘટતું, દુરસ્ત, યોગ્ય.
Behove, *v. t.* ઘટવું, લાજમ હોવું.
Being, *pp.* of be. હોતાં, છતાં *n.* હોવાપણું, અસ્તિત્વ, સ્થિતિ, હૈયાતી, જન્મ. પ્રાણી. (The supreme being) પરમેશ્વર.

Belabour, *v. t.* મારવું, મરણતોલ મારવું, ઉદ્યોગથી કામે લાગવું. મેહેનત કરવી.
Belate, *v. t.* મોડું કરવું, વિલંબ કરવો.
Belated, *a.* મોડું, અસુરૂં, અવારૂં.
Belatedness, *n.* મોડું થવું તે.
Belay, *v. t.* ઘેરો ઘાલવો, અટકાવ કરવો, રોકવું, બાંધવું.
Belch, *v. t.* or *i. t.* ઓડકાર ખાવો, જોરથી બહાર ફેંકવું, બહાર નીકળવું *n.* ઓડકાર.
Beldam, *n.* ઘરડી ડોશી, ડાકણી.
Beleaguer, *v.t.* ઘેરો ઘાલવો, ઘેરી લેવું, ઘેરવું.
Bel-esprit, *n.* અક્કલવાન માણસ, હાજર જબાબી માણસ. [સ્થાન.
Belfry, *n.* ઘંટવાળો મીનારો, ઘંટાલય. ઘંટ-
Belgian } *a.* બેલજીઅમ દેશને લગતું.
Belgic }
Belial, *n.* સેતાન, દૈત્ય
Belie, *v. t.* ખોટું છે એમ દેખાડવું, જુઠું ખોટું પાડવું, નકલ કરવી. મળતું આવે એવું કરવું, ઉલટી-ખોટી રીતે બતાવવું, જુઠું બોલવું, બદગોઈ કરવી. [ઈમાન. ધર્મપંથ,
Belief, *n.* ભરોસો, વિશ્વાસ. ઈતબાર, આકીન,
Believable, *a.* માનવાજોગ, વિશ્વાસ રાખવા જોગ, આકીન રાખવા જોગ.
Believe, *v. t.* or *i.* માનવું. વિશ્વાસ રાખવો, ઈતબાર-ભરોસો રાખવો, ધારવું. લાગવું.
Believer, *n.* માનનાર, ઈતબારી. ભરોસો રાખનાર.
Belike, *ad.* ઘણું કરીને, દૈવયોગે, કદાચ.
Bell, *n.* ઘંટ, ઘંટના આકારની કોઈપણ વસ્તુ ઘુઘરો-રી *v. i.* ઘંટના આકારમાં ખીલવું-ઉગવું (ફુલોનું)
Belladona, *n.* એક જાતની ઝેરી વનસ્પતિ જેનો રસ આંખમાં નાખ્યાથી કીકી મ્હોટી થઈને ઉઘડે છે. [સુંદરી, રંભા
Belle, *n.* રૂપસુંદરી, અલબેલી. છેલછબીલી.
Belles-lettres, *n.* અલંકારશાસ્ત્ર-વિદ્યા.
Bell-flower, *n.* નાના ઘંટના આકારનો રોપો-ફુલ. [વનાર.
Bell-founder, *n.* ઘંટ ઓતનાર, ઘંટ બના-
Bell-foundery, *n.* ઘંટ બનાવવાનું કારખાનું.
Belligerent, *a.* યુદ્ધ ચલાવનાર-મચાવનાર, લડાઈમાં રોકાયલું, લડાઈને લગતું. *n.* લડાઈ ચલાવનાર પ્રજા-સૈન્ય-રાજ્ય.
Bellman, *n.* દાંડીયો, થાળી પીટનાર, દાંડી પીટનાર.
Bell-metal, *n.* કાંસું. ઘંટ કરવાની ધાતુ.
Bellow, *v. i.* બરાડવું; ભાભરવું; ગર્જવું. *n.* બુમ, બરાડા, ગર્જના.
Bellowing, *n.* મ્હોટો પોકાર, બરાડા.
Bellows, *n.* ધમણ.
Bell-pull, *n.* ઘંટ વગાડવાનું દોરડું.
Bell-ringer, *n.* ઘંટ વગાડનાર.
Bell-wether, *n.* ઘંટવાળો મેંઢો-ઘેટો.
Belly, *n.* પેટ; ઉદર. *v. i.* ફુલવું, ઉપસવું, ફુલી આવવું.(Belly expenses) પેટ ખરચી (Empty belly) ખાલી પેટે. (To pinch the belly, to clothe back) કણુકી ખાઈને મુછને ઘી લગાડવું.(To pinch one's belly)અર્ધેપેટે રહેવું, ખાદામાં કાટકસર કરવી. (To touch one's belly) પેટપર મારવું. (Whip my back, don't cut my belly) પીઠપર મારવું પણ પેટપર નહીં.
Bellyband, *n.* ઘોડાનો તંગ-પટો.
Bellyworm, *n.* કરમ.
Belong, *v. i.* તાબાનું હોવું, સંબંધ ધરાવવું. (This book belongs to him) આ ચોપડી તેની છે.

Beloved, *pp.* } પ્યારૂં, વહાલું, પ્રિય, છવ-
Beloved, *a.* } જાન, પ્રાણ પ્રિય.

Below, *prep.* નીચે, તળે, હેઠળ. નાલાયક, અયોગ્ય. *ad.* હેઠળ, તળે. નર્કમાં. નિચલી કોર્ટમાં.

Belt, *n.* બંધ, પટો, પાટો. કંદોરો. *v. t.* પટો બાંધવો, ઘેરી લેવું.

Belvedere, *n.* ઈમારત-મકાનના ઉપરના ભાગપરનો ડેરો, બાગમાં કીધેલી શોભીતી ઉંચી જગ્યા. [અગર ખરડાવું.

Bemire, *v. t.* કાદવ-કિચડ-ચિકલમાં ખુચવું

Bemoan, *v. t.* શોક-વિલાપ કરવો, રૂદન કરવું.

Bench, *n.* બાંક, પાટલી, બાજટ, ઈનસાફ કરનારા ન્યાયાધીશને બેસવાની જગ્યા, ન્યાયાસન, ધર્માસન. [સભાસદ.

Bencher, *n.* ન્યાયાધીશ. ન્યાય સભાનો વડીલ

Bend, *v. t.* વાંકું કરવું, વાળવું, મરડાઈ જવું, મરડવું. ફેરવવું, બદલવું, લગાડવું, ખેંચવું, ઈચ્છા કરવી, તાબે થવું. *v. i.* વાંકુંવળવું, નમવું, વળવું, ફરવું. *n.* વાંક, વળણ, ખાંચો.

Bendable, *a.* મરડવા જોગ, વળી શકે એવું.

Bene, *a.* સારૂં, મજાનું, ઠીક.

Beneath, *prep.* & *ad.* તળે, હેઠળ, નિચે.

Benedick, } *n.* નવો પરણેલો પુરૂષ.
Benedict, }

Benediction, *n.* આશીર્વાદ, દુઆ, ઈશ્વર સ્તુતિ. [દનું.

Benedictine, *a*, આશીર્વાદયુક્ત, આશીર્વા-

Benefaction, *n.* ઉપકાર, દાન, મેહેરબાની, બક્ષીસ. કલ્યાણ કરવું તે, ઉપકાર, કલ્યાણ.

Benedictive, } *a.* આશીર્વાદ આપે એવું, આ-
Benedictory, } શીર્વાદયુક્ત.

Benefactor, *n.* ઉપકારકર્તા, સખી. બક્ષીસ આપનાર, દાન-ભલું કરનાર.

Benefactress, *n.* ઉપકાર કરનાર સ્ત્રી, સખી સ્ત્રી. [લવાજમ.

Benefice, *n.* નફો, લાભ, દેવળમાંથી મળતું

Beneficed, *a.* જેને લાભ થયો છે તેવું. જેને દેવળનું લવાજમ મળ્યું છે તેવું.

Beneficence, *n.* પારકાનું ભલું કરવું તે, પરોપકાર, લોકોપકાર, માયા, પાડ, દયા.

Beneficent, *a.* પરોપકારી, માયાળુ, કૃપાળુ.

Beneficial, *a.* ગુણકારી, નફાવાળું, લાભકારક-દાયક, ઉપયોગી. [રીતે.

Beneficially, *ad.* નફા ભરેલી રીતે, લાભકારક

Beneficiary, *n.* ધર્મ દાન ઉપર જેનું પોષણ થતું હોય તે, કોઈની સખાવત ઉપર આધાર રાખનાર, પરાધીન, પરાશ્રિત.

Benefit, *n.* હિત, લાભ, ફાયદો, હાંસલ. *v. t.* કલ્યાણ-સારૂં-હિત કરવું. *v. i.* ગુણ થવો, લાભ થવો, ફાયદો થવો.

Benevolence, *n.* પરોપકાર બુદ્ધિ, પરમાર્થ બુદ્ધિ, દયા, ભલાઈ, સારી ઇચ્છા, ઉપકાર, પરોપકારીપણું.

Benevolent, *a.* પરોપકાર બુદ્ધિવાળો, મેહેરબાન, સારૂં કરનાર, ભલો, માયાળુ, દયાળુ, પરગજુ.

Bengalee, *a.* બંગાળ પ્રાંતનું, બંગાળી [પડવું.

Benight, *v. t.* રાત-અંધારૂં થઈ જવું, રાતનું

Benighted, *a.* રાત, અંધારૂ થઈ ગએલું.

Benign, *a.* મેહેરબાન, માયાળુ, પરોપકારી, કૃપાળુ, ઉદાર, સખી, દાતાર. શુભ, અનુકુળ, રોગહારી, ગુણકારી.

Benignant, *a.* કૃપાળુ, માયાળુ, અનુકુળ.

Benigness, } *n.* કૃપા, કૃપાદૃષ્ટિ, મેહેરબાની,
Benignity, } સખાવત, ઉદારતા.

Benison, *n.* આશીર્વાદ, દુઆ.

Benjamin, *n.* લોબાનના ઝાડનું નામ.

Bent, *pret. & pp.* of *bend.* વાંકું, વક્ર, વળેલું, મરડાયલું, *n.* વાંકાંપણું, વક્રતા, વાંક, વળણ, રૂખ, ઇચ્છા. *n.* દર્ભ (એક જાતનું ઘાસ.)

Benumb, *v. t.* ખરેર મારી જવું, સુસ્ત-બેહોશ કરવું, જાડું કરવું. જડ-મંદ કરવું.

Benzoin, *n.* લોબાન, દેવધુપ.

Benzole, *n.* બાઇચ્યુ મેનકોશિલાજીત જેવો પ્રવાહી પદાર્થ જે બીજા પદાર્થોને પીગળાવવાના કામમાં આવે છે.

Bequeath, *v. t.* વસિયતનામાથી કંઇ માલમિલ્કત આપવી, વસિયતનામામાં વારસ ઠેરવવું, માથે મુકીને મરી જવું.

Bequest, *n.* મૃતલેખદાન, વારસો.

Berate, *v. t.* ઠપકો આપવો. ધમકાવવું.

Bereave, *v. t.* છીનવી લેવું, લઇ લેવું. રહિત-વિનાનું કરવું.

Bereavement, *n.* છીનવી લેવું તે, નાશ, હાની, મરણથી થયલો મિત્ર વગેરેનો વિયોગ. [કીધેલું.

Bereft, *pret & pp.* છીનવી લીધેલું, હરણ

Bergamot, *n.* પેર, એક જાતની નારંગી.

Berhyme, *v. t.* કવિતારૂપે બોલવું, પ્રાસ મળતા રાખી બોલવું.

Berry, *n.* બી અથવા ઠળિયાવાળું કોઇપણ ન્હાનું ફળ, માછલીનો ગર્ભ. *v. i.* ઠળિયાવાળાં ન્હાનાં ફળ આવવાં-લાગવાં. *v. t.* ઇંડાંના ગર્ભવાળું કરવું, ગાભણી કરવી.

Berth, *n.* બારૂં, વહાણ લંગર કરવાની જગ્યા. વહાણમાંનો ઓરડો. જગ્યા, ચાકરી, ધંધો.

Beryl, *n.* પિરોજો, લસણિયો, નીલમ.

Beseech, *v. t.* અરજ કરવી, માંગી લેવું, વિનંતિ-પ્રાર્થના કરવી, આજીજી કરવી હાથ જોડવા

Beseechingly, *ad.* વિનંતિ-કાલાવાલા આજીજી કરીને.

Beseem, *v. t.* લાયક હોવું, યોગ્ય હોવું, છાજવું, શોભવું.

Beseeming, *a.* લાયક, દુરૂસ્ત, ઘટતું, લાજિમ. *n.* શોભા, ખુબસુરતી.

Beseemly, *a.* યોગ્ય, લાયક, વાજબી, ઘટતું.

Beset, *v. t.* ઘેરો ઘાલવો, ઘેરી લેવું. વાટ પાડવી રસ્તામાં લુટવા સારૂ સંતાઇ બેસવું. ગભરાવવું.

Besetting, *a.* હમેશાં સાથે રહેલું-વળગેલું, ગુંચવણમાં નાખતું.

Beshrew, *v. t.* બદદુઆ માંગવી, શ્રાપ દેવો, ભુંડું ઇચ્છવું. [શિવાય, ઉપરાંત.

Beside, *prep.* બાજુપર, પાસે, એક તરફ.

Besides, *ad.* વળી, બિજું, વધારે, તે ઉપરાંત, શિવાય. [ઘાલવો, ગભરાવવું, ગુંચવવું.

Besiege, *v. t.* લપેટવું, બિડવું, ઘેરી લેવું, ઘેરો

Besieger, *n.* ઘેરો ઘાલનાર, ઘેરી લેનાર.

Besmear, *v. t.* લપેડવું, છાંટવું, ખરાબ વસ્તુ ચોપડવી.

Besom, *n.* સાવરણી, ઝાડુ, બુતારો. *v. t.* ઝાડુ કાઢવું, ઝાડવું, સાફ કરવું.

Besot, *v. t.* ગાંડું-સુસ્ત-જડ-મંદ કરવું.

Besotted, *p. a.* છકેલ, ગાંડું, ઘેલું, છાકટું.

Besought, (*pret & pp.* of *beseech.*) અરજ કીધી, વિનંતિ કીધી, આજીજી કીધી.

Bespangle, *v. t.* ટીલી ટપકી વગેરે લગાડીને સુશોભિત કરવું, ટપકી-ટીલી વગેરે લગાડી સણગારવું.

Bespatter, *v. t.* કાદવ-પાણી નાખીને ખરડવું, છાંટવું. નિંદા બદગોઇ કરવી.

Bespattered, *a.* પાણી છાંટયું, નિંદા કીધી.

Bespeak, *v. t.* અગાઉથી નક્કી કરી મુકવું-રાખવું, અગાઉથી કહી મુકવું-સુચવવું, જણાવવું. જણાઇ આવવું.

Bespeckle, *v. t.* ડાઘ પાડવા, ટપકાં પાડવા.

**Bespread**, *v. t.* પાથરવું, પાથરી-ઢાંકી નાખવું.
**Besprent**, *a.* છાંટેલું.
**Besprinkle** *v. t.* છાંટવું, રેડવું.
Besputter, *v. t.* થુક ઉરાડીને બોલવું.
Best, *a.* ઉમદા, ઉત્તમ, શ્રેષ્ઠ, ઉત્કૃષ્ટ, સૌથી સરસ *ad.* બહુજ, ઘણુંજ, સઉથી વધારે. (I will do my best) મારેથી જેટલું થાય તેટલું હું કરીશ.
Bessemer-process, *n.* બીડ લોખંડનું તીખું લોખંડ બનાવવાની રીત.
Bestial, *a.* પશુને લગતું, પશુ સંબંધી. ઘાતકી, નિર્દય, મેલું.
Bestir, *v. t.* સાવધ કરવું, હોશિયાર કરવું, ચપળ કરવું.
Bestow, *v. t.* આપવું, દેવું, દાન કરવું, બક્ષવું, લગ્ન કરી આપવું. વાપરવું, સંઘરવું, રાખી મુકવું.
Bestowal, Bestowment, *n.* આપવું તે, દાન, બક્ષિસ કરવી તે, બક્ષિસ.
Bestrew, *v. t.* છાંટવું, વેરવું, નાંખવું.
Bestride, *v. t.* પોહોળા પગ કરીને-ઘોડો ફલંગી બેસવું, લાંબી લાંબી ફલંગ ભરવી.
Bestuck, *v. t.* વળગાવવું, ચિકટાવવું.
Bestud, *v. t.* ટીલી જડવી, જડાવ જડવો, બુટ્ટા-નકશી-જડાવ વગેરેથી સુશોભિત કરવું.
Bet, *n.* સરત, સરતમાં મુકેલી વસ્તુ. *v. t.* સરત કરવી-બકવી-મારવી.
Betake, *v. t.* આશ્રય પકડવો, આશ્રયે જવું. મન લગાડવું, ઉપાય લેવો.
Betel, *n.* નાગરવેલ, પાનનો વેલો.
Betel-leaf, *n.* ખાવાનું પાન.
Betel-nut, *n.* સોપારી.
Bethink, *v. t.* યાદ કરવું, સંભારવું. *v. i.* વિચારવું, સાંભરવું, યાદ આવવું.
Bethlehem, *n.* ગાંડા માણસોને માટે કરેલું દવાખાનું Lunatic Asylum.
Betide, *v. t.* ગુજરવું, આવી પડવું, વિતવું. *v. i.* બનવું, થવું.
Betimes, *ad.* યોગ્ય વખતે, બરાબર વખતે, વખતસર, પ્રસંગે, જલદી, વેહેલાં, થોડી વારમાં.
Betoken *v. t.* નિશાનથી દેખાવું, આગમજથી જણાવું, સુચના થવી.
Betook, *v. t.* (*pret. of betake.*) આશ્રય લીધો, ઉપાય લીધો.
Betray, *v. t* દગાથી આપવું, વિશ્વાસઘાત કરીને સોંપવું, વિશ્વાસઘાત કરવો, દગો દેવો, ગળું કાપવું, ફિતુર થવું, ઉઘાડું પાડવું, દેખાડવું, બતાવવું.
Betrayal, *n.* વિશ્વાસઘાત, દગો, દગાથી સ્વાધીન કરવું તે.
Betrayer *n.* દગાખોર, વિશ્વાસઘાત કરનાર, બેવફા, વિશ્વાસઘાતી.
Betroth, *v. t.* વિવાહ-વેવીસાળ-વેસવાળ-સગાઈ-ચાંલા કરવા, લગ્નના કોલકરાર કરવા.
Betrothed, *a.* વાગ્દત્ત છોકરી, વિવાહ કરેલી છોકરી.
Betrothment, *n.* લગ્નના કોલકરાર, વિવાહનો ઠરાવ, વિવાહ.
Bettor, *n.* સરત મારનાર-બકનાર, સરત રમનાર. [*n.* સરત.
Betting. *ppr.* & *n.* સરત મારવી-બકવી.
Better, *a.* સરસગુણ ધરાવતું, બેહેતર, વધારે સારૂં, ફાયદાકારક, આસુદ્દ થયલું. *ad.* ચઢતી-સરસ રીતે વધારે સારી રીતે *v. t.* સુધારવું બેહેતર કરવું, ફાયદો કરવો, ટેકો આંપવો. (To be better off) સુખી હોવું. (Better half) બાયડી, વહુ, પત્ની.
Betterment, *n.* ફાયદો, લાભ, સુધારો.
Betters, *n.* વડીલો, ઉપરી.

Betty, *n.* દરવાજો-બારણું તોડવાનું ચોરનું હથિયાર.

Between, } *prep.* બેની વચ્ચે, વચ્ચે, માહોમાહે.
Betwixt, }

Beverage, *n.* શરબત, પાન, દારૂ.

Bevy, *n.* પક્ષીનું ટોળું, પક્ષીનું ઝુંડ, મંડળી, ટોળી, જથ્થો.

Bewail, *v. t. & v. i.* શોક કરવો, ખેદ કરવો, રૂદન કરવું, વિલાપ કરવો, ઉદાસ હોવું.

Beware, *v. i.* સાવધ રેહેવું, હોશિયાર રેહેવું, સંભાળમાં રેહેવું, ખબરદાર રેહેવું.

Bewilder, *v. t.* ગુંચવણમાં નાખવું, બાવરૂં કરવું, ગભરાવવું.

Bewildering, *ppr.* or *a.* ગુંચવણમાં નાખતું, આકુળ વ્યાકુળ કરતું.

Bewilderment, *n.* ગભરાટ, ગુંચવણ, અકળામણ.

Bewilderness, *n.* ગુચવણ ગભરાટ.

Bewitch, *v. t.* ચેટક લગાડવું, મોહિત-વશ કરવું, જાદુ-ધંતરમંતર કરવું, મુઠ મારવી, કામણ કરવું, નજર બાંધવી.

Bewitching, *a.* મોહિત-વશ કરતું, કામણગારૂં, મોહ પમાડનારૂં.

Bewitchment, *n.* વશીકરણ, કામણ, મોહીની, નજરબંદી.

Bey, *n.* તુર્કસ્થાનનો હાકેમ.

Beyond, *prep.* આગળ, અગાડી, ઉપરાંત, કરતા અધિક, પેલી તરફ, અધિક ચઢીયાતું. *ad* ત્યાં, પેલીગમ, તેણીગમ, આઘે.

Bezel, *n.* ખાનું, ઘર, વિંટીના જે ભાગમાં હિરો જડવામાં આવેછે તે ભાગ.

Bezoar, *n.* ઝેરમ્હોરો, પાજહર.

Biangular, }
Biangulated, } *a.* ત્રિકોણ, બે ખુણાવાળું.
Biangulous, }

Biarticulate, *a.* બે સાંધાનું.

Bias, *n.* વળણ, વાંક, ઇચ્છા. *v. t.* કોઈ એક તરફ ઢળવું, પક્ષપાત કરવો.

Biased, *p. a.* પક્ષપાત કીધો, કોઈ એક તરફ ઢળેલું.

Bib, *n.* ખાતી વેળાએ બાળકનાં લુગડાં બગડે નહીં માટે તેની છાતીએ જે લુગડાંનો કટકો બાંધે છે તે. [ટેવ વાળો. દારૂડિયો.

Bibacious, *a.* દારૂનો વ્યસની, દારૂ પીવાની

Bibacity, *n.* દારૂ પીવાનું વ્યસન.

Bibber, *n.* પીનાર, છાકટો, દારૂબાજ, દારૂડિયો.

Bible, *n.* ખ્રિસ્તી લોકનું ધર્મ શાસ્ત્ર-પુસ્તક.

Biblical, *a.* ખ્રિસ્તી શાસ્ત્રને લગતું-સંબંધી.

Biblicist, *n.* ખ્રિસ્તી શાસ્ત્રમાં પ્રવીણતે.

Bibliographic, *a.* પુસ્તકોના જ્ઞાન સંબંધી, પુસ્તકોના ઈતિહાસ સંબંધી.

Bibliography, *n.* પુસ્તકોનું બ્યાન-ઈતિહાસ-હકીકત.

Bibliomania, *n.* નવાઈના અને ન મળતાં પુસ્તકો રાખવાની અતિશય ઈચ્છા-ઘેલાઈ.

Bibliomaniac, *n.* નવાઈના અને ન મળતાં પુસ્તકો રાખવાની અતિશય ઇચ્છા રાખનાર-ઘેલો

Biblist, *n.* બાઈબલમાં પ્રવીણ, ખ્રીસ્તી ધર્મ જાણનાર.

Bibulous, *a.* શોષક, ચુસી લે એવું.

Bice, *n.* ખુલ્લો આસ્માની રંગ.

Bicephalous, *a.* બેમાથાં-ટોકાવાળું. દોમથન

Bicker, *v. i.* ખટપટ થવી, કજીયો થવો. ટંટોટપાબાજી થવી. હાલવું, ધ્રુજવું.

Bickering, *n.* ખટપટ, કજીયો, રગઝગ, કચકચ.

Bicolor, *a.* બે રંગનું, જેમા બે રંગ હોય એવું.

Bicorn, *a,* બે શિંગડાવાળું.

Bicuspidate, *a.* બે ચાંચવાળો.

Bid, *v. t.* હુકમ કરવો, આજ્ઞા કરવી, ફરમાવવું,

કિમ્મત કેહેવી, માગણી કરવી, દર-ભાવ કેહેવો. આમંત્રણ કરવું. *n.* લિલામમાં ચહડાવો.

Bidder, *n.* લીલામ-હરાજીમાં ભાવ કેહેનાર-વધનાર.

Bidding, *n.* ફરમાન, આજ્ઞા, હુકમ. માગણી કરવી તે. આમંત્રણ, નોતરું.

Bide, *v.t.* or *v.i.* (*see* Abide)

Bidental, *a.* બે દાંતનું, દ્વિદંતક, બે દાંતવાળું.

Bidet, *n.* ટટુ, વછેરો. ન્હાનો ઘોડો.

Biennial, *a.* બબ્બે વર્ષે થતું, દ્વિવાર્ષિક, બે વર્ષ સુધી ચાલનાર-રેહેનાર. બે વર્ષ જીવનાર.

Bier, *n.* મુડદાને લઈ જવાની ખાટલી, ઠાઠડી, કરકટી, મડદાને લઈ જવાની ગાડી.

Biestings, (pl) *n.* ચીક, ખરેટું, ખીરૂં.

Bifarious, *a.* બમણું, બબેના હાર.

Bifer, *n.* વરસમાં બે વાર ફળતું એક ઝાડ.

Biferious, *a.* વરસમાં બે વાર ફળતું.

Bifid, *a.* દુભાગ, બે ભાગનું, બે ફાડમાં ચિરાયલું

Biflorate, Biflorous, } *a.* બે ફુલનું, બેવડાં ફુલવાળું.

Bifold, *a.* બેવડું, દુપ્પટ, બમણું, બે જાતનું.

Bifoliate, *a.* બે પાંદડાંનું-વાળું.

Biform, *a.* દ્વિરૂપ, બેવડા આકારનું-વાળું.

Bifurcate, Bifurcated, } *a.* બે ફાંટાનું, દુખાંદી. બે કાંટા-વાળું, બે સાખાવાળું.

Bifurcation, *n.* દુફાંટો, દુખાંદો. જેને બે ફાંટા હોય તે.

Big, *a.* મ્હોટું, મહાન. ગાભણી, ગર્ભવંતિ. ભરપુર, ભરેલું, જાડું. અભિમાની, ગર્વિષ્ટ; મ્હોટા મનવાળું, હિમ્મતવાન.

Bigamist, *n.* બે જીવતી બાયડીવાળો, બે જીવતાધણીવાળી.

Bigamy, *n.* એકજ વખતે બે બઈરી અગર [વર કરવા તે.

Biggin, *n.* ન્હાનાં બચ્ચાંની ટોપી, લાકડાંનો ન્હાનો વાડકો.

Bight, *n.* દોરડાંનો વિંટો. ન્હાનું અખાત.

Bigness, *n.* મ્હોટાઈ, મહત્વ, કદ.

Bigot, *n.* સ્વમતાભિમાની માણસ. એક માર્ગી પુરૂષ, વગર વિચારે હઠથી પોતાનાજ મતથી ચાલનાર માણસ.

Bigoted, *a.* મતવાદી, સ્વમતાભિમાની, કોઈ મતને હઠથી વળગી રેહેનાર, ધર્માંધ.

Bigotry, *n.* સ્વમતાભિમાન, ધર્માંધપણું, મતવાદ, કોઈમતને અવિચાર તથા હઠથી વલગી રહેવું તે.

Bijou, *n.* ઝવેર, સણગાર.

Bilabiate, *a.* બે હોટવાળું, બે ફાંટાવાળું.

Bilateral, *a.* બે બાજુનું.

Bilbo, *n.* એક જાતની ન્હાની તરવાર.

Bilboes, *n* હેડ, પગની બેડી.

Bile, *n.* પિત્ત.

Bilge, *n.* વહાણનું પેટું, વહાણનાં તળિયાનો ઉપસેલો ભાગ. પીપનું પેટું-પેટ. *v. i.* વહાણનાં તળિયાના ઉપસેલા ભાગમાં ગાબડું પડવું.

Bilge-water, *n.* ધામટ, ગાબડું પડવાથી વહાણમાં દાખલ થયલું પાણી.

Biliary, *a.* પિત્ત સંબંધી, જે માર્ગથી પિત્ત વેહે છે તે માર્ગને લગતું.

Billingsgate, *n.* ગાળાગાળી, શરમ ભરેલું ભાષણ, અપશબ્દ.

Bilinguous, Bilingual, Bilinguar, } *a.* બે ભાષાનું, બે જુબાનનું. દુભાષી. દ્વિભાષીક.

Bilious, *a.* પિત્તનું, પિત્તવાળું. પિત્તનું જોર જેને છે તેનું.

Bilk, *v. t.* ઠગવું, દગો કરવો, નાઉમેદ કરવું.

Bill, *n.* વેચેલા માલની કિમ્મત સુધાંની યાદી-ટીપ, ટીપ, યાદી, આંકડો, વાદીની અરજી. નવા

ચારો, મંડળી, સભા, મંડળ. પંગત, એક જાતનો ધંધો કરનાર માણસો.

Brother-like, *a.* ભાઈચારો, ભાઈને ઘટે તેવું.

Brotherly, *a.* ભાઈપણાનું, બંધુ યોગ્ય, ભાઈના જેવું મમતાળુ, માયાળુ. [ગ્રુમ.

Brougham, *n.* એક જાતની છતરીવાળી ગાડી,

Brought, *pret, & pp. of* bring, લાવ્યું, આણેલું, આણ્યું. [કોર.

Brow, *n.* ભવું, ભમ્મર, ભ્રકુટી, કપાળ, ધાર,

Browbeat, *v. t.* ભવાં-ડોળા ચઢાવીને બોલવું, આંખે ધુરકી કોઈને દબાવવું, સપડાવવું, દબડાવવું.

Browbeating, *n.* આંખો ચઢાવી બોલવું. કોઈને દબાવવું તે.

Browless, *a.* શરમ વગરનું, નિર્લજ્જ, બેશરમ.

Brown, *a.* સાંમળું, ભુરૂં, બદામી, તપખિરિયું *n.* તપખિરિયો રંગ *v. t.* ભુરૂં-તપખિરિયું કરવું, ભુરો રંગ લગાડવો.

Brownie, *n.* દુનિયામાં એક જાતનું કલ્પિત સારા સ્વભાવનું ભુત.

Brownish, *a.* ભુરાસપર, જરા સાંમળાસપર, ભુરાસ પડતું.

Brown-stout, *n.* એક જાતનો ઉંચો દારૂ.

Brown-study, *n.* વિચારમાં દેહનું ભાન નહિં રેહેવું તે, સમાધિ, ધ્યાન.

Browse, *v. t.* ઝાડનાં પાંતરાં-પાલો ખાઈ જવો, કુમળો કુમળો ભાગ ખાઈ જવો. *v. i.* ઝાડ પાલાપર ચરવું. *n.* કુમળો ભાજીપાલો.

Browser, *n.* ભાજીપાલો ખાનાર જનાવર.

Browsing, *n.* કુમળો ભાજીપાલો, ભાજીપાલાવાળી જગ્યા.

Bruin, *n.* રીંછ, રીંછનું એક નામ.

Bruise, *v. t.* દુઃખાપત, છુંદવું, કુંટવું, ભુકો કરવો. ઉઝરડો પાડવો. *n.* છુંડાવું તે, ચામઠું, ચાઠું, ઢીમડું, ડાઘ, ઉઝરડો.

Bruiser, *n.* છુંદનાર, ભુકો કરનાર. ઠોસા ઠોંસી કરનાર. દુરબીનના કાચ ઘસવાનું એક હથિયાર-ઓજાર. એક જાતનો પાલો જેથી ઉઝરડા-ચામઠાં વગેરે સારાં થઈ જાય છે તે.

Bruised, *pp.* છુંદાયલો, કેચાયલો. *n.* જખમી.

Bruit, *n.* અફવા, ગપ, બુમાટો. *v. t.* અફવા ફેલાવવી, બુમાટો ઉરાડવો, ચર્ચા ચલાવવી.

Brume, *n.* ધુમસ.

Brumal, *a.* શિયાળાને લગતું, તાહાડની રૂતુનું, શિયાળાનું-સંબંધી.

Brunette, *n.* કાળા-સાંમળા રંગની બાયડી, સાંમળી-સ્યામ-ઘઉં વર્ણી સ્રી.

Brunt, *n.* ઝપાટો, તડાકો, ધડાકો, આચકો.

Brush *n.* કુંચો, કુંચડી-ડો. ન્હાની લડાઈ-ઝટાપટી. ગુચ્છાવાળી પુંછડી. *v. t.* કુંચડાવતી ઝાડવું-વાળવું-સાફ કરવું, અડકવું, લાગવું, ઘસાઈને જવું. (Brush off) ઝાડુ મારવો. (Brush up) સાફ કરવું, ઘસવું, આવૃત્તિ કરવી.

Brush-wood, *n.* ઝાડી, ઝાડવાં.

Brushy, *a.* બ્રશના જેવું, કુંચાડાના જેવું, ખડબચડું, કુંચડા જેવું પથરાતું.

Brusque, *a.* તોછડું, અસભ્ય, ઉતાવળું.

Brustle, *n.* કડકડ અવાજ. *v.i.* કડકડવું, શોર કરવો, ચરડચરડ અવાજ કરવો, જંગલી.

Brustling, *n.* કડકડ-ચરડચરડ અવાજ.

Brutal, } *a.* પશુનું, પશુસંબંધી, નિર્દય,
Brutish, } ઘાતકી, મુર્ખ, અજ્ઞાન.

Brutality, *n.* પશુપણું, પશુધર્મ, ક્રૂરતા, નિર્દયતા, કઠોરપણું, ઘાતકીપણું.

Brutalize, *v. t. & v. i.* ઘાતકી-ક્રૂર-નિર્દય કરવું-થવું.

Brutally, *ad.* ઘાતકીપણે, નિર્દયપણે.

**Brute**, *n.* પશુ, જનાવર, હેવાન, જંગલી, ચંડાળ, ઘાતકી માણસ. *a.* અજ્ઞાન, મુર્ખ, જંગલી.

**Brutify**, *v. t.* પશુ સરખું કરવું, મુર્ખ કરવું જંગલી કરવું.

**Brutish**, *a.* પશુ સરખુ, મુર્ખ, ઘાતકી, નિર્દય.

**Brutishly**, *ad.* પશુ જેવો, જનાવરની ભાષા બોલતો, જનાવરની રીતે.

**Brutishness**, *n.* પશુપણું, પશુ સ્વભાવ, પશુધર્મ.

**Brutism**, *n.* પશુપણું, ક્રૂરતા, નિર્દયપણું.

**Bubble**, *n.* પરપોટો, ખોટો દેખાવ. સ્વપ્નવત વસ્તુ. ઠગાઈ. *v. i.* ખળખળ વેહેવું. પરપોટા ઉઠવા. *v. t.* ઠગવું, છેતરવું, દગલબાજી કરવી, ફસાવવું.

**Bubbler**, *n.* એક ઠગારો.

**Bubby**, *n.* સ્તન, થાન.

**Bubo**, *n.* પેટ અને જાંગ વચેનો બેઠેલો ભાગ, જાંગના સાંધા આગળની ગાંઠ-બદ. વળ.

**Buccal**, *a.* ગાલને લગતું.

**Buccaneer**, *n.* સમુદ્રમાં વહાણના લુટારા. ચાંચિયા ટોળીમાં ફરનારા.

**Buck**, *n.* સસલો, કલિયાર, હરણો, બકરો. ફંદી-ફાંકડો-અક્કડબાજ-છેલ પુરૂષ, લાલ. ધોવા નિખારવા માટે કરેલું સાબુ-ખાર વગેરેનું પાણી, સાબુ-ખારમાં નાખેલા કપડાં. *v. t.* નિખારવા માટે સાબુ-ખારનાં પાણીમાં કપડાં બોળવાં-નિખારવાં-ધોવાં.

**Buck-basket**, *n.* કપડાંનો કંડિયો.

**Bucket**, *n.* ડોલ, પોહોરો, બોખ, કોસ, બાલદી.

**Bucketful**, *n.* ડોલમાં માય તેટલું, ડોલભર.

**Buckish**, *a.* નખરાબાજને લગતું, નખરાબાજ, ઈસ્કી.

**Buckle**, *n.* અટકણ, કડી, આંકડી, ગોટો, ગુચ્છો. *v. t.* બકળથી બાંધવું, આંકડી કડી ભેરવવી. *v. i.* હોંસથી મંડવું—કામે લાગવું. લઢાઈને વાસ્તે તૈયાર થવું. (To buckle to) ઉલટથી કોઈ કામ પછવાડે લાગવું-મંડવું. (To buckle with) હાત મેલવવો.

**Buckler**, *n.* એક જાતની ઢાલ. આંકડી ભેરવનાર.

**Buckram**, *n.* વારનીશ ચોપડેલું એક જાતનું સણનું મજબુત જાડું કપડું, મિણકાપડ.

**Buckskin**, *n.* સસલાનું-હરણનું ચામડું, કલિયારનું ચામડું.

**Buck-stall**, *n.* સસલા-હરણ પકડવાની જાળ.

**Bucolic**, *a.* ભરવાડ સંબંધી, ભરવાડની રીત-ભાત સંબંધી. *n.* જેમાં ભરવાડનાં સંસાર કાર્યો તથા રીતભાત વર્ણવેલાં હોય એવું કાવ્ય.

**Bud**, *n.* કળી, પીલો, ફુણગો. *v. t.* કળી ફુટવી-થવી- આવવી. (To nip in the bud) ઉગતાં ડામવું.

**Budge**, *v. i.* ખસવું, હાલવું, ચાલવું.

**Budgero**, *n.* સેહેલ કરવાનું એક બંગાલી વહાણ, ક્રીડા નૌકા.

**Budget**, *n.* કોથળી, ઠેલી, જથ્થો, સમાચાર સંગ્રહ. પુંજી ખ્રિસ્તી રાજની આવક તથા ખરચનો હિસાબ તથા તેને લગતાં કાગળિયાં. (Budget of stories or tales) કથા સંગ્રહ. (Budget of tunes,) ગત સંગ્રહ. (Budget of songs) ગીત સંગ્રહ.

**Buddhism**, *n.* બુદ્ધ લોકનો ધર્મ.

**Budlet**, *n.* ઝીણો ફુણગો, સણગો, ન્હાની કળી.

**Buff**, *n.* ભેંસ, બળદ વગેરેનું સાફ કરેલું ચામડું, લશ્કરી દગલો. આછો પીળો રંગ. મુકકો. છરી, ચાકુ વગેરે સાફ કરવાનું એક ન્હાનું પૈડું. *v.t.* મુક્કીએ મારવું, *a.* આછા.

**Buffalo**, *n.* પાડો, ભેંસ, ડાબું. *a.* પીળા રંગનું. ભેંસ વગેરેનાં ચામડાનું. મજબુત.

**Buffer**, *n.* ડફ્રરા, આગગાડીઓ એક બીજા સાથે અફળાય નહીં માટે તેની આગળ પાછળ જયેડફ્રરા કમાન સાથે જડેલા હોય છે તે.

**Buffet**, *v. t.* મુકી-થપડાક-લપડાક મારવી. ગોતું ખાવું. સાથે લડવું-બાઝવું. *n.* મુક્કી, મુક્કો, થપડાક, ઠોંસો. એક જાતનું કબાટ, (To buffet the billows) ગોતાં ખાવાં.

**Buffle**, *v. i.* ગભરાવું, ગુંચવાણમાં આવવું.

**Buffle-headed**. *a.* ભેંસના જેવા મોટાં માથાવાળું મુર્ખ (માણસ).

**Buffoon**, *n.* મશ્કરો, રંગલો, ભાંડ, તરકડિયો, વિદુષક.

**Buffoonery**, *n.* મસકેરી, ઠઠાબાજી.

**Bug**, *n.* માકડ, માકણ.

**Bugbear**, *n.* હાઉ, બ્હાઉ, ઘોઘર. બીહવડાવનારો બાવો.

**Buggy**, *a.* માકડ-માકણોથી ઉભરાઈ જતું, માકડથી ભરેલું. *n.* એક જાતની હલકી બે પૈડાવાળી ઘોડાની ગાડી, બગી.

**Bugle**, } *n.* રણશિંગડું, શિકારી વાજું,
**Buglehorn**, } તુર, તુરાઈ.

**Bug-trap**, *n.* માકડિયું, માકણીયું.

**Buhl**, *n.* અબનુસનાં કાળાં લાકડામાં નકસી કહાડી કલઈ વગેરે ધાતુનાં ચિત્ર કરેલાં હોય છે તે. [પથ્થર.

**Buhrstone**, *n.* ઘંટી કરવાનો એક જાતનો કઠણ

**Build**, *v. t.* બાંધવું, રચવું, ઉભું કરવું, ઉઠાવવું. *v. i.* ઘર વગેરે બાંધવાનું-ચણવાનું કામ કરવું-નો ધંધો કરવો. આધાર રાખવો.

**Builder**, *n.* બાંધનાર, ગજ્જર, મિસતરી. કર્ત્તા, સરજનહાર. [મજલો, ઘર.

**Building**, *n.* ઇમારત, અમલો, હવેલી,

**Built**, (*pret n. of build*) બાંધેલું, ચણેલું. બંધામણીનું, બાંધ્યાનું.

**Bulb**, *n.* કંદ, ડોડલું, કાંદો.

**Bulbous**, *a.* કંદવાળું, કાંદાનું, ડોડવાવાળું.

**Bulge**, *n.* વહાણના તળિયાનો પેહોળો ઉપસેલો ભાગ. પીપનું પેટ-પેટું. *v. i.* ઉપસેલા વહાણના તળિયાના ભાગમાં ગાબડું પડવું. વચલા ભાગમાંથી ઉપસઈ આવવું, બાહાર નિકળવું.

**Bulimy**, *n.* ઘણીજ ક્ષુધા, બહુજ ભુખ. ભસ્મ રોગ.

**Bulk**, *n.* આકાર. આકૃતિ. કદ, પ્રમાણ. મુખ્ય અંશ-ભાગ, ઘણો ભાગ. વહાણમાં ભરેલો માલ બહાર નિકળતો ભાગ. (To break bulk) વહાણ ખાલી કરવા માંડવું (In bulk) જથ્થા બંધ. (Laden in bulk) પેટી અથવા ગાંસડીમાં બાંધ્યા વગરનો રઝળતો સામાન. (A sale by bulk) વગર તોલવે માપવે અનામત પડેલા સામાનનું વેચાણ.

**Bulkhead**, *n.* વહાણમાં કરેલો આંતરો પડદો.

**Bulkiness**, *n.* સ્થુલતા, આકાર, મહત્ત્વ. મ્હોટાપણું.

**Bulky**, *a.* કદાવર, સ્થુલ મ્હોટા કદનું.

**Bull**, *n.* ગોધો, સાંઢ, આખળો.વૃષભ રાશિ. પોપનું ફરમાન-હુકમ. ભુલ, ચુક. છાપ. શિક્કો. *a.* મ્હોટું. [ફરમાનનો સંગ્રહ.

**Bullary**, *n.* રોમન કેથોલિકના પોપ તરફના

**Bull-baiting**, *n.* આખળા પાછળ કુત્રા ભસાવી ખીજવવો તે. [મ્હોટો કુત્રો.

**Bull-dog**, *n.* ટુંકા મોંઢાવાળો એક જાતનો

**Bullet**, *n.* બંદુકની ગોળી.

**Bulletin**, *n.* પ્રકૃતિમાન પત્ર. અધિકારી તરફથી બહાર પડેલું વર્તમાનપત્ર-સમાચાર. સત્તા ભરેલો હેવાલ, નવી ખબર, કોઈબી તરફની તાજી ખબર.

**Bull-fight**, *n.* બળદની લઢાઈ.

**Bull-finch**, *n.* એક જાતની ચકલી-ચલી.

Bull-fish, *n.* એક જાતની માછલી.
Bull-frog, *n.* એક જાતનો મ્હોટો દેડકો.
Bull-head, *n.* મુર્ખ, મુઢ.
Bullion, *n.* સોનારૂપાનો ગઠ્ઠા-લગડી, ચાંદી.
Bullock, *n.* બળદ, બેલ, ગોધો.
Bullock-driver. *n.* બળદ-સાંઢ હાંકનાર.
Bullock-heart, *n.* રામફળ, રામફળનું ઝાડ.
Bull's-eye, *n.* ન્હાની ડોકાબારી, એક જાતનું ફાનસ, પોલીસ સિપાઈ પાસે રાખવાનું ફાણસ. મીઠાઇ. ઢાલ ઉપરનો ચાંદ.
Bully, *n.* ખોટી ધાંધળ કરનાર, લંફંગો. *v. t.* ધાંધળ કરી ધભરાવવું, ઉતારી પાડવું, અપમાન પોહોંચાડવું, લફંગાઈ કરવી.
Bulrush, *n.* બરૂ-નેતરની એક જાત, ગુંદડાની જાતનું વિલાયતી ઘાસ.
Bulwark, *n.* બુરજ, કોટ, કિલ્લો, રક્ષણનું સાધન, રક્ષણ, આશ્રય.
Bum, *n.* ગાંડ, કુલાં,
Bumboat, *n.* મછવો. બાંમબોટ.
Bumbailiff, *n.* નાજરના હાથ નીચેનો સહુથી હલકો માણસ.
Bumble-bee, *n.* એક જાતની મ્હોટી મધ[માખી.
Bump, *n.* ગાંઠ, ગુમડું, ઢીમું, મુક્કી, ઠોંસો, ધપ્પો, ધક્કો, *v. t.* મ્હોટો-ભારી-ઉંડો અવાજ કરવો. *v. i.* અથડાવું, થપકાવું, અફળાવું, ટક્કર મારવી, થડકાવું.
Bumper, *n.* છલાછલ ભરેલું પ્યાલું, ખિચોખિચ ભરાયલું પ્યાલું.
Bumper-house, *n.* નાટકશાળામાં ખિચોખિચ ભરાયલા તમાસગીરો.
Bumpkin, *n.* ગુમાર, ગામડિયો, રેંચો.
Bun, *n.* મિઠી પુરી, ખતાઈ, ચાનકી, ખાખરો.
Bun-Bunn, *n.* મીઠી પુરી.
Bunch, *n.* ખુંધ, ઢીમું, ઢેકો, ઝુમખો, ભારો, લુમ, જથ્થો, ઢગ. *v. t.* ઉપસી આવવું, ઉભરાવું, ઢીમું ઉઠવું, ખુંધ નિકળવી.
Bunchbacked, *a.* ખુંધુ, ખુંધુ નિકળી આવેલું.
Bunchiness, *n.* ઝુમખાદારપણું.
Bunchy, *a.* ઝુમખાવાળું-દાર.
Bundle *n.* ગાંસડી-ડો, બચકી-કો, પડીકું, પોટલી, બિંદડી. *v. t.* ગાંસડી બાંધવી, પડીકું પોટલું બાંધવું.(To bundle off) કોઈને ઉતાવળમાં મોકલી દેવું.
Bung, *n.* દટ્ટો, દાટો, પીપને મારેલો દાટો. *v.t.* પીપને દાટો મારવો, પીપનું મ્હોડુ બંધ કરવું, દાટો મારવો.
Bungalow, *n.* ઘર, હવેલી, બંગલો.
Bungle, *v. i.* & *v. t.* બેડોળ રીત-ખોટી રીતે કામ કરવું, લોચો વાળવો. *n.* ઢંગ.મન-ચવ વગરનું કરેલું કામ, બેડોળ કામ.
Bungler, *n.* બીન કસબી, ઘાસકાપુ, અનાડી. બેડોળ કામ કરનાર, અણકિસબી કારીગર.
Bungling, *a.* ગડબડ ગોટાવાળું, બેડોળ.
Bunion, *n.* અંગુઠાની રસોલી.
Bunk, *n.* બિછાનું રાખવાની પેટી.
Bunker, *n.* કોલસા વગેરે ભરવાનો કોઠાર-કોઠી. ખલાસીનો ઓરડો.
Bunt, *v. i.* ઉપસી આવવું.
Bunting, *n.* વાહણના વાવટા કરવાને ઉનનું રંગ બેરંગી-પટાવાળું કાપડ.
Buoy, *n.* બોયું, દરિયામાં ખરાબા ઇત્યાદિ અડચણોની ચેતવણી માટે પાણીની સપાટી ઉપર તરતી રાખેલી નિશાન. *v. t.* તરતું રાખવું, નિભાવી લેવું, બચાવી લેવું. *v. i.* તરતું રહેવું.
Buoyancy, *n.* તરણશીલતા, તરવાનો ગુણ, તરતાપણું, હલકાપણું. ઉલ્લાસ, ઉત્સાહ.
Buoyant *a.* તરતું, બુડે નહીં તેવું, ઉદ્દાસ

નહીં થાય એવું.

Buoyantly, *ad.* તરતી રીતે, હલકી રીતે. ઉલ્લાસથી.

Bur, *n.* કાંટાદાર ફોટલું.

Burden, *n.* ભાર, બોજો, બારદાન, વેઠ, ભારે બોજો મુદ્દ *v. t.* લાદવું, બોજો લાદવો, ભરવું, ભાર નાખવો.

Burdensome, *a.* ઘણું ભારી, ઘણા બોજાવાળું સખ્ત, દુ:ખદાયક, જુલમી.

Buried, *p. v.* પુરેલો, દાટેલો.

Burlesque, *a.* હાસ્યરસનો, હાસ્યરસ પ્રધાન.

Bureau, *n.* ઈસકોતરી, કપડાં અથવા કાગળો મુકવાની ખાનાવાળી પેટી. ખાતું, કચેરી.

Burg, *n.* શેહેર જેમાંથી પાર્લામેંટ સભામાં પ્રતિનિધિ અથવા સભાસદો મોકલવાનો હક હોય છે તે.

Burgundian, *n. a.* ફ્રાન્સ દેશમાં બર્ગંદ-નામનું એક શેહેર છે ત્યાંનો રહીશ.

Burganet, } *n.* લડાઈની ટોપ.ટોપી-શિરી
Burgonet, } સ્રાણ.

Burgess, *n.* શેહેરનો વતની, કેટલાંક ચોકસ પરગણાઓનો કોટવાલ, પાર્લામેન્ટમાં મોકલેલો કોઈ કસબાનો પ્રતિનિધિ.

Burgher, *n.* શેહેરનો વતની, જે ગામમાંથી પાર્લામેન્ટમાં સભાસદો મોકલવામાં આવે છે તે

Burglar, *n.* ઘરફોડું, સંધિચોર, રાતની વખતે ઘર ફોડનાર-ખાતર પાડનાર.

Burglarious, *a.* રાતની વખતે ઘર ફોડે એવું, ખાતર પાડનારું.

Burglary, *n.* રાતની વખતે ઘર ફોડવું ખાતર પાડવું તે, ઘર ફોડવાનો-ખાતર પાડવાનું અપરાધ.

Burgomaster, *n.* કોટવાલ.

Burgundy, *n.* ફ્રાન્સનું એક શેહેર.

Burgundy, *n.* એક જાતનો દારૂ.

Burial, *n.* જમીનમાં દાટવું તે, મુડદાને દાટવું તે, દહન, ભુમિદાહ સંસ્કાર.

Burial-ground, *n.* મડદાં દાટવાની જગા.

Burial-procession, *n.* મઈયત સ્વારી, મુડદું લઈજનાર ટોળું.

Burial-service, *n.* મુડદાં દાટતી-બાળતી વખતની પ્રેતક્રિયા.

Buried, *pp.* or *a.* દાટેલું, દફનાવેલું.

Burin, *n.* ખોદવાનું-કોતરવાનું હથિયાર-ઓજાર.

Burl, *n.* દોરાની ગાંઠ. *v. t.* કપડાંને ધોવું, ધોતી વખતે કપડાં ઉપર જે રૂવાંટા અને દોર હોય તે ટુંપી કાઢવા.

Burlesque, *a.* હસવાજોગ, હાસ્ય જનક-કારક, *n* હસાવે એવો દેખાવ, હશવું આવે એવી નકલ. હાસ્ય જનક ભાષણ, *v. t.* હસવું આવે એવી નકલ કરવી-ભાષણ કરવું બોલવું. [દિહસ્થુળતા.

Burliness, *n.* કદ, પ્રમાણ, કદાવરપણું

Burly, *a.* મ્હોટાં કદવાળું, મહોટું, જબરું, કદાવર.

Burn, *v. t.* બાળવું, બાળી નાખવું. પકાવવું, દઝાડવું, ઉનું કરવું, *v. i.* બળવું, ચળકવું, ચકચકવું, બળ્યા કરવું, તપવું, ઉનુયવું. દાઝવું, *n.* ડામ, ચપકો. (To burn up, to burn out) તમામ બ.ળી નાખવું-બાળીને ભસ્મ કરવું.

Burner, *n.* બાળનાર, સળગાવનાર, દાહક, દીવાને સારીરીતે બળતો રાખવામાટે તેની વાટ ઉપર રાખેલું લટકણ.

Burned, *pp.* બાળેલું, દગ્ધ થયલું.

Burning, *n.* બાળવું તે, દાહ, આગ, અગન, જોસ્સો. *a.* અતિશય, ધગધગતું.

Burning-glass, *n.* સૂર્યકાંત, આગિયો કાચ.

Burnish, *v. t.* શિકલ કરવી, માંજવું, ઓપવું.

*n.* તેજ, ચળકાટ, ઓપ. [ઓપનાર.
Burnisher, *n.* શિકલિગર, ઓપ ચઢાવનાર,
Burnt, (*pret. & pp. of burn*) બાળેલું, બળેલું, બળી ગયલું.
Burr, *n.* કાનની નિચેની પાળ, હરણનાં શિંગડાં નિચેનો જાડો ભાગ. ત્રણ ધારી ત્રેપણ અથવા રંધો. કાંટાવાળું ફોટલું. આર (r) અક્ષરનો ઉચ્ચાર કરતી વખતે ઘોઘરો-ખોખરો ઉચ્ચાર થાય છે તે. *v. i.* ખોખરે અવાજે બોલવું.
Burrow, *n.* દર, બીલ, સુરાખ, રાફડો. *v. i.* દર-રાફડો કરવો-ખોદવો, દરમાં ભરાઈ રહેવું.
Bursar, *n.* કિસ્રિદાર, ખજાનચી, જામદાર, જેને નિમણુંક મળતી હોય તે-નિમણુકદાર વિદ્યાર્થી.
Bursary, *n.* પાઠશાળાનો-મઠનો ખજાનો. વિદ્યાર્થીનેમાટે ઠેરવેલી નિમણુંક.
Burst, *v. i.* ફુટવું, ફાટવું, ફાટી જવું, નિકળી આવવું, પોતાની મેળે એકાએક ફસકાઈ જવું, છટકી જવું, હુમલો કરવો, આવી પડવું, એકદમ કરવા મંડી જવું, જોરથી ઘુસવું, *n.* એકદમ ફાટવું-ફોડવું તે, એકદમ બહાર નિકળવું તે, કડાકો, ધડાકો, જુસ્સો. *v. t.* જોરથી ફાડવું-તોડવું-ઉઘાડવું.
Burthen, *n.* બોજો, ભાર, વેઠ, બારદાન. *v.t.* લાદવું, બોજે લાધવો, ભરવું, ભાર નાખવો.
Burton, *n.* ન્હાના મછવાના દોરડાં વગેરે સામાન.
Bury, *v. t.* પુરવું, દાટવું, દફન કરવું, વાવવું, ઓરવું, સંતાડવું, વિસારે મુકવું, ભુલી જવું.
Burying-ground, } *n.* મસાણ.
Burying-place, }
Bush, *n.* ન્હાનું ઝાડ, ઝાડવું, ઝાડવાં, ઝાડી. *v. t.* ઝાડપાનનો ટેકો આપવો. *v. i.* ઝાડીવાળું થવું.
Bushel, *n.* અનાજ ભરવાનું ૮ ગ્યાલન કે ૪ પેકનું માપ. ગાડીનાં પૈડાની ખોલી, મ્હોટો જથ્થો.
Bushiness, *n.* ઝાડવું, ભારો, ઝુપડી.
Bushy, *a.* જાડું, ભરાઉ, ગુચ્છાવાળું, ઝાડવાંથી ભરેલું, ઝાડવાંવાળું.
Busily, *ad.* ઉદ્યોગથી, ઘણાં કામમાં.
Business, *n.* કામ, ધંધો, ઉદ્યોગ, રોજગાર, વેપાર.
Busk, *n.* ખરા લોહોડાંનો અથવા મગરનાં હાડકાંનો નકસીદાર કટકો જે ગવન ઉપર પેહેરવામાં આવે છે તે.
Busket, *n.* ન્હાની ઝાડી-દાખળી.
Busky, *a.* ઝાડીવાળું.
Buskin, *n.* ઉંચી એડીના અરધા જોડા, ઘુંટણીથી થોડેક નીચે સુધી આવે એવો એક જાતનો જોડો. કરૂણારસ નાટક.
Buskined, *a.* ઉંચી ખડીના અરધા જોડા પેહેરેલો.
Buss, *n.* માન આપવા સારૂ કરેલી ચુંબી-બોકી. *v. t.* બોકી-ચુંબી લેવી.
Bust, *n.* મુખોટો, ચેહેરો, મુખવટો, માથાંથી તે છાતી-કમર લગીનું માણસનું પુતળું. છાતી.
Bustard, *n.* બગલો, એક જાતનો સફેત પાણીપર રહીને મછી ખાનારો પક્ષી.
Bustle, *v. i.* ધામધુમ-ગડબડ-ધાંધલ-શોર કરવો થવો. *n.* ઉતાવળ, દોડાદોડ, ધાંધલ. ધામધુમ, ગડબડ, શોર, ઉથલપાથલ.
Bustler, *n.* ગડબડિયો, ધાંધલિયો, ઘાલમેલીઓ
Bustling, *a.* ગડબડ્યો, ધામધુમ્યો.
Busy, *a.* કામે લાગેલું, કામમાં ગુંથાયલું, મેહેનતું, ગડબડીયું. ઘાલમેલયું. *v. t.* કામે લગાડવું, કામમાં રોકવું.
Busy-body, *n.* લુચ્ચો કારભારી *a.* ખટ-

પટિયો, કોઈનાં કામમાં માથું મારનાર, વચ્ચે પડનાર, ઘાલમેલિયું.
**Busy-bodied**, *a.* ખટપટયો, કોઈના કામમાં માથું મારનાર-વચ્ચે પડનાર.
**But**, *prep. & conj.* શિવાય, વગર, વિના. પણ, પરંતુ માત્ર, ફક્ત. *n.* નાકું, છેડો, હદ. *v. t.* છેડે આવવું. હદપર આવવું.
**Butcher**, *n.* કસાઈ, ખાટકી. નિર્દય માણસ. *v. t.* જબે કરવું, કાપી નાખવું, મારી નાખવું. હત્યા કરવી.
**Butcherly**, *a.* } ખુનરેજી ભરેલું, નિર્દય, કસઈના જેવું. કસાઈનું
**Butchery**, *n.* } કામ, ખુનરેજી, મ્હોટી કત્તલ, ખુન, કત્તલ, કાપાકાપી. કસાઈખાતું.
(**But-end** *n.* તળીયું, કોઈ જણસનો બુટ્ટો-જાડો છેડો-ભાગ. દસ્તો. (But end of a musket) બંદુકનું કુંદુ.
**Butler**, *n.* અંગ્રેજોનાં ઘરનો કારભારી. અથવા દારૂ વાસણો વગેરે જેના કબજામાં હોય છે તે ચાકર, બુટલેર, બટલર.
**Butlerage**, *n.* ઈંગ્લંડ દેશમાં પરદેશીઓ દારૂ ઉપર જકાત આપે છે તે.
**Butlership**, *n.* બટલરનું કામ-ની ચાકરી.
**Butment**, *n.* ટેકો, પુસ્તો.
**Butt**, *n.* નિશાન, નેમ, ચોટ. જનાવરની ટક્કર હદ, છેડો. જેની મજાક મશ્કરી કરવી હોય તે, રમકડું. કોઈપણ ચીજનો જાડો ભાગ, ૧૨૬ ગ્યાલન દારૂ માય તેવું પીપ. *v. i.* ટક્કર મારવી-લેવી, બહારના છેડા સાથે મળી જવું-એકઠું થવું, હદ આવવી. (A butt of a beer) ૧૦૮ ગ્યાલન બીરમાઓ અથવા ૧૫૦૦ થી તે ૨૨૦૦ હંદરવેટ કરંટ દરાખમાઓ એવું પીપ.
**Butter**, *n.* માખણ, મસ્કો, નવનીત. *v. t.* માખણ લગાડવું-ચોપડવું, મસ્કો લગાડવો.
**Butter-boat**, *n.* દડીયો, દ્રોણ, ડોણો.
**Buttercup**, *n.* એક જાતનું પિળું ફુલ.
**Butterfly**, *n.* પતંગિયું, ફુલપાખરૂ, પોપટ.
**Butteris**, *n.* ઘોડાની ખરી કાપવાનું સુંબતરાસ નામે હથિયાર.
**Buttermilk**, *n.* છાસ તક્ર.
**Butterprint**, *n.* માખણના રોટલા-બિસકીટ ઉપર લાકડામાં કોતરેલી છાપ મારે છે તે.
**Buttertooth**, *n.* આગલી ચોકીના પોહોળા દાંત.
**Buttery**, *n.* માખણ-દુધ વગેરે ખાવાના પદાર્થો મુકવાની ઓરડી. *a.* માખણનાં જેવું.
**Buttock**, *n.* કુલું, કુલો, ઢગરૂં.
**Button**, *n.* બોરિયું, ગુંડી, અડકણ, ડોરણું *v. t.* બોરિયું ભેરવવું-પેરવવું.
**Buttonhole**, *n.* બોરિયું પેરવવાનું નાકું.
**Buttress**, *n.* ટેકો, પુસ્તો. *v. t.* ટેકો આપવો.
**Butyrine**, *n.* માખણમાંનો ચીકાસવાળો ભાગ-પદાર્થ, ઘી, ઘૃત.
**Buxom**, *a.* રંગીલું, આનંદી, શોખી, ખુશ મીજાજી, ઉલ્લાસી.
**Buxomly**, *ad.* આનંદથી, ઉલ્લાસથી.
**Buxomness**, *n.* રંગીલાપણું.
**Buy** *v. t.* ખરીદ કરવું, ખરીદવું, વેચાતું લેવું. રૂશવત આપીને કોઈને પોતાનું કરી લેવું. (Buy on credit,) ઉધાર વેચાતું લેવું.
**Buyer**, *n.* ખરીદદાર, ખરીદ કરનાર, વેચાતું લેનાર, ઘરાક.
**Buying**, *n.* ખરીદી, લેવાલી.
**Buzz**, *v. t.* ગુણગુણ કરવું, ગણગણવું. ગુપચુપ-કાનમાં વાત કહેવી. *n.* ગુણગુણાટ, ગણગણાટ
**Buzzard**, *n.* એક જાતનું પક્ષી. મૂર્ખ બેવકુફ અનાડી, ઠોઠ, ઢ.
**Buzzer**, *n.* કાનમાં કહેનારો-બોલનારો.

**Buzzing**, *n.* ગણગણ કરતો અવાજ *a.* ગણગણ કરતું.

**By**, *perp.* પાસે, સાંમે, નિકટ, જોડે, કને, તરફ. આગળ, નજદીક, થી, ચોગે, માર્ફતથી, ચોગે કરીને, સુધીમાં. (Day by day,) દિનપરદિન. (Goodbye) સાહેબ મેહેરબાન, છેલીસલામ. (By no means) મુદ્દલ બિલકુલ નહીં. (Year by year) વર્ષાનવર્ષ, વરસપરવરસ. (Article by article) ડાગાનડાગ (By now) એટલામાં, એટલીવારમાં. (By water or by land) પાણીમાંથી અથવા પગરસ્તે જવું. (To sell by the pound) પૌંડપર વેચવું. (To sit by one's self) એકલા બેસવું. (To be present by attorney) વકીલને માર્ફત હાજર થવું. (To tawe by force) જુલમથી લેવું. (Sit by me) મારી જોડે બેસ. (He passed by my house) તે મારા ઘર તરફથી ગયો. (There was no person by at the time) તે વેળાએ કોઈ પાસે ન હોતુ.

**By-and-by**, *ad.* થોડી વારે, થોડી વાર પછી, પછી, થોડી વારમાં, ધીમે ધીમે, આસ્તે આસ્તે, રેહેતે રેહેતે.

**By-affair**, **By-business**, **By-job**, **By-Bork**, *n.* આડુંકામ, શિવાયકામ, નકામું-પરચુટણ કામ, અડપઝડપ કામ.

**By blow**, *n.* અછડતો ફટકો.

**By degrees** *ad.* હળવે હળવે, ધીમે ધીમે.

**By-corner**, *n.* ચોર ખુણો.

**By-day**, *n.* એક દિવસ, આડદિવસ.

**By-design**, **By-end**, **By-object**, *n.* ગૌણકલ્પ, ગૌણાભિપ્રાય. છુપી મતલબ, ખાનગી કામ, સ્વાર્થ.

**By-expenses**, *n.* ઉપલગ ખરચ. આડો ખરચ. ગેરવાજબી ખરચ.

**By-gain**, *n.* આડી મિલકત. શિવાય મિલકત.

**By-gone**, *a.* ગયલું, વીતી ગયલું, ગુજરેલું.

**By-lane**, **By-street**, *n.* આડી ગલી, ચોર ગલી, આડો રસ્તો.

**By-law**, *n.* સાધારણ મંડળીના કાયદા, મ્હોટા કાયદાનાં પેટાંમાંના કાયદા, ગામકસ્બાનો ધારો.

**By-matter**, *n.* આડી વાત, શિવાય વાતકલમ. આડા કાયદા. ગૌણવિષય, છુપો વિચાર. [નામ.

**By-name**, *n.* ઉપનામ, પડેલું નામ, જડાયલું

**By-path**, **By-road**, **By-way**, *n.* આડ વાટ-માર્ગ, ચોર વાટ, આડો રસ્તો, ગલીકુંચી.

**By-stander**, *n.* પાસે ઉભલો માણસ, તમાસગીર, મોજજોનાર, અમસ્તો ઉભો રહી જોનાર.

**By-stock**, **By-store**, *n.* અડસટો.

**By-story**, **By-tale**, *n.* આડી કથા.

**By-time**, **By-season**, *n.* આડે વખતે, આડી સંધી, ભલતા વખતે.

**By-village**, **By-town**, n. કોઈ ગામડું, શેહેર, બજાર.

**By-word**, *n.* કેહેવત, કાહાણી, દ્રષ્ટાંતાસ્પદ,

**Byssine**, *a.* રેશમી, રેશમનું બનેલું.

**Byzantian**, **Byzantine**, *n.* બાયઝેંનશીયમ શેહેરને લગતું.

**By the by**, *ad.* સારૂં થયું યાદ આવી.

# C.

**C.** ઈંગ્રેજી મૂળાક્ષરનો ત્રીજો અક્ષર.

**Cab**, *n.* યાહુદીનું દોહોડ બાટલીનું માપ. છતરીવાળી બે-ચાર પૈડાની એક ઘોડાન ગાડી, બગી

**Cabal**, *n.* જાળી. કારસ્તાન ... ફંદ ફિ

તુરી-તર્કટી-એકસપીટોળી. છાની મસલત કરનારી ટોળી. *v. i.* ફંદ ફિતુર કરવું, છુપી મસલત કરવી, કાવતરૂં કરવું.
**Cabala,** *n.* યાહુદી લોકોની લૌકિક વાર્તાદંતકથા. ગુઢ વિદ્યા.
**Cabalist,** *n.* યાહુદી લોકોની દંતકથામાં પ્રવીણ.
**Cabalistic,** *a.* ગુપ્ત, ગુહ્ય, ગુઢાર્થક, યાહુદી લોકોની દંતકથા સંબંધી.
**Caballer,** *n.* કાવતરાખોર, ફંદ-ફિતુર કરનાર.
**Cabbage,** *n.* કોબી, કરમની ભાજી, લુગડાં વેતરતાં ચોરેલું કપડું. *v. t.* લુગડાં વેતરતાં કપડું ચોરવું. (Bulb of cabbage) કોબીનો કાંદો. (Cabbage of wick) કોજેળી.
**Cabin,** *n.* ઓરડી, વહાણમાં સણગારેલો ઓરડો, ઝુંપડી, તંબુ, માંડવો, *v. i.* વહાણના ડબુસામાં રેહેવું, *v. t.* (ઓરડીમાં) ગોંધવું-પુરવું, રેહેવું.
**Cabin-boy,** *a.* ઝાજઉપરનો નોકર, પોરયો.
**Cabinet,** *n.* ન્હાની ઓરડી, એકાંત મસલત કરવાની ઓરડી, મંત્રિમંડળ, ખાનાવાળું કબાટ-અરમારી-પેટી. જાપતાની જગ્યા. ખાસ દિવાનખાનું.
**Cabinet-Council,** *n.* ખાસ મંત્રિઓની એકાંત ભરાયલી મંડળી, મંત્રિમંડળ.
**Cabinet-maker,** *n.* પેટી-ઈસકોતરી બનાવનાર, સુથાર લાકડાંનો ઘર સણગારવાનો સામાન બનાવનાર.
**Cable,** *n.* લંગરનું દોરડું-સાંકળ, લંગર. (To pay out or cut the cable) દોરડું સમુંદરમાં છોડી દેવું. (To serve the cable) દોરડું ઘસી જવું નહીં માટે બાંધી રાખવું. (To ship the cable) સગળું દોરડું સમુંદરમાં છોડી દેવું.
**Caboose,** *n.* વહાણનું રસોઈખાનું,
**Cabriolet,** *n.* છતરીવાળી બે-ચાર પૈડાંની એક ઘોડાની ગાડી.
**Cacao,** *n.* અમેરિકાનું એક જાતનું ઝાડ.
**Cache,** *n.* ઉત્તર તરફના લોકોનો ખોરાક સંતાડી મુકવાની ખાઈ-બ ખોલ-કોઠાર.
**Cachectical,** *a.* ખરાબ ટેવથી, ખરાબ સ્વભાવથી.
**Cachexy,** *n.* ખરાબ ટેવ, ખરાબ પ્રકૃતી, એક જાતનો રોગ.
**Cack,** *n.* દીશો.
**Cackle,** *v. t.* હંસની-મરઘીની પેઠે અવાજ કહાડવો, ખડખડ હસવું, બકબક કરવી, *n.* હંસનાદ, ટાહેલું, બકબક, મરઘી કે હંસણીનું જે બોલવું તે.
**Cacochymy,** *n.* ત્રિદોષ વિકાર, ત્રિદોષી સનેપાત રોગ.
**Cacoethes,** *n.* ખરાબ ચાલ-ખરાબ રિવાજ.
**Cacophony,** *n.* કઠોર સ્વર ભેગા આવવાથી નિકળતો ઉચ્ચાર, રૂક્ષોચ્ચાર, કઠોરોચ્ચાર.
**Cacus,** *n.* મોહોટો ચોર.
**Cactus,** *n.* થુવેર, કંટાળ થુવર-થોર.
**Cad,** *n.* કાશદ, જાસુદ, દુત ગામની ગલી કુંચીએ રઝળતો છોકરો. ગાડીને બારણે પૈસા ઉઘરાવનાર તથા ઉતારૂંઓને બેસાડનાર માણસ.
**Cadaver,** *n.* મુડદું.
**Cadaverous,** *n.* પ્રેતસંબંધી, મુડદાં જેવું, બિહામણું, ધોળુંફક.
**Cadaverousness,** *n.* પ્રેતપણું, મુડદાપણું.
**Caddy,** *n.* ચાહ રાખવાની ન્હાની પેટી.
**Cade,** *n.* પીપ, એક જાતનું માપ, *v.t.* પાળવું. *a.* પાળેલું.
**Cadence,** *n.* ઉતરતો સ્વર. સ્વર પાત, પડતો અવાજ.
**Cadent,** *a.* પડતું, ઉતરતા સ્વરનું, ઉતરતું.
**Cadenza,** *n.* સ્વરનું ઉતરવું તે.
**Cadet,** *n.* બીજો ન્હાનો ભાઈ, લશ્કરમાં અમલદારની જગ્યા લેવા ઉમેદવારી કરનાર જુવાન ગ્રહસ્થ.

**Cadi**, *n.* કાજી, ન્યાયાધીશ, કોટવાલ.
**Cadjan**, *n.* ઝાવળી ઝાંપ.
**Caducean**, *n.* જ્યોતિષ સંબંધી, બુધનો તારો નિકળવાની અગાઉથી ચેતવણી.
**Caffre, Caffer**, *n.* દક્ષિણ આફ્રીકાનો જંગલી માણસ, સિધી. ઠીકરૂ.
**Cajaput**, *n.* એક જાતનું ઝાડ.
**Cag**, *n.* ન્હાનું પીપ.
**Cazesura**, *n.* કવિતા વાંચવામાં વિરામસ્થાન.
**Cage**, *n.* પાંજરૂં, પિંજરૂં, બંદીખાનું. *v. t.* પાંજરામાં મુકવું-પુરવું-નાખવું, ઘાલવું.
**Cairn**, *n.* ખિલો, પથ્થરનો ઢગ-ઢગલો-ટેકરો.
**Caitiff**, *n.* ગુલામ. હરામખોર, દુષ્ટ, લુચ્ચો. *a.* હલકું, નીચ, હરામજાદું.
**Cajole**, *v. t.* ફોસલાવવું, લલચાવવું, ખુશામત કરવી.
**Cajoler**, *n.* ફોસલાવનાર, લલચાવનાર, પટામણો, ખુશામતખોર.
**Cajolery**, *n.* ફુસલાવણી, પતામણું. ખુશામત.
**Cake**, *n.* પુરી, રોટલી, રોટલો, ચકતી, તીકડી, *v. t.* જામવું, પોપડો-ઢેકું બંધાઈ જવું, બંધાવું
**Calabash**, *n.* દુધીની તુંબડી, તુંબી. તુમડાંનું વાજીંત્ર.
**Calaboose**, *n.* કેદખાનું.
**Calamine**, *n.* કળખાપરી. જસતની કાચી ધાતુ
**Calamitous**, *a.* અનિષ્ઠનું, દુઃખનું, વિપત્તીનું, દુઃખદાયક, વિઘ્નવાળું.
**Calamity**, *n.* સંકટ. આપદા, વિપત્તિ, ગજબ, આફત, વિઘ્ન.
**Calamus**, *n.* ઘોડાવજ.
**Calash**, *n.* એક જાતની પડદાવાળી ગાડી. બરાંનું માથું ઢાંકણું.
**Calcar**, *n.* ભસ્મ કરવાની ભઠ્ઠી. [વાળું.
**Calcareous**, *a.* ચુનાનો ગુણ ધરાવતું, ચુના-
**Calcination**, *n.* ભસ્મિકરણ, ધાતુ મારવાન ક્રિયા. [ભસ્મ કરવું, મારવું.
**Calcine**, *v. t.* ખાખ કરવી, બાળીને રાખ કરવી.
**Calciner**, *n.* ભસ્મ કરનારો, ભસ્મકર્તા માંરનારો. [ણત્રિ થઈ શકે એવું.
**Calculable**, *a.* ગણી શકાય એવું, જેની ગ-
**Calculate**, *v. t.* ગણવું, હિસાબ કહાડવો. રચવું, યોજવું, વર્તવું, *v. i.* હિસાબ ગણવો.
**Calculated**, *p. p.* ગણ્યું, ગણતર કરી.
**Calculation**, *n.* હિસાબ, ગણત્રિ, અડસાટ્ટે. આસરો, રચના, યોજના. [ઠંડો. ગણત્રિનું.
**Calculative** *a.* હિસાબ ગણી કામ કરનારો,
**Calculator**, *n.* ગણત્રિ કરનાર, હિસાબી, અડસટ્ટા કહાડનાર, વર્તનાર. [દરદવાળું.
**Calculous**, *a.* પત્થર-રેતીવાળું-જેવું, પત્થરીના
**Calculus**, *n.* પિશાબની જગ્યામાં બંધાતી પત્થરી. બીજગણિતથી થતા એક જાતના હિસાબ, શુન્યલબ્ધિ. [મ્હોટી કઢા.
**Caldron**, *n.* દેઘ, હાંડો, દેગડો, તાંબડો
**Calefy**, *v. t & v. i.* ગરમ-હુનું કરવું-થવું.
**Calendar**, *n.* ટીપણું, પંચાંગ, ફોજદારી મુકરદમાની ટીપ-નોંધ. *v. t.* ટીપણામાં નોંધવું.
**Calender**, *v. t.* કપડાંને કુંદી-અસ્તરી કરવી ઘુંટવું. મોહોરો કરવો. *n.* કુંદી, મોહોરો.
**Calends**, (*pl*). *n.* દરેક મહિનાનો પેહેલો દહાડો, પડવો, એકમ.
**Calf**, *n.* વાછરડી-ડો, ટેટું. કમઅકલ-જડ બુદ્ધીનો માણસ. ઢીંચણની નીચે પગની પાછળનો માંસવાળો ભાગ, પગની પિણ્ડી.
**Calibre**, *n.* તોપ-બંદુકની નળીનો ગાળો-વ્યાસ-પોહોળાઈ. મનનું ગજુ-શકિત.
**Calico**, *n.* એક જાતનું સુતરાઉ કાપડ, છીટ.
**Calico-printer**, *n.* કેલીકો નામનું સુતરાઉ કાપડ છાપનાર, છીપો.

Calid, *a.* ગરમ, ધગધગતું, જલદ.
Calidity, *n.* અતિશય ગરમી.
Caliph, *n.* મુસલમાની ધર્મની ગાદીનો મુખ્ય ખલીફ઼. [ધર્મનો મુખ્ય.
Caliphate, *n.* ખલીફ઼ાનો હોદ્દો. મુસલમાની
Caligraphic, *a.* સુંદર લખાણ સંબંધી.
Caligraphy, *n.* કલમની સફ઼ાઈ, સુંદર લિપિ, સુંદર લખાણ.
Calisthenics, *n.* કસરત, કસરત વિધા.
Calix, *n.* ફુલનું દીટું - ડીચકું પુષ્પાવરણ.
Calk, *v. t.* વાહાણને કલફ઼ાત કરવી, ફ઼ાટસાંધા પુરવા. *n;* જોડાની અણી.
Calker, *n.* કલકાતી.
Call, *v. t.* તેડવું બોલાવવું, હાંક મારવી. મેળવવું, લેખું કરવું, કેહેવું, નામ કેહેવું, નિમવું, જાહેર કરવું. *v. t.* મ્હોટો અવાજ કહાડવો, બુમ મારવી, મળવા-ભેટવા જવું, આવવું, જવું, તેડું-આમંત્રણ કરવું. *n.* તેડું, હાંક, સાદ, માગણી, ઉઘરાણી, થોડી વાર મુલાકાત-મેલાપ. (Call for) પુછવું, માંગવું. (Call in) જમાંએકઠું કરવું, ઉઘરાવવું. (Call names) ખરાબ નામે બોલાવવું, ગાળ દેવી. (Call out to) જોરથી બુમ પાડવી. (Call on upon) મળવા જવું. (To Call to mind) સ્મરણ કરવું, યાદ કરવી. (Call back) પાછો બોલાવવો.
Called, *pp,* કહેલું. નામનું. બોલાવેલું. મેળવેલુ
Calling, *n.* વેપાર, ધંધો, રોજગાર, ઉધમ.
Calliope, *n* ગાયણ દેવતા. ગણપતિ.
Callosity, Callousness, } *n.* બેહેર પડવું, આંટણ પડવાં, કઠણ થઇ-ગંઠાઇ જવું ચામડી સુની પડવી. રસોલી ગંઠાઇ જવી. નિર્દયતા.
Callous, *n.* સુનુ, મુરઝાલ, કઠણ, ગંઠાઇ ગયલું આંટણ પડી ગયેલું. કઠોર નિર્દય, બેહર મારી ગયલું. [અજાતપક્ષ.
Callow *a.* વગર પરનું-પિછાનું. કુમળું મુંડુ
Calm, *a.* નિર્વાત, પવન વગરનું, શાંત, ધિમું, સ્વસ્થ સ્થિર શાંતિ, સ્વસ્થતા *v. t.* શાંત કરવું સ્થિર-સ્વસ્થ કરવું, ઠંડું પાડવું.
Calmness, *n.* નિર્વાત, પવન વિનાનું, સ્થિરતા, સ્વસ્થપણું, શાન્ત બુદ્ધિ, શાન્તિપણું.
Calmly, *ad.* શાન્ત રીતે, ઠંડા મીજાસથી.
Calomel, *n.* રસ, ભસ્મ, પારાની માત્રા ઓષડમાં વપરાતું કયાલોમેલ [મુળતત્વ.
Caloric, *n.* તેજતત્વ ગરમી,-ઉષ્ણતાનું,
Calorific, *n.* તાપજનક, ઉષ્ણતાજનક દાહાકારક, ગરમી ઉત્પન્ન કરે એવું.
Calotype, *n.* સુર્યના પ્રકાશથી કાગળઉપર ચિત્ર પાડવાની વિધા.
Calumet, *n* હુક્કો.
Calumniate, *v. t.* આળ-તોહોમત મુકવું, જુઠો આરોપ મુકવો, ખોટું ફ઼જેત કરવું.
Calumniation *n.* તોફ઼ાન લેવું, આગળ આરોપ, તોહોમત.
Calumniator, *n.* ખોટું તોહોમત મુકનાર, આળ ચઢાવનાર, આરોપ મુકનાર, ખોટું ફ઼જેત કરનાર.
Calumnious, *a.* અપવાદક, 'બદગોઈ ભરેલું', આબરૂને બટ્ટો લગાડે એવું, ખોટું ફ઼જેત કરનારૂં. [બદગોઈ.
Calumny, *n.* તોહોમત, ચુગલી, આળ, નિંદા,
Calvary, *n.* જેરૂસલમ શેહેર મધેની એક ટેકરી. એક જાતનો "ક્રુસ." ખોપરીની જગ્યા.
Calve *v. i.* વ્યાવું, જણવું.
Calvinism, *n.* "કાલવિન"નો સાંપ્રદાય.

**Calvinist**, *n.* "કાલવિન"ના સાંપ્રદાય પ્રમાણે ચાલનારો. [સંબંધી.
**Calvinistic**, *a.* "કાલવિન"ના સાંપ્રદાય
**Calx**, *n.* કળી ચુનો, સફેતો. સર્વે ધાતુની ભસ્મ.
**Calyx**, *n.* ફુલની પ્યાલી, ફુલ નિચેની લિલા રંગની ફરતી પત્રિઓ.
**Cam**, *n.* બે પૈડાંને ઝોકની ગતિ આપવા સારૂ ધરી કે આંસને લાકડા જડેલો હોય તે,
**Camber**, *n.* કમાનદાર કાપેલું લાકડું.
**Cambric**, *n.* એક જાતનું ઝીણું સફેદ સણનું લુગડું.
**Came** (*pret of come,*) *v. i.* આવ્યો.
**Camel**, *n.* ઉંટ, સાંઢણી.
**Camel-driver**, *n.* ઉંટ હાંકનાર.
**Camel-necked**, *a.* ઉંટ સરખો.
**Camelbird**, *n.* શાહામૃગ.
**Camelopard**, *n*, જીરાફ જાતનું જનાવર.
**Cameo**, *n.* અમુલ્ય પત્થર ઉપર ઉપસી આવેલું નકસીનું કોતરકામ હોય તે.
**Camera-obscure**, સુર્યની રોશનિથી ચેહેરા-ચિત્ર પાડવાની પેટી, સુર્ય કિરણવતી છબી પાડવાનું યંત્ર. [ધસારો
**Camisade**, *n.* અંધારામાં કરેલો હુમલો-
**Camlet**, *n.* ઉન અને રેશમથી બનાવેલું કાપડ.
**Camp**, *n.* લશ્કરી છાવણી, સ્વારીનો મુકામ, ડેરો. *v. t.* છાવણી કરાવવી, ઉતારો આપવો. *v. i.* છાવણી-મુકામ ઉઠાવી-નાખવો-કરવો.
**Campaign**, *n.* ખુલ્લું મેદાન. સ્વારી, સફર. લશ્કર જેટલી મુદત લઢાઇ ઉપર રહે તેટલી મુદત.
**Camp-follower**, *n.* લશ્કરી માણસ.
**Campanology**, *n.* ઘંટ વગાડવાની વિદ્યા.
**Camphene**, *n.* "ટરપેનટાઇન"નો અર્ક-સ્પરિત.
**Camphor**, *n.* કપુર.
**Camphorated**, *a.* કપુરવાળું.
**Camphoric**, *a..* કપુરનું-સંબંધી.
**Camphorlinement**, **Camphoroil**, } *n.* કપુરનું તેલ.
**Can**, *v. i.* શકવું, બની શકવું. *n.* પ્યાલો, કટોરો, વાડકો.
**Canadian**, *n.* ઉત્તર અમેરીકામાં કાનડા નામનો એક દેશ છે ત્યાંના લોક.
**Canakin**, *n.* ન્હાનો પ્યાલો, ચલાણી, વાડકી.
**Canaille**, *n.* નીચમાં નીચ લોક, મહાર-હલાલખોરનો છોકરો.
**Canal**, *n.* નેહેર, નાળું, નળ, નીક, નળી.
**Canary**, *n.* એક જાતનો દારૂ, એક જાતનું ચકલું-ચક્ષી, મેના. નાચ. પીળો રંગ. *v. i.* નાચવું.
**Canary-bird**, *n.* એક ગાનારૂં પક્ષી, મેના.
**Cancel**, *v. t.* છેકવું, ચેહેરવું, ભુસવું, રદ્દ-બાતલ કરવું.
**Cancellated**, *a.* આડા-ઉભા લીટા દોરેલું.
**Cancellation**, *n.* ચેહેરભુક, છેકાછેક, રદ્દ બાતલ. [વિદ્રધિ, નાસુર.
**Cancer**, *n.* કરચલો. કર્કરાશી. ખરપસુ
**Cancerate**, *v. i.* નાસુર પડી સડો લાગવો.
**Cancerous**, *a.* નાસુરથી સડો લાગેલું, વિદ્રધિવાળું, નાસુર પડેલું.
**Canchoric-root-plant**, *n.* (ઓષડ) કળલાવી, ખડચોનાગ. [ઝુમ્મર.
**Candelabrum**, *n.* મિણબત્તિ ભરવાનું ફાનસ,
**Candid**, *a.* નિષ્કપટ, અદલ, વાસ્તવિક, ભોળું. સાચું, ન્યાયી.
**Candidate**, *n.* ઉમેદવાર.
**Candidature**, **Candidateship**, } *n.* ઉમેદવારી, ઉમેદવારપણું.

**Candidly**, *ad.* નિષ્કપટપણાથી. અદળ-ભોળપણાથી, ખુલ્લા દીલથી.

**Candle**, *n.* મિણબત્તિ, મોમબત્તિ.

**Candle-light**, *n.* મિણબત્તિનું અજવાળું.

**Candlestick**, *n.* મિણબત્તિની દીવી-ઝુમ્મર, દીવાનું ઝાડ. શમેદાની.

**Candour**, *n.* નિષ્કપટપણું, અદલપણું, વાસ્તવિકપણું, ભોળપણુ, નિખાલસપણું.

**Candy**, *v. t.* ખાંડ ભેળીને ઉકાળવું. ખાંડની ચાસણી પાવી. ખાંડ પાવી, ખાંડ પાઈને રાખી મુકવું, ગાંગડા બાઝે તેવું કરવું, પોપડો બાઝે તેવું કરવું. *v. i.* ગાંગડા-પાસા-પડવા-થવા, ચાકાં બાઝવાં. *n.* સાકર.

**Cane**, *n.* નેતર, લાકડી, વાંસ, સોટી. એક જાતનું લંબાઈનું માપ. સેરડી *a. t.* નેતરથી મારવું-ફટકાવવું, સોટીથી મારવું. નેતર ભરવી.

**Cane-mill**, *n.* ઘાણી, સેરડી પીલવાનું કોહોલું-સાંચો.

**Cane-brake**, *n.* નેતરની ઝાડી, જંગલ.

**Canine**, *a.* કુત્રાનું, કુત્રાનો ગુણ ધરાવતું. (Canine madness) હડખું.

**Canister**, *n.* નેતર-વાંસ વગેરેની ટોપલી-છાબડી. ચાહા-બુંદ વગેરે ભરવાનો દાબડો-ઝાંપી-કરંડિયો.

**Canker**, *n.* કીડી, કીડા, ઝાડોને લાગતો સડો. મ્હોમાં પડેલી ચાંદી. સળો. સડીને કોહી જવું. રેશમનો કીડો. એક જાતનું જંગલી ગુલાબ, *v. t.* ખાવું-કરડવું, સડો પાડવો, બગાડવું, સડી જાય તેવું કરવું. *v. i.* ખવાઈ-સડી જવું.

**Cankered**, *pp.* or *a.* ખવાઈ ગયલું, બગડેલું, સડેલું.

**Cankerous**, *a.* સડે એવું, ખવાઈ જાય એવું.

**Canker-worm**, *n.* ઝાડને ખાઈ જનારી કીડકીડો, ઉધઈનો કીડો, સળાનો કીડો.

**Cannabine**, *a.* કાથા-સણને લગતું.

**Cannibal**, *n.* આદમખોર, મનુષ્યહારી માણસ.

**Cannibalism**, *n.* મનુષ્યભક્ષણ, નરભક્ષણ, મનુષ્યાહારીપણું.

**Cannon**, *n.* તોપ. નાળ. વાસણ. જંબુરો. ઉલ્હાટ યંત્ર.

**Cannon-ball**, *n.* ગોળા, ગોળી. ગોળાનો જથ્થો. ગોળા મારવા તે.

**Cannonade**, *n.* તોપનો મારો ચલાવવો તે, તોપનો માર. *v. t. & v. i.* તોપનો માર ચલાવવો.

**Cannoneer,** } *n.* ગોલંદાજ, તોપચી
**Cannonier,** }

**Cannon-shot**, *n.* તોપનો ગોળો.

**Cannot**, *v. i.* ન શકવું, શકવું નહી.

**Canoe**, *n.* ડોણી, ડોંગો, હોડી, હોડકું.

**Canon**, *n.* કાનુન, કાયદો, ધારો, રીત, વિધિ, ખ્રિસ્તિ ધર્મશાસ્ત્ર, ધર્મના અસલી પુસ્તક. રોમન કેથોલિક સન્તોની નોંધ, ખ્રિસ્તિ ધર્મમાં ધર્મગુરૂની અમુક પદવી.

**Canoness**, *n.* જે સ્ત્રીને દેવલમાંથી લવાજમ મળે છે તે.

**Canonic,** } *a.* કાયદાસર, કાનુની, વિધિયુક્ત, નિયમાનુસાર, ધર્મ કારજનું-સંબંધી-લગતું.
**Canonical** }

**Canonicals**, (*pl.*) *n.* ક્રિયા કરતી વખતે પાદરીના પાંચે પોશાક.

**Canonically**, *ad.* યથાવિધિ, યથાશાસ્ત્ર.

**Canonist**, *n.* ધર્મ શાસ્ત્રી, ધર્મ શાસ્ત્રજ્ઞ, વિધિજ્ઞ.

**Canonistic**, *n.* કાનુન સંબંધીનું.

**Canonization**, *n.* સાધુઓમાં નામ નોંધવું, સાધુઓમાં ગણાવવું તે.

**Canonize**, *v. t.* સંતોની પંક્તિમાં નામ દાખલ કરવું, સંત બનાવવો.

**Canopus**, *n.* અગસ્તિ.
**Canopy** *n.* ચંદરવો, છત્ર, ચંદની. છત્રી. *v. t.* છત્રીવાળું કરવું, ચંદરવાથી ઢાંકવું.
**Canor**, *n.* મધુર ગાયન.
**Canorous**, *a.* મધુર ગાયનવાળું.
**Cant**, *v. t.* એકા એક ઠોકર મારવી, આચકો મારવો, ચાંપીને ગાવાની પેઠે નાકમાંથી બોલવું. ઢોંગથી બોલવું. *n.* આચકો, ધક્કો. કોઈપણ અમુક વર્ગનાં લોકોમાં ભાષારૂઢી ઢોંગનું ભાષણ નઠારી અથવા હલકી બોલી-વચન, ચોરની બોલી. *a.* ઢોંગનું ચાંપીને બોલેલું, હલકુ.
**Cantaloupe**, *n.* એક જાતનું ખરબુજ તડબુચ.
**Cantata**, *n.* સંગીત કવિતા.
**Canteen**, *n.* દારૂ ભરવાનું-માપવાનું લાકડાનું-પત્રાનું-કલ્હઈનું વાસણ, લશ્કરમાં સીપાઇ લોકોને દારૂ આપવાની જગ્યા, છાવણીમાં નેસ્તીની દુકાન. વાસણ કુસણ રાખવાની પેટી.
**Canter**, *n.* તુરકી-રવાલ ચાલ, છારતક. *v. t.* તુરકી ચાલે ચાલવું, રવાલ ચાલે ચાલવું.
**Canterbury-tale**, *n.* કલ્પિત કાદંબરી, ભંડ પુરાણ, કહાણી, ડફ્રાસ.
**Cantharides**, *n.* એક જાતનો આગીયો ( માંખો-માંખી ) જે બ્લિસ્ટર મારવામાં કામ આવે છે તે.
**Canthus**, *n.* આંખોનો ખુણો, નેત્રકોણ.
**Canticle**, *n.* એક જાતનું ગીત, ગાયન, ટુંકું ગીત. [બડબડતું રડતું.
**Canting**, *a.* સ્વર કાઢતું, અહલાફ કરતું,
**Canto**, *n.* સર્ગ, પર્વ, કાવ્યનો વિભાગ.
**Canton**, *n.* જીલ્લો, પરગણું, ફળિયું, પરું, પેંટ-ઠ, ટુકડી, મહાલ, ન્હાની ટુકડી-ટોળી, ભાગ, ખંડ, *v.t.* પ્રગણા-ભાગ પાડવા. [મુકામ.
**Cantonment**, *n.* છાવણી, લશ્કરી છાવણી,
**Canvas** *n.* કંતાનનું કાપડ, ઉન ભરવાનું ચોકડીવાળું લુગડું, વહાણના સઢ.
**Canvass**, *v. t.* તકરાર કરવી, બારીકીથી તપાસ કરવી, વાદ વિવાદ કરવો, સમ્મત માગવું, મત ઉઘરાવવા જવું. *v. i.* મત ઉઘરાવવા પ્રયત્ન કરવો, *n.* બારીક તપાસ, વાદવિવાદ, મત મેળવવાનો પ્રયત્ન.
**Cany**, *a.* નેતરથી ગુંથેલું, નેતરવાળું.
**Caoutchouc**, *n.* હિંદુસ્તાની રબર, ગુંદર.
**Cap**, *n.* ટોપી, મુગટ, કળસ, મથાલું, શિખર. છેડો, શિરોમણી, માન આપવાને ટોપી ઉતારવી તે, બંદુક-તોપની વાડકી-ટોટી. *v. t.* છેડો-મુદુ ઢાંકવું, માથું ઢાંકવું, પરિપૂર્ણ કરવું, બંદુક ઉપર ટોટી મુકવી. *v. i.* ટોચ ઉપર આવવું, માન દાખલ ટોપી ઉતારવી.
**Capability**, *n.* મન શક્તિ, યોગ્યતા, કાબેલીઅત.
**Capable**, *a.* શક્તિવાન, યોગ્ય, કાબેલ, લાયક બુદ્ધિમાન, અકલમંદ. [કુદરત.
**Capableness**, *n.* શક્તિ, યોગ્યતા, કાબેલી,
**Capably**, *ad.* શક્તિથી, યોગ્યતાથી.
**Capacious**, *a.* ચૈસાપૈસા, ચૈસપૈસ, પ્રશસ્ત, બોહોળું, વિશાળ, વિસ્તીર્ણ.
**Capaciousness**, *n.* પૈસપણું, ચૈસપૈસપણું, પ્રશસ્તપણું, બોહોળાઇ, સમજવાની બોહોળી શક્તિ. [શક્તિમાન કરવું.
**Capacitate**, *v. t.* યોગ્યો-લાયક-ક્ષમ-કાર્ય-ક્ષમ-
**Capacity**, *n.* સાંચ, ધનફળ, સમાસ, માપ, ઘર, પેટ, ભરત, કોઠી, શક્તિ, પોંહોંચ, સગાઈ, અધિકાર. [સર્વાંગ, આખે દીલે.
**Capapie**, *ad.* માથાંથી પગ સુધી, નખશિખા
**Caparison**, *n.* ઘોડાના સાજ ઉપર નાખવાને જરીની ભરેલી ઝુલ-ઝાલર, ઘાસીઓ, ઝાલરવાળો ઘાસીઓ, ઉમદા પોશાક. *v. t.* ઘોડ

ઉપર સાજને સુશોભિત ઝુલ નાખી શણગારવો ધાસીઓ નાખવો.

Cape, *n.* ભુમી નોક-ટોંક, ભુશલાકા, ભુશિર.

Capella, *n.* બ્રહ્મહૃદય તારો.

Caper, *n.* કુદકો, ઠેકડો, ઉછાળો, છલંગ. *v. i* કુદવું, ઉછળવું, કુદકો મારવો, નાચવું.

Capias, *n.* ધરવા-પકડવાનું હુકમનામું.

Capillaceous, *a.* વાળવાળુ, કેશવાળું

Capillament, *n.* કેસર તંતુ, ફુલ તંતુ.

Capillary, *a.* વાળ જેવું, ઝીણું, બારીક, કેશ-તુલ્ય, અતિ સુક્ષ્મ. *n.* અતિ બારીક રગ-નસ, (Capillary attraction) કેશાકર્ષણ.

Capital, *n.* થાંભલાની મથોટી-મથાલું, રાજધાની, મુખ્ય શેહેર, ભંડોળ, થાપણ, પુંજી-મોટો અક્ષર. *a.* મુખ્ય, શ્રેષ્ઠ, સારૂં, અગત્યનું માથાને લગતું, શિરચ્છેદ કરવા લાયક, જીવ જાય તેવું. (Capital stock) પુંજી, ભાંડવલ (Capital city or town) રાજધાની.

Capitalise, *v. t.* પુંજી-મુડીના રૂપમાં લાવવું.

Capitalist, *n.* પુંજીવાળો, થાપણ-મુંડીવાળો, વેપારને અર્થે નાણાં કાઢનાર.

Capitally, *ad.* સારી-અછી રીતે.

Capitation, *n.* માથાવાર-શિર ગણતરી, માણસોની ગણતરી, માંથાવેરો.

Capitol, *n.* રોમ શેહેરમાંનું એક દેવલ. રાજ્ય મેહેલ. [કાનુન.

Capitular, *n.* ધર્મ સંબંધી મંડળીના કાયદા-

Capitulate, *v. i.* કલમબંધી કરવી-કલમવાર લખવું-કરવું, શત્રુસાથે કબુલાત કરી તેને શરણ-વશ થવું.

Capitulation, *n.* રીતસર-કોલકરાર-ઠરાવ શરતકરી શરણે થવું તે, શરણ થતી બોલી, વખતે કરેલો કરાર પત્ર.

Capitulator, *n.* શત્રુ સાથે વિધિપુર્વક કોલ-કરાર-ઠરાવ કરનાર.

Capon, *n.* ખસી કરેલો મરઘો-કુકડો.

Caprice, *n.* લેહેર, તરંગ, છંદ, તોર, ઝુમ.

Capricious, *a.* છંદખોર, લહેરી, સ્વછંદી, તુરંગી, ઠેકાણા વગરનું.

Capriciously, *ad.* લેહેરથી, લેહેરમાં આવે તેમ, છંદીપણાથી. [ળતા.

Capriciousness, *n.* લેહેરીપણું, છંદ, ચંચ-

Capricorn, *n.* મેષરાશી, મેષ સંક્રાંતિ.

Capsicum, *n.* લવંગીયું-ઝીણું મરચું.

Capsize, *v. t.* ઉંધુ વાળવું-પાડવું.

Capstan, *n.* લંગર વગેરે ચીજ ઉંચકવાનું દવર-યંત્ર, ભાર ઉપાડવાનું યંત્ર. દવર

Capsular, *a. n.* પોકળ, પોલું, ખાંચા પાડેલું ઉંડું. *n.* દાબડી જેવું પોલું મટોડીનું વાસણ-રશાયણયંત્ર. બીજફળી, બીજ કોષ સંબંધી-નું-વિષે.

Capsula } *n.* બીજફળી ઓકારીના ઓસડ ઉ-
Capsule } પર ચઢાવેલું ચીકણું પડ. શીશીના દટા ઉપર મારેલી મોહોરવાળી ટોપી-ટોટી.

Captain, *n.* પલતણની ટુકડીનો નાયક-સરદાર. વહાણનો નાખુદો, તંડેલ, આગેવાન, લઢવૈયો, જોધ્ધો.

Captaincy, } સરદારનો હોદ્દો, તંડેલનો
Captainship, } હોદ્દો, નાયકપણું, આગેવાનપણું, કપતાનનો અધિકાર-સનદ.

Caption, *n.* કાયદાસર સનદ. ખતપતરની સાથે જોડેલું ખાત્રીપત્ર-સરટીફીકેટ.

Captious, *.n* તકરારી, ખોટ કાઢવામાં, હોંશિયાર, વાંકાબોલુ. ચીઢીયું, હુજ્જતખોર, પેચવાળું.

Captiousness *n.* કજીયાખોર, હુજ્જતખોર, તકરારખોરી, ખોડ કાઢવાની હોંશિયારીનો સ્વભાવ.

**Captivate,** *v. t.* મોહિત કરવું, મોહિની લગાડી વશ કરવું, પ્યાર અથવા પ્રીતિમાં ખેંચવું, મન હરી લેવું.

**Captivating,** *a* મનોહર, મન ચોરી લે એવું, મોહક, મોહ પમાડે તેવું.

**Captive,** *n.* કેદી, બંધીવાન, લડાઈમાં પકડેલો કેદી, પડાવ-છાવણી નાખેલી-કેદમાં પડેલું, બન્ધન-કેદમાં રાખે તેવું, કેદખાનાનું,

**Captivity,** *n.* કેદ, બંધીખાનું, લડાઈમાં આવેલી કેદી-દાસત્વ. બંધન. પરવશપણું.

**Captor,** *n.* કેદી પકડનાર, લઢાઈમાં કેદી પકડનાર, લુટ-ઈનામ લેનાર.

**Capture, Capturing,** *n.* સત્તાથી પકડવું તે-કેદ કરવું તે. લુટ, પકડાયલો સામાન, જીતદ્રવ્ય. *v. t.* લઢાઈમાં પકડવું, કબજ કરવું, જપ્ત કરવું.

**Captured,** *p.* લઢાઈમાં પકડેલો.

**Car,** *n.* રથ, ગાડી, ગાડું, રેલવેની ગાડી. નક્ષત્ર.

**Carabine,** *n.* ઘોડેસ્વારને રાખવાની ટુંકી બંદુક, કારબીન નામે બંદુક.

**Carabineer,** *n.* કારબીન રાખનાર સિપાઈ.

**Caracole,** *n.* ઘોડાનું આડું અવળું ચક્કર ખાવું તે, ઘોડાનો કાવો ખાવો તે.

**Carafe,** *n.* કાચનું તાંબડી જેવું વાસણ-કળશીઓ-સીરોઈ.

**Caramel,** *n.* દારૂને રંગ આપવા બાળેલી ખાંડ.

**Carat,** *n. a.* ચાર ગ્રેનનું વજન, ચાર ચવ, ચોવીસમો ભાગ. સોનાના કસ સંબંધી.

**Caravan,** *n.* કાફલો, વણજાર, પોઠ, સંઘ, એક મ્હોટી લાંબી કબજાવાળી ગાડી, વહાણનું લંઘર-કાફલો.

**Caravansary, Caravansera,** *n.* ધર્મશાળા. મુસાફરખાનું.

**Caraway,** *n.* સુવા, સુઆ, એક જાતનું વસાણું.

**Carbon,** *n.* શુદ્ધ કોલસો-કોયલો, "કારબોન" નામે તાત્વિક પદાર્થ.

**Carbonaceous,** *a.* જેમાં "કારબોન" હોય તેવું, શુદ્ધ કોલસાવાળું.

**Carbonate,** *n.* કારબાન ખાર.

**Carbonated,** *a.* કારબોનીક એસીડ ખારજોડે મિશ્રિત થયલું.

**Carbonic,** *a.* કારબોન સંબંધી, શુદ્ધ કોલસાને લગતું.

**Carboy,** *n.* કેરબો, સરકો-ગુલાબજળ ભરવાનો કેરબો-સીસો-બાટલો.

**Carbuncle** *n.* લાલ, માણેક, ગરમીની ફોલ્લી ફોલ્લો, પાઠું, વિદ્રધીની ગાંઠ. (Carbuncle of the back) કાળપુળી, પાઠું, માણક, લાલ.

**Carcanet,** *n.* રત્નમાળા, જડાવનો હાર.

**Carcass,** *n.* મડદું. શબ, પ્રેત, શરીરનું ખોળિયું, અધુરૂં ખોખું.

**Card,** *n.* રમવાનો ગંજીફો, પાનાં લખેલો કાગળ, નામ વગેરે લખવાનો જાડા કાગળનો કકડો, ચીઠી, આમંત્રણ, હોકાયંત્રમાં દિશાનાં નામ લખેલું પત્રું, રૂ વગેરે સાફ કરવાનો કાંસકો-કાંસકી. *v. t.* સાફ કરવું, પીંજવું.

**Cardamom, Cardamum,** *n.* એળચી, એળચીનું ઝાડ.

**Carder.** *n.* પિંજારો, રૂ-ઉન પિંજનાર.

**Cardiac,** *a.* દીલ-હૈયાના રોગ નિવારણ. મજબુતી આપનાર.

**Carding,** *n.* પિંજવું, પિંજાવવું.

**Cardinal,** *a. n.* મુખ્ય, શ્રેષ્ટ, અતિ અગત્યનું અંક વાચક. *n.* રોમન કેથોલિક પંથમા પોપની મંત્રી સભામાં બેસનાર શીતર ધર્મ ગુરૂઓ. સ્ત્રીને પેહેરવાની નહાની-ટુંકી ડગલી.

**Cardinal-points,** *n,* પુર્વ-પશ્ચિમ-દક્ષિણ-ઉત્તર એ મુખ્ય ચાર દિશા. (ટેબલ.

**Card-table,** *n.* પાના રમવાની એક પાટીયાંની

**Care,** *n.* ચિંતા, અંદેશો, ફિકર, સંભાળ. પરવા, દરકાર, હવાલો, દેખરેખ, નિધા, દુખધા, જંજાળ, *v. i.* ચિંતા ધરવી, ફિકર કરવી, અંદેશો કરવો, દરકાર કરવી- રાખવી.

**Care-crazed,** *a.* ચિંતા વિક્ષિપ્ત, કાળજી-ચિંતા મુઢ. [નમવું.

**Careen,** *v. t.* એક બાજુએ ઉંચુ જવું અથવા

**Career,** *n.* ઘોડ દોડ. દોડ, વેગ, રીવાજ, ચાલ, રીત, જીંદગાનીનો ગુજારો-વર્તણુક, પદ્ધતિ, સામાન્ય વર્તણુક કારકીર્દિ મેદાન, *v. i.* દોડવું, ઉતાવળું દોડવું.

**Careful,** *a.* ચિંતાયુક્ત, કાળજીવાળું, ચિંતા-તુર, સાવધ, હુશિયાર, ખબરદાર.

**Carefully,** *ad.* કાળજીથી, ચિંતાપૂર્વક.

**Carefulness,** *n.* કાળજી, ચિંતા, સંભાળ, સાવચેતી, ખબરદારી.

**Careless,** *a.* ગાફેલ, બેદરકાર, વિસરાળું, કાળજી-ફિકર વગરનું, ગફલત ભરેલું.

**Carelessly** *ad.* નિષ્કાળજીથી, બેપરવાઈથી, ગાફેલપણાથી. [બેપરવાઈ.

**Carelessness,** *n.* નિષ્કાળજી, બેફિકરાઈ,

**Caress,** *v. t.* લાડ લડાવવાં, રમાડવું. પ્રિત-પ્યાર કરવો, પંપળાવવું. *n.* લાડ, લાડલડા-મણું, પ્યાર, પ્રીતિથી બોલાવવું-ભેટવું તે. (To caress an animal) પંપાળવું, પસવારવું.

**Caret,** *n.* કાકપદ, હંસપદ, (∧) આ નિશાની જે ચાલતી ઓળમાં રહી ગયલો શબ્દ બતાવે છે તે.

**Cargo,** *n.* માલ, ભરત, વહાણમાં ભરેલો માલ.

**Caricature,** *n.* સોંગ, નકલ, હાસ્યજનક ચિત્ર. *v. t.* હાસ્યજનક ચિત્ર કાઢવું-વર્ણન આપવું.

**Caries, Cariosity,** *n.* સડો, સળો, હાડકાંમાં પડેલુ નાસુર, અસ્થિ ગળિત ભાવ.

**Carinated,** *a.* વહાણનાં તળીયાં-પઠાણ જેવા આકારનું.

**Cariole,** *n.* એક જાતની હલકી ગાડી. [ગયલું.

**Carious,** *a.* સડેલું, સડો લાગેલું, સડી

**Carman,** *n.* ગાડાવાળો, ગાડું હાંકનાર.

**Carminative,** *n.* વાયુ તોડનાર ઓષડ.

**Carmelite,** *n.* ધર્માચારી, ગુરૂ, સાધુ, ફકીર.

**Carmine,** *n.* કીરમજ, કીરમજનો ભુકો, કીર-મજી રંગ.

**Carnage,** *n.* કત્તલ, ખુનરેજી, કાપાકાપી.

**Carnal,** *a.* શરીરને લગતું, શારીરિક, દૈહિક વિષયી, કામી. (Carnal knowledge) સંભોગ.

**Carnalist,** *n.* કામી પુરૂષ, કામાંતુર-વિષય પુરૂષ. [રજો ગુણ.

**Carnality,** *n.* વિષયીબુદ્ધિ, વિષયીપણું.

**Carnally,** *ad.* વિષયીપણાથી કામાસક્તપણાથી.

**Carnarea** *n.* સ્તનવાળા પાણીમાં ચતુષ્પાદી પ્રાણીનો એક વર્ગ છે જેને ત્રણ જાતના દાંત હોય છે.

**Carnation,** *n.* માંસનો રંગ. છબીનો ખુલ્લો ભાગ, છબીમાં માંસના રંગે દેખાય છે તે. ગુલનાર-ગુલેઅનારફુલ.

**Carnelian,** *n.* અકીક.

**Carnival,** *n.* રોમન કેથોલિક પંથના ખ્રિસ્તિ લોકોનો એક ધર્મોત્સવ.

**Carnivora,** *n.* માંસાહારી પ્રાણીઓ.

**Carnivorous,** *a.* માંસાહારી, માંસભક્ષક, માંસ ખાનાર.

**Carol**, *n.* આનંદગીત, પવિત્ર ગીત, સ્તોત્ર, ઈશ્વરી ગાયન, ભજન, કીર્તન, *v. t. & v.* સ્તુતિના ગાયન-ભજન ગાવાં, ગાવું.

**Carotid**, *n.* આ શબ્દ બે મુખ્ય ધોરી નસને લગાડવામાં આવે છે.

**Carousal** *n.* મિજબાની, ખાનું. મસ્તીધોંધાટ ભરેલું ખાનું.

**Carouse**, *v. i. & v. t.* આનંદમાં ધુમ દારૂ ઢીંચવો-ઠાંસવો.

**Carp**, *n.* એક જાતની માછલી. *v. i.* એબ કાઢવી, ખોડ ખાપણ કાઢવી, ખોટા ખોટા દોષ કાઢવા.

**Carpel**, *n.* (વનસ્પતીશાસ્ત્રમા) બીજકોશ.

**Carpenter**, *n.* સુથાર, સુતાર.

**Carpentry**, *n.* સુથારકી, સુથારકામ.

**Carper, Captious,** } *n.* ખોડ ખાપણ કાઢનાર, આડો.

**Carpet**, *n.* ગલીચો, સેત્રંજી, જાજમ. *v. t.* સતરંજી બીછાવવી.

**Carpet-bag** *n.* મુસાફરી માટે કોથળી, ઝોરણો.

**Carpeting** *n.* સેતરંજી-જાજમ-ગલીચા બનાવવાનો સામન; સેત્રંનજી વગેરે પાથરવાની જણસ.

**Carping** *n.* ખોડ ખાંપણ કાઢવામાં તૈયાર હોશિયાર, નિંદક, નિંદાખોર. *n.* ઠપકો, દોષ, ખોડખાંપણ કાઢવી તે.

**Carriage, Carrying,** { *n.* એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવું. હેલ. ભાડું દમણી, રથ, રેંકડો, ગાડી. વર્તણુક, રીતભાત.

**Carriage-maker**, *n.* રથકાર, ગાડી-રથ કરનાર.

**Carrier**, *n.* હેલકરી. હમાલ, મજુર, બોજો ઉઠાવનાર. લઈજનાર, કાશદ, વહીતરો.

**Carrion**, *n.* મુડદાલ માંસ, કોહેલું માંસ, *n.* મુડદાલ-કોહેલાં માંસ સંબંધી, કોહેલું માંસ ખાનાર.

**Carronade**, *n.* બીબામાં ઉતારેલી લોઢાની [ તોપ.

**Carrot**, *n.* ગાજર.

**Carry**, *v. t.* લઈ જવું, ઉઠાવી લઈ જવું, ધકેલવું, હડસેલવું. ઉતારવું, લાવવું, ખેંચવું. પુર્ણ કરવું, પાર પાડવું-મુકવું, વશ-તાબે-શર કરી લેવું, જીતવું. રાખવું, ટેકવી રાખવું-જેવું હોવુ. ચાલવું, વર્તવું, તારવું.
(Carry across ) એપારથી બીજીપાર ઉતારવું. ( Carry away or off ) હરણ કરવું, છીનવી લેવું. ( Carry on ) ચલાવવું. (Carryout orders હુકમ માનવો, હુકમ પરમાણે કરવું. ( Carry through ) નિસ્તારવું, નિભાવવું.

**Carry all.** *n.* ચાર પૈડાંની મોટી ઘોડાગાડી.

**Cart**, *n.* ગાડું, ખટારો, રેંકડો. *v. t.* ગાડામાં-ખટારામાં ભરીને લઈ જવું. શિક્ષા દાખલ ગાડામાં ઘાલવું, ગાડે ઘાલવું. Bottom of a cart ગાડાનું તળીયું. ( Child's go cart ) પાંગુળ ગાડી.

**Carfage** *n.* ગાડી ભાડું. ગાડામાં ભરી લઈ જવું તે.

**Cart-road** *n.* ગાડાંનો રસ્તો.

**Cart-driver** *n.* ગાડીવાળો ગાડું હાંકનારો.

**Carte**, *n.* વીસીમાં ખાધા ખરચનું બીલઆંકડો.

**Carte-blanche**, *n.* કોરે કાગળે મતુ, મતાવાળો કોરો કાગળ. કુલ અખત્યાર.

**Carte-de-visite**, *n.* કાગળના કટકા ઉપર ચોંટાડેલી ન્હાની છબી-સબી.

**Cartel**, *n.* લઢાઈમાં પકડાયલા બંદિવાનોને અરસપરસ છોડવાનો કોલકરાર.

Carter, *n.* ગાડી વાળો, ગાડાં હાંકનાર, ગાડીવાન.
Cart-grease, *n.* ઓંગણ. વંગણ.
Carthaginian, *n. n.* આફ્રિકાખંડના ઉત્તર કિનારાપર કાર્થેજ નામનું શેહેર પુર્વે પ્રસિદ્ધ હતું ત્યાંના રહીશ.
Cartilage, *n.* કુચ્ચી, કુમળું હાડકું, કોમળાસ્થિ.
Cartilaginous, *a.* તરૂણાસ્થિમય, તરૂણાસ્થિરૂપ.
Cart-load, *n* એક ગાડાનું ભરવણ, એક ગાડાનો ભાર-બોજો.
Cartman, *n.* ગાડીવાળો.
Cartography, *n.* નકશા કરવાનીવિદ્યા, નકશા પાડવાનો-ચિતરવાની વિદ્યા-કળાનું જ્ઞાન.
Cartoon, *n.* મોટા કાગળપર પાડેલું ચિત્ર, જાડા કાગળપર કાઢેલો ચિત્રનો નમુનો.
Cartouch, *n.* તોસદાન. તોપના ગોળા રાખવાની પેટી-સાજ. બંદુકની ટોટી. રજા ચીઠી.
Cartridge, *n.* બંદુકનો દારૂ ભરેલો ટોટો, કારતુસ.
Cartridge-box, *n.* તોસદાન.
Cartridge-paper, *n.* કારતુસ બનાવવાનો જાડો કાગળ. જાડો કાગળ.
Cart-rope, *n.* ગાડાનું દોરડું.
Cartrut, *n.* ગાડીની ચકારી. A furrow or track worn by a wheel.
Cartwright, *n.* ગાડાગર, સુથાર, ગાડાં બનાવનાર સુથાર, ગાડાં બનાવનાર.
Caruncle, *n.* ન્હાની રસોલી.
Carucate, *n.* અઊત, ઓત. તેજ.ધારદાર કોયતો.
Carve, *v. t.* કોરવું, કોતરવું, ખોદવું, કાપવું. ચુરા-કકડા કરવા. ભાગ પાડવા, વેંહેંચવું, પિરસવું.
Carved, *p.* કોરેલું, ખોદેલું નકસીદાર.
Carver, *n.* કોરનાર, ખોદનાર. કોતરનાર.
Cash, *n.* રોકડ, નગદી, રોકડા પૈસા, રોકડું નાણું. *v. t.* વટાવવું, છુટા પૈસા કરવા. (I want to cash a note) મારે એક નોટ વટાવવી છે.
Cash-account, *n*, રોકડ મેળ.
Cash-book, *n.* રોકડ મેળ, રોકડ વહી, મેળ.
Cashew, *n.* કાજુ.
Cashewnut, *n.* ભિલામો.
Cash-keeper. } Cashier, } *n.* સરાફ, કિલ્લિદાર, ખજાનચી. *v. t.* બરતરફકરવું, કાઢી મુકવું, રજા આપવી, સનદ છિનવી લઈને ચાકરી ઉપરથી કાહાડી મેલવું.
Cashmere, *n.* ઉંચી કિંમતની શાલ. કાશામીર દેશનું ઉનનું કપડું.
Casing, *n.* ગલેફ, ઢાંકણ, વેષ્ટન.
Cask, *n.* પીપ. પીપનું માપ. *v t.* પીપમાં ભરવું.
Casket, *n.* ઝવેરાત મુકવાનો દાબડો, પેટી, ડબ્બો, કંડિયો.
Casque. *n.* જંગી લશકરી ટોપી, શિરસ્રાણ
Cass, } Cassate, } *v. t.* રદ કરવું, કાઢી નાખવું.
Cassation, *n.* રદ કરવું તે.
Cassia, *n.* Fistula. ગરમાળો સુવર્ણક. એક જાતની તજ. ત્વકપત્ર. ત્વકસાર.
CassiaLignia, *n.* એક જાતની તજ.
Cassimere, *n.* કાશામીરી વણટનું ઉનનું કાપડ.
Cassino, *n.* એક જાતની પાનાની રમત.
Cassock, *n.* પાદરીનો તંગ ડગલો-ઝભ્ભો.
Cast, *v. t.* ઝોકવું, નાખવું, ફેંકવું, રોપવું. વે-

રવું. અપરાધી ઠરાવવું. ગણવું. નક્કી કરવું. ચોજવું, ઢાળવું, વધારે ભાર મુકી નમાવવું બીબામાં ઘાટ બનાવવો. *v. i.* ધારવું, વિચારવું. ઘાટ પડવો. વાંકુ થઈ જવું. *n.* ફેંકેલી વસ્તુનો ટપ્પો, ફેંકવું તે. પાસો-દાવ નાખવા તે. દૈવજોગ. જેગ. બીબામાં પાડવું તે, ઘાટ, રૂપ દેખાવ, ઢબ, ડોળ. અણધાર્યો લાગ, વેંહેંચણ. નટમંડળ, એકી વખતે ઉડાવેલાં બાજ પક્ષી. પેચ, ડાવ, જુક્તિ. આંખ, નજર, કટાક્ષ. છેલવેલો પ્રયત્ન. (Cast down, *n.*) ઉદાસ-થવું. ( Cast away) ઘસડાઈ-ભાંગી ગયલું.

**Castanet,** *n.* કરતાલ, ઝાંઝરી, મંજીરા. ( વાહાણ. )

**Castaway,** *n.* નાખી દીધેલી વસ્તુ, કચરો. પાપી પુરૂષ. ઇશ્વરે છાંડેલો-તજેલો પુરૂષ.

**Caste,** *n.* જાત, નાત, વર્ણ. કોમ, જ્ઞાતિ.

**Castellated,** *a.* બુરૂજવાળું, બુરૂજ-કિલ્લાના જેવું.

**Caster,** *n.* ફેંકનાર, નાખનાર. ઓતનાર. ગણનાર, ભરતીઓ. ખુરસી-ટેબલ-કોચ વગેરેને જડેલાં ન્હાનાં પૈડાં. સીસીરાખવાની ઘોડી-ખાનું.

**Casters,** *n.* સીસી ભરાવાનું સ્ટાંડ-જગ્યા-ઘોડી. બાટલી મુકવાનું ચોકઠું, ખુરસી-ટેબલ વગેરેને જડેલાં ન્હાનાં પૈડાં.

**Castigate,** *v. t.* શિક્ષા કરવી, ફટકા-ચાબક મારી સજા કરવી. [ સજા, શિક્ષા.

**Castigation,** *n.* ફટકાની શિક્ષા, ચાબકન

**Casting,** *n.* ઝોકવું તે, ઓતવું, ઓતકામી, બીબામાં પાડેલી ચીજ.

**Cast-iron,** *n.* ઓતેલું લોહોડું, બીડ.

**Casting-vote,** *n.* બે પક્ષના સરખાં મત પડે ત્યારે એક પક્ષને પ્રાબલ્ય કરવાને પ્રમુખનું બેવડું મત.

**Castle,** *n.* કોટ, કિલ્લો, ગઢ, મેહેલ. સેત્રંજની રમતમાં હાથી. ( Castle in the air, ) મનોરાજ્ય.

**Castle Cuiloring,** *n.* શેખ અમિસહી વિચાર કરવા તે.

**Castor,** *n.* એરંડિયાનું ઝાડ-મુળ-seed બીજ.

**Castoroil,** *n.* એરંડિયું તેલ, દિવેલ.

**Castled,** *a.* કોટ બાંધેલું, કિલ્લાવાળું, બુરજવાળું.

**Castor** *n.* પ્રાણીની એક જાત, બીવર નામનું પ્રાણી તથા તેના રૂવાની ટોપા.

**Castor and Pollux,** *n.* અશ્વિનિ કુમાર.

**Castrametation,** *n.* છાવણી કરવી તે.

**Castrate,** *v. t.* ખસી કરવું. ચોપડીનું પાનું-ભાગ કહાડી નાખવો.

**Castrated,** *p.* ખસી કરેલું.

**Castration,** *n.* અંડ કાઢવો, અંડ છેદન, ખસી કરવું તે.

**Casual,** *a.* અચાનક, અકસ્માત, દૈવયોગીક, અણધાર્યું, આવી પડેલું, પ્રસંગોપાત, અવસરનું.

**Casually,** *ad.* અકસ્માત, દૈવયોગે.

**Casualness,** *n.* દૈવયોગ. આગંતુકત્વ.

**Casualty,** *n.* દૈવયોગ, અણચિંતવ્યો બનાવ. કજા, મોત. હાણ, વ્યથા. લશકરમાં ફાટફુટથી ઘટ-તુટ.

**Casuist,** *n.* કાર્યાકાર્ય વિવેકકર્તા, દોષાદોષ વિવેકી, દોષાદોષજ્ઞાતા.

**Casuistic,** *a.* દોષાદોષ વિવેક સંબંધી.

**Casuistry,** *n.* દોષાદોષ વિવેક, કાર્યાકાર્ય વિવેક-જ્ઞાન.

**Cat,** *n.* બિલાડી-ડો, મિનિ, એક જાતનું વહાણ. લંગર ખેંચવાની ગરેડી. છપાઓ.

**Cat-eyed,** *n.* માંજરી આંખોનો, માંજરો.

Clavicle, *n.* હાંસડી, જત્રું, હાંસડીનું હાડકું.
Claw, *n.* પંજો, નખ, નોહોર. *v. t.* પંજો મારવો, નોહોરવતી ઉઝેડવું-ફાડવું-ચીરવું, નોહોર પાડવા.
Clay, *n.* મટોડી, માટી, ચિકણી માટી, મટોડું. *v.t.* માટીથી ધોવું સાફ કરવું.
Clayey, Clayish, } *a.* માટીનું, માટીવાળું, માટી જેવું.
Clay more, *n.* બે હાથવાળી મ્હોટી તલવાર જે સ્કાટલંડના પાહડી લોક આગલા વખતમાં વાપરતા હતા.
Clay-pit, *n.* ચિકણી માટીની ખાણ.
Clean, *a.* સાફ, નિર્મળ, સ્વચ્છ, શુદ્ધ, ચોખ્ખું, ચતુર, બરાબર, પુરૂં, પવિત્ર. *v t.* સાફ કરવું, મેલ કાઢીને ચોખ્ખું કરવું. *ad.* તદ્દન, પુરેપુરૂં, ચતુરાઈથી, સફાઈથી.
Cleaning, *n.* ગાય ઘેટાંની ઓર.
Cleanliness, Cleanness, } *n.* સફાઈ, સાફ કરવું તે, સ્વચ્છતા, નિર્મળતા, ચોખ્ખાઈ.
Cleanly, *a.* સુઘડ, સાફ-ચોખ્ખો રેહેનાર. *ad.* સારી રીતે, ચોખ્ખાઈથી.
Cleansable *a.* સાફ કરવા જોગ.
Cleanse, *v. t.* સાફ કરવું, ધોવું, માંજવું, શુદ્ધ કરવું. પાપ રહિત કરવું.
Cleanser, *n.* સાફ કરનાર, સ્વચ્છ કરનાર.
Clear, *a.* સાફ, શુદ્ધ, સ્વચ્છ. ઉઘાડું, સ્પષ્ટ, જાહેર. તીવ્ર, *v. t.* વાદળાં વિનાનું, ખુલ્લું. નિર્દોષ, ચોખ્ખું. મોકળું. સાફ કરવું, ચોખ્ખું કરવું. કાઢી નાખવું. ખુલ્લું કરવું. (ધાંટો) ઉઘાડવો, નિર્મળ કરવું. શોધન કરવું, ગાળવું, મોકળું કરવું, નિર્દોષ ઠરાવવું. વગર હરકતે કુદી જવું. ચોખ્ખો નફો કાઢવો. લઈ જવું. કરજમાંથી વહાણ હોકવાની પરવાનગી લેવી. વહાણને કિનારાથી દુર હંકારવું. *v. i.* ઉઘાડું-ખુલ્લું-મોકળું થવું, ઉઘાડ પડવો-થવો. મુક્ત થવું (Clear off) ફેડવું, અદા કરવું (કરજ) (Clear up) મટાડવું, સફાઈ કરવી (શાકસંકા.)
Clearing, *n.* જંગલ કાપીને ખેતી કરવા લાયક કરેલી સાફ જમીન, [ખસેડવું તે.
Clearage, *n.* સાફ કરવું તે, લઈ જવું તે,
Clearance, *n.* વાહાણને હંકારી જવા સારૂ મળેલી પરવાનગી
Clearer, *n.* સાફ કરનારૂં, સ્વચ્છ કરનારૂં.
Clearly, *ad.* સાફ, પ્રત્યક્ષ, સ્પષ્ટ, ઉઘાડું, જાહેરાત. પ્રમાણિકપણાથી, સફાઈથી.
Clearness, *n.* સફાઈ, નિર્મળપણું, સ્વચ્છત, નિર્દોષપણું. ઉઘાડ.
Clear-sighted, *a.* ડાહ્યા.
Cleave, *v.i.* બાઝી રેહેવું, વળગી રેહેવું, એકંદર થવું, ફાટવું, તડતડવું, તરેડ પડવી, ચીરાવું. *v.t.* ફાડી નાખવું, જોરથી ચીરવું, ફાડવું.
Cleaver, *n.* ચિરનાર, કાપનાર, કસાઈનો છરો.
Cleft, *pp.* or *a.* ચીર-ફાટવાળું, ચીરાયલું, *n.* ચીર, ફાટ, તડ, ચીરો.
Cleg, *n.* બગાઈ, ઘોડ માખ-માખી.
Clematis, *n.* એક જાતનું ઝાડ.
Clemency, *n.* રેહેમ નજર, દયા, માયા, નરમાસ, સુશીળતા.
Clement, *a.* રેહેમ, કોમળ, નરમ, દયાળુ.
Clench, *n.* બે અર્થનો બોલ, જોરથી પકડી રાખવું.
Clepsydra, *n.* તાંબાની ઘટકા.
Clergy, *n.* પાદરી લોક.
Clergyman, *n.* પાદરી.
Clerical, *a.* ખ્રિસ્તિ ધર્મોપદેશકનું-સંબંધી, પાદરીનું, નકલ કરનારનું, મેહેતાનું, કારકુનનું.

**Clerk**, *n.* કારકુન, મેહેતો, ગુમાસ્તો, લહિયો, લેખક, મુસદ્દી.
**Clerkship**, *n.* કારકુની, મેહેતાગીરી.
**Clever**, *a.* ચાલાક, હુનરી, પક્કો. હુશિયાર, કુશળ. [ખબરદારી.
**Cleverness**, *n.* ચતુરાઈ, ચાલાકી, હુશિયારી.
**Clew**, *n.* દોરડાની દડી, દોરાનુ પિંડુ, પત્તી, મુદ્દો, થાગ.
**Click**, *v.i.* ઝીણો ઝીણો અવાજ થવો, ટીક ટીક અવાજ થવો. *n.* ઝીણો અવાજ, ટિક ટિક અવાજ. [વકીલનું કુળ-ઘરાક.
**Client**, *n.* આશ્રિત, આશ્રે જનાર, અસાલ, કુળ,
**Cliff**, *n.* ઉંચો-ઉભો ખડક-કરાડો.
**Clifted**, *a.* ભાગેલું, તુટેલું.
**Climacteric**, *n.* જીંદગીમાં અણીનો સમય.
**Climate**, *n.* હવા, હવાપાણી, દેશ. મુલુક, પ્રદેશ.
**Climatic**, *a.* હવાપાણીનું, હવા સંબંધી-નું
**Climatology**, *n.* હવા પાણી વિશેનું જ્ઞાન-વિદ્યા.
**Climax**, *n.* સારાલંકાર, અનુક્રમે ચઢતાં વાકયો, ઉત્તરોત્તર વૃદ્ધિ. સામા, ટોચ, પરિસીમા.
**Climb**, *v. i.* or *v. t.* ચઢવું, થોડું થોડું કરી ઉપર ચઢવું, મેહેનતથી હળવે હળવે ચઢવું.
**Climber**, *n.* વેલ, લતા.
**Clime**, *n.* દેશ. પ્રદેશ, પૃથ્વીનો ભાગ.
**Clinch** *v. t.* મજબુત ચાંપીને પકડવું-બેસાડવું-જડવું, મજબુત કરવું. *n.* જેમાંથી બેવડો અર્થ નિકળે એવો શબ્દ, શબ્દશ્લેષ. (Clinch the hand) મુઠી વાળવી. (Clinch a nail) નખ વાળવું.
**Clincher**, *n.* પકડનાર પુરૂષ-વસ્તુ. તકરારનો ફડચો આણે એવી દલીલ. [આશ્રે રેહેવું.
**Cling**, *v. i.* ચોંટી રેહેવું, વળગવું, વળગી રેહેવું,
**Clingy**, *a.* ચીકટ, ચોંહોટી જાય તેવું.
**Clinic**, *n.* ખાટલે પડેલો દરદી-માણસ.
**Clinic**, **Clinical**, *a.* ખાટલે પડેલા આદમી સંબંધી, માંદા માણસનું.
**Clink**, *v. t.* વગાડવું, ખણખણાટ કરવો, ખખડાવવું. *v.t.* ખણખણવું, ખણખણ અવાજ થવો.
**Clinker**, *n.* ભઠી માહેલો ધાતુનો ચકચકતો કચરો.
**Clip**, *v. t.* કાતરવું, કાપવું, ઘસી ટુંકું કરવું, કમી કરવું, ટુંકું કરવું, કાનસવું.
**Clipper**, *n.* કાનસ કરનાર, કાતરનાર, ટુંકું કરનાર. એક પ્રકારનું ઝડપથી ચાલનાર વહાણ.
**Clipping**, *n.* કાતરવું.
**Clique** *n.* ન્હાની ટોળી, સેતાન ટોળી.
**Cloak**, *v. t.* સંતાડવું, ઢાંકી રાખવું, ખોટું આચ્છાદન કરવું, ઝભ્ભો ઢાંકવો. *n.* ડગલો, ઝભ્ભો. ઢાંકણ, પડદો. ખોટું, બહાનું.
**Clock**, *n.* મ્હોટું ઘડીયાળ.
**Clock-maker**, *n.* ઘડીયાળી, ઘડિયાળ બનાવનાર. [ડીયાળનું ચળન.
**Clock-work**, *n.* ઘડીયાળનો બધો સાંચો, ઘ-
**Clod**, *n.* ઢેફું, ગચિયું, મટોડાનો કઠણ લોંદો, થાપો (ઢેફાં ભાંગવાનો), ખેતરની જમીન, ભોંય. માટીની કાયા-દેહ બેવકુફ, મુર્ખ, ભોથડ, રોંચો. *v.i.* ઢેફું બંધાવું, ઘટ્ટ થવું, જામવું, ઢેફાં ભાંગવાં *v.t.* ઢેફાં મારવાં.
**Cloddy**, *a.* કઠણ, ઢેફાંવાળું
**Clod-hopper**, *n.* મુર્ખો, રોંચો, જડ બુદ્ધિનો.
**Clog**, *v. t.* અટકાવ કરવો, હરકત કરવી, બંધ કરવું, ખોડો બાંધવો, ડંણું બાંધવું. *v. i.* બંધાઈ જવું, બંધાઈ જવાથી હરકત થવી. *n.* ખોડો, ફાંસો, બેડી, અટકાવ, હરકત, ડંણું (*pl.*) પાવડી.
**Cloggy**, *a.* અટકાવ કરનારું, જાડું.

Cloister, *n.* મઠ, અખાડો, મઠમાં ઉપયોગ-મંડપ. *v. t.* મઠમાં પુરવું, એકાંત ઓરડામાં દુનીઆથી અલગા રાખવું.

Close, *v. t.* બંધ કરવું, દાબીને બંધ કરવું, એકઠું-ભેગું કરવું, છેડો-પાર આણવો, ઘેરવું. *v. i.* જોડાવું, સંધાવું, પુરૂં થવું, બંધ થવું. *n.* છેડો, અંત, આખર.

Close, *n.* બંધ કરવું તે, જોડાવું-મળવું તે, વાડો ઝાંપો, વાડ, ઘેરો લીધેલી જગ્યા, ગલી, *a.* તંગ, ચપટ બેસાડેલું, સાંકડું, એકાંત, બંધ કરેલું, બંધ, ધામ-અકળામણ થાય તેવું.

Close-fisted, *a.* કંજુસ, બખીળ, થોડા બોલું, છાનું રાખે એવું, છાનું, ગુપ્ત, બંધ, ઘટ, જાડું, પાસેનું, નજીક, નિકટ, યથામુળ, ચોકસ, સાવધ, તીક્ષણ, બરાબર, શક ભરેલું.

Closely, *ad.* ખીચોખીચ, મજબુત બેસાડેલું, પાસે પાસે, નીકટ સંબંધથી, બારીકીથી, ધ્યાન દઈને.

Closeness, *n.* સંકડાસ, ઘટપણું, પાસે હોવું તે, નિકટ સંબંધ, કંજુસાઈ, ઉકળાટ, ધામ, બારીક નજર.

Closet, *n.* ઓરડી, એકાંત સ્થળ, ન્હાની કોટડી, પિશાબખાનું. *v. t.* ખાનગી ન્હાની કોટડીમાં બંધ કરવું, છુપાવવું.

Closing, *n.* અંત, છેડો, આખર, છેવટ, બંધ કરવાનો વખત-રીત. *a.* અંતનું, છેડાનું, છેલ્લું, છેવટનું. [ભીત.

Closure, *n.* અંત, છેવટ, છેડો, આખર, વાડ,

Clot, *n.* બંધઈ ગયલો પોચો ગાંગડો-ગાંઠ, *v. t.* બંધાવું, જામવું, ગંઠાઈ જવું, ગાંઠા બાઝવા.

Cloth, *n.* કપડું, લુગડું, કાપડ.

Clothe, *v. t.* પોશાક પેહેરાવવો, લુગડાં પેહેરાવવાં, લુગડાં આપવાં-પુરાં પાડવાં, પાથરવું, ઢાંકવું, આપવું, સોંપવું.

Clothes, Clothing, *n.* લુગડાં, પોશાક, કપડાં, લિબાસ, વાગો. ચાદર, સુજની, રજાઈ વગેરે ઓઢવા પાથરવાનાં લુગડાં.

Clothier, *n.* કપડાં બનાવનાર, લુગડાં તૈયાર કરનાર-વેચનાર.

Cloud, *n.* વાદળું, વાદળ, ગોટેગોટ, ટોળું, ભયાનક દેખાવ. એબ, કલંક. *v. t.* વાદળાંથી ઢાંકવું, વાદળ ભરાઈ આવવું. ઝાંખુ-શોકાતુર કરવું. એબ લગાડવી. ભાતભાતનાં રંગ પાડવા.

Cloud-capt, *a.* બહુ ઉંચું, વાદળ જેટલું ઉંચું, વાદળાંને અડકતું. [દેખાવ.

Cloudiness, *n.* આભ, અંધારૂં, ગમગીન

Cloudless, *a.* વાદળાં વગરનું, સાફ, ખુલ્લું, અજવાળું ભરેલું, સ્વચ્છ, નિરભ્ર.

Cloudy, *a.* વાદળાંથી ઢંકાયલું, વાદળાંવાળું, વાદળાંનું બનેલું. અંધરાયલું. ઉદાસ, ઝાંખુ, એબવાળું. ગુઢ, ગહન, અસ્પષ્ટ.

Clough, *n.* ડુંગરમાની ફાટ-ચીર-ચીરો.

Clout, *n.* થિંગડું, પોતું, ચિંથરૂં. *v. t.* થિંગડું મારવું દેવું-ચોઢવું, થાગડ થિંગડ કરવું, જેમ તેમ ફાટું-તુટયું. ઓઢવું.

Clove, *n.* લવિંગ. કળી.

Cloven, *pp.* or *a.* ફાટેલું, છુટું-ફાટ પડેલું.

Cloven-hoofed, Cloven-footed, *a.* પગની ખરી બે ભાગમાં વેંહેંચાયલી હોય તેવું, બે ખરીવાળું. ફાટેલી ખરીનું.

Clover, *n.* એક જાતનું ઝાડ.

Clown, *n.* ખેડુત. ગામડિયો, જંગલી, મુર્ખ. રંગલો, વિદુષક, ભાંડ, મશ્કરો.

Clownish, *n.* ખેડુત સંબંધી, ગામડિયા જેવું, જંગલી, ગુમાર, કબેઢંગું, અસભ્ય.

Cloy, *v. t.* ભરવું, ઓચાઈ જાય તેવું કરવું, ઓચાવી નાખવું, ધરાવું, અતિ તૃપ્ત કરવું.

Club, *n.* સોટો, ધોકો, ડંગોરો, ગદા, ઢાંગ. સભા, મંડળી, ટોળી. (*pl.*) કાળી બદામ (પાનાની રમતમાં.) *v. i.* એકઠાં મળીને મંડળી ટોળી કરવી, સહીઆરા ખરચનો વરાડ-હિસ્સો ભાગ-ફાળો આપવો. *v. t.* એકઠું-ભેગું કરવું, ફાળો-વરાડ નાખી ખરચની રકમ ઉભી કરવી.

Club-foot, *n.* ટુંકો-બેડોળ-મુસાના જેવો પગ.

Club.footed, *a.* ટુંકા પગવાળું, બેડોળ પગવાળું.

Club-heuse, *n.* ખાવા પીવાનું મકાન.

Club-law, *n.* ડંગોરીઓ-ડંડુકિઓ કાયદો, અંધેર.

Cluck, *v. i.* (મરઘીનું સેવતી વેળા) બોલવું. *v.t.* (મરઘીનું પોતાનાં બચ્ચાંને) બોલાવવું.

Clue, *n.* દોરાનું પીંડલું, દોરાની દડી, પતો.

Clump, *n.* ઢીમચું, ઝાડ-લાકડાં વગેરેનાં ભુધાં-કુઠાં, ઝાડી, ઝુંડ.

Clumsy, *a.* અનાડી, બેડોળ, બેઢંગું, ગુમાર, સફાઈ-કીસબ-ચતુરાઈ વગરનું.

Clung, *pret.&pp.* of *Cling.* વળગી રહ્યું.

Cluster, *n.* ગુચ્છો, લુમ, ઝુમખો, મેલાવડો, જમાવ, જથ્થો, ટોળું, ઝુંડ. *v. t.* ઝુમખો કરવો, એકઠું કરવું, કબજામાં ધરવું. *v. i.* ઝુમખા ઉગવા, ઝુમખા થવા, ટોળાબંધ થવું, ઢગલો થવો.

Clustery, *a.* ઝુમખાવાળું, ગુચ્છાવાળું.

Clutch, *n.* પકડવ-ઝાલવું તે. ( *pl.* ) હાથ, કબજો, પંજો. *v. t.* સખત-સજ્જડ મુઠી વાળવી, આંગળાંએ જોરથી પકડવું, કબજામાં ધરવું, પંજામાં લેવું.

Clutches, *n. plu.* ચુગાલ પંજો.

Clutter, *n.* ખણખણાટ, ગોંધાટ, ખડખડ. *v.t.* ભીડાભીડ કરવી.

Clypeate, *a.* ઢાલ જેવું.

Clyster, *n.* ઝાડો લાવવાને સારૂ દવાની પિચકારી.

Co. એક ઉપસર્ગ છે જેનો અર્થ, સાથે મલીને એવો થાય છે.

Coach, *n.* ગાડી, રથ. *v. t.* ગાડીમાં લઈ જવું.

Coach-box, *n.* ગાડીવાનને બેસવાની જગ્યા.

Coach-hire, *n.* ગાડી ભાડું.

Coachman, *n.* ગાડીવાન, ચોધરી, સારથી, ગાડી હાંકનાર.

Coach-maker, *n.* ગાડી કરનાર. [જોરી.

Co-action, *n.* બળાત્કાર, જુલમ, જબરી,

Co-active, *a.* જોરજુલમનું, જબરીનું, જબરજસ્તીનું, કોઈસાથે સામેલ રહી કામ કરતું.

Co-adjument, *n.* પરસ્પર સાહાયતા, એક બીજાની મદદ. [પરસ મદદ કરતું.

Co-adjutant, *a.* પરસ્પર સાહ્ય કરતું અરસ-

Co-adjutor, *n.* સહાયકારી, મદદગાર સામેલ.

Co-adjutrix, *n.* મદદ કરનાર સ્ત્રી.

Co-agulable, *a.* બંધાઈ-ઠરી-જામી જાય એવું, જેનામાં બંધાવાનો ગુણ હોય એવું.

Co-agulate, *v. t.* ઘદ કરવું, જમાવવ, બાંધવું. *v. i.* ઘદ થવું, જામવું, બંધાવું.

Co-agulation, *n.* જાડું-રગડ કરવું તે.

Co-agulative, *a.* જેનામાં બંધાઉ જવાનો ગુણ હોય એવું, બંધાઈ જાય એવું.

Co-agulum, *n.* બંધાઈ ગયલો અથવા જામી ગયલો ગઠો, ઘદ થયલો પદાર્થ (દહીં).

Coal, *n.* કોયલો, કોલસો, અંગારો *v. t.* બાળીને કોલસો કરવો, કોલસો પુરો પાડવો. (Live coal) જીવતો કોયલો, અંગારો. (To carry coals to new castle ) તપ્તને ભોજન આપવું દેવું.

Coalery, *n.* કોયલાની ખાણ તથા કોયલો બાહાર લાવવાખાટે તેમાં ઉતારેલાં યંત્રો.

Coalesce, *v. i.* સાથે વળગવું, જોડાવું, જુદા જુદા ભાગોનું સાથે જોડાવું-બાઝી રેહેવું, મળીભળી જવું, એકત્ર થવું.

Coalescence, *n.* મેળાપ, સમાગમ, એકત્ર-એકઠું થવું તે.

Coalition, *n.* સંયોગ, મેળાપ, સમાગમ.

Coalmine, *n.* કોયલાની ખાણ.

Coal-pit, *n.* કોલસની ખાણ.

Coaly, *a.* કોલસાવાળું, કોલસાના જેવું, કોલસાનો ગુણ ધરાવતું.

Coarse, *a.* જાડું, કચરો ભરેલું સફાઈ વગરનું, ખરછટ, અસભ્ય, તોછડું, મ્હોટું, જંગલી, હલકું, સુઘડતા વગરનું સાદું.

Coarseness, *n.* અસભ્યપણું, તોછડાપણું. જાડાપણું, સાદાપણું.

Coast, *n.* કાંઠો, કિનારો. *v. t.* or *v. i.* કિનારે કિનારેથી હંકારવું, કિનારો પકડીને જવું, બંદર કરતાં જવું.

Coaster, *n.* કિનારો ફરતું જનારૂં વહાણ અથવા માણસ.

Coasting, *n.* કિનારે કિનારે હંકારવું તે.

Coasting-trade, *n.* એક દેશના બંદરો વચેનો વેપાર.

Coat, *n.* અંગરખો, ડગલો-લી. આવરણ, આચ્છાદન. પડ, થર, હાથ. (રંગ દેવો તે.) ધંધો. પોશાક. *v. t.* અસ્તર કરવું, હાથ મારવો-દેવો. લીપવું, ચઢાવવું. (Coat of arms) અલામત નિશાન. (Coat of mail) ઝિલિમ, બખતર.

Coated, *a.* અસતર કીધેલું, પડ કીધેલું.

Coating, *n.* અસ્તર, પડ, થર, લેપ. ડગલા-અંગરખાનું કપડું. આચ્છાદન કે સંરક્ષણ માટે ચઢાવેલી કોઈપણ વસ્તું. (*pl.*) અંગરખા, ડગલા વિગેરે લુગડાં.

Coax, *v. t.* ફોસલાવવું, સમજાવવું, પટાવવું, દિલાસો આપવો.

Coaxer, *n.* ફોસલાવનાર, પટાવનાર, સમજાવનાર.

Cob, *n.* ટોચ મથાળું. કળશ. શિરોમણી, મ્હોટી ગોળ ટોચની વસ્તુ. ગઠા. કરોળીઓ. માટી તથા પરાળની ગાર. ટટ્ટ.

Cobalt, *n.* એક જાતની ધાતુ.

Cobble, *n.* ગોળ પથ્થર. થિંગડું. *v. t.* થિંગડું થિંગડી-કપ્પી મારવી (જોડાને,) જેમ તેમ ગોઠવવું-બેસતું કરવું.

Cobbler, *n.* જોડાને થીગડાં મારનાર, ચમાર, મોચી, અણકસબી કારિગર.

Coble, *n.* માછલી પકડવાની એક જાતની ન્હાની હોડી.

Cobra-de-capello, નાગ.

Cobweb, *n.* કરોળીઆનું પડ, કરોળીઆની જાળ નજીવી વાત-વસ્તુ.

Cocciferous, *a.* ફળ ઉત્પન્ન કરતું, ફળ લાવતું-આપતું.

Cochineal, *n.* કીરમજનો કીડો. કીરમજ રંગ.

Cochleate, } *a.* ગોગલગાયના કોટલાના જેવું
Cochleated, } વળ ખાધેલું.

Cochleary, *a.* શંખાકાર, મળસુત્રાકાર, પેચવાળું.

Cock, *n.* નર પક્ષી, કુકડો, મરઘો, આગેવાન, સરદાર. નળી, તોટી, બંદુકનો ઘોડો-વાંદરો. ત્રાજવાનો કાંટો. ઘાસની શંકુ આકારની ગંજી. *v. t.* ઉંચુ કરવું, ચઢાવવું, ખડકીને ગંજી કરવી, બંદુક છોડવા તેનો ઘોડો ખેંચવો.

Cockade, *n.* અમલદારોની ટોપી ઉપરનું છોગું, ગુચ્છો, ફીત.

Cockatoo, *n.* કાકાટૌઆ-કૌઆ.

Cockatrice, *n.* એક પ્રકારનો કલ્પિત સાપ.

Cock-boat, *n.* ન્હાની હોડી.

Co-existent. *a.* સહજીવી એક કાલિક.
Cock-crow, *n.* મરઘાનું બોલવું, મળસ્કું.
Cocket, *n.* ફુરજામાંની ચિઠ્ઠી. *a.* ચંચળ.
Cock-eyed, *a.* બાડો.
Cock-fight, *n.* મરઘાની લઢાપ.
Cock-horse, *a.* ઘોડા ઉપર સ્વાર થયલો. અતિ આનંદ પામતું.
Cockle, *n.* એક જાતનો છોડ-ઝાડ. એક જાતની છીપવાળી માછલી. *v. t.* કરચલી વાળવી-વળવી.
Cockloft, *n.* કાતરીઆંનો-જુનો સામન મુકવાનો છેક ઉપરનો ઓરડો, કાતરિયું.
Cockney, *n.* લંડન શેહેરના રેહેવાસી (એ શબ્દ તોછડાઈથી બોલવામાં આવે છે).
Cock-pit, *n.* મરઘા લઢાવવાની જગા. વહાણમાં તોપ મુકવાનો તુતકની નિચેનો ઓરડો.
Cockroach, *n.* વાંદો, કસારી.
Cock's-comb, *n.* મરઘાનાં માથા ઉપરની કલગી. ગુલકેશ છોડ. અક્કડબાજ માણસ.
Cockswain, *n.* વહાણ તથા વહાણના ખલાસીઓનો અમલદાર.
Cocoa, *n.* નાળીએરી. કોપરાનું બનાવેલું એક પ્રકારનું પાન-પીવાનું.
Cocoanut, *n.* શ્રીફળ, નાળીએર.
Cocoon, *n.* રેશમના કીડાનો કોશીટો.
Cocoonery *n.* રેશમના કીડા રાખવાની જગ્યા.
Coction, *n.* ઉકાળવું તે, ઉકાળો.
Cod, *n.* એક જાતની માછલી. શિંગ, ફળી, છાલ
Codling, *n.* ન્હાની માછલી.
Coddle, *v. i.* નિમનેશ આપવો, અર્ધ કાચું રાખવું, ઉકાળવું. [ઠરાંવબંધી.
Code, *n.* કાયદાનો સંગ્રહ-સાર-સંહિતા-કલમ-
Codger, *n.* મશ્કરો, ગામડિયો.
Codicil, *n.* મૃત્યુપત્રની પુરવણી, વસીયત નામાનો વધારો, ઉપમૃત્યુપત્ર.
Codification, *n.* કલમબંધી-કાયદાનો સંગ્રહ કરવો તે.
Codify, *v. t.* કાયદાનો સંગ્રહ સંહિતા કરવી.
Coefficacy, Coefficiency, *n.* સહકારિતા, એક બિજા સાથે એકઠા મળી કામ કરવું તે.
Co-efficient, *a.* સહાયકારી. *n.* એકજ મતલબસર સાથે કામ કરનારૂં. વર્ણ (ગણિતમાં)
Co-emption, *n.* સાથે ખરીદ કરવું તે.
Coenjoy, *v. i.* સાથે ઉપભોગ કરવો.
Co-equal, *a.* બરાબરનું, સમાન, સમતોલ, સરખી પદવીનું. *n.* બરોબરિયું.
Co-equality, *n.* સમાન-સમતોલ-સરખાપણું.
Coerce, *v. t.* જબરજસ્તીથી અટકાવવું, દાબી રાખવું, બળાત્કારથી કરાવવું. [જબરાઈ.
Coercion, *n.* અટકાવ, પ્રતિબંધ, બળાત્કાર,
Coercive, *a.* પ્રતિરોધક, નિગ્રાહક, જરૂર પડે એવું, જબરાઈનું, બળાત્કારનું.
Co-essential, *a.* સમભાવવાળું, સમભાવ, એકજ ગુણ ધરાવનારૂં.
Co-essentiality, *n.* સમભાવતા. [ઉમ્મરનું.
Coetaneous, *a.* એકવયી, સમવય, સરખી
Co-eternal, *a.* સમનિત્યભાવી, સમસ્થાઈ, સમભાવી-નીસાથે અનાદિકાળનું.
Co-eternity, *n.* સમભાવ, સમ નિત્યભાવ.
Co-eval, *a.* એકજ વખત જન્મેલું, સમાન કાળી, એકજ વય-કાળનું, એકવયી.
Co-exist, *v. i.* એકજ કાળે-સાથે બનવું, એકઠાં હોવું.
Co-existence, *n.* સહવર્તમાનપણું, સહજીવિત્વતા, એકકાલિત્વતા, એકઠું-એક કાળે હોવું-બનવું તે.
Co-existent, *a.* સહજીવી, એકકાલિક.
Co-extend, *v. t.* સરખું વધારવું, સરખો વિસ્તાર કરવો.

Co-extension, *n.* સરખો વધારો સરખો વિસ્તાર-ફેલાવો.

Co-extensive, *a.* સરખી લંબાઇ પોહોળાઈનું, સમવિસ્તીર્ણ, શમવ્યાપક, સરખા અવયવવાળું.

Coffee, *n.* બુંદ, બુંદના દાણા, કાવો, કાફી, કાફીનો ઉકાળો, બુંદના દાણાનો ઉકાળો.

Coffee-house, *n.* કાવાખાનું, કાફીખાનું.

Coffee-pot *n.* કાવાદાન. [બિંદોળ.

Coffer, *n.* ખજાનો, પેટી, પેટારો, ટ્રંક,

Coffin, *n.* મુડદાની પેટી, કફન. *v. t.* દાટવાની પેટીમાં મુકવું, ઢાંકીને બંધ કરવું.

Cog, *n.* દાંતો, ચક્કર-પૈંડાનો દાંતો. *v. t.* દાંતા પાડવા-કરવા (પૈંડાં કે ચક્કરના) ફોસલાવી-પટાવી જુક્તિથી લેવું-મેળવવું-હરી લેવું, ઠગાઈ-કપટથી ઘુસી ઘાલવું. *v. i.* ઠગવું, ફોસલાવવું, પટાવવું.

Cogency, *n.* મજબુતા, દઢતા, મનને સમજાવવાની શક્તિ, સબળપણું, બળવાનપણું.

Cogent, *a.* જોરદાર, જોરાવર, જરૂરનું, સબળ, મજબ, અસરકારક. [જોગ-જેવું.

Cogitable, *a.* વિચારવાજોગ, મનન કરવા

Cogitate, *v. i.* ચિંતન કરવું, વિચારવું, મનમાં ઘોળવું.

Cogitation, *n.* વિચાર, ચિંતન, ધ્યાન, મનન.

Cogitative, *a.* વિચાર કરવા જેવું, મનમાં ઘોળવા જોગ. [સગોત્ર, સજાતીય, સરખું.

Cognate, *a.* સગું, લોહીની સગાઈવાળું,

Cognation, *n.* સગાઈ, સગપણ, સગોત્રતા.

Cogniac, *n.* ફરાંસીસ બ્રાંડી દારૂ.

Cognition, *n.* જ્ઞાન, જાણવું તે.

Cognizable, *a.* જાણી-સમજી શકાય તેવું. કોર્ટથી ચોકશી થવા જોગ, કોર્ટ સાંભળી શકે તેવું.

Cognizance, *n.* ચોકસી, અવલોકન, સમજ, જ્ઞાન, તજવીજ, ચોકસી કરવાનો-સાંભળવાનો અધિકાર, ઇનસાફની રાહે ધ્યાનમાં લેવું-તપાસ કરવી તે. [માહિત.

Cognizant, *a.* માહિત, કાયદાની રૂએ

Cognomen, *n.* ઉપ-આડ-કુળનામ, ગોત્ર, અડક. [આવે તેવું, જણાઈ આવે તેવું.

Cognoscible, *a.* જણાય તેવું, માલમ પડી

Cohabit, *v. i.* સહવાસ કરવો, એકજ ઠેકાણે કોઈની સાથે રેહેવું, ધણીધણીઆણીની પેઠે રેહેવું, સાથે સુવું, સંભોગ કરવો.

Cohabitation, *n.* સહવાસ, એકત્રવાસ, સંભોગ, એકઠાં રેહેવું તે.

Coheir, *n.* વતન ભાઈ, બિભાગી, વારસામાં સાથે સરખો ભાગ લેનાર, સાથેનો વારસ.

Coheiress, *n.* વારસામાં સાથે સરખો ભાગ લેનારી, ભાગીયણ.

Cohere, *v. i.* એકમેક-એક બિજાથી ચિકટાઈ-વળગી-બાઝી રેહેવું, બંધ બેસવું, લાગુ પડવું.

Coherence, Coherency, *n.* એકઠા વળગી-બાઝી રેહેવું તે, સંલગ્નતા, સંયોગ, સંયુક્તતા, સંબંધ, સંગતિ.

Coherent, *a.* સંલગ્ન, લાયક, યોગ્ય, સાથે વળગેલું, બંધ બેસતું. [સંબંધ, સંગતિ.

Cohesion, *n.* સંયોગ, સંલગ્નતા, સંયુક્તતા,

Cohesive, *a.* સંયોગી શક્તિ ધરાવતું, જોડાઈ રહે એવું, ચિકાશું, વળગી-બાઝી રહે એવું.

Cohesiveness, *n.* સંયોગી ગુણ, બાઝી-વળગી રેહેવાનો ગુણ.

Cohort, *n.* પાંચસો કે છસો સિપાઈની ટુકડી, એક પલટણનો દશાંશ, લડવઈઆ સિપાઈની કોઈપણ ટુકડી.

Coif, *n.* એક જાતની ટોપી, ટોપી. *v. t.* ટોપી પેહેરવી.

Coiffure, *n.* એક જાતની ટોપી.

**Coil**, *v. t.* વિંટાળવું, કળી કરવી, પીંડું કરવું. લપેટવું. *n.* દડી, પીંડું, દોરડાનો વિંટો-વિંટળો. ગડબડ, ધભરાટ.

**Coin**, *n.* છાપ, સિક્કો, નાણું. ખુણો. અવેજ. *v. t.* સિક્કો પાડવો-છાપવો. બનાવટ કરવી, જોડી કાહાડવું, ખોટું ઉભું કરવું, બનાવવું, નવું બનાવવું.

**Coinage**, *n.* નાણું પાડવું-છાપવું તે, નાણું, સિક્કો. યોજવું-ઉઠાવવું તે, બનાવવું તે.

**Coincide**, *v. i.* એકમત થવું, અનુસરવું, એક દિલ થવું. સરખી જગ્યા રોકવી. મળતું આવવું.

**Coincidence**, *n.* સરખી જગ્યા રોકવી તે, ઉપરા ઉપરી બેસતું આવવું તે. સરખાપણું, મેળ, એક મત, મતમાં સરખાપણું. સમ્મતિ. સમાગમન.

**Coincident**, *a.* ઉપરા ઉપરી બેસતું, સરખી જગ્યા રોકતું. મતમાં સરખું, મળતું.

**Coindication**, *n.* સરખું બતાવવું તે, સમદર્શન.

**Coiner**, *n.* સિક્કા પાડનાર, નાણું પાડનાર [છાપનાર.

**Coir**, *n.* (નાળિએરનો) કાથો. (*pl.*) કાથાનાં દોરડાં.

**Coition**, *n.* સંગ, સંભોગ, મૈથુન.

**Coke**, *n.* કોલસાને બાળી કરેલો કોયલો.

**Colander** *n.* ચાળણો-ણી.

**Colation**, *n.* ચાળણ, ગાળણ, ચાળવું તે.

**Cold**, *n.* ટાહાડું, ઠંડું, શીતળ. ટાહાડ ચઢેલું. ઉદાસીવાળું, દમ વગરનું, વગર હોંશનું, જુસ્સા વગરનું. *n.* ઠંડી, ટાહાડ, ઠંડ. ધુજારો. સળેખમ.

**Cold-blooded**, *a.* ઠંડા લોહીનું, નિર્દય, કઠોર.

**Coldly**, *ad.* વગર મનથી, બેદિલથી, બેદરકારીથી, ઉમળકા વગર.

**Coldness**, *n.* ઠંડી, ટહાડ, હિકળ, ટહાડક. ઉમંગ-હેત-પ્રીતિ વગરનો મનનો ભાવ. બેદરકારી.

**Coleopteral**, *a.* ઢાંકણાવાળી પાંખવાળું, મ્યાનીવાળી પાંખવાળું.

**Colewort**, *n.* એક જાતની કોબી.

**Colic**, *n.* શુળવાયુ, કુડકુડી, ચુંક, ઉદરશુળ, પેટમાં શુલ.

**Colic, Colical Colicky**, *a.* ઉદરશુળ સંબંધી, શુળવાળું.

**Collaborateur, Collaborator**, *n.* કોઈ પણ વિદ્યાસંબંધી ઉદ્યોગમાં સાથી-સહકારી.

**Collapse**, *v. i.* દબાઈ જવું, ધબી જવું. ઉપસાયલી વસ્તુનું બેસી જવું. શરીરનું કૌવત ઘણું ઓછું થઈ પડવું. *n.* ઘણી નિર્બળતા, પુરું નિર્ગતપણું.

**Collapsed**, *a.* દબાઈ ગયલું, બેસી ગયલું.

**Collar**, *n.* ગળેબંધ, ગળપટો, કંઠી, હાંસડી. *v. t.* ગળેબંધમાંથી-ગળચીમાંથી પકડવું.

**Collar-bone**, *n.* હાંસડીનું હાડકું, હાંસડી.

**Collatable**, *a.* મુકાબલો કરવા જેવું, સરખાવવા જોગ.

**Collate**, *v. t.* સરખાવી જોવું, મુકાબલો કરવો, મેળવવું.

**Collateral**, *a.* આજુબાજુનું, પાસપાસનું, લગોલગ, રૂબરૂ, સાથે બનેલું, સગોત્ર, પડખાનું, (Collateral Security) પેટા બાંહેધારી, આડજમાની.

**Collation**, *n.* મુકાબલો, રજુ મુકાબલો. ઉપાહાર, હાજરી, હલકું ખાવાનું.

**Callator**, *n.* મુકાબલો કરનાર, રજુઆત કરનાર, સરખાવનાર.

**Colleague**, *n.* સોબતી, સાથી, ભાઈબંધ, દોસ્ત, સહકારી.

**Collect**, *v. t.* જમા-એકઠું-વસુલ કરવું, ઉઘરાવવું. સાવધાન-સ્વસ્થ થવું. ભેગું કરવું, મેળવવું. *v. i.* એકઠું થવું, ઢગ થવો. (To

collect one's self) અકરાટ-ગભરાટમાંથી એકઠું થવું, સાવધાન થવું.

**Collect**, *n.* ટુંકી બંદગી-પ્રાર્થના, કોઈ નીમેલે દાહાડે કારણસર જોડેલી ઈશ્વર પ્રાર્થના.

**Collected**, *a.* એકંદર કીધેલું, ઉઘરાવેલું, ભેગું-જમા કીધેલું. ધીરું, સાવધ, સ્વસ્થ, મન ઠેકાણે રાખેલું. [ચય, ઉઘરાણું.

**Collection**, *n.* જમા, જમાવ, સંગ્રહ, સં-

**Collective**, *a.* એકઠું, ભેગું, સનગ્ર, સમુદાયવાચક, એકઠું-ભેગું થાય-કરે તેવું.

**Collectively**, *ad.* એકઠાં, સમસ્ત, સમગ્ર, એકંદર.

**Collector**, *n.* સંગ્રહ કરનાર, જકાત વસુલ કરનાર, મેહેસુલ ઉઘરાવનાર, તહેસીલદાર.

**Collectorate**, } *n.* તહેસીલદારી, મેહેસુલ ઉ-
**Collectorship**, } ઘરાવનારનો ઓદ્ધો.

**College**, *n.* પાઠશાળા, વિદ્યાલય, મદ્રેસા. વિદ્વાન લોકોની કેટલાક ચોકસ કામ કરવાને મુકરર થયલાં માણસોની મંડળી.

**Collegian**, *n.* વિદ્યાલય નિવાસી, પાઠશાળાનો એક અધિકારી, પાઠશાળામાં રેહેનાર-ભણનાર.

**Collegiate**, *a.* વિદ્યાલયનું-સંબંધી, પંડિત સમાજનું-વિશે-ને લગતું.

**Collet**, *n.* જેમાં જવાહીર બેસાડે છે તે કંકણ.

**Collide** *v. i.* સામસામું અથડાવું-પછડાવું.

**Collier**, *n.* કોયલા ખોદનાર. કોયલા વેચનાર, કોયલાનો વેપારી. કોયલા ભરી લઈ જનારૂં વહાણ. [ખાણ.

**Colliery**, *n.* કોયલાની ખાણ, કોલસાની

**Colliquefaction**, *n.* સાથે પીગળી જવું તે.

**Collision**, *n.* સામસામો ધક્કો, ઠેસ, ટક્કર, અથડાઅથડી.

**Collocate**, *v. t.* હારબંધ મુકવું-ગોઠવવું.

**Collocation**, *n.* એકઠું મુકવું-ગોઠવવું તે, સંસ્થિતિ, રચના. [સંવાદ.

**Collocution**, *n.* બોલચાલ, સંભાષણ,

**Collop**, *n.* માંસનો ટુકડો. બચ્ચું, બાળક.

**Colloquial**, *a.* બોલચાલનું, સંભાષણ સંબંધી, વાતચિતનું, સાધારણ બોલીમા વપરાતું.

**Colloquialism**, *n.* વાતચિતમાં-સાધારણ બોલચાલમાં વપરાતું, શબ્દરૂપ અથવા ભાષા રૂઢિ, સાધારણ ભાષા સંપ્રદાય રૂઢિ.

**Colloquist**, *n.* સંભાષણ-સંવાદ કરનાર.

**Colloquy**, *n.* બોલાબોલી, બોલચાલ, સંભાષણ, સંવાદ, વાતચિત, પુછ પરછ.

**Collude**, *v. i.* દગો-છળ કરવામાં સામેલ થવું.

**Collusion** *n.* કપટ દગામાં સંતલસ-સંકેત. ઠગાઈ, છળ, કપટ, દગો.

**Collusive**, *a.* કપટ-છળ ભરેલું.

**Collusory**, *a*, છળ ભરેલું, કપટવાળું.

**Colly**, *n.* મેસ. [સુરમો.

**Collyrium**, *n.* અંજન, આંખનુ ઓસડ,

**Colocynth**, *n.* ઇંદ્રવાણીનાં કડવાં ફળ.

**Cologne-water**, *n.* કોલનવાટર.

**Colon**, *n.* અપુર્ણ વિરામ ચિન્હ, બેવીંડાનું ચિન્હ (:), મોહોટું આંતરડું. નળ, નસ.

**Colonel**, *n.* એક પલટણનો મુખ્ય સરદાર.

**Colonelcy**, *n.* પલટણની સરદારોનો હોદ્દો-પદ્વિ.

**Colonial**, *a.* નવાં વસાવેલા દેશને લગતું, પરદેશમાં વસેલા થાણા સંબંધી.

**Colonist**, *n.* નવા વસાવેલા દેશનો રેહેનાર-વસનાર, પરદેશ વસેલા થાણાનો રેહેવાસી.

**Colonization**, *n.* થાણા રોપવાં તે, વસાવવું-વસ્તી-આબાદ કરવું તે, પરદેશમાં નવી વસ્તી કરવી તે.

Colonize, *v. t.* વસાવવું, નવા દેશમાં થાણા રોપવાં, વસ્તી કરવી, આબાદ કરવું.

Colonnade, *n.* સ્તંભાવળી, સરખે સરખે અંતરે બાંધેલા થાંભલાની હાર.

Colony, *n.* નવો વસાવેલો દેશ-થાણું, નવી-વસ્તી, પરદેશીઓએ વસાવેલું થાણું, સંસ્થાન.

Colossal, *n.* રાક્ષસી, અદ્ભુત, પહાડ જેવું, જબરૂં કદાવર.

Collosseum, *n.* વીશપેશ્યન પાદશાહે રોમ શેહેરમાં બંધાવેલી દુન્યામાહેલી સઉથી મ્હોટી નાટક શાળ ને આપેલું નામ.

Colossus, *n.* રાક્ષસી પુતળું.

Colour, *n.* રંગ, વર્ણ, લાલી, સુર્ખી, બહાનું નિશાન, ઝુંડો. *v. t.* રંગવું, ભુલ-દોષ છુપાવવો ઢાંકવું, છાવરવું, બહારથી ઠીક બતાવવું, મીઠું-મરચું ભભરાવી કહેવું. *v. i.* લાલ થવું, શરમિન્દુ થવું, લજવાવું.

Colourable, *a.* ઉપરથી ઠીક દેખાય તેવું, વાત છુપાવવાનું, ઉપરથી વાજબી.

Colourific, *a.* રંગ આપવા જોગ, રંગ આપવા લાયક, રંગ ચઢાવવાની શક્તિ ધરાવતું.

Coloured, *pret.* રંગેલું, રંગ આપેલું રંગીન.

Colouring, *n.* રંગ દેવો-ચઢાવવો તે, સારૂં દેખાતું, ઉપર ઉપરથી ઠીક લાગતું. [નિર્મળ.

Colourless, *a.* રંગ વગરનું-રહિત, સાફ,

Colours, *n.* ઝુંડો, ધજા, વાવટો, નીશાન.

Colt, *n.* વછેરો, જુવાન-નાદાન માણસ, બિન અનુભવી માણસ. [દાર ભાગ.

Colter, *n.* હળની કોશ, હળની કોશનો અણી-

Column, *n.* ગોળ થાંભલો-સ્તંભ, હારખાનું, કોઠો, એક પછી એક આવતા સિપાઈઓની ટુકડી.

Columnar, *a.* થાંભલા જેવું, સ્તંભાકાર.

Colure, *n.* પૃથ્વિના ગોળા ઉપરનું એક કલ્પિત વર્તુળ.

Com, એક ઉપસર્ગ જેનો અર્થ સાથે એવો થાયછે.

Coma, *n.* ઘેન, સુસ્તી, ઉંઘ, વાળ, પુછડિયા તારાની પુછડી, ઝાડની વાળના જેવી ડાળીઓ.

Comart, *n.* એકઠો કરાર.

Comate, *n.* સાથી, સોબતી.

Comatose, *a.* ઘેન-સુસ્તીવાળું, ઘેનમાં આવેલું

Comb, *n.* કાંશકી-કો, માંજર, મરઘાની માંજર-કલગી, પુડો, મધપુડો, *v. t.* હોળવું, ઉકેલવું, પીંજવું.

Combat, *n.* લઢાઈ, જંગ, મારામારી. *v.t.* or *v. i.* લઢવું, મરાવું, સામું થવું, ટંટો કરવો.

Combatant, *n.* લઢવૈયો, હરીફ જોરદેત, વિવાદરૂપી લઢાઈ કરનાર. *a.* લઢતું, લઢવાઈઉ.

Combative, *a.* લઢતું, લઢવાને તૈયાર.

Combativeness, *n.* લઢવાનું વલણ-ઊત્સાહ.

Combinable, *a.* સંયોગ થવા જેવું, મળી જવા જેવું.

Combination, *n.* મેલાપ, સંયોગ, એકસંપ, રસાયણ સંયોગ-મિશ્ર, એકીકરણ.

Combine, *v. t.* મેળવવું, એકઠું, કરવું, સંયોગ કરવો. *v. i.* મળવું, એકઠું-એક સંપ થવું.

Combiner, *n.* એકઠું કરનાર, મેળવનાર.

Combustibility, *n.* તરત સળગી ઉઠીને બળી જવાનો ગુણ, સળગી-બળી જવાની ખાસીયત.

Combustible, *a.* બળી જાય એવું, સળગી ઉઠે એવું. *n.* સળગી ઉઠે એવો પદાર્થ.

Combustion, *n.* બળવું તે, સળગવુંતે, દહન ક્રિયા, મ્હોટી આગ.

Come, *v. i.* આવવું. પાસે આવવું. આવી પડવું-લાગવું. બનવું, થવું, હોવું. ફુટવું, ઉગી નિકળવું. ( To come home ) પોતાના ઉપર લાગુ પાડવું, પોતે સમજી જવું. ( To come by )

મેળવવું, પામવું. ( To come off ) બચી-ઉગરી જવું. ( To come out with ) પ્રગટ જાહેર કરવું.
Comedian, n. હાસ્યરસ પ્રધાન નાટક ભજવનાર નટ-નટી. હાસ્યરસ નાટક રચનાર. [ પરીણામક નાટક.
Comedy, n. હાસ્યરસપ્રધાન નાટક, સુખ
Comeliness, n. કળા ખુબી. કાંતી, શોભા, ખુબસુરતી. [ ખુબસુરત, લાયક, ઘટતું.
Comely, a. રૂપાળું, દેખાવડું, શોભીતું,
Comer, n. આવનારો.
Comet, n. પુછડિયો તારો. ધુમકેતુ.
Cometory, a. પુછડિયા તારાનું સંબંધી.
Comfit, n ખાંડ પાઇને સુકવી રાખેલો મેવો-મિઠાઈ ઈત્યાદિ.
Comfort, v, t. ધીરજ-સુખ-દિલાસો આપવો. n. સુખ, ચેન, ધીરજ, આરામ.
Comfortable, a. આરામ આપે એવું, સુખ-ચેનવાળું, શાંત, સ્વસ્થ, સુખમાં-આરામમાં હોય તેવું.
Comfortably, ad. સુખ સમાધાનીથી.
Comforted, pp. શાન્ત થયેલો, સમાધાન પામેલો.
Comforter, n. દિલાસો-સુખ-ચેન આપનાર, પવિત્રાત્મા. ઉનનો લામ્બો ગળપટો.
Comfortless, a બેચેન, અસ્વસ્થ.
Comic, a. હાસ્યરસ નાટક સંબંધી, ટોળ. ભરેલું, હસવા સરખું.
Comical. a. મશ્કરી ભરેલું, હસવા સરખું.
Comicalness, n. કૌતક, કૌતકપણું.
Coming, a. આવતું, હવે પછી આવતું.
Coming, in n. દાખલ થવું-આવવું આગમન, આવગ, વસુલાત.
Comity, n. સભ્ય વ્યવહાર, વિવેક, સભ્યતા.
Comma n. અલ્પ વિરામ, મીંસલો (,)
Command, v. t. ફરમાવવું, સત્તા ચલાવવી. તાબામાં હોવું. જોઈ શકવું. ભાર-વક્કર-પતિષ્ઠાથી મેળવવું-પામવું. v. i. અધિકાર હુકુમત-અમલ બજાવવો-ચલાવવો. n. સત્તા, અમલ, સરદારી, હુકમ, આજ્ઞા.
Commandant, Commander, n. સરદાર, હાકેમ, હુકમ કરનાર, સેનાપતિ, આગેવાન.
Commander-in-chief, n. સેનાપતિ, બક્ષી, સર્દેસાલર.
Commanding, a. હુકમ કરતું, આજ્ઞા આપતું.
Commandment, n. હુકમ, આજ્ઞા. વિધિ,
Commatorial a. એકજ પદાર્થનું થયલું, સમદ્રવ્યક. [જોગ.
Commemorable, a. સંભારણું-યાદ રાખવા.
Commemorate, v. t. સ્મરણોત્સવ કરવો. ધામધુમથી કોઈની યાદગીરી કરવી, સંભારણું રાખવા મહોત્સવ કરવો. [ યાદગીરી.
Commemoration, n. યાદ. સ્મરણોત્સવ,
Commemorative, Commemoratory, a. જેથી સંભારણું થાય-રખાય તેવું, યાદગીરીનું. [ કરવું. v. i. શરૂ થવું.
Commence, v. t. આરંભવું, માંડવું, શરૂ
Commencement, n. પ્રારંભ શરૂઆત.
Commend, v. t. સ્તુતિ કરવી, વખાણવું, ભલામણ કરવી, માન્ય-માનિતું કરવું.
Commendable, a. વખાણવા જોગ તારીફ કરવા લાયક, સ્તુતિપાત્રક. [સ્તુતિ, વખાણ.
Commendation, n. શિફારસ, ભલામણ,
Commendatory, n. ભલામણનું, સ્તુતિવાળું, પ્રશંસા-વખાણનું-વાળું.
Commensal, a. પંક્તિ વેહેવારનું, એક પંક્તિનું.

**Commensalty, Commensation,** *n.* પંક્તી વેહેવાર, અમવેહેવાર, પંક્તિભોજન, એક પંક્તિભોજન.

**Commensurability,** *n.* સમાનતા, સમતોલપણું, એક સરખાપણું.

**Commensurable,** *a.* સમપરિમાણ, સમાન.

**Commensurate,** *a.* સમાન, તુલ્ય, માપવિસ્તારમાં બરાબર, સમપ્રમાણ.

**Commensuration,** *n.* માપ-વિસ્તારમાં બરાબરી, સમતુલ્યતા, સમાનતા.

**Comment,** *v. i.* ગુણદોષ બતાવવા, વિવેચન કરવું, ટીકા કરવી, ભાષ્ય કરવું *n.* અર્થ, ખુલાસો, ટીકા, ભાષ્ય. [ટીકાનો ગ્રંથ,

**Commentary,** *n.* વ્યાખ્યા, અર્થ, ખુલાસો

**Commentator,** *n.* ટીકા કરનાર, ટીકાકાર, ભાષ્યકાર-કર્તા, વ્યાખ્યાનકાર.

**Commentitions,** *a.* કલ્પનાથી ઉઠાવેલું.

**Commerce,** *n.* વેપાર, વ્યવહાર, લેવડ દેવડ. *v. i.* વેપાર કરવો, લેવડ દેવડ કરવી.

**Commercial,** *a.* વ્યવહારિક, વેપાર-ધંધાને લગતું, વેપારનું, વેપારી.

**Commination,** *n.* ધાસ્તી, બીક, ધમકી, બિવડામણી.

**Comminatory,** *a.* ધાસ્તીવાળું, ધમકાવતું, બિવડાવતું.

**Commingle,** *v. t. & v. i.* એકઠું કરવું-થવું-મિશ્ર થવું-કરવું.

**Comminute,** *v. t.* ભુકી કરવી, છુંદવું, વાટવું, ચુરો કરવો.

**Comminution,** *n.* ચુર્ણ કરવું તે, ભુકી કરવી તે, છુંદો, ચટણી કરવી તે.

**Commiserate,** *v. t.* દયા ખાવી-રાખવી, કરૂણા કરવી, દાઝ આણવી-ને વાસ્તે દલગીર થવું-જીવ બાળવો.

**Commiseration,** *n.* દયા, દાઝ, કરૂણા, પારકા વાસ્તે દિલગિરી.

**Commiserator,** *n.* દયા કરનાર-લાવનાર, દાઝનાર, પારકાને માટે દિલગિર થનાર-બળનાર.

**Commissariat,** *n.* લશ્કરના મોદીખાનાનું ખાતું, મોદીખાનાના ખાતાવાળા, મોદીખાના ખાતાનો અધિકાર.

**Commissary,** *n.* અધિકારી, અખત્યારી-અમલદાર, લશ્કરના મોદીખાનાનો ઉપરી.

**Commissary-General,** *n.* લશ્કરના મોદીખાનાનો મુખ્ય અધિકારી.

**Commission,** *n.* હકસાઈ, અખત્યાર, સનદ. *v. t.* અખત્યાર આપવો, સનદ આપીને કોઈને મોકલવું, કામ સોંપવું, કરવું તે.

**Commissioner,** *n.* મુનીમ, મુખત્યાર, સરકારી ખાતાનો ઉપરી-અધિકારી-અમલદાર.

**Commissure,** *n.* સાંધ, સાંધો, સળ.

**Commit,** *v. t.* સોંપવું, સ્વાધીન-હવાલે કરવું, મુકવું, કરવું, નાખવું, મોકલવું, મ્હોડે-પાઠ કરવું, બાંધવું, કબુલાતમાં લાવવું, જોખમમાં નાખવું.

**Commitment,** *n.* કોઈને સ્વાધીન-હવાલે કરવું તે, કેદમાં નાખવું તે, કેદનું વારંટ, વિચાર માટે કમિટીને સોંપવું તે.

**Committal,** *n.* એકરાર, કબુલાત, બંધન, વચન.

**Committee,** *n.* પંચ, મંડળી, પંચાયેત, સભા, વહિવટ કરવા અથવા તપાસ રાખવા મુકરર કરેલો સમ્સ.

**Commix,** *v. t.* or *i.* એકઠું કરવું-થવું, મેળવી નાખવું, મિશ્ર કરવું-થવું, મળી જવું.

**Commixtion,** *n.* એકરસ, ભેળ, સેળભેળ, ભેળસેળ, મેળવણી. [મેળવણી.

**Commixture,** *n.* ભેળવવું તે, ભેગ, મિશ્ર,

**Commodious,** *a.* સગવડ ભરેલું, વગવાળું, સોઈવાળું, બેસતું, લાયક. [વડ, વગ.

Commodiousness, *n.* સુતરાઈ, લાગ, સગ-

Commodity, *n.* જિન્નસ, માલ, રકમ, ચીજ.

Commodore, *n.* દરિયાઈ કાફલાનો સરદાર, નૌકાધિપતિ, વેપારી વહાણના કાફલાનું આગેવાન વહાણ.

Common, *a.* સાધારણ, સામાન્ય, હમેશનું, નિત્યનું, સામાન્ય, મધ્યમ, હલકું, છિનાળ. *n.* પાદર, સહુની માલકીની જમીન, ગોચર, મેદાન. *v. t.* એકઠાં વાપરવું. ( Common law ) દેશ રિવાજ, લાંબી મુદતથી ચાલતો આવેલો જે રિવાજ-રૂઢિ તે. ( Common sense ) પાકી સમજ, પુખ્ત વિચારે બાંધેલો તર્ક. (In common) બધાસાથે સરખી રીતે.

Commonage, *n.* મેદાન-પાદર-ગોચર ઉપરનો સામાન્ય હક્ક.

Commonalty, *n.* વચલા વર્ગના લોક, સાધારણ લોક, મધ્યમ સ્થિતિના લોક.

Commoner, *n.* વચલા વર્ગનો-મધ્યમ સ્થિતિનો પુરૂષ, સાધારણ માણસ, 'હાઉસ આફ કામન્સ સભાનો સભાસદ.

Commonly, *ad.* ઘણું કરીને, સાધારણ-સામાન્ય રીતે. [લૌકિકપણું, રૂઢી, પ્રસિદ્ધિ.

Commonness, *n.* સામાન્યપણું, સામાન્યતા,

Commonplace, *n.* ટીપ, યાદી, સાધારણ ટીકા-બાબત-વિષય. *a.* સાધારણ, આખો દહાડો કેહેવામાં આવતું હોય તેવું, અનવીન, અજીઠું, ઊચ્છિષ્ટ.

Common-place-book, *n.* સ્મરણ પોથી, યાદદાસ્ત ટાંકી રાખવાની ચોપડી.

Commons, *n.* સાધારણ લોક, પાર્લામેન્ટ સભામાં લોકના પ્રતિનિધિની મંડળી, એક ટેબલપર બેઠેલી મંડળીને પુરો પાડેલો ખોરાક.

Commonweal, Commonwealth, *n.* પ્રજાસત્તાક રાજ્ય, લોકસત્તાક રાજ્ય.

Commotion, *n.* ખળખળ, ગડબડ, બંડ,ફિતુર, ઉછાળો, સંતાપ, મનનો બળરાટ.

Commove, *v. t.* ઉશ્કેરવું, ડોહોળી નાખવું, બળરાવવું. [સંબંધી.

Communal, *a.* ફ્રાન્સદેશમાંના એક પ્રાન્ત

Commune, *n.* ફ્રાન્સ દેશમાંનો એક પ્રાન્ત.

Commune, *v. i.* વાતચિત કરવી, પરસ્પર બોલવું, સ્નેહભાવથી વાતચિત કરવી.

Communicable, *a.* આપવા જેવું, કેહેવા જેવું, જાહેર કરવા જોગ. [લેનારો.

Communicant, *n.* પ્રભુ ભોજન ખાનારો-

Communicate, *v. t.* આપવું, કેહેવું, ખબર આપવી. *v. i.* ભાગ લેવો, વ્યવહાર કરવો.

Communication *n.* વેહેવાર, સંબંધ. સંદેશો, ખબર. પત્રવેહેવાર. માર્ગ, રસ્તો.

Communicative, *a.* મનની વાત કેહે એવું, માહિતી-જ્ઞાન-ખબર આપે એવું.

Communion, *n.* સહવાસ, સમાગમ, સતસંગ, એકજ પંથનો ખ્રિસ્તી સમાજ.

Community, *n.* સાધારણ સ્વામિત્વ-સત્તા, સામાન્ય ભોગવટો, સામાઈક ધણીપણું. માલકી. જમાત, નાત, કોમ પ્રજા, રૈયત.

Commutability, *n.* ફેરફાર. સાટું કરવું તે, અદલાબદલી, સાટું, ઘણા ફેરાને બદલે એક સામટી રકમ આપવી-લેવી તે. ભારે શિક્ષાને બદલે હલકી શિક્ષા.

Commutable, *a.* સાટામાં-બદલે આપી શકાય તેવું.

Commutation, *n.* ફેર, ફેરફાર. અદલા-બદલી કરવી તે. એક સામટી રકમ, ઘણા ફેરાને બદલે એક સામટી રકમ આપવી-લેવી તે. ભારે શિક્ષાને બદલે હલકી શિક્ષા, શિક્ષાનો ઘટાડો. [રતું, સાટા સંબંધી-

Commutative, *a.* અદલાબદલી-ફેરફાર ક-

**Commute**, *v. t.* બદલીને બીજું કરવું. એકને બદલે બીજું આપવું. સજા બદલે હલકી શિક્ષા કરવી. *v. i.* એકવાર સામટો ભાવ લેવાને-આપવાને ઠરાવ કરવો-કબુલવું.

**Commutual**, *a.* અરસપરસ, આમનસામન.

**Compact**, *a.* ઘટ્ટ, દૃઢ, નક્કર, સજ્જડ. ઠુંકું, સારવાળું. *v. t.* ઘટ્ટ-દૃઢ-ધીંગુ કરવું, મજબુત-સજ્જડ કરવું. *n.* બોલી, પ્રતિજ્ઞા, સાટું, કબાલો, શરત, કોલકરાર.

**Compactness**, *n.* ઘટ્ટપણું, દૃઢતા, મજબુતી.

**Compacture, Compages**, *n.* ઉઘાડું બંધારણ-બાંધકામ. માંડણી, સંચાડો.

**Companion**, *n.* સાથી, સોબતી, સમાગમી.

**Companionable** *a.* મિલનસાર, મળતાવડો, રમુજી, સોબતમાં રમુજી.

**Companionship**, *n.* સોબત, સમાગમ, સાથીપણું.

**Company**, *n.* લશ્કરી ટુકડી. મંડળી, ટોળી. સોબત, સંગત. સહીયારી પેઢી *v. i.* સાથે જવું-આવવું, સહગમન કરવું. (Bad Company) ખરાબ સંગત, કુસંગત. (Good company) સુસંગત. સારી સંગત. (In the company of) સાથે-સંગતમાં. (Virtue of company) સંગત ગુણ. (Bad company leads to ruin) ખરાબ સંગતથી નાશ થાય છે.

**Comparable**, *a.* મુકાબલો કરવા જોગ-લાયક, બરાબરીનું, સમતોલ, સરખાવી શકાય તેવું. ઉપમા આપવા લાયક.

**Comparative**, *a.* મુકાબલો કરીને ગણેલું વધારે અથવા ઓછું દેખાડનાર, પડછાનું. સાપેક્ષ. (વ્યાકરણ) અધિકતા દર્શક. (Comparative Anatomy) શારીરકની એક શાખા છે, જેમાં માનવ અને ઇતર પ્રાણીના શરીર રચનામાં તારતમ્ય સમજવા સારૂં બંનેના શરીર રચનાનો વિચાર કરેલો છે. [નીતો.

**Comparatively**, *ad.* મુકાબલે, સરખાવી

**Comparates**, *n.* તર્કશાસ્ત્રમાં ઉપમાનોપમેય.

**Compare**, *v. t.* મુકાબલો કરવો, રજુઆત-તુલના કરવી, ઉપમા આપવી. *v. i.* જોડે ઉભા રહેવું, તુલ્ય થવું, સરખાવી શકાય તેવું હોવું.

**Comparison, Comparing.** *n.* મુકાબલો, તુલના રજુઆત, ઉપમા.

**Compart**, *v. t.* જુદું કરવું, ભાગ પાડવા.

**Compartition**, *n.* ભાગ પાડવા તે, વહેંચણ.

**Compartment**, *n.* પડ, ખંડ, વિભાગ, ખાનું, ગાળો.

**Compass**, *v. t.* ઘેરી લેવું, પકડી લેવું, ફેરો મારવો, ચક્કર મારવું. મેળવવું, હાંસલકરવું. મનસુબો-વિચાર-યોજના કરવી. *n.* ઘેરો, ફેરો, ફેરાવો, ચક્કર, મર્યાદા. વિસ્તાર. હોકાયંત્ર, (*pl.*) વર્તુળ કાઢવાનું યંત્ર.

**Compasses**, *n.* કર્કટ, કર્કોટક.

**Compassion**, *n.* દયા, કરૂણા, દાઝ.

**Compassionate**, *a.* દયાળુ, દયાવાન, મહેરબાન. *v. t.* દયા-રહેમ કરવી, કરૂણા આણવી-લાવવી. [મેળાપ, અવિરૂદ્ધતા.

**Compatibility**, *n.* સંભાવના, સંભવ,

**Compatible**, *a.* સંભાવ્ય, મેળાપી, મળતું, અવિરૂદ્ધ, સંગત.

**Compatibly**, *ad.* સંભાવનાથી, મેળાપથી.

**Compatriot**, *n.* સ્વદેશી, એકદેશીય.

**Compeer**, *n.* બરાબરીઓ, સાથી, જોડીયો, સોબતી. [જોરથી-જબરાઇથી જરૂર પાડવી.

**Compel**, *v. t.* જબરજસ્તી-બળાત્કાર કરવો,

**Compellation**, *n.* ભાષણ પદ્ધતિ, ઉપચારિક નામ. [સાર સંગ્રહ, સાર, સંક્ષેપ.

**Compend, Compendium**, *n.* સારગ્રંથ,

Compendious, *a.* મુખ્તેસર, સંક્ષિપ્ત.

Compendiously, *ad.* સંક્ષેપ-ટુંકામાં ટુંકું.

Compensate, *v. t.* બદલો વાળવો, પાડવાળવો, ભરી આપવું, ખોટ નુકસાન પુરૂં કરી આપવું, અવેજ-સાટું-બદલો વાળવો, *v. i.* સાટું-બદલો-અવેજ-ખંગ વાળવો.

Compensation, *n.* ખંગ, બદલો, અવેજ, સાટું. નુકસાની. [માનવું.

Compensative, *a.* બદલો વાળતું, પાડ,

Compensator, *n.* બદલો વાળનાર, નુકસાની ભરી આપનાર. [ચડસાચડસી કરવી.

Compete, *v. i.* બરાબરી-હરીફાઈ કરવી,

Competence, Competency, *n.* સાધારણ ખરચનીલિઅટલું દ્રવ્ય, સાધારણ સામર્થ્ય-કમાઈ, કાયદા પ્રમાણે યોગ્યતા-સામર્થ્ય-અધિકાર, સત્તા, કાબિલીઅત, લાયકી, યોગ્યતા હોશિયારી.

Competent, *a.* પુરતુ, સમર્થ, યોગ્ય, લાયક, હોશિયાર, કાબિલ.

Competition, *n.* સ્પર્ધા, પ્રતિસ્પર્ધા, ચડાચડી, ચરસાચરસી, પડાપડી.

Competitor, *n.* ઉમેદવાર, હરીફ, પ્રતિસ્પર્ધી, ઉપર પડનાર, ચરસાચરસી કરનાર, પ્રતિયોગી.

Competitive, *a.* સ્પર્ધાથી થયલું, સ્પર્ધાસંબંધી.

Compilation, *n.* સંગ્રહ, ઘણી બાબતનો સંગ્રહરૂપ ગ્રંથ. [બનાવવો-રચવો.

Compile, *v. t.* સંગ્રહ કરવો, સંગ્રહરૂપ ગ્રંથ

Compilement, *n.* સંગ્રહ રૂપે ગ્રંથ બનાવવો-રચવો તે.

Compiler, *n.* ગ્રંથકાર, સંગ્રહરૂપ ગ્રંથકાર.

Complacence, Complacency, *n.* પ્રસન્નતા, ચિતપ્રસાદ, ચિત્તસમાધાન, હરખ, આનંદ, મનનો સંતોષ.

Complacent, *a.* બોલવા ચાલવામાં મિઠું, આદરમાની, સત્કારી, સુશિલ, સભ્ય, નરમ, પ્રસન્ન, સંતોષ-આનંદવાળું, ખુશ.

Complacently, *ad.* પ્રસન્નતાથી, આનંદથી.

Complain, *v. i.* શોક કરવો, દુઃખથી પીડાવું. બબડવું, રડવું, હાયહાય કરવી, કકળવું, ફરિયાદ કરવી, વાંક કાઢવો. [વાદી.

Complainant, *n.* ફરિયાદ કરનાર, ફરિયાદી,

Complaining, *n.* ફરિયાદ કરવું, હાય હાય કરવું, દુઃખનો પોકાર કરવું, રડવું.

Complaint, *n.* ફરિયાદ-દુઃખનો પોકાર, ખેદ-રોગ, દરદ. દાવો, ફરિયાદ. બડબડાટ.

Complaisance, *n.* ચતુરાઈપણું, સભ્યતા, સુજનતા, આદરશીળતા.

Complaisant, *a.* બોલવાચાલવામાં મિઠું, આદરમાન ભરેલું, સત્કારી, સભ્ય, નરમ.

Complement, *n.* પુરતી, ભરતી, ખુટતી. સંખ્યા-ચીજ, પુરવણી, ઉમેરો.

Complemental, *a.* ખોટ પુરી કરનારૂં, ભરતીનું, ખુટતું, પુરવણીનું, પુરતું.

Complete, *a.* પુર્ણ, પુરૂં. તમામ, પરિપુર્ણ, સંપુર્ણ, આખું. *v. t.* સંપુર્ણ-પુરૂં કરવું.

Completely, *ad.* સારીપેઠે, તદન, છેક, બીલકુલ, એકદમ, બધું, પુરેપુરૂં, તમામ.

Completeness, *n.* પુર્ણતા, સંપુર્ણતા, સમાપ્તિ.

Completion, *n.* પરિપુર્ણ કરવું-થવું તે, પુર્ણતા, સંપુર્ણતા, સિદ્ધતા, સફળતા.

Complex, *a.* સંયુક્ત. કઠણ, ગુંચવણ ભરેલું, વિકટ.

Complexion, *n.* બાંધો, ઘાટ, અંગવર્ણકાંતિ, પ્રકૃતિ, મિજાજ, રૂપ, ડોળ.

Complexional, *a.* અંગવર્ણકાંતિનું, રૂપ સંબંધી.

**Complexity**, *n.* સંયુક્તપણું. ગુંચવણ, ઘોટાળો.

**Complexly**, *ad.* ગુંચવણથી, સંયુક્તપણાથી.

**Compliable**, *a.* વાળ્યું વળે એવું, માન્ય કરવા જેવું, કબુલ રાખવા જોગ.

**Compliance**, *n.* માન્ય-કબુલ થવું-કરવું તે, સ્વીકાર, માન્યતા, બજાવવું તે, પ્રમાણે કરવું-વર્તવું તે. [વિનયી, સભ્ય, સત્કારી, વિવેકી.

**Compliant**, *a.* નમતું, માન્ય-કબુલ કરે એવું,

**Complicacy**, *n.* ગુંચવણ. ગડબડ.

**Complicate**, *v. t.* ગુંચવવું. *a.* ગુંચવેલું, ગુંચાયલું, સંયુક્ત.

**Complicated**, *a.* સંયુક્ત, ગુંચાયલું, ગુંચવેલુ.

**Complication**, *n.* ગુંચી-ગુંચવી નાખવું તે, ગુંચવણ, ગુંથન, ઘોટાળો.

**Complicity**, *n.* ગુન્હામાં સામેલપણું-સામેલી.

**Compliment**, *n.* સલામ, નમસ્કાર, યથાયોગ્ય, જેગોપાળ. શાબાસી, સ્તુતિ, વખાણ, આદરસત્કાર. *v. t.* વખાણવું, શાબાશી આપવી, સ્તુતિ કરવી. મુબારકબાદી આપવી.

**Compliments**, *n.* રામરામ, સલામ, નમસ્કાર, જેગોપાળ.

**Complimentary, Complimental** *a.* આદરમાનવાળું, સત્કારવાળું.

**Complot**, *n.* કુકર્મ-ફિતુર-દુષ્કર્મ કરવા માટે સંપ *v. t.* સંપ કરવો, કુકર્મ-ફિતુર-તોફાન કરવા માટે સંપ કરવો.

**Comply**, *v. i.* કબુલ-કરવું-થવું, માન્ય કરવું, સ્વીકાર કરવો, મળતું-બેસતું આવવું, પ્રમાણે વર્તવું, બજાવવું.

**Component**, *a.* અવયવજુત. *n.* જુદો જુદો-દરેક ભાગ, અવયવજુત પદાર્થ-અંશ.

**Comport**, *v. i.* મળતું-બેસતું આવવું, માફકયોગ્ય દીસવું-થવું. *v. t.* ચાલવું, વર્તવું.

**Comportment**, *n.* આચરણ, ચાલચલણ.

**Comportable**, *a.* યથાયોગ્ય, બેસતું, મળતું, વર્તણુક. માફક.

**Compose**, *v. t.* ગોઠવવું, રચવું, જોડવું. ઠંડું પાડવું, નરમ પાડવું, પતાવવું, સમજુતી કરવી, સમાધાન કરવું, સ્વસ્થ રાખવું. બીબાં ગોઠવવાં.

**Composed**, *a.* સ્થિર, ગંભીર, શાંત, બનાવેલું.

**Composedly**, *ad.* ગંભીરપણાથી, સ્થિરતાથી.

**Composer**, *n.* ગ્રંથકર્તા, અસલ જોડીને લખનાર, બનાવનાર, રચનાર, ગ્રંથકાર,

**Composing-stick**, *n.* બીબાં ગોઠવવાનું લાંબુ પતલું હથિઆર, સ્ટિક.

**Composite**, *a.* જુદા જુદા ભાગોનું બનાવેલું, સંયુક્ત, મિશ્રિત, સાવયવ.

**Composition**, *n.* બનાવટ, રચના, મેળવણી, ભેગ, મિશ્ર, ગ્રંથ, સંયોગ, મેળાપ, તોડ, ફડચો. નિબંધ.

**Composing, Compositor**, *n.* છાપવાના બિબાં ગોઠવનાર-ભરનાર. [ફોલ.

**Compost**, *n.* ખાતરના પદાર્થનો નીર-રગડો-

**Composedness, Composure**, *n.* સ્વસ્થતા ગંભીરતા, શાંતિ, આરામ, નિવૃત્તિ.

**Composure**, *n.* ઘાટ, આકાર, બાંધો, ઘડણ, શાંતિ, સ્વસ્થતા.

**Compotation**, *n.* સાથે મળીને પિવું તે.

**Compound**, *a.* મિશ્ર, મિશ્રિત, સંયુક્ત, ચક્રવૃદ્ધિ, *n.* ભેળ, ભેગ, મેળવણી, રસાયન, [illegible], આંગણું, વાડો. *v. t.* મેળવવું, સમાસ કરવો, *v. i.* સમજુતીપર આવવું પતવવું, તોડ-ફડચો કરવો. (Compound addition) વિવિધ મેળવણી. (Compound subtraction) વિવિધબાદ બાકી. (Compound division) વિવિધ ભાગાકાર. (Compound proportion) સમરાશી ગણીત.

Compounder, *n.* દવા-ઓસડ તૈયાર કરી આપનાર.

Comprehend. *v. t.* સમાવેશ કરવો. સમજવું, સમજ પડવી, ધ્યાનમાં ઉતરવું.

Comprehensible, *a.* સમાવેશ થઈ શકે એવું, સમજી શકાય તેવું, બુદ્ધિગ્રાહ્ય, ગમ્ય

Comprehension, *n.* સમાવેશ કરવો-થવો તે, સમાવેશ, સમાસ. ગ્રહણશક્તિ, સમજ, બુદ્ધિ, ધ્યાન, અક્કલ.

Comprehensive, *a.* ઘણાનો સમાવેશ જેમાં થાય તેવું, બહુ ગ્રાહી, બહુ વ્યાપી, બહુ વિષય ગ્રાહી, વ્યાપક. [ સમાવેશકત્વ.

Comprehensiveness, *n.* વ્યાપકતા, બહુ

Compress, *v. t.* દાબવું, સંકડાવી નાખવું, થોડામાં લાવવું, ખીચોખીચ ભરવું, *n.* ગાદી, ગાદલું.

Compress, *n.* ગાદી પટી.

Compressibility, *n.* સંકોચાઈ જવાનો ગુણ.

Compressible, *a.* ઠાંસીને-દાબીને થોડામાં લાવી શકાય તેવું, સંકોચનીય.

Compression, *n.* દાબીને-સંકડાવીને થોડામાં લાવવું તે, દબાણ, ચાંપણ, સંકોચન.

Compressive, *a.* દાબવાનો ગુણ ધરાવતું, દબાઈ શકે તેવું, સંકોચાઈ જાય એવું.

Compressure, *n.* ચાંપણ, દાબણ, દબાણ.

Comprisal, *n.* સમાવેશ.

Comprise, *v. t.* સમાવેશ કરવો-થવો. અંદર આણવું.

Compromise, *n.* પતાવવું તે, ફડચો, નિવેડો, તોડજોડ, તોડ. *v. t.* માંડી વાળવું, પતાવવું. બંધન-જોખમમાં નાખવું.

Compromit, *v. t.* વચન આપવું, કબુલ કરવું

Compulsatory, *a.* બળાત્કાર-જબરી-જુલમ-જબરદસ્તી કરતું-નું-સંબંધી.

Compulsion, *n.* બળાત્કાર, જુલમ, જબરી, જોરાવરી, જબરજસ્તી.

Compulsory, } *a.* બળાત્કાર કરતું બળજોરી
Compulsive, } કરતું.

Compulsively, *ad.* બળાત્કારથી, જબરીથી, જોરાવરીથી, જોર જુલમથી.

Compunction, *n.* ખોટું કામ કરવાથી જીવનું દુઃખ-પશ્ચાતાપ, અફસોસ, ખરખરો, સંતાપ.

Compunctious, *a.* ખોટું થવાથી જીવ બાળી-સંતાપે તેવું, મન સંતાપકારક, પશ્ચાતાપ-જનક-કારક.

Compunctiue, *a.* પેશમાની ભરેલું.

Compurgatos, *n.* પડસાક્ષી.

Computable, *a.* ગણી શકાય તેવું.

Computation, *n.* સુમાર, ગણતરી, ગણના.

Compute, *v. t.* હિસાબ નક્કી કરવો, ગણવું, હિસાબ ગણવો. સુમા-અડસટો કાઢવો.

Computer, *n.* ગણનાર, નક્કિ કરનાર.

Comrade, *n.* સોબતી, બંધુ, સાથી, ભાઈબંધ.

Con, *v. t.* લેટિન ભાષાનો ઉપસર્ગ છે, તેનો અર્થ સહ-સ થાય છે, સંસ્કૃતમાં તેનો સજાતિય ઉપસર્ગ "સમ" છે. ગોખવું, ભણવુ વારેવારે મનમાં ઘોળ્યા કરવું, સારી પેઠે યાદ કરવુ. વિરુદ્ધ.

Condamerate, *v. t.* મેહેરાબદાર કરવું, કમાનવાળું કરવું.

Concatenate, *v. t.* જોડવુ, વળગાડવુ, સંબંધ કરવો.

Concatenation, *n.* સાંકળ, જંજીર, સંબંધ.

Concave, *a.* અંતર્ગોળ, ગગનાકાર, પોકળ, ઘુમટદાર, *n.* ઘુમટ, ગોળ, પોલાણ.

Concavity, *n.* માંહેથી ગોળાઈ-ગોળ-પોલાણ.

Concavo-convex, *a*, અંતરબાહ્ય ગોળ.

Concavo-cancave. *a.* અંતર અંતર્ગોળ, માહેલી બાજુથી ગોળ-પોલાણવાળું.

Conceal, *v. t.* છુપાવવુ, છાનુ-ગુપ્ત રાખવુ, દાબી રાખવુ. સંતાડવું. સંતવું.

Concealable, *a.* સંતાડવા જેવુ, છુપાવવા [જોગ.

Concealment, *n.* છુપાવવુ તે, છાના છુપાપણું.

Concede, *v. t.* માન્ય કરવું, વગર વાંધે લેખે કબુલ રાખવું. હા પાડવી.

Conceded, *a.* માન્ય રાખેલું કબુલ કરેલું.

Conceit, *n.* કલ્પના, ભાલના, વિચાર, ભાસ. ખ્યાલ, તુરંગ, લહેર. અહંકાર, ગુમાન. *v. t.* કલ્પવુ, ખ્યાલ કરવો, વિચારવુ, ગુમાન કરવું.

Conceited, *a.* અહંકારી, ગર્વી, પોતાની હોશિયારીને માટે ઉંચો મત ધરાવનાર, મીજાસી, સ્વાભિમાની.

Conceitedly, *ad.* અહંકારથી, ગર્વથી.

Conceivable, *a.* ખ્યાલ કરી શકાય તેવું, સમજી-ધારી શકાય તેવુ, મનમાં ઉતરે એવું, કલ્પના કરવા જોગ.

Conceivableness, *n.* કલ્પના કરવા જોગ-[પણું

Conceive, *v. t.* or *v. i.* ગર્ભ ગ્રહણ કરવો, દાહાડા રેહેવા, પેટ રેહેવું, કલ્પવું, મનમાં યોજના કરવી-ખ્યાલ કરવો, ધારવું.

Conceiving, *n.* હમેલ, દાહાડા, ગર્ભ-ધારણ.

Concent, *n.* સંપ, યોગ્ય રચના સુમેળ.

Concentrate, *v.t.* સામાન્ય મધ્ય બિન્દુમાં લાવવું, એકત્ર કરવું એકાગ્રહ કરવું, એક ઠેકાણે લાવવું. *v. i.* સામાન્ય મધ્ય બિન્દુમાં આવવું, પાસેપાસે આવવું, એક ઠેકાણે આવવું.

Concentration, *n.* એકીકરણ, સામાન્ય કેન્દ્રમાં લાવવું તે, ઘટ્ટ કરવું તે.

Concentrativeness, *n.* એકાગ્રતા.

Concentre, *v.t.* એકજ ઠેકાણે-સમકેન્દ્ર-બીંદુમાં આવવું-લાવવું.

Concentric, *a.* એક મધ્ય બિન્દુવાળું, સમકેન્દ્ર, સમમધ્ય બિન્દુવાળું.

Concentricity, *n.* સામાન્ય મધ્ય બિન્દુમાં લાવવું-આવવું તે.

Conceptacle, *n.* ધારણ, ગ્રાહ્યતા, જે ગ્રહણ [કરે છે તે.

Conception, *n.* ગર્ભધારણ, હમેલ, ધ્યાન સમજ, વિચાર, ખ્યાલ, કલ્પના, ભાવના, સામાન્ય ગુણ-ભાવ.

Conceptive, *a.* ગર્ભધારણ કરવાની શક્તિવાળું, વિચાર કરી શકે તેવું, કલ્પના કરવાની શક્તિ ધરાવતું.

Concern, *v. t.* સંબંધ હોવો, ઉપયોગનું હોવું, ફિકર ધરવી-રાખવી, વચ્ચે પડવું, *n.* સ્વાર્થની વાત, કામ, વિષય, પ્રકરણ, કારખાનું, ખટલો, સંબંધ, ચિંતા, કાળજી, ઉપયોગ, વજન.

Concerned, *a.* કાળજીનું ચિંતાતુર, ભાગીદાર સામેલ.

Concerning, *ppr.* વિશે, સંબંધી, લગતું.

Concernment, *n.* વજનદારી, ભારોપણું, કાળજી, કામ, ખટલો સંબંધ.

Concert, *v. t.* એકમત થઈને યોજવું-ઠરાવ કરવો, નક્કી કરવુ. *n.* સંયોજન, એકમતપણું, એકમત-વિચાર, એક રાગ, મેળ, મિલાપ. જાહેર ગાનતાનનો તમાશો.

Concertina, *n.* બે હાથે તાણીને વગાડવાનું વાજું, "કનસરટિના."

Concession, *n.* સ્વીકાર, કબુલાત, માન્ય કરવું તે. બક્ષીસ, કબુલ રાખેલી વાત.

Concessive, *a.* સ્વીકાર કરતું, કોઈ તકરારની કે માગેલી વાત નમતી મુકતું, માન્ય કરતું.

Conch, *n.* શંખ, કોડો.

Conchoidal, *a.* શંખ જેવુ, કોડાના જેવું.

Conchology, *n.* શંખ વિદ્યા-શાસ્ત્ર.

Conciliate, *v. t.* મન-પ્રીતિ મેળવવી, મેળવી લેવુ, હરી લેવું, મનાવવું, સમજુતી કરવી, સલાહ કરવી.

**Conciliating**, *a.* મેળવી લે તેવું, બધાની જોડે મળતું, સમાધાન કરાવે તેવુ.

**Conciliation**, *n.* સુલેહ, મેળવી લેવુ તે-હેત પ્રીતિ સંપાદન કરવી તે. સમજુતી.

**Conciliator**, *n.* મન મનાવનાર, સમાધાન કરનાર.

**Conciliatory**, *a.* મેળવી લે તેવુ, બધાંની જોડે મળતું, સમાધાન કરાવે તેવુ.

**Concise**, *a.* સંક્ષેપ, ટુંકું, મુખ્તેસર.

**Conciseness**, *n.* સંક્ષેપ-તા અલ્પ વિસ્તાર, ટુંકાપણું. [વાઢ-કાપ.

**Concision**, *n.* કાપવું તે, કાપી નાખવું તે,

**Conclave**, *n.* "કાર્ડિનલ" પદીના ધર્માધ્યક્ષોની સભા-મંડળી, ખાનગી સભા, ગુપ્ત મંડળી.

**Conclude**, *v. t. & v. i.* પુરૂં, સમાપ્ત કરવું, છેડો-અંત આણવો. છેવટ ઠરાવ-નિશ્ચય કરવો, કરવુ. કયાસ કરવો, અનુમાન કરવુ, સમજવું.

**Concluding**, *a.* અંત-આખરનું; છેલ્લું.

**Conclusion**, *n.* છેડો, આખર, સમાપ્તિ, તર્ક, છેલ્લો ઠરાવ, સિદ્ધાંત નિશ્ચય. નિર્ણય.

**Conclusive**, *a.* અંત-છેડો આણે તેવું, નિર્ણાયક, નિશ્ચાયક. [આખરે, છેવટે.

**Conclusively**, *ad.* નિશ્ચયપણાથી, અંતે,

**Conclusiveness**, *n.* નિવેડો, ફેસલો, સિદ્ધાંત.

**Concoct**, *v. t.* પચવવું. મનમાં તોડ બેસાડવો, મનમાં ગોઠવણ કરવી, રચવું, ઉઠાવવું, ઉભુ કરવું, બનાવટથી કરવું.

**Concoction**, *n.* પચવવું તે, પાચન. બનાવટ કરવી તે, રચના, બનાવટ.

**Concoctive**, *a.* હજમ કરે તેવું, પચાવનાર. બનાવટનું.

**Concomitance**, *n.* સોબત, સાથ, સહગતિ-મિલન-સ્થિતિ.

**Concomitant**, *a.* જોડે આવનાર-જનાર-બનનાર. *n.* જોડે વળગેલી-બનનાર વસ્તુ, સાથી, જોડીઓ, અનુષંગી.

**Concord**, *n.* એકરાગ, એકમત, એકવિચાર, એકમતપણું, મળતાપણું, મેળ, સુરમેળ.

**Concordance**, *n.* મળતાપણું. મેળ.

**Concordancy**, *n.* See agreement.

**Concordant**, *a.* મળતું, માફક, યોગ્ય, મધુર, એકરાગી. [માવ, મેળો, ઠઠ.

**Concourse**, *n.* સંયોગ, મેળાવડો, ટોળું, જ-

**Concrete**, *v. i.* or *v. t.* જમાવવું, બાંધવું, ઘટ્ટ થવું. *a.* એકઠું થયલું, ઘટ્ટ થયલું, જામેલું. *n.* મિશ્રપદાર્થ, બાઝેલી ગાંઠ-ઢેકું-ગોળો. પદાર્થ સુચક અંક. [ગોળો.

**Concretion**, *n.* બંધાયલું ઢેકું, ઘટ્ટ ઢેકું,

**Concretive**, *a.* ઢેકું બાંધી- ઘટ્ટ કરી નાખે તેવું. એકઠું કરી-જમાવી નાખે તેવું.

**Concubinage**, *n.* પરણ્યા શિવાય સ્ત્રી પુરૂષનું જોડે જમવું-રેહેવું તે

**Concubine**, *n.* રાખેલી સ્ત્રી, રાખેલી રાંડ, દાસી, ઉતરતા દરજ્જાની ભારજા.

**Concupiscence**, *n.* વિષયલંપટપણું, મૈથુનેચ્છા, વિષય કામની અતી વાસના-દુર્વાસના.

**Concur**, *v. i.* મતમાં મળતું આવવું, ભેગું-સામેલ થવું, સંમતિ આપવી, કબુલ થવું.

**Concurrence**, *n.* એકમત, અનુમત, સંમત. સંપ, એકગાંઠ. મેળાપ, સમ્મતિ.

**Concurrent**, *a.* સાથેનું, સહકારી, જોડે રહેલું, મળતું, એક દિલવાળું, એક ચિત્તવાળું, એક મતવાળું, સમવર્તી [એક દિલથી.

**Concurrently**, *ad.* સંપથી, સમ્મતિથી.

**Concussion**, *n.* ધક્કો, આંચકો, હડસેલો.

**Concussive**, *a.* ધક્કો-આચકો લગાડે તેવું.

**Condemn**, *v.t.* રદ કરવું, નાપસંદ કરવું. શિક્ષા-દંડપાત્ર ઠેરવવું,દોષવાન-ગુન્હેગાર ઠરાવવું, જપ્ત કરવાનો ઠરાવ કરવો.

**Condemnable**, *a.* રદ કરવા જોગ, ગુન્હેગાર ઠરાવવા જેવું, અયોગ્ય-નકામું ઠરાવવા જોગ.

**Condemnation**, *n.* શિક્ષા-દંડપાત્ર ઠરાવવું તે. શિક્ષા હેતુ-કારણ.

**Condemnatory**, *a.* શિક્ષા-દંડ પાત્ર ઠરાવે તેવું, ખોટું-નિંધ રદ ઠરાવે તેવું.

**Condemner**, *n.* રદ કરનાર, દંડ કરનાર, શિક્ષાને પાત્ર કરનાર.

**Condensable**, *a.* ઘટ્ટ થવા જેવું, જાડું થવા જોગ, ઘટ્ટ-જાડું થઇ શકે તેવું.

**Condensate**, *v.t.* જમાવવું. ઘણા વિચારોને થોડામાં સમાવવા, ટુંકું કરવું, થોડામાં સમાવવું.

**Condensation**, *n.* જાડું-રગડ-ઘન-ઘટ્ટ થવું-કરવું તે.

**Condense**, *v. t.* or *i.* જાડું-ઘન-ઘટ્ટ થવું-કરવું, જમાવવું, દાબીને થોડામાં સમાવવું-આણવું. ટુંકું કરવું-થવું.

**Condenser**, *n.* ઘન-ઘટ્ટ કરનાર, જમાવનારૂં, જાડું કરનારૂં.

**Condensity**, *n.* જાડાઇ, ઘટ્ટપણું.

**Condescend**, *v. i.* મ્હોટાઇ-માન મુકી આચરવું-બોલવું-કરવું. મેહેરબાની દાખલ કામ કરવું.

**Condescending**, *a.* નિરભિમાની, વિવેકી, મ્હોટ પણ વગરનું, નમ્ર, મેહેરબાન.

**Condescension**, *n.* નિરભિમાન, વિવેક, નમ્રતા.

**Condign**, *a.* યોગ્ય, લાયક, ઘટતું, વાજબી.

**Condignly** *ad.* લાયક-યોગ્ય-ઘટતી રીતે.

**Condignness**, *n.* વાજબીપણું, યોગ્યરીત.

**Condiment**, *n.* મરી મરચું, ગરત મસાલો.

**Condition**, *n.* અવસ્થા, સ્થિતિ. ધર્મ, ગુણ. બોલી, શરત. પદવી, દરજ્જો. *v. i.* શરત કરવી, બોલી કરવી. [ર્કિતાર્થ.

**Conditional**, *a.* શરતી, શરતનું-વાળું, સંકેતાર્થ.

**Conditioned**, *a.* શરત કરેલું, બોલી કરેલું.

**Condole**, *v. t.* પારકાના-પર દુઃખે દુઃખી થવું, ખરખરો કરવો. [દુઃખનું દુઃખ. ખરખરે.

**Condolement**, *n.* પર દુઃખે દુઃખ, પારકાના દુઃખનું દુઃખ. ખરખરે.

**Condolence**, *n.* દિલાસો, પારકાનાં દુઃખનો ખેદ-શોક. (A visit of condolence) કાણ, મગદેલન. [કરવી, વધારવું.-ધીસારૂં મવું.

**Conduce**, *v. i.* ઉપયોગી થવું, મદદ આપવી-કરવી, વધારવું.-ધીસારૂં મવું.

**Conducent**, } *a.* ઉપયોગી, સહકારી, વધારો
**Conducible**, } કરતું.

**Conducive**, *a.* સહકારી, કારણભુત, જેથી વધે થાય એવું.

**Conduciveness**, *n.* ઉપયોગીપણું, વધારો કરવાનો ગુણ.

**Conduct**, *n.* ચાલ, આચરણ, વર્તણુક. વહિવટ *v. t.* or *i.* લઇ જવું, દોરી જવું, ચલાવવું, વર્તવું. (To conduct one's self) વરતવું, ચાલવું, આચરવું.

**Conductor**, *n.* આગેવાન, દોરી લઇ જનાર. રસ્તો દેખાડનાર, વળાવો, ભોમિયો. ઉષ્ણતાવાહક. (Coudutor of physics) ઉષ્ણતા વાહક. [નસ, રગ.

**Conduit**, *n.* નેહેર, નળ-ળી, ગટર, મોરી. નસ, રગ.

**Conduplicate**, *a.* બેવડું કરેલું-વાળેલું.

**Cone**, *n.* સુલકી, ઝાડું, સુચિ, શંકુ, પડો, ગોપુચ્છાકૃતિ. [ખુલી વાતચિત.

**Confabulation**, *n.* ખાનગી વાતચિત, ખુલી વાતચિત.

**Confection**, *n.* મિઠાઇ, મુરબ્બો, હલવો, ખાંડમાં પાએલો મેવો. [ડોઓ, હલવાઇ.

**Confectioner**, *n.* મિઠાઇવાળો, કંદોઇ, સુખડીઓ, હલવાઇ.

**Confectionery**, *n.* મિઠાઈ બનાવવાની વેચ-વાની જગ્યા. મિઠાઈ, સુખડી.

**Confederacy**, *n.* સંપ, એકસંપ, જુથ, સંતલસ, એકસંપી પુરૂષો-મંડળીઓ-રાજ્યો. એકભાવે કામ કરવાની સંતલસ.

**Confederate**, *a.* એકસંપી *v. i.* એક-સંપ-એક્કા કરવો. *n.* એકસંપીઓ-સંપવાળો, સાથી, મિળાપી. [સંતલસ, મિળાપ.

Confederation, *n.* એક્કી, એકસંપ,

Confederative, *a.* એકસંપથી કરેલા કરાર વાળુ, એકસંપવાળુ.

Confea, *v. t.* આપવું, આપી દેવું, બક્ષવું. *a. i.* બોલવું, વાતચિત કરવી, બોલવું-ચાલવું, મસલત-એકઠો વિચાર કરવો.

Conference, *n.* એકઠો વિચાર-મસલત કરવી. તે, સંભાષણ, વાતચિત. વિચાર-સલાહ-મસલતને માટે સભા-મુકાત-બેઠક.

Confess, *v. t.* કબુલ કરવું, માનવું, ક્ષમામાટે પાપ વગેરે કબુલ કરવું. સિદ્ધ-સાબીત કરવું. થવું. [ રર, બંધાના માનવા પ્રમાણે.

Confessedly, *ad.* નિસ્સંશય, ખચિત, મુક-

Confession, *n.* સ્વીકાર, કબુલાત, અંગીકાર. પાદરી આગળ પાપ વગેરે કબુલ કરવાં તે.

Confessional, *n.* દોષ શ્રવણ કરનાર પાદરીનું આસન.

Confessor, *n.* માનનાર, કબુલ કરનાર. દોષ શ્રવણ ગુરૂ. [એકાંતનો-ખાસ મિત્ર.

Confidant, *n.* વિશ્વાસુ ભાઈબંધ, ઇષ્ટ,

Confidante *n.* એકાંત મૈત્રીણ, ખાસ બેહેનપણી-સખી.

Confide, *v. t.* & *i.* આકીનશ્રદ્ધા રાખવી, ભરોસો રાખવો. સોંપવું.

**Coufidence**, *n.* વિશ્વાસ, ભરોસો. ખાતરજમા, ખાતરી, નિશ્ચયપણું.

**Confident**, *a.* પુર ભરૂસાવાળુ, નિશ્ચિંત નિશ્શંક, ચોક્કસ. હિમ્મતવાન.

**Confidential**, *a.* વિશ્વાસુ, ભરૂસાદાર, ખાતરીનું. છાનું, છાનું રાખવા જોગ.

Confidently, *ad.* વિશ્વાસ પુર્વક, ખાતરીથી, નક્કી, નિસ્સંશય.

Configuration, *n.* કોઈ પણ વસ્તુનો બહારનો દેખાવ, આકૃતિ, બાહારનો આકાર.

Confinable, *a.* સરહદ-સીમા કરી શકાય તેવું, બંધનમાં રાખી શકાય તેવું.

Confine, *n.* સીમાડો, સરહદ. *v. t.* હદ-મર્યાદામાં રાખવું, ગોંધવું, બંધીમાં-કેદમાં રાખવું.

Confined, *a.* હદ બાંધેલું, કેદમાં ઘાલેલું, અડચણવાળુ, સાંકડું.

Confinedness, *n.* અડચણ, સંકોચ.

Confinement, *n.* કેદ, નિગ્રહ, અટકાવ, પ્રતિબંધ, બંધન, સુવાવડ, સુવાડવાનો ખાટલો.

Confines *n. pl.* લતો, હદ ઉપર આવેલો દેશ, સરહદ, સીમાડો.

Confirm, *v. t.* ખરૂં-સત્ય-મજબુત-નક્કિ કરવું, મુકરર-મંજુર-કાયમ સ્થાપિત કરવું.

Confirmable, *a.* બહાલ કરવા જોગ, મુકરર કરવા જેવું, કાયમ-મંજુર કરવા જોગ.

Confirmation, *n.* નક્કી કરવું તે. મજબુતી પુષ્ટિ, જાસ્તી પુરાવો. મંજુરી, બહાલી.

Confirmatory, *a.* જોર-પુષ્ટિ આપે તેવું.

Confirmer, *n.* પુષ્ટી આપનાર, બહાલ-મુકરર-મંજુર કરનાર. [રવા જોગ.

Confiscable, *a.* જપ્ત કરવા જેવું, કબજ ક-

Confiscate, *v. t.* જપ્ત કરવું, કબજ કરવું, દંડ દાખલ સરકારમાં લઈ લેવું.

Confiscation, *n.* જપ્તિ, કબજો, દંડ દાખલ સરકારમાં લઈ લેવું તે,

**Confiscator**, *n.* જપ્ત કરનાર, કબજ કરનાર.

Conflagration, *n.* આગ, મ્હોટી આગ.
Conflict, *v. i.* સામ સામું અથડાવું. ધડાધડ કરવું, લઢાઈ કરવી, લઢવું, મરાવું. વિરૂદ્ધ હોવું.
Conflict, *n.* લઢાઈ; યુદ્ધ આથડા અથડી; ધકાધકી; સામ સામા અથડાઅથડી.
Conflicting, *a.* વિરૂદ્ધ; ઉલટું.
Conflictive, *a.* વિરૂદ્ધ ઉલટું
Confluence, *n.* સંગમ; મિળાપ; જમાવ. મેળો; ભિડ.
Confluent, *a.* સંગમ કરનાર; ભેગાં થનાર; એકઠાં મળનાર. ભેગાં થઈને પસરનાર.
Conflux, *n.* સંગમ. મિળાપ, મેળો.
Conform, *v. t.* સરખું-બરાબર કરવું, મળતું-અનુસરતું કરવું, *v. i.* સરખું-મળતું અનુસરતુ થવું-ચાલવું, પાળવું, માનવું.
Conformable, *a.* સરખું, મળતું, અનુસરતું. લાયક, ઘટતું. આધીન, વશ.
Conformably, *ad.* યોગ્ય-લાયક-ઘટતીરીતે, અનુસરીને, મળીને.
Conformation, *n.* મળતાપણું, સરખાપણું, મેળ. આકાર, ઘાટ, આકૃતિ.
Conformist, *n.* અનુસરાને ચાલનાર. સ્થાપન કરેલા પંથના મત પ્રમાણે ચાલનાર.
Conformity, *n.* મળતા-સરખાપણું. સરકારે સ્થાપેલા ધર્મ-મત પ્રમાણે ચાલવું તે.
Confound, Confuse, *v. t.* ગુંચવી નાખવું, ભેળસેળ કરવું. ભુલથી એકને બદલે બીજુ સમજવું. ભેળભાળ કરીને ગુંચવી નાખવું, ઘભરાવી નાખવું. નિરાશ-નાઉમેદ કરવું. ધુળધાણી કરવી, સત્યાનાશ વાળવું.
Confounded, Confused, *pp.* or *a.* ઘભરાવેલું, ભેળસેળ કરેલું, ગુંચવી નાખેલું.
Confraternity, *n.* બંધુ મંડળી વર્ગ, ભાઈ બંધિ.ની મંડળી.
Confrication, *n.* ઘસારો, મર્દન, ઘસવું-ચોળવું તે.
Confront *v. t.* મુકાબલો-રજુવાત કરવું. સન્મુખ-સામે મ્હોડે ઉભા રેહેવું-રાખવું. સામા થવું. રૂબરૂ-સમક્ષ-મોહોમોહ ઉભા રાખવા.
Confrontation, *n.* રજુવાત-મુકાબલો કરવો તે. રૂબરૂ, સામ સામું ઉભા રેહેવું-રાખવું તે. સામા થવું તે.
Confuse, *v. t.* ગુંચવવું, ગુંચવી નાખવું, ભેળસેળ કરી નાખવું. ગભરાવવું, ઝંખવાણું પાડવું.
Confused, *a.* ગુંચવણવાળું, ગભરાઈ ગયલું.
Confusedly, *ad.* ગભરાટથી, ગુંચવાડાથી.
Confusion, *n.* ગોંધળ, ગુંચવાણ, ઘભરાટ, ઘોટાળો. નાશ પરાજય.
Confutable, *a.* ખંડન યોગ્ય, ખોટું પાડી [શકાય એવું.
Confutation, *n.* તકરારથી મ્હો બંધ કરવું-હરાવવું તે, રદીઓ, ખંડન, ખોટું પાડવું તે.
Confute, *v. t.* તકરારથી મ્હો બંધ કરવું-હરાવવું, રદીઓ આપવો, ખોટું પાડી આપવું, ખંડન કરવું, નિરૂત્તર કરવું.
Conge, *n.* જતી વખતની સલામ, છેલવેલી સલામ, નમસ્કાર, પ્રણામ. (*pl.*) રજા માંગવી, આજ્ઞા લઈ જવી.
Congeal, *v. t.* જમાવવું, ઠીજવવું, ઘટ્ટ કરવું, કોઈ પ્રવાહી પદાર્થને બાંધવો. *v. i.* જમવું, ઠીજવું, બંધાઈ જવું.
Congealable, *a.* જામી જાય એવું, ઠરી જાય તેવુ, બંધાઈ જાય તેવું.
Congealment, *n.* ઠરવું-ઠીજવું તે, ઠારવું-ઠીજવવુ જમવું તે.
Congelation, *n.* ઠીજવું-ઠરવું તે, જામી જવું તે.
Congener, Congeneric, Congenerous, *a.* સ સમ-એક જાતીય, સગાભીજક.

**Congenial**, *a.* સમશીલ-ધર્મક, સજાતીય, મળતું, કુદરતી, સ્વભાવાનુસાર, એકજ ગુણ ધરાવતું.

**Congeniality**, *n.* એકજ સરખો સંબંધી કુદરતી સંબંધ-ઉત્પત્તિ, અનુકુળતા, એકજ ગુણ, મળતાપણું.

**Congenital**, *a.* એકજ સરખો સંબંધ ધરાવતું, ઉત્પત્તિનું, સાથે જનમેલું.

**Congeries**, *n.* પુંજ, રાશિ, જાળ, સમુહ-સંચય, સમુદાય, ઢગલો.

**Congest**, *v. t.* એકઠું કરવું, ઢગલો કરવો, જમાવ કરવો. [જમાવ કરવા જોગ.

**Congestible**, *a.* એકઠું કરવા જેવું, ગોળો-

**Congestion**, *n.* ગાંઠ, લોહીની દડબ-ગાંઠ-ગાંઠો, બંધાઈ ગયલું લોહી.

**Congestive**, *a.* લોહીની ગાંઠ બંધાતું.

**Conglobate**, **Conglobulate**, *v. i.* ગોળો થવો, પીંડુ થવું.

**Conglomerate**, *v. t.* ગોળો-દડો કરવો. *a.* દડીબંધ, એકઠું, એકઠું બાઝી ગયલું.

**Conglomeration**, *n.* સંચય, ગોળો, દડો, રાશી. [બાઝી જવું, ચોંટી જાય તેવું.

**Conglutinant**, *a.* જોડાઈ જવું, વળગી જવું,

**Conglutinate**, *v. t.* જોડવું, સાંધવું, વળગાડવું, ચોંહોંટાડવું. [ચ્હોંટી જવું તે.

**Conglutination**, *n.* ચોંટવું તે, સાંધવું તે, સાથે

**Conglutinative**, *a.* ચ્હોંટાડી નાખે તેવું, સાંધી-જોડી નાખે તેવું. [ચાહ.

**Congo**, **Congou**, *n.* એક પ્રકારની કાળી ચાહ

**Congratulant**, *a.* મુબારકબાદી આપતું, વધામણી કરતું, આનંદી.

**Congratulate**, *v. t.* મુબારકબાદી આપવી, વધામણી કરવી-ખાવી.

**Congratulation**, *n.* વધામણી, મુબારકબાદી.

**Congratulator**, *n.* વધામણી કરનાર-ખાનાર, મુબારકબાદી આપનાર.

**Congratulatory**, *a.* આનંદનું, વધામણીવાળું, મુબારકબાદીનું.

**Congregate**, *v. t.* ભેગું-ભેળું કરવું, એકઠું કરવું, જમાવ કરવો. *v. i.* જમાવ થવું, ભેગું થવું, એકઠું થવું.

**Congregation**, *n.* મંડળી, સભા, જમાવ, સમુહ, ધર્મ સમાજ-મંડળી.

**Congregational**, *a.* સાર્વજનિક, લોકોનું, સમુહ સંબંધી, સમાજ-મંડળી સંબંધી.

**Congregationalism**, *n.* ખ્રિસ્તિ ધર્મ વિશે ઠરાવ કરવાની સઘળી સત્તા દરેક સ્થાનિક મંડળીને છે તે પંથનું મત રીતિ.

**Congregationalist**, *n.* જે પંથમાં ધર્મ વિશે ઠરાવ કરવાની સર્વે સત્તા દરેક સ્થાનિક મંડળીના હાથમાં છે તે પંથનું મત માનનાર.

**Congress**, *n.* વિશેષ પ્રતિનિધિ મંડળી-સભા, સ્વતંત્ર સંસ્થાનોની રાજ્યસભા.

**Congressional**, *a.* સ્વતંત્ર સંસ્થાનોની રાજ્યસભા સંબંધી. [મળતુ

**Congressive**, *a.* એકઠું થતું, જમાવ થતું,

**Congruence**, **Congruity**, **Congruousness**, *n.* મેળ, એકરાગ, મેળાપ, લાગ, અનુસંધાન, અનુકુળતા, ગાંઠ.

**Congruent**, **Congruous**, *a.* મળતું, મિલાપી, બેસતું, માફક, જમાવતું, યોગ્ય, યથાયોગ્ય. [આકૃતિ, ગાયદુમ, ગોપુચ્છાકાર.

**Conic**, **Conical**, *a.* પડાના આકારનું, શંકુ

**Conically**, *ad.* શંકુના-સંખના આકારથી.

**Conics**, *n.* શંકુછેદ ગુમિતિ.

**Conic-sections**, *n. plu.* શંકુછેદ, શંકુછેદ ગુમિતિ.

**Coniferous**, *a.* શંકુનું, શંકુવાળું.

Conjectural, *a.* અટકળ-ક્યાસ-ઉદ્દાંગ ભરેલું-નું-વિશે, અનુમાન પ્રમાણક, તર્ક-કલ્પનાવિશે. કલ્પિત.

Conjecturally, *ad.* અટકળ-અનુમાનથી.

Conjecture, *n.* અટકળ, અનુમાન, ઉદ્દાંગ, ધારણા, તર્ક, અજમાસ. *v. t.* અટકળ-ક્યાસ કરવો, કલ્પના કરવી.

Conjoin, *v. t.* જોડવું, સાંધવું, એકઠું કરવું, મેળવવું, સંયોગ કરવો, *v. i.* જોડાવું, સંયોગ થવો, એકઠું થવું, મળવું.

Conjoined, *p.* Conjoint, Conjunct, *a.* જોડેલું, સાંધેલું, એકઠું, ભેગું, સંયુક્ત.

Conjointly, Conjunctly *ad.* મળીને, જોડે, ભેગું, એકઠું, સાથે લાગાં.

Conjugal, *a.* વિવાહનું, વિવાહ સંબંધી, લગ્ન સંબંધી, સ્ત્રી પુરૂષ સંબંધનું.

Conjugate *v.* t. ક્રિયાપદનાં રૂપાખ્યાપન આપવાં કરવાં, જોડવું.

Conjugation *n.* ક્રિયાપદનાં રૂપાખ્યાપન. ગણ. ક્રિયાપદનાં રૂપનું કોષ્ટક.

Conjunct, *a.* એકઠું, જોડાયલું, સાંધેલું, સંયુક્ત, મળતું, સમ્મત, એકચિત્ત.

Conjunction, *n.* જોડવું-જોડાવું તે, સંબંધ, સંયોગ, સંગમ. ઉભયાન્વયી અવ્યય, વાક્યયોગી અવ્યય.

Conjunctive, *a.* જોડનારૂં, સંબંધ રાખનારૂં સંયોગ કરનારૂં.

Conjunctly, *ad.* જોડે, એકઠું, ભેગું, સાથે લાગાં.

Conjuncture, *n.* મેળાપ, સંયોગ, મેળ, પ્રસંગ, સંધિ, અણી-એનનો-વખત-સમય.

Conjuration, Conjuring, *n.* સોગંદ ઘાલવા તે, સોગંદ આપીને પુછવું તે. મંતર મંતર, જાદુ, ઈલમ.

Conjure, *v. t.* સોગંદ ઘાલીને બોલવું-બોલાવવું પુછવું. આતુરતાથી વિનંતિ કરવી. જંતર મંતરનો પ્રયોગ કરવો. ઉઠાવવું, કાઢવું. *v. i.* મંત્ર ફુંકવો, મંતરવું, નજરબંધી-મંતર મંતર જાદુ કરવું

Conjurer, *n.* જાદુગર, મંત્રી. છુમંત્ર કરનાર, ઈલમી, ગારૂડી, મદારી, બાજીગર.

Connascence, *n.* એક જન્મ, સહુ જન્મ. સહજ સિદ્ધિ.

Connate *a.* જન્મનું, જન્મેલું, સ્વાભાવિક સાથે-જોડે ઉત્પન્ન થયલું.

Connatural, *a.* એક જાતીય, સજાતીય, સમસ્વભાવનું, સમધર્મક.

Connaturality, Connaturalness, *n.* એક જાત, એક સ્વભાવપણું.

Connect, *v. t.* સાંધવું, જોડવું, બાંધવું, ગાંઠવું.

Connected, *a.* જોડેલું, સંધાયલું, સંબદ્ધ, સલંગ, સંતત.

Connection, Connexion, *n.* જોડેલું-સાંધેલું તે. સંબંધ, સંયોગ. (*pl.*) સંબંધી. સગાં, સગાઈ.

Connector, *n.* Connecting, *p.* Connective, *a.* જોડનાર, સંયોજક, સંબંધક, સાંધનાર, ઉભયાન્વયી. *n.* ઉભયાન્વયી-વાક્યયોગી અવ્યય.

Conned, Conning, *p. v.* થોકેલો, થોકવો ગુણિકા. *v. t.* આપ-લે-હા-કેહવત-કહાણી કેહેલ.

Connivance, Conniving *n.* આખાડા. આખાડા કાન, આંખમિચામણી, જોયું ન જોયું-સાંભળ્યું ન સાંભળ્યું કરવું તે.

Connive, *v. i.* આખાડા કરવા, દેખ્યું ન દેખ્યું આનાકાની કરવી. આંખોનાં પાપણ-ચામડી મિચવી-ચઢાવવી.

Connivor, *n.* અખાડા કરનાર, આનાકાની કરનાર, આંખમિચામણી કરનાર, જોયું ન જોયું-સાંભળ્યું ન સાંભળ્યું કરનાર.

Connoisseur, *n.* રસજ્ઞ-ગુણજ્ઞ-પ્રવિણ પુરૂષ. પારખુ, પરિક્ષક, વાકેફગાર, મર્મજ્ઞ. (મશ્કરીમાં) હીરા પારખુ.

Connubial, *a.* વિવાહ-લગ્ન સંબંધી, વિવાહિક, લગ્નનું.

Conoid, *n.* મિનારાના આકાર-આકૃતિની કંઈ પણ ચીજ, શંકુની આકૃતી.

Conoidal, *a.* ઘણું ખરૂં મિનારા-શંકુના જેવું.

Conquer, *v. t.* જીતવું. હરાવવું. ફતેહ-જય મેળવવો, સર કરવું. શ્રમ-મેહેનતથી મેળવી લેવું. *v. i.* જય-ફતેહ મેળવવી-પામવું.

Conquerable, *a.* જીતવા જેવું, જય, પરાભવ્ય, ફતેહ મેળવી શકાય એવું.

Conqueror, *n.* જીતનાર, રણજિત. પરાભવ-પરાજય કરનાર.

Conquering, Conquest, *n.* જીત-જય-વિજય-ફતેહ કરેલો પ્રદેશ કરેલી વસ્તુ.

Consanguineous, *a.* એક લોહીનું, એક લોહી માંસનું. એક હાડમાંસનું એક શરીર. સગોત્ર. જન્મથી સગાઈ ધરાવતું.

Consanguinity, *n.* એક લોહી-એક શરીર સંબંધ, એક શરીરાન્વય, સગપણ, સગોત્ર.

Conscience, *n.* મન, સુબુદ્ધિ, અંતર્યામી, અંતઃકરણ, દિલ સત્ય, ખરો ભાવ, ન્યાય-ઈમાન.

Conscientious, *a.* નેકીવાળો, નિતિવાળો, નેક રાખનારો, ઈમાનદાર, ન્યાયનિષ્ઠ, સાચી નિષ્ઠાવાળો, ખરા દીલનો.

Conscientiously, *ad.* ઈમાનદારીથી, સત્ય બુદ્ધિથી, નેકીથી, ખરાં દીલથી.

**Conscientiousness,** *n.* ઈમાનદારી, ન્યાય-નિષ્ઠા, સાચી નિષ્ઠા.

Conscionable, *a.* વાજબી, ન્યાયી, યોગ્ય, લાયક.

Conscious, *a.* ભાન-શુદ્ધિવાળું, સચેતન, અંતર્જ્ઞાનવાળું, માહિતગાર.

Consciously, *ad.* સાવધપણાથી, ભાનશુદ્ધિથી, વાકેફગારીથી, ખબરદારીથી.

Consciousness, *n.* શુદ્ધિ, ભાન, સાવચેતી, જાણપણ, અંતર્જ્ઞાન.

Conscript, *n.* રૈયતને સરકારી હુકમથી અનુક્રમે વહાણની કે લશ્કરમાં ચાકરી કરવી પડે તે. *a.* દફતરમાં નામ દાખલ કરેલું.

Conscription, *n.* નોંધવું-નોંધ કરવી તે; ક્રમ પ્રમાણે રૈયતને જબરીથી લઢાઈમાં મોકળવાને કરેલી નોંધ.

Consecrate, *v.t.* પ્રતિષ્ઠા-અર્પણ કરવું; ઉત્સર્ગ કરવો; મંત્ર-ક્રિયા વડે પવિત્ર-અભિષેક કરવો. કોઈને સંત બનાવવો; પુજ્ય-માન્ય કરવું; ઈશ્વરાર્પણ કરવું.

Consecration, *n.* પ્રતિષ્ઠા કરેલી હોય તે, ઉત્સર્ગ, સંસ્કાર દેવાર્પણ કરેલું હોય તે.

Consecrator, *n.* દેવાર્પણ કરનાર, પ્રતિષ્ઠા કરનાર.

Consectaneous, *a.* અનુક્રમે જતું-આવતું, અનુક્રમવાળું.

Consecutive, *a.* અનુક્રમનું, લાગોલગ, એક પછી એક આવતું, લાગટ.

Consecutively, *ad.* અનુક્રમથી, લાગોલગ. પરંપરા, અનુક્રમ.

Consecution, *n.* (In logic) સિદ્ધાંતમાળા

Consent, *n.* એક મત-વિચાર, કબુલાત, એક રાગ, મળતાપણુ રાજી ખુશી. *v.i.* સમ્મતિ-કબુલાત આપવી, હા પાડવી, કબુલ થવું. રજા આપવી.

Consentaneity, *n.* પરસ્પર મેલાપ.

**Consentaneous,** *a.* કબુલ થતું, મળતું, બેસતું, અનુકુળ. [એકચિત્ત

**Consentient,** *a.* સમ્મત, કબુલ, રાજી.

**Consequence,** *n.* ફળ, અનુમાન, અગત્ય, ઉપયોગ, વજન, પરિણામ, હાંસલ, અર્થ, (In Consequence of) આ ઉપરથી, એને લીધે. (of Consequence) વજનદાર, અગત્યનું, ધરાવતું.

**Consequent,** *a.* પરિણામક,-ને લીધે નીપજેલું -થયલું, અનુસારિ, આનુષંગિક.

**Consequential,** *a.* પરિણામક, પરિણામ દાખલ નીપજતું-થતું. ડોળવાળું, મ્હોટમવાળું, ભારબોજવાળું.

**Consequentially,** *ad.* તેણે કરીને, તેટલા માટે, ડોળથી, દમામથી, મ્હોટમથી, [મથી,

**Consequently,** *ad.* તેથી-તેણે કરીને. દમા-

**Conservancy,** *n.* see Conserve(Court of Conservancy) લંડનમાં, તેમસ નદી ઉપર માછલા મારવાને જે જગ્યા બાંધી છે તેની સંભાળ રાખનાર સભા. (Board of Conservancy) શેહેરની તંદુરસ્તીની સંભાળ રાખનાર સભા.

**Conservant,** *a.* બચાવ કરે એવું.

**Conservation,** *n.* નુકસાન-ઈજા-ક્ષયથી બચાવ-રક્ષણ કરવું તે. સંરક્ષણ.

**Conservative,** *a.* રક્ષક, સંરક્ષક, ચાલતી રીતિને વળગી રેહેનાર.

**Conservator,** *n.* રક્ષક, સંરક્ષક, રક્ષણ કરનાર.

**Conservatory,** *a.* રક્ષણ કરતું, સંરક્ષણ-કરતું. *n.* સડો નહીં લાગે એવી જગ્યા, રક્ષણ ગૃહ. [સુકેલી વસ્તુ-મીઠાઈ-મેવા.

**Conserve,** *n.* મુરબ્બો, ખાંડ પાઈને રાખી

**Conserve,** *v.t.* સારૂં-સલામત રાખવું, સંભાળી રાખવું, સંરક્ષણ કરવું, જાળવી રાખવું, સડો નહીં લાગવા દેવો.

**Conserve of roses,** *n.* ગુલકંદ.

**Consider,** *v. t.* વિચારવું, ધ્યાન પોહોંચાડવું, ધારવું, મનન કરવું. ગણવું.

**Considerable,** *a.* મ્હોટું, ઈજ્જતદાર, ભારદાર. ઠીક; સારૂં; ઘણું. વિચારવા લાયક, ધ્યાન પોહોંચાડવા લાયક. માન્ય, યોગ્ય.

**Considerably,** *ad.* ઘણું, ઘણું એક, અત્યંત.

**Considerate,** *a.* વિચારવંત-શીલ, ઠાવકો, ગંભીર, વિવેકી. [જોઈ તપાસીને.

**Considerately,** *ad.* વિચારથી, વિચારપુર્વક,

**Consideration,** *n.* વિચાર, પાકો-પુખ્ત વિચાર. માન્યતા, યોગ્યતા, વજન, ભાર. હેતું, કારણ. પરવા, ચિંતા. અવેજ. [ લેતાં.

**Considering,** *ppr.* વિચાર કરતાં, વિચારમાં

**Consign,** *v. t.* સોંપવું, હસ્તગત-હવાલે કરવું, કરવું, વેચવા-સાટવા આડતીઆને આપવું. મોકલવું.

**Consignee,** *n.* જેને જાળવવા કે જાળવી લઈ જવા માળ સોંપ્યો હોય તે, જેનાપર માલ વેચવા અથવા સાટવા મોકલ્યો હોય તે, આડતીઓ.

**Consigner,** *n.* માલ ધણી, માલ મોકલનાર,

**Consignment,** *n.* આડત, વેચવા મોકલેલો માલ, માલ સોંપતી વખતે કરેલો કરાર, હવાલાખત.

**Consist** *v. i.* ઉભું રેહેવું, નભવું, રેહેવું, માંહોવું. થવું, બેસતું આવવું, બનેલું હોવું, બનવું (To consistof) બનેલું હોવું, બનવું.

**Consistence, Consistency,** *n.* ઘટ્ટપણું, દૃઢતા, સ્થિતિ. પરસપર સંગતિ, સંબદ્ધપણું. મેળ, તાલ, બેસતું આવવું તે.

**Consistent**, *a.* દૃઢ, જાડું. યથાયોગ્ય, અનુકૂળ, લાયક, બેસતું, મળતું.

**Consistently**, *ad.* દૃઢતાથી, યથાયોગ્ય રીતે. અનુકૂળતાથી.

**Consistorial**, *a.* સભા સંબંધી, મંડળી. [સંબંધી,

**Consistory**, *n.* ધર્મ સંબંધી મંડળી, ટોળી, સભા.

**Consociate**, *a.* એકસંપી, એકઠા થયલા, મેલાપી. સામેલ. *v. t.* & *v. i.* એકસંપ કરવો. જોડાવું, દોસ્તી કરવી. સંબંધમાં આવવું.

**Consociation**, *n.* મુખ્ય ધર્માધ્યક્ષોની [સભા.

**Consociational**, *a.* મુખ્ય ધર્માધ્યક્ષોની સભા સંબંધી-નું.

**Consolable**, *a.* સુખ-દિલાસો જેમાંથી મળી [શકે એવું.

**Consolation, Consoling**, *n.* દિલાસો, સુખ, મનનું સમાધાન, સાંત્વન.

**Consolatory**, *a.* દિલાસો આપે તેવું, સમાધાનનું, દિલાસા ભરેલું.

**Console**, *v. t.* દિલાસો આપવો-દેવો, મન [વાળવું.

**Consol**, *n.* માંડણી, ટેકો, લાકો.

**Consoler**, *n.* શાંતી કરનારો, દિલાસો આપનાર.

**Consolidant**, *n.* See Consolidate, જખમ રૂજલાવે એવો ઔષધ.

**Consolidate**, *v. t.* દૃઢ-સખ્ત-કઠણ કરવું, નક્કર કરવું, એકઠું-ભેગું કરવું, જુદી જુદીવાત-વસ્તુ એકત્ર કરવી. *v. i.* દૃઢ-કઠણ-નક્કર-થવું-થઈ જવું.

**Consolidation**, *n.* દૃઢ કરવું તે, સખ્ત-કઠણ; નક્કર કરવું તે.

**Consoling**, *a.* દિલાસો દે એવું.

**Consols**, *n.* વિલાતમાં એક જાતની સરકારી વ્યાજુ નોટ.

**Consonance**, *n.* સ્વરમેળ, એક રાગ સમ; સ્વરતા, મેળ, એકતાલ, સંગત-સંબદ્ધ-પણું, અનુસરતા.

**Consonant**, *a.* મળતું, બેસતું, એકરાગી અનુસરતું. *n.* વ્યંજન, વ્યંજનાક્ષર.

**Consonantal**, *a.* વ્યંજનનું-સંબંધી.

**Consonantly**, *ad.* મળતાપણાથી, એક રાગથ અનુસરીને.

**Consort**, *n.* ભાગીઅણ, ધણી અથવા ધણીઆણી, સોબતી, ભાગીઓ સહચર, સાથી. *v.i.* સોબત-સંગત કરવી, સાથે મળવું.

**Consortable**, *a.* લાયક, યોગ્ય.

**Conspicuous**, *a.* ઉઘાડું, જાહેર, ખુલ્લું, સાફ, રોશન, પ્રસિદ્ધ, પ્રખ્યાત, નમીચુ.

**Conspicuously**, *ad.* ખુલ્લી રીતે, જાહેર રીતે. મ્હોટાપણાથી, ભભકામાં, પ્રસિદ્ધ રીતે.

**Conspicuousness**, *n.* ખુલ્લાપણું, સફાઈ, મ્હોટાપણું, કિર્તિ, નામદારી.

**Conspiracy**, *n.* ફિતુર-તોફાન-હુલ્લડ કરવાને-માટે એક્કો સંપ, સંપ, એક્કો, એક્કી.

**Conspirator**, *n.* તર્કટમાં મળતિઓ, મનસુબામાં સામેલ થયલો, તર્કટ ભરેલાં કામમ ભાગ લેનાર, તર્કટ-હુલ્લડ રચનાર.

**Conspire**, *v.i.* બુરા કામ માટે એક સંપ થવું એકઠા થઈ મનસુબો-વિચાર-ઠરાવ કરવો. એકઠ મળી-એકમત થઈ કરવું.

**Conspirer**, *n.* દુષ્ટ કામ કરવા સારૂં મનસુબો કરનાર, તર્કટ કરનાર, તર્કટી.

**Constable**, *n.* પોલિસખાતાનો સુલેહનો અમલદાર, કોટવાલ, પોલિસનો સિપાઈ.

**Constablery**, *n.* કાનસ્ટેબલની ટોલકી અથવા તેમની સત્તાની હદ.

**Constabulary**, *a.* પોલિસના સિપાઈનું, સુલેહના અમલદાર સંબંધી-નું, કોટવાલનું-સંબંધી.

**Constancy**, *n.* સ્થિરતા, મનની દ્રઢતા, અચળપણું, નિત્યપણું, આગ્રહ.

**Constant**, *a.* સ્થિર, દ્રઢ, અચળ, નિત્ય, આગ્રહી, હમેશાનું.

**Constantly**, *ad.* ભાધુક, હમેશાં, સદા, નિરંતર, દ્રઢપણાથી, આગ્રહથી.

**Constellation**, *n.* નક્ષત્ર, તેજપુંજ, તેજસ્વી વસ્તુ-પુરૂષોનો જમાવ. [વિસ્મય.

**Consternation**, *n.* બાવરાપણું, ગભરાટ.

**Constipate**, *v. t.* or *v. i.* ઘટ્ટ-જાડું કરવું, (ઝાડો) કબજ-બંધ કરવું-થવું.

**Constipation**, *n.* કબજીઅત, બંધકોષ.

**Constituency**, *n.* નીમવું તે, યોજનાર મંડળી, નીમનારા.

**Constituent**, *a.* અંગભુત, બીજ-મુળકારણભુત, અંશભુત, ઠરાવવાના-નીમવાના અખત્યાર, ધરાવતું, ઠરાવતું, ઠરાવનારૂં, નીમનારૂં, મુળરૂપવાળું. *n.* અવશ્યક અંગ કારણભુત પદાર્થ, અંશભુત પદાર્થ, વકીલ-પ્રતિનિધિ- મુખત્યાર નીમવામાં સામેલ રેહેનાર, આડતીયો-

**Constitute**, *v. t.* રચવું, યોજવું, નેમવું, સ્થાપવું, કરવું, થી-મળીને થવું-હોવું. ઠરાવીને અધિકાર-અખત્યાર આપવો, ઠરાવવું.

**Constitution**, *n.* બંધારણ, બાંધો, કાઠું પ્રકૃતિ, તબીયત, જન્મસ્વભાવ, મુળસ્થિતિ. સતાનીરૂએ કરેલો ઠરાવ, નિયમ, કાનુન રાજ્ય-કંપનીના બંધારણ રૂપ ધોરણો-મુળ કાયદા.

**Constitutional**, *a.* તબીયત-પ્રકૃતિનું-સંબંધી શરીર-તરબીયતના કાયદાનું, બાંધાનું-સંબંધી રાજ્ય વ્યવસ્થાનું-ને અનુસરતું.

**Constitutionality**, *n.* શરીરનાં બંધારણને અનુસરતી સ્થિતિ. કોઇપણ રાજ્ય-મંડળી-કંપનીનાં બંધારણની સ્થિતિ.

**Constitutionalist**, *n.* રાજ્ય નિયમને વળગી રેહેનાર ને અનુંસરીને ચાલનાર.

**Constitutionally**, *ad.* પ્રકૃતિથી, સ્વભાવથી, શારીરની સ્થિતિથી, નિયમથી, કાનુનથી, રાજ્ય નિયમને અનુસરીને.

**Constitutive**, *a.* સંયોજક, અંશભુત, મુળકારણરૂપ, અવયવભુત, સ્થાપવાના-રચવાના અખત્યારવાળું.

**Constrain**, *v. t.* કબજામાં રાખવું, જોરથી રોકી રાખવું-અટકાવવું, જરૂર-ફરજ પાડવી, બલજોરી-જબરજસ્તી કરવી.

**Constrainable**, *a.* અટકાવી-રોકી શકાય તેવું કબજામાં રાખી શકાય તેવું.

**Constraint**, *n.* દબાણ, બંધન. જોરજુલમ, જબરદસ્તી, બળાત્કાર. સંકોચ, દાબ.

**Constrict**, *v. t.* દાબવું, સંકોચવું.

**Constrictor**, *n.* અજગર જાતનો સાંપ.

**Constriction**, *n.* દબાણ, દાબ, સંકોચન.

**Constringe**, *v. t.* સંકોચવું, સંકોચન કરવું.

**Constringent**, *a.* દાબતું, બાંધી રાખતું, સંકોચન કરતું. [બનાવવું.

**Construct**, *v. t.* બાંધવું, ચણવું, કરવું, રચવું,

**Construction**, *n.* બાંધણી, બનાવટ, રચના, ગોઠવણ. વાક્યરચના અર્થ.

**Constructionist**, *n.* લખત અથવા સરકારી કાગળનો અર્થ બેસાડનાર-સમજાવનાર.

**Constructive**, *a.* અન્વય ઉપરથી નિકળતું, અન્વય સિદ્ધ, અનુમાન સિદ્ધ-લભ્ય.

**Constructure**, *n.* ઇમારત, બાંધણી.

**Construe**, *v. t.* અર્થ-ભાષાંતર કરવું, અન્વય કરવો, સમજવું, અર્થ સમજવો.

**Construpate**, *v. t.* See to Ravish.

**Consubsistence**, *n.* સહસ્થિતિ, સાથે રેહેવું-હોવું તે.

Consubsist, *v. i.* સાથે-એકઠું રેહેવું-હોવું.

Consubstantial, *a.* એકજ તત્વનું, સમતત્વ, સજાતિય, એક જાતિનું.

Consubstantiation, *n.* તત્વનું મળી જવું, એકઠું થવું તે. ક્રાઇસ્ટનું પવિત્ર સંસ્કારના તત્વ સાથે મળી જવું તે.

Consuetude, *n.* લોક વ્યવહાર-રૂઢી-ચાલ, લોકાચાર.

Consuetudinal, *a.* રવૈયા પ્રમાણે, લૌકીક. ચાલ પ્રમાણે હોય તેવું. વ્યહવારીક.

Consul, *n.* પ્રાચિન રોમન પ્રજા સત્તાક રાજ્યનો મુખ્ય હાકેમ, વકીલ, એલચી, મુખ્તયાર, પ્રતિનિધિ, બારિસ્તર. [વકીલનું.

Consular, *a.* એલચિનું, પ્રતિનિધિ સંબંધી,

Consulate, Consulship, *n.* એલચિનો હોદ્દો-રેહેઠાણ, પ્રતિનિધિની કારકીર્દી.

Consult, *v. i.* or *v. t.* મત લેવું, સલાહ લેવી, મનસુબો કરવો, શોધ-તપાસ કરવી. નજર દ્દષ્ટિ-વિચાર-લક્ષ રાખીને કરવું-વર્તવું.

Consultation, *n.* મનસુબો, નજર રાખવી, લક્ષ આપવું. વિચાર, સલાહ, મત. મસલત કરવાને થયલી મંડળી.

Consultative, *a.* સલાહ-મસલત સંબંધી-પુછવાનું-કરવાનું-આપે-કરે એવું.

Consumable, *a.* બાળી નાખવામાં આવે તેવું, ભસ્મ કરવા જોગ.

Consume, *v. t.* બાળી નાખવું, નાશ, ખાખ કરવી, વાવરી નાખવું. *v. i.* નાશ થવો, ધિમે ધિમે ગળાઇ જવું, ખવાઇ જવું.

Consumer, *n.* બાળનારૂં, તાળી નાખનારૂં, ખાખ કરી નાખનાર.

Consummate, *v. t.* પુર્ણ-સિદ્ધ કરવું. પાર મુકવું. *a.* પુરૂં, સંપુર્ણ, પરિપુર્ણ. [અંત.

Consummation, *n.* પુર્ણતા, પરિપુર્ણતા,

Consumption, *n.* નાશ, ક્ષય વાપર, ઉપભોગ વપરાસ. ક્ષયરોગ. [વાળું.

Consumptive, *a.* દમીએલ, ખઇ-ક્ષય રોગ-

Contact, *n.* પદાર્થોનો સંસર્ગ, સંયોગ, સ્પર્શ, સંયોજન, સંબંધ.

Contagion, *n.* ચેપી રોગનું ઉડવું તે, ચેપ, ચેપી રોગ-હવા. ઝેરી પવન, ખોટો વા.

Contagious, *a.* ઉડતું, ઝેરી, ચેપી.

Contain, *v. t.* માં હોવું, માવું, સમાવું, રાખવું, સમાવેશ થવો-કરવો. *v. i.* મન-જીવ વશ રાખવો, શુદ્ધ-પાક બગડયા વિના રેહેવું.

Containing, *p p. a.* ધરનાર, રાખતું.

Containable, *a.* માવા-રાખવા-સમાવા જોગ.

Contaminate, *v. t.* ડાઘ લગાડવો, દોષ લાવવો, બિગાડવું. અપવિત્ર, ભ્રષ્ઠ કરવું. વટાળવું.

Contamination, *n.* ડાઘ, એબ, કલંક. નાપાકી, આભડ છેટ, વટાળો.

Contemn, *v. t.* તુચ્છકારવું, અપમાન કરવું, તિરસ્કાર કરવો.

Contemper, *v. t.* મિશ્ર કરવું, માફ્ક કસર કરવું-બનાવવું.

Contemplate, *v. t.* or *v. i.* નરમ કરવું-પાડવું. બધી તરફનો વિચાર કરી જોવું, વિચાર કરવો. ધ્યાનમાં ધરવું, મનન કરવું, ધારવું, ઇરાદો-વિચાર રાખવો. [નન, ધ્યાન.

Contemplation, *n.* ચોતરફનો વિચાર, મ-

Contemplative, *a.* મનન-વિચાર-ધ્યાન-ચિંતનનું-વાળું, વિચારવંત-વાન-શીલ.

Contemplator, *n.* વિચાર શકિતવાળું. વિચાર કરનાર, ધ્યાન-ચિંતન કરનાર.

Contemporaneous, *a.* એકજ કાળ વખત-સમયનું, સમાનકાળક, સમકાળક.

Contemporary, *a.* એકજ કાળ-વખતનું. *n.* એક કાળે હોનાર-સહવર્તમાન પુરૂષ.

Contempt, *n.* ધિક્કાર, અનાદર, તિરસ્કાર.
Contemptible, *a.* ધિક્કારવા જોગ, તુચ્છકારક, હલકું, અધમ.
Contemptibly, *ad.* હલકાપણાથી, તિરસ્કારથી, તુચ્છપણાથી, ધિક્કાર ભરેલી રીતે.
Contemptuous, *a.* તિરસ્કાર-મત્સર-ધિક્કાર અનાદાર-અપમાનનું-ભરેલું.
Contemptuously, *ad.* તિરસ્કાર ભરેલી રીતે, ધિક્કાર ભરેલા રીતે.
Contend, *v.i.* આથડવું, લડવું, ભાંડવું, તકરાર ઉઠાવવી-હોશાતોશી કરવી, પ્રયત્ન કરવો. -ing, સામસામેનું, વિરૂદ્ધ.
Contender, *n.* ભાંડણખોર, કજીયાખોર.
Content, *a.* સંતુષ્ટ, સંતોષી, રાજી, ખુશ, સુખી. *n.* સમાધાન, સંતોષ, તૃપ્તિ, શાંતિ. *v. t.* સમાધાન કરવું, ખુશી-રાજી કરવું, મનની નીરાંતકરવી-રાખવી-વાળવી.
Contented, *a.* તૃપ્ત થયલું, ખુશ થયલું.
Contentedly, *ad.* ધરનાર, રાખતું.
Contentedness, *n.* સંતોષીપણું, તૃપ્તિ, શાંતપણું. [ત્ન, ઝઘડો, બખેડો, વિવાદ.
Contention, *n.* કજીયો, તંટો, તકરાર, પ્રય-
Contentious, *a.* કજીયાખોર, હુજ્જતી. તકરારી, માથાફોડીયું.
Contentiously, *ad.* તકરાર ભરેલી રીતથી, હુજ્જતથી, માથાફોડથી.
Contentment, *n.* સંતોષ, શાંતિ, સમાધાન, તૃપ્તિ, ખુશી.
Contents, *n.* ભરત, ભરેલો સામાન. અંદર આવેલી બીના-લખાણ. [નાવધીવાળું.
Conterminable, *a.* એક સીમાવાળું, સમા-
Conterminous, *a.* એક હદ-સીમાનું-વાળું, સરહદપર આવેલું.
Contest, *n.* ટંટો,લઢાઈ, ઝઘડો,કજીયો, બખેડો. તકરાર, વીવાદ *v. t.* or *v. i.* લડવું, બખેડો કરવો, તકરાર ઉઠાવવી, ઝઘડો-વિવાદ કરવો ટક્કર લેવી-ઝીલવી.
Contestable, *a.* તકરાર-વિવાદ કરવા જોગ.
Context, *n.* વાકય સંબંધ, વાકયાનું સંધાન, અર્થાન્વય, વાકયાન્વય. [પોત, કુમાસ.
Contexture, *n.* સંરચના, બંધારણ.
Contiguity, Contiguousness, *n.* સમીપપણું, નિકટપણું, પાસેનો સંબંધ.
Contiguous, *a.* લગતનું, અડકતું, પાસેનું, જોડેલું, સરસુ. [સંબંધથી.
Contiguously, *ad.* લગતપણાથી, નિકટ
Continence, *n.* નિવૃત્તિ, પરેજી, મનોવિકાર વશ રાખવા તે, કામને વશ રાખવો તે.
Continent, *a.* મનને વશ રાખતું, મનોવિકાર વશ રાખનારં, પરહેજીવાળું, કામને વશ કરનારૂં *n.* મહાદ્વિપ, ખંડ.
Continental, *a.* મહાદ્વિપને લગતું, મહાદ્વિપ સંબંધી, ખંડનું-સંબંધી.
Continently, *ad.* મનવશ-સ્થિર રાખીને, ઈંદ્રિય-કામ વશ રાખીને, સમાનવૃત્તિથી.
Contingence, Contingency, *n.* દૈવયોગીપણું, જે બિના બનાવાનો જોગ હોય તે બિના. દૈવયોગ, જોગ, દૈવ બનાવ.
Contingent, *a.* એકાએક આવી પડેલું, અણચિંતુ. દૈવયોગી, અનિશ્ચિત, ભવિષ્ય ઉપર રહેલું. *n.* ભાગ, હિસ્સો, ફાળો. Contingent expenses) સાદિલવાર.
Contingently, *ad.* ભોગજોગે, દૈવયોગે અકસ્માત્થી.
Continual, *a.* નિરંતર નિત્ય, જારી, અખંડ, લાગલગટ, વારંવારનું.
Continually, *ad.* નિરંતર, નિત્ય, હરઘડી, હમેશ, ફરીફરીને, વારંવાર.

Continuance, Continuation, *n.* ચાલુ-જારી-કાયમ રેહેવું-રાખવું તે, નભવું-ટકવું-ચાલવું તે. કાયમ રેહેવું તે, નભાવ, ટકાવ. વિસ્તાર, વૃદ્ધિ. સાંધણ, વધારો, પુરવણી.

Continue, *v. t.* વધારવું, આગળ ચલાવવું. ટકાવવું, નીભાવવું, એકની એકજ હાલતમાં રેહેવું. *v. i.* વધવું-નીભવું, ટકવું, ચાલુ રેહેવું, વળગ્યા-અડગ્યા રેહેવું.

Continuity, Continuousness, *n.* સલંગ-નિરંતર સંતતપણું-સંબંધ, જારીપણું.

Continuous, *a.* નિરંતર, સલંગ, લાગટ, જાયુ, અખંડ, વારંવારનું. [હંમેશા.

Continuously, *ad.* નિરંતર, અખંડ, જાયુક,

Contort, *v. t.* આમળવું, વળ દેવો, પિળવું. મરડવું, મચડવું. [આમળો.

Contortion, *n.* મરડવુ તે, વળ, પેચ,

Contour, *n.* ફરતી હદ દેખાડનાર રેષા, ઘાટ, આકૃતિ, રૂપરેખા,

Contra, *prep.* સામું, સામે, વિરૂદ્ધ. ઉલટું.

Contraband, *a.* મનાઈ ભરેલું. મનાઈનું, બંધીનું, જેને વિષે મનાઈ-બંધી હોય તેવું. *n.* મનાઈનો માલ-બંધીનો વેપાર.

Contract, *n.* કરાર, ઠરાવ, સટ્ટું. કબાલો, કોલ, શરત. મકતો, ઈજારો. કરારપત્ર-નામું. *v. t.* સંકોચવું, ટુંકું કરવું, નજદીક ખેંચવું, મડાવવું, કરચલી વાળવી, વળગવું, થવું. વિવાહ સગાઈ કરવી, *v. i.* સંકોચાવું, ટુંકું થવું. કરચલી વળવી. બોલી-કબાલો-સાટું કરવું, ઈજારો મકતો લેવો-રાખવો.

Contracted, *p. a.* સંક્ષિપ્ત. (Contracted division) સંક્ષિપ્ત તરેહે ભાગાકાર. (Contracted multiplication) સંક્ષિપ્ત તરેહે ગુણાકાર. [જાય તેવું.

Contractible, *a.* ટુંકું થવા જેવું સંકોચાઈ



Contractile, *a.* નજદીક ખેંચાય તેવું, ટુંકું થઈ જાય તેવું, સંકોચશીળ.

Contractility, *n.* સોસઈ જવાનો ગુણ શક્તિ. ટુંકું થઈ જવાનો-સંકોચાઈ જવાનો ગુણધર્મ-શક્તિ.

Contraction, *n.* સંકોચાઈ જવું તે, ટુંકું થઈ જવું તે, સંક્ષેપ, સંકોચ.

Contractor, *n.* કરાર કરનાર, સંકેત કરનાર, ઈજારદાર, મકતો રાખનાર.

Contradance, *n.* એક પ્રકારનો નાચ.

Contradict, *v. t.* વિરૂદ્ધ બોલવું-કેહેવું, ના પાડવી, ઉલટું-વિરૂદ્ધ હોવું.

Contradiction, *n.* ઉલટું-વિરૂદ્ધ બોલવું-કેહેવું તે, વિરૂદ્ધ-સામું-ઉલટું વચન, પ્રતિવચન, પ્રતિવાદ, ઉલટા-વિરૂદ્ધપણું, વિરોધ.

Contradictious, *a.* પ્રતિવચન બોલનારૂં, સામું-વિરૂદ્ધ-ઉલટું બોલનારૂં-કેહેનારૂં

Contradictory, *a.* વિરૂદ્ધ, વિપરીત, ઉલટું.

Contradistinct, *a.* ઉલટું, વિરૂદ્ધ જુદું.

Contradistinction, *n.* ઉલટું-જુદું હોવું તે.

Contradistinguish, *v. t.* ફેર દેખાડવો, વિરૂદ્ધપણું દેખાડવું. ઉલટો ગુણ દેખાડવો.

Contralto, *n.* ઉલટો ભાવ-ભાવાર્થ.

Contrariety, *n.* ઉલટા-વિરૂદ્ધપણું, વિરોધ, ફેર, ઉલટી વિરૂદ્ધ-વિપરીત વાત વચન,

Contraries, *n.* ઉલટા ગુણની વસ્તુઓ-વાતો.

Contrarily, *ad.* વિરૂદ્ધભાવથી, ઉંધી રીતે, ઉલટું.

Contrariwise, *ad.* ઉલટું, સામું, વિરૂદ્ધ ભાવથી, ઉંધી રીતે.

Contrarius, Contrary, *a.* વિરૂદ્ધ, આડું, ઉલટું. સામું, સામેનો, મોંહોડાનું-ઉપરનું.

Contrast, *n.* ઉલટાપણું, ભિન્નભાવ, મુકાબલો, વિરોધ, સરખાવણી. *v. t.* પરસ્પર

સરખાવવું-મુકાબલો કરવો v. i. મુકાબ; લાથી જુદું પડી આવવું-દેખાવું-ઉલટું દેખાવું.

Contravallation, n. ઘેરો ઘાલનારાઓએ બાંધેલી દીવાલ કોટ.

Contravene, v. t. સામે થવું, વિરૂદ્ધ આવવું, હરકત, અટકાવ કરવો, આડું આવવું-થવું,

Contravention, n. તોડીને. ભંગ, વિરૂદ્ધતા, અટકાવ, અડચણ. [ ફેરફાર, અદલાબદલી.

Contraversion, n. સામી બાજુએ ફરવુંતે,

Contribute, v. t. આપવું, કરવા આપવા લાગવું. ભાગ-હિસ્સો-ફાળો આપવો, જોઈતી મેહેનત કરવી-લેવી, મદદ-સાહ્ય થવું.

Contribution, n. ભાગ, હિસ્સો, ફાળો, ભંડોળમાં ભરેલી રકમ. સામાન્ય કામમાં કરેલી મદદ-લીધેલો ભાગ, મદદ.

Contributive, Contributory, a. હિસ્સો-ભાગ-ફાળો આપનારૂં, સહાય કરનારૂં, સહાયકારી.

Contributor, n. ભાગ-હિસ્સો-ફાળો આપનાર મદદ કરનાર.

Contrite, a. પશ્ચાતાપી, પાપને લીધે અતિ શોકાતુર, અતિદીન.

Contrition, n. ખરો પસ્તાવો, પશ્ચાતાપ.

Contrivable, a. યુક્તિ-હિકમત કરવાજોગ-લાયક.

Contrivance, n. તદબીર, યુક્તિ, રચના બુટો, કરામત, બનાવટ,કળા, હિકમત-યુક્તિથી કરેલી વસ્તુ,

Contrive, v. t. હિકમત-યોજના બનાવટ કરવી, રચવું, મનમાં ગોઠવવું, હિકમતથી કાઢવું-બનાવવું. ઉપાય-સાધન શોધવા.

Contriver, n. યોજનાર, રચનાર, બનાવટ કરનાર, કરામતી, હિકમતી.

Control, Controlment, n. અંકુશ, લગામ મર્યાદા, સત્તા, અધિકાર, આજ્ઞા, અખ્તિયાર. v. t. અંકુશ-દાબમાં રાખવું, સત્તા અધિકારમા રાખવું, હુકમ-આજ્ઞામાં રાખવું.

Controllable, a. નિયમ્ય, લગામમાં-હુકમમાં સત્તા-અધિકાર-દાબમાં રાખવા જોગ.

Controller, n. બીજાનો હિસાબ તપાસનાર અધિકારી, હુકમ ચલાવનાર, નિયંતા.

Controversial, a. વિવાદ-તકરાર સંબંધી, વિવાદરૂપ.

Controversialist, n. વાદકર્તા, વિવાદી, વાદ વિવાદી.

Controversy, n. તકરાર, ઝઘડો, વાદવિવાદ.

Controvert, v. t. વાદવિવાદ-ઝઘડો કરવો, તકરાર કરવી-ચલાવવી, સામા રદીઆ આપવા.

Controvertible, a. વાંધા લેવા જોગ, વાદ-વિવાદ કરવા લાયક.

Controvertist, n. વિવાદી, વાદવિવાદી, સામે રદીઆ આપનાર.

Contumacious a. હઠીલો, મમતી, જક્કી, જીદ્દી, સામું બોલનાર થનાર-કરનાર, અદાલતના ધારાને જાણી જોઈને તોડનાર નું અપમાન કરનાર. [બેઅદબીથી હઠથી.

Contumaciously, ad. મમતથી, જીદથી,

Contumaciousness, Contumacy, n. } ઘણી ભારે જક્ક-હઠ-જીદ, જાણી જોઈ હઠથી હુકમ તોડવો-સામા થવુંતે, અદાલતના ધારાનો જાણી જોઈને કરેલો તિરસ્કાર-અપમાન દુરાગ્રહ.

Contumelious, a. તિરસ્કાર-અપમાન ભરેલું ઉતારી પડે એવું.

Contumely, n. ધિક્કાર તિરસ્કાર, અપમાન.

Contuse, Contund, v. t. ઉઝરડો પાડવો. ઝુડવું, કચરવું- [બિરડવું તે, સોળ, ઉઝરડો.

Contusion, n. કચરવું ઝુડવું ઉઝરડો પાડવો-

**Conundrum**, *n.* ઉખાણું, અર્થ.

**Convalescence**, *n.* મંદવાડમાંથી સુધરત હાલત, ધિમે ધિમે આવતી તનદુરસ્તી, રોગમુક્તતા. [હરતું ફરતું થયલું.

**Convalescent**, *a.* તનદુરસ્તીમાં આવતું.

**Convection**, *n.* એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવું, જેમ કે ગરમીને એક ઓરડામાંથી બીજા ઓરડામાં હવાની અથવા પાણીની મારફતથી લઈ જવી.

**Convene**, *v. t.* મેળવવું, ભગવું, બોલાવવું *v. i.* એકઠું થવું, મળવું.

**Convener**, *n.* પ્રમુખ, બોલાવનાર.

**Convenience**, *n.* અનુકુળતા, સગવડ, વગ, સોઈ, લાગ, ફાવતા-સુગમપણું.

**Convenient**, *a.* ફાવતું ઠીક-લાગ-વગ-પડતું, સુગમ, સુતર, ઠીક, લાયક લાજીમ.

**Conveniently**, *ad.* સગવડ પડતી રીતે, અનુકુળ પડતી રીતે.

**Convent**, *n.* મઠ, આશ્રમ, અખાડો, મઠમાં રેહેનાર જોગીનું મંડળ.

**Conventicle**, *n.* સરકારે સ્થાપેલા ધર્મમાંથી જુદા પડેલા લોકની ધર્મ સભા-સમાજ.

**Convention**, *n.* પ્રતિનિધિઓની મંડળી-સભા. કાયો ઠરાવ-બોલી-કરાર.

**Conventional**, *a.* કરાર પ્રમાણે કરેલું, બોલી-કબાલા પ્રમાણેનું. રૂઢિ-ચાલ-રીત પ્રમાણે થતું.

**Conventionalism** *n.* છાનામાના કબુલાતથી લીધેલું તે.

**Conventual**, *a.* મઠનું, આશ્રમ સંબંધી, અખાડા વિશે-નું. *n.* મઠવાસી, જોગી, સાધુ, બાવી, જોગણ.

**Converge**, *v. i.* એક કેન્દ્રમાં મળવું, એક બિન્દુ તરફ વળવું, એક બિન્દુમાં જમાવ થવો, પાસે પાસે આવતાં જવું.

**Convergency**, **Convergence**, *n.* એક બિન્દુ તરફની વળણ, એકકેન્દ્રાભિસરણ, એક બિન્દુમાં એકઠા થવાનો ગુણ.

**Converging**, **Convergent**, *a.* એક બિન્દુ તરફ વળતું પાસે પાસે આવતું, કેન્દ્રાભિમુખ.

**Conversable**, *a.* વાતચિત યોગ્ય રીતે કરી શકે તેવું, મિલનસાર, મળતાવડું.

**Conversant**, *a.* સાથે-જોડે રેહેતું-રહેલું, વાકેફ, પ્રવિણ, જાણીતું, કુશળ, પરિચયવાળું, સંબંધવાળું-રાખતું. લગતું.

**Conversance**, **Conversancy**, *n.* અભ્યાસ, વહિવટ, વાકેફગારી, માહિતગારી, પરિચય.

**Conversation**, *n.* આચરણ, ચાલ. વાતચિત, વાત, સંભાષણ, બોલચાલ.

**Conversational**, *a.* જવાબ સવાલી વાત ચિતને-સંભાષણને લગતું-સંબંધી, સમાગમ સહવાસ સંબંધી.

**Conversative**, *a.* માણસ જાતના વહિવાટ-સંબંધી, વાત ચિતનું મળવા બેસવાનું.

**Conversazione**, *n.* વાતચિતવાસ્તે થયેલો મેળાવડો, બેઠક, વિદ્યાસંબંધી મેળાવડો.

**Converse**, *v. i.* વાતચિત કરવી, વાતો કરવી, વહિવટ કરવો, સોબત-સંગત કરવી.

**Converse**, *n.* સમાગમ, સહવાસ, બેઠક, પરિચય, સંભાષણ, વાતચિત. ઉલટ પદ. *a.* ઉલટું.

**Conversely** *ad.* ઉલટી રીતે, ઉલટ પક્ષથી.

**Conversion**, *n.* રૂપાંતર, ફેરફાર, બદલાવું તે, બદલઈને નવું થવું તે. ધર્મના નવા મતમાં જવું તે, વટળવું તે, વટલાવવું તે. પારકી મિલકતને પોતાના ઉપયોગમાં આણવી તે વ્યુત્ક્રમપદ કરવું તે, સન્માર્ગ સ્વીકાર, અંતઃકરણ શુદ્ધિ.

Conversive, *a.* મીલનસાર.

Convert, *n.* પારકો મત પકડનારો, વટલેલ, પોતાનો ધર્મ છોડી બીજા ધર્મમા જનાર.

Convert, *v. t.* બદલવું, બીજા ધર્મમાં લાવવું, વટલાવવું, સારે રસ્તે ચઢાવવું, વ્યુત્ક્રમપદ કરવું. *v. i.* બદલાઈને થવું.

Converter, *n.* બદલાવનાર, ફેરવનાર, રૂપાંતર-ધર્માંતર કરાવનારો, વટલાવનાર.

Convertibility, *n.* બદલાઈ જવાનો ધર્મ-શક્તિ. [તેવું, બદલીને બીજું થઈ શકે તેવું.

Convertible, *a.* ફેરવાઈ શકાય-બદલાઈ જાય

Convex, *a.* બાહ્યગોળ, બાહારથી ગોળ.

Convexed, *a.* બાહ્ય ગોળ કરેલું.

Convexity, *n.* બાહ્ય ગોળ આકૃતિ.

Convexly, *ad.* બાહ્ય ગોળ આકારમાં.

Convey, *v. t.* લઈ જવું, પોહોંચાડવું, બિજાને નામે ચઢાવવું-આપી દેવું-આપવું.

Conveyable, *a.* લઈ જવા જેવું. બીજાને નામે ચઢાવવા-આપવા-આપી દેવા જોગ.

Conveyance, *n.* ગાડી, રથ, વાહન. મિલકત પારકે નામે ચઢાવવાનો દસ્તાવેજ ખત-લેખ, વેચાણખત. (Deed of conveyance) વેચાણખત.

Conveyancer, *n.* મિલકત બીજાને નામે ચઢાવવાના લેખ-ખત-દસ્તાવેજ લખનાર, વેચાણ-બક્ષીસ ખત લખનાર.

Conveyancing *n.* વેચાણખત વગેરે મિલકત પારકે નામે ચઢાવવાના દસ્તાવેજ કરવાની વિદ્યા-પ્રકરણ-આવડત-નું કામ.

Conveyer, *n.* લઈ જનાર, પોહોંચાડનાર, એકને નામથી બીજાને નામે ચઢાવનાર. [ઠરેલો માણસ.

Convict, *n.* અપરાધી-ગુન્હેગાર-તકશીરવાન

Convict, *v. t.* તકશીરવાન ઠરાવવું, અપરાધ સાબિત કરવો-ઠરાવવો, દોષવાન ઠરાવવું.

Conviction, *n.* પોતાના પાપ વિશે ખાતરી થવી તે, પાપી-દોષવાન ઠરવું તે, પુર્ણ ખાતરી પતીજ, નિશા, પ્રતીતિ.

Convictive, *a.* દોષી ઠેરવતું, અપરાધ સાબિત કરતું, ખાતરી કરી આપે તેવું.

Convince, *v. t.* પુરાવાથી ખાતરી કરવી, ખાતર-ખાતરજમા કરવી. [જમા-ખાતરી.

Convincement, *n.* પુરાવાથી કરેલી ખાતર-

Convincible, *a.* ખાતરજમા કરનારું ખાતરી નિશા-પ્રતીતિ કરતું.

Convivial, *a.* મોઝમઝાનું-વાળું-ભરેલું મિજબાનીનું, છઆફત ભરેલું નું-વાળું, ખુશાબતી ભરેલું. [ખુશાબતી.

Conviviality, *n.* છઆફતની મોજમઝા-

Convocate, *v. t.* એકઠું કરવું, ભેગું કરવું, બોલાવવું. મેળાવડો કરવો.

Convocation, *n.* સભા, મંડળી, મેળાવડો, મિજલસ, વિદ્યાલયના ઉપરીઓનો સમાજ.

Convoke, *v. t.* તેડું કરી બોલાવવું-ભેગા-કરવું, મેળવવું. ભરવું, સત્તાથી ભેગા કરવું.

Convolute, *a.* ગોળ કરચલી વળેલું; બીંડીની-માફક ગોળ.

Convoluted, *a.* ગોળ કરચલી વળેલું. [વિંટ.

Convolution, *n.* વિંટવું તે, વિંટાવું, તે વિંટો,

Convolve, *v. t.* વિંટવું, વિંટો કરવો, વાળવું.

Convolvulus, *n.* એક જાતનો છોડ.

Convoy, *v. t.* માલનું રખવાળું-વળાવું કરવા જોડે જવું, રખવાળુ-વળાવુ કરીને લઈ જવું.

Convoy, *n.* રખવાળા સહિત જનારાં વહાણ કે ગાડાંનું લંગર, રાહાબાન, વળાવું કરનાર વહાણ વગેરે, વળાવો, રખવાળ.

Convulse, *v. t.* એકદમ જોરથી વાંકું ચુંકું તાણવું-તણાવું, આંકડી આવવી, તણાઈ જવું, ધ્રુજવું, કાંપવું, થરથરવું.

**Convulsion** *n.* તાણ, આંકડી, કંપારો, તો- ફાન. (Political Convulsion) ફીતનો, હુલ્લડ, બંડ, બલવો.

**Convulsive,** *a.* તાણ-આંકડી આણે તેવું. તાણ-આંકડીનું, થરથરાટવાળું.

**Cony,** *n.* એક જાતનું સસલું.

**Coo,** *v. i.* કબુતરનું બોલવું, ઘુઘુ કરવું.

**Cook,** *n.* રસોઇઓ, બબરચી, રાંધવારો. *v. t.* રાંધવું, પકાવવું, રસોઇ કરવી.

**Cooking,** } *n.* રાંધવાની-પકાવવાની કળા, પ-
**Cookery,** } કવાન બનાવવાની રીત, પાક; ક્રિયા.

**Cook-room,** *n.* રસોઇ ખાનું, રસોડો, રાંધણું, બાવરચીખાનું.

**Cool,** *a.* ઠંડું, સરદ, તાહાડું, મંદ, ધીમું. ખરા ભાવ-હેત વગરનું, બેદરકાર, નિર્લજ્જ, બે પરવા. *n.* ઠંડક, ઠંડકનો વખત-જગ્યા. *v. t.* ઠંડું કરવું, તાહાડું, નરમ પાડવું. *v. i.* ઠંડું-તાહાડું, પડવું, નરમ પડવું, હોંશ-ઉ- મળકો-ઉમંગ ભાવ કમીથવો.

**Cooler,** *n.* પાણી કે બીજી ચીજ ઠંડી કરવાનું વાસણ. *a.* વધારે ઠંડું. [વાળો, હેલકરી.

**Coolie,** *n.* બેગારી, કોળી, મજુર, પોટી-

**Coolly,** *ad.* ધીમે રહીને, ઠંડાઇથી, શાંતપણા- થી, કળવે રહીને. અનાદરથી, બેપરવાઇથી.

**Coolness,** *n.* ઠંડક, ઠંડાઇ, સરદી, તાહાડક, શિતળતા બેદીલી, અભાવ, ઉદાસી, બેપરવાઇ.

**Coom** *n.* કાજળ, મેસ, કીટ, મળ.

**Coop,** *n.* પિપ. મરઘાં રાખવાનું પિંજરૂં-પાંજરૂં *v. t.* પિંજરામાં ગોંધવું.બંધ કરવું પુરવું.

**Cooper,** *n.* પિપ ઘડનાર-બનાવનાર, પિપગર.

**Cooperage,** *n.* પિપગરની મજુરી. પિપ બના- વવાનું કારખાનું. પિપ બનાવવાનું કામ.

**Co-operate,** *v. i.* એકદીલ થઇને-એકજ મતલબ સારૂ સાથે મળીને કામ કરવું. મદદ- સાહ્ય કરવી. [મદદ.

**Co-operation,** *n.* સહકારીપણું, સહક્રિયા,

**Co-operative,** *a.* સહકારી, બધા સામેલ થઇને કરનાર.

**Co-operator,** *n.* સહકાર, સામેલ થઇ કરનાર.

**Co-ordinate,** *a.* બરોબરીનું, સરખું, એક પદ્ધિનું, બરોબરિયું, સમતોલ, સમ-સમાનપદ.

**Co-ordinately,** *ad.* બરોબરીથી, સરખી રીતે,

**Coot,** *n.* એક જાતની જળ કુકડી, મુરગી, બેઅકલ.

**Copaiba,** *n.* એક જાતનો ઝાડનો સુગંધી રસ, ઓષધી રસ.

**Copal,** *n.* ચંદરસ, વારનીશ કરવાનો એક જાતનો સરસ.

**Coparcenary,** *n.* સમભાગ, વારસામાં સરખો ભાગ, સમભાગપણું, તહિનદારી, સહીઆરો વારસો.

**Co-parcener,** *n.* સહીઆરી, પાંતીદાર, હિ- સ્સેદાર, ભાગીઓ, સહીયારો વારસ.

**Co-parceny,** *n.* વારસાનો સરખો વાંટો- હિસ્સો. [દાર, ભાગીઓ, હિસ્સેદાર.

**Co-partner,** *n.* પાંતીદાર, સમભાગી, ભાગી-

**Co-partnership, Co-partnery,** *n.* ભાગ, પંત્યાણું, સહીઆરૂં, સાસખાતું.

**Cope,** *v. t.* or *v. i.* બરોબરી કરવી, મુકાબ- લત કરવી. બાથ ભિડવી. લઢવું. *n.* માથાનું ઢાંકણ-આચ્છાદાન, માથે ઢાંકવાનું લુગડું. ઘુમટ, છત. પાદરી લોકોના એક જાતનો ડગલો-જામો.

**Copernican,** *a.* પુર્વે યુરોપ ખંડમાં કોપર નીકસ નામનો એક જ્યોતિષી પ્રખ્યાત થઇ ગયો તત્સંબંધી.

**Copernican system,** સૂરજ મધ્યભાગમાં છે

અને બીજાગ્રહો તેના સભોંવતી પ્રદક્ષિણા કરે છે એવો મત.

Copier, *n.* ઉતારો કરનાર, લેખક, નકલ [ કરનાર.

Coping, *n.* દિવાલની પાળ ઉપરથી પાણી ઉતરવાને કરેલોઢાળ. ભીંતનું મથાળું-મથેટી.

Copious, *a.* પુષ્કળ, ઘણું, બહુ.

Copiously, *ad.* પુષ્કળ, ઘણું, ખુબ.

Copiousness, *n.* પુષ્કળપણું.

Copped, *a.* માથાં સુધી ચઢતું, ઉપર ચઢતું, ટોચ સુધી આવતું.

Copper, *n*, તાંબું, ત્રાંબું. ત્રાંબાનાણું. *v. t.* તાંબાનાં પતરાં ચઢાવવા, તાંબે મઢવું. (sulphate of Copper)મોરથુથ, મોરથુથુ.

Copperas, *n.* હીરાકશી.

Copperplate, *n.* તામ્રપત્ર, અક્ષર કોતરેલું તાંબાનું પત્ર, તાંબાના પત્રાં ઉપરથી છાપેલું ચિત્ર-અક્ષર-કાગળ, તાંમ્રપત્રની છાપ.

Coppersmith, *n.* કંસારો.

Coppery, *a.* તાંબાવાળું, તામ્રમય, તામ્ર [મિશ્રિત.

Coppice, Copse, *n.* ઝાડી.

Copula, *n.* જોડનારો શબ્દ, ઉદ્દેશ તથા વાક્યને જોડનાર શબ્દ.

Copulate, *v. i.* સોબત કરવી, અંગ સંગ કરવો, સંગ કરવો, સંભોગ કરવો, મૈથુન કરવું. [ સંભોગ.

Copulation, *n.* સોબત, મૈથુન, અંગસંગ,

Copulative, *a.* સંયોજક, જોડનાર, ઉભયાન્વયી *n.* ઉભયાન્વયી. અવ્યય.

Copy, *n.* નકલ, પ્રત, ઉતારો, ખરડો. ઈનતેખાબ, નમુનો *v. t.* નકલ કરવી, ઉતારો કરવો, પ્રત કરવી, ઉતારવું.

Copied, *p. p.* નકલ કીધેલું, ઉતારી લીધેલું.

Copy-book, *n.* દોપીસ્તાન, કિતાની ચોપડી, ખરડો.

Copyhold, *n.* સનદ પટ્ટો.

Copyist, *n.* નકલ-ઉતારો કરનાર. લેખક, ઉતારનાર, નકલ કરનાર, લહીઓ.

Copyright, *n.* ગ્રંથકારનો ગ્રંથ છપાવવા, પ્રસિદ્ધ કરવા વગેરેનો આગલો હક્ક.

Coquet, *v. t. & v. i.* નખરાં કરવાં, લટકો કરવો, હાવભાવ કરવા, અદા કરવી.

Coquetry, *n.* હાવભાવ લટકો, લટક ચાળો, નખરાબાજી.

Coquette, *n.* નાચણ, ઉડાવવાની મતલબથી લટકા કરનાર સ્ત્રી, લટકાળી સ્ત્રી.

Coquettish, *a.* હાવભાવ દેખાડનાર, લટકાખોર, લેંહકાળી, લટકાળી.

Coral, *n.* પરવાળું, પ્રવાળ. ન્હાના છોકરાને રમવાનું પરવાળાનું રમકડું. *a.* પરવાળાનું બનાવેલું, પરવાળાનું.

Coral-tree, *n.* પારિજાતનું ઝાડ.

Corb, *n.* ટોપલી-લો.

Corban, *n.* ભિખ માંગવાની ટોપલી.

Corcle, *n.* તરતનો રહેલો ગર્ભ.

Cord, *n.* દોરડું, રસી, નાડી, રાસડી, દોરી. દાંદો, જાળ, બંધ, બંધન. *v. t.* દોરડાવતે બાંધવું. નિર્બળ-નાશ કરવું.

Cordage, *n.* બધાં દોરડાં, બધા દોર-દોરડાં.

Cordate, *a.* કાળજાં-ભેજાના આકાર જેવું-નું.

Cordelier, *n.* પાદરી, ધર્મોપદેશક.

Cordial, *n.* ચાલાકી- હોશયારી આણે તેવી વસ્તુ-દવા. મીઠો તેજાનાદાર દારૂનો અરક. જોમ-કૌવત આણે તેવી દવા-વસ્તુ. *a.* ખરા અંતઃકરણનું, ખરા મનનું, અંતરનું, ખરા હેતનું. પુષ્ટિકારક.

Cordiality, *n.* ખરૂં હેત, ખરો ભાવ, ખરૂં મન. અંતરનું હેત-પ્રીતિ-ભાવ.

Cordially, *ad.* અંતઃકરણથી, ખરા મન અંતર-દીલથી, ખરાભાવથી.

Cordon, *n.* કિલ્લા ઉપર બાંધેલા કંગોરા-કંગણી. આબરૂ દાખલ મલેલી ફીત-કિનારી. લશ્કરી થાણાની હારની હાર.

Corduroy, *n.* મખમલ જેવું પદાદાર જાડું [કાપડ.

Cordovan, Cordwain, *n.* એક જાતનું બકરાનું તૈયાર કરેલું ચામડું.

Cordwainer, *n.* મોચી, ચમાર, ખાલપો.

Core, *n.* થાળો, ગર, વચમાનો ભાગ, માવો, વચલો ગર્ભ. [ટોપલી-લો.

Corf, *n.* ખાણમાં વાપરવાની એક જાતની

Coriaceous, *a.* ખાસડિયું, જાડું, ચામડાનું.

Coriander, *n.* ધાણા. કોથમીર.

Corinthian, *n. & a.* ગ્રીસ દેશમાં કારીંથ નામનું એક શેહેર પ્રસિદ્ધ હતું ત્યાંના લોક.

Cork, *n.* બુચ, દાટો, દટો, *v. t.* બુચ મારી બંધ કરવું,, દાટો દેવો, બુચ મારવું.

Cork-screw, *n.* બુચ કાહાડવાનું હથીયાર, બુચના દટા ઉઘડવાના પેચ-સ્ક્રુ.

Corky, *a.* બુચના જેવું.

Cormorant, *n.* સમુદ્રકાંઠે રેહેનાર એક જાતનું ખાઉકણ પક્ષી, માહીગીર, કરકોટ.

Corn, *n.* કણ, દાણો, અનાજ, અન્ન, ધાન્ય, આંટણ. *v, t.* નીમક-મીઠું લગાડી આથવું, દાણો પાડવો.

Corned, *a.* નીમક દીધેલું, મીઠામાં આથીને વાસી માંસને તાજાં જેવું કીધેલું.

Corn chandler, Corn-dealer, *n.* કણીયો, મોદી, ફડીયો.

Corn-country, *n.* ધાન્યદેશ.

Corn-field, *n.* ખેતર. ભરેલું ખેતર.

Corn-floor, *n.* ખળ.

Corn-land, *n.* ખેરાયત જમીન.

Corn-mill, *n.* અનાજ દળવાની ઘંટી-ચક્કી.

Cornea, *n.* આંખની કાળી કીકી, આંખ ઉપરનો પારદર્શક પરદો.

Cornelian, *n.* હકીક, અકીક

Corneous, *a.* સિંગડાના જેવું, શિંગડાનું, કઠણ.

Corner, *n.* ખુણ-, કોણ. ખુણો ખાંચરો. ભાગ, અણી.

(In every hole and corner) ખુણા ખાંચરામાં

Cornerstone, *n.* બે દિવાલોનો ખુણો થાય ત્યાં આગળનો પથ્થર, ઈમારતમાં મુખ્ય પાયાનો પથ્થર.

Cornet, *n.* એક જાતનું મોહોડે વગાડવાનું વાજું. લશ્કરનો ઝુંડો ઉપાડનાર ઘોડેસ્વાર-અમલદાર.

Cornetcy, *n.* લશ્કરમાં ઘોડાની પાયગામાં ઝુંડો ઉપાડનાર અમલદારનો ઈલાકો-હોદ્દો.

Cornice, *n.* કાંગરી છતની પટ્ટી, કારનીસ.

Cornsack, *n.* ગુણ.

Cornuted, *a.* શિંગડા જેવું.

Corny, *a.* કઠણ, શિંગડા જેવું.

Corolla, *a.* ફુલની અંદરનો ભાગ, ફુલની અંદરનુંઢાંકણ-પડ.

Corollary, *n.* સિદ્ધાંત સિદ્ધ થયલી વાત. અનુષંગી સિદ્ધાંત.

Corona, *n.* તાજ, ઉપરની-ઉપલી સપાટી, ચંદ્ર, સૂર્ય, તારાની આસપાસનું ચલકાટ ભરેલું ચક્કર.

Coronal, *n.* તાજ, ફુલનો હાર. *a.* તાજને લગતું, માથાનાં તાલકાને લગતું.

Coronation, *n.* રાજ્યાભિષેક-વિધિ, પટ્ટાભિષેક.

Coroner, *n.* કમોતે મરેલા માણસોની તજવીજ. તપાસ કરનાર અમલદાર.

Coronet, *n.* ન્હાનું તાજ, અમીરનું તાજ-મુગટ સુશોભિત માથાંનો પોશાક.

Corporal, *a.* બદનને લગતું, શારીરિક શા-

શરીરનું, અંગ વિશે, દેહ સંબંધી-નું-વિશે. *n.* લશ્કરનો નાયક, લશ્કરના નીચા દરજાનો અમલદાર.

Corporality, *n.* દેહપણું, દેહિત્વ, શરીરતા, સહદેહતા, દેહીભાવ, મંડળી-સમાજ થવો તે.

Corporally, *ad.* દેહેથી, શરીરથી.

Corporate, *a.* જોડાયલું, એકઠું થયલું, સનદી, સરકારી સનદથી-કાયદાથી સમગ્ર થયલું-સ્થાપેલું.

Corporation, *n.* સનદી સભા-મંડળી-કંપની, એક માણસની પેઠે કામ ચલાવવાનો જેને અખત્યાર હોય તેવી મંડળી-કંપની,

Corporator, *n.* સનદી સભામાંનો એક સભાસદ. [મય, દેહી.

Corporeal, *a.* શરીર-દેહવાન-વાળું, દેહ-

Corporeity, Corporealness, *n.* દેહિત્વ, અંગત્વ, દેહી ભાવ, સદેહતા.

Corps, *n.* રસાલો, લશ્કરની ટુકડી, પલટણ.

Corpse, *n.* મુડદું, શબ, લાશ, લોથ, માણસનું કલેવર. [લઇ જનાર.

Corpse-bearer, *n.* ખાંધીયા, મુડદુ સ્મશાને

Corpulence, Corpulency, *n.* અતિશય જાડાપણું, ઢોંગાપણું, ઢોંગાઈ.

Corpulent, *a.* અતિશય જાડું, કોઠી જેવા, અતિસ્થુળ, ઢોંગુ.

Corpuscle, *n.* રજ, કણ, રજકણ, અણુ.

Corpuscular, *a.* અતિસુક્ષ્મ, ઘણું ઝીણુ.

Correct, *v t.* સુધારવું, દુરસ્ત-બરાબર કરવું, ઠીક કરવું, ચુક કાઢવી, ખામી-ખોડ કાઢવી, શિખામણ શિક્ષા દઈ સારે રસ્તે પાછું લાવવું. મટાડવું, દુર કરવું. *a.* દુરસ્ત, ઠીક, બરાબર, નક્કિ, વાજબી ખરેખરૂં.

Corrected, *a.* સુધારેલું, ચુક સુધારેલું

Correction, *n.* સુધારો શુદ્ધિકરણ. શિક્ષા, શાસન, સજા. મટાડવું-દુર કરવું તે.

Correctional, *a.* સુધારવા ધારેલું, સુધારવા જોગ, સજા કરવાને લાયક.

Corrective, *a.* સુધારનારૂં, સુધારે તેવું,શાસન કરનારૂં. *n.* સુધારનાર.

Correctly, *ad.* સીધી રીતે, બરાબર ઠીક, યથાયોગ્ય, વાજબી રીતે. વગર ચુકે.

Correctness, *n.* વાજબીપણું રાસ્તપણું, દુરસ્તપણું, સાચાઈ, યથાયોગ્યતા, નીતિ, શુદ્ધપણું, દોષરહિતપણું.

Corrector, *n.* સુધારનાર, શિક્ષા કરનાર-આપનાર, શિક્ષક. [રાખવો.

Correlate, *v. i.* અરસપરસ સંબંધ હોવો-

Correlation, *n.* પરસ્પર-સરખો સંબંધ.

Correlative, *a.* પરસ્પર સંબંધવાળું-નું સુચક *n.* અન્યોન્યાપેક્ષક શબ્દ-વસ્તુ.

Correspond, *v. i.* મળતું-બેસતું આવવું. કાગળ પત્રનો વેહેવાર ચલાવવો.રાખવો.

Correspondence, *n.* પરસ્પર યોગ્યતા, બેસતા મળતાપણું, બરોબરી. પત્ર-ચિઠ્ઠી વેહેવાર. કાગળ પત્ર.

Correspondent, *a.* મળતું, બેસતું, લાયક, બરાબર *n.* આડતીયો, ગુમાસ્તો. ચર્ચાપત્રી. કાગજ પત્રનો વહિવટ રાખનાર.

Corresponding, *a.* મળતું, બેસતું, કાગલ પત્રથી વેહેવાર રાખતું.

Corridor, *n.* ચાલી, પરસાળ, છુટ.

Corrigible, *a.* સુધરવા-સુધારવા જોગ. સજાને લાયક, દંડનીય.

Corroborant, *a.* કૌવત-પુષ્ટિ આપનારૂં, બળવર્ધક, પુષ્ટિકારક. [ટેકો આપવો.

Corroborate, *v. t.* પુષ્ટિ આપવી, મજબુતી

**Corroboration**, *n.* પુષ્ટિ, મજબુતી, ટેકો, આધાર પુષ્ટિ આપનાર વાત.

**Corroborative**, *a.* પુષ્ટિ આપનાર, ટેકો, આધાર-મજબુતી આપનાર,

**Corrode**, *v. t.* ધીમે ધીમે ખાઈ જવું, આસ્તે આસ્તે ખવાઈ જવું-ઘસાઈ જવું.

**Corrodent**, *a.* ખાઈ નાખતું, આસ્તે આસ્તે ખવાઈ જતું

**Corrodible**, *a.* ખવાઈ-ઘસાઈ જાય તેવું, આસ્તે આસ્તે ખવાઈ જાય તેવું.

**Corrosion**, *n.* ખવાઈ જવું તે, સડો, સળો.

**Corrosive**, *a.* ખાઈ નાખનારૂં, સડો કરે તેવું સળો પેસાડે તેવું, ખાઈ જનારૂં, ઘસાઈ જાય તેવું.

**Corrosive-sublimate.** રસકપુર.

**Corrugate**, *v. t.* વાટા પડવા, કરચલી વળવી-પડવી, સંકોચાઈને વાટા પડવા, સંકોચાઈને ચામડીમાં વાંટા પડવા.

**Corrugation**, *n.* વાટા પડવા તે, કરચલી વળવી-પડવી તે.

**Corrupt**, *v. t.* કોહોવાડી નાંખવું, સડાવી નાખવું. અપવિત્ર-નાપાક કરવું. રૂસવત આપવી, લાંચ ખવાડવી, લાંચ આપી ફોડવું, લાનત તોડાવવી. હલકું-નીચ-તુચ્છ કરવું. ઉલટ પાલટ કરવું. *v. i.* કોહોવું, સડવું. બિગડવું, ખરાબ થવું. આચાર ભ્રષ્ટ થવું. *a.* કોહેલું, સડેલું. ભ્રષ્ટ, દુષ્ટ, લાંચીઊ. અશુદ્ધ, દોષવાળું.

**Corruptibility**, *n.* વિનાશિત્વ, નાશ થવા બગડી જવા-ખરાબ થવા-લાંચ ખાવાનો ગુણ-ધર્મ

**Corruptible**, *a.* નાશવંત, નાશવાન, કોહી. સડી જાય તેવું, બ-બિગડે એવું, ભ્રષ્ટ થઈ શકે તેવું, રૂશવત-લાંચથી ફોડાય તેવું.

**Corruption** *n.* સળો, કોહોવાણ બગડવું તે, રસી, પરૂ, ભ્રષ્ટ-પાપીપણું નીતિમાં બગાડ. લાંચ, અપભ્રંશ, અશુદ્ધ થયલો શબ્દ.

**Corruptive**, *a.* બગડવા જેવું, બગાડી જાય તેવું, ખરાબ થઈ જાય તેવું, ભ્રષ્ટ થઈ જાય તેવું, લાંચીયું.

**Corruptly**, *ad.* દુરબુદ્ધિથી, દુષ્ટપણાથી, કુકર્મથી.

**Corruptness**, *n.* દુરબુદ્ધિ, દુષ્ટપણું, કુકર્મ.

**Corsair** *n.* ચાંચીઓ, દરિયાનો લુટારો. ચોર વહાણ, ચાંચીયું વહાણ.

**Coshcaup**, *n.* કો છેદન રેખા.

**Corselet**, *n.* શરીરના આગલા ભાગ ઊપર પેહેરવાનું કવચ-બખતર.

**Corset**, *a.* ચોળી, કાંચળી.

**Cotan-wool** *n.* ભૂમધ્ય સમુદ્રમાં કાર્સિકા નામનું એક બેટ છે ત્યાંના લોક.

**Cortege**, *n.* પરીવાર-સ્વારી મંડળ.

**Cortes**, *n.* સ્પેન તથા પોરતુગાલ દેશની રાજ્યસભા.

**Couchaub**, *a.* વનસ્પતીની બાહારની છાલ. બાહ્ય ત્વચા.

**Cortical**, *a.* છાલ-છોલને લગતું, બહારના ભાગને લગતું. ઉપરનું, બહારનું.

**Corudum**, *n.* કુરમ, કુરન.

**Coruscant**, *a.* ચળકતું, ચકચકતું, ઝળકતું, તેજ.

**Coruscate**, *v. i.* ઝબકવું, ઝળકવું, ચળકવું.

**Coruscation**, *n.* ઝબુકો, ચળકાટ, ઝલક.

**Corvette**, *n.* લઢાઈનું વહાણ, જંગી જહાજ

**Corymb**, *n.* એક જાતનું ફુલ.

**Corypheus**, *n.* આગેવાન, મુખી.

**Cosey, Cozy**, *a.* સુખી, સુખકારક, સુખનું, રૂડું, સારૂ. વાતસુરૂ-મરૂં.

**Cosuie**, *n.* કોસુજન્યા.

**Cosmetic**, *a.* શરીરની ખુબસુરતી વધારે તેવું, રૂપવર્ધક. *n.* ચામડીને તથા ચેહેરાને નરમ-કુમાશ

ભરેલો ને ખુબસુરત કરવાની વસ્તુ-મલમ, ઉટણું, અંગરાગ.

Cosmic, Cosmical, *a.* જગત-સૃષ્ટિ સંબંધી, સુર્યે સાથે ઉગતું કે આથમતું.

Cosmogony, *n.* સૃષ્ટિ વિધા-જગત ઉત્પત્તિ વિધા, સૃષ્ટિ વિધા-વર્ણન.

Cosmographer, *n.* સૃષ્ટિ વિધા વેત્તા.

Cosmographic, *a.* સૃષ્ટિ વિધા વર્ણનનું સંબંધી.

Cosmography, *n.* સૃષ્ટિ વિધા, જગદુત્પત્તિ [વિધા.

Cosmology, *n.* સૃષ્ટિ-જગદુત્પત્તિ વિધા.

Cosmopolitan, Cosmopolite, *n.* જગદેશી, જગતવાસી, સર્વદેશ વાસી, આખા જગતને ઘર માનનારો.

Cossach, *n.* રૂશિયન ઘોડેસ્વાર શિપાઈ.

Cost, *n.* મુળ ખર્ચ, કિમ્મત, શ્રમ, તસદી, મેહેનત, દુઃખ, નુકસાન. (*pl.*) મુકદ્દમાનો ખર્ચ. *v. t.* કિમ્મત બેસવી-થવી-પડવી-લાગવી-બેસવી, ખમવું, સોસવું, પડવું.

Costal, *a.* શરીરનાં પાસાં-પાંસળીનું-સંબંધી.

Coster-monger, *n.* મેવા વેચનાર, ફેરીયો.

Costive, *a.* બંધકોષ, કબજીયતવાળું, બંધકોશ.

Costiveness, *n.* ઝાડો બંધ, કોઠા-ઝાડાનું [કબજપણું, કબજીયત.

Costliness, *n.* ભારે મુલ્યવાનપણું, બહુ મુલ્યતા, મ્હોંઘાપણું. [ઉંચા ભાવનું.

Costly, *ad.* કીમતી, મ્હોંઘું, બહુ મુલ્યવાન,

Costume, *n.* વેશ, પોશાક, પેહેરવેશ, લેબાશ.

Cot, *n.* નાહાનું ઝુંપડું-છાપરું, વાડો, ખાનું, પલંગ, ઢોળિયો, ખાટલી.

Cotangent, *n.* કોસ્પર્શ રેખા.

Cote, *n.* ઝુંપડી-ડું, છાપરી-રું, વાડો, ખાનું, ન્હાની ઢોલકી-ખાટલી-પલંગ.

Cotemporaneous, *a.* સમકાલભવ, એકજ સમય-કાળ-વખતનું, સમ-સમાન કાલક.

Cotemporary, *n.* એક કાળે હોનાર પુરૂષ, સહવર્તમાન-સમકાળ ભવ પુરૂષ.

Coterie, *n.* મિત્રાનું મંડળ, વિધા સંવાદ મંડળ, મેલાવડો.

Cotillion, *n.* એક જાતનો નાચ તથા ગીત.

Cottage, *n.* ઝુંપડી-ડું, છાપરૂં.

Cottager, *n.* ઝુંપડીમાં વસનારૂં, ફજંદાર

Cotton, *n.* રૂ, સુતરાઉ કાપડ. *a.* સુતરાઉ.

Cotton-cleaner, *n.* પિંજારો.

Cotton-gin, *n.* કપાશીયા પિંજવાનું કારખાનું-સાંચો, ચરખો. [સકંજો.

Cotton-press, *n.* રૂની ગાંસડી દાબવાનો સાંચો-

Cotton-uncleaned, *n.* કપાસ.

Cotton-seed, *n.* કપાસીયો.

Cotton-wool, *n.* પિંજેલો કપાસ-સુતરાઉ, રૂ.

Cotyledon, *n.* બિજનો મગજનો ભાગ.

Couch, *v. t.* આરામ લેવો, પલાઠીવાળી બેસવું આંખમાંનો મોતિયો કાઢવો કહી બતાવવું, કેહેવું *v. i.* સંતાઈ-દબાઈ-ચંપાઈ ભરાઈ બેસવું, વાંકુ વળી જવું, નમી જવું. *n.* સુખાસન, પલંગ, ખાટલો, કોચ, બિછાનું.

Couchant, *a.* માથું ઉંચું રાખી પડેલું-બેઠેલું-જેવી કે બીલાડી અથવા વાઘ.

Cough, *n.* ખાંસી, ખોખલો, ઠાંસો, કફ, ઉધરસ *v. i.* ખાંસવું, ઠાંસો ખાવો, ઉધરસ આવવી-ખાવી. *v. i.* બલગમ-ગલફો પડવો-કાઢવો. (Hooping cough) સસણી, ઉંટાટીઓ, ન્હાના બચ્ચાને થતી ખાંસી.

Could, *pret.* of *can.* શક્યું.

Coulter *n.* હોળ-હળનો ફાળ-દાંતો કોસવું.

Council, *n.* મંત્રસભા, મંડળી, મસલત કરનાર મંડળી, રાજકારભાર ચલાવનારી સભા મંડળી-કચેરી. ( Executive Council

રાજકારભારને લગતાં કામકાજમાં હાકમ ને સલાહ આપનાર મંત્રીઓની મંડળી. (Legislative Council) ધારા બાંધવાના કામમાં હાકમને સલહત આપનાર મંડલી, ધારા બાંધનારી સભા.

Council-board, *n.* મસલહત કરવાને ભેગા મળેલા મસલહતી આઓ જે ટેબલ આગલ બેસીને મસલહત કરે છે તે ટેબલ.

Council-chamber, *n.* મસલહત કરવાની ઓરડી.

Councillor, *n.* મસલત આપનારો, સલાહકારી કોસલીઓ, મંત્રસભાનો સભાસદ.

Counsel, *n.* સલાહ, મસલત, પુખ્ત વિચાર, ઉપદેશ, મત, અભિપ્રાય, જુક્તિ, યોજના. વકીલ, પ્રતિનિધિ, બારિસ્ટર. *v. t.* સલાહ આપવી, મસલત આપવી, વિચાર-અભિપ્રાય આપવો. (To keep counsel) વાત મનમાં પેટમાં રાખવી.

Counsellor, *n.* સલાહ આપનાર, મંત્રી-ઉપદેશક, સભાસદ, કાયદાસંબંધી સલાહ આપનાર, વકીલ, બારિસ્ટર.

Count, *v. t.* ગણવું, સુમાર કાઢવો, માનવું, લેખવું. *v.i.* ગણવું, મજરે-હિસાબમાં આપવું, ભરોસો રાખવો, આધારે ગણતરી યોજના કરવી. *n.* દાવાની દરેક રકમ-બાબત, ઉમરાવનો એક ખિતાબ-પદ્વી.

Countable, *a.* ગણાયા જેગ.

Countenance, *n.* ચેહેરો, દેખાવ, મુખ, સુરત મ્હોનો ઘાટ, મદદ, પુષ્ટિ, ઉત્તેજન. *v. t.* મેહેરબાની કરવી, કૃપા નજર કરવી, મદદ આપવી, આશ્રય-પુષ્ટિ-હિમ્મત આપવી.

Counter *n.* ગણનાર, હિસાબ ગણવાને ધાતુ કે લાકડાનું પાટીયું-ટેબલ, ગાયનમાં ઉંચો સુર *a.* સામું, વિરૂધ, ઉલટું.

Counteract, *v. t.* સામું થવું-ચાલવું, ઉલટું ચાલવું, સામી-ઉલટી ક્રિયા કરવી, અટકાવ કરવો પ્રતિબંધ કરવો.

Counteraction, *n.* પ્રતિક્રિયા, અટકાવ, પ્રતિબંધ, ઉલટો ઉપાય ચલાવવો-લેવો તે, ઉલટું-સામું થવું-ચાલવું તે.

Counterbalance, *n.* સમતોળ, સામું સરખું વજન. *v. t.* સામું સરખું વજન મુકવું-કરવું, સમતોલ કરવું, અવેજ.ખંમ વાળવો.

Counter-charm, *n.* મંત્ર કે જાદુનો ઉતાર, ઉતાર, પ્રતિકાર, સામો મંત્ર.

Counter-evidence, *n.* ઉલટ સાક્ષી-પુરાવો

Counter exception, *n.* અપવાદનો અપવાદ, પ્રતિપ્રસવ.

Counterfeit, *a.* બનાવટનું, નકલી, ખોટું, છળ ભરેલું, ઢોંગ ભરેલું. *v. t.* & *v. i.* કપટ ભાવે નકલ કરવી, બનાવટ કરવી, બાહાનું કરવું, ખોટું કરવું, નકલ કરવી, તરકટ કરવું, કપટ ભાવે નકલ કરવી, બનાવટ કરવી, બાહાનું કરવું, ખોટું કરવું, નકલ કરવી, તરકટ કરવું, કપટ કરવું. *n.* તરકટી-ખોટી બનાવટ નકલ. ઠગારો, ધુતારો, ખોટો વેશધારી.

Counterfeiter, *n.* ખોટું બનાવનાર, નકલી બનાવટ કરનાર.

Counterfoil *n.* સામું અડધીયું પાંખિયું, સામો અડધો ભાગ.

Counterguard. *n.* ન્હાનો તટ, ન્હાનો કોટ.

Countermand, *n.* ઉલટ હુકમ, રદીનો હુકમ. આગળનો હુકમ પાછો વાળવા-ફેરવવાનો હુકમ. *v. t.* ઉલટ હુકમ કરવો, આપેલો હુકમ ફેરવવો પાછો વાળવો, રદ કરવું.

Countermarch, *n.* ઉલટ કુચ, પાછું ફરવું તે, પાછી કુચ.

Countermark, *n.* માલ ઉપર કે નાણા ઉપર

પાછળની કરેલો નિશાની. *v. t.* માલ નાણા ઉપર પાછળની નિશાની કરવી.

**Countermine**, *n.* નીચી સુરંગ, ઉલટી સુરંગ સામી સુરંગ. *v. t.* દુશ્મનને નિષ્ફળ કરવા, છુપી રીતે કામ ચલાવવું, સામી યુકિત કરવી. દુશ્મનની સુરંગે પહોંચવા સામી સુરંગ પાડવી.

**Countermotion**, *n.* ઉલટ-સામી ગતી, એક આચકાનું જોર તુટવા સામેથી થયલો આચકો.

**Counterpane**, *n.* ચાદર, પંલગપોશ.

**Counterpart**, *n.* સામો મળતો ભાગ, સાગુ અડધીયું-પાંખિયું, જોડ, જોડી.

**Counterplea**, *n.* રદ જવાબ, સામી તકરાર

**Counterplot**, *n.* કાવત્રાંની વિરૂદ્ધ કરેલુ, કાવત્ર, દગો કરનારની સામે દગો કરવો તે.

**Counterpoise**, *n.* સામું સરખું વજન, સાટું, અવેજ, પ્રતિકાર, સમતોલપણું, *v. t.* સમતોલ થવું, તોલમાં બરોબર હોવું, સમાન થવું, પ્રતિકાર કરવો.

**Counterrevolution**, *n.* સામું સાટું ખંગ અવેજ વાળવો. આગલી સ્થિતિમાં આવવું તે.

**Countersign**, *v. t.* મુખ્ય પુરૂષે સહી કરી હોય તેની સામે સહી કરવી, સાક્ષી કરવી. *n.* લશ્કરના સિપાહીઓમાં એક બીજાને ઓળખવાની છુપી ઈશારત હોકાર પોકારનો શબ્દ.

**Countersignature**, *n.* મખલાસી, રૂજુ.

**Countertenor**, *n.* ગાયનમાંનો મોટો ઉંચો રાગ સુર.

**Countervail**, *v. t.* સાટું અવેજ ખંગવાળવો.

**Counterview**, *n.* સામાસામીનું આસન સામસામો દેખાવ, વિરૂદ્ધતા.

**Counter weight**, *n.* ધડો, ધડાનું વજન.

**Counterwork**, *v. i.* સામું થવું, અટકાવ કરવો, પ્રતિકાર કરવો, પ્રતિબંધ કરવો.

**Countess**, *n.* કાઉંટ અર્લનો કિતાબ ધરાવનાર ઉમરાવની બાયડી-ધણીયાણી સ્રી.

**Counting-room, Countinghouse,** *n.* હિસાબ ગણવાનું ઠેકાણું, પેઢી, દફ્તર ખાતું દુકાન.

**Countless**, a. બેસુમાર, અસંખ્ય, અગણિત.

**Country**, *n.* સીમની જમીન, ખેતર, ગામ, શેહેરની આસપાસનો પ્રદેશ, દેશ, મુલક, *a;* દેશને લગતું. ગામઠી. ગામડીયું, અસભ્ય.

**Country-man**, *n.* દેશબંધુ, દેશીભાઈ, એક દેશી, સ્વદેશીય, સ્વદેશી.

**Country-seat**, *n.* શેહેરમાંથી નિકળી આરામ લેવા દેશમાં છેક દુર જઈ રેહેવાની એકાંત જગ્યા. [જીલ્લો.

**County**, *n.* મહાલ, પ્રગણું, તાલુકો, પ્રાંત,

**Coup-de-grace**, *n.* ( અસલ અર્થે ) રીબતી ઉપર દયા આણીને તેનો અંત લાવવાને મારેલો છેલ્લો ફટકો, છેલ્લો ફટકો, આખર લાવનાર ફટકો.

**Coup-de-main**, *n.* છાપો, ધાડ, એકાએક રાસ્ત અવારસુ તુટી પડવું તે.

**Coup-de-tat**, *n.* એકાએક લગાડી દીધેલ. વિતાળ, રાજ દરબારી કાવાદાવાની સંતલસ.

**Couple**, *n.* જોડી-ડું, નર માંદાનું જોડું, સ્રી પુરૂષનું જોડું, બે *v. t.* સાંધવું, બાંધવું, એકઠું કરવું, જોડું મેળવવું, જોડવું, પરણાવવું.

**Couplet**, *n.* દોહોરો, દુહો, ચોપાઈ.

**Coupling**, *n.* જોડવું,-સાંધવું-ભેરવવું-પરણાવવું તે, જોડવાની સાંકળ.

**Courage**, *n.* મરદાનગી, બાહાદુરી, હિમ્મત, હામ, છાતી, મરદી, ધૈર્ય.

**Courageous**, *a.* હિમ્મતવાન, ધૈર્યવાન, શુરો, છાતીવાળો, બાહાદુર, બેધડક.

**Courageously**, *ad.* હિમ્મતથી, બાહાદુરીથી.

**Courier**, *n.* જાસુદ, હલકારો, કાસદ, દુત, ખેપીઓ.

**Course**, *n.* જવું તે, ગમન, ગતિ, ચાલ, દોડી પ્રવાહ, ઓઘ, વાહ, માર્ગ, જવાનો રસ્તો, દિશા, રસ્તો, ટપ્પો, ફેરો, વારો ક્રમ, નિયમિત ક્રમ, પ્રણાળિકા, ગતિ, માળા, પદ્ધતિ. (*pl.*) અટકાવ, અળગા બેસવું તે, રીત. *v. t.* શીકાર કરવો. *v.i.* જલદી દોડવું.

**Courser**, *n.* શિકારી, લડાઈનો ઘોડો, પવન, ચાલનો-સરતનો-પાણીદાર ઘોડો.

**Courses**, *n. plu.* રજ દસ્તાન અટકાવ.

**Court**, *n.* ચોક, વાડો, વંડો, આંગણું, રાજમંદિર, દરબાર, સરકારવાડો, ન્યાયસભા, અદાલત, કચેરી, ખુશામત, *v. t.* મેહેરબાની-કૃપા મેળવવાને યત્ન કરવો, ખુશામત કરવી, સ્ત્રીને પરણવાના ઈરાદાથી તેની પ્રીતિ મેળવવાની કોશિસ-તજવીજ કરવી, મેળવવાને પ્રયત્ન કરવો. ( Civil Court ) દિવાની અદાલત. (Criminal Court) ફોજદારી અદાલત.

**Courteous**, *a.* ભલો, નમ્ર, મળતાવડો, સભ્ય, રીતભાતવાળું, અતિવિવેકી, લાયકીવાળું.

**Courteously**, *ad.* સભ્યપણાથી, લાયકીથી વિવેકથી, [કનચની રામજણી.

**Courtesan**, *n* પાતર, વેશ્યા, રાંડ, કસબણ

**Courtesy**, *n.* સભ્યતા, વિવેક, મેહેરબાની અદબ, જરા ઘુંટણવાળીને સ્ત્રીએ કરેલી સલામ પ્રણામ, લાયકી. *v.t.* અદબ રાખવી, વિવેકથી સલામ કરવી.

**Courtier**, *n.* રાજદરબારી માણસ, રાજદ્વારી માણસ, દરબારીઓ, હજુરી.

**Courtlike**, *a.* સારી કેળવણી પામેલો, અદબ જાણનારો, રીતભાતથી વાકેફ, વિવેકી.

**Courtliness**, *n.* સભ્યતા, સુજનતા, પ્રૌઢી.

**Courtly**, *ad.* દરબારી, શ્રીમંતી, સભ્ય, પ્રૌઢ.

**Courtmartial**, *n.* લશ્કરી, ગુનાહની તપાસ માટે ભરેલી અદાલત.

**Court-plaster**, *n.* ઘા મેળવી દે એવો મલમ.

**Courtship**, *n.* પરણવા સારૂં કરેલી ખુશામત, આર્જવ, પરણવાની ઈચ્છાથી સ્ત્રીની પ્રીતિ મેળવવાનો ઉદ્યોગ.

**Courtyard**, *n.* વાડો, વંડો, ચોગાન.

**Cousin**, *n.* કાકા ફોઈનાં કે મામા માસીનાં છોકરાં, ભાઈ કે બેહેન કરતાં આઘેના સગાં, પીતરાઈ. ( Cousin german or first cousin) સગો કાકભાઈ.

**Cousinly**, *a.* સગાંને ઘટે-શોભે તેવું.-German મામા ફોઈનો-કાકા કાકાનો-માસી માસીને ભાઈ કે બેહેન.

**Cove**, *n.* એકાંત ખુણો, ન્હાની ખાડી.

**Covenant**, *n.* આમનસામન કરાર-બોલી, કરાર, કોલ. કરારનામું, કરારપત્ર, કોલનામું. *v. t.* કોલ-કરાર-ઠરાવ-બોલી કરવી, કોલથી બંધાવું. [ કરી હોય તે શખ્સ.

**Covenantee**, *n.* જેની સાથે કોલકરાર-બોલી

**Covenanter**, *n.* જે કોલ કરે તે, કોલ કરનાર, બોલી-ઠરાવ કરનાર.

**Cover**, *v. t.* ઢાંકવું, આચ્છાદન કરવું, આવરણ કરવું. મઢવું. લીંપવું. પાથરવું, બીછાવવું સંતાડવું. વિંટવું. બીડવું. ગલેફ ચઢાવવો. રક્ષણ-બચાવ કરવો. પુરૂં થવું, બરોબર થવું. સમાવેશ થવો. સંભોગ કરવો. *n.* ઢાંકણ, આચ્છાદન, આવરણ. ગલેફ. આડ, પડદો ચાદર. આશ્રમ. શિકારને ભરાઈ રહેવાની ઝાડી. પરબીડીઉં.

**Covering**, *n.* આવરણ, આચ્છાદન, ઢાંકણું, વસ્ત્ર, ચાદર, સુજની.

**Coverlet**, *n.* પલંગપોશ, ચાદર.

(Coverlet of a horse, *n.* ઝુલ. )

**Covert**, *a.* છાનું ગુપ્ત, છુપું, ઢાંકેલું, રક્ષિત, આશ્રયમાં આવેલું. *n.* આશ્રય, ઓઠું, ઝાડી,

જગ્યા. (Feme Covert)પોતાના ધણીના કાપણુમાં તેના આશ્રયાતળે રહેલી પરણેલી સ્ત્રી.
Covertly, *ad.* છુપી રીતે, ફુસાવવાના ઈરાદાથી.
Coverture, *n.* આશ્રિતપણું, આધીન પણું. ઝાડી, ઓઠું.
Coversed sine. *n.* કોશર.
Covet, *v. t.* મેળવવાની ઈચ્છા કરવી, લાલચ કરવી, લોભ કરવો, અભિલાષ કરવો, આતુર થવું.
Covetous, *a.* લોભી, અતિલોભી, અતિ લાલચુ, ભુખ્યો.
Covetously, *ad.* લોભથી લાલચથી
Covetousness, *n.* લાલચ, લોભ, મેળવવાની ઈચ્છા.
Covey, *n.* પક્ષીઓનું ટોળું. ટોળું, મંડળ.
Covin, *n.* તરકટ ભરેલો કરાર, દગો કરવાના ઈરાદથી કરેલી સંતલસ-ઠરાવ, કપટ, છળ.
Cow, *n.* ગાય, ગૌ, ધેનું. *v. t.* દબાવવું, ધમકાવવું, બીહવડાવવું, નાહિમ્મત-બીકણ કરવું ટાંટીયા ભાંગી નાખવા.
Coward, *n.* નામર્દ, હિચકારો, કમજોર, બિકણ.
Cowardice, Cowardliness, *n.* નામર્દિ, હિચકારાપણું. [ મર્દિથી, હિચકારાપણાથી.
Cowardly, *a.* નામર્દ, હિચકારો. *ad.* ના-
Cowdung, *n.* છાણ.
Cowdung Cake. *n.* છાણું, અડીયું.
Cower, *v. i.* પગ-ઘુંટાણવાળીને-દબઈને બેસવું, બીક-ધાસ્તીથી વાંકાંવળી જવું-દબાઈ જવું
Cowhage Cowitch *n.* ) કવચ કુઈલી.
Cowherd, *n.* ગોવાળ-ળીઓ, રબારી.
Cowhide, *n.* ગાય કે બળદનું ચામડું. ચામડાનો ચાબકો-કોરડો; *v. t.* ચાબકાથી મારવું.
Cowhouse, Cowpen, Cowshed, *n.*. ગોશાળા, ગાયો પુરવાનો વાડો.

Cowl, *n.* પાદરીની સફેદ ટોપી, જોગીનો પેહેરવેશ, ટોપી. [ વેલી ચોટલી.
Cowlick, *n.* અ વળી, માથા ઉપર અવળી ફેર.
Cowpox, *n.* ગોશીતળા, બળીઆ, સહીઅડ, શીતળા, કાકાબળીઆ, માતા.
Cowrie, *n.* કોડી.
Cowslip Cow's-lip, *n.* ) એક જાતના ગોલાબનું ઝાડ.
Coxcomb, *n.* અક્કડબાજ, નખરાબાજ, છેલ, કુક્કડ, કુંકડો. એક જાતનું ઝાડ-ફુલ.
Coxcombry, *n.* છેલાઈ, અક્કડબાજી, કુક્કડવેડા, નખરાબાજી.
Coxcomical, *a.* અક્કડબાજીનું, નખરાંબાજીનું, કુંકડું, વરણાગિયું, ભભકાદાર.
Coy, *a.* શરમાળ, લાજે તેવું, લજવાતું, મરદ જોડે અતડું, એકદમ હળી ન જાય તેવું.
Coyish, *a.* જરા શરમાળ-અતડું.
Coyly, *ad.* શરમથી, જરાક શરમાળ પણાથી.
Coyness, *n.* શરમાળપણું, અતડાપણું.
Cozen, *v. t.* ઠગવું, છેતરવું, પટાવવું, ફુસલાવવું.
Cozenage, *n.* ઠગાઈ, છેતરવું તે.
Cozener, *n.* ઠગ, પટાવનાર, છેતરનાર.
Cozy, *a.* સુસ્થિત, પાસેપાસે ઠીક બેસેલું-સુતેલું, સગવડ ભરેલું, સુખકારક-સોઈવાળું.
Cozily, *ad.* સુખથી, આરામથી. આશા એસથી, સગવડથી.
Crab, *n.* કરચલો, કર્ક. કર્ક રાશી. જંગલી શોબનું ઝાડ. ચીઢિયું-રીસાળ માણસ *a.* ચીઢિયુ રીસાળ.
Crabapple, *n.* કોટ.
Crab-tree *n,* કોટનું ઝાડ.
Crabbed, *a.* ચીઢીયું, રીસાળ, કટામણું, કટવાણું. અઘરું કઠણ.
Crabbedness, *n.* ચીઢીયાપણું, રીસાળપણું

**Crack,** *n.* સાંધ, ફાટ. ચીર, તરડ, ફાટફુટ. તડાકો, ભડાકો, કડાકો, *v. t.* ફાડવું, ચિરવું, ફોડવું. ( ચાબુક ) ફટકાવવું-વગાડવું. *v. i.* ફાટવું, તતડવું. ચિરા પડવા, તડતડવું, કડાક અવાજ થવો. પોતાને મ્હોડે મ્હોટાઇ કેહેવી, અહંકાર કરવો. ( To crack a joke ) મશાખરી ઠઠ કરવી.

**Crack,-brained,** *a.* માથાનો ફાટેલો, મગજનો ખસેલો-ગયલો. [ બીસકીટ-રોટલી. સુડી.

**Cracker,** *n.* ફટાકા, ફટાકિઆ, ટેટો. કઠણ ( Nut cracker ) સુડી.

**Cracking, Crackle,** ) *v. i.* તડતડ થવું, તણતણ થવું, તડતડવું. [ તડતુ, તણતણતું

**Crackling,** *n.* તડતડાડ, તણતણાટ. *a.* તડ

**Cradle,** *n.* ઘોડીઉં, પારણું, ઝોળી. *v. t.* ઘોડીઆમાં સુવાડવું, ઝુલાવવું, ઉંઘાડવું.

**Cradle-clothes,** *n.* બાળત્યાં, બલોતિયાં.

**Craft,** *n.* કળ, કળા, હુન્નર, યુક્તિ. ધંધો રોજગાર. કાવાદાવો, છળ, કાવત્રુ, પેચ. વહાણ, હોડી, મછવો.

**Craftily,** *ad.* જુક્તિથી, કળાથી, છળથી કાવાદાવાથી. [દાવપેચ, કાવાદાવા, પેચ, જુક્તિ.

**Craftiness,** *n.* ખંદાઈ, પકકાઇ, કપટીપણું,

**Craftsman,** *n.* કારીગર, શિલ્પી, હુન્નરી, કસબી માણસ. [વાળુ, યુક્તિવાલું.

**Crafty,** *a.* ખંધું, દાવપેચવાળું, કપટી, પેચ-

**Crag,** *n.* ઉભી ખરબચડી ભેખડ, ખડક, કરાડ.

**Cragged,** *a,* ખડકોવાળું, ઢેકાં ટેયાવાળું, કરાડાવાળું, ખડબચડું, ખાડાખૈયાવાળું.

**Cragginess,** *n.* ઉંચી નીચી કરાડાવાળી જગ્યાથી ભરપુરપણું, ખડકવાળી સ્થિતિ.

**Craggy,** *a.* ખડક-કરાડા-ખાંચ ખુચ.

**Cram,** *v. t.* ઠસાવી ભરવું, ચાંપી ચાંપીને ભવાડવું- ભરવું, ઠસાવવું, મ્હોડે કરવું, પોપટીયું કરાવવું, *v. i.* ઠાંસીઠાંસીને ખાવું, અકરાંતીઉં ખાવું.

**Crambo,** *n.* કાફીયા બાજી, બૈતબાજી.

**Cramming, Cram,** *n,* પરીક્ષા માટે પોપટની માફક તૈયારી કરવી તે.

**Cramp,** *n.* તાંણ, હાથ પગનું ખેંચાવું તે. પ્રતિબંધ, અટકાવ, કબજો. ચાંપ, ચાપડો, *v. t.* સંકોચવું, દબાણ-કબજા-ચાંપમાં દાબવું, દાબવું, ચાંપી રાખવું, ચાપડો-ચાંપ મારવી-જડવી હાથ પગ ખેંચાઈજવા. પ્રતિબંધ-અટકાવ કરવો.

**Crampfish,** *n.* એક જાતની માછલી.

**Cranberry,** *n.* એક જાતનું ફળ.

**Crane,** *n.* બગલું, સારસ. ડંકા ઉપર વહાણ માંથી ભાર ઉંચકી લેવાનો સાંચો, ચારી, કપ્પો પીપમાંથી દારૂ કાઢવાની નળી.

**Craniology,** *n.* કપાળશાસ્ત્ર, કપાળવિદ્યા.

**Cranium,** *n.* ખોપરી, કપાળ, માથું.

**Crank,** *n.* વલણ, રાંટ, વાંક. ચક્રાકારમાં સંચો હલાવવાને કરેલો વાંક-વલણ-ચાંપ. ક્રીઅર્થી-ઉલટ સુલટ-પેચવાળી બોલી. *a.* સુખી, તનદુરસ્ત, લાલીવાળું, વાકું વળેલું, વાંકડું. *v. t.* વાંકુવાળવું, મરડવું, *v. i.* વાકું વળવું.

**Crannice,** *a.* છીદ્રવાળુ.

**Crannied,** *a.* ઘણા છિદ્રવાળું, બહુ ફાટવાળું.

**Cranny,** *n.* ચિર, ફાટ, સાંધ, બાકું, બાકોરૂં

**Crape,** *n.* કાચા રેશમનું બનાવેલું કાળુ કપડું. [*n.* કડડાટ, કડાકો, ધડાકો.

**Crash,** *v. i.* કડકડ થઈને પડવું. અવાજ થવો.

**Crashing,** *n.* કડડડ અવાજ. [ જાડો ભાગ.

**Crassament,** *n.* લોહીનો લાલ ગળફાવાળો

**Crassamentum,** *n.* સાર. સારાંશ.

**Crass,** *a.* જાડું, ઘટ્ટ.

**Crassitude,** *n.* જાડાઈ, જાડાપણું.

**Crate,** *n.* કુંડીયો, કરંડીયો, ટોપલી.

**Crater,** *n.* જવાળામુખી પર્વતનું મુખ-મ્હોં દક્ષિણગોળાર્ધનું પ્યાલા નામનું એક નક્ષત્ર.

**Craunch,** *v. t.* દાંતવતી ચાવી નાખવું. *n.* બચડ બચડ-ભચડ ભચડ ચાવી જવું.

**Cravat,** *n.* ગળેબંધ, કંઠ વસ્ત્ર.

**Crave,** *v. t.* કાલાવાલા-આજીજી કરીને-કરગરીને માંગવું-અરજ ગુજારવી, માંગવું. વખવખવું, વલખવું, તલપવું. [ભિકણ.

**Craven,** *a.* નાહિંમત, નામરદ, બાયલો,

**Craving,** *n.* માંગવું. *n.* આજીજીથી અરજ કરવું, અતિઈચ્છા-ઉત્કંઠા, ઘણીજ તલબ, ઘણા ખાએશ-તૃષ્ણા. [નિકળેલી હોજરી.

**Craw** *n.* પક્ષીઓના ગળામાં એક બહાર

**Crawfish** }
**Cray fish,** } *n.* કોલમી, કરચલું.

**Crawl,** *v. i.* પેટે-ભાંખડીએ ચાલવું, ધીમે ધીમે ચાલવું, હાથ પગ વતે ચાલવું-જવું.

**Crawling,** *a.* સળવળતું, પેટે ચાલતું.

**Crayon,** *n.* ચિત્ર વિદ્યામાં ચિતરવાના રંગની કરેલી કલમ, એવી કલમોથી પાડેલું ચિત્ર. ચિત્રશલાકા. *v. t.* ચિત્ર પાડવું, ચિતરવું.

**Craze,** *v. t.* નબળું-કમજોર કરવું, કુદરતી જોર તોડવું. વાટીને ભુકો કરવો. દિવાનું-ઘેલુંગાંડું કરવું. *n.* વેહેમ, ગાંડા-દિવાનાપણું.

**Craziness,** *n.* અશક્તપણું, દુર્બળતા, દિવાના, ગાંડાપણું, ઘેલાઈ, ગાંડાઈ.

**Crazy,** Crazed, *a.* દુર્બળ-નિર્બળ-નિર્વીર્ય-કમજોર થઈ ગયલું, ચસ્કેલ, ઘેલું, માંથાફાટેલ, ગાંડું, ચસ્કેલું [કડ અવાજ થવો

**Creak,** *v. i.* ઝીણો ચરર અવાજ થવો, કડ-

**Cream,** *n.* મલાઈ, તત્વમાલ, તત્વ, સારાંશ, તર, *v. t.* & *v. i.* મલાઈ કાઢવી, મલાઈ બાઝવી, તત્વ-તર-તત્વમાલ-સાર કાઢી લેવો.

**Creamy,** *a.* મલાઈ ભરેલું, મલાઈ-તત્વ-માલવાળું.

**Crease,** *n.* લીટિ, કાપો, રૂળ *v. t.* રૂળ પાડવો, કાપો પાડવો. [તનું તેલ.

**Creasote;** *n.* લાકડામાંથી બનાવેલું એક જા-

**Create,** *v. t.* સરજવું, પેદા કરવું, સરજાવવું, ઉત્પન્ન કરવું. બનાવવું, કરવું. [જગત, સૃષ્ટિ

**Creation,** *n.* પેદા કરવું તે, પેદાશ, ઉત્પત્તિ.

**Creative,** *a.* ઉત્પાદક, ઉત્પન્ન કરવાની શક્તિવાળું. [જગત્કર્તા, ઈશ્વર.

**Creator,** *n.* સ્રષ્ટા, ઉત્પન્ન કરનાર, નિર્માણકર્તા,

**Creature,** *n.* સરજેલી વસ્તુ. મનુષ્ય, પ્રાણી, જીવજંત. ચઢાવેલો-માનીતો પુરૂષ, ખુશામતીઓ આશ્રિત. [તીજ, ઈતબાર.

**Credence,** *n.* વિશ્વાસ, માન્યતા, ભરોસો, પ-

**Credenda,** *n.* (pl.) આકીન-શ્રદ્ધા રાખવાની વાતો-કલમો-વિષયો, શ્રદ્ધા વિષય.

**Credentials,** n. (pl.) સનદ, દસ્તાવેજ, વકાલતનામું, મુખત્યારનામું, વિશ્વાસપત્ર, ચાલચલણ વગેરેને માટે લખી આપેલું પત્રક-સરટિફિકેટ, ભરૂશાનો સબબ.

**Credibility,** *n.* ઈતબાર, વિશ્વાસ, માન્યપણું.

**Credible,** *a.* ઈતબારવાળું, વિશ્વાસ રાખવા જોગ માનવા જોગ, ખરૂ માનવાજોગ.

**Credibly,** *ad.* ઈતબારથી, વિશ્વાસથી,

**Credit,** *n* ભરોસો, ઈતબાર, આબરૂ, નામ, પતીજ. વક્કર, ભાર, બોજ, વજન. સાખ, વટ, આંટ, ધીરધાર, ઉધાર વેહેવાર, જમાપાસું. મુદત, વાયદો. માન, સાબાસી *v. t.* માનવું ભરોસો રાખવો, વિશ્વાસ રાખવો, જમે કરવું, મજરે આપવું, ઉધાર વેચવું-આપવું, ધીરવું. ( On-credit ) ઉધાર.

**Creditable,** *a.* શાબાશી ભરેલું, પ્રતિષ્ઠિત, આબરૂદાર, ઈજતદાર.

**Creditably**, *ad*, આબરૂ રાખીને-થી, શાબાશીથી, નામ રાખીને, વખાણવા જેમ રીતે.
**Creditor**, *n.* માગનાર, લેહેણદાર, ધીરનાર, સાહુકાર.
**Credulity**, *n* ભોળપણ, તરત માની દેવાનો [સ્વભાવ
**Credulous**, *a.* ભોળું, કાચા કાનનું, તરત માનીદે એવું
**Creed**, *n*- સ્વીકૃત ધર્મ, મત, કાયદો, કાનુન.
**Creek**, *n.* ન્હાની ખાડી. વાંક, વળાણ, ખાંચો
**Creeky**, *a.* ખાડીવાળું. ખાંચણ- વાંકવાળું
**Creel**, *n.* બાંબુની-વાંસની બનાવેલી ટોપલી.
**Creosote**, *n.* એક જાતનું તેલ જે ચોપડયાથી માસ સડતું અટકે છે; માંસનું સંરક્ષણ કરનારૂં એક જાતનું તેલ.
**Creepane**, **Crepance**, *n.* ઘોડાના પગનો ચીરો-ફાટ.
**Creep**, *v. i.* પેટે ચાલવું. બીહીબીહીને પગળું ભરવું, ફાંફાં મારતા ચાલવું. હળવે રહીને-છાનાને માના જતા રેહેવું-આવવું-આવી જવું-દબીને-ખુશીમતીયાની માફક ચાલવું-વરતવું. વેલાની માફક વિટલાઇને ચઢવું-પ્રસરવું સળવળવું, સળવળ થવું.
**Creeper**, *n.* પેઠે ચાલનાર. વેલ, વેલો. વેલો ચઢાવવાની લાકડી, પેઠે ચાલનારૂં પ્રાણી.
**Creepingly**, *ad.* ધીમેથી, કીડીની માફક. ખુશામતથી, દબઇને.
**Cremation**, *n.* દાહ, દહન, મડદાં બાળવાં તે.
**Creole**, *n.* યુરોપીયન ઓલાદનો દક્ષિણ અમેરિકાનો વતની.
**Cre-piate**, *v. i.* તડતડ થવું, તણ તણ થવું.
**Crepitate**, *v. i.* બળતી વખતે તતડવું-તડતડવું.
**Crepitation**, *n.* તડતડ અવાજ, તડતડાટ.
**Crept**, *pret of creep.*
**Crepuscule**, *n.* ઝળઝળું, ઝળઝળીયું.
**Crepuscular**, **Crepusculous**, *a, a.* ઝળઝળતું, સેહેજ ઝાંખું, અંધારૂંધું.
**Crescent**, *n.* વધતો ચંદ્ર, કળાવૃદ્ધિક ચંદ્ર-અર્ધચંદ્ર, અર્ધચંદ્રાકૃતિ. *a.* મ્હોટું થતું, વધતું. *n.* તુર્કી લોકની સત્તા-રાજ્ય-વાવટો.
**Cress**, *n.* તિખિ ભાજી.
**Cresset**, *n.* આકાશ દીવો, આકાશદીપ.
**Crest**, *n.* માજર, મરઘાનાં માંથા ઉપરનો કલગો, પીછાનું છોગુ-તાજ, તોરો. શિખર, માન, આબરૂ. *v. t.* કલગી-તાજ-છોગું મુકવું, છોગા, કલગો માફક આવી રેહેવું.
**Crested**, *a.* માજરવાળું, છોગા-તોરાવાળું.
**Crest-fallen**, *a.* નાઉમેદ, નિરાશ, તોરા દમ-માન- આબરૂ ઉતરેલું, નરમ થયલું.
**Cretaceous**, **cretose**, *a.* ચાક-ખડીના જેવું. ચાક-ખડીનું બનાવેલું, ચાક-ખડીવાળું.
**Crevice**, *n.* તરડ, ચીરો, ચીર, ફાટ, સાંધ-
**Crew**, *n.* ટોળું, મંડળ, ઝુંડ, ખલાસી, વહાણના ખલાસી સમસ્ત લોક, સફરી જમાત. બળવાખોરની ટોળી. (*pret of crow*) મરઘાના જેવો અવાજ કર્યો.
**Crewel**, *n.* સુતરની દડી, બે દોરાને એકજ વખત કાંતીને કરેલી સુતરની દડી.
**Crewet**, *n.* સરકો, તેલ વગેરે ભરવાની સીસી-
**Crib**, *n.* મેજ, ઢોરને ચારો નાખવાની જગ્યા, તબેલામાંનો ઘાસનો કચરો-લાદ-લીદ. ઝુંપડી. પલંગડી. *v. t.* પાંજરામાં મુકવું-ઘાલવું- ગોંધવું. ચોરવું, ચોરી લેવું.
**Cribbage**, *n.* એક જાતની પાનાની રમત.
**Cribble**, *n.* ચાળવાની ચારણી, ચાળણી. હવાલો, *v. t.* ચાળવું.
**Crick**, *n.* ચસક, તાણ. [ગેડી દડાની રમત.
**Cricketer**, *n.* તમરૂં, એક જીવ જંત. એક જાતન
**Cricket-match**, *n.* દડાંદાવ.

Crickete, *n.* દડીનો ખેળ ખેળનાર.
Cried, *pret. or pp. of cry.* બોલ્યો, રડયો.
Crier, *n.* રડનારો. ઢોંડીઓ, પોકારનાર, અદાલતમાં પોકારનાર-સાહેદી વગેરેને બોલાવનાર-બુમ પાડનાર.
Crier of acourt, *n.* અદાલતમાં પોકાર મારીને તાંહાના હુકમો, વગેરે કહી સંભળાવનાર.
Crim-con, *n.* પરદારાસંભોગ.
Crime, *n.* પાપ, અપરાધ, ગુનો, વાંક, તકશીર, પાતક, અધર્મ. ( Capital emirC ) અજીમ ગુનાહ, મોહોતની સજાલા એક તકશીર.
Criminal, *a.* ગુનેગાર, અપરાધી, ગુનાનું, તકશીર ભરેલું, સાપરાધ, પાપી. ફોજદારી. *n* ગુનેગાર, અપરાધી, પાપી, જેના ઉપર ગુન્હે સાબિત થયો હોય તે.
Criminality, *n.* સાપરાધણપણુ, અપરાધીપણુ, ગુન્હેગારી, દોષ, પાતક.
Criminally, *ad.* તકશીરવાર-ગેરવાજબી રીતે, અનીતીથી, અપરાધથી, ફોજદારી રાહે,
Criminal court, *n.* ફોજદારી અદાલત.
Criminate, *v. t.* દોષ નાખવો, તકશીરમાં સપડાવવું, અપરાધનો આરોપ મુકવો, ગુન્હેગાર-અપરાધી સાબિત કરવું-ઠરાવવું.
Crimination, *n.* તકશીર-અપરાધમાં સપડાવવું લાવવું તે, અપરાધી ગુન્હેગાર સાબીત કરવું-ઠરાવવું તે, તહોમત, આરોપ.
Criminatory, *a.* દોષ લાવતું, બટ્ટો લગાડતું, તકશીરવાન-અપરાધી ઠરાવતું.
Crimp, *a.* કકરૂં, બરડ, જલદી ભાંગી જાય એવું, કાવલું, નાજુક *v. t.* પકડવું, ચીમટીમ લેવું. વાળવું. કકડવું ( તળતી અથવા ભુંજતી વખતે ) [ ઠવું, ઘડી-કરચલી વાળવી
Crimple, *v. t.* ચિમડી નાખવું, મરંડવું. ચુ-
Crimson, *n.* કીરમજી રંગ' કીરમજી, ગુલાબી -ગુલબાસી રંગ. *a.* કીરમજી. *v. t.* કીરમજી રંગવું. *v. i.* શરમથી મ્હોપર લાલી આવવી. શરમાવું.
Cringe, *n.* ખુશામત, આર્જવ. *v. t.* બીહીને ટુટીઆં વાળવાં, ચાપલુસી-ખુશામત-હાજી હા કરવી.
Cringeling, *n.* બીહીને ટુંટીઆં વાળી બેસનાર, ખુશામત કરનારો, ખુશામતીઓ.
Cringing, *a.* ખુશામતીયું. *n.* ખુશામત.
Crinkle, *v. i.* કરચલી વાળવી, વળવું. *n.* ઘડી, પડ, થર, કરચલી.
Cripple, *n.* લંગડો માણસ, પાંગળો, લુલો *v. t.* લંગડું કરવું. લુલું કરવું, જોર તોડી નાખવું, અશક્ત કરવું.
Crippleness, *n.* લંગડા-લુલાપણું
Crisis, *n.* કટાકટીનો વખત, અણી, અણીનો વખત, બારીક સમય, [ રડ કરવું.
Crisp, *v. t.* કરચલી વાળવી, કકડતું કરવું, બ•
Crispy, *a.* કકરૂં, કડક. કરચલી વળેલું. બરડ.
Criterion, *n.* કસોટી, પરીક્ષા, લક્ષણ, ગુણદોષ, ચિન્હ, માપ, ધોરણ.
Critic, *n.* ગ્રંથ વિવેચન કર્તા, ગુણદોષપરીક્ષક -વિવેચક, ટિકાકર, વિવેચક, દોષ-ખોડખાપણ કાઢનાર.
Critical, *a.* ગુણદોષ વિવેચન સંબધી-નુંવાળુ બારીક, ચોકસ, ઝીણું. પારખું, પરિક્ષક. અણી ઉપર આવેલું, ચુકો-ભુલોખોડખાંપણ કાઢનારૂં, બારીક સમયનું-સંબંધી.
Critically, *ad.* અઇન વખતે, બારીક સમયે, બરાબરી, બારકાઈથી, ગુણદોષ-ખોડખાંપણ કાઢીને. [ રીકાઇ.
Criticalness, *n.* ખરાપણું, ચોકસાઇ, બા-
Criticise, *v. i.* ગુણદોષ કાઢવો, ખોડખાંપણ બતલાવવી, ટિકા કરવી, દોષ નાખવો.

Criticism, *n.* ગુણાવગુણ વિવેચન, વિવેચન, ટિકા. વિવેચન શાસ્ત્ર-કળા.

Critique, *n.* વિવેચન, ટિકા, બારીક તપાસ.

Croak, *n.* કાગડા-દેડકા જેવો અવાજ. બડબડ, ગણગણાટ. *v. i.* દેડકા જેવો અવાજ કરવો, દડુંક દડુંક કરવું, આરડવું, ઘુઘુ કરવું. બડબડવું ગણગણવું. રોદણા રોવાં.

Croaker, *n.* દેડકા જેવો અવાજ કરનારું. બડબડનાર. રોદણાં રોનાર

Croceous, *a.* કેશર જેવું, પિળું, કેશરી.

Crock, *n.* વાસણ, મટોડીનું વાસણ, માટલું, માટલાં વગેરે ઉપરની કાળી મેસ *v. t.* કાળું કરવું, કાળો રંગ દેવો.

Crockery, *n.* હલકાં ચીનાઈ વાસણ, હલકું ચીનાઈખાતું, પકવીને ઓપ દીધેલાં માટીનાં વાસણ.

Crocodile, *n.* મગર, સુસર, સોસવાટ ( Crocodile tears ) ખોટાં આંસુ.

Crocus, *n.* કેશર, વસંત રૂતુના પેહેલો ફુલનો બાહાર, પીળો રંગ.

Croesus, *n.* ક્રીઅસ નામનો એક મ્હોટો દોલતવાલો પાદશાહા, લીડીઆ શેહરમાં થઈ ગયો છે જેની દોલત તથા મુલક લેવાને ઈરાનના બાદશાહ કે ખસરૂએ તેની ઉપર હમલો કરયો હતો અને ફતેહ મેલવી હતી, એ ઉપરથી નવલાખ્યો, નવલખી, કરોડપતિ.

Croft, *n.* ઘરની પાસે આવેલું ન્હાનું વાડબંધ ખેતર-ગોચર.

Crone, *n.* ઘરડી બાયડી, વૃદ્ધ સ્ત્રી, ડોશી ડોકરી.

Crony, *n.* ગોઠીઓ, સલગી, જીવજાન દોસ્ત-મિત્ર, સાથે રમનારો.

Crook, *n.* વાંક, વળણ. આંકડી, વાંકી લાકડી, ડાંગ, ભરવાડની છેડે વાંકવાળી લાકડી. *v. t.* વાંકું વાળવું, મરડવું.

Crook-Lacked, *a.* ખુંધું

Crooked, *pp.* or *a.* વાંકું ચુંકું, વળેલું, આડું-અવળું, વક્ર, વાંકું ગયલું, આડું, આડેખોટે માર્ગે જનારૂં [લાઈ, મમત.

Crookedness, *n.* વાંકાપણું, આડાઈ, હઠી, (To crap up ) નિપજવું, ફુટી નીકલવું.

Crop, *n.* પક્ષીનાં ગળાંની બહાર નિકળેલી કોથળી. ફાલ, ઉપજ, પાક. ફુલ, ખેતી ઉભું અનાજ *v. t.* ઉપરથી કાપી નાખવું, ટોચ આગળથી કાપી નાખવું, લણવું.

Cropearned, *a.* કાપેલા કાનવાળું.

Cropful, *a.* પેટ ભરતું.

Croquet, *n.* સ્ત્રી અને પુરૂશોને ઉઘાડી જગ્યામાં-મેદાનમાં રમવાની એક જાતની રમત.-

Crosier, *n.* પાદરીની ધર્મ નિશાનની લાકડી.

Croslet, *n.* ન્હાનો ક્રુસ.

Cross, *n.* ચોકડીના આકારનો ઉભો દાટેલો વધસ્તંભ, ક્રુસ. ખ્રિસ્તિ ધર્મની નિશાન. ખ્રિસ્તિમત, નડતર, વિઘ્ન, અડચણ. ચોકડીની નિશાની. છેડો. આડી લીટી. *a.* આડું, વિપરીત, વાકું, ઉલટું. ચાઠીયું, રીસાળ, મીજાજી, તોરી. આમન સામન, સામસામું. *v. t.* આડો છેકો મારવો, કલમ મારવી, કાહાડી નાખવું, રદ્દ કરવું, આડું મુકવું, આડે આવવું ઓળંગવું, સામે પાર જવું-આવવું.

Cross-armad, *n.* હાત વાળેલું, અદબવાળેલી.

Cross-bite, *n.* ઠગાઈ.

Cross-bow, *n.* ગલોલ.

Cross-examine, *v. t.* ઉલટ પાલટ સવાલો કરવા, ઉલટ પાલટ સાક્ષી લેવી, સામાન. તરફના શાહેદીને સવાલ કરવા.

Cross-eyed, *a.* બાડો, એચો.

Cross-exmination, *n.* આડી તેડી ઉલટ.પાલટ પુછપરછ સવાલ.

Cross-grained, *a.* આડા અવળા રેસાવાળું આડું, જક્કી, હઠીલું, જીદ્દી.
Cross-marriage, *n.* સાટે પાટેના લગ્ન.
Crossing, *ppr. n.* આડું જવું, ઉપરથી જવું. *n.* આડું-ઉપરથી જવાની જગ્યા.
Crosslet, *n.* ન્હાનો ક્રુસ, લાકડાના બે કકડાને કાટકોણે જડી લીધે લો આકાર.
Crosslegged, *n.* અઢી આસનમાંડી, ધાલીને બેઠેલો.
Crossmultiplication, દ્વાદશાંશ ગુણાકાર.
Crossness, *n.* આડાઇ, હઠીલાઇ, જીદ.
Cross-purpose, *n.* ઉલટો મનસુબો-વિચાર, ઉલટી વાત-બિના. એકનું કહેવું જુદું અને બીજાનું સમજવું જુદું, આંધળે બેહેરં કુટાવવું તે. (To be at cross-purposes)એકે એક કહેવું અને બીજાને બીજું સમજવું. (I talk of shitting you talk of eating)
Cross-quesition, *v. t.* ઉલટ પાલટ-સામાના તરફના શાહેદીને સવાલ કરવો.
Cross-road, *n.* આડો રસ્તો, આડી વાટ મ્હોટા રસ્તાને કાપીને જતો રસ્તો.
Cross-wise, *ad.* આડું, ત્રાંસું.
Crotch, *n.* ઝાડની બે ફાંટાવાળી ડાળ, બે દાંતાવાળી લાકડી.
Crotchet, *n.* તુરંગ, લેહેર, છંદ, આપમત. ઝુલ, ખ્યાલ. ગાયન લખવાની એક નિશાની.
Crotchety, *a.* આપમતીઉં, સ્વછંદી.
Croton-oil, *n.* જમાલ ગોટાનું રેચક તેલ.
Crotonseed, *n.* જમાલગોટો.
Crouch, *v. i.* દબી જવું, નમવું, દબાઇ બેસવું, સુવું, હાથેપગે પડવું, ખુશામત કરવી.
Croup, *n.* ઘોડાનાં ધગડાં, જીનની પાછળનો ઘોડાની પીઠનો ભાગ. ગળાનો એક રોગ.
Croupier, *n.* જુગટામાં પાના ઉપર નજર રાખનાર તથા પૈસા એકઠા કરનાર માણસ. જાહેર જમણવારમાં ઉપપ્રમુખ.
Crow, *n.* કાગડો. કુકરે કુક, કુકડાનું બોલવું તે *v. i.* કુકડાની પેઠે અવાજકહાડવો, કુકરે કુક કરવું. ફુલાવું, બડાઇ હાંકવી. બાળકનું ખડખડ હસવું, ખુશથવું. [પરાય
Crowbar, *n.* સંબલ, પરાઇ, છેડે વાંકવાળી
Crowd, *n.* ટોળું, ભિડ, ઠઠ્ઠ, ગરદી. *v. t.* જેમ તેમ ભરી નાખવું. દાટિ-ભિડ કરવી, ગરદી થવી. ભચડાવું, ભચડી નાખવું.
Crowded, *p. a.* ભચડીના ખેલુ.
Crown, *n.* તાજ, મુગટ. રાજા. સરકાર. ગાદી, રાજ્ય. પાંચશીલીંગકેરરાનું રૂપાનાણું, શિખર. તાલકું ટોચ. *v. t.* તાજ પેહેરાવવું, તખ્ત ઉપર-ગાદીએ બેસાડવું. આબરૂ-બદલા-ઇનામ દાખલ આપવું. ઉપરનો-ટોચનો-છેલો ભાગ હોવો. સંપુર્ણ-પરિપુર્ણ-સિદ્ધ કરવું, સફળ-સાર્થક થવું.
Crowned, *a.* સાર્થક થએલો, મુગુટ પરેલો.
Crown of the head, *a.* ટાલવું, ટાલક.
Crown-glass, *n.* બારીમાં જડવાનો સૌથી ઉંચો કાચ.
Crowning, *n.* તાજ પેહેરાવવું તે, મુગુટતાજ સંસ્કાર. સંપુર્ણતા, છેવટ.
Crucial, *a.* આડું, ત્રાંસું, છેદીને જવું. કસોટી કાઢે એવું. [રીબાવવું.
Cruciate, *v. t.* કષ્ટ આપવું, મહા દુઃખ દેવું,
Crucible, *n.* ધાતુઓ ગાળવાની મુસ-કુલી.
Crucifier, *n.* ક્રુસ ઉપર બાંધી ખીલા ઠોકી મારી નાખનાર.
Crucifix, *n.* ઇસુખ્રિસ્તને સુળીએ ચઢાવ્યો હતો તે સુળી સુદ્ધાં તેની મુર્તિ-ચિત્ર.
Crucifixion, *n.* ક્રુસઉપર ખીલા જડીને માણસને મારી નાખવો તે.
Cruciform, *a.* ક્રુસાકારનું, ક્રુસના આકારનું.

Crucify, *v. t.* ક્રૂસ ઉપર ચઢાવી સુળી-ફાંસી દેવું, મારવું. જીતવું, વશ કરવું, દાબમાં-કબજામાં રાખવું.

Crude, *a.* કાચું, પકવ્યા વગરનું. અપકવ. નહીં પચેલું. ખામી ભરેલું. અધુરૂં, અપુર્ણ, મનમાં બરોબર નહી ગોઠવેલું, ઉતાવળીઉં.

Crudely, *ad.* જેમ તેમ, પુખ્ત વિચાર વગર, ઉતાવળથી.

Crudeness, Crudity, *n.* કાચાપણું, કચ્ચાઈ, ખામી, અપુર્ણતા.

Cruel, *a.* ક્રુર, નિર્દય, ખુની, ઘાતકી, દુષ્ટ, કઠોર. દુઃખદાયક-કારક.

Cruelly, *ad.* ક્રૂરપણાથી, નિર્દયતાથી, દુઃખદાયક રીતે.

Cruelty, *n.* ક્રુરતા, નિષ્ઠુરતા, કઠોરપણું, ઘાતકીપણું, ક્રૂર-નિર્દય-ઘાતકી કર્મ-કામ.

Cruet, *n.* સરકો, તેલ વગેરે ભરવાની સીસી.

Cruet-stand, *n.* ન્હાની સીસીઓ મુકવાનું ખાનું, સીસીખાનું.

Cruise, *v. i.* સમુદ્ર પર્યટન કરયા કરવું, સમુદ્રમાં આમ તેમ ફરતા રેહેવું. *n.* સમુદ્ર પર્યટન, દરિઆઈ સફર.

Cruiser, *n.* સમુદ્ર પર્યટન કરનાર વહાણ-માણસ. [ ગર.

Crumb, *n.* રોટલી-લાનો કટકો-કકડો-ભુકો

Crumble, *v. t.* & *v. t.* ચુરેચુરો કરવો-થવો, ઝીણી કરચ કરવી-થવી, ભુકો થવો કરવો, ચુરેચુરા-કકડે કકડા-ખાખ થઈ ખરી પડવું.

Crummy, *a.* ( રોટલીના ) કટકાવાળું-ચુરેચુરાવાળું.

Crump, *a.* વાંકુ, વક્ર, આડું.

Crumpet, *n.* નરમ કેક-રોટલી,

Crumple, *v. t.* & *v. i.* કરચલી-વાળવી, સળ-પડવા-પાડવા, સંકોચાવું, સંકોચવું.

Crunk, *n.* કચકચ અવાજ, કચકચાટ. *v. i.* કચકચાટ કરવો.

Crupper, *n.* દુમચી, ઘોડાનાં ઢગરાં, જીનન પાછળનો ઘોડાની પીઠનો ભાગ. બુટ્ટો *v. t.* દુમચી ચઢાવવી. [ સંબંધી.

Crural, *a.* પગસંબંધી, પગનું, જાંગનું

Crusade, *n.* જરૂસલમ શેહેર મુસલમાન લોક પાસેથી લેવા સારૂ ખ્રિસ્તી લોકોએ ઘણીવાર કરેલી સ્વારી-લઢાઈ-ચઢાઈ.

Crusader, *n.* પેલેસ્ટાઇન પાછું લેવાને કરેલી ચઢાઈમાં જનાર લઢવૈયાઓ.

Cruse, *n.* ન્હાનું પ્યાલું, ન્હાની શીશી.

Cruset, *n.* સોનીની સોનુ ગાળવાની કુલી-મુસ.

Crush, *v. t,* કચરી નાખવું, પાયમાલ-વશ કરવું, જમીનદોસ્ત કરવું, બિલકુલ કમજોર કરી નાખવું. છુંદી નાખવું, કચરવું, ચગદી નાખવું. *n.* જોર ભેર ધડાકા, ધડડડ ઘુસ-પાયમાલ થઈ જાય એમ પડવું.-in,g *a.* કચરી-ચગદીનાખે-તેવું, જુલમભરેલું.

Crust, *n.* પોપડો પોપડી, રોટલીનો કટકો, ઉપરનું કઠણ પડ-થર-કોટલું. *v. t.* પોપડો બાઝવો, કઠણ, પડ બાઝવું,-કરવું, પોપડો બંધાવા દેવો-બંધાવો.

Crustacea, *n.* કાચબા, કરચલા વગેરે કઠણ પડવાળાં પ્રાણી.

Crustaceous, *a.* કોટલાવાળું, કઠણ પડવાળુ

Crustily, *ad.* મિજાજથી, નખરાખોરીથી, છણકાથી, ચીઢથી. [ ખોર, ચીઢીઉં.

Crusty, *a.* પોપડા જેવું, પોપડાવાળું. છણકા-

Crutch, *n.* કાખલાકડી, લંગડાની ઘોડી. *v. t.* કાખલાકડી પકડીને ઉભા રેહેવું.

Cry, *v. t.* or *i.* બુમ પાડવી, મ્હોટેથી બોલવું, શોહોર કરવો. પોક મુકવી, આરડવું, ડોંડી-ઢંઢેરો પીટવો. *n.* પોકાર, અવાજ, ઘોઘાટ, ચીસ,

રૂદન, નાદ. ડાંડી, ઢંઢેરો. ( Cry out-upon -on afaivst ) નામથી બુમ મારવી (To cry up ) તારીફ કરવી, વખાણવું. ( To cry down ) વખોડવું, નિંદવું.
Crypt, *n.* જમીન નીચે ભોંયરૂં-ગુફા, કબર. ઘોર, મુડદાં દાટવાનું ભોંયરૂં.
Cryptic, *a.* સંતાડેલું, ગુહ્ય.
Orystal, *n* પાસાવાળો કોઈપણ પદાર્થ, પાંસળી. કાચ મણી, બિલોરી કાચ,
Crystal, Crystalline, *a.* બિલોરી, બિલોરનું, નિર્મળ, સાફ, પારદર્શક, ચોખ્ખું.
Crystallization, *n.* ગાંગડા બંધવાં તે, પાંસલાં બંધા તે. [ધવા-બંધાવા.
Crystallize, *v. t.* or *i.* પાંસલી- ગાંગડા બાં-
Crystalized, *a.* નિર્મળ થએલું.
Crystallography, *n.* ગાંગડા-પાંસળી બંધાવાની-બાંધવાની વિદ્યા. [ બચ્ચું.
Cub, *n.* માંસ ખાનારાં ચોપગાં જાનવરનું
Cubature, *n.* કોઈપદાર્થ-વાસણ-ઠામમાંનું ચોકસ ઘન પ્રમાણ કાઢવું તે.
Cube, *n.* ઘન. ઘનાકૃતિ. *v. t.* ઘન કરવો.
Cubeb, *n.* કબાબચિની, ચીનીકબાલા.
Cube-root, *n.* ઘનમુળ.
Cubic, *a.* ઘન, ઘનાકાર.
Cubiform, *a.* ઘનાકાર-ઘનાકૃતિનું.
Cnbit, *n.* ( ભરતરનો ) હાથ.
Cubital, *a.* હાથ જેટલું લાંબું, હાથ લંબાઈનું.
Cuboidal, *a.* ઘનાકારને મળતું આવતું, ઘનાકૃતિ જેવુંજ દેખાતું.
Cuckold, *n.* ભડવો, છીનાળનો ધણી-ભડવો. *v. t.* ભડવો કરવો.
Ouckoo, *n.* કોયલ, કોકિલા. [તુરીયું.
Cucumb er, *n.* કાકડી, આરિયું, ખીરૂં.
Oucurbit, *n.* દુધીના આકારનું રસાયણ ગાળવાનું કાચનું વાસણ.
Cud, *n.* વાગોળ. [બાથમાં ધરીરાખી લડાવાવું.
Cuddle, *v. i.* સંતાઈ જવું, ભરાઈ બેસવું.
Cuddy, *n.* મછવાના આગલા ભાગની ન્હાની ઓરડી-કેબીન-કોટડી.
Cudgel, *n.* સોટો, ડંડુકો, ધોકો, ડંગોરો, ડાંગ. *v. t.* સોટે-ડાંગ-ડંગોરાથી મારવું-ઝુડવું.
Cue, *n,* પુંછડું, છેડો, ચોટલી, લાંબો અંબોડો. સુચના, ઈશારો, સાન. વૃતિ, મન, ચિત. બીલી અડે રમવાતી લાકડી.
Cuff, *n.* તમાચો, થાપડ, લપડાક, ધોલ, ધપલ. બાંહ્યનો વાળેલો ભાગ *v. t.* તમાચો, મારવો, લપડાક મારવી.
Ouibono, *n.* કોણે માટે, કિમર્થ. [સાણ.
Ouirass, *n.* ગળાથી કેડ લગીનું બખ્તર, ઉર-
Cuirassier, *n.* ગળાથી કેડલગીનું બખ્તર પેહેરેલો લડવૈયો-સિપાઈ.
Culinary, *a.* રસોઈનું, રાંધવા વિશે, પકાવવા સંબંધી, રસોડાનું.
Cull, *v. t.* વણવું, વિણવું, નિવડવું, ચુંટી કાહાડવું, ટાળી-તારવીને લેવું.
Cullender, *n.* ચાર-ળણી.
Oullet, *n.* ભાંગેલો કાચ-ગલાસ.
Cullion, *n.* હલકો માણસ, નીચ માણસ.
Cully, *n.* ભોળો, જલદી ઠગાઈ જાય-છેતરાઈ જાય એવો માણસ. [જાતનો કોયલો.
Culm, *n.* ઘાસનું ડાંખલું, તંખલું. એક
Culminate, *v. i.* ઊંચામાં ઊંચું પહોંચવું-જવું, માથાઉપર- સૌથી ચઢતી સ્થિતિએ આવવું.
Culmination, *u.* ઊંચામાં ઊંચું પોહોંચવું તે
Culpable, *a.* તકશીરવાન, ગુનેગાર, દોષવાણ અપરાધી, ઠપકાજોગ.

Culpability, *n.* બદનામી, વાંક, દોષ, તકશિરવાનપણું.
Culpably, *ad.* વાંકથી, સદોષે, તકશીરથી.
Culprit, *n.* ગુન્હેગાર, કેદી. તોહોમતવાળો. ગુન્હેગાર ઠરેલો માણસ.
Cultivable, *a.* ખેડવા જોગ, ખેડાય એવું, ખેડાણ.
Cultivate, *v. t.* ખેડવું. અભ્યાસ કરવો, સુધારવું. ખેતીવાડી કરવી, પકવવું, ખેતીથી ઉત્પન્ન કરવું. (To cultivate grass, corn &co., પિક ઉત્પન્ન કરવો, (To cultivate a taste, talents) અભ્યાસથી વધારો કરવો. (To cultivate a savage) મનુષ્ય લાવવું, સુધારવું. (To cultivate the mind) અભ્યાસ કરવો, કેળવણી લેવી, સુધારો કરવો. (To cultivate a love) મનમાં રાખવું
Cultivated, *a.* ખેડેલું, આબાદાન કરેલું; સુધારેલું, પકવેલું.
Cultivation, *n.* ખેતી, ખેડીને પાક ઉત્પન્ન કરવો તે, ખેતીવાડી, સુધારો કરવાનો અભ્યાસ-પ્રયત્ન, કેળવણી સુધારો.
Cultivator, *n.* ખેડુત, કણબી, ખેતી કરનાર, ખેતીવાડી કરનાર.
Culture, *n.* ખેતી, કેળવણી સુધારો, વૃદ્ધિ, મેહેનત.
Culver, *n.* ખબુતર.
Culver-house, *n.* ખબુતરનું. ખાનું
Culvrt, *n.* નાળું, રસ્તાની નીચેથી પાણી જવા સારૂ બાંધેલું નાળું-ધડનાળું-
ulvertail, *n.* દાંતા, એકમાં એક બેસાડવા. સારૂ પાટીઆમાં જે દાંતા પાડેછે તે.
Cumbut, *a.* નિચે પડેલું.
Cumber, *v. t.* ભાર નાખવો-ભરવો ભારે મારવું, નડવુંઅડચણ કરવી.

Cumbrous, Cumbersome, *a.* ભારેમારે એવું, અડચણ કરે એવું, અઘડ અડચણ કંટાળા ભરેલું, કડાકુટીયું, ગુંચવણ-ગભરામણ કરે એવું.
Cumbersomeness, Ceumbrousuess, *n.* અઘડપણું, અડચણ ભરેલાપણું.
Cumbrance, *n.* ભાર. અડચણ, જોખમ.
Cumbrous, *a.* અઘવડ-અડચણ ધરેલું, ભારે શળ, કંટાળા ભરેલું, ગુંચવણ-ગભરામણ ભરેલું ભારે, ભારે મારે એવું.
Cumin-seed, *n.* જીરૂં.
Cumulate, *v. t.* એકઠું કરવું, ઢગલો કરવો.
Cumulation, *n.* ઢગલો. વધારો.
Ccumulative, *a.* વર્ધમાન, ઉત્તરોત્તર વધે તેવું.
Cuneal, Cunifrom, *a.* ફાચર આકારનું.
Cunning, *a.* પકડો, ઢોંગું, ખંધું, પેચવાળુચ કાવતરાખોર, ઠગ, શઠ. *n.* પેચ, પક્કાઈ, છળ ખંધાઈ, ઠગવેડા. [ ઈથી
Cunningly, *ad.* ડગાઈથી, પેચથી, લુચ્ચા-
Cup, *n.* પવાલું, પ્યાલો, વ-ડકી, જામ, કટોરી, નસીબ, ભાગ્ય. *v. t.* રૂમડી મુકવી. વેહેતુર મુ-
Cup-bearer, *n.* શાકી, દારૂરેડનાર. [ કવાં
Cupper, *n.* રૂમડી મુકનાર.
Cupping, Cupping-glass, વેહેતુર, રૂમડી. તુમડી.
Cupboard, *n.* તાકાબારી, ભંડારીયું, કબાટ, અરમારી, દોલાબ હાટડું.
Cupel, *n.* સોનું-રૂપું ગાળવાની કુલી-મુસ.
Cupellation, *n.* હાડકાંની રાખની કુલીથી સોનું-રૂપું ગાળવાની કળા-વિધા.
Cupid, *n.* કામદેવ, કામ, અનંગ [ તૃષ્ણા.
Cupidity, *n.* અતિકામના, લાલસા, લોભ,
Cupola, *n.* ઘુમટ, કળસ.
Cupreous, *a* તાંબા જેવું, તાંબાનું બનાવેલું.

**Cur**, *n.* હલકી જાતનું કુતરૂં. નિચ કુતરા જેવું માણસ.

**Curable**, *a.* ઉપાયાધીન, ઈલાજ થઈ શકે-મટાડી શકાય તેવું સાધ્ય, સારૂં થાય તેવું.

**Curacoa**, *n.* એક જાતનો સુગંધી મીઠો દારૂ.

**Curacy**, *n.* અવેજી કે મદદનીસ પાદરીની જગ્યા-કામ. [ગુરૂ.

**Curate**, *n.* અવેજી કે મદદનીસ પાદરી-ધર્મ-

**Curative**, *a*, રોગનિવારક, રોગ દુર કરનારૂં નરોગું-આરામ કરે તેવું, સાધ્ય, મટાડે તેવું.

**Curator**, *n.* જાળવનાર, સાચવનાર, રખેવાળ, સંભાળ લેનાર. વાલી.

**Curb**, *v. t.* લગામમાં રાખવું, દાબ-હાથ-કબજા-અંકુશમાં રાખવું. *n.* જેરકડી, કડી લગામ, અંકુશ, દાબ.

**Curb-roof**, *n.* બેઢાલી છાપરૂં. [દહી.

**Curd**, *n.* દહીમાંનો જાડો ભાગ, ઝામેલું દુધ,

**Curd-Curdle**, *v. i.* બંધાઈ જાડું થઈ જવું. ઘટ્ટ થઈ જવું, મળી જવું, બાઝી જવું. *v. t*, મેળવવું, ઝમાવવું, ઘટ્ટ-જાડું કરવું.

**Cure**, *n.* પાદરીનું કામ-હવાલો. ઓસડ કરવું. તે. આરામ-ફેર પડવો તે. ઈલાજ, ઉપાય, દવાદારૂ, ઓસડ. *v. t.* સાજુ કરવું, ફેર પાડવો, આરામ કરવો, મટાડવું. કાઢવું. સુકવી-મીઠું દઈ-પાઇ રાખી મુકવું.

**Cured**, *a.* સાજુ થએલું, આરામ પામેલું.

**Cureless**, *a.* બેઈલાજ, વગર ઉપાયનું.

**Curfew**, *n.* આગલા વખતમાં ઈંગ્લંડ દેશમાં દેવતા હોલવવાનો ઘંટો-ઘંટનાદ.

**Curiosity**, *n.* જીજ્ઞાસા, શોધક બુદ્ધિ, આતુરતા, નવી વાત જાણવાની ઉત્કંઠા કરામત. કૌતુક, નવાઈની વસ્તુ, રમકડું, નવાઈ

**Curioso**, *a.* કળાકૌતુકનો-નવાઈની ચીજેનો શોખી.

**Curious**, *a.* બારીકીવાળું, ઝીણું, આતુર, જીજ્ઞાસુ, શોધક, તાજુબી ભરેલું નવાઈ જેવું, તરેહવાર, અજાએબ જેવું, વિલક્ષણ.

**Curiously**, *ad* તાજુબીથી, નવાઈથી, અજાએબીથી, તરેહવાર રીતે, આતુરતાથી.

**Curl**, *n.* ગુચ્છો, ઝુલકું, લપેટો, વિંટો, ગુંછલું. *v. t.* ગુચ્છા વાળવા, વાળવું. લેહેરથી જરા વાંકુ ચુંકુ કરવું. ગુંછલું વાળવું. *v. i.* ગુચ્છા વળવા-થવા, વળવું.

**Curlew**, *n.* એક જાતનું પક્ષી છે.

**Curliness**, *n.* ગુચ્છાદારપણું, ઝલફ્રાવાળું હોવું તે.

**Curly**, *a.* ગુચ્છાવાળું, ગુચ્છલાંવાળું, વાકડીયું. [બખીલ.

**Curmudgeon**, *n.* કંજુસ, દરિદ્રી, સુમ,

**Currant**, *n.* એક જાતનો મેવો, સુકી દરાખ.

**Currency**, *n.* ચાલવું તે, પ્રસરવું તે. ચલણ, ચલની સિક્કા-પૈસા, ચલની નાણું.

**Current**, *a.* ચાલતું, સાધારણ. દોડતું. ચલણી. રિવાજી, ચાલુ. *n.* પ્રવાહ, રેલો, ઓઢ, ઓઘ, વહેળો. ક્રમ, સંકલના.

**Currently**, *ad.* સાધારણ રીતે, ઘણું કરીને, સર્વ-ચાર લોકમાં. [વપરાસ.

**Currentness**, *n.* ચલણ, ફેલાવો, ચાલુપણું,

**Curricle**, *n.* બે ઘોડાની બે પૈડાની ગાડી.

**Curriculum**, *n.* અધ્યયનનો ક્રમ-માળા.

**Currier**, *n.* ખાલપો, ચમાર, ચામડાં પકવનાર-કમાવનાર.

**Currish**, *a.* કરડવા જાય તેવું, કડકણુ, કડકણાં કુતરાં જેવું. ચિઢીયું, ઉતરી પડે એવું.

**Curry**, *v. t.* ચામડાં સાફ કરવાં, ખરેરો કરવો. ખુશામત કરવા, વહાલા થવા જવું. *n.* (To curry favour) ખુશામદ બરામદથી કોઈના વાહાલા થવું.

**Currycomb**, *n.* ખરેરો-ડો. [ કઢી, આમટી.
**Curse**, *v. t.* શ્રાપ દેવો, બદદુઆ ચહાવી, માથે સંકટ નાખવું, દુઃખ દેવું. *v. i.* શ્રાપ-બદ દુઆ દેવી, સમ ખાવા. *n.* શ્રાપ, બદદુઆ, મહા સંકટ-દુઃખ.
**Cursed**, *pp.* & *a.* શ્રાપ-બદ દુઆ પામેલું, તિરસ્કાર-ધિક્કાર કરવા જોગ, ચંડાળ, કમબખ્ત, અતિનિંદ્ય. [વિહેતું, દોડતું.
**Cursive**, *a.* ઉતાવળું, ઉપર ચોટીયું.
**Cursorily**, *ad.* ઉપર ટપકેથી, ઉતાવળથી, ઉપલક ઉપલકથી. [ જોયું નહી જોયું.
**Cursory**, *a.* ઉપર ટપકાનું, ઉપલક ઉપલક.
**Curt**, *a.* ટુંકું ને તોછડું.
**Curtail**, *v. t.* ઘટાડવું, કમી-ટુંકું કરવું, સંક્ષેપ કરવો, ઓછું કરવું, મુખ્તેસર કરવું, કાપવું, કાતરવું.
**Curtain**, *n.* પડદો, પ્રચ્છાદનપટ, ચક. મચ્છરદાની. *v. t.* પડદો નાખવો, પડદો કરવો. (Mosquito curtain) મચ્છરદાની.
**Curtain-lecture** *n.* ઓરતે પોતાના ખાવંદને બીછાના-પલંગ ઉપર આપેલો સબક-ઠપકો.
**Curtly**, *ad.* થોડામાં, ટુંકામાં, સંક્ષેપમાં.
**Curvated**, *a.* વાંકું, ત્રાંસું, વળેલું.
**Curvation**, *n.* વાંકું વળવું તે.
**Curvature**, *n.* વાંકું વળવું-થવું તે, વાંક, વળણ. *v. i.* વાંકું વળવું, વળવું.
**Curve**, *a.* વાંકું, વાંકું વળેલું, *n.* વાંક, વળણ, વક્રરેખાકૃતિ *v. t.* વાળવું, વાંકું વાળવું-વળવું.
**Curvet**, *n.* છલંગ, ફાળ, ઉડાણ, કોલ.
**Curvilinear**, *a.* વક્રરેખારૂપ, વક્રરેખામય, વાંકું, વાંકી લીટીવાળું.
**Curvity**, *n.* વાંક, વળેલું તે, વાંકાપણ.
**Cushat**, *n.* હોલો, એક જાતનું ખબુતર.

**Cushion**, *n.* ગાદી, તકીઓ, ઉસીકું, ગદેલું. *v. t.* ગદેલા ઉપર બેસાડવું, બેસવા ગદેલું આપવું. ઉપર ગદેલું કરાવવું-કરવું.
**Cusp**, *n.* શ્રંગ, વિષાણ, કોઈ ચળકતી વસ્તુની અણી, ચંદ્રકોર. [અણીઆળું.
**Cuspidal**, *a.* અણીદાર, અણીવાળું-થતું,
**Cuspidate**, *a.* અણીદાર.
**Custard**, *n.* દુધ, ખાંડ ને ઈંડાની રાબડી.
**Custard-apple**, *n.* સીતાફળ.
**Custodian**, *n.* નિઘેબાન, રખેવાળ, જાળવનાર, સંભાળનાર.
**Custody**, *n.* નિઘેબાની, સંભાળ, રખવાળી, હવાલો. કેદ, કાયદાસર કબજે આપતો.
**Custom**, *n,* ચાલ, રિવાજ, રીત રસમ, ધારો, ઘરાકી. દસ્તુરી. સુખડી. છાપો, કર, જકાત, દાણ. નાકું. મેહેસુલ. [નાકું.
**Custom-box**, **Custom-stand** *n.* જકાતનું-
**Customarily** *ad.* ઘણું કરીને. સામાન્ય રીતે.
**Customary**, *a.* રવૈયા પ્રમાણેનું, વ્યવહારિક, લૌકિક, રિવાજ-રૂઢીમુજબ-નું-વિશે.
**Customer**, *n.* ઘરાક, ખરીદદાર, આસામી. જકાત ઉઘરાવનાર.
**Custom-house**, *n.* માંડવી, ફુરજો, ચબુતરો.
**Custom-officer**, *n.* જકાત લેનારો.
**Customs**, *n.* જકાત, મેહેસુલ, દાણ, દસ્તુરી.
**Cut**, *v. t.* કાપવું, વાઢવું. કાપ પાડવો, કાતરવું. કોતરવું. છેદવું. વેતરવું. (રમવાનું) પાનું કાપવું-ઉપાડવું. ખાંશી કરવી, ઓછું-કમી કરવું. જુદું પાડવું, છુટું પાડવું. *v. i.* કાપવું, કપાવું. *n.* કાપ, કાપો, છેદ, ચીરો, ઘા. કઠોર વચન. ખોભણ, ખાંણ. ખાઈ. નિક, નેહેર. કટકો. બીબું, છાપ. (રમવાના પાનાની) કાપણી. કાપ, વેતરણી. ઘાટ, તરાહ, ડોલ. કટકો.

ટુંકો રસ્તો.(Cut off) તોડી નાખવું, જુદું કરવું. (Cut out) આંકીને કાપવું. (Cut short a matter) વચમાં બંધ કરવું. (Cut up to pieces)કતલ-કાટાકાટી કરવી.
Cutaneous, *a.* ચામડીને લગતું. ચામડી ઉપર દરદ અસર કરતું, ચામડીનું.
Cuticle, *n.* બારીક ચામડી, બહારની ચામડી.
Cuticular, *a.* ચામડીને લગતું, ચામડી ઉપર અસર કરતું, ચામડીનું.
Cutis, *n.* અંતરસાલ.
Cutlass, *n.* કટાર, તરવાર, એક ધારવાળી વાંકી તરવાર-શમશેર. [લુવાર.
Cutler, *n.* છરી-કાતર વગેરે બનાવનાર,
Cutlery, *n.* છરી-કાતર કામ બનાવવાનો હુન્નર-ધંધો. બધાં કાપવાનાં હથિયાર.
Cutlet, *n.* માંસનો ન્હાનો કટકો.
Cut-purse, *n.* ખીસા કાતરૂં, ભામટો.
Cutter, *n.* કાપનાર. એક જાતની હોડી.
Cutting, *a.* કડક, તીખું, હાડોહાડ લાગે તેવું, ઝાટકો લાગે તેવું, તીવ્ર. *n.* કાપ, છેદ, છેદન. કટકો, કકડો, તુકડો.
Cuttings, *n.* છાંટછુટ.
Cutthroat, *n.* ફાંશીયો, ગળું કાપનાર.
Cuttle fish bone, *n.* સમુદ્રફેન.
Cutwater, *n.* નાળ, વાહાણની નાળ.
Cyanic-acid, *n.* કડવી બદામના તેલમાં જે ઝેરી અરક છે તે અરક.
Cycle, *n.* ચક્ર, કાળચક્ર, સંવત્સર-ચક્ર, જુગ.
Cyclic, Cyclical, *a.* ચક્રમાં ભમતું-જતું, કાળચક્ર-યુગ સંબંધી-નું-લગતું.
Cyclometry, *n.* જુગ ગણવાની વિદ્યા.
Cyclone, *n.* ઘણા ગાઉ સુધીનો વંટોળીયો પવન- તોફાન, ચક્રવાત.
Cyclopean, *a.* એક આંખવાળા રાક્ષસનું-[સંબંધી.
Cyclopedia, *n.* સર્વ વિદ્યામાળા, વિદ્યાવળિ, સર્વ વિદ્યા સંગ્રહ. [લોચન રાક્ષસ.
Cyclops, *n.* એક આંખવાળા રાક્ષસ, ભાલ-
Cylinder, *n.* લંબવર્તુલ, ભુંગળું, ભુંગળાકૃતિ, નળાકાર વસ્તુ.
Cylindrical, *a.* ભુંગળાનાં જેવું, ભુંગળા સંબંધી, ભુંગાળાના- નળીના આકારનું
Cymbal, *n.* ઝાંઝ, કરતાલ, કાંશી, તાલ.
Cynic, Cynical, *a.* કુતરાના જેવા સ્વભાવનું ચીઢીયું માણસ, જનશત્રુ, જગવેરી. જેનું તેનું વાંકું કાઢનાર, ચીઢીયું, રીસાળ, તોરી.
Cynics, *n.* યુનાન દેશના પ્રાચીન તત્વવેત્તાઓમાં એક પંથ હતો તે.
Cynicism, *n.* કુતરા જેવો સ્વભાવ, જેનાં તેનાં વાંકાં કાઢવાની ટેવ-નો સ્વભાવ-ની રીત, સંસારના વૈભવનો ચીઢથી તિરસ્કાર કરવો તે.
Cynosure, *n.* ધ્રુવ નક્ષત્ર પાસેનો તારો. મોહીની. મ્હો, નજર ખેંચનાર વસ્તુ,
Cyprus, *n.* એક જાતનું જાડુંને કાળું પારદર્શક કાપડ. [ચિન્હ.
Cypress, *n.* સરૂનું ઝાડ, સરૂવર. શોકનું
Cyriologic, *a.* મોટા અક્ષરને લગતું, મોટા અક્ષર સંબંધી.
Cyst, *n.* શરીરમાં પાચ પરૂથી ભરેલી કોથળી.
Cytherean, *a.* શુક્રનું-ને લગતું.
Czar, *n.* રાજા, શાહ, બાદશાહ, સુલતાન. રૂસના રાજાનો ખિતાબ-ઈલકાબ.
Czarina, *n.* રૂસની રાણીનો ઈલકાબ-ખિતાબ.
Czarowitz, *n.* રૂસના પાટવી કુંવરનો ઈલકાબ-ખિતાબ.

# D

D ઈંગ્રેજી મુળાક્ષરનો ચોથો અક્ષર.

Dab. *v. t.* ( હાથવતી ધીમે રહીને ) થાબડવું,-ટપલી-ઢોલ-તમાચો મારવો. થાપવું. ટીપવું. *n.* થાપ. થબડાક, ડપકો, લુગદો લોંદો, લપકો. હોશીયાર, ઉસ્તાદ.

Dabble, *v. i.* પાણી કાદવમાં રમત-મસ્તી કરવી-કુદવું. ઉપલક કામ કરવું-હાથ નાલવો-જોવું. *v. t.* જરા બોળવું-પળાળવું, ડબોવવું.

Dabbler, *n.* ઉપલગીઓ, ઉપલગ જોનાર. પાણીમાં રમત કરનાર.

Dabster, *n.* ચાલાક ગ્રહસ્થ, ઉસ્તાદ, હુશીઆર માણસ, કીસબી માણસ.

Dace, *n.* એક જાતની ન્હાની નદીની માંછલી.

Dacoit, *n.* ધાડપાડી, ચોરી-લુટ કરનાર.

Dacoiter, *n.* ધાડ ચોરી કરનાર.

Dacoity, *n.* ધાડ ચોરી.

Dactyl, *n.* ત્રણ અક્ષરનો એક ગણ જેમાં પેહેલો અક્ષર ગુરૂ અને પછીના બે અક્ષર લઘુ હોય છે તે, ભગણ.

Dactylology, *n.* આંગલાની ઈસારતથી વાતચિત કરવાની વિદ્યા, કરપલ્લવી.

Dad, Daddy, *n.* બાપા, બાપ, બાવા, બાળક બોલતા શીખે છે ત્યારે બાપને આ શબ્દથી બોલાવે છે.

Daddle, *v. i.* ટુંકા ટુંકા પગલાં ભરવાંભરીને ચાલવું. *n.* હાથ અથવા પગ.

Daffodil, *n.* નરગીસનું ફુલ, નરગીસનું ઝાડ.

Dagger, *n.* ખંજર, કટાર, જમીયો, છરો. કટારઆકારનું ચોકડી પછીનું નિશાન, કટારી.

Daggle, *v. i.* લપટાઈ-ચિકટાઈ-ખરડાઈ જવું. *v. t.* રગડોળવું, ખરડી-ચિકટી નાખવું.

Daguerreotype, *n.* ત્રાંબાના પત્રાં ઉપર રૂપાનો ઢોળ ચઢાવેલા પત્રા ઉપર સુર્યની રોશનથી છબી પાડવાની વિદ્યા.

Dahlia, *n.* ગુલેદાઉદીની જાતનું ફુલનું ઝાડ.

Daily, *ad.* રોજઉઠીને, રોજ, નિત્ય, હર-દરરોજ *a.* રોજનું, રોજિંદા, નિત્યનું.

Daintly, *ad.* સ્વાદથી, લેહેજતથી, રૂચીથી.

Dainty, *a.* ભાવતું, સ્વાદિષ્ઠ, રૂચીકર, લેહેજતદાર. સવાદીયું, ચિંધુ, ચિપાસીયું સુંદર, નાજુક,*n.* મિષ્ટાન્ન, જમણ, મિષ્ટ-ભાવતુ ભોજન.

Daintiness, *n.* સ્વાદ, રૂચી મિષ્ટતા.

Dairy, *n.* દુધ-દહી-માખણ-ઘી બનાવવાનું-રાખવાનું ખાતુ-ની ઓરડી, ગોરક્ષ્ય-ગોરસશાળા.

Dairy-maid, *n.* ગોરસશાળા ઉપર રાખેલી સ્ત્રી.

Dais, *n.* ભોજનશાળાના ઉપલા ભાગમાં ખાનું ખાવાની મુખ્ય મેજને મુકવાની ઉંચી કરેલી જગ્યા, ઉપલી મેજ ઉપર ખાનું ખાનારને બેસવાને છત્રીવાળી ખુરસી-આસન-ઉંચી કરેલી જગ્યા, ઓટલો.

Daisy, *n.* મોઘરાનું ફુલ-ઝાડ.

Double Daisy, *n.* બટમોગરાનું ઝાડ.

Dale, *n.* ખિણ, બે પાહાડ વચ્ચેની જગ્યા.

Dalliance, *n.* રંગરસ-ભોગ, ઈસકબાજી, નાજનખરા. વિલાસ, કામ-વિષય ક્રીડા.

Dallier, . *n.* ચેષ્ઠા કરનાર, મશકરી-ઠઠા કરનાર, વખત ખોનાર.

Dally, *v. i.* રમવું, રસળવું, રમવામાં-આળસમાં-પ્રમાદમાં વખત કાઢવો, વિલાસ-રંગભોગ-કામ-ક્રીડા કરવી.

Dam, *n.* માં, માતા, જનાવનારનાં બચ્ચાંની માં. બાંધ, પુસ્તો, પાણીનો પ્રવાહ રોકવાને બાંધેલી પાળ. *v. t.* ખાળવું, ઘેરવું, પાણીને પ્રવાહ રોકવો, પાળ બાંધવી.

**Damage**, *n.* નાશ, ખરાબી, નુકસાની, નુકસાન, બગાડ, હાની. નુકસાનનો બદલો-અવેજ. *v. t.* નાશ-બગાડ કરવો, નુકસાન પોહોંચાડવું-કરવું.
**Damageable**, *a.* બગડવા જોગ, નાશ થવા લાયક, બગડી જાય એવું, વિનાશી.
**Damaged**, *a.* ખરાબ થએલું.
**Damages**, *n.* દુરસ્ત કરવા સારૂં-બાબદનો ખરચ, નુકસાની બાબતનો પૈસો.
**Damask**, *n.* દુમાસનું કાપડ, દુમાસ, બુટેદાર સણીયું. લાલ-ગુલાબી રંગ. *v. t.* કાપડ ઉપર ચિત્રના ફુલનું ભરત પાડવું-તરેહદાર-બુટ્ટ દાર કરવું. [ પાડેલું-વણેલું.
**Damasked**, *pp* or *a.* કાપડ ઉપર ફુલ બુટ્ટા
**Damaskeen**, *v. t.* લોખંડ અથવા તીખા લોઢા ઉપર ખાડા પાડીને તેમાં સોનાનો અથવા રૂપાનો તાર ભરવો-બેસાડવો.
**Dame**, *n.* બાઈ-સાહેબ, કુટુંબની વડી સ્ત્રી, ઘરધણીઆણી.
**Damn**, *v. t.* શિક્ષાપાત્ર-દંડ્ય ઠેરવવું, નર્કવાસી કરવું, નર્કમાં નાખવું. નર્કવાસનો દંડ કરવો. છેક ધિક્કારી-છિટકારી કાઢવું.
**Damnable**, *a.* નર્કમાં પડવા જેવું, નરકને પાત્ર, દુષ્ટ, ધિક્કારવા જોગ. [ દુર્ગતિથી.
**Damnably**, *ad.* દુષ્ટ-ધિક્કાર ભરેલી રીતે,
**Damnation**, *n.* નર્કવાસ, નર્કમાં જવું-પડવું તે, દુર્ગતિ, અધોગતિ.
**Damnatory**, *a.* ધિક્કારતું, નર્કને પાત્ર કરતું, દુષ્ટ ઠરાવતું.
**Damp**, *a.* ભિનું, ભેજ-સરદીવાળું, અરધું સુકું, હવાયલું, ભીનું. *n.* સરદ-ભીની-ભેજવાળી હવા ભીનાસ, સરદી. ઉદાસી, દિલગીરી. *v. t.* ભિનવવું, હવાએલું કરવું, નરમ પાડી નાખવું, ઉદાસ કરવું, દાબી નાખવું, અટકાવવું.
**Damper**, *n.* સરદ કનરાર. ભઠ્ઠીને ઠંડી પાડનારો. પાછળની હવા બંધ કરનારો પડદો. સાર મંડલ વાજીંત્રનો રાગ બંધ પાડવાની કળ. ઉદાસ કરનાર, દાબી-અટકાવી નાખનાર. [વાળું-ઉદાસ કરેલું.
**Dampish**, *a.* લગારેક ભીનું-ભિલું-સરદી-
**Dampness**, *n.* ભેજ, ભિનાસ, સરદી.
**Damps**, *n.* જેહેરી હવા, કુવામાંના જેહેરી હવા. [બાલા, યુવા, તરૂણી.
**Damsel**, *n.* જુવાન છોકરી, તરૂણ સ્ત્રી,
**Damson**, *n.* આલુબુખાર, જર્દાલુ.
**Dance**, *v. i.* નૃત્ય કરવું, નાચવું, કુદવું, ઉછળવું, *v. t.* નચાવવું, કુદાવવું, ઉછાળવું. *n.* નાચ, રંગરાગ. નૃત્ય. ( To dance attendance upon) કોઈની પાછળ ઢકેલા ખાધા કરવા.
**Dancing-girl**, *n.* કલાવંતીણ, નાચનારી છોકરી.
**Dancing-woman**, *n.* રામજણી, તાયફો.
**Dancer**, *n.* નાચનારી-રો. નટ-વો, નાચવઈયો.
**Dandelion**, *n.* એક જાતનું ઝાડ.
**Dande-part.** *n.* ચિમખડો, ચિંગોટી.
**Dander**, *v. i.* ભટકવું, રઝળવું.
**Dandle**, *v. t.* ઉછાળીને રમાડવું, ખોળામાં હાથમાં લઈ નચાવવું-રમાડવું-ઉછાળવું. લાડ કરવાં- લડાવવાં.
**Dandler**, *n.* ઉછાળીને રમાડનાર.
**Dandruff**, *n.* (માથામાંનો) ખોડો.
**Dandy**, *n.* ફક્કડ, છેલ, લાલા, ટાપટીપીઓ.
**Dandyism**, *n.* ટાપટીપીઆપણું, ફક્કડપણું. લાલાજીપણું.
**Danes**, *n.* દેનમાર્ક દેશના લોક. [દિલેશત.
**Danger**, *n.* ભય, બો, ધોકો, જોખમ, ધાસ્તી,
**Dangerous**, *a.* જોખમનું-વાળું, ધાસ્તીવુ, વાળું-ભરેલું, હાનિ કારક-ભરેલું.

Dangerously, *ad.* જોખમથી, ભય-ધાસ્તીથી
Dangle, *v. i.* લટકવું, ઝુલવું, લબડવું, ઝોલા ખાવા, ટંગાવું. પુઠે પુઠે ભમવું-ફરવું
Dangler, *n.* પુઠે પુઠે ફરનાર-ભમનાર.
Danish, *n. a.* ડેનમાર્ક દેશને લગતું, ડેનમાર્ક દેશના લોક.
Dank, *a.* ભિનું, સરદ, ભિલું.
Dapper, *a.* ન્હાનું અને ચપળ. છકું, ઠીકઠાકીયું, સાફસુફ રેહેનાર.
Dapperling, *n.* છેક ન્હાનું માણસ, ઠિંગુજી.
Dapple, *a.* પંચરંગી, કાબર ચીતરૂં. *v. t.* કાબરચીતરૂં-પંચરંગી કરવું.
Dappled, *a.* પંચરંગી, કાબરચિત્ર.
Dare, *v. i.* હિમ્મત ચાલવી, છાતી હોવી, હામ બિડવી, બાથ બિડવી. *v. t.* મગદુર રાખવી, સામાં હામ બિડવી, હિમ્મતથી ખમવું, ચડસે ચઢાવવું. [વાળું સાહસિક.
Daring, *a.* બહાદુર, છાતીવાળું, હિમ્મત-
Daringly, *ad.* હિમ્મતથી, છાતીથી.
Dark, *a.* અંધારૂં. ઘેરૂં, કાળું. ધુંધું, ગુપ્ત, ન સમજાય એવું. ઉદાસી, માઠું. ભયંકર. *n.* અંધારૂં, અંધકાર, અજ્ઞાનતા, અજાણપણું.
Dark-browed, *a.* ગરમ મીજાજ : ગુસ્સા ભરેલું
Darken *v. t.* અંધારૂં કરવું, સામળું કરવું: કાળા રંગનું કરવું. ઉદાસ કરવું; ઝાંખવાળું કરવું; આંધળું કરવું. ન સમજાય એવું કરવું. ઢાંકી નાખવું, ઝાંખું કરવું, એબ-શરમ લગાડવી. *v. i.* કાળું અંધારૂં થવું.
Darkish, *a.* જરાક કાળું, લગારેક સામળા રંગનું, સેહેજ ઝાંખું. [ઉદાસીથી.
Darkly, *ad.* આંખ મીચીને, નાખુશીથી,
Darkling, *a.* અંધારામાં.
Darkness, *n.* અંધકાર, અંધારૂં, કાળાસ ગુપ્તતા-પણું, છાનું રાખવું તે, અપ્રસિદ્ધપણું અજ્ઞાન, ભુલ, ભુલાવો. (Land of Darkness) કબર.
Darksome *a.* અંધારૂં, કાળું અજવાળા વગરનું.
Darling, *a.* પ્યારૂં પ્રિય, લાડકું વહાલું *n.* લાડકું, વહાલું, પ્યારૂં, પ્રાણ, પ્રાણજીવન.
Darn, *v. t.* રફુ કરવું. તુણવું.
Darner, *n.* રફુગર
Dart, *n.* ભાલો, બરછી, નેજો, *v. t* ફેંકવું, મારવું. નાખવું, *v. i.* આવવું-જવું, ઉડીને, આવવું-પડવું, ચમકીને ન્હાસવું, એકાએક ચમકીને કુદકો મારી બહાર નિકળી આવવું-નહાસવું.
Dash, *v. t.* પટકવું ફેંકી મારવું, અફાળવું. પટકી નાખવું, તોડી પાડવું, ધુળધાણી કરવું. ગભરાવવું, લજાવવું, છાંટવું, ભેળવું, *v. i.* ધસીને-ઉછળીને જવું, અથડાવું, *n.* ટક્કર, અથડા અથડી, આચકો, ફુટાવું તે. વેગ, ભેળ. છાંટ. અંશ ભાગ. મસારો. આવી(—)નિશાની, ગુરરેખા.
(Dash in or to pieces) કટકા કટકા કરવા, કકડા કરવા. (Dash through thick and thin) ઉછાળીને જવું.
Dash-board, *n.* કાદવ પાણી ખાળવાનું ગાડીનાં પૈડાં પરનું પાટીયું-સુપડી.
Dashing, *a,* ધુસનારૂં, ધુસણીયું, ધુસીજનાર.
Dastard, *n.* બીકણ, બાયલું, અતિભીરૂ. નામરદ, પોતીઆછોડું.
Dastardly, *a.* બાયલું, અતિભીરૂ, બીકણ, નામર્દ, પોતીઆં છોડું. [ની વાતો.
Data, *n.* મુદ્દો, આશ્રય, પાયો, આધાર, મુદ્દા-
Date, *n.* ખજુર. તારીખ, તિથિ, રોજ, દહાડો, સમય, મુદત, વખત, કાળ. *v. t.* રોજ નોંધવો, તારીખ-તીથી માંડવી-લખવી, નક્કી વખત

-દહાડો-કાળ કેહેવો. *v.i.* આરંભ-શિરૂ-મંડાણ હોવું, ચાલુ થવું.
Date dried, *n.* ખારેક.
Date-tree, *n.* ખજુરી.
Dated *pp.* તારીખ માંડેલું-વાળું.
Dateless, *a.* તારીખ-તિથિવગરનું. [ વિભક્તિ
Dative, *a.* or *n.* ચતુર્થી, સંપ્રદાન, ચોથી
Daub, *v. t.* ખડવું, ખરડવું, લપટવું, પીળવું, લેપવું, ડપકા ડપકા પાડી મુકવા. ઢાંકવું, છુપાવવું, ખુશામત કરવી, ચડાવવું (*pl*) ડબકા રંગના ડબકા ડબકા પાડેલા હેય એવી છબી.
Dauber, *n.* ખડનાર, લપેડનાર,
Daubery, *n.* નાકીસબી ચિત્ર પાડવાં તે.
Dauby, *a.* ચિકણું, ચિકટ.
Daughter, *n.* દીકરી, છોકરી, કન્યા, પુત્રી, બેટી, છોડી, દુહિતા.
Daughter-in-law, *n.* છોકરાની વહુ, વહુ.
Daughterly, *ad.* છોકરીને યોગ્ય-ઘટતું.
Daunt, *v. t.* હિમ્મત તોડાવવી, બિગાડવું, ડર લગાડવો, અકળાવવું, ગભરાવવું, ડરાવવું.
Dauntless, *a.* હિમ્મતવાન, છાતીવાળું.
Dauphin, *n.* ફ્રાન્સ દેશના રાજાનો પાટવી કુંવર
Dauer, *v. t.* કરમાઇ જવું.
Daw, *n.* કાગડાની જાતનું પક્ષી.
Dawk, *n.* ડાક. ટપાલ.
Dawn, *v. i.* પોહોર ફાટવો, મળસ્કુ થવું,બામદાદ થવી. ખુલ્લું થવું, ઉઘડવું, ખીલવા માંડવું, શરૂઆત-આરંભ થવો. *n.* પરોઢિયું, મળસ્કું, પ્રભાત, બામદાદ, અજવાળું, વહાણું. શિરૂઆત, આરંભ.
Dawning, *n.* પરોઢયું, ઝળઝળું.
Dawdle, *v. i.* રસળવું, જાણીજોઇને ઘોળાયા કરવું, માખ માર્યા કરવી.
Day, *n.* દિવસ, દહાડો, કાળ, વખત, જમાનો. (All the day) સારો દહાડો. (Day and night) રાત દહાડો. (Day after day) દહાડે દહાડે. (Eevery other day) એકાંત્રે. (On the third day) તેરસુ, તરસુ. (Up to day-date) આજસુધી. (Fine day) સારો દહાડો, સુદીન.
Day-book, *n.* રોજમેળ, રોજનામું.
Day-break, *n.* બામદાદ, પરોઢિયુ, મળસ્કું.
Day-labourer, *n.* મજુર, બેલદાર, રોજે-કામ-મજુરી કરનાર.
Day-light, *n.* સુર્યનું અજવાળું, સુરજનો ઉજાસ-પ્રકાશ.
Day of the week *n.* વાર.
Day by day, *ad.* રોજ, દરરોજ, જાયુ.
Day-time *n.* દિવસ, દિવસનો વખત.
Days work, *n.* એક દહાડાનું કામ.
Daysman, *n.* લવાદ, વચમાં પડી ચુકાદો કરનાર.
Day-spring, *n.* બામદાદ, પરોઢિયું, મળસ્કું.
Day-star, *n.* શુક્રનો તારો જે છ મહિનાલગી સુર્યોદયની આગળ ઉગે છે તે.
Dazzle. *n.* ચળકતો પત્થર *v. t.* ઝાંપ વાળવી ઝંખવવું, આંજવું, ઝંખવી નાખવું, આંધળું કરવું. આશ્ચર્ય પમાડવું, છક કરવું.
Dazzling, *p.pr.* આંખ દિપાવતું, ઝગઝગતું.
Deacon, *n.* ઉતરતા દરજ્જાનો પાદરી.
Deaconship, *n.* ડિકનનો હોદો-દરજ્જો.
Dead, *a.* મોયલું, મરેલું, દમ[illegible]ગરનું, નિર્જીવ. જડ, એક સરખું, ઝાંખું, મંદ, ઉપલક, મન વગરનું. *n.* મુવેલાં માણસો. સુનકારનો વખત, મધ્ય વખત.
Deaden, *v. t.* હલકું—મંદ કરવું, કમજોર કરવું, ઓછું-કમી કરવું, ટહાડું પાડવું, મિઠું કરી નાખવું. ઝાંખું કરવું.

Dead drunk પીધેલું સડક.
Dead-language, *n.* પુરાતન જમાનાની બોલાતી બંધ પડેલી ભાષા.
Dead shot, *n.* આબાદ ગોલી મારનાર.
Dead-level, *n.* એકસરખી-તદ્દન સપાટી.
Dead-lift, *n*, અતિશય અડચણ અને કઢંગીરીતે કોઈપણ વસ્તુને ઉંચકવી તે, અતિ સંકટ મહા વિપત્તિ.
Dead-letter, *n.* કેટલીક મુદત સુધી પોસ્ટ આંફીસમાં પડી રહેલું ધણી વગરનું કાગળ, ન ધણિયા તો કાગળ.
The Dead, *n.* મૂઆં, મુએલાં માણસ. [ભારી.
Dead-light, *n.* વહાણની કેબીનની મજબુત,
Deadliness, *n.* ઘાતકી પણું.
Deadly, *a.* પ્રાણઘાતક, કટ્ટુ, ખુની, દ્વેષી.
Dead-march, *n.* મુરદાને દાટતી વેળાનો ગંભીર રાગ.
Deadness, *n.* મુડદાલપણું, બેહેરાપણું, ફિક્કાપણું, મંદી, સુસ્તી.
Dead-stock, *n.* સિલકી-જુનો-નિરૂપયોગી સામાન.
Dead of night, અરધી-મધ્યરાત્રનો વખત.
Dead-weight, *n.* અતિશય ભારી બોજો.
Deaf, *a.* બેહેરૂં, સુનું, સુનકાર, સાંભળે નહિ એવું, બેદરકાર.
Deafen, *v. t.* બેહેરૂં કરવું, કાન ફોડવા.
Deaf-mute, *n.* બેહેરૂં તથા મુંગુ-ગુંગું માણસ
Deafness, *n.* બેહેરાપણું.
Deal, *n.* ઘણું. રમવાનાં પાનાં વેહેચવાં તે, વેહેંચણ. પાટીયું, દેવદારનું લાકડું. *v. t.* હિસ્સો કરવો, વેહેંચણી કરવી, આપવું. મારવું. *v. i.* પાનાં વેહેંચવા. વેહેંચવું. ધંધો કરવો, વેહેવાર કરવો, લેવડ દેવડ કરવું. વેહેવાર હોવો. વચમાં-ભાંજગડમાં પડવું. ચાલવું, વર્તવું. સાથે કામ પડવું. (A great deal) ઘણુંજ. (Deal-in) વેપાર કરવો. (Deal with) લેવડ દેવડ કરવી. (Deal-with-by) ચાલવું, વર્તવું. (To have to deal with) સાથે કામ પડવું, સાથે પ્રસંગ પડવો.
Dealer, *n.* વેપારી, દુકાનદાર, ધંધો કરનાર. પાનાની રમતમાં પાનાં વેંહેંચનાર.
Dealings, *n.* ધંધો, વેપાર. વેહેવાર, લેવડદેવડ. વર્તણુક.
Dean, *n.* પાદરી. વિદ્યાલયનો એક અધિકારી.
Deanery, *n.* ડીન ધર્માધિકારીની પેદાએશનું મકાન-ના અધિકાર નીચેનો મુલક.
Dear, *a.* વાહાલું, પ્યારૂં, લાડકું, પ્રિય. મોંઘું, ભારી કિમ્મતનું. *n.* પ્રિયા, પ્રિયું.
Dearly, *ad.* ઘણા પ્રેમથી, મોંઘેભાવે, મોંઘું.
Dearness, *n.* પ્રેમ, લાડકાપણું. મોંઘવારી.
Dearest, *a.* સઉથી મ્હોટી કીમતનું.
Dearth, *n.* તંગી, દુકાળ, કાળ, મોંઘવારી, અછત, તંગાસ.
Death, *n.* મોત, મરણ, મૃત્યુ. (To be at the point of death) મરવા પડેલું.
Death-bed, *n.* મરણ શૈયા.
Deathless, *a.* મરે નહી એવું, અમર. જતું ન રહે એવું, નાશ ન પામે એવું, અવિનાશી.
Death-like, *a.* મૃત્યુ જેવું, મોતના જેવું.
Death-head, *n.* માણસના હાડ પિંજરનાં માથાનું ચિત્ર-છબી.
Death-warrant, *n.* ગુન્હેગારનો જીવ લેવાનો સરકારી હુકમ, ફાંસીનું વારંટ.
Debar, *v. t.* મના કરવી, વારવું, અટકાવ કરવો, રોકવું, હરકત-પ્રતિબંધ કરવો.
Debarb, *v. t.* દહાઢી કાપી નાખવી.
Debark, *v. t.* વહાણ ઉપરથી જમીન ઉપર ઉતરવું-ઉતારવું.

**Debarkation**, *n.* વહાણ ઉપરથી જમીન ઉપર ઉતરવું-ઉતારવું તે,

**Debase**, *v. t.* નીચું કરવું, પદવી ઉતારવી, ઘટાડવું, ઓછું કરવું, હલકું પાડવું-કરવું.

**Debasement**, *n.* નીચું-હલકું પડવું-પાડવું તે, માન હાની, ઘટાડો, બગાડો.

**Debasing**, *a.* નીચું કરે એવું, હલકું પાડે એવું, નીચું પાડનાર-કરનાર, બગાડનાર, બગડે એવું, દોષ લગાડે એવું, નીચું, હલકું.

**Debatable** *a.* તકરારી, તકરાર લેવા જેવું,

**Debate**, *v. t.* તકરાર કરવી, વાદવિવાદ કરવો, *v. i.* વાદ-તકરાર કરવી, વિચાર કરવો, મનમાં તોલી જોવું *n.* તકરાર, વિવાદ, સંવાદ.

**Debating**, *n.* તકરાર, વિવાદ *ppr.* તકરાર કરતું, વિવાદવાળું-કરતું.

**Debater**, *n.* વાદ કરવામાં પ્રવિણ-હુશિયાર.

**Debauch**, *n.* વિષય, વ્યભિચાર, છિનાળું, લંપટપણું, છાકટાપણું. રંડીબાજી, દુર્વ્યસન. *v. t.* ભમાવવું, ભંભેરવું. બદફેલી શીખવવી, બગાડવું, વેહેવડાવવું, કુચાલમાં નાખવું, ભ્રષ્ટ કરવું, પતિવ્રત ભંગ કરવું, વ્યભિચાર-વિષય-સંભોગ કરવો.

**Debauchee**, *n.* છાકટો, દુર્વ્યસની, છિનાળવો, રંડીબાજ, લંપટ, વ્યભિચારી.

**Debauchery**, *n.* બદફેલી, છિનાળું, વિષય, દુર્વ્યસન, રંડીબાજી, વ્યભિચાર, લંપટપણું.

**Debenture**, *n.* લેહેણાની વ્યાજુ ચિઠ્ઠી, કબુલાતનામું.

**Debilitate**, *v. t.* કમજોર કરવું, શક્તિ કમી-ઓછી કરવી-ઘટાડવી, નબળું કરવું, અશક્ત કરવું. [હીનતા, નબળાઈ.

**Debility**, *n.* ના કૌવત, કમજોરી, શક્તિ-

**Debit**, *n.* ઉધાર રકમ, ઉધાર બાજુ, લેહેણું, માગણું દેવું. *v. t.* ખાતે કાઢવું-લખવું-ઉધારવું-ઉધારવું, નામે-ખાતે માંડવું, ઉધારવું, ખર્ચે પાસે લખવું, માંડવું, નોંધવું.

**Debonair**, *a.* સભ્ય લાયક, લાયકીવાળું, અસીલ. [લશ્કરની કુચ થવી.

**Debouch**, *v. i.* બંધીઆર જગા-ખિણમાંથી

**Debouchure**, *n.* ખીણકે નદીનું બારું.

**Debris**, *n.* છારું, કચરો, રોડાં વગેરે કચરો,

**Debt**, *n.* ઋણ, કરજ, દેણું, દેવું, દેન. કરજ, અપરાધ, પાપ, ગુનો.

**Debtor**, *n.* દેવાદાર, દેણદાર, કરજદાર, કુળ.

**Debtorship**, *n.* દેવાદાર પણુ.

**Debut**, *n.* આરંભ, શરૂઆત, જાહેરમાં કરેલો પેહેલો દેખાવ, પેહેલા બહાર પડવું તે,

**Decade**, *n.* દશક, દશકો, દશની સંખ્યા, દશકડું.

**Decadence** **Decadency**, *n.* નાકૌવત થવાની હાલત, નાશ, પડતી હાલત.

**Decagon**, *n.* દશખુણ તથા દશ બાજુવાળો આકાર, દશકોણ.

**Decalogue**, *n.* દશાજ્ઞાવળી, ઈશ્વર આજ્ઞાદશક, દશઆજ્ઞા.

**Decamp**, *v. i.* છાવણી ઉઠાવી કુચ કરવી, તંબુ ઉઠાવી ચાલવું, મુકામ ઉઠાવવો, કુચ કરવી, ગચ્છંતી કરવી, નીકળી નાહાસવું.

**Decampment**, *n.* કુચ, ઉઠાવણી.

**Decangular**, *a.* દશ ખુણાવાળું [રેડવું.

**Decant**, **Decantate**, *v. t.* નીતારવું, નીતારી

**Decanted**, *a.* નીતરું કાહાડેલું, ગાળેલું.

**Decantation**, *n.* નીતારવું તે, નીતારીને રેડવું તે, [વાસણ.

**Decanter**, *n.* સીસોઈના આકારનું કાચનું

**Decapitate**, *v. t.* ગરદન મારવું, શિરચ્છેદ કરવો, માથુ-ડોકું કાપવું. [કાપવું તે.

**Decapitation**, *n.* શિરચ્છેદન, ડોકું-માથુ

**Decay**, *n.* ઉતરતો પાયો, બગડી જવું તે, નાશ, પડતી, ક્ષીણાવસ્થા, *v. i.* નાકૌવિત થવું, ગળીતા જવું, કોહોવું, નાશ થવું, ઉમેદ તુટવી, પડતી-નબળી સ્થિતિમાં આવવું.

**Decease**, *n.* મરણ, મોત, ગુજરવું તે, પરલોક ગમન, દેહત્યાગ. *v. i.* મરવું, દેહત્યાગ કરવો, મરી જવું.

**Deceased**, *a.* માજી, મરનાર, ગુજરેલું મૈયત મરણ પામેલું.

**Deceit**, *n.* કપટ, દગો, પ્રપંચ, દગલબાજી, છળ, લુચ્ચાઈ.

**Deceitful**, *a.* કપટી, ઠગાઈ ભરેલું, દગલબાજ, લુચ્ચાઈ ભરેલું, પ્રપંચી.

**Deceitfully**, *ad.* કપટથી, દગલબાજી-પ્રપંચથી.

**Deceitfulness**, *n.* કપટીપણું, દગલબાજી, પ્રપંચીપણું, છેતરી નાખે એવો ગુણ.

**Deceivable**, *a.* ભુલાવો પાડનાર, છેતરી નાખે એવું.

**Deceive**, *v. t.* ભુલાવો ખવાડવો, નાઉમેદ કરવું, ઠગવું, છેતરવું, પ્રપંચ-છળ-દગો કરવો.

**Deceiver**, *n.* ઠગ, ઢોંગી, ધુતારો, ઠગારો, દગો કરનાર.

**December**, *n.* ખ્રિસ્તી વર્ષનો બારમો મહિનો, માગસર-પોશ.

**Decempedal**, *a.* દસફુટ લાંબું.

**Decemvirate**, *n.* આગળ રોમદેશના દશ કોટવાળો, તેમનો હોદ્દો, અથવા તે હોદ્દાની મુદત.

**Decency**, *n.* યોગ્યતા, લજ્જા, મર્યાદા, લાયકી, અદબ, શરમલાજ, ઘટારતપણું.

**Decennial**, *a.* દશ વર્ષનું-વરસો વર્ષે થતું.

**Decent**, *a.* લાયક, ઘટારત, યોગ્ય, ઉચિત, સારું દેખાય એવું, આબરૂદાર, ઠીક રૂડું.

**Decently**, *ad.* યોગ્ય રીતે, લાયકીથી, લાજ-મર્યાદાથી, આબરૂથી, રૂડી રીતે.

**Deception**, *n.* છેતરવું તે, છેતરવાનો યત્ન ઠગવિદ્યા, ભુલાવો, ઠગાઈ, મોહ.

**Deceptive**, *a.* ભુલવે-છેતરે-ભુલમાં નાખે એવું છેતરાય-ભુલથાપમાં પડે એવું.

**Deceptious** *a.* કપટી, ઠગાઈ ભરેલું, પ્રપંચી ઠગવિદ્યા-કપટ-પ્રપંચનું.

**Decerp**, *v. t.* તાણવું-ખેંચવું, ચુંપવું.

**Decerpt**, *a.* ચુંપી કાઢેલું.

**Decerption**, *n.* તાણવું-ખેંચી કાઢવું-ચુંપવું તે.

**Decerptible**, *a.* તાણી-ખેંચી-ચુંપી કઢાય એવું

**Decertation**, *n.* તકરાર.

**Decession**, *n.* જતા રહેવું તે, ગમન કરવું તે.

**Decidable**, *a.* નક્કી કરવા જોગ, નિશ્ચય કરવા જેવું, ઠરાવવા જોગ.

**Decide**, *v. t.* નક્કી કરવું, ઠરાવવું ચુકાદો કરવો, ચુકવવું, ફડચો-નિકાલ કરવો, તોડ કાઢવો, *v. i.* ઠરાવ-ફેસલો કરવો-આપવો

**Decided**, *a.* શક ન રહે-વાંધો ન લેવાય એવું, સાફ, ખુલ્લું, ચોખ્ખું, સ્પષ્ટ, દૃઢ, પાકું, મજબુત, નક્કિ થયલું.

**Decidedly**, *ad.* નિશ્ચયપુર્વક, નિશ્ચયથી, નક્કિ, દૃઢતાથી, સાફ રીતે, ખુલ્લી રીતે.

**Deciduous**, *a.* પાનખર રૂતુમાં ખરી પડનારૂં-ખરનાર, ખરી પડે-પડી જાય એવું.

**Decimal**, *a.* દશ ગુણક, દશાંશ, દશ ગુણિત, *n.* દશાંશ, દશાંશ અપુર્ણાંક.

**Decimate**, *v. t.* દશમો ભાગ લેવો.

**Decimation**, *n.* દસનો ભાગ લેવો તે.

**Decipher**, *v. t.* છાની લીપીમાં લખેલાનો અર્થ કેહેવો-કરવો, ઉકેલવું, બંધ બેસાડવું, સમજાવવું, ઉકેલી વાંચવું.

**Decipherer**, *n.* બંધ બેસાડનાર, સમજાવનાર, ઉકેલનાર.

**Decision**, *n.* ઠરાવ, નિશ્ચય. છેડો, ચુકાદો, નિવેડો, નિકાલ, ફડચો, ફેસલો, દૃઢતા.

Decisive, *a.* નિશ્ચાયક, નિર્ણાયક, વાદ ભંજક, સંદેહ ભંજક, નિકાલ-છેડો આવે એવું, નિશ્ચય કરનારૂં.

Decisively, *ad.* નિશ્ચયપુર્વક, નક્કિ દ્રઢતાથી, આખરે, આખર-છેડો આણીને.

Decisory, *a.* નિશ્ચય કરવા શક્તિવાન, નક્કિ કરી શકે એવું.

Deck, *v. t.* સણગારવું, સુશોભિત કરવું, પોશાક પેહેરાવવો. તુતક જડવું. *n.* તુતક, વાહાણની અગાસી. રમવાના પાનાની ગોઠવેલી આડ-થોકડી

Decking, *n.* સણગારવું, સુશોભિત કરવું તે. વહાણનું તુતક-ના પાટીયાં જડવાં તે.

Declaim, *v. i.* મ્હોટે સાદે ભાષણ કરવું, ભાષણ કરવું. નિંદારૂપી ભાષણ કરવું અવગુણ ગાવા. બરાડવું, આરડવું.

Declaimer, *n.* સાલંકાર ભાષણ કરનાર. નિંદા ભરેલું ભાષણ કરનાર, બરાડનાર, આરડનાર.

Declamation, *n.* સાલંકાર-જાહેર-નિંદા ભરેલું ભાષણ. (pl.) ઝપાટા, બરાડા.

Declamatory, *a.* ભાષણ સંબંધિતું, છટાદાર, માત્ર શબ્દ ચાતુર્યનું-વાળું, નિંદા ભરેલું, અલંકારીક.

Declarable, *a.* સ્પષ્ટ-જાહેર કહેવા જોગ, બોલીને કેહેવા જોગ.

Declaration, *n.* જાહેર કબુલાત, કહેલી-જણાવેલી વાત-વચન, જાહેરનામું-ખબર, પ્રતિજ્ઞા, એકરાર. [તિજ્ઞા-એકરારવાળું.

Declarative, *a.* જાહેર કરે-કેહે તેવું, પ્ર-

Declare, *v. t.* જણાવવું, જાહેર-ખુલ્લું કરી કેહેવું, પ્રગટ-પ્રસિદ્ધ કરી આપવું, પ્રતિજ્ઞા કરીને-ખાત્રીપુર્વક કેહેવું, ઇકરાર કરવો, પ્રતિજ્ઞા કરવી. *v. i.* જણાઇ આવવું, જાહેર થવું, અમુક પક્ષની તરફથી બહાર પડી બોલવું-ખેંચવું. [ઢોળાવ.

Declension, *n.* વિભક્તિ-પદ્ધતિરૂપ. ઢાળ.

Declinable *a.* વિભક્તિ સાધ્ય, સવિભક્તિક, જેને વિભક્તિના રૂપો લાગે એવું.

Declination, *n.* નિચું નમવું-નમાવવું તે આડા-વાંકા કતરાતા જવું તે, ઝોક, વાંક. ઉતાર, ક્રાંતિ, ઉતરણ, ક્ષય. ઉતરતી પાયરી, ઉતરતી બાજુ. ક્ષયરોગ, સડો. ઉતરતું વય.

Decline, *v. i.* વાંકું વળવું, આડું-ખસતું જવું-નમવું, ઉતરતું-નમતું જવું. નબળા-નરમ પડતા જવું, પડવું. ના કેહેવું, નાકબુલ કરવું. *v. t.* નાકબુલ કરવું, ના કેહેવી. વિભક્તિ લગાડવી. *n.* ઉતરતી અવસ્થા, પડતી સ્થિતિ, પડતી. ઘટાડો, ઘસારો, ક્ષય.

Declivitous, Declivous, *a.* ઢાળવાળું, ઉતરાણવાળું, ઉતરતું, ઢોળાવવાળું.

Declivity, *n.* ઢોળાવ, ઢાળ, ઉતરણ.

Decoct, *v. t.* ઉકાળવું, જોસ આપવો, કાઢો કરવો. મજબુત કરવું, પચાવવું.

Decoction, *n.* ઉકાળો, કાઢો, કાવો, ઉકાળવું તે, જોશ આપવો તે. [કાપવું-વાઢવું.

Decollate, *v. t.* ગરદન કાપવી-મારવું, માથું

Decollation, *n.* ગરદન કાપી નાખવી તે, ગરદન મારવું તે, માથું કાપવું-વાઢવું તે.

Decolorize, *v.t.* રંગ કાહડી નાખવો, નિખારવું

Decompose, *v. t.* મુળ તત્વો છુટાં પાડવાં, પ્રથક્કરણ કરવું, *v. i.* મુળ તત્વો જુદાં પડવાં, સડવું. [મિશ્ર કરેલું.

Decomposite, *a.* બીજીવાર-ફરીથી મેળવેલું-

Decomposition, *n.* પ્રથક્કરણ, તત્વ પ્રથકતા, સડો, મુળ તત્વ જુદાં પડવાં-થવાં તે.

Decompound, *v. t.* ફરીથી-બીજી વાર મિશ્ર કરવું-મેળવવું.

Decorate, *v. t.* દેખાવડું-સુશોભિત કરવું, સણગારવું, અલંકાર આપવો. [ભુષણ, અલંકાર.

Decoration, *n.* સણગાર, આરાસ્તગી, શોભા,

Decorator, *n.* સીણગાર કરનાર-આપનાર.

Decorative, *a.* સણગારવા જોગ, અલંકૃત કરવા જોગ.

Decorous, *v.* યથાયોગ્ય, યોગ્ય, સભ્ય સુશોભિત, ઘટારત, ઘટિત, લાયક.

Decorously, *ad.* સભ્યતાથી, અદબથી, સુશોભિતપણાથી, સભ્ય રીતે, યોગ્ય રીતે.

Decorticate, *v. t.* છોલવું, છાલ કાઢવી.

Decortication, *n.* છાલ છોલવી તે, છોલવું તે.

Decorum, *n.* મર્યાદા, સભ્ય રીતિ, સભ્યતા, અદબ, લાયકી, ભલમણસાઈ, યોગ્ય-યથાયોગ્ય વર્તણુક.

Decoy, *v. t.* પેચમાં લાવવું, ફાંસામાં સપડાવવું, લોભ દેખાડીને ફસલાવવું, લલચાવવું *n.* લલચાવનાર, ફાંદામાં નાખનાર. લાલચ, પેચ ફાંદો.

Decrease, *v. t.* ઓછું-કમી કરવું, ઘટાડવું, *n.* ઘટ, ઓસાર, કમતી, ઘટાડો, ન્યુનતા.

Decree, *v. t.* ઠરાવ-ચુકાદો-ફેસલો કરવો, હુકમનામું, કરવું, આજ્ઞા કરવી-આપવી, ફરમાવવું. *n.* ચુકાદો, નિવેડો. આજ્ઞા હુકમનામું. ફેસલનામું. ઠરાવ. વાક્ય, વચન, નિર્માણ. (The decrees of God) તકદીર, કીસમત.

Decrement, *n.* ઘટ, કમતીપણું, ઓસાર, ન્યુનતા, ઘટાડો.

Decrepit, *a.* લુલું લંગડું, ખખળી ગયેલું ઘડપણથી નબળું થઈ પડેલું-અશકત થઈ ગયેલું, શરીર અટકેલું, લબડી ગયેલું.

Decrepitate, *v. t.* તડતડ અવાજ થાય ત્યાંલગી સેકવું-ભુજવું. *v. i.* તડતડવું.

Decrepitation, *n.* તડતડ અવાજ થાય ત્યાંસુધી ભુજવું-સેકવું તે, તડતડ આવાજ થવો તે.

Decrepitude, *n.* ઘડપણથી થયલું અશક્તપણું, બુઢાપણું, અશક્તપણું, જરા.

Decresent, *a.* ઓછું થતું, ઘટતું, કમી થતું.

Decretal, *a.* કાયદા સંબંધી, ઠરાવનું-સંબંધી, હુકમનામાનું-સંબંધી *n.* આજ્ઞાપત્ર.

Decretory, *a.* અધિકારીએ કરેલું, અધિકારનરૂએ કરેલું, હુકમ કરતું-આપતું.

Decrial, *n.* ઠપકો, નિન્દા.

Decry, *v. t.* વખોડી નાખવું, નિન્દા કરવી, નઠારૂ-માઠું કરી કાઢવું, દોષ મુકવો.

Deculation, *n.* સુવું તે.

Deculcate, *v. t.* છુંદી નાંખવું.

Decumbence, Decumbency, *n.* સુવું તે.

Decumbent, સુતેલું, પડેલું.

Decuple, . *v. t.* દશગણું કરવું.

Decurion, *n.* દશ માણસઉપરનો-સિપાઈની ટુકડીનો અમલદાર. [વહેતું-જતું.

Decurrent, Decursive, *a.* નીચે દોડતું-

Decussate, *v.t.* લઘુ કોણ થાય એમ કાપવું, બે લઘુ કોણ થાય તેમ કાપવું, પરસ્પર કાપવું-છેદવું, એક બીજાને કાપીને જવું.

Decussation, *n.* ન્હાના મ્હોટા કોણથી એક બીજા સાથે કપાવવું-કાપીને જવું તે.

Dedecorate, *v.t.* શરમ-એબ લગાડવી.

Dedecorous, *a.* અયોગ્ય, અનઘટતું, અસભ્ય, શરમ ભરેલું. [ગ્રંથાર્પણ કરવો.

Dedicate, *v t.* અર્પણ-કુર્બાન કરવું; ચડાવવું

Dedication, *n.* અર્પણ, સમર્પણ, પ્રતિષ્ઠા, નજર, ગ્રંથાર્પણ કરવું તે, ગ્રંથાર્પણ લેખપ્રતિજ્ઞા. [કરનાર.

Dedicator, *n.* અર્પણ કરનાર, સમર્પણ

Dedicatory, . અર્પણાત્મક.

Deduce, *v.t.* તર્કકરી સાર-અનુમાનથી સિદ્ધાંત કાઢવો.

Deducement, *n.* અનુમાન, તર્ક, અનુમાનથી કાઢેલો સિદ્ધાંત.

Deducible, *a.* અનુમેય, અનુમાન સાધ્ય, સિદ્ધાંત પુર્વક અનુમાનથી પકડી કઢાય એવું.

Deduct, *v.* . કાપવું, બાદ કરવું, કાપી લેવું, ઓછું કરવું.

Deduction, *n.* કાપવું-બાદ કરવું તે, અનુમિતિ, સિદ્ધાનુમાન, સિદ્ધાંત પુર્વક અનુમાન.

Deductive, . અનુમાન સાધ્ય, અનુમેય, અનુમાનથી કાઢી શકાય એવું.

Deed, *n.* કરણી, કામ, કર્મ, કૃત્ય, કાર્ય, પરાક્રમ, પુરુષાર્થ, કર્તવ્યતા, લેખ, ખત, દસ્તાવેજ, *v. t.* દસ્તાવેજથી નામપર ચઢાવવું. (Deed of acquittance) ફારગતી. (Deed of agreement) સમ્મતિ પત્ર. (Deed of gift) દાનપત્ર. (Deed of lease, or tenure) પટા, કરારનામું. (Deed of purchase) ખરીદખત. (Deed of sale) વેચાણખત. (Deed of divorce) તલાકનામું. (Deed of relinquishment) સોડચિઠ્ઠી.

Deem, *v. t.* or *v. i.* માનવું, ગણવું, વિચારવું, સમજવું.

Deemster, *n.* વિચારનાર.

Deep, *a.* ઉંડું, કઠણ, ગુઢ, સમજવાને અઘરું, ભરપુર, ઘોર, ઘણું, ઘેરું, ખુચ્તું, ગંભીર, *n.* સાગર, દર્યો, સમુદ્ર, રતનાગર. *ad.* ઘણું, બહુ, પુષ્કળ.

Deepen, *v.t.* ઉંડું કરવું-ખોદવું, વધારવું, ભરપુર-ઘાડુ કરવું, રંગનો ઘેરાસ વધારવો, વધારે ઘેરું કરવું, *v.i* . વધારે ઉંડુ થતા જવું, વધારે ઘોર થવું, વધારે ઘેરા રંગનું થવું.

Deeplaid, . પાકાઈથી રચેલું, સજ્જડ.

Deeply, *ad.* ઘણે ઉંડે સુધી, ઘણું ઉંડું, ઘણું, પુષ્કળ, ગંભીર, ઘેરું.

Deep-musing, *a.* વિચાર કરતું, મનમાં બોલ્યા-ઉંડો શ્વાસ કરવુ.

Deepness, Depth, *n.* ઉંડાઈ, ઉંડાણ, ગુઢતા, પઠ્ઠાઈ, ગંભીરતા, ઘાડાપણું, ઘોરતા, ઘેરાપણુ, મધ્ય ભાગ.

Deer, *n.* હરણ, ચિકારૂં, મૃગ.

Deer-eyed, *a.* મૃગનયન.

Deface, *v.t.* ચેરચુંથ કરવું, બેડોળ કરવું, બગાડવું, ચેહેરી નાખવું, બદસુરત કરવું.

Defacement, *n.* સુરત બગાડવી, છેકી નાખવું તે, જેથી ભાંગીતુટી બેડોળ થઈ જાય તે.

Defalcate, *v.*. તોટો કરવો, ઘટ લાવવી, તોડવું, નુકશાન કરવું, કાપી નાખવું.

Defalcation, *n.* તોટો, ઘટ, કોતા, નુકશાન.

Defalcator, *n.* નુકશાન-તોટો કરનાર, ભરોસાપર આપેલા પૈસા ખાઈ જનાર.

Defamation, *n.* બદનામી, તોહોમત, આબરૂ લેવી તે, અપવાદ મુકવો તે, આબરૂને નુકશાન કરવું તે.

Defamatory, . આબરૂને નુકસાન પોહોંચે એવું, આબરૂ જાય એવું, આબરૂ લેવાતું, અપવાદનું-વાળું, આબરૂને નુકશાન કરનાર.

Defame, *v.t.* અપજસ આપવો, બદનામ કરવું, હુરમત લેવી, આબરૂ લેવી, અપવાદ મુકવો, આબરૂને નુકશાન કરવું.

Defamer, *n.* તોહોમત મુકનાર, બદગોઈ કરનાર, આબરૂને નુકશાન કરનાર, આબરૂ લેનાર.

Defaming, *n.* બદગોઈ કરનારૂં, તોહોમતી, આબરૂ લેનારૂં-લેતું.

Default, *n.* કસુર, ચુક, ભુલ, ગફલત, ન હોવું તે, અભાવ. *v. t.* ચુક કરવી, કબુલાત પુરી નહી પાડવી, કસુર કરવી, કોરટે ઠરાવેલે દિવસે નહી હાજર રેહેવું.

Defaulter, *n.* કસુર કરનાર, ચુક કરનાર, કબુલાત પુરી નહી પાડનાર, શરત તોડનાર, હિસાબચોર, કોરટે ઠરાવેલે દિવસે નહી હાજર રેહેનાર.

Defeasance, *n.* રદ-બાતલ કરવું તે.
Defeasible, . રદ-બાતલ કરવા જેવું-જોગ.
Defeat, *v.*. જીતવું, હરાવવું, ભંગ કરવો, રદ, પાડવું, પ્રભાવ ખોવડાવવું, ન ચાલવવા દેવું, ન અમલ થવા દેવો *n.* હાર, પરાજય, વ્યાર્થ. રદ થવું તે, ભંગ થવું તે, ન ચાલવું તે.
Defecate, *v. i.* સાફ કરવું, ગાળવું, નિતરૂં કરવું, નિર્મળ કરવું. [નિર્મળ કરવું તે.
Defecation, *n.* નિતરૂં કરવું તે, ગાળવું તે
Defect, *n.* કસર, ખામી, એબ, ખોડ, ખાપણ અપુર્ણતા, દોષ, ભુલ.
Defection, *n.* ખસવું-છુટવું તે, ત્યાગ, પરિત્યાગ, ફિતુર, તોફાન, બંડ, બળવો.
Defective, *a.* ખામી ભરેલું ખોડવાળું, ભુલ ભરેલું, દોષી, અધુરૂં, અપુર્ણ.
Defectively, *ad.* દોષથી, કસુરથી, ખામીથી અપુર્ણ રીતે. [ભ્રષ્ટતા,
Defedation, *n.* બીગાડ, વટાળો, ખરાબી,
Defence, *n.* બચાવ, રખવાળી, આશ્રય, છાયા, છત્ર, જવાબ આપવો તે, જવાબ, પ્રતિવાદીનો પક્ષ, ઉતર પક્ષ.
Defenceless, *a.* ઉઘાડું, બચાવ-રક્ષણ-વગરનું. રહિત, નિરાશ્રય, બચાવ-રક્ષણ રહિત, વગર હથિયારનું.
Defend, *v. t.* રક્ષણ કરવું, બચાવવું, તરફથી બોલવું-લડવું, પક્ષ લેવો-ખેંચવો, સામો જવાબ આપવો, પુષ્ટિ આપવી.
Defendable, *a.* રક્ષણ-બચાવ કરવા જોગ, જવાબ આપવા જેવું.
Defendant, Defender, *n.* સંરક્ષક, રક્ષણકર્ત્તા, પ્રતિવાદી, ઉતરવાદી. [શકે એવું.
Defensible, *a.* રક્ષણીય, બચાવ રક્ષણ થઈ
Defensive, *a.* રક્ષણોપયોગી, બચાવ કરનારૂં, આત્મરક્ષક, બચાવ કરવાને કોપિલું.

Defer, *v. t.* મુલતવી રાખવું, ઢીલ કરવી, આગળ મુકવું, રજુ કરવું *v. i.* ઢીલ-વિલંબ કરવો, માન-ખાતર રાખવી.
Deference, *n.* આદરમાન, મર્યાદા, અદબ ખાતરદારી, નમન.
Deferential, *a.* અદબવાળું, મર્યાદશીલ, ખાતરદાર-વાળું, માન-આબરૂ રાખે એવું.
Defiance, *n.* બેદરકાર, તુચ્છકાર, અવગણના સામા આવી જવાનું કેહેવું તે, યુદ્ધ માગવું તે યુદ્ધવાહન.
Defiant, *a.* બેદરકારીનું, તુચ્છકારનું, તુચ્છ ગણનારૂં, લડવાને તત્પર, બાંહાયો ચઢાવીને ઉભેલું, અવગણના કરતું.
Deficiency, *n.* ખુટ, ઘટ, કસુર, અપુર્ણતા, ખોટ, ઓછું હોવું તે.
Deficient, *a.* અધુરૂં, અપુર્ણ, કમી, ઓછું.
Deficiently, *ad.* અપુર્ણપણે, કમી, ઓછું.
Deficit, *n.* ઘટ, ખોટ, કસર, ન્યુનતા.
Defile, *n.* ખિંડવાટ, નાળ, નળ, સાંકડી ગલી, *v. t.* બગાડવું, ખરાબ કરવું, અપવિત્ર કરવું, અભડાવવું, ડાઘ લગાડવો, પતિવ્રત ભંગ કરવું, વટાળવું. *v. i.* એક પછી એક હારમાં ચાલવું-કુચ કરવી.
Defilement, *n.* બગાડ, ભ્રષ્ટતા, અપવિત્રતા નાપાકી, મલિનતા, પતિવ્રત ભંગ, વટાળો.
Definable, *a.* હદ-મર્યાદા-સીમા બાંધી શકાય એવું. ધ્યાન કરી શકાય એવું, નક્કી કરી શકાય એવું.
Define, *v. t.* હદ-મર્યાદા બાંધવી, સીમાડો નક્કી કરવો, બરાબર નક્કી કરવું. સાફ બતાવી આપવું, વર્ણન-બયાન કરવું. ચોકસાઈથી કેહેવું, બરાબર અર્થ કેહેવો, વ્યાખ્યા કહેવી-આપવી.
Definite, *a.* મુકરર, નક્કિ, ચોકસ, ઠરાવેલું, નિર્માણ કરેલું, વિશેષાર્થ દર્શી.

**Definitely**, *ad.* ચોકસીથી, મુકરરપણે, નક્કી

**Definiteness**, *n.* હદ-મર્યાદાનું ચોકસ-પણું અર્થ-ધ્યાનનું નક્કીપણું.

**Definition**, *n.* વ્યાખ્યા, ગુણ નિરૂપણ, લક્ષણ, સમજણ, વર્ણન, નિર્વચન.

**Definitive**, *a.* હદ બાંધેલું. ચોક્કસ, પુરૂં છેલ્લું, આખરનું, અંતનું. વિશેષાર્થ-દર્શી *n.* વિશેષાર્થે દર્શક-દર્શી શબ્દ.

**Definitively**, *ad.* પાછળથી તકરાર અથવા સંશય ન લેવાય એવી રીતે, નક્કી ખચિત, નિઃસંશય.

**Deflagrable**, *a.* બળી જાય તેવું, સળગી ઉઠે તેવું.

**Deflagrate**, *v. t.* જોરાથી એકાએક સળગાવવું-બાળવું. સળગી ઉઠવું-બળવું.

**Deflagration**, *n.* જોશ ભરેલું એકાએક ઉઠેલું બળવું.

**Deflect**, *v. i.* or *v. t.* સીધા માર્ગથી આડે માર્ગે જવું, ખસી જવું.

**Deflection**, *n.* સીધા માર્ગથી આડે જવું તે.

**Defloration**, *n.* કૌમાર્યભંગ. કુમારી સ્ત્રી સાથે સંગ કરવો તે, હાથ લાવણી.

**Deflour**, *v. t.* કૌમાર્ય ભંગ કરવો, કુમારીકા સાથે પેહેલો સંગ કરવો, હાથ લાવણી કરવી. તરતો માથ લેવો.

**Defluxion**. *n.* રસનું ઉતરવું. નીચે વેહેવું-ઉતરવું

**Defoliation**, *n.* પાંદડાં પડવાં તે, પાંદડાં ખરી પડવાં તે.

**Deforce**, *v. t.* કબજામાંથી જબરીથી લેવું, અધિકારીની સામે અટકાવ કરવો.

**Deforciation**, *n.* જબરજસ્તીથી લઈ લેવું તે.

**Deform**, *v. t.* બદસુરત કરવું, કદરૂપું કરવું, બગાડવું, ભ્રષ્ટ કરવું.

**Deformed**, *a.* બદશિકલ, બેડોળ, બદસુરત, કુબડું, બગડેલું, શરમ ભરેલું, શરમ લાગે-લગાડે એવું. [રતી, કદરૂપ, ખોડ, દોષ.

**Deformity**, *n.* કદરૂપા-બેડોળપણું, બદસુ

**Defoul**, *v. t.* બગાડવું વટાળવું, અપવિત્ર-ભ્રષ્ટ ખરાબ કરવું. [પડવું, ખાઈ જવું, લુટવું.

**Defraud**, *v. t.* ઠગવું, દગાથી છેતરવું, પચાવ

**Defray**, *v. t.* પગાર કરવો, અદા કરવું, પુરૂ પાડવું, ખપવું, માથે લેવું, ઉઠાવવું, ઝીલવું.

**Defunct**, *a.* મરહુમ, મરનાર, મોયલું, મરી ગયલું.

**Defy**, *v. t.* તુચ્છકાર કરવો, તુચ્છ માનવું, આવીજા એમ કેહેવું, અવગણના કરવી, બેદરકાર કરવો. યુદ્ધ માગવું.

**Degeneracy**, *n.* નબળી-ઉતરતી દશા-હાલત બુદ્ધિ-બળક્ષીણતા, કુળ ગુણની ક્ષીણતા-ભ્રષ્ટતા. કુળધર્મ ભ્રષ્ટતા.

**Degenerated Degenerate**, *a.* ગુણક્ષીણ પતિત, અધમ, ભ્રષ્ટ, બગડેલું, નબળું પડી ગયલું *v. i.* બગડવું, ઉતરતી-નબળી હાલતમા આવી પડવું, કમઅકલ થઈ પડવું, જંગલ થઈ પડવું.

**Degenerateness**, *n.* જંગલી-કમઅકલ થઈ પડવાની હાલત, નબળાઈ, પડતી.

**Degeneration**, *n.* ખરાબ થવું તે, ભ્રષ્ટ થવું તે ગુણક્ષીણતા, પડતી, નબળી હાલત.

**Deglutinate**, *v. t.* ચોંટાડેલું ઉખેડવું.

**Deglutition**, *n.* ગળે ઉતારવું તે, ગળવું-ગળી જવું તે, નિગરણ, ગળવાની શક્તિ.

**Degradation**, *n.* કિંમત-માન-વજનનો ઘટાડો માનભંગ, પદ્વિ ઉતારવી તે, પદભ્રષ્ટતા, ફજેતી

**Degrade**, *v. t.* પદભ્રષ્ટ-પદ્વિ ઉતારવી, ઉતારવું બેઆબરૂ કરવું, અપમાન કરવું, અધિકાર લઈ લેવો, નીચું-હલકું કરવું-પાડવું.

Degraded, *pp.* or *a* બેઆબરૂ થયલું, નીચું, પદ્રિ ઉતારેલું, હલકું, ઉતરેલું, પામર.
Degree, *n.* પ્રમાણ, દરજ્જો, મર્તબો, પદ્રિ, પેઢી, પગથીયું. પદ. ભાગ, અંશ. વિદ્યાશાળાની છાપ (Degree of latitude) અક્ષાંશ. (Degree of longitude) રેખાંશ. (By degrees) હળવે હળવે. (In the smallest degree) અણુમાત્ર, કાંઠી માત્ર થતું જ થોડું.
Dehiscent, *a.* બીજની શીંગ કેરૂણીની પેઠે મ્હો ફાટેલું-પ્હોળું.
Dehort, *v. t.* નિવારણાર્થ માટે કેહેવું, સમજાવવું, કેહેવું, ઉપદેશ કરવો.
Dehortation, *n.* વારવું-મન ફેરવવું તે, સમજાવવું-કેહેવું-ઉપદેશ કરવો તે.
Deification, *n.* દેવ કરીને માનવુ તે.
Deiform, *a.* દેવ જેવું, દેવના આકારનું.
Deify, *v. t.* દેવ ગણવો, દેવ કરીને માનવું, ઇશ્વરનો દરજ્જો આપવો.
Deign, *v. t.* મેહેરબાન-પ્રસન્ન થવું, કૃપા-મેહેરબાની કરવી. *v. t.* સ્વિકારવું, માનવું.
Dism, *n.* કેવલેશ્વરમત, ઇશ્વર છે પણ કોઇ ધર્મ ઇશ્વરનો કહેલો હોતો નથી એવું મત.
Deist, *n.* કેવલેશ્વર વાદી.
Deistical, *a.* કેવલ ઇશ્વર મતનું.
Deity, *n* ઇશ્વર-દેવપણું, દેવત્વ ઇશ્વરત્વ, દેવ, દેવતા, પરમેશ્વર, બ્રહ્મ.
Deject, *v. t.* ઉદાસ-દિલગીર-નરમ નરમ ઘેંસ કરવું, હિમ્મત છોડાવવી.
Dejected, *a.* ખિન્ન, ઉદાસ, દિલગીર, ગમગીન, નરમ, નરમ ઘેંસ. ઉતરેલું.
Dejection, *n.* ખિન્નતા, ઉદાસપણું, દિલગીરી ભારે અફસોસ.
Dejuner, *n.* મોડેથીકે વખત થઇ ગયા.
Delay, *v. t.* વિલંબ--મોડું કરવું, વાર લગાડવી, ઢીલ-ખોટી કરવું. *v. i.* વાર લાગવી, રખડવું, ઢીલ થવી. *n.* ઢીલ, વિલંબ, મોડું, વાર, ખોટી, ખાણી, રોકાણ.
Dele, *v. t.* છેકી નાખવું, કાઢી નાખવું, ભુસી નાંખવું.
Deleble, *a.* છેકી નાખવા-ચેરવું થ કરવાજોગ, ભુસી નાખવા જોગ.
Delectable, *a.* મજાહદાર, ખુશી લાગે એવું આનંદકારક, રમણીય.
Delectation, *n.* મજે, આનંદ, હરખ, ખુશી
Delegate, *v. t.* પોતાનું કામ કરવાને વકીલ કરીને મોકલવું, વકીલ-મુખત્યાર-પ્રતિનિધિ કરવો-બનાવવો. સોંપવું, અખત્યાર આપવો. *n.* મુનીમ, વકીલ, ગુમસ્તે, મુખત્યાર, પ્રતિનિધિ.
Delegation, *n.* વકીલ બનાવવો તે મુખત્યાર કરવો તે, વતીનું કામ કરવા સારૂ મોકલેલા વકીલો-મુખત્યારો-પ્રતિનિધિઓ.
Deleterious, *a.* નુકસાન કરે એવું, ઝેર ચઢે એવું, ઝેરી, પ્રાણાંતક.
Delf, *n.* ચિનાઇ મટોડીનાં મિણો ચઢાવેલાં ઘોળું રોગાન ચઢાવેલાં માટીનાં વાસણ.
Deliberate, *v.t.* & *v. i.* મનમાં તોલવું, વિચારવું, કયાસ કરવો *a.* વિચારવાળું, ધોરં પાકું, વિચારપુર્વક-જાણી જોઇને કરેલું
Deliberately, *a.* જાણી જોઇને, જાણી બુજીને, વિચાર કરીને, અક્કલ હુશિયારીથી, મનમા ગોઠવીને, ધીરા-ઠંડા રહીને.
Deliberation, *n.* આગલો પાછલો વિચાર, મસલત, મનસુબો, હોશીયારી, ખબરદારી.
Deliberative, *a.* વિચાર કરવાના કામનું, વિચાર કરવાનો અધિકાર ધરાવતુ, વિચાર-મનસુબો કરનારું.
Delicacy, *n.* સોહામણાપણું, સુંદરતા, ઝીણાપણું, નરમાસ, સુંવાળાપણું, કુમળાસ, કોમળતા, નાજુકી, નાજુકપણું, બારીકી, આદર

સત્કાર, વિવેક ભરેલું કહાપણ, બારીક સમજ, ચીપાસી આપણું વેડા.

**Delicate**, *a.* સુખકારી-સંવાદ, સોહામણું, સુંદર, પસંદ પડે એવું. મધુરો, ઝીણું, પાતળું, બારીક. નરમ, સુંવાળું તથા સુંદર, કુમળું, કોમળ, નાજુક, તકલેદી વિવેકવાળું-ભરેલું. પાકા-બારીક સમજનું.

**Delicately**, *a.* સ્વાદથી, લેહેજતથી, બારીકીથી, નાજુકીથી. [ખુશબોદાર, અતિ આનંદકારી.

**Delicious**, *a.* લેહેજતદાર, મિઠું, સ્વાદિષ્ટ,

**Delight**, *n.* ખુશી, આનંદ, સંતોષ, હર્ષ, ઉલ્લાસ *v. t.* ખુશી થવું, આનંદ આપવો. *v. i.* ખુશી રેહેવું, મગન થવું, આનંદ પામવું.

**Delighted**, *a.* ખુશ, મગન, આનંદિ, સંતોષી.

**Delightful**, *a.* દિલખુશ, ખુશનુમા દિલપસંદ, રમણીય, રમણીક. [મઝે-હર્ષથી.

**Delightfully**, *ad.* દિલખુશીથી, આનંદથી,

**Delightsome**, *a.* ખુશનુમાં, દિલપસંદ,રમણીય.

**Delineament**, *n.* રેખાચિત્ર, છબીનું ડોળિયું, છબી કાઢવી-પાડવી તે, વર્ણન, બ્યાન.

**Delineate**, *v. t.* નિશાન કરવી, આકાર-રેશા કાડવી, નકશો બનાવવો, બયાન-વર્ણન કરવું.

**Delineation**, *n.* બ્યાન, નિરૂપણ, વર્ણન, આકાર, નકશો, નિશાન, ચિત્ર.

**Delineator**, *n.* બયાન કરનાર, ચિત્ર પાડનાર.

**Delinquate**, *v.t.* પિગળવું, પિગળાવવું.

**Delinquency**, *n.* અપરાધ, તકસીર, ચુક, કસુર, ગફલત, ગુનોહ, તફાવત.

**Delinquent**, *a.* ગુનેહગાર, અપરાધી, તકસીરવાન. *n.* કસુર કરનરો, અપરાધી, ગુન્હેગાર, તકસીર કરનાર.

**Deliquesce**, *v. i.* પસરવું, પાણી થઇ જવું, પિગળવું. [પાણી થઇ જવું તે.

**Deliquescence**, *n.* હવામાં નરમ અથવા

**Deliquescent**, *a.* પસરે એવું, વાતાવરણની હવાથી ઓગળી જનારૂં-પાણી થઇ જનારૂં.

**Delirious**, *a.* બેહોશ, બેભાન, બેશુદ્ધ, અસાવધ, બકવાપર ચઢેલું, વાના ઘર ઉપર ગયલું ચાળો-સનેપાત થયલું.

**Delirium**, *n.* વા, ચાળો, તાવ વગેરેનો ચાળો, સનેપાત, લવારો, ચિત્તભ્રમ, બેહોશી, બેશુદ્ધિ.

**Deliver**, *v. t.* હવાલે કરવું, સપુરત કરવું, સોંપવું, આપવું, સ્વાધીન-તાબામાં આપવું. છોડવું, બચાવવું, છોડવવું, છુટકો કરવો, કેહેવું, બોલવું. છુટા છેડા કરાવવા, જણાવવું.

**Deliverance** *n.* છુટકારો, બચાવ, તારણ. જણવું તે. બોલવું તે, કેહેવું તે. [જણાવનાર.

**Deliverer**, *n.* છુટકારો કરનાર, બચાવ કરનાર,

**Delivery**, *n.* બોલવું તે, આપવું તે. સપુરદ. સોંપવું તે. પ્રસવ, છુટા છેડા.

**Dell**, *n.* બે પાહાડ વચ્ચેની ન્હાની સાંકડી જગ્યા, નાહાની સાંકડી ખિંડ-ખીણ.

**Delta**, *n.* ગ્રીક ભાષાનો δ અક્ષર જેની A આવી ત્રણ ખુણાની નીશાની હોય છે, નદીના મુખ આગળ તુરતની નવી થએલી જમીન.

**Deludable**, *a.* ઠગાઇ-છેતરાઇ ભોળવાઇ જાય તેવું. [દેવી, ફસાવવું, દગો દેવો, ઠગવું-

**Delude**, *v. t.* છેતરવું, ભોળવવું, ભુલથાપ

**Deluge**, *n.* જળપ્રલય, જગબુડ, પ્રલય, મોટી રેલ, જગરેલ. *v. t.* જળપ્રલય કરવું, ગરક કરવું, ડુબાવવું, બુડાડવું, જળમય કરવું, પાણીજ પાણી કરી મુકવું.

**Delusion**, *n.* મનની ઠગાઇ, ખ્યાલ, ભુલ, ભુલાવો, ભ્રાંતિ. માયા, મોહ. નજરની ઠગાઇ, છેતરાવું-ભોળવાવું તે, મિથ્યા ખેલ.

**Delusive**, **Delusory**, *a.* ફસાવનારૂં, કપટી મોહક, ભુલાવા ભરેલું, ભુલથાપ દેનારૂં, ભોળવે-છેતરે એવું, મિથ્યા.

Delve *v. t.* ખોદવું, ચણવું, થાગ ઠેકાણે લગાડવું, દરિયાફત કરવું, અક્કલથી કોઈ બાબતનું મૂળ શોધવું.

Demagogue, *n.* ઉત્પાતી, દગાખોર લોકોનો આગેવાન, લોકને ઉશકેરનાર.

Demain, Demesne, *n.* કોઈ અમીરે પોતાના કુટુંબને વાપરવા સારૂ રાખેલી જમીન.

Demand, *n.* ઉઘરાણી, માગણી, દાવો, ખપ જરૂર, લેહેણું. *v. t.* દાવો કરવો. વાજબ માંગવું, માંગણી કરવી, માંગવું. જરૂર હોવી

Demandable, *a.* માંગણી કરવા જેવું, દાવો કરવા જોગ, માંગવા જોગ, જરૂરનું, ખપનું.

Demandant, *n.* વાદી, હક્ક માંગનાર.

Demarcation, Demarkation. *n.* નક્કી કરેલી મર્યાદા-હદ, સીમ, મર્યાદા, પરિચ્છેદ.

Demean, *v. t.* ચાલવું, આચરવું, વર્તવું. હલકું ગણવું, ઓછું કરવું, માન ઘટાડવું.

Demeanour, *n* વર્તણુક, ચાલ, રીતભાત.

Demency, *n.* ગાડપણ, ઘેલાપણું, દીવાનાપણું.

Dement, Dementate, *v.* ગાંડું-ઘેલું-દીવાનું કરવું.

Demented, *a.* દીવાનું, ગાંડું, ઘેલું.

Demerit, *n.* દોષ, પાપ. નાલાયકી. અપજસ, દુર્ગુણ, અપરાધ, વાંક.

Demersion, *n.* પાણી અથવા કોઈ પ્રવાહી પદાર્થમાં ડુબાડવું-બોળવું. કરવું-છોડવવું.]

Demesmerize, *v. t.* વશીકરણમાંથી મુક્ત

Demi, અરધું નિમ, અર્ધ.

Demigod, *n.* અર્ધદેવ, દેવજેવો, ઉપદેવ, ઉપદેવતા, ઈશ્વરનો ગુણ ધરાવતું માણસ.

Demi-official, *a.* અરધી સત્તા ધરાવતું.

Demitone, *n.* અર્ધ સુર-અવાજ.

Demise, *n.* દેહ છોડવો તે, મરણ, દેહત્યાગ રાજ્ય-અધિકાર-હક્ક બીજાને આપવો તે. *v. t.* વારસામાં આપવું, વારસો આપવો, વારસનામા વસીઅતનામાથી આપવું.

Democracy, *n.* લોક-પ્રજા સત્તાક રાજ્ય.

Democrat, *n.* લોક સત્તાનાં રાજ્યનો પક્ષપાતી, પ્રજાસત્તાક રાજ્ય થાય એવી ઇચ્છા રાખનાર.

Democratic, Democratical, *a* પ્રજાસત્તાક રાજ્ય સંબંધી-નું, પ્રજાસત્તાક વર્ધક પક્ષનું-સંબંધી.

Demolish, *v. t.* જમીનદોસ્ત કરવું, પાયમાલ કરવું, ખરાબ કરવું, ભાંગીતોડી પાડવું.

Demolition, *n.* ભાંગી-તોડી નાખવું તે, પાયમાલી, નાશ, ખરાબી.

Demon, *n.* ભુત, દૈત્ય, પિશાચ. અસુર દાનવ.

Demonetization, *n.* ચલણના સિક્કામાં સરકારે નક્કી કરેલી ચોખ્ખી ધાતુ સિક્કામાંથી કાઢી લેવી તે, ઓછી કિમ્મતના સિક્કા.

Demoniac, *n.* ભુત આવેલું-ભરાએલું, માણસ.

Demoniac, Demonial, *a.* ડાકણ અસુર ભુતના જેવું-નું-સંબંધી, ભયાનક, ભુત ભરાએલું-આવેલું.

Demonism, *n.* ભુતને માનવું તે.

Demonology, *n.* ભુત-દૈત્ય વિશેનું વર્ણનો નિબંધ. [સાબિત કરવા સરખું.

Demonstrable *a.* સિદ્ધ કરવા જેવું-જોગ,

Demonstrate, *v. t.* બતલાવવું, દેખાડવું, સાબિત-સિદ્ધ કરવું, ખાત્રી કરી આપવી.

Demonstrated, *p. p.* સિદ્ધ કીધેલું.

Demonstration, *n.* સિદ્ધ કરવું તે. સાબીતી, સિદ્ધાંત, દેખાવું તે, દેખાવ, ડોળ.

Demonstrative, *a.* સિદ્ધ સાબિત કરવું, દેખાડતું. ભડભડીયું. પ્રતિપાદક, દર્શક, ડોળવાળું.

Demonstrator, *n.* સિદ્ધ-સાબિત કરનારૂં, દર્શક.

**Demoralization**, *n.* નિતિ ગુણ ખંડન-ભ્રષ્ટતા-તત્વોની ખરાબી-બગાડ.

**Demoralize**, *v. t.* નિતિ ગુણ ભાંગવા-તોડવા, બગાડવું, અનિતિમાં આણવું, નિતિભ્રષ્ટ કરવું.

**Demotic**, *a.* લોકપ્રિય.

**Demulcent**, *a.* નરમ, પોચું કરનાર, નરમ કરવાનો ગુણ ધરાવતું.

**Demur**, *v.* અટકવું, આનાકાની કરવી, આચકો ખાવો, વાંધો લેવો. *n.* વાંધો, તકરાર, આનાકાની, ઢીલ, આચકો, વિચાર.

**Demure**, *a.* ઠાવકું, ડાહ્યું, ગરીબ, રાંક, શરમાળ, નમ્ર, ગરીબડું, ગરીબ ગાય જેવું.

**Demurely**, *ad.* ઠાવકું મોં રાખીને, ગરીબાઈથી, નમ્રતાથી, શરમાળપણાથી.

**Demureness**, *n.* નમ્રતા, ગરીબાઈ.

**Demurrage**, *n.* કોઈ વહાણમાં માલ ચઢાવનાર ધણી કરારનામામાં ઠરાવેલી મુદત કરતાં વાહાણને વધારે મુદત સુધી રોકે તેના નુકસાન બદલ વહાણના ધણીને તે જે નાણું આપે તે, ખોટી રાખવા બદલ આપવાની નુકસાની.

**Demurrer**, *n.* અટકાવ-આનાકાની કરનારું, વાંધો લેનારું. કાયદાનો વાંધો-અટકાવ.

**Demy**, *n.* ૨૨॥ ઈંચ લાંબો ને ૧૧॥ ઈંચ પહોળા કદનો કાગળ.

**Den**, *n.* ગુફા, કોતર, રેહેઠાણ, ઘર.

**Dendriform**, *v.* ઝાડના આકારનું, ઝાડરૂપી, વૃક્ષાકાર.

**Dendritic**, *v.* ઝાડપાનનાં ચિત્રવાળું.

**Dendrology**, *n.* ઝાડના ગુણદોષ વર્ણનશાસ્ત્ર.

**Deneb**, *n.* ઉત્તરા નક્ષત્ર.

**Deniable**, *v.* નાપાડી શકાય એવું, ના કહેવા જોગ-સરખુ.

**Dengue**, *n.* ઘુંટણ મોડી એક જાતનો રોગછે.

**Denial**, *n.* ઈનકાર, અસ્વીકાર, ના પાડવી તે, નામુકર જવું તે, નકાર, ના, નાકબુલ રાખવું તે. ઈંદ્રિયદમન. (self-denial) મન મારવું તે.

**Denier**, *n.* નાપાડનાર, ઈનકાર કરનાર, નકાર કરનાર.

**Denigrate**, *v. t.* કાળું કરવું.

**Denization**, *n.* કોઈને રેહેવાસી કરવો તે.

**Denizen**, *n.* આવીને રેહેનાર, રેહેવાસી, રેહેવાની જેને પરવાનગી મળી છે એવો પરદેશી, આવીને વસેલો પરદેશી, રહીસ, રેહેવાસી.

**Denominate**, *v. t.* નામ-સંજ્ઞા આપવી-પાડવી, કેહેવું, નામ પાડવું.

**Denomination**, *n.* નામ, સંજ્ઞા, ભાગ, વર્ગ, ટોળી, પક્ષ, પંથ. [સંજ્ઞા પાડવું.

**Denominative**, *a.* નામ આપતું, નામ-

**Denominator**, *n.* છેદ, છેદક, અંશની નીચે લીટી દોરીને લખેલો જે આંકડો તે.(Common denominator) સમચ્છેદ.

**Denotation**, *n.* બતાવવું તે, નિશાની-ચિન્હ હોવું તે, થી જણાવવું તે, નિશાન, ચિન્હ.

**Denote**, *v. t.* જણાવવું, દેખાડવું, નિશાનીથી દેખડાવવું, નિશાન કરવી, ઈસારાથી સુચના કરવી, લક્ષણ બતાવવું.

**Denouement**, *n.* ખુલાસો, અંજામ, શેવટ.

**Denounce**, *v. t.* સુચના-ખબર આપવી ધાક દેહેશત-ધમકી-બ્હીક લાગવી-આપવી-બતાવવી, તહોમત-દોષ-બદનામ-આરોપ મુકવો.

**Denouncement, Denunciation**, *n.* ધમકી-આપવી-બતાવવી તે, ધમકી, આરોપ તહોમત, આળ, બદનામી.

**Dense**, *a.* જાડું, ઘટ, દ્રઢ, ઘન, ગિચ્ચ.

**Density**, *n.* ઘટપણું, જાડાપણું, જાડાઈ, દળ, ઘનત્વ, ઘનતા.

**Dent**, *n.* ખાંડ, ખાંચ, ખુંચો, ખાંચ ખુંચ,

v. t. ખાંડ પાડવી, ખાંડું કરવું, કરવતના જેવી કોર કરવી.
Dental, a. દાંતનું-સંબંધી, દંતી, દંત.
Dentical, n. ઝીણા દાંત, બારીક નિકળી. આવેલી દાંતની અણી. [ દાંતા-દાંત જેવું.
Dentiform, a. દંતાકાર, દાંતનાં આકારનું,
Dentifrice, n. દંતમંજન, દંતચુર્ણ. દાંત ઘસવાનું મંજન.
Dentist, n. દંતવૈદ્ય, દાતનો હકીમ-વૈદ્ય.
Dentistry, n. દાંત સાફ કરવા વગેરેનો કસબ-ધંધો-પેશો, દાંતનું વૈદું, દંતવિદ્યા.
Dentition, n. દાંત ઉગવા-ફુટવા તે, બચ્ચાંને દાંત ફુટવાનો વખત, દંતોત્પત્તિ કાળ.
Dentoid, a. દંતાકાર, દાંતના જેવું-આકારનું.
Denudation, n. ઉઘાડું-ખુલ્લું-નાગું-સાફ-મેદાન કરી મુકવું તે. [ મેદાન કરી મુકવું.
Denude, v. t. ઉઘાડું-ખુલ્લું કરવું: નાગું-
Denunciate, v. t. (see Denounce ).
Denunciator, n. ધમકી આપનાર, તહોમત-આરોપ મુકનાર. [પ-તહોમત મુકવું.
Denunciatory, a. ધમકી-ડપકો દેતું, આરો-
Deny, v. t. નામુકર જવું, નાપાડવું, નાકબુલ રાખવું, ના કહેવું, નકાર-ઈનકાર જવું-કરવો, નાસ્વીકારવું, નાઆપવું. મન મારવું.
Deobstruct, v. t. અડચણ કાઢી નાખવી.
Deobstruent, a. અડચણ કાઢી નાખનારૂં. n. સાફ કરવાની દવા.
Deodorize, v. t. દુર્ગંધવિનાનું-રહિત કરવું, વાસ ઉડાવી દેવી, વાસ-બો રહિત કરવું. [વાસ-બો ઉડાવી દેવી તે.
Deodorization, Deodorisation, n. દુર્ગંધ-
Deontology, n. કર્મ શાસ્ત્ર.
Deoxidize. v. t. કોઈએક પદાર્થ માંથી રસાયણ ક્રિયાથી પ્રાણવાયુ છુટો પાડવો.
Depart, v. i. જવું, કોઈ-કસાથીઆઘા-નીકળી જવું. છોડી દેવું. જતું રેહેવું, નાશપામવું. મરવું, મરણ પામવું. આડા અવળા ચાલવું. પડતું મુકવું, ખસવું, ઉંચુ-કોરે મુકીને ચાલવું.
Department, n. ભાગ, ખાતું, પ્રકરણ, કારખાનું, પ્રગણું, મહાલ, વિષય. પેટા બાબત, ઉપવિષય.
Departmental a,. ખાતાનું-તરફનું-તેલગતુ.
Departure, n. મુકીને જવું તે. રવાનગી, કુચ, ગમન, જવું તે. મરણ, દેહત્યાગ.
Depauperate, v. t. ગરીબ કરી નાંખવું, કસ ખેંચી લેવો. કુળવંત ગુણનો નાશ કરવો.
Depend, v. i. લટકવું, ઝુલવું. આધાર રાખવો, વળઘેલા રેહેવું, નિસબત રાખવી, સંબંધ રાખવો, ભરોસો-વિશ્વાસ રાખવો.
(Good reputation depends on one's character), લોકમાં સારી કીર્તિ થવી એ આપણા ચાલચલણપર છે.
Dependence, n. આધાર, આશ્રો, વળગણ, સંબંધ, તાબેદારી, આધિનતા, ભરોસો, વિશ્વાસ, આધાર-આશ્રયનું ઠેકાણું.
Dependency, n. આધાર, આશ્રો, સંબંધ, ભરોસો, તાબેદારી, લટકણ. અંગ. તાબાનો મુલક, ઉપરાજ્ય.
Dependent, Dependant, a. લટકતું, તાબાનું તાબેદાર, વળગેલું, આધીન, પરાધીન, સંબંધવાળું. n. તાબેદાર-પરાધીન માણસ, આશ્રીત, ખાંધાચો.
Depending, a. લટકતું, ઝુલતું, આધાર વિશ્વાસ-આશરો રાખતું.
Depeople, v. t. ઉજડ-વસ્તી વગરનું કરવું.
Depict, v. t. પાડવું, ચિતરવું. બયાન કરવું, વર્ણન કરવું.

**Depilate**, *v. t.* બાલખેંચી-ટુંપી કાઢવા.
**Depilation**, *n.* બાલટુંપણ-ખેંચી કાઢવા તે.
**Depilatory**, *a.* બાલ કાહાડી તે જગ્યા સાફ કરાવાનો ગુણ ધરાવનારૂં. *n.* બાલ કાઢી સાફ કરવાના ગુણ ધરાવનારી ચીજ-ઓસડ.
**Depilous**, *a.* બોડું, બાલ વગરનું, બોડકું.
**Depletion**, *n.* ખાલી કરવું તે, લોહી ઓછું કરવું તે, લોહી કાઢી નાંખવું-કમી કરવું તે.
**Deplorable**, *a.* રડવું આવે એવું, વિલાપ-અફસોસ કરવા જોગ, દયા આણવા જોગ, દલગીર-શોકાતુર થવા જોગ, અત્યંત દુઃખી.
(He is in a deplorable condition), તેની સ્થિતિ અફસોસ કરવાજોગ છે.
**Deplorableness**, *n.* વિલાપ, અફસોસ, શોક, અત્યંત દુઃખ.
**Deplorably**, *ad.* અફસોસથી, વિલાપથી, દયા આણવા જોગ રીતે. શોક-દલગીરીથી, અત્યંત દુઃખથી.
**Deplore**, *v. t.* રડવું, વિલાપ-આફસોસ કરવો, દલગીર-શોકાતુર થવું, અત્યંત દુઃખી થવું.
**Deploy**, *v. t.* ઉઘાડવું. વિસ્તાર કરવો-થવો, લશ્કરની ટુકડીઓ એક પાછળ એક હોય તેમાંથી આગળ હારબંધ ઉભા રાખવું-રેહેવું.
**Deplumation**, *n.* પિછાં કહાડવાં-ટુંપવાં તે.
**Deplume**, *v. t.* પિછાં ટુંપવાં કહાડવાં.
**Depolarize**, *v. t.* ધ્રુવ તરફ ફરી જવાના ગુણકે સ્વભાવ વગરનું કરવું.
**Depone**, *v. i.* સોગનપર કેહવું-લખાવવું-સાક્ષી [આપવી.
**Deponent** *a.* સક્રિય ભેદરૂપ, જેનું રૂપ સક્રિય ભેદનું પણ અર્થ મુળ ભેદનો છે એવું. *n.* સોગન-પ્રતિજ્ઞા ઉપર કેહેનાર-લખાવનાર, સાક્ષી, શાહેદ, જુબાની આપનાર.
**Depopulate**, *v. t.* ઉજડ કરવું, વસ્તી નાબુદ-છેક કમી કરી, નાંખવી, વસ્તી વિનાનું કરવું.
**Depopulated**, *a.* ઉજડ, વેરાન.
**Depopulation**, *n.* વસ્તિની વેરાની, ખરાબી, પાયમાલી, ઉજડ કરવું તે.
**Deport**, *v. t.* સમુદ્ર-દેશપાર મોકલવું, દેશનિકાલ કરવો, દેશાંતર કાઢવું, ચાલવું, આચરવું, વર્તવું.
**Deportation**, *n.* દેશનિકાલ, દેશપાર કાઢવું-મોકલવું તે-મોકલવાની શિક્ષા થવી તે. આચરણ, ચાલ, વર્તણુક.
**Deport, Deportment**, *n.* ચાલચલણ, વર્તણુક, આચરણ.
**Depose in writing**, જબાની લખી આપવી.
**Deposable**, *a* પદ ભ્રષ્ટકરવા-ઓહદાપરથી ઉતારવા લાયક.
**Deposal**, *n.* પદભ્રષ્ટ કરવું તે, પદભ્રષ્ટતા, ઓહદાપરથી ઉતારવું તે.
**Depose**, *v. t.* ગાદીઉપરથી ઉઠાડી મેલવું, પદભ્રષ્ટ કરવું. *v. i.* સાક્ષી આપવી. જુબાની આપવી, જુબાની લખી આપવી.
**Deposit**, *v. t.* મુકવું, અનામત રાખવું, સોંપવું, ભરી રાખી મુકવું. *n.* ઘસડાઇ આવેલો કાદવ-કચરો, મુકેલાં અનામત રાખેલાં નાણાં-માલ.
**Depositary**, *n.* અનામતદાર-રાખનાર, જુમ્મેદાર, રખેવાલ.
**Deposition**, *n.* ગાદી-પદ્વિઉપરથી ઉતારવું તે, પદભ્રષ્ટતા, સાહેદી, જુબાની, સાક્ષી.
**Depositor**, *n.* અનામત રાખનાર-મેહેલનાર.
**Depository, Depot**, *n.* કોઠી, વખાર, ભંડારખાનું, અનામત-સંગ્રહ રાખવાની જગ્યા, સંગ્રહાલય, સંચયસ્થાન.
**Depravation**, *n.* બગાડવું તે, બગાડ, બદી, ખરાબી, અપવિત્રપણું, ભ્રષ્ટતા.
**Deprave**, *v. t.* ખરાબ કરવું, ભ્રષ્ટ-દુષ્ટ કરવું બગડવું, બગાડવું.

**Depraved**, *a.* ખરાબ કીધેલું, બગડેલું, દુષ્ટ પાપી અકર્મિ.

**Depravity**, *n.* બુરાઈ, બગાડ, બદી, ખરાબી, નાપાકી, દુષ્ટ-મલીનપણું, પાપબુદ્ધિ, ભ્રષ્ટતા, દુર્બુદ્ધિ.

**Deprecate**, *v. t.* કંઈ આફત દુર થવાને માફી-ક્ષમા માગવી, નિવારણને માટે પ્રાર્થના કરવી, બહુજ દિલગીર થવું, અફસોસ કરવો.

**Deprecation**, *n.* નિવારણને માટે કરેલી પ્રાર્થના-અર્જી, માફી માંગવી તે, અફસોસ-દલગિરી બતાવવી તે.

**Deprecatory**, *a.* નિવારણ માટે કરેલો પ્રાર્થનાનું-સંબંધી.

**Depreciate**, *v. t.* ભાવ-કિમ્મત હલકી-ઓછી કરવી, કિમ્મત-મુળ ઘટાડવું, હલકું લગાડવું, આબરૂ ઓછી કરવી, હલકું પાડવું, વખોડવું, નિંદા કરવી, *v. i.* કિમ્મત ઘટવી.

**Depreciation**, *n.* કિમ્મત ઓછી થવી કરવી તે, પડતો ભાવ, ઓછો થયલો ભાવ, હલકું પાડવું તે, નિંદા કરવી તે, આબરૂ ઓછી કરવી તે.

**Depredate**, *v. t.* લુટવું, લુટફાટ-નાશ ખરાબ-પાયમાલ કરવું.

**Depredation**, *n.* લુટ, લુટફાટ, નાશ, તારાજ, ખરાબી, બગાડો, પાયમાલી, ધસારો.

**Depredator**, *n.* લુટારો, પિંડારો.

**Depress**, *v. t.* નીચું કરવું-રાખવું-પાડવું, નમાવવું, ભાંગવું, તોડવું, ઉતારવું, દિલગીર-નમ્ર-નરમ કરવું, નબળું પાડવું, ઘટાડવું. દાબી નાંખવું, આંચકો-ધક્કો પહોંચાડવો.

**Depressed**, *p.p.* or *a.* સરગરદાન, ખોઆર, ઉદાસ, સુસ્ત, દબાએલું, નમ્ર.

**Depression**, *n.* નીચું પાડવું તે, દબાઈ જવું તે, પડવું તે, ગોબો, ધોકો, ખાડો, ખાંચ, ખાડાખબોચીયાં. હૃદયભંગ, ઉદાસી, નબળાઈ, ઘટાડો, નરમ થવું-ઘટવું તે.

**Depressive**, *a.* નીચે દાબતું, પાડતું, પડતું, નરમ-દિલગીર કરતું, નરમ-નબળું કરતું, ધોકો પહોંચાડતું.

**Deprivable**, *a.* જબરજસ્તીથી લઈ લેનારૂં, હરણ કરવા જોગ.

**Deprivation**, *n.* લઈ લેવું તે, હરણ કરવું તે, હાની, નુકસાન, દુઃખ, પદભ્રષ્ટતા.

**Deprive**, *v. t.* વિનાનું કરવું, લઈ લેવું, હરણ કરવું, ખોઈ બેસાડવું, છીનવી લેવું, હોદ્દા ઉપરથી કાઢી મુકવું, પદભ્રષ્ટ કરવું.

**Depth**, *n.* ઉંડાણ, ઉંડાઈ. (In the depth of winder) ભરશિયાળામાં.

**Depthless**, *n.* છાલકું છાછરૂં.

**Depulsion**, *n.* હાંકી મુકવું તે, કહાડી મુકવું તે.

**Depurate**, *v. t.* સાફ-સ્વચ્છ-નિર્મળ કરવું, પવિત્ર કરવું.

**Depuration**, *n.* સાફ કરવું તે, સ્વચ્છતા, પવિત્રતા, સફાઈ.

**Depute**, *v. t.* અખત્યાર આપીને કોઈને રવાને કરવું-મોકલવું, વતેનું કામ કરવાને નિમવું, વકીલ નિમવો, પ્રતિનિધિ કરવો.

**Deputed**, *a.* વતેનું કામ કરવા સારૂં નિમેલો મોકલેલો, વકીલ કરી મોકલેલો, પ્રતિનિધિ કરી મોકલેલો.

**Deputation**, *n.* વકીલ દાખલ મોકલેલું અથવા ગયલા માણસો, મુખ્તાર.

**Deputy**, *n.* નાયબ, પેશકાર, વકીલ, પ્રતિનિધિ, મુખ્તાર.

**Derange**, *v. t.* ગોંધળ કરી નાખવું, ગડબડ-સડબડ કરવી, ભેળ સેળવું, ચુંથી નાખવું, ઉથલપાથલ કરી નાખવી, બગાડવું, ખલેલ પહોંચાડવી, ગાંડું-ઘેલું કરી નાખવું.

**Deranged**, *a.* ગોંધળ-ગડબડ સડબડ કરી નાખેલું, ચુંથેલું, બગાડેલું, ગાંડું, ઘેલું, ચસ્કેલું, દિવાનું,

**Derangement**, *n.* અવ્યવસ્થા, ધાલમેલ, ઉથલપાથલ, ગોંધળ, ખલેલ, બગાડ, વિકાર, ગાંડપણ, દિવાનાપણું, ચસ્કેલાપણું.

Derelict, *n.* તદન છોડી દીધેલું તે, પરિત્યાગ કરેલું તે, છોડી દીધેલો માલ-ચીજ. *a.* છોડી દીધેલું, ત્યાગ કરેલું, નઠારી ચાલનું.

Dereliction, *n.* ત્યાગ કર્મ, છોડી દેવાનું કામ, ત્યાગ, પરિત્યાગ.

Derice, *n.* ફાંસી દેનાર.

Deride, *v. t.* ધિક્કારથી ઠઠ્ઠા મશ્કરી કરવી, [હસી કાઢવું.

Deridingly, *ad.* મશ્કરીમાં, મજાકથી, હસી કાઢીને.

Derision, *n.* મજાક, મશ્કરી, હાંસી, તિરસ્કાર, [ખિલવણું ઉપહાસપાત્ર.

Derisive, *a.* મશ્કરી-ઠઠ્ઠા ભરેલું, મજાક કરતું, હસી કાઢતું.

Derivable, *a.* ઉપજવા જેવું, હાંસલ થવા [જોગ, નિકળે એવું.

Derivation, *n.* મુળ, વ્યુત્પત્તિ, જડ, નિકળવું તે, કંઈ કારણ-મુળ ઉપરથી કાઢવું તે.

Derivation of a word, શબ્દોત્પત્તિ.

Derivative, *a.* નિકળેલું, બિજાની ઉપરથી ઉતરેલું-બનેલું, સાધિત, અન્ય પ્રાપ્ત. *n.* કૃદન્ત, સાધિત શબ્દ.

Derive, *v. t.* કાઢવું, મેળવવું, નિકળવું, ઉપજાવવું, મુળ ઉત્પત્તિ કાઢવી બતાવવી.

Derm, *n.* ત્વચા, ચામડી.

Dermal, *a.* ત્વચા-ચામડીને લગતું-નું.

Dern, *a.* ઘાતકી, દુષ્ટ, ખરાબ.

Dernier, *a.* શેવટનું, અંતનું, છેલ્લું.

Derogate, *v. t. v. i.* હલકાપણું લગાડવું, માન-તેજ હાની કરવી, અપજસ આપવો, ઘટાડવું, હલકું પાડવું, કમી કરવું.

Derogation, *n.* હલકું પાડવું તે, ઘટાડવું તે, આબરૂ હલકી કરવી તે.

Derogative, Derogatory, *a.* ઘટાડે એવું, હલકું પાડે એવું, આબરૂ લે એવું, હલકું.

Dervis, Dervise, *n.* ફકીર, દર્વેશ, દરવીશ.

Descant, *v. i.* સુર-તાન-રાગ ફેરવીને ગાવું, રાગની ઢપમાં બોલવું, ગાવું, ટીકા કરવી, લંબાણ-વિસ્તારથી બોલવું, મલાવી મલાવીને વર્ણવવું. *n.* સુર-તાન ફેરવીને ગાવાનું ગાયન, ભાષણ, ટીકા, લંબાણ-વિસ્તાર વર્ણન.

Descend, *v. t. v. i.* ઉતરવું, ઉતરી આવવું-પડવું, વંશ-કુળમાંના હોવું, પહોંચવું, મળવું, નીચે જવું, ઉપરથી ઉતરવું.

Descended, *p. p.* ઉતરેલું, ઉતરતું આવેલું.

Descendant, *n.* વંશજ, વંશી, વંશનું માણસ.

Descendants, *n. (pl.)* સંતાન, સંતતિ, ઓલાદ.

Descendent, *a.* નિચે પડતું.

Descending, *p. p.* or *a.* ઉતરતું, ઢળતું.

Descension, *n.* ઉતરવું તે, નિચે જવું તે.

Descent, *n.* ઉતાર, ઢાળ, ઉતરતો, ઢળાવ, ઉતરણ, કુળ, વંશ, પેહેડી, ઉત્પત્તિ, ચઢી આવવું તે, હુમલો.

Describable, *a.* વર્ણન કરવા જોગ, નિરૂપ- [ણીય, વર્ણનીય.

Describe, *v. t.* સમજાવવું, વર્ણન કરવું, બયાન કરવું, દોરવું, કાઢવું, પાડવું, આંકવું, નિશાન કહાડી સમજાવવું.

Describer, *n.* વર્ણન કરનાર, બયાન કરનાર, દોરનાર, કાઢનાર, નિશાન કહાડી સમજાવનાર.

Descrier, *n.* જોનાર, દેખનાર, શોધી કાઢનાર.

Description, *n.* વર્ણન, બયાન, નિરૂપણ, વ્યખ્યા, સુરત, ડોળ, આકાર, ગુણ, લક્ષણ, જાત, પ્રકાર, તરેહ, ચિતાર.

Descriptive, *a.* વર્ણનાત્મક, વર્ણનરૂપ, બયાન કરતું, દર્શાવી-વર્ણન આપે એવું.

Descry, *v. t.* લક્ષ લગાડીને દુરથી જોવું, લાંબી નજર પોહોંચાડવી, શોધ કાઢવી, શોધ કરવી-શોધવું.

Desecrate, *v.t.* પતિત ઠેરવવું, પતિત ઠેરવીને કાઢી મુકવું, વટાળવું, ભ્રષ્ટ-અપવિત્ર કરવું.

**Desecration,** *n.* પતિત ઠેરવવું તે, પતિત ઠેરવીને કાઢી મુકવું તે, વટાળો, ભ્રષ્ટતા,

**Desert,** *n.* હક, કદર, ગુણ, યોગ્યતા, લાયક બદલો, લાયકી, ઇનામ, બક્ષીસ, અવેજ, સારું પ્રતિફળ. *v.t.* છોડવું, છોડી દેવું, ત્યાગ કરવો. *v. i.* ન્હાસવું, ન્હાસી છોડી જવું, લશ્કરમાંથી ચાકરી છોડી ન્હાસી જવું.

**Desert,** *a.* જંગલી, અરણ્યનું, વગર વસ્તિનું, વેરાન, સુનું, ઉજ્જડ, *n.* જંગલ, વન, વેરાન, રાન, અરણ્ય.

**Deserter,** *n.* ન્હાસનાર, ન્હાસી જનાર, લશ્કરી ચાકરીમાંથી ન્હાસી જનાર સિપાઈ.

**Desertion,** *n.* ત્યાગ, પરિત્યાગ, નિરાધારપણું, લશ્કરની ચાકરી છોડી જવું તે, બેવફાઈ.

**Desertless,** *a.* ગુણ-યોગ્યતા રહિત.

**Deserve,** *v. t.* પાત્ર થવું, ઘટવું, ઘટારત થવું, યોગ્ય લાયક હોવું-થવું.

**Deserved,** *a.* યોગ્ય થયલું, ઘટતું, લાયક.

**Deservedly,** *ad.* લાયકી-યોગ્યતા પ્રમાણે, ઘટતી રીતે, યથાયોગ્ય.

**Deserving,** *a.* લાયક, ઘટારત, યોગ્ય.

**Deshabille,** *n.* હલકો-ઢિલો પોશાક, ઘરમાં પેહેરી ફરવાનું લુગડું.

**Desiccate,** *v.t. v.i.* સુકવી નાખવું, સુકાઈ જવું.

**Desiccation,** *n.* સુકવવાની ક્રિયા-રીત, સુકવવું તે, સુકઈ જવું તે. [જતું.

**Desiccative,** *a.* સુકાઈ જનારું, સુકાતું, સુકઈ

**Desiderata** *n. plu.* જેણી ગરજ પડે પણ જે મળી નહીં શકતું હોય તે, ખુટ, ખામી.

**Desideratum,** *n.* જેનો ખોટ જરૂર કે એવી વસ્તુ, ઇષ્ટપદાર્થ, અભીષ્ટ, ખુટ, ખામી,

**Design,** *v. t.* ઘાટ-આકાર-નકશો કાઢવો, સાજના ઇરાદો-મનમાં વિચાર કરવો, ઇગરો નાખવો નિર્માણ કરવું. *n.* નકશો, ઘાટ, યુક્તિ, તદબીર, રચના, મનસુબો, વિચાર, ઇરાદો.

**Designedly,** *ad.* જાણીબુજીને-જોઇને.

**Designate,** *v. t.* નિશાન પાડી દેખાડવું, જણાવવું, ઓળખાવવું, સુચવવું, પારખવું, નિમવું, નામ પાડવું, નિમણુક કરવી.

**Designate, Designated,** *a.* બતાવી આપેલું, ઓળખાવેલું, જણાવેલું, નિમેલું.

**Designation,** *n.* નિશાન, નામ નિશાન, સંજ્ઞા, ઇશારત, લક્ષણ, નિમણુક, યોજના.

**Designer,** *n.* ઘાટ ઘડનાર-કાઢનાર-પાડનાર, નકશો કાઢનાર, યોજના કરનારું, કાવાદાવ, કાવતરિયાર, મનસુબાબાજ, મતલબી, ધુર્ત, તરકટી માણસ.

**Designing** *a.* દગાખોર, કાવતરિયા, દગલબાજ.

**Desirable,** *a.* ઇચ્છવા જોગું, દિલપસંદ, રસીલું, પસંદ, ઠીક.

**Desire,** *n.* ઇચ્છા, અભિલાષ, મનકામના, મરજી, કહેવું તે, ફરમાવવું તે, લોભ, ઉત્કંઠતા. *v.t.* ઇચ્છવું, ચહાવું, માગવું, કહેવું, વિનંતી-અરજ કરવી.

**Desirous,** *a.* ઇચ્છનારું, લોભી, અભિલાષી, આતુરતાવાળું, ઉત્કંઠિત.

**Desist,** *v. i.* અટકવું, રેહેવું, હાથ ઉઠાવવો, થોભવું, પાછા હટવું, બંધ પડવું.

**Desistance,** *n.* અટકાવ, હાથ ઉઠામણ.

**Desk,** *n.* મેજ, લખવાની ઢળતી પેટી, ટેબલ.

**Desolate,** *v.t.* વેરાન કરવું, મેદાન કરી મુકવું, ઘુળધાણી-પાયમાલ કરવું. *a.* ઉજડ, વેરાન, મેદાન, ઘુળધાણી, પાયમાલ, ખાલી, એકાંત, એખલું, વસ્તિવિનાનું, સુનું.

**Desolation,** *n.* ઉજડ કરવું તે, વેરાની, ખરાબી, ઘુળધાણી, પાયમાલી, ઉજડ જગા-મુલક.

**Despair,** *n.* આશા મુકવી તે, નિરાશા, આ-

શાભંગ, નાઉમેદી. *v. t.* નિરાશ થવું, ઉમેદ છોડવી, આશા મુકવી.

Despatch, *n.* મોકલવું તે, દોડાવવું તે, ઝાટો, નિકાલ, ઝડપ, ઉતાવળ, મુદ્દામ લખાણ, વિશેષ સરકારી રાહનો પત્ર. *v. t.* મોકલવું, રવાને કરવું, મુદ્દામ મોકલવું. દોડાવવું, મારી નાખવું-કાઢવું, કરી નાખવું, નિકાલ કાઢવો, ઉડાવી દેવું.

Desperado, *n.* સાહસિક, ઝનુની, મરણીઓ.

Desperate, *a.* આશા મુકી બેઠેલું, નિરાશા, સાહસીક, છેલ્લું, રાક્ષસી, તામસી, નિરૂપાય બેઈલાજ, જીવપર આવેલું, લાચાર, અસાધ્ય, કઠણ.

Desperately, *ad.* જીવપર આવીને, યાહોમ.

Desperation, *n.* આશા છોડવી-મુકવી તે, નિરાશા. નિરૂપાયપણું, લાચારી, નિરાશપણું, મરણીયાપણું.

Despicable, *a.* તુચ્છ, હલકું, પાજી, અધમ, નીચ, કોડીનું, અવગણના કરવા જેવું, તિરસ્કાર, કરવાજોગ.

Despicably, *ad.* તુચ્છપણાથી, તિરસ્કારથી, અધમ રીતે, અવગણના કરીને, ધિક્કારીને.

Despicableness, *n.* હલકાપણું, તુચ્છપણું, અવગણના. [માનવું-ગણવું, ધિક્કાર કરવો.

Despise, *v. t.* અનાદર-અપમાન કરવું, તુચ્છ

Despite, *n.* ડહાડ, ડંશ, ખુન, દ્વેષ, કીનો, વેર, કપટ, અદાવત, દ્વેશથી કીધેલું કામ, *prep.* છતાં, [અદેખું, ડંશીલું.

Despiteful, *a.* કિનાખોર, ખુની. કપટી,

Despoil, *v. t.* લઈ લેવું, લુટી લેવું, હરી લેવું, ચોરવું, નાશ કરવું.

Despoiler, *n.* ચોર, લુટારો.

Despond, *v. i.* હિંમત આશા છોડવી-મુકવી, નાઉમેદ થવું, નાહિમ્મત નિરાશ થવું.

Despondency, *n.* નિરાશા, આશાભંગ, નાઉમેદી, ઉદાસી. [નિરાનંદ, નિરૂત્સાહ, ઉદાસ.

Despondent, *a.* નાહિંમત, નાઉમેદ, નિરાશા,

Desponding, *a.* નાઉમેદ કરતું, નિરાશ કરતું દલગીર-ઉદાસ કરતું.

Despot, *n.* કુલ મુખ્ત્યાર રાજા-હાકેમ, સ્વતંત્ર રાજા, જુલમી-ડંગોરીઓ રાજા-હાકેમ.

Despotic, *a.* આપ અખ્ત્યાર, કુલ મુખ્ત્યાર, જુલમગાર, ઈચ્છાધિન, ડંગોરીયું, જુલમી.

Despotism, *n.* સ્વતંત્રતા, અપ્રતિબંધ સત્તા, જુલમગાર રાજ્ય. [કચરો કાઢી નાખવો.

Despumate, *v. i.* મેલ-ફીણ કાઢી નાંખવું,

Despumation, *n.* મેલ કાપવો તે, કફ કાપવો તે, પ્રવાહી પદાર્થઉપર બંધાતી પોપડી કાહાડી નાખવી તે.

Desquamate, *v. t.* & *v. i.* ભીંગડાં-છાલ-પોપડી કાઢી નાખવી. [કાઢી નાખવા તે.

Desquamation, *n.* હાડકાં ઉપરની પોપડી

Dessert, *n.* મુખવાસ, મુખશુદ્ધિ, જમી રહ્યા પછી જે ફળ ખાવામાં આવે છે તે.

Destination, *n.* ઠેરવવું તે, પુર્વ યોજના, નિર્મિતવાત, જ્યાં મોકલવાનું તે જગ્યા, નિર્મિત જગ્યા, ઠેરવેલી જગ્યા-મુકામ.

Destine, *v. t.* પહેલાંથીજ મુકરર કરી રાખવું-ધારી મુકવું-નક્કી કરવુ, પહેલાંથી નિર્માણ કરવું, ભવિષ્ય બાંધવું.

Destined, *p.p.* or *a.* નહી ફેરવાઈ શકાય એવી રીતે મુકરર થયલું, પુર્વની યુક્ત, નસીબે આલેખેલું, સરજેલું.

Destiny, *n.* નિર્માણ વાત, કર્મ, નસીબ, કાળ, ભવિષ્ય, કજા, દૈવગતી, ભાગ્ય, પ્રારબ્ધ, કિસમત, જોગ.

Destitate, *a.* વિનાનું, રહિત, હીન નીરાશ્રય,

અનાથ, નિરાધાર, લાચાર, વગર મદદનું, છેક-ગરીબ, ભુખે મરતું.

**Destitution**, *n.* રહિતપણું, અભાવ, નિરાશ્રિતપણું, લાચારી, ગરીબી, અનાથાવસ્થા.

**Destroy**, *v. t.* નાશ કરવો, બગાડવું, ભાગી ફોડી નાખવું, તોડી પાડવું, સત્યાનાશ કરવું, ઉજ્જડ કરવું, કતલ કરવું, મારી નાખવું.

**Destroyer**, *n.* ભાંગનાર, ભંજક, સંહારક, નાશક, નાશ કરનાર, વિનાશી, ઘાતક.

**Destructible**, *a.* ભાંગવા જેવું, નાશ પામે એવું, નાશ કરી શકાય એવું, નાશવંત, ફના થવા જેવું.

**Destruction**, *n.* ભંજન, હાની, નાશ, લય, ખરાબી, સંહાર, પ્રલય.

**Destructive**, *a.* સંહારક, જીવ લે એવું, નાશક, ઘાતક, ઘાતકી, નાશ કરનારૂં-કારક.

**Desuetude**, *n.* વહીવટ જતો રહેવો તે, કામમાં આવતા બંધ પડવું તે, ચાલ-વહીવટ નિકળી જવો તે, અનભ્યાસ.

**Desultory**, *a.* મ્હો માથા-ઠેકાણા-ધોરણ, વગરનું, અવ્યવસ્થિત, બેતાલ, ઉપર ટપેનું, એકાએક આવતું.

**Detach**, *v. t.* જુદું કરવું, છોડવું, છુટું-જુદું પાડવું, માંથી કાઢીને-છુટું પાડી મોકલવું નિકળવું, છુટવું.

**Detached**, *a.* જુદું કરેલું, જુદું જુદું, છુટું છુટું, આઘું આઘું પડેલું આવેલું, છુટું પાડીને મોકલેલું.

**Detachment**, *n.* તુકડી, ટોળી, રસાલો, સેનાખંડ, લશ્કરની તુકડી.

**Detail**, *n.* તપશીલ, વિગત, વિગતવાર વર્ણન. *v. t.* તપશીલવાર કહેવું, વિગતવાર બોલવું-જણાવવું.

**Detailed**, *a.* વિગત-તપશીલવાર.

**Detain**, *v. t.* અટકાવી મુકવું, ખોટી કરવું. રોકવું, ખાળવું, અટકાવવું, નજર કેદ-કબજામાં-જપ્તિમાં રાખવું.

**Detainer**, *n.* અટકાવી-રોકી રાખનાર, નજરકેદ કરનાર.

**Detect**, *v. t.* પકડી-શોધી કહાડવું, પકડવું, ભાળ કાઢવી, પત્તો લગાડવો.

**Detection**, *n.* શોધી કાઢવું તે, પત્તો લાગવો તે, શોધ, ભાળ, પત્તો, પકડાઈ જવું તે.

**Detent**, *n.* ઘડીઆળમાં અટકાવ, ઘડીઆળ વાગતું બંધ થવું તે.

**Detention**, *n.* ખાળો, અટકાવ, ખોટી, રોકાણ, નજરકેદ.

**Deter**, *v. t.* ભય-બ્હીકથી અટકાવવું, પાછા હઠાવવું, ખાળવું, અટકાવવું, હેહેશતથી નાહિમ્મત કરવું.

**Deterred**, *pp.* ભયથી બીહીને નાહીમત થયલું-અટકેલું.

**Deterge**, *v. t.* સાફ કરવું, મેલ કાઢી નાંખવો, લુછી સાફ કરવું.

**Detergent**, *a. n.* મેલ કાઢે-સાફ કરે એવું-એવી વસ્તુ.

**Deteriorate**, *v. t.* બગાડવું, ખરાબ-ઉતરતું કરવું. *v. i.* બગડવું, ખરાબ-નીચું-હલકું થવું. ઉતરી જવું.

**Deterioration**, *n.* ઉતરતો પાયો, અન્યથાભાવ, ખરાબી, બગાડ, બગડવું તે.

**Determent**, *n.* અટકાવનારૂં, અટકાવ કરનાર.

**Determinable**, *a.* ઠરાવવા જોગું, નિર્ધારણીય, નક્કી કરવા જોગ.

**Determinate**, *a.* નક્કી, બાંધેલું, ખચીત, ચોકસ, ઠરાવેલું, સાફ, ખુલ્લું, પ્રત્યક્ષ.

**Determinately**, *ad.* ખચીતપણે, ચોકસરીતે, ખચીત, શક વગર.

**Determination**, *n.* નક્કી ઠરાવ કરવો-થવો તે, ઠરાવ, નિશ્ચય, નિર્ણય, અડ, હઠ, આગ્રહ, ચુકાદો, નિવેડો, નિકાલ, ફડચો, તોડ, વિચાર, સંકલ્પ, વલણ.

**Determine**, *v. t.* ઠરાવ કરવો, ઠેરવવું, ઠરાવવું, નીમવું, મુકરર કરવું, નિવેડો કરવો,

તોડ-ફેંસલો કરવો, નિકાલ-ચુકાદો કરવો, નિર્ણય કરવું, વાળવું, લઈ જવું.

**Determined**, *a.* મજબુત, ઠરાવેલું, નિશ્ચિત, નક્કી, સિદ્ધ. [ફેંસલો કરવું તે.

**Detersion**, *n.* ક્ષતશોધન, સાફ કરવું તે,

**Detest**, *v. t.* ધિક્કારવું, તિરસ્કાર-ધિક્કાર કરવો, ગુસ્સો લાગવો-આવવો. [આવે એવું.

**Detestable**, *a.* ધિક્કારવા જોગ, ધિક્કાર

**Detestation**, *n.* ક્રોધયુક્ત ધિક્કાર, તિરસ્કાર.

**Dethrone**, *v. t.* રાજ્ય ભ્રષ્ટ કરવું, તખ્ત ઉપરથી ઉતારી મુકવું, ગાદીએથી ઉતારવું-ઉડાડી મુકવું, મુખ્યાધિકાર છિનવી લેવો.

**Dethronement**, *n.* રાજ્યભ્રષ્ટતા.

**Detinue**, *n.* રાખેલો-અટકાવેલો-રોકી મુકેલો માલ પાછો લેવા વિષેનું હુકમનામું.

**Detonate**, *v. t.* ધડાકો કરવો-થવો, ભડાકો થઈ ફુટવું, ફડફડ બાળવું-બળવું, એકદમ અવાજ કરીને સળગી ઉઠવું.

**Detonation**, *n.* ધડાકો, ભડાકો, એકદમ અવાજ થવો તે. [લપેટવું.

**Detort**, *v. t.* વળ દેવો, વાળવું, આમળવું,

**Detortion**, *n.* ભ્રંશ, ભ્રષ્ટતા, ફરી જવું તે, અવળું ચાલવું તે, બુદ્ધિ ફરી જવી તે.

**Detour** *n.* ચકરાવો, ચક્કર, ફેરો.

**Detract**, *v. t. & v. i.* વખોડવું, હલકું પાડવું, ઓછું કરવું, ઘટાડવું, માન ભંગ કરવો-હરવું, લઈ લેવું, ખુંચી લેવું.

**Detraction**, *n.* નિંદા, બદનામી, વખોડવું-હલકું પાડવું તે, ગુણદૂષણ, ગુણાપવાદ.

**Detractive**, *a.* હલકું લગાડતું, માનભંગ કરતું, નિંદક, વખોડતું, ગુણાપવાદક.

**Detractor**, *n.* નિંદક, નિંદા કરનાર, વખોડનાર. [હલકું લગાડતું, વખોડતું.

**Detractory**, *a.* નિંદક, ગુણદૂષક, ગુણાપવાદક

Detriment, *n.* તોટો, નુકસાની, આંચ, બગાડ, ખલેલ, ધક્કો, ખરાબી, અપકાર, હાની.

Detrimental, *a.* હાનિભરેલું, અપકારી, નુકસાન ભરેલું, નુકસાનકારક.

Detritus, *n* ઘસાવાથી પડેલો કચરો.

Detrite, *a.* ઘસાઈ ગયલું.

Detrition, *n.* ઘસાઈ જવું તે, ઘસારો.

Detrude, *v. t.* ધકેલવું, જોરથી નીચે ઢસાવી દેવું-હડસેલી દેવું. [કાપી નાખવું.

Detruncate, *v. t.* પાડવું, તોડવું, તોડી પાડવું,

Deturbation, *n.* માનભંગ, હલકું પાડવું-પડવું તે. [સેલવું તે.

Detrusion, *n.* નીચે ધકેલી જવું તે, નીચે હડ-

Deturpate, *v. t.* ખરાબ કરવું, ભ્રષ્ટ કરવું, બગાડવું, અપવિત્ર કરવું.

Deuce, *n.* બે, પાનાનો દુવો, દુરી, એક પાસા ઉપર પાડેલાં બે ટેંબાં. ભુત, શેતાન.

Deuterogamist, *n.* બિજવર, બિજી વખત પરણનાર.

Deuterogamy, *n.* બિજલગ્ન, દ્વિતીયવિવાહ.

Deuteronomy, *n.* મુસાનું પાંચમું પુસ્તક, અનુવાદ, મુસાએ ઇસ્રાએલોને બીજી વાર આપેલા કાયદા. પુનર્નિયમ.

Devastate, *v. t.* ધુળધાણી-ખરાબી કરવી, વેરાન-ઉજડ કરી મુકવું. [ધુળ ધાણી.

Devastation, *n.* ખરાબી, પાયમાલી, વેરાની,

Develop, *v. t.* ઉકેલવું, ખિલવવું, ઉઘાડું-ખુલ્લું સ્પષ્ટ-પ્રસિદ્ધ-પ્રગટ કરવું. *v. i.* ફુટતાં-ખુલતાં-ખીલતાં-ઉઘડતાં-પ્રકાશ પામતાં-બહાર પડતાં જવું, બાલ્યાવસ્થામાંથી પ્રૌઢાવસ્થામાં આવતા જવું.

Development, *n.* પ્રકાશ, પ્રગટ-પ્રસિદ્ધ કરવું તે, પ્રસિદ્ધી, ખીલેલો બહાર. બાહાર પડવું તે, વૃદ્ધીએ પહોંચવું તે.

**Devergence, Devergency**, *n.* ઢળાવ, ઢળાણ, ઢાળ, ઢોળાવ, ઉતરાણ.

**Devexity** *n.* નિચું વળવું તે, વાંકા વળવું તે.

**Devex**, *a.* નિચું-વાંકું વળતું, નિચું નમતું.

**Deviate**, *v. i.* આડે માર્ગે-આડે રસ્તે જવું, આડું-વાકું ચાલવું-જવું, ચળવું, ફરવું, ભમવું, ભુલવું.

**Deviation**, *n.* આડે માર્ગે જવું તે, બદચાલ, ચુક, પાપ, અનીતિ, ભુલ, તકસીર, અપરાધ.

**Device**, *n.* ઉપાય, યુક્તિ, કરામત, જુગતી, તદબેર.(શોધી-વિચારી કાઢેલી) કલ્પના, નિશાન.

**Devil**, *n.* દૈત્ય, ભુત, પિશાચ, પ્રેત, રાક્ષસ, વેતાળ, અતિ દુષ્ટ માણસ, શેતાન, ખવીસ. (છાપખાનામાં) નાના કાગળ લઈ જનાર-લાવનાર નોકર. *v. t.* ખુબ મરચાં ભભરાવી સેકવું-ભુજવું.

(Printers devil,) છાપખાનામાંનો ચોપડીઓ લઈજનાર લાવનાર પોર્યો-છોકરો. (To play the devil with) કોઈને ઘણુંજ સતાવવું, કોઈની ખરાબી કરવી. [અતિદુષ્ટ.

**Devilish**, *a.* શેતાની, ભુત સંબંધી. બેહદ-

**Devilry**, *n.* દુષ્ટ ચાલ, ખરાબ વર્તણુક.

**Devisable**, *a.* કલ્પનીય, યોજવા જોગ, કલ્પના બનાવટ કરવા જોગ, વારસામાં આપવા જોગ-સરખું.

**Devious**, *a.* આડે માર્ગે જતું, ભમતું, આડું, વાંકું ચુંકું, આડું અવળું, ભટકતું, ચુક કરતું, ગેરરસ્તે ચાલતું, અવળું, ઉંધું.

**Devise**, *v. t.* કાઢવું, યોજવું, શોધી-વિચારી કાઢવું. વારસનામાથી સ્થાવર મિલકત આપવી. *n.* કાઢવું તે, યોજના. સ્થાવર મિલકતનું વારસ નામું, વારસ નામાથી આપેલી સ્થાવર મિલકત. [મળી છે તે.

**Devisee**, *n.* વસીઅતનામાથી જેને મિલકત

**Deviser**, *n.* યુક્તિ કાઢનાર, યોજનાર, બનાવનાર, રચનાર.

**Devisor**, *a.* વસીઅતનામું કરનાર, વસીઅતનામું કરી આપનાર. [વગરનું, વિનાનું.

**Devoid**, *a.* ખાલી, શુન્ય, વેગળું, રહિત, (He is devoid of energy,) તે જ્ઞાન શુન્ય છે, તે વગર અક્કલનો છે, તે જ્ઞાન રહિત છે.

**Devoir**, *n.* સલામ, મુજરો.

**Devolution**, *n.* માથે આવી પડવું-નાખવું હાથમાં આપવું-આવવું તે, મળવું તે.

**Devolve**, *v. t.* માથે પાડવું-નાખવું, ગળે નાખવું, હાથમાં આપવું. *v. i.* એકનું કામ બીજા ઉપર ઉતરવું, માથે પડવું, હાથમાં આવવું, મળવું માથે આવી પડવું.

**Devote**, *v. t.* અર્પણ-નજર કરવું, એક નિષ્ઠ રાખવું, વાપરવું, ગાળવું, વાપરવાને કાઢવું, મચાવવું, મચ્યા રેહેવું, આપી-સોંપી દેવું.

**Devoted**, *a.* કોઈ પવિત્ર કારણસર જુદું કીધેલું-કાઢેલું, અર્પણ કરેલું, તત્પર, મચેલું, મચાવેલું સોંપી દીધેલું, ધરી રાખેલું.

**Devotedness**, *n.* ભક્તિ, ઈશ્વરનિષ્ટા, તત્પરતા, મચેલા રેહેવાપણું.

**Devotee**, *n.* ભગત, ભક્ત, પુજારી, વેરાગી.

**Devotion**, *n.* અર્પણ, એકનિષ્ઠપણું, એકનિષ્ઠા, અત્યંત ભક્તિભાવ, ધર્માસક્તિ, ભક્તિ, ભજન, ચાકરી, પુજા, ભક્તિકર્મ.

**Devotional**, *a.* ભજન સંબંધીનું, દેવ પુજાનું, ભક્તિનું, ભક્ત્યાસક્ત.

**Devour**, *v. t.* ખાઈ જવું-નાખવું, ફાડી ખાવું, ગટ કરી જવું, ગળી જવું, ઉડાવી દેવું.

**Devout**, *a.* ભાવિક, ભક્તિપરાયણ, પરમ ભકિતવાળું-વાન-માન, ઈશ્વરનિષ્ઠ, ભાવિકપણાનું, ધાર્મિકપણાનું, ભાવભરેલું, ખરા મન-અંતઃકરણનું.

**Devoutly**, *ad.* ભક્તિપુર્વક-ભાવથી, ખરાં દિલથી-અંતઃકરણથી.

**Devoutness**, *n.* ઇશ્વરનિષ્ઠા, પરમાર્થ બુદ્ધિ.

**Dew**, *n.* દવ, ઓસ, તુષાર, ઝાકલ, ઠાર. *v.t.* દવથી ભિજવવું-પળાળવું.

**Dew-drop**, *n.* દવનું ટીપું-ટપકું-બિંદુ.

**Dewlap**, *n.* ગબગબ, ધાબલો, ટોટો, ગાય-ગોધાના ગળા નીચે લબડતું માંસ હોય છે તે.

**Dew-point**, *n.* (થરમૉમીટર) એટલે શીતોષ્ણ માપક યંત્રમાં માંડેલું બીંદુ, જે ઠેકાણે જ્યારે પારો ઉતરેછે ત્યારે દવનું બંધાવું થાય છે તે બીંદુ, દવ બંધાય છે તે બીંદુ, નિશાન.

**Dewy**, *a.* ઝાકળી, દવનાં જેવું, દવથી ભિ-જાયલું-પલળેલું-હવાયલું.

**Dexter**, *a.* જમણું.

**Dexterity**, *n.* શરીરની ચાલાકી-ચપળતા, હો-શીયારી, ખબરદારી, અંગચાપલ્ય, ઝડપ, ચતુ-રાઈ, ચાલાકી, કુશળતા, દક્ષતા.

**Dexterous**, **Dextrous**, *a.* હાથચાલાક, ચતુર, ચંચળ, ચપળ, ખબરદાર, દક્ષ, ઝડપ-વાળું. [લ્યથી, હાથચાલાકીથી.

**Dexterously**, *ad.* ચતુરાઈથી, હાથ કૌશ-

**Dey**, *n.* તુરકી લોકનો હાકમ. [પરમીયો.

**Diabetes**, *n.* બહુમુત્ર, મુત્રાતિસાર, સાકરિઆ

**Diabolic**, **Diabolical**, *a.* શેતાની, મહાપાતકી-પાપી, અધર્મી, અતિ દુષ્ટ, બહુ ઘાતકી.

**Diaconal**, *a.* "ડિકન" પાદરી સંબંધી.

**Diacritic**, **Diacritical**, *a.* ભેદસુચક,છુટું-જુદું પાડતું.

**Diadem**, *n.* મુગટ, તાજ, રાજત્વ, રાજસત્તા.

**Diagnosis**, *n.* રોગ લક્ષણ પિછાનવાની શક્તિ, દર્દ પીછાનવાનું, જ્ઞાન, રોગભાવના.

**Diagnostic**, *n.* રોગ લક્ષણ, રોગચિન્હ, દર્દ-ની નિશાની. *a.* રોગ લક્ષણની નિશાની જાણનારૂં, રોગ પારખતું.

**Diagonal**, *n.* કર્ણ, કર્ણરેખા લીટી, કોઈપણ ચૌકોણ આકૃતિમાં સામા સામેના ખુણાને જોડ-નારી લીટી. *a.* સામસામેનાં ખુણા જોડનાર, કર્ણરેખાકૃતિનું, કર્ણાકૃતિનું.

**Diagonally**, *ad.* સામસામેથી, સામસામે.

**Diagram**, *n.* ક્ષેત્ર, ચક્ર, આકૃતિ, આકાર, સિ-દ્ધાંતની આકૃતિ, નકશો.

**Dial**, *n.* શંકુયંત્ર, ચંદો.

**Dial-plate**, *n.* ઘડિયાળનો ચંદો.

**Dialect**, *n.* બોલી, ભાષા દેશભાષા, ઉપભાષા.

**Dialectical**, *a.* દેશ ભાષાનું-સંબંધી, ન્યાય સંબંધી-નું, તર્કશાસ્ત્રનું. [વિદ્યા.

**Dialectics**, *n.* (pl.) ન્યાય, ન્યાયશાસ્ત્ર, તર્ક-

**Dialectician**, *n.* ન્યાયશાસ્ત્ર જાણનાર, ન્યાય-શાસ્ત્રી-વેત્તા, નૈયાયિક.

**Dialist**, *n.* શંકુયંત્ર બનાવનાર.

**Dialling**, *n.* શંકુયંત્ર બનાવવાની વિદ્યા.

**Dialogist**, *n.* સંભાષણ કરનાર, સંવાદ કરનાર, પ્રશ્નોત્તર કરનાર. [જવાબ સવાલ.

**Dialogue**, *n.* સંભાષણ, સંવાદ, પ્રશ્નોત્તર,

**Dialysis**, *n.* પૃથ્થકરણ, જુદું પાડવું તે સમાપ્તિ, લય, આખરી. [જડાઈ.

**Diameter**, *n.* મધ્યરેખા, વ્યાસ, વ્યાસરેખા,

**Diametral**, *a.* મધ્યરેખાનું, વ્યાસ સંબંધી.

**Diametrical**, *a.* બરોબર, ખરેખરૂં, વ્યાસ-રૂપી, મધ્યરેખાનું. સીધો, ઘેટ, આબેહુબ.

**Diametrically**, *ad.* છેક, તદન, ખરેખરૂં.

**Diamond**, *n.* હીરો, એલમાસ.

**Diapason**, *n.* ગાયનનો એકતાલ.

**Diaper**, *n.* સણનું બુટ્ટાદાર વણેલું કપડું. ટુવાલ, તરેહદાર રૂમાલ, બુટેદાર રૂમાલ. *v. i.* *v. t.* કપડાં ઉપર બુટ્ટા-વેલ-તરેહ પાડવી.

**Diaphanous**, *a.* નિર્મળું, પારદર્શક, સ્વચ્છ.

**Diaphoretic**, *a.* પસીનો-બફારો લાવનારૂં, *n.* પરસેવો પેદા કરે એવી દવા, સ્વેદન, ગામોત-પાદક ઔષધ.

**Diaphragm**, *n.* પાતળો પડદો, પેટમાંનો પડદો, યંત્રોની અંદરનો પડદો.

**Diarist**, *n.* રોજનામું રાખનાર, દિન ચર્યા લેખ લખનાર, રોજ કામની નોંધ રાખનાર, રોજના બનાવ-વાતની નોંધ રાખનાર.

**Diarrhœa**, *n.* અતિસાર, હગામણ, સંગરાની, સંગ્રહણી, ઘણીવાર ઝાડે ફરવું તે.

**Diarrhetic**, *a.* ઝાડા આવે એવું, જુલાબી.

**Diary**, *n.* દિન ચર્યા લેખની ચોપડી, રોજનામું, દિનવૃત્ત પત્ર, રોજ કામ-વાતની નોંધ.

**Diastole**, *n.* રક્તાશય, ધમની.

**Diatonic**, *a.* (અવાજ) ચઢતો અથવા પડતો-ઉતરતો, ચઢતું, ઉતરતું. [કુથલી

**Diatribe**, *n.* સંવાદ, વાદવિવાદ, ટાહાયલું,

**Diatribist**, *n.* સંવાદ કરનાર, વાદવિવાદી.

**Dibble**, *n.* કોડાળી, ફરસી. *v. t.* કોડાળીથી ખોદવું,

**Dice**, *n.* (pl. of die) પાસા, રમવાના પાસાથી રમવાની રમત, સોટકાબાજી.

**Dice-box**, *n.* પાસા નાખીને હલાવવાની પેટી.

**Dicephalous**, *a.* બે માથાવાળું, બે ડોકાં-વાળું, દોમસ્થન.

**Dicotyledon**, *n.* બેફાડી બીજવાળું ઝાડ.

**Dicotyledonous**, *a.* બેફાડી બીજવાળું.

**Dictate**, *v. t.* લખાવવું, ઉતરાવવું, ઉપરી-પણાથી હુકમ કરી કેહેવું, હુકમ કરવો, ફરમાવવું, સુચના કરવી. *n.* હુકમ, ફરમાન, આજ્ઞા, સુચના, કહેલું તે, કહેવું તે.

**Dictation**, *n.* હુકમ કરવો તે, લખાવવું તે, ઉતરાવવું તે, હુકમ, ફરમાન, સુચના, આજ્ઞા, કહેવું તે, કહેલું તે.

**Dictator** *n.* ઉતરાવનાર, લખાવનાર, મુખત્યાર અધિકારી, ઉપરી, હુકમ આપનાર.

**Dictatorial**, *a.* કુલ, અપ્રતિબંધક, સત્તા ચલાવનારૂં, કુલ અખ્તિયારીવાળું, તોર ભરેલું, દિમાગનું.

**Dictatorship**, *n.* અધિકારીનો અમલ-ઓદ્દો.

**Diction**, *n.* ભાષાની ઢબ, શબ્દ વાપરવાની રીતિ, ઇબારત, વાક્યરચના, વાપરેલા શબ્દ.

**Dictionary**, *n.* કોશ, શબ્દસંગ્રહ, ફરહંગ.

**Dictum**, *n.* વાક્ય, સત્તાથી કહેલું તે, વચન.

**Did**, *pret.* of do. કીધું

**Didactic, Didactical**, *a.* ઉપદેશરૂપ, શિખામણરૂપી, ઉપદેશનું, બોધરૂપ.

**Die**, *v. i.* મરવું, મરણ પામવું, ગુજરવું, આખર આવવી, ઉતરી જવું, સમવું, સમાઇ જવું, જતા રેહેવું, નાશ પામવું, ધીમે ધીમે બંધ થઇ જવું-પડી જવું. [મુદ્રા-છાપ.

**Die**, *n.* પાસો (રમવાનો) સિક્કા પાડવાની

**Diet**, *n.* ખાણું, ખોરાક, કરી, પરહેજ રાજસભા. *v. t.* & *v. i.* ખવરાવવું, જમાડવું, કરી પાળવી.

**Dietary**, *n.* ખાનપાનને લગતો ધારો-નીમ.

**Dietetic**, *a.* પથ્ય સંબંધી, પથ્ય, કરી-પરેહજનું-સંબંધી.

**Dietetics**, *n.* pl. કરી જાળવવાની વિદ્યા.

**Diew et mon droit**, આ એલકાબ ઇંગ્રેજ પાદશાઇ તાજ ઉપર બિરાજે છે જેનો અર્થ એવો થાય છે કે "ખુદા અને મારો હક."

**Differ**, *v. i.* ભેદ થવો, જુદાં પડવું, તફાવત હોવો, જુદા વિચારના હોવું, વાંધો પડવો, ખટપટ થવી.

**Difference**, *n.* જુદાપણું, ફેર, ફરક, તફાવત, ભેદ, અંતર, મતભેદ, ખડપટ, તકરાર, જુદાંમન, બાકી. *v. t.* જુદા પાડવું, ફેરભેદ ગણવો.

**Different**, *a.* જુદું, જુદું જુદું, નિરાળું, અવર, જુદું પડતું.

**Differently**, *ad.* ઔર તરાહથી, જુદી રીતે.
**Differentia**, *n.* વિશેષ.
**Difficult**, *a.* અઘરૂં કઠણ, વિકટ, દુર્ઘટ, મુશ્કેલ, ખરડ, મરડાય-વળે સમજે નહીં એવું.
**Difficulty**, *n.* અઘરાપણું, મુશ્કેલપણું, કઠીણતા, મુશ્કેલી, ગુંચવણ, મુસીબત, હરકત, અડચણ, તકરાર.
**Diffidence**, *n.* શંકા, અવિશ્વાસ, નાહિમ્મતશરમાળપણું.
**Diffident**, *a.* બેઈતબારી, ભરોસો-વિશ્વાસ ન કરે એવું, શંકા કરનાર-લેનાર, શંકા લેવી, આત્મશંકી, નાહિંમત, શરમાળ.
**Diffuse**, *v. t.* ફેલાવવું, પ્રસારવું, પથરાય એવું.
**Diffuse**, *a.* લાંબું લાંબું, લંબાણનું.
**Diffuseness**, *n.* લંબાણ, ફેલાવો, પ્રસાર, વિસ્તાર, કરવું. [રથી.
**Diffusely**, *ad.* ફેલાવાથી, પ્રસારથી, વિસ્તા-
**Diffusible**, *a.* વિસ્તાર-ફેલાવો કરાય એવું, લંબાણ-પ્રસાર કરાય એવું. [વિસ્તાર.
**Diffusion**, *n.* ફેલાવો, પ્રસાર, પસારો,
**Diffusive**, *a.* વ્યાપક, પ્રસરણશીલ-ધર્મક, પસરે-ફેલાય એવું, પસરી-ફેલાઈ જાય એવું જનારૂં.
**Digastric**, *a.* બે-બેવડા પેટવાળું.
**Dig**, *v. t.* ખોદવું, ખોદીને તોડી પાડવું. *v. i.* ખોદવું, મજુરી કરવી. [ઠેકાણું.
**Digging**, *n.* ખોદવું તે, ખોદવાની જગ્યા-
**Digest**, *n.* સારસંગ્રહ, કલમબંદી, કાયદાનો ગ્રંથ-સંગ્રહ. *v. t.* પચાવવું, જેરવવું, હજમ કરવું, પાચન કરવું, મનમાં ગોઠવવું, મનમાં ઉતારવું-ઘોળવું-વિચારવું, મનન કરવું, ખમવું, સહન કરવું. *v. i.* પચવું, જરવું.
**Digestible**, *a.* પચાવવા જેવું, જરપત, હજમ, પચનીય, પચે એવું. [ક્રિયા.
**Digestion**, *n.* પાચન, હજમીઅત, પાચન
**Digestive**, *a.* પાચન શક્તિ ધરાવતું, પચાવે એવું, પાચક, પચાવનારૂં.
**Digestric**, *a.* (muscle), નીચલા દાભાડમાંનો એક સ્નાયુ.
**Digestive powers**, *n.* જઠરાગ્નિ.
**Digger**, *n.* ખોદનાર, બેલદાર.
**Digit**, *n.* આંગળ, અંગુળ, મુળ આંકડો, એકથી તે નવ સુધીનો કોઈપણ આંકડો, તસુનો પોણો ભાગ, પોણો તસુ, સુર્ય અથવા ચંદ્રની મધ્ય રેષાનો બારમો ભાગ. (Digit of the moon's diameter), કલા, ચંદ્રકલા. (Digit of the Sun's diameter,) અર્કાંશ. (Digit in Arithmetic,) એકથી તે નવ સુધીનો કોઈપણ અંક આંકડો-આંક. [રેષાના બારમાં ભાગનું.
**Digital**, *a.* આંગળને લગતું, ચંદ્ર સુર્યની મધ્ય
**Dignified**, *a.* પ્રૌઢ, મોટાઈનું, શ્રીમંતી, ડોળવાળું, ઉમરાવ, મહાન.
**Dignify**, *v. t.* મરતબો આપવો, પ્રૌઢ કરવું, ઉંચે દરજ્જે ચડાવવું, મોટપણ આપવું.
**Dignitary**, *n.* મ્હોટી પદ્વી ધરાવનાર ધર્મગુરૂ, ઉંચા દરજ્જાવાળો ધર્માધિકારી.
**Dignity**, *n.* મ્હોટાપણું, મ્હોટાઈ, શોભા, પ્રભુતા, માન, ઉંચી પદ્વી, મર્તબો, મસ્નદ, ટેક, દરજ્જો, દબદબો, ભપકો, દમામ, મનની મ્હોટાઈ, મહામન.
**Digraph**, *n.* બે વર્ણનો એકજ ઉચ્ચારવર્ણ જેવો અવાજ નિકળવો તે.
**Digress**, *v. i.* આડું જવું, આડું ફાટવું, જુદા વિષય ઉપર ઉતરી જવું-પડવું.
**Digression**, *n.* ફાંટો, આંટો, વાતચિતમાં આડું ફાટવું તે, આડકથન, આડકથા.
**Digressive**, *a.* આડું ફાટતું, ફાંટો આવતું, આડું જતું, જુદાવિષય ઉપર પડતું-જતું.

**Dike**, *n.* મોરી, નીક, પાણીનો માર્ગ, બાંધ, પુસતો. [માર્ગ બાંધવો.

**Dike**, *v. t.* બાંધ બાંધવો, નીક-મોરી-પાણીનો

**Dilacerate**, *v. t.* ચીરવું, ઉભું ચીરી નાખવું.

**Dilapidate**, *v. i.* ઉજડ થવું, ભાંગી-તુટી પડવું. *v. t.* ભાંગી-તોડી પાડવું, ઉજડ પાડવું.

**Dilapidated**, *a.* ભાંગી તુટી પડેલું, પડતી હાલતનું. [પાયમાલી.

**Dilapidation**, *n.* પડતી દશા-હાલત, ખરાબી,

**Dilatability**, *n.* પસરી-ફેલાઈ શકે એવો ગુણ.

**Dilatable**, *a.* પસરી શકે એવું, ઉપસી આવે તેવું, ફુલાઈ આવે તેવું

**Dilatation**, *n.* ઉપસાવવું તે, ફુલાવવું તે, ફુલીને-ફુલાવવાથી મોટું થવું તે, લંબાણ-વિસ્તારથી બોલવું-કહેવું લખવું તે.

**Dilate**, *v. t.* મ્હોટું કરવું, પોહોળું કરવું, વિસ્તારીને બોલવું, ફુલાવવું, ઉપસાવવું, ફેલાવવું, પસરાવવું. *v. i.* ફુલવું, પસરવું, ઉંચુ-ઉપસી આવવું, લંબાવીને લખવું-બોલવું-કહેવું

**Dilatorily**, *ad.* ઢીલથી, ઉદિરથી, વાર લગાડીને, ધીમે ધીમે.

**Dilatory**, *a.* ઢીલું, રઝલતું, આળસુ, સુસ્ત, મોડું, ધીમું, મંદ, ટાઢું, ઠંડું, વાર લગાડે એવું.

**Dilatoriness**, *n.* ઢીલાપણું.

**Dilemma**, *n.* આપદા, ધર્મ, સંકટ, ફુગ્યા, બેઉ તરફથી નડે-બાંધી લે એવી તકરાર.

**Diligence**, *n.* ઉદ્યોગ, મેહેનત, ઉદ્યમ, પરિશ્રમ, કાળજી, ઉલટ, તત્પરતા, ખંત.

**Diligent**, *a.* ઉદ્યોગી મેહેનતુ, ઉદ્યમી, ખંતીલું, કાળજી-ઉલટવાળું, તત્પર, ઉદ્યમથી કરેલું.

**Diligently**, *ad.* પરિશ્રમથી, મેહેનતથી, ઉદ્યોગથી, કાળજી-ઉલટ-ખંતથી.

**Dill-seed**, *n.* સુવા. [રઝળવું.

**Dilly dally**, *v. i.* આળસમાં વખત કાહાડવો,

**Diluent**, *a.* પાતળું કરતું.

**Dilute**, *v. t.* પાણી ભેળીને તેજ ઝલ ઓછી કરવી, પાતળું. પાણી જેવું કરવું, નરમ કરવું, કમજોર કરવું, ફીકું-મીઠું-ટાઢું કરવું, પાણી ભેળવું. [ફીકું, ઓછી તેજનું.

**Dilute, Diluted**, *a.* પાતળું, નરમ, મીઠું, ટાઢું,

**Dilution**, *n.* પાતળું પાણી જેવું કરવું તે, નરમ-ફીકું-મિઠું-ટાઢું કરવું તે, પાણીનો ભેળ.

**Diluvial**, *a.* મોટી રેલસંબંધી, મહા પ્રલયનું.

**Diluvium**, *n.* મોટી રેલથી ઘસડાઈ આવેલી મટોડી-કચરો વગેરે.

**Dim**, *a.* ઝાંખું, અસ્પષ્ટ ચળકાટ વગરનું, નિસ્તેજ, દેખાયલું, નબળું, મંદ. *v. t.* ઝંખવવું, ઝાંખું-નબળું-મંદ કરવું.

**Dimension**, *n.* લંબાઈ પોહોળાઈ, ક્ષેત્રફળ, કદ, વિસ્તાર.

**Diminish**, *v. t. v. i.* ઓછું થવું-કરવું, કમી કરવું થવું. નબળું પાડવું-પડવું, તોડવું, ઘટવું, કાપવું, બાદ કરવું.

**Diminution**, *n.* ઘટ, ઓછું-કમી કરવું-થવું તે, ઘટાડો, તુટવું તે, નબળું-હલકું પડવું તે, માન-શોભા ખંડન.

**Diminutive**, *a.* ન્હાનું, લઘુ,-હ્રસ્વ, ઝીણું, અલ્પ, ટુંકું, અલપાર્થે સાધીત નામ.

**Dimissory**, *a.* જવાની રજાનું-આપનારૂં, પરવાનારૂપ. [કાપડ, ફુમેટી.

**Dimity**, *n.* એક જાતનું સુતરાઉ બુટ્ટાદાર

**Dimly**, *ad.* ઝાંખું, ઝાંખું ઝાં[illegible].

**Dimness**, *n.* ઝાંખાંપણું, [illegible]ાયલાપણું, અસ્પષ્ટતા, કમતેજ-રોશની, [illegible]ામા-ઉંડી-મંદપણું, નબળાપણું.

**Dimple** *n.* નાનો સ[illegible]ો ખાડો, દાઢીમાંનો અથવા ગાલમાંનો ન્હાનો ખાડો, કુપીકા. *v. i.* ખાડો-ખંજન-કુપીકા પડવી.

**Din**, *v. t.* ઘોંઘાટથી કાન ફોડી નાખવા, કાન બેહેરા કરી નાખવા, કાન ફોડવા. *n.* કાન ફુટી જાય એવો મ્હોટો અવાજ-શબ્દ, તડાકો, ફડાકો, ઝડાકો.

**Dine**, *v. i.* જમવું, ખાવું, ભોજન કરવું, *v. t.* જમાડવું, ભોજન કરાવવું.

**Dingdong**, *n.* ઘંટના અવાજને આ શબ્દ લગાડેછે, ડીંગ ડીંગ વાગવું તે.

**Dinginess**, *n.* કાળો રંગ, ભુરો-ઘેરો રંગ.

**Dingle**, *n.* ખીંડ, ખંણ.

**Dingy**, *a.* કાળા રંગનું, ભુરું, ઝાંખું, મળકટ, મેલું, કાળુંભુરું.

**Dinner**, *n.* બપોરનું જમણ, ખાણું, ભોજન, જમણ, ઉજાણી, મીજબાની.

**Dinner-party**, *n.* જમણ, ન્યાત.

**Dinner-bell** *n.* જંબા સારું તેડવાની જે, ઘાંટ વગાડેછે તે.

**Dint**, *n.* ચોબો, ગોબો, ખાડો, ઘા, ફટકો, જોર, જોર, બળ. *v. t.* ગોબો-ચોબો પાડવો.

**Diocesan**, *a.* બિશપના વિશયનું-ને લગતું. *n.* જેના તાબામાં મુલકને "ડાઈઓસીસ" કહે છે તે ખ્રિસ્તિ ધર્માધિકારી, બીશપ નામને. ખ્રિસ્તિ ધર્માધિકાર. [મુલક.

**Diocese**, *n.* પાદરીની હકુમતની સરહદનો

**Diorama**, *n.* નસની રોશનીથી પડદા ઉપર ચિત્રો પાડીને ને તેનો નાટકરૂપી ખેલ બતાવવામાં આવે છે તે.

**Dioramic**, *a.* પડદા ઉપર ચિત્રોનો ફાનસમાંથી પ્રકાશ પાડી તેને નીરમત કરે છે તે સંબંધી.

**Dip, Dipping**, *v. t.* બોળવું, ડબોવવું, ગરક કરવું, બચકોરવું, ભરીભરીને-વાસણ વાસણે કાઢી નાખવું-ખાલી કરવું. *v. i.* બોળાવું, ડબોવાવું, ડબકીયું-ડુબકી ખાવી. ઉતરતા જવું, અસ્ત પામવું, ઢોલી-ફોરી ખાવું. ઉપલગ, ઉપલગ લેવું. *n.* ડુબકી, બુડકી, ડબકીયું. ગોતું, ગોત (પતંગની) ઢળાવ, ઉતરણ.

**Diphthong**, *n.* સંધિસ્વર, દ્વિસ્વર.

**Diphthongal**, *a.* સંધિસ્વરવાળું, દ્વિસ્વરનું.

**Diploma**, *n.* સનદ, દસ્તાવેજ, સનદપત્ર, ફરમાન, પરવાનો, વિશેષ પ્રતિષ્ઠાપત્ર.

**Diplomacy**, *n.* રાજદુતોના અધિકારનું કામ. રાજદુતોની મંડળી. દુતો, એલચીઓ, રાજવકીલો. દુતપણાનું કામ, એલચીપણું, રાજમામલત, વકાલત, કાર્યસિદ્ધ કરવામાં-સ્વલાભ મેળવવામાં-સ્વાર્થ સાધવામાં આવડત-હોશીયારી-ખબરદારી-ચતુરાઈ.

**Diplomatic, Diplomatical**, *a.* સનદને લગતું, સનદી, સનદ મેળવેલું, વિશેષાધિકાર પામેલું. દુતત્વ સંબંધી, એલચીવકીલો-રાજદુતોનું (કાસ સિદ્ધ કરવામાં) ખબરદારી-હોશીયારી-ચાતુરી ભરેલું-વાળું. [ખબરદાર માણસ.

**Diplomatist**, *n.* કુશળદુત, એલચીનાં કામમાં

**Dipper**, *n.* બોળનાર, ડુબાવનાર. કડછી.

**Diradiation**, *n* ચળકતા પદાર્થ પરથી પડેલાં ઉજાસનાં કીરણો.

**Dire, Direful**, *a.* ભયંકર, ઘોર, ભયાનક, ભારે, ઉગ્ર, નાશકારક.

**Direct**, *a.* સરળ, સિધું, પાધરું, સામું, પરભારું, બીરોબાર, સાફ, ખુલ્લું, શંકા ન ઉઠે એવું, કોઈની મારફત વગરનું. જાતનુંજ, સ્વતઃ. *v. t.* નિશાન માંડવો, દેખડાવવું, બતાવવું, કામ-કારભાર ચલાવવો, બંદોબસ્ત રાખવો, હુકમ કરવો, તાકીદ કરવી, ફરમાવવું, સરનામું કરવું-લખવું.

**Direction**, *n.* નિશાન માંડવો તે. વહીવટ, કારભાર. ઉપરીપણું. માર્ગોપદેશ દેખરેખ, ખબરદારી, દિશા, બાજુ પતો, સરનામું, ઘડો,

કાયદો, હુકમ, આજ્ઞા, ફરમાન. (*pl.*) કારભાર ચલાવનારાઓ, નિયંતા.

**Directive**, *a.* હુકમ આપતું, ફરમાવતું, માર્ગ દેખાડતું, બતાવતું.

**Directly**, *ad.* પાધરૂં, ઠેઠ, બારોબાર, તુરત, લાગલુંજ, સ્પષ્ટ, સાફ, ખુલ્લી રીતે.

**Directness**, *n.* સીધાપણું, પાધરાપણું, સીધાઈ, રાસ્તપણું, સ્પષ્ટપણું.

**Director**, *n.* મુખ્ય ઉપરી, કામ-કારભાર ચલાવનાર, અધિપતિ, નિયંતા.

**Directorial**, *a.* હુકમ આપતું, માર્ગ દેખાડતું.

**Directory**, *n* આજ્ઞા સંગ્રહગ્રંથ, માર્ગોપદેશક ગ્રંથ, પદ્ધતિ ગ્રંથ. *a.* હુકમ આપતું, આજ્ઞા કરતું, બતાવતું.

**Directrix**, *n.* મુખ્ય અધીકારીણુ.

**Direful**, *a.* ભયંકર, ભયાનક, ઘોર, બિહામણું નાશકારક.

**Dirge**, *n.* મરશીયા, શોકગીત, પરજીઓ, રજીયો.

**Dirk**, *n*, ખંજર, કટારી, જમીઓ.

**Dirt**, *n.* મેલ, કચરો, ગિરદ, ધુળ, કીચડ, કાદવ. *v. t.* મેલું કરવું, કાદવથી ખડવું.

**Dirtily**, *ad.* નાપાકીથી, મંદીરીતથી.

**Dirty**, *a.* મલીન, ગંદુ, મેલું, કચરા-ધુળ વાળું. નીચ, હલકું. *v. t.* મેલું-કચરાવાળું-ગંદુ કરવું, ખરડવું. બદો-ડાઘ લગાડવો.

**Disability**, *n.* અશક્ત-નિર્બળ-નિર્ગતપણું, શક્તિહિનતા. નાલાયકી-કપણું, અયોગ્યતા.

**Disable**, *v. t.* નિર્ગત-નિર્બળ-અશક્ત કરવું, બળ તોડવું, શક્તિહિન કરવું, જોર ભાંગવું. નાલાયક-અયોગ્ય-અપાત્ર કરવું.

**Disabled**, *p. a.* અશક્ત થયેલો.

**Disabuse**, *v. t.* શક કહાડી નાખવો ભ્રાંતી, ઉડાવી નાખવી, ભુલમાં ભમતા બંધ કરવું, આંખ ઉઘાડવી, કાન ખુલા કરવા.

**Disadvantage**, *n.* નુકસાન, હાનિ, ખોટ, તોટો, ગેરફાયદો. પ્રતિકુળ વાત, દબાવું, પાસું.

**Disadvantageous**, *a.* પ્રતિકુલ, કઢંગું, ગેરફાયદા ભરેલું, નુકસાનકારક.

**Disadvantageously**, *ad.* તોટાથી, હાનિથી, નુકસાનથી, ગેરફાયદેથી, પ્રતિકુળતાથી.

**Disaffect**, *v. t.* બેદિલ કરવું, નારાજ કરવું, અસંતોષ કરવું. [નાખુશ, અસંતુષ્ટ.

**Disaffected**, *a.* બેદિલ, મન ઉઠેલું, નારાજ,

**Disaffection**, *n.* અસંતોષ, અપ્રીતિ, ઇતરાજી, બેદિલી, નાખુશ-નારાજીપણું.

**Disaffirm**, *v. t.* નકારવું, નામુકરજવું, ના-પાડવી, ના કહેવું.

**Disagree**, *v. i.* ન મળવું, એકઠું મળવુ. નહીં આવવું. મતમાં ફેર પડવો., અણબનાવ થવો, જુદું પડવું, ફેર પડવો, વિરૂદ્ધ થવું-આવવું, ભિન્ન થવું. નહીં સદવું.

**Disagreeable**, *a* ના ખુશ, અણગમતું, ના પસંદ, અપ્રિય, કડવું, અનિષ્ટ.

**Disagreeably**, *ad.* નાખુશીથી, નારાજીથી, અણબનાવથી.

**Disagreement**, *n.* અણબનાવ, બેબનાવ, બગાડ, ચકાચકી, વિરોધ, મતભેદ, જુદાપણું, ભિન્નતા, તફાવત.

**Disallow**, *v. t.* મનાઈ કરવી, રદ કરવું. ના-મંજુર કરવું, નાકબુલ કરવું, નહીં અપાવવુ, નબહાલ રાખવું.

**Disallowable**, *a.* નામંજુર કરવા-નાકબુલ કરવા-નહીં આપાવવા જોગ.

**Disallowance**, *n.* નામંજુરી, રદ કરવુ તે, નબહાલ રાખવું તે, નાકબુલાત, નાપસંદગી.

**Disanimate**, *v. t.* જોસ ઓછો કરવો, ના-હિમ્મત કરવું, નરમ કરવું.

**Disannul**, *v. t.* રદ કરવું, બાતલ કરવું.

**Disappear**, *v. i.* ગેબ થઈ જવું, અદૃશ્ય થવું, અલોપ થઈ જવું, ગુમ થઈ જવું, જતા રેહેવું, દેખાતાં બંધ પડવું, ઉડી જવું

**Disappeared**, *p. p.* નાબુદ-ગેપ-ગુમ.

**Disappearance**, *n.* અલોપ, અંતર્ધાન, અદર્શન, ઉડી જવું તે, જતા રેહેવું તે.

**Disappoint**, *v. t.* નાઉમેદ કરવું, નિરાશ કરવું, આશાભંગ કરવું.

**Disappointed**, *p. p.* નાઉમેદ કરેલું.

**Disappointment**, *n.* હાર, નાઉમેદી, આશાખંડન, આશાભંગ, નિરાશા.

**Disapprobation**, *n.* નાપસંદી, નાપસંદતા, અમાન્યતા, અસ્વીકાર, ઈનકાર.

**Disapproval**, *n.* ગેરખુશી, અસંમ્મતિ, અનંગીકાર, ઈનકાર,

**Disapprove**, *v. t.* રદ કરવું, ઈનકાર કરવો, નાકબુલ કરવું, નાપસંદ કરવું. નામંજુર કરવું રાખવું. [રથી, નામંજુરીથી.

**Disapprovingly**, *ad.* નાપસંદીથી, ઈનક-

**Disarm**, *v. t.* હથિઆર મુકાવવાં, શસ્ત્ર ત્યાગ કરાવવાં, શસ્ત્રહીન કરવું. ટાહાડું-નરમ પાડવું, સમાવવું. મટાડવું.

**Disarrange**, *v. t.* બિખેરી નાખવું, ઉથળપાથળ કરવું, ગડબડસડબડ કરી મુકવી, બગાડવું, અવ્યવસ્થિત કરવું.

**Disarrangement**, *n.* અવ્યવસ્થા, વિખરાવિખરી, ઉથલપાથળ, બગાડ, ગડબડસડબડ.

**Disarray**, *n.* અવ્યવસ્થા, વિખરાવિખરી, ઉથળપાથળ. *v. t.* વિખેરી નાખવું, ઉથળપાથળ કરવું, અવ્યવસ્થિત કરવું.

**Disaster**, *n.* વિપત્તિ, મુસીબત, દુઃખ, સંકટ, આફત, આપદા. [મહા સંકટ ભરેલું-તું.

**Disastrous**, *a.* કમબખ્ત, મુસીબત-આફત-

**Disavow**, *v.t.* ઈનકાર કરવો, નામુકર જવું, ના કેહેવું, નાકબુલ કરવું, નામંજુર રાખવું.

**Disavowal**, *n.* નકાર, ના પાડવી તે, ઈનકાર, નામંજુરી, નાકબુલાત.

**Disband**, *v. t.* છુટું પાડવું, સૈન્યભંગ કરવો, વિખેરી નાખવું, તોડી નાખવું, ( લશ્કરનાં ) માણસોને રજા આપવી. *v. i.* (લશ્કર) છુટી જવું, પડી ભાંગવું, વિખરઈ જવું.

**Disbar**, *v. t.* વકીલ, બારિસ્ટરની સનદ છિણવી લેવી. [માન્યતા, બેઈતબારી, અધરમ.

**Disbelief**, *n.* ન માનવું તે, અવિશ્વાસ, અ-

**Disbelieve**, *v.t.* અસત્ય માનવું, નહીં માનવું, ઈનકરાર કરવો. સાચું-ખરૂં નથી એમ માનવું, વિશ્વાસ-ભરોસો ન રાખવો.

**Disbeliever**, *n.* નાસ્તીક, બેઈમાન, અવિશ્વાસી, ખોટું માનનાર.

**Dirburden**, *v. t.* બોજો ઉતારવો, ભાર કહાડી નાખવો, હલકું કરવું, બોજો ખસેડવો-દુર કરવો, છુટું-મોકળું થવું, કાઢી નાખવું, ઉતારવું. *v. i.* મનને સુખાકારી થવી, ચેહેન પડવું, સાતાવળવી.

**Disburse**, *v. t.* ખર્ચ કરવો, ખરચવું.

**Disbursement**, *n.* ખરચ, ખરાજાત, વ્યય.

**Disburser**, *n.* ખરચ કરનાર, ખરચનાર.

**Disc, Disk**, *n.* ચકતું-તી, બિંબ, ચક્ર.

**Discard**, *v. t.* કાઢી મુકવું, દુર કરવું, રદ કરવું, બરતરફ કરવું, કાઢી નાખવું, ન ગણવું, દુર કરવું, કોરે-બાજુપર મુકી દેવું.

**Discarded**, *p. p.* કાઢી નાખેલું, દૂર કરેલું.

**Discern**, *v. t.* જોવું, દેખવું, સમજવું, પકડી કાઢવું-લેવું, અક્કલથી પિછાનવું, ઓળખવું. *v.i.* ભેદ પારખવો-સમજવો-દેખવો-ગણવો.

**Discernible**, *a.* ખુલ્લી રીતે દેખાઈ આવે એવું, સમજાય-પકડી કહાય એવું, જાહેર, ખુલ્લું, ઓળખાય-પરખાય એવું.

**Discerning**, *a.* સમજું, વિવેકી, બારીક નજરનું, જ્ઞાની હોશીયાર.

**Discernment**, *n.* વિવેક, બારીક સમજણ, સમજવાની બુદ્ધિ-હોશીયારી-શક્તિ.

**Discerner**, *n.* વાકેફગાર, નજરબાજ.

**Discharge**, *v. t.* ખાલી કરવું, ઉતારવું, બહાર કાઢવું, ફોડવું, બાર છોડવો, મારવું, મુકવું, પગાર કરવો, ફીટાડવું, આપી દેવું, વાળવું, છુટું-મોકળું કરવું, બજાવવું, કરવું, છોડી મુકવું, કાઢી મુકવું. *n.* બંદુકનો અવાજ-કરવું. બરતરફી, રજા, છુટકારો, નીકળેલો કાઢેલો પદાર્થ.

**Disciple**, *n.* શિષ્ય, ચેલો, વિદ્યાર્થી, શરણાગત, મત માનનાર. *v. t.* પોતાના મતમાં ખેંચવું-લેવું. [વિદ્યાર્થીપણું.

**Discipleship**, *n.* શિષ્યપણું, શાગ્રિતપણું,

**Disciplinable**, *a.* શિક્ષા પામવા જોગ, સુધારવા જેવું, શિક્ષા શિખામણ લઈ શકે એવું.

**Disciplinarian** *n.* કાયદા પ્રમાણે-શિક્ષા પ્રમાણે ચાલનાર, કદરવાળો, કાયદાવાળો.

**Disciplinary**, *a.* સુધારનાર, શિક્ષા-બંદોબસ્ત-નિયમ-કાયદાનું-સંબંધી, સુધારવાના-નિયમમાં રાખવાના હેતુથી કીધેલું.

**Discipline**, *n.* કેળવણી, શિક્ષા, સુધારણુક, બુદ્ધિ ખુલવી તે, બંદોબસ્ત, કાયદો, નિગમ, સજા, શિક્ષા, સખ્તિ. *v. t.* કેળવવું, શિખવવું, સુધારવું, ખુલાવવું, બંદોબસ્ત-નિયમ-કાયદામાં રેહેતાં શિખવવું, સજા કરવી.

**Disciplined**, *n.* ભણેલો, કેળવણી લીધેલો.

**Disclaim**, *v. t.* નકારવું, ઈનકાર કરવો, ના પાડવી, પોતાનો દાવો રદ કરવો, પોતાનો હક-સંબંધ નથી એમ કેહેવું, નાકબુલ કરવું, ન માનવું.

**Disclaimer**, *n*, જાહેર ઈનકાર-પોતાનો દાવો રદ કરનાર, પોતાનો હક-સંબંધ વગેરે નથી એવું કેહેનાર.

**Disclose**, *v. t.* પ્રગટ-ખુલ્લું કરવું, બહાર કાઢવું, બતલાવવું, ઉઘાડું પાડવું, કહી દેવું.

**Disclosure**, *n.* જાહેર પાડવું તે, ફોડી દેવું તે, ઉઘાડી પાડેલી વાત. [આકારનું.

**Discoid**, *a.* ચક્રાકાર, ચક્રાકૃતિવાળું ચકતીના

**Discolour**, *v. t.* સ્વરૂપ બદલી નાખવું, હોય તેથી જુદી તરેહનું દેખાય એમ કરવું, મેલું કરી નાખવું, વિવર્ણ કરવું, રંગ બદલી નાખવો, સુરત બદલી નાખવી. (Silver is discoloured by Sea-water) સમુદરના પાણીથી રૂપાનો રંગ બદલે છે, એટલે ડાઘા પડે છે, તેનું સ્વરૂપ બદલી જાય છે.

**Discolouration**, *n.* રંગ ફેર, રંગ-વર્ણ વિકાર દેખાવમાં ફેર, રંગ બદલી, સ્વરૂપાંતર.

**Discoloured**, *a.* સ્વરૂપાંતર થયલું, સુરત બદલાયલું, રંગ બદલાયલું.

**Discomfit**, *v. t.* હરાવવું, મારી-હટાવી કાઢવું, નાઉમેદ કરવું, યુક્તિ ધુળ મેળવવી. *n.* અકળામણ, નાઉમેદી, આશાભંગ, ઉદાશી.

**Discomfiture**, *n.* હાર, નાહાસાનાસ, પરાજય, નાઉમેદી, આશાભંગ.

**Discomfort**, *n.* દુઃખ, હેરાનગતી. ઈજા, બેકરારી, બેચેની, અસમાધાન. *v. t.* સતાવવું, બેકરાર થવું, દુઃખ દેવું, હેરાન કરવું.

**Discommend**, *v.t.* ઠપકો આપવો, દોષ મુકવો.

**Discommode**, *v. t.* અડચણ પાડવી, ઈજા દેવી, હેરાન કરવું. [આપવું, હેરાન કરવું.

**Discommodious**, *a.* અડચણ-ઈજાવાળું

**Discompose**, *v. t.* ઉલટ પાલટ-આડું અવળું કરવું, ગડબડ સડબડ કરી-વિખેરી નાખવું, અવ્યવસ્થા કરવી, ગભરાવવું, આકળું અસમાધાન-વ્યાકુળ કરવું, સંતાપમાં નાખવું.

**Discomposed**, *a.* ઉલટું સુલટું કરી-વિખેરી

નાખેલું, વ્યાકુળ થયલું, ગભરાયલું.

**Discomposure**, *n.* ધાલમેલ, ગડબડ સડબડ, ગોંધળ, અવ્યવસ્થા, આકળાપણું, અકળામણ, ગભરાટ, અસુખ, સંતાપ, આકુળવ્યાકુળપણું, અસ્વસ્થતા.

**Disconcert**, *v. t.* ખરાબ-પાયમાલ-ધુળધાણી-વ્યર્થ કરવું, ગભરાવવું, દબાવવું, ગભરાટમાં નાખવું, મન-ચિત અસ્થિર કરવું.

**Disconnect**, *v. t.* વેગળું કરવું, છુટું પાડવું, સંબંધ તોડવો, તોડી નાખવું. [ભંગ.

**Disconnection**, *n.* પૃથકતા, સંબંધનો નાશ-

**Disconsolate**, *a.* દુઃખી, દુઃખમાં ડુબેલું ઉદાસ, ખિન્ન, અસ્વસ્થ, ઉદાસી લાગે એવું, ઉદાસ થઈ જવાય એવું.

**Discontent**, *n.* અસમાધાન, અસંતોષ, બેદિલી, નાખુશી, નારાજી. *a.* નાખુશ, નારાજ, અસંતુષ્ટ. *v. t.* નારાજ-નાખુશ-અસંતુષ્ટ કરવું.

**Discontented**, *a.* અસંતુષ્ટ, અસંતોષી, નારાજી.

**Discontentedness, Discontentment**, *n.* અસંતુષ્ટતા, અસંતોષ, અસમાધાની.

**Discontinuance**, *n.* તહકુબી, બંધ પડવું તે બંધ પાડવું તે, અટકાવવું-કાઢી નાખવું તે નિકળી જવું તે, તુટ.

**Discontinue**, *v. t.* (ચાલુ કામ) બંધ કરવું અટકાવી દેવું, કાઢી નાખવું. *v. i.* અટકવું, બંધ થવું, નિકળી જવું.

**Discontinuity**, *n.* ભાગ જુદા પાડવા-પડવા તે, વિચ્છેદ, ખંડિતત્વ, સવ્યવધાનતા.

**Discord**, *n.* અણબનાવ, વિરોધ, ઉંચું મન, કુસંપ. બદસુર, બેસુરપણું, કઠોરતા.

**Discordance, Discordancy**, *n.* વિરોધ, વિરૂદ્ધતા, અણબનાવ. બેસુરપણું, બેસુર.

**Discordant**, *a.* નાવાકેફ, ઉલટું, બેતાલ, બેસુર, કર્ણકઠોર, વિરૂદ્ધ, વિજોડ, વિપરીત.

**Discount**, *n.* છુટ, વટાવ, મુદત, વ્યાજ, ખોટ. *v. t.* મુદત કાપી આપવી-લેવી, છુટ મુકવી, વટાવ લેવો-આપવો, નાણાં આપવાં, સિકારવું. *v. i.* હુંડીના નાણાં આપવાં, હુંડી સિકારવી.

**Discountable**, *a.* વટાવી શકાય-મુદત કાપી આપી શકાય એવું, સિકારી આપવા જોગ.

**Discountenance**, *v. t.* કોડું નહીં આપવું, અખાડા કરવા, ટેકો-આશ્રો નહીં આપવો, દાબવું, ચાપવું, તોડવું, અટકાવ કરવો, આડે આવવું. *n.* અવકૃપા, ગેરમેહેરબાની.

**Discourage**, *v. t.* નાહિમ્મત કરવું, હિમ્મત ભાંગવી, હરકત કરવી, અટકાવવું, દાબી નાખવું, મન ફેરવી નાખવું.

**Discouraged**, *p. p.* નાહિમ્મત થયલું, હાર ખાધેલું.

**Discouragement**, *n.* નાહિમ્મત, નાહિમ્મત થવું-કરવું તે, ભારે હરકત અડચણ-અટકાવ.

**Discourse**, *n.* સંવાદ, સંભાષણ, ભાષણ, વાતચિત, બોલચાલ. નિબંધ. ધર્મોપદેશ, ઉપદેશ. *v. i.* સંભાષણ કરવું. તકરારથી-દલીલથી સમજાવવું. વાતચિત કરવી, ભાષણ કરવું, ઉપદેશ કરવો. *v. t.* (રાગ) કાઢવો.

**Discourteous**, *a.* બેઅદબ, અસભ્ય, નાલાયક, બેઅદબી-નાલાયકી ભરેલું-નું.

**Discourtesy**, *n.* બેઅદબી, અસભ્યતા.

**Discous**, *a.* ચક્રના-ચક્કરના જેવું-સરખું.

**Discover**, *v. t.* પ્રકાશ-જાહેર-ખુલ્લું કરવું, ખોલવું, બતલાવવું, દેખાડવું, કહી આપવું. શોધી કાઢવું, પકડી કાઢવું, પેહેલવેહેલું જોવું.

**Discoverable**, *a.* શોધી કાઢી શકાય એવું.

**Discoverer**, *n*, શોધનાર, શોધી કાઢનાર, શોધ ખુલ્લું-પ્રગટ કરનાર. [વસ્તુ-ચીજ.

**Discovery**, *n.* પત્તો, શોધ, શોધી કાઢેલ.

Discredit, *n.* અપ્રતિષ્ઠા, બદનામી, એબ, નામોસી, બદશાખ, અપજશ, ફજેતી, ન માનવાપણું. *v. t.* ફજેત-બદનામ કરવું, આબરૂને ધોકો લગાડવો, ન માનવું, વિશ્વાસ ન રાખવો.

Discreditable, *a.* વિશ્વાસ ઉઠાડી દે-મુકે એવું. નામોસી-બદનામી ભરેલું, શરમ લગાડે એવું. અપજસનું, ફજેતી કરે એવું.

Discreet, *a.* ચોકસાઈથી ચાલનાર, ચોકસ, ઠરેલ, પુખ્ત, પાકું, સુજ્ઞ, સમજદાર, ચતુર, ડાહ્યો, વિચારવંત.

Discreetly, *ad.* તદબીરથી, ચોકસાઈથી, ઠરેલપણાથી, ચતુરાઈ-વિચાર-ડહાપણથી.

Discreetness, *n.* વિવેક, ડહાપણ, બુદ્ધિ, અક્કલ, વિચાર, ઠરેલપણું, તદબીર.

Discrepance, Discrepancy, *n.* અંતર, ગેર, ફરક, તફાવત, અર્થ વિરોધ, જુદાપણું, ઉલટાપણું, વિરૂદ્ધતા.

Discrepant, *a.* ઉલટું, જુદું, વિરૂદ્ધ.

Discrete, *a.* જુદું, અળગું, છુટું.

Discretion, *n.* દાનાઈ, પાકી સમજ, ઠરેલપણું, પકવ વિચાર, અક્કલ, આપઅખ્તિયાર, અખ્તિયાર.

Discretional, Discretionary, *a.* વિચાર. આપઅખ્તિયાર ઉપર રાખેલું, આપઅખ્તિયારથી પોતાની નજરમાં આવે તેમ કરવાનું-વાપરવાનું, વિચારાધીન, મુખત્યારીનું, બુદ્ધિપ્રમાણે, વિવેકાધીન.

Discretive, *a.* જુદું-અળગ-છુટું પાડનારૂં, વિરૂદ્ધતા બતાવતું, વિરૂદ્ધ.

Discriminate, *v. t.* છુટું-જુદું પાડવું, જુદું કાઢવું, બરોબર પરખવું, પરખી કાઢવું, પરીક્ષા કરવી, ભેદ જાણવો, ભેદથી-બારીક નજરથી-તફાવતથી જોવું. *v. i.* ફેર-તફાવત ગણવો, ભેદ ગણવો, જુદું ગણવું, બરોબર સમજવું, પરખવું જુદું પાડીને ઓળખવું.

Discriminating, *a* ફરકવાળું, પિછાનવાની શક્તિ ધરાવતું, વિચારદરાજ, વિવેક દર્શી, કદરભેદ જાણનારૂં, પરીક્ષા કરનારૂં.

Discrimination *n.* બરોબર પરીક્ષા. તીવ્ર વિવેક શકિત. તફાવત, ફરક, ફેર, ભેદ, વિચાર, પિછાન, પરખવાની તીવ્ર શકિત.

Discriminative, *a.* જાણવાની શકિત ધરાવતું, બારીક ભેદ સમજનાર, પરીક્ષક, પરખી કાઢે એવું, પરખી કાઢનાર, ઓળખનાર, વિવેકદર્શી, પિછાનવાની શકિત ધરાવતું, જુદું પડી આવે-ઓળખાઈ આવે એવું, ફેર-ભેદ રાખનાર-ગણનાર.

Discriminator, *n.* ઓળખનાર, પારખનાર, પારેખ, પારખી કાઢનાર.

Discrown, *v. t.* મુગટ-તાજ-મુગટરૂપી શોભા વિનાનું કરવું.

Discursion, *n.* દોડાદોડ, ધાલમેલ.

Discursive, *a.* દોડાદોડ કરી મુકનારૂં, ગમે તેમ આડું અવળું ઉતરી પડનારૂં. વિશાળ, ઘણા વિષયો ઉપર-ચોમરદમ ફરી વળનારૂં.

Discursively, *ad.* દોડ.દોડથી, ગમે તેમ આડું અવળું ઉતરી પડીને.

Discus, *n.* ચકતી, બિંબ, ચક્ર, ચક્કર.

Discuss, *v. t.* તકરાર ઉપર લઈ વિચાર કરવો, તકરાર-વિવાદ-ચર્ચા કરવી, વિખેરી-પિગળાવી નાખવું, ઘોળવું.

Discussion, *n.* વાદવિવાદ, તકરાર. પકવી નાખ્યા વગર રૂઝ આવવી તે, બેશાડી નાખવું તેમ ચરચા.

Discussive, *a.* વાદવિવાદ કરતું, ચરચા કરતું.

Discutient, *a.* તકરારી, વાદવિવાદ કરતું. છુટું પાડે એવું. (ગુમડું) બેસાડી નાખે એવું (ઓસડ).

**Disdain**, *n.* ધિક્કાર, અવગણના, તિરસ્કાર, અનાદર. *v. t.* અયોગ્ય ગણવું, તુચ્છ માનવું, ધિક્કારવું, હલકું-તુચ્છ ગણવું, અવગણના કરવી. [મ્હોટાઈવાળું, ગરૂર.

**Disdainful**, *a.* મગરૂર, તિરસ્કાર ભરેલું.

**Disdainfully**, *ad.* તિરસ્કાર-મગરૂરીથી, તુચ્છ ગણીને.

**Disease**, *n.* રોગ, દરદ, વ્યાધિ, આજાર, બેઆરામી, મંદવાડ, વિકાર, બિમારી. *v. t.* આજારી-થવું, માંદા પડવું.

**Diseased**, *a.* રોગી, રોગ ભરેલું, રોગીષ્ટ, આજારી. બગડેલું, ભારે વિકાર પામેલું.

**Disembark**, *v. t. v. i.* વહાણ ઉપરથી જમીન ઉપર ઉતારવું-ઉતરવું.

**Disembarkation**, *n.* વહાણ ઉપરથી ઉતારવું-ઉતારી મેહેલવું ઉતરવું તે.

**Disembarrass**, *v. t.* ગુંચવણમાંથી છુટું કરવું. ગભરાટમાંથી કાઢવું, ભીડમાંથી મુક્ત કરવું-મોકળું કરવું.

**Disembodied**, *p. p.* or *a.* વિદેહ-હી, દેહ વગરનું-રહિત, છુટું પાડેલું-પડેલું, વિખેરી નાખેલું, લશ્કરી કામમાંથી છુટું કરેલું.

**Disembody**, *v. t* લશ્કરી કામમાંથી છુટું કરવું. [ સમુદ્રમાં ખાલી થવું-મળવું.

**Disembogue**, *v. t.* ખાલી કરવું, વેહેવું. (Innumerable rivers disembogue into the ocean,) અસંખ્યાત નદીઓ-સમુદ્રને જઈ મળેછે.

**Disembowel**, *v. t.* આંતરડાં બહાર કાઢવાં, પેટમાંથી બહાર કાઢવું.

**Disenable**, *v. t.* [See, Disable.]

**Disenchant**, *v. t.* મંતર ઉતારવો, જાદુ પાછું વાળવું, મંત્ર મુક્ત કરવું, મારેલો મંત્ર પાછો વાળવો-દુર કરવો.

**Disencumber**, *v. t.* હલકું કરવું, અડચણ-હરકત-પીડામાંથી છોડવવું-મુક્ત કરવું-કાઢવું.

**Disendowment**, *n.* નાણાં વગેરેનો આપેલી નિમણુક પાછી લઈ લેવી તે.

**Disengage**, *v. t.* મુક્ત-મોકળું-ફારગ અલગ કરવું, છોડવવું, છુટું પાડવું, મન ઉઠાવવું, હાથ છોડવવા, ખસેડવું.

**Disengaged**, *a.* ફુરસદવાળું, ફારગ, ખાલી, બેકાર, નિરૂદ્યોગી, નવરું, છુટું.

**Disengagement**, *n.* છુટું થવું તે, નિકળવું તે, નિરૂદ્યોગ, ફુરસદ, ફરાગત, નવરાશ, છુટાપણું, અવકાશ.

**Disenrol**, *v. t.* ટીપમાંથી યાદીમાંથી નામ કાઢી-છેકી નાખવું. [લવું, કાઢવું, છોડાવવું.

**Disentangle**, *v. t.* છોડવવું, ગુંચ કાઢવી, ઉકે-

**Disenthral**, *v. t.* ગુલામગિરી-દાસપણામાંથી છોડવવું-મુક્ત કરવું, સ્વતંત્ર કરવું.

**Disenthrone**, *v. t.* પદભ્રષ્ટ કરવું, તખ્ત ઉપરથી કાઢી મેલવું, રાજ્યભ્રષ્ટ કરવું, ગાદી ઉપરથી ઉઠાડી મેલવું.

**Disentitle**. *v. t.* ઈલકાબ છીનાવી લેવા.

**Disentrance**, *v. t.* સમાધીમાંથી સાવધ-જાગૃત કરવું.

**Disesteem**, *n.* અપમાન, અનાદર, બેઆબરૂ, અવગણના. *v. t.* અપમાન કરવું, બેઆબરૂ, કરવું, અનાદર કરવો, અવગણના કરવી, હલકું ગણવું, નાપસંદ કરવું.

**Disfavour**, *n.* અભાવ, નાપસંદી, અવકૃપા, ગેરમરજી, ઈતરાજી, ગેરમેહેરબાની. *v. t.* ગેરમેહેરબાની-ઈતરાજી કરવી, નાપસંદ કરવું.

**Disfiguration**, *n.* બેડોળપણું, બદસુરતી, વિરૂપ, વ્યંગતા, વરવાપણું.

**Disfigure**, *v. t.* બગાડવું, બેડોળ કરવું, બદશીકલ કરવું, ઘાટ-ડોળ ખરાબ કરવું.

**Disfigured** *p. p.* બગાડેલું, બેડોલ થયેલું.

**Disfigurement,** *n.* બેડોળી, રૂપનાશ-ભંગ, બગાડનાર, બગાડવાનું મુળ-કારણ.

**Disfranchise,** *v. t.* સરકાર તરફથી મળેલ, હક્ક છિનવી લેવા, બેહક્ક કરવું, સરકાર-રાજા તરફથી મળેલી સનદ પાછી લઈ લેવી.

**Disfranchisement,** *n.* સરકાર-રાજા તરફથી મળેલા હકો જવા-ખોવા તે લઈ લેવા તે.

**Disgarnish,** *v. t.* ઘરેણાં ઉતારવાં, ઘરેણાં કાઢી લેવાં-ઉતારી લેવાં.

**Disgorge,** *v. t.* ઓકવું, પાછું નાખવું, ઓકી કાઢવું.

**Disgrace,** *n.* હિણપત, ફજેતી, અપ્રતિષ્ઠા, માનહાની, અપકિર્તિ, લાજ, નામોશી, અપમાન, ઈતરાજી, બદનામી, શરમ પહોંચાડનાર. *v. t.* બેહુરમત-અપમાન કરવું, આબરૂ લેવી.

**Disgraceful,** *a.* ફજેતી-અપમાન ભરેલું, બેઆબરૂનું, નાલાએક.

**Disgracefully,** *ad.* શરમીંદગીથી, ફજેતીથી, અપમાનથી, બેઆબરૂથી.

**Disguise,** *n.* વેષ, સોંગ, કપટવેષ-રૂપ, છળ-કપટની બોલી-રીત. *v. t.* સોંગ લેવા-લેવાડવો-ધારણ કરાવવો, વેષ બદલાવવો, છુપાવવું, ઢાંકવું.

**Disguisement,** *n.* રૂપ, વેષ, સોંગ, કપટ-વેષ-રૂપ.

**Disguised,** *a.* સોંગ લીધેલ, વેષ બદલેલો, રૂપ ધારણ કરેલું, છુપાવેલું, ઢાંકેલું, દારૂ પીધેલ, છાકટો.

**Disgust,** *n.* સુગ, બદસ્વાદ, કંટાળો, તિરસ્કાર, રીસ, ચીડ, બેજારી, નાખુશી. *v. t.* સુગ લગાડવી, કંટાળવું, કંટાળો ઉપજાવવો-આપવો, બેજાર કરવું.

**Disgusted.** *p. p.* કંટાળા ભરેલું.

**Disgustful, Disgusting,** *a.* સુગ ભરેલું, કંટાળા ભરેલું, અઘોરી, અમંગળ.

**Dish,** *n.* તબક, થાળી, રકાબી, ભાણું, ભોજન-પાત્ર, ખાવાનું, ખાવાનો અમુક પદાર્થ, *v. t.* રકાબીમાં ખાણું મુકવું, પીરસવું.

**Dishearten,** *v. t.* નાહિમ્મત કરવું, મન ભંગ કરવું, બેદિલ કરવું, ટાંટીયા ભાંગવા.

**Dishabille,** *n.* સહવારે પહેરવાનો એક તરેહનો ઢીલો હલકો પોશાક.

**Dishevel,** *v. t.* છુટું કરવું, વિખેરી નાખવું.

**Dishevelled,** *a.* વિખારાએલું, છુથરંપિથરં.

**Dishing,** *a.* થાળી જેવું અંદરથી ઉંડું.

**Dishonest,** *a.* બેઈમાન, હરામ, અપ્રમાણિક, લુચ્ચું, ફજેતીખોર, દગાખોર.

**Dishonestly,** *ad.* અપ્રમાણિકપણે, બદ-ધાનતથી, હરામખોરીથી.

**Dishonesty,** *n.* બેઈમાની, અપ્રમાણિકપણું, ચોટાઈ, અધર્મપણું, ચોરી, ઠગાઈ, અનીતિ, લુચ્ચાઈ, દગાખોરી.

**Dishonour,** *n.* અપકીર્તિ, અપ્રતિષ્ઠા, બેઆ-બરૂ. *v. t.* આબરૂ લેવી, બટ્ટો લગાડવો, અપજસ આપવો, અપમાન કરવું, નાસિકારવો (હુંડી).

**Dishonor a bill,** હુંડી નહી સિકારવી.

**Dishonourable,** *a.* નામોશી ભરેલું, શરમ ભરેલું, અપમાન ભરેલું, ઈજ્જત લેનારૂં, આબરૂ વગરનું, બેઆબરૂ થયલું.

**Disinclination,** *n.* નામરજી, કમન, અપ્રીતિ, ગેરમરજી, અરૂચિ, અનુત્કંઠા, અનુત્સાહ.

**Disincline,** *v. t.* મન ઉડાવવું, મન પાછું હટાવવું, અપ્રીતિ થવી, ગેરમરજી થવી, મરજી ન થવી, મનન કરવું-થવું.

**Disinclined,** *a.* બેખાહેશ, નામરજી ભરેલું, કમનનું, અણુમનાકી.

**Disinfect,** *v. t,* નીચ દુર્ગંધીમાંથી સાફ કરવું, દુર્ગંધી કાઢવી-દુર કરવી, ચેપ કાઢવો.

**Disinfectant**, *n.* ચેપ કાઢી નાખવા-દુર કરવાનું ઓસડ-ઇલાજ-સાધન, દુરગંધી દુર કરવાનો પદાર્થ.

**Disinfection**, *n.* દુર્ગંધથી લાગેલો ચેપ ટાળવો-કાઢવો-સાફ-દુર કરવો.

**Disingenuous**, *a.* કપટી, કુડું, ખોટું, વક્ર બુદ્ધિનું, પાપબુદ્ધિનું, મેલું, મનમાં પાપ રાખનારૂં. [પાપ બુદ્ધિથી.

**Disingenously**, *a.* કપટથી, ખોટાઈથી,

**Disingenuousness**, *n.* પાપબુદ્ધિ, મેલાપણું, કપટભાવ.

**Disinherit**, *v. t.* બેવારસ કરવું, વારસને વારસો ન મળવા દેવો-ન આપવો, વારસાને હક્ક ન આપવો-લઈ લેવો. (His father has disinherited him by will,) તેના પિતાએ મૃત્યુપત્ર કરી તેનો વારસો કાઢી મુકયો છે.

**Disintegrable**, *a.* ભાગો જુદા જુદા પાડવા જેવું, (કાળ-હવાએ કરીને) ભુકો થઈ જવા-કકડા થઈ જવા જેવું.

**Disintegrate**, *v, t.* જે જે જુદા ભાગોથી એક ચીજ બની હોય તે ભાગોને છુટા પાડવા, ભુકો-કકડા થઈ જવા.

**Disintegration**, *n.* ધીમે ધીમે (હવાએ-કાળે કરીને) ભુકો-કકડા થવા તે-ભાગો જુદા જુદા થઈ જવા તે.

**Disinter**, *v. t.* કબરમાંથી બહાર કાઢવું દાટેલું ખોદી કાઢવું, બહાર-મેદાન પાડવું, પ્રસિદ્ધિમાં લાવવું.

**Disinterested**, *a.* સ્વાર્થરહિત, નિસ્પૃહ, નિષ્કામ, બેગરજ, નિર્લોભ, બેતમાવાળું, બેદરકાર, સંબંધ વગરનું.

**Disinterestedness**, *n.* નિસ્પૃહા, બેપરવા, બેગરજી, બેતમાઈ, અસ્વાર્થ, સ્વાર્થાભાવ, સંબંધ રહિતપણું.

**Disinterment**, *n.* ઘોરમાંથી-જમીનમાંથી ખોદી કાઢવું તે.

**Disinthrall**, *v.t.* [see Disenthral].

**Disithrallment**, *n.* ગુલામગીરીમાંથી છુટવું તે.

**Disjoin**, *v. t.* સંબંધ તોડવો, જુદું કરવું, છુટું-જુદું પાડવું, વિયોગ કરવો.

**Disjoint**, *v.t.* સાંધામાંથી જુદું પાડવું, લચકાવવું, મોચવવું, ખસી-ઉતરી જવું, ઉખેડી-ઉતારી નાખવું, સાંધામાંથી ઉતારવું-છુટું-જુદું પાડવું, અસંબંધ કરવું. (Disjoint a limb of the body) લચકાવવું, મોચાવવું. (Disjoint bones) ઉતારી નાખવું, સાંધામાંથી જુદું-છુટું પાડવું.

**Disjointed**, a. સાંધામાંથી જુદું થયલું-પડેલું, મોચાયલું, લચકાયલું, ઉતરી ગયલું, અસંબંધ.

**Disjunct**, *a.* જુદું, અલગ, છુટું.

**Disjunction**, *n.* વિયોગ, જુદાઈ, અલગ-છુટાપણું. [વિરૂદ્ધાર્થ, ભિન્નાર્થ.

**Disjunctive**, *a.* વિયોગકારી, છુટું પાડનારૂં,

**Disk**, *n.* ચક્ર, બિંબ, મંડળ.

**Dislike**, *n.* અપ્રીતિ, અરૂચી, નાખુશી, અભાવ, કમન, નાપસંદગી. *v. t.* નાપસંદ પડવું, ન ગમવું, ન ચહાવું, નામંજુર કરવું.

**Dislikeness**, *n.* અરૂચી, અપ્રીતિ, નાપસંદી, નામંજુરી, અભાવ.

**Dislocate**, *v.t.* લચકાવવું, મોચાવવું, મોચાઈ નાખવું, સાંધામાંથી ઉતારી પાડવું-નાખવું. *a.* લચકાયલું, મોચાયલું, ઉતરી ગયલું, ઉતારી નાખેલું.

**Dislocated**, *pp.* or *a.* સાંધામાંથી ઉતરેલું, લચકાયલું, મોગાઈ ગયલું.

**Dislocation**, *n.* સંધિભંગ, લચક, મોચાવવું તે, મોચ, ખસી-ઉતરી જવું તે.

**Dislodge,** *v. t.* જ્યાં હોય ત્યાંથી દૂર કરવું-ખસેડવું, સ્થાનાંતર કરવું, નસાડવું, સંતાઈ રહેલું હોય તેને બહાર કાઢવું.

**Disloyal,** *a.* બેવફાદાર, બેઈમાન, નીમકહરામ, રાજદ્રોહી-દ્વેષી, વ્યભિચારી, દગાખોર.

**Disloyalty,** *n.* રાજદ્વેષ, રાજદ્રોહ, બેવફાઈ, બેઈમાની, નીમકહરામી, વ્યભિચાર.

**Dismal,** *a.* અંધક, ઝાંખું, અંધારું, સુનકાર, ભયાનક, બિહામણું, ઉદાસી, દિલગીર.

**Dismantle,** *v. t.* કપડાં કાઢી લેવાં, નાગું કરવું, વહાણના સઢ-દોરડાં વગેરે ઉતારી પાડવાં-કાઢી લેવાં, સામન કાઢી લેવો.

**Dismast,** *v. t.* વહાણના ડોલ-કુવા ભાંગી નાખવાં-તોડી નાખવાં.

**Dismay,** *v. t.* હિમ્મત તોડવી, ડરાવવું, હબકાવી-ગભરાટમાં-બાવરા કરી નાખવું. *n.* ભય, દેહેશત, धाક, બીક, હબક, ગભરાટ.

**Dismember,** *v. t.* અંગછેદ કરવો, શરીરના હાથપગ તથા બીજા ભાગો કાપવા-જુદા પાડવા, તોડી પાડવું, કકડે કકડા કરવા.

**Dismemberment,** *n.* અંગ જુદાં-છુટાં પડવાં તે, અંગ-અવયવ વિયોગ, તુટી જવું તે, તોડી પાડવું-કકડે કકડા કરવા તે.

**Dismiss,** *v.t.* રજા આપવી, છુટ્ટી આપવી, વિદાય-વિસર્જન-બરખાસ્ત કરવું, છોડવું, બરતરફ કરવું, કાઢી મુકવું, ની કલમ કાપવી, કાઢી નાખવું, નામંજુર કરવું.

**Dismissal, Dismission,** *n.* રૂખસત, છુટી, રજા, બરતરફી, વિસર્જન, આબરૂ આપી વિદાય કરવું તે, કાઢી મુકવું તે, કાઢી નાખવું તે, નામંજુરી.

**Dismissive,** *a.* રજા આપતું, વિદાય કરતું, બરતરફ કરતું, વિસર્જન કરતું, કાઢી મુકતું-નાખતું, નામંજુર કરતું.



**Dismount,** *v.i.v.t.* (ઘોડા ઉપરથી) નીચે ઉતરવું, ઉતરી જવું-પડવું, ઉતારવું, પાડી નાખવું, ગબડાવી-ઢોળી પાડવું, (કોઈપણ ઉંચી જગા ઉપરથી) નીચે પાડવું-ઉતારવું-નાખવું.

**Disobedience,** *n.* અમર્યાદા, અવગણના, આજ્ઞાનો ભંગ, આજ્ઞોલ્લંઘન; નાતાબેદારી, અમાન્યતા, હુકમ-કહ્યું ન માનવું તે.

**Disobedient,** *a.* અણકહ્યાગરું, હુકમ તોડનાર, આજ્ઞા ભંજક, હઠીલું, કહ્યું-હુકમ ન માનનારું, આડું ચાલનારું.

**Disobey,** *v.t.v.i.* ન માનવું, અવગણના કરવી, હુકમ-આજ્ઞા તોડવી, પત ન કરવું,કહ્યું ન કરવું.

**Disoblige,** *v. t.* દુભવવું, દુખવવું, મરજીથી ઉલટું ચાલવું, માઠું લગાડવું, નાખુશ કરવું.

**Disobliging,** *a.* અનુપકારી, નિરૂપકારી, ઉપકારશઠ-શત્રુ, મરજીથી ઉલટું ચાલનાર, દુખવવા-દુભવવા-માઠું લગાડવાની ટેવવાળું, દુભાય-દુખાય-માઠું લાગે એવું.

**Disorder,** *n.* અવ્યવસ્થા, ઘાલમેલ, ગડબડ, ગેરબંદોબસ્ત, ઉથલપાથલ, ઘોંઘળ, ખલેલ, કસર, વિકાર, બીગાડ, હુલ્લડ, બખેડો, તોફાન. *v. t.* વિખેરી નાખવું, બગાડી નાખવું, ગુંથી નાખવું, ગડબડ કરી નાખવી, ઉથલપાથલ કરવી, કસર-વિકાર ઉત્પન્ન થવો, નુકસાન-ખલેલ પહોંચાડવી.

**Disordered,** *pp. a.* અવ્યવસ્થિત, બેઢંગી, ગડબડ સડબડ કરી નાખેલું, ગુંથી નાખેલું, બગાડેલું, વિકારી, કસરવાળું, આજારી, નુકસાન-ખલેલ પહોંચાડેલું.

**Disorderliness,** *n.* અવ્યવસ્થિતપણું, ઉથલપાથલ થએલી સ્થિતી-હાલત, ગડબડ સડબડ કરેલી સ્થિતી, વિકારી હાલત.

**Disorderly,** *a.* અક્રમિક, બિનબંદોબસ્તનું, ગડબડસડબડીયું, અવ્યવસ્થિત, તરફડે, થઈ

ગયલું, કસરવાળું, બગડેલું, વિકારી, તોફાની, કુબુદ્ધી, વંઠી ગયલું, અનીતીનું.

**Disorganization**, *n.* ઉલટપાલટ, છેક અવ્યવસ્થા, બંધારણ નાશ, ભાંગી-તુટી જવું તે.

**Disorganize**, *v.t.* બંધારણ તોડવું, બંદોબસ્ત તોડવો, અવ્યવસ્થામાં લાવી નાખવું-મુકવું, ઉથલપાથલ ઘોંઘળ કરી નાખવું.

**Disorganizer**, *n.* બંદોબસ્ત તોડનાર, બંધારણ તોડનાર, અવ્યવસ્થામાં લાવી નાખનાર-મુકનાર, ઉથલપાથલ કરનાર.

**Disown**, *v. t.* અનંગીકાર કરવો, ઇનકાર કરવો-જવું, નાકબુલ જવું-કરવું, નકારવું નામુકર જવું.

**Disparage**, *v.t.* નઠારૂં-હલકું લગાડવું-ગણવું, તિરસ્કાર કરવો, વખોડવું, નિંદા કરવી.

**Disparagement**, *n.* હલકાપાડવું-પડવું તે, નિંદા, અપ્રતિષ્ઠા, બેઆબરૂ, શરમ નામોસી.

**Disparity**, *n.* તફાવત, ફેર, ફરક, અસામાનતા.

**Dispart**, *v.t. v.i.* જુદું કરવું, બે ભાગ કરવા, અલગ કરવું, છુટું પાડવું.

**Dispassion**, *n.* શાંતતા, ઠંડો મિજાજ, શાંતિ, કામ ભાવ રહિતપણું.

**Dispassionate**, *a.* કામ ભાવ રહિત, શાંત, ઠંડા મિજાજનું, નિષ્પક્ષપાત, નિષ્ક્રોધ.

**Dispatch**, *v.t.* [see Despatch].

**Dispatching**, *pp.* મોકલનાર-રૂં

**Dispel**, *v. t.* જબરજસ્તીથી વીખેરી નાખવું; મારી નસાડી મુકવું, ઉરાડી-કાઢી નાખવું, મટાડવું, ટાળવું, દુર-દફે કરવું.

**Dispensable**, *a.* મુકી દેવાય એવું, વેંહેંચી અપાય એવું, બજાવાય-ચલાવાય એવું.

**Dispensation**, *n.* વાટણી, ભાગ, વાંટો, વેંહેંચણી, માફી, છુટ, ઇશ્વર તરફથી કરેલી સુખદુઃખની વેહેંચણ, ઇશ્વરનું કરવું તે.

**Dispensary**, *n.* ઓષધશાળા, ધરમનું દવાખાનું.

**Dispensatory**, *a.* વાટણી- વેંહેંચણ કરવાની શક્તિ ધરાવતું, સુખદુઃખ આપવાની શક્તિવાળું. *n.* નુષખાની ચોપડી, દવા મિશ્ર કરવાની રીતીની ચોપડી.

**Dispense**, *v. t.* વાટા પાડી વેંહેંચી આપવું, આપવું, બજાવવું, ચલાવવું, અમલમાં આણવું. વાપરવા-કામમાં લાવ્યા વગર રહેવું, માફકરવું, છુટઆપવી--મુકવી, કોરે--બાજુ એ મુકીચાલવું. (Dispense with) જવા દેવું. (His services are dispensed with) તેને નોકરીમાંથી કાઢી મુકયો છે-દૂર કરવો છે.

**Dispenser**, *n.* દવાખાનામાં દવા આપનાર, આપનાર, વેંહેંચનાર.

**Dispeople**, *v. t.* વેરાન કરવું, ઉજ્જડ કરવું, વસ્તી નાબુદ કરવી, વસ્તી વગરનું કરવું.

**Disperse**, *v. t.* વિખેરી-વેરી-વેરાવી નાખવું, વિખેરવું, છુટું પાડવું, ઉરાડી મુકવું, ફેલાવવું, પ્રસારકરવો. *v. i.* વેરાઇ વિખરઇ જવું.

**Dispersion**, *n.* વેરાઇ-વિખેરાઇ છુટા પડી જવું તે, ઉડાઉડ.

**Dispersive**, *a.* વેરી-વિખેરી નાખનારૂં, છુટું પાડનારૂં-પડનારૂં, વિખરઇ-વેરાઇ જતું.

**Dispirit**, *v. t.* મન-હિમ્મત-પગ ભાંગવા, નાહિમ્મત-બેદિલ કરવું, દેહેશત આપવી, ડરાવવું, મન દાબી નાખવું.

**Displace**, *v. t.* આડે ઠેકાણે-કઠેકાણે મુકવું, ખસેડવું, સ્થલાંતર કરવું હોદાઉપરથી બરતરફ કરવું-ઉઠાડી મુકવું.

**Displacement**, *n.* એક જગાથી બિજી જગાપર મુકવું તે, સ્થલાંતર કરવું તે, હોદ્દાઉપરથી બરતરફ કરવું તે, આડે-કઠેકાણે મુકવું તે.

**Displant**, *v. t.* છોડવા-રોપાને તેની જગાઉપરથી ઉખેડી કાઢવો. હાંકી કાઢવું.

Display, *v. t.* ઉઘાડવું, ખુલ્લું કરવું, પ્રસારવું, ફેલાવવું. દેખાડવું, પ્રગટ કરવું. *n.* દેખાડવું તે, દેખાવ, પ્રકાશન, ભભકો, શોભા, દમ, ઠાટ, ઠાઠ, શોભા.

Displease, *v. t.* નારાજ-નાખુશ કરવું, માઠું લગાડવું, ગુસ્સે કરવું, દુભાવવું.

Displeasing, *a.* નાખુશ કરતું, દિલગીર કરતું.

Displeasure, *n.* નાખુશી, ઈતરાજી, કરડી નજર, ગેરમેહેરબાની, અવકૃપા, રીસ, ચીઢ.

Displode, *v. t. & v. i.* ફાટવું, ફુટવું, ઉડાવી દેવું, બાર કરવો. [ધડાકો, ભડાકો.

Displosion, *n.* ફાટવું તે, ફુટવું તે, બાર,

Displosive, *a.* ફાટે એવું, ફુટે એવું, ભડાકો-ધડાકો થાય એવું.

Displume, *v. t.* પીછાં ઉતારી નાખવાં.

Disport, *n.* રમત, ખેલ, ગમત, ક્રીડા. *v. t.* રમવું, મઝે-ગમત કરવી, ખેલવું, ક્રીડા કરવી. બંદરમાંથી દુર લઈ જવું, બારામાંથી બહાર કાઢવું. [વ્યવસ્થા કરી શકાય એવું.

Disposable, *a.* આપી શકાય-વેચી શકાય-

Disposal, *n.* ગોઠવણી, વ્યવસ્થા, યોજના, નીકાલ, ઉત્તરસાધન, વેંહેંચણ, સત્તા, કર્તવ્યતા, અખ્ત્યાર, યોજનાધિકાર, યોજનાસત્તા, વ્યવસ્થા કરવાનો અખત્યાર.

Dispose, *v. t.* ગોઠવવું, માંડવું, વ્યવસ્થા કરવી, યોજવું, રચવું, વાપરવું, ઉપયોગમાં લેવું, વેંહેંચી આપવું, મન-ઈચ્છા કરાવવી, ગોઠવણ-નક્કી કરવું, ફેરવવું, ઉત્તરસાધન-નિકાલ કરવું, આપી-દેવું.

Disposed *a.* ગોઠવેલું, રચેલું, માંડેલું. (To feel disposed) મન થવું-ઈચ્છા થવી. (I don't feel disposed to do it) હું તે કરવો ચાહાતો નથી.

Disposer, *n.* રચનાર, યોજક, ગોઠવનાર, વ્યવસ્થા કરનાર, વેંહેંચનાર.

Disposition, *n.* આપી દેવું તે, વ્યવસ્થા. વહીવટ, ગોઠવણ, રચના, વેંહેંચણ, નિકાલ, સ્વભાવ, મિજાજ, પ્રકૃતિ, તબીયત, ઈચ્છા, મરજી, મનનું વલણ, મન.

Dispossess, *v. t.* લઈ લેવું, કબજો મુકાવી લઈ લેવું, ભોંય ભાઠાં લઈ લેવાં, લુટી લેવું, છીનવી લેવું. [લેવું તે.

Dispossession, *n.* ખારીજ કરવું તે, લઈ

Dispraise, *n.* વખોડવું તે, નિંદા, અપ્રશંસા, અસ્તુતિ, ઠપકો. *v. t.* નિંદા કરવી, વખોડવું, ઠપકો આપવો.

Disprivilege, *v. t.* હક્ક લઈ લેવો.

Disproof, *n.* ખંડન, અપ્રામાણ્ય સ્થાપન સાબિતી, રદ કરવું તે, રદીઓ, અસત્વ-સ્થાપન વિરૂદ્ધતા.

Disproportion *n.* અસમાનતા, કમીજાસ્તી-પણું, અણપુરતાપણું, અયોગ્યતા, તફાવત, વિષમભાવ. *v. t.* પ્રમાણમાં નાનું મોટું વધતા ઓછી કરવી, અસમાન કરવું.

Disproportional, Disproportionate, *a.* કજોડ, વિજોડ, અણપુરતું કરવું, અયોગ્ય કરવું, અસમાન, વિષય ભાવનું, અયોગ્ય, વધતું ઓછું, ન્હાનું મ્હોટું, અણપુરતું.

Disprove, *v. t.* ખંડન-રદબાતલ કરવું, ખોટું-વિરોધ સાબિત કરી આપવું, તોડવું.

Disputable, *a.* વાદયોગ્ય, તકરારી, વાંધો-શંકા લેવા જેવું-લેવાય એવું.

Disputant, *n.* તકરાર કરનાર, વાદ કરનાર, વાદકર્તા. [ભાંજગડ, વિવાદ.

Disputation, *n.* વાદવિવાદ, ખંડનમંડન,

Disputatious, *a.* ભાંજગડખોર, વાંધાખોર, તકરારી, વાદપ્રિય. [પ્રીતિ તકરારીપણું:

Disputatiousness, *n.* વાદાસક્તપણું વાદ-

**Dispute**, *v. i.* તકરાર-વાદ કરવો, કજીઓ કરવો, ઝગડવું, સામે થવું. *v. t.* તકરારથી ખુલાસો-તકરારપર લઈ વિચાર કરવો, સામા પડવું, તકરાર-વાંધો શંકા લેવી. *n.* તકરાર, હુજ્જત, ભાંજગડ, વાદ, વાંધો.

**Disqualification**, *n.* નાલાયક હોવું તે, નાલાયકપણું, અયોગ્યતા, અપાત્રત્વ, નાલાયક હોવા-થવાનું કારણ.

**Disqualify**, *v. t.* અયોગ્ય-નાલાયક-અપાત્ર કરવું, લાયકી-યોગ્યતા વિનાનું કરવું, લાયકી-યોગ્યતા હરી લેવી.

**Disquiet**, *v. t.* ઉચ્ચાટમાં-ઉદ્વેગમાં નાખવું, અસ્વસ્થ કરવું. *n.* ચિન્તા, ઉચ્ચાટ, ઉદ્વેગ, વ્યગ્રતા, અસ્વસ્થપણું. [અસ્વસ્થ કરતું.

**Disquieting**, *a.* ક્ષોભમાં નાખતું, ઉચ્ચાટ-

**Disquietude**, *n.* મનની બેચેની, અસ્વસ્થપણું, ઉચ્ચાટ, ચિન્તા, ઉદ્વેગ, વ્યગ્રતા.

**Disquisition**, *n.* કોઈ વિષયનો યથાસ્થિત શોધ કરવો તે, શોધ, પ્રબંધ, નિબંધ.

**Disregard**, *n.* બેપરવાઈ, અવગણના, અનાદાર, બેતમા, બેદરકારપણું. *v. t.* નલેખવવું, નગણકારવું, અવગણના કરવી, અનાદાર કરવો, અખાડા કરવા.

**Disregardful**, *a.* બેતમાવાળું, બેપરવા, બેદરકાર, અપમાન કર્તા-કારી.

**Disrelish**, *n.* અભાવ, અરૂચિ, અપ્રીતિ, કુસ્વાદ, બેસ્વાદ. *v. t.* ન ભાવવું, અભાવ, અપ્રીતિ હોવી, ન ગમવું, નાપસંદ પડવું.

**Disrepair**, *n.* બગડી ગયલું તે, ખરાબ થયલું ને મરામત કરવા જેવું હોય તે.

**Disreputable**, *a.* હલકું, લુચ્ચું, આબરૂ વિનાનું, નીચું, અસભ્ય, શરમ લાગે એવું.

**Disrepute**, *n.* અપકીર્તિ, અપયશ, અપમાન, ગેરઆબરૂ, બદનામી, ફજેતી.

**Disrespect**, *n.* અપમાન, બેઆબરૂ, અનાદર, અસત્કાર, અમર્યાદા, બેઅદબી, ધિટાઈ. *v. t.* બેઅદબી-નાલાયકી કરવી, અપમાન-અનાદાર કરવો, બેઆબરૂ કરવું.

**Disrespectful**, *a.* અપમાનકારક, બેઅદબ, નાલાયક, નીચું, અમર્યાદ, અપમાન ભરેલું અનાદરકારક-કારી.

**Disrespectfully**, *ad.* અપમાનકારક રીતે, બેઅદબીથી, અમર્યાદાથી, હલકી-નીચી રીતે.

**Disrobe**, *v. t.* ઢાંકણ કાઢી-લિબાસ-લુગડાં-વસ્ત્ર ઉતારી લેવા શોભા લેવી-હરી લેવી, લેવું, હરવું.

**Disroot**, *v. t.* જડ મુળમાંથી જુદું કરવું-કાઢી નાખવું.

**Disruption**, *n.* તુટ, ફુટ, બિગાડ, ખલલ, ફાટવું-ફાડવું તે, ચારો, ફાટ પાડવી-પડવી તે, ભાંગવું તે. [ઉભું ચિરી નાખવું.

**Disrupt, Disrupture**, *v. t.* ચિરવું, ફાડવું,

**Dissatisfaction**, *n.* અસમાધાન, અસંતોષ, નાખુશી, અપ્રસન્નતા. [અપ્રસન્ન.

**Dissatisfied**, *a.* અસંતુષ્ટ, નાખુશ, નારાજી,

**Dissatisfy**, *v. t.* નાખુશ કરવું, અસંતુષ્ટ કરવું, અપ્રસન્ન-નારાજી કરવું.

**Dissect**, *v. t.* કાપવું, ચીરવું, કાપીને કટકા કરવા, મુડદાં ચીરવાં, શારીરછેદન કરવું, ફાડી તોડીને જોવું, અવયવો જુદા પાડવા.

**Dissection**, *n.* વાઢકાપ, પૃથક્કરણ, અવયવછેદન, વિવેચન.

**Dissector**, *n.* અવયવ છેદનારો, વાઢકાપ કરનારો.

**Disseize**, *v. t.* બીજાના તાબામાંથી કાઢી લેવું, કબજ કરવું, અન્યાયથી રહિત કરવું, અન્યાયથી લઈ લેવું.

**Dissemblance**, *n.* ફેર, અંતર, તફાવત.

**Dissemble**, *v. t.* છુપાવવું, ઢાંકવું, હોય તેથી

**Earthling**, *n.* મનુષ્ય, આદમી, મૃત્યુલોક.
**Earth-apple**, *n.* કાકડી, બટાકા.
**Earth-house**, *n.* ગુફા.
**Earth-knowledge, Earth-lore**, *n.* ભુસ્તર [વિદ્યા.
**Earth-nut**, *n.* ભોંયસીંગ.
**Earth-work**, *n.* માટી કામ, માટીનું કામ.
**Earth-worm**, *n.* અળસીયું, કંજુસ, અતિકૃપણ.
**Earthly**, *a.* પૃથ્વીને લગતું, જમીનને લગતું, સંસારી, દુનિયાનું, આ લોકનું, ઐહલૌકિક, બીલકુલ.
**Earthquake**, *n.* ધરતીકંપ, ભુકંપ, ભુમિકંપ.
**Earthy**, *a.* માટીનું, મટોડાનું, પૃથ્વીને લગતું, ઐહિક, સંસારી.
**Ease**, *n.* ચેન, આરામ, ખુશાલી, વિસામો, સમાધાન, સુખ, કરાર, નિરાંત, સ્વસ્થતા, સેહેલાઈ. *v. t.* આરામ કરવો-આપવો, સમાધાન કરવું, શાંત કરવું, સુખ દેવું, ચેન પાડવું, કાળજી દુર કરવી, નરમ પાડવું. (A ease or in ease) નિરાંતે.
**Easel**, *n.* ચિતારાની ચિત્ર પાડતી વખતે ચિત્ર પાડવાનો કાગળ મ્હેલવાની ઘોડી.
**Easeful**, *a.* શાંત, સ્થિર, ગરીબ, સુખી, સ્વસ્થ, બેફિકર.
**Easeless**, *a.* અસ્થિર, શાંતતા વગરનું, બેચેનીવાળું, બેચેન, ઊંચા જીવનું.
**Easement**, *n.* શાંતતા, છુટકારો.
**Easiness**, *n.* સુખ, ચેન, સેહેલાઈ, સવળપણું, સગવડ.
**Easily**, *ad.* સેહેલાઈથી, સેહેજ, સ્વસ્થપણે, સુખથી, સંતોષથી, ધીમે, હળવે, આસ્તે.
**East**, *n.* પુર્વ દિશા, પુર્વ, ઉગમણુ *a.* પુર્વ તરફનું, પુર્વનું, ઉગમણુ.
**Easter**, *n.* ખ્રિસ્તિ લોકોના ઉત્સવના દિવસ-તેહેવાર, નાતાલના દિવસો.
**Easterly**, *a.* ઉગમણુ તરફથી આવતું, ઉગમણુ-પુર્વ તરફનું.
**Eastern**, *a.* પુર્વ તરફ વસનારૂં, ઉગમણુ પુર્વ તરફનું, પુર્વ તરફ જતું. [મણી દિશાએ
**Eastward**, *ad.* પુર્વે, ઉગમણે, પુર્વ તરફ, ઉગ-
**Easy**, *a.* સુખી, ખુશાલ, સ્વસ્થ, બેફિકર, સેહેલું, સરળ, હલકું, ગરીબડું, રાંકડું, નરમ, મંદ (બજાર). (To be in easy circumstances) ખાવે પીવે-પાંચ પૈસે સુખી હોવું.
**Eat**, *v. t. & v. i.* ખાવું, ભક્ષણ કરવું, ચાવવું, ખાઈ નાખવું, ખાઈ જવું, કોહોવી-કોતરી-કોરી-ખાવું, સ્વાદ હોવો-લાગવો. (To eat one's words) બોલીને ફરી જવું.
**Eatable, Eatables**, *a.* ખાવા જોગ, ખાદ્ય, ભક્ષ્ય, ભક્ષણીય. *n.* ખાવાની વસ્તુ, જમણ, ભોજન, ખવાય એવી ચીજ.
**Eating-house**, *n.* વીસી.
**Eating-housekeeper**, *n.* વીસી વાળો.
**Eau de cologne**, *n.* કોલોન વાટર, કોલોન શેહેરનો સુગંધી અર્ક.
**Eau de luce**, *n.* અમોનીયાનું જલદ વાસ ધરાવતું પાણી, અબલુસનું પાણી.
**Eaves**, *n.* નેવ, છાપરાંની પાંખ, છજ્જું.
**Eaves-dropper**, *n.* નેવની હેઠળ અથવા બારી આગળ ઉભા રહીને ઘરમાં ચાલતી વાત સાંભળનાર, બીજાની ગુપ્ત વાત સાંભળવાની તક શોધનાર.
**Eaves-drop**, *v. i.* નેવાં અથવા બારી હેઠળ ઉભા રહીને ઘરમાંની વાત સાંભળવી, છાની-ગુપ્ત વાત સાંભળવાની તક લેવી.
**Ebb**, *v. i.* ભરતી ઉતરી જવી, ઓટ થવી, પડતી હાલત થવી-હોવી. *n.* ઓટ, વળતાં પાણી, ઉતરતી દશા, પડતી.

**Ebb-tide,** *n.* ઓટ.
**Ebon,** *a.* અબનુસ જેવું, અબનુસનાં જેવું કાળું.
**Ebony,** *n.* અબનુસ, અબનુસનું લાકડું.
**Ebriety,** *n.* છાકટાપણું, પીવાની ટેવ, નિશાબાજી, કૈફબાજી. [બાજી.
**Ebriosity,** *n.* દારૂબાજી, નિશાખોરી, નિશા-
**Ebrious,** *a.* નિશાબાજી, દારૂ ડીયો દારૂબાજ.
**Ebullient,** *a.* ઉકળે તેવું, ઉકળતું, જોશવાળું, ઉભરો આવતું. [જુસ્સો.
**Ebullition,** *n.* ઉકળવું તે, જોશ, ઉભરો,
**Eburnean,** *a.* હાથીદાંત સંબંધી, હાથીદાંતનું બનાવેલું.
**Ecaudate,** *a.* બાંડું, પુંછડી વગરનું.
**Eccentric, Eccentrical,** *n.* મધ્ય બિન્દુથી, આઘું જતું ચક્ર, વિલક્ષણ પુરૂષ, વિચિત્ર આદમી. *a.* મધ્ય બિન્દુથી આઘું જતું, મધ્ય બિન્દુ ત્યાગી, મધ્ય બિન્દુ છોડી જતું, અસમવિષમકેંદ્ર, માથાનું જરા ફરેલ, વિલક્ષણ, વિચિત્ર, ખસેલું, તરેહવાર.
**Eccentricity,** *n.* મધ્ય બિન્દુત્યાગ, વિલક્ષણતા, લોકાચાર વિરોધ, વિચિત્રપણું, તરેહવારપણું.
**Ecclesiastic,** *n.* ધર્મોપદેશક, પાદ્રી.
**Ecclesiastic, Ecclesiastical,** *a.* ક્રિશ્ચિત ધર્મ સંબંધી-નું, શાસ્ત્રિક, ધર્મ પ્રકરણ-વિષયક-નું-સંબંધી.
**Echinate,** *a.* કાંટા કાંટાવાળું.
**Echinus,** *n.* એક જાતનો પ્રાણી છે.
**Echo,** *n.* પડઘો, પ્રતિધ્વની-શબ્દ-નાદ. *v. t.* & *v. i.* પડઘો પડવો, ગાજી ઉઠવું, પડઘો કરવો, ગાજવું, પ્રતિશબ્દ-નાદ કરવો-થવો.
**Eclaircissement,** *n.* ખુલાસો, સમજણ, સમજુતી.
**Eclat,** *n.* ભપકો, ડોળ, પ્રતિષ્ઠા, રંગ, શોભા, રોનક, જયજયકાર, જય શબ્દ, વખાણ.
**Eclectic,** *a.* નિવેડી-ચુંટી કાઢનારૂં-વાનું પસંદ કરનારૂં, વિવેચન કરનારૂં.
**Eclecticism,** *n.* નિવેડી કાઢવું તે, ચુંટી કાઢવાની ટેવ રાખવી તે-રીતી.
**Eclipse,** *n.* ગ્રહણ, ધરણ, અંધારૂં, કાંતિક્ષય. *v.t.* ગ્રસવું, આંજવું, આંજી નાખવું, ઓથો-અંધારૂં કરવું, ફીકું-ઝાંખું પાડવું. (Eclipse of the Sun) સૂર્યગ્રહણ. (Eclipse of the Moon) ચંદ્રગ્રહણ. (Duration of an eclipse) સ્થિતિ, ગ્રહણકાળ.
**Eclipsed,** *p. a.* ગ્રહણ લાગેલો. (To be eclipsed) ફીકું પડી જવું.
**Ecliptic,** *n.* ક્રાંતિવૃત્ત-મંડળ સુર્યનો રસ્તો. (Nodes of the ecliptic) ક્રાંતિપાત.
**Eclogue,** *n.* ભરવાડના સંસાર કાર્યો તથા રીતભાત વર્ણવેલાં હોય એવું કાવ્ય.
**Economical,** *a.* ઘરના બંદોબસ્તનું-વિષે, કીફાયતી, કસરીયું, કરકસરનું, કમ ખરચનું.
**Economist,** *n.* કરકસર કરનાર, કસરીયો, ઘરનો બંદોબસ્ત રીતસર રાખનાર.
**Economize,** *v. t.* or *v. i.* કરકસર કરવી, કરકસરે ખરચ કરવો, હાથ રાખી-વિચાર કરી ખરચ કરવો-વાપરવું.
**Economy,** *n.* કરકસર, ઘર ખરચની વ્યવસ્થા, ઘરનો બંદોબસ્ત, બંદોબસ્ત, કારભાર, વ્યવસ્થા, નીતિ, નીતિનો ખરચ. ( Political economy, *n.* વ્યવહારશાસ્ત્ર, અર્થશાસ્ત્ર. )
**Ecstacy,** *n.* સમાધી, તન્મયાવસ્થા, અત્યાનંદ અતિશય ખુશાલી, પરમાનંદ.
**Ecstatic,** *a.* અત્યાનંદ પમાડનાર, અતિશય ખુશ કરનાર, પરમાનંદનું-વાળું.
**Ecumenical,** *a.* સાધારણ, લૌકિક, સામાન્ય.
**Edacious,** *a.* ઘણું ખાનારૂં, અકરાંતીઉં.

**Edacity**, *n.* ખાઉધરાપણું, અકરાંતીઆપણું.
**Edder**, *n.* અણીવાળી ખીંટી કરવાનું લાકડું.
**Eddy**, *n.* પાણીનો પાછો મારતો ઓઘ, ભમર, વમળ, વંટોળીઓ, વાવંટોળ. *a.* ગોળ ફરતું, ચક્ર, મારતું, ચક્કર ફરતું. *v.i.* વાવંટોળીયો થવો, ચક્કરમાં ફરવું.
**Edge**, *n.* ધાર, કોર, કિનારો, પાળ, કાંઠો, છેડો, અણી, તિક્ષ્ણતા, તીક્ષ્ણતા. *v. t.* ધાર કાઢવી, મગજી મુકવી, ઉશ્કેરવું, ધીરે ધીરે ખસેડવું. *v.i.* બાજુએ રહેવું, ખસવું. (To set the teeth on edge) દાંત અમલાઈ-અંબાઈ ખટાઈ જવા.
**Edged**, *a.* ધારવાળું, તેજ, તીક્ષ્ણ.
**Edging**, *n.* કિનારી, કોર, ઝાલર, તોઈ, મગજી, સંજાબ.
**Edgeless**, *a.* બુઠ્ઠું, ધાર વગરનું.
**Edge-tool**, *n.* ધારવાળું હથિયાર.
**Edgewise**, *ad.* ધાર આગળ કરીને, ધાર તરફથી, બહારની બાજુએથી, કોર તરફથી.
**Edible**, *a.* ખાવાજોગ, ખાદ્ય, ભક્ષણીય, ખવાય એવું, ખાવાનું.
**Edict**, *n.* રાજાજ્ઞા, આજ્ઞા, હુકમ, ફરમાન.
**Edification**, *n.* સુધારો કરવો તે, તાલીમ, શિક્ષા, સમજણ, બુદ્ધિનો વધારો, જ્ઞાનવૃદ્ધિ.
**Edifice**, *n.* ઇમલો, ઇમારત, હવેલી, મેહેલ મેડી, મંદીર.
**Edify**, *v. t.* પરમાર્થ બુદ્ધિ વધારવી-આપવી સન્માર્ગે નિષ્ઠા વધારવી, નીતિ માર્ગની બુદ્ધિ આપવી, શિક્ષા-સમજણ-તાલીમ આપવી.
**Edile**, *n.* પ્રાચીન કાળનો રોમ શહેરનો કોટવાલ.
**Edit**, *v.t.* છાપી પ્રગટ કરવું, પુસ્તક રચવું, છપાતાં ચોપાનિયાં-પુસ્તક ઉપર ચોકસાઈ રાખવી.
**Edition**, *n.* આવૃત્તિ, છાપ, છાપણી, પ્રત, છપાવી પ્રગટ કરવું તે.
**Editor**, *n.* છપાતી ચોપડીઉપર ચોકસાઈ રાખનાર, વર્તમાનપત્ર કર્તા, અધિપતિ.
**Editorial**, *a.* અધિપતિને લગતું, અધિપતિનું, અધિપતિએ લખેલું. [ઓહો.
**Editorship**, *n.* અધિપતિપણું-નું કામ-નો
**Educate** *v. t.* શિખવવું, સુધારવું કેળવવું.
**Educated**, *a.* કેળવાયલું, ભણેલું.
**Educator**, *n.* કેળવણી આપનાર, શિખવનાર.
**Education**, *n.* તાલીમ, કેળવણી શિક્ષા.
**Educational** *a.* કેળવણીને લગતું, કેળવણીનું-સંબંધી.
**Educationist**, *n.* કેળવણી આપવામાં પ્રવીણ, કેળવણીથીજ સુધારો થાય છે એવું મત ધરાવનાર.
**Educe**, *v. t.* કાઢવું, ખેંચી કાઢવું, કાઢી લેવું.
**Eduction**, *n.* ખેંચી કાઢવું. તે, કાઢી લેવું તે.
**Edulcorate**, *v. t.* મિઠું-ગળ્યું કરવું.
**Edulcoration**, *n.* ગળ્યું-મિઠું કરવું તે.
**Eel**, *n.* બામ માછલી. [જાતની ટોપલી.
**Eel-pot**, *n.* બામ માછલી પકડવાની એક
**Eel-spear**, *n.* બામ માછલી પકડવાનું એક જાતનું હથિયાર.
**Effable**, *a.* બોલવા જોગું, બોલાય તેવું.
**Efface**, *v. t.* છેકી-કાઢી નાખવું, છેકો મારવો, લુછી નાખવું, ભુસવું, ચેહેરવું, મનમાંથી કાઢી નાખવું. *v. i.* ભુસવું, છેકવું.
**Effacement**, *n.* છેકી નાખવું તે, ભુસાડવું તે.
**Effect**, *n.* કાર્ય, ગુણ, ફળ, અસર, પરિણામ, મતલબ, અભિપ્રાય, કારણ. *v. t.* કરવું, ઉત્પન્ન કરવું, બર આણવું, સંપાદન કરવું, પાર પાડવું, બનાવવું, સાધવું, ગુણ લાગવો, અસર કરવી. (To take effect) ગુણ લાગવો, અસર થવી

(To give effect to) બજાવવું. (In effect) ખરેખર, ખરૂં જોતાં.

**Effects,** *n. pl.* માલમતા, માલ, પુંજી, સામાન.

**Effectible,** *a.* થાય એવું, પાર પડે એવું, બર આણાય એવું, ગુણકારક, અસરકારક.

**Effection,** *n.* ઉત્પત્તિ, સૃષ્ટિ.

**Effective,** *a.* કાર્ય સાધક, ઉપયોગી, કામનું, ગુણકારી, અસરકારક [કારક રીતે

**Effectively,** *ad.* અસરથી, ગુણથી, અસર-

**Effectua..** *a.* સફળ, સાર્થક, અસરકારક, યોગ્ય, ઉપયોગી. [અસરકારક રીતે,

**Effectually,** *ad.* સફળતાથી, યોગ્યતાથી,

**Effectuate,** *v. t.* સંપાદન કરવું, સાધવું પાર પાડવું.

**Effeminacy, Effemanation,** *n.* નામર્દી નામર્દપણું, બાયલાપણું, રાંડિયાપણું, નામર્દાઈ, સ્ત્રીબુદ્ધિ, સ્ત્રીસ્વભાવ.

**Effeminate,** *a.* બાયલો, નામર્દ, રાંડીયો, સ્ત્રીબુદ્ધિનું, નબળું, બીકણ, *v. t. & v. i.* નામર્દ-બાયલો કરવું-થવું, સ્ત્રીબુદ્ધિવાળું કરવું-

**Efferous,** *a.* જંગલી. [થવું.

**Effervesce,** *v. i.* ઉકળવું, જોશ-ઉભરો, આવવો, ઉભરાવવું, ખદખદવું, ઉભરાઈ જવું.

**Effervescence,** *n.* જોશ, ઉભરો, જોસ્સો.

**Effervescent,** *a.* ઉકળતું ખદખદતું ઉભરાતું જોશ આવતું. [તેવું.

**Effervescible** *a.* ખદખદે તેવું, ઉભરો આવે

**Effete,** *a.* શક્તિહીન, છોકરાં થતાં બંધ થયાં હોય તેવું, વાંઝીયું, નિષ્ફળ, જીર્ણ, ખખળી ઘસાઈ ગયલું.

**Efficacious,** *a.* ગુણી. ગુણદાયક, કાર્યસાધક, જબરૂં રામબાણ, અસરકારક.

**Efficaciously,** *ad.* અસરથી, ગુણથી, રામબાણથી, અસરકારક રીતે.

**Efficacy,** *n.* જીવ, તેજ, સત્વ, ગુણ, ખુબી, જોર, મજબુતી, બળ, કાર્યસિદ્ધિ.

**Efficiency,** *n.* અસર ઉપજાવવી તે, તાસીર, ધારેલી મતલબ પાર પાડવાની શક્તિ.

**Efficient,** *a.* ફળદાયક, કાર્ય સાધક, અસરકારક, ગુણકારી. *n.* કાર્ય સાધક કારણ.

**Effigy,** *n.* બાહુલું, પુતળું, મુર્તિ, સિક્કાઉપરનું રાજા-રાણીનું મોહોડું-ડાકું. [નાખવું.

**Efflate,** *v. t.* ફુગવવું, ફુલવવું, તસતસતું ભરી

**Effloresce,** *v. t.* પદાર્થો ઉપર કીટ ચઢવો, કોબાપર ખાર ફુટી નિકળવો. ફુટી નિકળવું, ફાટીને ફુલ થઈ જવું-ફુલ ખીલી નિકળવાં.

**Efflorescence,** *n.* ફુલ ખીલવાની-આવવાની મોસમ. ગોવરૂં-શીતળા-અછબડાથી શરીરની ચામડીનું રાતું થવું તે. પદર્થોપર બંધાતી એક જાતની પોપડી.

**Efflorescent,** *a.* કોબાપર ફુટી નિકળેલો ખાર, ફુલના જેવું ખીલતું-ફુટી આવતું, ઉપસી-નિકળી આવતું.

**Effluence, Effluency,** *n.* પ્રવાહ, વેહેવું તે.

**Effluent,** *a.* વેહેતું. *n.* (નદીમાંથી) નિકળતો ફાંટો-પ્રવાહ.

**Effluvious,** *a.* વેહેતું, નિકળતું.

**Effluvium,** *n.* વરાળ રૂપે ઉડી જવું તે, વાસ, પીમળ, દુર્ગંધ. [નિકળવું.

**Efflux,** *n.* પ્રવાહ વહી નિકળવું તે. *v. i.*

**Effluxion,** *n.* પ્રવાહ, વહી નિકળવું તે, ઓઘ, વેહેવું તે.

**Effocate** *v. i.* ગુંગળાવવું.

**Effort,** *n.* પ્રયત્ન, આયાસ, મેહેનત, તજવીજ, કોશીશ. (To make an effort) જોર મારવું.

**Effray,** *v. t.* બીવડાવવું.

**Effrontery,** *n.* ધીટાઈ, બેશરમી, બેઅદબી, નફટપણું, નઠોર-નિર્લજ્જપણું.

**Effulgence, Effulgency,** *n.* બેહદ ઝળકાટ-ચમક, ચકચકાટ, તેજ. [તેજસ્વી.

**Effulgent,** *a.* ચકચકીત, ઝળકદાર, અતિશય

**Effume,** *v. t.* બહાર કાઢવું.

**Effund,** *v. t.* રેડવું, ઢોળવું.

**Effuse,** *v. t.* રેડવું, ઢોળવું.

**Effusion,** *n*, રેડવું તે, વરસાવવું તે.

**Effusive,** *a.* પુષ્કળ રેડતું.

**Eft,** *n.* સરડો. *ad.* તરત, તરતજ, જલદી.

**Egg,** *n.* ઈંડું, બેડું, અંડ. [વેંગણી.

**Egg-plant,** *n.* વેંગણ, વંતાક, વેંગણનો છોડ.

**Eggler, Egger** *n.* ઈંડાનો વેપારી.

**Eglantine,** *n.* એક જાતનું ગુલાબ.

**Egoism,** *n.* પોતાના શરીરની સંભાળ કરવા સર્વે વસ્તુની દરકાર ન કરનાર, પોતાનાં શરીર ઉપર અતિશય પ્યાર રાખનાર, અહંભાવ, એકલપેટાપણું, અહંકાર.

**Egoist,** *n.* અહંવાદી.

**Egotism,** *n.* હુંપણું, હુંપદ, આહંપણું, આત્મસ્તુતિ, અહંકાર, આપવડાઈ.

**Egotist,** *n.* બડાઈખોર, અહંવાદી, હુંપદવાળું, બડાઈ હાંકનાર, આપ વડાઈખોર,

**Egotistic,** *a.* પોતાને મોઢે પોતાની તારીફ કરે એવું, હુંપદવાળું, અહંકારી, આપવડાઈ ખોરૂં.

**Egotize,** *v. t.* પોતાને મોઢે પોતાની તારીફ-આપવડાઈ કરવી, હુંપદ બતાવવું.

**Egregious,** *a.* મ્હોટું, વિલક્ષણ, અદ્દલ, જબરૂં ભારી, જબરૂં, અલૌકિક.

**Egregiously,** *ad.* અત્યંત, ઘણુંજ.

**Egress,** *n.* બહાર નિકળવું તે, નિર્ગમન, બાહાર જવું તે. *v. i.* બહાર જવું-નિકળવું.

**Egression,** *n.* બહાર નિકળવું તે, નિર્ગમન.

**Egret,** *n.* જરા કાળાસ પડતા રંગનું બગલું.

**Egrette,** *n.* પિછાં-ફૂલ-તોઈ વગેરેની શોભા-શૃંગાર, હીરાનો શીરપેચ.

**Egyptian,** *a.* મિસરદેશ સંબંધી. *n.* મિસર દેશનો રેહેવાશી.

**Eh,** *inter.* એ, અરે, રે.

**Eigh,** *inter.* હાય, અહા.

**Eider,** *n.* એક જાતનું બતક. [પિછાં.

**Eider-down,** *n.* એક જાતનાં બતકનાં નરમ

**Eight,** *a.* આઠ, અષ્ટ ૮.

**Eighteen,** *a.* અરાઢ, ૧૮.

**Eightfold,** *a.* આઠગણું, આઠપટ.

**Eighth,** *a.* આઠમું.

**Eighthly,** *ad.* આઠમું, આઠમી વાર.

**Eighty,** *a.* એંસી, ૮૦.

**Either,** *a.* or *pron.* કોઈએક, આ અથવા તે, કોઈપણ, ગમે તે, બેમાંનું એક, બન્ને, એકેક દરેક, પ્રત્યેક *conj.* કાંતો.

**Ejaculate,** *v. t.* નાખવું, ફેંકવું, ઉદગાર કાઢવો, ઉદગારરૂપ પ્રાર્થના-બંદગી કરવી.

**Ejaculation,** *n.* એકદમ કરવું-ફેંકવું-નાખવું તે, ઉદગાર, ઉદગારરૂપ પ્રાર્થના.

**Ejaculatory,** *a.* એકદમ કરેલું, એકાએક બોલેલું, ઉતાવળું, એકાએક, ઉદગારરૂપ.

**Eject,** *v. t.* બહાર ફેંકવું, કાઢી નાખવું-મેલવું, રદ કરવું. કબજો લઈ લેવો-મુકાવવો.

**Ejection,** *n.* બહાર ફેંકવું-કાઢી નાખવું તે, નિસ્સારણ, બહાર નિકળેલી વસ્તુ.

**Ejectment,** *n.* બહાર કાઢી મેલવું તે, બહિષ્કાર, અદાલત પાસે કબજો મુકાવવાની ફરિયાદી.

**Eke,** *v. t.* વધારવું, પુરવણી કરવી, લાંબું કરવું, પુરૂં પાડવું, ઉમેરવું. *ad.* પણ, વળી, દેખીત, બીજું, ઉપરાંત.

**Elaborate,** *v. t.* ઘણીજ મેહેનતથી બનાવવું-તૈયાર કરવું, મહાશ્રમે તૈયાર કરવું-ઉત્પન્ન કરવું-મેહેનત કરી પુરૂં કરવું-સુધારવું.

**Elaborate, Elaborated**, *pp.* or *a.* મેહેનત-શ્રમથી કીધેલું, મેહેનતનું, મહાશ્રમનું.
**Elaborately**, *ad.* મેહેનતથી.
**Elacerate**, *v. t.* ફાડીને કટકે કટકા કરવા.
**Elain**, *n.* ચરબી અને તેલ એમાંની ચીકણાઈ-ચીકાસ, તેલકટપણું, ચીકટપણું.
**Elapse**, *v. i.* વહી જવું ગુજરવું, થઈ જવું, વિતવું, જતું રેહેવું, થવું, જવું.
**Elastic**, *a.* સ્થિતિસ્થાપક, કમાનની ખાસિયતનું, પોતાનું અસલ સ્થિતિમાં પાછું આવે એવું. [નની ખાસિયત.
**Elasticity**, *n.* સ્થિતિસ્થાપકતા-પણું, કમા-
**Elate**, *a.* ફુલઈ ગયલું, ચઢી-છકી ગયલું, અભિમાની, મગરૂર. *v. t.* ફુલઈ જવું, ચઢાવવું, ફુલાવવું, મગરૂર થવું, અભિમાન કરવું, ચઢી-છકી જવું.
**Elated**, *a.* ફુલી ગયલું. [મગરૂરી.
**Elation**, *n.* હર્ષ પુષ્ટિ, ફુલાસ અભિમાન,
**Elbow**, *n.* કોણી, કોપરિયું, વાંક, રાંટ, વાંકણ. *v. t.* & *v. i.* કોણી મારવી, હાંકી કાઢવું, દુર ઢકેલી મુકવું.
**Elbow-joint**, *n.* કોણીનું ઢીચણ.
**Elbow-room**, *n.* છુટ, મોકળાસ.
**Elder**, *a.* વડું, મ્હોટું, જ્યેષ્ઠ, વડીલ, પુર્વજ. *n.* વડીલ, પુર્વજ, પુજ્ય-વૃદ્ધ માણસ, ઘરડાં, વૃદ્ધ, બાપદાદા.
**Elders**, *n.* વડાવા, બાપદાદાઓ.
**Elderly**, *a.* ઘરડી વયપર આવતું, ઘડપણ ઉપર આવતું, ઉતરતી વયનું ઘરડું.
**Eldest**, *a.* સઉથી વડું-મ્હોટું, જ્યેષ્ઠ.
**Elect**, *v.* નિવેડવું, પસંદ કરવું, ચુંટી કાઢવું, પસંદ કરીને યોજવું-નિમવું. *a.* પસંદ કરેલું નિમેલું, ચુંટી કાઢેલું. *n.* ઉદ્ધાર સારૂ પસંદ કરેલું માણસ, ઈશ્વરનું અનુગ્રહીત માણસ.
**Election**, *n.* પસંદગી, નેમણુક, ઈચ્છા, મરજી, ખુશી, પસંદ કરવાની સતા-નો અધિકાર,પસંદ કરેલાં માણસ.
**Electioneer**, *n.* કોઈ પણ હોદ્દો મળવા સારૂ મેહેનત કરવી-ઉપાયો લેવા.
**Electioneerer**, *n.* કોઈપણ હોદ્દો મળવા મેહેનત કરનાર-ઉપાય લેનાર.
**Electioneering**, *n.* કોઈ પણ હોદ્દો મળવા સારૂ મેહેનત-ઈલાજ કરવા તે.
**Elective**, *a.* પસંદ કરવાનું, પસંદ કરવા ઉપર આધાર રાખતું, પસંદ કરીને આપેલું.
**Elector**, *n.* નેમણુક કરનાર, પસંદ કરીને મુકરર કરનાર, પસંદ કરનાર.
**Electoral**, *a.* નેમણુક કરનાર સંબંધી, નેમણુક-પસંદગી સંબંધી.
**Electorate**, *n.* Elector એ કિતાબ.
**Electric, Electrical**, *a.* વિજળીનું, વિજળીથ થયલું, વિજળીવાળું, વિજળીને લગતું, વિજળી ઉત્પન્ન થયલું, વિજળીના ચમત્કાર બતાવનારૂં-બતાવતું.
**Electric-fluid**, *n.* જે પદાર્થમાં વીજ છે તેમાંથી ઉત્પન્ન થનારો અને તેને વળગી રેહેનારો એક દ્રવ પદાર્થ છે.
**Electrician**, *n.* વિજળીનો પ્રયોગ જાણનાર, વિજળીના ચમત્કારની વિદ્યા જાણનાર.
**Electric-telegraph**, *n.* તારાયંત્ર. [વિદ્યા.
**Electricity**, *n.* વિજળી, વિજ, વિજળીની
**Electrifiable**, *a.* જેમાં વિજળીનો ગુણ આવે એવું, વિજળીનો ગુણ લે એવું, વિજળીવાળું થઈ શકે એવું, જેમાં વિજળી ઉત્પન્ન થઈ શકે એવું.
**Electrify**, *v. t.* વિજળી ભરવી, વિજળીનો ધક્કો આપવો-ની અસર લગાડવી. એકાએક ગભરાવવું.

**Electrize**, *v. t.* વિજળી ભરવી, વિજળીને ભિન્ન પદાર્થમાંથી પસાર કરવી, ગડબડ-ધબરાટ કરી નાખવો.

**Electromagnetism**, *n.* વીજળીના યોગથી લોહચુંબકનો ગુણ ભિન્ન પદાર્થોને આપવાની વિધા.

**Electrometallurgy, Electrotype** *n.* વીજળીથી ધાતુને મુલામો આપવાની વિધા.

**Electrometer**, *n.* વિજળીમાપક યંત્ર, વિજળી છોડવાનું-કાઢવાનું યંત્ર.

**Electroplate**, *v. t.* વિજળીથી રૂપાનો ઢોળ ચઢાવવો.

**Electrotype**, *n.* વિજળીથી કોઈપણ વસ્તુની આબેહુબ ધાતુ ઉપર ઉતારેલી છાપ-નકલ.

**Electrum**, *n.* કેરબો, સોના રૂપાની મિશ્ર ધાતુ. [દવા.

**Electuary**, *n.* એક જાતનું આસડ-ઔષધ-

**Eleemosynary**, *a.* ધર્માર્થે આપેલું, દરિદ્રીઓનાં પોષણ સારૂ આપેલું, ધર્મ સંબંધી, ધર્માદાનું. *n.* ભિક્ષાથી ગુજરાન ચલાવનાર, ભિક્ષોપજીવી.

**Elegance**, *n.* શોભા, સૌંદર્ય, રૂપ, ખુબસુરતી, કાંતિ, સફાઈ, પ્રૌઢપણું, રસીકપણું.

**Elegant**, *a.* સુશોભિત, ખુબસુરત, ખાસું, રસીલું, સુંદર, રસિક, વિવેકી, પ્રૌઢ, સાલંકાર, અલંકારી, સફાઈદાર.

**Elegantly**, *ad.* સુશોભિતપણાથી, ખુબસુરતીથી, સફાઈથી, અલંકારથી, સુંદર રીતે.

**Elegiacal**, *a.* શોકસુચક, શોક ભરેલું.

**Elegist**, *n.* શોક ગીત લખનાર, વિલાપગીત જોડનાર, રાજીયા-મરશીયા જોડનાર-લખનાર.

**Elegy**, *n.* શોકગત, વિલાપગીત, મરશીઓ, રાજીયા.

**Element**, *n.* મુળતત્વ, ધાતુમુળ, મુળ અંશ-ભાગ, તત્વ, પંચમહાભુત, સ્વધામ, સ્વસ્થાન, વિષય. (The five elements) પંચમહાભુત, આકાશ, પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિ.

**Elemental**, *a.* મુળતત્વ સંબંધ, મુળતત્વનું, ભૌતિક, પંચભુતાત્મક.

**Elementary**, *a.* અસલી, અમિશ્રિત, કેવળ શુદ્ધ, ભેળ વગરનું, મુળતત્વનું, મુળતત્વ સંબંધી.

**Elephant**, *n.* હાથી, હાથ્થી, હસ્તી, ગજ.

**Elephantiasis**, *n.* પગે ઉતરેલો રસ જેથી પગ, સુઝીને હાથીના જેવા જાડા થાય છે. [મોહોટું,

**Elephantine**, *a.* હાથીના જેવડું, બહુ

**Elevate**, *v. t.* ઉંચું કરવું, ઉંચે ચઢાવવું, ઉંચે દરજ્જે ચઢાવવું, ઉત્તેજન-હિમ્મત આપવી, સુધારવું, ઉશ્કેરવું, મ્હોટું શ્રેષ્ઠ કરવું, ચઢાવવું ખેંચવું.

**Elevation**, *n.* ઉંચું કરવું તે, ઉચ્ચાઈ ઉદય ઉંચાણ જગ્યા, ટેકરી, ડુંગર, પહાડ.

**Elevator**, *n.* ઉંચકનાર, ઉંચે દરજ્જે ચઢાવનાર, ઉંચું કરનાર, ઉશ્કેરનાર, હિમ્મત આપનાર, ચઢાવનાર, મ્હોટું કરનાર.

**Eleven**, *a.* અગીયાર, ૧૧.

**Elene**, *n.* આશ્રિત, પોષ્ય.

**Eleventh**, *a.* અગીયારમું.

**Elf**, *n.* ભુત પિશાચ, વેંતિયું માણસ, વેંગણુજી, વામનજી.

**Elicit**, *v. t.* કાહાડવું, ખોળવું, શોધી કાઢવું, ઉપજાવવું, પાડવું, ખુલ્લું કરવું, કઢાવવું. (To elicit truth by discussion) વાદવિવાદથી તથ્ય બાહાર કાઢવું.

**Eligibility, Eligibleness**, *n.* પસંદ થવાની લાયકી-યોગ્યતા-ગુણ.

**Eligible**, *a.* પસંદ થવાને લાયક-યોગ્ય, માફક, પસંદ પડતું, યોગ્ય, લાયક, ઉપયોગી.

**Eliminate,** *v. t.* કાઢવું, કાઢી નાખવું-મુકવું, છેકી નાખવું.

**Elimination,** *n.* કાઢી નાખવું તે, છેકી નાખવું તે, ઉરાડવું-પડતું મેલવું તે.

**Elide,** *v. t.* પદ કાપી કાઢી નાખવું.

**Elision,** *n.* લોપ, અદર્શન, કાપી નાખવું તે, કાઢી નાખવું તે.

**Elite,** *n.* સારામાં સારો-ઉતમ ભાગ, નીવડેલું તે.

**Elixir,** *n.* કોઈપણ વસ્તુને સોનુ કરી નાખવાનો રસ, અર્ક, સત્વ, કસ, પુષ્ટિકારક ઓસડ, મિશ્રિતરસાયન.

**Elixir vitac,** *n.* રસાયન.

**Elk,** *n.* એક જાતનું મ્હોટું સાબર.

**Ell,** *n.* સવા વાર, એકવારને નવ તસુનું માપ.

**Ellipse,** *n.* અંડાકૃતિ, દીર્ઘવર્તુળ. [અધ્યાહાર.

**Ellipsis,** *n.* છોડી દીધેલા શબ્દો, પદન્યુનતા

**Elliptical,** *a.* ન્યુન પદનું, છોડી દીધેલા શબ્દ-પદનું, અધુરું, અંડાકાર, અંડાકૃતિનું

**Eliptically,** *ad.* થોડા શબ્દમાં.

**Elm,** *n.* એક જાતનું ઝાડ.

**Elocution,** *n.* ભાષણ, ઉચ્ચાર, ચાર માણસમાં ભાષણ કરવાની-બોલવાની ઢબ-છટા વાક્ચાતુર્ય, શબ્દ ચાતુર્ય, વક્તૃત્વ.

**Elocutionist,** *n.* વાક ચાતુર્યમાં નીપુણ, બોલવાની છટામાં પ્રવીણ, ઉચ્ચારવામાં હોશીયાર માણસ. [લંબાવવું.

**Elongate,** *v. t.* તાણીને લાંબું કરવું, વધારવું

**Elongation,** *n.* લંબાણ, લંબાઈ, છેટું પલ્લો, અંતર.

**Elope,** *v. i.* ન્હાસી જવું, નિકળી જવું, જવું, રેહેવું, યાર સાથે જતું રેહેવું.

**Elopement,** *n.* નિકળી જવું તે, યાર સાથે જતું રેહેવું તે, પલાયન. [હથોટી.

**Eloquence,** *n.* વાક્ચાતુરી, સુભાષણ, જીભની

**Eloquent,** *a.* સુભાષિત, મધુર ભાષી, વાક્ચાતુર, બોલકણું, બોલવામાં, સારો-સારૂં.

**Else,** *pron.* બીજું, અન્ય, ઔર. *ad.* નહીં તો, અન્યથા, શિવાય, બીજું.

**Elsewhere,** *ad.* બીજે ઠેકાણે, કોઈપણ બીજી જગ્યાપર, બીજે કહીં.

**Elucidate,** *v. t.* ઉઘાડું-ખુલ્લું-સ્પષ્ટ-સમજ પડે એમ કરવું, રોશન કરવું.

**Elucidation,** *n.* ખુલ્લું-ઉઘાડું કરવું તે, સ્પષ્ટિકરણ, ખુલાસો, બયાન, દાખલો.

**Elucidative,** *a* સમજ પડે એવું, ખુલ્લું જણાય એવું.

**Elucidator** *n* સમજણ પાડનાર, ખુલ્લું કરનાર ખુલાસો-બ્યાન આપનાર.

**Elude,** *v. t.* ચુકવવું, ટાળવું, છટકાવવું, ચોરવવું, નજર ચુકવવી, વાત ઉડાવવી, નજર ચોરવવી છાનું-ગુપ્ત રાખવું.

**Eluder,** *n.* ચુકવનાર ટાળનાર, ચોરવનાર નજર ચુકાવનાર, છાનું રાખનાર.

**Eludible,** *a.* ચુકવવા જેવું, ટાળવા જોગ, નજર ચુકવે તેવું, ઉડાવાય એવું, છટકાવી શકાય એવું છાનું રખાવ એવું.

**Elusion,** *n.* ઠગાઈ, નજર ચુક, નજર ચોરવવી તે, ટાળવું-ચુકવવું તે, છટકાવવું તે.

**Elusive, Elusory,** *a.* ઠગાઈ ભરેલું, ચુકાવે-નજર ચોરવે એવું; ઉડાવે એવું.

**Elutriate,** *v. t.* ધોઈને-ગાળી કાઢીને સાફ-સ્વચ્છ-નિર્મળ કરવું.

**Elutriation,** *n.* સ્વચ્છ સાફ-ગાળીને નિર્મળ કરવું તે.

**Elysian,** *a.* સ્વર્ગ સંબંધી-નું, અત્યાનંદકારક પરમાનંદકારક.

**Elysium,** *n.* સ્વર્ગ, સુખ-આનંદસ્થાન.

**Emaciate**, *v. i.* દુબળું-પાતળું થઈ જવું ગળાઈ-તવાઈ-સુકાઈ જવું, હાડકાં કાઢવાં.

**Emaciation**, *n.* દુબળાપણું, સુકલકડીપણું, તવાઈનબળું થઈ જવું તે.

**Emanant**, *a.* વેહેતું, નિકળતું, ઉત્પન્ન થતું.

**Emanate**, *v. i.* છુટવું, નિકળવું, વેહેવું, ઉત્પન્ન થવું.

**Emanation**, *n.* નિકળતી વસ્તુ-પદાર્થ, નિકળવું તે, ઉત્પન્ન થવું તે.

**Emanative**, *a.* નિકળતું, વેહેતું ઉત્પન્ન થતું.

**Emancipate**, *v. t.* બંધનમાંથી છોડવવું, ગુલામગીરીમાંથી છુટું-મોકળું-સ્વતંત્ર કરવું

**Emancipation**, *n.* બંધમોચન, છુટકો, છુટકારો, સ્વતંત્રતા આપવી તે, મુક્તિ, મોક્ષ.

**Emancipator**, *n.* છુટકો કરનાર, બંધનમાંથી છોડવનાર, મુક્ત કરનાર.

**Emandation**, *n.* ચૂક સુધારવી તે, ભુલનો સુધારો.

**Emasculate**, *v. t.* ખાસી-નપુંસક-નામરદ કરવું, નબળું-કમજોર કરવું. *a.* ખસી કરેલો, નપુંસક, નામર્દ. [સક કરવું તે.

**Emasculation**, *n.* ખાસી, ખસી કરવી-નપું.

**Embalm**, *v. t.* સડો ન લાગે તે સારૂ મસાલો સુગંધી પદાર્થો ભરવા, મમતાથી યાદ રાખી મુકવું.

**Embale**, **Emball**, *v. t.* ગાંસડી બાંધવી, પોટલું બાંધવું. [પુરણો, પુસ્તાબંધી.

**Embankment**, *n.* પુસ્તો, બાંધ, પાટ,

**Embargo**, *n.* બંદરમાં વહાણ આવવા જવાની બંધી, બંધી, મના, નિષેધ.

**Embark**, *v. t.* વહાણ ઉપર ચઢાવવું, રવાને કરવું, હરેક કામમાં કોઈને સામેલ કરવું, નાખવું. *v. i.* વહાણપર ચઢવું-જવું, હાથ ઘાલવો, માથે લેવું, પડવું.

**Embarkation**, *n.* વહાણ ઉપર ચડવું-ચઢાવવું તે.

**Embarrass**, *v. t.* ઘભરાવવું, મુશ્કેલીમાં નાખવું, ગુંચવવું, હેરાન કરવું, પૈસાની તંગીભીડમાં લાવવું, ગુંચવાઈ જવું, ગભરાવું, ભીડતંગીમાં આવવું.

**Embarrassing**, *a.* ગભરાવતું, ભિડમાં નાખતું, હેરાન કરતું.

**Embarrassment**, *n.* ગિરફતારી ગુંચવણ, ગભરાટ, હેરાનગતી, અડચણ, ભીડ, તંગી.

**Embassy**, *n.* રાજદરબારી પેગામ, એલચીગીરી વકીલાત, એલચી વકીલ, એલચી વકીલવર્ગ, એલચીનું ઘર-મુકામ-કચેરી.

**Embassador**, *n.* એલચી વકીલ.

**Embattle**, *v. t.* વ્યૂહ-રચના-સેના યોજના કરવી, લડાઈ-યુદ્ધ કરવાને સિપાઈઓને હારબંધ હાર ઉભા રાખવા-ગોઠવવા.

**Embattlement**, *n.* વ્યુહરચના, યુદ્ધ રચના.

**Embattled**, *a.* યુદ્ધ સારૂ હારદોર ગોઠવેલું, મોરચાવાળું, બુરજવાળું. [કરવું.

**Embay**, *v. t.* અખાતના જમીનથી બંધ

**Embellish**, *v. t.* સણગારવું, શોભાવવું, સજવું, સુશોભિત કરવું.

**Embellishment**, *n.* સણગાર, શોભા, રુપાળું, અલંકાર, સાજ.

**Embers**, *n.* અંગારા, ગરમ રાખ, ભુભરેટ, રાખમાંના ઝીણા અંગારા, રાખ અને દેવતાની ઝીણી કરચોનો ભેળ.

**Embezzle**, *v. t.* ખાઈ જવું, ઉચાપત કરી-જવું, પચાવી પડવું, ઓઈઆં-હજમ કરી જવું.

**Embezzlement**, *n.* ચોરી, ઓહીયાં, હરામખોરી, પચાવી પડેલો માલ, ઉચાપત.

**Embezzler**, *n.* ઓહીયાં કરનાર, ઉચાપત કરનાર, ખાઈ જનાર.

**Embitter,** *v. t.* કડવું કરવું, દુ:ખી કરવું, વધારે તીવ્ર ઉગ્ર કરવું, વધારવું.

**Emblazon,** *n.* રંગદાર,-ઝલેદરા કરવું, સણુગારવું, અલંકાર પેહેરાવવા, કુલીનતાના ચિહ્નોનાં ચિત્રથી સુશોભિત કરવું. [સણુગાર.

**Emblazonry,** *n.* ઢાલ ઉપરનાં ચિત્રો વગેરેનો

**Emblem,** *n.* નિશાની, ચિન્હ, સુચકચિત્ર, લક્ષણ, નિશાન.

**Emblematic, Emblematical,** *a.* નિશાનદાર, ચિન્હતું, લાક્ષણિક, સુચક ચિત્રનું, સાંકેતિક, જ્ઞાપક, દર્શક.

**Emblematise,** *v. t.* દર્શાવવું, સુચક ચિત્રથી બતાવવું, દર્શક હોવું.

**Embody,** *v. t.* સદેહ-દેહધારી કરવું, દેહ-શરીર આપવું, સંગ્રહ-એકઠું કરવું, એકતંત્રે લાવીને મુકવું.

**Embodiment,** *n.* દેહધારી કરવું તે, એક ઠેકાણે લાવવું તે, સંગ્રહ, સમુહ, જમાવ.

**Embogue,** *v. t.* મ્હોડેથી ખાલી કરવું.

**Embolden,** *v. t.* હિમ્મત આપવી, ધીરજ આવવી, છાતી વાળું કરવું. (To be emboldened) છાતી ચાલવી, હિમ્મત આવવી.

**Embolus,** *n.* દાટો, દટ્ટો, બંબા વગેરે યંત્રામાં પાણી ખેંચી લેવા તથા હડખેલી બહાર કાઢવાને અંદરથી જે નક્કર સળીઓ-દાંડો હોયછે તે.

**Embonpoint,** *n.* શરીરનું ગોળ મટોળપણું, શરીરનું હડીમાપણું, શરીરનું ઠીંગાપણું.

**Emborder,** *v. t.* કોર મુકી સણગારવું, તોઈ લગાડી શોભિતું કરવું.

**Emboss,** *v. t.* ફુલો પાડવી, ગોખરૂં કોતરવાં ઉપસી નિકળે એવી આકૃતિ પાડવી. નકસીદાર કરવું.

**Embossment,** *n.* ફુલી, ગોખરૂં, ઉપસી આવેલો આકાર-દેખાવ, નકશી.

**Embottle,** *v. t.* બાટલી-સીસીમાં ઘાલવું-ભરવું.

**Embouchure,** *n.* મ્હોડું, તોપનું મ્હોડું, નદીનું મુખ, વાંસળી-બનસી-મુરલીનું મ્હોડું.

**Embowel,** *v.t.* (જાનવરનાં) આંતરડાં કાઢવાં.

**Embower,** *v.t.* ઝાડોના માંડવા હેઠલામાં મુકવું.

**Embrace,** *v. t.* કોટી કરવી, ગળે લાગવું, આલિંગન કરવું, બાથમાં લેવું, લિટવું, છાતીએ દાબવું. સ્વીકારવું, કબુલ કરવું. -નો સમાવેશ થવો-કરવો-માંઆવવું-માવું, ઘેરવું, ઘેરી લેવું. સાંખવું. *n.* કોટી, બાથ, આલિંગન, સ્વીકાર, અંગીકાર, કબુલાત. (To embrace an opportunity) તક સાધી લેવી.

**Embrasure,** *n.* તોપની બારી, જંગી, કોટમાં પાડેલું તોપ રાખવાનું બાકોરું.

**Embrocate,** *v. t.* શરીરનાં દરદવાળા ભાગ ઉપર લુગડાંવતે તેલ વગેરે ઓસડ ચોળવું-મસળવું-લગાડવું-ચોપડવું.

**Embrocation,** *n.* ઓસડ ચોપડવું તે, ચોપડવાનું ઓસડ, ચોળવાનું ઓસડ.

**Embroider,** *v. t.* વેલ બુટ્ટિ કાઢવી, ચિકન ભરત ભરવાં, બુટ્ટા કાઢવા.

**Embroidery,** *n.* ભરત કામ, ચિકનનું ભરત, ચિકન, ભરત.

**Embroil,** *v. t.* ફાટ-ફુટ પાડવી, ગુંચવણમાં નાખવું, લડાવવું. ઝગડો કરાવવો.

**Embroiler,** *n.* કજીયાદલાલ, ઝગડો કરાવનાર, ફુટ પડાવનાર, કજીયો કરાવનાર.

**Embroilment,** *n.* ઝગડો, કરાવવું તે, લડત, લડાઈ, ફુટ, ગુંચવણ.

**Embryo, Embryon,** *n.* મુળ બિજ, તરતનો રહેલો ગર્ભ, કાચો ગર્ભ, ગાભ. (In embryo) ધારવેલું પણ પાર ન પડેલું.

**Embryotomy,** *n.* અધુરા ગર્ભને કાપી કાહાડવો તે.

**Emendable**, *a.* ભુલ સુધારવા જેમ, ભુલનો સુધારો કરવા જેવું, દુરસ્ત કરવા લાયક.

**Emendation**, *n.* લખેલું સુધારવું તે, ભુલ સુધારવી તે, ભુલનો સુધારો.

**Emendator**, *n.* સુધારનાર, ભુલ સુધારનાર, ભુલનો સુધારો કરનારો, દુરસ્ત કરનાર.

**Emendatory**, *a.* સુધારો કરતું, ભુલ સુધારતું, દુરસ્ત કરતું.

**Emerald**, *n.* પાનું, લીલમ, લીલું મણી, લીલો રંગ. *a.* લીલા રંગનું, લીલમનું.

**Emerge**, *v. i.* બહાર આવવું, નિકળવું, પાછું દેખાવું, ઉદય પવો, દહાડો-ભાગ્ય ફરવું.

**Emergence, Emergency**, *n.* બહાર આવવું નિકળવું તે, ઉદય, અકસ્માત બનાવ, જરૂર, અગત્ય, ઓચિંતું આવી પડેલું કામ, તરતજ ઉપાય લેવો જોઈએ એવો બનાવ.

**Emergent**, *a.* બહાર નિકળી આવેલું, એકાએક આવતું-નિકળતું, એકાએક, જરૂરનું, અકસ્માત, અણચિંતું, અગત્યનું.

**Emerods**, *n.* હરસ, મુળવ્યાધી, હરસનો રોગ.

**Emersion**, *n.* બહાર નિકળવું-નિકળી આવવું તે, ઉદય, પાછું દેખાવું તે.

**Emery**, *n.* ધાતુને ઘોવાનો એક ઘણી કઠણ ધાતુનો ભુકો-ચુરો.

**Emetical, Emetic**, *a.* ઓકારી લાવે એવું.

**Emetic**, *n.* ઉલટી કરવાનું-ઓકારીનું ઓસડ.

**Emeute**, *n.* બખેડો, હુલ્લડ, ફિસાદ.

**Emicant**, *a.* ચળકતું, પ્રકાશતું.

**Emiction**, *n.* પિશાબ, મુતર.

**Emigrant**, *a.* પરદેશવાસી, સ્વદેશત્યાગી. *n.* પોતાનું વતન છોડી બીજે દેશ જઈ રહેલું માણસ.

**Emigrate**, *v. i.* સ્વદેશ છોડી પરદેશ-દેશાંતરે રહેવા જવું, વિદેશ ગમન કરવું.

**Emigration**, *n.* દેશત્યાગ, સ્વદેશત્યાગ, વિદેશ ગમન.

**Eminence**, *n.* ઉંચાણ, ઉંચાઈ, ચઢાણ, ઉંચી જગા, પ્રતિષ્ઠા, મ્હોટાઈ, મ્હોટી પદવી, આબરૂ, પ્રખ્યાતિ.

**Eminent**, *a.* ઉંચું, ભારે, શ્રેષ્ઠ, મ્હોટી પદવીનું-દરજાનું, પ્રખ્યાત, આબરૂદાર, મ્હોટું, પ્રસિદ્ધ, નામીચું.

**Eminently**, *ad.* વિશેષ-અતિશય ઘણું કરીને, મ્હોટાઈથી, આબરૂથી, પ્રસિદ્ધપણે, નામીચી રીતે, આબરૂભેર.

**Emissary**, *n.* દુત, જાસુસ, ભેદુ.

**Emission**, *n.* બહાર નિકળવું તે, બહાર કાઢવું તે, બહાર આવવું તે.

**Emit**, *v. t.* મોકલવું, કાઢવું, નિકળવા દેવું, આપવું, છોડવું, બહાર કાઢવું. (Sun and Moon emit light) સુર્ય અને ચંદ્ર પ્રકાશ આપે છે.

**Emmenagogue**, *n.* સ્ત્રીને અટકાવ આવવા માટેનું ઓસડ.

**Emmet**, *n.* કીડી, મંકોડો.

**Emolliate**, *v. t.* નરમ-પોચું-સુવાળું કરવું, નામરદ કરવું.

**Emolliation**, *n.* નરમ-પોચું-સુવાળું કરવું તે, નામરદ કરવું તે.

**Emollient**, *a.* નરમ કરનારૂં, પોચું-સુવાળું કરનારૂં, નામરદ કરી નાખે એવું *n.* નરમ કરવાનું-દરદ કમી કરવાનું ઓસડ.

**Emolument**, *n.* પ્રાપ્તિ, પેદાસ, આવક, નફો, લાભ, ફાયદો.

**Emolumental**, *a.* લાભકારી, પેદાસવાળું, ફાયદાકારક.

**Emotion**, *n.* મનનો વિકાર, મનોભાવ, ચિત્તવૃત્તિ, જોશ, લેહેર, ભાવ, વ્યગ્રતા.

**Emotional**, *a.* મનના વિકાર-ભાવનું-સંબંધી.

**Empale**, *v. t.* ઘેરી લેવું, પુરવું, બંધ કરવું,

ગોંધી લેવું, અણીદાર ખુંટીની ટટ્ટી ભરવી, સુળીએ ચઢાવવું, સુળી દેવી.

**Empalement**, *n.* અણીદાર ખુંટીઓ મારી ટટ્ટીભરી કોઈ જગ્યાનો બચાવ કરવો તે, અણીદાર ખુંટીની ટટ્ટી.

**Empannel**, *n.* "જુરર" નીપંચની યાદી-ટીપ, *v. t.* પંચનાં-જુરીનાં માણસોના નામો યાદીમાં લખવાં-નીયાદી કરવી, જુરી-પંચનાં નામ બોલાવી પાંજરાંમાં બેસાડવાં.

**Empark**, *v. t.* મૃગયાને વનમાં ગોંધી મુકવું.

**Emperor**, *n.* શહેનશાહ, રાજાધિરાજ, કૈસર, બાદશાહ, ચક્રવર્તિ રાજા, રાજેન્દ્ર.

**Emperor of Rome** કૈસર.

**Emperor of China** ખાકાન.

**Emphasis**, *n.* દીર્ઘોચ્ચારણ, અસર કરે એવો ઉચ્ચાર, શબ્દપર ભાર જોર.

**Emphasize**, *v. t.* શબ્દો-વાક્યો ઉપર જોર મુકીને ઉચ્ચાર કરવો-બોલવું, ભાર દેવો.

**Emphatic, Emphatical**, *a.* જોર ભરેલું, ભાર દીધેલું, ભારવાળું, ભારથી બોલેલું, જોર મુકવા જોગ, સાફ.

**Emphatically**, *ad.* જોર-ભાર દઈને, મ્હોટે અવાજે, મન ઉપર અસર થાય એવી રીતે, સાફ.

**Emphyreumatic**, *a.* ઝાડપાન અથવા જાનવરને લગતી કોઈ બળેલી જીનસના વાસ અથવા સવાદવાળું.

**Empire**, *n.* બાદશાહી, શહેનશાહી, રાજ્ય, હકુમત, મ્હોટું રાજ્ય.

**Empiric**, *n.* ઉંટવૈદ, નિમહકીમ વૈદકશાસ્ત્ર શિખ્યા વગર અનુભવે થયલો વૈદ.

**Empiric, Empirical**, *a.* નિમહકીમની રીતનું, ફક્ત અજમાએશ-અનુભવનું, શાસ્ત્ર-વિદ્યા વગર અજમાયશથી થયલું.

**Empiricism**, *n.* ઉંટવૈદું, નિમહકીમી.

**Employ**, *v. t.* કામે લગાડવું, પરવું, ઉપયોગમાં લાવ, કામમાં લેવું, ચાકરમાં રાખવું, કરાવવું, કરવું, રોકાવું, ગુંથાવું, હોવું, પડવું. *n.* કામ, ધંધો, ઉદ્યોગ, રોજગાર, ચાકરી.

**Employable**, *a.* ખપમાં આણવા જોગ, કામે લગાડવા જોગ, વાપરવા જોગ; રાખવાનો, ચાકરી રાખવા જોગ.

**Employee**, *n.* નોકર, ચાકર, ચાકરીમાં રહેલો શખ્સ, ખિદમતગાર.

**Employer**, *n.* શેઠ, ચાકરીએ રાખનાર, કામે લગાડનાર.

**Employ, Employment**, *n.* કામમાં લેવું તે, ઉદ્યોગ, રોજગાર, ધંધો, કામ, ચાકરી.

**Emporium**, *n.* વેપારનું મુખ્ય મથક-બંદર.

**Empoverish** *v. t.* ભિખારી-ફકીર જેવો કરવું, દુર્બળ કરવું.

**Empower**, *v. t.* મુખ્તિઆર કરવું, અખત્યાર આપવો, સત્તા આપવી, અધિકાર સત્તા આપવી.

**Empress**, *n.* મહારાણી, મલિકા, મહાઝમાં. કૈસરી.

**Empress of India**, કૈસરેહિન્દ.

**Emptiness**, *n.* પોકળપણું, ખાલીપણું, મિથ્યાપણું, અસંતોષ, ઉજડપણું, અજ્ઞાનપણું.

**Emption**, *n.* ખરીદ કરવું તે, ખરીદી.

**Empty**, *a.* ઠાલું, ખાલી, પોકળ, નિરર્થક, નકામું, અનર્થું, ખોટું, માયારૂપ ઉજડ. જ્ઞાનહીન, મુર્ખ. *v. t. & v. i.* ખાલી થવું-કરવું, વેરાન-ઉજડ કરવું-થવું. [કચરો મેલ.

**Emptyings**, *n.* "બીર" દારૂ તળે ઠરેલો

**Empty-handed**, *a.* નકામે હાથે, ખાલી હાથે.

**Empty-headed**, *a.* બુદ્ધિ વગરનો, અલ્પ બુદ્ધિનો. [રંગવું કપડું.

**Empurple**, *v. t.* જાંબુડો રંગ દેવો, જાંબુડા

**Empurpled**, *a.* જાંબુડા રંગવું, જાંબુડો રંગ

દીધેલું: જાંબુડો રંગ રંગેલું.

**Empyreal, Empyrean,** *a.* અગ્નિનું-તેજનું બનેલું, તેજોમય, સત્યલોક સંબંધી સત્ય ભુવનનું, અતિ સ્વચ્છ.

**Empyrean,** *n.* સત્યલોક, સત્યભુવન.

**Emulate,** *v. t.* બરાબરી-ચઢાચઢી ચરસાચરસી-સરસાસરસ કરવી, ટક્કર લેવી.

**Emulation.** *n.* દેખાદેખી ચઢાચઢી, ચરસાચરસી, ઈર્ષા, હરીફાઈ, બરોબરી, હોંસાતોંસી.

**Emulative,** *a.* પ્રતિસ્પર્ધિ, હોંસાતોંસી કરવાને ઈચ્છતું, ચઢાચઢી કરવાને રાજી.

**Emulatively,** *ad.* ચરસાચરસીથી, હોંસાતોંસીથી, ચઢાચઢીથી, ઈર્ષાથી.

**Emulator,** *n.* ચઢાચઢી, બરોબરી. ચરસાચરસી કરનાર, ઈર્ષા રાખનાર.

**Emulous,** *a.* ચરસાચરસી-બરોબરી. કરનારૂં, સ્પર્ધા-હોંસાતોંસી ઉપર ચઢેલું.

**Emulously,** *ad.* ચઢાચઢીથી, બરોબરી કરીને, હોંસાતોંસીથી, ઈર્ષા ભરેલી રીતે.

**Emulge,** *v. t.* દુધ કાઢવું, દુધનાં જેવું કરવું.

**Emulsion,** *n.* દુધના જેવો ચિકણો પ્રવાહી પદાર્થ, ઠંડી-નરમ દવા, દુધના જેવી દવા.

**Emulsive,** *a.* નરમ-ઠંડું કરતું, દુધનાં જેવું, નરમ.

**En,** *prefix* માં, ઉપર, આગળ. દર્શાવનારો [ઉપસર્ગ છે.

**Enable,** *v. t.* સામર્થ્ય-શક્તિવાન કરવું, કૌવત આપવું, સત્તા આપવી, અધિકાર આપવો.

**Enablement,** *n.* સામર્થ્ય, શક્તિ, કૌવત, તાકાદ.

**Enact,** *v. t.* ઠરાવવું, મુકરર કરવું, કાયદો બાંધવો-કરવો, કરવું, સાધવું, રચવું.

**Enactive,** *a.* ઠરાવનારૂં, મુકરર કરનારૂં, કાયદો બાંધનારૂં-બાંધવાની શક્તિ ધરાવતું.

**Enactment,** *n.* પસાર થઈ કાયદો થવો તે, સ્થાપન કરવું તે. કાયદો, ઠરાવ, ધારો, કાનુન.

**Enactor,** *n.* ધારો-કાયદો બાંધનાર-કરનાર-સ્થાપન કરનાર, કાયદો રચનાર.

**Enamel,** *n.* મીનો, મીનાકારી કામ, કાચના જેવી એક જાતની વસ્તુ, દાંત ઉપરની લીસી-કઠણ પોપડી. *v. t.* મિનો ચઢાવવો-લગાડવો, મિનાકારી કરવું.

**Enamelled,** *a.* મિનાકારી.

**Enameller,** *n.* મિનાગર, મિનાકાર, મિનાકારી કામ કરનાર.

**Enamelling.** મિનાકારી, મિનાકામ, મિનાગરી.

**Enamour,** *v. t.* આશક કરવું-થવું, મોહિની લગાડવી, મોહિત કરવું, લુભાવવું.

**Enamoured,** *a.* મોહિત, આશકી, લુબ્ધ, મોહિ પડેલું, અનુરક્ત.

**Encage,** *v. t.* ગોંધવું, બંધ કરવું, પાંજરામાં પુરવું ઘાલવું.

**Encamp,** *v. t.* or *v. i.* છાવણી કરવી, તંબુ મારવા-તાણવા, મુકામ કરવો, પડાવ નાખવો.

**Encampment,** *n.* તંબુ તાણવા તે, ઉતારો, મુકામ, છાવણી, પડાવ,

**Encase,** *v. t.* બંધ કરવું, પેટીમાં ઘાલવું.

**Encaustic,** *n.* બાળેલા મિણમાં રંગ મેળીને ચિત્ર રંગવાની કળા. *a.* બાળેલા મિણમાં રંગ મેળીને રંગેલું.

**Enceinte,** *a.* ગર્ભવંતી, દહાડાવાળી. *n.* વાડ.

**Enchain,** *v. t.* સાંકળથી બાંધવું, મજબુત પકડી રાખવું-ખેંચી રાખવું, જોડવું, માંડવું.

**Enchant,** *v. t.* મંત્ર મારવો, મંતરવું, જાદુ કરવું, મુઠ મારવી, વશીકરણ કરવું, મોહિત કરવું, મોહ પમાડવું.

**Enchanted,** *a.* મંત્રેલું, મોહિત, ભુત ભરાયલું-વળગેલું-આવેલું.

**Enchanting**, *pr. p.* જાદુઈ ભરેલું, મનમોહન, દિલખુશ-શાદ-રૂબા.

**Enchantingly**, *ad.* મંતરથી, જાદુથી.

**Enchanter**, *n.* જાદુગર, જંતર મંતર, જાણનાર, મુઠ મારનાર, ઇલમી, જુવો.

**Enchantment**, *n.* જાદુ, મંતર, જંતર-મંતર, મોહિની, વશીકરણ.

**Enchantress**, *n.* જાદુગરણી, જાદુ જાણનાર સ્ત્રી, અતિશય ખુબસુરત સ્ત્રી, મોહિની.

**Enchase**, *v. t.* જડવું, બેસાડવું, જડાવ કરવો, મઢવું, છાપખાનાં બીબાં ગોઠવીને છાપવા સારૂ લોખંડનાં ચોકઠામાં તે મજબુત બેસાડવાં, મિનાકારી વગેરે ચિત્ર કાઢવાં.

**Encircle**, *v. t.* ઘેરો ઘાલવો, ઘેરવું, ઘેરી લેવું, વીંટી લેવું, ફરી વળવું, કોટી કરવી, બાથમાં લેવું, પ્રદક્ષિણા કરવી.

**Enclitic**, *a.* અઢીંગનારૂં, ટેકનારૂં, નીકટ સંબંધ રાખનારૂં. *n.* શબ્દને છેડે જોડેલો અવ્યય શબ્દ.

**Enclasp**, *v. t.* ચાપડાથી બંધ કરવું-જોડવું. કોટી કરવી, આલિંગન કરવું, ભેટવું.

**Enclose**, *v. t.* વાડ બાંધવી-કરવી, ઘેરી લેવું, અંદર નાખવું. ઘેરવું, બંધ કરવું, ઘાલવું, બીડવું, પડબીડીયામાં ઘાલી બંધ કરવું.

**Enclosure**, *n.* વાડ, ભીતી વાડની અંદરની જગ્યા, બીડેલી ચીજ-કાગળ વગેરે.

**Encomiast**, *n.* વખાણ કરનાર, તારીફ કરનાર, પ્રશંસા કરનાર, સ્તુતિકર્તા.

**Encomiastic**, *a.* સ્તુતીવાળું, પ્રશંસાકારક.

**Encomium**, *n.* પ્રશંસા, સ્તુતિ, વખાણ.

**Encompass**, *v. t.* ઘેરો ઘાલવો, ઘેરી લેવું.

**Encore**, *ad.* ફરીથી, ફરીને એકવાર, બિજીવાર, પાછું, વળી.

**Encounter**, *n.* ભેટ, મુલાકાત, સમાગમ, મેળાપ, મુકાબલો યુદ્ધાર્થે ભેટ-યુદ્ધ. *v. t.* & *v. i.* મળવું, ભેટવું, મુલાકાત થવી, એકાએક સમાગમ થવો, સામસામા મળવું, સામા થવું, લડવું, હરકત નડવી, હરકત થવી, યુદ્ધાર્થે મળવું.

**Encourage**, *v. t.* ધીરજ આપવી, હિમ્મત આપવી, ટેકો આપવો, આશા આપવો, ઉતેજન આપવું. [ટેકો ધીરજ.

**Encouragement**, *n.* ઉતેજન, હિમ્મત,

**Encouraging**, *a.* કામ પાર પડે એવી આશા થાય તેવું, ઉતેજન-હિમ્મત આપનારૂં.

**Encouragingly**, *ad.* આશા થાય એવી રીતે, ઉતેજનથી, હિમ્મતથી.

**Encrease** [see Increase].

**Encroach**, *v. i.* પારકાના હકમાંથી ધીમેધીમે કંઈ લઈ લેવું, પારકાની હદ ઉપર હાથ નાખવો. ગેરવાજબી રીતે ઘુસવું, પગ પેસારો કરવો, ખસતું ખસતું આવવું.

**Encroachment**, *n.* પગપેસારો, દબાવી પડવું તે, પારકાના હકમાંથી લઈ લેવું તે, ઘુસવું તે, ખસતું ખસતું આવવું તે.

**Encumber**, *v. t.* બોજો નાખી અડચણ કરવી. કરજદાર કરવું, કરજનો બોજો નાખવો, દેવામાં ડુબાવવું, ગીરોલખી આપવું, ડખલ કરવું, અટકાવવું.

**Encumberment**, *n.* અડચણ, પીડા, હરકત.

**Encumbrance**, *n.* લફરૂં, પીડા, અટકાવ, બોજો, અડચણ, કરજ ભાર.

**Encyclical**, *a.* ઘણી જગાએ મોકલેલું, સર્વે સાધારણ. ઘણાં માણસપર મોકલેલું.

**Encyclopedia**, *n.* વિદ્યાસંગ્રહ, વિદ્યાવળિ, વિદ્યા મંડળ, સર્વ વિદ્યા સંગ્રહ કોશ.

**Encyst**, *v. t.* કોથળીમાં બંધ ભરી રાખવું.

**Encysted**, *a.* કોથળીમાં બંધ કરેલું, કોથળીમાં બંધ કરી રાખેલું.

**End**, *n.* છેડો, શેવટ, અંત, ટોચ, પરિણામ, છેવટ, ફળ, સમાપ્તિ, મોત, નાશ, લય, અભિપ્રાય, મતલબ, ધારણા, ઇચ્છા, રહેલો ભાગ-ટુકડો. *v. t.* સમાપ્ત કરવું, પૂરું કરવું-થવું, બંધ કરવું-થવું, નાશ કરવો. મારી નાખવું, અંત લાવવો, છેડો લાવવો.

**Endamage** [see to Hurt].

**Endanger**, *v. t.* જોખમમાં-ભયમાં-સંકટમાં-ધાસ્તીમાં નાખવું. [વહાલું લાગવું.

**Endear**, *v. t.* પ્રિય કરવું, વહાલું, કરવું,

**Endearment**, *n.* પ્યાર, લાડ, મોહોબત, હેત, વહાલ, લાડકાપણું.

**Endeavour**, *n.* મેહેનત, ઉદ્યોગ, પ્રયત્ન, યત્ન, લાગ, કોશિશ. *v. i.* મેહેનત-ઉદ્યોગ-પ્રયત્ન-યત્ન કરવો, કોશિશ કરવી.

**Endemic**, *a.* ખાસ, એક દેશના લોકનુંજ, એક દેશમાંજ ચાલતું, એક જગ્યા-મોસમનું.

**Ending**, *n.* છેવટ, છેડો, પ્રત્યય, સમાપ્તિ.

**Endless**, *a.* બેહદ, અપાર, અનંત, બેશુમાર, હંમેશનું, નિરંતરનું, રોજનું.

**Endlessly**, *ad.* સદા, હંમેશાં, નિરંતર.

**Endmost**, *a.* દૂરનું છેક છેડેનું.

**Endogenous**, *a.* અંદરથી વધનારૂં.

**Endorse**, *v. t.* શેરો મારવો.

**Endorsement**, *n.* કાગળ હુંડી ઇત્યાદિની પાછળ કરેલી સહી-શેરો.

**Endow**, *v. t.* મિલકત-પટ્ટું આપવું, નિમણુક-વર્ષાસન, કરી આપવું, રીતમાં માલ મિલકતનો કાંઈ ભાગ આપવો બક્ષવું.

**Endowment**, *n.* રીત, પટ્ટું, નિમણુક, વર્ષાસન, બક્ષીસ આપેલી મિલકત, ગુણ, સુલક્ષણ, શક્તિ.

**Endue**, *v. t.* [see Indue] ભરતી કરવી.

**Endurable**, *a.* સહ્ય, સહનશક્ય, ખમાય એવું, સેહેવાઈ શકાય એવું, સહન થાય એવું.

**Endurance**, *n.* નિભાવ, ટકાઉપણું, ટકાવ, સબુરી, સહનતા, વિઘ્ન ખમવાની શક્તિ.

**Endure**, *v. t.* વેઠવું, ટકવું, નિભવું, ખમવું, સોસવું, ભોગવવું, સેહેવું, સાંખવું.

**Endive**, *n.* કાસની.

**Endwise**, *ad.* ઉભું, ટટાર, સીધું, અણી તરફ.

**Enema**, *n.* પિચકારીમાં ભરીને આંતરડાંમાંથી પેટમાં મોકલવાનું ઓસડ-ખોરાક.

**Enemy**, *n.* દુશમન, વેરી, શત્રુ, શેતાન, શત્રુની ફોજ-લશ્કર.

**Energetic, Energetical**, *a.* મજબુત, કૌવતવાળું, જબરૂં, દમવાળું, તેજદારવાળું, ઉત્સાહવાળું, ગુણકારી, અસરકારી. મેહેનતુ, ઉદ્યોગી, શ્રમ લેનારૂં.

**Energetically**, *ad.* ઉત્સાહથી, હોંસથી.

**Energize**, *v. i.* ઉત્સાહથી કામ કરવું. *v. t.* ઉત્સાહથી કામે લગાડવું, મેહેનત-શ્રમથી કામ કરવું-કરાવવું.

**Energy**, *n.* શક્તિ, વીર્ય, બળ, તેજ, ઉત્સાહ, દમ, કૌવત, ઉદ્યમ, ઉદ્યોગ, મેહેનત, શ્રમ, બોલવામાં જુસ્સો-જીવ-દમ.

**Enervate, Enerve**, *v. t.* કમજોર કરવું, નિર્બળ કરવું, દુર્બળ કરવું, શક્તિહીણું કરવું. નિર્બળ કરવા સારૂ નસ કાપી નાખવી.

**Enervation**, *n.* કમજોરી, નામર્દી, નિર્બળતા, બળની હાની, શક્તિનો ક્ષય.

**Enervative**, *a.* નબળું-કમજોર કરતું.

**Enfeeble**, *v. t.* નબળું કરવું, કમજોર કરવું, શક્તિહીણું કરવું, નિર્બળ કરવું.

**Enfeeblement**, *n.* કમજોરી, નામર્દી, નાકૌવતી, નિર્બળતા, શક્તિહીણતા.

**Enf off**, *v.t.* જાગીર વતન આપવું, આપી દેવું, તાબે આપવું.

**Enfeoffment**, *n.* જાગીર-વતન આપવાનો દસ્તાવેજ, જાગીર-વતન આપી દેવું તે.

**Enfilade**, *n.* સીધી લીટી, હાર. *v. t.* હારબંધ લોકો ઉપર ગોળી મારવી.

**Enfile**, *v. t.* કાનસથી ઘસવું, સાફ કરવું.

**Enforce**, *v. t.* જુલમ કરવો, જોર જુલમથી કરાવવું, જબરદસ્તીથી લેવું, ટેકો-પુષ્ટિ-બળ-જોર આપવું, મજબુત- દૃઢ-ચાલુ કરવું, અમલમાં લાવવું, ચલાવવું, બજાવવું.

**Enforcement**, *n.* જોરથી કરાવવું તે-અમલમાં લાવવું તે, અમલ, મજબુત થવું તે, પુષ્ટિટેકો મળવો તે.

**Enforcer**, *a.* અમલમાં લાવનાર, જોર જુલમથી ચલાવનાર, જબરજસ્તીથી કરાવનાર, પુષ્ટિ-ટેકો આપનાર.

**Enfranchise**, *v. t.* છુટાપણાનો હક આપવો, છુટું-મોકળું કરવું-કરાવવું, છોડવવું, પરદેશીને કોઈ શહેર અથવા મુલકના હક આપીને તેને ત્યાંનો રેહેવાશી સમાન કરવો.

**Enfranchisement**, *n.* ગોલામીપણામાંથી અથવા બંદીખાનામાંથી મળેલું મોકળાપણું-છુટી.

**Engage**, *v. t.* વચનથી બાંધી લેવું, કરાર-બોલી-સરત કરવી, ચાકરી રાખવું, મનમોહન કરવું-થવું, કામે લાગવું-લગાડવું, રોકવું, વળગાડવું, હુમલો કરવો, લડવું, લડાઈ આપવી, *v. i.* વચન-બોલાથી બંધાવું, વચન આપવું, પઠણ કરવી, કામમાં રોકાવું-ગુંથાવું, હુમલો કરવો, લડવા મંડવું.

**Engaged**, *a.* વચન-બોલીથી બંધાયલું, વિવાહ-સમપણ-સંબંધ કરેલું, રોકાયલું, ગુંથાયલું, ચાકરીમાં રાખેલું.

**Engagement**, *n.* કરાર, બોલી, સરત, કામ, ઉદ્યોગ, ધંધો, લડાઈ, મુકાબલો.

**Engaging**, *a.* મનોહર, મોહક, રમુજી, મનમોહન, મોહિત કરે એવું.

**Engender**, *v. t.* ઉત્પન્ન-પેદા કરવું, કરવું, બનાવવું, જન્મ આપવો. [સાધન, ઉપાય.

**Engine**, *n.* સંચો, યંત્ર, હથિયાર, શસ્ત્ર,

**Engineer**, *n.* યંત્રવિદ્યા જાણનાર, યંત્ર ચલાવનાર શિલ્પિ, શિલ્પશાસ્ત્રી, (Military Engineer) ગણિત અને સિલ્પ શાસ્ત્રમાં પ્રવિણ થયલો શખ્સ, જે દુશમનના હુમલાથી બચાવ કરવાને કિલ્લા, મોરચા બંદી, વગેરે બાંધણીઓ કેમ કરવી એ વિષય સારી પેઠે જાણતો હોય તે ઈજનેર. (Civil Engineer) જે શખ્સ જાહેર કામો જેવાં કે પાણીની નેહેરો-બંદ-ગટર-પુલ-રસ્તા એવી બાંધણીનાં કામો કરવાની માહિતગારી ધરાવતો હોય તથા તેના નકાશા પાડવા અને તેના ખરચની ગણતી કરી જાણતો હોય તે.

**Engineering**, *n.* શિલ્પિ કામ, યંત્રવિદ્યા, સાંચા ચલાવવાનો હુનર.

**Enginery**, *n.* સંચાની ગોઠવણ, સંચાનો મેલાપ, યંત્રવિદ્યા, તોપખાનું ચલાવવું તે, તોપખાનું ચલાવવાની વિદ્યા, લડાઈના સાધારણ યંત્ર-હથિયાર, દગાબાજી.

**Engird**, *v. t.* ઘેરવું, ઘેરી લેવું, ગોંધવું.

**Englad**, *v. t.* ખુશી-આનંદ કરવું. [માણસ.

**Engle**, *n.* ભોળીયો-સેહેજમાં છેતરાય એવો

**English**, *a.* અંગ્રેજી, અગ્રજોનું, વિલાયતી. *n.* અંગ્રેજ, અંગ્રેજી ભાષા.

**Engloom**, *v. t.* કાળું-અંધારૂં કરવું, દલગીર-ઉદાસ કરવું.

**Engraft**, *v. t.* ઝાડની કલમ કરવી.

**Engrail**, *v. t.* વાંકી લીટી દોરીને કાબર ચિત્રું કરવું, કોરણપર તરેહવાર ટપકાં-છુદ્દા-નકસીઓ પાડવી.

**Engrain,** *v. t.* પાકો રંગ ચઢાવવો-દેવો. કાચા વણ્યા વગરના માલને રંગવો.

**Engrave,** *v. t.* કોરવું, કોતરવું, ખોદવું, નકસી પાડવી, ઠસાવવું. [કોતરનાર.

**Engraver,** *n.* નકસી પાડનાર, ખોદનાર,

**Engraving,** *n.* કોતરણી, નકસી કામ, નકસી પાડવાનો હુન્નર.

**Engross,** *v. t.* સાફ નકલ કરવી, સારા મોટા અક્ષરે લખવું, તલ્લીન-ગરક થઈ જવું, ખાઈ જવું, એકદમ-બધું લઈ લેવું.

**Engrosser,** *n.* સાફ નકલ કરનાર, મોટા અક્ષરે લખનાર, એકદમ સઘળું લઈ લેનાર.

**Engrossing,** *n.* સાફ નકલ, મોટા અક્ષરનું લખાણ. *a.* ગરક-લીન કરે એવું. એકદમ સઘળું લઈ લીધેલું.

**Engulf,** *v. t.* ગરક કરવું, બુડાડી દેવું.

**Enhance,** *v. t.* વધારવું, ચઢાવવું, ભારી-જ્યાદા કરવું, ભારે-મ્હોટું કરવું. *v. i.* વધવું, ચઢવું, ભારે-મ્હોટું થવું.

**Enhancement,** *n.* વધારો, ભરતી, ચઢવું તે, વૃદ્ધિ.

**Enigma,** *n.* ઊખાણું, વખાણું, કહેયડો, ભેદવચન, સમસ્યા. ગુઢ-ગહનકામ.

**Enigmatical,** *a.* નહીં સમજ પડે એવું, ઊખાણા જેવું-નું, ભેદવાળું, ગુઢ, ગહન, મર્મવાળું.

**Enigmatist,** *n.* ઊખાણા બનાવનાર, કહેયડા જોડનારા.

**Enjoin,** *v. t.* તાકીદ કરી કેહેવું, ફરમાવવું, આજ્ઞા કરવી, તાકીદ આપવી, મનાઈ કરવી, ન કરવાની તાકીદ આપવી.

**Enjoinment,** *n.* તાકીદ, અજ્ઞાપન, સત્તાથી થયલું ફરમાન, ફરમાન, સખ્ત મનાઈ.

**Enjoy,** *v. t.* મોજ કરવી, સુખ ભોગવવું, રસ લેવો, ભોગવવું, ભોગવટો કરવો.



**Enjoyable,** *a.* ખુશી ઉપજાવે એવું, આનંદકારક ભોગવવા જોગ.

**Enjoyment,** *n.* આનંદ, સંતોષ, સુખ, સંભોગ, મજા, રસ, ભોગ, ભોગવટો.

**Enkindle,** *v. t.* સળગાવવું, ચેતવવું, પેટાવવું, ઉત્તેજન આપવું, જોસ્સો ઉત્પન્ન કરવો, જાગૃત-પ્રદીપ્ત કરવું, લોહી ઉછળાવવું.

**Enlace,** *v. t.* મગજી-કોર-ફીત મુકવી.

**Enlarge,** *v. t.* મ્હોટું કરવું, વધારવું, વિસ્તારવું, પ્રશસ્ત કરવું, બંધનમાંથી છુટું કરવું, મોકળું કરવું, છોડવું, પ્રફુલિત કરવું, ખીલવવું. *v. i.* વધવું, મ્હોટું થવું, ફેલાવું. લંબાવી-વિસ્તારીને બોલવું.

**Enlargement,** *n.* મ્હોટું કરવું થવું તે, પ્રફુલિત કરવું-થવું તે, વધારો, વૃદ્ધિ, ફેલાવો, વિસ્તાર, ઉદારતા, છુટકો.

**Enlighten,** *v. t.* અજવાળું કરવું પાડવું, ઉજાસ પાડવો, પ્રકાશ કરવો-પાડવો, રોશની આપવી, શિખવવું, ઉપદેશ કરવો, માહિત કરવું, બોધ કરવો, જ્ઞાન આપવું.

**Enlightener,** *n.* ઉજાસ પાડનારો, ઉપદેશક, ઉપદેશ કરનારો, શિખવનારો, જગતજ્યોત, પ્રકાશ પાડનાર-કરનાર, પ્રકાશક, જ્ઞાનદાતા.

**Enlightened,** *p. p.* પ્રકાશિત-રોશન થયલું. સુજ્ઞ-જ્ઞાની.

**Enlightenment,** *n.* પ્રકાશ, ઉજાસ, રોશની, ઉપદેશ, બોધ, શિખવવું તે, ડહાપણ, માહિતી.

**Enlist,** *v. t.* નોંધવું, નોંધમાં દાખલ કરવું, નામ નિશાન માંડવું, સરકારી ચાકરીમાં દાખલ કરીને રાખવું, પક્ષમાં દાખલ કરવું-લેવું. *v. i.* નામ નોંધાવી ચાકરીમાં રેહેવું, નામ લખાવવું.

**Enlistment,** *n.* નોંધવું તે, નોંધ, સરકારી ચાકરીમાં દાખલ કરીને રાખવું તે, કલમબંદી, શિપાઈને લશ્કરમાં રાખવાનો કબાલો.

**Enliven**, *v. t.* જીવ ઘાલવો, સજીવન-જીવતું કરવું, જોશ આપવો, તેજ કરવું, ખુશ કરવું, આનંદ ઉપજાવવો.

**Enlivener**, *n.* સજીવન કરનારું, જીવ ઘાલનાર, જોસ્સો-તેજ આપનાર. ખુશ કરનાર, આનંદ પમાડનાર. [વિરૂદ્ધતા.

**Enmity**, *n.* દુશમનાઈ, વેર, અદાવત, વિરોધ,

**Enmasse**, *ad.* બધું, સઘળું, આખું.

**Ennoble**, *v. t.* અમીર કરવો, ઉમરાવ કરવું, ઉમરાવની પદ્વિ આપવી, મ્હોટું શ્રેષ્ઠ કરવું.

**Ennoblement**, *n.* અમીરની પદ્વિ આપવી તે, ઉમરાવનો હોદ્દો આપવો તે, મ્હોટાઈ, શ્રેષ્ઠપણું, ચઢતી કરવી તે.

**Ennui**, *n.* કંટાળો, ગ્લાનિ, ત્રાસ, ઉચાટ.

**Enormity**, *n.* તકસીર, ગેરવાજબીપણું, અતિ દુષ્ટતા, મહાપાતક, બુરાઈ, મહાપાપ, અઘોરપાપ.

**Enormous**, *a.* વિશાળ, જબરું, ઘણુંજ મ્હોટું, ભારી, અતિદુષ્ટ, મહાપાપનું.

**Enormously**, *ad.* બેહદ, અતિશય, અમર્યાદ, ઘણુંજ.

**Enough**, *a.* બસ, પુરતું, જોઈએ તેટલું. *n.* પુરતાપણું. *ad.* બસ. *inter.* બસ બસ! થયું થયું!

**Enquire** [ see Inquire ].

**Enquiry**, *n.* પુછપરછ, તપાસ.

**Enrage**, *v. t.* ગુસ્સે કરવું, તપાવવું, ભડકાવવું, ખિજવવું, ચિડવવું, ક્રોધ ઉપજાવવો.

**Enraged**, *p. p.* ગુસ્સે થયેલો.

**Enrapt**, *p. p.* અતિ આનંદ પામેલું.

**Enrapture**, *v. t.* પરમાનંદિત કરવું, મગન કરવું, અત્યંત ખુશ કરવું.

**Enravish**, *v. t.* પરમાનંદિત-મગન કરવું.

**Enravishment**, *n.* અત્યાનંદ, ખુશી, પરમાનંદ, બેહદ ખુશાલી, હર્ષાવેશ, જોસ્સો, આવેશ, અતિહરખ.

**Enrich**, *v. t.* ધનવાન કરવું. ફળવંત કરવું. રસિક કરવું, સુશોભિત કરવું, સણગારવું.

**Enrichment**, *n.* ધનવાન-તાલેવંત કરવું તે, ફળવંત કરવું તે, સુશોભિત કરવું તે.

**Enrobe**, *v. t.* સુંદર પોશાક પેહેરાવવો.

**Enrol**, *v. t.* [see Enlist] વીટાળવું.

**Enrolment**, *n.* [see Enlistment] વીટો.

**Enroute**, *ad.* રસ્તામાં, રસ્તો જતાં.

**Enroot**, *n.* જડમુળથી બેસાડવું, ઉંડું રોપવું, ખોસવું. *v. t.* મજબુત બેસાડવું.

**Ens**, *n.* હોવાપણું, અસ્તિત્વ, વસ્તુ.

**Ensample**, *n.* દાખલો, દ્રષ્ટાંત. *v. t.* નમુનો-દાખલો આપવો. [ see Example].

**Ensanguine**, *v. t.* લોહીથી ખરડી નાખવું, લોહી લુહાણ કરી નાખવું.

**Ensconce**, *v. t.* આડે આવી સંતાડવું, ઓથે આવી બચાવ કરવો, આસરો લેવો, બચાવ કરવો. [મોહોર કરી બંધ કરવું

**Enseal**, *v. t.* છાપ મારવી, મોહોર કરવી,

**Enseam**, *v. t.* સીવી લેવું, બખીઆ મારવા, ઓટી લેવું, ઓટવું.

**Ensemble**, *n.* સાબુત ભાગ, આખું, બધું.

**Enshield**, *v. t.* બચાવવું, આશ્રય આપવો.

**Enshrine**, *v. t.* પેટીમાં (બચાવને સારૂ) મુકવું, દેવ વગેરેને (પેટી-મંદીરમાં) રાખવા જતનથી સાચવી રાખવું.

**Ensiform**, *a.* તરવારના આકારનું-ઘાટનું.

**Ensign**, *n.* નિશાન, ઝુંડો, વાવટો, ધ્વજ, નિશાની, ચિન્હ, વાવટો-નિશાન ઉંચકનાર, સંનદી અમલદાર.

**Ensign-bearer**, *n.* નિશાન-ઝુંડો ઊંચકનાર,

**Ensigncy**, *n.* નિશાન-ઝુંડો ઊંચકનારનોહોદો.

**Enslave,** *v. t.* ગુલામ-દાસકરવો. કેદ કરવું. લુંડો લુંડી કરવી. [લોંડાપણું.

**Enslavement,** *n.* ગુલામગીરી, દાસત્વ, કેદ,

**Ensnare,** *v. t.* જાળ-ફાંસામાં પકડવું, ફસાવવું, પેચમાં લાવવું. [મારવો.

**Enstamp,** *v. t.* છાપવું, છાપ મારવી, (સિક્કો)

**Ensue,** *v. i.* નિકળવું-પછવાડે પાછળ આવવું, પરીણામ થવું-હોવું, ફળ નિકળવું (He spoke and silence ensued) તે બોલ્યો અને પછી જ્યાહાં ત્યાંહા શાંત થયી ગયું. [પછીનું.

**Ensuing,** *ppr.* પાછળ આવતું, આવતું, હવે

**Ensure** [ see Insure ].

**Entablature,** *n.* થાંભાનાં મથાળાં ઉપરનો ભાગ અને તે ઉપર કરેલી નકસી.

**Entail,** *n.* વંશ પરંપરા કરી આપેલી જમીન-મિલકત. *v. t.* કુંટુંબના અમુક વારસો માટે મુકરર કરવું, વંશપરંપરા ચાલે એવું કરી આપવું, નાખવું, ડુબવવું, નિકળવું, આવવું થી ઉત્પન્ન થવું. (The intemperate often entail infirmities and diseases on their children) બહુ દારૂ પીનારા લોકો પોતાનાં છોકરાંઓને ઘણું કરીને અશક્તતા અને રોગ લગાડે છે, એટલે બાપની અશક્તતા અને રોગ એ છોકરાંઓને લાગે છે.

**Entailment,** *n.* વંશ પરંપરા કરી આપવું તે, નાખવું તે,-થી નિકળવું-ઉત્પન્ન થવું તે.

**Entangle,** *v. t.* ગુંથવું, ગુંચવી નાખવું, ગુંચવવું, ફસાવવું, સપડાવવું, પેચમાં લાવવું, ગભરાવવું.

**Entanglement,** *n.* ગુંચ, ગુંચાગુંચ, ગુંચવાડો, ગુંચવણ, ગભરાટ, પેચ.

**Enter,** *v. t.* or *v. i.* સંચરવું, પ્રવેશ કરવો, પેસવું, દાખલ કરવું, અંદર જવું, ભળવું, મળીઆવવું-જવું. માંડવું, કરવા માંડવું, રેહેવું. ઘુસવું, પોહોંચવું, નોંધવું, ચઢાવવું, મેળવવું. [નારૂં.

**Enteric,** *a.* આંતરડાંની સાથે સંબંધ રાખ-

**Enterprise,** *n.* હાથમાં લીધેલું કામ, કામ, સહાસકર્મ, જોખમ, જોખમ ભરેલું કામ, સહાસકર્મ કરવાની ઈચ્છા.

**Enterprising,** *n.* સહાસિક, હિમ્મતવાન, ઉત્પાતી, ઝટ બીડું ઝડપે એવો.

**Entertain,** *v. t.* પરોણાચાકરી-આગતાસ્વાગતા કરવી, મિજબાની આપવી, ખુશ કરવું, મનમાં રાખવું-ધરવું-લગાડવું, ધ્યાનમાં લેવું,-ઉપર વિચાર કરવો, ખવડાવવું-પિવડાવવું.

**Entertaining,** *a.* ગમત ભરેલું, ગમતી, રમુજી, ખુશકારક, મનોરંજક.

**Entertainment,** *n.* પરોણાચાકરી, આદરસત્કાર, સારો ભાવ, મિજબાની, ઉજાણી, તમાસો, ગમત, મોજ મઝા, આનંદ, ખુશી.

**Entheal,** *a.* ઈશ્વરી બુદ્ધિ પામેલું, ઈશ્વર બુદ્ધિવાળું, ઈશ્વર પ્રેરિત પામેલું.

**Enthral,** [ see Inthral ].

**Enthrone,** *v. t.* ગાદીએ-સિંહાસન ઉપર બેસાડવું, રાજ્યાભિષેક-તખ્તનશીન કરવું.

**Enthronement,** *n.* રાજ્યાભિષેક.

**Enthusiasm,** *n.* આવેશ, જોરસો, ઝનુન, આસક્તિ, અનુરાગ, પરમોત્સાહ, ભક્તિ, વ્યગ્રતા.

**Enthusiast,** *n.* આવેશી-અનુસક્ત-ઝનુની જુસ્સાવાળું માણસ.

**Enthusiastic Enthusiastical.** *a.* ઝનુની, અનુસક્ત, અત્યાતુર, અતિ જુસ્સાવાળું.

**Entice,** *v. t.* મોહ લગાડવો, ફુસલાવવું, લલચાવવું, લોભાવવું, ભમાવવું.

**Enticement,** *n.* છેતરપદી, ફુસલાવણી, ઉશ્કેરણી, લોભ, લાલચ, મોહ, મોહીની.

**Enticer**, *n.* ફુસલાવનાર, લલચાવનાર, લોભાવનાર, મોહીની લગાડનાર.
**Enticingly**, *ad.* ઉશ્કેરણીથી, લાલચથી, ફુસલાવીને, મોહીની લગાડીને.
**Entire**, *a.* સલંગ, અખંડ, બધું, આખું, પુર્ણ, સંધું, તદન, કુલ, તમામ, સંપુર્ણ, પુરૂં, નિર્મળ, નરદમ. [તદન, બધું.
**Entirely**, *ad.* બિલકુલ, છેક, કેવળ, તમામ,
**Entireness**, *n.* પુર્ણતા, સંપુર્ણતા, અખંડપણું, સલંગપણું.
**Entirety**, *n.* પુર્ણતા, સંપુર્ણતા, પુરાપણું.
**Entitle**, *v. t.* સંજ્ઞા-નામ આપવું-રાખવું, ખેતાબ આપવો, અધિકાર-હક-અખત્યાર આપવો, હકદાર કરવું, હક આપવો, સજાવાર કરવું.
**Entitled**, *a.* અધિકાર આપેલો.
**Entity**, *n.* અસ્તિત્વ, વસ્તુતા, હોવાપણું, વસ્તુ. ( An entity ) વસ્તુ, અર્થ.
**Entomb**, *v. t.* કબરમાં મુકવું, દાટવું, દફન કરવું, ગાડવું.
**Entomologist**, *n.* ન્હાનાં પ્રાણી તથા જીવજંતુઓનું વર્ણનશાસ્ત્ર-જીવજંતુની વિદ્યા જાણનાર. [ઓનું વર્ણનશાસ્ત્ર.
**Entomology**, *n.* જીવડાંની વિદ્યા, જીવ જંતુ-
**Entozoon**, *n.* પેટમાંનો કરમ.
**Entrails**, *n.* આંતરડાં-ડી, અંદરનો ભાગ.
**Entrance**, *n.* દાખલ થવું તે, અંદર આવવું-જવું તે, પ્રવેશ, અંદર જવા આવવાની પરવાનગી-રજા, દરવાજો-રસ્તો, વાટ, બારણું, પ્રવેશ માર્ગ, આરંભ, શરૂઆત.
**Entrance**, *v. t.* મુર્છિત કરવું, બેશુદ્ધ કરવું, દિલ ખુશખુશ કરવું, અતિશય આનંદ પમાડવો, સમાધી ચઢાવવી.
**Entranced**, *a.* મુર્છિત થયલું, સમાધીસ્થ-અતિઆનંદમય થયલું, મુર્છાગત.
**Entrap**, *v. t.* ફાંસામાં પકડવું, સપડાવવું, પેચમાં લાવવું, ફંદામાં લાવવું.
**Entreat**, *v. t.* અરજ-વિનંતિ-આજીજી કરવી, કરગરવું, કાલાવાલા કરવા, વિનવવું, સમજાવવું, મનાવવું, વર્તવું, ચાલવું.
**Entreaty**, *n.* અરજ, વિનંતિ, કાલાવાલા, આજીજી.
**Entree**, *n*, આવજાવ કરવાની છુટ-નો વ્યવહાર-નો રસ્તો.
**Entrust**. [see Intrust].
**Entry**, *n.* દાખલ થવું તે, પ્રવેશ, અંદર જવું તે, દ્વાર, રસ્તો, માર્ગ, દરવાજો, રકમ-નોંધ, ચોપડામાં નોંધવું તે. [ગુંથવું.
**Entwine**, *v. t.* વળ દેવો, વિટાળવું, વિટવું,
**Entwist**, *v. t.* વળ દેવો, વિટલાવું, વિટવું.
**Enubilate**, *v. t.* વાદળાં વીખેરી નાખવાં, ઉઘાડ કરવો.
**Enucleate**, *v. t.* ખુલ્લું કરવું, સાફ કરવું, છોલવું, સમજાવવું.
**Enumerate**, *v. t.* ગણવું, ગણત્રી કરવી, સુમાર કાઢવો, ગણીને કહેવું. [ગણતરી.
**Enumeration**, *n.* સુમાર, ગણવું તે, હિસાબ,
**Enumerative**, *a.* સુમાર-ગણત્રી કાઢતું.
**Enunciate**, *v. t.* કહેવું, બોલવું, કહી બતલાવવું, પ્રગટ-જાહેર કરવું, વ્યાખ્યા કહેવી. *v. i.* ઉચ્ચાર કરવો.
**Enunciative** *a.* સાફ ઉચ્ચારને લગતું.
**Enunciation**, *n.* બોલવું તે, ઉચ્ચારવું તે, કહી બતલાવવું તે, પ્રસિદ્ધ-જાહેર કરવું તે, ખુલ્લો ઉચ્ચાર, ઉચ્ચારણ, વ્યાખ્યા.
**Envelop**, *v. t.* આવરણ કરવું, લપેટવું, વિટાળવું, ગલેફ કરવો, પડબીડીયામાં મુકવું, અસ્તર કરવું. [ઢાંકણ, લખોટો, પડબિડીયું.
**Envelope**, *n.* આવરણ, આચ્છાદન, ગલેફ,

Envelopment, *n.* પડબિડીયાંમાં નાખવું તે, આવરણ, ઢાંકણ.

Envenom, *v. t.* ઝેર આપવું-ઘાલવું, ઝેરી કરવું, ઝેર દેવું-પાવું.

Enviable, *a.* અદેખાઇ ઉત્પન્ન કરે એવું, લાલચ ઉત્પન્ન કરે એવું, ઈર્ષાવાળું, ઘણું ઇચ્છવા લાયક, કામ્ય. [ભાવથી.

Enviably, *ad.* અદેખાઈથી, ઈર્ષાથી, દ્વેષ-

Envier. *n.* અદેખાઇ-ઈર્ષા-દ્વેષ રાખનાર.

Envious, *a.* અદેખું, ઈર્ષાવાળું, ઝેરીલું, બળીયેલ, દ્વેષી. [ભરેલી રીતે.

Enviously, *ad.* ઈર્ષાપુર્વક, દ્વેષ-અદેખાઈ

Environ, *v. t.* ઘેરવું, ઘેરો નાખવો, ચારે ગમ આાવવું, લપેટવું, વિટાળવું.

Environment, *n.* ગરકો નાખવો તે, ઘેરી લેવું તે. [પાસની જગ્યા, પાદર, પરાં.

Environs, *n.* ફરતો દેશ, સરહદ, આસ-

Envoy, *n.* એલચી, રાજવકીલ, દુત, રાજદુત, વકીલ.

Envoyship, *n.* એલચીગરી, વકીલી, રાજદુતનો ઓદ્દો-નું કામ.

Envy, *v. t.* અદેખાઇ કરવી, ઈર્ષા કરવી, ઉપર બળવું, ઘણી લાલચ-ઈચ્છા રાખવી. *n.* અદેખાઈ, આગ, ઈર્ષા, દ્વેષ. મત્સર.

Enwrap, *v. t.* વિટાળવું, લપેટવું.

Eolian, *a.* વા-વપન સંબંધી.

Eolipile, *n.* વરાળનું જોર બતલાવવા કરેલું એક જાતનું યંત્ર.

Eon, *n.* સદગુણ, પુર્ણતા.

Epact, *n.* સુરજની અને ચંદ્રની ગતિથી ગણાતા મહિના વચેનો ફેર-અંતર.

Epaulet, *n.* લશ્કરી સરદારના પોશાકની ખાંધ ઉપરની નિશાન-બુટ્ટા-ગુચ્છો.

Epha, *n.* યાહુદી લોકોનું એક જાતનું માપ.

Ephemera, *n.* એકજ દહાડાનો તાવ, એક દહાડો જીવનારૂં પ્રાણી.

Ephemeral, Ephmeric } *a.* એક દિવસ રેહેનારૂં, ક્ષણભંગુર.

Ephemeris, *n.* રોજનામું, ટિપણું, પંચાંગ, રોજનીશી. [બંધ.

Ephod, *n.* યાહુદી લોકોના પાદરીનો કમર-

Epic, *a.* વીરચરિત્ર સંબંધી, વીરચરિત્ર કથક. *n.* વીરરસ કાવ્ય, વીરચરિત્ર. (Epic poem) પોવાડો, વીરચરિત્ર.

Epicene, *a. n.* ઉભયલિંગ, દ્વિલિંગ.

Epicure, *n.* ખાવા પીવાનો શોખી, સવાદીયું માણસ, ભોગી, વિલાસી.

Epicurean, *a.* ખાવા પીવાનો શોખી, ભોગી. *n.* ખાવા પીવાનો શોખી માણસ.

Epicurism, *n.* ખાવા પીવાનો શોખી; ભોગ, વિલાસ. [કોગળિયું.

Epidemic, *n.* મરકી, મરકીનો રોગ, ગામ,

Epidemic, Epidemical *a.* ઘણાને લાગુ પડતું, સાધારણ, મરકી-કોગળિયાનું-ને લગતું. (Epidemic disease) માહામારીનો રોગ, મરકી. [રની છાલ.

Epidermis, *n.* બહારની ચામડી ત્વચા, બહા-

Epidermic, *a.* બહારની ત્વચાને લગતું-નું.

Epigastric, *a.* પેટ-પેડુ ઉપરનું.

Epigastrum, *n.* પેટ-પેડુનો ઉપલો ભાગ.

Epiglottis, *n.* દમલેવાની નળી ઉપરનું ઢાંકણ, સ્વાસમાર્ગનો પડદો.

Epigram, *n.* ગજલ, કવિતાનો ટપ્પો, ટુંક કવિતા, કવિતાનો ચુટકો.

Epigrammatic, *a.* ગજલનું, ટપ્પાજેવું, ટુંક કવિતાનું-ને લગતું.

Epigrammatist, *n.* કવિતાના ટપ્પા-ગજલ જોડનાર, ટુંકી ટુંકી કવિતા કરનાર.

**Epigraph, Epigraphy,** *n.* ઇમારત વગેરેની યાદગારીનો લખેલો તેના ઉપરનો લેખ, કહેવત, મુદ્રાલેખ.

**Epilepsy,** *n.* ફેફરાનો મરજ, વાઈ, ફેફરૂં, [અપસ્માર.

**Epileptic,** *a.* ફેફરાના મરજને લગતું, ફેફરાવાળું-નું, વાઈનું.

**Epilogue,** *n.* અંત્યમંગળ, નાટકની છેડેનું વાક્ય-નો શ્લોક, ઉપસંહાર.

**Epinicion,** *n.* જયગીત, જયગાન.

**Epiod,** *n.* રાજીયો, શોકગીત.

**Epiphany,** *n.* ક્રાઈસ્તના જન્મના બારમા દિવસનો ઓચ્છવ કરે છે તે (ઠઠી જાનેવારી).

**Episcopacy,** *n.* ધર્મ, ધર્મ ગુરુ-પાદરીઓની દેવલ સંબંધી સત્તા હકુમત.

**Episcopal,** *a.* પાદરીઓ-ધર્મ ગુરુની સત્તા-અધિકારને લગતું-તું, પાદરીઓનું-ને લગતું.

**Episcopalian,** *n.* ખ્રિસ્તિ પાદરીનો તેના શિષ્યો ઉપર ઉપરીપણાની સત્તા છે એવું મત ધરાવનાર.

**Episcopate,** *n.* અધ્યક્ષની પદવી, અધ્ય-[ક્ષોનો સમુહ.

**Episode,** *n.* ઉપકથા, વચમાં આવેલી બીજી વાત, વાતનો ફાંટો, આડી વાત, ઉપાખ્યાન.

**Epistle,** *n.* પત્ર, કાગળ.

**Epistolary,** *a.* પત્રના જેવું-સંબંધી, કાગળનું.

**Epistolize,** *v. i.* પત્ર-કાગળ લખવાં.

**Epitaph,** n. કબરપરનો લેખ, કબર પાસેના પથ્થર પર મરનાર વિશે કોતરેલો લેખ.

**Epithalamium, Epithalamy,** *n.* ધોળ, લગ્નગીત.

**Epithet,** *n.* વિશેષણ, ગુણવાચક શબ્દ, ગુણનામ, ઉપાધી, ખિતાબ, સંજ્ઞા.

**Epithetic,** *a.* ગુણવાચક શબ્દવાળું, ખિતાબી, સંજ્ઞાવાળું, ગુણનામવાળું.

**Epitome,** *n.* સારસંગ્રહ, સારગ્રંથ, સંક્ષેપ.

**Epitomize,** *v. t.* ટુંકું કરવું, સંક્ષેપમાં લખવું.

**Epitomizer,** *n.* ટુંકામાં લખનાર, સંક્ષેપમાં લખનાર.

**Epoch,** *n.* સન, જે દિવસથી સાલ-વર્ષ ગણાય છે તે દિવસ, તારીખ, શકારંભ, સંવતનો આરંભ, સાલ, સંવત યુગ,શક, સવંત, નામાંકિત કાળ-વખત.

**Epode,** *n* કવિતાનું ત્રિજું અથવા છેલ્લું ચરણ.

**Epsomsalt,** *n.* જોલાબનું મિઠું.

**Equability,** *n.* સરખાપણું, એક સરખાપણું, સમભાવ, સમાનતા, સમાનવૃત્તિ, સમચિત્તતા.

**Equable** *a.* સરખું, એક સરખું, સપાટ, સમ, સમાન, સમચિત્ત, સમાનવૃત્તિ, સમવૃત્તિ, સમતોલ, સુમધાત, સમરસ, એકરૂપ.

**Equably,** *ad.* સરખાપણાથી, એક સરખી રીતે.

**Equal,** *a.* બરાબર, સમતોલ, સરખું, પુરતું, જોઈએ તેવું-તેટલું, નિષ્પક્ષપાત, વાજબી. *n.* બરોબરીઓ, જોડીઓ, એક દરજ્જાનું માણસ. *v. t.* સરખું કરવું, બરાબર થવું, બરોબરી કરવી, બરોબર બદલો વાળવો, સરખું-બરાબર-સમાન ગણવું-માનવું, અંતર નહિ રાખવો.

**Equality,** *n.* સરખાપણું, સમાનતા, બરાબરી, મિલાપ, સમતા.

**Equalization,** *n.* સરખાપણું, સમતા, બરાબરી, બરાબર-સરખું કરવું તે.

**Equalize,** *v. t.* બરોબર કરવું, સરખું કરવું, સમીકરણ કરવું, સમતોલ, સમાન કરવું, કરવું

**Equally,** *ad.* સરખે ભાગે, સરખી રીતે, એક સરખું, બરોબરીથી, રાસ્તીથી, વાજબીપણે, હકવાજબી રીતે.

**Equanimity,** *n.* સમચિત-ભાવ-વૃત્તિ, સમાન પ્રકૃતિ-ભાવ, શાન્તિ, સ્વસ્થતા.

**Equanimous,** *a.* સમાન વૃત્તિવાળું, સમરસ'

સમચિત્તવાળું, સમાન પ્રકૃતિવાળું, શાન્ત, સ્વસ્થ [સરખા ખુણાવાળું.

**Equangular**, *a.* સમકોણ, સરખા ખુણાનું,

**Equation**, *n.* સમીકરણ, સમીકૃત.

**Equator**, (Terrestrial) *n.* વિષુવવૃત્ત, ભુમધ્યરેષા-રેખા.

**Equatorial**, *a.* ભુમધ્યરેષા સંબંધી-નું, વિષુવ વૃત્તનું-સંબંધી. (Celestial equator) નાડિમંડળ, આકાશના મધ્ય ભાગની રેષા.

**Equerry**, *n.* રાજાનો ઘોડશાળાનો અધિકારી.

**Equestrian**, *a.* ઘોડાને લગતું, ઘોડા સંબંધી, આશ્વિક. *n.* સ્વાર, અશ્વ વિદ્યામાં પ્રવિણ.

**Equiangular**, *a.* સમકોણ, સરખા ખુણાવાળું, એક સરખા ખુણાનું.

**Equibalance**, *n.* સમતોલ, સમાન વજન, સરખો ભાર. *v. t.* સરખો ભાર-વજન કરવું.

**Equidistant**, *a.* સરખા અંતરનું, સમાંતર, સરખું દુર.

**Equiform**, *a.* સરખા આકારનું, સરખા ઘાટડોળનું. [ઘાટ-ડોળ.

**Equiformity**, *n.* સરખો આકાર, સરખો

**Equilateral**, *a.* સમભુજ-બાજુ, સઘળી બાજુ સરખી હોય એવું, સરખી લંબાઈની બાજુનું.

**Equilibrate**, *v. t.* સરખું વજન-ભાર કરવો, સમતોલ કરવું.

**Equilibration**, *n.* સમતોલપણું, સમભાર.

**Equilibrious**, *a.* સમતોલ કરેલું, સમભાર કરેલું, સરખા વજનનું, સમતોલ.

**Equilibrist**, *n.* સરખું વજન કરનાર, સમતોલ કરનાર.

**Equilibrity**, *n.* સમતોલ, સમભાર સમતોલપણું.

**Equilibrium**, *n.* સમતોલ, સમતુલના, સમતા, સમભાર, સમતોલપણું.

**Equinal, Equine**, *a.* અશ્વઘોડાસંબંધી, અશ્વની જાતનું. [વિષુવનું.

**Equinoctial**, *a.* વિષુવરેખા સંબંધી-પાસેનું

**Equinox**, *n.* વિષુવકાળ, વિષુવ, મેષ-તોલા રાશીમાં સુર્યનો આવવાનો વખત. (Vernal equinox) સુલતાની નૌરોજ, મેષવિષુવ. (Autumnal equixnox) નૌરોજમિજાનની, તુલાવિષુવ.

**Equip**, *v. t.* તૈયાર કરવું, સજવું, પોશાક પેહેરાવી તૈયાર-હથીઆર બંધ કરવું.

**Equipage**, *n.* સ્વારી રસાલો, સાજ, યુદ્ધસામગ્રી, સરંજામ.

**Equipment**, *n.* સજવું-તૈયાર કરવું તે, સરંજામ બાંધવો તે, તૈયારી, સાજ, સરંજામ.

**Equipoise**, *n.* સમતોલ-ભાર-તોલપણું.

**Equipollence**, *n.* સમાન શક્તિ.

**Equipollent**, *a.* સમાન શક્તિવાળું, સમાન ચાલે એવું, બરાબર ચાલે એવું.

**Equiponderance**, *n.* સમાન તોલ-વજન-ભાર.

**Equiponderant**, *a.* સમતોલ, એકજ વજનનું, સમભાર.

**Equiponderate**, *v. t.* & *v. i.* સરખું વજન-સમતોલ-સમભાર કરવું-થવું.

**Equitable**, *a.* અદલ, વાજબી, ઠીક, લાયક, પ્રમાણિક, ઈનસાફી, ન્યાયી, નીતિવાન, અપક્ષપાતી.

**Equitableness**, *n.* પ્રમાણિકપણું, ન્યાય, નીતિ, ઈનસાફી-વાજબીપણું.

**Equitably**, *ad.* ન્યાયપુર્વક, ઈનસાફથી, વાજબી રીતે, અપક્ષપાતથી, અદલ રીતે.

**Equitant**, *a.* ઘોડાપર સવારી કરતું.

**Equitation**, *n.* અશ્વ કૌશલ્ય, ઘોડેસ્વાર થવાની વિદ્યા.

**Equity**, *n.* ઈનસાફ, ન્યાય, નીતિ, અપક્ષપાત.

**Equitemporaneous**, *a.* એકજ વખત-કાળનું.
**Equivalence, Equivalency**, *n.* કિમ્મતની બરોબરી, બરોબરી, સમજોર-બળ-શકિત.
**Equivalent**, *a.* કિમ્મત-અર્થ-શકિત બરાબર સરખું, બરાબરીનું, સમતોલ, જેટલું, જેવું, સરખું. *n.* બરોબરીની વસ્તુ, અવેજ, બદલો, સરખો માલ.
**Equivocal**, *a.* બે અર્થનું; બે મતલબ ધરાવાતું પેચ-સંદેહ-શક ભરેલું, સંશયવાળું.
**Equivocally**, *ad.* બે અર્થ-પેચ-શક-સંદેહ ભરેલી રીતે, દ્વી અર્થથી.
**Equivocate**, *v. t.* બે મ્હોડે-આડું આડું-બે અર્થ થાય એવું કપટથી-શક-સંશય ભરેલું બોલવું, ઉલટ પાલટ કેહેવું, ઉડાવવું.
**Equivocation**, *n.* ભરમ ભરેલી વાત, શક ભરેલું ભાષણ, બે મતલબની વાત, પેચ ભરેલી વાત-ભાષણ, આડી આડી વાત.
**Equivocator**, *n.* દ્વી અર્થનું બોલનાર, શક ભરેલી વાત કેહેનાર, ભરમમા ઉલટ સુલટ બોલનાર, આડી આડી વાત કરનાર.
**Equivoke**, *n.* ગુઢ ભાષણ, બે મતલબ થતો શબ્દ, દ્વી અર્થવાળો શબ્દ, સંશય શક ભરેલા શબ્દ, આડું આડું બોલવું તે.
**Era**, *n.* સંવત, સન, શક.
**Eradate**, *v. i.* કીરણની માફક ફેંકવું, કીરણ ફેંકવાં. [ને-ફેંકવાં તે.
**Eradiation**, *n.* ઉજાશ-રોશનીનાં કીરણ પડવાં
**Eradicate**, *v. t.* જડ મેખથી ઉખેડી નાખવું, મુળ સુધાં ઉખેડી કાઢવું, જડ કાઢી નાખવી, નિર્મુળ કરવું, નાશ કરવો.
**Eradication**, *n.* જડ મુળથી ઉખેડી નાખવું તે, સત્યાનાશ, નાશ, ખરાબી, પાયમાલી, ઉચ્છેદ.
**Erasable**, *a.* છેકી-કાઢી નખાય એવું, ભુસી નખાય એવું.
**Erase**, *v. t.* છેકી કાઢવું, કાઢી નાખવું, લુછી નાખવું, ભુસી નાખવું, મગજમાંથી કોઈ વિચાર કાઢી નાખવો.
**Eraser**, *n.* છેકનારૂં-છેકણી.
**Erasement**, *n.* છેકો, છેકાછેકી.
**Erasion**, *n.* છેકો મુકવો તે, છેકાછેક કરવું તે, છેકાછેકી. [છેકેલી જગ્યા.
**Erasure**, *n.* છેકો, છેકાછેક-કી, છેકી નાખવું તે,
**Ere**, *ad. & prep.* અગાઉ, પુર્વે, પેહેલાં, આગમજ.
**Erebus**, *n.* અંધકાર, અંધારૂં, તિમ્મર, નર્ક, જાહેનમ.
**Erect**, *a.* સીધું, ઉભું, ટટાર, ઉંચું, ઉંચું કરેલું. ટટાર, દૃઢ. *v.t.* ઉભું-સીધું-ટટાર કરવું, ઉઠાવવું, બાંધવું, સ્થાપવું, ઉંચે દરજ્જે ચઢાવવું, ઉમંગ-ઉત્તેજન આપવું.
**Erection**, *n.* સીધું કરવું તે, ઉભું કરવું તે, બાંધવું તે, રચના, ચણતર, ઈમારત, બાંધણી, ઈમલો, સ્થાપના.
**Erectness**, *n.* ઉભા-ટટારપણું, સરળ-ઉભાપણું.
**Erectly**, *ad.* સીધી રીતે, ઉભી રીતે, ટટાર.
**Erelong**, *ad.* જલદી, થોડી વારમાં, થોડી વેળામાં, જરા વારમાં.
**Eremite**, *n.* સાધુ, તપસી, બાવો, ગોસાઈ.
**Erenow**, *ad.* અબલગ, અત્યાર અગાઉ.
**Ergo**, *ad.* તે માટે, તેથી, તેટલા માટે, માટે.
**Ergot**, *n.* ઘોડાના પગ ઉપરનું આંટણ, અનાજ ઉપર થતા ગાંઠા-સળો.
**Ermin, Ermine**, *n.* નોળીઆની જાતનું એક જાનવર, તે જાનવરના રૂવાં, ન્યાયાધીશની પદવીની નિશાની.
**Ern**, *n.* ગરૂડ પક્ષી.
**Erna, Erne, Ern**, *n.* ઝુંપડી, એકાંતવાસની જગ્યા, એકાંત સ્થળ.

**Erode**, *v. t.* સડાવી ખાઈ નાખવું-જવું, ખવાઈ જાય તેવું કરવું.
**Erogate**, *a.* આપવું, બક્ષવું, ભાગ આપવો.
**Erogation**, *n.* આપવું તે, બક્ષવું તે.
**Erosion**, *n.* ખવાઈ જવું તે, નાસુર, ચાંદી.
**Eros**, *n.* કામદેવ, કામ. [સડો.
**Erosive**, *a.* ખાઈ જનારૂં, સડાવી નાખનારૂં,
**Erotic**, *a.* શૃંગારી, કામી.
**Erpetology**, *n.* પેટે ચાલનારાં પ્રાણીનું વર્ણન શાસ્ત્ર-વિદ્યા.
**Err**, *v. i.* ચુકવું, ભુલવું. રસ્તો ભુલવો, ભમવું, આડે માર્ગે જવું, આડે રસ્તે ચાલવું.
**Errand**, *n.* સંદેસો, દૂતનું કામ.
**Errant**, *a.* ભ્રમણકર્તા, ભટકતું, ભમતું, રખડતું, અભિષ્ટ, આડે માર્ગે જતું.
**Errantry**, *n.* ભ્રમણ, પર્યટન, ભટકવું તે, રખડવું તે.
**Erratic**, *a.* ફરતું, ભમતું, રઝળતું, રખડતું ચાલુ, અસ્થિર, ડામાડોળ.
**Errata, Erratum**, *n. plu.* છાપવામાં-લખવામાં પડેલી ભુલ-ચુક,અશુદ્ધ લખાણ, શુદ્ધિપત્ર.
**Erroneous**, *a.* ચુક ભરેલું, ભુલચુકવાળું, ખોટું, ભુલવતું, ભુલવે એવું.
**Erroneously**, *ad.* ચુકીને, ભુલચુકથી, ભ્રાંતિથી, ખોટી રીતે, ભુલાવાથી.
**Error**, *n.* ભ્રમણ, ભ્રાંતિ, ચુક, ભુલ, ભુલાવો, કસુર, નજરચુક, અપરાધ, દોષ.
**Erst**, *ad.* પ્રથમ, પહેલાં, અગાઉ.
**Erubescence**, *n.* લાલાસ, રતાસ.
**Erubescent**, *a.* લાલ, રાતું.
**Eruca**, *n.* કામળો, કામળિયો (કીડો).
**Eructation**, *n.* ઓડકાડ, ઓડકાર.
**Eructate**, *v. i.* ઓડકાડ ખાવો.
**Erudite**, *a.* વિદ્વાન, પઢેલું, શિખેલું, ભણેલું, વિચારવંત. [હરકોઈ શાસ્ત્ર ભણવું તે
**Erudition**, *n.* વિદ્યા, ઈલમ, જ્ઞાન, પંડિતાઈ,
**Erugo**, *n.* કાટ.
**Eruginous**, *a.* તાંબાના ગુણનું, તાંબાના કાટના ગુણનું, તાંબાના કાટનો ગુણ ધરાવતું.
**Erumnate**, *v. t.* ગરીબ-કંગાળ કરવું.
**Erupt**, *v. i.* ફાટવું, ભાંગવું, બહાર નિકળવું.
**Eruption**, *n.* જોરથી બહાર નિકળવું તે, ફાટવું તે, ફોલ્લા-ગુમડાં-સેવ્ઢ વિગેરેનું બહાર ફુટી નિકળવું તે, ચામડીને લગતું દરદ, સ્ફોટ,
**Eruptive**, *a.* ફાટનારૂં, ચામડી ફાડીને નિકળનારૂં, ફાટીને બહાર નિકળતું.
**Erysipelas**, *n.* ચામડી ઉપર ફુટી નિકળેલી ગરમી, ગોવરૂં, ચામડીનો સોજો.
**Erysipelatous**, *a.* ગોવરાનાં જેવું, ગોવરાને લગતું-નું, ચામડીપરના સોજાને લગતું-નું.
**Escalade**, *n.* સીડી-નિસરણી મુકીને ચઢવું તે. *v. t.* સીડી-નીસરણી મુકીને ચઢવું.
**Escapade**, *n.* તોફાન કરવાનું મન-વલણ, ઘોડાની તોફાની ચાલ-નો ઉછાળો-લાત.
**Escape**, *v. t.* ટાળવું, છટકી જવું, નજર ચુકાવવી, અખાડા કરવા, બચી જવું, જતું રહેવું, *v. i.* ન્હાસી જવું. *n.* બચાવ, ન્હાસ ભાગ, પલાયન, બચાવ, છુટકો.
**Escapement**, *n.* ઘડિયાળની ચાલ બરાબર રાખવાનું યંત્ર, ન્હાસવું તે, છુટકો.
**Escharotic**, *a.* બાળી નાખે એવું, માંસદાહક, દહામ દે એવું *n.* બાળી નાખે એવું ઓસડ.
**Escheat**, *n.* વારસ વગરની મીલકત-નો માલ, બીન વારસી મિલકત. *v. i.* વારસ ન હોવાથી અથવા દગો કરવાથી ખાલસા થવું.
**Eschew**, *v. t.* તજવું, દુર ન્હાસી જવું, ટાળવું, છોડવું, ત્યાગ કરવો, થી બચી જવું.
**Escort**, *n.* રક્ષણ, વળાવો, વરતણીઓ, ર-

સ્તામાં રક્ષણ-આબરૂને સારૂ સાથે રાખેલાં માણસ.

**Escort**, *v. t.* રક્ષણ-માનને સારૂ સાથે જવું, વળાવું કરવું, કોઈને પહોંચાડવા જવું, મુકવા જવું, વળાવો લેવો. [ભરવાની પેટી.

**Escritoire**, *n.* કલમદાન, લખવાની ચીજો

**Esculent**, *a.* ભક્ષણીય, ભોજ્ય, ખાવા જોગ, ખાદ્ય, ખવાય એવું. *n.* એક જાતનો રોપો-છોડ.

**Escutcheon**, *n.* ખાનદાનની નિશાન કોતરેલી ઢાલ, કફનનું ઢાંકણ.

**Esophagus**, *n.* અન્નમાર્ગ, ખોરાક પાણી જે રસ્તે હોજરીમાં જાય છે તે નળી.

**Esoteric**, *a.* ગુપ્ત, છુપું, ખાનગી, ગૂઢ, શિષ્ટજનનેજ સમજાય એવું.

**Espalier**, *n.* ઝાડઉપરથી પક્ષી ફળ ખાઈ નહીં જાય માટે તેના ઉપર કરેલી જાળી.

**Especial**, *a.* મુખ્ય, ચોક્કસ, ખાસ, વિશેષ.

**Especially**, *ad.* વિશેષે કરીને, ઘણું કરીને, મુખ્યત્વે કરીને.

**Esperance**, *n.* આશા, ઉમેદ.

**Espial**, *n.* જોવું તે, નજર કરવી તે, નજર, દૃષ્ટિ.

**Espionage**, *n.* ભેદ મુકવાની રીતિ, ચાર રસ્તેથી જોવાની હિકમત, ચાર આંખ.

**Esplanade**, *n.* કિલ્લાનું અથવા તેની આસપાસનું મેદાન, ઘાસ ઉગેલી જમીનનો ભાગ, ફરવાનું મેદાન.

**Espousing, Espousal**, *a.* લગ્નની માંગણી સંબંધી, વિવાહ સંબંધી. *n.* લગ્નની માંગણી, વિવાહ, વેશવાળ, સગાઈ, લગ્ન, બચાવ, તરફેણ, હાથમાં-માથે લેવું તે.

**Espousals**, *n. pl.* માંગણી, પરણવાની કબુલાત, વાગ્દાન, લગ્નની માંગણી, વિવાહ, વેશવાળ, સગાઈ, લગ્ન.

**Espouse**, *v. t.* વિવાહ-સગાઈ કરવી, પરણવું, લગ્ન કરવું, પક્ષ ખેંચવો-ધરવો, સંભાળવું, પુષ્ટિ આપવી.

**Espy**, *v. t.* દુરથી જોવું, શોધી કાઢવું, નજરે પડવું, નિરખવું, નિહાળવું, નિહાળીને જોવું.

**Esquimaux**, *n.* ઉત્તર અમેરિકાની વાયવ્ય દિશાતરફ વસનાર માણસોની એક ટોળી-જાત.

**Esquire**, *n.* કોટવાળો તથા ગૃહસ્થોનો ખિતાબ શેઠ, મેહેરબાન, સાહેબ, બાબુ, ખાન બાહાદુર, *v. t.* સંભાળ-રક્ષણને અર્થે સાથે જવું.

**Essay**, *v. t.* કોશિશ કરવી, યત્ન કરવો, અજમાવવું, મેહેનત કરવી, પ્રયત્ન કરવો. કસી જોવું, કસોટી કાઢવી, પારખ કરવી. *n.* યત્ન, પ્રયત્ન, ઉદ્યોગ, કોશિશ, અજમાઈશ, નિબંધ, રસાળો, તપાસ, પારખ, કસોટી, પરીક્ષા.

**Essayist**, *n.* નિબંધ-રસાળો લખનાર-રચનાર-બનાવનાર.

**Essence**, *n.* તત્વ, સત્વ, આત્મા, પ્રકૃતિ, મૂળ પ્રકૃતિ, ખાસીઅત, સાર, ગર્ભ, ભેદદર્શક લક્ષણ, વિશેષગુણ, સારાંશ, અર્ક, તેજાબ, સુગંધ, અત્તર. *v. t.* સુવાસિક કરવું. (Fragrant) અત્તર, સુગંધ.

**Essential**, *a.* અગત્યનું, સ્વાભાવિક, અવશ્યક, મૂળનું, મૂળ પ્રકૃતિનું, જરૂરનું, ચોખ્ખું, સાફ, નિતરૂં. *n.* સ્વભાવ, જાતિસ્વભાવ, સ્વધર્મ, ભાવ, જરૂરની વાત.

**Essential oil**, *n.* ગળીને કાઢેલું તેલ.

(Minerals and plants are essentially different) પાષાણ અને વનસ્પતિ આ સ્વભાવથીજ જુદા છે.

**Essentially**, *ad.* સ્વભાવથી-માં, ખાસીયતે, ઘણું કરીને, જરૂર, અવશ્યકરીને.

**Establish**, *v. t.* સ્થિર-મુકરર કરવું, સાબિત કરવું, સ્થાપવું, નિમવું, ઠરાવવું, કરવું, બાંધવું, ચાલુ કરવું, માંડવું, ભરાઈ બેસવું.

**Established**, *pp.* or *a.* કાયમ-મુકરર થએલું, સ્થાપેલું, સિદ્ધ.

**Establishment**, *n.* સ્થાપના, ઠરાવ, નિમવું-મુકરર કરવું તે, બંધાણ, સાબિતી, ઉસ્તવારી, કોઈ ખાતાનાં સર્વે માણસો, ખાતું, કારખાનું, ખરચો, રસાલો, મામલો.

**Estate**, *n.* સ્થિતિ, હાલત, પદવી, વજીફો, મિલકત, વતન, માલમતા. (Hereditary estate) વતન-મીરાસ. (Real estate) સ્થાવર મિલકત. (Personal estate) જંગમ મિલકત.

**Esteem**, *v. t.* ગણવું, લેખવું, ચાહવું. માન આપવું, પ્રીતિ રાખવી. *n.* ચાહના, પ્રીતિ, પ્યાર, વજન, માન, ગણુતી.

**Esteemed**, *a.* સર્વમાન્ય, ઉંચે દરજ્જેનું માન ધરાવતું, માન્ય, સન્માનિત.

**Esthetic**, *a.* મનને ભાવતું-પસંદ પડતું, ગમતું.

**Estimable**, *a.* ગણવા-લેખવા જેવું. માન-પ્રીતિ જોગ, આબરૂ લાયક, માન્ય, ભલું, સારું પ્યારું, યોગ્ય.

**Estimate**, *v. t.* સુમાર કાઢવો, અડસટો કાઢવો, આસરો કાઢવો, અટકળ બાંધવી, ગણવું, આંકવું, લેખવું. *n.* અટકળ, અજમાસ, અડસટો, સુમાર, આસરો.

**Estimation**, *n.* તુલના, ગણુત્રી, સુમાર, અંદાજો, અટકળ, આંક મૂકવો તે, લેખું, વિચાર, અભિપ્રાય, માન, પ્રીતિ.

**Estival**, *a.* ઉષ્ણ કાળને લગતું, ઉન્હાળાને લગતું.

**Estivate**, *v. i.* ઉન્હાળો ગાળવો-કાઢવો.

**Estop**, *v. t.* હરકત કરવી, અટકાવવું.

**Estoppel**, *n.* અદાલતમાંની તકરાર, અદાલતમાં બતાવેલું કારણ.

**Estovers**, *n. pl.* નિત્યના ખપની ચીજની આવક, રોજની ખપની ચીજો લેવાનો હક, જરૂરીઆત ચીજો, લવાજમ.

**Estrange**, *v. t.* દૂર-અલગ કરવું, જુદા-ભિન્ન કામમાં લેવું, બિજાને આપવું, પારકું કરવું, મન ઉતારવું, પ્રીતિ તુટવી.

**Estrangement**, *n.* અલગ-દૂર કરવું તે, જુદાઈ, મન ઉતારો, બીજાને આપવું તે, પ્રીતિની તુટ.

**Estray**, *n.* રખડતું જનાવર, ખોવાઈ ગયલું ઢોર.

**Estuary**, *n.* ખાડી, નાળું, અખાત.

**Estuate**, *v. i.* ગરમ થઈ જવું, ઉકળવું.

**Estuation**, *n.* ઉકાળવું તે, ઉકળાટ, ગરમ થવું તે.

**Esurient, Esurine, Esurial**, *a.* ભુખ્યું, અપવાસી.

**Esurine**, *n.* ભુખની દવા-ઓસડ.

**Et caetera**, *a.* ઈત્યાદિ, વગેરે.

**Etch**, *v. t.* કોતરવું, કોરવું, તેજાબથી કોતરકામ કરવું.

**Eternal**, *a.* સનાતન, કાયમ, હંમેશાનું, નિત્યનું, અમર, અખંડ, અવિકારી. *n.* ઈશ્વર, પરમેશ્વર. (The eternal) પરમેશ્વર, ઈશ્વર.

**Eternally**, *ad.* હંમેશ, સદા, નિરંતર, સર્વદા.

**Eternity**, *n.* નિત્યકાળ, નિરંતરતા, હંમેશગી, અનંતકાળ-સ્થિતિ.

**Eternize**, *v. t.* અનંત-અમર-અખંડ કરવું, કાયમ રાખવું.

**Etesian**, *a.* અમુક મોસમના પવનનું-સંબંધી. *n.* અમુક મોસમનો પવન.

**Ether**, *n.* આકાશ, સૂક્ષ્મવાયુ, પાતળી હવા, એક જાતની હલકી ઉડી જાય ને સળગી ઉઠે એવી હવા એવો તેજાબ.

**Ethereal**, *a.* આકાશનું, સૂક્ષ્મ વાયુનું-સંબંધી-આકાશી, આકાશરૂપ, "ઈથર" હવાનું-તેજાબનું બનેલું.

**Etherealize,** *v. t.* "ઈથર" રૂપી કરવું-બનાવવું.
**Ethic, Ethical,** *a.* નીતિ સંબંધી-નું, નીતિશાસ્ત્ર સંબંધી, નીતિ વિષયક.
**Ethically** *ad.* નીતિશાસ્ત્ર પ્રમાણે.
**Ethics,** *n. pl.* નીતિશાસ્ત્ર-વિદ્યા, નીતિ, અર્થ શાસ્ત્ર.
**Ethiop, Ethiopian,** *n.* ઈથીયોપીઆ દેશનો રહેવાશી, હબસી.
**Ethnical,** *a.* મૂર્તિપૂજક, જંગલી, મુર્તિ પુજા કરનારૂં-પુજાનું.
**Ethnograply,** *n.* સર્વ માણસ જાતનાં અસલ કુટુંબનું વર્ણન કરનારૂં શાસ્ત્ર અથવા તે શાસ્ત્ર વિષે રચેલું પુસ્તક, મનુષ્ય જાતિ વિવેચન વિદ્યા.
**Ethnology,** *n.* મનુષ્ય નીતિ વિવેચન વિદ્યા, નરકુળ વિદ્યા, મનુષ્ય જાતિના મુળ કુટુંબનું વર્ણન કરનારૂં શાસ્ત્ર.
**Ethology,** *n,* નીતિશાસ્ત્ર વિદ્યા, નીતિશાસ્ત્ર.
**Etiolate,** *v.* ધોળું-સફેદ-ઉજળું કરવું-થવું.
**Etiquette,** *n.* આદરોપચાર રીતિ, સભ્યતાની રીત ભાત, સભ્યાચાર પદ્ધતિ.
**Etymological,** *a.* શબ્દવ્યુત્પત્તિ વિદ્યા સંબંધી-નું.
**Etymologist,** *n.* શબ્દવ્યુત્પત્તિ વિદ્યામાં [નિપુણ.
**Etymology,** *n.* શબ્દવ્યુત્પત્તિ વિદ્યા, શબ્દ સાધન વિદ્યા, પદભંજન વિદ્યા.
**Etymon,** *n.* મુળ શબ્દ, શબ્દબીજ, ધાતુ.
**Eucharist,** *n.* ખ્રિસ્ત મૃત્યુ સ્મરણાર્થ ભોજન, ઈશ્વરની બંદગી, પ્રભુ ભોજન.
**Eucharistic,** *a.* પ્રભુ ભોજન સંબંધી.
**Eucracy,** *n.* સમધાતુક પ્રકૃતિ, તનદુરસ્તી.
**Eulogist,** *n.* પ્રશંસા. સ્તુતિ કરનાર.
**Eulogize,** *t. t.* સ્તુતિ-પ્રશંસા કરવી, તારીફ-વખાણ કરવાં.
**Eulogium,** *n.* સ્તુતિ, તારીફ, વખાણ, પ્રશંસા.
**Eulogy,** *n.* સ્તુતિ, વખાણ, પ્રશંસા, તારીફ, સ્તુતિવાદ-પાઠ.
**Eunuch,** *n.* નપુંસક, હિજડો, ખોજો, ષંઢ.
**Eupepsy,** *n.* બરાબર હજમ થવું તે.
**Euphemism,** *n.* અપકારક વસ્તુ-ખરાબ ચીજને માટે સારા બોલ-કેહેવતો વાપરવી તે, ખરાબનું સારૂં બોલવું-વર્ણન કરવું તે.
**Euphonous, Euphonic,** *a.* સુસ્વર, કર્ણમધુર, શ્રવણ મંગળ, કાનને સારૂં લાગે એવું.
**Euphony,** *n.* સુસ્વરોચ્ચાર, મધુરોચ્ચાર, સુસ્વર, મધુર શબ્દ.
**Euphuism,** *n,* [see Euphemism].
**Euroclydon,** *n.* પૂર્વ તરફનો તોફાની પવન, ઉગમણુ તરફનો તોફાની વા.
**Eurasian,** *n.* જેનો બાપ યુરોપનો ને મા એશિયાની કે મા યુરોપની ને બાપ એશિયાનો તેની ઓલાદનું માણસ.
**European,** *a.* યુરોપ ખંડનું, યુરોપ ખંડમાંનું, યુરોપ ખંડ સંબંધી. *n.* યુરોપ ખંડનો સ્વદેશી, ગોરો, ટોપીવાળો.
**Euthanasy,** *n.* સુખવાસી મોત-મરણ.
**Euthansia,** *n.* સુખનું મરણ, સારૂં મોત.
**Euxine,** *n.* કાળો સમુદ્ર.
**Evacuant,** *n.* ઝાડો-દસ્ત લાવે એવું ઓસડ.
**Evacuate** *v. t.* ખાલી કરવું, કાઢવું, તજવું, છોડવું, મુકવું, ઓકી-ઝાડા વાટે કાઢવું, પેટ ખાલી-સાફ કરવું રદ કરવું, તોડવું.
**Evacuation,** *n.* ખાલી કરવું-છોડવું તે, ત્યાગ, વિસર્જન, ઝાડો, મળ, ગુ, નરક.
**Evade,** *v. t.* ઉડાવવું, અખાડા કરવા, ટાળવું, ચુકવવું, છટકાવવું,-થી બચી જવું.
**Evanescence,** *n.* આસ્તે આસ્તે દુર થવાથી,

ધુમાડો થઈ ઉડી ગયાથી-નજર આગળથી અ-લોપ થવાની, ગેબથઈ જવાની હાલત.

**Evanescent,** *a.* ફાની, ક્ષણિક, ક્ષણભંગુર ઉડી જાય એવું, જતું રહે એવું.

**Evangelic, Evangelical,** *a.* ખ્રિસ્તી શાસ્ત્રમાં લખેલી સુવાર્તા સંબંધી-પ્રમાણે-માફક-મુજબ. [પ્રસારો-વધારો-ફેલાવો.

**Evangelism,** *n.* ખ્રિસ્તી ધર્મની સુવાર્તાનો

**Evangelist,** *n.* ખ્રિસ્તી શાસ્ત્ર-ધર્મનો સુવાર્તા નામનો ભાગ લખનાર.

**Evangelize,** *v. t.* ખ્રિસ્તી ધર્મશાસ્ત્રની સુવાર્તાનો ઉપદેશ કરવો

**Evaporate,** *v. t.* વરાળ રૂપ કરવું, બાફ-વરાળ કરવી, ઉરાડી મુકવું, સુકવી નાખવું. *v. i.* વરાળ રૂપે ઉડ જવું, વરાળ થવી.

**Evaporation,** *n.* વરાળ કરી ઉરાડી દેવું તે, વરાળઆકારે ઉડી જવું તે, બાફ-વરાળ કરવી-થવી તે. [સુકવવું-ટાળવું તે.

**Evsion,** *n.* અખાડા, બાહાનું, ઉડાવવું-

**Evasive,** *a.* બાહાનાખોર, ઉડાવે-ચુકવે એવું, આડું, કપટ ભરેલું. [કપટથી.

**Evasively,** *ad.* અખાડા કરીને, ઉડાવીને,

**Evasiveness,** *n.* અખાડા, ઉડાવવાપણું, કપટપણું

**Eve,** *n.* હવા, હાવા, આદમની બાયડી, સાંજ, સંધ્યાકાળ, તૈયારીનો વખત.

**Even,** *n.* સાંજ, સંધ્યાકાળ, સમીસાંજ. *v. t.* સીધું-સરખું કરવું, સપાટ કરવું, બરાબર કરવું *ad.* પણ, એ, તેમજ, બી, તોબી, તેજ પ્રમાણે, એટલું છતાં પણ. *a.* સપાટ, સરખું, સારૂ શાંત, ઠંડું, બરાબર, બેકી ચુકવેલું, માંડી વાળેલું.

**Evening,** *n.* સાંજ, સંધ્યાકાળ, સમીસાંજ.

**Evening star,** *n.* શુક્રનો તારો-ગ્રહ.

**Evening hymn, Evening song,** *n.* સાંજનું ભજન, ગીત, સ્તોત્ર.

**Evenly,** *ad.* સરખી રીતે, બરાબર.

**Evenness,** *n.* સરખાપણું, સમતા, સામ્ય, સમાધાની, બરાબરી, સપાટી.

**Even-handed,** *a.* વાજબી, નિષ્પક્ષપાત.

**Even-minded,** *a.* એક મનનું-મતનું-ચિત્ત.

**Even-tempered,** *v.* એકવૃત્તિનું, એક સ્વભાવનું.

**Event,** *n.* વાત, બનાવ, હેવાલ, બિના, ફળ, પરિણામ. આખેરી, અંત, છેવટ. (In the event) એમ, એવું હોય તો. (At all events) કાંઈબી-ગમે તેમ કરીને.

**Eventful,** *a.* ઉથલ પાથલ-ફેરફાર ભરેલું, ઘણા બનાવ બનેલું.

**Eventide,** *n.* સાંજ, સંધ્યાકાળ, સમીસાંજનો વખત.

**Eventual,** *a.* છેવટનું, છેલ્લું, આખરનું.

**Eventually,** *ad.* આખરે, છેવટે, અંતે.

**Ever,** *ad.* કદી, કદાપિ, કદાચ, કોઈપણ દહાડે કોઈબી વખતે, સર્વકાળ, સદા, નિત્ય, નિરંતર (Ever and anon) જ્યારે ત્યારે. (For ever) સદા-સર્વકાલ. હમેશ.

**Evergreen,** *n.* સદા સર્વ કાળ લીલું રહેતું ઝાડ. *a.* સદા લીલું-તાજું.

**Everhappy,** *a.* હંમેશ ખુશી, પરમાનંદ. (Everhappy a woman) સદા સોહાસણ.

**Everlasting,** *a.* સદાકાળનું, હમેશાંનું, સર્વ કાળિક, સનાતન.

**Everlastingly,** *ad.* સદા-સર્વ કાળે, અનાદિ-સનાતન કાળથી.

**Everliving,** *a.* નિત્યજીવી, અમર.

**Evermore,** *ad.* સદા, હમેશાં, નિરંતર, સર્વદા.

**Evert,** *v. t.* ખરાબ કરવું, નાશ કરવો ઉથલ પાથલ કરવું.

**Every,** *a.* દરેક, એકેક, હરેક, પ્રત્યેક.

**Every-day,** *a.* રોજનું, હંમેશનું, નિત્યનું.

**Every grain,** *a.* દાણેદાણો.

**Every-where,** *ad.* જ્યાંત્યાંહાં, સઘળે ઠેકાણે, હર જગોએ, ચારે તરફ, બધે, સઘળે, સર્વત્ર.

**Evict,** *v. t.* કાયદાની રૂએ કબજે છોડાવવો-મુકાવવો, કાઢી મુકવું.

**Eviction,** *n.* કાયદાની રૂએ કબજો છોડાવવો તે.

**Evidence,** *n.* સાહેદી, સાક્ષી, પુરાવો, મુદ્દો, સાબિતી, પુરવારી, દાખલો, નિશાની. *v. t.* પુરવાર-સાબિત કરવું, સાક્ષિ આપવી, સ્પષ્ટ કરવું-દેખાડવું. (Written evidence) દસ્તાવેજી પુરાવો. (Ocular evidence) આંખે જોયલો પુરાવો, પ્રત્યક્ષ પ્રમાણ. (Corroborative evidence) મજબુતી ટેકો આપે એવી સાબીતી, પડસાદ. (Queen's evidence) અપરાધ કરનારાઓ માહેલો જે કોઈ ફુટીને સરકારની તરફથી સાક્ષી પુરાવો નિકળે તે અપરાધી.

**Evident,** *a.* ખુલ્લું, સ્પષ્ટ, ઉઘાડું, દેખાતું, પ્રત્યક્ષ, પ્રસિદ્ધ.

**Evidential,** *a.* પ્રમાણ-પુરાવો-સાબિતી આપે એવું.

**Evidently,** *ad.* જાહેર-સાફ-સ્પષ્ટ-પ્રગટ-ઉઘાડી-ખુલ્લી રીતે.

**Evil,** *a.* ખરાબ, નઠારૂં, દુષ્ટ, પાપી, દુઃખદાયક, દુઃખનું. *n.* ખરાબપણું, બુરાઈ, દુષ્ટપણું, પાપ, કુકર્મ, દુર્મતિ, દુઃખ, આફત, અપકાર, નુકશાન. *ad.* બરાબર રીતે નહી, ખરાબ, દુઃખથી, હેરાનગતીથી.

**Evil-disposed,** *a.* ભુંડા-મનનો, ખરાબ સ્વભાવ મનનો, માઠા વિચારવાળું.

**Evil-doer,** *n.* કુકર્મી, અકર્મી, દુર્જન.

**Evil-eye,** *n.* કુદૃષ્ટિ, ખરાબ-પાપી નજર.

**Evil-eyed,** *a.* બદ નજરનું, નજર લગાડે એવું. પાપદૃષ્ટિ, નજર પાપી.

**Evil-minded, Evil-hearted,** *a.* મનનું કપટી-મેલું, મેલા મનનું, હૈયામેલું.

**Evil-omened,** *a.* ખરાબ, અપશુકનીયું, અમંગળ.

**Evil-speaking,** *n.* ચાડી, ચુગલી, નિંદા. *a.* ચાડીયું, ચુગલીખોર.

**Evil-spirit,** *n.* ભુત, સેતાન.

**Evince,** *v. t.* સિદ્ધ-સાબિત કરવું, જાહેર કરવું, સ્પષ્ટ બતલાવવું, દેખાડવું, બતાવવું.

**Evincible,** *a.* સ્પષ્ટ કરી શકે એવું, દેખાડી આપે એવું, બતાવે જાહેર દેખાડી આપે એવું.

**Evincive,** *a.* સ્પષ્ટ કરી આપતું-દેખાડતું, સાબિત કરી આપતું.

**Eviscerate,** *v. t.* આંતરડાં કાઢવાં, આંતરડાં બહાર કાઢવાં.

**Evite, Evitate,** *v. t.* ટાળવું, અખાડા કરવા ઉડાવવું.

**Evitable,** *a.* અખાડા કરાવે એવું, દરગુજર કરવા જેવું, ટાળી-ઉડાવી શકાય એવું.

**Evitation,** *n.* અખાડા, ઉડાવવું તે.

**Evoke,** *v. t.* કઢાવવું, ચઢાવવું, બોલાવવું. એક અદાલતમાંથી બીજીમાં મંગાવી લેવું.

**Evolution,** *n.* ઉકેલી કાઢવું તે, પ્રગટિકરણ, વિસ્તાર, ક્રમ, શ્રેણી, ચઢી, ઘાતમુળ કાઢવું તે, ઘાતમુળ કર્મ, કવાયત.

**Evolutionary,** *a.* વિસ્તાર-પ્રગટીકરણ સંબંધી.

**Evolutionist,** *n.* કવાયત જાણનારો, કવાયતી કવાયતમાં પ્રવિણ.

**Evolve,** *v. t.* ઉકેલવું, ખુલ્લું કરવું, ઉઘાડવું, બહાર કાઢવું, કાઢી નાખવું. *v. i.* ઉઘડવું, ખુલવું, બહાર નિકળવું.

**Evulsion,** *n.* બહાર ખેંચી કાઢવું તે, ફાડીને બહાર કાઢવું તે.

**Ewe**, *n.* મેંઢી, ઘેટી.

**Ewer**, *n*, કુંજો, કળશીઓ, તાંબડી.

**Ex**, *n.* લાટિન ભાષાનો પ્રત્યય જેના અર્થ ઉપરાંત-બહાર-શિવાય વગેરે થાય છે.

**Exacerbate**, *v. t.* ગુસ્સો વધારવો, ગુસ્સે કરવું, ચિડવવું, ખિજવવું, દુઃખનું જોર વધારવું.

**Exacerbation**, *n.* ગુસ્સે કરવું તે, પ્રકોપ, મદ, જોશ, ચિડ, કોપ, ક્રોધ.

**Exact**, *a.* બરોબર, ઠીક, ખરૂં, વાજબી, પુરેપુરૂં, વાયદાસર, વખતસર જતું-કરતું-આવતું, ચોક્કસ, સંભાળથી કરેલું. *v. t.* અધિકારથી લેવું-માગવું. જુલમથી-જબરજસ્તીથી કઢાવવું, જુલમ-દાવો કરીને માગવું.

**Exaction**, *n.* જોરજુલમથી બળાત્કારથી લેવું-માગવું તે,જબરજસ્તીથી કઢાવવું તે, અધિકારથી કરેલી માગણી, ખંડણી.

**Exactly**, *ad.* તેવુંજ, બરાબર, આબેહુબ.

**Exactness**, *n.* બરાબરી, વાજબીપણું, ખરારાસ્તપણું, ચોકસાઈ આબેહુબપણું.

**Exaggerate**, *v. t.* મરી મસાલો ચોપડીને બોલવું, વધારીને બોલવું-કેહેવું, અતિશયોક્તિ કરવી, રજનું ગજ કરવું. [બોલવું તે.

**Exaggeration**, *n.* અતિશયોક્તિ, વધારીને

**Exalt**, *v. t.* ઉંચું કરવું, ઉંચે-પદવીએ ચઢાવવું, વધારવું, મ્હોટપણું આપવું, નહાલ-મરાંસાવખાણ કરવા.

**Exaltation**, *n.* ઉંચી પદવીએ ચઢાવવું, મ્હોટી પદવી, માનવૃદ્ધિ.

**Exalted**, *a.* ઉંચી પદવીએ ચઢાવેલું, માન વધારેલું, મ્હોટમ આપેલું.

**Exaltedness**, *n.* મ્હોટાઈએ પોહોંચેલું તે, ઉંચી પદવીએ ચઢાવેલું તે.

**Examination**, *n.* પરીક્ષા, તપાસ, ચોકસી, શોધ, પારખ, તલાસ.

**Examine**, *v. t.* તપાસવું, જોવું, પરીક્ષા-ચોકસીતલાસ કરવી, કસવું, પારખવું.

**Examinee**, *n.* પરીક્ષા આપનાર, જેની પરીક્ષા લેવાની હોય તે.

**Examiner**, *n*, તપાસનાર, પરીક્ષક, શોધક, પારેખ, તલાસ કરનાર.

**Example**, *n.* માસલો, નમુનો, તરેહ, કિતો, દાખલો, ઉદાહરણ, દૃષ્ટાંત. (For example) જેમકે ઉદાહરણાર્થે. (To set an example) પેહેલ કાઢવી, કરી દેખાડવું. (To make an example of) ધાક-કડપ-ત્રાસ-તરાસ બેસાડવો.

**Exasperate**, *v. t.* ખિજવવું, સતાવવું, ઘણું ગુસ્સે કરવું, દુઃખ વધારવું, અધિક કરવું, વધારવું. [કરવું તે, ભારે રીસ, અતિકોપ-ક્રોધ;

**Exasperation**, *n.* ગુસ્સો, વધારવું તે, અધિક

**Excavate**, *v. t.* ખોદવું, કોરવું, પોકળ કરવું.

**Excavation**, *n.* ખોદવું તે, કોરવું તે, કોતર, ખાડો, ખોદેલો ખાડો, પોકળ કરવું તે.

**Exceed**, *v. t.* or *v. i.* વધારવું, ચઢાવવું, જાદે કરવું, કરતાં સરસ-ચઢીયાતું કરવું-થવું, વધારે હોવું, જાદે થવું વધવું, હદ બહાર જવું.

**Exceeding**, *ppr. a.* અતિશય, અતિ ઘણુંજ, બહુ, પુષ્કળ.

**Exceedingly**, *ad.* ઘણુંજ, અતિશય, પુષ્કળ, બહુ, ઘણું.

**Excel**, *v. t.* or *i.* આગળ-સરસ-ચઢતું થવું, પાછળ પાડવું-નાખવું, હઠાવી મુકવું.

**Excellence**, *n.* ઉત્તમતા, શ્રેષ્ઠતા, ઉત્કૃષ્ટપણું ખુબી, સુલક્ષણ, ઉત્તમ ગુણ, ભૂષણ.

**Excellency**, *n.* મ્હોટો અમલદાર, એલચી વગેરેને આપેલો ખિતાબ.

**Excellent**, *a.* ઉત્તમ, શ્રેષ્ઠ, સરસ, ઘણું સારૂં, ઉત્કૃષ્ટ.

**Excellently**, *ad.* ખાસી તરેહથી, સારી રીતે, ઉત્તમ રીતે, સરસ રીતે, ઉત્કૃષ્ટપણે.

**Except**, *v. t.* ન ગણવું, બાદ કરવું, બાતલ, કરવું. *v. i.* તકરાર-હરકત-વાંધો લેવો-નાખવો. *prep.* શિવાય, વગર, વિના, વતરીગ. *conj.* જો નહિતો.

**Excepting**, *ppr.* શિવાય, વતરીગ, વગર, વિના, બાતલ-બાદ કરતાં, ન ગણતાં.

**Exception**, n. ન ગણવું તે, બાતલ કરવું તે, અપવાદ, હરકત, વાંધો, બાધ. (Almost every general rule has its exceptions) ઘણુ કરીને સર્વ સાધારણ નીયમોને અપવાદ હોય છે.

**Exceptionable**, *a.* બાધ્ય, દૂષણીય, વાંધો લેવા જોગ, વાંધા ભરેલું, બાતલ કરાય એવું.

**Exceptional**, *a.* નિયમ બહારનું, અપવાદનું, બાતલ કરવા જેવું.

**Exceptious**, *a.* [see Captious].

**Excepter, Exceptor**, *n.* આડો આવનાર, વાંધો લેનાર-કાઢનાર, સામે થનાર.

**Excerpt**, *n.* ટુકડો, કાઢેલું-ચુંટી કાઢેલું તે. *v. t.* ચુંટી-પસંદ કરી કાઢવું. *n. pl.* ચુંટી કાઢેલા ટુકડા.

**Excess**, *n.* વધારો, અતિશયપણું, અધિકતા.

**Excessive**, *a.* હદથી જીયાદા, બેસુમાર, અતિશય, અધિક, વધારે, અત્યંત.

**Excessively**, *ad.* બેસુમાર, અતિશય, ઘણુંજ, અત્યંત, બેહદ, અતિ

**Exchange**, *v. t.* અદલાબદલી-ફેરબદલી, સાટું કરવું, એક બિજાને કહી સંભળાવવું, વટાવવું. *n.* બદલ-લી, અદલાબદલી, સાટું, બદલો, વટાવ, હુંડયામણ, નાણાવટ, ચોક. (To exchange blows) મુક્કા મુક્કી કરવી-થવી. (Exchange on Bills) હુંડીયામણ. (Bill of exchange) હુંડી

**Exchangeable** *a.* અદલાબદલ કરાય એવું, સાટું કરાય એવું, વટાવાય એવું, એક બીજાને અપાય-કહેવાય એવું

**Exchequer**, *n.* જમાબંદીની કચેરી, સરકારી ખજાનો-તિજોરી, ખજાનો, ભંડાર.

**Excisable, Excizable**, *a.* જકાતી, જકાત લેવા જોગું, જકાત લેવા લાયક, જકાતનું.

**Excise**, *n.* જકાત, મેહેસુલ, દાણ, આબકારી. *v. t.* જકાત બેસાડવી, જકાત લેવી

**Excize, Excise**, *v. t.* કાપી નાખવું, છેદન કરવું

**Exciseman**, *n.* જકાતદાર, જકાત ઉઘરાવનાર, દાણ લેનાર.

**Excision**, *n.* છેદન, કાપી નાખવું તે, કાપ, ચિરો, નાશ, મંડળી-જાત બહાર મેહેલવું તે,

**Excitability**, *n.* ઉસકેરાઈ જવાપણું.

**Excitable**, *a.* ઉત્તેજનીય, ઉશ્કેરાઈ જાય એવું. ઉશ્કેરાય એવું, ઉશ્કેરવા જોગ.

**Excitation**, *n.* ઉશ્કેરવું તે જાગૃત કરવું તે, જોશ, ઉશ્કેરણી, ઉત્તેજન, ખિજવવું-ચિડવવું તે, સંતાપ, તોફાન, ગડબડ

**Excite**, *v. t.* ઉશ્કેરવું, ઉત્તેજન આપવું, જાગૃત કરવું, હિમ્મત આપી જગાડવું, મચાવવું, ઉઠાડવું ચઢાવવું, ચિડવવું, ખિજવવું

**Excited**, *a.* ઉશ્કેરાયલું, ખિજવાયલું, ચિઢાયલું, જોસમાં આવેલું, છેડેલું, તોફાની, ગડબડ ભરેલું

**Exciting**, *ppr. a.* જોશમાં આવતું, ઉશ્કેરતું જાગૃત કરતું, ચિડવતું, ખિજવતું

**Excitement, Excitation**, *n.* ઉશ્કેરણી, જોશ, તોફાન, ગડબડ, ઉદ્વેગ, મનસંતાપ.

**Exclaim**, *v. t.* બુમ પાડવી. પોકારવું. તાણીને, મોહોટેથી બોલવું, ઘાંટો કાઢવો

**Exclamation**, *n.* પોકાર; શોર; બુમ; બુમાટો. ઉદ્દગાર. કેવળપ્રયોગી અવ્યય, આશ્ચર્ય ચિન્હ(?)
**Exclamation**, પોકાર-શોર-આશ્ચર્યતા બતાવવુ
**Exclamatory**, *a.* પોકાર-શોર કરતુ ભરેલું; આશ્ચર્ય ચિન્હ બતાવતું.
**Exclude**, *v. t.* બેરોજ-દુર કરવું; બહાર કાઢવું; કાઢી નાખવું. અટકાવવું.
**Exclusion**, *n.* અંદર આવવાની મનાઈ; પ્રવેશ પ્રતિબંધ:બહાર કાઢવું-કાઢી નાખવું તે
**Exclusive**, *a.* પ્રવેશ પ્રતિબંધક; અંદર આવવા ન દેતું; અટકાવતું, એકલાનુંજ એકનુંજ, ખાસ. શીવાય; વિના; વગર.
**Exclusively**, *ad.* એકનુંજ, બીજાને ન ગણતાં-કાઢી નાખતાં-બાતલ કરતાં
**Exclusiveness**, *n.* એકલાંપણું.
**Excogitate**, *v. t.* વિચાર કરી કરીને ખોળી શોધી કાઢવું; વિચાર કરવો; કલ્પના કરવી.
**Excogitation**, *n.* કલ્પના; મનપુર્વક યોજન,
**Excommunicate**, *v. t.* નાત બહાર મુકવું. ધર્મમાંથી-મંડળીમાંથી કાઢી મુકવું.
**Excommunication**, *n.* ન્યાત બહાર મુકવી તે; ધર્મ બહિષ્કરણ, ધર્મ-મંડળીમાંથી કાઢી મુકવું તે. [કાઢી ઉતારવી; છોલવું.
**Excoriate**, *v. t.* છાલ-કોટલા કાઢવા ચામડી
**Excoriation**, *n.* ચામડી ઉપર પડેલો ઘસારો, છોલાણ. છાલ-ચામડી ઉતારવી કાઢવી તે.
**Excorticate**, *v. t.* છાલ કાઢી નાખવી.
**Excrement**, **Excretion**, *n.* ગુ; મળ નરક; છાણ; લાદ; અન્નમળ.
**Excremental**, *a.* અન્નમળનુ સંબંધી-નું
**Excrementitious**, *a.* ગુ-નરક-મળવાળુ.
**Excrescence**, *n.* મસો; ગાંઠ; વરસોળી; રસોળી, શરીર કિંવા ઝાડ ઉપર ફાલતી ગાંઠ-ગઈ આવેછે તે.

**Excrescent**, *a.* વધતુ; મસા પ્રમાણે-રસોળી-માફક વધતુ.
**Excrete**, *v. t.* શરીરનાં કાણામાંથી બહાર પાડવું-કાઢવું; ફેંકવું; કાઢવું; હગવું.
**Excretive**, **Excretory**, *a.* મળત્યાજક; મળ કાઢી નાખવાનો ગુણ ધરાવતું.
**Excretory**, *n.* પ્રાણીઓના શરીરમાંની ઝીણી ન્હાની નસ જે વાટે પસરેલો મળ વગેરે એકઠું થઈને બહાર નીકળે છે તે [કરવી.
**Excruciate**, *v. t.* દુઃખદેવું; વેદના આપવી-
**Excruciating**, *a.* દુઃખ-અતિ વેદનાકારક ઘણું ભારે. [કરવું તે; દુઃખ, વેદના;
**Excruciation**, *n.* અતિવેદના-અતિ દુઃખ
**Exculpable** A, દોષ મોચનીય: દોષ મુક્ત-કરવાજોગ; નિરઅપરાધી ઠરાવવા જોગ.
**Exculpate**, *v. t.* તકસીરમાંથી મોકળું કરવું; નિરઅપરાધિ નિર્દોષ ઠરાવવું; ગુન્હા રહિત-દોષમુક્ત કરવું. માથેથી દોષ ઉડાવવો.
**Exculpation**, *n.* દોષ મોચન; દોષમુક્તિ; નિ-ર્દોષ નિરઅપરાધિ ઠરાવવું તે.
**Exculpatory**, *a.* દોષમુક્ત કરે-દોષ ઉડાવે એવું; નિર્દોષ-નિરઅપરાધિ ઠરાવે એવું.
**Excursion**, *n.* રખડવું-ભટકવું તે; સેહેલ; મોજને સારૂં ફરવા જવું તે. મુસાફરી; સફર; ફેરો, પર્યટન; આડું જવું તે.
**Excursive**, *a.* ભમતુ; ભટકતુ; ભ્રમણશીલ.
**Excusable**, *a.* માફ કરવા લાયક; માફી આ-પવા લાયક, ક્ષમા કરવા જેવું.
**Excusably**, *ad.* માફી અપાય એવી રીતે; ક્ષમા-માફ કરાય એવી રીતે.
**Excuse**, *v. t.* નિર્દોષ-નિરઅપરાધી ઠેરવવું. માફ કરવું; બંધાણમાંથી મોકળું કરવું; છોડ-વવું, ક્ષમા કરવી; છુટકારો કરવો; ધ્યાનમાં નહી લેવું, ઉડાવવું; બહાના કાઢવા *n.* માફી, ક્ષમા; વિનંતિ, નિમિત્ત; કારણ.

**Execrable,** *a.* અતિદુષ્ટ; શાપયોગ્ય; ધિક્કારવા; કંટાળવા જેવ [અતિ દુષ્ટ રીતે.

**Execrably,** *ad.* ધિક્કારથી; શાપ દઈને;

**Execrate,** *v. t.* બદ દુવા-શાપ દેવો; ધિક્કાર કરવો; ફિટકાર નાખવો. કંટાળવું.

**Execration,** *n.* શાપ; ફિટકાર; ધિક્કાર બદ દુવા.

**Executable,** બજાવી શકાય એવું.

**Execute,** *v. t.* કરવું; પૂર્ણ કરવું; બજાવવું ચલાવવું; અમલમાં લાવવું, મારી નાખવું; ફાંસી દેવું પ્રાણ લેવો; કતલ કરવું, શિરસ્તા પ્રમાણે મહુ ને શાખ સાથે લેખ-દસ્તાવેજ કબાલો કરી આપવો.

**Executioner,** *n.* કરનાર; બજાવનાર. કતલ કરનાર; મારો; મસ્તક છેદનાર; ફાંસી દેનાર.

**Executive,** *a.* અમલમાં લાવનારૂં; અમલ, માં લાવવાનું. *n.* અમલમાં લાવનાર બજાવનાર ઉપરી અમલદાર.

**Executor,** *n. r.* વસીયતનામું ચલાવનાર મૃત્યુપત્ર ચલાવનાર-નો વહિવટ કરનાર.

**Executor dative,** સ્કાટલંડમા જે અમલદાર. યા શખ્સને કાયદાસર જંગમ મિલકતના સંબંધમાં જે વશિયતનામુ બજાવવાનો હક મળ્યો હોય સે.

**Executor nomimate** જે શખ્સની મરનાર તરફથી વશિયતનામું બજાવવા નિમણુક થઈ હોય તે.

**Executorship,** *n.* વકિલાત-મૃત્યુપત્ર ચલાવવાનો વહિવટ-અધિકારનુ-કામ.

**Executory,** *a.* કામ ચલાવતુ.

**Executress. Executrix.** *n.* સ્ત્રી વકિલ-મૃત્યુપત્ર ચલાવવાનો વહિવટ કરનાર સ્ત્રી,

**Exegesis** *n.* ખુલાસો; સમજણ, ટીકા; ભાષ્ય, વ્યાખ્યા. વ્યાખ્યાનું શાસ્ત્ર.

**Exegetical,** *n.* ખુલાસો કરે એવું; અર્થ પ્રકાશક; અર્થ સુચક; ટીકારૂપ.

**Exemplar,** *n.* નમુનો; દાખલો.

**Exemplarily,** *ad.* દાખલાથી; નમુનાથી.

**Exemplary,** *a.* નમુનો-દાખલો લેવા-નકલ કરવા જેગ. ગુન્હો કરતા અટકાવે એવું.

**Exemplification,** *n.* દષ્ટાંત સમર્પન; દષ્ટાંત-દાખલો આપવો તે નકલ; પ્રત.

**Eexemplifier,** *n.* દષ્ટાંત આપનાર; દાખલો-ઉદાહરણ આપનાર-આપી પ્રસિદ્ધ કરનાર.

**Exemplify** *v. t.* નકલ-પ્રત કરવી; દષ્ટાંત દાખલો આપીબતાવવું-પ્રસિદ્ધ કરવું.

**Exempt** *a.* મોકળુ, છુટું; મુક્ત:માફ *v. t.* માફી આપવી; છોડવું. છુટકો કરવો; મોકળુ રાખવું; બાતલ કરવું. *n.* માફ છુટકો-બાતલ-કરેલુ માણસ. [મુક્તિ.

**Exemption** *n.* છુટકો; માફી; છુટકારો;

**Exent rate.** *v. t.* આતરડાં બહાર કાઢવાં.

**Exequies** *n. pl.* ઉત્તરકાર્ય; ઉત્તરક્રિયા-સાધન; મરેલાને દાટવાની ક્રિયા કર્મ.

**Exequial,** *a.* ઉત્તર ક્રિયાનું.

**Exercise,** *n.* ચલાવવું-દોડાવવું વાપરવુ તે; ઉપયોગ; મહાવરો; કોશીસ; અભયાસ. કસરત. આચરણ; વ્યાપાર શિક્ષા; પાઠ. *v. t.* ચલાવવું દોડાવવું; ઉપયોગ કરવો; અભયાસ-મહાવરો-ટેવ પાડવી. ફરવું; કસરત કરાવવી; શિખવવું.

**Exert** *v. t.* વાપરવું; કામમાં લેવું; ચલાવવું; મેહેનત-શ્રમ પ્રયત્ન કરવો.

**Exertion,** *n,* મેહેનત; કોશીશ; પરિશ્રમ; યત્ન વાપરવું-કામમાં લેવુ તે; કષ્ટ.

**Exesion,** *n.* ખઈ જવું-કોતરીખાવુ તે.

**Exfoliate,** *v t.* પાપડા નિકળવા; પાપડી નિકળી જવી. [ છાલ નિકળવી તે.

**Exfoliation,** *n.* પાપડી નિકળી જવી તે;

**Exhalation**, *n.* વરાળરૂપે બહાર કાઢવું તે નિકળવું તે; વરાળ; બાફ; વાસ.

**Exhale**, *v. t* or *v. i.* વરાળ રૂપે બહાર કાઢવું, વાસ નિકળવો; વરાળ રૂપે ઉરાડવું ઉડવું નિકળવું-ખેંચવું લઈ લેવું, વાસ ફેંકવો કાઢવો.

**Exhalement** *n.* વરાળ, બાફ, બાખાર; વાસ.

**Exhaust** *v. t.* ખાલી કરવું. બહાર કાઢવું; સોસીલેવું; ખેંચી લેવું ખપાવવું; ઓછું કરવું; ખુટાડવું; ઉડાવી દેવું. થકવી નાખવું; લોચપોચ કરી નાખવું.

**Exhaustible** *a.* ખાલી થઈ શકે એવું. ખુટે એવું, થઈ રહે એવું.

**Exhaustion**, *n.* ખાલી કરવું તે; શોષણ ખાલી થવું તે સમાપ્તિ; આખેરા; ખુટવું તે; ખુટકો થાક; ભારી મેહેનત-શ્રમ.

**Exhaustive**, *a.* ખાલી કરી-ખુટાડે એવું.

**Exhaustless** *a.* નહીં ખાલી થઈ શકે એવું; અખુટ; ખપી નહીં જાય એવું ભરેલું.

**Exhibit**, *v. t.* દેખાડવું; ખુલ્લું કરવું; જાહેર પાડવું; પ્રગટ કરવું; રજુ કરવું *n.* દાખલો; લેખ; દસ્તાવેજ; પુરાવામાં રજુ કરેલો દસ્તાવેજ-કાગળ

**Exhibition**, *n.* દેખાડવું તે; પ્રદર્શન મેળાવડો. જાહેર ખેલ-તમાશો. વિદ્યાર્થીને આપેલી નિમણુક [વિદ્યાર્થી

**Exhibitioner**, *n.* નિમણુક લઈ ભણનારો

**Exhibitory**, *a.* પ્રદર્શક; દેખાડતું.

**Exhilarate**, *v. t.* આનંદિ-ખુશ-હર્ષિત કરવું; હર્ષિત પમાડવો. [ઉત્સાહ; હર્ષ.

**Exhilaration**, *n.* ખુશી; આનંદ; ઉલ્લાસ-

**Exhort** *v. t.* હિંમત-શિખામણ-ઉત્તેજન આપવું; ઉપદેશ-બોધ કરવો; ચેતવવું.

**Exhortation**, *n.* હિંમત આપવી તે; ઉપદેશ; બોધ; શિખામણ; સલાહ; ચેતવણી.

**Exhortative, Exhortatory**, *a.* હિંમત ભરેલું; ઉપદેશરૂપ-નું બોધકારક; શિખામણ સલાહ-ચેતવણીરૂપ.

**Exhumation**, *n.* દાટેલા મુડદાને પાછું ખોદી કાઢવું-તે-બહાર કાઢવું તે. [કાઢવું.

**Exhume**, *v. t.* દાટેલું ખોદી કાઢવું-બહાર

**Exigency, Exigence**, *n.* ગરજ; તાણ; તંગી; જરૂરીઆત; ભીડ; અણી. અડચણ; સંકટ; અડી વેળા.

**Exigent** *a.* તાકીદનું, ભીડનું; જરૂરનું; અડી વેળાનું; અણીપર આવેલું.

**Exile**, *n.* દેશનીકાલ; દેશવટો; સ્વદેશત્યાગ. બેવતની માણસ; દેશનિકાલ કરેલો માણસ. *v. t.* દેશનિકાલ કરવો; હદપાર કરવું; દેશમાંથી કાઢી મુકવું. *a.* નાજુક; ઝીણું.

**Exist**, *v. i.* હોવું થવું; રેહેવું; જીવવું; હૈયાત રેહેવું. ટકવું; ચાલવું; જારી રેહેવું.

**Existence**, *n.* હોવાપણું; જીંદગી; હૈયાતી ભાવ; સ્થિતિ; ટકાવ. [માન; હૈયાત;

**Existent**, *a.* **Existing**, *ppr* જીવતુ; વિદ્ય.

**Exit**, *n.* નાટકમાંથી નટનું પાછું જતું રેહેવું તે. જવું નિકળી જવું તે; મરણ પામવું તે; મોત-જતા રેહેવાની વાટ-નો માર્ગ.

**Exodus**, *n.* નિકળી જવું-જતા રેહેવું તે; નિર્ગમન; કુચ. [લીધે.

**Ex-officio**, *n.* હોદ્દાની રૂએ; અધિકારને

**Exogenous**, *a.* બહારથી દળમાં વધતું.

**Exonerate**, *v. t.* ઠપકો કાઢી નાખવો-ઉડાવી દેવો; દોષમુક્ત કરવું; નિર્દોષ ઠરાવવું. જવાબદારીમાંથી છુટું થવું-કરવું.

**Exoneration**, *n.* મોકળા મુક્ત થવું-કરવું ? મુક્તિ [આજીજીથી સમજી શકે એવું

**Exorable**, *a.* કાલાવાલાથી ફેરવાઈ શકાય-

**Exorbitance, Exorbitancy**, *n.* અતિશયતા-પણું; અમર્યાદતા; બેસુમારપણું.

**Exorbitant,** *a.* બેહદ; અતિશય; બેસુમાર; અમર્યાદ. [અમર્યાદતાથી; બેસુમારપણે.
**Exorbitantly,** *ad.* બેહદપણું; અતિશય;
**Exorcise,** *v. t.* ભુત કાઢવું-ઉતારવું; ઝાડો [નાખવો;
**Exorcism,** *n.* ભુત કાઢવું તે.
**Exorcist,** *a.* ભુત કાઢનાર; ભુઓ; પંચાક્ષરી; માંત્રક; જતી. [ભિવું; શરૂ થવું.
**Exorpial,** *a.* શુરૂઆતનું; આરંભનું; પ્રારં-
**Exordium,** *n.* દિબાચો ઉપોદઘાત; પ્રસ્તાવના;
**Exoterical,** *a.* ખુલ્લું;- પ્રગટ.
**Exotic,** *a.* પરદેશી; પરમુલકી; પારકી જગ્યાનું *n.* પારકાદેશનું ઝાડ-બાલ-શબ્દ.
**Exoticism,** *n.* પરદેશીપણું; પરમુલકીપણું.
**Expand,** *v. t.* પ્રફુલ્લિત કરવું; ખિલાવવું; પ્રસારવું; ફેલાવવું; વિસ્તારવું. વધારવું; બિછાવવું; મ્હોટું કરવું; *v. i.* પ્રફુલ્લિત હોવું; ખિલવું; ફુલવું; ઉઘડવું; પ્રસરવું; વધવું.
**Expanse,** *n.* સપાટી; તળ; ફેલાવો; વિસ્તાર.
**Expansibility,** *n.* લંબાવવા-વિસ્તારવાની શક્તિ.
**Expansible,** *a.* ફેલાઈ શકે એવું; પસરાવવા જેવું; પસરી જાય વિસ્તીર્ણ થાય એવું; પ્રસરણીય. [પ્રસાર વૃદ્ધિ; ખિલવું-ફુલવું તે.
**Expansion** *n.* ફેલાવ; વિસ્તાર; પસારો;
**Expansive,** *a.* વિસ્તારનાર; વધારનાર; મ્હોટું કરનારૂં; પ્રસારક; ફેલાય એવું.
**Ex-parte** *a.* એકતરફી-પક્ષી.
**Expatiate,** *v. t.* ફરતા કરવું; ભટક્યા કરવું. વિસ્તારવું; વિસ્તારી બોલવું-લખવું વર્ણવું.
**Expatriate,** *v. t.* સ્વદેશ ત્યાગ કરવો; વતન છોડી બીજે ઠેકાણે મોકલવું; દેશપાર-નિકાલ કરવો; હદપાર કાઢવો. [ત્યાગ.
**Expatriation,** *n.* દેશનિકાલ; દેશવટો; સ્વદેશ
**Expect,** *v. t.* વાટ-રાહ જોવી; આશા-ઉમેદ સંભવ-વકી રાખવી; પછી એમ ધારવું.
**Expectancy,** *n.* વકી; ધારણા; અપેક્ષા; રહેલ સંભવ; વાટ જોવી તે.
**Expectant** *v.* અપેક્ષા રાખવું; વાટ જોવું. *n.* વાટ જોનારૂં માણસ; વાટ જોનાર; ખોટી થનાર; અપેક્ષી; ઉમેદવાર, [સંભવ.
**Expectation,** *n.* અપેક્ષા; ઉમેદ, આશા; વકી;
**Expectorent,** *n* કફ-બલગમ-ગળફો-બળખો કાઢવાનું ઔષધ *a.* કફ-બલગમ-ગળફો કાઢે-કાઢી નાંખે એવું.
**Expectorate,** *v. t.* બલગમ કાઢવો; ગળફો પાડવો; બળખો નાખવો; ખંખારવું.
**Expectoration,** *n.* બલગમ-ગળફો કાઢવો તે.
**Expedience, Expediency.** *n.* પ્રસંગ-યોગ્યતા; જરૂરીયાત; ઉપયોગીપણું.
**Expedient,** *a.* પ્રસંગયોગ્ય જરૂરનું; ઉપયોગી-કામસરે એવું; કાર્યોપયોગી; લાજીમ; લાયક *n.* ઈલાજ; ઉપાય; તદબીર; યુક્તિ; તોડ; ગત. [કામ સરે એવી રીતે.
**Expediently,** *ad.* ઈલાજ ઉપાય યોગ્યતા
**Expedite,** *v. t.* જલદી કરવું; તાબડતોબ કરવું; ગતિ વધારવી. જલદીથી મોકલવું.
**Expeditely,** *ad.* ઉતાવળથી; તાબડતોબ.
**Expedition.** *n.* ઉતાવળ; ચાલાકી. સાહુાસ કર્મ; સ્વારી; ચઢાઈ; હુમલો. કેટલાએક માણસોએ કરેલી (શોધ વગેરે માટે) મુસાફરી સફર-એવી મુસાફરી-સફર-એવી મુસાફરી કરનાર માણસો.
**Expeditious,** *a.* ઝડપનું; જલદ; ઝટપટ; તાબડતોબ; તેજ; તાકીદનું; ઉતાવળું.
**Expeditiously,** *ad.* જલદીથી; દોડાદોડીથી ઉતાવળ-ઝડપ-તાકીદથી; ઝટપટ.
**Expel,** *v. t.* હાંકી કાઢવું; મારી કાઢવું; કાઢી મેલવું; દૂર કરવું. દેશનિકાલ કરવો.

**Expend**, *v. t.* ખરચવું, ખપાવવું; વાપરી દેવું; વાપરવું; ખલાસ કરવું; ઊડાવવું.

**Expenditure**, *n.* ખરચ; વાપર; ખપ.

**Expense**, *n.* ખરચ; દામ; લગત; લાગત.

**Expensive**, *a.* કિંમતી; મુલ્યવાન; મોંઘું, ઘણો ખર્ચ થાય એવું. ખરચાળ; હાથનું છુટું.

**Experience**, *n.* અનુભવ; તપાસ; પારખ; અજમાયેશ; અભ્યાસ; ઉપભોગ; અવલોકન. ભોગ. *v. t.* અનુભવથી તપાસ કરવી; અજમાવી જોવું; કસવું. ભોગવવું.

**Experienced**, *a.* જાણીતું; અનુભવી; ઘડાયલું; ટીપાયલું; કસાયલું; વાકેફ.

**Experiment**, *n. v. i.* પરખ; પરીક્ષા; પ્રયોગ; તપાસ; અનુભવ; અજમાયશ. *v. t.* અનુભવ લેવો; તપાસ કરવી; અજમાયશ કરવી.

**Experimental**, *a.* પરીક્ષાનું; અનુભવનું; પ્રયોગ-તપાસનું.

**Experimentally**, *ad.* પરીક્ષાથી; અનુભવ પુર્વક; પ્રયોગ-તપાસથી.

**Experimentalist**, **Experimenter**, *n.* પરીક્ષક; તપાસ-પરીક્ષા કરનાર; અનુભવ લેનાર

**Expert**, *a.* ચતુર; ચાલાક; કુશળ; કિસબી; વાકેફગાર; હોશિયાર; પાકી આવડત વાળું.

**Expertly**, *ad.* હોંશિયારીથી; ચતુરાઈથી; ચાલાકીથી. [પાકી-આવડત.

**Expertness**, *n.* હોંશિયારી; ચાલાકી-ચતુરાઈ;

**Expiable**, *a.* પ્રાયશ્ચિત કરવા લેગું; પ્રાયશ્ચિતથી નિવારણ થાય એવું.

**Expiate**, *v. t.* પ્રાયશ્ચિત કરવું; પ્રાયશ્ચિતથ નિવારણ કરવું.

**Expiation**, *n.* પ્રાયશ્ચિત; પ્રાયશ્ચિતથી કરેલું નિવારણ.

**Expiatory**, *a.* પ્રાશ્ચિતરૂપ; પ્રાયશ્ચિતાત્મક; પાપ નિવારણ કરે એવું; ગુન્હા-પાપમાંથી મુકત કરે એવું.

**Expiration**, *n.* નિશ્વાસ; દમ બહાર કાઢવો તે; શ્વાસ કાઢવો તે; છેલ્લો શ્વાસ; મોત; મૃત્યુ; મરણ; છેડો-અંત પુરૂ થવું તે.

**Expire**, *v. i.* મરવું; પુરૂં થવું; સમાપ્ત થવું; આખર આવવી; દમ બહાર કાઢવો. *v. t.* શ્વાસ કાઢવો-છોડવો.

**Expiring**, *a.* મરતું મોત સંબંધી વખતનું.

**Expiscate**, કળા; યુકિત; તદબીરથી શોધી કાઢવું.

**Explain**, *v. t.* ટીકા-અર્થ કરવો; સમજાવવું.

**Explainable**, *a.* સમજાવવા અર્થ કરવાજોગ; ટીકા કરવા જેવું; સમજાવાય એવું.

**Explanation**, *n.* ખુલાસો; સમજણ; વર્ણન; વ્યાખ્યાન; ટીકા; અર્થ; સમજુતી.

**Explanatory**, *a.* વિવરણરૂપ; અર્થ સુચક; સમજાવનારૂં; ટીકારૂપ; સમજણ આપે એવું.

**Expletive**, *n.* વાકયાલંકાર; પાદ પુરણ; વાકયા શોભાવવા-છંદ બેસાડવા સારૂં ઊમેરેલો શબ્દ.

**Expletive**, **Expletory**, *a.* વધારાનું; વધારેનું; પાદ પુર્ણાર્થે.

**Explicable**, *a.* સમજાવી શકાય એવું; ટીકા કરવા લેગું-ખુલ્લું;- સમજાવવા જોગું.

**Explicate**, *v. t.* અર્થ સમજાવવો-બેસાડવો મતલબ સમજાવવો; ખુલ્લું-ઉઘાડું કરવું.

**Explication**, *n.* ખુલાસો; સમજુતી; અર્થ-ટીકા.

**Explicative**, *a.* અર્થ સમજાવનારૂં; ટીકા કરનારૂં; સમજણ આપનારૂં. (જાહેર-

**Explicit**, *a.* સાફ; ખુલ્લું; સ્પષ્ટ; ઉઘાડું

**Explicitly**, *ad.* જાહેરાત; જાહેરરીતે સ્પષ્ટ ખુલ્લીરીતે; સાફ.

**Explicitness**, *n.* સ્પષ્ટતા; ખુલ્લાપણું; ઉઘાડાપણું;

**Explode**, *v. i.* અવાજ કરી ફાટવું-ફુટવું; ભડાક દઈને ઉડી જવું ફુટવું બાર ઉડવો; *v. t.* ઉડાવવું; ફુરીયો ફુરચ્યો કરવું; વખોડી કાઢવું.

**Exploit**, *n.* મહતકાર્ય; કરામત; પરાક્રમ,

**Exploitation**. ખેતીકામથી જંગલના લાકડા કાપી યા તો ખનિજ કામ વગેરે ઉપાયોથી જમીન સુધારવી તે.

**Exploration**, *n.* તપાસ; શોધ; તલાસ.

**Exploratory**, *a.* તપાસ કરતું; તહ્લાસ કરે તેવું; શોધ કરતું.

**Explore**, *v. t.* તહ્લાસ કરવી; તપાસ-શોધ કરવી; શોધી કાઢવું.

**Exploring**, *ppr* *a.* તહ્લાસ કરતું; તપાસતું શોધ કરતું.

**Explosion**, *n.* અવાજ કરીને ફુટવું તે; બાર; ધડાકો; ભડાકો.

**Explosive**, *a.* બાર-ધડાકો કરે એવું-કરતું બાર-ધડાકો કરવાનું.

**Exponent**, *n.* વાત પ્રકાશક; સમજાવી આપનાર; પ્રદર્શક; પ્રતિનિધિ; દેખડાવનારૂં.

**Export**, *v. t.* રવાને કરવું; દેશાવર ખાતે મોકલવું,

**Export**, *n.* રવાનગી; દેશાવર ખાતે મોકલેલો માલ.

**Exportable**, *a.* દેશાવર ખાતે મોકલવા જોગ.

**Exportation**, *n.* નિકાશ; દેશાવર ખાતે મોકલવું તે.

**Exporter**, *n* દેશાવર ખાતે માલ મોકલનાર.

**Expose**, *v. t.* ખુલ્લું-જાહેર કરવું; ફોડવું; ઉઘાડું પાડવું-કરવું; ફજેત કરવું; દ સતું બહાર મુકવું; જઈ-પડવું.

**Exposition**, *n.* ઉઘાડું-જાહેર-ખુલ્લું કરવું તે, ટીકા; વિવરણ; ભાષ્ય; બયાન; ભાષ્ય ટિકાગ્રંથ

**Expositor**, *n.* બયાન કરનાર; ટીકાકાર; બયાનરૂપ ગ્રંથ.

**Expository**, *a.* સમજણ આપે-ભાષ્ય કરે એવું; ટીકા કરતું ભાષ્ય-ટીકાનું.

**Expostulate**, *v. i.* કાન ખોલવા-ઉઘાડવા; અરજ્વાત-શિખામણ દેવી; સમજાવવું.

**Expostulation**, *n.* કાન ઉઘાડવા તે; બોધ; ઉપદેશ, શિખામણ.

**Expostulatory**, *a.* શિખામણ ભરેલું; બોધક; ઉપદેશક; સમજણ આપતું.

**Exposure**, *n.* ઉઘાડું મુકવું તે; ઉઘાડામાં મુકવું-પડવું-જવું-રેહેવું તે; ફજેતી પોકળ-ઓપાણું જણાઈ આવવું તે. ભડ; મુખ:દ્વાર.

**Expound**, *v. t.* બયાન કરવું; અર્થ સમજાવવો; અર્થ કરવો; ટીકા કરવી; વિવરણ કરવું.

**Expounder**, *n.* બયાન કરનાર; અર્થ સમજાવનાર; ટીકા કરનાર; વિવરણ કરનાર.

**Express**, *v. t.* નિચોવવું; પિલવું; પીલી કાઢવું; કાઢવું; બોલવું; કહેવું; કહી દેખાડવું; દર્શાવવું. નિશાની દેખાડવી. ખુલ્લું; સ્પષ્ટ; સાફ વિશેષ; કામને અર્થે મોકલેલું. *n.* જાસુસ; ખેપીયો; મુકામ મોકલેલું માણસ-ગાડી; કાસદ.

**Expressed**, *pp a.* નિચોવીને કાઢેલું; પીલી કાઢેલું; કહી કાઢેલું; બોલેલું; દર્શાવેલું; કહેલું ઉતાવળથી મોકલેલું.

**Expressible**, *a.* નિચોવી કાઢી શકાય એવું. ઉચ્ચાર કરી શકાય એવું; બોલાય-બયાન-ખુલ્લું કરાય એવું.

**Expression**, *n.* પિલવું તે કાઢવું તે. કેહેવું તે; બોલવું તે; બતલાવવું તે; ઉચ્ચારણ. શબ્દ વાક્ય; વાત. ઉચ્ચારવાની ઢબ.

**Expressive**, *a.* દર્શક; સુચક; બોધક. જુસ્સા ભરેલું. વાચક; અર્થક; બોલતું.

**Expressively**, *ad.* જુસ્સાથી, જુસ્સા ભેર; કહીને બાર દઈને; સુચના કરીને.

**Expressly**, *ad.* ઉઘાડું, સ્પષ્ટ, સાફ, એકદમ તાકીદથી, ખુલ્લી, સાફ રીતે.
**Expugn**, *v. t.* હુમલો કરીને લેવું-જીતવું.
**Expugnable**, *a.* જીતવા જેવું, હુમલો કરીને લેવા જોગ.
**Expulsion**, *n.* કાઢી મુકવું તે, હાંકી કાઢવું તે.
**Expulsive**, *a.* કાઢી મુકવાનો અધિકાર ધરાવતું, કાઢી મુકે એવું.
**Expunge**, *v. t.* નારા-બાતલ-રદ કરવું, છેકો મારવો, છેકી-કાઢી-ભુસી નાખવું.
**Expurgate**, [see to purge]
**Expurgation**, [see purgation].
**Expurgatory**, *a.* [see purgative].
**Exquisite**, *a.* ઉત્તમ, ઉત્કૃષ્ટ, અતિ સુંદર. ઘણું બારીક, બારીક સમજતું, અતિશય ઘણુંજ, તીવ્ર, જલદ.
**Exquisite**, *n.* છેલ, છબીલો, વરણાગીયો, ફેકડલાલ.
**Exquisitely**, *ad.* ઉત્તમ-ઉત્કૃષ્ટ રીતે, અતી સુંદર રીતે, બારીકીથી, અતિશય, ઘણુંજ.
**Exsanguious**, *a.* લોહી વગરનું.
**Exscind**, *v. t.* કાપી નાખવું.
**Excision**, *n.* કાપી નાખવું તે.
**Exciccate.** સુકવવું.
**Extant**, *a.* બહાર નિકળી આવેલું મોજુદ, ચાલતું, જાગૃત, ચાલુ, પ્રસિદ્ધ જીવતું.
**Extemporaneous**, **Extemporary**, *a.* શીઘ્ર, જલદી, તુર્ત, વખતસર ધ્યાનમાં આવેલું, પ્રસંગે સુઝેલું.
**Extempore**, *ad.* અણચિંત્યું, આગળથી વિચાર કર્યા વગરનું.
**Extemporize**, *v. i.* અણચિંત્યું ભાષણ કરવું, તાતકાળ બનાવવું, તાતકાળ સિદ્ધ કરવું.
**Extend**, *v. i.* તાણવું, જઈ પોહોંચવું, જવું, ચાલવું, ફેલાઈ જવું. લંબાણ થવું, વધવું, પસરવું, *v. t.* તાણવું, લાંબું કરવું, પસારવું, વિસ્તારવું, ફેલાવવું, લંબાવવું, વધારવું.
**Extensible**, *a.* તાણવાથી લાંબું થઈ શકે એવું, ખેંચાઈ શકે એવું, વિસ્તારી-પસારી શકાય એવું.
**Extensibility**, *n.* પ્રસરણશીલતા, તણાઈને લાંબું થઈ શકવાનો ગુણ.
**Extension**, *n.* લાંબું કરવું-ખેંચવું-તાણવું તે, લંબાઈ વિસ્તાર, ફેલાવો.
**Extensive**, *a.* વિશાળ, મોહોટું, વિસ્તીર્ણ, બોહોળું, પ્રશસ્ત.
**Extensively**, *ad.* વિસ્તીર્ણ પણથી, બોહળી રીતે, ઘણુંજ.
**Extensiveness**, *n.* વિશાળપણું વીસ્તીર્ણતા, બોહોળાપણું.
**Extent**, *n.* સીમા, મર્યાદા, હદ, વિસ્તાર, લંબાઈ,
**Extenuate**, *v. t.* પાતળું-ઝીણું-નબળું હલકું-કમી-ઓછું કરવું. છાવરવું.
**Extenuation**, *n.* ઘટાડો, ગુન્હો ઓછો થાય એવું કારણ બતાવવું તે.
**Extenuator**, *n.* કમતી હલકું-ઓછું કરનાર.
**Exterior**, *a.* બહારનું, ઉપરનું, પારકા મુલકનું પરદેશ સંબંધી-નું, *n.* જે બહારનું છે તે, શરીરનો ઘાટ, બહારનું અંગ.
**Exterminate**, *v. t.* ઉખેડી કાઢવું, નિરમુળ-નહી સરખું કરવું, જડ મુળ કાઢી નાખવું, જડ કાઢવી, સંખ્યાને ઉરાડી મેહેલવી.
**Extermination**, *n.* સમુળો નાસ, ઉચ્છેદ, નિકંદન, સત્યાનાશ.
**Exterminator**, *n.* સત્યાનાશ-જડ મુળથી ખરાબી-ઉચ્છેદ કરનાર.
**External**, *a.* બહારનું, જાહેર, પ્રગટ. દેખઈતું,

ઉપરનું, પારકું, પરદેશ-પરમુલકનું.

**Externally**, *ad.* ઉપરથી, બાહારથી.

**Externals** *n. pl.* બહારની ક્રિયા-કરમો, બહારનો પાઠ, શરીરનો બહારનો દેખાવ.

**Extinct**, *a.* હોલવાય ગએલું છેડો આવેલું પુરું થયેલું મોકુફ, બંધ થએલું ક્ષીણ થએલું, રદ પડેલું નાશ પામેલું, નષ્ટ.

**Extinction**, *n* હોલવવું તે, હોલવાઈ જવું તે, ખરાબી, નાશ, ક્ષય, અંત, લય, ઉચ્છેદ, નિર્વેશ, નખોદ, રદ કરવું તે.

**Extinguish**, *v. t.* હોલવવું, ઘેર-રાજ કરવું. નાશ કરવો, અંત લાવવો, રદ કરવું.

**Extingushable**, *a.* હોલવી નખાય ઘેર રાજ કરાય એવું, નાશ કરાય એવું, છેડો આણાય એવું, રદ કરાય એવું.

**Extinguisher**, *n.* દીવો હોલવવાની જુંગળી, હોલવનાર, નાશ કરનાર, દીવો હોલવવાનું શાચ

**Extingushment**, *n.* હોલવવું તે, રદ કરવું તે નાશ, કાઢી નાખવું તે.

**Extirpate**, *v. t.* મુળ સુદ્ધાં કાઢી નાખવું, જડ મુળથી કાઢવું, સમુળો નાશ કરવો, કાપી જુદું પાડવું.

**Extirpation**, *n.* સમુળો નાશ, જડમુળથી કરેલી ખરાબી, ઉચ્છેદ, નખોદ.

**Extirpator**, *n.* સમુળો નાશ કરનારો, સત્યાનાશ કરનારો, નખોદ વાળનાર.

**Extol**, *v. t.* વખાણવું, સ્તુતિ-તારીફ કરવી, પ્રશંસા કરવી, ગુણ ગાવા.

**Extort**, *v. t.* જબર જસ્તિથી લઈ લેવું, પરાણે જોરજુલમથી કઢાવવું, ખુંચીલેવું.

**Extortion**, *n.* જોર જુલમે-જાસ્તિથી લેવું તે, બળાત્કાર પુર્વક હરણ.

**Extortionate**, *a.* જુલમગાર, જુલમી.

**Extortioner**, *n.* જુલમગાર, જુલમથી માલ કઢાવનાર, નિચોવી લેનાર.

**Extra**, *a* વધારાનું, વધારે, અતિશય, બીજું, *n.* વધારાનું પત્ર, પુરવણી.

**Extract**, *v. t.* બહાર ખેંચી કાઢવું, કાઢી-નીચવી લેવું, ચુંટી કાઢવું, ટાંકવું, ઉતારો-નકલ લેવી-કરવી.

**Extract**, *n.* કસ, તેજાબ, અર્ક, ટાંકેલો ફકરો, નકલ, ઉતારો, ઉતારી લીધેલું વચન.

**Extraction**, *n.* ખેંચી બહાર કાઢવું તે, કાઢવું તે, ઓલાદ, કુળ, વંશ, ખાનદાન, અર્ક,-તેજાબ, ખેંચવાની રીત.

**Extractive**, *a.* અર્ક,-તેજાબ કઢાય તેવું.

**Extractor**, *n.* કાઢનાર.

**Extradition**, *n.* હરેક તોહોમતદાર એક રાજ્યના તાબામાં હોય તે બીજા રાજ્યને હવાલે કરવો તે.

**Extrajudicial**, *a.* રાજદરબારના સાધારણ કાયદા બહારનું.

**Extramundane**, *a.* આ જગત સરષ્ટિની હદ બાહરનું ,પરલોકિક.

**Extramural**, *a.* શેહેરના કોટ બહારનું, બહાર કોટનું.

**Extraneous**, *a.* બહારનું, બીજી જાતનું, જુદી પ્રકૃતિનું, લાગેવળગે નહીં એવું.

**Extarordinary**,, *a.* અસાધારણ, અલૌકિક વિલક્ષણ, હદથી જયાદા, હદ બહારનું વિશેષ, મુદામ મોકલેલું ખાસ, અચરત ભરેલું, અજબ જેવું.

**Extravagance**, *n.* અતિશયપણું; અનીતી, અમર્યાદા; ઉડાઉપણું; લખલુટ ખરચ.

**Extravagant**, *a.* ગેરવાજબી, અતિશય, અમર્યાદ, ઉડાઉ, સુમાર વિનાનો ખરચનાર.

**Extravasated**, *a.* બરોબર-લાયક-જોઈતી રગમાંથી બહાર કાઢેલું.

**Extravasation**, *n.* બરોબર-લાયક-જોઇતીરગ-માંથી બહાર કાઢવું તે.

**Extreme**, *a. n.* છેક છેડે-કોરે આવેલું, છેડો અણીનું છેલ્લું, છેવટનું, ઘણું જબરું, અતિશય, ઘણુંજ, પુષ્કળ *n.* ટોચ, કળશ, કોઇ બાબતમાં અતિ ઓછું કે વધારે કરેલું કામ, અતિશય, બેહદપણું.

**Extremes**, *n. pl.* આદિ અને અંત.

**Extremely**, *ad.* અતિશય, ઓછું અથવા વધારે કરેલું કામ, અતિશય પણું, બેહદપણું, પુષ્કળ, ઘણુંજ, ભારી, પરમ, અતિ, અત્યંત, બેહદ.

**Extremity**, *n.* છેડો, અણી, હદ, શિખર, ટોચ, અંત, મર્યાદા, સીમા, અતિશય દુઃખ-સંકટ-તંગી. લાચારી, છેવટ-નિદાન ઉપાય.

**Extricable** *a.* નિકળી શકે એવું, મોકળું થઇ શકે એવું, છુટી શકે એવું, કઢાય એવું.

**Extricate**, *v. t.* છોડાવવું. મોકળું-છુટું કરવું બચાવવું, કાઢવું, બહાર પાડવું, ઉદ્ધાર કરવો.

**Extrication**, *n.* તારણ, છોડવવું તે, છુટું કરવું તે, ઉદ્ધાર.

**Extrinsic, Extrinsical**, *a.* બાહ્ય, બાહારનું, પારકું, બીજું, જુદું.

**Extrude**, *v. t.* બાહાર ધકેલવું તે, હાંકી-હડસેલી કાઢવું.

**Extrusion**, *n.* બાહાર ઢકેલવું તે, હાંકી કાઢવું તે.

**Exuberance** *n.* રેલછેલ, લખલુટ, આબાદાની, પુષ્કળ-ભરપુરપણું.

**Exuberant**, *a.* ભરપટે, ઉગેલું, પુષ્કળ, ઘણુંજ, ભરપુર, માતેલું, સરસ, આબાદાન, આબાદ.

**Exuberantly**, *ad.* આબાદાનીથી, રેલછેલથી પુષ્કળ, ભરપટે, અતિશય-

36

**Exudation**, *n.* પરસેવો, પસિનો છુટવો તે, પસિનો, ઝરણ, ઝાડમાંથી નિકળતું દુધ-રસ-ચિક, જમીનમાંથી નિકળતી સરદી.

**Exude**, *v. t. i.* ઝરવું, પરસેવો નિકળવો, શરીર-ઝાડમાંથી ઝરવું-નિકળવું.

**Exulcerate**. *v. t.* વિંદ્ધ, નાસુર પાડવો, ઘસવું ઘસી નાખવું. *v. i.* નાસુર પાડવો.

**Exulceration**, *n.* વિંદ્ધ, નાસુર પડવો-પાડવો, થવો તે, નાસુર.

**Exult**, *v. i.* ખુશાલીથી ફુલઇ જવું, મગન થવું, આનંદ પામવો, આનંદથી નાચવું, અત્યાનંદ પામવો.

**Exultation**, *n.* ઉલ્હાસ, અત્યાનંદ, પરમાનંદ, અતિશય હર્ષ.

**Exust**, *v. t.* બાળવું.

**Exustion**, *n.* બાળવું તે.

**Exuviæ**, *n. pl.* જનાવરોએ ઉતારી નાખેલી ચામડી-કાંચળી-કોટલું કવચ.

**Eyas**, *n.* તરતનું પકડાયલું નાનું બાજ પક્ષી જે પોતાને માટે શિકાર કરવાને અશક્તિવાન હોય તે.

**Eye**, *n. v. t.* આંખ, ડોળો, નેન, ચક્ષુ, લોચન, દૃષ્ટી, નજર, ધ્યાન, વિચાર તપાસ, નાકું, કાણું, વેહ, કડી, *v. t.* જોવું, ટગટગ જોવું, ધ્યાન દઇને જોવું.

In the eye of the wind. પવન જે દિશાએ ફુંકતો હોય તેની સામે.

To have an eye to. ચોકસ બાજુ તરફ સરત રાખવી.

To keep an eye on. બારીકીથી તપાસ કરવી.

Under the eye. બારીક તપાસ હેઠળ.

**Eyeball**, *n.* આંખનો ડોળો, નેત્રપિંડ.

**Eye bright**. એક કડવો રોપો

**Eyebrow**, *n.* ભવાં, ભવું, ભમર, ભ્રકુટી.

**Eyedrop**, *n.* આંસુ.
**Eye-glass**, *n.* ચશ્મા, ઉપનેત્ર.
**Eyelash**, *n.* પાંપણ, આંખનીપાંપણના બાળ.
**Eyeless**, *a.* બે ચશ્મ, આંધળું, આંખ વગરનું.
**Eyelet-hole**, *n.* નાકું, વેહે.
**Eyelid**, *n.* આંખનું પોપચું.
**Ege piece.** દુરબીન યા શુક્ષ્મદર્શક યંત્રમાંના કાચ જેવડે ચીજો હોય તે કરતાં મોટી દેખાય છે તે.
**Eye-pleasing**, *a.* આંખને ગમતું-ભાવતું.
**Eyesalve**, *n.* આંખે ચોપડવાનો મલમ, આંખમાં આંજવાનું ઔષધ, અંજન, મેંસ.
**Eye-servant**, *n.* ધણીની હજુરમાં કામ કરનારો ચાકર.
**Eye-service**, *n.* ધણીની હજુરમાં કરેલી ચાકરી
**Eyesight**, *n.* નજર, દરૂષ્ટી, નિધાહ, આંખનું તેજ.
**Eyesore**, *n.* નેત્ર કંટક, આંખને કમકમાટ-કંટાળો ઉપજાવે એવી ચીજ.
**Eye-tooth**, *n.* ઉપલાં જડબાનો અણીદાર દાંત, રાક્ષી.
**Eye-witness**, *n.* નજરે જોનાર. પ્રત્યક્ષદરશી.
**Eyot, or ait** નદી યા સરોવરમાંનો નાનો ટાપુ.
**Eyre.** ચોકસ ન્યાયાધિશોની મંગણામાંની મુસાફરી. [ઠેકાણું-જગો-માળો.
**Eyrie, Eyry**, *n.* ફાડી ખાનારા પક્ષીઓનું રે-

# F

**Fable**, *n.* કથા, વાર્તા, કલ્પિત વાર્તા કહાણી કિસ્સો, જોડી કાઢેલી વાત. દંત કથા, જુઠાણું, ખોટી વાત. *v. t*, જુઠું બોલવું, અસત્ય કેહેવું, વાર્તા રચાવી, કહાણી જોડવી, વારતા બનાવવી લખવી.
**Fabled**, *a.* કલ્પિત વારતામાં કહેલું.
**Fabric**, *n.* બનાવટ, રચના, કારિગિરિ, કુમાસ, પોત, વણતર, વણેલું કપડું, કપડ બાંધણી, ઈમારત, મકાન, મંડળ, ક્રમ.
**Fabricate**, *v. t.* બાંધવું, જોડી કાઢવું, બનાવવું, જોડી કાઢવું, ખોટું ઉભું કરવું, બનાવટ કરવી.
**Fabricatiou**, *n.* જોડી કાઢવું તે, બાંધવુ તે, બાંધણી, બનાવટ, તરકટ, ખોટી, ગુમ-અફવા, ફુભાંડ.
**Fabricator**, *n.* બનાવનાર, બનાવટ કરનાર, ખોટું ઉભું કરનાર; તરકટબાજ, પાખંડી, ખોટી ગુમ -અફવા ઉડાવનાર.
**Fabulist**, *n.* કથા જોડનાર, કહાણી રચનાર, કલ્પિત-વાત રચનાર.
**Fabulous**, *a.* જોડી કાઢેલું; કલ્પનાથી રચેલું વારતામાં કહેલું, ખોટું, કલ્પિત.
**Facade**, *n.* ઈમારતનો આગલો ભાગ, ઈમારતનું મ્હોડું, દર્શન.
**Face**, *n.* ઉપલો ભાગ, સપાટી, દેખાવ, દર્શનાંગ, બાજું, મ્હોડું, મુખડું, ચેહેરો, સુરત, રૂપ, સ્વરૂપ, આગળનો ભાગ, હિમ્મત, છાતી, ઉછતાઈ, *v. t.* સામે થવું, અટકાવવું, સામે આવવું-હોવું-ઉભા રેહેવું, સનમુખ આવવું-હોવું. આગલા ભાગપર ઢાંકણ કરવું. *v. i.* મ્હોડું-મુખ ફેરવવું-તરફ મ્હોડું કરવું, ઢોંગ કરવો.
To set one's face against. સામે થવું.
To make faces. મોઢું વાંકું ચુકું કરવું, ચાળા પાડવા.
Face to face. રૂબરૂ. [થવું.
To face the enemy. મક્કમપણે શત્રુ સામે
**Face-cloth**, *n.* મુખ વસ્ત્ર.
**Face-wiper**, *n.* મુખ લુછવાનું વસ્ત્ર-કપડું.
**Eacet**, *n.* પાસા ( હીરાપરના ).

**Facetious**, *a.* ઠઠ્ઠાખોર, ઠઠ્ઠાબાજ, રસીક, મશ્કરી ભરેલું, વિનોદી, ટોળ ભરેલું.

**Facetiously**, *ad.* ઠઠ્ઠાબાજીથી, વિનોદથી, ટોળથી.

**Facetiousness**, *n.* વિનોદ, ઠઠ્ઠાબાજી, હસ્ય, રસિકતા.

**Facial**, *a.* ચેહેરા ઉપરનું, ચેહેરાને લગતું-મ્હોંહડાનું-સંબંધી.

**Facile**, *a.* સુતરૂં, સેહેલું, સુગમ, સરળ, નરમ, લાયક, મિલનસાર, મળતાવડું, ભોળું, કુમળા મનનું, પોચું.

**Facilitate**, *v. t.* સેહલું કરવું, મેહેનત ઓછી કરવી, સરળ-સુગમ કરવું.

**Facility**, *n.* સેહેલાઈ, સુગમપણું, સરળતા, હથોટી, ચંચળાઈ, ચાલાકી, નરમાસ, નમ્રતા, મળતાવડાપણું.

**Facinorous, Fasinertous**, *a.* ઘણો ઘાતકી-ક્રુર.

**Facing**, *n.* આગલાં ભાગનું ઢાંકણું, ઉપરના ઢાકણ બાહારથી કરેલો સણગાર, બચાવને સારૂ બાહારથી કરેલો અટકાવ, કોર, હાંસીઓ *a.* સામે, સનમુખ.

**Facsimile**, *n.* આબેહુબ નકલ, તેનું તેજ.

**Fact**, *n.* ખરી વાત, અસલ વાત, વાસ્તવિકપણું, બનેલી વાત-હકીકત-બીના.

**Faction**, *n.* તડ, તડાં, પક્ષ, ટોળી, દંગો, બળવો, ફિતુર, બખેડો.

**Factionist**, *n.* તડાં પાડનાર, ટોળીવાળો, તડાવાળો.

**Factious**, *a.* બંડખોર, દંગાખોર, હુલ્લડ કરનાર, ફંદી, ફિસાદી, ફિતુરખોર.

**Factiously**, *ad.* ફિસાદ ખોરીથી, દંગાથી, બંડખોરીથી, ફિતુર ભરેલી રીતે.

**Factitious**, *a.* કળાથી બનાવેલું, કરેલું, કુત્રિમ, કુદરતી, કુદરતી-સ્વભાવિક નહીં એવું, હસ્તકૃત, બનાવટનું.

**Factive**, *a.* કરવા-બનાવવાની શક્તિ ધરાવતું.

**Factor**, *n.* આડત્યો, ગુમાસ્તો, કારભારી, દિવાન, કારકુન, ગુણ્ય-ગુણક, અંક પદ, અવયવ.

**Factorage**, *n.* આડત.

**Factorship**, *n.* ગુમસ્તાગીરી, ગુમસ્તાપણું, કારખાતું.

**Factory**, *n.* આડતિયાને રેહેવાનું ઘર, કોઠી માંડવી, વખાર, આડતિયા લોકનું મંડળ.

**Factotum**, *n.* સઘળી જાતનું કામ કરવા સારૂ રાખેલું માણસ, સઘળું કામ કરનાર, બધી જાતનું કામ કરનાર.

**Facture**, *n.* કરવું-બનાવવું તે.

**Faculence**, *n.* સફાઈ, સ્વચ્છપણું.

**Faculty**, *n.* કૌવત, તાકાત, શકિત, બળ, હક્ક, અધિકાર, પાઠશાળામાં અમુક વિદ્યા શિખવવાના કામ સંબંધી અધ્યક્ષોનું મંડળ.

**Facund**, *a.* [ see eloquent ].

**Facundity**, *n.* ( see eloquence ).

**Fade**, *v. i.* ફિકું થવું, રંગ ઉડી જવો, રંગ ઉતરવો, કરમાઈ જવું, ચિમળાઈ જવું, ખરી પડવું, જોમ ખોવો, નબળું પડી જવું, જતુ રેહેવું, તેજ ઉડવું, ઝાંખું થવું, નાશ-ક્ષય થવો.

**Fading**, *a.* ઝાંખુ પડી-જતું રહે-ઊડી-કરમાઈ ચીમળાઈ-સુકાઈ-જાય એવું. ખરી પડે એવું નાશ થતું.

**Faddle**, *v. i.* નકામો વખત કાઢવો, રમત કરવી, નકામો કારભાર કરવો, આપાઆપ કરવી, ફોગટ ચેષ્ટા કરવી.

**Fæces**, *(pl)* મળ, ગુ, વિષ્ટા, રગડો, કીટો.

**Faffel**, *v. i.* તોતડું બોલવું, બોલતાં લચકાવું.

**Fag**, *v. i.* કઠણ મેહનત કરવી, વૈતરૂં કરવું, થાકી જવું, વેઠ કરવી, બેજાર થવું, *v. t.* વઢિ-

તરે ચલાવવું, થકવી નાખવું, વેઠ કરાવવી, અઙ-હાળીઓ કાઢવો, દમ લેવો.

Fagging, n. વૈતરું, વેઠ.

Fag-end, n. કાપડના થાનનો છેડો, વણ્યા વગરનો દોરડાનો છેડો, કોઈ વસ્તુનો નકામો ભાગ, કચરો, થર, કીટો.

Fagot, n. લાકડાની ભારી, લાકડાની ઝુડી, આકની સુકી ડાળીઓનો ભારો.

Fail, v. i. ખુટી પડવું, ખુટ પડવી, ઘટી જવું, સુકાઈ જવું, ક્ષીણ થવું, ભાંગવું, અશક્ત-નબળું થઈ જવું, નાશ થઈ જવો, ઊતરી જવું, થઈ રહેવું, ખુટવું, મિથ્યા-ફોગટ જવું, ભુલવું-ચુકવું-નહીં સરખું થવું. v. t. છોડી દેવું, તજવું, ભુલવું, n. ભુલ, ગફલતી.

Failure, n. ખુટ, તુટ, અછત, દોટો, ઘટાડો, તાણ, તંગી નાશીપાસ થવું, વળવું નહીં, દેવાળું, ભાગવું, દેવાળું કાઢવું-તોડવું-નહી પાળવું તે, બગડી જવું તે ક્ષય નાશ.

Fain, a. ખુશ, રાજી, આનંદી ad. ખુશીથી, રાજી થઈને, આનંદથી.

Faint, a. નબળું, નાકૌવત, બેશુદ્ધ થઈ જાય, એવું, થાકી ગયલું, લોથ પોથ થઈ ગયલું, ફિક્કું ઝાંખું, મંદ, સુસ્ત, ઊદાસ, અપુર્ણ, થોડું, ન્યુન, પોચું હિમ્મત વિનાનું v. i. મુર્છા આવવી, બેશુદ્ધ થઈ જવું, ફેર ચક્કર આવવા, નબળું-અશક્ત થઈ જવું, કાયરનાહિમ્મત થઈ જવું, જતું રહેવું, અદૃશ્ય થઈ જવાપણું.

Faint-hearted, a. બાયલો, બ્હીકણ, નાહિમ્મતવાન.

Fainting, n. મુર્છા, બેશુદ્ધિ, બેહોસપણું. બેભાનપણું.

Faintly, ad. ધિમે, હળવે હળવે, સુસ્તીથી, મંદ ધીરે ધીરે, હલકેથી.

Faintness, n. નબળાઈ, કમજોરપણું, નરમાશ, થંડાઈ, મંદપણું, સુસ્તી, ઢીલાપણું.

Fair, a. ગોરું, ઉજળું, ડાઘ વગરનું, ખુબસુરત, સુંદર, રુડું, નિર્મળ, ઉઘાડવાળું, ખુલ્લું, સ્વચ્છ, પાંસરું, માફક, અનુકુળ, પ્રમાણિક, સાચું, વાજબી, સભ્યતા-નરમાસ ભરેલું, સાફ, વંચાય એવું, નિષ્કલંક, બદા વગરનું, મધ્યમ, સાધારણ, n. ખુબસુરત ઓરત, સુંદર સ્ત્રી, મેળો. જત્રા, ઓરસ, બજાર.

The fair sex. સ્ત્રીવર્ગ.

A fair field. લડાઈને માટે ખુલ્લું મેદાન.

To bid fair. સંભવ આ વકકી હોવી.

Fairway. નદીમાંનો વહાણ કાં મછવા આવજા કરી શકે એવો ભાગ.

To keep fair. સારો સંબંધ ધરાવવો.

Fair play. વાજબી રાહ.

Fair, Fairly, ad. સુગમ-સમવડ પડે એવી ફાવતી-વાજબી રીતે, પ્રમાણિકપણે, નીતિથી, સાફ, છેકાછેક વગર, છેક, બોલકુલ, તદન.

Fairness, n. ગોરાપણું પ્રમાણીકપણું, વાજબીપણું, અનુકુળતા.

Fair-spoken, a. મીઠું મીઠું બોલનારું, મીઠાં મ્હોડાંનું, સભ્ય.

Fairy, n. પરી, અપસરા, વનદેવી, યક્ષિની. a. પરીનું, વનદેવનું, યક્ષિનીએ આપેલું.

Faith, n. વિશ્વાસ, ભરોસો, ભાવ, આકીન, ધર્મ, માર્ગ, પંથ, મત, પ્રમાણિકપણું, વફાદારી, ઈનામદારી, વચન, કોલ.

Faithful, a. કૃતજ્ઞ, વિશ્વાસુ, નિમકહલાલ, ઈમાની, પ્રમાણીક, સત્યવાદી, ખરું, સાચું, વિશ્વાસી, આસ્તિક, આકીન-શ્રદ્ધાવાળું, પતિવ્રત, સતી, સાધ્વી.

Faithfully, ad. ઈમાનદારથી, કૃતજ્ઞતાથી, વિશ્વાસથી, નિમકહલાલીથી, પ્રમાણિકપણાથી.

Faithfulness, n. શ્રદ્ધા, આકીન, ઈમાનદારી,

ઈમાન, કૃતઘ્નતા, વફાદારી, નિમકહલાલી, દૃઢ ભક્તિ, પ્રભુનિષ્ઠા-ભક્તિ, ખરાપણું, સત્યતા, પ્રમાણિકપણું.

**Faithless,** *a.* અવિશ્વાસી. શ્રદ્ધા-ભાવહીન, બેઈમાન, અખરમી, નિમકહરામ, કૃતઘ્ની, દગાખોર, કપટી, બેવફા, બેવચની, વિશ્વાસઘાતી.

**Faithlessness,** *n.* બેઈમાની, અવિશ્વાસ, નિમકહરામી, કૃતઘ્નીતા, બેવફાઈ, દગાખોરી, ફિતુરી બેવચન, વિશ્વાસઘાત.

**Fake,** *n.* દોરડાનું ગુંછળું.

**Falcate, Falcated,** *a.* આંકડાં જેવું વળેલું, આંકડાના આકારનું.

**Falchion,** *n.* તેગ, સમશેર, તરવાર, ટુંકી ને વાંકી તરવાર.

**Falcon,** *n.* બાજ, સકરો, શિકારી બાજ પક્ષી, બહિરી, ન્હાની તોપ.

**Falconer,** *n.* શિકાર કરવા સારૂં, બાજને પાળીને શિખવનાર, સકરાથી શિકાર કરનાર.

**Falconry,** *n.* શિકાર કરવા સારૂ બાજ-સકરાને શિખવવા તે.

**Falding,** *n.* જાડું કપડું.

**Faldstool, Falding-stool,** *n.* ન્હાનો બાજઠ, લશ્કરમાં વાપરવાનો-ગુંટણ મુકવાનો ન્હાનો બાજઠ, પાદરીની ખુરસી.

**Fall,** *v. t.* પડવું, પડી જવું, મળવું, મળી જવું, -માં પડવું, જમીનદોસ્ત થવું, પતિત-ભ્રષ્ટ થવું, પડવું, કપાઈ મરવું, છેડો આવવો, પુરૂં થવું, પડતી થવી-હોવી, ઉતરી જવું, ઉતરવું, ઘટવું, ભંઘ નરમ પડવું, સમી જવું, આવી પડવું, બનવું, હોવું, આવવું, થવું, મંડવું, મંડી જવું, નિકળી જવું, ભંગ થવું, જતાં રહેવું-ના હાથમાં -ને ભાગે જવું, *n.* પડવું તે, પતન, પડતી, નાશ, પાયમાલી, ખરાબી, પદભ્રંશ, માનભંગ, ઢોળાવ, ધોધવો, ધોધ.

**Falling stones.** ખરી પડતા તારા.

**To fall foul.** હુમલો કરવો.

**To fall in.** મળતા આવવું.

**To fall out.** કજીઓ કરવો.

**To fall short.** તંગી હોવી, ખુટ રહેવી.

**To fall to.** શરૂ કરવું.

**The fall of the leaf.** પાનખર ઋતુ.

**The fall.** આ દમ તથા હવાની મના કરેલા ફળ ખાધા પછીની પાપી સ્થીતિ.

**Fallen,** *a.* પડેલું, પતીત, ભ્રષ્ટ, ઘટેલું, ઉતરેલું.

**Fallacious,** *a.* ભ્રમ ઉપજાવનારૂં, ભ્રાંતી ઉત્પન્ન કરનારૂં, શક ઉત્પન્ન કરે એવું, ભુલ ભરેલું ખોટું, જુઠું, મિથ્યા, પાયા વગરનું, આભાસનું.

**Fallacy,** *n.* ખોટારૂં, આભાસ, ભ્રમ, ખોટું પ્રમાણ-સિદ્ધાંત.

**Fallibility,** *n.* ભુલમાં પડી શકવું તે, ભ્રમયોગ્યતા, ભ્રમમતા, ભ્રાંતિ ધર્મ.

**Fallible,** *a.* ભુલમાં પડી શકે એવું, ભુલમાં પડે એવું, ભુલે એવું, ભ્રમ, ચુક કરવાને પાત્ર; ભુલ કરે એવું, ચુકવા-ભુલવા જોગ.

**Falling-sickness,** *n.* ફેફરૂં, વાઈ.

**Fallow,** *a.* ફિકકા-ઝાંખા રાતા-પિળા રંગનું, ખેડયા વિનાનું, પડી રહેલું, પડતર, પડત. *n.* પડતર-પડી રહેલી જમીન, ખેડાણ, ખેડવું તે (પણ વાવેતર નહી કરવું તે). *v. i.* પિળું ઝાખા રંગનું થઈ જવું. *v. t.* ખેડીનેબી વાવ્યા-રોપ્યા વગર-પડતર પડી રહેવા દેવું-રાખી મુકવું.

**False** *a.* ખોટું, જુઠું, અસત્ય, મિથ્યા, બેવચની, બેવફા ગેરવાજબી, એોછું રદ, બાતલ, વગર પાયાનું, દગાખોર, કૃત્રિમ, બનાવટનું, નકલી.

**Falsely,** *ad.* બેવફાઈથી, દગાફટકાથી, કપટથી, બેઈમાનીથી, ખોટી-જુઠી રીતે અપ્રમાણિકપણે

ગેરવાજબી રીતે.

**Falsehood,** *n.* જુઠું, જુઠાણું, ખોટારૂં, ખોટાપણું અસત્ય, લબાડી, બેઇમાન, ઠગાઇ, નિમકહરામી, કપટ.

**Falseness,** *n.* અસત્યતા, મિથ્યા ભાષણ, ખોટાપણું, બેવફાઇ, અપ્રમાણિકપણું, કપટ, છળ,

**Falsetto,** *n.* માણસનાં કુદરતી અવાજ કરતાં ચડતો અવાજ, મગજમાંથી નિકળતો અવાજ, અક્કડાઇથી કરેલો અવાજ.

**Falsification,** *n.* ખોટું પાડવું તે, ખોટું કરવું તે, ખોટું બનાવવું તે.

**Falsifier,** *n.* ખોટું કેહેનાર, જુઠું બોલનાર, જુઠો, લબાડ, ખોટું બનાવનાર-પાડનાર.

**Falsify,** *v. i. t.* અસત્ય બોલવું, જુઠું કેહેવું, જુઠું-ખોટું બનાવવું, ખોટું કરવું,-પાડવું, તોડવું

**Falsity,** *n.* અસત્યતા, જુઠાપણું, ખોટાપણું.

**Falstaff,** *n.* ગણિરાજ, જાડો-લઠ-સુખી આદમી, ગટોરગજ.

**Falter,** *v. i* બોબડું-તોતડું-અચકાતાં-થડકતાં બોલવું, અચકાવું, લથડવું, અચકાતું-ડગમગતું ચાલવું, લથડીયાં ખાવાં, ડોળવું.

**Faltering,** *a* તોતડું બોલવું, અચકાતું બોલવું, લથડીયાં ખાવું.

**Famble,** *v. i.* [ see Stammer ].

**Fame,** *n.* આબરૂ, ચર્ચા, કીરતિ, નામ, ડંકો, આબરૂ, જશ.

**Famed,** *a.* નામદાર જશવંત, પ્રખ્યાત, નામાંકિત, પ્રસિદ્ધ.

**Familar,** *a.* ખાનગી, ઘરનું, ઘણા પરિચય-ઘરવટવાળું. મળતાવડું, મિલનસાર, માહિતગાર, જાણીતું, વાકેફ, પ્રવીણ, સારી પેઠે સમજાયલું, બરોબર માલમ, હળી ગયેલું, ભળ ભાંગેલું. *n.* પરમપ્રિય મિત્ર, છવિજાન દોસ્ત, ભળ ભાંગેલો-હળી જઇ કરેલો વેહેવાર.

**Familiarity.** *n.* પરિચય, માહિતી, વાકેફગારી પ્રવિણતા, છવજાન દોસ્તી, ઘરવટ, ઘરાબો.

**Familiarize,** *v. t.* વાકેફ-માહીતગાર-જાણીતું કરવું; ભળ ભાંગવી, ટેવ પાડવી, હળી જવું.

**Familiarly,** *ad.* ભળ ભાંગીને, હળીમળીને, ઘરમેળે, ઘરવટની રાહે, સ્નેહ-મિત્રભાવથી.

**Family,** *n* ઘરનાં માણસો, કબીલો. ખટલો; કુટુંબ, ઘરનાં છૈયાં છોકરાં, વંશ, કુળ, ઓલાદ, વંશાવળી, ખાનદાની, વર્ગ, જાત.

**Faamine,** *n.* દુષ્કાળ, કાળ, દુકાળ, મોંઘવારી, અછત, તંગી, અભાવ.

**Famish,** *v. t.* ભુખે મરવું, ઉપાસી મરવું, ફાકા પડવા, ભુખ તરસથી અશક્ત થઇ જવું. *v. t.* ભુખે મારવું, ખાધાપિધાના વાખા પાડવા, લાંઘણ કરાવવી, ઉપાસો મારવું.

**Famishment,** *n.* અતિશય ભુખ, ભુખમરો.

**Famous** *a.* નામધારી, નામદાર, પ્રખ્યાત, નામીચું, નામાંકિત, પ્રસિદ્ધ, જાણીતો.

**Famously,** *ad.* પ્રખ્યાતિથી, નામદારીથી, નામીચી રીતે, પ્રસિદ્ધીથી, નામાંકિતપણે

**Fan,** *n* પંખો, વીંજણો, સુપડું. *v. t.* પંખેવા નાખવો-ખાવો, પંખો ઝુલાવવો, વાવું. ઝાટકવું, ઝાટકવું ( સુપડેવતી ).

**Fanal,** *n.* દીવાદાંડી.

**Fanatic, Fanatical.** *a.* ધર્માન્ધ, ધર્માગ્રહી ગાંડા જેવા જોસ્સાવાળું, ઝનુની. *n.* ઝનુની માણસ.

**Fanaticaless, Fanaticism,** *n.* ગાંડો, જોસ્સો, ઝનુન, ધર્માન્ધપણું.

**Fancied,** *a.* કલ્પના કરેલું વિચારેલું, ધારેલું, શેખચલ્લી સહી, સ્વપ્નવત, શેખચલ્લીનું.

**Fanciful,** *a.* મનમોજી, છંદખોર, લેહેરી, તરંગી, કલ્પના ભરેલું, કલ્પિત, સ્વપ્નવત.

**Fancifulness,** *n.* છંદીપણું, મિજાસખોરી,

લેહેરી-તરંગીપણું, તર્ક બાજી.

**Fancy**, *n.* કલ્પના શક્તિ, ધારણા, કલ્પના, વિચાર, ઇચ્છા, મરજી, મન, શોખ, તુરંગ, લેહેર, ખ્યાલ, બુટ્ટો. *v. t.* વિચાર-કલ્પના કરવી, ધારવું, ગમવું, પસંદ પડવું. *v. i.* મનમાં આવવું-થવું, ધારવું, માનવું, કલ્પવું. *a.* સારૂં, ખુબસુરત, દેખાવડું, સુંદર, તરેહતરેહનું, ભાતભાતનું.

**Fancy-ball.** એક જાતનો નાચ કે જ્યાં લોકો જુદા જુદા રંગ બેરંગી પોશાકો જુદા જુદા દેખાવ વેળાએ પહેરે છે તે.

**Fancy-monger**, *n.* મશ્કરો, વિદુષક.

**Fancy-sick**, *a.* મનફેર, ચળેલ.

**Fandango.** એક જાતનો સ્પેનીશ નાચ.

**Fane**, *n.* દેવલ, દેવાલય, દેહેરું, મંદિર, ધજા, વાવટો.

**Fanfaronade**, *n.* ખોટું ડોળ, ખોટો ભપકો, શોભ, ઠમાક, મગરૂબી.

**Fang.** *n.* મ્હોટો અણીવાલો દાંત, સુળ દંત, સુળ, પંજો, નખ. *v. t.* સુળ દાંતે પકડવું.

**Fanged**, *a.* સુળ દંતી, સુળનું.

**Fangled**, *a.* ડોળદાર, દેખાવડું, ઢોંગી, શોભદાર, રોપી, દબદબાવાળું, ભપકાવાળુ-દાર.

**Fangle**, *n.* ખોટો વિચાર-તર્ક, તુરંગ.

**Fangless**, *a.* સુળદંત-સુળ વગરનું.

**Fanion.** એક નાનો વાવટો જે લશ્કરી સામાન સાથે લઈ જવામાં આવે છે તે.

**Fanlight.** *n.* મેહેરાબદારબારી.

**Fantasia**, *n.* ખુશનુમા ગાયન.

**Fantastic. Fantastical**, *a.* કલ્પિત, ખોટું, આભાસનું, મિથ્યા, સ્વપ્નવત, તર્કબાજ, ખ્યાલી, તુરંગી, લેહેરી, અસ્થિર, નાચતું.

**Fantastically.** *ad.* આભાસથી, ખ્યાલથી, કલ્પિત રીતે, લેહેરથી, તુરંગથી.

**Fantasy**, *n.* કલ્પના શક્તિ, કલ્પના ધારણા મરજી, ઇચ્છા, મન શોખ, તુરંગ, ખ્યાલ, બુટ્ટો, લેહેર.

**Fantom**, *n.* વેહેમ, ( see phantom )

**As for as** જ્યાં સુધી, **By far**, એટલે સુધી. **From far**, ઘણે દુરથી; છેટેથી. **Far off**, ઘણે દુર.

**Far**, *a.* દુર, છેટેનું, વેગળું, આઘેનું, વધારે દુર, બીજું કોઈ દીવસ મનમાં-સ્વપ્નમાં નહી આવે એવું. *ad.* લાંબે, આઘે, છેટે, ઘણું ખરૂં, ઘણું, બહુ, ઘણે દરજ્જે, વધારે.

**Far-aimer**, *n.* દીર્ઘ સંધાની, લાંબે તાકીને મારનાર.

**Far-aiming**, *n.* દીર્ઘ સંધાન, લાંબે તાકીને મારવું તે.

**Farce**, *n.* ભાંડાઈ, ઠઠ્ઠા, મશ્કરી, હસવું ઉત્પન્ન કરે એવો નાટક આખરે થતો ખેલ, નકલ, ફારસ.

**Farce**, **Farcinate**, *v. t.* ભરવું, સજ્જડ-ઠાંસીઠાંસીને ભરવું.

**Farcical**, *a.* હસવા લાયક, માયારૂપ, હાસ્યજનક, ફારસનું-સંબંધી.

**Farcy**, *n.* ઘોડાને થતો કોઢ-પીતરોગ.

**Fardel**, *n.* [ see Bundle ].

**Fare**, *v. i.* હોવું, થવું, જવું, ખાવું જમવું, ગુજરવું, બનવું, વિતવું, વલેપવી. ખાતું પિતું રેહેવું. *n.* ઉતરાઈ, ભાડું, કીરાયું, નુર, ખાવાનું, અન્ન, ભોજન, ખોરાક.

**To bid a farewell**, વિદાય કરવું, છેલ્લી સલામ કરવી.

**Farewell**, *int.* જશો ? સલામ ! આવજો ! જઈશું ! કલ્યાણ થાઓ ! *n.* છેલ્લી સલામ. જતી વખતના નમસ્કાર.

**Farfetched**, *a.* તાણી ખેંચીને લાવેલું, મરડી મચડીને બેસાડેલું-કાઢેલું-મેળાવેલું.

**Far-sighted, Far-seeing,** *a.* દીર્ઘ દરશી, દુરદરશી, પહોંચેલો, દીર્ઘદૃષ્ટિવાળું.

**Farina,** *n.* પુષ્પપરેણું, ફુલમાંનો ઝીણો ભુકો, પરાગ, આટો, કાંજી.

**Farinaceous,** *a.* આટાનું,કાજીનું બનાવેલું, જેનો લોટ-આટો થડી શકે એવું, આટાળું, આટાના ગુણનું, લોટના જેવું.

**Farm,** *n.* ગણોતે ખેડવા આપેલી-સાંથેલી જમીન, ખેતર, ગણોતે લીધેલી જમીન-ખેતર, ઇજારો, પટો, ગુતો, મકતો. *v. t.* ગણોતે આપવું, સાંથવું, ખેડવું, ખેતી કરવી, ઇજારે ખંડી મકતો કરી આપવું.

**Farm yard,** *n.* ખળું.

**Farmer,** *n.* ગણોતિયો, ખેડુત, કણબી, મકતેદાર, કીરાએદાર, જમીનદાર, પટેદાર.

**Farming,** *n.* ખેડવાનું કામ, ખેતીવાડી, ખેતી, ગણોતે આપવું તે, ઇજારે આપવું-લેવું તે.

**Farmlabourer,** *n.* ખેડુત, ખેડનાર.

**Farness.** *n.* અંતર, દુરપણું, તફાવત, પટ.

**Faro.** *n.* (It.) પાનાની સાધારણ રમત.

**Farolite.** એક જાતનો મોતી જેવા ચળકાટનો ખનીજ પદાર્થ.

**Farpiercing,** *a.* દુરવેધક.

**Farraginous,** *a.* પંચમેળું, પંચરસનું, મિશ્ર

**Farrago,** *n.* પંચ ભેળ, પંચરસ, સેળભેળ, ખીચડો.

**Farrier,** *n.* નાળબંધ, ઘોડાને નાળ જડનારો, ઘોડાનો વૈદ્ય.

**Farriery,** *n.* ઘોડાનું વૈદક, અશ્વ વૈદક.

**Farrand,** *n.* રીત ભાત, રિવાજ, ચાલ.

**Farrow,** *n.* ડુક્કરના એકી વખતે જણેલાં બચ્ચાં, ડુક્કરનું જણતર. *a.* ચોકસ મોસમમાં-વર્ષ બચ્ચાં નહીં જણતું-નહીં વ્યાતું. *v. t.* ડુક્કરનાં બચ્ચાં જણવાં.

**Fart,** *n.* પાદ, અધોવાયુ. *v. i.* પાદવું.

**Farther,** *a.* વધારે દુર-નું, વધારે છેટું, બીજું. *ad.* વધારે, બીજું, વળી.

**Farthest,** *a.* & *ad.* સર્વથી દુર.

**Farthing,** *n.* એક પેનીનો ચોથો ભાગ, પા પેની, એક દુકાની, રોકડો, બે પૈની કિમ્મતનો એક સિક્કો. કોડી, દમડી.

**Farthingale,** *n.* યુરોપીઅન ઓરતના ઝભ્ભા હેઠળ રાખવાનો મગરના હાડકાંનો પટો-ચકરડું

**Fascicicle,** *n.* ઝુડો, ઝુમખો, ઝુડી, ફુલનો ઝુમખો, જથ્થો.

**Fascicular,** *a.* ઝુડો કરેલું, ઝુમખાબંધ, સાથે જોડાઇ ગયલા ગાંઠગાંઠવાળું, ઝુમખો બંધાયલું, ઝુડી બાંધેલું.

**Fascinate,** *v. t.* મંતર મારવું, જાદુ કરવું, ભોળવી નાખવું, મોહ પમાડવું, મોહિત કરવું, મોહિની લગાડવી, વશ કરવું.

**Fascination,** *n.* મંતર મંતર; જાદુ; નજરબંધી, વશી કરણ, કામણ, મોહિની, નજર.

**Fashion.** *n.* ઘાટ, આકાર, ડોળ, તરેહ, રીત, ધારો, ચાલ, રીવાજ, બનાવટ, નમુનો, વેતરણ, *v. t.* ડોળ-આકાર આપવો, બનાવવું, બાંધવું, ઘડવું, કરવું, યોગ્ય લાયક કરવું.

**Fashionable,** *a.* દસ્તુર માફક, ઉંચું, સારી તરેહનું, રિવાજી, સભ્ય રીતી, વિવેકી, સભ્ય રીત્યાનુંસારી, ડોળડમાકવાળું;ચાલુ ઘાટતરેહનું, ચાલતું આવેલું, ચાલુ, લૌકીક.

**Fashionably,** *ad.* ચાલતી આવેલી રીતીથી, દસ્તુર માફક, સભ્ય રીતીસર, રિવાજ પ્રમાણે, ઘાટ-ડોલદારીને, ડોલદાર, ચાલુ ઘાટનું, લૌકીક.

**Fashioner,** *n.* તરાહ કાઢનાર, ઘાટ-ડોળ આપનારો-બનાવનાર.

**Fast and loose,** ડગમગતું, ઘડીમાં આમ અને ઘડીમાં તેમ.

**Fast**, *v. i.* અભ્યાસ કરવો, લાંઘણ કરવી, લાંઘવું, *n.* અપવાસ, લાંઘણ, ઉપવાસ, ઉપવાસનો વખત, *a.* સજ્જડ, મજબુત દૃઢ, સ્થિર, અચળ, તદન, સજ્જડ, પાકી, ભર, ઘાડી, વચની, વિશ્વાસુ, વફાદાર, જીવજાન, ઉતાવળું, જલદ, વેગી, પાકો (રંગ). *ad.* મજબુત, મક્કમ, ઝડપથી, જલદી, ગચ્ચ, નજીક, પાસે.

**Fast colour**, પાકો રંગ. **Fast by or fast besides**, પાસે, નજીક.

**To break one's fast** અપવાસ છોડવો.

**Fastday**, *n.* or **Fasting-day**, અપવાસનો દહાડો, ઉપવાસનો દિવસ, ફાકો, રોજાનો દીન.

**Fasten**, *v. t.* બાંધવું, દેવું, મજબુત કરવું, જડવું, ઢાંકવું, બંધ કરવું, જોડવું, બેસાડવું, વળગવું, *v. i.* વળગ્યા-બાઝ્યા રહેવું. [રાખનાર.

**Faster**, *n.* ઉપવાસ કરનાર, અપવાસો. રોજો

**Fastening**, *ppr.* મજબુત કરતું, બાંધતું. જડતું, *n.* બંધન, બાંધણ, બંધ, બાંધવાનું તે,

**Fasthanded**, *a.* ચીંગુસ, મખીચુસ.

**Fastidious**, *a.* મિજાજખોર, કંટાળો આણે તેવું, ખંતવણું, ખંતખોરું, ખંતીલું, ચિપાશિયું, ચાપા ચોપું, ચોકસુ, સવાદી, કંટાળખોરૂ, તિરસ્કારી, ખોડ કાઢ્યા કરે એવું.

**Fastidiousness**, *n.* મિજાસ, મિજાસખોરી, ચિપાશિયાપણું, ચાપા ચીપ, ખતીલાપણું.

**Fastidiously**, *ad.* મિજાસથી, મિજાસ-ખોરીથી, કંટાળો આણે એવી રીતે.

**Fastigate**, *a.* મથાળેથી સાંકડું થઈ ગયેલું.

**Fastly**, દૃઢપણે; મક્કમપણે; ચોકસ રીતે.

**Fastness**, *n.* મજબુતી, સજ્જડપણું, કોટ, ગઢ.

**Fastuous**, *a*, મગરૂબ, અભિમાની.

**Fastuosity**, *n.* મગરૂબી, અભિમાન.

**Fat**, *n.* ચરબી, ચિકાસ, ઉત્તમ ભાગ, *a.* જાડું, પુષ્ટ, લઠ, માતેલું, ચરબીદાર, મ્હોટું, જાડું, રસ્થુળ, ઠોઠ, જડ, મુર્ખ, પૈસાદાર, ગબ્બર, ઘણી આમદાનીવાળું, ફળવંત, ફળદ્રુપ, *v. t.* ઢોંગું થવું, પુષ્ટ કરવું.

**Fatal**, *a.* દૈવાધીન, ગેબી, ઘાત ભરેલું, ઘાતક, આફત ભરેલું, મજબુતનું, જીવ લઈ જાય એવું, નાશકારક.

**Fatalism**, *n.* દૈવ-પ્રારબ્ધવાદ-કર્મમત, દૈવચિંતા, નસિબ.

**Fatalist**, *n.* દૈવ-પ્રારબ્ધવાદી, દૈવચિંતક.

**Fatality, Fatalness** *n.* દૈવાધીનતા; દૈવ; નસીબ, કજા; મોત.

**Fatally**, *ad.* દૈવયોગે; લખીત પ્રમાણે.

**Fata morgana**, મૃગજળ જેવો દરિયામાં દેખાતો એક જાતનો દેખાવ-વિશેષ કરીને મસીનાની સામુદ્રધુનીમાંનો એવો દેખાવ.

**Fate**, *n.* કજા; કિસ્મત; દૈવ; કર્મ; કર્મગતી; ભાગ્ય; નસીબ; પ્રારબ્ધ; વિધાતાના-બ્રહ્મ લેખ; મરણ; મોત; નાશ.

**Fate-controlled**, *a.* દૈવાધિન; નશીબ; વશ.

**Fated**, *n.* નક્કિ કરેલું; ઠેરવેલું; નિમેલું; નિશ્ચિત; નિમાણ; સઙ્કેત: નસીબમાં લખેલું.

**Fates**, *n. pl.* છઠ્ઠીદેવી; નસીબ લખનાર દેવી; વિધાતા. (e. g. Three Fates in Gr. Myth).

**Father**, *n.* બાપ; પિતા; કાકા; ભા; પાલક; રોમન કેથોલિક પાદરી,કર્તા; (*pl.*) મુળ પુરૂષ; પુર્વજ, બાપદાદા; વડવા. *v. t.* પાલક કરી લેવું; દત્તક કરી લેવું; મારૂં કરેલું છે એમ માનવું; ફલાણાનું કરેલું છે એમ કેહેવું-આરોપ મુકવો.

Adoptive father, પાળક પિતા.

Natural father, અનૌરસ પિતા.

Putative father, માની લિધેલો બાપ.

**Father land**, બાપીકુ વતન.

To father on, કોઈનું કરેલું છે એમ કહેવું

થા એવો આરોપ મેલવો.

**Fatherhood**, *n.* બાપપણું.

**Father-in-law**, *n.* સસરો.

**Father-lasher**, *n.* એક જાતની માછલી.

**Fatherless**, *a.* બાપ વગરનું; અનાથ; નબાપુ.

**Fatherliness**, *n.* બાપ જેવી માયા; બાપ જેવું દયાળુપણું.

**Fatherly**, *a.* બાપ જેવું; બાપનું; પિતાતુલ્ય; બાપ જેવું દયાળુ.

**Fathom**, *n.* વામ. *v. t.* બાથમાં લેવું. સમજવું; ઉંડાણ માપવું; વામથી માપવું; પાર કાઢવો; અક્કલ પહોંચાડવી.

**Fathomable**, *a.* બાથમાં લેવાય એવું; સમજાય એવું; વામથી માપી શકાય એવું; ઉંડાણ માપવા જોગ; પાર કાઢવા જેવું; ઉંડાણ મપાય એવું; પાર કઢાય એવું; અક્કલ પહોંચાડાય એવું.

**Fathomless**, *a.* અથાગ; અગાધ; અગમ્ય; તળિયું ન માલમ પડે તેવું; અતળ; ગુઢ; સમજાય-અક્કલ પહોંચે નહીં એવું.

**Fatidic, Fatidical**, *a.* ભવિષ્યોત્તર-સુચક.

**Fatiloquist**, *n.* ભવિષ્ય વર્તનાર-કેહેનાર.

**Fatigue**, *n.* સુસ્તી; થાક; કંટાળો; શ્રમ; મેહેનત; કષ્ટ. *v. t.* થકવી નાખવું; થકાવવું; કુચો કાઢવો, દમ લેવો; દુઃખ દેવું; સતાવવું.

**Fatimite**, *n.* ફતીમાવંશી.

**Fattish**, *a.* જરા-એકેજ જાડું-ચરબીવાળું.

**Fatling**, *n.* હલવાન; પાળેલું અને માતેલું, બોકડીયું મેંઢું; કાપવા સારૂ જાડું કરેલું મેંઢું, બકરીનું બચ્ચું કે બીજું જનાવર.

**Fatness**, *n.* પુષ્ટ; પુષ્ટતા; જાડાપણું; જાડાઈ; ચરબી; ફળવંતપણું; ફળદ્રુપતા.

**Fatten**, *v. i.* પુષ્ટ કરવું; ઢોંગુ કરવું; લઠ કરવું; જાડું કરવું; અંગ ભરાઉ કરવું; ફળવંત કરવું.

**Fattener**, *n.* પુષ્ટ-ઢોંગું-લઠ કરનાર; પુષ્ટિ આપનાર; જાડું કરનાર; ફળવંત કરનાર.

**Fatty**, *a.* ચિકણું, ચરબીદાર જેવું; ચરબીને ગુણ ધરાવતું.

**Fatuity**, *n.* મગજની નબળાઈ; મુર્ખપણું. જડ બુદ્ધિ, મુઢતા.

**Fatwitted**, *a.* મંદ જડ બુદ્ધિનો; મુર્ખ.

**Fatuous**, *a.* નબળા મગજનું; કમઅક્કલનું; બેવકુફ; મુર્ખ; ઠોઠ; જડ બુદ્ધિનું; મુઢ; બુધી ખોટું; મિથ્યા; માયારૂપ.

**Fatuousness**, *n.* મુર્ખપણું; જડ બુદ્ધિ; મુઢતા; જડભરતપણું.

**Faubourg**, *n.* (F.) પરૂં.

**Faucet**, *n.* દારૂ કાઢવા સારૂ પીપમાં મુકવાની નળી.

**Fault**, *n.* કસુર; દુરગુણ; એબ; ચુક; ભુલ; ખામી; ખોડ; ખાપણ; વાંક; દોષ; તકસીર.

To find fault, ફરિયાદ કરવી.

To find fault with, દોષ દેવો; ઠબકો દેવો; ખોડખાપણ કહાડવી.

**Faultless**, *a.* નિર્દોષ; બેતકસીર; બેકસુર; ખોડખાપણ વગરનું; ખામી વિનાનું; કસુર વિનાનું; પુરૂં; પુર્ણ.

**Faultlessness**, *n.* નિર્દોષતા; ખોડ ખામી-રહિતપણું; બેકસુરપણું. પુરાપણું; પુર્ણતા.

**Faulty**, *a.* ખામી-ભુલ-ચુક ભરેલું; ખોટું; અશુદ્ધ; અપુરૂં; સદોષ; દોષપાત્ર-વાન; તકસીરવાન ખોડ-ખાપણવાળું.

**Faun**, *n.* અરધું મનુષ્યનું અને અરધું બકરાનાં રૂપનું પ્રાણી-એવા રૂપનો દેવ-દેવતા; કલ્પિત વન દેવતાની એક જાત.

**Fauna**, *n.* કોઈ દિશા-દેશ-જમાનાનાં પ્રાણી માત્ર.

**Fausse braie**, માટીનો ઢગલો જે કિલ્લાની દિવાલની આસપાસ નાંખવામાં આવેછે તે.

**In favour.** વતી; તર્ફેન-તરફથી.

**Favour**, *n.* કૃપા; મેહેર; દયા; મેહેરબાની; માયા; આશ્રય; ટેકો. ઉપકાર; પાડ; રજા; પરવાનગી; ભેટ; બક્ષીસ; પક્ષપાત; તરફદારી; મેહેરબાની ભરેલો કાગળ. *v. t.* મેહેરબાની કૃપા કરવી; રેહેમ રાખવી; સેહેલું કરવું.

**Favourable**, *a.* મેહેરબાન; પ્રસન્ન; કૃપાળુ; માયાળુ; અનુકૂળ; લાયક; મુનાસીબ; ઉપયોગી; લાભકારી; શુભ.

**Favourableness**, *n.* પ્રસન્નતા; અનુકૂળતા; કૃપા; માયા; ઉપયોગીપણું; ઉપકારીપણું; બળ (ગ્રહ વગેરેનું.)

**Favourably**, *ad.* મેહેરબાની-માયા-કૃપાથી; મોહોબત રાખીને; પ્રસન્ન-અનુકૂળ થઈને.

**Well favoured**, દેખાવડું; ખુબસુરત; સારાઘાટ-કદનું; કદાવર.

**Ill favoured**, બદશિકલ; સુકાઈ-તવાઈ ગયેલું.

**Favoured**, *a. pp.* આભારી; કૃપાપાત્ર; કૃપા કરી મોકલેલું-આપેલું; વહાલું, પ્રિય; માનીતું.

**Favourer**, n. મેહેરબાની-કૃપા કરનાર.

**Favourite**, *n.* ઘણુંજ વહાલું પ્રિય; માનીતું; હૈયાનો હાર; લાડકો. *a.* લાડકું; પ્રિય; ઘણું વહાલું; માનીતું; ઈષ્ટ; પસંદ.

**Favouritism**, *n.* તરફદારી; વહાલાનો પક્ષપાત-તરફદારી કરવાની રીતનું મન.

**Fawn-eyed**, *n.* હરણી જેવા આંખવાળું નું; મૃગનયન; મૃગલોચન.

**Fawn**, *n.* હરણનું એક વરસનું બચ્ચું. ખુશામત; હાજીહા; ચાપલુશી *v. i.* ગેલ કરવા; લાડ કરવા, છાંટ કરવું; ખુશામત કરવી;

**Fawning**, *a.* ખુશામતીયો; હાજીહા કરનારું; *n.* ખુશામત; હાજીહા.

**Fawner**, *n.* ખુશામતીયો; હાજીહા કરનાર.

**Fawingly**, *ad.* ખુશામતથી; ચાપલુશીથી; પ્યારથી; લાડથી; ગેલકરીને; હાજીહા કરીને.

**Fax**, *n.* બાલ; નીમાળા;

**Fay**, *n.* પરી; ભુત; ડાકણ; વનદેવતા-દેવી; અપ્સરા.

**Feal**, *a.* વફાદાર; નિમકહલાલ.

**Fealty**, *n.* વફાદારી; નિમકહલાલી; રાજભક્તિ; પ્રજાધર્મ.

**Fear of man**, લોક લજ્જા-જનલાજ.

**Fear**, *n.* ભય; ધાસ્તી; ડર; બ્હીક; ફરબ; કાળજી; ફીકર; ચિંતા; ભયનું કારણ; ભય ઉપજાવનાર. *v. t.* or *v. i.* ડરવું; ધાસ્તી લાગવી; ભય-ધાક રાખવો લાગવો.

**Fearful**, *a.* બ્હીકેલું; ભયભીત; બ્હીકણ; પોચું; છાતી વિનાનું; ભય ભરેલું; ડરામણું; ભયંકરપણું, બ્હીવા જેવું; ભય લાગવો-ડરવું જોઈએ એવું.

**Fearfully**, *ad.* બ્હીક-ભય ભરેલી-ભયંકર રીતે; ભયથી; ભયભીત થઈને; બ્હીને.

**Fearfulness**, *n.* નામરદી; બ્હીકણપણું; વિકાળપણું; ભય; ભયંકરપણું; બ્હીક.

**Fearless**, *a.* નિર્ભય; બેપરવા; અભય; બહાદુર; છાતીવાળો; હિમ્મતવાન.

**Fearlessly**, *ad.* બેધડક; નિર્ભયપણે; અભયપણે; બેધાસ્ક; બેપરવાથી; બહાદુરીથી; હિમ્મતથી; છાતી રાખીને.

**Fearlessness**, *n.* નિર્ભયતા; નિર્ભયપણું; બેપરવાઈ; બહાદુરી; છાત; હિમ્મત.

**Feasibility, Feasibleness**, *n.* સંભાવના; સંભવ; સાધ્યતા; બનવાજોગ ગુણ; શકયતા; બની-થઈ શકવાપણું.

**Feasible**, *a.* સાધ્ય; શકય; સંભાવીત; થાય-બને એવું.

**Feast**, *n.* ઉજાણી; મેજબાની; ભોજન; ખાણું જમણવાર; ઓચ્છવ; તેહેવાર; રૂડો દહાડો-ટાણું; ઉત્સવ; આનંદ; *v. t.* & *v. i.* આનંદ કરવો; ઉજાણી-મીજબાની કરવી-આપવી; જમાડવું; ખાણું આપવું; ભોજન કરવું-આપવું. ખુશી-આનંદ થવું; આનંદ પમાડવો-પામવો; દાવાળી કરવી.

**To feast the eyes**, આંખને ટાઢાડક આપવી-વાળવી.

**Feastful**, *a.* શુભ; માંગલિક; મંગળ; આનંદ ભરેલું; ટાણાનું; ઓચ્છવનું.

**Feasting** *ppr or, n.* ધામધુમ કરવી તે; રંગ રાગ; નાચ રંગ.

**Feat**, *n.* મહાભારત કામ; વિરચરિત્ર પરાક્રમ; કસરત; ચરિત્ર; પેચ; ચમત્કારિક કામ; હાથચાલાકીનું કામ.

**Feather**, *n.* પિછું; પાંખ; જાત; સ્વભાવ. માન છોગું; આબરૂ; તારીફ; *v. t.* પિછાંથી સણગારવું; પિછાં ઘાલવાં-બાંધવાં; સણગારવું.

**A feather in one's cap**, મોટું માનફતેહ.

**To be in full feather**, સંપુર્ણ દેખાવ કરવો; પરિપુર્ણતાએ પહોંચવું.

**To be in high feather**, ફુલાઇ જવું પુરદમામમાં હોવું.

**To show the white feather**, હીચકારાપણું બતાવવું.

**To cut a feather**, પાણીમાં ગતીની વેળાએ ફીણ લાવવા.

**To feather one's nest**, પોતાનું ઘર ભરવું; પારકો માલ ઉચાપત કરી ઘરનો ઠાઠ માઠ કરવો.

**Feathered**, *a.* પિછાંવાળું; પિછાંથી ઢંકાયલું.

**Feathery**, *a.* પરથી ઢાંકેલું; પિછાં જેવું-સરખું પિછાંને લગતું-નું.

**Featherless**, *a.* પિછાં વગરનું-વિનાનું.

**Feature, Features**, *n.* ચેહેરાનો-મહોડાનો કોઇપણ ભાગ-અંગ; ચેહેરો; સુરત; શિકલ; મુખચિન્હ; દેખાવ; રૂપ; લક્ષણ; મુખ્ય ભાગ; *pl.* મોહબળ; મુખવટો, રૂપરેખા; રૂપ.

**Febrifugal**, *a.* તાવ ઓછો કરવાની અટકાવવાની શક્તિ ધરાવતું; તપમાર.

**Febrifuge**, *n*, તપનાર; તાવનું ઓસડ; જ્વર નાશક ઔષધ; જેથી તાવ નાસે એવું ઓસડ; *a.* જ્વર નાશક; જ્વર હારક-હર્તા.

**Febrile**, *a.* તાવને લગતું; તાવથી ઉત્પન્ન થયલું; જ્વર સંબંધી-સુચક; જ્વર દર્શક.

**February**, *n.* ખ્રિસ્તી સાલનો બીજો મહિનો; માહ-ફાગણ.

**Fecal**, *a.* ગુવાળું; વિષ્ટાવાળું; કચરાવાળું; મેલું; મળવાળું

**Feces**, *n.* કચરો; મેલ; મળ; કીટો; છાણ.

**Fecula**, *n.* કાંજી; ફુલમાંનો ઝીણો ભુકો.

**Feculence**, *n.* નાપાકપણું; મેલા-ગંદાપણું; મલીનપણું; મેલ; કીટો; કચરો; કુહો.

**Feculent**, *a.* રગડો ભરેલું; ડોહોળાયલું; ગંદુ; મલીન; મેલું; કીટાવાળું; કાદવવાળું; અસ્વચ્છ; રગડાવાળું.

**Fecund**, *a.* બચ્ચાં ઘણીવાર જણે એવું; પ્રસવશીલ; ગર્ભધારણશીલ; ફળદ્રુપ; ફળદાયક; ફળવંત.

**Fecundate**, *v. t.* ફળવંત કરવું; ગર્ભવંતગાભણું કરવું.

**Fecundation**, *n.* ફળવંત કરવું તે-કરવાની યુક્તિ-શક્તિ; ગર્ભવંત-ગાભણું કરવું તે.

**Fecundity**, *n.* વારંવાર બચ્ચાં જણવાની શક્તિ-ગુણ; ફળદ્રુપપણું; ફળદાયકપણું; ફળ આપવાની શક્તિ, સારી કલ્પના શક્તિ.

**Fed,** *pret. & pp.* of **Feed.** ખવડાવ્યું; જમાડયું; પોસ્યું; પોષેલું; પુષ્ટ.

**Federal, Federalist,** *a. n.* નિયમનું; કરારનું-સંબંધી; કરારી; શાંકેતિક. સમય વિષયક સંબંધી; કોલકરારથી મળેલું. સંપસંપીને સ્થાપેલું, અરસપરસની કબુલાતથી સ્થાપેલું; સંયુકતનું; સંસ્થાનનું.

**Federal, Federalist,** *n.* અમેરિકામાં યુનાઈટેડ સ્ટેટસના રાજ્ય કારભારની તરફદારી વાળાઓ એ એલકાબથી ઓળખાય છે.

**Federary, Federate,** *a.* સાથે મળેલું; એકસંપ.

**Federation,** *n.* ઐક્ય; સંપ કરવો તે; સંપ એકસંપી રાજ્ય.

**Federative,** *a.* એકસંપ-એકઠું-ઐક્ય મળતું-વતું.

**Land in fee simple,** વંશપરંપરાથી ઉતરતી જમીન; યાવતચંદ્ર તાવત આપેલી જમીન. જાગીર.

**Fee,** *n.* દસ્તુરી; હક; લવાજમ, ફી, હકસાઈ, દલાલી, લાંચ; કેટલીક સરતે રાજા તરફથી મળેલી જમીન; કુળ અખત્યાર આપેલી વંશપરંપરા ચાલે એવી જમીન; વતન; જાગીર. *v. t.* બદલો આપવો, લાંચ આપવી, ફી આપવી.

**Retaining fee,** વકીલને યા બારીસ્ટરને પોતાના કામ માટે રોકવાને આપેલી ફી.

**Fee-tail,** અમુક પ્રકારના વારસોને મળે એવો વારસો.

**Fee-farm,** *n.* ગણોત.

**Feeble,** *a.* અશક્ત; દુર્બળ; નબળું; ઢીલું; ક્ષીણ; કમજોર; નરમ; ઝાંખું.

**Feeble-minded,** *a.* કમ અક્કલનું; અલ્પબુદ્ધિનું; અસ્થિર; જડ બુદ્ધિનું.

**Feebleness,** *n.* કમજોરી, અશક્તતા; દુર્બળતા.

**Feebly,** *ad.* દુર્બળતાથી; ધીરે ધીરે; ધીમે ધીમે વગર કૌવતે; અશક્તપણે.

**Feed,** *v. t.* ખવડાવવું; ખાવાનું આપવું; પાળવું; પોષણ કરવું; અન્ન આપવું; પુર પાડવું; પુષ્ટિ ટેકો આપવો; સંકોરવું; પુરવણી કરવી. *v. i.* ચરવું; ખાવું; માતવું; ખાઈને જીવવું; ગુજરાન કરવું. *n.* જાનવરને વખતસર ખાવાને આપેલો ખોરાક; ચંદી.

**Feed-pipe,** એક જાતનો નળ કે જે વાટે 'બૉઈલર' ને તળીએ પાણી જાય છે તે.

**Feeder,** *n.* ખવડાવનાર; પુર કરનાર; પોષણ કરનાર; ઉસકેરનાર; ઉત્તેજક; મદદ કરનાર; ખાનાર; પુર પાડનાર; આહારી.

**Feeding,** *n.* જનાવરને ચરવાની જગ્યા-મેદાન ગૌચરણ; ખવાડવું-ચરાવવું તે, ખાવું તે; પુર પાડવું તે.

**Feel,** *v. t.* or *v. i.* લગાડવું; અડકવું; સ્પર્શ કરવો; સ્પર્શ જ્ઞાન થવું; લાગવું; જાણવું; જણાવવું; થવું; સેહેવું; અનુભવ થવો; અડકી જોવું. *n.* સ્પર્શ કરવો તે; સ્પર્શ.

To feel after, ઢુંઢવું; ખોળવું.

To feel the pulse, નાડ જોવી.

To feel one's pulse, કોઈનું મન પરતી લેવું.

To feel for others, દિલસોજી બતલાવવી દર્દ ધરવું.

To feel grieved, દલગીર-ખિન્ન થવું.

To feel well, ઠીક લાગવું.

To feel pleasant, ભાવવું; ગમવું.

**Feeling,** *n.* સ્પર્શેંદ્રિય; સ્પર્શજ્ઞાન; મનોધર્મ; દયા; લાગણી; જણાવવું તે; મન; બુદ્ધિ; ભાવ; ચિત્ત; મનોવૃત્તિ. *a.* કરૂણામય; દયા ઉત્પન્ન કરે એવું; અસરકારક; દયાળુ.

**Feeler,** *n.* [see Antennae] બીજાનું મન

જોવા સારૂ કહેલી વાત.

**Feelingly**, *ad.* અસરકારક રીતે; દયા આવે એવી રીતે.

**Feet**, *n. pl* [ see Foot ]

**Feetless**, *a.* પગ વગરનું.

**Feign**, *v. t.* ખોટું ડોળ દેખાડવું; યોજવું; કલ્પના-બનાવટ કરવી; ખોટું બનાવવું.

**Feigned**, *a.* કલ્પિત; ઢોંગનું-ભરેલું; ખોટું; બનાવટનું; ડોળ ઘાલેલું.

**Feignedly**, *ad.* કૃત્રિમથી; કલ્પનાથી,ઢોંગ ભરેલી રીતે; ડોળ ઘાલીને; બનાવટ કરીને.

**Feint**, *n.* બાહાનું; ઢોંગ; ડોળ; પેચ; ફેલ; તરેકટ; છળ; કપટ.

**Feints**, *n. pl.* દાવ પેચ ( કુસ્તિ કરવામાં ).

**Felicitate**, *v. t.* મુબારકબાદી આપવી; ખુશી બતાવવી; સુખ ચાહાવું; સુખી કરવું; ખુશી આનંદ ઉપજાવવો.

**Felicitous**, *a.* ઘણુંજ સુખી-આબાદ; જોઈએ તેવું; ખુશકારક; ઘણું યોગ્ય-લાયક.

**Felicitously**, *ad.* સુખ-આનંદ-ખુશીથી.

**Felicity**, *n.* ખુશી; આરામ; સુખ ચેન; પરમ-સ્વર્ગ સુખ; અત્યાનંદ; યોગ્યતા; લાયકપણું.

**Feline**, *a* બિલાડીનું-સરખું-ની જાતનાં જાનવરોને લગતું.

**Fell**, *a.* ચંડાળ; ક્રૂર; નિર્દય; જંગલી. *v. t.* પાડવું; પાડી નાખવું; તોડી પાડવું; કાપી નાખવું; કતલ કરવું; જમીનદોસ્ત કરવું. *n.* ચામડી; છાલ; ટેકરી; ગુસ્સો; ક્રોધ.

**Fell monger**, ચામડું વેચનાર, ચમાર.

**Fellness**, *n* ક્રૂરતા, નિર્દયતા; ખુનીપણું.

**Felloe.**, *n* પૈડાનું પુઠિયું.

**Fellow**, *n.* સોબતી; સાથી; મિત્ર; જોડીયો; જોડમાંનું એક; વિદ્યામંડળીનો સભાસદ; માણસ.

**Fellow creature**, *n.* ભાઈબંધ-બંધુ.

**Fellow feeling**, *n.* સમભાવ; હમસોજ.

**Fellow heir**, *n.* વતનભાઈ; વિભાગી; વારસામાં સાથે ભાગ લેનાર.

**Fellow sufferer**, *n.* સમ-એક દુઃખી.

Single fellowship, એકવડી સરકત વાંટણી. Double fellow ship, બેવડી સરકત વાંટણી.

**Fellowship**, *n.* સોબત; સંગત; દોસ્તી; ભાગીદારી; પંતિયાણું; ભાગ; વિદ્યા મંડળના સભાસદનો હોદો.

**Fellow student**, *n.* ગુરૂભાઈ; સાથે શિખનાર

**Felly, Felloe**, *n.* પૈડાનું પુઠીયું; ગાડીના પૈડાંના પાટાની અંદરનું ગોલ લાકડું; ચાકનો પાટો-વાંક.

**Felo de se** (law) પોતાના હાથે પોતાના જાનની ખુઆરી કરનાર; અપઘાત કરનાર.

**Felon**, *n.* દેહાંત દંડને પાત્ર મ્હોટો ગુન્હેગાર; મહાપરાધી-પાપી.

**Felonicus**, *a.* ક્રેધ-ઈર્ષા ભરેલું; દુષ્ટ; મહા પાપી; મહા પાપ બુદ્ધિનું-વાસનાનું; મોટો ગુન્હો પાત્ર એવું જાણી કરેલું.

**Feloniously**, *ad.* મહાપરાધથી મહા ગુન્હેગારીથી;મહા પાપ બુદ્ધિથી;મહા દુષ્ટ બુદ્ધિથી.

**Felony**, *n.* મહા પાપ; મ્હોટો ગુન્હો; મહાપરાધ.

**Felspad, Feldspath or feld spar**, *n.* બીલોરી કાચ જેવો પાસાવાળો એક જાતનો ખનીજ પદાર્થ.

**Felt** *pret. & pp.* of Feel. લાગેલું; અડકેલું. *n.* બુરનુસ; ઉનનું કપડું.

**Felucca**, *n.* ( it. ) ભુમધ્ય સમુદ્રમાં ચાલતું એક જાતનું નાનું વહાણ.

**Female**, *n.* માદા; સ્ત્રી; નારી; ઓરત; બાયડી જાત; સીજાત. *a.* સ્ત્રી-બાયડીનું; સીજાત સંબં-

ષી; નાજુક; નરમ; નબળું.

**Female screw,** પેચવાળો પોલાણનો ભાગ જેમાં બીજો પેચ જઈ શકે એવો.

**Feme covert, Femme covert,** *n.* (law) પરણેલી સ્ત્રી; સોહાસન.

**Femesole, Femmesole,** (law) એકલી -નહીં પરણેલી સ્ત્રી; અનુઢા.

**Feminine,** *a.* સ્ત્રી જાતનું; સ્ત્રી સંબંધી; સ્ત્રી (લીંગ)નું; નારીનું; જનાની; નરમ; કોમળ; નાજુક; બાયલું; નામર્દ.

**Femoral,** *a.* જાંગી; જાંગને લગતું-નું સંબંધી.

**Fen,** *n.* ભીની ઘાસવાળી જગ્યા; કળાણ.

**Fence,** *n.* બચાવ; પડદો; આવરણ; તટ્ટિ; વાડ કઠેરો. પટા ખેલવા તેની ચતુરાઈ. *v. t.* વાડ બાંધવી; તટ્ટિ ભરવો; બચાવ રક્ષણ કરવું. *v. i.* પટા રમવા. [નાર-રમનાર.

**Fencer, Fencing master,** *n.* પટા ખેલ-

**Fenceless,** *a.* વાડ વગરનું; ખુલ્લું, ઉઘાડું.

**Fencibles,** *n. pl.* પોતાનાજ મુલકની ચાકરી સારૂ રહેલા લસ્કરી સીપાઈઓ.

**Fencing,** *n.* લાકડીબાજી; પટાબાજી; પટા ખેલવા તે; પટા-વાડ બાંધવાને લગતી ચીજો સાધન.

**Fend,** *v. t.* or *v. i.* બચાવ કરવો; રોકવું; વારવું; અટકાવવું.

**Fender,** *n.* ચુલાની પાળ.

**Fenester,** જાળીયું, રોશની યા હવા આવવા માટે નાની બારી.

**Fenestral,** *a.* બારીનું-સંબંધી-ને લગતું.

**Fenian,** *n.* બ્રિટીશ અમલ વિરૂદ્ધની એક છુપી આઈરીશ ટોળી.

**Fenianism,** *n.* આયર્લાંડ દેશમાંથી બ્રિટિશ લોકોનો અમલ કાઢી નાખનારી એક ગુપ્ત ટોળી વાળાઓનો મત.

**Fennel,** *n.* વરિયાળી.

**Fenny,** *a.* ભીની ઘાસવાળી જગ્યાનું-સંબંધી; કળાણવાળું.

**Fenugreek,** *n.* મેથી.

**Feoff,** *v. t.* વંશપરંપરા સુધી બક્ષિસ કરવી અથવા પટો આપવો.

**Feoffment,** *n.* જાગીર-ઈમારત-તથા એવી બીજી સ્થાવર મિલ્કતની વંશપરંપરા સુધી કરેલી બક્ષિસ.

**Feracious,** *a.* ફળવંત.

**Feracity,** *n.* ફળદ્રુપપણું; ફળવંતપણું.

**Ferial,** *a.* તેહેવાર સંબંધી; સપરમા દહાડા સંબંધી; રવિવાર વગરના બીજા બધા દાહાડા સંબંધી.

**Ferie,** *n.* તેહેવાર; રવિવાર શિવાયનો અઠવાડીયાનો દિવસ.

**Ferine, feral** *a.* જંગલી; નહીં પળેલું; ક્રૂર.

**Ferly,** *n.* અજાએબી. *a.* અજાએબ જેવું.

**Ferment,** *n.* ખમીર, જુસ્સો; ગભરાટ; ઘુઘલડ. *v. t. i.* ઉભરાવવું, ફીણ સાથે ઉભરો આવવો; ગભરાટમાં નાખવું; જુસ્સો ચઢાવવો; ખમીર ચઢવું; ફુલવું; જોશ આવવો.

**Fermentable,** *a.* ખમીર ચઢે-ફુલે-જોશ આવે-ચઢી જાય એવું.

**Fermentation,** *n.* ઉભરો; જોશ; ખમીર ચઢવું તે; ખાટું થઈને ફીણ સાથે ચઢવું તે.

**Ferementative,** *a.* ખમીર ચઢાવતું; ઉભરો લાવતું; જોશ આણતું.

**Fern,** *n.* ભીની જગ્યામાં ઉત્પન્ન થતો એક જાતનો રોપો; રાજહંસ.

**Fernery,** *n.* " ફર્ન " રોપીને રાખવા સારૂ કરેલી જગ્યા.

**Ferocious,** *a.* ખુની; બીહામણું; ક્રૂર; ઘાતકી; ફાડી ખાનારૂં નિર્દય; વિકાળ.

**Ferociousness, Ferocity,** *n.* ક્રૂરતા; ઘા-

તકીપણું; વિક્રાળપણું.

**Ferreous**, *a.* લોખંડી, લોહોડાનું; લોહાડાના ગુણવાળું.

**Ferret**, *v. t.* ખોળી-શોધી કાઢવું. *n.* નોળીઓ. કાચનો માવો તપાસી જોવાને જે લોખંડનો સળીઓ વાપરે છે તે; સાંકડી ફીત-પાટી.

**Ferruginous**, *a.* લોઢાની-બારીક કરચવાળું; લોહનું; લોહના કાટાના રંગ જેવું.

**Ferrule, ferel**, *n.* કડી; ખોલી.

**Ferry**, *n.* તર; ઓવારો; જે જગ્માપરથી પાર-જવાને મછવાની જરૂર પડે તે જગ્યા; મછવો; નાવ; હોડી, *v. t.* નદી પાર ઉતારવું.

**Ferryboat**, *n.* ઉતારૂઓને ઉતારવાની હોડી-મછવો.

**Ferryman**, *n.* તરવાળો; ઉતરવાની હોડી-મછવાવાળો.

**Fertile**, *a.* ફળવંત; આબાદ; બરકતી; શોધક; યોજક; ચતુર.

**Fertilize**, *v. t.* આબાદ-ફળદ્રુપ-પાકતું કરવું; મજબુત કરવું.

**Fertileness, Fertility**, *n.* સારો પાક થાય એવો ગુણ; ફળવંતતા, શોધક બુદ્ધિ-શક્તિ.

**Ferule**, *n.* મેહેતાજીની સોટી લાકડી; કોરડો.

**Fervency, Eervidness**, *n.* ઉષ્ણતા; તીવ્રતા; તાક્ષણતા;ઉત્સાહ; ઉત્કંઠા; હોંસ; જુસ્સો; આસ્થા.

**Fervent, Fervid**, *a.* ઉનું; ઉકળતું; ગરમ, જુસ્સામાં આવેલું; તીખું; જલદ; તપેલું આતુર; હોંસાલું; ઉત્કંઠતાવાળું; આસ્થાવાળું.

**Fervently**, *ad.* દિલથી; મન લગાડીને; હોંસ-આતુરતાથી.

**Fervid**, *a.* ગરમ; તપી ગયલું, તીક્ષણ; તીવ્ર; ઉત્સાહી; હોંસવ ળું.

**Fervidly**, *ad.* મન-દિલ-હોંસ-આતુરતાથી.

**Fervidness, Fervour**, *n.* તીવ્રતા; તીક્ષણતા; હોંસ; દિલ; આતુરતા; જુસ્સો; આસ્થા; ભાવ.

**Fescue**, *n.* બચ્ચાંઓને અક્ષર દેખાડવાનો તાર-સળીઓ-સળેકડી.

**Festal, Festive**, *a.* શુભ; મંગળ; ઓચ્છવ-તેહેવાર-ટાણાનું-સબંધી; હર્ષ-ખુશીનું.

**Fester**, *v. i.* દરદ પાકવું; ઈઝરાઈ જવું; પેટમાં બળ્યા કરવું; ઘણું દરદ થાય એવું થવુ.

**Festival**, *a.* શુભ; મંગળ; તેહેવાર-ઓચ્છવનું; તેહેવાર; પરવ; સપરમો દહાડો.

**Festivity**, *n.* ખુશી; હર્ષ; ખુશાલી; આનંદ, ઉત્સાહ, ઓચ્છવ; મઝા; ગમત.

**Festoon**, *n.* ફુલના હારના જેવો કરેલો નકસી; વેલબુટા; તોરણ.

**Fetch**, *v. t.* જઈને લાવવુ; લઈ આવવું; કિમ્મત ઉપજવી; મુકવું; નાખવું. *n.* દાવપેચ; કારસ્તાન.

To fetch up, આગળ લઈજવું, જે વખત નકામો પસાર થયો હોય તેનો બદલો વાળવો.

To fetch out, રફતે રફતે વધારવું.

To fetch a compass, કોઈ ઠેકાણે પહોંચવા આડકતરી રીતે જવું.

**Fetch, fetch candle**, જીવતા માણસનો આભાસ દેખાવ, ભુતના ભડકા.

**Fete**, *n.* મિજબાની; સપરમો દિવસ.

**Fete champetre**, *n.* વનભોજન, રાનભોજન.

**Fetich**, *n.* થોડા વખત માટે યા ચાલતા વખત માટે પુજવા નિમેલા ઝાડ, પથ્થર ઈત્યાદિ.

**Fetichism**, *n.* થોડા વખત માટે યા ચાલતા વખત માટેનિમેલા પથ્થર, ઝાડ પુજવાની ચાલ.

**Fetid**, *a.* ગંધાતું; બદબો ભરેલું; વાસ મારતું

**Fetidness**, *n.* વાસ; બદબો; ગંધ.

**Fetiferous,** *a.* બચ્ચાં જણતું.
**Fetlock,** *n.* ઘોડાના ઘુંટણ ઉપરના બાલ; ઘોડાનું ઘુંટણ; ખુકકો.
**Fetor,** *n.* બદબો; દુર્ગંધ.
**Fetter,** *n.* પગે બાંધવાની બેડી-સાંકળ-જંજીર; અંકુશ; કાબુ; દાબ. *v. t.* બેડી ઠોકવી-ઘાલવી; અટકાવ-મનાઈ કરવી.
**Fettle,** *v.* સરખું મુકવું, સમારવું.
**Fetus,** *n.* ગર્ભ; ગર્ભસ્થાનમાંનું બચ્ચું.
**Feud,** *n.* તડ; ટંટો; ભાંડણ; ઝગડો; કજીયો; કદી લડાઈ; રણસંગ્રામ. *n.* વતન; જાગીર.
**Family feud,** કુટંબ કલહ.
**Feudal,** *a.* વતન-જાગીરને લગતું-નું.
**Feudalism,** *n.* વતનદારી સંબંધી ભોગવટો.
**Feudary, Feudatory,** *n.& a.* જાગીરદાર; વતનદાર; દેશાઈ; જમીનદાર.
**Feu-de-joie,** ખુશાલીમાં ફોડેલી તોપ-બંદુક અથવા કરેલી આતશબાજી.
**Fever,** *n.* તાવ; બોખાર; જ્વર, ભુસ્સો.
**Bilious fever,** પિત્તજ્વર; પિતના જોરથી આવેલો તાવ.
**Inflammatory fever,** દાહજ્વર; ગરમીના જોરથી આવેલો તાવ.
**Intermittent fever,** ચોકસ વખતે આવતો તાવ; આંતરિયો તાવ.
**Malignant fever,** કમળો.
**Remittent or irregular fever,** વખત બે વખત આવતો તાવ.
**Fever with ague,** ટાઢાડ વાઈને આવેલો તાવ; ટાઢીયો.
**Typhus fever,** સનેપાતનો તાવ.
**Fevered,** *a.* ધીકી રહેલું-આવેલું; તાપવાળું; અકળાયલું; ગભરાયલું.
**Fever-few,** *n.* એક જાતનો રોપો જે તાવ માટે ઘણો અસરકારક ગણાય છે,
**Fiacre,** *n.* ભાડુતી ગાડી, ભાડુતી ગાડીવાળો.
**Fiance,** *n.* (m.) સગપણ થયેલ ધણી.
**Fiancee,** *n.* (f.) સગપણ થયેલ સ્ત્રી.
**Fiasco,** નિષ્ફળતા, કાંઈપણ બાબતનો રકાસ.
**Feverish,** *a.* લગાર તાવ ભરેલું; અંગ ગરમ થયલું, કંકણા સહીતનું; તાવની કસરવાળું; ઘડીમાં ફરી જાય તેવું; ગરમ.
**Feverous,** *a.* જ્વર-તાવવાળું; ઉષ્ણ.
**Few,** *a.* થોડાંજ; અલ્પ; જુજ.
**Fey,** *v. t.* ખાડામાંથી કાદવ કાઢી સાફ કરવો.
**Fewness,** *n.* અલ્પતા; થોડાપણું; જુજપણું.
**Fiat,** *n.* આજ્ઞા; સખત હુકમ; ફરમાન.
**Fib,** *n.* ગપ; ગપસપ; ગપાટો; જુઠું, અસત્ય.
**Fibber,** *n.* ગપાટો મારનાર; ગપ મારનાર; અસત્ય બોલનાર; જુઠું બોલનાર-કેહેનાર.
**Fibre,** *n.* દોરો; તંતુ; તાર; નસ; રેસો.
**Fibril,** *n.* ઝીણો તાર-તંતુ-રેસો.
**Fibrine,** *n.* જેના તંતુ-નસ વગેરે બને છે એવા પ્રાણી અને ઝાડ માત્રમાંનો એક પદાર્થ.
**Fibrous,** *a.* રેસાદાર-વાળું, તંતુમય-નું-વાળું.
**Fickle,** *a.* ચંચળ, ચલિત, લાસરીયું, ઠેકાણા-ધડા વગરનું, ફરી-બદલાઈ જાય એવું.
**Fickleness,** *n.* ચંચળપણું, ચલિતપણું, ડામાડોળી, ચપળતા, અસ્થિરપણું,.
**Fictile,** *a.* કુંભારનું-માટીનું બનાવેલું.
**Fiction,** *n.* બનાવટ, તર્કટ, કલ્પિત કથા, જોડી કાઢેલી વાત, માયા, રચના, કલ્પના.
**Fictionist,** *n.* કલ્પિત વાર્તા લખનાર.
**Fictive,** *a.* ઢોંગ ભરેલું, ધારણ કરેલું, કલ્પિત
**Fictitious,** *a.* કલ્પિત, ખોટું, બનાવટનું, કલ્પનાનું, કપટ ભરેલું, અવાસ્તવિક, કૃત્રિમ.
**Fictitiously,** *ad.* સકૃત્રિમ, કલ્પિને, રચીને, બનાવટથી, ખોટી રીતે, કપટથી.

**Fictitiousness**, *n.* કલ્પિતપણું, અવાસ્તવિકપણું, ખોટાપણું.

**Ficus-carica**, (Bot) *n.* અંજીરી, અંજીરનું ઝાડ.

**Ficus Indica**, વડ.

**Ficus religiosa**, પીપળો.

**Fictor**, *n.* કુંભાર,

**Fiddle**, *n.* સારંગી.*v. i.* સારંગી વગાડવી, રમત કરવી, નકામો વખત કાઢવો. *v. t.* સારંગીમાં ગાવું.

**Fiddle-Faddle**, *n.* કાઢમાલ, ઘાલમેલ, છોડખાંધ, ફોગટ કારભાર.

**Fiddler**, *n.* સારંગીવાળો-વગાડનાર.

**Fiddle-stick**, *n.* સારંગીનો ગજ.

**Fiddle-string**, *n.* સારંગીનો તાર.

**Fidelity**, *n.* પ્રમાણિકપણું, નિમકહલાલી, ઈમાન, સચ્ચાઈ, ઈમાનદારી, ખરાપણું, ભાવ, આસ્થા, વફાદારી, ગ્રજાધર્મ, પતિવ્રત, શિયળ.

**Fidge**, [ see **Fidget** ].

**Fidget**, *v. i.* ચળવળવું, ઉઠબેસ કરવું. ટળવળવું, ચેન નહિ પડવું. *n.* ચળવળાટ, બેચેની.

**Fidgety**, *a.* બેચેન, ચળવળતું, ટળવળતું.

**Fidgetiness**, *n.* બેચેની, વળવળાટ.

**Fiducial**, *a.* પુરુ ભરોસાવાળું,ચોકસ, નિભ્રાંત.

**Fiduciary**, *n.* ભરોસો-વિશ્વાસ રાખનાર-માણસ.

**Fiduciate**, *v. t.* પુરો ભરોસો- વિશ્વાસ રાખવો.

**Fie**, *n.* છે, છટ, છિ, છિટ, ધિક, થુથુ.

**Fie** ! **Fie** ! Int, શિવ શિવ, તોબા તોબા.

**Fief**, *n.* જાગીર, વતન, [ See **Fee** ].

**Field**, *n.* ખેતર, ખુલ્લી જમીન, મેદાન, રણભુમી, લડાઈ, યુદ્ધ, રણ ક્ષેત્ર, વિષય, જગ્યા, વગ, સ્થળ.

**Field-bed**, *n.* સફરી પલંગ, લડાઈમાં લઈ જવાનો ઢોલિયો.

**Field-book**, *n*, જમીનની માપણી કરતી વેળા તેની લંબાઈ-પહોળાઈ-અંતર-ખુણા વગેરે નિશાનો નોંધવાની ચોપડી.

**Field-day**, *n*, કવાયતનો દિવસ, મેળા-ખુશાલીનો દહાડો.

**Field-glass**, *n.* એક જાતની દુરબીન.

**Field-officer**, *n*, કપતાનથી ચઢતી ને 'જેનરલ' થી ઉતરતી પદ્વિનો લશ્કરી અમલદાર, મેજર, લિફ્‌તેનેન્ત કર્નલ.

**Field-marshal**, *n.* લશ્કરની એક પદ્વિ.

**Field- piece**, *n*, ન્હાની સ્વારીની ચાલતી તોપ, સફરી તોપ, લશ્કરની સાથે લઈ જવાય એવી ઘોડી ઉપર ચઢાવેલી તોપ.

**Field-sports**, *n*, *pl*, શિકાર, મૃગયા.

**Field produce**, *n*, ખેતરનો પાક, ખેતરની ઉપજ.

**Fieldworks**, *n*, plu. In the military art, કિલ્લાનો બચાવ કરવાને તેની આસપાસ ઉઠાવેલું કામ અથવા કિલ્લા ઉપર હુમલો કરવાને દુશમને તેની આસપાસ ઉઠાવેલું કામ.

**Fiend**, *n.* સેતાન, ભુત, દૈત્ય, અસુર, દાનવ, કટ્ટો દુશમન, જીવનો વેરી. [કટ્ટો, દુષ્ટ.

**Fiendish**, *a*, પિશાચ-ભુત સરખું-ના જેવું,

**Fierce**, *a*, ઘણું, તોફાની, જોરાવર, જાલીમ. જંગલી, ફાડી ખાનારૂં ખુની, ઘાતકી, ભયંકર વિક્રાળ,બિહામણું, આતુર, ગુસ્સાદાર.

**Fiercely**, *ad*, જંગલીપણાથી, જોસ્સાથી, ઘાતકી રીતે, વિક્રાળ-ભયંકર રીતે.

**Fierceness**, *n*, જંગલીપણું, જોસ, ખુનરેજી ઘાતકીપણું, રાક્ષસ સ્વભાવ, તીખાપણું, ઝુ-

લમ, તોફાનનું જોર-જુસ્સો.

**Fiery**, *a*, દેવતાનું, આતશી, ગરમ, તીખું, જ-ળ્વલંત, ગુસ્સાદાર, તામસી, ક્રોધી, ઉનું કરેલું, તપાવેલું, ચળકતું, લાલચોળ.

**Fife**, *n*, વાંસળી, બનસી, વેણું, મુરલી, પાવો, *v. i.* મુરલી-વાંસળી વગાડવી.

**Fifer**, *n*, વાંસળી વગાડનાર, વેણું વાદક, વાંસળીવાળો.

**Fifteen**, *a*, પંદર.

**Fifteenth**, *a*, પંદરમું.

**Fifth**, *a*, પાંચમું, પાંચમો હિસ્સો-ભાગ.

**Fiftieth**, *a*, પચાસમું.

**Fifty**, *a*, પચાસ.

**Fig**, *n*, અંજીર, અંજીરનું ઝાડ,
Indian, fig-tree, વડ.

**Fig-colored**, *a*, અંજીરિયા રંગનું.

**Figaro**, *n*. ખટપટીઓ, ચાલાકીવાળો, કાવત્રાખોર માણસ.

**Figent**, *a*, ચંચળ, ચળીત.

**Fight**, *v. i.* લડવું, લડાઈ-યુદ્ધ-મારામારી કરવી, લડવું, સામા થવું, અટકાવવું. *v. t.* લડવું, લડાઈ મચાવવી-ચલાવવી, લડાવવું. *n.* સંગ્રામ, લડાઈ, ઝઘડો, જંગ.

**Fighting**, *a.* લડવા લાયક-ના કામનું, લડાયક, લડાઈનું.

**Fighter**, *n.* લડવૈયો, લડનાર, લડાઈ કરનાર.

**Figment**, *n.* કલ્પના, રચેલી વાત, બનાવટ, રચના, વારતા, માયા, કલ્પિત વાત.

**Figurable**, *a.* આકાર કરવા લાયક.

**Figurate**, *n.* સાકાર, મુરતીમંત.

**Figuration**, *n.* આકાર કરવો તે.

**Figurative**, *a.* લાક્ષણિક, નકલી, અન્યદર્શક, અલંકારિક, અલંકારી.

**Figure**, *n.* આકાર, આકૃતિ, મુર્તિ, બિંબ, સુરત, શિકલ, રૂપ, ડોળ, ઘાટ, નકસી, બુટ્ટી પુતળું, પુતળી, ચિત્ર, આંકડો, અંક, (*pl.*), હિસાબ, અલંકાર, ઉપમા, રંગ, શોભા, કીર્તિ, માન, આબરૂ, *v. t.* શિકલ-ઘાટ બનાવવો, ઘડવું, છબી કાઢવી, આકાર આપવો-કરવો, વેલ બુટ્ટા કાઢવા, નકસીદાર કરવું, કલ્પના કરવી, મનમાં ધારવું, *v. i.* દીપી નિકળવું, સાબાસી લાયક દેખાવ કરવો, આબરૂ-કીર્તિ મેળવવી, વખણાવું.

To cut a good figure, સારી આબરૂ મેળવવી.

**Figured**, *a.* નકસીદાર, બુટ્ટાદાર.

**Filaceous**, *a.* દોરા ભરેલું-નું બનેલું, તંતુમય, દોરા દોરાવાળું, સુત્રમય.

**Filament**, *n.* દોરો, તંતુ, સુત્ર, તાર, રગ, નસ

**Filamentous**, *a.* તંતુ-દોરાના જેવું, દોરાવાળું, તંતુતુલ્ય, સુત્રમય, તંતુમય-વાળું.

**Filaria**, *n.* વાળો ( કીડો ).

**Filatory**, *n.* દોરા કાંતવાનો સાંચો.

**Filature**, *n.* દોરા ખેંચી-તાણી કાઢવા તે, રેશમની દડી ઉપરથી રેશમ રેહેંટીયા ઉપર વિંટાળી કાઢવું તે.

**Filbert**, *n.* કોટલામાં રહેલું એક જાતનું ફળ, ફિનદુક.

**Filch**, *v. t.* ચોરવું, લઈ લેવું, ચોરી લેવું.

**File**, *n.* કાગળપત્ર નિયમસર પોરવી મુકવાનો તાર-દોરો, દોરી-તારમાં પોરવી મુકેલાં કાગળો, સાથે બાંધેલા કાગળીયાંની ચોપડી, 'ફાઈલ,' સીપાઈની ગોઠવેલી હાર, સફ, કાનસ, રેતરડી, *v. t.* દોરી-તારમાં પોરવવું-એ બાંધવું, કાનસે કરી ઘસી નાખવું, કાયદેસર નોંધવું-દાખલ કરવું, *v. i.* એકની પછાડી એક એમ હારબંધ સીપાઈઓએ ચાલવું.

To file a suit, ફર્યાદી કરવી.

To march in file, એકની પાછળ એક એ-મ હારબંધ ચાલવું.

Rank and file, ખાનગી શિપાઇઓની ટોળી જેવું લશકર બને તે.

**File-cutter**, *n.* કાનસ બનાવનાર.

**Filial**, *a.* દિકરા-દિકરીને લગતું પુત્ર-પુત્રીનું-સંબંધી, પુત્ર-પુત્રીધર્મક-યોગ્ય.

**Filial affection**, ફરજંદી મોહોબત, પિતૃ ભક્તિ.

**Filial duty**, પુત્રધર્મ, પુત્રિકાધર્મ.

**Filiation**, *n.* પુત્ર-પુત્રીત્વ, છોકરા-છોકરીની પોતાના બાપ તરફની સગાઈ. બાપ કરી આપવો તે, દત્તક કરવું તે.

**Filitate**, *v. t.* બાપ કરી આપવો, દત્તક કરવું.

**Filiform**, *a.* તાર-દોરાના આકારનું.

**Filigrane, Filigree**, *n.* સોના રૂપાના તારનું બારીક કામ.

**Filings**, *n. pl.* ચુર્ણ, ચુરો, ચુરણ, ધાતુને ઘસતા પડતો ભુકો.

**Fill**, *v. t.* ભરવું, પુર-પુર્ણ કરવું, પુરવું, રેડવું, સંતોષ પમાડવો, તૃપ્ત કરવું, ઉપસી આવવું, ભોગવવું, કામ ચલાવવું, *v. i.* ભરાઈ જવું, પુર થવું, ભરાવવું, ભરપુર થવું, *n.* ભરતી, સંતોષ, તૃપ્તિ, પેટ ભરાય તેટલું.

**Fillet**, *n.* ચોટલાના બાલ બાંધવાની પટી-નાડું, જુડો, વાછરડાની જાંગનો માંસવાળો ભાગ-થાપો, *v. t.* નાડાંથી બાંધવું.

**Fillibeg or Philibeg**, *n.* છેક ઢીંચણસુધી પહોંચે એવો હાઈલંડર લોકોનો ઘાઘરો.

**Fillibuster**, *n.* ચાંચીઆઓનું એક નામ.

**Filling**, *n.* પુરવણ, પરિપુર્ણ, ભરવું તે, ભરણી, ભરતી, ભરણ, *a.* ભરપુર, પાકપર આવવું-ચડવું.

**Fillip**, *v. t.* ટકોરો મારવો, આંગળાંના નખથી ટકોરો મારવો, *n.* ટકોરો, ઠિચકી, ટચકો.

**Filly**, *n.* વછેરી, ન્હાની ઘોડી, ટટવાણી ઘોડી-બટકી (છોકરી.)

**Film**, *n.* પાતળી ત્વચા, પોપડી, છારી, પડળ, જાળું, પડદો.

**Filmy**, *a.* બારિક દોરા-તાંતણા-તાર-પડનું બનેલું-નુંના જેવું.

**Filose**, *a.* દોરા-તંતુ-તાર-તાંતણા જેવું.

**Filter**, *n.* ગળણી, ગળણું, *v. t.* નિતારવું, કપડછાણ કરવું, ગાળવું, *v. i.* ગળવું, નિતરવું.

**Filth**, *n.* મેલ, ગંદવાડ, ગલીચી, નાપાકી, અપવિત્રાઈ-તા, અશુદ્ધતા.

**Filthily**, *ad.* નાપાકીથી, ગંદી રીતે, અપવિત્ર રીતે, ભ્રષ્ટ રીતે.

**Filthiness**, *n.* મલીનપણું, નાપાકી, ગંદવાડ, ગલિચી, અશુદ્ધતા.

**Filthy**, *a.* નાપાક, નજીસ, ગંદુ, ખરાબ, મલીન, મેલું, ભ્રષ્ટ, અપવિત્ર.

**Filtrate**, *v. t.* નિતારવું, કપડ છાણ કરવું, ગાળવું, *v. i.* નિતરવું, ગળવું.

**Filtration**, *n.* નિતારવું તે, ગાળવું તે.

**Fin**, *n.* માછલીની પાંખ, મત્સ્ય પક્ષ.

**Finable**, *a.* દંડ કરવાજોગ-લાયક, દંડને પાત્ર.

**Final**, *a.* પાછલું, છેલ્લું, આખરનું, નિશ્ચયનું, શેવટનું, અંતનું, છેડો-અંત લાવે એવું.

**Finale**, *n.* ગાયનનાં અંતનો રાગ, નાટક ગાયનની આખેરીએ વગાડેલો-ગાયલો રાગ.

**Finally**, *ad.* છેલ્લું, આખરે, અંતે, છેલવેહેલે તમામ, તદન, છેક.

**Finance, Finances plu**, *n.* વસુલ, જમા, હાસીલ, મેહેસુલ, આમદાની, પેદાશ.

**Financial**, *a.* વસુલ પ્રકરણનું, મેહેસુલ સંબંધી-નું.

**Financier**, *n.* સરકારી મેહેસુલ વસુલ કરનાર

માણસ-બાબતમાં પ્રવિણ.

**Find**, *v. t.* મળવું, જડવું, પાસે આવવું, શોધી-ગોતી કાઢવું, હાથ લાગવું, જાણવું, માલમ પડવું. ફેસલો ચુકાદો કરવો, નક્કી રજુ કરવું, આપવું, પુરૂ પાડવું, ખવાડવું-પીવાડવું.

**To find out**, શોધી-ખોળી કાહાડવું.

**To find in one's heart**, કંઇપણ કામ કરવા હિમ્મત રાખવી વા મક્કમ દિલ રાખવું.

**How do you find yourself?** તમને કેમ છે? તમારી તબિયત કેમ છે?

**To find fault**, ઠબકો દેવો.

**Finding**, n, શોધી કાઢવું તે શોધ, ઠરાવ, ફેસલો.

**Fine**, *a.* બારીક, ઝીણું, પાતળું, નાજુક, તીણું ઝીણા કુમાસનું, ચોખ્ખું, શુદ્ધ, સારૂં, પાકું, ખુબસુરત, દેખાવડું, ગુણવાન, ઉતમ, ઉમદા, ઉદાર, સુંદર, શોભિતું, *n.* દંડ, ગુન્હેગારી, *v. t.* ગાળીને સાફ કરવું, દંડ લેવો-કરવો, ગુન્હેગારી લેવી, દંડવું.

**In fine**, ટુંકામાં.

**Fine-arts**, *n.* કવિતા, ગાયન-ચિત્રવિદ્યા અને પથરમાં નકસી કોતરવાની કળા-હુનર.

**Fine-draw**, *v, t.* બેમાલુમ રફુ કરવું, બારીકાઇથી સાંધવું.

**Fining pot**, ધાતુઓ ગાળવાની મુસ-કુલડી.

**Fine-drawn**, ઘણું બારીક-સારૂં.

**Fine-looking**, *a.* ખુબસુરત, દેખાવડું, સુંદર.

**Finespun**, *a*, ઝીણું, બારિક.

**Finely**, *ad.* ઠાઠમાઠથી, ડોળ દમામથી, સારી રીતે, બારિકીથી, નાજુકાઇથી, ચંચળાઇથી, હોંશિયારીથી, ચતુરાઇથી.

**Fineness**, *n.* બારિકાઇ, બારિકી, ઝીણો કુમાસ, નાજુકાઇ, સૌંદર્ય, સુંદરપણું, સારાપણું, સફાઇ.

**Finer**, *n.* ધાતુ શોધનાર, ધાતુ ગાળી સાફ કરનાર.

**Finery**, *n.* ઝલે, ઝળકાટ, ભભક, સુંદરપણું, શોભા, દરબારી પોશાક, સુંદર પોશાક-સણગાર-ઘરેણાં વગેરે.

**Finesse**, *n.* યુક્તિ, પ્રપંચ, પેચ, દાવ, *v, i,* યુક્તિ યોજવી, પ્રપંચ રમવો, પેચ રમવો.

**Finger**, *n.* આંગળી-ળું, આંગળ (માપ,) *v. t.* હળવેથી આંગળી લગાડવી, હાથ ફેરવવો, દબાવી બેસવું, દબાવી પડવું, ખાઇ જવું, ચોરી કરવી, આંગળીથી બતાવવું, વચમાં પડવું.

**To have at one's finger-ends** ઘણી સારી માહિતી ધરાવવી.

**Fingering**, *n.* હળવેથી આંગળાં લગાડવાં તે, વાજંત્ર ઉપર આંગળાં મેળવવાની ઢબ.

**Finger-board**, *n.* સારંગી-ફિડલના જે ભાગ ઉપર આંગળાં મુકી વગાડવામાં આવે છે તે ભાગ

**Fingered**, *a.* આંગળાંવાળું.

**Finger-glass**, *n.* આંગળાં ધોવાનો પાણીનો ભરેલો પ્યાલો.

**Finger-post**, *n.* અજાણ્યા લોકોને રસ્તો બતાવવા સારૂ આંગળીની નિશાનીવાળો થાંભલો.

**Fingle-Fangle**, *n.* નજીવી-દમવગરની ચીજ.

**Finical**, *a.* ટાપ ટિપિયું, હલકું, અકડવું, દેખાવ કરતું, ચિબાવલું, અક્કડબાજ.

**Finic**, *n.* ટાપટિપિયો, નજીવી ચીજમાં ડોળડમાટ કરનાર, ફોગટ અકડાઇ કરનાર.

**Finicalness**, *n.* ટાપટિપિયાપણું, અક્કડબાજી.

**Finis**, *n.* સમાપ્તિ, છેડો, અંત, ઇતિશ્રી.

**Finish**, *v. t.* પુરૂ-સમાપ્ત કરવું, પુર્ણ કરવું, છેડો-અંત લાવવો, *n.* સમાપ્તિ, અંત, છેડો, છેવટની સફાઇ, છેલાણું.

**Finished**, *a.* પુર્ણ-સંપુર્ણ કરેલું, સમાપ્ત. જેની પુરી સફાઇ કિધેલી હોય તેવું.

**Finisher**, *n.* સંપુર્ણ-સમાપ્ત કરનારો.

**Finite**, *a.* હદ-મર્યાદા-પારવાળું, અંતવાન, હદવાળું સમર્યાદ, ફાની.

**Finitely**, *ad.* હદથી, કબજાણુથી, મર્યાદાથી.

**Finiteness**, *n.* અંત-હદ હોવાપણું.

**Finless**, *a.* પાંખ વગરનું-રહિત-હિણુ.

**Finny**, *a.* પાંખ સહિતનું, પાંખવાળું,

**Fintoed**, *a.* ચામડીથી જોડાયલાં આંગળાવાળુ

**Fir**, *n.* દેવદારની જાતનું ઝાડ, દેવદાર.

**Fir tree**. *n.* સનોબારનું-ફર લાકડાનું ઝાડ.

**Fire**, *n.* અગ્નિ, આગ, દેવતા, વરતેવ, તાપણી, ગરમી, આંચ, ઉજ્જ્વલતા, તેજ પ્રકાશ જુસ્સો, હોંસ, ઉત્સાહ, *v. t.* આગ લગાડવી, સળગાવવું, પેટાવવું, આગ મુકવી, જુસ્સામાં લાવવું, ઉશ્કેરવું, બાર કરવો, ઝાડવું, મારવું, ફોડવું, *v. i.* આગ લાગવી,સળગી ઉઠવું, પેટવું, ચેતવું, ગુસ્સે થઈ જવું, સંતાપ કરવો.

To be on fire, આગ લાગવી, બળવું.

To catch or take fire, આગ લાગવી, સળગી ઉઠવું, પેટવું.

To set on fire, આગ લગાડવી, પેટવવું.

To fire a gun, અવાજ કરવો, બંદુક ફોડવી, તોપનો બાર કરવો.

**Fire-damp**, *n.* સળગી જાય એવી કોયલાની ખાણમાં ઉત્પન્ન થતી હવા.

**Fire-arms**, *n.* અસ્ત્રશસ્ત્ર, તોપ બંદુક વગેરે દારૂથી ફોડવામાં આવતાં હથિયાર.

**Fire-brand**, *n.* બળતા લાકડાનો કટકો, બળતું લાકડું, કજીયા દલાલ-સળગાવનાર.

**Fire-brick**, *n.* તાપથી બળે નહીં એવી ઈંટ.

**Fire-brigade**, *n.* કોઈ શેહેરમાંનાં બંબાવાળાનો સમુહ.

**Fire-clay**, *n.* તાપથી બળી નહીં જાય એવી માટી.

**Fire-cock**, *n.* આગ હોલવવાને પાણી છાંટવાનો નળ.

**Fire company**, *n.* આગ હોલવવાના બંબાવાળાઓની ટોળી, મંડળી.

**Fire cracker**, *n.* ફટાકડો.

**Fire-eater**,*n.* અગ્નિ ખાઉ, લડાઈખોર માણસ.

**Fire-engine**. *n.* બંબો, આગ હોલવવાનું યંત્ર.

**Fire eyed**, *a.* ખુની આખવાળું.

**Fire-fly**, *n.* આગિયો કિડો.

**Fire-guard**, ચુલા આગલની તારની જાળી.

**Fire-hook**, *n.* આગ લાગેલા ઘરોને ખેંચી તોડી પાડવાની આંકડી.

**Fire-irons** ચિપીઓ.

**Fire-lock**, n. ચકમકવાળી બંદુક.

**Fire-office**, n. આગ બાબતનોવિમો ઉતારવાની પેઢી.

**Fire-pan**, *n.* સગડી.

**Fireman**, *n.* આગ હોલવી નાખવાનો ધંધો કરનાર શખસ, વરાળ યંત્રમાં આગ ચેતાવનાર-સળગાવનાર શખસ.

**Fire-new**, *n.* ભઠ્ઠિમાંથી નવુંજ કાઢેલું, નવું કોરૂ ઘડેલું.

**Fire-place**, *n.* દેવતા સળગાવે છે તે જગ્યા, ચુલો.

**Fireplug**, *n.* આગ હોલવવાને નળીમાંથી પાણી લેવાનું મ્હોડું, ડટ્ટો-

**Fire-proof**, *a.* દેવતા-આગથી બળે નહીં તેવું.

**Fire-ship**, *n.* દુશમનનાં વહાણોને આગ લગાડવાસારૂં સળગી ઉઠે એવી જણસો ભરેલું વહાણ.

**Fireside**, *n.* સગડીની પાસે બેસવાની જગ્યા. પોતાનું ઘર, ઘર સંસાર, બચ્ચાં છોકરાંઓ સાથે ગુજરેલી જીંદગી, *a.* ઘરખટલાનું, તાપતી વેળા બૈરાં છોકરાંથી થતું કામ, વાતચીત ઈ૦.

**Firestone**, *n.* ચકમક, અગ્નિપથ્થર.
**Firestick**, *n.* બળતું-ચેતેલું લાકડું.
**Fire-tower**, *n.* દીવાદાંડી.
**Fireworks**, *n. pl.* દારૂકામ, આતશબાજી, અગ્નિક્રીડા.
**Fire-wood**, *n.* બાળવાના લાકડાં. બળતણ, સરપણ.
**Greek fire**, એવી સળગી ઉઠે એવી વસ્તુ જે કદી હોલવાય નહીં એ.
**St. Anthony's fire**, (see erysipelas) ગોવરૂં.
**Fireworship**, *n.* અગ્નિપુજા, આતશપરસ્તી.
**Firing, iron**, *n.* ઘોડાને ડાહામ દેવાનું લોઢાનું એક ઓજાર.
**Fireworshipper**, *n.* અગ્નીની પુજા કરનાર, અતાશ પરસ્ત.
**Firing**, *n.* ગોળીબાર, મારો, તોપ-બંદુક વગર ફોડવી તે, ડામ દેવા-લગાડવો તે, બળતણ, સરપણ.
**Firk**, *n.* ચાબુક, કોરડો
**Firkin**, *n.* નવ ગ્યાલનનું એક માપ.
**Firm**, *a.* કઠણ, ઘટ્ટ, નક્કર, જાડું, બેસાડેલું, જડેલું, મક્કમ, મજબુત, અચળ, કાયમ, ડગે નહિ એવું, *n.* પેઢી, દુકાન.
**Firmament**, *n.* આકાશમંડળ, નક્ષત્રમંડળ, મેઘમંડળ, આસમાન, આકાશ, ગગન.
**Firmamontal**, *a.* આકાશમંડળનું, ગગનનું.
**Firmly** *ad.* હિમ્મતથી, ધૈર્યથી, મજબુતીથી, ગચ્ચ, ઘટ્ટ, દૃઢ નિશ્ચય કરીને-થી.
**Firmness** *n.* કઠણપણું, ઘટ્ટપણું, નક્કરપણું, ધૈર્ય, દૃઢ નિશ્ચય, ખબરદારી, સ્થિરતા, જોર, મજબુતી.
**First**, *a.* પ્રથમ, પેહેલું, સઉથી આગલું, સઉથી આગળનું, ઉત્તમ, અવ્વલ, *ad.* પ્રથમ, આગળ, પેહેલાં.
**Firstborn**, *n.* સઉથી વડું, પેહેલું જન્મેલું, મ્હોટું, જયેષ્ટ.
**First-class**, *a.* અવ્વલ પ્રતીનું, અસ્સલ, પેહેલા વર્ગનું.
**First-day**, *n.* રવિવાર, આતવાર, અઠવાડયાનો પેહેલો દિવસ.
**First-floor**, *n.* પેહેલો માળ.
**First fruits**, *n. pl.* પેહેલું-નવું ફળ, નવકાળ, નવધાન્ય, પેહેલો નફો-લાભસાર.
**First hand**, કોઈ મારફત વગરનું, નવું.
**Firstling**, *n.* પેહેલા વેતરનું (વાછરડું).
**First-rate-sort**, *a.* ઉત્તમ, સરસ, તોફા.
**Firth**, *n.* ખાડી, નાળું.
**Fisc**, *n.* સરકારી ખજાનો-તીજોરી.
**Fiscal**, *a.* વસુલ સંબંધી, સરકારી આમદાનીને લગતું, *n.* ખજાનચી, જમાદાર, સરકારી વસુલ, સરકારનો ખજાનો.
**Fish**, *n.* માછલું, મચ્છ, *v. t. i.* માછલાં મારવાં-પકડવા, તર્કટથી છેતરવું, મેળવવાની તજવીજ કરવી, શોધવું, ખોળવું.
**Fisher, Fisherman**, *n.* માછી, મચ્છીમાર, કોળી.
**Fishy**, *a.* માછલીનું-ના જેવું.
**Fishery**, *n.* માછલી મારવાનો-પકડવાનો ધંધો, જાળ નાખી-ગળથ માછલી પકડવાની જગ્યા.
**Fish-bone**, *n.* માછલીનો કાંટો-હાડકું.
**Fish-fag**, *n.* માછણ, કોળણ.
**Fish-hook**, *n.* માછલી પકડવાનો ગળ.
**Fish**, *n.* ઇમારતી લાકડાનો કટકો. *v. t.* ઇમારતી લાકડાના કટકાથી મજબુત કરવું.
**Fishing**, *n.* માછલી પકડવાનો ધંધો.
**Fish-market**, *n.* મચ્છી બજાર, માછલી

પીઠ બજાર.

**Fishmonger,** *n.* માછલીવાળો, માળી, માછલા વેચનાર.

**Fish-net,** *n.* માછલી પકડવાની જાળ.

**Fishpond,** *n.* જેમાં માછલાં થતાં હોય તેવું તળાવ,માછલી પાળવાનું અને રાખવાનું તળાવ, મચ્છ કુંડ.

**Fish-wife,** *n.* રસ્તે બુમ પાડીને માછલી વેચનાર સ્ત્રી, માછણુ, કોળણુ.

**Fish-woman,** *n.* બજારમાં બેસીને માછલી વેચનાર, માછણુ.

**Fissile,** *a.* ચિરાઈ શકે એવું, ફાડ થઈ શકે એવું.

**Fissility,** *n.* ચિરાઈ-ફાડ થઈ શકવું તે.

**Fissure,** *n.* ફાટ, ચીર, ફાડ, તડ.

**Fist,** *n.* મુઠી, મુઠ્ઠો, મુષ્ટિ, મુકકી-કકો *v. t.* મુકકી મારવી.

**Fisticuffs,** *n. pl.* મુકકા મુકકી, ધપ્પા ધપ્પી, મુકકી.

**Fistful,** *a.* મુઠીભર.

**Fistula,** *n.* નાસુર, ભગંદર. સિસોડી, પાવો, બરૂ, ભુંગળી, નળી.

**Fistulous,** *a.* નળી જેવું પોલું-પોકળ, નાસુર વાળું-નું.

**Fit,** *n.* રોગનો પેહેલો ઝપાટો, રોગથી સપડાવું તે, એકાએક ઉપાડ, આંકડી, ફેરફરં, વારી, પાળી, તુરંગ. *a.* યોગ્ય, લાયક, સજાવાર, ઘટિત, લાજમ, *v. t.* બેસતું કરવું, બેસાડવું, મેળવવું, જોડવું, લાગુ પાડવું, જોઈતી વસ્તુ પુરી પાડી તૈયાર-યોગ્ય-લાયક કરવું. *v. i.* લાયક હોવું, ઘટવું, છાજવું, બેસતું આવવું, આવી રેહેવું.

By fits & starts, રહિરહીને, આંતરે આંતરે.

To fit out, જોઈતીચીજ પુરી પાડવી.

To fit up, તૈયાર રાખવું.

**Fitful,** *a.* ચંચળ વૃતિનું, ચલિત, ઘડા વગર નું, ઘડી ઘડીમાં ફરી જાય તેવું, અસ્થિર, બદલાઈ જાય તેવું, બેકરાર, ચંચળ, મિજાજી, આંતરે આંતરે મિજાજ ફરે એવું, રહી રહીને થાય-આવે એવું.

**Fitly,** *ad,* યથાયોગ્ય, દુરસ્ત, ઠીક, લાયક યોગ્ય રીતે, બરાબર-દુરસ્ત રીતે.

**Fitness,** *n,* લાયકી, યોગ્યતા, કામ ઉપયોગ.

**Fitting,** *a,n,* યોગ્ય, લાયક, ઘટારત. *n. (pl).* તૈયાર-વાપરવામાં આવે એવું થવાના સાધન.

**Five,** *a.* પાંચ.

**Fives,** *n.* એક જાતની રમત.

**Fivefold,** *a.* પાંચગણું.

**Fix,** *v. t.* નકકી-કાયમ કરવું, ઠરાવવું, જડવું, મજબુત બેસાડવું, બાંધવું, લગાડવું, ખોસવું, દૃઢ અચળ કરવું, બેસતું આવવું, સ્થિર થવું, ઠરવું. રેહેવું, ઠરાવવું, નિમવું, નિશ્ચય કરવો.

**Fixation,** *n.* સ્થિરપણું, દૃઢતા, મજબુતિ, અચળતા, કાયમ રેહેવું તે, કાયમ કરવું તે, ઠરાવવું તે.

**Fixed,** *a.* સ્થિર, અચળ, દૃઢ, ઠરાવેલું, જડેલું.

**Fixedness,** *n.* સ્થિરતા, મજબુતિ, કાયમપણું, મજબુત-ચીચ હોવાપણું.

**Fixity,** *n.* કાયમ રેહેવું તે, સ્થિરપણું, મજબુતી, અચળતા.

**Fixture,** *n.* સ્થાવર માલ, જડિત સામાન સર સરંજામ.

**Fizz, Fizzle,** *v. i.* છમકારો થવો, છમછમ, ફદફદ બોલવું.

**Fizzng,** *n.* છમછમ અવાજ.

**Flabbiness,** *n.* નરમાશ, પોચાપણું, ઢીલાપણું, ઢીફ્સાપણું.

**Flabby**, *a.* પોચું, ઝુલી પડેલું, ઢીલું, નરમ. ફોફસા જેવું.

**Flabel**, *n.* પંખો.

**Flabile**, *a.* ઉડી જાય એવું.

**Flaccid**, *a.* પોચું, અતિ નરમ.

**Flaccidity**, *n.* નમાશ, પોચાઇ, ઢીલાઇ.

**Flacker**, *v. i.* ફફડાવવું, નકામી દોડધામ કરવી.

**Flacket**, *n.* પીપના આકારની સિસી.

**Flag**, *v. i.* ઢીલું થવું,-પડવું, લબડી પડવું, નબળું-સુસ્ત થવું. *v. t.* ફરસબંધી કરવી, લાદી જડવી, *n*, નિશાન, ઝુંડો, વાવટો, ધજા, લાદી, ફરસ બંધી કરવાનો ચપટો પથ્થર, એક જાતનું પાણીમાંનું ઝાડ.

Black-flag, કાળો વાવટો જે દુશ્મનને એવી આગાહી આપે છે કે તેઓ તરફ કંઇ દયા બતાવવામાં નહીં આવે તે.

**Flag of truce**, સલાહનો વાવટો જે દુશ્મનને એવી નિશાની આપે છે કે તેઓ એક બીજાને મળવા માગે છે તે.

Redflag, લાલ વાવટો જે જોખમ યા ભયની નિશાની બતાવે છે તે.

National flag, પ્રજાનો ચોકસ જાતનો વાવટો.

To hang the flag half-mast high, શોકની નિશાની દાખલ વાવટાને અરધો નીચે ઉતારવો.

To strike or lower the flag, માન યા દુશ્મનને શરણ થવાની નિશાની દાખલ વાવટાને નીચે ઉતારવો.

**Flagellate**, *v. t.* ચાબખા મારવા.

**Flagellation**, *n.* ચાબખનો માર, ચાબકેથી મારવું તે, દેહશિક્ષા.

**Flagolet, Flageolet**, *n.* એક જાતનું વાંસળી જેવું વાજીંત્ર.

**Flagginess**, *n.* નરમ-ઢીલાપણું, શિથિળતા.

**Flaggy**, *a.* ઢીલું, નરમ, ઝુલી ગયલું, ફિક્કું, બેસ્વાદ, પાણીમાં થતા રોપાથી ભરાઇ ગયલું.

**Flagitious**, *a.* મ્હાપાપી, દુષ્ટ, કનકબાટ ભરેલું.

**Flagon**, *n.* સિરોઇ, ચંબુ.

**Flagrance, Flagrancy**, *n.* અતિ દુષ્ટતા, ઘોરપણું, મ્હાપાપીપણું, હડહડતાપણું.

**Flagrant**, *a.* ઉઘાડું, જાહેર સૌને જાણીતું, ઘોર, અતિ દુષ્ટ, હડહડતો.

**Flagrantly**, *ad.* જાહેર-ઉઘાડી રીતે, હડહડતી અતિ દુષ્ટ રીતે.

**Flag-ship**, n. લડાઇનાં વહાણનો સરદાર-મુખ્ય અમલદાર-સેનાપતીને લઇ જનાર વહાણ અને તેનો વાવટો.

**Flagstaff**, *n.* કાઠી, વાવટાકાઠી, ધજાનો થાંભલો.

**Flagstone**, *n.* ફરસબંધી કરવાનો ચપટો પથ્થર, લાદી, ફરશી.

**Flail**, *n.* ભાત--ડાંગેર-અનાજને કણસલામાંથી છુટું પાડવાની લાકડી-કાઠી,બુધું.

**Flake**, *n.* બરફનો જથો, તણખો, ચિણગારી, પડ, થર, પોપડી, માછલી સુકવવાનો માચડો, ન્હાની ચીપોની જાળી-વાડ. *v. t.* પોપડી બાઝવી, *v. i.* પોપડી થઇ ઉખડી જવું, છોલ ઉતરી જવી.

**Flake-white**, *n*, સફેદો ચોખ્ખો સપેદો-સપેતો

**Flaky**, *a*, પોપડીદાર, પોપડીવાળુ, પોપડી જેવું.

**Flam**, *n*, બહાનું, ઢોંગ, ડોળ-તરકટ કરવું તે, *v, t.* ઠગવું, છેતરવું, ભુલમાં-ગફલતમાં નાખવું.

**Flambeau**, *n.* ( સળગાવેલો ) પલીતો, કાકડો, મસાલ.

**Flame**,*n.* આગ, ઝાળ, ભડકો, બળતું, ગરમાટ,

ભભભભાટ, સંતાપ, જુસ્સો, હોંસ, પ્રિયા, વહાલો, *v. i.* જ્વાળા ઉડવી, ભડકો નિકળવો, બળવું, ચમકચમક થવું, ચકચકવું, જુસ્સામાં આવી જવું, ઝનુન છુટવું.

**Flame colored,** *a.* અગ્નિ રંગનું.

**Flaming,** *a.* ભડકાથી બળતું, ભડકાવાળું, જુસ્સા ભરેલું, લાલચોળ, બળતું.

**Flamingo,** *n.* રાજહંસ.

**Flammability,** *n.* સળગી ઉડવાની શકિત.

**Flammeous,** *a,* ભડકા-બળતા જેવું-વાળું.

**Flamy,** *a.* બળતું, ભડકે બળતુ.

**Flank,** *n.* કુખ, કમ્મર, લશ્કરની-કાફલાની એક બાજુ તુકડી. *v. t.* લશ્કરની બાજુ-ટુકડી ઉપર હુમલો ધસારો કરવો.

**Flank movement,** લશ્કરને એવી રીતે રાખવું કે જેથી દુશ્મનની જમણી યા ડાબી તરફ સવળથી હુમલો થઈ શકે.

To turn the flank, લશ્કર ઉપર બાજુ એથી હુમલો કરવો.

To out-flank, લશ્કરની જમણી યા ડાબી બાજુની હદથી વધારે દૂર જવું.

**Flannel,** *n.* ઉનનું સુવાળું નરમ કાપડ.

**Flap,** *n.* સુપડું, વીઝણો. ઝાલર, ઝુલ, ચાળ, ફડફડાટ, ફડફડ, ઝટકો, ટકોરો, થાપટ. *v. t.* ઝટકવું. ફડફડાવવું, ફટકો-ટકોરો-થાપટ મારવી. *v. i.* ફડફડવું-થવું.

**Flap-eared,** *a.* ગજકરણ, હાથીના જેવા કાનવાળું.

**Flap-jack,** *n.* એક જાતની મિઠાઈ.

**Flare,** *v. i.* ભડભડ બળવું, હાલવું, ચમકચમક-ઝળઝળ થવું, ભભક મારવી, ચળકવું, ખુલવું, ઉઘડવું.

**Flaring,** *a.* ભડભડ બળતું, ભભક મારતું, ચળકતું.

**Flash,** *n.* ચકચકાટ, ચમકારો, અજવાળું, ઝળઝળાટ, લેહેર, એકાએક થયલો જુસ્સો, *v. i.* એકાએક ચળકાટ-ઘણું તેજ મારવું, એકદમ મનમાં ઉતરી-ઠસી જવું.

**Flasher,** *n.* અમસથો ટુકકો લગાવનાર, બાહેરથી ફક્ત ભપકો કરનાર.

**Flashily,** *ad.* ખોટા ભભક-દેખાવ-ડોળથી.

**Flashy,** *a.* ખોટા ડોળ-ભપકાવાળું, રંગરસ ભરેલું પણ માલ વગરનું, બેસ્વાદ, ફિકકું.

**Flask,** *n.* સીસો, બાટલી.

**Flasket,** *n.* લાંબી અને છાલકી ટોપલી.

**Flat,** *a.* ચતું કે ઉંધું પડેલું-સુતેલું, સપાટ, સમાન, ચપટું, મેદાન જેવું કરી નાખેલું, ભાંગી તોડી નાખેલું, જમીનદોસ્ત કરેલું, ફિકકું; બેસ્વાદ, ઉતરી ગયલું, નિરસ, રસ-દમ વગરનું અરસિક, રસાળ નહીં તેવું, સાફ, ખુલ્લું કહેલું, ખોખરું, ભાડું, મંદ, બેસી ગયલું. *n.* અવાજ ધીમો પાડવાની નીશાની, મેદાન, સપાટ જમીન, ભાડું, ખરાબો. *v. t. & v. i.* જમીન બરાબર થઈ જવું, સપાટ કરવું, બેસ્વાદ થવું, ચપટું કરવું-થવું, સરખું કરવું-થવું.

A flat roof ધાબું, ધાબું.

**Flatly,** *ad.* ધસીને, ખુલ્લી-સાફ-ઉઘાડી રીતે.

**Flatness,** *n.* બરાબરી; સમાનતા; ચપટા-સપાટપણું; ફિકકાપણું.

**Flatten,** *v. t.* સમાન-ચપટું-સપાટ-કરવું-થવું, ભાંગી-તોડી પાડવું; જમીનદોસ્ત થવું-કરવું; સ્વાદ ઉતારી નાખવો-ઉતરી જવો; અવાજ ઉતારી પાડવો-ઉતરી પડવો.

**Flatter,** *v. t.* રિઝવવું; વખાણ કરી રાજી-ખુશી કરવું; ખુશામત-હાજીહા કરવી; ગમતું-પસંદ પડતું બોલવું; વખાણી ઉત્તેજન આપવું-ઉશકેરવું; ખોટી ખોટી ઉમેદ આપવી.

To flatter oneself મનમાં ફુલાવું;

મનમાં અદ્દરાવું ને મનમાંજ પરણવું.
**Flatterer**, *n.* હાજીહા-ખુશામત કરનાર.
**Flattering**, *a.* ખુશામત ભરેલું-આનંદકારક; ખુશ કરે એવું; અનુકુલ.
**Flattery**, *n.* હાજીહા; ખુશામત; આપલુસી.
**Flattish**, *a.* જરા ચપટું; લગાર સપાટ.
**Flatulence, Flatulency**, *n.* અજીર્ણ વિકારથી પેટમાં પેદા થતો પવન-વાયુ; વાયડાપણું; વાયુ રોગ; આમવાયુ; ખાલીપણું; ફીશટપણું.
**Flatulent, Flatulous**, *a.* વાયડું; ફીગટ; ખાલી.
**Flatus**, *n.* અજીર્ણ વિકારથી થતાં દુઃખ.
**Flaunt**, *v. i.* ભપકો-રોપ મારવો; બનીઠની રેહેવું; ફકડ થઈને ફરવું, *n.* ભપકો; રોપ; છેલ છબીલાપણું;દમામ.
**Flavour**, *n.* લેહેજત; મજા; સ્વાદ; ખુશબો; સુગંધ; સોરમ; *v. t.* કોઈપણ વસ્તુને સ્વાદીષ્ટ-સુગંધીદાર કરવી.
**Flavourous**, *a.* સ્વાદિષ્ટ; સુગંધીદાર; સોરમવાળું.
**Flaw**, *n.* તડ; ફાટ; ચિરો; એબ; ખોડ; ડાઘ; ખામી; પવનનો ઝપાટો; શોરબકોર; ધોંધાટ; *v. t.* ભાંગવું; બગાડવું.
**Flawless**, *a.* ડાઘ-ચિર-ફાડ ખોડ વિનાનું; નિર્દોષ.
**Flawy**, *a.* ફાટફુટવાળું; તડ પડેલું; એબવાળું ખોડ-ખામીવાળું.
**Flax**, *n.* સણ; સણનું ઝાડ; સણનો છોડ.
**Flaxen**, *a.* સણનું બનાવેલું; સણના જેવું.
**Flay**, *v. t.* ચામડી કાઢવી-ઉતારવી·
**Flayed**, *a.* ચામડી કાઢેલું-ઉતારેલું.
**Flea**, *n* ચાંચડ; ચાંચણ.
**Fleabane**, *n.* કાળી છરી.
**Flea-bite**, *n.* ચાંચડનો ડંસ; ચાંચડ કરડવાથી લાલચોલ પડેલું ચાઠું.
**Fleak**, *n.* see flake.
**Fleam**, *n.* ઘોડા-ગાય ઢોરને સંગરા મુકવાનું નસ્તર.
**Fleawort**, *n.* ઈસપગુલ.
**Fleck**, *n.* ટપકું; ડપકું.
**Flecker**, *v.i.* ટપકાં દેવાં;પટા ખેંચવા;ટપકાં—પટાદાર કરવું.
**Flecked**, *a.* ટપકાંવાળું-ચિત્ર વિચિત્ર.
**Flection**, *n.* વાળવું-વળવું તે.
**Fled**, *pret & pp.* of **Flee.** ન્હાસી ગયો.
**Fledge**, *v. t.* પિછાં ઉગવાં; પાંખ આવવી.
**Fledged**, *a.* પિછાં આવેલું; પિછાં ઉગેલું; પાંખ આવેલું; પાંખ ફુટેલું; ઉડી શકે એવું.
**Fledgeling**, *n.* તરતનું પાંખ ફુટેલું બચ્ચું.
**Flee**, *v. i.* નહાસી જવું; નહાસ ભાગ કરવી; દુર રેહેવું; વેગળું રહેવું.
**Fleece**, *n.* એકજ વખતે કાતરેલું મેંઢાનું ઉન; *v. t.* ઉન કાતરવું; લુટી-ખંખેરી-નિચોવી લેવું.
**Fleecy**, *a.* પસ્મદાર; ઉનથી ભરેલું-ઢંકાયલું; નરમ; ઉનના જેવું.
**Fleer**, *v. i.* તિરસ્કાર કરી દાંતીયાં કાઢવાં; મેહેણું મારવું; મશ્કરી કરવી.
**Fleet**, *a.* જલદ; ઝડપથી ચાલનાર; વેગી; *n.* લડાઈનાં વાહણોનો કાફલો; *v. i.* પળવારમાં જતું રેહેવું-જવું; ગેબ થઈ જવું.
**Fleeting**, *a*, ક્ષણિક; ફાની; પળવારનું.
**Fleetly**, *ad.* ઝડપથી, જલદિથી.
**Fleetness**, *n.* જલદી; વેગ; જલદપણું; પવન દોડ; અતિ વેગ.
**Flesh**, *n.* માંસ; ગોસ; દેહ; કાયા; માણસમાત્ર; મનુષ્ય જાત; મનુષ્ય સ્વભાવ; દૈહિક ભાવ; વિષય વાસના; સ્નેહી, સગું વહાલું; ગર;

આવો; *v. t.* દિક્ષા-ઉપદેશ આપી કોઈ પંથમાં સામેલ કરવું; મુળપિઠીકા શિખવવી; એકદમ ઓહિઆં કરી જવું; પેહેલી વખત ઘા કરવો-મારવો.

**Flesh & blood,** સદેહ મનુષ્ય.

**Flesh-brush,** *n.* ચામડી ઘસવાનું બરાસ-બ્રશ

**Flesh-colour,** *n.* માંસના જેવો રંગ.

**Flesh-diet,** *n.* માંસાહાર.

**Fleshiness,** *n.* માંસ ભરપુરપણું; માંસ પુષ્ટી, શરિરે ભરાઉપણું.

**Fleshly,** *a.* દેહ-માંસને લગતું; વિષય વાસનાનું; વિષયી; જાનવરનું-સંબંધી; પ્રાણી સંબંધ-નું.

**Flesh-wound,** *n.* માંસમાં (હાડકામાં નહી) વાગેલો જખમ-ઘા.

**Felshy,** *a.* માંસપુષ્ટ; માતેલું; ડોંચું; ભરાઉ; માંસાળ; જાડું; પુષ્ટ; માવેદાર.

**Fletch,** *v. t.* તીરને પિછાં ઘાલવાં-બાંધવાં.

**Flew,** *pret.* of Fly. ઉડી ગયું; નહાશી ગયું.

**Flexibility, Flexibleness,** *n.* વાંકાવળવાનો-મરડાવાનો ગુણ-ધર્મ; નરમાસ.

**Flexible, Flexile,** *a.* પોચું; નરમ; વાંકું વળે-મરડાઈ જાય એવું; શિખવી-કેળવી શકાય એવું; ગરીબ; વાળ્યું વળે એવું.

**Flexion,** *n.* રાંટ; વાંક; વળ; મરોડ; વાળવું તે.

**Flexous, Flexuous,** *a.* વળતું; વાંકવાળું; વળવાળું; પેચદાર; હાલતું, ડોલતું.

**Flexture,** *n.* વાંક; વાંકું વાળવું તે; મરડવું તે; ઘણીજ હલકાઈથી માથું નમાવવું.

**Flicker,** *v. i.* વગર ઉડવે પાંખ ફફડાવવી; ધ્રુજવું; ડોલવું; હાલ્યા કરવું; ઝડપાવું; હાલવું;

**Flicker, Flickering,** *n.* ધ્રુજવું-હાલવું તે; ધમધમવું તે; નેનમારવી-અદા કરવી તે.

**Flickering,** *a.* ધ્રુજતું ધ્રુજતું; આંખ ચમકાવતું-મારતું; અદા કરતું; નેન મારતું; ઉડયા વગર પાંખ ફફડાવતું.

**Flier,** *n.* ઉડનાર; નહાસી જનાર; નહાસતો ભાગતો ચોર, સુતરની ભીંગડી ઉપર સરખું સુતર વિંટાળનારો તારનો આંકડો.

**Flight,** *n.* નહાસ ભાગ; દોડાદોડ; પલાયન; ઉડી જવું તે; દોડાવવું તે, ઝુંડ; ટોળું; સમુહ.

**Flight of birds,** પરવાજ; ઉડાન; પક્ષીનું ટોળું.

**Flight of stairs** દાદર-શિડીના કાંગિયાં-પગતિયાં;

**Flightiness,** *n.* ચંચળપણું; જલદ-વાયળ-લેહેરીપણું.

**Flighty,** *a.* જલદ; ઝડપવાળું; ચંચળ; લેહેરી; તુરંગી; વાયલ.

**Flimsy,** *a.* કમજોર; રેઢીયાળ; નિર્જીવ; નજીવું; ખોટું; મિથ્યા; દમ વગરનું; ગુણરહિત.

**Flimsiness,** *n.* ફુસકાપણું; કમજોરપણું; નિરજીવપણું; મિથ્યાપણું.

**Flinch,** *v. i.* ધાસ્તિથી પાછું હઠવું; હઠી જવું; હારી ખાવું.

**Flincher,** *n.* હઠી જનાર; હારી ખાનાર.

**Fling,** *v. t.* ફેંકવું; ફેંકી દેવું; ઉરાડી નાખવું; પછાડવું; હરાવવું; પટકવું; નિચે પાડવું; *v. i.* આમ તેમ ફરવું-ઉછળવું-હાથ પગ અફાળવા; તરફડવું; *n.* ફેંકવું-નાખવું તે; ટોહલો; ઉછાળ; મેહેણું; ઠપકો.

To fling up, છોડી દેવું.

To have one's fling, પુરી મજા ભોગવવી

**Flint,** *n.* ચકમક; પથરી; ચકમકનો પથ્થર.

**Flint hearted,** *a.* કઠણ હ્રદયનું; નિર્દય.

**Flinty,** *a.* ચકમકવાળું; ચકમક જેવું કઠણ; નિર્દય- ઘાતકી; ચકમકના પત્થરથી ભરેલું.

**Flint-glass,** *n.* ઘણો સાફ અને સુંદર કાચ.

**Flip,** *n.* બિર દારૂ, અરકને સાકર મેળવીને

કરેલું પાન; આંગળાનો ટકોરો.

**Flippancy**, *n.* મોહોડાની ચપળતા; બોલકણાપણું; લાંબી-છુટી જીભ; વાક ચાપલ્યતા.

**Flippant**, *a.* મોહોડાનું ચપળ; બહુ બોલનારૂં; બોલકણું ;છુટી જીભનું; અટકયા વગર ઝડપથી બોલનારૂં.

**Flippantly**, *ad.* મહોડાની ચપળતાથી; લાંબી છુટી જીભથી; વાક ચાપલ્યતાથી.

**Flirt**, *v. t.* ઉછાળવું; છાંટવું; આંચકો-ધકકો મારવો; જોરથી ફેંકવું; *v. i.* મ્હોડામાંથી નીચ-હલકા-અનિતિ ભરેલા શબ્દો બોલી બિજાને સંભળાવવા; નખરા કરવા; અદા-નેન મારવી. *n.* એકાએક મારેલો ધકકો-આચકો; હડસેલો; નખરાખોર જુવાન સ્ત્રી; નાચણ; નખરાબાજ.

**Flirtation**, *n.* નખરાબાજી; અદા; હાવભાવ.

**Flit**, *v. i.* ઉડી જવું; દોડવું; ફડફડવું; આમ તેમ ઉડયા કરવું; જવું; ઘર બદલવું; નિકળી જવું; સ્થાનાંતર કરવું.

**Flitch**, *n.* મિઠું દઈને સુકવેલું ડુકકરનાં પાસાનું માસ.

**Flitter**, *v. i.* પાંખ ફફડાવી; ઝડપથી ઉડવું;

**Flitting**, *a*, જલદિથી વહી-ચાલી જતું; ઝડપથી-ફડફડ કરી ઉડી જતું; બદલાતું; અસ્થિર; *n.* ફડફડાટ; તફડાટ.

**Float**, *n.* તરાપો; તર; થાપી; થાપડી; *v. t.* તરાવવું; વેહેતું લઈ જવું; જલમય કરવું; બુડાડી દેવું; પાણીથી ભરી નાખવું.

**Float-bridge**, પાટીયા અથવા મછવાનો તરતો પુલ.

**Floating debt**, એવું કરજ કે જે માટે કંઈ થાપણ નહીં હોય તે.

**Floating capital**, વેપારમાં રોકેલી રકમ જે ચોકસ હદ વગરની હોય તે.

**Floatage**, *n.* થાપડીએ ઘુંટવું-સુંવાળું કરવું; તરવું; પાણી ઉપર ઘસડાવું; હવામાં ઉડવું; પાણીની સપાટી ઉપર રેહેવું; તરતી વસ્તુ.

**Floating**, *a.* તરતું.

**Floating-light**, *n.* દિવાદાંડીને બદલે ખડક આગળ દિવો રાખી નાગરેલું વહાણ.

**Float-man**, *n.* ખલાસી.

**Floculence, Flocculence**, *n.* ઝુમખા-ગુચ્છા બંધાયલી હાલત.

**Floculent, Flocculent**, *a.* ઝુમખા-ગુચ્છા બંધાયલું.

**Flock**, *n.* ટોળું; ઝુંડ; ઉન અથવા વાળનું ગુછલું. *v. i.* ટોળાબંધ મળવું-એકઠું થવું; મેળાવડો થવો; ટુટી પડવું; મેળો જામવો.

**Flock-bed**, *n.* જાડું ઉન ભરેલું ગોદડું.

**Floe**, *n.* સમુદ્રમાં તરતા બરફનો ઢગલો.

**Flog**, *v. t.* ફટકા-ચાબકા મારવા; ચમકાવવું.

**Flogging**, *n.* ચાબુકમાર; ફટકામાર.

**Flood**, *n.* રેલ; પુર; ભરતી; જુવાળ; વિજ; પુષ્કળપણું; રેલછેલ, જળપ્રલય; છોળ; પ્રવાહ; રેલો; *v. t.* જલમય કરવું; રેલ આવવી; ગરક કરવું; પલાળી નાખવું.

The flood, નોહાની વખતનો જળ પ્રલય.

**Floodgate**, *n.* પાણી જતું આવતું અટકાવવાનો દરવાજો; ધાસ્યું થવા-આવવાનો રસ્તો.

**Flooding**, *n.* ગર્ભસ્થાનમાંથી થતો લોહીનો પ્રવાહ-રક્તસ્રાવ.

**Flook**, *n.* આંકડો; પાવડો (લંગરનો).

**Floor**, *n.* પાટિયાંની ભોંય-જમીન; -તળિયું ભોંય માળ; મજલો; *v. t.* ભોંય કરવી; કોબો કરવો; ફરસબંધી કરવી; પાટિયાં જડવાં; પાડી નાખવું; જમીનદોસ્ત કરવું; નિચે પાડવું; બોલતું બંધ કરવું; બાંધી લેવું.

**Floor of planks**, તકતપોશી;પાટિયાંની ભોંય-જમીન.

**Floor of paved stones,** ફરસબંધી; લાદિની ભોંય-જમીન.

**Floor of earth,** મટોડાંની ભોંય.

**Floor of chunam,** છો, બંધ-કોબાની જમીન.

**Flooring,** *n.* ભોંયને માટે પાટિયાં વગેરે સામાન.

**Floral,** *a.* ફુળતું; પુષ્પ સંબંધી, ફુલને લગતું.

**Flora,** *n.* ફુળ અને છોડનું વૃતાંત-ની યાદી; વનસ્પતિ વર્ણન; કોઈ દેશ અથવા કાળની વનસ્પતિ.

**Floor-cloth,** *n.* જાજમ.

**Flop,** *intri.* ડચડચ અવાજ; *v. i.* ડચડચ કરવું.

**Flopper,** *n.* ડચડચ કરનાર.

**Florence,** *n.* સોનાનો એક શિક્કો.

**Florescence, Florification,** *n.* ફુલો ખિલવાની મોસમ; ફુલનો બાહાર આવવાનો વખત.

**Florescent,** *a.* ફુલ ખિલવવાની મોસમનું-ને લગતું.

**Floret,** *n.* ન્હાનું ફુલ.

**Florid,** *a.* લાલ બુંદ; લાલ સુરખીદાર; લાલ ભડક; રાતું ચોળ; તેજ-ચળકાટ મારતું, અલંકારિક; રંગિન; ફુલવાળું.

**Florid eloquence,** અલંકારયુક્ત ભાષણ.

**Floridity. Floridness,** *n.* સુરખિ; લાલી; લાલભડકપણું; અલંકારિકત્વ; રંગિનપણું.

**Floriferous,** *a.* પુષ્પાવહ; ફુલ આપતું.

**Florilege,** *n.* ફુલ વિણવાં તે.

**Florin,** *n.* એક રૂપિઆની કીંમતનું નાણું.

**Florist,** *n.* ફુલમાળી; માળી; ફુલવાડી રાખનાર; ઝાડપાન ફુલોનું વર્ણન કરનાર.

**Floscular,** *a.* ન્હાનાં ફુલનું બનેલું; ન્હાનાં ફુલના જથ્થા-ઝુમખાવાળું.

**Floss,** *n.* માખણ જેવું નરમ રેશમ જે કપાશિયા જેવા છોડમાંથી ઉત્પન્ન થાય છે તે.

**Floss-silk,** *n.* કાચું રેશમ.

**Flota,** *n.* સ્પેન દેશની આરમાર.

**Flotilla,** *n.* ન્હાનાં ન્હાનાં વહાણોની આરમારનો કાફલો; દર્યામાં ચોકસીને માટે રાખેલા મછવા.

**Flotsam, Flotsom,** *n.* વહાણ ભાંગવાથી દરિયામાં તરતો માલ.

**Flounce,** *v. t.* સંજાફ-ઝાલર લગાડી સણગારવું; કોર મુકવી; *v. i.* તલપ-ફુદકો-ઉછાળો મારવો; તડફડ કરવું, *n.* જોરથી પાણીમાં પછડાવું; ફુદકો ઉછાળો; ઝાલર; સંજાફ; કોર.

**Flounder,** *v. i.* હાથ પગ પછાડવા; તરફડવું.

**Flourish,** *v. t.* પટા ખેલવા; આમ તેમ ફેરવવું; બતાવિને વિવેચન કરવું-કેહેવું; ઘુમાવવું; ફુલબુટાથી સણગારવું, *v. i.* ફાલવું; ઘણું વધવું; ચઢતી-સુખી-આબાદ થવું; ભભકો; લાંબા ખેંચેલા લિસોટા; પાંખડાં; કોતરેલી નકસી; જય જયકાર કરતું એકદમ થતું ગાયન; મરોડ; તરવારનો હાથ; પટ્ટા; બડાઈ; પતરાજી.

To flourish one's sword તરવારનો પટો રમવો.

**Flour,** *n.* લોટ; આટો; મેદો.

**Fine wheaten flour,** સોજી; મેંદો.

**Coarse wheaten flour,** રવો.

**Flourishing,** *a.* વધતું, આબાદ; ચઢતીવાળું; ભભકો મારતું.

**Flout,** *v. t. & v. i.* તર છોડી નાખવું; ધિક્કારવું; તિરસ્કાર-ચેષ્ટા-અપમાન કરવું. *n.* તિરસ્કાર; તુચ્છકાર; ધિક્કાર.

**Flouting,** *a.* તિરસ્કાર કરતું; તરછોડતું. *v. i.* ઉતારો પાડવું. *n.* તિરસ્કાર; અપમાન.

**Flow,** *v. i.* વેહેવું; જારી થવું; ટપકવું; પડવું; પિ-

ગળી જવું; નિકળવું; ફરવું; ફરી વળવું; ઉત્પન્ન થવું; ઘણું પુષ્કળ હોવું; લટકવું; ઝુલવું; ચઢવું; આવવું; *n.* વૃદ્ધિ; રેલછેલ; પુર; ભરતી; પુષ્કળપણું; રેલો; પ્રવાહ; આબાદી; બરકત.

**Flowage**, *n.* વેહેવું તે.

**Flower**, *n.* ફુલ; પુષ્પ; બહાર; જુવાની; નિવડ; નાક; ઉત્તમાંશ; તોરા. (*pl*) અલંકાર. *v. i.* બહાર-મોહોર આવવો; જોબન ખિલવું; ફિણ આવવું. *v. i.* ફુલો લગાડી સણગાર કરવો; રોનકદાર કરવું; ફુલબુટા પાડવા; ખિલવું; ફુલવું; જુવાનીમાં આવવું. *v. t.* બુટાદાર-વેલબુટાવાળું કરવું.

**Flower carved or painted**, બુટા; ફુલબુટા.

**Flower-bud**, *n.* ફુલની કળી.

**Flower-de-luce**, *n.* નરગેસની જાતનું સુંદર ફુલ; ખાનદાન ઓળખવાની એ જાતના ફુલવાળી નિશાની.

**Floweret**, *n.* (See **Floret**), નાનું ફુલ.

**Flower-garden**, *n.* ફુલબાગ.

**Flower-pot**, *n.* કુંડું.

**Flower-tree**, *n.* ફુલનું ઝાડ.

**Flowers**, *n* રજસ્વલા થવું તે; ઋતુ પ્રાપ્ત થવો તે

**Flowery**, *n.* ફુલથી ભરપુર; પુષ્પમય; ચિકનબુટા ભરેલું; સુંદર; અલંકૃત; રંગીન.

**Flowing**, *a.* વેહેતું; ચાલતું; નિકલતું; ઝુલતું; સરળ; ઘેરદાર; ભરેલું.

**Flown**, *pp* of *flee* or *fly*. ઉડી ગયલું; ન્હાસેલું; નિકળેલું; વહેલું.

**Fluctuate**, *v.* i. મોજાની માફક હાલવું; ડામાડોળ રેહેવું; ડોલવું; ઝોલા ખાવા; અનિશ્ચિત થવું; શક ભરેલા રેહેવું; ઢચુપચુ થવું; ચઢ ઉતર થવી.

**Fluctuation**, *n.* મોજાના જેવી હાલચાલ; ઉપર નીચે થતી ગતી; મનની ફેરબદલી; ડામાડોલી; ઢચુપચુ; ચઢ ઉતર.

**Flue**, *n.* ધુમાડો જવાનો રસ્તો; ધુમાડિયું; નરમ રેશમ જેવો પદાર્થ.

**Fluency**, *n.* સરળતા; જીભનું ચપળપણું; શબ્દચાતુરી; છટાબંધ બોલવાની ચપળતા.

**Fluent**, *a.* ચપળ; બોલકણું; જીભનું ચપળ; છટાબંધ બોલનારું, વાચાળ; સરળ; સુંદર.

**Fluently**, *ad.* વગર અટકવે; ચડચડ; છટાબંધ; સફાઈબંધ; સરળ-સુંદર રીતે.

**Fluid**, *a.* પાતળું; વેહેતું; પ્રવાહી. *n.* પ્રવાહી-દ્રવ પદાર્થ; રસ.

**Elastic fluids**, વાયુરૂપી પદાર્થ.

**Fluidity, Fluidness**, *n.* દ્રવત્વ; પાતળાપણું; વહી શકે એવો ગુણ; પ્રવાહિત્વ; વહનશીળતા.

**Flugelman, Fugleman**, *n.* લશ્કરી ટુકડીનો એક સિપાઈ જે આગળ ઉભો રહેછે અને કવાયદ વેળાએ જેની હાલચાલ મુજબ બીજાઓ વર્તે છે.

**Fluke**, *n.* લંગરનો દાંતો-આંકડો; પાવડો; (બિલીયર્ડની રમતમાં) અચાનક મળેલો લાભ; એકાએક થયલો લાભ; એક જાતની માછલી.

**Flukan, Flooken**, *n.* મટોડી જેવા ખનીજ પદાર્થનું સાધારણ નામ.

**Flume**, *n.* પાણાની નીક-નેહેર-ઝરો.

**Fluminous**, *a.* નદીએથી ભરપુર.

**Flummery**, *n.* લાપસી; ખુસામત; ચાપલુસી; ખુશામત ભરેલી બોલી.

**Fluorine**, *n.* ૬૮ મુળતત્વોમાનું એક તત્વ.

**Flung**, *pret*, and *pp*, of **Fling**. ફેંક્યું; ફેંકેલું.

**Flunkey, Flunky**, *n.* ખાસ પોશાક પહેરેલો ચાકર; શ્રીમંત લોકોની ખુશામત અને નકલ કરનાર ઉછાછલો હલકો પુરૂષ.

**Flurry**, *n.* પવનનો લેહેકી-ઝપાટો; ધામધુમ; ગડબડ; ધાંધળ; ધિંગાણું. *v. t.* ઉસ્કેરવું; ગડબડ ધાંધળમાં નાખવું.

**Flush**, *a.* સુરખી-લાલીદાર; તેજ મારતું; ચકચકિત; પાસે ઘણું હોય એવું; મગરૂબ; ગરવિષ્ટ; *v. t.* એકદમ લાલ કરવું; ફુલાવવું; ચઢાવવું. *v. i.* એકદમ ચઢવું-ચઢી આવવું-લાલ થઈ જવું; *n.* એકદમ લાલ થઈ જવું તે; જોમ; આવેશ; જોસ્સો.

**Fluster**, [ see Flurry ].

**Flute**, *n.* સિસોટી; બનસી; વાંસળી; પાવો; મુરલી; સ્તંભરેખા; થાંભલા પર કોતરેલી ખાંચ. *v.* i. વાંસળી વગાડવી; ખાંચ પાડવી.

**Fluted**, *a.* ખાંચવાળું; વાંસળીના જેવું.

**Fluting**, *n.* ઉપરથી તે હેઠળ સુધી ખાંચ પાડેલું કામ; ખાંચ.

**Flutist**, *n.* વાંસળી-મુરલીવાળો; બનસીધર.

**Flutter** *v.* i. પાંખ ફડફડાવવી; ફડફડ-તરફડ-નકામી દોડધુમ કરવી. *v. t.* ગભરાવવું; ગડબડમાં નાખવું; આકુળવ્યાકુળ કરવું. *n.* ફડફડાટ; ગડબડ; ગભરાટ.

**Fluvial, Fluviatile. Fluviatic**, *a.* નદીને લગતું; નદીમાં ઉગતું; નદી સંબંધી.

**Fluvious**, *a.* ઘણું વેહેતું.

**Flux**, *n.* પ્રવાહ; વેહેવું તે; પિગળવું તે; ગળાવું તે; ઓગળતો જતો. પદાર્થ. *v. t.* ગાળવું; પિગળાવવું.

**Fluxibility, Fluxibleness**, *n.* પિગળી જાય તેવું; ગળી જાય તેવા ગુણ-ધર્મ; ગળી જાય તેવો ગુણ.

**Fluxible**, *n.* જલદી પિગળી જાય તેવું; ગળી જાય તેવું-તેવા ગુણનું.

**Fluxion**, *n.* પ્રવાહ; પૃથ્થકરણ.

**Fly**, *v.* i. ઉડવું; દોડવું; ધાવું; નહાસવું; ફેલાવો થવો; પ્રસરવું; નાસવું; જવું; ઉંચે જવું; ફડફડ થવું. *v. t.* દૂર-વેગળું રેહેવું; ઉડાવવું; ચગાવવું. *n.* માંખ; માંખી.

To fly at, અંગપર તુટી પડવું.

To fly in the face of, બેઅદબી કરવી.

To fly open, જોરથી-ધસારાસમેત ઉઘાડવું.

To come off with flying colours, પુર ફતેહમંદ ઉતરવું.

To fly out, ધસી આવવું; ગુસ્સામાં આવવું.

**Fly-boat**, *n.* ન્હાની ખાડીમાં ચાલનારી હેલકી હોડી.

**Flying-bridge**, *n.* ટુંકી મુદતને માટેનો પુલ.

**Flyleaf**, *n.* ચોપડીની આગળ-પાછળ મુકેલું કોરૂ પાનું; મળપૃષ્ઠ.

**Fly-bane**, *n.* માંખિનો ડંસ.

**Flyblow**, *n.* માંખીનું ઈંડું.

**Fly-blown**, *a.* માંખીના ઈંડાથી ખરાબ થઈ ગયલું.

**Fly-catcher**, *n.* માંખ ઉપર જીવનાર એક જાતનું પક્ષી; મગરખોર.

**Flying-camp**, *n.* જલદી ઉપાડી શકાય એવી છાવણી.

**Fly-wheel**, *n.* જે ચક્રરથી સાંચાની ગતી સમતોલ રેહે છે તે.

**Foal**, *n.* વછેરી *v.* i. જણવું; વાવું; વિયાવું.

**Foam**, *v. i.* ફિણ થવું-આવવું-વળવું; ગુસ્સાથી મ્હોડે ફિણ ચઢાવવાં. *v. t.* (*out*) ફિણ બહાર કાઢવું. *n.* ફિણ.

**Foamy**, *a.* ફિણ ભરલું; ફિણવાળું.

**Fob**, *n.* ઘડિયાળનું ગજવું. *v. t.* ઠગવું; છેતરવું.

**Fobbing**, *n.* તર્કટ; ઠગાઈ.

**Focal**, *a.* કેંદ્રનું; કિરણસંપાતસ્થાન-કેંન્દ્ર સંબંધી; મધ્ય સ્થાનનું.

**Focilate**, *v. t.* ઉતેજન-હુંફ આપવી.

**Focus**, *n. pl.* foci, કેન્દ્ર; નાભિ; મધ્ય-મધ્યસ્થાન; મથક; મુખ્ય જગા, પ્રકાશનાં કિરણ એકઠાં જ્યાં મળે તે બિન્દુ; કેન્દ્ર.

**Fodder**, *n.* ચારો; ઘાસ; પરાળ વગેરે: ચારવું; ચારો-ઘાસ નિરવું-ખવડાવવું,

**Foe**, *n.* દુશ્મન; શત્રુ; વેરી; અરિ; સામાવાળો.

**Foeman**, લડાઈની વેળાનો દુશ્મન.

**Fœni-greek**, *n.* મેથી.

**Fœtal**, *a.* ગર્ભનું; ગર્ભ સંબંધી.

**Fœticide**, *n.* ગર્ભપાત કરવો-કુમેળ તોડી પાડવો તે.

**Fœtus**, *n.* ગર્ભ; ગાભ.

**Fog**, *n.* ધુમસ; ધુમર; ઠાર; દવ.

**Fogginess**, *n.* ઠાર-ધુમસ પડવો-વરસવો તે.

**Foggy**, *a.* ધુમસ ભરેલું; ધુમરવાળું; મંદ બુદ્ધિનું; કમ સમજનું; મુર્ખ; n. મંદ; જડ; ઠોઠ; પ્રાચિન રીતને વળગી રેહેનાર-નવી રીતની સામે થનાર.

**Fog-bank**, *n.* ધુમસ વરસતી વખતે દરિયામાં દુરથી જમીન જેવું દેખાય છે તે.

**Fogy, Fogey, Fogie**, *n.* જડબુદ્ધિવાળો બુઢો પુરૂષ. e. g. An old fogey, (અસલ) લશ્કરી ખાતાનો 'પેનશન' ભોગવનાર બુઢો માણસ.

**Foh**, Interj. છિ; તોબા; ઈશ.

**Foible**. *n.* એબ; કસુર; ખામી; ખોડ; દોષ.

**Foil**, *v. t.* ચાલવા-વળવા ન દેવું; હરાવવું; નિષ્ફળ કરવું. n. હાર; નિષ્ફળ થવું તે. બુઠી તલવાર; ડાંક-ખ; કાંતિવર્ધક વસ્તુ; પાનું; પતરૂં; વરખ; આરસીની કલે.

To run a foil, ગભરાવવું, ગુચવાડામાં નાખવું, આડે રસ્તે દોરવવું.

**Foin**, *n.* ધક્કો; ડંસ; *v. i.* હડસેલો મારી લડવું;*v.t.* ધક્કો મારવો; ડંસ દેવો.

**Foist**, *v. t.* હળુસે ખોસવું-વગર સતાએ ઘુસાડી દેવું.

**Foisty**, see **Fusty**.

**Foister**, *n.* ઘુસાવી દેનાર; ઘુસાવનાર.

**Fold**, *n.* કટલી; ઘડી; પડ; પટ; ગણું; બકરાંમેંઢાંને રાખવાની જગ્યા-વાડો; મેંઢાનું ટોળું: *v. t.* ઘડી વાળવી; પડ ઉપર પડ ચઢાવવાં; વાળવું; બિડવું; ઢાંકવું; બંધ કરવું; વાડામાં ગોંધવું; *v. i.* વળવું.

**Folder**, *n.* કાગળ વાળવાની પટી-ચિપ;કાગળ વાળનાર; ઘડી કરનાર,

**Folding**, *a.* વળે એવું; વાળવાનું; દેવાનું.

**Foliaceous**, *a.* પાત્રાંવાળું.

**Foliage**, n. પાંત્રાં; પાંદડાં; પાલો; ચિતરેલાં-પાંદેલાં ફુલ-વેલા-બુટ્ટી-પાંત્રાં.

**Foliate**, *v. t.* ટિપીને પાતળા પત્રાં કરવાં; પિનળપાન કરવું; (આરસીને) કલે-પારો ચઢાવવો.

**Foliation**, *n.* પાંત્રાં ફુટવાં તે; ધાતુને ટિપીને પાતળાં વરખ બનાવવાં તે.

**Folio**, *n.*કાગળને બેવડા કરી કરેલી ચોપડી; રોજમેળ વગેરે ચોપડાનું પાનું."૭૨ કે ૯૦ શબ્દોનો 'ફોલિયો.'.

**Foliole**, *n.* ન્હાનું પાંતરૂં; ન્હાનું પાનું.

**Folk**, *n.* લોક; આલમ; માણસ.

**Folklore**, *n.* લૌકિક વાર્તા-વિદ્યા-કથા.દંતકથા; કથાજ્ઞાન.

**Follicle**, *n.*પોકળ ત્વચા, અંદરની બાજુથી ફુટનારી ફળી-શિંગ.

**Follow**, *v. t.* & *v. i.* પછવાડે જવું-લાગવું-ચાલવું, અનુસરવું, પાછળ લાગવું-થવું, કેડો લેવે પછી આવવું,-થવું-હોવું, ઉત્પન્ન થવું, પરિણામ હોવું, સાબિત થવું, નકલ કરવી, માન્ય-કબુલ કરવું, કરવું, ચલાવવું, પાળવું, તાબે થવું.

**Follower**, *n.* પાછળ ચાલનાર, સાથે જનાર-

આવનાર-ચાલનાર, ચેલો, શિષ્ય, ચાકર, આશ્રિત.

**Following,** *a.* બિજું, પછીનું. આવતું, નિચેનું. *n. pl.* માનનારાં-સાથેના માણસ.

**Folly,** *n.* બેવકુફી, મુર્ખાઇ, પાપ, ભુલ.

**Foment,** *v. t.* સેકવું, ઝારવું, સળગાવવું, ઉડાવવું, ઉશ્કેરવું, ઉંચું કરવું.

**Fomentation,** *n.* હુનો સેક, ઉશ્કેરણી.

**Fond,** *a.* મુર્ખ.

**Fond,** *a.* ગમતું, મનને પસંદ પડતું, શોખીલું, હેતાળ, માયાળું, મમતાળું નાદાન, લંપટ, આશક, લાડકું.

**Fondle,** *v. t. & i.* લાડ કરવાં-લડાવવાં.

**Fondler,** *n.* પ્યાર-લાડ કરનાર.

**Fondling,** *n.* લાડકવાયું, લાડકું, પ્યારૂં.

**Fondly,** *ad.* ઘણી મમતાથી, લાડથી, પ્યારથી.

**Fondness,** n, મમતા, પ્રીતિ, ચાળા, ચટ.

**Font,** *n.* ખ્રીસ્તી ધર્મનું બાપટિઝમ આપવાના પાણીનું વાસણ, છાપવાનાં બીબાંનો પુરતો જથ્થો.

**Taken to the font,** ખ્રિસ્તી ધર્મમાં દાખલ થનારને જળ સંસ્કાર મળેલો.

**Fontal** *a.* ફુવારા-ગંગાજળી સંબંધી.

**Food,** *n.* ચારો, અન્ન, ખોરાક, ભક્ષ, ભોજન.

**Fool,** *n.* મુર્ખ, બેવકુફ, જડ બુદ્ધિ, મુઢ, નાદાન, ગાંડો, ઘેલો, મશકરો, વિદુષક, ટોળિયો. *v. t.* ધિક્કારવું, ઠગવું, છેતરવું, બેવકુફ-મુર્ખ બનાવવું. *v. i.* રમ્યા કરવું, રમતમાં વખત કાઢવો-ગાળવો.

**To play the fool,** મુર્ખની માફક વર્તવું.

**To make a fool of,** બેવકુફ બનાવવો, નાપાસ કરવું.

**A Tom fool,** પોતાને બેવકુફ બનાવે એવો માણસ.

**Fool's bolt,** મુર્ખાઇ ભરેલી ઠાલી ફીશીશ.

**Fool's Paradise,** ગેરવાજબી મોજમજા,

**Fool's-errand,** વ્યર્થ મહેનત.

**Foolery,** *n.* ઘેલાપણું, બેવકુફાઇ, નકામી વાતો પર ચિંતન.

**Foolhardy,** *a.* અવિચારથી જોખમ ખેડનાર, અક્કલ વગર સાહસિક, ગાંડું.

**Foolhardiness,** *n.* વગર વિચારે જોખમમાં પડવું તે, ઘેલાપણું.

**Fooling,** બેવકુફાઇ ભરેલું કામ.

**Foolish,** *n.* મુર્ખ, બેવકુફ, મુઢ, ગાંડું, હસવા જોગું, બેવકુફી ભરેલું, પાપી.

**Foolishly,** *ad.* મુર્ખપણાથી, બેવકુફાઇથી.

**Foolishness,** *n.* ઘેલાપણું, બેવકુફાઇ.

**Foolscap,** *n.* ૧૭ તસુ લાંબો ને ૧૪ તસુ પોહોળો જાડો કાગળ, ફુલીસકેપ કાગળ.

**Foot,** *n. pl.* feet. ચરણ, પગ, પગલું, પાયો, ટલેટી, તળિયું, નિચલો ભાગ-છેડો, બાર તસુનું માપ, કદમ, પાયદળ, પેદળ, પાદ, તુક. *v. i.* નાચવું, પગે ચાલવું, લાત મારવી. *v. t.* ખુંદવું, છુંદવું, છુંદી નાખવું.

**To set on foot,** જારી-ચાલતું કરવું, શરૂઆત કરવી, પાયો નાખવો.

**To get one's foot in,** ( કોઇબી કામ ) માં સારી રીતે વાકેફગાર થવું.

**To turn away one's foot from,** ( કોઇબી ચીજ )થી અલગ રહેવું.

**Foot-ball,** *n.* ઠોકર મારી રમવાની દડાની રમત-દડો.

**Foot-boy,** *n.* ખિદમતગાર, ખવાસ, પોરિયો.

**Foot-board,** *n.* પગ રાખવાનું પાટિયું.

**Footing,** *n.* પગ મુકવાની જગા, આધાર. જામુ રહેવું તે, જડ ઘાલવી તે, પાયો, ટેકો, હાલત, સ્થિતિ.

**Foot-man**, *n.* ખવાસ, ખિદમતગાર, પેદળ, સિપાઈ, પદાવાળો.

**Foot-fall** *n.* ડબડબ પગળાં-પગ પડવાં તેનો અવાજ.

**Foot-hold**, *n.* પગ મુકવાનો આધાર,પગરેકણી. આશ્રય.

**Foot-hot**, *ad.* તરત, પાનને ચુનો લગાડે એટલી વારમાં.

**Foot-iron**, **Foot-plate**, *n.* પગ મુકવાને ગાડીનાં બારણાં આગળ મુકેલું લોખંડનું પગથિયું.

**Foot-licker**, *n.* પગ ચાટનાર ખુશામતિયો, હાજીહા કરનાર.

**Foot-lights**, *n.* નાટકના તખતાપર છેક આગળના ભાગમાં જે રોશનીની હાર હોય છે તે.

**Foot-mark**, *n.* પગલું, પગની પડેલી નિશાની.

**Foot-mat**, *n.* પગ લુછવાની સાદડીનો કટકો.

**Foot-note**, *n.* પાનાં નિચે લખેલી ટીપ-ટીકા.

**Footed**, *a.* પગ-ચરણવાળું.

**Foot-print**, *n.* પગલું, પગની નિશાની.

**Foot-rule**, *n.* ત્રણ ફુટનું માપ.

**Footy**, *a.* ધિકકારવા જોગ.

**Foot-pace**, *n.* ડગલું, ડગલાં, ચાલ, ધીમીચાલ.

**Foot-pad**, *n.* રસ્તે લુટનાર.

**Foot-path**, *n.* પગવાટ, પગરસ્તો, પગથી.

**Foot-soldier**, *n.* પાયદળ, સિપાઈ, પ્યાદો.

**Foot-step**, *n.* પગલું, પગની પડેલી નિશાની, નિશાની, ચિન્હ (*pl*) દાખલો, નમુનો.

**Foot-stool**, *n.* પગ મુકવાનો બાજટ-આસન-પાટલો.

**Fop**, *n.* અકકડબાજ, બાંકો, છેલ, છેલછબીલો, ફાંકડો, વરણાગિઓ.

**Foppery**, *n.* અકકડબાજી, બાંકાપણું, છેલાઈ, વરણાગી.

**Foppish**, *a.* નખરાખોર, ફકકડ, ફાંકડું, વરણાગિયું.

**Foppishness**, *n.* બાંકાપણું, અકકડબાજી, ફાંકડાપણું, વરણાગી, છેલાઈ.

**For**, *prep.* વતી, માટે, લઈને, વાસ્તે, સારૂં, અવેજમાં, બદલે, ઠેકાણે, જેવું, માફક, દાખલ, જાણીને, તરફ, સુધી, લગી, તરફેણ-પક્ષમાંનું તોપણ, એમ છતાં પણ-ના પ્રમાણમાં, જોતાં. *conj.* કેમકે, કારણકે,

**For all that**, છતાં, તોપણ.

**For all the world**, તમામ, એક સામટું.

**Forage**, *n.* ગાય ઢોરને ખવાડવાનો ખોરાક, ઘાસ-દાણો-ચારો પુરો પાડવો-એકઠો કરવો-ઉઘરાવવો-કઢાવવો તે.

**Foramen**, *n.* બારીક સુરાખ, ઝિણું છિદ્ર, વેહ, નાકું.

**Foray**, *n.* પડોસના દેશપર એકાએક કરેલો હલ્લો-હુમલો.

**Forbade**, *pret.* of *Forbid.* અટકાવ્યું, અટકાવેલું, મના કરેલું.

**Forbear**, *v. i.* ધોભવું, અટકવું, ઉભા રેહેવું, દમ મારવો, પરેહેજ કરવી, બંધ રાખવું-થવું-રેહેવું-કરવું, ના પાડવી-કેહેવી, સબુરી ધરવી, *v.t.* નહીં કરવું, કરવાથી, દુર કરવું, જવા દેવું; દરગુજર કરવી; ખામોશ ખાવી, ક્ષમા કરવી.

**Forbearance**, *n.* ખામોશી, સબુરી, અટકાવ, પરહેજી, દરગુજર, માફી, ક્ષમા, ગમ.

**Forbearing**, *a.* સાંખી રેહે-સહન કરે એવું

**Forbid**, *v. t.* મના કરવું, વારવું, બંધ કરવું, અટકાવવું, હરકત કરવી, નડવું.

**Forbidding**, *a.* નાપસંદ, કંટાળો ઉપજાવે એવું, ત્રાસદાયક, ગમે નહીં એવું.

**Forbidden**, *a.* મના કરેલું, ના પાડેલું.

**Force**, *n.* બળ, જોર, કૌવત, શક્તિ, તાકાત, વેગ, ધક્કો, ઝપાટો, ફટકો, બળાત્કાર, જબરદસ્તી, જુલમ, મજબુતી, છવ, દમ, સૈન્ય, ફોજ, લશકર. *v. t.* ફરજ-જરૂર પાડવી, જોર કરીને દાબવું-હડસેલવું-ખોસવું-તાણવું, જબરી કરીને લઇ જવું, કાઢી મુકવું, જુલમ ગુજારવો, મરડી મચડીને લાવવું-કાઢવું, મોસમ ન છતાં પકવવું.

**Forcing-pump**, *n.* પાણી દુર ફેંકવાનો બંબો.

**In force** *or* **of force**, વાજબી, જે અમલમાં હોયતે.

**Forced**, *a.* જોરજુલમથી કરેલું, તાણી તુસીને લાવેલું, અસરળ.

**Forceful**, *a.* જોરથી મારેલુ-ફેંકેલું, જોરજુસ્સાવાળું.

**Forcemeat**, *n.* ખીમો, બારિક ખીમો કરેલું અને મસાલાદાર ગોશ-માંસ.

**Forceps**, *n. pl.* ચીપિયો, ચીમટો, સાણસી.

**Forcible**, *a.* સબળ, ભારી, જબરૂં, જોશ ભરેલું, ભારી હોડવાળું, અસરકારક, જોર-જુલમ જબરદસ્તીથી કરેલું.

**Forcibly**, *ad.* જોર જુલમથી, જબરાઇથી.

**Ford**, *n.* પગે ચાલી પાર જવાય-અવાય એવો નદીનો ભાગ, પાર, નદી, પ્રવાહ, *v. t.* પગે ચાલી નદી પસાર-પાર કરવી.

**Fordable**, *a.* પગે ચાલી પસાર થઇ સકે એવું.

**Fore**, *a.* આગલું, મોખરે આવેલું, પેહેલુ, પ્રથમ, *ad.* આગળ, પેહેલાં, પુર્વે ભાગે.

**Fore & aft**, એક છેડાથી બીજા છેડા સુધની વહાણની તમામ લંબાઇ.

**Forearm**, *v. t.* લઢાઇની આગમજથી તઇયારી કરવી-કરી રાખવી, *n.* કહોણી અને કાંડા વચ્ચેનો હાથનો ભાગ.

**Forebode**, *v. t.* આગમચથી સુચના થવી-જણાવું-દેખાવું, આગળથી જાણવું, હોનાર વસ્તુની ખબર પડવી.

**Forebodement, Foreboding**, *n.* અગમબુદ્ધિ, અગમચેતી, *a.* અગમચેતી કરતું.

**Forebody**, *n.* છાતી.

**Forecast**, *v. i. & t.* દુર અંદેશો-પુર્વયોજના કરવી, અગાઉથી તૈયારી-ગોઠવણી કરી રાખવી, ભવિષ્યનો આગળથી વિચાર કરવો, *n.* અગમચેતી, દુર અંદેશો, અગાઉથી કરી રાખેલી યોજના-તજવીજ-હિમ્મત.

**Forecastle**, *n.* વહાણના આગલા ડોલની આગળનો ઉપલો તુતકનો ભાગ.

**Fore-chosen**, *a.* અગાઉથી પસંદ કરેલું.

**Foreclose**, *v. t.* બંધ કરવું, અટકાવવું, ગિરવી મુકેલો માલ છોડવવાનો હક્ક બંધ કરવો, રદ્દ કરવો.

**Fore-cited**, *a.* મજકુર, આગળ કહેલું-જણાવેલું, સદરહુ.

**Foreclosure**, *n.* બંધ કરવું તે, ગિરવી માલ છોડવવાનો હક્ક રદ્દ કરવો તે.

**Forecome**, *v. i.* પહેલાં-અગાઉ આવવું.

**Foredoom**, *v. t.* આગળથીજ ઠરાવ કરી રાખવો, *n.* અગાઉથી મારેલો લેખ-કરેલો ઠરાવ.

**Forefather**, *n. pl.* બાપદાદા, ઘરડાવરડા.

**Fore-fend**, *v. t.* ટાળવું, થવા ન દેવું.

**Fore-foot**, *n.* ચોપગાંનો આગલો પગ.

**Fore-front**, *n.* આગલો ભાગ.

**Fore-finger**, *n.* અંગુઠાની પાસેની આંગળી, તર્જની.

**Forego**, *v. t.* જવા દેવું, હાથ ઉઠાવવો, તજવું, લ્હાવો ન લેવો, નહિ ભોગવવું.

**Foregoing**, *a.* આગળ ગયલું, ગઇ ગુજરી.

**Foregone**, *a.* આગળથી કરેલું-ઠરાવેલું.

**Foreground**, *n.* ચિત્રનો આગલો ભાગ.

**Forehanded,** *a.* જોઇએ તે કરતાં જલદી કરેલુ.

**Forehead,** *n.* કપાળ, લલાટ.

**Foreign,** *a.* પરદેશી, પરાયું, બહારનું, જુદું, વેગળું, વિરૂદ્ધ, ઉલટું, નહી લાગતું વળગતું.

**Foreigner,** *n.* પરદેશી, પરમુલકી માણસ.

**Forejudge,** *v. t.* આગળથી મત બાંધવો, પુરાવો સાંભળ્યા વગર ઠરાવ કરવો.

**Foreknow,** *v. t.* આગળથી જાણવું, ભવિષ્યનું જ્ઞાન થવું, આગમજ ખબર પડવી.

**Foreknowledge,** *n.* ભવિષ્ય જ્ઞાન, ભવિષ્ય દર્શન, આગમજ પડેલી ખબર.

**Foreland,** *n.* ભુશીર, ભુસલાકા.

**Fore-lift,** *v. t.* આગલો ભાગ ઉપાડવો-ઉંચકવો.

**Forelock,** *n.* તાળવા ઉપરના બાલનો ગુચ્છો. To take time by the fore-lock, વખતનો પુરો લાભ લેવો. તકને જરાપણ સટકી જવા ન દેવી.

**Foreman,** *n.* મુખ્ય કારભારી, સરપંચ, કોઈ કારખાનામાં કારીગરોનો ઉપરી, મુકાદમ, પંચની સભાનો વડો (સભાસદ).

**Fore-mast,** *n.* આગલો ડોલ (વહાણનો).

**Foremost,** *a.* પેહેલું, અવલ, આગેવાન, અગ્રીમ, સહુથી આગળનું, શ્રેષ્ટ, ઉતમ.

**Fore-name,** *n.* પહેલું નામ.

**Fore-named,** *a,* મજકુર, સદરહુ, ઉપર જણાવેલું.

**Forenoon,** *n.* નવથી બારવાગા સુધીનો વખત.

**Forensic,** *a.* અદાલતમાં થતું-વપરાતું.

**Foreordain,** *v.t.* આગમજથી ઠેરવી ચોટ-નીમી મુકવું-રાખવું.

**Foreordination,** *n.* આગમજથી કરી રાખેલો ઠરાવ-યોજના-નિર્ણય, પુર્વ દર્શન.

**Forepart,** *n.* પ્રથમ-અગ્ર-આગલો ભાગ.

**Forerank,** *n.* અગ્ર, મહોડું, પેહેલી ઓળવર્ગ-દરજ્જો.

**Fore-ripen,** *v. t.* મોસમ અગાઉ પકવવું.

**Forerun,** *v. t.* કોઈની આગળ હોવું, ચઢિયાતા થવું, આગળ વધવું.

**Forerunner,** *n.* આગળ જનારૂં, અગ્રગામી, અગ્રેસર, આગળ મોકલેલો દુત, ખેપિયો, આગમજથી થતી નિશાણી.

**Foresay,** *v. t.* આગમજથી કેહેવું, ભવિષ્ય વર્તવું, *n.* પ્રસ્તાવના, દિબાચો.

**Forsee,** *v. t.* આગળથી જાણવું-ખબર પડવી.

**Foreshadow,** *v. t.* આગળથી નિશાણી થવી.

**Foreshow,** *v. t.* આગમજથી દેખાડવું, જણાવવું, ભવિષ્યની સુચના કરવી.

**Foresight,** *n.* અગમચેતી બુદ્ધિ.

**Foresighted,** *a.* દુરદર્શી, અગમ બુદ્ધિનો.

**Forest,** *n.* જંગલ, વન, રાન, અરણ્ય.

**Foreskin,** *n.* ઈંદ્રિની ઉપરની ચામડી.

**Forestall,** *v. t.* આગળથી કહેવું-બોલવું, બજારમાં આવ્યા પેહેલાં માલ ખરીદ કરી મુકવો.

**Forestaller,** *n.* ગુજરીમાં માલ આવવા અગાઊ ખરીદ કરનાર, અગાઉથી બોલનાર.

**Forester,** *n,* જંગલ અને તેમાંના શિકારનું-ઝાડોનું રક્ષણ કરનાર અમલદાર, જંગલી.

**Foretaste,** *n.* પુર્વાનુભવ, વાનગી, સ્વાદ, *v.t.* આગળથી કેહેવું—અનુભવ લેવો.

**Foreteach,** *v. t.* અગાઉથી શિખવી મુકવું.

**Foretell,** *v. t.* ભવિષ્ય-આગળથી કેહેવું.

**Foreteller,** *n.* ભવિષ્ય કેહેનાર.

**Forethought,** *n.* દુર અંદેશો, અગમ બુદ્ધિ.

**Forethink,** *v. t. & i.* આગળથી વિચાર કરવો, અગમ બુદ્ધિ પહોંચાડવી.

**Foretoken,** *v. t.* આગમજથી કહેવું-બતાવવું, *n.* અગમચેતી.

**Fore-tooth,** *n.* આગલો દાંત, રાજદંત.

**Fore-top,** *n.* માથાના આગલા ભાગ ઉપરના વાલ, આગલા ડોલના મથાલા ઉપરની બેઠક.

**For-ever,** *ad.* સઘળી વખતે, હંમેશ, સદા, નિરંતર.

**Forewarn,** *v. t.* આગળથી ચેતવી રાખવું-સુચના આપવી.

**Forewarning,** *n.* પુર્વે સુચના-ઉપદેશ.

**Forfeit,** *v. t.* ભુલ-અપરાધ કરી ખોવું ગુમાવવું. *n.* દંડ, ગુન્હેગારી, ભુલ-અપરાધ બદલ ખોએલો માલ.

**Forfeitable,** *a.* ખોવા-ગુમાવવાજોગ, દંડપાત્ર.

**Forfeiture,** *n.* ગુન્હેગારી-દંડ આપવો તે.

**Forgave,** *pret.* of *forgive.* માફ કીધું.

**Forge,** *n.* લુહારની ભઠી, લુહારખાનું, *v. t.* તપાવી અને ઠોકીને ઘડવું, ખોટી બનાવટ કરવી ખોટું બનાવવું-પાડવું.

**Forger,** *n.* બનાવટ કરનાર, ખોટું બનાવનાર-પાડનાર-ઘડનાર.

**Forgery,** *n.* બનાવટ, ખોટારૂં, તરકટ-બનાવટથી ઉભા કરેલા દસ્તાવેજ-લેખ-સિક્કા, ખોટા દસ્તાવેજ-સિક્કા-લેખ-સહી કરવાનો અપરાધ, બનાવટ કરવાનો ગુન્હો.

**Forget,** *v. t.* વિસરી જવું, વિસરવું, ભુલવું.

**Forgetful,** *a.* ભોળું, વિસરણું, ભુલકણું.

**Forgetfulness,** *n.* વિસરાળપણું, વિસ્મરણ, ગફલત, ભુલવત.

**Forgetter,** *n.* વિસરનાર, ભુલીજનાર, ભુલકણો

**Forgive,** *v.* t. ક્ષમા-દરગુજર માફ કરવું, માફી આપવી, છોડી-મુકી દેવું.

**Forgiveness,** *n,* ક્ષમા, દયા, માફ-ક્ષમા કરે એવો-સ્વભાવ.

**Forgiving,** *a.* ક્ષમા-માફ કરે એવું, ક્ષમાશીળ, દયાળુ.

**Fork,** *v. i. t.* બેફાંટા થવા-ફુટવા, સળકાએ ઉચકવું, ફેંકવું, અણી કાઢવી, *n.* કાંટો, અણી, નોક, સળકું, નાકું, જ્યાંથી બે રસ્તા અથવા નદી નિકળે છે તે.

**Forked,** *a.* બેકે વધારે ફાંટાવાળું, શાખાદાર, બે ફાંટા-ફણગા થવા-ફુટવા.

**Foekedness,** *n.* ડાંખલી-ફાંટા ફુટવા તે, પાંખાવાળું, બે ફાંટાવાળું, ક્રીકંટક.

**Forky,** *a.* બે અથવા વધારે ફાંટાનું, ક્રીકંટક બે કાંટાવાળું.

**Forlorn,** *a.* છોડી દીધેલું, ત્યાગ કીધેલું, એકલું પડેલું, લાચાર થયલું, નિરાધાર, નિરાશ્રય.

**Forlorn-hope,** કંઈપણ આસાવગરની હાલત, એક લશ્કરની ટુકડી જે જોખમની વેળાએ ઘેરો ઘાલેલા શેહેર ઉપર હુમ્લો કરવા મદદે મોકલવામાં આવે છે તે.

**Forlornness,** *n.* નિરાધારપણું, અનાથપણું, અનાશ્રય.

**Form,** *n.* આકૃતિ, આકાર, ઘાટ, ડોળ, રચના, ગોઠવવાની રીત, નમુનો, દાખલો, રૂપ, શોભા, રીત, પ્રકાર, નિયમ, વિધિ, પદ્ધતિ, વિધાન, સુત્ર, આદરભાવ-સભ્યતાની રીતિ, ખાલી ભભકો, ડોળ, મુર્તિ, પ્રતિમા, પાટલી, બાંક, વર્ગ, સસલાની બેસવાની જગ્યા, *v. t.* આકૃતિ-ડોળ આપવું, ઘડવું, બનાવવું, કરવું, ગોઠવવું, કાઢવું, કેળવવું, સુધારવું, સ્થાપવું, બાંધવું, હોવું. *v. i.* બનવું, થવું.

**Formal,** *a.* આદરસત્કારવાળું, રીતિ પ્રમાણે, આદરમાન આપનારૂં, કાયદાસર, યથાવિધિ, બહારનું, ઉપર ઉપરનું, ઉપલક, સ્વાભાવિક.

**Formalist,** *n.* ધર્મની ક્રિયા પાળવામાં જે ઘણુ ચુસ્ત હોય તે, બાહ્યાચારી, કર્મનિષ્ટ.

**Formality,** *n.* આદરોપચાર નિષ્ઠ, બાહ્યાચાર ભક્તિ, કાયદાસર ઉપચાર, રીતિ, પ્રકાર, નિયમ, સંસ્કાર, રીતિ-વિધિ પાળવી તે.

**Glidingly**, *ad.* આસ્તે-ધિમે રહિને.
**Glimmer**, *v. i.* ઝાંખું બળવું-તેજ આપવું.
**Glimmering**, *n*, ઝાંખો આભાસ-તેજ.
**Glimpse**, *n.* ઝાંખો પ્રકાશ; આંછું અજવાળું, ક્ષણિક પ્રકાશ, ઉપર ઉપરની નજર-દેખાવ; આભાસ; ઝાંખી.
**Glisten**, *v. t.* ચળકવું; ચમકવું; ચકચકવું.
**Glister**, *v. i.* ચળકવું. ઝગઝગવું.
**Glint**, *n.* નજર; કટાક્ષ *v.* નજર કરવી.
**Glitter**, *v. i.* ચળકાટ મારવો; ચમકવું, આંજી નાખે તેવું-મોહક હોવું, *n.* તેજ.
**Gloaming**, *n.* સંધ્યાકાળનું ઝળઝળું.
**Gloat**, *v. t.* કોઈના દુ:ખપર ટકટક-ખુશી થઈ જોઈ રેહેવું; આંખમાં ઘાલીને જોવું.
**Globate**, *a.* ગોળ; વર્તુલાકાર.
**Globe**, *n.* ગોળો; દડો; વર્તુળ; પૃથ્વિનો ગોળો.
**Globose**, *a.* ગોળાકાર; ગોળ.
**Globosity**, *n.* ગોળભાવ; ગોળપણું; ગોળાઈ.
**Globular**, *a*, ગોળ; ગોળાકાર.[ન્હાનો ગોળો.
**Globule**, *n.* ઝીણો ગોળદાણો; રવો; ગોળી;
**Globulous**, *a.* ગોળ; ગોળાકાર. [વિંટાળવું.
**Glomerate**, *v. t.* દડી કરવી; ગોળ લપેટવું-
**Glomeration**, *n.* ગોળ વિંટાળવું તે.
**Gloom**, *n.* અંધકાર; અંધારી; અંધારૂં.
**Gloomily**, *ad.* ઉદાસીપણાથી; દિલગીરીથી.
**Gloomy**, *a.* અંધકારવાળું, ઉદાસ; શોકાતુર.
**Glorification**, *n.* પ્રતિષ્ઠા પામવી તે; આબરૂ; માન; કીર્તિ.
**Glorify**, *v. t.* કીર્તિ માન કરવું;-નો મહિમા માનવો; વખાણ લાયક કરવું. માન આપવું; કીર્તન-ગુણ ગાવા.
**Glorious**, *a*, પ્રતાપી; મહિમાવાળું. વખાણવાજોગ; વિખ્યાત.
**Gloriously**, *ad.* તેજથી; પ્રતાપથી; વૈભવથી.
**Glory**, *n.* તેજ; પ્રકાશ. ખુબી; વડાઈ; મોટાઈ; કિર્તિ; ખ્યાતિ; નામ; પ્રતિષ્ઠા. સ્વર્ગનું સુખ; સ્વર્ગ. *v. i.* હરખાવું; આનંદ પામવો; બહુ ખુશી થવું. અભિમાન માનવું.
**Gloss**, *n.* સફાઈ; તેજી; ઓપ; ચળકાટ. બ્હારની ટાપટીપ. ઉપરથી સારો લાગે એવો અર્થ. ટીકા; સમજુતી; ભાષ્ય. *v. t.* ચળકતું કરવું ઘુંટવું. ટીકા કરવી. ઓપવું. છાવરવું. સારૂં દેખાડવું. [તેવું.
**Glossarial**, *a.* વ્યાખ્યા ભરેલું; જેમાં ટીકાછે
**Glossary**, *n.* વિશેષાર્થકોશ; પારિભાષિકકોષ; ગ્રંથમાંના શબ્દના અર્થનો કોશ.
**Glossiness**, *n.* સફાઈ; ઝલે; મોહોરી.
**Glossology**, *n.* શબ્દનો અર્થ તથા વર્ણન.
**Glossy**, *a.* સફાઈ ને ચળકાટવાળું.
**Glottal**, *a.* ગળામાંનાં શ્વાસમાર્ગના દ્વારસંબંધી.
**Glottalite**, *n.* ગ્લાસગો બંદર નજીક કલાઈડ નદીને કાંઠે થતો સફેદ કાચમણીના જેવો ખનીજ પદાર્થ.
**Glottis**, *n.* ગળામાંના શ્વાસમાર્ગનું દ્વાર.
**Glove**, *n.* હાથનું મોજું.
**Glover**, *n.* હાથનાં મોજાં કરનાર.
**Glow**, *v. i.* ધમધમવું; તપવું. ખીલવું; દીપવું; લાલચોળ થવું. મ્હોંએ શેરડા પડવા; લાલ થવું. બળવું; તપવું; ઉભરો-ઉમળકો આવવો. જુસ્સો લાગવો. *n.* લાલી; ચળકાટ; આગ; આંચ. ઉલશે; જોસ્સો; જોમ.
**Glowing**, *a.* ધમધમતું; ચળકતું; ખીલી રહેલું; ઉભરા-જોસવાળું.
**Glow-worm**, *n.* આગિયો કીડો.
**Gloze**, *v. i. & v. t.* ફોસલાવવું; મીઠી મીઠી વાત કરવી; સમજાવવું. ઉપરથી સારો જણાય એવો અર્થ આપવો. છાવરવું; સમજાવી વાળવું.

**Glucose**, *n.* દ્રાક્ષ અને બીજાં ફળો જેમાં ખાંડ જેવા પદાર્થ હોય છે તે.
**Glue**, *n.* સરસ *v. t.* સરસથી જોડવું; ચોંહોંટાડવું; ચોટવું.
**Gluey**, *a.* ચીકણું; ચોંહોંટે તેવું.
**Glum**, *a.* ખિન્નવદન; કાળમુખો; દુર્મુખો
**Glume**, *n.* છાલાં; ફોતરાં.
**Glump**, *v.* ખિન્નવદન દેખાડવું.
**Glumpy**, *a.* ખિનવદન-ઉદાસ.
**Glut**, *v, a.* ગળાસુધી ભરવું; ધરાઇ--ઓચાઇ જાય એવું કરવું. બજારમાં માલની ભરચક કરવી. *n.* રેલછેલ; અતિશય ભરાવ--ભરચક.
**Gluten**, *n.* ધાન્યાદિનો ચીકણો અંશ.
**Gluteus**, *n.* કુલા, ઢેકા.
**Glutinate**, *v t.* સરસથી વળગાડવું; ચ્હોંટાડવું.
**Glutination**, *n.* સરસથી ચ્હોંટાડવું તે.
**Glutinous**, *n.* ચીકણું; ચ્હોંટી જાય તેવું.
**Glutton**, *n.* અકરાંતિયું ખાનાર-ભોગ કરનાર; એક પ્રકારનું પશુ.
**Gluttonous**, *a.* બહુ ખાનારૂં; અકરાંતિયું.
**Gluttony**, *n.* અકરાંતિયાપણું; અત્યાહાર.
**Glycerine**, *n.* એક જાતનો ચરબીના તત્વનો ચીકણો મોઠો પદાર્થ.
**Glyph**, *n.* નકસી કામમાં શોભા તરીકે સલંગ લાંબી કોતરી કાઢેલી ખાંચ-દ્વાર-વાટ. [ કળા.
**Glyptics**, *n. pl.* ઝવેરપર નકસી કોતરવાની
**Gnarl**, *v. i.* ગુરગુરવું; ખીજાઇને બોલવું.
**Gnarled**, *a.* ગાંઠા-ગાંઠોવાળું.
**Gnash**, *v. t.* દાંત પીસવા-કકડાવવા.
**Gnat**, *n.* મચ્છર; ડાંસ.
**Gnaur, knaur, gnar or gnarr**, *n.* લાકડામાંની કઠણ ગાંઠ.
**Gnaw**, *v. t.* જરા જરા કરડી કરડીને-કોતરી કોતરીને ખાવું. ખવાઇ જાય તેવું કરવું.
**Gneiss**, *n.* કાચમણી; અબરખ અને સ્ફટિક સુરમાનો ખડક.
**Gnome**, પૃથ્વિના અંદરના ભાગમાં વસ્તો ખાણોનો રક્ષક પ્રેત; ટુંકું માર્મિક વાક્ય.
**Gnomic**, *a.* ટુંકું ને માર્મિક.
**Gnomon**, *n.* શંકુ યંત્રમાંની ઉભી કાતરડી. સમાંતર બાજુચોખણના બે કોમ્પ્લીમેન્ટને એક ચોરસ મળીને બનેલી આકૃતિ.
**Gnomonics**, *n. pl.* શંકુયંત્ર બનાવવાની કળા.
**Gnostics**, *n. pl,* અદ્વૈત મત માનનારા.
**Gnu**, *n.* દક્ષિણ આફ્રિકામાં વસ્તુ બળદની જાતનું શિંગડાવાળું જંગલી પ્રાણી.
**Go**, *v. i.* જવું; ગતિમાન હોવું; ચાલવું.-માં ગણવું-ખપવું-નભ્યા જવું. બનવું; ઉતરવું; થવું; ગર્ભ રહેવો; દહાડા હોવા. ખરાબ-પાયમાલ થઇ જવું. પહોંચવું.
To go about કામે લાગવું, કોશેશ કરવી.
To go about your business, જવું અને પોતાનું કામ સંભાળવું.
To go between, વચ્ચે પડવું, મધ્યસ્ત થવું.
A go-between, મધ્યસ્થ; દલાલ.
The go-by, યુક્તિથી સટકી જવું તે.
To go abroad, દેશની બહાર જવું; ઘરની બહાર ફરવું; જાહેર થવું.
To go aside, ખાનગી જગ્યાએ જવું.
To go astray, આડે માર્ગે જવું.
To go away, જતા રહેવું.
To go down, અદ્રશ્ય થવું; નાશ પામવું.
To go for nothing, રદ્દ થવું.
To go forth, બહાર નીકળવું; જાહેર થવું.
To go hard with, મુશ્કેલીમાં આવી પડવું; ભારે જોખમમાં આવી પડવું.
To go in, પ્રવેશ કરવો.
To go in & out, છુટથી જવું.

To go off, નાસી જવું; નાશ પામવો.
To go on, આગળ ચલાવવું.
To go out, બહાર આવવું; મુસાફરીએ જવું; હોલવાઈ જવું.
To go through, ખમવું, સંપુર્ણ રીતે બજાવવું.
To go ill with, ખરાબ હાલતમાં આવી પડવું.
To go well with, આબાદ થવું.
To let go, જવા દેવું; છુટ આપવી.
Go-cart, નાના બચ્ચાંઓની ચાલણ ગાડી.
Goad, n. આર; પરોણો. v. t. આર ઘોંચવી; ઉશ્કેરવું; ચઢાવવું.
Goaf or Gob, n. કોલસાનો થર કાઢયા પછી ખાલી પડેલો ભાગ.
Goal, n. નિકળવાનું કે પહોંચવાનું સ્થાન; મુકામ; ઉદ્દેશ; સાધ્ય વસ્તુ.
Goat, n. બકરો; અજ.
Goatchafer, n. વાંદાના જેવું જાનવર
Goat-herd, n. ભરવાડ; રબારી.
Goatish, a. બકરા જેવું; ઘણું વાસ મારતું; કામી; લંપટ.
Goatsucker, n. એક જાતનું જીવડાં ખાનારૂં પક્ષી.
Gobble, v. t. ડપાડપ કોળિયા ઉછાળવા; ગપ ગપ ગળી જવું. v. t. ટરકી પક્ષીના જેવો ગળામાંથી અવાજ કાઢવો.
Go-between, n. મધ્યસ્થ; દલાલ.
Goblet, n. પ્યાલું, પંચપાત્ર.
Goblin, n. છડન; ભુત; પ્રેત; પિશાચ.
God, n. ઇશ્વર; પરમેશ્વર; દેવ; દેવતા.
God-child, n. ધર્મ પુત્ર.
God-daughter, n. ધર્મકન્યા.
Goddess, n. દેવી.
God-father, n. ધર્મપિતા. ખ્રિસ્તી બાળકના બાપ્તિસ્મવેળા તેના વતી કોલ કરી તેને ધર્મનું ભણાવવાનો જુમ્મો માથે રાખે તે પુરૂષ.
Godhead, n, ઇશ્વરપણું; દેવત્વ; ઐશ્વર્ય.
Godless, a. અધર્મી; નાસ્તિક; પાપી.
Godlike, a. ઇશ્વરી; પ્રભુનું; અલૌકિક; ઉત્કૃષ્ટ.
Godliness, n. ધર્મિષ્ઠ-ભગવતીપણું; સન્માર્ગ.
Godly, a. ઇશ્વરનિષ્ઠ; ધાર્મિક.
God-mother, n. ધર્મમાતા.
God-send, n. ઇશ્વરના વિશેષ અણધારી કૃપા.
God-son, n. ધર્મપુત્ર.
God-speed, n. ફતેહ; નિર્વિઘ્ન પ્રવાસ.
God-ward, ad. ઇશ્વર તરફ.
Goethite, n. સહેજ રાતા અને કાળા રંગનો.
Goffer, v. કરચલી; બીલોરી કાચ જેવો ખનીજ પદાર્થ, વાટા-ચીણ-પાટલી વાળવી.
Goggle, v. i. ડોળા-આંખ આંગુીગમ પેલીગમ ફેરવવી, [ તારવાળો ચશ્મો.
Goggles, n. pl. ઘોડાની અંધારી; આંખનો
Goitre, n. ગળગુંડ. ગળાઉપર રસોળી-પાડું.
Goitrous, a. ગળા ઉપર રસોળી થયલું.
Gold, n. સોનું; સુવર્ણ; કંચન; પૈસો; ધન. a. સોનાનું-જેવું.
Gold-lace, સોનેરી જરની બનાવેલી ફીત.
Gold leaf, સોનાને ટીપીને તદન પાનળો કરેલો કટકો.
Gold-dust, સોનાની રજકણો.
Gold-haired, સોનેરી વાળવાળું.
Golden number, ચંદ્રનું યુગ જે વરસે પુરૂ થઇ રહેછે તે બતાવનારી સંખ્યા. [ ચંદ્રનું યુગ ૧૯ વરસની મુદતે પુરૂં થાયછે જ્યારે અમાસ અને પુનમ પાછા એક સરખાજ દીવસે આવેછે. ]
Golden rule, ખ્રિસ્તી ધર્મમાંનો એક અગ

ત્યનો ઘડો જે આ પ્રમાણે છે:—'જેવી વર્તણુ-
કની તમે બીજાઓ તરફથી આશા રાખતા હો
તેવીજ રીતે તમે તેઓ તરફ વર્તો.'

**Gold field,** જે પ્રગણામાંથી સોનું મળેછે તે.

**Gold-beater's skin,** બળદના મોટા આંતર-
ડાનું ઉપલું પડ જે વરખ બનાવતી વેળાએ
કામમાં આવે છે.

**Golden age,** સતયુગનો કલ્પીત જમાનો.

**Golden fleece,** યુનાની લોકોની કલ્પીત કથા
મુજબ સોનાનું બનેલું ઉન કે જેની શોધમાં
જેસને મોટી સફર કરી હતી.

**Goldbeater,** *n.* સોનાના વરખ બનાવનાર.

**Golden,** *a.* સોનેરી; કીમતી. ઉમદા ; અતિ-
લાભસુચક. [ પક્ષી.

**Goldfinch,** *n.* ચકલીની જાતનું એક સુંદર

**Goldfish,** *n.* ચળકતાં સોનેરી રંગની લાલ
માંછલી.

**Goldsmith,** *n.* સોની ; સોનાર.

**Goloeshoe,** see *galoche.*

**Gomeril,** *also* **Gomral,** *n.* બેવકુફ માણસ;
*adj.* બેવકુફ.

**Gomuti,** *n.* કાથો.

**Gondola,** *n.* એક પ્રકારની મોજ મારવાની
ચપટા તળીઆવાળી હોડી. [ચલાવનાર.

**Gondolier,** *n.* મોજની હોડી હાંકનાર—

**Gone,** *pp.* of *go.* ગયું, રવાના થયલું; જતું
રહેલું; ખોયું; નાશ પામ્યું.

**Gong,** *n.* ઝાલર ; મોગરી ઠોકી વગાડવાની
ઘડિયાળ.

**Goniometer,** *n.* ઘનાકુતિવાળી ચીજોના
કોણ માપવાનું યંત્ર.

**Gonorrhœa;** *n.* પરમીઓ.

**Good,** *a.* સારું; રૂડું; મઝેનું. ભલું સદા-
ચારી. ઉપયોગી. જોઈએ તેવું, વજનદાર.
ખરા દિલનું. વ્યવહારીક ; ઠીક. *n.* રૂડી-
ભલી વાત. લાભ *pl,* સામાન , જંગમ
માલમતા.

**Good Friday** ઈસુ ખ્રીસ્તના વધસ્તંભ ઉપર
મરવાનો વાર્ષિક દીવસ.

**To make good,** નુકસાની ભરી આપવી;
સાબિત કરવું.

**To stand good,** મક્કમ રહેવું. [ળવું તે.

**As good as his word** પોતાનું વચન પા-

**For good and all,** તદન; સદન તરને
માટે.

**Good-bye,** વિદાય થતી વેળાએ કરવાની સલામ.

**Good-speed,** ફતેહ માટેની સારી ઈચ્છા.

**Good-breeding,** *n.* સારી કેળવણીથી શિખ-
વેલી વિવેક ભરેલી રીતભાત.

**Goodliness,** *n.* સૌંદર્ય; ખુબસુરતપણું.

**Goodly,** *a.* ખુબસુરત, ખુશકારક., મોટું.

**Good-man,** *n.* ભાઈ; ભલા માણસ, ભર્તાર
ધણી ; માલિક. [લાઈ. મેહેરબાની;

**Goodness,** *n.* ખુબી; સારો ગુણ ; નેકી ; ભ-

**Goodwill,** *n.* ઉઅકો ; હાથ ઉંચકામણી વેહે-
પારીની ઘરાકી. પરોપકાર બુધ્ધિ,

**Goose,** *n* ( *pl. geese* ) હંસણી, બતકની
જાતનું પક્ષી. મુર્ખો ; કમઅક્કલ માણસ.
દરજીનું એક હથિયાર.

**Goosery,** *n.* હંસોને રાખવાની જગ્યા ;
મુર્ખાઈ.

**Goose-foot,** એક જાતનો ઈંગ્રેજી રોપો કે જેનાં
પાત્રા હંસના આકારના હોય છે.

**Goose-quill,** હંસના પીછાની કલમ,

**To cook one's goose,** કોઈને છેતરવું;
મુર્ખ બનાવવો. [દતું હંસ.

**Green-goose,** ચાર મહિના કરતાં ઓછી મુ-

**Gopher,** *n.* ખીસકોલીના કદનું અમેરિકામાં

મળી આવતું લાં કાતરનારૂં જાનવર; એક જાતનો કાચબો.

**Gorcock**, *n.* જંગલી મરઘો—બતક.

**Gordian**, *a.* અતિશય ગુંચવાળું; ગુંચવણ ભરેલું.

**Gordian knot**, અસલના વખતમાં ગોરડી અસ નામના રાજાએ નહીં છુટે એવી બાંધેલી ગાંઠ કે જેના છોડનારને માટે એવો ભવિષ્યવાદ હતો કે તેને એશિયાખંડનું રાજ્યપદ મળશે. મહાન સિકંદરે પોતાની તલવાર વડે તે ગાંઠને કાપી નાંખી હતી; નહીં છુટી શકાય એવી ગુંચ.

**Gore**, *n.* બંધાઇ-ગુંઠાઇ ગયલું જાડું રગડ-લોહી. અંગરખા વગેરેની કળી-ખુંટિયું. *v. t.* અણીદાર હથિયાર મારવું-ભોંકવું-ભોંકવું.

**Gorge**, *n.* ગળું; ગળાની નળી. ડુંગર વચ્ચે સાંકડી નેળ. ગળેલો ભક્ષ-કોળિયો. *v. t.* ગળી જવું; ડબડબખાઇ જવું; ધરાઇ જવું; અકરાંતું; ગળા સુધી ખાવું. [કદાર-વાળું.

**Gorgeous**, *a.* શોભાયમાન; દબદબા-ભભ-

**Gorgeously**, *ad.* ઝળઝળાટથી; શોભાથી.

**Gorget**, *n.* કંઠ ત્રાણ; ચપરાસ; ગળાનું બખતર- કવચ.

**Gorgon**, *n.* એક પ્રકારનો યુનાની લોકોએ માનેલો વિકરાળ રાખસ; કોઇપણ વિકરાળ કે કદરૂપી વસ્તુ. [માણસ જેવડું વાંદરૂં.

**Gorilla**, *n.* એક પ્રકારનું આફ્રિકા ખંડમાંનું

**Gormand**, *n.* અકરાંતિયું-ખાઉધર માણસ.

**Gormandize**, *v. i.* ચાંપીને જમવું; અતિ આહાર કરવો. [આહાર કરનારો.

**Gormandizer**, *n.* અકરાંતિયું ખાનાર. અતિ

**Gorse**, *n.* એક જાતનું કાંટાવાળું જાડું છોડ.

**Gory**, *a.* બંધાએલાં લોહીથી ખરડાએલું; લોહી લોહાણ. [ખાનારૂં ગીધ પક્ષી.

**Goshawk**, *n.* એક જાતનું મોટું અને અતિ

**Gosling**, *n.* હંસનું બચ્ચું.

**Gospel**, *n.* સુવાર્તા; શુભવર્તમાન. ખ્રીસ્તી મતે સ્વીકારેલી મુખ્ય વાતો; ક્રાઇસ્તનું વૃત્તાંત.

**Gospel-truth**, નવા કરારના મત—સિદ્ધ નીયમો; સિદ્ધ સત્યવાત.

**Gossamer**, *n.* કરોળિયાના જાળાં જેવી હવામાં ઉડતી ઝીણી પાતળી ચીજ.

**Gossip**, *n.* ગપ્પીદાસ; વાતશુર-વાતુડું માણસ. નકામી વાતો; ગપાટા, *v. i.* ફરત ફરીને વાતો કેહેવી-કરવી.

**Gossiping**, *a.* ગપ્પ મારતું; ગપ્પી.

**Got**, *pret.* of *Get.* મેળવેલું.

**Gotten**, *pp.* of *get.* પ્રાપ્ત કરેલું,

**Goth**, *n.* પ્રાચીનકાળમાં યુરોપના પુર્વ ભાગમાં વસનાર એક જાતના લોક; કોઇ જંગલી માણસ; બબુચક.

**Gothic**, *a.* ગાથ લોકને લગતું. ઉંચા અને નોકદાર મેહેરાબોની એક જાતની બાંધણીનું. જુનું. જંગલી. ગાથ લોકની ભાષા

**Gothicism**, *n.* ગાથ લોકોની ભાષારૂઢી. જંગલીપણું.

**Gouge**, *n.* ગુંગળી કે ગુંગળાની ફાડ જેવી ફરશી:વીંધણું. *v. t.* ગોળ ફરશીથી ખોબણ કાહાડવી.

**Gourd**, *n.* તુમડું-ડી; કુપી. તુમડાંનો વેલો.

**Gourmand**, *n.* ખાઉધર માણસ.

**Gout**, *n.* સંધીવા; વાતરોગ. સ્વાદ; લેહેજત.

**Gouty**, *a.* સંધીવાથી પીડિત.

**Govern**, *v. t.* સત્તા-રાજ-મરજીપ્રમાણે ચલાવવું; કબજા-તાબા-કાબુ-અધિકારમાં રાખવું-બંદોબસ્ત કરવો.-ના સંબધમાં વિભક્તિ આવવી. *v. i.*-નો હુકમ ચાલવો.

**Governabe**, *a.* હુકમને તાબે હોય એવું.

**Governance,** *n.* જાહેર અમલદારનો કારભાર; ઉસ્તાદની ફરજ. ચાલચલગત.
**Governess,** *n.* બાળશિક્ષક સ્ત્રી.
**Government,** *n.* રાજ્ય; હુકુમત; અનલ; બંદોબસ્ત; વ્યવસ્થા. રાજ્ય વહિવટ-રીતિ-નીતિ. સંસ્થાન; રાજ્ય. સરકાર. ખબરદારી; કબજો. [કારે કરેલું.
**Governmental,** *a.* સરકારને લગતું; સર-
**Governor,** *n.* હાકેમ; સત્તામાં રાખનાર; સરસુબા. જુવાન પુરૂષને ભણાવનાર.
**Governorship,** *n.* હાકેમનો હોદો.
**Gowk,** *n.* છેતરાઈ જાય એવો ભોળો--મુર્ખ, *v.* ભોળવવું; મુર્ખ બનાવવો.
**Gown,** *n.* લાંબો ખુલતો ઉપર પેહેરવાનો જામો-ઝભ્ભો. સ્ત્રીઓને સહુથી ઉપર પેહેરવાનું લુગડું.
**Gownsman,** *a.* વકીલ, પાદરી, વિદ્યાર્થી વગેરે વગેરે ધંધાનાં લોક લાંબા ઝભ્ભા પેહેરે છે તે ધંધાનાં માણસ.
**Gozzard,** *n.* હંસો-બતકોનો રખેવાળ.
**Grab,** *v. t.* પકડવું; ધરવું.
**Grabble,** *v. i.* અંધારામાં ફાંફાં મારવાં.
**Grace,** *n.* મેહેરબાની; કૃપાદષ્ટિ. ઈશ્વરની રેહેમ નજર. મન પ્રસન્ન કરે એવો ગુણ-ખુબી. ખુબસુરતી; રૂપાળાપણું. લાવણ્યતા. પ્રાચીનકાળના કલ્પેલી ત્રણ અપ્સરાઓ. ડયુકનો કે મુખ્ય ધર્માધ્યક્ષનો ખિતાબ-ઉપનામ. જમતાં પેહેલાં કે પછી ઈશ્વર પાડની ટુંકી બંદગી. હુંડી પાકયા પછી મુદત-છુટના દિવસ *v. t.* શોભાવવું; દીપાવવું.
Good grace, મહેરબાની; મિત્રાચારી.
The Graces, જુનાની અસલી કલ્પીત કથામાં વીનસ દેવીની હજુરમાં રહેનારી ત્રણ બહેનો કે જે ખુબસુરતી બક્ષનાર કહેવાતી હતી; ખુબસુરત સ્ત્રીઓ; દીલખુશ કરનારા હુનરો.
Days of Grace, હુંડી પાકયા પછી તેના નાણા ભરવાનેજે ત્રણ દહાડાની મુદત આપવામાં આવે છે તે.
**Grace-cup,** આગલા જમાનામાં (ઈગ્લાંડમાં) સુવા જતાં પહેલાં જે છેલ્લું દારૂનું પ્યાલું સેવામાં આવતું તે.
**Graceful,** *a.* ખુબી-લાવણ્યતાવાળું; દેખાવડું.
**Gracefully,** *ad.* ઢાળથી; ખુબીથી; શોભીતી રીતે. [ઈશ્વરે વિસારેલું. પાપી.
**Graceless,** *a.* ખુબી-લાવણ્યતા વગરનું.
**Graces,** *n. pl.* (રૂમિ પુજકોની ત્રણ ખુબસુરત દેવીઓ.) મેહેરબાની; કૃપાદષ્ટિ; મૈત્રી; દોસ્તી. લાકડીની અને ગોળ પાટાની રમત.
**Gracious,** *a.* કૃપાળુ; મેહેરબાન. મનોહર; ખુબસુરત. ઈશ્વર કૃપાથી બનેલું.
**Graciously,** *ad.* કૃપાદષ્ટિથી; રહેમથી.
**Gradation,** *n.* દરજ્જો; પાયરી; ચઢઉતર રચના. એક રંગનું બિજા સાથે બેમાલુમ ભળાવું તે. [ચાલતું.
**Gradational,** *a.* પાયરી પાયરીએ જતું-
**Grade,** *n.* દરજ્જો : પાયરી ; હોદ્દો; જાત ; કિસમ. *v. t.* બરાબર-સારો ઉતરણ કરવો ; ઢાળ આપવો-દેવો.
**Gradient,** *a.* ડગલે ડગલે વધતું-ચાલતું. ક્રમ પ્રમાણે ચઢતું.-ઉતરતું *a.* સડકના રસ્તામાં ચઢાવ-ઢોલાવ-વાંક. ચઢાવ ઉતરણ; ઢળાવ; ચઢાણ; ઢાળ. [રફતે રફતે.
**Gradual,** *a.* ક્રમાનુસાર; ધીમે ધીમે થતું;
**Gradually,** *ad.* રફતેરફતે; ધીમે ધીમે; હળવે.
**Graduate,** *v. t.*-માં સરખા અંતરના આંકા-પાયરી પાડવી. ક્રમપ્રમાણે ચઢતું ઉતરતું ગોઠવવું. *v. i.*-ને વિદ્યાલયમાં ખિતાબ મળ-

વો. a. કોઇ વિદ્યા કે કળામાં ખિતાબ મેળવનાર; પદધારી [હુથીઆર.

**Graduator,** n. સરખે અંતરે આંક પાડવાનું

**Graft,** n. ઝાડમાં કરેલી કલમ. v. t. એક વસ્તુમાં નવી વસ્તુનો પ્રવેશ કરી તેની વૃદ્ધિ કરવી.

**Grail or Gradual** n. રોમન કૅથોલીકોની સ્તોત્ર પોથી-અભંગમાળા.

**Grain,** n દાણો; કણ. pl. દાણા; અનાજ; ધાન્ય. કણ; રજ. સૌથી નાના તોલનું કાટલું-તોલ; રતી; ચોખા. કુમાશ; ઘટત્વ. લાકડા વગેરેના રેસાની ગોઠવણની તરાહ.

**Grains,** માછલીઓને ભોંકવા માટે દરીયામાં વપરાતું હથીયાર; અનાજના છાલાં.

Against the grain, રેસાથી આડું.

To go against the grain, દ્વેષભાવ બતાવવો; ઈર્ષા કરવી.

To dye in grain, કાચી વસ્તુને રંગવી; પાકો રંગ આપવો.

**Grain-parcher,** n. ભાડભુંજો.

**Gramineous,** a. ઘાસને લગતું-ના જેવું.

**Graminivorous,** a. ઘાસ ખાનાર-ખાઉ.

**Grammar,** n. વ્યાકરણ; ભાષા-વાણીશાસ્ત્ર. વ્યાકરણ ગ્રંથ. વિદ્યાના મુળતત્વોનો ગ્રંથ.

**Grammarian,** n. ભાષાશાસ્ત્રી; વૈયાકરણ; વ્યાકરણશાસ્ત્રી-ગુરૂ.

**Grammatical,** a. વ્યાકરણ સંબંધી.

**Grammatically,** ad, વ્યાકરણાનુસાર.

**Gramme,** n. ૧૫-૪૩૨ ગ્રેન જેટલું ફ્રેંચ વજન.

**Grampus,** n. ઉત્તર તરફના સમુદ્રોમાંની એક જાતની મોટી માછલી.

**Granary,** n. અનાજનો કોઠાર.

**Grand,** a. મોટું; મહાન; પ્રૌઢ; વિશાળ. અમીર; મોટા મરતબાવાળું.

**Grandam,** n. ડોસી; દાદી; વડી આઈ.

**Grandee,** n. ઉમરાવ; અમીર; ઉંચી પદિનું માણસ. [વિશાળપણું; મહાનતા-

**Grandeur,** n મ્હોટપણું; પ્રૌઢતા; ગૌરવ;

**Grand-father,** n. દાદો કે વડવો.

**Grandiloquence,** n. પ્રૌઢ ભાષણ; ખાલી મોટા મોટા બોલવાળું ભાષણ.

**Grandjuror,** n. અપરાધી છે કે નથી એવું ઠેરવનારી પંચની સભામાંનો એક સભાસદ.

**Grandjury,** n. અપરાધી છે કે નથી એવું ઠેરવનારી પંચની સભા.

**Grandsire,** n. દાદો; વડવો; પૂર્વજ.

**Grandson,** n. છોકરા કે છોકરીનો છોકરો; પૌત્ર, દૌહિત્ર [તેનું ખેતર.

**Grange,** n. જે ખેતરમાં રેહેવાનું ઘર હોય છે

**Granite,** n. એક જાતનો-અકડીઓ પથ્થર.

**Granitic,** a. અકડિયા પથ્થર સંબંધી.

**Granivorous,** a. અન્ન-ધાન્યભક્ષક.

**Grant,** v. t. આપવું; માલકી-કબજો આપવો; માગ્યું આપવું. તકરાર ન કરતાં સ્વીકારવું-માની લેવું; હા પાડવી. n. દાન બક્ષીસ આપેલી વસ્તુ. ઈનામ; લખત કરી સરકારે કરેલું જમીનનું ઈનામ.

**Grantee,** n. ઈનામ લેનાર; ગ્રાહક; ગ્રહીતા.

**Granter-or,** n. દાતા; ઈનામ આપનાર.

**Granular,** a. દાણાદાર-ના જેવું; દાણાદાણાવાળું [કરવું.

**Granualte,** v. t. દાણા પાડવા; દાણાદાર

**Granulation,** n, દાણા પાડવા તે; દાણાદાર થવું તે: અંકુર.

**Granule,** n. નાનો દાણો-કણ- [દાણાવાળું.

**Granulous,** a. દાણા ભરેલું; કણમય; દાણા-

**Grape,** n. દ્રાક્ષ; દરાખ.

**Grapeshot,** n. ગરબાછાંટની ગોળીઓ. [સચિત્ર

**Graphic,** a. રસભર વર્ણવેલું-બતાવેલું;

**Graphite,** *n.* જેની પેન્શીલ બને છે તે ખનીજ પદાર્થ અને જે રસાયનોમાં તે નામે ઓળખાય છે તે; શુદ્ધ કોલસો.

**Grapnel, Grapline,** *n.* ચાર પાંચ દાંતાનું લ્હોનું લંગર-બિલાડો.

**Grapple,** *v. t.* & *v. i.* જોરથી બાઝવું-ઝાલવું પકડવું; લડતી વેળા સજ્જડ બાથ ભીડવી. હામ ધરી કરતાંથી સામા થવું. *n.* ઝુંમાળ; પકડ. બીડેલો લડાઈ. વહાણ પકડવાની આંકડી.

**Grasp,** *v. t.* જોરથી છીનવી-ઝુટવી લઇ સખત પકડી રાખવું; પકડવું; પકડી ઝડપી લેવું. જોરની મુઠ્ઠી-કબજો. બુદ્ધિની પહોંચ; સમજશક્તિ. [ઝુટવાની દૃષ્ટિ રાખે એવું.

**Grasping,** *a.* છીનવી લેવાને તેવું. લોભિયું;

**Grass,** *v. i.* ઘાંસ; ખડ; ચારો; તૃણ; કડબ: ઘાંસના જેવા છોડ. *v. t.* ઊપર ઘાંસ વધી જવું.

**Grass-hopper,** *n.* ઘાંસમાં રેહેનારું એક જાતનું જીવજંત; તીડ. [તેવી હાલત

**Grassiness,** *n.* જ્યાં ઘણું ઘાંસ-ખડ છે-

**Grass-bachelor,** *n.* જેની સ્ત્રી ઘેર હોય તે.

**Grass-plot,** *n.*. ઘાંસથી ઢંકાયલી સપાટ જગ્યા.

**Grass widow,** *n.* જે સ્ત્રી પોતાના ધણીથી જુદી રહેતી હોય તે, ને તે હૈયાત છે કે નહી તેની તેણીને ખબર ન હોય એવી સ્ત્રી; જે સ્ત્રીનો ધણી લાંબી મુદત સુધી પરદેશ ગયો હોય તે.

**Grassy,** *a.* ઘાંસવાળું-નું-જેવું; લિલું.

**Grate,** *v. t.* ખરર ખરર-કઠોર અવાજ થાય એમ ઘસવું. કરકરા પદાર્થ જોડે ઘસવાથી થોડે થોડે ઘસાઇ જવું; ખમણવું. ખોટું લાગવું; દુઃખ લાગવું-થવું. ઘસાઈને કઠોર અવાજ કરવો. *n.* ગળવાની જાળી; ધુમાડિયાની હેઠળ આડાસળિયા ભીતમાં જડો કરેલી સગડી. [કૃતજ્ઞ; સ્વાદિષ્ટ; રસદાર; મનોરંજક.

**Grateful,** *a.* પાડ-ગુણ માનનાર. આભારી;

**Gratefully,** *ad.* પાડ-ગુણ માનીને; કૃતજ્ઞતાપૂર્વક; નીમક હલાલીથી; પસંદ પડતી રીતે.

**Gratefulness,** *n.* કૃતજ્ઞતા; ઉપકાર સ્મરણ.

**Grater,** *n.* ખમણી.

**Gratification,** *n.* મન-સ્વાદેન્દ્રિ-સુખને તૃપ્ત-ખુશી કરવું તે. સંતોષ; તૃપ્તિ; આનંદ. બદલો; ઈનામ; સુખડી. લાંચ; રુશવત.

**Gratify,** *v. t.* તૃપ્ત-ખુશી કરવું; સંતોષ-આનંદ પમાડવો. [ગાળવાની-ગળવાની જાળી.

**Grating,** *a.* ખુંચે એવું; કર્કશ; કઠોર; સળિ-

**Gratingly,** *ad.* કંટાળો-ગુસ્સો ઉપજાવે એવી રીતે. [કિંમત.

**Gratis,** *ad.* મફત; ફોકટ; અમસ્તું; વગર

**Gratitude,** *n.* નિમકહલાલી; વફાદારી; ઉપકાર સ્મરણ; કૃતજ્ઞતા.

**Gratuitous,** *a.* મફત આપેલું-કરેલું-ફોકટનું-વગર કારણે કરેલું; અમસ્તું.

**Gratuitously,** *ad.* મફત; અમસ્તું.

**Gratuity,** *n* ઈનામ. બક્ષીસ; ભેટ; દાન.

**Gratulate,** *v. t* મુબારકબાદી આપવી.

**Gratulation,** *n.* મુબારકબાદી; મુબારકી; વધામણી. [મુબારકીનું.

**Gratulatory,** *a.* મુબારકબાદી સંબંધી;

**Gravamen,** *n.* ફરિયાદ-દાવાનું મુખ્ય-ખરું કારણ.

**Grave,** *n.* ઘોર; મુડદું દાટવાનો ખાડો; કબર. મોત; આખર. *a.* અગત્યનું; વજનભારદાર; ગૌરવવાળું; ગંભીર; ભારેખમ; ઘેરું; ઘાડું. નીચો સુર; અનુદાત્ત. *v. t.* ખોદવું; કોરવું; કોરીને ડોળ કાઢવું; કોતરણી બનાવવું; કોતરવું.

**Grave-clothes,** જે સાથે મુએલાને દાટવામાં આવેછે તે કપડાં.

**Gravedigger,** ઘોર ખોદનાર.

Graveless, ઘોર વગરનો.
Grave-stone, લેખ વાળો પથર; મૃત્યુસ્તંભ
Grave-wax, ( see adipocere ) ઘણું કરીને ઘોરે આગળથી મળી આવતો ચીકણો પદાર્થ.
Gravel n. કંકર; કાંકરો. મરડિયા—નાના પથરા. મુતખડો; પિશાબનીપથરી v. t. ઉપર કાંકરારેતી પાથરવી ગભરાવવું; મુઝાવવું; અંતરાવવું-ગુંચવવું. [પટેલું.
Graveless, a. ઘોરવગરનું; નહીં દાટેલું; ઉઘાડું
Gravelly, ad. કાંકરાનું; નાના પથરા-મરડિયાવાળું.
Gravely, ad. ગંભીરપણાથી; ન હસતાં.
Graveness, n. ગાંભીર્ય; ગંભીરતા—પણું. ભારબોજ.
Graveolence, n. દુર્ગંધ; બદબો.
Graveolent, a. દુર્ગંધ વાળું.
Graver, n. કોતરવાનું હથીઆર.
Graves, also Greaves, n. ચરબીને પીગલ્યા પછીનો નીચે રહેલો થરો જેમાંથી કુતરા વગેરે જાનવરો માટે એક જાતનો ખોરાકબનાવવામાં આવેછે.
To grave a ship, વહાણના ખોખાને તારનેબદલે ચરબીનો થરો લગાડવો. [જગ્યા.
Graveyard, n. કબરસ્તાન; મુડદાં દાટવાની
Gravid, a. બોજદાર; સગ ; ભારેવગું.
Gravidity, n. સગર્ભાવસ્થા.
Gravitate, v. i. ગુરૂત્વાકર્ષણથી ખેંચાવું.
Gravitation, n. ગુરૂત્વાકર્ષણથી ખેંચાણ. ગુરૂત્વાકર્ષણ; કેંદ્રાકર્ષણ.
Gravity, n. ગંભીર-ભારેખમ-બોજદારપણું. અગત્યતા; ગૌરવ; મહત્વ. ગુરૂત્વાકર્ષણ.
Centre of gravity, ગુરૂત્વાકર્ષણ મધ્ય બિંદુ.
Gravy, n. માંસને રાંધતી વખત તેમાંથી પ્રવાહી થઈને ટપકી જતો રસ; રેરવો.
Gray, a. કાબર ચિત્રું; સફેદ; ધોળું; રાખના જેવા રંગનું, વૃદ્ધ; પુખ્ત.
Graybeard, n. વૃદ્ધમાણસ; દારૂ રાખવાનું મોટું માટીનું વાસણ.
Grayish, a. રાખોડીના—જરા સરા કાળા રંગનું.
Grayness, n. કાબરચિત્રાપણું. વૃદ્ધ-પુખ્તપણું.
Graze, v. t. જરા અડીને-ઘસડાઇને જવું. ચરાવવું; ચરવું. ચારવું; ચરતાં ખાળવું.
Grazier, n. ઢોર ચારનાર; ભરવાડ; ગોવાળ.
Grazing, n. ચારો; ઘાંસ.
Grease, n પશું પ્રાણીઓની નરમ ચરબી; કોઇપણ ચરબીવાળો કે તેલમય પદાર્થ. v. t. તેલ ચોપડવું; ચરબી લગાડવી; ઊંજવું. લાંચરૂશવત આપવી.
Greasiness, n. ચિકણાઇ; તેલકટપણું.
Greasy, a. ચિકણું; તેલકટ; તલિયું; ચરબીદાર. સુંવાળું; લીસું.
Great, a. મોટું; મહાન; પ્રૌઢ. વિશાળ; વિસ્તીર્ણ. લાંબું; ઘણું; બહુ ભારે. મુખ્ય; આગેવાન. અગત્યનું; વજન-બોજ દાર.
Greatly, ad. પુષ્કળ; બહુ; ઘણું.
Greatness, n. મોટાંપણું; મહિમા; પુષ્કળપણું; દબદબો; મ્હોટાઇ; [illegible]અત; શ્રીમંતી.
Greaves, n. pl. પગનું બખતર; પાદ કવચ. એક પ્રકારનું બુટ.
Grebe, n. બતકની જાતનું જળ કુકડું
Grecian, a. યુનાની દેશના પ્રાચીન લોક સંબંધી; યુનાની; યાવની.
Grecism, n. યુનાની લોકોની ભાષા પદ્ધતિ.
Greedily, ad. અકરાંતિયાપણાથી. અતિલોભથી
Greediness, n. અકરાંતિયાપણું; અતિલોભ.

**Greedy**, *a.* અકરાંતિયું ખાનાર; ખાવરું. અતિલોભી-લાલચુ-ઉત્કંઠિત.

**Greek**, *n.* યુનાન-યવન દેશના પ્રાચીન લોક-નીભાષા *a.* યુનાની.

**Greekfire**, *n.* એક જાતની સળગી ઉઠે એવી મેળવણી જે પાણી તળે બળી શકેછેતે.

**Green**, *a.* લીલું; લીલા રંગનું; લીલોતરી-વાળું. જોબનવાળું; ખીલી રહેલું. તાજું; નવું; કાચું; અપક્વ; નિરનુભવી; સમજણમાં કાચું. *n.* લીલોરંગ;લીલાસ. લીલોતરીવાળું-લીલું મેદાન.

**Greenbone**, *n.* બે જુદા જુદા વર્ગની ઇંગ્લંડ-માંની માછલી. [નોકૂલ-શાક.

**Green-crops**, *n.* લીલાં શાકભાજી વગેરે-

**Green-eyed**, *a.* એવી આંખવાળું કે જેને ખોટી વસ્તુની મારફતે જોવાથી લીલું દેખાય છે; અદેખું. [ખાનારું પક્ષી.

**Greenfinch** *n.* લીલા રંગનું એક જાતનું નાનું

**Green-gage**, *n.* એક જાતના આલુ.

**Green-grocer**, *n.* કાછિયો; પસ્તાગિયો; મેવાવાળો. [માણસ.

**Greenhand** *n.* અનુભવ વગરનો-અજાણ્યો

**Greenhorn**, *n.* કાચીબુદ્ધિ વાળો; નાદાન; જુવાનિયો.

**Greenhouse**, *n.* કુમળા-નાજુક રોપાઓને સંભાળથી લીલાને લીલા રાખવાનું ઘર. [પડતું.

**Greenish**, *a.* જરા લીલાંરગ-લીલાસ ઉપર આ-

**Green-room**, *n.* નાટક સ્થળમાં પડદાની અંદર વેશ ધારીને વેશ લેવાની ઓરડી.

**Greens**, *n. pl.* ઝાડ કે છોડનાં લીલાં-તાજાં પાંદડાં; એક જાતની ભાજી. [જમીન.

**Greensward**, *n*, ઘાંસથી ભરાએલી મેદાનની

**Greet**, *v. t.* સલામ-નમસ્કાર કરવા; માનવું; ભેટવું; ફેટો કરીને એક બીજાને ભેટવું.

**Greeting**, *n.* દંડવત; જોહાર; રામરામ; જેગોપાળ [દફતરદાર.

**Greffier** *n.* લખી નોંધી રાખનાર અમલદાર;

**Gregorian**, *a.* ગ્રેગરીને લગતું.

**Gregorian Calendar.** તેરમા ગ્રેગરી નામના પોપનું ઈ. સ. ૧૫૮૨માં સુધારેલું પંચાંગ.

**Gregarious**, *a.* સંઘચર; સાથમાં રહેવાની ટેવવાળું.

**Grenade**, *n.* શત્રુ ઉપર સળગાવીને નાખવાને પોલો દારૂ વગેરેથી ભરેલો ગોળો.

**Grenadier.** *n.* લશ્કરમાં ઉંચા જબરા સિપાઈની પલટણનો સિપાઈ.

**Grey**, *a.* રાખોડિયું; સફેદ; ઘોળું; ઉજળું.

**The grey mare is the better horse**, સ્ત્રી પોતાના ધણી ઉપર હુકમત ચલાવે છે.

**The Greys or Scots Greys**, (ઇંગ્લંડમાં) એક જાતની ઘોડેસ્વાર લશ્કરની ટુકડી.

**Greyhound**, *n.* દોડવામાં ઘણો ચપળ ને ઘણી બારીક દષ્ટિવાળો પાતળો દેખાવડો શિકારી કુતરો. [તાવડી-કઢાઈ.

**Griddle**, *n.* રોટલી શેકવાની છાછરી પોહોળી

**Gridiron**, *n.* માછલી અથવા માંસ શેકવાની ગ્રેલ. [કારણ.

**Grief**, *n.* દુઃખ; શોક; ખેદ; પસ્તાવો. દુઃખનું

**Grievance**, *n.* દુઃખડું; ઈજા; હરકત; દુઃખ.

**Grieve**, *v. t.* નો જીવ બાળવો-દુઃખવવો; ખેદ-દલગીર-શોકાતુર કરવું;થી જીવ બળવો. *v. i.* -નું મન દુખાવવું.

**Grievous**, *a.* ખેદ-શોકકારક; દુઃખ-ત્રાસ-દાયક; ભારે. ઘણું; મોટું. [એવી રીતે.

**Grievously**, *ad.* દુઃખથી; ઘણી પીડા કરે

**Griffin-on** *n.* વિરાટ રૂપ. નીચેનો ભાગ સિંહ જેવો ને ઉપરનો ગરૂડ જેવો એવું પ્રાચીન યુનાની લોકોએ કલ્પેલું એક પ્રાણી.

**Grig**, *n.* એક પ્રકારની ચપળ માછલી. રંગીલું-ખુશામીજાજી શખ્સ.
**Grill**, *v. t.* માંસને સળગી પર શેકવું. પીડાયવી; [દુઃખ લાગવું.
**Grim**, *a.* ભયંકર; વિકરાળ; બિહામણું.
**Grimace**, *n.* વાંકા ચુંકાં કરેલાં મ્હોં; ચાળા.
**Grimalkin** *n.* ઘરડી બિલાડી-ડો.
**Grime**, *n.* મેલ; કચરો મેરા, *v. t.* મેલું. કચરાવું કરવું. *n.* કીટ; કાટ; કીટણ; ખુબજ-ભરી બેસી ગયલી કાળાસ. [એનો સુરતથી.
**Grimly**, *ad.* ભયંકર મ્હોડાંથી; બિહીક લાગે
**Grimness**, *n.* મ્હોડાંઉપર દેખાતું ખુનીપણું.
**Grimy**, *a.* મેલું, કચરાલું; ગંદુ.
**Grin**, *v. i.* દાંતકાઢવા-દેખાડવા; દુઃખયા હાંસી કે તિરસ્કારમાં દાંતિયાં કરવાં *n.* દાંતિયાં.
**Grind**, *v. t.* દળવું; પિસવું; વાટવું; ચાવવું; ભારે વેરા નાખી હેરાન કરવું-પીડવું. ઘસીને ધાર ચઢાવવી. *v. i.* દળવું. દળાવું. ઘસાઇને લીસુંથવું; ગદ્ધાવૈતરું-ભારે મહેનત કરવી.
**Grinder**, *n.* દળનાર; પિસનાર. દાઢ; દાંત.
**Grindstone**, *n.* સરાણ. હથિયાર ઘસીને તેજ-
**Grip**, *n* ચુંગાલ; પકડ; બાય. [કરવાનો પથ્થર.
**Gripe**, *v. t.* જોરથી મુઠીમાં પકડીલેવું-પકડવું-ભીડવું. જોરથી પકડી લઇને ઝાલી રાખવું.-પો પેટમાં અમળાવવું-ચુંક આવવી. દુખવવું; ચ-મરટાં ભરી દુઃખ દેવું. *n.* સખત મુઠ; પંજો; હાથો. પીડા; જુલમ; ભારેપેશ *pl.* ચુંક; અમળાટ. [સ્ત્રી,
**Grisette**, *n*, ફ્રાન્સમાં જુવાન કામ કરનારી
**Grisly**, *a.* ભયાનક; ભયંકર; બિહામણું.
**Grist**, *n.* ઘંટીમાં એક વારનું દળણું. ખોરાકી; ભરી મુકેલું અનાજ.
**Gris-tle**, *n.* કુમળું હાડકું; કોમળાસ્થિ.
**Gristly**, *a.* કુમળા હાડકાંવાળું-જેવું.
**Grit**, *n. pl.* ઓટમાંનું ફુલું. જાડા દળેલા-ભરડેલા-છડેલા ઓટસ નામના દાણા રેતી, કંકર-કઠણ-ખરબચડા કાગુ-કાંકરી.
**Grittiness**, *n.* રેતાળપણું.
**Gritty**, *a.* રેતાળ; કાંકરીવાળું; રેતી કંકરવું.
**Grizzle**, *n.* કાબરો-બોળાસ મારતો રંગ.
**Grizzly**, *a.* કાબર ચિત્રુ; ધુસર; સફેદ કાળુ.
**Groan**, *n.* દુઃખ-ખેદનો ધીમો અવાજ-અરેઅરે કરવું. પીડાવું; દુઃખથી બુમ પાડવી. *n.* દુઃખનો ઓછો સાદ; ઉંડો શોકનો અવાજ. [ ગીરી
**Groaning**, *n.* હાય; અફસોસ; બેહદ દિલ-
**Groat**, *n.* ચાર પેન્સની કિંમતનું રૂપાનાણું. *pl.* છડેલા કે ભરડેલા ઓટસ નામના દાણા.
**Grocer**, *n.* ગાંધી; કરીઆણાંની દુકાન રાખનાર.
**Grocery**, *n.* કરિયાણાં; સઘળી જાતનો મસાલો.
**Grog**, *n.* પાણી ભેળેલો મોળો દારૂ.
**Grogshop or Groggery**, *n.* દારૂની દુકાન.
**Groggy**, *a* મસ્ત, છાકટો, પીધેલ.
**Grogram**, *n.* રેશમ અને ઉનનુંબનાવેલું કપડું.
**Groin**, *n.* જાંગનોથાપો; પેટ અને જાંગ વચ્ચે-નો શરીરનો બેઠેલો ભાગ.
**Groom**, *n.* હજુરીઓ; ચાકર. ઘોડાવાળો; રાવત; વિલાયતમાં રાજદરબારમાં એક અધિકારી. નવો વર; વર. [વરનો સોબતી; અણવર.
**Groom's man, or best man**, લગ્ન વેળાનો
**Groove**, *n.* ખાંચ; ખોભણ; પોલ; ચીલો, *v. t.* ખોભણ-ચાસ પાડવો; ખાંચ કરવી.
**Grope**, *v. i.* અંધારામાં ફાંફાં મારવાં-અથડાવું-ગોતાં ખાવાં *v. t.* ફાંફા મારીને શોધી કાઢવું.
**Gross**, *a.* જાડું; નાજુકી કે બારીકી વગરનું. ઘણું મહોટું; સ્થુળ. મોટું; ટહાડું; મંદ. નીચું; અશુદ્ધ; પશુવત. હલકું; ભુંડાણું; અ-મર્યાદ. ઘટ; અપારદર્શક. ઉઘાડું; દેખીતું; હડ-હડતું. કુલ; એકંદર; જુમલે. *n.* મુખ્ય ભાગ, બાર ડઝન એટલે ૧૪૪ નંગ.

**Grossart** *n.* ગુસબેરી નામનું ઈંગ્લાંડમાં થતું ફળ.

**Grossly**, *ad.* જાડી રીતે. ઉઘાડી-દેખીતી રીતે; અમર્યાદ રીતે. [ગાવદીપણું; તોછડાઈ,

**Grossness**,, *n.* જાડાઈ;માતેલાપણું. બેવકૂફાઈ;

**Grotesque**, *a.* વિચિત્ર; હાસ્ય ઉત્પન્ન થાય એવું; કુરંગ પ્રમાણે ચિત્રેલું-કાઢેલું. *n.* ગુફા; ભોંયરું.

**Grotto, Grot**, *n.* ભોંયમાં ગુફા; ભોંયરું.

**Ground**, *n.* ભોંય; જમીન. ભોંયભાડું; જાગીર. દેશ; પ્રદેશ. પાયો; આધાર; ધોરણ; કારણ. ચિત્રની ભોંય. *pl.* તળેબેઠેલો કચરો. *v. t.* ભોંય ઉપર મુકવું; પાયા-આધાર ઉપર રાખવું-સ્થાપવું; ચોક્કસ બેસાડવું. પાકું કારણ આપવું; મુળ તત્વો પાકાં શિખવવાં; પાયો પાકો કરવો. *v. i.* ભોંય ઉપર ચોંટી-ચઢી જવું.

**Ground-floor**, *n.* ભોંય તળિયું. [ વગરનું.

**Groundless**, *a.* નિષ્કારણ; અનાધાર; પાયા-

**Ground-plot**, *n.* જેપર ઇમારત બાંધી હોય તે.

**Ground-rent**, *n.* જમીનનું-ભોંયભાડું.

**Groundsel**, *n.* એક જાતનો જંગલી રોપો જે ઉપર પીળાં ફુલ થાય છે.

**Groundsil** *also* **sel**,, *n.* ભોંય સાથ સંબંધ ધરાવતું ઘરનું લાકડકામ.

**Ground-swell**, *n.* દરિયામાં વાવઝોડાથી થયેલો ઉછાળો-તરંગ-મોજા.

**Ground-tackle**, *n.* વહાણને નાંગરવાનો સામાન. [આધાર

**Ground-work**, *n.* મંડાણ; પાયો; મુળ કારણ-

**Group**, *n.* જમાવ; જોડું. ચિત્રમાં માણસ, પશુ કે ફુલ વગેરેનો જમાવ. *v. t.* સારાં દેખાય-ઠીક પડે એમ એકઠાં ગોઠવવાં-જોડવાં. મેહેલવાં જુદી જુદી ચીજો એકઠી મ્હેલવી.

**Grouse**, *n.* વગડાઉ મરઘો.

**Grove**, *n.* કુંજ; અમરાઈ; ઉપવન; ઝાડની ઘટા.

**Grovel**, *v. i.* પેટે-ઓંધસરસું-શરીર ઉંધું રાખી ચાલવું. ઉંધા પડેલા હોવું. નીચું હલકું થવું-હોવું.

**Groveller**, *n.* પેટે ચાલનાર.

**Grovelling**, *a.* નીચું; હલકું; તિરસ્કાર્ય.

**Grow**, *v. i.* વધતા જવું; વૃદ્ધિ પામવી. આગળ વધવું; વધતા જવું. ઉગવું; પાકવું; નીપજવું. થવું; થતા જવું. ના ઉપર ઉગેલું હોવું;-થી છંટાઈ જવું. *v. t.* પકવવું; ઉત્પન્ન કરવું.

**Growl**, *v. i.* ઘુરકવું; ચીઢાઈને બડબડવું-બોલવું *n.* કુતરા વગેરેનું ચીઢમાં ઘુરકવું.

**Grown**, *pp.* of *grow.* ઉગેલું; વધેલું.

**Growth**, *n.* વધ; વૃદ્ધિ; વધારો. ઉપજ; પાક. ફેલાવો; પ્રસારો. પરિણામ; ફળ.

**Grub**, *n.* કીડો. જીવડો. *v. t.* ખોદવું; ખોદીને કાઢવું. ઉંડો પદાર્થ બહાર કાઢવા ખોદવું.

**Grudge**, *v. t.* તકાવવું;-નીલાલચ-લોભ કરવો. ની અદેખાઈ કરવી. આપવાની આનાકાની કરવી; નાખુશીથી આપવું. પાછું મેળવવાની ઈચ્છા કરવી. *v. i.* નાખુશ હોવું;-વિષે જીવ કચવાવવો *n.* અદેખાઈ; ખાર; દુશમની.

**Grudgingly**, *ad.* નાખુશીથી; જીવ કચવાવાને.

**Gruel**, *n.* પેજ; કાંજી; રાબડી.

**Gruff**, *a.* કરડું; સખત; કટાખણું; કઠોર.

**Gruffly**, *ad.* કઠોર-કરડાપણાથી.

**Grum**, *a.* ચીઢિયું; ખરાબ સ્વભાવનું; કરડું.

**Grumble**, *v. i.* બડબડવું; કકલવું; દુઃખથી રોવું-રડવું.

**Grumbler**, *n.* બડબડનાર; નારાજ માણસ.

**Grumbling**, *n.* બડબડાટ; કકલાટ.

**Grume**, *n.* ગંઠાઈ-બંધાઈ ગયલું લોહી.

**Grumly**, *ad.* ચઢાવેલા મ્હોઢાથી; ગુસ્સા ભરેલા દેખાવથી.

**Grumous**, *a.* ગંઠાઈ-બંધાઈ ગયલું.

**Grunt**, *v. i.* ડુક્કરના-જેવું બોલવું-ડરકવું. *n.* ડુક્કરના જેવો અવાજ.

**Guaiacum**, *n.* એક જાતનો ગુંદર.

**Guano**, *n.* દરિયાઈ પક્ષીઓની હગારનું એક જાતનું ખાતર.

**Guarantee**, *v. t.* જામીન થવું; હામી ભરવી; જુમ્મો લેવો. *n.* જામીનગીરી; હામી. જામીન. જુમ્મો લેનાર. [જામીનગીરી આપેલું.

**Guaranteed**, *pp.* જામીન થએલું; જુમ્મો-

**Guard**, *n.* ગાડદી; રક્ષી; રખેવાળ; પાહેરેગીર. ખોભળો. ઘડીઆળની સાંકળી. *v. t.* સંભાળવું. પહેરો ભરવો; ચોકી-રક્ષણ કરવું; ખબર હોંશિયારી રાખવી.

**Guarded**, *a.* સંભાળવાળું; સાવધ; ચોક્કસ સાવધાની- હોંશિયારીથી કહેલું-કરેલું.

**Guardian**, *n.* વાલી. રાખનાર; સંભાળનાર. રક્ષક. સંભાળ રાખતું; નિગાહબાની કરતું.

**Guardianship**, *n.* વાલીપણું; રખેવાલી.

**Guava**, *n.* અમેરિકાના ઉષ્ણપ્રદેશોમાં થતું એક જાતનું ઝાડ.

**Gubernatorial**, *a.* સુબાને લગતું; હાકેમ સંબંધી. [ આંસ; આંસની ખીલી.

**Gudgeon**, *n.* એક જાતની માછલી; પૈડાનો

**Guerdon**, *n.* ઇનામ; બક્ષીસ; બદલો. *v. t.* ઇનામ આપવું; બદલો વાળવો. [ લડાઈ.

**Guerrilla**, *a.* ટોળાં—નિયમ વગરનું યુદ્ધ-

**Guess**, *v. t.* અટકળ કરવી-બાંધવી; ઉદ્દાંગથી-સુમારે-આસરે. અટકળથી કહેવું-કરવું-જાણવું. ધારવું; કલ્પવું. *n.* અટકળ; ઉદ્દાંગ.

**Guest**, *n.* પરોણો; મેમાન.

**Guidance**, *n.* માર્ગપ્રદર્શન; હીદાયત; ઉપરીપણું; રાહબરદારી; વહીવટ; કારભાર.

**Guide**, *v. t.* જોડે જઈને રસ્તો દેખાડવો; દોરી જવું; ભોમિયા થઈ લઈ જવું. ચલાવવું; વહિવટ કરવો. કેળવવું; માર્ગ બતાવવો; ભણાવવું. *n.* ભોમીઓ; વળાવો; માર્ગોપદેશક; રાહદર્શક.

**Gu leless**, *a.* ભોમીઆ વગરનું.

**Gu depost**, *n.* રસ્તો દેખાડવાને ઉભો કરેલો

**Guild**, *n.* કોઈપણ ધંધાનું મહાજન. [થાંભલો.

**Gu le**, *n.* કાવાદાવા; કપટ; પેચ; છળ.

**Guileful**, *a.* કપટી; દગાખોર. [ભોળું.

**Guileless**, *a.* નિષ્કપટ અકૃત્રિમ; સાફ;

**Guillotine**, *n.* ગરદન મારવાની સજા કરવાનો સાંચો.

**Guilt**, *n.* વાંક; કસુર; અપરાધ; તકસીર; પાપ. ગુનો. દોષવાનપણું.

**Guiltiness**, *n.* દોષ-તકશીરવાનપણું.

**Guiltless**, *a.* નિર્દોષ; નિર્પરાધી.

**Guilty**, *a.* અપરાધી; ગુનેહગાર. તકશીર-ગુનાહેતું; દુષ. [કિમ્મતનું સોના નાણું; ગેણી.

**Guinea**, *n.* ૨૧ શિલિંગ કે ૧૦॥ રૂપિયાની

**Guinea-worm**, *n.* વાળો એ નામનું પગમાં ઉત્પન્ન થતું ચામડીનું દરદ.

**Guise**, *n.* પેહેરવેશ; વેશ; રૂપ; ડોળ; દેખાવ; રીત; ચાલ; વહિવટ. સુરત; સિકલ.

**Guitar**, *n.* રૂદ્ર વિણા; સિતાર. [ખાડો.

**Gulf**, *n.* અખાત; મહોટી ખાડી. ભોંયમાં ઉંડો

**Gull**, *v. t.* ભોળવવું; છેતરવું; ભુલાવામાં નાખવું; ઠગવું. *n.* ભોળિયો. પગનાં આંગળાં ચામડીથી જોડાયલા એવું દરિયાઈ પક્ષી.

**Gullet**, *v.* ગળું; ગળાનો નળ; અન્નમાર્ગ.

**Gullibility**, *n.* ઘણુંજ ભોળાપણું.

**Gully**, *n.* નીક. *v. i.* નીક પડવી.

**Gulp**, *v. i.* ગબલઈગળી.ગટગટાવી જવું;ઢીંચવું. મહોટે ઘુંકે ગળી જવું. *n.* મહોટો ઘુંક.

**Gum**, *n.* ગુંદર. *pl.* દાંતનું પાઢું; અવાળુ *v. t.* ગુંદરથી ચોડવું-ચોટવું-ચોંટાડવું; ગુંદર લગાડવો-ચોપડવો.

**Gumboil,** *n.* ચઢી આવેલાં પાળાં-અવાળુ.
**Gumminess,** *n.* ચિકણાપણું.
**Gummy** *n.* ગુંદર જેવું-નું; ચિકણું.
**Gumption,** *n.* તિક્ષ બુદ્ધિ; બારીક નજર.
**Gun,** *n.* બંદુક, તોપ.
**Gun-barrel** *n.* બંદુકની નળી. [હોડી.
**Gun-boat,** *n.* એક બે તોપવાળી નાહાની
**Gun-cotton,** *p.* દારૂ જેવો શીઘ્રજ્વાળી એક પદાર્થ.
**Gun-fire,** *n.* તોપનો અવાજ.
**Gunner,** *n.* ગોલંદાજ; તોપચી; તોપમારનાર.
**Gunnery,** *n.* ગોલંદાજી; ગોળા નાખવાની કળા-આવડત.
**Gunning.** *n.* બંદુકથી શિકાર કરવો-મારવોતે.
**Gunpowder.** *n.* બારૂત; બંદુકનો દારૂ.
**Gunshot,** *n.* ગોળાનો ટપ્પો.
**Gunsmith,** *n.* બંદુક બનાવનાર.
**Gunstock** *n.* બંદુકનું કુંદું.
**Gunwale,** *n,* વહાણની બારદુની ઉંચ ઉપરની કોર.
**Gurge,** *n.* વમળ; પાણીમાં ભમરો થાયછે તે. અતિ ઉંડો-અગાધ ખાડો.
**Gurgle,** *v. i.* ખળખળ નિકળવું-જવું-વેહેવું.
**Gush.** *v. i.* ખળખળ કરીને બહાર વેહેવું- નિકળવું-પડવું. અચાનક ઉભળાથી કંઇ કામ કરવું.
**Gusset,** *n.* કપડાની-કાપડની કળી.
**Gust,** *n.* સ્વાદ; મોજ મજા; આનંદ; ઉપભોગ રૂચી; ભાવના. પવનનો ઝપાટો-સપાટો મનનો અચાનક ઉભરો.
**Gusto,** *n,* સ્વાદ; લેહેજત; રૂચી.
**Gusty,** *a.* તોફાની; જોસ ભરેલા પવનનું.
**Gut,** *n.* આંતરડાં. *v. t.* આંતરડાં બહાર કાઢવાં. લુટવું. [રસ છે.
**Gutta-percha,** *n.* એક જાતનો ગુંદર-ઝાડનો
**Gutter,** *n.* પાણી જવાની નિક; નિક; નાળું; મોરી; નળ.
**Guttural,** *a.* કંઠસ્થાની; કંઠ્ય; કંઠનું.
**Guy,** *n.* કોઇ ચીજને ચઢાવતી વખતે સીધી પકડી રાખવાનું દોરડું.
**Guzzle,** *v. t.* પુષ્કળ પિવાવું; ગટાગટ-ખાઉ પી જવું; ઢાસવું.
**Gymnasium,** *n.* તાલીમખાનું; અખાડો; કસરતશાળા; ઉંચા પ્રકારની વિદ્યાશાળા.
**Gymnast,** *n.* મલ્લ; કુસ્તી કસરત કરનાર-શીખવનાર.
**Gymnastic,** *a.* તાલીમને લગતું; કસરત-સંબંધી.
**Gymnastics,** *n. pl.* મલ્લયુદ્ધ-કુસ્તી-કસરત વિદ્યા; કસરત.
**Gymnosophist,** *n.* હિંદુસ્થાનના એક પ્રકારના જોગી.
**Gynarchy,** *n.* સ્ત્રીરાજ્ય. [સ્ત્રીસત્તાક રાજ્ય.
**Gynecocracy, Gyneocracy,** *n.* સ્ત્રીસત્તા;
**Gypseous,** *a.* ચાપાને લગતું; ચીરોળી સંબંધી.
**Gypsum,** *n.* ચાપાન; ચીરોળી.
**Gypsy,** *n.* એક જાતના રખડાઉ લોક.
**Gyral,** *a.* ગોળ-ચક્રાકારે ફરતું.
**Gyrate,** *a.* ગોળ ચક્રાકારે ફરતું. *v.* ગોળ-ચક્કર ફરવું.
**Gyration,** *n.* ગોળ ચક્કરમાં ફરવું તે.
**Gyratory** *a.* ગોળ-ગોળ ચક્કરમાં ફરતું.
**Gyromancy,** *n.* ગોળ-ચક્કર ફરી ભવિષ્ય કહેવાની રીત.
**Gyves,** *n.* પગની બેડી.

# H

**Ha, Hah,** *int.* આશ્ચર્ય-આનંદ-દુઃખ ઇત્યાદિ બતાવવાનો શબ્દ. [ વાનું હુકમનામું.
**Habeas Corpus,** *n.* અદાલતમાં હાજર કર-

**Haberdasher** *n.* સોયકાંસકીવાળો; ફીત, ટાંકણી, દોરા વગેરે વેચનાર.
**Haberdashery** *an.* દોરો, ટાંકણી, પાટી, બોરિયાં વગેરે સોય કાંસકીવાળાનો સામાન.
**Habergeon,** *n.* ગર્દનને છાતીનું બખતર.
**Habiliment,** *n.* પોસાક; લુગડાં; વસ્ત્ર.
**Habit** *n.* પ્રકૃતિ; તબિયત. આદત; ટેવ; અભ્યાસ. સ્વભાવ; ખાસિયત. લુગડાં; પોશાક; કપડાં. ધારો; રીત. અંગ્રેજ બૈરાંને ઉપરથી પેહેરવાનો બેસ્તો ડગલો. *v. t.* લુગડાં પેહેરવાં.
**Habit-shirt** *n.* બારીક કપડાની ચોળી-કાંચળી
**Habitable,** *a.* વસવા જેવું; રેહેવા લાયક.
**Habitation,** *n.* રેહેવા-વસવાની જગા-ઠેકાણું; ઘર; આવાસ.
**Habitual,** *a.* ટેવ-ધારાપ્રમાણેનું; નિત્યનું; અભ્યાસ જનિત.
**Habitually,** *ad.* ધારાપ્રમાણે; અભ્યાસ પડી ગયાથી; હંમેશ.
**Habituate,** *v. t.* મ્હાવરો-સહવાસ પાડવો; -ચીટેવપડવી.
**Habituated,** *v.* ટેવ પડેલું -વાળું; સહવાસ પડી ગયલું. [વળગ્યુ
**Habituldo** *n.* અભ્યાસ; ટેવ. ધારો; રીત;
**Hack,** *v. t.* વાંકું ચુંકું-આડું અવળું કાપી મુકવું; કાપા ઘા પાડી મુકવા. *n.* કાપા. કાપા; ઘા. ભાડુતી ગાડી કે ઘોડો. બોલવામાં થતો અટકાવ.
**Hacking,** *a.* અચકાતું -તોતડું બોલતું.
**Hackle,** *v. t.* સણ પિંજવું; જાડા સણમાંથી ઝીણું સણ જુદું પાડવું; પંજેટવું. તોડી નાંખવું; કકડા કકડા કરી-પાડી નાખવા.
**Hackney,** *a.* ભાડુતી; ભાડાનું. સાધારણ થઈ ગયેલું-કામમાં આવતું; પહોડવાનું; પહોડાવું. ચાવી નાખેલું. *v. t.* પહોડવું; ઘસી -ચાવી નાખવું; સાધારણ-જુનું કરવું.
**Hackneyed,** *a.* પહોડી-ઘસી નાખેલું એટલું. વરચાયલું કે તેવિયે મોહ ઉઠી ગયલો.
**Hackney-coach,** *n.* ભાડુતી ગાડી. [હતું.
**Had,** *pret. & pp.* of *have.* -નેહતું; પાસે.
**Haddock,** *n.* કાડ જાતનું એક નહાનું માછલું.
**Hades,** *n* અસલી લોકોની ધારણા મુજબ મરી ગયેલાઓનું અદશ્ય રહેઠાણ.
**Haft,** *n,* પકડ; હાથો; મુઠ.
**Hag,** *n.* ડાકણ ઘરડી બદ સિકલ-બિહામણી સ્ત્રી; વંતરી; ડાકણી. [ગયલું; મડાગુખુ.
**Haggard,** *n.* ઝરડાઈ ચામડાં ચોંટી.ગળી
**Haggish,** *a.* કુરૂપ; બેડોળ; ચાડિયા જેવું; એબ લગામણું.
**Haggle,** *v. t.* ચુંથી કરી-કાપી કકડે કકડા કરવા. ભાવતાલમાં રોક ઝીક-ખેંચાખેંચ કરવી.
**Haggler,** *n.* ચુંથી કરી-કાપી કકડા કરનાર. ભાવતાલમાં ખેંચાખેંચ કરનાર.
**Hagiographer** *n.* પવિત્ર પુસ્તકો વિશે લખનાર-વર્ણન કરનાર.
**Hagiography,** *n.* પવિત્ર પુસ્તકો-લેખ.
**Hail,** *n.* કરાં. આરોગ્ય રહો એ અર્થનો જુહાર કરવાનો શબ્દ; નમસ્કાર. *v. i.* કરા પડવાં-વરસવાં *v. t.* આવકાર આપવો-દેવો. હાંક મારવી; બુમ પાડવી.
**Hail-stone,** *n.* કરાંનો ગાંગડો-ગોળો-કકડો.
**Hair,** *n.* વાળ; નિમાળા; કેશ. રૂઆં; રૂઆંટી; રોમ, વિસાત વિનાની ચીજ. [છિદ્રું-અંતર.
**Hair-Hair'sbreadth,** *n.* છેક થોડું-દોરાપુર-
**Hair-cloth,** *n.* વાળનું બનાવેલું કપડું.
**Hair-dresser,** *n.* વાળઓળનાર.
**Hairi-ness,** *n.* ઘણા ભરાયલા નિમાળા; કેશાળપણું.

**Hairless**, *a.* બાલવગરનું; બોડકું.

**Hair-line**, *n.* ઘોડાના વાળની બનાવેલી માછલી પકડવાની ગલ.

**Hair-Splitting**, *n.* બોડખાપણું કાઢવાનો રીત કે ટેવ; ચુકતે ચીની.

**Hair-stroke**, *n.* અક્ષર કે ચિત્રઉપર આડાં અવળાં સુંદર પલાંખડાં કાઢવાં તે.

**Hairy**, *a.* નિમાળાનું બનાવેલું. નિમાળાનિમાળાવાળું; રોમશ; નિમાળા જેવું.

**Halberd**, *n.* ફરસી ને ભાલા એ બેઉકામમાં આવે એવું અસલનું આયુધ; ફરસીનો ભાલો.

**Halcyon**, *a.* સુખનું; શાંતિનું. *n.* એક પક્ષી જે શાંત હવાની વેળાએ દરિયા કીનારે પોતાનાં ઈંડાં મુકેછે.

**Halcyon-days**, અસલના લોકોમાં મનાતા ઉત્તરાયણની આગળ અને પાછળના સાત દીવસો; સુખ શાંતીના દીવસો.

**Hale**, *a.* નિરોગી; તનદુરસ્ત. શરીરે ઘરકટબળકટ. *v. t.* જોરથી ખેંચવું-ઘસડવું: ખેંચીઘસડી લઈ જવું-લાવવું-લેવું.

**Half** *n. pl. halves.* અર્ધ-અડધો-નીમે ભાગ. અર્ધ; અડધિયું.

**Half-blood**, *n.* ઓરમાન-સાવકું સગપણ; માબાપ એક પણ બેઉ એક નહી એવું સગપણ.

**Half-brother**, *n.* સાવકો-ઓરમાઈ-સાપત્નીભાઈ.

**Half-caste**, *n.* મા ને બાપમાંથી એક હિંદુ ને એક યુરોપિયન એ રીતે જન્મેછે એવું છોકરું-માણસ.

**Half-cock**, *n.* અડધો ચાંદરો-ઘોડો કે એક કળ ચઢાવેલી એવી બંદુકની સ્થિતિ.

**Half-holiday**, *n.* અડધા દિવસની છુટ્ટી-રજા.

**Half-moon**, *n.* અર્ધ ચંદ્ર.

**Half pay**, *a.* અડધો-ઓછો પગાર.

**Half-penny**, *n.* ચાર પૈની કિમ્મતનો એક અંગ્રેજ સિક્કો. અરધા પેનિ જેટલું મુલ-કિમ્મત.

**Half-witted**, *a.* કમઅક્કલ; નાદાન; બેવકુફ; સોડાઘણ.

**Halibut**, *n.* એક જાતની મોટી ચપટી માછલી.

**Haliography**, *n.* સમુદ્ર વર્ણન.

**Hall**, *n.* આગળો ઓરડો-પરસાળ. કચેરી; દરબાર; દિવાનખાનું; ન્યાયસભા. સાર્વજનિગૃહ.

**Halleluiah, Hallelujah**, *n.* ઈશ્વરની સ્તુતિ કરોએ અર્થનો ઈશ્વર સ્તવન કરતી વેળા બોલવાનો શબ્દ.

**Halliard**, *n.* સઢપર બાણુ ચઢાવવા ઉતારવાનું દોરડું-કાંડું-આંઝા.

**Haloo**, *v. i.* બુમ પાડવી; લલકારવું; કોઈનું નામ દઈ હાંક મારવી. *v. t.* બુમ પાડી ઉત્તેજન આપવું-ની પાછળ હુલે હુલે કરવું. *int.* કોઈનું લક્ષ પોતા ભણી ખેંચવાના હેતુથી બોલાવવાનો શબ્દ, એ ! અલ્યા ! હે !

**Hallow**, *v. t.* પવિત્ર-પુજ્ય માનવું-ગણવું-કરવું. પ્રતિષ્ઠા-સ્થાપના કરવી. દેવનું કરવું.

**Hallucination**, *n.* ભુલ; ચુક. ચિત્ત ભ્રમ; ભ્રાંતિ; ચિત્ત ભ્રમથી થતું વિપરીત દર્શન.

**Halo**, *n. pl. halos.* સુર્ય કે ચંદ્રની આસપાસ થતું ચળકતું ચક્કર; જળકુંડાળું. ચિત્રમાં સાધુ વગેરે ના માથાની આસપાસ કિરણનું ચક્કર કાઢેછે તે; કિરણ-અંશુમાળા.

**Halser**, *n.* વહાણ કે હોડીને ખેંચવા કે ખસેડવાનું દોરડું; પાગડ.

**Halt**, *v. i.* ઉભાં રહેવું; અટકવું; થોભવું; મુકામ કરવો. લંગડાવું; ખોડાવું; લંગડાતા ચાલવું. અટકી પડવું; વિચાર-ઘોળ-શંકામાં પડવું-રહેવું. *v. t.* મુકામ કરાવવો. *n.* પડાવ; મુકામ. *a.* લંગડું; ખોડું.

**Halter,** *n.* બાગદોર; ઘોડાને બાંધવાનું દોરડું. ફાંસી દેવાનું દોરડું *v. t.* ધરી-પકડીને દોરડાથી બાંધવું.

[અડધા અર્ધ કરવું.

**Halve,** *v. t.* બે સરખા ભાગ-નીમાનીમ-

**Halyard,** *n.* કોઇ સઢને ઉંચા નીચા કરવાનું દોરડું.

**Ham,** *n.* જાંગ; જાંઘ. મીઠું દઈ સુકવેલી ડુક્કરની જાંગ. ઘુંટણનો પાછલો-તળેનો-ભાગ-ઘુંતળિયું.

**Hamadrayad,** *n.* એક જાતના ઝાડ સાથ સંબંધ ધરાવનારી વનદેવી.

**Hamate,** *a.* આંકડાથી ભરાવેલું; ગુંચવાવેલું.

**Hames,** *n. pl.* ઘોડાની હાંસડી- ગળેબંધ-ગળપટો.

**Hamlet,** *n.* ગામ; ગામડું.

**Hammer,** *n.* હથોડી. મોગરી. બંદુકનો ઘોડો. *v. t.* ટીપવું; ઘડેરવું.

**Hammer-cloth,** *n.* ગાડીવાનને બેસવાની જગ્યા ઉપર જડેલું કપડું; 'કોચ બૉક્સ' ઉપરનું કપડું.

To bring to the hammer, હીલાંઉ કરીને વેચવું; હરાજી કરી વેચવું.

**Hammock,** *n.* ઝોળી.

**Hamper,** *n.* ટોપલો; ડાલું; ખાપડું. બેડી. શૃંખલા. *v. t.* -ના હાથ પગ બાંધી લેવા; ગુંચવવું; સપાટામાં લેવું; રોકવું; અટકાવવું.

**Hamstring,** *n.* ઘુંટણના તળિયાની-જાંગની નસ-રગ. નસ કાપી લુલું-લંગડું કરવું.

**Hanaper,** *n.* (અસલ) જે ટોપલીમાં રાજાના પૈસા અથવા તો દસ્તાવેજો રાખવામાં આવતા તે; સરકારી ખજાનો-તીજોરી.

**Hand,** *n* હાથ; હસ્ત; કર. કાંટા. મરોડ; વલણ; લઢણ. અક્ષર-દસ્કતનો મરોડ. હવાલો; કબજો; અખતિયાર; સ્વાધીનપણું. કુશળ આવડત; કુશળતા; ખબરદારી; હસ્તક્રિયા. આદમી; માણસ; નોકર; લગ્ન; પાણીગ્રહણ. *v. t.* હાથોહાથ આપવું. હાથ આપી મિલાવવું. હાથ પકડી ચલાવવું.

**Hand-bill,** *n.* લોકને વાકેફ કરવા સારૂ વંચવાનો કે ચોંટાડવાનો છુટો છાપેલો કાગળ.

**Hand-book,** *n.* નહાનો ગ્રંથ; હાથમાં લઇને ફરાય એવી ચોપડી; મુસાફરોને જણાવવા લખેલ વાની ન્હાની ચોપડી.

**Hand-breadth,** *n.* ઉંચાઇ માપવાની મુઠ.

**Hand-cuff,** *n.* હાથ કડી; હસકડાં. *v. t.* હાથ કડી ઘાલવી-પેહેરાવવી.

**Handful,** *a.* મુઠીમાં માય એટલું; મુઠી મુઠ-ભર; ખોબો. ગણ્યાંગાંઠ્યાં; તોલ્યું-માપ્યું.

[નરમ દોડ.

**Hand-gallop,** *n.* ચારે પગની ધીમી ને

**Handicraft,** *n.* હાથનું કામ; હસ્તક્રિયા; શિલ્પ.

[તાથી; ચાલાકી-ખબરદારીથી.

**Handily,** *ad.* ચતુરાઇ-કાબેલપણાથી; કુશળ-

**Handiness,** *n.* હાથચાલાકી; હથોટી; ઝડપ.

**Handkerchief,** *n.* હાથ મ્હોં લુછવાનો કે ગળે બાંધવાનો કકડો; રૂમાલ.

**Handle,** *v. t.* હાથ અડકાડવો-લગાડવો; હાથમાં લેવું-પકડવું; છેડવું; અડકવું; સહાડવું; પટકવું; મારવું. ચોળવું; વિચારમાં-હાથમાં લેવું; ચલાવવું; ઉકેલવું-સાથે ચાલવું-વર્તવું. રમાડવું. *n.* હાથો; દાંડો; મુઠ.

**Handling,** *n.* વિચારમાં-હાથમાં લેવું તે; અડકવું-છેડવું તે.

[ચક્કી.

**Hand-maid,** *n.* દાસી; ચાકરડી.

**Hand-mill,** *n.* હાથે કે પેર દળવાની ઘંટી-

**Hand-saw,** *n.* હાથ કરવત-કરવતી.

**Handsel,** *n.* બ્હોણી. મુહુર્ત; પ્રથમારંભ. પહેલ મુહુર્તમાં આપવું-ભળવું તે *v. t.* બ્હોણી

કરાવવી. મધ્યમારંભ કરવો. પહેલા મુહૂર્તમાં આપવું કે લેવું.

**Handsome,** *a.* ફૂટડું; રૂપાળું; દેખાવડું; લાવણ્યતા યુક્ત-વાળું; સુંદર; યોગ્ય; સારૂં; ભરપેટે-પેટપુર.

**Handsomely,** *ad.* સોહામણી રીતે. સુંદર યોગ્ય રીતે. પેટપુરપણે.

**Handspike,** *n.* ભાર ઉઠાવવામાં જે લાકડી કે સોટા વાપરે છે તે; ઉચ્ચાલન-ક.

**Hand-writing** *n.* હુરફ; અક્ષર; હસ્તકૃત. લેખ; ખત લખેલું; લખાણ.

**Handy,** *a.* આવડતવાળું; હસ્તક્રિયામાં કુશળ. હાથે લેવાય એવું; પાસે; મ્હો આગળ. જેમ ચાહીએ તેમ વપરાય એવું; સુગમ; સુતર.

**Hang,** *v. t.* લટકાવવું; ટાંગવું. ચઢાવવું; બાંધવું; ફાંસી દેવી. *v. i.* લટકવું; ટંગાવું; લબડવું; ઝુલવું. વળગેલાં-આધારે-આશ્રયે રહેવું; ઘેર ટુકડા ખાવા. પડું પડું થઇ ઝઝુમી રહેવું; માથાપર ભમવું.

**Hanger,** *n.* આંકડો. ન્હાની પહોળી તલવાર.

**Hanger-on,** *n.* ટુકડાખાઉ; બીજાની મેહેરબાનીપર આધાર રાખી રહેનાર.

**Hangings,** *n.* ભીંત ઉપર ટાંગવાના આરસા કાગળ-ઝાલર તથા તેવી બીજી રોનકદાર ચીજ.

**Hangman,** *n.* ફાંસી દેનાર. [કોકડી.

**Hank,** *n.* સુતર કે રેશમની લડી-આંટી-

**Hanker,** *v. i.* મેળવવાને મનમાં બળવું-ઝુરવું; જીવ તલપાપડ થઇ રહેવો; તરસવું; તૃષ્ણા રાખવી. [ઉત્કંઠા.

**Hankering,** *n.* ઘણી ખાહેશ-તૃષ્ણા; અતિ

**Hansard,** *n.* જે પુસ્તકોમાં પાર્લેમેન્ટના કામકાજનો છાપેલો સત્તાવાર હેવાલ હોયછે તે.

**Hap,** *n.* એકાએક આવી પડે એવી બીના; કિસમત; ભાગ્ય; નસીબ.

**Hap-hazard,** *n.* યોગ; કાળયોગ.

**Hapless,** *a.* કમનસીબ; ભાગ્યહીન; અકર્મી.

**Haply,** *ad.* કદાપિ; ભાગ્યજોગે; દૈવયોગે.

**Happen,** *v. i.* થવું; બનવું. આવી પડવું; વીતવું; ગુજરવું.

**Happily,** *ad.* નસીબના જોરથી. આનંદ-મઝા સંતોષમાં; સુબુદ્ધિ-ખબરદારી-ચતુરાઇ-લાવણ્યતાથી. [કલ્યાણ.

**Happiness,** *n.* સુખ; આનંદ; પરમ સંતોષ;

**Happy,** *a.* નસીબદાર; ભાગ્યવાન. દૈવીકૃપાથી બનેલું-આવી મળેલું. સુખી. ખુશ; મગન; આનંદમય; સંતોષી. સુખદાયક; કલ્યાણકારી. સારૂં; શુભ; માંગલિક. ખબરદાર; હોશિયાર; સરસ; સરજાક; સચોટ; હાજર.

**Harangue,** *n.* ઘણા જણ આગળ કરેલું અલંકારયુક્ત ભાષણ. *v. t. & v. i.* -ની આગળ ભાષણ કરવું.

**Harass,** *v. t.* દુઃખ દેવું; દમવું; સતાવવું; કાયર-બેજાર કરવું; કુસ કાઢવી; લોયપોય કરવું. ખુઆર કરવું; તોબા પોકરાવવી.

**Harassing,** *a.* બેજાર કરનાર. સતાવે એવું; દુઃખદાયક. [આગમ સુચક.

**Harbinger,** *n.* આગમનની ખબર આપનાર;

**Harbour,** *n.* વહાણને લંગરવાર કરવાની જગા; બંદર. શરણ-આશ્રયનું ઠેકાણું. *v. t.* ઘરમાં રાખવું; આશ્રય આપવો. મનમાં રાખવું-ધારણ કરવું. *v. i.* બંદરમાં રહેવું; મુકામ કરવો. આશ્રય લેવો.

**Harbourage,** *n.* આશ્રય.

**Hard,** *a.* કઠણ; સખત; અઘરૂં; મુશ્કેલ. કઠોર; નિર્દય; દુષ્ટ. જુલમગાર; લાઘવ; ઠરડું. *ad.* જલદી; ઝડપથી. ખુબ; જબ્બર; જોર-જોસથી-કપાવટે; મુસીબતે. એક ચિત્તે; આડી જઇને; કાળજી-ઉલટથી.

**Hard by,** નજીક; પાસે.
**Hard up,** પૈસા સંબંધી તંગ હાલતમાં.[હોય તે.
**Hard water,** જે પાણીમાં ખનીજ પદાર્થ
**Harden,** *v. t.* કઠણ-સખત-મજબુત કરવું. કસવું; રીઢું-ખડાએલું-દઢ કરવું. મનનું કઠણ-બહેરું-કોઠ-નફ્ફટ-નિર્લજ્જ કરવું. *v. i.* કઠણ થવું; કસાવું [મનનું-કઠોર થઈ જવું.
**Hardened,** *a.* સખત-મજબુત થયલું; કઠણ
**Hard-favoured-featured,** *a.* જેનો મ્હોંનો સિકકો ડોળડાળ વગરનો એવું; ભાભરા જેવા મ્હોંનું.
**Hard-fisted,** *a.* બળાટ પંજાવાળું. કૃપણ; લોભિયું; હાથેથી છુટે નહીં એવું.
**Hard-fought,** *a.* ચરસતું; કડાકડીનું, કડાઝુડ.
**Hard-hearted,** *a.* કઠણ મનનું; સખત હૈયાનું.
**Hardihood,** *n.* હિમ્મત; છાતી; ડગે નહીં એવો ગુણ. નફ્ફટ-નિર્લજ્જપણું, બેહયાઈ.
**Hardiness,** *n.* મરદાનગી; શરીરનું બળકટપણું; સહન શકિત.
**Hardly,** *ad.* મહામેહેનતે; મુસીબતે. ભાગ્યેજ. કઠોરતાથી; જુલમ-નિર્દયપણાથી.
**Hardness,** *n.* મુશ્કેલી; તંગી; કોતાઈ. કરડો દેખાવ; નિર્દયપણું.
**Hards,** *n. pl.* સણને પિંજવાથી નિકળતો સણનો જાડો ભાગ. [ગેરઈનસાફ; જુલમ.
**Hardship,** *n.* સંકટ, દુઃખ; કષ્ટ;શ્રમ.અન્યાય;
**Hardware,** *n.* લોઢા વગેરે ધાતુનો સામાન ઓજાર-વાસણ.
**Hardy,** *a.* છાતી-હિમ્મતવાળું. નફ્ફટ; નિર્લજ; જબરું; મજબુત. કસાયલું; ઘડાયલું.
**Hare,** *n.* સસલું; શશ. [વરું; ચબેલ.
**Hare-brained,** *a.* ભમતા મગજનું; છકો-
**Hare-lip,** *n.* સસલાના જેવો ચીરાયલો હોટવાળો હોટ.

**Harem,** *n.* જનાનખાનું; અંતઃપુર; સ્ત્રીગૃહ.
**Hark,** *v. i.* સાંભળવું. *int* સાંભળો; જુઓ;
**Harl,** *n.* સણના રૂઆં તર. [કાનધરી.
**Harlequin,** *n.* તરકડિયો; જુઠાણું; વિદુષક.
**Harlot,** *n.* રાંડ; વેશ્યા; રામજની; કંચની.
**Harlotry,** *n.* કસ્બાતણનો ધંધો પેશો. વેશ્યા ધર્મ-વૃત્તિ.
**Harm,** *n.* હાણ; હાનિ; બગાડ; હરકત. ખોટું; દોષ; અન્યાય. *v. t.* બગાડવું; નુકસાન પહોંચાડવું.
**Harmful,** *a.* બગાડ-નુકસાન કરે એવું; હાનિકારક.
**Harmless,** *a.* હાનિ-બગાડ ન કરે એવું કોઈનો અપરાધ ન કરે એવું; ગરીબડું; રાંકડું; નિર્દોષ; નિર્બાધક.
**Harmonic, Harmonical,** *a.* ખુશ લાગે એવા સમાન-મળતા સુરનું; સ્વર મેળનું; તાલ સુર સાધિ મળેલું.
**Harmonious,** *a.* અવયવ-પ્રમાણ શુદ્ધ; યોગ્ય રચનાનું. મિઠું; મધુર; સુસ્વર. વિરોધ વિનાનું. સંપીલુ; સંપવાળું.
**Harmoniously,** *ad.* યોગ્ય રચનાથી. મિઠાસથી; સુસ્વર રીતે. સંપથી. [વાનું વાજુ-વાદિત્ર.
**Harmonium,** *n.* એક પ્રકારનું હાથે વગાડ-
**Harmonist,** *n.* ગાનાર; ગાન જોડનાર.
**Harmonize,** *v. i.* બેસ્તુ-મળતું હોવું-આવવું; વિરૂદ્ધતા ન હોવી. સુર મળવો; સ્વર એકયતા હોવી. *v. t.* મળતું આવે એમ કરવું. વિરોધ કહાડી નાંખવો; સલાહ સંપે રેહેવું. સુર મેળવવા.
**Harmony,** *n.* અવયવનું યોગ્ય પ્રમાણ-શુદ્ધ રચના. રાગ; સુર મેળાપ; એક તાર. મળતાપણું; એકતા, સંપ.
**Harness,** *n.* કવચ; બખ્તર, જોડવાના ઘો-

ડાનો સાજ-સામાન; હાર્નિસ. v. i. બખ્તર પેહેરાવવું; ઘોડાપર સામાન નાખવો.
Harp. n. તંબુરાના જેવું આંગળીએ વગાડવાનું વાજીંત્ર. v. i. હાર્પ વગાડવો. તેનું ને માથાં-કુટયાં કરવું; ટહાબિલું કરવું.
Harper, n. સારંગી-હાર્પવાળો-વગાડનાર.
Harpoon, n. મહોટાં માછલાં મારવાનો ભાલો. v. t. ભાલાવતી મારવું-પકડવું-મારી નાંખવું.
Harpsichord, n. એક જાતનું તારનું આંગળીએ વગાડવાનું વાજીંત્ર.
Harpy, n. એક કલ્પિત પ્રાણી. લુટારો; પિંડારો; ખાઉધર.
Harridan, n. બુઢી તવાઇ ગયેલી વેશ્યા.
Harrier, n. તીવ્ર પ્રાણેંદ્રિયવાળો-સસલાનો શિકાર કરનાર કુતરો.
Harrow, n. કળવ-પ; કળપી. દાંતાળો. v. t. -માં દાંતાળો ફેરવવો. ફાડી નાખવું; પિડવું.
Harry v. t. સસલાંનો શિકાર કરવો. તકરાર-વાદ કરવો. ધભરાવવું. હેરાન કરવું; સતાવવું.
Harsh, a. ખુંચે એવું; કર્કશ. ખાટું અને લુખું. ગળામાં ખુંચે એવું. કાન ફોડી નાખે એવું; કઠોર. કરડું; કડવાબોલું; ધુંધવાતું; દાધા-બળ્યું. સખત; કડવું.
Harshly, ad. સખત-કઠોર-કર્કશપણાથી.
Harshness, n. કઠોર-સખતપણું; કરડી મરછ.
Hart, n. સાબરનો નર.
Hartshorn, n. સાબર સીંગું; કાબાનિક આસીડ સાથે મેળવેલો નવસાગર.
Haruspice, n. જનાવરોનાં આંતરડાં જોઇ ભવિષ્યકેહેનાર.
Harvest, n. કાપણીનો વખત; દાણા-અનાજની મોસમ; ફસલ. ખેતીનો માલ; તુલ; પાક. ફળ; ફાયદો. v. t. કાપણી કરવી; પાક એકઠો કરવો.
Harvest-feast,-home, n. ખેડુંતોનો ઓચ્છવ; નવાન્નોત્સવ.
Hash, v. t. કચુંબર-ઝીણીઝીણી કકડી કરવી તરકારી સાથે રાંધેલી માંસની કચુંબર.
Haslet, n. ડુક્કરનું કલેજું-જીગર-ફેફસાં વગેરે.
Hasp, n. ચપડાસ સાંકળ. આંકડી. થાપો; ચપડાસ.
Hassock, n. દેવળનાં પ્રાર્થના કરતી વેળા ખ્રિસ્તીલોક જેપર ઘુંટણીએ પડેછે તે જાડી સાદડી -ચટાઇ.
Hast, v. t. haveનો બીજો પુરૂષ એક વચન; પાસેછે.
Haste, n. ઉતાવળ; ઝડપ; વેગ; ત્વરા. v. t. ઉતાવળું થાય એમ-ઉતાવળથી કરવું. જેંચી-હડસેલી લાવવું;લાવી નાખવું. v. i ઉતાવળ કરવી. ઉતાવળાં ચાલવું-જવું-આવવું-થવું.
Hasten, v. t. or v. i. See Haste.
Hastily, ad. જલદીથી; ઉતાવળથી; સત્વર. વગર વિચારે; આગળ પાછળ જોયા વગર. ઝુનમાં; અધીરાઇથી; તપી જઇને; ગુસ્સામાં.
Hasty, a. ઉતાવળું; ઉતાવળિયું; અવિચારી. ઉતાવળથી-ક્રોધના આવેશમાં થયલું-બોલેલું-લખેલું-કહેલું-કીધેલું.
Hat, n. ઉભી ટોપી.
Hat-band n. ટોપીપર લપેટવાનો પટો.
Hatch, v. t. સેવવું; સેવણ બેસાડવો; બચ્ચાં કહાડવાં.-નો ઘાટ રચવો; કહાડવું; ઉભું કરવું. v. i. સેવાવું; બચ્ચાં નિકળવાં.
Hatchel, n. સણ સાફ કરવાનો સાંચો. v. t. સણ પિંજવું.
Hatches, n. pl. તુતક કે વહાણના ભંડારની જાળી; ફાલકા.
Hatchet, n. ફરાડી; નાની ફરસી-પરશુ.
To take up the hatchet, લડાઇ કરવી.
To bury the hatchet, સલાહ કરવી.
Hatch-way, n. તુતક-ભંડાર વગેરેનું બારણું, નહીં-દ્વાર-ફાલકું.

**Hate,** *v. t.* દુશ્મન દેખવું;-ની ચીઢ હોવી-રાખવી;-ઉપર ઝાંજ થવી; દ્વેષ-અંટસ-કીનો રાખવો. *n.* વેર; ચીઢ; અંટસ; કીનો.

**Hateful,** *a.* દુશ્મન જેવું; ઝાંજ થઈ એવું; દ્વેષ પાત્ર યોગ્ય. અંટસવાળું; દ્વેષ ભાવવું.

**Hatred,** *n.* વેર; ચીઢ; ઝાંજ; દ્વેષ. અંટસ.

**Hatter,** *n.* ટોપી વેચનાર-સીવનાર-બનાવનાર-વાણિ.

**Haughtily,** *ad.* ગર્વ-અભિમાન-મોભસ-મગરૂબીથી.

**Haughtiness,** *n.* અભિમાન; ગર્વ.

**Haughty,** *a.* અભિમાની; મગરૂબ; ગર્વિષ્ઠ. દિમાગ-ગરૂરીનું-ભરેલું.

**Haul,** *v. t.* જોરથી ખેંચવું-ઘસડવું; ખેંચી-ઘસડી લઈ જવું-લાવવું લેવું.

**Haunch,** *n.* કેડ; કમ્મર; મંચાંસ.

**Haunt,** *v. t.* -માં આવજા-રહેઠાણ-વાસ-ઊપદ્રવ હોવો. મનમાં હોવું-આવ્યાં-રહ્યાં કરવું; આવી આવીને હેરાન કરવું. *n.* આવજાની જગો; રહેઠાણ; વાસ; બેઠક.

**Haunted,** *a.* ભુતાળવું.

**Haut-boy,** *n.* પીપી; સરણાઈ.

**Hauteur,** *n.* ગર્વ; મગરૂબી; દમ; દમામ.

**Have,** *v. t.* રાખવું;-ને-નીપાસે-એ-ઊપર-માં-હાથમાં હોવું.-ને હોવું;-ને થવું-આવેલું હોવું. લેવું; જોઈએ; મેળવવું. કંઈ કરવાનું હોવું-ની જરૂર હોવી. પડવું; છઉં; છીએ. છે; છો.

**Haven,** *n.* વહાણને સંગર કરવાનું ઠેકાણું; બાંધેલું નહીં એવું ખુલ્લું બંદર.

**Having** *p.* રાખનાર; ધારી. વાળું; દાર; વાન; માન; યુક્ત.

**Haversack,** *n.* લશ્કરી સિપાઈની કૂચ કરતી વેળા ભાથું રાખવાની તોબરી.

**Havoc,** *n.* ધાડ; પાયમાલી; ખરાબી; સંહાર.

**Haw,** *n.* વાડ. હાથાર્ન નામના વિલાયતી ઝાડનું ફળ-બીયું. *v. i.* અટકી અટકીને બોલવું.

**Hawk,** *v. t.* ઘેરે ઘેર-સેરીએ સેરીએ-ફેરી કરીને વેચવું. *v. i.* કફનો બળખો કહાડવાનું-ખાકરવું. બાજ પક્ષી પાસે શિકાર કરાવવો. *n.* બાજ પક્ષી; શકરો; સિંચાણો.

**Hawker,** *n.* બાજ ઉડાવી પક્ષીનો શિકાર કરનાર; બાજગીર. ફેરીઓ; ફેરીવાળો.

**Hawk-eyed,** *a.* દીર્ઘદૃષ્ટિ; તેજ નજરનું.

**Hawse,** *n.* ઓઆરૂણીની જગા; ઓઆરૂણી.

**Hawser,** *n.* નહાના લંગરનું દોરડું-દોર.

**Hawthorn,** *n.* વાડ બનાવવાના કામમાં આવતું એક વિલાયતી ઝાડ.

**Hay,** *n.* સુકું ઘાસ, ઘાસ ભરી રાખવાને સુકવવું.

**Hay-cock,** *n.* ઘાસનું ઢુંદવું.

**Haying** *n.* ઘાસ સુકવવાનો કે ભરી રાખવાનો વખત.

**Hay-loft,** *n.* ઘાસ ભરવાનો માળિયો-તુતક.

**Hay-maker,** *n.* સુકવી ભરી મુકવાસારૂ ઘાસ કાપનાર.

**Hay-mow,** *n.* ખળીમાં ઘાસનો ગંજ-ઢગલો.

**Hay-rick,** *n.* ઘાસનું લાંબુંને લાંબું ઢુંદવું.

**Hay-stack,** *n.* ઘાસની ગંજી.

**Hazard,** *n.* વીમા સરખું-નું કામ; વીમો. નુકસાનનો સંભવ; જોખમ; ધોકો; ખેલ. *v. t.* સંકટ-જોખમમાં નાખવું;-નું-થી થવું-માં રહેવું જોખમ વ્હોરવું-માં પડવું.

**Hazardous,** *a.* જોખમનું-લાગે એવું-વાળું ભરેલું.

**Haze,** *n.* ધુમ્મસ; ધુંઆર.

**Hazel,** *a.* એ નામનું વિલાયતી ઝાડ. ભુરા રંગનું; ભુરૂં.

**Haziness,** *n.* ધુમ્મસિયું હોવાપણું.

**Hazy,** *a.* ધુમસિયું; ધુંધળીઉં.

**He,** *pron.* તે; પેલો; એ; આ.

**Head,** *n.* મસ્તક; ડોકું; શીર. ખીલા વગેરેનું માથું. મ્હોં. ફણું. કાપલો. નાળ. મગજ; અક્કલ; બુદ્ધિ; સમજણ; મન. ઉપરી; મુખી; સરદાર. નાયક; અધ્યક્ષ. શ્રેષ્ઠ; શિરોમણી; અગ્રેસર; આચાર્ય. બાબત; વિષય; પ્રકરણ. સદર. મોખરાની સહુથી મોટી-આગળ પડતી જગા. જણ; માથું. પુરબળ-જોર; ભરાઈ-ફાસી જવું તે; સીમા; નિદાન. *v. t.* ના સરદાર-આગેવાન થવું-હોવું થઈ જવું ચલાવવું. નું માથું કાઢવું.

**Neither head nor tail.** નહિ મ્હોં કે માથું; ગુંચવાડા ભરેલું.

**Over head and ears,** બિલકુલ, તદન.

**To make head against,** આગળ ધસવું, સામા થવું અને ફતેહ મેળવવી.

**Head ache,** *n.* માથાનું દુઃખ; માથાનું દરદ.

**Head-dress,** *n.* ટોપી; પાઘડી: ફેંટો.

**Headers,** *n.* દિવાલપર આડી મુકેલી ઈંટો.

**Heading,** *n.* મથાળું.

**Head-land,** *n.* ભુશીર; ભુશિલાકો. ખેતરનો સેડો-સેઢો.

**Head-long,** *ad.* ઉંધે માથે. આડું પાછું-આગળ પાછળ જોયા વગર; વગર વિચારે; ઝંપળાવીને.

**Head-master,** *n.* ઉપરી-વડો મેહેતાજી. નાયક ગુરૂ; શાળાધ્યક્ષ.

**Head-most,** *adj.* ઘણું આગળ વધેલું.

**Head-piece,** *n.* ટોપ; શિરસ્ત્રાણ.

**Head-quarters,** *n.* મુખ્ય અધિકારીનુંસ્થાનક.

**Head-ship,** *n.* મોભો; સત્તા; ઉપરીપણું.

**Headsman,** *n.* માથું કાપવાની શિક્ષા અમલમાં લાવનાર; માથું કાપનાર.

**Headstall,** *n.* મ્હું-સિકુંવાળી; લિદીમની.

46

**Head-stone,** *n.* કબર ઉપરનો લેખવાળો પથ્થર.

**Headstrong,** *a.* માથાનું ફરેલ; ખોપરીનું ફાટેલ. માથાના ફરેલ પણાનું.

**Head-way,** *n.* ચાલતા વહાણની ગતિ-મજલ.

**Heady,** *n.* ઉદ્ધત; દુરંદેશી નહીં રાખનાર. કેફી; જલદ; આકરૂં.

**Heal,** *v. t.* સારૂં-સાજું કરવું. રોગ સારો કરવો મટાડવો. રૂઝવવું. સાંધવું; જોડવું; ઠેકાણે લાવવું. *v. i.* રૂઝાવું; રૂઝ આવવી.

**Healing,** *a.* રોગ સારો કરવાનું. સુખ-સાતા સારૂં થાય એવું.

**Health,** *n.* તનદુરસ્તી; આરોગ્યતા; અરોગિતા. શરીર સંપત્તિ; તબિયત; પ્રકૃતિ. વિકાર વિનાના હોવું તે.

**Healthful,** *a.* નિરોગી; આરોગ્ય; તનદુરસ્ત. ગુણકારી; ફાયદેમંદ; તબિયત સમરે એવું. વિકૃતિ વિનાનું. નિરોગીપણાથી-લીધેલું-થનારૂં-થયલું. [તનદુરસ્તી.

**Healthiness,** *n.* નિરોગીપણું; આરોગ્યતા;

**Healthy,** *a.* નિરોગી; નિર્મણું; આરોગ્ય. ગુણકારી; ફાયદેમંદ; આરોગ્ય વર્ધક.

**Heap,** *n.* ગંજ; થડી; ઢગ; ઢગલો; સમુહ; ઢગલી. *v. t.* નો ઢગ કરવો-વાળવો; ખડકવું; સંચવું. *up.* ખુબ એકઠું-સંગ્રહ-સંચય કરવો; જોડવું.

**Hear,** *v. t.* સાંભળવું; શ્રવણ કરવું; કાને પડવું. કાને ધરવું; માનવું; મનપર લેવું. રજુઆતપર લેવું. *v. i.* મોહે સાંભળવું; કહેવાથી જાણવું-ખબર થવી.

**Hearer,** *n.* સાંભળનાર; શ્રોતા: શ્રવણ કર્તા.

**Hearing,** *n.* સાંભળવું; શ્રવણ. કાન; શ્રવણેંદ્રિય; સાંભળવાની શક્તિ. કહેવા સાંભળવાનો વખત-રજા. સાંભળવું તે; રજુઆત,

**Hearken,** *v. i.* કાન ધરવા; કાન-લક્ષ દઈને મન રાખી સાંભળવું.

**Hearsay,** *n.* કાનોકાન ચાલી આવેલી-ઉડતી સાંભળેલી વાત; ગામગપાટા.

**Hearse,** *n.* મુડદાની ગાડી; પ્રેતરથ; શબ-વાહિની.

**Heart,** *n.* રક્તાશય; હૃદ; હૃત; અંતઃકરણ હૈયું; કાળજું; છાતી; મન; દિલ; હૃદય. મનની વાત-વિચાર; મન; ગુહ્યાર્થ; હિમ્મત; છાતી; ધૈર્ય ચલાવનાર; હાથપગ; આંખ; આધાર ભુત; થાંભલો; અંદરનો-વચ્ચેનો મુખ્ય ભાગ. ગર; ગરભ; પીઓ; બોરું.

To speak to one's heart અસરકારક બોલવું, ઉત્તેજન આપવું.

To lay to heart, ઘણી અસર થવી.

To lose heart, નાઉમેદ થવું, નાસીપાસથવું.

To take to heart, વિશે ચિંતાતુર થવું.

**Heart-ache,** *n.* દલગીરી; બળાપો; ગમગીની.

**Heart-break,** *n.* હૃદય ફાટવા જેટલું દુઃખ-ખેદ; અત્યંત શોક-ઉદાસી.

**Heart-broken,** *a.* અત્યંત ઉદાસ; ખિન્ન; ગમગીન.

**Heart-burn,** *n.* ગરધઈ; છાતીએ બળવાનોદાહ બળે છે તે રોગ.

**Heart-burning,** *n.* છાતીએ દાહ બળેછે તે દરદ. અસંતાપ; છાનું વેર-દુશ્મની.

**Heart-felt,** *a.* ઘણું જ-જીગરલગી લાગેલું.

**Hearth,** *n.* ફરસબંધી કરેલી ચુલાની ભોંય જેપર તાપણું કરી ઘરનાં માણસો વગેરે સામાં તાપવા બેસેછે; તાપણીની જગ્યા.

**Heartily,** *ad.* ખરા મન-દિલથી; ખરેખર ઉલટ ભેર; છાતી તન તોડીને; સારીપેઠે, પેટ ભરીને; યથેષ્ટ. [મન-અંતઃકરણ.

**Heartiness,** *n.* આસ્થા; શુદ્ધભાવ; ખરું દિલ-

**Heartless,** *a.* ધૈર્ય-ઉત્સાહ વગરનું; નાહિમ્મત; નિરાશ. નિર્દય; કઠણ હૈયાનું.

**Heartlessness,** *n.* અનાસ્થા. બેદિલી; અનુત્સાહ. [ભેદી નાખે એવું; હૃદય ભેદક.

**Heart-piercing,** *a.* છાતી કાળજું વીંધી-

**Heart-rending,** *a.* છાતી ફાડી નાંખે એવું; બહુજ ખેદકારી.

**Heart-sick,** *a.* કંટાળી ગયલું; ખિન્ન.

**Hearty,** *a.* ખરામન-ભાવ-ઉત્સાહ-ઉલટ-આસ્થાથી કરનાર- ચાલનાર- કીધેલું આપેલું; છાતીતોડ. મજબુત; શરીરે દઢ પેટપુર; બહુ ખુબ.

**Heat,** *n.* અગ્નિ તાપ લાગવો તે; આંચ. તાપ; ગરમી. કડાકડી; ધડાધડી; તડાતડી, તપીઆકળા પડી જવું તે; ગુસ્સો; કલેશ. આવેશ; જોશ. *v. t.* હુનું કરવું; તપાવવું. તપાવી નાખવું. પ્રદીપ્ત-પ્રજ્વલિત કરવું. *v. i.* તપવું; હુનું થવું. [ગયલું; પ્રજ્વલિત.

**Heated,** *a.* હુનું કીધેલું; તાપ દીધેલું. તપી

**Heath,** *n. a.* ઝીણાં ઝીણાં પાંત્રાં તથા ફુલનો એક નહાનો છોડ. નહાના ઝાડનું વનનું વન હોય એવી જગા. [ધર્મી. *a.* મુર્તિપુજાનું.

**Heathen,** *n.* મુર્તિપુજક; બુતપરસ્ત; અસ-

**Heathenish,** *a.* મુર્તિપુજક લોકનું-ના જેવું જેવું કરે તેવું. જંગલી; મુર્ખાઈ ભરેલું; નિર્દય; દુષ્ટ.

**Heathenism,** *n.* મુર્તિપુજા; બુતપરસ્તી. અજ્ઞાન; જંગલીપણું.

**Heather,** *n.* see *Heath.* [છોડાથી ચીકાર.

**Healthy,** *a.* ઝીણાં પાંત્રાં તથા ફુલના નહાના

**Heating,** *a.* જોસ્સો-ગરમી ઉપજાવતું-લાવતું.

**Heave,** *v. t.* ઉંચું કરવું; ઉંચકવું; ઉપાડવું; ઉડાવવું. નાખવું; ફેંકવું. *v. i.* ઉછળવું; ઉપડવું; ઉંચકાવું; ઉંચું નીચું થવું. હચમચવું;

હાંફવું. n. ઉછાળો; કુદકો. નિશાસો. હકુમ્જણું; હાંફ. ઉલાળો.

**Heaving the log.** વહાણની ઝડપ નકી કરવા માટે લાકડાનો કટકો નાંખવો.

**To Heave in sight,** પહેલું નજરે પડવું.

**Heaven,** *n.* આકાશ; આભ; ગગન, સ્વર્ગ; પરલોક. પરમેશ્વર; પ્રભુ.

**Heaven-born,** *adj.* ઉત્કૃષ્ટ બુદ્ધિવાળું.

**Heavenly,** *a.* આસ્માનનું-માંનું-સંબંધી સ્વર્ગનું-નાં જેવું-માં રહેનારૂં. પવિત્ર સંપૂર્ણ; સર્વોત્તમ.

**Heavenly-minded,** *a.* જેને પરલોકનોજ વિચારછે એવું; પરમાર્થ નિષ્ઠ.

**Heavenward,** *ad.* આકાશ-સ્વર્ગ તરફ.

**Heaves,** *n.* ઘોડાથી દમ-શ્વાસ લેવાનો નથી તે દરદ.

**Heavily,** *ad.* ભારે; ઘણુંજ, દુઃખે; ઉદાસીથી; કષ્ટે કરીને ધીમે ધીમે; મહા મહેનતે.

**Heaviness,** *n.* ભાર; બોજો; ભારીપણું. દબાઇ જવું તે; ઉદાસી; સુસ્તી.

**Heavy,** *a.* ભારે; બુશળધાર; જબરૂં પુષ્કળ. લઠ; અણઘડ; ઘીમડ. ઉંચકાય-ઉઠાવાય નહીં એવું. સખત; દુઃસહ. નિવેડાય નહીં એવું. પચવામાં નઠારૂં-અઘરૂં; દુર્જર. કાદવ-કીચડવાળું. ઉદાસ; દલગીર; નાઉમેદ. ભારવાળું; સુસ્ત; મંદ; જડસા જેવું. કંટાળો ઉપજાવે એવું; દમ-જીવ વિનાનું; નિર્માલ. ઘંઘટ; ઘનઘોર.

**Hebdomadal,** *a*, સાત સાત દહાડે થતું.

**Hebe,** *n.* યુવાવસ્થાની દેવી.

**Hebetude,** *n.* બુઠ્ઠા-નિસ્તેજપણું. જડ-મંદપણું; સુસ્તી.

**Hebraic,** *a.* યહુદી; યહુદી લોકનું.

**Hebraist,** *n.* યહુદી ભાષા-ઇલમ જાણનાર.

**Hebrew,** *n.* યહુદી. હેબરી-યહુદી લોકની ભાષા *a.* યહુદી લોકનું.

**Hecatomb,** *n.* શત પશુ યાગ. હોમ; કુંગર.

**Hectic,** *n.* ક્ષયના ઘરનો તાવ; ક્ષય જીર્ણ જ્વર. *a.* જેને ક્ષયજ્વર આવે છે એવું. ક્ષય જ્વરને લીધે થયલું.

**Hector,** *n.* મહોટા ખરાડા પાડી દમ દેવાની ટેવવાળું-ધુરપતિયું-લડાક માણસ. ઝાંઝ ચઢે એવું બોલનાર; સતાવનાર; જીવ ખાનાર. *v. t.* દબડાવવું; દમ દેવો. ચીડવવું; સતાવવું; ઝાંઝ ચઢાવવી. *v. i.* ધુરપત કરવી.

**Hedge,** *n.* વાડ *v. t.* વાડ કરવી. રોકવું; બંધ કરવું; ખાળવું; અટકાવવું. *v. i.* ભરાઇ-સંતાઇ-દબાઇ રહેવું. [વર

**Hedge-hog,** *n.* એક જાતનું ચોપગું જના-

**Hedge-row,** *n.* વાડને ઠેકાણે કે બે ખેતરની વચ્ચે વાવેલા છોડ.

**Heed,** *n.* ભાન; નજર. હોશિયારી; સાવચેતી; સંભાળ; ફિકર; કાળજી. ધ્યાન લક્ષ. *v. t.* લેખવવું; મણકારવું. ધ્યાનમાં લેવું-રાખવું.-વિષે-ઉપર-નું ભાન વિચાર રાખવો.

**Heedful,** *a.* સાવધ; સાવચેત; ખબરદાર.

**Heedless,** *a.* ગાફિલ; બેદરકાર. to be h. ન લેખવવું; નચેતવું.

**Heedlessly,** *ad* ગફલતથી; બેપરવાઇથી.

**Heedlessness,** *n.* ગાફિલપણું, બેપરવાઇ.

**Heel,** *n.* પગ, જોડા વગેરેના એડી. પાછલો-બાકી રહેલો ભાગ *v. t.* એડી કરવી-બનાવવી કહાડવી. *v. i.* નમવું; વાંકું વળવું-પડવું; એક કોરે ઢળવું. [ચાલવું.

**To go heels over head,** ઉતાવળી ચાલે

**To lay by the heel,** કેદ કરવું.

**To take to the heels,** નાસી જવું.

**Heft,** *n.* હાથો; મુઠ; પકડ. પ્રયત્ન. ઉઠાવ.

**Hegira**, *n.* પેગંબર મહુમદનું મક્કેથી ન્હાસી જવું તા. ૧૬ મી જુલાઈ સને ૬૨૨ જે ઉપરથી હીજરી સાલ ચાલે છે.

**Heifer**, *n.* વાછરડી; વાછડી.

**Heigh-ho**, *int.* નિર્ગતપણાનો-બેચેનીનો પોકાર; ઓય ઓય હૈઓ કરીને બોલાવવું.

**Height**, *n.* ઉંચાપણું; ઉંચાઈ. ઉંચાણ; ઉંચી જગા; ડુંગર. ભર-પુર જોર. ભરપુર ઘાડાપણું. દરજ્જો. ભર: ભરપુર: ઘાડું; ઘણામાંઘણું.

**Heighten**, *v. t.* ઉંચું કરવું. સુધારવું. ખુબીમાં વધારો કરવો.

**Heinous**, *a.* ઘોર; મહા; મહાભારત; ઉગ્ર.[રીતે.

**Heinously**, *ad.* ઘોરપણાથી; ઝાંઝ ચઢે એવી

**Heir**, *n.* વારસ; દાયાદ. *v. t.* વારસો મળવો.

**Heir-apparent**, *n.* જેનો વારસો તેના મરણ શિવાય કોઈ કારણથી ડુબવાનો નથી તે. અ-

**Heiress**, *n.* વારસ; દાયાદા. [પ્રતિબંધદાયાદ.

**Heirless**, *a.* નાવારસ.

**Heirloom**, *n.* વારસામાં-વંશપરંપરાથી મળેલી જંગમ મિલકત-રાચરચીલું.

**Heirship**, *n.* વારસપણાની હાલત-સ્થિતિ.

**Held**, *pret & pp.* of *hold* પકડયું; ધર્યું; પકડેલું; ધરેલું. [કે રાશીનીમાં જવું.

**Heliacal**, *a.* સુર્યની રાશીનીમાંથી નિકળવું-

**Helioscope**, *n.* સુરજ તરફ જોવાનું એક દુરબીન.

**Helix** *n.* પેચ. ગોળ ફેરાવો.

**Hell**, *n.* યમ ચંદ્ર-પિતૃલોક. અવોગતિ. નર્ક; દોજખ. જુગારખાનું.

**Hellish**, *a.* નર્કનું-સંબંધી-ના જેવું મહાદુષ્ટ.

**Helm**, *n.* સુકાન. ચલાવનારની-આટોપનારની-નિયંતાની જગો-પદવી.

**Helmet**, *n.* ટોપ; શિરત્રાણ.

**Helmsman**, *n.* સુકાની.

**Helot**, *n.* સ્પાર્ટા શેહેરનો ગુલામ.

**Help**, *v. t.* મદદ-સહાય કરવી-આપવી. બાજ-ચુ; અટકાવવું હાથ દેવો. ઉપાય-ઈલાજ કરવો-પણો હોવો-ચાલવો. વગર ચાલવું-રેહેવું. મદદ થવું. *n.* ઓહાર; મદદ; કુમક. ઉપાય; ઈલાજ.

**Helper**, *n.* મદદગાર; સહાય કરનાર.

**Helpful**, *a.* ઉપયોગી; કામનું; જેથી મદદ-ટકાવો થાય એવું; ગુણ-સહાયકારી.

**Helpless**, *a.* પરવશ; પરાધીન; અશક્ત; પરતંત્ર. લાચાર; નિર્બળ.

**Helplessness**, *n.* લાચારી; પરાધીનતા.

**Help-mate,-meet**, *n.* મદદ કરનાર સાથી સોબતી; બેલ; બાજુ; સહાયભુત.

**Helter-skelter**, *ad.* દોડધુમમાં; ન્હાસ-ભાગ કરીને; હાંફલાં ફાંફલાંપણાથી.

**Helve**, *n.* કુહાડાનો-કુહાડીનો હાથો-દાંડો.

**Hem**, *v.* ઓટેલી કોર; ઓટણ. કોર. છેડાનો અંત-ભાગ; કિનારો; ખંખારો. *v. t.* ઓટવું. કોર-છેડા બનાવવા-મુકવા. ઘેરવું; ઘેરી લેવું *v. i.* ખંખારવું.

**Hematology**, *n.* રકત વિધા.

**Hemeralopia**, *n.* રતાંધળાપણું.

**Hemicrany**, *n.* or **Hemicrania**, *n.* આધાશિશી. એક બાજુનો માથાનો દુ:ખાવો.

**Hemisphere**, *n.* અર્ધગોળ; ગોળાર્ધ. [તિનું.

**Hemispherical**, *a.* અર્ધગોળાકાર-ગોળાકૃ-

**Hemiplegyor Hemiplegia**, *n.* એક બાજુનો લકવો-પક્ષવાયુ.

**Hemistich**, *n.* કવિતાની અર્ધ-અધુરી-લીટી; અર્ધાર્ધ; પાદાર્ધ. અપુર્ણ-ન્યુનચરણ-પાદ.

**Hemlock**, *n.* ઈંદ્રવારણી.

**Hemorrhage**, *n.* રગ ફાટવાથી લોહીનું નિકળવું-વહેવું; રકતસ્રાવ. [અર્શ.

**Hemorrhoids**, *n.* હરસનો રોગ; હરસ;

**Hemp**, *n.* સણનો છોડ. સણ; સેણ.
**Hempen**, *a.* સણનું; સણનું બનાવેલું.
**Hen**, *n.* મરઘી; કુકડી. પંખીણી; પક્ષીણી; પંખીની માદા.
**Henbane**, *n.* ખુરાસાની ભાંગ.
**Hence**, *ad.* અહિંથી; અહિંયાથી; હાંથી-હમણા-આજ-આ વખતથી; હવેથી. હવે પછી. એ-આ:થી-કારણથી-ઉપરથી; એ-આને લીધે; એણે-આણે કરીને. [આઈંદે; અત:પર.
**Henceforth,-forward**, *ad.* હવે-આજ પછી;
**Henchman**, *n.* સેવક; ચાકર; ખીજમતદાર.
**Hencoop**, *n.* મરઘાં ઢાંકવાનું પાંજરૂં-કંડિયો.
**Henna**, *n.* મેંદી.
**Hen-pecked**, *a.* બૈરીનો બાંધેલો-મારેલો-તાબેદાર; સ્ત્રીજીત-વશ. [ખડો.
**Hen-roost**, *n.* મરઘાં વગેરે પાળેલાં પક્ષીનો
**Hepatic**, *a.* કાળજાને લગતું.
**Heptachord**, *n.* સાત સુરનું વાજીંત્ર; સતાર.
**Heptagon**, *n.* સાત ખુણા ને સાત બાજુવાળી આકૃતિ; સપ્ત કોણ.
**Heptagonal**, *a.* સાત બાજુ-પેહેલુંવાળું.
**Heptarchy**, *n.* સાતજણનું રાજ્ય; સાતરાજ સત્તા. જે ઠેકાણે જુદા જુદા સાતજણ રાજ કરતા હોય એવો દેશ; સપ્તરાજસત્તાક દેશ.
**Her**, *pro* તેને; તેણીને; એને; એણીને. તેનું-તેણીનું; એનું; એણીનું.
**Herald**, *n.* ભાટ; ચારણ. બંદીજન; નકીબ. ખબર આપનાર-કરનાર; આગમ સુચક; અગ્રદુત. ઈંગ્લાંડના અમીરોના આયુધ ચિન્હો નોંધનાર તથા તેનો અર્થ સમજાવનાર અધિકારી. *v. t.* લલકાર પાડી ખબર આપવી.
**Heraldic**, *a.* ઈંગ્લાંડના 'હેરલ્ડ' અધિકારીનું કામ તથા હુન્નર સંબંધી.
**Heraldry**, *n.* ઈંગ્લાંડના 'હેરલ્ડ' અધિકારીનું કામ તથા હુન્નર. ઈંગ્લાંડના અમીરોની વંશાવળી રાખવી તથા તેઓના આયુધ ચિન્હોના અર્થ સમજાવવાની વિદ્યા.
**Herb**, *n.* વનસ્પતિ; ઔષધિ; જડિબુટિ; ઝાડવું.
**Herbaceous**, *a.* ઝાડવાં-ઔષધિ જેવું-સંબંધી.
**Herbage**, *n.* ઝાડ-ભાજીપાલો; ઝાડવાં; ચાર; ચારો; ઘાસ.
**Herbal**, *n.* વનસ્પતિના નામ ગુણ વગેરે જેમાં વર્ણવેલાં હોય એવો ગ્રંથ; ઔષધિકલ્પ. ઔષધિ સંગ્રહ. [કરનાર.
**Herbalist**, *n.* ઔષધિ-વનસ્પતિવેત્તા-સંગ્રહ
**Herbarium**, *pl.* **Herbariums or Herbaria**, *n.* ઔષધિ-વનસ્પતિ સંગ્રહ.
**Herbiferous**, *a.* ઔષધિ ઉત્પન્ન કરતું; જ્યાંહાં ઝાડવાં-વનસ્પતિ થાય એવું.
**Herbivorous**, *a.* વનસ્પતિ ખાનાર.
**Herculean**, *a.* ભારે મહેનતનું-હિંમતનું; મહા-કઠિણ; દુ:સાધ્ય. અસાધારણ મોટું ને બળિષ્ઠ.
**Herd**, *n.* ટોળું; જુથ; ઝુંડ; ટોડો. *v. i.* ટોળાંબંધ રેહેવું-ફરવું-ચરવું. ભળી-મળી જવું. શામિલ-દાખલ થવું.
**Herdsman**, *n.* ગોવાળિયો; ભરવાડ; ધનગર.
**Here**, *ad.* આજગાએ; અહીં; આમ. આહેંહેં; આ લોકમાં. [તેટલામાં.
**Hereabouts**, *ad.* આટલામાં; આટલા-
**Hereafter**, *ad.* હવેપછી; અત:પર. મુવાપછી; પરલોકમાં. *n.* મુઆ પછીનીગતિ; ઉત્તરગતિ; પરલોક.
**Hereat**, *ad.* એથી; એનેલીધે.
**Hereby**, *ad.* આથી; આઉપરથી; એણેકરીને.
**Hereditament**, *n.* વારસો; વારસાની સ્થાવર જંગમ મિલકત.
**Hereditary**, *a.* વારસામાં-વંશપરંપરાથી મળેલું-પોંહોંચેલું; દાયપ્રાપ્ત. વારસને મળે એવું;

વંશપરંપરા ઉતરે-આવ્યું જાય એવું; પેઢી-ઉતાર. માકે બાપથી ઉતરેલું-ઉતરેલું.
**Herein,** *ad.* આમાં; એમાં.
**Hereof,** *ad.* આથી; આમાંથી; આનું; અહિંનું.
**Hereon,** *ad.* આ એ ઉપરથી-ઉપર-પછી.
**Heresiarch, Heresearch,** *n.* ઊલટો પાખંડમત લાવનાર-ના-લોકોનો આગેવાન; પાખંડમતાચાર્ય.
**Heresy,** *n.* ખરાઅર્થથી ઊલટું-પાખંડ મત-વાત; કુમાર્ગ.
**Heretic,** *n.* પાખંડ મત માનનાર.
**Heretical,** *a.* અવિહિત-પાખંડ મતનું સંબંધી.
**Here-to-fore,** *ad.* આજ પર્યંત; આજદીન અત્યાર-હમણાં સુધી. પુર્વે; પેહેલાં; અસલ.
**Hereunto,** *ad.* આઊપર.
**Hereupon,** *ad.* આ-એઊપર; આ-એઊપરથી.
**Herewith,** *ad.* આથી-સાથે; એની સાથે.
**Heritable,** *a.* વારસામાં મળવાજોગ.
**Heritage,** *n.* વારસો; દાય. ખ્રિસ્તપરના વિશ્વાસીઓનું મંડળ. ઇશ્વરના ભક્ત; સાધુ; સંતલોક-પુરૂષો.
**Hermaphrodite,** *n.* જેને પુરૂષ અને સ્ત્રી બન્ને ધર્મ છે એ એવું-ઊભય લિંગનું પ્રાણી.
**Hermaphroditic.** *a.* ઉભયલિંગક.
**Hermeneutics,** *n. pl.* ગ્રંથ કર્તાઓના પુસ્તકોમાં આવેલા શબ્દો-વાકયો-વચનોનો બરોબર અર્થ કરવાની અને બીજાને તે સમજાવવાની વિદ્યા-કળા-મનશકિત.
**Hermetic, Hermetical,** *a.* રસાયનશાસ્ત્ર વિશે-સંબંધી. સૃષ્ટિમાં જેટલું છે તે બધાનું કારણ ક્ષાર, ગંધક અને પારો છે એમ જે શાસ્ત્રનું મત છે તે સંબંધી; ત્રીગુત શાસ્ત્રનું-સંબંધી. હવા પેસી કે નિકળી જઇ શકે નહીં એવું સુરત-બંધ-સજ્જડ.
**Hermetically,** *ad.* હવા જઇ નશકે-આવી ન શકે એવી રીતે.
**Hermit,** *n.* અરણ્ય-વન-એકાંતવાસી; સંન્યાસી
**Hermitage,** *n.* ઝુંપડી, મ્હેહુલી; આશ્રમ; પર્ણકુટી.
**Hernia,** *n.* આંતરડું ગોળીમાં ઉતરવાથી થતું દરદ; અંતરગળ.
**Hero,** *n.* વીર-શુર-પરાક્રમી પુરૂષ; પહેલવાન; જવાંમર્દ. નાયક.
**Heroic, Heroical,** *a.* વીર પુરૂષોના જેવું-જેટલું-નું. પરાક્રમનું, શૌર્ય નું. શુરં; પરાક્રમી; જવાંમર્દીવાળું. મ્હોટામનથી-ઔદાર્યથી કીધેલું.
**Heroically,** *ad.* બહાદુરીથી; મર્દાનગીથી; શૌર્ય પુર્વક.
**Heroine,** *n.* બહાદુર-પરાક્રમી સ્ત્રી; નાયકા; વીરા.
**Heroism,** *n.* વીરપણું; શુરાતન, પેહેલવાની. મનનું મ્હોટાપણું; ઔદાર્ય; અમીરાઇ.
**Heron,** *n.* બગલું-લો; કંક; ક્રૌંચ.
**Herpes,** *n.* કોઢ; ખસ; ખાજ; ખુજલી.
**Herring,** *n.* ટોળામાં રહેનારી નહાની માછલી.
**Herschel,** *n.* સન ૧૭૮૧માં શોધી કાઢેલો યુરેનસ નામનો ગ્રહ.
**Herself,** *pro.* તે પોતે સ્ત્રી.
**Hesitancy,** *n.* આચકો ખાવો-કરવો તે; અનિશ્ચય; શંકિત પણું; દ્વિધાચિત્તપણું.
**Hesitate,** *v. i.* આચકો-ખાંચોખાવો-પડવો-કરવો; મનમાં ઢચુપચુ હોવું; આનાકાનીકરવી; ખંચાવવું; હા ના કરવી-કેહેવી. બોલતાં અચકાવું.
**Hesitation,** *n.* આચકો ખાવો તે; આચકો; ખાંચો; ઢચુપચુ; આનાકાની; બોલતાંઅચકાવું અટકવું તે-
**Hesper,** *n.* સાંજનો તારો-(શુક્રતારાનું નામ)
**Hesperian,** *a.* પશ્ચિમ તરફનું-માં આવેલું.
**Heteroclite,** *adj.* અનિયમીત.

**Heterodox,** *n.* પાખંડ; અશાસ્ત્ર *a.* પાખંડી; શાસ્ત્ર વિરુદ્ધ. પાખંડ મત પંથ-ધર્મનું માનનાર.

**Heterodoxy,** *n.* ખોટા-પાખંડ મત ધર્મ-પંથ-સંપ્રદાય-માર્ગ.

**Heterogeneous,** *a.* જુદી જાતનું-ખાસીઅતનું; વિજાતીય; વિગુણ; વિધર્મ.

**Hew,** *v. t.* કાપવું; વાઢવું. કકડી કકડી-તુકડી તુકડી કરી નાખવું. હથિયારથી કોતરી ઘાટ કાઢવો [ષટકોણાકૃતિ.

**Hexagon,** *n.* છ ખુણાને છ બાજુની આકૃતિ;

**Hexagonal,** *a.* છ ખુણાને છ બાજુનું; ષટકોણ.

**Hexahedron,** *n.* છ સરખી બાજુની ઘન આકૃતિ.

**Hexameter,** *n.* જેમાં છ ચરણ હોય છે એવો છંદ; ગ્રીક કે લાટીન છપ્પો.

**Hexangular,** *a.* છ ખુણાવાળું; ષટકોણ.

**Hey,** *int.* એ ! શાબાસ; ખુશાલીનો પોકાર.

**Heyday,** *interj.* ખુશાલીનો પોકાર *n.* મોજ તોર.

**Hiatus,** *n.* ભોક; સુરાખ. ખિંડ; વાટ; રસ્તો. ચીરો; ચીર; ફાટ- ભગાડ; ભગસ્થળ. ખોટ; ભુલ; ચુક.

**Hibernal,** *a.* શિયાળાનું-ને લગતું.

**Hibernate,** *v. i.* શિયાળો ગાળવો. શિયાળાની ટાઢના દુઃખથી બચવાને સંતાઈ-ભરાઈ-દબાઈ રહેવું.

**Hibernian,** *n.* આયરલંડ દેશનો રહેવાસી.

**Hiccough, Hickup,** *n.* હેડકી; વાધણી; હટકડી; અડગરો. *v. i.* હેડકી આવવી.

**Hickory,** *n.* અખરોટનું ઝાડ. [ગુપ્ત; મનનું.

**Hidden,** *a.* સંતાડેલું. માંહેનું ભીતરનું; છાનું;

**Hiddenly,** *v. t.* ગુપ્ત-છાની રીતે.

**Hide,** *v. t.* સંતાડવું; ઢાંકવું; ઢાંકેલું રાખવું. છુપાવવું; છાનું-ગુપ્ત રાખવું. સંતાડવું; રાખવું. ભરાવું. ભરાઈ રહેવું-બેસવું *v. i.* સંતાઈ જવું. *n.* ચામડું; ચર્મ; ખાલ.

**Hide and seek,** *n.* સંતાકુકડી, ડાહીનો ઘોડો.

**Hidebound,** *a.* જોઈએ તે કરતાં વધારે તંગ હોય એવી ચામડીવાળું.

**Hideous,** *ad.* સાંભળીને-જોઈને બ્હીક લાગે-ચીતળી ચઢે એવું; વિકાળ; કાળ જેવું-રૂપ; ભયાનક. [એવી રીતે.

**Hideously,** *ad.* બ્હીક લાગે-ચીતળી ચઢે

**Hie,** *v. i.* ઉતાવળાં-જલદી-દોડતાં જવું-આવવું; દોડવું.

**Hiemal,** *adj.* શિયાળાનું-વિશે.

**Hierarch,** *n.* ધર્માધિકારી; જેની પાસે ધર્મ-વિષયની સત્તા છે તે.

**Hierarchy,** *n.* ધર્માધિકારી; ધર્માધિકારી સત્તાક રાજ્ય; આચાર્યાધિપત્ય.

**Hieroglyphic,** *n.* અક્ષર નહીં પણ પદાર્થોનાં ચિત્રવાળી અસલ મિસરદેશના ધર્માધિકારીઓ જે લિપી વાપરતા તે; ચિત્ર પલ્લવી-લિપિ. *a.* ચિત્રલિપિ સંબંધી; જે ઉપર કે જેમાં ચિત્ર પલ્લવીમાં કંઈ લખેલું છે એવું. ન સમજાય એવું.

**Hierographic,** *a.* પવિત્ર કે ધર્મના લેખ લખાણ સંબંધી. [લેખ-લખાણ.

**Hierography,** *n.* પવિત્ર કે ધર્મ સંબંધી

**Hierology,** *n.* પવિત્ર વસ્તુ લેખ-વર્ણન શાસ્ત્ર

**Hierophant.** *n.* મુખ્ય ધર્માધિકારી. [ગ્રંથ.

**Higgle,** *v. i.* ભાંજગડ-માથાકૂટ કરવી; ભાવ ઠરાવવો., ખોરાકની વસ્તુ લઈને વેચવા જવું.

**Higgler,** *n.* ભાંજગડ કરનાર. ભાવ ઠરાવનાર. ખોરાકની ચીજ વેચનાર.

**High,** *a.* ઊંચું; બુલંદ; ઊન્નત. ઊંચા પ્રકારનું; મ્હોટું; પ્રૌઢ; મહા. અમારી; પ્રખ્યાત;

ઊંચું; જબરું; બળવાન; જબરદસ્ત. અઘરું; ગુઢ; ગહન. મોઘું; ભારે. અભિમાન-પતરાજી-શેખીનું. મ્હોટું; વડું; મુખ્ય; ઘણું; સકત; તીવ્ર. *ad.* ઉપર; ઊંચે. ઘણું-વિશેષે કરીને. *n.* ઉંચી જગ્યા.

**High-born,** *a.* કુલીન; ખાનદાની.

**High-coloured,** *adj.* સુશોભિત. અતિશયોક્તિથી ભરેલું. [કિરનાર.

**High flier,** *n.* અમર્યાદ-અતિ મનસ્વી વિચાર-

**High-flown** *a.* ઊંચું ઊંચું; મોટું મોટું. હદ મુકીને કીધેલું-કરેલું; અમર્યાદ.

**High-handed,** *a.* જુલમી; જુલમગારીનું.

**High-land,** *n.* પહાડી મુલક-દેશ.

**High-lander,** *n.* સ્કાટલંડ દેશના પહાડી મુલકમાં રહેનાર. [ઊંચે.

**Highly,** *ad.* ઘણુંજ; બહુ; અતિ; ઊંચાં;

**High-mettled,** *adj.* જહલદ અથવા ગર્વિષ્ઠ સ્વભાવનું.

**High-minded,** *a.* મગરૂબ; અભિમાની; ઊંચા વિચારનું; મ્હોટા-ઉદાર મનનું.

**Highness,** *n.* રાજા, શાહજાદા તથા ઊંચા દરજાના માણસને માટે વપરાતો ઇલકાબ. ઊંચાઈ; બુલંદી.

**High-pressure,** *n.* ભારી દબાણ. એક જાતનો વરાળનો સંચો. [દસ્તુર.

**High-priest,** *n.* મુખ્ય ધર્માધિકારી-ગોર-

**High-seas,** *n.* કોઈપણ દેશની સત્તાની હદની બહારનો દરીઓ.

**High-souled** *a.* જોમવાળું; મહાત્મા.

**High-sounding,** *a* મોટું મોટું; ભારેભારે; કેવળ શબ્દ ગૌરવવાળું.

**High-spirited,** *a.* જાગૃત; તીખું. જોમ-છાતીવાળું.

**High-treason,** *n.* રાજદ્રોહ.

**High-water,** *n.* આવી રહેલી ભરતી-જુવાળ.

**Highway,** *n.* મહોટો ધોરી-પાદશાહી રસ્તો; શારીઆમ. [માર-પાડુ-પાડનાર.

**Highwayman,** *n.* ધોરી રસ્તે લુટનાર; વાટ-

**Highwrought,** *a.* સારી રીતે પુરું કરેલું; ઠીક બનાવેલું; સારું ઘડેલું. [રંગુજ.

**Hilarity,** *n.* ખુશાલી; મઝે; ગમત; રંગ;

**Hill,** *n.* ડુંગર; ટેકરો; પહાડ; ગિરિ *v. t.* ઝાડના મુળની આસપાસ મટોડીની ટેકરી કરવી. [ટેકરી.

**Hillock.** *n.* ન્હાનો ડુંગર-પહાડ; ડુંગરી;

**Hilly,** *a.* ડુંગરનું; ડુંગરા ડુંગરાવાળું; પહાડી.

**Hilt,** *n.* મુઠ. હાથો.

**Him,** *pro.* તે-એ (પુરૂષ) ને.

**Himself,** *pro.* તે ખુદ-તેણે પોતે. [દેહકાની.

**Hind,** *n.* સાબરી; મૃગલી. ગામડિયો; ગમાર;

**Hind, Hinder,** *a.* પાછલું; પાછળનું.

**Hinder,** *v. t.* પકડી રાખવું; અટકાવવું; ખાળવું; રોકવું; નડવું; હરકત-ખલલ કરવી-પહોંચાડવી, ને બાધ-પ્રતિબંધ કરવો-નડવો.

**Hinderance, Hindrance,** *n.* અટકાવ; રોકાણ; ખોલંબો. અડચણ; હરકત; ખલલ; નડ; અવરોધ. બાધ; પ્રતિબંધ.

**Hindermost, Hindmost,** *a.* છેક-સહુથી પાછલું-પાછળનું. [રહેવાસી.

**Hindoo, Hindu,** *n.* હિંદુ; હિંદુસ્તાનનો

**Hinduism,** *n.* હિંદુનો ચાતુર્વર્ણનો ભારત ધર્મ.

**Hinge,** *n.* નરમાદા; બઠવું. કડીઆંકડો; ચાખ્ખુ યારૂં; મુળપાયો-આધાર. *v. t.* નરમાદા જડવાં. *v. i.* આધાર રાખવો.

To be off the hinges, ગેર વ્યવસ્થિત. અનિયમિત સ્થિતિમાં હોવું.

**Hint,** *n.* સુચના; અણસારો; ઇશારો. *v. i.*

ચેતાવવું; સુચના-ઈશારો કરવો-આપવો. ઈશારાથી-મોભમ જણાવવું-કહેવું.

**Hip,** *n.* કેડ કે કમ્મરનું હાડું; જાંઘની ઊપરનો ભાગ; એક જાતનું ફુળછે. *v. t.* કમ્મર લચકાવવી.

**Hip-bone,** *n.* કેડનું હાડકું.

**Hippodrome,** *n.* ઘોડાની સરતનું કે ઘોડા ઉપરના ખેલ તમાસા કરી બતલાવવાનું કુંડાળું કે ગોળાકાર જગા.

**Hippopotamus,** *n.* હાથીની જાતનું વગર સુંઢ કે શિંગડાનું પાણિમાં ભળતું પાણીમાં રહેનારૂં પશુ; જળઘોટક.

**Hip-roof,** *n.* કોણવાળું-ખુણાવાળું છાપરૂં.

**Hipshot,** *a.* લચકેલી-લચેલી કમ્મરવાળું.

**Hire,** *n.* મેનતાણું; રોજ; પગાર. *v. t.* ભાડે કરવું-રાખવું-લાવવું. ગણીને રાખવું ભાડે-ગણીને આપવું- રોજે-નોકરીમાં-પગાર આપી રાખવું. લાંચ આપવી; રૂશવત આપી હાથમાં લેવું.

**Hireling,** *n.* મેનતાણું લઈ કામ કરનાર. જે પૈસા આપે તેનું કામ કરનાર; મજુરિયું; પૈસાનો ગુલામ-લોંડી.

**Hirsute,** *a.* આકરા નિમાળા નીમાળાવાળું; જાડા-બરછટ-ખરખચડા-ગુચ્છાદાર વાળવાળું.

**His,** *pro.* તે-એ-પેલા (પુરૂષ) નું.

**Hispid,** *a.* કઠણ ને જાડા વાળવાળું.

**Hiss,** *n.* ફિટકાર; છિટકાર. ફુંકાર; સુસવાટો-છણછણાટ. *v. t.* ફિટકારવું; છિટકારવું. *v. i.* છિઃ છિટ-છટ-છિટકાર-ફિટકાર કરવો; ફુંકારો-ફુંફાડો કરવો. સુસવાટો-છણછણ-છણછણ કરવું; સુરરર-સુસવાટો કરતાં ચાલ્યા જવું.

**Hissing,** *n.* છિટકાર; ફિટકાર. ફુંકાર;; સુસવાટો.

**Histology,** *n.* અંગમાના છિદ્રો તથા ઝીણી પાતલ શિરાઓની ગુંફડાની વિદ્યા.

**Historian,** *a.* ઈતિહાસકાર-કર્તા લખનાર.

**Historical,** *a.* ઈતિહાસરૂપ-નું-વિષયક. ઈતિહાસ જેવું ચોકસ અને ખરૂં. ઈતિહાસકાર જેવું-જેટલું; ઈતિહાસ દર્શક-વર્ણક.

**Historiographer,** *n.* ઈતિહાસકાર-કર્તા-લખનાર. કોઈ રાજાનો કે રાજ્યનો ઈતિહાસ લખવાને રાખેલો અમલદાર.

**Historiography,** *n.* ઈતિહાસકારનો ધંધો-કળા-લખાવટ. [વૃત્તાંત; વર્ણન; હકિકત.

**History,** *n.* ઈતિહાસ; તવારીખ; ખબર; બયાન;

**Histrionic,** *a.* નાટક-નટનું-ના જેવું.

**Hit,** *v. t.* મારવું; અફાળવું;-ની ચોટ લાગવી. -ને ઉપર ચોટ લગાવવી-લાગવી; વેધવું. બરાબર લાગુ પડવું-પડે એવી વાત કહેવી. *v. i.* on, against અથડાવું; અફળાવું; અડકવું; લાગવું. ફાવવું; ફાવી-પાર પડી જવું. on, upon, સુઝવું; સુઝી આવવું; જડવું. *n.* ટચકો; ટકોરો; આઘાત. જોગાનજોગ; લાગ. સચોટ-ચોકઠાબંધ બોલેલા બોલ.

To hit upon, એકદમ મેળવવું-જાણવું.

**Hitch.** *v. i.* ભેરવાઈ ફસાઈ-ગુંચવાઈ પડવું. પગ ભરાઈ જવાથી ઉછાળા મારતાં ચાલવું. *v. t.* ભેરવી-ફસાવી ગુંચવી પાડવું. *n.* આંગડો. હરકત; અટકાવ; ગુંચ; ફાંસો.

**Hither,** *ad.* અહીં; આમ; આજગોએ *a.* આણી ગમનું; આ તરફનું; બોલનારની છેક પાસેનું.

**Hithermost,** *a.* આમ-આ તરફ છેક પાસેનું.

**Hitherto,** *ad.* અહીંલગી; આટલે સુધી. હજુ-હમણા સુધી; આજ-અત્યાર લગી.

**Hitherward,** *ad.* આમ; આણીગમ-તરફ.

**Hitter,** *n.* નેમ મારનારો; નિશાન તાકનારો.

**Hive,** *n.* મધમાખીઓને રહેવા સારૂ કોયેલી જગા-ઘર-પુડો-મોહોલ માળો. મધમાખીઓનું

હોણું-ઝુંડ. *v. t.* મધમાખીઓને માળો કરી આપી-કર્ત્રિમ માળામાં રાખવી.

**Ho,** *int.* કોઈનું લક્ષ પોતાની તરફ ખેંચવાને ચાલતા ઘોડાને ઉભો રાખવાને બોલવાનો શબ્દ; હો ! હોહો !

**Hoar,** *a.* કરણું ધુંધળું. ધોળું ધોળું; ધોળું રંગ; પળી ગયલું; સફેત.

**Hoard,** *n.* ઘણું ભરી રાખેલું-એકઠું કરી-સંતાડીને રાખી મુકેલું કંઈ; સંગ્રહ; સંચય. *v. t.* ભરી મુકવું-રાખવું; સંચય-સંગ્રહ-એકઠું કર્યા કરવું; ધન જોડીને દાટી-સંતાડી મુકવું.

**Hoar-frost,** *n.* ઘણી ટાઢથી ઠરી-બંધાઈ ગયલો ઓસ-ઝાકળ; હીમ.

**Hoariness,** *n.* સફેતી; ઉજળાપણું. ઘડપણ.

**Hoarse,** *a.* બેઠેલા-ભારે-ખોખરા ઘાંટાનું-વાળું. બેઠેલું; ખોખરું.

**Hoarsely,** *ad.* બેઠેલા-ખોખરા ઘાંટાથી.

**Hoarseness,** *n.* ભારે-બેઠેલો ખોખરો ઘાંટો-અવાજ.

**Hoary,** *n.* see *Hoar.*

**Hoax,** *n.* મજાકમાં કીધેલો છળ-છેતર પદી; ઠોળ; રમુજ; મજાક. *v. t.* મજાકમાં છેતરવું-ભમાવવું;-ની ઠોળ-મજાક કરવી; બનાવવું.

**Hob,** *n.* રાંધેલા પદાર્થો વગેરે ઉના રાખવાને કરેલો લોઢાના સળિયાના ચુલાની બાજુનો ચપટો ભાગ. નાભ; નાભડી. ગામઠિયો; રંગેલો; મશ્કરો. વનદેવી; શાકણ.

**Hobble,** *v. i.* લંગડાવું; ખોડાવું. *n.* લંગડાતી ચાલ; મુસીબત; પેચ; કુટ.

**Hobble-de-hoy,** *n.* ૧૪ થી ૨૧ વર્ષ સુધીનો છોકરો.

**Hobby,** *n.* લાકડીનો ઘોડો. મજબુત ઘોડું-ટટુ. એક જાતનું બાજ પક્ષી. વ્હાલી વાત-વિષય; પરમદૈવત દેખવાની વસ્તુ. ભુજક; બેવકુફ માણસ.

**Hobgoblin,** *n.* ચહુડિ; ભહુડિ; ધિંગર; બાબરો ભુત.

**Hob-nails,** *n.* ગામઠી જોડાના તળીઆના ખીલા. ઘોડાની નાળના ખીલા.

**Hock,** *n.* એક જાતનો દારૂ. ઘુંટણને ઘુંટીના વચ્ચેનો સાંધો.

**Hockle,** *v. t.* ઘુંટણના તળિયાં વગેરેની નસ-રગ કાપી લુલું-લંગડું કરવું.

**Hocus-pocus,** *n.* બાજીગર. બાજીગરનો ખેલ; હાથ ચાલાકી; નજરબંધી. *v. t.* નજરબંધી કરી ભુલાવામાં નાખવું.

**Hod,** *n.* કોલ, ઈંટ ભરવાનું પકડવાળું વિલાયતી તગારું.

**Hodge-podge,** *n.* એકઠું કીધેલું-કરી નાખેલું કંઈ; ખીચડો.

**Hodiernal,** *a.* આજનું; આજના દહાડાનું.

**Hodman,** *n.* બેગારી; તગારું ઉંચકનાર.

**Hoe,** *n.* પાવડો; કોદાળી. *v. t.* પાવડા-કોદાળીથી ખોદવું-સાફ કરવું.

**Hog,** *n.* ડુક્કર; ભુંડ; સુઅર.

**Wether-hog,** *n.* ખસી કરેલ નર મેંઢું.

**Hoggish,** *a.* ગંદુ; ગલીચ. અકરાંતિયું; ડુક્કરના જેવું ખાઉધર.

**Hogshead,** *n.* ૧૦૦ થી ૧૪૦ ગેલન માય એવડું પીપ. સાધારણ ૫૪-૫૨ ગેલનનું અને દરાખના દારૂના ૬૩ ગેલનનું ભરતરનું માપ.

**Hoiden,** *n.* હિમ્મતવાન છોડી; ઉછાછળી-મસ્તીખોર છોકરી.

**Hoist,** *v. t.* ચઢાવવું; ઉંચકી લેવું.

**Hoity-toity,** *int.* આશ્ચર્ય કે નાપસંદતા અને કંઈ એક તિરસ્કાર કે અવજ્ઞા બતાવવાનો શબ્દ; વાહવા ! *a.* વાયલ; લેહેરી.

**Hold,** *v. t.* સ્હાવું; પકડી-ઝાલી રાખવું. રાખવું; રાખી રહેવું.-ની પાસે-હાથમાં રહેવું-તાહાથમાં-

થી જવા ન દેવું;-ના કબજામાં હોવું; ને મળેલું પહોંચેલું હોવું;-ઉપર-એ હોવું. કેફાણું-અંકુશમાં-કાબુમાં રાખવું. ચલાવવું; કરવું. અટક્યા વગર જારી કરવું; જારી રહેવું. મેળવવું; ભરવું; માં બેસવું-માં હોવું-રહેવું-સમાવું-માવું. રાખી-વળગી રહેવું;-ઉપર-વિષે કાયમ-ચુસ્ત હોવું-રહેવું. ગણવું, જાણવું; લેખવું; માનવું; સમજવું. *v. i.* થોભવું; ઉભા રેહેવું. કાયમ રહેવું-હોવું; પહોંચવું. ટકી રહેવું; નીભવું; ટકવું. લાગુ પડવું; ચાલવું; ટકવું; કંઇ ન કરવું; બંધ રહેવું. મળેલું-પહોંચેલું હોવું. *n.* પકડ; અખ્તિયાર ચાલવો તે. બંધન; કાબુ; અંકુશ. પકડવાનું; આધાર; આસરો; બંધીખાનું; ફુરંગ. કેદ; કબજો. તુતક નીચેનો વહાણનો પોલો ભાગ; બંડાર.

To hold one's own પોતાની વાત રાખવી.

Holdfast, *n.* લોખંડનો હુક.

Holding, *n.* જે શરતે જમીન મળી હોય કે રાખી હોય તે શરત; સત્તાપ્રકાર. કોઇ પ્રકારે મળેલી-રાખેલી જમીન. અખ્તિયાર; હક; સત્તા.

Hole. *n.* ખાડો; ગભાર; કાણું; બાકું; વેહ છીદ્ર. દર; ગારુડો; બો. અંધારી, નીચી ને સાંકડી કોટડી; કોટડું.

Hole and corner, *adj.* છાનું-ખાનગી.

Holiday, *n.* તેહેવાર; પર્વ; ઓચ્છવ. સપરમો દિવસ; રૂડું ટાણું; રજા કે છુટીનો દહાડો.

Holiness, *n.* પવિત્રાઈ; અંતઃશુદ્ધિ. પુર્ણ પ્રમાણિકપણું-નેકી. પોપનો ખિતાબ.

Hollands; *n.* હોલાંડ દેશમાં બનતો જનદારૂ.

Holloa, Hollo, *v. i.* હાંક મારવી; મોહોટેથી બોલાવવું-બુમ પાડવી. *n.* પોકાર; બુમ. *int.* ઓ! એ! અહ્મા! જુઓ! સાંભળો!

Hollow, *a.* પોલું; પોલાણવાળું. બેઠેલું; ખોખરું; ઉંડાણમાં થતું હોય તેવું પોલું; પોચળ; મોહોટું મીઠું; ઉપર ઉપરનું; મોહોતું; ખોટું; મેલું; પાપિષ્ટ. *n.* પોલાણ; ખાડો; બખોલ; બોઅણ; ખાંચ. *v. t.* -માં ખાડો પાડવો;-માં ખાંચ-બોઅણ કહાડવી; -માં બખોલ પડવી.

Hollowness, *n.* પોલાણ. પોગળ; મેલાપણું. કમાઈ; ખોટાપણું.

Holly, *n.* બારે દહાડા લીલું રહે એવું ઝાડ.

Holm, *n.* સદા લીલું રહે એવું ઓકનું ઝાડ.

Holocaust, *n.* હોમ.

Holograph, *n.* વસિઅતનામું કરનારના તમામ પોતાના હાથથી લખેલું ખત-વારસનામું.

Holster, *n.* ઘોડેસ્વારને પોતાની પીસ્ટોલ રાખવાનું ઘર-કોથળી.

Holy, *a.* પવિત્ર; સાધુ; પરમાર્થનિષ્ટ. ઈશ્વરાર્પણ-ધર્માર્પણ કરેલું.

Holy-day, *n.* *see. Holiday.*

Holy writ, *n.* પવિત્ર ધર્મ પુસ્તક.

Holyland, અસલી યહુદીઓનો દેશ-પેલેસ્ટાઇન.

Holy ghost or Holy spirit, ખીસ્તી ધર્મ પ્રમાણે ઈશ્વરના ત્રણ રૂપમાંનું એક જે પવિત્ર આત્માને નામે ઓળખાયછે તે.

Homage, *n.* સ્વામિપણું માન્યાનું ચિન્હ. નમવું તે; માન; નમન. ભક્તિ; ભજન. ભક્તિભાવ.

Home, *n.* પોતાનું ઘર; સ્વગૃહ. પોતાનો દેશ: સ્વદેશ; વતન. *a.* દેશી; અહીંનું; ગામડી. સખ્ત; કારી; સજ્જડ. *ad.* ઘેર. પોતાને દેશ. સજ્જડ; સચોટ.

To bring a thing home. ગુન્હેગાર સાબિત કરવું.

Home-bred, *a.* દેશી; ગામડી; ઘરમાં પોસાયલું-ઉછરેલું-ઘરવરશ થયલું. પાળેલું. ઘરગતું; ખાનગી. સાદું. ભોઠ; ગંવાર.

Home-bound or homeward bound, (ઘણું કરી જળ માર્ગે) પોતાના વતન તરફ જતું.

**Home-felt**, *a.* દીલમાં-અંતરમાં લાગેલું.
**Homeless**, *a.* ઘરબાર વિનાનું.
**Homeliness**, *n.* સાદાઈ. મધ્યમ સાધારણ-પણું-રૂપ.
**Homely**, *a.* ઘર-કુટુંબનું-માંનું-સંબંધી-સાદું; જાડું પાતળું; સાધારણ; કુટડું એ નહીં ને બ્હેરકું એ નહીં એવું. સાધારણ રૂપનું.
**Home-made**, *a.* ઘરમાં-ખાનગી-ઘરગતુ બનાવેલું; દેશી.
**Homeopathy**, *n.* કોઈ ઓસડથી જે પ્રકારનો વ્યાધી થાય તેજ વ્યાધી પર તેજ ઓસડ ઘણાજ થોડા પ્રમાણમાં આપી મટાડવાનું વૈદું.
**Homesick**, *n.* ક્યારે ઘેર જઈ છોકરાં છૈયાંને મળું એને માટે જીવ તલપાપડ થઈ રહ્યો હોય એવું.
**Homespun**, *a.* દેશી:દેશી બનાવટનું; દેશમાં બનેલું. ચતુરાઈ-સૌંદર્ય વગરનું. જાડું; જડસું; બુસું. *n.* દેશી કાપડ.
**Homestead**, *n.* ઘર કે મેહેલની વાડી-જગા. મુળસ્થાનક.
**Homeward**, *ad.* ઘર તરફ-મન; સ્વદેશ-દેશતરફ. *a.* ઘર દેશ-સ્વદેશ તરફનું.
**Homicidal**, *a.* માણસનું ખુન-હિંસા કરનારનું-સંબંધી; ઘાતકી; ખુની.
**Homicide**, *n.* મનુષ્ય હિંસા-વધ; માણસનું ખુન કરનાર; હત્યારો.
**Homily**, *n.* નીતિ-ધર્મબોધક ભાષણ-નિબંધ.
**Hominy**, *n.* મકાઈ દાણાને આખા ભાંગા વાટી કરેલી રાંધ-રાબડી. [ડુંગર-ટેકરો.
**Hommock**, *n.* નહાનો આઘો આઘો પડેલો
**Homogeneous**, *a.* એકજ ગુણ, જાત કે ખાસનું; રૂપમાં.
**Homonym**, સ્લેષ; એકસરખા ઉચ્ચારવાળો શબ્દ પણ જુદા અર્થ વાળો.

**Hone**, *n.* ચાપ્પુ, અસ્ત્રા વગેરે ઘસવાની પથરી. *v. t.* ઘસવું;-ની ઘસીને ધાર કાઢવી.
**Honest**, *a.* આબરૂદારીનું-પ્રમાણિકનું. ભલું; પ્રમાણિક; નેક; ઈમાનદાર. સુધું; પાધરું; દગો-કપટ પ્રપંચવિનાનું-કીધેલું-મેળવેલું. જેવું હોય તેવું; ખરેખરૂં; પાપ રાખ્યા વગરનું; નિષ્કપટી. શુદ્ધબુદ્ધિ-સારા હેતુનું-થી કીધેલું; સદ્વૃત્તિનું; સન્માર્ગનું.
**Honestly**, *ad.* આબરૂદારીથી-માં-પ્રમાણે. પ્રમાણિક પણાથી; કપટ-દગા વગર. મનમાં પાપ ન રાખતાં.
**Honesty**, *n.* આબરૂદારી. ભલમનસાઈ; પ્રમાણિકપણું; નેકી; ઈમાનદારી. સુધાપણું; પાધરાપણું. ખરાપણું; સાફદીલી: નિષ્કપટ. શુદ્ધબુદ્ધિ. સદ્વૃત્તિ. [મિઠડો-ડી-ડું.
**Honey**, *n.* મધ; મધુ; મિઠાસ; માધુર્ય.
**Honey bag**, *n.* મધમાખના શરીરમાંની મધ રાખવાની નહાની કોથળી-જગા.
**Honey-comb** *n.* મધપુડો; મધુકોશ.
**Honeyed**, *v.* મધુમય; મધનું-ભળેલું. ગોડું; સ્નેહીન. [પણીનો પહેલો મહિનો.
**Honey-moon**, *n.* પરણ્યાનો-લગ્ન થયા
**Honey-suckle**, *a.* એક રળિયામણો તથા ખુશબોદાર ફુલનો વેલો. [બોલીવાળું.
**Honey-tongued**, જીભની મીઠાશવાળું. મીઠી
**Honour**, *n.* માન; આબરૂ; ઈજ્જત; મહોટાઈ. પ્રમાણિકપણું; નેક નેમન; ઈમાનદારી.સતી. સાધ્વી-પતિવ્રતાપણું. આબરૂદારી; સંભાવિતપણું. પ્રતિષ્ટા;કુરમત *v. t.*-નું માન-મર્યાદા-અદબ રાખવી. આરાધવું; ઉપાસના કરવી-ને આબરૂ આપવી; મહોટું કરવું-બનાવવું-હુંડી સિકારવી.
**Code of honour**, દમામ-દોરવાળી મંડળીમાં રીતભાતને લગતા પળાતા કાનુનો.

**To do the honours,** જમણ વેળાએ પરોણા-ગત કરનારે પરોણા તરફ જે ધ્યાન આપવું તે.

**Honourable,** *a.* આબરૂદાર-વાળું; માનપાત્ર; નામીચું; પ્રતિષ્ઠિત. જેને આબરૂ વહાલી છે એવું; પ્રમાણિક; નેક. આબરૂનું; પ્રમાણિકપણાનું; આબરૂ-માનનું-આપનારૂં; યશસ્કર; કીર્તિપ્રદ. નેકનામદાર. [બરૂમાં-થી-પ્રમાણે.

**Honourably,** *ad.* આબરૂ રહે-વધે એમ; આ-

**Honorary,** *ad.* આબરૂ-માનનું;માનપ્રદ-સુચક. પગાર વગર કામ કરનારૂં; કામ કરવાનું નહીં પણ માત્ર માનને માટે આપેલું.

**Honorarium,** *n.* ચાકરી-મહેનતનો અવેજ; મેહેનતાણું; વેતન.

**Hood,** *n* ઝુગડાનો ટોપ. રોમન કાથલિક સાધુનો ટોપ. બાજ પક્ષીને બાંધવાની અંધારી શિરસ્ત્રાણ ગાડીની છતરી.

**Hooded,** *a.* ટોપવાળું-પેહેરેલું.

**Hood-wink,** *v. t.*-ની આંખે પાટા અંધારી બાંધવી. ઠગવું; છેતરવું; ધુતવું; આંખના પાટા બાંધવા.

**Hoof,** *n.* ખરી;ક્ષુર; શફ. ઢોર; ખરિયું. [બાંધવા.

**Hoofed,** *a.* ખરીવાળું.

**Hook,** *n.* આંકડો-ડી; હુક. નર. માછલીનો ગળ. *v. t.* આંકડી ભેરવવી-જડવી. ગળથી પકડવું. પાશ-ફાંસામાં લેવું-આવી પડવું.

**Hook and eye,** સ્ત્રીના કપડાને એક સરખું રાખવા ભરાવવાની ખીલી-સળી.

**By hook or by crook,** કોઈપણ પ્રકારે; ગમે તેવા સાધનો વડે.

**Hooked,** *a.* વાળેલું; વળેલું; વાંકુ.; વાંકડું.

**Hooker,** *n.* વલંદા લોકોનું ન્હાનું વહાણ.

**Hook-nosed,** *a* પોપટિયા-નમણા નાકનું-વાળું; શુકનાસિક-નાસિકા.

**Hoop,** *n.* પટો; વાટો; પાટો; હાંસડી; કડુ; જાળી; વળું. ચાળણી વગેરેનો કાઠો-કાંઠડો. ચક્કર. ભપકડું. *v. t.* પાટો વગેરે ચઢાવવો. *v. i.* ઘુમવું; ગુંજવું. ચીસપાડવી-મારવી; પોકારવું; પોકાર કરવો.

**Hooping-cough** *n.* સસણી;વાવલી; હેડકુજણ.

**Hoopoe,** *n.* યુરોપના દક્ષિણ પ્રદેશોમાંથી મળી આવતું સુંદર કલગીવાળું પક્ષી.

**Hoot,** *n.* હુડહુડ; હકાહકા; ધુત્કાર. *v. t.* હડેધુત કરી કાઢવું. *i.* હડેધુત-હુટહુડ-હકાહકા-ધુત્કાર કરવો. ઘુવડનું બોલવું.

**Hop,** *v. i.* ઠેકડી ખાવી; એક પગે ચાલવું; ઘોડી કુદાવવી. કુદાકુદ-ઉઠાઉઠ કરી મુકવી. *n.* ઝાડ કે વાંસપર વીંટલાઈને ઉગતો કડવા સ્વાદનો એક વિલાયતિ છોડ.

**Hope,** *n.* આશ; આશા: ઉમેદ; મુરાદ. ભરોસો; આકીન; આસ્થા. આશાનું ઠેકાણું-કારણ-મુળ.જેની આશા હોય તે વસ્તુ; આશા વિષય. આશા-ભરોસો રાખવો-કરવો.

**Forlorn hope,** નિરાશિત સ્થીતિ; કીલ્લેબંધ જગ્યા ઉપર હલ્લો કરવા ચુંટી કાઢેલી લશ્કરની ટુકડી.

**Hopeful,** *a.* આશા ભર્યુ-બંધ; ઉમેદનું ભરેલું. આશા થાય-રહે એવું; આશા જનક.

**Hopefully,** *ad.* આશાથી; ઉમેદથી.

**Hopeless,** *a.* નિરાશ; નાઉમેદ; આશાબંધહીન. જેનું ફળ-પરિણામ સારૂં ન દેખાતું હોય એવું; આશા રહિત; નિરૂપાય.

**Hopelessly,** *ad.* ના ઉમેદીથી; નિરૂપાયથી.

**Hopelessness,** *n.* નિરૂપાયપણું; ના ઉમેદપણું.

**Hoplite,** *n.* પ્રાચીન ગ્રીસનો હથિયાર બંદ સીપાઈ. [*pl* સાત સમુદ્રની રમત.

**Hopper,** *n.* ઠેકડી ખાનાર; ઓરણી; ગરણી.

**Hopple** *v. t.* પગ બાંધવા.

**Horal** *a.* કલાકનું-સંબંધી

**Horde,** *n.* ફરતાં ફરનારા લોકનો જથો-ટોળું ઝુંડ-ધાડું.

**Horehound,** *n.* એક જાતની કડવી વનસ્પતિ.

**Horizon,** *n.* દૃષ્ટિમર્યાદા. ક્ષિતિજ. આકાશકક્ષા; ઉદયાચળ; અસ્તાચળ. દૃષ્ટિગોચર.

**Horizontal,** *a.* દૃષ્ટિમર્યાદાનું સંબંધી આડું દૃષ્ટિમર્યાદાસમસુત્ર.

**Horizontally,** *ad.* આડું; આડી રીતે.

**Horn** *n.* શિંગડું; શીંગ. શિંગું; તુરાઈ; રણશિંગું; ભુંગળું. શિંગ; સુજ.

**Horning,** *n.* ચાંદરાતનો દેખાવ.

**Horn beak,** *n.* એક જાતનું પક્ષી.

**Hornbeam,** એક જાતનું ઝાડ.

**Hornbog,** *n.* એક જાતની કંસારી-વાંદો.

| | | |
|---|---|---|
| **Hornstone,** *n.* | } | જુદી જુદી જાતના ચકમક—પથર. |
| **Hornslape,** *n.* | } | |
| **Hornblende,** *n.* | } | |

**Horn-book,** *n.* પેહેલી ચોપડી; આદિ મજરી.

**Horned,** *a.* શિંગાળું; શિંગડાવાળું-કુટેલું. ફુછવાળું. જેનાપર શિંગડાનો આકાર કોધો છે એવું; શૃંગાકાર.

**Horner,** *n.* શિંગડાની ચીજો બનાવનાર.

**Hornless,** *a.* શિંગડા વગરનું; વગર શિંગડાનું-વાળું.

**Hornpipe,** *n.* એક જાતનો રાગ-નાચ.

**Hornet,** *n.* ભમરો.

**Horny,** *a.* શિંગડાનું-જેવું; શિંગડા જેવા પદાર્થનું બનેલું. કઠણ; સકત; વજ્ર જેવું.

**Horography,** *n.* શંકુ કરવાની વિદ્યા-કુમર કાલ-કાલમાન વર્ણન.

**Horologe,** *n.* કાલમાન-માપક યંત્ર.

**Horological,** *a.* કાલ માપક યંત્ર સંબંધી.

**Horology,** *n.* કાલમાપન-ગનન વિદ્યા-કળા.

**Horoscope,** *n.* જન્માક્ષર; જન્મોત્રી; ટપકો; જન્મ-ગ્રહ કુંડળી.

**Horoscopy,** *n.* ગ્રહ ઉપરથી ફળ કહેવાની વિદ્યા.

**Horrible,** *a.* ચીતળી ચડે-કમકમાટો આવે-રૂઆં ઉભાં થાય-થરથરી છુટે એવું; ઘોર; ભયંકર; ભયાનક; વિકાળ.

**Horribly,** *ad.* ઘોર-ભયંકર-વિકાળ પણાથી.

**Horrid,** *a.* જોઇને બીક લાગે-ચીતળીચડે એવું.

**Horridly,** *ad.* ભયંકર-ભયાનકપણાથી.

**Horrific,** *a.* *see Horrible.*

**Horrify** *v. t.* ચીતળીચડે-રૂઆં ઉભાં થાય એમ-એવું કરવું; થથરાવી નાખવું; બ્હીવાડવું.

**Horripilation,** *n.* એકાએક ચોંકી ઉઠવાથી ધ્રુજારી ઉત્પન્ન કરે એવી લાગણી.

**Horror,** *n.* ચીતળી; થરથરી; વિકાળપણું; મહાભય.

**Horror-Stricken,** *a.* ચોંકી ઉઠેલું.

**Hors de combat,** **(F.)** જખમને લીધે લડવા નાલાયક થયેલ.

**Horse,** *n.* ઘોડો-ડી-ડું; તુરંગ; અશ્વ; હય. ઘોડાનું લશ્કર; સવાર; હયસાદી. લુગડાં સુકવાની લાકડાની ઘોડી.

**Horse-back,** *n.* ઘોડાપર બેઠેલાં હોવું તે; અશ્વારૂઢત્વ.

**Horse-breaker,** *n.* ચાબુકસવાર; ઘોડા શિખવનાર; હય શિક્ષક-સાદી.

**Horse-Courser,** *n.* ઘોડા વેચનાર.

**Horse-drench,** *n.* ઘોડા આદિનો સખત જુલાબ.

**Horse fly,** *n.* ઘોડાને કરડનાર મોટો ડાંસ-બગા.

**Horse-guards,** *n.* ગાડદી-રક્ષીઓનું કામ કરનાર પાયગા-ઘોડાનું લશ્કર; સાદી રક્ષી.

**Horse-hair,** *n.* ઘોડાના વાલ-નિમાળા.

Horse-jockey, n. ઘોડાનો સોદાગર.

Horselaugh, n. હોકારા ઠોકારાનું હસવું; અટ્ટહાસ્ય.

Horse-leech, n. ઘોડા-ભેંસા જળો. ઘોડાને સાજું કરનાર.

Horse litter,, n. ઘોડા ગાડી. ઘોડાનો માચો.

Horse-man, n. ઘોડાપર બેઠેલું માણસ; અસવાર; સાદી. પાકો ઘોડે બેસનાર-સવાર. ઘોડેસવાર સિપાઈ.

Horse-manship, n. અશ્વ કૌશલ્ય; અશ્વ-અશ્વારોહણ વિદ્યા.

Horse-power, n. અશ્વબળ; ઘોડાનું જોર. વરાળયંત્રોની શકિતનું મુળમાન-પ્રમાણ. એક મિનિટમાં એક ફુટ અંતરસુધી ૩૩૦૦૦ રતલ વજન ઉપાડવું તે એક અશ્વબળ ગણાય છે.

Horse-shoe, n. ઘોડાની નાળ.

Horse-whip, n. ચાબખ; ચાબુક.

Hortation, n. બોધ; ઉપદેશ; શિખામણ.

Hortative, a. શિખામણનું; બોધરૂપ-નું.

Hortatory, a. બોધ-શિખામણનું. શિખવણીનું; ઉસ્કેરણીનું; ઉત્તેજનરૂપ.

Horticultural, a. બાગકામ વિદ્યા સંબંધી.

Horticulture, n. બાગ-વાડી બનાવવાનો હુન્નર; બાગકામ; માળીનું કામ-વિદ્યા.

Horticulturist, n. માળીનું કામ કરનાર-જાણનાર.

Hortulan, a. બાગ બગીચાનું; વાડીનું.

Hortus Siccus, n. સુકાં ઝાડોનો સંગ્રહ.

Hosanna, n. ઈશ્વર સ્તુતિનો કે ઈશ્વર કૃપા માગવાનો શબ્દ.

Hose, n. પગનાં મોજાં;જાંઘા વગેરેની સુંડ-સુંડ.

Hosier, n. મોજાં વગેરેના જેવો ગુંથેલો સામાન વેચનાર; મોજાંવાળો.

Hosiery, n. મોજાંવાળાનો-વેચવાનો-ધંધો.

Hospice, n. આલ્પ્સના પહાડપર આવેલો મઠ જ્યાં મુસાફરીને ખાવાનું આપવામાં આવેછે તે.

Hospitable, a. પરોણાની બરદાશ લેનાર; આતિથ્યતત્પર-શુર. આવકારનું ભરેલું-હેતું.

Hospitably, ad. સારી બરદાશથી; આગતાસ્વાગતાથી. આવકાર ભરેલી રીતે.

Hospital, n. બિમારખાનું; રોગી-ઔષધ શાળા.

Hospitality, n. પરોણા ચાકરી; આગતાસ્વાગતા. પરોણા ચાકરી ગરાપણું; આતિથ્યતત્પરતા.

Host, n. ગૃહસ્વામી; યજમાન; મેજબાન; વીસીનો ધણી; વીસીવાળો.

Hostage n. સલાહના કોલ પાળવાની ખાતરી માટે બાનમાં આપેલું માણસ; બાનમાં મુકેલો-બાન અપેલ.

Hostelry, n. મુસાફરખાનું.

Hostess, n. ગૃહસ્વામિની. યજમાના; આતિથ્યકારિણી. ઉતારાની ધણી.

Hostile, a. શત્રુનું; દુશ્મનનું; વેરીનું. વેર-દુશ્મની-શત્રુવટ રાખનાર;વેરભાવનું. પ્રતિકુળ. સામું; વિરૂદ્ધ.

Hostility, n. શત્રુવટ-ભાવ; વેર; દુશ્મની. પ્રતિકુળપણું; સામા હોવું તે; લડાઈના કામ; લડાઈ; ચઢાઈ; હલ્લો; હુમલો.

Hostler, n. ઘોડાની તપાસ રાખનાર માણસ; ઉતારાના ઘોડાઓનો ચરવાદાર-ઘોડાવાળો.

Hot, a. ઉનું; ગરમ; ઉષ્ણ. સસડતું; ખખળતું; કકડતું. દઝાય એવું; ફરફળતું. ધગધગતું; અગ્નીવર્ણ. જાહેલ; ઉગ્રસ્વભાવનું; પીતળું. આકળું; તીખું; ગરમ. તીવ્ર; જોસ-જુસ્સાનું ભરેલું કડાકુડ; કડાકડીનું; દારણ. ઝગઝગાટ થઈ રહે એવું; તીખું; તમતમતું.

Hot-bed, n. જે બગીચાપર કાચનું આચ્છાદાન કીધેલું હોય એવો બાગ.

**Hot-brained**, *a.* ઉદ્ધત-ગરમ મિજાજનું.

**Hotel**, *n.* જ્યાંહાં મુસાફરોને પૈસા ખરચેથી ઉંચી તરેહનો મુકામ, ખાવા પીવાનું વગેરે સોઈ મળી આવે એવી ધર્મશાળ; મુસાફરખાનું; વીસી; ઉતારો.

**Hotel de Ville**, (F) ફ્રાન્સ વગેરે સ્થળે શહેરમાંનો મોટો હૉલ. મોટું જાહેર મકાન.

**Hotel Dieu**, *n.* (F) ફ્રાન્સ દેશમાંનું બીમારખાનું-ઓષધશાળા.

**Hot-headed**, *a.* ઉદ્ધત, કડક.

**Hot-house**, *n. See hot bed.*

**Hotch-potch**, *n.* એકઠું કરેલું-કરી નાખેલું; ખીચડો.

**Hotty**, *ad.* ઉગ્ર કડાકુડપણે; જોરસાથી; જોરથી.

**Hot-pressed**, *a.* ગરમી-ઉષ્ણતા લગાડીને દાબેલું.

**Hot-spur**, *n.* અવિચારી-ઉતાવળો માણસ; માથાકુટિયો.

**Hottentot**, *n.* દક્ષિણ આફ્રિકાનો રહેવાસી.

**Houdah**, *n.* અંબાડી; હોદો.

**Hough**, *n.* પશુના પાછલા પગના ઘુંટણનો પાછલો ભાગ. *See ham & hamstring*

**Hound**, *n.* શિકારી કુતરો. *v. t.* છોડી મુકવું; દોડાવવું;-વડે શિકાર કરવો.

To follow the hounds, શિકાર કરવાની ટેવ હોવી.

**Hour** *n.* કલાક; અઢી ઘડી. કેટલા વાગ્યા તે. વખત; વેળા; કાળ.

To keep good hours, વખત સર ઘેર રહેવું. [તીનું ઘડિયાળ.

**Hour-glass**, *n.* કલાકની સીસી; ઘડી; રે

**Hour-hand**, *n.* કલાક-અવર કાંટો.

**Houri**, *n.* ઇસ્લામી ધર્મ મુજબ સ્વર્ગમાં ની પરી.

**Hourly**, *a.* કલાક કલાકનું; કલાકે કલાકે થનારૂં-કીધેલું-લીધેલું. ઘડી ઘડીનું; હમેશ-નિત્યનું. *ad.* કલાકે, કલાકે; વારે વારે.

**House**, *n* ઘર; મકાન; ભવન; ગૃહ. ઘર-કુટુંબ; ઘરનાં માણસો. કુળ; વંશ; ઓલાદ; ખાનદાન. પહેડી; પેઢી. ઘર; સ્થાન. કામ ચલાવી શકે એટલા માણસની મંડળી. *v. t.* ઘરમાં રાખવું; રહેવાને ઘર-છાપરૂં આપવું. ઉપર છાપરૂં-ઢાંકણ-આચ્છાદાન કરવું-નાખવું; વરસાદપાણી ન લાગે એમ કરવું. ઘરમાં ઘાલી દેવું *v. i.* રહેવું.

**House of God**, દેવાલય; દેહરૂં.

**House of Correction**, લુચ્ચા લફંગાઓને શિક્ષા માટેનું કેદખાનું.

Open house, ઉદાર પરોણાગત.

Religious house, મઠ.

To bring down the house, (નાટકશાળામાં) તમામ તમાશગીરોમાં ખુશી પોકાર ઉકેરવા.

To make a house, પાર્લમેંટમાં કામ ચલાવવા જોઈએ એટલી સભાસદોની સંખ્યા મેળવવી. [કરનાર.

**House-breaker** *n* ઘરમાં ખાતર પાડી ચોરી

**House-breaking**, *n.* દિસની ખાતર ચોરી.

**House-dog**, *n.* ઘરની રખેવાળી કરવા પાળેલો કુતરો. [માણસો.

**House-hold**, *n.* ઘર કુટુંબ; કબીલો; ઘરનાં

**House-holder**, *n.* ગૃહીસ; ધણીસ; ઘરબારીધણી ધણિયાણી; ગૃહસ્થ.

**House-keeper**, *n.* see *House holder.* ઘર ચલાવવાને રાખેલી મુખ્ય આકરદાસી.

**House-keeping** *n.* ઘર-ગૃહસ્થાશ્રમ-દુનિયાદારી ચલાવવી તે.

**House-less**, *a.* ઘર વગરનું; વગર ઘરબારનું.

**House-maid**, *n.* ઘર કામ કરનારી બૈરી-ચાકર.
**House-warming**, *n.* વાસ્તુ; ગૃહપ્રવેશ.
**House-wife**, *n.* ઘરધણિયાણી; ઘર ચલાવનારૂં-ઘરનું પાકું બૈરૂં. સીવવા વગેરેનાં ઓજારોનો સામાન મુકવાની ઝાંપી-કોથળી.
**House-wifery**, *n.* ઘર ખટલો કામ-ધંધો.
**House-wright**, *n.* શિલ્પશાસ્ત્રી; મિસ્તરી; ગજ્જર; વાઢિયો. [*pl.* ઘોડાનો સાજ.
**Housing**, *n.* ધાસિયો. રક્ષણ; બચાવ; આશ્રય.
**Hove**, *pret. of Heave.* ઉંચક્યું; ઉપાડ્યું.
**Hovel**, *n.* ભીંતડાં વગરનું છાપરૂં-છાપરી, ઝુંપડું; ઝુંપડી; કુટી.
**Hover**, *v. t.* પાંખપર તોળાઈ રહેવું; ભમ્યાં-પાંખ ફફડાવ્યા કરવું. તોળાઈ-ટંગાઈ રહેવું. ફરી ફર્યા-માર્યા કરવું.
**How**, *ad.* કેમ; શીરીતે; કેમ કરીને. કેવું; કેટલું; કેવડું, કેમ; શા વાસ્તે-થી-કારણથી.
**Howbeit**, *conj.* ગમે તેમ હોય પણ; પણ; તોપણ; એમ છતાં.
**Howdah or Houdah**, *n.* હાથીની અંબાડી.
**However**, *ad.* ગમે તેવું-તેટલું. *conj.* તોપણ; એમ છતાં.
**Howsoever**, *ad. see However.* [ફેંકી તોપ.
**Howitzer**, *n.* એક પ્રકારની ટુંકડી ગાડે ચ-
**Howl**, *v. i.* કુતરા વગેરેની પેઠે રોવું; રડવું. પોક મુકી-વિલાપ કરી-ઘાંટો કહાડી રોવું; આક્રંદ કરવું. બુમબરાડો કરવો બોલવો-કરીમાનું.
**Howling**, *a.* વાઘ, વરૂ વગેરેના શબ્દથી ગાજી
**Howlet**, *n.* ઘુવડની જાતનું પક્ષી. [રહેલું; ઘોર.
**Hoy**, *n.* કિનારે કિનારે ચાલનારૂં ન્હાનું વહાણ. *int.* અરે ! સબુર !
**Hub**, *n.* પૈડાંનો નાભ-નાયડી. [કકલાણ.
**Hubbub**, *n.* હોહાકાર; બુમરાણ; તોફાન;
**Hubble-bubble**, *n.* હુક્કો.

**Huckster**, *n.* ફેરિયો; ફેરી કરનાર-ફરનાર. દગાખોર-લુચ્ચું માણસ, કિસબચોર.
**Huddle**, *v. i.* દોડાદોડ-નહાસા નહાસ-પડાપડી કરવી.--ના-માં ગડબડગોટા વાળવા-કરી મુકવા. જેમતેમ પહેરી-નાખી-ઘાલી દેવું; ગુંચમડો કરવો.
**Hudibrastic**, *a.* અપરિમિત-અબદ્ધ કવિતા સંબંધી.
**Hue**, *n.* રંગ; વર્ણ. બુમ; પોકારો; હોકારો.
**Huff**, *n.* ચીઢવું તે; રીસ; ગુસ્સો; ક્રોધનો ઉભરો. શેખી-પતરાજીખોર માણસ. *v. t.* ધમકાવવું; લબડ ધક્કે લેવું. *v. i.* ઉપસવું; ફુલવું. ચીઢવું; ગુસ્સે થવું; રીસે ભરાવું. ફુલાસ-પતરાજી મારવી. [ઉદ્ધત; ઉન્મત્ત.
**Huffish**, *a.* અહંકારી; ગર્વિષ્ઠ; અભિમાની;
**Huffy**, *a.* ઉપસેલું; ફુલેલું ઝાડિસ; જરા જરામાં તપી જાય એવા સ્વભાવનું; ઝાંઝી; ઝનુની.
**Hug**, *v. t.* જોરથી બેટવું; બેટીને ભચડી-દાબી નાખવું. વ્હાલું કરવું-ગણવું; વળગી રહેવું. ફુલાવું. *n.* જોરથી બેટવું તે; ગાઢાલિંગન.
**Huge**, *a.* ઘણું મ્હોટું; અડાબીડ.
**Hugely**, *ad.* બેહદ-અત્યંતપણાથી.
**Huguenot**, *n.* આગલા વખતમાં ફ્રાન્સ દેશમાં પ્રોટેસ્ટન્ટ ધર્મ પાળનારનું નામ.
**Hulk**, *n.* જુના વહાણનું ખોખું. રાભાડ. ઝાંપડો; ભાગ. ઠુત.
**Huil**, *n.* છોડું; છાલ; છોતરૂં; ભાલું; બાર; વહાણનું ખોખું. *v. t.* છોલવું; નું છોડું કાઢવું-જુદું પાડવું.
**Hum**, *v. i.* ધુંજવું; ગગણવું; ગણગણતાં બોલવું; ગુંગણવું. *v. t.* મ્હોંબંધ રાખીને મનમાં-મુમાં ગાવું. *n.* ધુંજવું તે; ધુંજાટ. ગગણાટ; ગુણગુણાટ.
**Human**, *a.* માણસ-માણસ જાત-મનુષ્યનું;

માનુષ. માણસના જેવું-જેવા ગુણનું; મનુષ્ય-માણસ-સધર્મી.

**Humane**, *a.* દયાળુ-વાળું-વાન; કરૂણાવાન; માણસના જેવા લ્હેદયનું. [નિ-પૂર્વક.

**Humanely**, *ad.* દયા-કરૂણાથી-લાવીને-રાખી-

**Humanity**, *n.* માણસપણું; મનુષ્યત્વ, માણસનું જણ્યું કોઈ; માણસ-સો-માત્ર જાત; મનુષ્ય જાતિ, દયા; કરૂણા; દયાળુપણા.

**Humanize**, *v. t.* નરમ-કૂમળું-સદય કરવું; ની ક્રુરતા-નિર્દયપણું કાઢી નાખવું.

**Humankind**, *n.* માણસમાત્ર-જાત; મનુષ્ય-માત્ર-જાત-જાતિ.

**Humanly**, *ad.* માણસની પેઠે-રીતે-વિચાર-પ્રમાણે; માનુષજ્ઞાનાનું સાર.

**Humble**, *a.* નીચું; હલકું; ગરીબ માણસનું. ગરીબ સ્વભાવનું; રંક; નમ્ર; વિનયી; નિરભિમાની. *v. t.* નીચું-હલકું પાડવું; તોડવું; -ની આબરૂ-માન ઘટાડવું;-થી નીચા થઈ જવું -હલકા પડવું;-ઠસથી આબરૂ-માન ઘટવું. ઝાંખું પાડવું; શરમાવી નાખવું. નરમ પાડવું-ઘેંસ કરવું; માન મોડવું; ગર્વ ઉતારવો; અભિમાન તોડવું.

**Humbles**, *n.* see umbles.

**Humbly**, *a.* નમ્રતાથી; નિરભિમાનથી.

**Humbug**, *n.* ભુલથાપ; ઉંધુંચતુ સમજાવવું તે; આંધળા પાટા; ફેલ; અષ્ટંગષ્ટં. ઉંધું ચત્તું સમજાવનાર; પટાવત. *v. t.* ઉંધું ચત્તું સમજાવી દેવું; છેતરવું.

**Humdrum**, *n.* બગ-ઢોર-ઠોઠ જેવું-ઠુઠું માણસ; મગણાટવાળું; કંઠાળો ઉપજે એવું એક સરખું; નમાલું. [સંબંધી.

**Humeral**, *a.* ખભાનું-ને લગતું; સ્કંધ-

**Humhum**, *n.* હિંદુસ્તાની એક પ્રકારનું જાડી જાતનું રૂ-કપાસ.

**Humid**, *a.* હવાયલું; હવાવાળું.

**Humidity**, *n.* હવાયલાપણું; હવા.

**Humiliate**, *v. t.* હલકું પાડવું;-નું માન-પાણી ઉતારવું; નીચું જોવડાવવું;-નું નાક કાપવું;-ની ફજેતી કરવી.

**Humiliation**, *n.* માન-તેજોભંગ; ફજેતી; નામોસી. નમ્ર થવું તે; દીનતા ગ્રહણ.

**Humility**, *n.* નમ્રતા; દીનતા; નમ્રવૃત્તિ; નિરભિમાન.

**Humite**, *n.* વિસુવિઅસ નામના જવાળા મુખી પહાડમાંથી નીકળતી ચીજોમાંથી મળી આવતું એક જાતનું ચળકતું ભૂરા રંગનું રત્ન-મણી.

**Humming**, *n.* મધમાખીનું ગુંજવું તે; ગુંજાટ-ગણગણાટ.

**Humming-bird**, *n.* એક જાતનું નહાનું પક્ષી.

**Humoral**, *a.* શરીરના રસ-ધાતુ સંબંધી.

**Humorist**, *n.* રમુજી-નકલી-ટોળી-માણસ-ગ્રંથકાર; નકલી; ટોળિયું.

**Humorous**, *a.* રમુજી; નકલી; ટોલી. ઉંડી રમુજનું-ભરેલું. શરીરનારસ-ધાતુઓવાળું.

**Humorously**, *ad.* રમુજ ભરેલી રીતે; નકલથી. [નખરાંખોર; વિલક્ષણ.

**Humorsome**, *a.* મનમોજી; મિજાજી; મનસ્વી.

**Humour, Humor**, *n.* શરીરના રસો-ધાતુઓ. મરજી; મિજાજ; ચિત્તવૃત્તિ. ઉંડીમાં રહેલી ટોળ-ટકોર-રમુજ-નકલ; મનના તુરંગ. *v. t.* નો મિજાજ સાચવવો;-ની મરજી પ્રમાણે-ને અનુસરીને ચાલવું; સાચવવું-સાચવી જવું; જે કેહે તેની હાજી હા કરવી. -માં યુક્તિ-ને કેળવીને વાપરવું;કેળવવું.

**Hump**, *n.* ઢેકો; ખુંધ. ખંધોડું.

**Hump-back**, *n.* ખુંધો-ખુંધવાળો બરડો-વાંસો. ખુંધું માણસ; ખુંધું.

**Humpbacked**, *a.* ખુંધું; ખુંધ નિકળેલું.

**Humus**, *n.* વનસ્પતિ-પ્રાણીજ કચરો.

**Hunch**, *n.* ઠેકો; ખુંધ; ખંધોટું. *v. t.* કોણી મારવી; કોણીથી હડસેલવું; વાંસો વાંકો વાળવો.

**Hunch-back**, *n.* ખુંધો-ખુંધવાળો બરડો-વાંસો; ખુંધુ માણસ; ખુંધુ.

**Hunch-backed**, *a.* ખુંધું; ખુંધ નિકળેલું.

**Hundred**, *n.* સો; શત. પેટા મહાલ. *a.* સો; સેંકડો. [ભાગ; સોમું.

**Hundredth**, *a.* શતાંશ; સોમો હિસ્સો-

**Hunger**, *n.* ભુખ; ક્ષુધા. લોભ; ઉગ્ર ઈચ્છા-આકાંક્ષા; ઉત્કંઠા. *v. t.* ભુખ લાગેલી હોવી; ક્ષુધાથી પીડિત હોવું-પીડાવું. લોભ હોવો-રાખવો. [ઉત્કંઠિત.

**Hungry**, *a.* ભુખ્યું; ક્ષુધાથી પીડીત. લોભી;

**Hunks**, *n.* કૃપણ; બખીલ; મખીચુસ; કંજુસ

**Hunt**, *v. t.*-નો શિકાર કરવો. ખોળવું; શોધવું; ઢુંડવું; ખોળી કાઢવું.-ની પાછળ લાગવું-મંડવું;-ની પુઠ-કેડો લેવો; ખિદોડી ખિદાવવી; ન્હસાડવું.-ની પાછળ મંડી-નો કેડો લઈ મારવું-જીવ લેવો. *v. i.* શિકાર કરવો-કરવા જવું; મૃગયારમવા જવું. ખોળ-શોધ કરવી *n.* આખેટક શિકાર; મૃગયા.

**Hunter**, *n* શિકારી; શિકાર કરનાર. શિકારી

**Huntress**, *n.* શિકાર કરનારી સ્ત્રી. [કુતરો.

**Huntsman**, *n.* શિકારી; શિકાર કરનાર. શિકારી કુતરાઓનો ઉપરી ચાકર.

**Hurdle**, *n.* ડાળીઓની બનાવટ; ટોપલો; કડિયો; ટાટું; ગાપો વગર પૈડાંની ગાડી.

**Hurds or Hards**, *n. pl.* પંઝટયા પછી રહેલુ ગાંઠા ગાંઠાવાળુ સણ.

**Hurdygurdy**, *n.* સારંગી જેવું એક જાતનું વાજીંત્ર.

**Hurl**, *v. t.* જોરથી ફેરવીને-ઘમઘમાવીને મારવું; જોરથી ફેંકવું.

**Hurly-burly**, *n.* ગડબડાટ; ધમચકર.

**Hurra, Hurrah**, *int.* અતિ હર્ષની વખતે બોલવાનો શબ્દ; વાહ વા; હુરરા.

**Hurricane**, *n.* વાઝોડું; વાવાઝોડું; તોફાન.

**Hurry**, *n.* ઉતાવળ; દોડાદોડ; સેદોડ; દોડ-ધુમ. *v. t.* ખેંચી-દોડાવી-હડસેલી લઈજવું;-થી ખેંચાઈ-તણાઈ જવું. દોડાદોડ કરીને કરે એમ કરવું; સેદોડ કરાવવી. હડસેલી-ગભડાવી દેવું;-માં ગટબડગોટા વાળવા *v. i.* ઝડપ-ઉતાવળ કરવી.

**Hurry-skurry**, *ad.* ગોંધાટ-ગભરાટ ભરેલી રીતે; *n.* ગભરાટ અને ગોંધાટ.

**Hurriedly**, *ad.* ઉતાવળે; સેદોડ કરીને.

**Hurst, or Hyrst**, *n.* જંગલ; ઝાડી.

**Hurt**, *n.* વાગેલું; નુકસાન; હાનિ; હરકત. *v. t.* વગાડવું:-થી વાગે. નુકસાન-હરકત પહોંચાડવી; બગાડવું;-થી હાનિ પહોંચવી. નાખુશ કરવું; દુખવવું; દુભવવું; દુઃખ માઠું લગાડવું-થી દુખાવું-દુઃખ લાગવું. [કરે એવું.

**Hurtful**, *a.* નુકસાન-હાનિકારક; નુકસાન

**Hurtfulness**, *n.* નુકસાન-હાનિકારક પણું.

**Husband**, *n.* ધણી; વર; કંથ; ખાવિંદ *v. t.* તપાસીને-કસરથી-સારાં તાં સારી રીતે વાપરવું.

**Husbandage**, *n.* વાહાણના કામ ઉપર દેખરેખ રાખવા માટેની આડત્યાની હકશાઈ.

**Husbandman**, *n.* ખેડુત; ખેતી કરનાર-કાર.

**Husbandry**, *n.* ખેતી; ખેતીવાડી-કામ; કૃષિ; કૃષિકર્મ. ડહાપણથી-કરારથી ઘર ચલાવવું તે-

**Hush**, *a.* ચુપાચુપ; મુંગું; શાંત. *v. t.* ચુપ મુંગું-છાનુ રાખવું. ટાળવું; [સમાવવું;] મટાડવું; નરમ-ટાઢું પાડવું. દાબી-દબાવી દેવું; ટોપલે ઢાંકવું *int.* ચુપ! છાનો-મુંગો-ચુપ રહે!

**Hush-money**, *n.* કંઈ વાત કહે નહીં કે બહાર ન પાડે તેને માટે આપેલી લાંચ.

**Husk,** *n.* છોડું; છાલ; છોતરું, ભુસું. છાલાં. *v. t.* છોડું-છાલ-છોતરું-ભુસું-છાલાં કાઢવાં-ઉતારવાં.-નો પાર કાઢવો. [કરડી મરચી.

**Huskiness,** *n.* ફોરા-સુક્કાપણું; કઠોર પણું.

**Husky,** *a.* ભોરાં ભોરાં-ભુસાં ભુસાં-છાલાં છાલાંવાળું; ખોખરું; કઠોર; કર્કશ; બેઠેલું; ભારે. [જેની પાસે રહે છે એવો સ્વાર.

**Hussar,** *n.* પિસ્તોલ વગેરે હલકા હથિયાર

**Hussif,** *n.* શીવનાર સ્ત્રીઓની સોય, દોરો વગેરે રાખવાની પેટી.

**Hussy,** *n.* ઘરનું પાકું-ઘર ચલાવનારું બૈરું રાંડ; કુએડ; રંડા. કુટિલા.

**Hustings,** *n. pl.* લંડન શેહેરની સદર અદાલત; પાર્લામેન્ટમાં બેસવા જનાર પ્રતિનિધિ પોતાને પસંદ કરનાર આગળ જે ઠેકાણે ભાષણ કરેછે તે ઉંચું ઠેકાણું.

**Hustle,** *v. t.* ખુબ હડસેલા હડસેલી થાય એમ કરવું;-ને જોરથી હડસેલા મારવા હડસેલા મારીને કાઢવું.

**Huswife,** *n.* ટાપટીપ અને કરકસર વાળી ઘર સંભાળનાર સ્ત્રી.

**Hut,** *n.* ઝુંપડી; છાપરી; મઢુલી; પર્ણકુટી; *v. t.* -ને છાપરી નાખી આપવી-છાપરામાં રાખવું. [પાંજરું.

**Hutch,** *n.* કોઠાર; ધાન્યભંડાર. સસલાનું

**Huzza,** *n.* ખુશીનો શબ્દ; વાહવા; શાબાશ. *v. t.* વાહવા બોલવું. *v. i.*-નીસાથે વાહવા બોલતાં ચાલવું. [ઝવેર.

**Hyacinth,** *n.* એક જાતનું ફુલ. એક જાતનું

**Hyades, Hyads,** *n.* બાર રાશીમાંની એક વૃષભ રાશીના માથાઆગળના સાત તારા.

**Hyaline,** *a.* કાચજેવું સરખું.

**Hybrid,** *n.* સંકર-ખચ્ચર જાતિનું પ્રાણી-છોડ *a.* વર્ણ સંકર;ખચ્ચર-સંકર જાતિનું.

**Hybridous,** *a.* વર્ણ સંકર; ખચ્ચર-સંકર જાતિનું. [સર્પ. અનેક પ્રકારનું દુઃખ.

**Hydra,** *n.* ઘણા માથાનો રાક્ષસ. પાણીનો

**Hydrant,** *n.* પાણી ઉપર ચઢાવવાનું યંત્ર; આગ હોલવવાને સારૂ પાણીનો નળ.

**Hydraulic,** *a.* વહેતા પાણી કે બીજા પ્રવાહી પદાર્થનું; વહમાન ઉદકશાસ્ત્ર સંબંધી.

*pl.* વહમાન પદાર્થ-વહમાન ઉદકશાસ્ત્ર.

**Hydrogen,** *n.* ઉદક જનક વાયુ; અંબુવારિ તત્વ. [સમુદ્રનો નકશો બનાવનાર.

**Hydrographer,** *n.* સમુદ્ર માપનવિદ્યાવેત્તા;

**Hydrographic,** *a.* સમુદ્ર માપન વિદ્યા-સમુદ્રના નકશા સંબંધી.

**Hydrography,** *n.* સમુદ્રવર્ણન-માપનવિદ્યા; સમુદ્રનો નકશો બનાવવાની વિદ્યા.

**Hydrology,** *n.* ઉદકશાસ્ત્ર.

**Hydromel,** *n.* મધ પાણી.

**Hydrometer,** *n.* પ્રવાહી પદાર્થોનું વિશેષ ગુરૂત્વ શોધી કાઢવાનું યંત્ર.

**Hydrometry,** *n.* પાણીનું વિશેષ ગુરૂત્વ જાણવાની વિદ્યા-કળા.

**Hydropathic,** *a.* પાણીથી સારૂં કરવાના વૈદાં-જલ વૈદક સંબંધી-નું.

**Hodropathist,** *n.* જલ વૈદ્ય. [જલ વૈદક.

**Hydropathy,** *n.* પાણીથી સારા કરવાનું વૈદું;

**Hydrophobia,** *n.* હડખાયું; હડખવાયું.

**Hydrophobic,** *a.* હડખાયાને લગતું; હડખવાયું સંબંધી.

**Hydropical,** *a.* પેટમાં કે રગોમાં જલંધર-કઠોદર વગેરે જેવો રોગ જેને થયો છે એવું.

**Hydroscope,** *n.* હવામાંની ભિનાશ માપવાનું યંત્ર.

**Hydrostatic,** *a.* સ્થિર પ્રવાહી- સ્થિરોદક શાસ્ત્રનું-સંબંધી.

**Hydrostatics**, *n.* સ્થિર પ્રવાહી-સ્થિરોદકશાસ્ત્ર.
**Hydrous**, *a.* પાણી જેવું-સરખું-નું-જળમય.
**Hyemal**, *a.* શિયાળાનું-સંબંધી.
**Hyena**, *n.* કુતરાની જાતનું કાંટાકાંટાં જેવા વાળ વાળું પશુ; તરસ; તરક્ષ-ક્ષુ.
**Hyetography**, *n.* વૃષ્ટિ વિજ્ઞાન શાસ્ત્ર. વરસાદને લગતી વિદ્યા. [સંબંધી.
**Hygeian**, *a.* આરોગ્યતા સંરક્ષણને લગતું-
**Hygiene**, *n.* આરોગ્યતા સંરક્ષણ શાસ્ત્ર.
**Hygienic**, *a.* આરોગ્યતા સંરક્ષણ સંબંધી
**Hygrology**, *n.* વાતાવરણમાં રહેલી ભિનાસનું પ્રમાણ કાઢવાનું- આર્દ્રતા માન શાસ્ત્ર.
**Hygrometer**, *n.* વાતાવરણમાં રહેલી ભિનાસનું પ્રમાણ કાઢવાનું યંત્ર.
**Hymen**, *n.* લગ્ન દેવ-દેવતા.
**Hymeneal**, *a.* લગ્નનું; વિવાહ વિષયક. *n.* લગ્નનું-મંગળ ગીત. [ભજન-કીર્તન કરવું.
**Hymn**, *n.* ભજન કીર્તન; સ્તોત્ર. *v. t. i.* ગાવું.
**Hymnal**, *n.* ભજન; કીર્તન. કવિના પવિત્ર મનોવિકાર દર્શક કાવ્ય.
**Hymnic**, *a.* ભજન-કીર્તન સંબંધી.
**Hymnology**, *n.* સ્તોત્ર. સ્તોત્રમાળા.
**Hyperbola**, *n.* શંકુચ્છેદ; શંકુચ્છેદ ભુમિતિ.
**Hyperbole**, *n.* અતિશયોક્તિ.
**Hyperbolical**, *a.* અતિશયોક્તિનું-રૂપ-યુક્ત.
**Hyperborean**, *a.* ઉતર તરફનું; ઘણુંજ શીતળ-ટાઢું. પૃથ્વીના સહુથી ઉતર મુલકનું-રહેવાસી.
**Hypercritic-al**, *a.* અતિશય ટોક પાડનાર-મારનાર; ખુબ મારૂં; અંધ દુષક; છિદ્રાન્વેષ.
**Hypermeter**, *n.* તાલ-માપના પ્રમાણ કરતાં વધતું; જેમાં જોઈએ તે કરતાં વધારે અક્ષર હોય એવી કવિતાની કડી.
**Hyphen**, *n.* આ (-) રીતનું સંબંધ દર્શક ચિન્હ જે પદ કે સાધીત શબ્દો વચ્ચે મુકવામાં આવે છે.
**Hypnotic**, *a.* નિદ્રાવસ્થામાં આણે એવું; *n.* નિદ્રાઆણે એવું ઔષધ.
**Hypochondria**, *n.* ઉદાસી; વિષાદ. *v. t.* ઉદાસ કરવું;-નું મન દાબી નાખવું.
**Hypochondriac**, *n.* ઉદાસ થયલું માણસ; સદા ઉદાસીપણાની હાલત.
**Hypochondriacal**, *a.* સદા ઉદાસ; ખિન્ન; ખેદયુકત-શોખકારક. [શિષ્ટ થઈને ફરવું તે.
**Hypocrisy**, *n.* ઢોંગ; વેષધારી-બગરૂપીપણું;
**Hypocrite**, *n.* ઢોંગી; ઢોંગ કરનાર; વેષધારી; બગરૂપી; સાધુ-શિષ્ટ થઈને ફરનાર.
**Hypocritical** *a.* ઢોંગી; ઢોંગનું; છેતરવાનું; બગ રૂપી જેવું; શિષ્ટ થઈને બેઠેલું-ફરનારૂં.
**Hypogastric**, *a.* પહેડુનું-માંનું-માં રહેલું.
**Hypogastrium**, *n.* ડુંટીથી તે ગુહ્યાંગના નીમાળાની ઉપર સુધીનો ભાગ; પહેડુ.
**Hypostatic**, *a.* સંયોજક; અંશ-અવયવ યુત; મુળ-કારણ રૂપ. [બાજુ; કર્ણ.
**Hypotenuse**, *n.* કાટખુણાની સામેની
**Hypothec**, *n.* ખેતરના પેદાશ તથા ઢોર ઢાંખર ઉપરનો જમીનદારનો પોતાના ભાડા માટેનો કાયદાસરનો હક-દાવો.
**Hypothecate**, *v. t.* લેણદારના રક્ષણ માટે ધરેણે મુકવું.
**Hypothesis**, *n.* માની લીધેલી વાત; સંમાનિત વિચાર; અનુમાના-સિદ્ધાંતાશ્રય. પ્રમિતપદ્ધતિ; અનુમાનાશ્રય માળા; પુર્વ સિદ્ધાંત.
**Hypothetical**, *a.* માની લીધેલું; સંમાનિત; પ્રમિત; અનુમાનાશ્રય રૂપ.
**Hyrax**, *n.* ગેંડાની જાતનું સસલા જેવું નાનું જાનવર. [લીલી ચાહા.
**Hyson**, *n.* એક જાતની ઉંચી ખુશબોદાર

**Hyssop,** *n.* એક જાતનો ખુશબોદાર રોપો; જુફી. [ચિચલું.

**Hysterical,** *a.* ચિત્ત ભ્રમ થયેલું:ચિત્તભ્રમથી

**Hysterics, Hysteria,** *n.* બૈરાંને થતો રોગ-એથી કોઈવાર હસવું, કોઈવાર રોવું આવ્યાં કરે છે ને જાણે ગર્ભા શયમાંથી ગોળો નીકળીને પેટ, છાતી અને ગળામાંથી ચઢતો હોય એમ લાગે છે ને દમ રૂંધાઈ જાય છે; ચિત્ત ભ્રમ; વાયુ ગોળો; ગર્ભાશયદાહ.

# I

**I,** *pro.* હું. *a*, 1 એટલે એકડો; રોમન લોકોમાં I એટલે ૫૦૦.

**Iambic,** *a.* લઘુ ગુરૂ સંબંધી.

**Iambus,** *n.* બે અક્ષરના જે ચરણમાં પહેલો તાલ વગર બોલેલો ને બીજો તાલ સાથે બોલેલો અક્ષર હોય તે; લઘુગુરૂ.

**Ibex,** *n.* આલપ્સ ને યુરોપના બીજા પ્હાડી મુલકમાં થતો એક જાતનો બકરો.

**Ibidem,** *ad.* (contracted into *ibid*) [L.] તેની તેજ જગ્યાએ. [પક્ષી.

**Ibis,** *n.* મિસર દેશનું બગલાની જાતનું એક

**Icarian,** *a.* ઉડવામાં જોખમ ખેડનાર. નિર્ભયતા કે સલામતી ને માટે ઘણુંજ ઉંચે ઉડતું.

**Ice,** *n.* બરફ; બર્ફ. ખાંડની ચાસણીનો ઢોલ. *v. t.* બરફવાળું-જેવું કરવું. ચાસણીનો ઢોલ ચઢાવવો.

**To break the ice,** કોઈપણ વિષયની શરૂઆત કરવી; શરૂઆતની મુશ્કેલી દુર કરવી.

**Iceberg,** *n.* બરફનો તરતો ડુંગર-મ્હોટો ડગલો.

**Ice-blink,** *n.* રોશનીના પ્રતિબિંબથી બની આઈસમાંથી દેખાતો પ્રકાશીત દેખાવ.

**Ice-bound,** *a.* આગળ કે પાછળ જવાય નહીં એવી રીતે બરફથી તમામ ઘેરાઈ ગયેલું.

**Ice cream,** *n.* ઠારે એવી મેળવણીના યોગ કરીને ઠારેલું ગળ્યું, સુવાસિત દુધ.

**Ice floe,** *n.* બરફનો તરતો જથો-ડગલો.

**Icefield,** *n.* બરફનો કે બરફના મોટા મોટા તરતા ડુંગરો વાળો મોટો સમુદ્ર. [વખાર.

**Ice-house,** *n.* બરફ રાખવાનું ઘર; બરફની

**Ichdien,** (*Ger.*) ઈંગ્લાંડના પાટવી કુંવરનો મુદ્રાલેખ જેનો અર્થ 'હું સેવા બજાવું છું' એવો થાય છે.

**Ichneumon,** *n.* મગરના ઈંડાં ખાઈ જનવું નોળિયાની જાતનું એક જનાવર; મુંગુસ.

**Ichor,** *n.* પાતળી પાણી જેવી દિલમાંની રસી.

**Ichorous,** *a.* પાતળી પાણી જેવી રસીવાળું-નું.

**Ichthyology,** *n.* માછલીઓની-મત્સ્ય વિદ્યા-વર્ણન. [નાર.

**Ichthyophagous,** *a.* માછલાં ખાઈને જીવ-

**Ichthyosaurus,** નાશ પામેલી જાતનું મગરજેવું જનાવર, તેના પથ્થર થયલાં હાડકાં ઈંગ્લાંડ વગેરે દેશમાં મળે છે.

**Icicle,** *n.* હિમકણ; બરફની કકડી. [ટાઢ.

**Iciness,** *n.* બંધાઈ-ઠરી જાય એવી અતિઘણી

**Icing,** *n* ચાસણીનો ઢોલ-પોપડી-

**Icon,** *n.* મુર્તિ; પ્રતિમા; આકાર; આકૃતિ.

**Iconoclasm,** *n* મુર્તિ; ભાંગવા-તોડવાનું કામ.

**Iconoclast,** *n.* મુર્તિ કે મુર્તિ પુજનનું ખંડન-

**Iconolater,** *n.* મુર્તિ પુજનાર. [કરનાર.

**Icosandria,** *n.* પુષ્પાવરણમાં વીસકે વધારે ફુલ તંતુઓ હોય એવાં ફુલનાં ઝાડ.

**Icteric,** *n.* કમળાના દરદથી પીડાતું.

**Icy,** *a*, બરફનું-જેવું-મય; ઘણું ઠંડું-ટાઢું. સ્નેહ-પ્રીતિહીન-વગરનું. [વિચાર.

**Idea,** *n* કલ્પના; આભાસ; ખયાલ; તર્ક; મત;

**Ideal**, *a.* મનમાં કલ્પેલું; મનનું; માનસિક; મનોમય. *n.* કોઈ વસ્તુ સંપૂર્ણ જણાવવા-માટે કેવી જોઈએ તે વિષે મનની કલ્પના.
**Bean Ideal**, જેમાં સર્વોત્કૃષ્ટતા સમાયલી છે એ.

**Idealism**, *n.* બધી સૃષ્ટિ કેવળ માયાવી છે એવું મત; માયા; અસુર્તિવાદ.

**Idealist**, *n.* સૃષ્ટિ માત્ર માયાવી છે એવું મત ધરાવનાર; વિષયાભાવવાદી.

**Ideality**. *n.* કલ્પના શક્તિ.

**Ideally**, *ad.* કલ્પનાથી: કલ્પના શકિતથી.

**Idealize**, *v. t.* મનમાં કલ્પેલો આકાર કે કિમ્મત આપવી; નીતિ તથા જ્ઞાનથી સુધારવું; કલ્પના કરવી.

**Idem**, ( L. )તેનું તેજ એકસરખું. [અનન્ય.

**Identical**, *a.* એક રૂપ; તેજ; અભેદ; અભિન્ન;

**Identically**, *ad.* એકરૂપથી; અભેદપણે; બરાબર; તેનુંજ. [બીત કરવું તે.

**Identification**, *n.* તે એજ-તેજ એમ સા-

**Identify**, *v. t.* તે તેજ-એજ એમ સાબીત કરવું-દેખાડવું-ઓળખાણ આપી જણાવવું. એક-એક રૂપ કરવું;-થી સમાન-એકસરખુ થઈ પડવું; એક સમાન થવું.

**Identity**, *n.* ઐક્ય; ઐક્યભાવ; અભેદતા; અભિન્નતા; અભિન્ન ભાવ; એકરૂપપણું.

**Ideography**, *n.* સ્વર શાસ્ત્ર; સંકેત લીપિ.

**Ideology**, *n.* કલ્પના શાસ્ત્ર; તર્ક શાસ્ત્ર.

**Ides**, *n.* રોમન પંચાંગપ્રમાણે માર્ચ, મે, જુલાઈને અકટોબરની ૧૫મી અને બાકીના મહિનાની ૧૩મી તારીખ.

**Idiocy**, *n.* મુઢતા; મુર્ખપણું; જડ બુદ્ધી; કમ સમજ; કમ અક્કલ.

**Idiom**, *n.* ભાષા રૂઢી; ભાષાસંપ્રદાય. [સરતું.

**Idiomatic-al**, *a.* ભાષા રૂઢીને લગતું-અનુ-

**Idiopathy**, *n.* વિના કારણે થયલો રોગ મુળરોગ. [ભાવ; જાતિ સ્વભાવ.

**Idiosyncracy**, *n.* વિશેષ પ્રકૃતિ; આત્મ-

**Idiot**, *n.* જન્મનો મુર્ખ; જડ-મુઢ માણસ.

**Idiotic-al**, *a.* મુર્ખ-મુઢ માણસનું-ના જેવું.

**Idiotism**, *n.* જડ-મંદબુદ્ધિ. મુર્ખ-મુઢપણું.

**Idle**, *a.* આળસુ; સુસ્ત; નવરૂં; કામ વગરનું; નિરૂદ્યોગી; ન વપરાતું; નકામુ પડેલું; વ્યર્થ; પોકળ; નકામું; હલકું; નજીવું; નવરાસનું; ફુરસદનું. **away** *v. t.* આળસ-નવરાસમાં

**Idleness**, *n.* આળસ; નિરૂદ્યોગ. [વખત ખોવો.

**Idler**, *n.* નવરૂં-નકામું બેસી રહેનાર; આળસુ માણસ. [ વ્યર્થ; અમસ્તું.

**Idly**, *ad.* સુસ્તીથી; આળસથી. નવરાસથી;

**Idol**, *n.* દેવમુર્તિ; પુતળું. જેના--જેમાં મન નિત્ય રહે-રહયા કરે તે; અતિશય પ્રીતિ-પાત્ર-ભકિત પાત્ર. તનમનધન.

**Idolater**, *n.* મુર્તિ પુજક-મુર્તિની પુજા કરનાર. કલ્પિત દેવને-મિથ્યા દેવને ભજનાર. ભકત; ભગત. [ ભકતાણી.

**Idolatress**, *n.* મુર્તિની પુજા કરનાર સ્ત્રી.

**Idolatrous**, *a.* મુર્તિ પુજાનું-વિષે-સંબંધી.

**Idolatry**, *n.* મુર્તિ પુજા-પુજન-સેવા. મિથ્યા; દેવની ભકિત. અતિપ્રીતિ-ભકિત.

**Idolize**, *v. t.* દેવ જેવું માનવું.-પર અતિ પ્રીતિ-માયા-હેત રાખવું; તન મન ધન દેખવું.

**Idyl**, *n.* ટુંકી કવિતા.

**I. E**, *i. e.* એટલે.

**If**, *conj.* જો; અગર; અથવા, કે; અથવા નહીં.

**Igneous**, *a.* અગ્નિનું-મય-વાળું-સરખું-તુલ્ય. અગ્નિથી-માંથી નિકળેલું-ઉત્પન્ન થયલું.

**Ignescent**, *a.* પોલાદ સાથે અથડાયાથી તનખા-ચિણગારી નિકળે-પડે એવું.

**Ignigenous**, *adj.* અગ્નિથી પેદા થએલું.

**Ignis-fatuus**, *n.* ભીની કે લીલી જગામાં રાતે થતા ભડકા; ભુતના ભડકા.

**Ignite**, *v. t.* સળગાવવું; પેટવવું; ચેતવવું; બાળી મુકવું. *v. i.* સળગવું; સળગી ઉઠવું; બળવું.

**Ignitible**, *a.* સળગી ઉઠે એવું. [ બળવું તે.

**Ignition**, *n.* સળગવું-સળગાવવું તે; બાળવું-

**Ignivomous**, *adj.* મોહામાંથી અગ્નિ કહાડનાર.

**Ignoble**, *a.* કમજાત; અકુલીન; નીચા કુળનું. નકામું; નજીવું. હલકું; નીચ; અપજસનું.

**Ignobly**, *ad.* હલકાપણાથી; નીચપણાથી

**Ignominious**, *a.* અપજસનું; અપમાન ભરેલું. ધિક્કારવા જોગ; ધિક્કારપાત્ર.

**Ignominiously**, *ad.* અપમાન ભરેલી રીતે. ધિક્કારથી. [જસ; ગેરઆબરૂ; ફજેતી.

**Ignominy**, *n.* અપમાન; અપકીર્તિ; અપ-

**Ignoramus**, *n.* મુર્ખ માણસ. અજ્ઞાની છતાં પણ જ્ઞાનનું ડોળ દેખાડનાર.

**Ignorance**, *n.* અજ્ઞાન; મુર્ખાઈ; અણજાણપણું.

**Ignorant**, *n.* મુઢ; અજ્ઞાન; અણસમજુ. અજાણ્યું; નાવાકેફ. [માહિતથી, અજાણથી.

**Ignorantly**, *ad.* અજ્ઞાનથી; નાદાનીથી; ગેર

**Ignore**, *v. t.* ખોટું-પુરાવા વગરનું કહીને કાઢી નાખવું રદ કરવું. ની સામાં ન જોવું આંખ મીચી દેવી; ન ગણવું; ધ્યાનમાં ન લેવું.

**Iguana**, *n.* પાટલાઘો જેવું અમેરિકામાં થતું જનાવર.

**Ilex**, *n.* એક જાતના બારમાસી ઝાડ.

**Iliac-al**, *a.* નીચલાં આંતરડાં સંબંધી.

**Iliad**, *n.* હોમર નામના પુરાતન ગ્રીક કવિએ રચેલું રામાયણ જેવું વીર ચરિત્ર કાવ્ય

**Ilium**, *n.* જાંગના સાંધામાંનું મ્હોટું અને ચપટું હાડકું.

**Ilk**, *a.* એજ; સરખું; મજકુર. વળી; દરેક.

**Ill**, *a.* નરસું; નઠારૂં; નકારૂં; બુરૂં; ખરાબ. માઠું; આજારી; બિમાર; દરદી; કાયલી. માઠું; દુઃખનું. અસભ્ય; તોછડું; જંગલી. ચીડિયું; તામસી; ક્રોધી. *n.* દુષ્ટતા; પાપ. સંકટ; આફત; દુઃખ; રોગ. *ad.* બરાબર-સારી રીતે નહીં; બેચેહેન. [વિચારે કરેલું.

**Ill-advised**, *a.* ડહાપણ વગરનું; વગર

**Illapse**, *n.* એકાએક ઘુસવું તે-સરકીને જવું તે. ઉપર તુટી પડવું-હોમલો કરવો તે.

**Illation**, *n.* અનુમાન; તર્ક.

**Illative**, *a* અનુમાન સિદ્ધ; સારાંશ ખેંચી કહડાય એવું.

**Ill-behaved**, *a.* કુચાલનું; દુરાચારી; બદ

**Ill-being**, *n.* અકલ્યાણ; અહિત. [ચાલનું.

**Ill-blood**, *n.* શત્રુ વટ; દ્વેષભાવ.

**Ill-bred**, *a.* અસભ્ય; બેઅદબ; જંગલી; ઉદ્ધત.

**Ill-conducted**, *a.* બદચાલનું; દુરાચારી.

**Ill-disposed**, *a* માઠા વિચારવાળું; દ્વેષી; ખારીલું; વાંકું. [ વાજબી.

**Illegal**, *a.* કાયદા વિરૂદ્ધ; અશાસ્ત્ર; ગેર-

**Illegality**, *n.* રાજ નિયમ વિરોધ; ગેરવાજબીપણું; અશાસ્ત્રપણું.

**Illegalize**, *v. t.* કાયદા-ધારા વિરૂદ્ધ કરવું.

**Illegally**, *ad.* ગેરવાજબીપણે; અશાસ્ત્રપણે; બેકાયદે. [વાંચવાને મુશકેલ પડવાપણું.

**Illegibility**, *n.* વંચાય નહીં એવાપણું;

**Illegible**, *a*, વંચાય નહીં એવું; વાંચવાને મુશકેલ પડે એવું; ઉકલી ન શકે એવું.

**Illegibly**, *ad.* ન વંચાય-ન ઉકલે-વંચાય નહીં એવી રીતે. [વસ્યા; બેબુનિયાદી.

**Illegitimacy**, *n.* અનૌરસપણું; જારજ.

**Illegitimate**, *a.* જારકર્મથી પેદા થયલું; રાંડના પેટનું; અનૌરસ. કાયદા વિરૂદ્ધ અશાસ્ત્ર. ન્યાય વિરૂદ્ધ. સંપ્રદાય વિરૂદ્ધ;

શિરસ્તા-રૂઢીથી ઉલટું. *v. t.* અનૌરસ કરવું; જારજાવસ્થા સાબીત કરવી. [દે, અન્યાયરીતે.
Illegitimately, *ad.* ગેરવાજબીપણે; ગેરકાય-
Ill-fated, *a.* ભાગ્યહીન; કમનસીબ.
Ill-favoured, *a.* બેડોળ; કદરૂપું; બદસિકલ.
Illiberal, *a.* અનુદાર; નીચાં-સાંકડા મનનું; અદાતાર. અસભ્ય; બેઅદબ; કંજુસ; કૃપણ.
Illiberality, *n.* સાંકડુ મન; કંજુસાઈ, કૃપણતા; અનુદારપણું; અપ્રશસ્તતા.
Illiberally, *ad.* સાંકડા મનથી; કંજુસાઈથી; કૃપણતાથી; કરકસરથી. [ કાયદા વિરૂદ્ધ.
Illicit, *a.* મનાકીધેલું; અઘટિત; ગેરવાજબી;
Illicitly, *ad.* કાયદાથી ઉલટી-ગેરવાજબી રીતે.
Illimitable, *a.* અણહદ; બેહદ; હદ વગરનું; અપાર; અનંત. [ હદવગર.
Illimitably, *ad.* અપાર રીતે; બેહદપણે;
Illimitedness, *n.* સર્વ પ્રકારની હદમાંથી છૂટાપણું.
Illiteracy, *n.* અજ્ઞાનપણું; અભણપણું.
Illiterate, *a.* અભણ; અવિદ્વાન; અનક્ષર.
Illiterately, *ad.* અભણપણે; અજ્ઞાનથી.
Illiterateness, *n.* અવિદ્યા; અવિદ્વતા; અજ્ઞાનપણું. [અવદસા.
Ill-luck, Ill-fortune, *n.* દુર્દૈવ; દુર્ભાગ્ય;
Ill-judged, *a.* ડહાપણ વગરનું; વગર વિચારે કરેલું. [દુષ્ટ વૃત્તિ.
Ill-nature, *n.* ખોટો-દુઃખ દે એવો સ્વભાવ;
Ill-natured, *a.* દુષ્ટ સ્વભાવનું; ખારીલું; ચીડિયું. ચીડ ભરેલું; ખારભરેલું.
Illness, *n.* મંદવાડ; બીમારી, રોગ; આજાર.
Illogical, *a.* ન્યાય વિરૂદ્ધ; તર્ક શાસ્ત્રના નિયમથી ઉલટું; ન્યાય શાસ્ત્રના નિયમ વિષે અણજાણ્યું; અન્યાયી. [રીતે.
Illogically, *ad.* તર્ક શાસ્ત્રના નિયમથી ઉલટી

Ill-omened અપશુકનિયું; અમંગળ.
Ill-starred, *a.* ભાગ્યહીન; કમનસીબ.
Ill-temper, *n.* દુષ્ટ સ્વભાવ; દુષ્ટ વૃત્તિ.
Ill-tempered, *a.* દુષ્ટ સ્વભાવનું.
Ill-timed, *a.* કવખત-કવેળાનું; અકાલિક.
Ill-turn, *n.* નુકસાન; અપકાર; અકલ્યાણ.
Illude, *v. t.* ભુલવવું; ફસાવવું; ઠગવું; ભુલથાપ દેવી.
Illuminate, Illumine, *v. t.* પ્રકાશ-અજવાળું પાડવું; પ્રકાશિત-રોશન કરવું.-મોરોશની દીવા કરવા. પુસ્તકને સોનેરી અક્ષર, ચિત્ર વગેરેથી સણગારવું; ચિત્રવિચિત્ર કરવું. પ્રબોધિત કરવું; જ્ઞાન આપવું.
Illumination, *n.* પ્રકાશિત કરવું તે; રોશની; દીપોત્સાહ, પ્રકાશ.
Illuminator, *n.* પ્રકાશિત કરનાર; પુસ્તકને સોનેરી અક્ષર, ચિત્ર વગેરેથી સણગારનાર.
Illusion, *n.* ભુલ; મોહ; પ્રપંચ; માયા; અવિદ્યા.
Illusionist, *n.* મોહમાયાને માનનારો.
Illusive, Illusory, *a.* મોહિત કરે એવું; ઠગારૂં; માયારૂપ; કપટી.
Illustrate, *v. t.* પ્રકાશીત-ચળકતું કરવું; સ્પષ્ટ-ખુલ્લું-ઉઘાડું કરવું; દાખલો-ઉદાહરણ આપી કહેવું-સમજાવવું. સુશોભિત કરવું.
Illustration, *n.* દાખલો; ઉદાહરણ; દૃષ્ટાંત; સમજુતી; પ્રકાશીત કરવું તે; ચોપડીમાંનું ચિત્ર.
Illustrative, *a.* પ્રકાશક; દાખલો આપી સ્પષ્ટ કરનાર. [કીર્તિવાન.
Illustrious, *a.* પ્રસિદ્ધ; નામાંકિત; પ્રખ્યાત;
Ill-will, *n.* અદાવત; દુષ્ટભાવ; દ્વેષ.
Image, *n.* મુર્તિ; પ્રતિમા; પુતળું; છબી; તસબીર જેવુંજ-સરખુંજ તે. કલ્પના; ભાસ; વિચાર. દર્શાવી આપે એવું વર્ણન-નિરૂપણ-દૃષ્ટાંત. પ્રતિબીંબ. *v. t.* કલ્પના-ખ્યાલ કરવો.

Imagery, n. મૂર્તિઓ; પુતળાં; આભાસ; નૃથા કલ્પના; અલંકાર; દૃષ્ટાંત; કલ્પનાસૃષ્ટી.
Imaginable, a. કલ્પી-ધારી શકાય એવું.
Imaginary, a. મન કલ્પિત; અવાસ્તવિક.
Imagination, n. કલ્પના શકિત; કલ્પના; વિચાર; ખ્યાલ; યુકિત; ભાવના; આકાર.
Imaginative, a. જેને ઘણી કલ્પના કરવાનું મન-વલણ હોય એવું; કલ્પનાબાજ-ચતુર-કુશલ; કલ્પિત. [ધારવું; યોજવું.
Imagine, v. t. કલ્પના-યોજના-યુકિત કરવી;
Iman, or Imam, n. મુસલમાનનો ધર્મ ગુરૂ; રાજ તથા ધર્મની બાબતમાં કુલ મુખત્યાર રાજા.
Imbank, v. t. બાંધ-પુસ્તો બાંધવો.
Imbankment, n. પુસ્તો; બાંધ; પાટ; રેલ કે દરિયાના પાણીને અટકાવવા ઉઠાવેલી ભરણી.
Imbecile, a. નબળું; અશકત; દુર્બળ ને કમ અક્કલનું; મંદ બુદ્ધીનું; નિર્બુદ્ધ.
Imbecility, n. નબળાઈ; અશકતપણું; મંદ-જડ બુદ્ધિ.
Imbed, v. t. દાટવું; ગાડવું.
Imbedded, a. દાટેલું, ગાડેલું. [લેવું-ઉતારવું.
Imbibe, v. t. પીવું; ચુસી લેવું; શોષવું; મનમાં
Imbitter, v. t. કડવું કરવું; દુઃખી કરવું; થી દુઃખ ભરેલું-માં દુઃખ થવું; વધારે તીવ્ર-ઉગ્ર કરવું-થવું; વધારવું.
Imbosom, Embosom, v. t. ગોદમાં લેવું; ખોળામાં દાબવું; વચ્ચોવચ્ચ આવવું.
Imbricated, a. નળિયાની પેઠે એકપરએક ઉપર નામે મુકેલું-ગોઠવેલું.
Imbroglio, n. ગુંચવણ ભરેલું કાવત્રું; ગુંચવણ ભરેલી સ્થિતિ.
Imbrown, v. t. ભુરૂં-તપખીરિયા કે બદામી રંગવું કરવું.
Imbrue, v. t. ભિનવવું; ભિંજવવું; પલાળવું.
Imbrute, v. t. & v. i. માન ઘટાડવું. પશુ-જેવું-નિર્દય કરવું-થી ક્રુર થવું-થઈ જવું.
Imbue, v. t. રંગવું; ભરપુર-યુકત-ગુણમય કરવું; મનમાં ઠસાવવું-બેસાડવું; કેળવવું.
Imitable, a. નકલ કરવા લાયક; ઉતારો થઈ શકે એવું; અનુગમ્ય; અનુસરી શકાય એવું.
Imitate, v. t. નકલ કરવી; આબેહુબ ઉતારો કરવો; અનુસરવું; પ્રમાણે ચાલવું,-નીલઢણ પકડવી; દેખાદેખી કરવી;-ના સરખું થવાનું-જેવું કરવાનો યત્ન કરવો.
Imitation, n. નકલ; ઉતારો; સાદૃષ્ય; દેખાદેખી; લઢણ પકડવી તે; નકલ કરવી તે; અનુસરવું તે.
Imitative, a. અનુસરે-લઢણ પકડે-નમુના પ્રમાણે ચાલે-દેખાદેખી કરે એવું; નકલી; નકલીનું; નકલ કરવાનું; નમુના પ્રમાણે કોપેલું.
Imitator, n. નકલ-ઉતારો કરનાર; લઢણ પકડનાર; દેખાદેખી કરનાર.
Immaculate, a. કલંક-ડાઘ વગરનું; નિષ્કલંક; નિર્દોષ; પવિત્ર; શુદ્ધ; નિર્મળ; સ્વચ્છ.
Immaculate conception, n. પાપ વગર મેરી (કુમારી)ને ગર્ભ રહયો એમત.
Immanency, n. અંતરનું-ખરૂં રહેઠાણ.
Immanent, a. મુળનું; સ્વાભાવિક; રહે એવું.
Immanuel, n. ઈશ્વર આપણી સાથે ઈસુ-ખ્રિસ્તનું એક નામ છે.
Immaterial, a. અમુર્તિમાન; અદૈહિક; આત્મિક-ચિંતા કરવા જેવું નહીં; જેની અગત્ય નહીં એવું; જુજ; હલકું; નજીવું.
Immaterialism, n. આત્મવાદ.
Immaterialist, n. આત્મવાદી.
Immateriality, n. આત્મવાદપણું; આત્મિકપણું.
Immaterialized, adj. આત્મિક.

**Immature**, *a.* પાકેલું નહીં; કાચું; કુમળું; અધુરૂં; અપૂર્ણ. [અધુરી હાલત.

**Immaturity**, *n.* કાચાપણું; અપૂર્ણતા;

**Immeasurable**, *a.* મપાય નહીં એવું;અમાપ; બેહદ; અપરિમિત; અસંખ્યાત; અનંત.

**Immeasurably**, *ad.* મપાય નહીં એવી રીતે; બેહદપણાથી.

**Immediate**, *a.* છેક પાસેનું; નિકટનું; નજીકનું. ઉપસ્થ. તરતનું; તાત્કાળિક; હાલનું.

**Immediately**, *ad.* તાબડતોબ; તરત; તત્કાળ; તેજ વખતે. [શકે એવું.

**Immedicable**, *a.* આરામ-સાજુ નહીં થઈ

**Immemorial**, *a.* અતિ પ્રાચીન; ઘણુંજ જુનું-પુરાતન. [મોટું; પુષ્કળ; અત્યંત.

**Immense**, *a.* પાર વિનાનું;બેહદ; અગાધ; ઘણું

**Immensely**. *ad.* બેહદપણે; અપારપણાથી.

**Immensity**, *n.* બેહદ વિસ્તાર; જે બેહદ-અતિ ઘણું તે.

**Immerge, Immerce**, *v. t.* પાણીમાં બોળવું-ડબોળવું. અસ્ત થઈ જવું. ભર (વન) માં પડેલું હોવું. ગરક-નિમગ્ન થવું.

**Immersion**, *n.* બોળવું-ડબોળવું તે; નિમગ્નતા; લીનતા; છાયામાં પેસીને કે સુર્યના પ્રકાશને લીધે અલોપ-અસ્ત થવું તે.

**Immethodical**, *a.* અવ્યવસ્થિત; બેતાલ; બંદોબસ્ત વિનાનું. [આવી રહેલું માણસ.

**Immigrant**, *n.* જઈ રહેવા સારૂ પરદેશમાં

**Immigrate**, *v. i.* જઈ રહેવા સારૂ પરદેશમાં આવી રહેવું.

**Immigration**, *n.* પરદેશમાં આવી રહેવું તે.

**Imminence**, *n.* ઉપર હમણાંજ આવી પડે એવું ભય; છેક પાસે આવેલું જોખમ.

**Imminent**, *a.* માથે પડતું; થોડીજ વારમાં થાય એવું; છેક પાસે આવેલું.

**Immiscible**, *a.* ભેળાય નહીં એવું; એકઠું ન કરાય એવું. [ઘાલવું તે.

**Immission**, *n.* અંદર પ્રવેશ-દાખલ કરવું-

**Immix**, *v. t.* મેળવવું; એકઠું કરવું. સંબંધ કરવો; વહેવાર રાખવો; મળી-એકઠું થઈ જવું.

**Immobility**, *n.* અચળતા; સ્થિરતા.

**Immoderate**, *a.* અતિશય; ઘણુંજ; બેહદ.

**Immoderately**, *ad.* બહુ-અતિશયપણે.

**Immodest**, *a.* લાજ-શરમ વગરનું; નિર્લજ્જ; અમર્યાદ; બેઅદબ; મનમાં કામ ઉત્પન્ન થાય એવું; વ્યભિચારવિષેનું-ને લગતું; વ્યભિચારી; વ્યભિચાર-ઈંદ્રિને લગતી વાત બોલનાર; ચાળાચસ્કા કરનાર. [અદબીથી.

**Immodestly**, *ad.* નિર્લજ્જપણાથી; બે-

**Immodesty**, *n.* નિર્લજ્જપણું; બેઅદબી; અવિનય. [ં; મારી નાખવું; નાશ કરવો.

**Immolate**, *v. t.* યજ્ઞ કરવો; ચઢાવવું; અ-

**Immolation**, *n.* પરમેશ્વર કે દેવને બળિદાન-બળિ આપવો તે; યજ્ઞ કરવો તે; નાશ; હાની.

**Immolator**, *n.* યજ્ઞમાં બળિદાન આપનાર.

**Immoral**, *a.* અનીતિવાન; દુરાચરણી; અન્યાયી; પાપી; વ્યભિચારી.

**Immorality**, *n.* અનીતિ; દુરાચરણ; દુષ્કર્મ; અધર્મ; વ્યભિચાર.

**Immorally**, *ad.* અનીતિથી; અધર્મથી.

**Immortal**, *a.* અમર; કાયમ; મરે નહીં એવું; ચિરંજીવ; અક્ષય; અવિનાશી.

**Immortality**, *n.* અમરપણું; નામ સનાતન રહેવું તે.

**Immortalize**, *v. t.* નામ અમર કરવું; હંમેશા રહે એવું કરવું.

**Immortelle** *n.* લાંબા વખત સુધી તાજું રહેતું ફુલ-તેનો હાર.

**Immovable**, *a.* અચળ; નિશ્ચળ; સ્થિર;

સ્થાયી; દૃઢ; નિશ્ચયનું; નિર્દય; કઠણ હૈયાનું. *n. pl.* અચળ-સ્થાવર વસ્તુ-મિલકત.

**Immovably.** *ad.* નિશ્ચયથી; દૃઢપણાથી; નિર્દયપણાથી. [છુટા-રહિત હોવું તે.

**Immunity,** *n.* માફી; છુટ: છુટ-માફીનો હક.

**Immure,** *v. t.* ગોંધી-પુરી મુકવું; કેદ કરવું.

**Immutability,** *n.* નિર્વિકારી-અવિકારીપણું.

**Immutable,** *a.* અવિકારી; નિર્વિકારી; જેમાં ફેરફાર થતો નથી એવું.

**Immutably,** *ad.* જેમાં ફેરફાર થતો નથી એવી રીતે; ફરે-બદલાય નહીં એમ.

**Imp,** *n* લુચ્ચું છોકરું, નહાનો શેતાન; ભુત.

**Impacable,** *a.* શાંત-તૃપ્ત નહીં થાય એવું.

**Impact,** *n* અથડાવું તે; જોરથી લાગવું તે; ધક્કો; સ્પર્શ; છાપ; મુદ્રા, *v. t.* અથડાવું; અફળાવું; જોરથી લાગવું.

**Impages,** *n. plu.* (શિલ્પશાસ્ત્રમાં) દરવાજાના ચોકઠાંના આડા ભાગ.

**Impair,** *v. t.* ઘટાડવું; કમી-ઓછું કરવું-થઈ પડવું; ખરાબ કરવું; બગાડવું; નબળું-કમજોર કરવું-થી થવું; બગડવું; ખરાબ થવું.

**Impale,** *v. t.* પુરવું; બંધ કરવું; ગોંધી લેવું, સુલીએ ચઢાવવું; સુલી દેવી.

**Impalement,** *n.* પુરવું-ગોંધી લેવું તે. સુલીએ ચઢાવવાની શિક્ષા. [એવું; અસ્પર્શ્ય.

**Impalpable,** *a.* સ્પર્શથી માલુમ પડે નહીં

**Impannel,** *v. t.* પંચ-જુરી નાં માણસોનાં નામો યાદીમાં લખવાં-ની યાદી તૈયાર કરવી.

**Imparadise.** *n.* સ્વર્ગમાફક સુખી કરવું.

**Imparity,** *n.* અસમાનતા; વિષમતા; ઉંચાનીચાપણું; ભિન્નતા; ફેર; તફાવત, ખડબચડાપણું.

**Impark,** *v. t* ગોંધવું; ગોંધીલેવું.

**Impart,** *v. t.* આપવું; બક્ષીસ કરવું; આપી દેવું; જણાવવું; કહેવું.

**Impartial,** *a.* નિષ્પક્ષપાતી; સમદર્શી; અદલ; બિન તરફદાર.

**Impartiality,** *n.* બિન તરફદારી; નિષ્પક્ષપાત; સમદષ્ટિ; અદલપણું. [બિન તરફદારીથી.

**Impartially,** *ad.* યથા ન્યાય; અદલપણાથી;

**Impartible,** *a.* બક્ષીસ કરવા જોગ; આપવા જેવું; આપી દેવાં જેવું.

**Impartment,** *n.* જણાવવું-કહેવું, બતાવવુંતે.

**Impassable,** *a.* જે ઉપર-જેમાં થઈને જવાય અવાય નહીં એવું; અગમ્ય; દુર્ગમ; ગહન.

**Impassibility,** *a.* સુખ દુઃખ લાગે નહીં એવું તે; અચેતન-જડપણું.

**Impassible, Impassive,** *a.* સુખ દુઃખ લાગે નહીં એવું; અચેતન; જડ. [ચઢવો-ભરાવો.

**Impassion,** *v. t.* જોસ્સામાં આવવું; જોશ

**Impassionate,** *v. t.* જોસ્સો આવવો. *a.* જોશ આવેશ ભરેલું.

**Impassioned,** *a.* જોસ્સામાં આવેલું; આવેશી; અનુરાગી-જોસ્સાએ ભરેલું.

**Impassively,** *ad.* સુખ દુઃખ લાગે નહીં એવા રીતે; જડપણે.

**Impaste,** *v.* ગુંદર લગાડવો.

**Impastation,** *n.* સીમેંટથી જુદી જુદી ચીજો ભેગી કરવી તે.

**Impatience,** *n.* અધૈર્ય; અધીરાઈ; ઉતાવળ.

**Impatient,** *a.* અધીરું; ધૈર્યહીન; અક્ષમ; સાંખીનશકે સાંખવાને રાજી નહીં એવું.

**Impatiently,** *ad.* અધીરાઈ, ઉતાવળ; ઉત્કંઠાથી. [ગીરો રાખવું; સાનમાં આપવું.

**Impawn,** *v. t.* ઘરેણે-હોડમાં-ગીરવી મુકવું;

**Impeach,** *v. t.* સરકારી કામદાર પર તોહોમત-દોષ-આરોપ મુકવો. વાજબી-સારું નહીં હોય એમ કહેવું-એવી તકરાર લેવી. [જેવું.

**Impeachable,** *a.* દોષ-આરોપ મુકવાજોગ-

**Impeachment**, *n.* તોહોમત; દોષારોપ. બા-જબી-સારું નહીં હોય એમ કહેવું તે.

**Impearl**, *v. t.* મોતી જડવાં; મોતીથી સણગારવું.

**Impeccability**, *n.* જેનાથી પાપ થાય નહીં એવો ગુણ. [પાપકરે નહીં એવું;પાપથી દુર-છુટું.

**Impeccable**, *a.* જેનાથી પાપ થાય નહી એવું.

**Impede**, *v. t.* અટકાવવું, અડચણ-હરકત વિઘ્ન કરવું; આડ આવવું; રોકવું. [વિઘ્ન.

**Impediment**, *n.* અટકાવ; અડચણ; હરકત;

**Impel**, *v. t.* આગળ ચલાવવું; ગમન કરાવવું;-થી જરૂર પડવી-ઉસ્કેરાવું.

**Impellent**, *n.* આગળ ચલાવનારી શકિત. *a.* આગળ ચલાવનાર.ગમન કરાવનાર;-થી જરૂર પડે એવું; ઘણા જોરથી દોડાવતું.

**Impend**, *v. i.* માથાપર આવી પડવું; પડવા-ની તૈયારીમાં હોવું; પાસે આવી પહોંચવું; ઉંચું-ટંગાઇ રહેવું.

**Impendence**, *n.* પડું પડું થઇ રેહેવું તે; માથાપર આવી પડવું તે.

**Impending**, *a.* માથાપર આવતું-આવી પડતું.

**Impenetrability**, *n.* નિર્ભેધતા; વજ્રતા; અભેધતા.

**Impenetrable**, *a.* જેમાં પ્રવેશ થઇ શકે નહીં-કંઇ ખોસી શકાય નહી એવું; નિર્ભેધ, અપ્રવેશ્ય. અસર નહી થાય એવું; કઠણ; વજ્ર જેવું, સમજી શકાય નહી એવું; ગુઢ; ગહન.

**Impenetrably**, *ad.* પ્રવેશ નહીં થાય એવી રીતે. [હીનતા; વજ્રકઠણ છાતી.

**Impenitence**, *n.* અપશ્ચાતાપ; પશ્ચાતાપ-

**Impenitent**, *a.* પસ્તાવો નહીં કરતું; ન પસ્તાતું; પશ્ચાતાપ શુન્ય-હીન; વજ્રકઠણ હૈયાનું. [હૈયાથી.

**Impenitently**, *ad.* વગર પસ્તાવે; કઠણ

**Impennates**, *n.* ટુંકી પાંખવાળાં અને ભીંગડાં જેવાં પીછાંવાળાં પક્ષીની જાત.

**Imperative**, *a.* આજ્ઞા-હુકમ કરનાર. અધિ-કારના ડોળવાળું. જરૂર કરવાનું; અધિ-કારથી કરેલું.

**Imperatively**, *ad.* હુકમથી; અધિકારથી.

**Imperceptible**, *a.* કોઇપણ ઇન્દ્રિયથી મા-લમ પડે નહી એવું; સમજમાં ન આવે એવું; અગોચર; અદ્રશ્ય; ઘણું નહાનું; સુક્ષ્મ.

**Imperceptibleness**, *n.* અગોચર પણું; કો-ઇપણ ઇન્દ્રિયથી માલમ પડે નહીં એવો ગુણ.

**Imperceptibly**, *ad.* કોઇપણ ઇન્દ્રિયથી માલમ પડે નહીં એવી રીતે; અદ્રશ્યપણે.

**Imperfect**, *a.* પુરું નહીં, અપુર્ણ; અધુરું. ખોડ-ખાનીવાળું; કાચું; ઓછું; કમી; ન્યુન; ઉણું. સદોષ; દોષીત;-tense વર્તમાન ભુતકાળ. [ખોડ; દોષ.

**Imperfection**, n. અપુર્ણતા; કસર; કચ્ચાઇ;

**Imperfectly**, *ad.* અપુર્ણ-અધુરી રીતે.

**Imperforable**, *a.* કાણું ન પડાય એવું.

**Imperial**, *a.* બાદશાહી; રાજકીય; બાદશા-હતનું-સંબંધી. [હીરાજપણું.

**Imperialism**, *n.* બાદશાહી નીતિ; શેહેનશા-

**Imperialist**, *n.* બાદશાહની રૈયત-નો સિપાઇ.

**Imperiality** *n.* બાદશાહી સત્તા. ખાણો વગેરે ઉપજમાંથી અમુક ભાગનો બાદશાહનો હક.

**Imperil**, *v. t.* જોખમ-ભયમાં નાખવું; જોખમા-ય તેમ કરવું. [અધિકારે ભરેલું.

**Imperious**,*a.* મગરૂર, ગર્વિષ્ટ; મિજાસી; સત્તા-

**Imperiously**, *ad.* મગરૂરીથી; મિજાસથી. હુકમથી. [અક્ષય; અવિનાશી.

**Imperishable**, *a.* નાશ પામે નહીં એવું;

**Imperishableness**, *n.* અક્ષય— અવિનાશી પણું.

**Impermeability**, *n.* નિર્લેપતા; જલાભેદ્યતા.

**Impermeable**, *a.* પાણી પણ પેસી ન શકે એવું; નિર્લેપ; અપ્રવેશ્ય.

**Impersonal**, *a.* અકર્તૃક; કર્તાવિનાનું.

**Impersonally**, *ad.* અવ્યક્તિતથી; અવ્યક્તિતતાથી. [આપવું; ચૈતન્ય ધર્મમાં ગણવું.

**Impersonate**, *v. t.* જડ પદાર્થને ચૈતન્ય

**Impersonation**, *n.* જડ પદાર્થને ચૈતન્ય આપવું તે અવતાર.

**Impertinence**, *n.* અપ્રસ્તુતતા; આડાપણું; બે અદબી; ઉદ્ધતા; અસભ્યતા.

**Impertinent**, *a.* વિષય-પ્રસંગને લગતું નહીં એવું; આડું; અપ્રસ્તુત; ઉદ્ધત; અસભ્ય; બેઅદબ; દાંડ.

**Impertinently**, *ad.* ઉદ્ધતપણાથી; દાંડગાઈથી; બેઅદબીથી; વિષયથી આડા ઉતરીને-ફાટીને.

**Imperturbability**, *n.* મનની સાવધતા; ઠંડાપણું. [એવું.

**Imperturbable**, *a.* અકળાય-ગભરાય નહીં

**Imperturbation**, *n.* મનની શાંતતા.

**Impervious**, *a.* જેમાં પ્રવેશ થાય નહીં એવું; નિર્લેપ. [વાલાથી મેળવવું.

**Impetrate**, *v. t.* ખુશામત-આજીજી-કાલા-

**Impetration**, *n.* કાલાવાલા-ખુશામતથી મેળવવું તે. [અકળામણ; ઉતાવળ.

**Impetuosity**, *n.* ઝપાટો; જોર; જોસ્સો;

**Impetuous**, *a.* જોર-વેગવાળું; જોરથી જતું-આવતું; જબરું; આકળું; ઉતાવળું; અધીરું; ઉગ્ર. [આકળાપણાથી.

**Impetuously**, *ad.* જોરથી; અધીરાઈથી;

**Impetus**, *n.* ગતિ આપનારું જોર; વેગ.

**Impiety**, *n.* અધર્મ; અભક્તિ; પાપ; ધર્મદેવ નિંદા; દુષ્કર્મ. [લાગવું.

**Impinge**, *v. t.* અથડાવું; અફળાવું; જોરથી

**Impious**, *a.* અધર્મી; પાપી; દેવનિંદક.

**Impiously**, *ad.* અધર્મ-પાપ-દુષ્ટ કર્મથી.

**Impiousness**, *n.* see Impiety.

**Implacability**, *n.* અશામ્યતા; દીર્ઘ દ્વેષ.

**Implacable**, *a.* કદી શાંત થાય નહીં એવું; અશામ્ય; કઠો; દીર્ઘ દ્વેષી.

**Implacableness**, *n.* શામ્યતા; દીર્ઘ દ્વેષ.

**Implacably**, *ad.* શાંત થાય નહીં એવા દ્વેષથી.

**Implant**, *v. t.* સ્થાપવું; રોપવું; દઢ બેસાડવું.

**Implantation**, *n.* સ્થાપના; રોપવું તે. [વવું.

**Implead**, *v. t.* ફરિયાદી કરવી-પર કામ ચલા-

**Implement**, *n.* હથિયાર; ઓજાર; સાહિત્ય; સામગ્રી; સાધન. *v. t.* અમલમાં લાવવું-આણવું; બજાવવું.

**Impletion**, *n.* પરિપૂર્ણતા; ભરપુર-ભરેલાપણું.

**Implex**, *a.* કઠણ; અઘરું; મુશ્કેલ; ગુંચ ભરેલું.

**Implicate**, *v. t.* ગુંચવવું; ગુંથવું; ગુંચવણમાં નાખવું. સામેલછે એવું સિદ્ધ કરવું-બતાવવું; સામેલ હોવું.

**Implication**, *n.* ગુંચવણ; અનુમાન; અટકળ.

**Implicative**, *a.* ગુંચવણવાળું; સામેલ; હેતુગર્ભ; સંકેત; ગર્ભિત.

**Implicit**, *a.* પુરું; પુર્ણ; નિઃસંશય; સાફ; નિખાલસ; અનુભવપરથી જણાયલું-માલમ પડેલું; અનુભવ સિદ્ધ.

**Implicitly**, *ad.* અનુમાન-તર્કથી, નિઃસંશય પણે; સંપુર્ણ-પુરે પુરી-ખુલ્લી ખુલ્લી રીતે; છુપું રાખ્યા વગર.

**Implied**, *a.* અર્થસિદ્ધ; ગર્ભિત; અનુમાનપરથી જણાયલું-માલમ પડેલું.

**Impliedly**, *ad.* અનુમાન-અટકળથી દેખાડેલું-જણાવેલું.

**Implore**, *v. t.* કાલાવાલા-વિનંતિ કરવી; આજીજી કરી-પગે લાગી-હાથ જોડી માંગવું.

**Imply**, *v. t.* અનુમાનથી દેખાડવું-જણાવવું; અર્થ નિકળવો; અંદર ભાવ-અર્થ હેવો. To be implied,-થી-ઉપરથી જણાવું-દેખાવું,-સિદ્ધ થવું. [નાખવું; કડવું કરવું.

**Impoison, Empoison**, *v. t.* ઝેર દેવું-આપવું-

**Impolicy**, *n.* અવિચાર; અવિવેક; અસમંજસપણું; દુર્નીતિ.

**Impolite**, *a.* અસભ્ય; દાંડવું; બેઅદબ.

**Impolitely**, *ad.* અસભ્ય; બેઅદબ રીતે.

**Impoliteness**, *n.* અસભ્યતા; બેઅદબી; અનીતિ.

**Impolitic**, *a.* અવિચારી; અવિવેકી; ડાહ્યુંશાણું નહીં એવું; સારી રાજનીતિ વિનાનું. અવિવેક-વિચાર વિનાનું, કાર્ય બાધક.

**Imponderable, Imponderous**, *a.* જોખાય નહીં એવું, વજન વગરનું; હલકું.

**Imponderables**, *n. plu.* ગરમી, તેજ, વિજળી, લોહચુંબક ગુણ વગેરે અમાપ,-અતોલ ચીજો.

**Imporosity**, *n.* ઘન-જાડા-નીરંધ્રપણું.

**Imporous**, *a.* નીરંધ્ર; અતિઘન; છિદ્ર વગરનું.

**Import**, *v. t.* દેશાવરથી-બહારથી માલ આણવો. અર્થ દેખાડવો-દર્શાવવો-હોવો,-નાકામનું-અગત્યનું હોવું. *n.* બંદરી-દેશાવરથી આવેલો માલ; આયાત; અર્થ; અભિપ્રાય; ભાવાર્થ; મતલબ; વજન; મહત્વ; અગત્ય.

**Importable**, *a.* દેશાવરથી લાવવા જોગ.

**Importance**, *n.* અગત્ય; જરૂરીઆત; ઉપયોગ; વજન; ભારબોજ.

**Important**, *a.* અગત્યનું; જરૂરનું; ભારે વજનદાર; ભારબોજવાળું; ઉપયોગી.

**Importantly**, *ad.* જરૂર-અગત્ય કરીને.

**Importation**, *n.* બહાર દેશથી લાવવું તે; આયાત; પરદેશથી આણેલો માલ.

**Importer**, *n.* બહાર દેશથી માલ લાવનાર.

**Importunate**, *a.* ઘણા કાલાવાલા-બહોળા-આગ્રહ કરતું; વળગીને-બજીત થઈને લાંઘણ ઘાલીને બેસનારું, જરૂરનું. [કરીને.

**Importunately**, *ad.* ઘણા કાલાવાલા-આગ્રહ

**Importune** *v. t.* વારે ઘડીએ કાલાવાલા-આજીજી-અત્યાગ્રહ કર્યાં કરવો; ગળે પડવું; ચામજુની પેઠે વળગવું. [આજીજી.

**Importunity**, *n.* અત્યાગ્રહ; કાલાવાલા;

**Imposable**, *a.* મુકવા-બેસાડવા-ઘાલવાજોગ; ફસાવવા-ઠગવા-ફરેબ દેવા જેવું. [હુકમ) કરવો.

**Impose**, *v. t.* મુકવું; બેસાડવું; ઘાલવું; (આજ્ઞા-

**Impose on**, *v.* ઠગવું; છેતરવું; ધુતવું.

**Imposing**, *a.* ડોળ-ભભકાદાર; અસરકારક.

**Imposingly**, *ad.* ડોળ-ભભકાથી; જાણે સત્તા-હુકમથી.

**Imposition**, *n.* મુકવું-બેસાડવું તે; કર; જકાત; ઠગાઈ; દગો; પાખંડ; વિદ્યાર્થીને સજા દાખલ કાંઈ લખી લાવવાનો કે મ્હોડે તૈયાર કરવા આપેલો પાઠ.

**Impossibility**, *n.* અશક્યતા; અસંભવ; અસાધ્યતા; જે બની નહીં શકે તે.

**Impossible**, *a.* બને નહીં એવું; અશક્ય; અસંભવિત; કરી શકાય નહીં એવું; અસાધ્ય.

**Impost**, *n.* જકાત; દાણ; કર. [ભરાવું.

**Imposthumate**, *v. i.* ગુમડું થવું; પરૂથી

**Imposthume**, *n.* ગુમડું; ગોઠ; ફોલ્લો. [ધુસ.

**Impostor**, *n.* ઠગ; ધુતારો; ઢોંગી-પાખંડી માણ-

**Imposture**, *n.* ઠગાઈ; ઢોંગ; દગલબાજી.

**Impotence-cy**, *n.* નબળાઈ; નિર્બળતા; અશક્તિ; નામર્દાઈ.

**Impotent**, *a.* અશક્ત; કમજોર; નિર્બળ; દુર્બળ; કમજોર; નપુંસક; નામર્દ; અજીતેન્દ્રિય; ઈંદ્રિયવશ.

**Impotently**, *ad.* અશક્તપણાથી; નબળાઈથી. નામર્દાઈથી.

**Impound**, *v. t.* ભટકતાં જનાવરને વાડામાં-વાડમાં રાખવું-ઘાલવું.

**Impoverish**, *v. t.* દરિદ્રી-ભિખારી-ગરીબ-નિર્ધન કરવું. સત્વ-કસ કાઢીલેવો.

**Impoverishment**, *n.* નિર્ધનપણું; દારીદ્ર.

**Impracticability**, *n.* અશક્યતા; અસાધ્યતા.

**Impracticable**, *a.* નહીં બને એવું; અશક્ય; અસાધ્ય. સમજે નહીં એવું; હઠીલું; અનિવાર. ઉપર થઈને જવાય નહીં એવું; અગમ્ય.

**Impracticably**, *ad.* નહીં બને એવી રીતે; અશક્યતાથી.

**Imprecate**, *v. t.* ને શ્રાપ દેવો;-નું અકલ્યાણ-ભુંડું ઈચ્છવું; બદ દુવા માગવી.

**Imprecation**, *n.* અકલ્યાણ ઈચ્છવું તે. બદદુવા; શ્રાપ.

**Imprecision**, *n.* બિન ચોકસાઈ. ભુલ; ચુક; ખોડ; અશુદ્ધતા.

**Impregnable**, *a.* હુમલાથી લેવાય-લઈ શકાય નહીં એવું;-ની સામા કોઈનું ચાલે નહી એવું; હળે-ઉપરથી ખસેડી ન શકાય એવું.

**Impregnate**, *v. t.* ગર્ભવંતી-દહાડા-મહિનાવાળી-ગાભણી કરવી. ફળ આપે એવું-ફળવંત કરવું. એક વસ્તુનો ગુણ બીજીમાં જાય તેમ કરવું.

**Impregnation**, *n.* ગર્ભ ધારણ-સ્થાપન; ગર્ભધાન.

**Imprescriptible**, *adj.* બેદરકારી અથવા બિન ઉપયોગથી ઓછું ન થાય અથવા ઘસાય નહીં-કિંમત ઓછી ન થાય એવું.

**Impress**, *v. t.* છાપ-નિશાન પાડવી-મારવી; છાપવું; ઠસાવવું; ઉતારવું; મનમાં ઠસવું-ઉતરવું; વેઠે પકડવું; સરકારી કામ સારૂ લેવું; જબરીથી લેવું. *n.* છાપ; છાપો; નિશાની; આકાર; મુદ્રા.

**Impressible**, *a.* છાપ-નિશાની કરી શકાય એવું.

**Impression**, *n.* છાપ મારવી-છાપવું તે; છાપ; છાપો; મુદ્રા; ભાસ; મનમાં વાત ઉતારવી તે; અસર; કોઈ પણ સાધનથી થયલી અસર-નુકસાન કે ફાયદો; થોડીક યાદ; આવૃત્તિ.

**Impressionable**, *adj.* તુરત અસર થાય તેવું.

**Impressive**, *a.* મનમાં ઠસી જાય એવું, અસરકારક; હ્રદય ભેદક.

**Impressively**, *ad.* અસર કરે-મનમાં ઠસી જાય એવી રીતે.

**Impressment**, *n.* સરકારી કામ સારૂ જબરીથી લેવું તે; વેઠે પકડવું તે.

**Impressure**, *n.* મુદ્રા; છાપ; ઠસ્સો; નિશાની; આકાર.

**Imprimatur**, *n.* પ્રથમ પાનાપરછાપેલ પુસ્તક છાપવાની રજા, સત્તા.

**Imprimis**, *ad.* પ્રથમથી; પહેલેથી.

**Imprint**, *v. t.* છાપ મારવી-પાડવી; છાપવું; મનમાં ઠસાવવું-ઉતારવું; ઠસી-ઉતરી જવું. *n.* છાપવાની જગા તથા તારીખ સાથેનું છાપનારનું નામ.

**Imprison**, *v. t.* કેદ કરવું; કેદખાને-બંધીખાને નાખવું; અટકાવવું; ગોંધવું; પુરી મુકવું.

**Imprisonment**, *n.* કેદ કરવું તે; કેદ; બંદી; અટકાવ.

**Improbability**, *n.* અસંભવ.

**Improbable**, *a.* ઘણું કરીને બને નહીં એવું; અસંભવિત; દુર્ઘટ; અઘટિત.

**Improbably**, *ad.* અસંભવથી.

**Improbity**, *n.* અપ્રમાણિકપણું; લબાડી; જુઠાણું.

**Impromptu**, *ad.* અગાઉથી વિચાર કર્યા વગર; પુર્વ વિચાર રહિત. *n.* શીઘ્ર કવિતા.

**Improper**, *a.* લાગુ પડે નહીં એવું; કરવા જેવું નહીં; અકર્તવ્ય; અયોગ્ય; અઘટિત; ગેરવાજબી; અનુચિત.

**Improper-fraction**, *n.* જે અપૂર્ણાંકમાં ભાજ્ય, ભાજક બરાબર અથવા તેથી વધતા હોય તે.

Improperly, *ad.* અયોગ્ય-ગેરવાજબી રીત.

Impropriate, *v.* પોતાના ખાનગી ઉપયોગમાં લેવું, ધર્મની જાગીરોને ગૃહસ્થના કબજામાં સોંપવી. [વાજબી પણું.

Impropriety, *n.* અયોગ્યતા; નાલાયકી; ગેર-

Improvable, *a.* સુધારવા જોગ-લાયક. [પણું.

Improvableness, *n.* સુધારો; સુધારવાજોગ-

Improve, *v. t.* સુધારવું; હોય તેથી સારૂં કરવું. સારો ઉપયોગ-સાર્થક-સફળ કરવું; સારા કામમાં લેવું; શિખામણ કાઢવી. *v. i.* સુધરવું; સારૂં થવું; દુર્ગુણ-દુરાચરણમાં વૃદ્ધિ પામવી; ચઢવું; વધવું.

Improvement, *n.* સુધારવું-સુધરવું તે; સુધારો; ગુણવૃદ્ધિ; ચઢતી. સારો ઉપયોગ. શિખામણ કાઢીને આપવી તે. [ગફલત.

Improvidence, *n.* અવિચાર; ટુંકી નજર;

Improvident, *a.* ઉંડી નજર વિનાનું; ટુંકી નજરનું; અદીર્ઘ દર્શી; અલ્પવિચારી; ગાફેલ.

Improvidently, *ad.* ટુંકી નજરથી; અલ્પ વિચારથી; ગાફેલપણાથી.

Improvisation, *n.* તરતની તરત કોઈ પણ ઈબારત જોડી કાઢવાની કે બનાવવાની કળા.

Improvise, *a. i.* તરતની તરત ઈબારત જોડવી.

Imprudence, *n.* અવિચાર; અવિવેક; ગફલત.

Imprudent, *a.* ડહાપણવિનાનું; અવિચારી; અવિવેકી; ગાફેલ. [રથી.

Imprudently, *ad.* બે અદબીથી; અવિચા-

Impudence, *n.* નિર્લજ્જપણું; બેશરમાપણું.

Impudent, *a.* નિર્લજ્જ; બે અદબ; બેશરમુ.

Impudently, *ad.* ઉદ્ધત-નિર્લજ્જપણાથી; બેશરમથી. [ના કહેવી; નિષેધ કરવું.

Impugn, *v. t.* વિરૂદ્ધ--સામું બોલવું;-ની

Impulse, *n.* ધક્કો; આચકો; હડસેલો, વેગ; આવેગ. જુસ્સો; જોશ; આવેશ. મયોજન; હેતુ. પ્રેરણા; ઉતેજન; ઉશ્કેરણી. મનસ્વી; મનમોજી. [વવું તે.

Impulsion, *n.* આમળ ચલાવવું ગમન કરા-

Impulsive, *a.* આચકો-ધક્કો મારનાર; ચલાવનારૂં; પ્રેરક. જેમ જોસ્સો થાય તેમ તરત કામ કરે એવું; લેહેરી; મનસ્વી; મનમોજી.

Impunity, *n.* શિક્ષા-દંડની માફી-છુટ; નુકસાનથી છુટાપણું-છુટું રહેવું તે.

Impure, *a.* મેલું; ગંદુ; ખરાબ; અપવિત્ર; અશુદ્ધ; નાપાક; છિનાળવું; બુંડું; નઠારૂં.

Impurity, *n.* મલીનપણું; મેલ; અનિર્મળતા; અશુદ્ધતા. અપવિત્રાઈ; નાપાકપણું.

Impurple, *v.* આસમાની રંગ આપવો--આભાસ આપવો.

Imputable, *a.* આરોપ મુકવા જોગ; દોષ લગાડવા જેવું; આરોપ્ય.

Imputation, *n.* દોષ લગાડવો તે; આરોપવું તે; આરોપ; દોષ; ઠપકો-નુંછે એમ માનવું-ઠરાવવું તે. નામે માંડવું તે. [ઠપકો દેવા લાયક.

Imputative, *a.* આરોપ લગાડાય-મુકાય એવું;

Impute, *v. t.* લગાડવું,-નો આરોપ મુકવો;-નું છે એમ માનવું-ઠરાવવું;-ને નામે લખવું-

In, *prep.* માં; માંહે: અંદર; મધ્યે. [માંડવું.

Ins and outs, ખુણા ખાંચરા.

In the name of, ની ખાતર.

In that, કારણકે.

In blank, કોરેપાને સહી કરેલી.

Inability, *n.* અશક્તિ; અસામર્થ્ય; નશકવુંન આવડવું તે. [અલભ્યતા.

Inaccessibility, *n.* દુર્ગમતા; અગમ્યતા;

Inaccessible, *a.* જવાય-અવાય-પહોંચાય નહીં એવું; અગમ્ય; મહુન, મળે નહીં એવું; અલભ્ય.

Inaccuracy, *n.* ભુલ; ચુક; ખોડ; અશુદ્ધતા.
Inaccurate, *a.* ખરોબર નહીં એવું; ભુલ-ચુકવાળું; અશુદ્ધ; ખોટું.
Inaccurately, *ad.* અશુદ્ધ-ખોટી રીતે; ભુલથી.
Inaction, *n.* અનુદ્યોગ; નિરૂદ્યોગ; આળસ; સુસ્તી. [સુસ્ત; બંધ.
Inactive, *a.* જડ; નિરૂદ્યોગી; નવરૂં; આળસુ;
Inactivity, *n.* સુસ્તી; આળસ; નવરા-નિરૂદ્યોગીપણું. [અયોગ્યતા.
Inadequacy, *n.* અપુર્ણતા; અધુરા-ઓછાપણું;
Inadequate, *a.* જોઇએ તે કરતાં ઓછું-તેટલું નહીં; અધુરૂં; અપુર્ણ; અયોગ્ય; નાલાયક. [અયોગ્યતાથી.
Inadequately, *ad.* અપુર્ણ-અધુરી રીતે;
Inadequateness, *n.* અપુર્ણતા; અધુરા-ઓછાપણું; અયોગ્યતા.
Inadhesion, *n.* વળગી-ચાંટી-પકડી નહી રેહેવું તે.
Inadhesive, *a.* વળગે-ચાંટે-ચહોંટે નહીં એવું.
Inadmissible, *a.* મનમાં-કબુલ કરવા-લેવા-જોગ નહીં એવું; અગ્રાહ્ય; અસ્વીકાર્ય.
Inadvertence, *n.* ગફલત; ચુક; અલક્ષ્ય.
Inadvertent, *a.* ધ્યાન ન રાખતું; અસાવધ; ગાફેલ.
Inadvertently, *ad.* ગફલતથી; ભુલ ચુકથી.
Inalienable, *a.* બીજાને અપાય નહીં એવું; વંશનાજ ભોગવટામાં રહે એવું; વંશોપભોગ્ય; વતની. [મૈરી.
Inamorata, *n.* પ્રિયા; કાંતા; લલના; પ્યારી-
Inamorato, *n.* પ્રિય; કાંત; પતિ.
Inane, *a.* ઠાલું; ખાલી; પોકળ; શુન્ય.
Inanimate, *a.* નિર્જીવ; જડ; અચેતન.
Inanimation, *n.* નિર્જીવપણું, અચૈતન્ય.
Inanition, *n.* ખાલીપણું; શુન્યતા; લાંઘણ.

Inanity, *n.* ઠાલા ખાલીપણું; શુન્યતા.
Inappetence, *n.* ભુખ-ક્ષુધા નહીં લાગવી તે.
Inapplicability, *n.* અનુચિતપણું; લાગુ નહીં પડવાપણું.
Inapplicable, *a.* લાગુ પડે નહીં એવું, અનુચિત.
Inapplication, *n.* ઉપર ન લગાડવું-મુકવું તે, કામમાં ન લાવવું-ન વાપરવું તે. મન ન લગાડવું-ન ઘાલવું તે. લાગુ ન પડવું તે. [પડતું.
Inapposite, *a.* અયોગ્ય; નાલાયક; લાગુ ન
Inappreciable, *a.* કિમ્મત-કદર ઠેરવાય નહીં એવું. ન જણાય-ન લાગે એવું-એટલું.
Inapprehensible, *adj.* ગૂઢ. અજ્ઞેય. નહીં સમજાય તેવું.
Inappropriate, *a.* લાગુ પડે નહીં એવું; અયોગ્ય; અઘટિત.
Inapt, *a.* અયોગ્ય; લાગુ ન પડતું.
Inaptitude, *n.* અયોગ્યતા.
Inarch, *v. t.* ઝાડને કલમ કરવી-બાંધવી.
Inarticulate, *a.* સાફ-સમજાય નહીં એવું; અસ્પષ્ટ.
Inarticulately, *ad.* સમજાય નહીં એવી રીતે.
Inarticulation, *n.* અસ્પષ્ટ ઉચ્ચાર.
Inartificial, *a.* પોતીકી મેળે થયલું; અસલ; મુળનું; બનાવટનું નહીં; કરામતથી નહીં બનેલું; સાદું; ગુંચવણવાળું. [ઇને; ત્યારે.
Inasmuch, *ad.* એમછે તેથી; કારણકે; જો-
Inattention, *n.* અલક્ષ; ગફલત; અસાવધપણું. અનાદર-બેદરકાર.
Inattentive, *a.* ધ્યાન-ચિત ન લગાડતું; ગાફેલ; અસાવધ; બેદરકાર. [તથી; બેદરકારીથી.
Inattentively, *ad.* ચિત ન લગાડીને; ગફલ-
Inaudible, *a.* સંભળાય નહીં એવું; શ્રવણાશક્ય. [વખતે કરેલું.
Inaugural, *a.* સ્થાપના-અભિષેકનું-સંબંધી-

Inaugurate, *v. t.* ક્રિયા-સંસ્કાર-વિધિ પુર્વક અધિકાર આપવો-ઉપર સ્થાપવું; અભિષેક કરવો; આરંભવું; શરૂ-ચાલુ કરવું.

Inauguration, *n.* ક્રિયા-વિધિ પુર્વક કરેલી સ્થાપના-પ્રતિષ્ઠા-અભિષેક.

Inauspicious, *a.* અશુભ; અમંગળ; અપશુકનિયું; અકલ્યાણકારક. [ અપશુકનથી.

Inauspiciously, *ad.* અશુભ-અમંગળ રીતે;

Inboard, *adj.* વહાણની અંદરનું. [કુદરતી.

Inborn, *a.* અંતર્જાત; જન્મનું; સ્વાભાવિક;

Inbreathe, *v. t.* શ્વાસથી-દમ નાખી અંદર નાખવું-દાખલ કરવું-પેસાડવું-ફેડવું.

Inbred, *a.* અંતર્જાત; જન્મનું; કુદરતી.

Inca, *n.* સ્પેન લોકોની જીત પહેલાંના પીરૂ દેશના રાજા.

Incage, *v. t.* પાંજરામાં પુરવું-ઘાલવું-નાખવું.

Incalculable, *a.* ગણાય નહીં એવું; અગણિત; અસંખ્યાત; અનંત. [તની ઉષ્ણતા.

Incalescence, *n.* આરંભની ગરમી; શરૂઆ-

Incalescent, *a.* વધારે ને વધારે ગરમ થતું.

Incandescence, *n.* અતિ ગરમી; અત્યુષ્ણતા.

Incandescent, *a.* અતિ ગરમી; અત્યુષ્ણ.

Incantation, *n.* જાદુ; ધનતરમંતર; મેલી વિદ્યા, મોહિની. [ગ્યતા; નાલાયકી.

Incapability, *n.* અશક્તિ; અસામર્થ્ય; અયો-

Incapable, *a.* જેમાં માય-રહે નહીં એવું; મવાડી ન શકે એવું;-ને આવડે નહીં-થી ન થાય-સમજી ન શકાય એવું;-નું ન થાય એવું; નાલાયક; અશકત.

Incapacious, *a.* અપ્રશસ્ત; ન્હાનું.

Incapacitate, *v. t.* અશકત-અસમર્થ-અયોગ્ય-નાલાયક કરવું-થી અશકત હોવું.

Incapacity, *n.* અશકિત; અસામર્થ્ય; અયોગ્યતા; નાલાયકી; જડબુદ્ધિ; બુદ્ધિહીનતા.

Incarcerate, *v. t.* કેદ કરવું; બંદીખાને નાખવું.

Incarceration, *n.* બંદીખાને નાખવું તે; કેદ.

Incarnate, *a.* દેહધારી; અવતારી; સદેહ; મુર્તિમાન.

Incarnation, *n.* અવતાર લેવો તે; અવતાર; દેહ-શરીરધારણ.

Incarnative, *a.* અવતારી; દેહવાળું-ધારણ કરતું. [નમાં ઘાલવું.

Incase, *v. t.* ઢાંકવું; ઢાંકણમાં-ડબ્બામાં-વેષ્ટ-

Incatenation, *n.* સાંકળ કરવી તે; જોડવું તે.

Incautious, *a.* અસાવધ; બેફિકર; ગાફેલ.

Incautiously, *ad.* બે દરકારથી; અસાવધાનીથી. [ગાફેલપણું.

Incautiousness, *n.* ગફલત; અસાવધપણું;

Incavated, *a.* પોકળ-પોલું કરેલું; કોતરેલું.

Incavation, *n.* કોતર; પોલાણ; પોલી જગા.

Incendiarism, *n.* દ્વેષથી પારકાનું ઘર બાળી મુકવું તે.

Incendiary, *n.* આગ લગાડનાર; દ્વેષભાવથી પારકાનું ઘર બાળી મુકનાર; કજિયો સળગાવનાર; કજિયા દલાલ; લડાઇ કરાવનાર.

Incense, *n.* ધુપ; ધુપગંધ; લોબાન. *v. t.* ધુપ દેવો-કરવો; કોપાયમાન-ક્રોધાયમાન ગુસ્સે કરવું; ચિડવવું.

Incentive, *a.* ઉત્તેજન આપનાર; ઉત્તેજક; ઉશ્કેરનાર. *n.* ઉત્તેજન, ઉશ્કેરણી.

Inception, *n.* આરંભ, શરૂઆત, ઉપક્રમ.

Inceptive, *a.* આરંભ-શરૂઆતનું.

Inceptor, *n.* શિખાઉ; શરૂ કરનાર.

Incertitude, *n.* અનિશ્ચય; સશંકપણું.

Incessancy, *n.* બંધ ન પડવાપણું; નિરંતર થયા કરવાપણું. [એવું; ઉપરાઆપરીનું.

Incessant, *a.* બંધ ન પડે-નિરંતર થયા કરે

Incessantly, *ad.* સદા, ઉપરાઆપરી.

**Incest,** *n.* નિકટ સગાં સાથે સંભોગ; અગમ્યાગમન; ગોત્રગમન.

**Incestuous,** *a.* નિકટ સગાં સાથે સંભોગ કરનાર; અગમ્યાગામી; ગોત્રગામી.

**Inch,** *n.* તસુ; એક ફુટનો બારમો ભાગ; ઈંચ.

**Inchmeal,** *adv.* કટકે-કટકે; થોડે થોડે. *n.* એક ઈંચ લાંબો કટકો. [કાચું.

**Inchoate,** *a.* આરંભેલું; શરૂ થયલું; અધુરું;

**Incidence,** *n.* ઉપર પડવુંબેસવું તે; કિરણ પડવાની દિશા. અણધાર્યો-અણચિન્ત્યો બનાવ.

**Incident,** *n.* બનાવ; બિના; ઉપાખ્યાન; આડકથા. *a.* પડતું; પડે એવું; થતું; પતનશીલ; બનતું; આવી પડેલું; પ્રસંગોપાત.

**Incidental,** *a.* કોઈ વેળા બનતું; અનિયમિત; અણચિન્ત્યું-અકસ્માત બનેલું, અપ્રધાન; ગૌણ; મુખ્ય ન હોય તેવું; પ્રાસંગિક.

**Incidentally,** *ad.* ભોગજોગે; અકસ્માત.

**Incinerate,** *v. t.* બાળીને રાખ-ખાખ કરવું.

**Incipiency,** *n.* આરંભ; શરૂઆત.

**Incipient,** *a.* આરંભતું; શરૂ થતું; પેહેલું.

**Incipiently,** *ad.* પેહેલેથી; પ્રથમથી.

**Incise,** *v.* કાપવું- ચીરવું.

**Incision,** *n.* કાપવું તે, કાપ; કાપો; ચીરો.

**Incisive,** *a.* કાપે એવું; છેદક.

**Incisor,** *n.* આગલો દાંત.

**Incisory,** *a.* કાપે એવું; છેદક.

**Incisure,** *n.* કાપ; કાપો; ચીરો; ઘા; જખમ.

**Incitant,** *n.* કામને વિષે ઉત્તેજન આપનાર.

**Incitation,** *n.* ઉત્તેજન; ઉશ્કેરણી; ઉઠાવણી; પ્રયોજન; હેતુ. આવેશ.

**Incite,** *v. t.* ઉશ્કેરવું; ચઢાવવું; ઉત્તેજન આપવું, શિખવવું. [ખવણી.

**Incitement,** *n.* ઉશ્કેરણી; ઉત્તેજન; શિ-

**Incivil,** *a.* અસભ્ય; અમર્યાદ.

**Incivility,** *n.* અસભ્યતા; અવિનય; અમર્યાદા; દુર્જનતા.

**Inclasp,** *v. t.* આલિંગન કરવું; ભેટવું.

**Inclemency,** *n.* કઠોર-નિર્દયપણું; સખતાઈ.

**Inclement,** *a.* નિર્દય; કઠોર; વજ્ર છાતીનું; સખત. અતિશય; કડકડતી; તોફાની.

**Inclinable,** *a.* વળે એવું; વળી-લટી જાય એવું.

**Inclination,** *n.* વળણ; વળવું તે; મનનું વળણ; ઈચ્છા; મતિ; વાસના.

**Incline,** *v. i.* મન થવું-વળવું; વળણ થવું; ચહાવું. *v. t.* વાળવું; મરડવું; મન વાળવું-કરવું; ઈચ્છવું. *n.* ઉતરણ; ઢોળાવ; ઢાળ.

**Inclinometer,** *n.* લોહચુંબક ગતિના ઉર્ધ્વ તાવ માપક યંત્ર.

**Inclose,** *v. t.* વાડ બાંધવી-કરવી; ઘેરવું; ઘેરી લેવું;-ની ફરતું બાંધવું,-માં વાડ કરવી; વાડથી જુદું પાડવું; પેટીમાં બંધ કરવું-ઘાલવું; પરબીડીયામાં બીડવું-ઘાલી બંધ કરવું.

**Inclosure,** *n.* વાડ; ભીત; વાડમાંની અંદરની જગા; જે બીડેલું તે.

**Include,** *v. t.* સમાવવું; સમાવેશ કરવો;-માં ગણવું; ની અંદર-માં-માંહે આવેલા હોવું; સમાવું. [માસ.

**Inclusion,** *n.* અંદર લેવું તે; સમાવેશ; સ-

**Inclusive,** *a.* માંગણીને. અંદર-માંહે લીધેલું; સાથે; સહિત; સુદ્ધાં. [લીધાથી-લેતાં-ગણતાં.

**Inclusively,** *ad.* સુદ્ધાં; સાથે; અંદર-માંહે

**Incoagulable,** *adj.* જાડું ન થઈ જાય તેવું.

**Incog, Incognito,** *ad.* ઓળખાય નહીં એવે રૂપે; ગુપ્ત-છાની રીતે; ગુપ્તવેશ. [એવું.

**Incognizable,** *a.* ઓળખાય-જણાય નહીં

**Incoherence-cy,** *n.* અસંયોગ; અસંબંધ; વિરોધ; અસંગતિ; અનન્વય.

**Incoherent**, *a.* અળગું; છુટું; તુટક; અસંયુક્ત; વિરૂદ્ધ; સંબંધ વિનાનું-ન રાખનારૂં.
**Incoherently**, *ad.* ગમે તેમ; કહીંનું કહીં; અકાતકા; સંબંધવિના.
**Incombustibility**, *n.* બળે-સળગે નહીં એવો ગુણ; દહનાશક્યતા; અદાહ્યતા.
**Incombustible**, *a.* બળે-સળગે નહીં એવું; દહનાશક્ય.
**Income**, *n.* આવક; પેદાસ; કમાઇ; આવપત; [ઉપજ.
**Incomings**, *n. plu.* નફો-આવક.
**Incommensurate**, *a.* ઓછા પરિમાણનું-માપનું; ઓછું; અધુરૂં; બરોબર નહીં-જેટલું તેટલું નહીં; પ્રમાણમાં થોડું.
**Incommensurable**, *a.* સામાન્ય ભાજક-[રહિત.
**Incommode**, *v. t.* -ને અડચણ પાડવી-પડવી-માં નાખવું;-ને ઇજા-તસદી આપવી.
**Incommodious**, *a.* સંકડાસ-અડચણ-અગવડવાળું; સોઇ વગરનું.
**Incommunicable**, *a.* બીજાને કહેવાય નહીં તેવું; અનિવેદ્ય; બીજાને અપાય નહીં એવું.
**Incommunicative**, *a.* બહાર ન કહાડે એવું; અંદર માંઠ વાળ્યા કરે તેવું; કોઇ સાથે બોલવું-ચાલવું ન ગમે તેવું.
**Incommutable**, *a.* નહીં બદલવા જેવું; અદલબદલ ન કરાય એવું.
**Incomparable**, *a.* જેના સરખું બીજું કોઇ નથી તેવું; અનુપમ; અપ્રતિમ; અતુલ્ય; સર્વોત્કૃષ્ઠ; સર્વોત્તમ.
**Incomparably**, *ad.* સર્વોત્તમ-અપ્રતિમપ-[ણાથી.
**Incompassionate**, *a.* નિર્દય; કઠોર; વજ્ર હૈયાનું.
**Incompatibility**, *n.* વિરોધ; અયુક્તતા.
**Incompatible**, *a.* વિરૂદ્ધ; વિપરીત; અયુક્ત; એક બીજાને અનુકૂળ પડે નહીં એવું.
**Incompetence-cy**, *n.* અશક્તિ; અસામર્થ્ય; અયોગ્યતા; નાલાયકી; અપુર્ણતા.
**Incompetent**, *a.* કાચું; નાકાબેલ; અશક્ત; અસમર્થ; અયોગ્ય; નાલાયક; અપુર્ણ; અધુરૂં; ગેરવાજબી; અનુચિત.
**Incompetently**, *ad.* નાકાબિલિયતથી; અયોગ્યતાથી; નાલાયકીથી.
**Incomplete**, *a.* અપુર્ણ; અધુરૂં, અસમાપ્ત; ખોડ-ખાંપણ-ખામી-કસર-ખણાવાળું.
**Incompleteness**, *n.* અપુર્ણપણું; અધુરાપણું; અસમાપ્તપણું.
**Incompliant**, *a.* વાળ્યું વળે-નમે નહીં એવું; નમતું નઝુકે એવું; કબુલ-માન્ય ન કરે એવું; અસહ્ય; અવિનયી.
**Incomprehensible**, *a.* સમજાય નહીં એવું; ગુઢ; ગહન; દુર્બોધ; અકળ.
**Incomprehensibly**, *ad.* સમજાય નહીં એવી રીતે; દુર્બોધથી.
**Incomprehensibility**, *n.* અતર્ક્યતા; અચિંત્યતા; ગુઢતા; દુર્બોધતા.
**Incompressible**, *a.* દબાય નહીં એવું.
**Incomputable**, *adj.* અગણ્ય.
**Inconceivable**, *a.* કલ્પાય નહીં એવું; અતર્ક્ય; અચિંત્ય; ગુઢ; ગહન.
**Inconceivably**, *ad.* કલ્પના-તર્ક થઇ ન શકે એવી રીતે.
**Inconclusive**, *a.* -થી છેડો ન આવે-નિર્ણય ન નિકળે એવું; અનિશ્ચાયક; અપ્રમાણ્ય.
**Incondensable**, *adj.* દાબી નહી શકાય તેવું-ઠુંઠું ન થઇ શકે તેવું; એક સ્થિતિ (હવા) માંથી બીજી સ્થિતિમાં (પ્રવાહીમાં) ન જઇ શકે તેવું.
**Incongealable**, *adj.* ઠરી નહીં જાય તેવું-ઠરે નહીં તેવું.

**Incongruent**, *a.* અયોગ્ય; વિરૂદ્ધ; અયુકત.
**Incongruity**, *n.* અયોગ્યતા; વિરૂદ્ધતા; અયુક્તિ; અસંબંધ; અસંભવ.
**Incongruous**, *a.* અયોગ્ય; વિરૂદ્ધ; અયુકત.
**Inconsequent**, *a.* પ્રતિજ્ઞામાંથી-આપેલા પ્રમાણમાંથી ન નિકળતું; પ્રમાણ વિરૂદ્ધ.
**Inconsiderable**, *a.* ધ્યાનમાં ન લેવાજોગ; ઘણુંજ નહાનું-થોડું; હલકું; નજીવું.
**Inconsiderate**, *a.* અવિચારી, અવિવેકી; વિચાર-વિવેક રાખ્યા વગર કીધેલું.
**Inconsiderately**, *ad.* વગર વિચારે; આગળ પાછળ જોયાવગર; બેપરવાઈથી.
**Inconsideration**, *n.* અવિચાર; અવિવેક.
**Inconsistence-cy**, *n.* પરસ્પર વિરોધ; વિરૂદ્ધતા; અસંબંધ; વિપરીતતા.
**Inconsistent**, *a.* એક બીજાથી ઉલટું; પરસ્પર વિરૂદ્ધ; વિપરીત; અયુકત; અસંબંધ; ચંચળ-અસ્થિર મનનું; સંકલ્પ વિકલ્પ કરનારૂં.
**Inconsistently**, *ad.* ધડ પાયા વગર; અગડમ બગડમ, ગમે તેમ મગે તેમ.
**Inconsolable**, *a.* શાંત-સંતોષ થાય નહીં એવું; શોકમાં નિમગ્ન.
**Inconsolably**, *ad.* અસુખથી, બેચેહેનથી, શાંત થાય નહીં એવી રીતે.
**Inconspicuous**, *a.* સમજાય-પકડાય-પરખાય-ઓળખાય નહીં એવું, અસ્પષ્ટ.
**Inconstancy**, *n.* અસ્થિરતા; ચપળતા, ચંચળપણું. [ચંચળ, ચળિત.
**Inconstant**, *a.* બદલાઈ જાય એવું, અસ્થિર,
**Inconsumable**, *adj.* અદક્ષ, વાપરવાથી ઓછું ન થાય એવું.
**Incontestable**, *a.* જે વિષે વાદ થાય નહીં એવું, નિર્વિવાદ, અવિવાધ, અખંડનીય.
**Incontestably**, *ad.* નિર્વિવાદ, બેતકરાર.
**Incontinence-cy**, *n.* ઈંદ્રિયાધિનતા, વ્યભિચાર, છિનાળું, લંપટતા.
**Incontinent**, *a.* ઈંદ્રિયવશ, અજીતેંદ્રિય, વ્યભિચારી, જાર કર્મી, છિનાળવો.
**Incontinently**, *ad.* ઈંદ્રિય વશ રહી; ઈંદ્રિયાધીનતાથી, તરત, તેજ વખતે.
**Incontrovertible**, *a.* તકરાર વગરનું, નિર્વિવાદ, અવિવાધ.
**Incontrovertibly**, *ad.* નિર્વિવાદ, બેતકરાર.
**Inconvenience**, *n.* અડચણ, અગવડ, સોઈ-વગ ન હોવો તે, નડ. *v. t.* અડચણ-અગવડમાં નાખવું.
**Inconvenient**, *a.* સંકડાસ-અગવડ-અડચણનું-વાળું, અસુગમ, અયોગ્ય, કષ્ટકારક, અનુકુળ ન પડતું, વગ-સોઈ વિનાનું.
**Inconvertible**, *a.* ફેરવાય-બદલાય નહીં એવું,-નાં નાણાં ન મળે એવું.
**Incorporate**, *v. t.* ભેળી દેવું, એક સરખું કરવું, શરીરમાં મુકવું; સાકાર કરવું, સનદી-મંડળી કરવી, રાજ્યમાં મેળવવું, સંયુકત કરવું. *v. i.* જોડાવું, ભેળી-જોડાઈ જવું.
**Incorporation**, *n.* જોડી-ભેળી દેવું તે, સનદી-મંડળી કરવી તે, સંયોગ, મેળાપ.
**Incorporeal**, *a.* શરીર-દેહ વિનાનું, વિદેહ, નિરાકાર, અનંગ.
**Incorrect**, *a.* ચુક ભરેલું, અશુદ્ધ, ખોટું, જુઠું, અસત્ય, અનીતિનું, ગેરવાજબી.
**Incorrectly**, *ad.* ચુક કરીને, અશુદ્ધ, અન્યથા. [દોષ, ખોટ.
**Incorrectness**, *n.* અશુદ્ધપણું, ચુક, ભુલ,
**Incorrigible**, *a.* સુધરે નહીં એવું, વંઠેલ, વંઠી-વહી-હાથથી ગયલું, અતિ દુષ્ટ.
**Incorrigibleness**, *n.* વંઠેલપણું, સુધરે નહીં એવું દુષ્ટપણું.

**Incorrigibly**, *ad.* વંઠેલપણાથી; અતિદુષ્ટતાથી.

**Incorrodible**, *adj.* ધીમે ધીમે ખવાઈ જાય [નહીં તેવું.

**Incorrupt**, *a.* શુદ્ધ, પવિત્ર, સ્વચ્છ. અભ્રષ્ટ, અદુષિત, અદુષ્ટ, ભલું, સુધું, પ્રમાણિક, નેક.

**Incorruptibility**, *n.* અક્ષયતા, અવિકા-[રીપણું.

**Incorruptible**, *a.* અક્ષય, અવિનાશી, અવિકારી. બગડે નહીં-લાંચ ન લે એવું.

**Incorruption**, *n.* અવિકાર, અવિનાશીપણું, અનાશ, અવિકૃતિ.

**Incorruptness**, *n.* see *incorruption.*

**Incrassate**, *v. t.* જાડું-ઘટ્ટ-ઘાડું કરવું.

**Incrassation**, *n.* જાડું કરવું તે. [ઘરાવતું.

**Incrassative**, *a.* જાડું કરતું-કરવાનો ગુણ

**Increase**, *v. i.* વધવું, વૃદ્ધિ થવી; ચઢવું *v. t.* વધારવું,-માં વૃદ્ધિ કરવી, ચઢાવવું, લાંબુ કરવું. ફેલાવવું, પસારવું, ભારે-મ્હોટું કરવું. *n.* વધારો, વૃદ્ધિ, નફો. સંતતિ, સંતાન, છોકરા છૈયાં, વસ્તાર.

**Incredibility**, *n.* અવિશ્વાસ, અપતીજ.

**Incredible**, *a.* જેનાપર ભરોસો રખાય-માનવા જોગ નહીં એવું. અવિશ્વાસ્ય.

**Incredibly**, *ad.* મનાય-ભરોસો આવે નહીં એવી રીતે, બીન ઇતબારથી; પતીજવગર.

**Incredulity**, *n.* અવિશ્વાસ, અશ્રદ્ધા, અભક્તિ, મુશ્કેલીથી કોઈ વાતને ખરી માનવી તે.

**Incredulous**, *a.* તરત ન માને એવું, અશ્રદ્ધા-[વાન.

**Increment**, *n.* વધારો, વૃદ્ધિ. ઉપજ.

**Incriminate**, *v. t.* દોષ-તોહોમત મુકવું.

**Incrust**, *v. t.* પડ-થર ચઢાવવો, પોપડો બં-[ધાવો.

**Incrustation**, *n.* પડ, થર, પોપડો.

**Incubate**, *v. i.* સેવણ બેસવું, ઈંડાંને સેવવું-ઉંહ્ફથી પકવવા તેપર બેસવું.

**Incubation**, *n.* સેવણ, ઈંડાંપર-બેસવું-સેવવું તે.

**Incubus**, *n.* ઓથાર, અજીર્ણ થવાથી થયલું નઠારું સ્વપ્નું-સોણું. [બોધ કર્યા કરવો.

**Inculcate**, *v. t.* મનમાં ઉતારવું-ઠસાવવું,-નો

**Inculcation**, *n.* મનમાં ઠાંસવું-ઉતારવું તે, વારે વારે બોધ કરવો તે.

**Inculpable**, *a.* દોષ-ઠપકો મુકવા જોગ.

**Inculpatory**, *a.* દોષ-ઠપકાનું મુકનારું.

**Inculpation**, *n.* દોષ, ઠપકો.

**Incumbency**, *n.* આવશ્યકતા, કર્તવ્યતા, કરજ, ભાર, બોજો, કર્તવ્યકામ-વૃત્તિનો ભોગવટો-ઉપભોગ.

**Incumbent**, *n.* ધર્મની વૃતિ ભોગવનાર, ધર્મ વૃત્તિ-વૃત્તિ ભોગી, કોઈ જગાપર હોનાર. *a.* ઉપર પડેલું-રહેલું.-નું આશ્રીત-અવલંબિત, સુતેલું, માથે ચોંટેલું-ફરજ દાખલ રહેલું.

**Incumber**, *v. t.* ભારથી અડચણ કરવી-પડવી, અટકાવવું, ડુબાવી દેવું, સાનમાં-ગીરો લખી આપવું. [પર આણવું, વ્હોરી લેવું.

**Incur**, *v. t.* યોગ્ય-લાયક-પાત્ર કરવું-થવું.

**Incurable**, *a.* સારું થાય નહીં એવું, અસાધ્ય, નિરૂપાય, બેઈલાજ. *n.* સારૂ થાય નહીં એવું માંદું માણસ.

**Incurably**, *ad.* નિરૂપાયથી, બે ઈલાજથી.

**Incurious**, *a.* જાણવાની ઇચ્છા વિનાનું, જીજ્ઞાસા રહિત, અજીજ્ઞાસુ, અલ્પશોધી.

**Incursion**, *n.* મુલકપર સ્વારી-ચઢાઈ-હુમલો.

**Incurvate**, *v. t.* વાંકું કરવું, વાળવું, મરડવું. *a.* ઉપલી કે માંહેલી બાજુએ વળેલું-મરડાયલું. [વાંકું કરવું તે.

**Incurvation**, *n.* વાંકાપણું, વાંક, વક્રતા,

**Incurve**, *v. t.* વાંકું કરવું, વાળવું, મરડવું.

Incurvity, *n.* વાંકાપણું, વાંક, વક્રતા.

Indebted, *a.* દેણદાર, દેવાદાર, કરજદાર, ઋણી-ને કોઈની મેહેરબાનીથી મળ્યું-પ્રાપ્ત થયું, ઓસિયાળું, આભારી.

Indebtedness, *n.* દેણદારપણું, કરજદારી, ઓસિયાળા-આભારીપણું. [અયોગ્યતા.

Indecency, *n.* ઉઘાડા-નિર્લાજરા-બિભત્સપણું,

Indecent, *a.* નાગું, ઉઘાડું, સાંભળતાં-જોતાં શરમ લાગે એવું, ભુંડું, બિભત્સ.

Indecently, *ad.* નાગી-ઉઘાડી રીતે, નાલાયકોથી, અમર્યાદાથી, નઠારૂં દેખાય-કહેવાય એમ. [સમજાય નહીં એવું.

Indecipherable, *a.* વંચાય-ઉકલે-બનબેસે-

Indecision, *n.* અનિશ્ચય, અનિર્ણય, સંદેહ, સંશય.

Indecisive. *a.* નિકાલ, નિર્ણય થાય નહીં એવું, છેડો ન આવે એવું, ઢચુપચુ-સંકલ્પ વિકલ્પ થાય એવું, અસ્થિર.

Indeclinable, *a.* જેને જાતિ વચન અને વિભકિત લાગે નહીં એવું, અવિકારી, અવ્યય.

Indecomposable, *ad.* જેનાં તત્વો કહાડી ન શકાય એવું.

Indecorous, *a.* શોભે નહીં એવું, અસભ્ય, અયુકત, અનુચિત, વિનયવિરૂદ્ધ.

Indecorum, *n.* અયોગ્ય-અનુચિત કર્મ-કામ, અસભ્યાચાર, અવિનય, અસભ્યતા. [ખચીત.

Indeed, *ad.* સત્ય, ખરેખર-ખાત, તો ખરૂં

Idefatigable, *a.* થાકી ન જાય એવું, થાક લાગે નહીં એવું, પરિશ્રમી, થાકયાવગર કરેલું.

Indefatigably, *ad.* પરિશ્રમથી, વગર થાકે-હાંકી જવે-કંટાળવે.

Indefeasible, *a.* રદ થાય-ખંડન કરી શકાય નહીં એવું, અવિનાશ્ય, અખંડનિય.

Indefensible, *a.* -નું રક્ષણ થાય નહીં-નો બચાવ કરી ન શકાય એવું, અરક્ષણીય, ગેરવાજબી નથી એમ સાબિત-પ્રતિપાદન થાય નહીં એવું, અપ્રતિપાદ્ય.

Indefinable. *a.* જેની વ્યાખ્યા થાય નહીં એવું.

Indefinite, *a.* અનિયમિત, અનિશ્ચિત, મોઘમ, હદ-મર્યાદા નક્કી કરેલી નહીં એવું, બેહદ, બેસુમાર. [બેહદ.

Indefinitely, *ad.* મોઘમ, ઘણુંજ, બેસુમાર,

Indefiniteness, *n.* મોઘમ-બેહદ-અનિયમિતપણું. [વગર કરેલું.

Indeliberate, *a.* પાકો-પુખ્ત વિચાર કરયા

Indelible, *a.* જાય-ભુસાય નહીં એવું, વજ્રલેપ સરખું, ખુબ ચોંટી ગયલું. [રીતે.

Indelibly, *ad.* જાય-ભુસાય-લુછાય નહીં એવી

Indelicacy, *n.* નિર્લજ્જતા, ઉઘાડાપણું.

Indelicate *a.* અસભ્યતા ભરેલું, નિર્લજ્જ, બેશરમ, ઉઘાડું.

Indemnification, *n.* નુકસાનથી બચાવવું તે, તોટો થવા ન દેવો તે, તોટો-નુકસાન ભરી આપવું તે. [આપવું.

Indemnify; *v. t.* નુકસાનથી બચાવવું-ભરી

Indemnity, *n.* નુકસાન-શિક્ષા ન થવાની હામી-જામીનગીરી-બાંહેધરી-ખાતરી.

Indent, *v. t.* ખાંડ પાડવી, ખાડું કરવું; દરવતના જેવી કોર કરવી, લખીને શોદો-સામાન-માલ મંગાવવો, - ખાંડ પડવી, ખાડું થવું. *n.* ખાંડ, ખાંચ, ખાંચખુચ, મંગાવેલા સોદા; સામાન-માલની યાદી.

Indentation. *n.* ખાંડ, ખાંચ, ખાંચખુંચ.

Indenture, *n.* ખત, લખત, કરારનામું. *v. t.* કરારથી બાંધી લેવું, શિખાઉ રાખવો.

Independence-cy, *n.* સ્વતંત્રતા, સ્વાધીનતા, આપ અખ્તિયારી, ઘરનું સુખાપણું,

ઘર ખરચ ચલાવાની શક્તિ, સંપન્નતા. સ્વેચ્છાધીનતા, અપક્ષપાતપણું, બિન તરફદારી.

Independent, *a.* સ્વતંત્ર, સ્વાધીન, આપઅખ્તિયાર, જેથી સ્વાતંત્ર રહી શકાય એવું, સ્વેચ્છાધીન, સંબંધ વગરનું, છુટું, મોકળું.

Independently, *ad.* સ્વતંત્રપણે, આપ અખ્તિયારીથી, બીજાના આધાર-સંબંધ વગર.

Indescribable, *a.* વર્ણન કરાય નહીં એવું, અવર્ણનીય. [અવિનાશી, અક્ષય.

Indestructible, *a.* નાશ થાય નહીં એવું,

Indeterminable, *a.* જેનો નિશ્ચય થાય નહીં એવું; નિર્ધાર-નક્કી થઈ શકે નહીં એવું.

Indeterminate. *a.* અનિશ્ચિત; અમુક; મોઘમ; નિર્ધાર-નક્કી ન થયલું. [વગર.

Indeterminately, *ad.* મોઘમ; નક્કી કર્યા

Indetermination, *n.* અનિશ્ચય; આનાકાની.

Indetermined, *adj.* અચોકસ, અસ્પષ્ટ, અધીર. [અભક્તિ.

Indevotion, *n.* અધર્મ; ધર્મલોપ; દુરાચાર;

Indevout, *a.* અધર્મી; દુરાચારી; અભક્તિવાન.

Index, *n.* દેખાડનાર; દર્શક; સુચક; જ્ઞાપક; હાથ; કાંટો; અનુક્રમણિકા; સાંકળિયું; સુચિપત્ર; ઘાત પ્રકાશક. I. finger, તર્જની.

Index-hands, *n.* ઘડીઆલ વગેરેના કાંટા.

Indiaman, *n.* હિંદુસ્થાનનો વ્યાપાર કરનાર; વ્યાપારીનું વહાણ.

Indian, *a.* હિંદુસ્થાનનુ. *n.* અમેરીકા ખંડનો અસલ રહેવાસી.

Indian-corn, *n.* મકાઈ હોડો.

Indian-fig-tree, *n.* વડનું ઝાડ.

India-rubber, *n.* રબર.

Indicant, *a.* દેખાડનારું; દર્શક; સુચક.

Indicate, *v. t.* દેખાડવું; દર્શાવવું; બતલાવવું; સુચવવું;-થી દેખાવું-દર્શાવવું; લક્ષણથી જણાવું.

Indication, *n.* દેખાડવું તે; ચિન્હ; નિશાન; લક્ષણ. [બોધક;-mood, નિશ્ચયાર્થ; સ્વાર્થ.

Indicative, *a.* દેખાડનારું; દર્શક; સુચક;

Indicator, *n.* દર્શક; દેખાડનાર; બતલાવનાર.

Indict, *v. t.* વડી જુરીના ઠરાવપરથી દોષારોપ-તોહોમત મુકવું.

Indictable, *a.* વડી જુરીના ઠરાવપરથી દોષારોપ-તોહોમત મુકવા જોગ.

Indictee, *n.* આરોપી [પત્ર.

Indictment, *n.* વડી જુરીએ લખેલો દોષારોપ

Indictive, *a.* ભાઈ વગાડી જાહેર કરેલું-જણાવેલું.

Indifference, *n.* સરખી નજર; અનાસ્થા; બેપરવાઈ; બેફિકર; બેતમા; સરખાપણું.

Indifferent, *a.* સમાન; સરખું; તફાવત વગરનું; બેફિકરું; બેદરકાર; બેતમા; નિસ્પૃહી; મધ્યમ; સાધારણ; ઠીક; કામ ચલાઉ; ધર્મનું એનહીં ને અધર્મનુંએ નહીં એવું.

Indifferently, *ad.* બેતમાથી; બેદરકારીથી; બેદિલીથી. [કંગાળપણું

Indigence, *n.* ગરીબાઈ; દરિદ્રતા; દલદર;

Indigenous, *a.* ગામઠી; દેશી; દેશોત્પન્ન.

Indigent, *a.* ગરીબ; કંગાળ; દરિદ્રી.

Indigestible, *a.* હજમ ન થાય-ન પચે એવું; જડ; ભારે; અજીર્ણકારક; સાંખી ન શકાય-ન સેહેવાય એવું.

Indigestion, *n.* અજીર્ણ; અપચો; બદહજમી.

Indigitate, *v. t.* આંગળીથી દેખાડવું; આંગળી દેખાડવી-કરવી.

Indignant, *a.* ગુસ્સે થયલું; ક્રોધાયમાન.

Indignation, *n.* ગુસ્સો; રીસ; રોષ; ધિક્કારયુક્ત ક્રોધ-કોપ.

Indignity, *n.* અયોગ્ય અનાદર-અપમાન તિરસ્કાર; અવજ્ઞા; ફજેતી; હલકાઈ.

**Indigo**, *n.* ગળી; ગુલી.
**Indiminishable**, *adj.* ઓછું ન થાય તેવું.
**Indirect**, *a.* ફેરાવાળું; ફેરાવો પડે એવું; વાંકું; આડું; ખુલ્લું નહીં.
**Indirection**, *n.* આડો રસ્તો-વાટ-ઉપાય.
**Indirectly**, *ad.* ફેરાવો ખાઈને; આડે રસ્તેથી; ગેર રસ્તે. [વક્રત્વ.
**Indirectness**, *n.* વાંકા-આડ-ગાંસાપણું;
**Indiscernible**, *a.* દેખાય નહીં એવું; અદૃશ્ય; અતિ સુક્ષ્મ; ઈંદ્રયાગોચર.
**Indiscoverable**, *adj.* અગમ્ય; નહીં શોધી શકાય તેવું. [શુન્ય.
**Indiscreet**, *a.* અવિચારી; અવિવેકી; વિચાર-
**Indiscreetly**, *ad.* અવિચાર-અવિવેક-ગફલ-
**Indiscretion**, *n.* અવિચાર; અવિવેક. [તથી.
**Indiscriminate**, *a.* ભેદ સમજ્યા વગર-સારાસારનો વિચાર કર્યા વગર કરેલું; અવિચારી. [સારનો વિચાર કર્યા વગર.
**Indiscriminately**, *ad.* અવિચારથી; સારા-
**Indiscrimination**, *n.* અવિચાર; સારાસાર ન સમજવો તે.
**Indispensable**, *a.* જે વગર ચાલે નહીં એવું; અગત્યનું; ઘણું જરૂરનું. [એમ.
**Indispensably**, *ad.* જરૂર કરીને; ન ચાલે
**Indispose**. *v. t.* મન ફેરવવું; ઉપરથી મન ઉડી જવું; કસરાવવું.
**Indisposed**, *a.* નારાજી; નાખુશી; કસરાએલું.
**Indisposition**, *n.* અપ્રીતિ; અનિચ્છા; અરૂચી; નાખુશી; કંટાળો; માંદગી; કસર; વિકાર.
**Indisputable**, *a.* તકરાર-વાંધા વગરનું; નિર્વિવાદ; જેના સામી તકરાર લેવાય નહીં એવું.
**Indisputably**, *ad.* વાંધા વગર; નિર્વિવાદથી; તકરાર લેવાય નહીં એમ.
**Indissoluble**, *a.* પિગળે-ઓગળે નહીં એવું; ભંગાય-તોડાય નહીં એવું; અભંગ; દૃઢ; મક્કમ; નક્કર; બટ. [એવી રીતે.
**Indissolubly**, *ad.* ઓગળે-પિગળે નહીં
**Indissolvable**, *a.* પિગળે ઓગળે-ગળી-જાય નહીં એવું; અદ્રવ.
**Indistinct**, *a.* અભિન્ન; અસ્પષ્ટ; સમજાય નહીં એવું; ઝાંખું; બરાબર દેખાય નહીં એવું.
**Indistinctly**, *ad.* ગોળગોળ; સમજાય બરાબર દેખાય નહીં એવી રીતે; અંધક; ઝાંખું.
**Indistinctness**, *n.* અસ્પષ્ટતા; ઝાંખાસ.
**Indistinguishable**, *a.* અભિન્ન; ઓળખાય નહીં-એક બીજામાં ફેર જણાય નહીં એવું.
**Indite**, *v. t.* બનાવવું; રચવું; કરવું; જે કેહવાનું હોય તે જણાવવું-બોલીને લખાવવું.
**Inditement**, *n.* બનાવવું તે; રચવું તે; બોલીને લખાવવું તે.
**Individual**, *a.* એક અમુક; એક એકનું; એકલાનું; એકનું; એક; આખું; જેનો ભાગ ન પડી શકે એવું. *n.* જણ; માણસ; આસામી; શખ્સ.
**Individualism**, *n.* એકનું-એકલાનું હોવાપણું-અસ્તિત્વ; એકના ભેદ દર્શક લક્ષણ; વિશેષ ગુણ; એકત્વ; પ્રત્યેકતા.
**Individuality**, *n.* એકત્વ; પૃથકત્વ; પ્રત્યેકતા; અક્કેક હોય તેવી હાલત. [પ્રત્યેક.
**Individually**, *ad.* એક એક; આસામીવાર;
**Indivisibility**, *n.* અવિભાજ્યતા; અવિભાજ્યત્વ. [અવિભાજ્ય.
**Indivisible**. *a.* જેના ભાગ થાય નહીં એવું;
**Indocile**, *a.* શિખે નહીં એવું; અશિક્ષ્ય.
**Indoctrinate**, *v, t.* જ્ઞાનના મૂળતત્વો શિખવવાં-જણાવવાં; ઉપદેશ કરવો.
**Indoctrination**, *n.* બોધ; ઉપદેશ; શિક્ષા.
**Indolence**, *n.* આળસ; સુસ્તી.

Indolent, *a.* આળસુ; સુસ્ત; મંદ બુદ્ધિનું; જડ; કાહેલી.
Indolently, *ad.* આળસ કરીને; સુસ્તીથી.
Indomitable, *a.* જીતાય-વશ થાય નહીં એવું; અજીત્ય.
Indoor, *adj.* ઘરની અંદરનું.
Indorse, *v. t.* હુંડી વગેરેની પાછળ સહી કરીને સીકારવું; સ્વીકારવું; સીકારીને કોઈને અપાવવું; કબુલ-માન્ય કરવું; સ્વીકારવું.
Indorsee, *n.* જેનાપર હુંડી લખી હોય તે.
Indorser, *n.* હુંડી વગેરેની પાછળ સહી કરનાર, સકાર કરનાર-- ઘાલનાર.
Indorsement, *n.* સીકારવું તે; હુંડી વગેરેની પાછળજે લખાયલું હોય તે; શેરો; સહી. સ્વીકાર; કબુલાત.
Indraught, *n.* ખાડી. [ખચીત; નક્કી.
Indubitable, *a.* નિસ્સંશય; નિશ્ચિત;
Indubitably, *ad.* નિઃસંશય; ખરેખર; બેશક.
Induce, *v. t.* મન થાય તેવું કરવું; મન ફેરવવું: લલચાવવું: સમજાવવું; ઉસ્કેરવું- કરવું; ઉત્પન્ન કરવું;-થી આવવું-થવું. [કારણ.
Inducement, *n.* ઉતેજન;લાલચ; મતલબ;
Inducible, *a.* લલચાય એવું; લલચાવા જેવું; મનફેરવનારું. [ડવું-વિધિપુર્વક સ્થાપવું.
Induct, *v. t.* અધિકાર-પદવી-વૃતિપર બેસા-
Inductile, *a.* તાર ન ખેંચાય એવું; કઠણ; અવળકણું. [અવળકણાપણું.
Inductility, *n.* તાર ન ખેંચાય એવો ગુણ;
Induction, *n.* અધિકાર-પદવીપર બેસાડવું-આવવું તે; વિધિપુર્વક સ્થાપના. સાધારણ વાતનો નિશ્ચય અનુમાન કરવા સારૂ વિશેષ વાતનો પ્રથમ વિચાર કરવો તે. વિશેષ વાતપરથી સાધારણ-સામાન્ય વાતનો નિશ્ચય-અનુમાન; અનુમાન; સિદ્ધાંત.
Inductive, *a.* પ્રવર્તક; પ્રસારક; ફેલાવનાર-અનુમાનિક; વિશેષપરથી સામાન્ય વાત ના-
Inductively, *ad.* અનુમાનથી.[રની કાઢનારૂ.
Indue, *v. t.* આપવું; દેવું; સંપન્ન-યુક્ત કરવું.
Indulge, *v. t.* મનમાં રાખવું; અટકાવવું નહીં; ચાલવા-રહેવા દેવું; પુરૂં પાડવું; તૃપ્ત કરવું કરવા દેવું; છુટ-રજા આપવી; મના ન કરવી. મેહેરબાની દાખલ આપવું. લાડ લડાવવા; ખુશ કરવું. *v. i.* મનમાં આવે એમ-મરજી મુજબ ભોગ કરવો; નિરંકુશ ભોગવવું.
Indulgence, *n.* રાખવું-પુરૂં પાડવું-તૃપ્ત કરવું તે; છુટ-રજા આપવી તે; મના ન કરવી તે; લાડ-બક્ષીસ; પ્રસાદ. મરજી મુજબ-અટકાવ વગર ભોગ. [નાર; માયાળુ; દયાળુ; ક્ષમાશીલ.
Indulgent, *a.* લાડ લડાવનાર; કોડ પુરા પાડ-
Indulgently, *ad.* લાડથી; લાડ લડાવીને; કૃપા-દયાદૃષ્ટિથી; ક્ષમા પુર્વક.
Indumentum, *n.* પક્ષીનાં પીછાં.
Indurate, *v. i. t.* કઠણ થવું-કરવું; મન કઠણ નિર્દય કરવું.
Induration, *n.* કઠણ કરવું-થવુંતે. મનની કઠણતા; કઠોરતા; નિર્દયતા.
Industrial, *a.* પરિશ્રમવાળું; મહેનતવાળું.
Industrial Exhibition, *n.* દેશની અથવા-જુદાજુદા દેશોની, કારીગીરીનું પ્રદર્શન.
Industrious, *a.* ઉદ્યોગી; મહેનતુ; પરિશ્રમી.
Indusrtiously, *ad.* ઉદ્યોગથી; મહેનતથી.
Industry, *n.* ઉદ્યોગ; મહેનત; પરિશ્રમ.
Indwelling, *n.* અંતઃસ્થિતી; અંદરનું રહેઠાણ. *a.* અંતઃસ્થિત; અંદર રહેતું.
Inebriate, *v. t.* -થી નિશો ચઢવો; છાકટું-કેફી કરવું. થી બેશુદ્ધ થવું. *n.* છાકટું-દારૂબાજ-મદ્યપી માણસ. [છાકટાપણું; ઉન્માદ.
Inebrialton, Inebriety, *n.* કેફ; અમલ.

**Inedited**, *a.* વગર છાપેલું; નહીં પ્રસિદ્ધ કરેલું.
**Ineffable**, *a.* કેહેવાય-વર્ણાય નહીં એવું, અવર્ણનીય; અવાચ્ય.
**Ineffableness**, *n.* બોલાઇ કે વર્ણન ન થઇ શકે તે; અનિર્વાચ્યતા.
**Ineffably**, *ad.* કેહેવાય-વર્ણાય નહીં એવી રીતે.
**Ineffaceable**, લુછાય-ભુસાય નહીં એવું.
**Ineffective**, *a.* વ્યર્થ; નિષ્ફળ; નિરૂપયોગી; ધારેલું કામ પાર પાડવાને અશક્ત; ગુણકારી નહીં એવું; નિરર્થક; કામ કરી ન શકે એવું.
**Ineffectual**, *a*, See *ineffective.*
**Ineffectually**, *ad.* વ્યર્થ; નિરર્થક; વૃથા.
**Inefficcious**, *a.* See *ineffective.*
**Inefficacy, Inefficiency**, *n.* નિષ્ફળતા; નિરૂપયોગ; શક્તિહીનતા; ગુણ રહિતપણું.
**Inefficient**, *a.* see *Ineffective.*
**Inefficiently**, *ad.* નિષ્ફળતાથી.
**Inelegance**, *n.* અસૌંદર્ય; અશોભા; અચારતા; અલાવણ્યત.
**Inelegant**, *a.* અસુંદર; અશોભિત; અચારૂ; બેડોળ; અલાવણ્યવાન.
**Inelegantly**, *ad.* અશોભાથી; બેડોળપણાથી.
**Ineligibility**, *n.* નાલાયકી; અયોગ્યતા.
**Ineligible**, *a.* પસંદ પડે નહીં એવું; અયોગ્ય; નાલાયક.
**Inept**, *a.* અયોગ્ય; નાલાયક; બેવકુફ.
**Inequality**, *n.* અસમતા; અસમાનતા; વિષમતા; ઉંચા નીચા-ખરબચડાપણું; ભિન્નતા; ફેર; તફાવત.
**Inequitable**, *a.* અન્યાયી; ગેરવાજબી.
**Inert**, *a.* જડ; અચેતન; સુસ્ત; મંદ બુદ્ધિનું.
**Inertia**, *n.* સ્થિર કે ગતિવાળી જે દશામાં પદાર્થ હોય તેજ દશામાં તે જે ગુણથી રહે તે ગુણ; જડત્વ; અચેતનતા; જડપણું.
**Inertly**, *ad.* સુસ્તીથી; આળસથી.
**Inertness**, *n.* જડતા; સુસ્તી; આળસ.
**Inestimable**, *a.* ગણાય નહીં-અડસટો નીકળે નહીં એટલું; અસંખ્ય; અમુલ્ય; જેની કિમ્મત થાય નહીં એવું.
**Inestimably**, *ad.* અમુલ્યતાથી; જેની કિમ્મત-મુલ થાય નહીં એવી રીતે.
**Inevitable**, *a.* જેથી બચી ન શકાય એવું; ટળાય દુર કરાય નહીં એવું; અનિવાર્ય; અટળ.
**Inevitably**, *ad.* વેગળું-દુર રહેવાય નહીં-બચી-ઉગરી શકાય નહીં એવી રીતે; અટળ રીતે.
**Inexact**, *a.* બરાબર નહીં એવું; ભુલ ભરેલું; ગલત.
**Inexactness**, *n.* નારાસ્તી; નાદુરસ્તી; ભુલ ભરેલાપણું.
**Inexcusable**, *a.* કારણ બતાવ્યાથી માફ થાય નહીં એવું; માફ કરવાને-થવાને અયોગ્ય; અક્ષમ્ય.
**Inexcusableness**, *n.* અક્ષમ્યતા.
**Inexcusably**, *ad.* માફ થાય નહીં એવી રીતે.
**Inexertion**, *n.* અપરિશ્રમ; અપ્રયત્ન; કષ્ટ-શ્રમ-મહેનત ન કરવી તે.
**Inexecution**, *n.* ન કરવું તે; ન બજાવવું તે; ન પુરું કરવું તે; ન અમલમાં લાવવું તે.
**Inexhalable**, *a.* વરાળ રૂપે ખેંચી લેવાઇ-ઉડાવી-સુકવી શકાય નહીં એવું.
**Inexhausted**, *a.* સોસાઇ ન ગયલું; ખાલી ન થયલું; ન ખુટેલું; થાકી ન ગયલું.
**Inexhaustible**, *a.* ઘટે નહીં એવું; અખુટ; અપાર.
**Inexistence**, *n.* અસત્વ; અભાવ; અસતા.
**Inexistent**, *a.* અસત; અવિધમાન; અવર્તમાન; અપ્રસિદ્ધ.
**Inexorable**, *a.* કાલાવાલાથી જેનાપર અસર ન થાય એવું; કઠણ-વજ્ર હૈયાનું; નિર્દય.
**Inexorably**, *ad.* કાલાવાલાથી જેનાપર અસર ન થાય એમ; નિર્દયતાથી.

**Inexpedience-cy**, *n.* અયોગ્યતા; નાલાયકી.
**Inexpedient**, *a.* અયોગ્ય; નાલાયક; દેશ, કાળ, અવસ્થાનો વિચાર કરતાં અનુપયોગી.
**Inexperience**, *n.* અઅનુભવ; ગેરમાહિતી; બીન વાકેફગારી; અજાણપણું; કચ્ચાઈ.
**Inexperienced**, *a.* અજાણ્યું; ગેરમાહિતગાર; બિનવાકેફ. [કૌશલ્યહીન.
**Inexpert**, *a.* અકુશળ; અચતુર; અનાડી;
**Inexpiable**, *a.* જેનું પ્રાયશ્ચિત નથી-પ્રાયશ્ચિત કરવા લાયક નહીં એવું; અમોચનીય.
**Inexplicable**, *a.* સમજાય નહીં એવું; જેની સમજુતી ન અપાય એવું; ગુઢ; ગહન; અવ્યાખ્યેય. [રીતે.
**Inexplicably**, *ad.* સમજાય નહીં એવી
**Inexplicit**, *adj.* અવ્યક્ત; અર્થ બરોબર નહીં સમજાય તેવું.
**Inexpressible**, *a.* કેહેવાય-વર્ણાય નહીં એવું; અનિર્વાચ્ય; અકથનીય. [રીતે.
**Inexpressibly**, *ad.* કેહેવાય નહીં એવી
**Inexpressive**, *a.* અદર્શક.
**Inextinct**, *a.* નહીં હોલવાયલું-સમેલું-નાશ પામેલું-રદ થયલું.
**Inextinguishable**, *a.* હોલવાય નહીં એવું; સમી-મટી ન જાય એવું.
**Inextricable**, *a.* જેની ગુંચ ગુંચવણ નિકળે નહીં એવું; ઉકેલાય-મટે નહીં એવું.
**Inextricably**, *ad.* ઉકેલ-ગુંચ નિકળે નહીં એવી રીતે. [ઉગાવવી; કલમ કરવી.
**Ineye**, *v. t.* એક ઝાડની કળી બીજા ઝાડપર
**Infallibility**, *n.* ભુલ થઈ ન શકવી તે; અચુકપણું.
**Infallible**, *a.* ભુલ-ચુક ન કરી શકે એવું; અચુક; નિર્ભ્રાંત; નિશ્ચિત; ખચીત; નક્કી.
**Infallibly**, *ad.* નક્કી; અચુક; ખચીતજ.
**Infamous**, *a.* અપકીર્તિવાન; બદનામીવાળું; ફજેત થયલું; બેઆબરૂનું; અપમાન ભરેલું; ફજેતી થાય એવું; લાજવા જેવું; સરકારમાં ગુન્હેગાર ઠર્યાથી ફજેત થયલું.
**Infamously**, *ad.* બદનામીથી; બેઆબરૂથી; લાજવા જેવી રીતે. [બેઆબરૂ.
**Infamy**, *n.* અપકિર્તિ; અપજસ; બદનામી;
**Infancy**, *n.* બાલ્યાવસ્થા; બાળ દશા; બચ-બાળ-નહાનપણ; આરંભ; શરૂઆત; પુર્વાવસ્થા.
**Infant**, *n.* બાળ; બાળક; બચ્ચું; ઘણુંજ નહાનું છોકરૂં; ઈંગ્લંડમાં ૨૧ અને હિંદુસ્થાનમાં ૧૬ વર્ષની અંદરનું છોકરૂં. *n.* બાળપણનું; નહાનું; કોમળ; કાચું. [કરનાર.
**Infanticide**, *n.* બાળ-બાળકહત્યા; બાળહત્યા
**Infantile**, *a.* બાળ-બચપણનું; બાળ દશાનું.
**Infantine**, *a* બાળકનું; બાળક સરખું.
**Infantry**, *n.* પગે ચાલનારૂં લશ્કર; પાયદળ.
**Infatuate**, *v. t.* ગાંડું-ઘેલું-બુદ્ધિહીન કરવું; મોહિત થવું; મોહ પામવું. [બુદ્ધિહીનતા.
**Infatuation**, *n* ઘેલા-ગાંડાપણું; મુર્ખાઈ; મોહ;
**Infeasible**, *a.* ન કરાય-ન થાય એવું; અશક્ય.
**Infect**, *v. t.* ચેપ લગાડવો; રોગી-ચેપયુક્ત કરવું; બગાડવું; ખરાબ કરવું; પોતાનો દુર્ગુણ બીજાને આપવો; કુમતથી બગડી જવું.
**Infection**, *n.* ઉડતો રોગ; ચેપ; સોબતની અસર; સંગતી દોષ-સંસર્ગ દોષ.
**Infectious**, *a.* ઉડતો; ચેપી; સહેલાઈથી બીજાને લાગે એવું; દેખાદેખીથી જલદી થાય એવું.
**Infectiously**, *ad.* ચેપથી; સંસર્ગ દોષથી.
**Infectiousness**, *n.* ચેપ; ચેપીપણું; સ્પર્શતા; સંચારિતા.
**Infecund**, *a.* અફળ; અફળવાન-વંત; વાંઝિયું.
**Infecundity**, *n.* વાંઝિયાપણું; વંધ્યત્વ; અફળતા, અફળત્વ.

**Infelicitous**, *a.* અસુખી; દુઃખી; ભાગ્યહીન; કમનસીબ; અશુભ; દુઃખ ભરેલું.

**Infelicity**, *n.* દુઃખ; અકલ્યાણ; કમનસીબ.

**Infer**, *v. t.* અનુમાન-તર્કસિદ્ધ કરવું; અટકળ બાંધવી. [સાધ્ય; અનુમેય.

**Inferable**, *a.* અનુમાન-તર્ક કરવા જોગ; તર્ક

**Inference**, *n.* અનુમાન; તર્ક; અટકળ; શેવટનો ક્યાસ.

**Inferential**, *a.* અનુમાન-તર્કસિદ્ધ; અનુમાને-અટકળે નક્કી કરેલું.

**Inferior**, *a.* નીચેનું; ઉતરતી પદ્દીનું-દરજ્જાનું; હાથનીચેનું; કનિષ્ટ; નરસ; હલકું; નીચું; હીન; ગૌણ; ઉતરતું; અપ્રધાન; અમુખ્ય. *n.* ઉતરતી પદવીનું-હાથ નીચેનું માણસ.

**Inferior Planets**, પૃથ્વીનાં ફરવાનાં વર્તુલની અંદર જે ગૃહો સૂર્યની આસપાસ ફરેછે તે.

**Inferiority**, *n.* ઉતરતી પદવી-દરજ્જો; કનિષ્ટપણું; ગૌણતા; અપ્રાધાન્ય; નીચ-હલકાપણું.

**Infernal**, *a.* પાતાલ-અધોલોકનું-સંબંધી; નર્કનું-સંબંધી; નર્કવાસી; અતિ દુષ્ટ; નિર્દય; ઘાતકી; અઘોર.

**Infertile**, *a.* અફળવંત; વંધ્ય.

**Infertility**, *n.* અફળવંતપણું; વંધ્યતા.

**Infest**, *v. t.* ઘણા થઈને ઇજા-તસ્દી આપવી; ઉપદ્રવ કરવો; દુઃખ દેવું. [ખુશી.

**Infestivity**, *n.* દુઃખીપણું; ગમગીની; ના-

**Infidel**, *a.* ખ્રિસ્તીશાસ્ત્ર-ધર્મ ઈશ્વરોક્ત-ઈશ્વરદત્ત નથી એવું માનનાર. *n.* શાસ્ત્ર-ધર્મ નિંદક, નાસ્તિક; કાફર.

**Infidelity**, *n.* અવિશ્વાસ; બેઈમાન; ખ્રિસ્તી શાસ્ત્ર-ધર્મપર અવિશ્વાસ; અપતિવ્રત્ય; અપતિવ્રત્ય; જાર કર્મ; છિનાળું.

**Infiltrate**, *v. t.* પદાર્થના છિદ્રમાં-કાણામાં થઈને પેસવું; ગાળવું; છાણવું.

**Infiltration**, *n.* પદાર્થના છિદ્ર-કાણામાં થઈને પેસવું તે; તેમ કરેલો પ્રવેશ.

**Infinite**, *a.* અપાર; અનંત; બેહદ; બેસુમાર.

**Infinitely**, *ad.* બેસુમારપણે; અપાર; અમર્યાદ. [સુમાર-બેહદ્દપણું-વિસ્તાર.

**Infiniteness**, *n*, અનંતતા; અપારતા. બે-

**Infinitesimal**, *a.* ઘણુંજ નહાનું; અતીસુક્ષ્મ.

**Infinitive**, *n.* સાધારણ-સામાન્યરૂપ; ભાવ; વચન. *a.* જેને પુરૂષ કે વચન લાગે નહીં એવું.

**Infinitude, Infinity**, *n.* અનંતતા; અપાર-બેહદ-બેસુમારપણું.

**Infirm**, *a.* અશક્ત; દુર્બળ; કમજોગ. મનનું અદૃઢ-અસ્થિર-ચંચળ. ડગમગતું; ખખલી-હાલી ગયલું. [રોગી શાળા; બિમારખાનું.

**Infirmary**, *n.* રોગી-દર્દીને રાખવાની જગા;

**Infirmity**, *n.* અશક્તિ; દુર્બળતા; નબળાઈ. દુઃખ; દરદ. ખામી; ખોડ; દોષ; ચુક.

**Infirmly**, *ad.* અશક્તિથી; નબળાઈથી.

**Infix**, *v. t.* ખોસવું; ઘાલવું. જડવું; બેસાડવું. રોપવું; મનમાં ઠસાવવું-ઉતારવું.

**Inflame**, *v. t.* સળગાવવું; બળે તેમ કરવું; ચેતવવું. જોસ્સાવાળું-જાગૃત કરવું; જોરમાં-જોશમાં આણવું; વધારવું. તપાવવું; ગરમ કરવું; આગ ઝાળ ઉઠાડવી.

**Inflammability**, *n.* બળે- સળગે એવો ગુણ; જ્વલન શીલતા; દહન શીલતા.

**Inflammable**, *a.* સેહેજ બળી-સળગી ઉઠે એવું; દાહ્ય; જ્વાળા ગ્રાહી.

**Inflammation**, *n.* સળગી ઉઠે તે. આગ ઉઠવી તે; આગ તપવું-તપી જવું તે. ગરમી ફુટી નિકળવી તે; બળવું તે. સોજો.

**Inflammatory**, *a.* દાહક; ઝાળ ઉઠાડે એવું; દાહયુક્ત-ભરેલું. ખંડ-ફિવર ઉઠાડે એવું.

**Inflate,** *v. t.* પવનથી-ફુંકીને ફુલાવવું. ગર્વથી ફુલાવવું; ચઢાવવું. [વાળું.
**Inflated,** *a.* ફુલેલું; ચઢેલું. ખાલી ભભકા-
**Inflation,** *n.* ફુલાવવું તે; પતરાજ.
**Inflect,** *v. t.* વાળવું; વાંકું કરવું. વિભક્તિ લગાડવી; નામ વગેરેનાં રૂપાખ્યાન-રૂપાખ્યાપન કરવાં; ક્રિયાપદનાં રૂપ કરવાં-લેવાં. સ્વર ઉંચો-નીચો કરવો.
**Inflection,** *n.* વાંકું વળવું તે. રૂપ; વિભક્તિ-સ્વર ઉંચોનીચો કરવો તે; સ્વર ભેદ.
**Inflective,** *a.* વાળવા જોગ; વળાય તેવું.
**Inflexibility,** *n.* મરડાય-વળે નહીં એવો ગુણ; દઢપણું; દઢ સંકલ્પ; આગ્રહ; હઠ; જીદ, ખ્હોસ.
**Inflexible,** *a.* મરડાય-વળે નહીં એવું; દઢ; આગ્રહી; ડગે નહીં એવું; નિર્વિકલ્પ.
**Inflexibly,** *ad.* આગ્રહથી; દઢપણે; નિર્વિકલ્પ પણે.
**Inflict,** *v. t.* દેવું; કરવું, ભોગવવું, આપવું.
**Infliction,** *n.* દેવું-ભોગવવું-કરવું તે. દુઃખ, શિક્ષા, દંડ કરવો તે. [શિક્ષા કરનાર.
**Inflictive,** *a.* દેતું; આપતું; કરતું. દંડ-
**Inflorescence,** *n.* ફુલ આવવાં-ખીલવાં તે.
**Influence,** *n.* થતી અસર; બળ; શક્તિ; વગ-વજન; ભારબોજ; ચલણ; સત્તા; ગ્રહદશા-ભાવ, સારું હોવું; આગળ વજન-ચલણ હોવું. *v. t.* અસર કરવી;-થી અસર થવી; મન વાળવું,-થી મન થવું; ઉસ્કેરવું.
**Influential,** *a.* વજનદાર, ભારબોજ-મરતબા-વગ-મ્હોબ્બાવાળું.
**Influentially,** *ad.* વગથી.
**Influenza,** *n.* સલેખમ, રસ, રસપુણી.
**Influx,** *n.* અંદર વહેવું તે; અંત; પ્રવાહ. પુષ્કળ આવવું તે, ભરતી.

**Influxion,** *n.* ઉકાળો, કવાથ, કાઢો; કાવો.
**Infold,** *v. t.* વિંટાળવું; લપેટવું; લેટવું; આલિંગન- કોટી કરવી; બાથમાં લેવું.
**Inform,** *v. t.* સજીવન- સચેતન કરવું. ખબર આપવી- કરવી, જણાવવું; સુચવવું; કહેવું. અપરાધની ખબર કરવી-આપવી.
**To inform against,** કાયદો ભંગ કરવાનું ત્હોમત મૂકવું.
**Informal,** *a.* વિધિ-નિયમ-રીતિ વિરૂદ્ધ, અ-વ્યવસ્થિત.
**Informality,** *n.* અવિધિ; સિરસ્તા મુજબ ન હોવું તે.
**Informally,** *ad.* નિયમ-રીતિ વિરૂદ્ધ. [વનાર.
**Informant,** *n.* ખબર આપનાર-કરનાર; જણા-
**Information,** *n.* ખબર; વર્તમાન; બાતમી; સુચના; સમાચાર. પ્રાપ્ત થયલું જ્ઞાન. અપરાધની ખબર-દોષારોપ. [ચાડિયો
**Informer,** *n.* અપરાધની ખબર આપનાર;
**Infraction,** *n.* તોડવું- ભાંગવું તે; ભંગ; ઉલ્લંઘન. [અલંઘ.
**Infrangible,** *a.* ભંગાય નહીં એવું; અભંગ;
**Infrequency,** *n.* અસાધારણ-વિરલાપણું; નવાઈ; દુર્લભ-અપુર્વ ચીજ-વસ્તુ. પાતળાપણું; કમધદપણું.
**Infrequent,** *a.* કોઈજ વખતે જોવામાં આવતું; વિરલું; નવાઈ જેવું; અપુર્વ.
**Infringe,** *v. t.* ભાંગવું; તોડવું; ન માનવું.
**Infringement,** *n.* ભંગ; ઉલ્લંઘન.
**Infuriate,** *v. t.* ગાંડું-ઘેલું-ગુસ્સે કરવું; ક્રોધ ચઢાવવો- *a.* ગુસ્સાથી ગાંડું થયલું; ગુસ્સે થયલું; ક્રોધાંધ.
**Infuse,** *v. t.* રેડવું; ઓતવું. મનમાં ઉતારવું-ઠસાવવું. પલાળવું; ભિંજવવું; બોળી મુકવું.
**Infusibility,** *n.* પિગળી ન શકે એવો ગુણ.

**Infusible**, *a.* પિગળી ન શકે એવું. મનમાં ઉતારવા-ઠસાવવા જોગ. [વવું તે. કાવો; કવાથ.

**Infusion**, *n.* રેડવું તે; મનમાં ઉતારવું-ઠસા-

**Infusoria**, *n.* પાણીમાં રહેનારા અતિ સુક્ષ્મ જીવ.

**Ingathering**, *n.* કાપણી; કાપણીની મોસમ.

**Ingenerate**, *v. t.* અંદર પેદા કરવું. *a.* જન્મનું; કુદરતી; સ્વાભાવિક; અંતર્જાત.

**Ingenious**, *a.* શોધક બુદ્ધિનું; કલ્પક; યોજક; યુક્તિવાન; ચતુર; વિચક્ષક; અક્કલમંદ; કરામત કે યુક્તિનું-થી કરેલું.

**Ingeniously**, *ad.* ચતુરાઈથી; જુક્તિથી.

**Ingenuity**, *n.* શોધક બુદ્ધિ, કલ્પના શક્તિ; યુક્તિ; ચતુરાઈ; કરામત.

**Ingenuous**, *a.* કુલિન; ખાનદાન; ઉંચા કુળનું; ઉદાર; મહોટા મનનું; નિષ્કપટ; ખુલ્લા મનનું; ભોળું. [પણાથી.

**Ingenuously**, *ad.* નિષ્કપટથી; નિખાલસ-

**Ingenuousness**, *n.* નિષ્કપટી-નિખાલસપણું.

**Ingesta**, *n. plu.* ખાધેલા પદાર્થો.

**Inglorious**, *a.* અપકીર્તિનું-વાન; અપજસનું; શરમ-નામોશી ભરેલું; લાજવા જેવું; લજવે એવું. [ભરેલી રીતે.

**Ingloriously**, *ad.* અપજસથી; નામોશી-

**Ingot**, *n.* સોનું; રૂપું, વગેરે ધાતુની લગડી-ઈંટ-ગઠો. [કલમ કરવી; દઢ કરવું-બેસાડવું.

**Ingraft**, *v. t.* ઝાડની ડાળી કાપી મેળવી દેવી;

**Ingraftment**, *n.* કલમ કરવી;-બાંધવી તે.

**Ingrain**, *v. t.* કાચા વણ્યા વગરના માલને રંગવો. [નિમક-લુણ હરામ.

**Ingrate**, *n.* કૃતઘ્ન-નિમક હરામ માણસ. *a.*

**Ingratiate**, *v. t.* પેટમાં પેસી જવું; કૃપા-મહેરબાની સંપાદન કરવી; વ્હાલ-પ્યાર મેળવવો; વ્હાલા થવું.

**Ingratitude**, *n.* કૃતઘ્નતા; નિમક-લુણ હરામી.

**Ingredient**,*n.* અંશ; ભાગ; અવયવ ભુત વસ્તુ.

**Ingress**, *n.* પ્રવેશ; અંદર જવું તે-જવાની છુટ; સંક્રાન્તિ; વેધ. [જવું તે.

**Ingression**, *n.* પ્રવેશ; અંદર જવાની છુટ-

**Inguinal**, *a.* જાંગના સાંધાનું-સંબંધી.

**Ingulf**, *v. t.* ગરક કરવું; બુરાડી દેવું; મહોટું મહોટું કરી ગળી જવું.

**Ingurgitate**, *v. t.* અંકરાંતિયાપણે ગળી જવું; એકદમ ખુબ પી જવું.

**Inhabit**, *v. t.* -માં રહેવું-વસવું વાસ કરવો. *v. i.* રહેવું; વસવું. [વાય એવું; વાસ્તવ્ય.

**Inhabitable**, *a.* રેહેવા-વસવા જોગ;-માં રહે-

**Inhabitancy**, *n.* કાયદેસર રહેઠાણ.

**Inhabitant**, *n.* રેહેનાર; રહેવાસી;વાસી;ચર.

**Inhabitation**, *n.* રહેવું તે; વાસ; રહેવાની જગા: ઘર; મુકામ; ઉતારો; વસ્તી.

**Inhabitativeness**, *n.* રહેવાની ઈચ્છા જણાવનાર ઈંદ્રિય-અવયવ.

**Inhale**, *v. t.* શ્વાસ-દમ લેવો; હવા ખાવી.

**Inhaler**, *n.* શ્વાસ કે દમની મારફતે ઔસડ લેવાનું યંત્ર.

**Inharmonious**, *a.* બેસુર; બેતાલ; અપસ્વર; મિલાપ વગરનું-નહીં હોય એવું.

**Inhere**, *v. t.* વળગી-ચોંટી રહેવું.

**Inherence**, *n.* સ્થિતિ; નિષ્ઠા; અંતરવર્તન; અંતર્વૃત્તિ. [સ્વાભાવિક.

**Inherent**, *a.* ચોંટી-વળગી રહે એવું; મુળનું;

**Inherently**, *ad.* અંતર્વૃત્તિ-નિષ્ઠાથી.

**Inherit**, *v. i.* વારસ થવું; વારસો પામવો-મળવો;-ના વારસામાં મળવું; ઘરડાવરડાથી મળવું-પ્રાપ્ત થવું;-માં જન્મથી આવવું.

**Inheritable**, *a.* વારસામાં; વારસાના કાયદાથી મળે એવું; વારસ થવા જોગ.

**Inheritance**, *n.* વારસો; વતન; વારસામાં-દાખલ-ના હુકથી મળવું-લેવું તે.
**Inheritor**, *n.* વારસ; વારસાનો અધિકારી.
**Inheritrix**, *n.* સ્ત્રી વારસ. [ષ્ઠિતિ.
**Inhesion**, *n.* અંત સ્થિતિ; અધિષ્ઠાન; અધિ-
**Inhibit**, *v. t.* અટકાવવું; અટકાવ-નિષેધ-મના.
**Inhibition**, *n.* અટકાવ; મના; નિષેધ. [કરવી.
**Inhibitory**, *adj.* અટકાવ કરનારૂં.
**Inhospitable**, *a.* આગતા સ્વાગતા-પરોણા ચાકરી કરે નહીં એવું; પરદેશીઓને પ્રતિકુળ-સગવડ પડે નહીં એવું. [ એવી રીતે.
**Inhospitably**, *ad.* પરોણા ચાકરી કરે નહીં
**Inhospitality**, *n.* પરોણા ચાકરી ન કરવીતે.
**Inhuman**, *a.* નિર્દય; ક્રુર; ઘાતકી; દયાહીન.
**Inhumanity**, *n.* નિર્દયતા; ઘાતકીપણું.
**Inhumanly**, *a.* ક્રુરતાથી; નિર્દયતાથી. [ વું તે.
**Inhumation**, *n.* જમીનમાં દાટવું-ગાડવું-પુર-
**Inhume**, *v. t.* જમીનમાં દાટવું-ગાડવું-પુરવું.
**Inimical**, *a.* દ્વેષી; વેર-શત્રુવટ રાખે એવું. પ્રતિકુળ; વિરોધી; નુકસાન કારક.
**Inimically**, *ad.* વેર ભાવે; દુશ્મનાઈથી.
**Inimitable**, *a.* જેની નકલ થાય-અનુસરાય નહીં એવું; જેના જેવું બીજું કોઈ ન હોય તેવું; અનુપમ; અપ્રતિમ. [ નીથી.
**Inimitably**, *ad.* વેર-શત્રુ ભાવથી; દુશ્મ-
**Iniquitous**, *a.* અન્યાયનું; અધર્મનું; હરામનું; દુષ્ટ. [પણું; દુષ્ટતા. અપરાધ; પાપ.
**Iniquity**, *n.* અન્યાય; અધર્મ; અપ્રમાણિક-
**Initial**, *a.* પેહેલું; પ્રથમ; આદિ; આરંભનું *n.* નામનો પેહેલો અક્ષર-દસ્કત-વર્ણ.
**Initiate**, *v. t.* મુળ તત્વ- પીઠિકા શિખવવી. દીક્ષા-ઉપદેશ આપી કોઈ પંથમાં દાખલ કરવું-લેવું. કોઈ મંડળીમાં દાખલ કરવું. શિખવવું; જણાવવું.
**Initiated**, *a.* દીક્ષિત; રીતિ પ્રમાણે દાખલ થયલું.
**Initiation**, *n.* કોઇને દીક્ષા-ઉપદેશ આપી પંથમાં કે મંડળીમાં દાખલ કરવું-લેવું તે. શિખવવું-જણાવવું તે.
**Initiative**, *a.* દીક્ષા સંબંધી-નું. પ્રથમ; પેહેલું; આરંભનું. *n.* આરંભ; પહેલ; શરૂઆત.
**Initiatory**, *adj.* પ્રથમ. પ્રવેશક. [મારવી.
**Inject**, *v. t.* અંદર નાખવું-ઘાલવું. પીચકારી
**Injection**, *n.* અંદર ઘાલવું તે. પીચકારી મારી શરીરમાં ઘાલવાનું ઓસડ.
**Injudicious**, *a.* અવિચારી; અવિવેકી; ડાહ્યું નહીં; અણસમજુ. બેસમજનું-થી કરેલું; અનુચિત; અવિચારનું.
**Injudiciously**, *ad.* અવિચારથી; બેસમજથી.
**Injunction**, *n.* આજ્ઞા; હુકમ, તાકીદ પત્ર-ચિઠ્ઠી.
**Injure**, *v. t.* નુકસાન-અપકાર-ખરાબ કરવું; બગાડવું. વગાડવું; ઘા પાડવો; ઘાયલ કરવું. નુકસાન પહોંચાડવું; ખરાબી કરવી. બટ્ટો-જખમ લગાડવો; નામ બુડાડવું. મન દુખાવવું; ખોટું-માઠું લગાડવું.
**Injurious**, *a.* હકને નુકસાન પહોંચાડનારૂં; દુઃખકારક; અપકાર કરનારૂં; નુકસાન-ખરાબી-મંદ કરે એવું; બટ્ટો લગાડનારૂં. [નીથી.
**Injuriously**, *ad.* અપકાર-ખરાબી નુકસા-
**Injury**, *n* વાગવું તે; દુઃખ; ઈજા; અપકાર; ખરાબી; નુકસાન; બટ્ટો; બગાડ.
**Injustice**, *n.* અન્યાય; ગેરઈનસાફ; અધર્મ. અયોગ્ય દોષ મુકવો તે; યોગ્ય વખાણ નહ કરવાં તે.
**Ink**, *n.* શાઈ; રૂશનાઈ. *v. t.* શાઈ લગાડવ ચોપડવી; શાઈથી ખડવું-કાળું-ખરાબ કરવું.
**Inkhorn, Inkstand**, *n.* ખડિયો.
**Inkiness**, *n.* શાઈથી ભરેલું-ખરડેલું તે.

**Inkle**, *n.* પાટી.
**Inkling**, *n.* ઈસારત, સુચના; થોડી ઘણી ખબર.
**Inky**, *a.* શાઈનું-સરખું; શાઈથી ભરેલું.
**Inking-Roller**, *n.* બધા ટાઈપપર સાહી સરખી રીતે ફેલાવી આપનાર યંત્ર.
**Inlace**, *v.* લેસના જેવાં ભરતથી શોભીતું કરવું.
**Inland**, *a.* સમુદ્રથી દુરનું; અંદરના ભાગનું; મધ્યમ દેશસ્થ-નું; ભુમધ્ય. દેશનું, દેશી.
**Inlay**, *v. t.* જડવું; બેસાડવું; અંદર મુકવું. *n.* લાકડાપર હાથી દાંતનું જડાવ કામ.
**Inlet**, *n.* રસ્તો; માર્ગ; દ્વાર; ખાડી.
**Inly**, *ad.* અંદરખાનેથી; છાનામાના; ગુપ્ત રીતે.
**Inmate**, *n.* એક ઘરમાં-સાથે રહેનાર; સહવાસી.
**Inmost**, *a.* સહુથી અંદરનું-અંદરના ભાગનું; ઘણુંજ અંદર હોય તેવું.
**Inn**, *n.* વિસી; મુસાફર લોકોને ઉતરવાની જગા; મુસાફરખાનું; ધર્મશાળા.
**Inns of Court**, *n.* કાયદાના અભ્યાસીઓને માટે તેમના મુખ્ય શિક્ષકોને માટે કૉલેજ; વિદ્યાલય.
**Inn-keeper**, *n.* વિસીવાળો.
**Innate**, *a.* જન્મનું; અંતર્ગત; સ્વાભાવિક; કુદરતી.
**Innately**, *ad.* સ્વાભાવિકપણેથી.
**Innateness**, *n.* સ્વાભાવીકપણું.
**Innavigable**, *a.* વહાણથી અવાય-જવાય નહીં એવું; નૌકાગમનાશક્ય.
**Inner**, *a.* અંદરનું; અંદરની બાજુનું.
**Innermost**, *a.* સહુથી અંદરનું-અંદરના ભાગનું.
**Inning**, *n.* કાપણી; કાપણીની મોસમ; દડાની રમતમાં દાંડાથી ખેલવાનો વારો.
**Innocence-cy**, *n.* નિરપરાધી-નિષ્પાપીપણું; દોષહિનતા; નિષ્કપટ.
**Innocent**, *n.* નિરપરાધી માણસ; બેવકુફ-દિવાનું-બિચારું માણસ. *a.* નિરૂપદ્રવી; દુઃખ કરે નહીં એવું; નિરપકારી; નિરપરાધી; નિર્દોષ; નિષ્પાપ; પાપ વગર કરી શકાય એવું; ઉચિત; કાયદાસર.
**Innocently**, *ad.* હાણ-હાનિ-બગાડ-અપરાધ ન કરે એવી રીતે.
**Innocuous**, *a.* જેથી દુઃખ ન થાય એવું; નિરપકારી.
**Innovate**, *v. t.* નવી રીત-ચાલ દાખલ-ચાલુ કરવી. *v. i.* ધારાથી ઉલટું કંઈ નવું દાખલ કરવું; રૂઢીમાં ફેરફાર કરવો.
**Innovation**, *n.* નવી રીત; નવી ચાલ; ધારામાં કીધેલો ફેરફાર.
**Innovator**, *n.* નવી રીત-ચાલ ચાલુ કરનાર.
**Innoxious**, *a.* જેથી દુઃખ ન થાય એવું; નિરપકારી; નિરૂપદ્રવી.
**Innoxiously**, *ad.* નિરપકારથી; જેથી દુઃખ ન થાય એવી રીતે.
**Innuendo**, *n.* આડી વાત કરીને કરેલી ઈસારત; વક્રોકિત.
**Innumerable**, *a.* અગણિત; અસંખ્યાત; બે સુમાર; અનંત; બેહદ.
**Innumerably**, *ad.* અગણિત-બે સુમાર પણે.
**Innutrition**, *n.* અપોષણ; અપુષ્ટિ.
**Innutritious**, *a.* પુષ્ટિ આપે નહીં એવું; અપોષક.
**Inobservant**, *adj.* તપાસી નહી જોનાર; બે દરકાર.
**Inoculate**, *v. t.* એક ઝાડની કળી બીજા ઝાડપર ઉગાવવી; કલમ કરવી. શરીરમાં ચેપ ઘાલી રોગી કરવું; સીતળા-સૈયડ-બળિયા કાઢવા.
**Inoculation**, *n.* એક ઝાડની કળી બીજા પર ઉગાવવી તે. સીતળા કાઢવા તે.
**Inoculator**, *n.* સીતળા કાઢનાર.
**Inodorous**, *a.* વાસ-ગંધ રહિત-વિનાનું.
**Inoffensive**, *a.* ગરીબ; રાંક; નિરૂપદ્રવી; નિરપકારી.
**Inoffensively**, *ad.* ગરીબાઈથી; સાત્વિકપણાથી.
**Inofficial**, *a.* વગર અધિકારે કરેલું-આપેલું.

**Inofficious,** *a.* પરાણે-અણુ બોલાવે આગળ ન પડે એવું.

**Inoperative,** *a.* જેથી કાર્ય થાય-કરાય નહીં એવું; અસર કરે-લાગુ પડે નહીં એવું; નિરૂપયોગી.

**Inopportune,** *a.* અકાલિક; કવેળા-કમોસમ; કવખતનું.

**Inopportunely,** *ad.* કવેળાએ; કવખતે.

**Inordinacy,** *n.* બેસુમાર-બેહદ્દ- અમર્યાદ-[પણું.

**Inordinate,** *a.* બેસુમાર; બેહદ્દ.

**Inordinately,** *ad.* બેસુમાર-બેહદ્દપણે.

**Inorganic,** *a.* જડ; નિર્જીવ; નિરવયવ; ચૈતન્ય રહિત; જડ પદાર્થનું-વિષયક.

**Inosculate,** *v. t.* બે નસ જોડવી-બાંધવી.

**Inosculation,** *n.* બે નસ જોડવી-બાંધવી તે.

**Inquest,** *n.* સરકારી ચોકસી; સરકારના માણસથી થયલી તપાસ-તલાસ શોધ-તજવીજ. એકાએક મરણ થયું હોય તેનું કારણ શોધી કાઢવા જે પંચ બેસેછે તે; જુરી.

**Inquietude,** *n.* બેચેન; અશાન્તિ; અસમાધાન.

**Inquire,** *v. i.* પુછવું; પ્રશ્ન કરવા. તપાસ શોધ-તજવીજ કરવી; ખબરઅંતર-સમાચાર પુછવા.

**Inquirer,** *n.* પુછનાર; તપાસ-શોધ કરનાર; શોધક; ખબર કાઢનાર.

**Inquiry,** *n.* પ્રશ્ન પુછવો તે; સવાલ; પુછ-પરછ; શોધ; તપાસ; તલાસ; ચોકસી; સત્યનો શોધ. ખબર અંતર પુછવી તે; જ્ઞાનેચ્છા; વિરૂદ્ધ મત.

**Inquisition,** *n.* તપાસ; ચોકસી; સરકારી શોધ. રોમન કાથોલિક ધર્મથી વિરૂદ્ધ મત વિષે તપાસ કરી શિક્ષા દેનારી સભા-કોર્ટ.

**Inquisitional,** *a.* તપાસનું, ચોકસી સંબંધી.

**Inquisitive,** *a.* જીજ્ઞાસુ. શોધક; ચોકસી કરે એવું.

**Inquisitively,** *ad.* જીજ્ઞાસુપણાથી; શોધથી

**Inquisitiveness,** *n.* અતિ જીજ્ઞાસુપણું; શોધ; તપાસ.

**Inquisitor,** *n.* સરકારી શોધ તપાસ કરનાર. રોમનકાથોલિક ધર્મથી વિરૂદ્ધ મત વિષે તપાસ કરનારી સભાનો એક સભાસદ.

**Inquisitorial,** *a.* ચોકસી-શોધ-તપાસનું-સંબંધી.

**Inroad,** *n.* ચઢાઈ; સ્વારી; હુમલો. હદ છોડીને [પારકી મિલકતપર જવું.

**Insalubrious,** *a.* તનદુરસ્તી-આરોગ્ય રાખે નહીં એવું; રોગ કારક-ઉત્પન્ન કરે એવું; વ્યાધિકર.

**Insalubrity,** *n.* આરોગ્યતામાં નુકશાન કરે [એવો; રોગ જનકત્વ.

**Insalutary,** *a.* રોગી; રોગકારક.

**Insane,** *a.* ગાંડું; ઘેલું; દિવાનું; ચળેલું; મન ઠેકાણે નહીં એવું.

**Insanely,** *ad.* ઘેલાઈથી; ગાંડાપણાથી.

**Insanity,** *n.* ઘેલા-ગાંડા પણું; ચિત્ત ઠેકાણે ન હોય એવી સ્થીતિ.

**Insatiable,** *a.* સંતોષ પામે-ધરાય નહીં એવું; અસંતોષી; અતિલોભી.

**Insatiableness,** *n.* અતૃપ્તિ; અતિખાઉધરપણું; અતિ લોભ.

**Insatiably,** *ad.* ધરાય નહીં એવી રીતે; [અતિ લોભથી.

**Insatiate,** *a.* ધરાય-તૃપ્ત ન થાય એવું; અતિ લોભી.

**Insatiety,** *n.* અતૃપ્તિ; અતિખાઉધરપણું; અ-[તિ લોભ.

**Inscribable,** *a.* ઉપર લખાય- કોતરાય-ઠસાવાય એવું; શબ્દાંકિત. અર્પણ કરાય એવું.

**Inscribe,** *v. t.* ઉપર લખવું; કોતરવું ખોદવું. ઠસાવવું; ઉતારવું. વર્ણાંકિત-શબ્દાંકિત કરવું. અર્પણ-નજર કરવું. [નજર કરવાનું વાકય; ખિતાબ.

**Inscription,** *n.* કોતરેલો લેખ; શીલા લેખ;

**Inscrutability,** *n.* શોધાય-સમજી શકાય નહીં એવું તે; ગુઢ-ગહન-અતકર્યપણું.

**Inscrutable**, *a.* શોધાય-સમજી શકાય નહીં એવું, ગુઢ; ગહન; અતકર્ય.

**Inseam**, *v. t.* સાંધ-નિશાન-સળ પાડવો.

**Insect**, *n.* જીવડું; જીવજંતુ; કીડો.

**Insectivora**, *n.* કીડા ખાનાર પ્રાણી.

**Insectivorous**, *a.* કીડા ખાનાર-ભક્ષક.

**Insecure**, *a.* સલામત નહીં હોય એવો શક રાખનાર; સંશય યુકત; સભય; સલામત નહીં એવું; ધોકો લાગે એવું; જોખમ ભરેલું.

**Insecurely**, *ad.* સલામત નહીં એવી રીતે; જોખમ ભરેલી રીતે. [સભયતા. જોખમ; ધોકો.

**Insecurity**, *n.* સલામતી બાબત શક-ધાસ્તી;

**Insensate**, *a.* બેશુદ્ધ; બેભાન; અચેતન. મુર્ખ; જડ; બેવકુફ. બેસમજ; બેઅક્કલ.

**Insensibility**, *n.* બેભાનપણું; બેશુદ્ધિ; દયા-કૃપાહીનતા. જડપણું; બેવકુફાઈ.

**Insensible**, *a.* ઈંદ્રિયથી જણાય નહીં એવું; અદૃશ્ય; અગોચર. બેભાન; બેશુદ્ધ; અચેતન. નિર્દય; દયાહીન; કઠણ હૈયાનું.

**Insensibly**, *ad.* જણાય નહીં-માલમ પડે નહીં એવી રીતે. હળવે હળવે.

**Insentient**, *a.* ઈંદ્રિયોથી સમજાય નહીં એવું; સુન; બેહેરૂં. શુદ્ધિ-ભાન વગરનું.

**Inseparable**, *a.* જુદું પડાય નહીં એવું.

**Inseparableness**, *n.* જુદું પડાય નહીં તે.

**Inseparably**, *ad.* જુદું પડાય નહીં તેવી રીતે. [દાખલ કરવું.

**Insert**, *v. t.* અંદર ખોસવું-ઘાલવું-મુંકવું-

**Insertion**, *n.* અંદર મુકવું-ઘાલવું તે; દાખલ કરવું તે.

**Inset**, *v. t.* મુકવું-રોપવું; દાખલ કરવું.

**Inside**, *n.* અંદરની બાજુ. આંતરડાં *a.* અંદરનું-ની બાજુનું. *ad.* અંદર; માંહે.

**Insidious**, *a.* કપટી; દગલબાજ; દગા-કાવતરાખોર. ફસાવવાને સારૂં કરેલું; દગા-ભરેલું. [છીથી

**Insidiously**, *ad.* કપટથી; દગાથી; દગલબા-

**Insidiousness**, *n.* કપટીપણું; દગલબાજી.

**Insight**, *n.* પુર્ણજ્ઞાન; પ્રવેશ; અંદરની ખરી માહિતી. [શાની.

**Insignia**, *n.* અધિકારનું ચિન્હ-લક્ષણ. નિ-

**Insignificance-cy**, *n.* અર્થહીનતા. હલકા-નીચપણું.

**Insignificant**, *a.* અર્થ વગરનું-હીન. નજીવું; નકામું, અધમ; નીચ; હલકું; તુચ્છ.

**Insincere**, *a.* કપટી; ઢોંગી; કૃત્રિમી; દગલબાજ; કપટ ભરેલું; ખોટું.

**Insincerely**, *ad.* કપટથી; દગાથી; ઢોંગથી.

**Insincerity**, *n.* કપટ; દગો; ઢોંગ; કૃત્રિમ.

**Insinuate**, *v. t.* ધીરે રહીને-ધીરેધીરે-યુકિતથી પેસાડવું-અંદર ઘાલવું-ખોસવું-પેસવું-દાખલ થવું; પેટમાં પેસી જવું; પ્યાર મેળવવો; પ્રીતિ સંપાદન કરવી. વળમાં-વાંકામાં બોલવું; વક્રોકિત કરવી.

**Insinuating**, *a.* પેટમાં પેસી જનાર; યુકિતથી પ્રીતિ સંપાદન કરનાર.

**Insinuation**, *n.* ધીરે ધીરે પેસાડવું-પેસવું તે; પેટમાં પેસી જવાનો-વશ કરવાનો ગુણ; વશીકરણ; વળમાં-કરડાકીમાં-વાંકામાં બોલીને કરેલી સુચના; વક્રોકિત; વળમાં બોલવું તે; કરડાકી.

**Insinuator**, *n.* યુકિતથી પ્રીતિ સંપાદન-વશીકરણ કરનાર. વળ-કરડાકીમાં બોલનાર.

**Insipid**, *a.* બેસ્વાદ, સ્વાદરહિત; ફીકું; મોળું; અસર કરે નહીં એવું; વિરસ; અરસિક.

**Insipidity**, *n.* બેસ્વાદપણું; રસહીનતા; વિરસતા. [એવી રીતે.

**Insipidly**, *ad.* વગર સ્વાદે; રસ-મઝા ન પડે

**Insipience**, *n.* મુર્ખાઇ; બેઅકલીપણું; અ-બુદ્ધિ.

**Insist**, *v. i.* આગ્રહ-હઠ-જીદ કરવી;-નું આ-ગ્રહ હોવું. [ખોસી બેસાડવી તે.

**Insition**, *n.* એક ઝાડમાં બીજા ઝાડની કલમ

**Insnare**, *v. t.* ફસાવવું; ફાંસામાં નાખવું-પકડવું; ફસાઇ જવું.

**Insobriety**, *n.* છાકટા-પીધેલપણું; કેફ.

**Insociable**, *a.* અમેલાપી; નહીં મળતાવડું; કોહ્યું; અડવું; કુંજરૂં.

**Insolate**, *v. t.* તડકે મુકવું; સુરજની ગરમીથી તૈયાર કરવું.

**Insolence**, *n.* ગર્વિષ્ટપણું; મગરૂબી; ઉદ્ધત-ઉન્મત્તપણું.

**Insolent** *a.* ગર્વિષ્ટ; મગરૂર. ઉદ્ધત; ઉન્મત્ત; મગરૂરીનું-ભરેલું. [બેઅદબીપણાથી.

**Insolently**, *ad.* મગરૂરીથી; ઉદ્ધતપણાથી;

**Insolidity**, *n.* પોલા-પોચાપણું; અદ્રઢપણું. ખોટાપણું; ગેરવાજબીપણું. [કઠણપણું.

**Insolubility**, *n.* ઓગળે નહીં એવો ગુણ;

**Insoluble**, *a.* ઓગળે નહીં એવું.

**Insolvable**, *a.* જેનો ખુલાસો ન થાય એવું; સમજાય નહીં એવું, અઘરૂં; કઠણ.

**Insolvency**, *n.* નાદારી; નાદારપણું દેવાળું.

**Insolvent**, *a.* નાદાર; દેવાળિયો; દેવાળું કાઢનાર.

**In-so-much**, *ad.* એટલે સુધીકે; અહીં લગીકે.

**Inspan**, *v. t.* ગાડીને ઘોડા જોડવા-બળદ જોડવા.

**Inspect**, *v. t.* જોવું; તપાસવું; નિરખવું; શોધન-પરીક્ષા કરવી.

**Inspection**, *n.* તપાસ; ચોકસી; પરીક્ષા.

**Inspector**, *n.* તપાસનાર; પરીક્ષા લેનાર.

**Inspectorship**, *n.* ઇન્સ્પેકટરનો હુદ્દો.

**Inspersion**, *n.* છાંટવું તે; છંટકાવ. [કરવું.

**Insphere**, *v. t.* ગોળાકૃતિમાં મુકવું; ગોળ

**Inspirable**, *a.* શ્વાસમાં-દમમાં લેવાઇ શકાય એવું.

**Inspiration**, *n.* શ્વાસ-દમ લેવો તે; ઇશ્વર સુચના-પ્રેરણા; હોંશ-હિમ્મત આપવી તે.

**Inspire**, *v. i.* શ્વાસ-દમ લેવો. *v. t.* ફુંકવું; આશા-જોશ-હોંશ-હિમ્મત-ઉત્તેજન આપવું. ઇ-શ્વરપ્રેરણા-સુચના કરવી.

**Inspired**, *a.* શ્વાસથી લીધેલું; પવિત્રાત્મા-ઇશ્વર પ્રેરિત પ્રબોધીત.

**Inspirit**, *v. i.* ઉશ્કેરવું; ઉત્તેજન આપવું. [કરવું.

**Inspissate**, *v. t.* જાડું-ઘટ્ટ બંધાઇ જાય તેમ

**Inspissation**, *n.* જાડું-ઘટ્ટ કરવું તે.

**Instability**, *n.* અસ્થિરતા; ચંચળ વૃત્તિ; ચળિતપણું.

**Instable**, *a.* અસ્થિર; ચલિત; વિચાર બદલ્યાં કરે એવું. [સંસ્કાર પુર્વક સ્થાપવું-બેસાડવું.

**Install**, *v. t.* સ્થાપવું; પદવી-હોદ્દાપર કે ક્રિયા-

**Installation**, *n.* સ્થાપના; પ્રતિષ્ઠા; પદસ્થા-પના; પદાભિષેક. [હફ્તો; ખાંધું. કિસ્ત.

**Instalment**, *n.* વિધિ-સંસ્કારપુર્વક સ્થાપના;

**Instance**, *n.* આગ્રહ; કાલાવાલા; દાખલો; ઉદાહરણ; પ્રસંગ; કાળ; વેળા. *v. t.* -નું ઉદા-હરણ આપવું.

**Instant**. *n.* ક્ષણ; પળ; પલક. *a.* આગ્રહી; તત્પર; તરતજ-લાગલું થનારૂં; તાત્કાળિક. ઉ-તાવળું; જલદીનું; તાકીદનું; ચાલતું.

**Instantaneous**, *a.* કંઇપણ વાર લાગ્યા વગ-રનું; લાગલુંજ થાય એવું. [જોતજોતામાં.

**Instantaneously**, *ad.* એક ક્ષણમાં-પળમાં;

**Instanter**, *ad.* તરતજ; તેજ ઘડીએ.

**Instantly**, *ad.* લાગલુંજ; તરતજ; તેજ ઘ-ડીએ; આગ્રહથી; તત્પર રહીને.

**Instate**, *v. t.* દરજ્જા-અધિકાર-કાન ઉપર બેસાડવું-સ્થાપવું. [-ની બરોબર.

**Instead**, *ad.* બદલે; જગાએ; વતી; ઠેકાણે;

**Insteep**, *v. t.* ઝબોળવું; બોળવું; પલાળવું; ઝબોળીને કસ કાઢી લેવો.

**Instep**, *n.* પગની પાટલીનો ઉંચો ભાગ.

**Instigate**, *v. t.* ઘણું કરીને નઠારાં કામમાં ઉશ્કેરણી-શિખવણી આપવી; ઉશ્કેરવું; શળી કરવી.

**Instigation**, *n.* ઉશ્કેરણી; શિખવણી.

**Instigator**, *n.* ઉશ્કેરણી આપનાર; શળી કરનાર. [ધીરે ધીરે મનમાં ઘાલવું-ભરવું.

**Instil**, *v. t.* ટીપું ટીપું કરીને રેડવું-ઘાલવું;

**Instillation**, *n.* મનમાં ઉતારવું-ઠસાવવું.

**Instinct**, *n.* અંતર્જ્ઞાન; પ્રેરણા-પશુ બુદ્ધિ.

**Instinctive**, *a.* પ્રેરણા બુદ્ધિનું; સ્વાભાવિક.

**Instinctively**, *ad.* પ્રેરણા બુદ્ધિથી; સ્વાભાવિકપણે.

**Institute**, *v. t.* સ્થાપવું; બાંધવું; ઉભું કરવું; ઠરાવવું; નિમવું; તત્વ-મુળતત્વ શિખવવાં-થી વાકેફ કરવાં માંડવું; શરૂ-ચાલુ કરવું. *n.* નિયમ; ધારો; કાયદો; વિધિ; વિદ્યા-જ્ઞાન-વર્ધક-શોધક મંડળી.

**Institution**, *n.* સ્થાપવું તે; સ્થાપના; કાયદો; ધારો; નિયમ, મંડળી; ખાતું, કારખાનું.

**Institutional**, *a.* સત્તા-અધિકારથી સ્થાપેલું.

**Instruct**, *v. t.* શિખવવું; કેળવણી આપવી; બોધ કરવો; આજ્ઞા કરવી; હુકમ આપવો; ખબર કરવી; કહેવું.

**Instruction**, *n.* શિખવવું તે; કેળવણી આપવી તે; શિક્ષા; કેળવણી; બોધ; ઉપદેશ; આજ્ઞા હુકમ. [એવું; બોધનું-કારક.

**Instructive**, *a.* જ્ઞાન-શિક્ષા-બોધ આપે

**Instructiveness**, *n.* બોધ; શિખામણ.

**Instructor**, *n.* શિક્ષક; શિખવનાર; ગુરૂ; આચાર્ય; ઉપદેશક.

**Instructress** *n.* સ્ત્રી શિક્ષક; શિક્ષક સ્ત્રી.

**Instrument**, *n.* સાધન; હથિયાર; ઓજાર; શસ્ત્ર, લેખ; ખત; દસ્તાવેજ.

**Instrumental**, *a.* કાર્યસાધક-ભુત; વાજીંત્રથી કીધેલું; વાદ્ય સિદ્ધ. I-*case*, તૃતિયા; ત્રીજી વિભક્તિ.

**Instrumentalist**, *n.* ગમે તે જાતનું વાજું વગાડનાર. [પતા, મારફત; વડે; થી; હસ્તક.

**Instrumentality**, *n.* સાધકપણું; કારણ રૂ-

**Insubjection**, *n.* તાબે-વશ-આધિન ન થવું -ન રહેવું તે, શીરજોરી. [તાબેદારપણું.

**Insubmission**, *n.* શરણ ન થવું તે. અનમ્ર-ના

**Insubordinate**, *a.* શિરજોર, માથાનું ફરેલ.

**Insubordination**, *n.* શીરજોરી, બેહુકમીપણું. [શકાય નહીં એવું; અસહ્ય.

**Insufferable**, *a.* સહન થાય-ખમાય-સાંખી

**Insufferably**, *ad.* સહન થાય-ખમાય નહીં એવી રીતે. [પણું, ના લાયકી; અયોગ્યતા.

**Insufficiency**, *n.* ઓછા-અપુરતા-અધુરા-

**Insufficient**, *a.* જોઈએ એટલું નહીં; ઓછું; અયોગ્ય; ના લાયક.

**Insular**, *a.* ટાપુ-બેટ-દ્વીપનું-સંબંધી; પાણીથી વિંટલાએલું; દ્વીપાકાર; દ્વીપરૂપ.

**Insulate**, *v. t.* અળગું-વેગળું-કોઈ સાથે સંબંધ રહે નહીં એવી રીતે મુકવું.

**Insulated**, *a.* અળગું, વેગળું.

**Insulation**, *n.* અળગું-વેગળું મુકવું-હોવું તે.

**Insulator**, *n.* વિજળીનું અગ્રાહક; જે વિજળીને ખેંચી ન શકે તે.

**Insult**, *v. t.* -નું અપમાન-ની ગેરઆબરૂ-ની બેઅદબી કરવી. *n.* અપમાન; અનાદર; બેઅદબી; ગેરઆબરૂ.

Insulting, *a.* અપમાનકારક-ભરેલું ગેરઆબરૂ થાય એવું.
Insultingly, *ad.* અપમાન ભરેલી રીતે; ગેરઆબરૂથી.
Insuperable, *a.* દુર કરાય-ઓળંગાય નહીં એવું. જેને લીધે કોઇ વાતનો નિકાલ ન થાય-કોઈ કામ ન બને એવું; મુશ્કેલ; દુસ્તર.
Insuperably, *ad.* દુર કરાય-ઓળંગાય નહીં એવી રીતે; મુશ્કેલીથી.
Insupportable, *a.* ઊંચકાય નહીં એવું; સહન થાય-ખમાય નહીં એવું; અસહ્ય.
Insupportably, *ad.* ઊંચકાય નહીં એવી રીતે; ખમાય નહીં એવી રીતે. [એવું.
Insuppressible, *a.* દાબી-છાનું રખાય નહીં
Insurable, *a.* વીમો કરાવાય એવું.
Insurance, *n.* વીમો.
Insurance-broker, *n.* વિમાના દલાલ.
Insurance-company, *n.* વીમો ઉતારવાની કંપની. (મંડળી).
Insure, *v. t.* ખચીત-નક્કી કરવું;-થી ખચીત-નક્કી-થવું; વીમો ઉતારવો-કરવો. વીમો ઉતરાવવો-કરાવવો.
Insurer, *n.* વીમો ઉતારનાર; વીમાવાળો.
Insurgent, *a.* બંડ ઉઠાવનાર; બળવાખોર. *n.* બળવાખોર-બંડખોર-ફીતુરી માણસ.
Insurmountable, *a.* ન ઓળંગાય-દુર ન કરાય એવું; દુસ્તર; જેને લીધે કોઈ કામ ન બને એવું. [હુલ્લડ.
Insurrection, *n.* બંડ, બળવો; દંગો; ફીતુર;
Insurrectionary, *a.* બંડ-બળવાનું-સંબંધી.
Insusceptibility, *n.* અજાણપણું; અસર નહીં લાગવાપણું.
Insusceptible, *n.* અસર થાય નહીં એવું,-ને થાય-લાગે નહીં એવું; અગ્રાહક.
Intaglio, *n.* કોઈના માથાનું ચિત્ર પાડેલું એવો એક કિમતી પથરો. [અસ્પર્શ્ય.
Intangible, *a.* જેનો સ્પર્શ થાય નહીં એવું;
Integer, *n.* પુર્ણ સંખ્યા, પુર્ણાંક.
Integral, *a.* આખું; અખંડ; પુર્ણ; અભિન્ન; બાધો; સંબંધ; નહીં વટાવેલો.
Integrate, *v. t.* સંપુર્ણ-આખું પુરું કરવું.
Integrity, *n.* પ્રમાણિકપણું; સાચવટ; નેકી; હાથનું ચોખ્ખાપણું.
Integument, *n.* ઢાંકણું; આવરણ; આચ્છાદન; ચામડી; ખાલ. [નિંદ્રિય, અક્કલ.
Intellect, *n.* મન; બુદ્ધિ; વિચાર શક્તિ; જ્ઞા-
Intellection, *n.* જ્ઞાન; બોધ; બુદ્ધિગ્રહ.
Intellective, *a.* બુદ્ધિથી સમજાય એવું; માનસિક; માનનું; જ્ઞાનનું-સંબંધી.
Intellectual, *a.* બુદ્ધિનું; મનનું: માનસિક; મનમાં આવેલું; બુદ્ધિથી જણાયલું; કલ્પેલું; કાલ્પનિક બુદ્ધિવાન; અક્કલવાન. [લ્પનાથી.
Intellectually, *ad.* અક્કલથી; બુદ્ધિથી; ક-
Intelligence, *n.* જ્ઞાન; સમજ; બુદ્ધિ; ચતુરાઈ; હોંશિયારી; વકુફ; ખબર; સમાચાર; વર્તમાન; બાતમી; જ્ઞાની પ્રાણી.
Intelligencer, *n.* ખબર પત્રો, ખબર મોકલનાર; આપનાર.
Intelligent, *a.* સજ્ઞાન; બુદ્ધિસંપન્ન: બુદ્ધિવાન; ચતુર; હોંશિયાર; ચંચળ.
Intelligential. *a.* ચિદાત્મક; ચિદ્રુપ; બુદ્ધિગમ્ય; બુદ્ધિનું; મનનું; માનસિક.
Intelligible, *a.* સમજાય એવું; બુદ્ધિગમ્ય.
Intemperance, *n.* અતિશય-બેસુમારપણું, અમર્યાદા; અતિશય-અપરિમિત ભોગ; બહુ ખાવું તે; અતિભોજન; અમિતાહાર; અત્યાહાર; અક્રાંતિયાપણું; બહુ કેફ કરવી તે; અતિશય દારૂ પીવાનું વ્યસન; અતિ મદ્યપાન.

**Intemperate**, *n.* અતિશય કરનાર; અતિભોગી; ઘણું ખાનાર; અત્યાહારી; અમિતાહારી; ઘણો દારૂ પીનાર; કેફી; છાકટો અમર્યાદ; હદ બહાર ગયલું.

**Intend** *v. t.* ધારવું; ઇરાદો-મનસુબો રાખવો-હોવો-કરવો. [નાર; તપાસનીસ.

**Intendant**, *a.* તપાસ-ચોકસી રાખનાર-કર-

**Intense**, *a.* ઘણું; અતિશય; ભારે.

**Intensely**, *ad.* અતિશય-બેહદપણાથી.

**Intenseness**, *n.* અતિશયપણું. [જબરું કરવું.

**Intensify**, *v. t.* વધારે કરવું; વધારવું; ઘણું

**Intension**, *n.* ખેંચાણ; ખેંચવું તે.

**Intensity**, *n.* તંગ-તસતસતાપણું; અતિશયતા; ભારે-જબરાપણું; સખ્તાઇ.

**Intensive**, *a.* જોર આપતું.

**Intent**, *a.* એકાગ્રચિત્ત; એક ચિત; એક નિષ્ઠ,-માં લીન-ગરક. *n.* અભિપ્રાય; મતલબ; ઇરાદો; મનસુબો.

**Intention**, *n.* એકાગ્રતા; વિચાર; મનસુબો; ઇરાદો; અભિપ્રાય; હેતુ; અર્થ.

**To heal by the first intention**, *v.* પરૂ કહાડયા વગર જખમ રૂઝવો.

**Intentional**, *a.* જાણી જોઇને-સમજીને કરેલું.

**Intentionally**, *ad.* જાણી જોઇને; જાણી બુઝીને; સમજીને.

**Intently**, *ad.* એક ચિતે; તાકી રહીને.

**Intentness**, *n.* એક ચિતપણું; એકાગ્રતા; તાકી રહેવું તે. [રવો.

**Inter**, *v. t.* દાટવું; ગાડવું; ભુમિ સંસ્કાર ક-

**Interact**, *n.* ઊપઅંક; નાટકના અંકમાંનો-પેટાઅંક, પેટાઅંક, પ્રવેશમાંનો પ્રવેશ.

**Intercalary**, *a.* મધ્યે-વચમાં ઘાલેલું; અધિક. [દિવસ લેવો-ઘાલવો.

**Intercalate**, *v. t.* પંચાંગમાં અધિક માસ

**Intercalation**, *n.* પંચાંગમાં અધિક માસ દિવસ લેવો-ઘાલવો-ગણવો-ધરવો તે.

**Intercede**, *v. i.* વચ્ચે પડવું; વચ્ચે પડી સમજાવવું-સમાધાન કરવું; મધ્યસ્થ થવું. બીજાને સારૂ માફી માગવી-વાત કહેવી. પ્રાર્થના કરવી. [માધાન-મધ્યસ્થિ કરતું.

**Intercedent**, *a.* વચ્ચે પડી સમજાવતું-સ-

**Interceding**. *n.* મધ્યસ્થિપણું; વચ્ચે પડવું તે.

**Intercept**, *v. t.* રસ્તામાં વાટમાં અટકાવી લેવું-અટકાવવું-પકડવું-રોકવું. જતું આવતું બંધ કરવું-અટકાવવું. જવા-આવવા વગેરેનો સંબંધ-વેહેવાર બંધ કરવો-તોડવો.

**Interception**, *n.* અધવચ અટકાવવું-બંધ પાડવું તે. [પણું; પરાર્થ પ્રાર્થના.

**Intercession**, *n.* વચ્ચે પડવું તે; મધ્યસ્થ-

**Intercessor**, *n.* વચ્ચે પડનાર; મધ્યસ્થ; પરાર્થ પ્રાર્થના કરનાર.

**Intercessory**, *a.* મધ્યસ્થપણાયુક્ત-થી કરેલું.

**Interchain**, *v. t* જોડવું; સાંકળી કરવી.

**Interchange**, *v. t.* અદલ બદલ કરવું; અરસપરસ લેવું આપવું. એક પછી એક આવવું-લાવવું. *n.* અદલાબદલી; આપ લે; અદલબદલ કરવાનો વહેવાર. એક પછી એક આવવું તે.

**Interchangeable**, *a.* અદલ બદલ કરાય એવું; એક પછી એક આવતું.

**Interchangeably**, *ad.* અદલ બદલ કરીને. એક પછી એક આવીને.

**Interclude**, *v.* બંધ કરવું-અટકાવવું-વચમાંથી ઝડપવું.

**Intercolonial**, *adj.* સંસ્થાનોના અરસ પરસના વ્યવહાર સંબંધી.

**Inter-communication**, *n.* અરસ પરસનો વેહેવાર; સંવ્યવહાર;

**Inter-costal**, *a.* પાંસળી વચ્ચેનું.
**Intercourse**, *n.* આવવા જવા વગેરેનો વેહેવાર; વહિવટ; સંસર્ગ. [મધ્યસ્થપણું.
**Intercurrence**, *n.* વચમાં જવું-પડવું તે;
**Interdict**, *v. t.* ના પાડવી; મના-નિષેધ કરવો. ખ્રિસ્તી મંડળીના સંસર્ગની મના કરવી. *n.* મના; નિષેધ; નિષેધનો ઠરાવ.
**Interdiction**, *n.* મના-નિષેધ કરવો તે; શ્રાપ.
**Interdictory**, *a.* મનાઈ વાળું; નિષેધનું.
**Interest**, *n.* હિત; અર્થ; ગુણ; લાભ; આસ્થા; કાળજી; ભાવ; દરકાર; તમા; મનોરંજન શકિત-ગુણ; શોકાતુર કરવાની-કરૂણા ઉપજાવવાની શકિત; કરૂણારસ; વગ; વસીલો; હિસ્સો; ભાગ; પાંતી; વ્યાજ; સ્વાર્થ; પોતીકી મતલબ. *v. t.* કાળજી-આસ્થા-કરૂણારસ ઉત્પન્ન કરવો; અસર કરવી; પક્ષમાં આણવું; સામેલ થવું; હાથ ઘાલવો; ભાગીદાર-સામેલ હોવું. મનરંજન થવું, દુ:ખ કારક અસર થવી. [સ્વાર્થી; મતલબિયો.
**Interested**, *a.* લાભ-નુકશાનમાં ભાગીદાર,
**Interesting**, *a.* મનોરંજક; ખુશીકારક; દિલપસંદ.
**Interfere**, *v. t.* વચ્ચે પડવું; હાથ ઘાલવો; એક બીજાને આડે આવવું-નડવું; સામસામા આવીજવું. નેવર વાગવી.
**Interference**, *n.* વચ્ચે પડવું તે; હાથ ઘાલવો તે; મધ્યસ્થપણું. એક બીજાને નડવું તે.
**Interim**, *n.* વચમાંનો કાળ; અરસો.
**Interior**, *a.* અંદરનું; માંહેનું. *n.* અંદરની બાજુનો ભાગ; મધ્યદેશ.
**Interjacent**, *a.* વચ્ચે આવેલું.
**Interject**, *v. t.* વચ્ચે નાખવું-મુકવું.
**Interjection**, *n.* વચ્ચે નાખવું-મુકવું તે. કેવળ પ્રયોગી અવ્યય; ઉદગાર.

**Interlace**, *v. t.* ભેળવું; ભેળીદેવું; સેળભેળ કરવું.
**Interlapse**, *n.* બે બનાવની વચમાંનો કાળ.
**Interlard**, *v. t.*-માં-મધ્યે વચ્ચે મુકવું.-માં વચ્ચે મુકી વિચિત્ર કરવું.-માં-વચ્ચે આવવું.
**Interleaf**, *n.* ચોપડીમાંના બબે પાનાની વચ્ચે ઘાલેલું અકકેક કોરું પાનું.
**Interleave**, *v. t.* ચોપડીમાં બબે પાનાની વચ્ચે અકકેક કોરું પાનું ઘાલવું.
**Interline** *v. t.* એક લીટીએ એક વાત અને બીજીએ બીજી એમ વારા ફરતી લખવી. બે લીટીઓની વચ્ચે લખવું.
**Interlinear**, *a.* એક લીટીએ એક વાત અને બીજીએ બીજી એમ વારાફરતી લખેલું. બે લીટીઓની વચ્ચે લખેલું.
**Interlineation**, *n.* બે લીટીની વચ્ચે લખેલો શબ્દ-વાકય. બે લીટીની વચ્ચે લખવું તે.
**Interlink**, *v. t.* કડીએ કડી જોડવી.
**Interlocution**, *n.* સંવાદ; સંભાષણ. છેલ્લા નિકાલ-ચુકાદાની અગાઉનો હુકમ.
**Interlocutor**, *n.* સંવાદ કરનાર; સંવાદી. છેલ્લા ચુકાદાની અગાઉનો હુકમ.
**Interlocutory**, *a.* સંવાદરૂપ.
**Interloper**, *n.* વગર હકે બીજાના કામમાં માથું મારનાર-ઘુસનાર. પરવાનગી વગર વેપાર કરનાર.
**Interlude**, *n.* નાટકની વચ્ચે તમાસગીરોને ખુશ કરવાને કરેલો તમાશો-ખેલ-ગમત-રમુઝ. [સંબંધી.
**Interlunar-y**, *a.* અમાવાસ્ય-અમાસનું-
**Intermarriage**. *n.* લગ્નનું સાટું. માંહોમાંહે લગ્ન; એક બીજામાં લગ્ન કરવાનો વેહેવાર.
**Intermarry**, *v. i.* માંહોમાંહે-એક બીજામા લગ્ન કરવાં; વિવાહ વેહેવાર રાખવો. લગ્નનું સાટું કરવું.

Intermeddle, *v. i.* બીજાના કામમાં માથું મારવું;-ઘુસવું; વગર સત્તાએ વચ્ચે પડવું; ઘુસવું. [નાર-ઘુસનાર.

Intermeddler, *n.* વગર સત્તાએ વચ્ચે પડ.

Intermediate, *a.* વચ્ચે પડેલું-નું; મધ્યનું.

Intermediation, *n.* વચ્ચે પડવું;આવવું તે. મધ્યસ્થપણું; માધ્યસ્થ. [પણું.

Intermedium, *n.* મધ્યસ્થ; મધ્યસ્થ-

Interment, *n.* દાટવું તે; ભુમિ સંસકાર.

Interminable, *a.* અનંત; અપાર; બેહદ; છેડા વગરનું.

Intermingle, *v. t.* ભેળી નાખવું; એકઠું કરી દેવું; સેળભેળ કરવું. *v. i.* મળી-સેળભેળ થઈ જવું. [કુબો; અટકવું તે.

Intermission. *n.* અટકાવ; ઓળંબો; તહ

Intermissive, *a.* રહી રહીને-આંતરે આંતરે આવતું.

Intermit, *v. t.* વચ્ચે અટકાવવું-બંધ પાડવું; તહકુબ કરવું. *v. i.* વચ્ચે અટકવું-બંધ પડવું, વચમાં વચમાં-રહી રહીને-આંતરે આવવું (તાવ).

Intermittent, *a.* રહી રહીને-આંતરે આંતરે આવતું. *n.* રહી રહીને-આંતરે આંતરે આવતું દરદ. [એકઠું કરી દેવું; ભેળી દેવું.

Intermix, *v. t.* સેળભેળ કરવું; મેળવવું;

Intermixture, *n.* મેળવણી; ભેળ; ભેગ.

Intermural, *a.* દીવાલની-ભીંતની-કરાઓની વચ્ચેનું.

Internal, *a.* અંદરનું; માંહેનું, દેશનું;દેશમાંહેલું. વાસ્તવિક; ખરૂં; મુળનું- અંતઃકરણનું; મનનું. [પેટમાંથી.

Internally, *ad.* અંદરની બાજુએ; મનમાંથી;

International, *a.* જુદા જુદા દેશના પરસ્પર વેહેવારનું-સંબંધી; દેશદેશનું.

Inter nos, આપણે બેજ જણા જાણીએ હો.

Internuncio, *n.* પોપનો ખલીફા.

Internodation, Internode, *n.* પેરિયું. કાંડ; બે ગાંઠના વચમાંનો ભાગ.

Interpellation, *n.* ખરા ભગરનું બોલવું-બોલાવવું- કહી જવું.

Interpolate, *v. t.* મુલ-અસલ ગ્રંથ-લેખમાં નવો શબ્દ કે વાકય ઉમેરવો-વધારો-ઘાલવો.

Interpolation, *n.* અસલ લખાણમાં-ગ્રંથમાં નવા શબ્દ ઉમેરવા તે. ઉમેરેલા શબ્દ-વાકય.

Interposal, *n.* વચ્ચે મુકવું તે. વગર કામે માથું મારવું તે; ઘુસવું તે.

Interpose, *v. t.* -ની વચ્ચે-મધ્યે મુકવું વગર કામે માથું મારવું; ઘુસવું; ઘુસી જવું. વાપરી-આપી વચ્ચે પડવું. *v. i.* વચ્ચે મધ્યે પાડવું; મધ્યસ્થપણું કરવું. વચ્ચે પડીને કહેવું-બોલવું.

Interhosition, *n.* વચ્ચે આવવું-હોવું-પડવું તે. મધ્યસ્થપણું; માધ્યસ્થ્ય.

Interpret, *v. t.* અર્થ સમજાવવો-કરવો; ભાષાંતર-તરજુમો કરવો.-નો ખુલાસો કરવો; કારણ બતાવવું; સમજાવવું; કેહેવું. વ્યાખ્યા આપવી; સમજાવવું.

Interpretable, *a.* સમજાવવા જેવું; ખુલાસો-અર્થ કરવા જોગ; તરજુમો થાય તેવું.

Interpretation, *n.* અર્થ કરવો તે. અર્થ; ભાષાંતર; તરજુમો. ખુલાસો. વ્યાખ્યા.

Interpreter, *n.* અર્થ-ખુલાસો-તરજુમો કરનાર; ભાષાંતર કર્તા; સમજાવનાર; દુભાષિયો; ટીકાકાર.

Interregnum, *n.* એક રાજાનું મરણ કે રાજ્યત્યાગ અને બીજાનો રાજ્યાભિષેક એ બેની વચ્ચેનો કાળ; અરાજક; નિર્નાયકી.

Interrogate, *v. t.* પ્રશ્ન-સવાલ કરવા-પુછીને તપાસવું; પુછવું.

Interrogation, *n.* પ્રશ્ન-સવાલ કરવો તે; પ્રશ્ન-સવાલ પ્રશ્ન ચિન્હ(?)

Interrogative, *n.* પ્રશ્ન-સવાલનું-રૂપ; પ્રશ્નાર્થ *n.* પ્રશ્નાર્થશબ્દ, પ્રશ્નાર્થક સર્વનામ.

Interrogatory, *a.* સવાલ-પ્રશ્નનું-રૂપ; પ્રશ્નાર્થક. *n.* સવાલ. પ્રશ્ન.

Interrupt, *v. t.* અટકાવવું; બંધ પાડવું. તોડવું; કકડા કરવા;-માં ભંગ પડવો-થવો.

Interruption, *n.* અડચણ; અટકાવ; હરકત; પ્રતિભંગ; ભંગ. [વચ્ચેનું.

Interscapular, *a.* ખભા-સ્કંધની વચમાંનું-

Intersecant, *a.* વિભાગતું; બે ભાગ-હિસ્સા કરતું.

Intersect, *v. t.* & *v. i.* પરસ્પર છેદવું-કાપવું; એક બીજાને કાપીને-છેદીને જવું; કાપવું; છેદવું.

Intersection, *n.* કાપવું-છેદવું તે; છેદન. છેદન બિંદુ.

Interspace, *n.* બે વસ્તુ વચ્ચેની જગા; વચમાંનું સ્થળ; અંતર; ગાળો; છેટું. [વેરવું.

Intersperse, *v. t.* વચ્ચે વચ્ચે નાખવું ફેંકવું-

Interspersion, *n.* વચ્ચે વચ્ચે ફેંકવું વેરવું તે.

Interstellar, *a.* તારા-નક્ષત્રની વચ્ચેનું-વચમાંનું.

Interstice, *n.* ફાટ; ચીરો; ચીર; તડ.

Interstitial, *a.* ફાટ-ચીરવાળું.

Intertexture, *n.* પોત; કુમાસ.

Inter-tropical, *a.* ક્રાંતિવૃતની વચ્ચે-ઉષ્ણ-કટિબંધમાં આવેલું.

Intertwine, *v. t.* ગુંચવી નાંખવું; ગુંચવવું; એક બીજાને વળ દઈ ગુંથવું.

Intertwist, *v.* એકબીજામાં ગુંથવું.

Interval, *n.* બે વસ્તુ વચ્ચેની જગા; અંતર; ગાળો; છેટું. વચ્ચેનો વખત; કાળાંતર; અરસો. અવકાશ; ફુરસત.

Intervene, *v. i.* -ની વચ્ચે આવવું. બનવું; બની આવવું. વચ્ચે પડવું.

Intervention, *n.* વચ્ચે આવવું-હોવું પડવું તે. મધ્યસ્થપણું; માધ્યસ્થ.

Intervertebral, *adj.* બરડાના હાડકાના સાંધાની વચ્ચે આવેલું. [ચિત.

Interview, *n.* ભેટ; મુલાકાત; મેળાપ; વાત-

Interweave, *v. t.* એક બીજામા-એકઠું વણવું, ભેળી દેવું; સેળભેળ કરવું.

Interwreathed, *past part.* હાર માળા બનાવેલું. [સનામું કરવાને નાલાયક.

Intestable, *a.* વસિયેતનામું-મૃત્યુપત્ર-વાર-

Intestate, *a.* વારસનામું-મૃત્યુ પત્ર કર્યા વગર મરનાર. *n.* વારસનામું કરયા વગર મરનાર માણસ.

Intestinal, *a.* આંતરડાંનું-સંબંધી.

Intestine, *a.* અંદરનું; શરીર માંહેલું. દેશ-સ્વદેશનું.માંનું-માંહેનું; મોંહો માંહેનું. *pl.* આંતરડાં. [લામીમાં રાખવું.

Inthral, *v. t.* દાસ-બુંડો-ગુલામ કરવો; ગુ-

Inthralment, *n.* ગુલામગીરી; ગુલામી.

Intimacy, *n.* જીગજાન-દીલોજાન દોસ્તી-મિત્રાઈ; ઘરોબો; ઘરવટ.

Intimate, *a.* અંદરનું; માંહેનું. પાસે-નજીકનું. જીવજાન; દીલોજાન; પ્રાણપ્રિય; જીવલગ. *n.* પ્રાણપ્રિય-જીવજાન મિત્ર. *v. t.* ખબર-સુચના આપવી; જણાવવું; લખીને જણાવવું.

Intimately, *ad.* ઘરવટની રાહે; મિત્રભાવથી.

Intimation, *n.* ખબર; સુચના; બાતમી.

Intimidate, *v. t.* ધમકીથી બિહીવડાવવું; દહેશત લગાડવી તે.

Intimidation, *n.* ધમકી; બિહીવડાવવું તે.

Into, *pre.* અંદર;-માં; માંહે.

Intolerable, *a.* સહન થાય નહીં એવું; સાં-

ખી ન શકાય એવું; અસહ્ય. ખામોશથી ન જોવાવાય-ખમી ન શકાય એવું.

Intolerably, *ad.* સહન થાય નહીં-ખામોશથી ન જોવાય એવી રીતે.

Intolerance, *n.* સહન ન કરવું તે. બીજા માણસોને તેઓના મત ધરાવવા કે ધર્મ પાળવા દેવાને ગેરમરજી-અપ્રસંનતા.

Intolerant, *a.* સહન કરે નહીં એવું; સહન કરવાને અશક્ત; બીજાં માણસોને તેઓનાં મત ધરાવવા અથવા ધર્મ પાળવા દેવાને નારાજી.

Intomb, *v. t.* કબરમાં મુકવું; દાટવું; ગાડવું; દફનાવવું.

Intonation, *n.* સુર-સ્વર ભેદ; ગંભીરસ્વર, સુર; ધાંટો. [ગંભીર સ્વર કાઢવો.

Intone, *v. i.* તાણીને-ગંભીર સ્વરે બોલવું.

Intoxicate, *v. t.* છાકટું-પીધેલ કરવું; કેફ ચઢાવવી. મસ્ત ઉન્મત્ત-ગાંડું કરવું.

Intoxication, *n.* કેફ; અમલ; નિશો; છાકટા-પીધેલપણું. મસ્તી; ઉન્માદ.

Intractable, *a.* હઠીલું; જીદી; અડીએલ; સમજે નહીં એવું, શિખે નહીં એવું; અશિક્ષ્ય. [જીદ; અડીએલપણું.

Intractableness, Intractability, *n* હઠ;

Intractably, *ad.* હઠથી; જીદથી; અડીએલપણાથી. [ગોળ ભાગ.

Intrados, *n.* કમાનનો અંદરનો અને નીચલો

Intransitive, *a.* અકર્મક.

Intransmissible, *adj.* દૂરનમોકલી શકાય તેવું. [નહીં એવું.

Intransmutable, *a.* જેનું જાત્યાંતર થાય

Intrench, *v. t* -ની આસપાસ ખાઈ ખોદવી, ખાઈ ખોદી મોરચો બાંધવો. ચાસવું; કરચલી પાડવી. બીજાના હકમાં પગ પેસારો કરવો; પારકા હકમાંથી ધીમે ધીમે લઈ લેવું.

Intrenchment, *n.* ખાઈ અને મોરચો. મોરચાવાળી છાવણી.

Intrepid, *a.* નિર્ભય; બીહે-ડરે નહીં એવું; હિમ્મતવાન; છાતીનું આધું; બહાદુર.

Intrepidity, *n.* બેધડકપણું; છાતી; હિમ્મત.

Intrepidly, *ad.* નિર્ભયપણે; હિમ્મતથી.

Intricacy, *n.* ગુંચવણ; ગુંચ; અસરળતા.

Intricate, *a.* ગુંચવણવાળું-ભરેલું; અસરળ.

Intricately, *ad.* ગુંચવણથી; અસરળતાથી.

Intrigue, *n.* કારસ્તાન; કાવતરું. કામચરિત્ર. *v. t.* કારસ્તાન-કાવતરું રચવું-કરવું, કામ ચરિત્ર કરવું. [માણસ.

Intriguer, *n.* કારસ્તાન કરનાર; કારસ્તાની

Intrinsic-cal, *a.* માંહેલું; અંતઃસ્થ; અંતર્ગત; સ્વભાવિક; ખરેખરું; મુળનું; અસલ જાતનું; નૈસર્ગિક.

Intrinsically, *ad.* ખરાપણાથી; અસલ જાતથી. [ભાગમાં પડેલા ગોબા-ખાડા

Introcession, *n.* કોઈ ચીજની અંદરના

Introduce, *v. t.* અંદર લાવવું-લઈ જવું-ઘાલવું. ઓળખાણ-પિછાન-મુલાકાત કરાવવી-કરાવી આપવી, પ્રવર્તાવવું; ચલાવવું; ચાલુ-દાખલ કરવું. આરંભ-ચાલુ-શરૂ કરવું. પેદા-ઉત્પન્ન કરવું; પાડવું.

Introduction, *n.* અંદર લાવવું તે; પ્રવેશ. ઓળખાણ-પિછાન કરાવી આપવી તે; મુલાકાત દાખલ કરવું તે. આરંભ; પ્રારંભ પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; દીબાચો.

Introductive, *a.* દાખલ-ચાલુ કરે એવું; પ્રવર્તક. [પ્રવર્તક. પ્રસ્તાવનાં રૂપ-નું-સંબંધી.

Introductory, *a.* દાખલ-ચાલુ કરે એવું.

Introspection, *n.* અંદરની બાજુનું અવલોકન-તપાસ; અંતરાવલોકન; અંતર્દ્રષ્ટિ.

Introvert, *v. t.* અંદરની બાજુએ ફેરવવું.

**Intrude**, *vi. t.* વગર બોલાવે-તેડે અંદર જવું-આવવું; ઘુસવું; માથું મારવું; ઘોસા થવું. રજા-હક વગર કોઈ જગાએ જવું; મર્યાદા છોડી જવું; અતિક્રમણ કરવું.

**Intruder**, *n.* વગર બોલાવે-તેડે માંહે જનાર-આવનાર; ઘોસ્લો.

**Intrusion**, *n.* ઘુસાડવું તે; વગર બોલાવે જવું આવવું તે; ઘુસવું તે; અનધિકારપુર્વક પ્રવેશ.

**Intrusive**, *a.* વગર બોલાવે જાય આવે એવું.

**Intrust**, *v. t.* સોંપવું; હવાલે-હસ્ત કરવું; સ્વાધીનમાં આપવું. [જ્ઞાન.

**Intuition**, *n.* અંતર્જ્ઞાન; સહજ-અયત્ન

**Intuitive**, *a.* તર્ક વગર પોતાની મેળે સમજાયલું. અંતર્જ્ઞાનથી પ્રાપ્ત થયલું; અંતર્જ્ઞેય- અંતર્જ્ઞાનથી જાણવાનું; અંતરજ્ઞાની.

**Intuitively**, *ad.* તરતજ; સેહેજ; કોઈના કહ્યા વગર; અંતર્જ્ઞાને.

**Intumescence**, *n.* સોજો; સુજ.

**Intwist**, *v. t.* વણવું; વળદેવો; ગુંથવું.

**Inundate**, *v. t.* રેલ-પુરથી બુડાડવું; જળમય કરવું;-થી પાણીપાણી થઈ જવું. રેલછેલ-ભરપુર કરવું.

**Inundation**, *n.* રેલ; પુર; જળમય થવું તે; જલ પ્રલય. રેલછેલ; પુષ્કળતા; પુર.

**Inure**, *v. t.* મહાવરો-ટેવ પાડવી; દરરોજના મહાવરાથી કઠણ કરવું. ઘડાવું; મહાવરાથી ખમી શકે એવું થવું.

**Inurement**, *n.* મહાવરાથી કઠણ થવું તે.

**Inurn**, *v. t.* ચંબુ-સીરોઈમાં ભરવું.

**Inutility**, *n.* નિરૂપયોગ; અનુપયોગ.

**Invacuo**, *adv.* અવકાશ-આકાશ-ખાલીજગ્યા.

**Invade**, *v. t.* સ્વારી-ચઢાઈકરવી; ચઢવું. પગ પેસારો-લઈ લેવાનું કરવું.

**Invader**, *n.* સ્વારી-ચઢાઈ કરનાર.

**Invalid**, *a.* નબળું; નિર્જીવ; નકામું; ખોટું. રદ; બાતલ; નિરૂપયોગી. *n.* નબળું-રોગી-દર્દી માણસ; જખમથી-મંદવાડથી-રોગથી-લાંબી નોકરીથી અશક્ત થયલો સિપાઈ-માણસ. [ખંડન-ભંગ કરવું.

**Invalidate**, *v. t.* રદ્દ-નબળું-વ્યર્થકરવું.

**Invalidity**, *n.* નબળાપણું; વ્યર્થતા.

**Invaluable**, *a.* અમુલ્ય; અમુલિક; ઘણુંજ કિમતી. [સરખું. નિર્વિકારી.

**Invariable**, *a.* બદલાય નહીં એવું; એક

**Invariableness**, *n.* એક સરખા-સ્થિરપણું.

**Invariably**, *ad.* એક સરખી રીતે; નિત્યના નિયમ પ્રમાણે; નિત્ય.

**Invasion**, *n.* ચઢાઈ; સ્વારી; હુમલો; હલ્લો.

**Invasive**, *a.* શત્રુ ભાવથી-વેર ભાવથી ચઢાઈ માટે પ્રવેશ કરતું.

**Invective**, *n.* નિંદા; બદગોઈ; નિંદા-બદગોઈનું ભાષણ. *a.* નિંદાનું-ભરેલું; નિંદાત્મક. [ડું બોલવું.

**Inveigh**, *v. i.* -ની નિંદા બદગોઈ કરવી; ભું-

**Inveigher**, *n.* નિંદા કરનાર; ભુંડું બોલનાર. [છળથી કરાવવું.

**Inveigle**, *v. t.* ફોસલાવવું; ભુલથાપ દેવી;

**Inveigler**, *n.* ફોસલાવનાર; ભુલથાપ દેનાર.

**Invent**, *v. t.* કંઈ નવું શોધી કાઢવું; નવી યુક્તિ-હિકમત રચવી. કંઈ ખોટું બનાવવું; બનાવટ કરવી. કલ્પના શક્તિથી રચવું.

**Invention**, *n.* શોધી કાઢવું તે; શોધ; નવી યુકિત-કલ્પના; યોજના. નવી શોધી કાઢેલી વસ્તુ-વાત. કલ્પના શકિત; બનાવટ; તર્કટ.

**Inventive**, *a.* શોધક; કલ્પક; નવું શોધી કાઢે એવું.

**Inventor**, *n.* નવું શોધી કાઢનાર-બનાવનાર; યુકિત કાઢનાર-યોજનાર.

**Inventory**, *n.* -ના સામાનની યાદી-ટીપ-ફિરિસ્ત. *v. t.* -ની યાદી-ટીપ કરવી.

**Inverse**, *a.* ઉલટું; ઉંધું; અવળું

**Inversely**, *ad.* ઉલટાવીને; વ્યુત્ક્રમરીતે.

**Inversion**, *n.* ઉલટો-અવળોક્રમ; વ્યુત્ક્રમ. પરસ્પર જમાની અદલાબદલી.

**Invert**, *v. t.* ઉલટાવવું; ઉથલાવવું; ઉંધું વાળવું; ફેરવી નાખવું.

**Inverted**, *a.* ઉંધું વાળેલું; ઉલટું-ઉંધું-ઉલટે ક્રમે આવેલું-લખેલું. I. commas, અવતરણ ચિન્હ (" ").

**Invertedly**, *ad.* અવળા ક્રમથી.

**Invest**, *v. t.* પેહેરાવવું. સત્તા-પદવી-અધિકાર આપવો. સણગારવું; સુશોભિત-પ્રતિષ્ઠિત. કરવું. ઘેરવું; ઘેરી લેવું; ઘેરો ઘાલવો.-માં નાખવું-મુકવું-રોકવું. [સી કરવી.

**Investigate**, *v. t.* શોધવું; તપાસવું; ચોક-

**Investigation**, *n* શોધ; તપાસ; ચોકસી; તહકીકાત; તજવીજ. [કરતું.

**Investigative**, *a.* શોધક; તપાસ-ચોકસી

**Investigator**, *n.* શોધ-તપાસ-ચોકસી કરનાર, [પદસ્થાપન; અભિષેક-

**Investiture**, *n.* અધિકાર-સત્તા આપવીતે;

**Investment**, *n.* પેહેરાવવું તે; કપડાં આપવાં તે; અધિકાર આપવો-સોંપવો તે. ઘેરો ઘાલવો તે; ઘેરો.-માં રાખવું-રોકવું તે. વ્યાપાર.

**Inveteracy**, *n.* દૃઢ થયલાપણું; જુનાપણું; બહુકાલિકપણું.

**Inveterate**, *a.* દૃઢ થયલું; ઘણા દહાડાનું; જુનું; બહુ કાલીક (રોગ; દુઃખ). ટેવ-મહાવરો-આદત પડેલી હોય તેવું. બંધારણી; વ્યસની. કટ્ટું; હડહડતું.

**Invidious**, *a.* ઈર્ષા-અદેખાઈ ઉત્પન્ન કરે એવું; દ્વેષ જનક; ધિક્કારવાજોગ.

**Invidiously**, *ad.* અદેખાઈથી.

**Invigorate**, *v. t.* જોર-બળ-કુવ્વત આપવું; મજબુત કરવું;-થી જોર આવવું.

**Invigorating**, *a.* પુષ્ટિકારક; બળવર્ધક; પૌષ્ટિક; ધાતુ પુષ્ટ. [મજબુત કરવું તે; પુષ્ટિ.

**Invigoration**, *n.* કૌવત-જોર આપવું તે;

**Invincible**, *a.* જીતાય નહીં એવું; અજીત; દુર્જય.

**Invincibly**, *ad.* જીતાય નહીં એવી રીતે.

**Inviolable**, *a.* બગાડાય-નાપાક કરાય નહીં એવું તોડાય-ભંગાય નહીં એવું, અભંગ.

**Inviolably**, *ad.* ભંગાય નહીં એવી રીતે.

**Inviolate**, *a.* અખંડિત; અખંડ; અભંગ; નહીં

**Invisibility**, *n.* અદૃશ્યતા. [બગડેલું; પાક.

**Invisible**, *a.* દેખાય નહીં એવું; અદૃશ્ય.

**Invisibly**, *ad.* દેખાય નહીં એવી રીતે.

**Invitation**, *n.* બોલાવવું તે; તેડું; નોતરું; નિમંત્રણ; આમંત્રણ; ઈજન.

**Invitatory**, *n.* ભક્તિને માટે બોલાવનાર ભજન-ગાયન, *adj.*-આમંત્રણ યુક્ત.

**Invite**, *v. t.* બોલાવવું; તેડું-નોતરું-આમંત્રણ કરવું. લલચાવવું; લોભાવવું. આકર્ષણ કરવું-થી આવવું-આવી જવું; લાવવું.

**Inviting**, *a.* લલચાવે એવું; મોહક; આકર્ષક.

**Invitingly**, *ad.* લલચાવીને; આકર્ષણથી.

**Invocate**, *v. t.* નામ લેવું; નામનું સ્મરણ-આવાહન-પ્રાર્થના કરવી, દુઆ-આજીજીથી માંગવું.

**Invocation**, *n.* આવાહન; વિનંતિ; નામ-સ્મરણ; દુઆ.

**Invoice**, *n.* મોકલેલા માલની કિમ્મત સાથે યાદી; ભરતિયું; સતમી. *v. t.* મોકલેલા માલની કિમ્મત સાથે યાદી-ભરતિયું કરવું.

**Invice-book**, n. એન્વોઇસ, બીલો વગેરે

નોંધવાની ચોપડી. ઈન્વોઈસ; બીલો વગેરે-અસલ-ચોટાડવાની ચોપડી,

Invoke, *v. t.* see Invocate.

Involuntarily, *ad.* ઇચ્છા-મરજી ન છતાં; નાખુશી-અસંતોષથી; અજાણે.

Involuntary, *a.* ઇચ્છા હીન-વગરનું; અસ્વેચ્છ; વગર ઇચ્છે થતું; અનિચ્છાધીન; નાખુશીનું. [વણ. ઘાત કર્મ-

Involution, *n.* લપેટવું-વિંટાળવું તે. ગુંચ.

Involve, *v. t.* લપેટવું; વિંટાળવું; ઢાંકવું. અનુમાનથી દેખાડવું-જણાવવું;-માં હોવું;-થી પરિણામ-ફળ-માંથી અર્થ નિકળવો. સામેલ કરવું; જોડવું; સાથે લેવું ભેળવું; ગુંચવવું; ગુંચ-વણમાં નાખવું. બુરાડવું; ડુબાવવું; ગરક કરવું.

Invulnerable, *a.* જેને કંઇ ઘા લાગે નહીં એવું; વજ્ર દેહી-શરીરનું; વજ્ર.

Inward, *a.* અંદરનું; માંહેનું; મનમાંનું; પેટમાંનું અંતસ્થ. *n. pl.* આંતરડાં.

Inwardly, *ad.* અંદર; અંદરની બાજુએ.

Inweave, *v. t.* વણવું; ગુંથવું. [પાર-કામ-ક્રિયા

Inworking, *n.* અંદર-માંહે-મનમાંનો વ્યા-

Inwoven, *pp.* વણેલું; ગુંથેલું.

Inwrap, *v. t.* વિંટાળવું; લપેટવું.

Inwreathe, *v. t.* હાર-માળાની માફક ઘેરી લેવું.

Inwrought, *a.* જડેલું; જડિત; ભરેલું; ભરત વાળું.

Iodide, *n.* એક જાતનો રસાયની ક્ષાર છે.

Iodine, *n.* અમુક જાતના દરિયાઇ રોપામાંથી નિકળતો પદાર્થ.

Ionic, *n.* એક પ્રકારની બાંધણી. [લવલેશ.

Iota, *n.* લવ; અણુ; પરમાણુ; તલમાત્ર;

I-o-u, *n.* I owe you, તમે મારી પાસે માગો-મારે તમારૂં દેવું છે; દસ્તાવેજ.

Ipecacuanha, *n.* દક્ષિણ અમેરિકામાં થતી એક જાતની કડવી ને ઉલટી આવે એવી ઓષધિ-ગુળિયું.

Ipse Dixit, *n.* પુરાવા-સાબિતી વિના કહેલું તે.

Irascibility, *n.* જરા જરામાં ગુસ્સો ચઢી જાય એવી તબીએત.

Irascible, *a.* જરા જરામાં ગુસ્સે થઇ જાય-તપી જાય એવું; તામસી; ચીઢિયું.

Irate, *a.* ક્રોધી; કોપાયમાન.

Ire, *n.* ક્રોધ; ગુસ્સો; તામસ; રીસ.

Ireful, *a.* તામસી, ક્રોધી.

Iris, *n.* વરસાદની કમાન; મેઘ-ઈંદ્ર ધનુષ્ય. આંખની કીકીની આસપાસનું કુંડાળું.

Irish, *a.* આયર્લંડનું સંબંધી. આયર્લંડ દેશની ભાષા.

Irksome, *a.* કંટાળા ભરેલું; ત્રાસદાયક; ચીઢ લાગે એવું.

Irksomeness, *n.* કંટાળો; ત્રાસ; ચીઢ.

Iron, *n.* લોઢું; લોખંડ. લોઢાનું હથીયાર. શક્તિ; જોર; બળ. *pl.* બેડી; ઝાંઝરિયાં. કપડાં સાફ કડકડતાં કરવાનું હથિયાર; ઈસ્ત્રી. sulphate of iron હીરાકસી. *a.* લોઢાનું; લોઢાનું બનાવેલું; લોહમય. લોઢાજેવા રંગનું. કઠણ; સખત. આગ્રહી. જબરૂ; જોરાવર-વજ્ર. *v. t.* કપડાંને ઈસ્ત્રી કરવી. બેડી ઘાલવી. Iron-age, *n.* કલિયુગ. Cast or Pig Iron, *n.* ખરૂં લોઢું. Wrought Iron *n.* પોલાદ. I. bound, લોઢાથી બાંધેલું ખડકવાળું; ખડબચડું. I. clad, લોઢાનાં પત્રાંથી મઢેલું. *n.* લોઢાનાં પત્રાંથી મઢેલી મનવાર. I founder, *n.* લોઢાનું ભરતકામ કરનાર. I foundry, *n.* લોઢાના ભરત કામનું કારખાનું. I. hearted, *a.* વજ્ર-કઠણ હૈયાનું; નિર્દય. I. monger, *n.* લોઢાનો સામાન વેચનાર. I. mould, *n.* લુગડાંપર પડેલો લો-

ઢાનો હાથ. I. smith, *n.* લુહાર; લહવાર. I. works, *n.* લોઢાનું કારખાનું.

**Ironical**, *a.* હોય તેથી ઉલટું બોલવા સંબંધી; અન્યોક્તિવાળું.

**Ironically**, *ad.* અન્યોક્તિથી; વ્યાજોક્તિથી

**Irony**, *n.* હોય તેથી ઉલટું-મરોડમાં-વળમાં બોલવું તે; વક્રોક્તિ; અન્યોક્તિ; વ્યાજોક્તિ.

**Irradiance**, *n.* રોશનીના કીર્ણો. ભભકો; શોભા.

**Irradiate**, *v. t.* પ્રકાશિત કરવું. [ચળકાટ.

**Irradiation**, *n.* પ્રકાશિત કરવું તે; પ્રકાશ;

**Irrational**, *a.* જ્ઞાન-બુદ્ધિ હીન; અજ્ઞાન. જ્ઞાન-બુધ્ધિ વિરૂદ્ધ. *n.* મુરખાઇ ભરેલું કરણી.

**Irrationality**, *n.* જ્ઞાન બુદ્ધિ હીનતા; અજ્ઞાનતા. [રેલી રીતે.

**Irrationally**, *ad.* અજ્ઞાનથી; મુરખાઈ ભ-

**Irreclaimable**, *a.* ઠેકાણે પાછું અણાય નહીં એવું; સુધરવું અશક્ય; નહિ ગયલું.

**Irreconcilable**, *a.* મળી જાય-સમજે નહીં એવું; દોસ્તી-મિલાપ કરે નહીં એવું; વેરભાવ રાખ્યા કરે એવું.મટે-જતું રહે નહીં એવું. એક બીજાથી ઉલટું-ને ન મળતું; પરસ્પર વિરૂદ્ધ.

**Irrecoverable**, *a.* ફરી મેળવાય-પાછું આવે નહિં એવું. ઉપાય વિનાનું; નિરૂપાય.

**Irrecoverably**, *ad.* નિરૂપાયથી; પાછું હાથ ન લાગે એવી રીતથી. [વાય એવું.

**Irredeemable**, *a.* નછોડવાય-નછોડવી લે-

**Irreducible**, *a.* ઓછું નહીં કરાય એવું.

**Irrefragable**, *a.* ખંડન કરાય-રદ પડાય નહીં એવું. [ન ન કરાય એવું

**Irrefutable**, *a.* તોડી ન શકાય એવું; ખંડ-

**Irregular**, *a.* બેડોળ; વાંકું; ઉંચું નીચું. નિયમ-રીત-ચાલ વિરૂદ્ધ; ધારાથી ઉલટું; બેકાયદેસર. કુદરતી નિયમ વિરૂદ્ધ નિયમ વ્યવસ્થા વગરનું. આડે માર્ગે ચાલતું; અનાચારી; દુર્ગુણી; કુચાલનું.વાંકું એક સરખું નહીં; વિષમ; અસમ. નિયમ વિરૂદ્ધ.

**Irregularity**, *n.* ધારા-રીતિ-ચાલ-નિયમ વિરોધ; અવ્યવસ્થા. નઠારી ચાલ; દુરાચાર.

**Irregularly**, *ad.* અનાચારથી; અવ્યવસ્થાથી.

**Irrelative**, *a.* સગાઇ-સંબંધ વગરનું; પારકું.

**Irrelevancy**, *n.* અસંબંધ, અપ્રસંગ.

**Irrelevant**, *a.*, લાગુ પડે નહીં-કામમાં આવે નહીં એવું; અપ્રાસંગિક. [ચાલક્તિ.

**Irreligion**, *n.* અધર્મ; ધર્મલોપ; દુરાચાર;

**Irreligious**, *a.* અધર્મી; અધાર્મિક; દુષ્ટ; દુરાચારી. ધર્મ વિરૂદ્ધ; દેવ-ધર્મ નિંદક.

**Irremediable**, *a.* અસાધ્ય; સાર ન થાય એવું; નિરૂપાય; બેઈલાજ; સુધરે નહીં એવું.

**Irremissible**, *adj.* નહિ ભુલાય તેવું; નહિ ક્ષમા કરાય તેવું.

**Irremovable**, *a.* ખસેડાય નહીં એવું.

**Irreparable**, *a*, સુધરે-સમરે નહીં એવું. પાછું મળે નહીં એવું [એવી રીતે.

**Irreparably**, *ad.* પાછું સુધરે-મળે નહીં

**Irrpealable**, *a.* રદ્દ ન કરાય-નથાય એવું.

**Irreprehensible**, *a.* ઠપકો દેવાય નહીં એવું; નિર્દોષ; દોષ શુન્ય.

**Irrepressible**, *a.* દબાય નહીં એવુ.

**Irreproachable**, *a.* ઠપકો દેવાય નહીં એવું; નિર્દોષ; નિષ્કલંક.

**Irreproachably**, *ad.* નિર્દોષ-નિષ્કલંકપણે;

**Irreprovable**, *a.* ઠપકો દેવાય નહીં એવું. બેગુન્હા; નિર્દોષ.

**Irreptitious**, *a.* પગ પેસારો કરતું; દબાવી પડતું; ગેરવાજબી રીતે ઘસતું.

**Irresistance**, *n.* શાંતતા-ચૂપકીદીથી તાબે થવું, સહન શીલતા.

**Irresistibility**, *n.* અનિવારપણું; અટળપણું.
**Irresitible**, *a.* અટકાવી શકાય-સામા ટકાય-નહી એવું; અનિવાર્ય; અટળ.
**Irresistibly**, *a.d.* અટકાવી શકાય-સામા ટકાયનહીં એવી રીતે.
**Irresolvable**, *a.* ભાગ ન થાય તેવું, જેનું પૃથક્કરણ ન કરી શકાય એવું.
**Irresolute**, *a.* અદૃઢ; ઢચુપચુ કરતું; વારે ઘડીએ વિચાર ફેરવી નાખે એવું; ચંચળ મનનું-વૃત્તિનું, અસ્થિર મનનું. [ચળમન-વૃત્તી.
**Irresoluton**, *n.* અદૃઢતા; અસ્થિરતા; ચં
**Irrespective**, *a.* ધ્યાન-લક્ષ ન આપનાર ન-રાખનાર.
**Irrespectively**, *ad.* લક્ષ-ધ્યાન આપ્યા વગર.
**Irresponsible**, *a.* જવાબદાર-જોખમદારી નહીં એવું.
**Irretrievable**, *a.* see Irrecoverable.
**Irretrievably**, *ad.* નાઇલાજથી; નિરૂપાયથી.
**Irreverence**, *n.* અનાદર; અપમાન.
**Irreverent**, *a.* અનાદર-અપમાન-અવજ્ઞાકારી-કરનાર. અનાદર યુકત; અપમાનનું; અવજ્ઞાશીલ.
**Irreversible**, *a.* ફેરવાય-રદ્દ કરાય નહીં એવું.
**Irrevocable**, *a.* ફેરવાય-રદ્દ કરાય નહીં એવું.
**Irrevocably**, *ad.* ફેરવાય-રદ્દ કરાય નહીં એવી રીતે. [રવતી ખેતર-જમીનને પાણી પાવું.
**Irrigate**, *v. t.* ભિંજવવું; પલાળવું.-નીક-નેહે-
**Irrigation**, *n.* નીક-નહેરવતી ખેતર-જમીનને પાણી પાવું તે.
**Irriguous**, *a.* ભીનું;લીલું;પાણીવાળું; પલ્લેળું.
**Irritability**, *n.* તામસ; ગુસ્સો; રીસ; ચીઢીયાપણું.
**Irritable**, *a.* ખિજવાય-ચિડાય તેવું; તામસી.
**Irritant**, *a.* ખિજવતું; ચીડવતું; ગુસ્સે કરતું
**Irritate**, *v. t.* આગ-લાય-ઝાળ ઉઠાડવી. ચીડવવું; ખિજવવું; ગુસ્સે કરવું.
**Irritation**, *n.* લાય; ઝાળ. ખિજ; ચીઢ- ગુસ્સો.
**Irritative**, *a.* આગ ઉઠે તેવું. તામસી; ખીજવાય એવું.
**Irruption**, *n.* એકાએક ફાટીને અંદર આવવું તે. એકાએક કાબેલી ચઢાઈ; હલ્લો.
**Irruptive**, *a.* એકાએક ફાટીને અંદર આવતું.
**Is**, *v. i.* છે. [તૈયાર કરાતો એક પદાર્થ.
**Isinglass**, *n.* માછલીની હવાની કોથળીમાંથી
**Islam**, *n.* મહમદી ધર્મ.
**Island, Isle**, *n.* બેટ; ટાપુ; દ્વીપ.
**Islander**, *n.* બેટ-ટાપુનો રહેવાસી.
**Islet**, *n.* નહાનો ટાપુ; ઉપદ્વીપ.
**Isolate**, *v.t.* અળગું-વેગળું મુકવું.[અળગાપણું
**Isolation**, *n.* અળગું-વેગળું હોવું તે; વેગળા.
**Isonomy**, *n.* હક અને કાયદામાં સરખાપણું.
**Isothermal**, *a.* સમઉષ્ણતાવાળું
**Isosceles**, *a.* સમદ્વી બાહુ.
**Israelite**, *n.* ઇસ્રાઇલના વંશનું માણસ; યાહુદી
**Israelitish**, *x.* ઇસ્રાઇલનું-સંબંધી.
**Issuable**, *a.* બહાર નિકળવા જેવું-કાઢવાજોગ.
**Issue**, *n.* બહાર નિકળવું-આવવું તે; નિર્ગમન. બહાર મોકલવું તે; કાઢીને આપવું તે. પરિણામ છેવટ; ફળ; છેડો. સંતાન; પ્રજા; સંતતિ; છોકરૂં. ઉપજ; નિપજ; જમીનની આવક. સ્રાવ; વેહેંચવું-આપવું તે; વેહેંચણ-મુદ્દો; તકરાર બાબત; વિષય. *v. i.* બહાર નિકળવું; આવવું; વેહેવું; જવું. ઉત્પન્ન થવું; જનમવું. નિપજવું; મળવું. પરિણામ-છેવટ-ફળ થવું. *v. t.* બહાર મોકલવું; કાઢીને આપવું; ચલાવવું; ચાલુ કરવું વેહેંચવું; આપવું. જાહેર-પ્રગટ-પ્રસિદ્ધ કરવું.
**Isthmus**, *n.* સંયોગી ભુમિ.
**It**, *pro.* તે; એ.

**Italian**, *a.* ઇટાલી દેશનું. *n.* ઇટાલી દેશનો રહેવાસી; ઇટાલીના લોકની ભાષા.

**Italic**, *a.* ઇટાલીનું. *n. pl.* ઇટાલીક-તીરકસ-વાંકા અક્ષર. [છાપવું.

**Italicize**, *v. t.* તિરકસ-વાંકા અક્ષરે લખવું-

**Italics**, *n. pl.* તિરકસ-વાંકા અક્ષર.

**Itch**, *n.* ખસ; ખુજળી; ખરજ. ખંજવાળ; ચેળવખવખ. *v. i.* ખંજવાળ-ચેળ આવવી.

**Itchy**, *a.* ખસ-ખુજળીવાળું. [બાબત.

**Item**, *ad.* બીજું; વળી. *n.* રકમ; કલમ;

**Iterate**, *v. t.* ફરીથી-બીજીવાર કહેવું-બોલવું કરવું. [ કેહેવુંતે.

**Iteration**, *n.* ફરીથી-બીજીવાર બોલવું-કરવું-

**Itinerant**, *n.* ગામેગામ ફરનાર-ભટકનાર.

**Itinerate**, *v. i.* બોધ-ઉપદેશ કરવાને ગામેગામ ફરવું.

**Itinerary**, *n.* માર્ગ-દેશાટન વૃત્તાંત; મુસાફરીનું પુસ્તક. *a.* મુસાફરી કરતું; ફરતું; ભટકતું.

**Itself**, *pro.* પોતાની મેળે; ખુદ; જાતે; સ્વતા.

**Ivied**, *a.* તરૂરોહિણીથી વિંટલાએલું. [દાંતનું.

**Ivory**, *n.* હાથી દાંત; હસ્તીદંત. *n.* હાથી

**Ivy**, *n.* ઘર-ઝાડપર ચઢતો વેલો; તરૂરોહિણી.

**Ivy mantled**, *adj.* See *ivied.*

# J

**Jabber**, *v. t.* બકબક કરવી; બકવું. *n.* બડબડ; બકબક. [ લનાર; બકનારો; બડબડનારો.

**Jabberer**, *n.* બરાબર ન સમજાય એમ બો-

**Jacinth**, *n.* એક જાતનું નિર્મળ-સાફ રત્ન-ઝવેર.

**Jack**, *n.* કોઇ હલકું પતરાજીખોર માણસ. ખલાસી; ખારવો. ઘણા ભારવાળી ચીજ ઉંચકવાનું પેચવાળું યંત્ર. જે ઘોડીપર લાકડાં વેહેરવામાં આવે છે તે. કવચ; બખતર. વહાણનો વાવટો.

**Union-Jack**, *n.* ઇંગ્લાંડનો રાજ્યવાવટો.

**Jack-in-a-box**, પેટીમાંથી પુતળું નીકળી આવતું રમકડું.

**Jack-in-office**, પોતાની સત્તાની ખુમારી ધરાવનાર-સત્તા ગર્વિષ્ઠ.

**Jack-of-all-trades**, સર્વ ધંધામાં કુશળ પુરૂષ; ( ધિક્કારમાં ) સબ બંદરકા વેપારી.

**Jack-with-a-lantern,orJack-o-lantern** સ્મશાનમાં રાત્રિને વખતે દેખાતા આગના ભડકા.

**Jackal**, *n.* કહોલું; શિયાળવું.

**Jackanapes**, *n.* વાંદરો. વાંદર. બેઅદબ-અકકડબાજ માણસ.

**Jack-ass**, *n.* જડ-બુધી-ઠોઠ-મુર્ખ માણસ.

**Jack-daw**, *n.* જંગલી કાગડો.

**Jacket**, *n.* બદન; કેડિયું; કુડતું; કબજો; બંડી. [ચાપુ-છરી.

**Jack-knife**, *n.* મોટો ગજવામાં રાખવાનો

**Jack-pudding**, *n.* મશ્કરો; વિદુષક.

**Jacobin**, *n.* સરકારની સામા થઇને હકનાહક ઉથલ પાથલ કરવાની યુકિત કરે એવું માણસ; બંડખોર લોકનો આગેવાન.

**Jackbinical**, *a.* સરકારની સામા થઇને હકનાહક ઉથલ પાથલ કરવાની યુક્તિ કરનાર મંડળી સંબંધી.

**Jacobinism**, *n.* સરકારની સામા થઇને હકનાહક ઉથલ પાથલ કરવાની યુક્તિ.

**Jacobite**, *n.* ઈંગ્લંડના બીજા જેમ્સ રાજાએ રાજ્યત્યાગ કર્યા પછી તેના અને તેના વંશજોના પક્ષમાં રહેલું માણસ.

**Jade**, *n.* દમ વગરનું ઘોડું. રાંડ. મશ્કરામાં જુવાન સ્ત્રી. *v. t.* થકવી નાખવું. *v. i.* થાકી જવું. [કાંગરો; કાતરો; ચીરો.

**Jag**, *v. t.* ખાંડ પાડવી; ખાડું કરવું. *n.* ખાંડ.

**Jagged**, *a.* ખાંડું; ખાંડવાળું.

**Jaggery**, *n.* ગોળ. [સરખું નહીં એવું.
**Jaggy**, *a.* ખાંડું; ખાંડાવાળું ઉંચું નીચું; એક
**Jaghire**, *n.* જાગીર.
**Jaguar**, *n.* અમેરિકન વાઘ.
**Jail**, *n.* તુરંગ; બંધીખાનું; કેદખાનું.
**Jailer**, *n,* તુરંગની ચોકસી કરનાર; બંધીખાનાનો અધિકારી; દરોગો.
**Jakes**, *n.* સંડાસ; જાજરૂ; વાડો; કાંડિયો:
**Jalap**, *n.* એક જાતનું રેચક મુળિયું.
**Jam**, *n.* મુરબ્બો. *v. t.* દાબવું; ચાંપવું; ભચડવું. નીચોવવું. [બાજુ.
**Jamb**, *n.* ધુમાડિયાના બારણાના ચોકઠાંની
**Janapa**, *n.* જાડું સુતરાઉ કપડું.
**Jangle**, *v. i.* બોલાચાલી-કચકચ-કજીયો-ટંટો-વઢવાડ-તકરાર કરવો-થવી. *n.* કલકલ; બકબક, બોલાચાલી; ટંટો; તકરાર. બેસુર-કઠોર અવાજ
**Jangler**, *n.* ટંટો-ઝગડો કરનાર.
**Janitor**, *n.* પોળીઓ; દરવાન; દ્વારપાળ; દેવડીવાળો; પહોરેગીર; ચોપદાર.
**Janizary**, *n.* તુર્ક દેશનો ગાડદીનો સીપાઈ.
**Janty**, *a.* ભભકાદાર; રંગીલું; ચપળ.
**January**, *n.* અંગ્રેજી વર્ષનો પહેલો મહિનો; પોષ-મહા.
**Japan**, *n.* રોગાન. રોગાનનું કામ. *v. t.* રોગાન ચઢાવવું-દેવું. કાળું ને ચકચકતું કરવું.
**Japanese**, *a.* જાપાન દેશનું-નાલોકોનું. જાપાની, *n.* જાપાન દેશના વતની; જાપાની લોક-
**Japhetic**, *a.* જાફેટનું સંબંધી. [ની ભાષા.
**Jar**, *n.* બરણી; ઘડો; બેસુર-ખોખરો; કઠોર અવાજ. અણબનાવ; કજીયો; તકરાર. *v. i.* બેસુર વાગવું; કઠોર થવું-હોવું. અનુસરતું નહોવું; આડે આવવું; ખલેલ કરવી; વઢવું; લઢવું; કજીયો કરવો. [ બોલી-ભાષા.
**Jargon**, *n.* ન સમજાય તેવી-ગડબડવાળી

**Jasmine, Jessamine**, *n.* જાઈ; જુઈ; જસવેણ; ચંબેલી. [રત્ન.
**Jasper**, *n.* એક જાતનું માણી; લીલા રંગનું
**Jaundice**, *n.* કમળો [ચનારું; પક્ષપાત ભરેલું
**Jaundiced**, *a.* કમળો થયો હોય તેવું, પક્ષ ખેં-
**Jaunt**, *v. i.* સેહેલ કરવા-ફરવા જવું; સેહેલ કરવી. *n.* સેહેલ; ફરવા જવું તે.
**Jauntly, Jantily**, *ad.* ભભકાથી; રંગીલાપણાથી; ચપળતાથી. [ચપળ.
**Jaunty, Janty**, *a,* ભભકાદાર; રંગીલું;
**Javelin**, *n.* ભાલો; બરછી.
**Jaw**, *n.* જડબું; ડાચું. મુખ; મ્હોડું. *v. i.* તાણીને ધમકાવવું-ઠપકો દેવો; બકુ ખીજવું.
**Jay**, *n.* એક જાતનું પક્ષી; નીલકંઠ; ચાસ.
**Jealous**, *a.* બદગુમાન. અદેખું; મત્સરા. નામાના રક્ષણને સારૂ કાળજી-ફિકરવાળું; અભિમાની. વેહેમી; સંશયી. [વેહેમથી.
**Jealously**, *ad.* બદગુમાનથી; અદેખાઈથી.
**Jealousy**, *n.* આસક્તના મનમાંનો પોતાનાપર માસુકની પ્રીતિવિષે વિચારયુક્ત સંશય-શક. અદેખાઈ; ઈર્ષા; મત્સર. [લુઘડું; જીન.
**Jean**, *n.* પાંસળિયાદાર-આડીસળીદાર સુતરાઉ
**Jeer**, *v. i.* મશ્કરી-મજાક કરવી; હસવું; બનાવવું; મેણું મારવું. *n.* શશ્કરી; મજાક; મેણું: ઠંડો ઠામ. [સુધી છે ને છે તે; યહોવા; સ્વયંભુ.
**Jehovah**, *n.* અનાદિ કાળથી તે અનંત કાળ-
**Jejune**, *a.* ખાલી; ઠાલું. લુખ્ખું. રસ-મઝાવિનાનું; અરસિક; વિરસ; રસાળ નહીં એવું.
**Jejuneness**, *n.* ખાલી-ઠાલાપણું. દરિદ્રતા. અરસિકપણું. [કણો પદાર્થ.
**Jelly**, *n.* ફળ મેવાનો પાક; મુરબ્બો. ચિ-
**Jenny**, *n.* સુતર કાંતવાનો સંચો.
**Jeopard, Jeopardise**, *v. t.* જોખમમાં-નુકસાનમાં-ધાકમાં-ભયમાં નાખવું.

**Jeopardous**, *a.* જોખમભરેલું; ભયભરેલું.
**Jeopardy**, *n.* જીવનું જોખમ; ધોકો; નુકસાન.
**Jerk**, *v. t.* ધકકો-આચકો-હડસેલો મારવો. ઝડપથી નાખવું-ફેંકવું. *n.* ધકકો; આચકો; હડસેલો, ઠાંસો.
**Jerkin**, *n.* કુડતું; કેડિયું; બંડી.
**Jerquing**, *n.* નહિ દાખળ કરેલ માલછે કે નહિં તે જોવાને માટે કસ્ટમ અમલદારની વહાણની તપાસ.
**Jersey**, *n.* એક જાતનું ઘણું ઝીણું ઉન.
**Jesse**, *n.* દેવળમાં રાખવાની ડાળીવાળી-દાંડીદાર શમેદાની.
**Jest**, *n.* મજાક; મશ્કરી; ઠઠો; ટોળ. જેની મજાક-મશ્કરી કરવી હોય તે; ઉપહાસ પાત્ર *v. i.* મજાક કરવો; મશ્કરી કરવી; બનાવવું.
**Jester**, *n.* ટોળિયો; બટકબોલો-ગમતી માણસ. મશ્કરો; વિદુષક.
**Jesting**, *n.* મશ્કરી; મજાક; ટોળ.
**Jesuit**, *n.* રોમન કાથોલિક ધર્મ ફેલાવવા સ્થાપન થયલા એક પંથનું માણસ. છળભેદ રમે એવું-પેચવાળી યુકિત કરે એવું-કાવાખોર માણસ.
**Jesuitical**, *a.* દગા-કાવત્રાંખોર; ઠગ; શઠ.
**Jesuitism**, *n.* દગો; કપટ. રોનમ કાથોલિક-લોકોનો મુખ્ય ઉદ્દેશ.
**Jesuitry**, *n.* જેસ્વીટ લોકોનાં મતો અને વર્તન; ઠગાઇ, લુચ્ચાઇ.
**Jet**, *n.* ફુઆરો; ફરંજો; જે નળમાંથી ગ્યાસનો ભડકો નિકળ્યા કરે તે. એક કાળો- ખનીજ પદાર્થ; એક જાતનો કાળો પથ્થર *v. i.* બહાર નિકળવું-નિકળી આવવું.
**Jet-black**, *a.* કાળું ભમર; કાળું બલક.
**Jet-d'eau, Jetteau**, *n.* ફુઆરો; ફરંજો.
**Jetsam, Jetsone, Jetsom, or Jotson**, *n.* દરીયામાં માલ વામી દેવા તે; ઓળનો માલ. દરિઆમાંથી કિનારાપર તણાઇ આવેલ માળ.
**Jetty**, *a.* કાળું.
**Jew**, *n.* યહુદી.
**Jewel**, *n.* રત્ન; મણી; ઝવેર. *v. t.* જડાવ ઘરેણાંથી સણગારવું. ઘડિયાળના સમતાલ ગતિકારક ચક્રની ધરી હીરામાં બેસાડવી.
**Jeweller**, *n.* ઝવેરી.
**Jewellery**, *n.* ઝવાહીર; જરિયાન; ઝવેરાત.
**Jewess**, *n.* યહુદેણ.
**Jewish**, *a.* યહુદીન-સંબંધી.
**Jew's-harp**, *n.* ચંગ; મોરચંગ. [સઢ.
**Jib**, *n.* વહાણના નાળ આગળનો ન્હાનો
**Jibe**, *see Gibe.*
**Jig**, *n.* એક જાતનો નાચ.
**Jilt**, *n.* હલકી બાયડી; આશકનાપર પ્યાર દેખાડયા કેડે તેને છોડી દે એવી સ્રી. *v. t.* સ્નેહ બાંધ્યા પછી આશકને છોડી મહેલવો.
**Jingle**, *v. i.* છમછમ-ધમધમ-ઝણઝણ રણકો થવો; ખણખણ થવું. *v. t.* છમછમ-ધમધમ કરવું. *n.* છમકારો; છણકાર; રણકો; ખણખણાટ.
**Jingling**, *n.* ઘંટનો ખણખણાટ-રણકો.
**Job**, *n.* પરચુરણ કામ હલકું-નીચા મનનું કામ *v. i.* દલાલી કરવી; ઉધડ કામ કરવું.
**Jobber**, *n.* દલાલ, દલાલી-ઉધડ કામ કરનાર.
**Jobbery**, *n.* કુટિલ યુક્તિઓ.
**Jockey**, *n.* શરતના ઘોડા હાંકનાર-ઘોડે બેસનાર. ઘોડાનો વેહેપારી. લુચ્ચું-ઠગુ માણસ. ઠગ *v. t.* છેતરવું; ઠગવું.
**Jocose**, *a.* મજાક-મશ્કરીખોર; ટોળી. મજાક-મશ્કરીનું-વાળું-ભરેલું.
**Jocosely**, *ad.* ઠઠાબાજીથી; મશ્કરી-વિનોદથી
**Jocular**, *a.* મશ્કરીખોર. મજાકનું-વાળું-ભરેલું.
**Jocularly**, *ad.* મશ્કરીથી; મજાકથી.

Jocularity, *n.* ઠઠ્ઠાબાજી; ટોળ; મજાક. [ભરેલું

Jocund, *a.* ખુશમીજાજી; રંગીલું. રમુજી; ગમત

Jog, *v. t.* ચેતવણી આપવાસારૂ જરાક હડસેલો-ધીમેથી ધક્કો-ઠોસો મારવો.-ને યાદ દેવડાવવું. *v. i.* ધીમેધીમે ચાલવું. થોડો-સહજ ધક્કો-ઠોસો.

Joggle, *v. t.* જરા હડસેલો-ધીમેથી ધક્કો મારવો

Jog-trot, *n.* ધીમેધીમે એક સરખી રીતે ચાલવું તે; ધીમી સરખી ચાલ.

Join, *v. t.* જોડવું; જોડી દેવું; જોડતાં જવું; એકઠું કરવું; મેળવવું.-ની સાથે થવું-મળી-જવું-થઈને ચાલવું;-માં દાખલ થવું.-ની સાથે કશા કામમાં સામેલ થવું-સંગત રાખવો; વિવાહ સંબંધ-સગાઈનો સંબંધ કરવો; ગળેળા હોવું. *v. i.* સાંધો હોવો; સાંધવું; જોડાવું. લગોલગ હોવું. એકસંપ-એકત્ર-એકઠા-ભેગા થવું.

Joiner, *n.* સુથાર.

Joinery, *n.* સુથાર-સુથારી કામ.

Joint, *n.* સાંધો; ગાંઠો; સાંધ; પેરિયું; પેશી. *a.* જેમાં બે કે વધારે ભાગીદાર હોય એવું; ભાગીદાર; સામેલ; એકત્ર; બન્નેનું-ની તરફથી; બધાએ-બન્ને એકઠાં મળીને કીધેલું; બધાનું; સંયુક્ત.

Jointed, *a.* સાંધા-પેરિયાં-પેશીનું બનેલું-વાળું.

Jointer, *n.* મહોટો રંદો.

Jointly, *ad.* સાથે મળીને; એકઠા થઈને.

Joint-stock-company, *n.* સહિયારા ભંડોળની કમ્પની. [સાંથિયા-ખેડુનો.

Joint-tenant, *n.* એકત્ર-સંયુક્ત ગણોતિયા-

Jointure, *n.* સ્રીને પોતાના સ્વામીના મરણ પછી ભોગવટો કરવાને પહલા દાખલ આપેલી મિલકત; સ્રીધન. *v. t.* મુકરર કરવું.

Joist, *n.* ઉલવેલ; ભાલ; ભારોત.

Joke, *n.* મશ્કરી, ઉપહાસ. *v. i. & t.* મજાક-મશ્કરી કરવી; ને હસવું-બનાવવું.

Jole, Jowl, *n.* ગાલ; માછલીનું માથું.

Cheek by jole, or jowl, અડોઅડ ગાલ સહિત, અડોઅડ કપોલ લાગેલાં; ઘુસપુસવાત.

Jollity, *n.* ખુસ મિજાજ; મઝા; ગમત.

Jolly, *a.* ખુશ મિજાજી; ગમત કરતું; રંગીલું; વિનોદી, આનંદ દર્શક-સુચક-ભરેલું, શરીરે ભરાઉ.

Jolly-boat, *n.* વહાણની હોડી-મછવો.

Jolt, *v. t.* હોલો-હેલ્લો ખાવો; ધક્કો-આચકો આવવો-લાગવો. *n.* આચકો; હોલો; ધક્કો.

Jostle, *v. t.* હડસેલવું; હડસેલો-આચકો-ધક્કો મારવો. [ટીપ્પણ કરી-લખી લેવું.

Jot, *n.* લવ-લેશ-તલમાત્ર; બદામભાર; ટીપવું;

Jotting, *n.* ટિપ્પણ; નોંધ; સ્મરણલેખ.

Journal, *n.* રોજનીશી, રોજનામું-મેળ; ખાતાવહી, વર્તમાનપત્ર; ચોપાનિયું.

Journalism, *n.* વર્તમાનપત્ર લખવાનો-ચલાવવાનો ધંધો-નું કામ. [વનાર.

Journalist, *n.* વર્તમાનપત્રનો લખનાર-ચલા-

Journalize, *v. t.* રોજ મેળમાં લખવું-નોંધવું-દાખલ કરવું; ખાતું ખતવવું. [મુસાફરી કરવી.

Journey, *n.* મુસાફરી; દેશાટન; પ્રવાસ. *v. i.*

Journey-man, *n.* રોજ કામે આવતો મજુર-કારીગર; રોજીયો; રોજીંદાર; દહાડિયો.

Joust, *n.* બે કે વધારે માણસોએ શાસ્ત્ર વિધામાં પોતાની કુશળતા બતાવતા કીધેલું યુદ્ધ; યુદ્ધ વિહાર. [લોકોનો મુખ્ય દેવ.

Jove, *n.* બૃહસ્પતિ; ગુરૂ. યુનાની ને રોમન

Jovial, *a.* આનંદી; રંગીલું; અનંદ-ખુશીનું

Joy, *n.* આનંદ; હર્ષ; ખુશી. વિનોદ; હાસ્ય; મજાક ઠઠા. સુખ. આનંદ-હર્ષનું કારણ; આનંદકારક; આનંદાસ્પદ. *v. i.* ખુશી થવું; આનંદ પામવો. [આનંદમય; હર્ષનું.

Joyful, *a.* ખુશ; ખુશી; હરખાયલું; આનંદી.

**Joyfully,** *ad.* આનંદ-ખુશી-હર્ષથી. [ શાલી.
**Joyfulness,** *n.* આનંદીપણું; મ્હોટી ખુ-
**Joyless,** *a.* હર્ષહીન; આનંદ રહિત; નાખુશ; ઉદાસ; દલગીર, આનંદવિનાનું.
**Joylessness,** *n.* નાખુશ-ઉદાસપણું; દલગીરી.
**Joyous,** *a.* આનંદી; ખુશી આનંદકારક; હર્ષ ભરેલું-નું
**Joyousness,** *n.* આનંદીપણું; ખુશાલી.
**Jubilant,** *a.* મ્હોડેથી જયજય કેહેનાર.
**Jubilee,** *n.* આનંદ-ખુશીનો દિવસ; ઉત્સવ; ઓચ્છવ; સપરમો દિવસ; તેહવાર.
**Judaic-al,** *a.* યહુદીનું-સંબંધી.
**Judaism,** *n.* યહુદી લોકનો ધર્મ-મત. યહુદી ધર્મને અનુસરવું તે.
**Judaise,** *v. i.* યહુદી ધર્મને અનુસરવું.
**Judge,** *n.* ન્યાયાધીશ; ઇનસાફદાર; જડજ. કદર-બુજ-ખુબી જાણનાર; ગુણજ્ઞ; રસજ્ઞ; કદરદાન; પરિક્ષક. સર્વેનો ઇનસાફ કરનાર; ઇશ્વર; પ્રભુ. *v. i.* તોલ-દરિયાફ્ત ન્યાય કરવો. નિશ્ચય-સિદ્ધાંત-ઠરાવ કરવો; તર્ક-વિચાર બાંધવો. ઇન્સાફ-ફેસલો-ચુકાદો કરવો. *v. t.* નો ઇન્સાફ-ફેસલો કરવો. સમજવું; સમજી લેવું. વિવેક વગર-અવિચારથી કોઇને ખોટું ઠેરવવું-માનવું-કેહેવું. જાણવું; ગણવું.
**Judgship,** *n.* ન્યાયાધીશનો હોદો.
**Judgment,** *n.* કદર-બુજ જાણવી તે; વિચાર-દરિયાફ્ત કરવો તે; વિવેચન. વિવેક; સમજ; વિચાર; બુદ્ધિ. નિશ્ચય; નિર્ણય; ઠરાવ; બાંધેલો વિચાર; સિદ્ધાંત. ઠરાવ; ફેસલો; નિકાલ; ચુકાદો; નિવેડો. ઇશ્વર તરફથી આફ્ત દુઃખ-ઇશ્વર ન્યાય-ઇન્સાફ. [દિવસ; કયામત.
**Judgment-day,** *n.* જગતના ન્યાયનો
**Judgment-hall,** *n.* ન્યાય મંદિર-શાળા.
**Judgment-seat,** *n.* ધર્માસન; ન્યાયાસન.
**Judicatory,** *a.* ન્યાયસભા; અદાલત; કોર.
**Judicature,** *n.* ન્યાય-ઇન્સાફ કરવાનો અધિકાર-સત્તા. ઇન્સાફ કરવાનો અધિકાર રાખનારી કોરટ.
**Judicial,** *a.* ન્યાયસભા-અદાલત-કોરટનું; ન્યાયાધીશનું. ન્યાય-ઇન્સાફ કરવાનું; ન્યાય-પ્રકરણનું-સંબંધી. ઇન્સાફ કરનારી કોરટે ઠરાવેલું. સજા દાખલ-ઇન્સાફની રાહે કરેલું.
**Judicially,** *ad.* ન્યાયની રીતે; ઇન્સાફની રાહે
**Judiciary,** *a.* ન્યાયસભા સંબંધી; અદાલતનું. *n.* ન્યાયસભા; અદાલત.
**Judicious,** *adj.* ડહાપણ-વિવેક-વિચારથી કરેલું-નું; ઉચિત; ઘટિત; યોગ્ય. ડાહ્યું; વિવેકી; વિચારવંત; સમજુક; સારાસાર સમજનાર.
**Judiciously,** *ad.* ડહાપણ-વિવેકથી; ઘટિત રીતે.
**Judiciousness,** *n.* વિવેક-સારા સારની સમજ.
**Jug,** *n.* કુજો; લોટવો; લોટો.
**Juggle,** *v. i.* નજરબંધી-હાથ ચાલાકી-જાદુ-ખેલ કરવો. દગો-કાવતરું કરવું. *v. t.* હાથચાલાકીથી કોઇને છેતરવું-ઠગવું; કશાથી છેતરાઇ જવું-ઠગાવું.
**Juggler,** *n.* ગારૂડી. બાજી-જાદુગર; મદારી; વાદી; ઠગ; દગાખોર માણસ. [વિદ્યા; જાદુ.
**Jugglery,** *n.* હાથ ચાલાકી; નજરબંધી; ગારૂડી
**Juggling,** *n.* જાદુ કપટ; કપટ.
**Jugular,** *a.* ગર્દન-ડોક-ગળાનું; કંઠય.
**Juice,** *n.* રસ; પાણી.
**Juiceless,** *a.* રસ-પાણી વગરનું.
**Juiciness,** *n.* રસ ભર્યા-રસવાળાપણું.
**Juicy,** *a.* રસવાળું; રસદાર.
**Jujube,** *n.* બોરડી. બોર. ગુંદર અને ખાંડનું કરેલું કફ કાઢી નાખવાનું ઓસડ.
**Julep,** *n.* દારૂ; શરાબ; શરબત.

Julian year, ૩૬૫ દિવસ અને ૬ કલાકનું વરસ. જુલિયસ સીઝરે શોધી કહાડેલી રીતિ પ્રમાણેનું વર્ષ. [આશાઢ-શ્રાવણ.

July, *n.* અંગ્રેજી વર્ષનો સાતમો મહિનો;

Jumble, *v. t.* ગડબડસડબડ-ઘાલમેલ કરી મુકવી;-નો ગડબડ ગોટો-લોચો વાળવો. *n.* ગડબડ ગોટો; લોચો; ઘાલમેલ.

Jump, *v. i.* કુદવું; કુદી જવું-પડવું; ભુસ્કો મારવો; છલંગ મારીને ઉપર બેસવું-જવું. *n.* કુદકો; કુદકારો; છલંગ; ભુસકો.

Junction, *n.* જોડી દેવું; એકઠા કરવા તે. સંયોગ. સંગમ. જ્યાંહાં બે કે વધારે ચીજો એકઠી થાયછે તે જગો; જ્યાં આગગાડીના બે કે વધારે રસ્તા મળે છે તે મુકામ-સ્ટેશન.

Juncture, *n.* સંધિ; જોગ. તક; ટાંકણું.

June, *n.* અંગ્રેજી વર્ષનો છઠ્ઠો મહિનો; જ્યેષ્ઠ-[આશાઢ.

Jungle, *n.* જંગલ; રાન; વન.

Junior, *a.* બીજા કરતાં નહાનું; કનિષ્ટ. નવો. *n.* બીજા કરતાં નહાનું માણસ.

Juniper, *n.* એક જાતનું બાર માસી ઝાડ.

Junk, *n.* જુના કાથાનાં દોરડાંના કટકા જેની સાદડો ને વહાણના સાંધામાં ઘોંચવાના છુંછાં બનેછે. મીઠું દીધેલું-પાએલું ગોસ. ચીનાઈ ત્રણ ડોલી વહાણ.

Junket, *n.* મિઠાઈ; સુખડી. ચોરી છુપીથી ખાધેલું મિષ્ટાન્ન. *v. i. t.* છાનામાના મિષ્ટાન્ન ખાવું-ખવડાવવું.

Juno, *n.* એક નહાનો ગ્રહ છે. બહસ્પતિ-ગુરની સ્ત્રી. એક દેવી.

Junto, *n.* તર્કટી-કાવતરાંખોર-ખટપટિયા ટોળી; ફિતુર મંડળી. [દેવ. બહસ્પતિ; ગુરૂ.

Jupiter, *v.* યુનાની ને રોમન લોકોનો મુખ્ય

Juridical, *a.* ન્યાયાધીશ-ઈન્સાફદારનું-સંબંધી. અદાલત-કોરટનું-માંનું.

Jurisdiction, *n.* કાયદાથી મળેલો અધિકાર-સત્તા. અધિકાર-સત્તા ચલાવવાનો હક; અમલ; અમલદારી. કયી કયી બાબતો અને પુરૂષો ઉપર અધિકાર ચાલે તે વિષે ઠરાવેલી અવધી. જે પ્રાંતો ઉપર કોઈનો અધિકાર સત્તા ચાલે તે.

Jurisdictional, *a.* કાયદાની સત્તા પ્રમાણે

Jurisprudence, *n.* ધર્મ શાસ્ત્ર; સ્મૃતિ; કાયદાઓનો ઈલમ.

Jurisprudential, *a.* ધર્મશાસ્ત્રનું.

Jurist, *n.* ધર્મ શાસ્ત્ર જાણનાર; ધર્મશાસ્ત્રી.

Juror, *n.* પંચમાંનો એક; પંચ.

Jury, *n.* પંચ; જુરી.

Jury-man, *n.* પંચમાંનો એક; પંચ.

Jury-mast, *n.* વહાણનો ડોલ જતો રહ્યો હોય ત્યારે જે બીજો ડોલ ઘાલે છે તે; કામ ચલાઉ ડોલ.

Just, *a.* નિયમ પ્રમાણે-સર હોય તેવું. નીતિમાન; ઈન્સાફ પ્રમાણે-વાજબી રીતે ચાલનાર; પ્રમાણિક; નેકી. ઈશ્વર આગળ ન્યાયી-આજ્ઞાંકિત; ઇશ્વરના બધા હુકમ માથે ચઢાવનાર-પાળનાર; રાસ્તબાજ. ખરૂં; વાજબી, બરાબર; રાસ્ત; વાસ્તવિક; અદલ. નિરપરાધિ; નિર્દોષ. યોગ્ય; વાજબી. નિષ્પક્ષપાતી; નિષ્પક્ષપાતનું. *ad.* પાસેજ; લગોલગ; નજીક. તત્કાળ; તરતજ; તેજ ક્ષણે. બરોબર; તેને તે; તેવુંને તેવુંજ માત્ર-ફક્ત.

Justice, *n.* ન્યાય; ઈન્સાફ; ધર્મ; પ્રમાણિકપણું-સાચવટ. અપક્ષપાત; સમાન ભાવ. વાજબી-ખરાપણું. બદલો; ફળ; યોગ્ય-લાયક શિક્ષા. ઈન્સાફ; દાદ. ન્યાયાધીશ; ઈન્સાફદાર; જસ્ટિસ.

Justice of the peace, *n.* સુલેહનો અમલદાર. [મુનસફ.

Justiciary, *n.* ન્યાયાધીશ; ઈન્સાફ કરનાર

Justifiable, *a.* ખરૂં વાજબી છે એમ બતાવ અપાય એવું; ખરૂં-વાજબી ઠરે સાબિત થાય તેવું. [ફની રાહે.

Justifiably *ad.* યોગ્ય-વાજબી રીતે; ઈન્સા-

Justification, *n.* ખરૂં-વાજબી કરી આપવું તે; પ્રતિપાદન; માફી આપીને ન્યાયી ઠેરવવું તે.

Justifier, *n.* ખરૂં-વાજબી કરી આપનાર. પ્રતિપાદન-સ્થાપન કરનાર. માફી આપીને ન્યાયી ઠેરવનાર.

Justify, *v. t.* ખરૂં-વાજબી છે એમ બતાવવું; ખરૂં-વાજબી કરી આપવું;-નું પ્રતિપાદન-સ્થાપન કરવું;-ને પુષ્ટિ આપવી. ક્ષમા કરીને-માફી આપીને ન્યાયી ઠેરવવું. વાજબી માનવું; જાણવું.

Justly, *ad.* વાજબી રીતે; ઈન્સાફની રાહે.

Justness, *n.* વાજબીપણું; ઈનસાફી.

Jut, *v. t.* બહાર પડવું-નિકળવું.

Jute, *n.* શણ. [જુવાની.

Juvenescence, *n.* જુવાન થવું તે; યૌવન;

Juvenescent, *a.* જુવાન થતું. [ણ્યવંતું.

Juvenile, *a.* નહાનું તરૂણ. જુવાનોનું; તારૂ-

Juvenility, *n.* તારૂણ્ય; યૌવન; યુવાવસ્થા.

Juxtaposition, *n.* પાસે પાસે-નજીક મુકવું-આવવું તે; સમીપતા; સન્નિધાન.

# K

Kaffer, *n.* મુસલમાની ધર્મ નહીં માનનાર; કાફર. કાફરિસ્તાનનો રહેવાસી; કાફર.

Kail, Kale, n. એક જાતની કોબી.

Kalendar, *n.* પંચાંગ; ટીપણું.

Kaleidoscope, *n.* ફેરવ્યાથી જાતજાતના સુંદર રંગ જેમાંથી દેખાય છે એવું જોવાનું ભુંગળી [આકારનું એક યંત્ર.

Kalif, *n.* ખલીફ.

Kangaroo, *n.* કંગારૂ પ્રાણી. [કરવું.

Kaw, *n.* કાકા; કાઉકાઉ. *v. i.* કાકા-કાઉ કાઉ

Keblah, *n.* મુસલમાનો ભક્તિની વખતે મકાની મસજીદની દિશા તરફ મોઢું કરેછે તે દિશા.

Keck, *v. i.* ઓકારી-બકારી આવવી *n.* ઓકારી; બકારી. [લાકડી.

Kedge, *n.* વહાણનું નહાનું લંગર-લોઢી-બિ-

Keel, *n.* વહાણનું તળીનું-પાયાનું ચોકઠું-ખોખું; વાહાણનું તળિયું; પઠાણ. એક જાતની ચપટ તળિયાની નીચી હોડી-મછવો-નાવ. *v. i.* વહાણ ચલાવવું-હંકારવું.

Keel-haul, *v. t.* વહાણના તળિયા-પઠાણ નીચે ખેંચી લાવવું-લેવું.

Keelson, *n.* પઠાણ ઉપરનું લાકડું.

Keen, *a.* અણું આતુર-ઉત્સુક-ઉગ્ર; જોરાવાળું. ધારવાળું-દાર; જલદ. સખત; કડકડતી. હાડેહાડ લાગે-મર્મ ભેદે એવું; સખત; વજ્ર-કોવાડના ઘા જેવું. તીવ્ર; તીક્ષ્ણ; ઝીણું; બારીક; કુશાગ્ર.

Keenly, *ad.* આતુરતા-ઉત્સુકતાથી; ઉગ્રતાથી; કકડીને.

Keep, *v. t.* રાખવું. કબજા-હાથમાં રાખવું. રાખી-યી રહેવું સંભાળવું; સાચવવું; જાળવવું;-નું રક્ષણ-રક્ષા-બચાવ કરવો. મનમાં-પેટમાં-છાનું-ગુપ્ત રાખવું. ચારવું; ચરાવવું; ફેરવવું. માંડવું; ચલાવવું;-ની હોવી. ખવડાવવું પોવડાવવું. પાળવું; રાખવું-માં જારી-રાખી રેહેવું;-રાખવું. માનવું.-માં પડયા-અડયા રેહેવું;માંથી બહાર ન જવું. *v i.* રેહેવું. બગડયા વગર રેહેવું. *n.* સ્થિતિ; હાલત. ખાનપાનની બરદાસી; રાખવાનો-ખવરાવ્યાનો ખર્ચ. ગઢ; કિલ્લો; કિલ્લાનો સહુથી મજબુત અને જાપતાનો ભાગ.

To keep on, *v.* જારી રાખવું.

To keep in, *v.* સંતાડવું.

To keep under, *v.* જુલમ કરવો-તાબે કરવું.

Keeper, *n.* રાખનાર. કબજો-જાપતો રાખનાર;

રખેવાળ; રક્ષક; પાળનાર; ભ્રિખાન; ચીઠીનું ઠેકાણું-આઠકણું.

Keeping, *n.* કબજો; તાબો; ચોકી; રખેવાળી. ખાનપાન. મેળ બેસતા આવવાપણું.

Keepsake, *n.* સંભારણું; યાદગિરિ દાખલ.

Keg, *n.* નહાનું પીપ. [આપેલી વસ્તુ.

Kelp, *n.* કાચ બનાવવામાં દરિયાઈ વનસ્પતિની ખાખ આવે છે તે.

Ken, *v. t.* જાણવું;-ને ખબર હોવી. ઓળખવું. *n.* નિષા; ખબર. નજરની પહોંચ; નજર; દષ્ટિ-વિસ્તાર.

Kennel, *n.* કુતરાં રાખવાનો ખડો-ઓરડી; શિકારી કુતરાનું જુથ-ટોળું. શિયાળ વગેરેનો; ખડો, નીક; મોરી. *v. t. & i.* કુતરાને તેની ઓરડીમાં ઘાલવો-બંધ કરવો. [મુકયું.

Kept, *pret. & pp* of *Keep*, રાખ્યું;

Kerchief, *n.* રૂમાલ; માથે ઓઢવાનું ચોખંડું લુગડું.

Kernel, *n.* દાણો; કણ. મગજ; માવો; ગર; તત્વ; સાર. ટોપરૂં; કોપરૂં; માંસના ગાંઠા દડબા.

Kersey, *n.* એક જાતનું ઉનનું કપડું.

Ketch. *n.* બે ડોલી વહાણ. [ડળી.

Kettle, *n.* ચાહેદાની; નાળવાવાળી દેગડી; દે-

Kettle-drum, *n.* નગારૂં; ડંકો; મોટો ઢોલ; નોબત, તાસું.

Key, *n.* કુંચી; કિલ્લી; ચાવી, કુચી; ખુલાસો; કળ સુરનું ઘર; કળ, કોઈ દેશમાં-જગામાં ખરા દા-

Key-hole, *n.* કુંચી ઘાલવાનું બાકું [વનું સ્થળ.

Key note, *n.* તાલનું ઘર.

Key stone *n.* કમાનમાં વચલો પથ્થર.

Kick, *v. t. & v. i.* લાત-પાટું મારવી, પગ ઉછાળવા,-નો પાછો ધક્કો-આંચકો આવવો-લાગવો *n.* લાત; પાટું; પગ ઉછાળવાતે.

Kick-shaw, *n.* કોઈ વિચિત્ર-નહિ ફેવાર વિલ-ક્ષણ-જેનું કંઈ નામ ન હોય એવી વસ્તુ વિચિત્ર જમણ-ભોજન.



Kid, *n.* બકરાનું બચ્ચું; બોકડું; બોકડિયું.

Kidnap, *v. t.* મનુષ્ય હરણ કરવું; માણસને પકડી-લઈ જવું. [જનાર.

Kidnapper, *n.* મનુષ્ય હરણ કરનાર; પકડી

Kidnapping, *n.* મનુષ્ય હરણ.

Kidney, *n.* મુત્રપિંડ; મુત્રાશય; ગુર્દો સ્વભાવ; પ્રકૃતિ, પ્રકાર; જાત; તરાહ.

Kidney-bean, *n.* અડદ.

Kilderkin, *n.* નહાનું પીપ.

Kill, *v. t.* જીવથી મારી નાખવું; મારવું. ઠંડું-શાંત પાડવું; સમાવવું; બંધ પાડવું.

Kiln, *n.* ભઠ્ઠી; નિવાડો; નિભાહ.

Kilndry, *n.* ભઠ્ઠીમાં સુકવવું-કોરૂં કરવું.

Kilogramme, *n.* આસરે પાકા શેર જેટલુ માપ-તોલ.

Kilt, *n.* પેટથી ઢીંચણસુધી પહોંચે એવો હાઈલંડર લોકોનો ઘાઘરો.

Kimbo, *a.* વાંકું; વળેલું.

Kin, *n.* સગાઈ; સગપણ; લોહીની-પાસેની સગાઈ, સગાં; સગાંવહાલાં, સપિંડ *a.* સંબંધ; સગું; એક જાતનું; મળતું; સરખું એક લોહીનું; એક પ્રકૃતિનું.

Kind, *n.* વર્ગ; જાતિ,જાત; પ્રકાર; તરાહ. In k. જાતેજાતનું. *a.* માયાળુ; દયાળુ; કૃપાળુ.

To take it kind, મેહેરબાની દાખલ ગણવું.

Kindle, *v. t.* સળગાવવું; ચેતવવું; પાડવું. તપાવવું; ક્રોધ ચઢાવવો; કોપાયમાન કરવું; લડાઈ લગાડવી-જગાવવી. *v. i.* સળગવું. ચેતવું; લાગવું બળવું. તપવું; તપવા માંડવું; તપી જવું. પ્રદીપ્ત થવું-સળગવું; લાગવું; ચઢવું.

Kindler, *n.* સળગાવનાર. ઉશ્કેરનાર.

Kindliness, *n.* પરોપકાર; માયાળુ સ્વભાવ.

**Kindly,** *a.* પરોપકારી; માયાળુ. માફકસર; અનુકૂળ; લાભકારક. ધીમું; શાંત *ad.* માયાળુપણે; દયાળુ મનથી. પરોપકારથી; અનુકુળતાથી.

**Kindness,** *n.* માયા; મેહેરબાની; કૃપા; પરોપકાર બુદ્ધિ. ઉપકાર; મેહેરબાનીનું કામ.

**Kindred,** *n.* સગાં, સગાં વહાલાં; સંબંધી *a.* સરખું; મળતું: સજાતિય; એક જાતનું.

**Kine,** *n. pl.* ગાયો.

**King,** *n.* રાજા; નૃપતિ; પ્રભુ; રાજાનું પત્તુંપાનું; શેત્રંજમાં રાજા-બાદશાહ.

**Kingdom,** *n.* રાજત્વ; પ્રભુત્વ; રાજ સત્તાપદ; રાજ્યાધિકાર; રાજ્ય; મુલક; મહાકોટી; મ્હોટો વર્ગ-ભાગ.

**King-fisher,** *n.* એક જાતનું જળગામી પક્ષી.

**Kingly,** *a.* રાજાનું; રાજસત્તાક; અમીરી; દરબારી; પ્રૌઢ.

**King's-counsel,** *n.* સરકારી વકીલ.

**King's craft,** રાજ્યનીતિ ( ખરાબ અર્થમાં વપરાય છે. ) રાજ્ય ખટપટ.

**King's English,** શુદ્ધ અંગ્રેજી ભાષા-વાણી.

**King's evil,** *n.* કંઠમાળ.

**King's or Queen's evidence,** ફોજદારી કામમાં પોતાના સોબતિઓનિ વિરૂદ્ધ જુબાની આપનાર. [હસ કે ખોંખો.

**Kink,** *n.* દોરડાનો કુદરતી વળ-પીળ. હસા-

**Kino,** *n.* એક જાતનું ઔષધ.

**Kinsfolk,** *n.* સગાંવહાલાં; સગાં.

**Kinsman** *n.* સગો; સંબંધી.

**Kipper,** *n.* એક જાતની માછલી જે વગર મોસમે મળે છે તે. સામન નામની સુકી ને આંધેલી માછલી. [મડાં.

**Kipskin,** *n.* બાળક ઢોરના સાફ કરેલાં ચા-

**Kirk,** *n.* દેવળ; પુજાગૃહ; મંદિર.

**Kiss,** *n.* બચ્ચી; બોકી; ચુમ્મી; ચુંબન. હોઠનો બચકારો. *v. t.* બચ્ચી-ચુંબન કરવું. ઉપર લાડ-હેત-વહાલ દેખાડવું; હળવે રહીને લાગવું-અડકવું. વ્હાલ-લાડથી અડકવું. ખાંડનું નહાનું રમકડું.

**Kit,** *n.* બધો ખટલો; સરસામાન; સામાન.

**Kitchen,** *n.* રસોડું; રસોઈ ખાતું; રાંધણી; રાંધણીઓ. [ખેતર.

**Kitchen-garden,** *n.* શાક ભાજીની વાડી-

**Kite,** *n.* શમળી; સમડી. પતંગ; કનકવો-વી.

**Kith,** *n.* ઓળખીતું.

**Kitten,** *n.* બિલાડીનું બચ્ચું-બચ્ચાં.

**Kleptomania,** *n.* ચોરવાની નઠારી દયાનત.

**Klick,** n. ટકટક ટકટક. *v. i.* ઝીણો ઝીણો-ટીક ટીક અવાજ થવો.

**Knab,** *v. t.* કરડવું. પકડવું; ધરવું; ઝાલવું.

**Knack,** *n.* સહેજ યુક્તિવાળું રમકડું. યુક્તિ; કળ. કસબ. હથોટી; ચાતુર્ય; કરામત.

**Knick-knacks,** જુજ કિમતની ચીજો; દેખાવવાળી ચીજો-બહારના ભપકાવાળી ચીજો.

**Knag,** *n.* લાકડામાંની ગાંઠ. ખીંટી; ખુંટોટી; હરણના શિંગડાની નહાની કુમળી ડાળી; નહાનો ગોળ ડુંગર; ટેંબો; ટેકરી-ડુંગરી. [બોલું. કર્કશ.

**Knaggy,** *a.* ગાંઠા ગાંઠાવાળું. કરડું; કરડા-

**Knapsack,** *n.* મુસાફરીમાં ખાવાનું ને લુગડાં મુકવાની કોથળી-બચકી-ઝોળી.

**Knar,** *n.* લાકડામાંની ગાંઠ-ગુંજ.

**Knarled,** *a.* ગાંઠા ગાંઠાવાળું.

**Knave,** *n.* ઠગ; ધુતારો; ઢોંગી; હરામખોર; લુચ્ચો માણસ. (at cards) ગુલામ.

**Knavery,** *n.* ઠગાઈ; હરામખોરી; લુચ્ચાઈ.

**Knavish,** *a.* લુચ્ચો; ઠગ; હરામખોર. ઠગાઈનું-વાળું. [વવું.

**Knead,** *v. t.* ડુંપવું; ગુંદવું; કેળવવું; એક-

Kneo, *n.* ઢીંચણ; ઘુંટણ.

Kneel, *v. i.* ઘુંટણીએ પડવું. [ઘુંટણની કાચલી.

Kneepan, *n.* ઘુંટણપરનું તરતું ગોળ હાડકું.

Knell, *n.* મરણ કે શબ લઈ જતી વખતે વગાડેલો ઘંટો; તે વખતનો ઘંટ નાદ.

Knew, *pret* of *Know.* જાણ્યું.

Knick-knack, *n.* હલકું તકલાદી રમકડું.

Knife, *n.* છરી; ચાપુ; પાળી; ચાકુ.

Knight, *n.* ફ્યુડલ પદ્ધતિ પ્રમાણે શસ્ત્રધારી-અભિષેક કરીને બનાવેલો સરદાર-શુરવીર. 'સર'નો ખિતાબ મળ્યો હોય તે પુરૂષ. શેત્રંજમાં ઘોડું-ડો; ઘોડીયું. *v. t.* 'સરનો' ખિતાબ-પદવી આપવી.

Knight-errant, *n.* પોતાનું પરાક્રમ-સુરાતન દેખાડવાને સંકટ ખોળવાને ભમતો શુરવીર.

Knighthood, *n.* 'નાઈટ' ની પદવી-હોદ્દા-સ્થિતિ. નાઈટ નામના સરદાર સમસ્ત; નાઈટ મંડળ. [યોગ્ય ઘટિત એવું.

Knightly, *a.* નાઈટનું-સંબંધી; નાઈટને

Knit, *v. i.* બાંધવું;-ની ગાંઠ વાળવી-પાડવી. સાંધવું; જોડવું. ગુંથવું. સંકોચવું; ચઢાવવું. *v. t.* જોડાવું; સંધાવું; સંવાઈ-મળી જવું. *n.* ગુંથણ.

Knitting-needle, *n.* ગુંથવાની સોય.

Knob, *n.* બહાર પડતી ગાંઠ-ગાંઠો; ગુંડો.

Knobby, *a.* ગાંઠ-ગાંઠાવાળું.

Knock, *v. i.* ઠોકવું; અથડાવું; અફળાવું; પછડાવું. To k. up થાકી-નરમ ઢીલા થઈ જવું. To k. off અટકવું; બંધ પાડવું. To k. under-ને શરણ થવું;-ને નમવું. *v. t.* પછાડવું; અથડાવવું; ઠોકવું;-નું અથડાવું. બારણું ઠોકવું. To k. down ઠોકી-મારી પાડવું; પાડી નાખવું; ઠોસા-ધક્કા મારી પાડી નાખવું. હરાજી-લીલામમાં છેલ્લી માગણી કરનારને આપવું. To k. on the head કાટલું કાઢવું નો પાર-અંત આણવો. To k. up ઠોકી ઠોકીને જગાડવું-ઉઠાડવું. થકવીને લોથ કરી નાખવું. *n.* ભારે વસ્તુનો ઘા, ઠોકવું તે. બારણું ઠોકવું તે.

Knocker, *n.* બારણું ઠોકવાનું કડું-કડી. ઠોકનાર. [ચાલતા પગ અથડાય એવું.

Knock-kneed, *a.* ઉંડા ઢીંચણ હોવાથી

Knoll, *n.* ટેકરી-ડુંગરનું ટોચ શિખર. નાનો ગોળ ડુંગર; ટેંબો.

Knop, *n.* બહાર પડતી ગાંઠ-ગાંઠો; ગુંડો

Knot, *n.* ગુંચવાયલી ગાંઠ. ગાંઠ; ગ્રંથી; સંબંધ. લગ્નની ગાંઠ. કોહેડો; ગુંચવણની વાત. ટોળું; ટુકડી; ટોળી. ઝુમખો; ગુચ્છો. ઝાડનાથડમાં ગાંઠો-ગુંજ; વહાણનો વેગ માપવાની દોરીમાં બે ગાંઠની વચલી દોરી જેટલું માપ; દરિયાઈ મૈલ. *v. t.* ગાંઠ પાડવી-વાળવી; ગાંઠો પાડી ગુંચવવું. સજ્જડ જોડવું-બાંધવું; ગુંચવવું. [વણ ભરેલું-વાળું.

Knotty, *a.* ગાંઠો-ગાંઠાવાળું કઠણ; ગાડું; ગુંચ-

Knout, n. રૂસ દેશમાં સજા કરવાનું ચાબુક.

Know, *v. t.* જાણવું; ને ખબર-માહિત હોવું. સ્પષ્ટરીતે-બરાબર જાણવું: ઓળખવું-ની જોડે ઓળખાણ હોવું-માં અજાણ્યા ન હોવું;-માં સમજવું; ઓળખવું; ઓળખી કાઢવું; પસંદ કરવું-પડવું; ગમવું; જોડે સંભોગ કરવો-ભોગવવું. *v. i.* જાણવું;-ને ખબર-જ્ઞાન હોવું;-માં સમજણ હોવી; તપાસ-તજવીજ રાખવી-કરવી; ખબર રાખવી-લેવી.

Knowable, *a.* જાણી શકાય એવું; જ્ઞાનગમ્ય; જ્ઞેય. [જ્ઞાનવાન; જ્ઞાતા; સમજુ.

Knowing, *a.* ચતુર; હોશિયાર; ખબરદાર;

Knowingly, *ad.* જાણીજોઈને-બુઝીને.

Knowledge, *n.* જ્ઞાન; સમજવું-જાણવું તે;

માહિતી; જાણપણું; ખબર; વિદ્યા; વિદ્વતા. ખબરદારી; ચતુરાઈ; જાણ.

**Knuckle**, *n.* હાથના આંગળાનો સાંધો; વેઢાં આંગળાં વાળવાથી થતો પાછળનો ઠેકો. *v. t.* નમવું; શરણ થવું; પાછળ ધમધોકાર લાગવું-મંડવું. [થવું.

To **Knuckle under**, *v.* શરણ થવું-તાબે

**Koran**, *n.* કુરાન; મહુમદી શાસ્ત્ર.

**Kraal**, *n.* હાટેનટાટ લોકોનું ગામ-ઝુંપડું.

**Krentzer**, *n.* પેનીની કિંમત કરતાં ઓછી કિંમતનો તોપણ જુદી જુદી કિંમતનો *જર્મન* સિક્કો.

**Kruller**, *n.* ચરબીમાં સેકેલી વળી મચળી પુરી.

**Kyanize**, *v. t.* લાકડાને સડવાથી બચાવવા સારૂ તેને રસકપુર ચોપડવો-લગાડવો.

# L

**La**, *n.* ગાયનનો સ્વર-સુર. *ex* જો જો ! જુઓ !

**Label**, *n.* ચિઠ્ઠી; ચિહ્ન; ટિકિટ; વારસનામા-મૃત્યુપત્રનું સાધન-પુરવણી.-ને-ઉપર-ની-જોડે ચિઠ્ઠી ચોડવી-મારવી-બાંધવી-વળગાડવી.

**Labial**, *a.* ઓષ્ઠસ્થાની; ઓષ્ઠ્ય. *n.* ઓષ્ઠસ્થાની અક્ષર-વર્ણ; ઓષ્ઠ્ય.

**Labiodental**, *a.* હોઠને દાંતથી ઉચ્ચાર થતો હોય એવું; દંતોષ્ઠ્ય.

**Laboratory**, *n.* કારખાનું; ઓસડ-આતસબાજી વગેરે બનાવવાનું કારખાનું; રસાયન; પ્રયોગ-ઔષધક્રિયાશાળા.

**Laborious**, *a.* મહામહેનતનું; શ્રમ-કષ્ટસાધ્ય; મહેનતુ; પરિશ્રમ લેનાર-કરનાર.

**Laboriously**, *ad.* મહેનત લઈને; શ્રમ ખેંચીને; દુઃખ પામીને.

**Laboriousness**, *n.* સખત મહેનત કરવી તે-ઉદ્યોગ; ખંત; મંડ્યા રહેવું તે.

**Labour**, *n.* મેહેનત; શ્રમ; આયાસ; પરિશ્રમ; મજુરી; વ્હેતરું; કામ જણુતી વખતની પીડા; પ્રસવ-પ્રસુતી વેદના. *v. i.* મહેનત-કામ કરવું; કષ્ટાવું; પ્રસવ વેદનામાં હોવું; હેરાન-દબાયલા-બાધિત હોવું; કસાઈથી બાધ હોવો.

**Laboured**, *a.* ઘડેલું; મહેનતથી બનાવેલું.

**Labourer**, *n.* મજુર.

**Laboursome**, *a.* મેહેનતનું; મેહેનતથી કરેલું.

**Labrose**, *adj.* જાડા હોઠવાળું.

**Labournum**, *n.* એક જાતનું ઝાડ જેપર પીળાં ફુલોના સુંદર ઝુમખાને ઝુમખા થાયછે.

**Labyrinth**, *n.* અટપટા-આડા અવળા રસ્તા રાખેલા એવી ઇમારત-જગા; માર્ગભ્રમ; ભુલભુલામણું; અટપટું કામ-વાત; મતિભ્રમ.

**Labyrinthian**, *a.* અઘરૂં; મુશ્કેલ; અટપટું આડાઅવળા રસ્તા-ચક્રાવાવાળું.

**Labyrinthine**, *a.* અટપટા રસ્તા રાખેલા એવી ઇમારત-જગાનું સંબંધી. ગુંચવણવાળું.

**Lac**, *n.* લાખ; લાક્ષા.

**Lac, Lack**, *n.* લાખ; લક્ષ; સો હજાર.

**Lace**, *n.* ગુંથેલી દોરી; પટી; નેટની કોર; સોનેરી કે રૂપેરી ફીત-કીનારી-જરી-ચપડો; કસબી કોર. *v. t.* ગુંથેલી દોરી પરવીને બાંધવું.-ને કોર-ફીત દેવી; ઉપર સળી-દોરી-વગેરે પાડવી. [ભરતુવાળું.

**Laced**, *a.* વણેલું કસબી ફીત લગાડેલું; કલા-

**Lacerable**, *a.* ફાડી-ચીરી શકાય એવું

**Lacerate**, *v. t.* ફાડવું; ચીરવું; ઉખેડવું; ઉજડવું; -માં ચિરાડો-ચીરો પાડવો. (કસાઈથી)-નું માંગી માપવું-સોયા નિકળવા; ફાડી નાખવું;-થી ફાટી જવું. [રણું; ચિરાડો; ગાપચું; ચીરો.

**Laceration**, *n.* ફાડવું-ચીરવું-ઉજડવું તે; વિદા-

**Lacerative**, *a.* ચીરાય-ફાડાય એવું; ફાડનારું; ચીરનારૂં.

**Laches,** *n.* (કાયદામાં) બેદરકારી અક્ષ-તવ્ય ઢીલદાર ગુજર ન થાય તેવી ઢીલ.

**Lachrymal, Lachrymary,** *a.* જે ઠેકાણે આંસુ ઉત્પન્ન થાય છે એવું; અશ્રુ-પાદક-વહિની.

**Lachrymatory,** *n.* પ્રાચીન લોકની ઘોરમાંથી મળી આવતું વાસણ જેમાં મરનારના મિત્રોના આંસુ ભરી સાચવી રાખ્યા હોય છે.

**Lachrymose,** *a.* આંસુ આણનારું; પાંપણે તળા-વડીવાળું; આંસુવાળું-ભરેલું; રડતું; શોક ભરેલું-દર્શક. [બાંધવામાં વપરાતી દોરી.

**Lacing,** *n.* ગુંથેલી દોરી પોરવીને બાંધવી તે;

**Lack,** *n.* ઘટ; ખુટતો; ન્યુનતા; દોહેલ અવસ્થા; હેરાન ગતી. *v. t.* -માં-ને-ની પાસે ન હોવું; વિનાના-રહિત હોવું. *v. i.* દોહેલી અવસ્થામાં-અડચણમાં હોવું; તંગ વેઠવી; ઘટવું; ખુટવું; ઓછું હોવું;-ની ઘટ હોવી.

**Lackadaisical,** *a.* ચિંતાનું ડોળ ઘાલનાર; અતિશય કોમળપણું બતાવનાર. [દીવસ.

**Lackaday,** *n.* આગસ્ટ મહિનાનો પહેલો

**Lackey,** *n.* ચાકર; સેવક; ખિજમતદાર; ખવાસ. *v. t.* ચાકરી કરવી-બજાવવી.

**Laconic-al,** *a.* ટુંકાણમાં કહી નાખનાર-જવાબ દઈ દેનાર; મિત-અલ્પાક્ષર ભાષી; ટુંકામાં કહી નાખેલું; તોડ્યું; માળ્યું; અલ્પાક્ષર.

**Laconically,** *ad.* ટુંકમાં; સંક્ષિપ્તપણાથી.

**Laconism,** *n.* ટુંકમાં કહી નાખવું તે; મિત ભાષણ; અલ્પાક્ષર ભાષણ.

**Lacquer,** *n.* પીળાસમારતા રંગનું રોગાન. *v. t.* રોગાન દેવું-ચઢાવવું-મારવું-લગાડવું.

**Lacquerer,** *n.* રોગાન દેનાર. [હાથ-પડ-ઘર.

**Lacquering,** *n.* રોગાન મારવું તે; રોગાનનો;

**Lactage,** *n.* દુધ; દહીં; છાસ; માખણ; વગેરે; ગોરસ. [ધવાણું; દુધિયું; દુધેલ.

**Lactary,** *n.* ગોરસ વેચવાનું ઘર-દુકાન. *a.* દુ-

**Lactation,** *n.* ધવડાવવું તે; સ્તનપાન કરાવવું તે.

**Lacteal,** *a.* દુધ-પયનું-સંબંધી-સરખું ખાધેલા પદાર્થના ઘોળા થઈ ગયેલા રસ ભાગને પેટમાંથી છાતીની નળીમાં લઈ જનારી; અજરસ વાહક. *n.* અજરસ જે દ્વારાએ પેટમાંથી ઉપર છાતીમાં જાય છે તે રગ-શિરામાંની એક; અજરસ વાહિની.

**Lacteous,** *a.* દુધ-પયનું-વાળું-સરખું-સંબંધી; અજરસ વાહક.

**Lactescence,** *n.* દુધિયો રંગ; દુધિયાપણું.

**Lactescent,** *a.* દુધ કે દુધ જેવો સફેત પદાર્થ

**Lactic,** *a.* દુધનું-સંબંધી. [પેદા થતું.

**Lactiferous,** *a.* દુધ-અજરસ વાહક-લઈ જતું.

**Lactometer,** *n.* દુધની પરીક્ષા કરવાનું યંત્ર.

**Lacustral, Lacustrine,** *a.* સરોવરનું-

**Lad,** *n.* છોકરો; જુવાનિયો. [સંબંધી.

**Ladanum,** *n.* અફીણનો અર્ક.

**Ladder,** *n.* સીડી; નિસરણી; નિસંડી.

**Lade,** *v. i.* લાદવું;-ઉપર-માં ભરવું. *n.* પાણી જવાનો માર્ગ.

**Bill of Lading,** *n.* વહાણનો કપ્તાન, માલ મળ્યાની જે રસીદ આપે તે.

**Lading,** *n.* કસામાં ભરેલો માલ-ભાર.

**Ladle,** *n.* ડોઈ; કડછો; પળો; કડછી; પળી. *v. i.* ડોઈવતી કાઢવું.

**Ladleful,** *a.* કડછીપુર; પળીમાં માય એટલું.

**Lady,** *n.* જેને 'નાઈટ' નો ખિતાબ છે તેની તથા અમીરની બાઈઓબાઈઓનાં નામ સાથે બોલાતો શબ્દ; બીબી; લાયક-આબરૂદાર બૈરું; કુલીન-સભ્ય સ્ત્રી; સદ્‌ગૃહસ્થી; શેઠાણી.

**Lady-bird-cow,** *n.* એક જાતનું જીવડું; ઈન્દ્રગોપ.

**Lady-chapel,** *n.* વર્જિન મેરીને અર્પણ કરેલું દેવળ.

**Lady-day**, *n.* ૨૫ મી માર્ચ, એ દિવસે દેવદૂતે ઈસુના અવતારની ખબર વર્જિન મેરીને કહી હતી.

[ચકીવાળી. કુમળું; નાજુક.

**Lady-like**, *a.* કુલીન સ્ત્રીના જેવું; સભ્ય; લા-

**Lady-love**, *n.* માશુક; પ્રિયા; પ્રિયતમા

**Lady-ship**, *n.* કુલીન સ્ત્રીનો ખિતાબ-મરતબો.

**Lag**, *a.* ધીમું; મંદ; સુસ્ત. પાછળ-પડી જનારૂં. *v. i.* પાછળ રહેવું; પાછળ પડવું; પાછળ રહી જવું-પડી જવું.

**Laggard**, *a.* પાછળ રહી-પડી જનારૂં.

**Laggoon**, *n.* ખાબર, તળાવ.

[લોકનું.

**Laic, Laical**, *a.* સંસારી; સંસારી-અજ્ઞાની-

**Laic**, *n.* સંસારિયું; પાદરી નહીં એવું માણસ.

**Laid**, *pret.* & *pp.* of *lay.* મુકેલું; રાખેલું.

**Lain**, *pp.* of *lie.* સુતેલું; પડેલું; ઉંઘેલું.

**Lair**, *n.* વાઘ, વરૂ વગેરેની સુવા બેસવાની-ભરાઈ-પડી રહેવાની જગ્યા.

**Laird**, *n.* (સ્કોટલંડ) જમીનદાર-એસ્ટેટવાળો ગ્રહસ્થ.

**Laity**, *n.* પાદરિયો સિવાયના-સંસારી લોક.

**Lake**, *n.* સરોવર; કાસાર; રંગવાનો ઘેરો લાલ રંગ.

**Lamb**, *n.* ઘેટાનું બચ્ચું; અલવાન; ગરીબ-રાંકડું-અબિલ માણસ. ઈસુખ્રિસ્ત, ઈશ્વરે ઠેરવેલો પાપહારક યજ્ઞ. *v. i.* બચ્ચું; જણવું.

**Lambent**, *a.* રમતું-આમ તેમ ફરતું-ફરકતું.

**Lambkin**, *n.* નાહાનું ઘેટાનું બચ્ચું.

**Lamblike**, *a.* ગરીબ, રાંકડું.

**Lame**, *a.* લુલું; ખોડું; પાંગળું; પંગુ; લુલું; લંગડું; ઢીલું પોચું; પચપચું; અપુર્ણ; તુટક; અબદ્ધ; સરળતા વિનાનું. *v. t.* લુલું.

**Lamella**, *n.* ઘણાંજ ઝીણાં ભીંગડાં.

[કરવું.

**Lamellar**, *a.* ઘણાંજ ઝીણાં ભીંગડાંવાળું.

**Lamely**, *ad.* લુલાં લુલાં; લંગડતાં; ખોડાતાં.

**Lameness**, *n.* લંગડાપણું; અપુર્ણતા; અધુરાપણું; કસર.

**Lament**, *v. i.* રોવું; દુઃખ-દિલગીરી-શોક-અફસોસ કરવો. દુઃખ-શોચ લાગવો-ધરવો. *v. t.* -ને માટે રોવું-દુઃખ લગાડવું-ધરવું.

**Lamentable**, *a.* દિલગીર થવા જેવું; શોક કરવા-પામવા જોગ; દુઃખનું-ભરેલું; દિલગીરી જણાઈ આવે એવું.

**Lamentably**, *ad.* દુઃખથી-શોકથી.

**Lamentation**, *n.* રડારડ; શોક; વિલાપ; આક્રંદ.

[વરખ.

**Lamina**, *pl.* **Laminæ**, *n.* પડ; થર; પતરી;

**Laminar**, *a.* પાતળાં પડવાળું; પતરીપતરીવાળું.

**Lamination**, *n.* ઘણાંજ ઝીણાં ભીંગડાંનો બંધારણ-બાંધો.

**Lamish**, *a.* થોડું થોડું લંગડું-લુલું.

[દિવસ.

**Lammas**, *n.* આગસ્ટ મહિનાનો પહેલો

**Lamp**, *n.* દીવો; ચેરાગ; દીવો કરવાનું (કોડિયું, પિત્તળની દીવી વગેરે).

**Lampblack**, *n.* મેસ; કાજળ.

**Lampoon**, *n.* કોઈની નિંદા-નાલશી-બદગોઈનું લખાણ; કોઈને વિષે લખેલી નિંદા; નિંદાલેખ. *v. t.* -ની નિંદા લખવી.

[નાર.

**Lampooner**, *n.* નિંદા-નાલશીનું લખાણ કર-

**Lamprey**, *n.* બામના જેવી એક જાતની માછલી.

**Lanated**, *a.* ઉનનું-વાળું-સરખું; ઉર્ણામય.

**Lance**, *n.* ભાલો; ભલ્લ; બરછી. *v. t.* -ઉપર નસ્તર મુકવું.

**Lancer**, *n.* ભાલો મારનાર; ભાલો લઈ જનાર.

**Lancet**, *n.* નસ્તર.

**Lanch**, *v. t.* મારવું; ફેંકવું; નાખવું.

**Lance-wood**, *n.* ચીકણું ને ભાંગે નહીં એવું એક જાતનું લાકડું.

**Land**, *n.* જમીન; ખુશકી; સ્થળ; દેશ; મુલક

લોંય; ધરતી; લોક; મળ. *v. t.* વ્હાણપરથી કે કિનારે ઉતારવું. *v. i.* વહાણ પરથી ઉતરવું.

**Headland,** *n.* ભૂશિર.

**Land-breeze,** *n.* કિનારા તરફથી વાતો પવન.

**Landau,** *n.* ઉપરથી દેવાય ને ઉઘડે એવી ચાર પૈડાની ગાડી.

**Landed,** *a.* ભોંય ભાડાવાળું; જમીનદાર; ભુમિ-પૃથ્વી ધનવાળું-સંપન્ન. ભોંય જમીનનું સ્થાવર.

**Landfall,** *n.* સફરને અંતે જમીનનો દેખાતો પેહેલો ભાગ.

**Land-flood.** *n.* રેલ; પુર.

**Land-force,** *n.* જમીનપર લડનારૂં લશ્કર.

**Landgrave,** *n.* ઈંગ્લંડના 'અર્લ' નોને ફ્રાન્સના કાઉંટની સરખા પદવીનો જર્મનીનો અમીર. [અમીરનો મુલક.

**Landgraviate,** *n.* જર્મનીના 'લાંડગ્રેવ'

**Landgravine,** *n.* જર્મનીના 'લાંડગ્રેવ' અ-

**Landholder,** *n.* જમીનદાર. [મીરની સ્ત્રી.

**Landing-place,** *n.* માલ તથા ઉતારૂને વહાણેથી ઉતારવાની જગો; બંદર; ઘાટ; ડંકો; દાદરનું રમણું.

**Land-lady,** *n.* જમીન-ઘરની માલિક-ધણી; જમીનદારેણ; ઘરધણિયાણી; ઉતારા-વીસીની માલિક-ધણી; મુસાફરખાનાની કદખુદા.

**Landless,** *a.* વગર જમીનવાળું.

**Land-lock,** *v. t.* ચારે બાજુએ જમીનથી ઘેરી લેવું. [છે એવું; ભુવેષ્ટિત.

**Land-locked,** *a.* જેની બધી બાજુએ ભોંય

**Landloper,** *n.* ભટકતું ફરનાર; ભટકનાર; રખડનાર.

**Land-lord,** *n.* જમીન-ઘરનો માલિક-ધણી; જમીનદાર; ઘરધણી; ઉતારા-વીસીનો માલિક-ધણી; મુસાફરખાનાનો કદખુદા.

**Land-lubber,** *n.* ( ખલાસીઓ બીજાને મશ્કરી કે તિરસ્કારમાં કેહેછે ) જમીનનો કીડો.

**Land-mark,** *n.* જમીન કે ખેતરની હદનું નિશાણ; બાણ ખલાસીઓને માટે નિશાણી દાખલ જમીન ઉપર કોઈ ઉંચો પદાર્થ.

**Land-measure,** *n.* જમીનની માપણી કે સરવઈને માટે વપરાતી સાંકળ-દોરી; માપણીની ગણત્રી જલદીથી થઈ શકે તેને માટે તૈયાર કરી રાખેલું કોષ્ટક. [રેની માપણી.

**Landmeasuring,** *n.* જમીન; ખેતર વગે-

**Land-office,** *n.* તહસીલદારની-જમાબંધી-ખાતાની કચેરી. [માલિક.

**Land-owner,** *n.* જમીનદાર; જમીનનો

**Land-rail,** *n.* એક જાતનું પક્ષી.

**Landscape,** *n.* દેખાવ; નજરે પડતી જમીન તથા તેપર આવેલા પદાર્થો; દશ્ભુમિ; નજર ગાહ. દશ્ભુમિ ચિત્ર-સ્વરૂપ; જમીનનું ચિત્ર.

**Landslip,** *n.* પહાડની ભેખડ પડવી તે;

**Lands-man,** *n.* જમીન ઉપરને જમીન ઉપર રહેનારો નવો સફરી. [સર્વઈ.

**Land-surveying,** *n.* જમીનની મોજણી-

**Land-waiter,** *n.* ફુરજામાં આવતા માલની દેખરેખ રાખનાર અમલદાર.

**Land-ward.** *ad.* જમીન તરફ.

**Lane,** *n.* ગલી; સેરી; નાળ; નળોકડી; સંચર.

**Language,** *n.* બોલ; વચન; બોલવું ભાષા; બોલી; કકકો; નામા ઈમારત; વાણી.

**Languid,** *a.* લુલું લુલું; લબડી ગયલું; ઢીલું-ઢીલે; શિથિલ; ધીમું; ઢીલું; લબડતું સુસ્ત; મંદ નરમ; ટાઢું પડી ગયલું; ઝાંખું.

**Languidly,** *ad.* શિથિલપણાથી; સુસ્ત-મંદ રીતે; નબળાઈથી.

**Languidness,** *n.* નબળાઈ; લુલાપણું; લોથ-પોથપણું.

**Languish,** *v. t.* લબડી-લેવાઈ જવું; નિર્તેલ-લુલાં-નરમ-નબળાં થઈ જવું; કરમાઈ-હરમાઈ

જવું, ટાઢા-ઢીલા પડી જવું; રગસરગસ ચાલવું; સ્નેહાર્દ્ર-કમાર્દ્ર દૃષ્ટિએ જોવું.

**Languishing**, *n.* નબળું-અશક્ત થઇ જવું.

**Languishingly**, *ad.* નબળાઇથી; અશક્તપણાથી. [લિકન; નબળાઈ; અશક્તિ.

**Languishment**, *n.* કમાર્દ્ર દૃષ્ટિ; લલિતાવ-

**Languor**, *n.* ઢીલા-લબડતા-લુલાપણું; સુસ્તી; શિથિલતા; મંદ બુદ્ધિ; બુદ્ધિમાંધ; બેભાનપણું.

**Laniaries**, *n. plu.* લાંબા તીણાદાંત.

**Lank, Lanky**, *a.* લબડી-ઝુલી ચયલું; ભરેલું નહીં; ખાલી; પાતળું સુકડું.

**Lankness**, *n.* સુક લકડિયાપણું.

**Lantern**, *n.* ફાનસ.

**Lanyards**, *n. pl.* નહાનાં દોરડાં.

**Laodican**, *a.* લેઓડિયાના ખ્રિસ્તિ માફક; ધર્મમાં પુરા મન આસ્થા વિનાનું.

**Lap**, *n.* ઘેર; ચાળ; દામન; પદર; ખોળો; ઓછંગ ઉત્સંગ. *v. t.* ઘડી વાળવી-કરવી; વિંટાળવું; લપેટવું; લપેટી-વિંટાળી લેવું; લબવું; જીલે જીલે ખાઇ-પી જવું; બચબચ પીવું; ચાટવું. [વહાલો-લાડકો કુતરો.

**Lap-dog**, *n.* ખોળામાં રમાડયા કરવાનો-

**Lapful**, *a.* ખોળો ભરાય એટલું; ખોળાપુર.

**Lapidary**, *n.* હીરા ઘસનાર; રત્ન પરિષ્કાર; [ઝવેરી.

**Lappet**, *n.* ઘેર; ચાળ; પદર; ઝુલ.

**Lapse**, *n.* પડતાં જવું તે; સ્ખલન; વ્હેવું; જવું; ગતિ; વહન; દોષ. *v. i.* પડતાં જતાં-આવતાં જવું; દોષમાં પડવું; દોષ કરવો; હર કોઈ બીજાનું થવું-માલકી વળગવી; ડુબી જવું.

**Lapstone**, *n.* મોચીનો ચામડા ઠોકવાનો પથ્થર-ઢીપર.

**Lap-wing**' *n.* ટીટોડું-ડી; ટિટ્ટિભ.

**Lar**, *n.* *lares. plu.* ગૃહદેવતા.

**Larboard**, *n.* વહાણની ડાબી બાજુ.

**Laroony**, *n.* ચોરી.

**Larch**, *n.* એક જાતનું ઝાડ.

**Lard**, *n.* ડુક્કરની ચરબી. *v. t.* ડુક્કરની ચરબી ચોપડવી-લગાડવી.

**Larder**, *n.* માંસ વગેરે રસોઇનો સામાન રાખવાની-સાંતરાની ઓરડી.

**Large**, *a.* મહોટું; વિશાળ; વિસ્તીર્ણ; વ્હોળું પુષ્કળ; ઘણું; બહુ; લાંબું પહોળું; અજરાળ; અડાબીડ; ઉદાર. [ઉદાર.

**Large-hearted**, *a.* મહોટા મન-આત્માનું;

**Largely**, *ad.* પુષ્કળપણાથી; ઉદારપણાથી.

**Largeness**, *n.* મહોટા-પ્રશસ્તપણું; ઉદા-

**Largess**, *n.* બક્ષીસ; દાન. [રપણું.

**Lark**, *n.* એક ઉંચું ઉડનારું સુકંઠ પક્ષી.

**Larva**, *n.* કામળો; કામળાની જાતનો કીડો.

**Larynx**, *n.* નરડી; ઘાંટી; કંઠેંદ્રિય; કંઠસ્થાન.

**Lascivious**, *a.* કામી; કામાતુર; લંપટ; વિષય-કામબુદ્ધિનું કામ.

**Lash**, *n.* ચાબખનો કોરડો-દોરી; ફટકો; સપાટો; સાટકો; કોરડો; ચાબખ; સોટી; ટચકો; ઠોક. *v. t.* મારવું; ઝપેટવું,-ઉપર ટચકા-ઠોક-ચાબખા મારવા-લગાવવા; સપાટો કરવો, દોરડે કસીને બાંધવું; સીકડવું; જકડવું. *v. i.* ચાબખ લગાવવો, સોટી ચમકાવવી, લાત ઝાડવી, વિફરવું, [મર્યાદા મુકવી.

**Lass**, *n.* પોરી; છોકરી.

**Lassitude**, *n.* શરીર લુલું-ઢગલો-ગાંસઠી થઇ જવું તે, લુલા-નિર્ગતપણું, સુસ્તી, મંદપણું.

**Lasso**, *n.* ઘોડા વગેરે પકડવાનો ફાંદો; ફાંદાનું દોરડું.

**Last**, *a.* છેલ્લું; અંત્ય, ગયું, પાછલું, ગુજસ્ત, છેલ્લું; સહુથી હેઠું-નીચું, ઘણુંજ અસંભવિત; નવ્વાણું વસા નહીં-ન કરે એવું; ઘણામાં -ઘણું. *ad.* છેલ્લાં; ગઇ વેળા; આખર; છેવટ; છેલ્લાં. *v. i.* ટકવું, નીભવું; રહેવું; પહોંચવું;

ચાલવું; કાલબુતપર ઘાટ કાઢવો;-માં કાલબુત ઘાલવું. *n.* કાલબુત.

**To stick to one's last** *v.* પોતાના ખરા-કામને વળગી રહેવું.

**Lasting,** *a.* આખરસુધી-હંમેશા-ઘણી મુદત રહે એવું; ટકાઉ; સ્થિર.

**Lastly,** *ad.* છેલ્લું. [-એ-ને આગળી દેવી.

**Latch,** *n.* બારણાંની આગળી-અડગલી. *v. t.*

**Latchet,** *n.* જોડે બાંધવાની-જોડાની દોરી.

**Late,** *a.* મોડું; મોડું આવેલું-બેઠેલું; છેક ઉતરતું-નમતું-પાછલું-ઉતર; મરનાર; જે હાલ મરી ગયું છે તેનું, માજી; આગલું; હમણાનું; કાલ-થોડા દહાડા ઉપર થયલું-બનેલું. *ad.* મોડાં; વાર લગાડીને; મોડાં વખત સુધી.

**Lately,** *ad.* થોડા દહાડા ઉપર-થયા.

**Latency,** *n.* છાના-ગુપ્તપણું; માલમ નહી પડવાપણું.

**Lateness,** *n.* મોડાપણું.

**Latent,** *a.* અંદરનું; મનમાંનું; માલમ નહી પડતું; ગુપ્ત; અદશ્ય.

**Later,** *a.* પછીનું.

**Lateral,** *a.* બાજુ-પાસા ઉપરનું.

**Laterally,** *ad.* પાસા-બાજુ ઉપરથી-માંથી.

**Lath,** *n.* પકવાસો. *v. t.* પકવાસા-ચીપ જડવી.

**Lathe,** *n.* સંઘાડ-ડો; ચરખ. [ચોપડવું-લગાડવું.

**Lather,** *n.* સાબુનું ફીણ. *v. t.* સાબુનું ફીણ

**Lathy,** *a.* પકવાસા-ચીપ જેવું પાતળું.

**Latin,** *a.* અસલના રોમન લોકનું-સંબંધી લાટિન ભાષાનું. *n.* લાશ્યમનો રહેનારો, લાટિન ભાષા. [સંપ્રદાય.

**Latinism,** *n.* લાટિન ભાષાની ભાષારૂઢિ-

**Latinity,** *n.* લાટિન ભાષાની ઘાટી-ઢબની શુદ્ધતા. [માં કરવું.

**Latinize,** *v. t.* લાટિન કરવું; લાટિન ભાષા

**Latitude,** *n.* પહોળાઈ; ચોડાઈ; પહોળાણ; મોકાણ, છુટ; મોકળાસ; સ્વતંત્રતા; નિર્બંધતા, વિસ્તાર; આકાશમાંના કોઈ ગોળાનું ક્રાંતિવૃત્તથી અંતર; શર; વિક્ષેપ; વિષુવવૃત્તથી કોઈ જગાનું અંતર; અક્ષાંશ; અક્ષ.

**Parallels of latitude,** *a.* પૃથ્વીની મધ્ય રેખાની સમાંતરનાં વર્તુળો.

**Latitudinal,** *n.* અક્ષાંશ તરફ.

**Latitudinarian,** *a.* મનમુખ્તાર ચાલનાર તથા વિચાર ધરાવનાર; સ્વેચ્છાચારી; મનમુખ્તાર; અબધ; સ્વતંત્ર; સ્વૈચ્છિક.

**Latitudinarianism,** *n.* મનમુખ્તારીપણું; વિચાર સ્વાતંત્ર્ય.

**Latter,** *a.* પાછલું; પાછળનું; ઉતર; અપર. કહેલામાંનું બીજું; બીજું-પછી કહેલું ગણાવેલું; અર્વાચીન.

**Latterly,** *ad.* થોડા દહાડા ઉપર-થયા.

**Lattice,** *n.* જાળીદાર કામ; જાળી. *v. t.* જાળી જડવી-બેસાડવી. [ણવું; સ્તુતિ-પ્રશંસા કરવી.

**Laud,** *n.* ઇશ્વર સ્તુતિ; સ્તુતિગાન. *v. t.* વખા-

**Laudable,** *a.* વખાણવા જેવું-લાયક; સ્તુતિ; પ્રશંસા યોગ્ય. [રીતે.

**Laudably,** *ad.* જેથી વખાણ કરીએ એવી

**Laudanum,** *n.* સ્પિરિટકે વાઈનમાં પિગળાવેલું અફીણ; અફીણનો અર્ક.

**Laudation,** *n.* વખાણ; સ્તુતિ; પ્રશંસા.

**Laudatory,** *a.* વખાણ કરવાનું-કરવાની તરેહનું-કરેલાં છે એવું. *n.* સ્તવન; પ્રશંસા; જેમાં સ્તુતિ કરેલી છે એવું કંઈ સ્તોત્ર.

**Laugh,** *v. i.* હસવું. હસી પુર ખીલી રહેવું. *l. at.* હસી કાઢવું; ની હાંસી મજાક કરવી. *n.* હસવું તે.

**To Laugh in the sleeve,** ગુઢ હસવું; બહારથી ગંભીર દેખાવ ધારણ કરીને હસવું.

**Laughable,** *a.* હસામણું; હસવું આવે એવું; હાસ્યકારક-જનક.

**Lauhing**, *n*. હસવું તે; હાસ્ય.

**Laughiug-stock**, *n*. જેથી હસવું આવે એવું, હાંસી કરવા જેવું કંઇ; બેવકુફ બનનાર.

**Laughsome**, *a*. આનંદ હાસ્ય ભરેલું-કારક.

**Laughter**, *n*. હસવું; હાસ્ય.

**Launch**, *v. t*. વહાણને ધકેલવું; હડસેલી-રખડવું-અથડાવું મુકવું; અથડાવી પાડવું, મારવું; ફેંકવું. *v. t*. મેદાન પડી જવું, છુટવું; ભડકવું. *n*. ધકેલણી.

**Laundress**, *n*. ધોબણ; લુગડાં ધોનારી.

**Laundry**, *n*. લુગડાં ધોવાની ઓરડી-જગા.

**Laureate**, *a*. 'લારલ' બેસેલું. *poet l*. રાજકવિ. [એક ઝાડ; 'લારલ.'

**Laurel**, *n*. તજ-કપુર વગેરે ઝાડની જાતનું

**Laurelcassia-cinnamomum**, *n*. તજનું ઝાડ.

**Lava**, *n*. બળતા પહાડનો-જવાળાં મુખી રસ.

**Lave**, *v. t*. ધોવું; નહવાડવું. [લન પાત્ર.

**Laver**, *n*. ત્રાંબા કુંડી; ધોવાનું વાસણ; પ્રક્ષા-

**Lavish**, *a*. બહુજ-અતિશય-વગર વિચારે કંઇ કરનાર-આપનાર-દેનાર. ઉડાવનાર; ખર્ચાળ; બેવકુફી-અનીતિથી ખરચ કરનાર; મોકળે-છુટે હાથે વાપરવા જેટલું. *v.t.* -નો રેડ રેડવો; -નો વરસાદ વરસાવવો; ઉડાવવું; ખુબ ખરચવું.

**Lavishly**, *ad*. ખુબ રીતે; ઉડાઉપણાથી.

**Law**, *n*. વરતવાનું ધોરણ-નિયમ; ઠરાવ; હુકમ; કાયદા; નિયમ; કુદરત; બુદ્ધિ; નીતિ; ધર્મ; ફરજ; ધારો; વ્યવહારશાસ્ત્રી.

**Lawful**, *a*. કાયદાસર; વ્યવહારશાસ્ત્રાનુસાર. યોગ્ય; નિર્દોષ; નિર્બાધ; ખરેખરૂં; ખરો હક ધરાવનાર.

**Lawfully**, *ad*. કાયદાસર-પ્રમાણે; યોગ્ય રીતે.

**Lawfulness**, *n*. કાયદાસરપણું. [કરનાર.

**Law-giver-maker**, *n*. કાયદા બનાવનાર-

**Lawless**, *a*. અધર્મી; બેકેદ; નીતિભ્રષ્ટ; કાયદા વિરૂદ્ધ-થી ઉલટું. [ઉલટી રીતે.

**Lawlessly**, *ad*. અધર્મેથી; બેકેદથી; કાયદાથી

**Lawn**, *n*. રાન-ઝાડનાં વન વચ્ચેની ખુલ્લી ઝાડ વિનાની જગો-મેદાન; બંગલા સામા કે આસ પાસનું ઘાસનું મેદાન; એક જાતનું સણનું લુગડું.

**Lawsuit**, *n*. દાવો; ફરિયાદી; મુકદમો.

**Lawyer**, *n*. લ્હાયર; ધુરંધર કાયદા જાણનાર-વ્યવહાર શાસ્ત્રવેત્તા; વકીલ; બારિસ્ટર.

**Lax**, *a*. ઢીલું; ઝુલી-લબડી-ઝુલ-ઢીલ પડી ગયલું; ભગરૂં આમો બોલે ચાલે ને આમો બોલે ચાલે એવું; ધડા ઢંગ વગરનું.

**Laxative**, *a*. મુકાઇ-છુટી-બંધારણ તુટી ગયલું; કોઠો મુકાય-નરમ-મુલાયમ થાય એવું; રેચક; પેટ આવે એવું. *n*. રેચક ઓસડ.

**Laxity**, *n*. ઝુલ; ઝોલ; ઢીલ; ભગરાપણું શિથિલતા; ઢીલા-પોચાપણું; બેઢંગાપણું; ધડા વગરના હોવું તે.

**Lay**, *v. t*. મુકવું; બેસાડવું; બેસાડી દેવું-નાખવું; ચણવું; સુવાડી દેવું;-થી પડી-સુઇ જવું. ગોઠવવું; ગોઠવીને મુકવું; રચવું; દેવું; સમાવવું. સમાવવું; નરમ-ટાઢું પાડવું;-થી સમવું-શાંત થવું. કહાડવું.-ની હોડ શરત બકવી;-નું પણ મુકવું; અડકાડવું; લગાવવું *n*. ગાણું; ગીત; કવિત; કવિતા. *a*. સંસારી; પાદરી સિવાયના બીજા-સાધારણ લોકમાંનું.

**Lay along**, *v*. પગે પડવું.

**Lay out**, *v*. ખર્ચ કરવું.

**Lay to**, *v*. તહોમત મેલવું; આરોપ દેવો.

**Lay upon**, *v*. સરત કરવી.

**Lay waste**, *v*. ઉજાડ કરવું; નાશ કરવો.

**Layer**, *n*. પડ; થર; થાપ.

**Layman**, *n*. પાદરી નહીં એવું માણસ; સંસારિયું.

**Lazar,** *n.* પીતિયું-રગતપીતિયું માણસ; ગલત્કુષ્ઠી.

**Lazaretto, Lazar-house,** *n.* પીતિયા વગેરે ઓચળિયા રોગવાળાઓની ઇસ્પિટાલ.

**Lazily,** *ad.* ખોટાઈથી; હાડકાના ભાંગેલાપણાથી; ધીમી-સુસ્ત રીતે. [સુસ્તી; ધીમાપણું.

**Laziness,** *n.* ખોટાઈ; હાડકાનાં ભાંગેલાપણું;

**Lazy,** *a.* ખોટું; હાડકાનું ખોટું-ભાંગેલું; ધીમું; સુસ્ત; ચાલવા-ઉડવામાં ધીમું; મંદ-ગતિનું.

**Lea, Lay, Ley,** *n.* ઘાસની જડી જે ઠેકાણે ઉગતી હોય એવી જગો; પડતલ ચરણ; ગોચરણ.

**Lead,** *n.* સીસું; ખલાસીનો મરગ; છાપરે જડવાનાં પત્રાં. *v. t.* -ઉપર સીસું ચઢાવવું-પત્રાં જડવાં; દોરવું; દોરી લઈ જવું; હાથ પકડીને તેડી જવું-લાવવું;-ના સરદાર થઈ લઈ જવું;-ની પાસે રહી કરાવવું; લાવી-આણી મુકવું; ઉતારવું;-થી ઉતરાવું-થવું-પ્રાપ્ત થવું-થી ખેંચાઈ જવું. મન-બુદ્ધિ થવી; પ્રવર્તાવવું;-થી લોભાવવું-લલચાવવું; કહાડવું; ગુજારવું. *n.*

**Leaden,** *a.* સીસાનું.

**Leader,** *n.* સહુથી આગળ ચાલનાર; અગ્રેસર; સરદાર; સેનાપતિ. આગેવાન.

**Leadership,** *n.* આગેવાની; સરદારી.

**Leading,** *a.* મહોટામાં મ્હોટું; મુખ્ય.

**Leading-string,** *n.* બાળકને ચાલતાં શિખવતી વખતે પકડવાની-પાંગળા દોરી.

**Lead-pencil,** *n.* સીસા પેન.

**Leaf,** *n.* પાતરું; પાંદડું; પાન; પર્ણ; પાતરી; પાંખડી; પાંદડી; પાનું; પત્ર. વરખ; પડ. *v. i.* -ને પાંતરાં આવવાં; પલ્લવિત થવું.

**Leafless,** *a.* પાતરાં વિનાનું. [ચિ.પાનિયું.

**Leaflet,** *n.* નહાનું પાતરું; પાંદડી; નહાનું પાનું.

**Leafy,** *a.* પાત્રાં પાત્રાવાળું; પર્ણમય.

**League,** *n. v.* એકકો; એક ગાંઠ-સંપ; ઐક્ય; રાજૈક્ય; પ્રજૈક્ય; ત્રણ માઈલ; દોડગાઉ કોસ. *v. i.* એકકો-સંપ કરવો.

**Leak,** *n.* ગાબડું. તડ; ફાટ, ગળવું તે; ઝરવણ. *v. i.* વહાણમાં પાણી ભરાવું; ગળવું.

**Leakage,** *n.* ગળી ગયલું-ઝરેલું પાણી વગેરે; ઝરવણ; ઝરવાથી થતા નુકસાનનો અવેજ; ગળવાની નુકસાની.

**Leaky,** *a.* ગાબડું-તડ-ફાટ પડેલું.

**Lean,** *a.* પાતળું; સુકકું; એકવડા શરીરનું; ચરબી વિનાનું *n.* ચરબી વિનાનું રાતું માંસ. *v. i.* વાંકા વળવું; નમવું; ઝોક ખાવો;-નું વલણ-રૂખ હોવી; વાંકાં વળવું; ઝુમાવું, વળગી-આશ્રય પકડી રહેવું; અઢેલવું, અઢિંગવું; અઢેલી-અઢિંગાવીને ઉભા રહેવું-બેસવું.

**Leanness,** *n.* શરીરના સુકકા-એકવડા-સુકલકડિયાપણું.

**Leap,** *v. i.* ફલંગ-છલંગ-કુદકો-ઠેકડો મારવો-મારી ચઢી બેસવું; કુદી-ઓળંગી જવું; કુદી પડવું; ઉંચું આવવું; ઉભરાવું. *v. t.* કુદવું; ઓળંગવું; કુદી જવું. *n.* છલંગ; ફલંગ; કુદકો; ઠેકડો.

**Leap-year,** *n.* દર ચોથું વર્ષ; જેમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ હોય છે તે-૩૬૬ દિવસનું વર્ષ.

**Learn,** *v. t.* શિખવું; ભણવું; તૈયાર-નો અભ્યાસ કરવો; જાણવું; સાંભળવું,-ના જાણ્યામાં-સાંભળવામાં આવવું. *v. i.* -નો દાખલો લેવો-લઈ શિખવું.

**Learned,** *a.* વિદ્વાન; વાકેફ; જાણનાર; હોશિયાર; કુશળ; પ્રવીણ; વિદ્વતાવાળું; પાંડિત્યનું-[ ભરેલું.

**Learnedly,** *ad.* વિદ્વતાથી, જ્ઞાનથી.

**Learner,** *n.* શિખનાર; ભણનાર.

**Learning,** *n.* વિદ્યા; વિદ્વતા; પાંડિત્ય. [જોગું.

**Leasable,** *a.* કોલ કરી ભાડે-પટે આપવાજોગ-

**Lease,** *n.* મુદત બાંધી-ભાડે-કિરાયે-ગણોતે આપવું તે; મુદત બાંધી ભાડે-ગણોતે આપવા બાબત ઘરના-જમીનના ધણીએ આપેલો લેખ-દસ્તાવેજ; 'લીસ.' *v. t.* મુદત બાંધી ભાડે-ગણોતે પટ્ટે આપવું. [પટ્ટે રાખેલું.

**Lease-hold,** *a.* મુદતની શરતે ભાડે-ગણોતે-

**Leash,** *n.* કુતરાને બાંધવાની વાધરી-દોરી; ત્રણ; તેખલું; ત્રિક. *v. t.* વાધરી-દોરીએ બાંધવું.

**Leasing,** *n.* લબાડી; જુઠું; અનૃત.

**Least,** *a.* ઘણુંજ સહુથી-નહાનામાં નહાનું; અત્યલ્પ; સહુથી-થોડામાં થોડું; જરાપણ; લેશ-તિલમાત્ર. [ચામડાનું.

**Leather,** *n.* કમાવેલાં-કેળવેલાં ચામડાં ચર્મ. *a.*

**Leathern,** *a.* ચામડાનું.

**Leathery,** *a.* ચામડા જેવું-સરખું.

**Leave,** *n.* રજા; છુટી; છુટ; પરવાનગી; આજ્ઞા. *v. t.* મુકવું;-થી છુટાં-જુદાં-આઘાં પડવું-રેહેવું; મુકવું; છોડવું;-થી ઉપડવું;-નો ત્યાગ કરવો; મુકી જવું-આવવું; રેહેવા દેવું; આપવું; સોંપવું; આપી-સોંપી આવવું-જવું; હાથમાં રહેવા દેવું; એખલા પડવું; બાજુ-સહાય-આધાર વિનાના હોવું; જેમ કરવું હોય તેમ કરવા પામવું. [*v. t.* આથવું; ખમીર ચડે તેમ કરવું.

**Leaven,** *n.* ખમીર; આખરણ; આથણ; ખીરું.

**Leaves,** *n. pl.* of leaf. પાતરાં; પાંદડાં.

**Leavings,** *n. pl.* રહેલી નિશાણી; ટાળામણ-ટાળણનું કંઈ; કચરો; ભાંડયું; એઠું; અજીઠું.

**Lecher,** *n.* રંડીબાજ; બહારલટો. [જુઠું.

**Lecherous,** *a.* લંપટ; રંડીબાજ; કામી.

**Lechery,** *n.* રંડીબાજી; બહારલટાપણું.

**Lection,** *n.* વાંચવું તે; પાઠ.

**Lectionary,** *n.* ઈશ્વર ભક્તિમાં વાંચવાને શાસ્ત્રમાંથી કાઢેલાં વાકયનો સંગ્રહ.

**Lecture,** *n.* બીજાને શિખવવાને માટે લખેલું લખાણ-કીધેલું ભાષણ; પાઠ; પાઠ વાચન; અધ્યાપન. ઠોક; ઠપકો; વચનનો માર. *v. t.* ઠોક પાડવા-મારવા;-ને ઠપકો દેવો. *v. i.* પાઠ-વાચન-અધ્યાપન કરવું; ભાષણ આપવું-કરવું.

**Lecturer,** *n.* પાઠ કેહેનાર-આપનાર; પાઠક.

**Led,** *pret & pp.* of *lead.* લઇ ગયું-ગયલું.

**Ledge,** *n.* કડાણ; કરેઠી; પાળી; કોર; થર; પડ.

**Ledger,** *n.* ખાતાવહી-વઈ.

**Led-horse,** *n.* સણગારેલો ઘોડો; કોતલ.

**Lee,** *n.* જેણી ગમનો પવન વાતો હોય તેની સામેની દિશા.

Under the lee, પવન ન આવે તે જગ્યામાં; પવનમાંથી રક્ષિત.

**Leech,** *n.* જળો.

**Leek,** *n.* કુવારની જાતનો એક છોડ.

**Leer,** *n.* આડી-બાડી નજર; કટાક્ષ. *v. i.* કટાક્ષે-આડી-બાડી નજરે જોવું. [કીટો; કીટું.

**Lees,** *n.* કસાતળે ઠરેલો કચરો-મેલ. કાબડ;

**Lee-shore,** *n.* જેણી ગમનો પવન વાતો હોય તેની સામેનો કિનારો. [તેની સામાનું.

**Lee-ward,** *a.* જેણી ગમનો પવન વાતો હોય

**Lee-way,** *n.* જે તરફ પવન વાતો હોય તેની સામેની દિશા તરફ જવું તે. [*a.* ડાબું.

**Left,** *pret. & pp.* of *leave.* છોડયું; મુકયું.

**Left handed,** *a.* ડબેરું; ડાબોડી; ઘણી ચાલાકીથી ડાબે હાથે કામ કરતું.

**Leg,** *n.* પગ, પગનો નળો; પાયો; પગ; પોતાને જોરે ગુજરવું તે; પોતાના બાહુ બળઉપર આધાર-ભરોસો રાખવો. [કૃત્રિમદાવ.

**Legacy,** *n.* વારસનામાથી મળેલો વારસો;

**Legal,** *a.* કાયદાસર-પ્રમાણેનું; કાયદાનું; કાયદામાં જેની મનાઈ નથી એવું. [માર્ગ નિયમ.

**Legality,** *n.* કાયદાસરપણું; આચરણ-કર્મ

**Legalize,** *v. t.* કાયદેસર ગણાય એમ કરવું;

કાયદો કાઢી રબુલ રાખવો; કાયદાનો આધાર આપવો; આચાર-કર્મ માર્ગનો વિચાર લાગુ [પાડવો.

**Legally**, *ad.* કાયદાસર-પ્રમાણે.

**Legate**, *n.* વકીલ; એલચી; દુત.

**Legatee**, *n.* વારસનામાથી જેને વારસો મળ્યો છે તે; વસી; કૃત્રિમદાયાદ.

**Legation**, *n.* વતેનું કામ કરવા મોકલવું તે; પ્રેષણ; મુખ્ય વકીલ તથા તેની સાથેના માણસો; દુતવર્ગ.

**Legator**, *n.* વારસો આપનાર-સોંપનાર.

**Legend**, *n.* પુરાતન કાળના ખ્રિસ્તી સંતોની કથા; અદ્ભુત રસવાળી પુરાતનકાળની વારતા-કહાણી-ગાથા-કિસ્સો.

**Legendary**, *a.* કહાણી જેવું-રૂપ; જોડી કહાડેલું; અદ્ભુત; ખોટું; અતિશયોક્તિનું. *n.* કહાણી કેહેનાર; કથાભટ.

**Legerdemain**, *n.* હાથચાલાકી.

**Legging**, *n.* પગના નળાનું રક્ષણ કરવાનું મોજું.

**Legibility**, *n.* ઉકલે-વંચાય એવું હોવું તે; [સ્ફુટતા.

**Legible**, *a.* વંચાય ઉકલે એવું; સ્ફુટ; જણાય-સમજાય વર્તાય એવું.

**Legibly**, *ad.* વંચાય-ઉકલે એમ; સ્ફુટ અક્ષરે.

**Legion**, *n.* રોમન લોકનું ત્રણ હજારથી છ હજાર માણસનું સૈન્ય; લશકર; સૈન્યદળ; ઢગલે ઢગલા; ગાડે ગાડાં; વૃંદ.

**Legionary**, *a.* 'લિજન'નું; મ્હોટું.

**Legislate**, *v. i.* કાયદા કરવા-બનાવવા-રચવા.

**Legislation**, *n.* કાયદા કરવા તે; રાજ્ય નિયમ-રચના-સ્થાપના.

**Legislative**, *a.* કાયદા કરનારું-બનાવરું; કાયદા બનાવનારે કીધેલું.

**Legislator**, *n.* કાયદા કરનાર-બનાવનાર; રાજ્ય નિયમકાર.

**Legislature**, *n.* કાયદા બનાવવા તથા કરવાની જેને સત્તા છે એવી સભા; રાજ્ય નિયમકાર સભા-મંડળ.

**Legitimacy**, *n.* ઔરસ-ખરાપણું; હકદારી વાસ્તવિકપણું; શુદ્ધતા; સ્વાભાવિકપણું; પ્રકૃતિ સિદ્ધતા.

**Legitimate**, *a.* પરણીઅતનું; ઔરસ; ખરું વાજબી; હકદાર, વાસ્તવિક; શુદ્ધ; સ્વાભાવિક; અનુમત. *v. t.* ઔરસપણાના હક આપવા-માં લાવવું.

**Legitimately**, *ad.* કાયદા પ્રમાણે-સર.

**Legume**, *n.* સિંગ; ફળી; શિંબિ. *pl.* સિંગનાં ધનારું-દ્વિદળ-શૈબ્ય અન્ન.

**Leguminous**, *a.* સિંગનું; શિંબિનું; શૈબ્ય; દ્વિદળ-શૈબ્ય અન્નનું. [કાશ. *a.* નવરાસનું.

**Leisure**, *n.* નવરાસ; ફુરસદ; સાવકાશ; અવ-

**Leisurely**, *a.* ધીમું; મ્હાલતું; કુમચાઈ.કરીને-ધીમે રહીને-ફુરસદે કીધેલું; નિરાંત મનનું; સ્વસ્થ ચિતનું. *ad.* ધીમે ધીમે; ઠરીને; નીરાંતે.

**Leman**, *n.* આશક-માશુક; રાખ.

**Lemma**, *n.* પુર્વ -લઘુ-ઉપયોગી સિદ્ધાંત.

**Lemon**, *n.* લિંબુ; નિંબ; લીંબવેણ; લીંબોઇ.

**Lemonade**, *n.* લિંબુનું શરબત; નૈંબુપેય.

**Lend**, *v. t.* વાપરવા આપવું; ધીરવું; હાથ ઉછીનું આપવું; કરજે-વ્યાજે આપવું; આપવું; કરવું. [ધંધો કરનાર.

**Lender**, *n.* નાણાં ધીરનાર; શાહુકાર વ્યાજુ

**Length**, *n.* લંબાઇ; લંબાણ; લંબ; ઉભ. *pl.* લંબાણ; આવરદા; કાળ; આયુર્દા; વિસ્તાર.

**Lengthen**, *v. t.* વધારે લાંબું કરવું;-ની લંબાઇ વધારવી. મ્હોટું કરવું; વધારવું; લંબાવવું;-વિષે-ઉપર લંબાણ કરવું; મહલાવવું; પહોંચાડવું; વિસ્તારવું. [લાંબું ને લાંબું.

**Lengthwise**, **Lengthways**, *ad.* લાંબું;

**Lengthy**, *a.* લાંબું લાંબું; બહુ લાંબું.

**Lenient**, *a.* નરમ; કુમળું; સુંવાળું; કોમળ; ટાઢક વળે-વેદના ઓછી થાય એવું ઓસડ-લેપ. [ઓછી થાય એવું

**Lenitive**, *a.* નરમ કરતું; ટાઢક વળે-વેદના

**Lenity, Leniency**, *n.* નરમાસ; કુમળાસ; દયા-ભાવ; કોમળતા; રહેમદીલી. [દર્શક કાચ.

**Lens**, *n.* દુરબીનનો-દુરદર્શક-રૂપ ભેદક-સ્થુલ

**Lent**, *n.* ઇસુના પુનરૂત્થાનના અંતનો ૪૦ દિવસનો ઉપવાસ. *pret. & pp.* of *lend.* ધીર્યું; ઉછિનું આપ્યું. [છોડ.

**Lntil**, *n.* એ નામનો ખેતરોમાં થતો વિલાતી

**Leo**, *n.* સહી-સિંહરાશી.

**Leonine**, *a.* સહી-સિંહનું-ના જેવું.

**Leopard**, *n.* ખડિયો-યું; કુતરિયો વાઘ; ચિત્તો ચીતરો.

**Leper**, *n.* કહોડીઓ-ઓણ; કુષ્ટી; કુષ્ટિની.

**Leporine**, *a.* સસલાનું-સબંધી

**Leprosy**, *n* કહોડ; કુષ્ટ.

**Leprous**, *a.* કહોડિયું; કહોડ થયલું-ફુટેલું.

**Lesion**, *n.* નુકસાન; હાનિ; ખલલ; ક્ષતિ.

**Less**, *a.* વધારે થોડું; ઓછું; ન્યુન; કમ; વધારે નહાનું. *ad.* ઓછું; નહાનું.

**Lessee**, *n.* મુદતની શરતથી ભાડે રાખનાર; મુદતી ભાડુત-ગણોતિયા-ખેડુત-આસામી.

**Lessen**, *v. t.* ઓછું કરવું; ઘટાડવું; ટાંચવું; નહાનું-ટુંકું કરવું. *v. i.* ઘટવું; ઓછું થવું; નરમ-હલકું-તબળું-લુલું પડવું.

**Lesson**, *n.* પાઠ; ધડો; સબક; શિખવાનું; ભણતર; શિક્ષા; તાલીમ; શિખામણ; નસીહત; અક્કલ; બોધ; ઉપદેશ; ઠોક; ઠપકો; સકત બોલ-વેણ.

**Lessor**, *n.* મુદતની શરતે ભાડે-ગણોતે-પટે આપનાર; ઘરનો ધણી-માલિક; જમીનનો ધણી.

**Lest**, *conj.* ન-નહી માટે; કદાપિ-રખેને માટે; દેહશત છે એવો વિચાર રાખીને.

**Let** *v. t.* દેવું;-ને રજા-પરવાનગી આપવી. *l. be.* જન્મો; થાઓ; ભાડે-ગણોતે આપવું; સાંપવું. *n.* હરકત; અડચણ; રોકાણ.

To let blood, નસોમાંથી લોહી ને બરાબર કરવા આપવું.

**Lethal**, *a* જીવ લે-મારી નાખે એવું.

**Lethargic-al**, *a.* અઘોરી; ભારે ઉંઘણસી; સુસ્ત; બેભાન; ગાફિલ; જડ; ઘોર નિદ્રાથી થયલું; અઘોરી જેવું; ઘાડું.

**Lethargy**, *n.* અઘોરીપણું; ઘાડી-ઘોર-કુંભકરણ જેવી ઉંઘ; ઝુંપણ; સુસ્તી; ગાઢ અતિ નિદ્રા, છેક બેભાની; ગાફિલપણું.

**Lethe**, *n* ભુલાવો; વિસ્મૃતિ.

**Lethean**, *a.* ભુલાવો થાય એવું. [નાશકારક.

**Letheferous**, *a.* મારી નાખે-જીવ લે એવું;

**Letter**, *n.* અક્ષર; વર્ણ; કાગળ; પત્ર; જેટલું માત્ર કહેલું-લખેલું તેટલુંજ, શબ્દાર્થ. *pl.* પંડિતાઈ; વિદ્યા; વિદ્વતા; બીબું; અક્ષર-મુદ્રા. *v. t.* ઉપર અક્ષર પાડવા-છાપવા.

**Letter of advice**, *n.* વેંચાણ અથવા ખરિદીની ખબર આપનાર પત્ર-કાગળ.

**Dead letter**, *n.* ધણી ન મળવાથી પોસ્ટ ઑફીસમાં પડેલો કાગળ; વપરાસમાં નકામું થએલ; જે વ્યવહારમાં નહિં તે; સત્તાહીન થઇ ગએલ તે.

**Letter-press** *n.* બીબાં વતી છાપેલી વાત -વર્ણન-હકીકત. [ક્ષર છાપેલું; મુદ્રાંકિત.

**Lettered**, *a.* ભણેલું; વિદ્વાન; પંડિત; અ-

**Letting**, *n.* પટે-ગણોતે આપવું તે.

**Levant**, *a.* પુર્વ-ઉગમણું તરફનું; ભુમધ્ય સમુદ્રપરના પુર્વ ભણીના મુલકો. [પુર્વ વાયુ.

**Levantee**, *n.* ભુમધ્ય સમુદ્રમાં વાતો પ્રચંડ

**Levee,** *n.* દરબાર, સભા; માટીનું બાંધકામ.

**Level,** *n.* સપાટી જાણવા-નક્કી કરવાનું ઓજાર; કાટખુણો; સાધારણ; સપાટી; સમસ્થળ-દેશ; સરખા-બરાબરપણું; સમાનતા; લક્ષ લક્ષ્ય સુત્ર; સંધાન. *a.* ઉંચું નીચું નહીં એવું; સરખું; સપાટ; સરખું ઉંચું; બરોબર-એક હારમાં આવી રહેલું; સમાન; નહાનું મ્હોટું નહીં એવું. *v. t.* સરખું-સાફ બરોબર કરવું; મેદાન-સપાટ-જમીનદોસ્ત કરી મુકવું; સરખું-સમાન કરવું; બરાબર રાખવું-માંડવું-ગોઠવવું; સાધવું; વિષે-ઉપર કેહેવું-બોલવું-લખવું.

**Leveller,** *n.* સરખું-સપાટ કરનાર.

**Levelling,** *n.* સરખું કરવાનું કામ.

**Lever,** *n.* ભાર ઉંચકવા-ખસેડવા-ઉથલાવવાની સાગટી-સોટો; ઉચ્ચાલક.

**Leverage,** *n.* ઉચ્ચાલકથી થયલો ફાયદો-લાભ.

**Leveret,** *n.* સસલાનું બચ્ચું.

**Leviable,** *a.* ઉઘરાવવાજોગ; ઠેરવીને લેવાય-વસુલ કરાય એવું.

**Leviathan,** *n.* એક મ્હોટું માછલું; દેવ માસ-[મત્સ્ય.

**Levigate,** *v. t.* વાટવું; ઘટવું; ઘસવું; ઝીણું-બારીક કરવું-છુંદવું.

**Levite,** *n.* યહુદી લોકમાં ગૌણ ધર્મ ક્રિયા [કરનાર સેવક.

**Levitical,** *a.* યાજ્ઞિકનું-સંબંધી.

**Levity,** *n.* ગાંભિર્યરહિતપણું; છાલકાઈ; છિછલાઈ; લઘુડિયાપણું; અસ્થિરતા; ઉછાંછળાઈ; અવિચાર; ઉચપ્રાઈ.

**Levy,** *v. t.* ઉભું એકઠું કરવું; ઉઘરાવવું; ઠેરવીને લેવું-વસુલ કરવું. *n.* એકઠું કીધેલું લસ્કર-ફોજ; ઉઘરાવેલાં નાણાં; ઉઘરાત; વસુલાત.

**Lewd,** *a.* કાછડી છુટું; કામી; લંપટાઈનું.

**Lewdly,** *ad.* લંપટ-કામીપણાથી.

**Lewdness,** *n.* કાછડી છુટી-કામીપણું.

**Lexical,** *a.* શબ્દ કોશ સંબંધી.

**Lexicographer,** *n.* કોશ કર્તા-કાર.

**Lexicographical.** *a.* કોશ રચના સંબંધી.

**Lexicography,** *n.* કોશ રચના; શબ્દ કોશ-કરણ.

**Lexicon,** *n.* શબ્દ-શબ્દાર્થ કોશ; કોશ; ફરહંગ.

**Lexicology,** *n.* શબ્દના મુળ અને અર્થનો સમાવેશ થાય છે તે શાસ્ત્ર.

**Liable,** *a.* જવાબ-જુમ્મેદાર; થાય-કરે એવું; ધર્મી; શીળ; વશ; આધીન; યોગ્ય.

**Liability,** *n.* જવાબ-જુમ્મેદારી: ધર્મતા; શીલતા; આધીનપણું.

**Liason,** *n.* સંબંધ-સંગમ-સ્ત્રી પુરૂષ વચ્ચેનો છાનો અથવા ખોટો વ્યવહાર.

**Liar,** *n.* જુઠું બોલનાર; ઝુકી ઠોકનાર; અનૃતભાષી.

**Libation,** *n.* સિંચન; તર્પણ; સિંચન-તર્પણ [દ્રવ્ય.

**Libel,** *n.* આબરૂ લેવાનું-પ્રતિષ્ઠાહારી લેખ-લખાણ-ચિત્ર. *v. t.* કંઈ લખી-છાપી આબરૂ લેવી; આબરૂ લેવાનું લખાણ કરવું.

**Libeller,** *n.* કંઈ લખી છાપી આબરૂ લેનાર.

**Libellous,** *a.* આબરૂ લેવાનું પ્રતિષ્ઠાહારી.

**Liberal,** *a.* ઉંચી પંક્તિના લોકોને યોગ્ય; ઉંચા પ્રકારનું; પ્રૌઢ; ઉદાર; સખી; મ્હોટું; ઉંચું; ઉંચી નજરનું; પહોળું; પુષ્કળ, મ્હોટું મન-ઉંચી નજર રાખીને કીધેલું, નર-માંસ ભરેલું; મનસુફતાર ચાલનાર, લફંગું, અવિનિત; નિતિબાહ્ય; સ્વતંત્ર; સ્વતંત્ર વિચારનું માણસ.

**Liberality,** *n.* ઉદારતા; સખાપણું: સખાવત; ઉદારપણાનું કામ; મહોટું મન; ઉંચી-બુલંદ નજર.

**Librealize,** *v. t.* મહોટું-ઉંચું-ઉદાર કરવું.

**Liberally,** *ad.* ઉદારપણથી, ઉચી-બુલંદ-નજરથી,

**Liberate,** *v. t.* કેદમાંથી છોડવવું; છુટું-મુકત-મોકળું-સ્વતંત્ર કરવું,-માંથી કાઢી નાખવું.

**Liberation,** *n.* છોડાવવું-સ્વતંત્ર કરવું તે; કેદમાંથી છુટવું તે; છુટકારો. [ કરનાર.

**Liberator** *n.* કેદમાંથી છોડવનાર; છુટકારો

**Libertine,** *a.* નિરંકુશ; બેકેદ. બહારવટું, રંડીબાજ,'વિષયાસકત. *n.* નિરંકુશ-બહારવટું માણસ [ ફેલી-ચાલ.

**Libertinism,** *n.* નિરંકુશ-બેકેદપણું. બદ-

**Liberty,** *n.* છુટાપણું, સ્વતંત્રતા. દેહસ્વાતંત્ર્ય, છુટ્ટી; રજા; આજ્ઞા; પરવાનગી; છુટ; માફી; હક, બેઅદબી, નાલાયકી; મર્યાદા-લોપ; આપઅખ્તિયાર; મુખ્તારપણું.

**Libidinous,** *a.* કામાતુર, કાછડી છુટું.

**Libra,** *n.* તોળા; તુલારાશી.

**Librarian,** *n.* કિતાબખાનાનો ઉપરી; પુસ્તકશાળાનો અધિપતિ.

**Library,** *n.* કિતાબખાનું, પુસ્તકશાળા.

**Libration,** *n.* તોલવું તે, વજન કરવું તે. [નારૂં.

**Libratory,** *a.* ત્રાજવાની પેઠે ફરનારૂં-ઝોક-

**Lice,** *n. pl.* ઘણી જુ.

**License,** *n.* રજા; પરવાનગી; લેસન; રજા;-ચિઠ્ઠી; પરવાનો; સનદ: અનાચાર; ભિન્નમર્યા-

**Licentiate,** *n.* સનદવાળો. [દાત્વ.

**Licentious,** *a.* અમર્યાદ, બહુ લેનાર, અતિશય; હદથી જ્યાદે; વહી ગયલું; વંઠેલ; બાજારૂ; અનીતિ ભરેલું; બદફેલી-લફંગાઇનું.

**Licentiousness,** *n.* બેકેદ-બેબંધપણું; વ્યભિચાર; છિનાળું.

**Lichen,** *n.* એક જાતની લીલ. [પાણીનો ઝરો.

**Lick,** *v. t.* ચાટવું. *n.* ફટકો; ટોલ્લો; ખારા-

**Lickerish,** *a.* લેહેજતદાર; રૂચિકર; નાજુક; કુમળું.

**Licorice,** *n.* જેઠીમધનું ઝાડ-મુળિયું-શીરો.

**Lid,** *n.* ઢાંકણું. (આંખનું) પોપચું.

**Lie,** *n.* જુઠું, અસત. *v. i.* જુઠું-અસત બોલવું-કેહેવું; સુવું; પડવું; આડા પડવું; સુતેલાં હોવું. હોવું, પડેલાં હોવું, આવેલાં હોવું, પડી રહેવું; પડેલાં-રહેલાં-આવી પડેલાં હોવું, મુકામ કરવો; પડી-સુઇ રહેવું, થાય એમ હોવું.

To give the lie to, જુઠું બોલ્યો એમ તહોમત મુકવું.

**Lief,** *ad.* ખુશીથી.

**Liege,** *n.* બાંધેલ; તાબેદાર; ઉપરી; સતાધીશ. *n.* હુકમી બંદો; ધણી; શેઠ; સરકાર.

**Lien,** *n.* હક; વારસો.

**Lieu,** *n.* જગો; ઠેકાણું; બદલો. [પેશ્કારપણું.

**Lieutenancy,** *n.* પ્રતિનિધિ-નાયબ-ડિપુટી-

**Lieutenant,** *n.* વડીલ અધિકારીની ગેર હાજરીમાં તેનું કામ જે કરે તે અધિકારી; પ્રતિનિધિ; ડિપ્યુટી; ખુશ્કીના લશ્કરમાં કેપ્ટનથી -ને તરીના કમાન્ડરથીજ માત્ર ઉતરતો અધિકારી.

**Life,** *n.* જીવ; પ્રાણ; ચેતના; ચૈતન્ય; જીવન શકિત; હયાતી; જીવતાપણું; જનમ; જન્મારો; અવતાર; ભવ; જીંદગી; રહેણી; આચરણ; ચાલ; વર્તણુક; દહાડા કાઢવા તે; દીન ગુજરો; રંગ મચાવનાર; સારભુત; ધર્મધોકારે ચલાવનાર; જમણો હાથ; ચૈતન્યભુત; હૈવત; માલ; પાણી; દમ મુળતત્વવસ્તુ; જણ; માણસ; જીવ; પ્રાણી; વૃતાંત; આખ્યાન; ચરિત્ર; પંકિત; સ્થિતિ; દુનિયાદારીનો ખટલો સંસાર. [વીમાના પૈસાની રકમ.

**Life-assurance,** *n.* મૃત્યુ પછી આપવાની

**Life-blood,** *n.* હયાતી ને જરૂર છે તે લોહી.

**Life-boat,** *n.* ડુબતાં માણસોને કાઢવાની હોડી, હવાની હોડી. [રાખેલા સિપાઇ.

**Life-guard,** *n.* રાજાના જીવનો બચાવ કરવા

Life-interest, *n.* હયાતી સુધીનો-તાહયાત-હક; આજીવિતાંશ.

Lifeless *a.* જીવવિનાનું; મરી ગયલું; નિર્જીવ; જડ; અપ્રાણ; નિર્મીલ; મુડદાળ; ફ્રાસફુસ; દમ વિનાનું; નરમ-ટાઢું પડી ગયલું.

Lifelessness, *n.* નિર્જીવપણું.

Life-like, *a.* જાણે જીવતું માણસ હોય-જાણે હમણાં બોલશે એવું (ચિત્ર-છબી).

Life-time, *n.* આવરદા; આયુષ્ય; હયાતીનો વખત; જીવિતકાળ.

Lift, *v. t.* ઉંચકવું; ઉપાડવું; ઉઠાવવું; મ્હોટું-ઉંચું કરવું; ફુલાવવું; ચઢાવવું. *n.* ઉંચકવું તે. હાથ આપવો તે; મદદ; સહાય.

Ligament, *n.* શરીરમાં એક હાડકું બીજા સાથે જેથી બંધાયલું રહેછે તે ધોળો ચિવટ શિરા જેવો પદાર્થ; અસ્થિબંધન.

Ligation, *n.* બાંધવું તે.

Ligature, *n.* બાંધવાનું; બંધણ; બંધ.

Light, *n.* અજવાળું; તેજ; ઉજાસ; પ્રકાશ. દીવો; દીપ; પ્રકાશક; ભાસ્કર; પ્રભાકર. વધારે સમજ- સમજણ-ખુલાસો. વિશેષ જ્ઞાન-પ્રકાશ.સ્હવારનોપ્હોર; દહાડાનું ઉગવું. છતાપણું; પ્રસિદ્ધિ. અજવાળાનો-પ્રકાશિત ભાગ. દેખાય સમજાય એવી-જોવાની-સમજવાની- નો વિચાર કરવાની-સમજાવવાની રીત. *a.* અજવાળાવાળું. ઘોળાસ પડતું-ખુલ્લું; હલકું; સ્હેજ; થોડું; સ્હેવાય એવું. રમતાં રમતાં -ચુટકામાં થાય એવું; રહેલ; જુજ. પચે એવું. છડું; છડુ છાંટ; નહાનાં શસ્ત્ર રાખનાર. ચપળ; ચાલાક; નજીવું; નહાનું; અલ્પ. ઓછું; થોડું; ભારભાર નહી એવું; કુંભળું; કોમળ; બગુડિયું; બેહુદું; અસ્થિર; ઢંગ -ધડા- વ વગરનું; છછડ્ડું; ચિબાવલું; સોહ્ડું; છ-ટેલ; લહેરું. *v. t.* સળગાવવું;-માં ઉપર દીવા-રોશની કરવી. *v. i.* આવી પડવું; સહસા મળવું; મળી જવું; બેસવું; ઉડતાં ઉડતાં આવી બેસવું; ઉતરવું; ઉતરી પડવું.

The light of the countenance, *n.* મ્હેરબાની; હાસ્ય.

To stand in one's own light, પોતાના સ્વાર્થની વચ્ચે આવવું. [હ્લ-લવુશસ.

Light-armed, *a.* હલકાં હથિયારવાળું; અ-

Lighten, *v. i.* ચમકવું; ઝબકવું. *v. t.* રોશની કરવી; સળગાવવું,-ને દેખતું કરવું,-નું અજ્ઞાન મટાડવું,-માંનો-નો ભાર ઓછો-હલકો કરવો; નરમ પાડવું; ઓછું કરવું; ખુશ કરવું.

Lighter, *a.* વધારે હલકું. *n.* વહાણમાંથી માલ ઉતારવાની મ્હોટી ખુલ્લી હોડી; કોટિયો.

Lighterman *n.* હોડીવાળો

Light-fingered, *a.* પડેલું ચડપ ઉઠાવી લે એવું; હાથનું ચોરું.

Light-footed, *a.* જેનો પગ ઝડપ ઝડપ ઉપડે છે એવું; ચાલવા દોડવામાં વેગવાળું; પવન વેગી.

Light-headed. *a.* વાએલ; ચસ્કેલ; ચળેલ; વિચાર વગરનું; બેભાન; જરા વારમાં ભમી જાય-વિચાર ફરી જાય એવું. [નિશ્ચિંત.

Light-hearted, *a.* ખુશ મિજાજ; આનંદી;

Light-horse, *n.* હલકાં હથિયારવાળી ઘોડેસ્વારની ફોજ.

Light-house, *n.* દીવા દાંડી.

Light-infantry, *n.* હલકાં હથિયારવાળું પાયદળ લશ્કર.

Lightly, *ad.* સ્હેજ ભાર મુકીને; હલકે પગે-હાથે; ઉંડું ઉતર્યા વગર; ઉપલક; ઉપર ઉપર; સ્હેજ; દબાઈ ગયા વગર; ધૃષ્ટતા-નઘરોળપણાથી, અમથાં; કારણ વગર; નકામાં.

Light minded, *a.* જેનું મન સ્થિર નહી એવું; ઢંગ વિનાનું

**Lightness**, *n.* હલકાપણું; ચળકાટ; છાલકાઈ.
**Lightning**, *n.* વીજળી; ચપલા; વિદ્યુત.
**Lightning-rod**, *a.* વીજળીથી ઘર વગેરેને નુકસાન ન થાય એવો ઉભો કીધેલો ગણી-ધાતુ; તાડિત સ્તંભ.
**Lights**, *pl.* ફેફસાં.
**Lightsome**, *a.* અજવાળાવાળું; રોશનીદાર
**Ligneous**, *a.* લાકડાનું-ના જેવું; કાષ્ઠમય-રૂપ.
**Ligniform**, *a.* લાકડા જેવું બનાવેલું.
**Lignify**, *v.* કાષ્ટવત બનાવવું; લાકડાના રૂપમાં થવું; લાકડું બની જવું.
**Liguum vitæ**, *n.* પૈડાં બનાવવાના કામમાં આવતું એક જાતનું કઠણ લાકડું.
**Like**, *a.* એક સરખું; સમાન; બરોબર; તેટલુંજ; તેવુંજ; જેવું; મળતું; વત; સંભવિત. *n.* બરોબરીનું; જેવું કંઈ; જોડ, સાથે બેસે એવું કંઈ. *ad.* પઠે; પેઠે; માફક; ઘટે-શોભે તેમ; જેમ કંઈ કરવું જોઈએ તેમ. *v. t.* પસંદ કરવું; ચ્હાવું;-ઉપર ભાવ, હોવો-ખુશ હોવું. *v. i.* ગમવું; પસંદ પડ[...], મરજી-ખુશીમાં આવવું.
**Likelihood**, *n.* લાગ[...]ત; સંભવ; ડોળ-સ્વરૂપ દેખાવું તે.
**Likeliness**, *n.* લાગવું તે; સંભવ; ડોળ દેખાવું તે.
**Likely**, *a.* સંભવિત; એવું; માનવા-આશા રાખવા જેવું. *ad.* ઘણું કરી; સૌવસા.
**Liken**, *v. t.* સાથે બેસાડવું; સરખું-જેવું ગણવું;-ને ઉપમા આપવી.
**Likeness**, *a.* સરખા-મળતાપણું; સમાનતા, છબી; ચિત્ર; તસ્વીર; પ્રતિમા.
**Likewise**, *ad.* તેમજ; તેવીજ રીતે; પણપણ; પણ; એ; ઓઓ; ભી.
**Liking**, *n.* ગમવું પસંદ પડવું તે; ઇચ્છા; મરજી; રૂચિ; પસંદતા; મન; ભાવ; [...] હોવું-ચ્હોટવું તે; પ્રીતિ.
**Lilac**, *n.* ખુશબોદાર જાંબુઆ કે સફેત ફુ[...] એક ઈશની છોડ. *a.* જાંબુઆ જેવા રંગ[...]
**Liliaceous**, *a.* નરગેશનું; ગુલેશ બુબોસ[...]
**Liliputian**, *a.* ઠીંગણું.
**Lily**, *n.* નરગેશ; ગુલેશ બુબો.
**Limb**, *n.* શરીરનો ભાગ; હાથપગ; અંગ; અવયવ *v. t.* અવયવ તોડવો.
**Limbed**, *a.* ગાત્રનું-વાળું.
**Limber**, *a.* વળે એવું; વળકણું. *v. t.* [...] તેનો ઘોડીપર બેસાડવી. [નરમ[...]
**Limberness**, *n.* વળકણાપણું; નરમ[...]
**Limbo**, *n.* નર્કલોક જેવો એક કલ્પિત ઇસુખ્રિસ્ત જનમતાં સુધીના પુન્યવાન લોકોને મુઆ પછી રેહવાની જગો; ગોંધી રાખવાની જગો કેદખાનું.
In limbo, કેદખાનામાં-કેદી; નજરકેદ.
**Lime**, *n*, પક્ષીઓ પકડવાને ઝાડની ડાળી ચોપડવાનો એક ચીકણો પદાર્થ; ચુનો; આ-લીંબુ-નિંબુ. *v. t.* -ઉપર ચીકણો પદાર્થ ચોપડવો; ફાંસામાં નાખવું; ફાંદો પહેરાવવો; ફસ[...]
**Lime-burner**, *n.* ચુનો પકવનાર. [[...]
**Lime-kiln**, *n.* ચુનો પકવવાની ભઠ્ઠી.
**Lime-stone**, *n* ચુનાનો પથ્થર.
**Limit**, *n.* સીમા. હદ; અવધિ;- મર્યાદા. *v.* -ની સીમા બાંધવી; પરિમિત કરવું; બાંધી દે રાખવું;-ના હાથ પગ બાંધી દેવા; રોકી દેવું.
**Limitable**, *a.* જેની સીમા-હદ થઈ શકે તે.
**Limitary**, *a.* હદવાળું; હદમાં-ઉપર રાખે
**Limitation**, *n.* સીમા બાંધવી તે; બં[...] પરિમિતપણું; મુદત. [[...]
**Limited**, *a.* ટુંક; ટુંકું; થોડું; જુજ; [...]
**Limitless**, *a.* હદ વગરનું; બેહદ.

Limn, v. t. ચિત્ર કાઢવું-પાડવું; ચિતરવું; રંગવું.
Limner, n. ચિત્ર કાઢનાર; ચિતારો; ચિત્રકાર.
Limp, v. i. લંગડાવું; ખોડાવું; ખોડંગાવું; લંગડાતા ચાલવું. n. લંઘન.
Limpet, n. ખુલ્લા ખડકને વળગી રહેતી એક જાતની છીપવાળી માછલી.
Limpid, a. નીતર્યું; સ્વચ્છ; કાચ સરખું; નીતર્યા પાણીનું-વાળું.
Limpidness, n. નીતર્યાપણું; સ્વચ્છતા.
Limpingly, ad. લંગડાતા લંગડાતા.
Limy, a. ચીકણા પદાર્થ લગાવેલું-ચોપડેલું; ચુનાનું-જેવું; ચુનાળ.
Linch-pin, n. પૈડાની ખીલી; બડેલ; નારખી.
Line, n. દોરી; રસી; લીટી; લાસોટો; રેખા; રેછકો; પ્રમાણ-પરિમાણ રેખા; રેખા; હાર; ઓળ; પંક્તિ; લીટી; સતર; ઓળ; બે આંકડા: કકડી-બે આંકડા કાગળ; તુક; પાયો; પાદ; ચરણ; ધોરણ; પદ્ધતિ; કામ; ધંધા; વિષય; ઉદ્યમ-વ્યવસાયનો વિષય; પેઢી; વંશ; ઓલાદ. ...ન. v. t. માહેથી ચઢાવવું-ચઢવું; અસ્તર; દેવું.
Line of dip, n. (ભૂસ્તર વિદ્યા) પડોનાવલણની દિશા.
Hard lines, n, દુર્ભાગ્ય; મંદભાગ્ય; કમનસીબપણું.
Lines, plu. લશ્કરી કામ; ખાઈ.
Lineage, n. વંશ; ઓલાદ; સંતાન; સંતતિ; વંશજો; મલ.
Lineal, a. લીટીનું; લીટી લીટીનું; ચિતરેલું; ઊતરાતા વંશનું; વંશપરંપરાનું-પરંપરાગત.
Lineally, ad. વંશપરંપરાથી.
Lineament, n. ચ્હેરાનો સિક્કો; શિકલ; ઘાટ; પ્રમાણ-પરિમાણ રેખા; ચિન્હ; લક્ષણ.
Linear, a. સીધી લીટીનું; સિધ્ધું; લંબાઈનું.
Lineation, n. ચિત્ર.
Linen, n. શણ; સણનું લુગડું; સણિયું; સણવસ્ત્ર. a. સણનું; સણિયું.
Linendraper, n. સણના કાપડનો વહેપારી.
Liner n. હારો દોર પડીકાં ગોઠવેલું મોટું વાસણ.
Linger, v. i. ઉભા થઈ રહેવું; જતાં વાર લગાડવી;-ના પગ ન ઉપડવા; કંઈ કરવામાં વાર લાગવી; ગુંચવાવાં-ચીવાવાં કરવું; નિકાલ ન સુઝવો-આવવો; રીબાવાં-કહોવાં-સડવાં કરવું.
Lingering, a. લાંબી પથારીનું; પહોંચાઉ.
Lingual, a. જીભનું-માંનું.
Linguist, n. ઘણી-અનેક ભાષા જાણનાર; બહુ ભાષા વિત-જ્ઞ. [n. pl. ભાષા શાસ્ત્ર.
Linguistic, a. ભાષા શાસ્ત્રનું-સંબંધીનું;
Liniment, n. ઘસડવા-ચોળવાનું તેલ.
Link, n. મશાલ; કડી; જોડનાર વસ્તુ; બંધ; સંબંધ; વળગણ; ગંઠો. v. t. સાંકળવું; જોડવું; વળગાડવું. -નો સંબંધ કરી અંશ જોડી આપવો; ઠોકે વળગાડી દેવું.
Link boy, n. બિપારી અથવા કુનસની રાત્રે વળતે મશાલ ધરનાર; મશાલચી.
Linnet, n. એક ન્હાનું ગાનારૂં પક્ષી.
Linstock, n. દીવાસળી-જામગરી રાખવાની ગોલંદાજની લાકડી. [મુકવાના સણના રેષા-
Lint, n. અળસી અતસીનો છોડ; ઘાઉપર
Lintel, n. ઓતરંગ; ઉમરો.
Lion. n. સહીં; સિંહ; કેસરી.
Lioness, n. સિંહણ.
Lionlike, a. ક્રૂર; છાતીવાળું; હિમ્મતવાળું.
Lip, n. હોઠ; ઔષ્ઠ; કાનો; કોર. [લખાણ.
Lipogram, n. અમુક અક્ષર નજ આવે એવું
Lipped, n. હોઠવાળું. [કણ.
Liquefaction, n. પીગળવું-ગળવું તે; દ્રવી-

**Liquefiable**, *a.* ગળા-પીગળી શકે એવું.

**Liquefier**, *n.* પીગળાવનાર; દ્રાવ.

**Liquefy**, *v. t.* ગાળવું;-નો રસ કરવો.-નું પાણી કરવું; પીગાળવું; ઓગાળવું; પીગળવું; ઓગળવું; રસ થવો. [ઓગળવું તે.

**Liquescency**, *n.* રસ થઇ જવો તે; ગળવું-

**Liquescent**, *a.* ઓગાળનારૂં; પીગળાવવાના ગુણવાળું.

**Liquid**, *a.* રેલો ચાલે એવું-એવું થયલું; પાણીરૂપ; દ્રવ; પ્રવાહી; ગલિત; ધડકાયા વગર બોલ સાથ મળી જનારૂં. *n.* દ્રવ-પ્રવાહી પદાર્થ; થડકયા વગર બોલ સાથે મળી જનાર અક્ષર. [ દેવો; ફેડવું; અદા-ચેખાક કરવું.

**Liquidate**, *v. t.* વાળી-આપી-નો ફડચો કરી

**Liquidation**, *n.* ફડચો; નિકાલ; ફૈસલો.

**Liquidator**, *n.* નિકાલ-ફડચો કરનાર.

**Liquidity**, *n.* પ્રવાહી-પાતળાપણું; દ્રાવ્યતા.

**Liquor**, *n.* દ્રવ-પ્રવાહી પદાર્થ; રસ; પાણી; દૂધ; અર્ક; દારૂ, મધ; મદિરા; શરાબ; સુરા.

**Liquorice**, *n.* જેઠી મધનું ઝાડ-મુળિયું-શીરો.

**Lisp**, *v. i. & v. t.* નહાના બાળકની પેઠે અ-ષ્ટાક્ષર-બોબડું-તોતડું-તોતલું બોલવું.

**List**, *n.* બહારની કોર, ટોપ; યાદી; રંગભુમિ. *v. t.* સરકારી ચાકરીમાં દાખલ કરીને રાખવું; નોંધવું. *v. i.* કાન-લક્ષ દઈ-મનરાખી સાંભળવું; મરજી-ઇચ્છા હોવી.

Civil List, *n.* લશ્કરી ખાતા શિવાયના રાજ્યના નોકરી; રાજ્યકર્તાને અપાતું વર્ષાસન.

**Listel**, *n.* ઝાલર.

**Listen**, *v. t.* સાંભળવું; ધ્યાન-લક્ષ આપવું; કાને ધરવું; માનવું; મનપર લેવું.

**Listener**, *n.* ધ્યાન-લક્ષ આપનાર; કાને ધરનાર.

**Listless**, *a.* નિસ્પૃહ; હોંસવિનાનું; બેદિલ; ઉદાસીન; બેપરવા; મન્દમગ્નું. [મનથી.

**Listlessly**, *ad.* બેદિલી-બે પરવાઈથી; વગર

**Litany**, *n.* બંદગી; પ્રાર્થના.

**Literal**, *a.* અક્ષરેઅક્ષર-શબ્દે-શબ્દનું; છુટું; મુળ અર્થ-લખ્યા પ્રમાણેનું; શબ્દાર્થક; અક્ષરનું; અક્ષરી.

**Literally**, *ad.* શબ્દેશબ્દ લઇને; મુળ અર્થ પ્રમાણે; કહીએ છીએ તેમજ ખરેખરૂં; ખરું-વાસ્તવિક જોતાં.

**Literary**, *a.* વિદ્યા-અક્ષર વિદ્યાનું-વિષેનું-સંબંધી; વિદ્વતાથી થયલું; વિદ્વાન; વિદ્યા-વ્યસની, વિદ્વાન પુરૂષો પંડિતોનું. [પંડિત.

**Literate**, *a.* ભણેલ; વિદ્વાન. *n* વિદ્વજ્જન;

**Literati**, *n. pl.* વિદ્વાન-પંડિત મંડળ.

**Literature**, *n.* વિદ્યા; અક્ષર વિદ્યા; ગ્રંથો; પુસ્તકો; વિદ્યા.

Light literature, વાર્તાનાં પુસ્તકો.

Polite literature. કાવ્ય વગેરે સુંદર પુસ્તકો. [વળકણું.

**Lithe, Lithesome**, *a.* વળે એવું; વળતું;

**Litheness**, *n.* વળકણાપણું. [છાપેલું.

**Lithographic-al**, શિલા છાપનું વિદ્યાનું-થી

**Lithography**, *n.* શિલાછાપ વિદ્યા.

**Lithology**, *n.* પથ્થર નિરૂપણ-શિલા વિજ્ઞાન વિદ્યા-શાસ્ત્ર.

**Lithotomy**, *n.* પથરી કાઢવાનો ક્ષુભર-ક્રિયા.

**Litigant**, *a.* લડાઈ-ટંટાખોર; મુકદ્દમેબાજ; મુકદ્દમો લડનાર; મુકદ્દમાનું

**Litigate**, *v. t.* લડવું;-વિષે સરકાર દરબાર લડવું-આગળ તકરાર ચલાવવી.

**Litigation**, *n.* લડવું-મુકદ્દમો લડવો તે; મુકદ્દમો; લડાઈ; કજીઓ.

**Litigious**, *a.* લડાઈખોર; મુકદ્દમેબાજ.

**Litter**, *n.* ડોળી; પાથરણું; પથારી; બચ્ચું; ઢાઢમાળ; પથારો; એકી વખત જણેલાં ઘણાં બચ્ચાં; વેતર; જણતર. *v. t.* -ની ઉપર પાથરણું કરવું-પાથરવું;-માં પથારો કરી મુકવો; વીઆવું; જણવું.

**Little**, *a.* નહાનું; ટુંકું; લઘુ; સુક્ષ્મ; થોડું; અલ્પ; કકડો; થોડીવાર સુધીનું; જરા; લગાર; થોડું; જરાએક; લગારેક; જેવું તેવું; હલકું; નીચ. *ad.* સ્હેજ; થોડું; જરાએક *n.* થોડીજગા; થોડું કંઈ.

**Littleness**, *n.* થોડાપણું; હલકાઈ; હલકાપણું.

**Liturgical**, *a.* સમાજ પ્રાર્થના; પદ્ધતિનું-સંબંધી-વિષેનું-રૂપ. [પદ્ધતિ.

**Liturgy**. *n.* સમાજ-મંડળ; પ્રાર્થના-ભજન

**Live**, *v. i.* જીવવું; રહેવું; દહાડા કાઢવા; રહેવું: રહેનાર-વાસી હોવું; પહોંચવું; ચાલવું; ટકવું; નીભવું; ખાવું; ખાઈને રેહેવું-જીવવું; પેટ ભરવું; આજીવિકા-ગુજરાન ચલાવવું; ઉદર પોષણ-નિર્વાહ-કરવો; સાથે-એકઠા-એક ઘરમાં રહેવું; ધણીધણિયાણી થઈને રહેવું *v. t.* કહાડવું, ગુજારવું. *a.* જીવતું; બળતું; સળગતું; સળગેલું. [લો; અંગારો.

**Live-coal**, *n.* બળતો-સળગતો-જીવતો કોય-

**Livelihood**, *n.* ગુજરાન; ઉદર-નિર્વાહ-પોષણ.

**Liveliness**, *n.* ચંચળતા.

**Livelong**, *a.* જતાં-પુરાં થતાં વારલાગે એવું; મટે નહીં એવું; લાંબુ; કાળ જેવું.

**Lively**, *a.* તેજ; મજૂત; ચપળ; ઝપાટાવાળું; હસમુખું; આનંદી; ખુશને ખુશ રહેનાર; જેવું હોય તેવુંજ ચિત્ર પડી રહે-પડેલું હોય એવું, આબેહૂબ; પ્રતિરૂપ; ભભક રૌનક-ઝલેદાર; ભભકી નિકળતું. [જીવનાર; રહેનાર.

**Liver**, *n.* કાળજું; કલેજું; પિત્તાશય; યકૃત;

**Livery**, *n.* ઓળખાઈ આવવા માટે અમુક તરેહના ચાકરોના લુગડાં-પોશાક; કોઈ મંડળીના લોકે પોતાનામાંના માણસોએ પહેરવા ઠરાવેલો પોશાક; કબજો આપવો તે.

**Livery-man**, *n.* લંડનમાં જે કોઈ રૈયતે સરકાર લવાજમ ભરી કેટલા એક હકો લીધા હોય તેવું માણસ; લંડનની હકદાર રૈયત. [તબેલો.

**Livery-stable**, *n.* ભાડે આપવાના ઘોડાનો

**Lives**, *n. pl.* of life. જન્મ વૃત્તાંતો.

**Livestock**, *n.* જીવતી પુંજી; પશુધન; ગાય, ઘોડા વગેરે-ઢોર.

**Livid**, *a.* કાળા-ઘોળા આસ્માની-સીસાના રંગનું; કાળું લીલું; લીલઝામાના રંગનું.

**Lividity, Lividness**, *n.* કાળો-ઘોળો આસ્માની-કાળો લીલો-સીસાનો રંગ.

**Living**, *a.* જીવતું; જીવતા પાણીનું; જીવતું; વહેતું; ચલાવનારૂં; ચૈતન્યયુક્ત: જીવન ગાળો; ઉપજીવિકા; વૃત્તિ.

**Lixivial**, *n.* લાકડાની રાખના ક્ષારના અંશવાળા પાણીમાંથી બનાવેલું.

**Lixivium**, *n.* લાકડાની રાખના ક્ષારના અંશવાળું પાણી; ક્ષારોદક. [ગરોળી.

**Lizard**, *n.* સરટ; સરડો; કાંકીડો; ખિસોડી;

**Llama**, *n.* દક્ષિણ અમેરિકામાં થતું ઉંટને મળતું જનાવર. [દરરોજનું પત્રક.

**Lloyd's list**, વહાણ સંબંધી ખબર આપનારૂં

**Lo**, *int.* જુઓ.

**Load**, *n.* ભરેલો ભાર; બોજો; મનને દાબી નાખે એટલું કંઈ; ભાર; માર; ભારો; હેલ વારો; ભાર; હેલ. *v. t.* લાદવું;-ઉપર ભાર ભરવો,-માં કંઈ ભરવું-ચઢાવવું; માં મઠ્ઠી ચુ-બીને ભરવું; દાટી નાખવું; લાદી દેવું;-ઉપર રેડ રેડવો. [ભાર; ભરતી.

**Loading**, *n.* વહાણમાં ચઢાવવાનો માલ-

**Load-star, Lodestar,** *n.* ધ્રુવનો તારો; ધ્રુવ.
**Load-stone,** *n.* લોહચુંબક; અયસ્કાંત.
**Loaf,** *n.* પાઉં; ખાંડની ચાસણીનો શંકુઆકાર.
**Loafer,** *n.* સુસ્ત-આળસુ; રખડતો માણસ.
**Loam,** *n.* ભગરી મહોડી-માટી.
**Loan,** *n.* વાપરવા-ઉછિનું કરજે આપવું તે; ધીર; આપ; ધીરેલું-વાપરવા આપેલું કંઇ; સરકારને કરજે આપેલાં નાણાં; 'લોન'.
**Loath,** *a.* નાખુશ; નારાજ દુર્મના.
**Loathe;** *v. t.*-ઉપર અભાવ-અરુચિ હોવી-થવી. -નું મ્હોં ન ગમવું; ઉપર તિરસ્કાર આવી જવો.
**Loathing,** *n.* અભાવ; અરુચિ; ઉકરાંટો; અવજ્ઞા. અસુયા; તિરસ્કાર.
**Loathsome** *a.* અભાવ થાય-ઉકરાંટો આવે એવું. તિરસ્કાર આવે એવું.
**Loathsomeness,** *n.* અભાવ-ઉકરાંટો-તિરસ્કાર ઉપજાવે એવો ગુણ.
**Lob,** *v. t.* અફાળવું; જોરથી પટવા દેવું.
**Lobby,** *n.* ચાલ; ચાલી; જ્યાંથી ઓરડામાં જવાય એવી ખુલ્લી જગો.
**Lobby-member,** *n.* રાજ્ય નિયમકાર સભામાંનો એક.
[જનો ભાગ.
**Lobe,** *n.* કાનની લાળી. કાળજા-ફેફસા-મગ-
**Lobster,** *n.* લાંબી પુછડીનું કાચબાની જાતનું માછલું.
[નિક; એક દેશી.
**Local,** *a.* કોઈ અમુક ઠેકાણા-જગાનું: સ્થા-
**Locality,** *n.* કોઈ જગામાં રહેલા હોવું તે; નિયમિત વાસ. જગો; સ્થાન; જીલ્લો; લતો.
**Localize** ;*v.t.* વિશેષ સ્થાનિક કરવું.
**Locally,** *ad.* દેશના-સ્થાનના સંબંધી; દેશવિશિ.
**Locate,** *v. t.* મુકવું; રાખવું. આવેલાં-રહેલાં હોવું.-ની જગા નક્કી કરવી-ઠેરવવી-નીમવી; -નું સ્થાન શોધવું.

**Location,** *n.* મુકવું-રાખવું તે. જગો નક્કી કરવી તે; સ્થાન ઘે જના. ઠેકાણું; જગો; સ્થાન.
**Loch,** *n.* સરોવર; ખાડી.
**Lock,** *n.* ગુચ્છો. ઝામાં; ઝુલ્ફાં; વાંકડિયાવાળ; કળ; તાળું; કુલ્ફ; ચાંપ; દાવ. Dead lock, *n.* ગુંચવણ-ગુંચવણથી બંધ પડવું તે. *v. t.* -ને કળ તાળું દેવું. જડી દેવું. તાળામાં-ગોંધવું-પુરવું; ગોંધી તાળું દેવું. ભીડવું; ભેરવવું *v. i.* સપટાવું; સપટાઈ જવું. સજ્જડ આવવું; તાળી મળવી.
**Lockage,** *n.* કળ-તાળાં બનાવવાનો સામાન.
**Locker,** *n.* ભંડાર; ગોલક. કળ જ દેવું ખાનું. Not a shot in the locker, ( ખલાસીઓ)-બિન પૈસા-તદ્દન પૈસા વગર.
**Locket,** *n.* કડી આંકડો; ખીલી પસિયાર. ઘડિયાળની સાંકળીએ બાંધવાની છબી કે બાલ રાખવાની નહાની દાબડી
**Lock-jaw,** *n.* ડાચું ભીડાઈ બેસાઈ જવું તે; દાંતખાલી.
**Locksmith,** *n.* તાળાં-કળ બનાવનાર.
**Locomotion,** *n.* હાલચાલ કરવી તે; એક જગોએથી બીજીએ જવું તે; હાલચાલ; સ્થલાંતર ગમન. હાલવા ચાલવાની-ચલન શક્તિ.
**Locomotive,** *n.* આગગાડી ચલાવનાર યંત્ર; આગગાડીનો-ચલાવનાર-ચાલક સાંચો-યંત્ર.
**Locust,** *n.* તીડ; શલભ; એક જાતનું ઝાડ.
**Lodge,** *v. t.* રાખી મુકવું; મુકી છાંડવું. સચોટ મારવું-લગાવવું. રાખી-ધરી રહેવું; ધારણ કરવું-ને મુકામ-ઉતારો આપવો. ગરવા-સંતાવા દેવું; સંતાડવું. *v. i.* રહેવું; હોવું. ઉતરવું; મુકામ કરવો. છાપરી; બંગલી; નહાનું ઘર.
To lodge an information, ફરિયાદ કરવી.
**Lodger,** *n.* બીજાને ત્યાં પૈસા આપીને રહે-

સીમાં સુનાર તથા જમનાર; વીસીમાં રહેનાર. ઉતાર; આરુન [કરવાની જગો; ઓરડી; કોટડી.

**Lodging**, *n.* ઉતારો; મુકામ; ઉતરવાની-મુકામ

**Lodgment**, *n.* મુકી છાંડવુ તે રખાવું; મુકાવુ. ઉતારો-મુકામ કીધેલો હોવો તે; સંસ્થિતિ.

**Loft**, *n.* માળિયો-યું. માળ; મેડી; તબક.

**Loftiness**, *n.* ઉંચાણ; ઉંચાઈ. ઉંચ-મ્હોટાપણું. અભિમાન; ગર્વ; તોછડાઈ.

**Lofty**, *a.* ઉંચું. મહોટું; પ્રૌઢ; ઉન્નત. ઉંચું ગયલું; અભિમાન-દંભનું. ગોરવનું-ભરેલું.

**Log**, *n.* લાકડાનો કકડો; કાટેલું લાકડું; ઠુંઠું; કપઠાર; ગાંઠ. નૌકા ગતિ માપક યંત્ર.

**Logarithm**, *n.* લાગ્રતમ.

**Logarithmic**, *a.* લાગ્રતમ સંબંધી.

**Log-book**, *n.* વહાણ રોજ કેટલી મંજલ ચાલ્યું તે વગેરેની નોંધની ચોપડી. [મુર્ખા પારેખ.

**Logger-head**, *n.* ઢોંડો; અકકલનો દુશ્મન;

**Logic**, *n.* ન્યાય; ન્યાય-તર્ક શાસ્ત્ર-વિદ્યા.

**Logic l**, *a.* ન્યાયશાસ્ત્રનું-પ્રમાણિનું-સિદ્ધ-સમ્મત. ન્યાયશાસ્ત્ર કુશળ-પ્રવીણ. તર્ક-કુશળ; તાર્કિક.

**Logically**, *ad.* ન્યાય-તર્ક શાસ્ત્રના નિયમ પ્રમાણે.

**Logician**, *n.* નૈયાયિક; ન્યાય-તર્ક શાસ્ત્રી.

**Log-line**, *n.* વહાણની ચાલ માપવાની દોરી.

**Logomachy**, *n.* શબ્દવાદ; વાગ્યુદ્ધ.

**Logwood**, *n*, પતંગનું લાકડું.

**Loin, Loins**, *n.* કમ્મર; કટિ; મધ્યાંગ.

**Loiter**, *v. i.* વામાંટામાં મારવાં; રસળતાં ચાલવું-જવું.

**Loiterer**, *n.* રસળતાં-રઝળતાં ચાલનાર-જનાર.

**Loll**, *v. i.* સુખવાસિયાની પેઠે પડવું; સુખાળાં -સુખે બેસવું-પડવું બહાર નિકળવું; લબડવું.

**Lone**, *a.* એકલું; એકજ; ખુણામાં આવેલું-પડેલું; એકાંત. એખલવાયું; નિરાધાર.

**Loneliness**, *n.* ખુણો; એકાંતવાસ. એકલવાયાપણું; એકલ શુરાપણું.

**Lonely**, *a.* ખુણાનું-માં આવેલું-પડેલું; જઆવ વિનાનું; એકાંત; એખલું; એખલું પડી ગયલું; એખલવાયું.

**L mesome**, *a*, જ્યાં માણસનું પગલું નહી એવું; ઉજ્જડ; બયાબાન.

**Long**, *a.* લાંબુ; લંબ; દીર્ઘ; ઘણીવાર-દહાડાનું, લાંબી મુદતનું. આઘું; દુર. વાર લગાડીને આવનારું; ધીમું; દીર્ઘ સુત્રી. બહુવાર પહોંચે એવું. *ad.* લાંબેસુધી; બહુવાર-દહાડા; ઘણા દહાડાસુધી. ઘણીવાર-મુદત-દહાડા ઉપર. *v. i.* આતુરતાથી ઇચ્છવું-ઇચ્છા કરવી-નો જીવ તલપાપડ થઈ રહેવો; ટાંપી રહેવું; મ્હો વકાસીને બેસવું. લલુતા થવી; મન થવું.

To draw the long bow, *v.* અતિશયોક્તિ વાપરવી; ગપ હાંકવો.

Long & Short of any thing, *n.* સઘળી વિગત.

**Long-eared**, *a.* લંબકર્ણ ( ગધેડો)

**Longer**, *a.* વધારે લાંબુ.

**Longeval**, *a.* ચીરંજીવી; આયુષમાન; ઘણા દિવસ જીવનાર. [ઘણા દિવસ જીવવું તે.

**Longevity-** *n.* ચિરંજીવ-આયુષમાન પણું;

**Long-headed**, *a.* વિશાળ-તીવ્ર બુદ્ધિનું.

**Longing**, *n.* આતુર ઇચ્છા; જીવ તલપાપડ થઈ રહેવો તે. લલુતા; મન.

**Longitude**, *n.* રેખાંશ. રેખાંશ વૃત્ત. લોન.

**Longitudinal**. *a.* લંબાઈનું ઉભું.

**Long-suffering**, *a.* ખામોશવાળું; ક્ષમાવાન. *n.* ક્ષમા; ખામોશ.

**Long-winded**, *a.* પહોંચાડયાં-લંબાવ્યાં કરનાર. પહોંચાડી પહોંચાડીને-લંબાવી લંબાવીને કહેલું-વર્ણવેલું.

**Long-wise**, *ad.* લાંબું; લાંબુંને લાંબું.

**Loo**, *a.* પાનાંની એક જાતની રમત.

**Loof**, *n.* વહાણના પઠાનનો પાછલો ભાગ.

**Look**, *v. i.* જોવું; નજર કરવી. વિચારી-તપાસી જોવું; ધ્યાન-લક્ષમાં લેવું. દેખાવું; જણાવું. સામાં-સન્મુખ-ઉપર-માથા ઉપર હોવું-આવેલાં હોવું. *v. t.*-ના ચ્હેરા ઉપરથી જણાઈ આવવું. *n.* મ્હો; ચ્હેરો; મ્હોનો આકાર-આકૃતિ; મુદ્રા; ઘાટ; ડોળ; રંગ; સ્વરૂપ; જોવું તે; નજર; દૃષ્ટ; અવલોકન.

To look up to, *v.* માનની નજરથી જોવું માન આપવું. [નો; દર્પણ.

**Looking-glass**, *n.* આરસો; આરસી; આય-

**Loom**, *n.* લુગડાં વણવાનો સંચો, સાળ. *v. i.* હોય તે કરતાં મ્હોટું ને ઝાંખું દેખાવું.

**Loon**, *n.* હરામ ચસ્કાવાળું માણસ; હરામજાદું-ખોર; એક જાતનું પક્ષી.

**Loop**, *n.* દોરી કે દોરડાનો ફાંસો-ગાળો.

**Loop-hole**, *n.* કોટ-મોરચામાં મુકેલો મારો; બારી; બારૂં; છિદ્ર.

**Loose**, *v. t.* છોડવું; ખોલવું; છોડી મુકવું; છુટું-મોકળું-મુક્ત કરવું; છોડાવવું; કાઢવું;-ના છેડા છોડવા; નરમ-ઢીલું કરવું; ઉઘાડવું. ફોડવું. *a.* છુટું; બાંધેલું નહીં એવું; ઢીલું; તંગ-ચુસ્ત નહીં એવું; ઝીઝરવાળું; જાંજરૂં; ઢીલું-પોચું; બંધારણ બંદોબસ્ત વગરનું; ફાવતું; છુટાં રહેવાય-છુટ મળે એવું; સોદૂં; બદફૈલીવાળું; લફંગું; અનીતિનું; ઉન્માર્ગે શિખાય એવું.

**Loosely**, *ad.* ઢીલું પોચું; છુટી જાય એમ છુટું, સોદાઈથી-માં બેફિકરાઈથી; ભાન વગર.

**Loosen**, *v. t.* નરમ-ઢીલું કરવું; ખોદી ધવડીને છુટું કરવું-પાડવું; ગોડવું; ગોદવું; મોકળું-છુટું કરવું-થી ઢીલાં-નરમ થવું.

**Looseness**, *n.* ઢીલી લબડી બચલા હોવું તે; ઢીલ પડી જવી તે; બગરાપણું; ઢીલાપણું.

**Lop**, *v. t.* તોડવું; કાપવું; ડાળવું; તાછવું.

**Lopping**, *n.* તોડવું તે; ઘુંઠો; ઝાંખરા; ડાળાં; ઝારણું; છોડાં.

**Loquacious**, *a.* બહુ બોલું-બોલકણું; બડબડિયું; બકવાટિયું; બહુ ભાષી, વાચાળ.

**Loquacity**, *n.* વાચાળ-બોલકણાપણું.

**Lord**, *n* ધણી; માલિક; શેઠ; સ્વામી; નાથ; ખાવિંદ. અમીર; ઉમરાવ. વર; કંથ; પતિ; પ્રાણનાથ. ઈશ્વર; પરમેશ્વર; પ્રભુ; સાહેબ. *v. i.* શેઠ થઈ બેસવું; દાબતું રાખવું. હુકમ બજાવ્યાં કરવો.

**Lordliness**, *n.* મગરૂબી; પતરાજ.

**Lordling**, *n.* નહાનો-ટોપલી અમીર.

**Lordly**, **Lordlike**, *a.* અમીરનું-નાંજેવું-ને શોભે તેવું; ઉમદા; અમીરી; ઘણું મહોટું અમીરના જેવું ડોળ રાખનાર; અફલાતુંન મિજાજનું; અભિમાની.

**Lordship**, *n.* અમીર હોવું તે. અમીરપણું. આપ ખુદાવંદ; અમીરનો મુલક-વિષય; ધણીપણું: સત્તા; હકુમત; સાહેબી. [બોધ.

**Lore**, *n.* વિદ્યા; હુન્નર; ઇલમ. શિખામણ;

**Loricate**, *v. t.* ઉપર પતરૂં જડવું; પતરે મઢવું-ઉપર ઢાળ-પ્લેટ ચઢાવવો. [વો તે.

**Lorication**, *n.* પતરે મઢવું તે. ઢાલ ચઢાવ-

**Lorn**, *a.* ભુલું-અથડાઈ પડેલું; નિરાધાર; એખલવાયું.

**Lose**, *v. t.* ખોવું; ગુમાવવું; પાસથી પડી-ખોવાઈ જવું-જતાં રહેવું. -થી ખોવાવું. હારવું; હારી જવું.-નું જવું; ખોઈ બેસવું.-નું મરવું; -નું જવું; આંખી ઉડી-ઉડી જવું-જતાં રહેવું; ખોઈ-કાઢી-ગાળી-ગુમાવી નાખવું. ખોઈ નાખવું; ઉડાવીદેવું. ન લેવું; નામગુલવવું; જવું કરવું.

જવા દેવું. ભુલવું; ચુકવું. દેખાતાં બંધ થઈ જવું,-ની નજર તળેથી જતાં રેહેવું. ન મળવું; -નું જવું. *v. i.* ઉતરવું; ઉતરવું નિકળવું.

**Loss,** *n.* જોખમ; નુકસાન; હાનિ; ખોટ; તોટો; ખોવું-ગુમાવવું તે.

**Lost,** pret. & *pp.* of *lose* ખોયું. *a.* લાસ થયલું; નાશ પામેલું; નષ્ટ-કેવળ વિમુખ થઇ ગયલું.

**Lot,** *n.* ભાગ્ય; નસીબ; દૈવ; કિસ્મત. ચિઠ્ઠી; રમળનો પાસો. ભાગ; ભાગાયતન; કમબખ્તિ. થોક; વડ; બંગ; ચોડ; વળ; વણુ *pl.* થોકે થોક; ટોળે ટોળાં; ઢગલે ઢગલા; ધાડાંને ધાડાં. ભોંયનું વણું-કિત્તો-લત્તો-ટુકડી.

**Loth,** *a.* see *loath.*

**Lotion,** *n.* પોતાં મુકવાનું ઓસડ.

**Lotos, Lotus,** *n.* કમળનો રોપો. કમળ; પદ્મ; પંકજ. white l. white water-lily. પોયણી; કુમુદ.

**Lottery,** *n.* સોરટી-ટી.

**Loud,** *a.* મ્હોટું; ભારે. ધાંટાધાટ-બુમાબુમ પાડનાર; બરાડનાર. મહોટે મહોટે-શબ્દે બોલનાર.

**Loudly,** *ad.* બુમ પાડીને; ધાંટો કાઢીને; મ-[હોટેથી-શબ્દે.

**Loudness,** *n.* બુમ; મહોટો ધાંટો; શોર.

**Lough,** *n.* સરોવર.

**Lounge,** *v. i.* નકામાં-નવરાં ફર્યાં કરવું-બેસી રહેવું; રઝળતાં-રવડતાં ફરવું. શેઠિયાની પેઠે-પગ લાંબા નાખીને-આડાં પડીને બેસવું. *n.* શેઠિયા-પેઠે બેસવું તે. નવરાનો અખાડો.

**Lounger,** *n.* રસળિયો-ઍણ; સુખવાસિયા પણામાં વખત કાઢી નાખનાર.

**Louse,** *n.* જુ. ચામજુ; ઢોરોનાં શરીરમાં થતી ચીમોડી-ચીંગોડી.

**Lousy,** *a.* જુ પડેલું; જુજુવાળું; જુઆળ. [અધમ; પામર.

**Lout,** *n.* જડસો; બ્હેડંગ; લોઠો-ઠી; બડફો.

**Loutish,** *a.* જડસા જેવું.

**Lovable,** *a.* વ્હાલું લાગવા જેવું; ચ્હાવા લાયક; પ્રીતિ યોગ્ય-પાત્ર.

**Love,** *n.* વ્હાલ; હેત; પ્રેમ; પ્રીતિ; માયા; મમતા; નેહ. પ્રીતડી; પ્રેમ ભાર. પિયુ; લાલ; વ્હાલો-લી; પ્રીતમ; પ્રીયા; પ્રાણપ્રીય-પ્રીયા. ભક્તિ; આત્મનિવેદન ભક્તિ. દયા; કૃપા; મેહેર. લોભ; મોહ; આસક્તિ. *v. t.* ઉપર વ્હાલ હોવું-રાખવું; પ્રેમ-પ્રીતડી બંધાયલી હોવી. ઉપર-વિષે ભક્તિ-દયા હોવી-રાખવી. બહુ ગમવું;-માં મઝા લાગવી.

**Love-apple,** *n.* એક જાતનું ફળ-બજરબટો. ટોમાટો.

**Love-feast.** *n.* ધર્મને લગતો એક તેહવાર.

**Love-knot,** *n.* છુટવી અઘરી પડે એવી પ્રી-[તિગાંઠ.

**Love-letter,** *n.* પ્રેમપત્ર-પત્રિકા.

**Loveliness,** *n.* ખુબસુરતી; પ્રેમ ઉપજાવે એવો-મનોહર ગુણ.

**Lovely,** *a.* વ્હાલ આવે-વ્હાલું લાગે એવું; રમણિક; સુંદર; રમણીય; મનોહર; લલિત.

**Lover,** *n.* આશક; પ્રેમાસક્ત પુરૂષ; પ્રેમદ; ઈચ્છકી; ખાંહ; શોખ રાખનાર.

**Love-sick,** *a.* પ્રેમથી પીડાયલું; પ્રેમ પીડિત; પ્રેમ પીડાનું ભરેલું.

**Love-song,** *n.* શૃંગારનું ગીત.

**Loving,** *a.* કૃપા-વહાલ રાખતું; પ્રેમ કરતું.

**Lovingly,** *ad.* વ્હાલથી; પ્રેમથી; કૃપા-દયાથી.

**Low,** *a.* નીચું; ઠીંગણું; બેઠી બાંધણીનું. નીચાણ; ઝોળામાં પડેલું-આવેલું; ઉંડું, ઉતરી-ઓસર ગયલું; ઓટ થયા પછીનું. હલકું; લટેલું; ઉતરેલું; સોંઘું; સસ્તું; નહાનું; ઓછું; થોડું; કમતી; ધીમું; હળવું. નીચું; બેઠું. નરમ પડી-ડબાઇ ગયલું; ઉદાસ; નીચ; હલકું; અધમ;

ગૌણ; અપ્રૌઢ; નમ્રતા-દીનતા-વિનયનું-ભરેલું; નરમ-ધીમું; મંદ; નબળું; લાફા લાફ વિનાનું; મિલનસર; વાજબી; અદલ; સાદું; બુખ્ખું; સુકડું; અલ્પસત્વ. *ad.* નીચું; નીચાં; હલકે-સસ્તે ભાવે; સોંઘું; સસ્તું; હળવે; ધીમે; ધીમે સાદે-ઘાટે; હલકું; હળવું; *v. i.* બોલવું; ડોંખારવું. *n.* બોલવું; ડોંખારો; અકળામણ.

**Low-bred,** *a.* હલકી-નીચ સ્થીતિમાં ઉછરેલું અધમ; નીચ.

**Lower,** *v. t.* નીચું ઉતારવું-પાડવું; ઉતારી પાડવું-લેવું; ઉતારવું; તોડવું; મોડવું; ભાંગવું;-થી તુટવું-ઉતરવું-ઘટાડવું; ઓછું કરવું. *v. t.* નીચું પડવું-બેસવું; ઉતરવું; ઘટવું; લટવું, ત્રિશુળ ચઢાવવાં; ધુમ્માંકુમ્માં થવું-કરવું; મહો ચઢાવવું; ક્રોધ-ગુસ્સો કરવો; વાદળી ચઢી આ-

**Lowermost,** *a.* સહુથી નીચું-ઉંડું. [વવી.

**Lowery,** *a.* વાદળાંવાળું; તોફાની; વરસાદ પડે એવું ડોળ દેખાતું.

**Lowland,** *n.* નીચી-નીચાણ ધરતી; નીચાણમાં આવેલો દેશ. The Lowlands, બેલ્જયમ તથા હોલંડ દેશો. દક્ષિણ સ્કાટલંડ.

**Lowliness,** *n.* ગરીબાઈ; નમ્રતા; નમ્રબુદ્ધિ; નિરભિમાન.

**Lowly,** *a.* નહાનું; ગરીબ; હલકું. ઉતરતું. હલકું; નીચીપંકિતનું; સાદું. ગરીબ; નમ્ર; નિરભિમાન. [પડવું તે; ઘટાડો.

**Lowness,** *n.* ઉદાસી; નિરાનંદપણું; નરમ

**Loyal,** *a.* રાજભકત; મન ધર્મનિષ્ઠ; એક-પત્નિવ્રત; પતિવ્રતા; સતી; શાધવી. સાચું શુદ્ધ; ખરું. [શુદ્ધ-ખરીરીતે.

**Loyally,** *ad.* રાજભકિતથી. પતિવ્રતાપણાથી.

**Loyalist,** *a.* વફાદાર રૈયત; રાજભકત, બંડ વખતે રાજાને વળગી રહેનાર.

**Loyalty,** *n.* રાજભકિત; મનધર્મનિષ્ઠતા. પત્નીવ્રત. સતીપણું; સાધ્વીપણું. શુદ્ધતા.

**Lozenge,** *n.* વક્ર ચતુષ્કોણ. ખાંડનું બનાવેલું વિલાતી કુદ્રિયું–ટિકડી. [હોંચો.

**Lubber,** *n.* જડો; ભડંગનાથ; અડબંગ. ર-

**Lubberly,** *a.* અનાડી; રહોંચો.

**Lubricate,** *v. t.* સુંવાળું-લીસું કરવું;-થી સુવાળું-લીસું થવું. [સુંવાળા-લીસાપણું.

**Lubrication,** *n.* સુવાળું-લીસું કરવું-થવું તે.

**Lubricity,** *n.* સુંવાળા-લીસાપણું [લીસું.

**Lubricous,** *a.* લસકણું; સરકણું. સુવાળું;

**Lucernal,** *a.* દીવાસંબંધી; ચેરાગનું.

**Lucid,** *a.* ચળકતું; લકલકતું. નિર્મળું; સ્વચ્છ. આરસી સરખું; સ્હેલથી સમજાય એવું; સ્પષ્ટ. ગાંડપણનું વહારું દબાયલું હોવાનું; ભાનમાં હોવાનું.

**Lucidness,** *n.* ચળકાટ. સ્વચ્છપણું. સ્પષ્ટ-પણું; ભાનમાં હોવાપણું.

**Lucifer,** *n.* શુક્રનો તારો; સેતાન.

**Luck,** *n.* નસીબ; ભાગ્ય. [દૈવબળે કરીને.

**Luckily,** *ad.* નસીબના જોરથી; અણચિંતવ્યા

**Luckiness,** *n.* અણચિંતવ્યું દૈવબળ; નસીબદારી; સુભગત્વ. [માઠું; નબળું; અશુભ-

**Luckless,** *a.* કરમકુટ; અકકર્મી; હીનભાગ્ય.

**Lucklessness,** *n.* કમબખ્તિ; અકકર્મીપણું.

**Lucky,** *a.* નસીબદાર; દૈવવાન. બખ્તાવર; શુભ; શુભકારી- [પ્તિ-લાભકારક-કારન્દાયક.

**Lucrative,** *a.* પૈસો મળે-જોડાય એવું; પ્રા-

**Lucre,** *n.* પ્રાપ્તિ; લાભ; હરામ નફો; પાપ લભ્ય-લબ્ધ પ્રાપ્તિ. [કંઈ કરવું-રચવું.

**Lucubrate,** *v. i.* એકાંતે વિચાર કરીકરીને

**Lucubration,** *n.* રાત વિકૃત-એકાંત વિચાર કરીકરીને કીધેલું કે રચેલું કંઈ.

**Luculent,** *a.* ચળકતું. સાફ; સ્વચ્છ; ખુલ્લું; સ્પષ્ટ દેખીતું.

**Ludicrous**, *a.* હસવાજેવું; હસવું આવે એવું; હસામણું; હાસ્યજનક.

**Ludicrously**, *ad.* હસવું આવે એવી રીતે.

**Lues**, n. ઝેર. મરકી રોગ.

**Luff**, *n.* હોડીના સુકાનનો ઘ્હાવો ને મ્હોટાં ઝાઝના સુકાનની ચરકી જે ગમનો પવન વાતો હોય તેની સામાની દિશા તરફ મરડવી કે જેથી વહાણની નાળ પવન તરફ જાય.

**To luff round or luff a lee**, *v.* પવનમાં વહાણનો મ્હોરો કરવો.

**To spring her luff**, *v.* પવનની નજદીક હંકારીને સુકાનના આધારે જવું.

**Lug**, *v. t.* જોરથી ખેંચવું-ઘસડવું-તાણવું; ઘસડી લેવું-જવું. જેમતેમ કરીને લઈ જવું *n.* ભાર; બોજો. એક જાતનો સડ.

**Luggage**, *n.* મુસાફરીનાં સાથે લેવાનો સામન-[સરંજામ.

**Lugubrious**, *a.* દુ:ખ-દિલગીરનું; ઉદાસ.

**Luke-warm**, *a.* હુંફાએલું; નરમ. ઢીલું; ભુલું; લબડતું; મંદોત્સાહ. મન-ચટકે-ઉલટ-વિનાનું; ઢીલું પોચું; નિરુત્સાહ.

**Luke-warmness**, *n.* હુંફાએલાપણું. ઢેલા-લુલાપણું; મંદોત્સાહ. .નિરુત્સાહ; મંદમન-ઉલટ; ઠંડાઈ; સુસ્તી.

**Lull**, *v. t.* ટાઢું પાડવું;-નું દુ:ખ-ફિકર ભુલાવી દેવાં; શાંત થાય એમ કરવું; ઉંઘ આણી દેવી. છાનું રાખવું; રમાડવું. *v. i.* પડવું; પડી જવું; નરમ પડવું. *n.* પવનનું પડી જવું-બંધ રહેવું; ટાઢું; શાંતિ.

**Lullaby**, *n.* હાલરડાં; અહાલરં.

**Lumachel**, *n.* એક જાતનો આરસનો પથર.

**Lumbaginous**, *a.* કમ્મરના વા સંબંધી; કટિવાયનું.

**Lumbago**, *n.* વાથી કમ્મર રહી ગયાનું દરદ; કટિવાયુ-વાત.

**Lumbar**, *a.* કમ્મર સંબંધી-પાસેનું.

**Lumber**, *n.* અટાળો; ડાકડમાળ. *v. t.*-માં અટાળો ભરવો-ભરી મુકવો. *v. i.* ધીરેધીરે ને મુશ્કેલીથી ચાલવું.

**Lumber-room** *n.* અટાળો-ડાકડમાળ ભરી [રાખવાનો ઓરડો.

**Luminary**, *n.* આકાશમાંનો તેજસ્વી પદાર્થ. સૂર્ય; સુર્ય ચંદ્રો.

**Luminous**, *a.* તેજસ્વી-સ્ફુર; પ્રકાશમાન; ચળકતું; ભભક-ઝલેદાર. દીવાની જોત-જ્યોતિ જેવું.

**Lump**, *n.* ગઠો; ગાંગડો. લોચો; લોંદો; લપકો; પિંડો; લોચો. ભેળા ગાળો; પંચકુટો; ખીચડો. *v. t.* -ને એકંદર-જુમલો કરવો; હુંડે લેવું.

**Lumpish**, *a.* ભારે; સુસ્ત; જડ બુદ્ધિનું. [દ્ધિથી.

**Lumpishly** *ad.* ભારથી; સુસ્તીથી; અડબુ-

**Lumpy**, *a.* ગઠા ગઠા-ગાંગડા ગાંગડાવાળું.

**Lunacy**, *n.* ગાંડપણ; દિવાનાપણું; વિકળ દશા; બુદ્ધિ ભ્રંશ. [સોમિક; ચંદ્રના જેવું; ગોળ.

**Lunar, Lunary**, *a.* ચંદ્રનું; ચાંદ્ર; ચાંદ્રિક.

**Lunar caustic**, *n.* નાઈટ્રેટ ઓફ સિલવર.

**Lunarian**, *n.* ચંદ્રમાં રહેનારો; ચંદ્રવાસી.

**Lunated**, *a.* અર્ધ ચંદ્રાકાર-ચંદ્રાકૃતિ.

**Lunatic**, *a.* ગાંડું ઘેલું; દીવાનું. ગાંડાનું *n.* ઘેલું માણસ.

**Lunatic asylum**, *n.* ગાંડાઓને રહેવાનું મકાન.

**Lunation**, *n.* ચંદ્રના સુર્ય સાથેના એક સંગમથી બીજા સંગમ સુધીનો કાળ; ચંદ્ર ભગણ-ભગણકાળ.

**Lunch, Luncheon**, *n.* કાચું કોરું; ટીમન; ફળાહાર. નાસ્તાને ખાનાની વચ્ચેનું ભોજન.

**Lung**, *n.* ફેફસું. [તિ.

**Lunge**, *n.* એકાએક તલવાર ખોસવી-ભોકવી

**Lunt**, *n.* તોપ સળગાવવાની જામગારી.

**Lunular**, *a.* બીજના અંદ્રાકારનું-જેવું. [પદાર્થ.
**Lupulin**, *n.* 'હાપ' નામના છોડમાંનો કડવો
**Lurch**, *n.* ઝોક; કળવઠ. *To leave in the l.* અકળાવા-કુટાવા દેવું; મુસીબતમાં રહેવા દેવું. *v. i.* ઝોક ખાવો; ડોળવું. *v. t.* હુરાવવું.
**Lurcher**, *n.* રાહજોઈ સંતાઈ બેસનાર. શિકારચોરનાર; શિકારની રાહજોઈ સંતાઈ રહેનાર કુતરો.
**Lure**; *n.* લોભાવનાર પદાર્થ; લાલચ; લાલસા. *v. t.* લલચાવવું; લોભાવવું; લોભમાં નાખવું.
**Lurid**, *a.* કણુંદું; પાંડુર; છેક ફિકકું; શબવર્ણું. [તાતાં-ભરાતાં-ન્હાસતાં ફરવું.
**Lurk**, *v. i.* સંતાઈ-છુપાઈ-ભરાઈ રહેવું. સં-
**Lurking-place**, *n.* સંતાઈ રહેવાની જગો.
**Luscious**, *a.* ગળ્યું મધ જેવું; મિઠું; પરમસ્વાદિષ્ઠ; ગળેટાઈ જવાય એવું; અત્યંત ગળ્યું; કંટાળો લાગે-આવે એવું.
**Lusciousness**, *n.* અત્યંત ગળપણ. [મતી.
**Lusory**, *a.* રમતિયાળ; મોજી; આનંદી; ગ-
**Lust**, *n.* હવસ; લોભ; તૃષ્ણા; દુર્વાસના; દુર્બુદ્ધિ; કામ; મદન; વિષય રસ-વાસના. *v. i.* હવસ લાગવો; કામબુદ્ધિ થવી; વિષય-દુર્વાસના રાખવી.
**Lustre**, *n.* તેજ; કાંતિ; ઝળકાટ; કીર્તિ; વિખ્યાતિ; નામ; આબરૂ. [જનક.
**Lustful**, *a.* કામી; કામાસકત; કામાર્દ્ર; કામ-
**Lustily**, *ad.* હિમ્મતથી; બહાદુરીથી; મજબુતાઈથી. [વપરાતું.
**Lustral**, *a.* શુદ્ધિનું; સફાઈનું; શુદ્ધિ કરવા
**Lustrate**, *v. t.* શુદ્ધિ-પવિત્ર કરવું; તપાસવું;
**Lustration**, *n.* શુદ્ધિ-શુચિકરણ; શુદ્ધિ. [જોવું.
**Lustring**, *n.* એક જાતનું ચળકતું રેશમ.
**Lustrous**, *a.* તેજસ્વી; ઝળકી રહે એવું; કાંતિમાન.

**Lusty**, *a.* અહદ કદું; જુવાન જોષ જેવું; શરીરે દઢ.
**Lute**, *n.* સતાર-તંબુરાને મળતું એક વાજિંત્ર;
**Lute-string**, *n.* વીણાના તાર. [વીણા.
**Lutheran**, *a.* લ્યુથરનું-સંબંધી.
**Luxate**, *v. t.* લચકવું; મોચવું-સાંધો ઉતારવો.
**Luxation**, *n.* લચક; મોચ; હાડકું ઉતરવું તે.
**Luxuriance-cy**, *n.* જોરમાં ને પુષ્કળ ખીલી રહેવું તે; ભાર; ભરભાર; પુરજોર; ઘોંઘાટ; બલિષ્ઠ વૃદ્ધિ. [ખીલી રહેલું.
**Luxuriant**, *a.* ભરભાર; ઘોંઘાટ; પુરજોરમાં
**Luxuriate**, *v. i.* પુરજોરમાં ખીલવું-ઉગવું; ઘણા શોખથી ખાવું; બાબત વિસ્તારોને લખવા-બોલવા-વર્ણન કરવામાં અતિઆનંદ પામવો.
**Luxurious**, *a.* ભોગવિલાસી; વૈભવાસકત; એયાશ; વૈભવના પદાર્થોથી-મિષ્ટાન્નથી ભરેલું; વૈભવદ્રવ્ય સંપન્ન.
**Luxuriously**, *ad.* ભોગવિલાસથી.
**Luxury**, *n.* ભોગવિલાસ; એશઆરામ; વૈભવનો પદાર્થ-વિષય; વૈભવ્ય દ્રવ્ય; સુખ સાધન-સાહિત્ય; મિષ્ટાન્ન.
**Lycanthropy**, *n.* ગાંડાઈ; ઘેલાપણું જેમ માણસ પોતાને વરુ થઈ ગએલો ધારેછે.
**Lyceum**, *n.* વિદ્વાન લોકોની મંડળી; જે ઠેકાણે વિદ્વાન મંડળ મળેછે તે મકાન.
**Lydian**, *a.* બાયલો; નામર્દ; હીજડો.
**Lye**, *n.* લાકડાની રાખના ક્ષારના અંશવાળું પાણી; ખાર; ક્ષારોદક.
**Lying**, *a. n.* જુઠું; જુઠું બોલનાર-બોલવાની ટેવવાળું; અનૃતભાષી. *n.* અસત્ય ભાષણ.
**Lying in**, *n.* સુવાવડ.
**Lymph**, *n.* પ્રાણીઓના શરીરમાંનું પાણી; જલભાગ; ઉદકધાતુ; રસી;લસી. [લસી સંબંધી.
**Lymphatic**, *a.* જલવાહિની (શિરા); રસીનું;

Lynx, *n.* તીવ્ર નજરવાળું બિલાડીની જાતનું જંગલી પ્રાણી.

Lynx-eyed, *adj.* તીવ્ર નજરવાળું.

Lyre, *n.* એક પ્રકારનું હાર્પ; સારમંડળ.

Lyric, *a.* જેમાંથી કવિના મનોવિકાર જણાયછે એવું; વિચિત્ર રસ-રસનું. *n.* કવિના મનોવિકારદર્શકકાવ્ય; વૈચિત્ર્યરસકાવ્ય.

Lyrical; *a.* see Lyric.

Lyrist, *n.* સારમંડળ વગાડનાર.

# M

Mab, *n.* પરીની રાણી; પરીજાદી. [પાકો કરવો.

Macadamize, *v. t.* કાંકરી નાખીને રસ્તો

Macaroni, *n.* ઘઉંની સેવ; પતરાજી; એસ્કી.

Mace, *n.* છડી; ચોબ; દંડ; [illegible]કડી; સોટો; દંડુકો; ગદા; જાવંત્રી; [illegible].

Mace bearer, *n.* અધિકારીની આગળ છડી-ચોબ ધરનાર; છડીદાર; ચોબદાર.

Macerate, *v. t.* પાતળું-નબળું-દેહકષ્ટ કરવું; પલાળવું; બોળવું; બોળી રાખવું; ઓગળી જવા જેવું થાય ત્યાં સુધી બોળી રાખવું.

Maceration, *n.* દેહદંડ-કષ્ટ; ઓગળી જવા જેવું થાય ત્યાંસુધી બોળી રાખવું તે.

Machiavelian, *a.* રાજ કારભાર વિષે કાવતરાંનું-ખટપટિયું. *n.* ખટપટિયું માણસ; ખટપટિયો; કપટી. [ઉઠાવવું; ઉભું કરવું.

Machinate, *v. t.* ખટપટ કરવી; રચવું; ઘડવું;

Machination, *n.* ખટપટ; તર્કટ; ઘાટ; કુભાંડ; દુર્યોજના; કુયુક્તિ.

Machine, *n.* યંત્ર; જંત્ર; સંચો; સાંચો.

Machinery, *n.* સંચાકામ; યંત્ર સાહિત્ય; યંત્રો; કોઈ મહોટું કામ ચલાવવાના સાધનો; નાટકમાં અદ્ભુત કામ કરવાને આણેલા દેવ-ભુત-ડાકણ વગેરે.

Machinist, *n.* યંત્રકાર-બનાવનાર; યંત્ર વિદ્યામાં નિપુણ; યંત્ર કામમાં માહિતગાર.

Mackerel, *n.* એક જાતની માછલી.

Macrocosm, *n.* વિશ્વ; આખી સૃષ્ટિ.

Macrometer, *n.* અગમ્ય પ્રદેશો અથવા ચીજો ને માપવાનું યંત્ર.

Macula, *n.* તળ; મસો; ડાઘ; ઠીકું.

Maculate, *v. t.* ઠીકું પાડવું; ડાઘ લગાડવો.

Mad, *a.* ગાંડું; ઘેલું; દિવાનું; ચળી ગયલું; દીવાના જેવું; ઘેલાપણે ભરેલું; ખિજવાયલું; મસ્ત બની ગયલું; અત્યંત આતુર. To go m. ગાંડું થવું.

Madam, *n.* બાઈ; બાઈ સાહેબ; શેઠાણી.

Madcap, *n.* ગાંડું-ઉદ્ધત માણસ. [થવું.

Madden, *v. t.* ઘેલું-ગાંડું કરવું. *v. i.* ઘેલુ

Madder, *n.* મજીઠ.

Mad-dog, *n.* હડખાએલું કુતરું. [બનાવેલું.

Made, *pret.* and *pp.* of *make.* કર્યું; કીધું;

Mad-house, *n.* ગાંડા લોકોને રાખવાનું ઘર.

Madeira, *n.* મદીરામાં થતો વાઇન દારૂ.

Madly, *ad.* ગાંડાઈથી; ઘેલાઈથી; દીવાનાપણાથી.

Madman, *n.* ગાંડો-ઘેલો-ચળી ગયલો માણસ.

Madness, *n.* ગાંડાઈ; ઘેલાપણું.

Madonna, *n.* કુમારી મેરી; મેરીનું ચિત્ર.

Madrepore, *n.* એક જાતનું પરવાળું.

Madrigal, *n.* ભરવાડ લોકોનું ગાયન-નો રાગ.

Magazine, *n.* કોઠાર; વખાર; ભંડાર; શસ્ત્ર રાખવાની જગા; શસ્ત્રાગાર; દારૂખાનું; ચોપાનિયું.

Maggot, *n.* કીડો; ચેળ; જીવડો; લીલી માખીનું ઈંડું; તોર; તુરંગ; ફાંટો; લેહેર.

Magi, *n. pl.* માગી; પ્રાચીન ઈરાન દેશના ઉપાધ્યાઓની એક જાત; જ્ઞાની પુરૂષો.

Magian, *n.* પ્રાચીન ઈરાન દેશનો દ્વિજસુર.

**Magic**, *n.* જાદુ; ઇલમ; મંત્ર; ધંતરમંતર; મેલી વિદ્યા.

**Magic-lantern**, *n.* અંધારા ઓરડામાં ભીંતપર કે ચાદરપર ન્હાના ચિત્રો મોટાં કરીને દેખાડવાનું ફાનસ.

**Magical**, *a.* જાદુ-ઇલમનું; ચમત્કારીક; જાદુથી [કીધેલું હોય એવું.

**Magically**, *ad.* જાદુ-ઇલમથી; જાદુથી કીધું હોય એવી રીતે; ચમત્કારીક રીતે.

**Magician**, *n.* જાદુગર-ખોર; ધંતર-જાદુ મંતર તંતર જાણનાર.

**Magisterial**, *a.* ધણીનું; શેઠનું; અધિકારનું-[વાળું; અભિમાની.

**Magisterially**, *ad.* ગમરૂરીથી; અહંકારથી.

**Magistracy**, *n.* માજીસ્ટ્રેટનો હોદ્દો; ન્યાયાધિકાર; માજીસ્ત્રેટ સમસ્ત.

**Magistrate**, *n.* ન્યાયાધીશ; ફોજદારી અમલદાર; રાજા; પ્રમુખ; મુખ્ય અધિકારી.

**Magna Charta**, *n.* ઇ. સ. ૧૨૧૫ માં જાન રાજાએ સમસ્ત અંગ્રેજોને ચોકસ હકને છુટ વિષેનું રનીમીડ આગળ કરી આપેલ સનદ-પત્ર જે અંગ્રેજી સ્વતંત્રતાનો મુળ પાયો ગણાયછે. Indian magna charta, નામદાર મહારાણી સરકારે સને ૧૮૫૮ માં બહાર પાડેલ ઢંઢેરો.

**Magnanimity**, *n.* ઉદારતા; મ્હોટું મન.

**Magnanimous**, *a.* ઉદાર; સખી; મ્હોટા મનનું.

**Magnanimously**, *ad.* મહોટા મન-ઉદારતા-સખીપણાથી.

**Magnate**, *n.* મહોટો પદવીનું માણસ; અ-[મીર ઉમરાવ.

**Magnet**, *n.* લોહચુંબક; ચમકવાળો પથ્થર.

**Magnetic-al**, *a.* લોહચુંબકનું-સંબંધી; ખેંચે એવું; આકર્ષક.

**Magnetism**, *n.* લોહચુંબકનો ધર્મ-ગુણ; લોહચુંબક ગુણ વિવેચન વિદ્યા; આકર્ષણ શક્તિ.

**Magnetize**, *v. t.* or *i.* લોહચુંબકનો ધર્મ-ગુણ આણવો-કરવો-આપવો.

**Magnific**, *a.* મ્હોટું; ભવ્ય; ભલું.

**Magnificence**, *n.* શોભા; ભભકો; ઠાઠમાઠ.

**Magnificent**, *a.* ભભકાદાર; શોભિતું; ઠાઠ માઠવાળું; ભવ્ય.

**Magnificently**, *ad.* ઠાઠમાઠથી; ભપકાથી.

**Magnifier**, *n.* હોય તે કરતાં મહોટું દેખાડનારું યંત્ર. સ્તુતિ-વર્ણન કરનાર.

**Magnify**, *v. t.* હોય તે કરતાં મહોટું કરી બતાવવું. વખાણવું: સ્તુતિ-પ્રશંસા કરવી. વર્ણન કરવું. વડાઇ કરવી. [ભ.પણ-બોલવું.

**Magniloquence**, *n.* ડોળ ભરેલું-પ્રૌઢાક્ષર

**Magniloquent**, *a.* મહોટું મહોટું-ડોળથી બોલનાર; પ્રૌઢાક્ષર ભાષી.

**Magnitude**, *n.* પરિમાણ; પ્રમાણ; લંબાઇ, પહોળાઇ અને જાડાઇ. મહત્વ; ગુરૂત્વ; વજન. મ્હોટાઇ-પણું.

**Magpie**, *n.* એક જાતનું પક્ષી. [લાકડું.

**Mahogany**, *n.* એક જાતનું સુંદર ને કઠણ

**Mahometan**, *a.* મુસલમાન.

**Maid, Maiden**, *n.* કુંવારી-નહીં પરણેલી છોકરી-સ્ત્રી; કુમારિકા; બાળા. દાસી; ચાકરડી. *a.* કન્યાનું-સંબંધી. નહીં વાપરેલું; નવું; પેહેલ વેહલું.

**Maiden assize**, *n.* જે વખતે કોઇ પણ કેદીની તપાસ કરવાની હોય તેવી ફોજદારી સેસન્સ કોર્ટની બેઠક.

**Maidenhead-hood**, *n.* કુમારપણું; કૌમાર્ય.

**Maidenlike**, *a.* કુવારી જેવું. ચાકરડી જેવું.

**Maidenly**, *a.* કુમારી-કન્યા યોગ્ય-તુલ્ય-સરખું; કોમળ; શરમાળ.

**Maid-servant**, *n.* દાસી; ચાકરડી. [માં ભરવું.

**Mail**, *n.* કવચ; બખતર, ટપાલ, ડાક. *vt.* કોથળી-

**Mailcoach,** *n.* ટપાલ-ડાગની ગાડી.
**Maim,** *v. t.* લંગડું-લુલું-ખોડું કરવું. *n.* ખાંપણ; ખોડ; ઇજા.
**Maimed,** *a.* ખોડું; લુલું લંગડું.
**Main,** *a.* મુખ્ય; જબરૂં; ઘણું. મહા; મ્હોટું; વિશાળ. *n.* શક્તિ; બળ; જોર. મહોટો-મુખ્ય ભાગ. મહાસાગર; સમુદ્ર.
**Mainland,** *n.* શુદ્ધ ખંડ; મુખ્ખંડ.
**Mainly,** *ad.* મુખ્યત્વે-ઘણું કરીને.
**Mainmast,** *n.* વહાણનો મુખ્ય-વચલો કુવો.
**Mainsail,** *n.* મુખ્ય-વચલો સઢ.
**Maintain,** *v. t.* હોય તેમ-તેટલું રાખવું; ઓછું થવા-ઘટવા ન દેવું; ટેકો આપવો. છોડવું નહીં; પરથી ખસવું નહીં; સાચવી રાખવું. ચાલુ-જારી રાખવું.-નો ખર્ચ ચલાવવો;-નું પેટ ભરવું; -નું પાલણ પોષણ-પરવરશી કરવી; ગુજરાન ચલાવવું. વાજબી છે એમ સાબીત કરી આપવું; પ્રતિપાદન-સ્થાપન કરવું; સિદ્ધ કરી આપવું. ખાતરીથી-નિશ્ચય પુર્વક કહેવું.
**Maintainable,** *a.* રાખવાજોગ-જેવું સરખું-
**Maintenance,** *n.* ગુજરાન; રક્ષણ; સંભાળ. સ્થાપન; પ્રતિપાદન. ચાલુ-જારી રાખવું તે.
**Maize,** *n.* મકાઇ. [મહોટું; રાજયોગ્ય-તુલ્ય.
**Majestic,** *a.* પ્રતાપી; પ્રૌઢ; ભપકા-ડોળદાર;
**Majestically,** *ad.* મહોટાપણાથી; ડોળ ભપકાથી.
**Majesty,** *n.* રાજતેજ-પ્રતાપ-મહિમા. મહારાજ; રાજાધિરાજ. મહોટાપણું; ગાંભીર્ય; પ્રૌઢતા.
**Major,** *a.* ઘણું મ્હોટું m. premise પુર્વપક્ષ; પ્રતિજ્ઞા. *n.* લશ્કરી ખાતામાં કપટાનની ઉપરનો અમલદાર; મેજર. Town m. કોટવાળ.
**Majordomo,** *n.* ઘરનો કારભારી.
**Majority,** *n.* ઘણો-મહોટો ભાગ; અરધા કરતાં વધારે. યોગ્ય વય; લાયક ઉમર.
**Make,** *v. t.* કરવું; બનાવવું; રચવું; ઘડવું. ઉત્પન્ન; પેદા કરવું. થવું; હોવું; બનવું.-થી થવું; મળવું. કમાવું; રળવું. જોવું;-ને દેખાવું;-ની નજરે પડવું; પહોંચવું. ચાલવું; અગાડી જવું; ગણવું; કહેવું; માનવું.-થી મન થવું. બનાવટ કરવી. *v. i.* ભણી-તરફ ચાલવું-જવું; ફાવવું-કામમાં આવવું; ઉપયોગી થવું *n.* બાંધો; ઘાટ; બનતર.
**Make account of,** માન આપવું.
**Make a man,** તવંગર બનાવવો.
**Make as if,** ઢોંગ કરવો.
**Make of,** સમજવું.
**Make out,** ચોખ્ખું સમજવું; અર્થ શોધી કહાડવો.
**Make up,** એકઠું કરવું. બંદોબસ્ત કરવો, બદલો આપવો.
**Makebate,** *n.* તંટો-કજીઓ સળગાવનાર.
**Make-believe,** *a.* ઢોંગ ભરેલું; કૃત્રીમ. *n.* માત્ર બહાનું. [નાર; સૃષ્ટિ કર્તા.
**Maker,** *n.* કર્તા; કરનારો; બનાવનાર; ઘડ,
**Make-shift,** *n.* કામચલાઉ રસ્તો-સાધન.
**Make-weight,** *n.* ત્રાજવાનો ધડો.
**Maladministration,** *n.* અંધેર; અવ્યવસ્થા; ગેરબંદોબસ્ત. [વિકાર
**Malady,** *n.* વ્યાધિ; દર્દ; રોગ; મરજ; આજાર;
**Malapert,** *a.* છાતીવાળો; ધીટ; ઉદ્ધત; બેઅદ-
**Malaria,** *n.* રોગ પેદા કરે એવી હવા. [બ.
**Malcontent,** *a.* રાજ્ય-અમલથી નાખુશ થએલું. *n.* રાજ્યથી નારાજી થએલી રૈયત.
**Male,** *a.* નર-પુરૂષ જાતી. *n.* નર; પુરૂષ.
**Malediction,** *n.* શ્રાપ; કડુવા; બદદુવા.
**Malefactor,** *n.* ગુન્હેગાર; અપરાધી; અ-
**Male-screw,** *n.* નર. [ન્યાયી માણસ
**Malevolence,** *n.* કુષ્ટ-દ્વેષભાવ; અહિતેચ્છા
**Malevolent,** *a.* ભુંડું ઇચ્છનાર; પારકાનું નઠારૂં ચાહનાર; અહિતેચ્છુ.

**Malformation**, *n.* શરીરનું બગડેલું-નકામું અંગ.
**Malice**, *n.* કીનો; વેર; ખાર; અદાવત; દુષ્ટ-દ્વેષ બુદ્ધિ-ભાવ.
**Malicious**, *a.* કીનાખોર; અદાવતિયું; ખારીલું; દ્વેષભાવનું.
**Maliciously**, *ad.* ખારથી; અદાવતથી.
**Malign**, *a.* અદેખું; કીનાખોર; ખારીલું. *v. t.* -ની આબરૂ-હુરમત લેવી;-નું અપમાન કરવું.
**Malignancy**, *n.* દુષ્ટ-વેરભાવ
**Malignant**, *a.* અદેખું; કીનાખોર; જીવલે એવું; જીવનાશક.
**Malignity**, *n.* અદેખાઈ; અદાવત; દુર્બુદ્ધિ.
**Malignly**, *ad.* અદાવતથી; અદેખાઈથી.
**Malison**, *n.* શ્રાપ; બદદુવા.
**Mall**, *n.* ડાંગ; ડંડુકો; સોટો; મેદાન. *v. t.* છુંદવું; કુટવું; ખાંડવું.
**Mallard**, *n.* જંગલી બતકનો નર.
**Malleability, Malleableness**, *n.* ટીપ્યાથી વધવાનો ગુણ.
**Malleable**, *a.* ટીપાય એવું; ટીપ્યાથી-ઠોકયાથી વધે એવું.
**Mallet**, *n.* લાકડાની મોગરી-હથોડો.
**Mallows**, *n.* ઠંડક કરે એવો સુગંધી છોડ.
**Malmsey**, *n.* એક જાતની દરાખ તથા વાઈનદારૂ.
**Malpractice**, *n.* ખરાબ રીત; અયોગ્ય-નઠારી ચાલ.
**Malt**, *n.* ફણગા ફુટે ત્યાંસુધી પલાળી મુકેલા જવ કે બીજું કંઈ અનાજ. *v. i.* જવ પલાળવા; જવનોદારૂ કરવો.
**Malthusian**, *adj.* વસ્તી, જમીનની પોષણ કરવાની શકતી કરતાં વધતી જાયછે. તેને અટકાવવા અને બાલવિવાહને બંધ કરવા તે મત ઠરાવનાર માલથસના સંબંધનું.
**Malt-liquor**, *n.* જવનો દારૂ; બીર; પોર્ટર.
**Maltster**, *n.* જવનો દારૂ બનાવનાર.
**Maltreat**, *v. t.* મારવું; હેરાન કરવું; દુઃખ દેવું. *n.* -સાથે ખરાબ રીતે ચાલવું તે; પીડા કરવી તે.
**Maltreatment**, *n.* દુઃખ; પીડા.
**Malversation**, *n.* દુષ્ટ-ખરાબ ચાલ; અયોગ્ય વર્તણુક.
**Mamma**, *n.* મા; જી; જીબા; બા; જીજી.
**Mammal**, *n.* ધવાડનારાં-આંચળવાળાં પ્રાણી.
**Mammalia**, *n. pl.* આંચળવાળાં-પોતાનાં બચ્ચાંને ધવડાવનારાં પ્રાણી.
**Mammiferous**, *a.* ધવડાવીને ઉછેરનારાં.
**Mammillary**, *a.* આંચળ સંબંધી; સ્તનનું.
**Mammon**, *n.* દ્રવ્ય; પૈસો; ધન; દોલત; લક્ષ્મી. કુબેર; ધનેશ્વર.
**Mammoth**, *n.* એક જાતનું ઘણુંજ મ્હોટું જાનવર જે હાલમાં નાબુદ થયલું છે.
**Man**, *n. pl.* men. માણસ; આદમી; મનુષ્ય. પુરૂષ; નર; માટીડો; ભાયડો; પુખ્ત ઉમ્મરનો પુરૂષ. મનુષ્યજાતિ; માણસજાત. મર્દ; પુરૂષ. ચાકર, મરદ; મોહોરૂં, ધણી; વર. ભાઈ. *v.* માણસ. પુરાં પાડવાં.
**Manacle**, *v. t.* હાથે બેડી ઘાલવી-પહેરાવવી.
**Manacles**, *n. pl.* હાથ કડી; હાથની બેડી.
**Manage**, *v.t.* ચલાવવું; કારભાર-વહિવટકરવો. કેળવવું; શિખવવું. હુકમ-કાબુમાં રાખવું. ચાહે-જોઈએ તેમ ફેરવવું-ચલાવવું; ખસેડવું. હોશિયારીથી અધિકાર-સત્તા ચલાવવી; હાથમાં-તાબામાં રાખવું. *v. t.* કારભાર ચલાવવો. *n.* ઘોડાને કેળવવું-શિખવવું તે.
**Manageable**, *a.* ઉપયોગમાં આણાય-ચલાવી શકાય-ખસેડાય એવું. વશ થાય એવું. કામમાં આવે એવું. હાથમાં-કહ્યામાં-હુકમમાં રેહે એવું.
**Management**, *n.* કારભાર; વહિવટ; ઉપરીપણું; બંદોબસ્ત. હિકમત; યુકિત.
**Manager**, *n.* કારભારી વહિવટદાર-કરનાર

બંદોબસ્ત રાખનાર; મુનીમ; કરકસરથી કામ ચલાવનાર.

**Mandamus**, *n.* હુકમનામું. [મદાર.

**Mandarin**, *n.* ચિના લોકોનો અમલદાર; કા-

**Mandate**, *n.* હુકમ; આજ્ઞા.

**Mandatory**, *a.* હુકમનું; આજ્ઞાનું.

**Mandible**, *n.* જડબું.

**Mandibular**, *a.* જડબાનું.

**Mandolin**, *n.* વાયોલીનનાજેવું ચાર તારવાળું વાજીત્ર.

**Mandrel**, *n.* કંતારીનું એક જાતનું હથિયાર.

**Manducation**, *n.* ચાવવું તે.

**Mane**, *n.* યાળ; અયાળ.

**Manege**, *n.* ચાબુક સ્વારપણાની શિક્ષા-કેળવણી લેવાની નિશાળ.

**Manes**, *n. pl.* પિતૃ; પુર્વજ; વડવાઓ.

**Manful**, *a.* છાતીવાળો; હિમ્મતવાન; બહાદુર.

**Manfully**, *ad.* હિમ્મતથી; બહાદુરીથી.

**Manganese**, *n.* એક જાતની કકરી જલદી ન પીગળે એવી ને ઝાંખી સફેત ધાતુ.

**Mange**, *n.* ઢોરોને થતી ખુજલી.

**Mangel-wurzel**, *n.* એક જાતનો કંદ.

**Manger**, *n.* ગભાણ; ગમાણ; ઘોડાવગેરે ઢોરને ચારો નિરવાની જગો.

**Mangle**, *v. t.* તોડી-ફાડી નાખવું; કાપતાં ફાડવું; આડું અવળું-વાંકુંચુંકું કાપવું. લુગડાંને કુંદી કરવી. *n.* લુગડાંને કુંદી કરવાનું હથિયાર.

**Mango**, *n.* કેરી; આમ્રફળ.

**Mangrove**, *n.* ચેર-વનસ્પતિ; એક જાતનાં દરિયામાં તથા કાદવવાળી જગામાં ઉગતાં ઝાડો.

**Mangy**, *a.* ખડબાએલું. [નાર.

**Man-hater**, *n.* માણસ જાતનો ધિક્કાર કર-

**Man-hood**, *n.* શૌર્ય; હિમ્મત; પુરૂષાર્થ-તન; જુવાની; પૌઢાવસ્થા; માણસાઈ; માણસપણું.

**Mania**, *n.* ગાંડાપણું; ઘેલું; ઘેલાઈ. [માણસ.

**Maniac**, *a.* ગાંડું; દીવાનું. *n.* ઘેલું-દીવાનું

**Maniacal**, *a.* ઘેલું; દીવાનું.

**Manifest**, *a.* ખુલ્લું; સાફ; ઉઘાડું. *n.* સતમી; માલનું ભરતિયું-નોંધ-યાદી. *v. t.* ઉઘાડું કરવું-કરી બતાવવું; દર્શાવવું; દેખાડવું.

**Manifestation**, *n.* સ્પષ્ટ-ઉઘાડું-ખુલ્લું કરવું તે; પ્રદર્શન; દેખાડવું તે.

**Manifestly**, *ad.* ખુલ્લી-ઉઘાડી-ખરેખર-રીતે.

**Manifesto**, *n.* રાજાનું જાહેરનામું; ઢંઢેરો.

**Manifold**, *n.* ઘણા; પુષ્કળ; ઘણા પ્રકારનું-જાતનું; નાનાવિધ; અનેકરૂપ; ભિન્ન ભિન્ન રીતે પ્રગટેલું-જણાયલું. [મનજી.

**Manikin**, *n.* ઠીંગણું-ન્હાનું માણસ; વા-

**Manipular**, *a.* હાથનું-સંબંધી.

**Manipulate**, *v. t.* હાથથી કરવું-બનાવવું-ફેરવવું. [શલ્ય.

**Manipulation**, *n.* હાથની ક્રિયા; હસ્ત કૌ-

**Mankind**, *n* માણસ જાત; આદમજાત.

**Manlike**, *a.* માણસ જેવું-યોગ્ય.

**Manliness**, *n.* મર્દાઈ; હિમ્મત; પુરૂષાતન.

**Manly**, *a.* હિમ્મતવાન; મર્દ; શુરું.

**Manna**, *n.* એક જાતની વનસ્પતિનો રસ જે ઓસડમાં વપરાય છે.

**Manner**, *n. pl.* રીત; તરેહ; પ્રકાર; ચાલ; ટેવ; જાત; કંઇ-કેટલોક પ્રકાર-દરજ્જો; મરો; ડોળ; વર્તવાની રીત; વર્તણુંક.

In a manner, ચોકસ રીતે.

**Mannerism**, *n.* એક સરખી રીતને વળગી-બાઝી રહેવું તે.

**Mannerly**, *a.* ભલું; સારી ચાલનું; સભ્ય; અદબસર; આદરશીલ.

**Manners**, *n. pl.* સભ્યતા; શિષ્ટતા.

**Manœuvre**, *n.* દાવ; પેચ; યુક્તિ; કવાયત;

વ્યુહ. *v. t.* દાવ-પેચ કરવા; યુક્તિથી ચલાવવું; કવાયત કરવી; વ્યુહ રચવું.
**Manometer,** *n.* હવા માપવાનું યંત્ર.
**Manor,** *n.* જમીન; વતન.
**Manorial,** *a.* જમીનનું; વતન સંબંધી.
**Manse,** *n.* ધર્મોપદેશક-પાદરીનું ઘર.
**Mansion,** *n.* મેહેલ; હવેલી. [વ્યવધ.
**Manslaughter,** *n.* માણુસની હત્યા; મનુ-
**Mantel,** *n.* ચુલાની પછવાડેની જગ્યા; પેડળી; પગથિયું.
**Mantelet,** *n.* ઓઢણી; નહાનો ઝભ્ભો.
**Mantle,** *n.* ઝભ્ભો; ઓઢણી; સાડલો. *v. i.* ફેલાવું; ફેલાઈ જવું; મોજમાં લીન થવું;-ઉપર પથારવું-બાઝવું. *v. t.* ઢાંકવું; સંતાડવું.
**Mantua,** *n.* ચણિયો; ઘાઘરો. [વ. ૧૨
**Mantuamaker,** *n.* બૈરાંઓનાં લુગડાં શી-
**Manual,** *a.* હાથ સંબંધી-હાથે કીધેલું; હસ્ત; નહાની ચોપડી-પુસ્તક; લઘુગ્રંથ.
**Manufactory,** *n.* કારખાનું; શીલ્પશાળા.
**Manufacture,** *v. t.* હુન્નરથી-કિસબથી કરવું; રૂ, ઉન વગેરે કાચી વસ્તુનો સામાન બનાવવો. *n.* બનતર; બનાવવું તે. હુન્નર-કિસબથી કરેલી વસ્તુ સામાન.
**Manufacturer,** *n.* હુન્નર-કિસબથી કોઈ સામાનનો બનાવનાર; કારખાનાનો માલિક; કારીગર. [દાસ્ય મોચન; છુટકારો.
**Manumission,** *n.* ગુલામોને છોડવવા તે;
**Manumit,** *v. t.* ગુલામગીરીમાંથી છોડવું-છુટું કરવું. [-નું ખાતર થવું; ફળદ્રુપ કરવું.
**Manure,** *n.* ખાતર. *v. t.* ખાતર નાખવું-પુરવું.
**Manurial,** *a.* ખાતરનો ગુણ ધરાવતું.
**Manuscript,** *n.* હસ્તલેખ; હાથનું લખેલું પુસ્તક-કાગળ. *a.* હાથે લખેલું. [સંખ્યા.
**Many,** *a.* ઘણાં; પુષ્કળ; બહુ. *n.* મહોટી

**Maori,** *n.* ન્યુઝીલાંડનો રહેવાસી. *adj.* સંબંધી.
**Map,** *n.* નકશો. *v. t.* -નો નકશો કાઢવો.
**Maple,** *n.* એક ઝાડ.
**Mappery,** *n.* નકશા કાઢવાનો હુનર.
**Mar,** *v. t.* બગાડવું; ઈજા-નુકસાન કરવું; ઓછું કરવું; અટકાવ થવો. કરૂપ-બેડોળ કરવું.
**Maranatha,** *n.* શ્રાપ; બદદુવા; કદુવા.
**Marasmus,** *n.* તાવ વગર સુકાઈ જવાનું દરદ.
**Maraud,** *v. i.* લુટ ફાટ કરવી; લુટને સારુ ફરવું. [ફરનાર; લુટારો.
**Marauder,** *n.* લુટફાટ કરનાર; લુટ સારુ
**Marble,** *n.* આરસપહાણ; સંગેમરમર; લખોટો; મંજો. *a.* આરસપહાણનું; તરેહદાર; ચિત્રવિચિત્ર. *v. t.* આરસપહાણમાં જેવી રંગ બેરંગ તસરો, દોરા વગેરે હોય છે તેવી તસરો દોરાથી રંગવું.
**Marble hearted,** *adj.* ક્રૂર; કઠણ હૃદયનો.
**Marcescent,** *a.* સુકાતું; સુકાઈ-કરમાઈ જતું.
**March,** *n.* અંગ્રેજી વર્ષનો ત્રીજો મહિનો; ફાગણ-ચૈત્ર; સીમા; મર્યાદા; કુચ; કવાયતિ-ડોલતી-ભપકાદાર ચાલ; ગજગતિ; મંજલ; મુકામ; કુચનું વાજું વગાડવું તે. *v. i.* કુચ કરવી; બરાબર કદમ મુકીને-ભભકાબિર-ડોળથી ચાલવું. *v. t.* કુચ કરાવવી; કવાયતથી ચલાવવું.
**Marches,** *n.* હદ; સીમા; સીમાડો; મર્યાદા.
**Marchioness,** *n.* માર્કિવસની બાયડી. [લું.
**Marcid,** *a.* લેવાઈ ગયલું; સુકાયલું; કરમાય-
**Mare,** *n.* ઘોડી.
**Margin,** કોર; કિનારો; પાળ; કાંઠો. ચોપડીના પાનાની-કાગળની કોરી રાખેલી કોર; હાંસિયો. *v. t.* હાંસિયો રાખવો-કરવો.
**Marginal,** *a.* કોર-હાંસિયા પરનું-પરલખેલું.

**Margrave**, *n.* અંગ્રેજી માર્કિવસના જેટલીજ પદવી ધરાવનાર જર્મન અમીર.

**Marigold**, *n.* ગલગોટાનું ફુલ.

**Marine**, *a.* દરિયાઈ; સમુદ્રનું-સંબંધી; સમુદ્રમાં પચતું; વહાણની નોકરી કરનાર. *n.* વહાણ ઉપરનો સિપાઈ; નોકાસૈન્ય; અરમાર; લડાઈના વહાણનો કાફલો; અરમારનો કાર-

**Mariner** *a.* ખારવો; ખલાસી. [ભાર.

**Marital**, *a*, વર-ભર્તાર-ધણી સંબંધી-નું.

**Maritime**, *a.* દર્યાનું; સમુદ્ર સંબંધી; સમુદ્ર કાંઠાનું-પર આવેલું; નોકાસૈન્ય રાખનાર; દરિયા મારફતે વેપાર કરનાર.

**Mark**, *n.* નિશાની; ચિન્હ; છાપ; લક્ષણ; ચિન્હ; નિશાન; વિખ્યાતિ; શ્રેષ્ઠતા; સહીની નિશાની. *v. t.* -પર નિશાની-ચિન્હ કરવું; છાપ મારવી; ધ્યાનમાં લેવું; જોવું; નોંધ કરવી; લખવું. *v. i.* ધ્યાન-લક્ષમાં રાખવું. *a.* આણવું.

**Market**, *n.* બજાર; ચૌટું; ગુજરી; પીઠ; ખપત; વેચાણ. *v. i.* બજારમાં વેહેવાર કરવો.

**Marketable**, *a.* વેચાય-ખપી જાય તેવું. બજારમાં ચાલુ; બજારનું. [સોદો કરવું.

**Marketing**, *n.* માલ; જનસ; સોદો. *11p.*

**Marksman**, *n.* નિશાન મારવામાં હોશિયાર માણસ.

**Marl**, *n.* એક જાતની ચીકણી મટોડી.

**Marleceous**, *a.* ચીકણી મટોડીવાળું-જેવું-થી ચીકાર.

**Marline**, *n.* બે પીળવાળી દોરી-સીંદરી.

**Marmalade**, *n.* મુરંબો.

**Marmorean**, *a.* આરસપહાણ સંબંધી.

**Maroon**, *n.* વેસ્ટ ઈંડિયા પહાડમાંનો છુટો સીધી.

**Marque**, *n.* દુશમનનો માલ પકડવાનો હુકમ.

**Marquetry**, *n.* ભીંપનું કુંદન કામ.

**Marquis**, *n.* ઈંગલંડના બીજી પંક્તિના અમીર નો ખેતાબ.

**Marriage**, *n.* શાદી; લગ્ન; વિવાહ. [ગ્યનું.

**Marriageable**, *a.* પરણવા જોગ; લાયક ઉ-

**Marrow**, *n.* હાડકામાંનો તેલવાળો નરમ માવો-ગર; ગુદ; મજ્જા; સાર; તત્વ; કસ.

**Marrowbone**, *n.* ગર-માવા ભરેલું હાડકું.

**Marrow-fat**, *n.* એક જાતનો સ્વાદિષ્ટ મ્હોટો

**Marrowy**, *a.* ગર-માવાવાળું-ભરેલું. [વટાણો.

**Marry**, *v. t.* પરણાવવું; લગ્ન કરાવવાં; લગ્ન કરવું; દેવું; પરણાવવું;-ને-સાથે પરણવું; લગ્ન કરવાં. *v. i.* પરણવું; લગ્ન કરવું.

**Mars**, *n.* મંગળગ્રહ; રણદેવતા.

**Marsh**, *n.* કાદવ કીચડની જગ્યા; ગારો; ઘાસવાળી ભીની જમીન.

**Marshal**, *n.* સેનાપતિ; લશ્કરનો વડો અધિકારી. *v. t.* લશ્કર ગોઠવવું-ની વ્યુહ રચવો.

**Marshy**, *n.* લીલું; ભીનું; ભીનાસવાળું.

**Mart**, *n.* બજાર; પીઠ; ગુજરી. [ગોળકોટ.

**Martello**, *n.* કિનારાનું રક્ષણ કરવા માટેનો

**Marten**, *n.* એક જાતનો નોળિયો.

**Martial**, *a.* લડાઈ-યુદ્ધનું; લશ્કરી; શુરિયું; શુરૂં; લડાઉ; યુદ્ધ કરવાને આતુર.

**Martin**, *n.* એક જાતનું ચલિયું. [ખનાર.

**Martinet**, *n.* સખ્ત અમલદાર-બંદોબસ્ત રા-

**Martinmas**, *n.* નવેમ્બર મહિનાની ૧૧ મી તારીખે ખ્રિસ્તીઓનો સેન્ટ માર્ટિનનો જે તેહે-

**Martingal**, *n.* જેરબંધ. [વાર આવેછે તે.

**Martyr**, *v. t.* ધર્મ-મતને સારૂ જીવ લેવો-મારી નાંખવું. *n.* ખ્રિસ્તી મતના ખરાપણા સારૂ પ્રાણ આપનાર. પોતાના ધર્મ-મતપક્ષને સારૂ પ્રાણ આપનાર; ધર્માર્થ-સ્વમતાર્થ પ્રાણ-ત્યાગી.

**Martyrdom**, *n.* ધર્માર્થ પ્રાણત્યાગ; સ્વમતને સારૂ પ્રાણ આપવો તે.

**Martyrology**, *n.* ધર્મને સારૂ પ્રાણ આપનારનો ઇતિહાસ.
**Marvel**, *v. i.* આશ્ચર્ય પામવું; નવાઇ લાગવી; -ને અચરત જેવું લાગવું. *n.* અચરત જેવું હોવું તે; ચમત્કાર; આશ્ચર્ય; અદ્‌ભુત વાત; અચરતી; કરામત. [અદ્‌ભુત.
**Marvellous**, *a.* ચમત્કારિક; અચરત જેવું;
**Marvellously**, *ad.* ચમત્કારિક-અચરત જેવી રીતે.
**Marybud**, મેરીગોલ્ડ નામનું પક્ષી.
**Masculine**, *a.* પુરૂષના જેવું-ગુણવાળું; મર્દાની; જોરાવર; મરદના જેવું; પુલ્લિંગ; નરજાતી.
**Mash**, *n.* બેચાર વસ્તુઓનો ઘુંદો. *v. t.* બેચાર ચીજ એકઠી કરીને ઘુંદવી
**Mask**, *n.* મુખવટો; ચહેરો ઢાંકવાનું બનાવેલું મ્હોડું; કૃત્રિમ મુખ; બહાનું; નિમિત્ત. *v. t.* વેસ-સોંગ લેવો-કાઢવો.
**Mason**, *n.* કડિયો; ઘાંડફોડો; ફ્રિમેસન મંડળમાંનું કોઇ એક જણ.
**Masonic**, *a.* ફ્રિમેસનની મંડળીનું.
**Masonry**, *n.* કડિયાનો ધંધો-કામ; ચણતર; ફ્રિમેસન મંડળની કળા.
**Masorah**, *n.* યહુદી શાસ્ત્ર.
**Masquerade**, *n.* બનાવેલું મ્હોડું પહેરીને કીધેલો ખેલ-વેશ. *v. t.* બનાવેલું મ્હોડું પેહેરીને ખેલ કરવો.
**Mass**, *n.* લોંદો; લોચો; ગોળો; લચકો; ઢગલો; જથો; સમુદાય; સમુહ; રોમન કાથોલિક મંડળીમાં ભકિત કરવાની એક રીત. The masses સાધારણ-મ્હોટા લોક સિવાયના લોકો. [કતલ-ખુનરેજી કરવી.
**Massacre**, *n.* કતલ; ખુનરેજી; કાપાકાપી. *v. t.*
**Massiness**, *n.* ભાર; વજન; મ્હોટાપણું.
**Massive, Massy**, *a.* ભારે; ભારવાળું મ્હોટું અને ભારે.
**Mast**, *n.* વહાણનો ડોલ-કુઓ; ડોલકાઠી.
**Master**, *n.* શેઠ; ધણી; અધિકારી; માલિક; ગુરૂ; મહેતાજી; શિક્ષક; શિખવનાર; ઉસ્તાદ; ચતુર-કુશળ-પ્રવીણ-માહિતગાર માણસ; કારભારી; પતિ; ધણી. *v. t.* જીતવું; તાબે-વશ કરવું;-માં હોશિયાર-નિપુણ થવું.
**Master-hand**, *n.* અતિ કુશળ-કિસબી માણસ; ઘણો હોશિયાર કારીગર.
**Masterkey**, *n.* ઘણાં તાળાં ઉઘાડવાની કુંચી.
**Masterly**, *a.* ઘણી ચતુરાઇ ભરેલું-નું; સર્વોત્કૃષ્ટ. [કામ.
**Masterpiece**, *n.* ઘણી ચતુરાઇ-કારીગરીનું
**Mastership**, *n.* મેહેતાજીપણું; સત્તા. શ્રેષ્ઠતા.
**Master-stroke**, *n.* ઉત્તમ કાર્ય; શ્રેષ્ઠ કામ.
**Mastery**, *n.* ઉપરી-ધણીપણું; શ્રેષ્ઠતા; ફતેહ; જય; ચતુરાઇ; નિપુણતા; કૌશલ્ય.
**Masticate**, *n.* ચાવવું.
**Mastication**, *n.* ચાવવું તે.
**Mastic, Mastich**, *n.* રાળની જાતનો ગુંદર.
**Masticatory**, *a.* ચાવવાના કામનું-ને ઉપયોગી.
**Mastiff**, *n.* એક જાતનો મહોટો ને બહાદુર કુતરો.
**Mastitis**, *n.* છાતીનું સુઝવું.
**Mastodon**, *n.* હાથીની જાતનું જનાવર જે હાલ જીવતું મળતું નથી.
**Mastology**, *n.* જે પ્રાણીઓ બચ્ચાંને ધવરાવે છે તે પ્રાણી વિશેની વિદ્યા-(પ્રાણી વિદ્યાનો એક ભાગ.)
**Mat**, *n.* સાદડી; ચટાઇ; જટા. *v. t.* સાદડી પાથરવી-બીછાવવી-જડવી. ગુંથવું; વણવું.
**Matadore**, *n.* બળદ સાથે મારામારી રમનાર. પાનાની એક જાતની રમત.

**Match**, *n.* દીવાસળી; જામગરી. M. lock જામગરીવાળી-ની બંદુક. પહોંચનાર; બરોબરી કરનાર; જોડિયો; સમોવડિયો. લગ્ન; શાદી. વર કે કન્યા. શરતે કંઇ કરવું તે; શરતની લડાઈ. *v. t.* -ની બરોબરી કરવી;-ની બરોબર થવું;-ને પુરા પડવું;-ના જેટલું-જેવું થવું. સાથે મુકવું; જોડે બેસાડવું. પ્રમાણમાં રાખવું-લેવું-કરવું. પરણાવવું; લગ્ન કરવું. *v. i.* પરણવું; લગ્ન કરવું. બરોબર-સરખું-જોડ હોવું.

**Matchless**, *a.* અનુપમ; જેના જેવું બીજું કોઇ ન હોય એવું; જોડ વગરનું.

**Match-maker**, *n.* લગ્નની ભાંજગડ કરનાર-ભાંજગડિયો; વેવિશાળ કરાવનાર.

**Mate**, *n.* સાથી; સોબતી; જોડીઓ. રમવાનો-રમનાર સોબતી; મદદગાર. વરકે વહુ. વહાણનો એક અમલદાર; માલમ.

**Material**, *a.* પંચમહાભુતોનું બનેલું; પંચભુતી. ભુત;-સ્થુલ. અગત્યનું; ઉપયોગી; મહોટું; ભારે. વાસ્તવિક; ખરૂં. *n.* જેનું કંઇ બને છે તે પદાર્થ; વસ્તુ; ચીજ; દ્રવ્ય; સાહિત્ય.

**Materialism**, *n.* ચાર્વાક મત; દેહાત્મવાદ.

**Materialist**, *n.* ચાર્વાકમતિ; દેહાત્મવાદી.

**Materiality**, *n.* પંચભુતાત્મક ભાવ; પંચભૌતિક ભાવ. [વશ્ય.

**Materially**, *ad.* વાસ્તવિક રીતે; જરૂર; અ-

**Material**, *n.* સામાન. [તુલ્ય-યોગ્ય.

**Maternal**, *a.* માનું; માજેવું; માતરસ્તું; માતુ

**Maternity**, *n.* માતૃત્વ; માપણું.

**Mathematical**, *a.* ગણિત-ગણિત શાસ્ત્રનું-સંબંધી. ગણિતના નિયમ પ્રમાણે હોય તેવું.

**Mathematically**. *ad.* ગણિતથી; ગણિત શાસ્ત્ર પ્રમાણે. [ણિતમાં કુશળ-પ્રવીણ હોય તે.

**Mathematician**, *n.* ગણક; ગણિત શાસ્ત્રી; ગ-

**Mathematics**, *n.* ગણિત. ગણિત શાસ્ત્ર.

**Matin**, *n.* સવાર-પ્રાતઃકાળનું-સંબંધી. *pl.* સવાર-પ્રાતઃકાળનું ભજન; પ્રભાતિયું; પ્રાતઃસ્મરણ. [જાતનું વાસણ.

**Matrass**, *n.* રસાયણ પ્રયોગ કરવાનું એક

**Matrice**, *n.* બીબું; ઓકું. [બીબું; ઓકું.

**Matrix**. *n.* ગર્ભસ્થાન; કમળ; ગર્ભાશય.

**Matricide**, *n.* માનું ખુન; માતૃ-માની હત્યા; માતૃ ઘાતક; માને મારી નાખનાર.

**Matriculate**, *v. t*, પાઠશાળાની મંડળીમાં લેવું; નામ નોંધીને પાઠશાળાની મંડળીમાં દાખલ કરવું. *n.* પાઠશાળાની મંડળીમાં નામ નોંધાવી ને દાખલ થએલો માણસ.

**Matriculation**, *n.* નામ નોંધીને પાઠશાળાની મંડળીમાં દાખલ થવું-કરવું તે.

**Matrimonial**, *a.* લગ્ન સંબંધી; વિવાહનું.

**Matrimony**, *n* શાદી; વિવાહ; લગ્ન.

**Matron**, *n.* ઉતરતી વયની બાયડી-વહુ-સ્ત્રી.

**Matronly**. *a.* ઉતરતી વયની સ્ત્રીનું; મા સરખું.

**Matross**, *n.* ગોલંદાજ. [પુખ્ત ઉમરે આવેલું.

**Matter**, *n.* દશ્ય-સ્પર્શ્ય વસ્તુ-પદાર્થ; દ્રવ્ય. પ્રકૃતિ; ઉપાદાન. વિષય; પ્રકરણ; બાબત. કામ; કાર્ય; વાત. પરૂ. અંદેશો; ચિંતા; ફિકર. મુકરદમો; વિષય. *v. i.* ફિકર-ચિંતા-અંદેશો હોવો; પરૂ નિકળવું.

**Matter-of-fact**, *n.* વાસ્તવિક વાત; બનેલી બીના. *a.* જેની વાત રસિક ન હોય એવું; રસ વગરનું.

**Mattery**, *a.* પરૂવાળું; પરૂથી ભરેલું.

**Matting**, *n.* સાદડી; ચટાઇ.

**Mattock**, *n.* કોદાળી. [સુજની.

**Mattress**, *n.* ગોદડું; તળાઇ; ગોદડી; રજાઇ;

**Maturate**, *v. t.* પાકવું; પકાવવું; પાકું કરવું.

**Maturation**, *n.* પુકતપણું; પાકી હાલત; પરિપકવપણું.

**Mature**, *a.* પાકું; પરિપકવ; પુકત; પુર્ણ; પુરું થએલું. *v. t.* પકવવું; પાકું કરવું; સિદ્ધ-પુર્ણ કરવું. *v. i.* થવું. પાકવું;-ની મુદત થવી.
**Maturely**, *ad.* પુકતપણાથી; પરીપુર્ણે પણે.
**Maturity**, *n.* પુકતપણું : પાકી હાલત; પુણતા; પરિપકવપણું.
**Maudlin**, *adj.* રડતું; છાકટા બની દલગીરી કરનાર. *n.* એક જાતનો છોડવો.
**Maul**, *n.* લાકડાની મોગરી. *v. t.* છુંદવું; સોટો-ડાંગ મારવી.
**Maund**, *n.* મણ.
**Mausoleum**, *n.* રોજો; મહોટી શોભિતિ કબર.
**Maw**, *n.* પેટની કોથળી; પશુની હોજરી-પેટ;
**Mawkish**, *a.* કંટાળો આવે એવું. [કોઠો-
**Maxillary**, *n.* જડબાના હાડકા સબંધીનું.
**Maxim**, *n.* નીતિવચન; વાકય; નિયમ; સુત્ર; કેહેવત; મિસલ. [પરિમાણ.
**Maximum**, *n.* સઉથી મહોટી સંખ્યા--
**May**, *n.* અંગ્રેજી વર્ષનો પાંચમો મહિનો; વૈશાખ-જેઠ. *v. aux. pret. might.* બની-થઇ શકવું; રજા-પરવાનગી હોવી. [દિવસ.
**May-day**, *n.* મે મહિનાની પેહેલી તારીખ-
**Mayor**, *n.* કોટવાલ. [ટવાલનો હોદો.
**Mayoralty-Mayorship.** *n.* કોટવાલી; કો-
**Mayoress**, *n.* કોટવાલની વહુ.
**Mazarine**, *n.* ઘેરો આસમાની રંગ.
**Maze**, *n.* ગુંચવણ. ગલી કુંચીવાળો રસ્તો.
**Mazy**, *a.* ગુંચવણ ભરેલું. ગલી કુંચીવાળું.
**Me**, *pro.* મને. [બીડ; ઘાસવાળી જમીન.
**Mead**, *n.* મધ અને પાણીવાળો દારૂ. મેદાન.
**Meadow**, *n.* બીડ; મેદાન; ઘાસવાળી જમીન.
**Meagre**, *a.* પાતળું; સુકાઇ-લેવાઇ ગયલું. કસરહિત; રસરહિત; થોડું; જુજ. [પીઠ.
**Meal**, *n.* ખાણું; જમણ; ભોજન. લોટ; આટો;
**Mealy**, *a.* આટા-લોટના જેવું; નરમ.
**Mealy-mouthed**, *a.* જેવું હોય તેવું સાફ રીતે કહેવાને શરમાતું; ગાવડી મુખું.
**Mean**, *a.* નીચા કુળનું; હલકું; નીચું. અધમ; નીચ; પાજી. હલકી કિમ્મતનું; નઠારું. તુચ્છ; ધિક્કારવા જોગ. મધ્ય; મધ્યમ; મધ્યમ પરિમાણ-પદનું. *v. t.* મનમાં હોવું; અભિપ્રાય-મતલબ હોવી; ઇરાદો રાખવો અર્થ બતલાવવો-હોવો; ખુલાસો હોવો.
**Meander**, *n.* ગલી કુંચી; સર્પાકાર ગતિ. ગુંચવણ. *v. i.* સર્પાકાર ગતિએ ચાલવું-વેહેવું. વાંકું ચુંકું ચાલવું.
**Meaning**, *n.* અભિપ્રાય; મતલબ; ઇરાદો; ખુલાસો; અર્થ; માયનો. [પણાથી.
**Meanly**, *ad.* હલકાઇથી; તોછડાઇથી; પાજી-
**Meanness**, *n.* હલકા-પાજીપણું; હલકાઇ.
**Means**, *n. pl.* પૈસો; દ્રવ્ય; આયપત. સાધન; ઉપાય; ઇલાજ. [હતો.
**Meant**, *pret. & pp.* of mean. અભિપ્રાય
**Meantime**, *ad.* એટલામાં; વચગાળામાં; તે
**Measled**, *a.* ગોવરા-ઓરીવાળું. [દરમિઆન.
**Measles**, *n.* ઓરી; ગોવરું; ગોબરું.
**Measurable**, *a.* મપાય એવું-એટલું; મધ્યમ.
**Measure**, *n.* પરિમાણ; પરિમિતિ; માપ. ગજ-શકિતનું પ્રમાણ; પ્રમાણ; પરિમાણ. દરજ્જો. તાલ છંદ; વૃત. સાધન; યુકિત; ઉપાય; ઇલાજ. હદ; સુમાર. *v. t.* માપવું; ભરવું. ચાલવું; કાપવું. જોઇને કેટલું છે તે કહેવું; અટકળ બાંધવી; માપ લેવું. *v. i.* -નું માપ હોવું.
**Measured**, *a.* સરખું; એક સરખું. [મિત.
**Measureless**, *a.* બેહદ; બેસુમાર; અપરિ-
**Measurement**, *n.* માપ; માપવું તે; માપણી.
**Measurer**, *a.* માપનાર; માપણી કરનાર. [વેણુ.
**Meat**, *n.* ખોરાક; અન્ન, ભક્ષ્ય; માંસ; ગોસ્ત. ખાધા-

**Mechanic**, *n.* કારીગર; શિલ્પકાર.
**Mechanic-al**, *a.* યંત્રનું; સામાન બનાવવાનું; યાંત્રિક; યંત્રશાસ્ત્રના નિયમ પ્રમાણે કીધેલું; યંત્ર શાસ્ત્ર રૂપ-સિદ્ધ; પોતાની મેળે થતું-ચાલતું; કારીગરના જેવું; સાધારણ.
**Mechanically**, *ad.* કારીગારીય; યંત્ર કળાથી.
**Mechanician**, *n.* યંત્રવિદ્યામાં કુશળ માણસ; યંત્ર શાસ્ત્રી.
**Mechanics**, *n. pl.* શિલ્પ-યંત્ર શાસ્ત્ર; યંત્ર વિદ્યા.
**Mechanism**, *n.* યંત્રની રચના-બાંધણી; યંત્રકળા.
**Mechanist**, *n.* યંત્રકાર-બનાવનાર; યંત્ર વિદ્યામાં કુશળ માણસ.
**Mechanography**, *n.* કોઈપણ પુસ્તક અથવા લખાણની યંત્ર-સંચાથી ઘણી કોપીઓ તૈયાર કરવાનો હુન્નર.
**Medal**, *n.* ચાંદ; પ્રતિષ્ઠતા-કીર્તિ મુદ્રા.
**Medallion**, *n.* એક મહોટો અસલી ચાંદ; એવા ચાંદનું ચિત્ર.
**Medallist**, *n.* જેને ચાંદ મળ્યો હોય તે.
**Meddle**, *v. t.* માથું મારવું; કામ વગર વચ્ચે પડવું-હાથ ઘાલવો; અડકવું; છેડખાની કરવી.
**Meddler**, *n.* કામ વગર વચ્ચે પડનાર.
**Meddlesome, Meddling**, *a.* માથું મારનાર; કામ વગર વચ્ચે પડનાર.
**Medial**, *a.* અડસટો દેખાડતું.
**Mediate**, *v. i.* મધ્યસ્થ થવું; વચ્ચે પડવું; વચ્ચે પડી વાંધો પતાવવો. *v. t.* મધ્યસ્થ થઇને-વચ્ચે પડીને કરાવવું. *a.* મધ્યમ; સાધારણ; વચલું; વચમાંનું.
**Mediately**, *ad.* મારફતે; સાધને કરીને.
**Mediation**, *n.* મધ્યસ્થી; વચ્ચે પડવું તે.
**Mediator**, *n.* મધ્યસ્થ; વચ્ચે પડનાર.
**Mediatorial**, *a.* મધ્યસ્થનું-સંબંધી.
**Mediatrix**, *n.* મધ્યસ્થ સ્ત્રી-બાયડી.
**Medical**, *a.* વૈદકનું-સંબંધી; ઓષધવાળું; સારૂં કરે એવું; વૈદક શિખવવાનું.
**Medicament**, *n.* ઓસડ; દવા; ઓષધ.
**Medicate**, *v. t.* ઓસડના ગુણ આપવા; સાજું-સારૂં કરવું.
**Medicinal**, *a.* ઓસડના ગુણવાળું; ઓષધો પયોગી; દરદહારી; ઓસડનું દવાનું.
**Medicinally**, *ad.* ઓસડના ગુણથી.
**Medicine**, *n.* ઓસડ; ઓષધ; દવા; ઇલાજ; વૈદક; વૈદકશાસ્ત્ર.
**Medieval**, *a.* મધ્યમ કાળ સંબંધી નું.
**Mediocre**, *a*, મધ્યમ; સાધારણ; સામાન્ય.
**Mediocrity**, *n.* મધ્યમતા; મધ્યમ દશા; સામાન્યતા; સાધારણ સ્થિતિ.
**Meditate**, *v. t.* કલ્પના કરવી; યોજવું; યુક્તિ રચવી. *v. i.* ધ્યાન ધરવું; વિચારવું; ચિંતન-મનન કરવું.
**Meditated**, *a.* કલ્પેલું; યોજેલું; વિચારેલું.
**Meditation**, *n.* ધ્યાન; ચિંતન; વિચાર; મનન.
**Meditative**, *a.* ધ્યાન ધરતું; ચિંતન-મનન-કરતું; ધ્યાની; ધ્યાનશીલ.
**Mediterranean**, *a.* જમીનથી ઘેરાયલું; જુમધ્ય; દરિયાથી દુરનું; મધ્ય દેશનું.
**Medium**, *n.* ઠામ; આવવા જવાની જગ્યા; જે વસ્તુમાં થઇને ચાલવું-ફરવું પડેછે તે; ઉપાય; મારફત; સાધન; માર્ગ; દ્વાર; વચલો-મધ્યમ માર્ગ-રસ્તો; અનુપાન.
**Medley**, *n.* ભેળ; પંચભેળ; પંચકુટિયું; ખિચડો.
**Medulla**, *n.* મેદ; મજ્જા.
**Medulary**, *a.* મજ્જા-મેદા-ગુર સંબંધી-નું.
**Medusa**, *n.* દરિઆઇ પ્રાણી.
**Meed**, *n* ઇનામ; બક્ષીસ; બદલો; ફળ.
**Meek**, *a.* ગરીબ; સાલસ; ભલું; નમ્ર; ઇશ્વરેચ્છાને આધીન.

**Meekly,** *ad.* ગરીબીથી; સાલસાઈથી. [પણું.
**Meekness,** *n.* સાલસાઈ; ભલા-નમ્ર-ગરીબ-
**Meerschaum,** *n.* દર્યાનું ફીણ; એક જાતની ખનીજ વસ્તુ; તંબાકુ પીવાની તોટી-ભુંગળી-નળી.
**Meet,** *v. t.* સામા મળવું-આવવું;-ને મળવું; ભેટવું; સામસામાં થઈ જવું-આવી જવું-મળવું; લડવું; પામવું. *v. i.* સામું આવવું. જોડું. *a.* યોગ્ય; લાયક; ઘટિત.
**Meeter,** *v. t.* યોગ્ય-લાયક કરવું.
**Meeting,** *n.* મુલાકાત; સમાગમ; ભેટ; સભા; સમાજ; મંડળી.
**Meetly,** *ad.* યોગ્ય-લાયક રીતે.
**Meetness,** *n.* યોગ્યતા; લાયકી.
**Megrim,** *n.* આધાસીસી.
**Melancholy,** *a.* ઉદાસ; ખિન્ન; દિલગીર; ખેદ-શોકકારક; સદા ઉદાસ. *n.* ખિન્નતા; દિલગીરી; ઉદાસી.
**Melee,** *n.* ભેળસેળ ઘણાં માણસોની લડાઈ.
**Meliorate,** *v. t.* સુધારવું; સારૂં-દુરસ્ત કરવું. *v. i.* સુધરવું; સારૂં થવું.
**Melioration,** *n.* સુધારો; સુધારવું તે.
**Melliferous,** *a.* મધ પેદા-ઉત્પન્ન કરતું.
**Mellifluous,** *a.* મધુર; મિઠું.
**Mellow,** *a.* બરોબર પાકેલું; નરમ; કોમળ; મધુર; મિઠું; પોચું; કઠણ નહીં એવું; ગળ્યું; કેફી; છાકટું; પીધેલ; આંખને ગમે એવું. *v. t.* પકવવું; પાકું-નરમ કરવું. *v. i.* પાકવું; પાકી જવું; પાકીને નરમ થવું.
**Mellowness,** *n.* નરમાસ; પાકાપણું.
**Melodious,** *a.* મધુર; મિઠું; રસિલું; સુસ્વર.
**Melodize,** *v. t.* મધુર-મિઠું-સુસ્વર કરવું.
**Melodrama,** *n.* વચ્ચે વચ્ચે ગાયનવાળું નાટક.
**Melody,** *n.* મધુર સ્વરોનો ક્રમ; મધુર લાગે એવો સ્વરાનુક્રમ; રાગ; ઢાળ; દેશી. [તડબુચ.
**Melon,** *n.* Musk m. ખડબુચું; Water m.
**Melt,** *v. t.* ગાળવું; ઓગાળવું; પીગળાવવું; રસ-પાણી કરવું; થી પીગળી જવું. *v. i.* ઓગળવું; પીગળાવવું;-ને દયા આવવી; દુઃખથી છેક નબળું-કમજોર થઈ જવું.
**Melting,** *a.* મન પીગળાવે એવું.
**Meltingly,** *ad.* પીગળી જાય એવી રીતે.
**Member,** *n.* અવયવ; ગાત્ર; અંગ; ભાગ; સભાસદ; ટોળી-મંડળનું એક માણસ-આસામી.
**Membership,** *n.* સભાસદપણું.
**Membranaceous,** *a.* ઝીલી-અંદરની પાતળી ચામડીવાળું. [મડી.
**Membrane,** *n.* ઝીલી; અંદરની પાતળી ચા-
**Membranous,** *a.* ઝીલી જેવું; અંદરની પાતળી ચામડીનું. [કરાવનારી ચીજ.
**Memento,** *n.* યાદગારી; સંભારણું; સ્મરણ
**Memoir,** *n.* ચરિત્ર; જન્મ વૃતાંત-ચરિત્ર.
**Memorabilia,** *n pl.* યાદ રાખવાની વસ્તુ-પદાર્થ. [ણીય; પ્રખ્યાત; નામીચું.
**Memorable,** *a.* યાદ રાખવા જોગ; સ્મર-
**Memorandum,** *n.* સ્મરણપોથી; ટીપ; યાદ; નોંધ. [યાદગીરી;-નું સંભારણું; અરજી.
**Memorial,** *a.* યાદગીરીને માટે કીધેલું. *n.*
**Memorialist,** *n.* જન્મ વૃતાંત-ચરિત્ર લખનાર. અરજી કરનાર; અરજદાર.
**Memorialize,** *v. t;* અરજી કરવી-આપવી.
**Memoriter,** *ad.* મહોડે કરીને.
**Memorie,** *v. t.* યાદ કરાવવું-દેવડાવવું.
**Memory,** *n.* સ્મરણશક્તિ; યાદદાસ્ત; સ્મૃતિ-સ્મરણ; યાદ; હામ. સ્મરણકાળ.-ની યાદગીરી;-નું સંભારણું.
**Men,** *n. pl.* of man. આદમીઓ; માણસો.

**Menace,** *v. t.* ભય-ધાક દેખાડવો. ધમકી-દેહેશત આપવી. *n.* ધાક; ભય; ધમકી; દેહેશત.

**Menacing,** *a.* ભય-દેહેશત ભરેલું.

**Menagerie,** *n.* શિકારખાનું; પશુનો સંગ્રહ.

**Mend,** *v. t.* સમારવું; દુરસ્ત કરવું. સુધારવું; રસ્તે લાવવું;-થી સુધરવું. *v. i.* સુધરવું; વધારે સારૂં થવું. [બોલનાર; અસત્યવાદી.

**Mendacious,** *a.* જુઠું; લબાડ; ખોટું; જુઠું

**Mendacity,** *n.* જુઠાઇ; લબાડી.

**Mendicant,** *n.* ભિખારી; ભિખ માગનાર.

**Mendicancy, Mendicity,** *n.* ભિખારીપણું; ભિક્ષાવૃતિ. [ *n.* ઘરનો ચાકર.

**Menial,** *a.* હલકું; નીચ; ચાકરનું-સંબંધી

**Menology,** *n.* માસની નોંધ; મહિનાઓ વિશેનું પત્રક.

**Menses,** n. *pl.* સ્ત્રીને મહિને મહિને અળગું બેસવું પડેછે તે; ઋતુ પ્રાપ્તિ; દસ્તાન.

**Menstrual,** *a.* માસિક; દરમહિનાનું. M. flux ઋતુપ્રાપ્તિ; દસ્તાન; અટકાવ.

**Menstruate,** *v. i.* અળગું બેસવું; અડકાવું.

**Menstruous,** *a.* અડકાએલી; રજસ્વલા.

**Menstruum,** *n.* માથે આવવું તે; દસ્તાન. પીગળાવે-પાણી કરે એવો રસ.

**Mensurable,** *a.* માપવાજોગ; ગણવા લાયક; ગણાય-મપાય એવું. [કરણ.

**Mensuration,** *n.* માપણી; માપવું તે; માપ-

**Mental,** *a.* મનનું; માનસિક.

**Mentally,** *ad.* મ્હોડેથી; મનમાંથી.

**Mention,** *n.* ટુંકમાં બોલવું-કહેવું તે. *v. t.* બોલવું; કેહેવું; નામ કહેવું.

**Mentor,** *n.* ડાહ્યો-સલાહકારી મંત્રી.

**Mentionable,** *a.* કહેવાજોગ; કેહેવાય તેવું.

**Mephitic-al,** *a.* ઝેરી; રોગકારક; દુર્ગંધમય.

**Mephitis,** *n.* ઝેરી-રોગકારક હવા; ખરાબગંધ.

**Mercantile,** *a.* વેપાર-વેપારીનું-સંબંધી.

**Mercenary,** *a.* પૈસા લઈ કામ કરનાર; ભાડુતી; ભાડે આણેલું. પૈસાનું લાલચુ-લોભી-લાલચથી કીધેલું. *n.* પગાર લઈને પરરાજ્યની નોકરી કરનાર સિપાઈ.

**Mercer,** *n.* રેશમી ને ઉનના કાપડનો વેપારી.

**Mercery,** *n.* રેશમી કાપડના વેપારીનો માલ.

**Merchandise,** *n.* વેપારની ચીજ-માલ; માલ.

**Merchant,** *n.* સોદાગર; વેપારી. [વેપાર.

**Merchant-man,** *n.* વ્યાપારી વહાણ.

**Merchantable,** *a.* વેચવા જેવું.

**Merchantman,** *n.* વેપારનું-માલ લઈ જવા લાવવાનું વહાણ-ઝાઝ.

**Merciful,** *a.* દયાળુ; ક્ષમાશીલ; નરમ હૈયાનું; કરૂણાળુ.

**Mercifully,** *ad.* દયાળુપણાથી.

**Merciless,** *a.* નિર્દય; દયાવિનાનું; ક્રુર.

**Mercurial,** *a.* પારાનું-વાળું-સંબંધી; ચંચળ; ચપળ. [*m.* પારાની ભસ્મ-ખાક.

**Mercury,** *n.* પારો; બુધનો તારો. oxide of

**Mercy,** *n.* ક્ષમા; દયા; કૃપા; કરૂણા; દયાનું કામ; દયા કરવી તે. M! M! ત્રાહિ! ત્રાહિ!

**Mercy-seat,** *n.* દયાસન.

**Mere,** *a.* છેક; ફકત; માત્ર; કેવળ.

**Merely,** *ad.* કેવળ; ફકત; છેક; માત્ર.

**Meretricious,** *a.* રાંડ-વેશ્યા-કસબણનું. ખોટા.

**Merge,** *v. t.* ગરક કરવું; ડબોવવું; પેસાડી-મેળવી દેવું. *v. i.* ગરક થવું; મળી-પેસી ગળાઈ જવું.

**Meridian,** *n.* મધ્યાન્હ; બપોર; ભર પુર્ણકળા; મધ્યાન્હરેખા; યામ્યોત્તરવૃત-રેખા; વિશેષ અવસ્થા; હાલત. [ફનું.

**Meridional,** *a.* મધ્યાન્હ રેખાનું; દક્ષિણ તર-

**Merino,** *n.* મરીનો જાતના ઘેટાંના ઉનનું લુગડું.

**Merit,** *v. t.* યોગ્ય-લાયક-પાત્ર થવું. *n.* ગુણ;

યોગ્યતા; લાયકી; પુણ્ય; ધર્મ ફળ; બદલો; ઇનામ; ખુબી; ગુણ. *pl.* ગુણદોષ; ગુણાવગુણ.

**Merited,** *a.* લાયક; યોગ્ય થયલું. [પુણ્યનું.

**Meritorious,** *a.* ગુણી; ગુણવાન; યોગ્ય; લાયક;

**Merle,** *n.* એક જાતનું કાળું પક્ષી.

**Merlin,** *n.* એક જાતનું બાજ-સખરો પક્ષી.

**Mermaid,** *n.* જલસ્ત્રી; મચ્છ કન્યા; ઉપરનો ભાગ બાયડીનો ને નિચલો માછલીનો એવું કલ્પિત દરિયાઈ પ્રાણી.

**Merrily,** *ad.* આનંદથી; મોજમઝાથી.

**Merriment,** *n.* મોજ મઝા; આનંદ; ચમન; ખ્યાલી ખુશાલી.

**Merry,** *a.* આનંદી; હસમુખું; ઉલ્લાસી; ખુશમીજાજી. હાસ્યકારક-જનક; હસાવે એવું.

**Merry-Andrew,** *n.* મશ્કરો; વિદુષક; રંગલો; મજાક ખોર; નકલી.

**Mesentery,** *n.* આંતરડાઓની નરમ ત્વચા.

**Mesh,** *n.* જાળ-જાળીનું કાણું-બાકું. *v. t.* જા-

**Meshy,** *a.* જાળીવાળું-દાર. [ળમાં પકડવું.

**Mesmerism,** *n.* મન જાગૃત રહે પણ શરીરનું ભાન રહે નહીં એવી ઊંઘમાં-ઘુરકી નાખવા-

**Mesne,** *a.* દરમ્યાનનું. [નીકળા.

**Mess,** *n.* ખાનારાં માણસ; મેસ; ભેળસેળ કીધેલું તે; ગડબડ ગોટો; ખીચડો. *v. i.* નીત સાથે બેસીને ખાવું-જમવું.

**Message,** *n.* સંદેશો; સમાચાર; પેગામ; કહેણ.

**Messenger,** *n.* કાસદ; ખેપિયો; જાસુસ; દૂત; સંદેશો લાવનાર-લઈ જનાર. [ભવિષ્ય વાદી.

**Messiah,** *n.* અભિષિક્ત; ઠરાવેલો; ખ્રિસ્ત;

**Messiahnic,** *a.* ખ્રિસ્તનું-સંબંધી.

**Messiahship,** *n.* ભવિષ્ય વાદીનો હોદ્દો.

**Mess-mate,** *n.* નીત સાથે બેસીને જમનાર.

**Messuage,** *n.* ઘર અને તેને લગતી આજુબાજુની સર્વ જગ્યા-મકાન.

**Metage,** *n.* કોલસાની માપણી. [કાંકરી-ખડી.

**Metal,** *n.* ધાતુ; કાંકરી; રસ્તા ઉપર પાથરવાની

**Metallic,** *a.* ધાતુનું-સંબંધી-સરખું.

**Metalliferous,** *a.* ધાતુ ઉત્પન્ન કરતું. [ધર્મક.

**Metalline,** *a.* ધાતુનું-સંબંધી; ધાતુમય-વાળું-

**Metallist,** *n.* ધાતુ પારખનાર; ધાતુ વેત્તા.

**Metallurgic,** *a.* ધાતુ શોધન વિદ્યા સંબંધી.

**Metallurgy,** *n.* ધાતુ શોધન વિદ્યા. [તર કરવું.

**Metamorphose,** *v. t.* -નું રૂપ બદલવું; -નું રૂપાં-

**Metamorphosis,** *n.* રૂપાંતર; રૂપ ભેદ.

**Metaphor,** *n.* એક વસ્તુનું બીજી વસ્તુને નામે વર્ણન કરવું તે; ઉત્પ્રેક્ષાલંકાર; રૂપક; આરોપ.

**Metaphorical,** *a.* લાક્ષણિક; આરોપવાળું-નું.

**Metaphorically,** *ad.* ઉત્પ્રેક્ષાલંકારથી.

**Metaphrase,** *n.* શબ્દે શબ્દનો તર્જુમો; યથા શબ્દ ભાષાંતર. [કરનાર.

**Metaphrast,** *n.* શબ્દે શબ્દનો તર્જુમો

**Metaphrastic,** *a.* શબ્દે શબ્દનો તર્જુમો કરેલું. [સંબંધી; માનસ શાસ્ત્ર સંબંધી.

**Metaphysical,** *a.* આત્મ તત્વ વિદ્યાનું-સં-

**Metaphysician,** *n.* માનસ શાસ્ત્ર જાણનાર; આત્મતત્વ વિદ્યાજ્ઞ. [તત્વવિદ્યા-વિચાર.

**Metaphysics,** *n. pl.* માનસ શાસ્ત્ર; આત્મ

**Metathesis,** *n.* અક્ષરોનું આગળ પાછળ થઈ

**Mete,** *v. t.* માપવું. [જવું તે; વર્ણ વિપર્યય.

**Metempsychosis,** *n.* મુઆ પછી બીજો જન્મ લેવો તે; પુનર્જન્મ; જન્માંતર; જન્મ મરણનો ફેરો.

**Meteor,** *n.* ખરતો તારો; ઉલ્કા; વાતાવરણમાં તરતા પદાર્થ મસાણ કાંઈ કે લૈજવાળી જમાએ રાતે થતા ભડકા; ભુતના ભડકા.

**Meteoric,** *a.* ખરતા તારાનું-માંથી પડતું.

**Meteorolite,** *n.* ખરતા તારામાંથી પડતો પથ્થર.

**Meteorological,** *a.* વાયુચક્રનું-સંબંધી.

**Meteorology**, *n.* વાયુચક્ર શાસ્ત્ર; આસમાનમાં પેદા થનારી ચીજોની વિદ્યા.
**Meter**, *n.* છંદ; છંદરચના. માપવાનું યંત્ર.
**Metheglin**, *n.* મધ પાણીનો બનાવેલો દારૂ.
**Methinks**, *v. imp.* મને લાગેછે-જણાયછે.
**Method**, *n.* રીત; પ્રકાર; તરેહ; માર્ગ; પદ્ધતિ. બંદોબસ્ત; વ્યવસ્થા; નિયમ. વર્ગીકરણ.
**Methodical**, *a.* નિયમસર; રીતપ્રમાણે કીધેલું-ગોઠવેલું; વ્યવસ્થિત; બંદોબસ્તવાળું.
**Methodically**, *ad.* રીત-નિયમ પ્રમાણે.
**Methodism**, *n.* જાન વેસ્લીએ સ્થાપેલું મત.
**Methodist**, *n.* નિયમ-રીત પ્રમાણે ચાલનાર; નિયમ શીલ-નિષ્ઠ. જાન વેસ્લીએ શિખવેલું મત માનનાર ને તેનાચોકકસ કાયદા પ્રમાણે ચાલનાર. [મળતું.
**Methodistic**, *a.* જાન વેસ્લીના ચેલાઓને
**Methodize**, *v. t.* નિયમસર ગોઠવવું; અનુક્રમ બાંધવો.
**Metonymy**, *n.* એક શબ્દને બદલે બીજો શબ્દ મુકવાથી થયલો અલંકાર; અજહલ્લક્ષણા.
**Metoposcopy**, *n.* કપાલની લીટી પરથી અથવા ચેહેરાના દેખાવ પરથી મનુષ્યોનો સ્વભાવ જાણવાની વિદ્યા.
**Metre**, *n.* છંદ; છંદરચના; વૃત્ત.
**Metrical**, *a.* છંદનું-રૂપ; કવિતાવાળું.
**Metropolis**, *n.* રાજધાની; મુખ્ય શેહેર.
**Metropolitan**, *a.* રાજધાનીનું-માં રેહેતું. *n.* મુખ્ય ધર્માધ્યક્ષ.
**Mettle**, *n.* પાણી; દમ; જીવ; હિમ્મત.
**Mettlesome, Mettled**, *a.* હિમ્મતવાળું; દમવાળું; પાણીદાર; જીવદાર.
**Mew**, *n.* જળ કુકડી; પાંજરૂં; વાડો; ગોંધવાની જગ્યા. *pl.* લંડનના બાદશાહી ઘોડાના તબેલા. *v. t.* પાંજરાંમાં ઘાલવું-પુરવું; વાડામાં ગોંધવું. બદલવું; ઉતારવું. *v. i.* મ્યાઉં. મ્યાઉં કરવું. [ઉંઆં કરવું.
**Mewl**, *v. i.* દુઃખથી બાળકનું રડવું; ઉંઆં
**Mezzotinto**, *n.* ખોતરી ખોતરીને ત્રાંબાના પત્રાઉપર કોતરેલું ચિત્ર.
**Miasma**, *n.* સડી ગયલી વસ્તુમાંથી નીકળતી ઝેરી હવા-વરાળ.
**Miasmatic**, *a.* કોહી ગયલી ચીજમાંથી નીકળતી ઝેરી હવાનું.
**Mica**, *n.* અબરખ.
**Michaelmas**, *n.* સેંટ મિકાએલનો તેહેવાર તા૦ ૨૯ મી સપ્તેમ્બર.
**Microcosm**, *n.* ન્હાની દુનિયાં; દુનિઆના ન્હાના સ્વરૂપમાં માણસછે તે.
**Micrometer**, *n.* ન્હાની ચીજોને માપવાનું યંત્ર.
**Microscope**, *n.* ઝીણી ચીજને મહોટી કરી દેખાડનાર-સુક્ષ્મદર્શક યંત્ર.
**Microscopical**, *a.* ઘણું ઝીણું-બારીક; અતિ સુક્ષ્મ. અતિ સુક્ષ્મ પદાર્થ જોઇ શકે એવું; બારીક નજરનું; સુક્ષ્મદર્શી. સુક્ષ્મદર્શક યંત્રની મદદથી કરેલું.
**Mid**, *a.* વચલું; મધ્યનું; વચ્ચેનું.
**Midday**, *n.* બપોર; મધ્યાન. [ધ્ય ભાગ.
**Middle**, *a.* મધ્ય; વચલું; વચ્ચેનું. *n.* મ-
**Middle-aged**, *a.* મધ્યમ વયનું; આધેડ.
**Middle-ages**, *n* અર્વાચીન નહીં અને પ્રાચીન પણ નહીં; મધ્યમ કાળ.
**Middle-most**, *a.* વચોવચનું.
**Middle-sized**, *a.* મધ્યમ કદનું.
**Middle-term**, *a.* વચલી-મધ્ય પ્રતિજ્ઞા.
**Middling**, *a.* મધ્યમ; સાધારણ; વચલા
**Mid-heaven**, *n.* મધ્ય આકાશ. [વાંધાનું.

**Mid-land,** *a.* સમુદ્ર કિનારાથી દુરનું. જમીનથી ઘેરાયલું; ભુમધ્ય.

**Mid-night,** *n.* મધરાત; મધ્ય રાત્રી. *a.* અરધી રાત-મધરાતનું. ઘણું અંધારું.

**Midriff,** *n.* પાતળો પડદો. પેટનો વચલો પડદો.

**Midshipman,** *n.* વહાણ ઉપરનો એક અમલદાર

**Midst,** *n.* મધ્ય. *ad.* મધ્યે.

**Mid-summer,** *n.* ભરઉન્હાળો. દક્ષિણાયન:

**Midway,** *n.* અડધો રસ્તો: અર્ધ માર્ગ. *a.* અર્ધેનું; મધ્ય. *ad.* અર્ધે રસ્તે; અધવચ.

**Mid-wife,** *n.* દાઈ; સોયાણી.

**Midwifery,** *n.* દાઈનું કામ;જણાવવાની વિદ્યા.

**Mid-winter,** *n.* ભરશિયાળો. ઉતરાયણ.

**Mien,** *n.* ચેહેરો; દેખાવ; શિકલ; ડાળ.

**Miff,** *n.* જરાકજ ગુસ્સો-રોસ-કોપ.

**Might,** *n.* શક્તિ;જોર;બળ;સામર્થ્ય. Pret. of may.

**Mightily,** *ad.* જોર-બળથી. અત્યંત; ઘણાં..

**Mightiness,** *n.* શક્તિ. ખિતાબ; દરજ્જો.

**Mighty,** *a.* સમર્થ; બળવાન; જોરાવર; શક્તિવાન. મહાન; ઘણું મહોટું. મહોટું; જબરૂં; ભારે. ચમત્કારિક; આશ્ચર્યકારક. *ad.* ઘણુંજ; અતિશય.

**Mignonnette,** *n.* એક જાતનું ખુશબોદાર ઝાડ.

**Migrate,** *v. i.* દેશાંતર જવું; એક દેશથી બીજે દેશ જઈ રહેવું.

**Migration,** *n.* દેશાંતર જઈ રેહેવું તે; જગા બદલવી તે; દેશાંતર-વિદેશ ગમન.

**Migratory,** *a.* દેશાંતર જઈ રેહેનાર; ભટકયા રખડયા કરતું.

**Milch,** *a.* દુધ દેતી; દુઝણી-તી

**Mild,** *a.* નરમ; મંદ; સુખકારક; થોડી અસરે. કરે-ઘણું ન લાગે એવું. નરમ સ્વભાવનું; માયાળુ; દયાળુ. ક્ષમાવાન. શાંત; નરમ; કોમળ; મિઠું. સાલસ.

**Mildew,** *n.* ફુગ. *v. t.* ફુગ ચડવી.

**Mildewed,** *a.* ઉપર ફુગ ચઢી આવેલી એવું.

**Mildly,** *ad.* શાંતપણાથી; નરમાસથી.

**Mildness,** *n.* શાંતિ; શાંતપણું; નમ્રતા.

**Mile,** *n.* મૈલ; અરધો ગાઉ-કોશ.

**Mileage,** *n.* રસ્તે જવાનું મૈલ પ્રમાણે ભાડું-નુર.

**Mile.post-stone,** *n.* મૈલની નિશાનીનો થાંભલો-પથ્થર.

**Militant,** *a.* લડનાર; લડાઈ કરતું; યુદ્ધપ્રવૃત.

**Military,** *a.* સિપાઈનું; લશ્કરી; યુદ્ધ સંબંધી. સિપાઈગીરી કરનાર. લડાઈનું; સિપાઈને લાયક; લડવૈયા-યોદ્ધાજોગ. લડાઈથી-સિપાઈગીરીથી મેળવેલું લશ્કરી કાયદા પ્રમાણે-શીર. *n.* લશ્કરી; સૈન્ય; ફોજ.

**Militate,** *v. i.* સામા થવું; વિરૂદ્ધ હોવું.

**Militia,** *n.* સિરબંધી; કામ પડે લડવું નહીં તો પોતાનો ધંધો કરવો એવી શરતે રાખેલું લશ્કર.

**Milk.** *n.* દુધ. ઝાડમાંનો દુધ સરખો રસ. *v. t.* દોહોવું; દુધ કાઢવું.

**Milker,** *n.* દોહોનાર; દુધ કાઢનાર.

**Milkiness,** *n.* દુધજેવો ગુણ; નરમપણું; મૃદુતા.

**Milk-maid,** *n.* દુધ દોહોનારી; દુધ વેચનારી.

**Milk-man,** *n.* દુધ વેચનારો; દુધવાળો.

**Milk-pail,** *n.* દુધની તામડી; દુધનું વાસણ.

**Milk-sop,** *n.* દુધમાં પલાળી મુકેલી રોટલી. બાયલો માણસ; કન્યારાશી.

**Milk-tooth,** *n.* દુધિયો દાંત.

**Milk-white,** *a.* દુધ જેવું ધોળું.

**Milky,** *a.* દુધનું કરેલું; દુધ સરખું; દુધનું.

**Milky-way,** *n.* આકાશ ગંગા; મંદાકિની; આકાશમાં રાતે જે લાંબો સફેત અને ચળકતો લીસોટો નદી આકારે દેખાયછે તે.

**Mill,** *n.* ઘંટી; ચક્કી. *v. t.* દળવું; પીસવું. સિક્કો પાડવો. સાંચાવડે કુંદી કરવી.

**Millcog,** *n.* દાંતો.

**Mill-dam**, *n.* બાંધ; નદીમાં પાણી અટકાવવાનો પુસ્તો.

**Mill-race**, *n.* ચક્કીનું ચક્કર ફેરવવા સારૂ પાણી લઈ જવાની નેહેર.

**Millenarian**, *n.* આગળ જતાં જે હજાર વર્ષ સુધી આ જગતમાં સત્ય, નીતિ અને ધાર્મીકપણું બધે વ્યાપી રેહેશે તેવું માનનારો.

**Millenary** *a.* હજારનું.

**Millennial**, *a.* હજાર વર્ષનું.

**Millennium**, *n.* હજાર-સહસ્ત્ર વર્ષ. આગળ જતાં જે હજાર વર્ષ સુધી આ જગતમાં સત્ય, નીતિ અને ધાર્મીકપણું બધે વ્યાપી રહેશે તે; ખ્રિસ્તનું હજાર વર્ષનું રાજ્ય.

**Miller**, *n.* દળનાર; દળવાનો ધંધો કરનારો.

**Millet**, *n.* બાજરી; જુવાર; એક જાતનો દાણાવાળો છોડવો.

**Milliner**, *n.* સ્ત્રીઓની ટોપી વગેરે માથાનો પોશાક બનાવનારી સ્ત્રી; દરજણ. [થાનો પોશાક.

**Millinery**, *n.* સ્ત્રીઓની ટોપી, પટી વગેરે મા-

**Million**, *n.* દશ લાખ. [ધિપતી; દશ લખી.

**Millionaire**, *n.* દશ લાખનો ધણી; દશ લક્ષા-

**Milt**, *n.* માછલાનું વીર્ય-બીજ; તીલ્લી; પ્લીહા.

**Milter**, *n.* માછલાનો નર; માછલો.

**Mimetic**, *a.* ચાળા પાડનારૂં.

**Mimic** *n.* નકલ કરનાર; ચાળા પાડનાર. *v. t.* નકલ કરવી; ચાળા પાડવા. *a.* નકલનું-સંબંધી-કરે એવું.

**Mimical**, *a.* નકલ કરતું; ચાળા; પાડતું.

**Mimicker**, *n.* ચાળા પાડનારૂં; નકલ કરનારૂં.

**Mimicry**, *n.* ચાળા નકલ.

**Minacious**, *a.* દેહેશત-ધમકી ભરેલું.

**Minaret**, *n.* મિનારો; મનારો.

**Minatory**, *a.* ધમકીનું-વાળું; દેહેશત આપતું

**Mince**, *v. t.* ખીમો-કચુંબર-ચુરો-ઝીણાઝીણા કકડા કરવા. બરોબર નહીં-અડધું પડતું બોલવું. *v. i.* નાજુક સ્વરથી બોલવું; ઠમક ઠમક-

**Minced-meat**, *n.* ખીમો. [લટકામાં ચાલવું.

**Mincingly**, *ad.* આસ્તે આસ્તે; હળવે હળવે; લટકામાં.

**Mind**, *n.* મન; ચિત્ત; બુદ્ધિ; વિચાર શક્તિ; મત; અભિપ્રાય; હેતુ; ઈરાદો; ઉદ્દેશ; મનોરથ; મન; મનનું વલણ; ઈચ્છા; મરજી; વાસના; સ્મરણ; સ્મૃતિ; યાદ; પ્રેમ; મન; હૃદય. *v. t.* ધ્યાન આપવું; ચિત્ત ધાલવું; માનવું;-નું સાંભળવું.

**Minded**, *a.* મન હોય તેવું; ધારતું; ધારણા રાખતું; મનનું. [વચેત.

**Mindful**, *a.* વિચાર રાખનાર; સાવધ; સા-

**Mine**, *pro.* મારૂં. *n.* ખાણ. સુરંગ; ભંડાર; નિધ; જેથી પુષ્કળ મળે તે. *v. i.* ખાણ ખોદવી; ભોંયમાં દર-ખાડો ખોદવો. *v. t.* ખોદીને પાયો ભાંગી નાખવો; રફતેરફતે અને ગુપ્ત રીતે ખરાબ-નાશ કરવું.

**Miner**, *n.* ખાણ ખોદનાર; બેલદાર; સુરંગ મુકનાર-પાડનાર-ખોદનાર.

**Mineral**, *n.* ધાતુ; ખાણમાંની વસ્તુ; ખનીજ પદાર્થ. *a.* ખાણમાંનું; ખનીજ; ખનિત; ધાતુધર્મક; ધાતુના ગુણનું.

**Mineralize**, *v. i.* ધાતુ ભેળવી-શોધવી.

**Mineralogist**, *n.* ધાતુ વિદ્યા જાણનાર; ધાતુવેત્તા; ધાતુ પરિક્ષક.

**Mineralogical**, *n.* ધાતુ વિદ્યા સંબંધીનું.

**Mineralogy**, *n.* ધાતુ વિદ્યા.

**Minerva**, *n.* વિદ્યા ડહાપણ વગેરેની દેવી; સરસ્વતી દેવી.

**Mingle**. *v. t.* ભેળવું; એકઠું કરવું; મેળવવું; સંબંધ કરવો; વેહેવાર રાખવો; મળી જવું. *v. i.* એકઠું થઈ જવું.

**Miniature**, *n.* નહાના આકારની છબી-તસવીર.
**Minikin**, *a.* નહાનું; ઠીંગણું. *a.* ઝીણીઝીણી ટાંકણી; લાડવાયું; લાડકું.
**Minim**, *n.* ઠીંગણું-વેંતિયું માણસ; દીર્ઘસ્વર; ટીપું; ટીપાં માપવાનું માપ.
**Minimum**, *n.* ઓછામાં ઓછી-કનિષ્ઠ સંખ્યા.
**Minion**, *n.* માનીતું; વહાલું; હૈયાનો હાર; સુખનો બાલ; એક જાતનું છાપવાનું નહાનું બીબું.
**Minister**, *n.* સેવક; ચાકર; દાસ; પ્રધાન; વજીર; મંત્રી; દીવાન; આડતિયો; ગુમાસ્તો; કારભારી; એલચી; રાજાનો વકીલ; રાજદુત; પાદરી; ઉપદેશક. *v. t.* આપવું; પુરૂં પાડવું. *v. t.* સેવા-ચાકરી કરવી; જરૂરીયાતની ચીજ આપવી.
**Ministerial**, *a.* સેવા કરતું; ચાકરી કરનાર; અમલદારનું; વજીર સંબંધી ઉપદેશકનું.
**Ministrant**, *a.* પ્રધાનની નોકરી કરતું.
**Ministration**, *n.* ચાકરી-સેવા કરવી તે; કારભાર ચલાવવો તે; સેવા; ચાકરી; કારભાર.
**Ministry** પ્રધાન વડું; દિવાનગીરી; વજીરાત; ઉપાધ્યયપણું; ઉપદેશકનું કામ ચલાવવુ તે; ઉપાધ્યાનું ટોળું; કારકીર્દી; અમલ; પ્રધાન મં-
**Minium**, *n.* સિંદુર. [ડળ; કામ.
**Minnow**, *n.* એક બહુ નહાની જાતની માછલી.
**Minor**, *n.* 1. કાચી ઉમ્મરનું માણસ; બાળક; સગીર. *a.* નહાનું; લઘુ; નજીવું; કનિષ્ઠ; ઉત્તરપક્ષ.
**Minority**, *n.* બાલ્યાવસ્થા; બાળપણ; નહાનો-થોડો ભાગ; માણસોનો; ઘણો થોડો ભાગ.
**Minotaur**, *n.* અર્ધો માણસનો આકારને અર્ધો ગોધાનો આકાર એવો એક કલ્પિત રા-
**Minster**, *n.* દેવળ. [ક્ષસ; નરવૃષભ.
**Minstrel**, *n.* વગાડનાર અને ગાનાર; વગાડતો જાય અને ગાતો જાય તે. [વિદ્યા.
**Minstrelsy**, *n.* ગાવા વગાડવાનો હુન્નર; સ-
**Mint**, *n.* ફુદનો; ટંકશાળ. *v. t.* સિક્કા પાડવા; ખોટું બનાવવું; બનાવટ કરવી.
**Mintage**, *n.* જેપર સિક્કો પાડયો હોય તે.[કમ.
**Minuend**, *n.* જે રકમમાંથી બાદ કરવાનું તે ર-
**Minuet**, *n.* એક જાતનો મનોરંજન નાચ.
**Minus**, *n.* ઓછાનું-બાદબાકીનું ચિન્હ (-); ઓછા. *a.* વગરનું; વિનાનું; બાદ કરતાં.
**Minute**, *n.* અઢી પલ; મિનિટ; 'ડિગ્રી' નો ૬૦ મો ભાગ; કળા; પળ ક્ષણ; ટાંચણ; ટિપ્પણ; સ્મરણ લેખ; મતની નોંધ; શેરો. *v. t.* મતની નોંધ-શેરો કરવો. *a.* ઘણું ઝીણું-નહાનું; અતિસુક્ષ્મ; બારીક; ઝીણી ઝીણી વાતનું. [પડી.
**Minute-book**, *n.* નોંધ-શેરો લખવાની ચો-
**Minute-gun**, *n.* દરેક મિનિટે ફોડેલી તોપ.
**Miuute-hand**, *n.* ઘડિયાળનો મિનિટ કાંટો.
**Minutely**, *ad.* બારીકાઈથી; ચીપી ચીપીને.
**Minuteness**, *n.* બારીકાઈ.
**Minutiæ**, *s. pl.* બારીક-સુક્ષ્મ વાત.
**Minx**, *n.* લુચ્ચી-ઢોંગી-લાડ છોકરી.
**Mirncle**, *n.* અચંબો; અદ્ભુત કામ; કૌતુક; આશ્ચર્ય; ચમત્કાર; દેવકર્મ.
**Miraculous**, *a.* ચમત્કાર કરે એવું; દેવ કર્મથી થાય એવું; ચમત્કારીક; અદ્ભુત; દેવ-અમાનુષ શક્તિએ કરેલું.
**Mirage**, *n.* મૃગજળ-તૃષ્ણા; ઝાંઝવા.
**Mire**, *n.* કાદવ; કીચડ; ચિકલ. *v. t.* કાદવમાં ખડવું-બગાડવું.
**Mirror**, *n.* આરસી; દર્પણ; ચાટલું; તકતો. નમુનો; જેમાં દેખાય-જણાય તે. *v. t.* દર્શાવવું.
**Mirth**, *a.* હાસ્યવિનોદ; રમુજ.
**Mirthful**, *a.* રમુજી; વિનોદી.

**Mirthless**, *a.* રમુજ-વિનોદ વગરનું; દુઃખી.
**Miry**, *a.* કાદવવાળું. [ગ્યથી થયલો બનાવ.
**Misadventure**, *n.* વિપત્તિ; કમનશીબ; દુર્ભા-
**Mis-alliance**, *n.* અયોગ્ય સંબંધ.
**Misanthropic-al**, *a.* જન શત્રુ; લોકદ્વેષી.
**Misanthrope, Misanthropist**, *n.* માણસ જાતનો ધિક્કાર કરનાર; લોક દ્વેષી; જન-વિશ્વ શત્રુ. [લોક શત્રુતા.
**Misanthrophy**, *n.* માણસ જાતનો ધિક્કાર;
**Misapplication**, *n.* જેને જે લાગુ પડતું નથી તેને તે લગાડવું તે; અયોગ્ય કામમાં ખરચવું તે.
**Misapply**, *v. t.* જેને જે લાગુ પડતું નથી તેને લગાડવું અયોગ્ય-જેમાં લેવું ન જોઈએ તે કામમાં લેવું; જોઈએ તે કામમાં નહીં પણ બીજા કામમાં-ખોટે રસ્તે ખરચવું-વાપરવું.
**Misapprehend**, *v. t.* બરાબર નહીં-ખોટું સમજવું; સમજવામાં ફેર હોવો. [ફેર.
**Misapprehension**, *n.* ખોટી સમજ; સમજ-
**Misappropriate**, *v. t.* દુરૂપયોગ કરવો-બીજે રસ્તે કામે લગાડવું.
**Misbecome**, *v. t.* સારૂં ન દેખાવું; ન શોભવું; ન દીપવું; ન છાજવું.
**Misbehave**, *v. i.* ખરાબ રીતે-આડે રસ્તે ચાલવું; ખોટું-ગેરમુનાસીબ કામ કરવું.
**Misbehaviour**, *n.* ખોટું કામ; નઠારી-ખરાબ-ગેરમુનાસીબ ચાલ. [શ્વાસ.
**Misbelief**, *n.* અસત શ્રદ્ધા; ખોટો-ગેરવિ-
**Misbelieve**, *v. t.* ખોટો વિશ્વાસ રાખવો; અસત શ્રદ્ધા કરવી-રાખવી.
**Miscalculate**, *v. t.*-ની ખોટી ગણના-ગણવામાં ભુલ-ચુક કરવી. [ણના.
**Miscalculation**, *n.* ભુલ ભરેલી-ખોટી ગ-
**Miscall**, *v. t.* ખોટે-નઠારે નામે બોલાવવું.

**Miscarriage**, *n.* નિષ્ફળતા; પાર નહીં પડવું તે. કસુવાવડ; અધુરે જણવું તે.
**Miscarry**, *v. i.* નિષ્ફળ થવું; પાર નહીં પડવું. ગેરવલ્લે પડવું; ખોવાવું. કસુવાવડ થવી; અધુરે જણવું-જવું.
**Miscellaneous**, *a.* કિરકોળ; અનેક જાત-પ્રકારનું; વિધવિધ; પરચુરણ.
**Miscellany**, *n.* જાત જાતની વસ્તુઓનો સંગ્રહ; જેમાં વિવિધ વિષય હોય એવું પુસ્તક.
**Mischance**, *n.* દુર્ભાગ્ય; કમનસીબ; દુઃખકારક બનાવ-અકસ્માત.
**Mischief**, *n.* ઉપદ્રવ; નુકસાન; ખરાબી; અપકાર. ભુંડું કામ; દુષ્ટપણું. દુઃખની વાત; પીડા; આફત.
**Mischievous**, *a.* અપકારી; ઉપદ્રવી; નુકસાનકારક; ઈજા કરતું. તોફાની મસ્તીખોર. ઉછાંછળું; તીખલી. [અપકારીપણાથી.
**Mischievously**, *ad.* તોફાનથી; મસ્તાથી;
**Mischoose**, *v. t.* ગેર રીતે પસંદ કરવું.
**Miscible**, *a.* ભેળવાજોગું; ભેળાય તેવું; મીશ્રણ કરવા જોગ.
**Miscitation**, *n.* ખોટી રીતે બીજાના ગ્રંથમાંથી ઉતારી લેવું તે.
**Miscite**, *v. t.* ખોટી રીતે બીજાના ગ્રંથમાંથી ઉતારી લેવું. [ણત્રી.
**Miscomputation**, *n.* ખોટી-ભુલ ભરેલી ગ-
**Miscompute**, *v. t.* ભુલભરેલી-ખોટી રીતે ગણવું. [મજવું.
**Misconceive**, *v. t.* ખોટું-આડું-ભુલથી સ-
**Misconception**, *n.* ખોટી સમજ; ભુલભરેલો વિચાર; ગેરસમજુતી; ભુલ; ભ્રાંતિ.
**Misconduct**, *n.* દુરાચરણ; બદચાલ. *v. t.* દુરાચરણથી ચાલવું; બદચાલે વર્તવું.
**Misconjecture**, *n.* ભુલભરેલી અટકળ.

**Misconstruction,** *n.* ઉલટો-ખોટો અર્થ; ખોટી સમજ. [કરવો; ખોટું સમજવું.

**Misconstrue.** *v. t.* આડો-ઉલટો-ખોટો અર્થ

**Miscount,** *v. t.* ગણવામાં ભુલચુક કરવી.

**Miscreant,** *n.* નાસ્તિક; શાસ્ત્ર નિંદક. ખળ; શઠ; દુર્જન; લુચ્ચો માણસ. [ભરવી.

**Misdate,** *v. t.* ખોટી તારીખ-મિતિ માંડવી

**Misdeed,** *n.* ખરાબ કામ; કુકર્મ; દુષ્ટકર્મ.

**Misdeem,** *v. t.* ખોટો-નઠારો વિચાર બાંધવો.

**Misdemean,** *v. i.* ખરાબ-ખોટી રીતે ચાલવું.

**Misdemeanour,** *n.* દુરાચરણ; કુચાલ;ગુન્હો; અનીતિ; ખોટું કામ; કસુર.

**Misdemeanant.** *n* ખોટું કામ કરનાર.

**Misdirect,** *v. t.* ખોટો રસ્તો બતાવવો; અથડાવવું. ખોટું સરનામું કરવું; આડે રસ્તે મોકલવું.

**Misdirection,** *n.* કાયદા કે હકીકત સંબંધી ભુલ કરી જડજ-જુરીને ખોટું સમજાવે તે.

**Misdoing.** *n.* ખરાબ કામ; કુકર્મ.

**Misemploy,** *v. t.* અમથું જવાદેવું; નકામું ગુમાવવું-ગુજારવું; નઠારા કામમાં વાપરવું.

**Misemployment,** *n.* કુપયોગ; નઠારા કામમાં વાપરવું તે. નકામું ગુજારવું-ખોવું તે.

**Misentry,** *n.* ખોટી નોંધ; ચોપડામાં ખોટી-નોંધ કરવી તે. [માણસ.

**Miser,** *n.* બખીલ-કંજુસ-મખીચુસ-કૃપણ

**Miserable,** *a.* અતિ દુ:ખી; વિપત્તિમાં-દુ:ખી હાલતમાં આવી પડેલું. ખાલી; નકામું; અમથું; વ્યર્થ. નઠારૂં; દુ:ખ ભરેલું; જેમાં કોઈ પ્રકારની સગવડ નહી હોય એવું.

**Miserably,** *ad.* અતિ દુ:ખીપણાથી-નકામી રીતે; દુ:ખ અગવડ ભરેલી રીતે.

**Miserly,** *a.* ચિકણું; કંજુસ; કૃપણ; બખીલ.

**Misery,** *n.* અતિદુ:ખ મહાવ્યથા; કષ્ટ; કલેશ સંતાપ. ભારે દુ:ખ; વિપત્તિ; આપદા; સંકટ; અનર્થ.

**Misfeasance,** *n.* ઉલ્લંઘન-કાયદાપુર્વક થઈ શકે તેવું કામ ખોટી રીતે કરવું તે.

**Misfortune,** *n.* કમનસીબ; દુર્દૈવ. આપદા; ઘણું દુ:ખ; સંકટ.

**Misgive,** *v. t.* અંદેશો રેહેવો; જીવ ન ચાલવો; શક આવવો-ઉપજવો.

**Misgiving,** *n.* શક; અંદેશો; શંકા; સંશય.

**Misgotten,** *a.* ખરાબરીતે મેળવેલું ગેરવાજબી રીતે પેદા કરેલું; હરામનું; હરામખોરીનું.

**Misgovern,** *v. t.* ખરાબ રીતે અમલ ચલાવવો બદ અમલ ચલાવવો-કરવો; અન્યાયથી રાજ્ય કરવું; અંધેર રાજ્ય ચલાવવું.

**Misgovernment,** *n.* અંધેરરાજ-કારભાર; ગેરબંદોબસ્ત; રાજ્યની અવ્યવસ્થા.

**Misguidance,** *n* આડે રસ્તે લઈ જવું તે; ભમાવવું તે. [જવું; ઉંધું સમજાવવું.

**Misguide,** *v. i.* ભમાવવું; આડે રસ્તે લઈ

**Mishap,** *n.* કમનસીબ; આપદા; ઘણું દુ:ખ આફત; હરકત; દુ:ખકારક બનાવ; બદઈત્તિફાક. [સંગ્રહ.

**Mishna,** *n.* યહુદી લોકોની પુરાણી વાર્તાનો

**Misimprove,** *v. t.* નઠારા કામમાં વાપરવું-લાવવું; નઠારો ઉપયોગ કરવો. [ઉપયોગ.

**Misimprovement,** *n.* નઠારો ઉપયોગ; કુ-

**Misinform,** *v. t.* ખોટી ખબર આપવી; ખોટું કહેવું.

**Misinformation,** *n.* ખોટી ખબર-સમાચાર.

**Misinterpret,** *v. t.* ખોટો અર્થ કરવો-સમજવો. [કરવો-સમજાવવો તે.

**Misinterpretation,** *n.* ઉલટો ખોટો અર્થ

**Misjudge,** *v. t.* વિચાર બાંધવામાં તોલ કરવામાં ભુલ કરવી.

**Misjudgment**, *n.* ભુલ ભરેલા વિચાર; વિચાર બાંધવામાં ભુલ કરવીને. ગેરસમજણુ.

**Mislay**, *v. t.* ખોટી જગાએ-ખોટું-જોઈએ ત્યારે જડે નહીં એવી જગાએ-આડું અવળુ-ડાબે હાથે મુકવું; ગેરવહલે પાડવું; ખોવું.

**Mislead**, *v. t.* ભુલમાં પાડવું; ભુલ ખવડાવવી; ભમાવવું; આડે રસ્તે લઈ જવું.

**Misle**, *v. i.* વરસાદ ઝરમર ઝરમર વરસવો-પડવો. [ડયું; આડે રસ્તે લઈ ગયું.

**Misled**, *pret.* of **Mislead**, ખોટે રસ્તે લગા-

**Mismanage**, *v. t.* અંધેર ચલાવવું; ખરાબ રીતે વહિવટ કરવો-ચલાવવો.

**Mismanagement**, *n.* અવ્યવસ્થા; અંધેર કારભાર; ગેરબંદોબસ્ત; ગેર વહિવટ.

**Misname**, *v. t.* ખોટે નામે બોલાવવું.

**Misnomer**, *n.* ખોટું નામ; ખોટું નામ આપવું તે. [નાર; લગ્ન દ્વેષી-નિંદક.

**Misogamist**, *n.* લગ્ન-વિવાહનો ધિક્કાર કર-

**Misogamy**, *n.* લગ્ન દ્વેષ; સ્ત્રી તરફ ધિક્કાર.

**Misplace**, *v. t.* આડું અવળું-ખોટી જગાએ મુકવું. જેની સાથે ન બાંધવું-ન કરવું-ન મુકવું-ન રાખવું જોઈએ તેની સાથે બાંધવું-રાખવું.

**Misprint**, *v. t.* ખોટું છાપવું. *n.* છાપવામાં ભુલ.

**Misprision**, (Law) *n.* મોતની શિક્ષાની અંદરના પણ તેવાજ ગુન્હા. બેદરકારી; તિરસ્કાર.

**Mispronounce**, *v. t.* ખોટો-અશુદ્ધ ઉચ્ચાર કરવો. [ચ્ચાર.

**Mispronunciation**, *n.* ખોટો-અશુદ્ધ ઉ-

**Misproportion**, *v. t.* વત્તા ઓછા પ્રમાણથી એકઠું કરવું-મેળવું.

**Misquotation**, *n.* ખોટો-ભુલભરેલો ઉતારો.

**Misquote**, *v. t.* બીજાનું લખેલું ખોટું ઉ-તારવું-ઉતારવામાં ભુલ કરવી.

**Misread**, *v. t.* વાંચવામાં ભુલ કરવી.

**Misrecite**, *v. t.* ખોટો પાઠ બોલવો; પાઠ-બોલવામાં ભુલ કરવી. [ત્રી કરવી.

**Misreckon**, *v. t.* ખોટું ગણવું; ખોટી ગણ-

**Misrelate**, *v. t.* ખોટું કહેવું. [ચાર.

**Misrelation**, *n.* ખોટું કહેવું તે; ખોટા સમા-

**Misreport**, *v. t.* ખોટા સમાચાર કહેવા; *n.* ખોટા સમાચાર-ખબર-મજકુર-પેગામ.

**Misrepresent**, *v. t.* ખોટી હકીકત-મજકુર સમજાવવો-કહેવો. [ન; જુઠી વાત.

**Misrepresentation**, *n.* અસત્ય કથન-વર્ણ-

**Misrule**, *n.* ગેર બંદોબસ્ત; અંધાધુંધી; અંધે-ર; અવ્યવસ્થા.

**Miss**, *n.* કુમારી બૈરી કે છોકરીના નામની પહેલાં માનાર્થે બોલવાનો શબ્દ; બાઈ. હાનિ; નુકસાન; તોટો; ખોટ. *v. t.* નિશાન ચુકવું-ચુકી જવું; ભુલવું; ભુલું પડવું ને નહીં જડવું. નહીં મળવું; ખોવું; ચુકવું. ખોટ-ગરજ માલમ પડવી; ખટકવું. જતું રહયું-ખોવાઈ ગયું એમ માલમ પડવું. કંઈ કર્યા વગર રહેવું; પડતું મુકવું; બંધ રાખવું. *v. i.* ચુકવું; નિષ્ફળ થવું. [કરવાની ચોપડી.

**Missal**, *n.* રોમન કાથોલિક લોકોની બંદગી

**Misshape**, *v. t.* બેડોળ કરવું.

**Misshapen**. *a.* બેડોળ; કુરૂપ; બદશિકલ.

**Missile**, *n.* છુટું મારવાનું હથિયાર; કાતરિયું ચક્ર. *a.* ફેંકાય એવું; છુટું મરાય એવું; ફેંકવાનું. [રહેલું.

**Missing**. *a.* ખોવાઈ ગયલું; ખુટતું; જતું

**Mission**. *n.* મોકલવું-મોકલાવું તે. પ્રેષિતત્વ-કૃતપણાનું કામ; પ્રેષણ હેતુ. પ્રચારક; મોકલેલાં માણસ; ધર્મનો ફેલાવો કરવાને મોકલેલાં માણ-સની મંડળી; મીશન; મીશન-પ્રેષિત મંડળનું ઠેકાણું.

**Missionary**, *n.* પાદરી *a.* પાદરીઓનું.

Missive, a. મોકલેલું; ફેંકેલું. n. મોકલેલો કાગળ

Misspell, v. t. ખોટી જોડણી કરવી. [સંદેસો

Misspend, v. t. નઠારે રસ્તે ખરચવું-વાપરવું; ઉડાવી દેવું; વગર ફાયદાનો ખરચ કરવો.

Misstate, v. t. જેવું હોય તેવું નહીં પણ ખોટીરીતે કહેવું. [નહીં કહેવું તે.

Misstatement, n. ખોટી રીતે-જેમ હોય તેમ

Mist, n. ધુમર; ધુમસ. ઝાંખ, જેથી ઝાંખમારેત; અંધારી. ધાર. v. i. ઝરમર ઝરમર વરસવું-પડવું.

Mistake, n. ગેરસમજ; ખોટો વિચાર; ભ્રાંતિ; ખોટો-ઉલટો અર્થ. ભુલ; ચુક; દોષ. v. t. ખોટું સમજવું; ખોટો-ઉલટો અર્થ કરવો; ભુલવું; ચુકવું. ભુલથી જાણવું-માનવું-ગણવું. v. i. ભુલ-ચુક થવી. [હોય એવું; ભુલ થયલી.

Mistaken, a. ભુલ કીધી-ચુકયું-ની ભુલ થઈ

Mistaught, pp. of Misteach. ખોટું શિખવેલું. ખોટું સમજાયલું. ખોટું; ભુલ ભરેલું.

Misteach, v. t. ખોટું શિખવવું.

Mister, n. સાહેબ; મીસ્તર; શેઠ.

Misterm, v. t. ખોટું નામ આપવું.

Misthink. v. t. ખોટો વિચાર-ખ્યાલ કરવો.

Misthought, pp. of Misthink. ખોટો વિચાર કરેલું.

Mistime, v. t. કવખતે-અકાળે યોજના કરવી.

Mistiness, n. તુષાર વ્યાપ્તિ-ભાવ. ધુમસિયપણું. ઝાંખાસ. અંધકાર.

Mistle, v. i. ઝરમર ઝરમર પડવું-વરસવું.

Mistletoe, Misletoe, n. ઝાડ ઉપર ઉગતો એક જાતનો વેલો; બિંદુકલી; આકાશવેલ.

Mistook, pret. of Mistake, ભુલ્યો; ચુકયો.

Mistranslate, v. t. ખોટો-અશુદ્ધ તરજુમો-ભાષાંતર કરવું. [ભાષાંતર.

Mistranslation, n. ખોટો તરજુમો; અશુદ્ધ

Mistreat. v. t. ગાળો આપવી; અયોગ્યવર્તણુક ચલાવવી.

Mistress, n. કુટુંબ-ઘરમાંની વડી સ્ત્રી; ઘરધણિઆણી. શેઠાણી; ધણિઆણી. કુશળ સ્ત્રી. ભણાવનારી-નિશાળ ચલાવનારી સ્ત્રી. બીબી; કાંતા; પ્યારી સ્ત્રી. રાખેલી સ્ત્રી; ઉપપત્ની.

Mistrust, n. અણવિશ્વાસ; અપતિજ; અણભરોસો. v. t. અપતિજ આવવી-હોવી. વેહેમ ઉપજવો.

Mistrustful, a. અણવિશ્વાસુ; શંકા-વેહેમે ભરેલું.

Mistrustless, a. શંકાવગરનું; વિશ્વાસવાળું.

Misty, a. ઝરમર ઝરમર વરસતું. ધુમસ-ઝાકળવાળું. ઝાંખું.

Misunderstand, v. t. આડું-ખોટું-ઉંધું સમજવું; ખોટો અર્થ સમજવો-કરવો.

Misunderstanding, n. ખોટી સમજ; ગેરસમજુતી; સમજ ફેર; ભુલ; વિરોધ; લડાઈ; અણબનાવ; કુસંપ.

Misusage, n. ખરાબ રીતે કોઈને ચલાવવું-વર્તાવવું-વર્તવું તે. દુઃખ દેવું તે; દુઃખ.

Misuse, v. t. અયોગ્ય કામમાં લેવું; જે કામમાં લેવું ન જોઈએ તે કામમાં લેવું; ખરાબ ઉપયોગ કરવો. n. અયોગ્ય કામમાં ખરચવું તે; જેને જે લાગુ પડતું નથી તેને તે લગાડવું તે; ખરાબ ઉપયોગ.

Mite, n. ઝીણો કીડો; જીવડું. લેશ; રતી; ૧૪ પૈનિની કિમ્મતનો એક સિકકો. [જોગ.

Mitigable, a. ઓછું કરવા જેવું. શાંત થવા

Mitigate, v. t. ઓછું-કમી કરવું; નરમ-ઠંડું-શાંત પાડવું. [તિ; શાંતિ; ઉપશમ.

Mitigation, n. શાંત પાડવું તે; નરમ પડવું

Mitre, n. ધર્માધ્યક્ષનો મુગટ-તાજ.

Mitten, n. વગર આંગળાંનું હાથનું મોજું.

**Mittimus**, *a.* કુરંગમાં-બંદીખાને મોકલવાનું હુકમનામું.

**Mix**, *v. t.* ભેળવવું; મેળવવું; મિશ્ર કરવું. સોબત કરવી; ભળવું; સામિલ થવું-હોવું. *v. i.* મળી જવું; એકઠું-મિશ્ર થઈ જવું.

**Mixable**, *ad.* ભેળવા જેવું; ભેળાઈ જાય તેવું.

**Mixed**, *a.* મિશ્ર; મિશ્રિત; ભેળસેળ.

**Mixture**, *n.* મિશ્રણ; ભેળ; મેળવણી.

**Mizzenmast**, *n.* સુકાન આમળનો કુવો; છેલ્લો ડોળ. [ગીનું; સ્મૃતિ સહાયક.

**Mnemonic**, *a.* સ્મરણશકિતને મદદ આવે

**Mnemonics**, *n. pl.* સ્મરણશાસ્ત્ર-વિદ્યા.

**Moan**, *v. i.* or *v. t.* કણવું; વિલાપ-દુઃખ-શોક કરવો. *n.* હાય; વિલાપ; કણતર.

**Moanful**, *a.* વિલાપ-દુઃખ ભરેલું.

**Moat**, *n.* ચર; કિલ્લાની આસપાસ ખોદેલી ખાઈ *v. t.* કિલ્લાની આસપાસ ખાઈ ખોદવી.

**Mob**, *n.* તોફાની-હુલ્લડ કરનાર લોકનું ટોળું-ધાડું-ઠઠ-જમાવ. *v. t.* જથાબંદ થઈને કોઈ ઉપર હુમલો કરવો-ને ઈજા આપવી.

**Mobility**, *n.* ગતિયોગ્યતા; ચાલવાની શક્તિ, ચપળતા; ચંચળતા; ચાલાકી.

**Mobilize**, *v. t.* પ્રથમ તૈયાર નહિ કરેલ લશ્કરને લડાઈ માટે તૈયાર કરી બોલાવવું.

**Mocassin**, *n.* તળિયા વગરનો નરમ ચામડાનો જોડો. એક ઝેરી દરિયાઈ સર્પ.

**Mock**, *v. t.* ચાળા પાડવા; નકલ કરવી. બનાવવું; મજાક કરવી; હસવું. *n.* ઉપહાસ; મશ્કરી; મજાક; ઠેકડી. *a.* ખોટું; બનાવટી; નકલી.

**Mockery**, *n.* ચાળા પાડવા તે. નકલ કરવી તે. ચેષ્ટા; રીસ ચઢે એવી મજાક. જેની મજાક થાય-હોય તે; હાસ્યાસ્પદ; ખાલી-નકામી મહેનત. ઢોંગ; જુઠો વેષ.

**Modal**, *a.* ચાલ-રીત-રીવાજનું, રૂપનું-વાચ્યું.

**Modality**, *n.* જેને રૂપછે તે; રૂપાળાપણું.

**Mode**, *n.* રીત; ઢબ; ચાલ; રૂઢી; રીવાજ. અવસ્થા; સ્થિતિ. રૂપ; આકાર. અર્થ; વાચ્ય.

**Model**, *n.* નમુનો; દાખલો; ડાળિયું. બીબું; સાંચો; ઓઠું. પ્રમાણ; માપ; ઘડો. *v. t.* ઘડવું; બનાવવું; નમુના પ્રમાણે કરવું; પાડવું.

**Moderate**, *a.* નિયમિત; મધ્યમ રીતે ચાલનાર; રીતસર કરનાર; મિતાહારી; મિતપાયીભોગી. મધ્યમ; સાધારણ. નરમ. નિષ્પક્ષપાત; મધ્યમ ભાવિકઆસ્તિક. *v. t.* નરમ-શાંત પાડવું. *v. i.* ઓછું કરવું; નરમ પાડવું. [તસર.

**Moderately**, *ad.* મધ્યમરીતે; બહુ નહીં; રી-

**Moderation**. *n*, મધ્યમતા; મર્યાદશીલતા; નરમાસ; વિવેક. કરકસર; મિતવ્યય. શાંત-સ્વભાવ; શાંતતા; સમાનવૃત્તિ.

**Moderator**, *n.* માફકસર-નિયમિત રાખનાર; શાંત પાડનાર; સભાધ્યક્ષ; પ્રમુખ. [મુનિટ.

**Modern**, *a* હાલનું; હમણાંનું; અર્વાચીન; આ-

**Modernize**, *v. t.* હાલની રીત-ચાલને હળતું-અનુસરતું કરવું. [રતું કરનારો.

**Modernizer**, *n.* અર્વાચીન રીતને અનુસ-

**Moderns**, *n. pl.* અર્વાચીન કાળના-હાલના માણસો.

**Modest**, *a.* લજ્જા-મર્યાદશીલ; શરમાળ; વિનયી. સાધવી; સતી. સાધારણ; મધ્યમ; રીતસર; અતિશય નહીં એવું.

**Modestly**, *ad.* મર્યાદાથી.

**Modesty**, *n.* મર્યાદા; શરમ; લજ્જા; નમ્રતા; વિનય. પતિવ્રતાપણું.

**Modicum**, *n.* થોડો ભાગ; લેશ; અલ્પાંશ.

**Modification**, *n.* રૂપાંતર; રૂપભેદ; ફેર; રૂપમાં

**Modifier**, *n.* રૂપાંતર કરનાર. [ફેરફાર કરવો તે.

**Modify**, *v. t*, રૂપાંતર કરવું; રૂપ ફેરવવું-બદલવું. નરમ-હલકું-ઓછું કરવું.

**Modillion**, *n.* એક જાતના કોસ.
**Modish**, *a.* તરેહેવાર; નવી તરેહનું; ડોળદાર; છબીલી; ઇશકી.
**Modishly**, *ad.* તરેહેવાર રીતે; નવી તરેહથી.
**Modiste**, *n.* કપડા શીવનારી સ્ત્રી; દરજણ.
**Modulate**, *v. t.* સુર મેળવવો. સુર બદલવો-ચઢાવવો-ઉતારવો.
**Modulation**, *n.* સ્વરભેદ; ઉંચો નીચો સુર. સુસ્વર; સ્વમાધુર્ય; સુસ્વરાનુક્રમ.
**Modulator**, *n.* સુર મેળવનારો.
**Module**, *n.* નમુનો; ઘાટ.
**Modus**, *n.* રીતિ-સરહેરાજુખી- (દશાંશભાગ) ના બદલામાં પૈસા આપવાતે. [બાદશાહ.
**Mogul**, *n* અગાઉ એશિયા માંહેલા મુગલોનો
**Mohair**, *n.* બકરાના બાલનું કાપડ-કપડું.
**Mohammedan**, *a.* મુસલમાની; મહુમદી; ઇસ્લામી. *n.* મુસલમાન-મહમદી લોક [સ્લામ.
**Mohammedanism**, *n.* મહમદી દીન; ઇ-
**Moiety**, *n.* અરધુ; અર્ધ ભાગ; નાંમે હિસ્સો.
**Moil**, *v t.* ઘણી મેહેનતથી કામ કરવું; અતિશ્રમ કરવો. [પલળેલું; ભીનાસવાળું.
**Moist**, *ad.* હવાએલુ; સરદીવાળું. ભીનું;
**Moisten**, *v. t.* સરદીવાળું-ભીનું કરવું; પ-
**Moistness**, *n.* સરદી; ભીનાસ. [લાળવું.
**Moisture**, *n.* સરદી; ભીનાસ.
**Molar**, *a.* ચાવવાનું. *n.* દાઢ.
**Molasses**, *n.* ગોળ. કાકવી.
**Mole**, *n.* તલ; મસો; લાંછન. બાંધ; પુસ્તો; ડક્કો. છછુંદર; ચેણુ.
**Molecular**, *a.* અણુનું; પરમાણુ સંબંધી.
**Molecule**, *n.* અણુ; પરમાણુ; રજ; કણ.
**Mole-hill**, *n* છછુંદરે ખોદીને કરેલો મંડાડીનો ઢગલો. [વણાટ જેવું વણેલું કાપડ.
**Moleskin**, *n.* એક જાતનું મજબુત શાલની

**Molest**, *v. t.* ઇજા-ઉપદ્રવ-હેરાન-હેરાન કરવું; પજવવું; તસદી આપવી.
**Molestation**, *n.* ઇજા; તસદી; ઉપદ્રવ.
**Mollient**, *a.* ઠંડું-નરમ પાડવું; શાંત કરવું.
**Mollifiable**, *a.* ઠંડું-નરમ પાડવા જેવું; શાંત થવા જેવું.
**Mollifier**, *n.* નરમ પાડનારૂં; શાંત-ઠંડું કરનારૂં.
**Mollify**. *v. t.* નરમ-ઓછું-હલકું-શાંત કરવું; સમાવવું. [વગેરે જેવાં માંસ રૂપી પ્રાણીઓ.
**Mollusca**, *n. pl.* અળસિયાં; ગોકળ ગાય
**Mollusk**, *n.* માંસરૂપી પ્રાણી.
**Molluscous**, *a.* માંસરૂપી પ્રાણીનું.
**Molten**, *a.* ગાળેલું; ગાળેલા ધાતુનું બનાવેલુ.
**Moment**, *n.* પળ; ક્ષણ જોર; ઉત્તેજન. અગત્ય; દરકાર; ભાર; જીવ; મુદ્દો. [ઘડીએ.
**Momentarily**, *ad.* ક્ષણેક્ષણે; પળેપળે; ઘડીએ
**Momentary**, *a.* થોડીવાર ટકે એવું; ક્ષણભં-
**Momently**, *ad.* ક્ષણવારમાં. [ગુર; ક્ષણિક.
**Momentous**, *a.* ભારે; વજનદાર; અગત્યનું; જરૂરનું.
**Momentum**, *n.* વેગ; ગતિવેગ; ચાલવાનું જોર.
**Momus**, *n.* હાસ્ય, મશ્કરી વગેરેનો દેવ-અધિષ્ઠાતા.
**Monachism**, *n.* સંસાર ત્યાગ; વન-મઠવાસ.
**Monad**, *n.* રજ; કણ; અણુ; પરમાણું.
**Monadic**, *ad.* અણુ જેવું; પરમાણુની જાતનું.
**Monarch**, *n.* સ્વતંત્ર-મુખત્યાર રાજા; મહારાજ; અધિરાજ; શેનશાહ. રાજા; ભુપ. પતિ; અધિપતિ; શિરોમણી.
**Monarchical**, *a.* બાદશાહનું; સ્વતંત્ર રાજાનું.
**Monarchist**, *n.* રાજા કોઇએ એક ઇચ્છા કરનારો. [સત્તા-રાજ્ય; એકાધિપત્ય. રાજ્ય.
**Monarchy**, *n.* મુખત્યાર-સ્વતંત્ર રાજાની
**Monastery**, *n.* મઠ; આશ્રમ; મુનિવાસ.

**Monastical,** *a.* મઠવાસનું-સંબંધી; આશ્રમનું.
**Monasticism,** *n.* સંસાર ત્યાગ; મઠ-વનવાસ.
**Monday,** *n.* સોમવાર; ચંદ્રવાર.
**Monde,** *n.* દુનિયાં-જનમંડળ.
**Meau-monde,** *n.* મ્હોટા લોકો-ફેશનેબલ ગ-હસ્થો; દમામી લોકો.
**Monetary,** *a.* પૈસાનું; નાણા વિષે.
**Money,** *n.* પૈસા; નાણું. To make m. કમાવું; પૈસો પેદા કરવો.
**Money-broker,** *n.* પૈસા અપાવનારો દલાલ.
**Money-changer,** *n.* સરાફ; નાણાવટી.
**Moneyed,** *a.* તાલેવંત; શ્રીમાન; ધનવાન; માલબર; પૈસાદાર. [લીસ.
**Moneyless,** *a.* કંગાલ; પૈસા વગરનો; મુફ-
**Money-matter,** *n.* પૈસાની બાબત; આપવા લેવાની વાત; સાહુકાર અને તેની આસામી વચ્ચેનો હિસાબ.
**Monger,** *n.* વેપારી; વેચનાર.
**Mongrel,** *a.* મિશ્ર જાતનું; સંકરજાતી; જુદી જુદી જાતથી થએલું. *n.* મિશ્ર જાતનું જાનવર.
**Monition,** *n.* ઉપદેશ; બોધ; તાકીદ; સુચના; ચેતવણી; ખબર; બાતમી.
**Monitive,** *a.* ઉપદેશરૂપ; ચેતવણીનું.
**Monitor,** *n.* ઉપદેશ કરનાર; ચેતવણી આપનાર. નિશાળમાં શિખવવાસારૂ નિમેલો-વડો નિશાળિયો; ચીરમ.
**Monitorial,** *a.* ઉપદેશ કરનાર સંબંધી; વડા નિશાળિઆનું.
**Monitory,** *a.* ઉપદેશરૂપ; તાકીદનું.
**Monitress,** *n.* વડી નિશાળીઅણ.
**Monk,** *n.* સંસારત્યાગી; મઠવાસી પુરૂષ.
**Monkery,** *n.* સંસારત્યાગ; મઠવાસ.
**Monkey,** *n.* વાંદરો; માકડું; વાનર.
**Monkish,** *a.* મઠવાસીના જેવું-નું.

**Monodist,** *n.* એકજ જણને ગાવાનું શોકનું ગીત લખનાર. [ગીત.
**Monody,** *n.* એકજ જણને ગાવાનું શોકનું
**Monogamist,** *n.* એકજ સ્ત્રી સાથે પરણનાર; પુરૂષનું બીજીવારનું લગ્ન ન થવું જોઈએ એવું મતરાખનાર.
**Monogamy,** *n.* એક પત્નીવ્રત.
**Monogram,** *n.* અક્ષરો ગુંથીને એક અક્ષર હોય એવી સંકેતમાં કરેલી નિશાની.
**Monograph,** *n.* એકજ વસ્તુનો લખેલો વૃત્તાંત.
**Monographic,** *a.* એકજ વસ્તુના લખેલા વૃત્તાંત સંબંધી.
**Monolith,** *n.* એકજ પથ્થરનો સ્તંભ.
**Monologue,** *n.* આત્મ ભાષણ.
**Monomania,** *n.* એકજ બાબતમાં ગાંડાપણું.
**Monomaniac,** *n.* એકજ બાબતમાં ગાંડું.
**Monopolist,** *n.* કોઈ જાતના બધા માલનો વેપાર પોતાનાજ હાથમાં રાખનાર.
**Monopolize,** *v. t.* કોઈ જાતનો બધો માલ એક જણેજ પોતાના કબજામાં લેવો. કોઈ દેશની સાથે બધા પ્રકારનો કે કોઈએક પ્રકારનો વેપાર કરવાનો હક એકલાએ મેળવવો. જેટલું હોય તેટલું બધું પોતાનાજ હાથમાં રાખવું.
**Monopoly,** *n.* મક્તો; ઇજારો; કોઈ જાતનો માલ વેચવાનો એક માણસેજ-કંપનીએજ-લોકેજ મેળવેલો હક.
**Monostich,** *n.* એક કડીનું કાવ્ય.
**Monosyllabic,** *a.* એકાક્ષરી; એક અક્ષરનું.
**Monosyllable,** *n.* એકાક્ષરી શબ્દ.
**Monotheism,** *n.* એકજ દેવ છે એવું જે મત તે.
**Monotheist,** *n.* એકજ દેવ છે એવું મત રાખનાર.
**Monotone,** *n.* એકસરખો સ્વર-અવાજ.

**Monotonous**, *a.* એકસરખા સુરનું; કંટાળો ઉપજે તેવું એકસરખું.
**Monotony**, *n.* એકસરખો સ્વર ભેદ; મન કંટાળી જાય એવું એકસરખાપણું.
**Monsieur**, *n.* સાહેબ; શેઠ.
**Monsoon**, *n.* ચોમાસું; વરસાદની ઋતુ.
**Monster**, *n.* રાક્ષસ; દૈત્ય; ભયંકર આકૃતિ.
**Monstrosity**, *n.* રાક્ષસીપણું-વાત.
**Monstrous**, *a.* રાક્ષસી; દૈત્યરૂપ; અતિશય મ્હોટું. ભયંકર; ઘણું કંટાળા ભરેલું.
**Monstrously**, *ad.* ભયંકર રીતે.
**Monteith**, *n.* કાચ સાફ કરવાનું વાસણ.
**Month**, *n.* મહિનો; માસ.
**Monthly**, *a.* મહિનાનું; માસિક. *ad.* મહિને મહિને *n.* મહિને મહિને નીકળતું ચોપાનિયું.
**Monument**, *n.* જેથી સ્મરણ રેહે એવો પદાર્થ (મકાન, સ્તંભ, પથ્થર ઇ૦)
**Monumental**, *a.* સ્મરણ કરાવનારું-કારક; યાદગિરીનું.
**Mood**, *n.* પ્રકૃતિ; મિજાજ; મનની સ્થિતિ. અર્થ.
**Moodiness**, *n.* ચીડિયાળપણું; ગુસ્સો આવે એવો મીજાસ. [જવાય એવું.
**Moody**, *a.* ગુસ્સામાં રહેલું; ચીડિયું; ખિ-
**Moon**, *n.* ચાંદો; ચંદ; ચંદ્રમા.
**Moon-light**, *n.* ચંદની; ચાંદની; ચાંદરણું.
**Moor**, *n.* સીદી; હબસી. ભિનાસ અને ઘાસવાળું મેદાન. *v. t.* લંગરવું; નાંગરવું; લંગર નાખી બાંધવું.
**Moorage**, *n.* વહાણ નાંગરવાની જગા.
**Moorings**, *n. pl.* નાંગર-લંગર-હમાર વગેરે વહાણ લંગરવાની ચીજ.
**Moorish**, *a.* ભિનાસવાળી જમીનનું; ગારાવાળું.
**Moor-land**, *n.* ભિનાસવાળી જમીન.
**Moory**, *a.* ભિનાસવાળું. ગારાવાળું.
**Moot**, *v. t.* તકરારપર લઈ વિચાર કરવો; ચરચા કરવી; ચર્ચાવવું; વાદ કરવો. *a.* તકરારી; ખુલાસો થયો નહીં હોય એવું.
**Moot-case**, *n.* તકરારી મુકદમો.
**Moot-point**, *n.* તકરારી મુદ્દો. [કરવું.
**Mop**, *n.* કુચડો; કુંચો. *v. t.* કુંચાથી સાફ
**Mope**, *v. i.* ઉદાસ-ખિન્ન થઈને બેસી રેહેવું. *n.* ઉદાસી-ખિન્ન પુરૂષ.
**Mopish**, *a.* ઉદાસ; ખિન્ન.
**Moppet**, *n.* કપડનું બાવલું-ઢીંગલું.
**Moral**, *a.* સદસત: સારૂં કે માંઠું; કર્તવ્યા કર્તવ્ય; નીતિઅનિતીનું; આચરણનું. નીતિ-નિયમાધીન; નીતિ જાણનાર; નીતિ અનીતિના કામ કરી શકે એવું. અનુમાનિક; અનુમાન-તર્કસિદ્ધ. સદાચારી; ધાર્મીક; નેક; નીતિમાન; યથાન્યાય. *n.* સાર; તાત્પર્ય; ભાવાર્થ.
**Moralist**, *n.* નિતિશાસ્ત્રજ્ઞ-શિક્ષક-ઉપદેશક. કેવળ નીતિવાન; સદાચારી.
**Morality**, *n.* નીતિ; નીતિશાસ્ત્ર-વિદ્યા; કરવા નહીં કરવાનો વિચાર. સદાચાર; નેકી. ઈશ્વરી આજ્ઞાનુસારતા.
**Moralize**, *v. t.* નીતિના કામને લાગુ પાડવું; નીતિને માર્ગે લાવવું. *v. i.* નીતિના વિષયપર બોલવું-લખવું-વિચાર કરવો.
**Morally**, *ad.* નિતિશાસ્ત્ર-નિયમ પ્રમાણે. પ્રમાણિકપણે. દુનિયાદારી-માણસની અક્કલ પ્રમાણે તર્ક કરી જોતાં. [ચરણ; આચાર.
**Morals**, *n. pl.* નતિ; નીતિશાસ્ત્ર-વિદ્યા. આ-
**Morass**, *n.* પાણી અને બીનિજમીન.
**Morbid**, *a.* રોગી; વિકારી; વિકારવાળું.
**Morbidness**, *n.* રોગી-વિકારી-આજારીપણું.
**Mordacious**, *a.* કરડકણું; કરડનારું; કરડું; આકરૂં; કોવાડાના ઘા જેવું; મરડાટનું. [પણું.
**Mordacity**, *n.* કરડવાનો ગુણ; કરડકણાપણું-

**Mordant**, *n.* કાપડને રંગતાં પહેલાં રંગ બેસવા સારૂ જેને પુટું ચલાવે છે તે; પુટું.

**More**, *a.* વધારે; અધિક; વધતું; જાસ્તી; ઘણું; બીજું; વધુ. *ad.* વધારે; અધિક; બીજીવાર; ફરીથી.

**Moreover**, *ad.* વળી; બીજું; દિગર; ઉપરાંત.

**Moresque**, *a.* મુસલમાન લોકોની તરેહ પ્રમાણે રંગેલું-ચિત્રેલું.

**Morganatic-marriage**, *n.* રાજવંશી પુરૂષનું પોતાથી ઉતરતા કુળની સ્ત્રી સાથે લગ્ન, એ લગ્નથી તેમને જે છોકરૂં થાય તેને રાજનો હક મળે નહીં.

**Morgue**, *n.* જડેલાં મુડદાં તેમના સગાંવહાલાંથી ઓળખાય તે માટે તેમને રાખવાની જગા.

**Moribund**, *n.* મરણતોલ; મરવા પડેલું; ચોકે નાખેલું. ભાંગી પડવા આવેલું.

**Morion**, *n.* જંગી ટોપી; શીરસ્રાણ.

**Morling**, *n.* મુએલાં ઘેટાં પરથી કાપેલું ઉન.

**Morn, Morning**, *n.* મધરાતથી તે બપોર સુધીનો વખત; સવાર; પ્રાતઃકાળ. પહેલો ભાગ. *a.* સવારનું. [ણાદાર કરેલું ચામડું.

**Morocco**, *n.* બકરાનું કે ઘેટાનું રંગીને દા-

**Morose**, *a.* કર્કશ; સદા ઉદાસ; ચીઢિયું; બળિએલ; કરડું. [વૃત્તિથી.

**Morosely**, *ad.* કર્કશ સ્વભાવથી; ઉદાસ

**Moroseness**, *n.* સખ્તી; કરડાપણું; ઉદાસ વૃત્તિ; કર્કશ સ્વભાવ.

**Morphew**, *n.* મોઢાપર છામડા પડેલું તે.

**Morpheus**, *n.* સ્વપ્નાદેવી. [ત્વાંશ.

**Morphia**, *n.* સ્ફટિક સરખો અફીણનો સ-

**Morrow**, *n.* આવતી કાલ; બીજો દિવસ; ઉગતો દહાડો.

**Morsel**, *n.* કોળિયો; બુક; ગ્રાસ; ટુકડો. કડકો; કકડો; ટુકડો.

**Mortal**, *a.* મરણાધીન; નાશવંત. નાશકારક; જીવ લે એવું. કંટાળા-દુઃખ ભરેલું; બિહામણું; માણસ જાતનું. *n.* માણસ; આદમી; મનુષ્ય.

**Mortality**, *n.* મરણાધીનતા; મર્ત્યતા. મોત, મરણ; મરણની સંખ્યા. માણસપણું; માણસનો સ્વભાવ. [ણતોલ. બેહદ; અતિશય.

**Mortally**, *ad.* મરણ થાય એવી રીતે; મર-

**Mortar**, *n.* છો; રેતીને ચુનાની મેળવણીનો કરેલો ગારો; કોલ; ખરચી ચુનો. ખાંડણી; ખલ; ખાંડણી. ગરનાળ; ગરબ છાંટ નાગોળા ભરવાની તોપ. [*v. t.* ગીરવી મુકવું; ઘરેણે રાખવું.

**Mortgage**, *n.* ઘરેણે રાખવું-ગીરવી મુકવું તે.

**Mortgagee**, *n.* ગીરવી રાખનાર-લેનાર.

**Mortgager**, *n.* ગીરવી મુકનાર-આપનાર.

**Mortification**, *n.* સડો; બગાડ. મન મારવું તે; ઇંદ્રિય દમન. માન ભંગ; ફજેતી.

**Mortify**, *v. t.* બગડી-સડી-કોહી જવું; મન મારવું; ઇંદ્રિય દમન કરવું; વિષય વાસના જીતવી; માન ભંગ કરવું; પાણી ઉતારવું; ઉતારી પાડવું; દલગીર-ઉદાસ કરવું. *v. i.* કોહી-સડી જવું; મન મારવું. [પાડવું.

**Mortifying**, *a.* માન ભંગ કરવું; ઉતારી

**Mortise**, *n.* જેમાં સાલ બેસે તે વેહ; સાલનો વેહ. *v. t.* સાલ બેસાડવું; સાલ બેસાડવા-નો વેહ પાડવો.

**Mortmain**, *n.* અદેય ભોગ; અન્યાદેય ભોગ.

**Mortuary**, *a.* મુડદાંને દાટવા સંબંધીનું M. returns મૃત્યુપત્રક.

**Mosaic**, *n.* તરેહ તરેહ રંગના પથ્થર; કાચ, છીપ વગેરેથી કરેલું પથ્થરંગી ચોકીબંધ કામ; જડાવ કામ. *a.* જડાવ કામનું; જડાવ; મુસાનું; મુસાએ પ્રગટ કરેલું.

**Moslem**, *n.* મુસલમાન.

**Mosque**, *n.* મસીદ.

**Mosquito**, *n.* મચ્છર; ડાંસ. [ચઢાવવી.
**Moss**, *n.* લીલ; શેવાળ. *v. t.* લીલ લગાડવી-
**Mossed**, *a.* લીલવાળું; લીલથી ઢંકાયલું.
**Moss-grown**, *a.* લીલથી ઢંકાયલું; લીલવાળું.
**Mossy**, *a.* લીલ-શેવાળવાળું-ચઢી હોય તેવું.
**Most**, *a.* સહુથી વધારે-ઘણું; ઘણું કરીને સર્વ; ઘણું ખરૂં. *n.* મ્હોટામાં મ્હોટી સંખ્યા.
**Mostly**, *ad.* ઘણું કરીને. [*ad.* ઘણું કરીને.
**Mote**, *n.* અણું; કણ; રજ; લેશ.
**Moth**, *n.* ઉધાઈ; પતંગિયું; કંસારી.
**Moth-eaten**, *a.* ઉધાઈએ ખાધેલું.
**Mother**, *n.* મા; માતા; માડી; જી; બા; ઉત્પત્તિસ્થાન; મુળ; જન્મની જગ્યા; સરકામાંનો ચીકણો પદાર્થ. *a.* સ્વાભાવિક; કુદરતી; જન્મનું. *v. i.* ગાંગડી બંધાવી. *v. t.* ખોળે લેવું; દત્તક લેવું.
**Motherhood**, *n.* માપણું; માતૃત્વ.
**Mother-in-law**, *n.* સાસુ.
**Motherless**, *a.* મા વગરનું; નમાયું.
**Motherly**, *a.* માનું; માસરખું. *ad.* મા પ્રમાણે.
**Mothery**, *a.* ચીકણું; કાંકરીવાળું.
**Mother-wit** *n.* સ્વાભાવિક બુદ્ધિ.
**Motion**, *n.* હાલચાલ; ગતિ; ચલનવલન; ગમન; હાલવું; ગમન કરવાની-ગમન શકિત; ચાલવાની રીત-ઢબ; ચાલ; હિડછા; મનોવિકારવૃત્તિ; છાતી પીગળવી-ભરાઈ આવવી-ફાટવી તે. કંઈ કરવાનો વિચાર-બુદ્ધિ-વાસના-ભાવ. સુચના; દરખાસ્ત; જણાવેલો અભિપ્રાય; ઝાડો; દસ્ત. *v. i.* હાથ કે માથું હલાવી ઈશારત કરવી. [ચળ.
**Motionless**, *a.* અચળ; સ્થિર; સ્તબ્ધ; નિ-
**Motive**, *a.* ચલાવનાર; પ્રવર્તક, પ્રયોજક. *n.* મતલબ; હેતુ; કારણ; નિમિત્ત.
**Motivity**, *n.* હાલવાચાલવાની-ચલનવલન શકિત. [હજાર રંગનું; લળસળ; પંચરંગી.
**Motley**, *a.* ચિત્ર વિચિત્ર; પંચરંગી; તરેહ તરે-
**Motor**, *n.* ચલાવનાર; ચલાવનાર શકિત.
**Mottled**, *adj.* ચિત્ર વિચિત્ર રંગનું-ડાઘાડાઘાવાળું. [ખેલું વાક્ય.
**Motto**, *n.* વાક્ય; વચન; મુદ્રાલેખ; મથાળે લ-
**Mould**, *n.* બીબું; ચોકું; સાંચો; મુસ; તરેહ; ડોળ; ઘાટ; પોચી-નરમ મટોડી; ફુગ; ઉબ; દ્રવ્ય; પ્રકૃતિ. *v. i.* ફુગ આવવી-ચઢવી. *v. t.* ઘડવું; બનાવવું; પાડવું; રૂપ આપવું.
**Moulder**, *v. i.* -નો ચુરો-ધુળ થઈ ખરી પડવું; ક્ષય-નાશ થવો; ચોકું થવું; ધગી જવું; સડવું; સડી જવું. [તનો ઘાટ.
**Moulding**, *n.* ઘડવું-બનાવવું તે. બીબાને-ભર-
**Mouldy**, *a.* ફુગવાળું; ફુગાઈ-ઉબાઈ ગયલું.
**Moult** *v. i.* -ના વાળ-પીછાં-ચામડી-શીંગડાં ઇત્યાદિ ઉતરી-ખરી પડવાં. [પડવું તે.
**Moulting**, *n.* શીંગડાં ઇત્યાદિનું ઉતરી-ખરી
**Mound**, *n.* બાંધ; પુસ્તો; ડુંગરી; ટેકરી. *v. t.* બાંધ બાંધવી; પુસ્તો કરવો.
**Mount**, *n.* ડુંગર; ટેકરી; બાંધ; પુસ્તો. *v. i.* ઉંચે જવું; ઉપર ચઢવું; ચઢવું ઘોડાપર બેસવું-ચઢવું; સ્વાર થવું; એકંદર-જુમલે થવું. *v. t.* ઉંચું કરવું; ઉંચે ચઢાવવું; ઉપર ચઢી બેસવું; ઘોડા પુરા પાડવા.-માં હોવું.
**Mountain**, *n.* પહાડ; પર્વત; ડુંગર; ગિરિ. *a.* ડુંગરી; પહાડી. [રેહેનાર; પર્વતવાસી.
**Mountaineer**, *n.* પહાડી માણસ; પાહાડપર
**Mountainous**, *a.* પહાડી; પહાડવાળું; ઘણું-પર્વત જેવું મ્હોટું.
**Mountebank**, *n.* ઢોંગી વેદ; ઊંટ વૈદ; ઢોંગી; ખોટી ભપકો દેખાડનાર.
**Mounted**, *a.* ચઢાવેલો; ચઢેલો; સાણમાંડેલું.

Mounting, *n.* ચઢણ; સણગાર. [થવું; રડવું.
Mourn, *v. i.* or *t.* વિલાપ-શોક કરવો; દીલગીર
Mourner, *n.* શોક પાળનાર-કરનાર; રડનાર.
Mournful, *a.* શોક ભરેલું-દલીલ-સુચક-નું.
Mournfully, *ad.* શોકથી.
Mourning, *n.* શોક; દલગીરી; દુઃખ; શોકનો પોશાક-લુગડાં. *a.* શોક કરતું-નું.
Mouse, *n.* ઉંદર. *v. i.* ઉંદરનો શિકાર કરવો.
Mouser, *n.* ઉંદર પકડનાર મીદડી-બિલાડી.
Mouse-hole, *n.* ઉંદરનું દર.
Mouse-trap, *n.* ઉંદરવાઈ; ફાંસવાઈ.
Mouth, *n.* મ્હોડું; મુખ; વદન; દ્વાર; બાકું; આગળ પડી બીજાની વાત બોલનાર. *v. t.* મ્હોટા બબડાટથી-રોળથી ઉચ્ચારવું.
 To make mouths, *v.* ચાળા કરવા-કસાણું મ્હોં કરવું.
 Down in the mouth, *adj.* ખિન્ન; દલગીર; ઉદાસીન.
Mouthful, *n.* કોળીઓ; બુક; ગ્રાસ; ઘુંટડો; થોડું; લેશ માત્ર.
Mouthpiece, *n.* મ્હોડે વગાડવાના વાજાનો મ્હોડે અડકાડવાનો છેડો; મ્હોડું; બીજાની વતી બોલનાર માણસ.
Movable, *a.* ચળ; જંગમ; એક જગાથી લઈ જવાએ-ખસેડાય એવું; ફરતું; અસ્થિર; બદલાઈ જતું.
Movables, *n. pl.* જંગમ માલ-મિલકત.
Move, *v. t.* હલાવવું; ચલાવવું; ખસેડવું; ગતિ આપવી; ચાલુ કરવું; બીજી જગાએ લઈ જવું. ઉશ્કેરવું; જાગૃત કરવું. પ્રેરણા કરવી; નક્કી કરાવવું; અસર-દયા ઉત્પન્ન કરવી;-નું મન પીગળાવવું; દરખાસ્ત કરવી; વિચાર-વાત કાઢવી; આગળ મુકવું; મન મનાવવું; સમજાવવું; લલચાવવું;-થી મન માનવું-લલચાવું;-થી ખળભળવું-ગડબડ થવી. *v. i.* ચાલવું; હાલવું; ખસવું; નૃત્ય કરવી; રેહેવાનું ઠેકાણું બદલવું. *n.* ખસેડવું તે; ચલણ; ચાલ; દાવ.
Mover, *n.* ખસેડનાર; હલાવનાર; ગતિ આપનાર; પ્રવર્તાવનાર; પ્રેરણા કરનાર; ચલાવનાર; ઉશ્કેરનાર; ચાલનાર; આગળ પડનાર; દરખાસ્ત કરનાર; વિચાર-વાત કાઢનાર.
Movement, *n.* ચલનવલન; હાલવું ચાલવું તે; સ્થલાંતર; એક જગાએથી બીજીએ જવું તે. ચાલ; ગતિ. ગભરાટ; ક્ષોભ.
Moving, *a.* ફરતું; એક જગાએથી બીજીએ જતું; પ્રેરક; ઉત્તેજક; પ્રવર્તક. અસરકારક; ચિત્ત-મનોવેધક. [કરે એવી રીતે.
Movingly, *ad.* મન પિગળાવે-દયા ઉત્પન્ન
Mow, *v. t.* દાતરડાએ કાપવું; વાઢવું; કાલવું;-નું-માંનું ઘાસ વાઢવું. કાપી-મારી નાખવું;કતલ કરવું.
Mower, *n.* કાપનાર; વાઢનાર. કતલ કરનાર.
Mowing, *n.* દાતરડાથી કાપવું તે.
Much, *a.* ઘણું; બહુ; પુષ્કળ. *n.* બહુ; પુષ્કળ; ઘણું; મ્હોટી વાત. [ફુગ ચડી હોય તેવું.
Mucid, *a.* ચીકણું. ઉબવાળું; ઉતરી ગએલું
Mucilage, *n.* ગુંદર; લીલો ગુંદર; બળગમ; બળખો; ગળફો. ચીકણી વસ્તુ; ચિકાસ.
Mucilaginous, *a.* બળગમ-બળખાવાળું; ચીકણું; તાર નિકળે તેવું.
Muck, *n.* છાણ; ખાતર; સડેલો કચરો. કોઈ નકામો-કંટાળો આવે એવા-ગંધાતા પદાર્થ; ગંદાના જેવો ઢુમલો *v. t.* ખાતર નાખવું. M. worm, છાણમાંનો કીડો. મખીચુસ-કૃપણ માણસ.
Mucous, *a.* ચિકણું; કફાદિમળનું-સંબંધી; આમ, કફાદિમળ જેમાં ઉત્પન્ન થાય એવું.
Mucus, *n.* મળ; કફ; બળગમ; ગળફો; બળખો; માળો; આમ; લીંટ; ચીપડા.

**Mud**, *n.* ચિખલ; કાદવ; કીચડ. *v. t.* કાદવ-થી ખરડાવું;-છાંટવું.

**Muddle**, *v. t.* પાણી ડોહોળી નાખવું-મેલું કરવું; કેફ ચઢાવવો; કેફી કરવું.

**Muezzin**, *n.* બાંગ પોકારનાર (મસીદનો).

**Muddy**, *a.* ડોહોવાએલું; કાદવવાળું; મેલું. કાદવેભરાયલું; કાદવનું-વાળું. કમઅક્કલનું; બેવકુફ. *v. t.* મેલું કરવું; ડોહોળી નાખવું.

**Muff**, *n.* રૂંવાંવાળા ચામડાના સ્ત્રીના હાથના મોજા-દસ્તાના-ઢાંકણું.

**Muffin**, *n.* હાજરી-નાસ્તા-ચાહની વખતે ખાવા-ની એક જાતની પુરી.

**Muffle**, *v. t.* ગરમ લુગડું ઓઢવું-વીંટી લેવું. સંતાડવું; છુપાવવું. તીણો અવાજ બંધ પડે એવી રીતે બાંધવું-વીટાળવું. [ઘુંઘટ.

**Muffler**, *n.* મહોડાનું ઢાંકણું; બુરખો; ઘુમટો;

**Mug**, *n.* પ્યાલું; પવાલું; જામ.

**Muggy**, *a.* ભીનું; હવાએલું.

**Mulatto**, *n.* સીધી અને ગોરાથી થયલું બચ્ચું.

**Mulberry**, *n.* સેંતુર. સેંતુરી; સેંતુરનું ઝાડ.

**Mulch**, *n.* અરધું સડેલું ઘાસ.

**Mulct**, *n.* દંડ; ગુન્હેગારી. *v. t.* દંડ કરવો.

**Mule**, *n* ખચ્ચર.

**Muleteer**, *n.* ખચ્ચરવાળો-હાંકનાર.

**Mulish**, *a.* ખચ્ચર સરખું; હઠીલું; અડિયલ.

**Mull**, *v. t.* મસાલો નાખીને ઉકાળવું-ઉનું કરવું.

**Muller**, *n.* રંગ ઘુંટવાનો પથ્થર; દસ્તો; બત્તો;

**Mullion**, *n.* બારીનો સળીઓ. [ઉપરવાટો.

**Multifarious**, *a.* નાનાવિધ; અનેક પ્રકારનું; જાતજાતનું.

**Multiform**, *a.* ભિન્ન ભિન્ન પ્રકારનું; તરેહ તરેહનું; બહુરૂપી; ઘણા રૂપનું-આકારનું.

**Multiformity**, *n.* અનેક રૂપપણું; રૂપબાહુલ્ય.

**Multilateral**, *ad.* ચાર બાજુ કરતાં વધારે-બાજુ વાળું.

**Multilineal**, *ad.* ઘણી લીટી વાળું.

**Multinomial**, *a.* ઘણા-બહુ નામવાળું.

**Multipartite**, *a.* ઘણા ભાગ કરેલું; ઘણા ભાગમાં વિભાગેલું.

**Multiped**, *a.* બહુપગી; ઘણા પગવાળું.

**Multiple**, *n.* ભાજ્ય.

**Multiplex**, *a.* ઘણાં પડવાળું. [વું; ગુણ્ય.

**Multipliable**, *a.* વધારવા જોગ; ગુણવા જો

**Multiplicand**, *n.* ગુણ્યાંક; ગુણ્ય.

**Multiplication**, *n.* વધારવું તે; વૃદ્ધિ; ગુણાકાર.

**Multiplicity**, *n.* પુષ્કળતા; બહુપણું.

**Multiplier**, *n.* ગુણક; ગુણાકાંક. વધારનાર; વૃદ્ધિ કરનાર.

**Multiply**, *v. t.* વધારવું; વૃદ્ધિ-ઘણું-ઉમેરો-વધારો કરવો. ગુણવું; ગુણાકાર કરવો. *v. i.* વધવું; વૃદ્ધિ-ઘણું થવું. પસરવું; ફેલાઈ જવું.

**Multipotent**, *ad.* ઘણી શક્તિવાળું.

**Multitude**, *n.* ઘણાં; પુષ્કળ; મ્હોટી સંખ્યા. સમુદાય; મેલાવડો; જમાવ; સમુહ; જથો. લોક; જગત; દુનિયા. [જાતનું.

**Multitudinous**, *n.* ઘણું; બહુ; પુષ્કળ. ઘણી

**Multivalve**, *a.* ઘણાં ઢાંકણાં-બારીવાળું.

**Mum**, *n.* જવનો દારૂ. *a.* ચુપ; મુગું. *int.* ચુપ!

**Mumble**, *v. i.* હોઠ બીડીને-અસ્પષ્ટ બોલવું; બબડવું; ગણગણવું. હોઠ બીડીને ખાવું. *v. t.* સ્પષ્ટ ન સંભળાય એમ-હોઠ બીડીને બોલવું.

**Mummer**, *n.* બનાવેલું મહોડું-મુખવટો ઘા-લીને રમત-ખેલ કરનાર.

**Mummery**, *n.* મ્હોડાં પહેરીને કરેલો ખેલ. તરકડિયાનો ખેલ; નીચ રમત; ખાલી ઢોંગ-ભભકો-ઠાઠમાઠ.

**Mummify**, *v. t.* મુડદામાં ખુશબોદાર મસાલો ભરવો. [મુડદું.

**Mummy**, *n.* ખુશબોદાર પદાર્થ ભરીને રાખેલું

**Mumpish**, *a.* ઉદાસ; બળીએલ; ચીઢિયું.

**Mnmps**, *n.* ગળસુણું; કાનની હેઠળ થતું એક જાતનું દરદ; ચિડિયાપણું. [ખાવું.

**Muncb**, *v. t.* મ્હોટા મ્હોટા કોળિયા કરી

**Mundane**, *a.* આ લોકનું; દુનિયાનું; ઐહિક.

**Mungoose**, *n.* મંગુસ; નોળિયો.

**Municipal**, *a.* શેહેરનું. કસબા સંબંધી; શેહેર સુધરાઈનું. મુલકી; રાજ્ય સંબંધી-નું.

**Municipality**, *n.* જીલ્લો. શેહેર સુધરાઈ-મુલકી ખાતુ. [વત; ધોતાળપણું.

**Munificence**, *n.* ઉદારતા; ઔદાર્ય; સખા-

**Munificent**, *a.* ઉદાર; સખી; દાતાર; હાથનું મોકળું; ધોતાળ.

**Muniment**, *n.* કોટ; કિલ્લો.

**Munition**, *n.* દારૂગોળા વગેરે લડાઈનો સામાન; યુદ્ધ સાહિત્ય.

**Murage**, *n.* શેહેરના કિલાની દિવાલો સમારવાને માટે આપવામાં આવેલા પૈસા.

**Mural**, *a.* ભીંતનું; કરાનું; દીવાલનું.

**Murder**, *n.* ખુન; મનુષ્યહત્યા. *v. t.* ખુન કરવું; મનુષ્ય હત્યા કરવી.

**Murderer**, *n.* ખુની; ખુન કરનાર; હત્યારો.

**Murderous**, *a.* ખુની; ઘાતકી.

**Muriatic**, *a.* ખારાનો-મિઠાનો ગુણ ધરાવતું; મીઠાના ગુણવાળું. [ગયલું.

**Murky**, *a.* અંધારૂં; કાળું; અંધારાથી ઢંકાઈ

**Murmur**, *v. t.* કલકલવું; બુઘુ કરવું. કકળવું; કકલાટ કરવો; બડબડવું *n.* ખળખળાટ; બુધવાટો. કલકલ. બડબડાટ; કકલાટ.

**Murmurer**, *n.* કકલાટ કરનારો; બડબડનારો; કલકલનારો

**Murrain**, *n.* જીવ લે એવો ઢોરને થતો એક જાતનો રોગ.

**Muscle**, *n.* સ્નાયુ; માંસ સ્નાયુ; માંસના તંતુ-દોરી. એક જાતની છીપમાં રહેતી માછલી.

**Muscovado**, *n.* ગોળ, લાલ ખાંડ.

**Muscular**. *a.* સ્નાયુ સંબંધી; માંસના તંતુનું. જોરાવર; જબરૂં; મજબુત.

**Muscularity**, *n.* જોરાવર-જબરાપણું.

**Muse**, *n.* સરસ્વતી; વાગ્દેવી. ઉંડો વિચાર; ધ્યાન; ચિંતન; મનન. અસલી રોમન લોકને પુજ્ય હતી એવી કળાકૌશલ્યપર પોતાના હક રાખનારી નવ દેવી. *v. i.* ધ્યાન ધરવું; ચિંતન-મનન કરવું; બારીકાઈથી વિચાર કરવો. [એલું.

**Museful**, *a.* ચુપચુપ વિચારમાં ને વિચારમાં

**Museum**, *n.* સંગ્રહસ્થાન; પ્રદર્શન; ચમત્કારીક પદાર્થ સંગ્રહ.

**Mush**, *n.* મકાઈના લોટનું ખાવાનું.

**Mushroom**, *n.* એક છોડવો; આજકાલને પૈસાદાર; ઓચિંતો થએલ પૈસાદાર.

**Music**, *n.* સુસ્વર; સ્વરમાધુર્ય. ગાન; ગાયન. વાદ્યથી કરેલા રાગ. ગાયનવિદ્યા; સંગીતશાસ્ત્ર; વાદ્ય વિદ્યા.

**Musical**, *a.* ગાયનવિદ્યા સંબંધી. સુસ્વર; મીઠું; મધુર. -માંથી સુસ્વર ઉત્પન્ન થાય એવું.

**Musically**, *ad.* મધુરતાથી; સુસ્વરપણાથી.

**Musician**, *n.* ગવૈયો; બાજંત્રી; વાજું વગાડનાર; ગાનાર; ગાયન જાણનાર.

**Musk**, *n.* કસ્તુરી. *v. t.* કસ્તુરીથી ખુશબોદાર કરવું. M. deer કસ્તુરી મૃગ. M. melon

**Musket**, *n.* બંદુક. [ખડબુજું.

**Musky**, *a.* કસ્તુરીની વાસવાળું-સુગંધ જેવું.

**Muslin**, *n.* મલમલ. *a.* મલમલનું. [હમદી.

**Mussulman**, *n.* ઇસ્લામી; મુસલમાન; મ-

**Must**, *v. i.* જોઈએ; પડવું; હશે. *v. t.* ફુગ-વાળું થવું; ફુગ આવવી. *n.* વગર ફુગ ચડેલો નવો દારૂ.

**Mustache**, *n.* મુછ.

**Mustard**, *n.* રાઈ. રાઈનો છોડ.

**Muster**, *v. t.* એકઠું કરવું; લશ્કરની હાજરી લેવી. *v. i.* એકઠું થવું; એક ઠેકાણે મળવું. લશ્કરની હાજરી લેવી તે; હાજરી.

**Muster-roll**, *n.* હાજરી પત્રક; લશ્કરનું હાજરી પત્રક.

**Mustiness**, *n.* ફુગ; ઉબ-ઉબવાળાપણું.

**Musty**, *a.* ફુગ-ઉબ વાળું; ફુગ ચઢી હોય તેવું; ઉતરી ગયલું. To be m. ફુગ ચઢવી; ઉતરીજવું.

**Mutability**, *n.* અસ્થિરતા; વિકાર શીલતા.

**Mutable**, *a.* બદલાઈ-ફરી જાય એવું; ચલિત. અસ્થિર.

**Mutation**, *n.* બદલવું તે; ફેરફાર; બદલા બદલી.

**Mute**, *a.* ચુપ; મુગું. બોલતું ન હોય એવું. જેનો ઉચ્ચાર થતો નથી એવું. *n.* મુગો માણુસ; ચુપ-બેસી રહેલું તે; વિલાતમાં મરી ગયલા માણુસને કાઢી નથી ગયા ત્યાં સુધી તે ઘરના બારણાં આગળ ઉભાં રાખેલાં માણુસ.

**Mutely**, *ad.* ચુપ રહીને; બોલ્યાવગર; છાનામાના.

**Muteness**, *n.* છાનામાનાપણું; ચુપચાપપણું.

**Mutilate**, *v. t.* હાથપગ કાપી નાખવા; અંગ છેદન-લુલું-પાંગળું-ખોડું કરવું; અગત્યનો ભાગ કાઢી-ભાંગી નાખીને બગાડવું-બાંડું કરવું.

**Mutilation**, *n.* હાથપગ કાપી નાખવા તે; અંગ છેદન. જરૂરનો ભાગ કાઢી લઈને બગાડવું-બાંડું કરવું તે.

**Mutineer**, *n.* બળવાખોર; ઉપરીના સામા થનાર; બળવો-બંડ ઉઠાવનાર.

**Mutinous**, *a.* બળવા-બંડખોર, ફિતુરી; ફિસાદી.

**Mutiny**, *n.* સિપાઈ-ખલાસિઓનો બળવો-બંડ-ફિસાદ-ફિતુર. *v. i.* બળવો-બંડ કરવું-ઉઠાવવું; ઉપરીના સામા થવું.

**Mutter**, *v. i.* બબડવું; બડબડવું; કકલવું; કોઈ સાંભળે નહીં એવી રીતે રીસમાં બોલવું. બડબડવું; ગગડવું; ગડગડવું. *v. t.* લવારો કરવો; લવવું; કોઈથી સંભળાય નહીં એમ બોલવું.

**Mutterer**, *n.* બબડનાર; કકલનાર; લવલવ કરનાર.

**Muttering**, *n.* લવલવ; કલકલ; બડબડ.

**Mutton**, *n.* ગોસ્ત; બકરાનું-ઘેટાનું માંસ.

**Mutual**, *a.* અરસ પરસનું; એક બીજાનું; માંહો માંહેનું; પરસ્પર; અન્યોન્ય.

**Mutuality**, *n.* અરસ પરસપણું; માંહો-માંહે પણું.

**Mutually**, *ad.* અરસ પરસ; આપઆપમાં; માંહોમાંહે.

**Muzzle**, *v. t.* જાળીથી મહોબંધ કરવું; મોહોડી ઘાલવી. ઈજા-નુકસાન-અપકાર નહીં કરવા દેવો. *n.* તોપનું-બંદુકનું મ્હોડું. જાનવરનું મ્હો-નાક; ડાચું. મોહોડી; મ્હોડે બાંધવાની જાળી.

**Muzzy**, *ad.* ગુંચવાડામાં આવીપડેલ; નિશાથી ઘેરાયલ.

**My**, *pro.* મારૂં; મહારૂં.

**Myography**, *n.* સ્નાયુ વિદ્યા-વર્ણન.

**Myopy**, *n.* પાસેની નજરવાળું; દુરનું નહીં દેખે એવું તે.

**Myriad**, *n.* દશ હજાર; અયુત. ઘણી-મહોટી સંખ્યા.

**Myrmidon**, *n.* જબરો જુલમગાર સિપાઈ.

**Myrobalan**, *n.* સુકાં આંમળાં. Beliric m. બેહેડાં. Yellow or Chebulic m. હરડાં.

**Myrrh**, *n.* બોળ; હીરાબોળ.

**Myrtle**, *n.* મટકી; મેંદી.

**Myself**, *pro.* મારી મેળે; હું પોતે-જાતે બીજો નહીં.

**Mysterious**, *a.* ન સમજાય એવું; ગુઢ; ગહન.

**Mysteriously**, *ad.* ન સમજાય એવી રીતે; ગુઢ રીતે; ગહન રીતે.

**Mystery**, *n.* ગુપ્ત-છાની રાખેલી વાત; મર્મ;

ભેદ; રહસ્ય. The mysteries, પુરાતન કાળમાં ધર્મની એક પ્રકારની ગુપ્ત ભક્તિ.
Mystic, *n.* ઈશ્વર સાથે પોતે બીજાની મદદ વગર વ્યવહાર રાખવાનો ફાંકો રાખનાર.
Mystical, *a.* ગુપ્ત; ગુઢ; ગહન; ગુપ્તાર્થક; ગુઢાર્થવાળું.
Mystically, *ad.* ગુઢ-ગુપ્તઅર્થથી. [વાનો મત.
Mysticism, *n.* ઈશ્વર સાથેજ વ્યવહાર રાખ-
Mystify, *v. t.* ગુઢ-ગહન કરવું; ભમાવવાસારૂં મર્મ ભરેલું કરવું-દેખાડવું.
Myth, *n.* કલ્પિત વાત. [પુરાણોક્ત.
Mythic, *a.* કલ્પિત; ખોટું; જોડી કાઢેલું;
Mythological, *a.* પુરાણનું-માંનું-સંબંધી; પુરાણોકત; કલ્પિત. [રાણિક.
Mythologist, *n.* પુરાણમાં પ્રવિણ તે; પુ-
Mythology, *n.* દેવોની કથા; પુરાણ; દેવતાખ્યાન.

# N

Nab, *v. t.* પકડવું; ધરવું-ઝુટવું; ખુંચાવવું; ઝુટવી-ખુંચાવી લેવું.
Nabob, *n.* નવાબ; નબાબ.
Nacre, *n.* મોતીની છીપ. [તિજવાળું.
Nacreous, *a.* મોતીની છીપ જેવું ચળકતું-
Nadir, *n.* અધોબિંદુ.
Nag, *n.* ટટ્ટુ; બટ્ટુ; ઘોડું.
Naiad, *n.* જળદેવી. *pl.* Naiades.
Nail, *n.* નખ; પંજો. ખીલા; ચુંક; મેખ. સવાબે તસુનું માપ. *v.t.* ખીલા મારી જડવું-બંધ કરવું; ખીલા મારવો-ઠોકવો-બેસાડવો. On the nail એકદમ; શીતાબીથી; જલદી. To hit the nail on the head ખરા મુદ્દાપર આવવું.
Nailer, *a.* ખીલા-ચુંક મેખનો બનાવનાર.
Naivete, *n.* ભોળા-નિખાલસ-સુધાપણું.
Naked, *a.* નાગું; ઉઘાડું; ખુલ્લું; નગ્ન. મોટું મરચું ઉમેર્યા વિનાનું; તદન; બીલકુલ; જ; માત્ર-કેવળ એવું.
Nakedly *ad.* નાગા-ઉઘાડાપણાથી.
Nakedness, *n.* નગ્નતા; નાગાપણું.
Namby-pamby, *a.* કૃત્રિમી અલંકારથી તુચ્છકાર કરવા-હલકું જાણવા જેવું થયલું.
Name, *n.* નામ; સંજ્ઞા. આબરૂ; કીર્તિ; માન; પ્રસિદ્ધિ. સ્મરણ; યાદ. *v. t.* નામ પાડવું-આપવું; નામ દેવું-કેહેવું-લેવું. ઠેરવવું; નિમવું.
Nameless, *a.* નનામું; નામ વિનાનું.
Namely, *ad.* એટલે.
Namesake, *n.* નામરાસી. [રાઉ કાપડ.
Nankeen, *n.* ચીનાઈ રૂનું એક જાતનું સુત-
Nap, *n.* અલ્પ નિદ્રા; ઉંઘનો ચુટકો; ઝોકું. કપડાંપરની રૂંઆટી-રૂંઆડું-રૂઆં. *v. i.* ઝોકું ખાવું; પાસું મરડવું; થોડીવાર ઉંઘવું-
Nape, *n.* બોચી; ડોક. [નચિંત હોવું-થવું.
Naptha, *n.* નખતેલ. [કકડો.
Napkin, *n.* હાથ મોહોડું લુછવાનો રૂમાલ-
Narcissus, *n.* નરગેસ નામનું ફૂલ.
Narcotic, *a.* નિદ્રા જનક; દુઃખ નરમ પાડી ઉંઘ લાવે એવું. *n.* નિદ્રા જનક ઓસડ; ઉંઘ આણે એવું ઓસડ.
Nard, *n.* જટામાસી. જટામાસીવાળું ઉટણું.
Narrate, *v. t.* કેહેવું;-નું નિરૂપણ-વર્ણન કરવું.
Narration, *n.* કથન; કહેવું તે; નિરૂપણ; વર્ણન; વાર્તા; કથા; ઇતિહાસ.
Narrative, *n.* વાત; કથા; આખ્યાન; વાર્તા; વર્ણન; વૃત્તાંત. *a.* કથા-વાર્તાનું-વાળું; કથનીય.
Narrator, *n.* કથા-વર્ણન કરનાર; વાર્તા કેહેનાર.
Narrow, *a.* સાંકડું; ઘણું પહોળું નહીં એવું. સંકોચિત; થોડું; સંકોચ; તંગીનું-વાળું; સંકોચ-તંગી-ભીડમાં હોય એવું. કંજુસ; બખીલ; ઉદાર નહીં એવું; કૃપણ; અપ્રશસ્ત. ઝીણું;

બારીક; ચાપાચોપથી કરેલું; સુક્ષ્મ. *v. t.* સાંકડું કરવું. ઘટાડવું; સંકોચિત-ટુંકું-અપ્રશસ્ત કરવું. *v. i.* સાંકડું થવું.

**Narrowing**, *n.* પગના મોજાનો સાંકડો ભાગ.

**Narrowly**, *ad.* સાંકડું; સાંકડાપણાથી; સંકડાસથી; બારીકાઈથી; પક્કાપણાથી; મુસ્કેલીથી; થોડામાં.

**Narrow-minded**, *a.* અપ્રશસ્ત-સંકોચિત-[સાંકડા મનનું.

**Narrowness**, *n.* સંકડાસ; સાંકડાપણું; અડચણ; સુક્ષ્મતા; પક્કાપણું.

**Narrows**, *n. pl.* સાંકડો રસ્તો.

**Nasal**, *a.* નાકનું-સંબંધી. અનુનાસિક. *n.* અનુનાસિક-નાકમાંથી બોલાતો વર્ણ.

**Nascent**, *n.* વધવા-ઉગવા માંડતું; ખીલી નીકળતું; ઉગતું; વધતું.

**Nasty**, *a.* ઘણુંજ મેલું-ગંદું-મલીન. સુગ ચઢે એવું. ભુંડું; નાગું; ઉઘાડું; બિભત્સ; ભાંડ.

**Natal**, *a.* જન્મનું-સંબંધી. Natal day જન્મનો દિવસ; જયંતી.

**Natant**, *a.* પાણીપર તરતું.

**Nation**, *n.* લોક; પ્રજા; કોમ.

**National**, *a.* પ્રજા-લોક-કોમને લગતું-નું-સંબંધી. સાધારણ; સામાન્ય. સ્વદેશાભિમાની; સ્વદેશપ્રિય.

**Nationality**, *n.* લોકપણું; સ્વદેશાભિમાન.

**Native**, *a.* કુદરતી; સ્વાભાવિક, જન્મથી મળેલું. સ્વ; જન્મ-મુળનું. *n.*-નો સ્વદેશ;-નો રેહેવાસી; દેશી. જન્મભુમિ હોય તે; રહેવાસી.

**Nativity**, *n.* જન્મ; ઉત્પત્તિ; ઉદય. જન્મકાળ-ભુમિ. જન્માક્ષર; જન્મ પત્રિકા. To cast one's nativity, *v.* જન્મ પત્રિકા બનાવવી.

**Natron**, *n.* સાજીખાર.

**Natty**, *a.* જે સઘળું બધું ઠીકાઠીક હોય તેવું.

**Natural**, *a.* સ્વાભાવિક; કુદરતી; જાતનું; અંગનું; મુળ પ્રકૃતિનું. સરળ; સાહજિક; પોતાની મેળે થયલું ઈશ્વરોક્ત નહીં એવું. સૃષ્ટિ-પ્રકૃતિ જન્ય. ઢોંગ વગરનું; અકૃત્રિમ. રાંડના પેટનું; અનૌરસ. સ્વદેશી; સ્વદેશનું *n.* જન્મથી કમ અક્કલ-બેવકુફ-હેમક માણસ; ટોકો.

**Naturalism**, *n.* માત્ર પ્રકૃતિથી થવું- બનવું તે.

**Naturalist**, *n.* સિદ્ધ પદાર્થ-સ્થાવર જંગમ વિજ્ઞાની; કુદરતી તવારીખ જાણનાર.

**Naturalization**, *n.* પરદેશીએ સ્વદેશીના જેવો હક્ક મેળવવો તે.

**Naturalize**, *v. t.* કોઈ પરદેશીને સ્વદેશીના જેવા અધિકાર તથા હકો આપવા; દેશીઓમાં ભેળવું;-થી અનુકુળ-સેહેલું થવું;-થી અનુકુળ આવે તેમ કરવું.-ને યોગ્ય-લાયક કરવું;-થી કોઈને માફક-અનુકુળ પડવું-આવવું. પોતાનામાં દાખલ- પોતાનું કરવું;-માં ઉછરે-ઉધરે તેવું કરવું.

**Naturally**, *ad.* સ્વાભાવિક રીત.

**Naturalness**, *n.* સ્વાભાવિક ગુણ.

**Nature**, *n.* સૃષ્ટિ; વિશ્વ; જગત. જગ કર્તા. સ્વભાવ; ધર્મ; જાતિ સ્વભાવ; પ્રકૃતિ; પદાર્થમાં રહેલો જે ખાસ ગુણ તે. સૃષ્ટિ-કુદરતનો વહિવટ; સૃષ્ટિક્રમ; રીત; માર્ગ; રૂઢી. પ્રકૃતિ ગુણ. સરજાવેલી વસ્તુઓનો બંદોબસ્ત-ની વ્યવસ્થા-ની ગોઠવણ; પ્રકાર; જાત; ભેદ; તરેહ. જન્મ.

**Naught**, *n.* કંઈજ નહીં તે. For n. મફત; ફોગટ; અમસ્તું *a.* ખરાબ; નઠારું; કોડીનું; નકામું. To set at naught ગણકારવું નહીં; દરકાર ન કરવી.

**Naughtiness**, *n.* નઠારા-ભુંડાપણું; ભુંડાસ.

**Naughty**, *a.* નઠારું; ખરાબ; ભુંડું; કોડીનું. તોફાની, મમતી; ઉછાંછલું; લુચ્ચું.

**Nausea**, *n.* વહાણમાં આવતા ફેર-ચક્કર-તમ્મર; મોળ; ઉલાળો; ઓકારી; કંટાળો.

**Nauseate,** *v. t.* કંટાળો આવવો;-થી કંટાળવું.

**Nauseous,** *a.* કંટાળો આવે તેવું; સુગ થઈ એવું. ઓકારો-ઉલટી કરવાનું થાય તેવું.

**Nautical,** *a.* નૌકાશાસ્ત્ર સંબંધી; ખલાસીનું; વહાણ ચલાવવાનું-ને લગતું.

**Nautilus,** *n.* સઢના જેવી છીપવાળું એક જળચર પ્રાણી. [વહાણનું.

**Naval,** *a.* આરમારી; દરીઆઈ; આરમારનું;

**Nave,** *n.* નાભ; નાયડી. દેવલના ઘુંમટનો

**Navel,** *n.* ડુંટી; નાભિ. [મધ્ય ભાગ.

**Navel-string,** *n.* નાળ.

**Navigable,** *a.* વહાણ જઈ-ચાલી શકે તેવું.

**Navigate,** *v. i.* વહાણમાં બેસીને જવું-આવવું; સફર કરવી. *v. t.* દરિયો ખેડવો;-ની પાર જવું; ઉપર સફર કરવી. વહાણ હાંકવું-હંકારવું.

**Navigation,** *n.* સફર; નૌકાપર્યટન; દરિયાઈ સફર. વહાણ ચલાવવાની-નાવિક વિદ્યા. નૌકા શાસ્ત્ર.

**Navigator,** *n.* સફરી; સફર કરનાર; વહાણવટી; વહાણ ખેડનાર; ટંડેલ; નાવિક; નૌકા શાસ્ત્ર જાણનાર.

**Navvy,** *n.* રેલવે વગેરે બાંધ કામમાંના કામદારો-મજુર વર્ગ. [સમુહ; આરમાર.

**Navy,** *n.* લડાઈના વહાણનો કાફલો-સમુદાય-

**Nay,** *ad.* નહીં; ફક્ત-માત્ર-કેવળ; એટલુંજ નહીં. *n.* નકાર; ના; ના ભણવી તે.

**Nazarene,** *n.* યહુદી દેશના નાઝરેથ ગામનો રહેવાસી. The N. ઈસુખ્રિસ્ત. ખ્રિસ્તિ ધર્મ માનનાર, માણસ. નસારા.

**Nazarite,** *n.* યહુદી ધર્મ પ્રમાણે શુદ્ધ રહેવાનું વ્રત પાળનાર-માનનાર માણસ- ભગત.

**Neap,** *n.* ગાડાની જુસડી. *a.* થોડું; ઓછું.

**Neap-tide,** *n.* થોડી-ઓછી ભરતી; સાતમ-આઠમની જે ઓછી ભરતી તે.

**Near,** *a.* પાસે આવેલું; સમીપ-નજીકનું. પાસે-નિકટ-નજીકના સંબંધનું; નિકટ. બખીલ; કૃપણ; કંજુસ. અસલ-પ્રત-નમુના પ્રમાણે. *prep.* પાસે. *ad.* ઘણું કરીને; લગભગ; થોડી વારમાં. *v. t.* પાસે નજદીક-કને આવવું.

**Nearer-est,** *a.* કરતાં પાસેનું-પાધરું-સીધું; પાસેનું; પાધરું; સીધું.

**Nearly,** *ad.* પાસે, નજીક. પાસે પાસેનું; અડોઅડનું; લગોલગનું. લગભગ; ઘણું કરીને-ખરું.

**Nearness,** *n.* નજીકપણું. [સોવસા.

**Near-sighted,** *a.* દુર નહીં જોઈ શકે એવી આંખ-નજરવાળું; ટુંકી દૃષ્ટિવાળું.

**Neat,** *a.* ઠીકઠાક કરેલું; બરાબર બેસતું; શોભે એવું; જેમાં સાફ અને જયાં જેવું જોઈએ ત્યાં તેવું ગોઠવેલું હોય એવું. પારકાને અણઘટતા શબ્દવિનાનું; શુદ્ધ; સાફ; સફાઈ રાખનાર; સાફ જોઈએ તેવી રીતે કામ કરનાર; નર્યું; તેજ માત્ર; બારદાન વાળી-કાપી આપેલું.

**Neat-cattle,** *n. pl.* ગાયો, બળદો, ઇ. ઢોર.

**Neatly,** *ad.* સફાઈથી; સાફ રીતે.

**Neatness,** *n.* સફાઈ.

**Neb,** *n.* પક્ષીની ચાંચ-ચંચુ. નાક. અણી.

**Nebula,** *n.* આંખમાંનું ફુલું-ટીલું. જુદાજુદા દેખી શકાતા નથી એવા-વાદળ સરખા દેખાતા તારાઓનો સમુહ. [તે; ધુંઅરિયાપણું.

**Nebulosity,** *n.* વાદળાંથી અંધરાએલું હોવું

**Nebulous,** *a.* વાદળાંથી ભરાએલું; ધુમસી; ઝાંખું; વાદળાનાજેવું. વાદળ સરખા દેખાતા તારાના સમુહ સંબંધી.

**Necessaries,** *n. pl.* અગત્યની વસ્તુ; જરૂરની ચીજ;-ને માટે જે જરૂર જોઈએ તે. સંડાસ; જાજરૂ; વાડો.

**Necessarily,** *ad.* જરૂર કરીને; જરૂરથી; આવશ્ય; અગત્ય.

Necessary, *a.* આવશ્યક; જરૂરનું; અગત્યનું; જરૂર જોઇએ-જેવગર નીભે નહીં એવું. નસીબ-દૈવવશ-આધીન-ને તાબે. અનિવાર; પ્રતિજ્ઞા ઉપરથી કર્યાવિના ચાલે નહીં એવું;-થી જરૂર ઉત્પન્ન થાય એવું.

Necessitarianism, *n.* અદૃષ્ટવાદ-મત નિર્મીત નિયમને લગતો મત.

Necessitate, *v. i.* આવશ્યક-અનિવાર-જરૂરનું કરવું;-થી-ને લીધે જરૂર-અગત્ય પડવી;-થી આવશ્યક-અનિવાર થવું.

Necessitous, *a.* ઘણુંજ કંગાલ; ગરીબ; મુફલીસ. સંકટનું; અડચણનું; તંગી-મુસીબતવાળું. [દર; દરિદ્ર; ઘણીજ ગરીબી.

Necessity, *n.* પ્રયોજન; અગત્ય; જરૂર. દળ-

Neck, *n.* ગરદન; ડોકો; બોચી; ગળચી. સંયોગી ભુમિ; બહાર પડનો જમીનનો સાંકડો કકડો-ભાગ. કોઇ વાસણનું ગળું-કાંઠો.

Neckcloth, *n.* ગળેબંધ; ગળપટો; કંઠવસ્ત્ર.

Neckerchief, *n.* ગળેબંધ; ગળપટો.

Necklace, *n.* કંઠી; કાંટલી; હાર; માળા. [-નોધ.

Necrology, *n.* મૃત્યુની કે મરનારાઓની ટીપ-

Necromancer, *n.* જાદુગર; ઇલમી.

Necromancy, *n.* ભુત વિદ્યા; પ્રેતસિદ્ધિ; જાદુ; મેલી વિદ્યા; જંતર મંતર.

Nectar, *n.* સુધા; અમૃત; પીયુષ. જે પીવામાં અમૃત જેવું મીઠું તે.

Nectarean, *a.* અમૃત જેવું.

Nectarial, *a.* ફુલના મધસ્થાનનું-ને લગતું.

Nectarine, *n.* બોરની જાતનું ફળ.

Nectary, *n.* ફુલના મધનું સ્થાન.

Need, *n.* ગરજ; જરૂરી; અગત્ય; જોઇતું હોવું તે. ગરીબી; દળદર; નિર્ધનપણું. *v. t. & v. i.* જરૂર પડવી; ગરજ હોવી; જોઇતું-જોઇએ એવું હોવું.

Needful, *a.* જરૂર-ગરજ-અગત્યનું; જોઇતું; જોઇએ એવું.

Needle, *n.* સોય. હોકાયંત્રનો કાંટો. *v. i.* પાસાદાર ગાંગડી બનવી-જમવી.

Needless, *a.* વગર જરૂરનું; નકામું; નિરર્થક.

Needlessly, *ad.* નિષ્કારણપણે; વગર જરૂરે.

Needle-work, *n.* સીવવાનું-સોયથી થતું કામ; ચિકન; કાચોબાં; ભરત. [રીતે; આવશ્યકપણે.

Needs, *ad.* ઘણીજ જરૂરથી; નહીં ચાલે એવ

Needy, *a.* ગરીબ; કંગાળ; દરિદ્રી. ગરજાઉ; તંગી-મુસીબતવાળું. [જોગ.

Nefarious, *a.* અતિ દુષ્ટ; અઘોર; ધિક્કારવા-

Negation, *n.* નકાર; ના મંજુર કરવું તે; નિષેધ; અસ્વીકાર. અભાવ; ગેરહાજરી; નાસ્તિત્વ.

Negative, *a.* નિષેધ-નકારનું; અસ્વીકાર સુચક. અભાવ સુચક-દર્શક; ગેરહાજરી દેખાડનાર. અટકાવવાની-બંધ કરવાની શક્તિનું-વાળું. જે પરિમાણની પુર્વે ઓછાનું (-) ચિન્હ હોય એવું. *n.* નિષેધ-અભાવ સુચક-દર્શક વાક્ય. નકાર દર્શક-સુચક શબ્દ જેવા કે ન, નહીં, નથી ના કહીને અટકાવવાની શક્તિ-હક-અધિકાર-સત્તા. *v. t.* ખોટું-ઉલટું સાબીત કરી આપવું-દેખાડવું. ના કહીને અટકાવ કરવો; કાયદો મંજુર કરવાને ના પાડવી; મંજુર કરવું નહીં.

Negative, *n.* નિષેધ દર્શક વાક્ય. [જુરીથી.

Negatively, *ad.* નકાર; નિષેધ કરીને; ના મં-

Neglect, *v. t.* ન કરવું; એક કોરે મુકીને જવું;-ને ન વળગવું; ભુલી જવું. અનાદર-અનાસ્થા-અપમાન કરવું;-ની સાથે બેદરકારીથી વર્તવું-ચાલવું. *n.* ગફલત કરવી તે; ભુલી જવું તે. અપમાન; અનાદર; અવજ્ઞા; ઉપેક્ષા. ગફલત; બેખબર-અસાવધપણું; આળસ.

Neglectful, *a.* ગાફેલ; બેપરવા; બેખબર; બેફીકર. વિસરભોળું; ભુલકણું.

**Negligence**, *n.* ઉપેક્ષા; ગફલત; બેપરવાઈ; ભુલકણાપણું; ન કરવાની-ભુલ્યાની આદત-ટેવ-ખાસિયત.

**Negligent**, *a.* ભુલકણું; વિસરભોળું. બેફીકર; બેખબર; બેપરવા; ગાફેલ; બેભાન.

**Negligently**, *ad.* ગફલતથી; બેપરવાઈથી.

**Negotiable**, *a.* માલિકની સહી થઇને બીજા માણસને અપાય એવું-નું ચલણ થાય એવું.

**Negotiate**, *v. i.* વેચાતું લેવાની વાત-તકરાર ચલાવવી; સાટું-સોદો કરવો. ભાંજગડ કરવી-*v. t.* સોદો કરીને પૈસાની ધીરનો-દેસા ધીરવાનો બંદોબસ્ત કરવો. પરસ્પર ભાંજગડ કરીને તહ-કોલકરાર કરવા; વેચવું.

**Negotiation**, *n.* સોદો. ભાંજગડ. [કરનાર.

**Negotiator**, *n.* ભાંજગડ કરનાર. સોદો સાટું

**Negress**, *n.* હબસણ; સીદણ.

**Negro**. *n.* હબસી; સીદી; કાફરી. [ સેલ દારૂ.

**Negus**, *n.* ખાંડ, જાયફળ, ને લીંબુનો રસ ભેળેલો

**Neigh**, *v i.* ખંખારવું; સણસણવું; હણહણવું. *n.* ઘોડાનું ખંખારવું તે; ખંખાર; ખંખારો.

**Neighing**, *n.* ઘોડાનો ખંખાર-ખંખારો.

**Neighbour**, *n.* પડોસી; ઘરની પાસે રહેનાર. *v. i.* પાસે-નજીક રહેવું. *a.* પાડ પડોસ પાસેનું.

**Neighbouring**, *a.* પાસેનું; પાડોસનું.

**Neighbourhood**, *n.* પડોસ; પાસેનો ભાગ. પાસે પાસેનું-પડોસમાંનું હોવું તે. આડોસીપાડોસી. *pl.* પડોસમાં-આસપાસના રહેનાર.

**Neighbourly**, *a.* પાડોસીની ફરજનું-ના ધર્મનું; પાડોસીને લાયક-ઘટતું; લોકવ્યવહાર સંબંધીને લગતું. મિલાપી; મળતાવડું; મિલનસાર.

**Neither**, *a.* & *pro.* બેમાંનું એકે નહીં; કોઈ-પણ-એકબી નહીં. *Con.* અને...પણ નહીં.

**Nem-con**, *ad.* કોઈ ના નહિ પાડતાં; એક મતથી; સર્વાનુમતે.

**Nemesis**, *n.* વેર લેનાર ભાગ્ય દેવી.

**Neological**, *a.* મનકલ્પિત-સાધિત મતનું.

**Neologist**, *n.* ઇશ્વર-દેવજ્ઞાન સંબંધી નવું-મન કલ્પિત મત ધરનાર. [મન કલ્પિત મત.

**Neology**, *n.* નવું મત; ઈશ્વરોક્ત શાસ્ત્ર વિરૂદ્ધ

**Neophyte**, *n.* નવો થયેલો ખ્રિસ્તી. શિખાઉ; નવો નિશાળિયો.

**Neoteric**, *a.* નવું; હાલનું; અર્વાચીન.

**Nepenthe**, *n.* દુઃખ વિસારનાર નહૂઈ ઓસડ.

**Nephew**, *n.* ભત્રીજો; ભાણેજ. ભાણીયો.

**Nephritical**, *a.* મુત્રાશયનું; મુત્રપિંડનું. મુત્રપિંડના રોગનાશનું-નો રોગ મટાડનારું.

**Nepotism**, *n.* કુટુંબ નાતીલાં પોતાના સગાંનું કામ પાર પાડવું-ના ચાકરીનું ઠેકાણું કરવું તે.

**Neptune**, *n.* વરૂણ દેવ. નેપચ્યુન ગ્રહ. [ સંબંધી.

**Neptunian**, *a.* સમુદ્ર-વરૂણ દેવ-નેપચ્યુન સં

**Nereid**, *n.* સમુદ્ર-દરીઆઈ અપ્સરા; જળદેવી.

**Nerve**, *n.* ૯. જ્ઞાનતંતુ; મજ્જાતંતુ; શારીરિક બળ-જોર-કૌવત; દ્રઢતા; જોમ; છાતી; હિમ્મત. *v. t.* બળ-જોર આપવું;-થી જોર-જોમ આવવું; બળવાન-જોરાવર થવું.

**Nerveless**, *a.* કમજોર; બળ વગરનું; નબળું; અશક્ત. [ પૌષ્ટિક.

**Nervine**, *a.* જ્ઞાનતંતુને [illegible] કર સેવું;

**Nervous**, *a.* બળવાન; જબરૂં. મજ્જા-જ્ઞાનતંતુનું-માં થતું-માંનું; મગજમાં [illegible] હૃદયમાં ગભરાય એવું. બીકણ.

**Nervously**, *ad.* જોરથી; બળથી.

**Nescience**, *n.* ન જાણવું તે; અજ્ઞાન; અજાણપણું. [ઠાણ; આશ્રમ; મંડળ.

**Nest**, *n.* પક્ષીનો માળો; કોતું. ઘર; દર. રહે-

**Nest-egg**, *n.* પક્ષીની માદા માળો છોડી ના જાય તે માટે માળામાં રાખેલું ઈંડું. જેમાં વારે વારે ઉમેરો કરાય તેવું ઉંડું મુકેલું નાણું.

**Nestle**, *v. i.* સુખ ચેનથી સુઇ-સંતાઇ રેહેવું-વાસ કરવો. *v. i.* પાળી પોષી મ્હોટું કરવું; જતનથી-સંભાળથી ઉછેરવું.

**Nestling**, *n.* માળામાંનું કાઢેલું બચ્ચું; ઈંડામાંથી તરતનું સેવીને નીકળેલું બચ્ચું.

**Nestorian**, *n.* પાંચમી સદીના વખતના અસલી ખ્રિસ્તીઓ.

**Net**, *n.* જાળ; પાશ; બંધન. ફાંસો; ફાંદો; ફંદ. *a.* ભેગ-ભેળ વગરનું; નરૂં-ર્યું; શુદ્ધ; અસલ. ખરચ વગેરે બાદ કરતાં બારદાન વગેરે કાપતાં રેહેલું. *v. t.* સર્વે ખરચ બાદ કરતાં નફો મળવો-થવો. જાળી-ઝાળી ગુંથવી.

**Net-proceeds**, *n.* ચોખ્ખી આવક.

**Nether**, *a.* નીચેનું; તળેનું; હેઠેનું; નીચલું.

**Nethermost**, *a.* સર્વથી નીચેનું; સહુથી હેઠેનું.

**Nettle**, *n.* કૌચ; કવચ; ખંજવાળ આણે એવો રોપો-છોડ; આગિયો. *v. t.* ખીજવવું; ચીડવવું;-થી ખીજવું-ચીડવું.

**Net-work**, *n.* જાળી જેવું-જાળીદાર કામ.

**Neuralgia**, *n.* મજ્જાતંતુમાં થતું ભારે દરદ.

**Neuralgic**, *a.* મજ્જાતંતુના દરદ સંબંધી.

**Neurology**, *n.* મજ્જા તંતુનું વર્ણન-વિદ્યા.

**Neuter**, *a.* જેને કોઇનો પક્ષ નથી એવું; મધ્યસ્થ. અલગ. નપુંસક લિંગનું; નાન્યતરજાતીનું. *n.* તટસ્થ માણસ; બે કે વધારે જણની લડાઇથી દૂર રેહેનાર. જે જનાવરમાં બચ્ચાં પેદા કરવાની શક્તિ નથી તે.

**Neutral**, *a.* અપક્ષપાતિ; લડનારાઓમાંના કોઇનો પક્ષ નહીં ખેંચનાર-ધરનાર-ની મદદ કરનાર. *n.* અપક્ષપાતિ માણસ; મધ્યસ્થ પુરૂષલોક.

**Neutrality**, *n.* મધ્યસ્થપણું; નિષ્પક્ષપાતી. એક સંપ થયલાં મધ્યસ્થ રાજ્યો.

**Neutralization**, *n.* કોઇ પદાર્થના ખાસ ગુણો-ધર્મ નહીં જણાય તેમ થવું તે; નિષ્ફળ-નિરૂપયોગીપણું; અસર ન થાય તેવું કરવું તે.

**Neutralize**, *v. t.* કોઇ પદાર્થના ખાસ ગુણો નહીં માલમ પડે તેમ થવું. અસર-કાર્ય ન થાય તેમ-નિષ્ફળ-નિરૂપયોગી કરવું.

**Neutral-tint**, *n.* દૂરથી ટેકરીઓનો જે ઝાંખુડો રંગ દેખાયછે તે રંગ.

**Never**, *ad.* કદી નહીં; કોઇ વેળા-વખત નહીં; મુતલગ-બીલકુલ નહીં. નહીં. *N. so* તેવું-તેમ-તેટલું-કદી નહીં થયું હોય; ગમે તેમ-તેવું.

**Nevertheless**, *ad.* પરંતુ; તોબી; તોએ; તોપણ; તથાપિ; એમ છતાંપણ.

**New**, *a.* નવું; નવીન; તાજું; તરતનું; હમણાંનું; નવું શોધી કાઢેલું. અર્વાચીન; નવું. ફેરફાર થયે નવું.-ને અભ્યાસ-મહાવરો ન હોય એવું. અભિનવ; અપૂર્વ. નહીં વાપરેલું-ઘસાયલું; કોરૂં; કકડતું.

**New-fangled**, *a.* ન્માં નવાઇ જેવું જાણે તે હેતુથી કરેલું-ઘડેલું-રાખેલું; નવાઇ ભરેલું; નવી વસ્તુપર મોહિત-માં મગ્ન.

**Newly**, *ad.* તાજું; તરતનું; હાલનું; હાલમાં.

**Newness**, *n.* તાજાપણું; નવાપણું; નવો ફેરફાર; નવાઇ; નવલ.

**News**, *n.* તાજા-નવા વર્તમાન-ખબર-હકીકત-બાતમી-વાત-સમાચાર. *Any n.* કંઇ નવલ વિશેષ.

**Newsmonger**, *n.* ગપ્પીદાસ; ગપ્પાં મારનાર; ગપ હાંકનાર-ઠોકનાર-ચલાવનાર.

**Newspaper**, *n.* છાપો; સમાચાર-વર્તમાન પત્ર.

**Newsvender**, *n.* વર્તમાન પત્ર વેચનાર.

**New-testament**, *n.* બાઇબલનો ખ્રીસ્તી ધર્મને લગતો બીજો ભાગ.

**Newtonian**, *a.* ૧૬૪૨-૧૭૨૭ માં સર આઇઝેક ન્યુટને કરેલું-શોધી કાઢેલું.

**New-year's day**, *n.* નવાં વર્ષનો પહેલો દહાડો-દિવસ.

**New-year's gift**, *n.* બહોણી; નવાવર્ષને દિવસે જે બક્ષીસ આપેછે તે.

**Next**, *a.* પાસેનું; લગોલગનું. બીજું-પછી ઉતરતું. પછીનું, ચઢતું; ઉપરનું. નિકટનું; પાસેનું. *ad.* પછી.

**Nib**, *n.* કલમની ટાંક; કત. અણી; અગ્ર; તીણો છેડો. પક્ષીની ચાંચ-ચંચુ. *v. t.* ટાંક-કત મારવી.

**Nibble**, *n.* ન્હાનો કટકો-કકડો. *v. t.* આસ્તે આસ્તે-કોતરી-થોડે થોડે ખાવું. કરડવું. *v. i.* કરડવું; બચકું ભરવું. નજીવી ટીકા કરવી; હલકી ભુલ-ચુક કાઢયા કરવી.

**Nibbler**, *n.* નજીવી ટીકા કરનારો; થોડે થોડે કરી ફુંકીને ખાનારો.

**Nice**, *a.* લિજ્જતદાર; રૂચિકર; સ્વાદિષ્ટ. ઝીણું; બારીક. બરોબર; ચોકસ; એક એકને મળતું આવતું. બારીક જોનાર; ખોડ ખુબી સમજનાર; સુક્ષ્મ દૃષ્ટિ. તીક્ષણસમજ-બુદ્ધિ. ખંતખોર. કંટાળે એવું.

**Nicely**, *ad.* યુક્તિથી; બારિક હિકમતથી; બારીકાઈથી; બરાબર રીતે; ચોકસાઈથી.

**Nicene-creed**, *n.* ચોથાસૈકામાં નાઈસ અને કોન્સ્ટેન્ટીનોપલમાં મળેલી ધર્મસભાએ મુકરર કરેલા ખ્રીસ્તી ધર્મના સિદ્ધાંતો.

**Nicety**, *n.* બારિક દૃષ્ટિ; ઝીણી નજર. ખંતખોરપણું; સેહેજમાં કંટાળવાની બુદ્ધિ. બારિક ભેદ; ઝીણો તફાવત; સુક્ષ્મ ફરક; યુક્તિ; બારિક હિકમત; ચોકસાઈ. [ણું વમરનું ટાંક.

**Niche**, *n.* દીવાલમાંનો ગોખલો; ગોખ; બાર-

**Nick**, *n.* કાતરો; ચીરો; ખાંચ. નીક. અણીપર વાત આવી હોય તે કાળ; એન- અડીવેળા *v. t.* ખાંચ કાતરા-ચીરા પાડવા.

**Nick of time**, ટાંકણાંસર.

**Nickel-silver**, *n.* જર્મન રૂપું.

**Nick nacks**, *n. pl.* નજીવો સામનસુમન; આચર કુચર.

**Nick-name**, *n.* ખોટું- મશ્કરીનું નામ. ચીડનું નામ. *v. t.* નિંદાના નામથી બોલાવવું.

**Nictate**, *v. i.* પલકારો મારવો; આંખની ઈશારત કરવી; આંખ મલકાવવી-મારવી.

**Nictation**, *n.* આંખની ઈસારત કરવી તે; પલકારો મારવો તે.

**Nidification**, *n.* માળા બાંધવાને સેવવુ બેસાડીને બચ્ચાં કહાડીને તેને દાણો ખવડાવીને પાળવાં ને ઉછેરવાં તે.

**Niece**, *n.* ભતરીજી. ભાણેજી; ભાણી.

**Niggard**, *n.* કંજુસ-કૃપણ-મખ્ખીચુસ-બખીલ માણસ. *a.* કંજુસ; કૃપણ. કસરિયું; કરકસરથી ચાલનાર. કરકસરનું-વાળું.

**Niggardly**, *ad.* હલકું; નીચ; તુચ્છ; દુષ્ટ; અધમ. અતિલોભી-કૃપણ.

**Nigh**, *a.* નિકટનું. પાસેનું; નજીકનું; પાસે આવેલું. *ad.* ઘણું કરીને; લગભગ.

**Nighness**, *n.* પાસે-નજીકપણું.

**Night**, *n.* રાત; રાત્ર; રજની; નિશા. મોત; મૃત્યુ; મરણની અવસ્થા. અજ્ઞાન; અંધારું. અંધકાર; જડપણું.

**Night-cap**, *n.* પહેરી સુવાની ટોપી.

**Night-dress**, *n.* પહેરી સુવાનાં લુગડાં.

**Night-fall**, *n.* સંધ્યાકાળ; સમીસાંજ; દીવા વખત; સાંજ; દિનાંત. [સ્વરથી ગાનારૂં પક્ષી.

**Nightingale**, *n.* બુલબુલ; રાત્રે અતિ સુંદર

**Nightly**, *a.* રાત્રે થતું; રાતનું; રાતની વખતનું. દર-હરેક રાત્રે થતું. *ad.* રાત્રે; રાતનું; દર રાત્રે.

**Nightmare**, *n.* નઠારૂં સપનું; ખરાબ ખુઆબ; ઓથાર ચાંપેછે તે.

**Night-shade**, *n.* ભોંય-કાંટા રિંગણી.

**Nightsoil**, *n.* સંડાસમાંથી કાઢેલો મળ.

**Night-watch**, *n.* મહેર; પોર. રાતના રખેવાળ; પહેરેગીર; રાતનો પહોરો-ચોકી.

**Nigrescent**, *a.* કાળું થતું.

**Nihilism**, *n.* રૂશિયામાં મનાતો શૂન્યવાદ; માલ મિલ્કત, ધર્મ અને રાજ્ય ઉંધું વાળનારી ખટપટ.

**Nihilist**, *n.* માલ મિલ્કત ધર્મને રાજ્યને ઉંધું વાળવું એવા વિચાર ધરાવનાર ખટપટીઓ.

**Nihility**, *n.* નહીં પણું; અભાવ; નાસ્તિત્વ; શુન્યતા.

**Nimble**, *a.* અંગે ચપળ; ચાલાક; ચંચળ.

**Nimbleness**, *n.* ચપળતા; ચંચળતા; ચાલાકી.

**Nimbly**, *ad.* ચપળતાથી; ચાલાકીથે; ચંચળતાથી.

**Nimbus**, *n.* વાદળ. કિરણ-અંશુમાળા.

**Nimcompoop**, *n.* મુર્ખ; અનાડી; ઢોઠો; ઠેમક; બેવકુફ. [કાન્ય દેવી.

**Nine**, *a.* નવ; ૯ The nine muses, નવ

**Ninefold**, *a.* નવગણું; નવપટ.

**Nine pins**, *n.* લાકડાની ૯ ખુંટી સપાટીપર બેસાડીને તેઓને પાડી નાખવાને માટે તેઓની તરફ લાકડાનો દડો ફેંકવાની રમત.

**Nineteen**, *a.* ઓગણીસ; ૧૯.

**Ninetieth**, *a.* નેવુંમું; ૯૦ મું.

**Ninety**, *a.* નેવું; ૯૦.

**Ninny**, *n.* બેવકુફ; મુર્ખ; બોબડું; ભોળાભાઈ.

**Ninth**, *a.* નવમું; ૯ મું.

**Nip**, *v. t.* -ને ચિમટા દેવાં;-ને ચિમટી અમળાવવી-દેવી. છેડે-અણીએથી કાપી નાખવું; છાંટી કાઢવું; ખોટું કરવું.-થી નાશ થવો-બળી જવું. *n.* ચિમટી; ચોંટી; ચીમટો. આચમન; ફડકો; નહાનો ઘુંટડો છાંટવું તે; છેડે-અણીથી કાપવું તે. To nip in the bud, અકાળ નાશ કરવો.

**Nippers**, *n. pl.* નાના ચીમટા; ચિપિયા; ચમટા; સાંડસી; સાણસી.

**Nipple**, *n.* કુચ-સ્તન-થાઈ-આંચળનું ડોચકું-અણી-ડીચકી; સ્તનાગ્ર; કુચાગ્ર.

**Nit**, *n.* લીખ; જુનાં ઈંડાં.

**Nitid**, *a.* ચળકતું. આનંદી; ખુશ મોજાજી.

**Nitrate**, *n.* કોઈ મુખ્ય તત્વની સાથે નૈત્રિક અસિડના મળવાથી થતો ખાર. N. of potash, [જવખાર.

**Nitre**, *n.* સુરોખાર.

**Nitric**, *a.* જેમાં સુરાખારના ગુણો છે તેવું.

**Nitric acid**, સુરા ખારનો તેજાબ; પાંચ ભાગ ઓક્સીજન અને ૧ ભાગ નાઈટ્રોજન વાયુ સાથે મેળવ્યાથી થતો તેજાબ. [વાયુ.

**Nitrogen**, *n.* નાઈટ્રોજન વાયુ-હવા. સમાન

**Nitrous**, *a.* સુરાખારનું-ના ગુણવાળું.

**No**, *ad.* ન; નહીં; ના; ઉંહું. કંઈ પણ દરજ્જે -કંઈપણ નહીં-નથી. N. one કોઈ નહીં.

**Nobility**, *n.* મહાત્માપણું; મોઠતા-પણું; મ્હોટાઈ. કુલીનપણું; ખાનદાની; બુનિયાદી અમીરનો જે કારભાર-દરજ્જો-અમીરાઈ-ઠાઠ તે. અમીર ઉમરાવ; ઉમદા લોકો.

**Noble**, *a*; મહાત્મા; ઉમદા; મોઠ. મ્હોટું; ઉંચું; મહાત્માનું. ભવ્ય; ભપકાદાર; ઠાઠમાઠ ભરેલું; સુંદર. કુલીન; મહોટા કુળનું. નામદાર; રાજ્યમાન્ય; શ્રીમંત; અમીરમાંનું. ઉદાર; સખી; ખેતાબ. ઉત્તમ; ઉત્કૃષ્ટ; ઘણું સારૂં. *n.* અમીર; ઉમરાવ. *int.* ખાસું ! વાઃવા ! શાબાશ ! ભલે ! સારૂં ! [ખાવાળો પુરૂષ.

**Nobleman**, *n.* અમીર; ઉમરાવ; મહોટા દરજ્

**Nobleness**, *n.* મોઠતા; મ્હોટાઈ; ઐાદાર્ય; કુલીનતા. [સકુળ.

**Noblesse**, *n.* અમીર-ઉમરાવ લોકોનું મંડળ.

**Nobly**, *ad.* મ્હોટાઈથી; મોઠતાથી; જાહોજલાલીથી.

Nobody, *n.* કોઈ નહી; એકનું નહીં. A, *n.* જેનામાં દમ નથી એવું-અધમ માણસ

Nocent, *a.* અપરાધી; ગુન્હેગાર. ઇજા કરનારૂં; દુઃખદાયક.

Noctabmulation, *n.* ઊંઘમાં ચાલવું તે.

Noctambulist, *n.* ઊંઘમાં ચાલનારો.

Noctuary, *n.* રાત્રિના બનાવોનું વૃત્તાંત.

Nocturn, *n.* રાતનું ભજન. [રીધેલું.

Nocturnal, *a.* રાતનું; રાત્રે બનેલું-થયલું-

Nocuous, *a.* દુઃખદાયક.

No-way-ways, *ad.* કોઈપણ પ્રકારે-રીતે નહી; ગમે તેમ હોય તોપણ નહી.

Nod, *v. i.* માથું ડોળાવવું; ડોકી હલાવવી; ડોળવું. ઝુલવું; ઝોલાં કરવું; લટકવું ઝુંકવું; ઝોલા ખાવા. ડોકી ધુણાવવી-હલાવવી. સલામ કરવી; કબુલ કરવું. *v. t.* ડોળાવવું; હલાવવું. ડોકું ધુણાવીને-હલાવીને આપવું-કબુલ રાખવું. *n.* ડોલવું; ઝોકું. સલામ; પ્રણામ. ડોકી હલાવીને કરેલો ઇશારો-સંકેત-સાન-ઇશારત.

Noddle, *n.* ડોકું; માથું; સર; સીર; મસ્તક; ટાલકું.

Noddy, *n.* બેવકુફ; ઠુમક. સેહેલથી પકડાય એવું એક જાતનું દરિયાઇ પક્ષી.

Nodated, *a.* ગાંઠવાળું; ગાંઠાળ.

Node, *n.* ગાંઠ; ઢેકો. જે બિંદુમાં ગ્રહનો ફરવાનો માર્ગ-કક્ષા ક્રાંતિવૃતને છેદેછે તે બિંદુ.

Nodose, *a.* ગાંઠવાળું; ગંઠાળ.

Nodular, *a.* ગાંઠના આકારનું.

Nodule, *n.* ન્હાની ગાંઠ; ઢેકો. કાચી ધાતુ વગેરે ખનીજ પદાર્થનો ગોળો.

Noggin, *n.* લાકડાનું પ્યાલું.

Noise, *n.* અવાજ; શબ્દ; નાદ; ધ્વનિ. પોકાર; ઘોંઘાટ; ધુમ; શોર; કકળાણ; કકલો. લોકજાણીતી-પ્રસિદ્ધ વાત; ચરચા-વાત ચલાવીને. *v. t.* ગવાવું; ચરચાવું; ગાજવું; લોકમાં પ્રસિદ્ધ કરવું.

Noiseless, *a.* છાનું; અવાજ વગરનું-ન થતું.

Noisily, *ad.* ઘોંઘાટ કકલાણથી.

Noisome, *a.* ખોટું લાગે એવું; અપકારક; નુકસાન કરે એવું; બાધક. કંટાળો લાગે-ઉપજે એવું; કંટાળા ભરેલું.

Noisy, *a.* મ્હોટો અવાજ કરનાર; ગાજી રહેલું; ઘોંઘાટવાળું-કરનાર. બિચાબિચ-ધાંધી ના રીતનું; ઘોંઘાટથી ભરપુર-ભરેલું.

Nomad, *n.* ચારાને માટે પશુઓ લઇને રખડનાર-ફરનાર. [પોતાનું ગુજરાન કરનાર.

Nomadic; *a.* પશુઓને ઉછેરીને તથા ચરાવીને

Nomancy, *n.* નામના અક્ષરોપરથી ભવિષ્ય જોવાની વિદ્યા. [વપરાતા વિશેષ શબ્દો.

Nomenclature, *n.* કોઈ વિદ્યા હુન્નર સંબંધી

Nominal, *a.* નામનું; માત્ર-ફક્ત-કેવળ નામનું.

Nominallist, *n.* સામાન્ય નામ કોઈ મોજુદ ચીજોનાં નામ નથી, પણ કેવળ મતની કલ્પના દર્શક શબ્દો છે એવું મત રાખનાર જ્ઞાની પુરૂષ.

Nominally, *ad.* કેવળ-ફક્ત નામથી; નામનુંજ

Nominate, *v. t.* નામ લઇને-લખીને નિમવું-મુકરર કરવું-ઠેરવવું. કોઈ પદ્રી માટે કોઈની નિમણુક કરવાની દરખાસ્ત-નામ દાખલ કરવું.

Nomination, *n.* નિમણુક; નિમવું તે. નિમવાની યોજવાની સત્તા-અધિકાર.

Nominative, *a.* નામ સંબંધી-નું-ને લગતું. *n.* કર્તા; પ્રથમા; નામની પહેલી વિભક્તિ.

Nominator, *n.* નામ રાખનારો-આપનારો. નેમનારૂં; યોજનાર; નેમણુક કરનાર.

Nominee, *n.* નિમેલો-યોજેલો કોઈ માણસ.

Nomography, *n.* કાયદા વિશેનું પુસ્તક.

Non, (In composition) not, નહીં; ન; અન; નિ.

**Non-acceptance**, *n.* અસ્વીકાર, ન લેવું તે; અંગિકાર-માન્ય નહીં કરવું તે.

**Non-age**, *n.* ઓછી-ન્હાની ઉમ્મર; બાલ્યાવસ્થા; બાળપણ-પણું; સગીરપણું.

**Nonappearance**, *n.* ગેરહાજરી; હાજર ન થવું-ન હોવું-ન રહેવું તે.

**Nonchalance**, *n.* બેફિકરાઈ; બેદરકારી; [બેદીલી.

**Non-commissioned**, *a.* સનદ વગરનું.

**Non-compos**, *a.* ઘેલું; ગાંડું; દીવાનું.

**Nonconductor**, *a.* વિજળી કે ઉષ્ણતા વાહાક નહીં એવું.

**Non-conformist**, *n.* કોઈ દેશમાં સરકાર સ્થાપિત પંથનો અનનુસારી.

**Nonconformity**, *n.* કોઈ દેશમાં સરકાર સ્થાપિત પંથને અનનુસારી. [ર્પણ.

**Non-delivery**, *n.* હવાલે ન કરવું તે; અસ-

**Non-descript**, *a. n.* જેનું વર્ણન થયું નહીં કે મુશ્કેલીથી થાય તેનું તે. [કેપણ નહીં.

**None**, *a.* કોઈ-એકપણ-કાંઈ-જરા-નામ-લગાર-

**Nonelect**, *n.* જે કોઈને ચુંટી નહીં કાઢેલો તે.

**Nonentity**, *n.* નહીંપણું; નાસ્તિત્વ; અભાવ; ન હોય તેવી-અવિદ્યમાન વસ્તુ; શુન્ય.

**Nones**, *n. pl.* રોમ શેહેરમાં માર્ચ-મે-જુલે અને અકટોબર મહિનાની ૭ મી અને બીજા રહેલા મહિનાની ૫ મી તારીખ.

**Nonessential**, *a.* કોઈ કામ માટે નહીં અગત્યની-જરૂરની ચીજ-વસ્તુ.

**Nonesuch**, *n.* જેની બરોબર-ના જેવી બીજી કોઈ ચીજ નથી તે.

**Nonexistence**, *n.* નહીંપણું; નાસ્તિત્વ; અભાવ; અવિદ્યમાન-ન હોય તેવી વસ્તુ; શુન્ય.

**Nonjuror**, *n.* એ અમારો રાજાછે ને એનાપર અમારો ભાવછે એવું સમ ખાઈને કબુલ ન કરનાર. [નવા તે. નહીં પાળવું-રાખવું તે.

**Nonobservance**, *n.* નિયમ ન પાળવા ન મા-

**Nonpareil**, *n.* જેની બરોબરી નહીં થઈ શકે તેનું તે; ઝીણું છાપવાનું બીબું.

**Nonpayment**, *n.* પૈસા નહીં આપવા તે; પૈસાનો ચુકાદો નહીં કરવો તે.

**Nonplus**, *n.* ઘોળ; ગભરાટ; ગુંચવાડો; ગુંચવણ. *v. t.* ઘોળ પડવો; ગભરાટમાં-ગુંચવાડામાં નાખવું.

**Nonresidence**, *n.* જે જમીનદાર કે અધિકારી કે હોદ્દેદાર જ્યાં પોતાની જમીન કે અધિકાર કે હોદ્દો છે ત્યાં તેનું ન રેહેવું તે; અવાસ.

**Nonresident**, *a.* અવાસી. *n.* જ્યાં પોતાની મીલકત-અધિકાર-હોદ્દો છે ત્યાં નહીં રહેનાર.

**Nonsense**, *n.* અર્થ નથી એવી-અર્થ વગરની-બેવકુફી ભરેલી-બુદ્ધિ-અક્કલથી ઉલટી વાત.

**Nonsensical**, *a.* અનર્થક; નિરર્થક; અર્થહીન; ખાલી; નકામું; અયોગ્ય; અગડ બગડ.

**Non-sequitur**, *n.* (તર્કશાસ્ત્ર) ઉપરનાં પદોમાંથી જે અનુમાન ન મળે તે અનુમાનનું નામ.

**Nonsuit**, *n.* દાવો નહીં ચાલે એવો ઠરાવ. *v. t.* વાદીની ગફલતને લીધે કે તેના ગેરહાજર રેહેવાથી તેનો દાવો નહીં ચાલે એવો ઠરાવ કરવો.

**Noodle**, *n.* મૂર્ખ; બાઘો.

**Nook**, *n.* ખુણો; કોણ; ખુણ.

**Noon, Noon-day, Noon-tide**, *n.* બપોર મધ્યાન્હકાળ; મધ્યાન્હ; બપોરના ૧૨ વાગાનો વખત. At noon બપોરે; બપોરની વખતે. *a.* બપોરનું; મધ્યાન્હ વેળાનું.

**Noose**, *n.* સર ગાંઠ; સરકિયું; ફાંસો; આંટી; ગાળો. *v. t.* ફાંસવું;ફાંસામાં પકડવું.આણવું.

**Nor**, *conj.* પણ નહીં; પણ નથી.

**Normal**, *a.* નિયમ--ધારા-મેળ બંધારણ-પ્રકૃતિ પ્રમાણેનું; નિયમિત; સરખ. મેહેતાજીના-બાળશિક્ષકનો ધંધો શિખવવાનું.

Normal school, *n.* બાળશિક્ષણ-સાધારણ શાળામાં શિક્ષણ આપવાને મેહેતાજીઓને લાયક કરવાની સ્કૂલ-શાળા.
Norman, *a.* નારમંડી પ્રાંત સંબંધી. ઘર બાંધવાના એક પ્રકાર-ઘાટી સંબંધી. [અને ભવિષ્ય.
Norns, *n. pl.* ત્રણ લખીત કાળ ભુત, વર્તમાન
North, *n.* ઉત્તરદિશા; ઉત્તર; ઉદીચી. *a.* ઉત્તર દિશાનું-તરફનું-માં આવેલું; ઉત્તરસ્થ.
Northeast, *n.* ઇશાન દિશા-કોણ-ખુણો. *a.* ઇશાન દિશાનું. [તરફનું.
Northeastern-ly, *a.* ઇશાનનું; ઇશાન દિશા
Northerly, Northern, *a.* ઉત્તરનું-સંબંધી થી આવતું-દિશા તરફનું.
Northing *n.* કોઇ બિંદુથી ઉત્તર તરફનું યામ્યોત્તર વૃત્ત ઉપર મપાતું અંતર. સુર્યનું ઉત્તર તરફ જવું તે; ઉત્તરાયણ.
North-star, *n.* ઉત્તર ધ્રુવનો તારો.
Northward, *ad.* ઉત્તર તરફ-ભણી.
Northwest, *n.* વાયવ્ય દિશા. *a.* વાયવ્ય દિશાનું-તરફનું.
Northwestern-ly, *a.* વાવ્ય દિશા સંબંધી-તરફનું. [પવન-વાયુ.
Northwind, *n.* ઉત્તર દિશા તરફથી વાતો
Nose, *n.* નાક; નાસિકા; ઘ્રાણ; ઘ્રાણેન્દ્રિય. વાસ લેવાની શક્તિ. *v. t.* વાસ લેવો; સુંઘવું. આંખે પાટો બાંધી દોરવું; હાથ પકડી લેઇ જવું.
To lead by the nose, આનાકાની વગર -વિશ્વાસથી-દોરવું.
To have one's nose on the grind stone, જુલમ સહન કરવો-ઉપર જુલમ થવો. [કામમાં વચ્ચે માથું ઘાલવું.
To thrust one's nose into, કોઇના
To turn up the nose, તિરસ્કાર બતાવવો-મગરૂર થવું.
Under one's nose, નજર આગળ, દેખતાં.
Nose-bag, *n.* તોબરો.
Nose-gay, *n.* ફુલનો તોરો-ગોટો-ઝુમખો-ગુચ્છો.
Noseology, *n.* રોગનિદાન શાસ્ત્ર; આજારની -રોગની યુક્તિસર ગોઠવણ કરવાની વિદ્યા.
Nose-ring, *n.* નથ; નથણી; નાકની વાળી; [વિટલી.
Nostril, *n.* નસકોરૂં.
Nostrum, *n.* જડીબુટી; વસી; ગુહ્યૌષધ.
Not, *ad.* નહીં; નથી; ના; ન; મા.
Notable, *a.* ધ્યાનમાં-લક્ષમાં રાખવા સરખું-જોગ; મશહુર; પ્રસિદ્ધ. વિખ્યાત; નામાંકિત; નામ કાઢેલું. *n.* નામાંકિત-મહાન પુરૂષ.
Notarial, *a.* કબાલા-ખતપર સહી કરનાર વકીલ સંબંધી-નું.
Notary, *n.* લેખક; કરારનામા-કબાલા-ખત વગેરે કાગળપર સહી કરનાર વકીલ.
Notation, *n.* અંક; પરિમાણ સંખ્યા; આંકડો; આંકડો-આંક માંડવો તે.
Notch, *n.* કાતરો; ચીરો; ખાંચ; ખાડ. *v. t.* ખાંચ-ચીરા-સળ પાડવા.
Note, *n.* નિશાણી; ચિન્હ; ખુણ. ટીપ; પાનાના હાંસિયા ઉપર લખેલો ખુલાસો; યાદી; નોંધ; ટપકાવેલી યાદ. લક્ષ; ધ્યાન. આબરૂ; પ્રતિષ્ઠા; નામ. ભારજોજ. સુર; સ્વર. ચિઠ્ઠી; નહાનો કાગળ; નોટ; રૂકો. ટીકા; વ્યાખ્યા; ખુલાસો; ભાષ્ય. દસ્તાવેજ; વ્યાજુ ચિઠી; પ્રામિસરી નોટ ખત; લેખ. *v. t.* ધ્યાન-લક્ષ આપવું-દેવું; ધ્યાનમાં લેવું-રાખવું. ટપકાવી લખી લેવું; ટાંચણ કરવું; નોંધ-ટીપ કરી-લખી લેવી.
To note a bill or draft, હુંડી અથવા ડ્રાફ્ટપર નરવીકારવાની નોંધ કરવી.
Note-book, *n.* ટીપણ વહી; સ્મરણ ચોપડી.
Noted, *a.* પ્રખ્યાત; નામીચું; પ્રસિદ્ધ. [પીશી.

**Noteworthy**, *adj.* પ્રતિષ્ઠાવાન, આબરૂવાળું-ધ્યાન આપવા લાયક.

**Nothing**, *n.* કંઈ નહીં. બીજું કશું નહીં.

**Nothingness.** કિંમત વગરનું તે; નહી પણું; અભાવ; નાસ્તિત્વ.

**Notice**, *n.* દૃષ્ટિ; નજર; અવલોકન. લક્ષ; ધ્યાન; અવધ્યાન; ભાન. બાતમી; ખબર; જાહેર ખબર; સુચના; શમાચાર; પ્રસિદ્ધપત્ર; જાહેર નામું; નોટિસ. *v. t.* જોવું; અવલોકન કરવું; લક્ષમાં આણવું-લેવું. ધ્યાન આપવું-દેવું; નોધાનજર રાખવી. કોઈ વિષયપર બોલવું-લખવું-વાત કાઢવી-ચલાવવી. આદરસત્કાર કરવો; માન-પ્રતિષ્ઠા આપવી. [લાયક.

**Noticeable**, *a.* ધ્યાન-લક્ષ-આપવા જોગ-

**Notification**, *n.* જાહેર કરવું-જણાવવું તે. ઢંઢેરો; થાળી-દાંડી પીટવી તે. જાહેરનામું-ખબર સુચના-પ્રસિદ્ધ પત્ર.

**Notify**, *v. t.* કોઈને જાણીતું કરવું, જાહેર-વિદિત કરવું;-થી જણાવું જાણીતું થવું. ખબર-સુચના આપવી-કરવી; જણાવવું; સુચવવું.

**Notion**, *n.* કલ્પના; તર્ક; ભાવના; ધારણા; ભાન; ભાસ. વિચાર; અભિપ્રાય; મત. મનનું વલણ; મનોદય; બેત. મિજાજ; તોર; પતરાજી; મગરૂબી.

**Notional**, *a.* કલ્પિત; મનમાં ધારેલું; કલ્પનાનું કરેલું; ખ્યાલી; તુરંગી; તોરી; તર્કબાજ.

**Notionist**, *n.* ખોટા, સકારણ નહીં તેવા, વિચાર ધરનાર કલ્પિત વિચારો ધરનાર.

**Notoriety**, *n.* પ્રસિદ્ધિ; લૌકિક ખ્યાતિ; વિખ્યાતિ. ખુમારો; લોક જાણીતું થવું તે; બદશાક; સીકો; લૌકિકકીર્તિ.

**Notorious**, *a.* વિખ્યાત; પ્રગટ; નામ કાઢેલું; ઢંઢો વગાડેલો હોય એવું; ઉઘાડું.

**Notoriously**, *ad.* ઉઘાડી રીતે; લૌકિકકીર્તિથી; નામ કાઢેલું હોય એવી રીતે.

**Notwithstanding**, *conj.* એમ છતાં પણ; તોયે; તથાપિ; તોપણ; પરંતુ; તે છતાંએ.

**Nought**, see **Naught**, કંઈજ નહીં તે.

**To set at nought**, તિરસ્કાર કરવો-અવમાન કરવું.

**Noun**, *n.* નામ.

**Nourish**, *v. t.* પોષવું; પાળવું; પાલણ પોષણ-પરવરશી કરવી. ઉત્તેજન-પુષ્ટિ-ટેકો આપવો વૃદ્ધિ કરવી.

**Nourisher**, *n.* પોષનાર; પાળનાર.

**Nourishing**, *a.* પૌષ્ટિક; ધાતુ પુષ્ટિ-કૌવત આપનાર; પુષ્ટિકારક.

**Nourishment**, *n.* ખોરાકી; આહાર; જીવન; ખાવાપીવાનું. પાલનપોષણ; પ્રતિપાલન; પુષ્ટિ આપનારી કેળવણી.

**Novel**, *a.* નવું; હાલનું; નવીન; અપુર્વ; ઉલટા; રીતરસ્તાનું. *n.* કલ્પિત કથા-વાત; આખ્યાન.

**Novelist**, *n.* કહાણી-આખ્યાન-કલ્પિત વાત-કથા-નવલ-વારતા લખનાર-બનાવનાર.

**Novelty**, *n.* નવાપણું; નવીન વાત; નવાઈ; અલૌકિકપણું; નવીનતા. નવાઈ; નવાઈની-અજબ જેવી-નવલ-અપુર્વ વસ્તુ. [મો મહિનો.

**November**, *n.* અંગ્રેજી વર્ષનો અગિયાર

**Novice**, *n.* કોઈ ધંધામાં નવું દાખલ થયલું માણસ; નવો નિશાળિયો; શિખાઉ; ઉમેદવાર. તરતનો-નવો ધર્મમાં આવેલો કોઈ પુરૂષ Ever a n. રોજ નવો; લગ્નને લગ્ને કુવારો. [ઉમેદવારી.

**Novitiate**, *n.* શિખાઉપણું; અણવાકેફગારી;

**Now**, *ad.* હમણાં; હાલમાં; આ વખતે; હવે; સાંપ્રત. થોડું થયું; થોડા વખત ઉપર; હાલ; હમણાં. આ ઉપરથી; આવું છે ત્યારે; હવે. તે વખતે-સમયે. એક વખતે; બીજી વખત.

**Now-a-days**, *ad.* આ કાળે; આ દહાડાઓમાં; આજની-હાલની વખતમાં.

**Now and then,** પ્રાસંગિક; વખતે વખતે.
**Nowise,** *ad.* કોઈપણ પ્રકારે નહીં; ગમે તેમ હોય તો એ નહીં. [કારક; રોગકારક.
**Noxious,** *a.* અપકારક; દુઃખ દેનાર; નુકસાન-
**Nozzle,** *n.* નાક; જનાવરનું લાંબું મહોડું.
**Nubile,** *a.* પરણવા જેવું; શાદી કરવા જોગ.
**Nucleus,** *n.* મધ્ય ભાગ; મધ્ય; ગરભ. ધુમકેતુનું માથું. [બાતલ; પોકળ.
**Nude,** *a.* ઉઘાડું; ખુલ્લું; નાગું; નિરર્થક;
**Nudity,** *n.* નાગાપણું: નગ્નતા. [ફોકટ; વ્યર્થ;
**Nugatory,** *a.* નજીવું; હલકું; અમથું; નકામું;
**Nudge,** *v. t.* ચેતવવાને-જણાવવાને ધીમેથી કોણીએ વતી અડકવું-સ્પર્શ કરવો.
**Nugget,** *n.* કોઈ ધાતુ કે કાચી ધાતુનો ગોળો-લગડી.
**Nuisance,** *n.* જેથી કંટાળો ઉપજે-ઉપદ્રવ થાય તે; ઉપદ્રવ કારક-કંટાળો ઉપજાવનારી વસ્તુ.
**Null,** *a.* રદ. પોકળ; વ્યર્થ; નિરર્થક.
**Nullify,** *v. t.* બાતલ-નકામું-રદ-ખંડન-ભંગ કરવું. [જેમાં કાયદાનું જોર-ની સત્તા નથી તે.
**Nullity,** *n.* નહી પણું; અભાવ; નાસ્તિત્વ.
**Numb,** *a.* જડ; બેશુદ્ધ; સુનું; બેહેર મારી ગયેલું. *v. t.* અચેતન-બેશુદ્ધ-સુસ્ત કરવું; અંગ વગેરેને જુઠા-સુના પાડવું. *v. i.* બેશુદ્ધ થવું; સુનકાર-બેહેર મારી-ખાઈ-રહી જવું.
**Number,** *n.* અંક; આંક; સંખ્યા. ઘણાં. ઘણા-ખરા; મહોટી સંખ્યા. માત્રા; છંદ; વૃત. કવિતા; પદબંધ. વચન. *v t.* ગણવું; ગણતરી-કરવી. આંકડો-આંક માંડવો-લખવો.
**Numberless,** *a.* અગણિત; અસંખ્ય; અમાપ; બે સુમાર.
**Numbers,** *n.* જુના કરારની ચોથી કીતાબ.
**Numbness,** *a.* બેહેરા-સુના-જુઠા-સુનકાર-પણું.
**Numerable,** *a.* જે ગણી શકાય-ગણાય એવું.

**Numeral,** *a.* સંખ્યા વાચક-સુચક-દર્શક *n.* આંકડો; આંક; સંખ્યા; અંક.
**Numerary,** *a.* સંખ્યાનું. [માંડવા-વાંચવા તે.
**Numeration,** *n.* સંખ્યા પરિમાણ; આંકડા
**Numerator,** *n.* અંશ; અપુર્ણાંકમાંનો ઉપરનો આંકડો. [માંનું; આંકનું.
**Numerical,** *a.* સંખ્યાનું-સંબંધી; સંખ્યા-
**Numerically,** *ad.* સંખ્યા સંબંધે-વિષે.
**Numerous,** *a.* મ્હોટી સંખ્યાનું; પુષ્કળ; બહુ; ઘણું જ. [નું શાસ્ત્ર.
**Numismatics,** *n. pl.* સિક્કા વિષેની વિદ્યા-
**Numskull,** *n.* ગમાર, અડબંગ; ઠ; જડસો.
**Nun,** *n.* જે કુંવારી રહીને મઠવાસ કરેછે તે; મઠમાં રેહેનારી કુંવારી સ્ત્રી.
**Nuncio,** *n.* પોપે રાજાને ત્યાં મોકલેલો એલચી વકીલ-રાજદુત. દુત; જાસુસ; સંદેશો લઈ જનાર. [જબાની.
**Nuncupative,** *a.* લખેલું નહીં તે; મુખ-
**Nunnery,** *n.* કુવારી સ્ત્રીઓનો મઠ-આશ્રમનું ઘર. [*pl.* લગ્ન; વિવાહ; શાદી.
**Nuptial,** *a.* લગ્ન-વિવાહ-શાદીનું-સંબંધી.
**Nurse,** *n.* આયા; બાળકોને સંભાળનારી સ્ત્રી-બાયડી. બાળકોને ધવાડવા રાખેલી સ્ત્રી; ધાવ. રોગીની ચાકરી કરનાર. જેથી પુષ્ટિ મળે તે; પુષ્ટિ આપનાર. *v. t.* સંભાળવું; બરદાસ્ત કરવી-રાખવી. ધવાડવું; દુધ પાવું. રોગી-બિમાર માણસની સેવા-ચાકરી કરવી. ઉતેજન-પુષ્ટિ આપવી; ઉધારવું; વૃદ્ધિ કરવી.
**Nursery,** *n.* છોકરાંઓની સંભાળ રાખવાનો ઓરડો-ની જગ્યા. ઝાડના રોપાની જગા. જ્યાં પુષ્ટિ મળેછે-વૃદ્ધિ થાયછે-વધેછે તે જગા.
**Nursling,** *n.* ધાવણું છોકરું.
**Nurture,** *n.* ભક્ષ; આહાર; ખોરાક; અન્ન. શિક્ષા; ઉપદેશ; બોધ; કેળવણી. *v. t.* પાળવું-

પોષણ-પરવરશી કરવી. શિખવવું; કેળવણી આપવી. [પિચની આંટાવાલી ચાકી.
Nut, n. કોટલાંથી ઢંકાયલું ગરવાળું ફળ.
Nutation, n. પૃથ્વીના આંસની દેખાતી હાલતી ગતિ.
Nutcrackers, n. સુડી; સુડો.
Nutgall, n. માજુફળ; માયું.
Nut-hatch, Nut-pecker, n. પક્ષિ.
Nutmeg, n. જાયફળ.
Nutriment, n. આહાર; ખોરાક; જીવન; ખાવાપીવાનું; પૌષ્ટિક પદાર્થ; ગુણની વૃદ્ધિ કરનાર.
Nutrimental, a. પૌષ્ટિક; પુષ્ટિ કરનાર.
Nutrition, n. ખોરાક; ખાવા પીવાનું; પૌષ્ટીક પદાર્થ; શરીરના ધાતુને માફક આવે તેવો ગુણ.
Nutritious, a. ધાતુપુષ્ટ; પુષ્ટિકારક-કરકરનાર.
Nutritive, a. પૌષ્ટિક; કૌવત આપનાર.
Nut-shell, n. કાચલું; કોચલું; કોટલું.
Nuxvomica, n. ઝેર કચુરો. [રીતે જવું.
Nuzzle, v. t. or. v. i. પાળવું. નાક નિચું કરીને જવું.
Nyctalopia, n. રતાંધળાપણું; દિવસે આંધળાપણું.
Nyctalops, n. રતાંધળો.
Nymph, n. પર્વત કે પાણીની-જળ-વનદેવી; [પરી; સુંદર સ્ત્રી.
Nympha, n. કોશેટું.
Nymphean, a. જળદેવી સંબંધી.

# O

O, int. રે! હે! ઓ! અરે! અરેઅરે!
Oaf, n. એક છોકરાને લઇ જઇને તેને બદલે વનદેવીઓએ મુકેલું છોકરૂં. જડ બુદ્ધિજન; ઠ; મુર્ખો.
Oafish, a. મુર્ખ; જડ; જડબુદ્ધિ; કમઅકકલ.
Oak, n. વિલાયતમાં મુખ્ય ઇમારતી ઝાડછે. બલુત; શાહબલુત. [બનાવેલું.
Oaken, a. ઓકનાં લાકડાનું-શાહ બલુતનું
Oakum, n. જુનાં દોરડાના કે તેના કકડાને ઉકેલીને કરેલા કુંચા-છુંછા. white O વગર દામરના દોરડાંનાં કુંચા.
Oar, n. હલેસું; ચાટવો.
To lie on the oars, હલેસાંને પાણીમાંથી બહાર કાઢી લઇ, તેને ચલાવવું બંધ કરવું. થોડા વખત સુધી કાંઇ કામ ન કરવું; વિશ્રાંતિ-આરામ લેવો.
Oarsman, n. હલેસાં મારનાર. [ફળવંત જગા.
Oasis, n. રેતીના રણમાં કે ઉજ્જડ મેદાનમાં
Oat, n. જવની જાતનું ધાન્ય ને તેનું ઝાડ.
Wild oats, જુવાનિઆઓની અનીતિ ભરેલી વર્તણુંક. [ચાલ ચલાવવી.
To sow one's wild oats, અનીતિયુક્ત
Oaten, a. જવની જાતના ધાન્યનું બનેલું.
Oath, n. કસમ; સોગન; સમ; પ્રતિજ્ઞા. સહેજ વાતમાં ધર્મ કે દેવના અમથા સોગન.
Oat-meal, n. ઓટસ નામના ધાન્યનો આટો.
Obduracy, n. કઠોરતા-પણું; દુરાગ્રહીપણું.
Obdurate, a. હૈયાનું અતિ કઠોર; બેહેર ખાઇ-મારી ગયલા હૈયાવાળું. પશ્ચાતાપ ન કરે એવું; દુરાગ્રહથી પાપ કરનાર; દુરાગ્રહી.
Obedience, n. આજ્ઞાધીનપણું; આજ્ઞા પાળન; માનવું તે; કહ્યાગરાપણું.
Obedient, a. કહ્યામાં-હુકમમાં રહે-કહ્યુંમાને એવું. કહ્યાગરૂં. આજ્ઞાધીન. [ળીને.
Obediently, ad. આજ્ઞા માનીને; હુકમ પા-
Obediential, a. આજ્ઞાંકિતપણાનું; આજ્ઞાને અનુસારનું. [ણામ; નમન.
Obeisance, n. નમસ્કાર; આદરપુર્વક પ્ર-
Obelisk, n. ઉંચો ચાર પાસાવાળો થાંભલો; સ્તંભ. આવું † કટારાકારી ચિન્હ-ખુણ.
Obeliscal, a. ચાર પાસાના સ્તંભ-થાંભલાના આકારનું.

**Oberon**, *n.* પરિઓનો રાજા.
**Obese**, *a.* જાડું લોળ; હૃષ્ટ; પુષ્ટ; બહુ ભરેલા શરીરનું.
**Obesity**, *n.* જાડાલોળ-બહુ ભરેલાપણું.
**Obey**, *v. t.* -નું કહ્યું માનવું-કરવું;-નો હુકમ-આજ્ઞા માનવી-ઉઠાવવી-બજાવવી. માનવું; ઉઠાવવું; કરવું.-ની સત્તા અધિકાર-હકુમત માનવી;-ને તાબે થવું-રેહેવું. ગાંઠવું; પત કરવું; પ્રમાણે ચાલવું.
**Obfuscate**, *v. t.* ભુલાવામાં નાખવું; ઉપર અન્ધ પછેડો નાખવો-વાળવો; ગુંચવવું.
**Obit**, *n.* મોત; મરણ. મૃત્યુ સંસ્કાર-વિધિ; સંવત્સરીને દિવસે ગત થયલા મનુષ્યના લાભને સારૂ કરેલું ભજન-પુજા.
**Obituary**, *n.* માણસના મોતના સમાચાર તથા તે માણસ વિષે કેટલોક હેવાલ-હકીકત. *a.* મૃત્યુ સંબંધી.
**Object**, *n.* વિષય; પદાર્થ; વસ્તુ. મતલબ; હેતુ; ઉદ્દેશ. કર્મ. *v. t.* વિરૂદ્ધ બતલાવવું; સામું કેહેવું;-ઉપર આરોપ-આળ મુકવું. *v. i.* સામી તકરાર-હરકત-અડચણ-વાંધો લેવો-ઉઠાવવો.
**Objection**, *n.* હરકત; વાંધો; બાધ; અડચણ; સામી તકરાર.
**Objectionable**, *a.* બાધ્ય; અડચણ-વાંધો ઉઠાવવા જેવું.
**Objective**, *a*, પદાર્થ-વસ્તુ-વિષયનું-સંબંધી-વિષેનું. મનની બહારનું; પદાર્થ વિષયનું-લબ્ધ. કર્મ સંબંધી.
**Objector**, *n.* વાંધો લેનાર-કાઢનાર; સામી તકરાર ઉઠાવનાર.
**Objurgate**, *v. t.* ધમકાવવું-ધમકી આપવી. ઠપકો આપવો.
**Oblate**, *a.* બે છેડે ચપટું; ધ્રુવે બેઠેલું.
**Oblation**, *n.* અર્પણ; બળિદાન; દેવોપહાર; બળિ.
**Obligate**, *v. t.* બંધન-એસાનમાં રાખવું-લાવવું; બાંધી લેવું.
**Obligation**, *n.* બંધન; બંધકત્વ. કર્તવ્યકાર્ય; ફરજ. આભાર; સપાડું; એસાન.
**Obligatory**, *a.* બંધક;-નું બંધન હોય એવું.
**Oblige**, *v. t.* ફરજ-જરૂર પાડવી; To be obliged-ને જરૂર-ફરજ પડવી; પડવું-ઉપર એસાન-પાડ-સપાડું-ઉપકાર આભાર કરવો. pp. ના એસાન ઉપકાર-સપાડા તળે હોવું; ઉપર પાડ હોવો;-નો ઉપકાર-પાડ માનવો.
**Obligee**, *n.* જેને કરાર લખી આપ્યોછે તે; કરાર લખી લેનાર.
**Obliging**, *a.* એસાન કરે એવું; ઉપકારશીળ; સારૂં કરી જાણે તેવું.
**Obligingly**, *ad.* એસાન કરે એવી રીતથી; ઉપકારીપણાથી. વિવેકથી; સભ્યતાથી.
**Oblique**, *a.* વાંકું; ત્રાંસું; આડું. વાંકુંચુકું; શાખા સંબંધીનું; બાજાનું.
**Obliquely**, *ad.* ત્રાંસા-વાંકાપણાથી.
**Obliquity**, *n.* ત્રાંસા-આડા-વાંકાપણું; વક્રત્વ. આડાઈ; વાંકે માર્ગે ચાલવું તે; વાંકું બોલવું-ચાલવું તે. નિયમ ભંગ-વિરૂદ્ધતા.
**Obliterate**, *v. t.* છેકી-ભુસી-ભુસેડી-ઉડાડી-ચેહેરી ઘસીને કાઢી નાખવું.-થી ઘસાઈ જવું-જતુ રેહેવું; ઘસી નાખવું.
**Obliteration**, *n.* ભુસી-છેકી કાઢી નાખવું તે.
**Oblivion**, *n.* વિસારો; ભુલાવો; વિસ્મૃતિ. ગુનામાત્રની માફી.
**Oblivious**, *a.* વિસ્મૃતિ-વિસારો કરાવે તેવું; વિસ્મારક. વિસરાવે તેવું; ભુલકણું.
**Oblong**, *a.* લંબ-દીર્ઘ ચોરસ; લાંબું. *n.* લંબ-દીર્ઘ ચોરસ આકૃતિ.
**Obloquy**, *n.* નિન્દા; બદગોઈ; ભુંડું બોલવું તે; અપવાદ.
**Obnoxious**, *a.*દોષપાત્ર; દુષણ લગાડવા જેવું; નિંદ્ય; ઠપકાલાયક; દંડપાત્ર; શિક્ષાયોગ્ય. ભુંડો; અણગમતો; અળખામણો; અપ્રિય. યોગ્ય; પાત્ર; વશ; આધીન.

Obscene, *a.* નિર્લજ્જ; ફૂટાણું; બીભત્સ; ભુંડું. ગંદુ; મેલું; મલીન. અશુભ; અમંગળ; નઠારૂ.

Obsceneness, Obscenity, *n.* ભુંડાળા-નિર્લજ્જપણું; બીભત્સ વચન-ચિત્ર; દુર્ભાષણ; ભુંડાળા બોલ; ફૂટાણું. [ઢંકાવું તે.

Obscuration, *n.* ઓથામાં આવવું તે; ઢાંકવું-

Obscure, *v. t.* છુપાવવું; સંતાડવું. દુર્બોધ-દુર્ગમ્ય-સમજાય નહીં-વંચાય નહીં તેવું કરવું. ઝાંખું-અપ્રસિદ્ધ-અસ્પષ્ટ-અવ્યકત કરવું. *a.* નિસ્તેજ; અંધકારવાળું. ખુણે પડેલું. અપ્રસિદ્ધ. અસ્પષ્ટ; દુર્બોધ; દુર્ગમ્ય. ઉપર ઉપરનું; ઉપર ચોટિયું; જેવું તેવું; અપુર્ણ.

Obscurely, *ad.* અસ્પષ્ટરીતે; ઝાંખીરીતે; ગોળગોળ રીતે.

Obscurity, *n.* અંધકાર; નિસ્તેજપણું; અપ્રસિદ્ધ-એકાંતપણું. ગરીબાઈ; અનિનમ્રપણું; સાલસાઈ. દુર્ગમ્ય-દુર્બોધપણું.

Obsecration, *n.* વિનંતિ; કાલાવાલા; આજીજી. [ક્રિયા.

Obsequies, *n. pl.* મૃત્યુ-પ્રેત સંસ્કાર-કર્મ-

Obsequious, *a.* ખુશામતિયું; હાજી હા કરનાર; અતિશય મરજી ઉઠાવનાર.

Obsequiously, *ad.* હાજી હા કરીને; ખુશામતીઆની પેઠે.

Obsequiousness, *n.* ગુલામગીરી; દાસ્ય; તાબેદારી; ગુલામની પેઠે મરજી ઉઠાવવી તે.

Observable, *a.* ચિત્તમાં આવે એવું; નજરમાં ધ્યાનમાં રાખવાજોગ. જોવાજોગ.

Obseravably, *ad.* ધ્યાનમાં રાખવાજોગ રીતે.

Observance, *n.* અવલોકન. બહારનો ઉપચાર; વિધિ; વિધાન. વિધિ-નિયમ પાળવા તે; નિયમાનુષ્ઠાન; વ્રત-ક્રિયા કરવી-પાળવી તે.

Observant, *a.* નિરખી-નિહાળી-લક્ષ દઈને-બારીકીથી જોનાર; અવલોકન કરનાર; નજરબાજ. પાળનાર; માનનાર; કહ્યું કરનાર. આજ્ઞાધીન; વશ.

Observation, *n.* અવલોકન; નિરિક્ષા; અવલોકન શકિત; વિચાર; અનુમાન. ટીકા; ટીકાનું ભાષણ; કશા ઉપર બોલવું-લખવું તે. લક્ષ દઈને જોવું તે.

Observatory, *n.* વેધશાળા; તારામણ. અવલોકન સ્થાન; સૃષ્ટિજન્ય પદાર્થોનું અવલોકન કરવાનું મકાન.

Observe, *v. t.* નિરખી-નિહાળીને-લક્ષ દઈને જોવું; ચિત્ત દઈને તપાસવું; અવલોકન કરવું. કરવું. બોલવું; કહેવું. પાળવું; માનવું; નિયમ પાળવા. *v. i.* ટીકા કરીને બોલવું; ટીકા કરવી. જોવું; લક્ષ-ધ્યાન-ચિત્ત દેવું.

Observer, *n.* અવલોકન કર્તા; બારીકીથી જોનાર. સૃષ્ટિજન્ય પદાર્થોનું અવલોકન કરવામાં કુશળ પુરૂષ. પાળનાર; માનનાર; કરનાર.

Obsession, *n.* ઘેરી લેવું તે.

Obsolescent, *a.* દહાડે દહાડે ઉપયોગમાંથી-વાપરમાંથી-વ્યવહારમાંથી નીકળી જતું.

Obsolete, *a.* વાપર-ઉપયોગ-વ્યવહારમાં નહી આવતું; માંથીનીકળી ગયલું; રૂઢી ભ્રષ્ટ.

Obsoleteness, *n.* વાપરમાંથી-વ્યવહારમાંથી નીકળી ગયલું તે; રૂઢી ભ્રષ્ટપણું.

Obstacle, *a.* હરકત; નડ; અડચણ; આડ.

Obstetric-al, *a.* સોઈયાણી-દાઈના ધંધા સંબંધી; સોઈયાણીનું; પ્રસવ વિદ્યા-કર્મનું. [યાણી.

Obstetrician, *n.* પ્રસવ કરાવનાર; દાઈ સોઈ-

Obstetrics, *n.* પ્રસવકર્મ-વૈદક; સુવાવડનું વૈદક શાસ્ત્ર; સોઈયાણીનું કામ.

Obstinacy, *n.* હઠ; જીદ; આડાઈ; દુરાગ્રહ; મમત; હઠીલાઈ; દુઃસાધ્ય-દુર્નિવાર્યપણું.

Obstinate, *a.* હઠીલું; જીદ્દિ; મમતી; દુરાગ્-

હી; જક્કી; આડું; દુ:સાધ્ય; દુર્નિવાર્ય; થરકર્યું હોય તેવું. [ક્રથી.

Obstinately, *ad.* દુરાગ્રહથી; મગતથી; જ-

Obstreperous, *a.* ઘોંઘાટ-બુમરોળ કરનાર; શોર-પોકાર કરી મુકનાર. [થી; બુમાટથી.

Obstreperously, *ad.* ઘોંઘાટ કરીને; શોર-

Obstruct, *v. t.* બંધ કરવું; રૂંધવું; વચ્ચે અડચણ કરવી-નાખવી-કરી બંધ કરવું; રોકવું. અટકાવવું; અડચણ-હરકત કરવી;-ની આડે આવવું.

Obstruction, *n.* રોકવું-અટકાવવું તે; અડચણ; આડ; હરકત; રોકાણ; અટકાવ; નડતર.

Obstructive, *a.* અટકાવ-હરકત-આડ-અડચણ-નડતર કરે-નાખે એવું; પ્રતિબંધક; રોધક.

Obstruent, *adj.* અડચણકારક; અટકાવ કરનાર *n.*નડતર કરનાર કાંઈ ચીજ-અડચણ કરતી ચીજ.

Obtain, *v. t.* મેળવવું; સંપાદન-પ્રાપ્ત કરવું; ને મળવું. *v. i.* હોવું; ચાલવું; રૂઢ હોવું.

Obtainable, *a.* લભ્ય; પ્રાપ્ય; મળવા જેવું; મળે એવું. [વાલા કરવા.

Obtest, *v. i.* or *v.t.* પ્રાર્થના-આજીજી-કાલા-

Obtestation, *n.* કાલાવાલા; આજીજી; પ્રાર્થના.

Obtrude, *v. t.* ઘુસવું; ઘુસીને આવવું-લાવવું; વગર માગે કે બોલાવે આગળ લાવી મુકવું. અતિશય આગ્રહ કરી-પરાણે આપવા માંડવું-આપવું.

Obtruder, *n.* વગર તેડે-અણબોલાવે વચ્ચે વચ્ચે ઘુસનાર. [પરાણે આપવું તે.

Obtrusion, *n.* વચ્ચે વચ્ચે ઘુસવું-લાવવું તે.

Obtrusive, *a.* ઘુસે એવું. માથા માર; ઘુસીને-વગર તેડે-પરાણે અણબોલાવે આગળ પડે એવું.

Obtrusively, *ad.* વગર તેડે-અણબોલાવે ઘુસે એવી રીતે.

Obtund, *v. t.* ઉતારવું; ધીમું-નરમ પાડવું. બહેરૂં-બુઠું-મંદ-જડ-ઓછું કરવું.

Obtuse, *a.* પહોળો (ખુણો) મંદ; જડ-સ્થુલ બુદ્ધિ. તીણો નહીં એવો; જાડો; ધીમો; હળવો.

Obtuseness, *n.* તીણો નહીં એવો અવાજ. જડપણું; બુઠાપણું.

Obtusion, *n.* બુઠું કરવું તે.

Obumbrate, *v. t.* છાંયો કરવો.

Obverse, *a.* સિક્કાવાળું; બહાર પડતું; ઉપસેલું. *n.* સિક્કાની જે બાજુપર મુખ્ય છાપ

Obvert, *v. t.* તરફ ફેરવવું. [હોય તે બાજુ.

Obviate, *v. t.* નિવારવું; ટાળવું; આગળથી વેગળું-દુર રાખવું. [સાફ; ઉઘાડું; સ્પષ્ટ.

Obvious, *a.* જોગ; પાત્ર; યોગ્ય; લાયક. ખુલ્લું;

Obviously, *ad.* સ્પષ્ટપણે; ખુલ્લી રીતે.

Occsion, *n.* બનાવ; બીના; પ્રાસંગિક બનાવ. સારો વખત; ફાવતો પ્રસંગ-લાગ-અવસર; તાકડો; નિમિત્ત કારણ. જરૂર; પ્રયોજન; કારણ; ગરજ. *v. t.* -નું નિમિત્ત કારણ-કારણભુત થવું. ઉત્પન્ન કરવું; કર થવું; -થી થવું.

Occasional, *a.* કેટલીક-કોઈ કોઈ વાર થતું-નું.

Occasionalism, *n.* શારીરિક ક્રિયા પ્રેરનાર-હુકમમાં રાખનાર મનુષ્ય ઇચ્છા નહિં પણ ઈશ્વરેચ્છા એ મત-વાદ.

Occasionally, *ad.* કેટલીક વાર; પ્રસંગે પ્રસંગે; કહીં કહીં.

Occasine, *adj.* અસ્ત પામતા સૂર્ય સંબંધી પશ્ચિમનું-પાશ્ચિમાત્ય. [શ્ચિમ ભાગ.

Occident, *n.* આથમણી-પશ્ચિમ દિશા. પ-

Occidental, *a.* પશ્ચિમનું; આથમણું.

Occidental diamond, *n.* જરા ઉતરતા ચળકાટનો તથા થોડી સખ્તાઈનો હીરો.

Occipital, *a.* ખોપરી-માથાના પાછલા ભાગ સંબંધી.

**Occiput**, *n.* શીર; પૃષ્ઠ; માથાનો પાછલો [ભાગ.
**Occult**, *a.* ગુહ્ય; છાનું; અપ્રસિદ્ધ.
**Occult sciences**, જાદુ, કીમીઆ-અને જ્યોતિષશાસ્ત્ર વગેરે પ્રાચીન શાસ્ત્રો.
**Occultation**, *n*, ગુપ્તિભવન-કરણ. સમાગમ.
**Occupancy**, *n.* કબજો, ભોગવટો; વહીવટ; કબજો કરવો-રાખવો તે.
**Occupant**, *n.* કબજો કરનાર-લેનાર. વહીવટદાર. ભોગવટો કરનાર; કબજેદાર.
**Occupation**, *n.* ધંધો; રોજગાર; કામ; ઉદ્યમ. વહીવટ; ભોગવટો; કબજો. કબજો લેવો-કરવો તે.
**Occupier**, *n.* see Occupant.
**Occupy**, *v. t.* કબજો કરવો-લેવો; કબજ-હાથ. કરવું. કબજા-ભોગવટામાં રાખવું-હોવું; રોકવું-રૂંધવું;-થી રોકાવું. કામે વળગાડવું-વળગવું; ગુંથાયા રહેવું; કામમાં લાગેલા હોવું.
**Occur**, *v. i.* જોવામાં આવવું; નજરે પડવું; માં કોઈ કોઈ ઠેકાણે દીઠામાં આવવું;-માં હોવું. સુઝવું; સુઝી આવવું;-ના મનમાં આવવું.
**Occurrence**, *n.* બનાવ; વાત; બિના; દીઠામાં--જોવામાં આવવું તે. સુઝી આવવું તે.
**Ocean**, *n.* સાગર; સમુદ્ર; દરિયો. મહાસાગર. *a.* મહાસાગરનું. [નિપજતું-મળતું.
**Oceanic**, *a.* મહાસાગરનું. સમુદ્રમાં થતું-
**Oceanides** *n. pl.* જળદેવી. Oceauns, જળદેવની કન્યાઓ.
**Ochre**, *n.* ગેરૂ; એક જાતની રાતી લોહમય માટી.
**Octachord**, *n.* આઠ તાર-તંતુનું વાદ્ય.
**Octagon**, *n.* અષ્ટકોણ. [કોણનું.
**Octagonal**, *a.* અષ્ટ કોણના આકારનું: અષ્ટ-
**Octahedron**, *n.* બરોબર સમબાજુ ત્રિકોણ મળીને થયલી ઘનઆકૃતિ, આઠ પાસાવાળી આકૃતિ.
**Octangular**, *a.* અષ્ટકોણ આકારનું; અષ્ટકોણનું.
**Octave**, *n.* અષ્ટમાંશ સ્વર; રાગ અષ્ટમાંશ.
**Octavo**, *n.* અષ્ટ પત્રી પુસ્તક; એક તાવનાં આઠ પત્ર કરીને બાંધેલી ચોપડી. [વું-થતું.
**Octennial**, *a.* દર આઠ આઠ વરસે આવ-
**October**, *n.* અંગ્રેજી વર્ષનો દશમો મહિનો; આસો- કારતક. એક જાતનો એલ-સીદર જાતનો દારૂ.
**Octodecimo**, *adj.* અઢારપેજી.
**Octogenarian**, *n.* હેંસી વરસની ઉમ્મરનો માણસ. [માછલી.
**Octopus**, *n.* આઠ હાથવાળી એક જાતની
**Octosyllable**, *n.* આઠ અક્ષરનો શબ્દ.
**Octroi**, *n.* દરવાજે લેવાનું હાંસલ-વેરો.
**Ocular**, *a.* આંખે-નજરે જોયલું; પ્રત્યક્ષ.
**Oculist**, *n.* નેત્ર વૈદ્ય; આંખનો વૈદ.
**Odalisque**, *n.* નામદાર તર્કીના સુલતાનના જનાનાની એક બાંદી-લોંડી.
**Odd**, *a.* નોખું; ઈલાહીદું; વિખુટું. વધારાનું; બાકીનું; ઉપરનું પરચુરણ; કીરકુળ; થોડા વધારે; વિલક્ષણ; ઓર; વિચિત્ર; કઢંગું. તરેહવાર; અજબ જેવું. એકી; બેથી વધ્યા વગર ન ભંગાય તેવું.
**Odd-fellow**, *n.* પરસ્પર સહાય ને સમાગમ સુખને માટે સ્થાપેલી એક ગુપ્ત ટોળીનો પુરૂષ.
**Oddity**, *n.* વિલક્ષણતા; તરેહવાર-કઢંગાપણું. કઢંગી વાત વસ્તુ-વાનાં.
**Oddly**, *ad.* કઢંગાપણાથી; વિલક્ષણતાથી.
**Oddness**, *n.* એકી; કઢંગાપણું.
**Odds**, *n. pl.* અંતર; ફેર; તફાવત; ચઢીઆતાપણું; સરસાપણું. વધારો; લાભ.
At odds, *v.* સંપવગર, જુદાઈવાળું-મતભેદવાળું.

**Odds and ends,** કટકા-ટુકડા-રઝળતી ચીજો; જુદી જુદી ચીજો. [વિત.

**Ode,** *n.* ગીત; સ્તવન; ગાયન; ગજલ; કાવ્ય; ક-

**Odious,** *a.* તિરસ્કાર્ય; ધિક્કાર-ફિટકાર કરવા જોગ; નઠારૂં; ખોટું; કંટાળો ઉપજાવે એવું; અપવાદ થાય એવું.

**Odiously,** *ad.* તિરસ્કારથી; કંટાળો ઉપજાવે એવી રીતે. ભુંડું; અપ્રિય; અણગમતું; અ-ળખામણું.

**Odium,** *n.* તિરસ્કાર; ફિટકાર; અપ્રીતિ; અભાવ; બદી; ભુંડાસ; અપવાદ; નિન્દા; ભુંડાપણું.

**Odoriferous,** *a.* ખુશબોદાર; સુગંધી; સુવાસ; સુવાસી; સુગંધ વાહક.

**Odorous,** *a.* ખુશબોદાર; સુગંધી.

**Odour,** *n.* ખુશબો; સુવાસ; સુગંધ. [પુરૂ થવું.

**O'er,** contraction of over, ખલાસ થવું;

**Of,** *pre.* નું-નો-ની-ના-નાં; ના-માંનું-નો-ની-ના-નાં; -માંનું; માંથી; ના. નું, નો, ની, -ની, માંથી ઉત્પન્ન થયલું. વાળું; વાન.-થી. વિશે; સંબંધી; બાબત;-નું, ની નો. રૂપી. એ; એકરીને;-થી. થી.

**Off,** *a.* આઘેની-પેલી બાજુ તરફનું; પેલું. *ad.* આઘે; દૂર; લાંબે; વેગળે. નાખવું; રેહેવું; જવું; દેવું; કાઢવું. આડું; બીજી તરફ. To be off. ખસવું; કરાર-બંધનમાંથી નીકળી જવું; વિચાર ફેરવવો. To come off. બચી-ઉગરી-નાશી-જવું. છેવટે સફળ-નિષ્ફળ થવું; નું ઉઘડવું-થવું. To get off. ઉતરવું; નીચે આવવું. સટકી-છટકી-નીકળી જવું. To go off. જવું; જતું રહેવું. ફુટીને-છોડીને જવું. છુટવું; ફુટવું. To take off. લઇ-ઉપાડી લેવું. ઉતારવાં; કાઢવાં-ના વેશ ધરવો;-ના ચાળા કરવા-પાડવા. Ill or badly off. ખોટી-માઠી હાલતમાં; દુઃસ્થ. *pre.* ઉપર નહીં રહેલું; ખસેલું; -થી બહાર-વેગળો; બહાર. *int.* જા! ચાલ! ટળ! દીસતો રહે! [નવરૂં.

**Off and on,** *ad.* ઘડીમાં કામમાં ને ઘડીમાં

**Off hand,** *ad.* વગર તૈયારીનું; આગળથી તૈયારી કે અભ્યાસ સિવાયનું. [વિરૂદ્ધ.

**Off or on,** *ad.* આમ કે આમ; લાભમાં કે

**Offal,** *n.* નાખી દેવાનું-કોહેલું માંસ; કસાઇએ વધ કરેલા પ્રાણીનો નાખી દેવાનો ભાગ. એઠવાડ; કચરો; પુંજો; નાખી દેવાની વસ્તુ.

**Offence** *n.* ઇતરાજી; નાખુશી; માઠું-ખોટું લાગવું; દુઃખ; ઇજા. વાંક; અપરાધ; ગુનો; તકસીર. નુકસાન. ઠોકર; ભુલ; ભુલચાપ.

**Offenceless,** *a.* નિરૂપદ્રવી; નિરપકારી. નિર્દોષ; નિરપરાધી.

**Offend,** *v. t.* નાખુશ-ગુસ્સે કરવું; ખોટું-માઠું લગાડવું;-થી ક્રોધાયમાન થવું;-થી માઠું લાગવું. દુઃખ-ત્રાસ-કંટાળો ઉપજાવવો; દુઃખવવું. પાપ કરાવવું. *v. i.* અપરાધ-ગુનો કરવો;-ને ન ગમવું; ઠોકર ખાવી-વાગવી; આડું જવું; ભુલ ખાવી.

**Offender,** *n.* ગુનેહગાર; અપરાધી; તકશીરવાન માણસ.

**Offensive,** *a.* માઠું-ખોટું લાગે એવું; ગુસ્સો આણે એવું. ખોટું; દૂર; બદ. પહેલો હુમલો કરનાર; લડાઇનું મુળ-જગાવનાર. *n.* હુમલો કરવાની સ્થિતિ; લડાઇમાં પહેલું પગલું. [કરવો.

To act on the offensive, પહેલાં હુમલો

**Offensively,** *ad.* કંટાળો ઉપજાવે એવી રીતે.

**Offer,** *v. t.* અંગીકાર કરવા મહોં આગળ ધરવું. -મુકવું-કરવું; આપવા માંડવું.-કરવાનું બતલાવવું. -કેહેવું-જણાવવું; યજ્ઞ કરવો. અર્પણ-નિવેદન કરવું. આપવા માંડવું-કેહેવું. ટક્કર લેવી; સામું થવું. *v. i.* આવવું; જણાવું; ખુશી બતલાવવી; કેહેવું. *n.* આપવા માંડવું તે; કરવાની-આપવા-કેહેલી વાત-વસ્તુ; કેહણ.

Offering, *n.* અર્પણ; બળીદાન; બળી; નૈવેદ.

Offertory, *n.* રોમન કાથલિક પંથમાં અર્પણ કરતી વેળાએ ગાવાનું ગીત. વિલાયતમાં સરકારે જે પંથ સ્થાપેલો છે તે પ્રમાણે પ્રભુ ભજન થતાં ધર્મના પૈસા અર્પણ કરતી વખત બૈબલમાંથી જે વાકયો વંચાય છે તે.

Office, *n.* અધિકાર; હોદો; જગ્યા; અધિકારની જગ્યા; કચેરી; કામ કરવાને બેસવાની જગ્યા; આફિસ. બીજાનું કરવાનું કામ-કૃત્ય-કૃત; કર્તવ્ય કામ; ધર્મ. કામ. *pl.* ચાકર માણસને કામ કરવાના ઓરડા, રસોડાં, ડહેલાં. ક્રિયા; વિધિ; અમુક વિધાન.

Office-bearer, *n.* અધિકારી; કોઇ મંડળીનું કામ ચલાવનાર.

Officer, *n.* અમલદાર; કામદાર; અધિકારી- *v. t.* અધિકારી નીમવા; અમલદાર ઠેરવવા.

Official, *a.* અધિકારને લગતું; હોદા સંબંધી; અધિકારીએ-અધિકારની રૂએ કરેલું. *n.* કામદાર; અધિકારી; તાબાનો નોકર.

Official assignee, *n.* નાદારની મિલ્કત સંભાળનાર સરકારી અમલદાર.

Officially, *ad.* કામદાર-અધિકારીની તરફથી; અધિકાર-હોદાની રૂએ.

Officiate, *v. t.* કામ બજાવવું-કરવું-ચલાવવું. બીજાને બદલે કામ કરવું-બજાવવું.

Officinal, *a.* કોઇપણ દુકાને મળે એવું.

Officious, *a.* પરાણે-વગર માગે-પાડ ચઢાવે તેવું; વચમાં ટાહેલું કરનાર; પારકાના કામમાં અમથો પડનાર.

Officiously, *ad.* પારકાના કામમાં અમથો પડીને; માયાથી; પ્યારથી; હોંસથી; ઉત્કંઠાથી.

Officiousness, *n.* આતુરતા; ચાકરી કરવાની ઉત્કંઠા.

Offing, *n.* કિનારાથી દુરનો-ભરદરિયો.

Offscouring, *n.* કચરો; નકામી ચીજ; એઠવાડ; ઉતાર; ઉકરડો.

Offset, *n.* ફણગો; ફાંટો; ઝવેરા; સણગો. સામો દાવો-લેહેણું; બદલામાં-સાટામાં આપેલું વાળું. *v.t.* સામું વાળવું-મુકવું; વળતર દાખલ મુકવું.

Offshoot, *n.* આડો ફાંટો; ફુંટાએલી શાખા.

Offspring, *n.* બચ્ચું; છોકરૂં; સંતતિ; સંતાન; પ્રજા.

Oft, Often, oftentimes, *ad.* વારે વારે; બહુ-ઘણીવાર; વારંવાર; ફરી ફરીને.

Ogee, *n.* એસ (s) અક્ષર જેવો બનાવેલો ઢાળો-બીબાનો ઘાટ.

Ogle, *v. t.* or *i.* બાડું-આડું-ત્રાંસું જોવું; આંખ મારવી. *n.* ત્રાંસું જોવું તે; બાડી ત્રાંસી નજર.

Ogler, *n.* આડું-ત્રાંસું જોનાર.

Ogre, *n.* રાક્ષસ.

Ogress, *n.* પિશાચણ; ડાકણ.

Oh, *int.* અરે ! રે ! ઓ ! હે ! અરે ! અરે અરે.

Oil, *n.* તેલ. *v. t.* -ઉપરતેલ ચોપડવું-લગાડવું-ઘસવું-મર્દન કરવું.

Oil-cake, *n.* ખોળ.

Oil-cloth, *n.* મીણ-તેલ કાપડ; મીણિયું; રોગાન દિધેલું લુગડું.

Oil-colour, *n.* કોઇપણ રંગને તેલમાં વાટીને કરેલો રંગ; તેલ રંગ.

Oiliness, *n.* ચીકાસ; ચીકણા-તેલકટપણું.

Oilman, *n.* તેલ વેચનાર; ઘાંચી; તેલી.

Oilpainting, *n.* તેલમાં રંગ વાટીને રંગવાની કળા; તેલમા રંગ વાટીને તે વડે ચિત્રેલું ચિત્ર.

Oily, *a.* ચીકણું; તેલવાળું; ચીકાસવાળું.

Oint, *v. t.* તેલ ચોપડવું-ઘસવું.

Ointment, *n.* ચોપડવા-ઘસવાનો પદાર્થ; મર્દન દ્રવ્ય; લેપ; મલમ.

Old, *a.* ઘરડું; બુઢું; જઇફ; બુજર્ગ; વૃદ્ધ; ઉતરતી વયનું; અવસ્થાએ પહોંચેલું; જુનું; તાજું-નવું ન હોય એવું; ઘણા કાળ-વર્ષનું; આગળનું; પ્રાચીન; પુર્વનું; જુનું. ઉમ્મર-વર્ષનું. જુનો;

રીઢો. ઘણા વરસથી ખેડાણ થતી આવેલી. ઉતરેલું; ઘસાઈ ગયલું. જીર્ણ; કસ-દમ વગરનું; રદ પડી ગયલું. [ણુસો.

**Old school,** *n.* જુના જમાનાના-વિચારના મા-

**Olden,** *a.* જુનું; પ્રાચીન; અસલનું; અગાઉનું.

**Old-fashioned,** *a.* જુના વિચારનું-ઢબનું-ચાલને અનુસરતું. [વૃદ્ધાવસ્થા. જુનાપણું.

**Oldness,** *n.* બુઝુરગી; જઈફી; બુઢાપો; ઘડપણ;

**Old-wife,** *n.* વાતસુરી-વાતગરી-વાતોડી-બકબકીઅણ ડોશી.

**Oleaginous,** *a.* તેલવાળું-જેવું; તૈલમય; ચીકણું; ચીકાસવાળું; સુંવાળું.

**Oleander,** *n.* મતિહાસ નામનો છોડ.

**Oleaster,** *n.* જંગલી જૈતુન-આલિવ.

**Olfactory,** *a.* વાસેન્દ્રિય સંબંધી; સુંઘવાની ઇન્દ્રિયનું-વાળું; સુંઘવાનું. [ગુંદર.

**Olibanum,** *n.* ગંદાબીરોજા; એક જાતનો

**Oligarchy,** *n.* અલ્પજન રાજ્ય-સત્તા-પ્રભુત્વ. થોડા માણસના હાથમાં રાજ્યનો અધિકાર આપવાની રીત.

**Olio,** *n.* ખીચડો; સેળભેળ; ભેળસેળ.

**Olive,** *n.* જીતવૃક્ષ; જૈતુનનું ઝાડ; જીત-જૈતુનનું ફળ; જૈતુન. સુલેહની નીશાનિ. જીતફળના જેવો-બદામી રંગ.

**Olive-branch,** *n.* સલાહની નિશાનિ.

**Olympiad,** *n.* યુનાની તવારીખમાં ચાર વરસનો કાળ-વખત-ની મુદત.

**Olympic,** *a.* ગ્રીસ દેશ મધેના ઓલિમ્પિયા શેહેરનું તથા ત્યાંનીસરતની રમતો-ખેલો સંબંધી.

**Ombrometer,** *n.* વરસાદ માપવાનું યંત્ર.

**Omega,** *n.* છેલ્લું. યુનાની મુળાક્ષરનો છેલ્લો અક્ષર.

**Omelet,** *n.* ઈંડાં વગરની બનાવેલી પુરી-પોળી.

**Omen,** *n.* શુકન; શુભાશુભ સુચક ચિન્હ; ભવિષ્યનું ચિન્હ-લક્ષણ. *v. t.* સુચવવું; શુકન કરવા. પ્રશ્ન બાંધી-ભવિષ્ય-આગળથી કહેવું.

**Ominous,** *a.* અપશુકનનું; અશુભ સુચક; અભદ્ર; માઠું.

**Omission,** *n.* મુકી-છોડીદેવું તે. કંઇ વાત નહીં કીધાની-મુકી દીધાનીચુક-ભુલ-ગફલત-કસુર. મુકી દીધેલો અંશ-ભાગ-વાત. ભુલ; ચુક.

**Omit,** *v. t.* મુકી-છોડીદેવું; મુકવું; બાકી મુકવું; ચુકવું; ગફલત-ભુલથી ન કરવું.

**Omnibus,** *n.* જનરથ; પચીસ ત્રીસ માણસ માય એવડી મોહોટા શેહેરમાં ભાડે ફરતી એક જાતની ગાડી.

**Omnific,** *a.* જગકર્તા; વિશ્વકર્તા.

**Omnipotence,** *n.* સર્વ-અનંત-અપાર શક્તિ.

**Omnipotent,** *a.* સર્વ શક્તિમાન. *n.* સર્વ શક્તિમાન ઇશ્વર. [વ્યાપકતા-વ્યાપીપણું.

**Omnipresence,** *n.* સર્વત્ર ભાવિ પણું; સર્વ

**Omnipresent,** *a.* સર્વ ભાવી; સર્વ વ્યાપક; સર્વ વ્યાપી; સર્વ ગત. [ત્રિકાળજ્ઞાન.

**Omniscience,** *n.* સર્વજ્ઞતા; સર્વ સાક્ષીત્વ;

**Omniscient,** *a.* સર્વજ્ઞ; સર્વ સાક્ષી; ત્રિકાળજ્ઞ. [બધું ખાનારૂં.

**Omnivorous,** *a.* સર્વ ભક્ષ્ય; સર્વ ખાદ;

**On,** *pre.* ઉપર; પર. તરફ; ઉપર; એ; માં.-નેસદે-જોખમે; એટલે; ત્યારે; પછી. તરફથી-ની-પીતો. *ad.* આગળ. (ક્રિયાપદ પછી:) કરવું; જવું; રેહેવું. સ્થીર; પાછળ; વળગેલું; કાયમ પેહેરેલું.

**On the wing,** નાસતું; દોડી જતું.

**Once,** *ad.* એકવાર-ફેરો-વખત; આગળ; પૂર્વે: ઘણા દહાડા ઉપર.

**One,** *a.* એક. નામનો એક-કોઇ માણસ; એકરૂપ-સંપો-માંઢવાળું. એકજ; એકનું એક. એકજ જાતનું. *n.* કોઇ; કોઇ પુરૂષ.

**Oneness**, *n.* એકપણું; ઐકય; એકત્વ.
**Onerous**, *a.* ભારે; જુલમ ભરેલું.
**One-sided**, *a.* એક પક્ષી; એક તરફી.
**Onion**, *n.* કાંદો; ડુંગળી; પ્યાજ.
**Only**, *a.* એકલોજ; એકજ. એકનું એક; એકલું. સર્વોપરી; મુખ્ય; એક. *ad.* ફકત; માત્ર;-જ. [વિષ્યનું જ્ઞાન-
**Onomancy**, *n.* નામના અક્ષરથી ભવિષ્ય વ-
**Onomatopoetic**, *adj.* ઉચ્ચારને અનુસરતો (શબ્દ.) [હુંગામો.
**Onset**, *n.* હુમલો; ધસારો; ચઢાઈ; હલ્લો;
**Onslaught**, *n.* see Onset. [ચાર સંબંધી.
**Ontological**, *a.* પ્રાણી માત્ર-ભુત માત્ર વિ-
**Ontology**, *n.* ભુત-પ્રાણીમાત્ર વિચાર.
**Onus**, *n.* જુમ્મો; બોજો. Onus probandi પુરાવાનો બોજો.
**Onward, Onwards**, *a.* આગળનું; આગળ; આગળ ચાલતું-ચાલેલું. વર્ધમાન; અગ્રગામી. *ad.* આગળ.
**Onyx**, *n.* ગોમેદ; શિવધાતુ; લસણીઓ.
**Ooze**, *v. i.* ઝરવું; ગળવું; નિતરવું; ઝમવું.
**Opacity**, *n.* અપારદર્શકપણું; તેજ-કિરણ-પ્રકાશ પ્રતિબંધકપણું. નિસ્તેજ-તેજહીનપણું.
**Opacous**, *a.* અપારદર્શક.
**Opal**, *n.* ક્ષીરસ્ફટિક; બદલાયા કરે એવા રંગનું ઝવેર; લસણીયો.
**Opaline**, *a.* લસણિયાનું-જેવું.
**Opaque**, *a.* અપારદર્શક; તેજ-કિરણ-પ્રકાશ પ્રતિબંધક. તેજહીન; નિસ્તેજ.
**Ope**, *v. t.* ઉઘાડવું; ખોલવું.
**Open**, *v. t.* ઉઘાડવું; ખોલવું; ઉઘાડું-ખુલ્લું કરવું-માંચીરો-ફાટ પાડવી. મોકળું-ઉઘાડું કરવું-મુકવું. ઉઘાડું-ખુલ્લું કરી દેખાડવું. સ્પષ્ટ સમજાવવું. મન ખોલીને કેહેવું; હૈયાની-મનની વાત કેહેવી. શરૂ કરવું; પ્રારંભવું; આરંભવું. *v. i.* ઉઘડવું; ખુલવું.-માં ફાટ પડવી; શરૂ થવું. *a.* ખુલ્લું; ઉઘાડું; મોકળું. યોગ્ય; પાત્ર. ખિલેલું; વિકસિત; ખુલ્લું; ઉઘાડું. જેમાં સર્વેને આવવાની છુટ હોય એવું ખુલ્લા દિલનું; નિષ્કપટિ; સાફ; ચોખ્ખું; ખુલ્લું; ઉઘાડું; ભાવકળીશકાય એવું. ખરાદિલનું; ખરા ભાવનું. હિમ-બરફની હરકત વગરનું; બરફથી બંધ ન થઈ ગયલું. ચાલતું (ખાતું) વાદ વિવાદ કરી શકાય તેવું; અનિશ્ચિત. ઉદાર (સ્વર) [-જીવવાળું; ધોતાળ; સખી; ઉદાર.
**Open-handed**, *a* હાથનું છુટું; મોકળા હાથ-
**Open-hearted**, *a.* નિષ્કપટી; નિખાલસ; ખુલ્લા દિલનું.
**Open-mouthed**, *adj.* લોભી; લાલચુ.
**Opening**, *a.* માગ; બારું; છિદ્રું. બાકોરું; બાકું. પ્રારંભ; શરૂઆત.
**Openly**, *ad.* ઉઘાડે છોક; સૌના દેખતાં; ઉઘાડી-ખુલ્લી-જાહેર રીતે. ખુલ્લા દિલથી; સ્પષ્ટ રીતે. [લાની શરૂઆત.
**Opening of the trenches**, કિલ્લાપર હુમ-
**The open**, *n.* ખુલ્લો પ્રદેશ. મેદાન.
**Openness**, *n.* ઉઘાડા-ખુલ્લાપણું; સ્પષ્ટતા; નિષ્કપટી-નિખાલસપણું.
**Opera**, *n.* સંગીત નાટક; સંગીત; સંગીતગૃહ.
**Opera-glass**, *n.* સંગીત ગૃહમાં તમાશો જોવાની બે નળીની ટુંકી દુરબીન.
**Operate**, *v. i.* કામ કે ક્રિયા કરવી; બળ વાપરવું; બળ વાપરી ક્રિયા કરવી. શરીર કે મન પર ગુણ દાખવવો;-થી ધારેલો ગુણ-અસર જણાવી-થવી. વાઢકાપ-શસ્ત્રોપચાર કરવો; કાપવું; ચીરવું. *v. t.* કરવું; ઉત્પન્ન કરવું;-થી થવું-ઉત્પન્ન થવું. [ળતું-યોગ્ય-ના જેવું.
**Operatic**, *a.* સંગીત નાટક સંબંધી-ને મ-

**Operation**, *n.* વ્યાપાર; ક્રિયા; કૃતિ ગુણ; અસર-કામ; કાર્ય; કૃત્ય. અસર; ચલણ. યુદ્ધ વાસ્તે કરેલું કામ. વાઢકાપ; શસ્ત્રક્રિયા; શસ્ત્રોપચાર.
**Operative**, *a.* કાર્યકારી જનક-ઉત્પાદક-સાધક; ક્રિયાજનક. ગુણકારી. ઉદ્યુક્ત. *n.* કારીગર.
**Operator**, *n.* કાર્ય કર્તા-કરનાર; ક્રિયાજનક કારક. શસ્ત્રવૈદ્ય; વાઢકુટિયો.
**Opercular**, *adj.* ઢાંકણું કે ઢાંકણ હોય એવું.
**Operose**, *a.* ભારે મેહેનત-શ્રમ-માથાકુટવાળું; કંટાળા ભરેલું; થકવે એવું.
**Ophicleide**, *n.* મહોડે વગાડવાનું પિત્તળનું મહોટું વાજું. [પને લગતું.
**Ophidian**, *a.* સર્પ સંબંધી; એરૂનું; સા-
**Ophiology**, *n.* સર્પનું વર્ણન. [આંખ.
**Ophthalmia**, *n.* નેત્ર રોગ; આંખનો મરજ;
**Ophthalmic**, *a.* નેત્ર રોગ સંબંધી; આંખના મરજનું-વિશે-સંબંધી.
**Ophthalmy**, *n.* નેત્ર રોગ; આંખનો મરજ.
**Opiate**, *n.* અફીણવાળું ઓસડ. *n.* ઘેન-ઉંઘ આણે એવું-નિદ્રાજનક ઓસડ.
**Opine**, *v. i.* ધારવું;-ને લાગવું.
**Opinion**, *n.* મત; અભિપ્રાય; વિચાર; વાણી. ન્યાયાધીશનો ઠરાવ-અભિપ્રાય.
**Opinionated**, **Opinionative**. *a.* આપમતિયું; જીદ્દી; પોતાનુંજ મત ખરૂં છે એમ સમજીને તેને વળગી રહેનાર.
**Opium**, *a.* અફીણ; અફીમ.
**Opodeldoc**, *n.* સાબુ ને કપુરની મેળવણીવાળું ચોપડવાનું તેલ. [ચોપગું જાનવર છે.
**Opossum**, *n.* અમેરિકાખંડનું એક જાતનું
**Opponent**, *a.* સામા થનાર. *n.* શત્રુ; દુશમન; વેરી. પ્રતિપક્ષી; સામાવાળીઉં.
**Opportune**, *a.* ખરા તાકડાનું; ખરી સંધીનું; તકસર-વેળા.
**Opportunely**, *ad.* ખરે તાકડે; ખરી સંધીએ; તાકડાનું; તકોતક; જોઈએ તેવી તકે.
**Opportunity**, *n.* પ્રસંગ; તક; તાકડો; લાગ.
**Oppose**, *v. t.* સામે મુકવું; સામું ધરવું. વિરૂદ્ધ કરવું-મુકવું.-ના સામા-સામે-સામું થવું-પડવું; ના ઉલટા પડવું. અટકાવવું; સામા થઈ અટકાવવું;-નું ચાલવા ન દેવું. *v. i.* વાદવિવાદમાં હરકત લેવી; ઉલટો પક્ષ પકડવો; સામું થવું. [લેનાર.
**Opposer**, *n.* સામો થનાર; ઉલટો પક્ષ
**Opposite**, *a.* સામું;સામે; સન્મુખ. ઉલટું; વિપરીત; વિરૂદ્ધ. *n.* ઉલટીવાત- અડચણ; હરકત.
**Opposition**, *n.* સામું-સન્મુખ હોવું તે; સામાપણું; સામ સામાપણું. સામા થવું તે; અટકાવ; પ્રતિબંધ; પ્રતિરોધ. પ્રતિપક્ષી મંડળ; પારલામેન્ટ સભામાં મંત્રીના પક્ષથી વિરૂદ્ધ પક્ષવાળાનું મંડળ. [માણસ; સામો પક્ષકાર.
**Oppositionist**, *n.* સામા પક્ષનો-મંડળનો એક
**Oppress**, *v. t.* પીડવું; બહુ દુઃખ દેવું; જુલમ-નો અતિશય ભાર મુકી પીડવું.-માં ઉપર ભારે શળ જેવું લાગવું.
**Oppression**, *n.* પીડન; પીડવું-દુઃખ દેવું તે; જબરદસ્તી જુલમ-અતિ શખ્ત કરવી તે. જુલમ; અતિ શખ્ત; ભારે શળપણું; સુસ્તિ; મંદપણું; આળસ. અન્યાય; અધર્મ. દુઃખ; પીડા; કષ્ટ. [અતિશય; ભારે; જબરદસ્ત.
**Oppressive**, *a.* જુલમી; જુલમ ભરેલા-ગાર;
**Oppressively**, *ad.* જબરદસ્તીથી; જુલમથી.
**Oppressiveness**, *n.* જુલમ; જબરદસ્તી ભારે શળપણું. [દેનાર; ગેરવાજબી વેર લેનાર.
**Oppressor**, *n.* જુલમ કરનાર; પીડનાર; દુઃખ
**Opprobrious**, *a.* નિંદા-તિરસ્કાર-અપવાદ-બદનામી ભરેલું -નું-વાળું; નિંદક. તિરસ્કૃત; તુચ્છ; નિંદ્ય; ફિટકારયોગ્ય.

Opprobriously, *ad.* બદનામીથી; અપવાદથી; તિરસ્કારથી.

Opprobrium, *n.* ધિક્કાર; અતિશય અપવાદ; ફિટફિટ; ફિટકાર. [લેવી.

Oppugn, *v. t.*-ની સામા થવું;-ના સામે ટક્કર

Opsiometer, *n.* જુદા જુદા મનુષ્યોની દૃષ્ટિ મર્યાદા માપવાનું યંત્ર.

Optative, *a.* ઇચ્છા સુચક-દર્શક.

Optic, *n.* દર્શનેન્દ્રિય; આંખ.

Optic, Optical, *a.* દૃષ્ટિ-દર્શન સંબંધી-નું; દર્શન ક્રિયાવિશે; જોવા સંબંધી; નજરનું-વિશે; દર્શનેન્દ્રિય-ચક્ષુરિન્દ્રિયનું-સંબંધી; દેખાવાનું; જોવાનું દર્શન. દર્શન-શાસ્ત્રનું.

Optician, *n.* દર્શન યંત્ર બનાવનાર-વેચનાર.

Optics, *n. pl.* દર્શન શાસ્ત્ર-વિદ્યા.

Optimism, *n.* જગતમાં જે જે છે કે બને છે તે બધું સારાને વાસ્તે છે એવું મત.

Optimist, *n.* જગતમાં જે જે છે કે બને છે તે બધું સારાને વાસ્તે છે એવું મત ધરાવનાર.

Option, *n.* પસંદ કરવાનો હક-અધિકાર-છુટ. પસંદગી; મરજી; ખુશી. રાજી ખુશી.

Optional, *a.* ઇચ્છા-ખુશી ઉપર રાખેલું; મરજી ઉપર આધાર રાખતું; ઇચ્છાનું.

Opulence, *n.* સંપત્તિ; ધન; દોલત; દ્રવ્ય.

Opulent, *a.* તવંગર; ધનવાન; તાલેવર; માતબર; પૈસાદાર. [નો; નહીં તર.

Or, *conj.* અથવા; કે; કિંવા; ઇઆ; નહીં-

Oracle, *n.* બાંધેલા પ્રશ્નનો દેવે કે દેવપુરૂષે આપેલો ઉત્તર. બાંધેલા પ્રશ્નનો ઉત્તર આપનાર દેવ-દેવપુરૂષ. જે સ્થળે પ્રશ્નનો ઉત્તર દેવ આપે તે સ્થળ. ઇશ્વર પાસેથી આવેલો નિરોપ-સંદેશો; આકાશ-દેવવાણી. યાહુદી લોકના મંદીરમાં સૌથી પવિત્રજગા. જે પુરૂષનું મત ઘણું બોજદાર ગણાતું હોય તે પુરૂષ; આપ્ત-મહોટા મોભાવાળો-ઘણો વજનદાર-બોજદાર પુરૂષ; મહાબુદ્ધિશાળી પુરૂષનું વચન; આપ્ત વચન.

Oracles, *n. pl.* ખ્રિસ્તી ધર્મ શાસ્ત્ર.

Oracular, *a.* આકાશ-દેવવાણીનું; શકુનનું; પ્રશ્નનું. પ્રશ્નનો ઉત્તર કેહેનાર; ગંભિરતાવાળું; પ્રૌઢ. નિશ્ચાયક; નિશ્ચિતપણા વાળું; આજ્ઞારૂપ; અસ્પષ્ટ; દ્વીઅર્થી. [ખિત.

Oral, *a.* મોઢાનું; મુખ જુબાનીનું; અલિ-

Orally, *ad.* મોઢે; મુખજુબાનીથી. [નારંગી.

Orange, *n.* નારંગી *a.* નારંગીના રંગનું;

Orangery, *a.* નારંગીનો બાગ-ક્રિતો-કયારો.

Orang-outang, *n.* વગર પુછડીનો-પુછડી વગરનો વાંદરો; જળ-વન માણસ.

Oration, *n.* છટાદાર-સાલંકાર ભાષણ; મેહોટી મેહેનત લઈને રચેલું વાકચાતુર્ય વાળું ભાષણ. [તુર્ય વાળો ભાષણ કર્તા.

Orator, *n.* ચતુર-છટાદાર વકતા; વાકચા-

Oratorial-ical, *a.* ચતુરવકતા-વાકચાતુરી સંબંધી; છટાદાર; વાકચાતુર્ય યુકત.

Oratorically, *ad.* છટાથી; વાક ચાતુરીથી.

Oratorio, *n.* મંદીર; પુજાગૃહ. ખ્રિસ્તી ધર્મ પુસ્તકમાંના વિષય સંબંધી બનાવેલું સુરતાનવાળું ગાયન; કિર્તન; કથા.

Oratory, *n.* વકતૃત્વ; વાક-શબ્દ ચાતુર્ય. ઘરમાં સેવા-પુજાનું મંદિર; સેવા પુજાગ્રહ. સભા પાંડિત્ય. [નો ડોળો; ચક્ષુગોળ.

Orb, *n.* ગોળ-ળો. દોળો. મંડળ. આંખ-

Orbate, *a.* પાસેથી લઇ છીનવી લીધેલું; વિનાનું-હિન-રહિત થયલું; મરણથી મિત્રનો વિયોગ થયલું. [તુળાકાર; વર્તુળ.

Orbed, Orbicular, *a.* ગોળ; ગોળાકાર; વ-

Orbit, *n.* ચક્ર માર્ગ-પંથ. ફેરી; કક્ષ-ક્ષા; મંડળ. [ફળબાગ-વાડી; ફળવૃક્ષવાટિકા.

Orchard, *n.* છોડાંવાળાં ફળ વૃક્ષ વિનાનો

**Orchestra**, *n.* નાટકગૃહમાં રંગભુમીને શ્રોતા-સ્થાન વચ્ચેની જગા. વાજીત્ર ભુમિસ્થળ. વાજીત્ર વગાડનારાઓનું ટોળું; વાજક મંડળ. [યોગ્ય-માં ગવાતું.

**Orchestral**, *a.* વાજીત્ર સ્થળનું-સંબંધી-ને

**Orchis**, *n.* એક જાતનો રોપો-છોડ.

**Ordain**, *v. t.* સ્થાપવું; નિયમ પ્રમાણે ગોઠવવું; વ્યવસ્થા પુર્વક કરાવવું-મુકવું. કાયદો-નિયમ-હુકમ કરવો; ઠરાવવું; નિર્માણ કરવું: કરવું; ઠરાવવું; નિમવું. ધર્માધિકારીની દીક્ષા આપવી.

**Ordeal**, *n.* ધીજ; દિવ્ય; ખરી કસોટી; કઠિણ પરીક્ષા.

**Order**, *n.* વ્યવસ્થા; ક્રમ. સુસ્થિતિ. રીત; પદ્ધતિ. સારો બંદોબસ્ત. ધારો; સુનિયમ; કાયદો; કાનુન. હુકમ; આજ્ઞા. ફરમાસ; વરધી; કામ. આડત; કામ. નાણા આપવાનો રૂક્કો-ચિઠ્ઠી-કાગળ. વર્ગ; મંડળ. આશ્રમ; માર્ગ; પંથ. ધર્માધ્યક્ષ ગોર-ધર્મ ગુરૂનું પદ-પદવી-દીક્ષા. ઈમારત પદ્ધતિ. *v. i.* હુકમ-આજ્ઞા કરવી-આપવી; ફરમાવવું. *v. t.* ધર્મ ગુરૂનું પદ આપવું; વ્યવસ્થિત કરવું; ક્રમ પ્રમાણે-રીતિસર ગોઠવવું-ચલાવવું;-ની વ્યવસ્થા કરવી. નિયમ સર ચલાવવું;-નો વહિવટ કરવો.

**To take orders**, પાદરી થવું.

**Orders in Council**, રાજા સલાહલઈને વખત વખતના જે હુકમો બહાર પાડે તે.

**Orderly**, *a.* સુવ્યવસ્થિત. યથાક્રમ. નિયમ-રીતિસર ચાલનાર-કરનાર; સલુકાઈ વાળું. સુનિયમિત; વ્યવસ્થિત. કામ ઉપરનો (અધિકારી). *ad.* નીયમ સર; કાયદા પ્રમાણે. *n.* સિપાઈ; હુજુર સિપાઈ.

**Ordinal**, *a.* ક્રમવાચક; સંખ્યાપુર્ણાર્થ; ક્રમવાચક *n.* ક્રમવાચક-પુર્ણાર્થ સંખ્યા.

**Ordinance**, *n.* નિયમ; ધારો; ઠરાવ; કાનુન; કાયદો. નિયમ પુર્વક વિધિ-ક્રિયા.

**Ordinarily**, *ad.* ઘણું કરીને; સાધારણરીતે.

**Ordinary**, *a.* રીત-ચાલ-વહિવટ-દસ્તુર-સિરસ્તા-નિયમ મુજબ-પ્રમાણે; રીત્યાનુસાર. સાધારણ; મધ્યમ. સાધારણ-ઉતરતું; કનિષ્ટ. વ્યવહારીક; બહુ રુડું નહીં ને બહુ કદરૂપું નહીં એવું. *n.* જે વિશીમાં એકવારનાં જમણની કિંમત ઠરાવેલી હોય તેવી વિશી-ખાનાવળી. એવી વિશીમાં એક વારનું ભોજન-જમણ. ધર્મ બાબતના મુકદમા ચુકવનાર અધિકારી.

**In ordinary**, જાધુકની નોકરીવાળું-વખતસર હાજર થઈ નોકરી બજાવતું.

**Ordinate**, *a.* નિયમસર; શિરસ્તાપ્રમાણે.

**Ordination**, *n.* વળણ. વ્યવસ્થિત-નિર્મિત-સ્થાપિતપણું. ખ્રિસ્તી ધર્માધિકારીની દીક્ષા આપવી તે. [તોપખાનું.

**Ordnance**, *n.* મહોટાં અગ્નિ અસ્ત્ર; તોપો;

**Ordure**, *n.* ગુ; નરક; વિષ્ટા. છાણ; લાદ; લીંડી; અધાર. કચરો; મેલ; ગલીચી.

**Ore**, *n.* ધાતુ. અશોધિત-કાચી-અશુદ્ધ ધાતુ.

**Organ**, *n.* ઇન્દ્રીય; દ્વાર; સાધન; માર્ગ; વાધ; વાજું.

**Organic-al**, *a.* ઇન્દ્રીયનું-ને લગતું વિષે-સંબંધી વાળું-વાન; સેન્દ્રિય; જીવ સાધનનું-વિષેનું. સાધન-ઉપકરણ-અંગભુત. [મુખ્ય કાયદા.

**Organic laws** રાજ્યના બંધારણ વિશેના

**Organism**, *n.* અવયવ રચના; ઇંદ્રિયરચના; સંવ્યવસ્થા-સાવયવ-સેન્દ્રિય પ્રાણી-પદાર્થ; જીવન સાધન વિશિષ્ટ પદાર્થ.

**Organist**, *n.* વાજંત્રી; વાજું વગાડનાર.

**Organization**, *n.* યોજના; રચના; સંયોજના; ઇંદ્રિયવાન કરવું તે.

**Organize**, *v. t.* સાવયવ-ઇન્દ્રિયવાન કરવું;

જીવન સાધન આપવાં. યોજવું; યોજના કરી ગોઠવવું-રચવું; સંયોજના કરવી.

**Organogeny**, *n.* ઈંદ્રિયોનું ખીલવું.

**Organography**, *n.* છોડવાનાં અંદરનાં બંધારણ વિશેનું નિયમાનુસાર વર્ણન.

**Orgasm**, *n.* અતિ આવેશ; જોશ.

**Orgies**, *n. pl.* દારૂ ઠાંસીને ચેનબાજી-મોજમસ્તી કરવી તે.

**Oriel**, *n.* ગોખ; ઝરૂખો; દિવાલથી બહાર પડતી બારી.

**Orient**, *a.* ઉદય થતો-પામતો; ઉગતું; ઉદયમાન. પુર્વનું; પુર્વ દેશ-ખંડનું. ચળકતું; તેજદાર; પાણીદાર; ઉંચો જાતનું. *n.* પુર્વ; ઉગમણ; પુર્વ દિશા.

**Oriental**, *a.* પુર્વ દેશનું-તરફનું; પુર્વનું; ઉગમણનું. *n.* પૃથ્વીના પુર્વ ખંડનો વતની; પુર્વ દેશવાસી.

**Orientalism**, *n.* પુર્વ દેશવાસીઓનું વિશેષ મત-રીતિ-પદ્ધતિ;-ની ભાષા રૂઢી.

**Orientalist**, *n.* પૂર્વ દેશવાસી. પૂર્વ દેશની વિદ્યામાં તથા ભાષાઓમાં પ્રવીણ પંડિત; પુર્વ વિદ્યાજ્ઞાન.

**Orifice**, *n.* નળીનું મ્હો; વેહ; બાકું; કાણું.

**Oriflamme**, *n.* પુર્વે ફ્રાન્સ દેશના રાજાઓનો વાવટો-નિશાન.

**Origin**, *n.* મુળ; પ્રારંભ; ઉગમ; શરૂઆત; આરંભ; ઉત્પત્તિ. કારણ; હેતુ; નિમિત્ત કારણ.

**Original**, *a.* મુળ ઉત્પત્તિનું; પ્રારંભનું; પ્રથમનું; અસલ. અપુર્વ યોજક; નવું યોજનાર-સુઝવનાર; નવો વિચાર કાઢનાર; અપુર્વ; નવું. *n.* મુળ; અસલ; મુળગ્રંથ. મુળસ્વરૂપ-વસ્તુ.

**Originality**, *n.* અસલ-અવલપણું; અપુર્વ યોજકતા-યોજક બુદ્ધિ.

**Originally**, *ad.* મુળ; પ્રારંભે; અસલ; શરૂઆતમાં; પહેલાં.

**Originate**, *v. t.* નવું ઉત્પન્ન-પેદા કરવું; નવું રચવું. *v. i.* પહેલ-ઉત્પન્ન-પેદા થવું; પ્રથમ નીકળવું.

**Origination**, *n.* ઉત્પન્ન-પેદા કરવું તે; થવું તે; ઉત્પત્તિ; ઉઠાવ.

**Originator**, *n.* મુળ કાઢનાર; પ્રથમ ઉઠાવનાર -કાઢનાર; શરૂ-ઉત્પન્ન કરનાર.

**Orion**, *n.* દક્ષિણ તરફનું તારા મંડળ.

**Orison**, *n.* પ્રાર્થના; વિનંતિ.

**Orlop**, *n.* વહાણનું તુતક.

**Ormolu**, *n.* પિત્તળનો અથવા ત્રાંબાનો ઢોળમુલામો, સોનાના જેવા રંગનું પિત્તળ.

**Ornament**, *n.* આભુષણ; સણગાર; અલંકાર; શોભા; ઘરેણું; દાગીનો. *v. t.* શણગારવું; શોભાવવું; ઘરેણાં ઘાલવાં-પેહેરાવવાં.

**Ornamental**, *a.* શોભા આપે-શોભાવે એવું; શોભાનું વાળું.

**Ornamentation**, *n.* શણગારવું-શોભાવવું તે. શોભા; આભુષણ.

**Ornate**, *a.* શણગારેલું; શોભાવેલું; આભુષિત.

**Ornitholite**, *n.* પથ્થર થઈ ગયલું પક્ષી; આગલા જમાનાના પક્ષીનો બનેલો પથ્થર.

**Ornithologist**, *n.* પક્ષી વિદ્યા જાણનારો.

**Ornithology**, *n.* પક્ષી વર્ણન; પક્ષી વિદ્યા.

**Ornithomancy**, *n.* પક્ષિયોના ઉડવાથી ભવિષ્ય વર્તવાની રીતિ.

**Orology**, *n.* પહાડનું વર્ણન-શાસ્ત્ર.

**Orphan**, *n.* માબાપ વગરનું-ન બાપું-નમાયું છોકરૂં. *a.* માબાપ વગરનું; નબાપું; નમાયું.

**Orphanage**, *n.* નમાયા-બાપાપણું. નમાયા-નબાપા છોકરાંને રેહેવાનું આશ્રમ-ગ્રહ.

**Orphean**, *a.* આરફીઅસ સંબંધી-ને લગતું.

**Orpiment**, *n.* yellow *o.* હરતાળ; અડતાળ. Red *o.* રકતધાતુ.

**Orrery**, *n.* ગ્રહમંડળ ગતિદર્શક-સુચક યંત્ર.

**Orthodox**, *a*, સન્માર્ગી; ધર્માનુસાર; ખરો; યથાશાસ્ત્ર. ખ્રિસ્તી ધર્મમાં પાકો; દૃઢ. જુના ધર્મને માનનાર. [યાશાસ્ત્ર-સન્માર્ગીપણું.
**Orthodoxy**, *n.* ધર્માનુસારતા; ખરો માર્ગ; ય-
**Orthœpist**, *n.* શુદ્ધ ઉચ્ચાર કરનાર.
**Orthœpy**, *n.* શુદ્ધ ઉચ્ચાર-ઉચ્ચાર વિદ્યા.
**Orthographer**, *n.* શુદ્ધ જોડણી કરનારો-લખનારો. [સંબંધી; જોડણી વિષેને લગતું.
**Orthographical**, *a.* શુદ્ધ લખવા- લેખનનું-
**Orthographically**, *ad.* શુદ્ધ લેખનથી-જોડણીથી. [ચાર; વર્ણવિચાર.
**Orthography**, *n.* શુદ્ધ જોડણી; અક્ષરવિ-
**Orthopedist**, *n.* અવયવો અથવા પગની ખોડને સારી કરનાર.
**Orthopœdia**, *n.* મનુષ્યના શરીરના અવયવો અથવા પગની ખોડને દુરસ્ત કરવું તે.
**Ortive**, *a.* ઉગતું; ઉદય થતું; પુર્વ તરફનું; પુર્વ દિશાનું.
**Oscillate**, *v. i.* ઝુલવું; ઝોલાં ખાવાં. અમુક હદ વચ્ચે વધવું ઘટવું.-ની વધઘટ-ચઢ ઉતર થયા કરવી. [ઝોલું. વધઘટ; ચઢ ઉતર.
**Oscillation**, *n.* ઝોલાં ખાવાં તે; ડોલવું તે;
**Oscillatory**, *a.* ઝોલા ખાતું; ઝુલતું.
**Oscitation**, *n.* બગાસું.
**Osculate**, *v. i.* ચુમી લેવી; બાઝી રહેવું-ચોંટી-જવું-સંબંધમાં આવવું.
**Osier**, *n.* ટોપલા-ટોપલી બનાવવાની એક જાતની નેતર-વાંસ.
**Osseous**, *a.* હાડકાંવાળું-જેવું; અસ્થિમય.
**Ossicle**, *n.* ન્હાનું હાડકું; હાડકી.
**Ossific**, *a.* હાડકું બનવાના ગુણવાળું.
**Ossfication**, *n.* -નું હાડકું થવું તે; અસ્થિભવન-ભાવ.
**Ossify**, *v. t. or i.* -નું હાડકું બનાવવું-થવું; પોચા પદાર્થનો કઠણ હાડકા જેવો પદાર્થ કરવો-થવો.
**Ossivorous**, *a.* હાડકાં ખાતું-ખાનારૂ.
**Ostensible**, *a.* દેખાડેલું; દેખીતું; બતાવેલું; કહેલું; દેખાડવા કહેવા-બતલાવવામાં આવેલું. ઉપરનું; બહારનું; કહેવાનું; બતલાવવાનું.
**Ostensibly**, *ad.* ઉઘાડું; ખુલ્લું; બહારથી; ઉપરથી; કહેવામાં; બતલાવવામાં.
**Ostensive**, *a.* દેખાડતું; બતાવતું; બતલાવતું ઉઘાડું કરતું. [રોપ; ભડક.
**Ostentation**, *n.* ડોળ; ડમાક; ઢોંગ; ભપકો;
**Ostentatious**, *a.* ઢોંગી; ડોળ કરે એવું. ભપકાદાર; ડમાક ભરેલું.
**Ostentatiously**, *ad.* ડોળથી; ભપકાથી.
**Osteologist**, *n.* અસ્થિવિદ્યા જાણનારો-વેત્તા.
**Osteology**, *n.* અસ્થિ વિદ્યા-શાસ્ત્ર.
**Ostiary**, *n.* નદીનું મુખ-મહોડું.
**Ostler**, *n.* હોટેલ અથવા વીશીમાં ઘોડા સંભાળનાર.
**Ostlery**, *n.* હોટેલ-વીશી.
**Ostracism**, *n.* દેશ નિકાલ; દેશ વિવાસન. પ્રાચીન આથેન્સના લોક કોઈ માણસને શંખ ઉપર નામ લખી કાઢી મુકતા તે.
**Ostracise**, *v. t.* લોકના મતે દેશ નિકાલ કરવું. દેશ-વ્યવહાર બહાર કાઢી મુકવું.
**Ostrich**, *n*, શાહામૃગ.
**Other**, *a.* બીજું; અન્ય; જુદું. સામું; પેલી તરફનું. The *o* day તે દિવસે-દહાડે. Every *o.* day એકાન્તરે.
**Otherwise**, *ad.* જુદી-બીજી રીતે. નહીતો. નહીતર.
**Ottar**, Attar, *n.* અતર; ગુલાબનું અતર.
**Otter**, *n.* જળ બિલાડી.
**Otto**, *n.* અતર; ગુલાબનું અતર.

**Ottoman**, *n.* ગાદી; ગાદેલું; કોચ; ગાદીવાળી બેઠક. *a.* તુર્કી; તુર્કી રાજ્યનું-સંબંધી.

**Ouch**, *n.* અંગુઠીનું ખામણું.

**Ought**, *v. i.* જોઈએછે; ઘટેછે. [અપોળ.

**Ounce**, *n.* અઢી તોલાના વજનનું અંગ્રેજી તોલ;

**Our, Ours**, *pro.* આપણું; અમારૂં.

**Ourself**, *pl.* **Ourselves**, *pro.* અમે પોતે-જાતે-ખુદ; આપણે જાતે-પોતે; પોતે; જાતે.

**Ouranography**, *n.* આકાશ વિદ્યા. આકાશ વર્ણન.

**Oust**, *v. t.* ભાડુત-ગણોતિયાને જબરીથી કાઢવું-કાઢી મુકવું. લઈ-ખસેડી લેવું.

**Out**, *ad.* બહાર. બહાર ગયલું. પ્રસિદ્ધ; બહાર-માલમ-ઉઘાડું પડેલું. બુઝવાઈ-હોલાઈ ગયલું. ખર્ચ થયલો;-ને ખોટ ગયલી. બરતરફ થયો. નવરૂં; કામથી દુર થયલું; બિન રોજગાર. આખર-છેવટ સુધી-પર્યંત; બધું; આખું. તાણીને; મ્હોટેથી. નીકળવું. પારકાને ત્યાં ગણોતે-સાનમાં-ગિરાઉ મુકેલું. (To be ક્રિયાપદ સાથે) ભુલ ચુક કરવી-માંડવું; ભુલવું; ચુકવું. ગુંચવાઈ-ગભરાઈ જવું. લુગડું ફાટેલું હોવાથી-નું શરીર દેખાવું. જા; જાઓ; ચાલ; ચાલ ચાલ.

**Out of the way**, અપ્રસિધ; પુરાણું; જુનું; અસાધારણ; વિચિત્ર.

**Out of hand**, તુરતજ.

**Out of tune**, કઠોર; કર્કશ.

**Out upon you, Out upon it**, દૂર, ચાલ; જા; તેનું મ્હોંબાળો (ધિક્કારમાં).

**Outbalance**, *v. t.*-થી વધારે ભારે હોવું; તોલમાં-વજનમાં (કરતાં) વધતું થવું-હોવું. ભાર-ઉપયોગ વજન-કિમ્મતમાં વધારે-હોવું-થવું.

**Outbid**, *v. t.* -થી વધારે-મ્હોટી માગણી કરવી; કરતાં વધારે મુલ આપવા માંડવું; લીલામમાં વધવું.

**Outbound**, *a.* પરદેશ-પરમુલક જવું; પરદેશ જવા સારૂં તૈયાર થયલું.

**Out-brave**, *v. t.* વધારે હિમ્મત કરીને તથા અપમાનથી મારી કાઢી હરાવવું.

**Outbreak, Outburst**, *n.* એકદમ બહાર નીકળવું તે; ઉભરો.

**Outcast**, *a. c.* બહાર કાઢી મુકેલું; બહિષ્કૃત. પતિત; ભ્રષ્ટ. *n.* જાતી-દેશ બહાર કાઢી મુકેલો-પતિત-ભ્રષ્ટ પુરૂષ; વરણસંકર.

**Outcome**, *n.* પરિણામ; ફળ; નિષ્પન્ન.

**Outcry**, *n.* બુમ; બોમાટ; પોકાર; શોર.

**Outdo**, *v. t.* હઠાવવું; પાછું પાડવું; ચઢિયાતા નીકળવું;-થી ચઢવું. [હવામાં.

**Out-door**, *a.* બહારનું; ઘરની બહારનું; ખુલ્લી

**Outer**, *a.* બહારનું; ઉપરનું.

**Outermost**, *a.* સૌથી બહારનું.

**Outface**, *v. t.* વધારે ધાટ થવું; શેરને માથે સવા શેર થઈ દાબવું-હઠાવવું-મારી કાઢવું.

**Outfit**, *n.* પ્રવાસની-સફરની બધી સામગ્રી-સાહિત્ય-સામાન. મુસાફરીનો બધો સામાન.

**Out-flank**, *v. t.* બાજુએથી આગળ વધવું-નીકળવું. શત્રુની ફોજની બાજુએ પોતાની ફોજને વધારીને શત્રુને થાપ દેવી; શત્રુપર ફાવી જવું.

**Outgeneral**, *v. t.* સેનાપતિના કામમાં ચઢીયાતા થવું; સામાવાળા ઉપર ફાવવું.

**Outgo**, *v. t.* હઠાવવું; સરસ થવું; પાછળ નાખવું; પાડવું. [નાખવું તે.

**Outgoing**, *n.* હઠાવવું-સરસ થવું તે; પાછળ

**Outgrow**, *v. t.* ફાલીને-પસરીને-ઉગીને બોલ કરતાં વધી જવું. કામમાં ન આવે એટલું-અતિ મ્હોટું થવું. [કાર કરવામાં વધવું.

**Outherod**, *v. t.* ક્રુરપણામાં વધી જવું; અપ-

**Outhouse**, *n.* પડસાળ; ઉપગૃહ; ઘરની પાસે ઘરના તાબાની ન્હાની ઓરડી.

**Outlandish**, *a.* જંગલી જેવું; જંગલી; અડાણી-ગામડિયા-રાંચા-બુસા જેવું. પરદેશનું; પરદેશી જેવું. તરેહવાર; વિચિત્ર; ઔર; વિલક્ષણ.

**Outlast**, *v. t.* વધારે ટકવું; લાંબા દહાડા લગી ટકવું-ચાલવું.

**Outlaw**, *n.* બારવટિયા; બારવટે કાઢેલો-રાજના રક્ષણમાંથી કાઢી મુકેલો પુરૂષ. *v. t.* રાજમાંથી બહિષ્કાર કરવું; કાઢી મુકવું. [ષ્કાર.

**Outlawry**, *n.* બારવટું; રાજરક્ષણ બહિ-

**Outlay**, *n.* ખરચ; આગળથી ખરચેલી-કાઢેલી રકમ; વ્યય. [માર્ગ; નિકાલ; બારૂં.

**Outlet**, *n.* બહાર જવાનો-કાઢવાનો રસ્તો-

**Outline**, *n.* મર્યાદારેખા-આકૃતિ; સીમાની આકૃતિ-દેખાવ-ખોખું; ડોળિયું; સાર; ખરડો. *v. t.* બહારની આકૃતિ-ખોખું-રેખા કાઢવી. ખોખું-ડોળિયું-ખરડો કાઢવો.

**Outlive**, *v. t.* -થી વધારે જીવવું; બચવું;-ના ગત થયા પછી જીવવું-રહેવું.

**Outlook**, *n.* ડોકું કાઢીને વાટ-રાહ જોવી તે. દષ્ટિ; દેખાવ; નજર.

**Out-lying**, *a.* મુખ્ય સ્થળથી દૂર-વેગળું-આધું. આઘું; દૂર. સીમાડાનું; બહારનું; છેવાડાનું.

**Out-manœuvre**, *v. t.* લશકરને પેચથી ચાલ ચલાવવામાં ચઢવું-હઠાવવું-કોરે મુકવું.

**Outmost**, *a.* દૂરનું; છેટેનું; ઘણું છેટેનું-દૂરનું; સૌથી બહારનું. [ચઢિયાતા થવું-હોવું.

**Outnumber**, *v. t.* સંખ્યામાં અધિક-સરસ-

**Out-of-the-way**, *a.* અસાધારણ; વિષય બહારનું; નવાઇનું. અડપખું.

**Out-post**, *n.* ફોજના મુખ્ય જમાવથી થોડું આઘુંપાછું-મુકામ. મુખ્ય જમાવથી થોડે છેટેના થાણામાંની ટુકડી.

**Outpour**, *v. t.* ખુબ રેડવું-નાખવું-પડવું.

**Outpouring**, *n.* પુષ્કળ રેડવું તે.

**Outrage**, *n.* મહા અનર્થ. મ્હોટો જુલમ-બળાત્કાર-બળજોરી-જબરદસ્તી-કેર. *v. t.* -ના ઉપર મ્હોટો જુલમ-જબરદસ્તી કરવી. ગાળ કે તુંકારાના શબ્દ કહીને અપમાન કરવું. જોતાં-સાંભળતાં શરમ લાગે એવું કરવું.

**Outrageous**, *a.* મહાઅનર્થ-કેર-પાતકનું-ભરેલું; જુલમી; ઘોર; પાતકી. અતિશય મ્હોટું; મહાન; નિર્લજ્જ; ઉન્મત્ત. [અલૌકિક.

**Outre**, *a.* અસાધારણ; વિચિત્ર; વિલક્ષણ;

**Outreach**, *v. t.* પછવાડે નાખવું; રસ્તો ભુલવો-છોડવો; પેલી તરફ જવું; ફસાવવું; ઠગવું; ધુતવું; મુંડવું. [ઘોડો દોડાવવો.

**Outride**, *v. t.*-કરતાં વધારે જોર-ઝડપમાં

**Outrider**, *n.* ગાડીની જોડે ચાકરી-ખીજમતમાં રેહેનાર સવાર.

**Outright**, *ad.* તરતજ; લાગતુંજ; એકદમ. સામટું; પુરૂં; પુરે પુરૂં; સમુળગું.

**Outroar**, *n.* મ્હોટો ઘોંઘાટ. અવાજ.

**Outrun**, *v. t.* પાછળ પાડવું મુકવું; દોડવામાં હઠાવવું-આગળ નીકળી જવું. [જવું.

**Outsail**, *v. t.* આગળ નીકળી જવું હંકારી

**Outsell**, *v. t.* કિમ્મતમાં વધવું; વેચાણ-વેચવામાં આગળ વધવું. [મંડાણ.

**Outset**, *n.* પ્રારંભ; મંડાણ; સરૂઆત; મુળ-

**Outshine**, *v. t.* વધારે ચળકવું શોભા આપવી; વધારે શોભવું. તપવું; કિરણ પાડવું.

**Outside**, *n.* બહાર-ઉપર-ઉપર ઉપરનો ભાગ; સીમા; અવધ; અવધી. *a.* બહાર-ઉપરનું.

**Outsider**, *n.* પરાયો; પારકો; બહારનો માણસ; અંદર ખાતામાં સામેલ નહીં એવો માણસ-

**Outskirt**, *n.* સીમા; સીમાડો; મર્યાદા; હદ; છેડો. પરૂં; મુવાડું.

**Outspoken**, *adj.* જબાંદરાજ, બોલવામાં છુટ બોલવામાં નિર્ભય-હિંમતવાન.

**Outspread**, *v. t.* ખુલ્લું કરવું; પસારવું; પ-થરાય એમ કરવું; ફેલાવવું; પસરાવવું.

**Outstanding**, *a.* બહાર નીકળતું. બાકી-પ-ત્યા વગર રહેલું; અણપતવેલું; આવવાનું; વસુલ નહીં થયલું.

**Outstretch**, *v. t.* ઘણું વધારવું.

**Outstrip**, *v. t.* પાછળ પાડવું-મુકવું; આગળ નીકળી જવું. [-થીસરસ-ચઢિયાતા થવું.

**Outvie**, *v. t.* -થીચઢવું; હઠાવવું; ફોરે મુકવું;

**Outvote**, *v. t.* વધારે મતથી જીતવું-હરાવવું; -ના કરતાં વધારે મત હોવાં. [પાડવું.

**Outwalk**, *v. t.* ચાલવામાં પાછળ નાખવું-મુકવું-

**Outward**, *a.* or *ad.* બહારનું; બાધ; ઉપરનું. બહાર; ઉપર. પરદેશ-દેશાવર જનાર.

**Outwardbound**, *a.* પરદેશ-દેશાવર જનાર.

**Outwardly**, *ad.* ઉપર; બહાર; ઉપરથી; બ-હારથી. [ખત સુધી ચાલવું.

**Outwear**, *v. t.* -થી વધારે ટકવું; વધારે વાર-વ-

**Outweigh**, *v. t.*-થી વધારે ભારે હોવું;-કરતાં વજનમાં-તોલમાં વધતું હોવું-થવું. ભાર-ઉપયોગ-વજનમાં વધારે હોવું-થવું.

**Outwit**, *v. t.* કોઈના માથાનું નીકળવું; વધારે ચતુરાઈથી છેતરવું-ફસાવવું.

**Outwork**. *n.* બહારનો કિલ્લો; કિલ્લાની ખાઈની બહારનો કોટ. [અંડાકૃતિ; ઈંડાકૃતિ.

**Oval**, *a.* ઈંડાકારનું; અંડાકાર; અંડાકૃતિ. *n.*

**Ovarious**, *a.* ઈંડાનું; બેદાનું; અંડમય.

**Ovary**, *n.* અંડાશય; બીજાશય; ગર્ભાશય.

**Ovate**, *n.* ઈંડાનાં આકારનું; અંડાકાર ( પા-તરૂં; પાંદડું).

**Ovation**, *n.* નહાની જીત કરી આવનાર સે-નાપતિને આપેલી પ્રતિષ્ઠા. લોક સન્માન.

**Oven**, *n.* ભઠી. ખાવાનું શેકવાની લોઢી-તવો.

**Over**, *pre.* ઉપર; -ની ઉપર; પર. ઉપરથી-થઈને. ઉપર બધે. ઉપર-માં ઉપરી દાખલ. કરતાં; -થી. ઉપર ફરીવળીને-ફરીવળેલું. વાસ્તે; માટે; ઉપર O. night આખીરાત. *ad.* એક છેડાથી બીજા છેડા સુધી; આરપાર. સામે; પેલીમેર; સામી બા-જુએ. છેડા છેવટ સુધી; પુર્ણ; બધું. ઉપર; વ-ત્તું; વધારે. ટોંચ ઉપર થઈને-ઉપરથી. આણી-ગમ; પરદેશથી. To be o. પુરું થવું; થઈ ર-હેવું;-નો પાર આવવો. O against ના સામું-સન્મુખ; સામે.

To give over છોડી આપવું.

To throw over તજી આપવું-દુશ્મનના હા-થમાં આપી દેવું. દગો કરવો.

All over. સંપુર્ણ; પુર્ણ; તમામ; ખલાસ. (ખરાબ અર્થમાં.)

**Overact**, *v. t.* વધારે-અતિશય કરવું.

**Overalls**, *n.* એક જાતની લાંબી ઇજાર-લેંઘો.

**Overarch**, *v. t.* કમાન-મેહેરાબ-ભાગળ ક-રવી-બાંધવી.

**Overawe**, *v. t.* ધમકી આપવી; ધાક-દાબ દ-મત્રાસથી દબાવવું. ભયગ્રસ્ત કરી નાખવું; બિ-હવાડી નાખવું.

**Overbalance**, *n.* તોલમાં-વજનમાં વધારો; વધારાનું વજન-તોલ; વધારો. *v. t.*-થી તોલ-વજન ભાર-ભારબોજ-અગત્યતામાં વધારે હોવું-થવું. [ચાલવા દેવું.

**Overbear**, *v. t.* દાબી નાખવું; જોરથી ન

**Overbearing**, *a.* મીજાજી; તોછડું; તરછોડા-ખોર; અપમાન કરે એવું; મીજાજનું; તરછોડા-અપમાન ભરેલું.

**Overboard**, *ad.* વહાણમાંથી; વહાણ ઉપરથી; વહાણની બાજુએ ઉપરથી.

**Overburden**, *v. t.* ઉપર અતિશય-વધારે ભાર ભરવો-મુકવો-નાખવો; ઉંચકાય તે કરતાં વત્તો ભાર મુકવો-ભરવો.

**Overcast**, *a.* ઘેરાયલું; ઘનઘોર; અંધારાયલું. *v. t.* ઘેરવું; ઘનઘોર થવું; અંધારાવું. [હચો.

**Over-cautious**, *adj.* અતિસાવધ; અતિ ડા-

**Overcharge**, *v. t.* -ઉપર ઘણો ભાર ભરવો-મુકવો. ટંકોટંક-ખીચોખીચ-ઠાંસીઠાંસીને-અતિશય ભરવું. ભરપુર કરવું.-ના ભાગ કરતાં વધારે મુલ-હિસ્સો-ખરચ કેહેવું-લખવું-માંડવું. *n.* વધારે ભાર-બોજો-વજન. વધારે માંડેલી-લખેલી રકમ.

**Over-coat**, *n.* બહારનો ડગલો-મ્હોટો ડગલો.

**Overcome**, *v. i.* જીતવું; તાબે-વશ કરવું; પાર ઉતારવું.

**Over-credulous**, *adj.* અતિ વિશ્વાસુ.

**Overdo**, *v. t.* અતિશય-બહુ-ઘણું કરવું વધારે રાંધી-બાફી-શેકી નાખવું. [પાન-પીવાનું.

**Overdose**, *n.* ઔસડની ઘણી મ્હોટી ફાકી-

**Overdraw**, *v. t.* પોતાની જે રકમ જમે હોય તે કરતાં વધારે ઉપાડવી. રજનું ગજ-અતિશયોક્તિ કરવી. [વખત ગત થએલ.

**Overdue**, *adj.* ચડીગએલ ચડત. આપવાનો

**Overestimate**, *v. t.* ઘણો ઉંચો અડસટો-ગણના કરવી; વધારે-ઉંચું ગણવું. *n.* ઘણો ઉંચો અડસટો-ગણના. [ખવડાવવું.

**Overfeed**, *v. t.* અતિશય-ઠાંસીને-ગડચીને

**Overflow**, *v. t.* -ઉપરથી વહેવું-ઢળી-વહી જવું; કિનારા-કાના ઉપરથી ઢળી-વહી જવું. ઢાંકી નાખવું; ઉપર ફરી વળવું. *n.* પુર; રેલ. રેલ છેલ; અતિશયપણું. [ભર્યો ભર્યો થાય એટલું.

**Overflowing**, *a.* રેલાતું; રેલછેલનું; પુષ્કળ;

**Overgrow**, *v. t.* થતું હોય તે કરતાં અતિશય મ્હોટું થવું-બહુ ફાલી-વધી જવું; ઝાડપાનથી ઢંકાઈ જવું.

**Overgrown**, *a.* ઢંકાયલું; બહુફાલી-ઢંકાઈ ગયલું; અતિશય મ્હોટું.

**Overgrowth**, *n.* વધારે વધવું તે; અતિવૃદ્ધિ; બહુ ફાલવું તે [-બહાર નીકળતું-પડતું હોવું.

**Overhang**, *v. t.* ઉપર લટકવું-ઝુલી રેહેવું. ઉપર

**Overhaul**, *v. t.* ફેરવી ફેરવીને-સમરાવવાના વિચારથી સારી પેઠે તપાસવું. પકડી પાડવું.-ઉપર અચાનક આવી પડવું.

**Overhead**, *ad.* ઉંચે; માથા ઉપર.

**Overhear**, *v. t.* છાનામાના આઘેથી સાંભળવું; બોલનારના અજાણતાં તેનું બોલ્યું સાંભળવું.

**Overheat**, *v. t.* વધારે ગરમ-ઉનું કરવું.

**Overjoy**, *v. t.* ઘણો-અતિઆનંદ થવો; રાજી રાજી કરવું-થવું. [-કરેલું; બહુ હરખાયલું.

**Overjoyed**, *a.* રાજી રાજી-ખુશી થઈ ગયલું

**Overland**, *a.* જમીન ઉપરથી ખુશ્કીને રસ્તે લઈ ગયલું; જમીનની; ખુશ્કી; જમીન ઉપરની.

**Overlap**, *v. t.* લંબાઈને બીજા ઉપર આવવું-પથરાવું.

**Overlay**, *v. t.* ચઢાવવું; મઢવું; ઉપર ચઢાવવું; ઢાંક પિછાડો કરીને ગુંગળાવી નાખવું.

**Overleap**, *v. t.* કુદી જવું;-ઉપરથી કુદી જવું.

**Overload-lade**, *v. t.* -માં-ઉપર ઘણો ભાર મુકવો-ભરવો-લાદવો-નાખવો.

**Overlook**, *v. t.* ઉંચે ઠેકાણેથી જોવું-નજર કરવી. ઉપર-ઉપરથી જોવું; ઉપરથી દેખાવું: ઉપર નજર પડવી. સારી પેઠે તપાસવું; નીરખીને જોવું; બધું નજર તળે આણવું. ઉપર-નજર ન રાખવી; ગફલતથી-ભુલથી જોતાં ચુકવું ભુલવું-નજર ન રાખવી; જોયું ન જોયું કરવું; માફ કરવું; ઉપર નજર ન રાખવી; સાચું ન જોવું. આંખઆડા કરવા. [પસરેલું.

**Overlying**, *a.* ઉપરનું; ઉપર રહેલું-પડેલું-

**Overmatch**, *n.* બીજા કરતાં ચતુરાઈ કે બળમાં ચઢિયાતો તે *v. t.* બીજા કરતાં અતિશય જોરાવર-શકિતમાન થવું.

**Overmuch**, *a.* ઘણું; પુષ્કળ; અતિશય; યોગ્યતા કરતાં વધારે.

**Overnice**, *adj.* દુધમાંથી પોરા કહાડે એવું; અતિડાહ્યું.

**Overpass**, *v. t.* પેલી પાર જવું; ઉતરીને પાર જવું.-ઉપર નજર ન રાખવી; ગફલતથી-ભુલથી જોતાં ચુકવું-ભુલવું-નજર ન રાખવી. ઉપેક્ષા-આનાકાની કરવી.

**Overpay**, *v. t.* વધારે આપવું; માંગતાં કરતાં વધારે આપવું.

**Overplus**, *n.* વધારો; વધારાનો ફાલતુ ભાગ.

**Overpoise**, *n.* વધતું-જાસ્તી વજન.

**Overpower**, *v. t.* ન ખમાય એટલું જોર કરવું. અતિશય બળ કરી હરાવવું-વશ-તાબે કરવું-જીતવું;-નો પરાજય કરવો.

**Overrate**, *v. t.* -ની ઘણી ઉંચી કિંમત ગણાવી-કરવી; અતિશય કરવું-ગણવું. [છળવું.

**Overreach**, *v. t.* ઠગવું; છેતરવું; ફસાવવું;

**Overrule**, *v. t.* વધારે બળથી વશ રાખવું-કરવું; -ઉપર સત્તા-અધિકાર ચલાવવો;-નું ચાલવા ન દેવું. ના મંજુર-રદ ગણવું-કરવું. ભવિષ્ય ઉપર સત્તા ચલાવવો;-વશ રાખવું; વશ રાખી મરજી પ્રમાણે ફળ નીપજાવવું.

**Overruler**, *n.* ઉપરનો અધિકાર ચલાવનારો-કરનારો; પાછળ નાખનારો.

**Overruling**, *a.* -ઉપરનો અમલ ચલાવનારૂં.

**Overrun**, *v. t.* & *v. i.* -ઉપર-બધે ફરી વળવું પસરવું-પથરાવું-ફેલાવું. જીતવું; હરાવવું; તાબે વશ કરવું. પાછળ પાડવું; આગળ નીકળવું; વ્યાપવું; ભરી નાખવું. [બારીક.

**Overscrupulous** *adj.* અતિ ચોકસ; અતિ

**Oversea**, *a.* દર્યાની પેલી તરફથી; દુરના-આ-ઘેના દરીએથી. [ની રાખવી.

**Oversee**, *v. t.* દેખરેખ-તપાસ-નજર-નીઘેબા-

**Overseer**, *n.* દેખરેખ રાખનાર; તપાસનાર.

**Overset**, *v. t.* or *i.* ઉંધું પાડવું-નાખવું-વાળવું. નાશ કરવો. જીતવું; પરાજય કરવો.

**Overshade**, *v. t.* પડછાયો-છાંયડો પાડવો; ઓથે રાખવું.

**Overshadow**, *v. t.* -ઉપર છાયો-પડછાયો પાડવો; અંધારૂં પાડવું; ઢાંકવું. ઓથે-આડે રાખવું-નો બચાવ-રક્ષણ કરવું.

**Overshoot**, *v. t.* નિશાન-ચોટથી આગળ જવું; ધાર્યા કરતાં વધારે કરવું-બોલવું-કેહેવું ઇત્યાદિ.

**Overshot**, *a.* પવન ચક્કીને ફેરવનારા પૈડાને ફેરવવા સારૂં તે ઉપર પાણી પડતું-આવતું.

**Oversight**, *n.* દેખરેખ; ચોકસી; નિઘેબાની; શોધ; તપાસ. ચુક; ભુલ; નજર ચુક; ભુલ થાપ; ભુલાવો. [વાના વખત પછી ઉંઘ્યા કરવું.

**Oversleep**, *v. t.* ઘણીવાર લગી ઉંઘવું; ઉઠ-

**Overspent**, *a.* ઘણુંજ થાકેલું-થાકી ગયલું.

**Overspread**, *v. t.* ઉપર પસરવું-ફરી વળવું. પથરાવું ફેલાવું. [કરીને કેહેવું.

**Overstate**, *v. t.* અતિશય-ઘણું-માં વધારે

**Overstep**, *v. t.* આગળ પગલું ભરવું;-નું ઉલ્લંઘન કરવું;-થી આગળ વધવું.

**Overstock**, *v. t.* ભરચક ભરવું-મુકવું-ખડકવું-રાખવું; ભરપુર કરવું; ખપ કરતાં વધારે લાવવું-ભરવું-રાખવું. [યાસ કરવો.

**Overstrain**, *v. t.* અતિ પ્રયત્ન-મેહેનત-પ્ર-

**Overstrew**, *v. t.* પસારવું; ફેલાવવું; ફરીવળવું; પથરાવું.

**Overt**, *a.* ખુલ્લું; ઉઘાડું; સ્પષ્ટ; દેખીતું; સાર્વજનીક; લોકોનું.

**Overtake**, *v. t.* પકડવું; પકડી પાડવું.-ઉપર અચાનક આવી પડવું.

**Overtask**, *v. t.* વધારે કામ કેહેવું; ગજા કરતાં વધારે-ભારે મેહેનત આપવી-કરાવવી.

**Overtax**, *v. t.* ગજા કરતાં ભારે વેરો લેવો-કામ કરાવવું.

**Overthrow**, *n.* નાશ; પરાભવ; હાર; પરાજય. *v. t.* ઉથલાવી નાખવું. ઉંધુ વાળવું-પાડવું-નાખવું.-નો નાશ કરવો; હરાવવું; જીતવું; પરાજય-બીલકુલ પરાભવ કરવો.

**Overtly**, *ad.* ખુલ્લી-ઉઘાડી રીતે.

**Overtime**, *n.* ઠરાવ કરતાં વધારાનો વખત.

**Overtop**, *v. t.* ના માથા-ટોચ ઉપર આવવું; ના ટોચથી ઉંચુ નીકળતું હોવું-આવવું. હઠાવવું; કોરે મુકવું;-થી ચઢવું; થીસરસ-ચઢીયાતા નિકળવું.

**Overtrade**, *n.* શક્તિ અથવા હદ ઉપરાંત વ્યાપાર. *v.* શક્તિની બહાર વ્યાપાર કરવો.

**Overture**, *n.* ભાંજગડમાં થયલી વાત; કહેણ; વિચારવા કરેલી વાત; દરખાસ્ત. પ્રાસ્તાવિક વાદ્ય ગાયન-ગાન. મહે નજર; દાંખાનો; પ્રાસ્તાવિક વાદ્ય જ્ઞાન પુર્વ રંગ.

**Overturn**, *v. t.* ઉંધું વાળવું-નાખવું-પાડવું. નો નાશ કરવો; ઉંધું નાખવું; જીતવું; નો પરાજય કરવો. નાશ; પરાજય; પરાભવ; હાર.

**Over-value**, *v.* હદ ઉપરાંત કિંમત કરવી. જયાદે કિંમત કરવી.

**Overweening**, *a.* અતિશય અભિમાન ભરેલું; ઘણોજ પતરાજખોર; મહા ગર્વિષ્ટ.

**Overweigh**, *v. t.* વજન વધવું; વજનમાં વધારવું; વધારે ભારે હોવું; તોલમાં વધતું થવું.

**Overweight**, *n.* વધારે-ભારે વજન.

**Overwhelm**, *v. t.* ઘણા ભાર કે વિસ્તારમાં કચરી-દબાવી-ગ્રસ્ત કરી નાખવું.-માં ગ્રસ્ત હોવું; માંહે બુડાડી-મગ્ન-ગ્રસ્ત કરી નાખવું.

**Overwise**, *a.* ઘણોજ-અતિ ડાહ્યો.

**Overwork**, *v. t.* ગજા ઉપરાંત કામ કરાવવું; અતિશય વૈતરૂં કરવું. *v. t.* ગજા ઉપરાંત કામ અતિ મેહેનત કરવી. *n.* ઠરાવથી વધારાનું કામ. અતિશય મેહેનત-અનવૈતરૂં.

**Ovicular**, ઈંડાનું-ને લગતું-સંબંધી.

**Oviform**, *n* ઈંડા કારનું; ઈંડા જેવું.

**Ovile**, *or* **Ovine** *adj.* ઘેટાં-મેંઢાં-સંબંધી.

**Oviparous**, *a.* અંડજનક; અંડજ; ઈંડાં મુકે એવાં.

**Ovology**, *n.* ઈંડાની ઉત્પત્તિ અને ઉપયોગ બતાવનાર-શાસ્ત્ર-વિદ્યા.

**Ovoviviparous**, *a.* અંડજનક તો ખરાં પણ ઈંડાંને શરીરમાં સેવનારાં (પ્રાણી).

**Owe**, *v. t.* ને દેવું હોવું;-ને દેવાં હોવાં;-ના કરજદાર-દેણદાર હોવું. જોઈએ; કરવાનો ધર્મ-ફરજ હોવી. વાસ્તે-ના આભારી-ઉપકૃત હોવું;-ને લીધે હોવું.

**Owing**, *pre.* -ના દેવા-માગતા-લેણા. ને લીધે; થી;-ને લીધે થયલું; એ કરીને;-ના પ્રતાપથી.

**Owl**, *n.* ઘુઅડ; ઘુવડ.

**Own**, *a.* પોતાનું-કું; ખુદનું; પોતાનુંજ. *v. t.* -ના ધણી-માલિક હોવું;-નું હોવું;-ના ધણીપણા-કબજાનું હોવું;-ના ધણી થવું; અંગીકારવું; સ્વીકાર કરવો; પોતાનું કહેવું-કબુલ કરવું; સ્વીકારવું. માનવું; કબુલ કરવું; માથે લેવું.

**Owner**, *n.* ધણી; માલેક; માલ ધણી.

**Ownership**, *n.* ધણીપણું; માલકી; માલીકી; [સત્તા.

**Ox**, *n.* બળદ; બળદિયો; બેલ.

**Oxalic**, *n.* એક જાતની ખાટી ભાજીનું-સં[બંધી.

**Oxyd**, **Oxide**, *n.* આક્સિજન ને બીજા અમુક પદાર્થ મળી થયલો મિશ્ર પદાર્થ.

**Oxydation**, *n.* કાટ ચઢવો તે; કટાવવું તે.

**Oxydize**, *v.t.* કાટ ચઢવો; કટાવું; કટાઈ જવું.

**Oxygen**, *n.* પ્રાણવાયુ; આક્સિજન.

**Oxygenate**, *v. t.* પ્રાણવાયુમાં મિશ્ર કરવું-મેળવવું.

Oxygenize, *v. t.* ના 'આક્સાઈડ' સાથે ભેળ કરવો.

Oxygenous, *a.* પ્રાણવાયુનું-સંબંધી.

Oyer, *n.* પ્રતિવાદી લેખ વાંચી સંભળાવવાનું માગે તે.

Oyster, *n.* કાલુ; કાલવ. મોતીની છીપ. [માગે તે.

Ozone, *n.* એક જાતનો વાતાવરણમાંનો વાયુ.

# P

Pabular, *a.* અન્ન સંબંધી; ખોરાકનું.

Pabulum, *n.* પ્રાણી તથા વનસ્પતિની પોષણની વસ્તુ-પોષણ પદાર્થ; અન્ન.

Pace, *n.* ડગલું; કદમ. ડેંઘું. સાધારણ ચાલ. ઘોડાની રવાલ-ચાલ. *v. t.* ડેંઘે માપવું;-માં-ઉપર સાધારણ ચાલે ચાલવું. *v. i.* સાધારણ ચાલે ધીમાં- લટકતાં-ઝુમલાઈ ચાલે ચાલવું.

Pacer, *n.* સારો ચાલનારો ઘોડો.

Pacha, *n.* પાદશા; તુર્ક લોકોનો પ્રતિનિધી.

Pachalic, *a.* પાદશાહનું-સંબંધી.

Pachy-derm, *n.* ખરીવાળાં તથા નહીં વાગોળનારાં પશુઓમાંનું એક; સ્થુલ ચર્મા.

Pacific, *a.* ટાઢું; શાંત. સલાહ કરવાનું; વિરોધ ભાંગવાં-મટાડવાનું; સંધીકારક સમાધાની રાખવાની મરજીવાળું; વિરોધ ભાગનાર; સંધિપ્રિય.

Pacification, *n.* સમજાવવું; ક્રોધ-કલેશ-સંતાપ મોચન. સમાવવું તે; શાંતિકરણ. સલાહ-સમાધાની કરવી-કરાવવી તે; સંધિકરણ.

Pacificator, *n.* સલાહ-સમાધાની કરનાર-કરાવનાર-સંધિકારક; વિગ્રહશાંતિકાર.

Pacificatory, *a.* સમાધાની કરાવતું; સમાવે એવું; શાંતિ કરાવે તેવું.

Pacifier, *n.* શાંતિ-સલાહ કરાવનાર.

Pacify, *v. t.* સમજાવવું; ટાઢું-નરમ પાડવું;-નો ક્રોધ-કલેશ-સંતાપ મટાડવો. સમાવવું; મટાડવું; નરમ પાડવું. -માં શાંતિ-સમાધાની કરવી -કરાવવી.

Pack, *n.* ગાંસડી-ડો; પોટલું-લો; બિંડી; બચકી; બચકો. આખો ગંજીફો; રમવાનાં સઘળાં પાનાં. ટોળું; જુથ; ઝુંડ. ટોળી-ળું; ચંડાળ ચોકડી; ચોરનો ટોળી; ભાર; ફુંગર. *v. t.* બાંધવું; સીકડવું; સીકડીને બાંધવું;-ની ગાંસડી બાંધવી. ગડબો ગડબી-દાબી દાબીને ભરવું. પાનાં ચીપવાં-ચીપવામાં લુંચ્ચાઈ કરવી. માં પક્ષપાત કરે એવાં માણસ નીમવાં-પસંદ કરવાં-રાખવાં. કાઢવું; કાઢી મુકવું. *v. i.* માવું; સમાવું; રેહેવું; બંધાવું. ઉતાવળાં જતાં રેહેવું.

Package, *n.* ગાંસડી-ડો; પોટલું-પોટલો; બિંદડી. બરકી; બચકો બાંધણ ખરચ; બંધામણી.

Pack-bullock, *n.* પોઠી. [થેલું લુગડું; બાંધણ

Pack-cloth, *n.* સામાન વગેરે બાંધવાનું-બાં-

Packet, *n.* પોટલી-લું-લો; બચકી-કો;-નાની ગાંસડી બીંદડી; પુડકી-કું; પાકિટ; લખોટો. ડાગનું વહાણ; ડાગની હોડી. [વાહ.

Pack-horse, *n.* ભાર બરદારી ઘોડો; ભાર-

Pack-load, *n.* એક પ્રાણી સાધારણ રીતે ઉચકી શકે તેટલો બોજો. [માલ વેચનાર.

Packman, *n.* છાબડીવાળો; ફેરિયો; ફેરિફરીને

Pack-saddle, *n.* ભાર બરદારી જાનવર ઉપર માંડવાનો સામાન; પલાણ; પલ્યાણ; પોઠ; ગુણ; કોઠું.

Packthread, *n* સુતળી; સીંદડી. [ણ; કોઠું.

Pact, Paction, *n.* કોલ; કરાર; કોલ કરાર.

Pad, *n.* ગાદી; ગદેલું; ગાદલું. ખોગીર. વાટમાર. પાલખીનીપેઠે ચાહ્યા જનારો-છુટ-ચાલો ઘોડો. *v. i.* હળવે હળવે-ધીમે ધીમે ચાલવું. *v. t.* -માં રૂ. ઉન વગેરે ભરવું-ભરીને સીવવું.

Padding, *n.* ખોગીર; દગલા વગેરેમાં ભરેલું કંઈ (રૂ, ઉનઈ૦)

Paddle, *v. i.* પાણીમાં છબછબ કરવું-હાથપગ અફાળવા. હલ્લેસાં મારવાં-મારી ચલાવવું. *n.* ન્હાનું હલ્લેસું; ચાટવો.

**Paddle-wheel**, *n.* આગબોટમાંનું ચક્કર.
**Paddock**, *n.* ઢોરને ચરવાનો વાડો; તબેલાનો વાડો-વાડી; મ્હોટી જાતનો દાંત વિનાનો દેડકો.
**Paddy**, *n.* છાલાંસહિત ચોખા-ભાત.
**Paddy-field**, *n.* જેમાં ચોખા થાયછે તે ખેતરો.
**Padlock**, *n.* તાળું; કુલફ.
**Pæan**, *n.* જયગાન ગીત; મહોટેથી ગાવાનું ખુશીનું ગાણું.
**Pagan**, *n.* જંગલી મુર્તિ પુજક *a.* જંગલી મુર્તિ પુજકનું-ના જેવું; મુર્તિ પુજાનું.
**Paganism**, *n.* જંગલી મુર્તિ પુજા.
**Paganize**, *v. t.* જંગલી મુર્તિ પુજન કરવું.
**Page**, *n. v. t.* ખિદમતગાર; હજુરિયો; પરિચારક; હજુરમા રેહેનારો છોકરો. ચોપડીના પાનાનું પાસું; પૃષ્ઠ; પાનાંપર અંક માડવો-ટાંકવો.
**Pageant**, *n. a.* શોભાનું પુતળું-ક્ષણભંગુર પદાર્થ. તમાશો; જોવાનું. ખોટો ભભકો-દમદમાટ- *a* શોભાના પુતળા જેવું; ભભકાદાર; દમદમાટ ભરેલું. [ધામધુમ.
**Pageantry**, *n.* ઠાઠ; ઠાઠમાઠ; દબદબો; શોભા;
**Pagoda**, *n.* દેહેરું; દેવમંદીર; દેવાલય; દેવળ.
**Paid**, *pret. pp.* આપ્યું. આપેલું.
**Pail**, *n.* તાંબડી; સુમારે ૧૬ થી ૨૪ શેર પાણી માય એવું ખુલ્લા મ્હોંનું વાસણ; પવાલી.
**Pailful**, *n.* તાંબડી-પવાલી ભરીને.
**Pain**, *n.* સજા; દંડ; શિક્ષા; દરદ; પીડા; દુ:ખ; વેદના; વ્યથા; દુ:ખ; આધિ; સંતાપ; મેહેનત; શ્રમ; તસ્દી; આયાસ. pains. પ્રસવ-પ્રસુતિ વેદના. *v. t.* દુ:ખ દેવું; પીડા કરવી-થવી. માઠું લગાડવું; સંતાપવું; દુ:ખવવું;-થી માઠું લાગવું.
**Bills of pains and penalties**, સાધારણ ન્યાય કોર્ટની રીતિથી બિરુદ્ધ મ્હોટા રાજ્યના ગુન્હેગારોને રાજસભામાં ખાસ કાયદો પસાર કરાવી શિક્ષા કરવાની રીત.

**Painful**, *a.* દરદ થાય એવું; દુ:ખદાઇ; પીડાકારક; સંતાપ લાગે એવું; દરદ-દુ:ખવાળું-ભરેલું અઘરું; કઠિણ; કપરું; મહેનતનું; કપાવટનું.
**Painfully**, *ad.* મેહેનતથી; દુ:ખથી.
**Painstaking**, *n.* કાળજીથી પરાકાષ્ટા મહેનત કરે એવું; મહેનતુ; તન તોડીને કામ કરનાર.
**Paint**, *v. t.* રંગ ભરવો; રંગિત ચિત્ર કાઢવું-પાડવું રંગવું;-ને રંગ દેવો. વર્ણવવું;-નું વર્ણન કરવું;-નું મનમાં ચિત્ર પડી રહે એમ કરવું. *v. i.* રંગ પુરીને ચિત્ર કાઢવું; મ્હોંએ રંગ કરવો-લગાવવો-ચોપડવો. *n.* રંગ.
**Painter**, *n.* ચિતારો; રંગારો; ઘર વગેરે રંગવાનો ધંધો કરનાર; ચિતારો; રંગત ચિત્ર કાઢનાર.
**Painting**, *n.* ચિતારાનો કિસબ; રંગીત ચિત્ર કાઢવાનો હુન્નર; ચિત્રકળા-વિદ્યા; રંગકામ; રંગવું તે. રંગીત-રંગ પુરેલું ચિત્ર-તસબીર-છબી; રંગારાનો ચિતારાનો; ઘર વગેરે રંગવાનો ધંધો-કામ.
**Pair**, *n.* જોડું-ડી; જુગલ; યુગ્મ; જોડું; ધણીધણીયાણી; વરવહુ; દંપતી; નરમાદા; જોડું. *v. i.* જોડું બાંધવું-બંધાવું. જોડ હોવી-બેસવી-મળવી; સાથે બેસવું; મળવું-હળવું.બેસવું-જડવું હોવું-આવવું. *v. t.* -ની બબ્બે બબ્બેની જોડ બાંધવી-કરવી;-ની સરખે સરખી જોડ મેળવવી; સાથે બેસાડવું; મળતું આવે એમ કરવું; બે વિરુદ્ધ મતના સભાસદે મત ન આપવાના હેતુથી એક ગાંઠ કરી સભામાં ન આવવું.
To pair off બબ્બેની હાર કરવી.
**Pairing time** પક્ષીઓના સંયોગનો વખત.
**Palace**, *n.* રાજમંદિર; હવેલી; મહેલ; મેડી.
**Paladin**, *n.* ભટકતો અમીર; રખડતો-રઝળતો ઉમરાવ. [બિકો; મિયાનો; મ્યાનો.
**Palankeen, Palanquin**, *n.* પાલખી; (શ-

**Palatable**, *a.* ભાવે એવું; રૂચિકર; સ્વાદિષ્ટ.

**Palatal**, *a. n.* તાલુસ્થાની; તાલવ્ય. *n.* તાલુસ્થાની અક્ષર; તાલવ્ય. [સ્વાદેન્દ્રિય.

**Palate**, *n.* તાળવું; તાલુ; સ્વાદ; રસેન્દ્રિય;

**Palatial**, *a.* મહેલનું; રાજમંદિર સંબંધી; ભારે; ઉમદા; મહોટું; મહેલ-રાજમંદિરને શોભે એવું.

**Palatine**, *a.* રાજાના જેવો અધિકાર ધરાવનાર; બાદશાહી અખ્તિયાર-હકવાળું.

**Palaver**, *v. t.* ખુશામત-હાજીહા કરી ખુશ કરવું; ભુલાવામાં નાખે-છેતરે એવી વાત-ભાષણ.

**Pale**, *a.* ફિક્કું; ઝાંખું પડી-ઉતરી ગયલું; ઝાંખું; લોઠું; ભલકવિનાનું; મંદ તેજસ્ક. *n.* પાટિયાની અણીવાળી ચીપ; અણીદાર પકવાસો; કોઈ જગાનો જેણે વતી કબજો કરી લીધો હોય તે (કોટ, ટટ્ટી ઈ૦); આવાર; વેષ્ટન; વાડો; મીન; હદ; પરગણું; ઈલાકો; પ્રાંત; છલ્લો. *v. t.* આવાર કરવું; વાડો ભરી લેવો. *v. i.* ફિક્કું થવું.

**Paleness**, *a.* ફિક્કાપણું.

**Paleography**, *n.* બધી જાતના પ્રાચીન લેખ.

**Paleontology**, *n.* પુરાતન કાળના પ્રાણીઓ-વનસ્પતિઓની વિદ્યા; મૃતાસ્થિ વિદ્યા-શાસ્ત્ર.

**Paleology**, *n.* પ્રાચીન લેખ શાસ્ત્ર-વિદ્યા; પ્રાચીન વૃત્તાંત ગ્રંથ; પુરાણ; પુરાણજ્ઞાન.

**Palestric**, *a.* કુસ્તીનું; કુસ્તી સંબંધી.

**Palette**, *n.* ચિતારો ચિત્ર ચિત્રે તે વેળા જોઈતા રંગો મુકવાનું પાટિયું; રંગનું પાટિયું; ઘાસનું-પરાળનું બિછાનું; ઘડિયાળની ડેસી.

**Palfrey**, *n.* નહાનો-બૈરાંને બેસવા લાયક ઘોડો.

**Paling**, *n.* અણીદાર પકવાસા; ચીપની-પકવાસાની ટટ્ટી-કોટ-કટેરો; ચીપબંધી; લક્કડ કોટ.

**Palindrome**, *n.* પેહેલાંથી ને છેટેથી જેમથી વાંચીએ તેમ તેનું તેજ વાક્ય કે શબ્દ થાય એવું અનુલોમ વિલોમ વાક્ય-શબ્દ *as.* સરસ.

**Palisado**, *n.* ગરજા કોટ; ગરજાનો કટેરો-ટટ્ટી. *v. t.* -ને ગરજાનો કટેરો-ગરજા કોટબંધી કરવી.

**Palish**, *a.* ફીકાસ પડતું; જરા ઝાંખું.

**Pall**, *v. i.* -માંથી રસકસ ઉડી જવો; ઉડેલ થઈ-ઉતરી-મોળું પડી જવું; -માં મઝે-ખુબી ન લાગવી. *v. t.* મોળું પાડી-ઉડેલ કરી નાખવું; -માંથી રસકસ ઉડાવી લેવો; ગળા સુધી ધરાવું; ઓચાવી નાખવું; -થી કંટાળી-ધરાઈ-ઓચાઈ જવું. *n.* ઉપરથી પેહેરવાનો ઢીલો-જલ્લો. શબ ઉપરની કાળી ચાદર-ચાદર જેવું-લુગડું. [સ્તંભ; નિયત રક્ષણકાર.

**Palladium**, *n* નક્કી બચાવનું ઠેકાણું; રક્ષણ

**Pall-bearer**, *n.* શબને દાટવાની જગોએ લઈ જાય ત્યાં શબ વાહિનીની સાથે ચાલનાર.

**Pallet**, *n.* ચિતારો ચિતરે તે વેળા જોઈતા રંગો મુકવાનું-રંગનું પાટિયું; નહાનું સરખું હલકું સુતાનું પાથરણું; પથારીનો ગાભો-ડુચો.

**Palliasse**, *n.* ઘાસ-પરાળનું ઉપગાદલું.

**Palliate**, *v. t.* -નું સ્વરૂપ ઢાંકવું-નહાનું બતાવવું; છાવરવું; હલકું-નહાનું ગણવાનું કારણ આપવું; -ને માટે દલીલ કાઢવી.-નું જોર નરમ પાડવું; મટાડવું; ઘટાવવું; હટાવવું.

**Palliation**, *n.* છાવરવું તે; ઘટાડો; ઉપશમન.

**Palliative**, *a.* -નું સ્વરૂપ નહાનું-હલકું ગણવા જેવું જેથી ઓછું થાય એવું-નું જોર નરમ પડે એવું; લટે-ઘટે એવું. *n.* અપરાધ ઓછો ગણવા જેવી વાત; જોર નરમ પડે એવું કંઈ; ઉપશામક.

**Pallid**, *a.* ઘોળું પુણી જેવું-રૂગ; લોહી ઉડી ગયલું; છેક ફીકું; છેક ઝાંખું-લોઠું-ફીકું,

**Pallor**. *n.* ફીકાસ; ઘોળો પુણી જેવો રંગ; ઝાંખાપણું; છેક લોઠાપણું.

**Palm**, *n.* હથેલી; કરતલ; મુઠ; તાડની-ખજુરીની જાતનું ઝાડ; ચઢતી હોવાની નિશાની-સાબિતી;

શ્રેષ્ટતા-જયનું ચિન્હ-પ્રમાણ; શ્રેષ્ટતા; વિજય; વરિષ્ટતા. *v. t.* મુઠીમાં સંતાડવું; પધરાવવું; ઘાલવું; છેતરીને-દગાથી આપવું.

**Palmate, Palmated,** *a.* ખુલ્લા પંઝાના આકારનું; પંઝા જેવું; ચામડીથી જોડાયલાં આંગળાનું-વાળું. [લઈ ફરનાર યાત્રાળુ.

**Palmer,** *n.* તાડ-તમાલ વૃક્ષની ડાંખળી સાથે

**Palmetto,** *n.* તાડ-ખજુરીની જાતનું ઝાડ.

**Palmister,** *n.* હાથ જોનાર-જોઈને દૈવ વર્તનાર. [હસ્તસામુદ્રિક; રેખાશાસ્ત્ર.

**Palmistry,** *n.* હાથ જોઈને દૈવ વર્તવાની વિદ્યા;

**Palma-christi,** *n.* દીવેલો; એરંડો.

**Palmy,** *a.* ચડતું; આબાદી-ચડતી કળા-ચડતા

**Palmyra,** *n.* તાડ; તાલ. [દહાડાનું.

**Palpable,** *a.* સ્પર્શેન્દ્રિયથી જ્ઞાન થાય એવું; સ્પૃશ્ય; સ્પર્શનીય; લાગે એવું; પકડાઈ જાય-જણાઈ આવે એવું ખુલ્લું; ઉઘાડું; પ્રત્યક્ષ.

**Palpitate,** *v. i.* જોરથી ધડકવું-ધબકવું; ધબક ધબક-ધડક ધડક થવું.

**Palpitation,** *n.* જબરો ધબકારો-ધડકાટ.

**Palsied,** *a.* પક્ષઘાત-લખવો થયલું.

**Palsy,** *n.* કોઈ અંગનું બહેર મારી-રહી-મરી જવું; જડત્વ-તા; રહિતપણું; ગાત્રજડતા; જુઠાપણું; લકવો; ગાત્ર સ્તંભ. પક્ષાઘાત. કંપ; કંપવાયુ. *v. t.* લકવો-પક્ષઘાત થવો.

**Palter,** *v. i.* આશાભંગ-નિષ્ફળ કરવું-થવું. સુકાઈ-ખુટી-ફોગટ જવું; ભુલવું; આંગવું; ફરવું; ફરી જવું. [જીવાપણું.

**Paltriness,** *n.* તુચ્છ-પામરપણું. હલકા ન-

**Paltry,** *a.* તુચ્છ; પામર. હલકું; નજીવું; ક્ષુદ્ર.

**Pam,** *n.* ફુલેવરનો ગુલામ-(પત્તાંની રમતમાં).

**Pamper,** *v. t.* વધારવું; ઘેરવવું; ભરવું; તૃપ્ત-પુષ્ટ કરવું.-નાં લાડ-કોડ પુરા કરવાં; જે ખાવાનું મન થાય તે ખવડાવવું.

**Pamphlet,** *n.* ચોપાનિયું.

**Pamphleteer,** *n.* ચોપાનિયાં લખનાર.

**Pan,** *n.* દુધ જમાવવાનું પાટિયું. ગરણું; પાતેલું; કાંસિયું; તાંસળું. પેણાણી; લોહિયું; કઢડાઈ. બંદુકનો કાન. The brain *p* માથાની ખોપરી-તાલકું.

**Panacea,** *n.* રોગ-દુઃખ માત્ર મટાડે એવું ઓસડ; ગાંબાની માત્રા; સર્વ વ્યાધિહર.

**Pan-cake** *n.* તગેલી રોટલી-લો;પુરી: ઢેબરું; રોટલી-લો.

**Pancreas,** *n.* ગળી રોટલી. હોજરીની પાછળ આવેલી નહાની કોથળી.

**Pancreatic,** *a.* ગળી રોટલી સંબંધી. હોજરી પાછળ આવેલી નહાની કોથળીને લગતું.

**Pandect,** *n.* જસ્ટિનિઅને કરાવેલો વ્યવહાર શાસ્ત્ર સંગ્રહ; રોમન વ્યવહાર સંહિતા.

**Pandemonium,** *n.* ભુતસભા; જીનમહેલ.

**Pander,** *n.* ભડવો; કુટણો; દુષ્ટ કામનાની સિદ્ધિ કરાવી આપનાર. *v. i.* ભડવાઈ કરવી; દુષ્ટ કામનાની સિદ્ધિ કરાવી આપવી.

**Pane,** *n.* કાચ; કાચનો ચોરસ કટકો-તક્તી.

**Panegyric,** *n.* વખાણ; તારીફ; સ્તુતિ; પ્રશંસ *a.* વખાણ ભરેલું; સ્તુતિકારક.

**Panegyrist,** *n.* સ્તુતિકાર; બંદીજન.

**Panegyrize,** *v. t.* ના વખાણ કરવા-લખવાં.

**Panel,** *n.* બારી બારણાંનાં ચોકઠાંમાં ખોભણું કાઢી તેમાં જડેલું પાટિયું. પંચ-જુરી સમસ્ત. Impanelling a jury જુરીના સભાસદોનાં કાગળ પર નામ લખવા-નામનું લીસ્ટ બનાવવું.

**Pang,** *n.* કલેજું ભેદાઈ જાય એવું-તીવ્ર દુઃખ; વેદના; ઝાટકો; મહાવ્યથા; યાતના.

**Panic,** *n.* ધ્રાસકો; આપધાક; ડપકો; હેબક; એકાએક લાગેલી બીક. *a.* આપધાક જેવું.

**Panic-struck,** *adj.* અકારણ ભયભીત થએલ.

**Pannel**, *n.* ભરવાડ-ગામડિયા લોકોની ખોગીર-જીન. પંચ-જુરી સમસ્ત. કેદી. [ડિયો.
**Pannier**, *n.* ડાળાં-ડાખળાં-પરાળનો ડબ્બો-ડું-
**Panoply**. *n.* આખા શરીરને ઢાંકે એવું બખતર; સર્વાંગ રક્ષણ; પુર્ણ કવચ. [ખાવ.
**Panorama**, *n.* કોઈ દેશનો ચિત્રમાં પુર્ણ દે-
**Panoramic**, *a.* પુર્ણ દેખાવ સંબંધી.
**Pant**, *v. i.* ફું ફાટો-ડા મારવા; ફૅં ફૅં કરવું; હાફવું. ટાંપી-ઉત્કંઠિત રેહેવું;-નો જીવ રતળ વતળ થવો. [લ; ચોરણો; સુથણ.
**Pantalets**, *n.pl.* ઈજાર; લેંગો; તુમાન; સુરવા-
**Pantaloons**, *n. pl.* ઈજાર; ચોરણો; સુરવાલ; પાટલુન. [એવું મત; જગદેશ્વર મત.
**Pantheism**, *n.* આખું વિશ્વ એજ ઈશ્વર
**Pantheist**, *n.* જગદેશ્વર મતાશ્રયી. [-ને લગતું.
**Pantheistic-al**, *a.* જગદેશ્વર મતનું-સંબંધી
**Pantheon**, *n.* સઘળા દેવોનું દેહરૂં; દેવકોટી; સર્વ દેવનો સમાજ.
**Panther**, *n.* આફ્રિકાનો ચિત્રો-વાઘ.
**Pantograph**, *n.* ચિત્રની નકલ કરવાનું યંત્ર.
**Pantography**, *n.* સાધારણ વર્ણન.
**Pantomime**, *n,* મુગાં મુગાં ચાળા બતાવીને નાટક કરનાર; મુકનટ. મુકનાટય.
**Pantomimic-al**, *a.* મુકનાટય સંબંધી.
**Pantry**, *n.* સાંતરાનો-અનાજ પાણી વગેરે ખાધ ખોરાકી રાખવાનો ઓરડો-ડી.
**Pap**, *n.* ડીચકી; ડીચી; સ્તનાગ્ર; સ્તનમુખ. નહાનાં બાળકને સારૂ નરમ તથા સુંવાળો ખાવાનો પદાર્થ.
**Papa**, *n.* બાપ; બાપા; બાપુ. બાપ બાપ.
**Papacy**, *n.* પોપનું-રોમન કાથોલિક ધર્મનું
**Papal**, *a* પોપનું. [આચાર્ય પદ-વર્ગ. પોપો.
**Papaverous**, *a.* ખસખસના જેવું.
**Paper**, *n,* કાગળ. લખેલો કે છાપેલો કાગળ; લેખ; પત્ર; ખતઃદસ્તાવેજ. વર્તમાન પત્ર. *a.* કાગળનું-નું બનાવેલું. *v. t.* -ની ભીંતે કાગળ ચહોડવા-લગાડવા-ચઢાવવા. કાગળમાં બીડવું-લપેટવું-વીંટવું.
**Paper-currency**, *n.* નોટોનું ચલણ.
**Papier-mache**, *n.* કાળા રોગાન ચઢાવેલા કાગળનો બનાવેલો સામાન જેવા કે રકાબી, ટેબલ ઈત્યાદિ.
**Papilionaceous**, *a.* પતંગિયાના જેવું- સરખું.
**Papillary**, **Papillous**, *a.* ડીચકી જેવું;સ્તનાગ્રવત. કરકરૂં. ફુણગી ફુણગી–ઝીણી ઝીણી ફોલ્લી ફોલ્લી વાળું.
**Papist**, *n.* પોપને ધર્માચાર્ય માનનાર; પોપ-ભગત.
**Papistical**, *a.* પોપ ધર્મ સંબંધી.
**Pappous**, *a.* રૂવાં-રૂવાંટીવાળું સુવાળું: નરમ પોચું; ધીમું.
**Pappy**, *a.* ડીચકી-સ્તનાગ્ર જેવું. રસવાળું-ભરેલું.
**Papulous**, *a.* ફુણગી ફુણગી-ઝીણી ઝીણી ફોલ્લી વાળું [તાડ ને તેમાંથી બનતા કાગળ.
**Papyrus**, *n.* મિસર દેશમાં થતું એક જાતનું
**Par**, *n.* સરખી કિમ્મત-મુલ; સરભર. સરખાપણું; સમતા, સમાનતા.
**Below-Par** પાટો કાપી આપીને- ઓછે ભાવે અમુક વ્યાજ કાપીને.
**Parable**, *a.* જેમાંથી શિખામણ લેવાની એવી- સંભવિત કિંવા અનુભવિત વાર્તા; નીતિદર્શન કલ્પિત વાર્તા-કથા. [કાર.
**Parabola**, *n.* નીતિ દર્શન; શંકુ આકૃતિ-આ-
**Parabolic-al**, *a.* નીતિ દર્શનનું-રૂપ.
**Parachronism**, *n.* બનાવની ખરી તારીખ કરતાં તે પછીની તારીખ આપવાની ભૂલ.
**Parachute**, *n.* વિમાનમાંથી નાખેલી વસ્તુ એકદમ જમીનપર પડી ન જાય તેને માટે કરેલું યંત્ર.

**Paraclete**, *n.* વકીલ; પક્ષ ધરી બોલનાર, હિમાયતી. સુખ આપનાર; વચ્ચે પડનાર; મધ્યસ્થ.

**Parade**, *n.* બેડસાઈ. કવાયત. વરઘોડો; સવારી. *v. t.* ની બેડસાઈ-ઠાઠ બતાવવો. કવાયત કરાવવી; રંગમાં બોલાવવું. *v. i.* કવાયત કરવી.

**Paradigm**, *n.* દાખલો; દૃષ્ટાંત.નમુનો; ગોળિયું; નામ, સર્વનામ, ક્રિયાપદનું રૂપાખ્યાપન.

**Paradise**, *n.* ઈડન બાગ-વાડી. પરમાનન્દ ભુવન-લોક ધામ, સ્વર્ગ; બેહેસ્ત.

**Paradisiacal**, *a.* સ્વર્ગનું; બેહેસ્ત સંબંધી.

**Paradox**, *n.* દેખાઈતો વિવેક વિરૂદ્ધ પણ ખરૂં જોતાં વાસ્તવિક એવો-દુનિયાથી ઉલટો-અનભિમત વિચાર-મત. વિપરિત વિચાર.

**Paradoxical**, *a.* વિપરિત; અનભિમત; જેમાં વિપરિત વિચાર હોય એવું. અવળુંજ દેખનારૂ; વિપરિત વિચાર દર્શી; રાહુની ચાલના જેવી બુદ્ધિનું. [વિ તે સંબંધી.

**Paragogic**, *a.* અક્ષર વધારી ને શબ્દ વધાર-

**Paragon**, *n.* નમુનો; શિરોમણી; શીરતાજ.

**Paragraph**, *n.* કલમ, પરિચ્છેદ; પારેગ્રાફ.

**Parallactic**, *a.* દક સુત્ર તથા ગર્ભ સુત્રની વચ્ચેના અંતર સંબંધી. [નો અંતર; લબન.

**Parallax**, *n.* દક સુત્ર તથા ગર્ભ સુત્રની વચ્ચે-

**Parallel**, *a.* સમાંતર, મળતુ. સરખુ; સમ; સમાન-ની સાથે ને સાથે-પ્રમાણે-ને મળતું રહેનારૂં-ચાલનારૂં *n.* સમાંતર લીટી-રેખા. અક્ષાંશ; અક્ષવૃત. સરખાપણું; સાદૃષ્ય; સમતા; સમાનતા; મુકાબલો; જોડો; બદલો. *v. t.* ઠેકાણે લાવવું-રાખવું. મળતુ હોવું.

**Parallelism**, *n.* સમાંતરપણું; સરખાપણું; સમાનતા.

**Parallelogram**, દીર્ઘ ચતુરસ્ર; સમાંતર બાજુ ચોખુણ.

**Parallelopiped**, *n.* સમખાત; છ પડખાંવાળી ચીજ જેના સામ સામા પડખાં સમાંતર ને સરખા હોય છે. [ક્ષાભાસ; અર્થાભાસ.

**Paralogism, Paralogy**, *n.* આભાસ; પ-

**Paralysis**, *n.* લકવો; કોઈ અંગનું મરી જવું; જુઠાપણું; ગાત્રસ્તંભ.

**Paralytic**, *a.* જુઠું પડી-મરી ગયલું; લકવો થયલો એવું. *n.* લકવો થયલું માણસ.

**Paralyze**, *v. t* જુઠું પડી-મરી જવું; સુવાડી દેવું; સ્તંભિત કરી નાખવું.

**Paralyzing**, *a.* -થી જુઠું પડી-મરી જતું; સુવાડી દેતું; સ્તંભિત કરી નાખતું.

**Paramount**, *a.* સહુથી વધારે મહોટું-ઉંચું; સર્વોપરી; શ્રેષ્ટ. *n.* મુખ્ય સરદાર. [રાખ.

**Paramour**, *n.* યાર; જાર; અંગરખ; જારિણી;

**Parapet**, *n.* છાતીપુર ઉંચી ભીત; ધોરો-રી; પંડોડી; કરેઠી; ભીતડી-ડું.

**Paraphernalia**, *n.* કન્યાદાનમાં મળેલું ધન (લુગડાં ઘરેણાં); લુગડાં અને ઘરેણાં.

**Paraphrase**, *n.* વિવરણ; વ્યાખ્યાન. *v. t.*-નું વિવરણ કરવું.

**Paraphrast**, *n.* વિવરણકાર; વ્યાખ્યાતા.

**Paraphrastical**, *a.* વિવરણરૂપ-સરખું.

**Paraquet, Paraquito**, *n.* પોપટની જાતનું પક્ષી; પોપટ; શુક; કીર. [નામનો-ખોટો ચંદ્ર.

**Parasalene**, *n.* ચંદ્રની આસપાસનું કુંડાળું;

**Parasite**, *n.* ટુકડાખોર-ખાઉ; ભોજનભટ; પરાન્નોપજીવિ; પરભાગ્યોપજીવિ; પરદેહોદ્ભુત ગુલ્મ; પરદેહોદ્ભુત લતા-વેલો; પરદેહોપજીવિ જાતિનું પ્રાણી.

**Parasitical**, *a.* ટુકડાખોર-ખાઉ; પરાન્નોપજીવિ; પરદેહોદ્ભુત; પરદેહોપજીવિ.

**Parasol**, *n.* યુરોપિયન સ્ત્રીને ઓઢવાનું બચકાની છત્ર. [-થી ઝલસાઈ જવું.

**Parboil**, *v. t.* અડધું પકવું-કાચું પાકું બાફવું;

**Parcel,** *n.* ભાગ; કકડો; ઢગલો લી; જથો; થોક; બિંડકી; ગાંસડી; પોટલું-લી; કિતા; કકડો; ભાગ. *v. t.* કકડો કકડો વેંહેંચી આપવું-લેવું-નાખવું;-થી વ્હેંચાઈ જવું-ભાગ પડી જવા.

**Parcenary,** *n.* અવિભકત દાયોપભોગ; એકદાયભોગિત્વ; સહદાયાદત્વ; વારસામાં ભાગિયાપણું.

**Parcener,** *n.* એકત્ર વારસ; સરખા હિસ્સેદાર.

**Parch,** *v. t.* ભુજવું; સેકવું; ચચણાવી નાખવું; દઝાડવું; ઝલ્લાવવું. *v. i.* ભુંજાવવું; સેકાવવું; ચચણવું; દાઝવું; ઝલ્લાવ્નું.

**Parchment,** *n.* ચર્મ પત્ર; લખવાના કામમાં આવે એવું કમાવેલું ઘેટાંનું ચામડું.

**Pard,** *n.* ખડિયો-કુતરિયો વાઘ-ચિત્તો; ચીતરો; ચિત્રવ્યાઘ્ર.

**Pardon,** *n.* માફી; ક્ષમા; માફ. *v. t.* આપી-મુકી દેવું;-નું દાન-બક્ષીસ કરવી-આપવી-ને માફ કરવું; મુકી-જવા દેવું; છોડવું; ક્ષમા-માફ કરવી; -ની માફી આપવી. [પાત્ર-યોગ્ય.

**Pardonable,** *a.* માફ-ક્ષમા કરવા જેવું; ક્ષમા

**Pardoner,** *n.* ક્ષમા-માફ કરનાર.

**Pare,** *v. t.* છોલવું; સ્હેરવું; તરાશવું; તાછવું.

To p. the nails, નખ લેવા; કાતરતાં ટાંચતાં-કમી કરતાં જવું. [જરા નરમ પડે એવું.

**Paregoric,** *n.* દુઃખ શામક ઔષધ. *a.* દરદ

**Parenetic,** *adj.* ઉત્તેજક; ઉત્સાહક; સમજુતી આપનારૂં.

**Parent,** *n.* જનક પિતા; બાપ; જનની; માતા; મા. Parents, માબાપ; મુળ; કારણ; જનક; ઉત્પાદક.

**Parentage,** *n.* કુળ; ખાનદાન; ઉત્પત્તિ; માબાપ; નસલ.

**Parental,** *a.* માબાપ-માતાપિતા-જનક જનનીનું; માબાપના જેવું; દાઝ-વહાલનું ભરેલું-સાથેનું.

**Parenthesis,** *n.* કોઈ વાકયના કોઈ અંશનો અર્થ વધારે ખુલ્લો સમજાય તેને માટે ટીકા રૂપે આપેલો શબ્દ-વાકય; ઉપન્યાસ; પ્રક્ષેપક; ઉપન્યાસ ચિન્હ ( )

**Parenthetic-al,** *a.* ઉપન્યસ્ત; પ્રક્ષિપ્ત.

**Parentless,** *a.* માબાપ વિનાનું. [પથ્થર.

**Parget,** *n.* એક જાતનો સફેદ અને નરમ

**Parhelion,** *n. pl.* Parhelia ખોટો-બનાવટી સુરજ. [જાત.

**Pariah,** *n.* હિંદુઓમાં સહુથી હલકામાં હલકી

**Parietal,** *a.* ભીંત-દિવાલનું. p. bones ખોપરીના બે બાજુનાં હાડકાં. [તાછ; તાછણ.

**Paring,** *n.* છાલ; છોતરૂં; છોડું, સ્હોર; સ્હોરણ.

**Parish,** *a.* વિલાતના 'પાર્સન' નામના ધર્માધિકારીની સત્તા નીચેનો મુલક; 'પાર્સન'નો વિષય-તાલુકો. *a.* 'પારિશ' નું-માંનું; 'પારિશ' ની ઉપજમાંથી જેનું પોષણ થાય છે એવું.

**Parishioner,** *n.* 'પાર્સન' ધર્માધિકારીની સત્તા નીચેના મુલકનું-'પારિશ' માંનું માણસ.

**Parisian,** *n.* પારિસ શેહેરનો રહેવાસી.

**Parity,** *n.* સરખી સંખ્યા; સરખાપણું; સરખો જથ્થો બરોબરી; સમતા.

**Park,** *n.* ફરતા કોટ વગેરે વાળું શિકાર કરવાનું વન; મૃગયાવન. ફરવાની-રમવાની જગો; વિહાર ભુમિ-સ્થાન; દારૂગોળા વગેરે સામાનના ગાડાં સાથે મ્હોટી ગાડાની તોપો; તોપખાનું.

**Parlance,** *n.* સંભાષણ; વાતચીત.

**Parley,** *n.* વાતચિત; મશ્વરત. રણભુમિમાં કીધેલી સમાધાન વાર્તા. *v. i.* અન્યોઅન્ય સ્વાર્થની વાત-વાતચીત-મસ્લેહત કરવી.

To beat a parley દુશ્મનોની સાથે મસલત કરવી છે એમ બતાવવા ખાસ રીતે બ્યુગલ ફુકવું.

**Parliament,** *n.* વિલાયતની કાયદા બાંધનારી સભા; મંત્રી સભા.

**Parliamentarian**, *n.* ઈંગ્લાંડના પહેલા ચાર્લ્સ રાજાનો સામાવાળિયો; મંત્રી સભાના પક્ષનું માણસ.

**Parliamentary**, *a.* મંત્રી સભાનું-વિષેનું-માંનું-કીધેલું-બનાવેલું-રચેલું; યથા યોગ્ય; મંત્રી સભાની રીત પ્રમાણેનું.

**Parlour**, *n.* ઘરના માણસોને બેસવા ઉઠવાનો ઓરડો; બેઠક; દિવાનખાનું.

**Parlour-boarder** બોર્ડીંગ સ્કૂલનો વિદ્યાર્થી જે શિક્ષકના કુટુંબ સાથે રહેતો હોય તે.

**Parochial**, *a.* 'પારીશ'નું-માંનું.

**Parody**, *n.* મુળ કાવ્યમાં થોડો ફેરફાર કરી તેમાં નવો હાસ્ય રસ આણેલો એવું કાવ્ય, વિનોદાર્થીનું કરણ કાવ્ય.

**Parole**, *n.* બોલી; વચન; પ્રતિજ્ઞા; જબાની; એકરાર. *a.* મહોનું; મહોડે કહેલું; જબાની.

**Paronomasia**, *n.* શ્લેષ; વિરોધાભાસ.

**Paroquet**, *n.* પોપટની જાતનું પક્ષી; સુડો.

**Paronomy**, *n.* વર્ણ સગાઇપણું.

**Parotid**, *n.* કાનની નીચે આવેલી થુંક રહેવાની જગા.

**Paroxysm**, *n.* જોરથી ઉઠી આવવું તે; જબરો ઉઠાવ-ઉપાડ-ઉછાળો; વીલ; આવેશ; ઝ્હારૂં; જોશ.

**Parricidal**, *a.* પિતૃહત્યાનું-વિષેનું; બાપની હત્યા કરનારું; પિતૃઘાતક; પિતૃ-ગુરૂ હિંસક.

**Parricide**, *n.* બાપની હત્યા કરનાર; પિતૃહા; પિતૃઘ્ન બાપની-પિતૃ-ગુરૂ હત્યા. [કીર.

**Parrot**, *n.* પોપટની જાતનું પક્ષી; પોપટ; શુક;

**Parry**, *v. t.* ચુકાવવું; છટકાવવું; ઉડાવી દેવું.

**Parse**, *v. t.* -નું વ્યાકરણ-પદચ્છેદ-પદભંજન કરવું. [ણ; સુમ્ભ; સુમ; બખીલ.

**Parsimonious**, *a.* કંજુસ; મખ્ખીચુસ; કૃપ-

**Parsimony**, *n.* કંજુસાઈ; બખીલાઈ; મખી-

**Parsley**, *n.* અજમોદ. [ચુસપણું.

**Parsnip**, *n.* એક જાતનો રોપો.

**Parson**, *n.* વિલાયતમાં એક લતામાં રહેનાર ખ્રિસ્તી ધર્મ પાળનારાનો મુખ્ય ધર્મગુરૂ; વિલાયતનો ધામોટ; ગ્રામ ફુટક; ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરનાર. [ઘર.

**Parsonage**, *n.* 'પાર્સન'ની-ગ્રામ કુટકની વૃત્તિ-

**Part**, *n.* ભાગ. અંશ; હિસ્સો; ભાગ. અંગ. ભાગનું-ભાગે આવેલું-મળેલું કંઈ. લેવા દેવા; લાગતું વળગતું; સંબંધ; નિસ્બત. પક્ષ; બાજુ; તરફ; માથાનું કામ; કરવાનું; સ્વકર્મ. વેશ; સ્વાંગ. *pl.* ભાગ; દિશા; ઠેકાણું; મુલક; દેશ; શક્તિ; બુદ્ધિ; ગુણ. *v. t.* જુદું-છુટું પાડવું;- કરવું; તોડવું; ભાંગવું.-ની વ્હેંચણ કરવી; વ્હેંચવું; વ્હેંચી આપવું;-ના ભાગ પાડવા.-થી જુદાં-છુટાં પડવું; આઘું-વેગળું કરવું. આઘું-અળગું રાખવું;-ને પાસે આવવા ન દેવું;-નો સમાગમ થવા ન દેવો. *v. i.* જુદું-છુટું પડવું; તુટવું; ભાંગવું. જુદાં-છુટાં પડવું; આઘા-વેગળા થવું; અળગા રહેવું. આલતા થવું; એક આમ ને એક આમ જવું. *p.* with, જુદાં થવું-પડવું. પાસેથી-હાથમાંથી જવા દેવું; છોડવું; મુકવું.

In good part, મિત્ર ભાવથી.

For the most part ઘણું કરીને.

In part, કંઈ-થોડું ઘણું.

**Part and parcel**, મુખ્ય પ્રધાન-ભાગ.

**Partake**, *v. i.* ભાગ લેવો; ભાગિયા થવું; ભોગવવા લાગવું; કોઈ બીજાની સાથે કંઈ કરવું; કામ કરવું-બજાવવું;-માં સ્વભાવ-ગુણ હોવો.

**Partaker**, *n.* મળતિયો; સાથી; સોબતી; ભાગ લેનાર; ભોગવવા લાગનાર.

**Parterre**, *n.* ક્યારાની ફુલવાડી; ચિમન.

**Parthenon**, *n.* એથેન્સ શેહેરમાં સરસ્વતી દેવીનું સુપ્રસિદ્ધ દેવળ.

**Partial**, *a*, થોડા ભાગનું; કંઈ; થોડું; આખા-બધાં કરતાં ઓછું; પક્ષપાતી; એક તરફી; વધારે તાણનારૂં-મેહેરબાની રાખનારૂં; એક પક્ષી; એકદેશી; એકાંગી; અપૂર્ણ; પ્રવૃત્ત; પ્રવૃત્તિવાળું.

**Partiality**, *n.* પક્ષપાત; તરફદારી; મહેરબાની; મમતા; દાઝ; મોહ; પ્રવૃત્તિ; ચહા.

**Patially**, *ad.* પક્ષપાતથી; પક્ષપાત ધરીને-કરીને; તરફદારીથી-મહેરબાનીથી.

**Partible**, *a.* ભાગ પડાય-થાય-કરાય એવું.

**Participant**, *a.* ભાગ લેતું-કરતું; પક્ષ લેતું. *n.* ભાગ લેનાર; મળતિયો; સાથી; સોબતી.

**Participate**, *v. i.* ભાગ લેવો; ભાગિયા થવું; ભોગવવા લાગવું; કોઇ બીજા સાથે કંઈ કરવું.

**Participation**, *n.* -માં ભાગ લેવો-શામિલ થવું તે.

**Participial**, *a.* કૃદંતનું કામ કરનારૂં; કૃદંત જેવું; કૃદંત ૨૫; કૃદંત.

**Participle**, *n.* વર્તમાન-ભુત-વિશેષ ભુત-સંબંધક ભુત કૃદંત.

**Particle**, *n.* રજ; કણ; રજકણ; અણુ; છાંટો; લેશ; લવલેશ; અવ્યય.

**Particular**, *a.* કોઈ એક જણ-વસ્તુ-બાબતનું; અસામાન્ય; વિશેષ; ભેદ દર્શક; જુદું જ; ખાસ; અમુક; અસાધારણ; જાણવા જોગ; નવાઈનું; ઝીણું ઝીણું બધું જ કહેનાર-લખનાર-જોનાર; ઠીકઠાકિયું; ચટ-ખોંચ આપતું-સીવાણું; ચિન્ધું; સવિસ્તર; વિગતવાર. *n.* વિગત; હકીકત; બાબત.

**Particularity**, *n.* અસામાન્યતા; વિશેષપણું-તા; જુદાપણું; અમુકતા; ખાસ ગુણ-રીત; વિશેષ લક્ષણ; વિલક્ષણપણું-તા; તપસીલ; વિગત.

**Particularize**, *v. t.* -ની ઝીણી ઝીણી બધીજ વાતનું વર્ણન કરવું; સવિસ્તર-વિગતવાર લખવું-કહેવું. *v. i.* ઝીણી બધીજ વાતપર ધ્યાન આપવું.

**Particularly**, *ad.* આગળ-જુદું પાડીને, વિશેષ; વિશેષ કરીને.

**Parting**, *a.* જતી-જુદાં પડતી વેળાનું; જતાં જતાં કહેલુ-કરેલું; ચાલતા થવું; જુદાં પડવું; જવું.

**Partisan**, *n.* તરફનું-પક્ષનું માણસ; પક્ષધર; વળગી રહેનાર. *a.* પક્ષનું; વળગી રહેનાર; પક્ષાભિમાનનું; પક્ષના મમતથી આંધળા થઈ ગયલાના જેવું. [પક્ષાવલંબન.

**Partisanship**, *n.* પક્ષને વળગેલાં હોવું તે;

**Partition**, *n.* આંતરો; પડદો; વ્હેંચણ; વિભાગ. *v. t.* -એ ઉપર આંતરો ભરવો;-ની વ્હેંચણ કરવી.

**Partitive**, *a.* સહુને ભાગે પડતું; ભાગ પ્રમાણેનું; સહુને પોતપોતાનો હક પહોંચે એ તરેહનું; વિયોજક; અંગ ગ્રાહક. [એક.

**Partly**, *ad.* કેટલેક ભાગે; કંઈ; કંઈ-કેટલું

**Partner**, *n.* ભાગિયો-ણ; સંગી; બિલ્લું; બિલ્લું; સાથે નાચનાર; સહન કર્તક-કી પંતિયાળો; વર-વહુ; ધણી-ધણીઆણી; દંપતીમાંનું એક; સ્ત્રી-પુરૂષ.

**Partnership**, *n.* ભાગિયા-સંગીપણું; પંતિયાળું; ભાગિયું; ભાગિયાભાગનું કામ.

**Partridge**, *n.* તીતરને મળતું એક પક્ષી.

**Parts**, *n.* શક્તિ; બુદ્ધિ; ગુણ; ભાગ; દિશા; ઠેકાણું; મુલક; દેશ.

**Parturient**, *a.* પ્રસવતું; જણતું; વિયાતું.

**Parturition**, *n.* પ્રસવ; જણવું તે; વિયાવું તે.

**Party**, *n.* ટોળી; મંડળી; મંડળ; પક્ષ; તડું. p. spirit પક્ષાભિમાન; પક્ષનો મમત; બેઠક; મિજલસ; જમાનું; જમણવાર; ખાનું; પાર્ટી; ટુંકડી; -માં શામિલ હોનાર; પક્ષકાર; ધણી; આસામી; શખ્સ. [પંચ-નવરંગી; અબલખ.

**Party-coloured**, *a.* રંગબેરંગી; ચિત્રવિચિત્ર.

**Party-wall**, *n.* બે ઘરની વચ્ચેની કરો-ભીંત.

**Parvenu**, *n.* એકદમ પૈસાદાર થએલ; આજનું પૈસાદાર.

**Pasquinade**, *n.* નિંદા લેખ; અનીતિ-અનાચારની કીધેલી ભવાઈ-ઉપર પાડેલો ઠોક; અનાચાર પ્રગટી કરણ.

**Pass**, *v. i.* જવું; ચાલવું; ચાલ્યાં જવું; નીકળીને-નીકળી જવું; નીકળવું;-નું થવું-થઈ જવું; ફીટીટળી-બદલાઈને થવું; ચાલવું; ચાલ્યાં-નીકળ્યાં જવું; ખપવું; ગણાવું; ખપી-ગણાઈ જવું; બાજુપર મુકીને-પાસે થઈને-આગળ રહીને જવું; ચીરીને-ઓળંગીને-ઉપર થઈને જવું; જવું; થવું; વિતવું; ગુજરવું; થઈ-વિતી-ગુજરી-વહી જવું; બનવું; જતાં રહેવું; નાશ પામવું; જતાં રહેવું; પસાર-મંજુર થવું; બહાલ-કબુલ રહેવું; કામ ચાલે એટલાં-એવાં હોવું; પાસ-પસાર થવું; ઉતરવું; ટકવું; નભવું; બરાબર થવું; ચાલ્યાં-ગબડ્યાં જવું. *v. t.* ચીરીને-માં થઈને જવું;-જવા ચાલવામાં મુકવું-મુકી દેવું-મુકીને આગળ જવું; પાર કરવું-કરી જવું; ઉતરવું; કાઢવું; ગુજારવું; નિર્ગમન-પુરું કરવું; કહ્યા ધ્યાનમાં લીધા વગર આગળ ચાલવું; પડતું મુકવું; રહેવા દેવું; એવાં-એટલાં બધાં હોવું કે કંઈ થઈ શકે નહીં;-ને લાચાર કરી નાખવું;-ને અટકાવી પાડવું;-ના કરતાં સરસ ચઢતા હોવું-થવું;-ના કરતાં વધવું; દાબવું;-માં પાસ-પસાર થવું; ફેરવવું; ફેરવી જવું; મોકલવું; મોકલી દેવું; રવાને કરવું; પહોંચાડવું; આપવું; ચલાવવું; કહેવું; ઉચ્ચારવું; મહોમાંથી કાઢવું; કહી સંભળાવવું. (સમ) લેવા-ખાવા. *n.* સાંકડો અને વિકટ-દુર્ઘટ રસ્તો; ઘાટ; જવા આવવા-મફત જવા આવવા દેવાનો હુકમ; પરવાનો; પાસ; પટામાં સીધા હાથનો ગોદો; હુલ; હાલ; અવસ્થા; દિશા.

To pass off, ઠગવું.

To pass on upon, ઠરાવ કરવો; નિશ્ચય કરવો.

To pass one's word, વચન આપવું.

**Passable**, *a.* જાય-જવાય એવું; ગમ્ય ઉતરાય પાર જવાય એવું; હોડી-વહાણ ચાલે-ફરે એવું; લેવાય-ચાલે એવું; ચાલ્યું-નીકળ્યું-ગબડ્યું જાય એટલું-એવું; કામ ચલાઉ.

**Passage**, *n.* જવું-આવવું-ચઢવું-ઉતરવું-પડવું-વહેવું-ઉડવું તે; સમુદ્રયાન; સફર; જવાનો હક-પરવાનગી-રજા; નુર; ભાડું; માર્ગ; વાટ; જવા આવવાનો રસ્તો; મુળ લખાણમાંથી લીધેલો ભાગ; ઈંતખાબ; મુતેકદેશ; બનાવ; બિના.

**Pass-book**, *n.* વ્યાપારીના ખાતાની ચોપડી; ખાતાવહી; ખાતું.

**Passenger**, *n.* ઉતારૂ.

**Passer-by**, *n.* રસ્તે જનાર; વટેમાર્ગુ; પંથી.

**Passerine**, *adj.* ચકલિયાં સંબંધી.

**Passibility**, *n.* અસર લાગવાની શક્તિ.

**Passible**, *a.* જેના પર અસર લાગે-થાય એવું.

**Passing**, *n.* જવું-આવવું તે. *a.* બહુજ; અતિશય; ઘણુંજ અત્યંત.

**Passim**, *ad.* સર્વે-બધે ઠેકાણે; જ્યાંહાં ત્યાંહાં.

**Passion**, *n.* વ્યાપારસહન; કર્મવિષયત્વ; ક્રિયાસાહત્વ; વિષયસાહ મનોવૃત્તિ; ઉગ્રચિત્તવૃત્તિ; જુસ્સો; ઉભરો; જોશ. A p. મનોવિકાર. The passions, મનોવિકાર માત્ર; ક્રોધ; તામસ; ગુસ્સો; જનુન; મોહ; લ્હે; આસક્તિ; હવસ; ઘેલું; છંદ; અધ્યાપન; ચરસ.

**Passionate**, *a.* આકળું; તામસી; ક્રોધી; જનુની; મોહ-હવસ-આસક્તિવાળું-રાખનારૂં; આસક્ત; અનુરાગી; ઉછળતું; કડાકીનું-નું-ભરેલું; જોશ-ઉભરા ભરેલું; ગાંડું.

**Passionately**, *ad.* રીસ-ક્રોધ-તામસથી; જે ઉ-

પરથી મોહ-આસક્તિ-હુવસ છે એમ જણાઈ આવે એવી રીતે. [-વાળું.

**Passionless,** *a.* ઠંડા-શાંત સ્વભાવ-પ્રકૃતિનું

**Passive,** *a.* કંઈ કરે નહીં પણ જે થાય તે પોતાના ઉપર થયાં કરવા દેનાર; ક્રિયાસાહ-ક્ષમ; વ્યાપાર-ક્ષમ; કર્મવિષયવર્ત્તી.
P. voice સહ્ય ભેદ. P. verb સહ્યભેદ ક્રિયાપદ; કોઈ જે કંઈ કરે તે મુગાં મુગાં ખમ્યાં કરનાર; ચુંકેચાં ન કરે એવું; રાંકડું; ગરીબડું; અપકાર સાહક્ષમ; સ્હ્યું; ગુલામી ખત લખી આપ્યા જેવું. [વગર.

**Passively,** *ad.* મુગે મ્હોડે; ચુંકેચાં કર્યા

**Passiveness,** *n.* મુગે મ્હોડે ખમવું તે; સહનશીલતા; ધીરજ.

**Passover,** *n.* હિબ્રુ લોકો બચ્યા તે સ્મર્ણાર્થે યહુદી લોકો જે ઓચ્છવ કરે છે તે; નિર્ગમન.

**Passport,** *n.* ઓળખ નામાની સનદ; ઓળખનામું; સનદેતરી. પરવાનો વળાવું.

**Pass-word** સંકેત શબ્દ; નિશાની.

**Past,** *a.* ગયલું; વિતી ગયલું; ભુત; પુર્વ. The p. પુર્વકાળ; થઈ ગયલી વાત; ગઈ તિથિ; *pre.* મુકી દઈને; મુકીને; આગળ; રહિત; શુન્ય; અતીત; ઉપર; ને.

**Paste,** *n.* લાહી; ખેળ; કેળવળી મટોડી; પુરણ ભરવાની-ગલેફવાની કણેક. *v. t.* લાહીથી ચહોડવું-ચહોંટાડવું.

**Paste-board,** *n.* દોપિસ્તું; પુઠાનો કાગળ.

**Pastern,** *n.* ઘોડાના પગનું કાંડું. [મર બત્તિ.

**Pastille,** *n.* લાહીનો ગોળો-લોચો; અગર અ-

**Pastime,** *n.* જેથી વખત ખુશીમાં જાય એવું કંઈ; ગમત; રમત; સહેલ સપાટી.

**Pastor,** *n.* ભરવાડ; અવિપાલ; ગોવાળિયો; આહીર; ગોપ; એક દેવલમાં પ્રાર્થના કરનાર લોકોનો આચાર્ય; ખ્રિસ્તીદેવક.

**Pastoral,** *a.* ભરવાડની રીત ભાતને મળતું-લગતું-ના જેવું; રબારી-ગોપ લોકના સંસાર કાર્ય સંબંધીનું; ખ્રિસ્તી દેવક-પાસ્ટરનું. *n.* જેમાં ભરવાડનાં સંસારકાર્યો તથા રીતભાત વર્ણવેલાં છે એવું કાવ્ય.[અધિકાર-વિષય-મુલક.

**Pastorate,** *n.* ખ્રિસ્તી દેવક-પાસ્ટરની પદ્વી-

**Pastry,** *n.* કણેકમાં પુરણ ભરીને-કણેક ગલેફીને બનાવેલું અને સેકેલું વિલાયતી ખાવાનું; સુખડી; મીઠાઈ. [ક-યોગ્ય.

**Pasturable,** *a.* ચરાવવા જેવું; ચરવા લાય-

**Pasturage,** *n.* ઢોરને ચરાવવાની જગો; ગૌચરણ.

**Pasture,** *n.* ચારો; ચાર; ચરી ખાવાનું ઘાસ; વાઢેલું ઘાસ. *v. t.* (ઢોર) ચરાવવું;-ઉપર ચરાવવાનું મળવું. *v. i.* ચરવું.

**Pasty,** *n.* માંહે પુરણ ભરેલી વિલાયતી ભાખરી.

**Pat,** *n.* થપડાક; તમડાક-કો; ટપલી; હાથે હાથે થાબડીને કીધેલો ગોળો-પિંડો-ચકતી લુચ્ચો. *v. t.* ધીમે હાથે ઠોકવું-થાબડવું;-ને થબડાક મારવી.

**Patch,** *n.* થીગલું; ગાબડું-ડી; અસલનો વિલાયતી ચાહલો; રેશમી મલમલની પટીનો ઝીણો કકડો; છુટો કકડો-ડી; ટુકડો; ભોંયનો કકડો; કિતો. *v. t.* ને થીગલું દેવું-મારવું; થીગળ થાગળ-પટંપટેદાર-અટંપટેદાર કરવું-કરી મુકવું. સાંધા સુંધીવાળું કરવું;-નો જેમ તેમ ઘાટ બેસાડી દેવો; ઠોકી પાડવું; બડબી નાખવું; અફાળી મારવું; જેમતેમ ઉભું કરી દેવું;-નો ગોળો પીંડાળો વાળી મુકવો.

**Patch-work,** *n.* જુદા જુદા આકારના કકડા કે પટાઓ એકેક સાથે સીવીને બનાવેલો બનાવવાનો ઘાટ (સુજની; જાજમ ઇ.) લુગડાનો અટાપટાદાર ઘાટ; ઢંગઢાળ-ડોળ ડાળ વિનાનું કામ.

**Pate**, *n.* માથાનું તાલકું; માથું. [ની રકેબી.
**Paten**, *n.* પ્રભુ ભોજન વખતે વપરાતી નહા-
**Patent**, *a.* છાનું-છુપું નહીં એવું; ઉઘાડું; ખુલ્લું; જાહેર; પ્રગટ. પરવાનાનું; સનદનું; ફરમાનનું; જે રાખવા વેચવાને પરવાનો આપ્યો હોય એવું; સનદી. *n.* જેની રૂએ કોઇ ઇલકાબ આપ્યો હોય કે યંત્ર વગેરે જેવી કોઈ નવી શોધી કાઢેલી વસ્તુ તે શોધનારને એકલાનેજ વેચવાનો હક આપ્યો હોય એવો કાગળ; સનદ; પરવાનો; ફરમાન. *v. t.* ની-
**Patentee**, *n.* સનદદાર. [સનદ કરી આપવી.
**Paternal**, *a.* બાપ-પિતાનું; પૈત્રિક. બાપ-પિતાના જેવું-જેટલું; પિતૃતુલ્ય. બાપથી મળેલું-પહોંચેલું-ઉતરેલું; પિત્રાગત; પિતૃપ્રાપ્ત. વંશ પરંપરા ચાલ્યું-ઉતર્યું આવેલું; વંશપરંપરાગત.
**Paternity**, *n.* બાપપણું; પિતૃત્વ; પિતૃ સંબંધ.
**Paternoster**, *n.* ખ્રિસ્તી લોકોમાં પ્રભુપ્રાર્થના.
**Path**, *n.* પગથી; પગવાટ. રસ્તો; માર્ગ. વર્તવા-ચાલવાની રીત; વર્તણુક; આચરણ; કરણી. *v. t.* ચાલીને રસ્તો પાડવો-કરવો.
**Pathetic-al**, *a.* મન પલ્લી-પીગળી જાય એવું; ચિત્તવૃત્તિ આર્દ્ર થાય એવું.
**Pathless**, *a.* જ્યાંહા માણસનું પગલુંજ નહીં ફરેલું એવું; અપથ; નિષ્પથ.
**Pathognomy**, *n.* ગુસ્સો-ક્રોધ બતાવવો તે અને તેની નિશાની-ચિન્હ. [વિષેનું.
**Pathologic-al**, *a.* નિદાન શાસ્ત્રનું-વ્યાધિનું-
**Pathologist**, *n.* રોગ પરીક્ષા શાસ્ત્રી; નિદાન શાસ્ત્રી. [નિદાન; રોગ નિરૂપણ વિદ્યા.
**Pathology**, *n.* રોગ-વ્યાધિની પરીક્ષાનું શાસ્ત્ર
**Pathos**, *n.* દયા-કરૂણા-ખિન્નતા વગેરે મૃદુલભાવ ઉત્પન્ન થાય એવો ગુણ; કરૂણ ભાવો
**Pathway**, *a.* રસ્તો; માર્ગ. [ત્પાદકતા.

68

**Patience**, *n.* સહિષ્ણુ-સહન શીલપણું-તા; દુઃખક્ષમતા. ક્ષમા; ખામોશ; ક્ષમીપણું. ધીરજ; સબુર-રી. ધીરા-ખંતીલાપણું; ખંત.
**Patient**, *a.* દુઃખ ખમનાર; સહિષ્ણુ; સહનશીલ; દુઃખક્ષમ; ખામોશવાળું; ક્ષમી, ક્ષમાવાન, ધીરૂં; સબુરી-ધીરજવાળું-રાખનાર; આકળું ન પડી જાય એવું; ધૈર્યવાન. ધૈર્ય-સ્થિરતા રાખીને-સબુરીથી કીધેલું; ધીરૂં; ખંતીલાપણાનું. ક્રિયાસાહ્ય; વ્યાપારક્ષમ; કર્મ વિષય. વૈદનું ધરાક-ઓસડ કરનાર; રોગી; દર્દી; આતુર; મરીઝ. [થી; ધીરૂં રહીને.
**Patiently**, *ad.* ધીરજ-ધૈર્યથી; સહનશીલતા-
**Patriarch**, *n.* કુટુંબનો વડીલ તથા વડીલ પણાની સત્તા ભોગવનાર; કુલપતિ.
**Patriarchal**, *a.* કુલપતિનું-વિષેનું-ના તાબાનું -ની સત્તા નીચેનું.
**Patrician**, *a.* અમીરનું; કુલીન; અમીરી; આર્ય. *n.* રોમનો પ્રાચીન આર્ય, અમીર; આર્યપુરૂષ.
**Patrimonial**, *a.* વૃદ્ધ પરંપરા પ્રાપ્ત હકનું મિલકતનું-ની સાથે સંબંધ રાખતું; ઘરડા વરડાઓથી પહોંચેલું.
**Patrimony**, *n.* ઘરડા વરડાઓથી પહોંચેલો-વૃદ્ધ પરંપરા પ્રાપ્ત હક-મિલ્કત.
**Patriot**, *n.* સ્વદેશાભિમાની માણસ; સ્વદેશભકત; સ્વદેશહિતકારક. *a.* સ્વદેશ ભકતનું; સ્વદેશ ભક્તને જેવું-જેટલું હોય તેવું-તેટલું.
**Patriotic**, *a.* સ્વદેશાભિમાની; સ્વદેશનું કલ્યાણ જેના મનમાં છે એવું. સ્વદેશનું હિત-કલ્યાણ કરવાનું; સ્વદેશપ્રીતિ-ભકિતનું. [હિતાસક્તિ
**Patriotism**, *n.* સ્વદેશાભિમાન; સ્વદેશભકિત-
**Patristic**, *a.* ૧ લીથી ૧૨ મી સદી સુધીના ખ્રિસ્તી ધર્મના મુખ્ય પ્રાચીન ગ્રંથકારોનું.
**Patrol**, *n.* રોન; રોનવાળો. *v. t.*-માં રોન ફરવી.

**Patron**, *n.* મુરબ્બી; આશ્રય આપનાર; પોશિંદો. *a.* મુરબ્બીગીરી-રક્ષણ કરનાર; ઇષ્ટદેવ.
**Cardinal Patron**, ખ્રિસ્તી મુખ્ય ધર્મગુરુ-"પોપ"નો પ્રધાન.
**Patronage**, *n.* સ્હાયો; વસીલો; હિમાયત; આશ્રય; મુરબ્બીગીરી; રખેવાળી; રક્ષણ; પાલકતા.
**Patroness**, *n.* પોશિંદી; આશ્રય આપનારી; ઇષ્ટદેવી.
**Patronize**, *v. t.* ની મુરબ્બીગીરી કરવી; પોતાનું કહાવવું;-ને સ્હાયો-આશ્રય-પુષ્ટિ આપવી. -ના બાપ-મ્હોટા મુરબ્બી થઇ બેસવું.
**Patronomatology**, *n.* ઉપનામ વિદ્યા-ઉપનામ વર્ણન-પુસ્તક.
**Patronymic**, *a.* બાપ કે બીજા પુર્વજના નામ ઉપરથી તેને મળતું પાડેલું છોકરા છોકરીનું નામ; અપત્યાર્થ નામ; અપત્યવાચક.
**Patten**, *n.* પગની વિલાયતી પાવડી. થામલાનું તળગટ.
**Patter**, *v. i.* (વરસાદ ઇ૦ ના છાંટા) છડ છડ પડવું-થવું. *n.* છડછડાટ.
**Pattern**, *n.* જેના જેવું બીજું બનાવવું હોય તે મુળ વસ્તુ; નમુનો; અસલ; મુળ પ્રત; નમુનો; વાનગી.
**Patty**, *n.* નહાનો સમુસો.
**Paucity**, *n.* થોડાપણું; અલ્પતા-ત્વ. થોડા હોવું તે; અલ્પ સંખ્યત્વ.
**Paunch**, *n.* પેટના આંતરડાં; પેટનો ભાગ; પેટ; ઉદર.
**Pauper**, *n.* રોટલાને દુ:ખી-ભુખે મરતું માણસ; સદાવર્ત લેનાર; ભિક્ષોપજીવી.
**Pauperism**, *n.* ભુખે મરતાપણું; દળદર; ભિક્ષોપજીવીતા; સદાવર્ત લેનારની અવસ્થા.
**Pauperise**, *v. t.* ભુખે મરતું-ભિક્ષોપજીવી કરવું-કરી નાખવું;-થી ભુખે મરતા થવું.
**Pause**, *n.* જરા બંધ રહેવું-અટકવું તે; અવધાન; વ્યવધાન; તહકુબી; વિસામો; વિરામ; વિચારમાં પડી અટકી જવું તે; આચકો; ધોળ; સંકલ્પ વિકલ્પ વિરતિ; વિરામ; વિરામ ચિન્હ. *v. i.* થંભી જવું; થોભવું; અટકવું; જરા બંધ રહેવું. વિચારમાં પડવું; અચકાવું;-ને સંકલ્પ વિકલ્પ થવો; વિચાર કરવો; વિચારી જોવું. *int.* રાખો ! રાખ !
**Pave**, *v. t.* -ઉપર પથ્થર-ઇટનાં ચોરસાં કે ચીરા જડવા;-ઉપર ફરી-ચીરા બંધી કરવી. આવવાને કે થવાને સેહેલું કરી આપવું; જલદી -ઝટ આવે-થાય તેમ કરવું;-નો રસ્તો ખુલ્લો-મોકળો કરવો.
To pave the way, કાંઇપણ બાબતની શરૂઆત માટે રસ્તો ખુલ્લો કરવો.
**Pavement**, *n.* ફરીબંધી; ચીરાબંધી; લાદી જડેલી હોય તે.
**Pavilion**, *n.* તંબુ; ડેરો.
**Paw**, *n.* બિલાડી જેવાં નખી પશુના પગની પાટલી; પંજો. *v. i. t.* ઘોડાની પેઠે આગલે પગે ભોંય ખણવી-ખોતરવી-ઘસડવી; હાંપ મારવી.
**Pawn**, *n.* શેતરંજનું પ્યાદું. ઘરેણે-સાનમાં-ગીરો મુકેલી જનસ; ગીરવી-ગીરોનો માલ; પણ; હોડ. At or in p. ઘરેણે; ગીરો; સાનમાં-પણમાં-હોડમાં મુકેલું. *v. t.* ગીરો મુકવું-આપવું. પણમાં-હોડમાં મુકવું.
**Pawn-broker**, *n.* માલ ગીરો રાખી પૈસા ધીરનાર.
**Pay**, *n.* પગાર; મુસારો; વેતન. *v. t.* -ને પગાર-રોજ દરમાયો-મજુરી-પૈસા આપવા; બદલો વાળવો; -ને કિમ્મત-મુલ-પૈસા-દામ-અવેજ આપવો.- નું કરજ-દેવું-માગણું- લહેણું આપવું; ફરજ બજાવવી.-ઉપર વેર વાળવું-લેવું.- ની ખબર લેવી;-ની પુજા કરવી;-ને જોઇ લેવું. આપવું; ભરવું. વાળી આપવું;-માંથી-માં કસા જેટલું મળવું-હાંસલ થવું;-થી કસાનો બંગ મળવો-વળવો. *v. i.* કિમ્મત-ખરચ-નુકસાન આપવું;-ભરી આપવું. દંડ ભોગવવો; ગુન્હેગારી

આપવી-ભરવી-વેઠવી; બદલ-બદલો મળવો.
To pay for, બદલો વાળવો.
To pay off, ફેડી દેવું, વેર લેવું.
To pay out, ધીમું કરી નાખવું.
Payable, *a.* અપાય-આપી શકાય એવું.
પૈસા-નાણું આપવાનું; આપવાજોગ-જેવું.
Payee, *n.* જેને પૈસા આપવાના છે એવું માણસ; હુંડીનો નાણાં લેનાર ધણી; હુંડીનો ધણી-માલિક. [અધિકારી.
Pay-master, *n.* પગાર આપનાર-ચુકવનાર.
Payment, *n.* નાણા-પગાર વગેરે આપવા-આપી દેવાનું કામ. પગાર વગેરે આપવો- આપી દેવો તે. આપેલી રકમ-નાણાં-વસ્તુ; દત્ત.
Pea, *n.* વટાણો; વટાણાનો એક કણ-છોડ.
To hold one's peace, ચુપ રહેવું.
To be sworn of the peace, લોકોની સુલેહ જાળવવા માટે સમ લેવા.
Peace, *n.* ટાઢું; સલાહ; સલુક; બનાવ; મેળાપ; મુલાકાત; સુલેહ; શાંતિ; અમનચહેન. સાતા; ચહેન; કળ; ટાઢું લોહી; સ્વસ્થતા; સ્વસ્થચિત્તતા; નિરૂપદ્રવતા; સલાહ; સમાધાન; કલહ-કલેશ-વિગ્રહ-વિરોધ શાંતિ. સંધી; તહ. *int.* ચુપ; ચુપ-મુંગો રહે.
Peaceable, *a.* સલાહ-શાંતિનું. લડાઇ-સડાઇ ઉઠયા વગરનું; લડાઇ ન ઉઠે એવું; સામો પાય વાપરી કીધેલું-કરવાનું. કોઈ જોડે લડે વઢે નહીં એવું; જેને ટાઢું રહે તેજ ગમે એવું; લડાઇ-ટંટાથી કાયર; શાંતિપ્રિય; કલહભીરૂ. શાંત; સ્વસ્થ; અવ્યગ્ર; નિશ્ચિંત.
Peaceably, *ad.* સલાહ-શાંતિ સ્વસ્થતાથી.
Peaceful, *a.* લડાઇ-ટંટા-ફિસાદ-તોફાન વગરનું; શાંતિનું; અમનચહેનનું; ટાઢું; ટાઢે લોહીએ-સુખે-હાસ કરીને બેસાય એવું; ઠરવાનું; શાંત; શાંતિ-અમન ચહેનનું-વાળું. નરમાસનું ભરેલું-વાળું; નરમ; કોમળ.
Peacefully, *ad.* ટાઢે લોહીએ-સુખે કરીને; ઠરીને; શાંતિથી. કોમળતાથી; નરમાસથી.
Peace-officer, *n.* મુલ્કી-સુલેહનો અમલદાર.
Peace-maker, *n.* સલાહ કરાવનાર.
Peach, *n.* એક જાતનું સ્વાદિષ્ટ ફળ.
Pea-cock, *n.* મોર; મયુર.
Pea-hen, *n.* ઢેલ; મયુરી. [અગ્રભાગ.
Peak, *n.* ટોંચ; શિખર. ઉપલી અણી; અગ્ર;
Peal, *n.* મહોટો-ઉપરાચાપરી થતો અવાજ-ધ્વનિ-શબ્દ; ગર્જનાનો કડાકો. તોપનો ધડાકો-ભડાકો. લોકનો હોકારો. હુસ્ત્ર ઘોષનાદ. *v. i.* મહોટો અને ગંભીર શબ્દ-ઘોષ કરવો-થવો-નીકળવો. [ગાયન.
Pean, Pæan, *n.* જયગાન; જયજયકારનું
Pear, *n.* એ નામનું એક ઘણા સ્વાદવાળું વિલાયતી ફળ.
The pear is ripe, સઘળું તૈયાર છે.
Pearl, *n.* મોતી; મુક્તાફળ. *v. t.* મોતીથી સણગારવું.
Pearl-eyed, આંખપર સફેદ ડાઘાવાળું.
Pearlash, *n.* એક જાતનો સાફ કરેલો ક્ષાર.
Pearloyster, *n.* જેમાં મોતી પાકે છે તે કાલુ-છીપ.
Pearly, *a.* મોતીનું; જ્યાંહાં જેમાં મોતી ઘણાં થતાં હોય એવું; મોતીના દાણા જેવું; નિર્મળાં-મ્હોં દેખાય એવાં-નીતર્યા-સ્વચ્છ પાણીનું.
Peasant, *a.* ગામના રહેનારના જેવું; ગ્રામ્ય; ગામડિયું; ગુમાર; દેહકાની. *n.* ગામનો રહેવાસી; ગ્રામવાસી; ગ્રામી; ખેડુત; ગામડિયો; દેહકાની. [તો; ગામડિયાઓ.
Peasantry, *n* ગામનો લોક; ગ્રામ્યજન; ખેડુ-
Peas, *n. pl.* ગણની વટાણા.
Pease, *n. pl.* વટાણા (મોઘમ અનાજ).
Peat, *n.* એક જાતની જાડી-નહાનું ઘાસ.

**Pebble,** *n.* ગોળ કાંકરો-કંકર.
**Pebbly,** *a.* કાંકરાજ કાંકરાવાળું; કંકરમય.
**Peccable,** *a.* જેને હાથે પાપ થઈ શકે એવું.
**Peccability,** *n.* જેને હાથે પાપ થઈ શકે એવો ગુણ. [અલ્પ દોષ; અલ્પાપરાધ.
**Peccadillo,** *n.* સહેજ-નહાનો વાંક-ગુન્હો;
**Peccancy,** *n.* બગાડ; વિકાર; દોષ; અપરાધ.
**Peccant,** *a.* પાપ કરનારું; પાપી; અપરાધી; ગુન્હેગાર; બગડેલું; વિકાર પામેલું.
**Peck,** *n.* અનાજનું એક વિલાયતી માપ; બુશલનો ચોથો ભાગ. *v. t.* -માં ચાંચ મારવી-લગાવવી-ઠોકવી;-ને ચાંચ મારવી; ચાંચે ચાંચે ભોક પાડવો; ચાંચે વતી લઈ-ઉંચકી લેવું-વીણવું-વીણી લેવું-ખાવું; ચરવું. *v. i.* ચાંચ મારવી.
**Pectinal,** *a.* કાંસકી-ફણી જેવું.
**Pectoral,** *a.* છાતીનું-ને લગતું; ઉરસંબંધી. *n.* છાતીના રોગને સારા કરવાનું ઓસડ; છાતીનું કવચ-બખ્તર.
**Peculate,** *v. i.* ખાઈ જવું; હાથ મારવો; પચાવી પડવું; હજમ-અહોઇયા કરી જવું;-ની ઉચાપત કરવી. [કે માલ ખાઈ જવો તે.
**Peculation,** *n.* ઉચાપત; ચોરી; સોંપેલાં નાણાં
**Peculator,** *n.* ઉચાપત કરનાર.
**Peculiar,** *a.* બીજા કોઈનામાંજ-કોઈનેજ ન હોય એવું; કોઈ એકલા એક જણ-વસ્તુનું-માં રહેલું; વિશેષ; ખાસ; પોતીકુંજ; સ્વકીય; અનન્ય સાધારણ; વિશેષ; પોતાનું-વહાલું ગણીને-જાણીને કાઢેલું-રાખેલું; ખાસ; પોતાનું એવા ભાવ હોવાથી થયલું-લાગેલું; તરેહવાર; વિલક્ષણ.
**Peculiarity,** *n.* વિશેષ-ખાસ-અનન્ય સાધારણપણું; વિશેષતા; સ્વકીયતા; તાસીર; ખાસો; ખવાસ; વિશેષ ગુણ-લક્ષણ; તરેહવારપણું; વિલક્ષણતા.
**Peculiarly,** *ad.* વિશેષ-ખાસ-સ્વકીય-વિલક્ષણ રીતે; વિશેષે કરીને.
**Pecuniary,** *a.* પૈસા-નાણાં-ધનનું; દ્રવ્ય સંબંધી.
**Pedagogic,** *a.* શિક્ષક-મેહેતાજીનું.
**Pedagogics,** *n.* શિક્ષણ શાસ્ત્ર-વિદ્યા.
**Pedagogism,** *n.* શિક્ષક-મેહેતાજીનું કામ-ધંધો.
**Pedagogue,** *n.* છોકરાં ભણાવનાર; શિક્ષક; મેહેતાજી; મેહેતાજીપણું કર્યા-બબળ્યાં કરવાની ટેવવાળું માણસ; બધાનો મેહેતાજી થઈ બેસનાર.
**Pedal,** *a.* પગનું-ને લગતું. 'આરગન' નામનાં વાજાની પગ વચ્ચે વગાડવાની ચાવી-કુંચી.
**Pedant,** *n.* વિદ્વાનનું ડોળ ઘાલનાર; વિદ્વત્તાની બેડસાઈ કરનાર-બતાવનાર; મિથ્યા પંડિત; વિદ્યાદાંભિક.
**Pedantic-al,** *a.* પાંડિત્યની બેડસાઈનું; મિથ્યા પંડિતનું-ના જેવું; અમથું મ્હોટું મ્હોટું.
**Pedantry,** *n.* વિદ્યાની પતરાજી-બેડસાઈ; પાંડિત્યનું ડોળ; વિદ્યાદંભ.
**Peddle,** *v. t.* ઘેરેઘેર-સેરીએસેરીએ ફરી-ફરી ફરીને માલ વેચવો; ફેરિયાનો ધંધો કરવો; નહીં કામનું કામ કર્યા કરવું; અમથી રમત રમવી-કરવી. [ફેરીએણ.
**Peddler,** *n.* ફેરી ફરીને માલ વેચનાર; ફેરિયો;
**Peddlery,** *n.* ફેરિયાનો ધંધો; પરચુરણ-ફેરિયાનો સામાન-માલ. [નકામું; અમથું.
**Peddling,** *n.* ફેરિયાનો ધંધો. *a.* નહીં કામનું;
**Pedestal,** *n.* બેસણી; જેનાપર કંઈ રહેતું હોય તે; પાયો; તળગટ; સ્તંભપદ; પીઠ; પડથી.
**Pedestrian,** *n.* પગે ચાલીને જનાર-મુસાફરી કરનાર; પાળો; પદાતિ; પતિ. *a.* પગે ચાલનાર.
**Pedestrianism,** *n.* પગની મુસાફરી; પાળાનું કામ; પતિત્વ.

**Pedigree**, *n.* વંશ; પહેડી; કુળ; ઓલાદ; પહેડી પત્રક; વંશાવળી; વંશચરિત્ર.

**Pediment**, *n.* ઘરનો દર્શની શોભિતો દેખાવ.

**Pedobaptism**, *n.* નહાનાં-ધાવણાં છોકરાને ખ્રિસ્તી ધર્મની દીક્ષા-બાપટિસ્મ આપવું એવું મત.

**Pedobaptist**, *n.* નહાનાં-ધાવણાં છોકરાંને ખ્રિસ્તી ધર્મની દીક્ષા-બાપટિસ્મ આપવું એવું મત માનનાર-એવા મતવાળું માણસ. [ફુળ.

**Peduncle**, *n.* ફુલની દાંડી-દાંખળું અને ઝાડનું

**Peel**, *v. t.* લુટવું; લુટી લેવું; છોલવું;-નીછાલ છોલી કાઢવી-ઉતારવી. *v. i.* છોલાવું;-ની છાલ ઉતરવી-ઉખડવી. *n.* છાલ; છોલ; છોડું.

**Peep**, *n.* પ્રથમ દર્શન; મરઘીનાં બચ્ચાંનું બોલવું-બોલી. *v. i.* દેખાવા માંડવું; દેખા દેવી; ચોરીથી-છાનાંમાનાં જોવું; તકાવવું. (મરઘીનાં બચ્ચાંએ) બોલવું.

**Peep of day**, અરૂણોદય. [બાકું-તડ.

**Peep-hole**, *n.* ચોરીથી જોવાય એવું કાણું-ફાટ-

**Peer**, *n.* બરોબરિયો; સાથે બેસે એવું કોઈ; જોડ; જોડિયો; સાથી; સોબતી; જોડીદાર; સાથેનું માણસ; અમીર; ઉમરાવ; આર્ય પુરૂષ. *v. t.* છાનાંમાંનાં ઉભાં-ઊંચા થઈ થઈને જોવું; ડોકિયાં કરવાં.

**Peerage**, *n.* અમીરનો દરજ્જો; આર્ય પદ્ધિ; અમીરો; અમીર-ઉમરાવ લોક; આર્ય વર્ગ.

**Peeress**, *n.* અમીરની ધણિયાણી; અમીરાણી; કુલીન સ્ત્રી.

**Peerless**, *a.* જેની જોડજ નહીં એવું; બે નમુન; ઉત્તમ; સર્વોત્કૃષ્ટ; અપ્રતિમ; અનુપમ.

**Peevish**, *a.* જરા જરામાં રહીડી જાય એવું; રહીડિયાં-દાંતિયાં-વચકાખોર; ધુંધવાતું; મિજાજી; રીસાળ; રીસાળપણાનું; મિજાજનું ભરેલું; નખરાં ખોરીનું.

**Peevishness**, *n.* રીસાળ-ધુંધવાતા-રહીડિયાપણું; દાંતિયાં; વચકો.

**Peg**, *n.* લાકડાની ખીલી-મેખ; ખીંટી; ખુંટો-ટી. *v. t.* ને-માં ખીલી મારવી-જડવી.

**To take a peg lower**, નીચે જવું; નમી જવું; ઉતરતા જવું. [તારાનો જુમખો.

**Pegasus**, *n.* પાંખવાળો ઘોડો; ઉત્તર તરફના

**Pekoe**, *n.* સુંદર, કાળી ચાહ.

**Pelagian**, *a.* સમુદ્રનું-સંબંધી. *n.* મુળ પાપનું મત ન સ્વીકારનાર અને સારા કામને વળગી રહેનાર માણસ.

**Pelf**, *n.* પૈસો; હરામનો-અધર્મનો પૈસો.

**Pelisse**, *n.* સ્ત્રીના રેશમી કપડાં-લેબાસ-વાગો.

**Pell**, *n.* ચામડી; ચામડું.

**Pellet**, *n.* મીણ કે બીજા કસાની ગોળી-ગુટિકા.

**Pellicle**, *n.* છોડું; પાતળું પડ-છાલ; છારી; પોપડી.

**Pell-mell**, *ad.* સેળભેળ; ભેળસેળ; છેક બે મિસલ; ભેળભેળા-ભીડંભીડા કરી-નેખી-થઈ જઈને.

**Pellucid**, *a.* નીતર્યું કાચ જેવું; સ્વચ્છ; નિર્મળું; નિર્મળાં પાણીનું; પાર દર્શક.

**Pelt**, *n.* ઢોરનું નિમાળા સાથેનું ચામડું; ખાલ; રોમશ ચર્મ; છુટો હાથ; છુટો માર. *v. t.* -ને મારવું; મારવું; છુટું મારવું; છુટો માર મારવો.

**Pelt-monger**, *n.* ચામડાં વેચનાર; સાફ નહિ કરેલાં ચામડાંનો ધંધો કરનાર.

**Peltry**, *n.* ચામડાં; રૂવાં; ઉન.

**Pelvis**, *n.* શરીરના જે નીચલા પ્રાંત ભાગની માંહેથી મુત્રેંદ્રિય તથા પ્રજનનેન્દ્રિય હોય છે તે ભાગ; બસ્તિ; બસ્તિપ્રદેશ.

**Pen**, *v. t.* લખવું; નવું રચીને-બનાવીને લખવું; ડબામાં-ગોઠામાં ઘાલવું-ગોંધવું-ગોંધી રાખવું. *n.* કલમ; લેખની; લેખણ; ઢોર ગોંધવાનું-ચૌકનું-ગોઠો.

**Penal**, *a.* સજા-દંડ-શિક્ષાનું; ફોજદારી દંડય; દંડનીય; શિક્ષાપાત્ર-યોગ્ય.

**Penalty**, *n.* શિક્ષા; સજા; દંડ; ગુન્હેગારી.

**Penance**, *n.* પ્રાયશ્ચિત; પ્રાયશ્ચિત કર્મ.

**Pence**, *n.* પેનિનું બહુવચન; બહુ-ઘણી પેનિ.

**Penchant**, *n.* મનનું વલણ; ઇચ્છા.

**Pencil**, *n.* સીસાપેન; પેનસિલ; કુચડો; પીંછી. *v. t.* ચિતરવું; ચિત્ર કાઢવું.

**Pencil of rays**, એક બિંદુમાં મળતાં કિરણો.

**Pendant**, *n.* લોલક; પાંદડી; ઝુમખો; લોલક; હીરો; કાનનું ઘરેણું; ફોકરવું; કાપ; લડાઇના વહાણના ડોલો ઉપર નિશાનના જેવી લાંબી લુગડાની ચીપ ચઢાવેલી હોય છે તે; પતાકા; વાવટો.

**Pendency**, *n.* ઉચાટ; ઘચુ પચુ; ઉદરાવો; અનિશ્ચય; બંધ પડવું-અટકવું તે.

**Pendent**, *a.* લટકતું; ઝુલતું; બહાર ડીપનીકળી આવતું; ઝુમતું; ઝઝુમતું; ઝુંલતું.

**Pending**, *a.* ચાલતું; ચાલુ. *pre.* ચાલે ત્યાંહાંસુધી. [લંબમાન.

**Pendulous**, *a.* લબડતું; લટકતું; ઝુલતું;

**Pendulosity**, **Pendulousness**, *n.* લબડતાં હોવું તે-હોવાનો ગુણ; લંબમાનતા.

**Pendulum**, *n.* ઘડિયાળ વગેરે યંત્રોનું લોલક.

**Penetrability**, *n.* પ્રવેશ સહનશીલતા; પ્રવેશ્યતા; ભેદ્યતા.

**Penetrable**, *a.* કંઇ પેસે-ઉતરે એવું; પ્રવેશ્ય; ભેદ્ય; પેસાય-મગજ પેસે એવું; ભેદાય-ઉપરમાં અસર થાય એવું.

**Penetrate**, *v. t.* -માં-અંદર પેસવું-જવું-ઉતરવું-પ્રવેશ કરવો;-માં કોઇનું માંધું-મગજ પેસવું;-નો મર્મ પકડવો; ભેદવું;-ને અસર કરવી; -ની-થી અસર થવી.

**Penetration**, *n.* પ્રવેશન;-માં અંદર જવું ઉતરવું-પેસવું તે; ઊંડાં ઉતરવા-પેસવાની શકિત; બુદ્ધિ તીવ્રતા-કૌશાગ્રતા; તીવ્ર બુદ્ધિત્વ.

**Penetrating**, *a.* તીવ્ર; તીક્ષ્ણ; સમજે-બુદ્ધિવડે પકડી કાઢે એવું; ભેદ સમજે-પારખે એવું.

**Penetrative**, *a.* પ્રવેશ કરી દે-મર્મ પકડી લે એવું; તીવ્ર; તીક્ષ્ણ.

**Peninsula**, *n.* દ્વીપકલ્પ.

**Peninsular**, *a.* દ્વીપકલ્પ-દ્વીપનું; દ્વીપકલ્પનું-ના આકારનું-ના જેવું; દ્વીપકલ્પવાસી-નું રહેનારું; [ધર્મ કર્મને માટે થતો પરિતાપ.

**Penitence**, *n.* પશ્ચાતાપ; અનુતાપ; પાપ-અ-

**Penitent**, *a.* પાપકે દુષ્કર્મને માટે જેને ખેદ થાય છે એવું; પશ્ચાતાપગ્રસ્ત; અનુતાપી.

**Penitential**, *a.* પશ્ચાતાપનું-દર્શક-થી થયલું.

**Penitentiary**, *a.* પ્રાયશ્ચિતનું-સંબંધનું. *n.* શાસન ગૃહ; કારાગૃહ; તુરંગ.

**Pen-knife**, *n.* કલમ ઘડવા-સમારવાનો ચપ્પુ; કલમ તરાશ; છરી. [કર્તા-કાર.

**Penman**, *n.* લખનાર; લ્હેચો; લેખક; ગ્રંથ-

**Penmanship**, *n.* લખવાની રીત-આવડત; લ્હૈયા-મુતસદ્દીપણું; લેખકતા; નવીસંદાઇ.

**Pennant**, **Pennon**, *n.* જંગી ઝાડના કુવાપર ધજાના જેવી લાંબી કપડાંની ચીપ ચઢાવેલી હોય છે તે; પતાકા; વાવટો; ધજા ઊંચકવાનો ચઢાવવાનો સામાન.

**Pennate**, *a.* પાંખવાળું. [કંગાળ.

**Penniless**, *a.* નિર્ધન; પાસે કોડી નહીં એવું;

**Penny**, *pl.* Pennies, Pence, *n.* એક શિલિંગનો બારમો ભાગ; કોડી; દમડી; ટકો; દોકડો; પૈસો.

**Penny-a-liner**, ન્યુસ્પેપરોમાં લખનાર (ગરીબ) જેને માત્ર એક લીટીની એક પેની આપવામાં આવેછે.

**Penny-weight**, *n.* ૧૬ રતિ; ૨૪ ગ્રેનનો એક પેનિવેટ.

**Penny-wise**, *a.* દમડી સારૂ રૂપિયાનો ગોદો ખમે એવું. [લંબમાન.

**Pensile**, *a.* લટકતું; લબડતું; ઝુકી રહેલું;

**Pension**, *n.* આગળ કીધેલી નોકરી બદલ મળતો બેઠો પગાર-પેનશન; પરવરસીનું. *v. t.* બેઠો પગાર-ને પેનશન આપવું;-ની સરકાર તરફથી પરવરસી થવી. [ગાર ખાનાર.

**Pensioner**, *n.* કીધેલી નોકરી બદલ બેઠો પ-

**Pensive**, *a.* ઊંડા વિચારમાં પડી-ડુબી ગયલું-રહેલું; ચિંતાતુર; ઉદાસિયું; ઉદાસ; ઉદાસીનું ભરેલું; શોકાતુર.

**Pensiveness**, *n.* ઉદાસીપણું; ખિન્નતા; દીલગીરી;ઉદાસી; ખેદ; શોક; ઉદ્વેગ. [કરેલું-ગોંધેલું.

**Pent**, *pret.* & *pp.* of pen. સારી રીતે બંધ

**Pentachord**, *n.* પાંચ તારનું વાધંત્ર.

**Pentagon**, *n.* પંચકોણ; પંચાસ્ર; પાંચ ખુણાની આકૃતિ.

**Pentagonal**, *a.* પંચકોણ-પાંચ ખુણાવાળું.

**Pentagraph**, *n.* ચિત્રો-ઉતારવાનું-ની નકલ કરવાનું યંત્ર. [પાસાની આકૃતિ.

**Pentahedron**, *n.* પાંચ સરખી બાજુની-

**Pentameter**, *n.* પાંચ ચરણની કવિતા.

**Pentangular**, *a.* પાંચકોણ-પાંચ ખૂણાવાળું.

**Pentachord**, *n.* પાંચ તારનું વાધંત્ર.

**Pentastich**,*n.*પાંચ લીટી અથવા કડીની કવિતા.

**Pentateuch**, *n.* જુનો કરાર; પુરાતન સ્થાપનાના પહેલા પાંચ સ્કંધો.

**Pentecost**, *n.* યહુદીઓનો તેમના પાસ્ખાપર્વથી પચાસમે દિવસે થતો ઓચ્છવ- ઉત્સવ. ઈસુના મરણ પછી પચાસમે દિવસે ખ્રિસ્તી મંડળવિષે પવિત્રાત્માએ પ્રવેશ કીધેલો માને છે તે દિવસ. તે દિવસના સંભારણાને માટે 'વ્હિટસન ટાઇડ' એ નામનો કેટલાક ખ્રિસ્તી લોકનો ઉત્સવ.

**Pent-house**, *n.* પત્નરી.

**Pent-roof**, *n.* એક પડાળનું છાપરું.

**Penult**, *n.* સહુથી છેલ્લા અક્ષરની ઉપરનો અક્ષર; ઉપાંત્યાંક્ષર. [ત્ય. *n.* ઉપાંત્યાક્ષર.

**Penultimate**, *a.* છેલ્લાની પેહેલાનું; ઉપાં.

**Penumbra**, *n.* ઝાંખો ઓળો; અપુર્ણ છાયા-ઢાંકેલાયલો-વેષ્ટિત ભાગ; ખરેખરો ઘેરાયલો-ગ્રસિત નહીં. અલ્પાભાસ.

**Penurious**, *a.* છેકજ દળદ્રી-કૃપણ-કંજુસ. જેમાં ખોટ-ટોટો હોય એવું; કસાની ખોટ-ટોટાવાળું-નું. [સાઈથી.

**Penuriously**, *ad.* છેકજ કૃપણતાથી-કંજુ-

**Penury**, *n.* ખાવા ખાપરું નહીં ને રહેવા છાપરું નહીં એવી અવસ્થા; હડહડતું દળદર; ભુખડી બારસપણું; કંગાળિયત; અત્યંત દારિદ્રય; ન હોવું તે; ટોટો; ખોટ; હીનતા; શુન્યતા; નાસ્તિતત્વ. [પટાવાળો.

**Peon**, *n.* હમેલ-ચપડાસ વાળો સિપાઈ;

**Peony, Piony**, *n.* વરસો વરસ ઉગતું છોડ અને ફુળ.

**People**, *n.*લોક; પ્રજા. મંડળ; જાતિ; ફિરકો. અમીર તથા ધર્માધિકારી સિવાયના સાધારણ લોક; પ્રજા; પ્રકૃતિ. *v. t.* વસાવવું;-માં વસ્તી કરાવવી;-ને વાસ્તુ કરાવવું. માં વસવું-રહેવું-હોવું.

**Pepper**, *n.* મરી; તીખાં. મરીનો છોડ. *v. t.* મરી મરચું ભભરાવવું. [અરક.

**Pepper-mint**, *a.* મરી ફુદનો; મરી ફુદનાનો

**Peppery**, *a.* મરીનું. મરીના જેવું; તીખું; ગરમ. તીખું; સ્હેજમાં ચ્હીડી જાય એવું; જરા વારમાં મરચાં લાગે એવું; ઝાહેલ.

**Peptic**, *adj*, પાચનશકિત સંબંધી-

**Per**, *pre.* સાથે; જોડે; હસ્તક; મારફતે; દર; પ્રતિ.

**Per bearer**, ચીઠી લાવનાર સાથે.

**Per diem**, દરરોજનું.

**Per saltum,** એકજ કુદકે-તડાકાથી-અણુચિંત્યું.

**Per se,** જાતે-પોતે.

**Peradventure,** *ad.* એમ બને કે; કદાપિ; કદાચિત.

**Perambulate,** *v. t.* ફરી વળવું;-નું પરિક્રમણ કરવું; તપાસણી સારૂ ફરવું.

**Perambulation,** *n.* તપાસ માટે ફરવું તે; પરિક્રમણ.

**Perambulator,** *n.* નહાનાં છોકરાંને બેસવાને માટે હાથે હડસેલવા કે ખેંચવાની હલકી ચાર પૈડાંની ગાડી; રસ્તો માપવાનું પૈડું-ગોળ યંત્ર.

**Perceivable,** *a.* જણાય-જણાઈ જાય-માલમ પડે-લાગે એવું; ઈંદ્રિયગોચર. મનવડે સમજાય-સમજી જવાય-લાગે-મનમાં આવે-ઉતરે એવું; ભાસમાન.

**Perceive,** *v. t.*-ને જણાવું-લાગવું-માલમ પડવું; દેખવું; જોવું; સમજવું;-ના મન-ધ્યાન-લક્ષમાં આવવું-ઉતરવું;-ને જ્ઞાન-ભાસ થવો.

**Percentage,** *n.* સેંકડે કેટલું તે; સેંકડા ઉપરનું લવાજમ-દસ્તુરી-દલાલી.

**Perceptible,** *a.* see Perceivable.

**Perceptibly,** *ad.* દેખાઈ-જણાઈ આવે એવી રીતે.

**Perception,** *n.* જાણવું-જણાવું-દેખવું-દેખાવું તે; દર્શન. સમજવું-સમજાવું તે. મને કરીને થયલું જ્ઞાન-સમજ-સમજણ; ભાસ. સમજવાની-જ્ઞાન-ગ્રહણ-બોધ શક્તિ.

**Perceptive,** *a.* જાણવાની શક્તિ ધરાવતું; જોઈ શકે એવું.

**Perch,** *n.* સાડા પાંચ વારનો અંગ્રેજી દંડ; પક્ષીઓને ઉડતાં આવીને બેસવા કીધેલો-આડવાસ; વાસયષ્ટિ. *v. i.* પક્ષીએ કોઈ જડિત પદાર્થ પર આવી બેસવું-વાસો કરવો. *v. t.* પક્ષીને વાસયષ્ટિપર બેસાડવું-મુકવું- વાસો કરાવવો.

**Perchance,** *ad.* કદાપિ; કદાચિત; દૈવયોગે.

**Percipient,** *a.* સમજવાની શક્તિ-સમજવાળું; સમજુ; જ્ઞાનવાન-માન; શક્તિમાન.

**Percolate,** *v. t.* ગાળવું; છણવું. *v. i.* ગળવું; ગળીને પડવું; ઝરવું.

**Percolation,** *n.* ગાળવું-છણવું તે; ગાળન. ગળવું-ઝરવું તે; ગળન.

**Percussion,** *n.* સામ સામા અથડાવવું-અથડાવું તે; ટક્કર; આઘાત; ટક્કરથી લાગેલો આચકો. રોગ પરિક્ષા સારૂ છાતી-પેટ-પેડું ઠોકી જોવું-ઉપર ટકોરા મારી જોવા તે.

**Perdition,** *n.* સર્વ કાલિક નાશ; અનંત નરક નિવાસ-અસદ્ગતિ-અધોગતિ.

**Perdu,** *ad.* વહી ગયલું; સંતાઈ-ભરાઈ-દબાઈ-છુપાઈ રહેલું-બેઠેલું; વહી જઈને; સંતાઈને.

**Peregrinate,** *v. i.* દેશ દેશ ફરતાં ફરવું; પરદેશમાં રહેવું; પ્રવાસ-પર્યટન-દેશાટન કરવું.

**Peregrination,** *n.* પ્રવાસ; પર્યટન; દેશાટન.

**Peremptorily,** *ad.* સામા બોલાય નહીં એવી રીતે; ચોખ્ખી રીતે; જરૂર કરીને.

**Peremptory,** *a.* જેની સામાં બોલાય નહીં-જેનો હુકમ માનવોજ પડે એવું; રોબનું ભરેલું; ખડતલ; ચોખ્ખું; જડબેસુલાક; સજ્જડ; ચોખ્ખે ચોખી વાત કરનારૂં.

**Perennial,** *a.* આખું વરસ રહેનારૂં-હોનારૂં-પહોંચનારૂં; બારમાસી; બારે મહિના- અખંડ-હમેશ રહેનારૂ-પહોંચનારૂં; કાયમ; નિરંતરનું *n.* બે વરસ જીવનાર છોડ.

**Perfect,** *a.* ભરપુર; સંપુર્ણ; પુરે પુરૂં; કંઈપણ ખોડ-ખાંપણ-દોષવિનાનું; નિર્દોષ; દોષરહિત; પરિપુર્ણ; પુર્ણ કળાનું; સર્વાંગ શુદ્ધ; અભ્યંગ; પાકું; પુરૂં; આખું; પક્વ; કેવળ નિર્દોષ; બધી વાતે સંપુર્ણ-સર્વોત્કૃષ્ટ; સર્વ ગુણસંપન્ન; *v. t.* કંઈ ન્યુન-ખોડ-દોષ ન રહે એવું કરવું; સંપુર્ણતામાં-પરિપુર્ણતામાં લાવવું.

**Perfecter,** *n.* સંપુર્ણ-પરિપુર્ણ-પુરૂં કરનાર.

**Perfectible,** *a.* સંપુર્ણ કરાય-પરિપુર્ણ થાય એવું.

**Perfection**, *n.* કંઈજ ખોડ-દોષ-ખામી-ન્યુનતા રહેલી નહીં એવી સ્થિતિ: પુર્ણકળા; પરિપુર્ણતા. સંપુર્ણ ઉત્કૃષ્ઠતા-સ્થિતિ; સર્વાંગશુદ્ધતા; પુરી ખુબી; પુર્ણકળા; સર્વોત્કૃષ્ટ ગુણ-સદ્ગુણ. [એવું.

**Perfective**, *a.* જેથી પરિપુર્ણતા થાય-એવું

**Perfectly**, *ad.* પુર્ણ રીતે; પરિપુર્ણ પણે; સંપુર્ણ પણાથી.

**Perfidious**, *a.* કપટી; ફાંસિયું; બેવચની; દગલબાજ; વિશ્વાસઘાની; નિમકહરામ; બેવફા; રાજદ્રોહી; કપટનું-ભરેલું.

**Perfidy**, *n.* કપટ; પેટમાં રાખેલી સોદાઈ; વિશ્વાસઘાત; દગલબાજી; નિમકહરામ; બેઈમાની; બેવફાઈ.

**Perforate**, *v. t.*-માં કાણું-બાકું-છિદ્ર-ને મ્હોં પાડવું; તેન્હે સારવો-પાડવો; વીંધવું.

**Perforation**, *n.* કાણું પાડવું તે. કાણું; છિદ્ર; બાકું; મ્હોં; નેહે; [તેમ કરીને; ગમે તે પ્રકારે.

**Perforce**, *ad.* જોર જુલમથી; બલાત્કારથી; ગમે

**Perform**, *v. t.* કરવું; પાર મુકવું; પુરં-સંપુર્ણ-સિદ્ધ કરવું; સાધવું; બજાવવું;-પ્રમાણે કરવું-ચાલવું-અમલ કરવો;-થીઋણ મુક્ત થવું; માનતા મુકવી-ચઢાવવી. (વેશ) લેવો-ભજવવો; બજાવવું; વગાડવું; ગાવું; નાચવું.

**Performable**, *a.* કરવા જોગ; બજાવવા જેવું; અમલ કરવા લાયક.

**Performance**, *n.* કરવું-પાર મુકવું તે; બજાવવું તે; અમલ કરવું તે; ભજવણી; વગાડવું; બજાવણી; ગાવું; નાચવું; કામ; કૃતિ. ખેલ કરવો-કસરત કરવી તે.

**Performer**, *n.* કર્તા; કરનાર; વેશ ભજવનાર; નટ; નટી; બજાવનાર; વગાડનાર; ગાનાર; નચાવનાર.

**Perfume**, *n.* મિઠીવાસ-પીમળ; સુગંધ; સુવાસ; ખુશબો. સુગંધ પદાર્થ-દ્રવ્ય; સુગંધિ; *v. t.* સુગંધવાળું-ખુશબોદાર કરવું;-માં ખુશબો ખુશબો કરી મુકવી.

**Perfumery**, *n.* સુગંધિના પદાર્થો; સુગંધદ્રવ્યો; સુગંધિયો; સુગંધિ પદાર્થો બનાવવા તે.

**Perfunctory**, *a.* માથા ઉતરાણું-ઉતરાણ સરખું; સયામવસીનો અપમળિયો ઓરસા સરખું; બેદરકારાઈથી-પ્રમાદથી કીધેલું.

**Perhaps**, *ad.* કદાપિ; કદાચિત; એમ હોય કે-

**Peri**, *n.* પરી. [બને કે.

**Pericardium**, *n.* રક્તાશયની આગળ પાછળ વિંટલાયલી પાતળી ચામડી; રક્તાશયાવરણ. [પાસેનો ભાગ; નીચ; નાચસ્થાન.

**Perigee**, *n.* ચંદ્રની કક્ષાનો પૃથ્વીની પાસેમાં

**Perihelion**, *n.* ગ્રહ કે કેતુના કક્ષાનો સુર્યની પાસેમાં પાસેનો ભાગ. પર્યર્ક; અર્ક નીચ.

**Peril**, *n.* ખુલ્લું-ઉઘાડું-જાહેર-વહોરી લીધેલું જોખમ-નુકસાન; જોખમ; પ્રત્યક્ષ હાનિ. *v. t.* ખુલ્લાં જોખમમાં નાખવું;

**Perilous**, *a.* પ્રત્યક્ષ હાનિકારક; ખુલ્લા જોખમનું-નું ભરેલું: જીવનું જોખમ થાય-નીકળે એવું.

**Perimeter**, *n.* આકૃતિ મર્યાદા; કોઈપણ આકૃતિની બધી બાજુઓનો સરવાળો; પરિમાણ.

**Period**, *n.* કાળ; વખત; કાળ-વર્ષ ચક્ર-મણ; વખત; મુદત; અવસ્થા; ભાગ; કાળભાગ; આવરદા; આયુર્દા; અંત; આખર; અવધી; વાક્ય; પુર્ણ વિરતિ; ફક્કિકા. પુર્ણ વિરતિ-વિરામ; પુર્ણ વિરામ ચિન્હ. ગણ.

**Periodical**, *a.* ચક્કર-મંડળ ફરીને કીધેલું; પરિવર્તાત્મક; પરિવર્તનાત્મક; મંડળ; ફરીફરીને વખતે વખત થતું-થનારૂં; વખતે વખતનું; નિયમિત કાળનું; નિયતકાળિક; મુદતિ. *n.* મુદતે મુદતે નીકળનારૂં-મુદતિ ચોપાનિયું; કા-

લિક-નિયતકાલિક ચોપાનિયું-વર્તમાન પત્ર- પુસ્તક;કાળકિયું. [તે; મુદતે મુદતે.

Periodically, *ad.* નિયમિત કાળે; વખતે વખ-

Perioeci, *n. pl.* એકજ-સમ-અક્ષાંસમાં રહેનાર પણ રેખાંસમાં ૧૮૦ ડીગ્રીને તફાવતે રહેનાર લોકો-જેથી એક ભાગમાં મધ્યાન્હ હોય ત્યારે બીજા ભાગમાં મધ્યરાત્રિ હોય.

Peripatetic, *a.* આરિસ્ટોટલના મતનું-સંબંધિનું-વિષેનું. *n.* આરિસ્ટોટલના તત્વશાસ્ત્રને વળગી રહેનાર-માનનાર; આરિસ્ટોટલ મતાશ્રયી. [વક્રરેખાકૃતિનો ઘેરાવ-ઘેરાવો-પરિધ.

Periphery, *n.* ગોળ-લંબગોળ વગેરે શુદ્ધ

Periphrase, Periphrasis, *n.* થોડા શબ્દે ચાલે ત્યાં ઘણા શબ્દો બોલવા તે;લંબોક્તિ-બહુક્તિ.

Periphrastic, *a.* થોડા શબ્દે ચાલે ત્યાં ઘણા શબ્દે બોલેલું; બહુક્તિક; લંબોક્તિક.

Peripneumony, *n.* ફેફસાનું સુજવું-સોજો.

Perish, *v. i.* નાશ પામી જવું;-નો નાશ થઈ જવો;-નું નિશાન જતું રહેવું. નાશ પામી-મરી-ઉપડી જવું; સર્વ કાલિક નર્કવાસનો દંડ ભોગવવો.

Perishable, *a.* નાશ પામી જાય એવું; નાશવંતશીલ-ધર્મી; વહેલું બગડી-ઉતરી-નાશ પામી જાય એવું;ઝાઝા દહાડા ન રહે એવું;થોડા દહાડાનું.

Perispheric, *a.* દડાના આકારનું; ગોળ.

Peristaltic, *n.* ઇસ્કુરના-પેચ જેવું; ભમરિયા કુવા જેવું. [ભલાની હાર.

Peristyle, *n.* કોઈ ઈમારતની આસપાસ થાં-

Peritropal, *adj.* ગોળ, ગોળ ફરતુ-વર્તુળાઆકારનું.

Periwig, *n.* માથાના તાલકાની-તાલની એબ ઢાંકવા નહાની નીમાળાની ટોપી.

Periwinkle, *n.* ખાંગડા ઘાટી સીપમાં રહેનારૂ એક છત્રડું; ખાંગડિયા ગોકળગાય.

Perjure, *v. t.* જુઠા કસમ-ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો કરવો-ના ગુન્હામાં આવવું; કંઈ કરવાના સમ ખાધા હોય તે ન કરવું અથવા જે ન કરવાના સમ ખાધા હોય તે કરવું; સમ તોડવા પ્રતિજ્ઞા ભંગ કરવી; ભ્રષ્ટપ્રતિજ્ઞ થવું.

Perjury, *n.* જુઠા કસમ-ખોટી પ્રતિજ્ઞાનો ગુન્હો. જુઠા સમ; સમ તોડવા તે; પ્રતિજ્ઞાનો ભંગ.

Perk, *a.* તેજ; જાગૃત; ચપળ; ઝપાટાવાળું; મગરૂબ; ગર્વિષ્ટ; મહોટાઈવાળું; ઠીકઠાક; ઠીકઠાકિયું; ઘાટઘુટવાળું. *v. i.* માથું અક્કડ રાખીને માનમાં-ગુમાનમાં જવું; તોરમાં રહેવું; નખરાં કરવાં.

Permanence-cy, *n.* કાયમપણું; સ્થિરતા; સ્થાવરતા;શાશ્વતતા;સ્થાયિત્વ;બહાલી; કાયમી.

Permanent, *a.* જાયુકતું; જાયુ રહે-ટીકે એવું; સ્થિર; સ્થાયી; કાયમ; સ્થાવર; બહાલનું;-બહાલીનું; નિશ્ચળ; અચળ; શાશ્વત.

Permanently, *ad.* જાયુ રહે-ટીકે એવી રીતે.

Permeable, *a.* જેની-જેમાં કંઈ આરપાર ઉતરી જાય એવું; જેમાં થઈને કંઈ પડે-નીકળે -નીકળી જાય એવું.

Permeate, *v. t.* કસાની-માં આરપાર ઉતરી જવું; કસામાંથી-થી થઈને પડવું-નીકળવું-નીકળી જવું. [નીકળી-ઉતરી જવું તે.

Permeation, *n.* કસામાંથી-થી થઈને આરપાર

Permiscible, *a.* ભેળવા જેવું; ભેળાઈ-મળી જાય એવું.

Permissible, *a.* રજા-છુટ આપી શકાય એવું-આપવા જેવું; થવા દેવા જેવું.

Permission, *n.* રજા; છુટ; પરવાનગી; રુખ્સતિઅત; સ્વતંત્રતા; આજ્ઞા.

Permissive, *a.* રજાનું; છુટનું; પરવાનગીનું; રજા-છુટ-પરવાનગી આપવાનું-આપનારૂં.

Permit, *v. t.*-ની રજા-છુટ-પરવાનગી-આજ્ઞા-

સ્વતંત્રતા આપવી; દેવું. *n.* જકાતી માલ લઇ જવાનો પરવાનો-રજા ચિઠ્ઠી.

**Permutation,** *n.* અદલાબદલી-સાટું કરવું તે; સાટું; અદલાબદલી; અનર્ગળ; ફેરફાર.

**Pernicious,** *a.* ખરાબ-ખરાબ ખસ્તે કરનારું; ઉખડી જવાય એવું; બહુજ હાનિકારક.

**Peroration,** *n.* ભાષણની તેવી સમાપ્તિ કે જેમાં ભાષણ કર્તાએ આખા ભાષણનું રહસ્ય પકડી તે ટોકાટીને વર્ણવેલું હોય; અભોગ; ભાષણોપસંહાર.

**Perpender, Perpent-stone,** *n.* દિવાલની બંન્ને બાજુમાં દેખાતા પથરો.

**Perpendicular,** *a.* પાધરંદોર; સિધું; ઉભું. જેથી કાટખુણા થાય એવું; લંબ. *n.* પાધરીદોર સીટી. લંબ; લંબરેષા. [લંબતા

**Perpendicularity,** *n.* સિધ્ધઈ; ઉભ; ઉભઈ.

**Perpendicularly,** *ad.* પાધરીદોર રીતે; સિધિ રીતે; જેથી કાટખુણા થાય એવી રીતે.

**Perpetrate,** *v. t.* કરવું;-નું ઘોર કર્મ કરવું.

**Perpetration,** *n.* કરવું તે;-નું ઘોર કર્મ કરવું તે.

**Perpetrator,** *n.* ગુન્હો-ઘોર કર્મ કરનાર.

**Perpetual,** *a.* હમેશ-નિરંતર રહે એવું; જાયુકનું; હમેશ નિત્યનું; અનંત; અખંડ; સંતત; શાશ્વત. [વત ચંદ્ર દિવાકરૌ.

**Perpetually,** *ad.* હમેશ; નિત્ય; નિરંતર; યા-

**Perpetnate,** *v. t.* હમેશ રહે એમ કરવું;-ને ચિરસ્થાયિત્વ આપવું.

**Perpetuity,** *n.* હમેશ રહેવું તે; સ્થિર સ્થિતિ; નિત્યતા; અનંતતા; ચિરસ્થાયિત્વ. યાવત ચંદ્ર દિવાકરૌ વંશમાં રહે એવી મિલકત.

**Perplex,** *v. t.* ગુંચવવું, ગુંચવી નાખવું; સમજણ ન પડે એવું કરવું. ગુંચવવું; ગુંચ-અકળામણમાં નાખવું; ધબરાવવું; અકળાવવું; થી રસ્તો-નિકાલ ન સુઝવો;થી ગુંચવાવું.

**Perplexing,** *v.* ગુંચવણવાળું; ધબરાવવું.

**Perplexity,** *n.* ગુંચ; આંટી; ગુંચવણ; કુટ; પંચાયત. [બક્ષીસ, દસ્તુરી; ફી; આગંતુક લાભ.

**Perquisite,** *n.* પગાર ઉપરાંત મળેલું લવાજમ;

**Perquisition,** *n.* બારીક તપાસ.

**Perron,** *n.* ઇમારત-મકાનના બહારના ભાગમાં આવેલી સીડી.

**Perry,** *n.* પિયર નામના ફળમાંથી બનાવેલું શરબત.

**Persecute,** *v. t.* -ની પાછળ મંડવું;-નો કેડો-પુઠ લેવી; ને હેરાન કરવું;-ને દુઃખ દેવું;-ના ઉપર જુલમ ગુજારવો. સતાવવું;-નો જીવ ખાવો; -ને ઝાડ થઇને વળગવું.

**Persecution,** *n.* પાછળ મંડવું તે; પુઠ લેવી તે જુલમ. ના ઉપર જુલમ ગુજારવો તે; અવકળા. સતાવણી; સતાવવું નો જીવ ખાવો તે.

**Persecutor,** *n.* પાછળ મંડનાર. સતાવનાર.

**Perseverance,** *n.* ખંત; ખંતીલાપણું; સદાગ્રહ; ખાંમચુપણું. [દાગ્રહ રાખવો-પકડવો.

**Persevere,** *v. i.* ખંત રાખવી; ખાંમચુ થવું; સ-

**Persevering,** *a.* ધારેલું-લીધેલું પાર મુકયાવના રહે નહીં એવું; ખાંમચુ; ખંતીલું; સદાગ્રહી.

**Perseveringly,** *ad.* ખંતથી; સદાગ્રહથી.

**Persian,** *a.* ઇરાનનું; ઇરાની; *n.* ઇરાની; ફારસી; ફારસી ભાષા. [ઘટિક.

**Persian-wheel,** *n.* રહેંટ; રહાટ; અરઘટ્ટ-

**Persist,** *v. i.* કંઇ કર્યાજ કરવું-જવું; કોઇ વિચારને વળગી રહેવું; હઠ-જીદ-આગ્રહ લેવો-પકડવો. કંઇ માઠું કામ-કુવિચાર કર્યાજ કરવો -જવું; બાળહઠ-ખોટી જીદ-દુરાગ્રહ લેવો પકડવો.

**Persistence-cy,** *n* આગ્રહ; હઠ; જીદ:આગ્રહી-હઠીલા-જીદીપણું; દુરાગ્રહ; દુરાગ્રહીપણું.

**Pesistent,** *a.* આગ્રહી; હઠીલું; જીદી; દુરાગ્રહી.

**Persistive**, *a.* ખંતીલું; સદાગ્રહી; ધારેલું કામ પાર મુકયા વગર રહે નહીં એવું.

**Person**, *n.* રૂપ; વેશ; શરીર; દેહ; અંગ; બદન; માણસ; જણ; આસામી; ગૃહસ્થ; સ્વરૂપ, પુરૂષ.

**Personable**, *a.* જંગમ; ગ્રા. કોઇ માણસનું; સારા બાંધાનું શરીર હોય તેવું. સારા દેખાવનું; દેખાવડું. [ગ્રહસ્થ.

**Personage**, *n.* મહોટું-નામીચું માણસ;

**Personal**, *a.* માણસનું; મનુષ્યનું; પુરૂષ; પોતાનું; ખાસ; જાતનું; સ્વઆત્મ; શરીરનું; અંગનું; શારીર; જાતનું-ખુદનું-કરેલું; સાક્ષાતનું; પ્રત્યક્ષનું; પોતાનું; સ્વયંકૃત; કોઇપર ઉતરી પડીને કહેલું-બોલેલું-લખેલું; કોઇને ઉદ્દેશીને કીધેલી નિંદાનું. પુરૂષ; પુરૂષ વાચક; સપુરૂષ; સવિશેષ્ય.

**Personal property**, *n.* ઘર અને એસ્ટેટ શિવાયની દરેક જાતની મિલકત. જંગમ મિલકત.

**Personality**, *n.* પોતાપણું; વિશેષ જાતત્વ. કોઇ ઉપર ઉતરી પડીને જે કંઇ કહેલું-લખેલું તે; ઉદ્દિશ્ય નિંદા વાણી-ભાષણ.

**Personally**, *ad.* જાતે; પોતે; આપો આપ; સ્વતઃ કોઇની જાત ઉપર-સંબંધે. જાત-મુગ માણસ જોતાં. [લકત.

**Personalty**, *n.* ખુદની મિલકત; જંગમ મિ-

**Personate**, *v. t.* -નું ખોટું ડોળ-દેખાવ રાખવો;-નો ઢોંગ કરવો રાખવો;-નો વેષ-સ્વરૂપ લેવું ધારણ કરવું; થઇને બેસવું-ફરવું; ફલાણો તે હું એમ કહેતા ફરવું.

**Personation**, *n.* ખોટું ડોળ-દેખાવ રાખવો તે; ફલાણો તે હું એમ કહેતા ફરવું તે; વેષધારણ. [ણો તે હું એમ કહેતો ફરનાર.

**Personator**, *n.* ખોટું ડોળ રાખનાર; ફલા-

**Personification**, *n.* ચૈતન્યસ્વરૂપક; ચેતનધર્મારોપ; સજીવારોપણ.

**Personify**, *v. t.* -ને પ્રાણીનું-અચેત વસ્તુને ચેતના વાળીનું રૂપ આપવું;-ને વિષે ચેતના ધર્મનો આરોપ કરવો; ચેતના ધર્મી ગણવું. [ણુસો.

**Personnel**, *n.* કોઇ ખાતા-કારખાનામાંના મા-

**Perspective**, *n.* સમતલ ઉપર કોઇ પદાર્થનું એવું ચિત્ર કાઢવાની વિદ્યા કે તે પદાર્થ કોઇ અમુક અંતરેથી જેવો દેખાય તેવોજ બરાબર તે ચિત્રમાં દેખાય; દૂરદશ્ય ચિત્ર વિદ્યા જેમ દેખાય તેમ ચિત્ર પાડવાની વિદ્યા. *a*, દૂરદશ્ય ચિત્ર વિદ્યાનું-સંબંધી;

**Perspicacious**, *a.* બારીક-તીક્ષ્ણ નજરનું. જલદી દેખાય-જોય એવું. ઓળખાય-પરખાય એવું. [રીક સમજ; તીવ્ર બુદ્ધિ.

**Perspicacity**, *n.* બારીક-તીક્ષ્ણ નજર; બા-

**Perspicuity**, *n*, સરળતા; સ્પષ્ટતા; સુવ્યક્તિ.

**Perspicuous**, *a.* સ્પષ્ટ સમજાય એવું; સરળ. સ્પષ્ટ; વ્યક્ત. [એવું.

**Perspirable**, *a.* -ને પરસેવો-સ્વેદ થાય-છુટે

**Perspiration**, *n*, -ને પરસેવો થવો-છુટવો તે; સ્વેદસ્રાવ; પરસેવો; સ્વેદ.

**Perspire**, *v. t.* or *v. i.* -ને પરસેવો-સ્વેદ થવો છુટવો.

**Persuade**, *v. t.* સમજાવવું; સમજાવીને કંઇ કરાવવું;-ની મરજીમાં આવે-મરજી થાય-સમજે એમ કરવું-ની પાસે મનાવવું; માને એમ કરવું;-ના વિચારમાં-મનમાં આણવું-ઉતારવું.

**Persuasible**, *a.* સમજાવી શકાય એવું; સમજાવવા જોગ.

**Persuasion**, *n.* સમજાવવું તે.-ની પાસ મનાવવું તે; સમજાવ્યા-મન સાથે સમજવું તે; મન સાથે લાગેલો-માનેલો સંભવ; ધારણા; સમજણ; ભરોસો; આકીન; પ્રતીતિ; મત; વિચાર; પંથ; માર્ગ; સંપ્રદાય.

**Persuasive**, *a.* મનને અસર થઈ જાય-વશ કરી લે એવું; કામિલ; સચોટ; માનવુંજ પડે-મન કબુલજ કરે-ભરોસોજ બેસે એવું.

**Persuasiveness**, *n.* મનને અસર થઈ જાય વશ કરી લે એવો ગુણ; કામિલ-સચોટપણું; મન કબુલજ કરે-ભરોસો બેસે એવાપણું.

**Pert**, *a.* ચંચળ; ચપળ; અગુંત; તોછડું; તોછડાઈ-અવિનયનું-ભરેલું.

**Pertain**, *v. i.* માં-નું લગતું હોવું. વળગણ-સંબંધ-નિસ્બત હોવી-રાખવી.

**Pertaining, (to)**, *a.* વિશેનું; નું; લગતું; સંબંધી; નિસ્બત રાખતું.

**Pertinacious**, *a.* આપમતિયું; મમતીલું; હઠીલું; જીદ્દિ; જક્કી. ખાંમચુપણાથી-ધીરજ રાખીને-ચુસ્ત રહીને કર્યા કીધેલું.

**Pertinacity**, *n.* આપમતિયાપણું; હઠ; અડ; મમત; જીદ્દ; ખાંમચું-ચિવટપણું.

**Pertinence-cy**, *n.* બરમહેલપણું; પ્રસંગોપાતતા-ત્વ; ચાલતી વાત સાથે બરાબર સંબંધ રાખવાપણું.

**Pertinent**, *a.* ચાલતી વાત સાથે બરાબર સંબંધ રાખતું; પ્રસંગે જેવું જોઈએ તેવું; પ્રસંગોપાત-ચિત મુકામસર; બરમહેલ.

**Pertinently**, *ad.* પ્રસંગાનુસાર; યથા યુક્ત-ચિત; સમર્પક.

**Pertly**, *ad.* ચાલાકી-ચંચળપણાથી; ચપળાઈથી; અમર્યાદાથી; અવિનયપુર્વક; તોછડાઈથી.

**Pertness**, *n.* ચાલાકી ચંચળપણું; ચપળતા. તોછડાઈ; અમર્યાદા; અવિનય.

**Perturbate**, *v. t.* વ્યગ્ર-વ્યાકુળ-કાયર કરવું; સંતાપ કરાવવો; ઉદ્વેગવું. [ચિંતતા; સંતાપ.

**Perturbation**, *n.* વ્યગ્રતા; વ્યાકુળતા; વ્યથ-

**Perturbed**, *a* વ્યગ્ર; વ્યાકુળ; વ્યગ્ર-વ્યાકુળ ચિત.

**Pertuse**, *adj.* કાણા કાણાવાળું; છેદવાળું.

**Pertusion**, *n.* કાણું; છેદ.

**Peruker**, *n.* નીમાળાની ટોપી.

**Perusal**, *n.* વાંચવું; વાંચન; અધ્યયન.

**Peruse**, *v. t.* વાંચવું; જોવું (કાગળ-લખાણ); વાંચીને ધ્યાનમાં લેવું; ઝીણથી વાંચવું.

**Pervade**, *v. t.* બધે પસરી-ભરી-વ્યાપી જવું-રહેવું; સર્વ વ્યાપક હોવું. [વ્યાપવું-પસરવું તે.

**Pervasion**, *n.* વ્યાપતિ; વ્યાપન; આક્રમણ;

**Pervasive**, *a.* બધે પસરી જાય-જઈ શકે એવું.

**Perverse**, *a.* વાંકું; અવળું; વક્ર; કુટિલ; આડું; અડિયલ; ખેન જેવું; સામાને પજવવાના સ્વભાવવાળું; વિપરીત.

**Perverseness**, *n.* વાંકા-અવળાપણું; કુમેદ-આડા-અડિયલપણું; ખેન; સામાને પજવવાનો સ્વભાવ.

**Perversion**, *n.* ફરી જવું તે; અવળું ચાલવું તે; ભ્રંશ; બુદ્ધિ ફરી જવી-અવળી ચાલવી. મરડી મચડીને કીધેલો ખોટો અર્થ; દુર્બુદ્ધિ થવી તે; ભ્રષ્ટતા. [આડા-વાંકાપણું; વૈપરીત્ય.

**Perversity**, *n.* વાંકાપણું; વક્રતા; કુટિલતા;

**Perversive**, *a.* ફેરવતું; ભ્રષ્ટ કરતું.

**Pervert**, *v. t.* ફેરવવું; ફેરવી નાખવું;-થી ફરી જવું; અવળું-આડું-ઉંધું-ઉલટું ચલાવવું;-થી અવળું ચાલવું; નું મન-બુદ્ધિ-મતિ ફેરવી નાખવી-અવળી ચલાવવી.-નો મરડીમચરડીને-જાણી જોઈને ખોટો-અવળો અર્થ કરવો-ને કુબુદ્ધિ આપવી; થી કોઈને કુબુદ્ધિ થવી;-ને કુબુદ્ધિ કરાવવી; ને કુમાર્ગે પ્રવર્તાવવું;-ની પાસે પાપ કરાવવું;-ને ભ્રષ્ટ કરવું. *n.* વટલેલ; ભ્રષ્ટ કીધેલું-થયલું માણસ. [અરોપક.

**Pervious**, *a.* છેદ્ય, ભેદનીય; ભેદશક્ય; પ્રવેશ્ય;

**Perviousness**, *n.* છેદ્યતા; પ્રવેશ્યતા; ભેદનીયતા.

**Pessimist**, *n.* બધી ચીજો ખરાબ છે એવો વિચાર ધરાવનાર.

**Pest**, *n.* મરકી; રોળ; પીડા; પાપ; ખોસ; કાળ.

**Pester**, *v.* હેરાન-બેજાર-ખુઆર કરવું. થી હેરાન થવું; દુ:ખ દેવું; સંતાપવું; પજવવું.

**Pest-house**, *n.* ઉડતા-ચેપી-સેહેલાઇથી બીજાને લાગે એવા-દેખા દેખીથી જલદી થાય એવા રોગવાળા માણસોને રાખવાની ઔષધ-રોગીશાળા; શફાખાનું; બિમારખાનું.

**Pestiferous, Pestilent, Pestilential**, *a.* મરકી-રોળ-વ્યાધિ-રોગ આણનારૂં; માંદા પડાયજીવ લે એવું; રોગિષ્ટ; રોગકારી; પ્રાણહારી; જીવલેણ; બગાડે-વંઠાવી નાખે-નીતિ ભ્રષ્ટ-અવિનીત કરી નાખે એવું; દુષ્ટ; દુ:ખદાયી; નુકસાન કરે એવું; હાનિકારક.

**Pestilence**, *n.* મરકી; રોળ; જેમાંથી વિષ નિકળે એવી વાત-વસ્તુ; પાપ; કુટ; સળો.

**Pestle**, *n.* ખાંડણીનો દાંડો; પરાયો; દસ્તો; કુંદું; મુસળું; સાંબેલું; ઉખળું. *v. t.* દાંડાએવતી ખાંડવું; મુસળાએવતી વાટવું-છુંદવું.

**Pet**, *a.* લાડ લડાવેલું; લાડકું; લાડકડું; લાડકવાયું. *n.* વહાલું-લાડકું જનાવર-પશુ-પક્ષી. લાડકું છોકરૂં; લાડકવાયું; લાડકડું; માણકડું; વચકો; માઠું લાગવું-માનવું તે. *v. t.* લાડ લડાવવું; બઢાવવું.

**Petal**, *n.* ફુલની પાંખડી-પાતરી-પાંદડી; પુ-[ષ્પદળ.

**Petalous**, *a.* પાંખડી પાતરી-પાંદડીવાળું.

**Petard**, *n.* તોપ; જમુરો; યુદ્ધ ઘંટા-ઘંટિકા; એક લડાઇનું ઓજાર જે મહોટી ટોપ કે ઘંટના-આકારનું બનાવી તેમાં દારૂ ભરી જાડે પાટીએ જડી દરવાજા વગેરે ઉડાવી દેવાના કામમાં લેતા.

**Petecchial**, *a.* તાવમાં શરીર ઉપર જેનાં થથ-છે એવાં છાંટા-ટપકાં-છાંટ-ડાઘાવાળું.

**Petiole**, *n.* પાંતરાં કે ફુલનું ડીટું-ડીચું-ડીચકું.

**Petit**, *a.* નહાનું; જુજ; હલકું; નીચું.

**Petition**, *n.* મહોએ કીધેલી કે લખેલી અરજ-વિનંતિ-પ્રાર્થના; અરજી; વિનંતિ-પ્રાર્થના પત્ર; અરઝદસ્ત. *v. t.* -ને અરજી કરવી-આપવી;-માં-ની રૂબરૂ અરજી ગુજારવી.

**Petitioner**, *n.* અરજ કરનાર; અરજદાર; વિનંતિકાર. અરજી કરનાર; વિનંતિ પત્ર આપનાર.

**Petitmaitre**, *n.* સ્ત્રીઓ-બાયડીઓ પાછળ રખડનાર-ભમનાર.

**Petrescence**, *n.* પથ્થર બની જવો તે; પથ્થરરૂપ થવું તે.

**Petrescent**, *a.* પથ્થર-પથ્થર રૂપ થતું-થનારૂં

**Petrifaction**, *n.* પાષાણી કરણ;-નો પથ્થર કરી નાખવો-થઇ જવો;-ને પથ્થર જેવું બનાવી દેવું. પથ્થર-પાષાણ-પાષાણવત થઇ જવાની ક્રિયા; પાષાણ ભવન-પરિણામ; પથ્થર-પાષાણવત થઇ ગએલો પદાર્થ.

**Petrifactive**, *a.* પાષાણ-પથ્થર થવાનો ગુણ ધરાવતું-વાળું.

**Petrify**, *v. t.*-નો પથ્થર-પાષાણ કરી નાખવો-થઇ જવો;-ને પથ્થર જેવું-પાષાણવત બનાવી દેવું; પથ્થર-વજ્ર જેવું-પાષાણવત-સકત કઠણ-કઠોર કરી નાખવું; -થી પથ્થર જેવું થઇ જવું. થીજવી નાખવું; જડ-જડ ભરત જેવું-દિગ મુઢ-સ્તબ્ધ કરી નાખવું;-થી જડ થઇ જવું.

**Petroleum**, *n.* પાણી ઉપરની પાલ; ભુમિ તેલ; જમીનમાંનું તેલ; રોગાને જમીન.

**Petrous**, *adj.* પથર સરખું-કઠણ. સખ્ત.

**Petticoat**, *n.* ચણિયો; ઘાઘરો; ઘાઘરી.

**Pettifogger**, *n.* ટોપચી-રેંજીપેંજી-રદ્દ ભુખું વકીલ; મુખ્તારૂં કરનાર; મુખ્તાર.

**Pettifoggery**, *n.* ટોપચી-રેંજીપેંજી વકીલાત. હલકું વકીલાતનું કામ.

**Pettifogging**, *n.* હલકું-ટોપચી-વકીલાતનું કા-[મ કરતું-કરનાર.

**Pettish**, *a.* વચકાખોર; સેહેજમાં માઠું લાગે

એવું; રીસાળ; વચકાનું; વચકાખોરીનું; સેહેજ-માં માઠું લગાડવાનું-માનવાનું; ચિડિયું.

Pettishly, *ad.* મિજાજથી; જરાજરામાં ચિડિ-જાય એવી રીતે; વચકાખોરીથી.

Pettitoes, *n.* ડુક્કરના-ભુંડના આંગળાં.

Petto, *n.* છાતી. વક્ષસ-વક્ષઃ સ્થલ.

In petto, છાનુંમાનું-સંતાડીને.

Petty, *a.* નહાનું; સેહેજ; ક્ષુદ્ર; અલ્પ; નહાનું-સરખું; હલકું; ટોપચી; રદ્દ ગુખડું; રેંજીપેંજી; હલકી પંક્તિનું.

Petulance-cy, *n.* ઝાંઝ; ઝનુન; ઝાંઝી-ઝનુની-પણું; તપી જવાનો-પડવાનો સ્વભાવ.

Petulant, *a.* ઝાંઝી; તપી પડનારૂં; ઝનુની; ઝાડિસ;જરા જરામાં ધરી લેવાના સ્વભાવવાળું.

Petulantly, *ad.* ઝાંઝ-ઝનુનથી.

Pew, *n.* ખ્રિસ્તી દેવળોકમાં એક જાતની આ-સપાસ કઠેરાવાળી બેસવાની પાટલી; દેવળમાંનું આસન. [જળ કુકડી.

Pewit, Pewet, *n.* ટીટવી; ટીટોડું; ટીટોડી;

Pewter, *n.* ઊંચું જસત. કલઈ ને સીસાની મેળવણી કરેલી ધાતુ. *a.* જસતનું; જસતી.

Phaeton, *n.* ચાર પૈંડાની ને બે ઘોડાની ખુલ્લી ઘોડવેલ-ઘોડાગાડી; ફઈટીન.

Phalanges, *n. plu.* હાથ પગનાં આંગળાંનાં ન્હાનાં હાડકાં.

Phalanx, *n.* જેમાં માણસો ઘણા અને પાસે પાસે એવો નામીચો મજબુત વ્યુહ-લશ્કર; ઘન-ગાઢવ્યુહ-લશ્કર.

Phantasm, *n.* જે ખરૂં જોતાં નથી એવી વ-સ્તુનો મનને થયલો ભાસ, ઝંખના; અસ-દાભાસ.

Phantasmagoria, *n.* મૅજીક (જાદુઈ) લેન્ટર્ન (બત્તી) જેથી ન્હાની ચીજો દીવાલ પર મ્હોટી અને હાલતી ચાલતી માલમ પડે છે તે.

Phantastic, *a.* કલ્પિત; સ્વપ્નવત; આભાસનું; ખોટું; મિથ્યા; લેહેરી; ખ્યાલી; તરંગી; તર્ક-બાજ.

Phantasy, *n.* કલ્પના; ધારણા; કલ્પનાશક્તિ. મરજી; ઇચ્છા; મન; શોખ; ખુદા; ખ્યાલ; લેહેર; તુરંગ; કલ્પના. [ચોનીનું માણી.

Phantom, *n.* ઝંખના; અસદભાસ. ભુત; ભુત

Pharisaic-al, *a.* 'ફારિસી' ના જેવું-ને મળતું; ધર્મ ઠગ 'ફારિસી' નું-સ્હઈ; ધર્મ ઠગપણાનું.

Pharisaism, *n.* 'ફારસી' પણું; ધર્મ ઠગપણું.

Pharisee, *n.* યહુદી લોકોમાં ધર્માચાર ઉપર ઘણોજ આગ્રહ બતાવનાર અને પવિત્રતાનું ભારે ડોળ રાખનાર એક પંથમાંનું માણસ; 'ફારિસી.' [બંધીનું.

Pharmaceutic-al, *a.* ઓષધ ક્રિયાનું-સં-

Pharmacopœia, *n.* જેમાં ઓસડો તૈયાર કરવાની તથા તેઓ કયાં કયાં અને કેવી રીતે વાપરવાં તે રીત લખેલી એવો ગ્રંથ; ઓષધ ક્રિયાકલ્પ.

Pharmacy, *n.* ઓસડો તૈયાર કરવાની તથા તેમને મેળવવા રાખવાની વિદ્યા; ઔષધ કરણ વિદ્યા; ઓષધ ક્રિયા; ઓસડો તૈયાર કરવા વગેરેનો ધંધો-કામ; ઓષધ ક્રિયા કર્મ.

Pharos, *n.* દીવા દાંડી.

Phase, Phasis, *n.* બહુ રૂપી પદાર્થના જુદે જુદે વખતે થતાં અનેક રૂપમાંનું એક રૂપ; રૂપ; કળા; કલા.

Pheasant, *n.* ફાલ્કીસી-તુર્કી મરઘો.

Phœnix, *n.* એક કલ્પિત પક્ષી (એને વિષે ગ્રીક ને રોમનો એમ માનતા કે એને જોડું બાંધવાને માદા ન હોતી અને તે દેવતામાં પડી બળી જઈ પાછું પોતાની રાખમાંથીજ જન્મ પામતું.)

Phenomenon, *pl.* Phenomena, *n.* દેખાતી-

દેખાવથી-દેખવાની બાત (વસ્તુ નહી;) દ-શ્યમાન. [વિષયક.

**Phenomenal**, *a.* દશ્યમાનનું-સંબંધીનું-

**Phial**, *n.* કાચની પવાલી-શીશી-કુપ્પી.

**Philanthropic-al**, *a.* પરગજુ; પર દુ:ખ ભંજન-ભંજી; લોકોપકારશીલ; સર્વ જન-હિતેચ્છુ. [મિત્ર; જનમિત્ર.

**Philanthropist**, *n.* પરગજુ માણસ; જન-

**Philanthropy**, *n.* પરગજુ-પર દુ:ખ ભંજન-પણું; લોકોપકાર બુદ્ધિ-શીલતા; સર્વજન-હિતેચ્છા. [ખનારૂં; ગાનપ્રિય.

**Philharmonic**, *a.* ગાયન-રાગ ઉપર પ્રીતિ રા-

**Philippic**, *n.* ડિમાસ્થનીઝ ભાષણ કર્તાએ ફિલિપ રાજાની સામા થવાને અથિનિયન લોકો-પર જેમાં હોક પાડયા હતા તે ભાષણ. ઠપકાનું-ભર્ત્સના વાક્ય-લેખ-ભાષણ.

**Philistine**, *n.* પાલેસ્તાઈનની પાસેના ભાગમાં પ્રથમ થઈ ગયલા વસતા લોકો-(જર્મનીમાં) યુનિવરસીટીની સનદ નહિ મેળવેલા લોકો.

**Philological**, *a.* ભાષાતત્વ શોધનનું-સંબં-ધીનું-ના નિયમ પ્રમાણેનું.

**Philologist**, *n.* ભાષાતત્વ શોધક; વાક શાસ્ત્રી.

**Philology**, *n.* ભાષા વિવેક; ભાષાતત્વ શોધ-ન; વાક્શાસ્ત્ર.

**Philomath**, *n.* વિદ્યાદેવીનો ઉપાસક-વિદ્યાને ચાહનાર. [એક પક્ષી; બુલબુલ.

**Philomel**, *n.* સારૂં ગાનાર અતિ સુંદર સ્વરનું

**Philoprogenitiveness**, *n.* છોકરાં-ઓલાદ થવાની ઇચ્છા-[illegible]

**Philosopher**, *n.* તત્વ-કારણ કાર્ય વિવેકી-જ્ઞા-ની; તત્વ-મર્મ શાસ્ત્રી; ફિલસુફ. [રીમણ.

**Philosopher's-stone**, *n.* પારસમણી; સ્પ-

**Philosophic-al**, *a.* તત્વ વિવેક-જ્ઞાન-શાસ્ત્ર સંબંધનું-થી પયશું-નનું-ના જેવું; ફિલસુફીનું; કારણકાર્ય વિવેકી-જ્ઞાની; તત્વ-મર્મ શાસ્ત્રી. તત્વ વિવેક-ઊંડી સમજદારી-પુરં ડાનાઈવાળું-નું ભરેલું; સ્થિર; ઠરેલ.

**Philosophically**, *ad.* તત્વ જ્ઞાન-ફિલસુફીથી.

**Philosophize**, *v. t.* તત્વ વિવેકી-જ્ઞાન થવાનું કામ કરવું. ફિલસુફીની નજરે-તત્વ વિવેક દષ્ટિએ જોવું; તત્વ વિવેકી થવું-હોવું.

**Philosophy**, *n.* તત્વ વિવેક-જ્ઞાન-શાસ્ત્ર; કા-રણકાર્ય વિદ્યા-વિવેક; મર્મશાસ્ત્ર; ફિલસુફી; વિવેક; વિજ્ઞાન; વિદ્યા; શાસ્ત્ર; તત્વ-વિવેક શાળા; ઉપપત્તિ; શાસ્ત્ર.

**Philter**, *n.* પુરૂષે સ્ત્રીને અને સ્ત્રીએ પુરૂષને પોતાના ઉપર પ્રેમાસક્તિ થવાને દીધેલો ટુચકો કે આપેલું પીવાનું; વશીકરણ; કામણ. *v. t.* -માં કોઈ વશ થાય એવો પીવાનો પદાર્થ ભેળવો; -માં વશીકરણનું ભેળવું ને વશ કરવું;-ઉપર વશી કરણ-કામણ કરવું-ચલાવવું.

**Phiz**, *n.* ચહેરો; દેખાવ; મહોડું.

**Phlebotomist**, *n.* ફસ ખોલવાનો ધંધો કર-નાર; શિરાવિમોચક-છેદક; સંપ્રાહ મુકનાર.

**Phlebotomy**, *n.* ફસ ખોલવી તે-ખોલવાનો ધંધો; શિરા વિમોચક-છેદન. [દર્દીપણું.

**Phlegm**, *n.* રસ; કફ; શ્લેષ્મ. ઢીલ-જડ-બે-

**Phlegmatic**, *a.* રસ-કફ-શ્લેષ્મનું; શ્લૈષ્મિક. રસ થાય એવું. જેને અસર નહી એવું; ઢીલું. જડ; બેદર્દી.

**Phœbus**, *n.* સૂર્ય-રવિ પ્રભા-કર.

**Phonetic**, *a.* સ્વર-સ્વર શાસ્ત્રનું.પ્રમાણેનું-વિ-ષયક. સ્વર-ધ્વનિ બતાવવાને યોજેલું; વર્ણ-લિપિનું- [યા નીકળતાં અવાજનું-સ્વર શાસ્ત્ર.

**Phonetics**, *n.* વિશેષ કરીને માણસના કંઠમાં-

**Phonography**, *n.* માણસના કંઠથી-કંઠમાંથી નીકળતા સ્વરો વિષેના નિયમનું-સ્વર નિયમ શાસ્ત્ર. સાદું માણસ બોલતાં બોલતાં તે બોલે

તે લખી લેવાય તેને માટે સ્વરોને માટે ટપકાં વગેરે અને વ્યંજનને બદલે લીટીઓ વાપરી લખવાની લીપિ; સંકેત લીપિ.

Phonology, *n.* સ્વર નિયમ શાસ્ત્ર-વિદ્યા.

Phosphorate, *n.* ફાસ્ફરસ એસિડનો ખાર.

Phosphoresce, *v. i.* બળે પણ તેથી દાઝીએ નહીં એવી રોશની-અજવાળું કરવું.

Phosphorescence, *n.* ગરમી વગરનું અજવાળું-રોશની.

Phosphorescent, *a.* બળે પણ તેથી દાઝીએ. નહીં એવા તેજ-રોશનીવાળું; મંદતેજસ્ક.

Phosphoric, *a.* ફાસ્ફરસનું-ને મળતું-માંથી કાઢેલું.

Phosphorus,*n.* સુર્યોદય પહેલાં જે શુક્રનો તારો દેખાય છે તે. એક જાતનો પીળાસ પડતો પદાર્થ (એ પ્રાણીના હાડકામાં હોય છે અને અંધારામાં ચળકાટ મારે છે;) ફાસ્ફુસ; 'ફાસ્ફરસ'; તેજોત્પાદક તત્વ.

Photogenic, *a.* રોશની પેદા-ઉત્પન્ન કરતું.

Photograph,*n.* ફોટોગરાફ; યાંત્રિક ચિત્ર. *v.t.* -નો ફોટોગરાફ લેવો;-ને ફોટોગરાફમાં ઉતારવું.

Photographer-ist, *n.* ફોટોગરાફ લેનાર-પાડનાર-પાડનારનો ધંધો કરનાર; યાંત્રિક- ચિત્રકાર. [ડવાનો હુન્નર-કળા-ધંધો.

Photography, *n.* સુર્યના કિરણથી છબી પા-

Photographic, *a.*ફોટોગરાફ-યાંત્રિક ચિત્રનું-સંબંધનું; ફોટોગરાફમાં પાડેલું-ઉતારેલું.

Photology, *n.* તેજ સંબંધી જ્ઞાન-તેજ અને તેના પ્રકાર સંબંધી વિદ્યા.

Phrase, *n.* વાકયનો ભાગ-કકડો; ફાકું; વાકય; ઉપવાકય. કેહેતી; કેહેવત; ઘણું બોલાતું-રૂઢ વાકય; બોલવાનો-ભાષણનો સંપ્રદાય-પ્રકાર-પર્યાય; બોલવા લખવાની-ભાષણ-ની ધાટી-ઢબ-લઢણ. *v. t.* કેહેવું.

Phraseology, *n.* બોલવામાં કે લખવામાં વાપરેલા શબ્દો-ભાષા-ઇબારત; બોલવા લખવાની ધાટી.

Phrenetic, *a.* ગાંડું; ઘેલું.

Phrenitis, *n.* સન્નિપાત જ્વર-તાવ.

Phrenology, *n.* કપોલ-મન જાણવાનું શાસ્ત્ર.

Phrenologic-al, *a.* કપોલ શાસ્ત્રનું-સંબંધનું પ્રમાણેનું. [કપોલ શાસ્ત્રી.

Phrenologist, *n.* કપોલ શાસ્ત્ર પ્રવીણ;

Phrensy, *n.* ઝનુન; ઉન્માદ.

Phthisic, *n.* દમ; હરકત-મુશ્કેલીથી લેવાતો

Phthisical, *a.* ક્ષયરોગી; ક્ષયી. [શ્વાસ.

Phthisis, *n*, ક્ષય; ખઈ; ક્ષયરોગ; કફક્ષય; શોષ.

Phylactery, *n.* મંત્રેલું માદળિયું વગેરે; તાવીજ. યહુદી ભકતો પુરાતન સ્થાપનાના પ્રથમ પાંચ સ્કંધોમાંનું વચન ચર્મપત્રના કકડાપર લખી કપાળ વગેરે જગોએ ધર્મચિન્હ દાખલ બાંધતા તે; યહુદી યંત્ર.

Phyllophagus, *adj.* પાંદડાં ખાનારૂં.

Physic, *n.* વૈદું. વૈદક; ચિકિત્સા; ઓસડ; દવા, ઔષધ; ભેષજ. જુલાબનું ઓસડ; જુલાબ; રેચ. physics. પ્રકૃતિ વિવેક-વિજ્ઞાન; પદાર્થ-જડપદાર્થ વિવેક-વિજ્ઞાન. *v. t.*-ને જુલાબનું ઓસડ આપવું.

Physical, *a.* પ્રાકૃતિક. કાયિક; દૈહિક; સ્થુલ. સ્થુલ ભાગનું; શારીર; સાકાર-સિદ્ધ પદાર્થનું; અંગ; બ્હારનું; બાહ્ય; પ્રત્યક્ષ; જડ; વાસ્તવિકી ખરેખરૂં; જડ પદાર્થોનું-વિષેનું; પ્રાકૃતિક; ઇંદ્રિયાર્થ; જણાય-જ્ઞાન થાય એવું.

Physically, *ad.* સ્વાભાવિક રીતે; કુદરત-પ્રમાણે; કુદરતી. [ભિષક.

Physician, *n.* વૈદ; વૈદ્ય; હકીમ; દાકતર;

Physiognomist, *n.* મુખસામુદ્રિક જાણનાર-વેત્તા.

Physiognomy, *n.* ચહેરા ઉપરથી સ્વભાવની પરીક્ષા કરવાની વિદ્યા; મુખસામુદ્રિક; ચહેરો; મહોનો આકાર; શિકલ.

Physiologic-al, *a.* સર્વેન્દ્રિય શાસ્ત્રનું-ને લગતું-સંબંધનું-પ્રમાણેનું.

Physiologist, *n.* સર્વેન્દ્રિય શાસ્ત્ર કુશલ; સર્વેન્દ્રિય શાસ્ત્રી; સર્વેન્દ્રિય શાસ્ત્રકાર.

Physiology, *n.* પ્રાણી તથા વનસ્પતિની સઘળી ઈંદ્રિયો તથા તેમના ધર્મો કહેનારું શાસ્ત્ર; સર્વેન્દ્રિય શાસ્ત્ર.

Physique, *n.* શરીરનું બંધારણ. શરીરનું બળ.

Phytoid, *adj.* છોડવાને મળતું-સરખું-માફક.

Phytology, *n.* ઝાડ-રોપા સ્વભાવ-ગુણ જાણવાનું શાસ્ત્ર-વિદ્યા. [એવું.

Piacular, *a.* પ્રાયશ્ચિતનું; પાપ નિવારણ કરે

Pianissimo, *adv.* ઘણુંજ ધીમેથી મંદમંદ સ્વરે ગતિએ. [પિઆનો વગાડનાર.

Pianist, *n.* પિઆનો વગાડનાર; કુશળ-પાકો

Piano, Pianoforte, *n.* મધુરા અને કપાલી (બહુ ઊંચા) એ બેઉ સુર જેમાંથી નીકળી શકે એવું 'હાર્પિસ્કાર્ડ' ને મળતું એક વિલાયતી વાજીત્ર; 'પિઆનો'. *a.* મધુરું; મૃદુ.

Piazza, *n.* મહેરાબ તથા શોભિતા થાંભલાઓ મુકેલા એવી-મહેરાબદાર ચાલ-ચાલી.

Pibroch, *n.* (સ્કૉટલંડ) સરણાઈનું જંગલી, શૂર ચડાવે તેવું ગાયન-નો અવાજ.

Pica, *n.* એક જાતનું છાપવાનું બીબું.

Pick, *v. t.*-ઉપર ચાંચ ઉપર ચાંચ મારવી-ચંચુ પ્રહાર કરવો. -ઉપર-ને ગોદા મારવા; કોચવું; કોચી નાખવું. ખોદવું. સળી-ખીલા-ઓજારે વતી ઉઘાડવું. રૂ, ઉન વગેરે ફૂંપવું. તોડવું; ચુંટવું; કાઢવું; દાંત ખોતરવા. વિણવું; સોજું-સાફ કરવું. હાડકાં પરથી માંસ કાઢવું. ચડપ ઉંચકી-ઉપાડી લેવું;-માંથી ઉડાવવું. કાઢી લેવું. (out) શોધી પકડી કાઢવું; પસંદ કરવું. to *p.* a. quarrel કજિયો વ્હોરવો; કજીઆફસાદ થવું.; કકલતી કોટે બાંધવી. (up) વીણવું; હાંથી તાંથી એકઠું કરવું. *v. i.* ચગળવું; ચગળી ચગળીને ખાવું. *n.* તીક્ષ્ણી અણીવાળું કોઈપણ ઓજાર; પસંદ કરવાનો હક; મરજી ઉપર હોવું તે.

To pick a bone with any one, વાદ કરવો-તકરાર કરવી.

To pick a hole in one's coat, છિદ્ર-શોધવું-ભૂલ કહાડવી-વાંક કહાડવો.

Pick-axe, *n.* તીકમ; ચાંચવો.

Picked, *a.* વીણી કાઢેલું.

Picking, *n.* ચંચુ પ્રહાર. કોચવું-ખોદવું તે. ઓજારે વતી ઉઘાડવું તે; તોડવું-ચુંટવું તે. વીણવું તે. ઉંચકી-ઉપાડી લેવું તે. Pickings & stealings ઉડાવેલો અને ચોરેલો માલ.

Picket, *n.* ગરજો; અણીદાર ગજીયો-ખુંટો; સાંકડું અણીદાર પાટિયું; અણીદાર પકવાસો. *v. t.* ખીંટે-ખુંટે-ખીલે બાંધવું.

Pickle, *n.* માછલી-માંસ સારૂ મીઠાનું પાણી. અથાણાં વગેરે આથવાનો સરકો; આથણું; અથાણાનો મસાલો; સંભાર; અથાણું; આથણું; અચાર; પંઝેલાટ; આપદા; મુસીબત; બિસ્કતારી; ગરબડ; ઘુંટાળો; *v. t.* મીઠાના પાણીમાં-અથાણાના સરકામાં નાખવું; આથવું.

Pick-lock, *n.* તાળાં ઉઘાડવાની સળી-ખીલી-ઓજાર; તાળાં ઉઘાડુ ચોર.

Pick-pocket, *n.* ગજવામાંથી કાઢી લેનાર ચોર; ગજવાં-ખીસાં ચોર-કાતરૂ.

Pickthank, *n.* માથા માર.

Pick-tooth, *n.* દાંત કોતરણી-ખોતરણી.

Picnic, *n.* વાડી-ગામ જઈને કીધેલી ઉજાણી-જીયાફત-મિજબાની; વનભોજન.

**Pictorial**, *a.* ચિત્રનું; ચિત્રરૂપ; ચિતરેલું; ચિત્ર કાઢીને સમજાવેલું; ચિત્ર-ચિત્રામણવાળું. ચિત્ર-સ્વરૂપ મનમાં લાવનારૂં-લાવ્યાં કરે એવું; સ્વરૂપ કલ્પ્યાં કરે એવું.

**Picture**, *n.* ચિત્ર; ચિતાર; છબી; તસ્વીર. In p. ચિતરેલું. પ્રતિબિમ્બ; ચિત્ર; વર્ણવેલું સ્વરૂપ. *v. t.* -નું ચિત્ર-સ્વરૂપ મનમાં લાવવું.

**Picturesque**, *a.* ઉડીને આંખે વળગે એવું; ખુશનુમા; મનોહર; લલિત; પરમ સુંદર.

**Pie**, *n.* પુરણ-ફળ મસેલીને સેકીને કીધેલો એક ખાવાનો પદાર્થ; સેકેલું વિલાયતી ભજીયું. [લખ (ઘોડો).

**Piebald**, *a.* પચરંગી; કાબર ચિતરૂં; અબ-

**Piece**, *n.* કકડો-ડી; ટુકડો-ડી. ભાગ; (કસામાંની) વાત; આ-આટલું-એટલું (કંઇ). કોઇ એકજ-વિશેષ કામ-કૃતિ. ચીઝ. તોપ; બંદુક; સિક્કો; મુદ્રિકા. A *p.* આસામી-વાર; એકેક; અકકેક અકકેક; થીગડું; સાંધેલું-જોડેલું-કોંધેલું કંઇ; સાંધણ. *v. t.* -ને થીગડું-થીગડી-ગાબડી મારવી.-ને કકડા સાંધવા-જોડવા; સાંધવું; -ને સાંધીને એક કરી દેવું.

**Piece-goods**, મુખ્ય જાતનાં કાપડ.

**Piecemeal**, *ad.* કકડે કકડા-ભુકે ભુકા-ચુરેચુરા થઇ જઇને; કકડે; કકડે થોડે થોડે. [ઠાદાર.

**Pied**, *a.* બુટ્ટા બુટ્ટાવાળું; તરેહ-બુટ્ટે-સોગ-

**Pier**, *n.* કમાન-મહેરાબને ટેકા સારૂ મુકેલો પથ્થરનો થાંભલો; પાષાણસ્તંભ. પુસ્તો; બંદરપરનો ડક્કો; બંદર; ઘાટ.

**Pierage**, *n.* બંદર નોકર-ડકાનો ઉપયોગ કરવા માટે નોકર. [કાચ.

**Pier-glass**, *n.* બે બારી વચ્ચેનો આરસો-

**Pierce**, *v. t.* -ને ભોકવું-કોચવું વીંધવું; ને ભોકી-કોચી-વીંધી નાખવું;-માં ઘોંચી-ભોંકી દેવું.-માં; પેસી-ઘુસી જવું; ભેદવું;-થી ભેદાવું-નું કલેજું ભેદવું -નું કસાથી કલેજું ભેદાવું;-ના હૃદયને કસાથી અસર થવી. -માં મગજ પેસાડવો; માં પેસી જવું; -માં પ્રવેશ કરી દેવો; પકડી કાઢવું; સમજી લેવું.

**Piercing**, *a.* ચંચળ. તીક્ષ્ણ; તીણી.

**Pietism**, *n.* 'પાએટિસ્ટ' લોકનો-ભગત ધર્મ.

**Pietist**, *n.* જર્મનીમાં પ્રોટેસ્ટંટ પંથનો એક ઉપપંથ કે જેનો ઉપક્રમ તે પંથમાં ભક્તિભાવ પાછો આવવાનો હતો; ભગતપંથી.

**Piety**, *n.* ભક્તિ; ભક્તિભાવ; ઇશ્વર-ભગવદ ભક્તિ-નિષ્ઠતા; પ્રભ્વાસક્તિ. પિતૃ-માતૃ ભક્તિ.

**Pig**, *n.* ભુંડ-ડુક્કરનું બચ્ચું. કાચી ધાતુને ગાળીને પાડેલો દીર્ઘ ચતુરસ્ત્ર આકારનો ૫૦ થી ૨૫૦ પાઉંન્ડ વજનનો ઢાળકો-ચોરસું *v. t.* & *v. i.* ભુંડેણ વિયાવું.

**Pigeon**, *n.* ખબુતર; કબુતર. P. English ચીનમાં રહેનારા અંગ્રેજ અને અમેરિકનો ત્યાંના દેશી વેપારીઓ સાથે અંગ્રેજી ભાષાની જે જંગલી અને પોરબેલિયા શાખા બોલે છે તે.

**Pigeon-hearted**, *a.* પચકું; બ્હીકણ; બાયલું.

**Pigeon-hole**, *n.* ખબુતર ખાનાનું બાકું. કાગળ રાખવાનું ખાનું-પડ. [ડુક્કરખાનું.

**Piggery**, *n.* ભુંડ-ડુક્કર રાખવાની જગો;

**Piggin**, *n.* લાકડાનો નહાનો ડોઇઓ-ડોઇલી.

**Pig-headed**, *a.* મહોટા-કદરૂપા માથાનું-વાળું. છેક અણસમજી હઠ કરનારૂં; જડ-જડસા જેવું; 'ડંડો પણ મેં ન ડગે' એવું.

**Pigmean**, *a.* વામનજી જેવું; ઠીંગણું; વામનિયું; વ્હેતિયું; હીમાયલું; ઠુંડળાએલું.

**Pigment**, *n.* ચિતારા-રંગારાનો રંગ.

**Pigmy**, *n.* ઠીંગણી ગોટલી; વામનજી; વ્હેંતિયું માણસ. *a.* વામનજી જેવું; ઠીંગણું; વામનિયું; વ્હેંતિયું; હીમાયલું; ઠુંડળાએલું.

**Pigsty**, *n.* ડુક્કર પુરવાનો વાડો; ડુક્કરખાનું; ભુંડને રાખવાનું ઘર.

Pike, n. ભાલો; ભલ્લ; એક જાતની માછલી.
Piked, a. છેડા આગળથી અણીદાર-ભાલા જેવું થવું.
Pilaster, n. ચોરસ-ચોધારો થાંભલો; ચતુર્ધાર-ચતુર અસ્તંભ.
Pile, n. ઢગલો; ગોઠવેલો-સીંચેલો-ખડકેલો-ઢગલો; ગંજી; ગંજ; ચિતા; સ્હે. મ્હોટી ઇમારત -હવેલી, હરકોઇ ઇમારતનો થાંભલો-ટેકો; ખુંટો. Iron piles (of a bridge) ભુંગળાં. v. t.-નો ઢગલો કરવો. સીંચવું; ખડકવું; નો ગંજી-ગંજ વાળવો-કરવો. ઉભરાતું ભરવું. v. i. થાંભલા-ખુંટા-ભુંગળાં ડાટવાં.
Piles, n. હરસ; અર્શ; મુલ-ગુદ રોગ. Bleeding p. ફુટતો હરસ. Blind p. કોરો હરસ.
Pilfer, v. i. હલકી ચોરી કરવી; હાથના લપટા થવું; હાથ ચાલાકી કરવી; ચીભડાના ચોર થવું. v. t. કોઇ હલકી વસ્તુ ચોરવી-ચોરી જવી-છાનામાના-ચોરી લઇ જવું; ઉઠાવવું; ગજવામાં મુકવું.
Pilferer, n. હલકી ચોરી કરનાર; ચોર.
Pilgrim, n. દુઃખી મુસાફર-પંથી; યાત્રિક-કા. જાત્રાળુ; જાત્રાવાસી; હાજી; હજ કરનાર.
Pilgrimage, n. જાત્રા; યાત્રા; હજ. Place of p. તીર્થ; ક્ષેત્ર.
Piling, n. પુલનાં ભુંગળાં.
Pill, n. ઔષધની ગોળી.
Pillage, n. લુટ; લુટાલુટ; લુટફાટ; લુટેલો-લુટનો-લુટમાં આવેલો માલ; લુટ. v. t મુલક-ગામ લુટવું.
Pillar, n. થાંભલો; સ્તંભ.
Pillau, n. માંસ સાથે રાંધેલો ભાત-કુર; પુલાવ.
Pillion, n. ઘોડા ઉપર બૈરાંને બેસવાની ગાદી.
Pillory, n. ગુન્હેગારનું માથું અને હાથના પંજા ઘલાવી તેની ફજેતી કરવાનો, ઉપર પાટિયાં જડેલો થાંભલો; ફજેતીનું લાકડું; અપમાન સ્તંભ; હાથ તથા ગર્દનની હેડ.
Pillow, n. માથા તળે રાખવાનો તકિયો-ઓશીકું. v. t. -ની તળે તકિયો મુકવો.
Pillow-case, n. તકિયાનો ગલેફ.
Pilot, n. બંદર વગેરે અઘરી જગોએ સુકાનીનું કામ કરનાર. અરકાટી; ભોમિયો; વળાવો; માર્ગ પ્રદર્શક; તારો; તારક; સુમકું. v. t. અઘરી જગોએથી રસ્તે પાડી આપવું (વહાણ), -ને અઘરી જગો વટાવી આપવી;-ને રસ્તો કાઢી આપવો-ને મેદાન મુકાવી આપવું.
Pilotage, n. અરકાટી-ભોમિયાનું લવાજમ-હોદો.
Pimp, n. ભડવાઇ કરનાર; ભડવો; કુટણો. v. i. ભડવાઇ-કુટણાઇ કરવી.
Pimple, n. ફોલ્લો; ખીલ.
Pin, n. ખીલી; મેખ; સળી. ટાંકણી-લી; ટાંચણી-લી; લેશ; લેશ માત્ર. કોઇ તારના વાદિત્રની ખીંટી. A linch p. પૈંડાની ખીલી. આંખનો છારી. v. t.-માં ખીલી મારવી-ઘાલવી ખોસવી. ટાંકલીમાં પોવું. ઢોર ગોંધવાના ડબામાં ઘાલવું ગોંધવું-ગોંધી રાખવું.
Pin-tail, જળપક્ષી.
Pinafore, n. કામ કરતી વખતે પેહેરેલાં લુગડાં બગડે નહીં માટે તે ઉપર ઢાંકવાનો નહાનો કકડો (નાનાં છોકરાં માટે.) રેહવાડો.
Pincers, n. pl. સાંડસી; ચિપિયો; ચિમટો;
Pinch, n. ચ્હોંટી; ચ્હોંટિયું; ચિપટી. (તપખીરની)ચપટી. તાણ; ભીડ; સંકટ; દુઃખ; આપદા. v. t. -ને ચ્હોંટી-ચ્હોંટિયું-ચિપટી દેવી;-થી ચિપટી આવવી;-ને દાંત દેવા-બચકું ભરવું. ભચડવું; કચડવું; ચગદવું; દાબવું;-ને તાણ-ભીડ પડાવવી;-થી હેરાન થવું; v. i. ચિપટી આવવી; ભચડાવવું; દબાવવું.
To know where the shoe pinches, હરકોઇ બાબતનો જાતી અને પ્રત્યક્ષ અનુભવ હોવો.
Pinchbeck, n. ત્રાંબાને જસતની મેળવણીને બનાવેલી પીળી ધાતુ; સોનપિતળ.

Pinchers, *n. pl.* see pincers. [મહેલી.
Pin-cushion, *n.* ટાંકણીઓ ખોસી મુકવાની
Pine, *n.* એ નામનું ઝાડ; એક જાતનું દેવદારી વિલાયતી સરળ. *v. i. t.* કસાથી ઝુરવું-લેવાતાં-ગળાતાં જવું; કસાની શોચના કરવી-નો શોચ-ગમ કરવો-ધરવો;-ને માટે પસ્તાવું; તલખવું;-માં પીડાવું;-ને માટે મનમાં મુઝાવું. [અનનાસી.
Pine-apple, *n.* અનનાસ. અનનાસનું ઝાડ;
Pinion, *n.* પાંખ; દાંતાવાળું નહાનું ચક્કર; હાથ બાંધવાના બંધ-બેડી. *v. t.*-ની પાંખ બાંધવી. બાંધી લેવું; હાથ મુસ્કે બાંધવો; ચતુર્ભુજ કરવું.
Pink, *n.* ખુલતા-ધોળાસ મારતા ભભકાદાર રાતા રંગનું એક વિલાયતી ફુલ. ભભકાદાર ખુલતો રાતો રંગ; અવધી; ખતમ; સીમા; હદ; નહાનું કાણું-બાકું-વેહ-છિદ્ર-નાકું. *a.* પિંક ફુલના રંગ જેવું; માંસના રંગનું.
Pin-money, *n.* પોતાની ધણિયાણીને આપેલી-ને માટે નીમેલી હાથ-ગજવા ખર્ચી.
Pinnace, *n.* બે ડોળનું નહાનું વહાણ; મછવો,
Pinnacle, *n.* વિલાયતિ કેટલાએક મહોટી ઇમારતો ઊપર પતાસાના પડાના આકારનો જે ભાગ કાઢેલો હોય છે તે; શિખર; કળસ; શિખરની ટોચ; બુરજ; (કીર્તીની) ટોચ-શિખર.
Pint, *n.* મવાહી પદાર્થોના ભરતનું અચ્છેરના આસરાનું એક અંગ્રેજી માપ; અડધો કવાર્ટ.
Pintle, *n.* નહાની ટાંચણી-મેખ; લોખંડનો પેચદાર લાંબો સળિયો.
Pioneer, *n.* લશ્કરને માટે રસ્તો તૈયાર કરવા આગળથી જનાર. પહેલ કાડનાર; અગ્રેસર.
Pious, *a* ભક્તિ-ભક્તિ ભાવવાળું-માન; ઇશ્વરનિષ્ઠ; પ્રભુપ્રાશક્ત; પાખંડ ભક્તિથી-ધર્મને બહાને કીધેલું; પિતૃ-માતૃ ભકત.
Pip, *v. i.* ચકચક-ચીં ચીં કરવું. *n.* શેખફળ, નારંગી વગેરેના બીજ-બી.

Pipe, *n.* વાંસળી; વેણુ; મુરલી; બંસી; પાવો; પીપી; નળ; નળી; ભુંગળી. તંબાકુ પીવાની ચુંગી-ભુંગળી. વાઇન દારૂનું-૧૪૦ ગ્યાલનનું પીપ. *v. i.* વાંસળી વગાડવી.
Piper, *n.* વાંસળી વગાડનાર.
To play the piper, (મિજબાની વગેરે)-નું ખર્ચ આપવું.
Pipe-clay, *n.* ધોળી મટોડી; ખડી; ભુતડો.
Piping, *a.* સસકતું; કકળતું.
Pipkin, *n.* નહાનું માટીનું ઉકાળવાનું માટલું-હાંલું-બાકુનો દબ્બો. [ફળ.
Pippin, *n.* 'એપલ'ની જાતનું એક વિલાયતી
Piquancy, *n.* ઝાટકો લાગે એવું હોવું તે; ઝાટકો; ઝગારો; ઝમઝમાટ. કડવાટ.
Piquant, *a.* ઝાટકો લાગે-સ્વરવ થાય-ઝમ-ઝમ થાય એવું; ઝટાકા-ઝમઝમાટવાળું; તીખું તમતમતું; ઝાટકો-મરચાં-માઠું લાગે-ઝાંઝ ચઢે એવું; કડવું.
Pique, *n.* રોસ; માઠું; ચટકો; ઝાટકો; મરડાટ; અમળાટ. *v. t.*-ને માઠું-ઝાટકો-મરચાં લગાડવાં; ચટકો લગાડવો;-નું માથું ફેરવાવવું; ને જવુન ચઢાવવી-ભરાવવી; ને કસાથી ચટકો લગાડવો. અભિમાન રાખવું-કરવું-ધરાવવું; વડાઈ-બડાઈ બતાવવી-કરવી.
Piquet, *n.* પાનાની એક જાતની રમત.
Piracy, *n.* વહાણ લુટનારનું-ચાંચિયાનું કામ-ધંધો. વહાણ લુટવાનો ગુન્હો.
Pirate, *n.* વહાણ લુટનારો; ચાંચિયો; પૈલિંદ. *v. t.* વહાણ લુટવું; ચાંચિયાપણું કરવું. *v.* . પરવાનગી-હુકમ વગર લેવું.
Piratical, *a.* વહાણ લુટનાર; ચાંચિયાનું કામ કરનાર; વહાણ લુટવાનું; ચાંચિયાનું.
Piscatorial, *a.* માછલી મારવા સંબંધી.
Piscatory, *a.* માછલીઓ સંબંધી-નું.

**Pisces**, *n.* બારમી રાશી; મીનરાશી.
**Piscine**, *a.* માછલીનું; માત્સ્ય.
**Pish**, *int.* છટ ! છઠ ! છિટ !
**Pisi form**, *adj.* વટાણાના આકારનું. [મુતર.
**Piss**; *v. i.* મુતરવું; પિશાબ કરવો. *n.* પિશાબ;
**Pistachio**, *n.* પિસ્તું; પસ્તું; એ નામનો સુકકો મેવો. [તું; ગર્ભ-સ્ત્રી કેસર.
**Pistil**, *n.* ફુલમાંના જે તંતુમાં બી થાય તે તં-
**Pistol**, *n.* તમાચો; ફોડવાની પિસ્તોલ. *v. t.* પિસ્તોલ મારવી.
**Pistole**, *n.* સ્પેન દેશનો સોનાનો સિકકો જેની કિમ્મત ૧૦ શિલિંગ એટલે આસરે પાંચ રૂપિયા જેટલી થાય છે.
**Piston**, *n.* બંબા વગેરે યંત્રોમાં પાણી ખેંચીને લેવા તથા હડસેલી બહાર કાઢવાને અંદરથી જે નકકર ભુંગળું-દાંડો-દટ્ટો હોય છે તે.
**Pit**, *n.* ખાડો; નર્ક; કબર; ફાંદો; ફાંસો. મરઘા-કુતરાઓ વગેરેને લડાવવા માટેની સાટ-મારી; નાટકશાળામાં છેલ્લા વર્ગના તમાશગીરોને સારૂ નીમેલી જગો. *v. t.* -થી ચાઠાં પડવાં (શીતળા વગેરેનાં). લડવાને માટે સામાં-સામસામાં ઉભા કરવા.
**Pit-a-pat**, *ad.* ધબક ધબક.
**Pitch**, *n* વહાણનો તાર. પ્રમાણ; દરજ્જો. Highest *p.* ટોચ; શિખર; સુર. *v. t.* નેતાર લગાડવો. ફેંકવું; બેસાડવું; નાખવું; ઠોકવું (તંબુ.) *v. i.* ઉડતાં ઉડતાં આવીને બેસવું; પડવું; પડી જવું. (On, upon) શોધી કાઢવું; પસંદ કરવું; જડવું; મુકામ કરવો. [વડો-ડી.
**Pitcher**, *n.* નાળચાવાળો ઘડો-ધાડવો; દર-
**Pitch-fork**, *n.* પંઝેટી.
**Pitch-pipe**, *n.* સુર મેળવવાનું યંત્ર.
**Piteous**, *a.* દયા ઉત્પન્ન કરે એવું; દયામણું; દીન; રંક; દયાળુ; દયાવંત-વાન.
**Pit-fall**, *n.* પશુ વગેરેને પકડવા સારૂ છેતરીને પાડવાનો ખાડો.
**Pith**, *n.* મર; ગર્ભ; ચરબી; મેદ; સત્વ; તત્વ; સાર; કસ; જીવ; માલ; દમ; શકિત; બળ; જોર. [કસ વિનાનું.
**Pithless**, *a.* સત્વ-સારરહિત; નિર્માલ; રસ-
**Pithily**, *ad.* કસથી.
**Pithy**, *a.* મર-મેદવાળું; થોડામાં ઘણો અર્થ-રહ્યો હોય એવું; થોડામાં ઘણું કહેનાર.
**Pitiable**, *a.* દયાપાત્ર; કરૂણાયોગ્ય; દુ:ખી.
**Pitiful**, *a.* દયાળુ; દયાવાન-શીલ; દીનદયાળ-બંધુ; દયામણું; હલકું; ક્ષુદ્ર. [તુચ્છ જેવી રીતે.
**Pitifully**, *ad.* દયાળુપણાથી; ધિકકારવા જોગ-
**Pitiless**, *a.* નિર્દય; દયા શુન્ય-હીન; કઠોર.
**Pitman**, *n.* કોલસાની ખાણમાં કામ કરનાર.
**Pitsaw**, *n.* બે માણસોથી વપરાય એવી-કરાઈ; લોકોની કરવત. [દાન. અલ્પાંશ.
**Pittance** *n.* ભાથું; ભથ્થું; કકડો રોટલો.
**Pituitous**, *a.* મળ-કફ-બળગમ-ગળફો હોય એવું. [*v. t. i.* ઉપર દયા લાવવી-આણવી.
**Pity**, *n.* દયા; કરૂણા; મહેર; અફસોસની વાત.
**Pivot**, *n.* વચલો ઉભો ખીલો-ખીલી કે જેમાં પાયલું ચકર વગેરે ફરતું હોય.
**Placability**, *n.* વળકણાપણું; સમજે-માને-વળે એવાપણું.
**Placable**, *a.* જેનો રોશ મુકાવાય એવું; સમજે-માને-વળે એવું; વળાક; વળકણું.
**Placard**, *n.* કોઈ જાહેર જગોએ-ચ્હોડેલો કાગળ; જાહેર-ખબર. *v. t.* જાહેર ખબર-ગિલ્લાનો કાગળ ચહોડવો.
**Place**, *n.* ચોક; ચોગાન; મેદાન; જગા-ગો; ઠેકાણું; ઠામ; સ્થળ; સ્થાન; જગો; દરજ્જો; પાયરી; પડી; પંકિત; સ્થિતિ; ઘર; મકાન; ગામ; શહેર; કસ્બો; જગો; ઠેકાણું. *v. t.* મુકવું;

રાખવું; નીમવું; લાવી મુકવું-રાખવું. To be placed હોવું; આવેલા-આવી પડેલાં હોવું.
Placeman, *n.* સરકારી કામદાર-હોદ્દેદાર- અધિકારી.
Placid, *a.* સંતોષી; નિરંતર શાંત-સૌમ્ય-[નિઃક્ષોભ-અવ્યગ્ર; સુમના.
Placidity, *n.* સંતોષીપણું; સંતોષ; સૌમ્ય-શાંતતા; નિઃક્ષોભ; અવ્યગ્ર ચિત્તતા; સૌમનસ્ય.
Placidly, *ad.* સંતોષ ભરેલી રીતે. શાંતપણા-સંતોષથી.
Plagiarise, *v. t. i.*-નું લખાણ-ઇબારત ચોરી [લેવી; લેખચૌર્ય કરવું.
Plagiarism, *n.* લખાણ-ઇબારતની ચોરી; લેખચૌર્ય; વાક્સ્તેય.
Plagiarist, *n.* બીજાના લખાણમાંથી ઉતારો કરી લઈ પોતાના લખાણ તરીકે ખપાવનાર; લખાણ-લેખ-ઇબારત ચોરનાર
Plague, *n.* મરકી; ગજબ; મ્હોટી આફત-વિપત્તિ; જંજાળ; મહાપીડા; ખેન; સાલ; કાંટો; સુળ; સંતાપ. *v. t.* -ઉપર મરકી મોકલવી-મુકવી.-ઉપર ગજબ નાખવો. જંજાળ-મહાપીડા-ખેનમાં-સંતાપમા નાખવું,-ને કાંટો-સુળ પેસાડવી.
Plaguy, *ad.* સંતાપ-પીડાવાળું.
Plaice, *n.* એક જાતની ચપટી માછલી. [છેડી.
Plaid, *n.* ઉનનો પચરંગી પટકો-દુપટ્ટો-પિ-
Plain, *a.* સરખું; સપાટ; સાફ સમજાય એવું; સ્પષ્ટ; ઉઘાડું; સાફ; ખુલ્લું; સાદું; અનલંકૃત. કુટવું નહીં એવું; સાધારણ રૂપનું; સુધું; ભલું; ભોળું; કાવાદાવા વગરનું સાફ દીલનું; સ્પષ્ટવકતા; ખુલ્લું; સાદું; તરેહ-ભભકા-વગરનું. સાફ; તાનકવાલ વગરનું. *n.* મેદાન; સમભુદેશ; રણ; યુદ્ધભુમિ; લડાઇનું મેદાન.
Plain-work, *n.* સાદું સીવવું-(ભરતકામ નહિં) સાદી સીલાઈ.
Plain-dealing, *n.* ભલમનસાઇ, સુધાપણું-ઈ૦. *a.* ભલું; સુધું.
Plainly, *ad.* સાફ દિલથી; ભોળાઇથી; સ્પષ્ટપણે.
Palinness, *n.* સરખા-સપાટપણું; સપાટી; સાદાપણું; ભોળાપણું; ભોળોભાવ; ઉઘાડા-સ્પષ્ટ-[પણું.
Plain-spoken, *a.* સાફ; ખુલ્લું.
Plaint, *n.* રોવું-દુઃખ રોવું તે; ફરિયાદ; ફરિયાદી.
Plaintiff, *n.* વાદી; ફરિયાદી; ફરિયાદ કરનારો.
Plaintive, *a.* શોકાતુર; ઉદાસીનું.
Plait, *n.* ગુણ; કલ્લી; પાટલી; વેણી; બિલ્લી. *v. t.* ગુંથવું; ગુણવું;-ની કલ્લી કરવી;-ની પાટલી-સાંકડી સાંકડી ઘડી વાળવી.
Plan, *n.* રચના; યુક્તિ; ગોઠવણ; ગોઠવેલો ઘાટ; નકશો; ચિતરેલો નમુનો; આલેખન. *v. t.* -ની રચના-યુક્તિ ગોઠવવી.-નો નકશો કાઢવો. [ડવાં; ફરેકાળ ભરવી.
Planch, *v. t.* -ઉપર પાટિયાં જડવાં-ચ્હો-
Planchet, *n.* સિક્કા પાડવા માટે તૈયાર કરેલ-ધાતુનો ચપટો કટકો.
Plane, *n.* સમતલ; રંદો. *v. t.* ઉપર રંદો ફેરવવો-કરવો; રંદેવતી સાફ-લીસું કરવું. *a.* [સમતલ; સપાટ.
Planet, *n.* ગ્રહ.
Planetary, *a.* ગ્રહનું-સંબંધીનું. P. influence ગ્રહભાવ. P. days વાર.
Planisphere, *n.* ગ્રહનો નકશો.
Plank, *n.* પાટિયું.-ઉપર પાટિયા જડવાં-ચહોડવાં. ફરેકાળ ભરવી.
Plant, *n.* છોડવો; છોડ; ઝાડવું; રોપો; ધંધા રોજગારનાં ઓજાર તથા સામાન વગેરે. વાવવું; રોપવું-માં રોપવું. વસાવવું; સ્થાપવું. ઠાટવું; માંડવું. (તોપ વગેરે) માંડવી.
Plant-cane, પેહેલાં વર્ષનો શેરડીનો પાક.
Plantain, *n.* કેળ; કદલી; કેળું; કદલી ફળ.
Plantation, *n.* વાવવું-રોપવું તે; વાવણી; રોપણી; વાડી; પરદેશીઓએ વસાવેલું ઠાણું; નવી વસ્તી; સંસ્થાન.

**Planter**, *n.* વાવનાર; રોપનાર; વાડીનો ધણી માલેક. નવી વસ્તી વસાવનાર.
**Planticle**, *n.* કૂણગો; સણગો; ઝવેરાં.
**Plash**, *n.* ભરાઈ રહેલા પાણીનું ખાબોચિયું-ડેબરૂં-ખાબડું; પાણીમાં જરા જરા બોળવું-ડબોળવું. ડાળ તોડીને તટી કરવી-બનાવવી.
**Plashy**, *a.* પાણીવાળું; ખાબોચિયાં ખાબોચિયાંવાળું.
**Plasm**, *n.* ધાતુ ઢાળવાનું બીબું.
**Plasmatic**, *a.* આકાર આપતું; રૂપ-ડોળ આપનારૂં.
**Plaster**, *n.* સલ્લો; મુલમ્મો; ગિલાવો; કકલાત; મલમ; આગળી; પટી. *v. t.* -ને સલ્લો-મુલમ્મો દેવો.-ને આગળી મારવી;-ઉપર આગળી ઝુકવી.
**Plastering**, *n.* છોલાણું; મુલમ્મો.
**Plastic**, *a.* નવા નવા ઘાટો બનાવી-ઘડી-પેદા કરી-બની શકે એવું; ઘાટ બનવા લાયક.
**Plasticity**, *n.* નવા નવા ઘાટો બનાવી-પેદા કરી શકે એવો ગુણ; ઘાટ બનાવા લાયક છે તે.
**Plat**, *n.* જમીનનો સપાટ કકડો-ટુકડો; કિતો. વણેલું-ગુંથેલું-વણાટ-ગુંથણ કામ. *v. t.* વણવું; ગુંથવું.
**Plate**, *n.* જાડું પતરૂં-પત્ર. પતરાંનું બખ્તર-કવચ. રૂપાનાં વાસણ (રકાબી, ચલાણાં, ગુલાબદાની વગેરે). જંબાનું વિલાયતી તાંસલું-થાળી; ખુમચો; ચિનાઈ રકાબી. ધાતુલાકડાંનાં બીબાં ઉપરથી છાપીને પાડેલું ચિત્ર; છાપ ચિત્ર; છાપો; છાપ. *v. t.*-ઉપર પતરૂં જડવું; પતરે મઢવું. -ઉપર ઢોળ-પલેટ ચઢાવવો. પતરાંનું બખ્તર પહેરાવવું.
**Plateau**, *n.* ઉંચાણ સપાટ ધરતી; ઉચ્ચસમપ્રદેશ.
**Plated**, *a.* રૂપાનો ઢોલ ચઢાવેલું; રસેલું.
**Plate-glass**, *n.* આરસા-આરસીનો કાચ.
**Platen**, *n.* છાપવાનો યંત્ર-પ્રેસનો ચપટો ભાગ.
**Plat-form**, *n.* સપાટોપર કાઢેલો નકશો; સમતલ ચિત્ર-તખ્ત; પાટિયાંની-પાટિયાં જડેલી ભોંય. ઓતરો; ચોરો; અગાસી; ધાબું. વિચાર; યોજના; યુક્તિ.
**Platina, Platinum**, *n.* રૂપાના રંગની તથા ઘણો કઠણ અને ભારેમાં ભારે એક ધાતુ; 'પ્લાટિનમ'; નવીન ધાતુ.
**Platitude**, *n.* વિરસતા; રસહિનતા. હલકું ભાષણ.
**Platonic**, *a.* પ્લેટોનું; પ્લેટોની જ્ઞાનમાળા-મત-વિચારનું-સંબંધી-વિષયક. P. love, નિર્વિકાર-નિષ્કામ પ્રેમ.
**Platonism**, *n.* પ્લેટોનું મત-જ્ઞાન માળા.
**Platonist**, *n.* પ્લેટોનું મત માનનાર; પ્લેટોમતાશ્રયી.
**Platoon**, *n.* બે હારમાં માય એટલા લશ્કરી સિપાઈઓની ટુકડી; પલટન.
**Platter**, *n.* વિલાયતી થાળો-કથરોટ; મ્હોટી ચિનાઈ રકાબી.
**Platting**, *n.* વણેલું-ગુંથેલું-વણાટ-ગુંથણ કામ.
**Plaudit**, *n.* વખાણ; વાહવા; શાબાશી.
**Plausibility**, *n.* ખરૂં લાગે એવું હોવું તે;સત્યભાસાત્મકતા. સત્યભાસાત્મક ભાવિત્વ.
**Plausible**, *a.* સાંભળતાં ખરૂં લાગે પણ અક્કલ કબુલ ન કરે એવું; દેખાઈતું ખરૂં-વાસ્તવિક; સત્યભાસાત્મક. P. tale, ડાહી ડાહી વાત. દેખાઈતી ખરી ડાહી ડાહી વાત કહેનાર; સત્યભાસાત્મકભાષી.
**Plausibly**, *ad.* સાંભળતાં ખરૂં લાગે પણ અક્કલ કબુલ ન કરે એવી રીતે.
**Play**, *v. i.* રમવું; ખેલવું. અવિચારથી-ઉદ્ધતાઈથી વર્તવું; કંઈ જાળવવા કરવાનો વિચાર ન રાખવો. વગાડવું; બજાવવું. ચાલવું; કરવું; ઘમવું; ધુમવું; પોતાનું કામ-વ્યાપાર કરવો-ચલાવવો. રમો-નાચી-કુદી રહેવું; ઉછળતું જણાવું. વેશ લેવો-લઈને રમવું; વેશ ધારી થવું-હોવું. To p. false. દગો કરવો-

હેવો-રમવો. To p. upon છેતરવું; ભુલવવું; ભુલમાં નાખવું; રમુજ કરવી *v. t.* ચલાવવું; જારી-ચાલતું કરવું; ચલાવી-ધમાવી-ઘુમાવી મુકવું. વગાડવું; બજાવવું; દોડાવવું; દોડાવી-કુદાવી-નચાવી મુકવું. કરવું; લેવું. થવું; બનવું; ગત કરવી-રમવી. *n.* રમત; ખેલ. તાન. At p. તાનમાં આવેલું; કુદાકુદ કરતું. નાટક. રીત; વ્યવહાર રીત; વહેવાર. Fair p. વાજબી રીતે-વ્યવહારની રીતથી ચાલવું તે; વ્હેવારની રીત; વ્હેવાર; વાજબી થવાનો લાગ. Foul p. ગેરવાજબી ચાલવું તે; ગેરઇનસાફ; દગો. રમતા રહેવા જેટલી જગો. કંઇ કરવા-થવાની છુટ- રસ્તો-લાગ.

**Play-wright,** *n.* નાટકો લખનાર. નાટકીઓ (તિરસ્કારમાં.)

To play off, બતાવવું. દેખાવકરવો.

To hold in play, ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય ત્યાં સુધી રોકી રાખવું.

**Play-bill,** *n.* જેમાં નાટકનું તાત્પર્ય તથા કોણ કયો વેશ લેવાનોછે તે લખ્યું હોય એવો છાપેલો કાગળ; નાટકનો કાગળ-પત્ર.

**Player,** *n.* નાટક રમનાર-કરનાર-નાટકકાર-કારિણી; નટ; નટી. જુગારી; જુવું-જુગટું રમનાર; જુવાખોર. વગાડનાર; બજાવનાર.

**Play-fellow,** *n.* સાથે રમનાર; સાથી-સોબતી.

**Playful,** *a.* રમતિયાળ; લહેરી; તરંગી; તરંગબાજ; ખેલાડી. [ મવાનો સ્વભાવ.

**Playfulness,** *n.* રમતિયાળ-ખેલાડીપણું; ર-

**Play-house,** *n.* નાટકશાળા-ગૃહ.

**Play-mate,** *n.* રમનાર સોબતી; સાથે રમનાર.

**Play-thing,** *n.* રમકડું.

**Plea,** *n.* પ્રતિવાદી-તોહોમતવાળાનો જવાબ. દલીલ; તકરાર; બતાવેલું કારણ; સબબ. A false *p.* બહાનું.



**Plead,** *v. i.* જવાબ આપવો. હકીકત-તકરાર જાહેર કરવી; લડવું; પક્ષ કરવો-ખેંચવો-ધરીને બોલવું. આજીજી કરવી; આઝીજ થવું. *v. t.* -નું કારણ-સબબ બતાવવો. -ની-ની તરફની તકરાર કહેવી-લેવી-કરવી. જવાબમાં કહેવું-બતાવવું. [ તાવવા જેવું.

**Pleadable,** *a.* તકરારમાં-જવાબમાં કહેવાબ-

**Pleader,** *n.* વકીલ; હકીકત-તકરાર જાહેર કરનાર; લડનાર; પક્ષ કરનાર-ખેંચનાર; પક્ષધરીને બોલનાર. આજીજી કરનાર.

**Pleadings,** *n.* ઇનસાફ કાઢ્યા પહેલાંની પક્ષકારોની તકરાર.

**Pleasant,** *a.* ખુશ લાગે એવું; આનંદ-સંતોષ કારી-નું; ખુશીનું; દીલખુશ થઇ જાય એવું; ખુશ મિઝાજી; રમુજી.

**Pleasantly,** *ad.* ખુશ લાગે એવી રીતે; આનંદ-સંતોષ-ખુશીથી. દીલખુશ થઇ જાય એવી રીતે.

**Pleasantry,** *n.* રમુજ; મજાક; ટોળ; મશ્કરી; હાસ્યવિનોદ. રમુજનું બોલવું; વિનોદ વાક્ય.

**Please,** *v. t.* ખુશ કરવું;-થી ખુશ-ખુશી થવું;-નું મન રંજન થવું; રીઝવવું; આનંદ કરવો- આપવો;-થી આનંદ પામવું; સારૂં લાગવું; સંતોષ આપવો; તૃપ્ત કરવું.-થી તૃપ્ત -સંતોષ થવો.-ને ગમવું-પસંદ પડવું-રૂચવું. *v. i.* ખુશી-મરજી હોવી; ગમવું. મહેરબાની-

**Pleasing,** *a.* ખુશ લાગે એવું. [ કૃપા કરવી.

**Pleasurable,** *a.* મઝે લાગે-પડે-દીલખુશ થાય એવું.

**Pleasure,** *n.* ખુશી; આનંદ, સંતોષ; મઝે સુખ. મોજ; મોજશોખ; ભોગવિલાસ; ચેહેનબાજી; ઇશકબાજી; એશઆરામ; મરજી; ઇચ્છા; ખુશી. ખુશીનીવાત-કારણ.

**Plebeian,** *a.* મધ્યમ-હલકી-પંક્તિના-વડીના

લોકનું; અકુલીન; અનાર્ય. *n.* મધ્યમ-હલકી વડીનું-પંક્તિનું માણસ.

Pledge, *n.* ધરેણે-ગિરો-સાનમાં મુકેલો માલ-જંગમ મિલકત; ખાતરી; ભરોસો; પતીજ; પ્રતિતિ. જામીન. *v. t.* ધરેણે-ગિરો-સાનમાં મુકવું.-ની ખાતરી કરી આપવી;-નું વચન-કોલ આપવો;-ની પ્રતિજ્ઞા કરવી. આપને-તેમને આરોગ્યતા-કલ્યાણ હોજો એમ કહીને કોઇને નામે દ્રાક્ષ રસ પીવો.

To hold in pledge, જામીનદાખલ ગણવો.

Pledget, *n.* ગુમડા ઉપર મુકવાની ધડી; ગુમડામાં મુકવાની વાટ-કાકડો.

Pleiads, Pleiades, *n. pl.* કૃત્તિકા નક્ષત્ર.

Pleistocene, તરતનું તાજું બનેલું બીજા નંબરનું જમીનનું પડ.

Plenary, *a.* ભરપુર; પુરૂં; પુરેપુરૂં; સંપુર્ણ.

Plenipotence, *n.* કુલ અખ્તિયાર.

Plenipotent, *a.* કુલ અખ્તિયારીનું.

Plenipotentiary, *n.* કુલ અખ્તિયારી એલચી-વકીલ; કુલ અખ્તિયારી. *a.* કુલ અખ્તિયારનું.

Plenitude, *n.* પુષ્કળતા; ભરપુરપણું.

Plenteous, *a.* બહુ; પુષ્કળ; ભરપુર; ભરપટે. જાસક; મફ્લસે.

Plenteously, *ad.* ભરપુરપણે; ભરપટે.

Plentiful, *a.* બહુ; ભરપુર-પટે; પુષ્કળ; જેમાં પુષ્કળ પાકયું હોય એવું; આબાદ; લીલા-લહેરનું.

Plentifully, *ad.* ભરપુરપણે.

Plentifulness, *n.* ભરપુર-પુષ્કળપણું; આબાદી.

Plenty, *n.* પુષ્કળતા; ભરપુર ભરપટે-જાસકપણું; વૈપુલ્ય; લીલા લહેર; આબાદી; સકાળ; ધાન્ય સમૃદ્ધિ. *a.* પુષ્કળ; બહુ; ઘણું.

Pleonasm, *n.* બોલવા લખવામાં જરૂર કરતાં વધારે શબ્દો વાપરવા તે; બહુવાક્ષરતા; શબ્દાધિક્ય.

Pleonastic, *a.* બહુવાક્ષર; શબ્દાધિક્યનું-વાળું; જોઇએ તે કરતાં વધારે શબ્દ વાપરેલા એવું.

Plethora, *n.* લોહીએ ભરાવું તે; રૂધિરરસધાતુ પ્રકોપ; ઉભરાઇ જાય એટલાં હોવું તે; અતિપુરતા.

Plethoric, *a.* લોહીએ ભરાઇ ગયલું; રૂધિરપ્રકોપવાળું-સુચક. ઉભરાતું; અતિપુર.

Pleura, *n.* છાતી માંહેની પાતળી ત્વચા-ચામડી.

Pleurisy, *n.* છાતી માંહેની ત્વચામાં આગ ઉઠાવી-બળતાં બળવાં તે; ઉરોગ્રહ; ઉરદાહ.

Pleuritic, *a.* ઉર-છાતી દાહવાળું. [દાર.

Plexiform, *a.* જાળીના કામ જેવું; જાળીનું-

Pliability, *n.* જેમ વાળે તેમ વળે એવો ગુણ; નરમપણું; નરમાસ; વળાક-ભચુડિયાપણું.

Pliable, *a.* જેમ વાળે તેમ વળાય એવું; બેવડ વળે-દબાય એવું; નરમ; વળકણા સ્વભાવનું; તરત વળે-માને-સમજે-કાબુમાં આવે એવું; વળાક; વળકણું; નરમ; સહેજમાં તણાઇ-ખેંચાઇ; ભમાવ્યું ભમી જાય એવું; ભચુડિયું.

Pliancy, *n.* જેમ વાળે તેમ વળે એવો ગુણ; નરમપણું; અદઢતા; ઢંગ-ચવ વિનાના હોવું તે.

Pliant, *a.* જેમ વાળે તેમ વળાય એવું; બેવડવળે-દબાય એવું; નરમ; જેમ ખેંચે તેમ ખેંચાઇ જાય એવું; ખેંચાઇ-તણાઇ જનારૂં; ઢંગ-ચવ વિનાનું; અદઢ.

Plicate, *adj.* Plicated, ગુંથેલું-પંખાની માફક વાળેલું.

Pliers, *n. pl.* ઝીણી વસ્તુ પકડીને વાળવાનો-એક તરેહનો ચિપિયો; પકડ.

Plight, *v. t.* આપવું;-ની બ્હાંય ધરી આપવી.

To p. faith or word વચન આપવું; પ્રતિજ્ઞા કરવી-લેવી. *n.* ખાતરી કરી આપવાને

મૈહાન મુકેલી-આપેલી વાત-વસ્તુ; બ્હાંય ધરી; પ્રતિજ્ઞા વિષય; અવસ્થા; હેરાનગતી; દુર્દશા; માઠી સંસ્થા; સ્થિતિ; હાલત; ગત; ગતિ; અવસ્થા. [આપનાર.

**Plighter,** *n.* ખાતરી કરનાર; બ્હાંય ધરી

**Plinth,** *n.* થામલાની કાન્નેસ; ભીતનો વાટો.

**Plod,** *v. i.* ધીમે ધીમે ચાલ્યાજ-પંથ કાપ્યાજ જવો; વ્હેતરૂં કર્યાંજ જવું; ભણવા પાછળ રગસરગસ મેહેનત કર્યાજ જવી-કરવી.

**Plodder,** *n.* વ્હેતરૂ-મહેનત કરનાર.

**Plodding,** *n.* વ્હેતરૂં; મહેનત.

**Plot,** *n.* ભોંય-ખેતરનો કકડો-ટુકડો; કિતો. કોઇને-કસાને ખરાબ કરવાને માટે છાનો છાનો ઉભો કીધેલો-થતો મહોટો ઘાટ-દગો; વાર્તાનું ચોકઠું-બંધારણ; વસ્તુ. વસ્તુસંકલ્પના; સંવિધાનક. *v. t. i.*-નો-ને ખરાબ કરવાનો મહોટો દગો કરવો-ચલાવવો-ઉભો કરવો.

**Plotter,** *n.* મહોટા મહોટા દગા-કારસ્તાન કર્યા-રચ્યા કરનાર.

**Plotting,** *n.* મહોટા મહોટા દગા કર્યા-રચ્યા કરવા તે; ફંદી; કારસ્તાની; યોજક.

**Plough,** *n.* હોળ; હળ. *v. t. & v. i.* ચાસવું; -માં હોળ ફેરવવો;-ની ચાસણી કરવી.

**Plough-man,** *n.* ખેડુત; હળ ફેરવનારો.

**Plough-land,** *n.* ચાસેલી ભોંય-જમીન-ખેતર; ખેડાય એવી-ખેડવાલાયક ભોંય.

**Ploughshare,** *n.* હોળનું ચવડું-પારાઇ.

**Plover,** *n.* એક તરેહનું પક્ષી.

**Plow,** *n. v. t. & v. i* see plough.

**Pluck,** *n.* આચકો; હિમ્મત; છાતી; દમ; પાણી; પાણીદારી. *v. t.* આચકો મારવો; ખેંચવું; તાણવું. આચકો મારીને-ખેંચી-ઉખેડી કાઢવું; ટુંપી લેવું-કાઢવું; ચુંટવું; તોડવું; ચુંટી તોડી લેવું. -નાં પીછાં ખેંચી-ટુપી કાઢવાં; બોડું કરવું-ની પાસેથી પૈસા કઢાવવા-કાઢી લેવા; મુડવું; ધુતી લેવું. To p. away ઉખેડી-ઉખરડી કાઢવું. કાઢી નાખવું; ઉડાવી દેવું; નાપાસ કરવું.

**Plug,** *n.* ડચ્ચો; દાટો; ડટ્ટો; ડુચો. *v. t.*-ને ડચ્ચો;-ડટ્ટો;-ડુચો મારવો; -ને દાટો દેવો.

**Plum,** *n.* એ નામનું એક વિલાયતી ફળ; આલુ; આલુ બુખાર. [પીંછ; કલગી-ગો.

**Plumage,** *n.* શરીર ઉપરનાં બધાં પીછાં; પર;

**Plumb,** *n.* કડિયાનો ઓળંબો; દોરીને એક છેડે બાંધેલું સીસું. *a.* સીધું; ઉભું. *v. t.* ઓળંભાથી સરખું-સીધું કરવું; ઓળંભામાં આણવું. [મૂર્ખ; જડ.

**Plumbeous, Plumbeam,** *adj.* સીસાં જેવું;

**Plumber,** *n.* સીસાનું કામ કરનાર; સીસાઘડો.

**Plumbery,** *n.* સીસાઘડાનુંકામ; સીસા કામ.

**Plumb-line,** *n.* કડીયાનો ઓળંબો. ઓળંભાની દોરી.

**Plume,** *n.* પીછું; પીછ; પર; ટોપીની-પીછાંની કલગી-કલગો. *v. t.* નાં પીછાં સમારવાં;-નાં પીછાં ખેંચી-ઉખેડી-ટુંપી કાઢવાં; બોડું કરવું;-ની બેડસાઈ-પતરાજી-શેખી કરવી. ની મહોટાઇ મારવી-હાંકવી.

**Plumiped,** *n.* પરવાળા પગવાળું-નું પક્ષી; પગ પર પીછાં હોય એવું પક્ષી. [લાસીનો મરગ.

**Plummet,** *n.* સુથાર-કડિયાનો ઓળંબો. ખ-

**Plump,** *a.* ભરેલું; ગોળમટોળ; વટાણા-દડિંમાઝરી સિંગ સરખું; જાડું; ઢોંગું; ઉઘાડું-સ્હરેસ્હરિયાન (જાડું) *v. t.* ધબ્બ-ધબાક-ધિબ્બ-ધિમ્મ-ધડિમ્મ દઇને નાખવું. બે માણસને માટે -ના લાભમાં મત આપવાનો હક છતાં પણ તેઓમાંના એકનેજ માટે એકના લાભમાં મત આપવું. *v. i.* ધમ્મ દઇને-લઇને પડવું.

**Plumpness,** *n.* ભરેલા-ઢોંગાપણું; ફુલાવો; તસતસાટ; ઉપસાવો.

**Plumy**, *a.* પીછાંવાળું-થી શોભી રહેલું.
**Plunder**, *n.* લુટ; લુટેલો-લુટમાં આવેલો માલ. *v. t.* લુટવું. લુટી લેવું-લઈ જવું.
**Plunderer**, *n.* લુટારો; પિંડારો.
**Plunge**, *v. t.* ઝબ્બ દઈને બોળવું-ડબોવવું; ઘાલવું; ભોકવું; ઘોંચવું; ખોસવું; ભોકી દેવું. *v. i.* ઝબ્બ દઈને પેસી જવું. ઘુસવું; ઝંપલાવીને પડવું. *n.* બોળવું તે; ઘાલવું તે; ઘોંચવું તે; પેસી જવું તે. ઝંપલાવીને પડવું તે; નિમજ્જન. (પતંગની) ગોથ. [લિટ.
**Pluperfect**, *a.* દ્વિત્વ-પુર્વ ભુત; ભુતાત્પુર્વ;
**Plural**, *a.* એક કરતાં વધારે; અનેક.
**Plurality**, *n.* અનેકપણું-તા-ત્વ; બહુત્વપણું.
**Plus**, *n.* વધતાનું ચિન્હ; વત્તા; બીજગણિતમાં ધન. [એક બાજુ રૂવાટીવાળી હોય છે; 'રલશ.'
**Plush**, *n.* એક જાતનું વિલાયતિ કાપડ જેની
**Plutonian**, *n.* અગ્નિના કારણથી પૃથ્વી થઈછે એવું મત માનનારો; ઘોર; નિમિર.
**Plutus**, *n.* કુબેર-ધનપતિ. લક્ષ્મી-દોલત-પૈસો ખજાનો-માલ મિલ્કત.
**Pluvial**, *a.* વરસાદવાળું; ભીનું. [નું યંત્ર.
**Pluviameter**, *n.* વૃષ્ટિમાનક-વરસાદ માપવા-
**Ply**, *v. t.* બઝોડવું; ધિબોવવું; ઝપેટવું; ઝુડવું; ધીબો ધિબ્બ મારવું. સતાવવું; -નો જીવ ખાવો -ખાયા કરવો;-ને ઝોડ થઈને વળગવું. વાપર્યા કરવું-જવું-ની પાછળ મંડયા રહેવું. કર્યા કરવું-જવું. *v. i.* કામ કર્યાં કરવું-જવું. ચાલ્યાંજ-દોડયાં કરવું-જવું; વખતે વખત બાંધેલે વખતે ફેરવું-જા આવ કરવી.
To ply a trade, ધંધો કરવો; રોજગાર પકડવો-કોઈપણ જાતનો વ્યાપાર કરવો.
**Pneumatic**, *a.* વાયુનું-ના જેવું; વાતરૂપ-મય. વાયુ-વાયુજેવા પદાર્થનું-સંબંધીનું-ને લગતું; વાત પદાર્થનું-શાસ્ત્રનું-પ્રમાણેનું.

**Pneumatics**, *n.* વાયુ-વાત શાસ્ત્ર.
**Pneumatology**, *n.* સ્થિતિ સ્થાપક; પ્રવાહી પદાર્થ ગુણવિદ્યા; આત્મવાદ; આત્મવાદ વિષે પુસ્તક.
**Pneumonia**, *n.* ફેફસાં-ફુપફુસનો સોજો-દાહ.
**Pneumonic**, *a.* ફેફસાં-ફુપફુસનું-સંબંધીનું-વિષેનું. [દાહ.
**Pneumonitis**, *n.* ફેફસાંનો સોજો; ફુપફુસ-
**Poach**, *v. t.* ઈંડાંની સફેતી ઉકાળેલા પાણીમાં નાખીને જરાતરા બાફવું-ધીમી આંચે સીજવવું. ઉડાવવું; ગજવામાં ઘાલીને લઈ જવું; ચોરી જવું. *v. i.* શિકારનું જનાવર-મૃગયા પશુ ચોરી [લઈ જવું.
**Poacher**, *n.* મૃગ ચોર.
**Poachy**, *a.* નરમ; પોચું; ભીનું.
**Pock**, *n.* સ્હેચેડનો-અછબડાનો દાણો..
**Pocket**, *n.* ગજવું; ખીસું; ગુંજું. *v. t.* ગજવામાં મુકવું ઘાલવું. સંતાડવું; ચોરવું;-નો હાથ મારવો; ઉડાવવું; ચોરી લેવું-જવું. To pocket an insult. અપમાન પી-ગળી જવું-પેટમાં સમાવવું. [પડી.
**Pocket-book**, *n.* ગજવામાં રહે એવી ચો-
**Pocket-money**, *n.* હાથ-ખીસા ખરચી.
**Pock-mark, Pock-pit**, *n.* સ્હેચેડનું ચાઠું.
**Pock-pitted**, *a.* સ્હેચેડના ચાઠાંવાળું-ચાઠાંએ ચઢાઈ ગયલું. [રેલું.
**Pocky**, *a.* સ્હેચેડ-અછબડાના દાણાથી ભ-
**Pod**, *n.* સિંગ; ફળી; જેમ ફળી ઉગે છે-વધે છે તેમ ઉગવું-વધવું.
**Podagric-al**, *a.* નાના સાંધામાં સંધિવાળી પીડિત-સંધિવા થયો હોય તેવું. [હોય એવું.
**Podded**, *a.* ઝાડને સિંગ-ફળી આવી-લાગી થઈ
**Poem**, *n.* કાવ્ય; કવિતા; પદ્ય; નજમ.
**Poesy**, *n.* કાવ્ય-કવિતા શક્તિ; કવિત્વ. કવિતા.
**Poet**, *n.* કવિ; કાવ્યકાર; કાવ્ય કર્તા.

**Poetaster,** *n.* ટાપચી કવિ; જોડકણાં જોડું.
**Poetess,** *n.* કાવ્યકારિણી; કાવ્ય કર્તી.
**Poetic-al,** *a.* કાવ્ય-કવિતા વિષયનું; કાવ્યને યોગ્ય. કાવ્ય; કવિતા, કવિતામાં કીધેલું-રચેલું કાવ્યનું રૂપ; કાવ્ય; કાવ્યાંશી; કવિતામય; કાવ્યસૌંદર્ય-ગાંભીર્ય-પરિપાકનું ભરેલું.
**Poet-Laureate,** *n.* રાજકવિ.
**Poetise,** *v. i.* કવિતા લખવી-બનાવવી; કવિ થવું; પદ્યમાં લખવું.
**Poetry,** *n.* પદ્ય; કવિતા; કાવ્યાંશ; કવિતામય વિચાર; કાવ્યસૌંદર્ય-ગાંભીર્ય-પરિપાક.
**Poignancy,** *n.* અતિતિકતતા;તીવ્રતા; તીક્ષ્ણતા.
**Poignant,** *a.* જીભે કાણું પડે એવું; ઝાટકો લાગે એવું; અતિતિકત. હૈયા-કલેજા ફાડ; છ-ઢીનું ધાન-દુધ બળી જાય એવું; તીવ્ર; કલેજે કાણું પડે એવું; તીક્ષ્ણ. [કતતાથી.
**Poignantly,** *ad.* તીવ્ર-તીક્ષ્ણતાથી; અતિતિ-
**Point,** *n.* અણી; અગ્ર. ટાંકણું; ઝીણુ-સોયની અણી જેવું કાણું-છિદ્ર. અણી જેટલી જગો; બિંદુ; ઉપ-અલ્પ ભુશીર-ભુશલાકા; અણુભાગ; ક્ષણ; તૈયારી; દરજ્જો; અંશ; લક્ષણ; પકડેલી વાત; દલીલ; ચોટ; દંશ; મરોડ; મર્મ; રંધ્ર; રહસ્ય. મુદ્દો; વાત; બાબત. ઝીણી ઝીણી વાત-બાબત; બારીકી. મુદ્દો; લક્ષ્ય; ધારેલું કામ; મતલબ; બિંદુ; વિરતિ; વિરામ ચિન્હ; દિશા. *v. t.* -ની અણી કાઢવી; ધરવું; મારવું; ગોઠવવું; તાકવું;-નો નીશાનો માંડવો-લક્ષ સાધવો.-માં વિરતી મુકવી; ઈંટ-પથ્થરની સાંધ પુરવી. *v. i.* *p.* out આંગળી કરવી-બતાવવી; સાફ બતાવી આપવું. Cardinal points, ચતુર્દિશા. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ. [ચોખ્ખું.
**Point-blank,** *adj. adv.* સિધું-સાચુ-તદન
**Points of a horse,** ઘોડાના ગુણ દોષો જેના-પર તેની કિમતનો ખાસ આધાર રહે છે તે.

**Point of view,** અર્થ કરવાની-સમજવાની રીતિ-દેખાવ.
**Point at,** આંગળીથી તિરસ્કાર બતાવવો.
Strain a point, હદ ઉપરાંત જવું-હદબહાર જવું; વિવેક-મર્યાદાનું ઉલ્લંઘન કરવું.
**Pointal,** *n.* ઝાડનો સ્ત્રી-ગર્ભ કેશર.
**Pointed,** *a.* અણિયાળું; અણીદાર-વાળું; સ-ચોટ; મર્મનું ભરેલું; મર્મ.
**Pointedly,** *ad.* દંશ-મરોડ પકડીને. ચોખા-ળીને; સાફ; વિલક્ષણાપુર્વક.
**Pointer,** *n.* ઘડિયાળ વગેરેનો કાંટો. એકી નજરે જોઈ શિકાર બતાવી આપનાર શિકારી કુતરો; નકશો બતાવવાની લાકડી.
**Pointless,** *a.* આણી વિનાનું; બુઠું; જડ.
**Poise,** *n.* ભાર; વજન; તોલવાનું કાટલું-કાટળ; સમતોલપણું; સમતુલતા. *v. t.* સમતોલ-સરખું ઉંચાનીચી-સરખું રાખવું-કરવું. ચઢી-વધી જવા ન દેવું; વધારે બળવાન થઈ જવા ન દેવું; મુળ સ્થિતિમાં રાખવું;-ની સામાં ત્રાજવામાં મુકવું;-નું તોલ-તુલના કરી જોવી.
**Poison,** *n.* ઝેર; વિષ-ખ; ગરલ; બગાડ-નુકસાન હાનિ-નાશ-ભ્રષ્ટ કરનાર-દોષ પેસાડનાર વસ્તુ; વિષ. *v. t.* -માં ઝેર ઘાલવું-ભેળવું-નાખવું;-ને ઝેર પાવું ખવડાવવું-ખવડાવી મારી નાખવું; બ-ગાડવું-ને દોષ લગાડવો;-માં દોષ પેસાડવો; ભ્રષ્ટ કરવું;-થી બગડવું;-થી કસામાં વિષ પેસવું.
**Poisonous,** *a.* ઝેરી; ઝેર જેવું. બગાડ-હાનિ-નુકસાન-નાશ-ભ્રષ્ટ કરનારૂં; દોષ લગાડનારૂં; વિષરૂપ.
**Poke,** *n.* ગજવું; કોથળી. બેકેદ પશુઓને વાડ ઓળંગતા અટકાવવાનું યંત્ર. *v. t.* ભચ્ચ દઈને મારવું; ભચકાવવું; ભોકવું; લાકડીએ લાક-ડીએ ફંફોસવું-ફંફોસીને જોવું-શોધવું.
**Poker,** *n.* દેવતા ખોરવાનો સળિયો-સીખ.

**Polar,** *a.* ધ્રુવનું-પાસેનું-સંબંધીનું.
**Polarity,** *n.* ધ્રુવ તરફ ફરી જવાનો સ્વભાવ; ધ્રુવનું ગમન શીલતા.
**Polarization,** *n.* ધ્રુવ તરફ ફરી જવાનો સ્વભાવ-ગુણ આપવો હોવો તે. [આપવો.
**Polarize,** *v. t.* ધ્રુવ તરફ જવાનો સ્વભાવ-ગુણ
**Polary,** *a.* ધ્રુવ તરફ ફરતું-જતું.
**Pole,** *n.* ધ્રુવ. સોટો; વાંસ લાકડી; કાઠી; દાંડો. સાડાપાંચ વાર-યાર્ડનું માપ.
**Pole-axe,** *n.* ફરસી; પરશું.
**Polemic-al,** *a.* તકરારી; તકરાર-વાદ-વિવાદનું -રૂપ; તકરારી; વાદપ્રિય. *n.* પ્રતિપક્ષ લઇને લખનાર; વાદ પ્રતિવાદ લેનાર-કાર-કર્તા.
**Polemics,** *n.* ધર્મ તેમાં વિશેષ કરીને ખ્રિસ્તી ધર્મ વિષેની તકરાર-વાદ-વાદવિવાદ.
**Pole-star,** *n.* ધ્રુવનો તારો; ધ્રુવ.
**Police,** *n.* ગામ-શેહેર-ગ્રામ-નગર બંદોબસ્ત-વ્યવસ્થા. ગામ-શેહેરનું પોલીસકામ; મુલક-રાજ્યનો બંદોબસ્ત; દેશ-રાજ્ય વ્યવસ્થા; મુલકનું પોલીસકામ; ગુન્હા પકડવા તથા થતા અટકાવવા અને બંદોબસ્ત રાખવાનું જેનું કામ છે એવાં સરકારી માણસો; પોલીસખાતું.
**Policed,** *a.* નિયમિત બાંધેલા કાયદાથી મુલકનો બંદોબસ્ત-વ્યવસ્થા કરેલી.
**Policeman,** *n.* પોલીસનું માણસ-સીપાઇ.
**Policy,** *n.* રાજ્ય ચલાવવાની રીતિ; રાજનીતિ. કોઇ પણ કામ-કારખાનું ચલાવવાની રીતિ-નીતિ; વ્યવહાર નીતિ. મકર; ફેંટિયાળપણું; ડહાપણની નીતિ.
**Polish,** *v. t.* સાફ અને ઝાક ઝમાળ કરવું; સાજવું; માંજવું; ઓપવું; પાલિસ કરવી. શસ્ત્રોને સિકલ કરવી. પસંદ પડે એવું ભભકા-છટા-રોનકદાર કરવું. *n.* ઝળકાટ; ઓપ; ઝલે; સિકલ. પસંદ પડે એવી ભભક-છટા-રોનક.
**Polished,** *a.* ભભક છટા-રોનકદાર. [કરનાર.
**Polisher,** *n.* સિકલાગર. ઓપનાર; પાલિસ
**Polite,** *a.* વિનયી; વિનયશીલ; લાયકતવાળું; સભ્ય. વિનય સભ્યતાનું-ભરેલું. સામાંને પ્રસન્ન કરવાની ઇચ્છાવાળું; સૌજન્યવાળું; લાયક. સૌજન્ય-લાયકીનું-નું ભરેલું.
**Polite literature,** *n.* હુન્નર અને શાસ્ત્રો શિવાયની જ્ઞાન સાથે ગમત આપનારી વિદ્યા.
**Politely,** *ad.* વિનય-સભ્યતા-લાયકીથી.
**Politeness,** *n.* વિનય; લાયકી; સભ્યતા; સાજન્યતા; સામાંને પ્રસન્ન કરવાની ઇચ્છા.
**Politic,** *a.* દાનાઇ અને દુરદેશાનું ભરેલું; પકવતાનું-નું ભરેલું; સુયુક્ત; નીતિ-રાજ નીતિ-વ્યવહાર નીતિ નિપુણ-કુશલ. દાનું; ડહાયું; પકવ; મકરબાજ; ફેંટિયાળ.
**Political,** *a.* રાજ્ય મામલા-કારભાર-કાર્ય પ્રકરણ વિષેનું-વિષયક; રાજકીય.
**Politically,** *ad.* રાજ્ય મામલાથી-નીતિથી.
**Politician,** *n.* રાજ નીતિ નિપુણ-કુશલ માણસ-પુરૂષ. ખટપટી-ફેંટિયાળ-મકરબાજ માણસ; ખટપટિયો.
**Politics,** *n.* રાજનીતિ; રાજનીતિશાસ્ત્ર. રાજ મામલો-લા-ખટપટ-ખટલો.
**Polity,** *n.* કોઇ રાજ્ય-ખાતા-કારખાનાનું બંધારણ-વ્યવસ્થા; રાજનીતિ સ્વરૂપ.
**Polka,** *n.* એક જાતનો નાચ.
**Poll,** *n.* માણસનું માથું-ડોકું. માથા દીઠ-આસામીવાર યાદી. *v. t.* નીઅણી-ટોચ-છેડા કાપી નાખવા; ડાળવું; ઝારવું. ઉન કાતરવું; બાલ કાપવા. આસામીવાર યાદીમાં કોઇનું નામ લખવું-ચઢાવવું.
**Pollard,** *n.* કાપેલું ઝાડ. [ખવું-ચઢાવવું.
**Pollen,** *n.* ફુલનું અબોલ; પરાગ. [જિયો.
**Poll-tax,** *n.* માથાદીઠ લેવાતો કર-વેરો; જજિયો.
**Pollute,** *v. t.* બગાડવું; મેલું-ગંદું કરવું. વટા-

ળવું; ભખળાવવું; અપવિત્ર-ભ્રષ્ટ કરવું;-થી વટ
ળવું;-થી છોવાવું; છોવું; અભડાવવું. બગાડવું; ને
દોષ લગાડવો; દુષિત-અપવિત્ર ભ્રષ્ટ-દુષ્ટ કરવું;
-થી દુષિત થવું. બગાડવું;-ની અગમ્યા ગમનથી
કાયા ભ્રષ્ટ કરવી. કોઈની સાથે બગડવું.

Pollution, *n.* બગાડ; બગડવું તે. વટાળ; વટ-
ળવું છોવાવું- અભડાવું તે; અપવિત્રતા; ભ્રષ્ટતા.
અપવિત્રી ભ્રષ્ટિકરણ. દુષિતપણું. -ની કાયા
ભ્રષ્ટ થવી તે. [ હોચકારો

Poltroon, *n.* હોજડો; બાયલું; પોતિયાં છોડું;

Poltroonery, *n.* હોજડા- બાયલા-પોતિયાં
છોડુંપણું.

Polyandry, *n.* કોઈ સ્ત્રીને એકી વખતે એક
કરતાં વધારે ધણી હોવા તે; અનેક સ્વામિત્વ-
ભર્તૃત્વ.

Polyanthus, *n.* ઘણા રંગનું એક જાતનું ફુલ.

Palyarchy, *n.* ઘણાથી ચાલતું રાજ્ય.

Polygamy, *n.* કોઈ સ્ત્રીને એક કરતાં વધારે
ધણી અથવા પુરૂષને એક કરતાં વધારે સ્ત્રી
એકી વેળાએ હોવાં તે; અનેક સહચરત્વ; કોઈ
પુરૂષને એક કરતાં વધારે સ્ત્રી હોવી તે; અનેક
ભાર્યત્વ-પત્નીત્વ.

Polygamist, *n.* અનેક સહચર; સહચરી;
અનેક ભાર્ય. [ બહુભાષ ગ્રંથ.

Polyglot, *a.* ઘણી ભાષાનું; બહુભાષ. *n.* બ-

Polygon, *n.* બહુકોણ; બહુકોણાકૃતિ.

Polygonal, *a.* બહુ કોણવાળું.

Polygraph, *n.* ઘણી ઝડપથી કોઈ લખાણનું
ઘણી નકલ થાય એવું યંત્ર.

Polygraphy, *n.* જુદી જુદી રીતે બિંડાથી લ-
ખવાની વિદ્યા. [ તિ-ચીજ.

Polyhedron, *n.* ઘણી બાજુ-પાસાંવાળી આકૃ-

Polymathy, *n.* ઘણા શાસ્ત્રો અને હુનર
કળાનું જ્ઞાન, જુદી જુદી જાતનું જ્ઞાન.

Polyphonous, *a.* ઘણા અવાજવાળું; પડ-
ઘાની પેઠે ઘણા અવાજ થાય એવું.

Polypus, *n.* ઘણા પગવાળું જાનવર; ગુમડું;
[ ગોડ; ગાંઠ.

Polysyllabic, *a.* બહુસ્વર.

Polysyllable, *n.* જેમાં ત્રણ કરતાં વધારે સ્વર
આવેલા હોય એવો શબ્દ; બહુસ્વર શબ્દ.

Polytechnic, *a.* જ્યાં ઘણી તરેહની વિદ્યા
અથવા શિલ્પ શિખવવામાં આવતાં હોય એવું;
બહુ વિદ્ય-શિલ્પ.

Polytheism, *n.* દેવ અનેક-ઘણા છે અને સૃ-
ષ્ટિકાર્યો વિષેનું કર્તૃત્વ તેમને વિષેછે એવો
મત; બહુ દેવ કર્તૃત્વ મત.

Polytheist, *n.* અનેક-ઘણા દેવ છે-અનેક દે-
વોને જગત ચલાવવા વિષે કર્તૃત્વ છે એમ
માનનાર; બહુ દેવમતાશ્રયી.

Polytheistic, *a.* દેવ ઘણા-અનેક છે એવું;
સૃષ્ટિ ચલાવવા વિષે અનેક દેવોને કર્તૃત્વ છે
એવું; ઘણા દેવનું. ઘણા દેવો માનનારૂં; બહુ
દેવ-દેવ કર્તૃત્વ મતનું. [ દાર્થ.

Pomace, *n.* શેબને છુંદી-કચરીને કરેલો પ-

Pomatum, *n.* પીળાસ પડતા ધોળા રંગનું ખુ-
શબોદાર માથામાં ઘાલવાનું.

Pomegranate, *n.* દાડમ; અનાર. દહાડ-
મનું ઝાડ; દહાડમડી. [ છુંદવું.

Pommel, *n.* મોગરો; મોરવાચો. *v. t.* કુટવું;

Pommellion, *n.* ટોપનો મોગરો.

Pomology, *n.* ફળ વધારવાની કૃતિ.

Pomp, *n.* વરઘોડો; ધામધુમવાળી સવારી. દબ-
દબો; દમદમાટ; ઠાઠમાઠ; ધામધુમ; ભભકો;
દમામ.

Pomphret, *n.* છમણો. Black p. હલવો.

Pomposity, *n.* દબદબા-ભભકાદારી; ઠાઠમાઠ;
દમદમાટ; ભભકો. બેડસાઈ; પતરાજી; શેખી.

Pompous, *a.* દબદબાનું; દમામ-ઠાઠમાઠનું

ભરેલું; ભભકાદાર. ભડભાઈ- પતરાજી-શે-ખીનું ભરેલું. [ખી; પતરાજીથી.

**Pompously,** *ad.* ધામધુમ-ભભકાથી; શેખી-

**Pond,** *n.* વગર બાંધેલું તળાવ; પલ્વલ. બાંધેલું તળાવ; કુંડ; હોજ; તડાગ.

**Ponder,** *v. t. i.* વિચારી જોવું;-નું મનમાં તોલ-ચિંતન-વિચાર કરવો-કરી જોવો.

**Ponderable,** *a.* જોખાય તોળાય એવું; તોલ્ય.

**Ponderability,** *n.* જોખાય-તોળાય એવાં હોવું તે; તોલ્યતા.

**Ponderosity,** *n.* ભાર; વજન; બોજ; જડત્વ.

**Ponderous,** *a.* ભારે સખ્ત; જબરું; જેનીસામાં ટકાય નહી એવું.

**Poniard,** *n.* નહાની કટાર; શૂલ; જમિયો.

**Pontage,** *n.* પુલના રીપેરને માટે નોકર; પુલ વાપરનારાપર મુકવામાં આવેલો કર.

**Pontee,** *n.* કાચના કારખાનામાં સીસા પકડવાનું યંત્ર-હથિયાર.

**Pontiff,** *n.* પ્રાચીન રોમનો મહોટો ધર્માધિકારી. રોમન કાથોલિક પંથનો ધર્માધ્યક્ષ; પોપ.

**Pontifical,** *a.* મહોટા ધર્માધિકારી-પોપનું. *n.* ધર્મની ક્રિયાની ચોપડી; ધર્મ ક્રિયા પુસ્તક. *pl.* મહોટા ધર્માધિકારીનો પોષાક.

**Pontificate,** *n.* પોપપણું-ની પદવી. પોપની રાજ સત્તાનો કાળ; પોપગીરી.

**Pontoon,** *n.* લશ્કરને તાબડતોબ જવું હોય તો જેના ઉપર કાચો પુલ નાંખેછે એવી હોડી; પુલ હોડી.

**Pony,** *n.* નહાનો ઘોડો; ટટ્ટુ; ટટવાણું.

**Poodle,** *n.* ખોળામાં રમાડયા કરવાનો વહાલો-[લાડકો કુતરો.

**Pooh,** *int.* છટ ! છિઃટ !

**Pool,** *n.* કોઈ નાળાનું પાણી જેમાં આવતું હોય કે જેમાં થઈને વહેતું હોય એવો નહાનો ઉંડો ખાડો. ખાબોચિયું; ડબરું; ખાબડું.

**Poop,** *n.* વહાણના સુકાનવાળા ભાગમાં કલમીના ડોલસુધી કે સૌથી ઊંચું તુતક હોય છે તે.

**Poor,** *a.* ગરીબ; નિર્ધન; નિર્દ્રવ્ય; ભુખે મરતું; દરિદ્રિ; છેક ભુખડી બારસ; નાદાર; ભિક્ષોપજીવી. **The p.** ગરીબ ગુરબાં; મુડદાળ; ફુબળું. માલ દવાઈ; ટુંક ભંડોળિયા; નબળું; નરમ; કસ-દમ-માલ-ખુબી વિનાનું; નિર્માલ; અસમીચીન. નબળું; લુલું; બિચારું; બાપડું; રંક; બાપુડા.

**Poor box,** *n.* ભીખનો ગહલો-પેટી.

**Poor-house,** *n.* ભુખે મરતા લોકોનું ભરણ પોષણ થાય તેને માટે ઉઠાવેલું કારખાનું; ધર્મશાળા.

**Poorly,** *ad.* ગરીબાઈથી-માં. નબળું; બહુ લાભ-નફા-ફળ વગર. *a.* જીવને સારું ન હોય એવું; અસ્વસ્થ.

**Poorness,** *n.* ગરીબી; કંગાળી; નિર્ધનતા.

**Pop,** *n.* ફટ-ખટ-ફપ્પ દઈને થયલો અવાજ *v. i.* ફુટવું; ફટ દઈને બોલવું-અવાજ થવો. સડપ-ચડપ-ટપુપ લઈને આવવું-જવું-નીકળવું. *v. t.* સડપ-ચડપ દઈને ઘાલવું-મુકવું-ખોસવું; ચણા વગેરે શેકીને ફુટે એમ કરવું; કોઈ પુરૂષે કોઈ સ્ત્રીને પરણવા વિશેનું માગુ કરવું. *ad.* સડપ-ચડપ-સદ-ફટ દઈને-લઈને.

To pop the question, કોઈ પુરૂષે કોઈ સ્ત્રીને પરણવા વિષેનું માગું કરવું.

**Pope,** *n.* ખ્રિસ્તી ધર્મના રોમન કાથોલિક પંથનો આચાર્ય; પોપ; પોપાચાર્ય.

**Popedom,** *n.* પોપની પદવી; પોપાચાર્યત્વ. પોપનો મુલક-વિષય.

**Popery,** *n.* પોપ ધર્મ તથા પોપધર્માચાર.

**Pop-gun,** *n.* છોકરાંને રમવાની બંદુક; ફટકનળી. [મિયો.

**Popinjay,** *n.* પોપટ. ફુલફટાકિયો; વરણાગ-

**Popish,** *a.* પોપનું-વિરોનું; પોપ ધર્મનું. [ ઝાડ.
**Poplar,** *n.* એ નામનું એક વિલાયતી તથા તુર્કી
**Poplin,** *n.* ગરમ રેશમી કાપડ; રેશમ અને ઉ-નનું બનેલું કાપડ.
**Poppet,** *n.* વહાલનો શબ્દ.
**Poppy,** *n.* ખસખસનો છોડ. Poppy seeds ખસખસ. [ પ્રકૃતિ.
**Populace,** *n.* અભણ-સાધારણ લોક; પ્રજા-
**Popular,** *a.* લોકનું; પ્રજાનું. લોકથી સમજાય-ના ઉપયોગમાં આવે એવું; સરળ; સુગમ; સુ-બોધ; લોકોપયોગી. લોકને વહાલું-ગમતું; લોક પ્રિય; લોકમાં પસરી-બહુ ફેલાઇ ગયલું; પ્રચાર પામેલું. P. practices લોકાચાર.
**Popularity,** *n.* કોઇના ઉપરનું લોકનું રાજી-પણું; લોક-પ્રજા પ્રીતિ-પ્રિયતા. [ પણાથી.
**Popularly,** *ad.* લોક પ્રીતિથી; પ્રજા પ્રિય-
**Populate,** *v. t.* વસાવવું; વસ્તી કરાવવી; વાસ્તુ કરવું. [ કના લોક સમસ્ત.
**Population,** *n.* વસ્તી; કોઇ દેશ-પ્રાંત-કુલ-
**Populous,** *a.* ઘાડી વસ્તીવાળું-નું; બહુ પ્રજાઢ્ય.
**Populousness,** *n.* ઘાડી વસ્તીવાળું થવું તે.
**Porcelain,** *n.* ચિનાઇ વાસણ; ચિનાઇ-કોડી કામ. [સાળ. રંગ-સભા મંડપ.
**Porch,** *n.* બારણાં આગળની-આગલી પર-
**Porcine,** *a.* ડુક્કરનું; ભુંડ સંબંધી; સુવરને લગતું. [સોળિયું.
**Porcupine,** *n.* સાહુડી. A p.'s quill સિ-
**Pore,** *n.* રૂવાંટીનું છિદ્ર; રોમકુપ; છિદ્ર; કુપિકા. *v. i.* એકી નજરે-નજર માંડીને- ઠેરવીને જો-યાં કરવું.
**Poriness,** *n.* ઘણાં છિદ્ર-કાણાંવાળું હોવું તે.
**Pork,** *n.* ડુક્કરનું માંસ-ગોશ.
**Porker,** *n.* ડુક્કરનું નર બચ્ચું. [કાશતા.
**Porosity,** *n.* રોમ કુપત્વ. સુચ્છિદ્રતા; સાવ-

**Porous,** *a.* રોમ કુપવાન છિદ્રમય-વાન; સછિદ્ર.
**Porphyritic,** *a.* આરસ પહાણ જેવું દેખાતું.
**Porphyry,** *n.* એક જાતનો સારો ખુબસુરત છાંટવાળો આરસપહાણ.
**Porridge,** *n.* વિલાયતી કાંજી.
**Porringer,** વાડકો; કટોરો.
**Port,** *n.* બંદર; દરવાજો. વહાણમાંનો તોપનો મારો; બાની; ઢબ; ડાબી બોરડુ; દરાખનો દારૂ. *v. t.* સુકાન ડાબી બોરડુ ફેરવવું.
**Portable,** *a.* લઇ ફરાય-ઉંચકી લઇ જવાય એવું; સુવાહ્ય.
**Portage,** *n.* હેલ; મજુરી; લઇ જવાની જગા.
**Portal,** *n.* નહાનો દરવાજો; બારી; ખિડકી.
**Portcullis,** *n.* રસ્તો બંધ કરવા સારૂ લાક-ડાની ચીપો આડી જડીને જે વાડ કરે છે તે.
**Porte,** *n.* સુલતાનની-તુરકી સરકારની અદાલત.
**Portend,** *v.* આગળથી બતાવવું- જણાવવું. સુ-ચવવું; કસા ઉપરથી આગળથી જણાવવું;-ની-આગાહી સુચના કરવી.
**Portent,** *n.* આવતી આફતની નિશાની; અપ-માન; અપશુકન; અપ-અવચિન્હ; દુશ્ચિન્હ; દુર્નિમિત્ત.
**Portentous,** *a.* કંઇ માઠું થવાની સુચના કરનારૂં; અરિષ્ટ-અશુભ સુચક; અપશુકનરૂપ.
**Porter,** *n.* દરવાન; દ્વારપાળ; દેવડીવાળો. ઓહ્તેરો-રી; વાહિત્ર-ત્રી; ભારવાહ.
**Porterage,** *n.* લઇ જવા-લાવવાની મજુરી.
**Portfolio,** *n.* કાગળ વગેરે રાખવાનું જોસદાન.
**Port-hole,** *n.* વહાણમાંનો તોપનો મારો.
**Portico,** *n.* બંગલાના બારણાં આગળ બહા-રથી થાંભલા ઉપર નાખેલા ખુલ્લા છાપરા અ-થવા થાભા તળેનો ભાગ; બંગલાનો મંડપ.
**Portion,** *n.* ભાગ; હિસો; અંશ; વારસામાં મ-ળેલો કે પહોંચેલો ભાગ; ઋકથભાગ; ઋક્થાંશ.

સાસરવાસો; સીધન; ભાર્યાંશ. *v. t.* -ના ભાગ કરવા-પાડવા; વહેંચવું; વહેંચી આપવું.

**Portliness**, *n.* ભવ્યપણું; ઢબદારપણું.

**Portly**, *a.* બાનીદાર; ઢબદાર; ભવ્ય; ભવ્ય મુર્તિ. ઢબલું; ફૈદલ.

**Portmanteau**, *n.* કપડાં રાખવાની કોથળી; [ કાપદાની.

**Portrait**, *n.* ચિત્ર; છબી; તસ્વીર; વર્ણન; બયાન.

**Portray**, *v. t.* -નું રંગત કે સાદું ચિત્ર કાઢવું; ની છબી-તસ્વીર-લેવી-કાઢવી-પાડવી. વર્ણવવું; નું વર્ણન-બયાન કરવું.

**Portrayal**, *n.* ચિત્ર કાઢવાની કળા-વિધા.

**Portrayer**, *n.* ચિત્ર કાઢનાર-પાડનાર; વર્ણન કરનાર.

**Pose**, *v. t.* જવાબ દેતાં અટકી પડે એમ કરવું; -ની પુછીને પેદ કાઢવી;-ને સવાલ પુછી પુછીને અકળાવી નાખવું;-નું મ્હોં બંધ કરી દેવું.

**Poser**, *n.* ગુંચવાવનાર; જવાબ દેતાં અટકાવી પાડનાર; મ્હો બંધ કરી દેનાર.

**Position**, *n.* રહેલાં-આવેલાં-ઉભા રહેલાં-મુકેલાં હોવું તે-હોવાની રીત; સ્થિતિ; હોવા આવેલાં-મુકેલાં હોવાની જગા-ઠેકાણું; અવસ્થિતિ; સ્થિતિસ્થાન; જેનું સ્થાપન કરવું છે-જેને આધારે દલીલ-વાદ ચલાવવો છે તે વાત; પુર્વપક્ષ લોકમાં ગણાતી યોગ્યતા-સ્થિતિ; ઇષ્ટરાશિ.

**Positive**, *a.* ખરેખરું હોનારું; ખરેખરું; સાક્ષાત; આજુબાજુનાં અનિશ્ચિત [illegible]ત ઉપર આધાર ન રાખતું; સ્વતંત્ર હોનારું; સ્વતસિદ્ધ; આત્મજાત; આત્મોત્પન્ન; સ્પષ્ટ; ખુલ્લે ખુલ્લું; ચોખાળીને કહેલું; પ્રત્યક્ષ; ચોખ્ખું; અનનુંમેય. માનવુંજ પડે એવું; સાફ; સ્પષ્ટ; મરજી પ્રમાણે ઠરાવેલું; ઇચ્છા નિયોજીત; બેધડક-હમેશાંજ છાતી ઠોક બોલનાર-કહેનાર-લખનાર. બેધડક; છાતી ઠોક; દઢી ભુત.

**Positively**, *ad.* વાસ્તવિક સાફ; સ્પષ્ટ; ખાસ; ખાત્રીખાં; ખચિત; નિસ્સંશય. નિખાલસ; પુરતી રીતે; તદન; બિલકુલ.

**Positivism**. *n.* કુદરતિ દેખાવ શિવાય દરેક બાબત તત્વજ્ઞાનમાંથી બાદ કરનારો મો. કોમટેનો મત અને નિમિત અને બીજા કારણોની તપાસ વ્યર્થ ગણે છે એવો મત.

**Positive electricity**, હદ ઉપરાંત શરીરમાં રેતી વીજળી.

**Posse**, *n.* ન્યાયના કામમાં શેરીફને મદદ કરનારાં માણસો; માણસોનું ટોળું; જથો.

**Pessess**, *v. t.* ની પાસે-ના હાથમાં-કબજામાં-વહિવટમાં-હવાલામાં હોવું.-નું હોવું;-ના ધણી-માલિક હોવું. ભોગવવું; અનુભવવું;-ના ઉપર કંઈ હોવું;-નું પાત્ર હોવું-માં ભરાવું-ને આવવું;-માં ભુત સંચાર કરવો. વશ કરવું;-ને વશ-આધીન થવું; માં-થી તણાઈ-વ્હેવાઈ જવું.-માં આવેશ કરવો;-ના કબજામાં આપવું;-ને ધણી-માલિક બનાવવું; સ્વાધીન કરવું.

Writ of possession, કાયદાથી મેળવેલી મીલકત ધણીને સોપવાનો કોર્ટનો શેરીફપર લખેલો હુકમ.

**Possession**, *n.* હવાલા-કબજા-હાથમાં હોવું તે. કબજો; ભોગવટો; વહિવટ; હવાલો; ઉપભોગ. માલ; મિલકત. *pl.* માલમતા-મિલકત; તાબાનો મુલક; સંસ્થાન; ભુત ભરાયલું આવેલું હોવું તે; આડું; ભહારની પીડા; ભુત સંચાર. આવેશ.

**Possessive**, *a.* સંબંધક; સંબંધવાચક-સુચક; P. case, ષષ્ઠિ-સંબંધક વિભક્તિ.

**Possessor**, *n.* કબજેદાર; ભોગવટે-વહિવટદાર; ઉપભોક્તા.

**Posset**, *n.* દુધમાં દ્રાક્ષરસ અથવા બીજો કોઇ એવો પદાર્થ નાખીને કોઘેલું પીવાનું; દુધનું શરબત.

**Possibility,** *n.* શકયતા; સંભવ; સંભાવના; સાધ્યતા.

**Possible,** *a.* હોવા-બનવા-થવા સરખું-જેવું-જોગ; હોઈ-થઈ-બની શકે એવું; કરી-આપી શકાય એવું; શકય.

**Possibly,** *ad.* કદાચ; કદાચિત; છેછે નથી નથી.

**Post,** *n.* થાંભલો; ટેકો; સ્તંભ; મુકામ; થાણું; ચોકી જગો; અધિકાર; હોદ્દો; ડાગ; ટપાલ. *v. i.* ડાગ ચોકી ઘોડા રાખીને ફરવું-જવું; ખતવવું; ખતવણી કરવી. *v. t.* ચહોડવું; મારવું; લગાવવું. ઉઘાડું પાડવું-કરવું; ચહુટે-ચકલે ચઢાવવું;-ને ફજેત કરવું; મુકવું; રાખવું; બેસાડવું. ડાગમાં નાખવું. *ad.* ડાગ ચોકી ઘોડા રાખીને; મંજલદરમંજલ; ઉતાવળે-ળું; દોડતું; લે દોડ-ધાડા ધાડ કરતાં.

Knight of the post, ખોટી જુબાનીથી પોતાનું ગુજરાન કરનાર; ઠગારો.

**Postage,** *n.* ડાગ ખરચ-લવાજમ.

**Postal,** *n.* ડાગનું; ટપાલ સંબંધી. [ગાડી.

**Post-chaise,** *n.* ડાગ-ટપાલની-મુસાફરી કરતી

**Post-date,** *v. t.* વખત થઈ-દહાડો નીકળી ગયા પછીની-પાછળથી તારીખ લખવી; આવતી તારીખ નાખવી.

**Post-diluvian,** *n.* નુહ નોહાના વખતની જગરેલ-મહાજલ પ્રલય પછીનું. *n.* નોહાના વખતની પાછળનું માણસ.

**Poster,** *n.* ચહોડવાનું મ્હોટું જાહેરનામું.

**Posterior,** *a.* પછીના વખત-જમાનાનું; પછી થયલું-નું; પશ્ચાત-અપર કાલિક. [પ્રદેશ.

**Posteriors,** *n. pl.* ગાંડ; પશ્ચાત ભાગ; ગુદ-

**Posterity,** *n.* પેઢી ઘર પેઢી છોકરાં; પ્રજા; સંતતી; વંશજો; પછીની પ્રજા.

**Postern,** *n.* પાછલું-છાનું-ચોર-નહાનું બારણું-દરવાજો; ઉપદ્વાર.

**Post-fix,** *n.* અનુગ; પ્રત્યય; કોઈ શબ્દને અંતે જોડેલો અક્ષર-બીજો શબ્દ. *v. t.* અંતે મુકવું-જોડવું-લગાડવું.

**Post-haste,** *ad.* મજલ દર મજલ; રાતો રાત; મુકામ કર્યા વગર; દોડતાં; રાત બે રાત ચાલીને.

**Posthumous,** *a.* બાપ મુઆ પછી જન્મેલું;-ઓધાનનું; સગર્ભા મરી ગયલી ત્રીને ચીરીને કાઢેલું. ગ્રંથકાર મરી ગયા પછી બહાર પાડેલું-પ્રગટ કીધેલું-છાપેલું; કીર્તિ-માન મુઆ પછી ચાલ્યાં કીધેલું-કરતું. [ખુલાસો-ટીપ.

**Postil,** *n.* પાનાના હાંસિયાપર લખેલી ટીકા-

**Pstillion,** *n.* ડાગ ચોકી રાખેલા ઘોડા જોડવાની ગાડીના ઘોડા ઉપર બેસી તેને હાંકનાર.

**Post-man,** *n.* ડાગવાળો-લઈ જનાર-લાવનાર.

**Post-mark,** *n.* ટપાલહાફિસની છાપ-મહોર.

**Post-master,** *n.* ટપાલ હાફિસની દેખરેખ રાખનાર ઉપરી અમલદાર. [નમતા પહોરનું.

**Post-meridian,** *a.* બપોર-મધ્યાન્હ પછીનું;

**Post-mortem,** *a.* મુઆ પછીનું; મરણોત્તર.

**Post-office,** *n.* ટપાલ હાફિસ; ટપાલ; ડાગનું કારખાનું. [વિચારપર-મુલતવી રાખવું.

**Postpone,** *v. t.* થોડી મુદત સુધી બંધ રાખવું;

**Postponement,** *n.* મુલતવી-વિચારપર રાખવું તે, લંબાણપર નાંખવું તે.

**Post prandial,** *adj.* ખાણા પછી બનતું.

**Postscenium,** *n.* નાટકશાળામાં પડદાની પછવાડેનો ભાગ.

**Postscript,** *n.* તાજા કલમ; પશ્ચાત-પુનર લેખ.

**Postulate,** *n.* સંમાનિત પુર્વ પક્ષ, ઇષ્ટ કલ્પના. સ્વીકૃત પક્ષ. [વત ગૃહીતપદ.

**Postulation,** *n.* સંમાનિત પુર્વપક્ષ; સિદ્ધ-

**Posture,** *n.* શરીર-શરીરના અવયવ રાખવાની તરેહ-ઢબ; શરીરની લઢણ-વલણ-રહેણ; અંગસ્થિતિ. રંગ; ઢંગ; ડોળ; સ્થિતિ.

**Posture-master,** *n.* શરીરની લઢણ રાખતાં શિખવનાર; અંગ સ્થિતિ શિક્ષક.

**Posy,** *n.* વીંટી, પગલાં વગેરે પર લખેલો લેખ; કોતરેલી-લખેલી કહેતી. ફુલનો ગુચ્છો-ઝુમખો-ગોટો-તોરો.

**Pot,** *n.* મટોડી-માટીનું વાસણ ( ઘડો, ગોળો, માટલું, કુંડું વગેરે ); તાંબા પીતળ વગેરેનું વાસણ ( ચરૂ, કુંડી, પાતેલું, થાળી, કળસિયો વગેરે); ધાતુપાત્ર. Pots & pans હાંલ્લાં ડોબરાં; વાસણ કુસણ. To go to p. ચ્હુલામાં જવું; બળવું.

**Potable,** *a.* પીવા જેવું-સરખું; પેય; પાનયોગ્ય. *n.* પીવાનું; પેય.

**Potash,** *n.* એક જાતના રોપાની રાખ ધોઈને કાઢેલો ખાર-ક્ષાર.

**Potation,** *n.* પીવાનો ઘુંકડો; કેટલાએક જણે સાથે પીવું તે-પીવાની ખેપ; ઘુંટડો.

**Potato,** *n.* બટાટું; અળોકડું; અરબ્બી.

**Pot-bellied,** *a.* પેટની ફુંદાળું; ફુંદાળું.

**Potency,** *n.* આકરા-જલદ-જાલમ રામબાણપણું; બળવાન-સમર્થ-પ્રતાપીપણું; મજબુતપણું; મજબુતી; બળ.

**Potent,** *a.* આકરૂં; તેજી જલદ; જાલમ; ગુણકારી; રામબાણ. બળવાન; સમર્થ; દિગ્ગજ જેવું; પ્રતાપી; પ્રતાપવાન; જબરદસ્ત. મજબુત; બળવાન.

**Potentate,** *n.* પ્રતાપી-સમર્થ રાજા.

**Potential,** *a* હોઈ શકે એવું; સંભવિત; સંભાવ્ય. P. mood શકયાર્થ; શકયરૂપ.

**Potently,** *ad.* આકરાપણાથી. બળવાનપણાથી; બળ-સામર્થ્ય-પ્રતાપથી. મજબુતપણાથી; બળથી.

**Pother,** *n.* ધમચકડ; તોફાન; ગરબડાટ.

**Pot-herb,** *n.* શાક; શાકની ભાજી.

**Pot-house,** *n.* તાડીખાનું; હલકી પ્રતીની દારૂની દુકાન.

**Pot-hook,** *n.* દેવતા ઉપર તપાવવાના વાસણ લટકાવવાની કડી-આંકડી-હુક.

**Potion,** *n.* પીવાનું ઓસડ; પેયૌષધ.

**Pot-luck,** *n.* ગરબડમાં કરેલું ખાણું-ભોજન.

**Potsherd,** *n.* ભાંગેલા વાસણનો કકડો; ઠીકરૂં.

**Pottage,** *n.* ગોશ અને ઘણું ખરૂં કોઈ શાક પાણીમાં ઉકાળીને કીધેલો રસબાડ જેવો ખાવાનો પદાર્થ; માંસનું-વિલાયતી ડબું-કાંજી.

**Potted,** *a.* કોઈ વાસણમાં મસાલા સાથે રાખેલું-ભરેલું-ભરી મુકેલું.

**Potter,** *n.* કુંભાર; પ્રજાપતિ.

**Potter's wheel,** *n.* ચાક.

**Pottery,** *n.* કુંભારનાં-માટીનાં વાસણ; કુંભારની વાસણ ઘડવાની જગો; કુંભારશાળા.

**Pouch,** *n.* ખલેચી; થેલી; તોબરી. તોસ્દાન. કોથળી.

**Pouchong,** *n.* એક જાતની કાળી ચાહ.

**Poultice,** *n.* ગડ ગુમડાં ઉપર મુકવાનું પોટીસ. *v. t.* ઉપર પોટીસ મુકવું.

**Poulterer,** *n.* મરઘાં કુકડાંવાળો-વાળી-વેચનાર.

**Poultry,** *n.* ખાવાને અને ઈંડાં તથા પીછાંને માટે પાળેછે તે પક્ષીઓ ( મરઘાં, બતકવગેરે ); મરઘાં કુકડાં.

**Pounce,** *v. t.* ઝડફ મારવી-મારીને પકડી લેવું. રેતી-રાળની ભુકી નાખવી-છાંટવી. પંખીનો નોહોર-પંજો. સાહી પસરી ન જાય તેને માટે નાખવામાં આવેછે તે ભુકો; વિલાયતી રેતી. P. box વિલાયતી રેતદાની.

**Pound,** *n.* રતલ; મુંબઈના સવાશેરને પાંચ રૂપૈયાભાર. સોનું રૂપું તોલવાનો પાઉન્ડ; ૩૨ તોલા. વીસ શિલિંગની કિમ્મતનો ઈંગ્લાંડનો એ નામનો સિક્કો; દશ રૂપિયા. રખડતાં ઢોરને પકડીને ગોંધવાની સરકારી જગો; ડબું; ડબુ. *v. t.* ખાંડવું; કુટવું. છડવું. ડબામાં ઘાલવું-ગોંધવું.

**Poundage**, *n.* દર પાઉન્ડે કેટલી છુટ-લવાજમ તે; પાઉન્ડે આની-આનીકપાત-છુટ-લવાજમ દસ્તુરી. ડબામાં ઘાલેલાં ઢોરની છોડામણી; ઢોર સુતું-છુટું મુકવા બદલ દંડ.

**Pounder**, *n.* પાઉન્ડની આવકવાળું-નો રળાઉ. પાઉન્ડી; પાઉન્ડિયા; રતલિયા. ખાંડનાર; કુટનાર; છડનાર; ગોલો. ડાંડો; દસ્તો; પરાયો; કુદકું; સાંબેલું; મુસળું.

**Pour**, *v. i.* -ની નદી વહેવી; વહયા-નિકળ્યાં જવું; -નીસંતત ધારા ચાલવી; ખળખળ-ભગભગ-ધોધધો કરતાં નીકળવું-વહેવું. ધોધધો-મુસળધાર વરસવું-પડવું.-નું ધાડું ને ધાડું ઉપરાચાપરી-ઢગલે ઢોળ આવ્યાં-ચાલ્યાં-નીકળ્યા જવું. *v. t.* રેડવું; નાખવું.-ની સરણ-ઓઘ પ્રવાહ વહેવડાવવો;-માંથી કસાની સરણ વહેવી. ખાલી કરવું;-નો ઉભરો કાઢવો; કોઈનાપર ઉતરી પડવું-કડાકી કરવી; કોઈને સપાટામાં લઈ લેવો.

**Pout**, *v. i.* મ્હો મચકાવવું-મરોડવું. ઓઠ ફરકાવવા; મ્હો ચઢાવવું; ધુમરાવવું; ભારમાં હોવું-આવવું;-ની મુદ્રા ફરવી. ઓઠ ફરકવો. *n.* એક જાતની માછલી. ઉદાસી ભરેલો દેખાવ-ચહેરો-[મ્હોડું.

**Pouting**, *n.* ઓઠ ફરકાવવાતે.

**Poverty**, *n.* પૈસાના ગરીબાઈ; નિર્ધનપણું;-અવસ્થા; દરિદ્રતા. ખોટ;-ન્યુનતા; નિર્માલપણું.

**Powder**, *a.* ભુકો-કી; ચુરણ; ચુર્ણ. બંદુકનો દારૂ. *v. t.* નો ભુકો કરવો. ઉપર કસાનો-કોઈ ભુકો ભભરાવવો-લગાવવો-ચોપડવો-નાખવો છાંટવો. ઉપર મીઠું ભભરાવવું, માં મીઠું નાખવું;-ને મીઠું દેવું.

**Powdery**, *n.* જરામાં ભુકો થઈ જાય એવું; ભગરું. ભુકો ભભરાવેલું.

**Power**, *n.* શક્તિ; ક્રિયા શક્તિ; જોર બળ; કઉવત; મજબુતી; સામર્થ્ય; ગુણ; પ્રતાપ. શક્તિ; દ્રવ્ય શક્તિ; વ્યાપાર સહન યોગ્યતા. હાથ ઉપર હોવો તે; સત્તા; હકુમત; પ્રબળ; ઐશ્વર્ય. સરકાર; સત્તાધીશ; હાકેમ. દેવ-અસુરાંશ શક્તિ-દૈવત. જલ કે સ્થળ સૈન્ય-લશ્કર-સેનાભાર. (ગણિતમાં) ઘાત. મન-શક્તિ; હોશ; અક્કલ; બુદ્ધિ. આપેલો કે મળેલો અખ્તિયાર-સત્તા અધિકાર.

**Powerful**, *a.* જબરૂં; જોરાવર; બળકટ; મજબુત. ભારે સત્તા-હકુમત-ઐશ્વર્યવાળું; બળવાન; સમર્થ; જબરદસ્ત. ઘણુંજ પાણીદાર-વાળું. આકરૂં; દરડું; જબરૂં; ઉગ્ર.

**Powerfully**, *ad.* જબરાઈથી; જોરાવરીથી; મજબુતાઈથી. ભારે સત્તા-હકુમત-બળથી; જબરાપણાથી. ખુબ-સારી રીતે.

**Powerless**, *a.* અશક્ત; દુર્બળ; શક્તિહીન.

**Powerloom**, *n.* કોઈ યાંત્રિક શક્તિવડે ચાલતો લુગડાં વણવાનો સાંચો; જંતર-યંત્ર સાળ. [ડાનો દાણો.

**Pox**, *n.* ટાંકી; ઉપદંશ. ફોલા. સ્હેયેડ-અછબ-

**Practicability**, *n.* થવા-બનવા જેવું હોવું તે. આચરી-અમલમાં લાવી શકાય એવાં હોવું તે. જવા આવવા જેવું હોવું તે; ગમ્યતા; ગમનીયતા.

**Practicable**, *a.* થવા-બનવા-અમલમાં આવવા જેવું; આચરી-અનુભવી શકાય એવું; જવા આવવા જેવું; જઈ આવી શકાય એવું; ગમ્ય; ગમનીય. [જેવી રીતે.

**Practicably**, *ad.* થવા અમલમાં આવવા

**Practical**, *a.* દુનિયામાં કામ લાગે એવું-કામનું-ઉપયોગી; વ્યવહારોપયોગી; સિદ્ધ અનુભવમાં-કૃતિમાં આવે-લેવાય એવું. દુનિયામાં કામ લાગે એવી-ઉપયોગી-વ્યવહારોપયોગી-સિદ્ધ અનુભવી-કૃતિની વાત દેખે-ઉપર ઉતરે-પ્રવર્તે એવું. અભ્યાસ-સિદ્ધ અનુભવ-કૃતિ-વ્યવહાર નિયોગથી મેળવેલું; અનુભવસિદ્ધ ગણેલું; સિદ્ધ અનુભવી;

વ્યવહાર-કૃતિકુશલ. મગ્ણિલપણાનું; સિદ્ધ અનુભવી માણસનાં જેવું. P. joke છિડખાની; સાચું માણસ બની જાય એવી ટોળ-મજાક.

**Practically**, *ad* દુનિયામાં કામ લાગે એવી રીતે; વ્યવહારોપયોગી રીતે.

**Practice**, *n.* ચાલ; ટેવ; અભ્યાસ; મ્હાવરો; વહિવટ; રીતિ; સંપ્રદાય; પરિપાટી આચરણ; ચાલ, વ્યવહાર; વહિવટ; પ્રચાર. ખરેખરું કરવું તે; અનુભવવું તે; આચરવું તે; સિદ્ધ અનુભવ; કૃતિ. અનુભવમાં લાવવું-લેવું તે; ધંધો કરવો તે; વ્યવહાર નિયોગ. ઘરાકી. (ગણિતમાં) પાંતી; પાંતીના હિસાબ; વહિવટ; શિરસતો.

**Practise**, *v. t.* ટેવ-મહાવરો પાડવો; અભ્યાસ કરવો; આચરવું. કપટ-કાવો-દાવો-કૃત્રીમ કરવું; દાવપેચ રમવા-કરવા.

**Practitioner**, *n.* ધંધો-વૃત્તિ કરનાર; વૃત્તિક. Legal p. વકીલ; મુખ્તાર. Medical p. વૈદ; ડાકટર; હકીમ. [ સ્ટ્રેટ.

**Prætor**, *n.* અસલના વખતમાં રોમન માજી-

**Pragmatic-al**, *a.* બહુ ડહાપું થનાર; આંખુંડહોડ ડહાપું; માથાં મારૂં.

**Prairie**, *n.* અમેરિકાનું બીડ-જંગલ.

**Praise**, *n.* વખાણ; તારીફ; શાબાસી; સ્તુતિ; પ્રશંસા. ઈશ્વરસ્તુતિ; ઈશ્વરના ગુણગાવા તે. સ્તુતિનું કારણ-વિષય. *v. t.* વખાણવું;-ની સ્તુતિ-વખાણ કરવાં;-ને શાબાસી આપવી;-ના ગુણ ગાવા.

**Praiseworthy**, *a.* વખાણવા-વખાણ કરવા જેવું; શાબાસી આપવા લાયક; સ્તુતિપાત્ર.

**Prance**, *v. i.* પાણીદાર ઘોડાએ એકને એક ઠેકાણે કદમ ઊછાળ્યાં કરવાં; થરકવું.

**Prank**, *n.* ચ્હેનકું-કાં; ચાળો-ળા; ચસકો-કા; મર્કટચેષ્ટા.

**Prate**, *v. t.* બકવાટ-બકબકાટ-લવરી-લવલવ કરવી. *v. i.* બકવું; લવવું; ભરડયાં જવું. *n.* બકવાટ; લવરી; લવારી; લવલવ.

**Prater**, *a.* બકબકિયો-ઍણ; લવરીખોર.

**Pratique**, *n.* ચેપી રોગવાળા વહાણની મનાઈની મુદ્દત પુરી કરીને વેપાર કરવાનો પરવાનો.

**Prattle**, *v. i.* લવારો કરવો. *n.* લવારો.

**Prattler**, *n.* લવારાખોર.

**Pravity**, *n.* બિગાડ; મલિનપણું-તા; કુબુદ્ધિ; પાપબુદ્ધિ; દુષ્ટપણું; ભ્રષ્ટતા.

**Prawn**, *n.* કાચબા તથા કરચલાના જેવી ચામડીનું ખાવામાં ઘણું સ્વાદિષ્ટ ગણાતું પ્રાણી; ઝીંગા; કોલબી; સુંઢિયા.

**Pray**, *v. i.* કાલાવાલા-આજીજી-આતુરતાથી વિનંતિ કરવી; કગરવું. ઈશ્વર પ્રાર્થના-બંદગી કરવી. *v. t.* -ના કાલાવાલા કરવા;-ની આગળ કગરવું;-ને વાસ્તે-ના હકમાં ઈશ્વર પાસે પ્રાર્થના કરવી. કગરીને માગવું.

**Prayer**, *n.* કાલાવાલા; આજીજી; અરજ; આતુર. વિનંતિ. આજીજી ભરેલી અરજી; આતુર વિનંતિપત્ર. માગેલી દાદ; બતાવેલી અપેક્ષા. ઈશ્વર પ્રાર્થના; બંદગી. [ ભજનમાળા.

**Prayer-book**, *n.* બંદગીની ચોપડી; ઈશ્વર

**Prayerful**, *a* ઈશ્વર પ્રાર્થના કરવા ઉપર આસક્તિવાળું; પ્રાર્થનાનિષ્ઠ; ભક્ત્યાસક્ત.

**Prayerless**, *a.* જાણી જોઈને હંમેશ ઈશ્વર પ્રાર્થના નહીં કરનારૂં; બાઠ્કલ; નાસ્તિક.

**Prayerlessness**, *n.* બાઠ્કલ-નાસ્તિકપણું.

**Pre**, એ ઉપસર્ગ છે ને એનો અર્થ 'પહેલાં' 'અગાઉ' અને સમાસમાં 'પુર્વ,' 'આદિ', થાય છે.

**Preach**, *v. i.* બાઈબલનો ધર્મ કહેવો; ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ-બોધ કરવો. *v. t.* ખ્રિસ્તિ ધર્મનું કથનમાં કહેવું-જણાવવું-નો ઉપદેશ-બોધ કરવો. કરવું; કહેવું; આપવું.

**Preacher**, *n.* ખ્રિસ્તિ ધર્મોપદેશક; બાઈબલનો ધર્મ કહેનાર. ઉપદેશક; બોધ કર્તા.

**Preadamite**, *n.* આદમની પહેલાં પૃથ્વીપર હોનાર-રહેનાર.

**Preamble**, *n.* કાયદો બનાવવાનું કારણ તથા હેતુ જેમાં કહેલાં હોયછે તે ભાગ; કારણ-ઉદ્દેશ-ભાગ; ઉદ્દેશ.

**Prebend**, *n.* દેવળનું લવાજમ.

**Prebendal**, *a.* દેવળના લવાજમનું.

**Prebendary**, *n.* દેવલનું લવાજમ જેને મળે [છે તે.

**Precarious**, *a.* જેનું કંઈજ શાશ્વત નહીં એવું; છેકજ અશાશ્વત-અનિશ્ચિત.

**Precariously**, *ad.* અસ્વાધીનતાથી; અસ્થિરતાથી; છેકજ અનિશ્ચિતપણે.

**Precative, Precatory**, *a.* પ્રાર્થના વિનંતિનું-પર. P. mood વિનંત્યર્થ.

**Precaution**, *n.* આગળથી રાખેલી હોશિયારી-સાવચેતી-ભાન; અગમચેતીપણું; સામે પાળ બાંધવી-બાંધી મુકવી. આગળથી હોશિયારી રાખીને કીધેલો ઉપાય; કરી મુકેલો-મુકવાનો ઇલાજ; પુર્વોપાય.

**Precautionary**, *a.* અગમચેતીપણાનું; આગળથી ચેતીને-ચેતવાને માટે કહેલું-કીધેલું; લાભ સંપાદન થાય કે અલાભ થતો અટકે એવું.

**Precautious**, *a* રોગ-નુકસાન વગેરે થાયજ-ઉઠેજ-આવેજ નહીં એવો પુર્વોપાય કરતું-લેતું.

**Precede**, *v. t.* ની-થી-આગળ-પેહેલાં હોવું-થવું-બનવું-આવવું-જવું.-ના કરતાં મહોટી માગુતીમાં હોવું.

**Precedence, Precedency**, *n.* આગળ-પહેલાં હોવાપણું; પુર્વાગમન; પુર્વ અસ્તિત્વ-જાતત્વ-ગમન. મહોટી જગાનો હક; અગ્ર ગણ્યતા. આગેવાની; મુખ્યતા.

**Precedent**, *a.* આગલું; પહેલાંનું; આગળનું; પુર્વ. *n.* આધાર ગણવા જેવો આગળનો દાખલો; આગલો-પહેલાંનો-પુર્વનો આધાર.

**Precedented**, *a.* જાતપુર્વ; આગળ થયલું.

**Precedently**, *ad.* પુર્વે; આગલા વખતમાં.

**Preceding**, *a.* આગલું; આગળનું; ઉપર ગયલું.

**Precentor**, *n.* ગવાડનાર; મુખ્ય ગાયક.

**Precept**, *n.* હુકમ; આજ્ઞા.

**Preceptive**, *a.* જેમાં હુકમ-આજ્ઞા-લખેલી છે એવું. હુકમ-આજ્ઞાના જેવું; આજ્ઞારૂપ.

**Preceptor**, *n.* ગુરૂ; આચાર્ય.

**Preceptress**, *n.* સ્ત્રી ગુરૂ; સ્ત્રી આચાર્ય.

**Procession**, *n.* આગળ જવું તે; ગતિ.

**Precinct**, *n.* હદ; સીમા; સીમ.

The precincts, *n.* હદ; મર્યાદા.

**Precious**, *a.* ભારે કિમ્મતનું; કિમતી; મુલ્યવાન. અમુલ્ય; અપુર્વ. ખાસું; પાકું; પુરૂં; ધનતર; સતરઆના-આનાનું.

**Precious metals**, સોનું તથા રૂપું.

**Precious stones**, નીલમ, માણેક વગેરે જુદી જુદી જાતના રંગ બેરંગી કીમતી નંગો.

**Preciously**, *ad.* મહોટી યોગ્યતાથી; અમોલિકપણાથી.

**Precipice**, *n.* છેક સિધોને ઊંચો ઢોળાવ; [કરાડો.

**Precipient**, *a.* હુકમ-આજ્ઞા કરતું.

**Precipitance-cy**, *n.* ધાડ ધાડિયા-અતિશય ઉતાવળિયાપણું; ધાડ; ધાડાધાડ; લેદાડ.

**Precipitant**, *a.* ધડધડ પડતું; ધોધો કરીને પડતું-વહેતું; ધડડડ ભુસ જેવું. ધસલર્યું; ધડધડ-લેદાડ કરતું; હુડાહુડ;તું એકદમ આંખ મીચીને-આંધળા થઈને-છેક વગર વિચારે કીધેલું-ઊઠાવેલું; એકદમ વગર વિચાર્યું.

**Precipitantly**, *ad.* ધસભેર; હુડાહુડ કરીને-કરતું; છેક વગર વિચારે.

**Precipitate**, *a.* ધડધડ પડતું; ધોધો કરીને પડતું-વહેતું; ધડડડ ભુસ જેવું. ધાડધાડ-લેહોડ કરનારૂં; ધાડધાડિયું; ઝંપલાવીને પડનારૂં; અતિસે ઉતાવળિયું; ધાડધાડ-લેહોડતું-કરીને કીધેલું; કાચા વિચારનું; ઉતાવળિયાપણાનું. *v. t.* ઊંધે માથે ઢાળી-હડસેલી પાડવું. ઊંધે માથે પડવું; ઝંપાપાત કરવો. ધડધડાવીને લાવી-કરી નાખવું-આરંભી દેવું: ઝોકી-ધમકાવી દેવું;-થી ધધડાવીને આવવું. નીચે-તળિયે ઉતરી પડે એમ કરવું; તળિયે બેસાડવું;-થી તળિયે બેસવું. *v. i.* નીચે ઉતરી પડવું; તળિયે બેસવું.

**Precipitately**, *ad.* ઝંપલાવીને; ધાડાધાડ-ઉતાવળ કરીને; ઉતાવળિયાપણાથી.

**Precipitation**, *n.* ઊંધે માથે ઢાળી-હડસેલી પાડવું તે; અધઃક્ષેપ; ઝંપાપાત. ધડધડ ધોધ કરતાં પડવું-વહેવું તે. ધાડાધાડ; હુડ હુડ; લેહોડ. નીચે-તળિયે ઉતરી પડે એમ કરવું તે; તળિયે બેસાડવું તે;-થી નીચે બેસવું તે.

**Precipitous**, *a.* છેક ઉભું-સિધ્ધું; ઉભું ને ઉભું. ધડધડ-ધોધ્ધો કરીને પડતું-વહેતું. ઉતાવળિયા-ઝાઉસપણાનું; વગર વિચારે એકદમ કીધેલું-કહેલું.

**Precipitously**, *ad.* ધડધડ-ધોધ્ધો કરીને જોરથી ઉતરતું-પડતું-વહેતું.

**Precise**, *a.* ચોક્કસ; પુરા ચોકસાઇથી કીધેલું-કહેલું; પુર ચોકસાઇનું ભરેલું; યથાર્થ. ચોક્કસ; બરોબર; ખરેખરૂં. ચાપલુસિયું-ખોર; ચિપાસિયું; ચિંધું.

**Precisely**, *ad.* બરાબર; ચોક્કસ રીતે; ખાસ; કેવળ; ખરેખર.

**Preciseness**, *n.* ખચીત-ચોકસપણું.

**Precision**, *n.* ચોક્કસપણું; ચોકસાઇ; યથાર્થતા.

**Preclude**, *v. t.* ખાળવું;-માં કસાથી હરકત-પથરો પડવો. કસાથી અટકવું-બાધ થવો-નડવો;-ને કસાથી રોધ-અવરોધ થવો.

**Preclusion**, *n.* અટકાવ; રોધ; અવરોધ; મના; ખાળવું તે; હરકત-પથરો પડવો તે.

**Preclusive**, *a.* ખાળતું; અટકાવ-અવરોધ [કરતું.

**Precocious**, *a.* વહેલું પાકેલું-મહોટું થઇ ગયલું; અકાળ ફળિત-વૃદ્ધ. બાળક છતાં પાકી સમજનું.

**Precocity**, *n.* અકાળ ફળિતતા-વૃદ્ધિ.

**Precognition**, *n.* પુર્વ જ્ઞાન; આગલી માહિતી.

**Precognosce**, *v. t.* અગાઉથી માહિતગાર થવું.

**Preconceit**, *n.* પુર્વ વિચાર; અગાઉથી બાંધેલું મત.

**Preconceive**, *v. t.* આગળથી-પહેલાંથી જાણી [-સમજી-ધારી મુકવું.

**Preconception**, *n.* પુર્વ ધારણા.

**Preconcert**, *v. t.* આગળથી યોજવું-ઠરાવવું-ગોઠવવું.

**Preconcerted**, *a.* આગળથી ઠરાવેલું; ગોઠવેલું; પુર્વ યોજિત.

**Precontrach**, *v.* પ્રથમથી કરાર કરવો. *n.* પૂર્વ કરાર-પ્રથમ કરાર.

**Precursor**, *n.* પાછળથી બનવાની વસ્તુનું ચિન્હ ગણાય એવી પેહેલાં બનેલી વાત; પુર્વ ચિન્હ; નિમિત; બહાનું; આગામિ-સુચક.

**Precursory**, *a.* આગળથી દેખાયલું-જણાયલું; ચિન્હરૂપ.

**Predaceous**, *a.* ચોરી-લુટ કરીને રહેનારો-જીવનારો.

**Predal**, *a.* ભક્ષ-શિકારનું-સંબંધી.

**Predatory**, *a.* લુટફાટ કરનારૂં; લુટવું ફરનારૂં; મુલક લુટતા ફરે એવું-ફરવાનું.

**Predecessor**, *n.* કોઇ જગો-અધિકાર ઉપર કોઇની પહેલાં હોનાર; આગલો; આગળનો.

**Predestinarian**, *n.* બનનાર વસ્તુ માત્ર ઇશ્વરે પુર્વેથી નિર્માણ કરી મુકી છે એમ માનનાર

**Predestinate, Predestine,** *v. t.* ફરેજ નહીં એમ ઈશ્વરે આગળથી ઠેરવી-નીમી મુકવું.

**Predestination,** *n.* પુર્વ નિર્મિતિ કરણ. કોને અખંડ સ્વર્ગવાસ અને કોને અખંડ નર્કવાસ મળવાનો તેવિષે ઈશ્વરનું આગળથી કીધેલું નિર્માણ; ફરેજ નહી એમ ઈશ્વરે આગળથી કરી મુકેલો ઠરાવ-વિચાર.

**Predetermination,** *n.* આગળથી ઠરેલો ઠરાવ; પુર્વ નિશ્ચય; પુર્વ સંકલ્પ.

**Predetermine,** *v. t.* આગળથી ઠેરવી નીમી મુકવું;-નો આગળથી નિશ્ચય કરવો-કરી મુકવો. આગળથી નિર્મી-સરજી-પ્રારબ્ધમાં લખી મુકવું (માઠું).

**Predial,** *a.* ભોંય-ખેતરનું-રૂપી; સ્થાવર; ખેતરની સાથે વળગેલું-ના અંગનું; ક્ષેત્રાંગ.

**Predicability,** *n.* કસાને વિષે કંઈ છે એમ કહી શકાય એવું તે; વિધાન યોગ્યતા શકયતા.

**Predicable,** *a.* કસાને વિષે કંઈ છે એમ કહી શકાય એવું; વિધાન યોગ્ય-શકય. [ સંસ્થા.

**Predicament,** *n.* પદાર્થ દુર્વેટ અવસ્થા; માઠી

**Predicate,** *v. t.* કસાને વિષે કંઈ છે એમ કહેવું બોલવું;-નું વિધાન કરવું. *n.* વાચ્ય; વિશેષણ; વાકયમાં વિશેષ્યને વિષે જે કંઈ કહ્યું હોય તે; વિશેષક; વાચ્ય. [ એમ કહેવું તે.

**Predication,** *n.* વિધાન; કોઈને વિષે કંઈ છે

**Predict,** *v. t.* નું ભાવી-ભવિષ્ય-આગળથી ભવિષ્ય બાંધીને કહેવું. [ કહેલું.

**Predicted,** *a.* આગળથી ભવિષ્ય બાંધીને

**Prediction,** *n.* ભવિષ્ય-ભાવી કથન; કહેલું-બાંધેલું-વર્તેલું ભવિષ્ય-ભાવી. [ ચક.

**Predictive,** *a.* ભવિષ્ય કહેનાર; આગામી સુ-

**Predictor,** *n.* ભવિષ્ય કહેનાર-કથક.

**Predilection,** *n.* આગળથી લાગો-મ્હોટો ગયલો શોક-ભાવ-પ્રીતિ; પુર્વ નિશ્ચિત પ્રવૃતિ.

**Predispose,** *v. t.* -નું પહેલાંથી વલણ કરાવવું-વૃત્તિ દોડાવવી;-નું કસાને લીધે આગળથી વલણ-વૃત્તિ થવી-હોવી; આગળથી તૈયાર કરી મુકવું;-માં આગળથી ઘર કરી આપવું-મુકવું-થઈ રહેવું.

**Predisposition,** *n.* આગળથી થયલી વૃત્તિ-ચિત્તપ્રવૃત્તિ. આગળથી તૈયાર થઈ રહેલાં હોવું તે; માં આગળથી ઘર થઈ રહેલું હોવું તે; વિકૃતિ પ્રવેશ યોગ્યતા.

**Predominance-cy,** *n.* બીજાથી આગળ પડતાં-જોરપર આવેલાં હોવું તે; પ્રબળ; પ્રાબલ્ય.

**Predominant,** *a.* બીજાથી આગળ પડતું-જોરપર આવેલું; વધારે બળ-પ્રબળ પામેલું; વિશેષ પ્રાબલ્યવાન.

**Predominate,** *v. i.* -નું જોર-બળ-પ્રબળ હોવું; બળ પામવું-પામેલાં હોવું.

**Pre-eminence,** *n.* સહુથી ચડતા હોવું તે, સર્વોપરીપણું; શ્રેષ્ઠતા; સર્વોત્કૃષ્ટતા.

**Pre-eminent,** *a.* બીજા સહુથી ચડત; સર્વોપરી; શ્રેષ્ઠ. સહુને વટાળે એવું; સહુથી પ્રથમ.

**Pre-emption,** *n.* રાખવા-લેવા-વેચાતું લેવાનો સહુથી પહેલો હક.

**Preen,** *n.* દાંતા-કાંટાવાળું ઓજાર. *v. t.* પાંખ-પીછાં સાફ-બરાબર-સરખાં કરવાં.

**Pre-engage,** *v. t.* કોલ-બોલી વચને કરીને આગળથી બાંધી લેવું.-ની પહેલાથી આસક્તિ કરાવવી; થી પેહેલાંથી આસક્ત-આકૃષ્ટચિત્ત હોવું-થવું.

**Pre-engagement,** *n.* કોલ વગેરેથી કરીને આગળથી બંધાયલાં હોવું તે; પહેલાંની બોલી-કરાર. આસક્તિ-આકૃષ્ટ ચિત્તતા.

**Pre-establish,** *v.* પ્રથમથી નકી કરવું-રહેવું ઠરાવવું.

**Pre-exist,** *v. i.* કોઈથી-કસાથી પેહેલાં હોવું.

**Pre-existence**, *n.* કોઈ-કસાની પહેલાંનું હો-[illegible]-અસ્તિત્વ; પેહેલાંથી હોવું તે.

**Pre-existent**, *a.* કોઈ-કસાની પહેલાં હોનારૂં.

**Preface**, *n.* [illegible] પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; દિબા-ચો. *v. t.* -ની પ્રસ્તાવના લખવી-કરવી કહેવી. [illegible]-આરંભે કહેવું.

**Prefactory**, *a.* પ્રસ્તાવનાનું-રૂપ.

**Prefect**, *n.* કોઈ ખાતાનો ઉપરી-અધિકારી; સુબો; સરદાર; [illegible]. [ સત્તા;-ની હદ.

**Prefecture**, *n.* સુબાગીરી, સરદારી; સુબાની

**Prefer**, *v. t.* કરવું; ગુજારવું; રજુ-જાહેર-વિદિત કરવું; ચઢાવવું; ચઢાવી-વધારીને કરવું-બનાવવું-ને આપવું; વધારે પસંદ કરવું-પડવું; ને વધારે ગમવું-રૂચવું.

**Preferable**, *a.* વધારે પસંદ કરવા-પડવા જેવું-જોગ; વધારે ગમે-રૂચે પસંદ પડે એવું.

**Preferably**, *ad.* ગમે-રૂચે-પસંદ પડે એવી રીતે. [તે. વધારે રૂચવું-પસંદ પડવું તે.

**Preference**, *n.* વધારે પસંદ કરવું-ને ગમવું

**Preferment**, *n.* દરજ્જે ચઢાવવું-વધારવું-ચઢવું તે; મ્હોટો દરજ્જો આપવો તે. મ્હોટો દરજ્જો મળવો તે. મ્હોટી જગો-દરજ્જો-પદવી.

**Prefiguration**, *n.* કસાનું ડોળ-ચિન્હ સ્વરૂપ આગળથી જણાવું તે.

**Prefigurative**, *a.* આગળથી ચિન્હ-ડોળ સ્વ-રૂપ બતાવી આપે-જણાઈ આવે એવું.

**Prefigure**, *v. t.* નું આગળથી બતાવવું; ડોળ-ચિન્હ-સ્વરૂપ આગળથી જણાવવું.

**Prefix**, *n.* શબ્દને આરંભે આવી તેના મૂળ અર્થમાં ફેર કરનાર અક્ષર-શબ્દ; પૂર્વગ; ઉપ-સર્ગ. *v. t.* આગળ-પુર્વે-આરંભે મુકવું-લખવું [illegible].

**Pregnable**, *adj.* [illegible] જીતી થઈ શકે તેવું-અસર [illegible] થઈ શકે તેવું-જીતી શકાય તેવું.

**Pregnancy**, *n.* સગર્ભાવસ્થા; ગાભણપણું. ભરપુર-માતબરપણું; ઘણા ને ભારે પરિણામો નીપજે એવાં હોવું તે; ગૌરવ; બાહુલ્ય.

**Pregnant**, *a.* દહાડાવાળી; ભારેવાઈ; જીવવાળું; ગર્ભવંતી; સગર્ભા; ગાભણ-ણું; ગાભવા-ળું; સ્હેવાએલું; ભરપુર; પુર ભરેલું; ભારે; માતબર; જેમાંથી ભારે ને ઘણા પરિણામો નિપજે એવું; પુર અગત્યનું.

**Prehensile**, *a.* પકડતું; ઝાલતું; પકડે-ઝાલે એવું; પકડવા-ઝાલવાને લાયક કરેલું.

**Prejudge**, *v. t.* પુરો વિચાર-તપાસ-ચોકસી કર્યા વગર કસાનો ઠરાવ-નિશ્ચય કરવો; બડબી નાખવું; ઠોકી પાડવું. [ઠરાવ-નિશ્ચય.

**Prejudgment**, *n.* પુરો વિચાર કર્યા વગરનો

**Prejudicate**, *v.* સાક્ષી વગેરેની તપાસ કર્યા વગર મત બાંધવો.

**Prejudice**, *n.* આગળથી બંધાઈ ગયલો પુરી તપાસ વગર બાંધેલો-ભુલ ભરેલો વિચાર. કસા વિષે-ઉપર સારો કે નરસો બંધાઈ ગયલો વિચાર -મમતા-ભાવ-મોહ; નુકસાન; હરકત; ખલલ; હાનિ; ક્ષતિ. *v. t.* માં-ના મનમાં અનુકુળ કે પ્રતિકુળ વિચાર લાવી-બંધાવી-ભેરવી દેવો.-ને નુકસાન કરવું;-ને ધોકો-હરકત ખલલ પહોંચા-ડવી;-ને ખરાબ કરવું;-નું બગાડવું.

**Prejudicial**, *a.* નુકસાન કરે-ધોકો પહોંચે એવું; હાનિ-ક્ષતિ કારક.

**Prelacy**, *n.* અધ્યક્ષ પદવી; ખ્રિસ્તી ધર્મ કાર્ય સંબંધી ઉપરીપણાનું કામ; અધ્યક્ષો કરતા હોય એવો વહિવટ-વ્યવસ્થા; ખ્રિસ્તી અધ્યક્ષ વર્ગ મંડળ.

**Prelate**, *n.* બીશપ; આર્ચબિશપ વગેરે ખ્રિસ્તી-અધ્યક્ષ-ધર્માધ્યક્ષ.

**Prelatical** *a.* અધ્યક્ષ વર્ગનું; ધર્માધ્યક્ષ પદ-વી સંબંધી.

**Prelatist**, *n.* અધ્યક્ષ વર્ગ-મંડળ સ્થાપનાર-માનનાર.

**Prelect**, *v.* જાહેરમાં નિબંધ અથવા ભાષણ વાંચવું.

**Prelection**, *n.* વાંચેલું ભાષણ; કહેલો પાઠ.

**Prelector**, *n.* ભાષણ વાંચનાર; પાઠ કહેનાર; પાઠક. [થી અનુભવ.

**Prelibation**, *n.* પુર્વ લોય; પુર્વાનુભવ; અગાઉ-

**Preliminary**, *a.* પેહેલાં કરવાનું; પહેલાંનું; પ્રાથમિક; પુર્વાંગરૂપ; પેહેલાં કરવાનું; પુર્વાંગ-કૃત્ય-કર્મ; પુર્વાંગ.

**Prelude**, *n.* પુર્વવાદન; પુર્વગાન. ચહેન; ચિન્હ; નિશાની. *v. t. i.* પ્રસ્તાવના લખવી-કરવી; આગળથી-આરંભે કહેવું.

**Prelusive**, *a.* પુર્વસુચક; પુર્વરંગ-રૂપનું.

**Premature**, *a.* વખત થયા પહેલાં પાકેલું; અકાલ પકવ; કાચા દહાડાનું; અકાલ; અકાલિક. કાચે પાડ-વેહેલું-ઉતાવળ કરીને કીધેલું-ઉપાડેલું-બાંધેલું; કાચું; કાચા પાયાનું; જોઈએ તેવા આધાર વિનાનું.

**Prematurely**, *ad.* વખત થયાં પહેલાં.

**Premeditate**, *v. t. i.* મનમાં આગળથી ગોઠવવું-ગોઠવણી કરવી;-નો ઘાટ ગોઠવવો;-ના-વિષે આગળથી પકવ વિચાર-મનન કરવું.

**Premeditated**, *a.* આગળથી વિચાર કરીને-પાયો રચીને-ઘાટ ગોઠવીને કીધેલું.

**Premeditation**, *n.* પકવ વિચાર-મનન-ચિંતન કરવું તે. આગળથી ગોઠવેલો ઘાટ-યોજેલી યુક્તિ-રચેલી ગોઠવણી.

**Premier**, *a.* મુખ્ય; સહુથી પહેલું-મ્હોટું. *n.* મુખ્ય પ્રધાન; વઝીરઉલમુલ્ક. [જગો.

**Premiership**, *n.* મુખ્ય પ્રધાનપણું-ની પદવી-

**Premillennial**, *a.* ખ્રિસ્તી લોકોના આવનાર સત્યયુગ પહેલાંનું, જે હજાર વર્ષના દરમિયાનમાં શેતાન કબજ થઈ આ લોકમાં સત્ય, નીતિ અને ધર્મ વ્યાપી રહેશે એમ ધાર્યું છે તે હજાર વર્ષની પહેલાંનું.

**Premise**, *v. t. i.* આગળથી પહેલાંથી કેહેવું-લખવું- કહી-લખી મુકવું; જે કહ્યા-કબુલ રાખ્યા વગર આગળ તકરાર ચલાવાય જ નહીં એવી વાત આગળથી કહેવી-કબુલ રાખવી; સાધન રૂપે કહેવું કબુલ રાખવું. *n.* સાધન. Major Premis પ્રધાન-પુર્વ સાધન; Minor p. ગૌણ-અપર સાધન, *pl.* ઘર તથા તેના અંગના ભાગો; મકાન અને તેની હદ; હદ.

**Premium**, *n.* ઈનામ; નાણું વાપરવામાં મુકવા બદલ વ્યાજ ઉપરાંત આપવાનો કહેલો કે આપેલો અવેજ; મંડામણ. વ્યાજ.

**Premolar**, *n.* દાઢ અને રાક્ષી દાંત વચ્ચેનો દાંત. [આપવી; સુચના કરવી.

**Premonish**, *v. t.* ને આગળથી ચેતાવવું-ખબર

**Premonition**, *n.* આગળથી મળેલી ચેતવણી સુચના; પહેલાથી પડેલી ખબર; પુર્વ સુચના.

**Premonitory**, *a.* પુર્વ સુચક; જે વડે આગળથી ચેતાય એવું.

**Premunire**, *n.* પરદેશી સત્તા દાખલ કરવાનો ગુન્હો-રાજાના હુકમનું અપમાન કરવાનો-ગુન્હો-અને-સજા.

**Premunition**, *n.* વાંધા વિષે અગાઉથી જાણ-

**Prentice**, *n.* શિખાઉ; શાગિર્દ. [વું તે.

**Preoccupancy**, *n.* આગળથી-કોઈનાથી પેહેલાં કીધેલો કબજો-વહિવટ-ભોગવટો.

**Preoccupation**, *n.* આગળથી કબજ કરી લેવું તે;-નો કોઈથી પેહેલાં કબજો-વહિવટ-ભોગવટો કરવો તે. આગળથી-નો-પેહેલાંથી કબજો-ભોગવટો;-માં-ના મનમાં આગળથી કંઈ વિચાર પેસી જવો તે; મન સાથે કશામાં આગળથી હરકત લાગવી તે.

**Preoccupy,** *v. t.* આગળથી કબજ કરી લેવું;-નો કોઈથી પેહેલો કબજો-વહિવટ-ભોગવટો કરવો;-માં-ના મનમાં આગળથી કોઈ વિચાર પેસાડી દેવો.

**Pre-ordain,** *v. t.* આગળથી નિર્માણ-નક્કી [કરી મુકવું.

**Pre-ordination,** *n.* આગાઉથી યોજી-નીમી-ઠરાવી રાખવું તે.

**Prepaid,** *a.* આગળથી આપેલું-ચુકવેલું-પગાર કરેલું.

**Preparation,** *n.* તૈયારી; સજ્જતા. તૈયાર યોગ્ય થઈ રહેવું-થઈ રહેલાં હોવું તે. મેળવી મુકેલું તૈયાર કરી રાખેલું-થઈ રહેલું હોવું તે. તૈયાર-સજ્જ-હોશિયાર-કમ્મર બાંધીને બેઠેલાં હોવું તે. આગળથી કીધેલો-કરવાનો ઉપાય સામગ્રિ; તૈયારી; તજવીજ; ગોઠવણ; બંદોબસ્ત; તરદ્દત; મેળવી કરીને તૈયાર કીધેલો પદાર્થ; મેળવણી; રસાયણ મેળવી; કરીને તૈયાર કીધેલું ઓસડ.

**Preparative,** *a.* તૈયાર-લાયક-સજ્જ થઈ રહેવાય એવું; સાહિત્ય-સામગ્રી-સંપનરૂપ. *a.* જેથી તૈયાર થઈ જવાય-રહેવાય એવું કંઈ; તૈયાર થવાનું-કરનારૂં સાધન; તૈયારી; ગોઠવણ; તજવીજ.

**Preparatory,** *a.* તૈયાર યોગ્ય-સજ્જ થઈ રહેવાય એવું; સાહિત્ય-સામગ્રી-સાધનરૂપ આગળથી કરવાનું-કીધેલું; પુર્વાગરૂપ.

**Prepare,** *v. t.* તૈયાર-યોગ્ય-લાયક-કામમાં લેવા-આવવા જેવું-સજ્જ કરવું-કરી મુકવું; તૈયાર થઈ રહેવું-થઈ રહેલાં હોવું. મેળવી મુકવું; તૈયાર કરી રાખવું-મુકવું.-ની તૈયારી કરી રાખવી-મુકવી;-ની સામગ્રી-સાહિત્ય તૈયાર રાખવું; તૈયાર-સજ્જ કરવું-રાખવું;-નો ઈલાજ-તજવીજ-બધી ગોઠવણ કરી મુકવી. *n.* તૈયારી કરવી-થવી; તૈયાર થવું-હોવું.

**Prepay,** *v. t.* આગળથી આપવું-ભરવું.

**Prepense,** *a.* આગળથી વિચાર કરીને-પાયો રચીને-ઘાટ ગોઠવીને કીધેલું.

**Prepollent,** *adj.* વધારે શકિત અથવા વજનવાળું; શકિતમાન.

**Preponderance,** *n.* વધારે ભારે થવું તે; વધતો-અધિક ભાર-વજન. બળ-જોર-વજન વધવું-વધી જવું તે; પ્રબળ; પ્રાધાન્ય.

**Preponderant,** *a.* વધારે ભારે-વજનદાર-જબરૂં-બળવાન.

**Preponderate,** *v. i.* વધારે ભારે થવું; તોલમાં વધવું; નમવું.-નું જોર-પ્રાબલ્ય-પ્રાધાન્ય-વજન વધારે હોવું-થવું; નું જોર વધવું; વધારે-બળવાન-વજનદાર હોવું;-જોર-બળ પકડવું-પામવું.

**Preponderation,** *n.* વધારે ભારે થવું તે; વધતો ભાર-વજન-બળ.

**Preposition,** *n.* નામ-શબ્દયોગી અવ્યય.

**Prepositional,** *a.* નામયોગીનું કામ કરનારૂં-રૂપ; નામયોગી. નામયોગી જેને આરંભે આવી તેના ઉપર અધિકાર ભોગવતો હોય એવું; નામયોગ્યાધીન.

**Prepositive,** *a.* ઉપસર્ગનું-સંબંધી; નામયોગીનું કામ કરનારૂં-રૂપ.

**Prepossess,** *v. t.* (કોઈ-કસાવિષે)-માં-ના મનમાં સારો વિચાર આગળથી પેસાડી દેવો;-ના મનમાં આગળથી વસી-રૂચી-ભાવી-ગમી જવું.

**Prepossessing,** *a.* જોતાંવારમાં ગમી-વહાલું લાગી-વસી-રૂચી ઉપર ભાવ કે આસ્થા બેસી કે ચહોંટી જાય એવું.

**Prepossession,** *n.* સારી પેઠે જોયા કે પરીક્ષા કીધા વગર બંધાઈ ગયલો સારો વિચાર; પેહેલાંથી-જોતાંવારને બેસીકે ચહોંટી ગયલો ભાવ-રૂચી-આસ્થા.

**Preposterous,** *a.* જેમાં પહેલું તે છેલ્લું ને છેલ્લું તે પહેલું હોય એવું; વિપરીતાનું-ક-

મિક. છેકજ ઊંધ બુધિયું; હડહડતી મુર્ખાઈનું-નું ભરેલું.

**Prerequisite,** *a.* જે પહેલાંથી કરવાની જરૂર એવું; પહેલાંથી જરૂરનું; પુર્વાવશ્યક. *n.* પેહેલાંથી કરવાનું જે જરૂર છે તે.

**Prerogative,** *n.* કાયમ ખાસ હક; વિશેષાધિકાર.

**Presage,** *n.* મનસાથે લાગેલું-ભાસેલું ઘણું કરીને માઠું ભાવી; આમ થશે એમ મનમાં ઉઠેલો પુર્વિચાર. કંઈ ભાવીની નિશાની; ભાવીપુર્વ ચિન્હ. *v. t.* ભાવી છે એમ લાગવું-ભાસવું-કહેવું-ઉપરથી-આગળથી જણાવું; આગળથી કહેવું કહી આવવું;-નું ભાવી પુર્વ ચિન્હ હોવું.

**Presbyter,** *n.* વડીલ; ખ્રિસ્તી વડીલ સભામાંનો એક સભાસદ; ખ્રિસ્તી દેવલમાં ભક્તિ કરનારાઓનો વડીલ સભાએ નીમેલો ઉપદેશક-પાદરી. 'ડિકન'થી ચઢતા અને 'બિશપ'થી ઉતરતા એવા બીજા દરજાનો પાદરી.

**Presbyterian,** *a.* ખ્રિસ્તિ વડીલો-વડીલ મંડળનું-સંબંધી. જેમાં ધર્મનું કામ ચલાવવાને માટે ખ્રિસ્તી વડીલોની સત્તા છે એવું; ખ્રિસ્તી વડીલસત્તાક-વડીલ સભાએ કરેલું-થી થયલું-થતું. *a.* વડીલ સત્તાક પંથનું માણસ-પંથી.

**Presbyterianism,** *n.* ખ્રિસ્તી વડીલ સત્તાક ધર્મ-પંથ.

**Presbytery,** *n.* કોઈ અમુક પ્રાંતમાંના ખ્રિસ્તી વડીલોની સભા; વડીલ સભા. ખ્રિસ્તી વડીલ સત્તાક ધર્મ-પંથ.

**Prescience,** *n.* બનનાર વસ્તુ આગળથી જાણવી તે; અગમ બુદ્ધિ; ભવિષ્યજ્ઞાન-દર્શન.

**Prescient,** *a.* બનનાર વસ્તુ આગળથી જાણનારૂં-સમજનાર; અગમ બુદ્ધિયું; ભવિષ્ય જાણનાર-જ્ઞાની-દર્શી.

**Prescind,** *v.* જુદાજ ધ્યાનથી વિચાર કરવો. બીજું પૃથક્કરણ કરી તપાસ કરવી.

**Prescious,** *a.* ભવિષ્ય જાણતું-જ્ઞાની.

**Prescribe,** *v. t.* કહેવું; બતાવવું; આપવું. *v. i.* ચાલવા-વરતવાનો રસ્તો-રીત-ધોરણ બતાવવું-કહેવું-શિખવવું; આમજ ચાલવું-કરવું-બોલવું એમ કહેવું; હુકમ કરવો-આપવો-ચલાવવો. ઓસડ આપવું-બતાવવું-લખી આપવું; ઉપાય કહેવો.

**Prescript,** *n.* હુકમ; આજ્ઞા; ફરમાન.

**Prescription,** *n.* બતાવવું-કેહેવું-આપવું તે; વરતવાનું ધોરણ-રીત શિખવવી-કેહેવી તે; આમજ ચાલવું એમ કેહેવું તે; હુકમ કરવો-આપવો તે. બતાવેલું-કહેલું-આપેલું કંઈ; નિર્દેશ; આદેશ; વિધાન; કહેલું-લખી આપેલું ઓસડ તથા તે વાપરવાની વિધિ. કાયદામાં કહેલી મુદત ઉપરાંતનો-ઘણા વરસનો-અનાદિ પરંપરાનો-કબજો-ભોગવટો-વહિવટ.

**Prescriptive,** *a.* કાયદામાં કહેલી મુદત ઉપરાંતના-ઘણા વરસના-અનાદિ પરંપરાના કબજાભોગવટાનું-કબજા ભોગવટાને લીધે થયલું-મળેલું-પહોંચેલું.

**Presence,** *n.* હાજર-મોજુદ હોવું તે; હાજરી; મોજુદી. રૂબરૂપણું; સમક્ષતા. હજુર.

**Presence-chamber,** *n.* મહોટા લોકોનો મુલાકાત લેવાનો ઓરડો; દીવાનખાનું.

**Present,** *a* હાજર; મોજુદ. To be p. રૂબરૂ-મ્હો આગળ-સમક્ષ-હાજર હોવું. હમણાનું; હાલનું; ચાલતું; ચાલુ; વર્તમાન. ચાલતું; હાથમાં લીધેલું; ઉપાડેલું; ઉપસ્થિત થયલું. *n.* પ્રસ્તુત; ભેટ; નજરાણું; નજર કીધેલી વસ્તુ. *pl.* લેખ. At p. હમણાં; હાલમાં. For the p. હાલ-હમણાનો. *v. t.* કોઈની રૂબરૂ કે હજુરમાં તેડી લાવવું-લાવીને ઉભું કરવું. હાજર-રજુ કરવું; ઓળખાવવું. મહો-

આંખ આગળ લાવવું-મુકવું-ધરવું; નજરે પાડવું; બતાવવું; કહેવું; જણાવવું; દર્શાવવું. હાથમાં આપવું; બંધાવવું-ને ભેટ-નજર કરવું.-ને કોઈ અમુક પાદરીની વૃત્તિ ઉપર નીમવું. ગુજારવું; કરવું; આપવું. ધરવું; તાકવું;-નું નિશાન માંડવું-લક્ષ સાધવો.

To present arms, માન આપો હથીયાર સહીત સલામ કરવી. લશ્કરની ટુકડી અમલદારને માન આપવા ખાતર સલામ કરે તે સલામ કરવી.

Presentable, *a.* કોઈની રૂબરૂ-હુઝુરમાં તેડી જવા જેવું-લાયક. પાંચ જણામાં જવા આવવા લાયક. બતાવવા-કહેવા-નિવેદન કરવા લાયક; નિવેદનીય. ભેટ-નજર કરવા-ભેટ-નજરાણામાં આપવા લાયક. પાદરીની વૃત્તિ કરાવી આપવા-કરી આપાવવાની અધ્યક્ષ વગેરેને ભલામણ કરવા લાયક.

Presentation, *n.* નિવેદન; ગુજારણી. તમાશો-રમત કરી-રમી બતાવવી તે; પ્રદર્શન. ઓરં કછાટું હોય તે વખત ગર્ભ દ્વારને સંબંધે બાળકે રહેલાં-પડેલાં હોવું તે-બાળકની સ્થિતિ.

Presentiment, *n.* આમ થવાનું એમ આગળથી મનમાં આવી ગયલો વિચાર વાત; મન સાથે લાગી ગયલું-ભાસેલું ભાવી; મનથી ઉઠેલી ભાવીની પ્રેરણા.

Presently *ad.* તરતનું તરત; તરતજ; તત્કાળ. હમણાં; થોડી વારમાં-વાર રહીને; જરા રહીને. [ ઠેરવેલું તે.

Presentment, *n.* વડા પંચોએ અપરાધી

Preservable, *a.* સંભાળવા-જતન કરવા જોગ; જાળવવા-સંભાળવા જેવું.

Preservation, *n.* બચવું-ઉગરવું-જીવતાં રહેવું તે; બચાવ; જતન; રક્ષણ; સંરક્ષણ. રહેવું તે; બગડયા વિનાનાં સારાં રહેવું તે.

Preservative, *a.* બચાવ-રક્ષણ થાય-જળવાય-બગડે નહીં-કોહી ન જાય એવું. *n.* બચવાનો જાળવવાનો-રક્ષણનો-બગડી કે કોહી ન જાય એવો ઉપાય-ઈલાજ.

Preserve, *v. t.* બચાવવું; જાળવવું; ઉગારવું; સંભાળવું; જીવતું રાખવું;-નું જતન-રક્ષણ કરવું. રાખવું; રાખી મુકવું-જાળવવું. જાળવી-સંભાળી-સંઘરી-સંઘરી-જતન કરીને રાખવું.-ને બગડવા ન દેવું;-નો મુરબ્બો-અથાણું કરવું. કરી રાખવું (મહોની આકૃતિ) રાખવું; ઠેકાણે રાખવું. *n.* મીઠું દઈ-મસાલો ભરી-ખાંડની ચાસણી પાઈ રાખી મુકેલો ખાવાનો પદાર્થ; મુરબ્બો; અથાણું.

Preserver, *n.* બચાવનાર; રાખનાર; જીવતું રાખનાર; રક્ષક; ત્રાતા.

Preside, *v. i.* પ્રમુખ-સરનશીન-નિયંતા હોવું-નું કામ કરવું; પ્રમુખપણું કરવું પાસે હોવું-દેખરેખ રાખવી; અધ્યક્ષ-ઉપદ્રષ્ટા હોવું-નું કામ કરવું.

Presidency, *n.* પ્રમુખપણું-તા; અધ્યક્ષપણું-તા. રાજ્યનાયક-'પ્રેસિડંટ'પણું. એક ગવરનરના તાબાનો મુલક; ઈલાકો,

President, *n.* પ્રમુખ; સરનશીન; નિયંતા. દેખરેખ રાખનાર; અધ્યક્ષ; ઉપદ્રષ્ટા. પ્રજાસત્તાક રાજ્યનો મુખ્ય અમલ કરનાર અધિકારી; પ્રજાસત્તાક રાજ્ય નાયક.

Presidential, *a.* પ્રમુખ-અધ્યક્ષનું કામ કરનાર; પ્રમુખનું-સંબંધી. [ ધ્યક્ષપણું-તા.

Presidentship, *n.* રાજ્યનાયકી. પ્રમુખ-અ

Presidial, *a.* જ્યાંહાં કિલ્લાના રક્ષણ-બચાવ સારૂ રાખેલી હોય ફોજ એવું.

Presignify, *v. t.* આગળથી કહેવું-કહી બતાવવું.

Press, *v. t.* દાબવું; ચાંપવું-થી દબાતાં-[illegible] ઉપર કરાવું [illegible]

કે ઠાંસુકો ભાર આવવો-પડવો; ઠાંસવું; ચપડવું. દાબવું; નીચોવવું;-માંથી દાબીને રસ-તેલ કે બીજું કંઈ કાઢવું. સાંચા કે બીજા ઓજારથી દાબીને લીસું કરવું; ચપડવું; ચાંપવું; દાબી-ચાંપી નાખવું; જોરથી લિટવું. ભીડાવવું; સપડાવવું;-થી ભીડાઈ-સપડાઈ જવું;-થી ભીડમાં આવી પડવું. બજીત થઈને આપવું; મળે ઘાલવું-લિરવવું. સપડાવવું; સપાટામાં લેવું;-ઊપર ધાઈ-તડબી પાડવી-નેભીડ ઘાલવી; વળગવું; આગ્રહ કરવો;-ની સાથે બજીત થવું. ખુબ દાબીને-ચાંપીને-ઠોકાટીને લેવું-હાંકવું-ચલાવવું. મનાવવા-મનમાં ઉતારવાનું બહુ કરવું; આતુરતાથી મનાવવું-મનાવવા માંગવું;-આગળનું આગળ કર્યા કરવું. સરકારી કામ કરવા-વિશેષ કરી તરીના લશ્કરમાં લડવા પકડી જવું; વેઠે પકડવું. *v. i.* -થી દબાવું-ચંપાવું;-નું દબાણ-જોર-ઠાંસુકો ભાર લાગવો-પહોંચવો. ધસ્યાં-ચાલ્યાં જવું-આવવું; જોર-બળ-હડસેલો કરી કરીને આવવું-જવું-આવ્યાં-ચાલ્યાં જવું-કરવું-થી ઘેરાઈ-સપડાઈ જવું;-થી સપટામાં આવવું. *n.* દાબવા-ઠાંસવા-ચપડવા-દાબી લીસું કરવાનું ઓજાર-સાંચો; શિંકજો; યંત્ર; લખેલું છાપવાનો સાંચો-યંત્ર; મુદ્રા યંત્ર; 'પ્રેસ.' છપાઈને બહાર પડતાં પુસ્તકો તથા ચોપાનિયાં અને વર્તમાન પત્રો; છાપો. મુદ્રાંકિત લેખ. છાપખાનું; મુદ્રાલય. કબાટ; છુટું ફરતું ભંડારિયું-દોલાબ. કામની ધાઈ-ભીડ; ભીડાભીડ.

**Press-gang,** *n.* તરીના લશકરમાં રાખવા સારૂ માણસો પકડી લાવવાનો અખતયાર મળેલો એવી એક ખલાસીઓની ટુકડી.

**Pressing,** *a.* ધાઈનું; અકળાવા જેવું; તાકીદનું. ભીડનું; ધભરાવા જેવું; ભીડાઈ-સપડાઈ જવાય એવું; વળગનારૂં; વળગીને-ભીડ ઘાલીને-બજીત થઈને-લાંબણું ઘાલીને બેસનારૂં-બેઠેલું; અકળાવનારૂં. વળગવા-વળગીને બેસવાનું-બેઠા જેવું; આગ્રહનું ભરેલું.

**Press-man,** *n.* કાગળના તાવ ઉપર છાપો ઉતારનાર; મુદ્રાંકનિયો. તરીના લશકરમાં રાખવા માણસો પકડી લાવનાર ટુકડીમાંનું માણસ.

**Pressure,** *n.* ચાંપવું-ઠાંસવું-ચપડવું-દાબીને લીસું કરવું તે; દબાણ; ચંપાવું; ઠંસાવું; ચપડાવું. પ્રતિકારક બળને દાબનારૂં બળ; પોથનબળ. દાબ; દાબણ; ચાંપણ; દાબદબાણ; ઠેસ. માર; ભાર; પીડા. ધાઈ; કામનીભીડ-ધાડ.

**Press-work,** *n.* કાગળના તાવ ઉપર છાપો ઉતારવાનું કામ; મુદ્રાંકન કાર્ય.

**Prestige,** *n.* પેહેલાં બનેલા દાખલા ઉપરથી કાર્યસિદ્ધિ વિષે રહેલી હિમ્મત-આશા-ધારણા. બેસાડેલો-કોઋિલો-બનાવેલો સિક્કો-છાપ.

**Presto,** *ad.* જલદી; વહેલાં; ઉતાવળાં; એકદમ.

**Presumable,** *a.* પ્રત્યક્ષ પુરાવો ન હોય તોપણ ખરૂં મનાય એવું; સિદ્ધવત ગણવા જેવું; આગળથી માની-સમજી લેવા લાયક-લેવાય એવું; અનુમાન લઈ જવા યોગ્ય.

**Presume,** *v. t.* પ્રત્યક્ષ પુરાવા વગર સંભવ ઉપરથી ખરૂં-સિદ્ધવત માનવું-ગણવું; આગળથી માની-સમજી લેવું-ધારી મુકવું-કબુલ રાખવું; કોઈ રીતનું અનુમાન લેવું-કરવું. *v. i.* વધીને-આગળ વધીને-મર્યાદા મુકીને ચાલવું-બોલવું-કરવું. બહુ -અતિસે ભરોસો રાખવો. બહુ બેધડક રહેવું; ફાંકો-તોર-અભિમાન રાખવું.

**Presuming,** *a.* આગળ વધીને-મર્યાદા મુકીને ચાલનાર-ચાલવાના સ્વભાવવાળું; વધીને ચાલવાનું. ફાંકો રાખનાર-રાખવાના સ્વભાવવાળું. અભિમાનનું; તોરનું.

**Presumption,** *n.* અનુમાન-ગુમાન લઈ જવું તે. પ્રત્યક્ષ પુરાવા વગર સંભવ ઉપરથી ખરૂં

માનવું તે. અનુમાન-ગુમાન લઇ જવાનો આધાર-કારણ; માત્ર મનને પર્યાપ્ત થાય પણ પ્રત્યક્ષ નહીં એવો પુરાવો; પાકો સબળ સંભવ;-બાંધેલું-લઇ ગયલું ગુમાન. અયોગ્ય વિચાર-વર્તણુક. તોર; અભિમાન; ગુમાન; ફાંકો. કોઇ વાત છે કે બની છે એમ પ્રત્યક્ષ પ્રમાણ ઉપરથી નહી પણ તે વાતની સાથે સંબંધ રાખતી કોઇ હકીકતો ઉપરથી પતું અનુમાન.

Presumptive, *a.* અનુમાનને આધારે ચલાવેલું-ઉપરથી પકડેલું-ગ્રહણ કરેલું-કબુલ રાખેલું. અનુમાનાશ્રયી. P. heir કોઇ વધારે પાસેના સગાનો જન્મ થાય તો જેના વારસાનો હક ડુબે તે; જેને વારસો મલવાનો હોય તે. તે વખતની સ્થિતિ જોતાં સપ્રતિબંધ દાયદ.

Presumptuous, *a.* છેક વધીને-અદબ-મર્યાદા મુકીને ચાલનાર; નાલાયક; બેઅદબ. નાલાયકી-બેઅદબીનું ભરેલું; અમર્યાદ. પોતાની આવડત-અક્કલ-હોંશિયારી-યોગ્યતા વિષે બહુ ફાંકો રાખનારું; તોરમાં ને તોરમાં રહેનાર; બહુ તોરી; અભિમાની; ગુમાની. બહુ તોર-અભિમાનનું ભરેલું; પોતાની મકદુર-ઓકાત-સ્થિતિ-હકીકત જોતાં રાખવું જોઇએ તે કરતાં વધારે રાખેલું; અતિસે મહોટું; અમર્યાદ. માથાના છેકજ ફરેલ થઇને કીધેલું; દાટ વાળવા જેવું; જુલમનું; ઇશ્વરના વિસારેલાના જેવું.

Presumptive, evidence, પ્રત્યક્ષ પૂરાવા શિવાયનો હકીકતની સાથે સંબંધ ધરાવતો પૂરાવો.

Presupposal, *n.* પુર્વ કલ્પના-ભાવના-ગ્રહણ.

Presuppose, *v. t.* પુર્વ કલ્પના-ભાવના કરવી.

Pretence, *n.* બહાનું; મસ; મખાતર; નિમિત્ત; ઢોંગ; ડોળ.

Pretend, *v. t.* જુઠું કહેવું; ખોટું બહાનું બતાવવું-કરવું.-નો ઢોંગ કરવો; નું ડોળ કરવું-બતાવવું-ઘાલવું. અભિમાનથી-ખોટી સમજ-ઉપરથી કેહેતાં ફરવું;-નો અહંકાર કરવો;-નો દાવો-બેડસાઇ કરવી.-ની ફિસિયારી હાંકવી; છાંટવું;-નો દિમાગ રાખવો-ધરાવવો. *v. i.* કહેવું; કહેતાં ફરવું.

Pretended, *a.* ઠોકી બેસાડેલું; ખોટું.

Pretender, *n.* ખોટું કહેનાર-બહાનું બતાવનાર; ઢોંગ કરનાર; ડોળ ઘાલનાર. ખોટો દાવો કરનાર-દાવેદાર.

Pretension, *n.* દાવો કરવો-હક બાંધવા તે. બેડસાઇ કરવી તે; ફિસિયારી હાંકવી તે. કીધેલો દાવો-હક. બેડસાઇ; ફીકિયત; ડફ્ફર.

Pretentious, *a.* ખોટો-દાવો-બેડસાઇ કરનારૂં.

Preterite, *a.* & *n.* ભુતકાળ. ભુતવર્તમાન-પુર્ણ ભુતકાળ.

Preterition, *n.* ભુત. [ પડતું મુકવું તે.

Pretermission, *n.* મુકી-છોડી દેવું તે; છોડવું;

Pretermit, *v. t.* મુકી-છોડી દેવું; મુકવું; ગાળવું; પડતું મુકવું.

Preternatural, *a.* સૃષ્ટિના સાધારણ ક્રમથી ઘણું જુદું-જુદી તરેહનું-નવતરૂં; અદ્ભુત.

Preterperfect, *a.* & *n.* ભુતવર્તમાન-પુર્ણ ભુત-સંપુર્ણ ભુતકાળ.

Pretext, *n.* પાપ હેતુ છુપાવવાને ગોઠવેલો ઘાટ; ઢોંગ. નિમિત્ત; મસ; બહાનું.

Prettily, *ad.* સુંદર-ખુશનુમા રીતે. ડોળડાળથી; ઠીકઠાકિયાપણાથી; ખાસી રીતે.

Pretty, *a.* ઘાટીલું અને નાજુક; કાચની પુતળી જેવું; કાવલું; દેખાવડું. ઉડીને આંખે વળગે એવું; સુંદર; ખુશનુમાં; ઠીક ઠાકિયું; ડોળડાળિયું; નહાનું સરખું. ખાસું; બહુ મઝેનું. *ad.* થોડું ઘણું; કંઇએક.

**Prevail,** *v. i.* ફાવવું;-નું ચાલવું;-નું જોર-બળ ચાલવું-કરવું; આગળ થવું-પડવું; જય પામવું; જેર કરવું. ચાલવું;-નો અમલ-જોર-બળ-પ્રચાર હોવો-ચાલવો. લાગુ થવું;-નું ફળ-ગુણ-અસર થવી. મનાવવું; મન વાળી લેવું; મનમાં ઉતારવું;-ના કહેવાની અસર થવી.

**Prevailing,** *a.* બળ-જોર પામી-પકડી ગયલું; ચઢી-બળવાન થઇ બેઠેલું; બળ પકડયા-ચઢી બેઠા વિના રહેજ નહીં એવું. લાગુ થઇ ગયલું-પતું-જતું; ચરી-પસરી-પ્રચાર પામી ગયલું.

**Prevalence,** *n.* બળ પકડે-લાગુ થાય-અસર કરે એવાં હોવું તે; કાર્ય સાધકતા. પ્રચાર; જોર; પ્રબળ. ફેલાવો; પ્રસાર.

**Prevalent,** *a.* જય પામનારૂં-પામે એવું; બળ-જોર પકડનારૂં-પકડે એવું. લાગુ થનારૂં-થાય એવું; ગુણ-ફળ-અસર ઉત્પન્ન કરે એવું. બહુ લોકોના મનમાં આવેલું-લોકે સ્વીકારેલું. બહુ લોકમાં ફેલી-પસરી જનારૂં-ગયલું.

**Prevaricate,** *v. i.* જવાબ દેવામાં આડાં ફાટવું ગુલાંટ માર્યા કરવી; ચોતાળાં મારવાં.

**Prevarication,** *n.* જવાબ દેવામાં આડાં ફાટવું-યુકિતથી ઉડાવવું તે.

**Prevaricator,** *n.* આડો ફાટનાર; ચોતાળાં મારનાર.

**Prevenient,** *a.* આગળ-પુર્વે જતું.

**Prevent,** *v. t.* રોકવું; અટકાવવું;-ને હાથ દેવો; -થી રોકાવું-અટકવું. થતું-આવતું અટકાવવું; બિલકુલ થાયજ-આવેજ નહીં એમ કરવું;-થી અટકવું-ન થવું.

**Prevention,** *n.* અટકાવ; અટકાવવું-બિલકુલ થવાજ ન દેવું તે.

**Preventional,** *a.* અટકાવતું; રોકતું.

**Preventive,** *a.* રોગ-નુકસાન વગેર થાયજ-ઉઠેજ-આવેજ-બનેજ નહીં એવું. *n.* નુકસાન વગેરે થાયજ નહીં એવો ઉપાય-ઇલાજ. રોગ પાછો થાયજ-ઉભળેજ નહીં એવું ઓસડ.

**Preventive service,** કિનારાપર દાણ ચોરીની તપાસ માટે રાખેલી હથીઆર બંધ પોલીસની નોકરી.

**Previous,** *a.* પેહેલાં-આગળ-પુર્વેનું; પહેલાં કીધેલું-બનેલું-ગુજરેલું-આવેલું-હોનારૂં.

**Previously,** *ad.* પેહેલાં; આગળ; પહેલાંથી.

**Prevision,** *n.* આગળથી જાણવું તે; અગમચેતી.

**Prewarn,** *v.* પ્રથમથી સુચના-ચેતવણી આપવી.

**Prey,** *n.* લુટ. શિકાર; પારધ. શિકારો જનાવર; બીજાં પ્રાણીને મારી તેનું માંસ ખાનારૂં. ઝડપી લેવાનો-ના મહોમાં જવા કે આવવા કે પડવાનો-ગ્રસાઇ જવાનો-દાટમાં આવી-ખવાઇ જવાનો પદાર્થ; ભક્ષ. *v. t.* લુટવું; લુંટ કાટ કરવી-કરી મુકવી. શિકાર ભક્ષ કરવો.-નું-કલેજું ખાઇ નાખવું; મુઝાવવું;-થી અકળાવું-મુઝાવું-ઝુરવું.

**Price,** *n.* પૈસા; દામ; કિમ્મત; મુલ. ભાવ. *v. t.* કિમ્મત કરવી-કહેવી-મુકવી.

**Priceless,** *a.* જેનું મુલજ ન થઇ શકે એવું; અમુલ્ય.

**Prick,** *v. t.* કોચવું; વીંધવું;-માં છેદ-કાણું પાડવું. ભોકવું. ખોસવું; ગોપવું; ચોંચવું; ખોસી દેવું-ઘાલવું.-માં ખોસીને તાણી-ઉંચકી રાખવું. પરોણીનો ગોદો મારવો-લગાવવો; આર ભોકવી; ગમરેઝ ચાંપવી. ખટકો-ચટકો-ચચણાટ લગાડવો. નેસાલવું-ખટકવું- ખુંચવું- ખખરવું. ઉભું કરવું. *n.* સરાક; ફાંસ. આર; કાંટો. ખટકો; ખટખટ; ખરખરો. મનમાં પેસી રહેલું સાલ-ચટકો-ચણચણાટ-કાંટો; કાણું; છિદ્ર; છેદ.

**Prickle,** *n.* કાંટો; કંટક.

**Prickliness,** *n.* કાંટાથી ભરપુરપણું.

**Prickly,** *a.* કાંટા કાંટાવાળું.

**Prickly-pear,** *n.* ફાફડા થુવેર.

**Pride,** *n.* અહંકાર; ગર્વ; અભિમાન, મદ; દંભ. સદભિમાન; યોગ્યા-ઉચ્ચાભિમાન. *v. t.* મ-

મોટાઈ માનવી-મારવી અહંકાર-ગર્વ-બડાઈ પતરાજી કરવી; અભિમાન ધરાવવું.

**Priest**, *n.* 'બીશપ' થી ઉતરતા અને 'ડિકન'થી ચઢતા દરજ્જાનો પાદરી; 'પ્રીસ્ટ;' 'પ્રેસ્બિટર.' યજ્ઞ સંબંધનું કર્મ કરનાર (બ્રાહ્મણ યજમાન નહીં.)-કરાવનાર; યાજકધર્માધિકારી. પુજારો-રા. **Family p.** ગોર; પુરોહિત.

**Priest-craft**, *n.* ધર્માધિકારીઓની લુચ્ચાઈ-પ્રપંચ; ધર્મ કાપટ્ય.

**Priestess**, *n.* મુર્તિ પુજકોમાં ધર્મ સંબંધનું કર્મકાંડ કરનાર-કરાવનાર સ્ત્રી; પુજારી.

**Priesthood**, *n.* ધર્માધિકારીપણું-ત્વ-ની પદવી; ધર્માધિકારીઓ. [-ચાલ ચલણ.

**Priestliness**, *n.* ધર્માધિકારીઓની રીતભાત

**Priestly**, *a.* ધર્માધિકારીઓનું-ના જેવું.

**Prig**, *n.* અભિમાની માણસ; પોતાની હોંશિયારી વિષે ઉંચો મત ધરાવનાર.

**Priggish**, *a.* ગર્વિષ્ટ; અહંકારી; અભિમાની; ઉદ્ધત; ચઢાઉ; ફાટેલ; બેમરજાદ.

**Prim**, *a.* બધીજ વાતમાં યથાવિધિ ચાલનાર; અતિસે ચચું; ચિંધું; ચાપલુસિયું. *v. t.* સણગારવું; આરાસ્તા કરવું.

**Prima**, *adj.* મુખ્ય. [મુખ્ય ગાનારી સ્ત્રી.

**Prima donna**, *n.* સંગીત નાટક કંપનીમાંની

**Primacy**, *n.* મુખ્ય ધર્માધ્યક્ષની જગો-પદવી; મુખ્ય ધર્માધ્યક્ષતા. [આદિ; અવ્વલ.

**Primarily**, *ad.* પહેલ વહેલાં; મુળમાં; આરંભે;

**Primary**, *a.* કાળનો અનુક્રમ જોતાં પહેલું-પ્રથમ-અસલ-મુળ-આદિ. પહેલા પગથિયા જેવું-નું કામ કરનારૂં; આરંભનું; આરંભ; મુળ; પ્રાથમિક. મુખ્ય; મુળ; પ્રધાન. [પ.'

**Primate**, *n.* મુખ્ય ધર્માધ્યક્ષ; 'આર્ચ બિશ-

**Primatial**, *a.* મુખ્ય ધર્મ ગુરૂનું; આર્ચાર્યનું.

**Prime**, *a.* પેહેલું; પ્રથમ; અસલ; મુળ; આદિ; આરંભનું; આદિકાળનું; શિરૂ વખતનું. પહેલા દરજ્જાનું- પાયરીનું-પદવીનું; પેહેલું; મુખ્ય, પ્રધાન. પહેલા નંબરનું; અવ્વલનું; ઉત્તમ; ઉત્કૃષ્ટ; ઉંચું. જેનો અવયવ ન પાડી શકાય એવો આંકડો; અનવયવાંક; મુલાંક; સિદ્ધાંક; શુદ્ધાંક. પુર્વા પરવૃત્ત. *n.* આરંભ; શિરૂઆત. પ્હો ફાટવાનો વખત; મળસ્કું; ઘુંધરકું. પ્રાતઃકાળ; જોબન; જુવાની; યૌવન. પુર ખીલી રહેલાં-બહારપર આવેલાં હોવું તે; પુરબહાર; સંપુર્ણ કળા. સારામાં સારો-ઉત્તમ ભાગ. *v. t.* બંદુકમાં રંજક મુકવી; રંગનો પહેલો હાથ મારવો-ચોપડવો.

**Prime-minister**, *n.* મુખ્ય પ્રધાન.

**Primer**, પહેલી ચોપડી; પ્રથમ પુસ્તક.

**Primeval**, *a.* આરંભ-આદિ કાળનું; અસલ જમાનાનું; અસલ; મુળ.

**Priming**, *n.* રંજક; દારૂ; ટોટી; જામગરી.

**Primitial**, *a.* પહેલા દરજ્જાનું,

**Primitive**, *a*, આરંભ-શિરૂનું; આદિકાળ-શિરૂ વખતનું; પહેલાં-મુળ-અસલનું; અસલની રીત પ્રમાણે ચાલનારૂં; અસલી; અસલ જમાનાનું. સિદ્ધ શબ્દ (સાધિતથી ઉલટો.)

**Primness**, *n.* બધીજ વાતમાં યથા વિધિ ચાલવાપણું; અતિસે ચીચાપણું; ચિંધાપણું; ઠાકઠીકપણું; ચાપલુસિયાપણું.

**Primogenial**, *a.* પેહેલું જન્મેલું-પેદા થયલું.

**Primogeniture**, *n.* એકજ માબાપને પેટ પહેલાં જન્મેલાં હોવું તે; વડા જ્યેષ્ઠપણું.

**Primordial**, *a.* આરંભ-આદિકાળ-શિરૂ-અસલથી હોનારૂં; મુળનું; પ્રાક્કાલિક.

**Primrose**, *n.* એક જાતનું ફૂલ.

**Prince**, *n.* રાજા; બાદશાહ; પાદશાહ; રાજાનો કુવર; રાજકુમાર; રાજપુત્ર; શાહજાદો; મંડળિક; નહાના મુલકનો-તાબાનો રાજા; ઉપરાજા.

**Princedom,** *n.* શાહજાદાનો મુલક-રાજ-અમલ-પદવી-દરજ્જો-સત્તા; અધિકાર; પ્રભુત્વ.

**Princely,** *a.* રાજાનું; રાજકીય. રાજાના જેવું-ને શોભે એવું; રાજશ્રી-રાજવંશીના જેવું-જેટલું; પ્રતાપ-પ્રભાવ-વૈભવશાલી.

**Prince's-metal,** *n.* ૭૫ ભાગ તાંબુ અને ૨૫ ભાગ જસતની મેળવણીની એક ધાતુ.

**Princess,** *n.* રાજ કરનારી રાણી; રાજ્ઞી. કુંવરી; રાજકુમારી; શાહજાદી; તાબેદાર-નહાના મુલકની રાણી; ઉપરાજ્ઞી. રાજાની રાણી; રાજ-ઉપરાજ પત્ની.

**Principal,** *a.* મ્હોટું મુખ્ય; પ્રધાન; શ્રેષ્ઠ. *n.* આગેવાન; સરદાર; નાયક; તડવાઈ; શાળાધ્યક્ષ; મ્હોટી વિદ્યાશાળાનો મુખય અધિકારી. ગુન્હો કરનાર; સાક્ષાત ગુન્હેગાર ( મદદગાર નહીં. ) કરારદાર. શેઠ; ધણી; માલિક;- મુદ્દલ; વ્યાપારમાં નાખેલી પુંજી; થાપણ.

**Principality,** *n.* રાજ સત્તા મંડળિકનું રાજ્ય -મુલક-વિષય; ઉપરાજ્ય.

**Principally,** *ad.* મુખ્યત્વે-ઘણું-વિશેષે કરીને

**Principia,** *n. pl.* મુળ કારણો.

**Principle,** *n.* કારણ;મુળ;કારકનિમિત્ત; શક્તિ. મુળ દૈવત-સત્તા આત્મીયશક્તિ. વિચારસુત્રનો પાયો-મુળ-બીજ-તત્વ બીજરૂપ વિચાર; બીજ; આધારભુત-મુળ-બીજરૂપ-નિયમ; બીજ. વરતવાનું મન સાથે બાંધી મુકેલું ધોરણ-નિયમ-નીતિ; વર્તન નીતિ સત્વ; ગુણ.

**Prink,** *v. t.* એસકીને માટે સારાં કપડાં પહેરવાં; ભપકો કરવો.

**Print,** *v. t.* દાબીને-ભાર દઈને કરવું. પાડવું; -નો છાપો-આકાર ચોબો પાડવો. છાપવું. ઠોકવું;- ઉપર છાપો પાડવો-લેવો-ઉતારવો. *n.* પડી રહેલી નિશાની-આકાર-ચોબો. છાપો; અક્ષર. ઠેક; ઠેકો; છાપો; છાપ. છાપેલું ચિત્ર-નકશો; વર્તમાન પત્ર. In p. છાપેલું; out of p ભગ્નાલુપ્તાવૃત્તિ.

**Printer,** *n.* છાપનાર; છાપખાનાવાળો.

**Printing,** *n.* ચોપડી-લુગડાં છાપવાનો ધંધો-કામ; છાપવાની કળા; મુદ્રાંકન વિદ્યા. છાપેલું ચિત્ર; છાપ.

**Prior,** *a.* પહેલું; આગલું; પહેલાં-આગળનું થઈ ગયેલું; પુર્વ; અગ્ર. *n.* વિલાતમાં 'એબટ' થી ઉતરતા દરજ્જાનો મઠાધિકારી. [ઠાધિપત્ની.

**Prioress,** *n.* ઉપમઠની સ્ત્રી અધિકારી; ઉપમ-

**Priority,** *n.* પહેલાપણું; પુર્વતા; અગ્રતા.

**Priory,** *n.* 'આબિ' થી ઉતરતી પાયરીનો મઠ; ઉપમઠ.

**Prise,** *v.* પેટી ખુલવી-ઉઘાડવી.

**Prism,** *n.* સમપાદઘન. જેમાંથી તરેહ તરેહના રંગો જણાય છે તે પાસો; દમઘન.

**Prismatic,** *a.* સમપાદઘનનું-ના જેવું. પાસામાંથી દેખાતું.

**Prismoid,** *n.* સમપાદઘનને કંઈક મળતો આવતો પદાર્થ; જરા-સરાસરી સમપાદઘન.

**Prismy,** *a.* સમપાદઘન સંબંધી.

**Prison,** *n.* કેદ-બંધીખાનું; તુરંગ; કારાગ્રહ.

**Prisoner,** *n.* કેદી; બંધીવાન. તોહોમતવાળો-ળી; કેદી. [સલનું.

**Pristine,** *a.* આરંભકાળનું; ચિર વખતનું; અ-

**Prithee,** *ad.* હું આજીજીથી પુછું છઉં કે.

**Privacy,** *n.* પડદે પેશી. એકાંત જગો. ગુપચુપી; ગુપ્તતા; છાનાં છાનાં કરવું-કહેવું તે. To live in p. એકાંતમાં-ઘરમાં ને ઘરમાં-પડદે પેશી રહેવું.

**Private,** *a.* ખાનગી; ખાસ; ખુદ-જાત પોતાનું; ખાસગત; એકાંત; છાનું; બંદોબસ્તવાળું; પડદેપેશી. ઘેર-ઘરમાં કીધેલું; ખાનગી. સરકારી કામમાં નહીં પડેલું-પડયા વગરનું;

**Pusillanimous,** *a.* બીકણ પાસ્તી-નામર્દ-બાયલું; પચડું; બાયલાપણાનું.
**Puss,** *n.* બિલાડીને લાડમાં બોલાવવાનો શબ્દ; મીનીબાઈ; સસલું.
**Pussy,** *n.* નહાની મીની-બિલાડી.
**Pustulate,** *v. t.* ફોલ્લી થવી.
**Pustule,** *n.* પરૂની ભરેલી ફોલ્લી-ફોલ્લો; સ્ફોટ.
**Pustulous,** *a.* ફોલ્લી-ફોલ્લાવાળું.
**Put,** *v. t.* મુકવું; મુગવું; રેડવું; નાખવું;-ને આપવું; -થી આવી પડવું. મેં આગળ મુકવું; આગળ કરવું-મુકવું; કાઢવું; રજુ કરવું. કહેવું; લખવું. *v. i.* હંકારવું; જવું; વળવું; હંકારી જવું.
Put about, ફેરવવું; અડચણ કરવી.
Put in for, *v. i.* ઉમેદવારી કરવી.
Put off મુલતવી રાખવું.
Put on પહેરવું; ધારણ કરવું. [ના ઉમેદ કરવું.
Put out ઓલવવું; વ્યાજે મુકવું; મમટ કરવું;
Put to ઉમેરવું.
Put to sea હંકારવું. To put to the sword, મારી નાંખવું. કાપી નાખવું. To put to trial, કસોટી કાઢવી; તપાસ કરવી. To put upon, ઠગવું To put up with, સહન કરવું. A put off, બહાનું.
**Putative,** *a.* લોકમાં કહેવાતું-મનાતું.
**Putid,** *a.* હલકું; નીચ; પાજી; અધમ. [વાણ.
**Putrefaction,** *n.* કહોઈ-સડી જવું તે; કહો-
**Putrefactive,** *a.* સડતું; કહોતું.
**Putrefy,** *v. t.* કહોવાડી-સડાવી નાખવું. *v. i.* કહોડી-સડી જવું; ગંધાઈ ઉઠવું. [વાની સ્થિતિ.
**Putrescence,** *n.* સડી જવાની હાલત; કહો-
**Putrescent,** *a.* કહોતું; સડતું. [એવું.
**Putrescible,** *a.* સડવા જોગ-લાયક; કહોય
**Putrid,** *a.* કહોએલું; સડેલું. [વાણ.
**Putridity,** *n.* કહોએલા-સડેલાપણું; કહો-
**Putty,** *n.* કાચ જડવાની લાંબી-પી.
**Puzzle,** *n.* સ્હામાની અબરદારી અજમાવવાની હરકોઈ યુક્તિ; સ્હામાનેગુંચવવાનું. (વખાણ્ણું-કોઈ રમકડું કે થાઠ જેના સાંધા છુટા પાડયા પછી બેસાડી આપવાના હોય વગેરે). *v. t.*-નો મગજ ગુંચવવો, ગુંચવવું; ગુંચમાં નાખવું;-થી ગુંચમાં પડવું; ગુંચવાવું.
**Pygmean,** *a.* ઠીંગણું; હીમાયલું; કુંઠળાએલું.
**Pygmy,** *n.* ઠીંગણી ગોટલી; વામનજી; વ્હેંતિયું માણસ *a.* વામનજી જેવું; ઠીંગણું; હીમાયલું. [હોય આગળથી અણીદાર મીનારો.
**Pyramid,** *n.* મિસરી મીનારો; ચોખંડો પણ
**Pyramidal,** *a.* મિસરી મીનારાના જેવું-ના જેવા આકારનું; અર્ધરૂપ; સુચ્યગ્ર. મિસરી મીનારા વિષેનું-સંબંધી. [જેવા આકારનું.
**Pyramidical,** *a.* મિસરી મિનારાના જેવું-ના
**Pyratics,** *n.* તાવનાં દરદને મટાડનાર દવા.
**Pyre,** *n.* ચિતા; ચ્હે. [આકારનું.
**Pyriform,** *a.* પેરનામના વિલાયતી ફળના
**Pyrites,** *n.* લહોડું કે તાંબું અથવા કોબોલ્ટ કે નિકલ નામના ધાતુની સાથે મેળવ્યાથી થયેલો ધાતુના જેવો દેખાતો ધોળો કે પીળો ઝળકાટ મારતો પદાર્થ; અગ્નિપાષાણ.
**Pyrogenus,** આગ્નીની મદદથી ઉત્પન્ન થયેલું; બળી એવું. [કાઢેલું.
**Pyroligneous,** *a.* લાકડાના અર્કનું-નો અર્ક
**Pyrology,** *n.* ઉષ્ણતા વિદ્યા-શાસ્ત્ર.
**Pyromancy,** *n.* આગ-અગ્નિ-દેવતા-આતસ ઉપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા.
**Pyromania,** *n.* ઘરો બાળવાનું ગાંડાપણું.
**Pyrometer,** *n.* દેવતાની ગરમી માપવાનું યંત્ર.
**Pyrotechnic,** *a.* આતસબાજી બનાવવાના હુન્નરનું વિષેનું-પ્રમાણેનું. *pl.* આતસબાજી બનાવવાનો હુન્નર; અગ્નિ ક્રીડા શાસ્ત્ર.

**Pyrotechnist**, *n.* આતસબાજી બનાવવાનો હુન્નર સારી રીતે જાણનાર-બનાવનાર.
**Pyrrhonism**, *n.* સર્વમત સંશય-વહેમ-સંદેહ; જ્ઞાન માત્ર સંદિગ્ધ છે એવો મતવાદ.
**Pythagorian**, *adj.* પીથાગોરાસના મતને અનુસરતું.
**Pythagorian**, *n.* પીથાગોરાસના મતવાદી.
**Pythian**, *a.* અપાલોની પુજારણ તથા કેટલીક રમુજનું-સંબંધી.
**Pyx, Pix**, *n.* રોમન કાથોલિક લોકોની પ્રતિષ્ઠા કરેલું ધર્મ પુસ્તક મહેલવાની પેટી.

## Q

**Quack**, *v. i.* બતકે બોલવું-ના જેવો અવાજ કાઢવો. ઢોળ ઘાલવું; મગરૂબી કરવી. *n.* બડાઈ-પતરાજી કરનાર; શિખેલાનું ડોળ ઘાલનાર; ઉંટ વૈદ; વગર આવડતનો-આંખ કાનનો વૈદ; નીમહકીમ. *a.* ઉંટ વૈદનું.
**Quackery**, *n.* ઉંટ વૈદું; વૈદનું ડોળ; વગર આવડતે વૈદું કરવું તે. વિદ્યાનું ડોળ.
**Quacksalver**, *n.* અજ્ઞાન ઢોંગી.
**Quadrangle**, *n.* ચોખુણ; ચોરસ; ચાર ખુણા-વાળી-ચતુષ્કોણ-ચોખુણ આકૃતિ; ચતુરસ્ર; ચોક.
**Quadrangular**, *a.* ચાર ખુણાવાળું; ચોખંડ; ચોખુણ; ચોરસ; ચતુષ્કોણ.
**Quadrant**, *n.* પાગોળ; ૯૦ અંશ; વર્તુળ-ગોળનો ચોથો ભાગ; સુર્યયંત્ર; આકાશના તારા વગેરે માપવાનું યંત્ર.
**Quadrantal**, *a.* સુર્યયંત્ર સંબંધી.
**Quadrat**, *n.* અક્ષરોની વચમાં ભરવાને માટે અક્ષરના કરતાં ઉતરતાં કદનું બીબું. *v. t.* બેસતું કરવું; બેસવું; મળતું આવવું; લાગુ પડવું.
**Quadrate**, *a.* ચોરસ; સમાન; બરોબર; લાગુ પડતું. *v. i.* મળતું આવવું; લાગુ પડવું.
**Quadratic**, *a.* વર્ગસમીકરણ.
**Quadrature**, *n.* કોઈ એક આકૃતિના ક્ષેત્ર-ફળની બરોબર ચોરસ કરવું તે.
**Quadrennial**, *a.* ચાર વર્ષનું; ચાર ચાર વર્ષે આવતું -થતું.
**Quadrilateral**, *a.* ચાર બાજુવાળું. *n.* ચાર બાજુવાળી આકૃતિ.
**Quadrille**, *n.* એક જાતનો નાચ-પાનાની [રમત.
**Quadripartite**, *a.* ચાર ભાગવાળું-હોય એવું.
**Quadrisyllable**, *n.* ચાર વર્ણનો શબ્દ.
**Quadroon**, *n.* જેનો બાપ ગોરો અને મા મ્યુલાટ્ટી છે તે માણસ.
**Quadrumana**, *n. pl.* ચાર હાથવાળાં પ્રાણી; [વાંદરાની જાત.
**Quadrumanous**, *a.* ચાર હાથવાળું; વાંદરાંની જાતનું.
**Quadruped**, *n.* ચોપગું પ્રાણી; પશુ; ઢોર. *a.* ચાર પગવાળું; ચોપગું; ચતુષ્પાદ.
**Quadruple**, *a.* ચોગણું; ચારગણું. *n.* ચારગણી રકમ.
**Quadruplicate**, *a.* ચોગણું; ચારગણું. *v. t.* [ચોગણું કરવું,
**Quadruplication**, *n.* ચોગણું કરવું તે.
**Qæster**, વસુલાત અધીકારી (રોમન)
**Quaff**, *v. t.* ગટ ગટ પી જવું; ઠાંસી જવું.
**Quaggy**, *a.* પોચું; નરમ; પગ પેસી જાય એવું.
**Quagmire**, *n.* પગ પેસી જાય એવી ભીની-ને પોચી જમીન.
**Quail**, *n.* લાવરી પક્ષી; બટેર. *v. t. i.* બીહીવું; હિમ્મત હારવી; આશાભંગ-નાઉમેદ થવું.
**Quaint**, *a.* વિલક્ષણ; વિચિત્ર; તરેહવાર; ચાપ-ચીપવાળું; ઠાઠમાઠનું.
**Quaintly**, *ad.* તરેહવાર રીતે; વિલક્ષણપણાથી.
**Quake**, *v. i.* ધ્રુજારી આવવી; ધ્રુજવું; કાંપવું; થર થરવું. (પૃથ્વી) હાલવી-કંપવી.
**Quaker**, *n.* ખ્રિસ્તી ધર્મના જે પંથના માણસને 'ફ્રેન્ડ' (મિત્ર) કરીને કહે છે તેઓમાંનો એક

**Quakerism,** *n.* ખ્રિસ્તી ધર્મના જે પંથના માણસને 'ફ્રેન્ડ' કરીને કહે છે તેમની રીતભાત.

**Quaking,** *n.* ધ્રુજારી; કંપારી; કંપ. *a.* ધ્રુજતું; થથરતું.

**Qualifiable,** *a.* સુધારવા-ફેરફાર કરવા જોગ. ઓછું-થંડું થઈ શકે એવું.

**Qualification,** *n.* યોગ્યતા; લાયકી; ગુણ. કહેલી શરતો પાળ્યાથી સંપાદન કરેલો અધિકાર. ઓછું કરવું તે.-માં ફેરફાર અર્થભેદ કરવો તે; મર્યાદા બાંધવી તે; પરિમિતપણું.

**Qualified,** *a.* યોગ્ય; લાયક; ગુણી.-માં ફેરકરેલો; મર્યાદા બાંધેલું.

**Qualifier,** *n.* ફેરફાર-લાયક-યોગ્ય કરનાર; યોગ્યતા આપનાર; નરમ-માફક કરનાર.

**Qualify,** *v. t.* લાયક-યોગ્ય કરવું. અધિકાર આપવો. કમી-ઓછું કરવું; નરમ પાડવું. ફેરફાર-માફકસર કરવું; મર્યાદા-હદ બાંધવી. સ્વરભેદ કરવો.

**Quality,** *n.* ગુણ; ધર્મ; જાત; ખાસિયત; સારા નરસાપણું; ગુણાવગુણ; શક્તિ; અસર કરવા શક્તિ; દરજ્જો; પદવી; શ્રેષ્ઠપદ; કુલીનતા. મહોટા લોક; કુલીન માણસ.

**Qualm,** *n.* ઉલાળો; ઉલટી; ઓકારી; ખખરો; બળાપો; દલગીરી. [ઓકારી આવે એવું.

**Qualmish.** *a.* પેટનું દરદ થયલું; મોળ-

**Quandary,** *n.* સંદેહ; ગુંચવણ; અનિશ્ચિતપણું. [આપવો.

**Quantify,** સંખ્યામાં ફેરફાર કરવો, નંબર

**Quantity,** *n.* પરિમિત; પરિમાણ; ઢગલો જથ્થો; રકમ; રાશ; ઘણું ઘણું; કવિતામાં અક્ષરોને બોલતાં લાગતો વખત; માત્રા.

**Quantum,** *n.* જથ્થો. પરિમાણ; ઢગલો; રકમ; રાશ.

**Quarantine,** *a.* દુરથી આવેલા વહાણને ચેપી રોગના સંદેહપરથી ૪૦ દિવસની મુદત સુધી કિનારા સાથે કંઈ વહેવાર રાખ્યા વિના અલગ રહેવું પડે છે તે.

**Quarrel,** *n.* બગાડ; તુટફાટ; કંકાસ; બોલાચાલી; લડાઈ; કજીયો; ટંટો. *v. i.* લડવું; કજીયો કરવો. નિંદા-બદગોઈ કરવી; દોષ મુકવો.

**Quarrelsome,** *a.* ટંટા-કજીયા-લડાઈખોર; લડાઈ કરે એવું.

**Quarry,** *n.* શકરાએ મારેલો શિકાર. પથ્થરની ખાણ. *v. t.* ખાણીને-ખોદી કાઢવું; ખણવું; ખોદવું. [શેરની બેશેર.

**Quart,** *n.* ગ્યાલનનો ચોથો ભાગ; આસરે

**Quartan,** *n.* ચોથિયો-ચાર ચાર દિવસને આંતરે આવતો તાવ. *a.* ચાર ચાર દહાડાનું.

**Quarter,** *n.* ચતુર્થાંશ; પા; પાવ; ચોથો ભાગ-હિસ્સો. ૨૮ પૌંડ-રતલ; એક મણ. Dry measure એક ટનનો ચોથો ભાગ; આઠ બુશલ; દિશા; પ્રાંત; દેશ; પરૂં; મહોલ્લો; ફળિયું; વાડો; સિપાઈ લોકને ઉતરવાની જગો; મુકામ; શત્રુને મારી નહીં નાખતાં છુટો મુકવો તે; જીવત-માણુધન; પશુનો પગ. ત્રણ માસ-મહિના.

**Quarterage,** *n.* ત્રણ ત્રણ મહિને મળતું લવાજમ.

**Quarter-day,** *n.* ત્રણ મહિના જે દિવસે પુરા થાય છે તે-ત્રિમાસિક દિવસ. [તરફનું તુતક.

**Quarter-deck,** *n.* વચલું-વહાણના ડબુસા

**Quarterly,** *a.* ત્રણ ત્રણ મહિને થતું; ત્રિમાસિક; ત્રિમાહી. *ad.* ત્રણ ત્રણ મહિને; *n.* ત્રણ ત્રણ મહિને નીકળતું પુસ્તક-ચોપાનિયું.

**Quarter-master,** *n.* સિપાઈઓના મુકામ અને ખાવા પીવા વગેરેનો બંદોબસ્ત રાખનાર અમલદાર. [મુકામ; ઉતારો; ઘર.

**Quarters,** *n.* સિપાઈ લોકને ઉતરવાની જગા;

**Quarto,** *a.* કાગળના એક તાવના ચાર પાનાં

કર્યાથી થયલા કદનું; એક તાવના ચાર પાનાનું; ચતુષ્પત્રી. n. એક તાવના ચાર પાનાં કર્યાથી થયલા કદની ચોપડી.
Quartette, n. ચાર લીટીનું કડવું.
Quartz, n. કાચમણી; કિસ્મ પથ્થર; ગાર; ગારગોટી; ચકમક.
Quash, v. t. ખુંદી-ચગદી-કચરી નાખવું. નરમ-બંધ પાડવું; હોલવવું; પાણી રેડવું. રદ કરવું.
Quasi, ad. જાણે કે.
Quassation, n. આચકો; ધક્કો; ધ્રુજારો.
Quassia, n. ઓસડના કામમાં વપરાતું કડવું એ નામનું એક જાતનું લાકડું. [છિ એવું.
Quaternary, a. ચાર; ચારનું; જેમાં ચાર
Quaternion, n. ચારની-ચાર સિપાઈની ટોળી.
Quatrain, n. ચાર લિટીની કડી.
Quaver, v. i. થરથરવું; ધ્રુજવું; ધ્રુજતું થવું; ધ્રુજતો અવાજ કાઢવો; લેહેકાવીને ગાવું. n. લેહેકાવતો-ધ્રુજતો સુર-અવાજ. [ પુસ્તો.
Quay, n. બંદર; ડંક્કો; ઓવારો; ઘાટ; પાજ;
Quayage, n. ડક્કાવેરો; બંદરનું ભાડું.
Quay-berth, n. ડંકાપર વહાણમાંથી માલ ઉતારવાનો જગ્યા.
Queachy, a. ધ્રુજતું; થરથરતું.
Quean, n. ખરાબ-નીચ-લુચ્ચી સ્ત્રી.
Queasy, n. સાંકડાં ગળાવાળું; ઓકારી-મોળ આવે એવું; બિમાર; આજારી; માંદું.
Queen, n. રાજાની વહુ; રાજપત્ની; રાણી. રાજ ચલાવનારી સ્ત્રી; રાણી; મધમાખીઓની રાણી; સેતરંજમાં વજીર-પ્રધાન. Q. dowager રાજાની વિધવા રાણી Q. mother રાજમાતા.
Queenly, a. રાણીના જેવું; રાણી યોગ્ય.
Queen's metal, n. કાંસું. [ જાયબ જેવું.
Queer, a. વિલક્ષણ; તરેહવાર મિજાજનું; અ-
Queerly, ad. વિલક્ષણ; અજબ રીતે.
Quell, v. t. નરમ-બંધ પાડવું; હોલવવું; ધ્રુજાવવું; શાંત કરવું; મટાડવું; નરમ-થંડું પાડવું; દાબવું; સમાવવું; તાબે કરવું.
Quench, v. t. હોલવવું; ઘેર-વડો-ગુલ કરવો. તરસ મટાડવી-ભાંગવી. શાંત-નરમ પાડવું; દાબવું. [નહી એવું.
Quenchless, a. હોલવાય-નરમ પડે-ભાંગે
Quercitron, n. રંગવાના કામમાં આવતું શાહબલુત તથા તેની છાલ.
Querist, n. પ્રશ્ન-સવાલ પુછનાર. તપાસ-પુછપરછ કરનાર. [બબડતું; કકલતું; રડગાણું.
Querulous, a. રડતું; ફરિયાદ-રડયા કરતું;
Query, n. પ્રશ્ન; સવાલ; તપાસ. v. t. પ્રશ્ન-સવાલ કરવો-પુછવો; પુછવું;-નો સંદેહ રાખવો.
Querist, n. પ્રશ્ન-સવાલ પુછનાર.
Quern, n. ઘંટી; ચક્કી. [ઇચ્છા; ખંત.
Quest, n. શોધ; તલાસ; તપાસ; ખોળ.
Question, n. પ્રશ્ન; સવાલ; શોધ; તપાસ; પુછપરછ; વાદ; તકરાર; વાદવિવાદ; શક; સંશય; શંકા. Out of the q. બનેજ નહી એવું; અશક્ય; અયોગ્ય. Beyond all q સંશય વગર; ખચીત; નક્કી. To call in q. તકરાર લેવી-કરવી; સંશય લાવવો. v. i. પ્રશ્ન સવાલ કરવો-પુછવો; પુછવું. v. t. પુછવું; શાહેદી-સાક્ષી-પરીક્ષા લેવી; તપાસવું-નો સંશય-શક હોવો-આવવો.
Questionable, a. શક આવે એવું; શંકા લાવવા જોગ; શક ભરેલું; સંશયયુક્ત.
Questioner, n. પ્રશ્ન કરનાર; સવાલ પુછનાર.
Questionless, n. શંકા-શક-સંશય વગરનું.
Queue, n. અંબોડો; જાનવરની પૂછડી.
Quibble, v. i. યુક્તિથી ઉડાવવું; આડું બોલવું; ફાંફાં મારવાં; ગાંગા તલ્લાં કરવાં; બહાનું

કાઢવું. *n.* ગાંગાતલાં; ઉડાવવાની યુક્તિ; બહાનું; આડું બોલવું તે; ફાંફાં મારવાં તે.

**Quibbler,** *n.* યુક્તિથી ઉડાવનાર; આડું બોલનાર; ફાંફાં મારનાર; બહાનું કાઢનાર.

**Quick,** *a.* ચૈતનવાળું; સજીવન; ચપળ; ચાલાક; જલદ; ઝડપથી કામ કરનારું; ઉતાવળું; શીઘ્ર; જલદીનું. Q. with child ગર્ભચલિત થયલી (સ્રી). *ad.* જલદી; ઉતાવળ-ઝડપ-ત્વરાથી; ચપળતાથી. *n.* ઘણું અને જલદી દુઃખ થાય એવી-આળી જગા. To cut to the q. નખથી તે માથાં સુધી ઝાળ લગાડવી.

**Quicken,** *v. t.* જીવતું-સજીવન કરવું. ઉત્તેજન આપવું; ઉસ્કેરવું; જાગૃત કરવું. ઉતાવળ-ત્વરા-ઝડપ કરાવવી; ગતિ વધારવી. *v. i.*-નો ગર્ભચલિત થવો; ફરકવું; ઉતાવળ કરવી; ઝડપ-ઉતાવળથી ચાલવું.

**Quick-lime,** *n.* કળી ચુનો

**Quickly,** *ad.* તાબડતોબ; જલદી; ઉતાવળ-ત્વરા-ઝડપ-તાકીદથી. [ચાલાકી. હોંશિયારી.

**Quickness,** *n.* ઉતાવળ; ત્વરા; ચપળતા;

**Quick-sand,** *n.* પગ પેસી જાય એવી રેતી; દાંડો; ચોર રેતી-વાળુક.

**Quick-set,** *n.* વાડને સારુ ડાટેલો રોપો.

**Quick-sighted,** *a.* બારીક-તીક્ષ્ણ નજરનું.

**Quick-silver,** *n.* પારો.

**Quick-witted,** *a.* તીક્ષ્ણ-શીઘ્ર બુદ્ધિનું.

**Quiddity,** *n.* રમત; રમકડું; મજાક. [વવો.

**Quiddle,** *v. i.* રમત-મજાકમાં વખત ગુમા-

**Quidnunc,** *n.* દરેક ચીજ જાણવાની ઇચ્છા રાખનાર.

**Quiescence,** *n.* શાંતતા; શાંતિ; સ્થિરતા. [વું.

**Quiescent,** *a.* શાંત; સ્થિર; હાલે ચાલે નહી એ-

**Quiet,** *a.* સ્થિર; શાંત; છાનું; હાલે નહીં એવું. સ્વસ્થ; શાંત; સ્વસ્થે ગુજારેલું; નરમ; ગરીબ; નિરૂપદ્રવી; સાલસ; શાંત; સ્થિર; ખળભળ-ગોંધાટ વગરનું; હરકત-અડચણ વિનાનું; નિર્ભય. *n.* ન હાલવું તે; શાંતતા; ચહેન; નિરાંત; સ્વસ્થપણું; નિરૂપદ્રવતા; સલાહ શાંતિ; સમાધાની; નિર્ભયતા. *v. t.* સ્થિર-હાલતાં બંધ-શાંત કરવું; નરમ-ચંડું પાડવું; મટાડવું.

**Quietism,** *n.* શાંતિ; નિવૃત્તિમાર્ગ.

**Quietist,** *n.* નિવૃત્તિમાર્ગી; વેદાન્તી.

**Quietly,** *ad.* હાલ્યા વગર; સ્થિર; ચુપચુપ; મુગા મુગા; સ્વસ્થપણે; નિરાંતે; સલાહ શાંતિથી. હળવે હળવે; ધીમે ધીમે; ધૈર્યથી; સ્વસ્થ-શાંત રહીને.

**Quietude,** *n.* નિરાંત; ચહેન; શાંતિ.

**Quietus,** *n* વિશ્રાંતિ; મોત; મૃત્યુ; મરણ; નિર્વાણ. [કલમ. *v. t.* વણવું.

**Quill,** *n.* પીછું; લખવાનું પીછું; લેખણી;

**Quill-driver,** *n.* લખનાર; કારકુન.

**Quilt,** *n.* રજાઈ; સુજની; ગોદડું; તળાઈ. *v. t.* ગોદડું-ગોદડાં-રજાઈ સરખું સીવવું.

**Quinary, Quinate,** *a.* પાંચ; પાંચનું; જેનાં પાંચ છે એવું. [ગલાઈ બેદાણા.

**Quince,** *n.* સફરજન; સેબ. Q. seed મો-

**Quinine,** *n.* તાવ કાઢે એવું સિંકોનામાંથી મળતું એક જાતનું સફેદ કડવું ઓસડ.

**Quinquagesima,** *n.* ઇસ્ટરના તહેવારની પહેલાં આસરે ૫૦ મે દિવસે આવતો રવિવાર.

**Quinquangular,** *a.* પાંચ કોણવાળું; પંચકોણ.

**Quinque,** *adj.* પાંચ.

**Quinquennial,** *a.* પાંચ પાંચ વર્ષે થતું-

**Quinsy,** *n.* ગંડ-કંઠમાળા. [આવતું.

**Quintal,** *n.* સો રતલ.

**Quintessence,** *n.* સાર; તત્વ; કસ. The q. of pride ગર્વનો બાપ.

**Quintette,** *n.* પાંચ રાગ માટેનું ગીત.

Quintuple, *a.* પાંચગણું-વડું-પટ. *v. t.* પાંચગણું કરવું.

Quip, *n.* મહેણું; દુઃખ લાગે એવો સામો ઉત્તર. *v. t. i.* મહેણું-તાણો મારવો.

Quire, *n.* કાગળના એકઠા રાખેલા ૨૪ તાવ; દસ્તો; ઘા; ઘાયો.

Quirk, *n.* યુક્તિથી નીકળી જવાની બારી; ઉડાવવું તે. ચુટકો; લેહેજો; છકકો પંજો; બોલવાની લપટ ઝપટ.

Quit, *v. t.* છોડવું; ત્યાગ કરવો; વર્જવું; પુરૂં કરવું; છેડો લાવવો; બજાવવું;-માંથી છુટું કરવું-છોડવું; વાળવું; આપવું. To q. cost ભરીવાળી આપવું. *a.* મોકળું; છુટું; દોષ-ઉપકાર મુક્ત.

Quitclaim, *n.* દસ્તાવેજ કરી ફારગતી આપવી તે. *v. t.* ફારગતી આપવી; માંગણું-લહેણું-છોડવું-છોડી દેવું.

Quite, *ad.* છેક; બીલકુલ; તદન; તમામ; કેવળ; ઘણું.

Quit-rent, *n.* જમીન આપતાં સરકાર જે ગણોત ભરવાની ફરજ જમીરદારને પાડે (જેથી તે બીજી બધી ચાકરી કરવાથી છુટો થાય તે).

Quits, *n.* બરાબરી. To be q. બરાબર થવું-હોવું; એક બીજાના લેણદેણમાંથી મુકત થવું.

Quittance, *n.* અભરામ નદાવા; બેદાવો.

Quiver, *n.* ભાથો. *v.i.* ધ્રુજવું; કાંપવું; થરથરવું.

Qui vive, *n.* "કોન હૃય." (પેહરેગીરનું પૂછવું.) To be on the qui vive, પેહરેગીર માફક સાવધ રહેવું.

Quixotic, *a.* બુદ્ધિ વિરૂદ્ધ અદભુત વૃત્તિનું; વિલક્ષણ વૃત્તિનું. અક્કલથી ઉલટી રીતે અદભુત.

Quixotism, *n.* વિલક્ષણ વૃત્તિ; અક્કલથી ઉલટી રીત.

Quiz, *n.* ગુંચવી નાખે એવી મશ્કરી; મશ્કરો; મશ્કરી કરનાર. *v. t.* ગુંચવી નાખવું; મશ્કરી કરવી; ઠાવકું મ્હો રાખી બનાવવું.

Quizzical, *a.* મશ્કરૂં; મશ્કરી કરનારૂં.

Quoin, *n.* ખુણો; કોણ; ફાંચર.

Quoit, *n.* ચક્કર. *v. i.* ચકકરથી રમવું.

Quondam, *a.* આગલું; માજી.

Quorum, *n.* કામ ચલાવી શકે એટલા સભાસદોની મંડળી-સંખ્યા.

Quota, *n.* ભાગ; હિસ્સો; પાંતિ; ભાગે પડતો ભાગ; વર્ગણી.

Quotable, *a.* બીજા ગ્રંથકારનું વાકય-ફકરો ઉતારી લેવા જેવું-જોગ.

Quotation, *n.* બીજા ગ્રંથકારનું ઉતારી લીધેલુ વાકય. બીજાના ગ્રંથમાથી ઉતારી લેવું તે. કિમ્મત કહેવી તે. ભાવ; કિમ્મત.

Quote, *v. t.* બીજા ગ્રંથકર્તાનું વાકય બોલવું-ઉતારી લેવું;-ની કિમ્મત-ભાવ કહેવો.

Quoth, *v. i* Q. I હું બોલ્યો-બોલું છું; Q. he તે બોલ્યો-બોલે છે.

Quotidian, *a.* રોજનું;રોજ આવતું. *n.* રોજ આવતો તાવ.

Quotient, *n.* ભાગ; ભાગાકાર; ફળ.

Quotum, *n.* હિસ્સો; ભાગ.

# R.

Rabbet, *v. t.* પાટિયાને સાંધો જોડવા સારૂ તેની ધાર રોખવી. *n.* પાટિયાની કોર ઉપરનો ખાંચો.

Rabbi, *n.* યહુદી વિદ્વાન માણસ-શાસ્ત્રી-પંડિત-સ્વામી.

Rabbinic-al, *a.* યહુદી લોકમાંના પંડિતો-શાસ્ત્રીનું-સંબંધી-ને લગતું.

Rabbit, *n.* સસલું; સસો.

Rabble, *n.* તોફાની-ધુમડી-હલકા લોકોની ભીડ-ઠઠ-ટોળું. The r. નીચા-હલકા-પાજી લોકો.

Rabid, *a.* ઘેલું; દિવાનું; ગાંડું; હડખાયલું.

Raccoon, *n.* એક જાતનું ચોપગું જાનવર.

Race, *n.* દોડવાની સરત-હોડ. દોડ; માર્ગ

રસ્તો; વેગથી વહેતો પાણીનો પ્રવાહ-ઓઘ. *pl.* ઘોડાની સરતને માટે માણસોનો જમાવ. વંશ; નસલ; કુળ; પેઢી; જાત. A mill r. નીકમાં વેહેતા જે પાણીના પ્રવાહથી પાણી ચકકી ફરે છે તે. *v. i.* ઝડપથી દોડવું.

**Race-horse,** *n.* સરતનો-સરતી ઘોડો; સરત દોડવા માટે પાળેલો ઘોડો.

**Raceme,** *n.* ફુલનો કે ફળનો ઝુમખો.

**Racer,** *n.* સરતમાં દોડવા જેવો ઘોડો.

**Raciness,** *n.* તીખાસ; તીખાપણું; દારૂમાં પોતાની ઉત્પતિ સુચવે એવો સ્વાદ હોવો તે. ભાષામાં કસાની ઉત્પતિ સુચવે એવો રસ હોવો તે.

**Rack,** *n.* ગુન્હો મનાવવાને આંગ તાણવાનો-ચીપટી ભીડવાનો સિંકજો-યંત્ર. અતિ વેદના દુ:ખ; મળાણ; ચીજો ગોઠવીને મહેલી રાખવાની ઘોડી. *v. t.* સિંકજામાં દાબવું-દાબી ખેંચવું; દુ:ખ દેવું; રિબાવવું; જબરદસ્તીથી પૈસા કઢાવવા. To rack one's brains, ઘણોજ લાંબો વિચાર કરી કરી માથું દુખવવું-મગજને અતિશય તસ્દી આપવી.

**Racket,** *n.* ખણખણ; ખણખણાટ; ખટખટ.

**Racking,** *a.* અતિ વેદનાકારક. [મણોત.

**Rack-rent,** *n.* વાજબી કરતાં વધારે ભાડું.

**Racy,** *a.* તીખું; પોતાની ઉત્પતિ સુચવે એવો સ્વાદ રાખનાર (દારૂ).-ની ઉત્પતિ સુચવે એવી રસવાળી (ભાષા.) [બંધી.

**Radial,** *a.* હાથના આગલા ભાગનું; કાંડાનું-સં-

**Radiance-cy,** *n.* તેજ; પ્રકાશ; પ્રભા; કાંતિ; ઝળકાટ; દીપ્તિ. [જોમય.

**Radiant,** *a.* તેજસ્વી; ચકચકિત; પ્રકાશિત; તે-

**Radiata,** *n.* ચક્ર આકારના પ્રાણીમાત્ર.

**Radiate,** *v. i.* કિરણ ફુટવાં-પડવાં; પ્રકાશવું. ગરમી કસામાંથી સીધી લીટીમાં નીકળી આવવી-જવી.

**Radiated,** *a.* એક મધ્યમાંથી નીકળતી પાંસળીવાળું. ચક્ર આકારના પ્રાણીનું-માંનું.

**Radiation,** *n.* કિરણ ફુટવાં-પડવાં તે; પ્રકાશ. ગરમી કસામાંથી સીધી લીટીમાં નિકળી આવવી-જવી તે. [નાં કિરણો નીકળે છે તે.

**Radiator,** *n.* જે પદાર્થમાંથી પ્રકાશ કે ગરમી-

**Radical** *a.* મુળનું; આરંભનું; અસલનું; જાતિનું; જન્મનું; કુદરતી; મુળ-અસાધિત (શબ્દ.) (Bot.) તરત મુળમાંથી નીકળતું. *n.* મુળ-અસાધિત શબ્દ; મુળ શબ્દમાંનો અક્ષર. (સરકારી રિવાજને) જડ મુળથી ઉખેડીને સુધારો કરનાર-કરવાનો મત રાખનાર; અતિશય ફેરફાર કરવાનો મત ધરાવનાર. (chem). મુળતત્વ.

**Radicalism,** *n.* ચાલુ રાજ્યવ્યવસ્થા ઉથલપાથલ કરીને સુધારો કરવાનો જે મત તે.

**Radically,** *ad.* મુળથી; આરંભથી; અસલથી.

**Radication,** *n.* મુળ-જડ બાઝવી-પકડવી-લેવી-ધરવી તે. [થાયછે-બાઝેછે તે ભાગ.

**Radicle,** *n.* બી કે બીજના જે ભાગનું મુળ

**Radish,** *n.* મુળો.

**Radius,** *n.* ત્રિજ્યા; વ્યાસાર્ધ; વ્યાસાર્ધરેખા. કાંડું. [ઝાડનું મુળ-જડી-મુળિયું.

**Radix,** *n. pl.* Radices, મુળ; મુળશબ્દ.

**Raff,** *n.* કચરો; વાસીદું; પુંજો. તોફાની-હલકા લોકોની ભીડ-ઠઠ-ટોળું.

**Raffle,** *n* સોરતી. *v. i.* સોરતીમાં મુકવું; સોરતીમાં મુકેલી વસ્તુ જીતવાને પાસા નાખવા.

**Raft,** *n.* તરાપો; તર.

**Rafters,** *n. pl.* વળીઓ; સાકટો-ટી; વાંસા.

**Rag,** *n.* ચિંધરું; ચિંધરડી. Rags, *pl.* ચિંથરાં; ફાટાં તુટાં કપડાં.

**Ragamuffin,** *n.* અધમ-હલકું-નિચ માણસ.

**Rage,** *n.* જોષાવેશ; ઘણો ગુસ્સો; ક્રદ્ધન; પ્રકોપ;

અમર્ષ; જોશ; જોસ્સો; જોર; તડાકો. ઝપાટો; સપાટો; સુસવાટો. અતિ હોંસ-આતુરતા-હવસ. *v. i.* ગુસ્સે થવું; ક્રોધ કરવો; તપી જવું; જોશમાં આવી જવું; ચડભડવું; પિત્તો ઉછળવો.-નો સપાટો-ઝપાટો થવો-લાગવો. અતિશય દુ:ખ-નાશકારક હોવું;-થી અનર્થ-કેહેર-નાશ-ગજબ-મલય થયા કરવો.

**Ragged,** *a.* ચિથરાં ઉડેલાં; ચિથરે ચિથરાં થઈ ફાટી તુટી ગયલું. ચિથરિયો; ચિથરેહાલ; ઉંચું-નીચું; ખડબચડું; ખાડા ખબચાવાળું.

**Ragman,** *n.* ગાભા ચુંથાવાળો-લેનારો.

**Raging,** *a.* ગુસ્સામાં આવેલું; ક્રોધાયમાન; ખિજવાયલું; ઉન્મત્ત; ગાંડું.

**Ragout,** *n.* સખ્ત અને સ્વાદિષ્ટ જમણ. [કુમલો.

**Raid,** *n.* દ્વેષભાવથી-લુટને માટે કરેલી સ્વારી.

**Rail,** *n.* કટેરો; સળિયો; ગજ, ગરાદ. *v.t.* કટેરા કરવા-જડવા-બેસાડવા. *v. i.* નિંદા-જખાં કરવી; ગાળ દેવી; મ્હોડું ચલાવવું; ફફડવું.

**Railer,** *n.* નિંદક-નિંદાખોર પુરૂષ-જન; મ્હોડાનો છુટો માણસ.

**Railing,** *n.* કટેરો; વાડ. કટેરા કરવાના લાકડાં. ગાળ; નિંદા; અપમાન. *a.* નિંદા ભરેલું-યુક્ત; અપમાન કરતું.

**Raillery,** *n.* મજાક; મશ્કરી; ઠઠ્ઠો; ચેષ્ટા.

**Rail-road-way,** *n.* લોખંડની સડક-નો રસ્તો.

**Railway plant,** હથીઆર, સંચા, ગાડી વગેરે રેલવે બનાવવા અથવા ચલાવવાનો સામાન.

**Raiment,** *n.* પોશાક; વસ્ત્ર; કપડાં; પેહેરવાનાં લુગડાં.

**Rain,** *n.* વરસાદ; પર્જન્ય; વૃષ્ટિ; મેઘ. Pelting r. સડસડાટ પડતો વરસાદ. The rains વર્ષાકાળ; ચોમાસું. *v. i.* વરસાદ વરસવો-પડવો -ની ધાર પડવી. *v. t.* -નો વરસાદ વરસવો. વરસાવવું; -ની વૃષ્ટિ કરવી.

**Rain-bow,** *n.* ઈન્દ્રચાપ; ઈન્દ્ર-મેઘધનુષ; વરસાદની કમાન.

**Rain-gauge,** *n.* વરસાદ માપવાનું-માપક યંત્ર.

**Rainy,** *n.* વરસાદનું, વૃષ્ટિનું.

**Raise,** *v. t.* ઉંચકવું; ઉંચકી લેવું; ઉઠાડવું; ઉઠાવવું. ઉભું-ઉંચું-સીધું કરવું. બાંધવું; ઉઠાવવું; ઉભું કરવું. ચઢાવવું; મહોટો દરજ્જો આપવો. ચઢાવી દેવું; વધારવું. ઉસ્કેરવું; ઉઠાવવું. જગાડવું; હોંશિયાર-સાવધ કરવું. ઉત્પન્ન-પેદા કરવું; સરજાવવું. મુએલાને ઉઠાડવું-સજીવન કરવું. વાત-ગપ ઉડાવવી-ઉઠાવવી. પૈસા-લશ્કરનો જમાવ-એકઠું કરવું. (કણક-લાહી) ચડે તેમ કરવું; ફુલાવવું; ઉપસાવવું. To raise a blockade, વહાણો હંકારી લઈ જવાં. To raise a siege, ઘેરો ઉઠાવવો.

**Raisin,** *n.* સુકકી દરાખ; ખિસમિસ; બેદાના-ણા.

**Rajah,** *n.* રાજા; સ્વામિ.

**Rake,** *a.* પંઝેટી. વહાણના કુવા-ડોલનો વાંક; લુચ્ચું-હરામજાદું માણસ; રંડીબાજ. *v. t.* પંઝેટીથી એકઠું કરવું. પંઝેટીથી સાફ કરવું; જમાવ-એકઠું-સંગ્રહ કરવો; અમથું રખડયા કરવું; દુરાચરણ-બદફેલી કરવી.

**Rakish** *a.* બદફેલીવાળું; વ્યસની; બદકામી.

**Rally,** *v. t.* વિખરાઈ ગયલી ફોજ-લશ્કરને એકઠું કરી ગોઠવવું.-ની મશ્કરી-મજાક-ઠઠ્ઠો-ઉપહાસ કરવી. *v. t.* પાછું એકઠું થવું; પહેલાની સ્થિતિમાં-ઠેકાણે આવવું. *n.* વિખેરાઈ ગયલી ફોજને એકઠી કરી ગોઠવવી તે.

**Ram,** *n.* મેંઢો; ઘેટો; મેશરા-શિ; કિલ્લાની દીવાલ-ભિંત તોડી પાડવાનું-માં ગાબડું પાડવાનું હથિયાર-યંત્ર-સાધન. *v. t.* ઠાંસીને ઘાલવું; ઠાંસવું. દાબી-ચાંપી-ઠોકીને ભરવું.

**Ramble,** *n.* રખડપટ્ટી; અહીં તહીં ફરવું તે; ફેરી; વિહાર. *v. i.* અહીં તહીં ફરતા ફરવું

-ભટકવું; રખડપટ્ટી કરવી. (બોલવામાં) આડું જવું-ફાટવું; લથડવું; ફાંફાં મારવાં.

**Rambler,** *n.* અહીં તહીં ફરતા ફરનાર; ભટકનાર; રઝળનાર. બોલવામાં લથડનાર-આડું ફાટનાર. [અહીં તહીં ફરતું. ફાંફાં મારતું.

**Rambling,** *a.* રખડતું; રઝળતું; ભટકતું;

**Ramification,** *n.* ફાંટા ફુટવા-નિકળવા તે; શાખા; ડાળી. ભાગ; વિભાગ; ખંડ.

**Ramify,** *v. t.* -ની શાખા-ભાગ-વિભાગ-ખંડ કરવા-પાડવા. *v. i.* શાખા પાડવી; ડાળી-ફાંટા ફુટવા- નીકળવા.-ની શાખા-ના વિભાગ પડવા.

**Rammer,** *n.* ઠોકવાની મ્હોટી મોગરી.

**Ramous,** *a.* શાખા પડેલી હોય તેવું; ફાંટાવાળું; ડાળીઓથી ભરપુર.

**Ramp,** *v. i.* કુદવું; ઉછાળા-કુદકા મારવા.

**Rampage,** *v.* મરજી માફક ભટકવું-મ્હાલવું.

**Rampancy,** *n.* અતિ ફેલાવો-જોર; અનીતિ; અનર્થ. [વધી ગયલું.

**Rampant,** *a.* હદ બહાર ગયલું; વધેલું; શિકાર કરવા માટે તૈયાર હોય તેમ પાછલા પગ પર ઉભું રહેલું.

**Rampart,** *n.* કિલ્લાની ભીંત-દીવાલ કોટ.

**Ramrod,** *n* બંદૂક-તોપ વગેરેનો ગજ; સળિયો.

**Rancid,** *a.* વાસ મારતું; ગંધાતું; ખોરું; ફુગઉગવાળું; ઉતરી-ખાટું થઈ ગયલું.

**Rancidity,** *n.* ગંધાતા-ખોરાપણું; ખોરાસ. ઉબ; ફુગ.

**Rancorous,** *n.* ક્રેષી; હાડવેરનું; કીનાખોર; ખારીલું.

**Rancour,** *n.* હાડવેર; કીનો; ભારે અદાવત; ખાર; ખુનસ.

**Random,** *n.* નેમ-નિશાન-ઠેકાણા વગરનું; ગેર શિરસ્તાનું; અગાઉથી સુમાર-અડસટો-અજમાયેશ કાઢયા વગરનું. *n.* નેમ-ઠેકાણા વગરપણું. At r. નેમ-ઠેકાણા-ધડા વગર; ગમે તેમ; ગેર શિરસ્તે.

**Rang,** *pret of ring* (ઘંટ) વાગ્યો; અવાજ થયો.

**Range,** *v. t.* હારબંધ ગોઠવવું-ગોઠવણ-વ્યવસ્થા કરવી; વર્ગ-ભાગ પાડવામાં ગોઠવવું-મુકવું-બાજુએ-પાસે થઈને જવું. *v. i.* મર્યાદા-પ્રતિબંધ રાખ્યા વગર-ગમે તેમ-મરજી પડે તેમ ભટકવું-રખડવું-ફરતા ફરવું. પહોંચ હોવી; પહોંચી શકવું; ફરી વળાય એટલું અંતર હોવું. *n.* હાર; ઓળ; પંક્તિ; વર્ગ; જાત; પ્રત; ગણ; પહોંચ; પ્રસાર; વિસ્તાર.

**Ranger,** *n.* ઘોડેસ્વાર સિપાઈ. A forest r. વન-રાનનો રખેવાળ.

**Rank,** *n.* હાર; ઓળ; પંક્તિ; હોદ્દો; પદવી; દરજ્જો; પાયરી; વર્ગ; જાત; પ્રત; ગણ; મહોટી પદવી-દરજ્જો The ranks, r. & file, સિપાઈ મંડળ. *v. t.* હારબંધ-હારોહાર ગોઠવવું; કોઈ ચોકકસ વર્ગ-જાતમાં મુકવું. *v. i.* કોઈ ચોકકસ વર્ગ-પ્રકારમાંનું ગણાવું-હોવું.-ની પદવી-દરજ્જો હોવો; ગણાવું. *a.* અતિશય ફાલેલું; વધી ગયલું. જેનાં અતિશય પાક થાય એવું; ઘણું રસાળ; ફળદ્રુપ; બહુજ વાસ મારતું; ગંધાતું; ખોરું; ઉતરી ગયલું; અતિશય; ભારે-જબરું; પરાકાષ્ટાનું.

**Rankle,** *v. t.* સડવું; સડી-કોહી જવું; વેર વગેરે વધારે જોરમાં આવવું-પાકું બંધાતું જવું.

**Rankness,** *n* ખોરાસ; ખોરા-ગંધાતાપણું.

**Ransack,** *v. t.* લુટવું; ધાડ પાડવી; બધે ફરી વળીને તલાસ-ખોળ કરવી, ઝાડો લેવો-જોવો; ખોળવું.

**Ransom,** *v. t.* દંડ-નાણું-અવેજ આદિ લઈ-આપી છોડવવું છુટકારો કરવો-મુક્તિ આપવી,-નો અવેજ-દંડ આપવો. *n.* છુટકાને માટે આ-

પૈલો અવેજ-દંડ-નાણાં, છુટકો છુટકારો, મુકિત અપરાધની માફીનો અવેજ-દંડ.

Ransomer, *n.* દંડ-નાણાં-અવેજ આપીને છુટકો કરનાર-છોડાવનાર.

Ransomless, *a.* દંડ અવેજ વગરનું.

Rant, *n.* મ્હોટે સાદે વગર વિચારે કરેલું ભાષણ બોલવું તે, બડબડાટ *v. i.* મોહોટે સાદે બડબડવું-લવલવવું, મહોટા મહોટા શબ્દો વિચાર વગર મહોટેથી બોલવા.

Ranter, *n.* મહોટે સાદે બડબડ કરનાર.

Rap, *n.* ઠોક, સપાટો-ઝપાટો ઠોકો, ઠોકવાથી થતો અવાજ.| કોડી, દમડી, કોડી-બે બદામનું માણસ. *v. i. t.* ઉપર ઠોકવું-મારવું, ઠોકાવું. To r. out એકદમ જોરથી ઠોકીને બોલવું, તડકાવું.

Rapacious, *a.* લુટારૂ; જોર જુલમથી ખુંચી-ઝુટાવી-છિનવી લેનાર, અપહરણશીલ. ફાડી-ખાનારૂં, હિંસક. જોર જુલમનું-ભરેલું.

Rapaciously, *ad.* હિંસાથી, જોર જુલમથી.

Rapacity, *n.* લુટારાપણું, લુટાલુટ, અપહરણ શીલતા. ફાડી ખાવાનો-સ્વભાવ. જોરજુલમથી ગેરવાજબીપણે પૈસા કઢાવવા તે- અતિશય-બેલોભ-લાલચ.

Rape, *n.* બળાત્કારે ઝુટાવી લાવવું તે, હરણ. જોરજુલમથી-બળાત્કારે કરેલો સ્ત્રીસંભોગ. એક જાતનો કોબજના જેવો છોડવો

Rapid, *a.* શીઘ્રગામી, ઉતાવળું, શીઘ્ર, વેગથી ઉતાવળે ચાલતું-વહેતું-દોડતું-જલદીથી ઉતાવળથી થતું-થાય એવું.

Rapidity, *n.* જલદી, ઉતાવળ, ત્વરા, ઝટપટ.

Rapidly, *ad.* જલદીથી,વેગે, ઉતાવળે, જલદી.

Rapids, *n. pl.* નદીના જે ભાગમાં પાણીનો વેગ વધારે હોય છે તે ભાગ.

Rapier, *n.* ખાંડું, જમિયો, તે જો.

Rapine, *n.* લુટાલુટ, લુટફાટ; ધાડ, લુટ, જોર-જુલમ, બળાત્કાર, જબરી, જબરદસ્તી.

Rapparee, *n.* એક જંગલી આયર્લંડનો લુટારો.

Rappel, *n.* સિપાઈઓને બોલાવવા માટે પડઘમનું વાગવું તે.

Rapt, *a.* તલ્લીન-ગરક-નિમગ્ન થયલું.

Rapture, *n.* અત્યાનંદ, હર્ષાવેશ, ખુશી, પરમાનંદ, બેહદ ખુશાલી. જોસ્સો, આવેશ.

Rapturous, *a.* આત્માનંદનું, હર્ષકારક, પરમાનંદનું, આનંદ-ખુશી ભરેલું. [માણસ.

Rara-avis, *n.* અપુર્વ પક્ષી. અસાધારણ

Rare, *a.* અસાધારણ, કોઈજ વખતે જોવામાં આવતું, વિરલું, નવાઈ જેવું, અપુર્વ. અત્યુત્કૃષ્ટ, દુર્લભ, નાદર, દુઃખે મળે એવું, ઘણું સરસ, વિરલું. અહીં તહીં વિખારાએલાં-છુટાં પડી ગયલાં, તુટક. પાતળું. પુરં બફાયલું-સેકેલું નહીં તેવું, કાચું.

Rarefaction, *n.* પાતળું કરવું તે,-થી પાતળું તણું થવું તે,-નું ઘટપણું ઓછું થવું તે.

Rarefy, *v. t. or i.* પાતળું કરવું,-થી પાતળું. થવું-નું ઘટપણું ઓછું થવું.

Rarely, *ad.* કવચિત; કોઈજ પ્રસંગે.

Rarity, *n.* અસાધારણ-વિરલાપણું; નવાઈ; દુર્લભ-અપુર્વ વસ્તુ-ચિજ; પાતળા-કમઘટપણું.

Rascal, *n.* લુચ્ચો; ઠગ; શઠ; હરામજાદો-ખોર.

Rascality, *n.* લુચ્ચાઈ; ઠગાઈ; સઠાઈ; હરામખોરી. [ચ્ચાઈનું ભરેલું; હલકુ.

Rascally, *a.* લુચ્ચું; ખંધું; લાંઠિયું; શઠ; લુ-

Rase, *v. t.* નાશ-જમીનદોસ્ત-પાયમાલ કરવું; જડમુળથી ઉખેડી નાખવું. છેકી-ભુસી નાખવું.

Rash, *a.* ઉતાવળું; અવિચારી; અધીર; આકળું; કાચી મસલહતનું; અવિચારનું; અળાઈ; ગરમીને લીધે શરીર પર જે ફોલ્લીઓ થાય છે તે.

**Rasher,** *n.* પાતળી ચીપ-કાતળી; પાતળો પહોળો કાપીને કરેલો કકડો.

**Rashly,** *ad.* ઉતાવળથી; અવિચારથી; જે.સ્સાભેર.

**Rashness,** *n.* અવિચાર; ઉતાવળાપણું.

**Rasp,** *n.* એક જાતની કાનસ-રેતડી. *v. t.* કાનસથી ઘસવું-છોલી કાઢવું.

**Raspberry,** *n.* એક જાતનું ખાટું મીઠું ખડબચડું ફળ.

**Rasure,** *n.* છેકી નાખવું તે; છેકો.

**Rat,** *n.* ઊંદર; કોળ; ઘુંસ. Musk r. છછુંદર; To smell a r. શક-સંશય પડેથી સાવચેત રહેવું; ગંધ-વાસ-સંશય આવવો. *v. i.* અસલ પક્ષ-ટોળી છોડી દઇ સામા પક્ષ-ટોળીમાં જવું; સ્વપક્ષ ત્યાગ કરવો.

**Ratable,** *a.* વેરો લેવા-ભાવ આંકવા જોગ.

**Ratan,** *n.* નેતર; છડી.

**Ratchet,** *n.* ઘડિયાળનું ભુત ચક્કર.

**Rate,** *n.* દર; ભાવ; પ્રમાણ; દરજ્જો; કિમ્મત; મુલ; ભાવ; નિરખ; નેમણુક; ધારો; કર; વેરો. *v. t.* -નો દર-ભાવ-કિમ્મત ઠરાવવી; આંકવું. -ની ગણના કરવી; ગણવું; લેખવું; વર્ગ દરજ્જો નેમવો-ઠેરવવો; ધમકાવવું; ઠપકો દેવો; બોલ સંભળાવવા. *v. i.* વર્ગ-દરજ્જામાં-નું ગણાવું.

**Rate-payer,** *n.* કર ભરનારો.

**Rath, or Rathe** *a.* વહેલું આવેલું.

**Rather,** *ad.* કરતાં; તે કરતાં. ખરૂં કહીએ તો; ઉલટું; તે કરતાં; જરાક; કંઇક; લગાર થોડુંક; થોડું ઘણું. The r. વિશેષે એ માટે; મુખ્યત્વે કરીને.

**Ratification,** *n.* કબુલ-મંજુર કરવું-રાખવું-તે; સહી કરવી તે.

**Ratifier,** *n.* કબુલ-મંજુર કરનાર-રાખનાર.

**Ratify,** *v. t.* કબુલ-મંજુર કરવું-રાખવું; સહી કરવી.

**Ratio,** *n.* પ્રમાણ; પરિમાણ.

**Ratiocination,** *n.* અનુમાન-તર્ક કાઢવો તે; તર્કવિદ્યા-શાસ્ત્ર-જ્ઞાન.

**Ration,** *n.* ભાથું; સીધું; અન્નપાનાદિકની નેમણુક.

**Rational,** *a.* બુદ્ધિસંપન્ન; તર્કજ્ઞ; જેને તર્કશક્તિ આપેલી છે તેવું. બુદ્ધિને અનુકુળ-માફક આવે તેવું; બુદ્ધિનું-ભરેલું. સારાસાર સમજનાર; ડાહ્યું. યુક્તિથી કામ કરનાર. જેનું મુળ બરાબર નીકળે તેવી (સંખ્યા.)

**Rationale,** *n.* ખુલાસો; ઉપપત્તિ.

**Rationalism,** *n.* ઈશ્વરોક્ત શાસ્ત્ર ન માનીને માનવી અક્કલથી શોધી કાઢેલું મત.

**Rationalist,** *n.* ઈશ્વરોક્ત શાસ્ત્ર કોઇ નથી એવું માનીને માનવી અક્કલથી શોધી કાઢેલું મત માનનાર; ધર્મજ્ઞાન સંપાદન કરવાને માટે માત્ર બુદ્ધિ ઉપર આધાર રાખનાર; નિઃશાસ્ત્રવાદી.

**Rationality,** *n.* તર્કશક્તિ-બુદ્ધિ; જ્ઞાનશક્તિ; બુદ્ધિને અનુકુળતા.

**Rationally,** *ad.* તર્ક-જ્ઞાન શક્તિથી; બુદ્ધિથી

**Ratoon,** *n.* શેરડીના મુળિયામાંનો ફુ-સણગો.

**Ratsbane,** *n.* જેમાં બે ભાગ સોમલખાર અને એક ભાગ આક્સિજન એવો તેજાબ.

**Ratteen,** *n.* એક જાતનું જાડું વણાટવાળુ ઉનનું કાપડ.

**Ratten,** *v.* મજુરો વગેરે જે હથીઆરોને નુકસાન પહોંચાડી જબરદસ્તીથી તેઓને કામ કરતા અટકાવવું.

**Ratting,** *n.* અસલ પક્ષ-ટોળી છોડી દઇ સામા પક્ષમાં જવું તે; સ્વપક્ષ ત્યાગ કરવો.

**Rattle,** *n.* ખખડવું; ગડગડવું. લપલપ-બક બક બોલવું. *v. t.* -ને ખખડાવવું; ખડખડ વાગવું. *n.* ખડખડાટ; ગડગડાટ; ખડખડ. બડબડ; બકબક; વચવચ. ઘુઘરો.

**Rattles,** *n.* ખોખરી ઉધરસ.

**Rattling,** *n.* ખડખડાટ; ગડગડાટ; ખણખણ.

**Rattlesnake,** *n.* એક જાતનો ઝેરી સર્પ જેનું

ઘુળકું ઘુઘરાની પેઠે ખખડે છે; ઘુઘરિયો સાપ.

**Raucity**, *n.* ઘાંટાનું બેઠેલા-ખોખરા-ઘોઘરાપણું; સ્વરભંગ-ભગ્નતા.

**Ravage**, *v. t.* લુટવું; -ની લુટફાટ-લુટ કરવી; ધાડ પાડવી;-ને વેરાન કરવું. *n.* વિનાશ-ઉચ્છેદ; ધુળધાણી; નાશ; ખરાબી; નખોદ; ક્ષય; ખે.

**Rave**, *v. i.* ચળવું; ચળેલ થવું; મગજ ભમવું; ગાંડા બનવું-બની જવું. બકવા-લવારા ઉપર ચઢવું. ઘેલાં કાઢવાં; હાવરૂંબાવરૂં થવું. *n.* ગાડાંનું ઉપલું લાકડું.

**Ravel**, *v. t.* ગુંચવી નાખવું. *v. i.* ગુંચવાઈ જવું To r. out જે વણેલું-ગુંથેલું હોય તે ઉકેલવું.

**Ravelin**, *n.* કિલ્લાનો બહારનો કોટ; બહારકોટ.

**Raven**, *v. i.* જંગલી કાગડો. લુટાલુટ; લુટફાટ; ધાડ; જોરજુલમ; બળાત્કાર; જબરી; જબરદસ્તી. *v.i.* ફાડી ખાયાં કરવું. *v. t.* બહુ ઝડપથી-અટકયા વગર ખાઈ જવું; ગપાગપ ખાવું.

**Ravenous**, *a.* ભભડો છુટેલું; ખાઉં ખાઉં કરી રહેલું; ખાવાને માટે વખવખતું તલપતું. ખાઉધરિયું. ખાઈ જાય એવું; ફાડી ખાનારૂં; કોળિયો કરે એવું.

**Ravenously**, *ad.* ખાઉં ખાઉં કરીને; વખવખીને; તલપીને.

**Ravine**, *n* ખિંડ; કોતર; નાળું.

**Raving**, *a.* ગાંડું; ચળેલું; ઉન્મત્ત; ક્રોધાયમાન; જુસ્સામાં આવેલું; બડબડતું; બકતું; ઘેલાં કાઢતું.

**Ravish**, *v. t.* હરવું; હરણ કરવું; જોરજુલમજબરદસ્તીથી પકડી લઈ જવું; જોરજુલમથીબળાત્કારે સ્ત્રીસંભોગ કરવો; ઉપર બળાત્કાર કરવો. મન હરી લેવું.

**Ravisher**, *n.* હરણ કરનાર; જુલમથી પકડી લઈ જનાર. જુલમથી-બળાત્કારે સ્ત્રીસંભોગ કરનાર. મન હરી લેનાર.

**Ravishing**, *a.* મન હરી લેનારૂં. *n.* બળાત્કારે કરેલો સંભોગ.

**Ravishment**, *n.* બળાત્કારે-જુલમથી સ્ત્રીસંભોગ કરવો તે. મન હરી લીધેલું હોવું તે; મનનું હરણ. હરવું તે; હરણ.

**Raw**, *a.* કાચું; અપકવ; રાંધેલું નહીં તેવું. ઉપર ચામડી નહીં હોય તેવું; ચામડી વગરનું; ચર્મ રહિત. કાચું; પાકેલું નહીં તેવું. કચ્ચું; અનુભવ-મહાવરા વગરનું; નવું; થોડી આવડતનું; ટાઢું; શરદીનું; થંડું. કાંતેલું નહીં તેવું; કાચું. નર્યું; નિર્મળ. આખું; લીલું; સોરેલું નહીં એવું.

**Raw-boned**, *a.* થોડા માંસવાળા હાડકાંનું.

**Raw-head**, *n.* હાઉ; બાઉ ગુ; બાહુ.

**Rawness**, *n.* કાચા-અપકવપણું.

**Ray**, *n.* કિરણ; તેજ; અંશુ. બુદ્ધિરૂપી તેજનું કિરણ; બુદ્ધિપ્રકાશ. એક જાતની માછલી.

**Rayless**, *a.* કિરણ વગરનું.

**Raze**, *v. t.* નાશ જમીનદોસ્ત-પાયમાલ કરવું. જડમુળથી ઉખેડી નાખવું.

**Razor**, *n.* અસ્ત્રો; છરો.

**Razor-strop**, *n.* હજામની ટપટપ.

**Reach**, *v. t.* લાંબુ કરવું; લંબાવવું; પોંહોચવું; ને અડકવું; હાથ પોંહોંચવો.-ને હાથોહાથ આપવું. આવી પોંહોંચવું; આવવું; દાખલ થવું.-ને લાગવું; પર અસર કરવી-થવી. પોંહોંચાડવું. *v. i.*-નો વિસ્તાર હોવો.-ને-સુધી પહોંચવું;-ને લાગવું *n.* વિસ્તાર; ફેલાવો. પહોંચ; ગ્રહણ શકિત; તાકાત; પહોંચવું તે. વાંક વગરનો નદીનો કોઈપણ ભાગ.

**React**, *v. i.* ફરી-પાછું-પુનઃ કરવું. *v. t.* ને સામો ધક્કો લાગવો, પ્રત્યાઘાત થવો;- ની સામી અસર થવી.

**Reaction**, *n.* સામું જોર; પ્રત્યાઘાત; પ્રતિક્રિયા.

Reactionary, *a.* (ફેરલી મુદ્દતથી ચાલી આવેલી રીત ભાત-ની સુધારાવાળી ચાલ) ની પ્રતિકુળ-થી ઉલટું.

Reactive, *a.* ફરીથી-પાછું કરતું.

Read, *v. t.* વાંચવું; લક્ષણ ઉપરથી સમજવું-ને માલમ પડવું. અવલોકનપરથી જાણવું-સમજવું. બરોબર-સારી પેઠે સમજવું-જાણવું-ઓળખવું-માહીત થવું. To r. through સાદ્યંત-છેવટસુધી વાંચવું;-નું પારાયણ કરવું. *v. i.* માં વાંચવું. ભણવું; અધ્યયન-અભ્યાસ કરવો; પઢવું. વંચાવું; લખાયલું હોવું. Well read ભણેલું; વિદ્વાન.

Read, *pret & p.p.* of read વાંચ્યું.વાંચેલું.

Readable, *a.* વંચાય-ઉકલે એવું. વંચાવા જેવું.

Reader, *n.* વાંચનાર. જે ચોપડીઓનું અધ્યયન કર્યા કરેછે તે; અભ્યાસીજન. પ્રાર્થના ભણનાર-પાઠક. છાપખાનામાં તરતની વાત તપાસીને શોધનાર. [પદવી.

Readership, *n.* દેવળમાં પ્રાર્થના ભણવાની

Readily, *ad.* શીઘ્ર;તરતજ; તત્કાળ;સહેલથી. ખુશીથી; ઢીલ-આનાકાની વગર.

Readiness, *n.* ચપળતા; ચાલાકી;-માં ઢીલ ન રાખે-આનાકાની ન કરે એવાપણું; રાજીપણું; ખુશી; તૈયારી; સિદ્ધિ, કમરબંધી.

Reading, *n.* વાંચવું તે; વાંચન. અધ્યયન; વિદ્યાભ્યાસ; ભાષણ; વ્યાખ્યાન; પાઠ; કથન; કરેલો અર્થ;-ના અર્થ વિશે સમજણ. *a.* વાંચવાનો અભ્યાસ કરનાર; અભ્યાસી.

Reading-room, *n.* પુસ્તકશાળા.

Readjust, *v. t.* પાછું ગોઠવવું-સુધારવું-બંદોબસ્ત કરવો-પતાવવું.

Readmission, *n.* કાઢી નાખેલાને ફરી-પુનઃ દાખલ કરવું-અંદર લેવું-આવવા દેવું તે; ફરી-પાછું દાખલ થવું.

Readmit, *v. t.* ફરીથી-પાછું-પુનઃદાખલ કરવું-લેવું.

Ready, *a.* ચપળ; ચાલાક; ચંચળ; માં ઢીલ ન રાખે-આનાકાની ન કરે એવું; શીઘ્ર; તરતનું; ઢીલ-આનાકાની વગરનું. તૈયાર કરેલું-થયલું; તૈયાર; સિદ્ધ; જોઈતી ચીજો પુરી પાડેલી હોય તેવું; કુશળ; નિપુણ; પ્રવિણ; હોશિયાર; દક્ષ; આવડતવાળું; રાજી; ખુશી; તૈયાર; મનનું વલણ હોય એવું;-ની તૈયારીમાં હોય એવું; પાસેનું; નજીકનું; અનુકુળ; સુગમ; ઠીક પડતું; બંધ બેસતું. *ad.* તૈયાર.

Ready-money, *n.* રોકડા પૈસા.

Ready reckoner. *n.* જુજથી તે ઘણા ભાવસુધીની એક કે વધારે વસ્તુઓની કિમ્મત તરત જણાઈ આવે એવું પુસ્તક.

Ready-witted, *a.* હાજર જબાની-જવાબી.

Real, *a.* સત્ય; વાસ્તવિક; સાચું; ખરેખરું; સ્થાવર; અચળ.

Real estate, *n.* સ્થાવર મિલ્કત.

Realism, *n.* સામાન્ય નામમાત્ર નામજ નથી પણ કોઈ મોજુદ ચીજોને દર્શાવે છે એવું મત.

Realist, *n.* તર્કશાસ્ત્રના વિષયો ખાલી નામ નથી પણ ખરી વસ્તુ છે એવું મત માનનાર.

Reality, *n.* સત્ય-તા; ખરૂં-ખરેખરૂં તે; વાસ્તવિકપણું; અસ્તિત્વ. In r. ખરે; ખરેખાત-ખર.

Realization, *n.* વસુલ કરવું-ઉઘરાવવું તે; ઉઘરાણી. અમલ-અનુભવ-વેહેવારમાં આણવું તે. સાધવું પાર પાડવું તે. માલમિલકતના પૈસા કરવા તે;-ખરૂં માનવું-ગણવું તે;-ની ખરી અસર થવી-મનમાં ઉતરવું તે.

Realize, *v. t.* અમલ અનુભવ વેહેવારમાં આણવું; સાધવું; પાર પાડવું. જંગમ મિલકતની સ્થાવર મિલકત કરવી; માલમીલકતના પૈસા-કરવા; ખરૂં માનવું-ગણવું; ખરેખરૂં માનીને

વર્તવું;-ની ખરી અસર થવી; મનમાં ઉતરવું;-ને પોતાનું હોય તેમ લાગવું; આત્માનુભવમાં લાવવું; મેળવવું; સંપાદન કરવું.

**Really**, *ad.* ખરૂં; સત્ય; વાસ્તવિક; યથાર્થ.

**Realm**, *n.* રાજ્ય; રાજ; સલતનત.

**Realty**, *n.* સ્થાવર મીલકતનું-સંબંધી તે.

**Ream**, *n.* કાગળના ૨૦ દસ્તા થાયા;૪૮૦ કાગળ.

**Reanimate**, *v. t.* ફરીથી જીવ આણવો-જીવતું-જોરાવર કરવું; -ને હિમ્મત આપવી;-થી જોર આવવું.

**Reannex**, *v. t.* પાછું જોડવું; ખાલસા કરવું.

**Reannexaticu**, *n.* પાછું ખાલસા કરવું તે.

**Reap**, *v. t.*ori. ઢાળવું;લણવું;-ની કાપણી કરવી. -ના માલની કાપણી કરવી; લણવું; ચાખવું; ભોગવવું;-ને મળવું.

**Reaper**, *n.* લણનાર; કાપનાર; ઢાળનાર; મજુર; ઢાળિયો.

**Reaping**, *n.* કાપણી; કાપણી કરવી તે; વાઢણી.

**Reaping-hook**, *n.* દાતરડું.

**Reappear**, *v. i.* બીજી વખત ફરીથી-પાછું-પુનઃ દેખાવું-નજરે પડવું.

**Reappoint**, *v. t.* બીજીવાર નિમવું; પાછું યોજવું; ફરીથી મુકરર કરવું.

**Reappointment**, *n.* બીજીવારની-પાછી-નવી નિમણુંક-યોજના.

**Rear**, *n.* પાછલી બાજુ; પશ્ચાત ભાગ; હરોલ; પછાડેની ટુકડી; અનુક્રમમાં જે છેલ્લું તે. In the r. પછાડી; છેલ્લે; પાછળ. R. admiral ત્રીજા દરજ્જાનો દરિયાઈ સેનાપતિ. R. rank પલટણની છેલ્લી પંક્તિ. *a.* પુરૂં બફાયલું-સેકેલું નહીં તેવું; કાચું. *v.t.* ઉંચું-ઉભું કરવું; ઉઠાવવું. મ્હોટું કરવું; પાળવું; ઉછેરવું. કેળવણી આપવી; વિદ્યા શિખવવી; શિખવવું; *v. i.* પાછલા પગ ઉપર ઉભું થવું.

**Rearguard**, *n.* પાછળની ટોળી-ટુકડી.

**Rearward**, *n.* હરોલ.

**Reascend**, *v. i.* પાછું ચઢવું-ઉંચે જવું; પાછો ઉદય થવો.

**Reason**, *n.* કારણ; હેતુ; મતલબ; પ્રયોજન; સબબ; નિમિત્ત; બુદ્ધિ; તર્ક શક્તિ; સારૂં નરસું સમજવાની અક્કલ-સમજ; તર્ક કરવો-અક્કલ દોડાવવી તે. ન્યાય; ઇનસાફ; વાજબીપણું; યોગ્યતા; જે યોગ્ય-રાસ્તતે; નીમ; રીત; નીમ-રીતસર-હલકી-નરમ માગણી- *v. v.* તર્ક ઉપરથી અનુમાન કરવું; બુદ્ધિ-અક્કલ દોડાવવી; વાદવિવાદ-તકરાર કરવી; દલીલો કાઢવી. *v. t.* -ની તકરાર-ચર્ચા કરવી. પ્રમાણ દેખાડીને ખાતરી કરવી-કરી આપવી; મન વાળવું.

**Reasonable**, *a.* તર્ક શકિતવાળું-સંપન્ન; સારૂં માઠું સમજવાની જેને બુદ્ધિ હોય તે. બુદ્ધિમાન; બુદ્ધિ-અક્કલ દોડાવનાર; વિવેકી; વિચારી; વિચારીને ચાલનાર; વાજબી; રાસ્ત; સબબવાળું; નીતિનું; ન્યાયી; ચાલી-કામ લાગી શકે તેવું; માફકસર; નિયમ માફક.

**Reasonableress**, *n.* જ્ઞાન-તર્ક શકિત; યોગ્યતા; વાજબી-માફકપણું; સંભવ.

**Reasonably**, *ad.* વાજબી-યોગ્ય રીતે; નીતિ-રીતિ-વિવેકથી.

**Reasoner**, *n.* તર્ક-વિતર્ક કરનાર; તર્કવિધાનું; તર્કબાજ; વર્કી.

**Reasoning**, *n.* તર્ક કરવો તે; તર્ક; વિતર્ક; તર્ક-શક્તિ-વિદ્યા-જ્ઞાન-શાસ્ત્ર.

**Reassert**, *v. t.* ફરીથી નિશ્ચયપૂર્વક બોલવું; પાછું પ્રતિજ્ઞાથી કહેવું-સ્થાપવું-સિદ્ધ-પ્રતિપાદન કરવું.

**Reassign**, *v. t.* પાછું સોંપવું-સ્વાધીન કરવું-વહેંચી આપવું; ફરીને ઠરાવવું.

**Reassume**, *v. t.* પાછું ધારણ કરવું; ફરીથી પોતાના હાથમાં લેવું.

**Reassure**, *v. t.*-ને ફરી હિમ્મત-ધીરજ આપવી; -ની બ્હીક મટે તેમ-ભયમાંથી છુટું-મોકળું કરવું; બીજી વારનો વીમો ઉતારવો.

**Reattach**, *v. t.* ફરી જપ્ત કરવું.

**Reave**, *v. t.* જોર જુલમથી હરી લેવું.

**Rebaptize**, *v. t.* પાછો-ફરી ખ્રિસ્તી-જળ-સંસ્કાર કરવો. [કરવું તે; કાપવું તે.

**Rebatement**, *n.* છુટ; ઘટાડો; બાદ-ઓછું

**Rebel**, *n.* બળવા-બંડખોર-કરનાર; રાજ્ય-દ્રોહી; સરકારની સામે તોફાન ઉઠાવનાર. *a.* તોફાની; બળવાખોર; બંડ કરતું. *v. i.* બંડ કરવું; સામે થવું-ઉઠવું;સરકારની સામે ઉઠવું.

**Rebellion**, *n.* બંડ; બળવો; દંગો. [બંડનું.

**Rebellious**, *a.* તોફાની; બંડ-દંગા-બળવાખોર;

**Rebound**, *v. i.* કશાપર જે ફેંક્યું હોય તે સ્થિતિ સ્થાપકતાથી-ને લીધે પાછું આવવું. *n.* સ્થિતિસ્થાપકતાને લીધે પાછું આવવું તે.

**Rebuff**, *n.* પાછું હઠવું પડે એવો એકાએક કરેલો અટકાવ. દાબ; હાર; પરાજય. ના કહેવી-અસ્વિકાર કરવો તે. [મણવું.

**Rebuild**, *v. t.* પાછું-ફરીને-ફરી બાંધવું-બનાવવું.

**Rebuke**, *v. t.* -ને ઠપકો દેવો; ને બોલ મારવા -સંભળાવવા.-ને ધમકી આપવી; ધમકાવવું. *n.* ઠપકો; બોલ; ધમકી; દાબ; દબાણ. શિક્ષા.

**Rebus** *n.* એક જાતનું ઉખાણું-કુટ.

**Rebut** *v. t. i.* તકરારમાં હઠાવવું; દલીલો કાઢીને સામે થવું; સામી તકરાર કરવી; પ્રત્યુત્તર આપવો. [પ્રતિવાદીનો પ્રતિઉત્તર.

**Rebutter**, *n.* સામો પુરાવો; વાદીના જવાબપર

**Recall**, *n. v.* જે પોતે કહ્યું તે ન કહ્યું ગણવું; આવરે બોલ પાછો એમ કહેવું;રદ-બાતલ કરવું; કાઢી-બાંધી નાખવું; યાદ કરવું; કોઈ ઠેકાણેથી પાછું બોલાવવું-તેડી મંગાવવું. *n.* પાછું બોલાવવું તે- રદ કરવું તે.

**Recant**, *v. t.* સ્વિકારેલાનો પાછો નકાર કરવો; કબુલાતનો પાછો ઇનકાર કરવો; જે કબુલ કીધું હોય તે પાછું નાકબુલ કરવું.

**Recantation**, *n.* પાછો નકાર-ઇનકાર-ના-કબુલ કરવું તે. ઇનકારનામું. ફેરવવું; પાછું લેવું; ઉલટું બોલવું.

**Recapitulate**, *v. t.* સંક્ષેપમાં મુખ્ય બાબતો-સારાંશ-મતલબ ફરીથી કહેવી-કહી જવી.

**Recapitulation**, *n.* સારાંશ-મતલબ ફરીથી કહી જવાં તે. ટુંક સારાંશ; સંક્ષેપ; ઉપસંહાર; પુનઃકથન.

**Recaption**, *n.* શત્રુએ જે કાંઈ લીધું હોય તેના બદલામાં શત્રુનું કંઈ પકડી લાવવું તે; પ્રત્યપહરણ-કાર. પ્રત્યપકાર નિમિત્ત લીધેલું હોય-તે; અપહાર.

**Recapture**, *n.* પાછું પકડવું-લેવું-મેળવવું તે; પાછી મેળવેલી વસ્તુ. *v. t.* પાછું પકડવું- પકડી લેવું-લઇ લેવું.

**Recast**, *v. t.* ફરીથી સાંચામાં-બીબામાં ઓતવું-બીબું પાડવું; ભરવું; ફરીથી-નવેસર બનાવવું.

**Recede**, *v. i.* પાછા હઠવું-ખસવું-ખસી જવું-પગલાં ભરવાં; છોડવું;-થી પાછું ફરવું; ઉપરથી દાવ ઉઠાવવો.

**Receipt**, *n.* મળવું; પ્રાપ્ત થવું-હાથ આવવું-લેવું તે; લેવાની જગ્યા. ઓસડ વિધિ; જેમ કરવાના સામાન-ઓસડની ટીપ-યાદ; પોંહોંચ; રસીદ; ભરપાઈ. *pl.* જમા; આમદની; આદાય; વસુલાત; આવક.

**Receiveable**, *a.* લેવા-ગ્રહણ કરવા જોગ-જેવું.

**Receive**, *v. t.* લેવું. સ્વીકારવું; કબુલ-માન્ય-અંગીકાર કરવું. -ને બીજા પાસેથી મળવું-થવું; પામવું. ઘણાં માણસોએ કબુલ રાખવું-પસંદ કરવું-રાખવું. પાળવું; આચરવું. પરોણા રીત-આગતા સ્વાગતા-સત્કાર કરવો.-માં સમાવું; માવું; અંદર-માં રહેવું-હોવું-લેવું. દાખલ કરવું;-થવા દેવું; લેવું.-નું થવું;-ને મળવું. -ના ઉપર દોષારોપ મુકવામાં આવવો.

**Receiver**, *n.* કબુલ-માન્ય કરનાર. બીજા પાસેથી મેળવનાર-પામનાર. પસંદ રાખનાર; આચરનાર. પરોણા રીત-આગતા સ્વાગતા-સત્કાર કરનાર. ઉઘરાણી કરનાર; ઉઘરાવનાર. ચોરીનો માલ જાણી જોઈને લેનાર.

**Recency**, *n* નવા-તાજાપણું.

**Recension**, *n.* ગુણ દોષવિવેચનાવાળી તપાસ; [તપાસ.

**Recent**, *a.* નવું; તાજું; હમણાનું; હાલનું; થોડા કાળ-દહાડા ઉપર થયલું-બનેલું.

**Recently**, *ad.* હમણાં; થોડીવાર થઈ.

**Recentness**, *n.* તાજા-નવાપણું.

**Receptacle**, *n.* જેમાં કંઈ રહે-માય તે; પાત્ર; બારદાન; આશય; ઠામ; ખાનું; ઘર.

**Reception**, *n.* અંગીકાર; આવકાર; સત્કાર; આગતા-સ્વાગતા; મેમાન બરદારી; સરફરાજી.

**Receptive**, *a.* ગ્રાહક; ગ્રાહકશક્તિ ક્ષમ; લઈ-સમાવ શકે તેવું.

**Recess**, *n.* પાછું વળવું-ઉતરી જવું તે; ઓટ; ઘેર બેસી રહેવું-એકાંતવાસ કરવા-માં રહેવું તે. દીવાનખાના-ઓરડામાં એકાંત બેઠક. ગોખલો; ગોખ. એકાંત-ખાનગી વાસ-જગા. રજા-છુટ-અવકાશની વેળા-નો વખત. [દેવું તે.

**Recession**, *n.* પાછું સોંપી દેવું તે; ફરીને છોડી

**Recharge**, *n.* પાછો હલ્લો-હોમલો-ધસારો-ચઢાઈ. *v. t.* પાછો હલ્લો કરવો.

**Recheat**, *n.* શીકારી કુત્રાને પાછા તેડવાનો પોકાર. *v. t* શીકારી કુત્રાને પાછા તેડવા બોલાવવા.

**Recherche**, *a.* અતિ સુંદર-સોહામણું. [વવા.

**Rechoose**, *v. t.* પાછું-ફરીથી પસંદ કરવું.

**Recipe**, *n.* કોઈ અમુક ઓસડની અંદર કયી કયી ચીજો ભેગી કરવાની છે તેઓની યાદદાસ્ત; ઓસડ વિધિ. કોઈ મિશ્ર પદાર્થ બનાવવા માટે ભેગ કરવાના સામાનની ટીપ-યાદ-નુસ્કો; નુસ્ખો.

**Recipiency**, *n.* આશય પાત્રતા; લેવાનું કામ; ગ્રાહકપણું. [થાય છે તે; આશયપાત્ર.

**Recipient**, *n.* જેને મળેછે તે; જેને-ના ઉપર

**Reciprocal**, *a.* પછી-વારાફરતી-ક્રમ પ્રમાણે થતું-આવતું. એક પછી એક; આંતરે આવનાર; અન્યોન્યાનુગામી; પરસ્પરનું; એકમેકનું; અન્યોન્ય; અરસ પરસ; એક બીજાનું. ને બદલે- લેવાય- લખાય- ચાલે એવું. પરસ્પર અદલ બદલ-એકને બદલે થાય એવું; એકને બદલે બીજું ચાલે તેવું.

**Reciprocally**, *ad.* પરસ્પર; એક બીજાને.

**Reciprocate**, *v. t.* વારા ફરતી-આંતરે આંતરે-એક પછી એક એમ આવવું હોવું-બનવું-થવું. *v. t.* અરસપરસ-પરસ્પર આપવું;-ના બદલામાં-સામું-પાછું કંઈ કરવું.-ને બદલે-ના અવેજમાં સામું-પાછું કંઈ કરવું તે.

**Reciprocation**, *n.* વારા ફરતી-એક પછી એક એમ આવવું-બનવું-હોવું-થવું તે. -ના બદલામાં-સામું-પાછું કંઈ કરવું તે.

**Reciprocity**, *n*, અદલા બદલી થવી તે; અરસ પરસ સરખો લાભ-ગુણ થવો તે.

**Recision**, *n.* કાપી નાંખવું તે.

**Recital**, *n* મ્હોડે ભણી જવું તે; કહી સંભળાવવું તે; કથન; ઉલ્લેખ; વર્ણન. કથા; વાત; હેવાલ; હકીકત.

**Recitation**, *n.* મ્હોડે ભણી જવું તે; કહી સંભળાવવું તે; કથન; વર્ણન. મ્હોડે કીધેલી વાત સભા આગળ યથાયોગ્ય હાવભાવ કરીને કહેવી-બોલવી તે.

**Recitative**, *n.* ગાવાના સ્વરમાં કહેવું-બોલવું તે; કથન. *a.* ગાવાના સ્વરમાં બોલવા કહેવા-કથન કરવાનું-સંબંધી.

**Recite**, *v. t* કહેવું; મ્હોડે ભણી જવું; કહી સંભળાવવું. ( **a lesson** ) આપવું.

Reck, *v.t.* ગણવું; ગણકારવું;-ને કસાની ચિંતા-ફીકર હોવી.

Reckless, *a.* બેપરવા-નમા; બેદરકાર ફીકરૂં.

Recklessness, *n.* બેફીકરાઈ; બેનમા; બેદરકારી; બેપરવાઈ.

Reckon, *v. t. i.* ગણવું; ગણત્રી ગણના કરવી; માનવું; લેખવવું; ગણવું; ગણકારવું; પતકરવું.

Reckoner, *n.* ગણનાર; માનનાર; ગણત્રી કરનાર.

Reckoning, *n.* ગણના; ગણત્રી: સુમાર. એક બીજા સાથે હિસાબ સમજવો; જે પરસ્પર હિસાબની તપાસ-રજુઆત કરવી તે; ખાતાની રજુઆત; ગણના. ગણકારવું-ગણવું-લેખવવું તે. વીશીના ધણીને ઉતારૂએ જે પૈસા આપવા તેની યાદીનો હિસાબ.

Reclaim, *v. t.* સુધારવું; સમારવું; દુરસ્ત કરવું; પાછું થી ફેરવીને સીધા-ખરા રસ્તાપર આણવું. સમુદ્ર વગેરેના પાણીથી ઢંકાયલી જમીનને પાણી ખસેડી ખેડાય તેવી કરવી.

Reclaimable, *a.* ઉપરથી પાણી ખસેડીને ખેડવા જેવું કરી શકાય તેવું. [રસ્તાપર આવનાર.

Reclaimant, *n.* પાછું થી ફેરવાઈને સીધા-ખરા

Reclamation, *n.* સમુદ્ર વગેરેના પાણીથી ઢંકાયલી જમીનને પાણી ખસેડી ખેડાય તેવી કરવી તે. ઉઘરાણી; માગણી; દાવો. ખપ; જરૂર. લેહેણું; માંગણું.

Reclination, *n.* ટેકવું-અઢીંગવું તે.

Recline, *v. t.* ટેકવવું;-પર મુકીને-ટેકવીને અઢેલવું. *v. i.* અઢીંગવું; આરામ લેવો; સુવું.

Reclose, *v. t.* પાછું બંધ કરવું.

Recluse, *n.* એકાંતવાસી; વાન પ્રસ્થ; સંસારત્યાગ કરી એકાંતવાસમાં રહેલો પુરૂષ. મઠવાસી; મઠમાં એક ઓરડીમાં રહેનારો; સંન્યાસી. *a.* એકાંત.

Reclusion, *n.* એકાંતવાસ; સંન્યાસ.

Reclusive, *a.* એકાંતવાસનું; સંન્યાસનું.

Recognition, *n.* કબુલ કરવું તે; કબુલાત-સન્માન કરવું તે. સત્કાર. ઉપકાર માનવો તે; કૃતજ્ઞતા. સ્વીકાર; અંગિકાર, ઓળખવું-જાણવું-પીછાણવું તે.

Recognitor, *n.* જુરીનો એક સભાસદ.

Recognizable, *a.* હાય જામીન-મુચરકો લેવા જોગ-જેવું; કબુલ કરવા સરખું.

Recognizance, *n.* હાજર થવા-ફરી ન કરવા ઈત્યાદિનું કરારનામું; મુચરકો; હાયજામીન.

Recognize, *v. t.* ઓળખવું; જાણવું; પીછાણવું. માન્ય કબુલ કરવું.

Recoil, *v. i.* -નો પાછો ધક્કો લાગવો-આચકો આવવો. પાછું વહી જવું (as waves). સ્થિતિસ્થાપકતાને લીધે પાછું આવવું. સંકોચાવું;-ને ઘણો કંટાળો થવો. પાછું આવવું (coil &c) *n.* પ્રત્યાઘાત; તોપકે બંદુક ફોડયાથી જે ધક્કો-આચકો લાગે-આવે તે.

Recoilment, *n.* બંદુકનો ધક્કો-આચકો.

Recoin, *v. t.* પાછું નાણું પાડવું.

Recoinage, *n.* પાછું નાણું પાડવું-છાપવું તે.

Recollect, *v. t.* યાદ કરવું-આણવું; સ્મરણ કરવું;-થવું-આપવું;-ને યાદ આવવું; સાંભરવું-ની સુરત આવવી-હોવી.

Recollection, *n.* સાંભરવું-યાદ આવવું તે. સ્મૃતિ, યાદદાસ્ત; સ્મરણ; ફ્રોમ.

Recommence, *v. t.* ફરીથી-નવેસરથી શીરૂ કરવું.

Recommend, *v. t.* વગવાળા આગળ સિફારસ-ભલામણ-તારીફ કરવી; વગ પહોંચાડવો-થી માન્ય-પસંદ પડવું;-થી કબુલ કરવાજોગ થવું. પ્રાર્થના કરીને સોંપવું-હવાલે કરવું સલાહ આપવી; મસ્લેહત કરવી.

**Recommendable,** *adj.* ભલામણ કરવા યોગ્ય; સિફારસ યોગ્ય-લાયક. પ્રશસ્ય.

**Recommendation,** *n.* સીફારસ; ભલામણી-ણ; તારીફ.

**Recommendatory,** *a.* ભલામણ-સીફારસનું.

**Recommit,** *v.t.* પાછું-નવેસરથી સોંપવું-હવાલે-સ્વાધીન કરવું. પાછુ-ફરીથી-નવેસરથી નાખવું-મુકવું-મોકલવું કરવું.

**Recommitment,** *n.* ફરીથી-બીજીવાર કોઇને હવાલે-સ્વાધીન કરવું તે. પાછું કેદમાં નાખવું-મોકલવું તે.

**Recompense,** *n.* બદલો; પ્રતિફળ; અવેજ-બદલો લેવો તે; સજા. *v. t.*-ને બદલો-અવેજ આપવો-વાળવો; ને મેહેનત-મજુરી આપવી.-ને નુકસાન ભરી આપવું-ખોટ ભરવી.-નો બદલો-અવેજ આપવો-વાળવો; પ્રત્યુપકાર કરવો. (નઠારા અર્થમાં)-ને બદલે કરવું; બદલો વાળવો.-થી પ્રતિફળ મળવું.

**Recompose,** *v. t.* ફરીથી-નવેસરથી રચવું-લખવું-બનાવવું. ફરીને વ્યવસ્થિત કરવું; નવેસરથી ગોઠવી-ઠીક કરીને-ગીત પ્રમાણે મુકવું; ફરીથી-નવેસરથી ચુકવવું-પતવવું-નું સમાધાન કરવું.

**Reconcilable,** *a.* સમાધાન કરવાજોગ; સમજુતી થાય-પતાવાય-તોડ કહડાય એવું.

**Reconcile,** *v. t.* મિલાપ-સમજુતી-સલાહ-સમાધાન-દોસ્તી કરાવવી; સલુક-સંપ કરાવવો-થાય તેમ કરવું. મળવું; મળી જવું;-નું સમાધાન થવું.-ની સાથે મળવું-મિલાપ કરવો-મળી જવું.-થી શાંત થઇને રહેવું-થવું-કશામાં સંતોષ પામવો-માનવો;-ને લીધે શાંત રહીને સાંખવું. મળતું આવે-તાલ જમે તેમ-એક સરખું કરવું. પતાવવું; નિકાલ કરી આપવો; બંધ બેસે તેમ કરવું; મેળ બેસાડવો.

**Reconcilement, Reconciliation,** *n.* મિલાપ; સમજુતી; સલાહ; સમાધાન; નવેસર દોસ્તી.-નું પાપ નિવારણ થઇને ઈશ્વર સાથે મિલાપ થવો તે. [પતાવટ કરી આપવું.

**Reconciliatory,** *n.* શાંત-સંપ થાય તેવું.

**Recondite,** *a.* ગુપ્ત; છાનું; કોઇ ન જોય-જાણે તેવું; ગહન; અઘરું; ઉંડું.

**Reconduct,** *v. t.* પાછું-ફરી લઇ-દોરી જવું.

**Reconnaissance,** *n.* કોઇ દેશના કોઇ ભાગની તપાસણી-તપાસ.

**Reconnoitre,** *v. t.* તપાસવું; જોવું. દુશમનના લશકરની સ્થિતિ-હાલત-ધારો ગમની ભુમિ ઇત્યાદિ તપાસી જોવું-ની તપાસ કરવી.

**Reconsider,** *v. t.* ફરીથી જોઇ જવું-વિચાર કરવો-તપાસવું. [ રવલોકન-વિચાર-વિવેચન.

**Reconsideration,** *n.* ફરી તપાસવું તે; પુન-

**Reconvey,** *v. t* બીજાને નામે ચઢાવેલું તે પોતાને નામે ચઢાવી લેવું. પાછું લઇ જવું.

**Reconveyance,** *n.* બીજાને નામે ચઢાવેલું તે પોતાને નામે ચઢાવી લેવું તે; પાછું પોતાને નામે ચઢાવી લીધેલું ખત.

**Record,** *n.* પટ; નોંધ; દફતર; રજીષ્ટર; લેખ. લખેલી હકીકત-વાત. *v. t.* નોંધવું; લખી રાખવું; દફતરમાં માંડવું-દાખલ કરવું. મનમાં ખુબ ઠસાવવું-યાદ રાખવું.

**Recorder,** *n.* લખી રાખવા-રજીષ્ટર કરવા વગેરેનું કામ જેને માથેછે તે હોદ્દેદાર; દફતરદાર-નીસ; શેહેરનો કે જીલ્લાનો મુખ્ય ન્યાયાધીશ (જેની કોર્ટ રજીષ્ટર રાખનારી છે.)

**Recount,** *v. t.* સવિસ્તર-તપસીલવાર કહેવું; નિરૂપણ-કથન-ચરચા કરવી.

**Recoup,** *v. t.* આપવાના નુકસાનમાંથી કંઇ પાછું રાખી તે ઓછું કરવું. આવેલી ખોટ પુરી પાડવી; નુકસાન આપવું.

**Recourse**, *n.* કારણસર કોઈની પાસે જવું-આવવું તે; આશ્રયકરણ. *v. i.* ની પાસે આશ્રય-આધાર મળવા-લેવા-કરવાને માટે જવું-આવવું; આલંબવું; કરવું;-થી-કરીને કરવું.

**Recover**, *v. t.* ફરીથી મેળવવું; પુનઃ-પાછું પ્રાપ્ત-સંપાદન કરવું-ને સારૂં થાય તેમ-સાજું-સારૂં કરવું જીવાડવું; પાછું હોશ-શુદ્ધિમાં આવે તેમ કરવું.-ને પાછું મળવું-મળે તેમ કરવું; અપાવવું. *v. i.* સારૂં-સાજું-નિરોગી- તંનદુરસ્ત થવું;-માંથી છુટું-મોકળું થવું; પાછું ઠેકાણે-અસલ સ્થિતિમાં પાછું આવવું.-નો હક કોરટના ઠરાવથી સાબિત થવો.

**Recoverable**, *a.* ફરીથી-પાછું મળે-હાથ આવે-પ્રાપ્ત થાય એવું; ફરીથી મળવા સરખું;-ને મળી શકે એવું; અપાવી શકાય એવું.

**Recovery**, *n.* પુનર્લાભ; પુનઃપ્રાપ્તિ; ફરીથી મેળવવું તે.-ને સારૂં થવું તે; રોગ-વ્યાધિમાંથી છુટકો-છુટવું તે; રોગમુક્તિ; આરામ; આરોગ્ય. જીવાડવું તે; પાછું હોશમાં આવે તેમ કરવું તે.-ને મળવું-અપાવવું તે.

**Recreant**, *n.* બ્હીકણ-બાયલો માણસ. *a.* બ્હીકણ; બાયલો; નામર્દ; હિચકારૂં. ખોટું-બેવફા નીકળેલું; સ્વપક્ષત્યાગી.

**Recreate**, *v. t.* તાજું કરવું; વિશ્રાંતિ-વિસામો-સુખ આપવું. ખુશી-મનરંજન કરવું; આનંદ-સંતોષ પમાડવો.

**Recreation**, *n.* વિસામો; આરામ; આશાએશ; તાજુ થવું-નિવૃત્તિ પામવી તે. ગમત;રમત; રમુઝ; વિનોદ; આનંદ; રંજન. [રક; રમુઝી.

**Recreative**, *a.* વિસામો આપતું; આનંદકા-

**Recrement**, *n.* મળ; ગાળ; મેલ;કસ્તર; કચરો.

**Recremental**, *a.* કોડીનું; નકામું; રદ્દી;નાખી દેવાનું; નબળું. [સામું આળ ચઢાવવું.

**Recriminate**, *v. t.* સામો આરોપ-પ્રત્યારોપ મુકવો;

**Recrimination**, *n.* સામું આળ; પ્રત્યારોપ; પ્રત્યપવાદ. [પ્રત્યારોપ કારક; પ્રત્યપવાદક.

**Recriminative**, *a.* સામું આળ ચઢાવે એવું;

**Recruit**, *v. t.* દુરસ્ત-યથાસ્થિતિ કરવું-થી થવું સમારવું;-થી પાછું આવવું-આણવું;-માંનવા સિપાઈ-માણસની ભરતી કરવી. *v. i.* તનદુરસ્ત-તાજુ થવું; ઠેકાણે આવવું; સમરવું; નવા સિપાઈનો જમાવ-જમાબંદી-ભરતી કરવી. *n.* નવો સિપાઈ. [ત્કોણાકૃતિ.

**Rectangle**, *n.* કાટખુણ; ચોખુણ; સમચતુ-

**Rectangular**, *a.* કાટખુણાકૃતિ હોય એવું; જેના ખુણા કાટખુણા હોય તેવું; સમકોણ.

**Rectifiable**, *v.* સુધારવાજોગ-સરખું.

**Rectification**, *n.* સુધારવું-સમારવું-દુરસ્ત-શુદ્ધ કરવું તે. સત્વ શુદ્ધિ કરવી-કસ કાઢવો તે. કોઈ કૃત્યનો ખુલાસો થાય તેવી રીતે ગોળાને ગોઠવવો-મુકવો તે.

**Rectify**, *v. t.* સુધારવું; સમારવું; દુરસ્ત-શુદ્ધ કરવું; (રસાયણ શાસ્ત્રમાં) સત્વ શુદ્ધિ કરવી; કસ કાઢવો; કોઈ કૃત્યનો ખુલાસો થાય તેવી-રીતે પૃથ્વીના ગોળાને ગોઠવવો-મુકવો.

**Rectilineal, Rectilinear**, *a.* સરળ-સીધી લીટીનું-વાળું-થી થયલું-બનેલું.

**Rectitude**, *n.* સરળતા-પણું; પ્રમાણિક-ખરા-નિખાલસપણું; સાચવટ; નેકી; નીતિ; સત્પંથ; સન્માર્ગ.

**Rector**, *n.* કોઈ એક જીલ્લાનો ખ્રિસ્તી ધર્મોપદેશક. પાઠશાળાનો મુખ્ય અધિકારી-કારભારી; નિશાળનો મુખ્ય શિક્ષક-અધિકારી

**Rectorial**, *a.* કોઈ જીલ્લાના ખ્રિસ્તી ધર્માધિકારીનું. [ધિકારીનો હોદો-પદવી.

**Rectorship**, *n.* કોઈ જીલ્લાના ખ્રિસ્તી ધર્મા-

**Rectory**, *n.* કોઈ જીલ્લાના ખ્રિસ્તી ધર્માધિકારીની પદવી તથા ધર્મદાય-મુકામ-હવેલી.

**Rectum**, *n*. મળાશય; મળનો કોઠો.

**Recumbence, Recumbency**, *n*. અઢીગેલ-વિસામો લઈ પડેલા-લંબાવેલાની સ્થિતિ.

**Recumbent**, *a*. અઢીગેલું-લાનું. વિસામો લઈ પડેલું; લંબાવેલું.

**Recuperative**. *n*. જેથી પાછું મળે-હાથ આવે યથાસ્થિત થાય એવું; પુનઃપ્રાપ્તિનું-સંબંધી.

**Recur**, *v. i.* ફરીથી-પાછું યાદ આવવું-સાભરવું-નીસ્મૃતિ-સ્મરણ થવું.-પર આધાર રાખવો;-નો આસરો લેવો. ફરીથી-બીજીવાર ઓકસ વખતે બનવું-થવું-આવવું-હોવું.

**Recurrence-cy**, *n*. પાછું ફરીથી આવવું તે.

**Recurrent, Recurring**, *a*. ફરીથી પુનઃ-વારંવાર આવનાર-થનાર; વખતે વખત બનનાર-બનાર. પુનરાવર્તિ.

**Recusant**, *a*. કોઈ દેશના રાજાની તે દેશમાં ધર્મ સંબંધી સર્વના ઉપર સત્તા છે એવું કબુલ કરવાની ના કહેનાર; કોઈ દેશમાં સરકાર સ્થાપિત પંથનો અનનુસારી.

**Red**, *a*. લાલ; રાતુ; રકત; લોહીના રંગનું. *n*. લાલ-રાતો રંગ; રકતવર્ણ; લાલી.

**Redaction**, *n*. ગોઠવવું તે; ગોઠવણ; નિયમ.

**Redan**, *n*. કિલ્લાનો ટટ-બુરજ.

**Red-book**, *n*. (ઈંગ્લાંડમાં) જેમાં સર્વ સરકારી નોકરોનાં નામ નોંધેલાં છે તે ચોપડી.

**Redbreast**, *n*. એક જાતની ચકલ-ચકલી.

**Red-coat**, *n*. સિપાઈ (રાતો ડગલો પેહેરે તે).

**Red-cross**, ઈંગ્લંડનો રાજપતાકા-રાજધ્વજ. રાજવાવટો; સેંટજ્યોર્જનું ક્રુસ.

**Redden**, *v. t.* લાલ-રાતું કરવું;-થી રાતું-લાલ થવું. *v. i.* રાતું થવું-હોવું. શરમથી મ્હો લાલ થઈ જવું.

**Reddish**, *a*. રતાસ પડતું-મારતું.

**Reddishness**, *n*. રતાસ; રાતો ભાસ; લાલી.

**Reddition**, *n*. પાછો તોટો-નુકસાન ભરી આપવું તે. શરણ કરવું-જવું-થવું તે; આપી-સોંપી-મુકી દેવું તે; વશ-તાબે આપવું તે.

**Reedeem**, *v. t.* વેચેલું પાછું વેચાતું લેવું-ખરીદ કરવું; કબજામાંથી ગયલાને ફરી કબજ કરવું. દંડ-નાણું-અવેજ- આપી છોડવવું-નો છુટકો કરવો;-નો અવેજ-દંડ આપીને પાછું મેળવવું. બચાવવું; છોડવવું;-થી બદલો-અવેજ મળવો-આવવો. વખત અમથો ન ગાળીને-ન જવા દઈને અવકાશ જોગવાઈ મેળવવી. પાળવું; પુરું કરવું. ઘરેણે મુકેલી મીલકત નાણાં આપીને છોડવવી. માણસની વતી જે કરવાનું તે કરી અને જે ભોગવવાનું તે ભોગવી તેને પાપમાંથી તારવું-ઉદ્ધારવું;-નું તારણ-નો ઉદ્ધાર કરવો.

**Redeemable**, *a*. છોડવવા જોગ; નાણું આપાને છુટકો કરવા જેવું.

**Redeemer**, *n*. અવેજ આપીને-પ્રાયશ્ચિત કરીને છોડવનાર; છુટકારો કરનાર; ઉદ્ધારનાર. તારનાર; ત્રાતા; ઈસુખ્રિસ્ત.

**Redemption**, *n*. છુટકો; છુટકારો. ઉદ્ધાર; તારણ; મુક્તિ.

**Redented**, *a*. દાંતાવાળું.

**Redgum**, *n*. બચ્ચાંના દિલપર રાતી ફોલ્લી થાય છે તે રોગ.

**Red-haired**, *a*. ભુરા વાળવાળું. [વિળાએલ.

**Red-handed**, *a*. કંઈ ખોટું કામ કરતાંજ-કરતી

**Red-hot**, *a*. તાપથી લાલચોળ-રાતું ચટક થવું; તપાવીને લાલચોળ કરેલું.

**Redintegrate**, *v. t.* બદલવું; સમારવું; યથાસ્થિત-નવું-તાજું-ફરીથી કરવું; ફરી બાંધવું આપવું. [આપી દેવું; ફરીથી ગોઠવણ કરવી.

**Redispose**, *v. t.* પાછું ગોઠવવું નિકાલ કરવો-

**Red-lead**, *n*. Minium સીંદુર.

**Red-letter-day**, *n.* તેહેવાર; સપરમો;ખુશાલીનો દહાડો; બખતાવર દિવસ. [સુરખી.

**Redness** *n.* રતાસ; લાલી; રાતો ભાસ;

**Redolence**, *n.* સુગંધ-વાસ; ખુશબો; પિમળ.

**Redolent**, *a.* સુગંધીદાર; સુવાસિત; ખુશબોદાર; સારૂં પિમળતું.-નીગંધ-બો મારતું.

**Redouble**, *v. t.* ઉપરા ઉપરી-આપરી વધારે-ને વધારે કર્યા-ઘણું વધારે કરવું. *v. i.* બેવડ-દૂપટ; બમણું થઇ જવું; ઘણું-વધતું થવું.

**Redoubt**, *n.* બહાર કોટ. છેલ્લો આશ્રમ થાય-એવો માંહેનો કિલ્લો.

**Redoubtable**, *a.* ભયંકર;-નો ભય લાગે એવું ભયાનક; બહાદૂર; હિમ્મતવાન; ધીર.

**Redound**, *v. i.* પાછું ગબડવું-આવી પડવું; સોટવું.-થી-ને લીધે પરીણામે-શેવટે (કોઈ કસાને) મળવું-હાંસલ થવું-થવું.

**Redraw**, *v. t.* પાછું ખેંચવું-લોભાવવું-કાઢવું-પકડી લેવું-લેવું-ઉપાડવું-ખાવું

**Redress**, *v. t.* -નો ઉપાય-ઈલાજ-બંદોબસ્ત કરવો;-ની દાદ લેવી. *n.* થી છુટવું તે; છુટકારો; દાદ;-ને માટે (કશાનો) ઉપાય-ઈલાજ-બંદોબસ્ત કરવો તે.

**Redressive**, *a.* દાદ આપતું-માગતું.

**Red-short**, *a.* જ્યારે તાપથી લાલચોળ થાય તેવારે બરડ-કકરૂં થાય છે તેવું.

**Red-tape**, *n* કોઈ હોદાને લગતી રીતિ અતિશય પાળવી તે. [અતિશય પાળવાની ચાલ.

**Red-tapism**, *n.* કોઈ હોદાને લગતી રીતિ

**Red-tapist**, *n.* કોઈ હોદાને લગતી રીતિ અતિશય પાળવાની ચાલ હઠ લઈને ચલાવ્યા કરે તે.

**Reduce**, *v. t.* -નું કરવું;-થી થવું;-માં લાવવું-આણવું;-થી-ને લીધે (માં) આવવું-આવી પડવું. માં ઓછું-કમી કરવું; ઉતારવું; ઘટાડવું; નબળું-ક્ષીણ-હલકું કરવું. ઉતારવું;ઉતારી નાખવું.-થી ખામી-ખોડવાળું જણાઈ આવવું. તાબે-સર કરવું; જીતી લેવું.ના વર્ગ પાડવા; મત કરવી.

**Reducible**, *a.*-નું થાય-માં આવો જાય-નું રૂપાંતર થાય એવું.

**Reduction**, *n.* ભાંજણી; રૂપાંતર; ઓછું કરવું-ઉતારવું તે. અલ્પિ-લઘુ કરણ. [એવું.

**Reductive**, *a.* ઓછું થઈ શકે-કમી થાય

**Redundance-cy**, *n.* અધિકાઈ; જોઈએ તે કરતાં અધિકપણું-વિશેષત્વ; આધિક્ય.

**Redundant**, *a.* જોઈએ તેથી વધારે; ફાલતું; ફાજલ પડતું; અધિક; અતિશય. જોઈએ તેથી અધિક શબ્દ-અલંકારનો ઉપયોગ કરનાર; નિરૂપયોગી શબ્દ વાપરનાર.

**Redundantly**, *ad.* અધિકાઈ-આધિક્યથી.

**Reduplicate**, *v. t.* દૂપટ કરવું; બેવડવું; (વ્યાકરણમાં) અક્ષર બેવડવા દ્વિરૂક્તિ કરવી. *a.* દૂપડ-ટ; બેવડું; જોડ. [બેવડવું તે.

**Reduplication**, *n.* દૂપટ-બેવડું કરવું તે;

**Re-echo**, *n.* પડઘાનો પડઘો-અવાજ-પ્રતિધ્વનિ. *v. t.* પાછો અવાજ-પ્રતિધ્વનિ-શબ્દ કરવો;માંથી પ્રતિધ્વનિ-શબ્દ આવવો; અવાજ-શબ્દ સાંભળવો. *v. i.* પાછો અવાજ-શબ્દ થવો-આવવો; પડછંદ-પડઘો પડવો.

**Reed**, *n.* બરૂ; બરોડું; સરોડું. વગાડવાની પીપી; પાવો; વેણું; વાંસળી; વાજાંની નળી. વણકરની ફણી-ફણો.

**Reedy**, *a.* બરા-બરોડાંવાળું.

**Reef**, *n.* પાણીની સપાટી નીચેના ખડક; ખરાબા. *v. t.* સઢનો કોઈ કોઈ ચોકસ ભાગ વાળી દઈને અને તેને કાઠી સાથે મજબુત બાંધી લઈ સઢનો વિસ્તાર-સપાટી નહાની કરવી -ઘટાડવી. ઝીણાં નાકાં-કાણાં વડે સઢનો જે ભાગ ખેંચીને સાંકડો કરાય તે ભાગ.

**Reefer**, *n.* ખડક; ખરાબો.
**Reefy**, *a.* ખડક-ખરાબા વાળું.
**Reek**, *n.* ધુમાડો; ધુણી; બાફ; વરાળ. *v. i.* માંથી ધુમાડો નીકળવો. પરથી વરાળ-બાફ નીકળવો; માંથી બાફ છુટવો-નીકળવો.
**Reeky**, *a.* ધુમડાવાળું-જેવું; ધુમાતું; ધુમાડો થાય એવું. અંધારૂં; કાળું; ધુમાડો લાગેલું-થી કાળું થઇ ગયલું.
**Reel**, *n.* ચરખો; ફીરકી. જલદ અને મન ખુશ કરે એવો નાચનો પ્રકાર. *v. t.* ચરખા-ફીરકી ઉપર વિંટાળવું-લપેટવું-ઉતારવું; અટેરવું; ઓવાળવું. *v. i.* લથડવું ઝોકા ખાતું ચાલવું; લથડવું. [વાર પસંદ કરવું નીમવું.
**Re-elect**, *v. t.* ફરીથી-નીમણુક કરવી-બીજી-
**Re-election**, *n.* ફરીથી બીજી વારની નીમણુક; બીજીવાર પસંદ કરવું તે.
**Re-eligible**, *a.* બીજીવાર-ફરીથી પસંદ-નીમણુક કરવા જેવું. [ચઢવું-ચઢાવવું જવું.
**Re-embark**, *v. t.* પાછું-ફરીને વહાણ પર
**Re-enact**, *v. t.* ફરીથી-પાછો કાયદો-ધારો બાંધવો. [બાંધવો તે.
**Re-enactment**, *n.* ફરીથી-પાછો કાયદો-ધારો
**Re enforce**, *v. t.* પુરાવો મોકલવો; જોર-બળ-લશ્કર-સેના વધારવી; વધારે સિપાઈ-વહાણ-લશ્કર મોકલીને સબળ-જોરદાર કરવું; કુમક કરવી-માં-સારૂ મોકલવું.
**Re-enforcement**, *n.* મદદ સારૂ-ભરતીમાં મોકલેલા સિપાઈ-લશ્કર-વહાણ; પુરાવો; કુમક.
**Re-engage**, *v. t.* પાછી-ફરી સરત કરવી-કરાવવી. ફરી ચાકરી રાખવું-કામે લગાડવું; પાછું કામમાં રોકવું પાછું વચન આપવું. પાછું લઢવું; પાછો હુમલો-હલ્લો કરવો.
**Re-enter**, *v.t.* પાછો પ્રવેશ કરવો-પેસવું-ઘુસવું. પાછું મળી જવું-દાખલ થવું. પાછું નોંધવું.
**Re-entrance**, *n.* પાછો પ્રવેશ-દાખલ થવું તે. ફરી શરૂ કરવું તે; પાછું મંડાણ.
**Re-establish**, *v. t.* પાછું સ્થાપવું-સ્થાપન કરવું; ફરીથી સ્થાપના કરવી.
**Re-establishment**, *n.* પાછી-ફરીને કરેલી સ્થાપના.
**Reeve**, *v. t.* ગરગડી, અંગુઠી વગેરેમાં દોરડાનો છેડો નાખવો-પાર કાઢવો-પોરવવો.
**Re-examine**, *v. t.* ફરીથી તપાસવું. પાછી-ફરીને ચોકસી કરવી.
**Re-export**, *v. t.* દેશમાં-દેશાવર ખાતાનો આવેલો માલ પાછો દેશાવર મોકલવો. આમદાનીનો માલ પાછો રવાના કરવો.
**Refection**, *n.* થોડું ઘણું ખાઇ પીને તાજું થવું તે; ઉપાહાર; મિતાહાર; લઘુ ભોજન.
**Refective**, *a.* તાજું-ચંગું કરનાર; ઉત્તેજન-વિસામો આપનાર; થાક ઉતારનાર.
**Refectory**, *n.* લઘુ ભોજન કરવાનો-ઉપહાર ખાવાનો ઓરડો-ની જગ્યા.
**Refer**, *v. t.* -ની પાસે ફેસલો-ખુલાસો-ચુકાદો કરવાને માટે મોકલવું-ને સોંપવું-હવાલે કરવું. -ને બીજાની પાસે જવાનું-માં શોધ-તલાસ કરવાનું કહેવું; મોકલવું. કોઇ ચોકસ વર્ગ-જાત-પ્રકારમાં અંતર ભાવ કરવો-નું ગણવું. *v. i.* સંબંધ હોવો; લાગુ પડવું-થવું; બતાવવું.-ની પાસે આવવું-જવું; આલંબવું. વિષેનું હોવું; લાગુ પડવું; લાગવું.
**Referable**, *a.* -ની પાસે મોકલી-ને સોંપી-હવાલે કરી શકાય તેવું.-નું (કાર્ય)-વિશેનું હશે-ની સાથે સંબંધ રાખતું હશે એમ માની શકાય એવું. ચોકસ વર્ગ-જાત-પ્રકારમાં અંતર ભાવ થાય-માંગણી કરી શકાય-નું કાર્ય કહી શકાય એવું.
**Referee**, *n.* તિરાહિત-ગ્રાહિત પુરૂષ; ત્રીજું

માણસ; જેના પર સોંપ્યું છે-હવાલો રાખ્યો છે તે.

Reference, *n.* સંબંધ; તાલુકો-ક; નિસ્બત. ઉપર-વિષે કહેવું તે; સુચના; ઇસારો. ત્રાહિત પુરૂષની પાસે નિવેડો કરાવવો તે-કરવાને સોંપવું તે.

Referential, સોંપવા જોગ; હવાલે કરવા જેવું.

Referrible, *a.* see Referable.

Refine, *v. t.* નિર્મળ-સ્વચ્છ-સાફ-ચોખ્ખું કરવું; મેલ કાપવો; શોધવું; મેલ-મટોડી વગેરે કાઢી નાખવું. સુધારવું; સભ્ય કરવું;થી સભ્ય થવું-થતું જવું. *v. i.* સુધરવું; સારૂં થવું; નિર્મળ-સ્વચ્છ થવું; મેલ કપાવો; નીતરવું. બારીક જોવું; અતિશય સુક્ષ્મ ભેદ કરવો; અતિ ઝીણી વાતોમાં અક્કલ દોડાવવી.

Refined, *a.* નિર્મળ; સ્વચ્છ-સાફ કીધેલું. ચોખ્ખું. સુધરેલું; શુદ્ધ. સભ્ય; આદરશીલ; સુંદર; સુશોભિત. [ વિનય.

Refinement, *n.* સ્વચ્છતા; નિર્મળતા;સભ્યતા;

Refiner, *n.* શોધનાર; શોધન કર્તા-કારી. સુધારનાર; સભ્ય કરનાર. *a.* થી સભ્ય થાય એવું. [ થવાની જગ્યા-ઠેકાણું-કારખાનું.

Refinery, *n.* સ્વચ્છ-સાફ કરવાની-ધાતુ શો-

Refit, *v. t.* (ships.) સમારવું; ફરીથી તૈયાર કરવું; નુકસાન-ભાંગ્યું તુટ્યું સમારવું; સમરાવવું; મરામત કરાવવી.

Reflect, *v. t.* પરાવર્તન કરવું-થવું; પ્રતિબિંબ પાડવું. *v. i.* -નું મનન-ચિંતન કરવું;-પરધ્યાન લગાડીને જોવું; વિચારવું;-નો વિચાર કરવો. થી કોઈને અપમાન લાગવું-નું બદનામ થવું.-ના ઉપર દોષ મુકવો; ને બોલ મારવા.

Reflected, *a.* પરાવર્તન કરેલું-પામેલું.

Reflecting, *a.* પરાવર્તન કરતું; પ્રતિબિંબ પાડતું.

Reflection, *n.* પરાવર્તન. વિચાર; મનન; ચિંતન. મુકેલો ઠપકો; દોષ; કહેલો બોલ; શબ્દ; પડછાંયો; ઓળો; પ્રતિબિંબ.

Reflective, *a.* પ્રતિબિંબ પાડનાર-પાડતું. થઈ ગયેલી બાબતનું મનન-ચિંતન કરનાર.

Reflector, *n.* કિરણ પાછાં પડે તેને માટે દીવાની પાછળ-સુર્યની સામે મુકેલી ચકચકિત તખ્તિ. [પછવાડે વળેલું.

Reflex, *a.* અંતર-ભીતરનું; (in com) આત્મ-

Reflexibility, *n.* આત્માનુભવ. પરાવર્તન પામેલાની યોગ્યતા.

Reflexive, *a.* આત્માનુભવનું-થી થયલું. R. pronoun સ્વાર્થ સર્વનામ. [ તે.

Reflorescence, *n.* પાછાં ફળ-મહોર આવવાં

Refluence, *n.* પાછું ફરી વહેવું તે. [હઠી જવું.

Reflux, *n.* ઓટ; પાણી વગેરેનું ઉતરી જવું-પાછું

Reform, *v. t.* સુધારવું; સીધા રસ્તા પર આણવું; નઠારાનું સારૂં-દુરૂસ્ત-યથાસ્થિત કરવું; સમારવું. *v. i.* સુધરવું; સીધા રસ્તા પર આવવું. ખરાબ હોય તે તજી દેવું.-નીવ્યુંહ-રચના પાછી થવી. *n.* સુધરાઈ; સુધારો; સીધા રસ્તા પર આણવું તે.

Reformation, *n.* સુધારો; સુધરાઈ; સીધા રસ્તા પર આણવું તે; નઠારાનું સારૂં કરવું તે. The R. સન ૧૫૧૭ થી લુથરે રોમન કાથોલિક ધર્મમાં જે સુધારો કરવા માંડ્યો તે.

Reformatory, *a.* -થી સુધારો થાય તેવું. *n.* ગુનેગાર-લુચ્ચા છોકરાઓને સુધારવાના સાધન કરવાનો મુકામ-નું ઘર. [ આવેલું.

Reformed, *a.* સુધરેલું; સીધા રસ્તા પર

Reformer, *n.* સુધારવાની મહેનત કરે તે; સુધારો કર્તા આણનાર; લુથર, કાલ્વિન વગેરે પુરૂષોએ ૧૬ ના સદીનાં સુધારો શરૂ કર્યો તે.

Reforming, *a.* સુધારતું; સુધારનારૂં. [પ્રવેશ.

**Refract**, *v. t.* થી-ને સીધે વાંકું વળવું-થવું-વક્રીભવન થવું-વક્રગતિ થવી.

**Refraction**, *n.* અજવાળાના-તેજના કિરણની વક્રગતિ; વક્રીભવન કરણ; વાંકું-વક્ર થવું તે.

**Refractive**, *a.* વાંકું વળનારૂં; વક્ર થનારૂં.

**Refractoriness**, *n.* હઠ; જીદ; મસ્તી; હોંગાઇ ઢાંઠગાઈ; ઢાંઠગા-હોંગાપણું. હાથમાં ન રહે-તાબે ન થાય તેવાપણું; અડિયલપણું.

**Refractory**, *a.* હઠીલું; જીદી; કહ્યું ન માન; નાર; ખેંચ પકડ કરનાર; માથે ચઢેલું; શીરજોર; હાથમાં ન રહે-તાબે ન થાય એવું: અડિયલ.

**Refragable**, *a.* સામે થઈ શકાય તેવું. જવાબ આપી શકાય તેવું.

**Refrain**, *v. i.* વેગળું-દૂર રહેવું; વગર રહેવું; વર્જવું; ત્યાગ કરવો. R. from નહીં, મા. To r. oneself અટકી-થોભી રહેવું.

**Refrangibility**, *n.* વાંકું વળવું તે; વક્રિભવન.

**Refrangible**, *a.* વાંકું વળનારૂં; વક્રથનારૂં.

**Refresh**, *v. t.* થંડું-શાંત-શિતળ કરવું; ટહાડું પાડવું;-થી થાક ઉતરવો-આરામ-વિશ્રાંતિ-વિસામો મળવો; તાજું થવું. ફરીથી તેજી આણવી; હિમ્મત-ઉત્તેજન આપવું; તેજસ્વી કરવું.

**Refresher**, *n.* જેથી થંડુ-શિતળ થાય-થાક ઉતરે-તાજું થાય તે.

**Refreshing**, *a.* તાજું-થંડું કરનાર; વિસામો-વિશ્રાંતિ-આરામ દેનાર-આપનાર; થાક ઉતારનાર. ઉત્તેજન-હિમ્મત આપનાર.

**Refreshing**, **Refreshment**, *n.* વિસામો; વિશ્રાંતિ; આરામ; શ્રમાપહરણ; તાજગી ઉત્તેજન; હિમ્મત; ઉસ્કેરણી; ખોરાક; અન્ન; લઘુ ભોજન; લઘુઆહાર.

**Refrigerant-ative**, *a. n.* થંડું કરે-ટહાડું પાડે તેવું-તે (ઔસડ). [ડું પાડવું.

**Refrigerate**, *v. t.* થંડું-શિતળ કરવું; ટહા-

**Refrigeration**, *n.* શિતળ; થંડું; ટહાડું.

**Refrigerator**, *n.* પ્રવાહી પદાર્થને ટહાડું પાડવાને માટે હવા નહીં લિએ તેવો એક પેટી. ઉની વરાળને ઝડપથી ટહાડી પાડી ઘટ કરીને તેનું પાણી કરવાનો સંચો.

**Refrigeratory**, *n* થંડું કરવાનું-પાડવાનું વાસણ-ઠામ. *a.* શિતળ; ટહાડું; થંડું.

**Refuge**, *n.* આસરો; આશ્રય; શરણ; આધાર; અવલંબ; ઉપાય; ઇલાજ; યુક્તિ.

**Refugee**, *n.* સ્વદેશ ત્યાગ કરીને બીજા દેશમાં શરણાગત થઈને રહેલો પુરૂષ.

**Refulgence-cy**, *n.* અતિઘણો પ્રકાશ-ચળકાટ; તેજ; ઓપ ઝગઝગાટ; ભપકો.

**Refulgent**, *a.* ચળકતું; ચકચકિત; તેજસ્વી; ઝગઝગતું.

**Refund**, *v. t.* પાછું આપવું-આપી દેવું; ભરીવાળી-મજરે આપવું.

**Refusal**, *n.* આપવાની ના કહેવી તે; નકાર; ના; લેવાની ના કહેવી તે; અસ્વીકાર; અનંગીકાર; અગ્રહણ; લેવું કે ન લેવું-રાખવું કે ન રાખવું એ સહુ કરતાં પહેલાં (કોઇની) ખુશીમરજી પર હોવું તે.

**Refuse**, *n.* માળ્યાથી નીકળેલો કચરો; કસ્તર. નાપસંદ-રદ કીધેલી વસ્તુ-ચીજ. *v. t* ના કહેવી; આપવા લેવાની ના કહેવી-પાડવી; ના કબુલ થવું;-ન માનવું; અનંગીકાર કરવું; નહીં ગણકારવું. To r flatly હાકી-પાકારીને-સાફ રીતે ના કહેવી-પાડવી: તડ કે ફડ કરી દેવું. *a.* ફોકીનું; નકામું; નજીવું; રદ્દી; નાખી દેવાનું.

**Refutable**, *a.* ખંડન-રદ કરી-રદિયો આપી શકાય એવું; ખંડન શકય.

**Refutation**, *n.* રદિયો; તોડ; ખંડન.

**Refute**, *v. t* ખંડવું; રદિયો આપવો; તોડવું; દલીલો કાઢીને રદ-ખંડન કરવું.

**Regain**, *v. t.* ખોવાયલું-જતું રહેલું પાછું મેળવવું-મળવું-પ્રાપ્ત થવું. [બાદશાહી.

**Regal**, *a.* રાજાનું; રાજ સંબંધી; રાજકીય;

**Regale**, *v. t.* ને મીજબાની-ઉજાણી આપવી. સંતુષ્ટ-ખુશ-ખુશી કરવું. To r. one's self ઝીઆફત-મીજબાની કરવી; હોંસ પુરી પાડવી.

**Regalement**, *n.* મીજબાની. ઉજાણી; ઝીયાફત; સંતોષ; ખુશાલી; આનંદ: મઝા.

**Regalia**, *n pl.* રાજ્ય ચિન્હો-લક્ષણો.

**Regality**, *n.* બાદશાહી; રાજત્વ-પદ; રાજ્યાધિકાર; રાજા; નૃપ; પાદશાહ.

**Regally**, *ad.* રાજાને ઘટે એવી રીતે.

**Regard**, *v. t.* જોવું; નિહાળવું; નીચા પહોંચાડવાં; ગણકારવું; માનવું; ગણવું;-ની દરકાર રાખવી-કરવી;-નું ધ્યાન ઉપર હોવું. પાળવું; માનવું; લેખવવું..ને કાન દેવા; કબુલ રાખવું; ઉપર ધ્યાન આપવું-દેવું. *n.* દરકાર; પરવા; તમા; ધ્યાન; નજર. ખાતર; પુન્ય બુદ્ધિ; ભાવ; સન્માન; ગણના; ભાર બોજ; માન પ્રતિષ્ઠા; દરજ્જો. In r. to -ની બાબત; ના કારણ માટે; સંબંધી; નીસબત.

**Regardful**, *a.* (of) ધ્યાન આપનાર; ધ્યાનમાં લે એવું; સાવચેત; કાળજીવાળું.

**Regarding**, *pre.* વિષે; સંબંધી; બાબે.

**Regardless**, *a.* (of) બેપરવા; બેફિકરો; નિશ્ચિંત; બેદરકાર; નિસ્પૃહ; વિરકત.

**Regatta**, વહાણો અથવા મછવાઓની, હંકારવાની અથવા હલેસાં મારી ચલાવવાની સરત.

**Regency**, *n.* રાજપ્રતિનિધિનો અધિકાર-અમલ-સત્તા. રાજપ્રતિનિધિઓનું મંડળ.

**Regenerate**, *v. t.* ફરીથી પેદા-ઉત્પન્ન-તાજું-નવું કરવું. આત્મિક પુનર્જન્મ-બીજો જન્મ આપવો; નવું-શુદ્ધ મન આપવું. *a.* આત્મિક બીજો-પુનર્જન્મ પામેલું-મળેલું.

**Regeneration**, *n.* પુન રૂત્પત્તિ; નવી પેદાશ. આત્મિક-બીજો-પુનર જન્મ. [નવું કરવું.

**Regenerative**, *a.* ફરીથી ઉત્પન્ન કરવું; તાજું;

**Regent**, *n.* અધિકારી; હાકેમ; રાજપ્રતિનીધિ; રાજાની વતીનો અમલદાર. Queen r. રાજ કરતી-અધિકાર ચલાવનારી રાણી.

**Regicide**, *n.* રાજઘાતક-હિંસક; રાજવધ-હત્યા કરનાર; રાજહત્યા-વધ-હિંસા-ઘાત; રાજાનું

**Regime**, *n.* રાજ્ય; અમલ; કારકીર્દી. [ખુન.

**Regimen**, *n.* અવગુણ ન કરે એવું ખાનપાન; કરી; પરેહજ; પથ્ય; ઉપાય-ઈલાજ કર્યા કરવા તે. (gram) શબ્દાધિકાર. [જમીટ.

**Regiment**, *n.* પલટણ; ફોજની ટુકડી; રી-

**Regimental**, *a.* રીજમીટ-પલટણનું-ને લગતું-સંબંધી; પલટણી. *pl.* પલટણનો એક સરખો પોશાક-પેહરવેશ.

**Region**, *n.* પ્રદેશ; દેશ; મુલક; મંડળ; જગા; શરીરનો કોઈપણ ભાગ; મંડળ; ચક્ર; ભુવન.

**Register**, *n.* લેખ; નોંધ; પટ; દફતર; ચોપડો; રજીસ્ટર; ટીપ; પટ. Parish r. જેમાં છોકરાંના બાપ્તિસ્મા; લગન દફન ઈત્યાદિ નોંધાયલાં છે તે ચોપડી. *v. t.* નોંધવું; રજીસ્ટર કરવું; દફતરમાં નોંધવું-દાખલ કરવું: નોંધી-લખી રાખવું. [રાખેલું; રજીસ્ટર કરેલું.

**Registered**, *a* નોંધેલું; દફતરમાં નોંધી-

**Registrar**, *n.* લખી-નોંધી રાખનાર અધિકારી; દફતરદાર; બારનિસ. [લખી રાખવું તે.

**Registration**, *n.* નોંધવું તે, દફતરમાં નોંધી-

**Registry**, *n.* જયાંહાં નોંધ રાખવામાં આવે છે તે જગા; બારનિસની કચેરી નોંધાએલી-લખી રાખેલી હકીગત-બીના. નોંધવું-લખી રાખવું તે.

**Regius-professor**, *n.* કોઈ રાજાએ આપેલા પૈસાથી જેને નીમણુક મળે છે તેવો મદરેસામાં કોઈ અમુક વિદ્યા-વિષે નીમેલો ગુરૂ.

**Regnant,** *a.* રાજ્ય કરતું-ચલાવતું.

**Regrant,** *v. t.* પાછું આપવું-કબજો આપવો. *n.* પાછું સ્વીકારવું તે.

**Regrate,** *v.t.* અગાઉથી લેવું બોલવું-કરવું. આવ્યાં પહેલાં ખરીદ કરી મુકવું.

**Regress,** *n.* પાછા-ફરીને જવું તે.

**Regression,** *n.* પાછું જવું તે.

**Regressive,** *a.* પાછું જતું.

**Regret,** *n,* દલગીરી; દુઃખ; શોક; અફસોસ; ખેદ; પસ્તાવો; પશ્ચાતાપ; ઉદ્વેગ.-થી-ને લીધે ખેદ-શોક કરવો; દુઃખ દલગીરી લાગવી-થવી; રડવું; -નો પસ્તાવો-પશ્ચાતાપ કરવો.

**Regular,** *a.* યથા શાસ્ત્ર; નિયમપુર્વક-પ્રમાણેનું-ને અનુસરતું; રીત-કાયદાસર; માર્ગ-સંપ્રદાય પ્રમાણેનું-અનુસારી; યથા માર્ગ. નિયમસર ચાલનાર; નિયમી; હંમેશ વખત સર હાજર હોનાર; નિયમાનુસારી; ચાલુ માર્ગ-રીત પ્રમાણે શિખવેલું-કેળવાયલું-સ્થાપન થયલું એવું; વિધિ સ્થાપિત. યથાક્રમ; યથાનુક્રમ; બેત-રીત સર-નિયમ પ્રમાણે ચોકસ વખતે આવનાર-થનાર-હોનાર-બનનાર. A r trade રોજનો ધંધો.

**Regularity,** *n.* કાયદાસરપણું; યથા શાસ્ત્ર-નિયમ પ્રમાણે હોવું તે. કાયદો રીત; પદ્ધતિ; અનુક્રમ; વ્યવસ્થા; બંદોબસ્ત; એક ધોરણનું તે-એક સરખાપણું.

**Regularly,** *ad.* કાયદાસર-માફક-પ્રમાણે; યથા માર્ગ; બેતસર; નિત્ય.

**Regulate,** *v. t.* બેત-નિયમ-ધોરણપ્રમાણે કરવું-થાય તેમ કરવું; બંદોબસ્ત-વ્યવસ્થા કરવી; નિયમ-રીતસર-બરાબર ચાલવું. તાલપર આણવું; સુધારવું;-નો બંદોબસ્ત કરવો. નિયમ-ધારા-કાયદાથી બાંધી લેવું;-નું અનુશાશન-નિયમિત વ્યવસ્થા કરવી. [આઈન.

**Regulation,** *n.* કાયદો; કાનુન; ધારો; નિયમ;

**Regulator,** *n.* તાલપર આણનાર; સુધારનાર; વ્યવસ્થા-બંદોબસત કરનાર.-ની ગતિ-વેગ બરાબર કરનારી-સુધારનારી કળ; 'રેગ્યુલેટર.'

**Regulus,** *n.* મઘા નક્ષત્ર.

**Regurgitate,** *v. t.* પાછું ઉશકવું-રેડવું.

**Rehabilitate,** *n.* ફરીથી હક હુદ્દો આપવો.

**Rehearing,** *n.* બીજી-ફરીને તપાસ; બીજીવારની તપાસણી.

**Rehearsal,** *n.* બીજાની વાત ભણી-કહી દેખાડવી તે; ઉલ્લેખ; કથન; કેહેવું તે;-ની કથા-વાત-હકીકત મહોડે કહેવી તે. મહોડે તૈયાર કરવાને માટે બોલવું તે; તૈયાર થયું કે નહીં તે જોવા માટે પહેલાં જે મહોડે ભણી-બોલી જવું તે.

**Rehearse,** *v. t.* બીજાની વાત ભણી-કહી દેખાડવી; કહેવું; કથન કરવું; મહોડે કહી સંભળાવવું; કહેવું;-ની કથા-વાત-હકીકત મહોડે કહેવી. ખાનગી રીતે ભણવું-ભણી દેખાડવું. [વાનો ચીલો.

**Reigle,** *n.* વળાવાને-લાભિવાને રસ્તો દેખાડ-

**Reign,** *n.* રાજ્ય અમલ-શાક. કારકીર્દી; રાજ્યનું રાજ્ય હોવું તે; ચાલવું-પસરવું તે. *v. i.* રાજ્ય કરવું; રાજ્ય હોવો; ગાદીએ બેસવું-હોવું;-નું રાજ્ય-ની સત્તા હોવી; ચાલવું; પ્રવર્તમાન હોવું; પસરવું; ચાલુ હોવું.

**Reigning,** *a.* જોર પર આવેલું; વધારે બળ પામેલું; બીજાથી આગળ પડતું; વિશેષ પ્રાબલ્યવાન.

**Reimburse,** *v. t.* પાછું ભરવું-ભરી દેવું; વાળી આપવું;-માં-ને પાછું આપવું-ભરી દેવું.

**Reimbursement,** *n.* પાછું ભરી દેવું તે; વાળી આપવું તે.

**Reimprint,** *v. t.* ફરીથી છાપવું.

**Rein,** *n.* લગામની વાધરી-દોરી; અનીન; અછોડો; લગામના બાગ. અંકોશ; અધિકાર; લગામ; સત્તા. *v. t.* લગામવડેથી દાબમાં-હાથમાં રાખવું; દોડવા ન દેવું.

To give the reins to છૂટ આપવી.

**Reindeer,** *n.* હરણની જાતનું ઉત્તર દેશોમાં રહેનાર એક પ્રાણી; એક જાતનું હરણ.

**Reins,** *n. pl.* મુત્રપિંડ; ગુર્દ; ગુર્દો; કમર; કેડની પછવાડેનો ભાગ. અંત:કરણ; અંતરજામી.

**Reinsert,** *v. t.* પાછું અંદર બેસવું-ઘાલવું-મુકવું-દાખલ કરવું.

**Reinspection,** *n.* બીજી વારની તપાસ-ચોકસી-પરીક્ષા.

**Reinstall,** *v. t.* ફરીથી પદવી-હોદ્દાપર બેસાડવું-સ્થાપવું.

**Reinstate,** *v. t.* ને ફરી-પુન: સ્થાપન કરવું;-ને ફરીથી નીમવું-બેસાડવું; ઠેરવવું.

**Reinstatement,** *n.* ફરીથી-બીજીવાર બેસાડવું-સ્થાપવું-નીમવું તે.

**Reinsurance,** *n.* વીમો ઉતારેલા માલપર પાછો ઉતારેલો વીમો.

**Reinsure,** *v. t.* એકવાર વીમો ઉતારેલા માલનો બીજા વીમાવાળા પાસે વીમો ઉતરાવવો.

**Reinvest,** *v. t.* ફરીથી પેહેરાવવું; નવેસરથી સત્તા-અધિકાર-પદવી આપવી; ફરીને સણગારવું-સુશોભિત કરવું. ફરીથી પ્રતિષ્ઠિત કરવુ. પાછું ઘેરવું-ઘેરી લેવું-ઘેરો ઘાલવો. ફરીથી કશામાં પૈસા નાખવા-મુકવા-રોકવા.

**Reinvestment,** *n.* પાછો ઘેરો ઘાલવો તે. નવેસરથી કશામાં નાણું નાખવું-રોકવું તે.

**Reiterate,** *v. t.* ફરીફરીને-વારંવાર-વારે ઘડિએ-વારે વારે બોલવું-કરવું-કર્યા કરવું.

**Reiteration,** *n.* ફરીફરીને-વારેવારે બોલવું-કરવું-કર્યાં કરવું તે.

**Reject,** *v. t.* ફેંકો-નાખી દેવું. તજી દેવું; તજવું; ત્યાગવું; વર્જવું; છોડી જવું; ત્યાગ-વર્જ કરવું. નાપસંદ-અનંગીકાર કરવું; નકારવું; ના પાડવી. ના કબુલ-અમાન્ય કરવું. સ્વીકારવું-કબુલ કરવું-લેવું નહી.

**Rejection,** *n.* તજવું-છોડી જવું તે. નાપસંદગી; અનંગીકાર. નકાર; અસ્વીકાર.

**Rejoice,** *v. i.* આનંદમય-આનંદમાં ને આનંદમાં હોવું; હર્ષ પામવું; હરખાઇ જવું; ખુશી-સંતોષ માનવો. *v. t.* -ને પમાડવો.

**Rejoicing,** *n.* આનંદ-હર્ષ-ખુશી દેખાડવી-બતાવવી તે; ખુશાલી; ખુશી; હર્ષ; આનંદ; ઉત્સાહ; ખુશાલીની બાબત-વસ્તુ-વિષય. Public r. ઉત્સાહ; ઓચ્છવ; ઉત્સવ.

**Rejoin,** *v. t.* ફરીથી-પુન:જોડવું-મેળવવું-સાંધવું. ફરી પુન:મળવું-એકઠું થવું-સાથે-જોડે થવું. *v. i.* ઉત્તરનો ઉત્તર-પ્રત્યુત્તર આપવો-વાળવો-કરવો. વાદીના ઉત્તરનો પ્રત્યુત્તર આપવો-વાળવો.

**Rejoinder,** *n.* પ્રત્યુત્તર; ઉત્તરનો ઉત્તર. વાદીના જવાબપર પ્રતિવાદીનો પ્રત્યુત્તર.

**Rejuvenate,** *v. t.* પાછું જુવાન કરવું-થવું.

**Rejuvenescence,** *n.* પાછું જુવાન કરવું-થવું તે.

**Rekindle,** *v. t.* પાછું સળગાવવું; ફરીથી બાળવું.

**Reland,** *v. t.* વહાણપરથી પાછું જમીનપર ઉતારવું; પાછું ઉતારવું.

**Relapse,** *v. i.* માં પાછું પડવું હઠી જવું; -ની ટેવ પાછી પડવી; ફરીફરીને થઇ જવું. ઉથલોખાવો; રોગ-દરદ પાછું ઉભળવું-થવું. *n.* પાછું પડવું તે; પાછી ટેવ પાડવી-પડવી તે; ફરીથી થઇ જવું તે. ઉથલો. To have a r.-ને ફેર પડયા પછી તે ને તે રોગ પાછો જોરથી આવવો; ઉથલો ખાવો.

**Relate,** *v. i.* (to)-ની સાથે સંબંધ હોવો; ને લાગુ પડવું-થવું; લાગવું. *a. t.* કહેવું; કથન-નિવેદન-બ્યાન કરવું; કહી જવું; હેવાલ આપવો.

**Related,** *a.* સગું; સંબંધી; સગપણનું; ગોત્રી;

કુટુંબી; આત્મીય; એક ગોત્રનું-લોહીનું-રકતનું. [ સંબંધ હોય તેવું.

**Relating,** *a*, (to) સંબંધ-વિષેનું; સંબંધી;

**Relation,** *n*. બ્યાન-નિરૂપણ કરવું-કેહેવું તે; કથન; બ્યાન; વર્ણન; હકીકત;-ને લાગવું-વળગવું તે;-નું લાગતું વળગતું હોવું તે. સંબંધ; લગવાડ; તાલુકો; નિસ્બત. એક રકત-કુટુંબ સંબંધ; સગોત્રતા. સગાઈ; સંબંધ; સગપણ; આપ્ત-સગાપણું. સગું; સંબંધી; એક લોહીનું માણસ; સગું વહાલું; આપ્તજન. સરખાપણું; મુકાબલો; સાદૃષ્ય.

**Relational,** *a*. સગું હોય એવું; સગાઈવાળું.

**Relationship,** *n*. સગપણ; સગાઈ; સગાપણું.

**Relative,** *n*. સગું; સંબંધી; કુટુંબી; આપ્તજન. *a*. લાગતું વળગતું; લાગુ; સંબંધી; વિષેનું; બાબતનું. કેવળ નહીં એવું; સંબંધવાળું-રાખનાર. એક બીજા સંબંધી-નું-ને લગતું. R. terms અન્યોન્ય સંબંધી-સંબંધ રાખનાર શબ્દ. A r. pronoun સંબંધી સર્વનામ. [ બીને; અન્યાપેક્ષાથી.

**Relatively,** *ad*. બીજાની સાથે સંબંધરા-

**Relax,** *v. t.* ઢીલું કરવું-પાડવું;-ને ઢીલ મુકવી;-થી ઢીલું થવું; નરમ રાખવું.-થી ઢીલું નરમ-નબળું થવું. સખતી-કઠોરતા ઓછી-કમી કરવી; નરમ-હલકું કરવું. વિસામો-વિશ્રાંતિ આપવી; -થી વિસામો-વિશ્રાંતિ મળવી. કોઠો છુટવો-નરમ-ઢીલો થવો. *v. i.*-ની શક્તિ ઓછી નરમ થવી; કરડાપણું મટી જવું; ધ્યાન-ચિંતન-અભ્યાસ કરવાથી છુટવું-મોકળું થવું.

**Relaxation,** *n*. ઢીલું કરવું-પાડવું તે. ઢીલું-નરમ-નબળું થવું તે. સખતી-કઠોરતા ઓછી કરવી તે. અભ્યાસ-મહેનતથી છુટવું તે; વિસામો; ફુરસદ; વિશ્રાંતિ. કોઠો નરમ થવો -છુટવો તે.

**Relaxative,** *a*. ઢીલું પાડતું; નબળું થતું.

**Relaxing,** *a*. ઢીલું-નરમ-નબળું કરનાર-પાડે એવું.

**Relay,** *n*. ડાકમાં રસ્તો કાપતાં ટપ્પે ટપ્પે બદલીને માટે રાખેલા ઘોડા-કાસદ વગેરે. શિકાર કરતાં થાકેલા કુતરાની બદલીને માટે અમુક જગ્યાઓપર રાખેલા કુતરા. R. station ડાક ચોકી.

**Release,** *v. t.*-ને છોડવું-છોડાવવું-બંધીખાનામાંથી છુટું કરવું;-નો છુટકો કરવો.-નું દુઃખ નિવારણ કરવું;-ને દુઃખ-સંતાપમાંથી છોડવવું.-માંથી મુકત-મોકળું કરવું;-થી આભાર-સજા વગેરેમાંથી મુક્ત-મોકળું થવું. છોડવું; મુકી દેવું; પરથી હાથ ઉઠાવવો. *n*. છુટકો; મુક્તિ; છુટકારો. છુટું થવું તે; છુટકારો. ફારગતી; ન દાવા ચિટ્ઠી.

**Relegation,** *n*. તરીપાર-દેશનિકાલ થવું તે; દેશપાર-નિકાલ; તરીપાર.

**Relegate,** *v. t.* માં નાખી દેવું. દેશ નિકાલ -તરીપાર કરવું; કાળે પાણીએ મોકલવું.

**Relent,** *v. i.* ને દયા આવવી-ઉપજવી; કરૂણા ઉત્પન્ન થવી; કોમળ હૃદય-નરમ દીલનું થવું-હોવું; મન પીગળવું.

**Relentless,** *a*. કઠોર હૃદયનું-વાળું; કઠોર; નિર્દય; વજ્ર-કઠણ છાતી-હૈયાનું.

**Relevance-cy,** *n*. મુદ્દાને લાગુ પડે એવું હોવું તે; લાગુ પડવું તે. [ પડવા જોગ.

**Relevant,** *a*. મુદ્દાને લાગુ પડે એવું; લાગુ

**Reliable,** *a*. વિશ્વાસ-ભરોસો કરવા લાયક-જોગ; વિશ્વાસુ; ભરોસાદાર.

**Reliability,** *n*. વિશ્વાસ-ભરોસો-ઈતબાર કરવા લાયક હોવું તે; વિશ્વાસપણું.

**Reliance,** *n*. ભરોસો; પતીજ; વિશ્વાસ; ઈતબાર.

Relic, *n.* બાકી-શેષ રહેલું તે; રહેલી નિશાની; કોઈ જે કંઈ મુકીને ગયલું હોય તે. [ રાંડીરાંડ.
Relict, *n.* વિધવા-રંડાએલી સ્ત્રી-બાયડી;
Relief, *n.* મટાડવું-મટવું તે; શમન; ઓછું કરવું-થવું તે;-માંથી છુટું કરવું-છુટવું તે; છુટકારો; આરામ; શાંતી. જેથી કરીને દુઃખમાં ઘટાડો-માંથી છુટકો થાય તે. બદલી; બદલીએ આવેલું માણસ. છુટકારો; ઈનસાફ; દાદ; A figure in r. સપાટ ભોંયપરથી ઉપસેલી આકૃતી. [ એવું.
Relievable, *a.* મટાડવા જેવું; છુટકારો થાય
Relieve, *v. t.*-નું દુઃખ મટાડવું-નિવારણ કરવું; આરામ કરવું;-થી-નું દુઃખ મટવું-ને આરામ થવો; કળ વળે તેમ કરવું. ઘટાડવું; શમાવવું; ઓછું-કમી કરવું.-ની બદલીએ-ને બદલે-ઠેકાણે આવવું; વારો બદલવો. To be relieved ચાર્જ આપવો; કામથી મુકતથવું.-માંથી છોડવવું-છુટું થાય તેમ કરવું. ની થીથતી અવઘડ-અડચણ મટાડવી-ઘટાડવી-ઓછી કરવી.
Relievo, *n.* સપાટ ભોંયપરથી ઉપસેલી આકૃતિ-ચિત્ર. [માર્ગ; પંથ; દીન; મજહબ.
Religion, *n.* ધર્મ; ધર્મનો માર્ગ. ધર્મ.
Religionism, *n.* ધર્મ તત્પરતા; ધર્મને વળગી રહેવું તે. [પુરૂષ.
Religionist, *n.* ધર્મમાં સ્વમતાભિમાની
Religious, *a.* ધર્મ-સંબંધી-નું-ને લગતું-પ્રકરણનું; ધાર્મિક; ભકિતમાન; ભગત; ધર્મી; ધર્મ-પરાયણ. ધર્મમાં જોઈએ તે પ્રમાણેનું; બરાબર.
Religiously, *ad.* બરાબર રીતે; ધર્મ પ્રમાણે-ની રીતે.
Relinquish, *v. t.* છોડવું; મુકવું; છોડી-મુકી દેવું; તજવું;-પરથી હાથ ઉઠાવવો.
Relinquishment, *n.* ત્યાગ; મુકી-છોડી દેવું તે-પરથી હાથ ઉઠાવવો તે.
Reliquary, *n.* સાધુ સંતના શબના ટુકડા-સાધુસંત જે કંઈ મુકીને ગયલા હોય તે જેમાં મુકાય છે તે પેટી-દાબડો.
Relish, *n.* સ્વાદ; રૂચી; ભાવ; પ્રસન્નતા; ખુશી; મરજી; ચાહ; શોખ; ઈચ્છા; સૌંદર્ય-રસજ્ઞ હોવું તે; સ્વાદ; લિજ્જત; ગમત; સ્વાદદાર કરે એવો મસાલો. *v. t.*-ને સ્વાદ લાગવું-ભાવવું-સ્વાદે સારૂં લાગવું-રૂચવું;-થી ખુશી થવું-સંતોષ પા-
Relishable, *a.* સ્વાદ લાગે એવું; સ્વાદિષ્ટ. [મવો
Reloan, *v. t.* પાછું-ફરીને ઉછીનું આપવું-ધીરવું.
Reluctance, *n.* નાખુશી; આનાકાની; બેદીલી; અપ્રસન્નતા; ગેરમરજી; કંટાળો.
Reluctant, *a.* ને કંઈ કરવાનું મન ન હોય એવું; નારાજી; નાખુશી; મન મારીને-આનાકાની કર્યા પછી-નાખુશીથી આપેલું-કીધેલું-કબુલ કરેલું.
Reluctantly, *ad.* નાખુશીથી; બેદીલીથી; કંટાળાથી.
Relume, Relumine, *v. t.* ફરીથી સળગાવવું-ચેતવવું-પ્રકાશિત કરવું. [કરવી.
Rely, *v. i.* ભરોંસો-વિશ્વાસ-પતીજ રાખવી-
Remade, *Pret. & p p.* of Remake પાછું કીધું-ફરીથી કર્યું.
Remain, *v. i.* રહેવું; મુકામ કરવો-રાખવો. બાકી-સિલક રહેવું-હોવું; રહેવું.
Remainder, *n.* બાકી; શેષ; બાકી રહેલું તે; સિલક; બાકી રહેલી સંખ્યા-આંકડો.
Remaining, *a.* રહેલું; બાકીનું; પછવાડે રહેલું; બચેલું.
Remains, *n. pl.* શેષ; બાકી; બાકી રહેલો જે ભાગ તે; ખંડિયેર; મુડદું; શબ; લાસ.
Remake, *v. t* પાછું-ફરીથી-નવેસરથી કરવું.
Remand, *v. t.* ફરીથી તપાસ થવા માટે પાછું કેદખાનામાં મોકલવું-મોકલી દેવું-મોકલવાનો હુકમ કરવો.

**Remark,** *v. t.* ધ્યાન-લક્ષ દઇને જોવું-અવલોકન કરવું;-ના ધ્યાનમાં આવવું; કહેવું; બોલવું; લખવું. *n.* જોવું તે; અવલોકન; નજર;-ઉપર વિચાર કહેવો-લખવો તે; શેરો; ટીકા.

**Remarkable,** *a.* લક્ષમાં-ધ્યાનમાં રાખવા જોગ-યોગ્ય; અસાધારણ; નામાંકિત; મખ્યાત. અજાએબ-તાજુબ જેવું; અદભુત.

**Remarkably,** *ad.* અજાએબ-અસાધારણ રીતે.

**Remarriage,** *n.* ફરીનું લગ્ન; પુનર્વિવાહ.

**Remarry,** *v. t.* ફરીથી-બીજીવાર લગ્ન-વિવાહ કરવો-પરણવું.

**Remediable,** *a.* ઇલાજ-ઉપાય કરવા-થવા જોગ.

**Remedial,** *a.* ઉપાય-ઇલાજ કરવા-વિષેનું-સંબંધી-નું.

**Remediless,** *a.* ના-બેઇલાજ; નિરૂપાય.

**Remedy,** *n.* ઉપાય; ઔષધ; ઓસડ; દવા; ઉપચાર. *v. t.* મટાડવું; દુર-નિવારણ કરવું;-નો ઉપાય-ઉપચાર-બંદોબસ્ત-ઇલાજ કરવો;-માંથી છોડવવું. A violent r. રાક્ષસી ઉપાય, A mild r. સામોપચાર. External r. બાહ્યોપચાર Internal r. આભ્યંતરોપચાર.

**Remember,** *v. t.* -ને યાદ હોવું;-ને સ્મરણ થવું-આવવું; સાંભરવું; યાદ-સ્મરણ આણવું-કરવું; -ને યાદ આવવું; સંભારવું; યાદ-સ્મરણ-સંભારી રાખવું.

**Remembrance,** *n.* યાદ હોવું-કરવું તે; સ્મરણ; યાદ; ફ્રોમ; યાદગીરી; સ્મરણ કરાવનારી વસ્તુ.

**Remembrancer,** *n.* સ્મરણ કરાવનાર; યાદ દેવડાવનાર-આણાવનાર; જેથી યાદ આવે-સ્મરણ થાય તે; યાદગીરો; સંભારણું.

**Remind,** *v. t.* યાદ દેવડાવવું; સંભારવું; સ્મરણ કરાવવું; સંભારી આપવું;-થી યાદ આવવું-સ્મરણ થવું.

**Reminder,** *n.* યાદ દેવડાવનાર; સ્મરણ કરાવનાર; સ્મૃતિ-સ્મરણકારક-જનક; સુઝાવનાર; જણાવનાર.

**Reminiscence-cy,** *n.* કોઇને જેની યાદ છે તેની કહેલી-લખેલી હકીકત; સાંભરે તે વાત; સ્મૃતિ; સ્મરણ; યાદદાસ્ત; ફ્રોમ.

**Remiped,** *n.* એક જાતનું જળપ્રાણી જે પોતાના પગને હલેસાં તરીકે વાપરે છે.

**Remise,** *v. t.* પાછું આપવું-બક્ષવું.

**Remiss,** *a.* ઢીલું; સુસ્ત; થંડું; મંદ; ગાફીલ; બેદરકાર; બેપરવા.

**Remissible,** *a.* પાછું આપવા જેવું-સોંપવા જોગ.

**Remission,** *n.* ક્ષમા; માફી. નરમ-હલકું-ઢીલું-ધીમું પડવું તે; જોસ્સો-જોર કમી થવું-ઉતરવું તે.

**Remissly.** *ad.* બેપરવાઇથી; ગાફીલપણાથી.

**Remissness,** *n.* ગાફીલપણું; બેપરવાઇ; બેદરકારી.

**Remit,** *v. t.* સમાવવું; ડાબવું; નરમ-થંડું પાડવું; માફ-ક્ષમા કરવું; છોડી દેવું; સોંપવું; હવાલે કરવું; આપી દેવું;-પર નાખવું;-થી ઉપર રહેવું. હુંડી કરાવી પૈસા મોકલવા; પૈસા મોકલવા-વાળવા. *v. i.* નરમ-હલકું-ઢીલું-ધીમું પડવું; મંદ થવું; જોસ્સો-જોર કમી થવું; ઉતરવું.

**Remittal,** *n.* પાછું આપવું-સોંપવું-મોકલવું તે.

**Remittance,** *n.* હુંડી કરાવી પૈસા મોકલવા-વાળવા તે. મોકલેલા-વાળેલા પૈસા.

**Remittent,** *n.* રોજ આવીને ઉતરી જતું; ચઢ ઉતર થતું-નું.

**Remnant,** *n.* બાકી; બાકી રહેલું તે. *a.* રહેલું; બાકીનું; પછવાડે રહેલું; બચેલું.

**Remodel,** *v. t.* નવેસરથી-ફરીથી-પાછો નમુનો-નવો સાંચો કરવો.

**Remonstrance,** *n.* શિખામણ દેવાની મત.

વળે તકરાર-જવાબ-સવાલ; વારવું તે; બે વાત કહેવી; કાન ઉઘાડવા-ખોલવા. કોઇ કાર્યની સામા સખત કારણો બતાવવાં તે; દલીલ; ઠપકો; મહેણું.

**Remonstrant**, *n.* ઠપકો દેનાર; મહેણું મારનાર; શિખામણ દેનાર. બે વાત કહેનાર.

**Remonstrate**, *v. t.* દલીલ દાખલા પુર્વક શિખામણ દેવી; નહીં કરવું જોઇએ એવું સમજાવવાને માટે દલીલ દાખલા કાઢીને આપવા; વારવું;-ના કાન ઉઘાડવા; સમજાવવું.

**Remora**, *n.* ઢીલ-વિલંબ; એક જાતની માછલી (કલ્પીટ) જે વહાણોને હરકત કરતી તે.

**Remordency**, *n.* પશ્ચાતાપ; પસ્તાવો, ખેદ; સંતાપ; ખરખરો.

**Remorse**, *n.* ખોટું કામ કર્યાને લીધે થતો ખેદ -સંતાપ; ખરખરો; પશ્ચાતાપ; પસ્તાવો.

**Remorseful**, *a.* પસ્તાવો કરનારું; પશ્ચાતાપી; અનુતાપી-તાપનું. [કરૂણાહીન.

**Remorseless**, *a.* નિર્દય; ક્રુર; ઘાતકી; કઠોર;

**Remote**, *a.* દુરનું; આઘેનું; વેગળેનું; છેટેનું. પહેલાનું; પુર્વેનું; લાંબા વખતનું; દુરનું; પુરાતન કાળનું; પુર્વેનું; આગળનું-થવાનું; મુળ-અસલનું; પહેલ વહેલું. (from) વેગળું; અનનું સરતું; પ્રમાણેનું નહીં.

**Remotely**, *ad.* દુર; આઘે; વેગળે; દુરના સંબંધી; દુરથી; થોડું; સ્હેજ.

**Remoteness**, *n.* છેટું; અંતર; લાંબા-આઘાપણું; લંબાણ; અસંનિધાન. [કરવો.

**Remould**, *v. t.* નવેસરથી-પાછો આકાર-સાંચો

**Remount**, *v. t.* ફરીથી સ્વારી કરવી-ઉપર બેસવું. *n.* સાજ સુદ્ધાં તૈયાર કરીને રાખી મુકેલો બીજો ઘોડો.

**Removeable**, *a.* જગ્યામાંથી-કામગીરી પરથી મોકુફ કરી શકાય-કાઢી મુકાય એવું; ને રજા આપી શકાય એવું; ઉઠાવી લઇ જવાય-ખસેડી શકાય એવું; નું સ્થલાંતર કરાય તેવું.

**Removal**, *n.* સ્થલાંતર; બરતરફી; દુર કરવું તે; છુટકારો.

**Remove**, *v. t.* બીજી જગાએ જાય તેમ કરવું-લઇ જવું; ઉઠાડી લઇ જવું; લઇ જવું; સ્થલાંતર કરવું; ખસેડવું; જગ્યાએથી-કામગીરી પરથી મોકુફ કરવું; કાઢી મુકવું; બર તરફ કરવું; રજા આપવી. દુર-થી છુટું કરવું; કાઢી નાખવું. કજીયો બીજી કોરટમાં લઇ જવો. *v. i.* ખસવું; ખસી જવું; એ જવું; એક જગ્યામાંથી બીજી જગ્યાએ જવું. *n.* સ્થલાંતર; સ્થાન ભેદ. પાયરી; પગથિયું.

**Remunerate**, *v. t.* નો બદલો-અવેજ આપવો-વાળવો;-ને મહેનત-મજુરી આપવી;-ને નુકસાન ભરી આપવું;-થી બદલો-અવેજ વળવો. [મજુરી; ફળ.

**Remuneration**, *n.* બદલો; પ્રતિફળ; અવેજ;

**Remunerative**, *a.* બદલો-પ્રતિફળ-અવેજ-મહેનત મળે-આપે એવું.

**Renal**, *a.* ગુરદાનું; મુત્ર પિંડનું-સંબંધી.

**Renard**, *n.* કોલું; શિયાળ.

**Renascence-cy**, *n.* દ્વિતીય જન્મ; બીજો જન્મ

**Renascent**, *a.* પાછું ઉગતું-વધતું.

**Rencounter-contre**, *n.* સામ સામે મળવું તે; સામસામી ભેટ. ઓચિંતી થતી ભેટંભેટા-મારા મારી. *v. i.* સામ સામા મળવું-ભેટ થવી. ઓચિંતી મારામારી.

**Rend**, *v. t.* ફાડવું; ચીરવું; તોડવું; ફાડી-ચીરી-તોડી નાખવું. (from) બળાત્કારથી લઇ લેવું. To r. the heart પસ્તાવો કરવો.

**Render**, *v. t.* પાછું આપવું-દેવું; અદા કરવું. વાળવું; લેવું. આપવું; દેવું; કહી બતાવવું. કરવું; બનાવવું; થાય તેમ કરવું;-થી થવું-થઇ

પડવું. તર્જુમો-ભાષાંતર કરવું. કરવું; બનાવવું; ઉકાળીને સ્વચ્છ-નિર્મળ સોજણું કરવું. To r. back પાછું આપવું-સ્વાધીન કરવું.

Rendering, *n*, તરજુમો; ભાષાંતર.

Rendezvous, *n*. જ્યાં એકઠાં થવાનો હુકમ હોય તે ઠેકાણું; એકઠા થવાને નીમેલો મુકામ. *v. i.* ચોકસ જગ્યાએ એકઠા-ભેગા થવું.

Rendition, *n*. શરણ કરવું-જવું-થવું તે; આપી-સોંપી-મુકી દેવું તે; વશ-તાબે આપવું તે.

Renegade-do, *n*. સ્વપક્ષ-સદ્ધર્મ છોડનાર-ત્યાગી. રજા વિના ચાકરી છોડી દુશ્મનની તરફ જતો રહેલો તે. લુચ્ચું દુષ્ટ માણસ.

Renew, *v. t.* યથાસ્થિત-નવું-નવા સરખું તાજું કરવું; ફરી બાંધવું; સમારવું. ફરીથી-પુનઃ સ્થાપન કરવું. ફરીથી કરવું-આપવું-કહેવું. પુનઃ-ફરીથી તાજું-આરંભ-શરૂ કરવું. નવું કરવું; કોઈ માણસ ફેર થયે નવો અવતાર આવે તેમ કરવું; નવું મન આપવું; ખાર કાઢી નાખીને મનમાં ઈશ્વર તરફ પ્રેમ ઠસાવવો. To r. a bond ખત બદલવું.

Renewable, *a*. નવું થઈ શકે-કરાય એવું.

Renewal, *n*. નવી કરણ; જીર્ણોદ્ધાર.

Renewed, *a*. નવું થયલું; નવું.

Renewer, *n*. નવું-જીર્ણોદ્ધાર કરનાર.

Reniform, *n*. મુત્રપિંડના આકારવાળું.

Rennet, Runnet, *n*. વાછરડાના પેટમાંનું જામી ગયલું દુધ.

Renounce, *v. t.* છોડી-મુકી દેવું;-પરથી હાથ ઉઠાવવો; ના પાડવી-કહેવી. કબુલ ન કરવું; ન માનવું; માથે લેવાની-માનવાની ના કહેવી-પાડવી.-નો ત્યાગ-ઉત્સર્ગ કરવો.

Renouncement, *n*. છોડી-મુકી દેવું તે;-પરથી હાથ ઉઠાવવો તે. કબુલ ન કરવું-ન માનવું તે; માનવાની ના કહેવી-પાડવી તે. ત્યાગ; ઉત્સર્ગ.

[તાજું-નવા સરખું કરવું.

Renovate, *v. t.* ફરી બાંધવું; સમારવું; નવું

Renovation, *n*. નવી કરણ; જીર્ણોદ્ધાર.

Renown, *n*. નામ; કીર્તિ; વિખ્યાતિ; જશ; નામદારી; પ્રસિદ્ધિ; તારીફ.

Renowned, *a*. નામાંકિત; કીર્તિમાન; પ્રસિદ્ધ; વખણાયલું; નામદાર; નામીચું; પંકાએલું.

Rent, *n*. ફાટ; તડ; ચીરો. ઝડકો. ફુટફાટ. ગણોત; સાંથ; ધારો; વસુલ. ભાડું; કિરાયું. *v. t.* ગણોતે-ભાડે આપવું- ભાડે-ગણોતે રાખવું-લેવું; ભાડું-ગણોત-કિરાયું આપી રાખવું-લેવું. [ કિરાએ લેવા જેવું.

Rentable, *a*. ગણો તે આપવા જેવું; ભાડે-

Rental, *n*. ભાડાનામું; ભાડાની આમદાનીનો-ગણોતનો હિસાબ.

Rent-roll, *n*. ગણોત કિરાયાની આમદાનીન યાદ; તહેસીલની ચોપડી-યાદ.

Renunciation, *n*. મુકી-છોડી દેવું તે; હાથ ઉઠાવવો તે. [ રીને નીમવું.

Reordain, *v. t.* પાછું સ્થાપવું-ઠરાવવું; ફ-

Reorganization, *n*. પાછું-ફરી-નવે સરથી યોજવું-યોજના કરી ગોઠવવું-રચવું તે. પાછી-ફરીને-બીજીવાર કરેલી યોજના-રચના-સંયોજના.

Reorganize, *v. t.* પાછું-ફરીથી-નવેસરથી યોજવું-યોજના કરી ગોઠવવું-રચવું. [ સીકડવું.

Repack, *v. t.* ફરીથી-બીજીવાર-પાછું બાંધવું-

Repaid, *pret.* of Repay. પાછું આપ્યું; ફેડયું; પાળ્યું; ભરી દીધું; વાળી આપ્યું; નો બદલો-અવેજ લીધો-વાળ્યો.-ને બદલે મળ્યું.

Repair, *v. i.* જવું; આવવું; આવી જવું. *v. t.* સમારવું; સમરાવવું; સુધારવું;-ની મરામત કરાવવી; દુરસ્ત-ટીપ ટાપ-જીર્ણોદ્ધાર કરવો. નાશ

થયલા ભાગને ફરીથી બાંધવો; ફાટ પુરવી; ભરી આપવું-દેવું; ભરવું. *n.* મરામત; સમરામણી; જીર્ણોદ્ધાર. ભરી આપવું-પુરૂં કરવું તે.

Reparable, *a.* સમરાવી શકાય-ની મરામત કરાય એવું; પુરૂં કરી-ભરી શકાય એવું.

Reparation, *n.* સમારવું-સમરાવવું તે; મરામત કરાવવી તે; નાશ થયલા ભાગને ફરીથી બાંધવો તે; નુકસાન ભરી આપવું તે. પુરૂં કરાવવું તે; બદલો; અવેજ; નુકસાન.

Reparative, *a.* ખોડ;-ખામી-ખોટ સુધારતું.

Repartee, *n.* હાજર જવાબ; ઝટ અને ચતુરાઈથી આપેલો ઉત્તર-જવાબ; સમયોચિત ઉત્તર.

Repass, *v. t.* પાછું જવું-નીકળવું.

Repast, *n.* ભોજન કરવું તે; ભોજન; જમણ; આહાર; ખોરાક; ખાવાનું; ભક્ષ્ય; અન્ન; ખાણું.

Repay, *v. t.* પાછું આપવું; ભરી દેવું; ફેડવું; વાળવું; વળત કરવું;-નો બદલો-અવેજ વાળવો -લેવો; વાળી આપવું;-ને બદલે મળવું.

Repayable, *a.* ફેડવા જેવું; વાળી આપવા જોગ.

Repayment, *n.* જે મજરે-પાછું આપેલું-ભરી દીધેલું તે. [ખવું તે; રદ કરવું તે.

Repeal, *v. t.* રદ્દ-બાતલ કરવું. *n.* કાઢી ના-

Repealable, *a.* રદ્દ-બાતલ કરવા જોગ.

Repealer, *n.* કોઈ કાયદો રદ કરવાને માટે કોશેશ કરનાર-રદ્દ કરવો જોઈએ એવું મત ધરાવનાર-એવી તકરાર લેનાર.

Repeat, *v. t.* પુનઃ-બીજી વાર-ફરીથી કેહેવું-કરવું; મહોડે કરેલું બોલવું-ભણવું; કથન કરવું.

Repeated, *a.* ફરી ફરીને-ફરીથી-પુનઃ કરેલું.

Repeatedly, *ad.* વારંવાર; પુનઃ પુનઃ; ફરી ફરીને; ઘડીઘડી; વારે ઘડીએ; ઉપરા ઉપરી.

Repeater, *n.* બોલનાર-ફરી ફરીને કેહેનાર-કરનાર; મહોડે કરેલું બોલનાર-ભણનાર; કથન કરનાર. વાગતી ઘડિયાળ.

Repel, *v. t.* પાછું હઠાવવું-હાંકી કાઢવું-હઠવાની ફરજ પાડવી; આગળ વધવા નહીં દેવું; અટકાવવું;-નો અટકાવ કરવો; તકરારનો જવાબ-રદિયો આપવો; હરકત લેવી.

Repellency, *n.* પાછું હઠાવવાનો-હાંકી કાઢવાનો -આગળ વધવા નહીં દેવાનો ગુણ.

Repellent, *a.* પાછું હઠાવનાર-હાંકી કાઢનાર-આગળ વધવા નહીં દેનાર.

Repent, *v. i.* પશ્ચાત્તાપ કરવો. પસ્તાવું; ખેદ પામવો; દલગીર થવું; પાપનો-ને માટે પશ્ચાતાપ -પસ્તાપો કરવો.

Repentance, *n.* પશ્ચાત્તાપ; પસ્તાવો; અનુતાપ; જીવ બળ્યા કરવો તે.

Repentant, *n.* પશ્ચાત્તાપી; દલગીર; ખિન્ન; અનુતાપી. દલગીરી સુચક; પશ્ચાત્તાપમય. અનુતાપનું-દેખાડનાર.

Repeople, *v. t.* ફરીથી-નવેસરથી-પાછી વસ્તી કરવી; પાછું વસવું.

Repercussion, *n.* પાછું હઠાવવું-હાંકી કાઢવું તે. સ્થિતિસ્થાપકતાને લીધે પાછું આવવું તે.

Repercussive, *a.* પાછું આવતું-મારતું.

Repertory, *n.* જેમાં સઘળી વાતો-ચીજો નિયમસર ગોઠવેલી હોય છે તે; કોઠાર; ભંડાર; વખાર. [થન કરવું તે.

Repetition, *n.* પુનરાવૃત્તિ; પુનરૂક્તિ. ક-

Repine, *v. i.* (at, against) ખીજયા-ચિડયા-મનમાં બળ્યાં કરવું; રીસે ભરાવું; ઝુરવું; અસંતોષ માનવો. બબડવું; કકલવું; કકલાટ કરવો.

Repining, *a.* બબડે-કકલે એવું.

Replace, *v. t.* જ્યાં-જે જગામાં પહેલાં હતું ત્યાં-તે જગ્યામાં પાછું મુકવું; જ્યાંનું ત્યાં-જ્યાં હતું ત્યાં મુકવું; પુર્વ સ્થિતિમાં આણવું. પાછું આપવું; ભરી દેવું; ફેડવું.-ની જગ્યામાં-ને

ઠેકાણે બીજું તેવું મુકવું-મેળવવું;-ની જગ્યા પુરવી. [ -વાવવું.

**Replant,** *v. t.* ફરીથી-પાછું-બીજીવાર રોપવું-

**Replenish,** *v. t.* ભરપુર-માં ઘણું થાય તેમ કરવું; ભરવું; *v. i.* પેહેલાંની પેઠે પાછું ભર-

**Replete,** *a.* ભરેલું; ભરપુર. [ પુર થવું.

**Repletion,** *n.* ભરેલું-ભરપુર હોવું તે.

**Repletive,** *a.* ભરપુર થતું-કરતું.

**Repleviable,** *a.* જામીનગીરી ઉપર છોડી દેવા જોગ. [ લેવાનું હુકમનામું.

**Replevin,** *n.* જપ્ત કરેલો માલ વસુલ કરી

**Replevy,** *v. t.* જામીનગીરી ઉપર છોડવું.

**Replica,** *n.* અસલ છબી પરથી ચિતારે પોતે તૈયાર કરેલ નકલ.

**Replication,** *n.* જવાબ; ઉત્તર; પ્રત્યુત્તર.

**Replier,** *n.* જવાબ આપનાર; ઉત્તર દેનાર.

**Reply,** *n.* જવાબ; ઉત્તર; પ્રત્યુત્તર *v. i. t.* જવાબ-ઉત્તર દેવો-આપવો-વાળવો. પ્રતિવાદીએ આપેલા જવાબનો વાદીએ પ્રત્યુત્તર વાળવો.

**Report,** *n.* હેવાલ; હકીકત; રપોટ. અફવા; ઉડતી ખબર; ગપ. Good r. આબરૂ; સુકીર્ત્તિ. Evil r. ગેરાબરૂ; અપકીર્ત્તિ. અવાજ; શબ્દ; બાર. ફેસલો; નિવાડો. અધિકારીની રૂએ આપેલો હેવાલ. *v. t.* -નો શોધ-તપાસ કરવાથી માલમ પડેલી હકીકત કહેવી-લખવી; રિપોર્ટ-ખબર કરવી.-નું ખ્યાન-વર્ણન કરવું; હેવાલ આપવો. અફવા ઉડાવવી-ચલાવવી. અધિકારીની રૂએ હેવાલ આપવો. *v. i.* બીનાઓનો હેવાલ આપવો; હકીકત કહી જવી. To report one'sself,તપાસ અથવા હુકમ માટે ઉપરી અમલદાર પાસે હાજર થવું.

**Reporter,** *n.* ખબર આપનાર; બાતમીદાર; અખબાર નવીસ; વાર્ત્તિક; રિપોર્ટર.

**Reposal,** *n.* આરામ; વિશ્રાંતિ; વિસામો.

**Repose,** *v. t.* મુકવું; મુકીને આરામ લેવો; હાથ પગ લાંબા કરીને આરામ લેવો. મુકવું; રાખવું; કરવું. *v. i.* સુવું; આરામ લેવો; પોઢવું; આડા પાડવું; લંબાવું. વિશ્વાસ-ભરોસા ઉપર રહેવું; પડી રહેવું;-ના ઉપર હોવું *n.* આરામ; વિશ્રાંતિ; વિસામો; સમાધાન; ચેન; શાંતિ.

**Reposit,** *v. t.* બચાવ સારૂ-વખારમાં રાખવું.

**Repository,** *n.* વખાર; કોઠાર; ભંડાર; નિધાન. [ વહિવટમાં લેવું.

**Repossess,** *v. t.* પાછું કબજામાં-હવાલામાં-

**Repossession,** *n.* પાછો કબજો-હવાલો-વહિવટ-ભોગવટો લેવો તે.

**Reprehend,** *v. t.*-ને વઢવું-ખીજવું-ઠપકો દેવો.-ને માટે દોષ મુકવો-ઠપકો દેવો-ખોડ કાઢવી. [ ષપાત્ર; દોષ દેવા જોગ.

**Reprehensible,** *a.* ઠપકા લાયક-યોગ્ય; દો-

**Reprehension,** *n.* ઠપકો દેવો તે; દોષ

**Rprehensive,** *a.* ઠપકા-દોષ વાળું. [ પાત્રતા.

**Represent,** *v. t.* દર્શાવવું;-ની નિશાની હોવી. વર્ણન-ખ્યાન-નિરૂપણ કરવું; વર્ણવવું. -નો સોંગ-વેષ લેવો-ધારણ કરવો.-ની તરફથી હોવું;-ને સ્થાને-ની જગ્યાએ ઉભા રહેવું; પ્રતિનિધિ હોવું-થવું. દેખાડવું; બતાવવું; જણાવવું; જાણ કરવું.

**Representation,** *n.* પ્રતિમા; મુર્ત્તિ; તસવીર; ચિત્ર; પુતળું; બાવલું. નકશા-પૃથ્વીના ગોળા વગેરે દર્શક વસ્તુ. નવું રૂપ ધારણ; સોંગ; વેષ. વર્ણન; ખ્યાન. R. against મિહલો; આળ; તોહોમત; ફરિયાદ ઉઠાવવી તે.

**Representative,** *a.* સાંકેતિક; દર્શક; દૃષ્ટાંતરૂપ; લાક્ષણિક. પ્રતિનિધિ-વકીલ દાખલ. *n.* દર્શક વસ્તુ; મુર્ત્તિ; પ્રતિનિધિ; વકીલ.

**Repress,** *v. t.* દાબવું; દબાવવું; બેસાડી દેવું;

સમાવવું. દાબમાં-ધાકમાં-ને બંધનમાં રાખવું;-ઉપર અંકુશ-અટકાવ રાખવો.

**Repression**, *n.* બેસાડી-સમાવી દેવું તે. દાબમાં-ધાકમાં રાખવું તે.

**Repressive**, *a.* બેસાડી-સમાવી દે તેવું; દાબમાં-ધાકમાં રાખે તેવું; દાબતું.

**Reprieve**, *v. t. n.* દેહાંત શિક્ષા-ફાંસી દેવી થોડીવાર લગણ મુલતવી રાખવી.-માંથી થોડા વખત સુધી છુટું કરવું;-થી કોઈનું કંઈ થોડી વાર સુધી મટે-દુર થાય તેમ કરવું. *n* દેહાંત શિક્ષા મુલતવી રાખવી તે. થોડીવારનો છુટકો-છુટકારો-આરામ.

**Reprimand**, *v. t.* ઠપકો-દોષ દેવો; ધમકાવવું; બોલ સંભળાવવા-મારવા; શબ્દમાર મારવો; વાગ્દંડ કરવો. *n.* ઠપકો; દોષ; શબ્દમાર; વાગ્દંડ.

**Reprint**, *v.t.* ફરીથી છાપવું. *n.* ચોપડીની બીજી [નવી આવૃત્તિ-છાપણી.

**Reprisal**, *n.* શત્રુએ જે કાંઈ લીધું હોય તેના બદલામાં શત્રુનું કંઈ પકડી લાવવું તે. પ્રત્યપહરણ; પ્રત્યપકાર; પ્રત્યપકાર નિમિત લીધેલું હોય તે; અપહાર; -નો બદલો લેવો-વેર વાળવું-લેવું તે; પ્રતિપીડન.

**Reproach**, *n.* તિરસ્કાર-ઉપહાસ ભરેલો ઠપકો; દુષણ; નિંદા; અપવાદ; બદનામી; અપમાન; અપ્રતિષ્ઠા. નિંદાસ્પદ-પાત્ર; નિંદ્ય તે. *v. t.* -ને ધિક્કારીને-નો તિરસ્કાર કરીને ઠપકો મુકવો-દોષ દેવો;-ની નિંદા કરવી. ને લીધે-ને માટે તિરસ્કાર કરીને દોષ મુકવો-ઠપકો દેવો. દોષી-દોષવાળું ઠેરવવું;-થી દોષવાળું-દોષી ઠરવું.

**Reproachable**, *a.* ઠપકો-દોષ મુકવા-દેવા-જોગ; નિંદા કરવા જોગ; નિંદ્ય.

**Reproachful**, *a.* તિરસ્કાર સહિત ઠપકાનું; નિંદા ભરેલું-નું; નિંદ્ય; નિંદવા જોગ; લજામણું; બદનામી ભરેલું; અપકીર્તિનું; નીચ.

**Reproachfully**, *ad.* તિરસ્કાર સહિત ઠપકા-નિંદા ભરેલી રીતે.બદનામીથી; દોષથી; નિંદાથી.

**Reprobate**, *a.* પરીક્ષા થયે ખોટું નિકળેલું; નાપસંદ કરેલું; નકારેલું; પાપમાં ગરક થઈ ગયલું; પાપ કરવામાં પાછું નહીં જોય એવું; વહી-બહેકી ગયલું. *n.* વહી-બહેકી ગયલું માણસ. *v. t.* ઘણું ખોટું માનવું; અતિ નાપસંદ-અમાન્ય કરવું.

**Reprobation**, *n.* પાપમાં મુકી દેવું તે; વહેતું-ખડતું મુકવું તે-મુકેલું હોવું તે. અતિ નાપસંદ-અમાન્ય કરવું તે.

**Reproduce**, *v. t.* નવેસર-ફરીથી પેદા-ઉત્પન્ન કરવું; નિપજાવવું.

**Reproduction**, *n* નવેસરથી પેદા-ઉત્પન્ન કરવું તે; નિપજાવવું તે. પુનરુત્પતિ; પુનરુદ્ભવ.

**Reproductive**, *a.* પુનરુત્પતિ-પુનરુદ્ભવ સંબંધીના કામમાં આવતું-વપરાતું એવું; ફળજનક. [શબ્દમાર; વાગ્દંડ.

**Reproof**, *n.* મ્હો ઉપર ઠપકો દેવો તે; બોલ;

**Reprovable**, *a.* ઠપકો દેવા-ખોડ કાઢવાજોગ; ધમકાવવા યોગ્ય.

**Reproval**, *n.* મ્હો ઉપર ઠપકો દેવો તે; બોલ મારવા-સંભળાવવા તે;બોલ; શબ્દમાર; વાગ્દંડ.

**Reprove**, *v. t.* ને ઠપકો દેવો;-નો દોષ-ખોડ કાઢવી;-ઉપર દોષ મુકવો. વઢવું: બોલ-શબ્દમાર મારવો; ધમકાવવું.

**Reprover**, *n.* મ્હો ઉપર ઠપકો દેનાર; ખોડ કાઢનાર; બોલ-શબ્દમાર મારનાર-સંભળાવનાર; વાગ્દંડ કરનાર; ધમકાવનાર.

**Reptile**, *a.* પેટ ઘસડીને ચાલનારું; ઘણા નહાના પગે ચાલતું; હલકું; અધમ; પામર; નીચ. *n.* પેટ ઘસડીને ચાલનારું પ્રાણી.

**Reptilian**, *a.* પેટ ઘસડીને ચાલનારાં પ્રાણી સંબંધી.

**Republic**, *a.* પ્રજાસત્તાક-લોકસત્તાત્મક રાજ્ય; લોકાધિપત્ય. R. of letters. વિદ્વાન મંડળ.

**Republican**, *a.* પ્રજાસત્તાક રાજ્યનું; લોકાધિપત્યનું-સંબંધી. પ્રજાસત્તાક રાજ્યના ધારા પ્રમાણેનું; લોકાધિપત્યાનુસારી. *n.* પ્રજાસત્તાક રાજ્ય પસંદ કરે-પડે તે માણસ.

**Republicanism**, પ્રજા સતાક રાજ્ય; પ્રજા સતાક રાજ્ય પસંદ કરવું-પડવું તે.

**Republicanize**, *v. t.* પ્રજા-લોક સત્તાક રાજ્ય પસંદ કરે એવા મતના-વિચારના કરવું-બનાવવું. [નવી છાપણી.

**Republication**, *n.* પાછું-ફરીથી છાપવું તે;

**Republish**, *v. t.* નવેસરથી-ફરીને છાપીને બહાર પાડવું-પ્રસિદ્ધ-પ્રગટ કરવું.

**Repudiate**, *v. t.* -પરથી હાથ ઉઠાવવો; છોડી દેવું; વિષે છુટી પડવું; વર્જવું; નાકબુલ કરવું; આપવાની-કબુલ કરવાની-ને ના પાડવી; છેડો ફાડવો-ફાડી આપવો; તલાક આપવો; છુટા છેડા કરવા.

**Repudiation**, *n.* હાથ ઉઠાવવો-છોડી દેવું તે. આપવાની-કબુલ કરવાની નાપાડવી તે. છેડો ફાડી આપવો તે; તલાક; છુટાછેડા.

**Repugnance**, *n.* નાખુશી; આનાકાની; કંટાળો; ત્રાસ; ઉલટા-વિરૂદ્ધપણું; વિરોધ.

**Repugnant**, *a.* પ્રતિકૂળ; સામું; ઉલટું; વિરૂદ્ધ; અનનુસરતું.

**Repulse**, *n.* સામો અટકાવ-નડતળ; પાછું હઠવું તે. *v. t.* સામા થઈને અટકાવવું; પાછું-પાછળ હઠાવવું કાઢવું. [કર્ષણ.

**Repulsion**, *n.* પ્રતિસારક શક્તિ-ગુણ; પ્રત્યા-

**Repulsive**, *a.* પ્રતિસારક; પ્રત્યાકર્ષક; ઉમળકાવગરનું; અપ્રીતિજનક; નિ:સ્નેહ; ગમે નહીં-કંટાળો આવે એવું. [ચાટું લેવું.

**Repurchase**, *v. t.* પાછું-ફરીથી ખરીદવું-વે-

**Reputable**, *a.* કંઈ માનવંતું-પામેલું; નીગણના હોય એવું; ગણવાજોગ; કંઈ માન-આબરૂનું-ભરેલું; માનયુકત ગણાય એવું.

**Reputably**, *ad.* માન-આબરૂથી; હુરમતથી.

**Reputation**, *n.* નામ; આબરૂ; માન; ઈજત; હુરમત.

**Repute**, *v. t.* ગણવું; માનવું; લેખવું; સમજવું. *n.* નામ; કીર્તિ; આબરૂ; ઈજત; હુરમત.

**Reputed**, *a.* નામીચું; કીર્તિવાન; ગણેલું; માનેલું.

**Request**, *n.* માગણી; માગવું-કહેવું તે. પ્રાર્થના; અરજ; અરજી; વિનંતિ; એલતમાસ. માગેલી વસ્તુ-ચીજ; ઈચ્છા. To be in r. માગે-પ્રાપ્ત કરવા ઈચ્છે એવું હોવું;-નો ખપ હોવો;-નો ભારબોજ ગણવો.

**Requiem**, *n.* મૃત્યુ પામેલાઓ માટેની બંદગી.

**Requirable**, *a.* સત્તા-હકથી માગવાજોગ; નુકસાનનો બદલો લેવાય એવું; જરૂર પડવાજોગ.

**Require**, *v. t.*-ને ફરમાવવું-જરૂર પાડવી-એલતેમાસ કરવી. માગવું; સત્તા હકથી કેહેવું-માગવું; -ની જરૂરીયાત હોવી;-ની જરૂર પડવી-હોવી; પુછવું; માગવું; નુકસાનનો બદલો લેવો.

**Requirement**, *n.* સત્તાની-હકની માગણી. ફરમાવેલું-જેની જરૂર હોય તે.

**Requisite**, *a.* જરૂરનું; અગત્યનું; આવશ્યક. *n.* જે જરૂરનું-અગત્યનું તે; જરૂરની-અગત્યની વસ્તુ-ચીજ. [અરજી.

**Requisition**, *n.* માંગણી; દાવો કરવો તે.

**Requital**, *n.* બદલો; અવેજ; ખંગ; વેર વાળવું તે; સામો અપકાર; પ્રતિદંડ; સજા; પારિપત્ય.

**Requite**, *v. t.* -નો બદલો-અવેજ વાળવો-લેવો; વાળવું; વાળી આપવું. બદલે કરવું-આપવું.

**Reremouse**, *n.* વાગલું, છાપું.

**Rereward**, *n.* હરોલ.

**Rescind**, *v. i.* રદ-બાતલ-મોકુફ કરવું.

**Rescission**, *n.* રદ-બાતલ-મોકુફ કરવું તે; કાઢી નાખવું તે.

**Rescript**, *n.* કોઈ કાયદાસર સવાલનો પોપે અથવા બાદશાહે આપેલો જવાબ-ઉત્તર. રાજાજ્ઞા; રાજાનો હુકમ; આજ્ઞાપત્ર.

**Rescue**, *v. t.* છોડવવું; કાઢવું; બચાવવું;-નો બચાવ-છુટકારો-છુટકો કરવો. *n.* છુટકો; મુક્તિ; બચાવ; કાયદાસર પકડાએલી ચીજને કાયદા વિરૂદ્ધ પાછી જુલમથી લઈ લેવી તે. કોઈ પુરૂષનો કેદમાંથી જબરદસ્તીથી છુટકો કરવો તે-ને છોડવવો તે.

**Research**, *n.* જ્ઞાનને માટે શોધ; શોધન; તલાસ; ખોળ; તપાસ.

**Reseat**, *v. t.* પાછું-ફરીથી બેસાડવું-થાપવું-નક્કી કરીને મુકવું; નવેસરથી આસન આપવું-કરવું;-ફરીને ખુરશીઓ-પાટલા માંડવા-મુકવા.

**Reseize**, *v. t.* પાછું એકદમ ધસીને પકડવું. ઉપર હાથ નાખવો; ફરીથી ઝુટાવી-પડાવી લેવું; પાછું બથાવી પડવું; પાછો કબજો કરવો.

**Resemblance**, *n.* સરખા-મળતાપણું; સાદૃશ્ય. ઉપમા; મિસલ; પ્રતિમા; પ્રતિરૂપ.

**Resemble**, *v. t.* -ના જેવું-સરખું હોવું-થવું. નીકળવું;-ને મળતું આવવું. સરખાવવું;-ની ઉપમાં આપવી. [આણવું;-ને માઠું લાગવું.

**Resent**, *v. t.* બુરૂં માનવું; મનમાં માઠું

**Resentful**, *a.* ચિડિયું; તામસી; ગરમ મિજાજી; જલદી ખીજવાઈ જાય એવું.

**Resentment**, *n.* ગુસ્સો; કોપ; તામસ; રોસ.

**Reservation**, *n.* રાખી મુકવું-મહેલી છાંડવું તે; પેટમાં-મનમાં રાખવું તે; બહાર નહીં કાઢવું તે; દાબી રાખેલી-ઉંચી મેલેલી ચીજ-વસ્તુ. લેખ-પત્રમાં છુટી-બચી જવાય એવું કોઈ વાકય-બારી; શરતવાળું વાકય; શરત. Mental r. મનમાં પાપ રાખીને કહેવું-કબુલાત આપવી. To speak without r. મે કળે મને-પેટ ખોલીને બોલવું.

**Reserve**, *v. t.* રાખી મુકવું; મહેલી છાંડવું-રાખવું. રાખવું; પેટમાં-મનમાં રાખવું; બહાર નહીં કાઢવું. *n.*-ને માટે રાખેલો-ઉંચો મુકેલો પદાર્થ;-ને સારૂ રાખેલી ચીજ. મનમાં રાખેલું કંઈ જાહેર નહીં કરેલું તે. લાજ; પડદો; સંકોચ. In r. વખાર-ભંડારમાં; રાખેલું; સંઘરી મુકેલું. [જળ લશ્કર.

**Reserves**, *n.* રાખી મુકેલું સૈન્ય-ફોજ; ફુ-

**Reserved**, *a.* ખુલ્લા-મોકળા મનનું નહીં; શરમાળ; સંકોચ વૃત્તિનું; મનમાં પડદો રાખતું.

**Reservedly**, *ad.* ખુલ્લા-મોકળા મને નહીં; શરમાળપણાથી; સંકોચવૃત્તિથી; મનમાં પડદો રાખીને. વગર હેતે-મમતાએ-હોંસે-ઉમળકાએ; નિરૂત્સાહથી.

**Reservoir**, *n.* હોજ; તળાવ, કુંડ; ટાંકું.

**Reset**, *v. t.* પાછું બેસાડવું-જડવું

**Resettle**, *v. t.* પાછું નક્કી કરવું-ઠેરવવું. પાછા રોજગારે-ધંધે-રસ્તે-ઠામ-ઠાર પાડવું. પાછું શાંત-સ્વસ્થ પાડવું-કરવું. પાછો નિર્ણય-ઠરાવ કરવો. ફરીથી પતવવું-નો નિકાલ કાઢવો-કરવો.

**Resettlement**, *n.* પાછા ધંધે-રોજગારે-રસ્તે પડવું તે.-માં પાછી વસ્તી કરવી તે; ફરીને વસાવવું તે. પાછું પતવવું-સમજવું-તોડ-નિકાલ કાઢવો તે; પાછો હિસાબ સમજવો તે. પાછું નક્કી કરવું-ઠેરવવું તે.

**Reship**, *v. t.* એકવાર વહાણ પરથી ઉતારેલો-માલ પાછો વહાણપર ચઢાવવો.

**Reshipment**, *n.* એકવાર વહાણ પરથી ઉતારેલો માલ પાછો બીજે દેશ મોકલવા સારૂ પાછો વહાણપર ચઢાવવો તે.

Reside, *v. i.* રેહેવું; વસવું; વાસ કરવો.

Residence, *n.* રહેવું-વસવું તે; વાસ; વસ્તી; નિવાસ. મકાન; ઘર; રહેઠાણ; રહેવાની જગ્યા; ઠેકાણું.

Residency, *n.* વસવું-રહેવું તે; વાસ. રહેવાની જગા; ઠેકાણું; નિવાસ. 'રેસિડંટ'ને રહેવાની હવેલી.

Resident, *a.* રહેનાર; વસનાર; *n.* વાસી; રહેવાસી. પારકા દેશોની દરબારમાં સરકાર તરફથી રાખેલો વકીલ.

Resider, *n.* see Resident, [રહેવું.

Residual, *a.* કંઈ ભાગ કાઢી લીધા પછી બાકી

Residuary, *a.* બાકી-શેષ રહેલાનું-સંબંધી. R. legatee કરજ વગેરે બાદ કીધા પછી બાકી રહેલી માલ મિલકતનો વારસ.

Residue, *n.* બાકી; શેષ; બાકી રહેલો ભાગ; સિલક. The r. of an estate માલમતા માંથી કરજ વગેરે બાદ કર્યા પછી રહેલ-

Residuum, *n.* see Residue, [સિલક શેષ.

Resign, *v. t.* છોડવું;-નું રાજીનામું આપવું; મુકી દેવું;-નો દાવો છોડવો;-પરથી હાથ ઉઠાવવો; પોતાનું નથી એમ કહેવું.-ઉપર રહેવું;-ને તાબે-આધિન થવું. પોતાની સમજ છોડીને બીજાનું કહ્યું માનવું.

Resignation, *n,* છોડવું-મુકી દેવું તે; રાજીનામું. મુગા મુગા તાબે-આધીન થવું તે.

Resigned, *a,* ઇશ્વરની મરજીને તાબેદાર; ઇશ્વરેચ્છાધીન.

Resilience, *n.* પ્રત્યાઘાત; તોપ કે બંદુક ફોડયાથી જે ધકકો-આચકો લાગે-આવે તે.

Resilient, *a.* પ્રત્યાઘાત લાગતો-આવતો-થતો

Resin, *n.* રાળ; બીરોજા; બેરજો [-વાગતો.

Resinous, *a.* રાળના ગુણ-ધર્મનું-વાળું.

Resist, *v. t. i.*-ની સામે થવું; આડા પડવું; પ્રતિકુળ હોવું; ખાળવું; અટકાવ કરવો; અટકાવવું.

Resistance, *n.* સામે થવું તે; આડા પડવું તે; અટકાવ; ખાળો; આડ; પ્રતિબંધ; નડતર. ગુણ-ધર્મ વડે જોરની અસરથી અટકે છે તે; નડતર; આડ; હરકત.

Resistibility, *n.* અટકાવવાનો-ખાળવાનો-હરકત કરવાનો ગુણ. [રાય એવું.

Resistible, *a.* અટકાવાય-ખળાય-હરકત ક-

Resisting, *a.* અટકાવનારું; ખાળનારું; હરકત કરનારું.

Resistless, *a.* અટકાવ નહીં થઇ શકે એવું; સામે ન રહી શકાય-અટકાવી ન શકાય એવું.

Resoluble, *a.* તુટે-ભંગાય-છુટે-પડે એવું; ભંજનશીલ.નું પાણી-રસ કરાય એવું; પીગળે-ઓગળાવાય ઓગળે એવું; દ્રવીકરણ શીલ.

Resolute, *a.* ડગે-ફરે નહીં તેવું; દ્રઢ; આગ્રહી; ધીરજ-હિમ્મતવાન. દ્રઢતા- હિમ્મત ભરેલું; દ્રઢતા દર્શક. [દ્રઢતાથી; ધીરજ-હિમ્મતથી.

Resolutely, *ad.* ડગે-ફરે નહીં તેવી રીતે;

Resolution, *n.* પૃથક્કરણ; વિવેચન. ખુલાસો; ફડચો. મન સાથે નક્કી થવું તે; નિશ્ચય; મનસુબો; સંકલ્પ. દરખાસ્ત; મત. ઠરાવ. સ્થિરતા; દ્રઢતા; હિમ્મત.

Resolvable, *a.* જેનું મુળતત્વ શોધન થાય તેવું; મુળતત્વ વિવેચન-પૃથક્કરણ કરાય તેવું.

Resolve, *v. t.* મુળતત્વો જુદાં પાડવાં; મુળતત્વ શોધન કરવું. મુળ ભાસ વિવેચન-પૃથક્કરણ કરવું.-ની સમજણ પાડવી;-નો ખુલાસો કરવો;-નો ભેદ જણાવવો. શક-સંદેહ ભાંગવો: ગુંચવણમાંથી છુટા-મોકળા કરવું: ફડચો કરવો; ખબર આપવી; જાણ કરવી. (of) કશાની કોઇને ખાતરી કરી આપવી;-ને ખચીત જણાવવું. (itself into) બનવાનો-બન

જવાનો ઠરાવ કરવો; સંમતિ આપી થવું-થઈ જવું; બનવું;-થી ગુમડું-દરદ ઓગળી-વિખરાઈ જવું-વિખરાવું; બેસાડી દેવું. *v. i.* મન સાથે નક્કી-મનસુબો કરવો. ઠરાવ કરવો; નિયમ બાંધવો. (into) -નું થઈ જવું-થવું-બનવું. *n.* નિશ્ચય; મનસુબો; સંકલ્પ;મત;ઠરાવ;દરખાસ્ત.

Resolvent, *n.* જે પૃથક્કરણ કરે છે તે.

Resonance, *n.* પ્રતિધ્વની-શબ્દ; પડઘો-પ્રતિશબ્દ થવો તે.

Resonant, *a.* પ્રતિધ્વની-શબ્દ કરતું-કરનાર.

Resort, *v. i.* -નો આશ્રય-આસરો લેવો-પકડવો.-નો ઉપયોગ કરવો; કરવા માંડવું; માંડવું; કરવું.-ની પાસે જવું-આવવું; આવી જવું. *n.* આસરો લેવો તે. ઉપયોગ કરવો તે. કરવા માંડવું-કરવું તે. વારેવારે મળવું-એકઠાં થવું તે; મેળાવડો; જવા આવવાની-બેસવા ઉઠવાની જગા; બેઠક. Last r. છુટકાનો છેલ્લો ઉપાય; નિદાનનો-આખરનો ઉપાય-ઇલાજ; છેલ્લી ઇનસાફની કોર્ટ-દરબાર.

Resound, *v. t. i.* માં-માંથી પ્રતિશબ્દ-ધ્વની થવો-ઉઠવો-થયાં કરવો-ગાજી ઉઠવું-રહેવું;-નો પાછો અવાજ આપવો.

Resource, *n.* યુક્તિ; તદબીર; ઉપાય; ઇલાજ; આસરો; અવલંબ. *pl.* પૈસા-દ્રવ્યબળ; પુંજી; સંપતિ.

Respect. *n.* ધ્યાન; લક્ષ; મન: ચિત્ત. માન; સન્માન; આદરસત્કાર; અદબ; ઇજ્જત; મુરવત. કારણ; હેતુ; સબબ; બાબત; વાત; પ્રકરણ. To have r. to-નો અંગિકાર કરવો. R. of persons ભેદ-દૃષ્ટિ ભિન્નભાવ. With r. to વિષે; સંબંધી.

Respects, *n* મુજરો; સલામ; નમસ્કાર.

Respectability, *n.* આબરૂ; ઇજ્જત; યોગ્યતા; મુરવત; માન; પ્રતિષ્ઠા.

Respectable, *a.* આબરૂદાર; હુરમતવાળું-; સંમાન્ય; પુજ્ય; માન;-આબરૂને લાયક-યોગ્ય; ઠીક; સારૂં; મધ્યમ; ચાલે તેટલું.

Respectably, *ad.* આબરૂથી; માનથી; યોગ્ય-ઠીક-સારી રીતે. [બરૂદાર.

Respected, *a.* માન પામેલું; પ્રતિષ્ઠિત; આ-

Respecter, *n.* આબરૂ-માન આપનાર.

Respectful, *a.* મર્યાદશીલ; અદબવાળું.અદબ-મર્યાદા ભરેલું-નું.

Respectfully, *ad.* અદબસર; મર્યાદાથી; માન રાખીને; આદર પુર્વક-સાથે.

Respecting, *pre.* વિષે; બાબે; સંબંધી.

Respective, *a.* પોતપોતાનું; આપઆપણું; જેનું તેનું; સૌ સૌનું.

Respectively, *ad.* જેનું તેનું; યથાક્રમ; પોતપોતાનું.

Respirable, *a.* શ્વાસ-દમ લેવાય એવું.

Respiration, *n.* શ્વાસ લેવો અને કાઢવો તે.

Respirator, *n.* અશક્ત ફેફસાને થંડીથી બચાવા સારૂ તારવાળો એક સંચો મ્હોમાં મુકે છે તે. [R. organs શ્વાસેંદ્રિય.

Respiratory, *a.* શ્વાસોશ્વાસ સંબંધી-નું.

Respire, *v. t.* શ્વાસ લેવો અને કાઢવો.

Respite, *n.* મુદતનો વિસામો-આરામ-છુટકારો; દેહાંત શિક્ષા મુલતવી રાખવી તે-ની તહકુબી. *v. t.* -ને મુદતનો વિસામો-છુટ આપવી;-થી કેટલીક મુદત સુધી છુટ મળે તેમ કરવું; દેહાંત શિક્ષા અમુક મુદત લગણ મુલતવી રાખવી; કોરટમાં હાજર થવાથી થોડા વખતની છુટ આપવી. [ચળકાટ; તેજ.

Resplendency, *n.* ચકચકિત-તેજસ્વીપણું;

Resplendent, *a.* ચકચકિત; તેજસ્વી; પ્રકાશમાન.

Respond, *v. i.* -નો જવાબ દેવો-વાળવો;-નો

ઉત્તર-પ્રત્યુત્તર આપવો; -ને-ની જોડે મળવું-બેસતું-જમતું આવવું.

Respondent, *n.* પ્રતિવાદી.

Response, *n.* જવાબ; પ્રત્યુત્તર; ખ્રિસ્તી ભજનમાં ઉપાધ્યાયના ભણ્યા પછી લોક જે ઉત્તર વાક્ય કહે છે તે; ઉત્તર વાક્ય. [જુમ્મો.

Responsibility, *n.* જવાબદારી; જોખમ;

Responsible, *a.* જવાબદાર; જુમ્મેદાર. માથે લીધું હોય તે અદા કરી-વાળી શકે એવું.

Responsion *n.* ડીગ્રીની પહેલાં લેવાતી ઑક્સફર્ડની પેહેલી પરીક્ષા.

Responsive, *a.* જવાબ-ઉત્તર દેનાર-વાળનાર. મલતું આવતું; બંધબેસ્તું આવે તેવું. યોગ્ય.

Responsory, *a.* જવાબવાળું-ભરેલું. *n.* જવાબ; પ્રત્યુત્તર.

Rest, *n.* બાકી; શેષ; બાકીની-રહેલી ચીજ. બીજાઓ; ઈત્યાદિ; વગેરે; વિસામો; નિરાંત; વિશ્રાંતિ; વિરામ. આરામ; શાંતિ; સમાધાન; સુખચેન; ચેન. ઉંઘ; નિદ્રાવસ્થા. દેહાવસાન; અવસાન; મોત. વિસામાની જગા; વિશ્રાંતિ-સ્થાન. વિસામો, લાગ; ઘોડો. કવિતામાં યતિ-વિરામસ્થળ. At r. સ્થિર; સ્તબ્ધ. To feel at r. સુખ થવું; ચેન પડવું. *v. i.* અટકવું; થોભવું; સ્થિર થવું. પરવારવું; આરામ-વિસામો લેવો; બંધ કરવું-રાખવું; થાક ખાવો. સ્વસ્થ-સુખી-સ્થિર-શાંત હોવું-થવું. માં સમાધાન-ચેન-શાંતિ હોવી-થવી. આરામ કરવો; સુવું. મરણ પામવું; મરણાવસ્થામાં હોવું. (against) અઠીંગવું; પર આધાર રાખવો;-નો આધાર હોવો. રહેવું;-થી ટેકો મળવો;-ઉપર ટકાવ હોવો.-થી સંતુષ્ટ થવું; સંતોષ માનવો;-થી રાજી થવું. વિશ્વાસ રાખવો;-નો ભરોસો કરવો;-ના ભરોસા-વિશ્વાસ પર રહેવું. To rest with-ના હાથમાં હોવું;-ના ઉપર આધાર રાખવો. *v. t.* મુકવું;-ને ટેકો દેવો-આપવો; ને અઠીંગાવવું; ટેકાવવું. આધાર રાખવો.

Restaurant, *n.* વીસી; પીંચખાનું; જે ઘરમાં જમવાનું તૈયાર મળે છે તે ઘર.

Restaurateur, *n.* વીસીવાળો; પીંચખાનાવાળો.

Restitution, *n.* પાછું આપવું તે. તોટો-નુકસાન ભરી આપવું તે. R. of all things જગતનું પુન:સ્થાપન.

Restive, *a.* અડિયલ; હઠ લઈને આગળ નચાલે એવું; હઠીલું. દાબ-અંકુશનું અધીરૂં.

Restiveness, *n.* અડિયલ-હઠીલાપણું.

Restless, *a.* બેચેન; અસ્વસ્થ; વ્યગ્ર; બેચેનીમાં કાઢેલું; તાલાવેલીનું; ટળવળાટ-બેચેનીવાળું; ઉંઘ વગરનું; નિદ્રાહીન. ચંચળ; ધાલમેલિયું; ગરબડિયું. શાંત-તૃપ્ત નહીં થતું.

Restlessly, *ad.* બેચેનીથી; અસ્વસ્થતાથી; અશાંતિથી. [સ્થતા.

Restlessness, *n.* અશાંતિ; બેચેની; અસ્વ-

Restoration, *n.* પાછું આપવું તે. તનદુરસ્ત-આરોગ્ય કરવું તે. પુન:સ્થાપન; ફરીથી-પાછું થવું તે-સ્થાપન કરવું તે. સાજા-સારા થવું તે; ફેર; આરામ; રોગ થકી છુટકો-મુક્તિ. મુક્તિ; ઉદ્ધાર.

Restorative, *n.* તેજ વર્ધક-પુષ્ટિકારક ઔષધ-ઓસડ. *a.* પુર્વ સ્થિતિમાં આણનારૂં; પુષ્ઠિકારક; તેજોદાયક.

Restore, *v. t.* પાછું આપવું.-માં-એ ફરીથી મુકવું;-ને ફરીથી આપવું-અપાવવું; પાછું લાવવું; પુન:સ્થાપન કરવું. પુર્વ સ્થિતિમાં પાછું આણવું; નાશમાંથી ઉગારીને અસલ હાલતમાં લાવવું.-નો રોગમાંથી છુટકો-મુક્તિ કરવી; સાજું-સારૂં-તનદુરસ્ત-આરોગ્ય કરવું. બદલે-બદલામ -અવેજમાં આપવું. સમારવું; મરામત કરાવવી;

ફરીથી બાંધવું. ફરીથી જીવ આપવો-આણવો-જીવતું કરવું.

**Restrain,** *v. t.* દાબમાં રાખવું; અટકાવવું; ખાળવું; રોકવું;-નો અટકાવ કરવો; ધાકમાં રાખવું -નું છીનવી-લઇ લેવું. હદ બાંધી આપવી; હદ બાંધવી-કરવી. To r. prayer પ્રાર્થના ન કરવી.

**Restraint,** *n.* અટકાવવું-રોકવું-ખાળવું તે; અટકાવ; ખાળો. સ્વતંત્રતા-છુટને છીનવી લઇ લેવી તે. બંધન; દાબ; અંકુશ; અટકાવ; મના; રોકવું તે. બંધન; મર્યાદા; હદ. Self r. મન મારવું તે.

**Restrict,** *v. t.*-ની મર્યાદા કરવી;-નું ધોરણ બાંધવું-રાખવું; બંધી કરવી.-ની પાસે કરી-પરેજી કરાવવી-પળાવવી. [કરી; દાબ;દબાણ;અટકાવ.

**Restriction,** n. પ્રતિબંધ; હદ; બંધી. પરેજી;

**Restrictive,** *a.* દાબ-અટકાવ કરે એવું.

**Restringency,** *n.* કોઠાને મજબુતી આપે એવો-બંધક ગુણ; સ્થંબકાવસ્થા.

**Restringent,** *a.* સ્થંબક; બંધક; કોઠાને મજબુતી આપે એવું (ઓસડ).

**Result,** *n.* પરિણામ; ફળ; શેવટ; સિદ્ધાંત. *v. i.*(from)-થી નીકળવું-નિપજવું;-થી નું ફળ થવું; હોવું; થવું; ઉત્પન્ન થવું. (*in*)-નું પરિણામ-શેવટ આવવું-થવું.

**Resultant,** *n.* જે બળ-વેગ બે અથવા વધારે શક્તિની અસર બરાબર છે તે. *a.* બે અથવા વધારે બળ સાથે મળવાથી ઉત્પન્ન થનાર.

**Resumable,** *a.* પાછું લેવાય-લઇ લેવાય એવું; પાછું લેવા જોગ-લાયક.

**Resume,** *v. t.* પાછું લેવું. પાછું-ફરીથી બેસવું; પુનઃ-ફરીથી કરવા-ચલાવવા માંડવું.

**Resume,** *n.* ટુંકામાં સાર કહી જવો તે; ઉપસંહાર; સારાંશ; સંક્ષેપ; સાર.

**Resumption,** *n.* પાછું લેવું તે. ફરીથી કરવા-ચલાવવા માંડવું તે.

**Resurrection,** *n.* મુએલાનું ઉઠવું-જીવતા થવું તે; (મૃત) પુનરુત્થાન; કયામત.

**Resuscitate,** *v. t.* ફરીથી-પુનઃજીવતું-સજીવન-તાજું કરવું;-માં જીવ ઘાલવો.

**Resuscitation,** *n.* ફરીથી સજીવન કરવું તે. ફરી સજીવન-તાજું થવું તે.

**Resuscitative,** *a.*ફરીથી સજીવન-તાજું થતું.

**Ret** *v. t.* સેડવીને નાશ કરવો.

**Retail,** *n.* કિરકોલ-પરચુરણ વેચવું તે; પરચુરણ વેચાણ. By r. કિરકોલ; પરચુરણ. *v. t.* છુટક-કિરકોલ-પરચુરણ-થોડું થોડું કરીને વેચવું. To r. scandal ચાડી ચુગલી ખાવી; ગપ ઉડાવવી. [ છુટક-થોડું થોડું કરીને વેચનાર.

**Retailer, Retail-dealer,** *n.* પરચુરણ-છુટક

**Retain,** *v t.* રાખવું; ધરવું; કને-પાસે રાખવું;-માં રહેવું; જવા નહીં દેવું. નાણું-પગાર-મુસારો આપી ચાકરીમાં-કામમાં રાખવું. ફી આપી કરવું-કામે લગાડવું-કામમાં રોકવું.

**Retainer,** *n.* ચાકરીમાં રાખેલું માણસ; હજુરીઓ; ખિજમતદાર; ચાકર; સેવક; આશ્રિત; અનુષંગી; અનુગામી. વકીલની ફી. Body of retainers પરીવાર; સેવક વર્ગ-મંડળ.

**Retake,** *v. t.* પાછું લેવું.

**Retaliate,** *v. i.* જેવું માઠું કીધું હોય તેવું પાછું કરવું;-નું વેર-બદલો વાળવો-લેવો.

**Retaliation,** *n.* જેવું માઠું કીધું હોય તેવું પાછું કરવું તે. વેર-બદલો વાળવો તે.

**Retaliative,** *a.* જેવું માઠું કીધું હોય તેવું. પાછું કરતું; વેર-બદલો વાળતું-લેતું.

**Retard,** *v. t.*-નો વેગ ઓછો-કમી કરવો; અટકાવવું;-નો અટકાવ કરવો; ધીમું કરવું

વિલંબ કરવો; (કસાથી)-ને વાર લાગવી-મોડું થવું;-થી ખોળંબો પડવો-પાડવો-પડે તેમ કરવું.

**Retch,** *v. i.* ઓકારી આવવી; ઉલાળા ખાવા-આવવા; ઓકવાનું કરવું-થવું.

**Rete** *n.* જાળ.

**Retention,** *n.* રાખવું-ધરવું-જવા નહીં દેવું તે; કને-પાસે રાખવું તે. ઝાડો, પિશાબ વગેરે બંધ થઈ જવો તે; અવરોધ.

**Retentive,** *a.* ધારક; રાખે-માં રહે-ધરી રાખે-સમાવી શકે-ભુલે નહીં એવું; ધારણ-શકિત-વાળું; દૃઢ.

**Retentiveness,** *n.* ધરી રાખે-સમાવી શકે એવી-ધારણ શકિત; ભુલે નહીં એવા-ધારકપણું.

**Reticence-cy,** *n.* ચુપકીથી-છુપું રાખવું તે; ચુપકી.

**Reticent,** *a.* ચુપ; ચુપકીવાળું

**Reticle** *n.* નાની જાળ.

**Reticular,** *a.* જાળીદાર-નું.

**Reticulate, Reticulated,** *a.* જાળીદાર કામ જેવું; જાળીદાર-નું-વાળું.

**Reticulation,** *n.* જાળીદાર કામ.

**Reticule,** *n.* નહાની જાળ કે કોથળી. બજાર લાવવાની ટોપલી.

**Retina,** *n.* આંખનો ચિત્ર પડદો.

**Retinue,** *n.* સવારીમાં સાથે હોનાર માણસ ઇ૦ તમામ; સવારી; રસાલો; પરિવાર; ખટલો; ચાકર નફર.

**Retire,** *v. t. i.* જવું; હઠવું. પાછું હઠવું-પાછું જવું. રોજગાર-સંસાર છોડવો-ત્યાગ-એકાંતવાસ કરવો. સરકારી કામ છોડી-ઘેર બેસવું. વિસર્જન-બરખાસ્ત થવું; છુટા પડવું.

**Retired,** *a.* સંસાર ત્યાગ કરી બેઠેલું; ઘણો સંસાર વ્યવહાર ન રાખે-ઘરમાંને ઘરમાં બેસી રહે એવું; એકાંત રહેલું-કરેલું હોય એવું; ઘણી આવજા નહીં હોય એવું; સરકારી કામ. મુકી ઘેર બેઠેલું. એકાંત; છાનું; ગુપ્ત.

**Retirement,** *n.* એકાંત સ્થળ-રહેઠાણ-વાસની જગા. ખુણો; એકાંતવાસ; એકાંતવાસમાં રહેવું તે. વેરાગ લેવો તે.

**Retiring,** *a.* લજ્જા યુકત; મર્યાદા-અદબવાળું; સંકોચાતું કરનારૂં.

**Retort,** *n.* ગાળવાના કામનું વાંકી નળીવાળું યંત્ર-વાસણ; વક્રયંત્ર; ઉલટાવીને કહેલા બોલ; ઉલટો સામો આપેલો જવાબ; પ્રત્યુત્તર. *v. t.* -ને બદલે પાછું વાળવું; ઉલટાવીને પાછું કહેવું-દલીલ વગેરે આપવી. *v. i.* ઉલટાવીને-ઉલટું-વિરૂદ્ધ-સામું બોલવું-કહેવું. કરડો-સખ્ત જવાબ દેવો-આપવો.

**Retouch,** *v. t.* નવો ફેરફાર કરી સુધારવું.

**Retrace,** *v. t.* તે ને તે રસ્તે પાછું જવું-આવવું; પાછાં ફરવું-હઠવું-પગલાં ભરવાં.

**Retract,** *v. t. i.* ફેરવવું; બોલેલું રદ્દ કરવું; બોલેલો બોલ પાછો લેવો; આવરે બોલ પાછો એમ કહેવું.

**Retractable.** *a.* બોલેલું રદ્દ કરી શકાય-ફેરવાય એવું.

**Retractible,** *a.* પાછું લેવા જેવું-લેવાય તેવું.

**Retraction, Retractation** *n.* પાછો નકાર ઈનકાર કરવો તે; પાછું નાકબુલ કરવું તે.

**Retractive,** *a.* પાછું ખેંચી લેતું.

**Retraxit** *n.* (કાયદો) વાદી તરફથી કોર્ટમાં કેસ ચલાવવાની ના પાડવી તે.

**Retreat,** *n.* પાછાં જવું-હઠવું તે. એકાંતવાસ-જગામાં વાસ કરવો તે. એકાંત સ્થાન-જગ્યા-ઠેકાણું-આશ્રમ. આસરો; શત્રુ આગળથી પાછું હઠવું તે; અપસરણ *v. i.* (from) પાછું હઠવું-જવું; અપસરણ કરવું. એકાંત વાસમાં જવું. આશ્રય ધરવો; એકાંત વાસ કરવો.

R. into or for safety માં હઠીને જવું.

Retrench, *v. t. i.* કાપવું; છાંટવું. ઘટાડવું; ઓછું-કમી-ટુંકું કરવું; થોડા ખર્ચ કરીને ગુજરાન કરવું.
Retrenchment, *n.* કાપવું-છાંટવું તે. ઓછું કમી-ટુંકું કરવું તે. થોડા ખર્ચ કરીને-કરકસરથી ગુજરાન કરવું તે.
Retribute, *v. t.* બદલો-અવેજ વાળવો.
Retribution, *n.* બદલો; ફળ; અવેજ; પ્રતિફળ ક્રિયા; પરલોકમાં મળનાર કર્મ ફળ-ફળ.
Retributive, *a.* પ્રતિફળદાયક; કામ પ્રમાણે ફળ મળે એવું.
Retrievable, *a.* પાછું મળવા-આવવા જોગ.
Retrieve, *v. t.* પાછું મેળવવું-સંપાદન કરવું-ની ચઢતી ફરીથી થાય તેમ કરવું.
Retriever, *n.* મારેલા શિકાર વગેરે ગેરવલે પડેલી ચીજ શોધીને લાવે એવો કુતરો.
Retroaction, *n.* સાંમી ફરિયાદી.
Retrocede, *v. t.* પાછું મંજુર કરવું.
Retrocession, *n.* પાછું જવું-આપવું તે.
Retroduction *n.* ફરીથી લાવવું-આણવું તે.
Retrograde, *a.* પાછું ઉલટું જતું હોય તેવું; ઉલટું. દેખઈતું પુર્વથી પશ્ચીમ તરફ જતું; વક્રગતિનું; વાંકું. ઉતરતી-પડતી હાલતનું થવું-માં આવવું; અપકર્ષનું. *v. t.* પાછું-પછાડી હઠવું-જવું; પાછે પગલે જવું. વક્ર-વાંકું હોવું-જવું. પડતી દશામાં આવવું.
Retrogression. *n.* પ્રતિગમન; વક્રગતિ. પાછું જવું-હઠવું તે.
Retrogressive, *a.* પાછું-ઉલટું જતું હોય તેવું. ઉતરતી હાલત-અપકર્ષનું. વાંકું; વક્રગતિઈ.
Retrospect, Retrospection, *n.* ગતાવલોકન; ગયા-ગુજર્યા વખત-બનાવનો વિચાર. પાછળ જોવું તે; પાછલો વિચાર
Retrospective, *a.* પાછલું-થઈ-બની ગયલું. જોનાર; ગઈ ગુજરી વાતનો વિચાર કરનાર ગતાવલોકનનું; ગત સંબંધી ગતાવલોકી; થયા પહેલાંના વખતની સાથે સંબંધ રાખે એવું-રાખનાર-ને લાગુ પડે એવું.
Retrospectively, *ad.* ગઈ ગુજરી વાતનો વિચાર કરતાં; ગતાવલોકનથી.
Return, *v. i.* પાછું ફરવું; ફરીને તે જગા પર-તેવીજ હાલતે પાછું આવવું-જવું; પાછા-ફરીથી-ફરીને આવવું-જવું-થવું; ઉત્તર વાળવો; જવાબ દેવો. *v. t.* પાછું વાળવું-મોકલવું-ફેરવવું-આપવું-હવાલે કરવું; માગતું પાછું મજરે આપવું; વાળવું; બદલો-અવેજ વાળવો;-ની ખબર આપવી; -ની યાદી-પત્રક કરીને મોકલવું; જવાબ મોકલવો-આપવો-વાળવો;હિસાબ રજુ કરવો-આપવો. અદાલતમાં પાછું મોકલવું. *n.* પાછું વળવું-ફરવું-આવવું તે; પાછું મોકલવું-વાળવું તે; પાછું વાળેલું જે કંઈ તે; અવેજ; બદલો; હકીકત નામું-નું પત્રક; નફો; પેદાશ; હાંસલ; લાભ; પ્રાપ્તિ; હુકમનામું બજાવ્યા પછી તેપર શેરો મારી અદાલતમાં કે ઈન્સાફદાર પર પાછું મોકલી આપવું તે. ચોકસ-ઠરાવેલે વખતે ફરીથી બનવું-થવું-આવવું તે.[જાહેર કરનાર અમલદાર
Returning officer, *n.* ચુંટાયલા ઉમેદવારોને
Returnable, *a.* કાયદા પ્રમાણે પાછું મોકલવું-આપવું-આપી દેવું જોઈએ તેવું.
Reunion, *n.* ફરીથી મળવું-મેળાપ થવો તે; પુનર્યોગ; પુનઃસંધાન. મિત્રોની મંડળી-સભા-બેઠક; મિત્ર મંડળ-સમાગમ.
Reunite, *v. t.* ફરીથી જોડવું-મેળવી દેવું; વચ્ચે સમાધાન-બનાવ ફરી થાય-પાછાં મળે તેમ કરવું; -ની વચ્ચે સલાહ કરાવવી- *v. i.* ફરીથી જોડાવું -મળી-ચહોંટી જવું.
Reveal, *v. t.* જાહેર-પ્રગટ-પ્રસિદ્ધ-ઉઘાડું કરવું; પડદો ખોલવો. કહેવું; જણાવવું; ફોડવું.

**Revealable,** *a.* જાહેર-ઉઘાડું કરવા-પડદો ખોલવા જેવું; કહેવા-જણાવવા-પ્રગટ કરવા-કહેવા જેવું.

**Revealed,** *a.* ઈશ્વરોક્ત.

**Revealer,** *n.* પ્રગટ-પ્રસિદ્ધ જાહેર કરનાર-કહેનાર.

**Reveille,** *n.* સિપાઈઓને જગાડવાને સવારમાં જે પડગમ-રણસિંગડાનો અવાજ કરવામાં આવે છે તે.

**Revel.** *v. i.* ખાઈપીને મસ્ત બની ધિંગાણું-કુદાકુદ કરવી; ધુમ મચાવવી. *n.* ખાઈપીને કરેલી મસ્તી; મદ્યપાન અને શોરબકોર સાથે કરેલી મિજબાની.

**Revelation,** *n.* કહેવું-જણાવવું તે; જાહેર પ્રસિદ્ધ કરવું તે; ઈશ્વરે પ્રગટ કરેલું સત્ય; ઈશ્વરોક્ત શાસ્ત્ર.

**Revelry,** *n* રંગરાગ; એનબાજી; ધામધુમ; ખ્યાલી ખુશાલી; મદ્યપાન ને રંગરાગવાળી જ્યાફત કરવી તે.

**Revenge,** *n.* વેર; બદલો; ખાર; કીનો; દ્વેષ; અદાવત. *v. t.* -ને માટે વેર લેવું-વાળવું;-નો બદલો-દાવ વાળવો-લેવો.

**Revengeful,** *a* ખારીલું; વેરી; કીના-અદાવત-હસદખોર; ખુની; કપટી; કીના-અદાવત-ખુનસવું.

**Revenger,** *n.* વેર લેનાર; દાવ વાળનાર.

**Revenue,** *n.* જમાબંદી; મહેસુલ; જમા; વસુલ; વાર્ષિક ઉપજ-આવક-પેદાશ-આયપત; ફળ; પ્રતિફળ.

**Revecne cutter,** *n.* દાણ ચોરી અટકાવવા માટે હથીયારબંધ કસ્ટમહાઉસ તરફથી રાખેલ વહાણ.

**Reverberant,** *a.* પ્રતિધ્વની-પડસાદ થતો; ગાજતું; ગાજી-ધુમી રહેતું.

**Reverberate,** *v. t.*-માં પાછો અવાજ-પ્રતિધ્વની-શબ્દ થવો-ઉઠવો-પડવો; પડસાદ ઉઠવો. ગાજવું; ગાજી-ધુમી રહેવું.

**Reverberation,** *n.* પાછો અવાજ-પ્રતિધ્વની-પ્રતિશબ્દ થવો-પડવો-ઉઠવો તે. ગાજી-ધુમી રહેવું તે.

**Reverberatory,** *a.* પડઘો-પ્રતિશબ્દ થતો.

**Revere,** *v. t.* પુજ્ય-વડીલ દાખલ ગણવું; પુજવું; માન આપવું-રાખવું; અદબ-મર્યાદા રાખવી;-ને નમવું;-ની હુરમત-મુરવત રાખવી.

**Reverence,** *n.* માન; પુજ્ય બુદ્ધિ; ભાવ; શ્રદ્ધા; અદબ; સત્કાર; નમસ્કાર; સલામ; પ્રણામ. *v. t.* માન આપવું; અદબ રાખવી.

**Reverend,** *a.* પુજ્ય; માન્ય; માન આપવા જોગ.

**Reverent, Reverential,** *a.* આદર યુક્ત-શીલ; માન ભરેલું; સત્કારવું; મર્યાદશીલ; તાબેદાર; વડીલ-પુજ્યનું માન રાખનાર.

**Reverentially,** *ad.* સત્કારથી; માન ભરેલી રીતે; આદરયુક્ત ભય-ધાકથી.

**Reverie,** *n.* વ્યવસ્થા રહિત-અતિમનસ્વી કલ્પનાઓ; વિચારમાં તલ્લીન-નિમગ્ન થવું તે.

**Reversal,** *n,* ફેરવવું-રદ કરવું તે.

**Reverse,** *n.* ફેર; ફેરફાર; ફરક; દુર્દશા-અવદશા-ઉતરતી દશા થવી તે; આફત; વિપત્તિ; ઉલટો-સામો-પ્રતિપક્ષ; ઉલટું તે; પાછળની-ઉલટી-અવળી-ઉંધી બાજુ. *a.* ઉલટું; વિપરિત; ફેરવેલું. *v. t.* ઉંધું વાળવું; ઉલટાવવું; ઉપરની બાજુ નીચે લાવવી-આણવી; ઉલટાવી-અદલાબદલી કરીને મુકવું-કહેવું; પાછું ફેરવવું. ઉલટું કરી બતાવવું-થી ઉલટું થવું; બદલવું; ઉલટાવવું. ફેરવવું; રદ કરવું.

**Reversible,** *a.* ઉલટાવી શકાય એવું.

**Reversion,** *n.* પહેલા આપનારની કિંવા તેના વારસ પાસે મિલકતનું પાછું જવું તે. ભોગવટો કરનારના મરણ પછી મળવાનો હક; ઉત્તરાધિકાર; પાછું આવવું તે.

**Reversionary**, *a.* હવે પછી ભોગવવાનું ભોગવટો કરવાનું; ઉત્તરભોગ્ય. [ગવટો કરનાર.

**Reversioner**, *n.* ઉત્તરાધિકારી; હવે પછી ભો-

**Revert**, *v. i.* પાછું ફરવું-જવું-આવવું; માલિકની પાસે પાછું જવું;-ને પાછું પ્રાપ્ત થવું-મળવું; ઉત્તરાધિકાર.

**Revertible**, *a.* પાછું ફરનારૂં-જનારૂં-આવનારૂં; માલિકને પાછું પ્રાપ્ત થનારૂં-મળનારૂં.

**Review**, *n.* ફરી તપાસવું તે; પુનરવલોકન; બીજીવારની તપાસ-ચોકસી; તપાસણી; ચોકસી. કવાયેત; રવી; ગુણદોષ-વિવેચન-વિચાર;-ની ટીકા સાથે બારીક તપાસ; ટીકા; ગુણ-દોષ વિવેચક-નું વિવેચન કરનાર ચોપાનિયું; 'રિવ્યુ.' *v. t.* પાછળ જોવું; અન્યવલોકન કરવું; ફરીથી જોઈ જવું;-વિચાર કરવો-તપાસવું;-ની તપાસ-ચોકસી કરવી;-ના ગુણદોષ કાઢવા; ગુણદોષ વિવેચન કરવું; લશ્કરની કવાયેત લેવી-તપાસ-ચોકસી કરવી. [ગુણદોષ વિવેચક પુરૂષ.

**Reviewer**, *n.* ગ્રંથ-પુસ્તકના ગુણદોષ કાઢનાર;

**Revile**, *v. t.*-ની નિંદા-બદગોઈ-ની નિંદાનું ભાષણ કરવું;-નું ભુંડું બોલવું; ગાળ દેવી.

**Reviler**, *n.* નિંદક; નિંદાખોર; ભુંડું બોલનાર-ભાષણ કરનાર.

**Revise**, *v. t.* તપાસીને ભુલ-દોષવિનાનું-શુદ્ધ કરવું; શોધવું; ફરીથી જોઈ જવું-તપાસવું-ચોકસી કરવી; ભુલચુક સુધારવી-સફા કરવી.

**Reviser**, *n.* ભુલચુક સુધારનાર સફા કરનાર; ફરીથી જોઈ જનાર-તપાસનાર; તપાસીને શુદ્ધ કરનાર.

**Revisal**, **Revision**, *n.* તપાસણી; તપાસ; શોધન; ભુલ-દોષ કાઢી નાખી સાફ-શુદ્ધ કરવું તે; શુદ્ધિ.

**Revisional**, *a.* તપાસવાળું; જેનાં ભુલ-દોષ કાઢી નાખી સાફ કરવા જેવું હોય તેવું.

**Revisit**, *v. t.* પાછું મળવું-ભેટવું.

**Revival**, *n.* સજીવન-પુનર્જીવન-ફરીથી જીવતુ કરવું તે; સુસ્ત-જડ સ્થિતિમાંથી સારી સ્થિતિમાં લાવવું તે; તાજું થવું-કરવું તે; વ્યાપાર વણજ પાછો તાજો થવો તે; ફરીથી સારી હાલતમાં-ઠેકાણાસર-ઉલટપર આવવું તે; વિજ્ઞાનની વૃદ્ધી-ચઢતી-ફરીથી ફેલાવો થવો તે.

**Revivalist**, *n.* સજીવન કરનાર; ફરીથી સારી હાલતમાં-ઠેકાણાસર-ઉલટ પર લાવનાર.

**Revive**, *v. i.* ફરીથી જીવતું-સજીવન થવું;-માં પાછો જીવ-તેજ આવવો;-ને ફરીથી ઉત્તેજન મળવું-હિમ્મત આવવી;-ની ચઢતી-વૃદ્ધિ થવી; સારી હાલતમાં આવવું; પ્રકાશ પામવું;-નો ફરીથી ફેલાવો થવો. *v. t.* ફરીથી જીવ આણવો-સચેતન-સજીવન-જીવતુ કરવું;-ને ઉત્તેજન-હિમ્મત-ધીરજ-ભરોસો આપવો. ફરીથી-નવેસરથી શરૂ તાજું કરવું-ચલાવવું; યાદ કરવું-લાવવું;-ની કશાથી ચઢતી-વૃદ્ધિ થવી. [ણવો તે.

**Revivification**, *n.* ફરીથી જીવ આવવો-આ-

**Revivify**, *v. t.* ફરીથી જીવતું કરવું-તેજ આણવી; તાજું કરવું. [આણતું.

**Reviviscent**, *a.* ફરીથી જીવ-તેજ લાવતું-

**Revocable**, *a.* રદ થઈ શકે-કરી શકાય તેવું; ફેરવી શકાય-ફેરવાય એવું.

**Revocation**, *n.* રદ-બાતલ કરવું-તોડવું તે; ફેરવવું-તોડવું તે; ખંડન; લોપ.

**Revoke**, *v. t.* રદ-બાતલ-ભંગ કરવું; તોડવું; ફેરવવું.

**Revolt**, *v. i.* ફરી જવું; સામે ઉઠવું-ઉલટવું; પ્રજા ધર્મ છોડી દેવો; ફિતુર-બંડ-દંગો-બળવો ઉઠાવવો-કરવો; ફરી જવું. *v. t.*-થી કંટાળો થવો આવવો;-થી કંટાળવું; ને કમકમાટ છુટવો. *n.* પ્રજા ધર્મ ત્યાગ; ફિતુર; બંડ; બળવો; ફિતનો.

Revolted, *a.* મત ધર્મ ત્યાગી; ફિતુરી; બળવાખોર; કંટાળેલું;-ને-કંટાળો થયલો એવું.

Revolting, *a.* કંટાળો-કમકમાટ છુટે એવું; ત્રાસદાયક.

Revolution, *n.* ફરવું તે; ચક્રગતિ; પરિભ્રમણ; -ની આસપાસની ગતિ-નું ફરવું તે રાજ્યમાં ઉથલ પાથલ-મહોટો ફેરફાર-ઉંધું ચંત્તુ-નવું જુનું.

Revolutionary, *a.* રાજ્યમાં ઉથલ પાથલ-મહોટો ફેરફાર થતી વેળાએ-થવાને માટે થાય એવું; ઉથલ પાથલ ઇત્યાદિ કરેથી થાય એવું.

Revolutionist, *n.* રાજ્યમાં થતા મહોટા ફેરફાર-ઉથલ પાથલને મદદ કરનાર-ઉત્તેજન આપનાર.

Revolutionize, *v. t.* ઉથલ પાથલ-નું-માં ઉંધું ચંત્તુ કરવું; તદન ફેરફાર કરવો;-થી બધું નવા જેવા થવું.

Revolve, *v. i.* ફરવું; પરિભ્રમણ-ચક્રગતિ કરવી; -ની આસપાસ ફરવું. *v. t.* ફેરવવું; ચારે તરફ ફરે તેમ કરવું; પ્રદક્ષિણા કરવી; મનમાં ઘોળવું-વિચાર કરવો.

Revolvency, *n.* ફરવું તે; પરિભ્રમણ કરવું તે.

Revolver, *n.* ઘણાક બારની બંદુક-પીસ્તોલ.

Revulsion, *n.* પાછું ફરવું તે.

Revulsive, *a.* પાછું ફરવાવાળું.

Reward, *n.* પ્રસન્ન થયેથી જે કંઇ આપી દીધેલું તે; ઇનામ; બક્ષીસ; પ્રત્યુપકાર; સારું પ્રતિફળ; બદલો; મેહેનતનું ફળ; અવેજ; લાંચ; રૂશાવત; દુષ્કર્મનો બદલો-નું પ્રતિફળ. *v. t.* -ને પાછું-બદલે-બદલામ આપવું;-નું ફળ-નો બદલો નું પ્રતિફળ આપવું.

Rewardable, *a.* ઇનામ આપવા જોગ; બક્ષીસપાત્ર-લાયક; રૂશાવત આપવા જેવું.

Rewarder, *n.* ઇનામ-બક્ષીસ આપનાર; રૂશાવત દેનાર.

Rewrite, *v. t.* પાછું-ફરીથી-બીજીવાર-નવેસરથી લખવું.

Reynard, *n.* શિયાળ; કોલું; લોંકડી.

Rhabdomancy, *n.* ધાતુ, ખનીજ અથવા પાણીની જગા લાકડીના ટુકડાથી શોધી કાઢવાની વિદ્યા.

Rhadamantine, *adj.* ચુસ્ત ન્યાયી, અદલ.

Rhapsodical, *a.* સંબંધ વગરનું; અસંબદ્ધ.

Rhapsodist, *n.* અસંબંદ્ધ-સંબંધ વગરનું બોલનાર-લખનાર; અસંબંદ્ધ-તુટક લખાણ-ભાષણ-કવિતા કર્ત્તા-કરનાર.

Rhapsody, *n.* તુટક અસંબંદ્ધ ભાષણ-લખાણ-કવિતા.

Rhenish, *a.* રહાઇન નદી સંબંધી-નું-ને લગતું.

Rhetoric, *n.* સુભાષિત ભાષણ કરવાની વિદ્યા; અલંકાર-ભાષણ શાસ્ત્ર. મનાવવા-સમજાવવાની શક્તિ.

Rhetorical, *a.* ભાષણ કરવાની કળાનું-સંબંધી; અલંકારીક; અલંકારયુક્ત.

Rhetorician, *n.* ભાષણ કરવાની વિદ્યાનો શિખવનાર; અલંકાર શાસ્ત્ર જાણનાર -વેત્તાજ્ઞ; અલંકાર શાસ્ત્રી.

Rheum, *n.* નાક વગેરેમાંથી પાણી જેવો રસ પડયા કરે એવો સરદીથી થતો વિકાર; સલેકમ; રસ; સલેકમથી પડતું પાણી.

Rheumatic, *a.* સંધીવાને લગતું-સંબંધી; વાતરોગી-રોગનું; સંધીવાયુના જેવું-ને મળતું. R. fever વાત જ્વર.

Rheumatism, *n.* કળતર; સંધીવાયુ; સંધીવા; વાતરોગ. chronc r. આમવાયુ.

Rheumy, *a.* સલેકમ-રસ વિકારવાળું.

Rhinoceros, *n.* ગેંડો-ડી.

Rnizophagous, *a.* મુળીઆં ખાનાર.

**Rhododendron,** *n.* ગુલાબ જેવા શોભિતા ફુલનું બારમાસીઝાડ. [બાજુવાળી આકૃતિ.

**Rhomb,** *n.* કાટખુણા વગરની ચારે સરખી

**Rhombic,** *a.* કાટખુણા વગરની ચારે સરખી બાજુવાળી આકૃતિ જેવું.

**Rhombus,** *n.* જેની ચારે બાજુ બરાબર છે પણ ખુણા કાટખુણ નથી એવી ચતુષ્કોણાકૃતિ; વિષમચતુરસ્ર.

**Rhomboid,** *n.* જેની સામ સામેની બાજુ બરાબર છે પણ ખુણા બરાબર નથી એવી ચતુષ્કોણાકૃતિ; વિષય દીર્ઘ ચતુરસ્ર.

**Rhubarb,** *n.* રેવચિની; રેઈબાગ; રૂબાર્બ નામની ઔષધિ.

**Rhyme,** *n.* યમક; અનુપ્રાસ; કાફિયો મળતો આવવો તે. કવિતા; કાવ્ય; કવન; યમક; શબ્દ. *v. i.* (with) યમક-અનુપ્રાસ મળવા-મળતઆવવા; અનુપ્રાસ-સરખો કાફિયો આવવો; કવન-કવિતા રચવી-કરવી.

**Rhymer-ster,** *n.* નજીવી કવિતા રચનારા કરનાર; જોડકણાં જોડું; ચોપાઈ ભદ.

**Rhythm,** *n.* કવન; કવિતા; તાલ; લય.

Without rhyme or reason, વગર વિચારે કરેલું; અવિચારી.

**Rhythmical,** *a.* તાલબંધ; લયબંધ.

**Rib,** *n.* પાંસળી-ળું; વહાણની બાજુઓ મજબુત કરવાને જે વાંકું લાકડું જડવામાં આવે છે તે. પાંતરાંનો દાંડો-દાંડી નસ-બરડો. *v. t.* સળી-સળિયા જડવા.

**Ribald,** *n.* નાગી-ઉઘાડી-ભુંડી-નીચ-હલકી વાત બોલનાર; મ્હોડાનું છુટું-ફાટેલ-બહેકેલ-બદ જબાન-નીચ-હલકું માણસ; ભાંડ. *a.* ભુંડું; ગલીચ; ફાટેલ; બહેકેલ. [લવું તે.

**Ribaldry,** *n.* ભાંડ-ઉઘાડું-નાગું ભાષણ-બો

**Ribbed,** *a.* સળી-સળિયા-પાંસળાંવાળું.

**Ribband, Ribbon,** *n.* રેશમી પટ્ટી; ફીત; કોર; 'રિબન.'

Blue ribbon, *n.* બ્રીટીશ નાઈટ હુડની ઉત્તમ પટ્ટી દર્શક ચિન્હ; સર્વોત્કૃષ્ટતા દર્શક ચિન્હ.

Red ribbon મધ્યમોત્કૃષ્ટતા દર્શક ચિન્હ, બાથના નાઈટહુડનું ચિન્હ.

**Rice,** *n.* ચોખા; ચાવલ.

**Rice poper,** *n.* એક જાતના ઝાડના ગર્ભમાંથી બનાવેલ અને ચીનમાંથી આણેલ કાગળ.

**Rich,** *a.* પૈસાદાર; તાલેવંત; શ્રીમંત; દોલતધનવાન-વંત; માતબર; કીમતી; ઘણું મોઘું; અમુલ્ય; ઉત્કૃષ્ઠ; રસાળ; ફળદ્રુપ; ગાનબર; ભભક-તેજ મારતું; ચળકતું; મધુર; સુસ્વર; ઘણું-પુષ્કળ જેમાં હોય-જેમાંથી નીકળે એવું; ભરેલું; વાળું; મિઠાસવાળું; મસાલાદાર.

**Riches,** *n. pl.* દોલત; પૈસો; ધન; સંપત્તિ; દ્રવ્ય; માલમતા-મિલકત.

**Richly,** *ad.* સારી-શોભિતી-ઉમદા રીતે; ભભકાથી; અતિ ઘણું; ખરેખર; પુરતી રીતે; બિલકુલ. [દારી; રસાળપણું; આબાદાની.

**Richness,** *n.* માતબરી; દોલતમંદી; પૈસા-

**Rick,** *n.* ગંજી; અંબાર; ઢગ; ઝુંડવું.

**Rickets,** *n. pl.* એક જાતનો બચ્ચાંનો રોગ છે.

**Rickety,** *a.* નબળું; ખખળી ગયતું; સાંધા નરમનબળા થઈ-હાલી ગયલા હોય તેનું; નાઉસ્તવાર.

**Ricochet,** *n.* એક બાજુથી ટપ ઉછાળો ખાઈને બીજી બાજુએ ગોળી જાય એવી રીતે બંદુક છોડવી-મારવો તે.

**Rid,** *v. t.* (R. out of) છોડવવું; છુટું-મોકળું કરવું. (R. of) કાઢીને સાફ કરી મુકવું-નાખવું; મટાડવું; દુર કરવું-કાઢવું. *a.* (of) મોકળું; છુટું; મુક્ત. To get rid of કાસલ કાઢવી;-થી મોકળા-છુટા થવું-હોવું;-ને રસ્તો પકડાવવોઆપવો;-ને ટાળવું-દુર કરવું.

**Riddance**, *n.* છુટકારો; છુટકો; સાફ કરી નાખવું-મુકવું તે.

**Riddle**, *n.* ઉખાણું; વખાણું; કુટાર્થ વાકય; સમસ્યા; કુટ; માયાફોડ; કોહેડો; કડાકુટ; મ્હોટી ચારણી; ચાળણી; ચાળણો. *v. t.* ચાળવું; ઝાલાં-ચુલું ચાળીને જુદાં પાડવા;-માં નહાનાં કાણાં પાડવાં;-થી ચારણી-ચાળણી જેવું થઈ જવું; ઉખાણું છોડવું કેહેવું.

**Ride**, *n.* ઘોડા વગેરે પર બેસીને મારેલો ફેરો; ઘોડે ફરવા જવું તે; સવારી; ઘોડાપર બેસીને ફરવાનો રસ્તો-વાટ. *v. i. t.* ઘોડા કે બીજા વાહનપર બેસીને જવું; ઉપર-માં બેસીને જવું-સવારી કરવી; સવાર થવું; સવારી કરવી. તરવું; તરતું રહેવું Bed-ridden. ઘડપણ કે નબળાઇના કારણથી પથારી-ખાટલા વશ થયલું. Priest-ridden, ગુરૂને વશ.
To ride rough-shod over one, જુલમગાર અથવા ઉદ્ધત બનવું-જુલમનું.

**Rider**, *n.* ઘોડાપર બેસનાર-સવારી કરનાર; ઘોડેસવાર; સવાર; કોઇ ખત-લેખ-દરખાસ્ત વગેરેની પછવાડે ઉમેરેલું-વધારેલું ઉપવાકય-કલમ; પુરવણી; સાંધણ.

**Ridge**, *n.* હળવડે કરીને બે ચાસ વચે ઉંચો-બહાર નીકળા આવેલી જમીની જે પટી તે. ટેકરો; કરાડો; ડુંગરો-પહાડોની હાર-ઓળ; R. of a roof છાપરાનો મોભ-ટોચ. R. tiles. થાપા.

**Ridicule**, *v. t.* -ને હસી કાઢવું-નાખવું;-ની મશ્કરી-ઉપહાસ-હાંસી કરવી. *n* મજાક;ઠઠો;હાંસી; મશ્કરી; ઉપહાસ. [જનક; ઉપહાસ્યોત્પાદક.

**Ridiculous**, *a.* હસી કાઢવા જોગ; હાસ્ય-

**Riding**, *a.* બેસવા-સ્વારીનું. *n.* ઘોડાપર બેસવું તે: સવારી કરવી તે; અશ્વારોહણ; ઈંગ્લંડમાંના યોર્કશૈર પ્રાંતના જે ત્રણ ભાગ છે તેઓમાંનો એક.

**Riding master**, *n.* ઘોડે બેસતાં શિખવનાર-શિક્ષક-જાણનાર. [એવું.

**Rife**, *a.* ઘણું-જોરથી ચાલતું-થતું-ચાલે છે

**Riffraff**, *n.* કચરો; મળમાં જે હલકા વર્ગના લોક તે.

**Rifle**, *n.* પેચની બંધુક; 'રાઈફલ'. *v. t.* લઈ જવું;-નું હરણ કરવું; ખુંચવી લેવું. લુટવું.

**Rifle-man**, *n.* પેચની બંધુક રાખનાર-વાપરનાર-થી સજ થયલો માણસ.

**Rifler**, *n.* લુટારો; ચોર.

**Rift**, *n.* ફાટ; ચીરો.

**Rifty**, *a.* ફાટ-ચીરવાળું.

**Rig**, *n.* મસ્તીખોર-લુચ્ચી-ચંચળ છોકરી; પોશાક જુદા જુદા પ્રકારના સડ દોરડાં વગેરે બાંધવાની તરેહ. *v. t.* સજવું; સણગારી તૈયાર-સજ કરવું, પહેરવું; પહેરાવવું.
To rig the market, તોફાન કરવું, વેપારીઓ સાથે બજારમાં મળતો સઘળો માલ ખરીદ કરી મોંઘે ભાવે વેંચે એવી અપ્રમાણીક મંડળી કરવી.

**Rigger**, *n.* વહાણને સડ દોરડાં વગેરે બરાબર ઠેકાણે બાંધી તૈયાર કરનાર-સામાન પુરો પાડનાર.

**Rigging**, *n.* વહાણનાં બધાં દોરડાંઓ.

**Right**, *a.* વાકું નહીં એવું; સીધું; પાધરૂં. આડું પડેલું નહીં એવું; ઉભું; ટટાર; સીધું. ખરૂં; નેક; સાચું; વાજબી; ન્યાયભરેલું. લાયક; યોગ્ય; ઉચિત; ઘટિત. કાયદાસર-પ્રમાણે; હકદાર; ખરૂં; ખોટું નહીં એવું; ખરૂં; વાસ્તવિક; જમણો ( હાથ ). અનુકુલ-પસંદ પડે-ગમે-ફાવે એવું. સુવ્યવસ્થિત; રીતસર; બંદોબસ્તનું. જમણી તરફ-બાજુ-મેરનું; જમણા હાથનું-ની તરફનું. સુલટું; સવળું. *ad.* પાધરૂં; સીધું; ઠેઠ. બરોબર-વાજબી રીતે; યથાન્યાય

રાસ્ત પણે-વાસ્તવિક-સાચે સાચી રીતે; બરાબર; સત્ય પુર્વક. ઘણું જ; અતિ. R. off એકદમ; ઢીલ કર્યા વગર. *n.* વાજબી પણું; ન્યાય; નીતિ; રાસ્તી. જે વાજબી છે તે; ન્યાય; ઈન્સાફ. ખરા-સાચાપણું; સાચાઈ; સત્ય. હકક; વાજબી દાવો; સત્તા; અધિકાર. હક્ક; હક્કમાલ. જમણી બાજુ-અંગ. સવળી-સુલટી બાજુ. *v. t.* નો ન્યાય-ઈન્સાફ કરવો; ને અન્યાય-અપરાધમાંથી છુટું-મોકળું કરવું. *v. i.* સીધું-ઉભું થવું.

**Right-angle,** *n.* કાટખુણો. R. angled કાટ ખુણાવાળું-ખુણિયું.

**Right-handed,** *a.* જમણા હાથના વગવાળું.

**Right-hearted,** *a.* સારા સ્વભાવનું.

**Righteous,** *a.* નીતિમાન; ન્યાયી; ધર્મી. ન્યાય-નીતિ-ધર્મનું, વાજબી; ન્યાયી. યથાયોગ્ય; ઘટતું; The r. ઈશ્વરના સેવકો-ભગતો; સાધુ પુરૂષો.

**Righteously,** *ad.* ન્યાય-રાસ્તી-ધર્મથી; વાજબી યથાયોગ્ય-ઘટતીરીતે.

**Righteousness,** *n.* નીતિવાન-ન્યાયી-ધાર્મિક પણું; રાસ્તી; નેકી; સત્યતા; ભલાઈ.

**Rightful,** *a.* જેનો હક્ક પહોંચતો હોય તે; હક્કદાર; ખરૂં; વાજબી હક્કનું; સત્તાનું.

**Rightfully,** *ad.* હક્ક પ્રમાણે-દાવાથી-નું; રાસ્ત-વાજબી-યથાન્યાય રીતે.

**Rightly,** *ad.* ખરા-વાજબી રીતે

**Rigid,** *a.* સેહેલથી વળે-મરડાય નહીં એવું; સખ્ત; કઠણ; તાટ. જાલીમ; કઠોર; કરડું; કઠણ; સખ્ત; જેમાં ફેર નહીં પડે એવું. ચીપી ચીપીને કરેલું; સખ્ત પણ વાજબી-બરોબર.

**Rigidity,** *n.* સખ્તિ; કઠોરતા; કરડા-જાલીમપણું.

**Rigidly,** *ad.* કઠોરતાથી; કરડાપણાથી; સખ્તિતથી પણ વાજબીરીતે.

**Rigmarole,** *n.* અર્થ વિનાનું-નિરર્થક ભાષણ-વાત; લવારો; બકવાટ.

**Rigor, Rigour,** *n.* સખ્તિ; કઠોરતા; કરડાપણું; ઉગ્રતા; તાટપણું. સખ્તિ; કરડા-આકરજાલમપણું; કરડી પ્રકૃતિ. ટહાઢનો કડાકો-કકડતાપણું.

**Rigor mortis,** *n.* મોત પછી સ્નાયુનાં ટુંકા થવાથી શરીરનું અકડાઈ જવું તે.

**Rigorous,** *a.* કરડું; સખ્ત; ઉગ્ર; આકરૂં; કઠોર; જુલમી. બરાબર;માં ફેર નહીં એવું. કકડતી ( ટહાઢ ).

**Rigorously,** *ad.* કરડી-ઉગ્ર રીતે; સખ્તિથી; કઠોરપણે. બારીકીથી; ચીપી ચીપીને.

**Rill,** *n.* નાળું; નહાની નદી.

**Rim,** *n.* કોર; કિનાર; કોરણ; કાંઠો. *v. t.* કોર-કિનાર પર મુકવું. [ ચીર; ફાટ.

**Rime,** *n.* બંધાઈ ગયલો દવ; હીમ. તરડ;

**Rimple,** *n.* કરચલી. થડી.

**Rind,** *n.* છાલ; છોલ. ચામડી; ત્વચા.

**Rinderpest,** *n.* ઢોરોમાં ચાલતી એક જાતની મરકી.

**Ring,** *n.* વીટી; અંગુઠી; છલ્લો; મુદ્રિકા; વેઢ; કડી; કડું. ગોળ; કુંડાળું; ચકરડું; વર્તુળ. (કાનની) વાળી-કુંડળ-કડી. (નાકની) વાળી નથ-વેસર. કરડો; કડો; આણવટ. ચક્કર. કુંડાળું; મંડળ; કુંડાળાના આકારમાં ઉભા રહેલાં-બેઠેલાં (માણસો). રણકો; ખણખણાટ ઠોકવાથી થતો અવાજ; ખણ ખણાટ. *v. t.* ડુક્કરના નાકમાં નથ ઘાલવી. ( ઘોડાને ) કાવો ફેરવવો-દેવો. વગાડવું; થણણણ-ઝણણણ-ટણણણ કરાવવું. *v. i.* વાગવું; ખણ ખણવું. ગાજવું; ગાજી રેહેવું.-માં ખણખણ-છણછણ વાગવું-વાગી રહેવું. -ની વાત ચાલી રહેવી;-નો બુમાટો થઈ રહેવો.

**Ring-bolt,** *n.* બારણાંના આગળાના મથાળાની કડી.

**Ring-dove,** *n.* ધોળા કાંઠલાવાળું ખબુતર.

Ringing, *n.* વગાડવું-અવાજ કરવો તે; ઝણઝણાટ; રણકો; ખણખણાટ.

Ring-leader, *n.* ચંડાળ ચોકડીનો સરદાર; આગેવાન; મુખી. [સ્ફૂર્તિ.

Ringlet, *n.* વાંકડી લટ; વાળનો ગુચ્છો; ગુ-

Ring-worm, *n.* દરાજ; દાધર; ગજકરણ.

Rinse, *v. i.* વીછળવું; વીછળીને અંદરથી સાફ કરવું; ખંગાળવું; પાણીમાં ખખળાવી ને ધોઈ નાખવું.

Riot, *n.* સુલેહ ભંગ; હંગામો; જાહેરાંત વઢવાડ; હુલ્લડ; ફિતુર; દંગો. મસ્તી; અતિશય લોગવિલાસ-ધામધુમ-ધમાચકડી. *v. i.* મસ્તીરંગ રાગવાળી મિજબાની-ભોગવિલાસ કરવો. જોરભેર ચાલવું;-ને ઉલટ થવી; ઉસ્કેરાવું, ભોગવવું; ભોગવટો કરવો. તોફાન-હુલ્લડ ઉઠાવવું; હંગામો-સુલેહનો ભંગ કરવો. To run r. વહેવું; વહી જવું; વંઠવું; બાછકળ થવું; ફાટવું.

Rioter, *n.* હુલ્લડ-તોફાન કરવામાં સામેલ હોયતે; તોફાન કરનાર; બળવાખોર.

Riotous, *a.* શોખીલું; સુખભોગી; એશ આરામ કરનાર. સુખભોગ-એશઆરામનું-ભરેલું. તોફાની; ફિતુર ભરેલું; ફિસાદી. તોફાન-હુલ્લડનો ગુનોહ કરનાર.

Rip, *v. t.*(out)ઉકેલવું; ઉકેલી નાખવું.ચીરીને-ફાડીને-કાપીને કાઢવું-કઢાવવું. (up) તપાસવા સારૂ પુરૂં ઉઘાડું-પ્રગટ-ખુલ્લું કરવું.

Riparian, *a.* નદી કિનારા સંબંધી.

Ripe,*v.* પાકું; પાકેલું; પકવ. પાકું; પુરૂં; નિપુણ; કાબેલ. તૈયાર; સિદ્ધ; હમણા-તરત થાય-ચાલુ થાય એવું.-ની તૈયારી હોય એવું; પરિપકવ; તૈયાર થયલું. પાકેલું; પાકું; પુરૂં ભરાયલું. પુખ્ત; પ્રૌઢ.

Ripely, *ad.* પકવપણે; પાકી રીતે.

Ripen, *a. i.* પાકવું; પાકપર આવવું. લાયક-તૈયાર-પરિપકવ થવું *v. t.* પકવવું; પરિ પકવ કરવું.-ને માટે લાયક-તૈયાર કરવું. પુર્ણતામાં લાવવું-આણવું.

Ripeness, *n.* પકવપણું. પુર્ણતા-પણું

Ripple, *n.* ઝીણાં ઝીણાં મોજાં; લહેર.-થી-ઉપર લહેર ઉઠવી-થવી.

Rippling, *n.* લહેરનો-મોજાંનો અવાજ.

Rise, *n.* ચઢાવ; ચઢણ. મુળ; ઉત્પત્તિ; ઉગમ. ઉદય; ઉગવું તે. વધારો; તેજી; ચઢતી. ચઢતીકળા; ઉદય; વૃદ્ધિ. ઉત્પત્તિ; પેદા થવું તે. *a. i.* ઉપર-ઉંચે ચઢવું-જવું; આરોહણ કરવું. ઉઠવું; ઉઠી ઉભું થવું. ઉંચું-મહોટું થવું-વધવું-ઉગવું.-માં ઉગમ-મુળ હોવું.-માં પાણી ચઢવું; પુર આવવું. (પવન) નિકળવો; છુટવો. વધ્યા કરવો. ઉત્પન્ન-પેદા થવું; નિપજવું; ઉઠવું. ઉગવું;-નો ઉદય થવો. ઉંચું થવું દેખાવું-માલમ પડવું; ઉંચુ દેખાવું; ચઢવું;-ની ચઢતી થવી; મહોટા થવું;-નો ઉદય થવો. સામા ઉઠવું; લડવાને ઉભા થવું; બંડ ઉઠાવવું; હુમલો કરવો; ઉઠવું. દર-ભાવ-મુળ-કિમ્મત ચઢવી-વધવી. વધવું; ચઢવું;-નુંજોર થવું-વધવું. (મુઆ પછી) ઉઠવું;-નું ઉત્થાન થવું; સપાટીથી ઉંચું હોવું. ( સભા કચેરી ) ઉઠવું; બરખાસ્ત-વિસર્જન થવું. જાગવું; ઉંઘી ઉઠવું .છેક ઉંચે જવું; ખમીર ચઢવું. ફુલવું. ઉપસાવું; સુજી આવવું. ધ્યાનમાં આવવું; સુજ પડવું. સુજવું; હાથ આવવું-લાગવું.

Risen,*pp.* ચઢેલું. ઉગેલું; ઉદય પામેલું.

Riser, *n.* ઉઠનાર. [શક્તિ. હસવાની ટેવ-ગુણ.

Risibility, Risibleness, *n.* હાસ્ય શીલતા.

Risible, *a.* હસનાર; હાસ્યનું-શીલ હસામણું; હાસ્યજનક; હાસ્યોત્પાદક; હસાવનાર; હસવું આવવા જેવું.

Rising, *a.* ચઢવું; ચઢતીકળાનું; દોલતનું. ઉગતું; ઉદય થતું; ઉગનાર. *n.* બંડ; બળવો;

ફુલ્લાક ચઢાવ; ચઢણ. મુળ; ઉગમ. ઉદય. ચ-ઢતી; તેજી ચઢતી કળા.

**Risk**, *n.* જોખમ; ભય; ધોકો. જુમ્મો; જવા-બદારી; જોખમ.-નું જોખમ-જુમ્મો-જવાબદારી માથે લેવી.-નું જોખમ માથે લેવાને-નું બીડું ઝડ-પવાને હિમ્મત કરવી-બાંધવી.

**Risky**, *a.* જોખમ યા ભય ભરેલું.

**Rite**, *n.* ક્રિયા; ધર્મ ક્રિયા; આચાર; વિધિ; સંસ્કાર.

**Ritual**, *a.* વિધયુક્ત; ક્રિયા-ધર્મ ક્રિયા-આચાર સંબંધી-નું. *n.* કોઈ ખ્રિસ્તિ મંડળમાં ધર્મ ક્રિયાની કર્મ પદ્ધતિ; સંસ્કાર શાસ્ત્ર; જેમાં ક્રિયા માર્ગ વિશે લખેલું છે તે પુસ્તક.

**Ritualism**, *n.* બહારનાં ક્રિયા કર્મ કરવાની-ધર્મ ક્રિયા પાળવાની ઘણી જરૂર છે એવો મત. કર્મ પદ્ધતિમાં કહેલાં ક્રિયાકર્મ રજેરજ પા-ળવાં તે.

**Ritualist**, *n.* બહારની ક્રિયા-ધર્મ ક્રિયાનો રજે-રજ પાળનાર; કર્મ પદ્ધતિમાં પ્રવીણ પુરૂષ.

**Rival**, *n.* પ્રતિસ્પર્ધી ઉપર પડનારો-એકાર્થાભિ-લાષી પુરૂષ. હરીફ; બરોબરીયો; સ્પર્ધા સરસાઇ-બરાબરી-હરસા ચરસી કરનાર. *v. t.*-ની સાથે પ્રતિ સ્પર્ધા કરવી-ટક્કર લેવી-ઝુઝવું.-ની બરાબરી-સ્પર્ધા-સરસાઇ કરવી. *a.* સરસાઇ-હરસાચરસી કરનાર.

**Rivalry**, *n.* પ્રતિસ્પર્ધા. બરાબરી; સ્પર્ધા-હર-સાચરસી. સરસાસરસી. [ચીરાવું;ફાટવું

**Rive**, *v. t.* ફાડવું; ચીરવું; ફાડી નાખવું. *v. t.*

**Riven**, *pp.* of. Rive. ફાડેલું; ચીરેલું.

**River**, *n.* નદ; નદી. નીક; પુર. R. of Hades વૈતરણી. [પાત્ર.

**River-bed**, *n.* નદીના તળિયાની જમીન;

**River horse**, *n* દરિયાઇ ઘોડો.

**Rivet**, *n.* બંને તરફથી વાળેલો-સજ્જડ બેસા-ડેલો ખીલો-ખી. *v. t.* ખીલાથી મજબુત જડવું-જોડવું. ખીલો ઠોકી અણી વાળી નાખવી; વાળવું; ઢળવું; સજ્જડ બેસાડવું. મજબુત-દ્રઢ-ત્રુટે નહીં તેમ કરવું.

**Rivose**, *a.* ખડબચડું.

**Rivulet**, *n.* નાળું; વહેળો; વહેળિયું.

**Road**, *n.* રસ્તો: માર્ગ; વાટ; પથ; સમુદ્રમાં જ્યાં નાંગરેલાં વહાણો તરતાં રહી શકે તે જગ્યા; નાંગરણ; ઓરવો; વહાણ લંગરવાર કરવાની જગો.

**Roadstead**, *n.* સમુદ્રમાં વહાણ લંગરવાની જગો; ઓરવો; લંગર ગાહ.

**Roadster**, *n.* મુસાફરીનો ઘોડો-લંગરવાર વહાણ.

**Roam**, *v. i. t.* ભટકવું; ફરવું; રખડવું- ભમવું.

**Roamer**, *n* રખડનાર; ભટકનાર.

**Roan**, *a.* કાબર ચિતરો (ઘોડો).

**Roar** *v.* આરડવું; બુમ મારવી; બરાડવું. બ-રાડા પાડવા-નાખવા; ગર્જના કરવી; ગાજવું; તડકવું. ચીસ પાડવી; આક્રંદ કરવું ઘુઘવાટ-ઘુઘુ-ગર્જના કરવી; ગાજવું.

**Roar, Roaring**, *n.* ગર્જના; બરાડો; બુમ. આક્રંદ; કલ્પાંત; રડારડ. મહોટેથી થતું હા-સ્ય; ખડખડ હસવું તે. ઘુઘવાટ-ટો; ગર્જના.

**Roast**, *v. t.* ભુંજવું-સેકવું-સોજવવું. મજાક-મશ્કરી કરવી; હસી કાઢવું. સેકેલું-ભુંજેલું માંસ-વસ્તુ. [ રવું બચ્ચું

**Roaster**, *n.* સેકવા સારૂ તૈયાર કરેલું ડુક્ક-

**Roasting**, *n.* ભુંજવું-સેકવું-સોજવવું તે.

**Rob**, *v. t.* લુટવું.-નું ચોરી-લુટી-પડાવી લેવું-હ-રણ કરવું; છિનવી લેવું.-નું-નેમળે તે બધું લઇ લેવું; જે વાજબી છે તે ન આપવું.

**Robber**, *n* લુટારો; ચોર.

**Robbery**, *n.* લુટ; ચોરી; જબરજસ્તીથી ચોરી-

છિનવી લેવું તે; લુટફાટ. Gang r. ધાડ; ધાડચોરી.

**Robe,** *n.* જામો; જહ્ભો; નીમો. R. of honor ખિલત; સરપાવ *v. t.*-ને પોશાક-સાગં ભભકાદાર લુગડાં પહેરાવવાં-થી સણગારવું-ખુબસુરત-સુશોભિત કરવું.

**Robin,** *n.* રતાસ પડતી છાતીવાળી એક ચલી.

**Robust,** *a.* કસાઈને મજબુત થયલું; પટ્ઠો; જોરાવર; જબ્બર; બળકટ. તનદુરસ્ત; પુણ; બરાબર; સારૂં. જબરૂં; જોરથી કરેલું. મહેનતનું; હાડકાં ભાંગનારૂં; બળનું.

**Robustness,** *n.* બળકટ-જોરાવર-જબ્બર-પણું.

**Roche alum,** *n.* ફુલાવેલી-ચોખ્ખી-સોજીફટ-કડી-ફટકી.

**Rochet,** *n.* પાદરી લોકસણનાકપડાં-લુગડાં પહેરેછે તે.

**Rock,** *n.* ખડક; શીલા; મ્હોટો પથર; ખરાબો. વિલાયતી રહેંટિયાના જે ઉભી કરેમપર કાંતવાનું સણ-રૂ લપેટાય છે તે. આશ્રયનું ઠેકાણું; ગઢ. *v. t.* હિંડોળવું; ડોલાવવું; હલાવવું; ઝોહ્લા ખવડાવવા-ને પારણામાં-ઝોળીમાં ઘાલીને હલાવવું-હિંડોળવું;-ને હિંચકા નાખવા. *v. t.* ડગમગવું; ઝુલવું; ડોલવું; હાલવું; ઝોહ્લો ખાવો.

**Rock-crystal,** *n.* કાચમણી; ફિસ્મ પથ્થર.

**Rocker,** *n.* હિંચકા ખવડાવનારૂં; હલાવનારૂં.

**Rocket,** *n.* હવાઈ; બાણ.

**Rockiness,** *n.* પુષ્કળ ખડક; ખડકાળ પણું; ઘણા ખડકવાળી જગા.

**Rock-oil,** *n.* ભોંયમાંથી નીકળેલું તેલ; ભુમી તેલ.

**Rocksalt,** *n.* ખાણોમાંથી નીકળતો એક ખાર; સિંધવ.

**Rocky,** *a.* ખડકોવાળું-નું;-થીભરેલું. R. land ખરાબો.

**Rod,** *n.* સોટો; સોટી; છડી. રાજદંડ. કાઠી; ૧૬॥ ફુટ કે પા॥ વારનું એક માપ.

**Rode,** *pret. & pp.* of Ride. સ્વારી કીધી; સ્વાર થયો.

**Rodent,** *a.* કાતરી-કરડી ખાનારૂં (પ્રાણી).

**Rodomontade,** *n.* ખાલી પતરાજી-મગરૂબીની વાત; ટાયલું; પ્રલાપ.

**Roe,** *n.* માછલાંના ઈંડાં-નો ગર્ભ. સાબરી.

**Roebuck,** *n* શીંગડામાંથી ત્રણ ફાંટા નીકળેલા હોય છે તેવી સાબરની એક જાત.

**Rogation,** *n.* અરજ; પ્રાર્થના; યાચના; કાલાવાલા; આજીજી.

**Rogue,** *n.* ઉડેલ; ભમાતુ; ભમેલ. લુચ્ચો; પાકો ઠગ; ધુતારો; ધુર્ત; દગલબાજ; હરામખોર. લુચ્ચો-ચી; સોદો.

**Roguery,** *n.* લુચ્ચાઈ; ઠગાઈ; દગલબાજી; ઠગ વિધા; સોદાઈ.

**Roguish,** *a.* ધુર્ત; વંચક; કપટી; ઠગારૂં; ઠગાઈથી ભરેલું; કપટ-કાવતરાંવાળું. ઠઠ્ઠાબાજ; નકલી; મશ્કરો. ઠઠ્ઠાબાજ-નકલીના જેવું; મશ્કરી-ઠઠ્ઠાનું-ભરેલું.

**Roil,** *v. t.* હલાવીને ગદ્દલું-ડોહોવાયલું-રગડો હોય એવું-અસ્વચ્છ કરવું. ચિડવવું; ઉશ્કેરવું.

**Roll,** *v. i.* આળોટવું; લોટવું; ગબડવું; લોટતાં જવું-ચાલવું. ગોળ ફરવું; ચક્ર ગતી કરવી. જતું રહેવું; ચાલ્યાં ગબડી જવું. આંખના ડોળા જેમ ફરવું-નો વીંટો-વીંટાળો-દડો-પિંડુ થવું. વણાવું. ડોલવું; ડોહ્લા-ઝોહ્લા ખાવા. તરફડિયાં-પછાડાં મારવાં; લોચવું; તાલાવેલી-તોડપાખ થવી. ઘણા ઝપાટા સાથે (પડઘમ) વગાડવી. *v. t.* ગબડાવવું; ગબડાવી લઈ જવું. ગોળ ફેરવવું.-નો વિટાળો-વિંટોકરવો. (up, in) લપેટવું; વિંટાળવું; વિંટવું. ની ગોળી કરવી. વેલણ આકારનાં સંચાવડે સપાટ કરવું-વણવું. વિંટો; વિટાળો. દડો; પિંડું. પટ; યાદી; રજીસ્ટર; કેટલોગ; હાજરી પત્રક. તવારીખ; ઈતિહાસ; ઓળિયું.

Master of the rolls, દફતરવગેરે રાખનાર; ચીફજસ્ટીસથી ઉતરતા દરજાનો હાઈકોર્ટનો અમલદાર.

**Roller**, *n.* પટો; પટી; બંધ. ગબડતો ચાલે તેવો વેલણ આકાર નો ભારે પથરો-લહોડું વગેરે.

**Rolling**, *n.* ગબડવું તે; ગબડતાં-લોટતાં જવું તે. વહાણનું ડોલવું-ઝોલા ખાવા તે.

**Rolling-pin**, *n* વેલણ.

**Rolling-stock**, *n.* કોઈ રેલવે કમ્પનીના ફેરવવાના યંત્ર ગાડી તથા ગાડાનો સમુહ.[ચાલવું.

**Rollick**, *v. i.* રંગમાં-મોજ મારતાં-બેદરકારથી

**Rollicking**, *a.* રંગીલું; મોજી; રમતિયાળ.

**Roman**, *a.* રોમ શેહેરનું; રોમી લોકનું-ને લગતું-સંબંધી. રોમન કાથોલિક ધર્મ નું-માનતું-માનનાર. રોમ શેહેરનો રહેનાર-વાસી. The Romans રોમ શેહેરમાંના પ્રાચીન ખ્રિસ્તી મંડળમાંના માણસો.

**Romance**, *n.* અતિ અદભુત કલ્પિત વાત-કિસ્સો; દાસ્તાન. *v. i.* અતિ અદભુત વાત-કિસ્સો જોડી કાઢીને કહેવો; શેખચલીના જેવી વાતો કહેવી; પુરાણ: કહાણી.

**Romancer**, *n.* વાંચતાં સાંભળતાં ઘણી અજાએબ જેવી અસર દીલખુશ થાય તેવા પ્યારની-લડાઈની કલ્પિત વાતો કેહેનાર.

**Romanism**, *n.* રોમન કાથોલિક મત-ધર્મ.

**Romanist**, *n.* રોમન કાથોલિક ધર્મ માનનાર-ને વળગી રહેનાર.

**Romantic**, *a.* તુરંગી; તરેહવાર તબીએતનું; અદભુત વૃત્તિનું; તાજુબ કરે એવી પ્રકૃતિનું. અદભુત કિસ્સા-રસનું વાળું; વિલક્ષણ. મનઃકલ્પિત; બનાવટનું; ન બને તેવું.

**Romaic**, *n.* અર્વાચિન ગ્રીક-યુનાની ભાષા.

**Romanise**, *v. t.* રોમન કાથોલિક મતનું-ના જેવું કરવું.

**Roman-cement**, *n.* ઘણી સરસ જાતનો કોબો.

**Romanesque**, *a.* કિસ્સા-અદભુત વાર્તાની જોડે સંબંધ રાખનાર-ને લગતું *n.* રોમન રાજ્યની પડતી થઈ ત્યારે જે હલકી રીતની બાંધણી તથા સણગાર ચાલુ થયાં તેને મળતી બાંધણી. ફ્રાન્સની દક્ષિણે બોલાતી એક સાધારણ ભાષા.

**Romish**, *a.* રોમન કાથોલિક પંથનું; રોમ શેહેરનું.

**Romp**, *n.* ઉછાંછળી-મસ્તીખોર તોફાની છોકરી. ઉછાંછળી રમત-ખેલ. ધિંગામસ્તી; ધિંગાણું; કુદાકુદ. *v. i.* ઉછાંછળી રમત રમવી; ધિંગાણું-તોફાન-કુદાકુદ-દોડાદોડી-ધમા ચકડી મચાવવી-કરવી.

**Rondeau**, *n.* તેર કડીની ત્રણ ભાગમાં વહેંચલી કવિતા જેનો ત્રીજો ભાગ પેહલા ભાગનુંજ પુનરાવર્તન હોય છે.

**Rood**, *n.* એક એકરનો ચોથો ભાગ; ૪૦ ચોરસ પોલ જમીન; તાવસો.

**Roof**, *n.* છાપરું. R. of thatch છજેગી છાપરું. R. of tiles નળિયેરી છાપરું. A flat r- ધાબું-બું; મહોટી અગાસી. R. of the mouth તાળવું. Slope of a r. પડાળ. The interior of a r. ઘુમટ જ. *v. t.* છાપરું કરવું; છાવું; છાપરાથી આચ્છાદન કરવું-ઢાંકવું.

**Roofed**, *a.* છાપરા-ઘુમટવાળું.

**Roofing**, *n.* છાપરાનો-ને માટે જોઇતો સામાન; છાવણ.

**Roofless**, *a.* છાપરા-આચ્છાદન વગરનું; ખુલ્લું.

**Rook**, *n.* કાગડો; કાગ. શેતરંજમાં હાથી; ઠગ; ઠગારો. *v. t. i.* ઠગવું; છેતરવું; ચોરવું; લુટવું.

**Rookery**, *n.* કાગસ્થાન; કાગડાઓને એકઠા થવાની ને માળા બાંધવાની જગ્યા.

**Room**, *n.* જગ્યા; ઠેકાણું; સ્થળ. અવકાશ. કારણ; પ્રયોજન. સમાવેશ; સમાસ. ઓરડી-ડો; કોટડી; ખોલી. To make r. for જગા આપવી-કરવી; રસ્તો-માર્ગ આપવો-મુકવો-છોડવો. To take up r. જગા રોકવી. In the r. of -ને બદલે-ઠેકાણે;-ની વતી.

**Roominess**, *n.* વિસ્તીર્ણતા; વિશાળતા; મહોટા-પ્રશસ્તપણું.

**Roomy**, *a.* વિસ્તીર્ણ; વિશાળ; પ્રશસ્ત; મહોટું; ઘણું લાંબુ પહોળું; કુશાદ.

**Roost**, *n.* પક્ષીઓને રાત્રે આરામ લેવાની કાઠી-દાંડો-લાકડી-જગ્યા. *v. i.* પક્ષીઓએ લાકડી-ઝાડ વગેરેપર બેસવું-આરામ લેવો.

**Root**, *n.* મુળ; જડ; મુળિયું. તળિયું; મુળ; ખાવા લાયક કંદ-મુળ; મુળ કારણ; પાયો. સંખ્યાનું મુળ. Square r. વર્ગ મુળ. Cube r. ઘન મુળ. R. of a word મુળ; પ્રકૃતિ. R. of a verb ધાતુ. *v. t.* જડ-મુળ ઘાલવાં-બાઝવાં; સ્થાપિત થવું. *v. t.* (up) જડમાંથી-મુળથ-મુળ સુદ્ધાં ઉખેડી-ઉપાડી નાખવું. જડમાંથી મજબુત બેસાડવું; ડાબીને ઘાલવું.

**Rooted**, *a.* જડ ઘાલેલું; મુળ બાઝેલું. ઠસાવેલું; બેસાડેલું, લાગેલું; ઠસેલું.

**Rope**, *n.* દોરડું; જાડી રસી; દોરી.

**Rope-dancer**, *n.* દોરડાંપર નાચનાર-ચાલી રમત કરનાર ખેલાડી.

**Rope-maker**, *n.* દોરડાં બનાવનાર.

**Rope-walk**, *n.* દોરડાં બનાવવાની જગ્યા.

**Rope-yarn**, *n.* દોરડાં બનાવવાનું સુતર.

**Ropiness**, *n.* રેસા રેસા-તાર તારવાળું તે; તંતુમયપણું.

**Ropy**, *a.* રેસા-તાર નીકળે એવું. ચીકણું.

**Roquelaure**, *n.* મરદનો ઝબ્બો.

**Roral**, *a.* ઓસ-ઝાકળ-તુષારનું-સંબંધી.

**Rosary**, *n.* ફેરવવાની જપ માળા; સ્મરણી; બેહેરખો; તસબી.

**Rose**, *n.* ગુલાબ; ગુલાબનું ફુલ. China r. જાસ્વંદ. Dog r. ધોળો ગુલાબ. Under the r. છુપી-ખાનગી રીતે.

**Roseal**, *a.* ગુલાબ જેવું.

**Roseate**, *a.* ગુલાબવાળું-નું. ગુલાબી; ગુલાબ રંગનું-સરખું.

**Roset**, *n.* લાલ રંગ જે ચિતારાઓ ચિતરવામાં વાપરે છે તે.

**Rosette**, *n.* ગુલાબના ફુલ જેવો રીતનો બનાવેલો આકાર-ઘાટ; ઝરી ગુલાબ.

**Rose-water**, *n.* ગુલાબ જળ-નું પાણી.

**Rose-wood**, *n.* બ્રાઝિલ ને બીજા ગરમ દેશોમાં થતું એક સારી જાતનું ખુશબોદાર લાકડું.

**Rosicrucians** *n. plu.* તત્વવેત્તા અથવા કીમીઆગરોની જર્મનીમાં ઈ. સ. ના ૧૭ મા સૈકામાં ઉભી થયલી એક ખાનગી મંડળી જેના મત પ્રમાણે ઝાકળ સોનાને ગાળનાર છે. તેઓ કુદરતી વિદ્યામાંનીપુર્ણતાનો દાવો ધરાવતા અને પારસમણીના તેઓ માલેક છે એમ કહેતા.

**Rosin**, *n* રાળ.

**Rosiness**, n. ગુલાબના ફુલ જેવું હોવું તે.

**Rosiny**, *a.* રાળ જેવું-સંબંધી.

**Ross**, *n.* ઝાડની બહારની ખડબચડી છાલ.

**Roster**, *n.* અમલદારોની યાદી.

**Rostral**, *a.* ચાંચનું જેવું-સંબંધી.

**Rostrum**, *n.* પક્ષીની ચાંચ. ભાષણ કરનારને માટે કરેલું ઉંચું આસન-બેઠક.

**Rosy**, *a.* ગુલાબના રંગ જેવું; ગુલાબી.

**Rot**, *v. i* સડવું; કોહોવું; સડી-સળી-કોહી જવું. *v. t* સડાવવું; કહોવાડવું;-થી સડી જવું. *n.* જીવ લે એવો એક રોગ. કહોવાણ-ટ; કોહી જવું તે. Dry r. સડો-ળો.

**Rotary**, *a.* ચક્કરની-પૈડાની પેઠે ફરતું; ચક્ર ગતિનું. ચક્ર. વારા ફરતી બનતું-થતું-આવનાર-જનાર.

**Rotate**, *a.* ચક્રાકાર; ગોળ. *v. i.* ચક્કરની પેઠે-કેન્દ્રની આસપાસ ગોળ ફરવું.

**Rotation**, *n.* ચક્ર પૈડાના જેવી ગોળ ગતિ. વારા ફરતી આવવું-જવું તે-આવવા જવાનો ક્રમ. વારાફરતી બદલાવું તે. In r. વારાફરતી; ક્રમ પ્રમાણે. [ બનતું.

**Rotatory**, *a.* ચક્કર પેઠે ફરતું. વારાફરતી

**Rote**, *n.* ગોખવું તે; ગોખણી-ણું; ઘોષ.

**Rotten**, *a.* કહોઇ-સડી ગયલું; કહોએલું; સડેલું. વિશ્વાસ જોગ નહીં-નો ભરોસો ન કરાય એવું. ખોટું.

**Rottenness**, *n.* સડો; સળો; સડેલાપણું.

**Rotund**, *n.* ગોળાકાર; ગોળ; ગોળ સરખું.

**Rotundity**, *n.* ગોળપણું. [ ઘર-ઇમારત.

**Rotunda-o**, *n.* ગોળ બાંધણીનું મકાન-

**Rotundness**, *n.* ગોળપણું.

**Roue**, *n.* વહી ગયલો-લંપટ પુરૂષ.

**Rouge**, *a.* રાતું; લાલ. *v.* કોસમના ફુલનો રંગ; કસુંબો રંગ. *v. t.* કોસમથી લાલ રંગવા.

**Rough**, *a.* ખડબચડું; ખાડા ખબોચિયાવાળું; સાફ-લીસું નહીં તેવું. પથરાવાળો-નો (રસ્તો). ઘુંટીને સફાઈદાર-ચકચકીત-ઝલેદાર નહીં કરેલું એવું. ઉછળતું; મહોટા મહોટા મોજાહોડાવાળું. તોફાની; વાદળનું. ગળામાં ખુંચે એવું; બુરૂં; રૂક્ષ. કરડું; કડવા બોલું; કર્કશ. ઉગ્ર-સખ્ત-રાક્ષસી ( ઉપાય ). કઠોર-સખત લાગે તેવું; કર્કશ; કર્ણકટુ; ખોખરૂં. ડાળડાળ વિનાનું; બેઢબું. વાળનીમાળાથી ઢંકાયલું; વાળવાળું. તોછડું; અસભ્ય. *n. pl.* લુચ્ચાજંગલી-તોફાની માણસોનું મંડળ. *v. t. (it)* દુઃખ-થાક વગેરે અવઘટ ખમવા-વેઠવા કરવી.

**Rough-cast**, *v. t.* ગિલવો ચુનો ને છો તથા કાંકરા બનાવેલો કોલ મારવો દેવો. *n.* ચુનો ને છો તથા કાંકરાનું બનાવેલું પ્લાસ્તર-છોલાણું; ગિલવો. [ડોળિયું.

**Rough draught-copy**, *n.* ખરડો; મુસદ્દો;

**Rough-draw**, *v. t.* ખરડો-મુસદ્દો-ડોળિયું કરવું.

**Roughen**, *v. t.* ખડબચડું કરવું-થવું.

**Rough hew**, *v. t.* સાફ કર્યા વગર વિંધણે વતી કાપવું. ડોળિયું આકાર કરવો; ડોલવું.

**Roughly**, *ad.* ખડબચડેપણે; કર્કશપણાથી.

**Roughness**, *n.* ખડબચડા-કર્કશપણું. કઠોરતા.

**Rough-rider**, *n.* ચાબક સવાર.

**Rough shod**, *a.* ઘોડાને કાંટાવાળી નાળ જડેલું એવું To ride r. over પોતાનો સ્વાર્થ સાધવાને બીજા માણસોને જે દુઃખ થાય છે તેની કંઇ દરકાર કર્યા વગર વર્તવું.

**Roughish**, *a.* કંઇક ખડબચડું; ખાડા ખબોચિયાવાળું હોય એવું.

**Roulette**, *n* એક જાતની રમત-ખેલ.

**Rounce**, *n.* છાપવાના યંત્રનો હાથો-દાંડો-દસ્તો.

**Round**, *a.* ગોળ; ચક્રાકાર; વર્તુલાકાર; ગોળાકાર-સરખું. દીર્ઘ-લંબ-વર્તુળ-ભુંગળી-નળાના આકારનું. મ્હોટો-ભારે (દાખલો)-સરળ; તુટે નહીં એવું. વાજબી; અદલ; ચોખ્ખું. સાફ; સ્પષ્ટ; ખુલ્લું. જેને અંતે મીડું આવે તેવીશુન્યાંત-મહોટી (સંખ્યા). At a r. rate જલદી-ઝડપથી; ઉતાવળે. A r. hand ગોળ અને ભરાઉ અક્ષરો. *n.* વર્તુલ; ચક્કર; કુંડાળું. ફેરો; આવર્તન. રોન. આખી પલટણ કે ટુકડીનું સામટું બંદુકનું ફોડવું-છોડવું તે; સામટોબાર. પગથિયું. વારા ફરતી આવવું જવું તે; વારો; પાળી. જે આખી સભા-મંડળી કરે-કહે-આપે તે. ફેરો; સેહેલ; ફરવું તે. *ad.* ચવળી-ચોતરફથી; ચારે બાજુ-આસપાસથી,

ગોળ. To turn r. પક્ષ-મન બદલવું;-થી ફરવું-ફરી જવું. To go r. ફેરો ખાવો-મારવો; ફેરાને રસ્તે જવું. All r. સઘળી જગાએ; દરેક ગમ-બાજુએ. *v. t.* ગોળ-ગોળાકાર-વર્તુલાકાર કરવું. આસપાસ ફરવું. *v. i.* ગોળ-વર્તુલાકાર થવું. *prep.*-ની સઘળી ગમ-બાજુએ-તરફ;ની આસપાસ-ચારેગમ-માં બધે-સઘળે ઠેકાણે. આસપાસ; ઉપર. To come or get r. one આજીજી કરીને-ઠગીને-છેતરીને કોઈના ઉપર ફતેહ મેળવવી; પેટમાં ભરાવું; ફોસલાવવું.

**Roundabout** *a.* આડું; ફેરાવાળું; ફેરા-ફેરાવાળું *n.* ચકડોળ. *ad.* સઘળા-ચોતરફથી; ચારે બાજુ-આસપાસથી. [જાતની કવિતા.

**Roundelay**, *n.* જેમાં ટેક હોયછે એવી એક

**Round-house**, *n.* રોન ફરનારાઓએ રાતે પકડેલા પુરૂષોને રાખવાનું બંધીખાનું. વહાણના તુતકના પાછલા ભાગમાંનો ઓરડો.

**Roundish**, *a.* કંઈક-જરાક ગોળ.

**Roundly**, *ad.* સ્પષ્ટ ખુલ્લીરીતે; સાફ; ઉઘાડે છોક. સારીરીતે; તાણીતાણીને; કચકચાવીને.

**Roundness**,*n.* ગોળાકાર ગોળપણું; ગોળાકૃતિ.

**Round-robin**, *n.* આગેવાન કોણ છે તે માલમ ન પડે તે માટે જેનાપર સહી કરનારાઓનાં નામ કુંડાળામાં લખેલાં હોય છે એવી અરજી.

**Rounds**, *n.* રોન.

**Roup**, *n.* મરઘાં કુકડાંમાં ચાલતો એક જાતનો મરજ-દરદ.

**Rouse**, *v. t.* જગાડવું; સુતા ઉઠાડવું; જાગૃત કરવું. ઉતેજન આપવું; ઉસ્કેરવું; ચેતાવવું. હલાવી મુકવું; ક્ષોભિત કરવું. કોઈ પશુને તેની રહેવાની જગામાંથી હાંકી કાઢવું.

**Rout**, *n.* હારખાવાથી લશ્કરનું વિખેરાઈ-વેરાઈ-છુટા પડી જવું તે; ન્હાસાન્હાસ; શિકસ્ત; ધુળધાણી. તોફાની-હલકા લોકોની ભીડ-ઠઠ-ટોળું. કોઈને ત્યાં મ્હોટા લોકોમાં ચાલુ રીતપ્રમાણે વર્તનારા માણસોની ગમતને માટે સાંજે થયલી મિજલસ. *v. t.* હરાવી-વિખેરી નાખવું ન્હાસાન્હાસ કરાવવી; વેરણ ખેરણ કરી નાખવું.

**Route**, *n.* રસ્તો; રાહ; માર્ગ; વાટ.

**Routine**, *n.* હમ્મેશ આવ્યાં કરતાં-દહાડી થતાં કામનો ક્રમ; નિત્યકર્મ-પાઠનો નિયમિત ક્રમ; દરરોજ કરવાનું જે કામ તે.

**Rove**, *v. i.* ભટકવું; રખડવું; ફરતા ફરવું.

**Rover**, *n.* ભટકનાર; રખડનાર. ચાંચિયો.

**Row**,*n.* ઓળ; હાર; પંગત; પંક્તિ; હાર; માળા; સેર. In rows હારોહાર; હાર દોર. કલાબકોર; શોરબકોર; તોફાન; હુલડ. To kick up a r. તોફાન કરવું-ઉઠાવવું. *v. t.* -ને હલ્લેસાંવતી-મારી હંકારવું-ચલાવવું. કોઈને હોડીમાં બેસાડી હલ્લેસાં મારી લઈ જવું. *v. i.* હલ્લેસાં મારવાં.

**Rowan-tree**, *n.* એક જાતનું ડુંગરી દેવદારનું ઝાડ છે

**Rowdy**, *n.* તોફાની હુલ્લડખોર માણસ.

**Rowel**, *n.* એડીમાં જે દાંતાળું નહાનું ચક્કર હોય છે તે; કાંટો; મમરેજ; મમરેજનું ચક્કર. ઘોડાની લગામની ચપટી કડી.

**Rowen**, *n.* ઘાસનું બીજીવારનું-ફરીથી નીપજવું

**Rower**, *n.* હલ્લેસાં મારે તે-મારનાર. [તે.

**Royal**, *a.* રાજાનું; રાજકીય; બાદશાહી; રાજ. રાજાને લાયક-છાજે-શોભે એવું; રાજયોગ્ય; રાજોચિત. આલીજાહાં; ભવ્ય; ઉમદા.

**Royalist**, *n.* રાજાનો પક્ષ કરનાર-ધરનાર; રાજાની તરફનું માણસ; રાજ અભિમાની પુરૂષ. [જયાધિકાર. રાજા; નૃપ; બાદશાહ.

**Royalty**, *n.* બાદશાહી; રાજત્વ-પદ; રા-

**Rub,** *v. t.* ઘસવું; ચોળવું; મસળવું; ઘર્ષણ કરવું. ભુસવું; લુછવું; લુછી નાખવું; લ્હોવું. ચોપડવું; લગાડવું; ખરડવું. સાફ કરવું; ઓપ ચઢાવવો; ઝલે આણવી. *v. i* (against) ઘસી જવું; ઘસાવું; લાગવું. (through) મુશ્કેલીથી-પરાણે-જેમ તેમ કરીને જવું-પસાર કરવું;-માંથી પાર પડવું. *n.* ચોળવું-ઘસવું-ઘસાવું તે; ઘસારો; ઘર્ષણ; મર્દન. અડચણ; હરકત; આડ; વાંધો; નડ; નડતર.

**Rubber,** *n.* ગંજીફાના પાના વતી રમવાની એક પ્રકારની ત્રણ દાવવાળી રમત. રબર.

**Rubbish,** *n.* પડી ગયલા મકાનના થયલા ચુરેચુરા-કકડે કકડા; છારૂં; છારૂં કચરો. કચરો; પુંજો; કસ્તર; મેલ; એખરો. ભેગ; ભેળ.

**Rubble,** *n.* પથરાની ઉપરનો ભાગ ભાંગીને જે કકડો થઈ ગયલો હોય તે; પાણીના ઘસારા લાગીને ઘસાઈ ગયલો પથ્થર.

**Rubescent,** *a.* રાતું-રતાશ પકડતું. થતું.

**Rubican,** *a.* ફેફી રંગનું; ગૂઢા રંગનું.

**Rubicon,** *n.* ગાલ દેશના આલ્પ્સ પર્વતની દક્ષિણ ગમના ભાગની ને ઈટાલી દેશની વચ્ચે એક નહાની સરખી નદી હતી તેને પાર ગયાથી જુલિઅસ સીઝરે પોતાના સ્વદેશ ઉપર ચઢાઈ કરી હતી. To pass the r. પાછું પગલું નહીં ભરાય એવું કામ કરીને કોઈ સાહસ કર્મ માથે લેવું.

**Rubicund,** *a.* લાલ; રાતું.

**Rubied,** *a.* માણક જેવું લાલ-રાતું.

**Ruble,** *n.* રૂશિયામાં ચાલતો સિક્કો.

**Rubric,** *n.* ધર્મ બાબત અસલ કાયદાના ગ્રંથોમાં જે ભાગ રાતી સાહી વતી લખેલો હતો તે. ખ્રિસ્તી ભક્તિની ચોપડીમાં ભજન સંબંધી જે આજ્ઞાઓ છે તે ( તે આજ્ઞાઓ અસલ રાતા અક્ષરે છાપેલી હતી ).

**Ruby,** *n.* માણિક; લાલ. લાલરંગ; રતાસ *a.* રાતું; લાલ; રક્ત; રતાસ મારતું.

**Ruck,** *v. t.* કરચલી વળવી.

**Ructation,** *n.* ઓડકાર; ડકાર.

**Rudder,** *n.* સુકાન. નિયંતાનું સાધન; લગામ; [સુકાન; દોરી.

**Ruddiness,** *n.* રતાસ; રાતાપણું.

**Ruddy,** *a.* લાલ; રાતું; સુરખીદાર: ઉપર લાલી આવેલું; રતાસ મારતું.

**Rude,** *a.* અણઘડ; સુંદર નહીં ઘડેલું; સફાઈ વગરનું. અસભ્ય; તોછડું; ઉદ્ધત; બેઅદબ. અસભ્યતા-તોછડાઈનું-ભરેલું. ઘુઘવાટ-ઘુઘુ કરતું; તોફાની. જોરમાં-ભેર હોય એવું; જોસ્સા ભરેલું; જબરદસ્ત; પ્રબળ. કડકડતું; સખ્ત. જંગલી; રાની; અભણ. અનાડી; અણકિસબી. બેઢબું; ઢંગઢાળ વિનાનું; અસંસ્કૃત.

**Rudely,** *ad.* અસભ્યતાથી; અનાડીપણા-બે- [અદબથી.

**Rudeness,** *n.* બેઅદબી; તોછડાઈ; અસભ્ય-જંગલીપણું. અનાડીપણું.

**Rudiment,** *n.* મુળતત્વ; બીજ. *pl.* મુળ પીઠિકા; આરંભ; ઉપક્રમ.

**Rudimental,** *a.* મુળતત્વનું-સંબંધી. મુળ- [મુળારંભનું.

**Rue,** *v. t.* -નો પસ્તાવો-પશ્ચાતાપ-અફસોસ કરવો;-ને માટે રડવું; પસ્તાવું. *n.* સીતાબ; ઓસડમાં આવતો એક છોડ.

**Rueful,** *a.* શોક-અફસોસ-પસ્તાવો-દલગીરી-શોક સુચક; રોતું; રડતું.

**Ruff,** *n.* ગળાની આસપાસ બાંધવાનું ગુંથણીદાર કપડું.

**Ruffian,** *n.* ઘોર-ભયાનક-દુષ્ટ કર્મ કરનાર; ગળાંકાપુ; ખુની. જંગલી; ક્રુર; ઘાતકી.

**Ruffianism,** *n.* ઘોરકર્મ-ખુન કરવાં તે; ગળાં કાપવાં તે; ખુનીપણું.

**Ruffle,** *n.* લુગડાના અમુક ભાગની કોરે-જોડે ની કરચલી-ચીણવાળી પટ્ટી. ડાહોળાઈ ગયલો

દેખાવ. અસ્વસ્થતા; વ્યગ્રતા; સંતાપ; ક્ષોભ. *v. t.* -ની કોરે કરચલી વાળવી-પાડવી. ડોહોવી નાખવું; હલાવી મુકવું; ખળભળાવવું. અસ્વસ્થ-વ્યાકુળ-વ્યગ્ર કરવું.

**Ruffled**, *a.* શોભિત; વ્યગ્રહ. કરચલી વાળી ચીપ જોડેલી એવું.

**Rug**, *n.* કામળીની જાતનું કપડું; નમદો; બંનુસ.

**Rugged**, *a.* ખડબચડું; ઉંચું નીચું; ખાડા ખબોચિયાવાળું. ઉગ્ર; કરડું; આકરું; મિજાજી; ચિડિયું. ભવાં ચઢાવેલાં હોય એવું; ગુસ્સા ભરેલું; કઠવું કટાણું. વાળ-નીમાળાવાળું-થી ભરેલું. [થી; ગુસ્સાથી.

**Ruggedly**, *ad.* ખડબચડાપણાથી; કરડાપણા-

**Ruggedness**, *n.* ખડબચડા-કરડાપણું; ગુસ્સો.

**Rugose, Rugous**, *a.* કરચલીવાળું-થી ભરેલું; કરચલી વળેલી હોય તેવું.

**Ruin**, *n.* પાયમાલી; નાશ; પાયમાલી-નાશનું કારણ. ખરાબી; ચુરેચુરા; સત્યાનાશ; નખોદ. *v. t.* ભાંગી તોડીને જમીન બરાબર-જમીનદોસ્ત-નો નાશ કરવો. ઉંધું વાળવું;-માં ઉથલપાથલ-ઉંધું ચત્તું કરવું; તોડવું;-નો છેડો-અંત આણવો-લાવવો; બંધ કરવું. ખરાબ કરવું; બગાડવું;-થી બગડી જવું. નિષ્ફળ-વ્યર્થ-રદ કરવું; ધુળ મેળવવું.-નું સત્યાનાશ-નખોદ વાળવું; પાયમાલ-ભીખ માગતું કરવું. [નાશ પામેલું.

**Ruined**. *a.* ધુળધાણી-પાયમાલ થઈ ગયલું;

**Ruinous**. *a.* જમીનદોસ્ત થયલું; ભાંગી તુટી ગયલું; પાયમાલીનું. નાશકારક; ખરાબ કરે એવું; દેવાળું કાઢવું પડે-પાયમાલ થઈ જવાય એવું. [પડી ગયલાં ઘરો વગેરેનાં ખંડિયેર.

**Ruins**, *n.* જે પડી ભાંગી તુટી ગયલું તે;

**Rule**, n. અમલ; સત્તા; રાજ; ધણીપણું; હુકમત. શિરસ્તો; ધારો; નિયમ; રિવાજ; કાનુન. કાયદો; ધારો. આંકણી; રેખાટણી; રૂલ. પરિમાણ; પ્રમાણ. થોડી લંબાઇ માપવાનું માપ; ફુટ; રાશી. R. of three ત્રીરાશી. Double r. of three પંચરાશી. R. of action કર્મવિધિ. *v. t.* -ઉપર રાજ-અમલ કરવો ચલાવવો;-ઉપર અધિકાર ચલાવવો.-ની વ્યવસ્થા-બંદોબસ્ત-ગોઠવણી-વહિવટ-કારભાર કરવો. આંકવું; રેખાટવું;-ઉપર લીટી દોરવી-પાડવી-આંકવી. ઠરાવવું; ફેરવવું; મુકરર-નક્કી કરવું. પ્રમાણે ચુકવવામાં-ઠરાવવામાં આવવું. *v. i.* કુલ અખત્યાર-અમલ-અધિકાર ચલાવવો-હોવો. ઠરાવવું; નિશ્ચય કરવો. હોવું; ચાલવું; રહેવું.

**Ruler**, *n.* રાજા-રાણી-બાદશાહ વગેરે અમલ કરનાર; સરકાર. હોદ્દેદાર; અમલદાર; હાકેમ; કામદાર. આંકણી; રેખાટણી; રૂલર. R. of the Universe નિયંતા; ઈશ્વર; પ્રભુ.

**Rum**, *n.* શેરડીના રસ કે તેની છારીનો બનાવેલો પીવાનો દારૂ. *a.* તરેહવાર; વિલક્ષણ; અજબ તરેહનું.

**Rumble**, *v. i.* ગડગડવું; ગગડવું;-નો ગગડાટ થવો. *n.* ગગડાટ; ગડગડાટ. ગાડીની પાછળ ચાકરને બેસવાની જગા.

**Rumbling**, *n.* ગડગડાટ; ગર્જના.

**Ruminant** *a.* વાગોળનારૂં; વાગોળ કાઢનારૂં. *n.* વાગોળનારૂં પ્રાણી.

**Ruminate**, *v. i.* વાગોળવું; વાગોળ કાઢવી. મનન-ચિંતન કરવું; વિચાર કર્યા કરવો.

**Ruminatia**, *n. pl.* ચાર કોઠાવાળા જનાવર માત્ર.

**Rumination**, *a.* વાગોળવું તે; વાગોળ. વાગોળવાની શક્તિ-ખાસિયત. મનન; ચિંતન; ફરી ફરી કરેલો વિચાર.

**Rummage**, *v. t.* & ઉપર તળે-ઉથલ પાથલ

કરીને શોધ કરવી-ઝાડો લેવો; ચોળી ચોળીને તપાસવું; વસ્તુઓ ફેરવતાં જવું ને તપાસતાં જવું. *n.* ઉપર તળે-ઉથલ પાથલ કરી કીધેલી શોધ-લીધેલો ઝાડો.

Rumour, *v. t.* અફવા ઉડાવવી-ચલાવવી *n.* અફવા; ગપ; બુમાટો; ઉડતી ખબર-બાતમી. વાત; ખબર.

Rump, *n.* જનાવરના બરડાના હાડકાનો છેડો તથા તેની પાસેનો ભાગ; ઢગરૂં; કુલું; નિતંબ. [ કરચલી.

Rumple, *v. t.* કરચલી વાળવી-પાડવી. *n.*

Rumpus *n.* મ્હોટી ગડબડ; અવાજ; તોફાન.

Run *v. t.* ચાલવું; કરવું. દોડવું; ધાવું; દોડતાં જવું-આવવું. પસરવું; પસરી-ફેલાઈ જવું; ફરી વળવું. (against) અફળાવું. ફરવું; ચાલવું; જાઆવ-આવજા કરવી. સરતમાં દોડવું-ધાવું. ન્હાસવું; પળવું; ન્હાસી જવું; પલાયન કરવું. પોબારા-અગિયારા ગણવા; ગુપચુપ સટકી જવું; ગચ્છંતી કરવી. વહેવું; વહી જવું (પાણી) ગળવું; ઝરવું; ઝરપવું. પીગળવું; પાણી થવું; સરળ વંચાવું-બોલાવું-હોવું. ગુજરવું; ગુજરતું જવું; ગુજર્યા કરવું. (વ્યાજ) ચઢવું; લેવાવું. ચાલુ-જારી રહેવું; ચાલવું. ચાલુ-જારી હોવું. પસરેલું હોવું. (into) ભુલવું; ભુલમાં પડવું; ગભરાવું; ગભરાટમાં પડવું; કરજદાર થઈ જવું; પાપમાં પડવું. થઈ-બની જવું; ઉતરી પડવું-પડાવું.-ની મુદ્દત હોવી. જવું. ઉગીને-વધીને-વૃદ્ધિ થઈને થઈ જવું.-માંથી પરૂ વહેવું-નિકળવું. મળવું; એક થવું; મળી જવું. *v. t.* ભોકવું; ઘોચવું. દોડાવવું (Into) નાખવું;-માં નખાવું-આવી પડવું. લાધી-છિતો જવા દેવું; છિતાવવું; લધાવવું; તાવવું; ગાળવું; પિગળાવવું;-ના જોખમમાં પડવું; ધાલવું; ધુસાવવું; ચલાવવું; ભોકવું; ફેરવવું; ચલાવવું; જાય તેમ કરવું; સરકાવવું; મુકવું; બીજામાં ભરતનો ઘાટ પાડવો-બનાવવો *n.* દોડવું ધાવું તે; દોડ; ધા; ગબડી; ક્રમ; અનુક્રમ; બેંક કે તીજોરીમાં નોટો વટાવવાનો તગાદો. ખપ; ખપત; વહાણે જેટલો રસ્તો કાપ્યો હોય તેટલો રસ્તો; વહાણની એક ખેપ; વહાણે-વહાણમાં બેસીને મારેલો ફેરો; સફર; પ્રચાર; રૂઢી; ફેલાવો. At a r. એકે તડાકે-સપાટે. In the long r. છેવટે; આખરે. The common run. જનમંડળ; સાધારણ જાત-ગોતી.

Runagate, *n.* ન્હાસી જનાર; વટલેલ; એક ધર્મમાંથી બીજા ધર્મમાં જનાર.

Runaway, *n.* ન્હાસી-ભાગી જનાર.

Rundle, *n.* સીડીનો ગોળ ટપ્પો.

Runic, *a.* ગોથ લોકો સંબંધી. *n.* સીધી લીટીના બનેલા અસલી સ્કેન્ડીનેવીઅન અક્ષરો.

Runlet, *n.* નહાનું પીપ.

Runner, *n.* દોડનાર, ધાનાર; ન્હાસનાર.

Runnet, *n.* ચુસદો. [કાસદ; ખેપિયો; વેલો.

Running, *n.* દોડવું-ધાવું તે; પરૂ નીકળવું. વેહેવું તે. *a.* દોડતું; ઝડપથી ચાલતું; લાગલગાટ; વેહેતું; પરૂ નિકળતું હોય તેવું.

Rupee. *n.* રૂપિયો; રૂપૈયો. A half r. અડધો; અધેલી; ફાડિયું. A quarter r. પાવલી-લું; સળી. A rupee's weight, રૂપિયાભાર.

Rupture, *n.* ભાંગવું તે; તુટવું તે; ફાટ પડવી તે; ફાટ; ભંગ; અંતરગળ; ફટ; બિગાડ; સ્નેહભંગ; તૂટ; અણબનાવ. *v. t.* ભાંગવું; તોડવું. *v. t.* તુટવું; ફુટવું.

Rural, *a.* વન-ખેડ-ગામડાનું-સંબંધી ને અનુસરતું; બાહાર ગામનું; ગ્રામ્ય; ખેતીવાડીને લગતું; કૃષિકર્મનું.

Ruse, *n.* હિકમત; યુક્તિ; કાવતું; કાવાદાવા; પેચ.

Rush, *n.* એક જાતનો છોડ; નાગરમોંથ; ધસારો; આગળ વધવાનો ઝપાટો-સપાટો; સપાટા-ઝપાટા બંધ જવું તે. Not worth a r. કુટી બદામનું પણ નહી. *v. t.* ઝપાટા-સપાટાબંધ ચાલવું-જવું; ધસવું. (into) ઘુસવું; પેસવું; માં ઉતાવળથી જવું-પડવું. [બત્તી.

Rush-light, *n.* થોડુંજ અજવાળું આપનારી

Rushy, *a.* નાગર મોથવાળું-નું-નું બનેલું-બનાવેલું-કરેલું.

Rusk *n.* એક જાતની હલકી રોટલી રાખી મુકવાને સારી પેઠે સેકીને કઠણ કરેલા રોટલીના કટકા.

Russet, *n.* જાડો-ગામડિયો પોશાક. *a.* રાતા ભુરા રંગનું; રાતું; ભુરૂં; જાડું; ગામડિયું; વગર કિસબે બનાવેલું.

Rust, *v. i.* કાટ ચઢવો; કટાવું; કટાઈ જવું. *v. t.* -થી કાટ ચઢવો-કટાઈ જવું-કટાવું. *n.* કાટ; કિટ્ટ; કુગ. R. of copper જંગાલ.

Rustic, *a.*-ખેડા-ગામડા-વનનું સંબંધી; ગ્રામ્ય; જંગલી; અનાડી; અડાણી; સાદું; જાડું; ભભકા વગરનું; નિખાલસ; ભોળું. *n.* ગામડિયો; ગમાર; ગામડાનો રહેવાસી.

Rusticate, *v. t.* -ને કસ્બા-મદ્રેસામાંથી અમુક વખત સુધી કાઢી મુકવું *v. i.* ગામડામાં રહેવું; ગ્રામવાસ કરવો.

Rustication, *n.* વિદ્યાર્થીને મદ્રેસામાંથી અમુક વખત સુધી કાઢી મુકવાની સજા.

Rusticity, *n.* જંગલી-અનાડી ચાલ ચલગત; ગંવાર-જંગલી-અડાણીપણું; સાદાઈ; નિખાલસપણું; ભોળપણ.

Rustiness, *n.* કટાઈ જાય એવો ગુણ-હાલત.

Rustle, *v. i.* ખડખડવું; ખણખણવું.

Rustling, *a.* ખડખડતું; ખણખણતું. *n.* ખડખડાટ; ખણખણાટ.

Rusty, *a.* કાટ ચઢેલું; કટાઈ ગયલું; કટાયલું; ઘટી ગયલું;-નો મહાવરો નહી હોય એવું; ઉપર મેલ ચઢયો હોય એવું.

Rut, *n.* ધરેડ; ધરેડનો ચીલો; હરણ વગેરે જનાવરોનું મૈથુન. *v. i.* વેતરે આવવું;-ને કામાવિર્ભાવ થવો; સ્હવાવાના થવું.

Ruth, *n.* અફસોસ. દિલગીરી; શોક; દયા ભાવ.

Ruthless, *a.* વજ્ર છાતીનું; નિર્દય; કઠોર;

Ruthessly, *ad.* નિર્દય-કઠોરપણાથી. [બેદર્દી.

Rutter, *n.* સ્વાર; ઘોડેસ્વાર.

Ryder, *n* લેખને નીચે વધારેલી કલમ; સરત.

Rye, *n.* એક જાતનું અનાજ; જવ.

Ryot, *n.* ખેડુત; પ્રજા; રૈયત.

# S.

Sabaoth, *n.* ટોળું; જથ્થો; ધાડું; ઝુંડ; વૃંદ. લશ્કરો.

Sabbatarian, *a.* રવિવાર-વિશ્રામ વાર સંબંધી

Sabbath, *n.* થાક ખાવાનો-વિશ્રામ કાળ-દિવસ; સાત દહાડામાં એક છુટી-વિશ્રામ-ધર્મનો દહાડો; રવિવાર; વિશ્રામવાર; સાત વર્ષમાં એક ઓચ્છવનું ને વિશ્રામનું વરસ; પાકી; અણોજો; વિશ્રામદિન; હડતાલ.

Sabbath-breaker, *n.* વિશ્રામવારનો અણોજો-પાકી ન પાળનારો; વિશ્રામવાર ભકિતમાં નહીં કાઢનાર પુરૂષ.

Sabbathless, *a* વિશ્રામવાર વગર.

Sabbatical, *a.* વિશ્રામવાર સંબંધી.

Sable, *n.* યૂરોપ ને એશિયાની ઉત્તરે વસતુ-નોળિયાની જાતનું એક માસહારી પ્રાણી; તે પ્રાણીના વાળ-રૂવાં. *a.* સેબલનું; કાળું; ઘેરૂં; ઝાંખું; સામળું. [ગ્રહ-ની પુજા કરનાર.

Sabian, *n.* સૂર્ય, ચંદ્ર અને તારાઓનો ભ-

Sabre, n. પહોળી જાડા ફળવાળી વાંકી તલવાર; શમશેર; કટાર; તેગો; અંગ્રેજોમાં ઘોડ-

સ્વારની તલવાર. *vt.* વાંકી તલવારથી મારવું-ઘા કરવો-કાપવું-મારી નાખવું.

Sabre-tasche *n.* ઘોડેસ્વારોના સરદાર ડાબે પાસે તલવાર સાથે જે ચામડાની કોથળી બાંધી રાખે છે તે.

Sabulous, *a.* રેતીવાળું-ઝીણી કાંકરીવાળું.

Sac, *n.* પ્રાણીઓના શરીરમાંની રસની કોથળી.

Saccharine, *a.* ખાંડ-સાકરવાળું-નું-જેવું.

Sacerdotal, *a.* ગોર-યાજ્ઞિક-ધર્મ ક્રિયા કરાવનારનું-વિષે-સંબંધી. The S. order. બ્રાહ્મણ; મોબેદ-દસ્તુર લોક.

Sacerdotalism *n.* ગોર-યાજ્ઞિક-પાદરીઓની મતિ-રીતિ-લક્ષણ; ગોર-પાદરી લોકના પક્ષની ખેંચ-આગ્રહ-ઉપર આસકિત. [સ્તાન; દફતર.

Sachel, *or* Satchel, *n.* નહાની કોથળી; જો-

Sachem, *n.* રાજા; સરદાર.

Sack, *n.* કોથળો-ળી; ગુણ; બોરો; કોથળા-ગુણભર; એક પ્રકારનો સ્પેનદેશનો-શેરી નામનો દારૂ; શેહેરકે કસ્બાની લૂટફાટ-લૂટ-ખેદાન મેદાની; ખરાબ ખસ્તા કરવું તે; ખભાપર છુટું ઓઢવાનું એક જાતનું વસ્ત્ર. *vt.* લૂટવું; લૂટી ખેદાન મેદાન-ખરાબ કરવું.

Sack-cloth, *n.* તાટ; ગુણપાટ-તાટ.

Sacking, *n.* ગુણપાટ; કોચ કે ખાટલા પર જડેલું તાટ.

Sacrament, *n.* ખ્રિસ્તીઓની એક ધર્મવિધિ-સંસ્કાર-નો પ્રભુભોજન નામનો સંસ્કાર.

Sacramental, *a.* પવિત્ર સંસ્કાર સંબંધી-વિષે-રૂપ-થી બંધાયલા-બદ્ધ.

Sacred, *a.* દેવાર્પિત; પ્રતિષ્ઠા-દેવ કે ધર્મ નિર્માણ કરેલું; પાક; પવિત્ર; ધર્મનું-વિષે-સંબંધી; પુજ્ય; સર્વમાન્ય; અલંઘ્ય; અલંઘનિય; નહીં તોડવા જેવું-નું; અર્પિત; અર્પણ કરેલું; નિર્માણ; નિર્માણ કરેલું.

Sacredly, *ad.* પાક-પવિત્ર રીતે. ભક્તિભાવ-પુજ્યતાથી.

Sacredness, *n.* પવિત્રતા; પુજ્યતા. ધર્મિપણું; અલંઘનિયપણું; અબાધ્યતા. દેવાર્પિત-ધર્માર્પિતપણું.

Sacrific, *a.* હોમ-યજ્ઞમાં વાપરેલું.

Sacrifice, *n.* હોમ; હવન; યજ્ઞ; યાગ. દેવ કે ઇશ્વરને બળિ આપવો-અર્પવો તે. બળી; બળિદાન; ચઢાવેલી-અર્પેલી આરોગાવેલી-વધેરેલી વસ્તુ. પરિત્યાગ; મુકી દેવું-જવાદેવું-ખોવું તે; નુકસાન-ખોટ વેઠવી તે. બીજાને માટે સ્વાર્થનું નુકસાન વેઠવું તે. *vt.* ચઢાવવું; અર્પવું; અર્પણ-દેવ નિર્માણ કરવું.-નો હોમ-યજ્ઞ કરવો; વધેરવું; નું બળિદાન આપવું. મુકી-જવાદેવું; ખોવું; આપવું. મારી નાખવું; વધેરવું.

Sacrificer, Sacrificant, *n.* યાજ્ઞિક-યાજક. યજમાન. [જ્ઞિક; યજ્ઞ.

Sacrificial, *a.* યજ્ઞકર્મનું-વિષે-સંબંધી; યા-

Sacrilege, *n.* દેવસ્થાન-પવિત્ર વસ્તુ ખંડવા-વટલાવવા-ભ્રષ્ટ કરવા-ચોરવાનો અપરાધ. દેવાર્પિત વસ્તુ વ્યવાહારના ખપમાં લેવી તે.

Sacrilegious, *a.* દેવસ્થાન-પવિત્ર વસ્તુ વટલાવવા-ખંડવાનું-નાર; દેવનું ધન ચોરનાર. અધર્મી; અપવિત્ર.

Sacristan, *n.* દેવળમાં વાસણ વગેરે જંગમ મિલકત સાચવનાર અધિકારી; ખ્રિસ્તી દેવળનો કિલ્લીદાર. [ડાં રાખવાની ઓરડી.

Sacristy, *n.* દેવળમાં પુજાના વાસણ-લુગ-

Sad, *a.* દલગીર; શોકાતુર; ખિન્ન; ગમગીન; ઉદાસ-સી; દુખિયારૂં. માઠું; શોક-ખેદકારક; અનિષ્ટ; દુ:ખનું. ઉતરેલું-ઉતરી ગયલું-શોકનું (મહોડું). લુચ્ચું; નઠારૂં; તોફાની; મસ્તીખોર.

Sadden, *v. t. & i.* દલગીર-શોકાતુર કરવું;-થી-ઉદાસ થવું.

**Sadder,** also Sadda, *n.* પારસી ધર્મપુસ્તક-ઝંદ અવસ્તાનો ટુંક સાર.

**Saddle,** *n.* જીન; ખોગીર. *vt.* ઉપર જીન બાંધવું-માંડવું-મુકવું-ઘાલવું-નાખવું. (with) -નો ભાર-બોજો માથે નાખવો. (ખર્ચ) માથે નાખવો. To put the saddle on the right horse જેઠપકાને લાયક હોય તેનેજ ઠપકો આપવો.

**Saddle-backed,** *a.* નીચો વાંસો ને ઉંચ-ગર્દનવાળું; જીનના આકારનું.

**Saddle-bags,** *n.* ઘોડા-ખચ્ચર-બળદ વગેરે પર બે તરફ એકેક નાખવાની કોથળીઓ; કંઠાળ- [કમાનદાર (ભાગ.)

**Saddle-bow,** *n.* મોર; જીનનો આગલો

**Saddle-cloth,** *n.* ધાશિયો; જીનપોશ.

**Saddle-girth,** *n.* તંગ; ઘોડબંધ.

**Saddle-horse,** *n.* સવારીનો ઘોડો.

**Saddler,** *n.* જીનગર; ઘોડાનાં જીન-ખોગીરી બનાવનાર.

**Saddlery,** *a.* જીન બનાવવાનો-જીન બનાવનારની દુકાનમાં વેચાતો બધો સામાન; જીન બનાવવાનો રોજગાર-ધંધો.

**Saddle-tree,** *n.* જીનનું પલાણ. [સંબંધી.

**Sadducean,** *a.* સેડયુસી જાતનાયહુદી લોક

**Sadducee,** *n.* પ્રાચીન યહુદી લોકોમાં સેડયુસી નામના એક પંથના લોક, જેઓ મુઆ પછી કંઈ ભવિષ્યમાં છેજ નહી એવું માનતા.

**Sadiron,** *n.* અસતરી કરવાનો સંચો; અસતરી.

**Sadly,** *ad.* ઉદાસી-ખિન્નતા-શોકાતુરપણાથી; અતિશય દુઃખથી.

**Sadness,** *n.* ઉદાસી; દિલગીરી; શોક; ખેદ.

**Safe,** *a.* ખેરસલાહ; ક્ષેમકુશળ; સલામત સહીસલામત. ભો વગરનું; નિર્ભય. નજોખમું; સુરક્ષિત. સારા જાપતામાં-બંદોબસ્તમાં રાખેલું-પુરેલું. *n.* જાપતાનું-નિર્ભય ઠેકાણું-જગા. દરદાગીનો વગેરે જોખમ રાખવાની આગથી ન બળે એવી પેટી-મજુસ. A meat S. ખાવાની ચીજ બગડી નહીં જાય એવું તે રાખવાનું પાંજરૂં.

**Safe-conduct,** *n.* વળાવું; રખવાળ. અભયપત્ર; પરવાનો; લેખનું વળાવું-રખવાળું.

**Safe-guard,** *n.* રક્ષણનું સાધન; રક્ષણ; બચાવ કરનાર; વળાવુ; રખાવાળું. અભયપત્ર.

**Safely,** *ad.* બિનજોખમે; ક્ષેમકુશળ; સહીસલામત; ખેમકુશળતાથી; નિર્ભયપણે સખત-બરોબર જાપતામાં.

**Safety,** *n.* સલામતી; નિર્ભય-ક્ષેમકુશળતાપણું.

**Safety-lamp,** *n.* ખાણોમાં લઈ જવાથી જેથી આગ ન લાગે તેવો દીવો; અભય દીપ.

**Safety-valve,** *n.* વરાળયંત્રમાંથી વધારે થયલી વરાળ નીકળી જવાનો રસ્તો-બાકું; વરાળયંત્રમાં વરાળ ઘણી ભરાઈ જવાથી તે ફાટી ન જાય માટે વરાળ નીકળી જવાનું ને હવા આવવા દેવાનું બાકું-રસ્તો.

**Safflower,** *n.* કસુંબો; કોસંબ. કસુંબી વૃક્ષ.

**Saffron,** *n.* કેસર વૃક્ષ; કેસર; જાફરાન. *a.* કેસરી; કેસરિયા.

**Sag,** *v. i.* ભારથી લચવું.

**Saga** *n.* ડેન્માર્ક કે નાર્વે દેશની ગાથા-દંતકથા-વાતો.

**Sagacious,** *a.* ચતુર; વિલક્ષણ; તીક્ષ્ણ-બારીક-ઝીણી બુદ્ધિ-અક્કલનું-વાળું; ડાહ્યું; શાણું.

**Sagaciously,** *ad.* ચતુરાઈથી; ડાહીરીતે; તીક્ષ્ણ બુદ્ધિથી.

**Sagacity,** Sagaciousness, *n.* બારીક-ઝીણી-તિક્ષ્ણ-વિલક્ષણ બુદ્ધિ; ચતુરાઈ.

**Sagamore,** *n.* અમેરિકાના ઈન્ડીઅન લોકોનો સરદાર-રાજા.

**Sage,** *n.* જ્ઞાની-ડાહ્યો-શાણો-બુદ્ધિશાળી પુરૂષ. મુનિ; ઋષિ; તત્વજ્ઞાની. *a.* ડાહ્યુ; શાણું; ચતુર; વિચક્ષણ; બુદ્ધિશાળી; ગંભીર; ભારેખમ. ડહાપણ-ચતુરાઈ-વિચાર-વિવેકનું-વાળું-ભરેલું; પુખ્ત.

**Sagely,** *ad.* ચતુરાઈથી; ડહાપણથી.

**Sagger,** *n.* વાસણ પકવવા માટે નાં વાસણો બનાવવાની માટી.

**Sagittal,** *a.* તીરનું-સંબંધી ને લગતું.

**Sagittarius,** *n.* ધન; ધનરાશિ.

**Sago,** *n.* સાગુ-સાબુ-વાંશિયા ચોખા-દાણા.

**Said,** *pret. & pp.* of say બોલ્યો; કહ્યું. *a.* અગાઉ જણાવેલું; ઉપર-એકવાર કહેલું; સદરહુ; મજકુર.

**Sail,** *v. t.* દરિયાપર ચલાવવું-હંકારવું હાંકી ઉપડવું-ચાલવું-જવું. ચલાવવું; હંકારવું. *v. i.* પાણીપર સ્હડમાં પવન લાગવાથી આગળ વધવું-ચાલવું. વહાણમાં જળમાર્ગે જવું. હંકારવું; ઉપડવું; સફર શરૂ કરવી. હવામાં સરળ ચાલ્યા જવું-ઉડવું. *n.* સઢ; સ્હડ. સઢવાળું વહાણ-બારકસ ઝહાઝ. જળપ્રવાસ; સફર. Under S. ઉકેલેલા સ્હડવાળું. To strike s. એકદમ સ્હડ નીચે ઉતારી સલામતી આપવી.

**Sail-cloth,** *n.* સ્હડ બનાવવાનું લુગડું; તાટ.

**Sailing,** *a.* સ્હડવાળું.

**Sail-loft,** *n.* સ્હડ બનાવવાની જગા.

**Sailor,** *n.* ખલાસી; ખારવો.

**Sail-yard,** *n.* સ્હડ જે સાકટીપર પસારે તે સાકટી; પરબાણ.

**Saint,** *n.* સાધુ-પવિત્ર પુરૂષ; ભક્તજન; ઋષિ; મુનિ; વલી. સ્વર્ગવાસ પામેલો પુણ્યશાળી માણસ. રોમન કાથોલિક સંતોની પંક્તિમાં દાખલ કરેલો પુરૂષ. [દરદનો રોગ.

**St. Vitus's** dance ગતિ આપનાર સ્નાયુના

**Sainted** *a.* પવિત્ર; ભક્ત; સાધુ.

**Saint-like, Saintly,** *a.* સંત ઋષિ જેવું; સાધુ; મહા પવિત્ર.

**Sake,** *n.* હેતુ; કારણ; અર્થ; ખાતર. [ષથી.

**Salacious,** *a.* કામી; કાછડી છુટ્ટું; અતિ વિ-

**Salad,** *n.* સરકા, રાઈ, મીઠા વગેરેની સાથે મેળવેલી તીખી ભાજી મૂળા વગેરેની કચુમર.

**Salamander,** *n.* એક જાતનો સરડો-ખિલોડી.

**Salamandrine,** *n.* સરડા-ખિલોડીના જેવું.

**Sal-ammoniac,** *n.* નવસાગર; નવસાર.

**Salaried,** *a.* પગાર-મહિનો-સાલિયું-વરસાણ ખાનાર.

**Salary,** *n.* પગાર; અવેજ; દરમાયો; મહિનો. વરસુન; વરસાણ; વરસ; સાલિયું.

**Sale,** *n.* વકરો; વેચાણ. [રનું-ને લાયક.

**Saleable,** *a.* વેચાય-ખપે એવું. વેચવાના બ-

**Saleableness,** *n.* વેચાય-ખપે એવી હાલત.

**Salep,** *n.* સાલમ; સાલેમિશ્રિ.

**Salesman,** *n.* વેચવા સારૂ ખાસ રાખેલો માણસ; વેચનાર. દલાલ; કારકૂનિયો.

**Salic,** *a.* પુરૂષોનેજ રાજગાદી મળે એવો(પ્રજાસત્તાક રાજ્ય થવા પહેલાંનો ફ્રાન્સ દેશનો કાયદો).

**Salient,** *a.* કુદતું; કુદકાના-છલંગ મારતું. બહાર પડતું-નીકળતું; મુખ્ય મુખ્ય; દેખાઈ આવતું; સામા માણસના મનપર અસર કરતું. [શકય હોય એવું.

**Salifiable,** *a.* મીઠું-લવણ થઈ-બની જવાને

**Salify,** *vt.* મીઠું બનાવવું કરવું-થવું-બનવું.

**Saline,** *a.* ખારૂં; ખારવાળું-નું; ક્ષારમય.

**Saliva,** *n.* થુંક; મુખરસ; લાળ.

**Salivary,** *a.* થુંક-મુખરસનું-વિષે.

**Salivate,** *vt.* મ્હોડું આણવું-આપવું-લેવું-આવવું. [થુંક આવે તે.

**Salivation,** *n.* મ્હોડું આવવું-લેવું તે. ઘણું

**Sallow,** *a.* પીળચટું; પીળાશ-ફિકાશ મારતું -પડતું; પીળું; ફિક્કું. [ ફિકાશ; ફિકો રંગ.

**Sallowness,** *n.* પીળચટાપણું; પીળાશ;

**Sally,** *vi.* એકદમ કુદીને-ધશીને નીકળવું; ઘેરો ઘાલનારપર હુમલો કરવા એકદમ બહાર ધસવું. *n.* એકદમ કુદકો મારીને નીકળવું તે. શત્રુએ ઘેરેલી જગામાંથી મારેલો અચાનક ધસારો-છાપો. આડે રસ્તે મારેલો આંટો. લેહેર; મનનો તુરંગ; સપાટો. રંગીપણાની લેહેરમાં-મર્યાદાની બહારમાં-લેહેરમાં ઉડવું તે; અતિ-વિલાસ.

**Sally-port,** *n.* છાપો મારવા નીકળવાની ચોર-બારી; કિલ્લામાં આવવાજવાનો નહાનો દરવાજો. [ માંસ.

**Salmagundi,** *n.* મસાલેદાર રાંધેલું ઘોસ-

**Salmon,** *n.* એક જાતની ખાવામાં ઘણીજ લેહેજતદાર મહોટી માછલી.

**Saloon,** *n.* રંગમહેલ; દિવાનખાનું; આગગાડી કે આગબોટમાં તાલમેલ કરેલી સુશોભિત ગાડી-ઓરડી.

**Salt,** *n.* ખાર; ક્ષાર. મીઠું; લૂણ; નીમક. સ્વાદ; લેજત; રસ. તમતમાટ; ભાષામાં મીઠું મરચું; સ્વાદ. મીઠાદાની; મીઠાનું ખાતું. ઘડાયલો ખારવો. *pl.* ખારોપાટ *a.* ખારૂં; ખારવાળું. તીખું; સખત. અતિવિષયી. *vt.* ઉપર મીઠું ભભરાવવું. આથવું; મીઠામાં નાખવું;-માં મીઠું ભરવું, *vi.*-નું મીઠું બંધાવું. [ કવું તે.

**Saltation,** *n.* કુદવું-છલંગ મારવી તે. ધડ-

**Salt-cellar,** *n.* નીમકદાની.

**Salted,** *a* મીઠું દીધેલું; આથેલું.

**Salter,** *n.* મીઠું પાનાર; મીઠું પાઈ રાખી મુક-નાર. મીઠાનો વ્યાપારી. મીઠું બનાવનાર; આથનાર. [જગા-ઠેકાણું-કારખાનું-અગર.

**Saltern, Salt-work,** *n.* મીઠું બનાવવાની

**Salt-fish,** *n.* ખારા પાણીની માછલી. મીઠામાં આથેલી માછલી. [ ડવું.

**Saltish,Salty,** *a.* થોડું ખારૂં; ખારાસ પ-

**Salt-mine,** *n.* મીઠા-સિંધવની ખાણ.

**Saltness,** *n.* ખારાસ; ખારાપણું.

**Salt-pan-pit,** *n.* મીઠાના અગર.

**Salt-peter,** *n.* સુરોખાર.

**Salubrious,** *a.* શરીરને ગુણકારી; નિરોગી; તનદુરસ્તી વધારે એવું.

**Salubriousness, Salubrity,** *n.* આરોગ્ય-ગુણકારી-નિરોગીપણું.

**Salutary,** *a.* આરોગ્યતા વર્ધક; શરીરને ગુણ-કારી. સુખકારી. ફાયદા ભરેલું; લાભ-ગુણકારક.

**Salutation,** *n.* સલામ; રામરામ-નમસ્કાર -જુવાર કરવા તે. સાહેબજી; જેગોપાળ.

**Salutatory,** *a.* મુબારકબાદીવાળું.

**Salute,** *n.* ક્ષેમકુશળતા-સહીસલામતી પુછવ તે; રામરામ; નમસ્કાર; જેગોપાળ; જુવાર. તોપના અવાજથી સત્કાર. બોકી; બચ્ચી.

**Salvable,** *a.* બચાવવા જેવું; બચે એવું.

**Salvage,** *n.* દરિયામાં ડુબતા જાનમાલનું રક્ષણ કરનારને ઈનામ. વહાણનો નાશ થતાં ઉગારે-લો માલ.

**Salvation,** *n.* મોક્ષ; મુક્તિ; ઉદ્ધાર; છુટ-કો; સદ્ગતિ.

**Salve,** *n.* મલમ; મલમપટ્ટો; લેપ. *vt.* ઉપર મલમપટ્ટો-લેપ કરી મટાડવું; રૂઝવવું.

**Salver,** *n.* કથરોટ; થાળો; તબક; તબકડી.

**Salvo,** *n.* અપવાદ. બહાનું; માફીનો સબબ; શરત; નિયમ; અપવાદ. સલામતી આપવાની નહીં હોય તે છતાં તોપો-બંદુકોના સાથે લાગા અવાજ કરવા તે.

**Sambo,** *n.* મલેટો અને સીદીનું છોકરૂં.

Same, *a.* એજ; તેજ; એકનું એક; એનુંએ; સરખું જ; એવુંને એવું; એવુંજ. સદરહુ; મજકુર; એ; આગળ કહેલું. આ; એ.
Sameness, *n.* એકજ-એકનું એક-સરખાપણું.
Samian *a.* સેમોસના ટાપુનું.
Samiel, *n.* આરબસ્થાનમાં નાશકારક પવન-નું તોફાન.
Samphire, *n.* હદ-મર્યાદવેલ.
Sample, *n.* માસલો; નમુનો; વાનગી. દાખલો; ઉદાહરણ; દષ્ટાંત.
Sampler, *n.* ભરતના નમુના.
Sanable, *a.* ઈલાજ થાય-મટે એવું.
Sanative, Sanatory, *a.* રોગ મટાડે-ફેર પાડે તેવું આરોગ્યતા વર્ધક; શરીરના ફાયદાનું: તનદુરસ્તી વધારે એવું.
Sanctification, *n.* પાપમુક્તિ; પવિત્રતા.
Sanctifier, *n.* પવિત્ર-શુદ્ધ-નિર્મળ કરનાર. ખ્રિસ્તી લોકમાં પવિત્રાત્મા.
Sanctify, *vt* પવિત્ર કરવું-ગણવું. ધર્મના-કામ માટે નિર્માણ કરવું; યોગ્ય સંસ્કાર-વિધાનથી કરવું. નિર્દોષ-પાપમુકત-નિષ્પાપ કરવું. પવિત્ર થવાનું સાધન-ઉપાય કરવો. અલંધ્ય-કાયમ-મંજુર કરવું રાખવું.
Sanctimonious, *a.* સાધુ; પરમપવિત્ર. પવિત્રતા-ભકતાઈનું ડોળ કરનાર-વાળું; બગભગત.
Sanctimoniousness, *n.* ભક્તિ; પવિત્રપણું; સાધુતા. ભકતાઈનું-પવિત્રતાનું ડોળ-ઢોંગ.
Sanction, *vt.* પસંદ-કાયમ-મંજુર-બહાલ રાખવું-કરવું. *n.* મંજુરીઅત; બહાલી. કાયદા વગેરે અમલમાં લાવેલા-ઠરાવેલા ઉપાય-શિક્ષા.
Sanctitude, Sanctity, *n.* અંતઃશુદ્ધિ; શુદ્ધવૃત્તિ; પવિત્રતા; પાકીજગી.
Sanctuary, *n.* દેવાર્પિત-પવિત્ર જગ્યા; પુજાગ્રહ; મંદીર; દેવલ; પવિત્ર શરણ ભૂમિ-આશ્રયસ્થાન; જરૂસલેમ શેહેરમાં યહુદી લોકના દેવલમાંનો અતિપવિત્ર ભાગ; દેવલમાં યજ્ઞભૂમિ; યહુદી લોકનું દેવલ.
Sanctum, *n.* પવિત્ર-એકાંત જગા-સ્થાન.
Sand, *n.* રેતી; રેત. પળ; ક્ષણ. ટુંકી અંતર. *pl.* રેતીનાં રણ મેદાન.
Sandal, *n.* ચંપલ; માત્ર તળિયાવાળો જોડો.
Sandal, Sandal-wood, *n.* સુખડનું ઝાડ ચંદન વૃક્ષ. સુખડ; ચંદન. Red S. રતાંજળી.
Sandarach, *n.* ચંદ્રુસ; સંદ્રુસ.
Sand-bank, *n.* દરિયામાં રેતીનો ટેકરો-ખડક-કિનારો. ભાઠું.
Sand-box, *n.* રેતદાની; રેતિયું; રજિયું.
Sand-drift *n.* પવનના જોરથી બનેલી રેતીની ટેકરી.
Sand-fly, *n,* રેતીવાળા પ્રદેશમાં થતું મગતરા જેવું બહુ પીડાકારક જીવજંતુ.
Sand-glass, *n.* રેતીનું ઘડિયાળ.
Sandiness, *n.* રેતાળપણું.
Sand-paper, *n.* પાલિસ કરવાના-ઘસવાના કામમાં આવતો એક બાજુએ રેતી ચહોંટાડેલી એવો કાગળ.
Sand-piper, એક જાતનું પક્ષી.
Sand-stone, *n.* અડદીઓ પથ્થર.
Sand-wich, *n.* માખણ ચોપડેલી રોટલીના બે કકડાની વચ્ચે આચરેલા-મીઠું દીધેલા માંસનો કકડો.
Sandy, *a.* રેતાળ; રેતીનું-વાળું-જેવું.
Sane, *a.* સાજું; નિરોગી, સાબુત; સાબુત મનવાળું; સુધબુધ ઠેકાણે હોય તેવું; અક્કલ-હોંશિયારી વાળું.
Sangfroid, *n.* અનાસ્થા; બેપરવાઈ; બેતમાધીમાશ; નરમાશ; શાંતપણું. માયા-હેત-ઉમળકાનો અભાવ.
Sanguiferous, *a.* રક્ત વાહિની; લોહી લઈ જનાર.

**Sanguify**, *vt.* રક્ત લોહી પેદા કરવું.
**Sanguinary**, *a.* ખુનખાર; જેમાં માણસનો ઘણો સંહાર થાય-થયો હોય એવું. ખુની; ઘાતકી; હિંસક.
**Sanguine**, *a.* લાલ ચોળ-ચટક; રાતું; લોહીના રંગનું. ઘણા-ઉતાવળા લોહીવાળું; લોહિવાળું. હોશિલું; આસ્થિક. સારાંશ ફળની-સારાની-નક્કી આશા રાખનાર; ભારે ઉમેદવાળું-રાખતું; ભરોસાપર રહેલું.
**Sanguinely**, *ad.* સારા ફળની આશાથી; ઇતબારથી; ભરોસાથી.
**Sanguineous**, *a.* ઘણા લોહી વાળું. લોહીનું-વિષે-સંબંધી. રકત જનક; લોહીમાંનું. લોહી જેવું લાલ. [ધર્મ સભા.
**Sanhedrim**, *n.* યહુદી વડીલોની મહોટી-
**Sanies**, *n.* ઘા-જખમ-ગુમડા-ચાંદાપર પાતળો ભરાતો રસ-રસી.
**Sanious**, *a.* પાતળું લાલ રસ જેવું.
**Sanitarium**, *n.* સારાં હવા પાણીની-આરોગ્યતા વર્ધક જગા-સ્થળ.
**Sanitary**, *a.* લોકની આરોગ્યતાનું સંરક્ષણ કરવાનું-વાસ્તેનું; રોગ મટાડે-અરોગ્ય રાખે એવું.
**Sanity, Saneness**, *n.* શુદ્ધિ; અક્કલહોશિયારી; મનનું સાબુતપણું.
**Sanscrit**, *n.* સંસ્કૃત ભાષા.
**Sap**, *n.* વનસ્પતિ-ઝાડનો રસ; ચીક *v. t.* પાયો-ખોદી કહાડી-ધસાવી નાખવો. સુરંગ પાડવી.
**Sapid**, *a.* સ્વાદવાળું; સ્વાદિષ્ટ.
**Sapidity**, *n.* સ્વાદ; લેહેજત, [શાળીપણું.
**Sapience**, *n.* ડહાપણ; ચતુરાઈ; અક્કલ; બુદ્ધિ-
**Sapient**, *a.* અક્કલમંદ; બુદ્ધિશાળી; ચતુર; ડાહયો; શાણો; વિવેકી. દોઢ ડાહયો.
**Sapless**, *a.* રસવગરનું; નિરસ; ખુશ્ક; અસાર; સુકું; નિર્માલ.
**Sapling**, *n.* નહાનું ઝાડ-રોપો.
**Saponaceous**, *a.* સાબુ જેવું નું-વાળું.
**Saponify**, *vt.* સાબુનો ગુણ આપવો; સાબુવાળું કરવું.
**Sapor**, *n.* સ્વાદ; લેહેજત. [દિષ્ટ.
**Saporific**, *a.* સ્વાદ-લેહેજતદાર-વાળું; સ્વા-
**Sapper**, *n.* ખોદનાર; સુરંગ પાડનાર.
**Sapphic**, *a.* સાફો નામની કાવ્યકર્તી સંબંધી.
**Sapphire**, *n.* શની; ઈંદ્રનીળ મણી; નીલમ.
**Sapphirine**, *a.* નીલમનું બનાવેલું.
**Sappiness**, *n.* રસભર-કુમળાપણું; લીલાસ.
**Sappy**, *a.* રસભર્યું-વાળું; કાચું; લીલું; કુમળું.
**Saracen**, *n.* આરબ; મુસલમાન.
**Sarcasm**, *n.* તાણો; મ્હેણું; શબ્દમાર. કરડું-કઠોર આકરૂં-ઘણા મરડાટનું વચન-ભાષણ
**Sarcastic-al**, *a.* કરડું; આકરૂં; કોહાડાના ઘા જેવું; મરડાટનું; મહેણાવાળું.
**Sarcastically**, *ad.* કરડાપણાથી; ઘણા મરડાટથી.
**Sarcenet**, *n.* એક જાતનું ઝીણું રેશમી લુગડું.
**Sarcoline**, *a* માંસના રંગનું.
**Sarcophagous**, *n.* માંસ ખાનારૂં. [બર.
**Sarcophagus**, *n.* પથ્થરની બનાવેલી-ની ક-
**Sardine**, *n.* એકજાતની ભૂમધ્ય સમુદ્રની માછલી.
**Sardonic**, *a.* ઉપરનું-બહારનું બળાત્કારનું-પરાણે-મરજીઉપરાંત ( હસવું ).
**Sardonyx**, *n.* પોખરાજ; ગોમેદ.
**Sarsaparilla**, *n.* સાલસ.
**Sash**, *n.* કમરબંધ; સુશોભિત પટો. પટકો; સેલું; ખેસ. બારીનું ચોકઠું.
**Sassafras**, *n.* એક જાતનો છોડ.
**Sat**, *vi. pret. & pp.* of sit. બેઠો-ઠી.
**Satan**, *n.* સેતાન; ઇબલીસ; પાપી પુરષ; કળી.

**Satanic-al**, *a.* સેતાનનું-ના જેવું; પાપી પુરૂષ સંબંધી; સેતાની. [પણું.

**Satanism**, *n.* સેતાનપણું; મહા-અતિદુષ્ટ-

**Satchel**, *n.* નહાની કોથળી-થેલી. જોસ્તાન; દફ્તર. [જાય તેમ કરવું.

**Sate**, *vt.* તૃપ્ત-સંતુષ્ટ કરવું. ધરાઈ-ઓચાઈ

**Sated**, *pp.* ધરાઈ-ઓચાઈ ગયલું.

**Satellite**, *n.* ઉપગ્રહ ખુશામતિયું માણસ; આશ્રિત જન; પુછડું.

**Satiate**, *vt.* See sate.

**Satiated**, *pp.* See sated. [વું તે.

**Satiety**, *n.* અતિ તૃપ્તિ. ધરાઈ-ઓચાઈ જ-

**Satin**, *n.* સાટીન; જાડું રેશમી લુગડું; અતલસ. [જાતનું રેશમી ને પશમી કાપડ.

**Satinet**, *n.* પાતળી જાતની સાટીન. એક

**Satire**, *n.* દુરાચરણ ઉપહાસક-નિંદાત્મક કવિતા. ઉપહાસ; નિંદા; કરડી-સખત ટીકા-ભાષણ; કોવાડાના ઘા જેવી ટીકા-વિવેચન-વચન-ભાષણ; ઠોક.

**Satirical**, *a.* દુરાચારને હશી કહાડવા જેવું; ઉપહાસક; કરડું; નિંદાત્મક. સખત; છિદ્ર-દૂષણ દર્શક; નિંદાનું-ખોર.

**Satirically**, *ad.* દુરાચારને હશી કાઢવા જેવી રીતે. નિંદાથી; ઉપહાસથી.

**Satirist**, *n.* દુરાચારની હસી થાય એવું-નિંદક-કરડું લખનાર-બોલનાર; ઉપહાસ કાવ્ય રચનાર.

**Satirize**, *vt.* કઠણ-સખત ઠપકો દેવો; ધુળ-કાઢવી; ઉપર-વિશે કરડી-સખત ટીકા-લખાણ કરવું. ઉપર-વિશે ઉપહાસક-નિંદક કવિતા લખવી.

**Satisfaction**, *n.* સંતોષ; તૃપ્તિ. પતીજ; નિશા; ખાતરી; મનનું સમાધાન. નિકાલ; ચુકાદો; પતાવવું તે; નુકસાનનો બદલો-અવેજ; નુકસાન ભરી આપવું તે. મન મનાવવું તે. [ક-રીતે.

**Satisfactorily**, *ad.* મનમાનતી સંતોષકાર-

**Satisfactory**, *a.* મનમાનતું; સંતોષકારક-ખાતરી ભરેલું-કરી આપે એવું-નું; મનનું સમાધાન કરે એવું. [સમાધાન કરનાર.

**Satisfier**, *n.* સંતોષ-તૃપ્ત-ખતરી.નિશાં-મનનું

**Satisfy**, *vt.* ખુશ-સંતોષ-તૃપ્ત કરવું;-નું મન મનાવવું-રાજી કરવું;-નો નિકાલ-તોડ ફડચો કાઢવો; વાળવું; આપવું; પતાવવું; ચુકવવું-ની ખાતરી-ખાતરજમાં-સમાધાન કરવું; દૂર થવું.

**Satrap**, *n.* સુબો; નબાબ; છત્રપતિ.

**Satrapy**, *n.* સુબાના તાબાનો મુલક; સુબાગિરિ. [ભરવા-તર કરવા જોગ-જેવું.

**Saturable**, *a.* સારી પેઠે ભિંજવવા-પલાળવા-

**Saturate**, *vt.* સારી પેઠે ભિંજવવું-પલાળવું-ભરવું-તર કરવું; કાલવવું. [કસાવાયલું તે.

**Saturation**, *n.* સારી પેઠે ભરેલું-તર થયલું-

**Saturday**, *n.* શનિવાર; મંદવાસર.

**Saturn**, *n.* શનિ; સનિચ્ચર.

**Saturnalia**, *n.* પ્રાચિન રોમન લોકમાં ડિસેંબર માસમાં હોળીના જેવો બીભત્સ ઓચ્છવ-પર્વ. [રમુજી; રમતિયાળ.

**Saturnalian**, *a.* આનંદી; ગમતી; મોજી;

**Saturnian**, *a.* રામરાજ જેવું; સળજુકતું.

**Saturnine**, *a.* શનિની દશાગ્રસ્ત; મંદ; જડ; ધીમું; ભારે.

**Satyr**, *n.* ઉપલો ભાગ માણસનો ને નીચેનો બકરા જેવો એક કલ્પિત વનદેવ.

**Sauce**, *n.* મુખ્ય ભોજનની જોડે સ્વાદને માટે ખાવાનું શાક-ચટણી.ભજીયું-કઢી વગેરે; ચટાકાનું-આડા હાથનું ખાણું. *v. t.* જોડે સ્વાદની ચીજો રાખવી-મુકવી-કરવી. તીખું તમતમું-સ્વાદિષ્ટ-લિહેજતદાર કરવું. રસ-સ્વાદવાળું કરવું; દીપાવવું; શોભાવવું.

**To serve one with the same sauce,** (નુકસાનનો) બદલો (નુકસાનમાં) આપવો.
**Sauce-boat,** *n.* શાક-ચટણી-કઢી વગેરે રેડવાનું નાળવાળું વાસણ.
**Saucer,** *n.* પ્યાલાની-ઉંચા કાનવાળી રકાબી-થાળી-તબકડી-કયરોટ;
**Sauce-pan,** *n.* વાટકી; તપેલી; નહાની કડઈ.
**Saucily,** *ad.* ઉદ્ધતાઇથી; અવિનયથી; તોછડાઈથી [ઉદ્ધત-બેમરજાદપણું.
**Sauciness,** *n.* તોછડાઈ; અવિનય; ફાટેલ-
**Saucy,** *a.* તોછડું; અવિનયી; ફાટેલ; ઉદ્ધત; અમર્યાદ; ફાટેલ; ચઢાઉ.
**Saunter,** *vi.* રખડવું; રસળવું; રઝળવું; આળસ્સાયા કરવું; રસળતા ચાલવું.
**Saunterer,** *n.* રસળ-રખડ-રઝળનાર.
**Saurian,** *n.* ધીલોડીની જાતનાં બધાં પ્રાણી.
**Saurkraut,** *n.* એક જાતની આથેલી કોબી.
**Sausage,** *n.* છુંદીને તેમાં ઘણો મસાલો નાખી-જનાવરનાં આંતરડાંના કટકાની કરેલી કોથળીમાં ભરેલું માંસ. [રાખવા જેવું.
**Savable,** *a.* ઉગારવા-બચાવવા-સલામત
**Savage,** *a.* જંગલી; રાની; રાન-જંગલ-વનરણનું; અસભ્ય; બેઅદબ; અણઘડ; ઘાતકી; નિર્દય; ફાડી ખાનારૂં; વિક્રાળ. *n.* જંગલી-અણઘડ-ઘાતકી-ખુની માણસ.
**Savagely,** *ad.* ક્રુર-નિર્દય રીતે.
**Savageness,** *n,* જંગલી-અણઘડપણું; નિર્દયપણું; ક્રુરતા.
**Savagery,** *n.* જંગલીપણું-ક્રૂર નિદય અવસ્થા જંગલી સ્થિતિ.
**Savanna,** *n.* ઝાડ વગરનું ઘાસવાળું ખુલ્લું વિશાળ મેદાન.
**Savant,** *n.* પંડિત; વિદ્વાન; વિદ્વજ્જન.
**Save,** *vt.* -નું રક્ષણ કરવું; ઉગારવું; બચાવવું; સંભાળી-સલામત રાખવું;-નો મોક્ષ-તારણ-ઉદ્ધાર કરવો; તારવું; રાખી મુકવું; જાળવવું; સાચવવું; સાધવું;-ને માથે ન આવવા દેવું; અટકાવવું; ન થવા દેવું. *pre.* સિવાય; વિના; વગર.
**Saving** *a.* કસરિયું; જોઇ તપાસીને-નીતિથી ખર્ચ-સંઘરો કરનાર; ઘરનાં નાણાં પાછાં વળે એવું; સરભરનું; ધણીધણીનું; નફો એ નહીં તેમજ નુકસાને નહી એવું; અપવાદ-નિયમ રૂપી; જેથી ઉદ્ધાર-મોક્ષ થાય એવું.
**Saving, Savings,** *n.* ઉગારો; બચાવ; સંઘરો
**Saving-bank,** *n* ગરીબ લોકોએ કસર કરીને સંઘરેલું-ઉગારેલું નાણું જમે રાખવાની સરકારી પેઢી.
**Savingly** *ad.* કરકસરથી
**Saviour,** *n.* છુટકારો-ઉદ્ધાર કરનાર; તારનાર; તારક; તાત્રા; મોક્ષ આપનાર.
**Savor, Savour,** *n.* સ્વાદ; રૂચી; ગંધ; સુગંધ; ખુશબો; સારો સ્વાદ-વાસ. ગુણ; પાસ; અસર. *vi.* વાસ-ગુણ દેખાવો; પાસ-અસર જણાવી-હોવી-હોય એમ લાગવું; જેવું હોવું-લાગવું.
**Savouriness,** *n.* સારો સ્વાદ-લિજ્જત-સુગંધ; સ્વાદિષ્ટ-સુવાસિકપણું.
**Savourless,** *n.* બેસ્વાદ; સારા સ્વાદ વિનાનું.
**Savoury,** *a.* સ્વાદિષ્ટ મજાદાર; સુસ્વાદ; સુગંધી-લિજતવાળું.
**Saw,** *n.* કરવત-તી; આરી; કહેવત; કહેણી. *vt.* કરવતથી ચીરવું-કાપવું; વહેરવું; વહેરીને કરવું-પાડવું. *vi.* વહેરાવું. *pret.* of see જોયું; દીઠું.
**Saw-dust,** *n.* લાકડાનો વહેર.
**Saw-mill,** *n.* વહેરવાનો સંચો.
**Saw-pit,** *n.* વહેરવાનું લાકડું ઉભું કરવાનો ખાડો.
**Sawyer, Sawer,** *n.* વહેરનાર; કસઈ.
**Saxon,** *a.* સાક્ષન લોકોનું-સંબંધી. *n.* સાક્ષન લોકની ભાષા.
**Say,** *n.* કહેવાનું જે કંઇ તે; ભાષણ; વાત; ક-

હેલું; વચન; ઉક્તિ; કહેવત. *vt.* કહેવું; બોલવું. કહી-બોલી-ભણી જવું; ભણવું; નક્કી કહેવું; વિષે નિશ્ચય-ઠરાવ કરવો. *vi.* ઉત્તર-જવાબ દેવો -વાળવો.

Saying, *n.* વાત; કહેલું; વચન; ઊક્તિ; કહેવત; કહેણી. [પડી-ડો-કપોટી-ડ.

Scab, *n.* જખમ-ગુમડાં વગેરે પર વળેલી પો-

Scabbard, *n.* તલવારની મ્યાન-મેન.

Scabbed, *a.* પોપડી-કપોટી-પડવાળું; ખુજળીવાળું; હલકું; તુચ્છ; જુજ.

Scabby, *a.* પોપડી પડવાળું; ખુજળીવાળું.

Scabious, *a.* પોપડી પોપડી હોય એવું; ખુજળીવાળું.

Scabrous, *a.* ખડબચડું; ખબરાયલું.

Scaffold, *n.* પરાંચ; પાલક. ફાંશી દેવાને બાંધેલો માંચડો-પાલક.

Scaffolding, *n.* પરાંચ; પાલક; ફાંસીનાં લાકડા.

Scagliola, *n.* આરસ પહાણ જેવો દેખાતો કોબો-કુબો.

Scalable, *a.* નિસરણીથી ચઢી જવા જોગ.

Scalade, *n.* -ના ઉપર નિસરણી વતી-થી ચઢીને હુમલો કરવો.

Scald, *n.* માથા પરનો ખોડો; ઉકળતા-ઉના પાણી કે વરાળથી દાઝવું-બળવું તે. *vt.* ઉકળતા -ઉના કોઈ પ્રવાહીથી કે વરાળથી દઝાડવું-બાળવું દેવતાના ધગધગતા તાપ પર કે ઉકળતા પાણીના તાપમાં બાફવું-ખૂબ ગરમ-ઉનું કરવું; ફકડાવવું; ખદખદાવવું. [તથા સ્વીદન દેશનો કવિ-ભટ.

Scald, Scalder, Skalder, *n.* પ્રાચીન નોર્વે

Scalded cream, દુધમાંથી ગરમીથી બનાવેલ ક્રીમ.

Scald-head, *n.* ઊંદરી; માથા પર ફોલ્લી ફોલ્લી ચયલી હોય એવો રંગ.

Scale, *n.* જોખવાનો બધો કાંટો-તરાજવું; કાંટાનું ટરાજવું-પલ્લું: તુલારાશિ; નિસરણી; સીડી; દાદર-રો કોઈપણ બરોબર અંતરે આંકા પાડેલી વસ્તુ-ઈજનેરી કામનું ઓજાર. શ્રેઢી; ગ્રામ; નકશાના માપનું પ્રમાણ-પરિમાણ; અંકગણિતમાં અંક ગણવાનું ધોરણ; પાયરી; ચઢતો -ઉતરતો ક્રમ; માછલીનું ભીંગડું; પોપડી; કપોટી; પાતળું પડ-થર;-છારી. *vt.* નિસરણીએ-પગથીએ પગથીએ ચઢવું. મહામહેનતે-ઝાલી ઝાલીને ચઢવું. ભીંગડાં ઉખેડવાં-કાઢી નાખવાં. છોલી-ઘસી નાખવું; માંહેથી બંધુક-તોપ ઘોડો દારૂ છોડી સાફ કરવી. *vi.* પાતળાં પડ થઈને ઉખડી-ખરી જવું. વેરાઈ-વિખરાઈ-ઉડી જવું.

Scalene, *a.* વિષમ બાજુ-કોણ [થવું તે.

Scaliness, *n.* પાતળા પડ-છારી-ભીંગડાવાળું

Scall, *n.* કોઢ.

Scallop, *vt.* -ની કોર કાઢીને-કાપીને ગોળ કાંગરા પાડવા. *n.* એક જાતની કોટલાવાળી માછલી.

Scalp, *n.* માથાની ખોપરી પરની ચામડી-ડું-ખાલ. *vt.* ખોપરી પરની ખાલ ઉખેડી કાઢવી.

Scalpel, શસ્ત્ર વૈદની છરી-ચાકુ.

Scaly, *a.* પાતળા પડ-છારી-ભીંગડાવાળું.

Scamp, *n.* હરામી; સોદો; ગુલામજાદો; મહોટો ઠગ-ધુતારો-લુચ્ચો-ઢોંગો.

Scamper, *vi.* ઉતાવળે નહાસી-સટકી-દોડી જવું; સટકવું; નહાસવું; દોડવું.

Scampish, *a.* લુચ્ચાઈ-ઠગાઈ-હરામખોરીનું.

Scan, *vt.* બારીકીથી રજેરજ તપાસવું; કવિતામાં માત્રા-ગણ જૂદા પાડવા-ગણવા-માંડવા-કરવા માત્રા-તાલ-વિરામ જણાય એવી રીતે કવિતા વાંચવી-ભણવી-બોલવી.

Scandal, *n.* બદગોઈ; આળ; નિંદા; કોઈની આબરૂને એબ લાગે એવું જૂઠું-મોઢાનું આળભોપણ-બોલવું-આરોપ; ફિટકાર; બેઆબરૂ; બદનામી; અપવાદ.

**Scandalize,** *vt.* માઠું લગાડવું; દિલ દુ:ખવવું; ખોટા-ગેરકાયદાના કામથી નીચું જોવડાવવું; બદગોઈ-નાલસ-નિંદા કરવી; આળ મુકવું-ચઢાવવું;-ની આબરૂ લેવી.

**Scandalous,** *a.* માઠું લાગે કે આબરૂ જાય તેવું; હડહડતું ખોટું-અયોગ્ય. બેહયા; ફજેતી થાય તેવું; ગેરઆબરૂદાર; હલકું; નિર્લજ્જ; ઇજ્જત વગરનું. [એવી રીતે; નિર્લજ્જપણે

**Scandalously,** *ad.* આબરૂ જાય-ફજેતી થાય

**Scandent,** *a.* ચઢતું-નારૂં; ચઢે ચઢાય એવું.

**Scanning, Scansion,** *n.* માત્રા-ગણ પાડવા તે; કવિતા તાલ-વિરામ વગેરેથી બોલવી તે.

**Scansorial,** *a.* ચઢવાને સારૂ લાયક કરેલું.

**Scant,** *a. ad.* કમી; થોડું; અધુરૂં; ઓછું; નહાનું; પુરતું નહી એવું; જોઇએ તથી ઓછું *vt.* હદ બાંધવી-માં રાખવું. સંકટમાં-પૈસા ટકાની ઘણી ભીડમાં નાખવું.

**Scantily,** *ad.* કરકસરથી; કસર કરે એવી રીત અપૂર્ણ-પુરૂં ન થાય એવી રીતે; થોડું; કૃપણ-સંકોચિતપણે; ઉદાર નહીં એવી રીત.

**Scantiness,** *n.* તંગાસ; કોતાઇ; ન્યુનતા; અલ્પતા; ખુટકો

**Scantle** *vi.* પુરૂં-પડતું ન હોવું. *vt.* નહાનાં નહાનાં કડકા કરવા.

**Scantling,** *n.* નહાનો કકડો-ટુકડો; થોડું; જુજ; લાકડાનો કાપી-વહેરીને કરેલો નહાનો કકડો. માપ; પરિમાણ; ડોળિયું; ચિકનું કાઢેલું ખોખું.

**Scanty,** *a.* થોડું; નહાનું; અલ્પ; કમી; અપૂર્ણ ઓછું; જોઇએ તેટલું નહી. કંજુસ; કસરિયું કસર કરે એવું.

**Scape,** *n.* પાંતરાં વગરનું ફુળવાળું ડાળું.

**Scape-goat.** *n.* યહુદી લોક પોતાનાં પાપ એક બકરા પર મુકીને જંગલમાં જવા દેતા તે બકરો; જેને માથે બીજાનાં પાપ-દોષ આવી પડે તે; બીજાને બદલે કસુરવાન ઠરે તે.

**Scape-grace,** *n.* ભ્રષ્ટ-છકેલ વહી ગયલો મા- [ણુસ.

**Scapula,** *n.* ખભાનું હાડકું.

**Scapular,** *a.* ખભાને લગતું-સંબંધી-નું.

**Scar,** *n.* ચાંદુ; ચાઠું; ચામઠું; કલંક; ડાઘ; એબ. *vt.* કલંક આપવું. જખમ.

**Scaramouch,** *n.* જૂઠણ; ભાંડ; વિદુષક. ભાંડ-જેવો માણસ.

**Scarce,** *a.* થોડું; કમી; ઓછું; ખપ કરતાં ઓછું; તાણ-ભીડવાળું; થોડી છતનું; અછતવાળું; વિરલું.

**Scarce, Scarcely,** *ad.* ભાગ્યેજ; પરાણે; બળાત્કારે; મુશ્કેલીથી; તરત.

**Scarcity, Scarceness,** *n.* કમી-ઓછા-થોડાપણું; થોડી છત; અછત; ખોટ ખુટકો; તાણ; ભીડ. [નસાડવું;-થી ચમકીને નાસવું.

**Scare,** *vt.* ભડકાવવું; બીહીવડાવવું; ચમકાવી

**Scare-crow,** *n.* અનાજ વગેરેના ખેતરમાં પંખીઓ બીહીવડાવવા કરેલું-વાંદરૂં-માણસ-ચાડિયો; ખાલી-અમથી બીહીક બતલાવવાનું જે કંઇ તે.

**Scarf,** *n.* પિછોડી; દુપટો; ખેસ; છેટી; ચલોઠો; અંગવસ્ત્ર; ઓઢણી; હોઇણી. [કરવા તે.

**Scarfing,** *n.* બે ભારોટિયાને જોડીને એક

**Scarf-skin,** *n.* ખાલ; ઉપરની ચામડી.

**Scarification,** *n.* રૂમડી-નસ્તર મુકવું તે.

**Scarify,** *vt.* વહેતુર-રૂમડી-નસ્તર મુકવું.

**Scarlatina.** *a.* એક જાતનો લાલ તાવ.

**Scarlatinous,** *a.* લાલ તાવનું-ને લગતું.

**Scarlet,** *n.* લાલ ચટક-લાલ ચોળ રંગ; લાલચટક રંગનું લુઘડું. *a.* લાલ; કિરમજી; ગુલખાર.

**Scarp,** *n.* ઉભો ઢોળાવ-ઢાળ. *vt.* -નો ઉભોસીધો ઢાળ-ઢોળાવ કરવો.

**Scath**, *n.* નુકસાન; ઈજા.
**Scathe**, *vt.* ઘા મારવો; નુકસાન-ઈજા કરવી.
**Scathless**, *a.* અણીશુદ્ધ; ઈજા-નુકસાન ખમ્યા વગરનું; વગર ઘા વાગેલું.
**Scatter**, *vt.* વેરવું; વિખેરવું; વિખેરી-ચુંથી નાખવું. *vi.* વિખેરાઈ-વેરાઈ જવું; વિખુટાં-જુદાં પડી જવું.
**Scattering**, *n.* વેરાણ; વેરાયલી વસ. *a.* વિખુટું; જુદું જુદું; છુટું; પૃથક્ પૃથક.
**Scavenge**, *vt.* વાળવું;-માંથી ઝાડું-કચરો કાઢવો;-વાળવો.
**Scavenger**, *n.* ઝાડુ-કચરો વાળનાર-કાઢનાર; કચરાપટી; હલાલખોર.
**Scene**, *n.* તમાશા-ખેલ-નાટક કરી દેખાડવાની જગ્યા; રંગભૂમી; રંગ નાટક ગૃહના શૃંગાર; સ્થળ; પ્રવેશ; દ્દિવિષય રચના; દેખાવ; નાટકનો ભજવેલો વેશ; ખેલ; તમાશો; નાટક.
**Scenery**, *n.* દેખાવનો સમુહ; સમગ્ર; દેખાવ; નાટકના રંગભૂમિ-સ્થળનાં ચિત્ર કે સચિત્ર પડદા; રંગભૂમિ-સ્થળની રચના-ગોઠવણ. સ્થળનું-બનાવની જગાનું ચિત્ર; સામાન્ય સૃષ્ટિના પદાર્થનો સમગ્ર દેખાવ.
**Scenic-al**, સમગ્ર દેખાવ-રંગ ચિત્ર-રંગ સ્થળની રચનાનું-સંબંધી; વેશ-નાટક-ભવાઈનું વિષે.
**Scenographic**, *a.* દર્શનાનું શાસ્ત્રના પ્રમાણ.
**Scenography**, *n.* દર્શનાનું શાસ્ત્ર પ્રમાણે ચિત્રેલું ચિત્ર.
**Scent**, *n.* પીપળ; વાસ; ગંધ. Good s. સુગંધ; ખુશબો. Bad s. બદલો દુર્ગંધ. ઘ્રાણેન્દ્રિ; નાક; સુંઘવાની; ઈન્દ્રિ; ગંધે ગંધે પાછળ જવું-લાગવું તે રસ્તો. *vt.* સુંઘવું; વાસ ગંધથી જાણવું. સુવાસિત-સુગંધીવાળું-ખુશબોદાર કરવું.
**Scented**, *a.* ખુશબોદાર; સુવાસિત; સુગંધી.
**Scentless**, *a.* નિર્ગંધ; વાસ-ગંધ-બો વગરનું.
**Sceptic**, *n.* સંશય-સંદેહ-વહેમમાં ગુંચવાયલો-રહેલો પુરૂષ; શોધક; તજવીજ-તપાસ કરનાર; ખરી વાત ખોળનાર; જ્ઞાનમાત્ર સંદિગ્ધ છે એવો વાદ કરનાર-બધી વાત વિષે સંશય-સંદેહ આણનાર પુરૂષ; દુનિયાના અસ્તિત્વ વિષે શંકા આણનાર; નાસ્તિક પુરૂષ; ખ્રિસ્તી મત નહીં માનનારો.
**Sceptical**, *a.* સંશય-સંદેહવાળું-લાવનાર; ખ્રિસ્તી મત નહીં માનનાર.
**Scepticism**, *n.* વહેમ-શંદેહ-સંશય રાખવો તે; અવિશ્વાસ; જ્ઞાનમાત્ર સંદિગ્ધ છે એવું મત વાદ; નાસ્તિકપણું-મત; ખ્રિસ્તી ધર્મ પર અશ્રદ્ધા. [રાજ્યાધિકાર.
**Sceptre**, *n.* રાજદંડ; છડી; ચોબ; રાજ્યપદ;
**Schedule**, *n.* લખેલા કે છાપેલા કાગળનો વીંટો-પીંડું-ભુંગળું; દસ્તાવેજ; લેખ; વિગતવાર પત્રક-નોંધ; યાદી; ફેરિસ્ત; પરિશિષ્ટ.
**Scheme**, *n.* ઉપાય ઈલાજ; યુક્તિ; રચના; ઘટના; વિચાર; કલ્પના; મનસુબો; ઉઠાવ; ઘાટ; યોજના; ચિત્ર; આકૃતિ; ખગોળના તારા-નક્ષત્રનું ચિત્ર. *vi.* તદબોર-ઉપાય-મનસુબો-યોજના-યુક્તિ કરવી; તોડ કહાડવો.
**Schemer**, *n.* યોજનાર; યોજના રચનાર-કાઢનાર-ઘડનાર-ઉઠાવનાર.
**Schism**, *n.* ભેદ; તૂટ; ફાટ; જુદાઈ; એક પંથવાળા એમાં કજીયો થઈને ફુટ-તડ-ફાટ-ફાટકે પડે છે તે; ધર્મ માર્ગ-મતભેદ.
**Schismatic**, *n.* ચાલતા ધર્મથી જૂદો પાડેલ ફંટાઓ-ફાટકો. [વિષે-સંબંધ
**Schismatal**, *a.* ભેદનું; તૂટ-ફાટ-તડ-ફુ
**Schismatise**, *v.* ભેદ કરવો-ફાટ-તૂટ કરવી.
**Scholar**, *n.* નિશાળિયો; શિષ્ય; શાગિ વિદ્યાર્થી; શિખનાર; ભણનાર; વિદ્વજ્જન

પંડિત; વિદ્વાન; વિદ્વાન પુરૂષ; પગાર લઇને ભણનાર વિદ્યાર્થી; 'સ્કાલર.'

**Scholar-like,** *a.* વિદ્વાન જેવું; પંડિત સરખું

**Scholarly,** *a.* વિદ્વજ્જનને યોગ્ય-જેવું-ઘટિત-પાંડિત્યવાળું-ભરેલું; વિદ્વાન; પંડિત.

**Scholarship,** *n.* વિદ્યા; ઇલમ; વિદ્વત્તા; પાંડિત્ય; જ્ઞાન; વિદ્યાર્થીનો પગાર-નેમણુંક.

**Scholastic,** *a.* વિદ્યાર્થી શાળા-વિદ્યાલયનું-ને યોગ્ય-ના જેવું-સંબંધી, અતિશય પાંડિત્ય-બારીકી જ્ઞાનના ડોળનું-વાળું; યુરોપના મધ્ય યુગના વિદ્વાન-વિદ્યાનું-સંબંધી.

**Scholasticism,** *n.* યુરોપના મધ્ય યુગના પંડિતોની પદ્ધતિ-બારીકી-પર નાલિકા 'સ્કુલ મેન' નામના પંડિતોનું મત.

**Scholiast** *n.* ભાષ્ય.ટીકાકાર; ટીપ ભાષ્ય-ખુલાસો લખનાર-કરનાર. [વિવરણ.

**Scholium,** *n.* ટીકા; ભાષ્ય; ટીપ; ખુલાસો;

**School,** *n.* વિદ્યાલય; વિદ્યા-પાઠશાળા; મકતબ; નિશાળ; નિશાળ; બેસવાની-નું કામ; ન્યાય આત્મ વિદ્યા અને તત્વજ્ઞાન શિખવવાની વધ્ય યુગમાં યુરોપમાં જે પાઠશાળા હતી તે. વિલાયતનાં વિદ્યાલયોમાં વિદ્યા પદવીની પરીક્ષા આપવાની જગા; એકમત અનુચારી; મત; પંથ; શાખા. *vt.* ભણાવવું; કેળવવું; તરબીઅત આપવી. શિક્ષા-શિખામણ-ગુરૂદીક્ષા આપવો. ઠપકો દેવો; ધમકાવવું. [શાળિયો.

**School-boy,** *n.* નિશાળમાં ભણનાર; નિ-

**School-fellow-mate,** *n.* નિશાળનો ગોઠિયો; ગુરૂભાઇ; એક નિશાળમાં જોડે બેસનાર.

**School-house,** *n.* નિશાળ; શાળા; નિશાળનું મકાન.

**Schooling,** *n.* ભણાવવું-કેળવવું તે; શિક્ષા; ઠપકો; શાસન; ભણામણી; ભણાવવાનો પગાર.

**School-man** *n.* ખ્રિસ્તી ધર્મના મત વિષે અથવા વિદ્યા સંબંધી તર્ક વિષે વિવાદ કરવામાં કુશળ પુરૂષ. [ગુરૂ.

**School-master,** *n.* મેહેતાજી; શાળાધ્યક્ષ;

**School-mistress,** *n.* મેહેતીજી. [વહાણ.

**Schooner,** *n.* એક પ્રકારનું સાંકડું બેડોલી

**Sciatic,** *a.* કેડ-કમરને ઇજા કરતું.

**Sciatica,** *n.* કેડ-કમ્મરનો સંધીવા.

**Science,** *n.* વિજ્ઞાન; એલમ; વિદ્યા; ચતુરાઇ કુશળતા; નિપુણતા; વિદ્યામાત્રનો અભ્યાસ; વિદ્યા; શાસ્ત્ર; વિદ્યામાત્ર.

**Sciential,** *a.* શાસ્ત્ર પ્રમાણે.

**Scientific-al,** *a.* શાસ્ત્રનિયમાનુસાર; શાસ્ત્રાનુસારી; શાસ્ત્રમાં વપરાતું- ઉપયોગી. વિદ્વતા-પાંડિત્યવાળું; વિદ્વાન; પંતિત.

**Scimitar,** *n.* નહાની તલવાર; કટાર.

**Scintillant,** *a.* તણખા નીકળતું; ચળકતું.

**Scintillate,** *vi.* -માંથી તણખા નીકળવા. ચળકવું; ચકચકવું; ઝગઝગવું.

**Sciutillation,** *n.* તણખા નીકળવા તે; ચળકાટ; ઝગઝગાટ; ચળકવું તે.

**Sciolism,** *n.* ઉપર ચોટિયું.વેદ્દિયું જ્ઞાન.

**Sciolist,** *n.* વેદ્દિયું ઢોર; ઉપર ચોટિયું-પોપટિયું જાણનાર; વિદ્વતાનો ઢોંગ કરનાર.

**Sciomancy,** *n.* છાયો અથવા પડછાયા પરથી ભવિષ્ય જાણવાની વિદ્યા.

**Scirrhosity,** *n.* ગાંઠ-દડબનું કઠણ થવું તે.

**Scion,** *n.* ઝાડની કલમ; વંશજ; વંશનું મડાણ.

**Scirrhous,** *a.* માંસમાં બંધાયલી ગાંઠ-દડબ-વરસોળીવાળું.

**Scirrhus,** *n.* માંસમાં બંધાયલી ગાંઠ-દડબી વરસોળી. [કકડા કરવા તે.

**Scission,** *n.* તેજવાળા હથિયારથી કાપવું-

**Scissors,** *n. pl.* કાતર; કેંચી.

**Scissure,** *n.* લાંબો કાપ જખમ-ચીરો.

Sclave, *n.* સ્લેવોનિયાનો રહેવાસીની ભાષા.

Scoff, *vi.* હાંશી-મજાક; ઠેકડી કરવી; હશી મશ્કરી કરી કાઢવું; ચાળા પાડવા; બનાવવું. *vt.* -નો તિરસ્કાર કરવો; તુચ્છકારવું. *n.* હાંશી; તિરસ્કારયુક્ત મશ્કરી; ફિટકાર.

Scoffer, *n.* હસી કાઢનાર; નિંદક; હાંશી-મશ્કરી-તિરસ્કાર કરનાર.

Scold, *n.* તાણીને ખીજનાર-ધમકાવનાર. કલાંટ-કજિયાખોર બાયડી; કર્કશા; કજિયો; વઢવાઢ; કટકટ; તાણીને બોલાબોલી-ટપ્પાટપ્પી *vi.* તાણીને ખૂબ ધમકાવવું; સારી પેઠે ખખડાવવું; બુમ બરાડા પાડીને ઠપકો દેવો; ની સાથે બહુ ખીજવું.

Scolding, *n.* ગાળ; ઠપકો ધમકી.

Sconce, *n.* દિવાલગીરી; વાલશેડ; મીણબત્તી ઘાલવાનું બાકું.

Scoop, *vt.* કડછા વડે-ડોઈ ભરીને બહાર કાઢવું. ઠાલવવું;-ગાંપોલ-ખોભાણ-પોલાણ કરવું; ખોડવું; ખોદી કાઢવું. *n.* મ્હોટો કડછો-પળો; ડોઈ; લસરકો; સપાટો; ફેરો; હાથ; ટચકો.

Scoop-net, *n.* નદીના તળિયાની માછલી પકડવાની જાળ.

Scope, *n.* ચોટ; નિશાન; તકાવેલી વસ્તુ; લક્ષ્ય; નિશાણો. ઇરાદો; મનસુબો; મતલબ; હેતુ. અવકાશ; પૂરતો લાગ-પ્રસંગ; મોકળાશ. છુટ; મોકળો માર્ગ. લંબાઈ; વિસ્તાર.

Scopulous, *a.* બહુ ખડકવાળું.

Scorbutic, *a.* રક્તપિત્તવાળું-થયલું.

Scorch, *vt.* શેકવું; ઉપરથી બાળવું. બાળવું; શેકી નાખવું;-થી બળ્યા બળ્યા થઇ જવું. *vi.* ઉપરથી બળવું-દાઝવું; ઝલાઇ જવું.

Score, *n.* કાપો; નિશાન; રાખવા કરેલો કાપો. હિસાબ; દેવું લેહેણું; ખાતું; લેણાનો હિસાબ; દેવું. બાબત; કારણ; હેતુ; સબબ. વીસ; કોડી; કુંડી. *vt.* ઉપર લીસોટા-લીટા-આંકા-કાપા પાડવા-કરવા; હિસાબ-નીશાનીને માટે આંકો પાડવો. નો હિસાબ રાખવો-નોંધવો.-ને નામે-ખાતે લખવું-ગણવું-માંડવું; અનુક્રમ પ્રમાણે લખવું.

To quit scores હિસાબ પતવવો.

Long score જુનું લેણું

Scoria, *n.* ધાતુમાંથી નિકળેલો કચરો-મેલ.

Scorification, *n.* ધાતુમાંથી મેલ-કચરો કાઢવો તે.

Scorify, *vt.* ધાતુમાંથી મેલ-કચરો કાઢવો.

Scorious, *a.* કચરાવાળું; મેલવાળું.

Scorn, *n.* અતિશય તિરસ્કાર-ધિક્કાર-ફિટકાર. તિરસ્કારની વસ્તુ-વાત. *vt.* અતિશય ધિક્કારવું-તુચ્છકારવું;-ની બહુ અવગણના કરવી.

Scorner, *n.* ધિક્કાર-તિરસ્કાર-તુચ્છકાર-અપમાન-હાંસી કરનાર.

Scornful, *a.* ધિક્કાર-તિરસ્કાર-તુચ્છકાર-અવમાન-તરછોડાનું ભરેલું વાળું-નું-યુકત.

Scornfully, *ad.* ધિક્કારથી; અવમાનથી.

Scorpio, *n.* વૃશ્ચિક રાશિ.

Scorpion, *n.* વીંછી; વીછુ. વૃશ્ચિક રાશિ. એક પ્રકારનો ઘણું દુઃખ થાય એવો ચાબુક-સાટકો-જેરબન.

Scot, *n.* રૈયતની શકિત પ્રમાણે તેમની પર ઠેરવેલો કર-વેરો-દંડ; ભાગે પડતો ફાળો; વર્ગણી પટ્ટી. સ્કાટલંડ દેશનો રહેવાસી-વતની.

Scotch, *a.* સ્કાટલંડ દેશનું; સ્કાચલોકનું *vt.* પૈડું થોભાવવું-અટકાવવું. જરા કાપવું.

Scotfree, *a.* વેરામાંથી ઉગરી ગયલું; ક્ષેમ કુશળ; દંડ-નુકસાની-ઈજા-હરકત ખમ્યા વગરનું.

Scotograph, *n.* અંધારામાં અક્ષર લખી શકાય તેવું યંત્ર; આંધળાને લખતાં શિખવનાર યંત્ર

**Scotticism**, *n.* સ્કાટ લોકની ભાષા પદ્ધતિ.

**Scottish**, *a.* સ્કાટલંડ દેશનું.

**Scoundrel**, *n.* હરામખોર; લુચ્ચો-ઢોંગી માણસ; ધુતારો; દુર્જન; પાજી; દગાબાજ. *a.* નીચ; અધમ; લુચ્ચું; હરામખોર.

**Scoundrelism**, *n.* હરામખોરી; લુચ્ચાઈ; નીચ-અધમપણું.

**Scour**, *vt.* ઘસવું; રગડવું; સાફ કરવું; ઉજાળવું; માંજવું. સખત રેચ આપવો-લાગવો. ઉસેડી-ખેંચી-લઈ જવું. ઉપરથી જલદી જવું;-માં ફરી વળવું.

**Scourge**, *n.* ચાબક; કોરડો; સાટકો; જેરબન. *vt.* સખત ચાબક-જેરબન. કોરડાનો મારમારવો. સખત સજા-શિક્ષા કરવી. ઈજા-દુઃખ કરવું-દેવું; નશિયતને વાસ્તે સજા કરવી.

**Scourger**, *n.* ચાબુકનો માર મારનાર; સખત સજા કરનાર.

**Scout**, *n.* લશ્કરી ભેદુ-જાસુસ; બાતમીદાર. *vi.* લઢાઈની વખતે શત્રુ તરફની બાતમી-ભેદ લાવવો. *vt.* હસી-તુચ્છકારી-છિટકારી કાઢવું.

**Scow**, *n.* પહોળા તળિયાવાળું વહાણ.

**Scowl**, *vi.* ભવાં-ભમર ચઢાવવાં; ગુસ્સે-નાખુશ-કરડું દેખાવું; ડોળા ઘુરકવા-કાઢવા, ભયભીત-તોફાની-ઘનઘોર દેખાવું.

**Scrabble**, *vt. i.* જેમતેમ-વગર સમજે ઘસવું-છોલી કાઢવું. ઉતાવળ ને બેફિકરાઈથી લખી નાખવું; ચિતરી-ઘસેડી કાઢવું; નજીવા લખાણથી ભરવું.

**Scrag**, *n.* પાતળું ને નબળું કંઈ.

**Scragged**, *a.* પાતળું ને ખડબચડું; ખાડાખઈયા-અણીઓવાળું. [પાતળાપણું.

**Scragginess**, *n.* ખાડાખઈયા; ખડબચડા-

**Scraggy**, *a.* પાતળું ને ખડબચડું; ખાડાખઈયા-અણીઓવાળું.

**Scramble**, *vi.* પકડી પકડી-હાથ પગ ટેકવી ચાલવું-ચઢવું-જવું. જમીન પર નાખેલી કંઈ વસ્તુ બીજાઓને અસભ્ય રીતે ખસેડી પોતે લેવા સારૂ અતિશય પ્રયત્ન કરવો-જોર મારવું. *vt.* ડખાની પેઠે રાંધવું. *n.* પકડી પકડીને ચઢવું તે. શાણપેલી વસ્તુ માટે અયોગ્ય તરફડિયાં- ખેંચાખેંચ.

**Scrambler**, *n.* પકડી પકડી-હાથ પગ ટેકી ચઢનાર. શાણપેલી વસ્તુવાસ્તે અયોગ્ય તરફડિયાં મારનાર.

**Scrambling**, *n.* પકડી પકડી ચઢવું તે.

**Scranch**, *vt.* દાંતથી ચાવવું-ચાવી નાખવું.

**Scrap**, *n.* લખેલા કે છાપેલા કાગળનો કકડો. ચીપ-કાપલી ટુકડો; કકડો; કોર. ટુંકો- સંબંધ વગરનો ઈન્તેખાબ.

**Scrap-book**, *n.* ચોપડીઓ તથા વર્તમાન પત્રોમાંથી કાઢેલા ઈન્તેખાબ ચોઢવાની કોરી ચોપડી.

**Scrape**, *n.* મુશ્કેલી; ધર્મસંકટ; સંકટ; આપદ; આફત. ઘસવું-છોલવું-ઓખવવું તે; ખરરર થયેલો ઘસારો. બેઢંગી સલામ. *vt.* ઉપરથી છોલવું; ઘસવું. છોલી-ઘસી કાઢવું. ઉપર ઉપરથી છાલ ઉખેડવી. મહા કરકસરથી ઉગારવું-બચાવવું. સભામાં પગ જમીન ઉપર ઘસીને તરછોડી કાઢવું; નાપસંદ કરવું. *vi.* ઉપરથી ખરરર ઘસવું. બે સુર વગાડવું. બેઢંગી સલામ કરવી.

To scrape acquaintance નવી ઓળખાણ કરવી.

**Scraper**, *n.* ઓખવવા-છોલવાને કામ આવતી ચીજ-હથિયાર; છોલની; ખમણી. જોડાના તળિયાંનો કચરો ઉખેડવાનું લોઢાનું ચોકઠું; રસ્તા પરથી કચરો ખોતરી-લોહી લેવાનું હથિયાર. કંજુસ; બખીલ; કૃપણ.

**Scrapings**, *n.* છોલાણું; છોલાણ; છાલ; ખોતરી-ઉખેડી-ઘસીને કાઢેલો પદાર્થ.

Scratch, *n.* ઉઝરડો; કાપો, લીસોટો. નખોરિયું; નહોરિયું; વલોરિયું. *vt.* ઉઝેડવું; ઉપર ઉઝેડા પાડવા; ઘસીઘસીને છોલ કાઢવી. ખોતરવું; ખણવું. નહોરવતી ખોદવું; ઘવડવું; વલોરવું. ખોતરી-ઘસી નાખવું. છેકા-ઘસા પાડવા. છેકવું. નખવતી ખોદવું-ખોતરવું.

Scrawl. *u.* ખરાબ-ઉતાવળમાં લખેલા-ચિત્રામણ જેવા અક્ષર-લખાણ. *vt.* ઉતાવળથી જેવું તેવું-અગડંબગડં લખી કાઢવું; ચિતરવું. *vi.* બેઢંગું-ચિતરી-ઝડપ અને બેફિકરીથી લખી કાઢવું. [ બળુ; ક્ષીણ; કમજોર.

Scrawny, *a.* સુકલકડી જેવું; સુકાયલું; ન-

Scream, *n.* ચીસ; ચીચિયારી; તીણી બૂમ. *vi.* ચીસ-તીણા અવાજથી બુમ પાડવી-મારવી.

Screech, *n.* ચીસ; તીણી બુમ. *vi.* તીણા કર્કશ અવાજથી બુમ-ચીસ પાડવી.

Screech-owl, ઘુવડ; કઠોર બુમ પાડનારૂં ઘુઘુ.

Screed, *a.* ભીતની કફલાત બરોબર કરવાની લાકડાની પાતળી ચીપ.

Screen, *n.* પડદો; અંતરપટ; આંતરો. ઓઠું; બચાવ; રક્ષણ. મહોટી-ડોલ ચાલણી; ચાલણો. *vt.* છુપાવવું; બચાવવું;-નું રક્ષણ કરવું; ચાળવું.

Screw, *n.* પેચ; મળસૂત્ર; સ્ક્રૂ. અતિશય જોર-જબરદસ્તી વાપરનાર; કસીકસીને સોદો કરનાર; સખત હઠીલો શિક્ષક; ચીકણો માણસ; ઝોડની પેઠે પાછળ લાગીને પુછપુછ કરનાર. જુનો રદ્દણ ભાર ખેંચવાનો ઘોડો. A s. loose ચુક; ખોડ; ખામી; ભલ; વાંકું. *vt.* પેચ-સ્ક્રૂવતી નક્કી-સજજડ કરવું-દાબવું બેસાડવું. પરાણે-તાણી તુષીને ટકાવી રાખવું-ચઢાવવું; વેરા નાખી નીચોવી-ચુસી લેવું; વાંકું ચુંકું કરવું. To put under the screw સખ્ત તપાસ લેવી

Screw-driver, *n.* સ્ક્રૂ ફેરવવાનું રાચ.

Screw-jack, *n.* ઘણા ભાર ઉપાડવાનું એક તરેહનું પેચવાળું યંત્ર.

Screw-plate, *n.* પેચપાટી.

Screw-piles, *n.* દીવાદાંડી-પુલ વગેરેના આધાર સારૂ તેમાંયમાં ઠોકી ઘાલેલાં ખીલીના આકારના નીચે પેચવાળાં મહોટાં મહોટાં લાકડાં-લુંગળાં.

Screw-propeller-steamer, *n.* સ્ક્રૂ-પેચથી આગળ ચાલતી આગબોટ.

Scribble, *n.* અમથું-માલ વગરનું લખાણ *vt.* ચિતરવું; ઉતાવળથી-બેફિકરાઈથી લખી ઘસડી કાઢવું. ચોપાનિયું કે પત્ર નજીવાં લખાણથી ભરી કાઢવું.

Scribbler, *n.* અમથું-માલ વગરનું લખાણ-કરનાર.

Scribe, *n.* લખનાર; મેહેતો; લેખક; લહિયો; કારકુન; યાહુદી ધર્મ શાસ્ત્રી-પંડિત.

Scrimp, *n.* બહુજ બખીલ-કંજુસ માણસ. *vt.* સોસાઈ જવું; ઓછું-ટુંકું થવું.

Scrip, *n.* નહાનો-ટુંકો લેખ-પત્રક. ચિઠ્ઠી; જેના પર કંઇ લખેલું હોય એવો કાગળ; રૂકો; કોથળી; થેલી. શેર સરટીફીકેટ.

Script, *n.* લખવાના જેવા અક્ષર છાપવાનાં બીબાં. *Script.* સ્ક્રિપ્ટ ટાઈપ.

Scriptory, *adj* લખેલું; મ્હોડેનું નહિ.

Scriptural, *a.* ધર્મપુસ્તકાનુસાર; ધર્મપુસ્તક-કનું-માંનું; શાસ્ત્રીય; ખ્રિસ્તી ધર્મ શાસ્ત્રમાંનું.

Scripture, *n.* લેખ; દસ્તાવેજ; લખાણ; લખત. ધર્મપુસ્તક; ખ્રિસ્તિ ધર્મપુસ્તક.

Scrivener, *n.* કરારનામા વગેરે દસ્તાવેજ-ખત લખનાર-ઘડી કાઢનાર; વ્યાજવટું કરનાર; [વ્યાજખોર.

Scrofula, *u.* કંઠમાળ.

Scrofulous, *n.* કંઠમાળવાળું.

Scroll, *n.* વીંટો; લુંગળું; ઓળિયું; પિંડું.

**Scrotum**, *n.* અંડકોશ; ગુહ્યાંગની કોથળી.

**Scrub**, *n.* પાજી નીચ-હલકા સ્વભાવનું માણસ; ઉતાર; કૃપણ-ચુગળીપણે રહેનાર માણસ; ઘસાઇ ગયેલો કુંચો-ઝાડું. *vt.* બહુ ઘસવું; વાળા કુચી વગેરેથી બહુ ઘસી ધોવું-સાફ કરવું. *vi.* મહા મહેનત કરી બખીલાઇથી-ચુગળીપણે રહેવું.

**Scrubby**, *n.* ઠીંગણું; ઠુંકું ને નીચું; હોમાયલું ઠીંગરાયલું.

**Scruple**, *n.* એક ડ્રામનો ત્રીજો ભાગ; વીસગ્રેનભાર વજન; રતી; વાલ; રજ; આંચકો; ખટકો; ખંચાવું-અટકવું-અચકાવું તે. *vi.* ખંચાવું; અટકવું; અનીતિથી બીહીને પાછું હઠવું; આંચો ખાવો.

**Scrupulosity**, *n.* અનીતિથી બીહીને-ખંચાઇ ખંચાઇને કરવું-ચાલવું તે; ફિકર; કાળજી; સંભાળ; બારીકી; ચોકસી; બહુ કાળજી.

**Scrupulous**, *a.* ખંચાઇ ખંચાઇને-બીહીબીહીને કરનાર-ચાલનાર. ચોકસ; ફિકરમંદ; કાળજી-સંભાળવાળું; બારીક; ચોકસ; બહુ-ઘણી કાળજીનું.

**Scrupulously**, *ad.* કાળજી-સંભાળ-ફિકરથી.

**Scrutinize**, *vt.* બારીક-ઝીણી-ચોકસ રીતે તપાસવું; કશા ઉપર ચોકસાઇથી નજર રાખવી; બારીકીથી શોધ-તપાસ કરવી.

**Scrutinizer**, *n.* ઝીણી-બારીક તપાસ કરનાર; મતની તપાસ કરનાર.

**Scrutiny**, *n.* ચોકસ-બારીક-ઝીણી તપાસ; સભાસદ પસંદ કરવાને મત આપયાં હોય તેની [તપાસ.

**Scrutoire**, *n.* કાગળ મુકવાનું ખાનું.

**Scud**, *n.* છુટી દોડતી વાદળી. *vi.* એકદમ સટકી-નહાસી જવું. Scudding under bare poles. સ્હડ ચઢાવ્યા વગર પવન આગળ હંકારયા જવું; જોરમાં યાહોમ ઘસડાયા જવું.

**Scuffle**, *n.* ઝપાઝપી; મારામારી; ધકાધકી; ઝટાઝટી; લડાઇ; ટંટો; વઢવાઢ; બાથંબાથ કુસ્તી *vi.* બાથંબાથ આવી જવું. લડાઇ-મારામાર [કરવી.

**Scuffler**, *n.* મારામારી કરનાર.

**Sculk**, *vi.* સંતાવું; છુપાવવું; ભરાઇ બેસવું; ચાકરી ચુકાવવી; કામ કરવાના આંખઆડા કરવા.

**Scull**, *n.* માથાની ખોપરી-કાચલી.

**Scullery**, *n.* રસોઇનાં વાસણ રાખવાની અને ધોવા માજવાની ઓરડી.

**Scullion**, *n.* રસોઇના વાસણ માજનાર-ઘસનાર; એઠવાડ કાઢનાર ચાકર.

**Sculptile**, *a.* કોતરણી-ખોદણીથી બનેલું-થયલું

**Sculptor**, *n.* કોતરનાર; ખોદનાર; કોતરણીનું-કોતર-ખોદકામ કરનાર; મૂર્તિકાર; નકશીગીર.

**Sculpture**, *n.* કોતરવાની કળા; કોતરણી. કોતરણીનું કામ; કોતરણી; નકશી. *vt.* કોતરવું; ખોદવું.

**Scum**, *n.* પ્રવાહી પદાર્થ ઉપર બાઝેલો કચરો. મેલ.છારી; કચરો; નીતરામણ; ગળામણ. *vt.* ઉપર તરી આવેલો મેલ કાઢી લેવો.[મેલ-કચરો.

**Scummings**, *n. pl.* ઉકળતા દારૂપરનું ફીણ-

**Scupper**, *n.* વહાણના તુતકપરનું પાણી નીકળી જવા સારૂ કરેલું કાણું. [ખીલો.

**Scupper-nail**, *n* મ્હોટા-પહોળા માથાવાળો

**Scurf**, *n.* ડાઘ; કલંક; ચામડી ઉપર ચહોંટેલી વસ્તુ પડ પોપડો-થર-બારીક આટા જેવા દાણા. ખોરો; ખોડો.

**Scurfiness**, *n.* ખોડાવાળું હોવું તે.

**Scurfy**, *a.* ખોડાવાળું.

**Scurrility, Scurrilousness**, *n.* બે ફાટનાગા-નિર્લજ્જપણું; ભાંડવેડા; ભાંડપણું; એલફેલ વચન; ગાલ-ગલોચી; દુર્ભાષણ; અપશબ્દ.

**Scurrilous**, *a.* નાગું; ભાંડ જેવું; નિર્લજ્જ; ગાળગળોચી ભરેલું. [પણાથી.

**Scurrilously**, *ad.* ભાંડ જેવી રીતે; નિર્લજ્જ

**Scurvily**, *ad.* હલકાઈથી; નીચપણાથી.

**Scurvy**, *n.* રક્તપિત *a.* રક્તપિત્તવાળું-નું હ-લકું નીચ; તિરસ્કાર્ય; પાજી.

**Scutage**, *n.* જમીનદારો પાસેથી લેવાતો કર. (લશ્કરી નોકરીના બદલામાં.)

**Scutch**, *vt.* જાડા દાંતવાળા ઓજારે કચરો કાઢીને સાફ કરવું.

**Scutcheon**, *n.* કુંચી ઘાલવાના બાકોરા ઉપર ચોઢવાનું બાટાવાળું પીત્તળનું ચકતું. જે ઢાલ પર કુલીનપણાની નીશાની હોય તે.

**Scute**, *n.* ન્હાની ઢાલ, ભીંગડું; જોડાની લો-ઢાની એક નાલ.

**Scutiform**, *a.* ઢાળના આકારનું.

**Scuttle**, *n.* પહોળી છાબડી; કોલસા ભરવાનું પહોળા મ્હોનું વાસણ; વહાણના તુતકનું બા-રણું; ઘરના છાપરામાં કે તેની બાજુએ પાડેલુ બાકું; અજવાળિયું. *vt.* વહાણના તળિયામાં કે બાજુએ બાકાં પાડવાં-બાકા પાડી ડુબવવું.

**Scythe**, *n.* ઉભા રહિ વાઢવાનું લાંબા હાથા-વાળું દાતરડું; પ્રાચીન યુદ્ધરથમાં વાંકી તલવાર રાખતા તે.

**Scythed**, *a.* વાંકી તલવાર-પાનાવાળું.

**Sea**, *n.* રત્નાગર; દરિયો; સાગર; સમુદ્ર. મહા-સાગર; દરિયાના મોજાનો ઉછાળો; ઘણો ઉંચો [મોજો.

**Sea-board**, *n.* દરિયા કિનારો-કાંઠો.

**Sea-born**, *a.* દરિયામાં જન્મેલું.

**Sea-breach**, *n.* દરિયાનું હદ્દ મુકીને વધી [જવું તે

**Sea-breeze**, *n.* દરિયાની હવા-લેહેર.

**Sea-chart**, *n.* દરિયા કિનારાનો નકશો.

**Sea-coast**, *n.* દરિયાનો કિનારો કાંઠો.

**Sea-farer**, *n.* ખારવો; ખલાસી; નાવિક; વહા-ણવટી.

**Sea-faring**, *a.* ખારવો-ખલાસી; નાવિકનું કા-[મ-વહાણવટું કરનાર.

**Sea-fight**, *n.* દરીઆની લઢાઈ-જંગ.

**Sea-gage**, *n.* વહાણમાં માલ ભરવાથી પાણીમાં કેટલું અંદર પેસે છે તે ઉંડાણ.

**Sea-girt**, *n.* દરિયાથી ઘેરાયલું.

**Sea-going**, *n.* દરિયા ઉપર જનાર; ભર દરિ-યામાં ચાલનાર-જનાર.

**Sea-green**, *a.* દરિયા જેવા ઘેરા લીલા રંગ-[વાળું.

**Sea-gull**, *n.* સમુદ્ર કુકટ.

**Sea-king**, *n.* નારવે દેશનો ચાંચિયો.

**Sea-horse**, *n.* એક પ્રકારનું દરિયાઈ પ્રાણી-માછલું; દરિયાઈ ઘોડો.

**Seal**, *n.* એક પ્રકારનું દરિયાઈ માંસહારી આં-ચળવાળું પ્રાણી; ચાંપવાની મહોર-મહોર-સિક્કો. ચાંપેલો સિક્કો; મોહર; બાંડેલા કાગ-ળપર મારેલી મહોર. *vt.* ઉપર છાપ-મહોર-નિ-શાન મારવું; છાપવું; બીડવું; ઉપર મહોર કરવી; સજ્જડ બંધ કરવું-બીડવું; છાનું રાખવું; ઉપર મહોર મારી કાયમ-મંજુર કરવું; કબુલ રાખવું.

**Sea-legs**, *n. pl.* તોફાનમાં વહાણના તુતક-પર ચાલવાની શકિત.

**Sealer**, *n.* મહોર-સિક્કો કરનાર; છાપનાર;

**Sealing**, *n.* મહોર કરનારનું કામ.

**Sealing-wax**, *n.* મહોર કરવાની લાખ.

**Seam**, *n. vt.* સીવણ સાંધો; સાંધ; પાતળું પડ-થર; ચીરું; ચામડું. *vt.* જોડવું; સીવવું; જોડી-સાંધી લેવું; સાંધ-નિશાન-સળ-ચાડું પાડવું; [ગુંથવું.

**Sea-man**, *n.* નાવિક; ખલાસી; ખારવો.

**Sea-manship**, *n.* વહાણ ચલાવવાની ચતુરાઈ -કુશળતા; વહાણવટિયાપણું; નૌકા ચાતુર્ય.

**Seamless**, *a.* સાંધા-સાંધ વગરનું.

**Sea-mark**, *n.* દરિયામાં ખડક કે ખરાબા દે-ખાડવા સારૂ તે પર જે નિશાની રાખે છે તે; દીવાદાંડી.

**Seamster**, *n.* શીવનારો; દરજી.

**Seamstress**, *n.* દરજણ; શીવનારી સ્ત્રી.

**Sea-pie,** *n.* માંસ અને લોટનીમેળવણોથી કરેલો ખાવાનો પદાર્થ.

**Sea-port,** *n.* દરિયા કાંઠાનું બંદર; બંદર.

**Sear,** *a.* સુકું; કઠણ; કરમાયલું; *vt.* સુકવવું; કરમાવવું; ડહામવું; ઉપરની ખાલ-સપાટી બાળી નાખવી. *n.* ગરમ ડહામ; ચપકો; ડાઘ.

**Search,** *vt. i.* શોધવું; ખોળવું; તપાસવું; ઢુંઢવું;-નો ઝાડો લેવો-જોવો; માંહે કંઈ ઘાલી તપાસી જોવું; જાણવું;-ની તલાસ કરવી; ખોળવું; કસી જોવું; કસવું; બારીક રીતે તપાસવું. *n.* શોધ; ખોળ; તપાસ; તલાસ.

**Searchable,** *a.* તપાસવા જોગ.

**Searcher,** *n.* શોધ-તપાસ કરનાર; ઝાડો લેનાર; કસી જોનાર.

**Searching,** *a.* કઠણ; સખત; ઝીણી; બારીક; સુક્ષ્મી; છણી છણીને કરેલું.

**Search-warrant,** *n.* ઝાડો લેવાનું અખત્યાર પત્ર-વારંટ.

**Searedness,** *a.* જેને કઠણ કરી શકાય તે; કઠણ-સખતપણું. [અંતર તે.

**Sea-room,** *n.* દરિયામાં જમીનથી ઘણું છેટું-

**Sea-shell,** *n.* ખાંગડા; છીપ; કોડા.

**Sea-shore,** *n.* સમુદ્ર કિનારો-કાંઠો.

**Sea-sick,** *a.* વહાણમાં બેસવાથી જેને ઓકારી-ફેર આવતા હોય તેવું.

**Sea-sickness,** *n.* ફેર; ચક્કર; તમ્મર.

**Sea-side,** *n.* દરિયા કાંઠો-કિનારો.

**Season,** *n.* રત-ऋतु; મોસમ; ફસલ; પ્રસંગ; ઐયામ; હિંગામાં સમય; અવસર; સંધિ; કાળ; વખત; વેળા. *vt.* લાયક-યોગ્ય તૈયાર કરવું; સદે એમ-સેહેવું-માફક કરવું-પાડવું; કાળે કરીને આદત-ટેવ પાડવી; સુકવી કરી વાપરવા લાયક-પાકું કરવું. બે ત્રણ મોસમ ખવડાવવી; સુકવવું; સ્વાદિષ્ટ કરવું; મીઠું મરચું-મશાલો નાખવો;-માં વઘાર કરવો-દેવો; રસિક-રમણીય-મનોરંજક કરવું;-માં રસ મુકવો;-નો પાસ-ડાઘ-રંગ વધાર લગાડવો;-માં પહેલો પ્રવેશ કરાવવો. *vi.* પાડવું; પરિપકવ-કામ લાયક થવું;-ને હવા સદવી-સહેતી-માફક પડવી; કઠણ-સુકું-પાકું થવું.

**Seasonable,** *a.* સવેળાનું; વખત-વેળાસરનું; ખરા તાકડા-ટાંકણા-પ્રસંગનું.

**Seasonably,** *ad.* સવેળા; વેળા-વખતસર; ખરે તાકડે-પ્રસંગે.

**Seasoning,** *n.* મશાલો; વઘાર; મીઠું મરચું; સ્વાદ કરવાને નાખેલી વસ્તુ.

**Sea-weed,** *n.* એક દરિયાઈ છોડ.

**Sea-worthiness,** *n.* સફર કરવાની યોગ્યતા.

**Sea-worthy,** *a.* સફર કરવાની યોગ્યતા વાળું; દરિયે જવા લાયક.

**Seat,** *n.* બેઠક; આસન; ઠામ બેસવાનું; બેસવાની જગા; સ્થાન; સ્થળ; ઠેકાણું પાટલો; ખુરશી; આસન; આસનપર બેસવા જેટલી જગા બેઠક; બેસવાની તરેહ; આસન. *vt.* બેસાડવું; થાપવું; નક્કી કરીને મુકવું; આસન આપવું-કરવું; ઠેરવીને બેસાડવું;-માં ખુરશીઓ-પાટલા માંડવા-મુકવા.

**Sea-term,** *n.* વહાણવટીઓમાં બોલાતો શબ્દ.

**Seating,** *n.* આસન; બેઠક.

**Sebaceous,** *a.* ચરબી જેવું-નું. [એવું.

**Secant,** *n.* છેદન રેષા-લીટી. *a.* છેદે-કાપે

**Secede,** *vi.* અલગ-નોખું-જુદું જવું-પડવું:-નો સંસર્ગ-સોબત-સંગત છોડવી-મેહેલવી.

**Seceder,** *n.* અલગ-નોખું-જુદું જનાર-પડનાર; સંગત-સોબત છોડનાર-મહેલનાર.

**Secession,** *n.* અલગ-નોખું-જુદું થવું-પડવું તે; સંસર્ગ ત્યાગ; ફુટ.

**Seclude,** *vt.* સંસર્ગથી આઘું-નિરાળું-જુદું-આઘું રાખવું-રેહેવું; એકાંતવાસમાં લઈ જવું-

રહેવું; અંદર આવવા નહીં દેવું; મનાઇ-બંધી કરવી.

Seclusion, *n.* એકાંતવાસ; વૈરાગ્ય; ગોશનિશીની; બધાથી અલગ રહેવું તે.

Seclusive, *a.* એકાંતવાસી; બધાથી અલગ રહેતું.

Second, *a.* બીજું; પાસેનું; ઉતરતું; ઉતરતા પ્રકારનું; બીજા નમ્બરનું. S. cousin મોળાઇ-પિત્રાઇ ભાઇ બેહેનનું છોકરૂં. S. estate વિલાયતમાં ઉમરાવોની સભા; 'હાઉસ આવ લાર્ડઝ.' *n.* ઉતરતા-બીજા દરજ્જાનું પ્રાણી-વસ્તુ; પીઠ ઠોકનાર; મદદગાર; દ્વંદ્વ યુદ્ધમાં બીજાની મદદ કરનાર; મિનિટ-અંશનો સાઠમો ભાગ; સેંકડ. *vt.* -ને પુષ્ટિ-મદદ- આશ્રય-ઉત્તેજન આપવું. ટેકો-પુષ્ટિ આપવી. તરફેણ રાખવી-કરવી; સંભાળી લેવું.

Secondary, *a.* ઉતરતા દરજ્જા-પાયરીનું; ગૌણ; અપ્રધાન; ઉતરતું; મુખ્ય ધણીનું નહીં એવું; પારકાના હાથનું. S. evidence ઉતરતા દરજ્જાનો સાંભળેલો પુરાવો. *n.* ઉતરતો તાબાનો અધિકારી; મુખત્યાર.

Secondary Planet. ઉપગ્રહ; એક ગ્રહની આસપાસ ફરતો બીજો ગ્રહ.

Second-hand, *n.* ઘડિયાળમાં સેંકડ બતલાવનાર કાંટો; આગળના ધણી પાસેથી મળેલો કબજો. *a.* બીજાની મારફત-દ્વારે-હાથે મળેલું; ઉતરેલું; વાપરેલું. At s. બીજાની વચ્ચે-કોઇ પાસે થઇને; મૂળ માણસ પાસેથી નહી એવું.

Secondly, *ad.* બીજું એકે; બીજું; બીજીવાર.

Seconds, *pl.* ભડકા જેવો જાડો આટો-લોટ.

Second-rate, *a.* ઉત્તમ કરતાં બીજા-ઉતરતા-હલકા દરજ્જા-પાયરી-પ્રકાર-પ્રતનું; મધ્યમ.

Second-sight, *n.* દીર્ઘદૃષ્ટિ; દિવ્ય ચક્ષુ-દૃષ્ટિ

**Secrecy, Secretness,** *n.* છાની-ગુપ્ત જગા-સ્થિતિ; છાના-ગુપ્તપણું; છાની વાત ગુપ્ત રાખવી તે.

Secret, *a.* છાનું; ગુપ્ત; ઢાંકયું. *n.* છાની-ગુપ્ત વસ-વાત; મર્મ; છુપો ભેદ; રહસ્ય; કરામત; કળા; કળ; ગુઢ-અજાણી વસ્તુ-વાત. *pl.* સ્ત્રી-પુરૂષનાં ગુહ્યાંગ. In s. છાનામાં છાના; એકાંતે ગુપ્ત રીતે; ચુપકીથી.

Secretary, *n.* ચિટનીસ; મુનશી; અવલ કારકુન; મંત્રી; દફતરી; કોઇ પણ ખાતાનો મુખ્ય અધિકારી; સચિવ; મંત્રી; સેક્રેતાર.

Secretariat, Secretariate, *n.* સેક્રેતાર-મંત્રીનો હોદ્દો-જગ્યા. આફિસ; કચેરી.

Secrete, *vt.* જુદું કરવું-મુકવું. સંતાડવાની-ગુપ્ત જગ્યાએ મુકવું; સંતાડવું; છુપાવવું. લોહી-માંથી કે વૃક્ષરસમાંથી પ્રવાહીરૂપે જુદું પાડવું-ઝરવું-નાકળવું.

Secretion, *n.* પૃથક્કરણ કરવું-છુટું પાડવું તે. લોહી-વૃક્ષરસ વગેરેમાંથી જુદો-છુટો પડેલો-ઝરેલો નીકળેલો પદાર્થ-શરીર રસ વિકાર;નિસરણ

Secretive, *a.* -માંથી જુદો રસ નીકળે એવું; રસ કાઢનાર; ધાતવર્ધક; છાનું-ગુપ્ત રાખનાર.

Secretly, *ad.* ગુપ્ત-છુપી રીતે; છાનાંમાના-ચુપકીથી; ચુપાચુપ; છુપું છાનું; સંતાઇને.

Secretory, a. -માંથી જુદો રસ નીકળે એવું; રસ કાઢનાર; ધાતુવર્ધક.

Sect, *n.* પંથ; સંપ્રદાય; મત; ધર્મમાર્ગ; સરકારિ સ્થાપેલા ધર્મથી જુદા પડેલા મત-પંથ-માર્ગ માનનારા; ધર્મનો ફાંટો; ન્યાત; જાત; ફિરકો.

Sectarian, *n.* અમુક મત-પંથ-માર્ગ માનનાર-પાળનાર; પંથી; ચાલતા ધર્મથી નોખા-પડેલા પંથને માનનાર. *a.* જુદા જુદા-અમુક પંથનું સંબંધી; પોતાના પંથ-માર્ગને ધર્મોધ થઇ વળગી રહેનાર. [થઇ વળગી રહેવું તે.

Sectarianism, *n.* પોતાના પંથ-માર્ગને ધર્માંધ

**Sectary**, *n.* સ્થાપેલો ધર્મ-માર્ગ છોડી કોઈ-જુદોજ પંથ માનનાર-પાળનાર; પંથી; માર્ગી.
**Section**, *n.* છેદન; કાપવું-વાઢવું તે. ભાગ; ખંડ; કટકો; કલમ; બાબ; પ્રકરણ; અધ્યાય; પર્વ; છેદ ચિત્ર. [ક્રિક.
**Sectional**, *a.* એકપક્ષ-ભાગનું-ને લગતું; પા-
**Sector**, *n.* ખુણા કોણ માપવાનું એક યંત્ર.
**Secular**, *a.* સૈકામાં-પેઢીમાં એક વાર બનતું-થતું-આવતું; બહુ વર્ષે થનાર-બનનાર; વ્યવહારી; સંસારી; ધર્મ સંબંધી નહી એવું; દુનિયાદારીના કામનું; ઐહિક; મઠવાસ નહીં કરયો હોય તેવો; મઠવાસીના નિયમ નહી પાળનારો.
**Secularity**, *n.* વ્યવહારમાં મગ્ન રહેવું તે; સંસારાસકત-માયા મગ્ન પણું.
**Secularize**, *vt.* આશ્રમ કે મઠમાંથી કાઢીને વ્યવહારમાં નાખવું. વ્યવહારના ઉપયોગમાં લેવું; ધર્મોપદેશ રહિત કરવું-આપવું.
**Secure**, *a.* નિશ્ચિંત; નિ:શંક; નિરાંતવાળું. બેફિકર; નિર્ભ્રાંત; પ્રમાદી; ખાતર જમા-ખાતરીવાળું. નિર્ભય; જોખમ વગરનું; સલામત. *vt.* નિર્ભય-જોખમ વગરનું; સલામત. *vt.* નિર્ભય-જોખમ વગરનું કરવું. બચાવવું; સંભાળવું; રક્ષણ કરવું.-ને પેટે બાંહેધારી તારણ રાખવું. પાકા જાપતા-બંદોબસ્તમાં રાખવું.-નો પાકો કબજો-નક્કી કરવું; કબજામાં લેવું.
**Securely**, *ad.* નિર્ભય-નિશ્ચિંતપણે; બિન-જોખમે; વગર હરકતે; પક્કા જાપતામાં.
**Security**, *n.* નિર્ભય-નિર્ભ્રાંત-નિશ્ચિંત નિવૃત્તપણું; નિરાંત. ગફલત; બેફિકરાઈ. સલામતી; બિનજોખમરહિતપણું રક્ષણ;બચાવ. બાંહેધારી; તારણ જામીન; હામી. ખત; લેણા દેણાનો લેખ-દસ્તાવેજ.
**Security-bond**, *n.* જામીન ખત.

**Sedan**, *n.* ખુરશી જેવી બેઠકવાળો મીઆનો; પાલકી; ખુરશી જેવી પાલખી. [ધીર.
**Sedate**, *a.* શાંત; ગંભીર; સ્થિર; વિચારશીળ;
**Sedately**, *ad.* શાંતતા-ગંભીરતાથી.
**Sedateness**, *n.* શાંતતા; ગંભીરતા; સ્થિરતા.
**Sedative**, *a.* શાંતિકારક-જનક; શમક.
**Sedentary**, *a.* ઘણીવાર-ઘણું બેસી રહેનાર; બેઠાગરૂ. બેઠાં બેઠાં કરવાનું; બેઠું; ઘણું બેસી રહેવું પડે એવું. બેસી રહેવાના ધંધામાં કાઢેલું.
**Sedge**, *n.* દાભની જાતનું ઘાસ. [ઘરો.
**Sediment**, *n.* નીચે બેઠેલો કચરો-મેલ-ઠસ્સો-
**Sedimentary**, *n.* નીચે બેઠેલા કચરાવાળું-નું.
**Sedition**, *n.* બંડ દંગો; ફિસાદ; ફિતુર; બળવો; હુલ્લડ; સરકારસામું બેદીલી-તોફાન કરાવવું તે.
**Seditious**, *a.* દંગા-હુલ્લડનું-જેવું; દંગા ખોર-ખોરીનું. બળવો-ફિતુર ઉઠાવે-કરાવે તેવું. તોફાની; હુલ્લડી.
**Seduce**, *vt.* કુમાર્ગે-ખોટે રસ્તે ચઢાવવું; બગાડવું; ભ્રષ્ટ કરવું. લોભાવીને-સમજાવીને-ફોસલાવીને બગાડવું-પતિવ્રતનો ભંગ કરાવવો. કાઢી જવું.
**Seducer**, *n.* લોભાવીને બગાડનાર; કાઢી જનાર ફોસલાવનાર; ભુલથાપ આપનાર.
**Seducible**, *a.* લોભાવાઈને બગડી જાય એવું.
**Seduction**, *n.* ભુલથાપ; ફુસલામણી; ફરેબ. ફુસલાવી કોઈ સ્ત્રીને બગાડવી તે; સતીપણાનો ભંગ.
**Seductive**, *a.* ખોટે રસ્તે-કુમાર્ગે લઈ જાય-ભુલથાપ દે-ખવડાવે-લોભાવે તેવું.
**Seductively**, *ad.* લોભાવીને; ફુસલાવીને.
**Sedulity**, *n.* મહોટો શ્રમ-ઉદ્યોગ-ખંત-મહેનત.
**Sedulous**, *a.* એકસરખા આગ્રહથી ઉદ્યોગ કરનાર; ઉદ્યોગી; અભ્યાસી; પરીશ્રમી.

Sedulously, *ad.* ઘણી મેહેનત-ખંતથી-કરીને.
See *n.* ધર્માધ્યક્ષ-મુખ્ય ધર્માધ્યક્ષ-પોપની ગાદીનું ઠેકાણું-ગાદીતાબાનો મુલક-તાલુકો. *v. t.* ભાળવું; જોવું; દેખવું. સમજવું; જાણવું. સાચવવું; સંભાળવું; ફિકર રાખવી. મળવું; ની મુલાકાત કરવી.-ના સમાગમ-સંગમાં રહેવું. -ના દર્શન કરવાં *v. i.* જોવું; દેખવું. સમજવું.-ઉપર ધ્યાન-લક્ષ-ચિત આપવું; લક્ષમાં-મનમાં રાખવું.
Seed *n.* બી; બીજ; બીયું. વીર્ય; ધાત. મુળ; બી; તત્વ. વંશ; પ્રજા; સંતાન; ફરજંદ.
Seed-bud, *n.* ફળનો ફણગો. [ઉછરેલો છોડ.
Seedling, *n.* કલમથી નહીં પણ બીજમાંથી
Seed-plot, *n.* રોપવાના છોડ ઉછરેવાને જેમાં બી વાવ્યું હોય તેવી જમીન. ઝાડપાનને વાવવા-ઉછેરવાની જમા; કયારો.
Seedsman, *n.* બીજ વાવનાર-વેચનાર.
Seed time, *n.* બી વાવવાની મોસમ; વાવણીની વેળા. ]ફુલનો ભાગ.
Seed-vessel, *n.* જેમાં બીજ થાય છે એવો-
Seedy, *a* બહુ બીજવાળું. જીર્ણ; જુનું; ફાટેલું તુટેલું.
Seeing, *n.* દ્રષ્ટિ; સુજ; નજરનાખવી-જોવું તે; S. that જ્યરે; એ જોઇને. *con.* કારણકે; ત્યારે; જોઇને.
Seek *v. t.* શોધવું; ખોળવું; ઢુંડવું; તલાસ કરવી માગવું; મેળવવા પ્રયત્ન-અર્જ-સવાલ કરવો.
Seem, *v. i.* દેખાવું; નજર આવવું; સુજવું; દીસવું. ભાસવું; મનમાં આવવું; લાગવું
Seeming, *a.* ઉપર ઉપરનું; દેખીતું; કેહેવાનું. *n.* દેખાવ. [કેહેવામાં; બહારથી
Seemingly, *ad.* ઉપર ઉપરથી; દેખવા-જોવા
Seemliness, *n.* ઘટિત પણું; લાયકી; યોગ્યતા.
Seemly, *a.* યોગ્ય; ઘટિત; લાયક; સારૂ દેખાતું; જુકતું.

Seen, *pp.* of see. જોયલું; દીઠેલું.
Seer, *n.* જોનાર; દ્રષ્ટા; દેખનાર; ભવિષ્યવાદી જ્ઞાતા.
Seesaw, *n.* ચીંચવો; ઊંચા નીચા હીંચવાનો ચીંચવો. [ફેરવું-સીજવવું. *v.i.* ઉકળવું.
Seethe, *v. t.* ઉના પાણીમાં ઉકાળવું-રાંધવું-બા-
Segment, *n,* ખંડ; ભાગ; અંશ. ગોળાનો-વર્તુલ ખંડ.
Segregate, *vt.* બીજાથી છુટું-જુદું-ઇલાહિદ્દ રાખવું-મુકવું-કાઢવું-પાડવું. [-પાડવું તે.
Segregation, *n.* બીજાથી જુદું-છુટું રાખવું
Seigneurial, *a.* વતનનું; જાગીર સંબંધી.
Seignior, *n.* સિનોર; શેઠ; જાગીરદાર; અંગ્રેજી Sir Mr. ને મળતો સન્માન યુક્ત શબ્દ
Seigniorage, *n.* સરકારી હક; સરકારી ટંકશાળમાં નાણા છાપવા બદલ થોડી નગદી કાઢી લે તે નાણું. છપામણી. 'કાપીરાઇટ' ના હકની કિમ્મત. [મત; રાજ્ય; મુલક
Seigniory, *n.* લાર્ડ નામના અમીરની હકુ-
Seinology, ધરતી કંપની વિદ્યા.
Seine, *n.* માછલી પકડવાની જાળ.
Seizable, *n.* કબજો ઝુટવી લેવા-જપત કરવા જેવું; પકડવાજોગ.
Seize, *vt.* એકદમ ધસીને પકડવું-ઉપર હાથ નાખવો; ધરવું; ઝાલવું. ઝુટાવી-પડાવી-બલાત્કારે લઇ-છીનવી લેવું; બથાવી પડવું. પકડવું; -નો કબજો કરવો; ઉપર આવી પડવું;-નું થવું.-ને ચઢવો-આવવો (તાવ). જપત કરવું. જોરથી ઘાલવું; દાબવું; ચાંપવું.
Seizin, *n.* કાયદા કે લખત પ્રમાણે કબજો.
Seizure, *n.* કબજો; પકડવું-ઝાલવું-કબજામાં લેવું તે પકડાવું-કબજ થવું તે. ઝુટાવી-બથાવી લીધેલી-પકડેલી પડાવેલી વસ્તુ. [બેઠેલું.
Selant Rampant આગલો પંઝો ઉંચો કરી

**Seldom**, *ad.* કોઈજવાર; ભાગ્યે; ભાગ્યેજ; ઘણું કરીને નહીં; ક્વચિતજ; કદાચજ.

**Select**, *vt.* નીવડી-વીણી-ચુંટી કાઢવું; પસંદ કરવું; ઘણા મધ્યેથી વીણી-ચુંટી કાઢીને-પસંદ કરીને લેવું *a.* ચુંટી-વીણી કાઢેલું; પસંદ કરેલું; પસંદ; તોફા; ઉંચી જાતનું; પસંદ કરીને કરેલું.

**Selection**, *n.* પસંદ કરેલી-ચુંટી -વીણી કાઢેલી વસ્તુ-બાબદ. પસંદ કરેલી-વીણી કાઢેલી વસ્તુ; વસ્તુસંગ્રહ. [-પસંદ કરીને કરેલું તે.

**Selectness**, *n.* પસંદતા; જે વીણી-ચુંટી કાઢી

**Selenography**, *n.* ચંદ્રની સપાટીનું વર્ણન.

**Self**, *n.* *a.* જાત; શરીર; ખુદ; પંડ; આત્મ; સ્વ; અહં. સ્વાર્થ; આપમતલબ. *pro. a.* તેજ; પોતેજ. [ત્મોપાર્જીત.

**Self-acquired**, *a.* પોતે-જાતે મેળવેલું; સ્વા-

**Self-acting**, *a.* પોતાની મેળે ચાલનાર-કરનાર.

**Self-aggrandizement**, *n.* પોતાની વૃદ્ધિ-ચઢતી.

**Self-applause**, *n.* આત્મપ્રશંસા-સ્તુતિ.

**Self-born**, *a.* સ્વયંભુ.

**Self-command**, *n.* દમ; આત્મસંયમ; ઈંદ્રિયો વશ રાખવી તે. [અભિમાન.

**Self-conceit**, ગર્વ; મગરૂરી; અહંકાર;

**Self-conceited**, *a.* અહંકારી; અભિમાની.

**Sel-control**, *n.* આત્મસંયમ; દમ; ઈંદ્રિયો-મિજાજ-પ્રકૃતિ વશ રાખવી તે.

**Self-defence**, *n.* પોતાનો બચાવ; આત્મ રક્ષણ. [આત્મસંયમ.

**Self-denial**. *n.* મન મારવું-વશ રાખવું તે;

**Self-destruction**, *n.* આપઘાત-નાશ-હત્યા.

**Self-devotion**, *n.* સ્વાત્માર્પણ; આત્મસમર્પણ. [આત્મશિક્ષિત.

**Self-educated**, *a.* પોતાની મેળેજ શિખેલું;

**Self-enjoyment**, *n.* આત્મ સુખ.

**Self-esteem**, *n.* પોતાના-પંડ-જાત વિષે સારો વિચાર-મત.

**Self-evident**, *a.* સ્વતઃસિદ્ધ; સ્પષ્ટ; પ્રત્યક્ષ: એની મેળે જણાય-સમજાય તેવું.

**Self-existent**, *a.* સ્વયંભુ; સ્વતઃસિદ્ધ.

**Self-government**, *n.* ઈંદ્રિયો-મિજાજ વશ રાખવો તે. લોકરાજ્ય. પ્રજા પોતે પોતાનું રાજ્ય કરે તે. [આધાર રાખવો તે.

**Self-help**, *n.* આત્મસહાય; જાત-પંડપર

**Self-immolation**, *n.* આત્મઘાત.

**Self-importance**, *n.* મહોટમ; અભિમાન.

**Self-interest**, *n* સ્વાર્થ; સ્વાર્થબુદ્ધિ; પોતાનો-આપ મતલબ; આત્મ-સ્વહિત.

**Self-indulgent**, *a.* ઈંદ્રિયાદિક વૈભવ મરજી પ્રમાણે ભોગવનાર; વિષયી.

**Selfish**, *a.* આપસ્વાર્થી; એકલપેટું; સ્વારથિયું; મતલબી. [થાપણાથી.

**Selfishly**, *ad.* આપમતલબથી; સ્વારથિ-

**Selfishness**, *n.* એકલપેટાપણું; આપમતલબ; સ્વાર્થ દૃષ્ટિ.

**Self-knowledge**, *n.* આત્મજ્ઞાન-બોધ.

**Self-love**, *n.* માનગુમાન; અહંમતિ; આત્મ પ્રીતિ; પોતાના પંડ-જાતપર પ્રેમ વહાલ.

**Self-made**, *n.* પોતાના પ્રયત્નથી મહોટાઈને પામેલો.

**Self-murder**, *n.* આપઘાત; આત્મહત્યા.

**Self-opinioned-opinionated**, સ્વમતાભિમાની; આપમતિયું.

**Self-possessed**, *a.* ચિત્તમાં સ્વસ્થ-અવ્યાકુળ; સાવધ.

**Self-possession**, *n.* ચિત્તનું સ્વસ્થ-અવ્યાકુળ-સાવધપણું. [કરેલી તારીફ.

**Self-praise**, *n.* આત્મસ્તુતિ; પોતે પોતાનીજ

**Self-preservation**, *n.* આત્મ રક્ષણ-સંરક્ષણ પોતાના પંડનો બચાવ.
**Self-reliance**, *n.* જાત-પંડપર આધાર રાખવો તે; આત્મનિષ્ઠા. [રકાર; સ્વાભિમાન.
**Self-respect**, *n.* ટેક; પોતાની આબરૂની દ-
**Self-restraint**, *n.* મન મારવું-વશ રાખવું તે.
**Self-righteous**, *a.* પોતાના મનમાં ભલાસાધુ પવિત્ર; સ્વપુણ્યાભિમાની.
**Self-sacrifice**, *n.* પંડે જાતે નુકસાન વેઠવું તે
**Self-same**, *a.* તેજ; એનું એજ; એજ.
**Self-sufficiency**, *n.* સ્વાભિમાન; પોતાના પંડ-જાતવિષેઉંચો વિચાર.
**Self-sufficient**, *a.* મગરૂર; સ્વાભિમાની.
**Self-supporting**, *a.* જેનો ખર્ચ પોતાનામાંથી નીકળી શકતો હોય એવું.
**Self-will**, *n.* જીદીપણું; હઠ; દુરાગ્રહ.
**Self-willed**, *a.* હઠીલું; જીદી; દુરાગ્રહી.
**Sell**, *vt.* વેચવું; વેચવું સાટવું. પૈસા ખાઇને નિમકહરામીથી પારકાને આપવું. *vi.* વેચવું. વેચાવું; ખપવું. To sell one's life dearly (લડાઇમાં) જયારે જીવપર આવે ત્યારે સામાપક્ષને ઘણું નુકસાન કરવું.
**Seller**, *n.* વેચનાર.
**Selvage**, *n.* લુગડાની કોર-ધારી-કિનાર.
**Selves**, *pl.* of self. પોતે; જાતે; પંડે.
**Semaphore**, *n.* વેગળેથી ઇશારત કરવાનો સાંચો-જુક્તિ.
**Semblance**, *n.* રૂપ; આકાર; દેખાવ; ડોળ. સરખા મળતાપણું; સાદૃશ્ય; મળતાપણનો આભાસ.
**Semeiology**, *n.* આરોગ્યતા અથવા રોગ દર્શક શરીરનાં ચિન્હો વર્ણન કરેલું છે જેમાં એવો વૈદક વિદ્યાનો એક ભાગ.
**Semen**, *n.* વીર્ય; રેત; ધાત; ધાતુ.

**Semi**, *a.* અર્ધ; અડધું; નીમે.
**Semi-annual**, *a.* અર્ધવાર્ષિક; અર્ધા વરસનું; છ મહિનાનું.
**Semibreve**, *n.* એક સ્વર-સૂર છે.
**Semicircle**, *n.* અર્ધગોળ-વર્તુલ-
**Semi-circular**, *a.* અર્ધગોળાકૃતિ-કાર.
**Semi-colon**, *n.* અર્ધવિરામ; ટાંપમિસલો.
**Semi-diameter**, *n.* અર્ધ વ્યાસ.
**Semi-lunar**, *a.* અર્ધ ચંદ્રકાર.
**Seminal**, *a.* વીર્ય-ધાત-બીજસબંધી; મૂળનું; તુખમી. S. fluid ધાત; ધાતુ. [-ગુણ.
**Seminality**, *n.* ધાતુ-ધાત-બીજનો સ્વભાવ
**Seminary**, *n.* શાળા; નિશાળ; પાઠશાળા. રોપા-બી મુકવા-રોપવા-વાવવાની જગો.
**Seminate**, *vt.* વાવવું; રોપવું. વંશ-વસ્તાર-વેલો વધારવો. ફેલાવવું; વધારવું; પ્રસાર કરવો.
**Semiquaver**, *n.* એક સૂર-સ્વર છે.
**Semi-tone**, *n.* મૂર્છના; અર્ધસૂર-સ્વર; સપ્તસ્વર મધ્યે પ્રથમ સ્વરથી અંત્ય સ્વર થાય ત્યાંસુધી જે સૂક્ષ્મ ત્રણ સ્વરાંશ થાયછે તે પ્રત્યેક.
**Semi-vowel**, *n.* અર્ધસ્વર; અંતઃસ્થ અક્ષર.
**Sempiternal**, *a.* અનંત; સનાતન; અખંડ.
**Sempiternity**, *n.* સદા; સર્વકાળ; અનંતતા; સનાતનતા; અખંડતા.
**Senary**, *a.* છનું; જેમાં છ છે એવું.
**Senate**, *n.* આબરૂદાર માણસોની રાજકારભાર સારૂ-રાજ્ય મંડળી; મંત્રીસભા. પ્રાચીન રોમમાં અમીરોમાંથી પસંદ કરેલા પુરૂષોની કાયદા ઘડનાર મંડળી; પ્રજાસત્તાક વગેરે રાજ્યોમાં કાયદા બનાવનારી નહાની મંડળી. વિદ્યાલય નો કારભાર ચલાવનારૂં મંડળ-સભા.
**Senator**, *n.* રાજ્ય મંડળીનો સભાસદ.
**Senatorial**, *a.* 'સેનેટ' નામની મંડળીના સભાસદનું-વિષે-સંબંધી.

Senatorship, *n.* રાજ્ય મંડળીના સભાસદપણું

Send, *vt.* મોકલવું; રવાને કરવું. ફેંકવું, છોડવું. નાખવું; પાડવું. કરવું. God send ઈશ્વર કરેને માંથી નીકળવું-ફૂટવું-પસારવું. (for) બોલાવવા-તેડવા મોકલવું. કહેવડાવવું. મંગાવવું.

Senescence, *n.* વૃદ્ધાવસ્થા; ઘડપણ; ઘરડાપો.

Seneschal, *n.* મુખ્ય સિપાઈ-બેલિફ; કારભારી; વહિવટદાર; કરનાર.

Senile, *a.* વૃદ્ધાવસ્થા-ઘડપણનું-વિષે-સંબંધી.

Senility, *n.* વૃદ્ધાવસ્થા; ઘડપણ.

Senior, *n.* વડીલ-જ્યેષ્ઠ પુરૂષ. પાયરીએ-નોકરીમાં-હોદ્દે જ્યેષ્ઠ--મહોટું--પેહેલાનું-ચઢતું જુનું-ઘરડું માણસ. *a.* ઉમ્મરે-હોદ્દે વડીલ-ચડતું.

Seniority, *n.* ઉપરી-વડીલ-મહોટાપણું; બુજરગી. હોદ્દ-પાયરીમાં અવલ જ્યેષ્ઠ-ચઢતાપણું.

Senna, *n.* સોનામખી-ફી.

Sennight, *n.* અઠવાડિયું [ડેલું.

Sensate, *a.* લાગવાથી-ઈન્દ્રિયોથી માલમ પ-

Sensation, *n.* ઈંદ્રિયજન્ય જ્ઞાન-ભાન;ઈંદ્રિય બોધ-ભાન; જાગૃતિ; લાગણી. મનની વ્યાકુળતા; તીવ્ર મનોભાવ.વેદના; દુઃખ.

Sensational, *a.* ઈંદ્રિય જ્ઞાન-ભાન-બોધનું-વિષે સંબંધી. મનને વ્યાકુળ કરે-ઘણો રસ પડે એવું તીવ્ર મનો રૂચિ જનક.

Sense, *n.* ઈંદ્રિય જ્ઞાન. જ્ઞાન; સમજ; બોધ; બુદ્ધિથી ભાન; જાણપણું ઈંદ્રિય. અક્કલ; બુદ્ધિ; સમજ; વકુફ. વિચાર; મન; અભિપ્રાય. અર્થ; મતલબ; માયનો; ભાવ. સારા નરસાની સમજ. In his senses અકલ હુશીઆરીમાં ભાનવાળું. Out of his senses ગાંડો; બેભાન.

Senseless, *a.* બેશુદ્ધ; બેભાન; નિશ્ચેતન; અચેતન; બેહોશ; મુર્છિત બેવકુફ; બુદ્ધિહીન; મૂર્ખ; જડ; બેસમજ; કમઅકકલ- મૂર્ખાઈભરેલું. જેના દિલમાં જલદીથી લાગે નહીં એવું. અર્થ વગરનું.

Senselessly, *ad.* મુર્ખાઈથી; બેવકુફાઈથી.

Sensibility, *n.* શુદ્ધિ; ભાન; ચેતના. હૃદયનું કોમળપણું; જેના દીલમાં જલદી લાગી ઉઠે અસર થાય તેવી તેની શક્તિ. મનનું ઉતાવળાતીખાપણું; બારીકપણું. શીઘ્રસૂચકતા. લાગણી; સમજ; રસજ્ઞાન; ચૈતન્ય.

Sensible, *a.* માલમ પડે-લાગે-જણાય એવું; ઈંદ્રિયગોચર. શુદ્ધિ-ચેતનાભાનવાળું; સચેતન; સાવધ; હુશિયાર. બારીક; શીઘ્ર સૂચક-ગ્રાહક. માહિત; વાકેફ; જાણ. સમજુ; વિવેકી; સુજ્ઞ; બુદ્ધિવાન; ડાહયું. સમજનું.

Sensibly, *ad.* જણાય-સમજાય-ખબર પડે તેમ. તીખાસથી; કોમળપણાથી; નરમ થઈ જઈને. સમજ-ડહાપણ-વિવેકથી.

Sensitive, *a.* સચેતન; ભાન-શુદ્ધિવાળું-નું. તરત મનમાં ઘણું લાગે એવું; તીખું, ખારૂં. શીઘ્ર સૂચક-ગ્રાહક કુમળા-પોચા મનનું. લજાળુ.

Sensitive-plant, *a.* લજામણી; લાજાળી; શરમાઉ ઝાડ. [તરત ઘણું લાગે એવીરીતે.

Sensitively, *ad.* શુદ્ધિથી; સચેતનપણાથી.

Sensitiveness, *n.* સચેતનપણું. કુમળું-પોચું મન. જલદી મનમાં લાગવાપણું. [બંધી.

Sensorial, *a.* જ્ઞાનસ્થળ-જ્ઞાનતંતુ સમુહસં-

Sensorium, *n.* જ્ઞાનસ્થળ; જ્ઞાનતંતુ સમુહ.

Sensual, *n.* વિષયી; લંપટ. ઈંદ્રિય વિષયકજન્ય-નું શારીરિક. વૈષયિક-ઈંદ્રિયાદિક (વસ્તુઓ).

Sensualism, Sensuality, *n.* વિષયી-લંપટપણું; મસ્તી; વિષયાધિનતા; ઈંદ્રિયાદિક સુખમાં મગ્ન રહેવું તે.

Sensualist, *n.* ઈંદ્રિયાદિક ભોગ એ મુખ્ય સુખછે એમ માનનાર; લંપટ-વિષયી-કામી પુરૂષ.

**Sensuous**, *a.* ઈંદ્રિય વિષયક-જન્ય; બાહ્ય પદાર્થનું-ને લગતું-સૂચક.

**Sent**, *pre. & pp.* of send. મોકલ્યું; મોકલેલું.

**Sentence**, *n.* ફોજદારી મુકદ્દમામાં શિક્ષાનો હુકમ ઠરાવ-અભિપ્રાય; ટો-ટેપ; નિર્ણય. મત; વિચાર; અભિપ્રાય. નીતિવચન; સૂત્ર; વચન. વાક્ય. A dark s. ગુઢ વચન. *vt.*-ને શિક્ષા-શિક્ષાનો ઠરાવ કરવો; ટીપ મારવી.

**Sentential**, *a.* વાક્યમય; વાક્યનું-વચનનું-વાળું. વાક્યના છેડાનું.

**Sententious**, *a.* ટુંકું ને માર્મિક-અસરકારક; જેમાં કહેવત ને કોહેડા હોય એવું.

**Sententiously**, *ad.* માર્મિક-અસરકારકરીતે.

**Sententiousness**, *n.* માર્મિકપણું.

**Sentient**, *a.* ચેતનાવાળું; સચેતન; ઈંદ્રિય જ્ઞાન-યુક્ત.

**Sentiment**, *n.* અભિપ્રાય; મત; વિચાર;-સમજ. મનોભાવ; તર્ક; કલ્પના; આશય વચન; વાક્ય; સૂત્ર; કહેવત. કુંળું-પોચું મન; નરમ દિલ-હૈયું; હૈયાનું સૌકોમાર્ય.

**Sentimental**, *a.* વિચારવાળું; નીતિનાં વચન ભરેલું; સુવાક્યવાળું; બોધવાળું-કારક. અતિશય કોમળપણું બતાવનાર-વાળું; નરમ હૈયાંવાળું. રસ ઉપજાવતું; રસિક; રસમય.

**Sentimentalist**, *n.* અતિશય કોમળપણું-બારીક મનોભાવ વગેરે બતાવનાર.

**Sentimentalism, Sentimentality**, *n.* સુકુમારપણાનો ખોટો વેશ-ઢોંગ; અતિશય કોમળ હૈયું બતાવવું તે. [ફરનાર-ભરનાર.

**Sentinel**, *n.* ચોકીદાર; પહોરેગીર. પહોરો-

**Sentry**, પહોરેગીર; ચોકીદાર. ચોકી; પહોરો.

**Sentry-box**, *n.* રણછત્રી; પહોરેગીરને ઉભા રહેવા માટેની નહાની છાપરી.

**Separable**, *a.* જુદું-છુટું પાડી શકાય એવું.

**Separate**, *a.* જુદું; છુટું; વેગળું; નોખું; વિખુટું; ભિન્ન; નિરાળું. *vt.* જુદું-વિખુટું-નિરાળું કરવું-પાડવું.-ની વચ્ચે આવવું; છુટું પાડવું. *vi.* જુદું-વિખુટું પડવું-થવું.

**Separately**, *ad.* જુદું જુદું; છુટું છુટું. એલાહેદું; પૃથક્.

**Separation**, *n.* વિયોગ; વિજોગ; જુદાઈ; જુદું પડવું તે. છુટા છેડા; તલાક. ધણી ધણિયાણીને જુદાં રાખવાં તે. [ધરાવનાર.

**Separatist**, *n.* ભિન્ન પંથી; પંથથી જુદું મત

**Sepoy**, *n.* સિપાઈ; યુરોપની કવાયત શિખેલો પાયદળનો દેશી સિપાઈ. [વાળું.

**Septangular**, *a.* સપ્ત કોણી; સાતખુણાનું-

**September**, *n.* અંગ્રેજી સાલનો નવમો મહિનો; શ્રાવણ-ભાદરવો. [સાત છે એવું.

**Septenary**, *a.* સાત-સાતની સંખ્યાવાળું;જેમાં

**Septennial**, *a.* સપ્ત-સાતવર્ષી; દર સાત વર્ષે એકવાર-થતું-આવતું. સાત વર્ષ ચાલુ-સુધી

**Septic**, *a.* સડાવતું; સડાવી નાખતું. [રહેનાર.

**Septilateral**, *a.* સપ્ત બાજુ; સાત બાજુનું.

**Septuagenarian**, *n.* સિત્તેર વર્ષનો બુઢો.

**Septuagint**, *n.* સિત્તેર માણસે કરેલું ખ્રિસ્તી જુના કરારનું એક ભાષાંતર છે.

**Septuple**, *ad.* સાતવાર. સાત ભાગવાળું.

**Sepulchral**, *n.* કબરનું; પૃથ્વીદાહ-દાટવા સંબંધી. ઉંડું; પોકળ.

**Sepulchre**, *n.* કબર; ઘોર; રોજો; સમાધ; દેવડી.

**Sepulture**, *n.* મુડદાને દાટવું તે; ભૂમિ-પૃથ્વીદાહ. [નીચેનું.

**Sequacious**, *a.* આવતું; પછીનું; બીજું;

**Sequel**, *n.* ઉત્તર-પછવાડે આવતો ભાગ. પરિણામ; છે-શેવટ; નિષ્પન્ન.

**Sequence**, *n.* અનુક્રમ; અન્વય; પૂર્વાપરસંબંધ. પરિણામ; અનુમાન.

**Sequent**, *a.* આવતું; પછીનું; બીજું; નીચેનું.

**Sequester, Sequestrate**, *vt.* જપ્ત-ની કલમબંધી કરવી; જપ્ત કરી ત્રીજા શખસના હાથમાં રાખવું; ટાંચ મારવી. જુદું-નોખું મુકવું-કરવું-રાખવું. To S. oneself એકાંતવાસ કરવો; સંસાર છોડવો.

**Sequestration**, *n.* જપ્તી; ટાંચ; કલમબંધી. જુદું-નોખું કરવું-મુકવું-રહેવું-રાખવું તે; સંસાર ત્યાગ; એકાંતવાસ.

**Sequestrator**, *n.* જપ્તી કરનાર-કરાવનાર; જપ્ત થએલો માલ રાખનાર-જાળવનાર.

**Seraglio**, *n.* જનાનખાનું; અંતઃપૂર; જનાનો. તુર્કસ્થાનનો રાજમહેલ.

**Serai**, *n.* ધર્મશાળા; મુસાફરખાનું; સરાહ.

**Seraph**, *n.* સહુથી ચઢતા દરજ્જાનો દેવદૂત-ફિરસ્તો. *pl.* Seraphim.

**Seraphic**, *a.* દેવદૂતનું-જેવું-યોગ્ય. ઉત્કૃષ્ટ; નિષ્કલંક; સ્વચ્છ. પ્રીતિ-હોંશનું ભરેલું.

**Seraphine**, *n.* એક પ્રકારનું વાજું-વાદ્ય.

**Serapis**, *n.* ઈજીપ્ત દેશની દેવી નાઈલ દેવી ફલદ્રૂપતા દેવી.

**Sere**, *a.* સુકું; શુષ્ક; કરમાયલું; સુકાયલું.

**Serenade**, *vt.* રાત્રે કોઈના મકાન આગળ તેને ખુશ કરવા ગાનતાન કરવું. *n.* ખુલ્લી હવામાં રાત્રનું ગાયન.

**Serene**, *a.* શાંત; થંડું; સ્વસ્થ; અવ્યગ્ર; સમાહિત. સ્વચ્છ; નિર્મળ; સાફ. [સ્વસ્થતાથી.

**Serenely**, *ad.* સ્વચ્છતાથી નિર્મળપણે. શાંત-

**Serenity**, *n.* સ્વચ્છ-નિર્મળપણું; સફાઈ; શાંતિ; આસુદગી; સ્વસ્થ-અવ્યગ્રપણું.

**Serf**, *n.* ખેતીના કામમાં લાગેલો-ખેતરને અંગે વળગેલો ગુલામ-દાસ.

Serfdom, *n.* ખેતીના અંગનું દાસ્ય-ગુલામી.

Serge, *n.* એક પ્રકારનું ઉન ને રેશમનું બનેલું લુગડું.

Sergeant, *n.* હવાલદાર; જમાદાર; નાયક. કવાયત શિખવનાર હવાલદાર. સર્વથી ઉંચી પદવીનો વકીલ. S. at arms. હુકમ બજાવનાર અમલદાર. S. major લશ્કરમાં અજ્યુટંટ નામના અમલદારનો મદદનીશ.

Serial, *a.* અનુક્રમનું; હારબંધ; હારેદાર. અંકવાર-સિલસિલાબંધ નીકળતું-પ્રગટ થતું. *n.* અંકવાર નીકળતી જોડી કાઢેલી વાત-વિષય.

Seriatim, *ad.* અનુક્રમે; યથાક્રમે; પરંપરા; હારબંધ.

Sericeous, *a.* રેશમ જેવું; રેશમી. [પછી એક.

Series, *n.* માળા; હાર; ક્રમ; પરંપરા; એક-

Serio-comic, *a.* હાસ્ય ગાંભિર્ય યુક્ત; જેમાં ગંભીરપણું ને હસવાનું સાથે ભેળાયલું હોય તેવું.

Serious, *a.* ગંભીર; ભારેખમ; બોજવાળું; ઠરેલ; મશ્કરી-હાસ્ય વગરનું; ખરેખરું; ખરા મનનું ભાવનું. ભારે; મોટું; મહાભારત; નાનીસુની નહીં એવી; જોખમ ભરેલું; ભયંકર; હાનિકારક.

Seriously, *ad.* ગંભીરતાથી; ભારેખમ થઈને; મશ્કરી-હાસ્યવગર; ખરાદીલથી. ભારે; ઘણું.

Seriousness, *n.* ગંભીરપણું-તા. ખરા-વાસ્તવિકપણું; ખરો-બિન મશ્કરીનો ભાવ. ભારે-મહાભારતપણું. વજન; ભારબોજ.

Serjeant, see Sergeant

Sermon, *n.* ધર્મોપદેશ. ઉપદેશ. શિખામણ.

Sermonize, *vi.* ધર્મોપદેશ-બોધ કરવો; શિખામણ આપવી. [લખનાર.

Sermonizer, *n.* ધર્મોપદેશ-બોધ કરનાર-

Seroon, *n.* ચામડામાં વાળેલું પડીકું.

**Serosity**, *n.* લોહીમાંનો પાણી જેવો ભાગ.

**Serous**, *a.* પાતળું; પાણીમય-જેવું-નું. [અંશ.

**Serpent**, *n.* સર્પ; સાપ; ઝેર; અજગર; નાગ; ભુજંગ. પ્રપંચી-તર્કટબાજ-ખારીલું-કપટી-કુભાંડી માણસ. એક પ્રકારનું દારૂખાનું.

**Serpentine**, *a.* સર્પના જેવું પેચદાર; સર્પાકાર; વાંકુંચુંકું; લેહેરિયાં જેવું.

**Serpigo**, *n.* ખરસવું; એક જાતની દરાજ.

**Serrate, Serrated**, *a.* કરવતી કિનારનું; કરવત જેવું-જેવા દાંતાવાળું.

**Serried**, *ad.* એકઠું કરેલું-સાથે મજબુત રીતે મળેલું-જોડાયલું. [અંશ.

**Serum**, *n.* લોહીનો કે દુધનો પ્રવાહી પાતળો

**Servant**, *n.* નોકર; ચાકર; સેવક. દાસવૃત્તિવાળો માણસ; કિંકર; દાસ.

**Servant-girl**, *n.* ચાકરડી; દાસી; આયા.

**Serve**, *vt.*-ની ચાકરી-સેવા-નોકરી કરવી-બજાવવી.-ના તાબામાં-હાથ નીચે-હેઠે કામ કરવું.-નું ભાણું પીરસવું; પીરસવા રહેવું; ખાવાનું આપવું. ભક્તિ-સેવા કરવી. સાધવું; સારવું;-થી થવું-સરવું; પાર પાડવા-ઉતારવામાં મદદ કરવી-પુષ્ટિ આપવી. ચાલવું; કામ-ઉપયોગ-ખપમાં આવવું-લાગવું; જોડે વર્તવું-ચાલ ચલાવવી. *vi.*-ના નોકર રેહેવું-થવું.-માંનું કામ કરવું.

To serve out વહેંચી આપવું.

,, a writ or summons સમન બજાવવો

,, an execution, જપ્તી લાવવી-બેસારવી.

Time-server, વખત પ્રમાણે વર્તનાર.

**Service**, *n.* ચાકરી; સેવા; ખીદમત; આરાધના; બંદગી; ઈશ્વર સેવા-ભજન. ઉપયોગ; કામ; લાભ; ફાયદો. સલામ-નમસ્કાર કરવા.-કહેવડાવવા તે. ટેબલપર જમવાની વાસણોનો સટ. ધર્મની ક્રિયા કરવી તે. સિપાઈગીરી. સંગીત ગાન. બજાવણી.

**Serviceable**, *a.* કામનું; ઉપયોગી. ફાયદાનફાકારક; ગુણકારી.

**Service-book**, *n.* પ્રાર્થના-નીત્ય કર્મની પોથી.

**Servile**, *a.* ખુશામતિયું; હાજીહા કરનાર-વાળું; અતિશય મરજી રખુ. પરવશ; પરાધીન; પરતંત્ર ગુલામ જેવું-નું; દાસવત; અધમ.

**Servility**, *n.* ગુલામગીરી; ખુશામત; આર્જવ. અધમપણું. પરતંત્રતા; પરવશપણું.

**Servitor**, *n.* ચાકર; ખીદમતદાર; હજુરિયો; અનુચર; પરિવાર. થોડો પગાર ખાનાર વિદ્યાર્થી.

**Servitude**, *n.* ગુલામી; ચાકરી; પરવશતા; બંધન. [તાવીજ; મંત્ર.

**Sesame, Sesamum**, *n.* તલ; તિલ. open s

**Session**, *n.* મજલસ; કચેરી-દરબાર-મંત્રી સભાની બેઠક. બેઠેલા હોવું તે; આસીનપણું. જેટલી મુદ્દત કોરટ-મંત્રી સભા વગેરે નિયમસર મળ્યા જાય તે; બેઠકની મુદ્દત. court of s. ફોજદારી કોરટ.

**Set**, *n.* જોડ; જોડી. થોક; ગંજ; એકજ તરેહનો જે જથ્થો તે. ટોળું; જૂથ; જમાત. માર્ગ; રસ્તો; ઓઘ; પ્રવાહ. *a.* રૂઢ; સ્થિર; નિશ્ચિત; આગ્રહી. નિયમ-રીતસર; ચાલતું; રીત પડી ગયલું; રૂઢ. સ્થાપિત; કાયદા-કાનુન પ્રમાણેનું. *vt.* મુકવું; આધારે રાખવું; બેસાડવું; ગોઠવવું; ચોઢવું. રાખવું; વળગાડવું. મુકવું; લાવવું; કરવું; નાખવું. રૂઢ-સ્તબ્ધ-જડ-નિશ્ચલ કરવું. ગુંચવવું; ગુંચવાવવું. ચોંટવું; વળગવું. દાટવું ઘાલવું; વાવવું; રોપવું. જડવું; બેસાડવું. આખરવું; જમાવવું; મેળવવું. ઠરાવવું; નક્કી કરવું. પ્રમાણે ચલાવવું-કરવું. ધાર ચઢાવવી. ઉકલેવું; પસારવું (સઢ). (હાડકું) ચઢાવવું. ગાયનમાં ઉતારવું-બેસાડવું. જડિત કરવું; જડિત

કામથી શોભાવવું; દિપાવવું. દેખાડવું. (ઘડિયાળ) ચલાવવું; માંડવું. S. about (કામે) મંડવું; લાગવું; વળગવું. S. against. સામું-વિરૂદ્ધ ઉભું કરવું. S. aside બાજુ રાખવું; કોરે મુકવું. S. up ચાલુ-ઉભું કરવું. S. off જુદું કરવું. શોભાવવું. શોભિતું કરવું. *vi.* અસ્ત થવું-પામવું; આથમવું; ગુમ થવું. મંડવું; પાછળ લાગવું. S. in શરૂ થવું; બેસવું (મોસમ). S. out. નીકળવું.

To set one's cap at or for ધ્યાન અથવા પ્રીતિ ખેંચવી.
,, by પાસે રાખી મુંકવું.
,, over નીમવું, બતાવવું.

Dead set સુધારા વધારા વગરની સ્થિતિ.

To be in a dead set સ્થિર રહેવું.

Set-down ચૂપ કરનાર ધમકી ઠપકો-વચન.

Off-set ફાંટો-બચ્ચું (વાતચીતમાં) સખ્ત વચન.

Setaceous, *a.* કડણ વાળવાળું.

Set-back, *n.* દિવાલ પાછળ-અંદર હઠાવી લેવી તે; રસ્તો મુકી અંદરથી ભીત બાંધવી તે.

Set-off, *n.* સામો દાવો. એક ચીજને બદલે બીજી જુદી કાઢવી તે. શણગાર; શોભા. *vt.* જુદું કાઢવું-રાખવું; સામો અવેજ માગવો-વાળવો-દેખાડવો.

Seton, *n.* વાટ; કાકડો; પીંત.

Settee, *n.* તાવદાન; એક તરેહનું પીઠવાળું ઘણા માણસ બેસે એવું આસન.

Setter, *n.* એક જાતનો શીકારી કુતરો.

Settle, *vt.* સ્થિર-થમ કરવું; ઠેરવવું; દૃઢ બેસાડવું. ધંધે-રોજગારે-ઠેકાણે-રસ્તે પાડવું-લગાડવું; ઠામ-ઠાર-રહેવાનું ઠામ પાડવું. શાંત-સ્વસ્થ કરવું-પાડવું. સ્વચ્છ-નિર્મળ-નીતરું કરવું. નીચે તળિયે બેસાડવું-ઠરાવવું. જવાય અવાય તેવું કરવું.-નો નિર્ણય-ઠરાવ-નક્કી કરવું; સમજવું. પતાવવું;-નો નિકાલ-તોડ કરવો-કાઢવો. નિવેડો-ફેસલો કરી આપવો.-માં વાસ કરાવવો; વસાવવું;-માં વસ્તી કરવી. *vi.* દૃઢ-કાયમ-સ્થિર-પક્કું થવું; ઠરવું; ઠામ પડવું. ઠાર પડીને-ઘર માંડીને રહેવું. ગૃહસ્થાશ્રમ માંડીને રહેવું-માંડવો. ધંધે-રસ્તે પડવું. નિર્મળ-નિશ્ચળ થવું. બાઝવું; બંધાઈ જવું; પાકું થવું. ઠરવું;-નો રગડો નીચે ઠરવો-બેસવો. નીચે બેસવું-જમવું-ઠરવું-ઉતરવું-ડુબવું. સ્વસ્થ-શાંત થવું. હિસાબ સમજવો-કરવો. પતવવું; નો નિકાલ-તોડ કાઢવો.

Settlement, *n.* ધંધે રોજગારે પડવું તે.-માં વસ્તી કરવી તે; વાસ; વસાવવું તે; નિવાસ. પતવવું-સમજવું તે; તોડ; નિકાલ; નિર્ણય. હિસાબ સમજવો તે. કાયદા પ્રમાણે આપવું-અપાવવું તે. મિલકતની વ્યવસ્થા-ગોઠવણ; થાણું; વાસ; વસ્તી. નક્કી કરી આપેલું વતન-જીવાઈ; આવક. કાયમ રહેઠાણ-વાસ.

Settler, *n.* વસ્તી-વાસ કરનાર; વસનાર.

Settlings, *n. pl.* નીચે બેઠેલો કચરો.-રગડી.

Seven, *a.* સાત; સપ્ત. *n.* સાતકલું; સાતસાતનું જૂથ.

Seven-fold, *a-* સાતગણું-પટ.

Seventeen, *a.* સત્તર.

Seventeenth, *a.* સત્તરમું. *n.* સત્તરમો ભાગ; સત્તરાંશ.

Seventh, *a.* સાતમું. *n.* સાતમો ભાગ; સપ્તમાંશ.

Seventhly, *ad.* સાતમું એ કે.

Seventy, *a.* સિત્તેર.

Seventieth, *a.* સિત્તેરમું. *n.* સિત્તેરમો ભાગ; સિત્તેરાંશ.

Sever, *vt.* કાપીને જુદું પાડવું. છુટું-જુદું-નોખું-વેગળું પાડવું-કરવું. *vi.* ફાટવું; ફાટીને-કપાઈને જુદું પડવું.

Several, *a.* જુદું; નોખું; એકનું; પ્રત્યેકનું; અમુક. ભિન્નભિન્ન; જુદું જુદું; નિરનિરાળું. કેટલાએક; બેથી વધારે પણ ઘણા વધારે નહીં એટલા.

Severally, *ad.* જુદું જુદું; એકેક; પૃથકપૃથક; [એકએક.
Severalty, *n.* જુદાઈની સ્થિતિ.
Severance, *n.* કાપીને જુદું-નોખું પાડવું-કરવું તે; જુદાઈ; અલગપણું.
Severe, *a.* ઉગ્ર; સખત; કડક. જબ્બર; જાલીમ. કઠણ; ભારી; ઘણું જ દુઃખ આપે એવું. સણગાર-અલંકારરહિત; ફક્ત તાતપર્યસર.
Severely, *ad.* સખત-કઠોર-કરડાપણાથી. સખતાઈ-જબરીથી.
Severity, *n.* સખત-ઉગ્ર-કઠોર-કરડાપણું; કઠિણાઈ. જબરી; સખ્તિ; જુલમ. ઉગ્રતા; દુઃસહપણું; તીવ્રતા. નિર્દયપણું; સખતાઈ. અતિશય [ચોક્કસપણું.
Sew, *vi.* સીવવું.
Sewage, *n.* ગટરમાંનો કચરો-ગલીચી; મોરી-નિછારામાંના દુર્ગંધવાળા પદાર્થ.
Sewer, *n.* ગટર; મોરી; નિછારો.
Sewing, *n*, સીવવું; સીવણ કામ; સીવણ.
Sex, *n.* સ્ત્રીપુરૂષની જાતિ-લિંગ-ભેદ. સ્ત્રીવર્ગમાત્ર; અબળા જાતિ. [ણસ.
Sexagenarian, *n.* સાઠ વર્ષની ઉમ્મરનું મા-
Sexagesima, *n.* રોમન કાથોલિક લોકોના ઉપવાસના દિવસની પુર્વેનો બીજો રવિવાર.
Sexennial, *a.* છછ વર્ષે થતું-આવતું.
Sextant, *n.* વર્તુલનો ષષ્ઠાંશ. એક પ્રકારનું ખુણા માપવાનું યંત્ર. [દેખાવું તે.
Sextile, *a.* સાઠ અંશ ઉપરના અંતરનું ગ્રહનું
Sexton, *n.* ખ્રિસ્તિ દેવલમાં પરચુરણ વાસણકુસણ સંભાળવાનું, ઘોર ખોદવાનું વગેરે કામ કરનાર નોકર.
Sextuple, *a.* છગણું-પટ.
Sexual, *a.* સ્ત્રીપુરૂષની જાતિ-તીધર્મ સંબંધીનું-વિષે;સ્ત્રીપુરૂષનું-ના ગુહ્ય અવયવ-મૈથુન સંબંધી.
Sexuality. *n.* સ્ત્રીપુરૂષની જાતિ ઓળખાઇ આવે એવી સ્થિતિ.

Shabbily, *n.* તુચ્છ-હલકી-તિરસ્કાર્ય રીતે. ફાટેલા તુટેલા-ચિંથરે હાલે.
Shabby, *a.* ફાટેલું તુટેલું; ચિથરિયું; ભીખારી; હલકું. મેલાં-ફાટેલાં લુઘડાં પહેર્યાં હોય તેવું. નીચું; તિરસ્કાર્ય; તુચ્છ જેવું.
Shackle, *vt.* ના હાથપગ બાંધવા; બાંધવું;-ને બેડી જડવી;-ને હેડમાં નાખવું. રોકવું; ને ડખલ-અડચણ-આડ થવી-નડવી.
Shackles, *n. pl.* બેડી; હેડ; સાંકળી. ડખલ; નડતર; આડ; અડચણ; બંધન આગ ગાડીઓ જોડવાનો આંકડો.
Shade *n.* છાંયા; છાંયડો; સીળું. અંધારૂં; અંધકાર. એકાંત જમા-ઘટા છાંયા; રક્ષણ; આધાર ઓળો; પડછાંયો. રૂહ; ભૂત; મુએલા માણસનો જીવ; પ્રેત. ઓઠું; પડદો. ચિત્રનો છાંયાવાળો-ઝાંખો ભાગ; રંગનો સહેજસાજ-મનફેર જે ચઢતો ઉતરતો પાશ-અંશ તે. મનફેર-ઘણોજ જુજ તફાવત; મનફેર. *vt.* ઓઠામાં-ઓળામાં રાખવું ઉપર ઓઠું-ઓળો-પડદો કરવો. રક્ષણ-બચાવ કરવો; છુપાવવું.-ઉપર ઓઠું અંધારૂં પાડવું; ઝાંખું કરવું-પાડવું. ઝાંખા-ઘેરા રંગે રંગવું-ચિતરવું; ઘેરૂં કરવું. ચઢતા ઉતરતા રંગ પાડવા.
Shades, *n.* મૃત્યુ પામેલા માણસની જગા. ઘણું જ અંધકાર.
Shadiness, *n.* છાંયાદારપણાની- સીળું હોય તેવી હાલત. [રીતે પડે તે.
Shading, *n.* ચિત્રમાં ચઢતા ઉતરતા રંગ જે-
Shadow, *n.* પડછાયો; ઓળો. એકાંત ઘટા-અંધારૂં. પડછાંયો; હમેશાનો સહચર. છાયા; આભાસ; પાશ. ખોટો ભ્રમ-આભાસ. *vt.*-ઉપર છાંયો કરવો. રક્ષણ-નો બાચાવ કરવો. દર્શાવવું;-ના રૂપમાં દેખાડવું-આણવું.
Shadow of death મોતનું નજદીકપણું મોતનો ભાસ. ઘણી મુશ્કેલી.

**Shadowy**, *a.* છાંયા થાય એવું; છાંયાળું. ઘોર; અંધકારવાળું; આણજાણ્યું. ઝાંખું; આછું. આભાસમય; ભ્રમભરેલું; અવસ્તુ; કલ્પિત.

**Shady**, *a.* છાંયાવાળું; ઘણી છાંયા હોય તેવું. તેજ કે ગરમી વગરનું.

**Shaft**, *n.* થડ; ધડ; દાંડો. તીરનું રાડું. તીર; બાણ. અસ્ત્ર. શસ્ત્રનો હાથો; મુઠ. પીછાંનો દાંડો; ગાડાની ઉધ-ધોરિયો-પુલ.

**Shag**, *n.* એક જાતનું જાડું બાલનું કાપડ. *a.* બાલવાળું; ખડબચડું *vt.* બાલવાળું કે ખડબચડું કરવું.

**Shaggy**, *a.* જાડા-ખરછટ.

**Shagginess**, *n.* ખડબચડા-ખરછટપણું.

**Shagreen**, *n.* ઘોડા કે ખચ્ચરનું તૈયાર કરેલું ચામડું.

**Shah**, *n.* શાહ; ઈરાનનો રાજા-ના રાજાનો [ખિતાબ.

**Shake**, *vt.* હલાવી નાખવું; હલાવવું. ડગ-ડગાવવું; ડગ મગાવવું; ડોલાવવું. અવાજ થરડાવવો. (off) ખંખેરી નાખવું. (with) જોડે મળવું; સમાધાન કરવું; સલામ કરી વિખુટા પડવું. *vi.* હાલવું. ધ્રુણવું; કાંપવું. ડગવું; ડોલવું; ડગમગવું. *n.* ડગમગ; ડગમગાટ. કંપારો; થરથરાટ; ધ્રુજારો.

**No great shakes** દમવગરનું-ધ્યાન ન આપવા લાયક.

**Shaker**, *n.* હલાવનારો. *pl.* એક ધર્મનો પંથછે.

**Shaky**, *a.* ડગમગતું; ડોલતું; નબળું.

**Shale**, *n.* એક જાતની માટી-મંટોડી.

**Shall**, *vi.* ભવિષ્ય કાળ દર્શક સહાયકારક ક્રિયાપદ, પહેલા પુરૂષમાં માત્ર ભવિષ્ય બતલાવે છે, ને બીજા ને ત્રીજામાં એ હુકમ-મરજી-આજ્ઞા બતલાવે છે.

**Shalloon**, *n.* એક જાતનું ઉનનું કાપડ છે.

**Shallop**, *n.* મ્હોટો મછવો-હોડી.

**Shallow**, *a.* છાછરૂં; છાબરૂં છબછબિયું. ઉપર ચોટિયું જોનાર-વિચારનાર; છાલકા-છાછરા મનનું. અલ્પવિધ; લેભાગુ; થોડું શિખેલું; અધુરૂં.

**Shallowness**, *n.* છાલકું-છાછરપણું; છાછરિયા પાણીની જગ્યા. છાલકું મન; લેભાગુ-અધુરાપણું.

**Shalt**, *vi.* ભવિષ્ય કાળદર્શક સહાયકારક ક્રિયાપદ shall નો બીજો પુરૂષ એક વચન.

**Sham**, *a.* ખોટું; દેખાડવાનું; માણમાણનું. *n.* ઠગાઈ; છેતરબાજી; ઢોંગ; પ્રપંચ; વેશ; દંભ. *vt. i.* માથે મારવું; ઠગાઈને આપવું-દેખાડવું.-ની નકલ કરવી.

**Shamble**, *vi.* લથડતા પગે-બેઢંગું ચાલવું.

**Shambles**, *n.* ગોશ-ખાટકી બજાર; કસાઈ ખાટલો. [લથડતું ને બેઢંગું.

**Shambling**, *n.* લથડતી-બેઢંગી ચાલ. *a.*

**Shame**, *n.* શરમ; લાજ; લજ્જા. અપકીર્તિ; બેઆબરૂ; ફિટકર; તિરસ્કાર. લાજ-એબ-શરમની વાત. *vt.* લાજે-લજવાય-શરમાય તેમ કરવું; લાજ-એબ લગાડવી.-ની બેઆબારૂ-અપકીર્તિ કરવી. [માઉ; લાજાળુ.

**Shame-faced**, *a.* શરમાળ; શરમિંદુ; શર-

**Shameful**, *a.* લાજ લાગવા-લાજવા જેવું; લજામણું; હિણપસ્તી લગાડે એવું. બેશરમ; અમર્યાદ. [ણપસ્તો ભરેલી રીતે.

**Shamefully**, *ad.* બેશરમ-અમર્યાદાથી. હિ-

**Shameless**, *a.* નિર્લજ્જ; બેશરમ; નિર્લાજરૂં; નકટું.

**Shamelessness**, *n.* નિર્લજ્જ; બેશરમપણું.

**Shammy**, *a. n.* એક પ્રકારનું સુંવાળું ચામડું.

**Shampoo**, *vt.* દીલ ચાંપવું; ચંપી કરવી-કરાવવી; રગડવું; મસળવું; ગુંદવું.

**Shank**, *n.* ઢીંચણથી ઘુંટી લગીનું પગનું હા-

ઙકું-પગ; પગનો નળી. કોઇ પણ પદાર્થની વચલી દાંડી.

**Shanker,** *n.* ચાંદી; ટાંકી.

**Shanty,** *n.* બેડોળ-બેઢંગી ઝુંપડી-ડું.

**Shape,** *n.* ઘાટ; આકાર; ડોળ; રૂપ; આકૃતિ; શિકલ; સુરત. આકૃતિ; વસ્તુ. *vt.* બનાવવું; ઘડવું; ઉત્પન્ન કરવું.-નો ઘાટ કરવો-આપવો; કશા ઘાટનું કરવું. ચલાવવું; વર્તાવવું; કરવું;-ની વ્યવસ્થા-રચના કરવી. મનમાં ઉઠાવવું; કલ્પવું; ધી-ને લીધે ધારવું.

**Shapeless,** *a.* બેડોળ; બદ શિકલ; કંઈ રૂપ-ઘાટ કહ્યો ન જાય એવું. [રૂપાળું.

**Shapely,** *a.* સુંદર; વળણ-ઘાટ-ડોળદાર;

**Shard,** *n.* ઠીકરાનો કકડો; ઠીકરૂં; છીપ.

**Share,** *n.* ભાગ; વાટો; પાંતી; હિસ્સો; ફાળો; અંશ. હોળનો કોશ-ફળ. *vt.*-ના ભાગ પાડવા; વહેંચવું; વાટવું;-માં-નો ભાગ હોવો.

**Share-broker,** *n.* શેરનો દલાલ.

**Share-holder,** *n.* ભાગિયો; હિસ્સે-પાંતિ-ભાગીદાર.

**Sharer,** *n.* ભાગ-વાટો કરનાર-પાડનાર; હિસ્સેદાર.

**Shark,** *n.* સમુદ્રનું એક જબરૂં માછલું. ધુતારો; ઠગ. *vi.* ધુતવું; ઠગવું.

**Sharp,** *a.* પાણી-ધારદાર-વાળું; તેજ. ઝીણું; તીણું; બારીક; સૂક્ષ્મ; તીક્ષ્ણ; અણી-નોકદાર; અણીઆળું. તમ તમાટવાળું; ઝાટકો લગાડે એવું; બહુ ખાટું. (ગાયનમાં) ઉંચું. તીવ્ર-દુઃસહ (વેદના). કરડું; સખત; મર્મભેદક; હાડ લાગે એવું. ભુખ્યું; તલ્પી રહેલું; કડકડતું. જુસ્સાદાર. પાંહોંચેલું; પક્કું; ચતુરાઈ-ખટપટમાં પ્રવીણ; બારીક બુદ્ધિવાળું. *vt.* ધાર કાઢવી. *vi.* તીવ્ર થવું.

**Sharp-edged,** *a.* તેજ-ધાર વાળું-દાર.

**Sharpen,** *vt.* ધાર કાઢવી-ચઢાવવી; ઘસવું. તીક્ષ્ણ-બારીક-તીવ્ર તેજ-તીણું કરવું. કઠકઠિત -કડકડતું કરવું. [સોદો કરવામાં હોંશિયાર.

**Sharper,** *n.* ઠગ; ધુતારો; લુચ્ચો; દોંગો;

**Sharply,** *ad.* તીવ્રતાથી; દોંગાઈથી.

**Sharpness,** *n.* તેજદાર ધાર-અણી. હોંશિયારી. તીવ્રતા; દોંગાઈ; ઠગબાજી.

**Sharp-pointed,** *a.* તીક્ષ્ણ; અણીદાર.

**Sharp-set,** *a.* તલ્પી-ખાઉં ખાઉં કરી રહેલું; અતિ આતુર; ઉત્સુક.

**Sharp-shooter,** *n.* ધારી ચોટ-નિશાન મારનાર.

**Sharp-sighted,** *a.* સુક્ષ્મ દૃષ્ટિ; કુશાગ્રમતિ; તેજ-ઝીણી નજરવાળું.

**Sharp-witted,** *a.* ચાલાકીથી હાજર જવાબ કરે એવું; તેજ તીવ્ર બુદ્ધિવાળું.

**Shatter,** *vt.* એકદમ કચ્ચર ઘાણ-ચુરેચુરા-કકડે કકડા કરી નાખવા-ઉડાવી દેવા; ફાડી-ચીરી-ભાંગી નાખવું.-ના ડાગળી ખસેડવી; ગાંડું-દિવાનું કરવું. *vi.* ભાંગીને ચુરેચુરા થઈ જવું.

**Shatter-brained,** ભમતાં મગજવાળા.

**Shatters,** *n. pl.* તુકડા; ચુરા; કકડી કકડી.

**Shattery,** *a.* હલકા કુમાસનું. સહેજમાં ભાંગે એવું.

**Shave,** *vt.* છોલવું; ખાલ કાઢવી.-ને મુંડવું;-ની હજામત-વતું કરવું. ચામડી ઉતારવી;-ને ધોવું-ખંખેરવું-ખાલી કરવું; નાંચોવી લેવું. કસી કસીને સોદો કરવો; છેતરવું; ઠગવું.

**Shaver,** *n.* નાવી; હજામ; મુંડનાર. કસીકસીને સોદો કરનાર. છાકેરો.

**Shaving,** *n.* હજામત. છોડાં; છોતરાં.

**Shawl,** *n.* શાલ; દોશાલો.

**She,** *pro.* તે; પેલી; તે સ્ત્રી; તેણી. બાયડી; ઓરત; નારી.

**Sheaf,** *n.* પુળી; પુળો; ઝુડી. તીરનો ભારો.

**Shear,** *vt.* કાતરવું; કાતરથી કાપવું. ઉપર ઉપરથી ઉન-વાળ કાપી કાતરી નાખવા.
**Shearer,** *n.* વાળ-ઉન કાતરનાર-કાપનાર.
**Shearing,** *n.* કતરણ; કતરામણ; કાતરવાથી નીકળેલું ઉન ઇ૦.
**Shears,** *n.* મ્હોટી કાતર; કેંચી.
**Sheath,** *n.* મિયાન; તલવારનું ઘર. રક્ષણ-બચાવનું ઢાંકણ-આવરણ.
**Sheathe,** *vt.* મિયાન કરવું-માં ઘાલવું. ઉપર મિયાન-ઘર કરવું-જડવું. મઢવું;-ને પાટિયાં-પતરાં જડવાં. માંહેથી અસ્તર-ઢાંકણ કરવું-દેવું-લગાવવું. [જડેલાં પત્રાં-પાટિયાં.
**Sheathing,** *n.* વહાણના તળિયાનું ઢાંકણ-ને
**Sheathy,** *a.* આચ્છાદાન-ઢાંકણ-મિયાન કરતું.
**Sheave,** *n.* ગરેડીમાંનું પૈડું-ચાક.
**Shed,** *n.* ઝુપડી; છાપરી; મરડી; મઢુલી-*vt.* બહાર કાઢવું; પાડવું;નું ખરી-પડી જવું; ઉતારવું (ચામડી, પીછાં).-માંથી ખુરાબો નીકળવી-પસરવી. લપસી-સરકી જાય-રેલાની પેઠે વહી નીકળે તેમ કરવું. [રનાર.
**Shedder,** *n.* બહાર કાઢનાર; પાડનાર; ઉતા-
**Sheen,** *n.* તેજ; ચળકાટ; પ્રકાશ. તીક્ષ્ણતા; તીવ્રતા. [નિર્મળ.
**Sheeny,** *a.* ચળકતું; તેજસ્વી, સ્વચ્છ; સારૂં;
**Sheep,** *n.* ઘેટું; મેંઢું; ગાદરૂં.
**Sheep-cote,-fold,** *n.* મેંઢા રાખવાનો વાડો.
**Sheepish,** *a.* ગાય-બકરી જેવું ગરીબ; અતિશય શરમાળ-નમ્ર-બીહીકણ; દમવગરનું બીજાનું કર્યા કરનાર.
**Sheepishness,** *n.* શરમાળપણું.
**Sheep's-eye,** *n.* નેત્રકટાક્ષ; નેનની અદા; આંખનો ચાળો. [રવું તે.
**Sheep-shearing,** *n.* મેંઢાનું ઉન કાપવું-કાત-
**Sheep-walk,** *n.* મેંઢાને ચરવાનું જંગલ-રાન.
**Sheer,** a. બિલકુલ; સાફ; શુદ્ધ; તદન; માત્ર; ફક્ત. પાતળું; ઝીણું. *vi.* આડું વળવું-ફરવું-ફંટાવું-જવું. (off) આડું જતા રહેવું. [યંત્ર.
**Sheers,** *n. pl.* ડુમ કલાસ; ભાર ઉંચકવાનું
**Sheet,** *n.* ચાદર; ચોફાળ; પાછોડી; ઓછાડ. કાગળનો તાવ-તા. ચોપડીનું પાનું. પાણીનો પહોળો પટ ધાતુનું પતરૂં. કાચની છાટ.
**Sheet-anchor,** *n.* વહાણમાંની સૌથી મ્હોટી બિલાડી-લંગર. છેલ્લો-મુખ્ય આધાર-આશ્રમ.
**Sheeting,** *n.* ચાદર કરવાનું લુગડું. [પાનિયું.
**Sheets,** *n. pl.* વગર બાંધેલી ચોપડી કે ચો-
**Sheik,** *n.* શેખ. [લોકોનું નાણું.
**Shekel,** *n.* સવા રૂપિયાની કિમ્મતનું યહુદી
**Shekinah,** *n.* વાદળાના આકારે દયાસનપર રહેલી ઇશ્વરના હોવાપણાની દૃષ્ટિગોચર નિશાણી.
**Shelf,** *n.* છાજલી; અવ-ભરાઇ.દરિયામાં રેતીના ખડક; ખરાબો. *pl.* shelves.
**Shelfy,** *a.* ખડક-ખરાબાવાળું.
**Shell,** *n.* શીપ; શંખ; કોડો; છીપ; કાચબા જેવા પ્રાણીનું આવરણ. ખોખું; ચોકઠું. ઉપરનું કઠણ પડ-કપોટી; કાચલી; છોડું; છોતરૂં; છાલું. છરાનો ગોળો; ગરભ છાંટ.-*vt.* ફોડવું; ભાંગવું;-ના છોડામાંથી કાઢવું. કણસલામાંથી છુંટું-જુદું પાડવું. ઉપર ગરભ છાટના ગોળા છોડવા-નાખવા-મારવા. (out) બહોળે હાથે વેંહેંચવું-વાવરવું આપવું. *vi.* ઉપરથી છાલ પડવી-ખરવી; છાલ-છોતરાંથી જુદું થવું.
**Shell-fish,** *n.* શીપ-છીપમાં રહેનારી માછલી.
**Shell-lac, Shellac,** *n.* લાખનાં પતરાં.
**Shelter,** *vt. i.* આશ્રય-છાંયો કરવો-આપવો; -નો બચાવ-રક્ષણ કરવું. આરામ-આશ્રય-ઓથો-ઓઠું લેવું; છુપી-સંતાઇ રહેવું. સંતાડવું; છુપાવવું. *n.* છત્ર; આશ્રય; ઓથો; ઓઠું; છાંયો. રક્ષણ; બચાવ.

Shelterless, *a.* નિરાધાર; નિરાશ્રિત; નિરાશ્રય.
Shelve, *vt.*-માં-ને અવરાઈ-છાજલીઓ કરવી-બનાવવી. પાટિયાં-છાજલી-અવરાઈ ઉપર મુકવું. ઉંચું-આઘું-વિસારે મુકવું-નાખવું; ઉંચું મુકી છાંડવું. *vi.* ઢળવું; ઢળતું-નમતું હોવું.
Shelving, *a.* ઢળતું; નમતું; ઉતરતું.
Shelvy, *a.* ખડક-ખરાબાવાળું.
Sheol, *n.* મૃત થએલા આત્માનું રહેઠાણ.
Shepherd, *n.* ભરવાડ; રબારી. ગામડિયો; ગામડાનો આશુક. એક તાલુકાનો ધર્મગુરુ. S's crook છેડે આંકડાવાળી ભરવાડની ડાંગ.
Shepherdess, *n.* ભરવાડણ; રબારણ.
Sherbet, *n.* શરબત.
Sherd, *n.* ટુકડો; કડકો. [વણી કામદાર; શરીફ.
Sheriff, *n.* આખા પરગણાનો નાજર; બના-
Sherry, *n.* એક પ્રકારનો દ્રાક્ષ રસ-દારૂ-મધ.
Shew, See show.
Shibboleth, *n.* એક તરફના-પક્ષના લોકને પારખવાનું પારખું-ચિન્હ-પરીક્ષા; સંજ્ઞીક શબ્દ.
Shield, *n.* ઢાલ. આશ્રય; બચાવ; રક્ષણ. ઢાલ; છત્ર; રક્ષણકર્તા; રક્ષક; આશ્રયદાતા. *vt.*-નું રક્ષણ-બચાવ કરવો.
Shift, *n.* ફેરફાર. ગત; તોડ; યુક્તિ; ઉપાય; હિકમત; રસ્તો. છળ; કપટ; દાવ; દગો; કાવાદાવો; કુભાંડ. બાયડીનું માંહે પહેરવાનું બદન-કુરતું-ખમીસ. *vt.* બદલવું; ફેરવવું.-ની જગ્યા-સ્થિતિથી ફેરવવું-ખસેડવું-બદલવું. ઉડાવવું; સમજાવી કાઢવું લુગડાં બદલવાં *vi.* ફરવું; ફરી જવું. આમતેમ ફરીને-પોતાની રૂખ ફેરવીને પેટ ભરવું-પુરૂં કરવું. માથાકુટ કરી રસ્તો યુક્તિ કાઢવો; કુટી-ફોડી લેવું; પુરૂં કરવું. ખસવું; ખસી-હાલી બીજે ઠામે જવું.
Shiftless, *a.* પોતાનું પુરૂં કરતાં ન આવડયું હોય તેવું; જેને તોડ-યુક્તિ ન સુઝે તેવું.
Shifty, *a.* તરત યુક્તિ-તોડ કાઢે એવું; યુક્તિબાજ; સમયસૂચકતાવાળું.
Shillalah, *n.* ડાંગ; ખુંધું; ડંગોરો; લાકડી.
Shilling, *n.* અધેલીના મુલનું અંગ્રેજી રૂપાનાણું.
Shilly-shally, *n.* ઘચુપચુ; ડગમગ; અનિશ્ચય; કરૂં ન કરૂં.
Shiloh પેગમ્બર.
Shin, *n.* પગની નળી-નળો-ગુડો.
Shine, *vi.* પ્રકાશવું; ચળકવું; પ્રકાશમાન હોવું. ચકચકવું; ચળકવું. શોભાયમાન હોવું. દીપવું; દીપી આવવું; આગળ પડવું.
Shingle, *n.* પાતળું-લાંબુ ઢાળ પડતું વહેરેલું પાટિયું. મરડીઆ; કાંકરો. [એક રોગ.
Shingles, *n. pl.* અંગપર ફુટી નીકળે એવો
Shining, *a.* ચળકતું; પ્રકાશમાન; તેજસ્વી; તેજોમય. દીપી આવતું; પ્રખ્યાત; નામીચું.
Shiny, *a.* ચળકતું; ચકચકતું ચમકાટવાળું; ઝળકતું.
Ship, *n.* વહાણ; નૌકા; ઝાઝ; બારકસ. પણ; પણું; તા; ત્વ. *vt.* વહાણમાં મોકલવું-મોકલી દેવું-ચઢાવવું-માલ ભરવો-નોકર રાખવું. બરોબર જગાએ લગાવવું-જડવું બેસાડવું. (off) વહાણમાં-જળમાર્ગે રવાને કરવું-ચઢાવવું.
Ship-board, *ad.* વહાણમાં-ઉપર.
Ship-boy, *n.* વહાણમાં નોકર રહેલો પોર્યો.
Ship-chandler, *n.* દોર કંતાન વગેરે વહાણનો સામાન વેચનાર.
Ship-master, *n.* વહાણનો ધણી-નાખુદા.
Ship-mate, *n.* એકજ વહાણમાં જોડ નોકરી કરનાર ખલાસી. [પો તે.
Shipment, *n.* વહાણમાં માલ ભરવો-ચઢાવ-
Shipper, *n.* વહાણમાં માલ ભરનાર-ચઢાવનાર-મોકલનાર. [બધાં વહાણો-મછવા-પડાવ.
Shipping, *n.* નૌકા સમસ્ત; એક જગાનાં

**Ship-shape**, *ad.* બરોબર; રીતસર; જોઈએ તેવી રીતે; ઠીક કરીને. [વહાણ.
**Ship-wreck**, *n.* વહાણ ભાંગવું તે; ભાંગેલું
**Ship-wright**, *n.* વહાણ બાંધનાર-કરનાર-બનાવનાર; નૌકાકાર.
**Ship-yard**, *n.* વહાણ બાંધવાની-દુરસ્ત કરવાની જગા-વાડો; ગોદી. [મહાલ.
**Shire**, *n.* પરગણું; તાલુકો; જીલ્લો; પ્રાંત;
**Shirk**, *vt. i.*-માંથી નીકળી-છટકી-ઉગરી જવું. ચાકરી-કામ ચોરવવું-ચુકાવવું; કામ કરવાના અખાડા કરવા; એોગાળી નાખવું. *n.* કામચોર.
**Shirt**, *n.* ખમીસ; માંહેલી બંડી-બદન. *vt.* ખમીસ પહેરવું.
**Shirting**, *n.* બદન બનાવવા જેટલા પનાનું લુગડું-કાપડ.
**Shive**, *n.* કટકો; કઠકો; ટુકડા.
**Shiver**, *n.* ચુરા; ચુરી; કઠકી; કકડો પાતળો કકડો. ધ્રુજવું-કાંપવું તે; ધ્રુજારો-રી; કંપારોરી.
**Shivers**, *vi.* ટાઢીએો તાવના ચુરેચુરા થઈ જવા; ભાંગી જવું;-નોકથર થાણ વળી જવો. ધ્રુજવું; કાંપવું; થરથરવું; ધ્રુણવું. *vt.* ચુરે ચુરા કરી નાખવા.
**Shivering**, *n.* ધ્રુજવું-કાંપવું તે; ધ્રુજારો; કંપારો; કંપારી; કંપ.
**Shivery**, *a.* સહેજમાં ભાંગી તુટી જાય એવું.
**Shoal**, *n.* ઝુંડ; ટોળું; સમુહ. દરીઆમાં છાછર -છાછરા પાણીવાળી જગા. રેતીના ખડક;ભાઠું.
**Shoaly**, *a.* રેતીના ખડકવાળું-થી ભરપૂર
**Shock**, *n.* આચકો; ધકકો; હડસેલો. ઘણો ત્રાસ-કંટાળો-નાખુશી; કમકમાટ; કોઈ વાતથી દીલમાં લાગેલો ઝટકો-જખમ. ૧૬ પૂળા. *vt.* ને ઘણો કંટાળો-નાખુશી ઉપજાવવી.
**Shocking**, *a.* કંટાળો-ચિત્તળી-અતિશય નાખુશી ઉપજાવે એવું; અઘોર; ઘોર.
**Shod**, *pret. & pp.* of shoe નાળ જડી-બેસાડી-મારી.
**Shoe**, *n.* પગરખું; જોડો; જુતી; પેજાર. નાળ. *vt.* નાળ મારવી-જડવી-બેસાડવી.
**Shoe-black-boy**, *n.* જોડા સાફ કરી 'બ્લાકિંગ' લગાડનાર
**Shoe-flower**, *n.* જાસુમીનું-કેસુડીનું ફુલ.
**Shoe-maker**, *n.* મોચી.
**Shone**, *pret.* of shine, પ્રકાશ્યું; ચળકયું.
**Shook**, *pret.* of shake હલાવ્યું. *n.* લાકડીની ભારી-ઝુડી.
**Shoot**, *vi.* છોડવું; મારવું. અસ્ત્ર છોડીને-તીરગોળાથી મારવું-મારી નાખવું. ઝડપથી ઢાલવવું; નાખવું. આગળ ફેંકવું-નાખવું ઉગવું;-માંથી ફુટવું-નીકળવું;-નો પીલો ફુટવો.-માંથી સરર નીકળી જવું; તીરની માફક સપાટામાં જવું. *vi.* નિશાન મારવું. અતિ વેગથી દોડવું.-ને સણકો-ચસકો આવવો-મારવો. ફુટવું; ઉગી નીકળવું. આગળ વધવું-ચાલવું; મહોટું થવું. -ઉપર ફરી પથરાઈ વળવું To shoot a head દોડવામાં, નાસવામાં તથા વહાણ હંકારવામાં આગળ વધવું. *n.* અંકુર; પીલો; ફણગો; કુમળો રોપ-ડાંખળી-ડાળી.
**Shooting**, *n.* છોડવું-મારવું તે; બંધુક-તીરગોળી છોડવી-મારવી તે ગોળીથી કરેલો શિકાર. [મારતી ચસક-ચસકા.
**Shooting-pain** *n.* આણી ગમથી પેલી ગમ
**Shooting-star**, *n.* પડતો-ખરતો તારો.
**Shop**, *n.* દુકાન; હાટ. કારખાનું. *vi.* માલ લેવા દુકાનોએ-હાટમાં જવું. To talk shop પોતાનાં ધંધાના ખાસ શબ્દો અને રીતી વાપરવી.
**Shop-keeper**, *n.* દુકાનદાર; છુટક વેચનાર.
**Shop-lifter**, *n* દુકાનપરથી ચોરનાર-ચોરી કર-
**Shop-lifting**, *n.* દુકાનમાં ચોરી. [નાર.

**Shop-man,** *n.* દુકાનદાર; છુટક વેચનાર. દુકાને વેચવા-ગુમાસ્તી બેસનાર.

**Shopping,** *n.* માલ હોરવા દુકાનોએ જવું તે.

**Shore,** *n.* કિનારો; કાંઠો; તટ તીર.

**Shoreless,** *a.* કિનારા વગરનું; અપારઃ બેહદ; ઘણું વિશાળ વીસ્તીર્ણ.

**Shorn,** *pp.* of shear. ઉન કાપેલું-કાતરેલું.

**Short,** *a.* ટુંકું; નહાનું; ટુંક. થોડું; થોડ વારનું-દિવસ ચાલે એટલું; ટાંચું;-ની-પાસે ઓછું-ખુટતું હોવું. ઉણું: અધુરું. ટુંકડું; નજદીક; પાસેનું. ટુંકું; સાંકડું. ઓછું; કમતી; શિવાય; બીજું. ટુંકું; સખત. બરડ; ભુકો થઇ જાય એવું.-હ્રસ્વ; ટુંકું; લઘુ. ઠીંગણું; વામન સ્વરૂપ. *n.* સાર. In s. ટુંકામાં; સારાંશકે. *ad.* એકદમ; અધવચ; અધુરું. To stop s. એકદમ અચકવું. To sell s. વાયદે વેચવું; પોતાપાસે માલ ન હોય તોપણ વાયદે સોદો કરવો. The long & short આખું અથવા મુળ બાબત-હકીકત. The shorts જે સ્ટૉકની નોટો બજારમાં ખપતી હોય તે નોટોતે વખતે પુરાતમાં ન હોય

**Short-coming,** *n.* કસુર; વાંક; ખોડ; ખામી; ન્યુનતા.

**Shorten,** *vt.* સંક્ષેપ-કમી થોડું-નહાનું-ઓછું -ટુંકું કરવું; ઘટાડવું. *vi.* ટુંકું-નહાનું થવું; ઘટવું. સંકોચાવું; સંકોચાઇ નહાનું થવું.

**Shortened,** *a.* મુખ્તેસર.

**Shortening,** *a.* ટુંકું-નહાનું કરવું તે. ફળનો ભુકો થઇ જાય તેમ કશાથી કરવું તે.

**Short-hand,** *n.* સંક્ષેપમાં થોડા અક્ષર કે ચિન્હમાં લખવાની કળા.

**Short-lived,** *a.* ટુંકા આવરદા-અવધનું; અલ્પાયુષી. [જલદીથી.

**Shortly,** *ad.* થોડામાં; ટુંકા-ટુંકા વખતમાં;

**Shortness,** *n.* અલ્પતા; ટુંકા-થોડાપણું.

**Shorts,** *n. pl.* નહાનાં લુગડાં-કપડાં. ખોરાકમાંનો જાડો ભાગ.

**Short sighted,** *a.* ટુંકી નજર-દૃષ્ટિવાળું; લાંબા વિચાર વગરનું. દૂર નહીં જોઇ શકે એવી આંખવાળું. [ખુંટી શકે એવું.

**Short-winded,** *a.* દમીએલ; થોડો સાસ

**Shot,** *n.* ભાગ; હિસ્સો; ફાળવણીનો હિસ્સો. ગોળો; ગોળા; છરા. ટપ્પો; પલ્લો. આબાદ ગોળી મારનાર; નેમી; નિશાન-ચોટ લેનાર. *pret.* & *pp.* of shoot. ગોળી નિશાન માર્યું.

**Shotten,** *a.* માછલીએ ઈંડાં છોડેલાં હોય એવું લચકાયલું.

**Should,** Shall નો ભૂતકાળ. બીજાંક્રિયાપદ વગર એનો પ્રયોગ થતો નથી. પ્રથમ પુરૂષમાં એનો અર્થ જરૂરની ફરજ બતાવે છે; દ્વિતીય ને તૃતીય પુરૂષમાં યોગ્યતા-ઘટારતપણું બતાવે છે. ઇરાદો ફરજ દેખાડે છે.

**Shoulder,** *n.* ખભો; ખાંધ. વધ કરેલા પશુના આગલા પગનું માંસ. *vt.* ખભે વતી હડસેલો-ધક્કો મારવો. ખભે ઉંચકવું-મુકવું.

**Shoulder of mutton** ઘેટાંનો આગલો પગ. To put one's shoulder to the wheel બોજો ઉપાડવામાં અથવા હરકત દૂર કરવામાં મદદ કરવી.

**Shoulder-belt,** *n.* ખભાપરથી પહેરવાનો-ખાંધ પટ્ટો.

**Shoulder-blade,** *n.* ખભાનું ચપટું હાડકું.

**Shoulder-knot,** *n.* ખભાપર આવી રહે એવો કસબ કે ફીતનો ગુંદો ગુચ્છો.

**Shout,** *vi. t.* બૂમ પાડવી; મહોટેથી-તાણીને હાંક મારવી. *n.* બૂમ; પોકાર.

**Shouting,** *n.* બૂમા બૂમ; પોકાર.

**Shove** *n.* ધક્કો; હડસેલો; ઠોંસો; ધકેલો. *v. t.*

**ધકેલીને આગળ ચલાવવું-ધકેલવું-હાંકવું; હડસેલવું.** બાજુએ ખસેડી નાખવું-ધકેલી કાઢવું.

**Shovel,** *n.* પાવડા જેવું ઓજાર; પાવડો. *vt.* પાવડેથી ઉંચકી કાઢવું-નાખવું-ભરવું-લેવું કરવું.

**Show,** *n.* દેખાવ; જોવું; જણાવું; તમાશો; ખેલ. દમામ; ભારે ભપકો; ઠાઠ. ફક્ત દેખાવ; ઉપરની શોભા; દભ. આકાર; ઘાટ; રૂપ. ઢોંગ; બહાનું; આભાસ; ડોળ. *vt.* દેખાડવું; નજરે પાડવું; બતલાવવું. રસ્તો બતલાવી લઈ જવું. દેખાડી-બતલાવી આપવું સાબીત કરવું. *vi.* દેખાવું; જણાવું.

**Show-bill,** *n.* દુકાનને બારણે વગેરે ચોઢવાનો જાહેર ખબરનો મ્હોટો તાવ.

**Show-bread,** *n.* નૈવેદ; થાળ ધરવી તે.

**Shower,** *n.* માવઠું; ઝાપટું; વૃષ્ટિ; વરસાદ. *vt.* -ઉપર-ની વૃષ્ટિ કરવી;-ઉપર બહુ વરસાવવું; ભેજવવું. વરસવું; વરસીજવું; -નો વરસાદ વરસાવવો. [નહાવાની જગો.

**Shower-bath,** *n.* ઉપરથી પાણી પડે તેવી

**Showery,** *a.* ઝાપટે ઝાપટે વરસતું; માવઠા સંબંધી-નું.

**Showily,** *ad.* દેખાવડાપણાથી; દબદબાથી; રોફદારીથી.

**Showman,** *n.* તમાશો-ખેલ કરનાર-દેખાડનાર.

**Showy,** *a.* ડોળદાર; દેખાવડું; ઢોંગી; દબદબા-ભપકાવાળું; રોફદાર.

**Shrapnel,** *n.* એક પ્રકારના છરાવાળા ગોળા.

**Shred,** *n.* ચિંધરૂં; કાપલી; ચિંદરડો; કડકો કે; ચીપ. *vt.* કાપલી-ચિંદરડી કરવી. A thing of shred & patches તાણી તોડીને ભેગી કરીને સંબંધ વગરની અથવા નકલી ચીજ.

**Shrew,** *n.* કર્કશા; વઢકારી-આરંભ બાયડી.

**Shrewd,** *a.* તીક્ષ્ણ-ઝીણી બુદ્ધિ-લાંબીનજરવાળું; તીવ્ર; બારીક; હોંશિયાર. શાહણું; પક્કું.

**Shrewdly,** *ad.* તીવ્ર-લાંબી-બારીક નજરથી; ખરી અટકળ-તર્ક બાંધીને.

**Shrewdness,** *n.* ખરી અટકળ-તર્ક; તીવ્રતા; હોંશિયારી; શાહાણપણ; પક્કાઈ; લાંબી નજર.

**Shrewish,** *a.* વઢકારૂં; આરૂંભ; કર્કશા જેવું.

**Shriek,** *n.* ચીસ; ચીસાડી; ચિચિયારી; તીણી-મારમી બુમ. *vi.* ચીસ પાડવી.

**Shrievalty,** *n.* આખા પ્રગણાના નાજરની હુકુમત જગા-હોદ્દો.

**Shrill,** *a.* કાન વીંધી નાખે એવું; તીણું; તીક્ષ્ણ; કર્કશ.

**Shrilly,** *a.* કંઈક થોડુંક તીણું-તીક્ષ્ણ-કર્કશ.

**Shrillness,** *n.* તીક્ષ્ણતા-પણું; કર્કશાપણું.

**Shrimp,** *n.* ઝીંગું; કોળમી. ઠીંગણો; ઠીંગરાયલો માણસ.

**Shrine,** *n.* પવિત્ર વસ્તુ રાખવાને કંડિયા-પેટી-સંપુષ્ટ. પવિત્ર જગા; દેવ મંદિર; દેવળ. મંદિર; ગૃહ; ભૂમિ.

**Shrink,** *vi. t.* સંકોચાવું; વળી-ચઢી જવું; ચઢીને કરચોળી-કરચલી વળવી. પાછું હઠવું; અચકાવું; આંચકો ખાવો. ચઢી જાય તેમ કરવું, ચઢાવી દેવું.

**Shrinkage,** *n.* સોસાઈ-ચઢી જાય તેનું માપ.

**Shrivel,** *vt.* ચઢાવી-સંકોચીને કરચોળી કરચલી વાળવી; ની કરચોળી વળી જવી-વળવી.

**Shroud,** *n.* વસ્ત્ર; લુઘડું. કફન; શબને ઓઢાડેલું લુગડું-ચાદર. આચ્છાદન; ઢાંકણ; આશ્રય; ઓથો; ઓઠું. *vt.* વસ્ત્ર-લુઘડું-ચાદર-કફન ઓઢાડવું. ઢાંકવું; છુપાવવું; સંતાડવું;-નું આચ્છાદન કરવું.

**Shrove tide,** *n.* પોતાના ગુન્હા કબુલ કરવાનો વખત-કાળ. રોમન કાથોલિક લોકોના ઉપવાસ પહેલાનો મંગળવાર.

**Shrub,** *n.* નહાનો ઝુમ્ચાવાળો-છોડ ઝાડવું.

**Shrubbery**, *n.* છોડવાનો ક્યારો; ક્યારામાંનાં નહાનાં છોડ.

Shrubby, *a.* ઝાડવાં-ગુચ્છાળાં છોડવાવાળું-જેવું.

Shrug, *n.* ખભાં ઉંચકવાં-મરડવાં-મચકવાં તે. *vt.* નારાજીપણું-નાપસંદગી જણાવા ખભાં ઉંચકવાં-મરડવાં-મચકવાં.

Shudder, *vi.* બીહીકથી થરથરવું-ધ્રુજવું-કંપવું-રૂઆં ઉભાં થવાં. ત્રાસવું; કંપારો-કમ કમી આવવી. *n.* ત્રાસ; કંપારો; થરથરાટ; કમકમી.

Shuffle, *n.* ફંદો; પેચ; ઉડાવવીની વાત. *vt.* આગળ પાછળ-અહિંતું તહીં ધકેલવું-ફેંકવું-ખોસવું-નાખવું; ગરમથલ કરવું. સેળભેળ કરી-ડહોળી નાખવું; રમવાનાં પાનાં ચીપવાં; તાલમેલથી-યુક્તિથી ઘુસાડી-ખોસી દેવું. To s. off ઉતારવું. બહાનું કરવું. *vi.* ચીપવું. બોલીને ફરી જવું-બેસવું; ઉડાવવું; બોલીમાં ફરક પડવો. યુક્તિ-પેચ-પ્રપંચ કરવો. રગસ રગસ ચાલવું.

Shuffler, *n.* ચીપનારો; ડહોળી નાખનારો; બહાનું કાઢનાર; બોલીને ફરી જનાર.

Shuffling, *n.* અખાડા; બહાનું. બેઢંગું-બેડોળ ચાલવું તે.

Shun, *vt.*-થી દૂર-આઘા-વેગળા રેહેવું-રાખવું. પાસે નહીં જવું, તજવું; વર્જવું; છોડવું.

Shunt, *n.* બાજુની રેલ ઉપર વાળવું-ચઢાવવું તે. *vt.* વાળવું; એક બાજુ વાળવું; વળી ને બીજી બાજુપર લાવવું.

**Shut**, *vt.* બીડવું; વાળવું. વાસવું; બંધ કરવું; દેવું; ઢાંકવું. મીચવું; બંધ કરવું.-માં જવા આવવાની બંધી-બંધ કરવું. S. *in.* ઘેરવું; કેદ કરવું; પૂરવું; ગોંધવું S. *out.* અંદર નહીં આવવા દેવું S *up* ઢાંકી રાખવું.*vi.*બંધ થવું.

**Shutter**, *n.* બારણું; કમાડ; ઢાકણું-ણ. બારીનાં ફરકાં-ફરેડી, જિલમિલ.

**Shuttle**, *n.* વણકરનો કાંટલો.

**Shuttle-cock-cork**, *n.* એક પ્રકારની પીછાના પુછડાવાળી દડી.

Shy, *a.* અતિશય શરમાળ-શરમિંદુ; લાજાળું ભડકણ; બીહીકણું. સાવચેત; ફિકરમંદ; હુશિયાર; વહેમી *vi.* ભડકી-ચમકી-ચોંકીને પાછું બાજુએ હઠવું-એક તરફ વળી-ફરી જવું. *n* ચમક; ભડકાટ; ભડક.

Shyly, *ad.* ભડકે-બીહે એવી રીતે.

Shyness, *n.* લાજ; સંકોચ; પડદો; શરમાળપણું

Sibilant, *a.* સકાર-સણસણના અવાજ જેવો, સકારી; ઉષ્મ.

Sibilation, *n.* સકાર જેવો-સકારી અવાજ.

Sibyl, *n.* પ્રાચીન કાળમાં ભવિષ્ય કહી શકે એવી સ્ત્રી. સ્ત્રીજ્યોતિષી; ભાગ્ય જોનાર-કહેનાર સ્ત્રી.

Sibylline, *a.* ભવિષ્ય કહેનાર સ્ત્રીસંબંધી; તવી સ્ત્રીએ કહેલું-બનાવેલું;તેવી સ્ત્રીઓના ગ્રંથ જેવું.

Siccative, *a.* સુકવતું; સુકવનારૂં; કોરૂં કરવું-પાડતું.

Siccity, *n.* સુકા-કોરાપણું.

Sick, *a.* આજારી; બિમાર; રોગી; માંદું; કાહેલી. કંટાળેલું; કંટાળી-કાયર થઇ ગયલું. ઓકારી-ઉલટી-મોળ આવતી હોય એવું.

Sick-bed, *n.* મંદવાડનો ખાટલો.

Sicken, *vt.* -માં ઓકારી-અભાવો-મોળ ઉત્પન્ન કરવો. કંટાળો લાવવો-ઉપજાવવો. માંદું-આજારી કરવું-પાડવું. *vi.* ઓચાઈ-ધરાઈ-કંટાળી જવું; -ને ચીતળી-કમકમાટ ઉપજવો-આવવો. કંટાળો-ત્રાસ આપવો. આજારી પડવું-થવું. કમજોર પડવું. કરમાવવું; નિર્ગત થઈ-લબડી જવું; ઓછું-કમી થવું.

Sickening, *a.* દુઃખ દે એવું. કંટાળા ભરેલું.

Sickish, *a.* કંટાળો ઉપજાવતું. મોળ-ઓકારી ઉત્પન્ન કરતું.

**Sickishness**, *n.* ઓકારી-ઓળ ઉત્પન્ન કરવા નો ગુણ.

**Sickle**, *n.* દાતરડું; કોયતું.

**Sickliness**, *n.* મંદવાડ; કાહેલીપણું; રોગ; દરદ; આજાર; મરજ.

**Sickly**, *a.* રોગી; પંડરોગિયું; રોજમાંદું. રોગ કરે એવું; રોગનું. નિર્મેત; નબળું.

**Sickness**, *n.* મંદવાડ; કાયલીપણું; બિમારી. રોગ; મરજ; આજાર.

**Side**, *n.* બાજુ; પાસું. કોર; ધાર. સીમા હાથ; બાજુ; તરફ; પાસે; ગમ; મરે; ભણી. એક પાસું; પક્ષ. તરફ; પક્ષ. પડખું *a.* બાજુનું; એક પાસા-સોઠનું. પેટાનું; અંતર્ગત; ફંટાતું; આડું. *vi.* પક્ષ લેવો-પકડવો;-ની તરફ-બાજુ થવું. [ખાનાવાળું ટેબલ.

**Side-board**, *n.* જમવાનો સામાન મહેલવાનું

**Side-long**, *a.* ત્રાંસું; આડું; એક બાજુનું. *ad.* બાજુએ; ત્રાંસુ.

**Side-look**, *n.* ત્રાંસી નજર; કટાક્ષ.

**Side-real**, *a.* તારા-ગ્રહવિષે-સંબંધી.

**Sidesaddle**, *n.* બાયડીઓને બેસવાનું જીન-ખોગીર-નો કાઠો.

**Side-ways-wise**, *ad.* એક તરફ-બાજુએ; પડખે; પડખેથી; સોડે; બાજુએ.

**Side-view** *n.* નેત્ર કટાક્ષ; આપાંગ દષ્ટિ.

**Siding**, *n.* લોઢાની સડકનું પડખું-ફાંટો ફંટાતો ભાગ. [-જવું. પાસુ વળો સુવું.

**Sidle**, *vi.* ભીડમાં બાજુ આગળ કરી ધસવું

**Siege**, *n.* ઘેરો; ઘેરો ઘાલવો તે; ઘેરો ઘાલી બાંધ કામ બાંધી હુમલો કરવો તે. વશ-કબજો કરવાને નિરંતર પ્રયત્ન. To raise a siege ઘેરો ઉઠાવવો.

**Sierra**, *n.* ખડબચડી-દાંતા દાંતા વાળી કરાડ. ડુંગર.

**Siesta**, *n.* મધ્યાહ્નને સુખ નિદ્રા.

**Sieve**, *n.* ચાળણી; ચાયણી; ચાણ્ણી. ચાલણું; ઝારો.

**Sift**, *vt.* ચાળવું; ગાળવું; છાંણવું. નિવેડી-આળીને જુદું કાઢવું. બારીક નજરથી તપાસીને-છાણીછાણીને જોવું; વિચારથી કસવું-તપાસવું; મથવું. ઉકણવું; ઝાટકવું; વા દેવો.

**Sifter**, *n.* ચાળનાર; ઝાટકનાર. બારીકીથી તપાસનાર.

**Sigh**, *vi.* ઉંડા-મહોટો નીસાસો-સાસ મુકવો. શોક-ખેદ-પશ્ચાત્તાપ કરવો;-ને ઉદ્વેગ થવો. *vt.* નિસાસાઓથી દર્શાવવું. *n.* નિસાસો; નિસ્વાસ; હાએ; ડચકું.

**Sight**, *n.* દર્શન; જોવું-દેખવું તે; દષ્ટિ; દેખાવ. નજર; દષ્ટિન્દ્રિય: આંખ; ડોળો. તમાશો; રચના; દેખાવ. પદાર્થ જોવાનું બાકું-કાણું. At & after sight. તરતની તથા મુદતની (હુંડી.)

**Sightless**, *a.* આંધળું; નેત્રહીન.

**Sightlessness**, *n.* આંધળાપણું; અંધાપો.

**Sightliness**, *n.* દેખાવડા-રૂપાળાપણું.

**Sight-ly**, *a.* મોખરા ઉપરનું; બહાર પડતું. દેખાવડું; રૂપાળું.

**Sign**, *n* ચિન્હ; નિશાણી; નિશાન. લક્ષણ. ઇશ્વરી ચમત્કાર-કૌતુક; અદભૂત બનાવ-વસ્તુ. સંભારણું; યાદગીરીની કોઈ ચીજ. સંજ્ઞા; ચિન્હ. ઇશારત; ઇશારો; સાત રાશિ. *vt. i.* ઇશારત-ચિન્હથી ચેતવવું-જણાવવું; સાન-ચિન્હ કરવું.-ઉપર સહી કરવી.

**Signal**, *a.* મહોટું; નામીચું; પ્રખ્યાતિ લાયક-યોગ્ય; જાણવા જોગ; વિલક્ષણ; વિશેષ. *n.* સાંકેતિક ચિન્હ-ઇશારત-નિશાની; સાન; સકેત. *vt.* સંકેતથી ચેતવવું-જણાવવું;-ની સકેતથી ખબર આપવી.

**Signalize**, *vt.* પ્રખ્યાત-નામીચુ કરવું;-થી પ્રસિદ્ધ થવું. નામ- કીર્તિ મેળવવી-સંપાદન કરવી. વાવટાની નિશાનીથી-મારફતે વાતચીતનો વ્યવહાર રાખવો. [ અજબ-તાજુબ રીતે.

**Signally**, *ad.* પ્રસિદ્ધ-પ્રખ્યાતપણે; અજ-

**Signature**, *n.* નિશાણ; ખૂણ. સહી; હસ્તાક્ષર; પોતાના દસ્કત; મતુ.

**Sign-board**, *n.* દુકાને-બારણે મારવાનું નામ ધંધો-વેપાર સૂચક પાટિયું.

**Signer**, *n.* સહી-મતુ કરનાર. [ મુદ્રા.

**Signet**, *n.* મેહોર; છાપ; રાજાની ખાનગી

**Significance-cy**, *n.* અભિપ્રાય; અર્થ; મર્મ; ભાવ; આશય; ભાર; અગત્યતા; ઉપયોગીપણું; વજન.

**Significant**, *a.* માંહે ઉંડો અર્થ-મર્મ રહેલો હોય એવું; ભાવ-અર્થ સૂચક-વાળું-ભરેલું- બોધક; મર્મ સૂચક-વાળું-અગત્યનું; મહોટું; મહાભારત.

**Significantly** *ad.* અર્થ-મર્મ રહેલો હોય એવી રીતે.

**Signification**, *n* અર્થ; અભિપ્રાય; માયનો; ભાવ; ભાવાર્થ; આશય.

**Significative**, *a.* અર્થવાળું-નું-બતલાવતું.

**Signify**, *vt.* કોઇ પણ ચિન્હથી-ઇશારતથી-શબ્દથી જણાવવું-કહેવું; કહી બતાવવું.- નો અર્થ માયનો-ભાવાર્થ થવો. માંહે જીવ-વજન હોવું; અગત્યનું-જીવનું હોવું. જણાવવું; સમજાવવું; સૂચવવું.

**Signmanual**, *n.* સ્વલેખ; રાજાના પોતાના દસ્કત; પોતાના હાથની સહી; હસ્તાક્ષર.

**Sign-post**, *n.* જાહેરખબર-પાટિયાં ચોઢવાનો સ્તંભ-થામલો.

**Silence**, *n.* શાંતપણું; સુનકાર; શાંતાકાર. મૌન; ચુપકી; બોલવું ચાલવું નહીં તે; નિઃશબ્દપણું. ચુપકી; છુપાપણું. અપ્રસિદ્ધિ; અપ્રખ્યાતિ. *vt.* ચુપ-છાનું-શાંત કરવું-રાખવું; બોલતું-અવાજ કરતું બંધ કરવું. શાંત-નરમ-બંધ પાડવું. કરવું. તોપનો મારો બંધ કરાવવો-કરવો. *int.* ચુપરહો ! ચુપ !

**Silent**, *a.* મુગું; નિઃશબ્દ; છાનું; ચુપ. થોડા બોલું; ખામોશીવાળું. શાંત; સ્તબ્ધ; સ્થિર; નિશ્ચળ. અનુચ્ચારિત; બોલાવામાં નહીં આવતું હોય-જેનો ઉચ્ચાર ન થતો હોય એવું. અપ્રસિદ્ધ. [શોરે; ચુપચુપ.

**Silently**, *ad.* ચુપકીથી; છાનામાના; વગર

**Silex**, *n.* ચકમક ને તેની સાયનો ધાતુ.

**Silicious**, *a* ચકમક જેવું. [ પાપડી.

**Siliqua**, *n.* દાણા-બીજ-લીલવાવાળી સીંગ-

**Silk**, *n.* રેશમ; હીર; રેશમી તાર-કાપડ; રેશમ જેવાં છુછાં. *a.* રેશમી; રેશમનું; હિરાગળ.

**Silken**, *a.* રેશમી; હિરાગળ. નરમ; સુંવાળુ.

**Silk-mercer** રેશમના વેપારી.

**Silk-worm**, *n.* રેશમનો-હીર કીડો.

**Silky**, *a.* રેશમી; રેશમનું; હિરાગળ. રેશમ જેવું; નરમ; સુંવાળું.

**Sill** *n.* આધાર; પાયો. ઉમરો; ઉમર.

**Sillabub**, *n.* દારૂ ને દુધ મેળવીને કરેલો પીવાનો પદાર્થ. [ નાદાનપણું.

**Silliness**, *n.* મૂર્ખાઈ; નાદાની; બેવકુફી; અ-

**Silly**, *a.* મૂર્ખ; નાદાન; કમઅક્કલ; બેવકુફ; અનાડી; ભોળું; ચિબાવળું.

**Silt**, *n.* પાણીમાંથી બેઠેલો કાંપ-કાદવ-કચરો; ચગું *vt.* કાંપ-કચરો-કાદવથી પૂરવું રોકવું-બંધ-કરવું.

**Silurian**, *n.* મુળનો બહુજ પાસેનો જૂનો લાલ અડદીઓ પથ્થર.

**Silva**, *n.* કોઇ દેશના જંગલનું વર્ણન-ઈતિહાસ.

**Silvan,** *a.* જંગલ-ઝાડ-વન-અરણ્યનું-સંબંધી; ઝાડની ચડ સંબંધી.

**Silver,** *n.* ચાંદી; રૂપું. રૂપાનાણું. રૂપેરી રંગની-રૂપાજેવી વસ્તુ. *a.* રૂપેરી; રૂપાનું-જેવું; ચકચકીત; સફેત. શુદ્ધ; સ્પષ્ટ; મધુર. કિમતી; સુલ્લવાન. મીઠી (ઉંઘ). *vt.* -ઉપર રૂપું ચઢાવવું; કલઈ લગાડવી-દેવી. ઓપીને રૂપા જેવું ચકચકીત બનાવવું. ધોળું-સફેત કરવું-બનાવવું; -થી ધોળું થવું. To be born with a silver spoon in one's mouth. ગર્ભ-શ્રીમંત હોવું.

**Silver-leaf,** *n.* રૂપાનું પાનું- વરખ.

**Silver-smith,** *n.* રૂપાના ઘાટ ઘડનાર; સોની.

**Silverling,** *n.* રૂપાનાણું. [ચકચકીત.

**Silvery,** *a.* રૂપાનું-જેવું; રૂપેરી; રૂપા જેવું સફેત-

**Similar,** *a.* સરખું; મળતું; સમ; સરખે સરખું; જેવું. [શ્ય; બરાબરી.

**Similarity,** *n.* સરખાપણું; મળતાપણું; સાદ-

**Similarly,** *ad.* તેમજ; તેજપ્રમાણે-મુજબ; તેવીજ-સરખીરીતે; બરોબર. [મિસલ.

**Simile,** *n.* દ્રષ્ટાંત; ઉપમા; અલંકાર; ઉપમા;

**Similitude,** *n.* મળતા-સરખાપણું; સાદૃશ્ય; સામ્ય. મુકાબલો; મિસલ. ઉપમા; તુલના.

**Simious,** *adj.* વાંદરાની જાતવિશે-નું-સંબંધી; વાંદરા જેવું.

**Simmer,** *vi.* સણ સણવું; ખદખદવું; ધીમી આંચે ઉકળવું. [ વેચવા-લેવાનું-સંબંધી.

**Simoniacal,** *a.* પાદરીની જગો રૂશવત ખાઈ

**Simony,** *n.* ધર્મગુરૂની-પાદરીની જગો રૂશવત ખાઈ-આપી આપવાનો-લેવાનો અપરાધ-ગુન્હો-કૃત.

**Simoon,** *n.* તાફાની-ગુંગળાવે એવો પવન.

**Simper,** *vi.* ડાળથી- ખોટા દંભથી હસવું-મલકાવવું.

**Simple,** *a.* શુદ્ધ; અમિશ્રિત; અસંયુક્ત. સાદું; અનલંકૃત; અલંકારરહિત. સહેલું; સુતર; સ્પષ્ટ; નિઃસંશય; ચોખ્ખું. મનમાં પડદો-મેલ ન રાખે એવું; સુધું; નિખાલસ; ભોળું; નિષ્પ્રપંચી; નિષ્કપટી. ડાળ-દંભ-પ્રપંચ વગરનું. ઓલિયું; બોઘલું; ભાળું; ભોળિયું; મૂર્ખ; બેવકૂફ; અજ્ઞાન. S. substance તત્વરૂપ-સિદ્ધ પદાર્થ. *n.* શુદ્ધ પદાર્થ. ઓસડિયું; ઔષધી.

**Simple-hearted-minded,** *a.* હૈયામાં પાપ-નું મેલું નહોય એવું; નિષ્કપટી; નિખાલસ; મનનું ભોળું.

**Simpleton,** *n.* બોઘલું; ભોળાભાઈ; ઠ; ઠઠો; મૂર્ખો; બેવકૂફ માણસ, અનાડી.

**Simplicity,** *n.* શુદ્ધતા-પણું; અમિશ્રિત-અસંયુકતપણું. સરળ સહેલાપણું. નિષ્પ્રપંચી-નિષ્કપટી-નિખાલસપણું; ભોળપણુ. સાદાઈ; અનલંકૃતપણું. સ્પષ્ટતા; ચોખ્ખા-ખુલ્લાપણું.

**Simplification,** *n.* સ્પષ્ટ-સરળ-ચોખ્ખું-નિઃસંશય કરવું તે; ગુંચવણમાંથી ઉકેલવું તે.

**Simplify,** *vt.* સરળ-સ્પષ્ટ-ચોખ્ખું. નિઃસંશય અસંયુક્ત કરવું; ગુંચવણમાંથી ઉકેલવું.

**Simply,** *ad.* સ્પષ્ટતાથી; ચોખ્ખું; સાદું; સાદીરીતે. માત્ર; કેવળ; ફક્ત; શુદ્ધ; એકલું. મૂર્ખાઈથી; ભોળપણથી; બેકુફીથી.

**Simulate,** *vt.* નો ઢોંગ-ડોળ-દેખાવ ધરવો-કરવો-કરી દેખાડવો; ડોળ ઘાલવું; ઉપર-બહારથ-દેખાડવું. [ ડોળ-દંભ.

**Simulation,** *n.* ઉપર-બહાર નો ખોટો ઢોંગી.

**Simultaneous,** *a.* એકજ વખતે-સમયે બનેલું-બનનાર-હોનાર; સમ-એક કાલિક. [વખતે-

**Simultaneously,** *ad.* એકજ પ્રસંગે; જોડે; તેજ

**Sin,** *n.* પાપ; અધર્મ; પાતક; કુકર્મ; ગુનાહ. *vi.* પાપ-અધર્મ કરવું. અપરાધ-તકસીર-નુકસાન કરવું.

**Sinapism**, *n.* રાઈનું પોટીસ.

**Since** *ad.* ઉપર; થયાં;-ને થયું; ત્યાર પછી-થી; ત્યારપછી-થી આજલગી. *prep.* પછી; થી. *Con.* તેથી; કારણકે.

**Sincere**, *a.* શુદ્ધ; ચોખ્ખું. ખરા અંતઃકરણ-દિલ-ભાવનું. ખરૂં; દંભ વગરનું; નિષ્કપટ; નિખાલસ. [ન-નિષ્કપટથી; દિલ-મનથી.

**Sincerely**, *ad*, ખરા ભાવ-અંતઃકરણથી; બિ-

**Sincerity**, *n.* ખરો-શુદ્ધ ભાવ-દિલ-મન-અંતઃકરણ. નિષ્કપટીપણું. [ખોપરી.

**Sinciput**, *n.* માથાનું તાળવું-ની આગલી

**Sine**, *n.* (ગણિતશાસ્ત્રમાં) જ્યા.

**Sinecure**, *n.* બેઠી-કામ વગરની ચાકરી.

**Sinecurist**, *n.* બેઠા-વગર કામે પગાર ખાનાર-લેનાર.

**Sinew**, *n.* સ્નાયુ; નસ. વીર્ય; બળ: સામર્થ્ય; કૌવત; મુખ્ય સાધન. *vt.* સ્નાયુથી જોડવું.

**Sinewy**, *a.* સ્નાયુનું વિષે. જબરૂં; બળિયું; જોરાવર;બળવાન-ષ્ટ. [પાપનું-ભરેલ; અધર્મનું.

**Sinful**, *a.* પાપી; અધર્મી; પાતકી; ગુનેહગાર;

**Sinfully**, *ad.* પાપથી; અધર્મથી.

**Sinfulness**, *n.* પાપી-અધર્મપણું.

**Sing**, *vi.* ગાવું; ગાન-મધુર સ્વર કરવો. ટૌકા-ટૌકડા-મધુર શબ્દ કરવા; સુસ્વર કાઢવો; ગાવું. પદ્યમાં વર્ણવવું કહેવું;-ની વિષેકવિતા-કવન કરવું. *vt.* ગાવું.-નાં ગીત-કવિતા જોડવી; પદ્યમાં વર્ણવવું-કહેવું; -નું કવન કરવું. વખાણ કરવાં; કીર્તિ ગાવી. (ઉકળતાં) સણસણવું.

**Singe**, *vt.* ઉપરની સપાટી બાળવી; ઉપર ઉપરથી શું જવું; સેકવું; ઝાળવવું; દઝાડવું.

**Singer**, *n.* ગવૈયો; સંગીત ગાન કરનાર;ગાનારો.

**Singing**, *n.* ગાવું; ગાયન; રાગરંગ.

**Sing-song**, *n.* નિરસપણું; રસ તાલ વગરનું ગાવું-ગાણું. રાગડો.

**Single**, *a.* એક; એકજ. એકે-એકેપણ(નહી). એકલું; છડું. કુવારૂં; નહી પરણેલું. એકવડું. એકલમ એકલા; દ્વંદ્વ. શુદ્ધ; અમિશ્રિત; અસંયુક્ત; ખરા અંતઃકરણનું. *vt.* (out) ઓળખી-શોધી કાઢવું; જુદું કાઢવું-પાડવું.

**Single-handed** *a.* એકલું; છડું. એકલે હાથે; એખલી જાતે.

**Single-hearted-minded**, *a.* નિખાલસ; નિષ્કપટી; ભોળું; શુદ્ધ-ચોખ્ખા દિલનું; ખરા ભાવવાળું.

**Single-heartedness**, *n.* એકજ નિષ્ઠા મનચિત્ત; ચોખ્ખું; દિલ; ખરોભાવ.

**Singleness**, *n.* એકલાપણું. કુંવારાપણુ. નિખાલસપણું; એક-ખરોભાવ; ચોખ્ખું-સારૂં-દિલ. [જુદાં; નોખાં; મદદ વગર.

**Singly**, *ad.* એક એક; પ્રત્યેક; દરેક. એકલાં;

**Singular**, *a.* વ્યકત; પ્રત્યેક; ભિન્ન વ્યક્તિ વાચક-દર્શક એક વચનનું. અસાધારણ; વિચિત્ર; અનુપમ; તરેહવાર. અપૂર્વ; અદ્વિતીય; પ્રખ્યાત. વિલક્ષણ; તુરંગી; ઓર તરેહનું. જોડાવગરનું; એકલું-જ.

**Singularity**, *n.* વિશેષ-તા; વિલક્ષણ-વિચિત્ર-તરેહવાર-અસાધારણપણુ -ગુણ.

**Singularly**, *ad.* વિલક્ષણ-તરેવહાર-વિચિત્ર-વિશેષરીતે.

**Sinister**, *a.* ડાબું; ડાબી તરફનું. અશુભ; અમંગળ; અનિષ્ટસૂચક; અભાગિયું; નઠારૂં. દુષ્ટ; ખરાબ. ખોટું; કુટિલ; કપટ-પાપનું--ભરેલું; બદ- [તરફ જવું.

**Sinistrorsal**, *a.* ડાબીતરફથી નીકળીજ માણી

**Sinistrous**, *n.* ડાબીતરફ. વાંકું. અવળું; વક્ર; કુટિલ; આડું; વિપરીત; ઐનજેવું; અડિયલ.

**Sink**, *vt.* બુડાડવું; ડુબાડવું;-થી-નેલીધે નીચે ડુબી જવું. નીચું પાડવું;-થી નીચું પડવું. ભીદાવવું;

ખોદવું. ખુટાડવું; ઘટાડવું. સોસાવવું; સોસાઈ-ઓસરી-ઉતરી જાય તેમ કરવું. ઘટાડવું; કમી કરવું; ઉતારવું. ઓછું કરવું; કાપવું; વાળવું. *vi.* નીચું બેસવું-ઉતરવું-દબવું. ડુબવું; બુડવું; તળિયે બેસવું. મનમાં ઉતરવું-ચોટવું. ભારથી કચરાઈ-દબાઈ મરવું-જવું; -માં ડુબી-બુડી જવું. ઘટવું; કમી થવું; સમ વું; નરમ પડવું. સોસાઈ ઉતરી-સુકાઈ-ઓસરી જવું. આંખમાં ખાડા-કુવા પડવા; આંખ અંદર ગળાઈ જવી. મરણ વખતે દમ નરમ પડવો-બેસવો. *n.* નળ; મોરો; ગટર; ખાળ; ખાળકુંડી; નીક.

**Sink-hole,** *n.* ખાળનું મહો; કચરો જવાનો રસ્તો. [ભંડોળ.

**Sinking-fund,** *n.* કરજ કમી કરી વાળવાનું

**Sinless,** *n.* બેગુનાહ; પાપ વગરનું-રહિત.

**Sinner,** *n.* પાપી માણસ; પાપી; પાપ કરનાર; ગુનેહગાર. [દાન.

**Sin-offering,** *n.* પાપ નિવારણ માટે બળી-

**Sinuate,** *vi.* વાંકું ચુંકું-સર્પાકાર કરવું.

**Sinuation,** *n.* સર્પાકર આકાર.

**Sinuosity,** *n.* સર્પાકાર આકાર કરવો તે.

**Sinuous,** *a.* પેચદાર; વાંકું ચુંકું; નાગમોડ; સર્પાકાર; સાપના જેવું વાંકું ચુંકું.

**Sip,** *vt.* ચુસવું; જરાજરા મહોમાં લઈને- ચાખીચાખીને-બચકેબચકે પીવું; પીવું;-નો રસ પીવો. *n.* ઓઠથી જરાજરા પીવું-પીધેલો ઘુંટડો; સડાકો; સદુકો. [ની વાંકીનળી-નળીકા.

**Siphon,** *n.* પીપમાથી પ્રવાહી પદાર્થો કાઢવા-

**Sir,** *n.* સાહેબ; મહારાજ; ખુદાવંત-દ;જી; શેઠ. નાઈટ કે બારોનેટની પદવી ધરાવનારના નામ પૂર્વે 'સર' લખાયછે. [બાપજી.

**Sire,** *n.* બાપ; પીતા. મહારાજ; માબાપ; સાહેબ;

**Siren,** *n.* મોહિની; મોહક મોહ પમાડનાર સ્ત્રી.

**Sirloin,** *n.* ગોમાંસની પુંઠ.

**Sirocco,** *n.* એક પ્રકારનો લીબિયાના રણનો કમકૌવત કરે એવો પવન.

**Sirrah,** *n.* ઢાંગો; લુચ્ચો; લબાડ; હરામખોર; . અરે ઓ; એ માણસના જણ્યા.

**Sirup,** *n.* ફળ ફળાદિનો-ખાંડનો વનસ્પતિ સહિત ઉકાળેલો રસ; શારો; ચાસણી.

**Sist,** *v.* અટકાવવું થોભાવવું.

**Sister,** *n.* બેહેન. ધર્મ-ગુરૂભગિની-બેહેન જોડીએણ; મઠમાં રહેનારી કુંવારી સ્ત્રી. જોડની-સરખી-એકજ જાતની વસ્તુ; બેહેન; જોડ. *a.* જોડનું. [સ્ત્રીઓનું મંડળ; બેહેનપણું.

**Sister-hood,** *n.* એકજ ધર્મ-માર્ગ-આશ્રમની

**Sister-in-law,** *n.* નણંદ; નણદી. સાળી. ભાભી; ભોજાઈ. જેઠાણી. દે-દીરાણી. [લાયક.

**Sisterly.** *a.* ખરા હેતવાળું; બેહેન જેવું-પ્રમાણે-

**Sisyphean,** *adj.* નિરંતર-અવિરલ.

**Sit,** *vi.* બેસવું. (on) પડવું; તરી રહેવું. બેસતું-બંધ બેસતું આવવું. સેવવું; ઉપર બેસવું.-બેસીને સેવવું. ઉઘડવું; બેસવું. (down) બેસવું; બેસી જવું; હેઠે બેસવું; ઘેરો ઘાલી બેસવું. થાક ખાવા-આરામ લેવા-સંતોષ પામી-ધરાઈને બેસવું. (up) બેઠા રહેવું-થવું; જાગવું; ઉજાગરો કરવો; બેઠા ને બેઠા રહેવું; ટટાર બેસવું. *vt.* -ઉપર સવાર થવું -બેસવું; -નું આસન ચોંટવું.

**Site,** *n.* જગ્યા; સ્થાન; સ્થળ; ઠેકાણું; થાનક.

**Sitting,** *n.* બેસવું-બેઠેલા હોવું તે; બેઠું આસન; આસન. બેઠક; બેસવાની જગો. નિરંતર અધ્યયન નો કાળ; બેસવાનો કાળ-વખત; કચેરી-શેશન ભરવી તે.

**Situate, Situated,** *a.* ઉપર આવેલું; અવધિતિ: મુકેલું; સ્થિતિ. બેસાડેલું; બેઠેલુ.

**Situation,** *n.* સ્થિતિ; સ્થાન; થાનક; જગ્યા-અવસ્થા; હાલત. જગા; નોકરી

**Sitz-bath**, *n.* બેસીને નહાવાનું ટબ-પીપ.
**Six**, *a.* છ; ૬. To be at sixes & sevens તદ્દન મુંઝાઈ જવું.
**Six-fold**, *a.* & *n.* છગણું; છપટ. છવડવાળું; છવડું.
**Six pence**, *n.* પાવલાની કિમ્મતનું અંગ્રેજી રૂપાનાણું.
**Sixteen**, *a.* & *n.* સોળ; ૧૬.
**Sixteenth**, *a.* & *n.* સોળમું સોળાંશ.
**Sixth**, *a.* & *n.* છઠું. ષષ્ઠાંશ.
**Sixthly**, *ad.* છઠું એમ કે.
**Sixty**, *a.* & *n.* સાઠ; ૬૦.
**Sixtieth**, *a.* & *n.* સાઠમું. સાઠાંશ.
**Sizar**, *n.* વિલાયતની મદ્રેસામાં જેને રોજ મફત જમવા ને ભણવાનો હક્ક હોય છે તે વર્ગનો વિદ્યાર્થી.
**Size**, *n.* એક જાતનો પાતળો સરસ; આર; ખેળ. કદ;મહત્વ; પરિમાણ; વડ. *vt.* આર દેવો-ચઢાવવો. કદ પ્રમાણે ગોઠવવું.
**Sized**, *a.* કદનું; વડનું.
**Sizel**, *n.* રૂપાંના લાટા માંથી સીક્કા માટે કટકા કાપ્યા પછી રહેલી ભૂકો.
**Sizy**, *a.* ચીકણું; બળખા-રેસા જેવું. આરખેળવાળું.
**Skate**, *n.* એક પ્રકારનો બરફપર ચાલવાનો જોડો. *vi.* એવા જોડાથી બરફપર સરવું-સરીને ચાલવું.
**Skein**, *n.* આંટી; કાકડી-ડું; કુકડી.
**Skeleton** *n.* હાડપિંજર; શરીરનું ખોખું. હાડકાનો માળો; હાડ કે હાડકાં દેખાતાં હોય એવું માણસ. ખોખું; ડોળિયું; ખરડો.
**Skeleton-key**, *n.* જાણીજોઈને ઘસી નાખેલી કુંચી.
**Skeptic-al**, *a.* See sceptic al.
**Sketch**, *n.* ખોખું; નકાશો. ચિત્રનું ડોળિયું-ખરડો. આંકણી; હદ બતાવતી લીટી જેથી જે આકાર બતાવવો તે *vt.* ખોખું-ડોળિયું-ખરડો કરવો. મુખ્ય મુખ્ય વાત કહેવી.
**Sketchy**, *a.* ખરડા-ખોખા જેવું.
**Skewer**, *n.* સોયો; સળિયો; લાકડા કે લો ખંડની મેખ-ખીલો.
**Skid**, *n.* લાકડાનો ટુંકો કટકો; લીટી દોરવાની ચપટી આંકણી.
**Skiff**, *n.* નહાનું હલકું નાવ-મછવો; હોડકું.
**Skilful**, *a.* ચતુર; કુશળ; કાબેલ; કસબી; આવડતવાળું. ચતુરાઈ-કુશળતા-કાબેલિયત-કસબવાળું.
**Skilfully**, *ad.* ચતુરાઈથી; કુશળતાથી; આવડતથી.
**Skilfulness**, *n* ચતુરાઈ; કુશળતા; કાબેલિયત.
**Skill**, *a.* જ્ઞાન; બુદ્ધિ; સમજ. ચતુરાઈ; ચાતુર્ય; કૌશલ્ય; હોથ કસબ.
**Skilled**, *a.* ચતુર; કાબેલ; પ્રવીણ; કુશળ.
**Skillet**, *n.* ડોયા જેવું લાંબા હાથાવાળું નહાનું વાસણ.
**Skim**, *vt.* પ્રવાહી પદાર્થના ઉપર ઉપરથી કચરો-મેલ-છારી-તર-મલાઈ-રગડો જુદો કરવો-તારવી કાઢવો. ઉપર ઉપરથી અડકી ને-જોડે ઘસડાઈને જવું. ઉપર ઉપરથી ધીમે ધીમે સરી જવું ચાલવું; ઉપર ટપ્પે-ચોટિયું જોઈ જવું.
**Skimmer**, *n.* ઝારો; થરી-મલાઈ તારવી-ઉંચકી લેવાનું વાસણ-ચમચ.
**Skim-milk**, *n.* ઉપરથી તર-મલાઈ કાઢી-ઉતારી લીધેલું દુધ.
**Skimmings**, *n. pl.* ઉપર ઉપરથી કાઢીઉતારી લીધેલી ફુપોટી-તારણ મેલ-તર-મલાઈ.
**Skin**,*n.* ચામડું; ખોળિયું; ખાલ; ચામડી; ત્વચા ચર્મ. છાલું; છોતરું; કોટલું; છાલ- *vt.* ચામડી ઉતારવી. છાલ-છોતરાં ઉતારવાં-ઉખેડી કાઢવાં. છોલવું; છાલાં કાઢવાં. *vi.* નવી ચામડી -લોંધ-અંગુર આવવું.
**Skin-deep**, *a.* ચામડી છોલાઈ હોય એટલુંજ; સહેજ; ઉપર ઉપરનું; ઉપલું.

**Skin-flint,** *n.* મખ્ખીચુસ; બખીલ.

**Skinny,** *a.* કુબળું; માત્ર ચામડી ને હાડકાંવાળું; ચાંમડાં ચહોંટી ગયલું; માંસવગરનું; હાડકાંનો માળો.

**Skip,** *vi.* કુદવું; છલંગે-ઠેકડા-કુદકો મારવો. ઉકવું; ઉંડી છલંગ મારવી; ઓળંગવું; ઉપરથી કુદી જવું; મુકી દેવું. *n.* છલંગ; કુદકો; કુદકારો; ઠેકડો. મુકી દેવું તે.

**Skip-jack,** *n.* ઢોંગી-વગર હકે બીજાના કામમાં ઘુસનાર.

**Skipper,** *n.* નહાના વેપારી વહાણનો ટંડેલ-માલિક.

**Skipping-rope,** *n.* ઝાલીને કુદવાનું દોરડું.

**Skirmish,** *n.* યુદ્ધમાં થોડી મારામારી ઝરંઝડા; લશ્કરની નહાની ટુકડીઓની સહેજ-થોડી લડાઈ-ઝપાઝપી. ટપાટપી. કજીઓ; ઝગડો. *vi.* સહેજ-થોડું લડવું-મારામારી કરવી; નહાની ટુકડીઓની સહેજ લડાઈ-ટપાટપી થવી.

**Skirmisher,** *n.* સેહેજ-થોડી ટપાટપી ઝપાઝપી કરનાર. લશ્કરની આગળ છુટા જઈને કે કુચ કરનાર ટુકડીની બાજુએ છુટા ચાલીને શત્રુને ખોળી કાઢીને અટકાવનાર: ટપાટપીઓ.

**Skirt,** *n.* દામન;પાલવ; ઘેર; ઝુલ; ચાળ. કોર; છેડો; સિમા; હદ; કિનારો. ચણિયા જેવું બૈરાંને પહેરવાનું લુગડું; ઘાઘરો. *vt* હદ કરવી;-ને છેડે-કોરે-ની સીમાપર-ફરતું આવવું-હોવું *vi* હદપર-કિનારે વસવું.

**Skirted,** *a.* ઘેરદાર; ઘેરાવાવાળું.

**Skittish,** *a.* બીહીકણ; ભડકણ; શરમાળ. ઉડાઉ; ઉડેલ; વાએલ; ઠેકાણા-ઢંગવગરનું. ચંચલ વૃત્તિવાળું; પળપળમાં ફરે એવું અસ્થિર.

**Skittishly,** *ad.* બીહીકણ શરમાળપણે.

**Skittles,** *n. pl.* એક પ્રકારની રમત છે.

**Skiver,** *n.* ઘેટાનું છોલેલું કે ચીરેલું ચામડું.

**Skulk,** *vi.* સંતાવું; ભરાઈ બેસવું.

**Skull,** *n.* માથાની ખોપરી-તાલકું-કાચલી.

**Skull-cap,** *n.* તાલકા ટોપી.

**Sky,** *n.* આકાશ; વાદળી ગગન; આભ; આસ્માન. હવા; અમુક હવાવાળો દેશ-પ્રદેશ.

**Sky-blue,** *a.* વાદળી; આસ્માની; આકાશના રંગ જેવું. [વર્ણ.

**Sky-colored,** *a.* આસ્માની રંગનું; આકાશ

**Sky-lark,** *n.* એક જાતનું ગાનારૂં પક્ષી.

**Sky-larking,** *n.* મસ્તી-ધોડધામ કરવી તે; મઝા; રમત; ખેલ.

**Sky-light,** *n.* આકાશબારી; ઉજાળિયું; જાળિયું; અજવાળિયું; ઉજાસ પડવા છાપરામાં મુકેલી બારી. [રની આતસબાજી.

**Sky-rocket,** *n.* ફોડવાની હવાઈ; એક પ્રકા-

**Sky-sail,** *n.* નહાનો સઢ.

**Slab,** *n.* પથ્થરની છાટ-ચોસલું; શીળા; નિસા; નિસાતરો. પાટ; તકતો; પાટિયું. વ્હેરવાના લાકડાનું ઉપરનું પાટિયું-પુઠિયું. [ડવી

**Slabber,** *vi.* મહોડામાંથી લાળ ગળવી-પ-

**Slack,** *a.* ઢીલું; નરમ. ગાફેલ; સુસ્ત. ધીમું; મંદ. કોલસાના ઝીણાઝીણા કકડા-ભુકો.

**Slack, Slacken,** *vt.* નરમ-ઢીલું-પોચું પાડવું-કરવું-મુકવું. નરમ-ધીમું-મંદ કરવું-જોર-તાણ કમી-હલકી કરવી. *vi.* ઢીલ-સુસ્તિ થવી; ગાફેલ-પછાત રહેવું; પાછું હઠવું. -નો-ભુકો થઈ જવો. નરમ-ધીમું-મંદ થવું-પડવું.

**Slackness,** *n.* નરમ-ઢીલાપણું. ગાફેલી; ગફલત; બેફિકરાઈ; બેકાળજી. ધીમાસ- ઠંડાસ. મંદ-નિર્બળપણું.

**Slag,** *n.* ધાતુનો કચરો-મેલ. જ્વાળામુખી પર્વતમાંથી નીકળેલા છિદ્રમય પદાર્થ.

**Slain,** *pp.* of slay મારેલું;મારી-કાપી નાખેલું.

**Slake,** *vt.* બુઝાવવું; હોલવવું; છાંટવું. તરસ છિ-

પાવવી-ભાગવી-મટાડવી. પાણી નાખીને કાલવવું-ચુનો પલાળવો.

**Slam**, *vt.* પછાડવું; ઠોકવું; ધબોધબ બંધ કરવું.

**Slander**, *n.* જુઠી બદગોઇ-નિંદા-અપવાદ; નાલેસી. મોઢે અપવાદ કરી કોઇની આબરૂ લેવી તે. *vt.* ખોટું તોહોમત-આળ-બદનામી મુકવી-લગાડવી; -ની જુઠા બદગોઇ-નિંદા કરવી; આબરૂ લેવી;-ની આબરૂને ખોટું દુષણ લગાડવું.

**Slanderer**, *n.* ચુગલીખોર; ચાડિયો; અપવાદક; જુઠું નિંદા-બદગોઇ-ખોટી ચાડી કરનાર; આબરૂને દુષણ લગાડનાર.

**Slanderous**, *a.* નિંદા-ચુગલીખોર; ખોટી બદગોઇ કરનાર; ચાડી-નાલેસી-નિંદાનું-વાળું-ભરેલું-યુક્ત; કોઇની આબરૂ લેવાનું.

**Slang**, *n.* હલકી-નીચ વરણની બોલી; સાધારણ વપરાતી વાતચીતમાં-રોજના મહાવરામાં બોલાતી બોલી-શબ્દ.

**Slant**, *a.* ત્રાંસુ; તીરકસ; નમતું;-વાંકું; આડું; ઢળતું. *vt.* ત્રાંસુ-વાંકું-ઢાળ પડતું-નમતું કરવું. *vi.* ત્રાંસું થવું-હોવું. ત્રાંસી બાજુ-દશા-સપાટી; ઢાળ; ઢોળાવ. વક્રોક્તિ; કરડાકીનું ભાષણ.

**Slanting**, *a.* ઢળતું-ઉતરતું હોય એવું.

**Slantingly**, *a.* વાંકું; ઢળતું; ત્રાંસું.

**Slant-wise**, *ad.* આડી ઢળતી બાજુયેથી.

**Slap**, *vt.* -ને લપડાક-ધોલ-તમાચો-થાપડ મારવો. કોઇપણ પહોળા પદાર્થથી સપાટો મારવો. *n.* લપડાક; ધોલ; તમાચો; થાપડ; ઢીંકો; ઝાપડ. [ટામાં.

**Slap-dash**, Slap, *ad.* એક સપાટે; સપા-

**Slash**, *n.* લાંબો કાપો-ચીરો-વાઢ; ગમે તેમ આડો કરેલો કાપ-વાઢ. *vt.* જોરથી આમતેમ મારી-કાપી નાખવું-તોડી નાખવું; કાપીને લાંબા વાઢ-કાપ-ચીરા કરવા.

**Slat**, *n.* પાટિયાની સાંકડી ચીપ-પટ્ટી.

**Slate**, *n.* એક જાતનો ભુરો આસ્માની પથ્થર; સ્લેટનો-જેવો પથ્થર. છાપરાપર જડવાને ઉતારેલી સ્લેટની પાતળી છાટ પથ્થર પાટી; સ્લેટ. *vt.* છાપરાપર સ્લેટ પથ્થર જડવા-બેસાડવા.

**Slater**, *n.* છાપરાપર સ્લેટ પથ્થર જડનાર-બેસાડનાર.

**Slattern**, *n.* ફુવડ- ગંદી સ્ત્રી; અંગ તથા ઘર સાફસુફ ન રાખે એવી બાયડી; ફુવડ.

**Slatternly**, *a.* ગંદું; મેલું; ફુવડ.

**Slaty**, *a.* સ્લેટ પથ્થરનાં જેવું; પાતળાં સમાંતર પડવાળું.

**Slaughter**, *n.* કતલ; સંહાર; કાપાકાપી; ખુનરેજી. મારી નાખવાં તે; ઘાત; વધ; હત્યા. *vt.* સંહાર-કતલ કરવી; ઘણાંને સાથે લાગા મારી નાખવાં. ખાવાને માટે મારી નાખવાં-મારવું; વધ-ઘાત કરવો.

**Slaughter house**, *n.* જબે-કસાઇ ખાનું-વાડો; પ્રાણી-પશુ મારી નાખવાની જગા.

**Slaughterous**, *a.* ઘાતકી; ખુની.

**Slave**, *n.* ગુલામ; લુંડો; દાસ. આધી આધીન; આવશ. ગુલામ; વૈતરો; વેઠિયો; મજુર. *vi.* અતિશય-ગુલામની પેઠે વૈતરૂં-મજુરી-મહેનત કરવી.

**Slaver**, *n.* વેચવામાટે એક મુલકથી બીજે મુલક ગુલામ લઇ જનારૂં વહાણ. મહોમાંથી નીકળતી લાળ-ધાત; લબ. *vi.*-ના મહોમાથી લાળ ધાત ચુવી-ગળવી- પડવી. *vt.* લાળથી ખરેડવું -પરવરાતા.

**Slavery**, *n.* ગુલામગીરી; લુંડા-દાસપણું; પરાધીન-પરવશતા.

**Slavish**, *a.* ગુલામ-લુંડા જેવું. અતિ મહેનત વૈતરા-મજુરી ભરેલું-નું-વાળું.

**Slavishness**, *n.* ગુલામગીરી; લુંડાપણું.
**Slay**, *vt.* મારી નાખવું; -નો વધ-ઘાત કરવો.
**Slayer**, *n.* મારી નાખનાર; ખુની; જખે કરનાર; મારનાર.
**Sleave**, *n.* કાચું રેશમ કે દોરો. *vt.* દોરા-તાર [જુદા કરવા.
**Sled**, *n.* બરફપર ચલાવવાની એક પ્રકારની ગાડી. *vt.* એવી ગાડીમાં બેસાડી લઈ જવું.
**Sledding**, *n.* બરફપર ગાડી ચલાવવીતે. ગાડી ચાલે એટલો બરફ.
**Sledge**, *n.* વગર પૈડાની બરફપર ચલાવવાની-હોડી જેવી એક જાતની ગાડી. મહોટી ભાદે હથોડી; હથોડો; ઘન.
**Sleek**, *a.* લીસું; સુંવાળું; ચળકીવાળું, સારૂં. *vt.* લીસું-ચળકીવાળું કરવું.
**Sleekly**, *n* સફાઈથી; ચળકીથી. [સફાઈ.
**Sleekness**, *n.* લીસા-સુંવાળાપણું; ચળકી;
**Sleep**, *vi.* ઉંઘવું. વિષે ગાફેલ-બેદરકાર રહેવું. મરી ગયલું હોવું સ્થસ્થ ટહાડું પડવું- *n.* ઉંઘ; નિદ્રા. [સ. સલેપાટ.
**Sleeper**, *n.* ઉંઘણસી; આળસુ-એદી માણ-
**Sleepiness**, *n.* ઉંઘરાટા-ઉંઘણસીપણું. ઉંઘથી ઉપજતું આળસ-સુસ્તી.
**Sleeping** *a.* ઉંઘતું. ઉંઘવાનું.
**Sleeping-partner**, *n.* વેપારમાં જેણે અમુક રકમ રોકી હોય પણ કામ કરવાનો બીજો પોતાના ભાગી આપર નાંખીને પોતે કાંઈ પણ કરતો ન હોય તે.
**Sleepless**, *a.* ઉંઘ-નિદ્રા-અરામ-ચહેન વગરનું; બેચહેન; અસ્વસ્થ. [સ્થતા.
**Sleeplessness**, *n.* બેચહેન પણું; અસ્વ-
**Sleepy**, *a.* ઉંઘણસી; ઉંઘરાટું; ઉંઘતું. ઉંઘ આવે-લાવે તેવું; નિદ્રાજનક. એદી; સુસ્ત; ઉંઘાકણું; ધીમું; આળસુ.
**Sleet**, *n.* ઝીણા હીમ કે કરા ભેગો વરસાદ.

**Sleeve**, *n.* બાંય; બાંહે; અસ્તની. To laugh in one's sleeve કોઈ નદેખે તેમ હસવું. To hang on or pin to the sleeve બીજાપર આધાર રાખવો અથવા રખાવવો.
**Sleigh**, *n.* બરફપર ચલાવવાની હોડી જેવી પૈડાં વગરની ગાડી.
**Sleight**, *n.* હાથ ચાલાકી; હાથ ચાલાકીનો-ચતુરાઈનો ખેલ; નજર ચોરવીને કરવાનો હાથનો ખેલ.
**Slender**, *a.* પાતળું; નબળું; નાજુક; નહાનકડું; અશકતુ; કમજોર; દુબળું; થોડું; જુજ; લગાર. અપુરતં; કમતર; પેટ સરાય નહીં તેવું; થોડું. [રતા-થોડાપણું.
**Slenderness**, *n.* નાજુક-પાતળાપણું- અપુ-
**Slept**, *pret.* & *pp.* of sleep. ઉંઘો; સુતો.
**Sley**, *vt.* વણકરની ફણીમાં દોરા છૂટા કરી ગોઠવવા.
**Slice**, *n.* પહોળો પાતળી કાપીને કરેલો કકડો-ટુકડો *vt.* કાપવું; કાપોને પહોળા પાતળા કકડા કરવા.
**Slide**, *vi.* લપસવું; ઉપરથી લપસી-ઘસણી કરીને જવું; લપસી જવું; બરફપ- ડગલાં ભર્યાં વગર પગે લપસીને સરળ ચાલ્યાર જવું. ઉપરથી લપસી-સરકી-હળવ રહી ધીમા ચાલ્યા જવું. ન જણાય તેમ ડપથી વચમાં મુકી-બેસી-ઘુસાવી દેવું. *n.* લપસતું-લપસીને જવું તે. લીસો-લપસણો રસ્તો. પહાડની ભેખડ પડવી તે. ભેખડ.
**Slight**, *a* આછું; થોડું; જરા; સહેજ; ઉપર ઉપરનું; હળવું; નબળું; પાતળું; નહાન-કડું. અવગણના; સહેજ; તુચ્છકાર; જરા અપમાન; નગણકારવું-માન ન આપવું તે. *vt.* તુચ્છકારવું; નહીં ગણકારવું;-ને માન ન આપવું.
**Slightly**, *ad.* જરા; થોડું; સેહેજ; ઉપરથી; ઉપર ઉપરથી.

**Slily,** *ad.* પકડાઈ-પેચ-પ્રપંચથી; છળભેદ રમીને.

**Slim,** *a.* પાતળું; દુબળું; એક વડિયું; કરકાંટિયું; નબળું; નજીવું; ખાલી; અમથું.

**Slime,** *n.* પોચી ભીની ચીકણી માટી; કાંપ; કીચડ.

**Slimy,** *a.* ચીકણી માટીવાળું; ચીકણી માટીથી ખરડાયલું; ચીકણું.

**Sling,** *n.* ગોફણ. ઝપાટો; સપાટો. જખમાયલો હાથ રાખવાને ઝોળી. સીંકું;ઝોળી; છીંકું. *vt.* ગોફણ ઘાલી ફેંકવું-નાખવું. ફેંકવું; નાખવું. લટકતું-ઝુલતું રાખવું-મુકવું-ભેરવવું.ઝોળી-સીંકાવતી ચઢાવવું ઉતારવું.

**Slink,** *vi.* ચોરીથી-છુપાઈને-સંતાઈને જતા રહેવું. *vt.* અધુરે જણવું-જવું; જનાવરને તરવૈજઈને. અધુરે બચ્ચું આવવું.

**Slip,** *n.* ચુક; ભૂલ; અજાણતાં લથડવું તે; ગોથું; નજર ચુક-દોષ. કલમ; કાપેલી સોટી-ડાળ; આંપ કુતરાને પકડવાની દોરી-સાટ. છટકી-ચુકવીને-ચૂકીને નાસી જવું તે. કાગળની છબરકી; કપડાની ચીંદરડી-ચીપ; લાંબો સાંકડો કકડો. ઉપર પહેરવાનો બુરખો-ખુલતો ઝભો કામકું-ડી; ખપાટિયું; જમીનનો ચીરાડો. છટકી જવું-હાથતાળી આપવી તે. *vi.* ઉપર લપસી-સરી જવું; સરકવું; લપસવું. અણચિંત્યુ-અણજાણ્યું-છાના માના-સંતાઈને નીકળી-ટેક મુકીને-હાથતાળી આપીને સકટી-નાસી-છુપી જવું જતું રહેવું; પોબારા ગણવા. ખસવું; લપસવું ખરી જવું. ચુકવું; ભૂલવું; સહેજ ચુક કરવી; નજર ચુકથી થવું-આવવું. *vt.* છાનું માનું-ચોરીથી નાખવું. મુકવું; ભૂલવું; જવા દેવું. કાપવું; કાપી નાખવું પાસેથી છાનામાના જતાં રહેવું- છટકી જવું. છોડવું; છુટું મુકવું; જવા દેવું. કાઢી નાખવું; -થી છુટી જવું. (on) ઉતાવળા પહેરી લેવું.

**Slip-knot,** *n.* સરકિયું; સટકિયું; સર-સરકિયા-સરકતી ગાંઠ.

**Slipper,** *n.* સપાટ; પેજાર; હલકો-તરત કઢાય ઘલાય એવો જોડો-ખાસડું.

**Slipperiness,** *n.* લપસણા-સરકણાપણું. અસ્થિર-ચળ-ડગે-ફરે એવાપણું.

**Slippery,** *a.* લપસણું; સરકણું; ઉપરથી તરતસરી જવાય એવું. જેનો ભરાસો નથી-ફરી જાય એવું. હાથમાં સરી જાય એવું. અસ્થિર; ચળ; ડગે-ફરે એવું; નાશમાન.

**Slip-shod,** *a.* સપાટની પેઠે-ખડા ચઢાવ્યા-વગર જોડા પેહેરનાર; ખડા વગરનું. રીતભાતમાં-ઈબારતમાં બેફિકર ઢંગ વગરનું.

**Slip-slop,** *n.* ખરાબ ઉતરતી જાતનો દારૂ.

**Slit,** *n.* લાંબી ચીર-ચીરો-ફાટ-કાપ-ફાડ. *vt.* કાપીને લાંબા કકડા કરવા.-માં લાંબો ચીરો-કાપ કરવો; ચીતરવું. કાપવું; ફાડવું; ચીરવું.

**Slitting-mill,** *n.* લોઢાના ગજોને લાંબા ચીરી ખીલાબરના સળિયા પાડવાનું કારખાનું.

**Sliver,** *vt.* પાતળા કકડા કરવા. *n* કાપેલો કકડો-કટકો. પુણી; રૂનીપુણી.

**Sloam,** *n.* કોળસાના થરોની વચમાની માટીનું-પડ.

**Sloats,** *n.* ટેકણને માટે આડા જડેલા લાકડાના કકડા.

**Slobber,** *n.* મહોમાંથી નીકળતી લાળ-પાત; લબ. *vi.* મહોમાંથી લાળ ગળવી.પડવી. લાળથી ખરેડવું-બગાડવું.

**Sloe,** *n.* કરમદાંની જાતનું ફળ.

**Sloop,** *n.* એક ડોલી વહાણ.

**Slop,** *n.* ઢોળાએલું પાણી; મેલી-બગડેલી-ખરડાએલી જગા. નીચો ખાવાનો પ્રવાહી પદાર્થ. મેલું-ગંદું પાણી. એક જાતનો હલકો દારૂ. *vt.* મેલુ-ગંદુ કરવું; ઢોળી નાખવું.

**Slop-shop,** *n.* તૈયાર કપડાં વેચવાની દુકાન.

**Slope,** *n.* ઉતરણ; ઢાળ; ઢોળાવ; ઢરાળ; ઢળતી જગા. *vt.* ઢાળ-ઢાળ પડતું-ઢળતુ કરવું. *vi.*

ઢાળ પડતું-ઉતરતું-હળતું હોવું.
**Sloping,** *a.* ઢાળ પડતું; ઉતરતું; હળતું.
**Sloppy,** *a.* ભીનું; ગંદું; કચરાળું; કાદવવાળું.
**Slot,** *n.* જમીનપર સાબરના પગનું ચિન્હ-ના-ઢકેના તખતાની અંદરનું ગુપ્ત દ્વાર.
**Sloth,** *n.* સુસ્તી; આળસ. ધાંધાં-ઢંઢાપણું; ધીમાશ. એક જાતનું મંદ જાનવર.
**Slothful,** *a.* આળસુ; સુસ્ત; મંદ; એદી.
**Slouch,** *vi.* નીચું ઘાલવું-રાખવું.-નું ઉતરેલું-ગરીબડું-ગામડિયું મહોં-ચાલ હોવી. *vt.* નીચું દાબવું-ઘાલવું. નીચું *n.* ઘાલવું-દાબવું રાખવું તે. રેંઢો; ભુસો; ગામડિયો.
**Slough,** *n.* ઉંડા કાદવવાળી-ચિખલની જગા; કાદવ; ચિખલ. સાપની ઉતારેલી કાંચળી. ગુમડાપરનું મરેલું માંસ-ચામડું. *vi.* ઉખડી જવું-પડવું.
**Sloughy,** *a.* કાદવ-કાદવના ખાડાવાળું.
**Sloven,** *n.* કુવડ-ગંદો-મેલો-પહેરવા ઓઢવામાં કંઈ ઢંગ ન રાખે એવો માણસ. [પણું.
**Slovenliness,** *n.* ગંદા-મેલા-ગોબા-ગલીચ-
**Slovenly,** *a.* ગંદું; મેલું; ગોબું; કુવડ; ગલીચ. ઢંગ-સંભાળ વગરનું. *ad.* ગલાચાઈથી; કુવડપણાથી.
**Slow,** *a.* ધીમું; મંદ; ધાંધું; ધીંધો; હળવું; સાંસ્તું; ધીમેધીમે થતું. ચકોર-ચંચળ નહીં હોય એવું; ધીમું. ઠંડું; વિચારશીળ; કંઈ કરતાં વાર લગાડે-તરત ન કરે એવું મંદ; જડ; જાડું.
**Slowly,** *ad.* ધીમેધીમે; ધીરેધીરે; હળુહળુ; આસ્તે આસ્તે; હળવે હળવે.
**Slowness,** *n.* ધીમાસ; ઠંડાસ; સાંસ્તા-ધાંધા-મંદ સુસ્તીપણું; ઢીલ.
**Slubber,** *v.* આળસુપણું-ડાઘાકરવા લીંપી નાખવું.
**Slue,** *vt.* પોતાની આંસપર આજુબાજુ ફરવું.
**Slug,** *n.* એક જાતની ગોકળગાય. સીસા-સોઢાનો નહાનો કકડો. હરામખાઉ; આળસુ-પાડો; બેઠાં ખાનાર. [ઉંઘરેટું માણસ.
**Sluggard,** *n.* એદી; આસુ-સુસ્ત-બોથડ-
**Sluggish,** *a* આળસુ; એદી; સુસ્ત; બોથડ; ઢોઢ. બહુ ધીમું; ધાંધું જડ; મંદ.
**Sluggishly,** *ad.* સુસ્તીથી; એદીપણાથી.
**Sluggishness,** *n.* ધીમાપણું; સુસ્તી; ઢીલ; વાર; આળસ. [પાણી જવાનો દરવાજો-બારણું
**Sluice,** *n.* ઘરનાળું; મોરી; ખાળ; બારું; રસ્તો
**Sluicy,** *a.* ઘરનાળામાંથી વહેતું-પડતું.
**Slum,** *n.* અંધારી સંતાવાની ગુપ્ત જગા-હલકું પાડોશ-ગરીબ, વ્યસની અને નીચ વસ્તી જેમાં રહેતી હોય તે ગલીઓ.
**Slumber,** *n.* હલકી-સહેજ ઉંઘ-ઝોકું; જરા આરામ; સુખનિદ્રા. *vi.* સહેજ ઝોકું ખાવું-ઉંઘવું; જરા પાસું મરડવું; ઝુંકવું.
**Slump,** *vi.* બરફ માંથી કાદવમાં ડુબવું-દટાવું.
**Slung,** *pret. & pp.* of sling. ટાંગ્યું; લટકાવ્યું. [તાઈને જતા રહેવું.
**Slunk,** *pret. & pp.* of slink ચોરીથી સં-
**Slur,** *n.* ડાઘ; કલંક; બટ્ટો; કાળી ટીળી; એબ ઓછાપણું. *vt.* કાળી ટીળી-ડાઘ-કલંક-એબ લગાડવી; જરા બેઆબરૂ કરવી-ઓછાપણું લાવવું. છપાવવું; મુકી દેવું; ઉપર ઉપરથી કહેવું; આંખઆડા કરવા.
**Slush,** *n.* કાદવ; કચરો ઉંજણને માટે ચરબીને બીજા પદાર્થોનો મિશ્ર
**Slushy,** *a.* કાદવ-કચરા જેવું-નું.
**Slut,** *n.* ગંદી-ફુએક સ્ત્રી.
**Sluttish,** *a.* ગંદી; ફુએડ.
**Sly,** *a* પક્કું; ખંધું; લુચ્ચું; મપંચી; પેચવાળું; કાવાબાજ. પક્કાઈ-ખંધાઈ-મપંચનું
On the sly. ગુપ્તરીતે-છાનુંમાનું-અદૃશ્ય.

**Sly-boots**, *n.* પક્કું-ખંદું-લુચ્ચું માણસ.

**Slyly**, *ad.* નજર ચુકવીને; હલુ હલુ; કોઈ જોય-જાણે નહીં તેમ. લુચ્ચાઇ-ખંદાઈથી

**Slyness**, *n.* પક્કાઈ; ખંદાઈ; લુચ્ચાઈ; પ્રપંચ.

**Smack**, *n.* વાસ; બો. સુસ્વાદ; લેજત. ચાબુકનો સડાકો-ફટકારો. હોટથી કરેલો બચકારો-ટચકારો. ચુમ્મી-બોકી-બચ્ચી કરતી વખત બચકારો. લપડાક; સપાટો; ધોલ. એક પ્રકારનું નહાનું વહાણ. *vt.* બચકારવું; સડાકો બોલાવવો; સાટકાથી અવાજ કરવો. અવાજ થાય એવી રીતે બચ્ચી કરવી. *vi.* બચ કરીને બચ્ચી કરવી. માં-નો સ્વાદ-પાસ હોવો; સ્વાદ-લેજત લેવી; મમળાવવું.-માં ચિન્હ-પાસ-નિશાન-ભાસ દેખાવો-હોવો.

**Small**, *a.* નહાનું. થોડું. સહેજ; નજીવું; તુચ્છ. ટુંકું. ઝીણું. બારીક ઠંડું; અતિ જલદ ન હોય એવું.

**Small-arms**, *n.* બંધુક-પિસ્તોલ વગેરે નહાનાં હથિયાર.

**Smallness**, *n.* નહાના-અલ્પ થોડાપણું.

**Small-pox**, *n.* શીતળા; સયડ; બળિયા; માતા; દેવી; કાકાબળિયા.

**Small-talk**, ગપસપ; કુથીલી.

**Smart**, *a* તીવ્ર; તડતડાટ; તીખું; તમતમાટ. તીક્ષ્ણ; આકરૂં સપાટા બંધ; ઉતાવળું; તડાતડીવાળું ચકોર; ચાલક; ચંચળ; હુશિયાર; ચપળ. તીખું; બારીક; તરત જવાબી; ટોલી; બારીકીવાળું; હાજર-રોકડો (જવાબ) ટોળ-મશ્કરી વાળું-જેવું. બાંકો; ફક્કડ; છેલ; અક્કડબાજ તાજો-સપાટા બંદ (પવન). *n.* ચણચણાટ; ચરચરાટ ઘણો તીવ્ર શોક-મનનું દુઃખ. *vi.* દુખવું; ચમચમવું; લાહ્ય બળવી; ચચરવું; ચણચણવું; ચરચરવું.-ના મનમાં ઘણું દુઃખ ખેદ થવો. વેઠવું; સહેવું; શિક્ષા-સજા વળવી-થવી.

**Smartly**, *ad.* ચાલાકી-હુશિયારીથી; હાજર-રોકડા જવાબથી. [કી; હુશિયારી.

**Smartness**, *n.* ચપળતા; ફુડનાજ; ચાલા-

**Smash**, *vt.* ચુરેચુરા-કચ્ચર ઘાણ-કચરી-કરચ કરચકરી નાખવું. *n.* કચ્ચર ઘાણ; બિલકુલ નાશ.

**Smatter**, *vi.* વગર સમજે બરડવું-બકવું.-ને-ઉપર ચોટિયું જ્ઞાન હોવું; લેભાગુ; લે કોડું.

**Smatterer**, *n* ઉપર ઉપરનું જાણનાર; ઉપર ચોટિયા જ્ઞાનવાળો.

**Smattering**, *n.* ઉપર ચોટિયું જ્ઞાન-માહિતી.

**Smear**, *vt.* ખરડવું; ઉપર ચોપડવું-લગાડવું-લપેડવું.-ઉપર ડાઘ-કલંક લગાડવું.

**Smell**, *n.* સુંઘવાની ઇંદ્રિ; ઘ્રાણેન્દ્રી વાસ; ગંધ; બો. *vt.* સુંઘવું:-ની વાસ લેવી. વાસથી જાણવું; જાણી જવું. *vi* -ની વાસ-ગંધ; આપવી. -ના જેવું લાગવું.-નો પાસ-વાસ હોવો; જાણવું.

**Smelt**, *vt* ધાતુ ગાળવી-ચોખ્ખી કરવી-નો રસ કરવો-નો કચરો ઓગાળવો.

**Smelter**, *n.* ધાતુનો કચરો ગાળનાર.

**Smerk**, *vi.* જોર જુલમથી તાણી ખેંચીને-ઢોંગથી હસવું *n.* તાણી ખેંચીને હસવું તે.

**Smicker**, *vi.* તાણી ખેંચીને-ઢોંગથી હસવું.

**Smile**, *n.* મંદ હાસ્ય; મહોનો મલકાટ; હસવું મહો મલકાવવું તે; હાંસી; તિરસ્કાર. કૃપા દષ્ટિ; મહેરબાની; કૃપા; મહેર. ખુશીનો-રમણીય-મનોહર દેખાવ *vi.* જરા હસવું; મહો મલકાવવું; ખુશ થવું. હસી કાઢવું; તુચ્છકારવું. ખુશકારક-રમણીય મનોહર હોવું. (on) ઉપર મેહેરબાન-તુષમાન થવું-હોવું. *vt.* હસીને બતલાવવું. દેખાડવું.

**Smiling**, *a.* હસતું; ખુશ દેખાતું.

**Smirk**, *v.* હસવાનો ઢોંગ. કરવો ખોટું હસવું. *n.* ખોટું હાસ્ય; ઢોંગી હાસ્ય.

**Smite**, *vt.* મારવું. મારી નાખવું. હરાવવું;-નો પરાજય-પરાભવ કરવો. ઝુડીને પાડી નાખવું. દુઃખ દેવું; શિક્ષા-શાસન કરવું. લુબ્ધ કરવું; મોહ પમાડવું. S. with fear ભયભીત કરી-બીહીવડાવી નાખવું.

**Smitten**, *pp.* of smite. મારેલું. મારી નાખેલું. મોહિત થઇ ગયલું; મોહતું મારેલું.

**Smith**, *n.* હથોડાથી ઘડનાર. Iron s. લુહાર Gold s. સોની Silver s. રૂપું ઘડનાર સોની. bopper s. કણસારો.

**Smithery**, *n.* હથોડાથી ઘડનારનો ધંધો-કારખાનું. [દુકાન-કારખાનું.

**Smithy**, *n.* લુહાર-સોનીની ઘડવા બેસવાના

**Smock**, *n.* ગત; તોડ; યુક્તિ; ઉપાય; હિકમત. અંગ્રેજ સ્ત્રીઓને અંદર પહેરવાનું એક લુઘડું-ખમીસ-ચોળી.

**Smock-frock**, જાડો શણનો બધાં લુઘડાંપર પહેરવા ખેતીના મજુરનો જભ્ભો-કુરતો.

**Smoke**, *n.* ધુમાડો; ધુંમો-ઓ; ધુણી. ગુમડા જેવો પદાર્થ; વરાળ *vi.*-માંથી ધુમાડો નીકળવો થવો; ધુમવું. હુકકો-બીડી પીવી. *vt.* ધુમાડો કરવો-દેવો માં સુકાવવું. તમાકુ વગેરે પીવો S. out ધુ ડો કરી કાઢી મુકવું. To end in smoke તદન નિષ્ફળ થવું. ભપકો અને ધામધુમ કર્યા પછી આખર નિષ્ફળતા મળવી.

**Smoker**, *n.* તમાકુ-બીડી-હુકકો પીનાર.

**Smoky**, *a.* ધુમાતું. ધુમાડા જેવું-વાળું-થાય એવું. ધુમાડો લાગેલું-થી કાળું થઇ ગયલું.

**Smooth**, *a.* લીસું; સુવાળું સરળ; સાફ. તુફાનની હરકત વગરનું. ધીમું; બેઠા ઘાટનું મીઠી બોલીનું; નરમાસભરેલું *vt* લીસું-સુવાળું કરવું. સરળ-સહેલું કરવું. મીઠું-મધુર-સુસ્વર કરવું. ભાવરવું; ઢાંકવું. ધીમું-શાંત-નરમ પડવું.

**Smooth-iron**, *n.* ઇસ્ત્રી; અસ્ત્રી.

**Smoothly**, *ad.* સાફ; સફાઇથી. મીઠી બોલીથી; મધુર વાણીથી.

**Smoothness**, *n.* સફાઇ; સુવાળપણું. મીઠીમધુર બોલી-વાણી; નરમાસ. [બાન.

**Smooth-tongued**, *a.* મિઠા બોલું; ચબાજ

**Smote**, *pret.* of Smite. માર્યું.

**Smother**, *vt.* ગુંગળાવી નાખવું-મારવું; શ્વાસ રૂંધીને મારી નાખવું. કજળાઇ-ગુંગળાઇ જાય તેવું કરવું. છુ વવું; દાબી રાખવું; ઢાંક પીછો-ડો કરવો. *vi.* ગુંગળાવું; રૂંધાવું. છુપાયું-દબાયું રહેવું. ગુંગળાતું બળવું. [જળાઇ જવું.

**Smoulder**, *vi.* ધુમાવું; ગુગળાતું બળવું; ક-

**Smouldering**, *a.* ધુમતું; કજળાઇ જતું.

**Smouldry**, *a.* ધુમાતું; કજળાઇ જતું.

**Smudge**, *v.* કાળું કરવું બગાડવું-ધુમાડાથી ખરાબ કરવું *n.* ધુમાડો.

**Smuggle**, *vt.* જકાત-દાણ આપ્યાવગર છાનાં માનાં માલ લઇ જવો લાવવો; જકાત-દાણ ચોરી કરવી.

**Smuggler**, *n.* જકાત-દાણ ચોરી કરનાર.

**Smuggling**, *n.* દાણચોરી.

**Smut**, *n.* મેશ; કાળજ; કોયલાની ભુકી-ડાઘ. અનાજના કણપર ચઢતી ફુગ. ભુડાં-નિર્લજ્જ વચન બોલ ભાષણ; ફટાણું બદ-શકુન. *vt.* મેશ-કાજળનો ડાઘ પાડવો; કાળું કરવું; એબ લગાડવી.-થી-ને લીધે અનાજપર ફુગ ચઢવી.

**Smutch** *vt.* ધુમાડો લગાડવો દેવો; ધુમાડાથી કાળું કરવું.

**Smuttiness**, *n.* ધુમાડાથી કાળુ કરવું તે. ફટાણું; બદશકુન; ભુંડું ભાષણ.

**Smutty**, *a.* મેશ-કાજળ-કોયલાના ડાઘવાળું. ભુંડાકુ ફટાણું; નિર્લજ્જ; બેહયા.

**Snack**, *n.* ભાગ; હિસ્સો. ઉતાવળો જરા નાસ્તો. To go snacks ભાગ પડાવવો-લેવો.

**Snaffle**, *n.* પાતળી જેર કડીવાળી એક જાતની લગામ.

**Snag**, *a.* બહાર આવેલો-નિકળેલો દાંત. ગાંઠ. નદીમાં દટાઈ રહેલું ઝાડનું થડ.

**Snaggy**, ગાંઠા ગાંઠાવાળું.

**Snail**, *n.* ગોકળ ગાય. એદી-માંથું-આળસુ માણસ; કીડાનીપેઠે ધીમો ચાલનાર.

**Snake**, *n.* સાપ; સર્પ; ભુજંગ [ગારૂડી

**Snake-catcher**, *n.* સાપ પકડનાર, મદારી;

**Snap**, *vt.* એકદમ કડાક લઈને-કટ કરીને-તડ દઈને ભાંગવું. સડાક દઈને મારવું. એકદમ બચકું-ડાકું મારવું. એકદમ ગુસ્સાથી ઉતરી પડવું ધમકાવવું.-ના સડાકા-ચપટી-ટચકડી-ટચકારી બોલાવવી-વગાડવી-ફોડવી. *vi* વચેથી-એકદમ-કટકરીને ભાંગી-તુટી જવું. *ad.* કરડવા જવું-આવવું. ધમકાવવું; ઉતારી પાડવું, ખેંચવું *n.* એકદમ ભાંગી-તુટી જવું તે. એકદમ ભરેલું બચકું-ડાકું; બચકું ભરવા-કરડવા જવું તે. આંગળાંની વગાડેલી ટચકારી.

**Snappish**, *a.* કરડવા જાય તેવું; કરડકણું. ચીઢિયું; ઉતરી પડે એવું; વાધાખોર.

**Snare**, *n.* જાળ. ફાંદે; ફાંસો; કમંદ. *vt.* જાળથી પકડવું. જાળ-ફાંદા-ફાંસામા નાખવું; ફસાવવું.

**Snarl**, *vi.* કુતરાની પેઠે ઘુરકવું. બડબડતું-ગણ ગણતું- અવિવેકથી રીસથી બોલવું; વાંક-ચુક કાઢવી *vt.* ગુંચવવું; ગુચવી નાખવું, પેચમાં લાવવું; ગભરાવવું; *n.* ગુંચવણ; ગભરાટ; પેચ.

**Snarling**, *n.* બડબડાટ; વાંકાં પાડવાં તે. ઘુરકવું તે.

**Snatch**, *vt.* ખુંચવી ઝુટાવી-પડાવી લેવું; એકદમ વગર કહે ઉતાવળ-ઝડપથી કરવું-લેવું. *vi* એકદમ ખુંચવવા-ઝંટી લેવા-પડાવી લેવાનું કરવું. *n.* ઉતાવળથી ઝડપવું-ખુંચવવું-પકડવું તે; એકદમ ખુંચવવા-પકડવા-લેવા જવું તે. થોડાજ વખતનું તડામાર-ધમ ચોકાર કામ.

**Snath**, *n.* દાતરડાનો હાથો-દસ્તો.

**Sneak**, *vi.* છાના માના સંતાઈને નીકળી-નઠાસી-સટી જવું; ટેક મુકીને નઠાસી-છુપી જવું. ખુશામત કરવી; ટેક મુકીને નીચપણાથી વર્તવું કરવું. *n.* નીચું-હલકું ટેક મુકીને વર્તે એવો માણસ.

**Sneaking**, *a.* નીચું; ટેક મુકીને ચાલનાર; ચાપલુસી-ખુશામત ખોર. સટી જનાર; નજર ચુકાઉ. [પક્કાઈ-લુચ્ચાઈ- બંદાઈથી.

**Sneakingly**, *ad.* નીચાપણાથી; હલકાઈથી.

**Sneer**, *vi.* (at) નાક ઉંચું કરી કે બીજી રીતે મહોડાથી તિરસ્કાર-ધિક્કાર-તુચ્છકારક-અપમાન કરવું. માર્મિક વચનથી ઉતારી પાડવું-તરછોડવું-ધિક્કારવું. *n.* તિરસ્કાર-અપમાન-તુચ્છકાર-હાંસીકરવાને કરેલું મહો-ચહેરો; અપમાન; હાંસી.

**Sneerer**, *n.* અપમાન-તિરસ્કાર 'કરનાર.

**Sneeringly**, *ad.* અપમાન-તિરસ્કારથી.

**Sneeze**, *vi* છીંકવું; છીંક ખાવી-આપવી. *n.* [ છીંક.

**Sneezing**, *n.* છીંક.

**Sniff**, *vi.* નસકોરાં બોલે-નાક માર્ગે સંભળાય તેવીરીતે શ્વાસ લેવો. *vt.* નાક માર્ગે શ્વાસ જોડે લેવું-ખેંચવું. સુંઘવું.

**Snip**, *vt* કાતરી-કાપી-વેતરી નાખવું; કાપવું. થોડેથોડે લેવું-કાઢવું. *n.* નહાનું કાતરેલું-વેતરેલું કાપલ. [ભુબક; ઉલ્લુ.

**Snipe**, *n.* સારસ જેવું એક પક્ષી. બેવકુફ;

**Snivel**, *n.* નાકનું લીંટ. *vi.* ને નાકે લીંટ વહેવું-આપવું-નીકળવું. છોકરાંની પેઠે રડવું.

**Snob**, *n.* સારા-મહોટા લોકની નકલ-સારા લોકમાં મને મોહબત-વગ-દોસ્તી છે એવો ટોંગ કરનાર હલકો માણસ.

**Snooze**, *v.* ઉંઘવું-ઝોકાં ખાવાં *n.* સારી ઉંઘ.

**Snore**, *vt.* ઉંઘતા નસ્કોરાં બોલાવવાં; ઘેરવું.
**Snoring**, *n.* ઉંઘમાં ઘોરવું તે.
**Snort**, *vi.* ઘોડાની પેઠે ફુંફાડા મારવા-ફુંફાં- [રવું-સુસવાટો કરવો-ઘોરવું.
**Snot**, *n.* લીંટ.
**Snout**, *n.* જનાવરોનું મહો-ડાચું-લાંબું નાક. પોલી નળી-ભુંગળીનો છેડો.
**Snow**, *n* બરફ; હીમ.
**Snow-ball**, *n.* બરફનો ગોળો-લાડુ.
**Snow-drift**, *n.* પવનથી ઘસડાઈ આવેલા છે હીમનો ઢગલો. [છે તે હીમની મર્યાદા.
**Snow-line**, *n.* પર્વતપર નિરંતર હીમ હોય
**Snow-shoe**, *n.* બરફ-હીમપર ચાલવાનો જોડો.
**Snow-slip**, *n* બરફની મહોટી ભેખડ-શિલા.
**Snow-storm**, *n.* બરફનો વરસાદ ને વાવંટોળ
**Snow-white**, *a.* બરફ જેવું ધોળું-સફેત.
**Snowy**, *a.* બરફ જેવું સફેત. બરફથી ઢંકાઈ ગયલું. બરફ વાળું-થી ભરપૂર.
**Snub**, *vt.* ધમકાવવું; ડબકાવો નાખવું; ચુપ કરી મહેલવું; ઉતારી પાડવું; ઠપકો આપવો-દેવો; ખંખેરવું. જાણી જોઈને તરછોડવું અવગણના-અપમાન કરવું. અણી એપી-છે ડેથી કાપી નાખવું; છાંટી કાઢવું. *n.* ઠપકો; ધમકી; વાઢંડ. [નાકવાળું.
**Snub-nosed**, *a.* ચીબું; બુચું; બેઠેલા-ચીબાં
**Snuff**, *n.* દીવા-બતીનો મોગરો-ગુલ. તપખીર; છીંકણી. *vt.* ગુલ કાતરવી; મોગરો કાપવો-પાડવો. સાસમાં-નો શ્વાસ-દમથી અંદર ખેંચી લેવું. વાનો શ્વાસ લેવો; સુંઘવું. *vi.* જોરથી ને સુસવાટથી સાસ લેવો. (at) રીસે ભરાવું.
**Snuffers**, *n. pl.* દીવાનો મોગરો-ગુલ કાતર.
**Snuffle**, *vi.* નાકમાં-ગુંગણું બોલવું. નાકવાટે જોરથી શ્વાસ લેવો કાઢવો. [અડચણ.
**Snuffles**, *n. pl.* નાકમાં કંઈ દરદથી થયેલી
**Snug**, *a.* સંપાયલું-દબાયલું-લપાઈ-દબાઈ-ઢુંટિયાં વાણી રહેલું(બાળક). સંતાડેલું; સંતાયલું; છુપું; ગુપ્ત; લપાયલું; સુતરૂ; ફાવવાવાળું; ચોખ્ખું; રૂડું; બેશ. *vi.* છેક લાગીને-ચંપઈને પાસે સુવું.
**Snuggle**, *vi.* છેક લાગીને-ચંપાયને પાસે સુવું પડવું.
**Snuggly**, *ad.* છેક પાસે લાગી-સુઈને-પડીને નિર્ભયપણે; સલામત રીતે; બિનજોખમે.
**So**, *ad.* એવું; આવું; તેવું. આટલું; એટલું તેટલું; એવડું; આવડું; એટલું; બધું. તેમ તેવું. એમપ્રમાણે; એમ; એવું; તથી; તેને લીધે; તેટલામાટે. ઠીકછે; એમ. ત્યારે; એટલે; એમછે ત્યારે. એમ કે; એમ; હાં. *con.* જો; અગર જો So far એટલું બધું; એટલે લગી. So forth એવાં બીજા. And so forth ઈત્યાદિ; વગેરે So many એટલાં. So much એટલુંએ; સરખોએ. So often એટલી વાર So so જેવું તેવું; એવું જતો. So that એટલે; તથી; તથી કરીને; તેટલામાટે; એટલેકે. So then ત્યારે; એટલે એમછે ત્યારે.
**Soak**, *vt.* પાણીમાં ઝબોળવું-પલાળવું-બોળવું-ઝબોળી-બોળી-પલાળી મુકવું. છિદ્ર વાટે સોખી લેવું-ચુસવું. બધું ભિંજવી-પલાળીને માંહે ઉતરવું. પેસવું. પલળવું; ઝબોળ્યું ભિનું-ભિંજેલું રહેવું. છિદ્ર વાટે પેસવું; ઝરીને માંહે જવું-મરવું.
**Soap**, *n.* સાબુ. *vi.* સાબુ ચોપડવો-લગાવવો. -ની ખુશામત કરવી; માખણ લગાડવું.
**Soap-boiler-maker**, *n.* સાબુગર-બનાવનાર.
**Soap earth-stone**, *n.* શંખજીરૂ
**Soapy**, *a.* સાબુ જેવું; નરમ ને લીસું. સાબુ લગાવેલું; સાબુ-માખણ જેવું લીસું સુંવાળું.
**Soar**, *vi.* ઉંચે ઉડવું; ઘણું ઉંચે જવું.
**Sob**, *n.* ડસકું; ડચકું; શોકનો અવાજ *vi.*

ડચકાં-ડસકાં ખાવાં;ડસકાં ખાઇને કે આંસુ આણીને ઉંડા નિસાસો મુકવો-રડવું

**Sober**, *a.* દારૂ પીવામાં મધ્યમ-વિવેકસર; મિતપાની સાવધ. પીધેલ ન હોય તેવું ડાહ્યું; ઠાવકું ઠરેલ; વિચારવંત; સ્વસ્થ; સાવધ ધીરું; ગંભીર; ભારેખમ. રીતસર; પુખ્ત; સ્વસ્થ; ઠંડું. *vt.* દારૂના અમલથી મુક્ત-સાવધ-સ્વસ્થ કરવું; કેફ ઉતારવો; શુદ્ધિમાં લાવવું;-થી સાવધ થવું. *vi.* કેફ ઉતરવો; શુદ્ધિમા આવવું; અમલથી મુક્ત થવું.

**Soberly**, *ad.* વગર કેફે, મન ઠેકાણે રાખીને; સીવધપણે; ઠંડાપણાથી; ગંભીરાઇ - ધીરજ; વિચારથી.

**Sobriety, Soberness**, *n.* દારૂપીવામાં નીતિ-અંદાજો; મિતપાન. સાવચેતી. ધીરજ; ઠંડા-ઠરેલપણું; વિચારશીલતા. ગંભીર-ભારેખમપણું.

**Sobriquet**, *n.* મશ્કરીનું-ચોડનું-ખોટું નામ.

**Soccage**, *n.* હલકી નોકરી એટલે જમીન ખેડવીને તેનો ઉપભોગ લેવો તે ખાસ સરતથી જમીન ભોગવવી.

**Sociability, Sociableness**, *n.* મળતાવડા-મિલનસારપણું.

**Sociable**, *a.* મિલનસાર; મળતાવડું; માણસનું ભુખ્યું; મિલાપી. વાતચીતમાં સામેલ થાય-સુમ ન હોય એવું; બોલવે ચાલવે સારૂં. વાતચીત કરવાનો ( મેળાવડો ).

**Sociably**, *ad.* મળતાવડા-મિલનસારપણાથી.

**Social**, *a.* સંસાર- દુનિયાનું-વિષે-સંબંધી. મિલનસાર; માયાળુ; મળતાવડું. વાતચીતનું; મળવાબેસવાનું.

**Socialism**, *n.* સામાન્ય સ્વામિત્વ; દુનિયાના બધા લાભનો મળી આરોઉપભોગ. [રાવનાર.

**Socialist**, *n.* સામાન્ય સ્વામિત્વનો મત ધ-

**Socially**, *ad.* મિલનસાર-મળતાવડાપણાથી.

**Society**, *n.* મંડળી; ટોળી; સંઘ; સમાગમ. દુનિયા; સંસાર; વ્યવહાર. કોઇ પણ લોકના સારા-ઉંચા-ઉજળા માણસ. સોબત; સંગતિ; સમાગમ; સંગત.

**Socinian**, *n.* ખ્રિસ્તના ઇશ્વરપણાને તથા તેથી તારણ થાયછે એવું ન માનનાર.

**Sociology**, *n.* રાજનીતિ, અર્થશાસ્ત્ર વગેરે સાંસારિક વિષયોમાં મનુષ્યની પાત્રતા તથા સ્થીતીનું વર્ણન આપનાર વિદ્યા-શાસ્ત્ર.

**Sock**, *n.* પગનાં અર્ધાં-નહાનાં મોજાં. પ્રાચીન લોકમાં હાસ્યરસ નાટકમાં પહેરવાનું પગરખું. હોળનું ચવડું.

**Socket**, *n.* ઘર; ખાનું; ખાંમણું; ગાળો. મીણબત્તી ખોસવાનું ખાંમણું-ઘર.

**Sod**, *n.* જમીનનું ઉપલું પડ; જેમાં ઘાસનોજડ ચોટેલી હોયછે તેટલું જમીનનું પડ. *vt.* ના ઉપર ખોદીને મટોડી નાખવી.

**Soda**, *n.* એક પ્રકારનો ખાર છે; સોડાક્ષાર.

**Sodality**, *n.* સોબત; સંગત; દોસ્તી; ભાઇબંધી. [કરેલું.

**Sodden**, *pp.* of seethe ઉકાળેલું; ઉકાળો

**Soddy**, *a.* ઘાસ-જડીવાળા ઘરતીના; ઉપલા પડવાળું. *vt.* ધાતુ સાંધવાને કાંક મુકવો; કસ્તર કરવું. *n.* કસ્તર; ડાંક. [ મય તત્વ.

**Sodium**, *n.* એક પ્રકારનું ફિકા રંગનું ધાતુ-

**Sodomite**, *n.* ગાંડમાર.

**Sodomy**, *n.* ગાંડમારામણી.

**Sofa**, *n.* લાંબો ગાદીવાળો બેસવાનો નીચો કોચ-લાંબો માચી.

**Soft**, *a.* નરમ; પોચું. સુવાળું; લીસું મનોહર-રંજક; ખુશકારક; રમણીય. મૃદુ; મધુર; સુસ્વર. નાજુક; કાચલુ. નરમ; ધીમું. સુશીલ; નરમાશનું; સહ્યતાવાળું. બાયલું; નામર્દ; નિર્બળ;

દમ-હોશવગરનું. સાંસ્તુ ધીમું. ભોળું; વળી એવું. દયાળુ; રેહેમવાળું. હલકું- જેમાં ખારનો પાસ નથી એવું-મિઠું (પાણી). મીઠી -નિરાંતની-નચીંત (ઉંઘ). જોવા-સાંભળવા ગમે-સાંભળતાં-જોતાં કંટાળી ન આવે એવું.

**Soften**, *vt.* નરમ-પોચું-ધીમું પાડવું;-થી નરમ થવું. છાવરવું; ઓછું કરી દેખાડવું. શાંત -નરમ-સ્વસ્થ પાડવું. હલકું-નરમ કરવું-પાડવું. ઓછું-ઝાંખું કરવું-પાડવું. બાયલું-નામર્દ-નિર્બળ કરવું. મૃદુ મીઠું-મધુર કરવું. *vi.* નરમ-પોચું થવું. સુધરવું; નરમ પડવું. પીગળવું; ને દયા આવવી. નરમ-સાંસ્તુ-ધીમું પડવું.

**Softly**, *ad.* નરમાસ-ધીમાસથી; આસ્તે; ધીમે હળવે રહીને; ધીમે ધીમે; હળવે હળવે.

**Softness**, *n.* નરમાસ; પોચાસ; સુવાળા-કાવળાપણું; નાજુકી. મનોરંજક-મનોહર-ખુશકારકપણું. મીઠાસ; મદુપણું. દયાળુપણું. સાંસ્તા -સુશીલ-નરમપણું; ધીમાસ-બાયલા-નામર્દીનણું બીહીકણપણું.

**Soft-sawder**, ખુશામત.

**Soggy**, *a* પાણીમાં બોળેલું ભીંજવેલું.

**Soil**, *n.* જમીન; ભોંય; ધરતી; પૃથ્વીનું ઉપરનું પડ. દેશ; મુલક. ખાતર. મટોડી. ડાઘ; મેલ. Black s. માળીઆત-કાળી જમીન. Gray s. ગોરાડુ જમીન. Rocky s. ખરાબો. *vt.* -ઉપર ડાઘ પાડવા;-ઉપરથી મેલું કરવું બગાડવું. [ લસ.

**Soiree**, *n* સંધ્યાકાળ પછીનો મેળાવડો-મીજ

**Sojourn**, *n.* થોડા વખતનેવાસ્તે વાસ; મુસાફર તરીકે ઉતારો-વાસ-મુકામ. *vi.* થોડો કાળ મુસાફર તરીકે રહેવું; થોડા દહાડા કેથે ઉતરવું -વાસ-મુકામ કરવો.

**Sojourner**, *n.* મુસાફર; પ્રવાસી; થોડા દિવસ મુકામ-વાસ-ઉતારો કરનાર.

**Sol**, *n.* એક રાગ છે.

**Solace**, *n.* સુખ; દિલાસો; સમાધાન કરવાનો ઉપાય; વિનોદ; મન વાળવાનું ઠેકાણું-કારણ *vt.* દિલાસો-ધિરજ આપવી; શોકમાં હિમ્મત આપી મનનું સમાધાન. સાંતવન કરવું. નરમ -ધીમું પાડવું; ઓછું કરવું. રીઝવવું; ખુશ કરવું.

**Solar**, *a.* સૂર્યનું-વિષેનું-સંબંધી. સૂર્યના તાપથી ઉત્પન્ન થયલું-બનેલું બાઝેલું.

**Sold**, *pret.* & *pp* of Sell. વેચ્યું; વેચેલું.

**Solder**, **Soder**, *n.* ઝાળણ; ડાંક; રેવણ; ઝાળો; રેણ. *vt.* ઝાળવું; ઝાળણથી-રાણથી સાંધવું; રેવેણ-રેંણ-ડાંક મુકવો-દેવો.

**Soldier**, *n.* શિપાઈ; સોજર; સૈનિક. શુરો; જોદ્ધા; શુરવીર; વીરો. [જે તેવું.

**Soldier-like**, *a.* શિપાઈગીરીનું- લાયક-ને છા-

**Soldierly**, *ad.* શિપાઈને ઘટે-છાજે તેવું; બહાદુર; શુરં; શુરપણા-યુદ્ધ-યોદ્ધાનું; શુર-વીર જેવું-નું. [ લોક; લશ્કર.

**Soldiery**, *n.* શિપાઈ સમસ્ત; શિપાઈ મંડળ

**Sole**, *n.* પગનું તળિયું કે જોડાનું તળિયું. એક જાતની ચપટી માછલી. *vt.* જોડાનું તળિયું કરવું-બેસાડવું. *a.* એકલું-જ; એકનું એક; માત્ર એક; અનન્ય. કુવારી.

**Solecism**, *n.* ખોટો-અશુદ્ધ-અસંગત પ્રયોગ-શબ્દ-વચન-વાકય-મહોટી ભૂલ-ચુક; નામુરવતપણું.

**Solecistic**, *a.* બોલવા ચાલવામાં જંગલી.

**Solecise**, *vi.* ખોટો-અશુદ્ધ-અસંગત શબ્દ-વાકય કેહેવો-બોલવો; મહોટી ભૂલ કરવી.

**Solely**, *ad.* માત્ર; ફક્ત; એટલું; એકલું.

**Solemn**, *a.* ધર્મનું-સંબંધી; પવિત્ર. ગંભીર; ભારે; ઉંડું ભારેખમપણાનું ડોળ કરનાર; દંભી. રીતિ પ્રમાણે કરેલું; વિધિપુર્વક; યથા-વિધિ.

Solemness, Solemnity, *n.* ધર્મરીત-સંસ્કારવિધિ; સંસ્કાર; વિધિ. ગંભીર-ખરેખમપણું. માનનીયતા. ધાક; જરબ. ધર્મનું કામ; ક્રિયા; સમારંભ. [ યથાશાસ્ત્ર કરવું તે.

Solemnization, *n.* સમારંભ. પવિત્ર ક્રિયા-

Solemnize, *vt.* વિધિ-સંસ્કાર-રીત પ્રમાણે-યથાવિધિ સભારંભથી પરિપૂર્ણ કરવું-કરાવવું. પ્રસિદ્ધ-પ્રખ્યાત-સમારંભથી કરવું. ગંભીર કરવું-થવું;-માં ખરોભાવ-ગંભીરતા આણવી.

Solemnly *ad.* ગંભીરતા-ખરા ભાવથી; યથાવિધિ.

Soleness, *n.* એકલાપણું; અનન્યતા.

Solicit, *vt.* અરજ-વિનંતિ-આજીજી-કાલાવાલા કરવા; પાસે માંગવું.-ઉપર ખેંચવું; ખેંચવું. મેળવવાનો પ્રયત્ન કરવો.

Solicitation, *n.* અરજ; વિજ્ઞાપના; વિનંતિ; યાચના; અજીજી સાથેનું માગવું; ભિક્ષતબારી

Solicitor, *n.* વકીલ; પક્ષ કરી-તરફથી બોલનાર.

Solicitous, *a.* આતુર; ઉત્સુક; ફિકર મંદ; કાળજીવાળું; ચિંતાતુર. [ળજીથી.

Solicitously, *ad.* આતુરતાથી; ફિકર.કા-

Solicitress, *n.* સ્ત્રી અરજદાર-વકીલ; વકીલાતેણ. [આતરતા.

Solicitude, *n.* ચિંતા; કાળજી; ફિકર. ઉત્કંઠા

Solid, *a.* કઠણ. દળદાર; બટ; નક્કર; સંગીન. મજબુત. ઘન. પાકું; ખરૂં; સંગીન; વાજબી પુરતું; જીવદાર. ધદ; અપ્રવાહી. *n.* ઘનાકૃતિ નક્કર-કઠણ પદાર્થ.

Solidarity, *n.* અક્ય; એકો ભાવ.

Solidify, *vt.* કઠણ-નક્કર-સંબદ્ધ સંગત કરવું.

Solidity, *n.* નક્કર-ધદ-કઠિણપણું. દૃઢપણું. પાકા-ખરા-સંગીન-વાજબીપણું. ઘનત્વ-ફળ.

Solidly, *ad.* નક્કરપણાથી; ઘનત્વતાથી.

Soliloquize, *vi.* પોતાના મનસાથ બોલવું.

Soliloquy, *n.* આત્મભાષણ; પોતાના મનસાથ બોલવું તે.

Solitaire, *n.* એકાંત વાસી માણસ. સન્યાસી; વેરાગી; જોગી. ગળાનું એક પ્રકારનું ઘરેણું. એક માણસ એકલું રહી રમી શકે એવીરમત.

Solitarily, *ad.* એકલા-એકાંતપણુથી.

Solitariness, *n.* એકલા-એકાંતપણું.

Solitary, *n.* સન્યાસી; વેરાગી; જોગી; વાનપ્રસ્થ. *a.* એકલસુરૂં; કાણુ. એકલું; એકાંતવાસી. એકાંત સૂનાકાર જેવું; ઉદાસ; શોકકારક; શાંત. એકજ; એકનોએક; માત્ર એક.

Solitude, *n.* એકલા-એકાંતપણું; અરણ્ય; જંગલ. [ વગાડેલો રાગ.

Solo, *n.* એક માણસે ગાયલો-એક વાજીંત્રે

Solstice, *n.* ઉત્તર કે દક્ષિણ તરફ સૂર્યની ગતિ; અયન. Winter s. ઉત્તરાયણ. Summer s, દક્ષિણાયન. [સંબંધી-નું.

Solstitial, *a.* અયન-ઉતરાયણ-દક્ષિણાયન

Solubility, *n.* પ્રવાહી પદાર્થમાં ઓગળવાનો ગુણ; દ્રાવ્યતા. [ એવું; દ્રાવ્ય

Soluble, *a.* પ્રવાહી પદાર્થમાં ઓગળે-પીગળ

Solution, *n.* કોઇ ચીજને પાણીમાં પીગળાવીને કરેલું પાણી. વર્ણન; બયાન; ખુલાસો. સમાધાન; ફડચો; છુટકારો. છોડાવવું તે. પૃથક્કરણ; વિભાગ; વિચ્છેદ. પ્રવાહીમાં ઓગળવું-પીગળવું તે. પ્રવાહી જોડે મળીને થયલો મિશ્ર.

Solutive, *a.* ઓગળે-પીગળી જાય એવું.

Solvable, *a.* સમાધાન-નિરાકરણ થાય એવું; છોડવવા જેવું-

Solve, *vt.* છોડવું; છોડાવવું; -નું સમાધાન-નિરાકરણ-ખુલાસો કરવો; ગૂંચવણ કાઢી નાખવી.

Solvency, *n.* દારપણું; કરજ ફેડવાની શક્તિ.
Solvent, *a.* બીજા પદાર્થને પીગળાવે-જેમાં બીજો પદાર્થ ઓગળે એવું; દ્રાવક; પીગળાવનાર. દાર; કરજ ફેડી શકે એટલા જીવવાળું; કરજ ફેડે એટલું. *n.* બીજા પદાર્થને ઓગાળે તેવો પ્રવાહી પદાર્થ; દ્રાવક.
Sombre, *a.* } ઝાંખું; ઘેરૂં; કાળું ઉદાસ;
Sombrous, *a.* } શોકકારક; ગંભીર; ઘોર.
Some, *a.* કેટલા-લી-કોઇ એક; કેટલાક; થોડાક; કોઇ-ક; કેટલું-કંઇ એક; કંઇ-ક; કેટલુંક; થોડું. આસરે; સુમારે.
Some-body, *n.* એક-કોઇ જણ-માણસ; કોઇ ગણતરી-લેખામાં લેવા લાયક-કંઇક ભાર-ઉપજ વકરવાળો માણસ.
Some-how, *ad.* જેમતેમ-ગમેતેમ કરીને; કોઇપણરીતે.
Somersault, somerset, *n.* ગુંલાંટ; ગોઠિમડું. [થોડુંક. *ad.* કંઇક; જરા; કિંચિત.
Something, *n.* કંઇ; કંઇવાત-ચીજ; કંઇક;
Sometime, *ad.* અગાઉ. કોઇ વખત-વેળા.
Sometimes, *ad.* વારે વારે; કોઇ કોઇ વેળા-વખત.
Somewhat, *n.* કંઇક; થોડુંક; કંઇ-થોડું એક. *ad.* કેટલુંક; કેટલું એક; થોડુંક; કંઇક.
Somewhere, *ad.* કોઇ ઠેકાણે; કહીં; કેથે.
Somnabulism, *n.* ઉંઘમાં-નિદ્રામાં ચાલવું -ફરવું તે. [ફરનાર.
Somnabulist, *n.* ઉંઘમાં-નિદ્રામાં ચાલનાર-
Somniferous, Somnific, *a.* ઉંઘ નિદ્રા જનક; ઉંઘ આવે એવું-લાવનાર.
Somniloquism, *n.* ઉંઘમાં બકવું-વાતો કરવી તે વાતો કરવાની ટેવ. [બોલનાર.
Somniloquist, *n.* ઉંઘમાં વાતો કરનાર-
Somnolence, *n.* ઉંઘાકળા-નિદ્રાળપણું.
Somnolent, *a.* ઉંઘાકળું; ઉંઘથી ઘેરાયલું-ભારે થયલું.
Son, *n.* બેટો; દીકરો; પુત્ર; બચો; છોકરો; વંશજ; છોકરો; છોકરા; બચ્ચા. વતની.
Son-in-law, *n.* જમાઇ. [ભાવ.
Sonship, *n.* વારસપણું; દીકરા-પુત્ર પણું-
Sonata, *n.* વાજાનોજ સૂર.
Song, *n.* ગાન; ગીત કવિતા; કાવ્ય. હાસ્યાસ્પદ; હસી કાઢવાનું. Old s. નજીવી-જુજ
Songster, *n.* ગવૈયા-ગાનાર પક્ષી. [વાત-ભૂલ.
Songstress, *n.* ગાનારી; ગાનારણ.
Sonnet, *n.* ચૌદ લીટીનો એક અમુક પ્રકારનો અંગ્રેજી છંદ; ખ્યાલ; ટપ્પા; લઘુ કવિતા.
Sonneteer, *n.* લઘુ કવિતા-ખ્યાલ ટપ્પા જોડનાર.
Sonorous, *a.* ઉંચો ને સ્પષ્ટ; ઉંચા અવાજવાળું. રણકાદાર; રણકો-અવાજ નીકળે એવું; ખણ ખણતું. [વહેલું. રાજીથી; ખુશીથી.
Soon, *ad.* જલદી-થી; થોડી વારમાં; ઝટપટ.
Sooner, *ad.* વધારે જલદી; પહેલે; અવલ.
Soot, *n.* મેશ; કાજળ.
Sooth, *n.* સત્ય; સાચું; ખરૂં In s. ખરેખર; ખરે; સાચું-ખરૂં કહું-પુછો તો.
Soothe, *vt.* ખુશામત-લાડ-મીઠી વાતથી ખુશ કરવું-નરમ-ઠંડું પાડવું. નરમ-શાંત-સ્વસ્થ કરવું -પાડવું. ખુશ કરવું;-થી ખુશી થવું.
Soother, *n.* ખુશામત કરનાર; નરમ-શાંત પાડનાર. [એવું; નરમ.
Soothing, *a.* ખુશામતિયું. સમાધાન કરે
Soothsay, *vt.* ભવિષ્ય કહેવું.
Soothsayer, *n.* ભવિષ્ય વકતા-જ્ઞાતા; જોષી.
Sooty, *a.* મેશવાળું-નું-નીકળે એવું.
Sop, *n.* પ્રવાહી પદાર્થમાં બોળી-પલાળી મુકેલો ખાવાનો પદાર્થ. ઠંડું પાડવાને નાખેલો ટુકડો.

આપેલી વસ્તુ. *vt.* પળાલવું; બોળવું; ભીંજ-વવું. [ સિદ્ધાંતા ભાસ; આભાસ.
Sophism, *n.* ખરી દેખાતી ખોટી તકરાર;
Sophist, *n.* અસલ ગ્રીક દેશમાં અમુક તત્વ-વેત્તાઓના વર્ગમાંનો પુરૂષ. મિથ્યા સિદ્ધાંત કરનાર; આભાસવાદી.
Sophister, *n.* વિલાયતના વિદ્યાલયમાં બીજા વરસનો વિદ્યાર્થી. [ સ યુક્ત-વાળું.
Sophistical, *a.* ખોટું; ભ્રમ-ભુલ-આભા-
Sophisticate, *vt.* ખોટા ભેળ કે મિશ્રવાળું-ખોટું-કૃત્રિમ કરવું; આડું-ઉંધું કરવું; બગાડવું.
Sophistry, *n.* ખોટા-આભાસ-ભ્રમ યુક્ત તર્ક.
Soporiferous, Soporific, *a.* નિદ્રાજનક; બહુ ઉંઘ-ઘેન આવે તેવું.
Soprano, *n.* ઉંચામાં ઉંચો સૂર; ઉચ્ચસ્વર; નિખાદ; વિષાદ.
Sorcerer, *n.* જાદુગર; સાધના.છુમંતર-વીરમંત્ર-નજર બંધીવાળો; ઇલમી. નાસ્તિક.
Sorceress, જાદુગરણી.
Sorcerous, *a.* જાદુ વાળું. [વીર મંત્ર.
Sorcery, *n.* જાદુ; નજરબંધી; ઇલમ; ચેટક;
Sordid, *a.* દુષ્ટ; અધમ; હલકું; નીચ તુચ્છ અતિલોભી-કૃપણ; બખીલ.
Sordidly, *ad.* દુષ્ટપણાથી; હલકાઇથી. અતિ. લોભ-કૃપણતાથી. [ ભ-કૃપણતા.
Sordidness, *n.* દુષ્ટપણું; હલકાઇ. અતિલો-
Sore, *n.* શરીરપર છોલાએલી-ઉઝરડાવાળી આમડી-ફાટેલી જગા. ગુંમડું;. ચાંદું. શોક; આપદા; દુઃખ; સંકટ. ઘા; જખમ; નાસુર. નાજુક-દુખતી થયલી જગા *a.* દાબવાથી-ને સ્પર્શ લાગ્યાથી તરત- ઘણું દુઃખે-દરદ કર્યા કરે એવું; આળું. તરત ચીઢાય-બીજ વાય-ખોટું લાગે-મન દુખે એવું. દુઃખવા આવેલું; આવેલું. સખત; ભારે; દુઃખકારક; ભારે પીડાવાળું. *ad.* દુઃખ થાય એવીરીતે; બહુ. ઘણું; ઉંડું: ભારે.
Sorely, *ad.* ઘણું; બહુ; ભારે; દુઃખ થાય એવી-દુઃખકારક રીતે. [મંદી.
Soreness, *n.* દુઃખદાયક-તીવ્ર-આળાપણું; દર્દ-
Sorner, *n.* બીજાના ઉપર ગુજરાન કરનારો; માથે ભાંગેલો. [નાર.
Sororicide, *n.* બહેનનું ખુન કે ખુન કર-
Sorrel, *n.* એક જાતની ખાટી-ચુકાની ભાજી. બદામી-કુમેદી રંગ. *a.* બદામી; કુમેદી.
Sorrily, *ad.* સારીરીતે નહીં; હલકી રીતે.
Sorrow, *n.* ખેદ; દુઃખ; અફસોસ; રંજ; શોક; દિલગીરી; જીવનો બળાપો *vi.* જીવ બળવો; દુખાવું; શોક કરવો; દિલગીર થવું.
Sorrowful, *a.* ખિન્ન; દુઃખી; દિલગીર; શોકાતુર; દુઃખીઆરૂ. દુઃખદાયક; શોક-દિલગીરીલાગે એવું. શોક-દિલગીરી-દુઃખ વાળું. -યુક્ત.
Sorry, *a.* થોડો દિલગીર-નાખુશ. ખેદયુક્ત; દુઃખી; ખિન્ન. તુચ્છ; હલકું; નીચું; નજીવું.
Sort, *n* જાત; પ્રકાર. રીત; તરાહ. દરજ્જો; અંશ. *vt.* વડ-વર્ગ કરવા-પાડવા; જાતપ્રમાણે જુદું કાઢવું. વ્યવસ્થા-વર્ગમાં લાવવું. જોડવું; એકઠું મુકવું. નિવેડી-વીણી કાઢવું; પસંદ કરવું; કાઢવું. *vi.* મળી-જોડાઇ-સંધાઇ જવું. સોબત-સંગત કરવી; મળવું. બેસ્તુ-માફક-બંધબેસ્તું મળતું આવવું-હોવું. એક રાગ થવું; સલાહ કરવી; મળી જવું.
Sortable, *a.* વર્ગ પાડવા જેવું; વડ કરાય તેવું. જાત પ્રમાણે જુદું કઢાય એવું
Sortie, *n.* ઘેરાયલી જગામાંથી ઘેરો ઘાલનાર-પર એકદમ કરેલો ધસારો-છાપો.
Sot, *n.* પીધેલ માણસ; છાકટો; પીધેલો; દારૂડિયો.

**Sottish,** *a.* છાકટો; જડબુદ્ધિ; મૂર્ખ. અમલી; કેફી; મસ્ત.

**Sottishness,** *n.* છાકટા-પીધલપણું; જડ-મૂર્ખપણું. [us.

**Sou,** *n.* એક પૈસો. દમડી. ૨૦/૧ ફ્રાન્ક. *pl* Sous.

**Souchong,** *n.* એક જાતની કાળી ચાહ. [સ્યું.

**Sought,** *pret.* of seek. જોયું; શોધ્યું; તપા

**Soul,** *n.* આત્મા; જીવાત્મા; ચૈતન્ય. જીવ; પ્રાણ; મર્મસ્થાન; ચેતન. કર્તાહર્તા; લોહી; જીવ; આગેવાન; ચેતન. ઉત્સાહ; હામ; હોસ; ઉલટ; ઉમળકો. માણસ; આદમી. પ્રેતાત્મા; વિદેહી આત્મા. Poor s. બિચારો. Good s. ભલો આદમી. [દ્ર મનનું.

**Soulless,** *a.* હલકું; નીચું; અધમાત્મા; ક્ષુ-

**Sound,** *n.* અવાજ; સાદ; સૂર; શબ્દ; નાદ. ખાલી ધુમ-અવાજ વાણી. સાંકડીખાડી- સામુદ્રધુની. *a.* આખું; અખંડ. ખોલ-ખામી વિકાર-વિક્રિયાવગરનું; સાબુત. દ્રઢ; મજબુત. અવિકૃત; નખમાં રોગ ન હોય તેવું; નિરોગી; પાકું વજનદાર; સકારણ; નિર્દોષ; ન્યાયાનુસાર; પાકું સયુક્તિક. ભારે; ખૂબ; બહુ. ભર; ગાઢ; ઘોર. શુદ્ધ; ખરૂં; યથાશાસ્ત્ર; સાચું; કાયદાસર. *vt.* -નું ઉંડાણ માપવું-ભરવું. તપાસવું;-નો તાર કાઢવો;-નું દોરીને બોળબાવતે ઉંડાણ-પાણી માપવાં-ભરવાં. આપી-તપાસી-નું પાણી-મન જોવું; તપાસવું;-નો તાર કાઢવો; ની પરીક્ષા કરવી. વગાડવું; સૂર-સ્વર કાઢવો. વગાડીને ચેતવવું-હુકમ-આપવો. ગજાડી.ગજાઠીને પ્રસિદ્ધ કરવું; ગાવું;-નો ડંકો વગાડવો. પ્રસિદ્ધ કરવું.

**Sounding,** *a.* અવાજ-રણકો નીકળે-વાગે એવું-મ્હોટેથી વાગતું-અવાજ નીકળતું; ભારે અવાજ વાળું.

**Sounding-board,** *n.* અવાજ પસરીને આઘે સાંભળી શકાય માટે વાજીમને જડેલું પાતળું પાટિયું- પત્ર. ખ્રિસ્તી દેવલમાં ઉપદેશ-કનાઉંચા આસનપર ચોઢેલું પાટિયું.

**Soundings,** *n.* પાણી મપાય એવો-દરિયાનો છાછર ભાગ.

**Soundly,** *ad.* બરોબર-ન્યાયની રીતે; નીતિથી; યથાયોગ્ય. ખૂબ; સારીપઠે; રગડીને.

**Soundness,** *n.* અખંડપણું. મજબુત-દ્રઢપણું કઠણ નક્કરપણું.

**Soup,** *n.* માંસ વગેરેનો રસો-સેરવો; સુપ.

**Sour,** *a.* અંબટ; ખાટું. ખટવાઇ-ખાટું થઈ-મળી-ફાટી ગયલું ( દૂધ ). ચિઢિયું; રીસાળ; ઝાંઝી; મીજાજી. રીસ-ચીઢનું. *vt.* ખાટું કરવું; ખટવાવી નાખવું. ચીઢિયું-રીસાળ કરવું;-ની ચીઢિયું થવું.-માં ખટાસ-ભંગાણ કરવું;-માં ખટકો પેસાડવો. *vi.* ખાટું થવું; ખટવાઇ જવું. રીસાળ-મિજાજી થવું.

**Source,** *n.* મૂળ; ઉગમ; ઉત્પત્તિસ્થાન; ઉદ્ભવ. ઝરો.

**Sourish,** *a.* લગાર-જરા ખાટું.

**Sourly,** *ad.* ખટાસથી; ખાટાપણાથી.

**Sourness,** *n.* ખટાસ; ખાટાપણું. આકરા-કરડા-રીસાળ-ચીઢિયાપણું.

**Souse,** *n.* ડુક્કરના કાન ને પગનું અથાણું; મીઠા-લુણમાં કરેલું બોળ અથાણું. બોળવું-ઝબોળવું-બુડકી મારવી તે. *vt.* પાણીમાં ઝબોળવું -ડુબાવવું. અથાણામાં નાખવું. *vi.* એકદમ ઝડપવું-પડવું.ફસવું, ઝપટ-ઝપાટ મારવી.

**Souter,** *n.* મોચી.

**South,** *n.* દક્ષિણ દિશા-દેશ; દક્ષિણ. *a.* દક્ષિણ દિશા તરફનું-નું; દક્ષિણ. *vi.* પૂર્વ કે પચ્ચિમથી દક્ષિણ તરફ ફરવું-જવું-વળવું *ad.* દક્ષિણે; દક્ષિણ તરફ-ભણી-ગમ.

**South-east,** *n.* અગ્નિકોણ-ખુણો; અગ્નિ દિશા, અગ્નિકોણનું.

**South-easterly**, *a.* અગ્નિકોણ ખુણાનું.
**Southerly, Southern**, *a.* દક્ષિણનું-ગમભણીનું.
**Southing**, *n.* દક્ષિણાયન; દક્ષિણ તરફ ઉતરવું-જવું તે-રસ્તો. *a.* દક્ષિણ તરફ ઉતરતું-જતું
**Southron**, *n.* દક્ષિણમાં રહેનાર; દખણી.
**South-ward**, *ad.* દક્ષિણ તરફ-ભણી-ગમ; દક્ષિણે.
**South-west**, *n.* નૈરૃત્ય કોણ-દિશા; નૈરૃત્ય.
**South-west-western-westerly**, *a.* નૈરૃત્ય દિશાનું-ભણી-ગમ. [ વસ્તુ.
**So uvenir**, *n.* સંભારણું; સ્મારક-યાદગારીની
**Soverign**, *n.* મહા-અધિરાજ; રાજા; રાજકર્તા રાણી. આસરે દશ રૂપિયાની કિંમતનો સોનાનો શિક્કો-નાણું. *a.* શ્રેષ્ઠ; સર્વોપરી; મુખ્ય. રામબાણ જેવું. સર્વોત્કૃષ્ઠ. સ ર્વેથી ભારે-ઉંચું-ઘણું.
**Sovereignty**, *n.* અધિરાજ-પ્રભુત્વ; સર્વોપરી અધિકાર; સત્તા; અમલ; હકુમત.
**Sow**, *n.* ( સાઉ ) ડુકરી; ભુંડણી.
**Sow**, *vt.* (સો) વાવવું; વેરવું; પેરવું.-માં વાવવું.-નું મૂળ ઘાલવું-રોપવું. -ઉપર પાથરવું -વેરવું; છાંટવું. *vi.* વાવવું. [ કરનાર.
**Sower**, *n.* પેરનાર; વેરનાર; વાવનાર; વાવણી
**Sowing**, *n.* વાવણી; વાવેતર.
**Sown**, *pp.* of sow. વાવેલું.છાંટેલું;પાથરેલું.
**Spa**, *n.* પૃથ્વીમાં ખનીજ પદાર્થના મિશ્રવાળો પાણીનો ઝરો.
**Space**, *n.* અવકાશ; આકાશ. જગા; માગ. કાળ; વખત. શબ્દ કે અક્ષર વચ્ચે માગ રાખવાનું બીબું. પલ્લો; છિંદ્ર. અવધ; મુદત.
**Spacious**, *n.* મહોટું; વિશાળ; વિસ્તાર વાળું. લાંબું પહોળું ને ઉંચું.
**Spade**, *n.* ખોદવાનું એક હથિયાર; કોદાળી. રમવાનાં પાનાંમાં ખુર-કાળી બદામ. To call a s. a s. કાણાને કાણું-જેવું હોય તેવું મોઢે ને મોઢે કહેવું.
**Span**, *n.* વેંત; બિલસ; પોણોફુટ. ઘણો ટુંકો વખત- મુદત. કમાનનો બે બાજુના ટેકા વચ્ચેનો ઓસાર-વિસ્તાર-પહોળાણ; બે થાંભલા-બે હારનાં ભુંગળાંની વચ્ચેનો ભાગ. *vt.* વેંતથી માપવું-ભરવું. ઉપર પસારવું-ઉભું કરવું.
**Spangle**, *n.* તારા ટપકી; ટાલી; કટોરી; ટીકી બુદી. તારા ટપકી-ગોખરૂ-કટોરી વગેરે ચોઢી અળવું-શોભાયમાન કરવું.
**Spaniel**, *n.* એક પ્રકારનો તીવ્ર બુદ્ધિવાળો ને કહ્યાગરો શીકારી કુતરો.
**Spanish**, *a.* સ્પેન દેશનું. *n.* સ્પેન દેશની બોલી-ભાષા.
**Spank**, *vt.* તમાચો-થબડાક.લપડાક-ઢીકો મારવો.
**Spanker**, *n.* વહાણનો સઢ. [ રવો.
**Span-new**, *a.* નવું નકોર.
**Spar**, *n.* સફેત સુરમો. લાંબો લાકડાનો ગોળ થેકડો-સોટો. એક જાતનો ચકચકિત ખનીજ પદાર્થ. Spars વહાણનાં ડોળ, કાઠી માત્ર.
**Spar**, *vi.* હાથફળી-પટા લાકડીથી ખેલવું. તકરાર-બોલ ચાલ-રકઝક-તડા તડી કરવી.
**Spare**, *a.* થોડું; કમી; ઓછું. કસરિયું. ફાલતુ; વધારાનું; ફાજલ. નવરાશ-ફુરસદનો ( વખત ). દુબળું; સુકલકડી; લેવાઈ-ગળાઈ ગએલ નબળું. *vt.* કસર કરવી; કર કસરથી વાવરવું-વાપરવું. ઉગારવું; બચાવવું; રાખી મુકવું. લેવા દેવું; આપવું. ઉભારવું; કાઢવું. વગર ચલાવવું-ચલાવી લેવું-ચાલવું. રહેવા દેવું; મુકી છાંડવું; ન છેડવું. ક્ષમા કરવું;-પર દયા લાવવી; જવા દેવું; દૂર રાખવું; ન દેખાડવું; ન કરવું; ઉપર ને પાડવું. *vi.* કસર કરવી; કસરથી વાપરવું. કર કસરથી રહેવું; કસરીઆ થવું. બાકી કાખવું-મુકવું; જવા

હેવું. ક્ષમા-દયા કરવી; રહેમીઅત-માફી આપવી -કરવી-દેખાડવી. [ પણું.

**Spareness**, *n.* નબળા-દુબળા-સુકલકડિયા-

**Spare-rib**, *n.* થોડા ઘણા માંસવાળી ડુક્કરની પાંસળી.

**Sparing**, *a.* થોડું. કસરિયું; થોડું વાપરનાર-કરનાર. S. of speech જોખીને બોલનાર.

**Sparingly**, *ad.* કસરથી; થોડું; કોઈ વાર; સાવધાનીથી. દયાભાવથી.

**Spark**, *n.* ચણગારી; તનખો. નહાનું થોડી વારનું તેજ-તેજસ્વી પદાર્થ. ફણગો; બીજ; ચણગારો; લેશ; રજ. છેલ; ફક્કડ; લાલાજી.

**Sparkish**, *a.* છેલ; ફક્કડ; લાલાજી; ઈશકી; હસમુખું; આનંદી.

**Sparkle**, *n.* તનખો; ચણગારી; નહાની ચણગી. *vi.* .માંથી તનખા નીકળવા. ચળકવું; -માંથી તેજ નીકળવું.-માંથી રેડતી વખતે ફીણ નીકળવું *vt.* માંથી નીકળવું.

**Sparkling**, *a.* માંહેથી તનખા નીકળતું; તેજદાર; ચકચકતું; ચકોર. ફીણવાળું.

**Sparklingly**, *ad.* ઝબકારા-ચમકારાથી.

**Sparrow**, *n.* ચકલી; ચલ્લી.

**Sparry**, *a.* સફેત સુરમાજેવું.

**Sparse**, *a.* આછું; વેરાતું; થોડું; વિખરાયલું; આઘે આઘે રહેલું. [તેમ-તેમમાણે.

**Sparsely**, *ad.* આઘું આઘું-વિખરાતું રહે

**Spartan**, *a.* સ્પાર્ટાનું-સંબંધી. શુરો; બહાદુર. સહન કરે-ખમી રહે એવું; સહનીય.

**Spasm**, *n.* હાતપગ ખેંચાવા તે; તાણ; ખેંચ; ગોળો. એકાએક જોરથી કરેલો નિષ્ફળ પ્રયત્ન.

**Spasmodic**, *a.* હાતપગ ખેંચાય એવું; તાણ-ખેંચવાળું થોડી વારમાં નરમ પડી જાય એવું.

**Spastic**, *a.* ખેંચતાણ-આંકડી સંબંધી.

**Spatter**, *vt.* ઉપર છાંટા પાડવા; છાંટવું.-ની બેઆબરૂ-ગેરઈજ્જત કરવી;-ને કલંક-એબ દૂષણ લગાડવું. *vi.* થુંક ઉડાડવું.

**Spatula**, *n.* પાતળા પહોળા પાનાની મલમ પાથરવાની-ગોળિયો બનાવવાની છરી ચકકુ.

**Spavin**, *n.* ઘોડાના પગના સાંધાપરનો સોજો -ગુમડું-ગાંઠ.

**Spawn**, *n.* દેડકીના-માછલીનાં ઈંડાં. ઓલાદ; વંશ; બચ્ચું. *vi. t.* ઈંડાં મુકવાં. જણવું; જન્મ આપવો.

**Spawner**, *n.* માછલાંની માદા; માછલી.

**Spay**, *vt.* માદાને ખસી કરવી.

**Speak**, *vi.* બોલવું વાત કરવી; બોલવું; કહેવું. ભાષણ કરવું; સભામાં બોલવું. કહેવું; કહી લખી જણાવવું. અવાજ કરવો. *vt.* બોલવું; કહવું; ઉચ્ચારવું. પ્રસિદ્ધ-જાહેર-જાણીતું કરવું. જોડે બોલવું; કહેવું. [ જોગ જેવું.

**Speakable**, *a.* બોલી શકે એવું; બોલવા

**Speaker**, *n.* બોલનાર. ભાષણ કર્તા; વકતા. પ્રમુખ; અધિપતિ. મુખ; કાર. [ભુંગળી.

**Speaking-trumpet**, *n.* દુરથી વાત કરવાની

**Spear**, *n.* નેજો; ભાલો. માસનું તકણું. *vt.* ભાલો ઘોચીને મારવું-મારી નાખવું.

**Spear-man**, *n.* હથિયારને ઠેકાણે ભાલો રાખનાર; ભાલકી; નેજાદાર-બાજ.

**Special**, *a.* અમુક જાતી વિશેનું-જાતનું. વિશેષ; અસાધારણ; મુદ્દાંમ ખાસ; ચોક્કસ કારણસર ઠરાવેલું-ચોજેલું. [કામસર; મુદ્દામ; ખાસ.

**Specially**, *ad.* મુખ્યત્વે-વિશેષે કરીને; વિશેષ

**Speciality**, *n* અમુક બાબત. વિશેષ વિષય -ગુણ; ખુબી-સરસાઈની બાબત.

**Specie**, *n.* રોકડ અવેજ; નગદી.

**Species**, *n.* પ્રકાર; વિશેષ; જાતિ. વર્ગ. જાત; તરાહ; પ્રકાર; કિસમ.

Specific, *a.* વિશેષ; અસાધારણ; ચોક્કસ જાતીનું. નિયમિત; ચોક્કસ; આબાદ. લાગુ-પડે-અસર કરે એવો. અમુક; રામબાણ. *n.* ચોક્કસ-રામબાણ ઉપાય. S.gravity વિશેષ ગુરૂત્વ.

Specifically, *ad.* નિયમિત-ચોક્કસ રીતે; જાતીના ગુણ પ્રમાણે; યથાજાતિ.

Specification, *n.* હદ બતલાવવી તે. વિશેષ-વિગત કરી હકીકત બતલાવવી તે; વિગતવાર લખેલી વિશેષ-ખાસ હકીકત.

Specificness, *n.* આબાદ લાગુ પડે અસર કરે એવો-રામબાણ ગુણ.

Specified, *pp.* તપસીલવાર કહી જણાવેલું-બતલાવેલું; ચોક્કસ ઠરાવેલું.

Specify, *vt.* વિશેષે કરીને કેહેવું-નામ દેવું-બતલાવવું-દેખાડવું; બયાન કરવું; વિગતવાર કહી લખી જણાવવું.

Specimen, *n.* નમુનો; વાનગી; માસલો.

Specious, *a.* દેખીતું-ઉપરથી સારૂં-સાબીત; સત્યાભાસનું. [દેખાય તેવી રીતે.

Speciously, *ad.* સત્યાભાસથી; ઉપરથી સારૂં

Speck, *n.* ડાઘ; ચાંદું. કણ; રજ; લેશ. ફુલ;

Speckle, *n.* નહાનો ડાઘો; છાંટ. [ફુલું.

Speckled, *a.* ડાઘ-છાંટ-છાંટાવાળું.

Spectacle, *n.* ખેલ; તમાશો; દેખાવ; ચમત્કાર. જોવા જેવો દેખાવ; દષ્ટિવિષય.

Spectacles, *n.* ચશમો. [સંબંધી.

Spectacular, *n.* ખેલ--ચમત્કાર--દેખાવનું--

Spectator, *n.* જોનાર; તમાશો જોનાર; તમાશગીર.

Spectral, *a.* ભૂત-પ્રેત વિષેનું-સંબંધી.

Spectre, *n.* ભૂત; પ્રેત; શેતાન; ભય ઉત્પન્ન કરે એવો દેખાવ-છાંયો.

Spectrology, *n.* જુદાં જુદાં તત્વોની ગતિના ફેરફાર યુક્ત દૃશ્ય પદાર્થ આકૃતીની લીટીથી એક રસાયણી પૃથક્કરણ શાસ્ત્ર.

Spectroscope, *n.* પ્રકાશની લીટીથી પદાર્થોનું બંધારણ બતાવનાર યંત્ર.

Spectrum, *n.* દૃશ્ય પદાર્થ-રૂપ-આકાર. અંધારી જગામાં ત્રણ પાસાના બીલોરની અંદરથી કિરણ ઘાલવાથી બનેલી આકૃતિ.

Specular, *a.* આરસી જેવું ચળકતું.

Speculate, *vi.* તર્ક-વિચાર-કલ્પના કરવી- ચલાવવી. નફો ખાઈ વેચી દેવાના વિચારથી ખરીદી કરવી; સટ્ટો કરવો.

Speculation, *n.* વિચાર; તર્ક; મનન. સટ્ટો; સટ્ટાની લેવડદેવડ. કલ્પના; અટકળ. વિધા-સંબંધી તર્ક-વિચાર-ખ્યાલ.

Speculatist, *n.* અટકળ-અનુમાન કરનાર.

Speculative, *a.* વિચાર-મનન શીલ; તર્કબાજ. માનસિક; કાલ્પનિક. નફાવાસ્તે સટ્ટાનું-વિષે-સંબંધી. સટ્ટાખોર; સટોરિયો.

Speculator, *n.* અટકળબાજ; તર્ક-કલ્પના કરનાર; ચલાવનાર. સટોરિયો; સટ્ટાખોર-બાજ; સટ્ટો કરનાર વેપારી.

Speculum, *n.* આરસી; તકતો; ચાટલું. દુરબીન કે બીજાં યંત્રોમાંની આવેલા ધાતુનો આરસો-આદર્શ. [જબાન; ભાષણ; વક્તૃત્વ.

Speech, *n.* વાણી; વાચા. બોલી; ભાષા;

Speechify, *v.* ભાષણ કરવું.

Speechless, *a.* મુંગું; વાચા વગરનું. નિરૂત્તર; બોલવાને અશક્ત.

Speed, *n.* ઉતાવળ; ઝડપ; ત્વરા; જલદી. વેગ; ઝડપ. સિદ્ધિ; સફળતા *vi.* ઉતાવળ-જલદી કરવી. પડવું; ફતેહ મેળવવી. -ના હાલ-દશા વલે થવી-હોવી. *vt.* ઉતાવળ કરાવવી; જલદી મોકલવું; દોડાવવું. મદદ -સહાય કરવી. અંત-છેડે.-આખર આણવી. લાવવી

God speed you ; God speed ઈશ્વર તમને ફતેહ આપે-તમારો જય થાઓ-ફતેહ કરો.
Speedily, *ad.* સત્વર; જલદી-ઉતાવળથી; ઝડપ-વેગથી. [લાક; તેજ.
Speedy, *a.* ઉતાવળું; ઝડપ-વેગવાળું. ચા-
Spell, *n.* મંત્ર; મોહુણી. વારો બદલવો તે; વારી-રો. સહેજ-જરાવાર *vt.*-નો વારો બદલાવવો. પદાક્ષર-ના જોડણી કરવી-કહેવી. જોડણી કરવી. To s. out ખોળી-શોધી કાઢવું. [ઈ-અંજાઈ ગયલું.
Spell-bound, *ad.* મંત્ર મારવાથી સ્તબ્ધ થ-
Speller, *n.* જોડણી કરનાર. જોડણીશિખવાની ચોપડી. [રચના; પદાક્ષર.
Spelling, *n.* જોડણી કરવી તે. જોડણી; વર્ણ-
Spelling-book, *n.* જોડણી શિખવવાની ચોપડી; લિપિધારા.
Spencer, *n.* બૈરાંને ઉપર પહેરવાની નહાની બંડી-બખન.
Spend, *vt.* ખરચવું; વાવરવું; કાઢવું. (અક્કલ) વાપરવી. ગુમાવવું; ઉડાવવું; ખરચી દેવું-નાખવું. ગુમાવવું; ગાળવું; કાઢવું. ખાલી કરવું; વાવરી-ખપાવી નાખવું;-થી જવું;-નું નીકળી-કાઢી ચુકવું.
Spendthrift, *n.* ઉડાઉ માણસ; ફુલણજી; દેવાળિયો.
Sperm, *n.* મગર મચ્છના માથામાંનું તેલ.
Spermaceti, *n.* મગર મચ્છના માથામાંની. ચરબી જેની મીણબતી બનેછે.
Spermatic, *a.* બીજવાળું; ધાતુ-વીર્ય-રેતસનું -સંબંધી. [ખવું-કાઢવું
Spew *vi. t.* ઓકવું; ઉલટી કરવી; પાછું ના-
Sphacelate, *v.* મારવું-મૃત્યુ નીપજાવવું; હાડકાની માફક સડી જવું.
Sphenoidal, *a.* ફાની-ફાચર જેવું.
Sphere, *n* ગોળ; ગોળાકૃતિ; ગોળો. કોઇપણ સૂર્ય મંડળમાંનો ગોળો. વિષય; પ્રકરણ; ઇલાકો; તાલુકો. કામ. પાયરી; ક્રમ. *vt.* ગોળમાં મુકવું.
Spherical, *a.* ગોળ; ગોળાકાર. ગોળ; ગોળાકૃતિ સંબંધી. ગ્રહનું-સંબંધી.
Sperically, *ad.* ગોળા કારથી-રીતે.
Sphericity, *n.* ગોળાકાર-કૃતિ.
Spherics, *n.* ગોળશાસ્ત્ર.
Spheroid, *n.* ગોળ કલ્પ આકૃતિ. oblate s. ચપટ ગોળ. Prolate s. અંડગોળ
Spheroidal, *a* ગોળ કલ્પ; ગોળપ્રાય.
Spherule, *n.* નહાનો ગોળો, ગોળી.
Sphinx, *n.* મહો છાતી સ્ત્રી જેવાં ને નીચેનો ભાગ સિંહ જેવો એવો એક કલ્પિત રાક્ષસ.
Sphragisties, *n.* સીલ માછલી સંબંધી વિદ્યા. [વાનું યંત્ર.
Sphygmograph, *n.* નાડીના ધબકારા જાણ-
Spice, *n.* ગરમ મસાલો; મરી મસાલો જરા સ્વાદ; ચપટી.- -માં મસાલો નાખવો-ભભરાવવો. મસાલાદાર સુગંધીદાર કરવું
Spicery, *n.* મસાલા માત્ર; બધા ગરમ મસાલા. મસાલા રાખવાની વખાર-જગા.
Spicular, *a.* અણીદાર઼ તીણી અણીવાળું.
Spicy, *a.* મસાલાવાળું-સંબંધી-દાર. તીખું;તમતમું; તમતમતું-માટ; ઝમ ઝમાટ. [કોર.
Spick, *n.* ખીલો. S. & span new નવુંન.
Spider, *n.* કરોળિયો. એક જાતનું વાસણ.
Spigot, *n.* નહાનો ખીલો-પીપનો દાટો.
Spike, *n* એક પ્રકારનો ઘણો મહોટો ખીલો -લાકડાનો ખુંટો-મેખ. કણસલું. કણગો. આર આરી; પરોણો. *vt.* ખીલાથી જડવું-બેસાડવું. -માં ખીલા જડવા-બેસાડવા. તોપના કાનમાં ખીલા મારીને રસ્તો-મહો બંધ કરવું.

Spikelet, *n.* નહાનો ખીલો; ચુંક.
Spikenard, *n.* જટામાસી નામનો રોપો. નાર્દ.
Spiky, *a.* અણીદાર; અણિયાળુ.
Spill, *n.* પીંપનો દાટો.
Spill, *vt.* ઢોળવું; વેરવું; છલકાવવું; ઢોળાવા-વેરાવા દેવું. કાઢવું; પાડવું. ઢોળાવું; વેરાવું.
Spin, *vt.* કાંતવું;-નો દોરો-સૂતર કાઢવું;-વણવું. અતિશય તાણી તાણીને લંબાવવું; વાર લગાડીને કાઢવું. ફેરવવું; ચકર ચકર ફેરવવું. ઉતારવું; ચાકપર ઉતારવું. *vi.* કાંતવું. તાર-દોરો કાઢવો. ચકર ચકર ફરવું. ઝીણી ધારે વહેવું.
To spin out the time. ગેરવાજબી રીતે અને મતલબ પાર પાડવા માટે વખત ગાળવાની યુક્તિ કરવી-લંબાવવું.
Spinach, *n.* એક જાતની ભાજી.
Spinage, *n.* એક જાતની તરકારી છે.
Spinal, *a*, વાંસાની કરોડ-સાટનું-સંબંધી.
Spindle, *n.* તરાક. જે દાંડીપર કંઈ ફરેતે દાંડી. *vi.* પાતળું કે ઉંચું થવું. [વાળું; લાંબટંગુ.
Spindle-shanked, *a.* લાંબા પાતળા પગ-
Spine, *n.* બરડાનો કાંઠો-હાડકું; કરોડ; વાંસાની વચમાંનું હાડકું. ઝાડનો કાંટો.
Spinet, *n.* એક પ્રકારનું વાજું.
Spinner, *n.* સૂતર કાંતનાર-કાઢનાર; કંતારી.
Spinning, *n.* સૂતર કાંતવું તે.
Spinning-jenny, *n.* સૂતર કાંતવાનો સાંચો.
Spinning-wheel, *n.* રેંટિયો; ચરખો.
Spinosity *n.* કાંટા વાળા થવું તે; કાંટાદાર-
Spinous, Spiny, *a.* કાંટાદાર વાળું. [પણું.
Spinster, *n.* રેંટિઓ કાંતનારી બાયડી. કુંવારી; નહીં પરણેલી સ્ત્રી.
Spiracle, *n.* શ્વાસ-સાસ લેવાનું કાણું. [ જેવું.
Spiral, *a.* પેચ-ઈસ્કુના જેવું; ભમરિયા કુવા-
Spirally, *ad.* ભમરિયા કુવા જેવા આકારથી.

Spire, *n.* ઈસ્કુની ધાર જેવી વાંકી રેખા-લીટી-વસ્તુ. અણીદાર મીનારો-શિખર. ઘાસની પાંદડી-પાન. અગ્નિશિખા; જ્યોત. *vi.* બહાર -ડી પમાળ જેવું નીકળી આવવું ઉગવું;-નો ફણગો-ફાંટા ફુટવા-થવા.
Spirit, *n.* જીવ; પ્રાણ; ચૈતન. આત્મા; જીવાત્મા. પ્રેતાત્મા; વિદેહી આત્મા. ભૂત; પિશાચ; પ્રેત. ઉત્સાહ; હોશ; જીવ; જોમ; પાણી; હિમ્મત. માણસ; પુરૂષ. મિજાજ; ભાવ; મનની સ્થિતિ; મન; મરજી. વાયુરૂપી પદાર્થ. દારૂ; મદ્ય. ગાળેલો દારૂ; અરક; આસવ. ભાવાર્થ. ભાવ; ખરો અર્થ-ભાવ-આશય; હાર્દ.
Rectified s. મદ્યાર્ક. Supreme s. પરમાત્મા The Holy s. પવિત્રાત્મા. Proof s. મંદ અરક S. of the times. કાળધર્મ; જમાનો. *vt.* છાના માના ઉતાવળથી લઈ-પકડી લઈ જવું; પકડી જવું; ગેબ કરવું. [સ્વભાવ-પ્રકૃતિ-બુદ્ધિનું.
Spirited, *a.* જુસ્સા-પાણી-હિમ્મતદાર; તડક.
Spirit-lamp, *n.* અરક-તેજાબનો દીવો.
Spiritless, *a.* દમ-જોસ-હોશ વગરનું; નાહિમ્મત; નિર્જીવ; ઉલ્લાસ-આનંદ વગરનું; ઉદાસ. મુએલું; નિર્જીવ. નબળું; કમજોર.
Spirituous, *a.* જલદ; તીવ્ર; અરક-તેજાબવાળું. અમલ-કેફ લાવનાર; નિશો ચઢાવનારું.
Spiritual, *a.* પ્રાણ-જીવ-આત્મારૂપી. માનસિક; મન-બુદ્ધિનું. આત્મ-મનોભાવ સંબંધી. આમુષ્મિક આત્માના મોક્ષ-સ્વર્ગ સંબંધી. ધર્મ પ્રકરણ-કૃત્યનું સંબંધી. ભૂત-પ્રેત-વિદેહી જીવનું સંબંધી.
Spiritualism, *n.* સૃષ્ટિમાં આત્મા શિવાય બીજું કાંઈ નથી એવો મત-વાદ. વિદેહી આત્મા તરફથી ઠોકો વગેરેથી ખબર અંતર મળે છે એવું મત.
Spiritualist, *n.* આત્મા શિવાય બીજું કાંઈ

નથી એવું માનનાર; આત્મવાદી. વિદેહી આત્માનો સંસર્ગ માનનાર.

**Spirituality**, *n.* અધિદૈવકપણું; આત્મરૂપ. ધર્મક્રિયા-ની બાબત.

**Spirit-level**, *n.* સપાટી જાણવાનું-નક્કી કરવાનું આરકથી ભરેલી નળીવાળું એક યંત્ર.

**Spirit-rapper**, ભૂતની સાથે વ્યવહારનો ઢોંગ કરનાર અને દરવાજા ઠોકીને ભૂતો પોતાની હૈયાતી જણાવે છે એવું કહેનાર.

**Spirometer**, *n.* એક જબર શ્વાસ લીધા પછી એક માણસ શ્વાસ બહાર કેટલો કહાડી શકે છે તે માપવાનું યંત્ર. ઉચ્છ્વાસ માપક યંત્ર.

**Spirt**, *n.* દડુડી-ડો; ધાર. એકદમ જાગૃત થઈને કરેલો-જુસ્સાનો પ્રયત્ન. *vt.* દડ દડ દડુડીની ધારે બહાર કાઢવું; કોગળો કરવો. *vi.* જોરથી દડુડી થઈ બહાર નીકળવું.

**Spissated**, *a.* ઠરી-જાડું રગડ થયલું.

**Spissitude**, *n.* ઠરી-જાડું રગડ થયલું તે; નરમ વસ્તુનું જાડા-ઘાડા-રગડપણું; રગડો.

**Spit**, *n.* થુંક. માંસ સેકવાની લહોઢાની સીકસળિયો. દરિયામાં જતું લાંબું સાંકડું ભૂશિખર. *vt.* થુંકવું; પીચકારીથી કે કોગળાથી મ્હોંમાંથી બહાર કાઢવું. સીકપર ચઢાવવું; સીક ભોંકવી.

**Spitfire**, *n.* ગુસ્સાબાજ આદમી. To spit-upon, મ્હોટું અપમાન કરવું. તિરસ્કાર યુક્ત વર્તણુક ચલાવવી.

**Spit-box**, *n.* પીચ-પિગ-પીકદાની; તસ; થુંકદાન.

**Spite**, *n.* અંટસ; ખાર; અદાવત; દુશ્મની; ખુંનસ; કિનો; દ્વેષ; અરીરયા. In s. of -નું ચાલવા ન દેઈને; છતાં પણ. *vt.* ઉપર ખાર-વેર કાઢવું; દુખી કરવું; ઈજા કરવી-આપવી.

**Spiteful**, *a.* ખારીલું; દ્વેષી; કિનાખોર; દ્વેષ-અંટસ ભરેલું-વાળું-નું.

**Spitefully**, *ad.* ખારથી; દ્વેષથી.

**Spittle**, *n.* થુંક; લબ; લાળ.

**Spittoon**, *n.* પીક-પીચ-પિગ-થુંકદાની.

**Splash**, *vt. i.* પાણી-કાદવના છાંટા ઉરાડવા-નાખવા;-ને કશાથી પાણી-કાદવના છાંટા ઉડવા.

**Splash-board**, *n.* ગાડીમાં બેસનારને કે હાંકનારને કાદવના છાંટા ન ઉડે માટે રાખેલું પાટિયું-પડદો; પંખો.

**Splashy**, *a.* કાદવ-કચરાળા પાણીવાળું.

**Splay-foot**, *n.* ચપટા તળિયાવાળો-પહોળો પગ.

**Splay-footed**, *a.* ચપટા તળિયાવાળા-પહોળા પગવાળું.

**Spleen**, *n.* પાણથરી; બ્હરોલ; તલી. રોશ; મનમાં રાખેલો ગુસ્સો; ચીઢ. ઉદાસી; ચિત્ત ઉદાસ રહે એવો રોગ.

**Spleeny**, *a.* ગુસ્સાવાળું; ચિઢિયું; મિજાજી; રિસાળ. ઝગઝગતું.

**Splendent**, *a.* ચળકતું; ચકચકતું; ઝળકતું;

**Splendid**, *a.* ચળકતું; ચકચકીત. ભપકાદાર; ડોળદાર; દેખાવડું; સુશોભિત. પ્રખ્યાત; પ્રસિદ્ધ; નામીચું; જાણવા જોગ.

**Splendidly**, *ad.* ભપકાથી; મહોટા ડોળથી; સુશોભિતપણાથી.

**Splendour**, *n.* તેજ; ચમકાટ; ઝગઝગાટ. ભપકો; શોભા; ઠાઠમાઠ; સુશોભિતપણું. પ્રખ્યાતિ; નામીચાપણું.

**Splenetic**, *a.* ઉદાસીનો રોગ થયલું; રોશી; રોશ-ગુસ્સાખોર-ભરેલું; ચીઢિયું.

**Splenetis**, *n.* બ્હરોળનું સુઝવું.

**Splice**, *vt.* ગાંઠ દીધા-વાળ્યા-માર્યા વગર જોડવું; સાંધવું; સાંતરો કરવો, કોષવું; છેડા વણીને જોડવું. લાકડાને વાંધો પાડીને સાંધવું. *n.* બે દોરડાને તેના છેડા એકમેક સાથે વણીને સાંધવું તે.

**Splint, Splinter,** *n.* પાતળી કરચ; ઝીણી ફાડ. ભાગેલા-ઉતરેલા હાડકાપર બાંધવાનું ખપાટિયું-કામડું-કામઠી; *vt.* ચીરીને પાતળી ફાડો-ચીરો કરવી.

**Splintery,** *a.* પાતળી ફાડો-ચીરો જેવું.

**Split,** *n.* ચીરો; ફાટ; ચીર; તરડ. ફાટ-ફુટ; કુસંપ. *vt.* ચીરવું; ફાડવું;-ના ચીરા-ફાડો કરવી. માંહે કુસંપ-કજીયો-ફાટફુટ કરાવવી. *vi.* ફાટવું; ચીરાવું;-માં ચીરો ફાટ-પડવી. હસીહસીને થાકવું-મરવું. ભાંગી જવું;-ના ચુરે ચુરા થઈ જવા.

**Splutter; Splatter,** *v.* બોલવામાં થુંક ઉરાડવી. લખવામાં સાહીના ડાઘથી કાગજ ખરાબ કરવો.

**Spodomancy,** *n.* રાખથી ભવિષ્ય જાણવાની વિદ્યા.

**Spoil,** *n.* લૂટ; લુટફાટ; ચોરી; જબરાઈ. બળશક્તિથી મેળવેલી વસ્ત; પ્રાપ્તિ. લૂટ; જોરથી-ફતેહથી મેળવેલી વસ્તુ. *vt.* લૂટવું;-નું લુટી-હરી-છીનવી લેવું. ઝુટાવી છીનવી લેવું. બગાડવું; ખરાબ -નાશ કરવો. *vi.* લૂટવું; લૂટ કરવી. બગાડવું ખરાબ થવું.

**Spoiler,** *n.* નાશ-ખરાબ કરનારો; બગાડનાર. લૂટનાર; લુટારો; ચોર.

**Spoke,** *n.* પૈડાનો આરો. દાદરનું પગથિયું. *pret.* of speak બોલ્યું; કહ્યું.

**Spoken,** *pp.* of speak બોલેલું; કહેલું.

**Spokesman,** *n.* કોઇની વતી-તરફથી બોલનાર. વક્તા; બોલવૈયો.

**Spoliate,** *vt.* લૂટવું; લુટફાટ-નાશ ચોરી કરવી. *vi.* (on) લુટવું;-માં લુટફાટ કરવી.

**Spoliation,** *n.* લુટવું લુટફાટ કરવી-છીનવી લેવું તે. લડાઈમાં લુટફાટ.

**Spondaic,** *a.* બે ગુરૂ અક્ષરના ગણસંબંધી.

**Spondee,** *n* બે ગુરૂ અક્ષરનો ગણ.

**Sponge,** *n.* વાદળી. ખુશામત કરીને બીજાના રોટલા ખાનાર. *vt.* વાદળી વતે ધોવું-સાફ કરવું-લુછવું. લુછી-ભુસી-કાઢી નાખવું. *vi.* ચુસી શોષી લેવું; પી જવું. (on) ખુશામત-કમાઈ કરીને પામવું-મેળવવું; ધુતી ખાવું.

**Sponge-cake,** *n.* પુડો; એક પ્રકારની ફુગરીવાળી ગળી રોટલી.

**Sponger,** *n.* લુછનાર. ધુતારો. હરામ-ટુકડા ખાઉ; ખુશામત કરી પેટ ભરનાર.

**Sponginess,** *n* પોચાપણું.

**Spongy,** *a.* પોચું; ફુગરી વાળું. ભીનું; પાણીવાળું. વાદળી જેવું; પાણી ચુસે એવું; સુરાખદાર. [

**Sponsal,** *a.* લગ્ન-વિવાહ સંબંધી.

**Sponsor,** *n.* જામીન; હામી; પ્રતિનિધિ. ધર્મ પિતા. [પોઆપ-સ્વાભાવિકપણું; સહજતા.

**Spontaneity,** *n.* આપખુશી; સ્વસંતોષ; આ-

**Spontaneous,** *a.* પોતાની ખુશીનું-મેળે થયલું; સ્વાભાવિક; આપોઆપનું.

**Spontaneously,** *ad* પોતાની મેળે-ખુશીથી; આપોઆપ; સહજ; સ્વયંભુ.

**Spontoon,** *n.* આડખો ભાલો-બલ્લમ.

**Spool,** *n.* ફિરકી; ફરકડી. ફિરકીપર વીંટવું-લપેટવું. [

**Spoon,** *n.* ચમચો. પળી.

**Wooden-spoon,** *n.* ગણિત શાસ્ત્રની આનર્સની પરીક્ષામાં છેલ્લે નંબરે પાસથએલ ઉમેદવાર.

**Spoonful,** *a.* ચમચા ભર-પૂર; ચમચો.

**Spoon-meat;** *n.* ચમચા વતી ખાવાનો ખોરાક; નરમ-રસાદાર-ઢીલું ખાણું.

**Sporadic,** *a.*-કોઇ કોઈવાર-ઠેકાણે થતું; વિરલું.

**Spore,** *n.* મુળબીજ. મુળાંકુર.

**Sport,** *n.* રમત; ખેલ; લીલા; ક્રીડા; મઝા; ગમત. મશ્કરી; ઠઠ્ઠા; મજાક; હાસ્ય. રમકડું. શિકાર. શબ્દવિનોદ; પદલાલિત્ય. *vt.* ગ-

મત-મઝા-રમત કરવી. દેખાડતા-બધે લઈને ફ-રવું. *vi.* ગમત શિકાર-મશ્કરી-મજાહ કરવી.

Sportful, *a.* ગમતી; ખુશામીજાજી; આનંદી મશ્કરી-હાસ્યનું-ભરેલુ; હસવા જેવું.

Sporting, *z.* રમતિયાળ; ગમતિયાળ. શિકાર કરનાર. [ યાળ.

Sportive, *a.* મોજી; આનંદી; ગમતી-રમતિ-

Sportivess, *n.* મોજીલા-આનંદી-ગમતી-રમતિયાળપણુ.

Sportsman, *n.* શિકારી; પારધી.

Spot, *n.* ડાઘ; ચાંડુ; કલંક. એબ; ખોડા;ખામી છાંટ; ટપકું. જગા; સ્થાન; ઠેકાણું. *vt.* ઉપર ડાઘ-છાંટા પાડવા.-ને ડાઘ-એબ-લગાડવી.

Spotless, *a.* ડાગ વગરનું; નિષ્કલંક; શુદ્ધ; ચોખ્ખું; નિષ્પાપી; નિર્દોષ.

Spotted, *a.* ડાઘ-છાંડવાળુ; ટપકાંદાર.

Spousal, *n.* લગ્ન; વિવાહ *a.* લગ્ન સંબંધી.

Spouse, *n.* પરણેલું આણસ; વર કે વહુ.

Spouseless, *a.* નહી પરણેલું (માણસ);વર કે વહુ વગરનું.

Spout, *n.* નળી; પરનાળ; ભુંગળી. નાળચું; નાળચું; વાસણનું મ્હોડું *vt.* ફુંકારીને-કોગળા કરીને બહાર કાઢવું. ભાષણમાં-કરીને માંહેથી માંહે કહેવું. *vi.* સાંકડા મોહોમાંથી જોરથી નીકળવું-વહેવું-ધસી આવવું; ધાર ફુટી નીકળવી.

Sprain, *n.* મોચ; કરમોડ; મોચાવું-કરમોડ ખાવી તે; લચક. *vt.* લચકાવવું; મરડાવું; કરમોડાવું; મોચાવું. [ફુડવું.

Sprang, *pret.* of spring નીકળી આવ્યું.

Sprawl, *vi.* હાથ પગ પસારીને લાંબા થઈને સુવું; સુઈને લોચવું. આમતેમ ફેલાવું; વાંકુ ચુંકું ઉગવું-પસરવું. સુતા સુતા ખસવું-ચાલવું.

Spray, *n.* નહાની ડાળી-છોડ. નહાની ડાળીઓનો સમુદાય પાણીના ઉડતા છાંટા; તુશાર; શીકર.

Spread, *vt.* પસારવું; લંબાવવું; ફેલાવવું; વિસ્તારવું; ઉઘાડવું. પાથરવું; બીછાવવું; નાખવું. બહાર પાડવું; પ્રસિદ્ધ કરવું; ઉડાવવું; વેરવું. નાખવું. પીરસવું; પીરસીને તૈયાર રાખવું. *vi.* પસરવું; ફેલાવું; લાંબુ થવું. ફેલાવું; બહાર પડવું; ઉડવું. *n.* ફેલાવ; વિસ્તાર; પ્રસાર.

Spree, *n.* મોજ; મઝા; ગમત.

Sprig, *n.* નહાની ડાળી. પોર્યો; છોકરો.

Sprightful, *a.* ચકોર; ચંચળ. આનંદી; મોજી; ખુશ મીજાજી. [ આનંદી-મોજીપણું.

Sprightliness, *n.* ચકોરપણું; ચંચળતાપણું.

Sprightly, *a.* ચકોર; ચંચળ; આનંદી; મોજી; ખુશ મીજાજનું.

Spring, *n.* કુદકો; છલંગ; કુદકારો. પાછળ હઠવું-કુદવું. સ્થિતિસ્થાપકપણું. કમાન; ચાંપ ઝરો; મુળ; ઉગમ. વસંતઋતુ; વસંત; બહાર. *vi.* કુદવું; કુદકો-છલંગ મારવી જોરથી. ધસારા સાથે નીકળવું; એક દમ ધસવું-આવવું; ચમકી ઉઠવુ-નહાસવું; ચોંકવું. પાછું વળવું.-નો વંશજ હોવું;-થી ઉતરી આવવું-ફુટવું. ફુટી નીકળવું-ને આવવું; ઉત્પન્ન થવું; નીપજવું. ઝરી-વહી નીકળવું. *vt.* ચમકાવીને-ભડકાવીને સંતાવાની જગામાથી બહાર કાઢવું. ફોડવું; બારૂત ભરીને ઉરાડવું.-માં બાકું-ગાબડું પાડવું. હલાવી કાઢવું; ઢીલું-હાલતું કરવું. એક દમ બંધ કરવું; વાસવું.

Spring-balance, કમાનથી બોજો તોલવાનું યંત્ર.

Spring-carriage, *n.* કમાનની ગાડી.

Springe, *n.* જાળ; ફાંસો; ફાંદો.

Spring-halt, *n.* ઘોડાનું લંગડાવું તે.

Spring-head, *n.* મુખ્ય ઝરો; મૂળ.

Springiness, *n.* સ્થિતિસ્થાપકતા-પણું.

Springing, *n.* કુદવું તે; કુદકારો.

**Spring-tide**, *n.* પુનમ-અમાસની ભારે ભરતી-જુઆળ; ઉધાન. વસંતકાળ.

**Spring-time**, *n.* વસંત કાળ-ઋતુ.

**Springy**, *a.* કમાન જેવું; સ્થિતિસ્થાપક; હલકું; ચપળ. ભીનું; તેજવાળું.

**Sprinkle**, *vt.* પાણી છાંટવું. વેરવું; ભભરાવવું.-ઉપર છાંટવું-વેરવું.-શુદ્ધ-સ્વચ્છ કરવું;-થી શુદ્ધ થવું.

**Sprinkling**, *n.* વેરવું-છાંટવું-ભભરાવવું તે. વરસાદના થોડા છાંટા-ફરફર. થોડું.

**Sprite**, *n.* ભૂત; પ્રેત.

**Sprout**, *n.* ફણગો; અંકુર; પીલો. *vi.* ફુટવું; ઉગવું; નીકળવું; ફણગો ફુટવો.-ના ફાંટા ફુટવા-નીકળવા; ફંટાવું.

**Spruce**, *a.* અલબેલું; ટાપટીપ-ચાપચીપવાળું; ચાપચિપિયું; ટાપટીપિયું.

**Sprucely**, *ad.* ટાપટીપિયા-ચાપચીપિયાપણાથી.

**Spruceness**, *n.* ટાપટીપ; ચાપચીપ; ટાપટીપિયાપણું. [ કળ્યું; ફણગો ફુટયો.

**Sprung**, *pret.* & *pp.* of spring ઉગી નીકળ્યું; ફણગો ફુટયો.

**Spue, Spew**, *vt.* ઓકવું; પાછું કાઢવું; ઉલટી-વાંતી કરવી.

**Spume**, *n.* ફીણ. [ ટી-વાંતી કરવી.

**Spumescence**, *n.* ફીણવાળાપણું.

**Spumous**, *a.* ફીણવાળું.

**Spun**, *pret.* of spin કાંત્યું.

**Spunge**, *n.* વાદળી. ખુશામત કરી બીજાના રોટલા ખાનાર. *vt.* વાદળી વતી સાફ કરવું; લુછી-લુસી નાખવું. *vi.* ચુસી-સોસી લેવું.

**Spunk**, *n.* સુકું સડેલું લાકડું. અડીએલ ભૂત.

**Spur**, *n.* એડ; કાંટો; આર. ઉત્તેજન-ક; પ્રેરણા કરનાર વસ્તુ. થાંભલાની ટુંકી લાકડીની ટુંબી. મરઘાની ખુંટી પાછળનો લાંબો નખ; નખી. (પર્વતનો) ફાંટો. on the s. of the moment તક જાળવીને-ઉપર; એકદમ; વગર વિચાર્યું. *vt.* એડ મારવી; એડ મારી ઉતાવળું ચલાવવું. ઉશ્કેરવું; ઉત્તેજન-ઉભું-પ્રેરણા કરવી; આગળ ચલાવવું.

**Spur-gall**, *n.* એડ માર્યાથી પડેલું ચાઠું.

**Spurious**, *a.* ખોટું; કૃત્રિમ; નકલી; બનાવટ ભરેલું. રાંડના પેટનું; રાખેલીનું; હરામજાદું; જારજ. [ત્રિમથી.

**Spuriously**, *ad.* બનાવટ ભરેલી રીતે. કૃત્રિમથી.

**Spuriousness**, *n.* બનાવટ; કૃત્રિમ. ખોટા; નકલીપણું.

**Spurn**, *vt.* લાત મારવી-મારીને કાઢવું. તરછોડી કાઢવું; તરછોડવું; ધિક્કારવું; તુચ્છ કરવું. *vi.* પગ ઉછાળવા-ઉંચા કરવા. (*at*) તિરસ્કાર-કરી ના પાડવી.

**Spurt**, *n.* ધાર; દડુડી-ડો. એકદમ જાગૃત થઈને કરેલો-જુસ્સાનો પ્રયત્ન. *vt.* પીચકાર ઉરાડવી-દડુડીની ધારે બહાર કાઢવું; કોગળો કરવો. *vi.* જોરથી ધાર ઉડવી-ફુટી નીકળવી.

**Sputter**, *vi.* થુંક ઉરાડવું. તડતડવું; તણ તણવું;-ના તનખા ઉડવા. બહુ ઉતાવળું-થુંક ઉડે તેમ બોલવું.

**Sputterer**, *n.* થુંક ઉરાડીને બોલનાર.

**Spy**, *n.* બાતમીદાર; ચાર; ભેદુ; ગુપ્ત દૂત; જાસુસ; રેકુ. *vt.* ભેદ લેવો-કાઢવો. દૂરથી જોવું; સંતાએલું શોધી કાઢવું; બારીક તપાસથી ખોળી-શોધી જોઈ કાઢવું.

**Spy-glass**, *n.* નહાની દુરબીન.

**Squab**, *a.* પીછ-પર વગરનું (કબુતરનું તરતનું જન્મેલું બચ્ચું). માતેલું; ટુંકું ને મજબુત. *n.* કબુતર. સારી પેઠે ભરેલો તકિયો-ગાદી-કોચ.

**Squabbish**, *a.* જાડું; ઠીંગું; ભારે.

**Squabble**, *vi.* કજીયો-લડાઈ-રકજક-તાણાતાણી કરવી. તકરાર-બોલાચાલી-ઝડાઝડી કરવી. *n.* કજીયો; તકરાર; રકઝક; બખેડો; ઝગડો; ઝડાઝડી.

**Squad**, *n.* કવાયત વાસ્તે ભેગી કરેલી ટુકડી. નહાની ટોળી-ટુકડી.

**Squadron**, *n.* લશ્કરની-ઘોડે સવારની ટુકડી. અમુક કામ વાસ્તે રાખેલી-મોકલેલી વહાણની ટુકડી-કાફલો.

**Squalid**, *a.* ગંદુ; ઘણું મેલું; ગંધાતું.

**Squalidity, Squalidness**, *n.* ગંદા-મેલાપણું; મલીથી; મલીનતા.

**Squall**, *n.* ચીસ; બુમ; કારમો સાદ એકદમ ચડી આવેલો વાવંટોળ-તોફાન. *vi.* ચીસ-બુમ-બરાડા પાડવા.

**Squally**, *a.* વાવંટોળવાળું; તોફાની; હેકળ.

**Squalor**, *n.* મેલા-ગંદાપણું; મલીનતા; ગલીચી; ગંદવાડ.

**Squander**, *vt.* ઉડાવવું; ગુમાવવું; ભાર મુકવું; વાવરી-ખરચી-ઉડાવી દેવું-નાખવું; બારેવાટ કરવું.

**Squanderer**, *n.* ઉડાઉ; ખરચી-ઉડાવી દેનાર.

**Square**, *n.* ચોક. સમચોરસ; ચોરસ; ચોખંડી આકૃતિ. ચોખંડો કડકો; તકતી. કાટખુણો; સાધની. તેની તેજ સંખ્યાનો ગુણાકાર; વર્ગ. (સિપાઈનો) કોટ. એક રાગ; બરોબરી. કોઠાનું ઘર-ખાનું. કપડાંપરની ચોકડી. *a.* ચોખડું; ચોરસ; સમચોરસ. કાટખુણવાળું. ખરૂં; સાચું; બરોબર. ન્યાયનું; વાજબી; અદલ; પ્રમાણિક. બરોબર-ચુકતો (હિસાબ). All s. બરોબર; ઠીક; સારૂં. To be on the s. with વચ્ચેનો હિસાબ બરોબર હોવો. *vt* ચોરસ-ચોગુણ કરવું. કાટખુણા વતી સીધું કરવું. મેળવું; બરોવવું; લાવવું. ચલાવવું; કરવું. પતવવું; બરોબર કરવું-કરી મુકવું.-નો વર્ગ કરવો. *vi.* બેસતું-માફક-મળતું-અનુસરતું થવું-હોવું. મુક્કી મારવા હાથ ઉગામવો. [ચઢાવાય એવું.

**Square-rigged**, *a.* જેને સઢ આડા લાકડાથી

**Square-root**, *n.* વર્ગમુળ.

**Square-sail**, *n.* એક પ્રકારનો ચોખંડો સઢ.

**Squaretoes**, *n.* જુના જમાનાનો-અસલી વિચારનો અને ઢબછબવાળો પુરૂષ.

**Squash**, *vt.* કચરી-છુંદી-વાટીને ભુગદી કરવી.

**Squat**, *vi.* પલાંઠી વાળી બેસવું. સંકોચાઈને-કુંટિયાં વાળીને-લપાઈને બેસવું. (પરાયી જમીન) બથાવી પડવું બેસવું. *a.* લપાઈ-છુપાઈ બેઠેલું. ઠુંકું ને જાડું-માતેલું. *n.* પલાંઠી.

**Squatter**, *n.* પલાંઠી વાળી- લપાઈ-છુપાઈ બેસનાર. જમીન બથાવી પડનાર-બેસનાર.

**Squaw**, *n.* અસલી અમેરિકાના રહેવાસીની બાયડી. [લવું. *n.* ચુંચું; તીનો અવાજ.

**Squeak**, *vi.* ચુંચું-તીનો અવાજ કરવો; બો-

**Squeal**, *vi.* લાંબો તીનો અવાજ કરવો.

**Squeamish**, *a.* સાંકડા-સુમાળા મળાવાળું. અતિશય ખંતીલું; બહુ ચીકણું; ચિપાસિયું. સહેજમાં કંટાળે-નાખુશ થાય એવું.

**Squeamishly**, *ad.* સહેજમાં કંટાળે-નાખુશ થાય એવી રીતે. [થાય એવો ગુણ

**Squeamishness**, *n.* જરા જરામાં નાખુશ

**Squeeze**, *vt.* દાબવું; નીચોવવું; ચાંપવું; દબાવવું; પીલવું; પીલી કાઢવું. -થી (ઉપર) જુલમ ગુજારવો; -ને હેરાનગતી પહોંચવી. -ને ભેટવું; -ની સાથે ભેટ ભેટા કરવી. *vi.* દબાઈ-ધક્કા મારી ભીડમાં આગળ જવું.*n.* દબાણ; ચંપાણ.

**Squelch**, *v.* કચડવું દાબવું. *n.* એકદમ જમીનપર તુટી પડવું તે.

**Squib**, *n.* ફટાકો; ફટાકડો; પલીતો. નિંદાનું જુજ-થોડું લખાણ. [-છાવડું.

**Squill**, *n.* રાની કાંદો. એક જાતની માછલી

**Squint**, *n.* બાડી નજર; માલણું-કું; ત્રાંસુંઆડું જોવું તે. *a.* ત્રાંસું; આડું. બાડું; માલણું-કું; ભેંગું. *vi.* ત્રાંસું-આડું-બાંડું-માલકું

જોવું. ઢાળ પડતું-ઉતરતું હોવું. *vt.* બાંઠી-માલકી નજર કરવી; ત્રાંસવી.

Squint-eyed, *a.* બાડું; માલખું-કું; એંચું.

Squire, *n.* નાઈટથી ઉતરતો ખેતાબ. સાહેબ; રાવ; મિરજાં; શેઠ; મેહેરબાન.

Squirm, *vi.* પકડી પકડી ને ચઢવું. ઝપટિયાં -તરફડિયાં મારવાં; અતિશય પ્રયત્ન કરવો.

Squirrel, *n.* ખીશકોલી; ખીસોટી.

Squirt, *n.* પીચકારી; પચુકડી. નહાની ઉતાવળી દદુડી-ધાર-વહેળિયું. *vt.* -ની પીચકારી મારવી-છોડવી; જોરથી દદુડી કાઢવી.

Stab, *vt.* ભોકવું; ઘોચવું; ભોકી-ઘોચીને ઘાયલ કરવું. ભોકીને મરણતોલ ઘા કરવો; કટારી ઘોચી મારી નાખવું.-ને દુષ્ટ ભાવથી નુકસાન-એબ-બટ્ટો લગાડવો. *vi.* ભોકવું; ઘોચવુ; મારવું. *n.* અણિયાળા હથિયારનો ઘા-જખમ; ભોકવું-ઘોચવું તે. છાનામાના કરેલું નુકસાન-ઘા.

Stabiliment *n.* મજબુત કરવું તે; આધાર; આશ્રો.

Stability, *n.* દઢતા; મજબુતી; સ્થાયી-કાયમ-પણું; સ્થિરતા; ટકાઉપણું.

Stable, *n.* તબેલો; ડહેલું-લો; ઘોડશાળા. *a.* દઢ; મજબુત; સ્થાયી; કાયમ. દઢ મનનું; ધીરું; આગ્રહી. ટકાઉ; સ્થિર. *vt.* -ને તબેલા--ડહેલામાં રાખવું.

Stable-boy, *n.* ઘોડાનો ચરવાદાર; રાવત.

Stabling, *n.* તબેલાઓ.

Stably *ad.* દઢતાથી; મજબુતાઈથી.

Stack, *n.* ગંજ; ગંજી; કુંદવું. ઢગલો; ગંજી; ઓઘલું-લી; અંબાર. ધુમાડિયું. *vt.* -નો ઢગલો-ગંજ કરવો; ખડકવું.

Stack-yard, *n.* ગંજી-ઓઘલીનો વાડો-વંડો.

Staddle, *n.* લાકડી; સોટો. નહાનું ઝાડ.

Stadium, *n.* એક ફુરલાંગ; ૪૦ રાડ.

Stadtholder, *n.* હોલંડનો મુખ્ય માજીસ્ટ્રેટ.

Staff, *n.* લાકડી; દાંડો; ડાંગ; દંડુકો; દંગોરો. આધારવાસ્તે રાખેલી લાકડી; આધાર. અધિકાર ચિન્હ. સેનાપતિ જોડે તેના અંગના નોકરો-તેની હજુરના કામદાર. કામદાર મંડળ; કારભારી-કર્તાહર્તાનું મંડળ. *pl.* staffs or staves.

Stag, *n.* સાબર; કલિયાર; હરણો; શેર વગેરેનો વેપારી નહીં છતાં સટ્ટો કરનાર.

Stage, *n.* ઉંચી બેઠક-સ્થાન; માચડો. રંગભુમિ; ભુમિકા; નાટક સ્થળ-તકતો. નાટક. પાલક; પરાંચ; ઉંચું માળિયું. ઉતારો; મુકામ; વિસામા-પડાવની જગા-ઠેકાણું. મજલ; ટપ્પો. અમુક સ્થિતિ-હાલત.

Stage-coach, *n.* ડાગની ગાડી.

Stage-play, *n.* નાટક.

Stage-player, *n.* નટ; નાટકમાં વેશધારી.

Stagger, *vt.* અથડાવવું; ભમાવવું; લથડાવવું; લથડિયું ખવાડવું; ચક્કર આણવાં. ડગમગાવવું; ડગાવવું; ઢચુ પચુ-આનાકાની કરાવવી; -થી ડગવું; શક-વહેમમાં નાખવું. *vi.* લથડવું; લથડિયાં ખાવાં; ડગ ડગવું. પાછું હઠવા માંડવું; ડગવું; હઠવું. ડગમગવું; આનાકાની-ઢચુ પચુ કરવું; શક-વિચારમાં પડવું.

Staggers, *n.* ઘોડાને થતું ફેફ્ર-વાઈનો રોગ-મરજ. [તે; સ્થિર રહેવું તે.

Stagnancy, *n* મંદપણું; વહેતું બંધ પડવું

Stagnant, *a.* બાંધ્યું; બંધ; સ્થિર; થમ-જમી-બંધિયાર રહેલું. મંદ; માંદું; ધીમું; બંધ પડેલું; મંદુ (બજાર). જડ; સુસ્ત.

Stagnate, *vi.* સ્થિર-ઉભું રહેવું; વહેતું બંધ પડવું; પ્રવાહ અટકી પડવો. સુસ્ત-મંદ-ધીમું પડવું. [બંધ પડવું તે. મંદી; મંદપણું.

Stagnation, *n.* બાંધ્યું-સ્થિર રહેવું તે; વહેતું

**Staid**, *n.* ઠરેલ; પુખ્ત; ગંભીર; શાણો; ગંભીરતા-શાણપણનું-વાળું. *pret & pp.* of stay થાંભ્યું રહયું; ઠર્યું.

**Stain**, *n.* રંગ. ડાઘ; ડપકો; ડપકું; ચાંઠું. કલંક; બટ્ટો; એબ; દૂષણ. *vt.* -ને રંગ દેવો; રંગવું. બગાડવું; ઉપર ડાઘ પાડવો-લગાડવો. ઉપર ફુલ વગેરેની આકૃતિ-તરેહ છાપવી. -ને ડાઘ-કલંક-બટ્ટો-એબ લગાડવી.

**Stainless**, *a.* ડાઘ-ડપકા વગરનું. નિષ્કલંક; નિર્દોષ; શુદ્ધ.

**Stair**, *n.* સીડીનું એક પગથિયું *pl* દાદર; સીડી; નીસરણી. A flight of stairs. સીડી. Below s. નીચે; હેઠળ Up s. ઉપર; મેડે; માળપર.

**Stair-case**, *n.* દાદર; સીડી.

**Stake**, *n.* અણિયાળી લાકડી-ખુંટો; મેખ; ખીલો. ધર્મને વાસ્તે બળી મરવું તે. શરત-હોડમાં મુકેલી-સણુયેલી વસ્તુ. To be at s. જોખમમાં હોવું; ઉપર વાત આવવી-આવેલી હોવી. *vt.* લાકડી જોડે-ને આધારે ઉભું કરવું; ટેકો આપવો. શરત બકવી-મારવી દાવમાં હારવા જીતવા મુકવું. પોઇ દેવું; પોવું.

**Stalactic**, *a.* બરફની કરચ જેવું. શંકુ આકારના ઝરતા સફેતાના ગચિયાનું-વિષે.

**Stalactite**, *n.* ગુફાઓમાં શંકુ આકારનું ઝરતું સફેતાનું ગચ્છું-ગચિયું.

**Stalagmite**, *n.* સફેતાના ઝરવાથી ભોંયપર બંધાયલું પડ-છાટ.

**Stale**, *a.* વાસી; ટાઢું; બેસ્વાદ; સાધારણ; રસ-મઝે વિનાનું. જીર્ણ; જુનું ખખ થયલું; વપરાયાથી ઘસાઇ ગયલું. *n.* લાંબો હાથો-દસ્તો. ફાંદામાં નાખનાર; ફસાવનાર. *vt.* વાસી કરવું; વાપરીને ઘસી નાખવું; જીર્ણ કરવું. *vi.* મુતરવું.

**Stalk**, *n.* સાંઠો; થડ; રાડું. પેશી; દાંડો; કાંડિયું. ડીટું; દીટું; ડીચું; ડીચકું. *vi.* મહોટા ડોળથી છાતી કાઢી મહોટી મહોટી ફલંગે ચાલવું. *vt.* -ની પાસે છાનામાના-ચોરીથી આવવું-જવું. Deer-stalking મારવામાટે ચોરીથી હરણપાંસે જવું તે.

**Stalking-horse**, *n.* પક્ષીને છાનામાના પકડવાવાસ્તે પારધીએ પોતાને સંતાઈ રહેવા કરેલો ઘોડો. બહાનું; મુખવટો; બહારનું ખોટું-ડોળ-પેચ.

**Stall**, *n.* ઉભા રેહેવાની-ઢોર વગરેને બાંધવાની જગો; કોઠો; ગોઠો. એક બળદ કે ઘોડો બંધાય એટલી ભરી લીધેલી તબેલાની જગો. તબેલો; ઢોર-જાનવર રાખવાની જગો; ડહેલું. માલ વેચવાનો નહાનો માંડવો-દુકાન-બેઠક. મહોટાં ધર્માધ્યક્ષનું આસન.

**Stallage**, *n.* મેળામાં દુકાનો કરવાનો હક. ઘોડાની લાદ.

**Stall-fed**, *a.* બાંધીને ખવડાવેલું-પુષ્ટ કરેલું.

**Stallion**, *n.* વાલી ઘોડો; તોખમ વધારવાને રાખેલો ઘોડો. [બરું; જોરાવર; જુસ્સાદાર.

**Stalwart**, *a.* બહાદુર; હિમ્મતવાન; જ-

**Stamen**, *n. pl.* stamens, stamina. કોઈ પણ પદાર્થનો નક્કર-મજબુત-જોરાવર ભાગ આધાર. દમ; જીવ; કસ; પાણી. નર તંતુ; કેસર; ઉપકેસર; ફુલના તંતુ.

**Stammer**, *vi.* અચકાતાં અચકાતાં-તોતડું-અટકીને બોલવું;-ની જીભ અટકવી.

**Stammerer**, *n.* તોતડું બોલનાર.

**Stamp**, *n.* છાપ પાડવાનું ઓજાર-મુદ્રા; છાપ. પડેલી છાપ; ઠસ્સો. સરકારી છાપ; મહોર; સિક્કો. ઇસ્ટામનો-છાપનો કાગળ; સરકારી ટિકિટ. છાપ; સાખ; ગુણ; લક્ષણ. રૂપ; ઘાટ; આકાર; પ્રકાર; તરેહ. પગ ઠોકવો-પછાડવો તે.

*vt.* પગ ઠોકવો-પછાડવો. છાપવું; મ્હોર મારવી; સિક્કો-બીબું પાડવું. ઠસાવવું; મનમાં ઉતારવું. *vi.* પગ ઠોકવો-પછાડવો.

Stampede, *n.* ભડકવાથી જનાવરોનાં ટોળાંનું એકદમ નહાસવું તે. એકાએક લાગેલી બ્હીકથી નહાસા નહાસ.

Stanch, Staunch, *a.* સંગીન; નક્કર; મજબુત; કઠણ. દૃઢ; આગ્રહી; પક્કું; ખરું; ડગે-હડે નહીં એવું; હડહડતું. *vt.* ( લોહી ) વહેતું બંધ પાડવું-કરવું. *v.i.* વહેતાં બંધ પડવું-અટકવું.

Stanchion, આધાર; ટેકો; નહાનો થાંભલો.

Stanchless, *a.* વહેતું બંધ ન થાય એવું.

Stand, *n.* ઉભા રહેવાની જગા-નાકું; સ્થાન; મુકામ. સોભવું તે; ઉભું-થંભી રહેવું તે ઉંચી બેઠક; માચડો. કોઈ વસ્તુ મુકવાનો બાજઠ-આસન; ઈસ્ટાન્ડ. ટક્કર; સામો ટકાવ. કોઈ ચીજ ટાંગવા-મહેલવાનું ચોકઠું-ટેબલ; ઘોડો; ડામચીયો. *vi.* ઉભું રહેવું-હોવું. આવેલું હોવું. ટકવું; નીભવું; ચાલવું. ઉભા રહેવું; થોભવું. ઉભી આબરૂએ-ઉભા રહેવું; તરવું; નિર્દોષ ઠરવું; ખેમકુશળ રહેવું. કાયમ-સ્થિર હોવું; દૃઢ ઉભું રહેવું. નિર્દોષ-શુદ્ધ-સન્માર્ગમાં રહેવું. આવવું; હોવું.-માં રહેલું-નું હોવું. હંકારવું; જવું.-ની વતી પ્રતિનિધિ થવા ઉમેદવાર હોવું. સ્થિરથઈ જવું; બાંધ્યું-ઉભું રહેવું. હોય તેવું-કાયમ ચાલુ-અમલમાં રહેવું-હોવું. કોરટમાં હાજર થવું (by) પાસે-સોડે-તમાશો જોવા ઉભા રહેવું; બાજુએ-કોરે રહેવું; નહીં ગણકારવું; રક્ષણ-બચાવ કરવો; બાજુમાં રહેવું;-નો પક્ષ ન છોડવો; મદદ આપવી-કરવી. (for) પક્ષ લેવો; મદદ કરવી. -ને ઠેકાણે-બદલે-જગાએ હોવું. ( off ) વેગળું-દૂર અળગું રહેવું. (out) બહાર નીકળવું-પડવું. ટક્કર ઝીલવી-લેવી. હઠથી સામા અડ્યા રહેવું. (to) ચલાવતાં-જોડે લાગ્યા રહેવું. વિચાર કાયમ રાખવો; મતને વળગ્યા રહેવું. માન્યકરવું; પાળવું; કબુલ રાખવું. *vt.* સહેવું; ખમવું; સાંખવું;-માંઆગળ નીભવું- ચાલવું-ટકવું. માથે ચઢાવવું; માન્ય કરવું. To s. it. હૈયું કઠણ રાખી વેઠવું; પોતાની સ્થિતિ-ઠેકાણું કાયમ રાખવું.

Standard, *n.* લઢાઈનો વાવટો-ઝુંડો-નિશાન. સરકારે નક્કી કરેલું તોલ માપનું પ્રમાણ-ધોરણ. ધોરણ; માન. ચલણના સિક્કામાં સરકારે નક્કી કરેલી ચોખ્ખી ધાતુ. *a.* પ્રમાણ-આધારભૂત; વજનદાર. ઉંચી જાતનું; ઉંચું.

Standard-bearer, *n.* ઝુંડાવાળો; નિશાનદાર; ઝુંડો-વાવટો ઉંચકનાર.

Standing, *a.* ચાલુ; કાયમ; રૂઢ. પાકું; કાયમ; જાય નહીં એવું. બાંધ્યું; સ્થિર. ખસેડાય નહીં એવું. ઉભું. *n.* ઉભું રહેવું-હોવું તે; સ્થાન; સ્થિતિ. અવધી; કાળ; મુદ્દત. સ્થિતિ; હાલત; દરજ્જો; માન; પ્રતિષ્ઠા.

Standish, *n.* કલમદાન; દવાત, કલમ મુકવાનું ખાનું.

Stand-point, *n.* ઉભા રહેવાની-કાયમ જગા. દૃષ્ટિ; નજર; વિચાર; સમજ.

Stand.still, *n.* થંભી-અટકી રહેવું તે.

Stannery, *n.* કલઈ-કથીરની ખાણ.

Stanza, *n.* બહુ પાદી છંદ; શ્લોક; બેત.

Stanzaic, *n.* બહુ પાદી છંદ-શ્લોક સંબંધી.

Staple, *n.* વેપાર-પેદાસનો મુખ્ય માલ-જણસ-વસ્તુ. મુખ્ય વિષય-બાબત. કાચો માલ; મુળ જણસ. તાર; દોરો; તાંતણો. ઉતારપેંઠ; વેપારનું મથક. લોઢાનો મરડેલો આંકડો; સાંકળનો નકુચો. *a.* ધોરી; ચાલતો; મ્હોટો. મુખ્ય.

Star, *n.* તારો. ગ્રહ; સેતારો. તારાટપકી; ટિકી; કટોરી. ફુદડી; તારાજેવી આવો ✻ નિ-

શાની. તારા નીકળે એવી હવાઈ. દીપે એવો પુરૂષ; દીવો.

Star-board, *n.* વહાણમાં આગળ નજર કર્તાની જમણી બાજુ-બોરડ; ઘોસ; ગોસ.

Starch, *n.* ખળ; કાંજી; આર; ખેળ. અક્કડ -અતડાપણું; અકડાસ. *vt.* આર-ખળ ચઢાવવો-દેવો; હાર ભરવો; અક્કડ કરવું.

Starched, *a.* હાર દીધેલું-ચઢાવેલું. અક્કડ; અતડું. [ડું; ચિપાસિયું.

Starchy, *a.* આર-ખેળવાળું-જેવું. અક્કડ; ચિં-

Stare, *vi.* ટકટકીને-તાકીને જોઈ રહેવું ઘુરકીન-આંખ ફાડીને જોવું; તાકવું; ટોકવું. To s. in the face આંખ-મહોં આગળ-પ્રત્યક્ષ હોવું.

Starer, *n.* તાકીને જોનાર. [જોષી.

Star-gazer, *n.* તારા જોનાર; સુકન જોનાર

Stark, *a.* અક્કડ; મજબુત. ઉંડું. *ad* તદન; બિલકુલ; તમામ; કેવળ; શુદ્ધ.

Starless, *a.* તારા વગરનું-નહી દેખાય એવું.

Star-light, *n.* તારાનું અજવાળું. તારાના અજવાળાથી પ્રકાશીત થયલું.

Starling, *n.* બોલતું ગાનારૂં પક્ષી-પાણીનું જોર દુર કરવામાટે પુરજાના પાયાપાસે એકઠો કરેલો. મ્હોટો ઢગળો.

Starry, *a.* તારાનું-વાળું-થી શોભિતું.

Start, *vi.* ચમકવું; ચમકીને ઉઠવું-કુદવું-હઠવું; ચોંકવું; ભટકવું. નીકળવું; ઉપડવું; કુચ-પ્રારંભ કરવો; ચાલવા માંડવું; રવાના થવું. *vt.* (against) ની સામા ઉમેદવાર થવું. (for)-ને વાસ્તે ઉમેદવાર થવું-હોવું. (up) એકદમ-ચમકી ઉઠવું; એકદમ ચઢી જવું-પ્રખ્યાતા પામવી. *vt.* ચમકાવવું; ભડકાવવું; એકદમ ઉઠાડવું-ચલાવવું. ઉભું-રજુ કરવું; આણવું. શોધી કાઢવું; ચાળવું; ઉઠાવવું. *n.* એકદમ ચમકી ઉઠવું તે -મારેલી છલંગ-કુદકો. રહીને રહીને આવતો જુસ્સો; ઝપાટો; આવેશ. પ્રારંભ; શરૂઆત.

Startful, *a.* ચમકે-ભડકે એવું; ભડકણ; બીહીકણ; શરમાળ.

Starting-point-post, *n.* નીકળવાની-પ્રારંભ કરવાની જગા.

Startle, *vi.* ચમકવું; ભડકવું; એકદમ પાછું હઠવું-સંકોચાવું. *vt.* દબકાવવું; ચમકાવવું; ભડકાવવું; આશ્ચર્ય પમાડવું. *n.* દબકો; ચમક; ધક્કો.

Startling, *a.* ચમકે-ભડકે-એવું; કૌતક જેવું.

Start up, *n.* આજ કાલનું પૈસાદાર; એકાએક શ્રીમંત-પૈસાદારથયલું. [વું તે.

Starvation, *n.* ભુખમરો; ભુખે મરવું-માર-

Starve, *vi.* ટાઢથી ઠુંઠવાઈ કે ભુખે મરવું. મરીજવું. ભુખે મરતા હોવું-ને ખાવાપીવા ન મળવું. -ને ખોટ-તોટો પડવો-લાગવો. *vt.* ભુખે કે ટાઢથી મારી નાખવું. ભુખે મારીને જીતવું.-વશ કરવું. નિર્બળ-કમજોર બળહીન-કરવું.

Starveling, *n.* & *a.* ભુખે મરેલું (ઝાડ-પ્રાણી).

State, *n.* હાલત; અવસ્થા; સ્થિતિ; દશા. દરજ્જો. મોભ્ભો; મરતબો; આબરૂ; નામ. મંડળ; લોક. કાયદા કરનાર મંડળ રાજ્ય; સંસ્થાન; સ્વસ્થાન; સરકાર. ડોળ; ઠાઠ; ઠાગ ઠુમાક; દમદમાટ. *a.* સરકારી; રાજ મામલા સંબંધી; જાહેર. *vt.* કહેવું; વર્ણવવું. બોલવું; વિગતવાર કહેવું-કહી દેખાડવું.

State-craft, *n.* રાજ ચલાવવાની યુક્તિ-કળા -કૌશલ્ય-પ્રપંચ-ખટપટ-કાવાદાવા.

Stated, *a.* નિયમિત; અમુક; નક્કી કરેલું; નીમેલું; ઠરાવેલું.

Statedly, *ad.* નક્કી કરેલા-ઠરાવેલા વખતે.

Stateliness, *n.* પ્રૌઢતા; મહોટાપણું

Stately, *a.* પ્રૌઢ; ડાળ-ઠાઠવાળું; શોનકદાર; શોભા ભરેલું, મ્હોટું; ઉંચું. [ત; કેફિયત.

Statement, *n.* હકીકત; વર્ણન; હેવાલ વા-

State-room, *n.* વહાણમાં એક ઓરડો.

Statesman, Statist, *n.* રાજનીતિજ્ઞ; રાજ નીતિમાં કુશળ-રાજકાર્યધુરંધર પુરૂષ. રાજ કારભારી-મંત્રી; રાજદરબારિયો.

Stateman-like, *a.* રાજદરબારી માણસને શોભે-ઘટે છાજે એવું; દૂર દૃષ્ટિવાળું; ડહાપણ-વિવેક ભરેલું.

Statesmanship, *n.* રાજ કૌશલ્ય; રાજ દરબારી કામ-કારભાર-કામકાજ. [ બંધી.

Statical, *a.* પદાર્થ સ્થિતિ-ગુરૂત્વ વિધા સં-

Statics, *n.* મુકામની-ઉભા રહેવાની જગા; મુકામ; ઠેકાણું; સ્થળ; ઇસ્ટેશન. ચોકી; ચબુતરો; ગેટ; ચાવડી; દેવડી; નીમેલું કામ; હોદ્દો; જગા, દરજ્જો; પદવી; હાલત; સ્થિતિ. ભાડુતિ ગાડીઓ ઉભી રાખવા મુકરર કરેલું ઠેકાણું-નાકું.-*vt.* મુકવું; રાખવું; બેસાડવું; નીમવું.

Stational, *a.* મુકામ સંબંધી.

Stationary, *a.* સ્થિર; અચળ; કાયમ. હોય તેવું ને તેવું; જેવું ને તેવું રહેનારૂં; અવર્દ્ધમાન.

Stationer, *n* કાગળ; કલમ ખડિયા વગેરે લખવાનો સામાન વેચનાર; કાગદી.

Stationery, *n.* લખવાનો સઘળો સામાન.

Statistic-al, *a.* લોકોની સ્થિતિ-ઉધમ સંબંધી.

Statistics, *n. pl.* કોઇ પણ લોક, દેશ, સ્થિતિ વિષેની હકીકતનો સંગ્રહ. દેશસ્થિતિ વિધા.

Statuary, *n.* પુતળું કોરવાની કળા. પુતળું કોતરનાર. પુતળાંનો સંગ્રહ.

Statue, *n.* પુતળું; પ્રતિમા; બાવલું.

Statuette, *n.* નહાનું પુતળું; પુતળી.

Stature, *n.* શરીરની ઉંચાઇ-કદ-કાઠી.

Status, *n.* સ્થિતિ; હાલત. Status quo આગળ-ની-એની એ હાલત.

Statutable, *a.* કાયદાનું-પ્રમાણેનું-ઘીકરેલું.

Statute, *n.* લખીત કાયદો. કાયદો; ઠરાવ; ધારો; કાનુન. [માણે થયલું.

Statutory, *a* લખીત કાયદાનું. કાયદાનું-પ્ર-

Staunch, *adj.* દૃઢ, અડગ-જાની. ખાસ.

Stave, *n.* સાંકડું પાતળું પીપ બનાવવાનું પાટિયું. ગાયનના સૂર બતાવવાને સાંકેતિક આર ચોકડીનો કોઠો. કડવું; પદ *vt.* માંહે કાણું-છિદ્ર-નાકું પાડવું; ભાંગવું; ફોડવું; પાડવું. (off) આગળ ધકેલવું; ઢીલ કરવી. ટેકો-આધાર-મદદ આપવી.

Stay, *vi.* ઉભા રહેવું; ઠરવું; થાંભવું; થોભવું. રહેવું; ટકવું; ચાલવું; જારી રહેવું; રહેવું. વાટ-રાહ જોવી. વાર લગાડવી; ઠરવું. *vt.* અટકાવવું; બંધ-ઉભું રાખવું; થંભાવવું. ટેકો દેવો; ટકાવવું; ઉભું-ટેકવી-ટકાવી રાખવું. *n.* મુકામ; ટકાવ; થંભવું -રહેવું તે. ઉભા રહેવું-થોભવું અટકવું તે; સ્થિતિ; વાસો. આશ્રય. આધાર; અવલંબન.

Stay-lace, *n.* કાંચળી-ચોળીની ફીત

Stays, *n. pl.* એક પ્રકારની કાંચળી-ચોળી; કમખો. [ ણે; બદલે.

Stead, *n.* જગા; ઠેકાણું. Instead of ઠેકા-

Steadfast, *a.* સજ્જડ; દૃઢ; અચળ; સ્થિર. દૃઢ નિશ્ચયવાળું; ડગે નહીં એવું; મુસ્તકીમ.

Steadfastly, *ad.* દૃઢતાથી; એક નિશ્ચયથી; આગ્રહથી. [ સ્તકીમપણું.

Steadfastness, *n.* દૃઢતા; એક નિશ્ચય; મુ

Steadily, *ad.* દૃઢતાથી; એક નિશ્ચયથી; આગ્રહથી. [કીમપણું

Steadiness, *n.* સ્થાયી-દૃઢપણું. આગ્રહ; મુસ્ત

Steady, *a.* સજ્જડ; અચળ; સ્થિર. દૃઢ; ડગે-

ચળે નહીં એવું; એક ધારણી. એક સરખું; જાયું; નિરંતર. *vt.* ઠેરવી-દૃઢ રાખવું; સ્થિર; કરવું-રાખવું. [ લો ચીરો.

**Steak,** *n.* સેકવાસારૂ બળદનાં માંસનો કાપે-

**Steal,** *vt.* ચોરવું;-ની ચોરી કરવી; ચોરીથી-છાનામાના લઇ જવું; ચોરવું; હરી લેવું; હરવું. છાનામાના-ચોરીથી-ગુપ્ત રીતે કરવું. *vi.* ચોરવું. છાનામાના-ચોરીથી જતાં રહેવું-આવવું

**Stealing,** Stealth, *n.* ચોરી; છાનચોરી.

**Stealthy,** *a.* ચોરીથી કરેલું; ચોરીનું; છાનું.

**Steam,** *n.* બાફ; વરાળ. *vi.* વરાળને આકારે ઉડવું; ઉડી જવું.-માંથી વરાળ નીકળવી. *vt.* બાફ દેવો-આપવો; બાફ દઇને રાંધવું; બાફવું.

**Steam-boat,** Steamer, Steam-packet ship-vessel, *n* આગબોટ; અગનબોટ.

**Steam-engine,** *n.* વરાળ યંત્ર; બાફનો સાંચો.

**Steam-tug,** *n.* ઝાઝ ખેંચવાની આગબોટ

**Steamy,** *a.* વરાળ-બાફજેવું-નું-વાળું.

**Steed,** *n.* ઘણા પાણીવાળો-તેજી-તીખો-પવનની ચાલનો-લડાઇનો ઘોડો.

**Steel,** *n.* પોલાદ; ગજવેલ; ખરૂં-તીખું લોઢું; તીખું; ખરૂં. ગજવેલ-પોલાદનું હથિયાર. ચાકુને ધાર ચઢાવવાનું ગજવેલનું ઓજાર-રાથ *vt.* -ઉપર પોલાદ ચઢાવવું-પોલાદની ધાર-અણી કરવી. વજ્ર જેવું-અતિશય કઠણ કરવું. નિર્દય-કઠોર કરવું.

**Steel-yard,** *n.* કંપાણ.

**Steen,** *v.* માટી; ઈંટ વગેરે આસપાસ હારમાં ગોઠવવા-કુવાની દિવાલ-ઇંટ યા પથરની દિવાલ.

**Steep,** *a.* ઉંચું; ઉભા ચઢાવવાળું. *n.* ઉભો ચઢાવ-ટેકરો-ડુંગર. *vt.* ઝબોળવું; પલાળવું; બોળવું; ડુબવવું; ઝબોળીને કસ કાઢી લેવો.

**Steeple** *n,* ખ્રિસ્તી દેવળનો અણિયાળો મિનારો-ટોચ-શિખર; ઘુમટ; કંગુરો.

Steeple-chase, *n.* ઘોડાની સરત-જેમાં તે અડચણો દૂર કરીને મુખ્ય મતલબપર જવું.

Steepness, *n.* ઉભા-ઉભા ચઢાવપણું.

Steer, *n.* નહાનો બળદ; વાછરડો; વાછડો; ગોહલો. *vt.* વહાણ ચલાવવું-હંકારવું. ,જવું; રસ્તેપડવું; રસ્તો લેવો-પકડવો. *vi.* ચાલવું; હંકારવું; ફરવું; રસ્તો પકડવો.

Steerage, *n.* હંકારવું-ચલાવવું તે; સુકાનથી ચલાવવું તે. વહાણના આગલા ભાગ ઉપરની ઓરડી.

Steersman, *n.* સુકાન ફેરવનાર; સુકાની.

Stellar, *a.* તારા સંબંધી-નું-વાળું. તારામય;

Stellate, *a.* તારા જેવું. [તારાથી ભરેલું.

Stelliform, *a.* તારાના આકારનું.

Stem, *n.* થડ; મુખ્ય ભાગ. દીંટું; ડાંખલું; ઠીચું, ડાચકું. વંશ; થડ. વંશજ; શાખા; સંતતિ. વહાણના મોખરાનો ભાગ. મોખરો; મોખરાનો ભાગ. *vt.* સામા થવું-જવું. સામે પાણીએ-અહારે-ઉભા જવું. સામા થવું: અટકાવવું; બંધ રાખવું.

Stench, *n.* દુર્ગંધ; બદબો; નઠારી વાસ.

Stencil, *n.* ચિતારા-છીપા વગેરેનું બીબું. *vt.* બીબાં વગેરેથી ચિતરવું-રંગવું.

Stenograph, *n.* ટુંકામાં-સંક્ષેપમાં લખનાર.

Stenographic, *a.* સંક્ષેપમાં લખી જણાવતું.

Stenography, *n.* ટુંકામાં લખવાની કળા-વિધા.

Stentorian, *a.* ઘણા મહોટા અવાજવાળું; ઘણાજ મહોટો ( ઘાંટો ) તાણીને ઘાંટો કાઢી શકે એવું; મહોટા ઘાંટાવાળું.

Step, *n.* પગલું; કદમ; ડગલું; પગથિયું. S. by s. ડગલે ડગલે કરીને; રહેતે રહેતે. વૃદ્ધિ; વધારો; આગળ વધવું જવું તે. કામ; ઉપાય; તજવીજ. *pl.* સીડી; દાદર. *vi.* કદમ-ડગલું ભ-

રવું. બે ડગલાં-કદમ ચાલીને જવું. ભારેખમરીતે ગંભીરાઇથી-ધીમે ચાલવું. (aside) જરા બાજુએ-વેગળું જવું ખસવું; ખસી જવું. (in, into) અંદર જવું-આવવું; પેસવું.

Step-brother, *n.* સાવકો- ઓરમાઈ ભાઈ.

Step-child, *n.* સાવકું-ઓરમાન બચ્ચું.

Step-daughter, *n.* સાવકી છોકરી.

Step-father, *n.* ઓરમાન-સાવકો બાપ.

Step-mother, *n.* સાવકી મા.

Step.sister, *n.* ઓરમાન-સાવકી બહેન.

Step-son, *n.* આંગળીનો છોકરો; આંગળિયો. સાવકો-ઓરમાઈ છોકરો.

Step-stepping stone, પગથિયું; પ્રથમ પગથિયું; પાયરી. [ડેલું મહોટું મેદાન.

Steppe, *n.* એશિયા ખંડમાં ઉજ્જડ વગર ખે-

Stereography, *n.* પદાર્થોના આકાર-છબી પાડવાનો હુન્નર.

Ster-eometry, *n.* પદાર્થોને માપવાની કળા.

Stereoscope, *n.* ચિત્રને ઉભાં આબેહુબ જોવાનું બે નળીવાળું એક દર્શન યંત્ર.

Stereotomy, *n.* પથાર્થોના જુદા જુદા આકાર અથવા ભાગ પાડવાનો હુન્નર.

Stereotype, *a.* ચોપડીઓ છાપવાનાં બીબાનાં પતરાં. એવાં પતરાં બનાવવાની કળા. *vt.* કાયમ બીબાનાં પતરાંથી ચોપડા છાપવી.

Stereotyped, *a.* બીબાનાં કાયમ પતરાંથી છાપેલું. છાપી મુકેલું; છપાઇ ગયલું. કાયમ; દૃઢ. [નાવનાર

Stereotyper, *n.* બીબાનાં કાયમ પતરાં બ-

Sterile, *a.* નિષ્ફળ; ઉજ્જડ; અફળ; નાપિક. વાંઝણા; વાંઝિયું. [પણું.

Sterility, *n.* નિષ્ફળતા; ઉજ્જડતા. વાંઝિયા-

Sterling, *a.* અંગ્રેજી નાણાનું-સંબંધી. સચ્ચાઈ; શુદ્ધ; ખરૂં; ચોખ્ખું.

Stern, *a.* કઠોર; કરડો; સખત; આકરો; નિર્દય. અતિ દૃઢ; સ્થિર; અચળ; હાલે-ડગે નહીં એવું. *n.* વહાણ-નાવનો પાછલો ભાગ.

Stern-chaser, *n.* વહાણના પાછલા ભાગ ઉપરથી ફોડવાની-મારવાની તોપ.

Sternly, *ad.* કઠોર-નિર્દયપણાથી.

Sternmost, *a.* સહુથી વધારે વહાણના પાછલા ભાગ-ડબુસા તરફ. [પણું.

Sternness, *n.* કઠોરતા; કરડાપણું; નિર્દય-

Sternum, *n.* છાતીનું ચપટું વચલું હાડકું; ઉરોસ્થિ.

Sternutation, *n.* છીંકવું તે.

Sternutatory, *n.* છીંક લાવે એવો પદાર્થ; છીંકણી; તપખીર.

Stertorous, *a.* નસકોરાં બોલાવતું; ઘોરતું

Stethoscope, *n.* છાતી તપાસવાની ડાકટરની ભૂંગળી.

Stew, *n.* છિનાળખાનું; કારખાનું. ધીમે તાપે ઉકાળેલું ખાનું-ભોજન. ધાડાધાડ; ગભરાટ. *vt.* ધીમે તાપે-આંચે ઉકાળવું-સીજવવું. *vi.* ધીમે તાપે ઉકળવું.

Steward, *n.* ઘરનો કારભારી-વહીવટ કરનાર.

Stewardship, *n.* કારભારીપણું; દિવાનગીરી.

Stick, *n.* લાકડી; સોટી; ડાંગ. કરાઠી; લાકડાં; કાઠી. ગોદો; ભચકો; અણિયાળું હથિયાર ભોકવું-ઘોચવું મારવું તે. *vt.* ભોકીને મારી નાખવું. ઘોચવું; ઘાલવું; ખોસવું. મુકવું; બેસાડવું; ઉભું રાખવું. ઘોંચવું; અણિયાળી વસ્તુપર મુકવું. ચોઢવું; ચોંટાડવું; વળગાડવું. *vi.* વળગી-ચોંટી રહેવું. અટકી રહેવું; ચોંટીગળી જવું. અચકવું; ગુંચવાવું; અટકવું. (with) ગુંચવણ પાડવી; અકળાવવું; ગભરાવવું. (at) અચકવું; પાછું હઠવું; અટકવવું; આનાકાની કરવી. (by) બ વળગી રહેવું; છેવટ લગી આસરો

આપવો. ( out ) બહાર નીકળવું-પડતું હોવું. ( to ) વળગી પકડી-ઝાલી રહેવું.

**Stickiness**, *n.* ચીકણા-ચીકટપણું.

**Stickle**, *vi.* એકનો પક્ષ પકડવો-ઝાલવો. ખોટી જક-તકરાર-હઠ આગ્રહ કરવો. ઘડીમાં એકનો પક્ષ ને ઘડીમાં બીજાનો પક્ષ કરવો.

**Stickler**, *n.* પંચ; સરપંચ; મધ્યસ્થ. ખોટી તકરાર કરનાર.

**Sticky**, *a.* ચીકણું; વળગે-ચોંટે એવું; ચીકટું.

**Stiff**, *a.* કઠણ; મરડાય-વળે નહીં તેવું; અક્કડ; તાટ. જાડું રગડ જેવું; ઠરેલું; બંધાઇ ગયલું; ઘાડું; ઘટ. જબરૂં; જોરનું; ભારે; સપાટા બંધ વાતું-થતું; ગુસ્માવાળું. હઠીલું; જક્કી; જીદ્દી; દુરાગ્રહી; મમતીલું. અક્કડપણાવાળું; અતડાઇ ભરેલું; અતડું.

**Stiffen**, *vt.* કઠણ-અક્કડ-વળે નહીં તેવું કરવું. જાડું-ઘાડું-ઘટ્ટ કરવું. બેશુદ્ધ-બેભાન કરવું. અક્કડ-કઠણ થવું. જાડું-કઠણ થવું. કઠણ મનનું-કઠોર થવું.

**Stiffly**, *ad.* જીદ્દ-મમત-હઠથી. વળે-મરડાય નહીં એવી-અક્કડ રીતે.

**Stiff-necked**, *a.* હઠીલું; જક્કી; નમે નહીં તેવું; કુજાતખોર.

**Stiffness**, *n.* કઠણપણું. ઘટ્ટ-જાડાપણું. હઠીલાઇ; જીદ્દ. બોલવા લખવાની ઢબમાં ખોટું ડોળ ઘાલવું તે.

**Stifle**, *vt.* ગુંગળાવવું; દમ-શ્વાસ બંધ કરવો; રૂંધવું; ગુંગળાવી નાખવું; રૂંધાઇ જાય તેવું કરવું. બુઝવવું; હોલવવું; નાશ-બંધ કરવું. છુપાવવું; દાબી-સંતાડી રાખવું; ઉડાવવું. *n.* ઘોડાનો સાંધો.

**Stigma**, *n.* ડહામ; ડહામ દેવાથી પડેલું ચાંદું-ચાંઠું. ડાઘ; કલંક; કાળી ટીલી; લાંછન; બટ્ટો.

**Stigmatic**, *a.* ડાઘ-કલંક લાગેલું.

**Stigmatize**, *vt.* ડહામ દેવો. ડાઘ-કલંક-દુષણ લગાડવું; નિંદવું.

**Stile**, *n.* વચલી વાડ કે કોટ ઉપરથી જવા આવવાને પગથિયાં; પગથિયું.

**Stiletto**, *n.* નહાની કટાર.

**Still**, *n.* દારૂ-અર્ક ગાળવાનું યંત્ર-ભઠ્ઠી. *a.* ચુપ; છાનું; સ્વસ્થ; શાંતાકાર; મુગું. નિર્વાત; સ્થિર; શાંત; પવન ન હોય તેવું. અચળ; ગતિ વનાનું. *vt.* છાનું-શાંત પાડવું-રાખવું; મુગું-ચુપ કરવું. સ્થિર-નિશ્ચળ કરવું. નરમ-શાંત-ઠંડું કરવું-પાડવું; સમવવું. *ad.* હજુ-અત્યાર સુધી-લગી; અદ્યાપિ. હમેશ; સદાય; સર્વદા; નિરંતર; એક સરખું. તોએ; હજુ; જેમ જેમ. તેમ છતાંપણ; તથાપિ; તોએ; તોએજ. બીજું; વધારે.

**Still-born**, *a.* મુએલું જન્મેલું-આવેલું; મૃતજાત; પેટમાંજ મરણ પામી નીકળેલું.

**Stillness**, *n.* સ્થિરતા; સુમસામ; સુનસાન. શાંતપણું; કચવાટ-ખળભળાટ નહીં હોય એવી હાલત.

**Stilly**, *ad.* શાંત-ઠંડા પણાથી. ગુપચુપ; છાના માના.

**Stilt**, *n.* ચાલતાં લાંબથી પગ ઉંચો રાખવાને ખોભણવાળી લાકડી; ઘોડી.

**Stilted**, *a.* ઉંચું; ભભક-ડોળ વાળું.

**Stimulant**, *a.* ચેતના-વધારે હોશ-જોમ આણે તેવું; ઉત્તેજક; ઉદ્દીપક. *n.* ઉત્તેજક- ઉદ્દીપક-હોશ-જોમ વધારે-ચેતની આણે તેવી વસ્તુ. ઉદ્દીપક ઓસડ.

**Stimulate**, *vt.* ઉસ્કેરવું; જાગૃત ઉદ્દીપ્ત કરવું; ઉત્તેજન-ઉભટ આપવો; વધારે ચેતના જોસહોશ આણવાં. [ઉસ્કેરનારી વસ્તુ

**Stimulation**, *n.* ઉત્તેજન; ઉભટ. ઉત્તેજક-

**Stimulative**, *a* ઉત્તેજક; ચેતના-વધારે હોશ-જોમ આણે-આવે એવું; ઉદ્દીપક.

**Stimulus**, *n.* ઉત્તેજક-ઉદ્દીપક-ઉશ્કેરનારી જાગૃતી-ચેતના આણે તેવી વસ્તુ.

**Sting**, *n.* ડંખ; દંશ; ડંખ દંશ મારવો તે. દુઃખ; વેદના. ચોટ; દંશ; ચટકો. ખુબી; રહસ્ય; મર્મ. *vt.* દંશ દેવો; ડસવું; ડંખવું; ડાંખ મારવો. ઘણી વેદના-દુઃખ કરવું-દેવું.

**Stingily**, *ad.* કૃપણતાથી; કંજુસપણાથી.

**Stinginess**, *n.* કૃપણતા; કંજુસપણું; બખીલાઈ.

**Stingless**, *a.* દંશ-ડંખ-કાંટા વગરનું.

**Stingy**, *a.* મખ્ખીચૂસ; ઘણું કૃપણ-બખીલ; ચિંગુસ; કંજુસ; સૂમ; નહેશ.

**Stink**, *n.* ગંધ; દુર્ગંધ; બદલો. *vi.* ગંધાવું;-માંથી દુર્ગંધ-બદબો નીકળવી; ગંધ-વાસ મારવી.

**Stink-pot**, *n.* શત્રુપર-છોડવાનો ગંધાતા પદાર્થથી ભરેલો દારૂનો ઘડો.

**Stint**, *n.* સંકોચ. હદ; મર્યાદા; પરિમાણ. મુકરર કરેલો-ઠરાવેલો-નશીબમાં-ભાગ્યમાં આવેલો ભાગ. *vt.* હદ-સંકોચમાં રાખવું; ઠીંગરાઈ-હોમાઈ જાય તેવું કરવું; મહોટું થવા ન દેવું. -નુ પેટ બાળવું; સંકોચ-તંગાસફાકો પાડવો.

**Stipend**, *n.* પગાર; મુસારો; નિમણુંક.

**Stipendiary**, *n.* પગાર લેનાર ખાનાર; પગાર બદલ નોકરી કરનાર; નિમણુકી.

**Stipulate**, *vi.* ઠરાવ-કરાર-બોલી કરવી.

**Stipulation**, *n.* ઠરાવ; કરાર; બોલી.

**Stipulator**, *n.* ઠરાવ-કરાર-બોલી કરનાર.

**Stir**, *n.* ગડબડ; ધામધૂમ; હીલ ચાલ. *vt.* હલાવવું; ચલાવવું; ખિસાડવું. ઉઠાવવું; ઉલુ કરવુ; ચલાવવું. ડહોળવું; હલાવી-ડહોળી નાખવું. છેડવું; તકરારપર લાવવું; વાત ચરચાવવી. ઉશ્કેરવું; ઉશ્કેરણી કરવી. (up) ભરાવી-ચઢાવી ઓપી જોશમાં લાવવું; લોહી ઉકળાવવું. *vi.* હાલવું; ચાલવું; હાથ પગ હલાવવા; મહેનત કરવી.

**Stirrup**, *n.* પેંગડું; રિકાબ; ઘોડાના જીનનો પાવડો.

**Stitch**, *n.* ટાંકો; બખિયો; ઓટણ; ટેલો. હુક; ચસકો; શુલ; કળતર; શરીરમાં થતું તીવ્ર દુઃખ *vt.* -માં ટાંકા મારવા; ટેલા-ટેભા ભરવા; ટાંકવું; સાંધવું; ઓટવું; બખિયા દેવા. સાંધવું; સીવવું; સીવી-સાંધી લેવું.

**Stiver**, *n.* વલંદા લોકનું બે દુદિયાની કિમ્મતનું ત્રાંબા નાણું.

**Stock**, *n.* ઝાડ-છોડનું થડ-ધડ. જેપર કલમ કરવામાં આવે તે ઝાડ-થડ. થંભ; થાંભલો. જડબુદ્ધિ માણસ; ઢ; બુડથલ; મૂઢ. બંધુકનું કુંદુ; કુંધો-ધું. વહાણ બાંધતી વખતે તેને જે લાકડાપર મુકે તે. અક્કડ ગળેબંધ. કુળ; થડ; વંશ; ઓલાદ. ભંડોળ; થાપણ; પુંજી. ખજાનો; એકંદર સિલક; જથો; સંગ્રહ; સંચય. ઢોર; ઢોર ઢાંખર. *vt.* ભરી-એકઠું કરી-સંઘરી મુકવું. માંહે ભરવું-પૂરવું *a.* ચાલતું; હમેશનું; જ્યારે ખપ પડે ત્યારે લેવાનું.

**Stockade**, *n.* લક્કડ કોટ; લાકડીઓ ખોસી કરેલો વાડો-કોટ. *vt.* -ના ફરતો લક્કડ કોટ કરવો; -નું લક્કડ કોટવડે રક્ષણ કરવું.

**Stock-broker**, *n.* શેરનો-લોનનો દલાલ.

**Stock-exchange**, *n.* શેર-લોન બજાર; શેરના દલાલોની મંડળી.

**Stock-holder**, *n.* ભાગીદાર; જેની પાસે શેર કે લોન હોય તે.

**Stocking**, *n.* પગનું મોજું.

**Stock-jobber**, *n.* શેરનો સટો કરનાર.

**Stock-jobbing**, *n.* શેરનો-લોનનો સટ્ટો.

**Stocks**, *n. pl.* હેડ; પગમાં ઘાલવાનું ખોડું. ખજાનો; ભંડોળ; એકંદર સિલક.

**Stock-still**, *a.* લાકડા જેવું સ્થિર; થાંભલા-પથ્થર જેવું; જરાએ હાલે ચાલે નહી તેવું.

**Stocky**, *a.* જાડું ને મજબૂત.

**Stoic**, *n.* પ્રાચીન યુનાન દેશમાં એક અમુક પ્રકારનો તત્વજ્ઞાની (એઓ સુખદુઃખમાં ઉદાસીન અને વિરક્ત રહેવાનું શિખવતા). કોઈના સુખદુઃખની દાઝ ન જાણે એવો પુરૂષ. *a.* વિરાગી; ઉદાસીન; વિરક્ત.

**Stoical**, *a.* વિરાગી; ઉદાસીન; વિરક્ત.

**Stoicism**, *n.* ઉદાસીનતા; વિરક્તપણું.

**Stoker**, *n.* વરાળ યંત્રની ભઠ્ઠીપર ઉભો રહી તેમાં બળતણ પૂરનાર.

**Stole**, *n.* લાંબો ખુલતો-ઢીલો જામો-જભ્ભો.

**Stolid**, *a.* જડ; અતિશય જાડી બુદ્ધિ વાળું; મુર્ખ; મુઢ. [મંદપણું.

**Stolidity**, *n.* મુરખ-મુઢપણું. બુદ્ધિનું જડ-

**Stomach**, *n.* પેટ; જઠર; કોઠો; હોજરી. ઈચ્છા; મરજી; મન; ભાવ. *vt.* સાંખી-ખમી-સહી રહેવું.

**Stomacher**, *n.* સાંકળી; કંઠી; તનમનિયું.

**Stomachic**, *a.* પેટ-કોઠા સંબંધી-નું. પાચક; જઠરાગ્નિ વધારે તેવું; રૂચક; જઠરને કૌવત આપે એવું. *n.* જઠરનું ઔસડ. [મિરી મચલું.

**Stomachless**, *a.* રૂચી-ક્ષુધા વગરનું; ભૂખ

**Stone**, *n.* પથ્થર; શિલા; ધોંડો. પહાણો. પથરીનું દરદ. આંડ; પેળવો. ઠળિયો; કળિયો. ગોટલો-લી; બાઠો. ચૌદ રતલનું વજન. વજ્ર જેવું હોવું તે. રત્ન. Philosopher's s. પારસ; પારસમણી. To leave no s. unturned ચાલે એટલા ઉપાય કરી જોવા; ઉપાય કરવામાં બાકી ન રાખવી. *vt.* પથ્થર મારવા-મારી મારી નાખવું. ફોલવું;-માંથી ઠળિયા કાઢી નાખવા. *a.* પથ્થર જેવું-નું-નું બનેલું.

**Stone-blind**, *a.* આંધળો ભીત. [ડો; સલાટ.

**Stone-cutter**, *n.* પથ્થર ફોડનાર; ઘોંડફો-

**Stone-fruit**, *n.* ઠળિયા-ગોટલીવાળાં ફળ.

**Stone-hearted**, *a.* ક્રૂર; નિર્દય.

**Stone-horse**, *n.* ખસી નહીં કાપેલો ઘોડો.

**Stone-still**, *a.* સ્થિર; હાલે ચાલે નહીં એવું; અચળ; ગતિ વગરનું.

**Stone-throw**, *n.* હાથવતી જેટલે છેટે પથરો ફેંકાય તેટલું-કાતરડી પૂર છેટું; કાતરડી.

**Stone-ware**, *n.* કુંભાર કામ. માટીના વાસણ.

**Stone-work**, *n.* ચિરે-ફરસ બંધી. [જગા.

**Stoniness**, *n.* જ્યાંહાં ઘણા પથરા હોય તેવી

**Stony**, *a.* પથ્થરનું-જેવું-વાળું-નું બનાવેલું-થી ભરેલું; જ્યાંહાં પથરા ઉભરાઈ જતા હોય એવું. વાળ્યું વળે નહીં એવું; વજ્ર જેવું; નિર્દય; કઠોર, હઠીલું.

**Stood**, *pret.* of stand ઉભો રહ્યો.

**Stook**, *n.* એકઠી કરીને ઉભી કરી રાખેલી ભારી-ઝુડી-ઝુડો.

**Stool**, *n.* બાજઠ; તકિયો-ટેકણ-પીઠ વગરની ત્રણ કે ચાર પાયાની બેઠક-આસન; બાસ્તી. ફરે જવાનો બાજટ. ઝાડો; પેટ; ફેરો; દસ્ત.

**Stoop**, *vi.* વાંકાં વળવું-નમવું. શરણ-તાબે થવું. પોતાની પદવીથી હલકું કામ કરવું. ઉડતાં ઉડતાં ઉતરવું. નમ્રતા-વિનય ધરવો. ઝડપ મારવી. વાંકું વળવું તે. મહોટા દરજ્જા-મરતબાપરથી નમ્રતા પકડી ઉતરતા થવું તે. પક્ષીનો ઝપાટો-ઝડપ.

**Stop**, *n.* રોકાણ; અટકાવ; ખોટી; ખોળંબો. વાંધો; નડ; બાધ; હરકત; અડચણ. વાજીત્રનો સૂર ચાઢવવા ઉતારવાનું સાધન. વિરામ ચિન્હ; ટાંપ. *vt.* બંધ કરવું; રોકવું. અટકાવવું; બંધ-ઉભું રાખવું. *vi.* અચકવું; ઉભા રહેવું; થોભવું; સબુર કરવું; અટકવું; બંધ પડવું. થોડીવાર રહેવું. રહેવું

**Stop-cock**, વાસવા ઉઘાડવાની તોટીવાળી નળી.

**Stop-gap**, *n.* એકના બદલામાં બીજું મુકેલું તે. તુરત વખત માટે યુક્તિ.

**Stoppage**, *n.* અટકાવ; રોકાણ; બંધી.
**Stopper**, *n.* ડાટો; ડુચ્ચો; બુચ, અટકાવ કરનાર કે બંધ પાડનાર કાંઈભી ચીજ.
**Stopple**, *n.* ડાટે; બુચ.
**Storage**, *n.* વખારમાં ભરવું-ભરી મુકવું તે. ભરી મુકામણ ભાડું.
**Storax**, *n.* સેલારસ.
**Store**, *n.* સંઘરો; ભંડાર; સંગ્રહ, કોઠાર; વખાર; કોઠી, વખાર; દુકાન. સમૃદ્ધિ; સાહિત્ય; સામગ્રી; સામાન; સરંજામ. પુષ્કળ; બહુ; લેઈએ તેટલું. In s. ભેગું કરી મુકેલું; પાસે તૈયાર. *vt.* ભરી મુકવું-રાખવું; ભરવું; સંઘરવું; એકઠું કરી મુકવું-નો સંઘરો-સંચરી-એકઠુ; કરી મુકવું; વખાર-કોઠીમાં ભરવું-મુકવું.
**Store-house**, *n.* વખાર; કોઠી; કોઠાર.
**Store-keeper**, *n*, કોઠારી; ભંડારી; વખારિયો; સાહિત્ય સંભાળનાર.
**Storied**, *a* વાત-વાર્તામાં વર્ણવેલું-કહેલું; વાતનું. માળા મજલાવાળું.
**Storke**, *n.* એક પ્રકારનું લાંબી ચાંચ ને લાબા પગવાળું જળકુકડું; કોરવ; બગલું; શકુનામૃગ.
**Storm**, *n.* તોફાન; વાવંટોળ; વા-વરસાદ; હિમપાત. બખેડો; ફીતુર; તોફાન; દંગો. લડાઈ; બંડ; બળવો. મહોટી આફત-સંકટ; વિપત્તિ. હલ્લો; હંગામો; છાપો. *vt.* ઉપર હુલ્લો-હંગામો કરવો; દરવાજા ફોડીને કોટપર ચઢીને વગેરે પ્રકારથી લેવાનો પ્રયત્ન કરવો. *vi.* ક્રોધાયમાન-આકળવિકળ થવું. ગુસ્સે ધમધમાટ કરવો. ફૂંફડવું; કકલવું.
**Stormy**, *a.* તોફાનનું; વાવંટોળ ને વરસાદવાળું. ઉગ્ર; સખત.
**Story**, *n.* વાત; કહાણી; કથા; હકીકત. ઈતિહાસ; વૃતાંત; બયાન. જોડી કાઢેલી-બનાવટની વાત; વાર્તા. જૂઠ; જૂઠું Id e, s. ગપ; ગપ્પું.
**Story-teller**, *n.* વાર્તા કહેનાર; વહિવંચો.
**Story, Storoy**, *n.* માળ; મજલો.
**Stout**, *a.* જબરો; લઠ; બળવાન; મજબુત; જોરાવર. છાતીવાળું; શૂરું; બેધડક; હિંમતવાન. જાડું; અંગે ભરેલું; પુષ્ટ.
**Stoutly**, *ad.* બળથી; મજબુતીથી.
**Stoutness**, *n.* જબરા-લઠપણું; જોર; બળ; જોમ. હિંમત; છાતી. હઠીલાઈ; જુસ્સત.
**Stove**, *n.* એક પ્રકારની ઓરડો ગરમ કરવાની લોઢાની બારણાવાળી પેટી. ચુલો; શગડી; અંગેઠી. ભઠી. *Pret.* of **stave** ફોડવું; માંહે કાંણું પડવું.
**Stow**, *vt.* ખડકવું; સિંચવું; ગોઠવીને મુકવું; રાખવું; પાસે પાસે ખડકીને ભરવું. [કવું તે.
**Stowage**, *n.* ખડકવું; સિંચવું તે; ગોઠવીને મુ-
**Strabismus**, *n.* આડું, બાડું જોવાની આદત.
**Straddle**, *vi.* પગ પહોળા રાખી ઉભા રહેવું કે ચાલવું; ફલ્લા ચાલવું. *vt.* ઉપર ઘોડો પલંગીને બેસવું-ઉભા રહેવું; ઘોડો પલંગવો.
**Straggle**, *vi.* આડું ભટકવું; ભમવું; વિખુટું-છુટું પડવું-જવું. ચોતરફ પસારવું-ફેલાવું-ફટાવું; વેરાઈ-વિખરાઈ જવું.
**Straggler**, *n.* રખડનાર; ભટકનાર; ભમનાર; છુટું પડી જનાર. [હોય તેવું.
**Straight**, *a.* સીધું; પાધરું; વાંકું ચુંકું નહીં
**Straighten**, *vt.* સીધું-પાધરું કરવું.
**Straightly**, *ad.* સીધી લીટીમાં; પાધરી રીતે
**Straightness** *n.* સીધાપણું; પાધરાપણું.
**Straight-forward** *a.* સીધું; પાધરું; સુધું; પ્રમાણિક. [વાર લગાડ્યા વગર.
**Straight-way** *ad* પાધરું; તરતજ; લાગલુંજ;
**Straiks**, *n. pl.* તોપના પરિઘપરના લોખંડના પતરાં.
**Strain**, *n.* મોચ; લચક; ખેંચ; તાણ. અતિશય તાણાતુસ; પરાકાષ્ઠ; આંકોશિયા ખેંચીને કરેલી મેહેનત. રીત; તરાહ; ડોળ. ટીપ; હીરા-સૂર; રાગ; ગાનું. *vt.* જોરથી તાણવું-ખેંચવું; હાથ-હોય એટલું બળ-જોર કરવું-કાઢવું; પરાકાષ્ઠા કરવી. અતિશય મહેનતથી મોચઈ-ભાગી મરડાઈ જાય તેવું કરવું. વધારે સખત-તંગ કરવું;

ખેંચવું; તાણી તુષીને-પરાણે કરાવવું. ગાળવું; ચાળવું. vi. દુ:ખ ખેંચવું. બહુ માથાકુટ-બને એટલી કે આંટોશિયા ખેંચીને મહેનત કરવી. ગળવું; ગળાઈને સાફ થવું.

Strainer, n. ગળણી; ગાળણી; ચાળણી; પ્રવાહી પદાર્થ ગાળવાનું વાસણ.

Strait, n. સામુદ્રધુની. વિપત્તિ; સંકટ; ઘણી સંકડામણ-તાણ-તંગી-ભીડ. a. સાંકડું; અજ-ઘડ. સખ્ત; જાલીમ; તંગ; સાંકડું.

Straiten, n. સાંકડામાં લાવવું-ઘેરવું; તંગ-સખત કરવું. દુ:ખ-સંકટ-સંકડામણ-ઘણી પૈસાટકાની ભીડમાં નાખવું. [ખવાનું હથિયાર.

Strait-lacket, n. ગાંડા ઘેલાઓને ગોંધી રા-

Strait-laced, a. જેની ચોળી-કાંચળી સખત બાંધેલી હોય એવું. પોતાના મનનાં દઢ--ફેર નહીં તેવું; આગ્રહી; રીતભાતમાં સખત-અક્કડ-અતડું.

Straitness, n. સંકડાસ; સાંકડાપણું; અડચણ-સંકોચ. સખત-જાલીમપણું. તંગી; નાણાં વગેરેની ભીડમાં આવવું તે.

Strake. n. ગાડીના પૈડાની લોખંડની વાટપાટો.

Strand, n. દરીયાનો કે મ્હોટા સરોવરનો કાંઠો; કીનારો; તીર. દોરડામાંની એક દોરડી; દોરડાનો વળ. vt. જમીનપર ચઢાવી દેવું. vi. કિનારા કે ભોંયપર ચઢી જવું. દોરડામાંની એક દોરડી તોડવી.

Strange, a. પરદેશી; વિદેશી; પરદેશનું. પરાયું; પારકું; અજાણ્યું; વગર ઓળખાણનું. વિચિત્ર; વિલક્ષણ; ચમત્કારી; કોતુક-આશ્ચર્ય-તાજુબ ભરેલું; જેવું; નવાઈનું. તરેહવાર; ઓર-અજબ તરેહનું.

Strangely, ad. અજબ-ચમત્કારીક રીતે; તાજુબીથી. [વાઈ. તરેહવારપણું.

Strangeness, n. વિચિત્રપણું; તાજુબ; ન-

Stranger, n. પરદેશી; બહારવાસી. પરાયો; પુરૂષ; અજાણ્યો-વગર ઓળખાણનો-નાહીન માણસ. અજાણ્યું. બેખબર; ગેરવાકેફગાર; અનઅભ્યસ્ત. અતિથિ; પરોણો; મેમાન.

Strangle, vt. ગુંગળાવીને-શ્વાસ રૂંધીને-મ-ળામાં ફાંસો ઘાલી-ગળું દાબી મારી નાખવું; બહાર ન આવવા દેવું; દાબી રાખવું; નહીં સરખું કરવું.

Strangles, n. pl. ઘોડાના ગળામાં થતા સોજા.

Strangulation, n. શ્વાસ રૂંધીને-ગુંગળાવીને મારી નાખવું તે.

Strangury, n. પિશાબ એકદમ નહીં છુટતાં ટપકે ટપકે છુટે એવો રોગ; પિશાબ ખેંચાય છે-બંધ થાય છે.

Strap, n. ચર્મ પટ્ટી; ચામડાની વાધરી; પટો; સાટ. ચિંથરાનો પાટો-લાંબી ચીંદરડી; પટો, ચીપ, ચાપડો. ટાપટીપિયું, ટપટપી. vt. સાટ સાટકો મારવો. પટા-ચીપથી બાંધવું-કસવું-જકડી દેવું. ટપટપીપર ધાર કાઢવી.

Stropping, a. ઉંચું; જબરૂં; લઠ.

Strata, n. pl. પૃથ્વીમાંનાં માટી વગેરેનાં પડ-થર. બહુ થર-પડ.

Stratagem, n. લઢાઈનો દાવપેચ-કાવાદાવો. ઉપાય, યુક્તિ, કળા; કિસબ; પેચ; છળ.

Strategic, n. યુદ્ધ કોશલ્ય સંબંધી; દાવ પેચનું-થી કરેલું.

Strategist, n. યુદ્ધકોશલ્યમાં ખબરદાર માણસ; હોશિયાર સેનાપતિ.

Strategy, n. લશ્કર ચલાવવાનું કોશલ્ય; સેનાપતિના કામની હોશિયારી. [ગોઠવણ.

Stratification, n. પડ-થર કરવાં-બઝાડવાંની

Stratify, vt. નાં પડ-થર કરવાં-બઝાડવાં.

Stratocracy, n. લશ્કરથી ચાલતું રાજ્ય. સૈનિક કાયદાથી ચલાવવામાં આવતું રાજ્ય.

Stratography, n. લશ્કર. સેના-સંબંધી વર્ણન.

Stratum, n. પૃથ્વીમાનું માટી વગેરેનું પડ-થર.

Straw, n. પરાળ, ગોતર; ગોતું. તણખલું; તૃણ. **A man of s.** પરાળનું પુતળું; કલ્પિત પુરૂષ; નિર્ધન માણસ.

Straw-berry, n. એક પ્રકારનું ફળ.

**Straw-color**, *n*. સુંદર પીળચટો રંગ.
**Stray**, *a*. રખડતું. આડે રસ્તે ગયલું; હરાયું; ભુલેલ. *vi*. આડાં ભમવું; ભટકવું; રઝળવું; રખડવું. વિખુટું પડીને છુટું-સુનું-હરાયું ફરવું. ભૂલ કરવી; ખોટે રસ્તે જવું. ભૂલું પડવું.
**Streak**, *n*. ભોંયથી જૂદા રંગની લીટી-લીસોટો નિશાન-રેખ. *vt*. ઉપર જૂદા રંગના લીટા વગેરે કાઢવા-ચિતરવા-રંગવા-પાડવા.
**Streaked**, *pp*. *a*. જુદા જુદા રંગના લીટાવાળું.
**Streaky**, *a*. જુદા રંગના પટા-લીસોટા વાળું.
**Stream**, *n*. ઝરો, નાળું; વહેળો, વહેળીઉં; નદી; પ્રવાહ, ધારા; દદુડો. વળણ; પ્રવાહ, વેગ. *vt*. *i*. વહેવું;-ની ધારા ચાલવી-છુટવી-વહેવી. ચોતરફ નીકળવું-વેહેવું. લાંબા થવું; પસરવું.
**Streamer**, *n*. વાવટો; નિશાન; ધ્વજ.
**Streamlet**, *n*. નહાનું વેહેળિયું-વેહેળો.
**Streamy**, *a*. પ્રવાહ-રેલા-ક્રમમાં-વેગથી વહેતું.
**Street**, *n*. મહોલ્લો; રસ્તો; ચકલો; રાજમાર્ગ; શેરી; ગલી. [રાંડ.
**Street-walker**, *n*. સાધારણ વેશ્યા; કિસબણ;
**Strength**, *n*. બળ; જોર; શક્તિ, કોવત; સામર્થ; જોમ; તાકત. જીવ; કસ.
**Strengthen**, *vt*. બળકટ-મજબુત કરવું; શક્તિ-જોર આપવું. સાબિત-નિશ્ચિત કરવું; પુષ્ટિ આપવી. ધૈર્ય-ધીરજ આપવી. *vi*. મજબુત; જોરાવર થવું-થતાં જવું.
**Strengthener**, *n*. જોર આપનાર; કુવત-બળ વધારનાર. [નાકુવત.
**Strengthless**, *a*. જોર વગરનું; બળહીન;
**Strenuous**, *a*. ઘણો આગ્રહી-હોંસિલો; સૂરો; હોંસ-આગ્રહ ભર્યું-વાળું; પરાકાષ્ટાનું; ઉદ્યોગી.
**Strenuously**,, *ad*. ઘણા આગ્રહથી, હોંસથી.
**Stress**, *n*. જોર; ભાર, આગ્રહ; વજન; બોજ.
**Stretch**, *n*. લાંબુ કરવું-તાણવું-ખેંચવું તે. ભારે જોસ ભરેલો પ્રયત્ન; દમ. પ્રસાર; વિસ્તાર; ફેલાવ. માર્ગ; દિશા *vt*. તાણવું; ખેંચી લંબાવવું. ફેલાવવું; ખેંચી-પસારી લાંબુ કરવું; હાથ લાંબો કરવો-લંબાવવો; તંગ-સખત કરવું. ખેંચવું; તાણી તુણીને લાંબુ-મહોટું કરવું-વધારવું; વિસ્તારવું *vi*. લાંબુ થવું; તણાવું, ખેંચાવું ફેલાવું, પસરવું. નો ફેલાવ-વિસ્તાર હોવો; વધીને મહોટું કરવું.
**Stretcher**, *n*. લંબાવનાર; ફેલાવનાર, વિસ્તારનાર, તાણી મહોટું કરનાર. લાકડાનો કકડો.
**Strew**, *vt*. વેરવું, ભરાવવું, છુટું છુટું નાખવું; પાથરવું.
**Striated**, *a*. જૂદા જૂદા રંગના લીટાવાળું.
**Stricken**, *pp*. of strike મારેલું, લગાવેલું; પાડેલું.
**Strickle**, *n*. માપમાં અનાજ વગેરે ભર્યા પછી કાના ઉપરથી-નું અનાજ કાઢી નાખવાનું-કાના બરોબર કરવાનું હથિયાર.
**Strict**, *a*. ઘણુંજ ચોકસ-ફિકર ભરેલું. અતિશય સખત, આકરૂં, કરડું, કઠણ. અક્ષરશઃ કરેલું; સંકોચવું, ચોકસે ચોકસ. [કરડી-સખત રીતે.
**Strictly**, *ad*. ઘણીજ ચોકસરીતે, ફિકર ભરેલી-
**Strictness**, *n*. સખ્તી, કઠોરતા, ઉગ્ર-કરડા-આકરા-જાલમપણું; કરડી પ્રકૃતિ.
**Stricture**, *n*. સખત ટીકા. ગુણદોષ વ્યાખ્યા-કાઢવી તે; ગાંઠ.
**Stride**, *n*. ફલંગ, મહોટું ડગલું; લાંબુ કદમ. *vt*. મહોટી ફલંગો-ડગલાં ભરવાં-મારવાં.
**Strife**, *n*. સ્પર્ધા, સરસાસરસી, ચડસા-હરસ ચડસી, હરીફાઈ. કજીયો, કલહ, લઢાઈ, ઝઘડો, ટંટો.
**Strike**, *n*. કારીગરોની હડતાળ-બંધી. *vt*. મારવું, ઠોકવું. વગાડવું. ચકિત-ચક્ર-તાજુબ કરવું. લાગવું, ઠીસવું, ભાસવું. S. against અફળાવવું. S. off બાદ-કમી કરવું, કાઢી-છેકી નાખવું. છેકવું. ઉડાવી દેવું. છાપવું, છાપી કાઢવું. તોડી નાખવું, કાપી કાઢવું. S. out ઠોકીને-સામા અથડાવીને કાઢવું. કાઢી-ભૂસી-છેકી નાખવું. યોજવું, કાઢવું, ઉઠાવવું, ધારવું S. up વગાડવું, વગાડવા-માંડવા માંડવું, ગાં-

ધક્કો લાગવો, અથડવું. (ઘડિયાળમાં) વાગવું. To strike hand with, કોલકરાર કરવા-સટ્ટાહુ કરવી.

**Stricken** in years. વયોવૃદ્ધ-બુઢો.

**Striking**, *a.* અસરકારક, મનમાં લાગે તેવું. જોરદાર, આબેહુબ.

**String**, *n.* દોરો-રી, સુતળી. ઓરણ, વળગણી. નાડું. વાજીંત્રનો તાર-તાંત. રેસો, તાંતણો. કામઠાની દોરી-મુવી-ગુણ, પણચ. સંકળના, માળા, હાર, લટ, છોલ, છોકરાં, છોડાં. *vt.* રાગ મેળવવા તાર-તાંત ચઢાવવી-પરોવવું, પોરવવું, ગુંથવું. તંગ-તાટ-સખત કરવું, ખેંચવું. છોલવું, ફોલવું.

**Stringed**, *a.* તારવાળું (વાજીંત્ર).

**Stringency**, *n.* સખત-કડકપણું.

**Stringent**, *a.* સખત, કરડું, આકરું, કડક.

**String-halt**, *n.* ઘોડાના પગમાં થતું દરદ.

**Stringy**, *a.* તારવું; તંતુમય; રેસાવાળું. તાર નીકળે તેવું; ચીકણું.

**Strip**, *vt.* ઉતારવું; ઉતારી લેવું; કાઢી; ઉખેડી નાખવું. છીનવી. લઇ-ખુંચવી લેવું, નાગું-ઉઘાડું વસ્ત્રહીન કરવું. *vt.* ઉતારવું; કાઢી નાખવું. *n.* પેટી; ચીપ; ચીંદરડી; લાંબો ચીંચરવટો, ચીંદોટી.

**Stripe**, *n.* પટો, પટી; પટા. ઝપાટો; ફટકો. સોળ; સળ, સોર. *vt.* ઉપર પટા કરવા; પટાપટી-પાડવી; ફટકા મારવા. [દોરીયાનું કપડું.

**Striped**, *a.* પટાપટી-ચટાપટાવાળું. S. cloth

**Stripling**, *n.* ઉછરતો જુવાનિયો. છોકરો; બાળક.

**Strive**. *vi.* જોર મારવું; ભારે મહેનત-ખરા મનથી પ્રયત્ન—ઉદ્યોગ—કોશીશ—માથાકુટ કરવી; સામું થવું; લઢવું. બરોબરી-સ્પર્ધા-હેંસાતોશી કરવી.

**Stroke**, *n.* ઠોક; ઠોકો; પ્રહાર; ટોલો; ઝપાટો; ઘા; ફુતલો. ફટકો; ઝટકો; ધમકો. મરણ તોલ ઘા. ઘડિયાળનો રણકો-અવાજ. નહાનો લીટો-લીસોટો-છેકો. હાથ; હાથ કસબ; હસ્તલાઘવ હથોટી; ખરી ચતુરાઈનો બેલદાવ. *vt.* પંપાળવું; ઉપર હાથ ફેરવવો. A s. of the sun લુ-લાગવી તે.

**Stroll**, *vi.* રખડવું; રઝળવું; ભમવું. સહેલ કરવી; ફરવું; *n.* રખડપટો-ટી; રપેટ; રખડાટ. સહેલ; ફરી આવવું તે.

**Stroller**, *n.* ભટકનાર; રખડનાર; ભટકતું રહેનાર;

**Strong**, *a.* જબરું; જોરાવર; મજબુત; બળવાન; બળિયું; સંગીન; બળિષ્ટ. સમર્થ; જબરદસ્ત; જબર. ઘણા જોસવાળું; પ્રચંડ; ભારે. કઠણ; અસરકારક; વજન-જોસદાર. હોંસિલું. દઢ; હડહડતું; ખરા દિલનું. કસદાર; ઘણી અસર-ગુણ કરે એવું, જલદ, કડક. કેફી; માદક; ચકચકીત, તેજદાર, ભપકાવાળું. તમતમાટ, તમતમ. જલદ, તીખું. ઘણું પુષ્ટિકારક; ભારે.

**Strong-hand**, *n.* જોર જુલુમ-જબરદસ્તી.

**Strong-hold**, *n.* કિલ્લો, કોટ, ગઢ, દુર્ગ.

**Strongly**, *ad.* બળ-મજબુતીથી. આતુરતાથી, હોંસથી, જોરથી.

**Strop**, *n.* ટપટપી, લટપટિયું, ટાપટી પિયું. *vt.* ટપટપીપર ઘસી ધાર ચઢાવવી.

**Structural**, *a.* ઘાટ-રચના-ઈમારત સંબંધી.

**Structure**, *n.* બંધારણ, બાંધો, ઘાટ, રચના. ઈમારત, ઈમલો, અમલો.

**Struggle**, *n.* ખરા જોસનો પ્રયત્ન, માથાકુટ; કજીયો, વઢવાડ, લડાઈ. તરફડિયાં, તરફડાટ. *vi.* તરફડિયાં મારવા, અતિશય પ્રયત્ન-મેહનત કરવી. તરફડવું.

**Strumous**, *a.* શરીરમાંની નહાની રગવાળી; ફોપળીઓમાં સોજા હોય એવું.

**Strumpet**, *n.* છિનાળ, વેશ્ય, કસબણ, રંડી.

**Strut**, *n.* ઠસ્સો, ઠમકો, નખરા, ચાલવામાં ડોળડમાક. બંઠસ્સા-ઠમકા-ડોળડમાકથી ચાલવું, નખરાં કરવાં, અકડવું.

**Strychnine**, *n.* ઝેર કચોળું-કચુરો.

**Stub**, *n.* ઝાડનાં થડ; ભોંયમાં રહેલાં રાડાંસાંઠા-થડ. *vt.* રાડાં-મૂળ ઉખેડી નાખવાં.

**Stubble**, *n.* અનાજ વગેરેના રહેલા ભોંય ઉપર કરણ-ખુપરાં.

**Stubby**, *a.* ઠુંઠા રાંઠા-કરણવાળું. ઠુંઠુંને મજબુત.

**Stubborn**, *a.* હઠીલું; જક્કી, છદ્દી; મમતી; એક સરખું; જાડું; નિરંતર. અક્કડ; વળે નહીં એવું. સહનશીલ; ધીંગું; ખંભીરવાળું.

**Stubbornly**, *ad.* હુજ્જત-દુરાગ્રહ-હઠ-મમતથી.

**Stubbornness**, *n.* મમત; હઠ; છદ; હુજ્જત.

**Stucco**, *n.* ચુનાનો ગીલાવો; ઝીણો સાગોળ; ઝીણા સાગોળનું કામ.

**Struck**, *pret, pp.* of strick ચોટયું; ચોટેલું, S. up ફુલાઈ ગયલું; મગરૂર; ગર્વિષ્ટ; અભિમાની.

**Stud**, *n.* શોભિતો-સણગારનો ફોબાવાળો ખીલો; ગુલમેખ; બોરિયું; બટન; ફુલ; ફુલિયું. પાયગ; ઘોડવાળાં. *vt.* ગુલમેખ-ફુલ-બટન જડવાથી શોભાવવું.

**Student**, *n.* વિદ્યાર્થિ; શિખનાર; ભણનાર. વિદ્યાનો વ્યસની પુરૂષ. તપાસીને અભ્યાસ કરનાર.

**Studied**, *a pp.* નિપુણ; કુશલ; પ્રવીણ. આગળથી ધારીને-જાણી જોઈને કરેલું-આપેલું.

**Studio**, *n.* ચિત્રી કારીગરની દુકાન. *pl* Studios.

**Studious**, *a.* ઉદ્યોગી; અધ્યયનશીલ; વિદ્યાભ્યાસી; વ્યસની. વિચારશીલ-વંત;તત્પર; તૈયાર; ખંતીલું; ઉદ્યમી. પાકા વિચારથી-જાણી કરીને કરેલું.

**Studiously**, *ad.* અતિશય ઉરાગ-ટામ-કાળજીથી.

**Study**, *n.* વિદ્યાભ્યાસ; અધ્યયન. ચિંતન; મનન; વિચાર. અભ્યાસ-ભણતર-અધ્યયનનો વિષય-આબદ;અધ્યયન ગૃહ; અભ્યાસ કરવાની ખોલી.શિખવા કાજે લીધેલું-શીરૂ કરેલું ચિત્ર. *vi.* વચાર-તર્ક-મનન કરવું. અભ્યાસ-અધ્યયન કરવું; શિખવું; તત્પર થઈ પ્રયત્ન ધારીને કરવું; ધારવું; ચિંતવું. *vt.* ભણવું; શિખવું. નું મનન કરવું; તપાસીને શિખવું. આગળથી વિચારી-ધારી શિખી મુકવું;મોઢે કરવું.

**Stuff**, *n.* કાચો માલ. લુગડું; કાપડ-મોસડ; દવા કચરો; કુચા. મુર્ખવાદ; બકવા. *vt.* ઠાંસી-દાબીને ખીચોખીચ ભરવું; થી ભરાવું. બંધ થઈ-ભરાઈ જવું. *vi.* અકરાં તિવું ખાવું.

**Stuffing**, *n.* માંહે ભરવાની વસ્તુ; પુરણ; ભરણ; માંસને સ્વાદિષ્ટ કરવાનો મસાલો.

**Stultify**, *vt.* બેવકુફ જણાય તેમ કરવું,-ને બેવકુફ બનાવવું. દીવાનું-ગાંડું સાબિત કરવું.

**Stum**, *n.* નવેસરથી ખમીર ચઢાવી કે જોશ-આપી તાજો કરેલો વાઈન દારૂ.

**Stumble**, *n.* ઠેસ; ઠોકર; ગોથું.અડચણ; નડખતી; ગુન્હેગત; ચુક. *vt.* ગભરાવવું; ગુંચવાડામાં નાખવું; ગોથું-ઠોકર મારવી-ખવડાવવી;લથડાવવું. *vi.* ગોથું ઠોકર ખાવી; લથડવું, લડથડતાં-ફુમા ફુમાં ચાલવું. ચુકવું; ભુલાવું; ગોથું ખાવું. ( on upon )-ને અકસ્માત અણધાર્યાં મળવું.

**Stumbling-block-stone**, *n.* ભુલ-ગોથું-ઠોકર ખાવાનું ઠેકાણું-કારણ; અડચણ કરનાર.

**Stump**, *n.* કાપ્યા પછી ઝાડનું રહેલું થડ-સાંઠો-કરછો-રાડું; ખુંટો; ખુંટ. શરીરનો કોઈ પણ અવયવ કાપ્યા પછી રહેલો ભાગ; ઠુંઠું;ક્રિકેટની રમતમાં જમીનમાં ઘાલેલી લાકડી *vt.* ઠુંઠું કરવું; પાડી નાખવું; ઢોળી પાડવું;પોતાને સભા સદ લોક પસંદ કરીને કરે એ અશાસ્ત્ર-માંભાવણો-વકતૃત્વ કરતાં-ફરવું *vi.* ધબ ધબ હીંડવું; જવું-ચાલવું.

**Stump-orator**, *n.* ઉંચે ઠેકાણે ઉભા રહીને લોક આગળ ભાષણ કરનાર.

**Stumpy**, *a.* બતકું; ઠબ્બલ; ઠક્કલ.

**Stun**, *vt.* બેશુદ્ધ કરવું;-થીબેભાન થવું-નાકાન ફોડવા; બેહેરં કરી નાખવું. ચક્ક કરી નાખવું; બેબાકળું કરવું.

**Stung**, *pret. &pp.* of sting દંશદીધો-દીધેલું. ઘણી વેદના કરી કરેલું.

**Stunt**, *vt.* થી ઠીંગરાઈ જવું, વધવા-મહોટું થવા નદેવું.

**Stunted**, *a.* ઠીંગરાઈ ગયલું; ઠીંગણું, પુરે પુરું ન વધેલું.

**Stupe**, *vt.* લુગડું કે માસ દવા કે પાણીમાં બોળીને તે વતે શેક કરવો.

**Stupefaction,** *n.* બેશુદ્ધિ; બેભાની; જડ-સુસ્ત-પણું; અચેતના.

**Stupefier,** *n.* જેથી બેશુદ્ધિ-બેભાન કરાય તે.

**Stupefy,** *vt.* જડ બારે-બેભાન-બેશુદ્ધ સુન્ન-બેહોસ-અચેતન કરવું. મુર્ખ-હેમક-બાહાવરા કરવું-બનાવવું.

**Stupendous,** *a.* આશ્ચર્યકારક; ચક-છક કરી નાખે એવું; અતિશય મહોટું-ઉંચું.

**Stupendously,** *ad.* આશ્ચર્ય-ચક-છક કરે એવી રીતે.

**Stupid,** *a.* જડ; બુદ્ધિહીન; મૂર્ખ; બેવકુફ; જાડી અક્કલવાળું. બુદ્ધિ વગરનું; નાદાન; અજ્ઞાન; અબુજ; બુડથળ, સુસ્ત; મંદ.

**Stupidity,** *n.* જડપણું,-બુદ્ધિ; મુર્ખતા; બેવકુફી; નાદાની.

**Stupidly,** *ad.* જડપણાથી; જાડી અક્કલ-બુદ્ધિથી; સુસ્ત-મંદપણાથી.

**Stupor,** *n.* બેહેરાપણું; બેહેર; જુઠું પડી જવું તે; બેભાન-જડપણું; જાડ્ય; જડબુદ્ધિ.

**Sturdily,** *ad.* બળકટપણાથી-મજબુતાઈથી.

**Sturdiness,** *n.* જબરા-લઠપણું, જોર; બળ; જોમ, કઠણ-મજબુતપણું, હઠ; જીદ.

**Sturdy,** *a.* જોરાવર; બળવાન; મજબુત કાઠીનું; જબરૂં; કઠણ, જડ; ધીંગું. હઠીલું; જડ બરથ.

**Stutter,** *vi.* બોબડું-તોતડું બોલવું; ની જીભ અટકવી.

**Stutterer,** *n.* તોતડું-બોબડું બોલનાર.

**Sty,** *n.* ડુક્કર-સુવર ખાનું; ડુક્કર પુરવાનો વાડો; આંખે જે આંજણી થાય છે તે. પશુની પેઠે વિષયમાં ગરક રહેવાની જગા.

**Stygian,** નર્કમાંની વૈતરણી નદીનું-સંબંધી-જેવું-નર્ક જેવું-વિષે; નારકીય.

**Style,** *n.* મીણ ચોપડેલી તકતીપર લખવાની લેખણ. કોતરવાના કામમાં વાપરવાનો સોયો; ટાંકણું; શલાકા. રચના; ઈબારત; લખવા કે બોલવાની ઢબ-ધાટી. ચાલ; રીત; ઢબ; ધાટી-પદ્ધતિ. કિતાબ; ઈલકાબ; નામ. ગાવાની કવિતાની સરણી-ધાટી-ઢબ. *vt.* નું નામ કહેવું-બોલવું-પાડવું; કરીને કહેવું, ઉપમા-ખિતાબ આપવો.

**Stylish,** *a.* રોફદાર, દેખાવડું; દમ દમા-ભપકાવાળું.

**Stylography,** *n.* કાર્ડ અથવા પાટીઆપર અણીદાર હથીઆરથી લીટીઓ દોરવાની રીતિ-કળા.

**Styptic.** *a.* લોહી વેહેતું બંધ કરે-અટકાવે-એવું.

**Suasible,** *a.* સમજાવ્યા સમજે-માને એવું.

**Suasion,** *n.* સમજાવવું તે;-ની પાસે મનાવવું તે.

**Suasive,** *a.* મનને અસર થઈ જાય-વશ કરી લે એવું, માનવુંજ પડે એવું.

**Suavity,** *n.* મીઠાસ; માધુર્ય, નરમાસ, મનોરંજક-ખુશકારકપણું.

**Subacid,** *a.* સમધારણ ખાટું-આંબટ.

**Subagency,** *n.* હાથ નીચેનો-તાબા હેઠેનો કારભાર-આડત-સત્તા.

**Subaltern,** *n.* હાથ નીચેનું; ઉતરતા દરજાનું; તાબાનું *n.* હાથ નીચેનો અમલદાર-કામદાર. લશ્કરમાં કપટાનથી હલકા દરજાનો સનદી અમલદાર.

**Subalternate,** *a.* વારા ફરતી ક્રમાનુસારે આવતું-થતું.

**Subaqueous;** *a.* પાણીની સપાટી નીચે હોય એવું.

**Subastral,** *a.* તારાઓ નીચે કે જમીનપર હોય એવું.

**Subcommittee.** *n.* પેટા મંડળી-કમિટિ; વિશેષ ઉપસભા.

**Subcontractor,** *n.* પેટા ઈજારદાર.

**Subdivide,** *vt.* ભાગના ભાગ-કડકાના પાછા કડકા-વિભાગ-ભાગના નહાના ભાગ કરવા.

**Subdivision,** *n.* ભાગના ભાગ; વિભાગ; નહાના પેટા ભાગ.

**Subduable,** *a.* તાબે-વશ-સ્વાધીન કરાય એવું.

**Subdue,** *vt.* જીતવું, હરાવવું, નો પરાજય કરવો. હરાવીને છેક બળહીન કરી નાખવું, હઠાવવું; મટાડવું; કાઢવું; વશ કરવું; પળોટવું; કેળવવું; તાબે રહેતાં શિખવવું; કહ્યું કરવાની

ટેવ પાડવી. મન ફેરવવું-વાળવું, હરી લેવું; વશ કરવું.

**Sub-editor**, *n.* હાથ નીચે; નો-મદદગાર અધિપતિ-એડિટર. [એકાએક.

**Subitaneous**, *n.* અણચિંતું, અણધાર્યું,

**Subjacent**, *a.* નીચેનું, તળેનું, હેઠળનું.

**Subject**, *n.* રૈયત, પ્રજા; અધિષ્ઠાન, પાત્ર; વિષય, બાબત. કર્તા. સાધ્ય. પુરૂષ, પ્રધાન, પ્રધાન પુરૂષ. ગુણી, ગુણ પાત્ર. ( music ) ચીજ, વસ્તુ. કાપવાનું મુડદું. *a.* ને તાબે હોય તેવું, તાબેનું, જોગું, લાયક, યોગ્ય,-માં કે ઉપર થાય-પડે-હોય-થઇ-શકે એવું; *vt.* જીતવું; તાબે-વશ કરવું, પાત્ર, જોગ-લાયક કરવું,-થી પાત્ર થવું. લગાડવું, કરવું.

**Subject-matter**, *n.* વિષય, બાબદ, મુદ્દો.

**Subjection**, *n.* તાબે-વશ થવું-રહેવું તે, આધીનતા; પરવશતા; પરાધીનપણું; તાબેદારી.

**Subjective**, *a.* માનસિક. વિષય-બાબત સંબંધી.

**Subjoin**, *vt.* સાંધવું, જોડવું; તળે લગાડવું; વધારવું; પછવાડેથી બોલવું;-લખવું.

**Subjugate**, *vt.* જીતીને શર-વશ કરવું; હરાવીને તાબામાં લાવવું; કરવું.

**Subjugation**, *n.* તાબે-વશ-શર-કરવું તે.

**Subjunction**, *n.* જોડવું-સાંધવું-વધારવું તે, પછવાડેથી બોલવું-લખવું તે.

**Subjunctive**, *a.* (Gram) સંકેતરૂપ. સંકેત વાચ-અર્થ, સંશયાર્થ.

**Sublet**, *vt.* આડ ભાડે આપવું.

**Sublimate** *vt.* પાછું કરવા વરાળના રૂપમાં લાવવું. ઉન્નત-શ્રેષ્ઠ-ઉચ્ચ કરવું, ઉંચી પદવી. ભાવને પહોંચાડવું. *n.* વરાળના રૂપમાં આણીને પાછી ઠારેલી ચીજ; રસકપુર.

**Sublimation**, *n.* ચીજોને વરાળના રૂપમાં આણી પાછી ઠારવી તે.

**Sublime**, *n.* ઘણું ઉંચું; ઉન્નત; ઉચ્ચ; ઉમદા: પ્રૌઢ, ઉદારશીલ; અતિહર્ષિત, ઘણું હરખાયલું; અત્યાલ્હાદિત.

**Sublimely**, *ad.* ઉમદા-ઉચ્ચ-પ્રૌઢરીતે.

**Sublimity**, *n.* ઉંચાપણું, ઉદારતા; મનની ઉન્નતિ. પ્રૌઢ વસ્તુ જોવાથી ઉત્પન્ન થયેલો ઉચ્ચ મનોભાવ; ઉન્નત વૃતિ. પ્રૌઢતા.

**Sublunary**, *a.* ઐહિક; આ પૃથ્વિ-દુનિયા-જગતનું; પૃથ્વિ ઉપરનું.

**Submarine**, *n.* સમુદ્ર દરિયા તળેનું.

**Submerge**, *vt.* પાણીમાં બોળવું-ઝબોળવું; ડુબાવવું; બુડાવવું.

**Submersion**, *n.* બોળવું-ડુંબવું-બુડવું તે.

**Submission**, *n.* શરણ-વશ થવું તે. આધીનતા; આજ્ઞાંકિત-તાબેદાર-નમ્રપણું.

**Submissive**, *a.* આધીન; આજ્ઞાંકિત; આજ્ઞાધીન; તરત નમી પડે એવું; નમ્ર; તાબેદાર.

**Submissively**, *ad.* આધીનતાથી; તાબેદારીથી.

**Submissiveness**, *n.* નમ્ર-તરત નમી પડે એવો-આજ્ઞાધીન સ્વભાવ.

**Submit**, *vt.* ને શરણ-તાબે થવું; બીજા ને હવાલે કરવું. વિચાર-ફેસલા વાસ્તે કોઈના તરફ મોકલવું. *vi.* શરણ-તાબે થવું-જવું; નમવું; બીજાનું કહેવું માથે ચઢાવવું. માનવું; તાબામાં-વશ રહેવું; માનવું; નમ્રતાથી કહેવું; નિવેદન કરવું.

**Submultiple**, *n.* દઢભાજક.

**Subnascent**, *n.* કોઈ વસ્તુ નીચે-હેઠે ઉગતું.

**Subordinacy**, *a.* ઉતરતા દરજ્જાના હોવાની હાલત.

**Subordinate**, *a.* નીચા-હલકા-ઉતરતા-દરજ્જા-પ્રકાર-જાતનું; ઉતરતું; તાબાનું; ગૌણ; અપ્રધાન; ઓછી અગતનું. તાબેદાર; હાથતળેનું; *vt.* નીચા-હલકા-ઉતરતા-પ્રકારનું-ઉતરતું-કરવું; ગણવું-લેખવું. તાબામાં લાવવું-રાખવું.

**Subordination**, *n.* તાબેદારી; હલકી-ઉતરતી-નીચી સ્થિતિ; તાબાની પદવી.

**Suborn**, *vt.* સોગનપર ખોટી સાક્ષી અપાવવી-આપવાલાવવું. તર્કટથી છાનામાનાઅનાજટી લાંચ-આપી ખોટું ઉભું કરવું.

**Subornation**, *n.* તર્કટથી-લાંચ આપી-છળથી કુકર્મ કરાવવું તે. [વનાર-આપવા લાવનાર.

**Suborner**, *n.* સોગનપર ખોટી સાક્ષી અપા-

**Subpoena**, *n.* સમન; સાક્ષી સમન; કોરટનું તેડું *vt.* ને સાક્ષી સમન પોંહોચાડવો-કરી બોલાવવું.

**Subrogation**, *n.* એક માણસના બદલામાં બીજું ગોઠવી આપવું તે.

**Subscribe**, *vt.* નીચે લખવું; ઉપર પોતાની સહી-મતુ કરવું; સહી કરી કબુલ-મંજુર કરવું. ટીપમાં ભરવું-મુકવું. *vi* કબુલ કરવું; મંજુર રાખવું; ટીપમાં ભરવું. ઘરાકમાં નામ ઘાલવું.

**Subscriber**, *n.* સહી કરનાર. ટીપમાં ભરી આપનાર; વર્ગણીદાર; કબુલ કરનાર.

**Subscription**, *n.* સહી; મતુ; હસ્તાક્ષર. સહી; કબુલત; મંજુરી; અનુમતિ. ટીપમાં ભરેલું રકમ; ઉઘરાણું; ટીપ; લવાજમ. [હાલત.

**Subsequence**, *n.* પછી-પાછળનું હોવાની

**Subsequent**, *a.* પછીનું-થી થયલું; પાછળનું.

**Subsequently**, *ad.* પાછળ; પછી; પછવાડેથી.

**Subserve**, *vt.* માં મદદ આપવી-કરવી; સાધવા કામ લાગવું. સારવું. *vi.* હાથ નીચે-તાબામાં-તાબેદારીનું કામ કરવું.

**Subservient**, *a.* ઉપયોગી પડે તેવું; સાધનાભુત; સહાયકારી; ઉપયોગી; કામનું; ખપનું.

**Subside**, *vi.* તળિયે-નીચે બેસવું; ઠરવું. સમવું. શાંત-ધીમું-નરમ પડવું-થવું. નમવું; ઢળવું,ઢાળ પડતું હોવું; ઉતરવું; બેસી જવું; ઓસરવું.

**Subsidence**, *n.* નીચે બેસવું-ઠરવું તે. શાંત-ધીમું-નરમ પડવું તે. બેસી જવું-ઓસરવું તે.

**Subsidiary**, *a.* સહાય ભુત-કારી; મદદગાર; પુષ્ટિ-મદદ કરનાર. વધારાનું; પૂર્ણી.

**Subsidize**, *vt.* મદદ વાસ્તે પૈસા આપવા; પૈસા આપી કોઈ રાજાની મદદ-સહાય-લેવી-મેળવવી.

**Subsidy**, *n.* મદદ; સહાય; આશ્રય. કોઇ રાજાને નાણારૂપે આપેલી મદદ. મદદમાં લશ્કર લેવાને માટે એક રાજ્યવાળાએ બીજાને આપેલા પૈસા.

**Subsist**, *vi.* હોવું. કાયમ-જારી રહેવું; રહેવું. -નું ગુજરાન થવું-હોવું; ગુજારો: નિર્વાહ કરવો; રહેવું. *vt.* ખોરાક-અન્ન પુરું કરવું-પાડવું.

**Subsistence**, *n.* હોવું-રહેવું તે; અસ્તિત્વ-ગુજરા-નિર્વાહનું સાધન; ગુજારો;નિર્વાહ; જીવારો-જીવન ગાજો.

**Subsistent**, *a.* અસ્તિત્વ હોય એવું.

**Subsoil**, *n.* સપાટી અને તળિયા વચ્ચેની જમીન.

**Subspecies**, *n.* ઉપજાત; ઉપવર્ગ. ઉપ પ્રકાર; પેટા ભાગ.

**Substance**, *n.* પદાર્થ; વસ્તુ; દ્રવ્ય. સાર; સારાંશ; મુદ્દો; ભાવાર્થ; તાત્પર્ય; મતલબ; પદાર્થ; વસ્તુ; ચીજ. મીલકત; પુંજી; જીવ.

**Substantial**, *a.* ખરેખરું; વાસ્તવિક; ખરું; પાકું; સજીવ; બળવાન. પદાર્થ-દ્રવ્યમય; સદ્રવ્ય; સંગીન; મજબુત; નક્કર; જબરું. સાધારણ પૈસા-બેપૈસાની પુંજીવાળું; ખાતું પીતું.

**Substantially**, *ad.* વાસ્તવિક-ખરી-પાકી-સંગીન રીતે; વસ્તુ-તઃ; મજબુતીથી.

**Substantials**, *n. pl.* સારવસ્તુ-ભાગ;સત્વ;તત્વ.

**Substantiate**, *vt.* પુરાવાથી સાબીત-ખરૂં-પુરવાર કરી આપવું.

**Substantive**, *vt.* ભાવ-અસ્તિત્વ વાચક. *n.* (Gram.) નામ. વિશેષ્ય.

**Substitute**, *n.* બદલી; અવેજી; પ્રતિનિધિ. અવેજમાં મુકેલી વસ્તુ. *vt.* બીજાને ઠેકાણે-બદલે-અવેજમાં મુકવું-આપવું. [અદલાબદલ.

**Substitution**, *n.* બદલામાં મુકવું-આપવું તે;

**Substratum**, *n.* નીચેનું પડ-થર; ભોંયનું નીચેનું પડ. પાયો; મુળ; બીજ. આધાર; અધિકરણ.

**Substruction**, *n.* નીચેની ઇમારત.

**Subtenant**, *n.* પેટા-આડ ભાડુત.

**Subtend**, *vt.* -ના સામું હોવું-આવવું.

**Subtense**, *n.* વર્તુળ-ગોળ ઘેરાવાના ભાગની જગ્યા.

**Subterfluent**, *a.* -ની નીચે-હેઠે-તળે વહેતું.

**Subterfuge**, *n.* બચી જવાનું બ્હાનું-યુક્તિ-પેચ-
ખેલ-પ્રપંચ-મત; બહાનું; મિશ; હિલ્લો.
**Subterranean, Subterraneous**, *a.* પૃથ્વીની
અંદરનું; ભોંયમાંનું.
**Subtile**, *a.* સૂક્ષ્મ; પાતળું; બારીક; ઝીણું, ના-
જુક; સુંદર. બારીકી વાળું. સૂક્ષ્મ-તીવ્ર બુદ્ધિનું-
વાળું. ખંધું; પક્કું; પહોંચેલું; ગતિયું; પેચીલું-
પ્રપંચી. યુક્તિનું-વાળું.
**Subtilization**, *n.* બારીકી; નાજુકાઈ.
**Subtilize**, *vt.* બારીક- પાતળું-નાજુક કરવું.
**Subtility, subtileness**, *n.* પાતળા-ઝીણા-
બારીકપણું. નાજુકાઈ; બારીકાઇ. તીવ્રપણું;
બારીક. ખંધાઇ; પક્કાઈ; પ્રપંચીપણું; મત.
**Subtle**, *a.* લુચ્ચું; ખંધું; પોંહોંચેલું; કાવાબાજ;
પક્કું; પેચ-પક્કાઇ-યુક્તિવાળું; પ્રપંચી.
**Subtlety**, *n.* ખંધાઇ; પક્કાઈ; પેચ; યુક્તિ; પ્રપં-
ચ. બારીકી; કુશાગ્ર-ઝીણી-તીવ્ર-સૂક્ષ્મ બુદ્ધિ.
**Subtly**, *ad.* ખંધાઇ-પક્કાઈ-યુક્તિ-પ્રપંચથી. તી-
વ્ર-સૂક્ષ્મ-કુશાગ્ર બુદ્ધિથી. [ લેઈ લેવું
**Subtract**, *vt.* બાદ-વજા-કમી-ઓછું કરવું. કાઢવું;
**Subtraction**, *n.* બાદ કરવું તે; બાદબાકી.
**Subtractive**, *a.* બાદ કરતું-જતું. [રકમ.
**Subtrahend**, *n.* બીજામાંથી બાદ કરવાની
**Suburb, Suburbs**, *n.* પરું; ફળિયું; બહારકોટ.
સીમ; સરહદ; છેડો.
**Suburban**, *a.* પરા-ફળિયા-શેહેર બહારનું.
**Subversion**, *n.* નાશ; ઉંધું વાળવું તે; પાયમાલ
કરી નાખવું તે.
**Subversive**, *a.* ઉથલાવે- ઉંધું વાળે-ખેદાનમેદાન-
ખરાબખસ્તે-નાશ કરે એવું.
**Subvert**, *vt.* ઉથલાવવું; ઉંધું વાળવું; નાશ કરવું;
ખેદાનમેદાન-ખરાબ ખસ્તે કરી નાખવું; થી નાશ
પામવું. ભ્રષ્ટ-પાપીકરવું.
**Subverter**, *n.* ઉથલાવનાર; ઉંધું વાળનાર; નાશ
-ખેદાનમેદાન કરનાર, ભ્રષ્ટ-પાપી કરનાર.
**Subway**, *n.* ભોંયરાનો રસ્તો; જમીનની અંદરનો
રસ્તો.

**Subvention** *n.* સરકારની સનદ; મદદ ગ્રન્ટ પગાર.
**Succeed**, *vt.* પછી આવવું-થવું-બનવું; ને ઠેકાણે
આવવું. *vi.* પછી-પાછળથી-ઠેકાણે આવવું-થવું-
પછી બેસવું;-ને મળવું સફળ-ફતેહ મંદ થવું; પાર
પડવું; જય-યશ-ફતેહ મેળવવી; કૃતાર્થ થવું; ફળ
પામવું
**Success**, *n.* ફતેહ મંદી; સફળતા; સિદ્ધિ; બરકત;
કામ પાર પાડવું તે; અર્થસિદ્ધિ; જય; ફતેહ.
**Successful**, *a.* સફળ; સિદ્ધિ-ફતેહવાળું; કૃતાર્થ;
ફતેહ-જય પામેલું; યશસ્વી. [કૃતાર્થથી.
**Successfully**, *ad.* સફળતા-સિદ્ધિ-ફતેહ મંદીથી;
**Succession**, *n.* અનુક્રમ; પરંપરા; ક્રમ. પરં-
પરા; સંકલના; માળા; હાર. ઓલાદ; વંશ;
વસ્તાર. વારસો મેળવવાનો હક; દાયાધિકાર;
વારસાઈ.
**Successional**, *a.* અનુક્રમ-પરંપરા-ક્રમ દેખાડતું.
**Successive**, *a.* પારંપરિક; એક પછી એક સતત
આવતું-બનતું; ક્રમાનુસાર.
**Successively**, *ad.* એક પછી એક; અનુક્રમે;
એકપર એક. [ આવનાર. વારસ.
**Successor**, *n.* ઉત્તરાધિકારી; ઠેકાણે-જગાએ
**Succinct**, *a.* સંક્ષિપ્ત; ટુંક-ટું; મુખ્તેસર; થોડામાં
આણેલું.
**Succinctly**, *ad.* સંક્ષેપ-ટુંકા-થોડામાં.
**Succinctness**, *n.* ટુંકું હોવું તે; સંક્ષેપ; ટુંકાણ-
ટુંકાપણું; ઈખ્તેસાર.
**Succour**, *n.* મદદ; હાથ; આશ્રય; સહાયતા. *vt.*
દુખમાં મદદ કરવી-આશ્રય-હાથ આપવો.
**Succulence**, *n.* રસભર્યા-વાળાપણું.
**Succulent**, *a.* રસભર્યું-વાળું-ભરીત; કસ-રસદાર;
રસીલું.
**Succumb**, *vi.* નમી-દબી જવું; તાબે થવું. શરણ-
વશ થઈ જવું; સામા થયા વગર નમી જવું. ટકી-
નમી-ચાલી ન શકવું; હારી જવું.
**Such**, *a.* તેવું, એવું; એના જેવું. અમુક; ફલાણું.
આ જાતનું.
**Suck**, *vt. i* ચૂસવું; ચૂસી લેવું. ધાવવું; સ્તન-

પાન કરવું. ચૂસી-શોષી-ખેંચી લેવું. *n.* ધાવણ.

**Sucker,** *n.* બંબાનો દટ્ટો. પિસ્ટન. પીલો; કુમળી ડાળી. [ ધાવણી.

**Sucking-bottle,** *n.* છોકરાંને ધવડાવવાની શીશી;

**Suckle,** *vt.* ધવડાવવું; ધવાડવું.

**Suckling,** *n.* ધાવણું; ધાવતું બાળક.

**Suction,** *n.* ચૂસવું તે; ચૂસી-ખેંચી-તાણી લેવું તે. શોષણ ચૂષણ.

**Suctorial,** *a.* ધાવતા બાળકને સારૂ લાયકનું.

**Sudatory,** *n.* ઘર્મજલસહ ઘર્મજલ સ્નાન. *adj.* પરસેવાવાળું.

**Sudden,** *a.* અણચિંત્યું; અણધાર્યું; એકાએક; આકસ્મિક; તુરતનું; અચાનક.

**Suddenly,** *ad.* એકાએક;-અચાનક; ઓચિંતું; અકસ્માત.

**Suddenness,** *n.* એકાએક-ઓચિંતું આવવું તે.

**Sudorific,** *a. n.* સ્વેદજનક; પરશેવો છુટે એવું. *n.* પસીનો-ઘામ આણે એવું ઓસડ.

**Suds,** *n. pl.* સાબુનું પાણી. **To be in the s.** સંકટ-માથાકુટમાં આવી પડવું.

**Sue,** *vt.*-ઉપર દાવો કરવો-માંડવો;-ઉપર અરજી કરવી. **(out)** અરજ કરીને લેવું-મેળવવું-કઢાવવું. *vi.*-ની ફરિયાદી-દાવો કરવો; અરજ કરવી, અરજીથી માગવું. પાછળ લાગવું; મેળવવાને વાસ્તે પ્રયત્ન કરવો.

**Suet,** *n.* કેડની પાસેની એકદમ ઓગળે નહીં એવી ચરબી. *vi.* અર્જ-વિનંતિ કરવી; માંગવું.

**Suffer,** *vt.*-ને દુઃખ લાગવું-પડવું; ભોગવવું; વેઠવું; ખમવું. સહેવું.-માં થવું.-ને આવવું-પડવું. થવા દેવું; દેવું; મનાઈ-અટકાવ ન કરવો. *vi.*-ને દુઃખ લાગવું-ભોગવવું. શિક્ષા-દંડ ભોગવવો-ખમવો.-ને નુકસાન લાગવું;-ને હરકત-ઈજા થવી.

**Sufferable,** *a.* સહન કરવા જોગ.

**Sufferance,** *n.* દુઃખ; પીડા ભોગવવી તે. અપ્રતિબંધ; અટકાવ-હરકત-મના ન કરવી તે; થવા દેવું તે. કાઢી ન મુકવું તે. [ દુઃખ ખમનાર.

**Sufferer,** *n.* સોસનાર; ભોગવનાર, દુઃખી માણસ;

**Suffering,** *n.* દુઃખ ખમવું-વેઠવું-સહેવું તે. દુઃખ; પીડા; કષ્ટ.

**Suffice,** *vt. i.* બસ; વાસ્તે બસ હોવું; પુરૂં પડવું; પુરતું થવું.

**Sufficiency,** *n.* પુરતા-બસપણું. શક્તિ; સામર્થ્ય. યોગ્યતા. ખરચ પુરતી કમાઈ-પૈસા-જીવ. જોઈએ તેટલી વસ-પૈસો.

**Sufficient,** *a.* જોઈએ તેટલું; બસ; ખપ જેટલું; પુરતું. લાયક; યોગ્ય. [ રીતે.

**Sufficiently,** *ad.* પુરૂંપડે-પુરતું-બસ થાય એવી

**Suffix,** *n.* પ્રત્યય; ઉત્તરાક્ષર. *vt.* છેડે લગાડવું; પ્રત્યય લગાડવો.

**Suffocate,** *vt.* ગુંગળાવી નાખવું; શ્વાસને રોકવો-બંધ કરવો; રૂંધવો. [ ગળાવું-રૂંધાવું તે.

**Suffocation,** *n.* રૂંધણ; શ્વાસનું રોકાણ; ગુ-

**Suffocative,** *a.* ગુંગળાવી નાખે એવું.

**Suffragan** *n.* મદદગાર-બીસ; સહાયકારી.

**Suffrage,** *n.* મત. સાક્ષી; અનુમતી; સંમતિ.

**Suffuse,** *vt.* **Suffusion,** *n.* વ્યાપવું; પસરવું-ફેલાઈ જવું;-થી પલાળી-ઢાંકી ભરી નાખવું.

**Sugar,** *n.* ખાંડ; શર્કરા; બરૂ. બોલવામાં મીઠાસ-ગોળ-સવાસલું- મીઠું વચન. *vt.* માંખાંડ નાખવી-ભેળવી; ગળ્યું-મીઠું કરવું. મીઠું મીઠું-ગોળ ઘાલીને બોલવું.

**Sugar-candy,** *n.* સાકર; ખડીસાકર; મીસરી.

**Sugar-cane,** *n.* શેલડી; શેરડી.

**Sugar-loaf,** *n.* ખાંડની ચાસણીનો શંકુ આકાર.

**Sugar-mill,** *n.* સેલડી પીલવાનું કોલું.

**Sugary,** *a.* ખાંડવાળું-જેવું; ગળ્યું; મીઠું. મીઠાશવાળું; ગળ્યું ગળ્યું ખાવાના વહાલવાળું.

**Suggest,** *vt.* સૂચના-ઈશારો કરવો; બતાવવું; સૂચવવું; સુઝાડવું; સુજે એમ કરવું. દરખાસ્ત કરવી; સૂચના તરીકે કહેવું.

**Suggestion,** *n.* સૂચના; ઈશારો; સલાહ; દરખાસ્ત; સૂચવેલી વાત. વગર સોગનની જુબાની-હકીકત. [ સૂચવે એવું.

**Suggestive,** *a.* સૂચક; સૂચનાત્મક; ગર્ભિત;

**Suicidal**, *a.* આત્મ ઘાતનું-ઘાતક-હત્યાનું. પોતાના પગમાં કહોવાડો મારવાનું-જેવું; આત્માપકારક.

**Suicide**, *n.* આત્મ-આપઘાત-હત્યા. આત્મઘાતક; આપઘાત-આત્મહત્યા કરનાર.

**Suit**, *n.* મેળવવાની કોશીશ- પ્રયત્ન-ઉદયોગ. પરણવાના વિચારથી સ્ત્રીની પ્રીતિ મેળવવાનો ઉદયોગ. દાવો; ફરિયાદ; મુકરદમો; અરજી; કજીયો. પરિવાર; ચાકરનફર વગેરે અનુયાયી વર્ગ; સાથે રહેલાં માણસો; રસાલો. એક જોડાની-જાતની ચીજો; જોડ; જોડી. out of suits મળતું નહીં આવતું; બેરાગ. *vt.* -ને માફક-બેસતું-લાયક-ઠીક પડે તેવું કરવું-આવવું; પ્રમાણે કરવું. છાજવું; ઘટવું; દીપવું; યોગ્ય હોવું- *vi.* માફક આવવું; ( હવા ) સદવું.

**Suitable**, *a.* યોગ્ય; લાયક; ઘટતું; બંધ બેસતું; છાજતું. [ શોભતાપણું

**Suitableness**, *n.* યોગ્યતા; લાયકી; બંધબેસતા-

**Suitably**, *ad.* લાયક-યોગ્ય-ઘટતીરીતે; યથાર્થ.

**Suite**, *n.* પરિવાર; સાથે રહેલાં માણસ; રસાલો; ચાકર નફર વગેરે અનુયાયી વર્ગ. સગવડને માટે જોઈએ તેટલા ઓરડા.

**Suitor**, *n.* અરજદાર; અરજ-આજીજી-ઉદ્યોગ કરનાર. સ્ત્રીને પરણવામાટે પ્રીતિ મેળવવાનો ઉદયોગ-લગ્નનું માંગું કરનાર. વાદી; ફરિયાદી; અરજદાર; સરકારમાં કજીયો લડનાર; મુકરદમાનોપક્ષકાર.

**Sulkiness**, *n.* ચીઢિયાપણું; ચઢેલું મહોડું.

**Sulks**, *n.* ગુસ્સો; ચીઢ; બળીએળ મિજાજ; રીસ. [હઠીલું; બળીએલ; કોહયું; ગંધાતું.

**Sulky**, *a.* ગુસ્સા-ચઢેલા મ્હોવાળું; ચીઢીયું;

**Srllen**, *a.* અંધકારવાળું; ઉદાસ. અશુભ; અનિષ્ટ; નુકસાનકારક. ચીઢિયું; બળીએલ; કોહયું; ગંધાતું, ઉદાસ; કર્કશ. મમતી; હઠીલું; જક્કી.

**Sully**, *vt.* ડાઘ લગાડવો-પાડવો; મેલું-મલીન-ખરાબ કરવું; ઝાંખુ-કાળું પાડવું-કરવું. એમ-દૂષણ-ડાઘ લગાડવો; કલંક લગાડવું-ચઢાવવું; ઝાંખું પાડવું.

**Sulphate**, *n.* ગંધકના તેજાબસાથે કોઈપણ ખાર મેળવ્યાથી થતો પદાર્થ.

**Sulphate of copper**, મોરથુથુ.

**Sulphur**, *n.* ગંધક.

**Sulphurate**, *vt.* ગંધકસાથે મેળવણી કરવી.

**Sulphureous, Sulphurous, Sulphury**, *a.* ગંધકનું-વાળું-જેવું. [ સુલતાન.

**Sultan**, *n.* તુર્ક લોકના પાદશાહનો ખેતાબ;

**Sultana**, *n.* સુલતાનની રાણી-બેગમ.

**Sultriness**, *n.* ધામ; ગરમી; કઠારો.

**Sultry**, *a.* ઘણું ગરમ; ઘણી ગરમી-ઉકળાટ-વાળું; ઉષ્ણ. બફારા-ધામ-કઠાવાળું. To be s. કઠવું; ધામ થવો.

**Sum**, *n.* સરવાળો; બેરીજ; એકંદર, મેળવણી. રકમ; અવેજ. તાત્પર્ય; મતલબ; સારાંશ. પરિપૂર્ણતા; શિખર; ટોચ. હિસાબ; દાખલો. *vt.* (up)-નું એકંદર લેવું; -નો સરવાળો-મેળવણી કરવી. -નો સારાંશ-મતલબ-સાર કહેવો-લાવવો.

**Sumach**, *n*, રંગવાનાકામમાં આવતું એક ઝાડવું.

**Summarily**, *ad.* ટુંકામાં; ટુંકાણમાં; થોડામાં.

**Summary**, *a.* ટુંક;ટુંકું; સંક્ષિપ્ત; મુખ્તેસર; ઉપરઉપરનું; સત્વર. *n.* સંક્ષેપ; સાર; સારાંશ; મુખ્તેસર હેવાલ. [દર.

**Summation**, *n.* સરવાળો-એકંદર કરવું; તે; એકં-

**Summer**, *n.* ઉન્હાળો; ગરમીના દિવસ; ગ્રીષ્મ ઋતુ.

**Summer-house**, *n.* ઉન્હાળામાં રહેવાની બાગમાં ઓરડી-ઘર; બગીચો; બંગલો.

**Summit**, *n.* શિખર; ટોચ; મથક; મથાળું.

**Summon**, *vt.* બોલાવવું; તેડવું; આવવાની ખબર આપવી. સમન કરવો; આવવાનું- હાજર થવાનું-ફરમાવવું-સત્તાથી બોલાવવું. ( up ) બધું એકઠું કરવું; ચઢાવવું; આણવું. શરણ થવાનું કહેવું.

**Summons**, *n. sing.* સમન; સરકારનું તેડું-ફરમાન. શરણ થવાનું કહેવું તે.

**Sumpter**, *n.* ભાર ખાનાનો ઘોડો. *a.* ભારખાનાનું.

**Sumptuary**, *a.* ખરચનું-સંબંધી. ખર્ચ ઓછો કરાવવાનું; ખર્ચમાં નિયમ-નીતિ રાખવા વિષેનું.

**Sumptuous**, *a.* ઘણા મૂલનું; ઘણો ખર્ચ થાય એવું; ઘણું કિમ્મતદાર; કીમતી; ભારે. ઉમદા; મહોટું; સરસ; ભભકા-રોનકદાર.

**Sumptuously**, *ad.* ઘણો ખરચ થાય એવી રીતે. ભભકા-રોનકદાર-સરસરીતે.

**Sun**, *n.* સુરજ; સૂર્ય; રવિ; આદિત્ય; ભાણ. કોઈ-પણતારા મંડળમાં નોં મધ્ય તારો. ધુપ; તડકો-કું. *vt.* તડકે નાખવું; તડકો દેવો-ખવડાવવો.

**Under the sun** આ દુનિઆમાં; પૃથ્વીપર.

**Sun-beam**, *n* સૂર્યનું કીરણ; રજસ.

**Sun-burnt**, *a.* તડકે સામળું પડી ગયલું; સૂરજના તાપથી બળી ગયલું.

**Sunday**, *n.* રવિ-આદિત્ય-આતવાર. વિશ્રામવાર; વિરામદિવસ. [કાપવું.

**Sunder**, *vt.* જુદું-છુટું પાડવું; ભાગવું; તોડવું;

**Sun-dial**, *n* છાયાયંત્ર; શંકુયંત્ર.

**Sundry**, *a.* જુદું જુદું; ભિન્નભિન્ન; નાનાપ્રકારના; કેટલાંક. [ કોળ સામાન.

**Sundries**, *n. pl.* પરચુરણ જણસો-ચીજો; કિર-

**Sun-flower**, *n.* સુરજ ફુલ-મુખી.

**Sunless**, *a.* છાયાવાળું; સૂર્યનો તાપ-તડકો ન આવતો હોય તેવું.

**Sun-like**, *a.* સૂર્ય જેવું.

**Sunny**, *a.* સુરજનું-સંબંધી-જેવું. સુરજનો તડકો-આવતો-પડતો હોય તેવું. સુરજના તાપથી સામળું પડી ગયલું. [ મણી દિશા; ઉગવું.

**Sun-rise**. *n.* સૂર્યોદય; સુરજનો; ઉદય-ઉગવું ઉગ-

**Sun-set**, *n.* સૂર્યાસ્ત; સૂરજનું આથમવું. સૂરજ આથમવાનો વખત.

**Sun-shine**, *n.* તડકો; સુરજનો તાપ. ધુપ, તેજ.

**Sun-stone**, *n.* સૂર્યકાન્ત.

**Sun-stroke**, *n.* લૂ; લૂખ; સૂર્યના તાપની ઝાળ.

**Sup**, *vt.* ચમચા કે હાથવતે નરમ પદાર્થ ખાવો; વાડકા-દડિયા વગેરેમાંથી નરમ પદાર્થ ખાવો-પીવો. *vi.* સાંજનું ભોજન ખાવું; વાળુ કરવું.

**Superable**, *a.* જેનેલીધે કોઈ વાતનો નીકાલ થાય-કોઇ કામ બને એવું-દૂર કરાય એવું.

**Super-abound**, *vt.*-ની રેલ છેલ-લીલાલહેર હોવી;.માં જોઈએ તે કરતાં વધારે હોવું.

**Super-abundance**, *n.* રેલછેલ; લીલા લેહેર; ખપ કરતાં વધારો.

**Super-abundant**, *a.* જોઈએ તે કરતાં વધતું; રેલાતું છેલાતું; વધારાનું.

**Super-add**, *vt.* -માં વધારે-ઉપર ઉમેરવું. વધારવું. મુકવું.

**Super-addition**, *n.* ઉમેરો; વધારો.

**Super-annuate**, *vt.* અવસ્થા- ઘડપણથી અશક્ત-નાલાયક કરવું-થવું.

**Super-annuated**, *n* અવસ્થા-ઘડપણથી અશક્ત-નાલાયક થયલું.

**Super-annuation**, *n.* ઘડપણના કારણથી અશક્ત-ના લાયક હોવું તે.

**Superb**, *a.* ઉમદા; મોઢ; મહાન; ભભકાડોળ-શાન-રોનકદાર; સરસ; દેખાવડું. કિમતી; ભારે; નકશીદાર.

**Superbly**, *ad* મોઢ-ઉમદા-સરસ રીતે.

**Supercargo**, *n.* કરાણી; વેપારીના વહાણના માલની તપાસ રાખનાર કારભારી.

**Supercilious** *a.* મગરૂબ; ચઢી ચઢીને બોલે-બીજાને ઉતારી પાડે એવું; દબાવનાર. ન સંખાય તેવું; પતરાજી-મીજાજ ભરેલું.

**Superciliously**, *ad.* ન સંખાય તેવી-પતરાજી-મીજાજ ભરેલી રીતે.

**Supereminence**, *n.* સર્વોપરી-સર્વોત્તમ-સર્વોત્કૃષ્ટ-શ્રેષ્ઠપણું.

**Supereminent**, *a.* સર્વોપરી; સર્વોત્તમ; શ્રેષ્ઠ; સર્વોત્કૃષ્ટ. [ ધારે કરવું તે; અત્યાચાર.

**Supererogation**, *n.* ફરજ કે અગત્ય કરતાં વ-

**Supererogatory**, *a.* અગત્ય-ફરજથી વધારાનું-ઉપરનું; અત્યાચારનું. [ પણું.

**Super-excellence**, *n.* અત્યુત્કૃષ્ટ-ઘણુંજ સરસ-

**Super-excellent** ,*a.* ઘણુંજ સરસ; અત્યુત્કૃષ્ટ.

**Superfetate**, *v.* ગર્ભવંત હોવા છતાં ફરીથી નવો ગર્ભ ધારણ કરવો.

**Superficial**, *a.* સપાટીનું-ઉપરનું; બહારનું. ઉપર ઉપરનું-ટપ્પેનું; ઉપર ચોટિયું; કાચું. ઉપર ચોટિયું જાણનાર.

**Superficially**, *ad.* ઉપર ટપ્પે-ટપકે.

**Superficies**, *n.* સપાટી; બહાર-ઉપરનો ભાગ-પૃષ્ઠ -પૂઠું-આંગ, લંબાઇ પહોળાઈવાળી આકૃતિ.

**Superfine**, *a.* સહુથી-ઘણું જ સરસ-ઉમદા-ઉત્કૃષ્ટ-મઝેનું. ઘણું જ ઝીણું-બારીક.

**Superfluity**, *n.* વધારો; ખપ કરતાં વધારાનો અંશ. નકામા-ફાલતુ હોવાપણું. વધારાની-ફાલતુ વસ્તુ.

**Superfluous**, *a.* ખપ-જોઇયે તે કરતાં વધારે જાસ્તી; ફાલતુ; નકામું; બીનજરૂરનું; નિરૂપયોગી, ફાજલ પડતું.

**Super-human**, *a.* દેવતાઈ; અમાનુષ; અતિ મનુષ્ય.

**Super-induce**, *vt.* માં દાખલ કરવું-લાવવું; ઉપર વળગાડવું-મુકવું.

**Superincumbent**, *a.* ઉપર રહેનાર.

**Superintend**, *vt.* ઉપર ખબરદારી-નિગેબાની-તપાસ-ચોકશી-તજવીજ-દેખરેખ રાખવી; ઉપરીપણું કરવું-ચલાવવું.

**Superintendence**, *n.* દેખરેખ; નિગેબાની; ઉપર ચોકશી-તપાસ રાખવી તે; સરભરા; ઉપરીપણું.

**Superintendent**, *n.* નિગેબાન; ઉપરી; ચોકશી-તપાસ રાખનાર; સરભરા કરનાર; દરોગો.

**Superior**, *n.* ઉપરી; મુરબ્બી; વડીલ; ઉપરી અધિકારી. ચઢિયાતો પુરૂષ. મહંત. *a.* ઉપરનું; ઉપલું. ઉંચી પદવી-પાયરી-દરજ્જાનું; ઉંચું; ચઢિયાતું. સરસ; ચડતું; શ્રેષ્ઠ; ઉંચું; ઉંચા પ્રકારનું. અસ્વાધીન; નહીં માનનાર-પત કરનાર; અવશ.

**Superiority**, *n.* ઉંચ-ઉપરી-ચઢિયાતા-મુખ્ય-વડીલ પણું; શ્રેષ્ઠતા; આધિક્ય; સરસાઈ; વધારે ઉંચો દરજ્જો-મહોટાઈ; પ્રાધાન્ય. ઉંચો-ચડતો ગુણ-કિમ્મત.

**Superlative**, *a.* સર્વોત્કૃષ્ટ; સર્વોપરી; સહુથી સરસ-ચઢિયાતું; અતિશ્રેષ્ઠ. છેડો-હદ બતાવનાર-સહુથી છેલ્લું. (gram) S. degree સહુનાથી છેવટની કિમ્મત-ગુણ બતાવનાર શબ્દ; ઉત્કર્ષ વાચક.

**Supermundane** *a.* આલોક-દુનિયાથી ચઢિયાતું-હોય તેવું.

**Supernal**, *a.* ઉપર-ઉંચેનું. સ્વર્ગનું; વૈકુંઠવિષે-સંબંધી.

**Supernatant**, *a.* સપાટી ઉપર તરતું.

**Supernatural**, *a.* અલૌકિક; અદ્‌ભૂત; અસાધારણ; અજબ જેવું; દેવતાઇ; ચમત્કારી.

**Supernaturally**, *ad.* અસાધારણ-અલૌકિક-અજબરીતે.

**Supernumerary**, *a.* વધારાનું; ફાલતુ; ઉપરનું; ઉપલક; નેમણુંકો વગરના.

**Superposition**, *n.* ઉપર મુકવું-રાખવું-મુકેલું હોવું તે.

**Superscribe**, *vt.* ઉપર લખવું. ઉપર સરનામું-પત્તો લખવો.

**Superscription**, *n.* ઉપરનો લેખ; સર-શિરનામું.

**Supersede**, *vt.* ને ઠેકાણે-બદલે આવવું; હોય તેને બીજાએ ખસેડવું. રદ-નકામું-નિરૂપયોગી-નિર્બળ-બરતરફ કરવું; ખસેડી દેવું.

**Supersession**, *n.* ઠેકાણે-બદલે આવવું તે. રદ-નકામું કરવું તે.

**Superstition**, *n.* ધરમ ઘેલાઇ; ધર્માંધપણું; ધર્મના કાર્યમાં-ઈશ્વર પુજામાં વહેમ; અતિ ભાવ-આસ્થા. વહેમ; ભોળપણું; ભ્રમ. મિથ્યા-ખોટો ધર્મ-મત.

**Superstitious**, *a.* ધર્માંધ; ધરમ ઘેલું; અતિ ભાવિક. વહેમી; ભ્રમિષ્ઠ; ભોળું; વહેમ ભરેલું-યુક્ત.

**Superstitiously**, *ad.* વહેમ ભરેલી રીતે; વહેમ-ધર્માંધપણાથી.

**Superstructure**, *n.* ઉપરનો ઇમલો-ઇમારત.

**Super-tragical**, *ad.* અતિશ કરૂણા જનક.

**Supervene**, *vi.* બનવું; થવું; આવવું.

**Supervenient**, *a.* વધેલું; વધારેલું; વધારે; વધુ; અધિક.

**Supervise**, *vt.* ઉપર દેખરેખ-ચોકશી-તપાસ-તજવીજ-નિગેબાની રાખવી-કરવી.

**Supervision**, *n.* ઉપર તપાસ; નિગેબાની દેખરેખ. ચોકશી. [શ-તપાસ રાખનાર.

**Supervisor**, *n.* નિગેબાની-દેખરેખ-ચોકશી-તહ્લા-

**Supine**, *n.* કૃદંત નામ; ભાવકૃદંત. *a.* ચીત; ચત્તું; ચત્તાપાટ. ઢળતું; આડું; સુસ્ત; આળસુ; નિરૂદ્યોગી; બેદરકાર; ગાફેલ; નિશ્ચિંત.

**Supinely**, *ad.* સુસ્ત-આળસુ રીતે. બેદરકારીથી.

**Supineness**, *n.* બેદરકારી; સુસ્ત-ગાફેલપણું.

**Supper**, *n.* રાતનું ખાણું; વાળુ; સાંજનું ભોજન.

**Supperless**, *a.* વાળુ કર્યાવગર.

**Supplant**, *vt.* પેચ-યુક્તિથી કરીને કોઈને કાઢી તેની જગાએ ભરાઈ બેસવું; જગા મારી લેવી; ખસેડીને તે ઠેકાણે બેસવું-આવવું. હઠાવી-ખસેડી દેવું. એડી આગળ આટી ભેરવી પાડી નાખવું. ઉથલાવી;-ઉખેડી નાખવું; ઊંધું વાળવું;-ની ખોદણી કરવી.

**Supple** *a.* ઝટ વળે એવું; નરમ; સુંવાળું; નમે-નમતી મુકે એવું. ખુશામતિયું; હાજી હા કહેનાર; મરજી ઉઠાવે તેવું; મ્હોંડે મીઠું મીઠું બોલનાર; છાપરે ચઢાવનાર. *vt.* નરમ-વળી જાય તેવું-સુંવાળું કરવું. *vi.* નરમ સુંવાળું થવું.

**Supplement**, *n.* પૂર્વણી; ખુટતો વધારો; સાંધણ; ઉત્તર ભાગ; ઉમેરો. *vt.* વધારવું; સાંધવું; ઉમેરવું; પૂર્વણી કરવી.

**Supplementary**, **Supplemental**, *a.* પૂર્વણી-વધારા-ઉમેરાનું- સંબંધી.

**Suppleness**, *n.* જેમ વાળે તેમ વળે એવો ગુણ; નરમપણું; નરમાસ; વળાક-ભચુડિયાપણું.

**Suppliant**, *a.* પ્રાર્થના આજી જી-યાચના-કાલાવાલા કરનાર; દીનતાનું; અતિ દીન; નમ્ર.

**Supplicant**, *n.* અતિદીન-નમ્ર પ્રાર્થના-આ જીજી-અરજી કરનાર.

**Supplicate**, *vt. i.* પ્રાર્થના-વિનંતિ કરવી; કરગરવું; ઘણી આજીજીથી માંગવું-કરીને કહેવું.

**Supplication**, *n.* પ્રાર્થના; કાલાવાલા; આજીજી.

**Supplicatory**, *a.* દીન; આજીજી-યાચના-અર્જ કાલાવાલાનું-વાળું; નમ્ર. પ્રાર્થનારૂપ.

**Supplier**, *n.* પુરૂં પાડનાર-કરનાર; આપનાર.

**Supplies**, *n.* નીત્યના ખપની ચીજની આવક-ભરાવ; ભંડાર; ભળનો; છત. મંજુર કરેલો દેશનો ખરચ.

**Supply**, *n.* પુરવણી; ખુટતો વધારો; ભરણું; ભરતિયું. ભરતી; છત; આવક; ભરાવો. *vt.* પુરૂં પાડવું-કરવું; આપવું. આવક-પેદા-છત થાય તેમ કરવું.-ને ઠેકાણે આવવું.

**Support**, *n.* ટેકો; આધાર; આશ્રય. પરવસી; સંભાળ. ગુજરાન; આજીવિકા; નિર્વાહ; નિભાવ *vt.*-નું પોષણ-નિર્વાહ કરવો;-નું ગુજરાન ચલાવવું; પાળવું;પોષવું; પુષ્ટિ-ટેકો-આધાર આપવો; ટેકવી-નો ભાર ઝીલી રાખવો. આશ્રય આપી સંભાળ લેવી. સેહેવું; સાંખવું; ખમવું; સહન કરવું; સહી રહેવું. દિલાસો-હિમ્મત આપવી;-નું આશ્વાસન કરવું. રાખી રહેવું; ટકાવી રાખવું. છેવટ લગી-સોંગ-બરોબર ભજવવું. સિદ્દ-સાબિત કરવું; ખરૂં કરી આપવું. મદદનીશ તરીકે સાથે-ની પુષ્ટિમાં રહેવું.

**Supportable**, *a.* સહન કરી-ટકાવી શકાય-ખમાય એવું.

**Supporter**, *n*, પુષ્ટિ-ટેકો આપનાર. નિભાવનાર; નિર્વાહ ચલાવનાર.

**Supposal**, *n.* કલ્પના; ધારણા; અટકળ; કયાસ.

**Supposable**, *a.* કલ્પના કરી-ધારી શકાય-મનાય એવું.

**Suppose**, *vt.* અટકળ-કલ્પના--કયાસ-તર્ક કરવો; ધારવું; માનવું.-માં ભાવ-અર્થ હોવો-નિકળવો.

**Supposition**, *n.* ધારણા; કલ્પના; માનવું તે; કયાસ; અટકળ. [ખરાને ઠેકાણે ઉભું કરેલું.

**Supposititious**, *a.* કૃત્રિમ; ખોટું; બનાવટનું;

**Suppress**, *vt.* સમાવવું; બેસાડવું. બહાર નીકળવા ન દેવું; દબાવી રાખવું. દબાવી-છુપાવી-સંતાડી રાખવું. નરમ-ધીમું-બંધ કરવું-પાડવું; જોર-તાબે-નહી જેવું કરવું.

**Suppression,** *n.* બેસાડી દેવું તે; જેર-તાબે કરવું તે. છુપાવવું તે. રોગ ને લીધે બંધ થવું તે.
**Suppressive,** *a.* બેસાડી દેવાય- દાબી નંખાય-સંતાડાય-બંધ પડાય એવું.
**Suppressor,** *n.* બેસાડી દેનાર; જેર-તાબે કરનાર.
**Suppurate,** *vt.* માં પરૂ-પાચ ભરાવું; ગુમડું વગેરે પાકવું-માંહેથી પરૂ નીકળવું-વહેવું.
**Suppuration,** *n.* ગુમડું વગેરે પાકી માંહેથી પરૂ થવું-ભરાવું તે; પરૂ; પાચ.
**Suppurative,** *a.* પકવી પરૂ કરે એવું.
**Supramundane,** *a.* આ લોકથી-દુનિયાથી ચઢિયાતું હોય એવું.
**Supremacy,** *n.* પ્રભુતા; સર્વોપરી અધિકાર-સત્તા-દરજ્જો; શ્રેષ્ઠતા; આધિપત્ય; સરદારી; પ્રાધાન્ય.
**Supreme,** *a.* શ્રેષ્ટ; સર્વોપરી; સહુથી મહોટું-ઘણું-વધારે; સર્વોત્તમ; સર્વોત્કૃષ્ટ; સદર. અતિશય; ભારે; ઘણુંજ.
**Supreme-being,** *n.* ઇશ્વર.
**Supremely,** *ad.* સહુથી ઘણુંજ-વધારે-મહોટું; અતિશય.
**Sural,** *a.* પગના ટેટાનું-વિષે.
**Surcharge,** *vt.* ઉપર-માં-વધારે-જાસ્તી-ઘણો ભાર મુકવો-ભરવો. *n.* ઘણો-જાસ્તીભાર. વધારાનો ખરચ-દુર-કિમ્મત.
**Surcingle,** *n.* જીનની આસપાસ જે તંગ પટ્ટી બાંધેછે તે. [કુમળી ડાળી.
**Surcle,** *n.* નહાનો સણગો-ફણગો-પીલો; નહાની
**Surd,** *n.* ( ગણિતમાં ) કરણી.
**Sure,** *a.* ખાતરી-ભરોસાવાળું; નક્કી; ખચીત; નિશ્ચિંત; નિભ્રાંત; મજબૂત.
**Sure-footed,** *a.* લથડે-ઠોકર ન ખાય એવું.
**Surely,** *ad.* ખરે; ખરેખર; સાચે; નિશ્ચયપૂર્વક; બેશક; નિ:સંશય.
**Sureness,** *n.* નિશ્ચય; ખાતરી; ખાતરજમા.
**Suretiship,** *n.* જામીનગીરી.
**Surety,** *n.* ખચીતપણું; નિશ્ચયતાપણું; નુકસાની બદલ અવેજ-તારણ; જામીની, જામીનગીરી. જામીન; હામી.
**Surf,** *n.* દરિયાના કિનારા-ખડકપર ઉપરા ઉપરી અથડાતાં મોજાં-તુરંગ. [ભોંય; સપાટી.
**Surface** *n.* ઉપરનો-પૃષ્ટ-બહારનો ભાગ; ઉપરની
**Surfeit,** *n.* અકરાંતિયુ ખાવુંપીવું તે; અતિશય ખાનપાન; તડાતુમ; આફરો; અજીર્ણ. અતિ તૃપ્તિ-ધરો; ધરાઇ-ઓચાઇ જવું તે. કંટાળો. *vt.* અતિશય-અકરાંતિયું ખવડાવવું; ઓચાઇ-ધરાઇ-કંટાળી જાય તેટલું ખવડાવવું.
**Surge,** *n.* દરિયાનું મહોટું મોજું-ઘોડો-તુરંગ.
**Surgeon,** *n.* શસ્ત્રવૈદ્ય; વાઢ કુટિયો; વાઢકાપ વગેરે બહારના ઉપચારથી રોગ મટાડનાર વૈદ્ય.
**Surgeoncy,** *n.* શસ્ત્ર વૈદ્યનો હોદ્દો.
**Surgery,** *n.* વાઢકાપ; શસ્ત્રવિદ્યા-વૈદ.
**Surgical,** *a.* શસ્ત્રવૈદ્ય-વૈદા-ઉપચાર સંબંધી; વાઢકાપનું. [પણું; કડકણાપણું.
**Surliness,** *n.* બળીઆ-ચીઢિયા-ગંધાતા-કોહ્યા-
**Surly,** *a.* ખરાબ સ્વભાવનું, ચીઢિયું; તરછોડાખોર; કઠોર; કરડકણું.
**Surmise,** *n.* ધારણા; કલ્પના; તર્ક. વહેમ; શક; સંશય; સંદેહ. *vt.* કલ્પના-અનુમાન કરવું; ધારવું. શક-વહેમ આણવો.
**Surmount,** *vt.* જીતવું; ફાવવું; સામું જીતવું; વશ-પાર-સર કરવું; સંકટમાંથી બહાર નીકળી આવવું. પછવાડે મુકવું; સરસ થવું.
**Surmountable,** *a.* સંકટમાંથી બહાર નીકળી શકાય એવું; ફવાય-પાર પડાય એવું.
**Surname,** *n.* અટક; ઓડક; ઓખર; ઉપનામી; આડ નામ. *vt.* આડનામથી બોલાવવું.
**Surnamed,** *a.* અટક-આડ નામવાળું.
**Surpass,** *vt.* -થી ચઢવું; હઠાવવું;-થી સરસચઢિયાતા હોવુ-નિકળવું; પછવાડે-પાછળ મુકવું.
**Surpassing,** *a.* સર્વોત્કૃષ્ટ; શ્રેષ્ઠ; સર્વોપરી; સરસ.
**Surplice,** *n.* પાદરીઓને ધર્મ ક્રિયા વખત પેહેરવાનો ધોળો ઝબ્બો-જામો.
**Surplus,** *n.* ઉપરનો વધારો; ફાલતુ-બાકીનો ભાગ, *a.* વધારા-ઉપર-બાકીનું; ફાલતુ.

**Surplusage**, *n.* વધારો; ઉપરનો વધારો-ભાગ.

**Surprisal**, *n.* આશ્ચર્ય-વિસ્મય પામવું તે.

**Surprise**, *n.* અચંબો; આશ્ચર્ય; વિસ્મય. *vt.* -ઉપર છાપો મારવો; -ઉપર અચાનક ધસારો-હુમલો કરવો.-થી ચકિત થવું;-થી આશ્ચર્ય-વિસ્મય પામવું; થી દંગથઇ જવું; -ને અચંબો લાગવો. ગભરાવવું; ગભરાટમાં નાખવું.

**Surprising** *a.* વિસ્મય- આશ્ચર્ય-અચંબાનું;-ના જેવું. એકાએક આવી ગભરાવનારૂં.

**Surrender**, *vt. i.* સ્વાધીન કરી-વશ-તાબે આપવું; શરણ કરવું-જવું-થવું; આપી-સોંપી-મુકી દેવું; હવાલે થવું.

**Surreptitious**, *a.* ચોરીનું; છુપું; છાનુંમાનું; ચોરીથી-વગર અખ ચારે-કપટ-દગાથી કરેલું; ખોટું.

**Surreptitiously**, *ad.* ચોરીથી; છાનામાના;દગાથી; કપટથી.

**Surrogate**, *n.* પ્રતિનિધિ; અવેજી; મુખત્યાર.

**Surround**, *vt.* ઘેરી લેવું; આંતરી લેવું;-ની પાછળફરી વળવું.-ની પાછળ-ફરતું હોવું-આવી રહેવું; ચાર પાસ ફરતું આવી રહેવું.

**Surrounding**, *a.* ફરતું; આસપાસનું; ચોમેરનું; આજુ બાજુનું. ઘેરી લેતું.

**Surroundings**, *n. pl.* આસપાસ-આજુબાજુની હકીકત-વાત-વસ્તુ. [ન; અંગરખો.

**Surtout**, *n.* સૌથી ઉપર પહેરવાનો ડગલો-અદ-

**Surveillance**, *n.* દેખરેખ; જાપ્તો; નિંધિઆની; ચોકસી; ચોકી; પહેરો. નજર બંધી.

**Survey**, *n.* બધે ચોગમ ફરતી નજર; બધે આંખ ફેરવવી-જોવું તે. ચોકસી; તપાસ; તલ્લાશ. મોજણી; માપ; પાહાણી. *vt.* તપાસવું; તપાસી જોવું; ઉપર નજર ફેરવવી; જોવું. બારી કીથી-ઝીણી નજરથી ચોકસી-તપાસ કરવી.માપવું;-ની સર્વાઈ-મોજણી-ખુંટ સીમ નક્કી કરવી. [તપાસવું તે.

**Surveying**, *n.* સર્વાઇ કામ; મોજણી. જોવું-માપવું-

**Surveyor**, *n.* ઉપર તલ્લાશ-તપાસ રાખનાર. મોજણીદાર; સર્વેઅર. [ વતાં રહેવું તે.

**Survival**, *n.* એકના મુઆ પછી બીજાએ જી-

**Survive**, *vt. i.*-ના મુઆ-ગયા પછી રહેવું-જીવવું. જીવતા રહેવું; પછવાડે જીવવું.

**Surviving**, *a.*જીવતું; જીવતું રહેલું.

**Survivor**, *n.* પછવાડે-બીજાના મુઆ પછી જીવનાર-જીવતો રહેનાર.

**Survivorship**, *n.* પછવાડે જીવનાર-જીવતા રહેનારનો હોદ્દો.

**Susceptibility**, *n.* ગ્રાહકત્વ; ગ્રહણ-લેવાની શકિત. ચિત્તવૃત્તિ; મનોભાવના.

**Susceptible**, *a.* માં-ઉપર ચડાવી શકાય એવું; -માં થવા જેવું-થઈ શકે એવું; લેવાને શકિતવાન-લાયક. ગ્રહક; કોમળ; ગ્રહણ સમર્થ.

**Suscipiency**, *n.* શકાય એવું-યોગ્ય હોવું તે.

**Suspect**, *vt.* -નો શક-સંશય-અંદેશો-વહેમ આણવો-લાવવો-રાખવો. -ને વહેમ-શક-આવવો. -નો કમ ભરોસો-અવિશ્વાસ કરવો. -વિષે શક લાવવો.

**Suspend**, *vt.* ટાંગવું; લટકાવવું. ઢીલ નાખવી; મુલતવી-બંધ રાખવું-કરવું. અટકાવવું. અનિશ્ચિત-ઉદરાવામાં રાખવું; ન બાંધવું-કરવું. નોકરીથી સસપેન-મોકુફ-દૂર કરવું. થોડી મુદત સુધી બંધ રાખવું-મોકુફ કરવું.

**Suspender**, *n.* ટાંગનાર. મુલતવી રાખનાર. નોકરીથી દૂર કરનાર. થોડી મુદતસુધી બંધ રાખનાર. *pl.* સુરવાલને તંગ રાખવા ખભાંપરથી સુરવાલના નાકામાં ભેરવવાના પટા.

**Suspense**, *n.* દુગ્ધા; ઉચાટ; ધચુપચુ; ઉદરાવો; અનિશ્ચય. વિરામ; બંધ પડવું-અટકવું તે.

**Suspension**, *n.* ટાંગવું-લટકાવવું તે. થોડી મુદત બંધ રાખવું-અટકાવવું તે; નાણાં આપવાંબંધ કરવાં તે. સસપેન કરવું; મોકુફી; અમલની થોડી મુદત મોકુફી. અટકાવવું-રોકવું તે S. bridge. સાંકળને આધારે રાખેલો પુલ.

**Suspensory**, *a* લટકતું; ધચુપચુ; ઉચાટવાળું.

**Suspicion**, *n.* શક; વહેમ; અંદેશો; અવિશ્વાસ; કમ ભરૂસો; સંશય; ભ્રાંતિ.

**Suspicious**, *a.* વહેમ-શક-અંદેશો પડતું-ભરેલું.

-વાળુ'-નું. વહેમી; શક આણે-અંદેશો રાખે તેવું.

**Suspiciously,** *ad.* શક ભરેલી-વહેમ ઉપજાવે તેવી રીતે.

**Suspiral,** *n.* દમ-શ્વાસ લેવાનું બાકું-કાણું.

**Suspiration,** *n.* લાંબો-ઉંડો શ્વાસ-દમ.

**Sustain,** *vt.* ટેકવી રાખવી;-નો ભાર ઝીલવો-ખમવો-ઉંચકવો. હોંશિયારીમાં-ખુશીમાં ટકાવી રાખવું. ગુજરાન ચલાવવું; -નો નિર્વાહ-પોષણ કરવું; નભાવવું. વેઠવું; ખમી-સાંખી રહેવું; સહેવું; ખમવું.-ને પડવું- થવું. ચલાવવું. મંજુરી આપવી. સાબિત- સિદ્ધ કરવું; ખરૂં કરી આપવું.

**Sustainable,** *a.* ખમી શકે-સોસાય એવું.

**Sustainment,** n. નિર્વાહ; ગુજરાન.

**Sustenance,** *n.* ગુજરાન ચલાવવું તે. ખોરાક; પોષણ; ખાવાનું.

**Sustentation,** *n.* ગુજરાન; પોષણ. ટેકવી રાખવું તે. ખોરાક-ખાવાનું ખાવું- વાપરવું તે.

**Sutler,** *n.* લશ્કર જોડે સરસામાન દારૂ વગેરે વેચવા જનાર.

**Suture,** *n.* જખમને ટેભા-આ મારી બંધ કરવો તે; ટેભા-આ. ખોપરીના હાડકાંનો સાંધો; સાંધ.

**Suzerain,** *n.* પટાવતનો મુખ્ય સરદાર-રાજા.

**Swab,** *n.* ભોંય વાળવાની-ઝાડવાની સાવરણી; મ્હોડું સાફ કરવાનો કુંચો-કુચડો. *vt.* સાવરણીથી-કુંચડાથી સાફ કરવું-લુછવું.

**Swaddle,** *vt.* ઉપર લૂગડાં-ચીથરાં-પાટા બાંધવા-વીંટાળવા.

**Swaddling-band-cloth,** *n.* નહાનાં બચ્ચાં-પાછળ વીંટાળેલાં-બાંધેલાં લૂગડાં; બળોતિયું.

**Swag,** *vi.* ભારથી ઝુમવું-લચવું- લટક લટક થવું.

**Swagger,** *vi.* પતરાજીથી મ્હોટી મ્હોટી વાતો કરવી; બડાઈ-ફુલ-ફુલાશ હાંકવી-મારવી-કરવી; ગર્વ -અભિમાન કરવું.

**Swaggerer,** *n.* બડાઈ-ફુલ-ફુલાશ હાંકનાર-મારનાર; અભિમાન કરનાર.

**Swaggy,** *a.* નીચે લટકતું; લચતું; મરડાતું.

**Swain,** *n.* ગામડિયો. ગામડાનો આશક.

**Swale,** *n.* નીચાણવાળો પ્રદેશ. *vi.* મીણબત્તીની પેઠે ઓગળવું ને રેલા નીકળવા.

**Swallow,** *n.* ચકલો-લી; ચકલો-લી; ચલિયું. ગળું; ગળાની નળી. કોળિયો; ઘુંટ. આતુરતાથી ગ્રહણ કરવું તે; ગ્રાહ; ભૂખ; આતુરતા. *vt.* ખાઈ-પી-ગળી જવું; ગળે ઉતારવું; ગટ્ટ કરવું. ( up ) સોસી લેવું; માંહે ઉતરી-ગરક થઈ-ગળી જાય એવું કરવું. પચાવી-દબાવી-લઈ પડવું. રોકવું; કામે લગાડવું. ખાલી કરવું; ખપાવી દેવું. વગર તપાસે સ્વીકારવું-લઈ પડવું-ગ્રહણ કરવું.

**Swam,** *pret.* of swim તર્યું; પાણીપર રહ્યું.

**Swamp,** *n.* કાંપ-કાદવ-કચરા-પાણીવાળી નીચી જગ્યા.

**Swampy,** *a.* કાદવ-પાણીવાળું-જેવું-નું.

**Swan,** *n.* રાજ હંસ.

**Sward,** *n.* ઘાસવાળી જમીન-ભોંય; ઘાસનાં મૂળ પહોંચે તેટલું જમીનનું ઉપરનું પડ.

**Swarm,** *n.* *vi.* નહાનાં ચાલતાં-ઉડતાં જીવજંતુનું ટોળું; જમાવ;સમુદાય; ઝુંડ; જથો. *vi.* ટોળું થઈને ઉડવું-જવું-આવવું. -નાંટોળે ટોળાં આવવાં -ભેગાં થવાં-મળી જવાં. ભરાઈ જવું; ખીચોખીચ ભરાવું; -માં ટોળે ટોળાં હોવાં.-માં પુષ્કળ-અતિ-ટોળે ટોળાં હોવાં. -માં ટોળે ટોળાં નીપજવાં-ઉપજવાં -પેદા થવાં.

**Swarthy,** *a.* કાળું; સામળું; શ્યામ; આછા કાળા રંગનું; કાળાશ પડતું.

**Swath,** *n.* પટ્ટી; કિનારી; ફીત; પાટી. દાતરડાથી એક સપાટે જેટલું કાપ્યું હોય તેટલી બધી જગા. દાતરડાથી કાપી નાખેલા છુટા ઘાસ કે દાણાની હાર.

**Swathe,** *n.* બળોતિયું. *vt.* લપેટવું; વિંટાળવું; ગુંડાળવું.

**Sway,** *n.* હકુમત; સત્તા; રાજ્ય; અમલ; અધિકાર. સત્તા; જોર; વજાણ. ત્રાજવાનો ઝોક-વજાણ-દાંડી. શસ્ત્રનો સપાટો-ઝપાટો-લસરકો-હાથ. ભારે સમતોલો; હાલતી ભારે મ્હોટી વસ્તુ.

**Swear,** *vi.* સોગન-સમ-કસમ ખાવા-લેવા; પ્રતિજ્ઞા કરવી. સોગન-પ્રતિજ્ઞા ઉપર કહેવું; પુરાવો-જુબાની

આપવી. સોગન ખાઈને વચન આપવું-કોલ કરવો. ખોટા-નકામા-અમથા-હલકી વાતમાં ધર્મ-પરમેશ્વરના સમ લેવા-નું નામ લેવું. *vt.* સોગન-સમ દેવા-ખવડાવવા-આપવા; પ્રતિજ્ઞા કરાવવી-પર કહેવું. સોગન ખાઈ કહેવું કે મને પૂછી-જોઈ લે; -ના સમ લેવા. [નાર.

**Swearer,** *n.* સોગન-સમ ખાનાર-લેનાર-પર કહે-

**Swearing,** *n.* સોગન ખાવા-લેવા તે ધર્મનિંદા-દ્વેષ; ખોટા-હલકી વાતમાં ધર્મ-પરમેશ્વરના સમ લેવા તે.

**Sweat,** *n.* પરસેવો; પસીનો; સ્વેદ; ઘામ. નિતાર; ઝરણ; પસીનો ઊતરે એવું ચોતરું; ભારે મહેનત-શ્રમ-મજૂરી. *vi.*-ને પરસેવો થવો-નીકળવો. ભારે શ્રમ-વૈતરું કરવું. નીતરવું; ઝરવું. *vt.* પસીનો લાવવો-ઊતરે એમ કરવું. -માંથી ઝરવું-નિતરવું -મળવું.

**Sweatiness,** *n.* પસીનાથી ઝરતું પાણી.

**Sweaty,** *a.* પસીનાથી ભીંજાયલું-ભીનું; પરસેવાનું -વાળું. મથાકૂટ-મહેનતનું; ઘણું ભારે.

**Sweep,** *vt.* ઝાડવું; વાળવું; માં વાસીદું વાળવું-કાઢવું. ખસેડી-ખેંચી જવું.-નો ઘાણ વાળવો-કાઢી નાખવો;-સંહાર વાળવો-કરવો; સાફ કરી નાખવું-મુકવું. ઘસડાઈને-રૂબગે જવું. ડોળથી ધરી રાખવું-આગળ ચલાવવું-લઈ જવું-હલાવવું. ઉપર દોડયા-ઝપાટાથી જવું; સપાટામાં નજર નાખી કાઢી નાખવું -જોઈ લેવું. *vi.* ઝપાટાબંધ-જોરથી ઘસડાતા જવું -આવવું-વહેવું-પડવું.-ઉપર ઘસડાઈ-અડકીને વહેવું-વાવું-જવું-દોડવું. ડોળથી લૂગડાં ઘસડતા ચાલ્યાં જવું. લાંબા લસરકા-ઝપાટાથી ચાલવું-હાલવું. *n.* સપાટો; લસરકો; ફેર. ઘાણ; વળેલો ઘાણ; થયલો સાથે લાગો નારા. વાંક; વળાણ ધુમાડિયામાંથી મેસ કાઢી તેને સાફ કરવાનો ધંધો કરનાર.

**Sweeper,** *n.* વાળનાર; ઝાડુ કાઢનાર; ભંગિયો.

**Sweeping,** *a.* ઘણું વ્હોળું; સારું ને ખોટું-નકામું ને કામનું બધું ભેગું-એકઠું થાય તેવું; અતિવ્યાપ્ત. બધાનો-જોઈએ તે કરતાં વત્તાનો સમાવેશ થાય એવું; અતિ-અમિતવાળું.

**Sweepings,** *n. pl.* વાસીદામાં નીકળેલો-ઝાડુનો કચરો; પુંજો; વાસીદું.

**Sweepstakes,** *n. pl.* ઘોડાની સરતમાં હારજીત થવાની બધી રકમ. બધી સરત જીતનાર.

**Sweet,** *a.* મિષ્ટ; ગળ્યું; મીઠું. ખુશબોદાર; સુગંધી; સુગંધવાળું. મધુર; સુસ્વર; સુંદર; રૂપાળું; મધુર. મીઠું (પાણી). તાજું; મીઠું. નરમ; ભલું. મનોહર; મનોરંજક; વિવેક-માયા-મિઠાસ ભરેલું; મીઠું-પ્રિય-સારું-મધુર-વહાલું લાગે એવું. *n. pl.* મિઠાઈ; મીઠું મીઠું ખાવાનું. સુખ; આનંદ; બોગ. વહાલું-પ્રિય માણસ.

**Sweet-brier,** *n.* ગુલાબના ઝાડની જાતનું એક ઘણુંજ ખુશબોદાર કાંટાવાળું ઝાડ.

**Sweeten,** *vt.* મિષ્ટ-મીઠું-ગળ્યું કરવું.-માં મિઠાસ-સુખ-આનંદ મુકવો-વધારવો. માયાળુ-નરમ -મિઠાસવાળું કરવું. નિરોગી-સ્વચ્છ-શુદ્ધ બનાવવું. તાપ ખવડાવી પાકવાન-રૂપરૂપ કરવું. મીઠું (પાણી) કરવું- *vi.* મીઠું થવું.

**Sweetener,** *n.* ગળપણ. ખાંડ સાકર વગેરે ચીજો.

**Sweet-heart,** *n.* આશક; માશુક; પ્રીતમ.

**Sweetish,** *a.* ગળચટું; થોડું ગળ્યું-મીઠું લાગતું.

**Sweetly,** *ad.* મીઠાસથી; મધુરતાથી.

**Sweet-meat,** *n.* મીઠાઈ; ગળ્યા પદાર્થ;-ગળ્યું-ગળ્યું ખાવાનું.

**Sweetness,** *n.* મીઠાશ; ગળપણ; મીઠપણ; માધુર્ય; મધુરતા.

**Sweet-william,** *n.* પિંક ફૂલની જાતનું એક ફુલ.

**Swell,** *vi.* સુજવું; ફુલવું; ઉપસવું; -ને સોજો આવવો-ચઢવો. વધવું. વધી જવું.-માં પાણી ભરાવું પૂર આવવું-ચઢવું.-નું પાણી-મોજાં ચઢતાં-ઊછળતા. ફુલવું; ફુલીફુલાઈ જવું. ફુલી-ઉપસી-પવન ભરાઈ ને બહાર નીકળવું. ભારે-મ્હોટમ્હોટા શબ્દવાળું હોવું. મ્હોટું મ્હોટું દેખાવું; વધતા જવું; મ્હોટાઈ-ઢોંગ કરવો. *vt.* વધારવું; મ્હોટું કરવું; ફુલાઈ-ચઢી જાય તેવું કરવું. (સુર) ખેંચવો-ચઢાવવો-ઊંચો કરવો-તાણવો. *n.* ધીમો ધીમો ચઢાવો-વધારો. ધીમે ધીમે ઊંચો ચઢાવવો-ખેંચવો-

ખીલવો-વધવો તે. મ્હોટાં ઉપરા ઉપરી મોજાં; ડોળ-ફુલ કરીને આમળ પડનાર- માથા મારનાર પુરૂષ.

**Swelling**, *n.* સુજ; સોજો. ઉપસવું; ફુલવું. એ-રમાં વધવું તે. A gentle s. થેથર; ફેરર.

**Swelter**, *vi.* તાપથી મુર્છા વિકાર થવો-મરણતોલ થઈ જવું-મરવા પડવું; બળી-બફાઇ જવું-મરવું.

**Sweltry**, *a.* ઘણું ગરમ-ગરમીવાળું; ઉષ્ણ; ઉક-ળાટવાળું. ઘામ-બફારાવાળું.

**Swerve**, *vi.* આડું-આવું પાછું જવું-ચાલવું; ચ-સકવું; પાછું હઠવું. ડોલવું; ગુલાંટયાં ખાવાં.

**Swift**, *a.* ઉતાવળું; જલદી ચાલનાર; વેગ-ઝડપ વાળું; પાણી પંથો; પવનચાલ. ચાલાક; તૈયાર. ઉતાવળું-થોડી વખતમાં કહયું કરે એવું.

**Swiftly**, *ad.* જલદીથી; ઝડપથી; ઉતાવળથી.

**Swiftness**, *n.* ઝડપ; ઉતાવળ; ત્વરા; વેગ.

**Swill**, *vt.* અતિશય હોઇયાં કરી જવું-ઢીચવું.

**Swim**, *vi.* તરવું; પાણીપર રહેવું. તણાયા-ખેંચા-યા-ચાલ્યા-વહ્યા જવું. ઉપરથી સર્યો જવું.-ને ચક્કર-ફેર-તમ્મર આવવા; ફરવું. પલળી-ભીંજાઇ જવું; રેલાવું. *vt.* તરીને જવું; તરવું. ઝબોળવું; બોળવું;-માં પલાળવું. તરાવવું.

**Swimmer**, *n.* તરનાર; તારો.

**Swimming**, *n.* તરવું તે. ફેર; ચક્કર; તમ્મર.

**Swimmingly**, *ad.* સહેલથી; વગર હેલ્લે-હરકતે, નિર્વિઘ્ન.

**Swindle**, *vt.* ઠગવું; ઉતરવું; ધૂતવું; દગો કરવો, ઠગી-ધૂતી લેવું. [ ચોર; લુચ્ચો.

**Swindler**, *n.* ઠગ; ધૂતારો; હરામખોર; ધૂર્ત;

**Swine**, *n. sing. & pl.* ભુંડ; ડુક્કર; સુઅર.

**Swing**, *n.* ઝોલો; ઝોલો. ઝુલવું-લટકવું-હીચવું તે. હીચકો; હીંદોળો; ચોકડો; ચકડોળ. ઝુલવું-ડોળવું ચાલવું તે. ગોફણ. વેગ; ઝપાટો. છુટ; છુટી લગામ; મોકળો માર્ગ. *vi.* ઝુલવું; લટકવું; હીચવું; હિંડોળવું *vt.* ઝુલાવવું; હીંચકા નાખવા -ખાવા. આમતેમ હલાવવું-ફેરવવું. ડોળવું; ઝુલવું.

**Swinge**, *vt.* ખૂબ ઠોકવું-મારવું;-ખોખરૂં કરવું.

**Swinger**, *n.* હીંચકે ઝુલનાર; ઝલાવનાર; હીં-ડોળનાર.

**Swingle**, *vt.* સણને કસાથી કુટીને-ખંખેરીને સાફ કરવું. સણને સાફ કરવાનું છરી આકારનું લાક-ડાનું હથિયાર.

**Swinish**, *a.* ભૂંડ જેવું; પશુવત.

**Switch**, *n.* નહાની સોટી-છડી-વેત. *vt.* સોટી-છડીથી મારવું-લગાવવું; કોરડો-ચાબુક મારવા.

**Switzer**, *n* સ્વીત્ઝરલંડનો વતની.

**Swivel**, *n.* નકુચી; અંકોડો; આંકડો. વહાણનું એક જાતનું લંગર.

**Swollen**, *pp.* of swell સુજેલું; સોજો ચડેલું.

**Swoon**, *n.* મૂર્છા; બેશુદ્ધિ; ચક્કર; બેભાન- *vi.* -ને મૂર્છા આવવી: મૂર્છા પામવું; બેશુદ્ધ થઇ પડવું. [ ઝડપ; ઝપટ.

**Swoop**, *vt.* એકદમ પડીને ઝડપી-ઝૂંટાવી લેવું. *n.*

**Sword**, *n.* તલવાર; સમશેર. લડાઇ; યુદ્ધ; લડા-ઇનો સંહાર. લશ્કર; સૈન્ય.

**Sword-belt**, *n.* તલવાર લટકાવવાનો પટો.

**Swordsman**, *n.* લડવૈયો; યોદ્ધો; સિપાઇ; સૈ-નિક. પટા લાકડીનો ઉસ્તાદ.

**Swore**, *pret.* of swear સમ-સોગન ખાધા.

**Sworn**, *pp. a.* સોગન લીધેલા-ખાધેલા.

**Swum**, *pret. & pp.* of swim તરેલું.

**Swung**, *pret. & pp.* of swing ઝુલાવ્યું

**Sybarite**, *n.* વિષયી ભોગી; મોજી.

**Sycamore**, *n.* એક પ્રકારનું ઝાડ છે. [ ઝુલેલું.

**Sycophancy**, *n.* ખુશામત; હલકી-નીચ મરજી ઉઠાવવી તે.

**Sycophant**, n. નીચ-ખુશામતખોર માણસ, ખુશામતિયો; આજંતી.

**Sycophantic**, *a.* ખુશામતિયાનું-જેવું. ખુશામ-તનું-વાળું-ભરેલું.

**Sycophantize**, *vi.* ખુશામત કરવી.

**Syllabic-al**, *a.* અક્ષર-વડી સંબંધી-નું-રૂપ-માંનું

**Syllabification**, *n.* વડી કરવી-જોડવી-બનાવવી તે.

**Syllable**, *n.* વડી; એકાચ; એક સ્વર સહિત વ્યંજન; એક સ્વર.

**Syllabus**, *n.* સારાંશ; સાર; ટીપણ; ટાંચણ.

**Syllogism**,, *n.* અવયવ ઘટિત વાકય; આપેલી બે દલીલ ઉપરથી કંઇ નક્કી કરવાની રીત. [રૂપ.

**Syllogistic**, *a.* અવયવ ઘટિત વાકયનું-સંબંધી-

**Sylph**, *n.* પરી; યક્ષિણી; વનદેવી.

**Sylvan**, *a.* જંગલનું; રણનું; વનનું; અરણ્યનું. વન્ય; અરણ્યમય.

**Symbol**, *n.* નિશાની; ખૂણ; લક્ષણ; લક્ષણ સૂચક ચિન્હ. અર્થવાન અક્ષર. ચિન્હ; અક્ષર. ધર્મ સિદ્ધાંત સાર.

**Symbolical**, *a.* ચિન્હ-લક્ષણ સૂચક-રૂપ-ભૂત; સાંકેતિક; લાક્ષણિક.

**Symbolism**, *n.* ચિન્હ-લક્ષણ રચના. પદાર્થના ગુણનો સમુદાય કરવો તે. ધર્મ-મત શાસ્ત્ર-રચના;

**Symbolize**, *vi.* ના ગુણ સરખા હોવા; મળવું; મળતું આવવું. *vt* ગુણમાં સરખાવવું; મેળવવું.

**Symbology**, *n.* ચિન્હ-નિશાનથી બતાવવાની કળા. [પરિપૂર્ણ; સાંગશુદ્ધ.

**Symmetrical**, *a.* આકાર-અંગ-અવયવ શુદ્ધ;

**Symmetrically**, *ad.* આકાર-વળણ-અંગ બરોબર-પરિપૂર્ણ હોય તેવી રીતે.

**Symmetrize**, *vi.* આકાર-અંગ શુદ્ધ-બરોબર-પરિપૂર્ણ કરવા. [પૂર્ણતા.

**Symmetry**, *n.* આકાર શુદ્ધિ-સાંગતા; અંગ-પરિ-

**Sympathetic**, *a.* બીજાપર માયા રાખે તેવું; બીજાની દાઝ-દયા-દુઃખ-સુખ જાણે તેવું. સંબંધ જન્યથી થતું.

**Sympathize**, *vi.* બીજાના દુઃખથી દુઃખી ને સુખથી સુખી થવું;-ની દયા-દાઝ જાણવી;-ના સુખ દુઃખમાં સુખદુઃખ સમજવું-લગાડવું.

**Sympathy**, *n.* અંતઃકરણનો સંબંધ; દુઃખમાં ભાગ લેવો તે; એકેકની દાઝ-દયા. સરખી પ્રકૃતિ; પ્રકૃતિ-ઇચ્છા સામ્ય-સાદ્રશ્ય. માયા; બીજાના દુઃખની દાઝ- બળાપો-દયા. એક ભાવ; એક રાગ; સંબંધ.

**Symphonious**, *a.* એક રાગવાળું; સુસ્વર; મધુર.

**Symphony**, *n.* એક રાગ; રાગનો મેળ; સુસ્વરતા; રાગ. [ઉજાણી.

**Symposium**, *n.* આનંદી મંડળી-ભોજનમજાહ-

**Symptom**, *n.* નિશાન; ચિન્હ; લક્ષણ.

**Symptomatic**, *a.* લક્ષણભૂત; સૂચક; ચિન્હ-લક્ષણનું. [કરવો તે.

**Synæresis**, *n.* અક્ષર લોપ કરીને શબ્દને ટુંકો

**Synagogue**, *n.* યહુદી લોકનો ધર્મ સમાજ-મંડળી-સભા-ધર્મ મંદીર- સભાસ્થાન. યહુદી લોકમાં શીત્તેર વડીલોની સભા-મંડળી.

**Synchronal**, *n.* સામકાળિક; એક કાળે-એકો વખતે બને-થાય એવું.

**Synchronism**, *n*, સમકાળતા; એક કાળે બનવા-હોવાપણું. તારીખ પ્રમાણે ઇતિહાસના બનાવને કોઠામાં ગોઠવવા તે. [ળમાં મળતા આવવું.

**Synchronize**, *vi.* એકજ વખતે બનવું- હોવું; કા-

**Syncopate**, *vt.* ના વચલા અક્ષરને ઉડાડી લોપ કરીને સંકોચવું-સંક્ષિપ્ત કરવું. ગાવામાં સૂરને લંબાવવો. [ટુંકો કરવો તે.

**Syncopation**, *n.* વચલા અક્ષરને ઉડાવી શબ્દને

**Syncope**, *n.* શબ્દના વચલા અક્ષરનો લોપ. મૂર્છા; બેશુદ્ધિ; બેભાનપણું.

**Syncopist**, *n.* વચલા અક્ષર ઉડાવીને શબ્દોને સંક્ષિપ્ત કરનાર. [ચલાવનાર.

**Syndic**, *n.* કારભારી; વહિવટ કરનાર; કામ

**Syndicate**, *n.* કારભારી-વહિવટ કરનાર મંડળી.

**Synecdoche**, *n.* લક્ષણા. આખાનું તેના કોઇ ભાગને નામે કે ભાગનું તેના આખાને નામે વર્ણન થતું હોય તે. [વડો.

**Synod**, *n.* ધર્માધિકારીઓની સભા-મંડળી-મેળા-

**Synodic-al**, *a.* ધર્માધિકારીની સભાએ કરેલું-સંબંધી. [નો બીજો બોલ-શબ્દ.

**Synonym**, *n.* પર્યાય; એકાર્થી શબ્દ; તેજ-અર્થ

**Synonymize**, *vt.* તેજ અર્થનો બીજો શબ્દ આપી સમજાવવું.

**Synonymous,** *a.* એકાર્થ વાચક; તેજ-એક અર્થનું; પર્યાય.
**Synonymously,** *ad.* તેજ-એક અર્થમાં.
**Synonymy,** *n.* તેજ-એક અર્થના જૂદા જૂદા શબ્દોથી સમજાવવું તે.
**Synopsis,** *n.* બધાનો સાર; સારાંશ; તકતો.
**Synoptical,** *a.* બધાના સાર-સારાંશવાળું-નુંભૂત.
**Syntactic-al,** *a.* વાક્ય રચનાનું-સંબંધી.
**Syntax,** *n.* વાક્યરચના.
**Syntetic** *a.* ક્ષયથી ખવાઇ જતું-ક્ષીણ થતું.
**Synthesis,** *n.* સંયોજન; એકીકરણ; મીલન; વસ્તુના જૂદા પાડેલા ભાગોને એકઠા કરવા તે. નક્કી કે નક્કી જેવી માનેલી વાતપરથી સિદ્ધાંત-ઠેરાવ કરવાની રીત.
**Synthetical,** *a.* સંયોજન-એકીકરણ સંબંધી.
**Synthetically,** *ad.* સંયોજન-એકીકરણથી.
**Syphilis,** *n.* ટાંકી; ચાંદી.
**Syphilitic,** *a.* ટાંકી-ચાંદીનું-સંબંધી.
**Syriac,** *a.* સીરિયાને લગતું-નું-સંબંધી. *n.* સીરિયાની ભાષા.
**Syrian,** *a.* સીરિયાનું. [પીચકારીથી રેડવું-ઘાલવું-
**Syringe,** *n.* પીચકારી. *vt.*-માં પીચકારી મારવી;
**Syrup,** *n.* ચાસણી; શીરો; રસ; ફળ કે ખાંડનો વનસ્પતિ સહિત ઉકાળેલો રસ.
**System,** *n.* ગોઠવણ; વ્યવસ્થા; બંદોબસ્ત; રચના; પદ્ધતિ; પરિપાઠ. દેહ પ્રકૃતિ; શરીર; અંગ. ક્રમ; કાયદો.
**Systematic-al,** *a.* વ્યવસ્થિત; રચનાયુક્ત; પદ્ધતિ-પરિપાઠ પ્રમાણે; કાયદા-ક્રમાનુસાર; ક્રમ સંબંધી. [ રીતે.
**Systematically,** *ad.* વ્યવસ્થિત-ક્રમાનુસાર
**Systematize, Systemize,** *vt.*-ની રચના-વ્યવસ્થા કરવી-રચવી; ક્રમમાં આણવું; રચના પ્રમાણે ગોઠવવું.
**Systemizer,** *n.* રચના-વ્યવસ્થા કરનાર-રચનાર; ક્રમમાં આણનાર; રચનાપ્રમાણે ગોઠવનાર.
**Systole,** *n.* વર્ણ-એકાચવું ટુંકું કરવું. હૃદયનું સંકોચાવું. [ક્રિયાવાવિષે-સંબંધી.
**Systolic,** *a.* વર્ણના ટુંકા થવાવિશે. હૃદયના સં-
**Syzygy,** *n.* દ્વીતીયા અને પૂર્ણીમાના ચંદ્રના વખતના પરિમાણ.

# T

**Tab,** *n.* ટોપીની કોર-કિનારી-ફીત. જોડા બાંધવાની દોરી. [અગ્રદૂતનો ઝબ્બો.
**Tabard,** *n.* બાંહે વગરનો ડુકો હેરલ્ડ-નકીબ-
**Tabasher,** *n.* વાંસની તપખીર; ત્વકક્ષીરા.
**Tabbinet,** *n.* લ્હેરિયાંવાળું બારિક રેશમી કાપડ.
**Tabby,** *a.* કાબરૂં; કાબરચીતરૂં. *n.* લ્હેરિયાંવાળુ રેશમી કાપડ. [જવું તે.
**Tabefaction,** *n.* રોગથી દીનપરદીન ગળાતા
**Tabernacle,** *n.* તંબુ; શિબિર. ઇશ્વર ભક્તિની જગો; મંદિર; મહાલય; યહુદી પ્રાર્થનાગૃહ. *vi.* થોડા દિવસ રહેવું-વાસ કરવો.
**Tabid,** *a.* તવાઇ-ગળાઇ-સુકાઈ ગયલું; ક્ષીણ.
**Tablature,** *n.* ભીતપરનું રંગીત-ચિત્ર કામ.
**Table,** *n.* લખેલી-કોતરેલી-ચીતરેલી પીઠ-તખ્તિ. પત્રક; તખ્તો. પદાર્થો તથા તેના ગુણની યાદી-ટીપ. કોષ્ટક; કોઠો. સારણી. સાંકળિયું; અનુક્રમણિકા; સૂચી. ટેબલ; મેજ. ખાનપાન; ખાવાપીવાનું-જંબા ખાવાનું; ભોજન. સપાટો; સમસ્થળ-દેશ-ભૂમિ. The 12 tables પુરાતન રોમન લોકના કાયદા. To tnrn the tables -થી નસીબ ફેરવું. *vt.* નોંધાવવું; લખાવવું; દાખલ કરાવવું.
**Tableau,** *n.* ચિત્ર રૂપ દેખાવ-મુકનાટય-મુગુંનાટક.
**Table-cloth,** *n.* ભોજન વખતે ટેબલપર નાખવાનું લુગડું-કપડું. [ સમભૂદેશ.
**Table-land,** *n.* ઉંચી સપાટ ધરતી; ઉંચ
**Tablet,** *n.* લખવા-ચીતરવા-કોતરવાને-સારૂ બનાવેલી પીઠ-તખ્તિ-પાટી. [ ભોજનગપ્પાં.
**Table-talk,** *n.* જમતી વેળાએ થતી વાતચીત;
**Taboo,** *n.* બંધી; મનાઇ; નિષેધ. સોગન દેવા; આવવાની મનાઇ કરવી. [ મૃદંગ.
**Tabor, Tabour,** *n.* પખાજ; પખવાજ; ઢોલકી;
**Tabret,** *n.* પખાજ; ઢોલકી; મૃદંગ.

**Tabular,** *a.* ટેબલ-મેજના જેવું; સપાટ; સરખું. ખાના-કોઠા પાડીને લખેલું. પત્રકરૂપ; પત્રકી.

**Tacit,** *a.* સાફ લખી કે કહીને જણાવેલું નહીં તોપણ સમજી લેવાનું-લીધેલું-લેવાય-અંદર ભાવ રહેલો હોય એવું; અર્થ સિદ્ધ; મભમ; મોઘમ; મોઢમ; મુગું; ગુમ.

**Tacitly,** *ad.* મોઘમ રીતે.

**Taciturn,** *a.* સુમડું; છેક થોડા બોલું; અબોલું.

**Taciturnity,** *n.* સુમડા-છેક થોડા બોલાપણું. અબોલાપણું; મૌનત્વ.

**Tack,** *n.* ચુંક; ખીલી; નહાની મેખ; મહોટા માથાની ચુંક. ઘોસ; ગોસ; ગોહ. સઢને સંબંધે વહાણનું ચાલવું-ગતિ. *vt.* જોડીવળગાડી-ટાંકી-જડી મુકવું; સાંધવું. *vi.* સુકાન તથા સ્હડો અને ઘોસ ફેરવી નાખી વહાણનો માર્ગ બદલવો; અહેરિયાં કરવું.

**Tackle,** *n.* બે કે વધારે ઘરેડીવાળું યંત્ર; ઘરેડી. વહાણના ડોલની મજબૂતી રાખનારાં તથા સ્હડો લપેટવા ખોલવાના દોરડાં વગેરે વહાણનો સામાન. *vt.* ઘોડાને હરનીસ ચઢાવવું; સામાન નાખવો. પકડવું.

**Tackling,** *n.* ડોલ પરબાણનો-પલંગ ઇઆરી વગેરે સામાન. સરંજામ. ઘોડાનું હરનીસ.

**Tact,** *n.* કળવકળ; કળ; જુક્તિ. [ સંબંધી.

**Tactic-al,** *a.* વ્યૂહ-સૈન્ય રચના-વિધા-કવાયત

**Tactician,** *n.* જળસ્થળ સેનાની વ્યૂહ રચનામાં નિપુણ માણસ; કુશળ સેનાની. કવાયતી માણસ; પાકો ખેલાડી. [ વિધા.

**Tactics,** *n. pl.* કવાયત; વ્યૂહ-સૈન્ય રચના-

**Tactile,** *a.* સ્પર્શ કરવા જેવું; સ્પર્શનીય.

**Taction,** *n.* સ્પર્શેન્દ્રિય. [ -જણાયલું-વિષેનું.

**Tactual,** *a.* સ્પર્શેન્દ્રિય-ત્વગિન્દ્રિનું-થી થયલું

**Tad-pole,** *n.* ઇંડાંમાથી નીકળ્યા પછીની પહેલી અવસ્થાનું દેડકું; દેડકાનું કુમળું બચ્ચું.

**Taffeta,** *n.* વિલાયતી એક કુમાશી લીસું રેશમી લુગડું જેમાં ઘણીવાર વેલ-લ્હેરિમાં ભાત હોય છે; રેશમી માજ-કુલેવર-કરેક.

**Taff-rail, Tafferel,** *n.* ડબુસાનો કઠેરો-ઉપલો ભાગ.

**Tag,** *n.* ફીત કે ફીરના છેડાપરની ધાતુ. નજીવી-હલકી ચીજ. તોફાની ટોળું. *vt.* દોરી કે ફીતને છેડે ધાતુના પડછિયા કરવા. જોડવું; સાંધવું.

**Tag-rag,** *n.* અહામજી ભામજી જેવા લોક.

**Tail,** *n.* પુછડું-ડી; પુચ્છ. To turn the t. ન્હાસવું; પલાયન કરી જવું. પૃષ્ઠ-પુચ્છ-અંતભોણ-અધમ ભાગ-અંગ; છેડો; ખુણો. (કેવડા વગેરેની) બીલાડી. ( ઘાસ વગેરેમાંનો ) કૂતરો. કોઇ અમુક વારસને મિલકત મળે એવો પ્રતિબંધ. Estate in t. સપ્રતિબંધ દાય-મિલકત.

**Tailor,** *n.* દરજી; સોઇ; મેરાઈ; સૌચિક.

**Tailor-bird,** *n.* સુગ્રીવ; સુગરી; ચીચડ.

**Tailoress,** *n.* દરજણ.

**Taint,** *n.* ( માઠો ) પાસ-રંચ-અસર-ચેપ. બગાડ; મહો ફેર; દોષ; વિકાર. કાળો દાધ-ચાંદલો-ટીલી; કલંક. કસાનો માઠો પાસ બેસાડવો-લગાડવો-અસર પહોચાડવી; ચેપ લગાડવો. બગાડવું;-માં વિકાર પેસાડવો;-થી બગડી-ખરાબ થઇ જવું.-ને દાધ-કાળી ટીલી-કલંક-દોષ લગાડવો. *vi.* મ્હોંફેરવવું; બગડવા માંડવું-ઉપર આવવું.

**Taintless,** *a.* નિષ્કલંક; દાધવગરનું; દોષરહિત.

**Take,** *vt.* લેવું; ગ્રહણ કરવું. પકડવું; સ્હાવું; ઝાલવું; કેદ પકડવું. સપડાવવું;-થી સપડાઈ જવું; દોઢ-દાવ-સપાટા-પંઝામાં લેવું-આવવું-આવી પડવું. -નું મન હરી લેવું-ચિત્ત ચોરવું; મોહ પમાડવું; મુડકી નાખવું;-થી ખુશખુશ આશક થઇ જવું. પસંદ કરવું;-નું શરણ પકડવું-લેવું-શોધવું. ભાડે રાખવું-ને-માં થવું-લાગવું.-માં પેસવું-જવું; લગાડવું; -ને બોઇએ. -ની છબી-ચિત્ર લેવું-ઉતારવું. -લેવું; પામવું; મનથી આવવું; અનુભવવું. લઇ કરી-પકડી-ધરી બેસવું. માનવું; કબૂલ રાખવું-કરવું; -નો અંગિકાર સ્વીકાર કરવો. દાખલ-સામિલ કરવું; ભેળવું; ગણવું. ઓસડ ઇ. ખાવું -પીવું. ખમી રહેવું; મનમાં ન લાવવું; -નું માઠું ન માનવું. વિચારી જોવું. જાણવું; સમજવું. ધારણ કરવું; -નું

આવવું;-ઉપર પડવું (આકાર, ઘાટ ઇ.). vi. બેસવું; લાગુ થવું; ઉપડવું; સુધરવું. -નો ગુણ લાગવો-આપવો; -નું ફળ-અસર થવી. કોઈની પાસે જવું-જઈને પાસે ઉભું રહેવું; ડોકે વળગવું; શરણ પકડવું.

To take advantage of. અણચિંત્યું પકડવું. વખતનો ઉપયોગ કરવો.

To take after. નકલ કરવી.

To take arms. લડાઈ કરવી, લડાઇનો વાવટો ઉડાડવો.

To take for બીજું હોય એમ ધારવું.

To take heart વિશ્વાસ લાવવો; હીંમત લાવવી ઉત્સાહી થવું.

To take in ઘેરી લેવું; સલાહ કરવી; ઠગવું; દાખલ કરવું.

To take off. કાપી નાંખવું; દુર કરવું.

To take on. પહેરવું; ધારણ કરવું.

To take part. ભાગ વેંહેંચી લેવો

To take part with. સંયુક્ત થવું; એક સંપ કરવો.

To take place. બનવું; થવું.

To take to. આશક્ત થવું; અનુરાગી થવું.

To take with, ખુશી કરવું.

To take up with. હળી મળી જવું.

Taking, *a.* લોભાવે-લાલચમાં પડાય એવું.

Takingness, *n.* લાલચમાં નાખે-લોભાવે-ખુશ કરે એવો ગુણ.

Taic, *n.* અબરખ; અભ્રક.

Tale, *n.* કહેવું; કહેવાનું; કહેલું. વાત; વાર્તા; ગાથા. કથા, આખ્યાન. (એક, બે એમ) ગણવું તે; ગણત્રી; ગણીને રાખેલો હિસાબ. By t. ગણીને.

Tale-bearer, *n.* ઠામ ઠામ વાત કહેતો ફરનાર; અલાવડો-ડી; ચાડિયો; ચુગલીખોર.

Tale-bearing, *a.* અલાવડાનું-કરતો ફરનાર. અલાવડાપણું; ચાડી; ચુગલી.

Talent, *n.* પ્રાચીન યહુદીઓનો આસરે ૯૪૨ ને પ્રાચીન ગ્રીકનો ૫૯૦ રૂપિયાનો સિક્કો. શક્તિ; બુદ્ધિ; સંસ્કાર; અક્કલ; બુદ્ધિ પ્રવેશ; પ્રજ્ઞા. હોશિયારી; ખબરદારી; કુશળતા.

Talented, *a.* બુદ્ધિવાન; અક્કલ મંદ. હુન્નરમંદ, કુશળ.

Tales-man, *n.* અદાલતમાં ઉભેલા તમાસગીર- [માંથી લીધેલો પંચ.

Talisman, *n.* માદળિયું; તાવીજ; જંતર; યંત્ર. કંઇ અરિષ્ટ ઉડાવી દેવાનું જાદુ-તાલિસ્માત-માયા.

Talismanic, *n.* તાવીજ-યંત્રનું. જાદુ જેવું; તલિસ્માતી; માયાવી.

Talk, *n.* વાત; વાતચિત; વાતના સપાટા. ગપ; બૂમ; ગપાટો. બોલવું; કહેવું; ભાષણ-વાતનો-વાગવિષય. *vi.* બોલવું ચાલવું; વાતચિત કરવી વાતના સપાટા મારવા. બેસીને વાત કરવી. બબડવું; બડબડ-લવલવ કરવી. (of) કહેવું; વર્ણવવું. (to) સમજાવીને કહેવું. *vt.* બોલવું; કહેવું. (away) વાતોના સપાટામાં કાઢી-ગાળી નાખવું.

Talkative, *a.* બોલકણું; બહુબોલું; વાતુડું; વાતગરૂં. [છાંટણ-ફડાકી દાસ.

Talker, *n.* વાત કરનાર. બડબડિયું માણસ.

Talking, *a.* જેની વાત પૂરી ન થાય એવું; બડબડ કર્યાં કરવાની ટેવવાળું.

Tall, *a.* ઉંચું; ઉચ્ચ; ઉન્નત; ઉંચી કાઠીનું; લંબુસ.

Tallage, *n.* (Tailage) દુર દાણો. દુર દાખલ કરવો; દુર મુકવો.

Tallness, *n.* ઉંચાઈ; ઉંચાણ.

Tallow, *n.* ચરબી. *vt.* ચરબી ચોપડવી-લગાડવી.

Tallow-chandler, *n.* મીણબત્તી બનાવનાર.

Tally, *n.* તાળો; મળતું-બંધ બેસતું આવવું તે. જોડાનું; જોડ; જવાબ; મેળ. *vt.* બીજા સાથે જડવું-મળતું બનાવવું;-નો તાળો-મેળ મેળવવો. *vi.* બેસતું-હળતું આવવું; બરાબર જવાબમાં આવી રહેવું.-નો મેળ મળવો-મળી રહેવો.

Tally-man, *n.* મેળ જોનારો-મેળવનારો; રજુઆત કરનારો.

**Talmud**, *n.* યહુદી લોકનું સટીક ધર્મ તથા વ્યવહાર શાસ્ત્ર. [ નિપુણ માણસ.
**Talmudist**, *n.* યહુદી ધર્મ તથા વ્યવહાર શાસ્ત્રમાં
**Talon**, *n.* નખ; નખોરિયાં; ચુંગાલ.
**Talus**, *n.* કિલ્લાની ભીત-તટનું ઉતરાણ-ઉતાર-ઢાળ. [ જંગલી કે ભડકણપણું મુકે એવું.
**Tamable**, *a.* હળે-હેળવાય-વશ કરાય-પળાય.
**Tamarind**, *n.* આમલી; ચિંચા; ચિંચિણી.
**Tamarisk**. *n.* એક ઝાડછે.
**Tambour**, *n.* ખંજરી; ડફરી. એક પ્રકારનું ભરત કામ. *vt.* તકિયાપર ભરત ભરવું.
**Tambourine**, *n.* વગાડવાનું ડફ-તબલો-ખંજરી.
**Tame**, *a.* હળી ગયલું; હળેલ-લું; પાળેલ-લું. નામર્દ; હિચકારૂં. નીચી મુડીએ ખમ્યા કરનાર-કરે એવું; દબેલ ને દબેલ રહેનાર; ખાસડખોરૂં; ઢોલધપ્પાખાઉ; નિર્માલ; રંક; પામર; મુડદાલ; પચપચું. *vt.* હેળવવું;-ને માણસની ભળ ભાગવી.-ને વશ-જેર કરવું; ગરીબ ગાય બનાવી દેવું; હાથ-કાબુમાં લેવું; દાબી-તોડી-ઉતારી નાખવું; મારવું;-નું દમન કરવું.
**Tamely**, *ad.* નીચી મુડીએ; મુગાં મુગાં; જરા ઉફ કર્યા વગર; ઢોલખાઉ-નિર્માલ થઇને. [સૌમ્યતા.
**Tameness**, *n.* સાલસપણું; સાલસાઈ; સભ્યતા;
**Tamper**, *vt.* (with) છેડવું; ચુંથવું બતાવવું; -નું અમથું નામ દેવું; અમથું માથું મારવું-હાથ ઘાલવો; અડકવું; કોઇને ફિતાડવા કે કોઇનું મન ફેરવવા હલુસે તજવીજ કરતા રહેવું.
**Tampion**, *n.* તોપનું બુચ-દાટો.
**Tan**, *n.* ચામડાં રંગવાનો મસાલો. કાળાસ; કાળુંઠાસ. *vt.* ચામડું કમાવવું-કેળવવું.-થી કાળું કળુંકું પડવું; ઉપર કળાસ આણવી.
**Tang**, *n.* જલદ-જાલમ સ્વાદ. દરિયામાં થતું એક જાતનું ઝાડવું.
**Tangency**, *n.* સ્પર્શ.
**Tangent**, *n.* સ્પર્શ રેષા લીટી; સંપાત રેખા.
**Tangibility**, *n.* સ્પર્શ જ્ઞેયતા-વેધતા.
**Tangible**, *a.* સ્પર્શેન્દ્રિયથી જણાય એવું; સ્પર્શ જ્ઞેય-વેધ. હાથે લાગે એવું- લાગવા જેવું. સ્પૃશ્ય; સ્પર્શનીય. મનથી સાફ લાગે-દેખાય-પકડાય-ભાસે એવું; હાથમાં આવે-ખરૂં ઠરે-મળે-અનુભવાય એવું
**Tangle**, *n.* ગુંચ; ગુંફડો; આંટી; જટા. *vt.* ગુંચવી-ગુંફડી નાખવું;-થી ગુંચવાઈ જવું.
**Tank**, *n.* બાંધેલું તળાવ; કુંડ;હોજ; ટાંકું;ટાંકલી.
**Tankard**, *n.* ઢાંકણાવાળું પીવાનું પ્યાલું-જામ.
**Tanner**, *n.* ચામડાં કમાવનારો; ચમાર; ખાલપો.
**Tannery**, *n.* ચામડાં રંગવાનું કારખાનું.
**Tannin**, *n.* ચામડાં રંગવાનું દ્રવ્ય; આવળ-બાવળની છાલનું સત.
**Tan-pit**, *n* ચામડાં કમાવવાનો-ચમારનો કુંડકુંડું-ડી. [ લસા આપી નાઉમેદ કરવું તે.
**Tantalism**, *n.* લલચાવી ટવળાવવું તે; ખોટી લા-
**Tatalization**, *n.* ખોટો લારસો; ટિમ ટિમાવ્યાં-ઝુલાવ્યાં કરવું તે.
**Tantalize**, *vt.* ટિમટિમાવવું; લલચાવી ટવળાવવું; ખોટો લારસો આપી નાઉમેદ કરવું; મૃગજળ બતાવવું.
**Tantalizing**, *a.* ખોટી આશા આપી ટવળાવતું-ટમટમાવતું-નાઉમેદ કરતું.
**Tantamount**, *a.* બરોબર; સરખું-જ; જેવું; જેટલું; સમ; સમભાલ-તોલ.
**Tan yard**, *n.* ચામડાં રંગવાનું કારખાનું.
**Tap**, *n.* ટચકો; ટકોરો; થબડાક; થાપટ; ટપલી. પ્રવાહી પદાર્થ ખેંચી કાઢવાની નળી; સખાયો. *vt.*-ને કસાનો ટકોરો- થાપટ-ટપલો મારવો-લગાવવો. પીપમાં વ્હે-છેદ-બાકું પાડવું. ઝાડને છેદવું-છેદ મુકવો; સેજવું *vi.* હલુ રહીને ઠોકવું.
**Tape**, *n.* ફીત. પાટી; નાડું.
**Taper**, *n.* ટુંકી-નહાની મીણબત્તી. *a.* એક છેડાતરફ પાતળું થતું જતું; પતાશાના પડાશંકુન; જેવું; શંકાવાકાર-કૃતિનું. *vi.* એક છેડાતરફ પાતળા થતા જવું-થતા ગયલા હોવું.
**Tapering**, *a.* પતાશાના પડા-શંકુના જેવું. શંકવાકાર.

**Tapestry,** *n.* બટ્ટી-બટ્ટા-તરેહદાર ભીંતના પડદા; પિછવાઈ. *vt.* ઉપર પિછવાઈ નાખવી.

**Tape-worm,** *n.* લાંબો ને ચપટો કરમ-કમી.

**Tapioka,** *n.* સાબુ ચોખાની જાતનો ચીકણો ખાવાનો પદાર્થ.

**Tapis,** *n.* ભીંતના પડદા-પિછવાઈ.

**On the tapis.** વિચારમાં.

**Tap-room,** *n.* દારૂ પીરસવાનો ઓરડો.

**Tap-root,** *n.* મુખ્ય મુળિયું.

**Tapster,** *n.* દારૂ કાઢનારો; ખજુરાં-નાળિએરી-તાડ છેજનારો.

**Tar,** *n.* પાઈન વગેરે લાકડામાંથી નિકળતો પદાર્થ; તાર; વિલાયતી ડામર. ખલાસી. *vt.* ઉપર વિલાયતી ડામર લગાવવો.

**Tardily,** *ad.* ધીમા-મંદ-થાંથાંપણાથી.

**Tardiness,** *n.* સુસ્ત-મંદ-થાંથાંપણું.

**Tardy,** *a.* ધીરૂં-મુ; ટહાડું; થાંથું; દીર્ઘ-સૂત્રી. મંદ; સુસ્ત; ધીમુ. વાર લગાડીને-મોડું કરનારૂં-ઉગનારૂં-થનારૂં; લાસરિયું.

**Tare,** *n.* બારદાન. (a weed) જડિયું.

**Target,** *n.* ન્હાની ઢાલ. નિશાણ; લક્ષ; ચાંદમારી.

**Targum,** *n.* બૈબલનું ખાલ્દી ભાષામાં કીધેલું ભાષાંતર કે વિવરણ.

**Tariff,** *n.* નિરખ-જકાત નામુ; દાણ-મ્હેસુલના દરની યાદી; તરીફ.

**Tarnish,** *vt.* સામણું-કાળું-કણું ઉપર ડાઘ-ઝાંખું-નરમ-ટાઢું પાડવું; મેલું કરવું. ડાઘ-બટ્ટો-કલંક-લાંછન લગાડવું. *vi.* મેલું-ઝાંખું થવું.

**Tarpaulin,** *n.* ડામર લગાવેલું કંતાન; તરફાર; તારપત્રી.

**Tarry,** *a.* વિલાયતી ડામર લગાવેલું-ના જેવું. *vi.* (for) થોભવું; ઠરવું;-ની રાહા-વાટ જોવી-જોતાં બેસવું; ખોટી-ઉભાં થઇ રહેવું. રસળવું; વાર લગાડવી; ઢીલ-વિલંબ કરવો. મુકામ કરવો-રાખવો; રહેવું.

**Tart,** *a.* ખાટું ખડચ; દાંત અમળાઈ જાય એવું. ખટાસ પડતું; ખટ મધુરૂં. સામાનું મન મોડાઈ જાય એવું; તોછડું; કરડું; આકરૂં; કઠોર; સખત.

**Tartan,** *n.* જેની ચોકડીની સળી તરેહતરેહના રંગની હોય છે એવું કપડું.

**Tartar,** *n.* પીપનાં પાસાંઓમાં બંધાઇને ચ્હોંટી રહેલો દ્રાક્ષરસનો ખાટો પોપડો. દાંતપરની ફુગ. તાતાર દેશનું માણસ; તાતારી.

**Tartarean,** *a.* નર્ક જેવું-સંબંધી.

**Tartareous,** *a.* દ્રાક્ષારસના ક્ષારવાળું-જેવું.

**Tartaric,** *a.* દ્રાક્ષરસના ક્ષારનું-સંબંધી.

**Tartarize,** *vt.* દ્રાક્ષ ક્ષાર મેળવવો-વાળું કરવું.

**Tartarus,** *n.* નર્ક; દોઝખ.

**Tartish,** *a.* ખટાસ પડતું; ખટમધુરૂં. જરાસજસાજ તોછડાઈનું.

**Tartly,** *a.* આકરા-તોછડાપણાથી.

**Tartness,** *n.* તોછડા-કરડા-આકરાપણું. ખટાસ.

**Tar-water,** *n.* તારનો ઉકાળો-ચાહ.

**Task,** *n.* આપેલું-સોંપેલું-નીમી આપેલું કામ. કામ. ખુઆર થઈ જવાય-દમ આખર થાય એવું-મહા મહેનતનું કામ; વ્હેંતરૂં; તોક. આપેલો પાઠ-ધડો. *vt.*-ને કામ આપવું-સોંપવું-નીમી આપવું. મહેનતે મહેનતે-ભારે-ભારે દાબી નાખવું. કોઈનો દમ આખર-ને ખુઆર ખુઆર કરી નાખવું.

**To take to task** *n.* ધમકી આપવી-ઠપકો આપવો.

**Task-master,** *n.* કામ-વ્હેંતરૂં સોંપનાર-લેનાર; નવરાં બેસવા ન દેનાર; ચાબખો; અંકુશ.

**Tassel** *n.* ફુમતું-તી; ગોંડો; જુમખો; ઝુલ; ઘાસ ઈ. નો ઠોડો-ચમરી.

**Tastable,** *a.* ચાખવા-સ્વાદ લેવા જેવું.

**Taste,** *n.* ચાખવું-ચાખી જોવું તે. સ્વાદ; રસ; લહેજત. પદાર્થોનો સ્વાદ જાણવાની ઈન્દ્રિ; રસેંદ્રિય. શોખ-ક; રૂચિ. કૃતિની પરીક્ષા કરવાની શક્તિ; કોઇ કામના ઢંગઢાળ વિષેની સમજદારી; રસજ્ઞતા-પરિક્ષા. વાનગી; નમુનો. *vt.* -નો સ્વાદ લેવો-જાણવો-પરખવો-સમજવો. ચાખવું; મ્હોમાં મુકવું-નાખી-ચાખી જોવું. ભોગવવું;-નો અનુભવ લેવો-

થવો. -ની મઝે લેવી; ડહાડે લાગવું. *vi.* જરા વાસ-એ લાગવી-મારવી.

**Tasteful,** *n.* સ્વાદિષ્ટ; રૂચિકર. સારી રસજ્ઞતા-સમજદારીવાળું; રસજ્ઞ-પરીક્ષક. ખુબીદાર; રસજ્ઞતા જણાઈ આવે એવું-દર્શક.

**Tastefully,** *ad.* બહુ સ્વાદથી. સમજદારીથી; ખુબી-રસજ્ઞતા જણાઈ આવે એવી રીતે.

**Tasteless,** *n.* ફિક્કું; બેસ્વાદ; વિરસ. મઝારમુજ વગરનું; નિરસ. [ વગર-નિરસપણું.

**Tastelessness,** *n.* ફિક્કા-બેસ્વાદપણું. મઝા

**Tastily,** *ad.* ખુબી-સ્વાદથી.

**Tasty,** *a.* સ્વાદવાળું-પ્રમાણે.

**Tatter** *n,* ચીથરાં; ચિંથરડાં; ભીછડાં. *vt.* ફાડવું; ચીથરાં કરવાં. [ થરિયા દેવ-દેવી.

**Tatterdemalion,** *n.* ચીથરિયો-યેણ-યું; ચી-

**Tattered,** *a.* ફાટ્ટંટૂટ્ટં; ચીથરાં ઉડી-ઠામઠામથી ચીરા ઉતરી ગયલું.

**Tattle,** *n.* ગપસપ; ગપાટા; ગપ્પાં. *vi.* ટકટક-બડબડ-લવારો કરવો; બકવું; છાની વાતો ઉઘાડી પાડવી-કહી દેવી-બકી દેવી.

**Tattler,** *n.* ટકટકિયો-યેણ; લવારા-બકવાખોર. વાત કહી દેનાર; ચાડિયો; ચાડિયેણ.

**Tattoo,** *vt.* ઉપર છુંદણાં છુંદવાં-છુંદણાંનું ચિત્ર પાડવું. *n.* રાત્રે લશ્કરને પાછા ફરવા કે પોતાને મુકામે જવા સંકેતને માટે પડઘમ વગાડવી તે. છુંદણાં-નું ચિત્ર.

**Taught,** *pret. & pp.* of teach શિખવ્યું; શિખવેલું.

**Taunt,** *n.* તાણો; મ્હેણું. *vt.*-ને તાણાં-મ્હેણાં-ટોણાં મારવાં.

**Taurus,** *n.* વૃષભ-વરખ રાશી. બેલ; બળદ.

**Tautological,** *a.* એકના એક અર્થ-પુનરૂક્તિનું-વાળું-રૂપ.

**Tautologist,** *n.* પુનરૂક્તિ વાપરનાર.

**Tautology,** *n.* તેનો તે અર્થ જૂદા જૂદા શબ્દોથી કહેયાં કરવો તે; શબ્દાંત-શબ્દભેદ પુનરૂક્તિ-અનુવાદ.

**Tavern,** *n.* કલાલ વીસી-ખાનું; પીઠું; દારૂની-દુકાન.

**Tavern-keeper,** *n.* કલાલ વીસીવાળો-ળી.

**Taw,** *n.* રમવાનો ઠિપ્પો; મંજો; લખોટો. *vt.* સફેત ચામડું રંગવું.

**Tawdrily,** *ad.* ઢંગઢાળ-સમજદારી-સૌંદર્ય વગરની શોભાથી કે ભભકાથી.

**Tawdriness,** *n.* તકલાદીપણું; ઢંગઢાળ વગરનું; દેખાવડાપણું.

**Tawdry,** *a.* ઢંગઢાળ-સમજદારી-સૌંદર્ય વગરની શોભા કે ભભકાવાળું; ઘણુંજ દેખાવડું પણ સારી રચનાથી ગોઠવેલું નહીં એવું. તકલબી; તકલાદી.

**Tawny,** *a.* કણુંકું; પીળું; બદામી; પીળચટું; પિંગળ; કપિલ.

**Tax,** *n.* છાપો; કર; વેરો; ધારો. દાણ; જકાત; મહેસુલ. *vt.* -ઉપર કર બેસાડવો. ( with ) -ઉપર આરોપ-અપવાદ મુકવો.

**Taxable,** *a.* કર લેવા-બેસાડવા જેવું-લાયક.

**Taxation,** *n.* કર મુકવો-બેસાડવો તે; જમાબંદી.

**Taxidermy,** *n.* ચામડી-ઠાને કુદરતી દેખાવમાંજ રાખવાનો હુન્નર.

**Taxis,** *n.* હાડકું ખસી ગયલું હોય અથવા અવયવ તેની જગ્યાથી ભ્રષ્ટ થયેલું હોય તેને હથીઆરની મદદ વગર તેજ જગાપર પાછા આણવાની રીત.

**Tea,** *n.* ચ્હા, ચ્હાય; ચા.

**Teach,** *vt.* શિખવવું; પઢાવવું; ભણાવવું;-નું જ્ઞાન-ઉપદેશ આપવો. ભણાવી-શિખવી મુકવું; -ને રસ્તો બતાવવો-ટેવ પાડવી.

**Teachable,** *a.* શિખવવા જેવું-લાયક; શિખવાય એવું. વહેલું શિખે એવું; સુશિક્ષ્ય.

**Teachableness,** *n.* વહેલું શિખે એવી યોગ્યતા-લાયકપણું-ગુણ.

**Teacher,** *n.* શિખવનાર; ભણાવનાર; શિક્ષક; મહેતાજી; ગુરૂ; આખુન; ઉસ્તાદ. ધર્મોપદેશક; ધર્મનો બોધ કરનાર.

**Teaching,** *n.* શિખવવું; ભણાવવું; શિક્ષા; જ્ઞાનોપદેશ.

**Tea-cup**, *n.* ચ્હાય પીવાનું પ્યાલું.
**Teak**, *n.* સાગનું ઝાડ- લાકડું; સાગ; સાગવાન.
**Teal**, *n.* જળ કુકડો-ઠી; જળકુક્કુટ-ટી.
**Team**, *n.* ઘોડા- બળદ ઇ. નું જોતેલું-જોડેલું જૂથ; યુકત પશુયુથ. [ સૂત; સઞ્ચેષ્ટા.
**Teamster**, *n.* જોડેલા ઘોડા-બળદ હાંકનાર;
**Tea-plant**, *n.* ચ્હાયનો છોડ.
**Tea-pot**, *n.* ચ્હાયદાની.
**Tear**, *n.* ( ટીર ) આંસુ; અશ્રુ; નયનબાષ્પ. (ટેર) *vt.* ફાડવું; ચીરવું. અવ્યવસ્તિત-અસ્તોવ્યસ્ત કરવું-કરી નાખવું; -માં ફાટફૂટ કરાવવી; ઉખેડવું; તોડવું; તોડી-ઉખેડી નાખવું. *vi.* ફાટવું. ધુવાં ફુવાં થવું. *n.* ફાટ; ચીર; ઉઝરડો.
**Tease**, *vt.* રૂ-ઉન વગેરે પીંજવું; પંઝેટવું. -નો જીવ ખાવો; ખીજવવું; ચ્હીડવવું.
**Teasel**, *n.* કાપડ સાફ કરવાની કાંટાવાળી પીછી.
**Tea-spoon**, *n.* ચ્હાય પીવાનો ન્હાનો ચમચો-ચમચી.
**Teat**, *n.* સ્તનની ડીંચકી; ચુચુકાગ્ર. પ્રાણીનાં આંચળ. [ ળપણું.
**Techiness**, *n.* ચ્હીડિયા-દાંતિયાં-વચકાખોર-રીસા-
**Technical**, *a.* ( કોઈ અમુક એકજ ) હસ્ત ક્રિયા-શિલ્પ-વિદ્યા-શાસ્ત્ર-વૃત્તિ-ઉદ્યમ વગેરેનું-વિષયનું; સાંકેતિક; પરિભાષિક.
**Technicality**, *n.* હસ્ત ક્રિયા વગેરે વિષયકતા-પણું; સાંકેતિકત્વ; પરિભાષા; સંકેત.
**Technically**, *ad.* સંકેત-પરિભાષાથી.
**Technics**, *n. pl.* ક્રિયા કૌશલ્ય; શિલ્પવિદ્યા.
**Technological**, *n.* કળા પુસ્તક-વર્ણનનું-વિષે.
**Technology**, *n.* શિલ્પ આદિ કળાઓનું વર્ણન કીધેલું હોય એવું પુસ્તક; કળા પુસ્તક-વર્ણન.
**Tectonic**, *a.* શિલ્પનું; ઇમારતની બાંધણી સંબંધી. [ ના સાથરા પાથરવા.
**Ted**, *vt.* વવડાતું -વિખરાતું નાખવું; છુટું કરવું;
**Te Deum**, *n.* આનંદનું ગીત.
**Tedious**, *a.* કંટાળા ભરેલું-ઉપજાવે એવું; અમુયા આવે-રગસ રગસ પ્હોંચાજ કરે એવું.
**Tediously**, *ad.* કંટાળો ઉત્પન્ન કરે એવી રીતે.
**Tedium**, *n.* કંટાળો-અમુયા આવે એવો ગુણ.
**Teem**, *vi.* વિયાવું; જણવું; -ને પ્રસવ થવો. ગાભણ થવું; -ને ગર્ભ રહેવો. ભરપૂર-ભરેલું-પુષ્કળ-પૂર્ણ હોવું.
**Teemless**, *a.* ગાભણ ન થાય-ગર્ભ ન રહે એવું.
**Teens**, *n. pl.* ૧૩ થી ૧૯ સુધીની ઉમ્મર; દસી.
**Teeth**, *n. pl.* દાંતો. *vi.* દાંત આવવા-ફૂટવા.
**Teething**, *n.* દાંત ફૂટવા તે.
**Teetotaler**, *n.* નિશો ચઢે એવું કંઇપણ પીવું નહીં એવી પ્રતિજ્ઞા લઈ બેઠેલું માણસ; પરહેઝગાર; માદકપાન-માદવર્જી.
**Teetotalism**, *n.* પરહેઝગારી; માદવર્જન.
**Teetotum**, *n.* ( ફેરવવાનું રમકડું ) ફોયલ.
**Tegular**, *a.* નળિયાનું-સંબંધી.
**Tegument**, *n.* સ્વાભાવિક-પ્રકૃતિસ્થ આવરણ-વેષ્ટન; ત્વચા; ત્વક. ચામડી; ચર્મ.
**Telegram**, *n.* તાર; તારની મારફતે મોકલેલો સંદેશો.
**Telegraph**, *n.* તારનો સાંચો; તાર; તાર જંતર-યંત્ર; દૂર લેખક. Electric t. વીજળી થી દૂર જગે સંદેશો પ્હોંચાડવાનો સાંચો. *vt.* -ને તારથી સંદેશો મોકલવો.
**Telegraphic**, *a.* દૂર લેખક સંબંધી; તારમાં-માર્ગે મોકલેલું. [-દૂર લેખક વિદ્યા-કળા.
**Telegraphy**, *n.* તારમાં સંદેશો મોકલવાની
**Telescope**, *n.* દૂર્બીન; દૂરદર્શક યંત્ર.
**Telescopic**, *a.* દૂર્બીનનું-થી દેખાતું; દૂર્બીન-થીજ દેખાય એવું. ઘણી આઘી વસ્તુ જોઈ શકે એવું; દીર્ઘદૃષ્ટિક.
**Telesm**, *n.* તાવીજ; માદળિયું.
**Tell**, *vt.* એક પછી એક એમ-પ્રથક પ્રથક ગણવું-ગણી જવું.-નું સવિસ્તર વર્ણન-બયાન કરવું-હેવાલ આપવો-ને વિષે કહેવું. કહી દેવું.-ની ખબર કરવી-આપવી.પકડી કાઢવું; સમજવું; પરખવું. *vt.* લાગવું;-ની અસર થવી. ( of )-ની ચાડી-ચુગલી-નિંદા કરવી.

**Teller**, *n.* કેહેનાર. બેંકનો સરાફ.
**Telling**, *a.* લાગે-અસર થાય એવું.
**Tell-tale**, *n.* ચાડી-ચુગલી કરનાર; ચાડિયો; ચુગલીખોર; પિશુન.
**Telluric**, *a.* પૃથ્વી સંબંધી.
**Temerity**, *n.* ઉછાંછળાં-છાતીનું આધાપણું; ઉદ્ધતાઈ; ફુલડાઇ; આંધળી હિમ્મત.
**Temper**, *n.* સમધાત; નરમગરમ; સારીપેઠે મળી ગયલાં હોવું તે; સારી મેળવણી; સુમિશ્રિતતા. શરીરનું બંધારણ; દેહપ્રકૃતિ. સ્વભાવ; મિઝાજ; ચિત્તપ્રકૃતિ. મનશાંત- સ્વસ્થ-ઠેકાણે હોવું તે; મનશાંતી; ધીરજ. તામસ; ગુસ્સો; આકળા-ચીઢિયાપણું. T. ofmetals પાણી. *vt.* મેળવણી કરીને જેવું જોઇએ તેવું- માફકસર બનાવવું; ની બનાવટ- મેળવણીમાં યુકિત લગાવવી. નરમટાઢું-શાંત-મૃદુલ કરવું-પાડવું-રાખવું;-ની કઠોરતા-આકસપણું-ઉગ્રતા-ક્રૂરતા ઓછી કરવી-સમાવવી;-ને માણસાઈમાં લાવવું. To t. metals-ને પાણી પાવું-ચઢાવવું.
**Temperament**, *n.* પ્રકૃતિ; તબિયત; મિજાજ; દેહનું બંધારણ; જાતી સ્વભાવ;
**Temperance**, *n.* ઇંદ્રિયો તથા મનના વેગમાં તણાઈ ન જતાં નિયમમાં રહેવું તે; મિતતા. મિતાહાર; મિત ભોજન; મિતપાન; માફકસર ખાવું પીવું તે.
**Temperate**, *a.* માફક; મોતાદસર; સમધાત. નિયમમાં રહીને ચાલનારૂં; નિયમવર્તી; મિત; મિતભોજી; મિતાહારી; મિતથી. ઠંડા રહીને કીધેલું-કરનાર-ચાલનાર; ઠંડા-શાંત સ્વભાવનું; થંડું; ધીમું;સમશીતોષ્ણ.
**Temperately**, *ad.* માફકસર રીતે. મીતાહારથી શાંત સ્વભાવથી. [તોષ્ણ પ્રમાણ; હવામાન.
**Temperature**, *n.* હવા ટાઢ તથા તાપનું-શી-
**Tempered**, *a.* સ્વભાવ- મિજાજનું-વાળું; શીલ.
**Tempest**, *n.* મુસળધાર વરસાદ-કરાં-બરફ સાથે વાતો અત્યંત તોફાની પવન; મહાભારત તોફાનવાવાઝડું.
**Tempestuous** *a.* મહા તોફાની- તોફાનનું-જેવું.
**Tempestuously** *ad.* મહા તોફાનથી.
**Templar**, *n.* લંડનમાં ટેમ્પલ નામના મકાનમાં રહી કાયદાનો અભ્યાસ કરનાર. પાલિસ્ટાઇન જતા ખ્રિસ્તી જાત્રાળુના રક્ષણ માટે ઉભી થયલી ધર્મયોદ્ધાઓની ટોળી જેને 'નાઇટસ ટેમ્પલર્સ' કહેતા તેમાંનું માણસ.
**Temple**, *n.* મંદીર; દેહેરૂં. The t. યરૂસલમમાંનું યહુદીઓનું દેવલ. ખ્રિસ્તી પ્રાર્થનાનું દેવલ; એબાદતગાહ. કાયદા શિખવાના શાળા. નમણું; લમણું; લવણું; ગંડસ્થળ; આંખની બાજુ-કાનપટ્ટી.
**Templet**, *n.* ભારોટિયો.
**Temporal**, *a.* આલોકનું; ઐહિક; સાંસારિક; દેહનું; દૈહિક. રાજ્ય કાર્યનું-વિષયક. વખતને લગતું; કાલિક. લમણા-કાનપટ્ટીનું.
**Temporalities**, **Temporals** *n. pl.* આલોકની.સાંસારિક વસ્તુઓ, વિશેષ કરીને ધર્માદા મિલ્કતની જે ઉપજ આવે તે.
**Temporally**, *ad.* આલોકનું; સાંસારિક. દેહનું.
**Temporarily**, *ad.* માત્ર થોડો વખત ચાલે એવી રીતે. [ચાલે- પહોંચે એવું.
**Temporary**, *a.* થોડા દહાડા-કાળનું; થોડો કાળ
**Temporize**, *vt.* દેશ-કાળ-લોકવિચાર-રંગ જોઇને-જમાના પ્રમાણે વાત કરવી-ચાલવું-કરવું.
**Temporizer**, *n.* સમોકાળ જોઈને ચાલનાર.
**Tempt**, *vt.* સમજાવવું; ફોસલાવવું; -નું મન કરાવવું. પારખવું; કસવું; કસી જોવું; પરીક્ષા કરવી. લલચાવવું; લોભાવવું; લાલચમાં નાખવું; મોહો પમાડવું.
**Temptation**, *n.* લાલચ; લોભ; મોહ; મોહિની. લોભવિષય. પારખ; પરીક્ષા; તપાસ.
**Tempter**, *n.* નઠારૂં કરવાને લોભાવનાર-લલચાવનાર; સેતાન.
**Ten**, *a.* દસ; દશ ૧૦. *n.* દસ એ સંખ્યા. દસ બતાવનાર આંકડો-ચિન્હ; દસડો-કો; દશક.

**Tenable,** *a.* રાખી-નું રક્ષણ કરી શકાય એવું; રક્ષ્ય; રક્ષણશક્ય. રહે-મળે-મળ્યાં કરે એવું.

**Tenacious,** *a.* કદાપિ મુકી-છોડી ન દે એવું; ચિમડ; ચિવડ; જેમાંથી કદી ખસે નસીં એવું. ચ્હોંટીજ-વળગીજ રહે એવું; ચિકણું. ચામ જૂ જેવું; દુરાગ્રહી.

**Tenaciously,** *ad.* કદાપિ છોડી ન દે એવી રીતે; ચ્હોંટીજ રહે એવી રીતે;ચામજૂ જેવી રીતે.

**Tenacity, Tenaciousness,** *n.* ચીકણાપણું; ચિકાસ. આગ્રહ; બોંસ.

**Tenancy,** *n.* ભોગવટો; વહિવટ; કબજો. ઉપભોગ; સત્તા; ખેડવા કે ભાડાનો ભોગવટો-કબજો.

**Tenant,** *n.* બીજાની જમીન ગણોતે ખેડનાર; ખેડુત; સાંથિયો; આસામી. ભાડે રહેનાર; ભાડુત. *vt.* વહિવટ કરવો; ભાડે રહેવું.

**Tenantable,** *a.* ભાડાખાઉ. ગણોતે-ગણોતપટ્ટ આપવા-સાંથવા-સંથાવા જેવું. [આસામિયો;

**Tenantry,** *n.* ગણોતિયા; સાંથિયા; ખેડુતો.

**Tend,** *vt.* -ની ચાકરી કરવી;-ની પાસે જોઇતું આપવા રહેવું;-ની બરદાસ લેવી-ખબર રાખવી; ઉછેરવું. *vi.* (to, toward) વળવું; ફંટાવું; વળીને-ફંટાઈને જવું. (to) લક્ષ-ટોચ-ધોરણ-વળણ હોવું-રાખવું- રખાવું-રહે એમ કરવું;-નું સાધન-કારણ થઈ પડવું.-થી ફળ-મદદ-ઉમેરો થવો.

**Tendency,** *n.* મનનું વલણ; રૂખ: રુચિત; ઝોક; ધોરણ; કળ; ઈચ્છા. હરકોઈ પરિણામ નીપજે એવો અંદર રહેલો ગુણ; અંતર શકિત.

**Tender,** *n.* ચાકરી કરનાર. સીધુંપાણી ઈ. સામાન પ્હોંચાડવા મ્હોટાં ઝાઝો સાથે ન્હાની હોડી રહેછે તે. આગગાડીના એન્જિનસાથે રહેનારૂં કોયલા વગેરેનું કઠોડું. ભરવા-કરવા-ભરી દેવાનું કહેવું તે-કહેણ. હાજર કરવું તે. નિવેદન કર્મ. ઇજારો રાખવાને તૈયાર છું એમ લખી જણાવવું તે-જેમાં લખી જણાવેલું હોય એવો કાગળ; ટેન્ડર; રાખવાની કબૂલત નામું; વ્હોરણ; વ્હોરણપત્રી. *a.* કુમળું; કોમળ; નાજુક; કાવલું; નરમ; પોચું; રહુવાળું; સુકુમાર. હૈયું પલળી જઈને આવેલું-ઉત્પન્ન થયલું; જીવની પેઠે જાળવનાર-સાચવનાર. દયાભાવ આવે એવું. *vt.* જે ન ભરેતો ગુનેગારી આપવી પડે એવી રીતના સંબંધનું નાણું ભરવું-ભરી દેવું-ભરવા કહેવું. નિવેદન-હાજર કરવું.

**Tender-hearted,** *a.* બહુ નરમ-કુમળા હૈયાનું; બહુ દયાળુ-રહેમ દિલ-હેતાળ. હાંકેલું હંકાય-ખેંચેલું ખેંચાય-સમજાવેલું સમજી જાય-દોરવેલું દોરવાય એવું.

**Tenderloin,** *n.* પુઠની નીચેનો ભાગ.

**Tenderly,** *ad.* નરમાસ-માયા-કૃપા-હેત-પ્યારથી.

**Tenderness,** *n.* આળાપણું. દાઝ. કુમળા-કોમળ-નરમપણું; કરૂણા; માયા; કૃપા.

**Tendinous,** *a.* શિરામય; નસ-સ્નાયુવાળું.

**Tendon,** *n.* હાડકાંસાથે માંસને વળગાડનારા રેશા; સંધીબંધન; સ્નાયુ.

**Tendril,** *n.* વેલાનો બીજા પદાર્થને વીંટલાઇ રહેવાનો વાળો; હાથો; વેલાનો તંતુ.

**Tenebrous,** *a.* અંધારૂં; કાળું; સામળું. માઠું; ઉદાસી; શોકાતુર; નિસ્તેજ; જેવું તેવું.

**Tenement,** *n.* જમીદાર-અમીરનું ઘર-ભોંયભાઠાં; ખેતરો. ઘર; મકાન; કોટડું-ડી; છાપરૂં; સ્થાવર-વેતન; મિરાસ.

**Tenet,** *n.* વિચાર; મત.

**Ten-fold,** *a.* દસગણું; દશગુણ.

**Tennis,** n. હાથે કે પાંટિયાંએવતી દડીને હમેશ ગતિમાં રાખવાની રમત; દડબડ દડીદાવ.

**Tenon,** *n.* સાલ; કુંસું-સ.*vt.* (લાકડા)-નું સાલ કાઢવું. T. & mortise ખીલમાકડું.

**Tenor,** *n.* તરેહ; ધાટી; તાસીર; સ્વરૂપ. ધોરણ; ભાવ; ભાવાર્થ; અભિપ્રાય; ખુલાસો. ધારો; શી રસ્તો. મધ્યસૂર-સવન. [તણાયલું; ખેંચાયલું.

**Tense,** *n.* કાળ. તંગ; તસતસતું-તસતસ થતું;

**Tenseness, Tension,** *n.* તસતસાટ; તસતસતાપણું; તણાંએલાં હોવું તે.

**Tensive,** *a.* તણાય એવું.

**Tent,** *n.* તંબુ; ડેરો; શિબિર; રાવટી. ગુમડાના

મ્હોમાં મુકવાની બત્તી-વાટ-કાકડી. *vt.* માં વાટ ફેરવવી. બત્તી કે ઘડી મુકી મ્હો ખુલ્લું રાખવું. *vi.* તંબુમાં રહેવું. [ ઇંદ્રિય.

**Tentacle**, *n.* કેટલાક જંતુઓની સ્પર્શ કરવાની

**Tentoge**, *n.* તંબુ ખરચ.

**Tentative**, *a.* કસાઈ જાય- ખરી પરીક્ષા થાય એવું સુંથવાનું; કસવાનું.

**Tented**, *a.* તંબુ આપેલું; શિબિરાચ્છન્ન.-ઉપર તંબુ નાખેલા એવું-નાખેલું.

**Tenter**, *n.* કાપડ તણાઈને કરચલી રહ્યા વગર સુકાય એવું ચોકઠું-સાંચો. *vt.* આંકડીપર કાપડ તાણવું. [ વાની આંકડી.

**Tenter-hook**, *n.* સાંચાપર કાપડ તણાએલું રાખ-

**Tenth**, *a.* દસમું; દશમું; દસાંશ. *n.* દસમોભાગ;

**Tenthly**, *ad.* દશમું એ કે. [ દશાંશ.

**Tenuity**, *n.* પાતળાસ-પણું; ઝીણાસ; સૂક્ષ્મતા.

**Tenuous**, *a.* પાતળું; ઝીણું; બારીક; સૂક્ષ્મ.

**Tenure**, *n.* ઉપભોગ-ભોગવટો કરવો તે: ઉપભોગાધિકાર; સત્તા-ઉપભોગ પ્રકાર.

**Tepefaction**, *n.* જરા હુંફાળું-કોકરવું કરવું તે.

**Tepid**, *a.* છેક ટાઢું નહીં એવું; હુંફાળું; કોકરવું; [ કોપણ.

**Teraphim**, *n. pl.* કુળદેવતા.

**Tergiversation**, *n.* મુદ્દાસર નહીં તે; ગડબડ ગોટા; અષ્ટંપષ્ટં; ઘટંપટં. ચંચળવૃત્તિતા.

**Term**, *n.* મર્યાદા; સીમા. મુદત; વખત; કાળ મ્હોટી વિદ્યાશાળા-કાલેજોમાં હાજર રહી શિક્ષા લેવાના દિવસો; ભરવાના દહાડા; ટર્મ. ન્યાય ચુકવવાસારૂ જેટલા વખતસુધી ન્યાય સભા ખુલ્લી રહે તેટલો વખત. શબ્દ; સંજ્ઞા. પરિભાષા. બીજગણિતનું પદ. પાળી; વારો. Terms બોલી; શરતકબૂલાત. બોલચાલ; વેહેવાર. *vt.* સંજ્ઞા-નામ પાડવું-આપવું; કહેવું.

**To bring to terms**, *n.* સલાહ કરાવવી. કોલ કરાર કરવા ફરજ પાડવી. [ કરવા.

**To make terms**, *n.* સલાહ કરવી-કોલ કરાર

**Termagancy**, *n.* તોફાની-ફિતુરીપણું; બખેડો; દંગો; બંડ; હુલ્લડ.

**Termagant**, *n.* ટંટાખોર-ગાળાગાળી કરનાર સ્ત્રી; કર્કશા; મુખચપલા. *a.* ટંટા-કજીયાખોર.

**Terminable**, *a.* મર્યાદા- સીમા બંધાઈ શકાય એવું.

**Terminal**, *a.* અંત-છેડાનું, અંત્ય.

**Terminate**, *vt.* સીમા-મર્યાદા બાંધવી-કરવી-નો અંત-છેડો લાવવો; પુરૂં-સમાપ્ત કરવું. *vi.*-ની અવધી-છેડો આવવો;-સુધી આવવું;-પહોંચવું;કસા આગળ અટકવું-અટકી પડવું. સમાપ્ત થવું.

**Termination**, *n.* અંત; છેડો. અવધિ; આખર; સમાપ્તિ. પરિણામ; ફળ; શેવટ. અંત્યાક્ષર.

**Terminator**, *n.* ચંદ્રના પ્રકાશીત ને અપ્રકાશીત ભાગની વચ્ચેની કલ્પિત રેષા; આભા-સાન્ત-અન્તવૃત્ત. [ સંજ્ઞાઓ.

**Terminology**, *n.* શબ્દ-સંજ્ઞા શાસ્ત્ર. શબ્દો;

**Terminus**, *n.* મર્યાદા; સીમા; અંત; છેડો. ખેતરપાલ; સીમદેવ. રેલવેના બે છેડામાંનો એક; નાકું.

**Termes, Termites**, *n pl.* ઉધઈ.

**Termless**, *n.* સીમા-હદ વગરનું; બેહદ.

**Tern**, *n.* ત્રણનું-વાળું; જેમાં ત્રણ છે એવું.

**Ternary**, *a.* ત્રણત્રણથી થતું. *n.* ત્રણ.

**Terrace**, *n.* ડુંગરની બાજુએ-જમીનપર એકપર બીજો કરેલો ઓટલો-ચોતરો; ચોરો. અગાસી; ધાબું. [ મેળવણી.

**Terra Cotta**. *n.* ખરચી ચુનો; ચુના રેતીની

**Terrapin**, *n.*-એક જાતનો કાચબો.

**Terraqueous**, *a.* ખુસ્કી ને તરીનું; જલસ્થલમય.

**Terrene, Terrestrial**, *a.* પૃથ્વીનું- ઉપરનું-સંબંધી. સ્થલચર; ભૂચર. ભૂલોક-આ દુનિયાનું-સંબંધી; ઐહિક. ખુસ્કીનું. સ્થલ; ભોમ.

**Terrible**, *a.* થથરાવી નાખે એવું; ત્રાસ દાયક; ભયાનક.

**Terribly**, *ad.* ભયથી; ભય પામીને.

**Terrier**, *n.* એક જાતનો ન્હાનો શીકારી કૂતરો

**Terrific**, *a.* ત્રાસદાયક; ભયાનક; ભયંકર.

**Terrify**, *vt.* થથરાવી-ધ્રુજાવી દેવું-નાખવું;-ના મનમાં ત્રાસ ઉત્પન્ન કરવો.

**Territorial,** *a.* મુલકનું-સંબંધી; રાજ્ઞીય; મુલકી; અમલતળેના દેશનું. કોઇ અમુક પ્રદેશનું-વિષયક.

**Territory,** *n.* અમલતળેનો દેશ-મુલક; રાજ્ય; સંસ્થાન; વિષય.

**Terror,** *n.* થથરી જવાય એવું-ઘણું ભય; ત્રાસ-જેનાથી ત્રાસ ઉત્પન્ન થાય તે; ત્રાસહેતુ-કારણ.

**Knig of Terrors.** યમ; મોત.

**Terrorism,** *n.* થથરી ગયલાં-ત્રાસ પામેલાં હેવું-તે; ત્રસ્તતા. બીજાને ત્રાસ પમાડે એવાં હોવું તે.

**Terse,** *a.* શબ્દની ખુબીસાથે ટુંકું; સંક્ષિપ્ત; શુધ્ધ; બરોબર. [ કાઈથી.

**Tersely,** *ad.* ટુંકામાં પણ ખુબીભરેલી રીતે; સ-

**Terseness,** *n.* શોભા; ઠીકઠાકભરેલાપણું.

**Tertian,** *a.* ત્રીજે દહાડે આવનારૂં; એકાંતરિયું: ત્ર્યાહિક. *n.* એકાંતરો તાવ-વ્યાધિ.

**Tertiary,** *a.* ત્રીજું.

**Tesselate,** *vi.* ખાનાખાનાવાળું-ચોકડીદાર કરવું.

**Tesselated,** *a.* ખાના ખાનાવાળું; ચોકડીદાર.

**Tesselation,** *n.* ચોકડી; ખાનાખાનાવાળું-જડાવ કામ કરવું તે.

**Tesseraic,** *a.* ચોકડી દાર-વાળું.

**Test,** *n.* સોનાં રૂપાં વગેરે ધાતુઓને ગાળી તેને શોધવાની વાડકી; કુડી-લ્હી. શોધન; પારખ; પરીક્ષા. પરીક્ષા કરવાનું સાધન-ઉપાય-ધોરણ; કસોટી. *vt.* શોધવું; -નું શોધન કરવું. પરીક્ષા-ને તપાસી ખાતરી કરવી-કરી લેવી; પારખવું; કસવું.

**Testaceous,** *a.* સીપ-છીપનું; એક આખી જાડી સીપાણીનું બનેલું.

**Testament,** *n.* વસિયતનામું; વ્યવસ્થા-મૃત્યુપત્ર-પત્રિકા. કરાર; ખ્રિસ્તી ધર્મ પુસ્તકનો દરેક ભાગ. old T. જૂનો કરાર; New T. નવો કરાર.

**Testamentary,** *a.* વસિયત નામાનું-થી-ની રૂએ વારસામાં મળેલું-આપેલું-માં ઠરાવેલું-મુકરર કરેલું.

**Testate,** *a.* વારસનામું-મૃત્યુપત્ર કરીને મરનાર.

**Testator-trix,** *n.* વસિયત નામું કરનારો-કર-

**Tester,** *n.* પલંગની છત્રી. [ નારી.

**Testicle,** *n.* વૃષણ; આંડવો;ખાયો; અંડ.

**Testification,** *n.* ખાતરીથી કહેવું-લખવું તે. સાખ-સાહિ આપવી તે. પ્રતિજ્ઞાપૂર્વક શાહેદી.

**Testify,** *vi. t.* કોઇ વાતવિષે ખાતરીથી બોલવું-કહેવું-લખવું- ખાતરી કરી આપવી. સાખ-સાહિ-શાહેદી પૂરવી. પ્રતિજ્ઞાપર શાહેદી આપવી.

**Testily,** *ad.* ચ્હીડિયાપણાથી; ખાઉં કરવું કરે એવી રીતે.

**Testimonial,** *n.* આબરૂ-માન-સુનામપત્ર-પત્રિકા; સારી ચાલવિષેનું સર્ટિફિકેટ-ખાત્રીપત્ર.

**Testimony,** *n.* પ્રતિજ્ઞાપર આપેલી શાહેદી-સાક્ષી-જુબાની. ખાતરીથી કહેવું-બોલવું-લખવું તે; સાખ; પુરાવો; ગવાહી. Oral t. મુખ જુબાની.

**Testiness,** *n.* ધુંધવાતા-ચ્હીડિયા-ખાઉં કરવુંપણું.

**Testy,** *a.* ધુંધવાતું; ચ્હીડિયું; ખાઉં કરવું કરતું-કરનારૂં.

**Tetanus,** *n.* ડાચું ભીડાઈ-ખેંચાઇ જવું તે.

**Tete-a-tete,** *n.* મ્હોમાં મ્હોં ઘાલીને કરેલી વાત; ઘુસપુસ.

**Tether,** *n.* ઘોડા-પશુને બીડમાં ચારવાને માટે બાંધી મુકવાનું લાંબું દોરડું-સાંકળ-દોરી; દામણું; ગાળિયું. *vt.* -ને દામણ બાંધવું-દામણવું.

**Tetrad,** *n.* ચોકડી; ચારની સંખ્યા. [ જુંજ.

**Tetragon,** *n.* ચોખુણ; ચતુષ્કોણ; ચતુરસ્ર; ચતુ-

**Tetragonal,** *a.* ચો-ચારખુણિયા; ચતુષ્કોણ.

**Tetrahedron,** *n.* ચાર સમત્રિકોણાકાર આકૃતિ.

**Tetrarch,** *n.* સુબો; મંડળિક-તાબાનો-ઉપરાજા.

**Tetrasyllable,** *n.* ચાર એકાચ-વડી-વર્ણનો શબ્દ.

**Tetter,** *n.* ચામડીનો રોગ જેમકે દરાજ-ખસ.

**Teutonic,** *a.* પ્રાચીન જર્મન લોકનું-સંબંધી.

**Tewel,** *n.* ધમણની નળી મુકવા ભઠ્ઠીમાં કરેલી લોખંડની નળી. [ લમાંનું વાક્ય-વચન.

**Text,** *n.* મૂળ; અસ્સલ; મૂળગ્રંથ; પ્રતિક. બાઇબ-

**Text-book,** *n.* નિશાળમાં-વિદ્યાશાળામાં ચાલ-તી-શિખવવાની ચોપડી; શાળાપુસ્તક.

**Text-hand,** *n.* મ્હોટા અક્ષર-હરફ.

**Textile**, *a.* વણેલું; વણીને બનાવેલું; વીત.
**Textual**, *a.* મૂળનું-વિષેનું-ઉપરનું.માં કહેલું. લખેલું; ( ટીકામાં નહીં ); મૂળ.
**Texture**, *n.* થાન; તાકો. વણાટ; વણતર; બનાવટ. કોઈ પદાર્થમાંના અણુઓ આઘાં આઘાંકે પાસે પાસે હોવાંતે; પોત; કુમાશ; ઘનાઘનતા.
**Than**, *con.* કરતાં;-ના કરતાં;-થી;-નાથી.
**Thane**, *n.* પ્રાચીન કાળમાં માનનો ખિતાબ હતો.
**Thank**, *vt.* નો પાડ-ઉપકાર-આભાર માનવો-જાણવો-સમજવો-ગણવો-કબૂલ કરવો-રાખવો. *n-* (*sing. & pl.*) માનેલો-જાણેલો પાડ-ઉપકાર સ્વીકૃતિ.
**Thankful**, *a.* પાડીલું; ઓશિંગણ; ઉપકાર માનનાર-માનવાને તત્પર; ઉપકાર સ્વીકૃતિ શૂર-કૃતજ્ઞતા-ઉપકારીપણાનું.
**Thankfully**, *ad.* પાડમાનીને; ઉપકાર જાણીને.
**Thankfulness**, *n.* ઉપકારી-આભારીપણું.
**Thankless**, *a.* પાડ ન માને-ન કબૂલ કરે એવું; બેકદરૂં; અવગુણિયું; કૃતઘ્ન. ગુણબુજ-કદર ન જણાય એવું; બેકદરાઈનું.
**Thanklessness**, *n.* નગુણા-બેકદરાપણું.
**Thank-offering**, *n.* ઉપકાર માનવાને કીધેલું કંઇ; ઉપકાર નિવેદનકર્મ.
**Thanksgiving**, *n.* ઉપકાર માનવો તે. ઇશ્વર દયાને માટે કીધેલો ઓચ્છવ; મહોત્સવ.
**Thank-worthy**, *a.* પાડ માનવા જોગ.
**That**, *pro. & pronom. a.* તે; એ; પેલું. આગલું; પહેલું. જે; કે જે. *con.* કે; જે. તે એટલા માટે કે; તે એ મતલબ-હેતુથી કે; તેનેમાટે. In t. એ કારણથી; એટલા-તે માટે. T. far એટલે-તેટલે સુધી; એટલે આધિ.
**Thatch**, *n.* છાજ-પરાળ વગેરે ઉપર છાવાનું; છાવણ; ઝાવળીનું છાપરૂં. *vt.* છાવું;-ઉપર છાવણ નાખવું-કરવું.
**Thatcher**, *n.* છાનાર; છાપરબંધ; છાજનાર.
**Thatching**, *n.* છાવું-છાતાં આવડવું તે; છાવાની આવડત; છાવણ કામ.
**Thaumaturgy**, *n.* તાજુબ જેવું-સામો ચકિત થઇ જાય એવું કરવું તે; ચમત્કૃતિ;ચમત્કૃત કરણ.
**Thaw**, *vi.* પાણી થઈ-ઓગળી-ગળી-પિગળી જવું. *vt.*-નું પાણી કરીને ઓગાળી નાખવું. *n.* હિમદ્રવ-ગલન; બરફનું પાણી થવું તે.
**The**, *art.* એ; તે.
**Theatre**, *n.* નાટક-નાટ્યશાળા-ગૃહ. રંગ; રંગભૂમિ; અખાડો; રંગાંગણ.
**Theatric-al**, *a.* નટ-નાટક-નાટ્યગૃહનું-સંબંધીને યોગ્ય-ના જેવું;નાટકીય.
**Theatrically**, *ad.* નાટકરૂપે; નાટકીય રીતે.
**Theatricals**, *n. pl.* નાટક; નાટ્ય.
**Thee**, *pro.* તને.
**Theft**, *n.* ચોરકર્મ; ચોરી. ચોરીનો માલ.
**Their**, *pro.* તેઓનું; તેમનું; એઓનું; એમનું.
**Theism**, *n.* ઈશ્વર છે એવું મત-વાદ; આસ્તિક્ય-મત; ઈશ્વરવાદ.
**Theist**, *n.* ઈશ્વરછે એવું માનનાર-મતધરાવનાર; આસ્તિક; ઇશ્વરવાદી. [ મતનું.
**Theistic-al**, *a.* આસ્તિક સંબંધી; આસ્તિક્ય
**Them**, *pro.* તેમને; તેઓને; એમને; એઓને.
**Theme** *n.* વિષય; પ્રકરણ. વિદ્યાર્થીનો વાદયુક્ત નિબંધ-ભાષણ-પ્રબંધ. ક્રિયાપદનો ધાતુ.
**Themselves**, *pro. pl* ( તેઓ-એઓ ) પોતે-પોતાનીમેળે-જાતે-સ્વત.
**Then**, *ad.* તે વખતે; ત્યારે. પછી; આ-તેના-ત્યારપછી. તેથી; એમ છે તો; તોતો. તે વખતનું; ત્યારનું; તત્કાલિક. Till t. આટલા-તેટલા વખત-ત્હાં સુધીમાં. By t. આટલા-તેટલા વખતમાં; ત્હાંસુધીમાં.
**Thence**, *ad.* તે જગાએથી; ત્યાંથી. તે વખતથી; ત્યારેથી. આ-તે કારણ-સર-થી-ને લીધે.
**Thenceforth, Thenceforward**, *ad.* તે વખત-ત્યારથી-પછી; તતઃપર.
**Theocracy**, *n.* ઇશ્વરનું-સત્તાક રાજ્ય.
**Theocratic-al**, *a.* ઇશ્વર રાજ્યનું-સંબંધી; ઈશ્વર શાસિત.
**Theodolite**, *n.* અંતર માપવાનું યંત્ર-દૂરબીન.

**Theogony,** *n.* દેવોનું વંશવૃક્ષ. દેવોની વંશાવળી.
**Theologian,** *a.* ઇશ્વર શાસ્ત્ર જ્ઞાની-વેત્તા.
**Theological,** *a.* ઈશ્વર જ્ઞાન-શાસ્ત્ર-વિદ્યા સંબંધી.
**Theologist, Theologue,** *n.* ઇશ્વરજ્ઞાનનિષ્ઠ; ઇશ્વર શાસ્ત્ર જ્ઞાની. [બ્રમ્હવિદ્યા.
**Theology,** *n.* ઇશ્વર જ્ઞાન-શાસ્ત્ર-વિદ્યા; વેદાંત;
**Theomachy,** *n.* દૈત્ય-દેવોનું યુદ્ધ;-દેવદાનવયુદ્ધ.
**Theomancy,** *n.* દેવવાણીથી ભવિષ્યનાવરતારાની વિદ્યા.
**Theopneusty,** *n.* ઇશ્વર પેરણા.
**Theorem,** *n.* પ્રમેયસાધ્યપ્રતિજ્ઞા.
**Theoretic-al,** *a.* અનુભવમાં ન આવે એવી વાત કરનાર-બોલનાર; કેવળ તર્ક-મન:કલ્પના કરી જાણનાર. માત્ર કહેવાનું-મ્હોનું; વ્યવહારોપયોગમાં ન આવે એવું.
**Theoretically,** *ad.* અનુભવ-વ્યવહારોપયોગમાં ન આવેએવી રીતે; માત્ર કલ્પના-તર્કથી.
**Theorist,** *n.* માત્ર મ્હોની વાત કરનાર-કાઢનાર; કેવળ મન:કલ્પક.
**Theorize,** *vt.* માત્ર મ્હોની-અનુભવમાં ન આવે-થી સિદ્ધ ન થાય એવી વાતો કરવી-કાઢવી; કેવળ તર્ક-મન:કલ્પનાઓ કરવી-ઉઠાવવી.
**Theory,** *n.* માત્ર મ્હોની-કહેવાની-તર્કની વાત; મન:કલ્પના. કોઇપણ શાસ્ત્ર-વિદ્યાના બીજરૂપ નિયમો; બીજવિવરણ. શાસ્ત્ર. તત્વ વિવેકથી કીધેલો ખુલાસો; વ્યવસ્થા વિવરણ શાસ્ત્ર; ઉપપત્તિ.
**Theosophy,** *n.* ઇશ્વરને ઓળખવો તે; ઇશ્વર-બ્રહ્મજ્ઞાન.
**Therapeutic,** *a.* રોગ-વ્યાધિ નિવારક-શમક-સારો કરવા-કાઢવાનું. *n. pl.* વ્યાધિની પરીક્ષા કરવાને તેપર ઓસડ આપવાની વિદ્યા; નિદાન ચિકિત્સા.
**There,** *ad.* ત્હાં; ત્યાં; ત્યાંહાં; તે જગોએ-ઠેકાણે; પ્હણે. T. t. ! see t. ! look t. ! જો પેલું.
**Thereabout-abouts,** *ad.* એટલા તેટલામાં; એટલાકમાં. લગભગ એટલું-એટલાં; એટલાંને આસરે.

**Thereafter,** *ad.* ત્યારપછી. તે-એ પ્રમાણે.
**Thereat,** *ad.* તે-એ જગાએ-ઠેકાણે. તે-એ વાત-વસ્તુ જોઇ-સાંભળીને; તેથી; એથી; તેને-એને લીધે; તે ઉપર; એ ઉપર.
**Thereby,** *ad.* તે-એથી-વડે; તેને-એને લીધે.
**Therefore,** *ad.* તે-એ-આ-તેટલા-આટલા-એટલા માટે; તે-આ-એથી; આ-તે-એ કારણ-માટે-લીધે; તે કારણસર. માટે; અને તેથી. એથી સિદ્ધ છે-થાયછે-અનુમાન નિકળે છે કે.
**Therein,** *ad.* તે-એ-આમાં; તે-કાળમાં. [માંથી.
**Thereof,** *ad.* તે-એ-આનું; ત્યાંહાનું; તેમાનું-
**Thereon,** *ad.* તે-આ-એ-તેના ઉપર.
**Thereto-unto,** *ad.* તે-એ-આને; તેમાં; તે-તેની-સાથે. [તે-એથી.
**Thereupon,** *ad.* તે-એ ઉપરથી; તે-એ માટે;
**Therewith,** *ad.* તે-એથી-વડે. [ઉષ્ણતા વાળું.
**Thermal,** *a.* ઉહુનું; ગરમ; ઉષ્ણ; ગરમી-
**Thermometer,** *n.* સુર્યનો તાપ કેટલી માત્રા છે તે માપવાનું- શીતોષ્ણ માપક યંત્ર; ઉષ્ણમાન.
**Thermometrical,** *a.* ઉષ્ણના માપક યંત્ર સંબધી.
**Thermotics,** ગરમી-તાપ-સંબંધી જ્ઞાન. [ખજાનો.
**Thesaurus,** *n.* વિદ્યાસંબંધી જ્ઞાનનો ભંડાર-કોઠાર
**These,** *pro.* see this.
**Thesis,** *n.* પક્ષ; પુર્વ પક્ષ; પ્રતિજ્ઞા. નિબંધનું વિષય; નિબંધ; વિષયનું મંડાણ-નિમળ મતલબ.
**Thespian,** *a.* ભયાનક-કરૂણારસ નાટક સંબંધી.
**Theurgy,** *n.* દેવતાઇ-અલોકિક ચમત્કારી કામ-કરવાની કળા-યુકિત-વિદ્યા-જ્ઞાન.
**They,** *pro.* એઓ; તેઓ. T. say લોકો કહેછે.
**Thick,** *a.* જાડું; ધાડું; ઘન. સ્વચ્છ-નિર્મળું. નહી એવું; રગડા જેવું; ડોવાયલું. ખીચોખીચ ભરેલું-વાવેલું; ભીડાભીડવાળું. ઉપરાઉપરી વરસાદની પેઠે-રેડરેડા તી-સરણ વ્હેતી હોય તે પ્રમાણે આવતું. જાડાસ-જાડાઇવાળું. ખોખરો-જાડો ( અવાજ ). *n.* ધાડાધાડી; ભીડાભીડ; ધાડત્વ. ગોટેગોટા. Through t. & thin

મમે તેટલી અડચણ છતાં. *ad.* ઉપરાઉપરી; ઉપરાચાપરી; ખીચોખીચ; પાસેપાસે. -જાડું-ઉંચું થાય એવી રીતે.

**Thicken,** *vt.* જાડું કરવું. અસ્વચ્છ-ડોવાયલું કરવું; ડોવવું. ડોળવું;ખીચોખીચ ભરાયલીડાભીડ થાય એમ કરવું. ઉપરાચાપરી મોકલવું-આપવું-કરવું;ના રેડરેડવા; નો વરસાદ વરસાવવો; ખોખરું કરવું; *vi.* ઘાડું-જાડું થવું; બંધાવું.

**Thickening,** *n.* કોઈ પ્રવાહીને જાડો કરવા તેમાં નાખેલી વસ્તુ; મેળવણ.

**Thicket,** *n.* ઝાડની ઝાડી.

**Thick-headed-skulled,** *a.* જાડી સ્થૂળ-જ-ડ બુદ્ધિનું.

**Thickly,** *ad.* ઉપરાચાપરી; રેડ રેડાતી હોય એમ ખીચોખીચ; પાસપાસે.

**Thickness,** *n.* જાડાઈ-સ; ઘટ્ટ-ઘાડાપણું; દ-ળદારી; દળ.

**Thick-set,** *a.* પાસે પાસે-ખીચોખીચ વાવેલું-મુકેલું હોય તેવું; સુરોપિત; ગિટકી જેવું; બટકું.

**Thief,** *n.* છાન ચોરિયો; ચોર; તસ્કર; સ્તેન.

**Thieve,** *vi.* ચોરવું; ચોરી કરવી.

**Thievery,** *n.* ચોરી; ચોરીનો ધંધો.

**Thievish,** *a.* ચોટ્ટું; ચૌરસ્ત. કોઈન જાણે એ-મછાનું આનું-ચોરીથી પોતાનું કામ કરતું; ચોરના જેવું; ચોરીનું; ચોર.

**Thigh,** *n.* જાંગ; થાપો; રાન; ઉરૂ; સાંથળ.

**Thills,** *n. pl.* ગાડીની ઝુસરી-ઉધ-ધોરીયો.

**Thimble,** *n.* દરજીની અંગૂઠી. અગ્રાંગુલીત્ર.

**Thin** *a.* પાતળું; ઝીણું; સૂક્ષ્મ. આછું આછું; છૂટું છુટું; આછું આછું; આછુ; વિખરાતું; ઓછું. સુકું; એકવડી કાઠીનું; કૃશ. કાચું; પકડા-ઈ જાય એવું. *ad.* આછું આછું રહે તેમ તે પ્રમાણે. *vt.* પાતળું કરવું. આછું રહે તેમ ક-રવું. તીણું કરવું.-થી પકડાઈ જવું-જાય એવું થવું.

**Thine,** *pro.* ત્હારૂં; તારૂં.

**Thing,** *n.* નિર્જીવ વસ્તુ-પદાર્થ; વસ; ચીજ; જણ-સ; જિન્નસ. વાત; બાબત; બીના. કિસમગણતીમાં નહીં એવું કંઈ; પામર જીવ-વસ્તુ-ચીજ. *pl.* લુગ-ડાંલત્તાં; માંસડા પોટલાં; સરસામાન.

**Think,** *v.* યાદ-વિચાર આવવો; સાંભરવું. વિચા-રવું; વિચાર કરવો.-ને લાગવું; ધારવું. -નો વિચાર -ના મનમાં-વિચારમાં હોવું. માનવું; જાણવું; સ-મજવું. વિચાર શકિતનો પૂરેપૂરો ઉપયોગ-વિવિ-કત વિચાર કરવો. *vi.* વિચારવું; ધારવું; તાકવું; તકાવવું; ચિંતવવું.

**Thinker,** *n.* વિચાર શકિતનો પૂરે પૂરો ઉપયોગ કરનાર.

**Thinking,** *n.* સારી વિચારશકિતવાળું.

**Thinly,** *ad.* આછું આછું; છુટું છુટું રહે તેમ-તે પ્રમાણે.

**Thinness,** *n.* પાતળાસ; પાતળાપણું; બારીકાઈ.

**Thin-skinned,** *a.* પાતળી ચામડીવાળું; સૂક્ષ્મ ત્વક. જ્યારે ન લાગવું જોઈએ ત્યારેપણ ઘણું લાગે એવું; અસ્થાન સૂક્ષ્મેંદ્રિય.

**Third,** *a.* તીજું; ત્રીજું; તૃતીય. તૃતીયાંશભૂત. *n.* ત્રીજો ભાગ; તૃતીયાંશ. સેકંડનો સાઠમો ભાગ; ૨૨ે વિપળ.

**Thirdly,** *ad.* ત્રીજું એકે.

**Thirds,** *n. pl.* ઇસ્કિયામત-મિલકતનો ત્રીજો ભાગ.

**Thirst,** *n.* પ્યાસ; તરસ; તૃષા; પિપાસા. વખવ-ખાટ; તૃષ્ણા; ભૂખ. *vi.* તરસ-તૃષા લાગવી.-ના તરસ્યા-ભૂખ્યાં-ની ભૂખ-તરસ હોવી; તરસવું; વલખાં મારવાં.

**Thirstiness,** *n.* પ્યાસ; તરસ.

**Thirsty,** *a.* તરસ્યું; તૃષિત; તૃષાળું. ભૂખ્યું; -ની ભૂખ-તરસવાળું.

**Thirteen,** *a.* તેર; ૧૩.

**Thirteenth,** *a.* તેરમું; ૧૩ મું.

**Thirtieth,** *a.* ત્રીસમું; ૩૦ મું.

**Thirty,** *a.* ત્રીસ; ૩૦.

**This,** *a.* or *pro. pl.* **These** આ. પાછલું; ગયલું.

**Thistle,** *n.* કાંટાનું ઝાડ; ઉટકટો.

**Thistly,** *a.* કાંટાના ઝાડવાળું.

**Thither,** *ad.* ત્યાંહાં; ત્હાં; પેલી તરફ; તાંહાં.

**Thither-ward-wards,** *ad.* તેણી તરફે.

**Thole, Thowl,** *n.* વહાણના તુતકની બાજુના તોપ મુકવાના ગાળાની ખીંટી.

**Thong,** *n.* લાંબી સાંકડી ચામડાની ચીપ-બંધપટ્ટી; [ ચાબખી.

**Thorax,** *n.* છાતી; ઉર; વક્ષ:સ્થલ.

**Thoracic,** *a.* છાતીનું-માંનું; ઉરસ્ક; ઔરસ.

**Thorn,** *n.* કાંટો; કંટક; શૂળ. કાંટાનું-વાળું ઝાડ-ઝાડવું. સાલ; જેવડી; પીડા; શલ્ય.

**Thorny,** *a.* કાંટા કાંટા-કાંટાનું-વાળું કાંટા-સાલ કંટક જેવું-રૂપ. પીડા-હેરાન કરે-દુ:ખ દે એવું; દુ:ખદાયક-કારી; સંતાપકર.

**Thorough,** *a.* આરપાર-બધે જનારૂં-ગયલું-પસરેલું-પહોંચી જાય-પડે એવું. પાકું; પૂરૂં પકવ; સંપૂર્ણ.

**Thorough-bred,** *a.* ખુનિયાદ-દી; જાતવાન.

**Thorough-fare,** *n.* ખુલ્લો-મોકળો-ધોરી રસ્તો.

**Thorough-going,** *a.* બધુંજ કરે-કંઈજ કરતાં બ્હીએ નહીં એવું.

**Thoroughly,** *ad.* બીલકુલ; પૂરેપૂરૂં; પાકે પાકું; જરેજર; બધીજ ખાંચખુંચ જોઈ-તપાસીને.

**Thorough-paced,** *a.* પાકું; પૂરૂં; પાછું પગલું-પહાની ન ભરે-ન કાઢે-બધુંજ કરે એવું; પૂર આગ્રહી.

**Those,** *pro. pl.* તેઓ; એઓ. [ બોલાવવું.

**Thou,** *pro.* તું. *vt.* -ને તુંકારથી-તુંતાં કરીને

**Though,** *con.* અગર-અગરજો-તોપણ; યદ્યપિ; તથાપિ. એમ-તે છતાં; તોપણ.

**Thought,** *n.* વિચાર કરવો તે; મનોવ્યાપાર; વિચારશક્તિ. મનોવેગ-ગતિ. ઉંડો-પાકો-પુખ્ત વિચાર. મનની વાત; અભિપ્રાય. તુરંગ; કલ્પના. ઇરાદો; મતલબ. *pret. & pp.* of think વિચાર્યું; વિચાર કીધો.

**Thoughtful,** *a.* ઉંડા વિચારમાં પડી-પલળી ગયલું; વિચારવાળું-વંત-વાત-શીળ. વિચારીને કીધેલું; વિચારનારૂં-રાખનારૂં; જોયાં કરનારૂં; તકાવાનારૂં.

**Thoughtfully,** *ad.* ઉંડા વિચારથી.

**Thoughtfulness,** *n.* ઉંડો વિચાર.

**Thoughtless,** *a.* વિચાર વગરનું; અવિચારી.

**Thoughtlessly,** *ad.* વગર વિચારે; અવિચારથી.

**Thoughtlessness,** *n.* અવિચારીપણું; બેફિકરાઇ; નાદાની.

**Thousand,** *v.* હજાર; સહસ્ર.

**Thousand-fold,** *a.* હજાર ગણું; સહસ્ર ગુણ.

**Thousandth,** *a.* હજારમું.

**Thraldom.** *n.* ગુલામગીરી; દાસત્વ; પારતંત્ર્ય.

**Thrall,** *n.* ગુલામ બનાવવો-કરવો. *n.* ગુલામ.

**Thrapple,** *v.* ગળચી પકડવી. [ ઠોકવું.

**Thrash,** *vt.* ઝુડવું. ઝપેટવું; ટપેરવું. મારવું;

**Thread,** *n.* દોરો; તાંતણો. સૂતર; ધાગો. રેષા; તંતુ; તાર. સંદર્ભ; સૂત્ર. પેચ. *vt.*-માં દોરો પોવો-પોરવવો-મોવો. સાંકડી જગામાં થઈને જવું-આવવું.

**Thread-bare,** *a.* તારેતાર દેખાય એટલું ઘસાઇ ગયલું. એટલું ચરચાયલું કે તેમાંથી મોઢુ ઉઠી-સાધારણ થઈ ગયલું.

**Threat,** *n.* ધમકી; ધોકો; ધાક; ભય.

**Threaten,** *vt.* -ને ધમકી આપવી-દેવી; ધોકો કરવો; -ને ભય-ભીતિ લગાડવી; -ધીકસાની બ્હીક-ધાસ્તી રહેવી.

**Threatening,** *r.* ધમકી બતાવવું; ધમકાવવું; ધાક-ડર.ધાસ્તી લગાડવું-ઉત્પન્ન કરવું. હમણાજ કંઇ આવી પડશે એવી ભીતિ પેદા કરવું.

**Three,** *a.* ત્રણ; ૩.

**Three-fold,** *a.* ત્રણગણું; ત્રિગુણ.

**Three pence,** *n.* બેઆના.

**Three-score,** *a.* ત્રણ કોડી; ૬૦.

**Threnetic,** *a* શોકાતુર-દિલગીર.

**Thresh,** *vt.* ઝુડવું; ખાંડવું; ઝપેટવું; મારવું.

**Threshold,** *n.* ઉંબર-રો; ઉમરો. આરંભ; મંડાણ; શિરૂઆત.

**Threw,** *pret.* of throw ફેંક્યું.

**Thrice,** *ad.* ત્રણવાર-વખત. દસ-હજારવાર; મ્હોટું; ઘણુંજ; પરમ.

**Thrid,** *vt.* છટકવું; છટકી જવું.

**Thrift,** *n.* પૈસાજોડુંપણું-જાળવી રાખવા-નહીં ઉડાવવા તે. ચડતી કળા; ચડતી.

**Thriftily**, *ad.* કરકસરથી; પૈસા જાળવીને.

**Thriftless**, *a.* ખરચાળ; ખરચ કરવાની કમ આવડતવાળું.

**Thrifty**, *a.* પૈસા જોડુ; કસરિયું; તપાસીને ખરચનારૂં. ચઢતી કળામાં આવતું.

**Thrill**, *vt.* -થી ધુમ્મ થઈ-વિંધાઈ-કોરાઈ કુટી જવું; ઝઝણી-કમકમાટ-કણકણો આવવો-આવે એમ કરવું. *n.* કવાલ. ધુમ્મ થઇ જવું તે; ધુમ્મ -ઝિમ્મપણું; ઝઝણી.

**Thrive**, *vi.* પૈસા જોડવા-કમાવા. ચઢતી-ચઢતી કળા થવી-થતી જવી. જોર-બળપર હોવું; બળથી વધ્યાં જવું. [ પામતું.

**Thriving**, *a.* આબાદ-સુખી થતું; ચઢતી કળાને

**Throat**, *n.* ગળું; હલક; ઘાંટી; કંઠ.

**Throb**, *vi.* ધબકવું; ઠણકવું; ઉડવું. *n.* ધબકારો; ઠણક; ધડકવું તે. [ થવી.

**Throe**, *n.* પ્રસવ-પ્રસુતી વેદના. *vt.* ઘણીજ વેદના

**Throne**, *a.* ગાદી; તખ્ત; રાજ્યાસન; સિંહાસન. રાજત્વ; નૃપત્વ; પ્રભુતા.

**Throng**, *n.* ઠઠ; ભીડ; દાટી; જમાલ. સમુદાય; વર્ગ. *vi.* ભરાવું; ઠઠ મળવી; ભીડ થવી.

**Throstle**, *n.* ગાનારૂં પક્ષી. ઉન તૈયાર કરવાની મીલોમાં કાંતવાનું યંત્ર.

**Throttle**, *n.* શ્વાસ માર્ગ; શ્વાસ લેવાની નળી. *vi.* દમ બંધ થવો; ગુંગળાવું.

**Through**, *prep.* આરપાર-માંથી-માં થઇને.-ને લીધે-વડે;-ની પાસે-સાથે-મારફતે.-માં સઘળે ઠેકાણે-બધે. માં; મધ્યે. આખા ( કસા ) માં. *ad.* એક છેડાથી બીજા સુધી; બધુંજ. અંત-આખર -પુરૂં થાય ત્યાંસુધી.

**Throughout**, *prep.* એક છેડેથી બીજા સુધી -લગી-પર્યંત; બધેબધ; ચોમેર. [ વધ્યું.

**Throve**, *pret.* of thrive ચઢતી-આબાદી થઈ-

**Throw**, *vt.* ફેંકવું; નાખવું; ઉરાડવું;-માંથી ઉડવું. ઉતારવું; ઉતારી નાખવું; કાઢવું. પટકવું; જેમતેમ પ્હેરવું-ઘાલવું; ઓઢવું. પાડવું; પાડી નાખવું. બિછાવવું; બિછાવી દેવું; લાવી નાખવું; *vi.* પાસા નાખવા. *n.* ક્ષેપન; પ્રક્ષેપણ. પડેલો દાવ. ફેંકેલું કંઇ જેટલું આઘે જાય તેટલું અંતર -છેટું.

**To throw one's self on or upon** *n.* શરણે જવું. દયાની યાચના કરવી.

**Throwster**, *n.* રેશમ કાંતનારો; પટવો.

**Thrum**, *n.* આંતરી; છેડા; છેડાપરના નહીં વણેલા દોરા; દસિયાફા. *vt.* તાર કાઢી ગુંથવું. *vi.* વગર આવડતે વાજીંત્ર વગાડવું.

**Thrush**, *n.* એક જાતનું ગાતું પક્ષી-મેના; મદનસારીકા. મ્હોં-ગળું પાકી જવાં તે; મુખપાક. ખરી પાકવી તે: ક્ષુરપાક.

**Thrust**, n. ઠોંસો; હડસેલો; ઠોપરિયું; ગોદો હુલ. *vt.* હડસેલવું; ઠેલવું; ઢકેલવું. દાબીને ખોસવું-ઘાલવું; ઘુસાડવું. ભોકવું.

**Thrustings**, *n. pl.* દહીંમાંની દાબી કાઢેલી સફેદ છારી-નું પાણી.

**Thug**, *n.* હિંદુસ્થાની ઠગ; ફાંસિયો.

**Thumb**, *n.* હાથનો અંગુઠો; અંગુષ્ઠ. *vt.* અનઘડપણાથી હાથમાં લેવું. આંગળાં મુકીમુકીને બગાડી -ઘસી નાખવું-ડાઘા-આંગળાં પાડી મુકવાં.

**Thumbkin,-Thumb-screw**, *n.* સજાદાખલ અંગુઠો ચગદવાનું યંત્ર; અંગુષ્ટ પેષણી.

**Thump**, *n.* ધબકારો; ઠબકારો; ઠોકો; ફટકો. મુક્કો; ધમકો. ધબ્બ-ઠબ્બ લઇને ઠોકવું-અફાળવું પડવું.

**Thunder**, *n.* મેઘ ગર્જના-નાદ; ગગડાટ. ધડાકો; કડાકો; ભડાકો. હબકી જાય એવો મુકેલો ઘોકો-ભભકો. *vi.* કડાકા-ભડાકા-ગર્જના કરવી-થઇ રહેવી. ગાજીરહેવું; ધડધડવું; ગડગડવું;-નો ધડધડાટ થઇ રહેવો. *vt.* ગાઇ વગાડીને સંભળાવવું; ધમકી દઇને કહેવાડવું.

**Thunder-bolt** *n.* વીજળીનો લાંબો લીસોટો; વિધુલ્લેખા. Indsa's t. વજ્ર; કુલિશ. ધર્માધિકારીઓતરફથી આપેલી ધમકી-ભય.

**Thunder-clap**, *n.* ગગડાટ; ગડગડાટ.

**Thunderer**, *n.* ગર્જનાર; ગર્જના કરનાર.

**Thundershower,** *n.* ગાજવીજ સાથેનો વરસાદ.
**Thunder-storm,** *n.* ગાજવીજ સાથેનું વાવાઝોડું-વાનું તોફાન.
**Thunderstruck,** *a.* છક્ક-દંગ-વિસ્મિતથયલું.
**Thursday,** *n.* બ્રૃહસ્પત-ગુરૂવાર.
**Thus,** *ad.* આમ; એમ; આરીતે-પ્રકારે-મુજબ; ઉપર-નીચે પ્રમાણે. આટલેસુધી; આટલું; આવડું.
**Thwack,** *n.* ફટકો; ઝાટકો. *vt.* મારવું; ઠોકવું.
**Thwart,** *a.* આ-આડીના જેવું આડું. *vt.* નડવું;-ની સામા પડવું;-ને હરકત-અવરોધ કરવો; લાચાર-બરબાદ કરી નાખવું;-નાહાથ ભોંયે પાડવા;-નો ઉપક્રમ ધૂળ મેળવવો.
**Thy,** *pro.* ત્હારૂં.
**Thyinewood,** *a.* એક પ્રકારનું કિમતી લાકડું.
**Thyme,** *n.* એક જાતનો રોપો-છોડ.
**Thyself,** *pro.* તું પોતે-ખુદ; તારી મેળે.
**Tiara,** *n.* મુગટ; મુકુટ; તાજ.
**Tibia,** *n.* પગના નળાનું હાડકું.
**Tibial,** *a.* પગના નળાના હાડકાનું.
**Tic,** *n.* આંખના ભવાં આગળ થતો દુખાવો.
**Tick,** *n.* ઉધાર લેવું-આપવું તે; આંટ; શાખ. તલાઇ-ગોદડાંનું ખોળિયું. ઢોર વગેરેને ચામ જાનુની પેઠે વળગે છે તે ગીંગોડું-ડી; બગાઈ; ચિમોડી; ગોચડી. ટિકટિક થતો આવાજ. *vi.* ટિકટિક આવાજ થવો-વગડવો.
**Ticken, Ticking,** *n.* ખોળિયાનું લુગડું.
**Ticket,** *n.* ટિકિટ; ચિઠી; ચિઠ્ઠી. *vt.* ઉપર ચિઠ્ઠી-ટિકિટ મારવી- લગાવવી-ચ્હોડવી.
**Tickle,** *vt.* ને ગિલી-ગિલી પચી કરવી. નજીવી વસ્તુથી ખુશ કરી નાખવું-ખુશ-રાજીરાજી થઇ જવું. *vi.*-ને ગલીપચી થવી.
**Ticklish,** *a.* જરાવારમાં ગલીપચી થાય એવું.એ પડયા એ પડયા-એ ગયા એ ગયા-ડામકડોળ જેવું; ડગમગતું; જરા અડકયાથી તૂટી પડી ભાંગી જાય એવું.
**Tidal,** *a.* જુવાળ-ભરતી ઓટનું-સંબંધી. અમુક વખતે ચઢતુંપડતું-ચઢતુંઉતરતું-ચઢવા પડવાનું.
**Tide,** *n.* જુવાળ; ભરતીઓટ વેળા. Ebb t. ઓટ; જુવાળનું ઉતરવું. Flood t. ભરતી; વીળ; જુવાળ ચઢવો તે. *Neap* t. ન્હાનો-ખોટનો જુવાળ; નીચ-અલ્પવેળા. Spring t. પૂનેમઅમાસનો મ્હોટો જુવાળ; ઉધાન; ઉચ્ચ-મહા વેળા. To work double tides ત્રણ દિવસનું કામ બેમાં કરવું. ઉલટો પ્રવાહ; વા; ઉર; ગાંડી ગતિ. અનુકુળ યોગ-ગતિ. *vt.* વ્હોમાં ખેંચી-તાણી લઇ-તણાયાં જવું. *vi.* ભરતી કે ઓટ સવા હોય ત્યારે વહાણ ચલાવવું ને ન હોય ત્યારે લંગર કરવું; To t. over a difficulty મુશ્કેલી મારી ચલાવવી-માંથી તરી નીકળવું.
**Tide-waiter,** *n.* વહાણમાંનો માલ ઉતરે છે તેની ચોકશી રાખનાર.
**Tidily,** *ad.* ઠીકઠાકથી; સફાઇથી.
**Tidiness,** *n.* ઠીકઠાકપણું; સફાઇ; સ્વચ્છતા.
**Tidings,** *n. pl.* ખબર અંતર; સમાચાર.
**Tidy,** *a.* ઠીકઠાક-સાફસુફ રહેનારૂં; સફાઇ-સ્વચ્છતાવાળું; સ્વચ્છ; સાફ. *vt.* ઠીકઠાક-સાફ રાખવું.
**Tie,** *vt.* બાંધવું; બાંધીરાખવું. બાંધવું; ગાઠવું; સાંધવું; વાળવું ગાંઠવું; ના-ની બંધનમાં રહે એમ કરવું; બંધન-પ્રતિબંધમાં રાખવું. T. down-ની હાથપગબાંધવા. T. up બાંધવું; બંધ કરવું. *n.* ગાંઠ; બંધ;કસ-ગાંઠ; બંધન. અંબોડો; શિખા; વેણી; બેઉ પક્ષવાળાનું બરાબર નીકળવું-હોવું તે.
**Tier,** *n.* એક પર એક એવી હાર-ઓળ-રાંગ.
**Tierce,** *n.* પીપ.
**Tiers-etat.** *n.* ફ્રાન્સનો રાજસભાનો ત્રીજો ભાગ. આમની સભા.
**Tiff,** *n.* દારૂનો ઘોટ. બોલાચાલી; ટંટો.
**Tiffany,** *n.* પાતળું રેશમી કાપડ.
**Tiffin,** *n.* નાસ્તા ને જમવાની વચ્ચેનું ભોજન; ચવેણું; ઉપહાર; ટિફિન.
**Tiger,** *n.* વાઘ; વ્યાઘ્ર; શાર્દૂલ.
**Tight,** *a.* ચુસ્ત-સજજડ બેઠેલું; બેસતું. પાણી કે બીજો કોઇ પ્રવાહી પદાર્થ આવી કે જઈ ન શકે એવું; ફાટ કે કાણું ન હોય એવું; સાબુત; જલા-

ભેધ. બંધિયાર; ઘણી હવા ન આવી શકે એવું. બેસ્તું; તંગ; તાણાતું. છીચયું પિચયું નહીં હોય એવું; સંકોચું સમાયું. ખેંચેલું; તાણેલું. કંજુસ.

**Tighten,** *vt.* સજ્જડ-બેસ્તું કરવું. જલાભેધકરવું. ઘણી હવા ન આવી શકે એવું કરવું. બેસ્તું આવે એવું-તંગ કરવું. જોરથી ખેંચવું-તાણી પકડવું.

**Tightly,** *ad.* તંગ; ખેંચીને; તાણીને.

**Tightness,** *n.* તંગ-તાટપણું.

**Tigress,** *n.* વાઘેણ; વ્યાઘ્રી.

**Tike,** *n.* રંગલો; વિદુષક. કૂતરો. [ચાળવું.

**Tile,** *n.* નળિયું. *vt.* નળિયાં ચઢાવવાં; છાપરું

**Tiler,** *n.* છાપરાં ચાળનાર; ચાળો.

**Tiling,** *n.* નળિયેરી ઘર. નળિયાં.

**Till,** *prep.* સુધી; લગી. T. now હમણાં આજ સુધી. T. then ત્હાર-તે વખત સુધી. *vt.* ખેડવું; ખેડી તૈયાર કરવું. *n.* પૈસા નાખવાનો ગલ્લો-ગોલક.

**Tillable,** *a.* ખેડવા જેવું-જોગ; ખેડાય તેવું.

**Tillage,** *n.* જમીન ખેડવાનું કામ-કળા; ખેતી; ખેડ; કૃષિકર્મ.

**Tiller,** *n.* ખેડનાર; ખેડુત. ન્હાનો ગલ્લો.ગોલક. સુકાનનો દાંડો-હાથો; બ્હાવો; બકરો.

**Tilt,** *vi.* ઘોડાપર બેસીને ભાલાબાજી રમવી; ભલ્લ યુદ્ધ કરવું. તરવાર કે બીજા કોઇ શસ્ત્રથી લડવું; શસ્ત્રયુદ્ધ કરવું. લડાઇમાં ધસવું-ધસી આગળ પડવું; એક તરફ ધસી-નમી-ઢળી-ઉથલી-ગબડી પડવું-જવું. *vt.* પીપ વગેરે નમાવવું-નમેલું રાખવું. ભોકવું; ઘાચવું; મારવું; ધરવું. *n.* ભાલાબાજી; ભલ્લ યુદ્ધ. નમાવેલાં-ઉંચાં થયેલાં-ઉંચા કરી રાખેલાં હોવું તે. ગાડી કે મછવાપર બાંધેલું છતર-પડદો ચંદની. મ્હોટો હથોડો.

**Tilt-hammer,** *n.* મ્હોટો હથોડો; ઘણ.

**Timber,** *n.* વહાણ, ઘર વગેરે બાંધવાના કામમાં આવતું લાકડું; ઇમારતી લક્કડ. લાકડાનો સામાન; લાકડ કામ; પાટિયાં. [સુરદંગ.

**Timbrel,** *n.* ઢોલક-કી; પખવાજ; ડફ; ખંજરી;

**Time,** *n.* વખત; કાળ; વેળા; સમય;મુદ્દત; વાયદો. પ્રસંગ; હિંગામ; એંયામ; જમાનો; સમો. વારો; પાળી. નવરાસ; ફુરસદ; પરવાર. ગાયનમાં ગત-તાલ. વાર; પટ; ખેપ. *vt.* વખત જોઇને-વેળા વિચારીને જેવો પ્રસંગ તે પ્રમાણે કરવું. વખત કે કાળ રાખવો-કહેવો- બાંધવો-નીમવો-સાધવો; અમુક-એકી વખતે કંઇ થાય એમ કરવું.

**Time-honoured,** *a.* લાંબી મુદ્દતથી-પરાપૂર્વથી મ્હોટું-માન્ય-પુજ્ય ગણાતું આવેલું

**Time-keeper,** *n.* મ્હોટાં કે ડાબડિયાં ઘડિયાળ; કાળમાન-યંત્ર. કામ કરતા મજુરોના વખતની તપાસ રાખનાર.

**Timeless,** *a.* કવખતનું; કવેળાનું.

**Timely,** *a.* વખતસર; સમયોચિત; યથા કાલિક; વેળાસર થયલું-આવેલું.

**Time-piece,** *n.* મ્હોટાં કે ડાબડિયાં ઘડિયાળ આદિ હરકોઇ વખત જણાયએવું યંત્ર;કાળમાન-યંત્ર.

**Time-server,** *n,* વખત કે રંગ જોઇને-જેવો વખત તેમ-મ્હોટાની મરજી કે ઇચ્છિત પ્રમાણે ચાલનાર; દેશ તેવો વેશ લેનાર; મ્હોટા કહે તે હાજીહા કરનાર.

**Time-serving,** *a.* સમયાનુસારી; વખત કે રંગ જોઇને ચાલનાર. *n.* જેવો દેશ તેવો-વેશ લેવો તે; મ્હોટા કેહે તે હાજીહા કરવું તે.

**Time-table,**-ની વેળા વખતનું-સમય પત્રક; કાળ-નિર્માણ પત્ર. [ભીરૂ.

**Timid,** a. બ્હીકણ; હિચકારૂં; નાહિમ્મત;

**Timidity,** *n.* બ્હીકણ-હિચકારાપણું; ભીરૂતા.

**Timidly,** *ad.* બ્હીકણપણાથી. [સતા.

**Timocracy,** *n.* મિલકતવાળા ગૃહસ્થોનું રાજ્ય-

**Timorous,** *a.* છેક બ્હીકણ-હિમ્મત વગરનું; નામરદ; પચકું.

**Timorously,** *ad.* બ્હીકણપણાથી; નામર્દીથી.

**Tin,** *n.* કહલૈ; કહલાઇ; કથીર. પૈસા; નાણું. ટીન પત્રાંનો ડબ્બો. *vt.*-માં-ઉપર કહલાઇ દેવી-કરવી-ચઢાવવી.

**Tincal**, *n.* ટંકણખાર.

**Tincture**, *n.* આભાસ; જરા સુરખી. દારૂમાં પીગળાવી રાખેલી દવા; અર્ક; ઉંડો સ્વાદ; અસર; બો; ગંધ. રંગ; વાસ;છાંટ. *vt.*-માં કસાનો આભાસ-સુરખી મારવી-છાંટ-દેખાવી-વાસ-રંગ બેસવો.-માં-ને કસાની અસર લાગવી-માંથી બો-ગંધ નીકળવી.

**Tinder**, *n.* દીવાસળીના જેવી જલદી સળગી ઉઠનાર કોઇપણ વસ્તુ.

**Tine**, *n.* દાંત; દાંતો.

**Tinfoil**, *n.* કહલાઇનું વરખ.

**Tinge**, *n.* આભાસ; જરા સુરખી; છાંટ. ઉંડો સ્વાદ; અસર; બો; ગંધ. *vt.* -થી કસાનો આભાસ મારવો-છાંટ દેખાવી;-નો આભાસ-જરા સુરખી મારે-છાંટ દેખાય-નો સ્વાદ આવે એમ કરવું.-ની અસર-બો-ગંધ રહે-હોય-ઉંડું-ગર્ભિત કંઇ હોય એમ કરવું.

**Tingle**, *vi.* માં જાણે ગુણગુણ-ઝણઝણ બોલતું હોય-કસાનો રણકો ધૂમી રહયો હોય એમ લાગવું; -માંકંસારાં કુંકાવાં; આખે શરીરે ઝઝણી છુટવી; ધુમ થઇ જવું.-મચમચમ- ચટકચટક-રવરવ-સળવળ સળવળ થવું; -માં તનખ મારવી; ચમચમવું; -માંએ ઝઝણીય- ચઢવી- આવવી.

**Tinker**, *n.* જૂનાં ત્રાંબા પિતળ વગેરેનાં વાસણને સાંધી સારાં કરનાર; કંસારો.

**Tinkle**, *vi.* ખણખણવું; ખખડવું. કાનમાં ગણણણ-ઝણણણ લાગવું. *vt.* ખણખણાવવું; ખડખડાવવું; *n.* ખણખણાટ; ખખડાટ; રણકો.

**Tinkling**, *n.* ખણખણાટ; ખખડાટ; રણકો.

**Tinman**, *n.* કહલાઇગર-નો ધંધો કરનાર.

**Tinsel**, *n.* ઘણી કિમતી નહી પણ ચળકાટવાળી-ઝલે-ભભક-રોનકદાર કોઇ વસ્તુ. ખોટી કિનારી-ફીત-કલાબતુ-કસબ-ચપડો-સોને કે રૂપે રસેલું પતરૂં વગેરે. *a.* બહારથી ખોટી ઝલે-ભભક આપનારૂં; ખોટું. *vt.* ખોટાં પણ બ્હારથી ચળકતાં લુગડાં ઘરેણાંથી સણગારવું- સુશોભિત કરવું.

**Tint**, *n.* ઝાંખો રંગ; છાંટ; પાસ

**Tiny**, *a.* છેક-હાનું; ન્હાનકડું: ટિનકુડિયું; અત્યલ્પ.

**Tip**, *n.* અણી; અગ્ર; ટોચ; છેડો. (આંગળાં કે જીભનું) ટેરવું. (કાનની) બુટ-ચાપડું. ટપટપ ઠોકવું તે; થબડાક; તબડાક. *vt.* ના અગ્રપર કંઇ મુકવું-બેસાડવું-ઘાલવું-લાવવું;-નું કસાથી અગ્ર કરવું.-ને ધીમેથી ટકોરો મારવો. To t. the wink અણસારો કરવો: સાનમાં સમજાવવું.

**Tipcat**, *n.* ગીલીદાંડા કે દડાની રમત.

**Tippet**, *n.* સ્ત્રીઓને બાચીપર રાખવાનું નહાનું કંઠવસ્ત્ર; કંઠાચ્છાદન.

**Tipple**, *vi.t.* દારૂ-નિશાબાજી કરવી; દારૂ-મધ પીવાનું વ્યસન હોવું.

**Tippler**, *n.* દારૂડિયો; દારૂનો ગરાડી:મધપી;છાકટો.

**Tippling**, *n.* દારૂ-નિશાબાજી-ખોરી; છાકટપણું.

**Tippling-house**, *n.* પીઠું; કલાલખાનું.

**Tipstaff**, *n.* પોલીસનો સિપાઇ.

**Tipsy**, *a.* પીધેલ; મસ્ત; છાકટું.

**Tiptoe**, *n.* પગના અંગુઠા કે આંગળીનું ટેરવું.

**Tiptop**, *n.* કંઇ ઘણુંજ હોવું તે; કસાની પરાકાષ્ટા. *a.* ઘણુંજ સારૂં; સર્વોત્કૃષ્ટ.

**Tirade**, *n.* હોક; નિંદાત્મક ભાષણ.

**Tire**, *n.* હાર; ઓળ; રાંગ. મુકુટ; તાજ. પૈડાની વાટ. *vt.* થકવવું;-થી થાકવું; શ્રમિત કરવું; શ્રમ પહોંચાડવો. *vi.* થાકવું; થાકી જવું;-ને શ્રમ પહોંચવો. કંટાળવું; હેરાન-બેજાર થઇ-ધરાઇ જવું;-નું મન-દિલ ઉઠી જવું.

**Tired**, *pp. a.* થાકેલું; દમેલું.

**Tiresome**, *n.* થાકી જવાય-થાક લાગી જાય એવું; શ્રમ-કષ્ટનું. બેજાર થઇ-કંટાળી જવાય એવું; હેરાન કરનારૂં.

**Tiresomeness**, *n.* શ્રમ; કષ્ટ; કંટાળો.

**Tissue**, *n.* જર; જરી-કસબી કપડું; કિનખાબ; તમામી. વણતર; બનાવટ. બુટ્ટે-તરેહદાર લુગડું; કુલેવર. રચના; બાંધો. પેશી; જાળું.

**Tit**, *n.* કોઇ ન્હાની ચીજ. ટટવાણું; ટટ્ટુ. ન્હાનું સરખું છોરૂં; ટીચકુડી; તિનકુડી. T. for tat જેવાનો તેવો બદલો; જેવાસાથે તેવા થવું તે.

**Titan**, *n.* દૈત્ય; અસુર. [ કકડો; સુગ્રાસ.
**Titbit**, *n.* ખાવાના પદાર્થનો સુંવાળો-મુલાયમ
**Tithable**, *a.* દસમો ભાગ આપવાને યોગ્ય.
**Tithe**, *n.* દસમો ભાગ; દશાંશ. પાદરીની આજીવિકાનેસાર કરી આપેલો ભોંય આદિના ઉત્પન્નનો દસમો ભાગ; દશાંસ ગ્રાસ.
**Tithingman**, *n.* પ્રાંતનો અમલદાર.
**Titillate**, *vt.* ગલીપચી કરવી.
**Titilation**, *n.* ગિલો; ગલીપચી. અલ્પાનંદ; ખુશી જેવું લાગવું તે.
**Title**, *n.* નામ લેખ; શીરોનામ. ( પુસ્તકનો ) વિષયોદ્દેશ; ઉદ્દેશ. ખિતાબ; ઇલ્કાબ; પ્રતિષ્ઠા નામ. નામ; ઉપ-કીર્તિનામ. હક; સત્તા.
**Titled**, *a.* ખિતાબ-ઇલ્કાબવાળું.
**Title-deeds**, *n. pl.* માલકીના હકના દસ્તાવેજ; કબાલા; હકનામાં; ખતપત્ર.
**Title-page**, *n.* ઉદ્દેશ પૃષ્ઠ.
**Titmouse**, *n.* એક ન્હાનું પક્ષી. [ ઠિઠિયો.
**Titter**, *vi.* ઠીઠી-ખીખી-મનમાં નેમનમાં હસવું. *n.*
**Tittle**, *n.* છાંટો; લેશ; અણ; રજ; કણ; બિંદુ.
**Tittle-tattle**, *n.* બકબકાટ; ખોટો લવારો. *vi.* બકવું; લવવું; બકબકાટ કરવો.
**Titular**, *a.* નામનું-ધારી; ઓઠા-પુતળા જેવું.
**Titulary**, *a.* ઇલ્કાબી-ખિતાબી હોદ્દેદાર. *a.* નામધારી; પુતળા જેવું.
**To**, *pre.* પાસે; ઠને; સોડે. માં; એ; ને; ઉપર. માટે; પાસે; સાથે; તરફ; સુધી; જેવું; પ્રત્યેવું. ને; નેમાટે; નું; માં સુધી; લગી; પર્યંત. પ્રમાણે-મુજબનું; જેવું ( કંઇ ) તેવું જોતાં;-ની સાથે મુકતાં-સરખાવી જોતાં; સાથે; પ્રમાણે. As to વિશે બાબત-માં; નું To & fro *ad.* આગળપાછળ; આમતેમ; અહીં તહીં. *n.* આમતેમ પસાર કરવા તે. **To the face** મ્હોડડે; મ્હોડાપર; સમક્ષ.
**Toad**, *n.* મ્હોટી જાતનો દાંતવિનાનો દેડકો-કું-મંડક-દુર્દર. [કડાખોર.
**Toad-eater**, *n.* નીચ; ખુશામતિયો-યેણ; દુ-
**Toad-stool**, *n.* કુતરાની ટોપી ( વનસ્પતિ ).
**Toady**, *a.* ખુશામતિયો-યેણ. *vt.*-ની છેક રંકપણાથી ખુશામત કરવી;-ના જોડા ઉંચકવા.
**Toast**, *n.* સેકીને ભુંજેલી- વઘઠાવીને સેકેલી રોટલી. જેનું નામ લઇ તે સુખી ને આરોગ્ય રહે એમ કહી વાઇનનો પ્યાલો પીવો તે. *vt.* સેકીને ભુંજવું; વઘઠાવીને સેકવું.-ને નામેનું નામ દઇને વાઇનનો પ્યાલો મ્હોંએ માંડવો.
**Tobacco**, *n.* તંતબાકુ; તમાખુ; જરદો.
**Tebacconist**, *n.* તંબાકુવાળો.
**Tobacco-pipe**, *n.* ચુંગી; લુખિયું
**Tocisn**, *n.* હથિયારબંધ થવાની સૂચના કરવામાટેનો યુદ્ધ ઘંટ; યુદ્ધ ઘંટનાદ.
**Tod**, *n.* ૨૮ રતલ ઉન. શિયાળ.
**To-day**, *n.* આજ; આજનો દહાડો-દિવસ. *ad.* આજ; આજે; અદ્ય. [ ચાલવું.
**Toddle**, *vi.* ટુંકાંટુંકાં પગલાં-ડગલાં ભરવાંભરીને
**Toddling**, *a.* ડોલતું-ઝુલતું ચાલતું; ડોલતું.
**Toddy**, *n.* તાડી; તાલરસ. અરક; ખાંડ ને ઠુનું પાણી મેળવીને કીધેલો પીવાનો પદાર્થ.
**Toe**, *n.* પગનું આંગળું-અંગુઠો; પાદાંગુલી-ગુષ્ટ.
**Toga**, *n.* પ્રાચીન રોમન લોકનું અંગવસ્ત્ર.
**Toggery**, *n.* લુઘડાં; લુઘડાંલત્તાં.
**Together**, *ad.* એકઠાં; મળીને; સાથે. એકંદર; એકત્ર. એકસ્થળે-ઠેકાણે. એકીવારેજ; એકદમ. એકબીજાની-પરસ્પર જોડે. T. with સહિત; સાથે; સુદ્ધાં.
**Toil**, *n.* જાળ. ફાંદો; પેચ; ફેંટો; દાવ. મહેનત; પરિશ્રમ; કષ્ટ; માથાફોડ; ખટપટ. *vi.* સખત મહેનત-મશાગત-મજુરી કર્યાંજ કરવી.
**Toilet**, *n.* સણગાર સજવાની રીત; શૃંગાર રીતી -ક્રિયા; સણગાર.
**Toilsome**, *a.* માથાફોડિયું; મહા-સખત મહેનતનું; કષ્ટસાધ્ય.
**Tokay**, *n.* એક જાતનો દારૂ.
**Token**, *n.* નિશાણી-ની; ચિન્હ; લક્ષણ. સંભારણામાં આપેલી કંઇ વસ્તુ; યાદગારી; એંધાણી.
**Tola**, *n.* તોલો.

**Told**, *pret.* & *pp.* of tell કહ્યું; કહેલું.

**Tole**, *vt.* ઠગવું; છેતરવું.

**Tolerable**, *a.* ખમાય-સ્હેવાય-સહન કરી શકાય એવું; સહ્ય. ઘણું ઉત્કૃષ્ટ તેમ છેક નઠારૂં નહીં એવું; મધ્યમ; વચલા વાંધાનું.

**Tolerably**, *ad.* ચાલવા જેવું; ઠીક; માફક.

**Tolerance**, *n.* કનવાર-ખણખોચ નહીં કરવાનો સ્વભાવ-ટેવ; બેકનવારી. કોઈ અરૂચિકર વસ્તુ-વિષે ઉદાસીનતા-ઉપેક્ષકતા.

**Tolerant**, *a.* ખણખોચ નહીં કરવાની ટેવવાળું-બેકનવાર. ઉદાસીન-ઉપેક્ષા કરવાના સ્વભાવવાળું;

**Tolerate**, *vt.* મનાઈ-અટકાવ-ની કનવાર નહીં કરવી; ચાલે તેમ ચાલવા-કરે તેમ કરવા-થાય તેમ થવા દેવું; સાંખ્યા-ખમ્યા કરવું. -વિષે ઉદાસીન થવું-રહેવું-હોવું.

**Toleration**, *n.* ક્ષમા; સહનશીલતા; કનવાર ન કરવી તે. ઉપેક્ષા. અપ્રતિબંધ; મનમાનતો ધર્મ પાળવાની છુટ્ટી.

**Toll**, *n.* વાપરવેરો; પુલ-રસ્તાવેરો. દળામણી. શોકઘંટ-નાદ. *vi.* મૃત્યુની ખબર કરવા ખ્રિસ્તી દેવલમાં જેમ આંતરે આંતરે ઘંટ વાગે છે તેમ વાગવું;-નો શોકનાદ થવો. *vt.* -નો શોકનાદ કરવો-વગાડવો [ આવે છે તે પુલ.

**Toll-bridge**, *n.* જે પુલનો વાપરવેરો લેવામાં

**Toll-gate**, *n.* વેરો આપવાનો દરવાજો.

**Toll-gatherer**, *n.* વેરો ઉઘરાવનાર. [ કુરજો.

**Toll-house**, *n.* વેરો લેવાની ચોકી; માંડવી;

**Tomahawk**, *n.* અમેરિકન ફરસી-પરશુ-કુવાડી -ડો. *vt.* કુવાડી-ફરસીથી કાપવું-ચીરવું-મારી ના-

**Tomato**, *n.* અમેરિકન વેંગણ. [ ખવું.

**Tomb**, *n.* મુડદું દાટવાનો ખાડો; ઘોર; શવગર્ત્ત. કબર; દેવડી; હજીરો; સમાધ.

**Tomboy**, *n.* ઉછાંછલી-મસ્તાન છોકરી.

**Tombstone**, *n.* કબર; દેવડી; દેહેરી.

**Tome**, *n.* મહોટો-ભારે સલ-મહાભારત જેવો ગ્રંથ-પુસ્તક. [ કામ.

**Tom-foolery**, *n.* નહીં કામનું ને બેવકુફી ભરેલું

**Tomorrow**, *n.* આવતી કાલ-કાલનો દહાડો-દિવસ. *ad.* આવતી કાલ-કાલે.

**Tomtom**, *n.* નગારૂં; તાસું; નોબત; ઢોલ; ઢોલક.

**Ton**, *n.* ૮૦ મણ; ૨૨૪૦ રતલ. ચાલુ તરેહ ફેશન.

**Tone**, *n.* ધારો; અવાજ; સાદ; સ્વર; સૂર; શબ્દ; ધ્વની. મનનો જુસ્સો બરોબર જણાય એવી રીતનું-આવેશ સાથેનું બોલવું-વાંચવું; સાવેશસ્વર. કાઢેલો રાગ. સૂર. મૂર્છના. કંઠ; શબ્દ. શરીરના અવયવોની સ્વાભાવિક તથા નિરોગી ને જાગૃત હાલત; દૃઢ પ્રકૃતિ; સુભાવના. મનનું વલણ; વૃત્તિ; ચિત્તસ્થિતિ. મરોડ; ઓક; સ્વરૂપ. એકંદર ઢોળ-તરેહ-તાસીર; સ્વરૂપ. *vt.* સૂરમેળવવો; ગાવું; લગાવવું.

**Toned**, *a.* સૂરમેળવેલું; સ્વરયુક્ત.

**Toneless**, *a.* બેસૂર; સૂરવગરનું.

**Tongs**, *n.* ચીપિયો; ચીમટો.

**Tongue**, *n.* જીભ; રસના; જિહ્વા. વાચાળ-બોલકા-મ્હોમારપણું; બોલવાની છુટ. બોલવાની શક્તિ; વાચા; બોલવાનું. બોલી; ભાષા. મ્હોની-કહેવાની વાત. કાંટાની સળી; કાંટા-ઘંટની લાળી-છીભ.

**Tongue-tied**, *a.* જેનાથી સ્પષ્ટ બોલાય નહીં એવું; મુગું; જીભનું બંધ.

**Tonic**, *a.* સૂરનું-સંબંધી. કૌવત વધારનારૂં; બળ-મળવર્ધક. જાગૃતી આવે એવું. દીપનનું; પ્રકૃતિદીપક; પુષ્ટિકારક. *n.* કૌવતનું-અગ્નિ-સુધા દીપનનું ઓસડ.

**To-night**, *n.* આજનીરાત્ર. *ad.* આજ રાતે.

**Tonnage**, *n.* ટનમાં એકંદર વજન. વ્હાણમાં જેટલા ટન માલ ભરાઇ શકે તેટલા ટન; વ્હાણનું ટન પ્રમાણ. મ્હોટાં ન્હાના પ્રમાણમાં સરકારે વ્હાણોપર બેસાડેલો દર-જકાત; વ્હાણ જકાત.

**Tonsil**, *n.* જીભના મૂળ આગળની ગાંઠ.

**Tonsure**, *n.* વાળ ઉતરાવવા; હજામત કરાવવી; ક્ષોરકર્મ. હજામત; મૂંડન; ક્ષોર. મુગટ; તાજ.

**Tontine**, *n.* વર્ષાસન; સાલિયુ.

**Too**, *ad.* જોઈએ તેથી વધારે-ઘણું-બહુ-અતિશય. તેનીસાથે; વળી; પણ; તેઓ-તેમાં વળી.

**Tool**, *n.* ઓજાર; હથિયાર; શસ્ત્ર. સાધન. લાભ ન છતાં કોઈના ચઢાવ્યાથી નઠારું કામ કરનાર હૈયાફુટ્ટ માણસ; કપટ લાકડી.

**Tooth**, *n.* દાંત; દંત. ગળુ. દાંતો. **In the teeth of** સામું; વિરુદ્ધ; મ્હોડે; ખુલ્લાં સામાં પડીને. [ જવાબ આપવો.

**To cast in the teeth**, અપમાનકારક શબ્દોમાં

**To show the teeth**, ધમકી આપવી.ડરબતલાવવો.

**Tooth-ache**, *n.* દાંતનું દરદ; દંતશૂળ, વેદના; દાઢ દુઃખવી-દાંત કળવા તે.

**Tooth-brush**, *n.* દાંત ઘસી સાફ કરવાનો કુચડો -દાંત કુચડો; દંતકુર્ચક.

**Toothless**, *a.* દાંતવગરનું; બોખું. [ શલાકા.

**Tooth-pick**, *n.* દાંતખોતરણી; દાંતસળી; દંત

**Tooth-powder**, *n.* દાંતનું મંજન; દંતચૂર્ણ.

**Toothsome**, *a.* સ્વાદિષ્ટ.

**Top**, *n.* મથાલું; ટોચ; શિખર. સીમા; અવધી; પરાકાષ્ટા. સૌનાકરતાં આગળ પડતી મોખરાની -મુખ્ય જગા.-તોરો; અંગ્રેસર; શિરોમણી. માથું; સિર; મસ્તક. ભમરડો-ડી; ભમડો. ઝાડની ડીરી. *vt.*-ને મથાળે હોવું;-થી કસાનું શિખર ઢંકાવું ઢંકાયલું હોવું;-ના શિખરપર કંઇ મૂકવું-ઢાંકવું. -થી ચઢવું-વધવું. -ને મારી ચલાવવું;-થી સારાં -ચઢત હોવું.

**Topaz**, *n.* પોખરાજ; પુષ્પરાગ-રાજ.

**Top-dressing**, *n.* જમીનની છેક ઉપરનાખેલું ખાતર-ખાતરપુંજો.

**Tope**, *n.* ઝાડી. *vt.* ખૂબ પીવું-ઢીંચવું.

**Toper**, *n.* દારૂબાજ-નો ગરાડી; દારૂડિયો.

**Top-gallant**, *a.* વહાણમાં છેક તળેના ડોળ ઉપરનું જે તખ્ત તેના ઉપરનું-ઉપર રહેલું.

**Top-heavy**, *a.* જેનો ઉપલો ભાગ ભારે હોય એવું; ઉપરથી ભારે; ઉર્ધ્વગુરુ.

**Tophet**, *n.* નર્ક; દોજખ.

**Topic**, *n.* વિષય; પ્રકરણ; બાબત; પ્રસંગ.

**Topical**, *a.* કોઈ વિશેષ ઠેકાણા-જગાનું; કસાના કોઈ અમુક ભાગનું-પ્રકરણનું-વિષેનું.

**Top-knot**, *n.* કલગી; કલગો; અંબોડો.

**Top-mast**, *n.* વ્હાણના છેક તળેના ડોલની ઉપરનો ડોલ-કુવો.

**Top-most**, *a.* ઉંચામાં ઉંચું; સૌથી ઉપરનું.

**Topographer**, *n.* અમુક જગાનું સવિસ્તર વર્ણન કરનાર-કરવામાં કુશળ પુરૂષ.

**Topographic-al**, *a.* અમુક જગાનાં સવિસ્તર વર્ણનનું-વિષેનું. [ વર્ણનથી.

**Topograpically**, *ad.* વિશેષ સ્થાન-સ્થળ

**Topography**, *a.* કોઈ અમુક જગાનું સવિસ્તર વિશેષ સ્થળ-સ્થાન વર્ણન.

**Topple**, *vi.* ઢળી-ધસી-ગબડી પડવું.

**Top-sil**, *n.* છેક તળેના ડોલપરનો જે ડોલ તેનાંપર ચઢાવેલો સ્હડ-સઢ.

**Topsyturvy**, *ad.* ઉંધું; ઉલટા સુલટી; ઉલટપાલટ; ઉંધું ચતું; તળે ઉપર.

**Torch**, *n.* મશાલ; ઉલ્કા; પલીતો; કાકડો.

**Torch-bearer**, *n.* મશાલજી-ચી;ઉલ્કાધારી.

**Torch-light**, *n.* મશાલનું અજવાળું.

**Torment**, *n.* રીબાવું તે; અતિશય વેદના- પીડાવ્યથા. પીડા; દુઃખ *vt.* દુઃખ-દેવું દમવું.-થી રીબાવું-પીડાવું.-નો જીવ ખાઈ નાખવો-લેવો; દમવું.

**Tormenter-or**, *n.* દુઃખ-વેદના કરનાર; દમનાર.

**Torn**, *pp.* of tear. ફાડેલું; ફાટેલું.

**Tornado**, *n.* વરસાદ વીજળીના કડાકા સાથેનો વંટોળ; વંટોળિયો; ભયંકર વાવાઝોડું.

**Torpedo**, *n.* વ્હાણોને ઉડાવી દેવાનો સાંચો; નાવનાશક યંત્ર.

**Torpid**, *a.* ઝ્હેર મારી ગયલું; મુડદાલ; સુનું; અચેતન; સુપ્ત. સુસ્ત;મંદ; મુડદાલ; સુનકાર; શૂન્ય.

**Torpidity, Torpitude, Torpor**, *n.* ઝ્હેરમારી ગયલા-મુડદાલપણું; સુપ્તિ. સુસ્તી; સુનકારપણું; શૂન્યતા.

**Torrefaction**, *n.* સેકવું-ભુંજવું તે.

**Torrefy**, *vt.* સેકવું; ભુંજવું.

**Torrent**, *n.* ઓઘ-ઘો; વેગથી વ્હેતો- ઉલટેલો પ્રવાહ. નદીવગેરેનો વ્હો- ઉલટો પ્રવાહ.

**Torrid,** *a.* દાઝી ગયલું; દગ્ધ. બળી જવાય-બળ્યાં બળ્યાં થવાય એવું; અત્યુષ્ણ.

**Torrd-zone,** *n.* ઉષ્ણ કટિબંધ.

**Torsion,** *n.* વળ-પીળ-આમળો દેવો તે.

**Tort,** *n.* કીધેલું નુકસાન; ઇજા; નુકસાન.

**Tortious,** *a.* ઇજા-નુકસાનથી થયલું.

**Tortive,** *n.* વળ-પીળ-આમળો દીધેલું.

**Tortoise,** *n.* કાચબો. T. shell કચકડું. [વાળું.

**Tortuous,** *a.* વાંકું; વક્ર; વાંકવળામણ-આમળા-

**Torture,** *n.* તીવ્ર-અસહ્ય વેદના-દુઃખ; યાતના. *vt.* રીબાવવું; અતિ- અસહ્ય દુઃખ દેવું; જફા પાડવી; જુલમ ગુજારવો.

**Tory,** *n.* રાજાના પક્ષનો માણસ; રાજપક્ષકાર.

**Toryism,** *n.* રાજપક્ષકારના મત-વિચાર.

**Toss,** *vt.* ઉછાળવું; ઉંચું ફેંકવું. ઉરાડવું; ફેંકવું; ફેંકી દેવું. એકદમ ઉંચું કરવું-કરી દેવું. ઉંચું જાય ને પાછું નીચે પડે એમ-ઉંચક નાખ-પાડ કરવું. ઉથલપાથલ-અવસ્થ કરવું-કરી નાખવું. *vt.* આમતેમ ગબડવું; ઉંચકાઈને પાછા નીચાં પછાડવું. ઉલથપાથલ-અસ્વસ્થ થવું-થઈ જવું; તરફડવું. *n.* ફેંકાવવું-નંખાવવું તે; ફેંક; નાખ. [દારૂડિયો.

**Toss-pot,** *n.* દારૂના શીશા ને શીશા હાલવનારા

**Total,** *a.* પૂરેપૂરૂં; સંપૂર્ણ; પૂરૂં; કુલ; તમામ; સર્વ. *n.* કુલ સરવાળો; બેરીજ; જમા; જુમલો.

**Totality,** *n.* કુલ રકમ; જુમલો; બેરીજ.

**Totally,** *ad.* પૂરેપૂરૂં; તમામ; બધુંજ; બીલકુલ.

**Totter,** *vi.* ભોંયપર પગ ન થોભવો-ન ઠરવો; લથડવું; લથડિયાં ખાતાં ચાલવું; હાલવું; ડગમગવું; પડું પડું થવું; ગોથ ખાવી.

**Touch,** *vt.* અડકવું; અડવું;-ને અડેલાં હોવું;-ને; સ્પર્શ કરવો. સ્પર્શેંદ્રિયથી લાગવું. અડકવું; પહોંચવું.-ને લાગવું વળગવું;-માં કસાને લેવાદેવા-નિસ્બત હોવી. છેડવું;-નું નામ લેવું;-ને હાથ અડકાડવો. ગદગદિત-ને લાગે એમ-નું હૃદય પલળે-પિગળે એમ કરવું.-ઉપર કલમ-હાથ ફેરવવો.-ના ઉપર અસર-લાગુ થવું. વગાડવું; બજાવવું *vt.* વાત કાઢવી.-નો સ્પર્શ થવો. છેડવું.-નું નામ લેવું. T. at વહાણ રાખવું- થોભવું;-એબંદર કરવું. *n.* અડકવું તે; સ્પર્શ. સ્પર્શેન્દ્રિય; ત્વગેન્દ્રિય; સ્પર્શ. ભાવ. ચુટકો. ચટક; ટચકો. ફેરવેલો હાથ-કલમ. વગાડવું; બજાવણી. અંશ; ભાગ. ઇશારો. કસોટી-ટો; કસ. [કરવો.

**To touch upon,** *n.* વર્ણન કરવું-બોલવું-ઇસારો

**To touch up.** સમારવું-સુધારવું.

**Tonch-hole,** *n.* રંજક મુકવાનો વ્હે-કાન.

**Touchiness,** *n.* ચ્હીડિયાપણું; બળિયેળપણું.

**Touching,** *a.* હૃદય-મન પલાળી-પિગળાવી નાખે-ગદગદિત કરે એવું. *pre.*-ને વિષે.

**Touch-stone,** *n.* કસોટી.

**Touch-wood,** *n.* મોરવણ; ચેતવણ.

**Touchy,** *a.* ચ્હીડિયું; ચીઢિયું; બળિયેળ.

**Tough,** *a.* ચીકણું; ચિક્કટ. તોડ્યું તુટે નહીં એવું. ચિક્કણ. ચિવ્વડ; ચિમ્મડ. વાળ્યું વળે નહીં એવું; મજબૂત.

**Toughen,** *vt.* ચીકણ કરવું. *vi.* ચીકણાં થવું.

**Toughly,** *ad.* મજબૂતીથી; ચીકણાપણાથી.

**Toughness,** *n.* ચીકણાપણું; ચીમ્મડપણું.

**Tour,** *n.* કામને માટે કીધેલી મુસાફરી; પર્યટન; વિહારાર્થે દેશાટન; સવારી. *vi.* સેર- કામનેમાટે મુસાફરી- પર્યટન કરવું.

**Tourist,** *n.* સેર-કામને માટે મુસાફર કરનાર.

**Tonrnament,** *n.* બે કે વધારે માણસોએ શસ્ત્ર-વિદ્યામાં પોતાની કુશળતા બતાવવા કીધેલું યુદ્ધ; યુદ્ધ વિહાર.

**Touse,** *vt.* ખેંચીને ઉતારવું. [રાકની તપાસ કરવી તે.

**Tour,** *v.* જોવું-નજર કરવી; ઘરાક શોધવા. *n.* ઘ-

**Tow.** *n.* પંઝટયાથી જે ગાંઠા ગાંઠાવાળું સણ રહ્યું હોય તે સણના ગાંઠા. *vt.* વ્હાણ વગેરેને દોરડેવતી પાણીમાં ઘસડી લઈ જવું-ની પાગડ ખેંચવી- તાણવી. [ઘસડી લાવવું તે.

**Towage,** *n.* વહાણ વગેરેને પાગર-દોરડાં બાંધી

**Toward, Towards,** *pre.*ભણી; મેર; તરફ; સામું. પ્રતિ; પ્રત્યે.-નું; વિષે; બાબત; વિષયનું. *ad.* લગભગ;-ની તૈયારીમાં.

**Toward-ly,** *a.* પાત્ર; શિક્ષ્ય; શિક્ષાપાત્ર.
**Towardness,** *n.* જેમ કહે તેમ કરે એવો ગણુ.
**Towel,** *n.* અંગુછો; ટુવાલ.
**Tower,** *n.* બુરૂજ; બુરજ; મિનારો. કિલ્લો; ગઢ. *vi.* ઉંચા હોવું-આવવું-આવેલાં હોવું.
**Towering,** *a.* ઘણું જ ઉંચું; મોટું; અતિઘણું.
**Tow-line,** *n.* વહાણને પાગર બાંધવાનું દોરડું.
**Town,** *n.* ગહોટો કસ્બો; શેહેર; નગર-રી; પૂરરી; પત્તન. ઈંગ્લાંડમાં જ્યાં શનદી બજાર હોય પણ ધર્માધ્યક્ષનું સ્થાનક નહોય એવું શેહેર.
**Town-hall,** *n.* શેહેરનાલોકને એકઠાં મળી વિચાર કરવાની જગા; ટોંડાળ; પુરગ્રહ; પુરાલય.
**Towns-folk-people,** *n.* શેહેર-નગરના રહેનારા; શેહેરીઓ; પૂરવાસીઓ; પોરજન; નાગરો.
**Township,** *n.* શેહેરને ઇલાકો-પ્રાંત.
**Townsman.** *n.* શેહેર-કસ્બાનો રહેનાર પોર. એકજ શેહેરનો રહેનાર; સ્વપોર; ગામવાળો.
**Towntalk,** *n* ગામ ગપાટા.
**Toxicology,** *n.* વિષ-ઝેર-વર્ણન વિદ્યા.
**Toxophilite,** *n.* તિરંદાજી અથવા ધનુષ્યવિદ્યાનો શોખીન.
**Toy,** *n.* રમકડું; માત્ર જોઇને ખુશ થવાની-રમકડાં-છોકરાંને રમવાના જેવી વસ્તુ. નજીવી વાત-બા; બત. *vi.* રમવું; વિલાસ-કામવિષયક્રિડા કરવી; મઝે કરવી-મારવી; રંગમાં રમવું.
**Toyful,** *a.* રમત-વિલાસવાળું-ભરેલું.
**Toyish,** *a.* વિલાસ-કામક્રિડાની ટેવવાળું.
**Toyshop,** *n.* રમકડાં વેચવાની દુકાન.
**Trace,** *n.* કોઇ વસ્તુ જતાં જતાં તેની પડેલી-ગયાની-જવાની-નુંનામ-નિશાણ-ણી; ધસરકો; પત્તો; પગલાં. *vt.* -ઉપર ફરી વળવું;-ના એક છેડાથી બીજાસુધી જવું. ઉપર મૂકેલા કાગળપરથી જણાતા આભાસ ઉપરથી ચીતરવું-કાઢવું; રેખાટવું; રેખવું; આંકવું; દોરવું. પગલાં ઉપર જવું-ખોળવાં; પત્તો લગાડવો; કોઇ કેકંઇ કોઇ ઠેકાણેથી ગયું હોય તેની પડેલી નિશાણી-નો. રસ્તો-માર્ગ પકડીને-ને પગલે પગલે ચાલ્યાં જવું.-ના પગલાંમાં પગલું મૂકતાં-મૂકીને ચાલ્યાં જવું-કરવું.-નો-ના કસાનો બરોબર અનુક્રમ પકડી પકડીને જોવું-તપાસવું-શોધવું.
**Traceable,** *a.* ઉપર ફરી વળાય-આભાસ પરથી ચીતરાય-નો રસ્તો પકડી ને-નાં પગલાંમાં પગલું મૂકતાં ચાલ્યાં જવાય-નો બરોબર અનુક્રમ પકડીને જોવાય એવું.
**Traces,** *n. pl.* ઘોડાના સામાનપરના પટા; સાંકળ કે દોરડાં જેથી તેઓ ગાડાં ખેંચેછે.
**Tracery,** *n.* શોભાવાળું ચિત્ર કે નકસી કામ.
**Tracing,** *n.* આભાસપરથી ચીતરવું તે. હંમેશ જવા આવવાનો રસ્તો; માર્ગ; ગતિમાર્ગ. આભાસપરથી કાઢેલું ચિત્ર-આલેખન.
**Trachea,** *n.* દમ-શ્વાસ લેવાની નળી-નળિકા.
**Track,** *n.* ગયાની પડી રહેલી નિશાણી; પડી રહેલો સેરડો; ગાડીનો ચ્હીલો-ચીલો. પગલાં-ઘણી આવજાવાળો-ધોરી-પગતળે છુંદાઇ ગયલો રસ્તો; માર્ગ; પંથ; રાહ. *vt.* પગલાંપરથી શોધી કાઢવું. -ની પગલી કાઢવી. વ્હાણમાંથી કિનારાપર-લગી ગયલી દોરીએ વહાણને-ને પાગર બાંધીને ખેંચવું.
**Trackless,** *a.* જ્યાં કોઇનું પગલું નહીં ફરેલું એવું; નિર્જન; ઉજ્જડ; અગોચર.
**Tract,** *n.* જમીન કે પાણીનો ગમે તેવડો ભાગ; પાટ; મેદાન; પ્રદેશ. ધર્મ શીરીતે પાળવો-આચરવો તેવિષેનો જેમાં વિચાર હોય એવું ચોપનિયું; આચાર પદ્ધતિ; ધર્માચારણ નિબંધ.
**Tractable,** *a.* જેમ કહે તેમ કરે-બતાવ્યા પ્રમાણે ચાલે-દોરવેલું દોરાય-હાકેલું હંકાય એવું; કહ્યાગરૂં-સર; નિદેશકારી; વશવર્તી.
**Tractability,** *n.* જેમ કહે તેમ કરે એવા ગુણ-એવાપણું; કહ્યાગરા-સરપણું; વશવર્તિત્વ.
**Tractably,** *ad.* જેમ કહે તેમ કરે એવીરીતે; કહ્યાગરાપણાથી; કહ્યાસરપણાથી.
**Tractile,** *a.* લાંબું કરાય-વધરાય એવું.
**Tractility,** *n.* તાર ખેંચી શકાય એવો ગુણ.
**Traction,** *n.* ખેંચવું; કર્ષણ. ખેંચાવું તે. આકર્ષણ; પ્રતિકર્ષણ.

**Trade**, *n.* વેપાર; વ્યાપાર; આપલે; વણજ. વણજવેપાર. કસબ; ધંધો; કામ; રોજગાર; પેશો. *vi.* ઉદ્યમ-વેપાર-આપલે કરવી. [નાર-ચલાવનાર.

**Trader**, *n.* વેપારી; વણીક; સોદાગર; વેપાર-કર-

**Tradesman**, *n.* છુટક-પૈસાપૈસાનું-શેરપાશેર-પરચુરણ વેચનાર; દુકાનદાર. કસબી-ધંધાર્થી માણસ.

**Trade-wind**, *n.* મોસમનો-ઈશાનનો વા-પવન; વ્યાપાર-વ્યાપારાનુકુલ વાયુ.

**Tradition**, *n.* સોંપી દેવું-હવાલે-સ્વાધીન કરવું તે. ઘરડાઓથી સાંભળેલી-પરંપરાથી ચાલી આવેલી વાત; દંતકથા; આખ્યાયિકા.

**Traditional, Traditionary**, *a.* ઘરડાઓથી સાંભળેલું; પરંપરા ચાલ્યું આવેલું; દંતકથિત.

**Traduce**, *vt.*-નો ખોટો ખોટો દોષ-વાંક કાઢવો-બતાવવો;-ઉપર આરોપ-અપવાદ-અભિશાપ-ખોટું કલંક ચ્હોંટાડવું-મૂકવું;-ની ખોટી નિંદા-બદગોઈ કરવી.

**Traducer**, *n.* ખોટો ખોટો દોષ બતાવનાર-કાઢનાર; આરોપ મૂકનાર; ખોટું કલંક ચ્હોંટાડનાર; નિંદક.

**Traffic**, *n.* માલ-સામાનની આપલે-જાઆવ; વેપાર. ઉતારૂ તથા માલ ગાડી બાબતનું કામ. *vi.* માલ સામાનની આપલે-વેપાર કરવો.

**Trafficked**, *pp.* of traffic વેપાર કરેલો-માં પેદા કરેલું.

**Trafficker**, *n.* વેપારી.

**Tragedian**, *n.* જે અંતે પરમ શોકને પામી જાય એવો નાટક ભજવનાર; કરૂણરસોત્પાદકી નટ-નટી.

**Tragedy**, *n.* કરૂણરસ નાટક. જેમાંન કરવા જેવે કોઈએ ગજબ કરવાથી માણસોના જીવ ગયા હોય એવી-ઘાણની-ઘમસાણન વાત.

**Tragic-al**, *a.* કરૂણરસ પરિણામ-કરૂણરસનુ-નું ભરેલું. ઘાણ-ઘમસાણ વળ્યાનું; શોક-દિલગીરીનું-નું ભરેલું. ઉદાસિયું; શોકાતુર.

**Tragically** *ad.* ઘાણ-ઘમસાણ વળેલું એવી-રીતે. શોક કારક-દિલગીરી-ગમગીની ભરેલી રીતે.

**Trail**, *vt.*-નાં પગલાંથી શોધી કાઢી શિકાર કરવો. ઘસડવું; ઘસડાય એમ કરવું; ઘસડી જવું. નમાવવું; નીચું પાડવું-ધરવું-કરવું. *vi.* લાંબો લીસોટો-ટી-લીટો-ટી પડવી-પડી રહેવી. વેલાની પેઠે લાંબા ને લાંબા પથરાવું-ચાલવું-ચઢવું-પ્રસરવું. *n.* શિકારી જે પગલાંપરથી પશુને શોધી કાઢી શિકાર કરેછે તે પગલાં. શિકાર કરવાના પશુની રહી ગયલી વાસ-ગંધ. લીસોટી-ટી;લીટો-ટી; દોરી.

**Train**, *n.* દામણ; ચાળ; ઝુલ. રસાલો; અનુયાયી વર્ગ. એક પછી એક એમ ઉપરા ચાપરી આવતું કંઈ; હારની હાર; માળા; શ્રેણી. હાર; ક્રમ; અનુક્રમ; સિલસિલો. *vt.*-ને કંઈ કરતાં શિખવવું; કેળવવું;-ને કવાયત શિખવવી. પલોટવું. ઝાડને વાળીને-ઢાળીને-ઝારીને-મન ગમતી આકૃતિનું કરવું. up શિખવ્યાં-શિક્ષા બોધ આપ્યાં કરવું.

**Train-bands**, *n. pl.* સિરબંદીની ટુકડી-પલટણ.

**Trainer**, *n.* શિખવનાર; કેળવનાર; ઉસ્તાદ.

**Training**, *n.* કેળવણી; શિક્ષા; કવાયત.

**Train-oil**, *n.* વ્હેલવગેરે માછલીની ચરબીનું તેલ.

**Traipse**, *vi.* વગર ઢંગધડે-ફુઅડનીપેઠે ચાલવું.

**Trait**, *n.* કોઈ વાતમાં પડેલો- મૂકેલો રંગ-વિશેષ ગુણ-લક્ષણ. ચિન્હ. ખોડ.

**Traitor**, *n.* રાજ-દેશદ્રોહી. વિશ્વાસઘાતી-ઘાત કરનાર. દગાખોર. [દ્રોહનું ભરેલું.

**Traitorous**, *a.* રાજ-દેશદ્રોહી;વિશ્વાસઘાતી;રાજ

**Traitress**, *n.* રાજદ્રોહી- વિશ્વાસઘાતી સ્ત્રી.

**Trajection**, *n.* ઢાળવું તે. [વળાણ.

**Trajectory**, *a.* પુછડિયા તારાની કક્ષા-ફેરી. વાંક;

**Tralation**, *n.* શબ્દના ઉપયોગમાં ફેરફાર.

**Tram-road**, *n.* રાહદારી રસ્તાપર નાખેલી લોખંડના પાટાવાળી સડક.

**Trammel**, *n.* બેડી; પાશ; બંધન. *vt.* બેડી ઘાલવી; બેડી-પાશ-બંધનમાં રહે એમ કરવું.

**Tramon'ane**, *a.* પહાડની પેલી તરફનું-પેલે પારનું.

**Tramp**, *vt.* પગેપગે છુંદવું-ખુંદવું.

**Trample**, *vt.* પગતળે છુંદવું; કચરવું; ચમદવું; છુંદી નાખવું.

**Trance**, *n.* બેશુદ્ધિ; સમાધિ; તન્મયાવસ્થા; એકાગ્રચિત્ત. લુડકાઇ ગયલી અવસ્થા; લુરકી.

**Tranquil**, *a.* શાંત; શાંતિ-સ્થિરતા વાળું-નું ભરેલું; ટાઢું; સ્વસ્થ; અવ્યગ્ર.

**Tranquillity**, *n.* શાંતિ; સ્થિરતા; ટાઢક; સ્વસ્થતા; અવ્યગ્રહુતા.

**Tranquillize**, *vt.* શાંત કરવું-પાડવું.

**Tranquilly**, *ad.* શાંતિથી; સ્વસ્થતાથી.

**Transact**, *vt.* કરવું; બજાવવું; વહિવટ-વહેવાર કરવો. *vi.* કામ-વાત કરવી-ચલાવવી; કામનો ખટલો ખેડવો.

**Transaction**, *n.* કરવું તે. કામ; કાર્ય; વ્યવહાર; વહિવટ; બનાવ; વાત; કિસ્સો.

**Transactor**, *n.* કામ-વ્યવહાર કરનાર; વહિવટ ચલાવનાર.

**Transalpine**, *a.* આલ્પ્સ પર્વતની પેલી તરફનું.

**Transatlantic**, *a.* આટલાન્ટિક મહાસાગરની પેલી તરફનું.

**Transcend**, *vt.* -ના કરતાં વધારે ઉંચા હોવું. -ની પેલીતરફ-મૂકીને આગળ જવું-વધવું.-નાં કરતાં વધારે સારાં-ચઢિયાતાં હોવું.

**Transcendent**, *a.* સર્વોત્કૃષ્ટ; સર્વોત્તમ. માણસની અક્કલમાં ન આવે એવું.

**Transcendental**, *a.* સર્વોત્તમ; સર્વોત્કૃષ્ટ. અનુભવથી સિદ્ધ ન થાય એવું.

**Transcendently**, *ad.* સર્વોત્કૃષ્ટરીતે. અનુભવથી સિદ્ધ ન થાય એવીરીતે.

**Transcribe**, *vt.* -નો ઉતારો-નકલ કરવી.

**Transcriber**, *n.* ઉતારો-નકલ કરનાર; લહિયો; [ લેખક.

**Transcript**, *n.* ઉતારો; નકલ.

**Transcription**, *n.* ઉતારો-નકલ કરવી તે.

**Transfer**, *vt.* એક જગોએથી બીજી જગોએ લાવવું-લઇ જવું-મૂકવું-મોકલવું-જાય એમ કરવું. બીજાને આપવું; -ના નામપર-નો સ્વાધીન કરવું;-ના હવાલામાં આપવું. ઉતારવું; લાવવું; લેવું; આણવું *n.* એક જગોએથી બીજી જગોએ લાવવું-આવેલાં-મૂકેલાં-મોકલેલાં હોવું તે. બીજાને આપવું તે. ઉતારેલું-લીધેલું ચિત્ર.

**Transferable**, *a.* બીજાને નામે-નામપર ચઢાવાય એવું. એક જગોએથી બીજીએ મોકલાય-બદલી કરાય એવું. વેચી-આપી-વેચસાટ કરી શકાય એવું.

**Transference**, *n.* એક જગોએથી બીજીએ લાવવું-લઇ જવું-મોકલવું-જાય એમ કરવું તે; ફેરફાર. [ બદલવું તે.

**Transfiguration**, *n.* રૂપાંતર; દિવ્ય આકાર-રૂપ

**Transfigure**, *vt.*-નું રૂપાંતર કરવું-થવું.

**Transfix**, *vt.* આરપાર નીકળે એમ ઘોચવું-ભોંકવું-વિંધવું; વિંધી-ભોંકી નાખવું.

**Transform**, *vt.*-નું રૂપ-સ્વરૂપ-આકાર-ડોળ-ખોળિયું બદલવું;-નું રૂપ બદલીને કરી નાખવું-થી થઇ જવું.-નું કરવું-કરી નાખવું; ( કસાથી )-નું થવું-થઇ જવું. નાસ્તિકનું આસ્તિક બનાવવું.

**Transformation**, *n.* રૂપાંતર; સ્વરૂપાંતર; દેહાંતર; આકાર ભેદ. એક જાતની ધાતુ-વસ્તુ હોય તે બદલાઇને બીજી જાતની થઇ જવું તે. નાસ્તિકના આસ્તિક થયલાં હોવું તે.

**Transfuse**, *vt.* એક પ્રાણીની રગમાંથી બીજા પ્રાણીની રગમાં લાવવું ( લોહી ); શિરાંતર-નાડયંતર કરવું. -ના મન કેમગજમાં લાવવું-આણવું-ઉતારવું-ખુચાવવું; કરાવવું.

**Transfusoin**, *n.* એક વાસણમાંથી બીજામાં રેડવું તે; પાત્રાંતર કરણ. શિરાંતર કરણ.

**Transgaress**, *vt.* -નું ઉલ્લંઘન કરવું; લોપવું; ઓળંગવું; -નું અતિક્રમણ કરવું. *vi.* આજ્ઞા તોડવાનો અપરાધ-અન્યાય-દોષ-પાપ કરવું; હુકમ તોડવો; આજ્ઞા લોપવી-ઓળંગવી.

**Trangression**, *n.* ઉલ્લંઘન; ભંગ; આજ્ઞા-હુકમ તોડવાનો ગુનો-તકસીર-દોષ; આજ્ઞા ભંગ-લોપ.

**Transgressor**, *n.* હુકમ તોડનાર; આજ્ઞા લોપનાર; નહીં કરવાનું-અકાર્ય-ગુન્હા-અપરાધ કરનાર.

**Tranship**, *vt.* એક વ્હાણમાંથી બીજામાં મૂકવું-

ઘાલવું-નાખવું; નોકાંતર કરવું.

Transient, a. જાયુ-સ્થાવર.સ્થિર-કાયમ નરહે-નારૂં; અસ્થાવર; અસ્થિર. અલપ ઝલપ પડી-આવી-થઇ-મની ગયલું-નાખેલું-કીધેલું; જેની ઝાંખી માત્ર થયલી એવું; ક્ષણિક; ક્ષણભંગુર; ફાની; આરઘડીનું.

Transiently, ad. સ્થિર-કાયમ ન રહે એવી રીતે. ઝડપથી.

Transientness, n. અસ્થિરતા; ક્ષણિકપણું.

Transit, n. જવું-આવવું તે; ચાલ્યાં-આવતાં-થતાં જવું તે; કસામાં-ઉપર થઇને જવું તે; સંક્રાંતિ. લઇ જવું-આવવું તે. સંક્રમણ; સંસરણ; સંસૃતિ.

Transit-duty, n. કોઇ દેશ કે રાજ્યમાં થઇને માલ જાય તેપર લીધેલું દાણ-જકાત-મ્હેસુલ; ચોકી; ચોકીદાણ.

Transition, n. એક ઠેકાણેથી બીજે જવું તે; સ્થલાંતર ગમન. એક સ્થિતિ-હાલતમાંથી બીજીમાં આવવું તે; સ્થિત્યંતર ગમન. રાગ-સૂરનું ઘર બદલવું-બીજું ઘર પકડવું તે. એક વિષયપરથી બીજાપર ઉતરવું તે; વિષય બદલવો તે; વિષયાંતર ગમન. ફેરફાર.

Transitional, a. સ્થલાંતર-વિષયાંતર-સ્થિત્યંતર ગમન જેમાં રહેલું છે-જેથી થાય-જેનું લક્ષણ છે એવું.

Transitive, a. સકર્મક.

Transitoriness, n. ક્ષણભંગુર-ક્ષણિકપણું.

Transitory, a. ક્ષણભંગુર; ક્ષણિક; થોડાકાળનું; ઉતાવળું જતું રહે-પલકમાં ફનાથાય એવું.

Translatable, a. તર્જુમો-ભાષાંતર થાય-કરાય એવું. ઉઠાવી-ઉપાડી લઇ જવાય એવું.

Translate, vt. એક ઠેકાણેથી કાઢીને બીજે-ઉપાડી-ઉઠાવી લઇ જવું; લાવવું; લઇ જવું; આવવું. મનુષ્ય દેહે સ્વર્ગે લઇ જવું-તેડવું; સ્વદેહે સ્વર્ગ જવું. -નો તર્જુમો-ભાષાંતર કરવું. બીજી ઇબારતમમાં કહી બતાવવું-સમજાવવું;-નું વ્યાખ્યાન કરવું.

Translation, n. તર્જુમો. ભાષાંતર. સ્થલાંતરકરણ. ધર્માધ્યક્ષોની બદલી કરવી તે. સ્વદેહે સ્વર્ગે જવું તે.

Translator, n. તર્જુમો-ભાષાંતર કરનાર.

Translucent, Translucid, a. જેમાંથી અજવાળું પડે પણ પદાર્થો સાફ ન જણાય એવું; અર્ધપારદર્શક. નીતર્યાં-નિર્મળાં-સ્વચ્છ પાણીનું.

Transmarine, a. દરિયા-સમુદ્રપારનું-આવેલું.

Transmigrate, vi. બીજી હદ-દેશમાં-દેશ,તરફ જઇ વસવું. ખોળિયું બદલવું;-નો બીજો જન્મ થવો; પુનર્જન્મ લેવો-ધરવો.

Transmigration, n. સ્વદેશનો ત્યાગ કરી બીજે દેશ જઇ વસવું તે. દેશાંતરનિવાસ. દેહાંતર પ્રવેશ; બીજો-પુનર્જન્મ.

Transmissible, a. કો-નાથી પહોચે-મળે-ઉતર્યું આવે-ના વંશમાં ચાલ્યું જાય એવું; પરંપરાપરગમ્ય-હેય-પ્રાપ્ય. કસામાં થઇને પ્રકાશ ઈ. જાય-પડે-આવે એવું; પારગમ્ય; પ્રેષ્ય.

Transmission, n. મોકલવું તે; પ્રેષણ. રવાનગી. ઉતર્યાં ચાલ્યાં આવવું; પરંપપરાગમન.

Transmissive, a. મોકલેલું; રવાને કરેલું.

Transmit, vt. બીજાપર-તરફ મોકલવું; રવાનાને કરવું. પ્હોંચાડવું;-થી પ્હોંચવું-મળવું-ઉતર્યાં આવવું;-ના વંશ-પેઢીમાં ચાલ્યાં જવું.-માં થઇને બ્હાર જવું-આવવું-પડવું;-માંથી નીકળીને જવું.

Transmittal, n. See transmission.

Transmutable, a. રૂપ બદલી-બદલીને કરી નંખાય એવું; રૂપ ભેદ-દ્રવ્યભેદ સાધ્ય.

Transmutation, n. બની જવું તે; ખવાસ બદલી નાખવો તે. રૂપ-દ્રવ્યભેદ; દ્રવ્યાં-રૂપાંતર.

Transmute, vt.-નું રૂપ-ખવાસ બદલી નાખવો; -નું કરવું-કરી નાખવું;-ને-નું બનાવી દેવું;-થી થઇ-બની જવું.

Transom, n. આડો ભારટિયો.

Transparence, n. પારદૃશ્ય હોવું તે; પૂર્ણપાર દૃશ્યતા; તેજોભેદ્યતા.

Transparency, n. પ્રકાશ-કિરણભેદ્યતા; હરેક પદાર્થમાંથી આરપાર દેખાઇ આવવાની તે પદાર્થ-

ની શક્તિ. ઝીણાં લુગડાં આદિ અર્ધ પારદર્શ્ય પદાર્થઉપર પાડેલું પાછળથી અજવાળું પડે એટલે દેખાય એવું-પ્રકાશ દર્શ્યચિત્ર.

**Transparent,** *a.* આરપાર દેખાય એવું; પારદર્શ્ય-દર્શક; પૂર્ણ પ્રકાશ-કિરણ-તજ્ઞેજ્જ્યિ સાફ જણાય-જણાઇ આવે એવું; સ્વચ્છ; નિર્મળ.

**Transpierce,** *n.* ભોંકવું-ભોંકીને અંદર દાખલ કરવું-થવું. [ નિકળવું તે.

**Transpiration,** *n.* શરીરના છિદ્રોમાંથી હવાનું

**Transpire,** *vi.* ફુટવું; બહા-ખુલ્લું પડવું; પ્રગટ ઉઘાડું-પ્રસિદ્ધ થવું;ની બીજાઓને ખબર પડવી.

**Transplant,** *vt.* એક જગોએથી ઉખેડી બીજીએ વાવવું- રોપવું-લગાડવું. એક જગોએથી લઇ જઇ બીજીમાં વસાવવું-વાસો કરાવવો.

**Transplantation,** *n.* બીજી જગા-જમીનમાં રોપવું-વાવવું તે. [ પ્રકાશમાન-ચકચકિત.

**Transplendent,** *a.* બહુજ તેજસ્વી; ઘણુંજ

**Transport,** *n.* સિપાઇ તથા દારૂગોળા વગેરે લઢાઇનો સામન કે દેશપાર કરેલા ગુનેગારો ને લઇ જવાનું વ્હાણ. ભાન-શુદ્ધિ-સુધબુધ જતીરહી હોય એવી અવસ્થા; ગરક થઇ ગયલાં હોવું તે. અત્યાનંદ; પરમાનંદ; હર્ષ-નિમગ્નતા. દેશપર-નિકાલ-કાળાપાણીની સજા પામેલો ગુનેગાર. *vt.* એક ઠેકાણે-દેશમાંથી બીજે ઠેકાણે- પ્રદેશમાં લઇ જવું; દેશપાર નિકાલ કરવું; કાળે પાણીએ મોકલવું-કાઢવું. ભાન-શુદ્ધિ- સુધબુધ વિસરે-માં ગરક-તલ્લીન -નિમગ્ન થાય- રોમરોમ હર્ષ વ્યાપે એમ કરવું.

**Transportable,** *a.* બીજે ઠેકાણે લઇ જવાય એવું. દેશ નિકાલ કવવા જોગ; કાળેપાણીએ મોકલવા જેવું.

**Transportation,** *n.* બીજે ઠેકાણે લઇ જવું તે. કાળાપાણીની-દેશનિકાલ-પારની શિક્ષા-સજા.

**Transposal,** *n.* જગા બદલવી તે; સ્થલાંતર-સ્થાનાંતર કરવું તે.

**Transpose,** *vt.* ની અરસપરસ જગો બદલવી;-ને પરસ્પર ઠેકાણા ફેર-સ્થલાંતર-સ્થાનાંતર કરવું. કોઇ પદનું ચિન્હ બદલી તેને સમીકરણની એક બીજુએથી બીજી બાજુએ લાવવું; પક્ષાંતર કરવું. શબ્દનો અનુક્રમ બદલવો.

**Transposition,** *n.* શબ્દની જગાની ફેર બદલી; શબ્દાંતર-પક્ષાંતર કરણ.

**Transpositional,** *a.* સ્થલાંતર-પક્ષાંતરનું.

**Transubstantiate,** *vt.* કોઈ પદાર્થનો ખવાસ બદલીને તેનો બીજો પદાર્થ કરવો-બની જાય એમ કરવું.

**Transubstantiation,** *n.* પદાર્થોનું રૂપાંતર. પ્રભુભોજન વિધિપૂર્વક પાળતાં વપરાતી રોટલી તથા દ્રાક્ષરસનો ખવાસ બદલાઇને તેઓનું ઇસુખ્રિસ્તની દેહ તથા તેનું લોહી બની જવું માને છે તે.

**Transude,** *vi.* પરસેવો વળવો-નીકળવો-પડવો; પસીનો પસીનો થવો.

**Transversal,** *a.* આડું; વાંકું; તિરકસ; તિર્યંક; આડું આવેલું-આવી પડેલું.

**Trverse,** *n.* અંડાકૃતિની-લંબ વર્તુલની લાંબી આડીરેષા. *a.* આડું; વાંકું; આડું આવેલું.

**Transversely,** *ad.* આડું આવેલું-પડેલું હોય એવી રીતે.

**Trap,** *n.* શિકારનાં જનાવરો પકડવાચ્યુા સાંચો-પાંજરૂં. ( in com. )- વાઈ, વઈ. ફાંદોલો; છટકું. દાવ; પેચ; ઠગાઇ. ગીલીદાંડ. કે દડાની રમત. *pl.* અહોડવા પાથરવાના વગેરે કામ ચલાઉ-હાથ સામન. *vt.* પાંજરા-સાંચામાં પકડવું-સપડાવવું. ફાંદા-ફાંસા પેચમાં નાખવું-લેવું-સપવવું; ફસાવવું.

**Trapan,** *n.* જાળ; ફાંદો-સો; પેચ. *vt.* પેચમાં પકડવું; ફસાવવું.

**Trap-door,** *n.* ચોર બારણું-દરવાજો; ફાળકું.

**Trapeze,** *n.* પગ-કેહાથનાં આંગળાના ટેરવાંપર રહી કસરત કરવાનો હીંચકો.

**Trapezium,** *n.* વિષમ ચતુરસ્ર- ચતુર્ભુજ.

**Trappings,** *n. pl.* સણગાર; પરિચ્છદ; ભપકો; ખોટો-ખાલી દેખાવ. ઘોડાનો સાજ.

**Trapstik,** *n.* દાંડો; દંડા કે ગિલ્લી સાથ રમવાની લાકડી.

**Trash,** *n.* કંઇ કિમ્મત નહીં એવી-નકામી-હલકી-

કચરા જેવી-નાખી-ફેંકી દેવાની વસ્તુ-ચીજ; કચરો.

**Trashy,** *a.* કંઇજ કિમતનું નહીં એવું; નકામું; નાખી-ફેંકી દેવાનું; કચરા જેવું.

**Travail,** *vi.* ઘણીજ-છાતીતોડ-સખત મહેનત-મજુરી કરવી. -ને પ્રસુતિ-પ્રસવ વેદના થવી; કષ્ટાવું. *n.* છાતીતોડ મહેનત-મજુરી. પ્રસવ વેદના.

**Travel,** *vi.* ફરવું. દેશાટન-પ્રવાસ-મુસાફરી કરવી. *n.* પ્રવાસ; મુસાફરી; દેશાટન. T. by sea સમુદ્રાયન. T. by land ભૂયાન. Travels, *pl.* પ્રવાસવર્ણન.

**Traveller,** *n.* મુસાફર; પંથી; પ્રવાસી; પાંથ.

**Traversable,** *a.* નકારવા-નામકર જવા જેવું.

**Traverse,** *a.* આડું પડેલું. *n.* દૈવી અડચણ-નડતર; આડી પડેલી-નાખેલી-બાંધેલી કોઇપણ ચીજ; અડથળો; *vt.* કંઇ આડું મૂકવું.-ની વિરૂદ્ધ-પ્રતિકૂળ-સામાં-આડાં પડવું. ઉપર મુસાફરી કરવી-ફરી વળવું;-માં થઇને-ઓળંગીને જવું.-માં બધે ફરી વળી જોવું-તપાસવું. પ્રતિ પક્ષે જે કહ્યું હોય તેની ના કહેવી-ખોટું છે એમ કહેવું-ના કબુલ કરવું. *vi.* સામાંનો હાથ ચૂકવવા તથા પોતાનો હાથ ચૂકવવા તથા પોતાનો હાથ કરવા શરીર વળવું-ચાલાક રાખવું. કુંડાળા-ચક્કરમાં ઘડિયાળના કાંટાની પેઠે ફરવું.

**Travesty,** *n.* મૂળ ગ્રંથમાં થોડો ફેર કે તર્જુમો કરી જેમાં હાસ્યરસ આણેલો એવો ગ્રંથ; મૂળ ગ્રંથનું હાસ્ય જનક વ્યાખ્યાન. *vt.* -નો એવીરીતે ફેરફાર કે તર્જુમો કરવો કે તેમાં હાસ્ય રસ આવે; -નું હાસ્યજનક વ્યાખ્યાન ભાષાંતર કરવું.

**Tray,** *n.* લાકડા કે ધાતુ ની રીકાબી;ખુમચો; થાળી; તાસક; તબકડી.

**Treacherous,** *a.* દગલબાજ; દગાબાજ; કપટી; કાવતરાંખોર; વિશ્વાસઘાતી; નિમકહરામ.

**Treachery,** *n.* છળ; દગો; કપટ; દગલબાજી; કાવતરું; વિશ્વાસઘાત; બેઇમાની.

**Treacle,** *n.* ગોળ. કાકવી; રસી.

**Tread,** *vi.* પગ-પગલું મૂકવું. ફરવું; ચાલવું; ઠાળ -ભભકાથી ચાલવું. *vt.* ઉપર ચાલવું-ફરવું. ખુંદવું; પગે છુંદવું. પગતળે ચગદી-છુંદી-કચરી નાખવું; ભચડવું; કચરવું. *n.* પગલું; પદન્યાસ; પદવિક્ષેપ. ચાલ; ચાલવાની લઢણ. પગથિયું.

**Treadle, Treddle,** *n.* પાવડાં; સાળ કે બીજા કોઇ સાંચાના જે ભાગ ને પગેવતી દાબેછે તે ભાગ.

**Tread-mill,** *n.* પરિઘની જોડે જડેલાં પાટિયાંપર માણસના ચાલવાથી ફરતી ઘંટી-ચક્કી; પગઘંટી -ચક્કી.

**Treason,** *n.* ફિતુર; રાજદ્રોહ; રાજાની જોડે બેવફાઈ. નિમક હરામી; વિશ્વાસઘાત.

**Treasonable,** *a.* રાજદ્રોહી; નિમકહરામ; બેવફાઈનું-ભરેલું.

**Treasure,** *n.* ઢગલો; પુંજી; ખજાનો; ગરથ. થાપણ; માયા; નિધિ. હમિયાણી; મુદ્દલો, દોલત; ધન. *vt.* up સંઘરી-ભરી રાખવું; રાખી મૂકવું.

**Treasurer,** *n.* ભંડારી; ખજાનચી; જામદાર; કોશાધ્યક્ષ-ધીશ-ધિકારી.

**Treasury,** *n.* ભંડાર; ખજાનો; કોશ; જામદારખાનું.

**Treat,** *vt.* સાથે ચાલવું-વરતવું. વિષે-ઉપર બોલવું -લખવું-સમજાવવું; કહેવું;-નું કથન-વ્યાખ્યાન-આખ્યાન કરવું. મેજબાની કરવી-આપવી. ખવાડી પીવાડીને ખુશ કરવું-મોજ કરાવવી;-નું ખાન પાનથી આતિથ્ય કરવું.-નું ઓસડ-દવા-ઇલાજ કરવો.-ઉપર અજમાવવું. *vi.* સમજવું; માનવું. of વાત કહેવી; ચરચા કરવી. with, for, about ભાંજગડ કરવી-ચલાવવી; કહેણ કહાવણ-વહાણું કરવું; *n.* કરાવેલી મોજ; સન્માન દાખલ આપેલી મિજબાની-કરાવેલો નાચ જેમાં ઘણી મજા કે રસ પડે એવું કંઇ; ગમત; રંગ; રમુજ; વિનોદ.

**Treatise,** *n.* જેમાં કોઈ વિષય ચરચ્યો કે સમજાવ્યો હોય એવું લખાણ-ગ્રંથ; આખ્યાન-ચરચા ગ્રંથ-નિબંધ.

**Treatment,** *n.* કોઇસાથે ચાલવાની રીત; કોઇ સાથેની વર્ત્તણુક. ચરચા; કથન; આખ્યાન; વ્યાખ્યાન;ચરચા રીતિ-શૈલી. મેળવવા જુદા પાડવાની રીતિ કે ચા; વિધિ.-નું ઓસડ કરવાની રીત; ચિકિત્સા ઓસડ વેસડ; દવાદારૂ.

Treaty, *n.* કરારનામું; તહનામું; સંધીપત્ર.
Treble, *a.* ત્રમણું; ત્રણગણું; તેવડું. ઉંચામાં ઉંચા સૂરનું; ઉચ્ચ. *vt.* તેવડવું; તેવડું-ત્રણગણું કરવું. *n.* ઉંચામાં, ઉંચો સૂર; નિષાદ. નિષાદ ગાનાર-વગાડનાર.
Trebly, *ad.* ત્રણ ગણું; ત્રેવડીરીતે.
Tree, *n.* ઝાડ; વૃક્ષ; તરૂ; દ્રુમ.
Treenail, *n.* લાકડાની ખીલી.
Trefoil, *n.* ત્રણ પાંત્રાનો રોપો-છોડ.
Trellis, *n.* આડા સળિયા જડેલું-જાળીદાર ચોકઠું.
Tremble, *vt.* ધ્રુજવું; કાંપવું; કંપવું; થથરવું. હાલવું; હાલ્યાં કરવું; કંપાયમાન થવું. [ રઝો.
Trembling, *n.* કંપ; ધ્રુજારી; કંપારી; થથરી; લ-
Tremendous, *a.* મ્હોટું જબરૂં; ભયાનક; ભયંકર; દારૂણ; ઘોર; ભય-ભીતિ ઉત્પાદક.
Trmendously, *ad.* ભયાનક-ભયંકર રીતે.
Tremor, *n.* કંપારી; ધ્રુજારી; કંપ. લરઝો.
Tremulous, *a.* ધ્રુજતું; કાંપતું; કંપાયમાન; હાલતું; સકંપ; અસ્થિર.
Tremulousness, *n.* ધ્રુજારી; કંપ; અસ્થિરતા.
Trench, *n.* ખોદેલી ખાઇ-ખાડી-ન્હેર-નીક-મોરી. ચર; ખાઇ-હી; પરિખા. *vt.* ખાઇ-ખાડી-નીક-ચર ખોદવી.
Trenchant, *a.* હાડોહાડ ઝાટકો લાગે એવું.
Trencher, *n.* લાકડાનો મ્હોટો થાળો-રીકાબી. ટેબલ; મેજ. ખાવુંપીવું તે; મિષ્ટાન્ન પાન. ખાઇ-ચર ખોદનાર.
Trencherman, *n.* ઘણું ખાનરો; ખાઉધર.
Trepan, *vt.* છેતરવું; ફાંદા-ફાંસા-સપાટામાં લાવવું-આણવું. ગોળ કરવતે ખોપરી કાપવી. *n.* ખોપરી કાપવાની ગોળ કરવત.
Trepanning, *n.* ગોળ કરવતથી ખોપરી કાપવાની ક્રિયા કરવી તે.
Trephine, *n.* ખોપરી કાપવાની ગોળ કરવત.
Trepidation, *n.* ભયથી ધ્રુજવું-કાંપવું તે; ભયભીત થઇ જવું તે; ભયકંપ; ભીતાવસ્થા.
Trespass, *vi.* બીજા-પારકાની મિલ્કતમાં-માં પેઠને તેની રજાવગર જવું-આવવું; સાપરાધ પ્રવેશ કરવો; ઘુસવું. રોકવું; રોકી નાખવું. સતાવવું. જાણી જોઇને અપરાધ કરવો-માં પકડવું-અપરાધી થવું. *n.* વાંક; અપરાધ. સાપરાધપ્રવેશ; પ્રવેશાપરાધ.
Trespasser, *n.* સાપરાધ પ્રવેશનો ગુનો કરનાર; પ્રવેશાપરાધી; ઘુસનાર.
Tress, *n.* નિમાળાની લટ; અલકલટ; ઝુલ્ફ; ગુચ્છો.
Trestle, *n.* કોઇપણ વસ્તુ રાખવાનું ચોકઠું; ટેકણ.
Tret *n.* તોલ; ખરીદેલા માલમાં કચરો વગેરે ભળેલું હોય તે બદલ માલ ધણી ખરીદદારને ૧૦૪ પાઉંડે ચાર પાઉંડ તોલમાં વધારો આપે છે તે.
Trevet, Trivet, *n.* ત્રણ પાયાનું લોખંડી ચોકઠું.
Trey, *n.* રમવાના પાસા કે પાનામાંનો તીરકો-ઘોડું. [ એવું-લેવા જેવું.
Triable, *a.* ચલાવાય-તપાસ-તજવીજપર લેવાય
Triad, *n.* ત્રણનું જોડું-જોડકું; તેખણું; ત્રિક.
Trial, *n.* અજમાવી જોવું તે; અજમાયશ. જેથી માણસની ધીરજ-આપ આદિ જણાઇ આવે એવે મામલો-કામ; કસી જોવા નાખેલું દુઃખ-વિપત્તિ; કસોટી; કસણી. મુકદ્દમાની તપાસણી-તજવીજ.
Triangle, *n.* ત્રિકોણ; ત્રિભુજ; ત્રિકોણાકૃતિ.
Triangular, *a.* ત્રણ ખુણિયું; ત્રિકોણાકારનું.
Triarchy, *n.* ત્રણ પુરૂષનું રાજ-ત્રિપુટી કારભાર.
Tribe, *n.* જાત; વર્ગ; ફિરકો; ટુકડી; ટોળી; જન વિભાગ. કુળ; કોમ; કુલજવર્ગ; જાતિ; પંક્તિ.
Triblet, *n.* વીટી-અંગુઠી બનાવવાનું સોનીનું ઓજાર.
Tribulation, *n.* જેથી મનને ઘણું દુઃખ કે કલેશ થાય એવું કંઇ; સંસારનાં દુઃખ; સંતાપ; પીડા; જંજાળ.
Tribunal, *n.* ઇન્સાફ-ન્યાય-અદલનું ઠેકાણું; અદાલત; ન્યાય ધર્મ સભા; ઈન્સાફદાર.
Tribune, *n.* આમીન; લોકરક્ષી; કોટવાલ. ત્રિબ્યૂન. તમક.
Tributary, *n.* ખંડિયું; ખંડણી આપનાર. તાબેનું; ન્હાનું; ઉપ; ગૌણ. જે કરવું જોઇએ તે કીધે-

લુ'; લ્હેણા દાખલ-રૂણરૂપે આપેલુ'-કીધેલુ'-નિવેદન કીધેલુ'. ભરતી કરનાર'; કસામાં ભરનાર'-મળનાર'; નધ'તરગામી-ગામિની. n. ખ'ડીયો રાજ-રાણી; સામ'દ; મ'ડળિક. બીજી નદીમાં મળનારી નદી; નધ'તર ગામિની.

**Tribute**, *n.* ખ'ડણી. જે ક'ઈ કરવુ' જોઈએ એવું કરવાનું-કરેલુ' ક'ઈ; આપવાનું; રૂણ.

**Trice**, *n.* પલક; ક્ષણ. [હોવુ'. થવુ'.

**Tricennial**, *a.* ત્રીસ વર્ષે એક વખત બનતુ'-

**Trichina**, *n.* પરદેહોપકારી જીવડો.

**Trichord**, *n.* ત્રણ દોરીવાળુ' વાજુ'.

**Trick**, *n.* ફ'દ; ફૂલ; ફ'દો; કારસ્તાન; પેચ; દગો-ફટકો. ખબરદારીભરેલી તદબીર-યુક્તિ-ઘાટ; કળા. ચાળો; ચસકો; ચ્હેનકુ'; ચેષ્ટા. હાથ ચાલાકી; હસ્તલાઘવ; કરતલાઘવ; કરામત. અટકચાળુ'; અડપલુ'. આંગીળી ચાળો; બાળચેષ્ટા; છમકળુ'. અપલક્ષણ; કુલક્ષણ. ચાળો; તાસીર; તરેહ; બાની. *vt.* છેતરવું;-સાથે દગો કરવો. up, off, out, બનાવવું; સણગારવું; બનાવવું; ઠણાવવું; બહુજ ઠીકઠાક બનેલુ' ઠણેલુ' રાખવું; બનાવી ઠણાવી-ફક્કડ ફેરવવું. [કળા; છેતરપટ્ટી.

**Trickery**, *n.* છેતરવાની કળા-યુક્તિ-તદબીર;

**Trickish**, *a.* ચેષ્ટા-પેચવાળુ'.

**Trickishness**, *n.* ફ'દો; પેચ; દગો ફટકો. ચેષ્ટા.

**Trickle**, *vt.*-ની પાતળી ધીમી ધાર-દદૂડી ચાલવી-પડવી; દડદડ નીકળવું; ગળવું; ક્ષરવું; ઝરવું.

**Tricolour**, *n.* ફ્રાન્સ દેશનો-ફ્રેંચલોકનો વાવટો-ઝુ'ડો-નિશાણ; ફ્રેંચ પતાકા.

**Tricoloured**, *a.* ત્રણ ર'ગનું-વાળુ'.

**Tricornigerous** *a.* ત્રણ શીંગડાંવાળુ'; ત્રિશૃંગી.

**Tricushid**, *a.* ત્રણઅણી વાળુ'. [વાળુ'.

**Trident**, *n.* ત્રીશૂળ-લ. *a.* ત્રણ દાંતા ફૂળાંનું-

**Tridentate**, *a.* ત્રણદાંતા-ફૂળાંનું-વાળુ'.

**Triennial**, *a.* ત્રણ વર્ષલગી રહેનાર'-પહોંચનાર'; ત્રિવાર્ષીક. ત્રણવર્ષે એક વાર થનાર' આવનાર'.

**Triennially**, *ad.* ત્રણવર્ષેએકવાર. [કસી જોનાર.

**Trier**, *n.* તપાસનાર; પારખનાર; અનુભવ લેનાર;

**Trifle**, *n.* નજીવી-માલ-દમ વગરની-ફેંકી દેવાની તરણા તોલની-અલ્પ વાત-વસ્તુ. *vi.* છાલકાઈથી બોલવું-ચાલવું; રમત-છોકર વાદી-નહીં કામનું કામ કરવું; ગેડાં કાઢવાં.

**Trifler**, *n.* ઠાવકાઈ વગર બોલનાર ચાલનાર; છિછલ્લુ'-છોકરવાદિયુ' માણસ.

**Trifling**, *a.* ભાર-માલ-દમ-જીવ વનાનું; નજીવું; હલકુ'; જુજ; અલ્પ.

**Triflingly**, *ad.* નજીવીરીતે; છિછલ્લાપણાથી.

**Trifoliate**, *a.* ત્રણ પાંદડાંવાળુ'; ત્રિપર્ણીત.

**Triform**, *n.* ત્રણ આકારનું; ત્રિવિધ.

**Trig**, *vt.* પૈંડા-ચાક-ચક્રને અટકાવવું-બ'ધ કરવું-ની સાથે બાંધવું.

**Trigger**, *n.* બ'ધુકનો ઘોડો-વાંદરો-ચાંપ.

**Triglyph**, *n.* દોરિક જાતની બાંધણીનાથાંભલાની નકસી.

**Trigonal**, *a.* ત્રિકોણ; ત્રણખુણિયુ'.

**Trigonometrical**, *a.* ત્રિકોણમિતિનું-ત્રિકેનું-ના નિયમ પ્રમાણેનું-કીધેલુ'.

**Trigonometry**, *n.* ત્રિકોણમિતિ.

**Trihedral**, *a.* ત્રણ સરખી બાજુ-પાસાવાળુ'.

**Trihedron**, *n.* સમબાજુ ત્રિકોણ; સમ-ત્રિભુજ.

**Trilateral**, *a.* ત્રણ બાજુનું-વાળુ'; ત્રિભુજ; ત્ર્યસ્ર; ત્રિપાર્શ્વ.

**Trilingual**, *a.* ત્રણ ભાષાનું-માંનું-માં લખેલુ'; ત્રિભાષ; ત્રિભાષિક. [શબ્દ.

**Triliteral**, *a.* ત્રણ અક્ષરનું; ત્ર્યક્ષર. ત્ર્યક્ષર

**Trill**, *n.* ક્વાલ; અલ્લાપ. *vt.* અવાજ. ધ્રુજાવીને-ક્વાલથી ગાવું. *vi.*-માં ક્વાલ થવી.

**Trillion**, *n.* એક ઉપર અઢાર મીંડાં જેટલી સ'ખ્યા; દશ પરાર્ધ.

**Trilogy**, *n.* ત્રણ ન્હાના ન્હાનાં નાટક કાવ્યો મળી એક સ'પૂર્ણ કાવ્ય નાટક.

**Trim**, *a.* ઠીકઠાક; ઠિકઠાકિયુ'; ઘાટીલુ'; ડોળડાળ-ઘાટઘુટવાળુ'; બેસતુ'. *vt.* ઠીક કરવું; સ'કોરવું (દીવા-દેવતા). ખૂબ-ઠીકઠાક-ઘાટીલુ' બનાવવું-કરવું; સણગારવું; બનાવવું ઠણાવવું. કાતરવું; છા-

રવું. ડાળવું.-નો મોગરો-ગુલ કાતરવી-ખેરવવી; ધીમતું કરી-ગુલ કાતરી-દિવેલ પૂરી ઠીક-જાગત કરવું. છોલવું; છોલી છાલી સાફ કરવું-બનાવવું.રહેડ જેમ જોઈએ તેમ રાખવા. *vt.* બેહુ પક્ષવાળા જાણે કે આપણામાં છે એવીરીતે-રંગ જોઈને ચાલવું; એક પગ દહીમાં ને એક પગ દૂધમાં રાખવો.

**Trimly,** *ad.* સારી-ઠીકઠાક-સાફસુફરીતે;ચોકસીથી.

**Trimmer,** *n.* એક પગ દહીમાં ને એક પગ દૂધમાં રાખનાર; રંગ-તાલ-સુમાર જોઈને ચાલનાર. લાકડું. [ પાલવ-કિનારી-જંજીરો-ફીત.

**Trimming,** *n.* લુગડાંને દીધેલી મગજી-સંજાબ-કોર

**Trimness,** *n.* ઠીકઠાકપણું; સાફસુફપણું.

**Trinal, Trine,** *a.* ત્રણ ગણું; ત્રગણું.

**Trinitarian,** *a.* ત્રિમૂર્તિ સંબંધી. *n.* પિતાપુત્રને પવિત્રાત્મા એ ત્રણેો મળીને એક ઇશ્વર છે એવું મત માનનાર.

**Trinity,** *n.* ત્રિમૂર્તિ; ત્ર્યેકતા. પિતાપુત્ર ને પવિત્રાત્માએ ત્રણે મળીને થયલો એક ઇશ્વર.

**Trinket,** *n.* ઘરેણું; દાગીનો; જનસ.

**Trinomial,** *a* ત્રણ પદનું; ત્રિપદી; ત્રિપદ. *n.* ત્રણ પદની-ત્રિપદી રકમ-સંખ્યા.

**Trio,** *n.* સાથે રહેનાર કે કામ કરનાર ત્રણ જણતેખણું; ત્રિક; ત્રય-યી; જનત્રિક-ત્રય. ત્રણજણે ગાવાનું કે ત્રણ વાદિત્રમાં ઉતારવાનું ગાણું; ગાન; ત્રયી.

**Trip,** *n.* આંટો; ચક્કર; સપાટો; ફેરો; ઉભાં ઉભાં જઈ આવવું-આવીજવું. ઠોકર; લથડિયું. અડબડિયું. આંટિ; પાડવાનો-લાવી મેળવવાનો દાવ. નિવર્તન. ગોથું; ચુક; ભૂલ; સ્હેજ દોષ. *vi.* જાણે ભોંયે પગ ન અડકે એમ વેગથી-થનગન થનગનકૂદતાં-નાચતાં-ઉડતાં-સરસરાટ ચાલવું-ચાલ્યાં જવું. ઠોકર લાગવી; લથડિયું ખાવું;-નો પગ ચુકવો. લપટાણું થઈ જવું;ગોથા વળવા. ગોથું-ભૂલ ખાવી; ચુકવું; ચુકીને ચાલવું; ભૂલવું;-ની ચુક થવી. *vt.* up-ને આંટી-ઠોકર-ઠેસ મારવી-મારીને પાડી નાખવું.

**Tripartite,** *a.* જેના ત્રણ ભાગ કીધેલા એવું; ત્રિભાગ; ત્રિખંડ. જેની ત્રણ જોડ.મત હોય એવું; ત્રિજોડ; ત્રિમત-તિ;ત્રણ જણ વચ્ચે થયલું. ત્રિજનકૃત; ત્રિપક્ષ.

**Tripartition,** *n.* ત્રણ ભાગ; ત્રણ વર્ગ.

**Tripe,** *n.* વાગોળનારાં પ્રાણી઼ઓનું આખું ભાગુ ખાધેલું જેમાં જાયછે તે પહેલા પેટ સુધાં સાફ અને ખાવા જેવાં કીધેલાં મ્હોટાં આંતરડાં.

**Tripedal,** *a.* ત્રણ પગું-પગવાળું.

**Triphthong,** *n.* ત્રણ સ્વર સાથે આવ્યાથી બનેલો એક ઉચ્ચાર-વર્ણ-એકાચ.

**Triple,** *a.* ત્રગણું; ત્રણગણું; ત્રમણું. તેવડું; તેવડેલું; તેવડ. *vt.* તેવડવું; ત્રગણું કરવું.

**Triplet,** *n.* એક જાતની ત્રણ વસ્તુ. સરખા અનુપ્રાસવાળી ત્રણ લીટી-તુક; ત્રિપાઇ.

**Triplicate,** *a.* તેવડેલું; ત્રિગુણ. *n.* ત્રીજી નકલ. એકજ-તેજ જાતની ત્રીજી વસ્તુ.

**Triplication,** *n.* તેવડું-ત્રિગુણ કરવું તે.

**Triplicity,** *n.* તેવડા પણું; ત્રિગુણપણું.

**Tripod,** *n.* ત્રણ પાયાનું આસન-બાંક-બાજઠ; તણપાયું; તિરપાઇ; ત્રીપાદી.

**Tripping,** *a.* જાણે ભોંય પગ ન અડકે એમ-ઉડતુ ચાલનારૂં; છુટ-ઉડ ચાલુ.

**Triptote,** *n.* માત્ર ત્રણ વિભકિતનાંજ જેનાંરૂપ થાય એવું નામ. [ત્રિભાગવું; ત્રિભાજવું;

**Trisect,** *vi.*-ના ત્રણ સરખા ભાગ-કકડા કરવા

**Trisection,** *n.* ત્રણ ભાગ કરવા તે.

**Trisyllabic,** *a.* ત્રણ અચકનું-વાળું; ત્ર્યચક.

**Trisyllable,** *n.* ત્રણ અચકનો-પદનો શબ્દ; ત્ર્યચક.

**Trite,** *a.* જૂનું; સાધારણ થઇ-ઘસાઇ-ચુંથાઇ-ચવાઇ ગયલું; કુંચો થયલું; એટલીવાર થયલું કે તે ઉપરથી મોહ ઉઠી ગયલો.

**Tritely,** *ad.* જૂનું થઇ-સાધારણ થઇ-ચવાઇ ગયું હોય એવી રીતે. [ પણું.

**Triteness,** *n.* સાધારણ-જાનું-કુંચો થઈ ગયલા-

**Tritheist,** *n.* પિતાપુત્ર અને પવિત્રાત્મા મળીને એકજ ઇશ્વર નહીં પણ ત્રણ દેવ છે એવું મત ધરાવનાર; ત્રિદેવવાદી.

**Tritheism**, *n.* ત્રિદેવાવાદ-મત; ખ્રિસ્તી ઈશ્વરકર્તાના ત્રણ પુરૂષો જૂદાજૂદા દેવછે એવું મત.

**Triton**, *n.* ઉપલો ભાગ માણસનો ને નીચલો માછલાના આકારનો એવો પ્રાચીન ગ્રીક લોકનો સમુદ્રનો દેવ.

**Triturate**, *vt.*-નો દળી-ખાંડી-વાટી-ખલ કરી ઘણોજ ઝીણો-બારીક ભૂકો કરવો; ઘણુંજઝીણું દળવું-પરતવું.

**Triturable**, *a.* ઘણોજ ઝીણો ભૂકો થઈ-પરતાઈ શકે-ઘણુંજ ઝીણું દળાય એવું.

**Trituration**, *n.* વાટી-દળી કે ઘસીને ઘણુંજ ઝીણું મેદા જેવું કરવું તે.

**Triumph**, *n.* વિજય સંમારંભ; જયોત્સવ. વિજયાનંદ; વિજયહર્ષ; જય મળવાથી થતો હર્ષ; જેજે-જયજયકાર. જય; વિજય; ફતેહ. *vi.* over, upon ઘણાંજ ખુશી-ખુશીખુશી થવું. *vt.* જયજીત-ફતેહ મેળવવી;-નો જય થવો; આબાદ-આબાદીમાં હોવું; ધમધોકારે ચાલવું. વિજયાનંદ કરવો. [ જય; વિજય.

**Triumphal**, *a.* વિજય સંમારંભનું-સંબંધી;

**Triumphant**, *a.* જયહર્ષ પૂર્ણ; જેજે-જયજયકાર કરતું. જયહર્ષ બતાવનારૂં-સૂચક. જયજીત-ફતેહ પામેલું; ફતેહમંદ; યશવંત.

**Triumphantly**, *ad.* જય-વિજયથી; જીતીને.

**Triumvir**, *n.* ત્રણસાથે રાજ કરનારા-રાજ ત્રિકમાંનો એક; રાજત્રિકેક.

**Triumviral**, *a.* રાજ ત્રિકેકનું.

**Triumvirate**, *n.* ત્રણસાથે રાજય કરનારાઓનું-ત્રિજનસત્તાક રાજ્ય. ત્રણસાથે રાજ્ય કરનારાં રાજત્રિક; ત્રિકૂટ; ત્રય.

**Triune**, *a.* ત્ર્યૈકરૂપ.

**Trivet**, *n.* ત્રણ પાયાની માચી-બેસણી; તિરપાઇ.-

**Trivial**, *a.* નજીવું; હલકું; તુચ્છ; જીવ-દમ વનાનું.

**Triviality**, *n.* દમ વગરના હોવું તે; નજીવાપણું; નજીવી વાત-બાબત- કામ.

**Trocar**, *n.* જલંધર ફોડવાનું હથિયાર.

**Trochee**, *n.* પહેલો ગુરૂ ને પછી લઘુ એ પ્રમાણે અક્ષરો આવેલા હોય એવું પદ; ગુરૂ લઘુપદ; ગલંગલપદ.

**Trod**, *pret. & pp.* of tread કચરયું; છુંદયું.

**Trodden**, *pp.* of tread કચરેલું; છુંદેલું.

**Troglodytes**. *n.* જમીનની અંદર કરેલ ગુફાઓમાં વસનારા.

**Troll**, *vt.* ઘણી ઝડપથી ફેરવવું-ચલાવવું-ગબડાવવું-જાય-ચાલે-ગબડે એમ કરવું. ઝડપથી તથા ઘાંટો પાડીને બોલવું-ગાવું. *vi.* દોડયાં-ગબડયાં કરવું.

**Trollop**, *n.* ગમેતેમ લુગડાં પહેરેલાં હોય એવી બૈરી; જથરપથરિયેણ; સાલાતુલી; વલકુડી.

**Tromp**, *n.* ધમણ જેવું ભઠ્ઠી ફૂંકવાનું યંત્ર.

**Troop**, *n.* ટોળું; ફોજ; ધાડું; ઝુંડ; ટોળેટોળાં; ધાડું ને ધાડું. સાથરેસાથરા; પોઠ. લશ્કર; ફોજ; સૈન્ય; પ્યાદળ લશ્કર. ઘોડાના લશ્કરની ટુકડી-પલટન; રસાલો. *vi.* હારબંધ ચાલવું.

**Trooper**, *n.* ઘોડાના લશ્કરમાંનો-સાદો સિપાઈ; લશ્કરી સવાર; ઘોડેસ્વાર.

**Trope**, *n.* મૂલ અર્થથી જૂદા અર્થમાં શબ્દ વાપરવા તે-વાપરેલા એવા બોલ-બોલો; અર્થાંતરારોપ; અર્થાંતર રૂપક શબ્દ-વાકય.

**Trophied**, *a.* વિજય-જય ચિન્હથી સણગારેલું.

**Trophy**, *n.* યુદ્ધમાં દુશ્મનોનાં લઈ લીધેલાં હથિયાર-શસ્રો. ફત્તેની યાદગિરિની-રાખી મૂકેલી નિશાણી; જયસ્મરણ-યશચિન્હ.

**Tropic**, *n.* દક્ષિણોત્તરાયણ-અયન વૃત્ત. *pl.* કર્ક અને મકર વૃત્તની વચ્ચેનો દેશ; ઉષ્ણ દેશ-કટિબંધ.

**Tropical**, *a.* મૂળ અર્થથી જૂદા અર્થમાં મૂકેલું; લાક્ષણિક. ઉષ્ણ કટિબંધનું. કર્ક અને મકર વૃત્તની આજુબાજુના ઉષ્ણ દેશનું-દેશમાં થનારૂં. ઉષ્ણદેશિક.

**Tropology**, *n.* અલંકારિક ભાષા.

**Trot** *vi.* ખુદકુક ખુદકુક-ખુદખુદ ચાલવું. દોડાદોડી કરવી-કરી મૂકવી; ઝપટિયાં-વંઝોટિયાં મારવાં. *n.* તુર્કી-ખુદ્ખુદ્ ચાલ.

**Troth**, *n.* ભરોસો; કોલ; વચન; પ્રતિજ્ઞા. સાચવટ; સત્ય; સાચાઈ.

**Trotter,** *n.* ખુદડુકખુદડુક ચાલનાર જનાવર-પશુ.

**Trottingly,** *a.* ડુડુક ડુડુક; ડુડુક ડુડુક.

**Trouble,** *vt.*-માં-ને ખળભળાટ લગાડવો; ખળભળાવવું; હુલાવી-હુચમચાવી-તળેઉપર કરી નાખવું. પજવવું; સંતાપવું; મહેનત આપવી; હેરાન-કાયર કરવું; દુઃખ દેવું. તસ્દી-શ્રમ આપવો. *n.* સંતાપ; ઉચાટ; ચટપટી; અકળામણ; ધભરાટ; ભ્રમ; કલેશ. દુઃખ; આપદા; આફત; હરકત; અડચણ; હેરાનગતી; વિપત્તિ; સંકટ; સંતાપ; પીડા; જંજાળ; કચાટ. મહેનત; શ્રમ; તસ્દી.

**Troubler,** *n.* દુઃખદેનાર; મહેનત આપનાર; હેરાન-હરકત-ખલલ કરનાર.

**Troublesome,** *a.* મહા મહેનતનું; કડાકુટિયું; કચાટિયું. આફત-સંકટનું-નું ભરેલું; દુઃખદાયક. દુઃખદાઈ; હેરાન-સંતાપ કરનાર; અકળાવે એવું; જીવ ખાનાર; પજવનાર. નડે એવું નડનારૂં; હરકત-અડચણ કરનારૂં; પેન જેવું; ભારે પડે એવું.

**Troublous,** *a.* દુઃખ-આફત-સંકટનું-નું ભરેલું; દુઃખદાયક.

**Trough,** *n.* પાણી કુબીને કોઇ પ્રવાહી પદાર્થ રાખવાનું લાકડા કે પથ્થર કે ધાતુંનું લાંબું તથા ઘણું ઉંડું નહીં એવું વાસણ; કઠોડું. હોડકું; નાવડું. તબક; કઠરોટ; થાળી. પાણીની પંનાળ; જલની. -of the sea, દરિયાના બે મ્હોટાં મોજાની વચ્ચેની-અહોડાની બખોલ-સપાટી.

**Trounce,** *vt.* દંડુકાથી મારવું; ખૂબ ઠમઠોરવું.

**Trousseau,** *n.* પરણનારી સ્ત્રીનો હુલકો-ભાર-વખરનો સાજ-સામગ્રી.

**Trousers, Trowsers,** *n.* લેંઘા-ધી; સુરવાળ; ઇજાર; તુમાન; ચોરણો; પાયજામો.

**Trout,** *n.* એક જાતની મીઠા પાણીની માછલી.

**Trover,** *n.* કોઈ માલ જડયો હોય તે તેના ધણીને નહીં આપવો તે વિષેની ફરિયાદ.

**Trow,** *vi.* વિચાર-ખ્યાલ કરવો; ધારવું.

**Trowel,** *n.* કડિયા લોકોની થાપી-કોલ-લેલા-નેલા-લોઢું-કણી. [વાનું તોલ.

**Troy-weight,** *n.* સોનું-રૂપું-ઝવેર વગેરે તોલ-

**Truant,** *a.* પોતાને કરવાનું તે ન કરતાં ભટકયાં-રઝળયાં કરવું; કામચોર; લાંઠિયું; આળસુ. *n.* સુસ્ત-આળસુ છોકરો.

**Truce,** *n.* થોડા દિવસ સારૂ કરેલી સલાહ; સાવધિક સંધી; અવહાર. થોડીવારસારૂ કંઇ બંધ રાખવું-રહેવું-ન કરવું-થોડીવાર ન થવું-શાંત રહેવું તે.

**Truck,** *n.* એક વસ્તુ આપી તેના બદલામાં બીજી લેવી તે; સાટું; વસ્તુ વિનિયમ. *vt. vi.* અદલ-બદલ-સાટું કરવું.

**Truck-le,** *n.* ન્હાનું લાકડાનું વાટ વગરનું પૈંડું. ન્હાની બે પૈંડાની પથ્થર વગેરે લઇ જવાની ગાડી.

**Truckage,** *n.* અદલબદલ-સાટું કરવાની રીત-ચાલ-ધારો.

**Truckle,** *vi.* દબેલું હોય એમ-ખુશામતિયાની પેઠે વરતવું-ચાલવું; હાજીહા કરવું; તાબે-બીજાની ઇચ્છાને આધીન થવું; ખોળો પાથરવો; નાક ઘસવું.

**Truckle-bed,** *n.* ચારે પાયાને પૈંડાં જડેલાં હોય એવો પલંગ.

**Truculence-cy,** *n.* જંગલીપણું; ક્રૂરતા. બિહામણાપણું; વિકરાળતા. જીવ લે એવાપણું; માણઘાતકપણું; નાશકારકપણું.

**Truculent,** *a.* જંગલી; ક્રૂર. દેખાઇતું વિકરાળ બિહામણું; ભયંકર. જીવ લે એવું; માણઘાતક; નાશકારક.

**Trudge,** *vi.* પગે ચાલવું; હિંડવું; ફરવું. લથડતાં લથડતાં-લંગડતાં-પગ ઘસડતાં-કષ્ટ ખેંચીને ચાલવું.

**True,** *a.* જેવું હોય તેવું; ખરૂં; સાચું; સત્ય; વાસ્તવિક. અસલ નમુના પ્રમાણેનું; ખરૂં; આબેહુબ; બરાબર; યથાર્થ. કસાઉપરથી ડગે-ખસે-ચળે નહીં-દગો ન કરે એવું; શાહુ; એકનિષ્ઠ; પ્રમાણિક; ઇમાનદાર; સત્ય વચની. બતાવવાનું-મ્હોનું ખોટું નહીં એવું.

**True-blue,** *a.* ગમે તે થાય તોપણ ડગે નહીં એવું પ્રમાણિક-એકનિષ્ઠ; સત્યવ્રત-સંધ.

**Truffle,** *n.* એક જાતની કુતરાની છતરી.

**Truism,** *n.* જેને માટે પ્રમાણની જરૂર નહીં એ:

વી-ખુલ્લી-ઉઘાડી-સતઃસિદ્ધ દેખીતી ખરી વાત-બાબત. [ વેશ્યા; પાતર.

**Trull,** *n.* હલકી-કુરીકુરીને ઘરાક મેળવનારી

**Truly,** *ad.* જેવું છે તેવું; ખરૂં; ખરે ખરૂં; સાચે સાચું; યથાર્થ. બરાબર; વાજબીએ વાજબી; ચોકસાઈથી. સાચા મન-નિષ્ઠાથી. ખરૂં-વાસ્તવિક જોતાં.

**Trump,** *n.* તુરાઈ; સીંગું; રણશીંગડું. પાનાની રમતમાં હુકમનું પાનું. *vt.* ઉપર હુકમ કે હુકમનું પાનું નાખવું-ઉતરવું-મારવું. up તર્કટથી-ખોટું ઉઠાવવું-ઉભું કરવું.

**Trumpery,** *n.* જેમાં કંઈજ માલ નહીં એવો દેખાવડો-ખોટો સામાન. કચ્ચર પચ્ચર કે ભંગાર ભાકી કે ભંગાર જેવો-છેક ઉતરેલો સામાન. ઢોંગ ધતુરો. *a.* માલ-જીવ-કિંમત વનાનું.

**Trumpet,** *n.* તતુડી; તુરી; રણસીંગડું; તુરાઈ. *vt.*-ની તુરાઈ કે સીંગાથી જાણ કરવી; ની દાંડી-ઢંઢેરો પીટવો. ભટાઈ કરવી;-નાગુણ ગાતાં-વખાણ કરતાં ફરવું;-ના વખાણની દાંડી પીટવી.

**Trumpeter,** *n.* તુરાઈ-સીંગ વાળો; બધાને ખબર આપનાર; બધે જાણ કરનાર; દાંડી પીટનાર. ગુણ-વખાણ ગાનાર.

**Trumpet-tongued,** *n.* જીભ સલકણી નરહેતાં હોકારા હોકાર કર્યાં કરે એવું; હોકારજીભું.

**Truncal,** *a.* પેટીનું. હાથીની સુંઢસંબંધી.

**Truncate,** *vt.* કાપી-કાતરી-તરાશી નાખવું. *a.* જાણે અણી કાપી નાખી હોય એવું-એવા આકારનું; છિન્નાગ્રભાસી..

**Truncated,** *a.* કાપી નાખેલું; ટુંકું.

**Truncation,** *n.* કાપી-કાતરી નાખવું તે.

**Truncheon,** *n.* દંડુકો; દંગોરૂં; ગદા.; સોટો; ધાક દેખાડવાની લાકડી. રાજદંડ.

**Trundle,** *vi.* પૈડાંપર રવી જવું. ગબડી જવું. *vt.* રવાવવું; રવે-રવી જાય એમ કરવું. ગબડાવવું. *n.* ખેડવાનું ગાડું; કઠોડું.

**Trunk,** *n.* ઝાડનું થડ. શરીરનું ધડ. મુખ્ય ભાગ; અંગાદિવનાનું મુખ્ય મૂળ કંઈ; હાથીની સૂંઢ-શુંડા. ચામડે મ્હડેલી પેટી-કંડિયો; ચામડાનું પેટ ફુલિયું; સંદુક; તરાંક. લાંબી નળી.

**Trunnion,** *n.* ગાડાની તોપનો ઠેલુઓ-ઠેલ.

**Truss,** *n.* ભારો; ગાંસડો. ગોળાના મરજ વાળાને બાંધવાનો સાંધો-પાટો; કમળ જંતર; માત્ર બંધનયંત્ર.

**Trust,** *n.* પકકો-પૂરો ભરોસો; પતીજ; વિશ્વાસી ઇંતબાર. ઉધાર આપવું તે; ધીર; પતીજ. પાક આશા; ઉમેદ; ખાતરજમા; ખાતરી. જુમ્મો; જિમ્મો. સોંપેલું; કંઈ વિશ્વાસિત વસ્તુ. વિશ્વાસ ભૂમિ-સ્થાન. બીજાનેઅર્થે રાખેલીદક્ષીના વહિવટની મિલ્કત. *vt.* -નો વિશ્વાસ-ભરોસો કરવો; -ના ઉપર ઇંતબાર રાખવો.-ની વાત નું કહેવું ખરૂં માનવું; માનવું. with, to, વિશ્વાસ રાખી સોંપવું;-ના હવાલા-જુમ્મામાં આપવું.-ને ઉધાર આપવું; ધીરવું. હિમ્મત ચલાવવી; બેધડક કંઈ થવા દેવું. *vi.* કસાપર જોઈએ તે કરતાં વધારે વિશ્વાસ રાખવો. કસા વિષે ખાતરી-ભરોસો હોવો.

**Trustee,** *n.* બીજાએ સોંપવાથી તેની મિલ્કતનો વહિવટ કરનાર; સપુરતદાર; જુમ્મેદાર.

**Trustful,** *a.* બીજાના ઉપર ભરોસો-વિશ્વાસ રાખે એવું. વ્યર્થફોગટ ન જાય એવું.

**Trustily,** *ad.* વિશ્વાસથી; ભરોસાથી.

**Trustiness,** *n.* વિશ્વાસુપણું.

**Trusty,** *a.* જેનો કે જેપર ભરોસો કરી-વિશ્વાસ રાખી શકાય એવુ; ભરોસેદાર; વિશ્વાસુ. ખાતરીનું. વ્યર્થ ફોકટ-પાણીમાં ન જાય એવું

**Truth,** *n.* સાચાઈ; વાસ્તવિક-ખરાપણું. શાહુપણું; પ્રમાણિકપણું; ઇમાનદારી; એક નિષ્ટતા. સાચવટ; સતવાદીપણું. સાચું-ખરૂં શું તે; ખરી હકીકત-વાત-ઇશ્વરી-સિદ્ધ-નિશ્ચલ નિયમ.

**Truthful,** *a.* સાચું; સાચુંજ બોલનાર; પૂરૂં-મહા સત્યવાદી. કેવળ-બીલકુલ સાચું; ખરેખરૂં; સાચેસાચું.

**Truthless,** *a.* બિલકુલ ખોટું; અસત્ય.

**Try,** *vt.* અજમાવવું. અજમાવી જોવું; અજમાન-

ચશ કરવી-કરી જોવી. શોધવું-નું શોધન કરવું;-ને ઓગાળી-ગાળી-તાવી શુદ્ધ-સ્વચ્છ કરવું. કસવું; કસી જોવું; કસોટીપર ચઢાવી-ની પરીક્ષા કરી જોવી.-ની તપાસ-તજવીજ-ચલાવવી-કરવી; તપાસ-તજવીજપર લેવું; મુકદ્દમો ચલાવવો. અનુભવ લઇ-નો સ્વાદ ચાખી જોવો. કરી જોવું. *vt.*-નું કરવું; નો યત્ન-પ્રયત્ન-મહેનત કરવી.

**To try on**, *n.* કપડું પહેરી જોવું.

**Tryst**, *v.* મુલાકાતનો સંકેત કરવો.

**Trysting**, *n.* સંકેત.

**Trysting place**, *n.* સંકેત ગાહ મળવાની જગ્યા-

**Tub**, *n.* પીપ; ટીપ; લાકડાનું કુંડું-કુંડી-ગંગાળ; ટબ

**Tuber**, *n.* નળી; નળિકા; ભૂંગળું. ફુલની દાંડી, જેમાંથી શરીરના કે ઝાડના રસો જા આવ કરે છે તે રગ-નસ; વાહિની; શિરા. નાડી; ધમની.

**Tuber**, *n.* મૂળનો ગઠ્ઠો; કંદ.

**Tubercle**, *n.* ફોલ્લી; ગુંમડું; ફોલ્લો.

**Tuberculous**, *a.* ફોલ્લી ફોલ્લીવાળું.

**Tuberose**, *n.* ગુલછડી; ગુલશબ્બો.

**Tuberous**, *a.* ગઠ્ઠા ગઠ્ઠા-ગાંઠાગાંઠાવાળું. કંદવાળું-ના જેવું. [નળિકાકાર.

**Tubular**, *a.* નળ-ળીનું-ના આકારનું; નળાકાર;

**Tubule**, *n.* ન્હાની નળી-ભૂંગળી.

**Tubulous**, *a.* નળ-નળીના જેવું. નળી-દાંડીવાળું; નળી નળી-દાંડી દાંડી વાળું-નું થયલું.

**Tuck**, *n.* દબાવેલું લુધડું; આંતરસીવો. લાંબી સાંકડી તલવાર. *vt.* દાબી-વાળીને ઉંચું લેવું-કરવું; દાબી-વાળી દેવું; દાબીઘુમીને ન્હાનું કરવું; દાબવું; દબાવવું; વાળવું-ને આંતર-સેવો દેવો ઢબુરવું.

**Tucker**, *n.* ચોળી; કાંચળી; કમખો.

**Tuesday**, *n.* મંગળ-ભોમવાર.

**Tuft**, *n.* ઝુમખો; ગુચ્છ-ચ્છો; ગુચ્છલું; સ્તબક; કલગી. ઝંડ; ગૂચમડો. ગોટો; કલગો.

**Tuft-hunter**, *n.* મ્હોટા શ્રીમંત અને ઓભાદાર ગૃહસ્થોની ઓળખાણની આતુરતા ધરાવનાર.

**Tufted, Tufty**, *a.* ગુચ્છાવાળું; કલગીદાર; ગુચ્છલું થઇ ઉગતું.

**Tug**, *vt.* જોર-બળ કરીને ખેંચવું-તાણવું; ઘણા જોરથી ઘસડવું-ખેંચી ઘસડી લઇ જવું લેવું-લાવવું. *n.* ઘણા જોરથી મારેલા આચકો; ઝટકા. **A steam-tug**, ઝાઝ ખેંચવાની આગબોટ.

**The tug of war**, દોરડાં તાણવાની સરતલડાઈમાં નડતી મુશ્કેલી.અડચણ-ખર્ચ વગેરે.

**Tuition**, *n.* ભણાવવું-વિદ્યા શિખવવી તે; વિદ્યાશિક્ષણ; વિદ્યોપદેશ. ભણાવવાનું લવાજમ.

**Tulip**, *n.* એક જાતનો સુશોભિત ફુલવાળો છોડ; ગુલાલા; ગુલેલા.

**Tumble**, *vi.* આમ તેમ આલોટવું-ગબડવું. ગબડી-ઢળી-ધસી પડવું. જોરચાલ વગેરે-મલાણિયા રમત-મલ્લ કળા કરવી. *vt.* over ઉથલાવવું; પાડી નાખવું; ધસાવી-ઢોળી પાડવું; નાખી દેવું. કરોચલી કરવી; ચુંથી નાખવું.

**Tumbler**, *n.* મલાણિયો; મલાણી; મલ્લ. કાચનું પ્યાલું-પવાલું; ટમલર.

**Tumbrel**, *n.* બાજટ. ગાડું; ન્હાનું બે પૈડાંનું ભાર ભરદારી ગાડું.

**Tumbril**, *n.* એક જાતની ટોપલી.

**Tumefaction**, *n.* સોજો; સૂજ.

**Tumefy**, *vi.* or *t.* સોજો આવવો-ચઢવો; સૂજવું

**Tumid**, *a.* સૂજેલું; સૂણી-સૂજી ગયલું; ઉચ્છૂન. જૂઠો-ખોટા ભભકાવાળું-દાર; અમથું મ્હોટું મ્હોટું; કેવળ શબ્દ ગૌરવવાળું.

**Tumour**, *n.* ગુમડું; ગોડ; ગાંઠ; ઢોમરું-ડું.

**Tumulous**, *a.* ઢગલા-ટેકરા-ટીંબાવાળું.

**Tumult**, *n.* શાહોર-કલાબકોર થઇ રહેલી ખળભરાટ-ગડબડાટ-તોફાન-બખેડા-હુલ્લડ-ફિસાદ. છેક આકળાં પડી ગયલાં હોવું તે, આકુળવ્યાકુળપણું. ભારે જોશ; પરમ વ્યાકુળતા.

**Tumultuary**, *a.* તીખલી; ફિસાદી; તોફાન મચાવવાને તૈયાર એવું. ગડબડાટ ભરેલું; છેકજ બંદોબસ્ત વગરનું. હોસા-કલાબકોર-તોફાન થઇ રહેલું-કરી મૂકેલું એવું.

**Tumultuous**, *a.* ગડબડાટ ભરેલું; છેકજ અવ્ય-

સ્થિત. હોહા-રહોરબકોર તોફાન થઇ રહેલું-કરી મૂકેલું એવું; કલાબકોરિયાં. તોફાની. ફાની દગાખોર; ફિસાદી. ભારે જોશપર આવો-છેક આકળું પડી ગયલું; પરમ વ્યાકુળ. [ હુલ્લડથી.

**Tumultuously**, *ad.* ફિસાદ-તોફાન-ગડબડાટ-

**Tun**, *n.* પહોળા પેટાનું પીપ. દારૂ તથા તેલ આદિનું અમુક માપ-ભરતર; પીપ. *vt.* પીપમાં ભરવું.

**Tunable**, *a.* સૂર મેળવાય એવું; રાગમાં આવી શકે એવું.

**Tune**, *n.* રાગ; રાગણી. સૂરમાં ઠેકાણે-મુકામપર હોવું-રહેલાં હોવું તે; સૂરનો મેળ-મુકામ. કસાનું ઠેકાણું હોવું તે; રંગ; મિસલ. મિજાજ બહાલ-ઠેકાણે હોવો તે; બહાલ મિજાજ. *vt.*-નો સૂર મેળવવો; લગાવવું. રાગ બનાવીને ગાવું; ગાવું.

**Tuneful**, *a.* સુસ્વર; મધુર. મધુર શબ્દથી ગાનારૂં; ટોકડા કરનારૂં.

**Tuner**, *n.* વાદિત્રના સૂર મેળવીને તાર ચઢાવનાર.

**Tunic**, *n.* પ્હેરણ; કુડતું; સદરો; અંતરત્વચા.

**Tunicle**, *n.* આચ્છાદન; ઢાંકણ. પાતળી ચામડી.

**Tunnel**, *n.* ભોંય-પહાડ વગેરેમાં મૂકેલો રસ્તો સુરંગ; વિવરમાર્ગ. *vt.*-માં રસ્તો-સુરંગ મૂકવી; ખોદી-કોરીને રસ્તો કાઢવો-કરવો.

**Turban**, *n.* પાઘડી.

**Turbid**, *n.* ડોહવાયલું; રગડા જેવું; મેલું; કચરાવાળું; ગદલું; અસ્વચ્છ.

**Turbidness**, *a* ડોહવાયલા-મેલા-અસ્વચ્છપણું.

**Turbinated**, *a.* આમળેલું; વળ ચઢાવેલું; ભમરિયાકુવા-શંકુના જેવું.

**Turbulence-cy**, *a.* ફિતુરી-તોફાનીપણું; બખેડો; દંગો; બંડ; હુલ્લડ.

**Turbulent**, *a.* તોફાનપર ચઢેલું; તોફાની; તળેઉપર થઇ-ખળભળી ગયલું. બખેડા-દંગા-બંડ-હુલ્લડ ખોર-કરનારૂં-મચાવનારૂં; ફિતુરી.

**Tureen**, *n.* શોરવો રાખવાનું વાસણ.

**Turf**, *n.* જ્યાં જડી-જડિયાં ઉગી નીકળેલાં હોય એવી ભોંય; જડીવાળી ધરતી; જડી દોડાની શરત કે શરત કરવાની જગા; ઘોડદોડ. ગાંખરા-લાકડાના ભાગવાળું ઢેકું. બળતણ. *vt.* જડીવાળી માટીથી ઢાંકવું.

**Turfy**, *a.* જડી મુળિયાં સુધાની માટીના ઢેફાંવાળું.

**Turgent**, *a.* સૂજેલું; સૂણેલું; ઉપસેલું.

**Turgescence**, *n.* સોજો; સૂજ.

**Turgid**, *a.* ફુલેલું; ફુલવેલું; ઉપસેલું; ફુલાવેલું; ઉપસાવેલું. મ્હોટા મ્હોટા શબ્દો વાપરેલા હોય એવું; ખોટા ભભકા-કેવળ શબ્દ ગૌરવવાળું.

**Turgidity**, *n.* ફુલેલાં હોવું તે. મ્હોટા મ્હોટા શબ્દ વાપરવા તે-વાપરવાની રીત; ખોટો ભભકો; કેવળ શબ્દ ગૌરવ.

**Turkey**, *n.* એક જાતનું અસલ અમેરિકાનું મરઘા મોર આદિના જેવું પક્ષી. [ લાલ.

**Turkey-red**, *n.* પાકો કોસુમ-કસુંબો; મજીઠિયા

**Turkois**, *n.* પીરોજો-જા; એક જાતનું ભુરા રંગનું ઝવેર; વૈદૂર્ય.

**Turmeric**, *n.* હળદ; હરિદ્રા.

**Turmoil**, *n.* ખેન; લફરૂં; જંજાળ; કડાકૂટ; સંતાપ; તલપાપડ. ધમચકડ; ધમાચકડી; ગડમડાટ; ખટપટ; ધાલમેલ. *vt.* સંતાપવું.

**Turn**, *vt.* સંઘાડે-ચરખે ઉતારવું. ઘડવું. બનાવવું; ફેરવવું; ફેરવી નાંખવું; ફેરવ્યાં કરવું; ચકર ચકર ફેરવવું. ઉંધું-અવળું કરવું. ઉલટાવવું; ઉથલાવવું; અવળું કરવું (ડગલો). ફેરવવું; વાળવું. to-ઉપર લઇ જવું; from ઉપરથી ખસેડવું. લેવું; લાવવું, ઉતારવું;-નો કસાવિષે નિયોગ કરવો. to, into-નું કરવું-બનાવવું-કરી નાખવું-દેવું-બનાવી દેવું. (દૂધ, દારૂ આદિ) ખાટું કરી નાખવું;-થી ખાટું થઇ જવું. ફરવું; વળવું; ફરીજવું; મ્હો ફેરવવું. on રહેલાં-વળગેલાં-આશ્રયે રહેલાં હોવું; આધાર રાખવો.-માંથી પરિણામ નીકળવું-થવું. ફંટાવું; ઉપરથી ખસવું; ફંટાઇ-ખસીને જવું. બીજા કસાપર ચાલવું-ઉતરી જવું-પડવું; થવું; થઇ-બની જવું. સંઘાડે-ચરખે ઉતરવું; ખાટું થવું. મગજ ફરવું-ભમવું; ભમી-ઘુમરાઇ આવવું. જીવ ફરવો-ચુંથાવો-ઉથલાઇ જવો. *n.* ફરવું તે; ભ્રમણ. નદીનો વાંક. ફેરો; આંટો; ચક્કર. બદ-

આવલું-નવું ડોળ-સ્વરૂપ; જેપર કોઇ કે કંઈ ઉતરી પડેલું હોય એનો રસ્તો-વલણ. ફેરફાર થયાં કરવું તે; ઔચિત્ય. વારો-રી. પાળી; લાગ; ઘાગ; વારો. કોઈનું કામ. ગરજ. સ્વરૂપ; આકાર; તરેહ; વલણ; લઢણ. દોરડાનો આંટો.

**To turn tail,** ઉભી પુંછડી એ નાસવું.

**To turn the back upon,** તજી દેવું, તિરસ્કાર-પીછોડી આપવું.

**To turn the head** મુંજવવું, માથું ફેરવવું.

**To turn the stomach of,** મોળું પાડવું.

**To turn the tables,** પરિણામ ફેરવવું.

**Turn-coat,** *n.* પોતાનો પક્ષ-વિચાર મૂકી દેનાર; ભ્રગુડિયો; પાઘડી ફેરવી બાંધનાર.

**Turner,** *n.* ખરાદી; સંઘાડિયો; કંતારી.

**Turnery,** *n.* ખરાદી-સંઘાડિયાનો હુન્નર.

**Turning,** *n.* વાંક; ફાંટો.

**Turning-point,** *n.* મુદ્દો; મૂળ મુદ્દાની વાત જેનાપર કોઇ વાત-કિસ્સો આધાર રાખતો હોય એવી વાત.

**Turnip,** *n.* એક જાતના કંદનો છોડ; શલગમ.

**Turnkey,** *n.* તુરંગનો કીલીદાર.

**Turnpike,** *n.* રસ્તે જનાર માણસ તથા ગાડી આપાસે રસતા સમરાઇને માટે ઠરાવેલો વેરો લેતાંસુધી તેઓ ત્યાંથી જાય નહીં તેને માટે કીધેલો દરવાજો; નાકાદરવાજો.

**Turnspit,** *n.* માંસ ભૂંજવાની સીક ઉથલાવ્યા કરનાર; માંસ ભૂંજિયો; હાંડી ધોયો.

**Turnstile,** *n.* ઢોર ઘોડાં ન જઈ શકે તેને માટે પગરસ્તાપર રાખેલો ફરતો સાંચો; આરાસાંચો.

**Turpentine,** *n.* વિલાયતી સરળ-પિસ્તાનાં ઝાડ આદિમાંથી ઝરકાવી કાઢેલો તેલની જોડે મિશ્ર કરેલો પદાર્થ; ટરપિંટન.

**Turpitude,** *n.* નીચ-હલકા-પાજીપણું; નીચ-હલકાઈ ભરેલી દુષ્ટતા; લુચ્ચાઇ.

**Turquoise,** *n.* એક જાતનું ભૂરા રંગનું ઝવેર; વૈડૂર્ય. [ ગૂહ; કંગુરો; કળસ.

**Turret,** *n.* કિલ્લા-ઘરઉપરનો મિનારો; શિરો-

**Turreted,** *a.* બુરજ-મિનારા જેવું-વાળું.

**Turtle,** *n.* એક જાતનો કાચબો; કચ્છપ; કાસવ.

**Turtle-dove,** *n.* હોલાની જાતનું પક્ષી; વિલાયતી હોલો-કપોત-બબુતર.

**Tush, Tut,** *inter.* છિ; છિટ્; છટ્.

**Tusk,** *n* દંતુસળ; દંતશૂળ.

**Tussle** *n.* કજીયો-મારામારી.

**Tutelage,** *n.* વાલીપણું; સંભાળ; રક્ષણ; સાચવવું તે. સગીરી; રક્ષણીયત્વ.

**Tutelar-y,** *a.* રક્ષણ કરનારૂં-કારી કાર.

**Tutor** *n.* ભણાવનાર; ગુરૂ; શિક્ષક. ઉપાધ્યાય; ઉપપાઠક; મુરીદ. *vt.* શિખવવું; ભણાવવું; વિદ્યા શિખવવી. ઉપગુરૂ-મહેતાજીપણું બતાવવું;-ઉપર સખ્તી વાપરવી-કરવી.

**Tutorage,** *n.* વાલીપણું; સગીરી.

**Tutoress,** *n.* ભણાવનારી; શિખવનારી.

**Twaddle,** *vi.* જેની મન શક્તિઓ લૂલી થઇ ગઇ હોય તેનીપેઠે બોલ્યાં કરવું; ગલગલ ગલગલ લવવું -લવારો કરવો. *n.* લવારો-રી.

**Twain,** *a.* & *n.* બે ( ભાગ ).

**Twang,** *n.* ટણકારો; તડકારો; ટંકારો; ટકાર; ગુંગણો-નાકમાંનો સાદ-અવાજ; ગુંગણાટ. *vi.*-નો ટણકારો થવો. *vt.*-નો ટણકારો કરવો.

**Twattle,** *vi.* બકવું; લવવું; બકબક કરવી.

**Tweak,** *vt.* -ને આંચકો-ઝટક મારવી; ઝટકવું; છટકાવવું. *n.* ચપટી. ચીંટી.

**Tweedle,** *vt.* આસ્તે-ધીમે રહીને વાપરવું.

**Tweeds.** *n. pl.* હલકી બનાવટનું સુતરાઉ કે ઉનનું કાપડ. [ ચીપિયો; ઢુંપિયો.

**Tweezers,** *n. pl.* નિમાળા ઢુંપવાનો ન્હાનો

**Twelfth,** *a.* બારમું; દ્વ દશ; બારાંશ; દ્વાદશાંસભૂત.*n.*બારમો ભાગ; દ્વાદશાંશ. [બારનો આંકડો.

**Twelve,** *a.* બાર; દ્વાદશ. *n.* બાર એ સંખ્યા.

**Twentieth,** *a.* વીસમું. વીસાંસ. *n.* વીસમો ભાગ.

**Twenty,** *a.* વીસ; વીશ. *n.* વીસ એ સંખ્યા. વીસનો આંકડો. [ બમણું; બેવડું.

**Twice,** *a.* બેવાર; બેવખત. દ્વી. બેવડું; દુપટ્ટ

**Twig**, *n.* ઝાડની ન્હાની ડાળી-ડાંખળી; ઉપશાખા.

**Twilight**, *n.* મ્હો સુઝતું અજવાળું; ઝળવાંઝળું; ઝળઝળું; આંધળુંધુંધળું. ઝાંખું અજવાળું-તેજ-પ્રકાશક. [એવું વણવું.

**Twill**, *vt.* પાંસળિયો-સળીઓ પાડેલી દેખાય

**Twilled**, *a.* પાંસળિયો પાડેલી દેખાય એવી સળી-સળીવાળું (લુગડું); પાંસળિયાદાર; આડસ-ળીદાર.

**Twin**, *n.* જોડ-યમમાંનું એક. મિથુન રાશી. બરા-બર બીજાના જેવું; (જાણે) જોડિયું. *a.* જોડ; જોડિયું; યમજાત.

**Twine**, *n.* સૂતળી; વણેલી દોરી. *vt.* વણવું. ભાં-ગવું. વીંટાળી લેવું; ફરી વળે એમ કરવું;-ની આ-સપાસ નાખવું-આવેલાં હોવું. વીટાળવું; લપેટવું. વળ દેવો. *vi.* વીંટાવું. વીંટલાવું.

**Twinge**, *n.* સૂળ; તીવ્ર વેદના; ચટકો. *vt.* પકડીને -આમળીને ખેંચવું; ચટકવું; ચટકો દેવો; ચટકો લાગે-સૂળ નાખે એમ કરવું. *vi.* ચટકવું; ચટકો લાગવો; સૂળ નાખવી.

**Twinkle**, *vi.* આંખ મટમટાવવી-પલકાવવી;-ની આંખના પલકારા મારવા. ઝબકવું; ચમકવું; ઝગ-ઝગવું; ચળકાટ મારવો.

**Twinkle**, **Twinkling**, *n.* આંખનો પલકારો; આંખ ઉઘાડ ઢાંક કર્યાં કરવી તે. ઝબકારો; ચળ-કાટ; ચમકારો; આંખનો પલકારો મરાય એટલો કાળ. નિમિષ માત્ર.

**Twinling**, *n.* જોડિયું ઘેટાનું બચ્ચું.

**Twirl**, *vt.* ચક્કરચક્કર ફેરવવું; ચક્કરેચાકે ચઢા-વવું. *vi.* ચક્કરચક્કર ફરવું; ચક્કરે-ચાકે ચઢવું. *n.* ચક્કરચક્કર ફરવું તે; ચાક.

**Twist**, *vt.* અમળાવવું; આમળવું; મરડવું;-ને વળ -આમળા દેવા-ચઢાવવા. -નો મરડી મચડીને જૂદો-અવળો-ઉંધો અર્થ કરવો. about-ની આ-સપાસ વીટાળવું-લપેટવું;-થી આસપાસ વીંટાઇ-લપેટાઇ જવું. વણવું; ભાંગવું.-નો દોરો-તાંતણો કાડવો. *vi.* વળવું; વળાવું; અમળાવું; વળ-આમ-ળા ચઢવા. *n.* વળ; આમળો; પેચ. ભાંગેલું-વણે-લું દોરડું-દોરી-દોરો; સૂર; વળ.

**Twit**, *vt.*-ને મ્હોંએ મારવું; ને કસાનું મ્હેણું મા-રવું; તરફોડા કરવા.

**Twitch**, *n.* આચકો; જોરથી ખેંચવું તે. નસ ચઢી જવી-વળ ખાઇ જવી તે. *vt.*-ને આચકો મારવો; જોરથી ખેંચવું; ઝુટી-ખૂંચી લેવું; છટકાવવું.

**Twitter**, *vi.* ચીંચીં-કિલબિલ કિલબિલ કરવું. ઠીઠી હસવું; ઠિઠિયો કરવી. *n.* પક્ષિઓની બોલી; ચીંચી; કિલબિલ. ઠીઠી હસવું; ઠિઠિયો.

**Two**, *a.* બે; દ્વિ. *n.* બે એ સંખ્યા. બેનો આંકડો; બગડો.

**Two-edged**, *a.* દુધારી; બેપાસ ધાર હોય એવું.

**Twofold**, *a.* બે પ્રકાર-બે જાતનું. દુપ્પટ; બેવડું;

**Tymbal**, *n.* એક જાતનું નગારૂં. [બમણું.

**Tympan**, *n.* છાપવાના પ્રેસના ઓકઠાં જેવો એક ભાગ જેપર કપડું કે ચામડું ચઢાવેલું હોય છે ને જે ભાગપર છાપતી વખતે કોરો કાગળ મુકવામાં આવેછે તે ભાગ.

**Tympanum**, *n.* કાનનો પડદો. બારણાનું પાનક.

**Type**, *n.* કસાની છાપ; નિશાણી; ચિન્હ. નમુનો. જે ઉપરથી કોઇ અમુક જાતિનાં બધાં ઓળખાય એવો દાખલો; દાખલો લેવા જેવું કઇ. જાત; પ્રકાર; સ્વરૂપ. કોઇ હોનાર વસ્તુનું કે પ્રાણીનું આગળથી જણાયલું સ્વરૂપ. પૂર્વ સ્વરૂપ. બીબું; મુદ્રા; બીબાં; મુદ્રાઓ.

**Typhoid**, *n.* નવજ્વર. *a.* નવજ્વરના જેવું.

**Typhoon**, *n.* આકરો દરિયાઇ વંટોળિયો.

**Typhus**, *n.* નવજ્વર; જે તાવથી ઘણીજ નબળાઇ આવે એવો તાવ.

**Typical**, *a.* નિશાણી દાખલ સમજવાનું-ગણવાનું; ચિન્હરૂપ; નિશાણી-સ્વરૂપ બતાવી આપનારૂં. ન-મુનારૂપ; દાખલારૂપ.

**Typically**, *ad.* લાક્ષણિક-અલંકાર યુક્ત રીતે.

**Typify**, *vt.* -ના સ્વરૂપ-પ્રતિરૂપ-પૂર્વ સ્વરૂપની નિશાણી દેખાડવી-બતાવી આપવી.

**Typographer**, *n.* છાપનારો; છાપખાનાવાળો.

**Typographic-al**, *a.* છાપવાનું; છાપાનું; મુદ્રાંકન.

**Typographically**, *ad.* બીબાંથી.
**Typography**, *n.* બીબાંથી છાપવાનું કામ-કળા; મુદ્રાંકનક્રિયા. [ નિરંકુશ; જાલીમ.
**Tyrannic-al**, *a.* જુલમનું-ગાર-ભરેલું; જુલમી;
**Tyrannically**, *ad.* જુલમથી.
**Tyrannicide**, *n.* જુલમગાર રાજાનું ખુન કે ખુન કરનાર.
**Tyrannize**, *vi.* જુલમ કરવો-ગુજારવો; દુઃખ દેવું; પીડા કરવી.
**Tyrannous**, *a.* જુલમી; જુલમગાર; જુલમ ભરેલું. [ જુલમ; સખ્તી; નિર્દયતા.
**Tyranny**, *n.* રૈયતપરનો જુલમ; પ્રજા પીડન;
**Tyrant**, *n.* જુલ્મી-જુલમગાર રાજા-હાકેમ; પ્રજાને પીડા કરનાર-નિરંકુશ રાજા.
**Tyrian**, *a.* ટાયર શેહેર સંબંધી. જાંબુઆ રંગનું.
**Tyro**, *n.* નવો નિશાળિયો; શિખાઉ; નૂતન અભ્યાસી.
**Tzar**, *n.* ઝાર ( રૂશિયાનો બાદશાહ ).

# U

**Ubiquitary**, *a.* સર્વવ્યાપક; સર્વત્ર હોનાર.
**Ubiquity**, *n.* સર્વ ઠેકાણે હોવું તે; સર્વ-વિશ્વ-અભિવ્યાપ્તિ.
**Ubiquitous**, *a.* સર્વત્ર હોનાર; સર્વવ્યાપક.
**Udder**, *n.* આંચળ.
**Udometer**, *n.* પાણીમાપક યંત્ર.
**Ugliness**, *n.* કુરૂપતા; બેડોળ કદરૂપાપણું.
**Ugly**, *a.* કુરૂપ; કદરૂપું; બેડોળ; બદ શિકલ-સુરત; કંટાળવાજોગ. [ નામું.
**Ukase**, *n.* રૂસ દેશમાં બાદશાહી હુકમ-જાહેર-
**Ulcer**, *n.* નાસુર; ગ્હો વગેરેમાંની ચાંદી; ભગંદર,
**Ulcerate**, *vi.* -માં નાસુર પડવું.
**Ulceration**, *n.* નાસુર; સડો. [ તેવું.
**Ulcerous**, *a.* પરૂવાળું. જેમાં નાસુર પડેલું હોય
**Uliginous**, *a.* ચીકણું. [ ત્યાર પછીનું.
**Ulterior**, *a.* અગાડીનું; બીજું; વધારે; હવે-
**Ultimate**, *a.* છેલ્લુ ; છેડાપરનું. છેવટનું; મુખ્ય; આખરનું; છેલ્લું ; અંતનું.
**Ultimately**, *ad.* છેલ્લે; છેવટે; આખરે; છેલ્લે સર્વાંતે. [ શરત-વાત. મૂળ.
**Ultimatum**, *n.* આખરનું બોલવું-કહેવું; છેલ્લી
**Ultra**, *a.* અતીસે; ઘણુંજ; અત્યંત; છેલ્લે પાટલે બેઠેલા. [ પારનું.
**Ultramarine**, *a.* સમુદ્રની પેલી તરફનું; દરિયા-
**Ultramontane**, *a.* પહાડની પેલી મેરનું; ઇતાલી દેશમાં પોપની સત્તાને અતિશય માનતા હતા તે પ્રમાણે મત રાખનારૂં. [ રનું.
**Ultramundane**, *a.* આદુનિયા-સૃષ્ટિની પેલી મે-
**Ultroneous**, *a.* પોતાની મરજી પ્રમાણે ચાલનાર.
**Ululate**, *vi.* કુતરાં કે વરૂના જેવો અવાજ કાઢવો.
**Umbel**, *n.* માથામાં ઘાલવાની ફૂલની વેણી.
**Umbilical**, *a.* દુંટી-નાભીનું સંબંધી
**Umbles**, *n.* હરણનાં આતરડાં.
**Umbra**, *n.* છાયા; પડછાયો.
**Umbrage**, *n.* ઘટા; છાયા; છાંયડો. માઠું-ખોટું લાગવું તે; નાખુશી; ગેરમરજી; ગુસ્સો. To take u. માઠું-ખોટું માનવું;-ને માઠું ખોટું લાગવું; નાખુશ થવું. [ યાદાર.વાળું.
**Umbrageous**, *a.* છાંયડો કરનાર-આપનાર ઘનછા-
**Umbrella**, *n.* છત્રી; છત્ર; છત્તર.
**Umpirage**, *n.* નીવેડો; પંચ-હુકમ નામું; લવાદે કરેલો નિકાલ-ચુકાદો. [ મુખી.
**Umpire**, *n.* મધ્યસ્થ; લવાદ; ત્રાહિત. પંચનો
**Un**, ઉપસર્ગ છે એનો અર્થ ના, નહીં એવો થાયછે ને ઘણું કરીને વિશેષણ કે કૃદંતની પૂર્વે લગાડેછે.
**Unable**, *a.* અશક્ત; અસમર્થ; શક્તિ વગરનું; અશક્તિવાન-માન.
**Unabridged**, *a.* ટુંકું-સંક્ષિપ્ત નહીં કરેલું.
**Unaccented**, *a.* સ્વર ચિન્હ વગરનું.
**Unacceptable**, *a.* કબુલ ન થાય એવું; સંતોષકારક નહીં એવું;અસ્વીકાર્ય; નાપસંદ; નામંજુર.
**Unaccommodating**, *a.* બીજાનું મન રાખે નહી એવું; પારકાની ઇચ્છા પ્રમાણે ન કરે એવું.
**Unaccompanied**, *a.* સાથી વગરનું; એકલું. છડું; છડે ફુપટે હોય એવું: વગરનું.

**Unaccomplished**, *a.* અસમાપ્ત; અપુરૂં. નહીં પાર કરેલું; ગુણ સંપન્ન ન થયલું; અપૂર્ણ; અપ્રવીણ.

**Unaccountable**, *a.* જેનું કારણ જડે નહીં એવું; અનિર્વાચ્ય. સમજાવાય નહીં એવું; ગૂઢ; ગહન. જવાબદાર નહીં એવું; બીન જવાબદાર.

**Unaccountably**, *ad.* સમજાવાય નહીં એવી રીતે.

**Unaccustomed**, *a.* ટેવ-મહાવરો ન હોય એવું; અનભ્યાસી; નહીં ઘડાયલું.

**Unacknowledged**, *a.* કબૂલ-માન્ય નહીં કીધેલું; એવું.

**Unacquainted**, *a.*-ને કોઇની ઓળખાણ નહીં હોય એવું; બિનમાહિતગાર; નાવાકેફ; અજાણ્યું; બેખબર.

**Unadjusted**, *a.* નહીં પતાવેલું; જેનો તોડ-નિવેડો-ચુકાદો થયો ન હોય એવું.

**Unadorned**, *a.* સણગારેલું નહીં એવું; અનલંકૃત; અભુષિત; અલંકાર રહિત; સાદું.

**Unadvisable**, *a.* અયોગ્ય; અનુચિત; નાલાયક.

**Unadvised**, *a.* અવિચારી; અવિવેકી; અણ સમજુ. વગર વિચાર્યું; ઉતાવળથી કીધેલું; કાચા વિચારનું.

**Unadvisedly**, *ad.* કાચા-ઉતાવળા વિચારથી [ બિન સમજથી.

**Unadulterated**, *a.* વગર ભેળ શેળનું; અમિશ્રિત.

**Unaffected**, *a.* સાદું; અકૃતિમ; કુદરતી. ખરૂં; ઢોંગ વગરનું; અંતઃકરણનું. અસર ન થઇ હોય એવું; અસર વિનાનું; જેને કંઇ લાગ્યું નહીં હોય એવું; કઠણ હૈયાનું. જેવું ને તેવું; સીધું.

**Unaffectedly**, *ad.* અકૃતિમ; ખરેખર; ઢોંગ વગર.

**Unaided**, *a*-ને સહાય-મદદ મળતી નથી-મળી ન હોય-મળે નહીં એવું; સહાય-મદદ વગરનું, અસહાય; એકલાનું; પોતાનું.

**Unalienable**, *a.* બીજાને હવાલે ન કરાય એવું-ન કરવા જોગ; બીજાને વેચાતું ન આપવા જોગ.

**Unallied**, *a.* મિત્રાચારી-સંપ-સંબંધ નહીં હોય એવું.

**Unalloyed**, *a.* ભેળ-મેળવણી વગરનું; ચોખ્ખું; નર્યું.

**Unalterable**, *a.* ફરવાય બદલાય નહીં એવું; ફેરફાર ન થઇ શકે એવું; અવિકાર્ય.

**Unalterably**, *ad.* ફેરફાર ન થઇ શકે એવી રીતે.

**Unambitious**, *a.* મહોટી ઉમેદ ન રાખતું; કીર્તિલોભી નહીં એવું.

**Unamiable**, *a.* મ્હો ન ગમે એવું; મીલનસાર મળતાવડું નહીં એવું.

**Unanimated**, *a.* ચેતના વગરનું; નબળું; કમજોર; નાહિમ્મત; ઉદાસ.

**Unanimity**, *n.* એક દિલી; એકમત-વિચાર; સંપ; ઐક્ય; એકદાપણું.

**Unanimous**, *a.* એકમત-વિચાર-દિલ-ચિત્ત; એકમત થઇને કરેલું-આપેલું; એકમતી.

**Unanimously**, *ad.* એકમત-વિચાર-દિલ. ચિત્તથી; એક સંપ કરીને.

**Unannounced**, *a.*-નીખબર કોઇએ આપ્યા- [ જણાવ્યા વગરનું.

**Unanswerable**, *a.* જેનો જવાબ-ઉત્તર અપાય-વળાય નહીં એવું; અનુત્તર; જેનું ખંડન થાય નહીં એવું; અખંડનીય.

**Unanswerably**, *ad.* જેનો જવાબ-ઉત્તર અપાય-વળાય નહીં એવીરીતે.

**Unapparent**, *a.* અદૃશ્ય; દેખાય નહીં એવું.

**Unappeasable**, *a.* શાંત થાય-નરમ પડે નહીં એવું; અશામ્ય; નહીં શમે એવું.

**Unappreciated**, *a.* કિંમત-બુજ-ગુણ-કદર બરોબર પીછાનેલી નહીં એવું.

**Unapprised**, *a.* ખબર નહીં આપેલી; નહીં સૂચવેલું-ચેતવેલું-સૂચના કરેલું.

**Unapproachable**, *a.* જેની પાસે જવાય-અવાય નહીં એવું; અગમ્ય. જેને પહોંચાય-પહોંચી શકાય નહીં એવું; જેની બરોબર કરી નહીં શકાય એવું.

**Unapproached**, *a.* જેની પાસે કોઇ આવ્યું-ગયું નથી એવું; અનાગત. જેને કોઇ-કંઇ પહોંચ્યું નથી એવું. [ નહીં પચાવી પાડેલું.

**Unappropriated**, *a.* પોતાનું નહીં કરી લીધેલું;

**Unapt,** *a.* તૈયાર નહીં-કંઈ ન કરે એવું. અયોગ્ય; નાલાયક; નાદુરસ્ત; નકામું. મંદ-જડ બુદ્ધિનું; લાગુનપડતું.

**Unarmed,** *a.* બિન હથિયાર; હથિયાર વગરનું; શસ્ત્રહીન; શસ્ત્ર નહીં સજેલાં એવું.

**Unashamed,** *a.* નહી શરમાયલું.

**Unascertained,** *a.* શોધ-તપાસ ન કરેલું; અનિશ્ચિત; બેમાલુમ. [ નહીં એવું.

**Unasked,** *a.* પૂછ્યાં-માગ્યા વગરનું; માગેલું

**Unaspirated,** *a.* અલ્પપ્રાણી.

**Unaspiring** *a.* મ્હોટી ઉમેદ ન રાખતું; કીર્તિ લોભી નહીં એવું.

**Unassailable,** *a.* હુમલો-ચઢાઈ નહી થઈ શકે એવું; તોડી પડાય નહીં એવું.

**Unassisted,** *a.* મદદ વગરનું; એકલું.

**Unassorted,** *a.* વગર વીણેલું; ચુંટી-નિવડી નહીં કાઢેલું; પ્રકાર-વર્ગ-જાત જુદી નહીં પાડેલી.

**Unassuming,** *a.* સાદું; ઢોંગ વગરનું; નમ્ર: અનાભિમાની; અનહંકારી.

**Unatoned,** *a.* જેનું-જેવિષે પ્રાયશ્ચિત થયું નથી એવું. [લું-જોડાયલું નહી એવું.

**Unattached,** *a.* સામેલ નહીં એવું; વળગે-

**Unattainable,** *a.* અસાધ્ય; ન મેળવાય તેવું; અપ્રાપ્ય; અલભ્ય.

**Unattempted,** *a.* જે કરવાનો કે જે રચવાનો કોઈએ પ્રયત્ન ન કીધો હોય એવું.

**Unattended,** *a.* એકલું; છડું; છડી સવારી; સાથે માણસ રાખ્યા વગરનું. વગર-વિનાનું.

**Unattested,** *a.* જેમાં સાખ કરેલી નહીં તેવું. સાક્ષી-પુરાવા વગરનું; અપ્રમાણ; અપ્રમિત.

**Unauthentic,** *a.* પ્રમાણ-ખાતરી વગરનું; વિશ્વાસ ન રાખવા જેવું.

**Unauthorized,** *a.*-ને હુકમ-અધિકાર મળ્યો નહીં હોય એવું; બિનહુકમી: બિન સનદી; અખત્યાર-સત્તા વગરનું.

**Unavailable,** *a.* કામમાં ન આવે એવું; વગર કામનું; નિરૂપયોગી; નઅજુ.

**Unavailing,** *a.* વ્યર્થ; નિષ્ફળ; નિરર્થક; મિથ્યા; ફોગટ; ફાયદા વગરનું.

**Unavoidable,** *a.* દૂર ન કરી શકાય તેવું; અણચાલ્યું; અનિવાર્ય; જેનાથી દૂર-વેગળું રહેવાય નહીં એવું; જેથી બચી-ઉગરી શકાય નહીં એવું.

**Unavoidably,** *ad.* ટળાય-દૂર કરાય નહીં એવી રીતે; નજ ચાલે એવી રીતે. [ હોય એવું.

**Unaware,** *a.* અજાણ્યું;-ને-ની ખબર નહીં.

**Unawares,** *ad.* અકસ્માત; એકાએક; અચાનક; ઓચિંતું. અજાણતાં.

**Unawed,** *a.* દબાયા-ધાક વગરનું.

**Unbalanced** *a.* સમતોલ નહીં એવું. નહીં માડી વાળેલું; બાકી નહીં કાઢે એવું. લગભગ સમાન બળ વિનાનું; સરખા બળવાળું નહીં એવું.

**Unbar,** *vt.* આગળા-આડી-ભોગળ ઉઘાડવી; ખોલવું.

**Unbearable,** *a.* અસહ્ય; સહન થાય નહીં એવું; વેઠી-ખમી-સાંખી શકાય નહીં એવું.

**Unbecoming,** *a.* નામુનાસબ; અઘટિત; નાલાયક; અયોગ્ય. શોભે નહીં એવું.

**Unbefitting,** *a.* કામમાં આવે નહીં એવું; જેવું જોઈએ તેવું નહીં: નિરૂપયોગી. અણઘટતું; અનુચિત: નાલાયક. [ ઉત્પન્ન.

**Unbegotten,** *a.* ન થયલું; ન જન્મેલું; અ-

**Unbelief,** *n.* અવિશ્વાસ; અનાસ્થા; અણપતીજ.

**Unbeliever,** *n.* અવિશ્વાસી; અભક્ત; નાસ્તિક.

**Unbelieving,** *a.* નાસ્તિક; નહીં માનનારૂં.

**Unbeloved,** *a.* અપ્રિય; અણમાનીતું.

**Unbend,** *vt.* ઢીલું-સીધું કરવું; પણછ ઉતારી મૂકવું. વિસામો આપવો-ખાવો.-ને નિરાંત થવી-વળવી; વાળવું.

**Unbending,** *a.* વળે નહીં એવું. દબી ન જાય એવું. નમે-ફરે નહીં એવું; આધીન ન થાય એવું. મજબૂત; દૃઢ; સ્થિર. નિરાંત વળતું; વિસામાનું.

**Unbent.** *a.* તાણેલું નહીં એવું; પણછ ઢીલી એવું. નિરાંત વળેલી. દબી નહીં ગયલું; નહીં જીતાયલું.

**Unbias**, *vt.* નિષ્પક્ષપાત-સમદર્શિ-ભમાયું ન હોય તેવું કરવું.
**Unbiased**, *a.* ભમાયું ન હોય તેવું; નિષ્પક્ષપાત; સમદર્શી.
**Unbidden**, *a.* અણ બોલાવ્યું; ન તેડેલું; નિમંત્રણ વગરનું; વગરતેડે આવેલું; નહીં ફરમાવેલું;-ને હુકમ નહીં કીધેલો. સ્વાભાવિક; પોતાની મેળે કોઇની મદદવિના થયલું; સ્વતઃ સિદ્ધ.
**Unbind**, *vt.* બંધ ખોલવો; છોડવું; ઉતારવું.
**Unbit**, *vt.* મહોમાંથી કટકા કાઢવા.
**Unblamable**, *a.* દોષ-ઠપકા વગરનું; નિર્દોષ; નિરપરાધી; બેગુન્હા.
**Unbleached**, *a.* કોરૂં; નિખારેલું નહીં એવું.
**Unblemished**, *a.* ખોડ-ખાંપણ વગરનું; નિષ્કલંક; નિર્દોષ; ડાઘરહિત.
**Unblest**, *a.* આશીર્વાદ નહીં પામેલું; અનાશિષ. દુઃખી; નાખુશ. કંગાળ.
**Unblushing**, *n.* શરમ વગરનું; બેશરમું.
**Unblown**, *a.* વગર ખીલેલું.
**Unbolt**, *vt.* આગળી કાઢવી; ઉઘાડવું. [અગાડીનું.
**Unborn**, *a.* નહીં જન્મેલું; અજાત. આવતું;
**Unbosom**, *vt.* પડદો ખોલીને-મનની વાત કહેવી; દીલ ખોલીને બોલવું; દીલનો ઉભરો કાઢવો; વિશ્વાસે પેટની વાત કહેવી.
**Unbought**, *a.* ન ખરીદ કરેલું.
**Unbound**, *a.* નહીં બાંધેલું; છુટું. પૂઠા વગરનું. કરાર-કબૂલાતના બંધનથી છુટું.
**Unbounded**, *n.* અપાર; બેહદ; અનંત. અટકાવ-અંકુશ વગરનું; નિરંકુશ; અત્યંત; ઘણુંજ.
**Unboundedly**, *ad.* હદ વગરનું; બેહદ.
**Unbridle**, *vt.* હાથથી છેડવું; બેકેદ કરવું; છોડી મૂકવું. [-હાથથી ગયલું.
**Unbridled**, *a.* બિન લગામી; બેકેદ; વહીછકી
**Unbroken**, *a.* નહીં ભાંગેલું; અખંડ; આખું; નહીં પલોટેલું. [એવું.
**Unbrotherly**, *ad.* ભાઇ-બંધુને ન ઘટે-ઘટે નહીં
**Unbuckle**, *vt.* છોડવું; છુટું કરવું; આંકડી કાઢવી.
**Uunburden**, *vt.* ભાર-બોજો ઉતારી લેવો; ખાલી કરવું.-ની ચિંતા-નું દુઃખ ખુલાસાથી કહેવું-ખાલી
**Unburied**, *a.* નહીં દાટેલું. [કરવું.
**Unburnt** *a.* ન બળેલું; કાચું; ન સેકેલું.
**Unbutton**, *vt.* બોરિયાં કાઢવાં.
**Uncalled**, *a.* બોલાવ્યા વગરનું; નહીં બોલાવેલું-તેડેલું U. for નકામું; નિરૂપયોગી; જરૂર વગરનું.
**Uncandid**, *a.* કપટી; મનનું મેલું. દગાખોર; પેટમાં પાપ રાખીને કહે એવું.
**Uncase**, *vt.* ઢાંકણ લઇ લેવું; બહાર કાઢવું.
**Unceasing**,*a.* નિરંતર;ચાલુ;નહીં બંધ પડે એવું.
**Unceasingly**, *ad.* નિરંતરપણે.
**Unceremonious**,*a.* સરભરા વગરનું; આદરસત્કાર રહિત;અસભ્ય;બેમુરવત; ઠાઠમાઠ ન કરે તેવું.
**Uncertain**, *a.* ખાતરી-ભરોસા વગરનું; અનિશ્ચિત; શક ભરેલું; નક્કી નહીં એવું. ધોરણ-નિયમવગરનું. જેનું કંઇ ઠેકાણું ન હોય એવું.
**Uncertainly**, *a.* શક ભરેલી રીતે.
**Uncertainty**, *n.* અનિશ્ચય; અનિર્ણય; સંદેહ; શક; સંશય. ભ્રમ; ભ્રાંતિ. નહીં જાણેલું. અપ્રતિજ; નહીં ભરોસો તે.
**Unchain**, *vt.* છોડવું; ખુલાસો કરવો. બેડી કાઢવી.
**Unchangeable**, *a.* ફરે નહીં-જેમાં ફેરફાર-અદલાબદલી થાય નહીં એવું; નિર્વીકાર; અવિકારી.
**Unchangeably**, *ad.* ફરે નહીં-ફેરફાર ન થાય એવી રીતે; અવિકારીપણું.
**Unchanged**, *a.* નહીં ફેરવાયલું-બદલાયલું.
**Unchanging**, *a.* જેમાં ફેરફાર થાય નહીં એવું; નિર્વિકાર.
**Uncharitable**, *a.* દોષ-વાંક જોનાર-કાઢનાર; હશે-મૂકી દે તેમ ન કરનાર; દોષ દર્શી -જોવાનું-કાઢવાનું.
**Uncharitableness**, *n.* અપ્રેમ; અપ્રેમીપણું.
**Uncharitably**, *ad.* અપ્રેમથી.
**Unchaste**, *a.* પાક નહીં તેવું; છિનાળ; વ્યભિચારી; અસાધવી. [છિનાળું; અસાધવીત્વ.
**Unchastity**, *n.* અપવિત્રપણું; વ્યભિચાર;

Unchecked, *a.* નહીં અટકાવેલું; અટકાવ વગરનું; વગરવાર્યું. [ ધર્મ વિરુદ્ધ.
Unchristian, *a.* ખ્રિસ્તી નહીં હોય એવું ખ્રિસ્તી
Unchurch, *vt.* ઈસ્વી મંડળમાંથી કાઢી મૂકવું-માંનું નથી એમ માનવું-ઠરાવવું.
Uncircumcised, *a.* સુન્નત નહીં કીધેલું; બેસુન્નત.
Uncircumspect, *a.* અસાવધ; ગાફેલ; બેખબર.
Uncivil, *a.* અસભ્ય; બેઅદબ; બેમુરવત; નાલાયક. જંગલી; ગામઠી; તોછડું.
Uncivilized, *a.* જંગલી; ન સુધરેલું; અભણેલું.
Uncivilly, *ad.* બેઅદબથી; અસભ્યપણે; જંગલીપણાથી. [ ન વપરાયલું; ન ધણીઆતું.
Unclaimed, *a.* નહીં માગેલું; ધણી વગરનું; બીન-
Unclassical, *a.* પહેલા દરજાના ગ્રંથ કર્તાઓની ઢબ જેવું નહોય તેવું. [ કાઢીને ઉઘાડવું.
Unclasp, *vt.* ચાપડો-આંકડી કાઢવાં; આંકડો
Uncle, Paternal, *n.* કાકો. Maternal મામો Father's sister's husband ફુવો. Mother's sister's husband માસો.
Unclean, Uncleanly, *a.* મેલું; ગંદુ; મલીન; અપવિત્ર; નાપાક; અશુદ્ધ. વિષય ભરેલું; છંદકતું; બદફેલીનું.
Uncleanness, *n.* મેલા-ગંદા-નાપાકપણું.
Uncleansed, *a.* વગર માંજેલું; સાફ ન કરેલું.
Unclose, *vt.* ઉઘાડવું; ખોલવું.
Unclothe, *vt.* કપડાં કાઢવાં-ઉતારવાં; ઉઘાડું- [ કરવું.
Unclothed, *a.* કપડાં વગરનું; ઉઘાડું.
Unclouded, *a.* વાદળાં વગરનું; નિર્મળ; અનભ્ર; સાફ; ખુલ્લું.
Uncloven, *a.* વગર ચિરેલું.
Uncoil, *vt.* ઉકેલીને ઉઘાડવું; છોડવું; ઉકેલવું.
Uncomely, *a.* બેડોળ; ન શોભે એવું; અસુંદર; અરૂપવાન. અયોગ્ય; અઘટતું.
Uncomfortable, *a.* અસુખી; અસ્વસ્થ; દુઃખી. અડચણકારક; દુઃખકારક. સુખકારક નહીં એવું; બેરહેન. [ બેરહેનથી.
Uncomfortably, *ad.* દુઃખથી; અસ્વસ્થપણે;
Uncommon, *a.* અસાધારણ; અસામાન્ય; અપૂર્વ; અલૌકિક. ક્વચિત મળે એવું; થોડું; વિરલું; વિલક્ષણ; નવાઈ-અજાએબ જેવું; અદ્ભૂત.
Uncommonly, *ad.* અત્યંત; અતિશય; ઘણુંજ. વિલક્ષણ.
Uncommunicative, *a.* મનની વાત બીજાને ન કહે એવું; મિંઢું; થોડું બોલનાર.
Uncomplaining, *a.* તૃપ્ત; સંતુષ્ટ; ફરિયાદ ન કરતું.
Uncompromising, *a.* -ની સાથે સમાધાન નહીં થાય એવું; શરત નહીં કબૂલ કરે એવું; ન માને-ન લડે એવું.
Unconcern, *n.* અણકનવાર; બે પરવાઇ; બેદરકાર; બેફિકર; બેતમા.
Unconcerned, *a.* કનવાર-કાળજી વગરનું; બેદરકાર; બેફિકર; નિશ્ચિંત. જેને કંઇ લાગતું વળગતું નથી એવું; લેવા કે દેવા-સંબંધ ન હોય એવું. [ રીતે; ચિંતા-ફિકર વગર.
Unconcernedly, *a.* બેદરકારીથી; બેપરવા
Uncondemned, *a.* અપરાધી ઠેરવવામાં આવ્યું નથી એવું; નિરપરાધ. નઠારૂં-ખોટું ગણ્યું-ઠેરવ્યું નથી એવું.
Unconditional, a. વાંધા તકરાર વગરનું; બિનશરતી; અપ્રતિબંધક; સંપુર્ણ; પૂરેપૂરૂં.
Unconditionally, *ad.* વગર શરતે-વાંધે-તકરારે -કરારે. [ બંધ; અપાર; બેહદ.
Unconfined, *a.* બંધન વગરનું; છુટું; અ-
Unconfirmed, *a.* નામંજુર; નાસાબીત.
Uncongenial, *a.* માફક નહીં હોય એવું; અનનુકૂળ; પ્રતિકૂળ.
Unconnected, *a.* સંબંધ રહિત; અસંબંધ; અનન્વિત; નિરાળું; છુટાછેડું; છૂટું.
Unconquerable, *a.* જીતાય નહીં એવું; અજીત.
Unconquered, *a.* કોઇથી નહીં જીતાયલું; અજીત.
Unconscionable, *a.* ગેરવાજબી; અયોગ્ય. વિવેકવિરૂદ્ધ; અક્કલ કબૂલ ન કરે એવું. [ રીતે.
Unconscionably, *ad.* ગેરવાજબી-અયોગ્ય

**Unconscious**, *a.* અચેત; બેભાન; જડ. જેને ભાન-ચેતના નથી એવું. અજાણ; ગેરમાહિતગાર.

**Unconsciously**. *ad.* બેભાનપણાથી; અજાણ-પણાથી.

**Unconsciousness**. *n.* અચેતના; બેભાનપણું.

**Unconstitutional**, *a.* રાજ્ય-દેશના કાયદા-રાજ્યનીતિ વિરૂદ્ધ. [ રાજ્યનીતિ વિરૂદ્ધપણું.

**Unconstitutionality** *n.* દેશના કાયદા કે

**Unconstitutionally**, *a.* દેશના કાયદા કે રાજ્યનીતિથી ઉલટું હોય એવી રીતે.

**Unconstrained**, *a.* સ્વતંત્ર; સ્વેચ્છાધીન; છૂટું. બંધનવગરનું; છૂટવાળું; સ્વેચ્છાનું.

**Uncontrollable**, *a.* કબજા-તાબા-હાથમાં ન રહે એવું; વશાથાય-બદે-ગાંઠે નહીં એવું. અટકાવી-ન શકાય એવું. [ માં ન રહેલું.

**Uncontrolled**, *a.* બેકેદ; નિરંકુશ; લગામ-હાથ

**Unconverted**, *a.* જેનો વિચાર ફેરવાયો-ફર્યો નથી એવું; એક ધર્મમાંથી બીજા ધર્મમાં નહીં ગયલું; ઇસ્વી ધર્મ જેણે સ્વીકાર્યો નથી એવું. જેનો સ્વભાવ બદલાયો નથી-બીજો જન્મ થયો નથી એવું.

**Uncooked**, *a.* નહીં રાંધેલું; કાચું.

**Uncork**, *vt.* બૂચ-ડાટો કાઢવો; ઉઘાડવું.

**Uncorked**, *a.* બૂચ ડાટો કાઢેલું એવું.

**Uncorrected**, *a.* નહીં સુધારેલું-સુધરેલુ.

**Uncorrupt**, *a.* નહીં ખરાબ થયલું-બગડેલું. પાક; સાજ્જું; પવિત્ર. [ ગણિત.

**Uncounted**, *a.* નહીં ગણેલું; અતિઘણું; અ-

**Uncourteous**, *a.* સલુખાઇ-માણસાઇ વગરનું; અસભ્ય; બેમુરવત; જંગલી; નાલાયક.

**Uncourtly**, *a.* અસભ્ય; જંગલી.

**Uncouth**, *a.* લુંડું; બ્હરવું; વિચિત્ર; અજબ તરેહનું; ઢંગવિનાનું; ગમે-પસંદ પડે નહીં એવું;

**Uncouthness**, *n.* બેડોળ-વિચિત્રપણું. [બેડોળ.

**Uncover**, *vt.* ઢાંકણ લઇ લેવું; ઉઘાડવું; ઉઘાડું કરવું. ટોપી-પાઘડી ઉતારવી-કાઢી નાખવી.

**Uncreated**, *a.* નહીં સરજેલું; અનુત્પન્ન; અસૃષ્ટ.

**Uncrowned**, *a.* મુગટહીન; જેને ગાદી મળી નથી એવું.

**Unction**, *n.* અતર-તેલ ચોપડવું-ચોળવું તે; તેલથી અભિષેક કરવો તે. સાંભળનારના મનમાં ભક્તિ-ભાવ ઉત્પન્ન થાય એવી બોલવાની રીત.

**Unctuous**, *a.* ચીકણું; તૈલિયું.

**Uncultivated**, *a.* વગર ખેડેલું; પડી રહેલું; પડતર. અણખેડ; નહીં સુધરેલું; જંગલી; નહીં શિખેલું; અશિક્ષિત; અભણ; અભણેલુ.

**Uncurrent**, *a.* નહીં ચાલતું; નહીં વહેતું.

**Uncut**, *a.* નહીં કાપેલું; કાપ્યા વગરનું; આખું.

**Undated**, *a.* તારીખ-મીતિ-તીથિ વગરનું.

**Undaunted**, *a.* ધાસ્તી-ભય વગરનું; નિર્ભય; બેધડક; ધૃષ્ટ. [પણે.

**Undauntedly**, *ad.* વગર ધાસ્તીએ; નિર્ભય-

**Undecagon**, *n.* અગીઆર ખુણા અથવા બાજુ વાળી આકૃતી.

**Undecaying**, *a.* ક્ષીણ નહીં થાય એવું; અ-વિનાશી; અક્ષય; નાશ ન પામે એવું.

**Undeceive**, *vt.* શક દૂર કરવો; ભ્રાંતિ-ભૂલ કાઢી નાખવી; આંખ કાન ઉઘાડવા;-થી શક ભ્રાંતિ દૂર થવી.

**Undecided**, *a.* નક્કી નહીં કીધેલું; અનિશ્ચિત; અનિર્ણિત; નિશ્ચય-ઠરાવ વગરનું; ધચુપચુ.

**Undefiled**, *a.* ભ્રષ્ટ-અપવિત્ર-નાપાક નહીં કીધેલું; નિર્મળ; શુદ્ધ.

**Undefinable**, *a* જેની વ્યાખ્યા થાય નહીં એવું. જેની હદ-મર્યાદા થાય નહીં એવું; બેહદ.

**Undefined**, *a.* જેની વ્યાખ્યા આપી નથી એવું; જેનું વર્ણન કીધું નથી એવું; અમુક; મોઘમ. જેની હદ કરેલી નથી એવું.

**Undeniable**, *a.*-ની ના કહેવાય-તકરાર લેવાય નહીં એવું; અબાધિત.

**Undeniably**, *ad.* ના ન કહેવાય તેવી રીતે.

**Under**, *pre.* નીચે; તળે; હેઠળ; હેઠેનું; નીચેનું. તાબે; હુકમમાં; આધીન; હાથ નીચેનું; તાબાનું; કરતાં ઓછું-કમી. બ્હાનું-મિશ કાઢીને; બ્હાને;

નિમિત્તે.-કર્તા ઉતરતા દરજ્જાનું.-ના વખતમાં;-ની વેળાએ. *a.* ઉતરતા દરજ્જાનું; હાથ નીચેનું.
Underarms, હથીયાર બંધ.
Undersail, ચાલતું.
Under sentence, શિક્ષા થયેલ.
Underway, આગળ ધસતુ, ચાલતું.
To keep under, કબજામાં રાખવું.
Underagent, *n.* હાથ નીચેનો આડતિયો.
Uuderbid, *vt.* ઓછિ-ઓછી કિમ્મતે માગવું.
Underbrush, *n.* નહાનાં ઝાડવાં ઝાડીઓ.
Under-clerk, *n.* હાથ નીચેનો કારકુન.
Undercurrent, *n.* પાણીની નીચે ચાલતો પ્રવાહ. ઉપર ટપકે જાહેર થાય છે તે સિવાય મનમાં ને મનમાં વિચારો-મનોવૃત્તિ થયાં કરે છે તે.
Underdo, *vi.* પોતાની શકિત કરતાં-જોઇએ તે કરતાં ઓછું કરવું.
Underdone, *a.* બરાબર રંધાયલું નહીં એવું; કાચું રહેલું; અધ કચરૂં.
Underfoot, *ad.* પગતળે.
Undergo, *vt.* ભોગવવું; સોસવું; ઉપર ગુજરવું; ખમવું; સહન કરવું થવું;-નું થવું.
Undergraduate, *n.* પાઠશાળામાંના જે વિદ્યાર્થીને પહેલી પદવી મળી નથી તે.
Underground, *a.* ભોંયતળિયે; જમીનની નીચેનું.
Undergrowth, *n.* ઝાડોની નીચે ઉગતા છોડવા.
Underhand, *ad.* છૂપી રીતે; ચોરી છુપીથી; *a.* છાનું; ગુપ્ત; ચોરીનું.
Underhanded, *a.* છાનું; છુપું; ખાનગી; ગુપ્ત; છળનું; ચોરીનું. [ ટેકો આપવો.
Underlay, *vt.* નીચે મૂકવું; કંઇ નીચે મૂકીને
Underlet, *vt.* જેણે પટે લીધું હોય તેની પાસેથી બીજાને આપવું. ભાડુતપાસેથી ભાડે લેવું.
Underlie, *vi.* નીચે પડવું-હોવું.-નો આધાર-ટેકો હોવો.
Underline, *vt.* શબ્દોની નીચે લીટી દોરવી.
Underling, *n.* હાથ નીચેનું હલકું માણસ; નીચ-હલકું માણસ.
Undermine, *vt.* નીચેથી જમીન ખોદી કાઢવી; પાયામાંથી ખોદી કાઢવું; જડ કાઢવી; સુરંગ લગાવી તળેથી પોલું કરી મૂકવું. ગુપ્ત-રીતે નાશ કરવો-નુકસાન લગાડવું; છાનો ધોકો પહોંચાડવો.
Undermost, *a.* સહુથી નીચેનું; કનિષ્ટ.
Underneath, *pre.* નીચે; તળે; હેઠળ.
Underpin *vt.* ઘરના પાયાને મજબૂત કરવાને પથરા ઘાલવા. [ છે તે પથરા.
Underpinning, *n.* જે પથરાપર ઘરનો પાયો
Underprize-rate, *vt.* કિમ્મત કરતાં ઓછી કિમ્મત ગણવી-આંકવી-કરવી. *n.* ઓછું મુલ-કિમ્મત. [ કરવી.
Underscore, *vt.* નીચે લીટી દોરવી કે નિશાણી
Undersell, *vt.* બિજાના કરતાં ઓછી કિમ્મતે વેચવું. [ (ચક્ર વગેરે.)
Undershot, *a.* નીચેથી પાણી જઇને ફરતું
Undersign, *vt.* નીચે સહી કરવી. The undersigned નીચે સહી કરનાર.
Undersoil, *n.* નીચેની-પડહેઠળની જમીન.
Understand, *vt.* સમજવું; ધ્યાનમાં-મગજમાં ઉતારવું. ખબર મળવી; જાણવું; સાંભળવું. *vt.* સમજણ-અક્કલ મળવી.
Understanding, *n.* સમજ-જ્ઞાનશકિત; જ્ઞાનેંદ્રિ; બુદ્ધિ. સમજણ; સમજ; જ્ઞાન; જાણ. બનાવ; સંપ; સમજુતી. *a.* સમજણું; જાણ; સમજુક; ચતુર; હોશિયાર.
Understood, *a.* સ્પષ્ટ ન દેખડાવેલું પણ મૂકી દીધેલું; અધ્યાહાર હોય તેવું; અધ્યાહરિત; અધ્યાકૃત. *pret. & pp.* સમજ્યો; ધ્યાનમાં આવ્યું; સમજુતી થયલું.
Understate, *vt.* હોય તે કરતાં થોડું કરીને કહેવું; ઓછું બતાવવું.
Understrapper, *n.* હલકા કામનો કારભારી.
Undertake, *vt.* માથે-હાથમાં લેવું; બીડું ઝડપવું કરવાનું કબૂલ કરવું; ઉંચકવું. શરત-કરાર કરીને માથે લેવું. *vi.* માથે લેવું. વચન આપવું. For જામીન થવું; બંધાવું.

**Undertaker,** *n.* હરકોઇ કામ માથે લેનાર. મુડદાં અવલ મંજલ પહોંચાડવા સંબંધી જોઇતી ચીજો પૂરી પાડનાર; મસાણિયો. [ ધંધો.
**Undertaking,** *n.* માથે લીધેલું કામ-કર્મ; કાર્ય;
**Undertenant,** *n.* પેટા; પેટા ખેડુત; આસામીના આસામી. [ માથે લીધું.
**Undertook,** *pret. & pp.* of undertake
**Undervalue,** *vt.* ની ઓછી કિમ્મત ગણવી. નું ગણવું-સમજવું. હોય તે કરતાં ઓછું માનવું; નો ભાવ ન પૂછવો.
**Underwood,** *n.* મ્હોટાં ઝાડ નીચેનાં ન્હાનાં ઝાડ; ઝાડી. [ઓછામાં કામ કરવું.
**Underwork,** *n.* હાથ હેઠળનું કામ. *vt.* ઓછિ-
**Underwrite,** *vt.* વીમો ઉતારવો. [માવાળો·
**Underwriter,** *n.* વીમો ઉતારનાર-કરનાર; વી
**Undeserved,** *a.* ગેરવાજબી; અઘટિત; નાહકનું. પર અયોગ્ય થયલું-કરેલું. [ગુણહીન.
**Undeserving,** *a.* નાલાયક; અયોગ્ય; અપાત્ર;
**Undesigned,** *a.* અગાઉથી નહીં ધારેલું; જાણી જોઇને નહીં કીધેલું; અચાનક; અજાણતાં બનેલું; થયલું. [વગરનું; ભોળું.
**Undesigning,** *a.* નિષ્કપટી; અકૃત્રિમ; છળદગા
**Undesirable,** *a.* ઇચ્છવા યોગ્ય નહીં એવું; અયોગ્ય; અણગમતું; અપ્રિય; અનૈચ્છિક.
**Undesired,** *a.* નહીં ઇચ્છેલું; અનિચ્છિત.
**Undestroyed,** *a.* નહીં નાશ પામેલું.
**Undetermined,** *a.* નિશ્ચય નહીં કરેલું; નહી; ઠરાવેલું;અનિશ્ચિત. જેની હદ ઠરાવેલી નહીં એવું.
**Undeviating,** *n.* આડે માર્ગે નહીં જતું-જનાર; સીધું.
**Undevout,** *a.* ભકિત ન કરે એવું; ભકિતભાવ વિનાનું; ભકિત-નિષ્ઠા વગરનું; અભાવિક.
**Undigested,** *a.* નહીં પચેલું
**Undignified,** *a.* મ્હોટાને લાયક નહીં એવું; માન ભરેલું નહીં એવું; નીચ.
**Undiminished,** *a.* ઓછું-કમી નહીં થયલું; હોય તેટલું ને તેટલું.
**Undiscerning,** *a.* અવિવેકી; અવિચારી.
**Undisciplined,** *a.* નહીં શિખેલું; ન કેળવાયલું; અશિક્ષિત. કવાયત નહીં શિખેલું.
**Undiscovered,** *a.* શોધ ન થયો હોય એવું; બેમાલુમ. [ધાડું; અકૃત્રિમ. વેષવિનાનું
**Undisguised,** *a.* પડદા-કપટ વગરનું; ખુલ્લું; ઉ-
**Undismayed,** *a.* ધમકીથી નહીં બીહીવડાવેલું; દેહેશત નહીં લગાડેલી.
**Undisputed,** *a.* બીનતકરારી; જેવિષે વાદ-તકરાર નથી એવું; નિર્વિવાદ.
**Undisturbed,** *a.* બીનહરકતી; જેને હરકત-ઇજા-ઉપદ્રવ થતો નથી એવું. શાંત; સ્વસ્થ; અવ્યગ્ર.
**Undivided,** *a.* નહીં ભાંગેલું; ન જૂદું કરેલું; નહીં વેંચણ કીધેલું; અખંડ; અવિભકત. અખંડિત; આખું.
**Undo,** *vt.* કર્યું તે ન કર્યું કરવું; ન કર્યું હોય તેવું કરી નાખવું; ઉંધું વાળવું; ઉલટાવી-ફેરવી નાખવું; રદ કરવું. છોડવું; ઉઘાડવું; છુટું કરવું. નાશ-પાયમાલ-ખરાબ કરવું; ખરાબ ખાસ્તા-ભીખ માગતું કરવું; ધૂળ ધાણી કરી નાખવું.
**Undoer,** *n.* નાશ-પાયમાલ કરનાર.
**Undoing,** *n.* ઉંધું વાળવું તે; ફેરવવું-રદ કરવું તે. નાશ; પાયમાલી.
**Undone,** *pp. a.* કર્યું કારવ્યું ધૂળ મળ્યું હોય તેવું. ન કીધેલું; અકૃત. નાશ-પાયમાલ થયલું.
**Undoubted,** *a.* શક-સંદેહ-સંશય વગરનું; નિસ્સંશય.
**Undoubtedly,** *ad.* બેશક; નિસ્સંશયથી.
**Undress,** *vt.* કપડાં-લુંધડાં ઉતારવાં-કાઢવાં; અલંકાર-ઘરેણાં કાઢી નાખવાં. *n.* ઢીલાં રાખેલાં-ઠીકઠાક નહીં કરેલાં-સાધારણ-રોજનાં કપડાં. સિપાઇ કામપર નહીં હોય તેવેળા જે કપડાં પહેરે છે તે.
**Undrinkable,** *a.* પીવાય નહીં તેવું.
**Undue,** *a.* નાલાયક; અયોગ્ય; અઘટિત. બેસુમાર; બેહદ; અતિશય; ઘણુંજ.
**Unduly,** *ad.* અતિશય; ઘણુંજ.

**Undulate,** *vti.* મોજા-લેહેરની પેઠે ઉંચાનીચા થઇને ચાલવું; ટિંગાઇને-લટકીને હિચકા ખાવા; તેને ઉપર આવવું-જવું-હાલવું-લટકવું; ઠોલવું; ડોલ્લા ખાવા.

**Undulated,** *a.* મોજા-લેહેરની પેઠે ગમન કરતું; ઉંચું નીચું થતું; હિંચકા-ડોલ્લા ખાતું.

**Undulating,** *a.* ઉંચુનીચું થતું.

**Undulation,** *n.* લેહેરની પેઠે ગમન કરવું તે; લેહેરના જેવી ગતિ; હિંચકા-ડોલ્લા ખાવા તે; હાલ્યાં કરવું તે.

**Undulatory,** *a.* લેહેરની ગતિ જેવું; લેહેરની પેઠે ઉંચું નીચું થઇને હાલ્યાંકરતું.

**Unduly,** *ad.* અઘટિત રીતે. અતિશય; ઘણુંજ.

**Undutiful,** *a.* આજ્ઞા-હુકમ નહીં માનનાર; કહ્યું ન કરે એવું; સામું થનાર; નાફરમાન.

**Undying,** *a.* મરે નહીં એવું; અમર; અવિનાશી

**Unearth,** *vt.* ભરાઇ-સંતાઇ રહયું હોય ત્યાંથી કાઢવું-નીકળી આવે તેમ કરવું.

**Unearthly,** *a.* આ દુનિયા-ભૂલોકનું નહીં હોય એવું; અનૈહિક. [સ્થતાથી.

**Uneasily,** *ad.* અસુખથી; બેચેહેનથી; અસ્વ-

**Uneasiness,** *n.* ચિંતા; ચટીપટી; બેચેહેની; અસુખ; અસમાધાન; દુઃખ; બેકરારી.

**Uneasy,** *a.* અસુખી; બેચેહેન; અસ્વસ્થ; બેકરાર; કળ ન પડતી હોય એવું.

**Uneducated,** *a.* નહીં ભણેલું; અભણ; નિરક્ષર; અશિક્ષિત; કેળવણી નહીં પામેલું.

**Unembarrassed,** *a.* નહીં ગભરાયલું-અકળાએલું; ભીડ-તંગીમાં નહીં આવી પડેલું.

**Unemployed,** *a.* કામ ધંધે ન લાગેલું; બેકરાર; બિન રોજગારી; ખાલી; નકામો; નહીં વપરાતું જેનો ઉપયોગ થતો-કામે લગાડેલું નથી એવું.

**Unencumbered,** *a.* પીડામાં ન પડેલું છુટી-ગીરોન મૂકેલી (મિલ્કત).

**Unenduring,** *a.* ન ટકે તેવું.

**Unengaged,** *a.* કામે નહીં લાગેલું; વગર ગુંથાયલું-રોકાયલું; છુટું.

**Unenlightened,** *a.* પ્રકાશીત-જ્ઞાની ન થયલું તેજ વગરનું-હીન; નહીં સુધરેલું; અજ્ઞાન; મૂર્ખ.

**Unenviable,** *a.* અદેખાઇ ઉત્પન્ન કરે નહીં-ઇચ્છવા જોગ નહીં એવું; નહીં અદેખાવા જેવું.

**Unenvious,** *a.* અદેખાઇ ન કરનાર; નિર્મત્સર.

**Unequable,** *a.* એક સરખું-સરખું નહીં એવું.

**Unequal,** *a.* બરાબર-સરખું નહીં એવું; અસમ; વિષમ; અસમાન. ઉતરતું; ઉતરતા દરજાનું. પૂરતું નહીં એવું; ઓછું વતું; કમજાસ્ત. કરવા-હોવા જેટલું નહીં-એક સરખું નહીં એવું ઉંચું નીચું; ઢેકાઢળિયાવાળું. નાલાયક; અસમર્થ. ગેરવાજબી. [હોય એવું; અનુપમ; અપ્રતિમ.

**Unequalled,** *a.* જેના જેવું બીજું કોઇ નહીં

**Uneqally,** *ad.* સરખું-પૂરતું નહીં એવીરીતે; ઓછાવતા-કમજાસ્તપણે; જૂદેજૂદે દરજ્જે.

**Unequivocal,** *a.*સ્પષ્ટ-સંદેહ વગર; સ્પષ્ટ; સાફ; ખુલ્લું. જેમાંથી બે અર્થ નીકળે નહીં એવું; સ્પષ્ટ અર્થનું. [સ્પષ્ટ અર્થથી.

**Unequivocally,** *ad.* સ્પષ્ટ-સાફ-ખુલ્લી રીતે.

**Unerring,** *a.* અચુક; નિર્ભ્રાંત; ભૂલ ન કરતું. ચોક્કસ; ખાતરીવાળું. [અનાવશ્યક.

**Unessential,** *a.* અગત્ય-જરૂરનું ન હોય એવું;

**Uneven,** *a.* ઉંચું નીચું; સરખું-સપાટ નહીં હોય એવું. અસમ; વિષમ; અસમાન. એક સરખું નહીં એવું. એકી. [નીચાપણું.

**Unevenness,** *n.* અસમતા; અસમાનતા. ઉંચા-

**Unexampled,** *a.* અનુપમ; અપ્રતિમ; અપૂર્વ; જેના જેવું અગાઉ ન થયલું.

**Unexceptionable,** *a.* બાધ વગરનું; તકરાર-હરકત-વાંધો લેવાય નહીં એવું; દોષ-ઠપકા વિનાનું; અબાધ.

**Unexceptionably,** *ad.* તકરાર-હરકત-વાંધો લેવાય નહીં એવી રીતે. [વગરનું.

**Unexecuted,** *a.* નહીં કરેલું; અકૃત સહી

**Unexpected,** *a.* અણધારેલું; અનપેક્ષિત; આકસ્મિક; એકાએકનું; જેની વાટ ન જોઇ-આશા ન રાખી હોય એવું.

Unexpectedly, *ad* એકાએક; અચાનક.

Unexplored, *a.* જેનો શોધ-તપાસ કરી નથી એવું; નહીં જણાયલું; અજ્ઞાત.

Unexpressed, *a.* નહીં કહેલું; વગર ઉચ્ચારેલું અસ્પષ્ટ.

Unextinguished, *a.* ન હોલવેલું; ન બુજાવેલું.

Unexperienced, *a.* અનુભવ વગરનું; અજાણ્યું.

Unfaded, *a.* કરમાઈ નહીં ગયલું.

Unfading, *a.* કરમાઈ નહીં જાય એવું; ખરી ન પડે એવું; અક્ષય; સદા તાજું-લીલું.

Unfailing, *a.* ખૂટે નહીં એવું; અખૂટ; અક્ષય. ખચીત; ખોટું નહીં થાય એવું.

Unfair, *a.* ગેરવાજબી; ખોટું; અપ્રમાણિક.

Unfairly, *ad* ગેરવાજબી રીતે; અપ્રમાણિકપણે.

Unfairness, *n.* ગેરવાજબી-અપ્રમાણિકપણું; બેઈમાનદારી.

Unfaithful, *a.* અવિશ્વાસુ; બેઇમાની; નિમકહરામ; વિશ્વાસઘાતી; બેકોલ; ખોટું. અપતિવ્રત; બેવફા.

Unfaithfulness, *n.* વિશ્વાસઘાત; બેઈમાની.

Unfallen, *a.* અપતિત; ભ્રષ્ટ નહીં થયલું.

Unfaltering, *a.* અચકાયા વગરનું. દૃઢ; ડગ્યા-ડગમગ્યા વગરનું.

Unfashionable, *a.* ચાલ-રીતિ-ધારા પ્રમાણે નહીં એવું; જેનો-જે કરવાનો ચાલ નથી એવું; ગેરચાલ-રીતનું; બેરિવાજ. [એવી રીતે.

Unfashionably, *ad.* ચાલ-ધારા પ્રમાણે નહીં

Unfasten, *vt.* છોડવું; છૂટું કરવું.

Unfathomable. *a.* જેનું તળિયું જણાય નહીં -જે માપી ન શકાય એવું; અથાગ; અગાધ. તર્ક-બુદ્ધિ ચાલે નહીં તેવું; અગમ્ય.

Unfavourable, *a.* અનુકૂળ ન હોય એવું; અનનુકૂળ; પ્રતિકૂળ; વિરૂદ્ધ; ઉલટું. અશુભ; અમંગળ; માફક-એઈએ તેવું નહીં એવું; નુકસાનકારક અકૃપાળુ; ગેરમેહેરબાન.

Unfavourably, *ad.* પ્રતિકૂળતાથી; માફક ન હોય એવી રીતે; ગેરમહેરબાનીથી.

Unfeathered, *a.* પર-પીછ વગરનું.

Unfeeling, *a.* નિર્દય; ઘાતકી; કઠણ; દયાહીન; વજ્ર છાતીવાળું.

Unfeelingly, *ad.* નિર્દય-ઘાતકી રીતે.

Unfeigned, *a.* ખરેખરૂં; વાસ્તવિક; અકૃત્રિમ; અંતઃકરણનું; નિષ્કપટ. [નિષ્કપટથી.

Unfeignedly, *ad.* ખરેખરી-વાસ્તવિક રીતે;

Unfelt, *a.* નહીં જાણેલું-જણાયલું-માલમ પડેલું -લાગ્યું-અસર નહીં થઈ હોય તેવું.

Unfettered, *a.* બેડી-બંધન-અટકાવ વગરનું; છુટું થયલું; મોકળું; છોડવેલું.

Unfilial, *a.* પુત્ર પુત્રીને કરવું ન ઘટે તેવું; પુત્રધર્મ-પ્રમાણે ન ચાલનાર. [પૂર્ણ; અસમાપ્ત.

Unfinished, *n.* પૂરૂં નહીં થયલું; અધુરૂં; અ

Unfit, *a.* અયોગ્ય; અનુચિત; નાલાયક; નાદુરસ્ત; *vt.* અશકત કરવું; -થી અશકત થવું. અયોગ્ય-નાલાયક કરવું.

Unfitness, *n.* અયોગ્યતા; નાલાયકી.

Unfix, *vt.* છોડવું; છુટું કરવું. ઉખેડવું. ભટકવું; અસ્થિર કરવું. [અનિશ્ચિત.

Unfixed, *a.* રખડતું ભટકતું. અસ્થિર; ચલિત;

Unfledged, *a.* પાંખ-પીછાં નહીં આવેલાં હોય એવું. નહાનું.

Unflinchng, *a.* પાછું હઠે નહીં એવું; દૃઢ.

Unfold, *vt.* ઉકેલવું; ઘડી છૂટી પાડવી. ઉઘાડવું; ખુલ્લું-પ્રગટ કરવું. કહી દેખાડવું.

Unforeseen, *n.* આગમજથી નહીં જણાયલું-માલમ પડેલું; અણધાર્યું; અનક્ષિત; આકસ્મિક.

Unforetold, *a.* આગળથી નહીં કહેલું; અગમચેતી નહીં કહેલું.

Unforgiving *a.* માફ કરે નહીં એવું; ખાર-વેર-રાખે એવું; ખારીલું; અક્ષમાવાન; દીર્ઘદ્વેષી.

Unformed, *a.*આકારરહિત; નિરાકાર; અકૃત.

Unfortified, *a.* ન બાંધેલું.

Unfortunate, *a.* ભાગ્ય-દૈવહીન; કમનસીબ; અભાગિયું; કરમનું ફૂટેલું અશુભ; અમંગળ; અહિત.

**Unfortunately,** *ad.* કમ નસીબે કરીને.

**Unfounded,** *a.* નહીં સ્થાપેલું; અસ્થાપિત. પાયા આધાર-મૂળ-ઠેકાણા વગરનું; નિરાધાર; ખોટું; મિથ્યા. [એવું; નિર્જન

**Unfrequented,** *a.* જ્યાં ભાગ્યેજ કોઈ જતું હોય

**Unfriendly,** *a.* સ્નેહ-પ્રીતિ રહિત; અસ્નેહી; અકૃપાળુ. પ્રતિકૂળ; માફક નહીં એવું; બેદિલ; અણબનાવ થયો હોય તેવું; મિત્રાઈ તુટેલું.

**Unfrock,** *vt.* ઝભ્ભો કાઢો-ઉતારી લેવો.

**Unfruitful,** *a.* નિષ્ફળ; વ્યર્થ; મિથ્યા; ધર્મના કામ વિનાનું. ફળવંત-રસાળ નહીં હોય તેવું. જે ઝાડને ફળ નહીં લાગતાં હોય એવું; વાંઝિયું. જેને છોકરાં ન થતાં હોય તેવી વાંઝણી.

**Unfruitfulness,** *n.* નિષ્ફળતા. વાંઝિયાપણું. અફળવંતપણું.

**Unfulfilled,** *a.* નહીં પૂરું પડેલું-કરેલું; નહીં પાળેલું; અપૂર્ણ; અધૂરું.

**Unfurl,** *vt.* ખોલવું; ઉખેળવું; વીંટાળેલું છોડવું.

**Unfurnished,** *a.* રાચ રચિલાં-સામાન સરંજામ વગરનું.

**Ungainly,** *ad.* બેઢંગું; બેડોળ. [હોય તેવું.

**Ungarnished,** *a.* શોભાવેલું-દીપાવેલું નહીં

**Ungenerous,** *a.* ઉદાર નહીં તેવું; અનુદાર; હલક - મનનું; કૃપણ; બખીલ. ઉદાર માણસનું-ને લાયક નહીં એવું; નીચ; હલકું.

**Ungenial,** ઉત્પત્તિ કે પાકને પુષ્ટિ ન આપે એવું.

**Ungentle,** *a.* જંગલી; અસભ્ય.

**Ungentlemanly,** *a.* અસભ્ય; સુજનતા વગરનું; કુલીન માણસને અયોગ્ય.

**Ungenteel,** *a.* અસભ્ય; બેઅદબ.

**Ungird,** *vt.* કમર પટો છોડવો. છોડવું.

**Ungodliness,** *n.* અધર્મ; દેવનિંદા; ધર્મનિંદા; અભક્તિ; દુષ્કર્મ; પાપ.

**Ungodly,** *a.* અધર્મી; દેવ નિંદક; બાપ્કળ; ભક્તિભાવરહિત; ભક્તિહીન; કુકર્મી. ઇશ્વરી આજ્ઞા વિરુદ્ધ; દુષ્ટ; પાપનું. ભ્રષ્ટ; પાપનું ભરેલું.

**Ungovernable,** *a.* કબજામાં-તાબામાં-હાથમાં ન રહે એવું; વશ થાય નહીં-બંદ-ગાંઠે નહીં એવું. અનિવાર; બેકૈદ.

**Ungovernably,** *ad.* કબજામાં-તાબામાં ન રહે એવી રીતે; બેકૈદપણે. [અસુંદર.

**Ungraceful,** *a.* બેઢબ; દેખાવડું નહીં એવું;

**Ungracious,** *a.* અણગમતું; અળખામણું; ખુશ ન લાગે;પસંદ નહીં પડે એવું.

**Ungraciously,** *ad.* ખુશ ન લાગે એવી રીતે; ગેરમેહેરબાનીથી.

**Ungrammatical,** *a.* વ્યાકરણ દોષવાળું; વ્યાકરણના નિયમવિરૂદ્ધ-પ્રમાણે નહીં એવું.

**Ungrateful,** *a.* ઉપકાર-પાડ ન માનનાર.; કૃતઘ્ન; અનુપકારી; નગુરૂં. ઉપકારને બદલે અપકાર કરનાર; લૂણ-નિમક હરામ. નગુણું; અવગુણિયું. ગમે નહીં એવું; અણગમતું; નાપસંદ; કંટાળો ઉપજાવે એવું.

**Ungratefully,** *ad.* નિમકહરામીથી; ગુણપાડ ન માને એવીરીતે.

**Ungrounded,** *a.* પાયા-આધાર વગરનું.

**Unguarded,** *a.* રક્ષણ વિનાનું; અરક્ષિત. અસાવધ; ગાફેલ; સંભાળહીન; ચોક્કસ નહીં એવું. સંભાળ વગરનું; ગફલતી ભરેલું; વગર ચોકસાઈનું; અસાવધપણાનું.

**Unguardedly,** *ad.* અસાવધપણે; બીન સંભા- [ળથી; ગફલતપણે.

**Unguent,** *n.* લેપ; મલમ.

**Unguentous,** *a.* લેપ-મલમ જેવું.

**Unhallowed,** *a.* અપવિત્ર; દુષ્ટ.

**Unhandsome,** *a.* અસુંદર; કુરૂપ; બેડોળ; કદરૂપું. ગેરવાજબી; નાલાયક. [બેડોળ રીતે.

**Unhandsomely,** *ad.* ગેરવાજબી-નાલાયક રીતે.

**Unhandy,** *a.* અણકિસબી; અનાડી; અનઘડ. અડચણ વાળું-ભરેલું; સમવડ વગરનું.

**Unhappily,** *ad.* દુઃખથી. કમનસીબે.

**Unhappiness,** *n.* દુઃખ. કમનસીબ. અશુભ-અમંગળપણું.

**Unhappy,** *a.* અસુખી; દુઃખી. ભાગ્યહીન; કમનસીબ; અભાગિયું. અશુભ; અમંગળ; દુઃખભરેલું.

**Unharmed**, *a.* હેલો હરકત વગર; નુકસાન-ઇજા-હરકત નહીં થઇ હોય એવું.
**Unharness**, *vt.* ઘોડાનો સાજ-હાર્નિસ કાઢી લેવું-ઉતારવું.
**Unhatched**, *a.* બરાબર ન સેવાયલું.
**Unhealthful**, *a.* રોગકારક-જનક; તનદુરસ્ત રાખે નહીં એવું.
**Unhealthiness**, *n.* રોગકારક-રોગીષ્ટપણું.
**Unhealthy**, *a.* વારે વારે માદું થાય એવું; રોગીષ્ટ; સદારોગી. નબળું. રોગવાળું-થી ભરેલું; જેમાં ઘણાં માણસ માંદાં પડે એવું. રોગ ઉત્પન્ન કરે એવું; રોગ-વ્યાધિકર-જનક.
**Unheard**, *a.* નહીં સાંભળેલું; અશ્રુત. દાદ નહીં લીધેલી એવું. અપ્રખ્યાત- of નવું; નવી રીતનું; કોઇના સાંભળવામાં આવ્યું ન હોય એવું.
**Unheeded**, *a.* ધ્યાનમાં-લક્ષમાં નહીં રાખેલું.
**Unheeding**, *a.* ધ્યાન-લક્ષમાં નહીં રાખતું; વિચાર વગરનું; અવિચારી.
**Unhesitating**, *a.* આનાકાની ન કરતું; શક-સંશય વગરનું; બેધડક; બેધડકપણાનું.
**Unhesitatingly**, *ad.* આનાકાની કર્યા વગર; નિસંશયપણાથી; બેધડકપણાથી.
**Unhindered**, *a.* નહી અટકાવેલું.
**Unhinge**, *vt.* મજાગરા-ચણિયારાં ઉપરથી ખસેડી-ઉતરી નાખવું; ચળાવવું. અસ્થિર-ડગમગતું-ડોળું કરવું.
**Unhitch**, *vt.* આંકડીમાંથી છુટું કરવું-પાડવું.
**Unholiness**, *n.* અપવિત્ર-અશુદ્ધપણું; નાપાકી.
**Unholy**, *a.* અપવિત્ર; અશુદ્ધ; નાપાક.
**Unhonoured**, *a.* માન નહીં આપેલું.
**Unhook**, *vt* આંકડો-આંકડી કાઢી નાખવી.
**Unhoop**, *vt.* પાટા કાઢવા.
**Unhorse**, *vt.* ઘોડાપરથી પાડવું-ઉતારવું.
**Unhouse**, *vt.* ઘરમાંથી બ્હાર કાઢવું.
**Unhumbled**, *a.* નમે-લટે નહીં એવું; મગરૂર.
**Unhurt**, *a.* હરકત-ઇજા થયા વગરનું; સલામત; સાબૂત; નુકસાન ન થયલું.
**Unhurtful**, *a.* ઇજા નહીં કરે એવું; નિરપકારી.
**Unicorn**, *n.* ગેંડો. એક શિંગડાવાળું કલ્પિત જનાવર. [ વાસ્તવિક.
**Unideal**, *a.* સાચું; ખરૂં; સત્ય; ખરેખરૂં
**Unidiomatical**, *a.* બોલવાની રીતથી ઉલટું; ભાષણ સંપ્રદાય વિરૂદ્ધ; રૂઢી વિરૂદ્ધ.
**Uniflorous**, *a.* એકજ ફુલવાળું-ઉપજતું-થતું.
**Uniform**, *a.* એ તરેહનું-જાતનું-સરખું-રૂપ; એકતારૂ; સમાન. *n.* એક મંડળીના સર્વ માણસોનો એક સરખો પોશાક; લશ્કરી પોશાક; સૈન્યવેષ.
**Uniformity**, *n.* એક રૂપતા; સમરૂપતા; એકસરખાપણું.
**Uniformly**, *ad.* એક સરખીરીતે; સદા; હમેશા; એકસરખું.
**Uniliteral**, *a.* એકજ અક્ષરી; એકાક્ષરી.
**Unimaginable**, *a.* કલ્પના ન થઇ શકે એવું; અગમ્ય.
**Unimpaired**, *a.* નહીં બગડેલું; નુકસાન ન થયલું; અક્ષત; સાબૂત; આણીશુદ્ધ. [ નરમ.
**Unimpassioned**, *a.* મનો વિકાર રહિત; શાંત;
**Unimpeachable**, *a.* જેનાપર દોષ-કલંક મૂકાય નહીં એવું; નિષ્કલંક; અદૂષણીય.
**Unimportant**, *a.* અગત્યનું-જરૂરનું નહીં એવું; હલકું; નજીવું; તુચ્છ. [ ન લેતું.
**Unimproving**, *a.* નહીં સુધરતું; કેળવણી
**Uninfected**, *a.* ચેપ નહીં લાગેલો એવું. નહીં બગડેલું. [ વેલું; બેખબર.
**Uninformed**, *a.* કોઇએ ન કહેલું-ન જણા-
**Uningenuous**, *a.* કપટી.
**Uninhabitable**, *a.* વસાય-રહેવાય-જેમાં માણસ રહી શકે નહીં એવું; નિવાસા યોગ્ય.
**Uninhabited**, *a.* વસ્તી વગરનું; ઉજ્જડ; નિર્જન.
**Uninitiated** *a.* મૂળ તત્વથી અજ્ઞાન; અદિક્ષિત; પૂરી રીતે દાખલ નહીં કરેલું.
**Uninjured**, *a.* નુકસાન થયું નથી એવું; સાબૂત; સલામત. [ એવું.
**Uninspired**, *a.* ઈશ્વરી પ્રેરણાન થઇ હોય-

**Uninstructed,** *a.* કેળવણી વિનાનું; અભણ; નહીં શિખેલું-સમજેલું; અશિક્ષિત; નિરક્ષર. હુકમ મળ્યો નથી તેવું.

**Unintelligent,** *a.* જડ-મંદ બુદ્ધિનું.

**Uuintelligible,** *a.* ન સમજાય-બુદ્ધિ ન પહોંચે-સમજી ન શકાય એવું; ગૂઢ; દુર્બોધ.

**Uuintelligibly,** *ad.* સમજાય નહીં એવી રીતે.

**Unintended, Unintentional** *a.* નહીં ધારેલું; અજાણતાં કરેલું-થયલું.

**Unintentionally,** *ad.* અજાણતાં-થી; અણધારેલી રીતે.

**Uninterested,** *a.* ભાગીદાર-શામેલ નથી એવું; લેવા દેવા-સ્વાર્થ સંબંધ વગરનું. ઉદાસીન; જેનું મન રંજન થયું નથી એવું; બેગરજ; બેપરવા.

**Uninteresting,** *a.* રસ પડે-ખુશ કરે નહીં એવું; અરસિક; નીરસ.

**Uninterrupted,** *a.* અખંડ; નહીં અટકેલું; અખંડિત; હરકત-વિક્ષેપ પડયા-વચમાં અટકયા વગર.

**Uninvited,** *a.* ન બોલાવેલું; ન તેડેલું; ન નોતરેલું; જેને નિમંત્રણ નથી એવું; અનાહુત.

**Uninviting,** *a.* અનાકર્ષક; જેથી ન લલચાય-લાલચ ન લાગે એવું; જેપર મન ન દોડે એવું.

**Union,** *n.* એકઠું મેળવી દેવું તે; સંયોગ; સંધી; જોગ; મેળાપ. સંપ; ઐકય; એકી; એક દિલી.

**Unionist,** *a* સંપને ચહાનાર.

**Uniparous,** *a.* એકજ બચ્ચું જણનારૂં-પ્રસવનારૂં-વ્યાનારૂં.

**Unique,** *a.* એકજ; માત્રએક; અનન્ય; અસાધારણ; અપ્રતિમ; અપૂર્વ. [ તાલ.

**Unison,** *n.* સ્વર-સૂરનો મેળાપ; એક સૂર તાર;

**Unisonous,** *a.* એકસૂરૂં-તારૂં; એકસૂરમાં હો- [ વું તે.

**Unit,** *n.* એક; એકાંક; એકમ.

**Unitarian,** *n.* પિતા પુત્ર ને પવિત્રાત્મા મળીને એક ઈશ્વર છે એવું મત નહીં માનનાર; ઇશ્વર ત્રૈકયનો ઇનકાર કરનાર.

**Unitarianism** *n.* ઇશ્વરં ત્રૈકય નથી એવું મત.

**Unite,** *vt.* ( to, with ) જોડવું; મેળવી દેવું; એકઠું-ભેગું-એક કરવું. *vi.* મળી જવું; જોડાવું; એક-ઐકય થવું; એકચિત્ત-દિલ-મત થવું.

**United,** *a.* જોડાયલું; સંયુકત. એકદિલ.

**Unitedly,** *ad.* એકઠા-એક દિલ થઇને; મળીને; સંગાથે.

**Unity,** *n.* અદ્વૈત; અભેદ; એકતા-પણું-ત્વ; સંપ; ઐકય; એકદિલી. મળતાપણું; મેળાપ. વિષય કાળ ને જગાનું ઐકય; વિષયૈકય.

**Univalve** *n.* એક પડ કે પડદાવાળી છીપ જેમકે ખાંગડો. [ એવું.

**Univalvular,** *a.* ખાંગડા જેવો એકજ પડદો હોય

**Universal,** *a.* સર્વમય-વ્યાપી; સર્વનું; બધાનું; સઘળી જગાનું; સાર્વત્રિ જગતનું. સર્વ; આખું; સર્વ સામાન્ય-સાધારણ.

**Universalism,** *n.* બધાં માણસ મુકિત પામશે કોઈ હંમેશા નર્કમાં નહીં રહે એવું મત.

**Universalist,** *n.* બધાં માણસ મુકિત પામશે કોઇ હંમેશા નર્કમાં નહીં રહેશે એવું મત રાખનાર.

**Universality,** *n.* સર્વ-વિશ્વવ્યાપિતા; સર્વમય-નું હોવું તે. [ સામાન્ય રીતે.

**Unviersally** *ad.* સર્વત્ર-ને; સર્વ ઠેકાણે; સર્વ

**Universe,** *n.* જગત; સંસાર; સૃષ્ટિ; આલમ; દુનિયા; બ્રહ્માંડ; વિશ્વ. Pervading the u. વિશ્વવ્યાપક; સર્વવ્યાપક.

**University,** *n.* વિદ્યાલય-મંડળ; પાઠશાળા સમાજ; સર્વવિદ્યોત્તેજકાલય.

**Univocal,** *a.* માત્ર એકજ અર્થનું-વાળું.

**Unjust,** *c.* અધર્મી; અન્યાયી; અન્યાયનું; અધર્મનું; ગેરઇન્સાફી; ગેરવાજબી.

**Unjustifiable,** *a.* વાજબી છે એમ બતાવી ન અપાય-ખરૂં સાબીત ન થાય એવું.

**Unjustifiably,** *ad.* વાજબી છે એમ બતાવી ન અપાય-ખરૂં સાબીત ન થાય એવી રીતે.

**Unjustly,** *ad.* અન્યાય-અનીતિ-અધર્મથી; ગેરઇન્સાફે રીતે; ગેરવાજબી રીતે; નાહક. [ અકૃપાળુ.

**Unkind,** *a.* કૃપાહીન; દયાહીન; ગેરમહેરબાન;

**Unkindly**, *ad.* ગેરમહેરબાનીથી; અવકૃપાથી.
**Unkindness**, *a.* ગેરમહેરબાની; અવકૃપા.
**Unknit**, *vt.* સીવણ ઉખેડવી; ગુંથેલું હોય તે છોડવું-ઉકેલવું. [ ન સમજતાં-
**Unknowingly**, *ad.* અજાણતાં; અજ્ઞાનથી
**Unknown** *a.* અજાણ્યું; ઓળખાણ વગરનું. અપ્રસિદ્ધ; નહીં જણાયલું; અજ્ઞાન; બેમાલુમ.
**Unlace**, *vt.* છોડવું; ઉકેલવું; કાઢવું; ખોલવું. દાગીના ઉતારી લેવાં; અશોભિત કરવું.
**Unlade**, *vt.* ભાર-બોઝો ઉતારવો-લઈ લેવો. વહાણને ખાલી કરવું-માંથી માલ ઉતારવો.
**Unlatch**, *vt.* આગળી કાઢવી કે ઉંચકવી.
**Unlawful**, *a.* કાયદા-ધારા વિરૂદ્ધ; અશાસ્ત્ર; ગેરકાયદાનું; ગેરશિરસ્તાનું. હરામ; લુચ્ચાઈનું; અઘટિત; ઈશ્વરી આજ્ઞા વિરૂદ્ધ.
**Unlawfully**, *ad.* ગેરકાયદે; અઘટિત રીતે; શાસ્ત્ર-કાયદો તોડીને. [ વિરોધ; અશાસ્ત્રતા.
**Unlawfulness**, *n.* ગેર-અઘટિત રીત; વિધિ-
**Unlearn**, *vt.* ભણેલું ભૂલી જવું; ભાણ્યું તે ન ભણ્યા જેવું થાય તેમ કરવું; આપેલો ઉપદેશ મનમાંથી જાય તેમ કરવું.
**Unlearned**, *a.* અભણેલ; અપઢ; મૂર્ખ; અવિદ્વાન; અક્ષરશત્રુ. નહીં જણાયલું; અજાણ્યું અવિદ્વાને કરેલું-નું. *pp.* ભૂલેલું; ભૂલી ગયલું.
**Unleavened**, *a.* બેખમીર; ખમીર-માણ વગરનું-થી નહીં ફુલેલું.
**Unless**, *con.* શિવાય; વગર; એ-તો નહીં; નહી નહીં તો-તર; અગર નહીં.
**Unlettered**, *a.* અભણ.
**Unlicensed**, *a.* સનદ-રજાવગરનું; લેસન ન મળેલું [ તેવું.
**Unlike**, *a.* જૂદું; ભિન્ન; સરખું-મળતું ન હોય
**Unlikely**, *ad.* અસંભવિત; નહીં સંભવતું; ન બને તેમ; ન થવા જોગ. [ અતુલ્યતા.
**Unlikeness**, *n.* જૂદાપણું; ભિન્નતા; અસમતા;
**Unlimited**, *a.* અપાર; અનંત; અમર્યાદ; બેહદ. મોઘમ; અચુક; નક્કી નહીં જણાવેલું.

**Unlink**, *vt.* જૂદું-છૂટું કરવું-પાડવું. કડી કાઢવી-છોડવી.
**Unload**, *vt.* ભાર-બોઝો ઉતારવો-લઈ લેવો. વહાણને ખાલી કરવું-માંથી માલ ઉતારવો. બંદુક ખાલી કરવી. [ હલું કરવું.
**Unlock**, *vt.* -નું તાળું-કળ ઉઘાડવી; ઉઘાડવું; ખુ-
**Unlooked**, *a.* ( for. ) નહીં ધારેલું; અનપેક્ષિત; અણચિંતવ્યું; આગળનું જાણેલું-જોયલું-ઇચ્છેલું નહીં એવું.
**Unloveliness**, *n.* અણગમતા-અલખામણાપણું અસૌંદર્ય; અલાવણ્ય; અસુંદરપણું.
**Unlovely**, *a.* વ્હાલું-પ્યારું નહીં લાગે એવું; અપ્રીતિકર; અણગમતું; અલખામણું.
**Unlucky**, *a.* દૈવ-ભાગ્યહીન; કમનસીબ; અભાગ્યું; કરમનું ફુટેલું. અશુભ; અમંગળ.
**Unluckily**, *ad.* કમનસીબથી; કુદૈવે; માઠી ભાયેગે. [ નાશ કરવો; ભાંગવું.
**Unmake**, *vt.* ઘડ્યું તે નઘડ્યું કરવું; રૂપગુણનો
**Unman**, *vt.* નપુંસક-નામર્દ કરવું. જાનવર-જેવું કરવું. ધર્મહીન-ના હિમ્મત કરવું. હિમ્મત-ધીરજ મૂકાવી-છોડાવી દેવી. ઉજ્જડ કરવું-પાડવું; વસ્તીહીન કરવું.
**Unmanageable**, *a.* હાથ-કાબુમાં રહે નહીં એવું; બેહેકી ગયલું; છકેલ; બેહેકેલ.
**Unmanly**, *a.* પુરૂષ-મરદને ન શોભે એવું; અઘટિત; પુરૂષાયોગ્ય:બાયલાપણાનું. હલકું; નીચ અનુદાર.
**Unmannered**, *a.* અસભ્ય; અમર્યાદ; તોછડું; નાલાયક; જંગલી. [ સ્તાનું.
**Unmannerly**, *a.* અસભ્ય; જંગલી; ગેરશિર-
**Unmarried**, *a.* નહીં પરણેલું; કુવારું. U. man વાંઢો. U. woman અનૂઢા.
**Unmask**, *vt.* પડદો- મુખવટો-વેશ-બુરખો કાઢીને ખરું રૂપ દેખાડવું. *vi.* મુખવટા-વેશ ઉતારવો.
**Unmatched**, *a.* જેનું કોઇ બરોબરિયું હોય નહીં એવું.
**Unmeaning**, *a.* અર્થ-મતલબ વગરનું; અર્થહીન;

નિરર્થક; ખાલી; નકામું. અબુદ્ધિદર્શક, બુદ્ધિનાં લક્ષણ વગરનું.

**Unmeasured,** *a.* નહીં મપાયલું; મપાયનહીં એવું; અપરિમિત; અપાર; બેહદ.

**Unmerchantable,** *a.* નહીં વેચાય એવું; ખપ વગરનું; બજારના ભરનું નહીં.

**Unmerciful,** *a.* દયાહીન; નિર્દય; ક્રૂર; ઘાતકી-ઘણું; ભારે; અતિશય.

**Unmercifully,** *ad.* ઘાતકી-નિર્દયપણે; દયા વગર-છોડીને.

**Unmerited,** *a.* અપાત્રને-અયોગ્યને મળેલું-પર થયલું; ગેરવાજબી. નાહક; વગર કારણનું.

**Unmilitary,** *a.* લશ્કરી રીત-કાયદા વિરૂદ્ધ-થી ઉલટું.

**Unmindful,** *a.* કાળજી-ફિકર વિનાનું; બેફિકરૂં; લક્ષ નહીં આપતું; ગાફેલ; અસાવધ.

**Unmingled, Unmixed,** *a.* ભેળવગરનું; શુદ્ધ; અમિશ્રિત; ચોખ્ખું; નર્યું; નરદમ; એખલું.

**Unmitigated,** *a.* શાંત-ઓછું નહીં થયલું.

**Unmolested,** *a-* ઉપદ્રવ-ઈજા-હરકત વગરનું-ન થયલું; નિરૂપદ્રવ. [ ઉંચકવું.

**Unmoor,** *vt.* લંગર-નાગર ઉપાડવું-ઉઠાવવું.

**Unmortgaged,** *a,* ગીરે ન મૂકેલું.

**Unmotherly,** *a.* માને-માતાને કરવું યોગ્ય નહીં એવું.

**Unmoved,** *a.* નહીં ખસેલું; અચળિત; સ્થિર દૃઢ; અચળ; નહીં ડગેલું. અસરરહિત; જેનું મન પિગળ્યું નથી એવું; નપલળેલું.

**Unmurmuring,** *a.* બડબડ કીધા વગર; બૂમ ફરિયાદ નહીં કરતું.

**Unmusical,** *a.* બેસુરૂં; બેસૂર; સ્વરશૂન્ય.

**Unnatural,** *a.* અસ્વાભાવિક; સૃષ્ટિ નિયમ-માનવ ધર્મ વિરૂદ્ધ; ગેર રીતનું; અમાનુષ્ય. મમતાહીન; નિર્દય. પ્રકૃતિ વિરૂદ્ધ; માનવી ચાલ-રીત જાતથી ઉલટું-ને ન મળતું.

**Unnaturally,** *ad.* ગેરરીતથી; સૃષ્ટિ નિયમ કે માનવ ધર્મથી ઉલટી રીતે. નિર્દયપણે.

**Unnecessarily,** *ad.* કારણ-ગરજ-અગત-જરૂર વગર; વિનાકારણે; ફોગટ.

**Unnecessary,** *a.* જરૂરનું-અગત્યનું નહીં એવું; નકામું; નિરૂપયોગી; અપ્રયોજક; વ્યર્થ; નિષ્કારણ.

**Unneighbourly,** *a.* પડોસીના ધર્મથી વિરૂદ્ધ-જૂદું. [ -નબળું કરવું.

**Unnerve,** *vt.* -નું ખળ-જોર ભાંગવું; અશક્ત

**Unnoticed,** *a.* નહીં જોયલું; અલક્ષિત.

**Unnumbered,** *a.* અગણિત; અસંખ્ય; અનંત.

**Unobeyed,** *a.* નહીં માનેલું-અદબ રાખેલું.

**Unobjectionable,** *a.* જેવિષે તકરાર-વાંધો નથી એવું; જેમાં કોઈ દોષ કાઢે નહીં એવું; બિનઅટકાવનું; અબાધિત. [ જોવાય-એવું.

**Unobservable,** *a.* નહીં જોવામાં આવે-નહીં

**Unobserved,** *a.* કોઈના જોવામાં નહીં આવેલું; કોઈના જોયા વગરનું; અલક્ષિત; નહીં જોયલું-પાળેલું-આચરેલું.

**Unobserving,** *n.* બેભાન; બેદરકાર; અસાવધ; ગાફેલ; પ્રમાદી.

**Unobstructed,** *a.* બીનહરકતે.

**Unobtainable,** *a.* દુર્લભ; ન મળે તેવું.

**Unobstrusive,** *a.* વગર બોલાવે જાય-ઘુસે નહીં એવું; શરમાળ.

**Unoccupied** *a.* ખાલી; વસ્તી વગરનું; અવાવરૂ; અવડ; જેમાં કોઈ રહેતું ન હોય એવું. નવરૂં; નકામું; કામકાજ વગરનું; નવરાસનું; ફુરસદનું.

**Unoffending,** *a.* નિર્દોષી; નિરપરાધી; બેગુનાહ; અનપરાધી. [ કરેલું.

**Unofficial,** *a.* અધિકારને રૂએ-અધિકારીએ નહીં

**Unofficious,** *a.* પારકાના કામમાં અમથો નહીં પડનાર; વચમાં ટાહેલું ન કરનાર; પરાણે પાડ ન ચઢાવે એવું.

**Unopened,** *a.* ન ઉઘડેલું; બંધ.

**Unoppsed,** *a.* જેની સામા કોઈ થયું-પડયું ન હોય એવું; બિન અટકાવનું; સામેની હરકત વગરનું. [ રહિત ઇંદ્રિયો વગરનું.

**Unorganized,** *a.* નહીં ઘડેલું; ઘાટ-રચના

**Unorthodox**, *a.* પાખંડી; કુમાર્ગી.
**Unostentatious**, *a.* વગર ભપકાનું; સાદું; ડોળ વગરનું. [ ઉખેડવું. ભાર ઉતારવો.
**Unpack**, *vt.* ઉઘાડવું; ખોલવું; ગાંસડી છોડવી;
**Unpaid**, *a.* નહીં ચુકવેલું-વાળેલું-આપેલું-પહોંચાડેલું-અદા કરેલું. જેને મજુરી-પગાર નહીં મળ્યો હોય એવું U. for કિમ્મત આપ્યાવગર -મફત લીધેલું.
**Unpalatable**, *a.* ભાવે નહીં એવું; બેસ્વાદ. નાપસંદ; અપ્રિય; અણગમતું; અકારૂં.
**Unparalleled**, *a.* અનુપમ; અપ્રતિમ; જેનાજેવું બીજું ન હોય એવું.
**Unpardonable**, *a.* માફ ન કરાય એવું; માફ થવા અયોગ્ય; અક્ષમ્ય. [ રીતે.
**Unpardonably**, *ad.* માફ કરાય નહીં એવી
**Unparliamentary**, *a.* વાદવિવાદ કરવાની રીતથી ઉલટું-અવળું.
**Unperceivable**, *a.* જણાઇ-દેખાઇ-ધ્યાનમાં આવી ન શકે એવું; અગોચર; ઇંદ્રિયાગોચર.
**Unperceived**, *a.* ન જોયલું; ન દેખાયલું; ન જણાયલું; ન ધ્યાન દીધેલું; કોઈથી દેખાયા વગરનું; અદર્શીત. [ અયુક્તિક.
**Unphilosophic-al**, *a.* તત્વજ્ઞાન-વિદ્યા વિરૂદ્ધ;
**Unpin**, *vt.* ઉખેડવું; ઉઘાડવું.
**Unpitied**, *a.* દયા કીધાવગરનું.
**Unpitying**, *a.* દયા વગરનું; બેરહેમ; ક્રૂર.
**Unpleasant, Unpleasing**, *a.* નગમે-ખુશ ન લાગે એવું; નાપસંદ; અપ્રિય; અળખામણું; દુઃખદાયક. [ ન લાગે એવીરીતે.
**Unpleasantly**, *ad.* નગમે-નાપસંદ પડે-ખુશ
**Unploughed**, *a.* નહીં ખેડેલું-ચાસેલું; વગર ખેડેલું. [ વિરૂદ્ધ.
**Unpoetical**, *a.* કવિતાના નિયમથી ઉલટું-
**Unpolished**, *a.* સફાઇદાર-ચકચકિત નહીં કરેલું. અસભ્ય; જંગલી; બેઅદબ. સાદું; બેસિકલ.
**Unpolite**, *a.* અસભ્ય; બેઅદબ. [ શુદ્ધ.
**Unpolluted**, *a.* નહીં બગડેલું; પવિત્ર; અભ્રષ્ટ;
**Unpopular**, *a.* લોકોને અણગમતું-અળખામણું-નાપસંદ; લોકપ્રિય.
**Uupopularity**, *n.* લોકોની અપ્રીતિ; લોકાપ્રિયતા
**Unpractised**, *a.* બિન મહાવરાનું; અભ્યાસ-ટેવ વગરનું.
**Unprecedented**, *a.* જેના જેવું અગાડી ન થયલું એવું; અપૂર્વ; નવું.
**Unprejudiced**, *a.* ન ભમાયલું; નિષ્પક્ષપાતી સમદર્શી; અદલ ઇનસાફી; મનમાં આગળથી ખોટો વિચાર ન બાંધેલો એવું.
**Unpremeditated**, *a.* અગાઉથી નહીં ધારેલું; વિચારેલું; અચિંતિત; પૂર્વ વિચાર રહિત.
**Unprepared**, *a.* તૈયાર ન થયલું; અસિદ્ધ.
**Unprepossessing**, *a.* જોતાં વારમાં વહાલું લાગી તેપર ભાવ કે આશા બેસી કે ચ્હોંટી ન જાય એવું
**Unpretending**, *a.* ઢોંગ વગરનું; મર્યાદશીલ-અનભિમાની; વિનયી; અહંકાર વિનાનું.
**Unprincipled**, *a.* દુર્ગુણી; અનીતિવાન; દુરા ચારી; દુરાચરણી. એક નિશ્ચય-ઠરાવ-ટેક-ઢંગ-ધડાવગરનું.
**Unprinted**, *a.* નહીં છાપેલું; વગર છાપેલું.
**Unproductive**, *a.* ફળવંત ન હોય એવું; ઘણો પાક ન થાય-ન ઉતરે એવું. નફો-હાંસલ મળે નહીં એવું; ગેરફાયદાનું. નિષ્ફળ; વ્યર્થ; ફોગટ.
**Unprofessional**, *a.* ધંધામાંનું નહીં એવું; ધંધા વગરનું.
**Unprofitable**, *a.* નફો ન થાય એવું; ગેરફાયદાનું અલાભકારક; નકામું; નિરૂપયોગી; નિષ્ફળ; વ્યર્થ. કોઇને-બીજાને ગુણકારક કે જેથી ગુણ ન થાય એવું
**Unprofitably**, *ad.* ફાયદો-લાભ-ગુણ ન થાય એવીરીતે. નકામી રીતે; વગર ફોગટ.
**Unpromising**, *a.* સારૂં નિવડશે એવી આશા નહીં હોય એવું.
**Unpropitious**, *a.* અશુભ; અમંગળ; પ્રતિકૂળ; માઠું. અપ્રસન્ન; ના મેહરબાન; ના મુબારક.
**Unprotected**, *a.* અરક્ષિત; અનાથ; નિરાશ્રિત નિરાધાર; અશરણ. ઉઘાડું; અભય.

**Unproved**, *a.* નહીં અજમાવેલું;-નો અનુભવ નહીં થયલો એવું. સાબીત સિદ્ધ નહીં કરેલું.
**Unprovoked**, *a.* ખિજવેલું-ચિડવેલું નહીં હોય એવું. કારણ વગરનું કરેલું; વગર કારણનું; અમથું; નાહકનું; ગેરવાજબી.
**Unpublished**, *a.* જાહેર ન કરેલું; અપ્રસિદ્ધ; છાનું; ગુપ્ત. બહાર નહીં પડેલું; પ્રસિદ્ધ ન થયલું; નહીં છપાયલું. [ અદંડિત.
**Unpunished**, *a.* શિક્ષા-સજા નહીં પામેલું એવું;
**Unqualified**, *a.* અયોગ્ય; નાલાયક; અનધિકારી. જોઈતા સમ નહીં ખાધેલા એવું. નર્યું; કેવળ; પૂરેપૂરું; તદ્દન.
**Unquenchable**,*a.* મટે-ભાગે-હોલવાય-છીપે નહીં એવું. હોલવાય નહીં એવી (આગ).
**Unquestionable**, *a.* સંદેહ-શક રહિત; બેશક; નિસ્સંદેહ. [ વગર.
**Unquestionably**, *ad.* બીલકુલ શક કે સંદેહ
**Unquiet**, *n.* બેચેન; અસ્વસ્થ; ઊંઘ વગરનું.
**Unravel**, *vt.* ગુંચ કાઢવી; ગુંચવાયલું છોડવું; છૂટું પાડવું. ઉઘાડું પાડવું-કરી આપવું.
**Unread**, *a.* નહીં વાંચેલું-ભણેલું; અભણ-અણભણેલ [ ડર.
**Unready**, *a.* નહીં તૈયાર થયલું. ઢેચલ; બ-
**Unreal**, *a.* ખરેખરું નહીં એવું; ખાલી; સાણા જેવું; સ્વપ્નાજેવું; ઢોંગ ભરેલું; અવાસ્તવિક; નામનું.
**Unreasonable**, *a.* વિવેક વિરૂદ્ધ; અક્કલ કબૂલ ન કરે એવું. વિવેક બુદ્ધિ નહીં વાપરનાર; વિચાર રાખ્યા વગર બોલનાર-ચાલનાર. ગેરવાજબી; યોગ્ય હોય તે કરતાં વધારે. અતિશય; ઘણું જ; બેસુમાર; બેહદ.
**Unreasonableness**, *n.* ગેરવાજબી-અવિવેક-પણું; અનીતિ; અયોગ્યતા. [ -માર્ગે-રીતે.
**Unreasonably**, *ad.* ગેરવાજબી રીતે; ગેરરસ્તે
**Unreceived**, *a.* ન મળેલું; અપ્રાપ્ત.
**Unrecompensed**, *a.* ફળ-નફો ન થયલો હોય એવું; બદલો ન વળ્યો હોય એવું.
**Unreconciled**, *a.* મેળાપ-ઐક્ય-સલાહ ન થયલી. [ નાં પુસ્તકે નહીં ચઢેલું.
**Unrecorded**, *a.* નહીં લખેલું-નોંધેલું; પા-
**Unredeemed**, *a.* નહીં આપેલું-છોડવેલું; દંડ આપીને છોડવેલું નહીં એવું.
**Unreflecting**, *a.* અવિચારી.
**Unrefuted**, *a.* ખોટું છે એમ નહીં સિદ્ધ કરેલું; રદ્દ નહીં કરેલું; અખંડિત.
**Unregarded**, *a.* ન માનેલું; બેદરકારીવાળું.
**Unregeneracy**, *n.* નહીં બદલેલું તે; અવિશ્વાસ; અસલી પાપદશા.
**Unregenerate**, *a.* બીજે જન્મ નહીં પામેલું; અપુનર્જાત; અવિશ્વાસી.
**Unregistered**, *a.* નહીં નોંધેલું; રજીસ્ટર નહીં કરાવેલું-કરેલું. [ કઠોર હૈયાનું;
**Unrelenting**, *a.* કઠણ-વજ્ર છાતીનું; નિર્દય.
**Unremitting** *a.* નિરંતર; જારી રહેલું; અખંડ; સંતત; અટક્યા વગરનું. [ હેલું.
**Unrepealed**, *a.* નહીં રદ્દ કરેલું; કાયમ ર-
**Unrepenting**, *a.* પસ્તાવો નહીં કરે તેવું; કરેલા પાપ માટે દલગીર ન થતું.
**Unrequited**, *a.* પ્રતિફળ નહીં મળેલું; બદલો નહીં વળ્યો હોય એવું.
**Unreserve**, *n.* પૂર્ણ ભોળા-નિષ્કપટપણું.
**Unreserved**, *a.* સ્વાધીન નહીં રાખેલું સંપૂર્ણ; પૂરેપૂરું. ખુલ્લે ખુલ્લું; છુપું નહીં રાખેલું; ખુલ્લા મનનું સાફ. [ લ્લા દિલથી.
**Unreservedly**, *a.* ખુલ્લા-ભોળાપણાથી; ખુ-
**Unresisting**, *a.* સાંમું નહીં થાય-અટકાવ નહીં કરે એવું. નમી જતું;નરમ સ્વભાવનું; તાબે થતું.
**Unresolved**, *a.* નક્કી-નિશ્ચય ન કર્યો હોય એવું.
**Unrestrained**, *a.* અંકુશ-જાપતા વગરનું-માં નહીં રહેલું; બેકૈદ; નિરંકુશ.
**Unrestraint**, *n.* નિરંકુશ-બેકૈદપણું.
**Unrevealed**, *a.* પ્રસિદ્ધ ન કરેલું; અપ્રસિદ્ધ.
**Unrewarded**, *a.* બદલો-ફળ મળ્યા વગરનું; જેને-નો બદલો મળ્યો નહીં હોય એવું.

**Unriddle**, *vt.* ખુલ્લું કરવું; કોહેડો-ઉખાણું છોડવવું-કહેવું.

**Unrig**, *vt.* સઢ તોડવા-ઉતારી નાખવા.

**Unrighteous**, *a.* અધર્મી; અધાર્મિક; દુષ્ટ. અન્યાયનું; ગેરવાજબી અધર્મનું. [નીતિ.

**Unrighteousness**, *n.* અધર્મ; અન્યાય; અ-

**Unripe**, *a.* કાચું; કડક; લીલું; નહીં પાકેલું. અપૂરૂં; તૈયાર નહીં થયલું; પાકું નહીં એવું.

**Unrivalled**, *a.* જેનો પ્રતિસ્પર્ધી-હરીફ નથી એવું. અનુપમ; અપ્રતિમ; અપૂર્વ; જેના જેવું બીજું ન હોય એવું.

**Unrivet**, *vt.* મેખ-ખીલા કાઢવા; ઉખેડવું.

**Uurobe**, *vt.* કપડાં ઉતારવાં-ઉતારી લેવાં; બે-આબરૂ કરવી. [છોડી-ઉકેલી નાખવું.

**Unroll**, *vt.* વિંટલું છોડવું; વિંટાળેલું-લપેટેલું

**Unroof**, *vt.*-નું છાપરું ઉકેલવું-કાઢી નાખવું.

**Unruffled**, *a.* શાંત; સ્થિર; હાલેચાલે નહીં એવું; અક્ષોભિત.

**Uuruly**, *a.* હાથ-કબજામાં ન રહે-બહેકે-ગાંઠે-વશ થાય નહીં એવું; વંઠેલ; ફાટેલ; છકેલ.

**Unsaddle**, *vt.*-નું જીન ઉતારી-કાઢી લેવું.

**Unsafe**, *a.* જોખમ ભય લાગે એવું; નાસલામત. જોખમભરેલું;

**Unsafely**, *ad.* જોખમ ભરેલી રીતે.

**Unsaid**, *a.* નહીં કહેલું; અકથ.

**Unsaleable**, *a.* જલદી વેચાય-ખપે નહીં એવું.

**Unsanctified**, *a.* અપવિત્ર; અશુદ્ધ; નાપાક.

**Unsatiable**, *a.* ધરાય-તૃપ્ત ન થાય એવું.

**Unsatisfactorily**, *ad.* સંતોષ ન પમાડે-પ્રસન્ન ન કરે એવી રીતે; મનની ખાતરી નહીં કરે થાય એવી રીતે.

**Unsrtisfactory**, *a.* મનની ખાતરી નહીં કરે-થાય એવું; મન માને નહીં એવું. સંતોષ ન પમાડે પ્રસન્ન ન કરે એવું; અસંતોષકારી.

**Unsatisfied**, *a.* નહીં ધરાયલું; તૃપ્ત ન થયલું; અતૃપ્ત; ઉણું; ભૂખ નહીં મટેલી-ભાંગેલી. સંતોષ ન પામેલું અસંતોષી, નાખુશ. જેને ખાતરી ન થઇ હોય-મનમાં નિશ્ચય નહીં હોય એવું. નહીં સુકવેલું.

**Unsatisfying**, *a.* જેથી તૃપ્ત થાય-ધરાય નહીં એવું; અસંતોષકારી; બિનખાતરીનું.

**Unsavoury**, *a.* સ્વાદ વગરનું; મોળું; ફીકું. નઠારા સ્વાદનું; બેસવાદ; ખરાબ લિજ્જતનું. કંટાળો ઉપજાવે એવું; અણગમતું.

**Unsay**, *vt.* બોલીને-કહીને ફરી જવું; બોલેલું ખોટું કરવું; થુંકીને ચાટવું. [કરવું.

**Unscrew**, *vt.*-નો પેચ કાઢવો; ઊઘાડવું; છૂટું

**Unscriptural**, *a.* શાસ્ત્રવિરૂધ્ધ; અશાસ્ત્ર.

**Unscrupulous**, *a.* ખોટું કામ કરતાં આનાકાની કરે નહીં-આંચકો ખાય નહીં એવું.

**Unseal**, *vt.*-ની મોહોર-છાપ-ઉખેડવી. ફોડવું; મોહોરબંધ હોય તે ખોલવું-ઉઘાડવું. [લું.

**Unsealed**, *a.* મોહોર ન કરેલું; ન બીડેલું; ખુ-

**Unsearchable**, *a.* શોધ લાગે-સમજાય નહીં એવું; અતર્ક્ય; ગૂઢ ન તપાસાય તેવું.

**Unseasonable**, *a.* કવખતનું; અકાળીક; બરોબર વખતનું નહીં એવું. મોડ; અસુરૂં; વખત થઇ ગયા પછીનું જે વેળા જેવું જોઇએ તેવું નહીં એવું. [કવખતે.

**Unseasonably**, *ad.* અકાળે; અપ્રસંગોપાત;

**Unseasoned**, *a.* નહીં સુકવેલું; લીલું. મહાવરા-અનુભવ વગરનું; નહીં ઘડાયલું. વઘાર-મસાલા વગરનું. [કરવું.

**Unseat**, *vt.* જગાપરથી ફેંકી દેવું; કાઢી મૂ-

**Unseemly**, *a.* નાલાયક; અયોગ્ય; સારૂં ન દેખાય-શોભે નહીં એવું; લજવાવા જેવું.

**Unseeu**, *a.* નહીં જોયલું; અદ્રશ્ય; અણદીઠું. દેખાય નહીં એવું; અદ્રશ્ય.

**Unselfish**, *a.* એકલપેટું નહીં એવું; અ-બિન સ્વાર્થી.

**Unsent**, *a.* નહીં મોકલેલું; મોકલ્યા વગરનું for નહીં બોલાવેલું-તેડેલું.

**Unserviceable**, *a.* કામમાં આવે નહીં એવું; નિરૂપયોગી; નકામું.

**Unsettle**, *vt.* ઊંઠલું કરવું; ડગમગાવવું.
**Unsettled**, *a.* ફૈસલો ઠરાવ ન થયલું; બંદોબસ્ત વગરનું; અવ્યવસ્થિત. અનિયમિત; અસ્થિર; બદલાયા કરતું; રીઠઠામ ન થયલું-પડેલું. નહીં વસેલું; ઉજડ. નહીં ઠરેલું; કચરો તરતું.
**Unsevered**, *a.* જૂદું નહીં પાડેલું. [કરવું; છોડવું.
**Unshackle**, *vt.* બેડી કાઢવી; બંધન તોડવું; છુટું
**Unshackled**, *a.* બેડી-બંધન વગરનું; છુટું.
**Unshaken**, *a.* નહીં હાલેલું-ખસેલું; સ્થિર; દૃઢ; મજબૂત બેઠેલું. [ચવું; કાઢવું; નાગું કરવું.
**Unsheathe**, *vt.* મ્યાનમાંથી બહાર કાઢવું; ખેં-
**Unsheltered**, *a.* અરક્ષિત; ઓથ-સાહ્ય-આસરા-રક્ષણ વિનાનું.
**Unship**, *vt.* વહાણમાંથી ઉતારી-લઇ લેવું. જડેલું-બેસાડેલું હોય ત્યાંથી ઉખેડી લેવું.
**Unshod**, *a.* જોડા વગરનું; ઉઘાડાપગવાળું. ઘોડાને નાળ નહીં જડેલી.
**Unshorn**, *a.* કાપી-કાતરી નહીં નાખેલું.
**Unshrinking**, *a.* વગર અચકવે; આંચકો ખાધા-પાછું હઠયા વગર. નહીં વિટલાયલું-સોસાયલું-ચઢી ગયલું. [ ડૌળપણું.
**Unsightliness**, *n.* બદશિકલ; બદસુરત-બે-
**Unsightly**, *a.* આંખને ગમે નહીં એવું; બેડોળ; બદશિકલ; બદસુરત.
**Unskilful, Unskilled**, *a.* આવડત વિનાનું; અકુશળ; અણકિસબી; અનાડી. [ અકુશળતા.
**Unskilfulness**, *n.* અણકિસબી-અનાડીપણું;
**Unsociable**, *a.* હળી જાય-મળતાવડું નહીં એવું; અતડું; કહોએલું; બળેલ; એકલ ગંધું; સુગરુ.
**Unsociably**, *a.* ચાર માણસમાં હળી મળી ન જાય એવી રીતે; અતડાપણાથી.
**Unsocial**, *a.* નહીં; મળતાવડું; બળેલ; કોહેલું;
**Unsold**, *a.* નહીં વેચેલું.
**Unsoldierlike**, *a.* સિપાઇને લાયક નહીં એવું.
**Unsolicited**, *a.* નહીં માગેલું; માગ્યા-કહ્યા વગર -વગર અરજીએ મળેલું-કરેલું-કહેલું. જેને અરજી કરી-કહ્યું-જેની પાસે માગ્યું ન હોય તેવું.
**Unsolicitous**, *a.* ચિંતા-ફિકર વિનાનું.
**Unsophisticated**, *a.* તાજા મેલ કે ભેળભાળ વગરનું; અસલ. [ કે જાત નહીં પાડેલી.
**Unsorted**, *a.* નહીં ચુંટેલું-વિણેલું; જૂદા વઠ
**Unsought**, *a.* નહીં શોધેલું; શોધ્યા વિના-વગર પ્રયત્ને મળેલું-પ્રાપ્ત થયલું.
**Unsound**, *a.* એબદાર; ખોડ-ખાધવાળું. અશક્ત; નમાલું; રોગિષ્ઠ; રોગી. શાસ્ત્ર વિરૂધ્ધ; અશાસ્ત્ર; લપડંગ; પાખંડી; ખોટું મત માનનાર. ભરોસો રખાય નહીં એવું; અપ્રમાણિક; દગાખોર. ખોટું. જેની સાખવિષે શક કે બુડી હોય તેવું; જોખમ-ભરેલું. [ળાઇ; નાતવાન થવું.
**Unsoundness**, *n.* ખોડ; એબ; ખાધ; રોગ. નબ-
**Unsparing**, *a.* કસરિયું નહીં એવું; કસર ન કરે-રાખે એવું. [ એવું.
**Unspeakable**, *a.* કહેવાય-વર્ણાય-બોલાય નહીં
**Unspeakably**, *ad.* કહેવાય-વર્ણાય-બોલાય નહીં એવીરીતે.
**Unspent**, *a.* નખરચેલું; ન ગુમાવેલું.
**Unspotted**, *a.* એબ-ડાઘ-કલંક વગરનું; નિષ્કલંક; ચોખ્ખું; નિર્મળ.
**Unstable**, *a.* અસ્થિર; ડગમગતું; મજબૂત નહીં બેઠેલું. ચંચલ; મનનું વિહ્વળ; વિચાર ફેરવ્યાં કરે એવું.
**Unstaid**, *a.* અસ્થિર; ચંચળ વૃત્તિનું.
**Unstained**, *a.* ડાઘ વગરનું; આબરૂ વાળું.
**Unsteady**, *a.* અસ્થિર; ચળિત; વિચાર બદલ્યા
**Unstinted**, *a.* ઘણું; અનિયમિત. [ કરે એવું.
**Unstop**, *vt.* -નો ડાટો-બૂચ કાઢી નાખવો-ઉઘાડવો. કાન ઉઘાડવા.
**Unstring**, *vt.* દોરી-તાર છોડી નાખવો. નરમ-ઢીલું કરવું-પાડવું. દોરી-તારમાંથી કાઢવું.
**Unstrung**, *a.* છોડેલું; છુટું કરેલું. નરમ-ઢીલું કરેલું-પાડેલું.
**Unstudied**, *a.* આગળથી નહીં વિચારેલું-ગોઠવી મૂકેલું. સરળ; સહેજ; વગર મહેનતે-પ્રયત્ને આવેલું-થયલું.

Unsubdued, *a.* નહીં જીતેલું-વશ કરેલું; અજીત; સરનહીં કરેલું.

Usubstantial, *a.* જીવ-દમ-સાર વગરનું; પોકળ; ખાલી. ખોટું; અવાસ્તવિક.

Unsuccessful, *a.* જેનું ધારેલું કામ પાર પડયું ન હોય એવું; નામુરાદ; ના ફતેમંદ. વ્યર્થ; નિષ્ફળ ગયલું-થયલું.

Unsuccessfully, *ad.* નિષ્ફળ પણાથી.

Unsuitable for, Unsuited to, *a.* કામમાં આવે નહીં એવું; જેવું જોઇએ તેવું નહીં; નિરૂપયોગી. અણઘટતું; અઘટિત; અયોગ્ય; અનુચિત; નાલાયક.

Unsullied, *a.* ડાઘ-કલંક વગરનું; નિષ્કલંક.

Unsung, *a.* નહીં ગાયલું.

Unsupported, *a.* આધાર-ટેકા વગરનું; નિરાધાર; અંતરંગ; અધર. સહાય-મદદ વગરનું; નિરાશ્રિત. [ તેવું.

Unsurmountable, *a.* ઓળંગી શકાય નહીં

Unsurpassed, *a.* -ના કરતાં કોઇ વધારે-ચઢતું-સરસ ન હોય એવું; ના કરતાં કોઈ ગુણાવગુણમાં વધારે નહીં હોય એવું.

Uususceptible, *a.* બેભાન; અચેતન; કઠોર; નિર્દય.

Unsuspected, *a.* શક-સંદેહ વગરનું; જેને વિષે સંશય નથી એવું; અશંકિત. [ભોળું.

Unsuspecting, *a.* જેને શક-સંદેહ નથી એવું;

Unsuspicious, *a.* શક-વહેમ ન હોય એવું.

Unsuspiciously, *ad.* વહેમ વગર; વગર શકે.

Unsymmertrical, *a.* સવ ભાગો બરાબર પ્રમાણમાં હોય નહીં એવું; કદરૂપું; બેડોળ.

Unswathe, *vt.* પાટો છોડવો.

Unsystematic-al, *a.* અવ્યવસ્થિત; ક્રમનિયમપ્રમાણે નહીં એવું; બંધારણ વગરનું.

Untainted, *a.* નહીં બગડેલું. ડાઘ-કલંક વગરનું; નિષ્કલંક.

Untamable, *a.* હેળ-હળી જાય નહીં એવું. વશ થાય નહીં-કાબુમાં ન આવે એવું.

Untamed, *a.* નહીં હળેલું; અવશ.

Untarnished, *a.* ડાઘ-કલંક વગરનું. નિષ્કલંક.

Untasted, *a.* ચાખ્યા વગરનું.

Untaught, *a.* નહીં શિખેલું-ભણેલું; અશિક્ષિત; અભણ; જાણતું નહીં હોય એવું.

Unteachable, *a.* શિખે નહીં-શિખવી શકાય નહીં એવું; અશિક્ષ્ય.

Untenable, *a.* કબજામાં રાખી ન શકાય એવું. થપાય નહીં. પ્રતિપાદન-સાબીત ન થાય એવું; નીભી-ટકી-ચાલી ન શકે એવું; અપ્રતિપાદ્ય.

Untenanted, *a.* ભાડુત વગરનું; નહીં વસેલું; ઉજ્જડ.

Unterrified, *a.* નહીં બીધેલું; નિડર.

Unthanked, *a.* ઉપકાર નહીં માનેલું.

Unthankful, *a.* ઉપકાર ન માનનાર; કૃતઘ્ન; ઉપર ને બદલે અપકાર કરે એવું. [ તાથી.

Unthankfully, *ad.* નિમકહરામીથી; કૃતઘ્ન-

Unthankfulness, *n.* નિમકહરામી; કૃતઘ્નતા.

Unthinking, *a.* વિચાર-વિવેક શકિતવિનાનું -શૂન્ય; અવિચારી; અવિવેકી. [ રનું.

Unthoughtful, *a.* અવિચારી; વિચાર વગ-

Uuthought of, *a.* આકસ્મિક; એકાએક થયલું; જેનેવિશે ધારેલું નહીં એવું.

Untidy, *a.* સુઘડાઇવાળું-ઠીકઠાક નહીં એવું; જ્યાં જેવું જોઇએ ત્યાં તેવું ન હોય એવું; અવ્ય-

Untie, *vt.* છોડવું; છુટું કરવું. [ વસ્થિત.

Untied, *a.* છુટું; છોડેલું; છુટું કરેલું.

Until, *prep.* જ્યાં-સુધી-લગી.

Untilled, *a.* નહીં ખેડેલું; પડી રહેલું; પડતલ.

Untimely, *ad.* કવખતનું; કવેળાનું; અકાળ.

Untiring, *a.* થાકે નહીં એવું.

Unto, *prep.* સુધી; તુલીક; લગી. [ અગણિત.

Untold, *a.*નહીં કહેલું-ખુલ્લું કરેલું.નહીં ગણેલું;

Untouched, *a.* જેને કોઇ અડકયું-કંઇ લાગ્યું વાગ્યું નહીં હોય એવું; નહીં અડકેલું; અસ્પૃષ્ટ. અસર નહીં થઇ હોય એવું; જેના મનમાં ઠસ્યું-ને લાગ્યું નહીં હોય તેવું.

**Untoward**, *a.* આડું; ઉ-માર્ગી; હઠીલું; જિદ્દી; મમતી. અડચણ-હરકત પાડે એવું; અઘરૂં જેથી માણસ વ્યાકુળ થાય એવું.

**Untractable**, *a.* હાથમાં કબજામાં ન રખાય એવું. મમતી; જિદ્દી.

**Untrained**, *a.* નહીં કેળવાયલું-શિખેલું.

**Untravelled**, *a.* જ્યાં કોઈએ મુસાફરી કરી-ન હોય તેવું. પરદેશ-દૂરદેશ નહીં ગયલું; જેણે પરદેશો જોયાં નહીં હોય એવું.

**Untried**, *a.* નહીં અજમાવેલું.-કરી જોયલું; અણવિત્યું. તપાસ થયા વગરનું; કામ નહીં ચાલેલું.

**Untrodden**, *a.* નહીં ખુંદાયલું-ચંપાયલું; જેના-પર કોઈ ચાલ્યું-જ્યાં કોઈ ગયું ન હોય તેવું.

**Untrue**, *a.* અસત્ય; ખોટું; જૂઠું. વિશ્વાસઘાતી; બેવફા; અવિશ્વાસુ; બેવચની; નિમકહરામ. ખોટું; ચળિત.

**Untruly**, *ad.* અસત્યરીતે; વિશ્વાસઘાતથી.

**Uutruth**, *n.* અસત્ય; જૂઠ; જૂઠાણું; અનૃત

**Untutored**, *a.* ન શિખવેલું. [ અભણ.

**Untwine, Untwait**, *vt.* ઉકેળવું; ઉખેડવું; વિટાળેલું છોડવું; ગુંચ કાઢવી.

**Uuused**, *a.* નહીં વપરાયલું; પડી રહેલું. જેને મહાવરો-ટેવ નથી એવું.

**Unusual**, *a.* અસાધારણ; અલોકિક; રીત-શિરસ્તાથી ઉલટું; હમેશ ચાલતું નહીં એવું; અવ્યાવહારીક.

**Unutterable**, *a.* ઉચ્ચાર કરાય-બોલાય-કહેવાય નહીં એવું; વર્ણન થાય એવું, અવાચ્ય.

**Unvail, Unveil**, *vt.* બુરખો ઘુમટો કાઢી નાખવો; ખુલ્લું-ઉઘાડું કરવું; ભેદ બતાવવો.

**Unvauquished**, *a.* ન જીતાયલું; અજીત.

**Unvaried**, *a.* ફેરફાર ન થયલું; નહીં બદલાયલું; ભિન્નાભિન્ન નહીં એવું; એકસરખું.

**Unvarnished**, *a.* રોગાન નહીં ચઢાવેલું; રોગાન વગરનું. મીઠું મરચું મેળવીને નહીં સણગારેલું; મોળું; સાદું.

**Unvarying**, *a.* બદલાય નહીં એવું; એક સરખું.

**Unversed**, *a.* અજાણ્યું; માહિતી વગરનું.

**Unviolated**, *a.* ન ભાંગેલું. ભ્રષ્ટ-નાપાક નહીં [ કરેલું.

**Unvisited**, *a.* નહીં જોયલું.

**Unvitiated**, *a.* નહીં બગડેલું-ભ્રષ્ટ કરેલું; શુદ્ધ

**Unwalled**, *a* દિવાલ-કરા-કોટ વગરનું; જેને દિવાલ-કોટ નહીં હોય તેવું.

**Uuwarily**, *ad.* અસાવધપણે; ગાફેલીથી; બેદરકારીથી; બેભાનથી.

**Unwariness**, *a.* ગફલત; બેભાનપણું; બેદકારી.

**Unwarlike**, *a.* લઢાઇ કરવા અયોગ્ય; બીહીકણ.

**Unwarned**, *a.* નહીં ચેતવેલું; અણચેતવ્યું; સૂચના-ચેતવણી મળી ન હોય એવું.

**Unwarped**, *a.* નિષ્પક્ષપાત; અદલ ઇન્સાફી.

**Unwarrantable**, *a.* સત્તા-હુકમ-પરવાનગી-અધિકાર-અખત્યાર વગરનું; બેસનદ. વાજબી છે એમ સાબિત થઇ ન શકે એવું; ગેરવાજબી; અનુચિત.

**Unwarrantably**, *ad.* વગર સત્તાએ-અધિકારે-હુકમે.

**Unwarranted**, *a.* જે કરવાનું વાજબી કારણ નહીં હોય એવું (કામ). ખરી છે એમ સાબીત થતી નથી એવી (વાત).

**Unwary**, *a.* અસાવધ; ગાફેલ; બેભાન; ભાન નહીં રાખનાર. [ નહીં એવું.

**Unwavering**, *a.* દઢ; સ્થિર; વિચાર ફેરવ્યા કરે

**Unweaned**, *a.* ધાવણ નહીં મૂકાવેલું; ધાવતું.

**Unwearied**, *a.* નહીં થાકેલુ; થાકે નહીં એવું; અશ્રાંત. થાક્યા વગર-અશ્રાંત રહીને કરેલું.

**Unweariedly**, *ad.* ન થાકતાં; ન થાકીને.

**Unwelcome**, *a.* નાખુશ કરે એવું; નાખુશી-ભરેલું. મહો ન ગમે એવું.

**Unwell**, *a.* જીવને કરાર-સુખ-ચેન ન હોય તેવું; સારીપેઠે-આરોગ્ય-તનદુરસ્ત નહીં હોય એવું; માંદું; કસરાયલું; દલગીર થયલું-થતું.

**Unwept**, *a.* જેને સારૂ કોઇ રડતું-રડયું-દલગીર થયું નથી એવું.

**Unwholesome**, *a.* અવગુણ કરે એવું; રોગ-

કારક; પ્રકૃતિને બગાડે-સદે નહીં એવું; રોગિષ્ટ. ખરાબ કરે એવું; માઠું; અકલ્યાણકારક.

Unwholesomeness, *n.* બાધક-વાયડાપણું; સદે નહીં-અવગુણ કરે એવાપણું.

Unwieldiness, *n.* ઘણું ભારેપણું.

Unwieldy, *a.* ઘણું ભારે; ઘણી મુશ્કેલીથી ખસે-ડાય-ફેરવાય-ઉચકાય એવું.

Unwilling, *a.* નાખુશ; નારાજી.

Unwillingly, *ad.* નાખુશી-નારાજીથી; બેદિલથી.

Unwillingness, *n.* નાખુશી; નારાજી-બેદિલીપણું; અસંતોષ.

Unwind, *vt.* વિંટાજેલું ઉકેલી-છોડી નાખવું.

Unwise, *a.* ડાહ્યું નહીં એવું; અવિચારી; અબુદ્ધ; મૂર્ખ. ડહાપણ વગરનું; અવિચારનું; મૂર્ખપણાનું.

Unwisely, *ad.* અવિચારી-મૂર્ખપણાથી.

Unwittingly, *ad.* અજાણતા; ભૂલથી.

Unwitty, *a.* અક્કલ-હોશિયારીવગરનું.

Unwomanly, *a.* સ્ત્રીને અયોગ્ય-બૈરાંને ન શોભે એવું.

Unwonted, *a.* ધારા પ્રમાણે નહીં એવું; અસાધારણ; અલૌકિક. ટેવ-મહાવરા વગરનું.

Unwontedenss, *n.* અસાધારણ-અલૌકિકપણું-અપરિચય. [ ડેલું; જેવું ને તેવું.

Unworn, *n.* નહીં પહેરેલું. નહીં ઘસાયલું બગ-

Unworthily, *ad.* અયોગ્ય-અપાત્ર-નાલાયક રીતે. ઘટે નહીં એ પ્રમાણે. [ નાલાયકી.

Unworthiness, *n.* અયોગ્યતા; અઘટિત પણું;

Unworthy of *a.* અયોગ્ય; અપાત્ર; નાલાયક; અઘટિત; ન કરવા જેવું.

Unwonnd, *a.* ઉકેલેલું; છુટું કરેલું.

Unwritten, *a.* નહીં લખેલું; મોડાનું. કોરૂં.

Unwrought, *a.* નહીં ઘડેલું-બનાવેલું; આકાર વગરનું.

Unyielding, *a.* માને-સમજે નહીં એવું; હઠીલું; બરડ. મટે-ખસે-જાય નહીં એવું.

Unyoke, *vt.* છોડવું; ખોલવું; છુટું કરવું. જુસરીએથી કાઢવું-છોડવું.

Up, *ad.* ઉપર; ઉંચે. પથારીપરથી ઉઠેલું; ઉઠ્યું. ક્રિયાપદ સાથે આવેછે ત્યારે એનો અર્થ દેવું, નાખવું, મુકવું, જવું એવો થાયછે. પાસે; નજીક *prep.* પર; ઉપર. Up to સુધી; લગી; કે.

Up and down ઊંચે નીચે; અહીં તહીં.

Up stream મુખથી મુળતરફ.

Up the country કીનારાથી જમીન તરફ.

The ups & downs of life સંસારીક સુખી દુ:ખી સ્થીતી.

Up with ફટકો મારવાને તૈયાર.

It is all up with him તે પાયમાલ થઈ ગયોછે.

The time is up આપેલી મુદત વીતી ગઈ.

To blow up સુરંગ ફોડી નાશ કરવું.

To come up with ચાલતા ચાલતા પકડી પાડવું; સાથે થઈ જવું.

To grow up ઉમરમાં વધવું; મોટા થવું.

Done up બરોબર ગોઠવેલ ઉપયોગ માટે તૈયાર રાખેલું થાકી ગયેલું.

Upas, *n.* એક જાતનું ઝેરી ઝાડ.

Upbear, *vt.* ઉંચું કરવું-રાખવું.

Upbraid, *vt.*-ની બદનામી-નો દોષ મુકવો; ધમકાવી ઠપકો દેવો. મ્હોએ-મ્હોડામાં મારવું.

Upbraider, *n.* દોષ મુકનાર; ઠપકો દેનાર.

Upcast *a.* ઉછાળેલું.

Upheaval, *n.* ઉછાળો; છલંગ.

Upheave, *vt.* ઉંચકવું; નીચેથી ઉંચકવું.

Uphill, *a.* અઘરૂં; કઠણ; કપરૂં; મુશ્કેલ.

Uphold, *vt.* ઉંચકી-ધરી રાખવું ટેકો-આશ્રય આપવો; પડવા નહીં દેવું; બહાલ રાખવું. ધર્મ-નીતિમાર્ગ પરથી ખશી જવું નહીં.

Upholder, *n.* ઉંચકી-ધરી રાખનાર. ટેકો-આશ્રય-આપનાર.

Upholsterer, *n.* બિછાના, તકિયા, પડદા વગેરે સામાન પૂરો પાડનાર.

Upholstery, *n.* બિછાના-તકિયા-પડદા વગેરે સામાન.

Upland, *n.* ઉંચી-સુકી જમીન. *a.* ઉંચી જમીનનું-પરનું.

Uplift, *vt.* ઉંચકવું; ઉંચું કરવું.

Uplifted, *a.* ઉંચકેલું; ઉંચું કરેલું. U. eyes ઉંચી નજર.

Upon, *prep.* પર; ઉપર.-ને લીધે;-થી-ઉપરથી. વિષે; સંબંધી; માં; બાબત. જોતાં; વિચારતાં. પર;ઉપર; સાનમા-ગીરો મુકીને.-ની વખતે તારીખે.

Upper, *a.* ઉપરનું; ઉપલું. ચઢતું; શ્રેષ્ઠ.

Upperhand, *n.* ઉપરીપણું; પ્રાધાન્ય; ઉંચો હાથ

Uppermost, *a.* સર્વેથી ઉપરનું-ઉંચું. સૌથી જબરૂં-બળવાન.

Uppish, *a.* મગરૂર; ગર્વિષ્ટ; મ્હોટાઇવાળું.

Upraise, Uprear, *vt.* ઉંચું-ઉભું કરવું.

Upright,*a.* સીધું;ઉભું; ટટાર. પ્રમાણિક; -વાચી; વાજબી; સુધું; રાસ્ત; નેક. *n.* જે સીધું-ઉભુંછે તે.

Uprightly, *ad.* ભલાઇથી; પ્રમાણિકપણાથી; વાજબીરીતે.

Uprightness, *n.* પ્રમાણિક-વાજબીપણું.

Uprise, *vi.* ઉઠવું; ઉભું થવું. ચઢવું તે.

Uprising, *n.* ઉભું થવું-ઉઠવું તે.

Uproar, *n.* ગોંધાટ; શોર; કલાબકોર; કકલાણ.

Uproarious, *a.* કલાબકોરિયું; શોર કરવું. ગડબડવાળું.

Uproot, *vt.* મૂળસાથે-જડમૂળથી ઉખેડી નાખવું; બિલકુલ કાઢી નાખવું. જડ કાઢવી.

Upset, *vt.* ઉંધુ નાખવું-વાળવું; ઢોળવું; ઉલટાવવું;

Upshot, *n.* પરિણામ; છેવટ.

Upside, *n.* ઉપલી-ઉપરની બાજુ. [ તળેઉપર.

Upside down, *ad.* ઉંધું; ઉંધુચતું; ઉલટું;

Upspring, *vt.* ઉગવું; નિકળી આવવું.

Upstart, *n.* એકાએક શ્રીમંત-પૈસાદાર થયલું. આજકાલનું પૈસાદાર.

Upward, *a.* ઉપરનું; ઉંચેનું; આકાશ તરફનું. *ad.* ઉપર; ઉપરની તરફ; ઉંચે-ચાં. આકાશ ને ઇશ્વર તરફ. ઉપલી તરફ; ઉપલે ભાગે. U. of કરતાં વધારે-અધિક.

Uranium, *n.* એક જાતની ધાતુ.

Uranography, *n.* આકાશ વર્ણન.

Uranus, *n.* એક ગ્રહછે.

Urban, *a.* શેહેરનું; શેહેરી; નાગરી; નાગર.

Urbane, *a.* સભ્ય; શિષ્ટ; ભલું વિવેકી.

Urbanity, *n.* સભ્યતા; સુશીલતા; સુજનતા; ભલમનસાઇ; માણસાઇ.

Urchin, *n.* છોકરૂં; પોરિયું. એક જાતનું ચોપગું જનાવર. [ જેમાં મૂતર જાયછે તે.

Ureter, *n.* જે નળી વાટે મૂત્રપિંડમાંથી મૂત્રાશ-

Urethra, *n.* મૂત્રાશયમાંથી જે નળી વાટે મૂતર નિકળેછે તે; પિશાબની નળી; મૂત્રપથ.

Urge, *vt.* ધકેલવું; જોરથી ચલાવવું-દોડાવવું; જલદી થાય તેમ કરવું; તકાદો-તાકીદ કરવી. આગ્રહ-ખેંચ-તાણ કરવી; ગળે પડવું; ફરજ પાડવી; ઉશ્કેરવું; મન કરાવવું; ચઢાવવું. બહુ આગળ-કર્યો-મુકયા કરવું; બહુ આગ્રહથી બતાવવું.

Urgency, *n.* આગ્રહ; તાણ; તાકીદ; અગત્ય; જરૂર.

Urgent, *a.* જરૂરનું; નચાલે-અડયું રહે એવું; અગત્યનું. આગ્રહી.

Urgently, *ad.* આગ્રહથી. જરૂર-અગત્ય કરીને.

Urinal, *n.* પિશાબખાનું; મૂતરદાની.

Urinary, *a.* મૂતર-પિશાબનું-સંબંધી.

Urine, *n.* મૂત્ર; મૂતર; પિશાબ. *vi.* મૂતરવું; પિશાબ કરવો.

Urn, *n.* પાણી ભરવાનું એક વાસણ; ચંબુ-ચિતા ભસ્મપાત્ર.

Uroscopy, *n.* મુત્ર ચિકિત્સા.

Ursa, *n.* રીછ. U. major સપ્ત ઋષિ.

Ursiform, *a.* રીછસરખું-જેવું-આકારનું.

Us, *pro.* અમને; હમોને; આપણને.

Usage, *n.* સાથે વર્તવું-ચાલવું તે; વર્તણુંક; સલુક. ધારો; ચાલ; રીત; રિવાજ; રૂઢી; શિરસ્તો; આચાર; રવૈયો.

Usance, *n.* કામ; ઉપયોગ; વાપર; ખપ; વપરાસમાં લેવું તે. પૈસાનું વ્યાજ.

**Use,** *n.* વાપરવું-ખપમાં લેવું તે; ખપ; વાપર; કામ; ઉપયોગ. જમીનનો ભોગવટો-વહિવટ-ઉપભોગ. *vt.* વાપરવું; કામમાં-ઉપયોગમાં લેવું;-નો ઉપયોગ કરવો; કામે લગાડવું.-નું સેવન કરવું-રાખવું; ખાવું; પીવું;-સાથે વર્તવું-ચાલવું. *vi.* ટેવ-ચાલ હોવો.-નો મહાવરો પડવો-હોવો.

**Useful,** *a.* ઉપયોગી; કામનું; ખપનું.

**Usefully,** *ad.* ફાયદા ભરેલી-લાભકારક રીતે.

**Usefulness,** *n.* ઉપયોગી હોવાપણું; ઉપયોગ; ખપ.

**Useless,** *a.* નીરૂપયોગી; નકામું; અમથું.

**Uselessly,** *ad.* નકામીરીતે; ગેર ફાયદે; વ્યર્થ; અમસ્તાં.

**Uselessness,** *n.* નકામા-નિરૂપયોગીપણું.

**Usher,** *n.* છડીદાર; નકીબ; ચોપદાર; દ્વારપાળ. ઉપશિક્ષક; વડોનિશાળિયો. *vt.* દાખલ-ઓળખાણ-ભેટ કરાવવી.

**Ustion,** *n.* બાળવું તે.

**Usual,** *a.* ચાલ-રીત-શિરસ્તા-વહિવટનું-પ્રમાણે હોય તેવું; ઘણી વાર થતું-વપરાતું-ચાલતું-બનતું હોય એવું.

**Usually,** *ad.* ઘણું કરીને; ઘણી વખતે.

**Usucaption** લાંબી મુદત સુધી વગર હરકતના કબજાથી માલિકી ના મળતા હકો.

**Usufruct,** *n.* બીજાની વસ્તુનો ઉપભોગ કરવાનો હક.

**Usurer,** *n.* ઘણું ભારે વ્યાજ લેનાર-ખાનાર.

**Usurious,** *a.* ભારે વ્યાજ ખાવાનો ધંધો કરતું.

**Usuriously,** *ad.* ગેરવાજબી-ઘણા ભારે વ્યાજથી.

**Usurp,** *vt.* બળાત્કારે-વગર હકે છીનવી-લઈ-ઝુંટી લેવું; પચાવી-દબાવી પડવું.

**Usurpation,** *n.* બળાત્કારે-વગર હકે છીનવી લેવું તે; અપહરણ.

**Usurper,** *n.* બળાત્કારે-વગર હકે છીનવી લેનાર; અપહરણ કરનાર; પચાવી-દબાવી પડનાર.

**Usury,** *n.* ગેરવાજબી-ઘણું ભારે વ્યાજ.

**Utensil,** *n.* ઓજાર; રાચરચીલું. વાસણ કૂસણ.

**Uterine,** *a.* ગર્ભસ્થાનનું-સંબંધી. જેનીમા એક પણ બાપ જૂદો હોય તેવું.

**Uterus,** *n.* ગર્ભાશય; ગર્ભસ્થાન; કમળ.

**Utilitarian,** *n.* કોઈ કામ સારૂં કે માઠું તે કરવાનું સાધન તેનું ઉપયોગીપણું છે-ઉપયોગીપણું એજ નીતિછે એવું માનનાર.

**Utility,** *n.* ઉપયોગીપણું; ઉપયોગ; ગુણ; ફાયદો; નફો.

**Utilize,** *vt.*-થી નફો-લાભ મેળવવો;-થી ગુણ થાય એવા કામમાં લાવવું; ઉપયોગી પાડવું.

**Utmost,** *a.* સહુથી છેલ્લું. અપરંપાર; ઘણુંજ; બેહદ; થાયે-અને એટલું.

**Utopia** *n.* જે માત્ર કલ્પેલીછે તેવી શ્રેષ્ઠાવસ્થા.

**Utopian,** *a.* કલ્પિત; આધાર વગરનું.

**Utricle,** *n.* નહાની કોથળી.

**Utricular,** *a.* નહાની નહાની કોથળીઓ હોય એવું.

**Utter,** *a.* અતિશય; ઘોર. પૂર્ણ; સંપૂર્ણ; પૂરૂં; ચોખ્ખું; છેક; બિલકુલ; સાફ; કેવળ; તદન. *vt.* બોલવું; ઉચ્ચાર કરવો. મ્હોડેથી-હોટ બહાર કાઢવું. જાહેર ખુલ્લું કરવું; કાઢવું; ચલાવવું; વ્યવહારમાં લાવવું.

**Utter barrister** સનદ મળેલી પણ કોર્ટમાં કેસ ચલાવવાની પરવાનગી ન મળેલી તે.

**Utterable,** *a.* બોલવા-ઉચ્ચારવા જેવું.

**Utterance,** *n.* બોલવું તે; બોલવાની શક્તિરીત-ઢબ. ઉચ્ચાર; ઉચ્ચારણ; ઉદ્ગાર.

**Utterer,** *n.* બોલનાર; ઉચ્ચાર કરનાર.

**Utterly,** *ad.* બિલકુલ; તદન; તમામ; પૂરૂં.

**Uttermost,** *a.* આખરનું; છેવટનું; છેલ્લું ઘણુંજ; બેહદ. *n.* પરાકાષ્ઠા; પરમાવધિ.

**Uveous,** *a.* દ્રાક્ષ-દરાખ જેવું-સરખું.

**Uvula,** *n.* જીભનો પાછલો ભાગ; કાકડો.

**Uxorious,** *a.* પ્રીતિથી સ્ત્રીને અતિશય આધીન થઇ રહેલો; સ્ત્રીજીત-લંપટ; બાયલો; જનાની; ભાર્યાસક્ત.

**Uxoriousness,** *n.* સ્ત્રીપર અતિશય પ્રીતિ; ભાર્યાસક્તિ; બાયલાપણું.

# V

**Vacancy**, *n.* જે ખાલી છે તે; પોકળી-ખાલી શૂન્ય જગા-સ્થળ. વકાસ; પોલ; ગાળો. ખાલી પડેલી જગા; જગ્યા સુનકારપણું; વિચાર શૂન્યતા. ફુરસદ; નવરાસ.

**Vacant**, *a.* ખાલી; જેમાં કંઇ નથી એવું; શૂન્ય; સૂનું. અવકાશ-નવરાસ-ફુરસદનું. સૂનકાર; વિચાર શૂન્ય; શૂન્ય. અણચિંતન-અણ સમજણ દર્શક-સૂચક; ભાન વિનાનું; સૂનકાર.

**Vacate**, *vt.* ખાલી કરવું;-પરથી ઉઠી જવું; છોડવું; ઓઠી જવું. રદ-બાતલ કરવું.

**Vacation**, *n.* રદ-બાતલ કરવું તે. છુટ્ટી; રજા; છુટ્ટીના દિવસ. નવરાસ; પરવાર; અવકાશ.

**Vaccinate**, *vt.* -ને ગોશિતળા-શોયડ-બળિયા કાઢવા-મુકવા. [વાનો હુન્નર.

**Vaccination**, *n.* શોયડ-શીતળા કાઢવા તે- કાઢ-

**Vaccinator**, *n.* શોયડ કાઢનાર.

**Vaccine**, *a* ગાયનું; ગો. *n.* ગાયનો ચેપ.

**Vacillate** *vi.* વિચાર ફેરવ્યાં કરવું; સંકલ્પ વિકલ્પ થવા; દઢ નહીં-ઢચુપચુ-વિચારમાં ચલિત હોવું.

**Vacillating**, *a.* વિચાર ફેરવ્યાં કરતું; ઢચુપચુ; ચલિત;-નોધડો-ધોરણ નહીં હોય એવું.

**Vacillation**, *n.* અદઢતા; સંકલ્પવિકલ્પ.

**Vacuity**, *n.* ખાલીપણું; શૂન્યતા. ખાલી-શૂન્ય જગા; પોકળી.

**Vacuous**, *a.* ખાલી શૂન્ય.

**Vacuum**, *n.* પોકળી; શૂન્યતા. વાત શૂન્યતા.

**Vade-mecum**, *n.* સદા સાથે રાખવાનું પુસ્તક-ચોપડી; ન્હાનું પુસ્તક.

**Vagabond**, *n.* ભટકતું ફરનાર; ભટકનાર; રખડનાર; ઉડેલ; ભમાતું; વંઠેલ. *a.* કોઇપણ સ્થાયી રહેઠાણ વગર ભમતું-ભટકતું-રખડતું-રઝળતું.

**Vagary**, *n.* (વિચારની) લેહેર; તુરંગ; ફાંટો-ફો.

**Vagina** *n.* મિયાન. યોની.

**Vaginal**, *a.* મિયાનનું-ને લગતું-ના જેવું યોનીનું-સંબંધી-ને લગતું.

**Vagrancy**, *n.* સ્થાયી રહેઠાણ વગર ભમવું-ભટકવું-રખડવું તે; ભમતા ફરવાની રીત; રઝળવાની ટેવ.

**Vagrant**, *a.* રખડતું; રઝળતું. *n.* ભટકતું ફરનાર; રખડનાર; રઝળનાર.

**Vague**, *a.* મોઘમ; મોભમ; અનિશ્ચિત; નક્કી નહીં કરેલું. ઠેકાણા વગરનું; ભમતું. ઉડતું; ચાલતું.

**Vagueness**, *n.* મોઘમપણું.

**Vail**, *n.* આડો પડદો; આંતરો; પડદો; બુરખો; ઘુંગટ; ઘુમટો. ઢાંકે-છુપાવે-આચ્છાદન કરે તે; ઢાંકણ. *vt.* સંતાડવું; છુપાવવું; ઢાંકવું.

**Vain**, *a.* ખાલી; નિરર્થક; પોકળ; નકામું; નજીવું. વ્યર્થ; ફોગટ; વૃથા. બડાઇખોર; પતરાજિયું; ફુંપદવાળું. પોતાના (કશા) વિષે અતિશય ઉંચું મત ધરાવે એવું; તોર-ફાંકો રાખનારું. દેખાવડું; ભભકાદાર. ખોટું; જાડું; બનાવટનું.

**Vain-glorious**, *a.* પતરાજિયું; બડસાઇ-બડાઇ-શેખી ખોર. ખોટી બડાઇનું.

**Vain-glory**, *n.* અતિશય આત્મસ્તુતિ; અભિમાન; ખાલી-ખોટી બડાઇ-શેખી; પતરાજ; બડસાઇ.

**Vainly**, *ad.* ફોગટ; નકામું; વ્યર્થ. પતરાજીથી; ફુલાશમાં. [પડદા.

**Valance**, *n.* પલંગના મથાળા આસપાસના

**Vale**, *n.* બે પહાડ-ટેકરાવચ્ચેની જગો; ખીણ; ખિંડ.

**Valediction**, *n.* જતી વેળા રજા લેવી-સલામ કરવી તે; છેલ્લી સલામ; આશિરવચન.

**Valedictory**, *a.* જતી વેળાનું; રજા લેવાનું; છેવટની સલામ કરવાનું; આશિરવાદવાળું; કલ્યાણ સૂચક.

**Valentine**, *n.* ફેબ્રુઆરીની ૧૪ મી તારીખે પસંદ કરેલો આશુક-માશુક. એ તારીખે મોકલેલો પ્રેમપત્ર.

**Valet**, *n.* ચાકર; હજુરીઓ; ખીદમતગાર.

**Valetudinarian**, *n.* સદા-જ-મરોગી. [રોગી.

**Valetudinary**, *a.* માંદુંચાંદું; સદા-જન્મ

**Valhalla** સ્કેન્ડને વ્યાના લોકોના પુરૂષોનું સ્વર્ગ. જર્મનીમા અમર થયેલ માનવામાં આવતા પુરૂષોના પુતળા રાખવાનું રાજ્ય મકાન.

**Valiant,** *a.* બહાદુર; પરાક્રમી; શૂર; હિમ્મતવાન; જવાંમર્દ; ધીર. શૌર્ય વીર્ય. પરાક્રમ-હિમ્મતનું.

**Valid,** *a.* મજબૂત; ખરૂં; વાજબી, વાસ્તવિક; સારૂં કાયદેસર; ચાલે એવું; પાકું; સમજવાર; કારણસહિત.

**Validity,** *n.* મજબૂતી; વાસ્તવિક-વાજબી ખરાપણું; જોર. કાયદેસર-પાકા-ખરાપણું.

**Validly,** *ad.* કાયદેસર-ખરાપણાથી. મજબૂતી-જોરથી.

**Valise,** *n.* મુસાફરીમાં લૂગડાં વગેરે સામાન ભરી લઇ જવાની ચામડાંની પેટી.

**Vallation,** *n.* કિલ્લાની ભીંત; કોટ; બુરજો.

**Valley,** *n.* ખીણ; ખો; બે પહાડ કે ટેકરા વચ્ચેની જગો. નદીની આસપાસનો નીચાણ દેશ ધરતી.

**Valorem,** *ad.* કિમ્મત પ્રમાણે.

**Valorous,** *a.* પરાક્રમી; શૂરો; હિમ્મતવાન; બહાદુર.

**Valour,** *n.* પરાક્રમ; શૌર્ય; હિમ્મત; બહાદુરી.

**Valuable,** *a.* કિંમતી; ભારે; મૂલ્યવાન; મ્હોટા મૂલનું. કામનું; ઉપયોગી; યોગ્ય; સારૂં.

**Valuation,** *n.* દર-કિંમત ઠરાવવી-નક્કી કરવી તે; આંકવું; મૂલ કરવું તે. ઠરાવેલી કિંમત-મૂલ.

**Valuator,** *n.* કિમ્મત-મૂલ-દર ઠરાવનાર-નક્કી કરનાર.

**Value,** *n. vt.* ઉપયોગી-ફાયદામંદપણું. કિમ્મત; મૂલ. યોગ્યતા; માન. વજન; ભાર; જીવ. *vt.* -ની કિંમત-નો દર ઠરાવવો-કરવો-નક્કી કરવો. સારૂં-ઉત્કૃષ્ટ-ભારે કિમ્મતનું માનવું -ગણવું. -ની કદરબુજ જાણવી-પાછાનવી; પૂજ્ય માનવું; માન-સન્માન આપવું. ગણવું; માનવું; લેખવું; -નો હિસાબ રાખજો -લેવો-ગણવો; હિસાબમાં લેવું.

**Valued,** *a.* સન્માન્ય; પૂજ્ય. કિંમતી; મૂલવાન-વંત.

**Valueless,** *a.* કોડીનું; ન જીવું; ફેંકી દેવાનું; નકામું.

**Valve,** *n.* એક ઠેકાણે ઉઘડે ત્યારે બીજે ઠેકાણે બંધ થાય તેવો પડદો-બારણું-ઢાંકણું. જાળીને ઉઘાડવા બંધ કરવાનું બારણું; બે પડવાળું બારણું; સીપના જોડકામાંની એકેકી જે સીપતે.

**Valvular,** *n.* બે પડવાળા બારણાંવાળું. ક્રમાનું ગ્હો એક તરફથી બંધ થાય એવું તેનું જડેલું ઢાંકણું હોય એવું.

**Vamp,** *n. vt.* જોડાનું ઉપલું ચામડું; ખાલું *vt.* નવું ખાલું મૂકી દુરસ્ત કરવું-સમારવું.

**Vampire,** *n.* જીવતા પુરૂષોનું લોહી ચૂસી જનાર ભૂત-દૈત. દક્ષિણ અમેરિકામાં લોહી ચૂસનારૂં એક મ્હોટી જાતનું વાગળું; બીજાને લુટીને ગુજરાન કરનાર-ચલાવનાર; લૂટારો.

**Van,** *n.* માલ લઇ જવાંની મ્હોટી ને હલકી ગાડી. વિલાયતમાં જે મ્હોટી ગાડીમાં ભરવૈયા વાસો કરેછે ને ફેરછે તે. જે મ્હોટી ગાડીમાં જંગલી જનાવરોને તમાશા દાખલ દેખાડવાને માટે ગોંધીને ફેરવેછે તે. સૈના કે અરમારનો આગલો ભાગ-મોખરો; સૈના મુખ-અગ્ર; લશ્કરની આગલી હાર; હરોળ.

**Vandal,** *n.* પાંચમી સદીમાં જે લોકે જર્મનીમાંથી આવીને રોમ શેહેરપર હુમલો કીધો હતો તે જંગલી લોકો; વાણ્ડલ લોકની જાતનું માણસ. સુધારાનો દુશ્મન; સુંદર બાંધણી બગાડે એવું-જંગલી-ઠોઠ-અભણ-મૂઢ માણસ.

**Vandalic,** *a.* જંગલી; વિકરાળ; ઘાતકી.

**Vandalism,** *n.* સુધારા-હુન્નરની જોડે દુશ્મનાઇ; સુંદર બાંધણી બગાડવી તે; જંગલીપણું.

**Vaudyke,** *n.* ન્હાનો ગોળ ગળપટો.

**Vane,** *n.* વાયુગતિદર્શક-પવનની દિશા દેખાડનાર યંત્ર; ધજા.

**Vang,** *n.* પીંછાંનું જાડું-પડ.

**Vanguard,** *n.* લશ્કરની પહેલી-મોખરાની હાર-મોખરેજનાર ટુકડી.

**Vanilla,** *n.* એક જાતનો ખુશબોદાર રોપો.

**Vanish,** *vi.* જતાં રહેવું; જવું; મટી-ટળી જવું.

નજરમાંથી અલોપ-અંતરધાન-ગેબ થવું; ન દેખાવું; નજર પહોંચી ન શકે એટલાં દૂર જવું -એવી જગામાં જવું. નાશ પામવું; જતાં રહેવું; નષ્ટ થવું.

**Vanity,** *n.* ખાલી-પોકળપણું; નિરર્થકતા; વ્યર્થતા. ખોટી-નિરર્થક ઇચ્છા-હેતુ-ઉદ્દેશ-ધારણા. અસત્ય. માયાવી સુખ; માયા; જાલી ભભકો; ખોટી મોજમઝા; અસારપણું. ફીશિયારી-બડાઇ-સેખી કરવાનું મન; ફાંકો; તોર.

**Vanquish,** *vt.* જીતવું; હરાવવું;-ના પરાજય કરવો;-ઉપર ફતેહ મેળવવી; શિકસ્ત દેવી.

**Vanquishable,** *a.* જીતાય-હરાવાય-શિકસ્ત દેવાય એવું.

**Vanquished,** *a.* હારેલું; તાબે થયલું.

**Vanquisher,** *n.* હરાવનાર; જીતનાર; ફતેહ મેળવનાર.

**Vantage,** *n.* લાભ; ફાયદો; ચઢિયાતા-શ્રેષ્ઠપણું.

**Vantage-ground,** *n.* જેથી ગુણ થાય એવી સ્થિતિ-જગ્યા; લાભસ્થાન-સ્થિતિ.

**Vapid,** *a.* દમ-રસ-જીવવગરનું; ફિક્કું; નિસ્સત્વ.

**Vapidity,** *n.* દમ જીવવિનાના હોવું તે; નિસ્સત્વપણું.

**Vaporation,** *n.* વરાળરૂપ કરવું તે; વરાળરૂપે ઉડી જવું રહેવું તે.

**Vaporous,** *a.* બાફ-વરાળનું-વાળું; બાષ્પમય.

**Vapour,** *n.* કોઇ પ્રવાહી અતિ ગરમ થયાથી તેની બનેલી હવા; બાફ; વરાળ. વરાળદળ; ધુમાડો; ધુમ્મસ; ધુમર. *vi.* ખોટી બડાઇ હાંકવી; ફિશિયારી-શેખી કરવી; ફુલાસ-ફડાકી મારવી.

**Vapourable,** *a.* વરાળ-વરાળરૂપ કરી શકાય-થઇ શકે એવું.

**Vapour-bath,** *n.* બાફ લેવો તે; બાફ લેવાની જગા. પાણીની વરાળથી પદાર્થો ગરમ કરવાનું યંત્ર-પાત્ર.

**Vapourer,** *n.* ફડાકીદાસ; પતરાજી-બડાઇ-શેખીખોર કરનાર' ફિશિયારી મારનાર.

**Vapourize,** *vt.* -ની વરાળ-વરાળરૂપ કરવું;-થી વરાળ-વરાળ. રૂપ થવું. *vt.* વરાળ થઇ-વરાળરૂપે ઉડી જવું રહેવું.

**Vapours,** *n. pl.* નબળાઇથી થતો એક રોગ.

**Vapoury,** *a.* બાફ-વરાળનું-વાળું; બાષ્પમય. ખળિયલ; ધૂંધવાતું; બળતું ઝળતું.

**Variable,** *a.* ફરે-બદલાય એવું; જૂદાજૂદા પ્રકારનું થાય-થઇ જાય એવું. *n. a.* હમેશાં વધ્યા કે ઘટ્યા કરે એવી ( સંખ્યા ).

**Variableness, Variability,** *n.* ફરે-બદલાઇ જાય એવું-ફેરફાર થવા-કરવા જેવું હોવું તે. અસ્થિરપણું; ચાંચલ્ય. [ રીતે; અસ્થિતપણે.

**Variably,** *ad.* ફરે-બદલાય-ફરીજાય એવી

**Variance,** *n.* મિનાકસો; અણબનાવ; બેબનાવ. તફાવત; અંતર; ભેદ.

**Variation,** *n.* ફેર; ફેરફાર; ફરક; તફાવત. જૂદું-ભિન્ન થવું તે; ભિન્નપ્રકાર; બદલા બદલી; હેરફેર. રૂપાંતર; પ્રત્યાંતર; વિભાક્તિ. જૂદી રીતે તે ને તે રાગ વગાડવો તે.

**Varicose,** *a.* ( નસો ) ચઢી આવેલું; ફુલેલું; ફુલી ગયલું.

**Variegate,** *vt.* ચિત્રવિચિત્ર-તરેહવાર-રંગ-બેરંગીન કરવું; તરેહ તરેહનું બનાવવું.

**Variegated,** *a.* ચિત્રવિચિત્ર; રંગબેરંગી; તરેહ તરેહનું.

**Variegation,** *n.* ચિત્રવિચિત્રપણું; વિચિત્રતા.

**Variety,** *n.* જૂદાજૂદા-તરેહ તરેહનો હોવું-થવું તે; વિચિત્રપણું. ઉપપ્રકાશ; ઉપજાત; ભેદ. તફાવત; ફેર; ફરક. (of) ઘણી જૂદી જાદી ભાત; નાનાપ્રકાર.

**Varioloid,** *n.* શીતળા-સૈયડની જેવો એક રોગ.

**Variolous,** *a.* શીતળા સંબંધી-નું.

**Various,** *a.* જૂદાંજૂદાં; નાનાપ્રકાર-વિષનું; તરેહ તરેહનું; ભાતભાતનું. બદલાય-ફરી જાય એવું; ઠેકાણા વગરનું; અનિશ્ચિત. જૂદીજૂદી જાતનું; એક બીજાને નહીં મળતું; એક બીજાથી જૂદું પડતું.

**Variously,** *ad.* જૂદી જૂદી રીતે.

**Varlet**, *n.* લુચ્ચો; હરામી ધૂતારો; દગાબાજ; દુર્જન; પાજી. [ મારવું-ચડાવવું.

**Varnish**, *n.* રોગાન *vt.* રોગાન લગાડવું-

**Vary**, *vt.*-ની તરેહ-ડોળમાં ફેર કરવો-રાખવો; -ની તરેહ-આની બદલવી-જૂદી રાખવી;-મા ફેર રાખવો. બદલવું; બદલી નાખવું. વિચિત્ર રવું-બનાવવું; ભિન્નભિન્ન--વિવિધ--જૂદાજૂદા પ્રકારનું કરી આપવું-બનાવવું-કરવું. *vi.* -ની તરેહમાં ફેર પડવો; બદલાઇ જવું; બદલાવું;- જૂદાજૂદા પ્રકારનું થવું-થયાં કરવું; વિચિત્ર દેખાવું. (from) જૂદાં પડવું-હોવું. એક પછી એક આવવું-જણાઇ આવવું. વિચારમાં જુદા પડવું

**Vascular**, *a.* રસવાહિની-નસ-રગનું-સંબંધીથી ભરપૂર-નું બનેલું.

**Vase**, *n.* શોભિતું વાસણ-વાસણાકૃતિ;પ્યાલું;જામ

**Vassal**, *n.* જોઇતી ચાકરી બજાવવી મદદ કરવાની કબૂલત થયલ જાગીરદાર; મોખાસી; મોખાસદાર. આશ્રિત; તાબેદાર; ચાકર; ગુલામ.

**Vassalage**, *n.* મોખાસી-મોખાસદાર થવું તે. તાબેદારી; અશ્રિતપણું ગુલામી.

**Vast**, *a.* વિશાળ; વિસ્તીત પહોળું; વિસ્તૃત; અગાધ; ઘણું મ્હોટું; અગબીડ; ભારે. *n.* ખાલી વિશાળ મેદાન.

**Vastation**, *n.* નાશ કરવો તે.

**Vastly**, *ad.* ઘણુંજ; અતિશય. [ળાપણું.

**Vastness**, *n.* અતિશય વિસ્તાર; મ્હોટા-પ્હો-

**Vat**, *n.* મ્હોટું પીપ-ટાંકી-કુંડું.

**Vatican**, *n.* રોમ શેહેરમાં વાટિકનની ટેકરી-પર બાંધેલો પોપનો સુંદર મેહેલ જેમાં પોપ રહેછે.

**Vaticide**, *n.* પેગંબરનું ખૂનકે ખૂન કરનાર.

**Vaticinal**, *a.* જેમાં ભવિષ્ય વાણી હોય એવું.

**Vaticination**, *n.* ભવિષ્ય; અગમચેતી.

**Vault**, *vt.* ઘુમટ; મેહેરાબ; મેહેરાબદાર ઓરડો. ભોંયરૂં; ભાંયરૂં; કબર દાખલ બાંધેલું ભાંયરૂં. ઘોડાનો કુદકો-કુદકારો-છલંગ-ભુસકો. *vt.* ઘુમટદાર-ઘુમટાકાર કરવું; -ઉપર-માંકમાન--ઘુમટ બનાવવો-કરવો. *vi.* કુદવું; કછલંગ-ભુસકો-કુદકો મારવો. on પર છલંગ મારીને બેસવું-સવાર થવું

**Vaulted**, *a.* ઘુમટા કાર; મેહેરાબદાર-વાળું.

**Vaulting**, *a.* બહુ ટાંટિયા નાખવા-લાંબાં ડગલાં ભરવાં જેવું; અતિશય જુસ્સાનું.

**Vaunt**, *n.* બડાઇ; ફિશિયારી; મ્હોટાઇ. *vi.* પોતાની મહોટાઇ-બડાઈ-ફિશિયારી-શેખી મારવી-હાંકવી-કરવી. *vt.* -ને વિષે મહોટાઇ મારવી-કરવી.

**Vauntingly**, *ad.* બડાઇ-શેખી-ફિશિયારીથી.

**Veal**, *n.* વાછારડાંનું-ગોવત્સમાંસ. [ ફરનાર

**Vedette**, n. ઘોડેસ્વાર પોહોરેગીર-પોહોરે

**Veer**, *vi. t.* મ્હો-દિશા ફેરવવી; વળવું; ફરવું; બદલાવું.

**Vegetable**, *n.* ઓષધિ; વનસ્પતિ; ઉદ્‌ભિજ. *pl.* શાક ભાજી; તરકારી. *a.* ઝાડપાન-ઓષધિ-વનસ્પતિ-ભાજી પાલાનું-સંબંધી-વિષેના જેવું.

**Vegetal**, *a.* -થી ઝાડપાન ઉગે એવું.

**Vegetate**, *vi.* -ને અંકુર-પીલા-ફૂણગો ફુટીને ઉગવું; ઉગવું; મ્હોટું થવું; વધવું.

**Vegetation**, *n.* ઉગવું તે; અંકુર-પીલા ફુટવો તે. ઝાડપાન; વનસ્પતિ.

**Vegetative**, *a.* ઉગતું; ઉગે એવું; ઉગવાની શક્તિવાળું. ઝાડપાનની વૃદ્ધિ કરે એવું; -થી ઝાડપાન ઉગે એવું.

**Vehemence**, *n.* જોર; બળ; વેગ; ઝપાટો; તડાકો તેજી. જુસ્સો; શૂર; ઝનુન; આવેશ.

**Vehement**, *a.* જોર-વેગવાળું; જોરથી વાતું. જબરૂં. જુસ્સા-આવેશ-ઝનુનવાળું-ભરેલું; આવેશી. [ ઝનુનથી.

**Vehemently**, *ad.* જોર-વેગથી. જુસ્સા-આવેશ-

**Vehicle**, *n.* વાહન; યાન; ગાડી; રથ; બગી; પાલખી વગેરે ચઢી બેસાવાનું સાધન. ઓસડનું અનુપાન. ઉપાય; સાધન; મારફત; માર્ગ; દ્વાર.

**Veil**, *n.* આડો પડદો; ઘૂમટો. બુરખો; ઘુંગટ-ટો. *vt.* બુરખો નાખવો; ઘુંગટ લેવો; ઘુમટો તાણવો.

**Vein**, *n.* શિરા; નાડી; ધમની; નસ; રગ. પાત્રાં-

ઉપરની જાળી-નસ-દોરો. શિલા-ખડકની અંદર કોઇ જૂદા ખનીજ પદાર્થની નસનો દોરો. *pl.* લાકડા કે પથ્થરમાં જૂદાજૂદા રંગની-રંગબેરંગ તસરો-શિરા-દોરા. મનનું વલણ-વૃત્તિ-ભાવ. રસ્તો; માર્ગ. તબિયત; પ્રકૃતિ; તાસીર.

**Veined,** *a.* (લાકડું કે પથ્થર) જૂદા જૂદા રંગોની રગો-દોરા-તસરોથી રંગબેરંગ દેખાતું.

**Veiny,** *a.* નસવાળું; રંગદાર. ચિત્રવિચિત્ર રંગબેરંગીન.

**Vellicate,** *vt.* આચકો મારવો; ઝુટાવવું; છટકાવવું; ઝુટ મારવી.

**Vellum,** *n.* લખવા સારૂ બનાવેલું બારીક ચામડું; સૂક્ષ્મ ચર્મપત્ર.

**Velocipede,** *n.* એક સીધા લાકડાને બન્ને છેડે બે મ્હોટાં પૈડાં સીધાં જડીને કરેલું વાહન જેનાપર ઘોડો પલંગીને બેસવાનું હોય છે ને જેના પાવડા પગેવતી દાબ્યાથી ચાલે છે; પગ-જંત્ર ઘોડો.

**Velocity,** *n.* ત્વરા; ઝડપ; વેગ. ગતિનું જોરવેગ; ગતિ;

**Velvet,** *n.* મખમલ. *a.* મખમલ જેવું; નરમ; લીસું.

**Velvety,** *a.* મખમલ જેવું; નરમ; લીસું.

**Venal,** *a.* લાંચખોર-ખાઉ-ખાય એવું; લાંચિયું; પૈસાની લાલચથી કામ કરે એવું. પૈસાની લાલચથી-પૈસા લઇ કરેલું. પૈસા વેરવાથી મળેલું; વેચાણિયું. ખરીદ કરેલું; પૈસા લઈને આપેલું. રગ-ધમની સંબંધી.

**Venality,** *n.* લાંચ લઈને કામ કરવાની ચાલ; રૂશવતિયા-લાંચિયાપણું; લાંચખોરી.

**Vend,** *vt.* વેચવું; વેચી નાખવું; વકરો કરવો. [દાર

**Vendee,** *n.* વેચાતું-વેચતું લેનાર; ખરીદ કરનાર-

**Vender,** *n.* વેચનાર. [જોગ.

**Vendible,** *a.* વેચાય-વેચી શકાય તેવું; વેચવા

**Vendition,** *n.* વેચાણ; વકરો.

**Vendue** *n.* લીલામ; હરાજ-જી; જાહેર વેચાણ.

**Veneer,** *vt.* હલકા લાકડાપર સુંદર ને ઉંચા લાકડાનું પડ ચઢાવવું-કરવું-પાતળું પાટિયું જડવું.

**Veneering,** *n.* ઉપર જડેલું કિંમતી લાકડાનું પાતળું પાટિયું.

**Veneficial,** *a.* ઝેરથી થતું.

**Venerable,** *a.* પૂજ્ય; માનયોગ્ય; માન્ય; માન આપવા જોગ. પવિત્ર ( જગો ).

**Venerate,** *vt.* -ને પૂજ્ય માનવું-ગણવું; -નું માન-ની અદબ-મર્યાદા રાખવી; -ને માન-આબરૂ આપવી.

**Veneration,** *n.* પૂજ્ય માનવું તે. ઘણું માન-ભક્તિ; માનપ્રતિષ્ઠા; પૂજ્યપણું.-તા-બુદ્ધિ પવિત્ર ગણવાનો ભાવ.

**Veneraton,** *n.* માન આપનાર; પૂજ્ય માનનાર.

**Venereal,** *a.* સ્ત્રીસંભોગ-મૈથુન સંબંધી-નું-વિષે; મૈથુનથી થતું. V. disease મૈથુનથી થતો વ્યાધિ: ઇંદ્રિય રોગ જેવા કે ટાંકી-ચાંદી.

**Venery,** *n.* સ્ત્રીસંભોગ; મૈથુન; રતિસુખ; સંભોગ શિકારી; શિકારનું-સંબંધી.

**Venesection,** *n.* રૂસ ખોલવી-સંઘરા મુકવી-લોહી કાઢવું તે.

**Venetians,** *n.* બારી બારણાંના વીનીજન-ફુરેડી-ફીરકાં.

**Vengeance,** *n.* પ્રતિકાર; લીધેલું વેર; કાઢેલું ઝેર-ખૂન-ખાર; બદલો; કિનો.

**Vengeful,** *a.* પ્રતિકાર ભરેલું. ખારીલું; વેરીલું; ખૂની; ખૂનસી; અંતસ-કિનાખોર.

**Venial,** *a.* ક્ષમા-માફ-દરગુજર કરવા જોગ; ક્ષમ્ય; જવા દેવાય તેવું. [હરણનું-મૃગમાંસ.

**Venison,** *n.* શિકાર કરવા જેવાં જનાવરનું માંસ;

**Venom,** *n.* વિષ; વિખ; ઝેર; વખ. અદાવત; દુશ્મની; ખૂન; ખૂનસ; કિનો.

**Venomous,** *a.* ઝેરી; વિષમય-યુક્ત. ઇજા-દુ:ખ-દેએવું; અપકારક. ડંસીલું; કિનાખોર; દ્વેષી.

**Venous,** *a.* શિરા-રગોનું-માં રહેલું ( લોહી ); નસ-જાળ-દોરાવાળું.

**Vent,** *n.* ન્હાનું કાણું-બાકું. બંદુક કે તોપનો કાન. પ્રસિદ્ધ-પ્રગટ થવું-નીકળવું તે. રસ્તો; વાટ; દ્વારા માર્ગ; મ્હોડું. ખપ; ઉઠાવ. To give v. to-ને

ઉભરો કાઢવો; કાઢવું. *vt.* કાણા-બાકામાંથી બહાર કાઢવું; છોડવું છોડી મુકવું; રસ્તો આપવો. કાઢવું;-નો ઉભરો કાઢવો. બોલવું; કહેવું. જાહેર કરવું;

Ventiduct, *n.* હવા-પવનનો માર્ગ.

Ventilate, *vt.* -માં ખુલ્લો પવન-હવા આવે જાય તેવું કરવું; તાજો પવન અંદર થઈને જાય તેમ કરવું. -ની તપાસ-ચર્ચા-ના ઉપર વિવાદ થાય તેમ કરવું; ચર્ચા ઉપર લેવું. [ તેવું કરવું.

Ventilation, *n.* ખુલ્લી હવા-પવન આવે જાય

Ventilator, *n.* તાજો પવન અંદર લેવાનું કે ખરાબ હવા કાઢી નાખવાનું યંત્ર-ની યુક્તિ ;

Ventral, *a.* પેટનું-આગળનું-ઉપરનું. પવનિયું.

Ventricle, *n.* કોઈ પ્રાણીના શરીરમાંનો ખાડો.

Ventriloquism, *n.* આઘેથી અવાજ આવતો હોય તેમ કે કોઈ બીજો પુરૂષ બોલતો હોય તેમ બોલવાની યુક્તિ ગારૂડવાણી.

Ventrioquist, *n.* આઘેથી અવાજ આવતો હોય તેમ કે બીજો પુરૂષ બોલતો હોય એવી રીતે બોલનાર; ગારૂડવાદી.

Venture, *vi.* ( on, upon ) હિમ્મત કરવી-ધરવી; છાતી ચલાવવી;-ને હિમ્મત હોવી. જોખમ માથે લેવું. *vt.* જોખમ ભયમાં જઈ ઘડવું;-ને ને નસીબધર રાખવું-મુકવું-મોકલવું. *n.* જોખમ; કામ માથે લેવું તે; ખતરો, નસીબ; દૈવ; ભાગ્ય. માલધણીના જોખમે વહાણે ચઢાવેલો માલ.

Venturesome, Venturous, *a.* બહાદુર ; છાતીનું આપું; છાતી ચલાવનાર ; જોખમ માથે રાખનાર ; સાહસિક; હિમ્મતવાળું.

Venue, *n.* પડોસની જગા. જ્યાં મુકદમો ચાલે-ચલાવાય તે જગયા ; ફરિયાદ માંડવાની કોરટ. [સ્ત્રી રતિ. શુક; શુક્રનો તારો.

Venus, *n.* ખુબસુરતી-પ્રીતિની દેવી; કામદેવની.

Veracious, *a.* સત્યવાદી ભાષી-વચની; ખરૂં સાચું બોલનાર; સત્યશીલ.

Veracity, *a.* સતવાદી પણું; ખરાપણું; સાચાઈ; સાચવટ; સત્યશીલતા.

Veranda, *n.* વારંડ; પજારી નાખેલો ઓટલો.

Verb, *n.* ક્રિયાપદ.

Verbal, *a.* લખેલું નહીં તેવું; મ્હોડાનું; મુખજુબાનીનું. શબ્દનું.-વિષેનું-સંબંધીનું; શાબ્દિક; ફક્ત શબ્દપરજ ધ્યાન આપનાર-જોનાર. શબ્દે શબ્દનું કરેલું. શબ્દાર્થક. ધાતુસાધિત.

Verbalism, *n.* મહોડેથી કહેલું તે [ તેમ.

Verbally, *ad.* મહોડેથી; લખાણથી ન હોય.

Verbatim, *ad.* શબ્દે શબ્દ; હરફે હરફ; જેવું હોય તેવું ને તેવુંજ. [ તકરાર. શબ્દ વિસ્તાર.

Verbiage, *n.* ખાલી વાદવિવાદ; વિના કારણની

Verbose, *a.* શબ્દ વિસ્તારવું;-માં જોઇએ તે કરતાં વધારે શબ્દો હોય તેવું.

Verbosity, *n.* શબ્દ વિસ્તાર; ઘણા નકામાં-શબ્દો વાપરવા તે.

Verdancy, *n.* લીલા-હરિયાળી-સબજીપણું.

Verdant, *a.* લીલું કુંજાર જેવું; હરિયાળું; હરિયાળી જેવું; તાજા પાકથી શોભતું ; ઝાડપાન-વગેરે લીલી વનસ્પતિથી ભરપૂર. ભોળવાઈ જાય એવું; કાચું.

Verdict, *n.* જુરીનો અભિપ્રાય-ઠરાવ-જવાબ. કોઇએ કરેલો ઠરાવ; નિકાલ; ફૈસલો; ચુકાદો; હુકમનામું.

Verdigris, *n.* તાંબાનો કાટ; જંગાલ.

Verdure, *n.* નવા તાજા પાક-વનસ્પતિ-લીલોતરીની શોભા; લીલોતરી; હરિયાળી.

Verge, *a.* દંડ. ચોબ; છડી. અમલ-સત્તા-અધિકારની હદ-મર્યાદા-સીમા; તાલુકો. કાનો; કોર; કોરણ છેડો; અંત; હાથવેત. છેડાની બાજુ; કાંઠો. *vi.* ઢળવું-વળી-ઝઝુમી રહેવું;-નો ઢોળાવ-ઢળતું હોવું (on) કિનારે-છેડે આવવું આવી રહેવું-હોવું; ના ઘરમાં-ની ઝળકીમાં હોવું-આવવું.

Verger, *n.* ધર્માધિકારીની આગળ છડી લઈ જનાર; ચોપદાર; છડીદાર. [ગ-જેવું.

Verifiable, *a.* ખરૂં-સાબિત કરી આપવા જો-

Verification, *n.* ખરૂં સાબિત કરી આપવું તે.

Verify, *vt.* ખરૂં-સાબિત કરી આપવું;-થી ખરૂં-સાચું સાબિત-સિદ્ધ થવું -થી ખરૂં-પુરૂં થવું-પડવું. [ નવાણું વરસ.

Verily, *ad.* ખરેખર; સાચે; ખચીત; બેશક;

Verisimilar, *a.* સત્ય સરખું; બનવા જેવું; સંભવિત; સંભાવ્ય. [ હોવું-દેખાવું-તે; સંભવ.

Verisimilitude, *n.* સત્ય સરખું-બનવા જેવું.

Veritable, *a.* સત્ય; સાચું; ખરૂં.

Verity, *n.* સત્યતા; ખરાપણું. ખરેખરૂં તે; ખરીજ વાત. સાચવટ. [ કાઢેલો રસ.

Verjuice, *n.* જંગલી સપરચનને દાબીને

Vermicelli, *n.* ખાવાની સેવ-સેવૈ.

Vermicular, *a.* ક્રમી-કરમ સરખું; ક્રમીવત્.

Vermiculate, *vt.* કશામાં ખોદીને કરમન આકારનું-જેવું. બેસાડવું.

Vermiculation, *n.* કરમના કીડા જેવી ગતિ.

Vermicule, *n.* ન્હાના કીડા-છવડા.

Vermifuge, *n.* કરમનું ઓસડ-ઔષધ.

Vermilion, *n.* હિંગળો; હિંગળોક. કોઇપણ રાતો-હિંગળોકિયા રંગ.

Vermin, *n.* ઊંદર આદિ નુકસાનકારક છવ; કીડા; કીડીમકોડી; જીવાતા; જીવજંત. કંટાળવા જેવાં અપકારક માણસો.

Vermiparous, *a.* કીડા પેદા-ઉત્પન્ન કરનારૂં.

Vermivorous, *a.* કીડા ખાનારૂં.

Vernacular, *a.* દેશીય; મુલકી; સ્વદેશી. જન્મનું; સ્વ; જન્મ. *n.* દેશી ભાષા.

Vernal, *a.* વસંતઋતુનું-માં થતું-દેખાતું-આવતું; વસંતોદ્ભવ; વસંતી. યૌવન-જુવાનીનું; તરૂણાવસ્થાનું.

Versatile, *a.* ચંચળ; અસ્થિર; ઘડીએ ઘડીએ ફરવે તેવું. ચપળ-ચંચળ બુદ્ધિનું; ઘણા વિષયાની; બહુરૂપી. [ પળબુદ્ધિ; ચપળતા.

Vrsatility, *n.* ચંચળપણું-તા; ચાપલ્ય; ચ-

Verse, *n.* ચરણ; પાદ. છંદ; કવિતા; પદ્ય; કવન. વચન; ઓળી; કલમ; કડી; તૂક; શ્લોક. .Blank *v.* મુક્તપ્રાસ-અનુપ્રાસ વગરની કવિતા.

Versed, *a.* કાબેલ; પ્રવીણ; અભિજ્ઞ; વાકેફ.

Versification, *n.* કવિતા બનાવવી તે; કવિતા; પદ્ય-કાવ્ય -શ્લોક રચના.

Versifier, *n.* છંદ રચનાર-બનાવનાર.

Versify, *vi.* કવિતા બનાવવી-રચવી; પદરચના-યોજના કરવી. *vt.* કવિતા-પદ્યમાં કહેવું-ઉતારવું ગદ્યને કવિતા-પદ્યમાં આણવું.

Version, *n.* ભાષાંતર-તર્જુમો કરવો તે. ભાષાંતર; તર્જુમો.

Versus, *prep.* -ની સામું. [ષાંતર; તર્જુમો.

Vertebra, *n.* બરડાની કરોડ-સાટ-હાડકામાંનો મણકો. *pl.* vertebræ.

Vertebral, *a.* સાટના હાડકાના મણકા વિષેનું-સંબંધી. સાટ-કરોડવાળું.

Vertebrate, *a.* બરડાની કરોડ-સાટવાળું.

Vertex, *a.* ટોચ; શિખર; માથું; કળશ. તાલકું; બ્રહ્માંડ. શિરોબિંદુ.

Vertical, *a.* માથાપરનું; ખમધ્યસ્થ; શિરોબિંદુનું. લંબરૂપ; સીધું; ઉભું.

Vertically, *ad.* શિરોબિંદુથી.

Verticity, *n.* ફરવાની શક્તિ ધરાવવું તે; ફરવું તે; વારા ફરતી આવવું તે. પૈડાજેવી ગોળ ગતિ. આવવા જવાનો ક્રમ; વારાફરતી બદલાવું તે.[ભમતું

Vertiginous, *a.* તમ્મર-ફેર-ચકરી આવતું;

Vertigo, *n.* તમ્મર; ભમરી; માથું ફરવું; ચક્કર; ઘુમરી.

Very, *a.* ખરૂં; ખરેખરૂં; સત્ય. તેજ; એજ ફક્ત; કેવળ; શુદ્ધ. *ad.* ઘણું; બહુ; અતિશય.

Vesicate, *vt.* ફોલ્લા ઉઠાવવા-ઉઠે એમ કરવું; બ્લિસ્ટર મારવું.

Vesicle, *n.* ઝીણીઝીણી ફોલ્લી; ઝીણો-ન્હાનો ફોલ્લો-ફોલ્લો. દેહના અંદરની ચામડીનું ન્હાનું પોલાણ.

Vesiculous, *c.* ફોલ્લી-ફોલ્લાવાળું.

Vesper, *n.* શુક્ર. સંધ્યાકાળ; સાંજ. *pl.* રોમન કાથલિક લોકનું સંધ્યાકાળનું ભજન; સાયંસંધ્યા.

Vessel, *n.* વાસણ; પાત્ર. વાહિની; નાડી; ધમની; નસ;રગ. વહાણ; જહાજ; નાવ; નૌકા.

Vest, *n.* વાસ્કૂટ; પેટી; કબજો; જામો; પોશાક

અંગરખો. *vt.* ને વસ્ત્ર-લુઘડાં પહેરાવવાં પરિધાન કરાવવાં; વેષ્ટિત કરવું;-થી ઢંકાઈ-છવાઈ જવું.-નો માલકી તથા કબજા હક્ક આપવો.-ને આપવું; આરોપીત કરવું. પદવીને લગતાં કપડાં આપવાં. *vi.* (in) પોંહોંચવું.

**Vestal,** *a.* રોમન લોકની વેસ્ટા નામે એક કુંવારી દેવીનું-સંબંધી. પવિત્ર; સતી; સાધવી; છિનાળ નહીં એવો; વગર બગડેલી. *n.* વેસ્ટા દેવીને ચઢાવેલી કુંવારી છોકરી.

**Vested,** *a.* કોને પોંહોંચે તે નક્કી કરેલું; કાયમ; સ્થાપિત.

**Vestibular,** *a.* દેવડી; દ્વાર મંડપ સંબંધી.

**Vestibule,** *n.* દેવડી; દ્વાર મંડપ. જેમાં થઈને ઓરડા-દિવાનખાનામાં જવાય છે એવો ઓરડો; ચાલ; પરસાળ.

**Vestige,** *n.* પગલું. ચિન્હ; નિશાની; પત્તો.

**Vestment, Vesture,** *n.* પોશાક; લેબાસ; પહેરવા ઓઢવાનાં લુઘડાં. જબ્બો; જામો.

**Vestry,** *n.* દેવલને લગતા જે ઓરડામાં પાદરીનાં વસ્ત્ર રાખવામાં આવે છે તથા જેમાં 'પારીશ'ને લગતું કામકાજ કરનારાઓની સભા ભરાય છે તે. 'પારિશ'ને લગતું કામકાજ કરનારાઓની સભા.

**Vesuvian,** *a.* વિસુવિઅસ નામના જ્વાળામુખી પર્વતનું-સંબંધી. [ -ય; કઠોળ.

**Vetch,** *n.* મઠ, અડદ, મસુર વગેરે દ્વિદળ ધા-

**Veteran,** *a.* ઘડાઈને પાકું થયલું; લાંબાં અનુભવાળું; અનુભવી. *n.* ઘડાયલું-કસાયલું માણસ-યોદ્ધો-ચાકર.

**Veterinarian,** *n.* જનાવરના વૈદ; જનાવરના રોગ જાણનાર. [ત્સાનું-સંબંધી-વિષયક.

**Veterinary,** *a.* જનાવરના વૈદાનું; પશુચિકિ-

**Veto,** *n.* નાપાસ-નામંજૂર કરવાનો અધિકાર-મનાઈ; નિષેધ; પ્રતિષેધ. *vt.* પાસ-મંજૂર નહીં કરવું-રાખવું.

**Vex,** *vt.*-નો જીવ ખાવો; ખીજવવું; ચિઢવવું; પજવવું; દુઃખ દેવું; હેરાન કરવું *vi.* ચીડાવવું; ખીજાવું. ચીડેલાં હોવું.

**Vexation,** *n.* સંતાપ; દુઃખ; કંજા; ઉપદ્રવ.

**Vexatious,** *a.* જીવ ખાઈ નાખે-ખવાઈ જાય એવું. દુઃખદાયક; હેરાન હેરાન થઈ જવાય એવું; ચીડ ચઢે તેવું; આરામ-સુખચહેન વગરનું; દુઃખી; દુઃખભરેલું. [ તાપ-દુઃખથી.

**Vexatiously,** *ad.* ચીડ ચઢે એવી રીતે; સં-

**Vexed,** *a.* ખીજવાયલું. દુઃખ-ત્રાસ પામેલું;

**Via,** *n.* થઈને;-ને રસ્તે-મા માર્ગે. [બિજાર થયલું.

**Viable,** *a.* બચવા જેવું; બચે-જીવે એવું.

**Viaduct,** *n.* ખીણુ-નાળા વગેરે ઉપર બાંધેલો

**Vial,** *n.* શીશી; બાટલી. [ રસ્તો-રેલવે.

**Viands,** *n. pl.* ખાવાના પદાર્થ; ખાવાનું; મિષ્ટાન્ન; પકવાન; મેવા; વાણી.

**Viaticum,** *n.* વાટ ખરચી; ભાથું. રોમન કાથલિક પંથમાં મરવા પડેલાં માણસોને જે પ્રભુભોજન આપવામાં આવે છે તે.

**Vibrate,** *vi.* ઝલવું; ઝોલ-ઝોલા ખાવા; આમ તેમ હાલવું; લટકવું-ની ધ્રુજતી લપટ આવ્યાં કરવી. એક સ્થિતિમાંથી બીજીમાં જવું. *vt.* આમતેમ હાલવાથી જણાવું-થવું.

**Vibration** *n.* ઝોલો; ઝોકો; આંદોલન ધ્રુજતી લપટ આવ્યાં કરવી તે. સ્થિતિસ્થાપક પદાર્થને ઝપાટો લાગવાથી તેમાં જે ધ્રુજણી થાયછે તે.

**Vibrating, Vibratory,** *a.* ઝોલ-ઝોલા ખાતું; આમતેમ ઝુલતું; હાલતું; ધ્રુજતી લપટ આવ્યાં કરવાનું; આંદોલમાન.

**Vicar,** *n.* પ્રતિનિધિ; એજંટ. ધર્મોપાધ્યાય.

**Vicarage,** *n.* ધર્મોપાધ્યાયને જે કંઈ ધર્માદા આપ્યું હોય તે; ઉપાધ્યાયની વૃત્તિ-પેદાસ.

**Vicarial,** *n.* પાદરી-ધર્મોપાધ્યાયનું-સંબંધી.

**Vicariate,** *a.* કોઈની વતી કંઈ કરવાનો અખતિયાર-સત્તા હોય એવું.

**Vicarious,** *a.* વતી કંઈ કરવાને આપેલું. બીજાની જગાએ કામ કરનાર; એજંટ-પ્રતિનિધિરૂપ. બીજાને બદલે કરેલું;-ની વતી ભોગવેલી (સજા); બદલાનું.

**Vice,** *n.* પદાર્થોને મજબૂત પકડી રાખવાનો સંચો

સેગડો; પકડ. ખોડ. એબ; બુરાઈ. દુરાચરણ; દુર્ગુણ; દુર્વ્યસન; અવગુણ. ભ્રષ્ટતા; અધર્મ; અન્યાય; અનીતિ. ઉપસર્ગ હોય ત્યારે-ની જગાએ-ને બદલે એવો અર્થ થાયછે.

**Viceconsul,** *n.* નાયબ એલચી; એલચીને બદલે કામ કરનાર.

**Vice-chamberlain,** *n.* ખજાનચીથી ઉતરતી પદવીનો અમલદાર; ઉપકોશાધીશ.

**Vice-gerency,** *n.* પ્રતિનિધિપણું-નો અધિકાર; [નાયબી.

**Vice-gerent,** *n.* પ્રતિનિધિ; નાયબ.

**Vice-president,** *n.* ઉપાધ્યક્ષ; નાયબ સરનશીન; અધ્યક્ષથી ઉતરતા દરજ્જાનો અમલદાર.

**Vicepresidency,** *n.* ઉપાધ્યક્ષ-નાયબ સરનશીનપણું. [તું-વિષે; સૂબાનું.

**Vice-regal,** *a.* રાજપ્રતિનિધિ પણાનું-ને લગ-

**Viceroy,** *n.* રાજાનો-રાજ પ્રતિનિધિ; સૂબો; વાઈસરાય. [ગીરી.

**Viceroyalty,** *n.* રાજપ્રતિધિપણું; સૂબા-

**Vicinage,** *n.* પાસેની જગા; પડોસ.

**Vicinal,** *a.* પાસેનું; પડોસનું.-ઉપર આવેલું.

**Vicinity,** *n.* પાસેપાસે હોવું-આવવું તે; નિકટપણું; સમીપતા. પડોસ; પાસેની જગ્યા.

**Vicious,** *a.* એબ-ખોડ વાળું; અપૂર્ણ; એબિએલ. દુરાચારી; દુરાચર્ણી; દુર્ગુણી; દુર્વ્યસની; અવગુણી. અશુદ્ધ; બગાડવાળું; દુષ્ટ; નઠારૂં; ખરાબ. અડિએલ; બેલગામ; હાથમાં ન રહે એવો (ઘાડો).

**Viciously,** *ad.* દુરાચરણથી. દુષ્ટ-ખરાબ રીતે.

**Vicissitude,** *n.* નિયમિત ફેરફાર; વારા ફરતીપણું; વારી; પાળી. અનુક્રમ. ઉથલપાથલ; ફેરફાર; ફરતી છાંયડી; કાળચક્ર.

**Victim,** *n.* (of, to) યજ્ઞ પશુ; ભોગ; બળી. કસાએ ખાધેલું કંઇ; કસાથી મારયું ગયું કંઇ; ભક્ષ; ભોગ. [છેતરવું; ઠગવું.

**Victimize,** *vt.* ખાવું;-નો ભક્ષ-ભોગ લેવો.

**Victor,** *n.* હરાવનાર; જીતનાર; વિજયી.

**Victorious,** *a.* વિજયી; ફતેમંદ; જય-ફતે મેળવેલી-કરેલી-મેળવનાર. જયનું; ફતેનું. જયનું-સૂચ-[ક-દર્શક.

**Victoriously,** *ad.* ફતેથી; જયથી

**Victory,** *n.* જય; વિજય; ફતે; જીત.

**Victual,** *n.* માણસ જાતનો ખોરાક; ખાણું; આહાર; ભક્ષ્ય; અન્ન; ખાવાનું. *vt.* ખોરાક-અન્નપાણી પૂરૂં પાડવું.-માં ખોરાક વગેરે સાહિત્ય ભરવું.

**Victualler,** *n.* અન્નપાણી પૂરૂં પાડનાર;-માં ખોરાક વગેરે સાહિત્ય ભરનાર. વીસીનો ધણી; વીસીવાળો; વીસી રાખનાર.

**Victuals,** *n. pl.* ખોરાક; ખાવાનું; ભક્ષ્ય.

**Videlicet,** *ad.* એટલે; તે એકે; તે આ.

**Vie,** *vi.* બરોબરી-હુરીફાઈ-સરસાઈ-દેખાદેખી-હમદમી-સ્પર્ધા કરવી.

**View,** *vt.* નિહાળીને લક્ષ-ધ્યાનથી જોવું; નિહાળવું; લક્ષ પૂર્વક અવલોકન કરવું. જોવું; વિચારવું; વિચારમાં લેવું. લેખવું; ગણવું. *n.* દેખાવું તે; નજર; દૃષ્ટિ. નજરે પડતો-દૃષ્ટિગત પ્રદેશ; દેખાવ. વિચાર; જણાઇ આવવું-જણાવું તે. જોવું તે. તપાસણી; વિચાર; અવલોકન; નિધા; દર્શન. દેખાવ. ઇરાદો; મતલબ; ઉદ્દેશ. વિચાર; અભિપ્રાય; મત; સમજ.

**Viewer,** *n.* તપાસનાર; જોનાર; અવલોકન કરનાર.

**Viewless,** *a.* નહીં દેખાય એવું.

**Vigil,** *n.* રાત્રે થતી ભક્તિ; જાગરણ. જેને બીજે દિવસે ઓચ્છવ થવાનો તે દિવસની સાંજે કરેલી ભક્તિ. ઓચ્છવને આગલે દિવસે કરેલો અપવાસ ઉજાગરો.

**Vigilance,** *n.* હોશિયાર-સાવધ રહેવું તે; હુશિયારી; જાગૃતિ; ચોકસી; ખબરદારી; સાવધાની. ઉજાગરો; જાગરણ.

**Vigilant,** *a.* સાવચેત; સાવધ; જાગરત; હુશિયાર; ખબરદાર. [ચિત્ર.

**Vignette,** *n.* ચોપડીના આગલા પાના પરનું

**Vigorous,** *a.* બળવાન; વેગવાન; ઝપાટાવાળું. જુસ્સા સાથેનું; જબરૂં; ભારે; જુમ-કુવતવાળું; જોરાવર; ધમક-તેજ વાળું

**Vigorously**, *ad.* જુસ્સા-ઝપાટાથી; મ્હોટા બળથી.

**Vigour**, *n.* ઝપાટો; વેગ. વેગ; બળ. રસ; કસ; જોર; જીવ; ઝુમ; કુવત; ધમક; વીર્ય; તેજ દમ; ઉત્સાહ; હોંસ.

**Vile**, *a.* કોડીનું; નઠારૂં; હલકું. અધમ; નીચ. ખરાબ; પાપી; દુષ્ટ; બુરૂં. [ નઠારી રીતે.

**Vilely**, *ad.* નીચ-હલકા પણાથી; ખરાબ-દુષ્ટ-

**Vileness**, *n.* હલકાપણું; નીચપણું.

**Vilifier**, *n.* હલકું પાડનાર; માન ઉતારી નાખનાર; દોષ મુકીને માન ખંડન કરનાર.

**Vilification**, *n.* **Vilify**, *vt.* હલકું પાડવું; -નું માન ઉતારી નખાવવું; દોષ મુકીને કોઈકસાનું માન ખંડન કરવું.

**Villa**, *n.* શેહેરની બહાર બાંધેલો બંગલો-વાડી.

**Village**, *n.* ગામ; ગ્રામ. A small v. ગામડું ખેડું. (ગ્રામી; ગામડિયો.

**Villager**, *n.* ગામમાં રહેનાર; ગ્રામવાસી.

**Villain**, *n.* હારમખોર-જાદો; બદજાત; લુચ્ચો; સોદો; લબાડ; ચંડાળ.

**Villainous**, *a.* દુષ્ટ; બદજાત; પાપિષ્ટ; હરામખોરીનું-ભરેલું; શઠ. લુચ્ચાઇ-સોદાઇનું-ભરેલું.

**Villainy**, *n.* હરામખોરી; સોદાઈ; લુચ્ચાઇ; ઘોરકર્મ. [ નોકરી; ખીદમત.

**Villanage**, *n.* ગુલામી; પરવશપણું; ચાકરી;

**Villatic**, *a.* ગામડાનું-સંબંધી- ને લગતું.

**Villous**, *a.* ખડબસડું; લીસું નહીં તેવું. રૂવાંરૂવાંટીવાળું.

**Vincible**, *n.* જીતવા જેવું; જીતી શકાય તેવું.

**Vinculum**, *n.* ઉપન્યસ ચિન્હ, ઉપકોંસ.

**Vindicable**, *a.* ખરૂં-વાજબી છે એવું ખાતરીથી કહેવા જોગ; નહીં જવા દેવા જોગ.

**Vindicate**, *vt* ખરૂં-વાજબી છે એવું ખાતરીથી -નિશ્ચયપૂર્વક કહેવું-તકરાર લેવી સાબિતી આપવી; દોષ-ઠપકો ઉડાવી દેવો; -નો જવાબ આપવો. લડીને કે બીજી કોઇરીતે બચાવી રાખવું-રાખવું-નહીં જવાદેવું. સાબિત-પુરવાર-સ્થાપન કરવું;-ને ટેકો આપવો.

**Vindication**, *n.* ખરૂં-સાબિત-પુરવાર કરી આપી દોષ ઠપકો ઉડાવી દેવો તે; બચાવ કરવો તે.

**Vindicator**, *n.* ખરૂં-પુરવાર કરી આપી દોષ ઠપકો ઉડાવી દેનાર; બચાવ કરનાર.

**Vindicatory**, *a.* દોષ મોચક-નિવારક; નિર્દોષ કરે એવું. શિક્ષારૂપ.

**Vindictive**, *a.* ઝેરીલું; ખારીલું; ડંસીલું; કિનાબાજ-ખોર; વેરીલું.

**Vindictively**, *ad.* ખાર-ડંસ-વેર રાખીને; કીનાથી

**Vindictiveness**, *n.* ખારીલો-ડંસીલો-ઝેરીલો-કિનાખોર સ્વભાવ; વેરભાવ.

**Vine**, *n.* દરાખનો વેલો; દ્રાક્ષલતા. વેલો; વેલ.

**Vinegar**, *n.* સરકો; શુક્ત.

**Vinery**, *n.* દરાખને માટે કીધેલો મંડપ-માંડવી.

**Vineyard**, *n.* દરાખની વાડી-બાગ; દ્રાક્ષવાટિકા.

**Vinous**, *a.* દ્રાક્ષ રસના ગુણનું-વાળું; દ્રાક્ષરસ સંબંધી-જેવું-ને લગતું; દ્રાક્ષરસમય.

**Vintage**, *n.* દરાખનો પાક એકઠો કરવાનો વખત-મોસમ; દરાખની મોસમ. એકવર્ષમાં જેટલો દ્રાક્ષરસ કે દરાખ થઇ હોય તે.

**Vintager**, *n.* દરાખનો પાક એકઠો કરનાર-ઉતારનાર-કાઢનાર.

**Vintner**, *n.* દ્રાક્ષનો રસ-દારૂ વેચનાર; પીઠાવાળો.

**Viol**, *n.* એક જાતનું છ તારવાળું સારંગી જેવું અસલના વખતમાં વપરાતું વાજીંત્ર.

**Viola**, *n.* એક જાતની સારંગી. તીણા સૂરની સારંગી.

**Violable**, *a.* ખલલ કરવા જેવું; ઉલંઘન કરવાભાંગવા જોગ.

**Violaceous**, *a.* વાયોલેટ ફુલના જેવું.

**Violate**, *vt.* -માં ભંગાણ પાડવું-ખલલ કરવી; કચરાવવું; ભાંગી નાખવું; -માં-ની અંદર રજા વગર ઘુસવું-જવું-આવવું. ઉપર ચઢાઇ કરવી-ચઢી જવું. અંતઃકરણ વિરૂધ્ધ કરવું-ચાલવું. તોડવું; -નું ઉલંઘન કરવું; લોપવું; ન પાળવું; પરથી ખસી-ફરી જવું. બલાત્કારથી-કરીને લેવું-તોડવું. અપવિત્ર કરવું; અભડાવવું. ઓરતની

ફુરમત લેવી; જોર જુલમથી સીસંગ કરવો; બગાડવું.

**Violation**, *n.* ભંગાણ પાડવું-ભીલસ કરવું તે વગર રજાએ અંદર ઘુસવું તે. અંતઃકરણથી વિરૂદ્ધ- ઉલટું કરવું- ચાલવું તે. ઉલ્લંઘન; તોડવું- લોપવું તે. અપવિત્ર- અભડાવવું તે. જુલમથી સ્ત્રીસંભોગ કરવો તે; બલાત્કાર. [કરનાર.

**Violator**, *n.* ઉલ્લંઘન-બલાત્કાર--જબરદસ્તી.

**Violence**, *n.* જોર; બળ; વેગ; જુસ્સો; આવેશ; જોશ. જુલમ; જબરદસતી; બલાત્કાર; જબરાઇ કરવી તે. (રોગનું) ભર-પૂર જોર; ભર જોરમાં હોવું તે. (કાયદો કે ધારો) ભંગ કરવો તે; તોડવું; અપમાન; ઉલ્લંઘન. To do v. to વિરૂધ્ધ કરવું-ચાલવું.

**Violent**, *a.* પ્રચંડ; જોર-વેગવાળું-વાન; જબરૂં; ભારે; જબ્બર. જોશ-આવેશવાળું-ભરેલું માં આવેલું; કરડું; જુલમ ભરેલું; બલાત્કારનું. જાલમ. સખત. અતિશય; અતિ-ઘણું. A v. death કમોત; દુર્મરણ. V. hands. જોર જુલમ; બલાત્કાર કરવો તે.

**Violently**, *ad.* ભારે વેગ-જોરથી. જબરાઇ બલાત્કારથી. જોશ-આવેશ ભરેલી રીતે. સખતપણે. અતિશય; ઘણુંજ.

**Violet**, *n.* એક જાતનું ઝાડ ને તેનું ફુલ.

**Violin**, *n.* વિલાયતી સારંગી.

**Violoncello**, *n.* બેઠા સૂરની સારંગી.

**Viper**, *n.* યૂરોપમાંનો એક જાતનો ઝેરી સર્પ -સાપ. અપકાર-હિંસક પુરૂષ.

**Viperous**, *a.* સાપ કે સર્પના ગુણવાળું-મીજાજનું. અપકારક; હિંસક.

**Virago**, *n.* શુરવીરના જેવી સ્ત્રી-બૈરી; ઉડદાબેગી; શૂરવીરા. લડકણી બૈરી; કર્કશા.

**Virgin**, *a.* પુરૂષ સાથે સંગ ન થયેલો એવો સ્ત્રી કુંવારી;-પુરૂષાસ્પૃષ્ટા; કુમારીકા; કન્યા. વગર પરણેલું માણસ. *a.* નવું; વગર વાપરેલું; નવું નકોર; કામમાં આવેલું નહીં એવું. એકવાર નહીં ખેડાયલી અસ્પૃષ્ટ (પૃથ્વી) તદન કેળવણી વગરનું; છેક અજ્ઞાની. કુમારી-કન્યા-પુરૂષાસ્પૃષ્ટા યોગ્ય-ના જેવું; લજ્જાળુપણાનું.

**Virginal**, *a.* કુમારી-કન્યા સંબંધી-ને લગતું-યોગ્ય-તુલ્ય-સરખું; કોમળ; શરમાળ.

**Virginity**, *n.* કન્યાવ્રત; કુંમારી-પુરૂષાસ્પૃષ્ટાપણું; કૌમાર્ય; કુમારાપણું.

**Virgo**, *n.* કન્યારાશી.

**Viridity**, *n.* લીલાસ; લીલોરંગ.

**Virile**, *a.* મર્દાની; પુરૂષાર્થનું; પુરૂષ-મરદનું.

**Virility**, *n.* પુરૂષપણું-ત્વ; મર્દાઇ; પુરૂષાર્થ. વીર્યવાનપણું; વીર્યવત્તા.

**Virtu**, *n.* ચમત્કારીક-અજાયબ ચીજો ભેગી-કરવાની ઉલટ-ઇચ્છા-હોંસ.

**Virtual**, *a.* **Virtually**, *ad.* ખરું; ખરેખરૂં; ખરેખરૂં જોતાં-પૂછાવો તો; કાર્ય-ફળ હાંસલ-પરિણામ ઉપર નજર રાખતાં.

**Virtue**, *n.* ઓસડનો ગુણ; તાસીર; ફરૂિયત. સત્વ; કસ; રસ. સદાચાર-ચરણ; સદ્ધર્મ-વૃત્તિ-ગુણીપણું; ધર્મમાર્ગ. (of) સદ્ગુણ; ગુણ. નેકી; ભલાઇ; ખુબી શકિત; બળ; પ્રતાપ. આધાર; અધિકાર; સત્તા. By or in v. of-ની રૂએ; -ને આધારે; લીધે; થી.

**Virtuoso**, *n.* કળાકૌશલ્યમાં કુશળ જાણીતો.

**Virtuous**, *a.* સદ્ગુણી; નેક; ભલું; પુણ્યવાન; સદાચારી; સદાચરણી; નીતિમાન; સુવ્રત. સતી; સાધ્વી; પતિવ્રતા. [ પણાથી.

**Virtuously**, *ad.* સદાચરણ-સદ્ગુણથી; સતી-

**Virulence**, *a.* વજે નહીં-જીવ લે એવું હોવું તે; ઘણું સખત-કરડાપણું. કટ્ટો દ્વેષ; કરડાસ; હાડીપણું.

**Virulent**, *a.* જીવલે એવું; પ્રાણનાશક-હારી; ઘણું સખત; વજે નહીં એવું. કટ્ટા દ્વેષ ભરેલું; અતિશય વેરભાવનું; કટ્ટું; હાડી; હાડનું.

**Virus**, *n.* ગોડ-ગુમડામાંનો ચેપવાળો પદાર્થ; ઝેરી પદાર્થ; ઝેર. [સિકલ.

**Visage**, *n.* ચેહેરો; સુરત; મહો સિક્કો; રૂપ;

**Visavis**, *ad.* સન્મુખ; સામસામા; મ્હોંડેમોડ.

**Viscera,** *n. pl.* આંતરડાં; પેટ-છાતી-ખોપરીની અંદરના શરીરના જે ભાગ તે.

**Visceral,** *a.* આંતરડાંને લગતું. [ જાય એવું.

**Viscid,** *a.* ચીકણું; ચિગટ-ચિકાસવાળું; ચ્હોટી

**Viscidity,** *n.* ચિકાસ; ચિગટ-ચીકણાપણું

**Viscosity,** *n.* ચિકાસ; ચીકણાપણું.

**Viscount,** *n.* અર્લથી ઉતરતી પદવીનો પુરૂષ-અમીર; અંગ્રેજ લોકમાં ચોથા વર્ગના કુલીન

**Viscountess,** *n.* વાઇકાઉન્ટની સ્ત્રી.

**Viscous,** *a.* ચીકણું; ચીકાસવાળું; ચ્હોટી જાય એવું. [ ઉઘાડાપણું; દશ્યમાનતા.

**Vise,** *n.* ( યુરોપમાં ) મુસાફરોના પરવાનાપર અમલદારોએ તપાસેલ છે, અને તે મુસાફરને આગળ મુસાફરી કરવાની રજા આપવામાં આવે છે એવો પરવાના પર કરેલો શેહેરો.

**Visibility,** *n.* દશ્યતા; દષ્ટિગોચરતા. ખુલ્લા-

**Visible,** *a.* આંખે દેખાય-દેખાય એવું; દશ્ય; દષ્ટિગોચર. આંખે દેખાતું; નજરે પડતું; દશ્યમાન. પ્રગટ; પ્રત્યક્ષ; ઉઘાડું.

**Visibly,** *ad.* સ્પષ્ટપણે; ઉઘાડી-પ્રત્યક્ષ રીતે.

**Vision,** *n.* જોવું-અવલોકન કરવું તે; નજરે પડવું તે; પ્રત્યક્ષ દર્શન. જોવાની શક્તિ; દષ્ટિ; નજર; આંખ. છાયા; આભાસ; ઓળો. ઇશ્વર પ્રેરિત વિચાર-વાત. કલ્પિત વસ્તુ-ચીજ; તુરંગ દષ્ટિનો વિષય; જોવાના વસ્તુ. દષ્ટાંત; સ્વપ્ન; ખ્વાબ; ખયાલ.

**Visionary,** *a.* મનકલ્પિત; સ્વપ્નવત્-સરખું; ખોટું. લેહેરી; મનમોજી *n.* મનની તુરંગોમાં મગન રહેનાર-તુરંગો સ્વપ્નવત છતાં ખરા સમજનાર; તુરંગબાજ; શેખચલી.

**Visit,** *vt.* -ને મળવા જવું-આવવું;-ની મુલાકાત કરવી-લેવી.- ને તપાસવા-જોવા જવું.-ને નજરાણું-ભેટ આપવી. *vi.* મુલાકાત કરવી. લેવી; મળવા જવું. *n.* મુલાકાત; ભેટ; મેળાપ; બીજાને મળવા જવું તે. જોવા જવું-આવવું તે. તપાસવા-જોવા જવું તે.

**Visitable,** *a.* મુલાકાત લેવા-જોવા-મળવા જોગ.

**Visitation,** *n.* મુલાકાત; ભેટ; મેલાપ. વિપત્તિ; અનર્થ; મ્હોટી આફત. તપાસ; ચોકસી.

**Visitor,** *n.* મળવા-મુલાકાત લેવા આવનાર આવેલું. જોવા-તપાસવા આવનાર; દેખરેખ રાખનાર; ઉપરી.

**Visor,** *n.* પેહેરવાનું મ્હોરું-ટોપું; મુખવટો.

**Vista,** *n.* બન્ને તરફ ઝાડની ઘટા આવી રહી હોય તેવો રસ્તો-દેખાવ; કુંજ; ઝાડોની-ઝાડોની ઘટા.

**Visual,** *a.* દષ્ટિ-જોવાની ઇંદ્રિ સંબંધી-વિષેનું; નજરને લગતું. V. organ નેત્રની ઇંદ્રિય.

**Vital,** *a.* જીવવાળાનું ના જેવું. જીવને માટે જરૂરનું; જે વગર પ્રાણ-જીવ જાય એવું; જીવન રક્ષક; જીવનોપયોગી. જેમાં જીવ રહેલો છે એવું; જીવતું; જીવવાળું. જે બગડવાથી-જેમાં વાગવાથી જીવ ન રહે-જીવ જાય તેવું. આવશ્યક; અતિઘણું. A v. part મર્મસ્થાન. [ ના; ચૈતન્ય.

**Vitality,** *n.* જીવ-જીવન પ્રાણ શક્તિ. ચેત-

**Vitally,** *ad.* આવશ્ય કરીને; જેથી જીવ-પ્રાણનો બચાવ-રક્ષણ થાય એવી રીતે.

**Vitals,** *n. pl.* જેમાં વાગેથી પ્રાણી મરી જાય એવી શરીરની કુમળી જગા; મર્મસ્થાન; જીગર.

**Vitiate,** *vt.* -ના-માં રહેલા ગુણને બગાડવા; ખરાબ-ભ્રષ્ટ કરવું. રદ-વ્યર્થ કરવું -થી રદ થવું.

**Vitiation,** *n.* ભ્રષ્ટતા-પણું; પતીત-પાપીપણું; અનીતિ; આચારભ્રષ્ટપણું. લાંચ; રૂસવત.

**Vitreous,** *a.* કાચનું-વિષે-સંબંધી-માંનું. કાચનું-નું બનેલું. કાચસરખું.

**Vitrifaction,** *n.* નો કાચ કરવો તે.

**Vitrifiable,** *a.* -નો કાચ થઈ-બની શકે એવું.

**Vitrify,** *vt.* -નો કાચ કરવો-બનવો; કાચ જેવું કરવું. *vi.* -નો કાચ થવો; કાચ જેવું થવું.

**Vitriol,** *n.* એક જાતનો ખાર. White v. સફેદ મોરથુથુ. Blue. v. મોરથુથુ. Green v. હીરાકસી.

**Vitriolic,** *a.* ગંધકના તેજાબસંબંધી.

**Vituperate,** *vt.* -ના ઉપર દોષ મુકવો-પુષ્પ વૃષ્ટિ કરવી; ઠપકો દેવો-આપવો.

**Vituperation,** *n.* દોષ મુકવો તે; ઠપકો.

**Vituperative,** *n.* દોષ મુકવાને અર્થે કરેલું-કહેલું-લખેલું; ઠપકા ભરેલું.

**Vivacious,** *a.* ચાલાક; ચપળ; ચપળ; ઉલાસી.

**Vivacity,** *a.* ચાલાકી; ચંચળતા; ચપળતા; ઉલાસ. તેજ; જીવ; નુર. ઝપાટો.

**Viva voce,** *ad.* મ્હોડેથી; મ્હોડાની.

**Vivarium-vivary-vivaria** જીવતા પ્રાણીઓને રાખવા માટે બનાવેલું પાંજરૂં; વાડો.

**Vivid,** *a.* ભભક-તેજ મારતું; ભભકદાર; ચળકતું; તેજ; જીવ વાળું. જાગરૂત; ચંચળ. આબેહુબ; ઝપાટાવાળું; પ્રતિરૂપ.

**Vividly,** *ad.* ભભકથી; તેજથી. આબેહુબપણે.

**Vividness,** *n.* ભભક; તેજ; ઝળકાટ. આબેહુબપણું.

**Vivific,** *a.* જીવ આપતું-નાખતું-ઘાલતું-આણતું; સજીવ કરતું.

**Vivificate,** *vt.* જીવ આપવો-ઘાલવો; સજીવ કરવું.

**Vivification,** *n.* જીવ આપવો-ઘાલવો તે; સજીવ કરવું તે.

**Vivify,** *vt.* -ને જીવ આપવો-સજીવ કરવું; -માં જીવ મુકવો; -થી જીવ આવવો.

**Viviparous,** *a.* સચેતન બચ્ચાં પ્રસવે-જણે એવું; પ્રસવનારૂં; જણનારૂં; જરાયુજ.

**Vivisection,** *n.* પ્રાણીઓના ગુણધર્મ વિધાના શોધને માટે કોઈ જીવના અવયવ કાપવા-કાપી-કાપીકાઢી જેવાં તે.

**Vixen,** *n.* કર્કશા; સંખણી; કૃત્યા; કુભારજા.

**Viz,** *ad.* તે એકે; એટલે; તે આ.

**Vizard,** *n.* મ્હોડુ; મુખવટો. [ દિવાન.

**Vizier,** *n.* વજીર; મંત્રી; પ્રધાન. Grand v.

**Vocable,** *n.* શબ્દ; બોલ. નામ.

**Vocabulary,** *n.* નહાનો શબ્દકોશ; શબ્દસંગ્રહ; ફરહંગ.

**Vocal,** *a.* જેને વાચા છે એવું; અવાજ કરતું; બોલતું. બોલેલું; ઉચ્ચારેલું. મ્હોએગાયલું-ગાવાનું. [ વાળું

**Vocalic,** *a.* અવાજનું-વાળું. સ્વરોચ્ચારનું-

**Vocalist,** *n.* ગાનારો; ગવયો. [રાખેછે તે.

**Vocality,** *n.* બોલવાની શક્તિ-ગુણ ધરાવે છે-

**Vocalize,** *vt.* વાચાવાળું-બોલતું કરવું.

**Vocation,** *n.* ઈશ્વરના ઘરનું તેડું-હુકમ. ધંધો; ઉદ્યોગ; રોજગાર; કામ. [ *a.* બોલાવતું.

**Vocative,** *n.* સંબોધન; સંબોધન વિભક્તિ.

**Vociferate,** *vi.* પોકાર કરવો; મ્હોટેથી બૂમ પાડવી-બોલવું; બૂમાબૂમ-ઘાંટાઘાંટ પાડી મુકવી.

**Vociferation,** *n.* બૂમાબૂમ-ઘાંટાઘાંટ; પોકાર.

**Vociferous,** *a.* બૂમાબૂમ-પોકાર-કોલાહલ કરતું-વાળું.

**Vogue,** *n.* વહિવટ; રિવાજ; ચાલ; વ્યવહાર. to be in *v.* -નો ચાલ હોવો; ચાલવું; રૂઢ-વપરાતું-વ્યવહારમાં હોવું.

**Voice,** *n.* અવાજ; શબ્દ; સ્વર; કંઠધ્વની; બોલવું; ઘાંટો; કંઠ. આપેલો વિચાર-મત-અભિપ્રાય; વિચાર-મત અભિપ્રાય આપવો તે-આપવાની સત્તા; ચલણ. ભાષા; શબ્દ. ભેદ. Active v. કર્મભેદ. Passive v. સહચભેદ. Causative v. પ્રેરક ભેદ.

**Voiceless,** *a.* બેઅવાજ; અવાજ વગરનું.

**Void,** *a.* ખાલી ઠાલું. સૂનું; શૂન્ય; ખાલી. રદ્દ-બાતલ; નિરર્થક; રદ્દ; કંઈ કામનું નહીં એવું; હોય તે ન હોવા જેવું, રહિત; વિનાનું; વગરનું; હીન. *n.* ખાલી જગા; શૂન્ય; આકાશ; પોકળી *vt.* છોડી-મુકી દેવું;-માં ચાલ્યા જવું. હગીને કાઢવું; હગવું.

**Voidable,** *a.* રદ્દ-નિરર્થક થાય એવું. હગીને કાઢી શકાય એવું.

**Voidance,** *n.* ખાલી રદ્દ કરવું તે.

**Voider,** *n.* ખાલી-રદ્દ કરનાર.

**Voidness,** *n.* ખાલી-પોકળપણું.

**Volatile,** *a.* વાયુરૂપે જલદી ઉડી જાય-હવામાં જલદી જતું રહે એવું. ચંચળ; ચપળ. ઘડી ઘડીમાં ફરી જાય તેવું; ધડા વગરનું; ચલિત; અસ્થિર. [ ચલિતપણું; ચપળતા; અસ્થિરતા.

**Volatility,** *n.* ઉડી જાય એવો ગુણ. ચંચલ-

**Wing**, *n.* પાંખ; પક્ષ. સૈન્ય-સેનાપક્ષ; ફોજની બાજુ; પાર્શ્વસ્થ દલ. ઘરની બાજુ; ગૃહપક્ષ; ગૃહપાર્શ્વ ભાગ. આરમારની હારદાર ગોઠવેલી યુદ્ધ નૌકામાં છેવાડેની નૌકા. સંભાળ; રક્ષણ; આશ્રય. To be on the W. ઉડતું હોવું. To take W. ઉડી-નહાસી જવું. *vt.* ઝડપથી ચલાવવું; શીઘ્ર ગતિ આપવી; પાંખને ઘાયલ કરવું.

**Winged**, *a.* પાંખવાળું; જાત-સપક્ષ; પક્ષવાન.

**Wink**, *vi.* આંખ મલકાવવી; મટ મટાવવી; પલકારો મારવો. (*at*) આંખ મારવી-ની ઇશારત કરવી. આંખ મીચવી. આખાડા કરવા; જોયું ન જોયું કરવું. *n.* આંખ મીચવી તે; પલકારો; પલક; આંખમીચાપણું; નેત્રસંકેત; આંખની ઈશારત; કટાક્ષ.

**Winker**, *n.* (ઘોડાની) અંધારી.

**Winner**, *n.* જીતનાર; જય-ફત્તેહ મેળવનાર.

**Winning**, *a.* આકર્ષક; મનોહર; આકર્ષણ કરે એવું. [પણવું; ઉફણવું.

**Winnow**, *vt.* ઝાટકવું; ઝાટકવું; વાવળવું; ઉ-

**Winnowing-fan**, *n.* સુપડું. [હસમુખું.

**Winsome**, *a.* આનંદી; મોજી; ખુશમિજાજનું;

**Winter**, *n.* શિયાળો; શિયાળાની ઋતુ; હિમ ઋતુ-કાળ; શીતકાળ; ઘંડીના દિવસ. *vi.* શિયાળો ગાળવો-કાઢવો. *vt.* (on) ઢોરને શિયાળામાં ખવડાવવું-ખાવાને આપવું. ઝાડ-રોપાને શિયાળામાં રાખવા. W. quarters શિયાળામાં રહેવાની જગ્યા; શિયાળાનું રહેઠાણ.

**Wintery, Wintry**, *a.* શિયાળાનું; ઘંડીના દિવસનું; હિમઋતુ-કાળ સંબંધી; ઘંડીનું.

**Wipe**, *vt.* લોહોવું; લુછવું; લોહી-લુછી નાખવું-સાફ કરવું; ભુસવું. (off, away) ભુસી કાઢી નાખવું; દૂર-સાફ કરવું-કરી નાખવું. (out) ભુસી-છેકી-કાઢી નાખવું; છેકવું. *n.* છેકો; ઘસરો.

**Wire**, *n.* તાર; વાગો; સળી; શલાકા. *vt.*-ને તારતારે વતી બાંધવું. To pull the wires પુતળીની રમતમાં પુતળીઓને તારવતી ફેરવ્યા-ચલાવ્યા કરવું; બીજા આસામીની પાસે ગુપ્ત રીતે પોતાની મરજી મુજબ કામ કરાવવું-કરાવ્યાં કરવું; કારસ્તાન કરવું.

**Wire-draw**, *vt.* -નો તાર ખેંચવો-કરવો. લંબાવવું; લાંબુ કરવું; ખેંચવું. [અંતર પહી-

**Wire-drawer**, *n.* તારકસ. તાર ખેંચવાનું યંત્ર;

**Wire-gauze**, *n.* બારીક તારનું કરેલું ઉધડું.

**Wire-puller**, *n.* તાર ખેંચનારો; કપટી; કારસ્તાન કરનાર. [ચિવડ; જબરું; મજબૂત.

**Wiry**, *a.* તારના જેવું-નું બનાવેલું. બળકટ;

**Wisdom**, *n.* ડાહાપણ; શાહાણપણ; સુબુદ્ધિ; અક્કલ; ચતુરાઈ; સમજ; જ્ઞાનદૃષ્ટિ; સુજ્ઞતા. વિદ્યા; જ્ઞાન.

**Wise**, *a n.* ડાહ્યું; શાહાણું; બુદ્ધિમાન; વિચારવાન; અક્કલમંદ; સમજુક; વિવેકી. શાહણપણનું; સુયુક્ત *n.* રીત; તરેહ; પ્રકાર; ઢબ રસ્તો.

**Wiseacre**, *n.* દોહોડ ડાહ્યો; અક્કલનો દુશ્મન.

**Wisely**, *ad.* ડાહીરીતે; ડાહાપણથી; સમજુકપણે.

**Wish**, *n.* ખુશી; ઈચ્છા; મરજી; આકાંક્ષા; વાંચ્છના; વાસના; કામના. મનવાંચ્છિત-ઇચ્છેલી વસ્તુ-પદાર્થ. *vi.* ઇચ્છવું;-ની ઇચ્છા-મંચ્છા-મરજી કરવી;-ની વાંચ્છના-વાસના હોવી; ચાહાવું. *vt.*-ને માટે-ની ઇચ્છા રાખવી; ઇચ્છવું; ચાહાવું.

**Wished for**, *v.* ઇચ્છેલું; ધારેલું; ઇચ્છિત; ઈષ્ટ; ચાહેલું.

**Wishful**, *a.* ઇચ્છતું; ઇચ્છાવાળું-થી ભરેલું.

**Wishfully**, *ad.* ઇચ્છાથી; ખુશીથી.

**Wishing**, *a.* ઇચ્છતું; ઇચ્છાવાળું-થી ભરેલું.

**Wishy-washy**, *a.* ફિક્કું; નિરસ; મોળું; દમ વગરનું.

**Wisp**, *n* ઘાસ-પરાળ વગેરેનો નહાનો પુળો પુળી. માથે ભાર લેવાની ઉંઢણ-ઉંઢણી.

**Wistful**, *a.* ઉંડા વિચારમાં પડી ગયલું હોય એવું; ચિંતાગ્રસ્ત; આતુર; કાળજીવાળું; ઇચ્છા-ઉમેદવાળો.

**Wistfully**, *ad.* આતુરતાથી; કાળજીથી; ફિકર મંદીથી. ઇચ્છા-ઉમેદથી.

**Wit,** *n.* સમજશકિત; અક્કલ; બુદ્ધિ. સાધારણ વિચારો. અસાધારણ ને અણધારેલી રીતે રચી કે ગોઠવીને કોઇને ખુશી કરવાની શક્તિ; આકસ્મિક રીતે ઉપજે એવા વિચારોની રચના-જોડણી. હાસ્યજનક વાત બોલવા કે લખવાનો આવડતવાળું માણસ. બુદ્ધિવાન; કુશળ; બટકબોલું કરનાર; હાજરજવાબી. નકલ; હાજર જવાબ; બટકબોલું. મર્મ; ભેદની વાત; ખુબી; રહસ્ય. *pl* સાવધપણું; શુદ્ધિ; ભાન; અવસાન; હુશિયારી; અક્કલ; હોશ.
To W. એટલે; કહેવાનું એકે.
To be at one's wit's end. શું કરવું તે સુઝે નહીં તે.
To live by one's wits. ચાલુ કમાઇ વગર જેમ તેમ કરી ગુજરાન ચલાવવું.

**Witch,** *n.* ડાકણ; જાદુ કરનારી; ડાકણી; ચુડેલ. *vt.* જાદુ-મંતર મંતર કરવું. મોહ પમાડવું.

**Witchcraft,** *n.* ઇલમ; જાદુ; ચેટક; જાદુટોણાં; કુચકા.

**Witchery,** *n.* મોહિત કરી નાખવાની શક્તિ; મોહ પમાડવું તે; વશીકરણ; મોહિની.

**Witenagemot,** ડાહ્યા માણસોની સભા; જ્ઞાન સભા; ઉમરાવોની અને ધર્માધ્યક્ષની સભા; રાષ્ટ્રિય સભા.

**With,** *pre.* -થી; વડે; -ને લીધે; વડે; -એ કરીને. સાથે; તરફ; પક્ષમાં; પીઠે. સામાં. સાથે; સંગાતે; ભેડે; સંગે. સુધ્ધાં; સહિત; સહવર્તમાન. એવું. એટલું કહીને-કરીને; એટલું કહ્યા-કર્યા પછી; તરતજ.-ની સાથે-ભેડે; ઉપર.

**Withal,** *ad.* પણ; બી; સહિત; સુધ્ધાં; તેની સાથે; વળી; તેમજ; તેવીજ રીતે; તેજ વખતે.

**Withdraw,** *vt.* પાછું લેવું-લઇ લેવું; કાઢવું; ખેંચી-કાઢી લેવું; ફરી ન આપવું. માંડી વાળવું; -નું રાજીનામું આપવું; આવરે બોલ પાછો એમ કહેવું. પાછું બોલાવવું-બોલાવી લેવું. *vi.* જવું; જતા રહેવું; જગ્યા-મંડળી વગેરે છોડવી; કાઢી-નીકળી જવું.

**Withdrawal-ment,** *n.* પાછું લઇ-કાઢી લેવું તે. માંડી વાળવું તે; રાજીનામું આપવું તે. પાછું બોલાવી લેવું તે. કાઢી નિકળી જવું તે; છોડવું.

**Withe,** *n.* વળે એવી ડાળી-ડાખળી. ડાળીને બનાવેલો બંધ.

**Wither,** *vi.* ખરી જવું-પડવું; કરમાવું; સુકાઇ-ચીમળાઇ જવું. ગળાઇ-તવાઇ-સુકાઇ જવું; હાડકાં કાઢવાં. *vt.* કરમાવી-સુકવી નાખવું; સુકવણી કરવી; કરમાવવું; સુકવવું. -નો નાશ કરવો; બુડા થવું; કુમાવવું.

**Withers,** *n. pl.* ઘોડાની ગરદનને છેડે ખાંધના હાડકાંઓનો સાંધો.

**With-held,** *pret. & pp* of *With-hold.* દાબમાં-હાથમાં-લગામમાં રાખેલું-રાખ્યું. દાબી રાખ્યું; ન આપ્યું. અટકાવ્યું; રોકેલું.

**With-hold,** *vt.* -ને દાબમાં-હાથમાં-લગામમાં રાખવું; રોકવું; અટકાવવું. રાખવું; નઆપવું; દાબી રાખવું; આપવાને ના પાડવી-કહેવી; રાખી મુકવું.

**Within,** *pre.* માં; અંદર; મધ્યે; માંહે. ઘરમાં; અંદર. From w. માંહે-અંદર-માંથી.

**Without,** *pre.* વગર; સિવાય; વિના; બિના; વનરોગ; પોહોંચથી બહાર; અક્કલ પોહોંચી શકે નહીં એવું. બહાર; બહારની બાજુએ-તરફ. From w. બહારથી.

**Withstand,** *vt.* -ની સામા થવું; આડું પડવું-આવવું; રોકવું;-નો બાધ લેવો; વિરોધ-પ્રતિરોધ-નિષેધ કરવું.

**Withy,** *a.* વળે એવું; વળે એવી ડાળીનું બનાવેલું.

**Witless,** *a.* અક્કલ-સમજ વગરનું; નિર્બુદ્ધ; અવિચારી; મતિહીન.

**Witling,** *n.* થોડીજ-કમ અક્કલવાળો-નો પુરૂષ; પોતે અક્કલમંદ છે એવું ડોળ દેખાડનાર.

**Witness,** *n.* સાખ; સાહેદી; સાક્ષી. સાક્ષી; સાક્ષીદાર; સાહેદ-દી; સાક્ષી-સાહેદી પૂરનાર. નજરે પ્રત્યક્ષ-જાતે જોનાર; પ્રત્યક્ષદર્શી. To bear w. સાક્ષી-સાહેદી પૂરવી-આપવી. *vt.* જાતે પોતે-

જાતે-પ્રત્યક્ષ-પોતાની નજરે જોવું. ઉપર સાખ-કરવી. *vi.* સાક્ષી-સાહેદી આપવી-પૂરવી.

**Witsnapper,** *n.* સમયોચિત-હાજર જવાબ આપવાનું ડોળ ઘાલનાર.

**Witted,** *a.* અક્કલ-બુદ્ધિવાળું.

**Witticism,** *n.* હલકીજાતનું-હાસ્યજનકરસિક-મધુર વાક્ય; બટક બોલું.

**Wittily,** *ad.* હાસ્યજનકરીતે; રસિકપણે; બુદ્ધિકૌશલ્યપણે.

**Wittingly,** *ad.* જાણી જોઇને-બુઝીને; જાણીને; અક્કલ હુશિયારીથી; બુદ્ધિપૂર્વક.

**Wity,** *a.* હાસ્ય જનક વાત બોલવા-લખવાની આવડતવાળું; બટક બોલો; વિનોદ વૃતિ; ઠઠ્ઠાબાજ; ટુચકા શોધી કાઢનાર. રસિક; ચતુર; ખુબીનું; ચુટકાનું મર્મનું.

**Wittol,** *n.* ભડવો છીનાળનો ધણી, સ્ત્રીના વ્યભિચાર તરફ અખાડા કરનાર.

**Wives,** *n. pl.* પરિણિત સ્ત્રીઓ-બૈરીઓ.

**Wizard,** *n.* જાદુગર; છલમી; ચેટકી. મંતર જંતર જાણનાર.

**Wizen,** *vi.* સુકાઇ જવું.

**Woe,** *n.* પીડાપાત; આફત; મ્હોટી વિપત્તિ; દુઃખ; ખેદ; શોક; ગમ; અરિષ્ટ શ્રાપ; શાપ; બદદુવા. મ્હોટો અનર્થ-[illegible]ર-નાશ.

**Woe-be-gone,** *a.* દુઃખના દરિયામાં બુડેલું; મહાદુઃખી; દુખાન્વિત.

**Woeful,** *n.* દુખી; કષ્ટિ; દુઃખાન્વિત; કલેશાપન્ન; ખેદક. દુઃખનું; અનર્થનું; વિપત્તિનું; અરિષ્ટનું; આપત્તિનું; નકારૂં; ફાસકુસિ[illegible]; કોડીનું; નમાલું.

**Woefully,** *ad.* દુઃખેપાપે; દુઃખથી; શોક-ખેદથી-ભરેલીરીતે. ઘણું જ; અતિશય; ઘણી ખરાબ રીતે.

**Wolf,** *n.* વરૂ; વૃક; લાંડગો. [ ઘાતકી.

**Wolfish** *n.* વરૂના જેવું-સરખું-નેમળતું; ક્રુર

**Woman,** *n.* બૈરી; બાયડી; નારી; સ્ત્રી; અબળા સૌભાગ્યવતી; સુવાસિની; સુવાશણ. ચાકરડી; દાસી; પરિચારિકા. વાળી; વેચનારી.

**Womanhood,** *n.* અબળા-સ્ત્રીપણું--ધર્મ-ગુણ; સ્ત્રીત્વ.

**Women,** *n. pl.* અબળાઓ; સ્ત્રીઓ; નારીઓ.

**Womanish,** *a.* અબળ-સ્ત્રીનું-જોગ-જાતીનું. બાયલું; નામર્દ; જનાની.

**Woman-kind,** *n.* અબળા-ઓરત-સ્ત્રીજાત.

**Womanly,** *a.* બૈરી-સ્ત્રીને લાયક-યોગ્ય-ઘટિત; સ્ત્રીધર્મનું ના સરખું

**Womb,** *n.* ગર્ભસ્થાન; ગર્ભાસય; પેટ; કુખ; કમળ ઉત્પત્તિસ્થાન; મૂળ.

**Wonder,** *n.* આશ્ચર્ય; અચંબો; વિસ્મય; અચરતી; તાજુબી. આશ્ચર્ય હેતુ; જે અચરત જેવું તે; વિસ્મય પમાડનારી વસ્તુ. ચમત્કાર; અદભૂત વાત-કર્મ. *vt.* (at) અચરત તાજુબ થવું; આશ્ચર્ય-વિસ્મય પામવું; ને અચરત જેવું લાગવું.

**Wonderful,** *a.* ચમત્કારિક; આશ્ચર્યનું; નવાઇનું; વિસ્મય પમાડે એવું; અદભૂત; કૌતુકનું; અજાયબ જેવું; અજબ; તાજુબ; આશ્ચર્યકારક.

**Wonderfully,** *ad.* અજબ પમાય તેવીરીતે.

**Wonderfulness,** *n.* નવાઇ-નવલ-અપૂર્વપણું.

**Wondrous,** *a.* ચમત્કારીક; કૌતુકનું; અજબ; તાજુબ; નવાઇ જેવું

**Wondrously,** *ad.* અજબ પમાડે એવીરીતે.

**Wont,** *a.* ટેવ પડેલું-વાળું. To be w.-નેમાં કંઇ કરવાની કે કહેવાની ટેવ-આદત-રીત-ચાલ હોવી. *n.* રીત; ચાલ; ટેવ ધારો.

**Wonted,** *a.* વપરાતું; કામમાં-વાપરમાં સેવાતું-આવતું. શિરસ્તા-રીવાજનું; હમેશનું.

**Wontedness,** *n.* ચાલ; ટેવ પડેલી હોવી તે; ટેવ.

**Woo,** *vt.* પરણવાના વિચારથી સ્ત્રીની પ્રીતિ મેળવવાની તજવીજ-પ્રયત્ન કરવો; પ્યાર કરવો-બાંધવો; પ્રીતિ-માયા લગાડવી-દેખાડવી.-ની ખુશામત-આજીજી-કાલાવાલા કરવા.

**Wood,** *n.* રાન; જંગલ; વન; અરણ્ય; અટવી; વૃક્ષજાળ લાકડું; કાષ્ઠ. જળાઉ લાકડું ઇમારતી લાકડું. લાકડું; સરપણ; ઇધણ. [પિત્થ.

**Wood-apple,** *n.* કોઠી; કપિત્થ. કોઠ-ફું; ક-

**Wood-ashes,** *n.* રાખ; રાખોડી. [કામ-નકશી.

**Wood-cut,** *n.* લાકડાપર કરેલું ચિત્ર-કોતર

**Wood-cutter**, *n.* કઠિયારો.
**Wooded**, *a.* ઝાડોનું; જેમાં ઝાડ પુષ્કળ હોય તેવું વૃક્ષમય. [ દ્રુમય.
**Wooden**, *a.* કાષ્ઠ-લાકડાનું-નું બનાવેલું; દા-
**Wood-house**, *n.* લાકડાં ભરવાનું છાપરું.
**Wood-land**, *n.* રાન-વન જમીન; વૃક્ષાવૃત-ભૂમિ; વન; જંગલ.
**Woodless**, *a.* ઝાડ-લાકડાં વગરનું; ઉજ્જડ.
**Wood-man**, *n.* જંગલને તેમાંના શિકારનું રક્ષણ કરનાર અમલદાર. વનચારી જીવી પારધી. લાકડાં-ઝાડ કાપનાર-કાપી પાડનાર.
**Wood-monger**, *n.* લાકડાં વેચનાર; કાઠપિઠિયો.
**Woon-note**, *n.* જંગલી રાગ-ગાયન-વાજંત્ર.
**Wood-nymph**, *n.* એક કલ્પિત વન દેવી.
**Wood-pecker**, *n.* લક્કડખોદ પક્ષી; કાષ્ઠકૂટ.
**Woody**, *a.* ઝાડીવાળું-નું; વૃક્ષમય; બહુવૃક્ષાવૃત. લાકડાનું; કાષ્ટમય. જંગલનું; વન-સંબંધી.
**Wooer**, *n.* પરણવાસારૂ સ્ત્રીની પ્રીતિ મેળવનાર-કાલાવાલા કરનાર.
**Woof**, *n.* કપડામાંનું આડું સૂતર; વાણો.
**Wool**, *n.* ઊન; ઉર્ણા; મેષલોમ; પશમ.
**Wool-comber**, *n.* ઊન પીંજનાર. [ બાલ.
**Woolfel**, *n.* ઊન-બાલવાળું-સાથેનું ચામડું;
**Wool-gathering**, *n.* શેખ ચલ્લીનું કામ. gone a w. શેખચલ્લીના જેવા વિચાર પર ગયલું-મગ્ન રહેલું. [ પશમી.
**Wollen**, *a.* ઊનનું; ઊનનું બનાવેલું; ઓર્ણ;
**Woollen-draper**, *n.* ઊનના માલના વેપારી-વેપાર કરનાર.
**Woolliness**, *n.* જેમાં ઊન હોય તે.
**Woolly**, *a.* ઊનનું; ઊનવાળું; ઉર્ણામય. ઊન-સરખું-જેવું. ઉર્ણા સદૃશ-વત.
**Wool-pack**, *n.* ઊનની ગાંસડી.
**Wool-sack**, *n.* વિલાયતમાં સર્વોપરી ન્યાયની કોરટના મુખ્ય ન્યાયાધીશની હોસાવલાર્ડસની અંદર બેસવાની ગાદી. To get the w. સર્વોપરી ન્યાયની કોરટના મુખ્ય ન્યાયાધીશની પદવી મળવી.

**Word**, *n.* શબ્દ; બોલ; વચન. બોલવું; ભાષણ; બોલી; વાત. બોલાચાલી; તકરાર; ટંટો વચન; બોલ; પ્રતિજ્ઞા. સૂચના શબ્દ; વર્દી. બાતમી; વર્તમાન; ખબર; સમાચાર; સંદેશો. શાસ્ત્ર; ઇશ્વરી વાચા; ઇશ્વરોક્ત શાસ્ત્ર; ભગવદ વાક્ય. In a w. સારાંશ; ટુંકામાં. In w. મહોડેથી માત્ર; શબ્દોવડે-કરીને. W. for w. શબ્દે શબ્દ; શબ્દશઃ. *vt.*-ના શબ્દ બોલવા-લખવા-મુકવા; શબ્દ રચના કરવી.
To eat one's word શબ્દ પાછા ખેંચી લેવું.
By word of mouth. મુંકેલું ગળવું મ્હોડેથી,-નો.
**Wordiness**, *n.* ઘણા નકામા શબ્દો વાપરવા તે; શબ્દ વિસ્તાર. [ચના; ઇબારત.
**Wording**, *n.* માંહે લખેલા શબ્દો. શબ્દ ર-
**Wordy**, *a.* બહુ શબ્દ વાપરતું-વાપરનાર;-માં બહુ શબ્દ હોય એવું; શબ્દવિસ્તારવું; શબ્દાતિશયનું; બહુશબ્દક; શબ્દ બહુલ.
**Wore**, *pret.* of wear પહેર્યું.
**Work**, *n.* કામ; ધંધો; ઉદ્યોગ; રોજગાર; પેશો. કામ; કાર્ય; કૃત્ય; કર્મ. ભરતનું-બુટ્ટીદાર કામ; કસીદો. મહત્કૃત્ય; પરાક્રમ; મ્હોટું કામ. ચોપડી; પુસ્તક; ગ્રંથ. *pl.* કોટ-તટ બંધી-પૂલ વગેરે બાંધ કામો; કારખાનું. કર્મ; કરણી *vi.* યંત્ર-સંચો વગેરે ચાલવો-ફરવો. મહેનત-મજુરી-કામ કરવું; શ્રમ લેવો કરવો. (in, at.) -નું કામ-ધંધો કરવો. (upon)-ની અસર થવી જુલાબ લાગવો; લાગુ થવું. મોજાં કે વહાણ કામાતોળ થવું-ઉછાળા ઉછાળ થઈ રહેવું; ઉછળવું. (at)-ના કામ કે ઉદ્યોગમાં હોવું. *vt.* કરવું; બનાવવું; તૈયાર-બનાવવાનું કામ કરવું.-નું ઘડવું-બનાવવું-કરવું-વણવું. ઉપર ભરતકામ કરવું-ભરવું-કસીદો કાઢવો. ચલાવવું;-ને ગતિ આપવી-ચાલતું કરવું. (out) શ્રમ યત્ન કરીને સાધવું સાધી-કરી લેવું;-નો ખુલાસો કરવો; છોડવવું; સિદ્ધ-સાબિત કરવું. (up) આણવું; લાવવું; આવે ઉત્પન્ન-પ્રદીપ્ત થાય એમ કરવું; ઉઠાવવું; જાગૃત કરવું;-માં ખપાવી-વાપરી-

ખરથી દેવું-નાખવું;-માં પેસી જવું-જવું. To w. a passage. નૂરના પૈસા બદલ વહાણમાં નોકરી કરવી.

**Work-box**, *n.* જે પેટીમાં સીવવાનાં રાચ તથા કામો રાખે છે તે.

**Worker**, *n.* કામ કરનાર; કારીગર.

**Work-fellow**, *n.* એકજ કામ કરતો બીજો માણસ; વ્યવસાય-કર્મ બંધુ.

**Work-house**, *n.* આળસુ અને ગુન્હેગાર માણસોની પાસે સજા દાખલ મેહેનત કરાવવાનું ઘર; કેદખાનું; બંધીખાનું.

**Working**, *n.* કામ: કૃત્ય.

**Working-day**, *n.* રવિવાર સિવાય આઠવાડિયાનો ગમે તે દહાડો. *a.* છાતી તોડ મહેનત-મજૂરીનું; મહા કષ્ટનું.

**Work-man**, *n.* કામ ધંધો કરનાર માણસ. કિસબી; કારીગર; કુશળ શિલ્પી. [કરેલું.

**Work manlike**, *a.* કારીગરીનું; કુશળતાથી

**Workmanship**, *n.* કારીગરી; કિસબ; હુન્નર. બનાવટ; કામ; કૃતિ.

**Workshop**, *n.* કારખાનું; શિલ્પશાળ; દુકાન.

**Work woman**, *n.* કામ કરનાર બાયડી સ્ત્રી.

**World**, *n.* સૃષ્ટિ; બ્રહ્માંડ; જગત; વિશ્વ. મૃત્યુલોક; આલોક; પૃથ્વી; જગત; સંસાર; દુનિયા. પરલોક; સ્વર્ગ લોક; સ્વર્ગ. સંસાર; દુનિયાદારી; પ્રપંચ; સંસાર વેહેવાર-માર્ગ; પ્રવૃત્તિમાર્ગ. સંસાર; કામકાજ; ધંધો રોજગાર. ડુંગર; ગાડું; સાગર; દરિયો; બહુ કામ. લોક-જન રીત-સંપ્રદાય-શિરસ્તો; દુનિયાની રીત; જનાચાર; લોકાચાર. જગત; લોક; દુનિયા; આલમ. સંસારી લોક.

For all the world. ગમે તે આવે તોપણ, દુનિયાનુ રાજ્ય મળે તો પણ.

In the world. સંભવાનામાં; સંભવિત.

**Worldliness**, *n.* સંસારના ઉપભોગને માટે સારી સારી વસ્તુઓ મેળવવાની નિષ્ઠા-પ્રવૃત્તિ; પ્રપંચ બુદ્ધિ; સંસારાસક્તિ.

**Worlding**, *n.* વિષયી-પ્રપંચાસક્ત માણસ.

**Worldly**, *a.* સંસારનું; સંસારી; આલોક-દુનિયાનું; દુનિયાદારીનું; પ્રપંચી; પ્રપંચરત. સંસાર-જે અહીં-આ દુનિયામાં છે તેજ ખરૂં એવું માનનાર; સંસારાસક્ત; સંસારપર ભાવ રાખનાર; સંસારી. મનુષ્યનું; માનવ; લોકોનું; સાધારણ; સામાન્ય. [લુબ્ધ.

**Worldly-minded**, *a.* પ્રાપંચિક; સંસાર નિષ્ઠ-

**World-wide**, *a.* જગતમાં પસરેલું; જગપ્રસિદ્ધ.

**Worldly-wise**, *a.* દુનિયાદારીના કામકાજમાં ડાહ્યું; સંસાર વ્યવહારજ્ઞાની; નિતિ નિપુણ.

**Worm**, *n.* કીડો; જંતુ; કૃમી. *pl.* કરમ; કૃમી. તોપ-બંધુક વગેરેમાંથી ડુચો ખેંચી કાઢવાની પેચવાળી સોટી. આમળ નળી.

To worm oneself into. કળા અને વશીકરણ અને ઠગાઈથી ધીમે ધીમે દાખલ થવું.

**Worm-eaten**, *a.* કીડીએ કરડેલું-ખાધેલું.

**Worm-like**, *a.* કીડા જેવું-સરખું.

**Wormy**, *a.* કીડાવાળું; કીડાનું.

**Worn**, *pp.* of wear પેહેરેલું.

**Worn out**, *a.* ઘસાઈ ગયલું: જીર્ણ થયલું.

**Worried**, *a.* હેરાન કીધેલું; સતાવેલું; થકવેલું; ફાડી ખાધેલું.

**Worrier**, *n.* સતાવનાર; હેરાન કરનાર; ફાડી ખાનાર.

**Worry**, *vt.* -ને પજવવું; -ને હેરાન હલાક કરવું; કંટાળો આપવો. દાંતે ફાડી-તોડી નાખવું-ખાવું. પછવાડે પડી-લાગી-ભસીને હેરાન કરવું. થકવવું; થકવી નાખવું.

**Worse**, *a.* વધારે ખરાબ; અધિક નઠારૂં-દુષ્ટ; દુષ્ટતર. તબિયત વધારે બગડેલી એવું; અધિક-વધારે માંદુ-રોગી. *ad.* ઘણી ખરાબ રીતે.

**Worship**, *n.* ભક્તિ; આરાધના; ભજન; પૂજા; પૂજન; પૂજાઅર્ચા; સેવા; નિમાજ. Your w. હઝરત; ખુદાવંદ-ત; મેહેરબાન; અપસાહેબ. *vt.* -ની ભક્તિ-આરાધના કરવી; ભજવું; -ની પૂજા-પૂજન કરવું; પૂજવું; નમાજ પઢવી.

**Worshipful,** *a.* માન આપવા લાયક; પૂજ્ય; પૂજનીય; આરાધ્ય. [રાધનાથી.

**Worshipfully,** *ad.* પૂજ્ય રીતે; માનથી; આ-

**Worshipper,** *n.* પૂજનાર; ભજનાર; પૂજ-ભજન કરનાર; પૂજન કર્તા; પૂજારી; ભક્ત.

**Worst,** *a.* સૌથી-સર્વથી ખરાબ; નઠારામાં નઠારૂં; ખરાબમાં ખરાબ; દુષ્ટમાં દુષ્ટ. સર્વથી મ્હોટું (આફત); સર્વથી દુઃખદાયક-નુકસાનકારક. *n.* ખરાબમાં ખરાબ હાલત-સ્થિતિ. પૂર-ભર જોરમાં હોવું તે. મ્હોટામાં મ્હોટો અનર્થ. *vt.* -ને હરાવવું;-ને જીતવું; ના ઉપર ફત્તેહ મેળવવી; પરાજય કરવો. To be worsted હારવું; હારી જવું;

**Worsted** *n.* ઉનનું સૂતર-દોરો. *a.* ઉનના સૂતરનું; ઉનનું-નું બનાવેલું-ના દોરાવાળું.

**Worth,** *n.* કિંમત; મૂલ. લાયકી; યોગ્યતા; માન્યતા; ગુણ. ઉપયોગ; અગત્ય; ખપ. *a.* કિંમતનું; માં માલ હોય એવું. યોગ્ય; લાયક; જોગ. આયપત-કમાણીવાળું; જેનો ધણી છે એવું *vi.*-ઉપર ગુજરવું-આવી પડવું; વિતવું; બનવું; થવું.

**Worthily,** *ad.* યોગ્યતાથી; લાયકીથી.

**Worthiness,** *n.* યોગ્યતા; લાયકી; ભલાઈ; ભલાપણું; ભલમણસાઈ. [માલ વગરનું.

**Worthless,** *a.* કોડીનું; નકામું; નજીવું; નકારૂં;

**Worthlessness,** *n.* નાલાયકી; નજીવા-નકારા-નકામાપણું.

**Worthy,** *a.* (of) લાયક; યોગ્ય; પાત્ર. ભલું; નેક; ઉત્તમ; ગુણી; ગુણવાન. *n.* સજ્જન; ભલું-ગુણી-ગુણવાન-યોગ્ય-ઉત્તમ પુરૂષ મનુષ્ય.

**Wound,** *n.* ઘા; જખમ. નુકસાન; હાની; ખરાબી; ધોક્કો; બટ્ટો. *vt.*-ને ઘાયલ-જખમી-ઘા કરવો.-ને જખમ લગાડવો;-માં ઘા મારવો. (ઉવાઉન્ડ) *pret.* of wind વિંટાળ્યું; લપેટેલું; વેષ્ટિત; વિંટેલું; ફેરવ્યું; કુંચી આપી.

**Wove,** *pret.* of weave કાપડ વણ્યું.

**Wraith,** મોત પહેલાં અથવા પછી તુર્તજ પુરૂષનો દેખાતો બરોબર આકાર, આભાસ-પડછાંયો, ભૂત.

**Wrangle,** *n.* ઝઘડા; કજીયો; હોંસાતોંસી હુજ્જત. *vi.* મ્હોટે બૂમ પાડી કજીયો-ઝઘડો-હોંસાતોંસી કરવી-

**Wrangler,** *n.* ઝઘડો કજીયો હોંસાતોંસી કરનાર. બી. એ.-ની પરીક્ષામાં જે પેહેલે નંબરે પાસ થાય તે.

**Wrap,** *vt.* લપેટવું;-ની ઘડી કરવી; વાળવું. (up) -નું કસાઉપર વેષ્ટન કરવું; લપેટવું; વીટવું; વીટાળવું; ઢાંકી નાખવું;-થી ઢંકાઈ ગયલાં હોવું.-માં હોવું;-માં-રૂપે કેહેવું-લખવું.

**Wrappage,** *n.* જે કંઈ બીજી કોઈ વસ્તુને વીંટેછે તે; વીટાળવાનું.

**Wrapper,** *n.* બીજા લુઘડાંપર ઓઢવાનું ઢીલું લુઘડું. વેષ્ટન; બાંધણ; બારદાન; બાંધણું; બાંધવા-લપેટવાનું કાગળ-લુઘડું વગેરે.

**Wrapping,** *n.* બારદાન; વેષ્ટન; બાંધણ.

**Wrath,** *n.* ક્રોધ; કોપ; રોષ; ગુસ્સો; પ્રકોપ.

**Wrathful,** *a.* ક્રોધાયમાન; કોપાયમાન; ગુસ્સે થયલું; કોપી ગયલું; ખફા. ક્રોધયુક્ત-નું-સૂચક; ગુસ્સાનું.

**Wreak,** *vt.* કાઢવું; કરવું; લેવું; નાખવું; મુકવું.

**Wreath,** *n.* ફૂલ વગેરેની માળા-હાર. ધુમાડાના ગોટેગોટા.

**Wreathe,** *vt.* ગુંથવું; હાર કરવો; વણવું; વળ દેવો; બનાવવું; કરવું. વીંટી-ઘેરી લેવું; વેષ્ટિત કરવું [વાળું. ભમરિયા ફુવા-પેચ જેવું.

**Wreathy,** *a.* ગુંથેલું; વળ-પિળ દીધેલું; ગુંછળા

**Wreck,** *a.* વહાણ-ઝાહાજ ભાંગવું તે; નૌકાભંગ. અથડાઈને ભાંગી ગયલું વહાણ; ભગ્ન નૌકા. ભાંગેલા વહાણમાંનો કિનારે ઘસડાઈ આવેલો માલ વગેરે. નાશ; પાયમાલી; ખરાબી. *vt.* વહાણ-ભાંગવું;-નો ભંગ-નાશ કરવો. To be wrecked ખરાબાપર અથડાઈ-ચડી જઈ ભાંગી જવું.

**Wrecker,** *n.* ભાંગી ગયલાં વહાણનો માલ વગેરે લૂટનાર; લૂટવાની લાલચથી વહાણ ભંગાવવાનો પ્રયત્ન કરનાર.

**Wren,** એક નહાનું પક્ષી.

**Wrench**, *vt.* અમળાવવું; મચડવું; અમળાવી-મચડી લેવું; ખેંચવું; મરડી નાખવું; લચકાવવું; મોચાવવું; મોચાવાઇ જવું; લચક ખાવી. *n.* જોરથી અમળાવવું-મચડવું તે; આમળો. મોચ; લચક. ઇસ્ક્રુ બેસાડવા કે કાઢવાનું ઓજાર.

**Wrest**, *vt.* અમળાવી-મચરડીને લઇ લેવું; છીનવી લેવું; ઝુંટી લેવું-કઢાવવું. તાણી તુસીને-મરડી મરચડીને કાઢવું-આણવું; ફેરવી નાખવું; ખેંચવું; ખેંચી કાઢવું.

**Wrestle**, *vi.* કુસ્તી કરવી-લઢવી-રમવી; મલ્લયુદ્ધ કરવું (against) ભીડવું; લઢવું; અથડવું; ઝુઝવું. [કુસ્તીબાજ-વાળો.

**Wrestler**, *n.* કુસ્તી કરનાર; પેહેલવાન; મલ્લ;

**Wrestling**, *n.* કુસ્તી; મલ્લયુદ્ધ.

**Wretch**, *n.* દુ:ખી-કંગાળ-કમબખ્ત-અભાગિયું માણસ; દુ:ખાપન્ન-આપદગ્રસ્ત જન. નીચું-હલકું-ખરાબ-કોડીનું-ફુટી બદામનું માણસ. દુર્વ્યસની-લુચ્ચું-હરામી માણસ; ચંડાળ; દુરાત્મા. બાપડું; બિચારું.

**Wretched**, *a.* દુ:ખી; કષ્ટી; કંગાળ; બેહાલ; દરિદ્ર; દુ:ખમાં પડેલું; અતિ દુ:ખી અતિ વેદના-દુ:ખકારક; દુ:ખી; દુ:ખનું; વિપત્તિનું. હલકું; ખરાબ; કોડીનું. અવગણના કરવા જેવું; ધિક્કાર-વાજોગ; તિરસ્કાર્ય. [જોગરીતે.

**Wretchedly**, *ad.* દુ:ખથી; વિપત્તિથી; ધિક્કારવા

**Wretchedness**, *n.* દુ:ખ; કષ્ટ; હાલ; કંગાલિયત; દર્દશા; બૂરા હાલ. ગરીબાઇ; દરિદ્રી-ભીખારીપણું.

**Wriggle**, *vi.* આમતેમ અમળાવું-હાલવું-અમળાયા કરવું. *vt.* આમ તેમ હલાવવું-ફેરવવું.

**Wright**, *n.* કારીગર; કામગાર; શીલ્પિ.

**Wring**, *vt.* નીચોવવું; નીચોવી કાઢવું. અમળાવવું; મરડવું; મચડવું. મોડી નાખવું;-થી મોડાઇ જવું દ:ખ દેવું; હેરાન-દ:ખી કરવું;-થી-ને પીડા-વેદના થવી. (off) મચડી મચડી અમળાવીને છુટું જુદું પાડવું-કાઢી નાખવું. (out) નીચોવી કાઢવું-નાખવું. (from) જોર જુલમથી કઢાવવું; બળાત્કારે જબરદસ્તીથી લેવું-લઇ લેવું; જોરજુલમે કહેવડાવવું.

**Wrinkle**, *n.* કરચલી; વાટા; સળ. *vt.* વાટા વાળવા;-થી કરચલી વળવી-પડવી; સંકોચાઇને વાટા વાળવા. *vi.* કરચલી વળવી-પડવી; વાટા [વળવા.

**Wrist**, *n.* કાંડું; પોંહોંચો.

**Wrist-band**, *n.* ખમીસની બાંયનો પોંહોંચા ઉપર આવતો ભાગ-પટો.

**Writ**, *n.* હુકમ; આજ્ઞાપત્ર; ખત. કોરટનું પ્રોસેસ; સનદ; પરવાનો. ધર્મ શાસ્ત્ર.

**Write**, *vt.* લખવું; કાઢવું. કોતરવું. કોતરી કાઢવું લખવું; લખી-કરી આપવું. લખવું; રચવું; બનાવવું; કરવું; જોડવું. -ની નકલ કરવી; ઉતારવું; ઉતારી લેવું. મોકલવું; લખવું; કાગળ પત્રમાં કંઇ લખવું. *vi.* લેખક-કારકુનનું કામ-કારકુની કરેલી; લખવું. (of, for) વાતવિષય લખવા. લખાણ કરવું; કાગળપત્ર લખવો-લખી મોકલવો.

**Writer**, *n.* લખનાર; લહીઓ; લેખક. કારકુન; રાઇટર. ગ્રંથકાર કર્તા; ચોપડી લખનાર. રચનાર-બનાવનાર.

**Writership**, *n.* કારકુન; મહેતાગીરી.

**Writhe**, *vt.* મચડવું; મરડવું; કરમોડાઇ જવું. *vi.* અમળાવું; કરમોડા થવા.

**Writing**, *n.* લખવાનું કામ. લેખ; લેખપત્ર; લખત; દસ્તાવેજ; ખત. લખાણ; ગ્રંથ; પુસ્તક; ચોપડી; ચોપાનિયું. લેખ; હરફ; અક્ષર; હરફ; દસ્કત.

**Writing-board**, *n.* લખવાની પાટી.

**Written**, *a.* લખેલું; અક્ષરી; કલમી.

**Wrong**, *a.* ઉંધું; અવળું; ઉલટું અપૂરાડું. ખોટું; અયોગ્ય; ના લાયક; ગેરવાજબી; ના દુરસ્ત; અનુચિત; ગેરમુનાસબ. ખોટું અસત્ય; ભ્રાંતિનું; ભુલભરેલું; અશુદ્ધ. *n.* નુકસાન; ખરાબી; અપકાર; બુરૂં; માઠું; નઠારૂં; અનિષ્ટ; અહિત. *ad.* ગેરવાજબી રીતે-પણે; ગેરરીતે; ખોટીરીતે; નાહક; ચૂક-ભૂલ-ભ્રાંતિથી; ઉલટી-અવળી-ઉંધી રીતે-

vt.-નું નઠારૂં-અનિષ્ઠ-અહિત-નુકસાન કરવું;-ને ઇન્સા કરવી-પોંહોચાડવી;-ને હરકત કરવી;-નું માઠું-બુરૂં કરવું. ગેરવાજબી-ખોટીરીતે ઉપર દોષારોપ મુકવો-ને દોષ લગાડવો; ગેરવાજબી રીતે દોષમાં નાખવું.

**Wrongful,** *a.* ગેરવાજબી; અન્યાયનું; અનીતિનું; અધર્મનું; ખોટું.

**Wrongfully,** *ad.* ગેરવાજબીપણે-રીતે; અન્યાય-અધર્મથી; ખોટીરીતે.

**Wrong-headed,** *a.* આડું; વાંકું; અડિયલ; સામાને પજવવાના સ્વભાવવાળું; ફેન જેવું.

**Wrongly,** *ad.* ગેરવાજબીરીતે-પણે; ગેરખોટી-રીતે; નાહક; ચૂક-ભૂલ-ભ્રાંતિથી; ઉલટી-અવળી-ઉંધી રીતે.

**Wrote,** *pret* of **write.** લખ્યું.

**Wroth,** *a.* ક્રોધાયમાન; કોપાયમાન; ગુસ્સે થયલું; કોપી ગયલું; ખફા.

**Wronght,** *pret. & pp.* of work ફેળવેલું-શોધેલું ( લોઢું ). કૃત; કરેલું; બનાવેલું.

**Wrought upon** અસર થયેલ; સમજાવી લીધેલ.

**Wrough to,** or upto, ઉત્તેજીત થયેલા ઉશ્કેરાઇ ગયેલ.

**Wrung,** *pret. & pp.* of **Wring** નીચવેલું; મરડેલું; મચડેલું; નીચોવી કાઢેલું.

**Wry,** *a.* વાંકું; વક્ર; વાંકડું; વજેલું; તેડું; તીરકસ.

# X.

**Xantheine,** *n.* જેથી કેટલાંક ફુલો પીળાં હોય છે તે પાણીમાં ઉતરે એવો પીળો પદાર્થ.

**Xanthophylline,** *n.* પાનખર ઋતુમાં પાત્રાંમાં રહેલો પીળો રસ.

**Xanthic,** *a.* પીળાસ પડતું-ઉપર.

**Xanthine,** *n.* સૂરજ ફુલ આદિમાં જેનો પાણીમાં પાસ ન ઉતરે એવો પીળો પદાર્થ હોયછે તે.

**Xanthous,** *a.* ભૂરિયું ( માણસ ).

**Xantippe,** *n.* સાક્રેટીસ ફીલસુફની બાયડી તે ઉપરથી. કર્કશા; વઢકારી-આકૃંધ બાયડી.

**Xebec,** *n.* ભૂમધ્ય સમુદ્રમાં વપરાતું નહાનું ત્રણ-ડોળી વહાણ. [ રાણું આપવામાં આવે છે.

**Xonium,** *n.* પરોણાને કે પરાયાને જે નજ-

**Xonodochy** *n.* મેહેમાનદારી; આગતાસ્વાગતા; અતિથી પૂજન-સેવા સત્કાર.

**Xerophagy,** *n.* સુકું માંસ ખાવું તે.

**Xiphoid,** *ad.* તલવાર જેવી આકૃતીનું.

**Xylite,** *n.* એક ખનીજ પદાર્થ વિનિયે કરીને લાખંડની કાચીધાતુ.

**Xylobalsamum,** *n.* બાલસમ ઝાડનું લાકડું.

**Xylographic,** *a.* લાકડાંપર કોતરવાની વિદ્યા સંબંધી-નું. [ રવાની કળા-વિદ્યા.

**Xylography,** *n.* લાકડાં ઉપર ચિત્રો વગેરે કોત-

**Xylophagous,** *a.* લાકડાં ખાઉ-ખાનાર.

# Y.

**Yacht,** *n.* સેહેલ કરવાનું નહાનું વહાણ; ક્રીડા-નૌકા. [ નૌકાક્રિડા.

**Yachting,** *n.* વહાણમાં બેસી સેહેલ કરવી તે;

**Yankee,** *n.* અમેરિકાનો રહેવાસી.

**Yankeedoodle,** ઉત્તર અમેરીકાના લોકોનું ઉપહાસ્યનામ.

**Yam,** *n.* રતાળુ; કંદ.

**Yard,** *n.* ત્રણફુટ જેટલું માપ; વાર. વહાણનું પરબાણ-પરમાણ-આંગણું; બારણું; ચોક; વાડો. Dock y ગોદી. Prison y. કેદખાનાનો વાડો.

**Yard-arm,** *n.* વહાણના પરબાણનો અડધો ભાગ. Y. & y. એક વહાણનું પરબાણ બીજાન પરબાણને અડકે એવાં પાસે.

**Yard-stick,** *n.* લુઘડાં વગેરે ભરવાનો વાર.

**Yarn,** *n.* દોરો; તાર; તાંતણો. કાહાણી; વાર્તા. ફેલ; સેર; તાર. Woollen y. ઉનનો દોરો. Cotton y. ગોઢિયું; સૂતર. A long y. ડંફાણ.

**Yataghan,** તુર્કી દેશમાં વપરાતી કટાર.

**Yawl,** *n.* હોડી; નાવડું; હોડકું; ડિંગી.

**Yawn,** *n.* બગાસું; અવાચી. *vi.* બગાસું આવવું.

પોહોળું થવું; કોઇ વસ્તુએ મ્હો વકાસીને બેસવું; તલપવું; તલખવું; વખ વખવું.

**Yawning**, *a.* બગાસું ખાતું; પોહોળું થતું. ઉંઘરેટું; ઉંઘે-ઘેઘટ બની ગયલું; ઉંઘટું. *n.* બગાસું ખાવું તે; પોહોળું થવું તે.

**Y-clept**, *a.* નામનું; નામે; કરીને.

**Ye**, *pro.* તમે.

**Yea**, *ad.* હા; હોય; ભલે; ઠીક; હો.

**Yean**, *vi.* or *t.* જણવું; વ્યાવું.

**Yeanling**, *n.* ઘેટાનું બચ્ચું; હલવાન.

**Year**, *n.* વરસ; વર્ષ; સાલ.

**Year-book**, *n.* ઇંગ્લાંડની અદાલતોમાં જે કામના ફેસલા થયલા તેના વાર્ષિક રિપોર્ટની ચોપડી.

**Yearling**, *n.* વરસ દહાડાનું જાનવરનું બચ્ચું *a.* એક વર્ષનું.

**Yearly**, *a.* દરવરસનું; વાર્ષિક; વર્ષો વર્ષનું. વર્ષ-એક વરસ જીવનાર-રહેનાર-ટકનાર; વર્ષજીવી-સ્થાયી. એક વર્ષમાં પુરૂં થનારૂં. *ad.* દરવર્ષે; વર્ષોવર્ષ.

**Yearn**, *vi.* ટાંપી રહેવું; તલપવું; તલખવું; ઘણાજ આતુર-ઉત્કંઠિત રહેવું; ઇચ્છવું;-નો જીવ તલપાપડ થઇ રહેવો. દુઃખી થવું; ઘણુંજ દુઃખવું.

**Yearning**, *a.* ઘણુંજ આતુર; તલપાપડ થઇ રહેલું; તલપ્યા કરતું; ઉત્કંઠિત. His y. soul તલપાપડ થઇ રહેલો તેનો જીવ. Y desire ઘણીજ આતુરતા; ઉત્કંઠા. *n.* તલપ્યા કરવું તે; તલપ.

**Yeast**, *n.* ખમીર; માણું; મોણ. માચો.

**Yeek**, *n.* ઇંડાની અંદરનો પીળો માચો; બેદાંની દાળ; જરદી.

**Yell**, *n.* ચીસ; બ્હેબાકળી બૂમ. *vi.* ચીસ-કિકિયારી-બૂમ પાડવી; ગળામાંથી તીણો અવાજ કાઢવો.

**Yellow**, *a.* પીળું. *n.* પીળો રંગ.

**Yellowish**, *a.* પીળાસ પડતું-મારતું.

**Yellowness**, *n.* પીળાસ; પીળાસપણું.

**Yelp**, *vi.* શિકાર જોઇને-બ્હેબાકળા થઇને ભસવું.

**Yelping**, *a.* ભસતું.

**Yeoman**, *n.* જમીનદાર; ખેડુત; ઉત્તમ અનાર્ય. રાજાનો એક મધ્યમ પદવીનો અમલદાર.

**Yeomanry**, *n.* જમીનદાર લોકની મંડળી.

**Yerk**, *vt.* આચકો-ધક્કો-હડસેલો મારવો. ઝડપથી નાખવું-ફેંકવું; આચકો ખાવો; કુદવું.

**Yes**, *ad.* હા; હોય; ઠીક; વારૂ.

**Yester**, *a.* કાલનું; ગયું. *ad.* ગઇ કાલે.

**Yester-day**, *n.* ગઇ કાલ; ગઇ કાલનો દહાડો.

**Yester-night**, *n.* ગઇ રાત. *ad.* ગઇ રાતે.

**Yet**, *ad.* હજી; હજુતો. પણ આજસુધીપર્યંત; અત્યાર સુધી; હજુ લગી; હજી; અધાપિ.

**Yew**, *n.* એ નામનું બારેમાસ લીલું રહેતું ઝાડ.

**Yield**, *vt.*-નું ઉપજવું;-ની ઉપજ-પેદાશ થવી;-માં થવું-મળવું-પાકવું; ઉતરવું. આપવું;-માંથી નીકળવું-મળવું-પ્રાપ્ત-ઉત્પન્ન થવું. માન્ય-કબૂલ કરવું-રાખવું. આપી-છોડી-મુકી દેવું- *vi.* લડવું મુકી દેવું; તાબે થવું-થઇ જવું. કબૂલ કરવું-રાખવું; પ્રમાણે-પૂરૂં કરવું. લટવું; લટી-દબી જવું; બીજાનું ચાલવા દેવું. ઉતરતાં-દબાતા હોવું; ઉતરવું; દબાવું.

To **yield** up the ghost, મરણ પામવું.

**Yielding**, *a.* દબી જાય એવું; નરમ.

**Yieldingness**, *n.* કબૂલ-તાબે થવું તે.

**Yoke**, *n.* જુસરી; ધોંસરી. ગુલામગીરી; દાસત્વ; દાસપણું. બંધન; માંડ; જોગ; મેળ. જોડ; જોડી. ચાકરી; સેવા. *vt.* બળદ વગેરેને જોડવું.-ને જોડ કરી આપવી.

**Yoke-fellow**, *n.* જોડિયો; બરોબરિયો; સોબતી.

**Yolk**, *n.* ઇંડાની અંદરનો પીળો માચો; દાળ; જરદી.

**Yon, Yonder**, *ad.* પેલું; પેલી મેરનું; પણે. *ad.* પણે; પેલી તરફ-ગમ-મેર.

**Yore**, *ad.* અસલ. of y. અસલનું-ના વખતમાં; અસલ; પ્રાચીન કાળનું-માં.

**You**, *pro.* તમે; તું.

**Young**, *a.* થોડા દહાડા થયા જન્મેલું; ન્હાની ઉમ્મરનું; ન્હાનું; તરૂણ; જુવાન. કુમળું; ન્હાનું.

કાચું; અજાણ; અણઘડ. *n.* બાળક; બચ્ચું. વેતર; બચ્ચાં.

**Younger,** *a.* વધારે ન્હાનું;-કરતાં ન્હાનું.

**Youngest,** *a.* સહુથી ન્હાનું; છેક ન્હાનું.

**Youngish,** *a.* જરા ન્હાનું.

**Youngster,** *n.* જુવાન માણસ; બાર સોળ વર્ષ લગીની ઉમ્મરનો છોકરો.

**Your, Yours,** *pro.* તમારૂં; તારૂં.

**Yourself,** *pro.* તમેજ; તુંજ; તમે જાતે; તું જાતે; તમારી મેળે; તારીમેળે.

**Youth,** *n.* જુવાની; જોબન; યુવાવસ્થા; તારૂણ્ય; યૌવન. જુવાન માણસ-પુરૂષ. જુવાન માણસો; તરૂણ જનો.

**Youthful,** *a.* જુવાન; ન્હાનું; યુવા; તરૂણ. જુવાનીનું; યુવાવસ્થાનું. ન્હાનપણનું; યુવાવસ્થા યોગ્ય. તાજું; નવું.

**Youthfulness,** *n.* જુવાની; તારૂણ્ય; જવાનપણું; તરૂણપણું; યુવાવસ્થા.

**Yttrium,** એક જાતની ધાતુ.

**Yule,** *n.* નાતાલનું પુરાતન નામ.

# Z.

**Zaffre,** *n.* એક ખનીજ પદાર્થ. કોબાલ્ટ ધાતુનો એક ખાર.

**Zambo,** સીદી અને મલારોના સંગથી થયલ બચ્ચું.

**Zany,** *n.* મશ્કરો; વિદૂષક; ભાંડ; રંગલો; તરકડિયો.

**Zax,** *n.* પથ્થર પાટી કે સ્લેટ કાપવાનું હથિયાર.

**Zeal** *n.* ઉત્સાહ; આતુરતા; ઉલટ; હોંસ; ધુન; ઉત્કંઠા; આસ્થા; જોશ; હવસ.

**Zealot,** *n.* બેહદ હોંસીલો-છેકજ ચઢી ગયલો પુરૂષ; ઉત્સાહોધ; હવસખોર માણસ; ગાંડો.

**Zealous,** *a.* ઉલટ વાળું; આતુર; ઉત્સુક; હવસખોર; હોંસીલું; હોંસ-ઉત્કંઠાથી કામ કરનાર; તનમન દેનાર; ચુસ્ત.

**Zealously,** *ad.* ઉલટથી; ઉત્કંઠીનપણે. અતિ ભાવે-હોંસથી.

**Zebra,** *n.* ઘોડાની જાતનું આફ્રિકાખંડનું એક જનાવર જેના દીલપર સફેદ ને કાળા પટા પાડેલા હોય છે; રોજ; ઝીબ્રા.

**Zebu,** *n.* બળદ; ગોધો.

**Zedoury,** *n.* કુલીન; જદવાર; વનહળદ.

**Zemindar,** *n.* જમીનદાર; જમીદાર.

**Zenana,** *n.* જનાનખાનું; અંતઃપુર.

**Zend,** *n.* ઝન્દ ભાષા.

**Zend-Avesta,** *n.* પારસીઓનું ધર્મ પુસ્તક; ઝન્દ અવસ્તા.

**Zenith,** *n.* આકાશમાં જોનારના માથાપરનું બિંદુ; ખમધ્ય; શિરોબિંદુ; ઉર્ધ્વદિશા. ઘણામાં ઘણી ઉંચાઇ; ટૂકફળ; ટોચ; શિખર; બહાર; અયન.

**Zeolites,** *n.* એક ખનીજ પદાર્થ.

**Zephyr,** *n.* પશ્ચિમનો પવન. શિતળ મંદ મંદવાયુ.

**Zero,** *n.* શૂન્ય; મીંડું. સહુથી ઉતરતી દશાહાલત.

**Zest,** *n.* લિજ્જત; સ્વાદ; રૂચિ. નારંગીની પાતળી કાપેલી છાલ. *vt.* સ્વાદિષ્ટ-રૂચિવાળું કરવું.

**Zigzag,** *a. n.* વાંકુંચુંકું; આડું અવળું (કંઈ).

**Zinc,** *n.* જસત.

**Zincky,** *a.* જસત નું-વાળું-સંબંધી.

**Zincode,** *n.* વીજળીના સંચાનો જસતના પત્રાને જોડેલો તાર.

**Zineography,** *n.* જસતનાં પતરાંપર કોતર કામ કરવાની વીધા.

**Zion,** *n.* યરૂસાલેમ શેહેરના અંદર દાઉદ રાજાનો તેમનાં વંશજ જે ટેકરીપર રહેતા હતા તે. ઇશ્વરના સેવકોનું મંડળ.

**Zodiac,** *n.* રાશી મંડળ-ચક્ર.

**Zodiacal,** *a.* રાશી મંડળ-ચક્રનું સંબંધીનું લગતું.

**Zone,** *n.* કમર-કટીબંધ-બંધન; કમર પટો. પૃથ્વીપરના-ભૂ કટિબંધ. Torrid z. ઉષ્ણકટિબંધ. Temperate z. સમશીતોષ્ણકટિબંધ. Frigid z. શીતકટિબંધ. કોઇ પણ પદાર્થની આસપાસનો પટો.

**Zoographer,** *n.* પશુવર્ણન કરનાર-કરનારો.

**Zoography,** *n.* પશુ વર્ણન.

**Zoolite,** *n.* પ્રાણી પદાર્થ પથ્થર થઇ ગયલો તે.

***Zoological,** *a.* પ્રાણી વિદ્યાનું-ને લગતું-સંબંધી.

**Zoologist,** *n.* પ્રાણી વિદ્યામાં પ્રવીણ-કુશળ, પશ્વાદિવિદ્યાવેત્તા; પ્રાણીવિદ્યા જાણનાર; પ્રાણિનું વર્ણન કરનાર-લખનાર.

**Zoology,** *n.* જીવજંતુ-પ્રાણી-પશ્વાદિ વિદ્યા.

**Zoonomy,** *n.* પ્રાણીની જીંદગીના નિયમો.

**Zoophite,** *n.* પ્રાણીને તથા વનસ્પતિને મળતો આવતો કોઈપણ પદાર્થ (જેવું કે પરવાળું ઇત્યાદિ).

**Zoospres,** *n.* ફુગમાં થતા કીડા.

**Zootomy,** *n.* પ્રાણીઓના શરીર કાપવા કરવાની વિદ્યા; પ્રાણી શરીર વ્યવચ્છેદ વિદ્યા.

**Zoroaster,** *n.* અસલના બાક્ટ્રીયાના વતનીનો પેગમ્બર અને કાયદા બાંધનાર.

**Zostera,** *n.* દરિયાઈ વનઃસ્પતિ.

**Zouave,** *n.* ફ્રેન્ચ લોકોની ચાકરીમાં રહેનાર ઘણાજ ચાલાક ને મજબૂત સિપાઈઓના મંડળનું નામ.

**Zounds,** *n.* ગુસ્સાનો કે નાજુબીનો પોકાર.

**Zumological,** ખમીર એટલે ફીણ સાથે ઉભરો આવે તે સંબંધી.

**Zumologist,** *n.* દારૂ ઉપર ખમીર એટલે ફીણ-સાથે ઉભરો આવે તે વિશે જાણનાર કુશળ માણસ.

**Zumology,** *n.* દારૂ ઉપર ખમીર એટલે ફીણ સાથે ઉભરો આવવાની વિદ્યા.

**Zygomatic,** *a.* ગાલના હાડકાનું-સંબંધી.

**Zymology,** *n.* ખમીરની વિદ્યા.

**Zymotic,** *a.* ખમીરનું-સંબંધી; ફીણસાથે ઉભરો આવે તે વિશેનું.

**Zymosis,** *n.* ખમીરથી શરીરની શોકાતુર સ્થીતી.

**Zymotic diseases,** ચેપી રોગો, એક જાતના ચેપથી શરીરમાંના લોહીને જોસથી પેદા કરેલાં દર્દો.

# FINISH.